


વર્ષ ૪ થું.] સપ્ટેમ્બર ૧૯૨૬. [અંક ૧ લો.

# પાણીડાં કેમ ભરિયે ?

લેખક: રા. ન્હાનાલાલ દલપતરામ કવિ.

૧

સખિ ! આવે આવે ને ઓસરે, પાણીડાં કેમ ભરિયે ?
એવાં માહિષ્મતીનાં નીરઃ પાણીડાં કેમ ભરિયે ?
સખિ ! છોળ ઉછળે બધું ભીંજવી, પાણીડાં કેમ ભરિયે ?
એ છાંટણે છંટાય મ્હારાં ચીરઃ પાણીડાં કેમ ભરિયે ?

૨

મ્હારે પાંચ-પાંચ તત્ત્વના માંડવા, પાણીડાં કેમ ભરિયે ?
મ્હારે ત્રણ-ત્રણ ગુણની વેલઃ પાણીડાં કેમ ભરિયે ?
મ્હારે બુદ્ધિના બાગ ઉગાડવા, પાણીડાં કેમ ભરિયે ?
મ્હારે ભરવી સંસારિયાની હેલઃ પાણીડાં કેમ ભરિયે ?

૩

સખિ ! નીર ભર્યાં આ અનન્તનાં, પાણીડાં કેમ ભરિયે ?
એનાં ભરતી ને ઓટ છે અધોરઃ પાણીડાં કેમ ભરિયે ?
સખિ ! કાળના કૂવાને કાંઠડે, પાણીડાં કેમ ભરિયે ?
મંહી માંડી દિશાઓના દોરઃ પાણીડાં કેમ ભરિયે ?

૪

જગપંખાળા પંખેરૂ પરવરે, પાણીડાં કેમ ભરિયે ?
કાંઇ ગાજે નિઃસીમના સમીરઃ પાણીડાં કેમ ભ...
સખિ ! આવે-આવે ને ઉભરે, પાણીડાં કેમ ...
એવાં આત્માની નદીઓનાં નીરઃ પાણીડાં ...

---

* નવીન લખેલા નાટકમાંની માહિષ્મતીની પનિહારી...

...ાહા !
... હતો
...? તે
નૂત-
...ગો.
આવ્યા
...માં નૂતનનો આત્મા
...વા.
...વા થઇ. હિંદુ વિધવા એટલે
દુઃખીમાં દુઃખી પ્રાણી. વિના. વાંક
...ાઇના તીરસ્કારને પાત્ર મનુષ્ય. પતિ.

મૃત્યુ પામે તો પછી પત્નીને પાછળથી જીવવાનો પણ શો હક છે!

નૂતનના છેલ્લા શબ્દો રાધાના મનમાં નિરંતર સાલ્યા કરતા. બીજા લગ્નના વિચાર માત્રથી તે કંપતી. નૂતનનો પ્રેમ કેમ વીસરાય? તેની સાથે ગાળેલા દિવસોનાં સુખી સ્મરણો એકદમ લુપ્ત કેમ થાય! નૂતને મરતી વખતે કહ્યું હતું કે "તું એકલી અનાથ આ દુનિયામાં શું કરીશ?" તે તો ખરૂંજ હતું. જગત્‌માં તેનું કોઇ નહોતું. કહેવાતાં સગાં પણ તેના પર થયેલા દૈવકોપથી તેના દુશ્મન થઈ પડયાં હતાં.

પોતાના ભાઇની ઇચ્છાથી રાધાએ શાસ્ત્રોનો અભ્યાસ શરૂ કર્યો. દરેકે દરેક શાસ્ત્રમા પતિની આજ્ઞા પાળવાનો આદેશ હતો. ઘણાકમાં લખ્યું હતું કે "જે સ્ત્રી પતિની આજ્ઞા ઉલ્લંઘે તે રૌરવ નરકની અધિકારી થાય છે." સતીઓની વાતો તેને વાંચવા માટે આપવામાં આવતી. બધાંમાં પ્રાણાંતે પણ પતિની આજ્ઞા પાળતી સ્ત્રીઓનાં દૃષ્ટાંતો હતાં. ત્યારે એ એકલીજ પતિની અંતિમ આજ્ઞાની અવગણના કરી રહી હતી? બધાં પુસ્તકોમા એમજ લખેલું હતું કે સ્ત્રીને માટે તો પતિની આજ્ઞા માનવી એજ ધર્મ, એજ વ્રત, એજ તપ, એજ મુક્તિ છે. અત્યાર સુધી રાધાને એટલુંજ લાગતું કે પોતે પતિની આજ્ઞા પાળી શકતી નથી. હવે એમ પણ લાગવા માડયું કે શાસ્ત્રોની આજ્ઞા પણ પોતે ઉલ્લંઘે છે.

થોડા વખત પછી નૂતનના એક મિત્ર ગિરીંદ્રની પત્ની મરણ પામી. રાધા એ દંપતિને સારી રીતે ઓળખતી હતી. અને એવું સ્નેહાળ જોડું ખંડિત થયું તેથી રાધાને ઘણો શોક થયો. એણે ખેદ પ્રદર્શન કરવા કાગળ લખ્યો. જવાબમાં ગિરીંદ્રે પત્નીવિયોગ માટે ઘણો શોક દર્શાવી છેવટે લખ્યું હતું કે "મારી પત્નીની છેલ્લી વિનતિ માન્ય કરી હું આવતા મહિનામાં ફરી લગ્ન કરવાનો છું." રાધાએ વિચાર કર્યો: "કેવો પત્ની પરાયણ? હું જ મૃત માણસની આજ્ઞાનો અને આપેલા વચનનો ભંગ કરી રહી છું." ગિરીંદ્રના લગ્ન વખતે સર્વ કોઇએ કહ્યું કે "આવો નાનો બાળક તે કાંઈ બૈરી મરી ગયે બાવો થાય? ને પરણવું ત્યારે વહેલું કે મોડું એતો સરખુંજ છે." રાધાએ ધાર્યું કે ગિરીંદ્ર જુવાન હતો એટલે સમાજ એના બીજા લગ્નને અનુમતિ આપે છે.

પણ થોડા વખતમાં રાધાના એક કાકી નિઃસંતાન મરણ પામ્યાં રાધાનાં કાકા સાઠની ભરતીમાં આવેલા હતા. પણ કાકીએ મરતી વખતે સોગન ખવડાવી કહ્યું: 'મિલકત પિત્રાઇઓના હાથમાં જતી ન રહે માટે મારી (દશ વર્ષની) ભાણેજ સાથે જરૂર ફરી લગ્ન કરજો. નાની છે તે કાલે મોટી થશે. પણ મારૂં આટલું છેવટનું કહેવું જરૂર માનજો. નહિ તો હું ભૂત થઇશ." પત્નીપરાયણતાથી કે ભૂતની બીકથી પણ કાકા તરતજ કાકીની ભાણેજ સાથે પરણ્યા. "છોકરાં નહિ તે બિચારા ફરી પરણે સ્તો" એમ સૌએ કહ્યું. નિઃસંતાનતાને લીધે પણ બીજી વારના લગ્નને સમાજ અનુમતિ આપે છે એમ રાધાએ માન્યું.

રાધાનો એક પડોશી છગનલાલ બહુ ગરીબ સ્થિતિનો ને દેવાદાર હતો. તેની પત્ની મરણ પામી. એની નાતમાં કન્યા પૈસા લઇને આવતી. એટલે સ્ત્રીએ મરતી વખતે કહ્યું: "ત્રણ હજારમાં એક પાઇ ઓછી કબૂલ કરશો નહિ. આપણે ગરીબ પણ કુળવાન છીએ. અને નાતમાં કન્યાઓ ઘણી છે." પત્નીની છેલ્લી માગણીને અનુસરી તે ત્રણને બદલે સાડા ત્રણ હજાર લઇ ફરી પરણ્યો. અને દેવામાંથી મુક્ત થઈ ઉલટા થોડાજ [illegible] વ્યાજે મૂક્યા. સર્વ કોઇએ કહ્યું, "જ[illegible] બિચારો દેવામાંથી છૂટયો. નહિં [illegible] માણસ એટલાં

બધા રૂપીઆ સામટા ક્યાંથી લાવવાનો હતો ? " નિર્ધનતા પણ દ્વિતીય લગ્નને માટે યોગ્ય કારણ ગણાય છે એમ રાધાએ ધાર્યું.

રાધાના મામી એવામાં મરણ પામ્યા. મામા શ્રીમંત હતા. ચાર પાંચ છોકરાના બાપ હતા. ઉમ્મર પંચાવનેકની હતી. પણ મામીએ મરતી વખતે કહ્યું: "છોકરા પોતપોતાને રસ્તે જશે. છોકરીઓ સાસરે જશે. ઘડપણમાં બૈરી વગર કોઇ ચાકરી કરે નહિ. માટે જરૂર ફરી પરણજો. " એટલે મામા ફરી પરણ્યા અને સમાજે તે વ્યાજબી ગણ્યું. વૃદ્ધાવસ્થામાં સાથીની જરૂર માટે પણ ફરી લગ્ન કરી શકાય એ રાધાએ સમજી લીધું.

આ બધા બનાવોથી રાધા મનમાં આકુળ વ્યાકુળ થઇ રહી હતી. અનેક સ્ત્રીઓ પોતાની છેલ્લી આજ્ઞા અનુસાર અમુક યાત્રા કરી આવતી, દાન કરતી, વ્રત કરતી. સર્વ કોઇ મૃત્યુ પામેલા સંબંધીની વિનતિ માન્ય રાખતું. માત્ર તે એકલીજ એવી પાપી હતી કે મૃતપતિની આજ્ઞાની અવગણના કરતી હતી. રોજ મનમાં તે ચિંતન કર્યા કરતી. તેવામાં એક દિવસ તેણે સ્વપ્નમાં નૂતનને જોયો. પોતાની છેલ્લી માગણી ન સ્વીકારવા માટે રાધા તરફ તે રોષથી જોઇ રહ્યો હતો. રાધા ચમકી ઉઠી. થોડા દિવસ રહી તેણે ફરી સ્વપ્નમાં નૂતનને જોયો. આ વખત તો નૂતન પાસે આવી બોલ્યો: "રાધા! તેં મને વચન આપ્યું હતુ છતાં તું મારી આજ્ઞા પાળતી નથી, તેથી મારો આત્મા શાંતિ પામતો નથી. ત્રણ વર્ષ થયાં હું પ્રેતયોનિમાં અથડાઉંછું. તારા પ્રત્યેના પ્રેમને ખાતર જ હું તને કનડતો નથી. પણ હવે જો તું વચન નહિ પાળે તો મારે ન છુટકે એ ઉપાય શરૂ કરવો પડશે." રાધા ગભરાઇ ગઇ. હવે તો જ્યાં જાય ત્યાં ભૂત જેવો ભાસ થવો. તેણે મનમાં નિશ્ચય કર્યો કે હવે પતિની આજ્ઞા પ્રમાણે જરૂર કરવું. થોડા દિવસ પછી ફરી નૂતને તેને દર્શન દીધાં. આ વખતે તેનું મુખ પ્રસન્ન હતું. તેણે કહ્યું, "રાધા તેં લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે જાણી મારો આત્મા બહુજ સંતુષ્ટ થયો છે. તને મુંઝવણ ન થાય માટે કહું છું કે મારા મિત્ર શરત સાથે તું લગ્ન કરજે. હું તેને પ્રેરણા કરીશ એટલે તે પોતેજ તારી સાથે લગ્નની માગણી કરશે. "

રાધાએ વિચાર કર્યો કે " સર્વ કોઇ મારા લગ્નને અનુમતિ આપશેજ. ગિરીંદ્ર પેઠે હું યુવાન છું; કાકા પેઠે નિઃસંતાન છું; છગનલાલ પેઠે નિર્ધન છું, કેમકે મારી પોતાની કાંઇજ મીલ્કત નથી; મામા પેઠે મારે ઘડપણમાં સાથી થનાર કોઇ નથી. એ સર્વને પત્નીએ મૃત્યુ વખતે બીજું લગ્ન કરવાનું કહ્યું હતું, તેમ મારા પતિએ પણ મને કહ્યું હતું. વળી તે ઉપરાંત હું સ્ત્રી છું એટલે અસહાય છું. માબાપના મરણ પછી મારું કોઇ નથી. વળી પતિએ ત્રણ વખત સ્વપ્નમાં પ્રેરણા કરી છે. એટલે સર્વની અનુમતિ મળશેજ. "

પરંતુ જ્યારે તેણે લગ્નની ઇચ્છા જણાવી ત્યારે સર્વ કોઇ આશ્ચર્યચકિત થયાં, ક્રોધાવિષ્ટ થયાં, તેના ઉપર અનેક વાક્પ્રહાર કરવા મંડયાં. બેશરમ, પાપિણી, અનીતિમાન વિગેરે વિશેષણો તેને માટે છૂટથી વપરાવા લાગ્યાં ગિરીંદ્ર ઇત્યાદિનાં દષ્ટાંતો આપ્યાં ત્યારે બધાંએ કહ્યું કે." એ બધા તો પુરૂષો છે. " પુરૂષે પત્નીની છેલ્લી માગણી કબુલ રાખવી પણ સ્ત્રીએ પતિની ન રાખવી ? એ રાધાના પ્રશ્નનો કોઇ જવાબ દેતું નહિ. નૂતન એવી ઇચ્છા બતાવેજ નહિ એમ બધાં કહેતાં. અને એ ઇચ્છાની તથા સ્વપ્નની પ્રેરણાની વાત સર્વ કોઇ અસત્ય માનતું. પેલા ચારે પુરૂષોની પત્નીની છેલ્લી માગણી વિષે કોઇએ શંકા રાખી નહતી. જેમ રાધા પાસે કોઇ સાક્ષીઓ નહતાં તેમ એ લોકો પાસે પણ

નહતાં. પણ રાધા સ્ત્રી હતી માટેજ તેની વાત અસત્ય મનાતી. નૂતને તેને મરતી વખતે કહ્યું હતુંજ કે "સમાજ ગમે તે કહે" તોપણ લગ્ન કરવું. એટલે સમાજની વિરૂદ્ધતા છતાં લગ્ન કરવાનો તેણે નિશ્ચય કર્યો. વળી જે સમાજની રૂઢિ ખાતર તેણે શોખ, શણગાર, હાસ્ય, આનંદ, ટુંકામાં સુખ માત્રનો ત્યાગ કર્યો તેણે એને બદલામાં શું આપ્યું? તિરસ્કાર, કઠોરતા; એને પાપી, ઢોંગી, વ્યભિચારી માની. તો તેવા સમાજ ખાતર નૂતનની અંતિમ આજ્ઞા શા માટે ભંગ કરવી? રાધાની દઢતા જોઇ તેનાં કુટુંબી જનોએ તેને કાઢી મૂકી. પણ મૃત નૂતનની પ્રેરણા પ્રમાણે શરતે તેને બચાવી લીધી.

શરત અને રાધા સહાનુભૂતિ ધરાવનાર મિત્રો સમક્ષ સાદી રીતે પરણ્યાં. લગ્નવિધિ સમાપ્ત થયો અને મિત્રો વિદાય થયા તેવીજ એક તેજસ્વી મૂર્ત્તિ રાધા અને શરત સમક્ષ ખડી થઇ. બન્નેએ જોયું તો નૂતન પ્રેતયોનિમાંથી મુક્ત થઇ દિવ્ય સ્વરૂપ પામ્યો હતો અને તેમના સામું જોઇ સંતોષથી સ્મિત કરતો હતો. બન્નેને આશીર્વાદ આપવા હાથ લાંબો કરી તે સ્વર્ગ તરફ પ્રયાણ કરી ગયો.



## ગરીબ બિચારો રાજા!

સાચું પ્રેમજીવન એ તો જાણે રાજાને માટે નિર્માયુંજ નથી. એના લગ્નની પ્રથા એને ઇચ્છાલગ્નની છૂટ નથી આપતી. રૂમાનીઆના રાજા કારોલને કિશોર વયથી જ એક ખેડુતની બાળા સાથે પવિત્ર સ્નેહ જામેલો. રાજકુમારે તો એને રાણી બનાવવાનો કોલ સુદ્ધાં આપેલો. પણ સિંહાસને આવતાં જ એના પર પરવશતાના અને રૂઢિના ભરડો દેવાયો. એણે કણબીની કન્યા સાથે પરણવાની ઘણી યે આજીજી કરી, પણ રૂમાનીઆની પાર્લામેન્ટે રૂઢિનો કેસ આડો ધર્યો, અને કારોલને રાજકુમારી જોડે પરણાવી દીધો. પ્રજાવિરૂદ્ધ લાગતું લગ્નનું રગશીઉ પૂરી બેદિલી સાથે બે ત્રણ વર્ષ ચાલ્યું. કારોલના જીવનમાં અને હૃદયમાં પેલી ખેડુતની કુમારિકા શિવાય અન્યને સ્થાન નહોતું. એક દિવસ શિકારને બહાને તે બહારગામ ગયો અને પોતાની હૃદયદેવીને મળ્યો. દીધેલા કોલ એણે પાળી બતાવ્યા. એણે રૂમાનીઆની પ્રજાને અને પાર્લામેન્ટને પત્ર લખ્યો કે 'જે ગાદી રાજાને સહચરી પસંદ કરવાની પરવાનગી નથી આપતી, અને એના પવિત્ર પ્રેમ પર કાપ મુકે છે, તે ગાદી તમને મુબારક હો.' એક બાજુ પાર્લામેન્ટને આ પત્ર મળ્યો અને બીજી બાજુ રાજા કારોલ પોતાની 'દેવી' સાથે દેશની હદ છોડીને ચાલ્યો ગયો. પણ નિર્દય હૃદયશૂન્ય પ્રજાએ અને પાર્લામેન્ટ એનો પીછો લીધો. એક જબરજસ્ત મંડળી એની આગળ જઇ, એના કુટુંબની પ્રણાલી સમજાવી, રાજાની જોખમદારીની ઇન્દ્રજાળ ખડી કરી, કંઇક ધમકીઓ આપી, અને એનું સ્નેહલગ્ન રદ કરાવ્યું.

રૂમાનીઆના તખ્ત ઉપર એ કમનસીબ રાજા આજે ઉંડા નિશ્વાસ નાખતો દોહ્યલા દહાડા વીતાવે છે. વીછોડાએલી ખેડુતની વેદના પ્રત્યે પ્રજાએ અને પાર્લામેન્ટે પોતાની આંખો બંધ કરી છે.



# "નકો-નગરીઓ સિનેમામાં"



લેખકઃ—રા. " ઓલિયા-જોશી "

રા. ઓલિયા-જોશી હાસ્ય-પ્રધાન લેખક તરીકે ગુજરાતના વાચકોમાં જાણીતા છે. અંગ્રેજી ભાષામાં વોશીંગ્ટન અરવીંગે " રીપ વાન વીન્કલ " નામે એક સ્કેચ લખ્યો છે. તેમાં વાર્તાનાયકને અર્ધી સદીની લાંબી ઉંઘ ખેંચી કાઢી ફરી પોતાના ગામમાં આવતો ચિતર્યો છે. અર્ધી સદી પછી જમાનો સદંતર બદલાઇ ગયલો રીપ વાન વીન્કલ જુએ છે. રા. ઓલિયા-જોશીના નકાભાઇ પણ એવી રીતે જુની આંખે નવા તમાસા જુએ છે. ૧૯ મી સદીનો માણસ ૨૦ મી સદીમાં આવે તો અત્યારના આપણને સહજ લાગતા દેખાવો અને બનાવો તેને આશ્ચર્ય કે ભય ઉપજાવ્યા વિના ન રહે. નીચે આપેલો સ્કેચ નકાભાઇના ૨૦ મી સદીના અનુભવોનું હાસ્યરસિક વર્ણન આપે છે.

'અમૃતગૃહ ' માં હમણાં ધામધૂમ શાની ચાલી રહી છે ! કલાક બબે કલાકે મોટર, કાં રબર ટાયર વિક્ટોરીયા, કાં સાઇકલ, એમ અવનવા વાહનોની અવર જવર પોર્ચમાં થયા કરે છે ! હોલની અંદર હાસ્ય વિનોદ સંભળાય છે; રકાબી પ્યાલાના ખણખણાટ ખૂબ થયા કરે છે; સંગીતના મધુર શરોદો પણ દુરથી સંભળાય છે. છે શું ? નકા-નગરીયાના શબ્દોમાં ' ગગી પીયર આવી છે. ' ' પીયર આવી છે-' એટલે શું ? શું, આણું વળવાનું છે ? કે કાંઇ લગ્ન નિમિત્ત છે ! કે કાંઈ લૌકિક અવસર છે ! આંગળીને ટેરવે ગણાય તેવા આ વ્યવહારિક પ્રસંગો સિવાય, પરણેલ દીકરી માવતરને ત્યાં શું કામ આવે ? આવે તો પણ ઘરમાં આનન્દ શાનો ? કાંઇ સાસુના, કાંઇ સ્વસુરના, કાંઇ નણંદના, કાંઇ જેઠાણીના કળાપા બળાપાના પોટલા સાથે લાદવા જોઇએ, અને તે ઉખેલતાં મા દીકરીએ રાત્રિ દિવસ અશ્રુપાતમાં વ્યતીત કરવા જોઇએ; સાથે સાથે ભાઇ ભોજાઇના મેણાં ટોણાં પણ ચાલુ થવા જોઇએ. તેને બદલે મિ. અને મિસિસ મનહરલાલ અડવાડીયા થયાં વેકેશન ( રજાના દિવસો ) નિમિત્તે આવતાં ' અમૃતગૃહ ' આનન્દ વિનોદમાં રેલી રહ્યું છે; એટલે આપણા નકા-નગરીયા ઉપલા પ્રશ્નો કુદરતી રીતે કરે ખરા. પણ નકાભાઇએ ટુંકસમયમાં નવો જમાનો અવલોકયો અને અનુભવ્યો છે; એટલે હવે તે કેવળ ભોટ દીસતા નથી. પ્રથમ સમાગમમાં, અગાઉ સરલા બેન તથા નકો નગરીયો એક બીજાને દેખીને હેબતાઇ ગયા હતા; તેવું અભિનય હવે દશ્ય થતું નથી; કારણ બન્ને એક બીજાના સ્વભાવથી પરિચિત થયેલ છે. નકો-નગરીયો જો કે સરલા બેન કરતાં વયમાં ત્રણ કોડી

વિશેષ હતો, તોપણ તેની નિદ્રાનો કાલ બાદ કરીએ તો, નકો અને સરલા વસ્તુતઃ સમાન વય અને સમ સ્વભાવના હતા, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. બન્નેના હૃદય નિર્મળ, અને નિર્દોષ હતા; બન્નેનો સ્વભાવ હસમુખો અને આનન્દી હતો; વયોવૃદ્ધના ચિન્હો ફક્ત ત્વચા અને કેશ ઉપરના બાદ કરતાં નકા-નગરીયાના નેત્રો, કર્ણ, મુખાદિ ઇન્દ્રિયો પોતાની પાત્રિના જેટલી તન્દુરસ્ત હતી. સરલા બેનના આગમન પછી, નકો-નગરીયો ઘણો ખરો કાળ તેણીની સાથે અમૃતગૃહમાંજ નિર્ગમન કરતો હતો. મિ. સારંગધર નકા-નગરીયાને ગાંડો ગાડો કૂટી મારતા હતા, તેમને પણ ભૂલ હવે જણાઇ; અને તે પણ હવે પોતાના વડસ્વસુર પ્રત્યે પ્રેમભાવથી વર્તવા લાગ્યા. નકો અને સરલાનો સમાગમ એ જાણે કે ઓગણીસમી અને વીસમી સદીનો દૈવી સંયોગ હોય એમ ભાસે છે. નકો-નગરીયો જેટલો પ્રાચીન વ્યવહારમાં કુશળ હતો તેટલાં સરલા બેન અર્વાચીન કેળવણીમાં પારંગ હતા. નકો-નગરીયો જેમ 'મા-જન' ના કાવાદાવાનો ભોક્તા થયો હતો, તેજ મુજબ આપણી સરલા બેન પરત્વે પણ એજ વ્યક્તિની વક્રદષ્ટિ હતી. સરલાના લગ્નમાં ગાલીપ્રદાનથી સંતોષ માનવામાં આવ્યો, અને છેવટે ત્યાં લગી નિન્દા ફેલાવી કે-સરલાને તેના ધણીએ તજી દીધી છે, ફારગતી આપી છે. પણ જ્યારે મિ. અને મિસિસ મનહરલાલનું સજોડે અમૃતગૃહમાં આગમન થયું, ત્યારે એ નિન્દાખોર લોકોના મુખ શ્યામ થયાં; નકો-નગરીયો 'મા-જન'ના ભૂતથી ગભરાયો તો કુટુમ્બથી વિમુખ થયો, અને સંકટ ભોગવ્યું; ત્યારે સરલા બેન અને તેના માતપિતા કેળવણીને અને જાહેર હિંમતને પરિણામે એ વ્યક્તિને મૃતવત લેખતા હતા, અને રમતાને ગયેલું દાવ કદી બેઠું થતું નથી, એની ચોક્કસ માન્યતાને લીધે જાુઠી નિન્દા અને ખોટા વ્યવહારને વશ નહીં થયા, તો તેમનો સંસાર ઉલ્ટો સુખી થયો. અર્થાત ઓગણીસમી સદીના નકા-નગરીયામાં નિર્બળતાનો ગુણ પ્રાધાન્ય હતો, ત્યારે વીસમી સદીની સરલા બહેનમાં શૌર્ય અને મનોબળનો ગુણ વિશેષ ખીલતો હતો. સરલાને નકા-નગરીયાની સાથે વાર્તાલાપમાં ખાસ આનંદ મળતો, એટલુંજ નહીં પણ ભૂતકાળનો ઇતિહાસ જાણવામાં પણ નકા-નગરીયાને વર્તમાન પ્રગતિથી વાકેફ કરવાનું સરલા બહેને માથે લીધું. હરવા-ફરવામાં નકા-નગરીયાને સાથેજ રાખવામા આવતો.

'અમૃતગૃહના' આ માનીતા પરોણાઓ એક રાત્રે સિનેમા થિએટરમાં મોટારમાં બેસીને ગયા. ખાસ ઓરચેસ્ટ્રાની ટીકીટો ખરીદવામાં આવી. સરલા બ્હેન અને મી. મનહરલાલની વચ્ચે આપણા નકા નગરીયા ખુરસી ઉપર ગોઠવાયા. રંગભૂમિની મનોહર રચના, વિજળીની બત્તીના ઝળહળતા પ્રકાશ, વિજળીક પંખાના સુસવાટ, અને પિયાનોના મધૂર શરોદોથી નકો-નગરીયો દંગ થઇ ગયો. કોડીયાના દીવામાંથી વિજળી બત્તીની કેવી રીતે ઉત્ક્રાંતિ થઇ, અને વિદ્યુત્ત શક્તિ આધુનિક પ્રગતિમાં કેવો મહાન ભાગ ભજવે છે, તે વિષય પરત્વે સરલા બ્હેને સરળતાથી અને શાંત ચિત્તે પણ સંક્ષેપમાં નકા-નગરીયાને સમજણ પાડી દીધી. દરમ્યાન ટોકરીના ટણટણાટ સાથે રંગભૂમિમાં અચાનક અંધારૂં થઇ ગયું, અને ઘોર તિમિર પ્રસર્યું, જેથી બાપડો નકો ગભરાયો. શું વાતાવરણમાં એકાએક વિપર્યાસ થયો હશે ? અને તોફાની પવનના ફુંફવાટને લીધે બત્તીઓ ઓલવાઇ હશે! નકા-નગરીયાની ભ્રાંતિ સરલા બ્હેન તુરત પારખી ગયાં; અને સમજણ પાડતાં આસ્તેથી ખુલાસો કર્યો કે અમુક બટન દાબ્યેથી

બત્તીઓમાં વિજળીક પ્રવાહ ચાલતો બંધ થતાં, બત્તીઓ સ્વયં બુઝાઇ જાય છે; અને એ બત્તીઓ બુઝાવવાનું કારણ પણ સમજાવીને સરલા બ્હેને 'સામેના' પડદા તરફ ધ્યાન રાખવા નકા–નગરીયાને સૂચવ્યું.

પહેલી ફિલ્મ યૂરોપમાં ચાલતા દારુણ યુદ્ધના બનાવોને લગતી રજુ થઇ, શહેનશાહી લશ્કર રણાંગણ ઉપર પ્રવેશે છે–યાંત્રિક બળથી ચરો ખોદાય છે—લશ્કર ચરમાં દાખલ થાય છે—હયદળ અને પાયદળની વ્યુહ રચના ગોઠવાય છે—મશીન તોપોમાંથી જેવા ધુમાડા નીકળવા માંડે છે–તેવો–મિ. મનહરલાલની પીઠ ઉપર કાંઇ સળવળાટ થયો, તેવી તેણે પાછળ દ્રષ્ટિ કરી તો નકા નગરીયા કાન આડા હાથ દઇ મિ. મનહરલાલની પીઠ પાછળ મુખ ફેરવી ગયેલ, જેથી તેના નાકના ટેરવાનો સ્પર્શ મિ. મનહરલાલની પીઠને થતાં એ સળવળાટ મિ. મનહરલાલને લાગ્યો હતો. મિ. મનહરલાલને આ દ્રશ્યથી જરા મંદ હાસ્ય ઉપજ્યું. સરલા બ્હેનનું ધ્યાન ખેંચાતાં તે વસ્તુસ્થિતિ સંમજી ગયાં; જેથી નકા–નગરીયાની ભ્રમણા દૂર કરતાં ખુલાસો કર્યો કે એ તો કેવળ ચાલતાં ચિત્રો છે; એ ચિત્રોવાળી તોપોના ગોળા ઉડીને પ્રેક્ષક મંડળ સુધી પહોંચે તેમ નથી; એટલે નકા–નગરીયાનો જીવ પુનઃ હેઠો બેઠો.

' અજગરનું પરાક્રમ '—નામક બીજી ફિલ્મ શરૂ થઈ. યૂરોપિય વાદીનું સુશોભિત મકાન દેખાય છે—પાસેના ખંડમાંથી એક મર્કટ પ્રવેશ કરે છે–અને ખુરસીયે ગોઠવાય છે–પ્રથમ તે બટન દાબે છે તેવો એક બીજો મર્કટ નોકર હાજર થઇ ચ્હાનો સામાન લાવી ટેબલ પર ગોઠવે છે—તેમાં ખુરસીએ બેઠેલા વાંદરજી ચમચાવતી સાકર નાંખી, તે ઉપર ચ્હાનું પાણી રેડી, હલાવી, દૂધના દામમાંથી દૂધ નાખી, ચ્હાનો પ્યાલો ગટગટાવી જાય છે. નકા–નગરીયાને આ દ્રસ્યથી આનંદાશ્ચર્ય ઉપજ્યું; અને ખુરશી ઉપર જરા જરા ઉંચા થઇને નિર્દોષ બાળકની પેઠે આંખો તાણી તાણીને એ દેખાવ નિહાળવા લાગ્યા. પણ નકાભાઇનો એ આનન્દ ક્ષણ માત્રનો હતો. કારણ વાંદરજી ચ્હા પીધા બાદ ટેબલપર પડેલી ચમચીનો ફડાકો બોલાવતાં સામા ખંડમાંથી એક વિચિત્ર પ્રાણીને પ્રવેશ કરતાં જોઇ, નકા–નગરીયાના ચ્હેરા ઉપર ભયાનક રસના તમામ ચિન્હો દેખાવા લાગ્યા. જોકે કરૂણાના પ્રસંગે–' મારા બાપલીયા ', એવો રાગડો તાણીને રૂદન કરવું નહીં, પણ નેત્રો ઉપર રૂમાલ મૂકીને બહુ તો નરમ પ્રકારના ડુસકાં લેવાં, તેમજ હાસ્યના પ્રસંગે–ખડખડ નહી હસતાં માત્ર મુખ મલકાવવું, અને ભયના પ્રસંગે–ભિરૂતા નહીં દર્શાવતા ભીમસેન જેવા પહેલવાન હોવાનો ડોળ કરવો–આ વિગેરે વીસમી સદીના સામાજિક વિવેક (etiquette) ના નિયમોથી સરલા બ્હેને નકા–નગરીયાને વાકેફ કરેલ છતાં, બાપડા નકા–નગરીયાથી ન રહેવાયું. તેણે એકદમ ખુરસી ઉપર ઉભાં થઇ જઇ ' દોડો દોડો–પકડો પકડો ' એવો ભારે ગોકીરો કરી મૂકયો. પ્રેક્ષક વર્ગમાં જે શાંતિ પ્રવર્તતી હતી તેમાં આ કારમી ચીસ સંભળાતાં, અચબૂચ ભંગાણ પડયું. કોઇએ કલ્પના કરી કે લુંટારા કે હરામખોરો લૂંટ કરવા ઘુસી ગયા છે તેને હસ્તગત કરવાના હશે; કેટલાકે અટકળ દોડાવી કે–કોઇ ખીસાકાતરૂ ભાગે છે તેને પકડવાનો હશે; કેટલાકે તર્ક ચલાવી કે–કોઇ ખૂની કે દારૂડીયાને કબજે કરવા આ સંજ્ઞા થયેલ છે. પરિણામે પ્રેક્ષક વર્ગમાં કેટલાક બાનુઓ તો ગભરાઇ ઉજળાં પૂણી જેવાં થઇ ગયા; નાના બચ્ચાઓ બૂમ પાડી ઉઠયા; એક બે પારસી બાનુઓને તો મૂર્છા વટિક આવી ગઇ; તેને શાંત કરવા માટે ' પાણી પાણી ' એમ બીજી બાજુ

ખૂમો પડવા લાગી. આથી રંગભૂમિમાં કોલાહલ મચ્યો; અને ફિલ્મનું કાર્ય બંધ પાડી વિજળીનો પ્રકાશ થતાં-' શું છે ? શું છે ? ક્યાં છે ? કોણ છે ? ' એવા પ્રશ્નો સાથે પ્રેક્ષકો નકાભાઇ તરફ ધસી આવ્યા. નકા-નગરીયાને કાંતો સરપ કે વિછીનો દંશ થયો હશે, અગર તો તેની ઘેલછાના જુના મગજે પાછો ઉથલો માર્યો હશે, એવી સારંગધરની માન્યતા થઇ; પણ બત્તિના પ્રકાશ સાથે મર્કટ વગેરે જનાવરો અલોપ થઇ ફક્ત શ્વેત પડદો પોતની દૃષ્ટિએ ચડતાં, પડદા તરફ આંગળી બતાવી નકા-નગરીઆના મુખમાંથી ' આ શું ? ' એવા વિસ્મયજનક શબ્દો નિકળતાંજ, સરલા બ્હેન સઘળો ભેદ લાગલા કલ્પી ગયા; અને ફિલ્મમાં અજગરને આવતાં દેખીને નકા-નગરીયા ભડકી જતાં તેણે ભયનો પોકાર કરેલો, તે સિવાય બીજું કાંઇ કારણ નથી, એમ સરલા બ્હેને ટોળે વળેલાં પ્રેક્ષકોને ખુલાસો કરતાં, રંગભૂમિમાં અટ્ટહાસ્ય ઉત્પન્ન થયું. પોતપોતાને સ્થાને પાછાં જતાં લોકોમાંથી ' બુઢ્ઢાનું કાતરીયું ઘસેલું લાગેચ. ' એનો કટાક્ષ મિ. સારંગધરના કર્ણ પર પડતાં તેમને ભોંય ભારે થઇ પડી, અને શરમિન્દા થઇ ગયા; જેથી નકા-નગરીઆને તાબડતોબ ઘેર વિદાય કરી દેવાની તેણે હઠ પકડી. પણ સરલા બ્હેને પોતાના બુઢ્ઢા બાપાજીનો બચાવ કર્યો કે-અજ્ઞાની લોકો અન્ધકારમાં પીપળામાં ભૂત અને ચૂડેલ કલ્પી તેનાથી ભડકીને ભાગે, માટે અજ્ઞાનનો દોષ કાઢી તેનો તિરસ્કાર અને બહિષ્કાર કરવા કરતાં, જ્ઞાનિ અને સુશિક્ષિત પુરૂષોનો ધર્મ તો વાસ્તવિક સત્યનો પ્રકાશ પાડી વસ્તુ પરિસ્થિતિનું જ્ઞાન આપવામાં સમાયેલો છે. નકા-નગરીયાએ પડદા ઉપરના અજગરને નિર્જીવ માન્યા છતાં જો ગોકીરો કર્યો હોત, તો હજુ તેમનો દોષ ગણાય ખરો; પણ એક ભયંકર વિકાળ વિષમ પ્રાણી પડદામાંથી નીકળી જો પ્રેક્ષકવર્ગમાં ઉતરી પડશે તો અનેક જીવના સંહાર થશે, એવી તેમની શુદ્ધ બુદ્ધિની માન્યતાથી પોતાના અને અન્યના પ્રાણની રક્ષા માટે સહાયની બૂમ પાડે તેમાં તેનો બિલકૂલ અપરાધ ગણાય નહીં. સરલાબ્હેનની એ દલીલને મિ. મનહરલાલે પણ પુષ્ટિ આપતાં મિ. સારંગધરે પોતાનો વિચાર માંડીવાળી, થયેલ ભંગાણ માટે મેનેજરની ક્ષમા ચાહતાં ફિલ્મનું કાર્ય આગળ ચાલ્યું.

નકા-નગરીયાને આ છેવટનો કડુ અનુભવ મળ્યો. તેનું પરિણામ એ આવ્યું કે આયંદે સભામાં ગભરાટ કે આશ્ચર્યના ખુલ્લાં ચિન્હો નહીં દર્શાવવાની તેમણે પોતાના મનથી મજબૂત ગાંઠ વાળી; એટલે ત્યાર પછી બાકીના દશ્યો તેમણે મુંગે મોઢે જોયાં કર્યાં; તો પણ સરલા બ્હેન પોતાના બાપાજીનું મનરંજન કરવા, અને જ્યાં જ્યાં કાંઇ ખુલાસા કે વિવરણની આવશ્યકતા જણાય, ત્યાં ત્યાં તેવા ખુલાસા કે વિવરણ કરવાની પોતાની પવિત્ર ફરજ ચૂકયા નહીં. *

* ' નકા-નગરીઓ યાને જૂની આંખે નવાં ચશ્મા ' નામક તૈયાર થતી મારી હાસ્યપ્રધાન સામાજિક નવલકથાનું એક પ્રકરણ.



નકો-નગરીયો સીનેમામાં.



ચિત્રકારઃ ] બાપડા નકા-નગરીયાથી ન રહેવાયું. તેણે ખુરશી પર [ રા. છો. અં. જોશી.
ઉભા થઇ જઇ " દોડો દોડો, પકડો પકડો, "
એવો ભારે ગોકીરો કરી મુકયો. પૃષ્ઠઃ ૯.

## સ્ત્રીઉન્નતિનાં હિમાયતી.



બેઠેલાં: જંઝીરાનાં ના. રાણીસાહેબ.
ઉભેલાં: શ્રીમતી અતિયાબેગમ.



# ખાનદાની ને ખાતર !

લેખક: રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા.

## ૧ ગુણીયલ.

ખાનદાનીનો વારસો એને જન્મથીજ મળ્યો હતો. લોકો કહેતા કે 'એ તો ખાનદાન કુટુંબની કન્યા છે. સાતસાત પેઢીઓ થયાં એનું કુટુંબ ખાનદાની માટે ખ્યાતી પામ્યું છે. સાસરીયામાં પણ એ પોતાનાં પીયરીયાંનું નામ જરૂર અજવાળશે ! "

અને થયું પણ તેમજ. ગુણીયલ સાસરે આવી અને ઘરમાં નવું તેજ પ્રકટ્યું. નવી વહુને જોવાને અનેક સગાં વ્હાલાં આવતાં અને સહુ પ્રસન્ન થઇ પાછાં ફરતાં. કોઇ એના રૂપથી અંજાતા, કોઇ એની કામણગારી કીકીઓથી મોહ પામતાં, કોઇ એના વિવેકભર્યા સૌજન્યથી સંતોષ પામતાં, તો કોઇ એની મીઠાશભરી મધુર વાણીથી મુગ્ધ બનતા. સૌ કોઇ કહેતાં કે "એના મ્હોમાં સાકર ભરી છે ! બોલે તો જાણે નર્યું અમૃત ઝરતું હોય કે ફુલ ખરતાં હોય ! "

ગુણીયલમાં નામ તેવા ગુણ હતા. શ્રીમંત માબાપની કન્યા હોવા છતાં–લાલનપાલનમાં ઉછરેલી હોવા છતાં અભિમાનનો તેનામાં લેશ પણ અંશ ન્હોતો. હા, અભિમાન હતું પરતું તે શ્રીમંતાઇનું મિથ્યાભિમાન નહિં પરંતુ ખાનદાનીના ગૌરવનું !

સાસરે આવ્યા પછી તેને એકજ વાતની ચિંતા રહેતી. રખેને પોતાના પિયરિયાની કીર્તિને કલંક લાગે એવું કંઇ આચરણ ભૂલ્યે ચૂકયે થઇ જાય. ઘરના કામકાજ તરફ પુરતું લક્ષ આપીને, સાસુ સસરાની આજ્ઞા શીરસાવંઘ ગણીને, પતિભક્તિની પરમ સાધના સાધીને સાસરીયામાં તે સૌ કોઇને પ્રિય થઇ પડી હતી. એનાં કામમાં, એના વર્તનમાં, એના વિચારોમાં, કોઇ ખોડખાંપણ કાઢી શકતું નહિં અને એની સંસાર નૌકા સરળતાથી આગળ ને આગળ વધ્યે જતી.

## ૨. માતાની મુઝવણ.

ગુણાયલની નાતમાં કન્યાઓની છત હતી, સારા મુરતીયા મેળવવાની મુશ્કેલી હતી, કન્યાવિક્રય એતો મહાપાપ ગણાતું અને કંકુને ચાંદલે કન્યા આપવામાં ખરી ખાનદાની મનાતી. આમ હોવાથી સારા છોકરાઓ તરતજ નજરમાં આવતા અને ઝડપાઇ જતા. કન્યાના ભાવી પતિ નિર્માણ થઇ જતા.

ગુણિયલનો પિતા સુશીક્ષિત હતો. જ્ઞાતિ બંધનોમાં જકડાઇને કન્યાનો ભવ બગાડવો એ તેને રૂચ્યું નહિં. નાનપણમાંથીજ ગુણિયલનું કોઇ સારા કુટુંબના છોકરા સાથે વેવિશાળ કરવા માટે તેના અનેક સગાવ્હાલાઓએ આગ્રહ કર્યો પરંતુ તેમ કરવાથી ન કરે નારાયણ ને કજોડા જેવું થાય તો પુત્રીનો ભવ બગડે એવી દલીલ કરીને તે સૌનું સમાધાન કરતો.

સંસ્કારી પિતાના હાથે ગુણિયલ સારૂં શિક્ષણ પામી. તે બાર વર્ષની થવા આવી તોય તેનો વિવાહ કરવાનો સુયોગ ન મળ્યો. તેના સગાવ્હાલા તેને પીંખી નાખવા લાગ્યા 'દીકરી આવડી મોટી સાંઢ જેવી થઇ તોય એના બાપની હજી આંખ ઉઘડતી નથી. એ તો અંતે ખાટી છાશ ઉકરડેજ નાખવી પડશે.' એમ નાતની ડોશીઓ છડેચોક કહેતી અને દેવ દર્શનમાં પણ આવી કુથલી કરીને પોતાની ઈર્ષાને સંતોષવાનું ચુકતી નહિ. પારકી નિંદામાંજ આનંદ માનનારી નવરી સ્ત્રીઓ સાંભળતાં કાનમાં કીડા પડે એવી વાતો કરતી અને મનમાં મલકાતી.

ગુણિયલની માના કાને આ વાત જતી. તેનું અંતર કકળી ઉઠતું. હવે તો છોકરીને ગમે ત્યાં નાખવી એવી તેણે હઠ પકડી. માતાની મુંઝવણનો પાર નહોતો.

### ૩. જેવાં જેનાં ભાગ્ય.

વખત વિતતોજ ગયો પણ ગુણીયલને યોગ્ય સ્થળ મળી ન આવ્યું. માબાપ મુંઝાયા, પુત્રીનું શું થશે એ વિચારમાં તેઓ અકળા થઈ જતા હતા. ગમે તેમ કરીને પણ દીકરીને ઠેકાણે પાડ્યા વિના છુટકો ન્હોતો. ગામમાં તો એકે સુરતીઓ નહોતો. તેણે ગામે ગામ તપાસ કરવા માંડી.

અંતે પોતાનીજ નાતના મુંબઇમાં નોકરી કરતા એક યુવાનનો પત્તો લાગ્યો. તેની પાસે પૈસા ન્હોતા, ઉંચા કુળની ખ્યાતી ન્હોતી, નાતજાતમાં પ્રતિષ્ઠા ન્હોતી પરંતુ એ બધાનો વિચાર કરવાનો હવે સમય ન્હોતો. આ યુવાન પણ હાથમાંથી જાય તો છોકરીની શી દશા થાય એ વિચારથી ભાવી મુંઝવણનું ભયંકર દ્રશ્ય ખડું થયું અને 'અંતે 'જેવા જેનાં ભાગ્ય' એમ મનમનાવી એ યુવાન સાથે ગુણીયલનો વિવાહ કર્યો અને થોડાજ વખતમાં તેમનો લગ્ન પ્રસંગ પણ ઉકેલી લીધો.

### ૪. રંકનું રત્ન.

તે યુવાન—યશવંતના ગરીબ માબાપ તો આવી ખાનદાન કુટુંબની કન્યા પુત્રવધુ તરીકે પ્રાપ્ત થવાથી હર્ષઘેલાં થઇ ગયા અને પ્રભુનો પાડ માનવા લાગ્યા. તેઓ તો રાતદિવસ પ્રભુ પાસે એમ પ્રાર્થના કરતા કે 'પ્રભુ! આ રંકના રત્નનું જતન કરજે.'

યશવંત પણ આવી ગુણીયલ ગોરી મળતાં પોતાને અહોભાગ્ય માનતો અને તેને જરાય ઓછું આવવા ન દેતો.

આમ રંકના રત્નસમી ગુણિયલનો સુખી સંસાર ચાલતો હતો તેવામાં તેને એક કન્યા સાંપડી. પુનેમને દિવસે તેનો જન્મ થવાથી ગુણિયલની ઇચ્છાનુસાર તેનું નામ પાડ્યું પૂર્ણિમા.

શુકલપક્ષના ચંદ્રની માફક પૂર્ણિમાની કળા ખીલતી ગઇ. સંસ્કારી માતાએ પોતાની પુત્રીને પણ બાલપણથીજ સારા સંસ્કાર પાડવાની પુરતી કાળજી રાખી હતી.

### ૫. વિપત્તિનાં વાદળ.

એવામાં ગુણીયલના સુખસૂર્ય ઉપર વિપત્તિનાં વાદળો ઘેરાયાં. પોતાના પુત્રનો સુખી સંસાર જોઇ પૂર્ણ સંતોષ માનતાં, ગુણીયલની સેવા સુશ્રુષાથી તેને આશીર્વાદ આપતા અને પૂર્ણિમાને પોતાની ગોદમાં રમાડીને પોતાની આંખોને ઠારતા એ વૃદ્ધ દંપતિ થોડા થોડા દિવસોને અંતરે પ્રભુના ધામમાં ગયાં. ઘરની ઉપાધિ હવે ગુણિયલને માથે આવી પડી.

યશવંત ગુણિયલ જેવી ગુણશાળી ગોરી મેળવવા માટે પોતાને સદ્‌ભાગી માનતો.

તેને કોઇ રીતે ઓછું ન લાગે એવી સાવચેતી રાખતો અને પૂર્ણ પ્રેમથી તેને ચાહતો.

માબાપના મંદવાડને લીધે તેને દેશમાં આવવું પડયું હતું, તથા લાંબો વખત રોકાવું પડયું હતું. મંદવાડમાં તેમજ ઉત્તરક્રિયામાં ગજાઉપરાંત ખર્ચ થઇ ગયું હતું. માથે કરજ પણ થયું હતું. ગુણિયલ અને પુર્ણિમાને દેશમાંજ રાખીને તેણે પાછો મુંબઇનો માર્ગ લીધો.

## ૬ મુંબઇમાં

માબાપ હતાં—ગુણિયલ સાથે હતી, ત્યાં સુધી યશવંત માથે એક પ્રકારનો અંકુશ હતો. હવે તે નિરંકુશ બન્યો. પૈસાની ભૂખ ભાગવા માટે તેણે શ્રીમંતના છોકરાઓને સાધ્યા. તેઓની સાથે ગમે ત્યાં ફરવું, ગમે તેમ વર્તવું-એમાંજ એનો વખત જવા લાગ્યો. યશવંત નીતિમાન કુટુંબવત્સલ મનુષ્ય મટી નીતિશૂન્ય સ્વાર્થસાધુ પૈસાનો પુજારી બની ગયો.

પોતાના પતિના સ્વભાવમાં ગુણિયલને ફેર પડતો જણાયો, તેના પેટમાં ધ્રાળ પડી કે રખેને મુંબઇના વિલાસી વાતાવરણમાં પતિના શુદ્ધ પ્રેમનો અનુપમ લ્હાવો લૂંટાઇ જાય ! તે પૂર્ણિમાને લઇને મુંબઇ આવી.

## ૭. પ્રથમ ગ્રાસે મક્ષિકા !

યશવંતને આ ન ગમ્યું. મિલનના પ્રથમ દિવસેજ ચકમક ઝરી: "આમ પૂછયા ગાછયા વિના અચાનક અહીં કાં આવી ? અહીં તારા બાપનો શો લાડવો દાટયો હતો ?"

ગુણીયલે જોયું કે અહીં તો પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવું થાય છે. બીજી કોઇ સ્ત્રી હોત તો તડ ને ફડ કંઇક સંભળાવી દેત પરંતુ ગુણીયલની નસેનસમાં ખાનદાનનું લોહી વહેતું હતું. ગમે તેમ. તોપણ તે પોતાના પતિ–પોતાના પરમપૂજ્ય પતિદેવ. તેની સામે કેમ બોલી શકાય ?

"આપની તબિયતની ચિંતા થતી હતી. વિચાર થયો કે એક વખત નજરે શારિરીક સ્થિતિ જોઇ આવું. વળી વીશીનું ખાઇ ખાઇને આપ કંટાળી ગયા હશો. આમ અગવડમાં આપને કયાં સુધી રાખવા ?" મુખમાંથી અમૃતધારા વરસતી હતી. યશવંતને તો એ વચનો વિષ સમા લાગતા હતા.

"અને તારા આવવાથી કઇ સગવડ થેઇ જવાની હતી ? સા...બૈરાંને કંઇ અક્કલ છે ? અહીં તો ગદ્ધાવૈતરું કરીને માંડ પુરું કરતાં હોઇયે, તેમાં દુકાળમાં અધિક માસની માફક પોતે આવી અહીં પડયાં. અમારા માથે તો ભલેને કરજના ડુંગર હોય..." બોક્સમાંથી સીગાર કાઢીને તે ધુમ્રપાન કરવા લાગ્યો.

## ૮. પતિને ચરણે.

પૂર્ણિમા તો બીચારી યશવંતના રોષથી ડરી જઇને પુતળાંની માફક બેઠી બેઠી ટગર ટગર જોઇ રહી હતી. ગુણીયલ યશવંતના આવા વર્તનથી આભી બની ગઇ. આ શું ? યશવંત સીગાર પીએ છે ? બીડીનો ધુમાડો જેનાથી સહન ન્હોતો થતો તે યશવંત દેશી બીડી નહિં, સીગારેટ પણ નહિં, અને સીગાર ફુંકતાં શીખ્યો ? 'ઓ પ્રભુ ! આ લત તેને કયાંથી લાગી ?' મનમાંજ બબડી, અને પોતાનો ટ્રંક ઉઘાડીને તેમાંથી કાગળીયાં કાઢીને તેણે યશવંતના ચરણે ધર્યાં.

યશવંત તો ધુમ્રપાનની ધુનમાં હતો.

"આ લ્યો, મારા પિતાશ્રીએ મારા નામ ઉપર શેર ચઢાવી આપ્યા છે તે વેચી નાંખો. એમાંથી આપનું કરજ ફેડી શકાશે".

યશવંતની આંખો ચમકી. મુખમાંથી સીગારનો ધુમાડો નીકળતો હતો પરંતુ મગજમાં તો ક્રોધનો ધુંઓ ઘોળાયા કરતો હતો.

"આટલામાં શું થાય, મારૂં કપાળ ? શેરનું તો હમણાં સળગી ઉઠયું છે. ભાવ છેક ગબડી ગયા છે." સીગારને ફરીથી મોમાં મુકતાં યશવંતે ઓલવાઇ ગયેલી સીગારને ફરીથી સળગાવી. "તો આ મારા દાગીનાનો ઉપયોગ કરીએ. માથે કોઇનું કરજ હોય તો આ અલંકારો પહેરીને મારે શી શોભા બતાવવાની છે. આપ સુખી હો તો મારે મન એજ દરદાગીના અને સુખ-સંપત્તિ છે." ગુણીયલે પોતાની ડોકમાંથી ચંપાહાર કાઢયો, યશવંતના ચરણ આગળ મુકયો અને મોહનમાળા કાઢવા લાગી.

## ૯. સ્હેલાણી.

એજ ક્ષણે "હલ્લો ! યેસ ! આ શી ધામધુમ ? મ્હેમાન કયાંના ?" બોલતો એક સ્હેલાણી જુવાનીયો પોતાનુંજ ઘર હોય એવી છુટથી એક હાથમાં પોતાની ટોપીને ચકરચકર ફેરવતો દાખલ થયો.

આ યુવાને રેશમી ખમીસ, ઉપર ક્રેપનું જાકીટ અને રીબકોર્ડનો કોટ પહેર્યો હતો. ખમીસમાં નાંખેલા હીરાજડીત બટન અને જાકીટના ગજવામાં ભરાવેલો સોનાના છેડો (વોચ ચેન) ખુલ્લા દેખાય તે માટે કોટનું માત્ર નીચેનું એકજ બટન બંધ કરેલું હતું. ડી. વાડીલાલની ફેશનનો કમરે બંધ બેસતો કોટ 'પતલી કમલ લચકાઇ જાય...' નો ખ્યાલ આપતો હતો. 'મધુબંસરી' છાપના બારીક ધોતીયાની પાટલી ચીપી ચીપીને પાડી હતી અને પગમાં રાણીછાપના પંપ શુ ચમકતા હતા. એકાદ સૌભાગ્યવતી સુંદરીની માફક કપાળમાં નાનીશી ટીલડી ચમકી રહીં હતી. વાળ પોમેડની સહાયથી વાંકી સેંથી પાડીને વાંકડીયા-ઉંચા નીચા ઓળ્યા હતા. 'લવનાઇટ' નું ઉંચું સેન્ટ છાંટેલો રૂમાલ મીયાંભાઇની માફક છાતી આગળ જાકીટ તળે ભરાવ્યો હતો. એક હાથમાં નેતરની નાજુક સોટી અને બીજું હાથમાં આંગળી ઉપર કુદકી ફરતી ટોપી રમી રહી હતી. હાથે હીરાજડીત પોંચી ચમકી રહી હતી. તેને જોતાંજ આ કોઇ સ્હેલાણી જીવડો છે એમ ગુણીયલને લાગ્યું.

યશવંત મુંઝાયો. અત્યારે આ અક્કલનો ઓથમીર કયાંથી ફાટી નીકળ્યો ?

## ૧૦ પોત પ્રકાશ્યું.

ગુણીયલે પોતાના પતિની મુંઝવણ જોઇ. તેણે તરતજ શેર શર્ટીફીકટના કાગળો તથા ચંપાહાર ઉપાડી લીધાં અને ટ્રંકમાં ગોઠવી દઇને ટ્રંકને ટાળું માર્યું.

યશવંતને હવે બોલ્યા વિના છુટકો નહોતો. "એ તો તારી ભાભી !"

"એમ ? ચાલ દોસ્ત ત્યારે તો- આજ હું શુકન પકવીને આવ્યો લાગું છું. આજે તો ભાભીના હાથની ચહા પીવા મળશે." એ સ્હેલાણી હસ્યો અને વિવેકની વાટ જોયા વિનાજ ખૂણામાં ટાંગેલી એક ફોલ્ડીંગ ખુરશી ઉતારીને તેના ઉપર નીરાંતે બેઠો.

"જરા સ્ટવ પેટાવીને ત્રણ ચાર કપ ચહા મુકી દેજે. હું દુધ લઇને આવ્યો." યશવંત લોટી લઇને દુધ લેવા ચાલ્યો ગયો.

"એક બે કપ વધારેજ મુકજો. હમણાંજ કોઇને કોઇ આવી લાગ્યુંજ સમજો. નાહક બીજી વાર સ્ટવ સળગાવવો ન પડે." પેલો સ્હેલાણી જાણે અતિ પરિચય હોય તેમ વાતે વળગવાનો યત્ન કરવા લાગ્યો.

ગુણીયલની મુંઝવણનો પાર ન રહ્યો. "આવા વિવેકશૂન્ય માણસની મિત્રાચારી તેમને કયાંથી થઈ ?" તે મનમાંજ બબડી અને એક શબ્દ પણ બોલ્યા વિના પોતાના કામે વળગી.

યશવંત દુધ લઇને આવ્યો. ચાહ તૈયાર થાય તે પહેલાં તેના બીજા બે ત્રણ મિત્રો

આવી લાગ્યા અને ઉકળતા પાણીમાં બીજાં બે ત્રણ ખોબા પાણી રેડાયું.

"આ બધી બલાઓ અત્યારેજ ક્યાંથી આવી ચડી ?" એમ મનમાં બબડતો યશવંત તેમના આદર સત્કારમાં રોકાઈ ગયો.

ચહા પીતા પીતા ધીરે સ્વરે વાતચીત થવા લાગી.

"દોસ્ત ! ત્યારે આજે તો મામલો બગડ્યો. આપણા નગીનદાસ શેઠે આજે અચ્છનજાનનો જલસો ગોઠવ્યો છે. બધુ કારભારું તો યશવંતને માથે છે, અને એને તો આ નવી ઉપાધિ વળગી !"

"રમણ ! તું તો હજી એવોને એવો અધીરીયોજ રહ્યો. કેમ જાણ્યું કે યશવંત એ બધી ગોઠવણ નહિં કરે ?" રસીકલાલે યશવંતને તાવી જોવાનો યત્ન કર્યો.

"અરે નહિં શું કરે ? આ વિલાસીનો સપાટો હજી તમે નથી જોયો ? હું કહું એટલે યશવંત ના પાડીજ શકે નહિં. કેમ ખરૂંને યેસ્રુ ?" પેલા સહેલાણીનું નામ હતું વિલાસચંદ્ર પરંતુ બધા તેને વિલાસી કહીનેજ બોલાવતા. તેણે યશવંત તરફ માર્મિક નજર ફેંકી અને ઉપરનો પ્રશ્ન કર્યો.

"જોઇશું." યશવંતની મુઝવણ વધતીજ જતી હતી.

"જોઇશું નહિં. તારે એ બધી વ્યવસ્થા કરવીજ પડશે. નગીનદાસ શેઠ પાસેથી હજી તારે હજાર કામ કઢાવવાં પડશે, સમજ્યોને ! અને આવા જલસાનો આનંદ એમ કંઇ જતો કરાય ?" વિલાસીએ યશવંતને આગ્રહ કર્યો અને તેની પાસેથી વચન લીધું.

અંદરના ખંડમાં—રસોડામાં બેઠી બેઠી ગુણીયલ આ સઘળું સાંભળી રહી હતી. અચ્છનજાનનો જલસો ? અને તેની વ્યવસ્થા યશવંત કરે ? મુંબઇના અટપટા જીવન વિષે તેણે બીચારીએ ઘણુંય સાંભળ્યું હતું. એવી એકાદ અટપટી જાળમાં પોતાનો યશવંત તો ફસાઇ નહિં પડ્યો હોય ? ઓ પ્રભુ ! તો તો......ગુણીયલની કાયા કંપી ઉઠી. તેને જે શંકાઓ હતી તે સત્ય નીવડતી તેણે જોઇ. એની મેળેજ પોત પ્રકાશ્યું. મિત્રોની ટણકટોળી તરફ ગુણીયલને ઘૃણા ઉપજી. પોતાનો પતિ આવી સોબતમાં ફરે એ વિચાર માત્રથી તેનું કાળજું કોરાવા લાગ્યું.

## ૧૧ સોબત તેવી અસર.

મીલનની પ્રથમ રાત્રિએજ ગુણીયલને પતિના નામની જપમાળ જપતાં સુની શૈય્યામાં રાત ગાળવી પડી.

ગુણિયલ બિચારી પોતાના ભાગ્યને દોષ દેતી પોતાના પતિમાં થયેલા આવા પરિવર્તન માટે સંતાપ કરી :નિદ્રાદેવીની કૃપા યાચતી પથારીમાં આળોટવા લાગી, પરંતુ એ દેવી ન રીઝયાં તે નજ રીઝયાં !

યશવંતના મિત્રોએ કરેલી જલસાની વાતના ભણકારા તેને લાગવા માંડયા અને ગુણિયલ ચમકીને બેઠી થઇ. દૂર દૂર કોઇ વારાંગના નૃત્ય–ગાન કરી રહી હોય, પોતાની મોહજાળ પાથરી રહી હોય, એ મોહજાળમાં પોતાનો યશવંત પણ ફસાતો હોય એવી ભ્રાંતિ થઇ અને 'જો જો નાથ ! રખે ફસાતા !' ની ચીસ તે પાડી ઉઠી.

પૂર્ણિમા ઝબકી ઉઠી, "બા ! બા ! કેમ આમ ચીસો પાડે છે ?"

"કંઇ નહિં, બેટા ! સુઇ જા. એતો કંઇક સ્વપ્નું આવ્યું હતું." ગુણિયલે પૂર્ણિમાને ફોસલાવી.

"શાનું સ્વપ્નું ?" પૂર્ણિમાની જીજ્ઞાસા ઉશ્કેરાઇ.

"કોણ જાણે કંઇ યાદ આવતું નથી"

થઇ જાય તેમ ગુણિયલ આવી ને ગઇ, મિત્રોને એ ન ગમ્યું.

"જોયું ! દોસ્ત આ અમારા ભાભી નાસતાં ભાગતાં ફરે તે અમને નથી ગમતું. અમે કંઇ પારકા છીયે ? જો એમજ હોય તો પછી અમે કાલથી અહીં આવવાનુંજ માંડી વાળીયે."

"અરે નારે મિત્રો ! એવું તે હોય ? એ તો અમસ્તી ! શરમાતી હશે."

ગુણિયલને ઉદ્દેશીને તે બોલ્યો: "જો એમનાથી શરમાવાનું કારણ નથી. એ તો બધા ભાઇઓ જેવા છે."

ગુણિયલ રસોડાના ઉંબરમાં બેઠી બેઠી પાનસોપારી વિગેરે તાસકમાં ગોઠવવા લાગી. એ મિત્રોનું મ્હોં ચહાને ઇન્સાફ આપતું હતું, આંખો ગુણિયલના સૌંદર્યનું પાન કરતી હતી, મન કંઇ કંઇ મલીન વિચારો કરી રહ્યું હતું.

"ભાભી ! એકાદ દિવસ તમારા હાથની રસોઇ તો જમાડો. આ અમારા યશવંતભાઇ તો ફક્ત ચહાથીજ પતાવી દે છે."

ગુણિયલ કંઇ ન બોલી.

"તે ના કોણ કહે છે જો ! કાલેજ આવો, ચાલો." યશવંતે વાત ઉપાડી લીધી.

"હવે હમણાં કંઇ નહિ ! અમારા ગુણિયલ ભાભીને નાહક કોણ તકલીફ આપે. જોઇશું વળી કોઇ વખતે."

બધા ગુણિયલના મ્હોં સામે જોઇ રહ્યા. એ બધી વિકારવશ આંખો ગુણિયલના સૌંદર્ય દર્શન માટે તલસી રહી. એ તો નીચું જોઇને પોતાનું કામ કર્યા કરતી હતી.

× × ×

શર્તના ઘોડા, શર્તનું ઇનામ, ચોથો ભાગ, પાંચ હજાર રૂપિયા, આ બધી વાતો ગુણિયલ સાંભળી ગઇ હતી. બધા મિત્રો ગયા પછી તેણે યશવંતને આ બાબત પુછ્યું. 'અરે એ તો બનાવતા હતા,' કહી તેણે વાત ઉડાવી.

અને ગુણિયલને યશવંતના શબ્દો સાચા માનવા પડયા કારણ કે તેણે એ પાંચ હજાર તો શું પણ પાંચસો રૂપીયા પણ ઘરમાં આવતા ન જોયા. એ રૂપિયાને કદાચ પાંખો આવી હોય અને કોઇ બીજા માર્ગે ઉડી ગયા હોય !

## ૧૨. સન્મિત્ર કે સ્વાર્થ સાધુ ?

બપોરના બે વાગ્યા હશે. પુરૂષો કામધંધે ગયા હતા. પાડોશની સ્ત્રીઓ એકવાડ અબોટથી પરવારીને બે ઘડી આડે પડખે થઇ હતી. ચાલમાં બધે શાંતિ હતી. યશવંત બહાર ગયો હતો. પૂર્ણિમા ચાલની છોકરીઓ સાથે નીચે રમવા ગઇ હતી. ગુણિયલ ઓરડીમાં એકલી બેઠી પોતાના ફાટેલા ગવનને થીગડાં દેતી હતી.

"કેમ ! ભાભી ! શું કરવા માંડયું ?"

ગુણિયલ ચમકી. સોયદોરાવાળો હાથ એમ ને એમ અંદરજ રહી ગયો.

"આવો ભાઇ ! તમારા ભાઇ ઘરે નથી." ગુણિયલે જોયું કે પોતાના સ્વામીનો સ્હેલાણી મિત્ર એજ હમેશનું નફટ હાસ્ય કરતો દ્વારમાં ઉભો છે !

"કંઇ નહિં, ભાઇ નથી તો તમે તો છો ના ?" વિલાસચંદ્ર બારણામાંજ રાણીછાપનાં 'પંપશુ' કાઢીને ઘરમાં દાખલ થયો અને નિરાંતે ખુરશી ઉપર બેસી ગયો.

ગુણીયલને આ ન ગમ્યું. પણ શું થાય ? એને કંઇ જાકારો કહેવાય ? તેમાં પણ આ તો પોતાના સ્વામિનો વ્હાલો મિત્ર !

વિલાસચંદ્ર બેઠો. ગુણિયલ કામે વળગી. વિલાસની વિલાસી આંખો ગુણિયલ તરફ મીટ માંડી રહી.

## ખાનદાનીને ખાતર !



ચિત્રકારઃ ] ગુણિયલ ચમકીને બેઠી થઇ. દૂર દૂર કોઇ વારાંગના નૃત્ય કરી રહી હોય, [ રા. નાણાવટી.
એ મોહજાળમાં પોતાનો યશવંત ફસાતો હોય એવી ભ્રાંતિ થઇ. [ પૃષ્ઠ: ૧૭.

Luhanamitra Press, Baroda.

## ખાનદાનીને ખાતર !



ચિત્રકારઃ ] ગુણિયલે અને પૂર્ણિમાએ એ ડોસાને નીરખી નીરખીને જોયો. [ રા. નાણાવટી.

[ પૃષ્ઠઃ ૨૯

" ભાભી ! ચેસુ હવે બહુ મુંઝાયો છે હો ! કરજના અતિશય બોજાથી તે છેક દબાઈ ગયો છે. " વિલાસે વાત ઉપાડી.

ગુણિયલને પોતાના પતિની સત્ય સ્થિતિ જાણવાની જીજ્ઞાસા હતી. તે માટે આ ઉત્તમ તક જણાઇ.

" શાનું કરજ ભાઇ ? એમને માથે કરજ શાનું હોય ? હમણાંજ બધું આપી દીધું છે " ગુણિયલે વાત કઢાવવા યત્ન કર્યો. પોતાનું કામ તો તેણે ચાલુજ રાખ્યું હતું.

" અરે વાત ન પુછો. આજે એના માથાનો એકેએક વાળ પારકો છે, એમ કહો તો પણ ચાલે. મદનલાલ શેઠના પંદર હજાર રૂપીયા લેણા છે. "

" પણ એમાં પાંચ હજાર તો ભરાઇ ગયા છે ને ?

" નારે. એ પાંચ હજાર તો મારા લેણા પેટે જમા કરી નાખ્યાં. "

"ગુણિયલ ચમકી. મનમાંજ તે વિચાર કરવા લાગી વળી આ બીજો લેણદાર ક્યાંથી ફાટી નીકળ્યો ? તેણે દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

" ભાભી, એમ મુંઝાઓ માં. મેં તો મિત્રભાવે યશવંત માટે ખુબ પૈસા ઉડાવ્યા છે અને હજી ઉડાવીશ. એ પાંચ હજાર તો કંઇ વિસાતમાં નથી. યશવંત માટે મેં ખર્ચેલા નાણાંનો હિસાબ કરવા બેસું તો પાર પણ ન આવે. પણ હું તો યશવંતથી કોઈ જાતની જુદાઇ જાણતોજ નથી. તેમાંય તમારો મારા પ્રત્યેનો પ્રેમભાવ જોતાં તો મારાથી એવો ભેદભાવ નજ રાખી શકાય. " વિલાસે પોતાની વિચિત્ર ફીલસુફી ચલાવી.

ગુણિયલ સમજી. આ વિલાસી યુવાન પોતાને ઉપકારવશ બનાવવાની શબ્દજાળ પાથરતો હતો. તેના મનમાં એક પછી એક અવનવા વિચારો આવવા લાગ્યા.

ગુણિયલનું મૌન વિલાસને ન ગમ્યું. એણે બીજી સોગઠી મારી.

" એમ નાહક સંતાપ ન કરશો. મારે માટે તો કંઈ વિચાર કરવાનોજ નથી, અને મદનલાલ શેઠનું પણ હું જોત જોતામાં પતાવી શકું તેમ છે. "

ગુણિયલના મુખમાંથી સહજ પ્રશ્ન નીકળી પડયો " કેવી રીતે ? "

" તમારી સહાયથી "

" મારી સહાય ? "

" હા તમારી. જુઓ મદનલાલ શેઠ જરા શોખીન જીવડા છે. તમે કોઇ વખત એમને ત્યાં જાઓ આવો અને એમની સાથે મીઠો સંબંધ રાખો તો એ પંદર હજાર તો શું પણ પચીસ હજાર રૂપીયાની પણ દરકાર કરે એવો માણસ નથી. બડો શોખીન જીવ છે!"

" હશે. " ગુણિયલે કટાણું મ્હોં કરીને ટુંકામાં પતાવ્યું.

" એમ હશે હશે કરશો તો પાર નહીં આવે, અને દુઃખી દુઃખી થઈ જશો. કહો તો આજેજ બપોરે શેઠની ગાડી મોકલાવું. "

"ભાઇ, બહુ થયું. એવી વાત કરીને મારા કાનને વૃથા અપવિત્ર ન કરો. મુંબઇમાં બધા તમારા જેવાજ મિત્રો વસતા હોય તો પ્રભુ એ મિત્રોથી બચાવે. આજે બોલ્યા તે બોલ્યા; પરંતુ ખબરદાર જો બીજી વાર એવી વાત ઉચ્ચારી છે તો આ ઘરમાં પગ મુકવો મુશ્કેલ થઇ પડશે. "

વિલાસ ખીસીયાણો પડી ગયો. તેની નજર ગુણિયલ તરફ ગઇ. મ્હોં ઉપર પવિત્રતાનું તેજ ચમકતું હતું, આંખોમાં રોષ ભરેલો હતો. વક્ર નયને તે આ અધમતાની મૂર્તિને ડારી રહી હોય તેવો વિલાસને ભાસ થયો. તેનાં નયનો નીચાં ઢળી પડયાં.

વિલાસ ધારતો હતો કે પોતે બીછાવવા ધારેલ જાળમાં આ નિર્દોષ પંખી જરૂર સપ-

" એ કાકા ન થાય. " વિલાસે વાત ઉપાડી લીધી.

" ત્યારે શું મામા ? " પૂર્ણિમાએ પ્રશ્ન કર્યો. કાકા ન હોય તો તે મામા હોવા જોઇએ એમ બાળકો સાધારણ રીતે માને છે !

" મામા પણ નહિ " વિલાસને પૂર્ણિમાની વાચાલતા ન ગમી.

" ત્યારે શું દાદા ? " પૂર્ણિમા હસી પડી.

" બહુ બટકબોલાં ન થઇએ " યશવંતે આંખ કાઢી અને પૂર્ણિમા મુંગી થઇ ગઇ. તેનું મ્હોં સીવાઇ ગયું છતાં આંખોને તો એ વૃદ્ધ મૂર્તિનો વેષ જોવાની છૂટ હતી.

ગુણિયલે અને પૂર્ણિમાએ એ ડોસાને નીરખી નીરખીને જોયો. ગાલમાં ઉંડા ખાડા પડ્યા હતા, આંખો ઉંડી ઉતરી ગઇ હતી, કપાળમાં કરચલીઓ પડી ગઇ હતી, વૃદ્ધાવસ્થાનાં તમામ ચિન્હો પોતાનો વિજયડંકો વગાડી રહ્યાં હતાં છતાં આ ડોસાએ જુવાનીનો ઠાઠ બતાવવાના તમામ સાધનોનો ઉપયોગ કર્યો હતો. વાળને કલપ લગાડી કાળા કરવાનો યત્ન કર્યો હતો, આંખમાં સુરમો આંજ્યો હતો, કાનમાં અત્તરનાં પુમડાં ખોસ્યા હતા, પાન વાગોળીને (ચાવીને નહિ !) હોઠ લાલ કર્યા હતા, રેશમી કોરનું નાગપુરી ધોતીઉં, અંગે અસ્ત્રીબંધ અંગરખું, ખભે કસબી કોરનો ખેસ અને માથે લાલ કસુંબલ સુરતી પાઘડી ધારણ કરી હતી. આટલું ઓછું હોય તેમ ગળામા મોતીની માળા લટકાવી દીધી હતી.

મા દીકરી બંને મનમાં હસતા હતા.

આડી અવળી વાતો કરી અંતે મનજી મારવાડી ઉઠયો, પૂર્ણિમા તરફ આશકની નજરે જોયું અને ઘરની બહાર પગ મુકયો. વિલાસ પણ તેની સાથે ચાલ્યો ગયો.

" આ પૂર્ણિમાનો પતિ. " બંને ગયા પછી યશવંત બોલ્યો.

" હેં ? " માદીકરી બંનેને માથે વીજળી તુટી પડી.

હા. એજ. મેં નકકી પણ કરી નાંખ્યું છે. લગન અને લાપસી એક સાથેજ. આઠ દહાડા પછી મુહુર્ત આવે છે. આજે સાંજેજ આપણે અંધેરી જવાનું છે. ત્યાં એક બંગલો પણ ભાડે રાખ્યો છે. લગન ત્યાંજ થવાનાં છે. "

" પણ જોઇ જોઇને તમે આવોજ વર જોયો ? નાતમાં તમને બીજું કોઇ ન મળ્યું ? " ગુણિયલ કકળી ઉઠી.

" મળે તો ઘણા. પણ આના જેવા નાહં. રૂપીઆ વીસહજાર આપે એવો બીજો કોણ મળે ? "

" રામ, રામ, પ્રભુ ! પ્રભુ ! આ તમને શું સુઝયું ? કન્યાવિક્રય કરશો ? "

" કરીશ શું ? કર્યો. "

" ત્યારે તો હદ થઇ. કૂળમાં કાળું કલંક લાગશે, નાતજાતમાં નામ બદનામ થશે, ઇશ્વરના દરબારમાં તેનો જવાબ આપવો પડશે. "

" એ બધો ઉપદેશ સાંભળવાની મને દરકાર નથી. મને તો પૈસાની દરકાર છે. "

" અને તે દીકરી વેચીને ? તેનો ભવ બગાડીને ? "

" ભવ શાનો બગડે છે ? એ તો લાખો રૂપીયાની માલિક બનશે. પછી એને શાનું દુઃખ ? "

" બાપુ ! મારે પૈસા નથી જોઇતા. મારે એ સુખ પણ ન જોઇએ. એ લાકડે માંકડું ન વળગાડો. એના કરતાં જોઇએ તો મને

જીવતી મારી નાખો." પૂર્ણિમાથી બોલ્યા વિના ન રહેવાયું. તેની આંખમાંથી બોરબોર જેવાં આંસુ પડવાં લાગ્યાં.

"ખરી વાત છે. દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય. એ બિચારીનો શો ઉપાય ? હજી પણ સમજો. કન્યાવિક્રયનો કાળો કેર ન વર્તાવો. એ મહાપાપમાં ન પડો."

"એમાં બીજું કંઇજ બની શકે એમ નથી. હું વચન આપી ચૂકયો છું, તે ફરનાર નથી. આવેલી બાજી હાથમાંથી જવા દઉં એવો મૂર્ખ હું નથી." યશવંત કંટાળીને માથે ટોપી મુકીને બહાર ચાલ્યો ગયો.

પૂર્ણિમા હૈયાફાટ રડવા લાગી. "ઓ બા ! બા ! મને બચાવ, બચાવ. આના કરતાં તો હું જન્મી ત્યારેજ અફીણ પાઇને મારી નાંખી હોત તો સારું થાત." પૂર્ણિમા ગુણિયલની કોટે વળગી પડી.

ગુણિયલના કષ્ટનો પાર ન્હોતો. તેનું અંતર ચિરાતું હતું. આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેતો હતો. ગળે વળગેલી પૂર્ણિમાના માથે હેતભર્યો હાથ ફેરવતાં તે ગળગળા સાદે બોલી, "બેટા ! ચિંતા ન કર. પ્રભુ સૌ સારાં વાનાં કરશે."

## ૧૫. ખાનદાનીને ખાતર !

અધેરીમાં આવેલા એક એકાંત બંગલામાં માદીકરી નિશ્વાસ નાખતાં ભયંકર ભાવિની કલ્પના કરતાં બેઠાં છે.

"બા ! તારા ભાઇ કે બાપુને ખબર આપને ! તું તો કહેતી હતી કે તેઓ કન્યાવિક્રયના કટ્ટા દુશ્મન છે. આવા અણીને વખતે તેઓ મદદ નહિ કરે ?" ઓશીયાળા મુખે પૂર્ણિમાએ યાચના કરી.

"બેટા! પૂર્ણિમા! સંસારનો હજી તને અનુભવ નથી. આ વાત તેઓ જાણે તો તેમનો જીવ ઉડી જાય. જીવ જાય પણ ખાનદાની ન જવી જોઇએ, એવો તેઓનો સિદ્ધાંત છે. આવી નઠોર વાત તેમને કેમ જણાવી શકાય ?"

"ત્યારે શું એ ઘરડા ડોસા સાથે પરણાવી મારો ભવ બગાડીશ ? બા, હવે તો નથી રહેવાતું. જીભ કરડીને મરી જઉં એવું મન થઇ આવે છે."

"બેટા, જોજે એવું સાહસ કરતી ! દુઃખીનો બેલી પરમેશ્વર તારા સામું જોશે. અને કંઇક રસ્તો સુઝાડશે. જ્યાં સુધી હું જીવતી છું ત્યાં સુધી તો એ બુઢ્ઢા સાથે તારાં લગ્ન નહિજ થવા દઉં."

"પણ મારા બાપુ તો નથીજ માનતા. પછી તું શું કરીશ ?"

"કરીશ, પૂર્ણિમા, મારાથી બનતું કરીશ. પણ પૂર્ણિમા, બેટા, તારી આ માતા આ જગતમાં ન હોય ત્યારે તેને કોઇ કોઇ વખત યાદ કરજે. હોં બેટા !" ગુણિયલે પોતાનું મ્હોં ફેરવી લીધું. તેનું હૈયું ભરાઇ આવ્યું.

"એટલે ? બા ! આ તું શું બોલે છે?"

"કંઇ નહિ, બેટા, એ તો ગભરામણમાં એમ બોલી જવાયું. જા, નાહીને ઠાકોરજીનો દીવો કર જોઇએ. એ પ્રભુ આપણી વ્હારે ધાશે."

પ્રભુ વ્હારે ધાશે ! એ શબ્દનો રણકાર પૂર્ણિમાના કાનમાં ગાજી રહ્યો. હા, પ્રભુ વ્હારે ધાશે ! દ્રૌપદીના ચીર પૂરનાર કૃષ્ણ પરમાત્મા વ્હારે ધાશે ! તેણે ઘીનો દીવો પ્રકટાવ્યો અને મનમાંજ પ્રભુ સ્મરણ કરતાં તે ગાવા લાગી;

'શામળીયાજી કરજો મારી સહાય રે
વ્હાલા ગરૂડે ચડીને વહેલા આવજો રે...'

× × × ×

પ્રાતઃકાળનો સમય. આજે સાંજે મનજી મારવાડી વરરાજા બની અઘેરી આવવાના હતા. આજે રાતે પૂર્ણિમાનાં એ વૃદ્ધ સાથે લગ્ન થવાનાં હતાં. આજે પૂર્ણિમાના દુઃખી જીવનનો પ્રારંભ થવાનો હતો.

ગુણિયલ વ્હેલી ઉઠી, એક કાગળ લીધો, તેમાં કંઈ લખ્યું, કાગળ કવરમાં બીડ્યો. અને દેવસેવાના કબાટમાં તે મુકી દીધો. નાહી ધોઇ પવિત્ર થઇ પ્રભુ પ્રાર્થના કરી તે બહાર આવી. પથારીમાં પડેલી પોતાની નિર્દોષ પુત્રી-પુર્ણિમાના માથે હેતભર્યો હાથ ફેરવ્યો. તેને વાત્સલ્યભર્યું ચુંબન કર્યું. તેને નીરખી નીરખીને જોઇ હૃદયની તૃપ્તી કરી અને અંતરના આશિર્વાદ આપ્યા. પલંગ પર પોઢેલા પતીદેવનાં દર્શન કર્યાં, પ્રણામ કર્યા અને પૂજ્યભાવભરી છેલ્લી નજર ફેંકી તે રસોડામાં ગઇ.

રસોડામાંથી સ્ટવ લીધો તેને પંપ કરી સળગાવ્યો.ઘાસલેટનો શીશો લાવી પોતાના શરીર ઉપર તેલનો છંટકાવ કર્યો અને સળગતા સ્ટવ ઉપર પોતાનું કપડું ધર્યું.

અગ્નિદેવને આહુતિ મળિ. કપડાં ભડભડ સળગી ઉઠયાં અને ચરરર કરતી ગુણિયલની ચામડી સળગી ઉઠી. એ તો દ્રઢ મનથી દેવમંદિર તરફ નજર કરી પ્રભુ સ્મરણ કરતી કરતી અગ્નિદેવને શરણે થઇ. " પ્રભુ ! પ્રભુ ! ", એવા ઉદ્‌ગારો તેના મુખમાંથી નીકળવા લાગ્યા

ઘરમાં અગ્નિની ઝાળ થઇ, ધુમાડો થયો અને પૂર્ણિમા ઝબકીને જાગી ઉઠી. સફાળી ઉઠીને તે રસોડામાં દોડી. ત્યાં જતાંજ તેનો સાદ ફાટી ગયો. તેણે ચીસ પાડી , " દોડો! દોડો ! આગ ! આગ ! ! "

ગુણિયલ મૃત્યુના મુખમાં પ્રવેશી ચુકી હતી. થોડી ઘણી શુદ્ધિ હતી તે એકઠી કરીને તે ભાગ્યાતુટયા શબ્દોમાં બોલી, " બેટા ! પૂર્ણિમા ! સુખી રહેજે ! દેવમંદિરમાં કાગળ છે તે કોઇ ન જાણે તેમ તારા પિતાને આપજે. ઓહ રાહ...રામ...પ્રભુ ! ...

પૂર્ણિમાની ચીસો સાંભળીને યશવંત દોડી આવ્યો, તેણે પણ ગભરાઇને બૂમરાણ કરી મૂક્યું, પાડોશીઓ ભેગા થઇ ગયા, પોલીસ પણ દોડતી આવી અને ' શું ' છે ? શું છે ? કરતા સૌ કોઇ વિચારમાંજ મુંઝાવા લાગ્યા.

પોલીસ કોન્સ્ટેબલ બધાને ધક્કા મારતો આગળ આવ્યો અને બોલ્યો, "દૂર હઠો, બાઇની જુબાની લેવા ઘો. કદાચ તેણે આપઘાત કર્યો હોય ! "

યશવંતનું મ્હોં કાળું શાહી જેવું થઇ ગયું: પોતાને માથે મોત ભમતું જણાયું. ગુણીયલ બધી વાત કહી દેશે તો ? એક કેદી ન્યાયાધીશનો ફેંસલો સાંભળવા જેટલો આતુર બને તેટલો—તેથી પણ વધારે આતુર અને અધીરો યશવંત બન્યો.

" ભાઇઓ, બરાબર સાંભળજો. હું પંચનામું ઘડું છું. તમારામાંથી બે જણાએ તે ઉપર સાક્ષીની સહી કરવી પડશે, એમ કહી પોલીસે નોટબુક કાઢી અને પેનથી કંઇક લખતાં પુછ્યું, " બોઇ ! કહે, શા માટે તેં આપઘાત કર્યો ? "

" મેં આપઘાત નથી કર્યો. પરંતુ મારો કાળ આવી લાગ્યો અને આ સ્ટવ સળગાવતાં સળગાવતાં ખૂબ ભડકો થયો અને તેની ઝાળ મારા કપડાને લાગી. મેં તે ઓલવવા પ્રયત્ન કર્યો પણ આગ તો વધતીજ ગઇ અને હવે તો મારું અંગેઅંગ શેકાઇ ગયું છે." કહે પછી

"સીપાઇઓ, આ [illegible] એકદમ તાકીદે ઇસ્પીતાલમાં લઇ જવા ગોઠવણ કરો." કોન્સ્ટેબલે આજ્ઞા કરી [illegible] કાળી ડગલીવાળા સીપાઇદાદાઓ આગળ આવ્યા.

"મને ન અડકશો...મને અપવિત્ર કરીને મારૂં મોત ન બગાડશો...મારી નસેનસ તુટે છે...મને અહીંજ સુખે મરવા દ્યો. ઓ પ્રભુ...રામ...રામ..."

પોતાના સ્વામી તરફ પુજ્યભાવ ભરી નજર કરીને—પોતાની પુત્રી તરફ નયનો ઠારીને ગુણીયલે આ અસાર સંસારનો ત્યાગ કર્યો.

કોન્સ્ટેબલે પંચની સહી લીધી. બાઇની જુવાની એવી હતી કે એમાં એની ડાઢ ગળી થાય તેવો માર્ગ રહ્યો ન્હોતો. પોતાના ભાગ્યને દોષ દેતી પોલીસ ત્યાંથી રસ્તે પડી, પડોશીઓ પણ યશવંત અને તેની પુત્રીની દયા ખાતા વીખરાયા અને નવા જમાનાના સુખ સગવડના સાધન રૂપ થઇ પડેલા એ સ્ટવ ઉપર અનેક શ્રાપો વરસી રહ્યા.

પૂર્ણિમા અને યશવંત ઘરમાં એકલાં પડયાં. યશવંત તો આ અકસ્માતથી બાઘો બની ગયો હતો.

પૂર્ણિમાએ ઘરનાં બારણાં અંદરથી વાસ્યાં અને દેવમંદિરના કબાટ નીચે ભરાવેલો કાગળ કબાટનો સ્પર્શ ન થાય તેવી રીતે કાઢયો.

કાગળ વાંચતાં વાંચતા તેની આંખમાંથી બોરબોર જેવડા આંસુ પડતા હતા. તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. પત્ર તેણે પોતાના પિતા તરફ ફેંકયો.

યશવંતે પત્ર ઉપાડયો અને વાંચ્યો. એકેક શબ્દ તેને બાણ સમાન સાલતો હતો, તેનું અંતર વિંધાઇ જતું હતું. પત્રમાં શું હતું ?

" સ્વામીનાથ,

ઘણુંય સમજાવ્યા છતાં આપ ન સમજ્યા, કુસંગતે આપને કર્તવ્યવિમુખ બનાવ્યા, મારી પાસે જે હતું તે આપના ચરણે ધર્યું આથી પણ ખરાબ હાલત થાત તોપણ હું આપને ખાતર ગમે તેવી મુશીબતો વેઠી લેત, દરણાં દળીને પેટનું પુરૂં કરત. એ બધું થઇ શકત પરંતુ આજે આપ જે કાર્ય કરવા માટે તત્પર થયાં હતા તે કાર્ય તો મારા અને આપના બંનેના કુળને કલંક લગાડે તેવું હોવાથી મારાથી એ ન સ્હેવાયું. અનેક પેઢીઓ થયાં પંકાયલી ખાનદાનીનું આજે ખુન થતું જોઇ મારો અંતરાત્મા કકળી ઉઠયો. આપ તો નિશ્ચયથી ડગવાના ન્હોતા; એટલે જીવતા જીવે પુત્રીને કન્યાવિક્રયના નર્કાગારમાં ધકેલાતાં જોવી અને ખાનદાનીને જગતભરમાં લજાવવી તેના કરતાં મૃત્યુ મને વધારે વ્હાલું લાગ્યું. પાછળથી જે થવાનું હશે તે થશે. પણ હું શું કાળું મોઢું લઇને જીવું ? મારી રંક પુત્રીનું કન્યાવિક્રયના પાપકુંડમાં બલિદાન દેવાય તે પહેલાં હુંજ મારા દેહની અગ્નિદેવને આહુતી આપું છું.

આપનું અંતર નિર્મળ છે એ હું જાણું છું. કુસંગતનો પાસ લાગ્યો છે તેથીજ આપ આવી અધમ પ્રવૃત્તિમાં પડયા છો તે પણ હું જાણું છું. મારા જવાથી આપને આપની ભુલ સમજાય, આપની એ પાપી પ્રવૃત્તિ માટે પશ્ચાતાપ થાય તો એ પ્રવૃત્તિથી પાછા હઠજો અને સન્માર્ગે સંચરજો. નાથ ! મરતાં મરતાં એક ભીક્ષા માગું છું !. મારી ફુલ જેવી કોમળ કન્યાનો ભવ ન બગાડશો. —તેને જ્યાં આપવા ધારી છે ત્યાં ન આપશો. જો મારે માટે આપને કંઈ લાગણી થતી હોય-ગરીબ ગાય જેવી દીકરી માટે દયા આવતી હોય તો તેને કોઇ યોગ્ય ઠેકાણે વરાવી તેને સુખી કરજો. પૈસાની દરકાર ન કરશો. વય, ગુણ અને ખાનદાની જોજો. એક પાઇ પણ ન લેશો. કન્યાવિક્રય સમું એકે પાપ નથી. તેને લાયક પતિને સોંપશો તો એ બિચારીની આંતરડી ઠરશે અને તમને

રશ્મિ.



ચિત્રકારઃ ] રશ્મિ એકાદ સકરપારું દવામણું વદને [ રા. છો. અં. જોશી.
અનંતના મોંમાં મુકતી. [ પૃષ્ઠઃ ૩૨.

બે બ્હેનો.



મીસ એના જોશુઆ, બી. એ. અને મીસ એલી જોશુઆ, એમ. એ.

મદ્રાસ યુનીવરસીટીમાં મીસ એના બી. એ. ની પરીક્ષામાં

પ્હેલે નંબરે આવ્યાં છે.

હતું જ ને આટલા વર્ષ. તો મ્હને યે નભશે. કાલથી તું આવજે આપણે ઘર, ને હું ઘર છોડી જઇશ. બાને એમજ છે કે મ્હારેજ ઘરમાં રહેવું ને મ્હારે જ બધું વાપરવું, તો મ્હારે એ નથી જોઇતું. હું જઇશ એટલે ત્હારા વગર છૂટકો નથી, અને પિતાજીને સંતાન વગર ચાલવાનું નથી. કુટુંબને મ્હારા કરતાં ત્હારી કિંમત વધારે છે."

અનંત તો દિંગમૂઢ બની પળભર તો આ બધું સાંભળી જ રહ્યો. રશ્મિ સામું કંઇક વાર તો મૂંગો મૂંગો જોઇજ રહ્યો. રશ્મિએ શું કહ્યું એ સમજવા પ્રયાસ કરવા મંડયો. અને એટલામાં રશ્મિએ પાછું ચલાવ્યું: " ના, ભાઇ. આમાં ત્હારી ના ચાલશે નહી. ત્હારે સાવકી માતા સાથે રહેવું પડશે એજને ? પણ પિતાજીનો તું વિચાર કર. હું નહી હોઉં, એટલે એ ત્હને નહી સંતાપે. તે દિવસે સાંઝે તકરારમાં એના બોલેલા બોલ તો ત્હને યાદ છે ને ? ક્યાં તો મ્હારી રશ્મિ નહી કે ત્હમારો અનંત નહી. ને પિતાજીએ મ્હને વ્હાલી કરી ત્હને કાઢ્યો. પણ કેવા મનથી કાઢ્યો એ તો તું જાણે છે ને ?

અનંતના મનમાં આખરે ગૂંચ ઉકલી. રશ્મિ શું કહેવા માંગે છે એ સમજ્યો. સ્હેજ વિચાર કરી એ બોલ્યો, " બ્હેન ! આ શા ગાંડાં ! તું ઘર છોડશે, ને તે મ્હારે લીધે, હજીયે તું નાદાન રહી ! ક્યાં જઇશ તું ? અને મ્હને શું દુઃખ છે ? હું તો સુખી છું. આ સામે દેખાય પેલું, પાગલખાનું. ત્યાંની રોજની મુકાદમીમાંથી એ મ્હને કંઇ કંઇ શીખવાનું મળે છે. સુખે રોટલો યે ખાવા મળે છે. રવિવારે રજા મળે છે, તો ત્હને યે મળું છું. ત્યાં ભાનુકુમાર ડાક્ટર છે, એટલે હમારે બેને સમય પણ ઠીક પસાર થાય છે. હજી એ હમારી જુની મૈત્રી જાળવી રહ્યો છે. ત્હને વળી આ ગાંડાઇ શી લાગી ? "

પણ રશ્મિ તો આજે નિશ્ચય કરીનેજ આવી હતી. અનંત ભારે દિલે બોલતો હતો એ એ સમજતી હતી. એને મન અનંતનું દુઃખ અનંત માનતો એથીયે વધારે હતું, અસહ્ય હતું. અને જે અનંત જોડે આજ વર્ષો પહેલાં બાલપણ ગાળેલું, સુખ દુઃખની ન્હાની મોટી વાતો કરેલી, આજ હળાવ પર કેટ કેટલું કુદેલા; શિયાળો ઉનાળો ગજાવેલાં, વરસાદમાં ન્હેરને નદીઓ બનાવેલી; સિંધુ, ગંગા; જમના, બ્રહ્મપુત્રા; જાત જાતના એ નીકોને, નામ આપેલા, એ હળાવ પરના નકશા દ્વારા જાણે હિંદુસ્થાનની ભૂગોળ શીખેલા. અનેકવાર આજ મંદિરે કંઇ કંઇ ઉત્સવો ઉજવલામાં સાથે હરેલા ફરેલા, અનેક મજાઓ કરેલી એ અનંતભાઇ વિના કેમ ગમે ? એ અનંતને એને લીધે ઘર છોડવું પડે, એ કેમ સહેવાય ? એ અનંત એકલો પાગલ ખાતાની મુકાદમીમાં સડે, એ અનંત એની કાળજી વિના રવડે, એ બધાના વિચારે રશ્મિ ગૂંગળાતી હતી. એણે તો ફરી ફરીને, કરગરીને, વિનમ્રભાવે, દ્રઢતાથી અને છેવટે રડીનેય કહ્યાજ કર્યું અને અનંતે ગૂંચવાતે દિલે એ બધું સાંભળ્યાજ કર્યું. તે દિવસની આખી સાંઝ એ વાર્તામાંજ વીતી જવા આવી.

અનંતનો વારો આવતાં એણે પણ રશ્મિને બહુ સમજાવી, અને છેવટે જ્યારે એણે નજ માન્યું, ત્યારે એ બોલ્યો. ' રશ્મિ મારું કહેવું તું હંમેશાં માને છે તેમ આજે યે માનવું પડશે. માનવુંજ પડશે. આ ગાંડો વિચાર ત્હારા મનમાંથી કાઢી નાંખ, મ્હારે લીધે તું શું કામ દુખી થાય ! હશે. સૌ સારાવાનાં થઇ જશે. જા બ્હેન, સાત દિવસ વીતી જશે, ને પાછો રવિવાર આવશે ને આપણે મળીશું પાછા. અનંત ઉભો થયો અને રશ્મિ તો

બેસી રહી હતી. અનંતનો હાથ રશ્મિને માથે ફરતો હતો. રશ્મિ એ અશ્રુ ભરેલી આંખે ઉચું જોયું, અને હંમેશની માફક એ બોલે તે પહેલાં, અનંત બોલ્યો, " " બ્હેન, " અને રશ્મિ એ જવાબ આપ્યો, " ભાઇ " અને બંને મંદિર સુધી સાથે ગયા, અને ફરીથી એકજ બોલ બોલી બંને છૂટા પડ્યા. રશ્મિ ગઇ ઘર તરફ, અને અનંત ચાલ્યો, ઢળાવ ઉતરતો, પાગલખાના તરફ અને ભૂખેરા અન્ધારામાં એણે જોએલા અનેક પાગલોના દૃષ્યો ખડા થવા લાગ્યા. એના પાગલખાનાની વિવિધ મૂર્તિઓ સાથે એ પોતાની અને પોતાની આસપાસની ડાહી ગણાતી મૂર્તિઓ સરખાવવા લાગ્યો અને સાચી ગાંડાઇ કોને કહેવી એ વિચારવા લાગ્યો.

વિચારમાંને વિચારવામાં એ પાગલખાનાથી કેટલોક દૂર નીકળી ગયો, એ સામુથી આવતા ભાનુકુમારે પૂછ્યું ન હોત, તો એને ખબર પણ ન પડત. ભાનુકુમાર આગળ ઘણીએ વાર એ એનું ધુંધવાયલું દિલ ખાલી કરતો અને ભાનુકુમાર બનતું આસ્વાસન પણ આપતો.

ભાનુકુમારે એની વિચાર ઘેનમાંથી જગાડતાંજ એણે એના દિલનો ઉભરો ખાલી કર્યો અને સુતાં પહેલાંયે મોડી રાત સુધી બંનેએ લાંબી વાતો કરી.

[ ૩ ]

વચગાળામા બે રવિવાર ચાલ્યા ગયા. એ બે રવિવારે અનંતે મંદિરે ફોગટ ફેરો ખાધો. કોણ જાણે કેમ રશ્મિ ત્યાં ન આવી. અનંતે અનેક કારણો કલ્પી મન વાળવા પ્રયત્ન કર્યો પણ એના મનને જરી નિરાંત ન હતી.

એનું કહ્યું અવગણી રશ્મિ ઘર છોડી ચાલી ગઇ હોય એવી નાદાની તો નહિ કરી હોય ! એ વિષેના વિચારોએ ફરી ફરીને મુંઝાતો, અનેક વાર એણે ઘર તરફ દોડવાનું મન કર્યું, અને એ વિચાર જતા કરવામાંએ એ જીતતો.

પાગલોનું સંગ્રહાલય જોઇ જોઇને એની દયા પણ દિન પર દિન સુકાતી જતી હતી, અને રશ્મિના વિચારો આવતા એ સુકાતો દયાનો ઝરો વળી નિર્મળ રીતે વહેવા માંડતો. એના હૃદયમાં ક્ષણે ક્ષણે વિચારોનું યુદ્ધ ઝામતું, ભિન્ન ભિન્ન લાગણીઓનું યુદ્ધ ઝામતું, અને એક પળમાં તો એનું હૃદય કંઇ કંઇ નવાજૂની સહી લેતું.

અનંતે ત્રીજા અઠવાડીયાના દિવસો તો કેમે કરીજ પસાર કર્યા. સોમ, મંગળ ગયા બુધ ગયો; ગુરૂ પણ ગયો, અને છેવટે શુક્ર પણ ગયો તો ખરોજ. દરેક દિવસ એકેકથી લાંબો, અને રોજ રોજ મન તો બમણું ગુમગીન થતુંજ હતું.

શનિવારના હસતા સૂર્ય સાથે તેનું હૃદય નજ હસ્યું, ઉલટું એથી તો એનું દિલ વધારે બળ્યું. એ દિવસે એ જરી વ્હેલો ઉઠ્યો હતો. અને એણે પ્રભાતના સુંદર પંખીઓને બોલતા સાંભળ્યા પણ એથી તો એના મનનો ચણચણાટ વધ્યો. એણે ને રશ્મિએ સાથે વ્હેલા ઉઠી કેટલીયે પ્રભાતના મધુર કલરવ સાંભળ્યા હતા, તે યાદ આવ્યું. ઉગતો સૂરજ જોતાં એનું મન વધારે બળ્યું. કંઇ કેટલીએ વાર એણે ને રશ્મિએ ઉગતા સૂરજને સામે નમસ્કાર કરેલા, એ સાંભરતાં એણે મેદાને પથરાતો કૂંણો તડકો જોયો, ઝાડપાનની લંબાયલી આછી છાંયડીઓ જોઇ, અને એના જીવનમા આવી પડેલી તેજ છાયાની કંઇક સ્મૃતિઓ તરવરી રહી.

સ્હવાર વીતી ગઇ. બપોર પછી ભાનુકુમારના ડાકટરી ખંડમાં અનંત એક બાંક પર સુનમૂન બેઠો હતો, ને બ્હાર જરા ગરબડ સાંભળતા, ડાકટર બ્હાર ગયા. એણે

કોઇ ઉન્માદી છોકરીને એના તરફ પકડી આણતા જોઇ, અને એણે ‘ રશ્મિ ’ કરીને ઝીણી ચીસ નાંખી. એ સાંભળતાંજ એબા-કળા અનંતે એકે કૂદકે રશ્મિને એના હાથમાં લઈ લીધી. ખરે ! રશ્મિ ગાંડીજ થઇ ગઇ હતી.

ભાનુકુમાર રશ્મિને તપાસવા મંડ્યો. અને બાજુપર પિતા અને પુત્ર મૂંગા મૂંગા ઉભા હતા. ભાનુકુમાર રશ્મિની પરીક્ષા કરી કંઇ લખવા બેઠો અને પિતા પુત્ર કંઇક વાતે વળગ્યા. ભાનુકુમાર એનું લખવાનું લખી રહ્યો હશે અને પિતાપુત્રે કંઇક દિવસના ક્ષોભ સ્હેજ વારમાં પતાવી, આંસુભરી આંખે મનાઇ એક થઇ ગયા હતા.

પરંતુ અનંતે તરત ઘર જવા ના પાડી. રશ્મિનો ઉન્માદરોગ ટુંક મુદતમાં મટી જશે એમ લાગવાથી, એના સાજા થયા પછીજ સાથેજ ઘર જવાનું કબુલ્યું.

રશ્મિનો રોગ મટાડવા ભાનુકુમાર બનતું કરી રહ્યો હતો.

દર રવિવારે ઘરથી મંદિર સુધીનો ફેરો, અને મંદિરથી પાગલખાના સુધીનો ફેરો, રશ્મિ અને અનંતનો પિતા હવે જાતે દર-રોજ ફરે છે.



## અમેરિકાની સ્ત્રી સંસ્થાઓ.

અમેરિકામાં જીવનની દરેક પગથીમાં સમાનતાનો જ મંત્ર ગુંજે છે. એ રીતે ત્યાં સ્ત્રીઓનું સ્થાન પણ પુરૂષોની સમાન છે. મતાધિકાર ઉપરાંત પદાધિકાર પણ અમેરિકાની સ્ત્રીઓ ભોગવે છે. હિંદી મહાસભા જેવી મધ્યસ્થ સ્ત્રી સંસ્થાઓ આપણે ત્યાં એક પણ નથી, ત્યારે અમેરિકામાં આપણી રાષ્ટ્રીય મહા સભા જેવા સ્ત્રીઓનાં મુખ્ય ૧૫ મંડળો છે. નાની મોટી મંડળીઓ, કલબો અગર આ મંડળોની શાખાઓ હોય તે તો જુદી. રાષ્ટ્રીય સ્ત્રી સહાયક મંડળમાં સવા બે લાખ સભ્યો છે. સ્ત્રી–વકીલ મંડળ, સ્ત્રી મતાધિકાર મંડળ અને રાષ્ટ્રીય સ્ત્રી–ઉતકર્ષ મંડળના એક કરોડ સભ્યો છે આવા જાગ્રત અને વ્યવસ્થિત મંડળ સ્ત્રી સમાજની બહેતરી અને પ્રતિષ્ઠાનો ઝંડો ફરકતો રાખે છે.

આપણે ત્યાં નાતો જાતો અને ધોળ છે તે કરતાં ત્યાં કેટલાયે અધિક મંડળો, સોસાયટીઓ અને એસોસીયેશનો વગેરે છે. આપણને નાતો જાતો ગુંગળાવી રહી છે, અને તેથી કુસંપ, સ્વાર્થ અને આળસને વધારી અવનતિ કરે છે, ત્યારે આની કલબો અને મંડ-ળીઓ અમેરિકાની સ્ત્રીનું કલ્યાણ સાધી રહી છે.




લેખકઃ રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા.

રવીવારની રજામાં શી મજા છુપાઇ છે એ તો માત્ર જેઓએ આખું અઠવાડીયું ઓફીસમાં ગદ્ધાવહીતરું કર્યું હોય તેઓજ જાણે. બીજાઓ તો માત્ર અનુમાનજ કરી શકે. એવા એક મોંઘા, અણમુલા રવીવારે સવારના હું આરામખુરશી ઉપર બેસીને ધુમાડા કાઢતો હતો. મારી પત્ની પલંગ ઉપર બેસીને તકીયાના ગીલાફ બદલાવતી હતી. તેવામાં મેં પુછ્યુંઃ "મધુ ! આજે નાટક જોવા આવે છે ? ચાલ જઇએ."

"તમારે નાટક જોવાની ખરેખરીજ ઇચ્છા છે ?" મધુએ સામો પ્રશ્ન પુછ્યો. "જો અમસ્થાજ તમે કહેતા હો તો તો માફજ રાખો. મને તો એવી અથડામણ ગમતી નથી. અને વળી આજ કેટલા રવીવાર થયાં કૈં ને કૈં કામ અને અડચણ આવ્યાજ કરે છે એટલે નીરાંતે બેઠાંજ નથી. એટલે હવે આજે તો બસ, આપણે આખો દિવસ શાંતીમાંજ ગાળીએ."

હું કુંવારો હોત, સ્ત્રીઓના સ્વભાવથી અપરિચિત હોત, માત્ર કવિઓએ વર્ણન કરેલ સ્ત્રીઓના સપનામાંજ રાચતો હોત તો મધુએ નાટક જોવાની નામરજી બતાવી અને પતિ સાથે બેસીને વાર્તાલાપમાંજ વધારે આનંદ માન્યો એને લઇને મધુના પ્રેમપરાયણતા, સ્વાર્થત્યાગ, પતિ પ્રત્યેનો સ્નેહ વગેરે ગુણ સંબંધી હું એક મહાકાવ્ય લખી નાખત. પણ હું પરણેલો છું એટલે મેં તો એટલુંજ જાણી લીધું કે મેં નાટકની પહેલી વાત કાઢી એટલે એના મગજે જુદીજ દિશા પકડી. પણ મને પણ નાટક જોવામાં ખાસ આનંદ હતોજ નહીં એટલે મેં એ બાબતમાં વાંધો ઉઠાવ્યોજ નહીં અને નાટકનું પ્રોગ્રામ ઉડાડીજ મુક્યું.

બીજી દસેક મીનીટ અમે બહુજ શાંતીથી ગપ્પાં માર્યાં એટલામાંજ એક બાજુથી ઘડીઆળમાં આઠના ટકોરા પણ થયા અને બીજી બાજુથી અમારા બાલસ્નેહી ચીમનભાઇનો ઘાટો શુદ્ધ સુરતી ઢબમાં સંભળાયો. "કેમ મદનભાઇ છ ઇ ! ઉઠ્યા છો કે હજી ઉંઘોજ છો ?"

હજી અમે આ ત્રાડ પુરેપુરી હૃદયમાં ઉતારી લઇએ નહીં તે પહેલાં તો ચીમનભાઇ હાથમાંની જાડી લાકડી ઠોકતા ઠોકતા, મોંમાંથી પાનની પીચકારી મારતા આવી પહોંચ્યા. "હા હા હા ! મધુબ્હેન ! મેં મારું વચન પાળ્યું કે નહીં ? મદનભાઇ, કીદાડથી મધુબહેન મને અહીં આવવાનો આગ્રહ કર્યા કરતાં હતાં ( અત્ર એટલું કહી દેવું જોઇએ કે આ માન્યતા સત્યના પાયા ઉપર રચાઇ

રવિવારની રજા.



ચિત્રકારઃ ] મારી પત્ની પલંગ ઉપર બેસીને તકીયાંના ગીલાફ બદલાવતી હતી. [ રા. શુકલ.
[ પૃષ્ઠ: ૩૮.

Luhanamitra Press, Baroda.



પારીસમાં ગયા મે માસમાં મળેલી આંતર-રાષ્ટ્રીય સ્ત્રી-હક્ક પરિષદમાં ભાગ લેવા ગયેલા

નહોતી ) પણ આપણે સબ અંદરકા વેપારી ! અને આપણો જીવડો એક ને ઘરાક ઘણાં ! એટલે ફુરસદ મળે ત્યારેને ? પણ આજે મેં ઇશ્વરેજ એવો તાલ કરી આપ્યો કે આપણે આ બાજુ ઉપડી આવ્યા. એ જરા એ ત્રણ દિવસને માટે સુરત ગઇ છે એટલે આપણને પુછનાર કોણ ? અને મુંબઇમાં કોને ત્યાં જઉં, કોને ત્યાં જઉં એવો વીચાર કર્યા કરતો હતો ત્યાં મનમાં મેં એમજ થઇ આવ્યું કે ચાલો, બસ, આજે તો મદનભાઇને ત્યાંજ ધામા નાખવા. પણ રસોઇમાં ઉતાવળ ખુતાવળ નહિ કરતાં હોં કે ! કારણ કે હવે આપણે તો છેક અંધારૂં થતાંજ પાછા મુંબાઇ ઉપડશું. ત્યાં કોણ રાહ જોવાનું હતું ? રામો ઘાટી ! હાહાહાહા ! ” આટલું કહેતાંજ ચીમનભાઇએ ડગલો અને ટોપી ઉતારીને એક ખીટીએ ભેરવી દીધાં અને એક બીજી આરામખુરશી ખેંચીને તે ઉપર પડયા.

મેં અને મધુએ સામસામું જોયું. પણ આ સ્થિતિમાં બીજો ઉપાય નહતો એટલે કરવું પણ શું ?

ચીમનભાઇએ ન્યાતની ઝીણી ઝીણી વાતો મધુ સાથે ઉકેલવા માંડી અને નવેક વાગે સગડી સળગાવશું તોપણ વાંધો નથી આવવાનો એવું એ બે જણાએ સર્વાનુમતે નક્કી પણ કર્યું. પોણા નવેકને આશરે મારી ઓફીસનાજ ચાર માણસો “ હલ્લો, મદનભાઇ ! તમે ઠીક મળી ગયા. ” કહેતા આવી પહોંચ્યા. “ આવો, આવો ” કહેતાં મેં એમને બધાને બેસાડયા, મધુને આંખથી ચા મુકવાની નીશાની કરી. વાતમાં ને વાતમાં જણાયું કે એમને સાતાંક્રુઝમાંજ ઘર રાખવું હતું એટલે મને ભોમીયા તરીકે સાથે આવવાનો તેમણે આગ્રહ કર્યો. મારી ના કોઇ સાંભળે તેમ નહતું એટલે જ્યાં ચા પીવાઇ રહી એટલે હું તૈયારજ થયો. ચીમનભાઇએ મને ધીમેથી કહી દીધું. “ ચાલો, એ પણ ઠીક થઇ ગયું. તમારો સવારનો વખત પસાર થઇ જશે અને તમે અહીં આવશો ત્યારે રસોઇ પણ તઇયાર થઇ જશે. અને હું અહીં છું એટલે તમારે બજારની ચીંતા તો . રાખવીજ નહીં. હું બધાને પહોંચી વળું એમ છું. એમને જવાબની જરૂર નહોતી. મધુએ જતાં જતાં કહ્યું. “ જેમ બને તેમ વહેલા આવજો. ” મેં ડોકું ધુણાવી હા પાડી અને પછી પેલા મિત્રોની સાથે હું ઘરો શોધવા નીકળી પડયો.

પહેલેથીજ હું જાણતો હતો કે એ લોકોને ઘર રાખવાનો ખાસ વિચારજ ન હતો છતાં પણ સાથે સાથે ફેરવીને એમણે મારો દમ કાઢી નાખ્યો. આખરે બરાબર બાર વાગ્યાની ટ્રેનમાં મેં એમને વિદાય કર્યા. હું પાછો ઝડપથી ઘેર ગયો ત્યારે રસોઇ તો ક્યારની તૈયાર થઇ ગઇ હતી. પાટલા પણ મંડાઇ ગયા હતા અને ચીમનભાઇ કાંદા અને કેરીની ક્ચુંબર કરવામાં રોકાઇ ગયા હતા. મેં ઝડપથી નાહી લીધું અને પછી અમે પાટલા ઉપર બેસવાનો આરંભ કરતા હતા અને ચીમનભાઇ “મધુબહેન, તમે પણ સાથેજ જમવા બેસી જાઓને ” એમ કહેતાં કહેતાં મધુને આગ્રહ કરતા હતા તેવામાંજ બારણું ઉઘડયું. અમે ત્રણેએ જોયું. “ ઓહોહો ! મદનભાઇ ! તમે તો ભારે કરી ! ક્યાં છેક છુપાઇને બેઠા છો ? અમે તો તમારૂં ઘર શોધી શોધીને થાકી ગયા. ” આમ બોલતાં બોલતાં અમારી સાતમી પેઢીના સગા ધીરાભાઇ, તેમના પત્ની અને બે છોકરાં, તેમના નાનાભાઇ અને તેમના પત્ની અને એક નાનું છોકરૂં એટલા માણસો આવી પહોંચ્યા. તડકામાં ફરી ફરીને એમના મોં લાલચોળ થઇ ગયાં હતાં અને બે છોકરાં જોરથી રડતાં એટલે

બધાં બહુજ રખડયાં હશે એ વાત તો માની શકાય એવીજ હતી. મધુ રસોડામાંથી બહાર આવી. બધાંને બેસવાનું કહ્યું અને સાથે સાથે જમવાનું પણ કહ્યું.

"હાહાહા ! મધુ ! તેં ન કહ્યું હોત તોપણ અમે તો અહિંજ જમત, હેં કે !" ધીરાભાઇએ મોટેથી હસતાં હસતાં કહ્યું. "મદનભાઇ, તમે તો જાણો છો ને મધુ મારી બાયેની ભાણેજ થાય છે ! એ બિચારી તો શું જાણતી હોય ! અમે હજી કાલેજ મુંબાઇ આવ્યાં. તમે જાણતાં નથી ? અમે તો બધાં જાત્રાએ ઉપડયાં હતાં ! હવે મુંબાઇમાં ત્રણ ચાર દિવસ રહીને પાછાં સુરત દરીઠામ થઇ જાઇશું. મધુને જાત્રાની છબી આપવાનું ભુલતી નહિં હો ! નહિં તો વળી કોઇક દિવસ એ મહેણું મારશે કે મામા જાત્રા જઇ આવ્યા પણ એક છબી સરખી નહિં લઇ આવ્યા ! હા હા હા !"

મધુનું ધ્યાન છબીમાં તે વખતે નહોતું. તેણે તો ઝડપમાં ફરીથી રસોઇ કેવી રીતે કરવી એનો વિચાર કરવાનો હતો. આખરે રસોઇ થઇ. અમે દોઢ વાગે જમ્યા અને પછી બે વાગ્યાની ટ્રેનમાં ધીરાભાઇ અને તેમનું કુટુંબ પાછાં મુંબાઇ ઉપડી ગયાં.

મારો વિચાર થયો કે 'લાવ, હવે જરા કલાકેક ઉંઘી તો લઉં.' પણ જોઉં છું તો મારા પલંગ ઉપર તો ચીમનભાઇ ઘસઘસાટ ઉંઘતા હતા ! હું આગલા ઓટલા ઉપરજ સાદડી નાખીને પડયો. મધુ પણ એવીજ રીતે સાદડી લઇ આવીને સુવાની તૈયારી કરતી હતી તેવામાં તેણે આઘેથી એક મોટું ટોળું આવતું જોયું. હું હજી તો સાદડી ઉપરથી બેઠો થઇને જોઉં છું ત્યાં તો નવ છોકરા પાંચ બૈરાં અને ચાર મરદોનું વૃંદ અમારે ઓટલે ચઢી ગયું. એ આખું ટોળું મધુના પીયરીયાં જે ચાલમાં મુંબાઇ રહેતાં હતાં તેજ ચાલમાં રહેતું એટલે સાંતાક્રુઝ જોવાને માટે અમારે ત્યાં આવી પહોંચ્યું હતું. ચીમનભાઇ તો ઉંઘમાં હતા એટલે એમને તો આથી કૈં હરકત પડી નહિ. પણ મારે તો કયાં બેસવું અને કોની જોડે કેવી વાત કરવી એની પણ મુંઝવણ થઇ ગઇ. કારણ કે હું આ ટોળામાંથી કોઇને પણ ઓળખતો નહોતો. એ ટોળાંની આખાંની મધુ દીકરી હોય તેમ તે ટોળું તો વર્તતું હતું અને એમાંના નવે નવ છોકરાંઓએ પણ મારૂં ઘર એમનુંજ ઘર છે એમ માની લીધું જણાતું હતું. હું ગભરાઇ તો ઘણો ગયો પણ મધુના માથા ઉપર ભાર મુકીને મારે નાશી જવું એ મને ઠીક નહિં લાગ્યું એથી હિંમત ધરીને હું તો એ ટોળાંની આગતા-સ્વાગતા કરવામાં મચી પડયો. ચા થઇ. મમરા પણ વઘારવામાં આવ્યા. અને પછી અમે બધાં દરિયા તરફ ઉપડી ગયાં. ચીમનભાઇએ તો થાકી ગયાનું બહાનું કાઢીને ઘેરજ બેસવાનું પસંદ કર્યું.

અમે દરિયે ફર્યાં અને સાંજે સાડાસાતની ટ્રેનમાં એ આખું ટોળું મુંબાઇ ઉપડી ગયું. રાતના હવે જમવું નહિં પણ માત્ર એકેક ચાનો કપ લઇનેજ બસ રાખવું એમ મેં સુચના કરી અને તેને ચીમનભાઇ અને મધુ બન્નેએ ટેકો આપ્યો. આજના આખા દિવસમાં પડેલી જહેમત વિશે અમે હસતાં હસતાં વાતો કરતાં હતાં એટલામાંજ મારા સાઢુભાઇ અને તેમનાં પત્ની આવી પહોંચ્યાં.

"અહો બહેન ! તમે અહિં ક્યાંથી, આટલે વાગ્યે ?" મધુએ પુછ્યું.

"અરે બાઇ, કૈં વાતજ નહિં કરવાની," બહેને જવાબ દીધો. "અમે મુંબાઇથી તો બહુ વહેલાં નીકળેલાં. બોરીવલી ગયેલાં અને ત્યાં જરા મોડું થઇ ગયું. અમારે તો બોરીવલી જમીનેજ આવવું હતું પણ ત્યાં જરાક



ડા. મુથુલક્ષ્મી અમ્મલ.
પારીસની પરિષદના હિંદી પ્રતિનીધિ.



મીસ માલાગીરી શલીઅર.
ફ્રાંસના સ્ત્રી-મતાધિકાર મંડળના પ્રમુખ.



મીસ શકુંતલા પ્રાંજપે, બી. એ.
પિતાના જેવાંજ પ્રવિણ ગણીતશાસ્ત્રી.

Sahityamitra Press, Baroda.



## રવિવારની રજા.

ચિત્રકાર: ] ખમીસનું બોરીયું લેવા હું વાંકો વળ્યો હતો એટલામાં મધુએ કહ્યું. [ રા. શુક્લ.

[ પૃષ્ઠ: ૪૫.

અડચણ જેવું જણાય એટલે પછી મનમાં એમજ થઇ ગયું કે પાછાં મુંબાઇ જઇને જમીએ એના કરતાં સાંતાક્રુઝ જઇને મધુને સાંજ જમીને જઇશું. તું પણ ઘણીવાર કહ્યા કરતી હતી ને ! "

આ સમસ્યા સમજવી મુશ્કીલ નહોતી એટલે મધુએ તરતજ રસોડામાં જઇને રસોઇ શરૂ કરી. રસોઇ તૈયાર થઇ. અમે રાતે સાડા નવે જમવા બેઠાં. ચીમનભાઇની ભુખ પણ ઉઘડી હતી એટલે તે પણ જમવા બેઠા. સાદુભાઇ સાડાદસે મુંબાઇ ઉપડયા. અને છેવટે ચીમનભાઇ સાડા અગીઆરની ટ્રેનમાં મુંબાઇ જવા નીકળ્યા. જતાં જતાં કહેતા ગયા કે " આજ ખુબ આનંદ થયો. હાં ! કેમ ખરૂંને ? વળી કોઇ દિવસ નીરાંતે આવી ચઢશું. "

ચીમનભાઇ ગયા. અમે દીવા ઝાંખા કર્યાં. ખમીસનું બોરીયું જમીન ઉપર પડી ગયું હતું તે લેવા હું વાંકો વળ્યો હતો એટલામાં મધુએ કહ્યુ. " નાટક જોવા ગયાં હોત તો કૈં ખોટું નહોતું ! "

" હા, મને પણ હવે એમજ લાગે છે. " મેં જવાબ દીધો.

## પ્રેમને ખાતર

શિરીન માટે ફરહાદે પ્રેમયજ્ઞમાં આહૂતિ આપી. આજે ય હૃદયદેવી માટે ચાલીસ ચાલીસ વર્ષ સુધી વસમી વાટ જોયા પછી, એની પાછળ જીવન ઢોળી દેનાર કોઇ વિરલ ફરહાદ જગતને સાંપડે છે. પ્રેમીઓ ! ચાલીસ વર્ષની રાહ !

કોન્સ્ટાન્ટીનોપલનો એક રંક છોકરો આથેન્સ આવીને ઘણીક ભાષા એ શીખી લે છે અને ઈંગ્લન્ડ-અમેરિકાના પ્રવાસીઓનો ભોમીઓ થાય છે. એનું નામ ઝાહારોફ. એની બુદ્ધિપ્રભાના પ્રભાવે છક થએલા એક અંગ્રેજના આમંત્રણે તે લંડનની સમૃદ્ધ પેઢીમાં નોકર રહેવા જાય છે.

આગગાડીમાં એક સ્પેનીશ અમીરજાદીનો એને ભેટો થાય છે. બન્ને વચ્ચે અભેદ્ય સ્નેહગ્રન્થિ રચાય છે. પેરિસ આગળ બન્ને પોતાનો પ્રવાસ થંભાવી એક અઠવાડીઉં ગાળે છે અને મૈત્રીને વજ્રબંધે સાંકળે છે. ઝાહારોફ કહે છે. " વીલાફ્રાંકા પરણું તો તને જ. બીજી સુન્દરીઓ મારે માબ્હેન છે. "

પણ વીલાફ્રાન્કા સ્પેનના કોઇ અમીર સાથે રૂઢિવશ લગ્નમાં જડાઇ ગઇ હતી. એની કૅથેલિક ધર્મભાવના એને છુટાછેડા કરવા ' ના ' કહેતી હતી. બન્ને પ્રેમિકો પૂરી પવિત્રતા જાળવીને, રાહ જોતાં જીવન વીતાવે છે.

લંડનમાં ઝાહારોફની અજબ બુદ્ધિશક્તિ-કિસ્મતની વહારે ચઢી, અને તે પેલી પેઢીનો સંચાલક થઇ પડયો. જેમ જેમ એને આંગણે સમૃદ્ધિની ઝલક ઉડવા લાગી, તેમ તેમ તેની પ્રેમની જ્યોત વધારે વિશુદ્ધ અને ઉત્કટ બનતી ગઇ. એમને એમ ચાળીશ વર્ષો ગળી ગયાં. આખરે મંગળ ઘડી આવી. આયેદ અમીરજાદી વિધવા બનીને, પ્રિયતમની નવવધુ થવા સ્પેનમાંથી ચાલી આવી. પ્રેમતરસી બેલડીનાં લગ્ન થયાં.

પણ વિધાતાને એના અદ્‌ભુત સ્નેહજીવનની ઇર્ષ્યા આવી. ૧૮ માસના દંપતીજીવન પછી વીલાફ્રાન્કા કિરતારના દરબારમાં ચાલી ગઇ. ઝાહારોફનો અમૃતનો પ્યાલો હોઠ આગળ આવતાં જ ઢોળાઇ ગયો.

આજે ઝાહારોફ પોતાની અતુલ ધનદોલતને ત્યજી, સદ્દગતની આરામગાહ ઉપર જપમાળ ફેરતો, સાધુજીવન ગાળી રહ્યો છે. [ દેશી મેઇલ ].




લેખકઃ—ડૉ. મોહનલાલ જગન્નાથ પાઠક.

"In the Supremacy of Self-control consists one of the perfections of the ideal man." —*Herbert Spencer.*

પચાસ પંચાવન મહોર્રમને વટાવી ચુકેલા હસનખાં પોતાના અનેક એશઆરામની વસ્તુઓથી ઉત્તમ પ્રકારે શણગારેલા ભવ્ય દિવાનખાનામાં સચિંત ને વિકારી મુદ્રાથી હુક્કો ગગડાવતા ગાદી પર પડ્યા હતા. બાજુમાંજ બીજી ગાદી પર તેમનો વફાદાર મદદગાર દોલતરાવ ખાંસાહેબ માટે પાન બનાવતો બેઠો હતો. ખાંસાહેબ કસ્બાણમાં એક અજબ આદમી હોવાનું માન ધરાવતા. ઉમરે પહોંચ્યા છતાં તેમની એશઆરામમાં મસ્ગુલ જીંદગી એક ઉગતા જુવાનને શરમાવે એવી હતી. તેઓ પોતાને ભર જુવાનીમાં મ્હાલતા માનતા. કોની છાતી હતી કે તેમને બુઠ્ઠા કહે!! લગાર લકવાની પ્રસાદીથી તેમના મુખ મંડળે સહજ વક્રગતિનું અવલંબન કર્યું હતું એટલુંજ. બાકી તેમનો પોતાનો સૌંદર્યનો શોખ હજી જેવો ને તેવોજ હતો! તેમની દુર્વિકારી દૃષ્ટિ કોઇ સ્ત્રી પર પડતી તો તે સ્ત્રીના શીયળ પર આક્રમણ થયુંજ સમજવું! આથી ગામની સ્ત્રીઓ ખાંસાહેબથી બહુ ડરતી. તવાયફો, ગવૈયા, બજવૈયા આદિ કલાવિશારદોના તે આશ્રયસ્થાન હતા. દોલત ખાંસાહેબને ગમે તેવા કામમાં મદદ કરતો. ખાંસાહેબને કોઇ મહાન્ કાળજીમાં ડુબેલા ચુપ ચાપ બેઠેલા જોઇ દોલતે પૂછ્યું.

"ખાંસાહેબ! અત્યારે આપ આટલી શી ફીકરમાં પડ્યા છો?"

"યાર શું કહેવું! પણ હા, હું હમણાં કેવો દેખાઉં છું?"

"એ શું બોલ્યા મારા મેહરબાન! આ આપની કાળી ભમ્મર ચશમો મુખકમલને શી શોભા આપી રહી છે, આપનું આ કમાન સમાન નાક જાણે કમલનો દાંડોજ ન હોય તેમ વદનચંદ્રની શોભામાં ઓર વધારો કરી રહ્યું છે! બસ પુછોજ ના સાહેબ! જો હું શાયર હોત તો આપની આ ખુબસુરતીના બ્યાનમાં બેતો ને બેતો લખી નાંખી હોત!"

"ત્યારે શું, હું એટલો બધો સુંદર દેખાઉં છું કે?"

"તો! આપ તો આજકાલના પેલા અમારા કામદેવ છો કામદેવ!"

ખાંસાહેબે એક દર્દભર્યો નિસાસો મૂક્યો.

"કેમ, કેમ સાહેબ! આપની તબીયત કંઇ—"

"યાર તબીયતનું શું રડવું? આ—" ખાંસાહેબ વળી દર્દભર્યા અવાજે બોલતા અટક્યા.

"હા, પણ આપની દિલગીરીનું કારણ તો કહેશો? આ બંદો તેનો એક ક્ષણમાં નીકાલ લાવી નાંખે એમ છે!" દોલતે લાગણીથી પૂછ્યું.

જરા શાંત થયા પછી ખાંસાહેબ બોલ્યા.

"દોલત શું કહું ! જ્યારથી સુબેદારની કન્યાની જરા ઝાંખી થઇ છે ત્યારથી મારા ચિતનું ઠેકાણું નથી."

"શું એટલી બધી તે સુંદર છે ?" આશ્ચર્ય–દર્શાવતા દોલતે પૂછ્યું.

"સુંદર ! જાણે ચાંદનો તુકડો ! તેને જોતાંજ મને થયું કે ખુદાતાલાએ એને ઘડતી વખતે ખુબસુરતીનો બધોજ માલ મસાલો વાપરી તો નહિ નાખ્યો હોય ! તું જો તેને જરા જોઇ લે તો પેલો તમારો કયો ઋષિ કોઇ ઇંદ્રપુરીની પરીને જોઇને પાગલ બની ગયો હતો તેમ પાગલ બની જાય ?"

"એટલું બધું ખાવિંદ ! ત્યારે તો તે તમને મળવીજ જોઇએ ?"

"પણ કેવી રીતે ? કંઈ સુઝે છે રસ્તો તને ?" બંને કેટલીકવાર વિચારમગ્ન બેઠા દોલતને કંઇક ઉપાય જડયો.

'જુઓ સાહેબ ! આપણી પાસે સાઠ પોણોસો માણસો છે. સુબેદારના થાણા પર હુમલો કરી ઉઠાવી લાવીએ !"

"યા ખુદા ! એ ઉપાય અજમાવવા મારી હિંમત નથી ચાલતી. સાંભળ, સુબેદારની લાગવગ શાહી દરબારમાં કંઇ જેવી તેવી નથી. જો આપણું આ કારસ્થાન ઉઘાડું પડી જાય તો બારજ વાગી જાય ! આ ઠેકાણે જો કોઇ બીજું હોત તો કોણ ડરતું'તું !"

દોલત નિરાશ થયો. તેને કોઇ અન્ય માર્ગ ન સુઝયો, અત્યાર લગી ખાંસાહેબના કેટલાક કામો તેણે પાર ઉતારી સાબાશી લીધી હતી. આજે તેની બુદ્ધિ બહેર મારી ગઇ. તેના અંતરમાં નિરાશાનો અંધકાર વ્યાપી ગયો. પોતાની ફજેતી થવાનો સંભવ ઉભો થતો દેખાયો. જરીવારે આશાનું એક કીરણ ફુટતું જણાયું, તેનો ચહેરો ખીલ્યો, તેણે ખાંસાહેબના કાનમાં કંઇક કહ્યું, તેમનો ચહેરો પણ પ્રફુલ્લ થઇ ગયો.

"અરે હા, પણ શિવાજી એ કબુલ કરશે ?" ખાંસાહેબે શંકા દર્શાવી.

"કેમ નહિં ? લૂંટની લાલચ છે, દોડતા આવી પહોંચશે. લૂંટફાટની ધમાલમાં લાગ જોઇ આપણે આપણો દાવ ઘડીમાં રમી લઇશું !"

"હા ! હા ! બસ એમજ !" ખાંસાહેબ ખુબ આનંદમાં આવી જઇ બોલ્યા.

"ચાલ ત્યારે ઝોકાવ."

"લો, આ ચાલ્યો શિવાજીની પાસે." કહેતો દોલત ત્યાંથી ઉતાવળે જતો રહ્યો.

[ ૨ ]

પ્રાતર્વિધિથી પરવારી શિવાજી મહારાજ એક ભવ્ય ખંડમાં આબાજી સોનદેવ સાથે વાર્તાલાપ કરી રહ્યા હતા.

"શું કહ્યું સોનદેવ, કલ્યાણનો ખજાનો ત્રણ દિવસ પછી વિજાપૂર રવાના થશે ?"

"હા, એ સમાચાર અત્યારેજ મળ્યા મહારાજ,"

"સ્વરાજ્ય સ્થાપનાના કાર્યને આરંભ્યું પણ હમણાં પૈસાની તાણ ભારે છે. કૃપા ભવાની માતાની કે આ સમાચાર વખતસર મળ્યા ! હવે તૈયારી કરીએ ત્યારે."

"શું હુમલો કરી ખજાનો લુંટી લેવાનો વિચાર રાખો છો મહારાજ ?"

"હાસ્તો, વિજાપૂર જતું દ્રવ્ય આપણુંજ છે, તે લૂંટવાને કંઇજ વાંધો ન હોય."

"તો પછી મહારાજ, કેવળ થોડા માણસોને લઇને હલ્લો કરવો એ તો કંઇક જોખમભર્યું નીવડે."

મહારાજ સહજ હસ્યા.

"સોનદેવ ! આમ ડરો છો શા માટે ? જ્યાં સુધી માતાજી ભવાનીની આપણા પર

કૃપાદષ્ટિ છે ત્યાં સુધી સુબેદારની સેના તો શું પણ શાહી ફોજ પણ આપણી સામે નહિં ટકી શકે ! ”

“ વાત ખરી મહારાજ ! પણ આપણા આ સાહસથી બાદશાહે જો મોટી સેના મોકલી તો તેની સામે ઝુઝવું જરા ભારે થઇ પડશે ! ”

“ સોનદેવ તેની ચિંતા ન કરો ! બહુ બહુ બાદશાહ ચીઢાશે તો પછી થોડી ખંડણી ને એકાદ ખલીતો ધકેલી દઇશું કે બાદશાહ ખુશ ખુશ ! ”

એટલામાં એક હજુરીઓ અંદર આવ્યો. મહારાજને નમી તે બોલ્યો.

“ મહારાજ, કોઇ મરાઠા સરદાર આવ્યા છે ને આપની મુલાકાત ઇચ્છે છે. ”

“ એ વળી સરદાર કોણ ? ” શંકાભર્યા સ્વરે મહારાજ બોલ્યા. “ કોઇનાયે આવી પહોંચવાનો અત્યારે સંભવ નથીજ. ઠીક મોકલ તેમને ! ”

“ હજુરીઆના ગયા પછી, મહારાજે સોનદેવને પૂછયું.

“ કોણહશે આ સરદાર, સોનદેવ ? ”

“ મહારાજ, નથી કંઇ ધ્યાન પહોંચતું.”

આ વાતો થઇ રહી હતી, ત્યાં સહજ શ્યામ વર્ણનો મધ્યમ વયનો એક મરાઠા સરદાર અંદર દાખલ થયો. તેણે લાંબો છેડો પીઠ પાછળ લટકતો રાખી કસબી ફેંટો બાંધ્યો હતો ને તેના પર એક સુંદર શિરપેચ શોભી રહ્યો હતો. લાંબી તરવાર કંમરે લટકી રહી રહી હતી. આ બધા દમામથી તે કોઇ સરદાર જેવો લાગતો હતો. તેની સાથે બીજા બે મરાઠાઓ હતા. દાખલ થતાંજ સરદારે અને બન્ને મરાઠાઓએ નમીને મહારાજને વંદન કર્યું. મહારાજે તેમનું સ્વાગત કરી પૂછયું;

“ તમે કોણ છો ? કયાંથી આવો છો ? ”

“ હું કલ્યાણના હસનખાંનો નોકર છું, દોલતરાવ મારૂં નામ. ”

“ કોણ એ હસનખાં ? ”

“ કલ્યાણના એક તવંગર આસામી.”

“ ઠીક, તેમનું મારી સાથે શું કામ ? ”

“ એક મહત્વના કાર્ય માટે હું તેમની તરફથી આવ્યો છું. ”

“ શું મહત્વનું કાર્ય ? ”

“ મારા માલીક સાહેબ મુસલમાન હોવા છતાં હિંદુઓ પર થતો જુલ્મ ને વિના કરણ થતી ગોહત્યા બિલકુલ સાંખી શકતા નથી. આ સર્વ પ્રકારોથી તેમને બહુ દુઃખ થાય છે. આ મુસલમાની અમલમાં થતા જુલ્મને નાબુદ કરી સ્વરાજ્ય સ્થાપનાનું પવિત્ર કાર્ય આપે આરંભ્યું છે એ સાંભળી અત્યંત આનંદ થાય છે, અને આપના કાર્યમાં કંઇક મદદરૂપ થવાના હેતુથી તેમણે મને એક મહત્વની ખબર આપને પહોંચાડવા મોકલ્યો છે. ”

“ શી ખબર ? ” આતુરતાથી મહારાજે પૂછયું.

“ કલ્યાણ પ્રાંતના સુબા મુલ્લાના અહમદખાં ત્રણ દિવસ પછી પોતાના માણસો સાથે વિજાપૂર ખજાનો લઇ જવાના છે. આપ તે લૂંટી લેશો તો પુષ્કળ દ્રવ્ય હાથ આવે એમ છે. આપને આપના કાર્યમાં ભારે મદદ મળી જશે. મારા માલીકને આ વાતની જાણ થતાં જ તત્કાળ આ સમાચાર આપને પહોંચાડવા મને મોકલ્યો. ”

“ એ સમાચાર તો અમને કયારનાએ મળી ચૂકયા છે. ઠીક, પણ તમારા શેઠ અમે ખજાના પર હુમલો લઈ જઇએ તો કંઇ મદદ કરશે ? ”

“ અવશ્ય. પોતાના સાડપોણોસો માણસોને લઈ તેઓ પોતે આપની મદદે આવવા તત્પર છે ! ”

સહજ સાશંક દૃષ્ટિથી મહારાજ દોલતને નિહાળવા લાગ્યા.

" મહારાજ, કંઇ શંકા ન રાખશો, દગો દેવાનો અમારો મુદ્દલ ઇરાદો નથી. " દોલતે ખાત્રી આપી.

" નહિં, નહિં, તેમ તો તમારે માટે મને લગારે શંકા આવતી નથી ! શું કહ્યું, તમારા હસનખાં સાઠપોણોસોની ટોળી સાથે સહાય કરશે ? "

" હા, આપને જરૂર હોય તો તેવી મદદ કરવા તેઓ તૈયાર છે. "

" ખજાના સાથે કેટલા માણસો હશે, દોલતરાવ ? "

" મારા ધારવા પ્રમાણે સો સવાસો. "

" આટલા માણસોને હરાવી ખજાનો લૂંટી લેવો એ કંઇજ નથી, ખરૂંને સોનદેવ ?" સોનદેવ તરફ જોઇ મહારાજ બોલ્યા.

" નિઃસંશય મહારાજ. " સોનદેવે ઉત્તર આપ્યો.

" તો હવે હલ્લો ચઢાવી ખજાનો લૂંટવો એ નક્કી. કયે સ્થળે ખજાના ઉપર આક્રમણ કર્યું હોય તો ઠીક થઇ પડશે, દોલતરાવ ? "

" હું ધારું છું કે એ લોકો સાયંકાળ પછી કલ્યાણથી રવાના થશે અને બરાબર મધરાતને અમલે કલ્યાણથી પંદરેક માઇલ પર આવેલી ગીચ ઝાડીવાળા ભાગમાં આવી પહોંચશે. આ સ્થાને હુમલો કર્યો હોય તો કામ ફત્તેહ !

દોલતરાવના આ ઉત્તરથી મહારાજ જરા વિચારમાં પડ્યા. કંઇક વિચાર કર્યા પછી તેઓ બોલ્યા.

" દોલતરાવ, તમે કહો છો તેમજ કરીશું. આજથી ત્રીજે દિવસે રાત્રે અમારા માણસો ત્યાં છૂપાઇ રહેશે. તમારા હસનખાંને કહી દેજો કે કલ્યાણથી ખજાનો રવાના થાય કે તરત ત્યાં આવી હાજર થઇ જાય. "

" કબૂલ, મહારાજ ! આપને મદદ કરવાની તક મળી છે એ જાણી મારા માલીક સાહેબને અત્યંત આનંદ થશે. "

" દોલતરાવ, અત્યારે અમોને અમારાં કાર્યમાં એવાજ મનુષ્યોની આવશ્યક્તા છે. પછી ભલે તે મુસલમાન કાં ન હોય. "

" ત્યારે હું હવે રજા લઇશ મહારાજ ! "

" નહિં દોલતરાવ, આજે અમારી મહેમાનગિરીનો સ્વીકાર કરવો પડશે. સોનદેવ, એમની બરાબર બરદાસ્ત કરજો."

દોલત મહારાજને નમી બહાર પડ્યો. મહારાજ દોલતને પાછળથી તિક્ષ્ણ દષ્ટિથી નિહાળી રહ્યા. તેમને કંઈ વહેમ આવ્યો.

" કંઇ નહિ. જોઇ લેવાશે. જરા સાવધાનતાથી ને મુત્સદ્દીપણાથી એમની સાથે કામ લેવું પડશે. " તેમના મુખમાંથી ધીમા ઉદ્‌ગારો નીકળી ગયા.

[ ૩ ]

કલ્યાણથી લગભગ પંદરેક માઇલ પર આવેલા ગાઢ અરણ્ય પર અત્યારે અમાવાસ્યાની ઘોર અંધકાર વ્યાપ્ત મધ્યરાત્રિનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું. સૃષ્ટિ આખી શાંત નિદ્રામાં પહોડી ગઇ હતી. માત્ર વિશાલ ગગન પ્રદેશમાંથી ડોકીયાં કરતાં તારકગણો પોતાનો પ્રકાશ ફેંકી આ નિબિડ અંધઃકારને વિદારવાના હાસ્યાસ્પદ પ્રયત્નો કરી રહ્યા હતા. શું તેઓ નહિં જાણતા હોય કે તેમનો અધિપતિ ભગવાન ચંદ્રમા આજે તેમની વચ્ચે ઉપસ્થિત નથી.

હિંસાવાદી પશુઓના ભયપ્રદ ચિત્કારો, સર્પાદિ પ્રાણીઓના ઝેરી ફુંફાડા અને શૃંગાલાદિના રૂદન ધ્વનિ અરણ્યની ભીષણતામાં વૃદ્ધિ કરતા હતા. આવા ભયાનક સ્થાનમાં ને મધરાતના અત્યંત ભયોત્પાદક સમયે આ

ગીચ ઝાડીમાં દોઢસોથી બસો સૈનિકો છૂપાઇ બેઠા હતા. તેમના અશ્વો નજીકમાંજ ઝાડો સાથે બાંધેલાં હતાં. સર્વત્ર ગાઢ નિર્જનતા પ્રવર્તી રહી હતી. તેનો એક વીર નરે ભંગ કર્યો.

"ખરેખર હસનખાં, તમો મુસલમાન હોવા છતાં હિંદુઓની અને ગોમાતાઓની થતી વિડંબના જોઇ કષ્ટ પામો છો એ અજાયબ થવા જેવું છે."

"એમાં અજબ થવા જેવું તે શું છે મહારાજ? જેઓ ઇસ્લામને જાણે છે તેઓને ખબર હોય છે જ કે કુરાનમાં શું લખ્યું છે? આ જુલ્મો તરફ તેઓને તિરસ્કાર થવોજ જોઇએ, કેમકે પેગંબર સાહેબે બીજાઓ પર જુલ્મ ગુજારવાનું કે ગોહત્યા કરવાનું કહ્યુંજ નથી! વળી દરેક ઇનસાન એકજ અલ્લાહ-તાલાનો બેટો છે!"

"એ ખરૂં, પણ એ પેગંબર સાહેબના વચનોને કે કુરાનના ફરમાનોને આજે કોણ પુછે છે? ધોળે દહાડે ગોમાતાઓનો વધ ચાલી રહ્યો છે. હિંદુઓની માતા, ભગિની-ઓની લાજની લુંટાય છે, અને હિંદુ પરિ-વારો આ અસહ્ય જુલ્મોને લીધે દેશત્યાગ કરી જાય છે, આ બધું દૃશ્ય આંખો સામે ખડું થતાં એમ થઇ જાય છે કે વિજાપૂરનું તખ્ત ક્યારે ઉથલાવી નાંખુ.!"

"મહારાજ, મારા જેવા મુસલમાનોને આ જુલ્મોથી ચીડ ચડે છે તો પછી આપ જેવા અસલ હિંદુઓનું તો પૂછવુંજ શું? અલ્લાહની મહેરબાનીથી તો આપની એ મુરાદ પણ બર આવશે. આદિલશાહીનો અંત આવીનેજ તમારા મહારાષ્ટ્રને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થશે! પણ જુઓ તો, આ પેલી આઘેની ઝાડીમાં કંઇ પ્રકાશ જેવું આપને જણાય છે?" મહારાજે ચીંધેલા સ્થલ

મલ્હારરાવ મારૂં નામ.

તરફ ઝીણી નજરે જોઇ રહ્યા. ખુબ નિરખી જોયા પછી તેઓ એકદમ બોલી ઉઠયા.

"હા, હા, પ્રકાશ દેખાય છે ખરો, જરૂર એ ખજાનાની સાથેની મશાલોનોજ."

"ક્યારનો મને એજ વિચાર થતો હતો કે સંધ્યાકાળ પછી તરત રવાના થયેલો ખજાનો હજી કેમ આવી ન પહોંચ્યો? ઠીક, તો મહારાજ, હું મારા માણસોને સાવધ રહેવાની સૂચના આપવા જાઉં છું." એટલું બોલી હસનખાં ત્વરાથી જતા રહ્યા.

"દોલત, સાવધ! બરાબર પેલાજ મેના પર હલ્લો લઇ જજે."

હસનખાંના ધીમેથી ઉચ્ચારાયેલા આ શબ્દો મહારાજે સાંભળી લીધા. અત્યાર સુધી હસનખાં અને દોલત વિષે તેમને જે શંકા રહ્યા કરતી હતી કે તેમની મદદમાં કંઇક છૂપો હેતુ શમાયલો છે, તે હવે દૃઢ થઇ. તેમણે સોનદેવને બોલાવ્યો ને ધીમેથી કહ્યું.

"સોનદેવ, આ હસનખાંનો મને પાકો સંશય રહે છે. તેમના પર ચોક્કસ નજર રાખજો. સમજ્યા."

શિવાજી મહારાજની કલ્પના બરાબર હતી. પેલો પ્રકાશ ખજાના સાથેની મશાલોનોજ હતો. ખજાનાની પેટીઓ નાગી તલ્વારોના પહેરામાં આગળ ચાલતી હતી, બે ત્રણ મેના પણ શસ્ત્રસજ્જ સૈનિકોથી રક્ષાતી ચાલતી હતી, આથી અનુમાન થતું હતું કે મેનામાં સ્ત્રીઓ હોવી જોઇએ. સૌની મોખરે સુબેદાર મુલ્લાના અહમદખાં અશ્વારૂઢ થઇ ચાલતા હતા. લશ્કર બધું દોઢસો બસો માણસોનું હશે. સૌ ચુપચૂપ કૂચ કરતા હતા. સુબેદાર પાસેના સિપાઈ સાથે વાતો કરવા લાગ્યા.

"શી વાત કરવી, આ બાદશાહી મુલકમાં જોને પેલા શિવાજીએ લૂંટફાટની કેવી ધાંધળ મચાવી મુકી છે! ડગલે ડગલે મને તેનો ડર લાગ્યા કરે છે. વખતે એ સેતાનજાદો

ક્યાંથી ફૂટી નીકળે ને આ શાહીખજાનો લૂંટીને ગૂમ થઇ જાય!"

"ખાવંદ! એટલો બધો ડર એ શિવાજીનો શા માટે રાખો છો? આપણી સાથે આટલા માણસો છે ત્યાં તે શું આવતો હતો! વળી એ આજકાલનું કુમળું બાળક શું કરશે અમારી સામે!?"

"ચૂપ, બંધ કર તારો લવારો! એ ધમંડખોર, જે આજે શાહીસેના સામે ઝૂઝવા નથી ડરતો તે તારા મારા જેવાને તો એક ઘડીમાં રોળી નાંખે! પરવરદીગાર કરે ને એનાથી બચાવે!"

એટલામાં રસ્તાની બાજુપર પડેલા સૂકાં પાંદડામાં કંઈ ખળભળાટ થયો. સુબેદાર ચમકી ઉઠ્યા ને આસપાસ નજર ફેરવી રહ્યા.

"નથી આવ્યો, નથી આવ્યો, એ શિવાજી!" નજીકનો એક સિપાઇ બોલી ઉઠ્યો. આ મોટા સમૂહમાં સહુ કોઇ મૂગા મૂગા ચાલતા હતા. માત્ર સશસ્ત્ર સૈનિકોના પગલાંનો ને સુબેદારના ઘોડાના ડાબલાનો અવાજ સંભળાતો હતો.

આમ કેટલોક વખત નીકળી ગયો. એટલામાં અચાનક "હર હર મહાદેવ" ની દીલ ધ્રુજાવનારી ગર્જના કાને પડી, જંગલ આખું ગાજી ઉઠ્યું! સુબેદારની ગભરામણનો પાર ન રહ્યો! તેઓ બૂમો પાડી ઉઠ્યા. "સેતાન આવ્યો! શિવાજી સેતાન! યા ખુદા!" તેમણે તલ્વાર પર હાથ નાંખ્યો તો ખરો પણ તે ફેરવવાની તાકાત તેમના ધ્રુજતા હાથમાં ક્યાં હતી? એટલામાં એક મરાઠાએ તેમને ઘોડા પરથી નીચે ખેંચી કાઢ્યા. એક ઘડીમાં તો તેમના માથા પર બે ત્રણ તલ્વારો ચમકી રહી, જોતજોતામાં તેમનું ડોકું ધડથી વેગળું થઇ ગયું હોત, ત્યાં તો "સબૂર! સુબેદારનો એક વાળ પણ વાંકો ન થાય!" એવા સત્તાવાહી શબ્દો કાને પડતાંજ તલ્વારો નીચે આવી ને સુબેદાર બંદિવાન થયા. ખજાનાની પેટીઓ પાસે ભારે રણકંદન ચાલી રહ્યું હતું. અનેક શિરો ધડથી છૂટાં પડી જતાં હતાં, લોહીની નીકો જમીન પર વહી જતી હતી. મેનાની આસપાસ તો સૈનિકોની ભારે ભીડ જામી ગઇ હતી. એક મેનામાંથી એક સ્ત્રીને બે ત્રણ સિપાઇઓએ પકડી લીધી, સ્ત્રીએ મોટેથી રૂદન આરંભ્યું, પણ આ ધમાચકડીમાં તેના હૃદયવિદારક આર્તનાદને કોણ સાંભળે! પેલા નીચ સિપાઇઓએ તેને એક ઘોડા પર બાંધી લઇ તેની સાથે પોતાના ઘોડાઓને ત્યાંથી દોડાવી મૂક્યા!

[ ૪ ]

મરાઠાઓએ જોતજોતામાં મુસલમાનોને હરાવી ખજાનો હસ્તગત કરી લીધો. મરણશય્યા પર પડેલા વીરોની વેદનાને લીધે નીકળતા દુઃખોદ્ગાર કાને પડતા હતા. સુબેદાર સાહેબ ધ્રુજતા બે ત્રણ સિપાઇઓની ચોકીમાં એક તરફ ઉભા હતા. શિવાજી મહારાજ હવે ત્યાં આવ્યા.

"સુબેદાર, હવે તમે જરાય ગભરાશો નહિં. તમને હાથ લગાડવાની પણ કોઇની મગદૂર નથી!" તમે અમારા શત્રુ ખરા, પણ શરણાગત સાથે શત્રુત્વ ન હોય. તમોને યોગ્ય સન્માન સહ બનતી ત્વરાએ વિજાપૂર રવાના કરી દેવામાં આવશે. સહજ પણ સંકોચ સેવશો નહિં, જાણો કે તમે તમારા દોસ્તો વચ્ચેજ છો." મહારાજે આશ્વાસન આપ્યું: "હા, પણ તમે તમારાં બૈરાં છોકરાંઓને મળ્યા કે?"

"ના."

નજીકના સૈનિક તરફ ફરી મહારાજે પૂછ્યું: "સુબેદારનો પરિવાર ક્યાં છે?"

"પેલા ઝાડ હેઠળ મહારાજ!"

" જા તેમને અહીં તેડી લાવ " મહારાજે આજ્ઞા કરી.

સૈનિક સુબેદારના પરિવારને ત્યાં લઇ આવ્યો. સ્ત્રીઓ હુસકે હુસકે રડી રહી હતી. સુબેદારને જોઇ તેમના આક્રંદને ભરતી આવી. તેમની આ હૃદયદ્રાવક અવસ્થા જોઇ સુબેદારનું હૈયું ભરાઇ આવ્યું. પોતાનું દુઃખ જેમ તેમ દબાવી તેઓ બોલ્યાઃ

" અલ્લાહ જે સ્થિતિમાં મૂકે તે સ્થિતિમાં આનંદ પૂર્વક રહીએ. તેની મેહરબાનીથી આ સ્થિતિનોયે છેવટ આવશે. દુખની હવે હદ આવી. "

" દુખની હદ તે કયાં ? તેનો તો હવે કંઇ પારજ ન રહ્યો. આપણા કુળની આબરૂ ધુળમાં મળી ગઇ. આ ગરબડમાં કોઇ દુષ્ટ આપણી પુત્રીને ઉપાડી ગયો ! " મહા મહેનતે દુઃખાવેગ દબાવતાં એક સ્ત્રીએ આ અત્યંત શોકજનક સમાચાર આપી દીધા. સુબેદારના હૃદયમાં આ ખબરે કારી ઘાની વેદના ઉપજાવી. તેમના મુખમાંથી સંતાપ ને દુઃખભર્યા શબ્દો નીકળવા લાગ્યાઃ

" યા પરવરદીગાર ! હજી તું મારો કયાં સુધી અંત લેશે ! મારી પુત્રીને એક નરાધમ હરી જાય ! હાય ! હાય ! નથી સાંભળી શકતો એ શબ્દો ! આબરૂ ઇજ્જત ધુળધાણી ! શિવાજી ! તમે મરાઠાઓ નીતિની મોટી મોટી વાતો કરોછો અને તમારીજ સેનામાં આ અનીતિ ! ? "

" જરૂર આ કૃત્ય અમારા સૈનિકોનું તો નથીજ સુબેદાર. કોઇ અધમે આ તકનો લાભ લઇ આ કર્મ કર્યું લાગે છે. તમારી પુત્રીની શોધ હું હમણાંજ કરાવું છું. પેલો હસનખાં કયાં છે ? જરૂર એ અધમનુંજ આ કારસ્થાન ! છતાં પ્રથમથીજ અમને સંશય તો હતોજ ! કયાં છે આબાજી સોનદેવ ?"

સૈનિકો એકમેકના મુખ જોઇ રહ્યા. કોઇ કંઇ બોલ્યું નહિ.

" અરે, તેમના હાથ નીચેનો કોઇ સૈનિક અહીં છે ? " પુનઃ પ્રશ્ન થયો.

" હા, હું છું મહારાજ " કહેતો એક સૈનિક આગળ આવી નમ્યો.

" આબાજી સોનદેવ કયાં છે તેની તને કંઇ ખબર છે ? "

" નહિં મહારાજ; "

" આજ ઘડીએ એ કયાં જતા રહ્યા ! વારૂ. હવે તમે દશદશ બારબાર જણની ચાર ટોળી બનાવી જુદી જુદી દીશામાં જઇ જંગલમાં શોધ કરો કે કયાંક કોઇ બદમાસ એક સ્ત્રી સાથે મળી આવે છે. અમે અહીંજ થોભીએ છીએ. કાલે સવારે ચારે ટોળીએ અહીં આવી હાજર થવું, આબાજી સોનદેવ રસ્તામાં મળે તો તેમને અહીં મોકલી દેજો. જાઓ, બનતી તાકીદ કરો "

" સુબેદાર, હવે તમે નિશ્ચિંત રહો. તમારી પુત્રી આવતી કાલ સુધીમાં તમને આવી મળશે. મરાઠાના વચન પર વિશ્વાસ રાખો. અને સાચા મરાઠાનું વર્તન કેવું હોય છે તે જુઓ ! તમારા પરિવારને પાછા મેનામાં બેસી જવાનું કહી દો. સહજ આગળ જઇ આપણે મુકામ કરીશું." સુબેદારે અનુમતિ દર્શાવી. સુબેદારનો પરિવાર મેનામાં બેસી જતાંજ મેના ચાલુ થયા.

[ ૫ ]

ભગવાન દિનકરે આ પૃથ્વી તલ પર પોતાના સહાસ્ત્રવધિ કિરણો પ્રસરી દીધા હતા. એ કોમળ કિરણો વડે ઝરણાનાં નિર્મળ જળ ચમક ચમક થઇ રહ્યા હતા. ઝરણુનાં બન્ને તીરે ઉગેલું લીલુંછમ ટુંકું ઘાસ સુલાયમ ગાલિચાનું ભાન કરાવતું હતું. આ લીલા

આત્મસંયમ.



ચિત્રકાર: ] ખાંસાહેબ: પણ કેવી રીતે ? કંઈ સુઝે છે રસ્તો તને ? [ રા. થોર.
દોલતરાવ: સુબેદારના થાણા પર હુમલો કરી ઉઠાવી લાવીએ. [ પૃષ્ઠ: ૪૭.

Luhanmitra Press, Baroda.

આત્મસંયમ.



ત્રકારઃ ] શિવાજી મહારાજ : બ્હેન ! આ બનાવોથી [ શ્રી. ધુરં
તમારૂં દીલ દુભાયું હશે, તેની
ક્ષમા માગું છું. [ પૃષ્ઠ:

ઘાસમાં ઉગેલા નાંના પુષ્પો કેમ જાણે સૂર્યને અર્ધ્ય ન આપી રહ્યાં હોય તેમ ડોલી રહ્યાં હતાં. ગગનગામી પંખીડા મીઠાં રસગીતો મધુર કંઠે ગાતા કલ્લોલ કરી રહ્યા હતા. ઝરણાના કાંઠે પચાસ પોણોસો સૈનિકો પડેલા જણાતા હતા. ગઇ રાતની બદમાસીથી તેઓ થાકી ગયા હતા. તેમના અશ્વો ત્યાંજ ચરતા હતા. તેમનાથી સહજ દૂર એક તરૂણ લલના કરૂણ આક્રંદ કરતી બેઠી હતી. બાહ્ય જગતને ભૂલી તે પોતાના દુઃખસાગરમાં ડુબી ગયેલી જણાતી હતી. તેના દીવ્ય સૌંદર્યને જોતાં ભાન થતું હતું કે કોઇ દેવલોકની અપ્સરા તો આ અવનિ પર ઉતરી ન આવી હોય! રાહુગ્રસ્ત ચંદ્ર સમું તેનું મુખારવિન્દ મ્લાન થઇ ગયું હતું. બાલ રવિનાં કિરણોથી કરમાઇ ગયેલી કુમુદિની સમી તે ખીન્ન દેખાતી હતી. તેનો નયનમનોહર કેશરાશી મંદમંદ વહી રહેલા સમીરથી આમ તેમ ડોલી રહ્યો હતો. પહેરવેશથી સ્પષ્ટ માલમ પડતું હતું કે તે રમણી મુસલમાન જાતિનિ છે. સૈનીકોમાંથી એક બોલ્યો:

"કેમ ફસાવ્યોને સાહેબ, શિવાજીને? એ તો સમજ્યો કે અમારા માલીક સાહેબ સ્વરાજ્યના કાર્યમાં મદદજ કરવા આવ્યા છે. ભોળવાયો મારી થાપ પર! ભોળો બિચારો!"

"દોલત, એ મગદાઓ એવાને એવાજ રહ્યા. એ ભોળપણને લીધે સ્તો પડયા છે બાદશાહની ગુલામીમાં! પણ તારૂં ભેજું જબરૂં ખરૂં. કેવી અજબ તદબીરથી તેં કામ કાઢી લીધું!"

"શી અજબ તદબીર બળી છે એમાં! પ્રભુએ થોડી મગજશક્તિ બક્ષી છે એટલુંજ! બાકી જુઓ સાહેબ, મેનો કેવો આબાદ પકડી પાડયો બંદાએ! મને ધાક હતી પેલા આબાજી સોનદેવની કે એ કંઇ અડચણ ઉભી કરશે! પણ લાગ સધાયો! છતાં હજુયે ધાસ્તી રહે છે કે તેણે પુંઠ તો ન પકડી હોય!

"ઉંહ, હવે શું આવતો હતો એ! પણ એટલું તો ખરૂં કે કોઇ સુરક્ષિત સ્થળે જવું ઠીક, નહિં તો હાથમાં આવેલો શિકાર ગુમાવવાનો વારો આવે! દોલત, અરે જરા જો તો ખરો, કેવું અજબ સૌંદર્ય!" યુવતી તરફ દૃષ્ટિ ફેંકતા ખાંસાહેબ બોલ્યા.

"ખરેખર મલીક સાહેબ, કંઇ અજબ સૌંદર્ય છે! જાણે એવો ભાસ થાય છે કે કોઇ ઇંદ્રપુરીની અપ્સરાજ નીચે ઉતરી ન આવી હોય!" એમ બોલી કોઇ ક્ષુધાતુર મનુષ્ય જેમ મિષ્ટાન્ન તરફ આશાભર્યા હૈયાથી જોઈ રહે તેમ દોલત યુવતી તરફ મીટ માંડી રહ્યો. હસનખાંથી આ સહન ન થયું. તે એકદમ બરાડી ઉઠયો;

"બસ કર હવે દોલત, તારૂં એ જોવાનું! આ પરી જો કે આપણે હાથ આવી છે તો પણ તેને સુરક્ષિત રાખવાનો બંદોબસ્ત તાબડતોબ કરવો જોઇએ. આ નજીકના કોઇ ગામમાં જઇ મેનો લઇ આવ, જા."

આ ધડાકાથી દોલત ચમકી ઉઠયો. ખાંસાહેબના આ વચનોથી તેને જરા ક્રોધ તો ચઢયો, પણ શું કરે? પોતે રહ્યો નોકર! એકે શબ્દ ન ઉચ્ચારતાં એ ચાર સૈનિકોને સાથે લઇ હુકમ મુજબ પાસેના ગામમાંથી મેનો લઇ આવવા તે ગયો.

દોલતના ગયા પછી ખાંસાહેબનું ચિત્ત ચકડોળે ચઢયું. મનોવિકારોને કેમે કરી દાબી ન રખાયા! આખરે દુર્વિકારોને વશ થઇ ગયા, પાસે સૈનિકો બેઠા છે એનું ભાન ન રહ્યું! તરત ઉઠયા ને યુવતી પાસે જઇ ઉભા! એક પળ યુવતીએ દૃષ્ટિ ઉંચી કરી ને તરતજ નીચી નમાવી રૂદન આરંભ્યું. ખાંસાહેબનું મુખ ઉઘડયું:

"ઓ ખુબસુરત પરી! તારી ખુબસુરતી પર મોહ પામી હું તારો ગુલામ બન્યો છું. જરા તારા સેવક પર એક પ્રેમ કટાક્ષ ફેંકી તેને પાવન કરી દે! જો આ મારા હૃદયની અવસ્થા કેવી થઇ છે તે! તારે માટે તે કેટલું તલસે છે! નહિં, એમ નિર્દય ન થા! આટલી આજીજીથીયે તું નથી માનતી! તો હવે મારે જોરજુલમનો આશરો લેવો પડશે." એટલું બોલી ખાંસાહેબ આગળ ધસ્યા ને યુવતીને સ્પર્શ કરવા જાય છે ત્યાં "ઓ આવ્યો! આબાજી સોનદેવ! માલીક સાહેબ!" ની બુમો પાડતાં દોલત, તેની સાથેના સૈનિકો ને મેનાવાલા દોડતા આવ્યા. આ બુમો સાંભળતાંજ હસનખાં ગભરાયા. તલ્વાર ઉંચકી "દોલત આને નાંખ મેનામાં." એવો હુકમ છોડી પોતે ઘોડાપર સવાર થઇ ગયા. બીજા સૈનિકો પણ સવાર થઇ લડાઇ માટે સજ્જ થઇ ગયા. સર્વ સૈનિકો મેનાની આસપાસ ફરી વળ્યા. એટલામાં આબાજી સોનદેવ પોતાના સૈનિકો સાથે ત્યાં આવી પહોંચ્યા! ચીઢાયલો સિંહ જેમ પોતાના શિકાર પર ઝડપ નાંખે તેમ આબાજી સોનદેવ ખાંસાહેબ પર તુટી પડયા. લડાઈ શરૂ થઇ. ખાંસાહેબનું જોર ચપરાયું ન હતું. આબાજી સોનદેવ આખી રાતના રખડાટથી થાકી લોથ થઇ ગયા હતા. તેઓ ઢાલપર તલ્વારના ઘા ઝીલતા રહી કુશળતાથી લડતા હતા, છતાં તેમનું શરીર જખ્મોથી વીંધાઇ ગયું. હસનખાં સામે વધુવાર તેઓ ટકી શકે એમ લાગતું ન હતું. એટલામાં એક મરાઠા સૈનિકનું લક્ષ્ય તેમની તરફ ગયું, તેણે ચાલાકીથી ખાંસાહેબ પર એક વાર કર્યો ને ખાંસાહેબનું શિર ધડથી વેગળું કરી દીધું! દોલતે જોયું કે હસનખાં પડયા, હવે નીભી શકાય એમ નથી એટલે તેણે યુવતીને મેનામાંથી બહાર કાઢી પોતાના ઘોડા પર બેસાડી પલાયન કર્યું. બીજા સૈનિકો પણ તે જોઇ નાસવા માંડયા. આબાજી સોનદેવે દોલતને નાસતો જોયો. તેઓ તરતજ પોતાના સૈનિકો સાથે પાછળ પડયા. થોડીવારમાં તેઓએ તેને પકડી પાડી ઘેરી લીધો. દોલત બિચારો એકલો આટલા મરાઠા સૈનિકો સામે કયાં સુધી લડે! મરણીઓ બની તે ઝુઝ્યો પણ અંતે આબાજી સોનદેવના એકજ વારથી તેના જીવનનો અંત આવી ગયો. આ સર્વ બનાવથી બેભાન થઇ જતી યુવતીને એક મરાઠા સિપાઇએ ઘોડા પરથી સંભાળી નીચે ઉતારી લીધી. અણચિંતવી આફતોથી ગુંગળાઇ ગયેલી યુવતીને ધીરજ આપતાં આબાજી સોનદેવે કહ્યું:

"બ્હેન, હવે શાન્ત થા, કંઇ પણ ભય હવે નથી રહ્યો, તમને હું શિવાજી મહારાજ પાસે લઇ જઇશ."

ખાંસાહેબે મંગાવેલો મેનો ત્યાં પડયો હતો. ઉંચકનારા નાસી ગયા હતા એટલે આબાજી સોનદેવે પોતાના માણસો પાસે તે મંગાવ્યો ને યુવતીને તેમાં બેસાડી તેઓ મહારાજ પાસે આવવા નીકળ્યા.

યુવતીની અલૌકિક રૂપસંપન્નતા જોઇને આબાજી સોનદેવને થયું કે ખજાનાની લૂંટમાં કોઇ મૂલ્યવાન વસ્તુ મળી હોય તો તે આજ છે! આ કલ્પનાથી તેમને બીજો વિચાર સ્ફુર્યો. 'આ રત્ન મહારાજને અર્પણ કર્યું હોય તો?' આ સવાલ તેમણે અનેકવાર પોતાના અંતરને પૂછ્યો, 'પણ નહિં, મહારાજ પરસ્ત્રીનો સ્વીકાર કરે ખરા!' એ શંકા ઉદ્ભવી. આવા અવર્ણનીય સૌંદર્યના ભોકતા મહારાજથી અન્ય કોણ હોઇ શકે?' એવો પણ એક વિચાર તેમને આવ્યો. આમ વિચાર વમળમાં ગોથાં ખાતાં તેઓ શીઘ્રતાથી પંથ કાપતા હતા.

[ ૬ ]

મહારાજ વિચારમગ્ન અવસ્થામાં સુબેદાર સાથે એક વિશાલ શીલાતલ પર બેઠા હતા. તેમના હૃદયમાં વિચારની ભારે ગડમથલ ચાલી રહેલી તેમની મુદ્રાપર સ્પષ્ટ વ્યક્ત થતી હતી. એક સૈનિક તેમની પાસે આવી નમી ઉભો.

કેટલીક વાર તો તે તરફ તેમનું લક્ષ્ય ન ગયું. પણ કોઇ પાસે ઉભું છે એવું ભાન થતાંજ તેઓ વિચાર નિંદ્રામાંથી જાગૃત થયા.

" શા સમાચાર ! આબાજી સોનદેવ ક્યાં છે ? "

" મહારાજ, આબાજી સોનદેવ નથી આવ્યા, પણ આપે મોકલેલી ટોળીઓમાંની બે પાછી આવી છે. "

" તેમને સુબેદારની પુત્રીનો પત્તો મળ્યો કે ? " મહારાજે આતૂરતાથી પૂછ્યું.

" નહિં મહારાજ, તેમણે પુષ્કળ તપાસ કરી પણ આપની નિશાની પ્રમાણે ક્યાંય પત્તો લાગ્યો નહિં. "

" અંતે નજ મળી ત્યારે ! " મહારાજ ખિન્ન સ્વરે બોલ્યા.

" મહારાજ, એટલામાં કંઈ નિરાશ થવા જેવું નથી. હજી બે ટોળી આવવી રહી છે "

" દુઃખ ઉપજે છે તે માત્ર એને લીધે કે આપણી સેનામાં નિયમબદ્ધતાનો અભાવ છે. આપણા સૈનિકો લૂંટની ધમાલમાં લોકોની વહુ દિકરીઓને ઉપાડી જાય છે એવી આપણા લોકોમાં અને શત્રુઓમાં પણ માન્યતા બંધાશે ! શિવાજીના સૈન્યમાં નિયમપાલનનું બંધન બિલકુલ નથી, નીતિમર્ત્તાનું ઠેકાણું નથી વિગેરે બદનામી થશે ! સ્વજનોમાં તો શું પણ શત્રુઓમાં પણ મરાઠાઓની નીતિની નિંદા ન થવા પામે એવું નિષ્કલંક વર્તન આપણું હોવું જોઇએ. સ્વરાજ્ય સ્થાપનામાં એવા નીતિવર્તનની અતિશય આવશ્યકતા છે."

" ખરૂં મહારાજ, પણ આપણા કોઇ દુશ્મને આપણને કલંક લગાડવાના ઇરાદાથી એવું નીચ કૃત્ય કર્યું હોય તો લોકોએ આપણને શા માટે દોષ દેવો જોઇએ ? "

" અરે જગત્ એ નથી જોતું કે એ કૃત્ય શત્રુએ કર્યું કે આપણે. તે તો આપણનેજ દોષપાત્ર ગણશે ! અરે, ઘોડાનાં પગલાં સંભળાય છે. જો કોણ આવે છે ? "

"જી મહારાજ," સૈનિક મુજરો કરી ગયો.

કોણ આવ્યું હશે એ જાણવા મહારાજ અધીરા થયા. થોડી વારે સૈનિક આબાજી સોનદેવના આવી પહોંચવાની ખબર લઇ આવ્યો.

" જા, જલ્દી મોકલ તેમને અહીં. "

આબાજી સોનદેવ આવ્યા. નમીને પ્રણામ કરી અદબ વાળી ઉભા રહ્યા.

" કેમ સોનદેવ, ક્યાં હતા તમે આટલી વાર ? " મહારાજે સવાલ કર્યો.

" મહારાજ આપે મને પેલા હસનખાં પર નજર રાખવા કહ્યું હતું. લડાઇની ધમાલમાં પણ મારી દૃષ્ટી તેના પરથી ખસી ન હતી. તેના માણસોએ એના પર હલ્લો કર્યો એ હું જોઈ રહ્યો હતો, એ અરસામાં તેમણે મને ભૂલવ્યો, તેના માણસો ક્યાંય ન દેખાયા. હું આસપાસ શોધી રહ્યો હતો ત્યાં દૂરથી કોઇ સ્ત્રીનો આર્તનાદ સંભળાયો, મારા મનમાં પાકો અંદેશો હતો કે હસનખાં મદદમાં કંઇ દુષ્ટ હેતુ છૂપાયેલો હોવો જોઇએ તત્કાળ ત્રીસ પાંત્રીસ સૈનિકોને લઈ જે દિશામાંથી આર્તનાદ આવતો હતો તે દિશામ ઘોડો ત્વરાથી દોડાવી મૂક્યો આપની આજ્ઞા માગવા પણ ન આવ્યો તે માટે ક્ષમા યાચના કરૂં છું. "

" ઠીક, પછી શું થયું ? "

" અપરિચિત અરણ્ય માર્ગની માહિતી નહિં, આથી મારે ઘણી વાર સુધી રખડવું પડ્યું. સવાર થયા પછી એક દિશામાં જતાં ઘોડાનાં પગલાં જણાયા. તરતજ તે દિશામાં અમે શોધ શરૂ કરી. અતિશ્રમ ભરી મજલ પછી એક ઝરણાને કાંઠે હસનખાં ને તેના સૈનિકો સાથે અમારો ભેટો થયો. થોડી ઝપાઝપી થઇ અને હસનખાં મરાયો. પાછા વળતાં ખબર મળી કે આપ અહીં છો."

સહજ થોભી સોનદેવે આગળ ચલાવ્યું:

" મહારાજ આ લૂંટમાં મને એક અત્યંત મૂલ્યવાન વસ્તુ પ્રાપ્ત થઈ છે, તેનો આપ સ્વીકાર કરશો એવી આ સેવકની નંતિ છે!"

" પ્રેમપૂર્વક અર્પાયલી તમારી ક્ષુદ્ર ટ પણ હું આનંદથી સ્વીકારીશ. સોનદેવ ની કઇ વસ્તુ તમે સંપાદન કરી છે?"

" આજ્ઞા હોય તો અહીંજ લઇ આવું."

" હા, જાઓ લઇ આવો."

સોનદેવ પ્રણામ કરી ગયા. થોડીવારે એક ી સાથે પાછા આવ્યા.

સ્ત્રીને જોતાંજ સુબેદારનો ચહેરો ઉતરી યો.

" લાવ્યા. કે તમારી વસ્તુ ?" મહારાજે તુરતાથી સવાલ કર્યો.

" હા મહારાજ, આ લૂંટમાં આ અનુમ લાવણ્યમયી લલના પ્રાપ્ત થઇ છે. આવું રત્ન આપની પાસે હોવું જોઇએ એ તુથી આપના ચરણમાં હું એ અર્પણ કરૂં . એ અલ્પ ભેટનો સ્વીકાર કરશો."

છેવટના શબ્દો સુબેદારના હૃદયમા તીર ારક ભોંકાયા. તેમની સ્થિતિ દયાજનક થઇ ડી. તેઓ મહારાજ તરફ દીન મુદ્રાથી જોઇ લા. મહારાજે સ્ત્રી તરફ એક ક્ષણ દૃષ્ટિ ફેંકી, એકજ ક્ષણ પણ તેટલીવારમાં મહારાજ આ અવર્ણનીય સૌંદર્યથી અંજાયા. તેઓ સ્ત્રી તરફ આદરપૂર્વક જોઇ બોલ્યાઃ

" અહા હા ! અમારા માતોશ્રી જો એટલા સાંદર્યસંપન્ન હોત તો અમે પણ એવાજ સુંદર જન્મ્યા હોત !"

પછી ગંભીર મુદ્રાથી આબાજી સોનદેવ ભણી ફરી બોલ્યા.

" સોનદેવ ! સ્ત્રીઓના પવિત્ર ચારિત્ર્યને ભ્રષ્ટ કરી તમે મરાઠાશાહીની સ્થાપના કરવા ઇચ્છો છો ? શું આવા અનીતિના પાયા પર મહારાષ્ટ્રના સ્વરાજ્ય–મહાલયને ચણવા ધારો છો ? ત્યાગીદો, સોનદેવ ! એવા વિચારોને ત્યાગી દો ! સ્વરાજ્ય સંસ્થાપના માટે નીતિનો પાયો સુદ્રઢ કરવો જોઇશે. આ પરસ્ત્રીનો સ્વીકાર અમે કરીએ તો મરાઠાશાહી કઇ વિનાશગર્તામાં ગબડી પડશે એનો ખ્યાલ તમે કર્યો છે ? અન્ય મરાઠાઓ જો આ કૃત્યને અનુસરે તો પછી સ્વરાજ્યની આશા આકાશકુસુમવતજ સમજવી ! સોનદેવ ! તમારી નીતિથી ભ્રષ્ટ કરનારી ભેટ હું નથી સ્વીકારી શકતો. સોનદેવ ! તમે સ્વામીભકત સેવક છો; નહિં તો આ કૃત્ય માટે તમારે ભારે શાસન ભોગવવું પડ્યું હોત." હવે રમણી તરફ ફરી મહારાજ બોલ્યા. " બ્હેન આ બનાવોથી તમારૂં દીલ દુભાયું હશે તેની ક્ષમા માગું છુ" સુબેદાર, " આ તમારાં પુત્રીને તમારા તાબામાં લઇ લો."

આબાજી સોનદેવ અધોવદને સ્તબ્ધ થઇ ઉભા રહ્યા. તેમનાથી એક શબ્દનો પણ ઉચ્ચાર ન થયો. સુબેદારના મુખમાંથી ઉદ્દગારો સરી પડ્યા.

" શિવાજી ! આ અલૌકિક લાવણ્ય આંખો સામે હોવા છતાં અદ્દભુત મનોબલ–પ્રાપ્ત તમે અનેક ધન્યવાદને પાત્ર છો !' ખરેખર, અનન્ય ઉચ્ચ હૃદય !!"

# પૂરી આયરાણી.

લેખકઃ રા. ગોકુલદાસ દ્વારકાંદાસ રાયચુરા.

"દેવશી ! આ આયરાણીઓમાં પૂરી કઇ ? તેં એને કોઇ દિ જોઇ છે ?"

"હા. મ્હેં એને માધવપુરના મેળામાં જોઇ હતી: વરને ગાડે જો બેઠી-ઇ. પાંચ હાથ પુરી, મઈ જેવી લાગે છે તે." દેવશીએ જાનનાં છૂટેલાં ગાડાં તરફ આંગળી ચીંધી ખીમાણંદને પૂરી દેખાડવા પ્રયત્ન કર્યો.

"કયા ગાડામાં ? ઓલા લીલી અતલસની ઝૂલવાળા ખૂટીયા છે એ ગાડામાં ? ખીમાણંદે આતુરતાથી પૂરીને પીછાણવા દૃષ્ટિ ફેંકી.

"હા. એજ."

"એ તો કોઇ વીરાંગના જેવી લાગે છે."

"છે તો વીરાંગના પણ એની આંખ્યો જોઇ ? આંખ્યોમાં તો શરમાયાં રમે છે. કોયલાણાની એ રસિકડી કોયલ છે. આખી આયર જાતમાં આજે એ અજોડ છે." દેવશીએ પૂરીનો ટૂંક પરિચય રજુ કર્યો.

"પણ લોકો એને માટે કેય છે ઇ સાચું કે નહિ ?" ખીમાએ પૂરીને એકી ટશે નિહાળતાં નિહાળતાં દેવશીને પૂછ્યું.

"એ તો જે હશે તે આપણને હવે પુરી ખબર પડશે. લોકો તો કહે છે કે એણે એવું પણ લીધું છે કે જે આયર એની સાથે બથોબથ આવે અને એને જીતે તે એની સાથે પરણે અને જે હારે એ એનો સાથી થઇને રહે." દેવશીએ વડલાની ઝૂલતી વડવાઇઓ ખેંચતાં ખેંચતાં ખૂલાસો કર્યો.

"એના મનમાં ઇ શું જાણતી હશે ?" ખીમાણંદે મૂછું મરોડી.

"ઇ એમ માને છે કે પૃથ્વીને પાટલે કોઇ આયર પાક્યો નથી કે જે એને પછાડે !"

તાલગડાને પાદર કોયલાણાની જાન છૂટી છે. ગામના રસિકડા યુવાનો અને મદઘેલી યુવતીઓ સામૈયું થાય એ પહેલાં વરનું મોઢું જોવા પાદરના વડલાઓ નીચે એકઠાં થઇ અંદર અંદર વરનાં, વરનાં ગાડાંઓનાં, ઝૂલ અને ઘૂઘરમાળમાં ઝૂલતા બળદોનાં, વરના રસઘેલા જાનૈયાઓ અને કોકીલકંઠથી ગીતના ઝંકાર બોલાવતી યુવાન જાનડીઓનાં વિવિધ રીતે વર્ણન કરી અરસપરસમાં વાતોનો આનંદ લેય છે. જાનમાં આવેલ મકરાણી પસાયતાઓ, વારંવાર(?) જામગી જગાવી ગામને પાદર બંદુકના અવાજ કરી વિજય વરતા હોય તેમ આનંદમાં અહિંતહિં ઘૂમે છે. પરેલીઆઓ બેડ બાંધી વડલાને ઓથે દાયરાઓ જમાવી સામૈયાની રાહ જુએ છે. જાનડીઓમાંથી કેટલીક કુમારિકાઓ તીરછી નજરે તાલગડાના અહિંતહિં ફરતા-ટોળે મળતા આયર જુવાનોને જોઇ અંદર અંદર હસે છે. જાનના ગાડ

ખેડુઓ બળદને છોડી નીરણ ખવરાવવાની ગોઠવણમાં પડ્યા છે. આખુંય વાતાવરણ આનંદ, હુલ્લાસ અને ચેતનને હિંડોળે ઝૂલતું હોય એવાં દ્રશ્યો તાલંગડાને પાદર દેખાયાં.

વડલાની નીચે ઉભી પૂરી તરફ દ્રષ્ટી ફેંકતા દેવશી અને ખીમાણંદને અત્યારે બીજું કંઇ જોવાનો અવકાશ નથી. એ બન્ને તો પૂરીના ગાડા તરફ એક સરખી દ્રષ્ટી ફેંકી રહ્યા છે. આખીય જાનમાં ખીમાણંદને માટે એકજ આકર્ષણ હતું અને તે પૂરીનું મુખદર્શન.

હતું પણ તેમજ. પૂરી એટલે જાનડીઓની રસરાણી, પૂરી એટલે જાનડીઓની સૌંદર્યદેવી. પૂરીનો શબ્દ ઝીલવાને જાનૈયાઓ અને જાનડીયો આતુર હતાં. દરેક ગાડાવાળાઓ પોતાને ગાડે પૂરી બેસે એવું ઇચ્છતાં. જેને ગાડે પૂરી બેસે એ ગાડાવાળામાં અજબ ચેતન આવતું. પોતાને ગાડે પૂરી છે એ વિચારે એ પોતાનું જીવન ધન્ય માનતો. ભલભલા વીર જેવા લાગતા આયર જાનૈયાઓ પૂરી પાસે નરમ બની જતા. પૂરીમાં સૌંદર્ય હતું, તંદુરસ્તી નાચતી; વીરતા એની વાણીમાં વરસતી. એના મોઢાપર છવાયલી લાલી પ્રાતઃ ઉષાના કુંકુમવર્ણાં તેજને ઝાંખી પાડે તેવી તેજસ્વી હતી. એના કદાવર શરીરનો બાંધો મોહક હતો. કંઇક આયરો એની આશાએ ને આશાએ કુંવારા રહ્યા હતા. પૂરીને પોતાની જીવનસખી બનાવવા કંઇકે અનેક પ્રયત્નો કરી જોયા હતા. જેની સાથે હસી રહી પૂરી એક પલ પણ હસતી એ ...નંની બીજાઓને અદેખાઇ થતી.

આજે તાલંગડાને પાદર અનેક જુવાનો પૂરીની પિછાણ કરવાને તલપી રહ્યા હતા. પૂરીનો માશીનો દીકરો તાલંગડે પરણવા આવ્યો હતો. પૂરી જાનમાં આવે છે એ સાંભળી વરપક્ષમાં પણ જૂદે જૂદે ગામથી આયર જુવાનો વરપક્ષ તરફથી નામનું આમંત્રણ આવેલ હોવા છતાં જાનમાં ઉત્સાહથી આવ્યા હતા. સહુના આકર્ષણનું મધ્યબિંદુ પૂરી હતી.

ગામમાંથી શરણાઇના મોહક સૂર સંભળાવા. ઢોલ ધડૂકયા. દીવીઓનાં ઝાંખા ઝાંખા તેજ દેખાયાં. જાન તૈયાર થઇ. બળદના ડોકમાં ઝૂલતી ઘૂઘરમાળના ધમકાર થયા. જાનડીઓએ ગીતનો ઝકોર જગાવ્યો.

વરના ડાડારે ઉંડા ગરથ ઉકેલ્યા,
મોલી ચાલ્યો પરણવા.....

ગીતના સૂરે સૂરે તાલંગડાના પાદરનું વાતાવરણ રસિકતાને હેલે ચડ્યું.

[ ૨ ]

આખાય તાલંગડામાં આજે એકજ વાત હતી. આયરો અને આયરાણીઓ ઠામ ઠામ એ એક વાત પર જ વિચારોની આપ લે કરતાં હતાં અને એ વાત તે પૂરીની પ્રતિજ્ઞાની. કોઇ જુવાન કહેતો " અરે ભાર છે એનો કે ઇ બથાબથીમાં ભાઇડાને જીતી જાય!"—બીજો વળી કહેતો કે " આખરે એ ગમે તેવી હોય તો પણ સ્ત્રી જાત. ઇ શું આપણને હરાવે?"—કોઇ જુવાન મૂછો મરડી બાંયો ચડાવી તૈયાર થઇ બોલતો, " અરે પૃથ્વીમાંથી શું પુરૂષત્વ ચાલી ગયું છે કે એક અબળા આમ જુવાનીયાઓને પાછા પાડે!"

એ રીતે ગામને ચોરે, કન્યાને માંડવે અને તાલંગડાને પાદરે જુવાનીઆઓ પૂરીને હરાવવાની હામ બાંડી રહ્યા હતા.

બીજી સ્હવારે જાન ગામને પાદર નદીએ દાતણ કરવા ગઇ. સોરઠ પ્રદેશનો પ્રાતઃકાળ એટલે કુદરતનાં સાક્ષાત દર્શન. નદીને કાંઠે ચાસટીયાના લીલાંછમ ખેતરો, કોસ હાંકતા હાંકતા દૂહા લલકારતો ઉદ્યોગી ખેડુત, ખેતરને શેઢે મયુરીની

સાથે નૃત્ય કરતો કળાયલ મોર, દૂર વાડીયામાં ટહુકતી કોયલડીનો ટહૂકાર, ઘટ પર પાણીની હેલ સહિત ચાલતી ભરેલી ગ્રામ્ય સુન્દરી; ગામને ગોંદરે ઘંણુ ભે કરતો ગાયોનો ગોવાળ—એ સર્વ પ્રાતઃકાર્ય, ચેતનમય બનાવનાર દૃશ્યો જોતાં જોનારની આંખ્યો ઠરે.

જાન નદીને કાંઠે દાતણ કરવા આવી કે લાલગડાના જુવાનોનું ટોળું તુરત એની પાછળ આવ્યું. નદિનો કાંઠો અત્યારે રસિકોના રસદર્શને રસિયો બન્યો. જાનૈયા અને જાનડીઓએ દાતણ પાણી કર્યાં અને આખી જાન પ્રાતઃકાળના મંદમંદ પવનની લ્હેરોમાં રસગોઠડીયે ચડી. લાલગડાના યુવાનો તો નદિયે પૂરીને માટે આવ્યા હતા. પૂરી એમાંના કોઇપણ જુવાન તરફ જો એકાદ વખત નયન ઢાળતી તો એ યુવાન પોતાને ભાગ્યશાળી માનતો.

ખીમાણંદ અને દેવશી અત્યારે બેઠ બાંધીને આવ્યા હતા. ખીમાણંદે તો નિશ્ચય કર્યો હતો કે આજ પૂરી સાથે બથાબથી કરવી અને એને હરાવી પોતાની ગૃહલક્ષ્મી બનાવવી. રણે ચડતા રજપુત સરીખી એની મૂછોની અણી મર્દની મર્દાનગીથી ઉભી થઇ હોય તેવી દેખાતી હતી.

જાનમાં આવેલ એક અરજણ નામનો આયર ખીમાણંદનો ઓળખીતો નીકળ્યો, એની પાસે દેવશી અને ખીમાણંદ ગયા.

" રામ રામ અરજણ ! "

" કોણ ખીમો ? રાતનાં દેખાયો નહિં. " અરજણે રામરામ કરતાં ખીમાને પ્રશ્ન કર્યો.

" રાતનાં હું તો માંડવે આવ્યો હતો પણ તું તો ત્યાં હતો જ નહિં "

" ખરી વાત. હું કોયલાણેથી અસૂરો નિકળ્યો હતો. ખીમાણંદ ! છે તો મજાકંના" અરજણે સ્નેહભાવે ખીમાણંદ સ્હામું જોયું.



" અન્જુમન હિલાલે અહેમર " સ્થાપિત વૈદકીય કૉલેજમાં નર્સના કામ માટે તાલીમ લેતી તુર્ક મહિલાઓ.

[ ૨ ]

ખીમાણંદે અરજણને પછાડયો અને ત્યારપછી પૂરી સાથે બથાબથી આવતાં તાલંગડાનો એ યુવાન આયર હારી ગયો, એવી વાત તાલંગડાને આંગણે આંગણે આજે થતી હતી.

બે ચાર દિવસમાં તો આખાય ઘેર પ્રદેશના આયરૂમાં પૂરીએ ખીમાણંદને પછાડયો એ વાત પ્રસરી ગઇ. કેટલીક યુવાન આયરાણીઓએ કોડીલા ખીમાણંદની દયા ખાધી. એ તાલંગડાનો પટેલ પુત્ર હવે પૂરીનો સાથી થઇને રહેશે એ વિચારે ઘણી વૃદ્ધ આયર માતાઓને દુઃખ થયું. પૂરીના સાથી તરીકે ખીમાણંદ સરત મુજબ કોયલાણે આવી રહ્યો.

" કેમ ખીમા ! કોસ હાંકવામાં કંઇ હરકત તો નથી પડતી ના ? "

" પૂરી ! સરત પાળવામાં હરકત કેવી, તું જે કહે તે મ્હારે હવે વફાદારીથી કરવું જ જોઇએ. "

" ખરેખર ખીમા ! ત્હને પછાડવામાં મ્હને લેશમાત્ર આનંદ ન્હોતો. તું બહુ હઠીલો બન્યો નહિં તો ત્હારો આ વખત આવત જ નહિં. "

પૂરીએ આ વર્ષે પોતાના ખેતરમા વાડ વાળ્યો હતો. પોતે જીતેલા પાંચ આયર યુવાનો એના સાથી હતા..એનો સ્વર્ગસ્થ બાપ કોયલાણાનો પટેલ હતો એટલે પૂરીને સોના જેવી જમીન મળી હતી.

પરીના ઉમેદવાર તરીકે અત્યાર સુધીમાં ગામે ગામેના આયર જુવાનો આવી ગયા હતા અને ખીમાણંદ સહિત પાંચ જુવાનો હાર્યા એટલે હવે આખા દેશમાં કે ફાટી ગઇ. હવે પૂરી તરફ કોઇ દ્રષ્ટી કેંકી શકતું નહી. પૂરી એટલે આયરૂની અજીત સુંદરી.

" ખીમા ! જા ત્હને હું છૂટો કરું છું: " એક દીવસ ખેતરને શેઢે ખીમો ઢોર ચારતો હતો. ત્યાં આવી પૂરીએ જાહેર કર્યું.

" પૂરી ! હું ત્હારી દયાનો પાત્ર બનવા નથી ઇચ્છતો. "

" દયા નહિં જા હું ત્હને ખુશીથી મૂકત કરૂં છું. "

" એક સ્ત્રીની સાથે હું હારી જાઉં અને પછી મ્હારા તરફ એ આવી ઉદારતા બતાવે એ મ્હારે માટે મૃત્યુ સમાન છે. ". ખીમાણંદે પૂરીને પોતાના વિચારો સ્પષ્ટ જણાવ્યા.

" ત્હારા જેવા બહાદૂર જુવાનને હું મ્હારો સાથી છે એમ ગણું એ મ્હને ઠીક લાગતું નથી."

" એમાં શું ? તેં મ્હને બહાદૂરીથી હરાવ્યો એટલે મારે સરત મુજબ વર્તવુંજ જોઇએ. "

" ખી..મા !" પૂરી આજે કંઇ ન સ્હમજી શકાય તેવી રીતે બોલી.

" ખી...મા. ત્હને હાર્યે વર્ષ પુરૂં થયું. આજે મ્હને લાગે છે કે હવે તું છૂટો થઈ તાલંગડે જઇ શકે છે. "

" પણ એ કેમ બને ? "

" હું રાજીખુશીથી ત્હને જવા દઉં તો એમાં ત્હને શું વાંધો છે ? "

" વાંધો કહું—? "

" પૂરી ત્હારા જેવી વીર આયરાણીનો હુ પતિ ન બની શકયો છતાં આજે જે સ્થિતિમાં હું ત્હારો સહવાસ સેવી રહ્યો છું એમાં મ્હને સંતોષ છે. એ ઉપરાંત શું મોઢું લઇ હું તાલંગડે જાઉં ? પૂરીથી હારેલો જૂવાન હવે જગતમાં જઇ શું મોઢું બતાવે ?"

" એ વાત સાચી. પણ ખીમા ત્હારા જેવા સિંહને પાંજરે પૂરવામાં મ્હને મ્હોટું પાપ લાગે છે. વનરાજ તો વનમાંજ સ્વતંતાના સમ્રાટ તરીકે શોભે."

" પણ એવી રીતે તાલંગડે જવામાં હું નામોશી માનું છું અને ..."

" દોડો—દોડો . હો." ખેતરના મધ્યભાગમાંથી ચસકો સંભળાયો.

પૂરી અને ખીમો જે તરફ અવાજ હતો તે તરફ દોડ્યાં. પૂર્ણિમાનો ચન્દ્ર જગતને ચોક

ચઢ્યો હતો. ચન્દ્રને અજવાળે અજવાળે પૂરી અને ખીમાણંદે એક મ્હોટા એકલને પાણી વાળનાર કોસીયા તરફ ધોરીયા ઉપર ઘૂરકતો જોયો.

એકલની દાતરડીઓ બ્હાર આવી હતી, અને કઇ પળે એ હુમલો કરશે એની સાવચેતી ન રખાય તો એ ભયંકર રીતે ઘાયલ કરી નાંખે તેવી પરિસ્થિતિ ઉભી થઇ હતી.

" વેજા ! તું આઘો રહે. હું એ એકલને હમણાં જ મ્હારો હાથ બતાવું છું. એના જીવનમાં એની સ્હામે થનાર કોઇ નહિં મળ્યું હોય. " પૂરીએ દ્રઢતાથી કછોટો માર્યો.

" પૂરી તું રહેવા દે–અમ્હેં બધા એને પૂરો કરશું. " કોસ હાંકતાં હાંકતાં બીજા સાથીઓ પણ ચસકો સાંભળી દોડી આવ્યા હતા ત્હેમણે પૂરીને આ સાહસ કરતાં અટકાવવાનો પ્રયત્ન કર્યો.

" અરે ત્હમે બધા ભેળા મળીને જે નહિં કરી શકો તે હું એકલી કરી શકીશ. આઘા રહો બધા. "

આ ધમાધમથી એકલ ખૂબ ભુરાયો થયો. ખીમાણંદને આ પ્રસંગ કટાકટીનો લાગ્યો. એકલ સાથે બાથ ભીડવી એમાં ખુબ જોખમ હતું.

" પૂરી ! બધાનું કહ્યું માન. અમ્હેં સહુ એને અહિંથી હાંકી કાઢશું. એની સ્હામે થવામાં કંઇ માલ નથી. " ખીમાણંદે પૂરીને સ્હમજાવી.

પૂરી એ બધાની મ્હામે જોઇ હસી

" ત્હમને હજી પૂરીના બળની પૂરેપૂરી ખાત્રી થઇ નથી. જુઓ . . . "

આટલામા તો એકલે પૂરી સ્હામે દોટ મૂકી.

પૂરીએ એની દોટ ચૂકવી પાછળથી એને પકડયો. એકલનું સઘળું જોર પૂરીએ નરમ પાડવા પ્રયત્ન કર્યો. સહુ સાથીઓ પૂરીના સાહસથી ગભરાયા. કઇ પળે એકલ સાથે બથાબથી કરતી પૂરીને એની દાતરડીયો વાઢી નાંખશે એ વિચારે ખીમાણંદ પણ ધ્રુજ્યો. બે જણા કુહાડીઓ લેવા દોડયા. કુહાડીઓ આવે તે પહેલાં તો એકલને પૂરીએ અજબ બળથી પછાડયો. અને એના ઉપર ચડી બેઠી.

આ અરસામાં ખીમાણંદે કુહાડી આવતાં એકલને પૂરો કર્યો.

એકલ સાથની બથાબથીમાં પૂરીને એક ગંભીર જખમ એની છાતીમાં થયો, એનો ખ્યાલ એ વખતે પૂરીને ન રહ્યો. પણ એકલને છોડી એ ઉભી થઇ કે તુરત એની છાતીમાંથી લોહીની ધાર થઇ. ખીમાણંદે ઘા તપાસ્યો તો બહુ ઉંડો લાગ્યો. પૂરી તુરત ઓથમા આવી પણ ઓથમાં દાખલ થતાં જ તે બેશુદ્ધ થઇને પડી.

પૂરીએ બથાબથીમાં એક ,, એકલને પછાડયો અને માર્યો પણ પોતે ઘાયલ થઇ છે. એવી ખબર જોતજોતામાં આખાય કોયલાણામાં પડી ગઇ.

પૂરીને દાતરડીનો ઉંડો ઘા થયો હતો. બીજે દિવસે એ પટે પડી.

[ ૪ ]

" ખીમા ! ત્હેં મ્હારો ઘા રૂઝાવવા જે રાતદિન મહેનત લીધી છે એનો બદલો હું શું આપું ! "

" બદલા માટે મ્હેં કંઇ કર્યું નથી. ત્હારા જેવી બહાદૂર આયરાણી બચે એ મ્હારે માટે મોટામાં મોટો સંતોષ છે. "

" સ્ત્રીઓ માંદાની સેવા કરવામાં કુશળ ગણાય છે પણ પુરૂષો આવી સેવા કરી શકે એ મ્હેં હમણાં જ જોયું–ખીમા ! "

" મ્હેં પણ હમણાં જ જોયું કે એક સ્ત્રી એકલ જેવા હિંસક પ્રાણીની સાથે આમ બથોબથ આવે અને એને પછાડે. પુરૂષો જે ન કરી શકયા એ એક સ્ત્રી કરી શકે એ જોઇ મ્હને પણ આશ્ચર્ય થાય છે "

" ખીમા ! ત્હેં મ્હારી ચાકરી કરી એનો બદલો ત્હારે લેવોજ જોઇશે–અને એ બદ-

લામાં હું ત્હને મૂક્તિ આપું છું. મ્હેં ત્હારી પાસે અગાઉ પણ માંગણી કરી હતી, એ ત્હને યાદ હશે. "

ખીમાણંદના નયનો પૂરી તરફ ઢળ્યા. પૂરીના શૌર્યતેજ માટે મરી મીટનાર ખીમાણંદે આજે પોતાનું દિલ ખોલ્યું.

" પૂરી! જો તું બદલો આપવા માંગતી હો તો હું એક વાત માગી લઉં છું ? "

" ખુશીથી. તું જે માગીશ એ હું આપીશ. "

ખાટલામાંથી પૂરીએ ઉઠવા પ્રયત્ન કર્યો.

" ઉઠીશ નહિ–ત્હારા ઘાને હજુ સંપૂર્ણ રૂઝ આવી નથી. " ખીમાણંદે પૂરીને ઉઠતી અટકાવી.

" ત્યારે માગી લે–શું માંગછ ? " પૂરીએ સ્વસ્થ થઇ પૂછ્યું.

" ત્હને ઠીક થાય પછી એક વખત ત્હારી સાથે બથાબથી કરવાની તક આપ. હું જો હારૂં તો ત્હારો સાથી જીવનપર્યંત રહું અને જીતું તો તું મ્હારી થા. "

" કબુલ છે. ત્હારા જેવા આયરની સાથે બથબથી આવી બળની અજમાવશ કરી જોવી એ મ્હારે માટે પણ એક માન છે. "

" ત્હારી પાસેથી છૂટી જઇ તાલંગડા જવું એ મ્હારે માટે મરવા જેવું હું માનું છું. એના કરતાં હું ફરી હારૂં તોપણ કંઇ ખોટું નથી. "

" ખીમા ! મ્હારે કબુલ છે. વધારે વાત શા માટે કરવી. " બોલતી બોલતી પૂરી ખીમા સ્હામે હસી.

" પૂરી ! પ્રમાણિકતાથી ત્હારે મ્હારી સાથે લડવું પડશે. મ્હારાપર દયા ખાઇને અથવા બદલો વાળવાની ઇચ્છાથી તું જો એમાં જાણી જોઇને ખામી રાખે તો મ્હારે એ કબુલ નથી. "

" બધુંય કબુલ–હવે ત્હારે શું જોઇએ છે બોલ ! "

× × ×

એક મહિના પછી પૂરીને આરામ થતાં ફરી તાલંગડામાં ઘેર ઘેર વાતું શરૂ થઇ કે પૂરી તાલંગડાના ખીમાણંદ સાથે ફરી બથો બથ આવવાની છે. થયું પણ તેમજ. પૂરીએ ખીમાણંદને તક આપી. આ વખતે અજીત પૂરી ખીમાણંદ સાથે હારી.×

પૂરી અને ખીમાણંદના લગ્ન ધામધૂમથી થયાં. કઇક અદેખા જુવાનોની આંખો આ લગ્ન તરફ મંડાઇ. ખીમાણંદને સહુએ ભાગ્યશાળી માન્યો.

આજે ખેતરને શેઢે પૂરી અને ખીમાણંદ બેઠાં છે.

" પૂરી ! સાચેસાચું કહેજે કે તું જાણી જોઇને મ્હારી સાથે હારી કે નહિ ? "

પૂરી મૌન રહી મીઠું મીઠું હસી અને પછી ખીમાણંદના ખોળામાં માથું મૂક્યું:

" ખીમાણંદ જેવા પતિ સાથે ન હારૂં તો કોની સાથે હારૂં ! "

" પણ તું જીતી હોત તો ત્હારી બહાદૂરી અમર થાત. "

" ખીમાણંદની પત્ની તરીકે અમર થવાનું મ્હને વધુ ગમ્યું છે. મ્હારા...ખી...મા ! "

× લોકો કહે છે કે પૂરીએ જાણી જોઇને ખીમાણંદને જીતાડ્યો.







લેખક: રા. જયકૃષ્ણ નાગરદાસ વર્મા.
બી. એ., એલએલ. બી., એમ. એસસી., બૅરીસ્ટર-ઍટ-લો.


"આજે પણ મોડું થશે કે?" કમળાએ ઓફીસે જવા તૈયાર થયલા પતિને પૂછ્યું.

"કેમ કહી શકાય? કામ હોય તો વખતે મોડું પણ થાય" મોહનલાલે જવાબ દીધો.

"તમારે તો રોજ ને રોજ કામ હોય. રસોઇ પણ ટાઢી હીમ જેવી થઇ જાય. એ ખાવામાંય શું સ્વાદ આવે?"

"પણ તને કહ્યું તો છે કે મારી વાટ જોવી; તારે જમી લેવું."

"લ્યો બોલ્યા: 'તારે જમી લેવું!' એમ જમી લેવાતું હશે!"

"ત્યારે શું કરૂં? શેઠને ના કહું કે કામ નહિ કરૂં? પછી ખાશું શું?" મોહનલાલને પિતાના સમયના સુખી દિવસો સાંભર્યા. તેનો અવાજ સ્હેજ ગળગળો થયો.

"એમ મેં ક્યારે કહ્યું? પણ કોઇ દિવસેય નવરાશ ન મળે? આખો દિવસ કામ કરો એ તો ઠીક, પણ રાતેય સાથે લેતા આવો. કોઇ દિવસ નિરાતે બેસીને સુખ દુઃખની વાત પણ ન થાય. કેટલાય દિવસથી નથી સીનેમા નાટક જોયાં કે નથી બ્હાર ફરવા ગયાં. પછી તબિઅત કેમ ચાલશે?"

"પ્હેલાં કામ, પછી મોજ. લે ચાલ, હું હવે જાઉં; મોડું થાય છે,"

* "સાંજ વર્તમાન"ના પતેતી અંકમાંથી.

આજે મુંબાઇની એક ચાલીમાં બે નાનકડી ખોલીમાં મહિને સો રૂપીઆ ઉપર ગુજરાન ચલાવતું આ જોડું બાર મહિના પ્હેલાં લક્ષ્મીને ખોળે મ્હાલતું હતું. મોહનલાલનો પિતા જાણીતો શેરદલાલ હતો અને લડાઇના વખતમાં પાંચ સાત લાખ કમાયો હતો. એને કરોડપતિ થવાનો લોભ લાગ્યો અને દલાલીની કમાણી મુકી પોતાનું બીઝનેસ કરવા માંડ્યું. શેરના ભાવ ગગડતાં એકજ વલણમાં એની બધી મૂડી તણાઇ ગઇ. એકજ દિવસમાં તે લાખોપતિ મટી ભીખારી થઇ ગયો. આ ધક્કો એના હૃદયથી સહન થઇ શકયો નહિં; એનું હૃદય એકાએક બંધ પડી ગયું.

મોહનલાલે બંગલો અને ગાડીઘોડા વેચી પિતાનું બધું દેવું પતાવ્યું. એની પાસે રાતી પાઇ પણ રહી નહિં. પતિ પત્ની ભાડાની ખોલીમાં આવીને રહ્યાં. ગયે વર્ષેજ બી. એ. ની ડીગ્રી લઇ એણે લૉ સ્કુલમાં ટર્મ ભરવા માંડી હતી. એનો વિચાર સોલીસીટર થવાનો હતો પણ મનની બધી મનમાંજ રહી ગઇ. આર્ટીકલ માટે આપવાને ત્રણ હજારની રકમ મેળવવાને એણે ઘણાં ફાંફાં માર્યાં, પરંતુ એના પિતાના એક વખતના જીગ્રજાન મિત્રોમાંથી કોઇએ એને ફૂટી બદામ પણ ન પરખાવી.

છતાં સોલીસીટર થવાનો પોતાનો નિશ્ચય એણે કાયમ રાખ્યો. એટલા માટેજ બીજા કોઇ ધંધાની નોકરી નહિ લેતાં એ મેસર્સ મ્હેતા એન્ડ દેસાઇ, સોલીસીટરોને ત્યાં રૂપીઅ સોનાં પગારે જોડાયો. સતત્ પરિશ્રમ અને ખંતથી તે મ્હેતા શેઠનો ચાહ મેળવી શકયો હતો. સાથે સાથે એલએલ. બી. નો અભ્યાસ પણ કરતો. હમણાંજ એણે પ્હેલી એલએલ. બી - ની પરિક્ષા પસાર કરી હતી અને બીજી એલએલ. બી. માટે વાંચતો હતો. ઓફીસનું કામ અને અભ્યાસ-એ બેમાંથી એને જરાય ફુરસદ મળતી નહિ. કમળા બબડે એમાં નવાઇ ન હતી. છેલ્લા બાર મહિનામાં એણે તબિઅતની ભાગ્યેજ દરકાર કરી હતી.

સોમવારથી શુક્રવાર સુધી તો ઠીક, પણ શનીવારેય તે ઓફીસમાં ઘણીવાર સાંજના સાત વાગ્યા સુધી કામ કરતો. આખું અઠ-વાડીઉં કામ કરીને એવો થાકી જતો કે રવિવારે સંપૂર્ણ આરામ લેવાની જરૂર લાગતી. કેટલીક વાર તો રવિવારેય ઘેર કામ લઇ આવવું પડતું. શેઠનો ચાહ મેળવવાને કે ક્વચિત વધારાની કમાણી કરવાના લોભે છેલ્લા બાર મહિનામાં માંડ બે ત્રણ રવિવાર એવા મળ્યા હશે જ્યારે એ કમળાને લઇને બહાર ફરવા કે સીનેમા જોવા ગયો હોય.

તેમાંય છેલ્લા પાંચ સાત દિવસથી તો એ નવ વાગ્યા પ્હેલાં ઘેર આવતો નહિં. રસોઇ પણ ટાઢી થઇ ગઇ હોય. લાગલાગટ બે દિવસ તો એ નિરાંતે વાળુ પણ કરવા પામ્યો નહતો. બે કોળીઆ ખાધા ન ખાધા કરીને એ 'શેઠને ઘેર જાઉં છું,' કહીને નીકળી પડતો અને ત્યાંથી લગભગ બાર વાગ્યે પાછો આવતો. એક અગત્યનો કેસ બોર્ડપર આવ્યો હતો અને તેને માટે સર્વ તૈયારીઓ બનતી ઝડપે કરી લેવાની હતી. એ કેસની તૈયારીઓ પાછળ એ તનતોડ મ્હેનત કરી રહ્યા હતો.

[ ૨ ]

" અલી, તારા વર હજી નથી આવ્યા ? " પાડોશની ખોલીમાં રહેતી ઇચ્છાએ મોહનલાલના દિવાનખાનામાં પેસતાં પૂછ્યું. કમળા બે કલાકથી રસોઇ કરીને પતિની વાટ જોતી બેઠી હતી. લગભગ દશ વાગવા આવ્યા હતા, પણ હજી મોહનલાલનો પત્તો ન હતો.

" ના કોણ જાણે કેમ આજે આટલું મોડું થયું ! " કમળાએ "ગુણસુંદરી" નો તાજો આવેલો અંક તે વાંચતી હતી, તે બાજુ પર મૂકતાં કહ્યું.

" હવે રોજ તો મોડા આવે છે; આજે કાંઇ નવાઇ છે ? ઘરમાં બૈરીને વાટ જોતી મૂકીને લોકોને બ્હાર ભટકવાનું મન શે થતું હશે ? તું ય કાંઇ કહેતી નથી ? " ઇચ્છાએ કહ્યું. એ બિચારી લગભગ અઢાર વર્ષની ઉમ્મરે વિધવા થઇ હતી અને એના ઘણા કોડ બાકી રહી ગયા હતા. ગામકુથલી કરતાં એની જીભ જરાય થાકતી નહિ. એ જીભને લીધેજ સાસ-રામાં એનો સમાસ થઇ શકયો નહિ અને પિયરમાં આવીને રહી હતી. જ્ઞાતિમાં કન્યાની અછતને લીધે એનાં બન્ને ભાઇઓ હજી પર-ણ્યા વિનાના હતા. તેમને બે વખત રસોઇ કરી આપતી અને આખો દિવસ બાકી રહી ગયલા કોડ પૂરા કરવાની આશાએ મંદિરે મંદિરે ભટકતી. અલબત્ત ચાલીમાં તો એ ભક્તાણી હોવાનો ડોળ કરતી અને લોકોના છિદ્ર શોધવા મથતી. પોતે જેવી તેવાંજ બીજાને જાતી.

" ના, ના. એ તો ઓફીસના કામને લીધે મોડું થાય છે ! " કમળાએ પતિનો બચાવ કરતાં કહ્યું.

" હા, અત્યાર સુધી એને સારૂ ઓફીસ બેસી રહી હશે ! એ તો ઓફીસનું નામ ને બ્હાર ભટકવાનું કામ ! " ઇચ્છાએ ઝેર રેડવા માંડયું, " તું તો તદન ભોળી છે. જે કહે તે માનીજ લેછ. "

" ના રે, ના. ભટકવાના તે કયાં હતા ? જુઓને કામને લીધે એમનું શરીર પણ કેટલું લેવાઇ ગયું છે ?" કમળાએ કહ્યું.

" તે શરીર લેવાઇ ના જાય ? શરીર તે કાંઇ લોઢું લાકડું છે કે ગમે ત્યાં ભટકે તોય સારૂં રહે ? સંભાળ ન રાખીએ તો લોઢાનેય કાટ ચઢે અને લાકડુંય સડી જાય !"

" હશે મને શી ખબર પડે ! એ કહે એટલું હું તો જાણું. "

" એટલેજ તો કહું છુંને કે તું ભોળી છે."

આ વાતચીત ચાલતી હતી ત્યાં મોહનલાલના પગલાં દાદર પર સંભળાયાં, " લે, એ આવ્યા લાગેછ. " એમ કહી ઇચ્છા જવાને ઉઠી. મોહનલાલનો અને એનો બારણામાંજ ભેટો થઈ ગયો. બાજુએ રહીને ઇચ્છા ચાલી ગઇ.

" કમુ, આ કેમ આવીતી ?" મોહનલાલે કપડા કાઢતાં કહ્યુ. " એની સાથે વાતચીત કરવાનું મેં તને ના ન્હોતું કહ્યું ?" બિચારો કંટાળીને આવ્યો હતો અને ઇચ્છાને જોઇ એને સ્હેજ રોષ આવી ગયો. કમળા એવી સ્ત્રીઓ સાથે બેઠી બેઠી ગામકુથલી કરે એ એને પસંદ ન હતું. ઇચ્છાની ચાલચલણથી એ અજાણ્યુ ન હતો

" પણ એ ચાલી ચલાવીને પોતાની મેળે આવે તે કાંઇ ના પડાય ? મારાથી તો એમ કોઇનું અપમાન નહિ કરાય. " કમળાએ પોતાની અશક્તિ બતાવી.

" તારાથી નહિ કહેવાય તો મારે કોઇ દિવસ કહેવું પડશે. એના જેવીનો સહવાસ આપણે ન જોઇએ. ચાલ જમી લઇએ."

" ચાલો " કહી કમળા રસોડા તરફ વળી.

" આજે કેમ આટલું બધું મોડું થયું?" જમતાં જમતાં કમળાએ પૂછયું.

" આજે ઓફીસેથી સીધા શેઠને ઘેર જવું પડયું. " મોહનલાલે જવાબ દીધો.

" તે શેઠ ઑફીસેથી વ્હેલા જાય છે ?" કમળાએ ફરી પ્રશ્ન કર્યો. ઇચ્છા વ્હેમનું બીજ રોપી ગઇ હતી.

" આજે કોઇના લગનમાં જવું હતું એટલે એ વ્હેલા નીકળ્યા. મને એક કામ સોંપી ગયા હતા તે પૂરૂં કરી એમને બતાવવા ગયો હતો. "

[ ૩ ]

" મોહનલાલ " સાંજના લગભગ ૭ વાગ્યે મી૦ મ્હેતાએ પોતાના ચેમ્બરમાંથી બૂમ મારી.

" જી ! " મોહનલાલ જવાબ દેતો ઉઠયો અને તેમની પાસે ગયો.

" આ બ્રીફ મી૦ જીનાહે પાછી મોકલી છે. આજે રાતના એ દીલ્હી જવાના છે. કાલનું બોર્ડ તમે જોયું ? કેસ કાલે નીકળે એમ લાગે છે ? "

" હા જી, કાલે તો જરૂર નીકળશે. વચમાં એકજ કેસ છે–હમણાં ચાલે છે તે. પણ તેમાં બહુ દમ જેવું નથી. સમાધાનીની વાતો અત્યારે થતી હતી. કદાચ કાલે સમાધાન થઇ પણ જાય. એમ થશે તો આપણો કેસ બાર વાગ્યા પ્હેલાં નીકળશે. એ કેસ ચાલે તો પણ અઢી વાગ્યા પ્હેલાં પૂરો થઇ જશે. " મોહનલાલે બધી જરૂરી બાતમી આપી.

" ત્યારે હવે શું કરશું ? આ બ્રીફ કોને આપીશું ? કાઉન્સેલ પણ એવા છે–છેક છેલ્લી ઘડીએ દોડાવે ! " મી૦ મ્હેતા બબડયા.

મોહનલાલ નિરુત્તર ઉભો રહ્યો.

"એમ કરો–વલ્લભદાસ શેઠનો ટેલીફોન જોડી એમને ફોન ઉપર બોલાવો. આવા મોટા કેસમાં આપણે માથે જોખમદારી લેવી એ ઠીક નહિ." થોડીવારે મી૦ મ્હેતાએ કહ્યું.

"હા જી." મોહનલાલે કહ્યું. એ ટેલીફોન જોડવા ગયો.

"હલ્લો, કોણ છો? તમારૂં નામ? વલ્લભદાસ શેઠ? હા જી, હું મોહનલાલ. મ્હેતા શેઠ વાત કરવા માંગે છે."

આ વાતચીત સાંભળી મી૦ મ્હેતા ચેમ્બરમાંથી લગભગ દોડતા ટેલીફોન પાસે આવી પ્હોંચ્યા. રીસીવર મોહનલાલના હાથમાંથી લઇ કાને લગાડયો.

"હલ્લો, વલ્લભદાસ શેઠ? હા જી, હું મ્હેતા. જુઓને એમ છે કે મી૦ જીનાહે બ્રીફ પાછી મોકલી છે...ના, ના, ફીનો વાંધો નથી એ દીલ્હી કાઉન્સીલની મીટીંગમાં હાજરી આપવા જવાના છે તેથી......હવે તો તમે કહો તેને આપીએ...સર ચીમનલાલ? ઉભા રહો હું પૂછી જોઉં."

"સર ચીમનલાલ કાલે આવી શકે એમ છે?" એમણે પાસે ઉભેલા મોહનલાલને પૂછ્યું.

"ના જી. સર લલ્લુભાઇ પાસે એ રોકાયલા છે. એ કેસ હજી ચાર દિવસ ચાલે એમ છે."

"હલ્લો," મી૦ મ્હેતાએ વલ્લભદાસ સાથે ફરી વાતચીત શરૂ કરી. 'સર ચીમનલાલ રોકાયલા છે.. હવે તો તમે કહો તેને આપીએ...હા. મી૦ દેસાઇ જાતે આવી શકે તો સારૂં...ના, એ રોકાયલા તો નહિ હોય. જરા ઉભા રહો."

"ના જી. મી૦ દેસાઇ કોઇ ઠેકાણે રોકાયલા નથી." મોહનલાલે મી૦ મ્હેતાને પૂછ્યા વિના ઉતર આપ્યો.

"હલ્લો, મી૦ દેસાઇ રોકાયલા નથી... હા, હું તપાસ કરાવું છું. પણ ફી કદાચ વધારે માંગશે...હા સ્તો, બીજું શું થાય?- પણ એ કદાચ ના પાડે તો?...ભલે હું ગોઠવણ કરીશ. મી૦ દેસાઇ નહિં આવી શકે એમ હોયતો બીજા કોઇને આપીશું. અને હલ્લો, તમે કાલે અગીઆર વાગે અહિં આવી પ્હોંચજો. મોડું ન થાય...ભલે ભલે. ચાલો, સાહેબજી!" વાતચીત પરી થઇ.

"મોહનલાલ!" મી૦ મ્હેતાએ ચેમ્બર તરફ પાછા ફરતાં કહ્યું, "તમે મી૦ દેસાઇની ચેમ્બરમાં જાઓ. ગમે તેમ કરીને બ્રીફ આપી આવો."

"હા જી. મોહનલાલ બ્રીફ લઇને નીકળ્યો.

થોડીવારે તે બ્રીફ લઇને પાછો આવ્યો. "મી૦ દેસાઇ એમના ચેમ્બરમાં નથી. સીપાઇ કહે છે કે કોઇને ત્યાં લગ્ન છે તે વરઘોડામાં ગયા છે. આઠ વાગ્યા પછી ઘેર મળશે."

"અરરર!" મ્હેતા શેઠ બહુ નારાજ થયા. "હવે તો એમને ઘેર પકડીએ ત્યારે બને! દરમઆન આપણે બીજું કાંઇ બાકી હોય તે કરી નાંખીએ."

"એ કેસને માટે તો હવે કાંઇ બાકી નથી રહ્યું. પણ જસ્ટીસ કેમ્પ આગલ પેલો કરસનદાસવાળો કેસ બે ત્રણ દિવસમાં નીકળશે એમ લાગે છે. એનાં 'ઓબઝરવેશન્શ' હજી લખવાનાં છે! કાલે બ્રીફ મોકલી આપવી પડશે."

"અરે, હા વલ્લભદાસની ધમાલમાં એ તો હું ભૂલીજ ગયો. ઠીક થયું કે તમે યાદ દેવાડયું. આજે રાતના એ લખીજ નાંખવા જોઇએ. ખાસા ત્રણ ચાર કલાક જશે."

"હા જી" મોહનલાલે કહ્યું.

" આજે તમે એમ કરો તો ? ઘેર ચીઠ્ઠી લખી મોકલો. આપણે સાંજ જમી લેજો. ત્યાંથી પછી આપણે મી૦ દેસાઇને ત્યાં જઇશું આવીશું અને પછી ઘેર આવીને આ "ઓબ-ઝરવેશન્સ " લખી નાંખીશું. "

" ભલે, મને વાંધો નથી " મોહનલાલે હિંમતથી કહ્યું તો ખરૂં, પણ કમળાનો વિચાર આવતાં એનું હૃદય કંઇક ખિન્ન થયું. મી૦ મ્હેતાએ ટેબલ પરની ઘંટડી દબાવી.

" પાંડુરંગ ! " જવાબમાં હાજર થયલા સીપાઇને તેમણે કહ્યું. "મોહનલાલ ચીઠ્ઠી દેલ તર તેનચે ઘરી પાઠવુન વા."

" હોઇ " પાંડુરંગે જવાબ દીધો.

" બ્હાર કોણી આલા આહે, " મી૦ મ્હેતાએ પૂછ્યું.

" હોઇ. એક શેઠ ચેવુન બસલે આહે. "

" તેનલા આંત પાઠવ. "

મોહનલાલ ચેમ્બરમાંથી ઉઠયો. પોતાના ટેબલ પર જઇ તેણે ચીઠ્ઠી લખી નાંખીઃ " આજે અગત્યનું કામ હોવાથી ઘેર જમવા આવી શકાશે નહિ. શેઠને ત્યાંજ જમી લઇશ. ઘેર મોડો આવીશ."

[ ૪ ]

" મોહનલાલ શેઠ, કુઠે રહાતે ? " ચા-લીનો દાદર ચઢતાં સીપાઇએ તપાસ કરી. કમળા રસોડામાં હતી, તેણે સાંભળ્યું પણ હાથ ધોઇને બ્હાર આવે તે પ્હેલાં પાડોશ-માંથી ઇચ્છાએ જવાબ દીધો.

" બાજુમાં " તેણે કહ્યું અને સીપાઇની સાથેજ દિવાનખાનાનાં બારણામાં આવી ઉભી. " અલી, આ કોઇ તારા વરનું નામ પૂછતો આવ્યો છ " તેણે રસોડામાંથી બ્હાર નીકળતી કમળાને કહ્યું.

" શેઠની ચીઠ્ઠી પાઠવલી આહે." સીપા-ઇએ ચીઠ્ઠી કમળાના હાથમાં આપી.

" બરા " ચીઠ્ઠી લેતાં કમળાએ કહ્યું. સીપાઇ ગયો

" અલી, કોની ચીઠ્ઠી છે ? " ઇચ્છાથી કુતુહળતા દાબી ન શકાઇ.

" એ તો એમની છે. આજે મોડા આ-વવાના છે. જમવાના નથી." કમળાએ ચીઠ્ઠી વાંચીને કહ્યું.

" ઓહો ! આજે તો કંઈ ઉપડી ગયાં ! વાત વધી લાગે છે. હવે તો ઘેર જમવાનું પણ માંડી વાળ્યું ! " ઇચ્છાએ સ્વભાવ પ્રમાણે કટાક્ષ કર્યો.

" કંઇ કામ હશે, નહિ તો રોકાય નહિ," હૃદય ખિન્ન થયલું હોવા છતાં કમળા-એ હિંમત રાખી પતિનો બચાવ કર્યો.

" હવે બેસ બેસ. કામ ન જોયું હોય તો ! જવાના હશે કોઇ ઠેકાણે ! " ઇચ્છાએ કહ્યું. " તું માન કે ન માન, પણ જરૂર કાંઇ દાળમાં કાળું છે ! "

" જાઓ, જાઓ હવે, તમને તો એવું જ સુઝે છે, ' કહી કમળા રસોડા તરફ વળી. ઇચ્છા ન છૂટકે વિદાય થઇ.

× × ×

રાતના પરવારીને એ પતિની રાહ જોતી બેઠી. " ગુણસુંદરી " નો નવો અંક પણ વાંચીને પૂરો કરી નાંખ્યો. લગભગ બાર વાગ્યા હતાં છતાં હજી મોહનલાલનો પત્તો નહતો. એ વિચારે ચઢીઃ " ઇચ્છા કહે છે તે સાચું હશે ? એ કુછંદે ચઢયા હશે. ના. ના. એ એવા તો નથી. " મગજમાં વ્હેમનો કીડો ભરાયો હતો; હૃદય એ વાત કબુલ કરતું ન હતું.

વિચારમાં ને વિચારમાં એ ખુરસીપરજ ઉંઘી ગઇ–એને ઝોકું આવી ગયું. બારણું

કમળાનો વ્હેમ.



ચિત્રકારઃ ] " અલી તારા વર હજી નથી આવ્યા ? " [ રા. દત્તાત્રય.
[ પૃષ્ઠ: ૬૯.

*Lukanamitra Press, Baroda.*

કમળાનો વ્હેમ.



ચિત્રકાર: ] " કમળા ! એક ખુશ ખબર આપું ? " [ રા. દત્તાત્રય.

[ પૃષ્ઠ ૭૬.

ખખડવાના અવાજે એ જાગી ઉઠી. કદાચ ભ્રમણા હશે. ઘડીઆળ સામું જોયું સાડાબાર વાગ્યા હતા. ફરી બારણાની સાંકળ ખખડી.

" કોણ ? " કમળાએ પૂછ્યું.

" એ તો હું ! " મોહનલાલનો અવાજ આવ્યો. કમળાએ બારણું ઉઘાડયું.

" હજી સૂતી નથી ? નકામી શું કામ જાગ્યા કરે છે ? " તેણે લાગણીથી કહ્યું.

" બેઠી બેઠી આ વાંચતી'તી " કમળાએ માસિકના અંક તરફ ઇશારો કરતાં કહ્યું. " *આજે કાંઇ મોડું થયું ?* "

" હા, આજે તો શેઠ બારોબાર ઉપાડી ગયા. કામ પૂરું કરીને હમણાંજ ઉઠયા. પછી સીધો અહિં આવ્યો."

" ચૂલામાં જાય એ કામ ! " કમળાથી ન રહેવાયું.

" ગાંડી છે ? ચાકરી વગર કંઇ ભાખરી મળે છે ? એ દહાડા ગયા ! " મોહનલાલે નિશ્વાસ નાંખ્યો. આગલા સુખી દિવસ સાંભરતા ત્યારે બન્નેને લાગી આવતું. બન્ને મૌન સેવીનેજ એક બીજા પ્રત્યે સહાનુભૂતિ બતાવતા.

[ ૫ ]

વલ્લભદાસના કેસની ધમાલ લગભગ એક અઠવાડીઉં ચાલી. વચમાં જસ્ટીસ કેમ્પ આગલ કરસનદાસનો કેસ પણ નીકળ્યો. થોડાક સમય માટે તો મી. મ્હેતાને અને મોહનલાલને દોડાદોડી થઇ પડી. પણ સામો પક્ષ વેળાસર સમજી ગયો અને સમાધાની થઇ ગઈ.

વલ્લભદાસના કેસમાં એમની તરફેણમાં ચુકાદો આવ્યો. કોર્ટે સાડા ૭ લાખના ખર્ચ સાથે ડીક્રી કરી આપી. વલ્લભદાસનો અને મી૦ મ્હેતાનો આનંદ માતો ન હતો. મોહનલાલે પણ છુટકારાનો દમ ખેંચ્યો. વલ્લભદાસને સાડા ૭ લાખ મળ્યા હતા. મી. મ્હેતાનું બીલ લગભગ પચાસ હજારનું થાય એમ હતું. મોહનલાલને એમાંથી અંગત આર્થિક લાભ ન હતો, પણ તનતોડ મ્હેનત સફળ થયાનો સંતોષ અને આનંદ એ અનુભવતો હતો.

કોર્ટમાંથી નીકળી વલ્લભદાસ મી. મ્હેતા સાથે એમની ઓફીસમાં આવ્યા. ચ્હા લાવવાનો સીપાઇને ઓર્ડર અપાયો.

" આજ કેટલાં દિવસે નિરાંતે બેસીને ચ્હા પીધી ! " મી૦ મ્હેતાએ ચ્હાનો ઘુંટડો ભરતાં કહ્યું.

" હા. મારો પણ જીવ તાળવે ચોંટયો હતો. બિચારા મોહનલાલે તનતોડ મ્હેનત કરી છે. મને લાગે છે કે આપણે એની મ્હેનતની કંઇ કદર કરવી જોઇએ. " વલ્લભદાસે કહ્યું.

" જરૂર. પંદર દહાડાથી એ બિચારો પગ વાળીને બેઠો નથી. નિરાંતે જમ્યો પણ નહિ હોય. એના પગારમાં પચીસેકનો વધારો કરી આપવાનો મારો વિચાર છે. "

" મારે પણ એને કંઇક સંભારણા તરીકે આપવું જોઇએ. એને શું પસંદ પડશે ? "

" એને બોલાવીને પૂછી જોઇએ. મોહનલાલ ! " મી. મ્હેતાએ બૂમ મારી.

" જી ! " મોહનલાલે ખુરસીપરથી ઉઠતાં જવાબ દીધો. વળી કંઇ અગત્યનું કામ આવ્યું કે શું ? એને ચિંતા પેઠી. મી. મ્હેતાની ચેમ્બરમાં ગયો.

" વલ્લભદાસ શેઠ તમારી મ્હેનત માટે કંઇક તમને આપવા માંગે છે. તમને શું પસંદ પડશે ? "

" એમની અને આપની મ્હેરબાનીજ

બસ છે, સાહેબ ! મેં તો મારી ફરજ બજાવી છે. વિશેષ કાંઇ નથી કર્યું." મોહનલાલે કહ્યું.

"એમ નહિં ચાલે !" વલ્લભદાસે આગ્રહ કર્યો "તમારે લેવુંજ પડશે. રોકડું કે કોઇ ચીજ;-તમને ગમે તે માંગી લ્યો."

"આપનો ખાસ આગ્રહ હોય તો મને ત્રણેક હજારની લૉનની જરૂર છે. મારે આર્ટીકલ સાઇન કરવા છે. પાસ થવા પછી તમને ભરી દઇશ."

"બસ એટલુંને ? લોન બોનની વાત છોડી દ્યો મી. મ્હેતા તમે એમને આર્ટીકલ સાઇન કરવા દેજો. એ ત્રણ હજાર હું મોકલી આપીશ.' મી. મ્હેતા તરફ ફરીને વલ્લભદાસે કહ્યું.

"ભલે. અને મોહનલાલ ! આ મહિનેથી તમને સોને બદલે સવાસો મળશે." મી. મ્હેતાએ કહ્યું.

"આપ બન્નેનો ઉપકાર હું કેમ વાળી શકીશ તે મારાથી સમજાતું નથી." મોહનલાલે ગળગળાં થતાં કહ્યું.

"એમાં ઉપકાર શેનો ? એ તો તમારી તનતોડ મ્હેનતનો બદલો છે ?" વલ્લભદાસ બોલી ઉઠયા.

"બરોબર છે." મી. મ્હેતાએ સંમતિ આપી.

× × ×

"કમળા ! એક ખુશ ખબર આપું ?" દિવાનખાનામાં પેસતાંજ મોહનલાલે કહ્યું. આજે એ આઠ વાગ્યામાં ઘેર આવ્યો હતો.

"શું ?" કમળાએ ઉત્સુક થઇ પૂછ્યું.

"આજે પેલો કેસ અમે જીત્યા-જેને માટે આજ પંદર દિવસથી હું મ્હેનત કરતો હતો. વલ્લભદાસ શેઠને સાડા છ લાખ મળ્યા તેની ખુશાલીમાં તેમણે મને .આર્ટીકલ માટે ત્રણ હજાર બક્ષીસ આપ્યા અને શેઠે પણ પગારમાં પચીસ વધાર્યા.

"ખરેખર ?" કમળાને એકાએક ઉમળકો આવ્યો. તે પતિને બાઝી પડી. બારણું ઉઘાડું હતું તે ભુલી ગઇ. વ્હેમના બીજ મૂળમાંથી ઉખડી ગયાં.

"અરે કોઈ જોશે ! બારણું ઉઘાડું છે." મોહનલાલે ડહાપણ બતાવ્યું છતાં કમળાના ઉમળકાનો યોગ્ય લાભ લેવાને એ ચૂક્યો નહિ!



## ગીત ગાતું ઝાડ

બારબેડોસમાં એક સ્થળે બોલતું ઝાડ છે. એનાં ફળોની ફીનારીઓ ચપટી હોય છે. જ્યારે વાયુ વૃક્ષોમાંથી પસાર થાય છે. ત્યારે દરેક વૃક્ષનું જે નામ હોય છે તે નામ સ્પષ્ટ સંભળાય છે. એ ઠેકાણે ઝાડોથી ભરેલું ઘાડું જંગલ છે. જે વખતે ઠંડો વાયુ વાય છે, તે વખતે તમામ જંગલ એક પ્રકારના મધુર શબ્દથી ગુંજી ઉઠે છે. સુદાન દેશમાં એક અઇઆ નામનું ઝાડ છે, જે તે દેશની સ્પષ્ટ ભાષા બોલનાર ઝાડ તરીકે ઓળખાય છે



# સ્નેહપૂર્ણા

( ચાલુ વાર્તા.)

લેખકઃ શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

### મુખ્ય પાત્રો.

સુન્દરલાલ : ભુજંગપુરનો સંસ્કારી અને કેળવાયલો ખેડુતઃ પાછળથી મુંબાઇના શેર બજારનો દલાલ.

પ્રભુલાલ : સુન્દરલાલનો નાનો ભાઇ.

વસનજી : સુન્દરલાલનો મિત્ર.

વસન્ત : વાર્તાનો નાયક; કવિ અને લેખક, સુન્દરલાલ અને માણેકનો પુત્ર.

નંદલાલ : વસન્તનો સહાધ્યાયી અને મિત્ર.

સુમનલાલ : " " "

મનહરલાલઃ સ્નેહપૂર્ણાનો ભાઇ

જીવનલાલ : મનહરલાલનો મિત્ર; સ્નેહપૂર્ણાનો ઉમેદવાર.

સાકરલાલ : રૂક્મણીનો પિતા.

ચંદ્રપ્રકાશઃ રૂક્મણી સાથે એકવાર વિવાહિત થયેલો સુશિક્ષિત યુવાન.

માણેકબાઇ : સુન્દરલાલની પત્ની; વસન્તની માતા.

યમુના : પ્રભુલાલની પત્ની.

જયકુંવર : સુન્દરલાલ અને પ્રભુલાલની મોટી બ્હેન; વિધવા, કર્કશ સ્વભાવનો નમુનો.

લલિતા : વસન્તની પત્ની; કુંતલપુરના કારભારી હરિલાલની પુત્રી.

કપિંજલા : સુમનલાલની પત્ની.

ભાનુમતી : મનહરલાલની પત્ની.

સ્નેહપૂર્ણાઃ મનહરલાલની બ્હેન, વાર્તાની નાયિકા.

રૂક્મણી : વસન્તને પરણવા ઇચ્છતી એક સુશિક્ષિત અને સુંદર પણ ઉચ્છૃંખલ કન્યા.

અંબાલક્ષ્મીઃ રૂક્મણીની માતા, સાકરલાલની પત્ની.

## પ્રથમ ભાગનો ટુંકસાર.

પૂર્વ વૃતાંત : સૌરાષ્ટ્રમાં ઓઝત નદીને કાંઠે આવેલા ભુજંગપુર ગામમાં પિતા હિમતલાલના મરણ પછી સુન્દરલાલનું કુટુંબ ખેતી ઉપર ગુજરો કરી સુખી જીવન ગાળે છે. પાંચેક વર્ષ બાદ ઝેરી તાવની બીમારીથી સુન્દરલાલના બે ભાઇ અને તેમની પત્નીઓ ગુજરી જાય છે; મોટી બ્હેન જયકુંવર વિધવા થાય છે. કુટુંબમાં હવે સુન્દરલાલ અને તેની પત્ની માણેક તથા નાનો ભાઇ પ્રભુલાલ અને તેની પત્ની યમુના એટલાં રહે છે. કર્કશા જયકુંવર યમુનાના ભોળા સ્વભાવનો લાભ લઇ વારંવાર કુટુંબ કલેશ જગાડે છે. આ અરસામાં કથાનાયક વસન્તનો જન્મ થાય છે. સંસ્કારી દંપતી બાળપણથી પુત્રના શિક્ષણ માટે અત્યંત કાળજી બતાવે છે.

વાર્તા : ગામડાની નિશાળનું ભણતર પુરું થતાં સુન્દરલાલ વસન્તને જુનાગઢની હાઇસ્કુલમાં અભ્યાસ માટે મોકલે છે. મેંગારપુરથી સુન્દરલાલના એક ખાસ મિત્રનો પુત્ર નંદલાલ પણ ત્યાં આવે છે બન્ને સુન્દરલાલના મિત્ર વસનજીને ત્યાં રહી અભ્યાસ કરે છે. બન્ને વચ્ચે ગાઢ મૈત્રી જામે છે.

દરમિઆન વસન્તને પરણાવી લ્હાણો લેવાનો અભિલાષ તેની માતા માણેકને થાય છે.

સુન્દરલાલ બાળલગ્ન વિરુદ્ધ ઘણું સમજાવે છે. છતાં તે હઠ નથી મુકતી. તે માને છે કે પોતે જલ્દી મરી જવાની છે, અને તેથી પુત્રનું લગ્નસુખ જોવાની ઉતાવળ કરે છે વસન્તની માંજી તે વિષે પૂછાવવા માણેક જુનાગઢ કાગળ લખે છે. માતાના આગ્રહને વશ પુત્ર થાય છે. પરિણામે કુંતલપુર રાજ્યના કારભારી હરિલાલની કેળવાયલી પુત્રી લલિતા સાથે વસન્તનો વિવાહ થાય છે અને લગ્ન પણ ઉજવાય છે. પણ વરવહુ પરણીને ભુજંગપુર આવતાં વેંતજ માણેકની આગાહી સાચી પડે છે. તે મૃત્યુ પામે છે. બીજી તરફ સુન્દરલાલના કપાસના આડમાં આગ લાગે છે, ' ગૃહલક્ષ્મી સાથે આ કુટુંબની લક્ષ્મી પણ જાય છે. ' કર્કશા જયકુંવર આ આફતનો દોષ લલિતા પર ઢોળે છે અને તેને છપ્પરપગી ઠરી તેના આખા ગામમાં વગોણા કરે છે. સુન્દરલાલ લલિતાને પાછી કુંતલપુર મોકલી આપે છે.

આ કટોકટ પ્રસંગે સુન્દરલાલનો સાચો મિત્ર વસનજી તેને નાંણાની મદદ આપે છે. એ નાણામાંથી દેણદારોને ચુકવી નશીબ અજમાવવા સુન્દરલાલ મુંબાઇ આવે છે, અને શેર બજારમાં દલાલ તરીકે ધંધો શરૂ કરે છે. એ ધંધામાં તે સારી રીતે ફાવે છે. બીજી તરફ જુનાગઢમાં વસન્ત પોતાનો અભ્યાસ આગળ વધાર્યે જાય છે.

થોડા સમય પછી લલિતા પાછી ભુજંગપુર આવે છે. ઘરકામમાં તે યમુનાને બનતી મદદ કરે છે. અને સાથે સાથે પોતાના જ્ઞાનનો લાભ તેને આપે છે. કર્કશા જયકુંવરથી તેમનો સંપ અને સ્નેહ વેઠાતા નથી લલિતાની ગમે તેટલી સંભાળ છતાં નજીવા બહાના કાઢી જયકુંવર તેની સાથે લડે છે, અને ગામમાં તેના જેવીજ બીજી અજ્ઞાન સ્ત્રીઓ આગળ ભાભીનાં ને વહુનાં વગોણાં પેટ ભરીને કરે છે. છેવટે લલિતા ઉપર તે એટલે સુધી આળ મુકે છે કે તેણે તો અમુલાલને ભોળવી નાખ્યો છે! આ ત્રાસથી છુટવા પોતાને કુંતલપુર પાછી બોલાવી લેવા લલિતા પિતાને પત્ર લખે છે, પણ પિતા નિભાવી લેવાની તેને સલાહ આપે છે. આ અરસામાં તે યમુના સાથે નદીએ પાણી ભરવા જાય છે, જ્યાં ઓચિંતુ પૂર આવતાં પગ લપસવાથી તે નદીમાં તણાય છે. તેના શબનો પણ પત્તો નથી લાગતો. પાછળથી મળેલી ખબરો પરથી એમ માની લેવાય છે કે લલિતા ડુબીને મરી ગઇ છે. જયકુંવર ગપાટો ચલાવે છે કે પોતાનું કલંક છુપાવવા તેણે આપઘાત કર્યો છે.

જુનાગઢમાં રહેતા વસન્ત અને નંદલાલને સુમનલાલ નામે એક વિદ્યાર્થી સાથે મૈત્રી બંધાય છે. રાજકોટના એક પ્રસિદ્ધ વકીલ કેશવલાલનો સુમનલાલ પુત્ર છે. તેની સંસ્કારી અને રસિક પત્ની કપિંજલા પણ તેની સાથેજ રહે છે આ સંસ્કારી દંપતિ સાથે આનંદથી વાર્તાલાપ કરતો વસન્ત બેઠો હોય છે ત્યા લલિતાના નદીમાં ડુબી ગયાના દુઃખદાયક ખબર આવે છે. ચારે જણા તપાસ કરવા ભુજંગપુર જાય છે ત્યા કપિંજલાને પણ જયકુંવરના સ્વભાવનો અનુભવ થોડો ઘણો થાય છે.

થોડોક સમય વીતતાં ફરી લગ્ન કરવા વસન્ત પર દબાણ થાય છે. પોતાનો અભ્યાસ પૂરો કરવા તે પિતાની પાસે મુંબાઇ આવીને રહ્યો છે નંદલાલ પણ મુંબાઇ આવ્યો છે સુમનલાલ અને કપિંજલા રાજકોટમા રહે છે. કપિંજલા ત્યાં આગળ વસન્તને યોગ્ય પાત્ર સ્નેહપૂર્ણા નામની કન્યા શોધી કાઢે છે અને વસન્તને તાર કરી મુંબાઇથી બોલાવે છે વસન્ત ગુજરાત મેલમાં નીકળે છે. રસ્તામાં ટ્રેન અચાનક અટકે છે. સ્ત્રીઓના બીજા વર્ગના ડબામાં બેઠેલી ગુલબાનુ અને સુશિલા નામે બે મહિલાઓ ઉપર કોઇ બદમાશે સ્ત્રીના વેશમા હુમલો કર્યો હતો. સુશિલા સાંકળ ખેંચી ગાડી ઉભી રાખે છે, બદમાશ નાશી જાય છે પોતાની સાથે કોલેજમાં ભણતી સુશીલાને વસન્ત ઓળખે છે, અને રાજકોટ જવાનું મુલતવી રાખી બન્નેને આનંદપુર તેમના આશ્રમ સુધી પ્હોંચાડવા વસન્ત તેમની સાથે જાય છે. પરિણામે રાજકોટ મોડા પ્હોંચવા માટે કપિંજલા સખ્ત ઠપકો આપે છે, કારણ કે સ્નેહપૂર્ણાને પોતાના ભાઇ સાથે દિલ્હી ચાલ્યા જવું પડે છે અને કપિંજલા તથા સુમનલાલની ગોઠવણો તુરતવેળા મનમાંજ રહી જાય છે.

સ્નેહપૂર્ણા રાજકોટમાં પોતાના ભાઇ મનહરલાલ અને તેની પત્ની ભાનુમતી સાથે રહેતી હતી. પિતાએ મરતી વખતે મનહરલાલ પાસે વચન લીધું હતું કે સ્નેહપૂર્ણાને તેના ઇચ્છિત વર સાથેજ પરણાવવી. પરિણામે એ સંસ્કારી, કેળવાયલી, સુંદર બાળા અત્યારે યૌવનને આંગણે ઉભેલી છતાં કુંવારી હતી. વસન્તના કાવ્યો વાંચી તેના ઉપર મુગ્ધ થઇ હતી પણ વસન્ત પરણેલો છે જાણી નિશ્વાસ નાંખતી એ અરસામાં લલિતાના મરણના સમાચાર જ્ઞાતિપત્રમાં વાંચી કંઇક આશા બંધાય છે. બીજી તરફ મનહરલાલનો મિત્ર જીવનલાલ સ્નેહપૂર્ણાને ચાહે છે અને તેને પોતાની કરવા મથે છે. પોતાની મકસદ પાર પાડવા તે લાગ જોઇ એક રાત્રીએ સ્નેહપૂર્ણાને તેના બંગલાના બાગમાં મળે છે. સ્નેહપૂર્ણા તેને પ્રેમનો ખરો અર્થ સમજાવી, તેની માંગણી નાકબુલ કરે છે.

મુંબાઇમાં વસન્ત એક લગ્ન પ્રસંગમાં ભાગ લેવા જાય છે. ત્યાં એને અચાનક ખબર પડે છે કે રૂક્ષ્મણી નામે એક સુશિક્ષિત અને સુંદર બાળા તેની કવિતાઓ વાંચી તેની પાછળ ગાંડી બની છે. બન્નેની દૃષ્ટાદૃષ્ટ મળવાનો પ્રસંગ પણ બને છે. આ અરસામાંજ સ્નેહપૂર્ણા સંબંધી કપિંજલાનો પત્ર વસન્તને મળે છે. વસન્તને પરણવા માટે હઠ લઇ બેઠેલી રૂક્ષ્મણીને સમજાવવા એના માતપિતા પ્રયત્ન કરે છે પણ તે માનતી નથી. તેનો પિતા તેની મરજી વિરૂદ્ધ ચંદ્રપ્રકાશ નામના એક યુવક સાથે તેનો વિવાહ કરવાના પ્રયત્નો કરે છે. એ અરસામાં ભાંગવાડી થીએટરમાં ફરી રૂક્ષ્મણી વસન્તને જુએ છે. ચંદ્રપ્રકાશ પણ સાથે છે. જતાં જતાં રૂક્ષ્મણી નાટકના ગાયનોની ચોપડીમાં વસન્તને માટે સંદેશો લખી રસ્તામાં નાંખે છે, જે વસન્ત ઉપાડી લે છે.

ઓઝત નદીમાં તણાઇને મરણ પામેલી ગણાતી લલિતા ભૂજંગપૂરથી કેટલાક માઇલ સુધી ઘસડાય છે. ખીમાણંદ નામનો આહિર તેને બચાવી પોતાના નેસડામાં લઇ જાય છે, જ્યાં ગુરૂદેવ તેને શુદ્ધિમાં આણે છે. આ નેસડામાં અમૃત નામ ધારણ કરી લલિતા ખીમાણંદની પુત્રી રૂડી સાથે રહે છે. થોડાક સમય પછી ગુરૂદેવના મિત્ર કવિ જયકૃષ્ણ સાથે સ્નેહપૂર્ણા આ નેસડામાં ગુરૂદેવના દર્શને આવે છે. અમૃત વસન્તનો રચેલો એક રાસ ગવડાવે છે. સ્નેહપૂર્ણા બોલી ઉઠે છેઃ "આતો 'વસન્ત' નો લખેલો રાસ."

નાટકની ચોપડીમાં વસન્ત રૂક્ષ્મણીનો સંદેશો વાંચે છે અને નંદલાલને વંચાવે છે. બીજે દિવસે સવારે છાપામાં રૂક્ષ્મણીના વિવાહ ચંદ્રપ્રકાશ સાથે થયાના સમાચાર તે વાંચે છે રૂક્ષ્મણીની હઠ તોડવા તેના પિતાએ રાતોરાત એ ચોકઠું ગોઠવી દીધું હતું. એની સખી સીતા એ વિવાહ કબુલ કરી લેવા તેને સમજાવે છે પણ રૂક્ષ્મણીનું દિલ એ વાત કબુલ નથી કરતું તે ચંદ્રપ્રકાશ પર એક પત્ર લખી પોતાને છૂટી કરવા તેને વિનવે છે ચંદ્રપ્રકાશ એ વિનતિ કબુલ કરી વિવાહ તોડી નાંખવાનો માર્ગ શોધે છે.

વસન્તના કુટુંબમાં હજી જયકુંવર ફોઇ હતા તેવા ને તેવાજ છે. મુંબાઇમાં આવી મંદિરે ભટકવામાં, ગામકુથલી અને લોકનિંદા કરવામાંજ તેનો વખત પસાર થાય છે એક દિવસ પાડોશમાં રહેતી સરલા સાથે વાદમાં ઉતરી ભણેલી સ્ત્રીઓની નિંદા કરે છે. વસન્ત સરલાનો પક્ષ લેતાં તેના ઉપર સરલા સાથે આડો સંબંધ હોવાનો આક્ષેપ ફોઇબા કરે છે. જયકુંવર અને સરલા હાથોહાથ આવી જાય છે, પણ સુંદરલાલના અચાનક આગમનથી મામલો આગળ વધતો અટકે છે.

સ્નેહપૂર્ણાનો ભાઇ મનહરલાલ જમાનાને અનુસરી શેરના સટ્ટામાં પડયો અને ભાવ બેસતાં મુશ્કેલીમાં આવી પડયો. જીવનલાલ આ પ્રસંગે તેને મદદ કરવાનું વચન આપી તેના બદલામાં સ્નેહપૂર્ણાની માંગણી કરે છે .મનહરલાલ એ માંગણી તિરસ્કારે છે અને નાણાં ભીડમાંથી છૂટવા અઢીસોના દરમાયાની નોકરી સ્વીકારી દીલ્હી ચાલ્યો જાય છે.

ચંદ્રપ્રકાશ સાથેના વિવાહબંધનમાંથી છૂટવા રૂક્ષ્મણી એક હિંમતભર્યું પણ ઉતાવળું પગલું ભરે છે. તે સુન્દરલાલને મળે છે અને એ વિવાહ ફોક કરવામાં તેની મદદ માંગે છે. આ પ્રસંગે તે પોતે વસન્તને ચાહે છે એમ સુન્દરલાલને જણાવે છે. પાછળથી તે વસન્તને પણ સીધો પત્ર લખી પોતાની ઇચ્છા જણાવે છે. રૂક્ષ્મણીને વસન્ત પરણે એમ સુન્દરલાલ નથી ઇચ્છતો અને તે મુજબની

લેવા માટે ખાસ આવી હતી. પોતાની છટાહિન્ડોલથી સર્વનું ધ્યાન ખેંચતી રૂક્ષ્મણી આજના મહોત્સવમાં નંદલાલને હાજર જોઇ વસંતના સમાચાર મેળવવા ઉત્સુક બની. નંદ-લાલ બની શકે તેટલો રૂક્ષ્મણીથી દૂર રહેવા ઇચ્છતો હતો પણ રૂક્ષ્મણીએ ત્હેને છોડયો નહિં.

રૂક્ષ્મણી નંદલાલ પાસે પોતાના દિલની વાતો પૂરી કરે તે પહેલાં તો ત્હેને રાસ લેવ-રાવવા ફરજીયાત જવું પડયું.

"આવો આવો રૂક્ષ્મણી બ્હેન ! હવે ત્હમારો વારો છે. અમ્હેં તો ઘણાય રાસ ગાયા ને ગવરાવ્યા" એક સુન્દરીએ રાસ-મંડળમાં રૂક્ષ્મણીને સત્કારી.

કેટલીક ભણેલી યુવતીઓએ રૂક્ષ્મણીને જોઇ મોઢાં મરડયાં. રૂક્ષ્મણી પોતે પોતામાં મસ્ત હોવાથી હમેશની માફક આજ પણ બેપરવા રહી.

"કીયો રાસ ગાઉં ?" પોતાની બ્હેન-પણી ભણી જોઇ રૂક્ષ્મણીએ પૂછ્યું.

"ત્હારા માનીતા કવિનો પેલો 'ગૃહિણી' વિષેનો રાસ ગવરાવ. અમ્હેં બધાં ઝીલીશું." સર્વ સુન્દરીઓ રાસ લેવા ગોઠવાઇ ગઇ.

રૂક્ષ્મણી આમ્રવૃક્ષપરની કોકીલાની માફક ટહુકી: રાસ શરૂ થયો.

ગૃહિણી ! ગૃહદેવી ગૃહદેવી !
ગૃહકુંજે કરે તું કલ્લોલ હો !
ગૃહિણી ! ગૃહદેવી ગૃહદેવી !

દિલની દાતાર તું સેવા સરદાર તું,
ત્હારી અંતરની ભાવના અમોલ હો !
ગૃહિણી ! ગૃહદેવી ગૃહદેવી !

પગલે પ્રકાશ ત્હારે હયડે હુલ્લાસ ત્હારે,
ત્હારી વાણીમાં હેતના હિલ્લોળ હો !
ગૃહિણી ! ગૃહદેવી ગૃહદેવી !

નયને નમાવે રાજ વચને અપાવે તાજ,
ત્હારી શક્તિ શોભાવે કલા સોળ હો !
ગૃહિણી ! ગૃહદેવી! ગૃહદેવી !

સમાજ તારનાર રાષ્ટ્રને ઉદ્ધારનાર,
તું તો માનવી જીવન જયબોલ હો,
ગૃહિણી ! ગૃહદેવી ગૃહદેવી !

સર્વ સુન્દરીઓએ સાદા નૃત્ય સાથે આ રાસ ઝીલ્યો. રૂક્ષ્મણી આજના મહોત્સવની રસરાણી બની. બધા નયનો આ ગૃહિણીની ભાવના ગીતમાં મૂર્તિમંત કરનાર ચંદ્રની ચંદ્રિકા સમી શોભતી રૂક્ષ્મણી તરફ ખેંચાયાં.

"બીજો એકાદ રાસ ગાઓ તો મહદ્ ઉપકાર !" બે ચાર બ્હેનો રૂક્ષ્મણીને આગ્રહ કરવા લાગી.

આ રકઝક ચાલે છે તે દરમ્યાન 'રાસકોર્ટ' ના મુખદ્વાર આગળ એક મોટરકાર આવી ઉભી. તે તરફ રૂક્ષ્મણીનું ધ્યાન ખેંચાયું. મોટરમાંથી ઉતરતા ચંદ્રપ્રકાશને ત્હેણે જોયો. શું કરવું તે ન સુઝવાથી પોતાને ચક્કર આવે છે એમ સર્વને સ્હમજાવી રૂક્ષ્મણી 'રાસ કોર્ટ'ના અંદરના ભાગમાં સરકી ગઇ.

ચંદ્રપ્રકાશે પણ રૂક્ષ્મણીને જોઇ. તેના દિલમાં ચપળા ચમકે તેવો ચમકારો થયો. ત્હેના એક મિત્રે ત્હેને હર્ષભર્યો આવકાર આપ્યો પણ તે તરફ ચંદ્રપ્રકાશ બેદરકાર દેખાયો.

રૂક્ષ્મણી ને ચંદ્રપ્રકાશનું સગપણ વાંધામાં છે એ વાત હજુ સુધી બહાર ન્હોતી આવી. બહુ જ થોડી વ્યક્તિઓ આ વાતથી વાકેફ-ગાર હતી. આ વાતનો ચોક્કસ નિર્ણય ન આવે ત્યાંસુધી એ વિષય વિશેષ જાહેરમાં ન આવે એ માટે ચંદ્રપ્રકાશ સાવચેત રહેતો. આજે અનાયાસે રૂક્ષ્મણીનો ભેટો થઇ જતા હવે શું કરવું તેની મુઝવણમાં તે પડયો. એકાએક ત્હેની નજર નંદલાલ પર પડી.

ત્હેને ઘણા દિવસથી ઇચ્છા હતી કે નંદલાલને મળી જો બની શકે તો વસંત પાસેથી કંઇ ખુલાસો મેળવવો.

નંદલાલનું ધ્યાન રૂક્ષ્મણી તરફ ન્હોતું. રૂક્ષ્મણી એકાએક બંગલામાં કયમ ચાલી ગઇ તે તરફ તેનું લક્ષ હતું. થોડીવાર પહેલાં રાસરાણી સમી રાસ લેતી રૂક્ષ્મણીમાં એકદમ થયેલ ફેરફારનું કારણ તે સ્હમજી શક્યો નહિ.

"આપનું નામ મહાશય નંદલાલ કે?"

"કેમ?"

એક ન્હાનકડા સ્વયંસેવકે નંદલાલના હાથમાં છાપેલું વીઝીટીંગ કાર્ડ મૂક્યું. કાર્ડ ચંદ્રપ્રકાશના નામનું હતું. નંદલાલ રૂક્ષ્મણીમાં થયેલ ફેરફારની આખી રમત સ્હમજી ગયો.

"આપને બોલાવે છે." એ ન્હાનકડા સ્વયંસેવકે ઉમેર્યું.

જ્યાં ચંદ્રપ્રકાશ ઉભો હતો તે તરફ નંદલાલ ગયો.

---

## પ્રકરણ ૨ જું.

### અનુકરણીય આશ્રમ.



"ગુલબાનુ બ્હેન! ત્હમારા આશ્રમની વ્યવસ્થા તો ગુજરાતના દરેક આશ્રમે અનુકરણ કરવા યોગ્ય છે." વસંતે આશ્રમ વિષે પોતાનો સંતોષ બતાવ્યો.

"હું માનું છું કે હજી મ્હારે ઘણા સુધારા કરવા બાકી છે અને તેમાં ત્હમારા જેવા વિદ્વાન ભાઇઓની સલાહની મ્હને ખાસ જરૂર છે."

"હું નથી માનતો કે મહાગુજરાતનો કોઇપણ વિદ્વાન ત્હમારી વ્યવસ્થામાં કંઇપણ ખામી બતાવી શકે."

આમ વાત કરતાં વસંત અને ગુલબાનુ આશ્રમની વણાટશાળાના વિભાગમા આવી પહોંચ્યાં. આશ્રમમાં જે વિભાગો ખાસ ધ્યાન ખેંચતા તેમાં મુખ્યત્વે ફૂલછોડનો વિભાગ જોવા જેવો હતો. આશ્રમની દરેક વિદ્યાર્થીની એ વિભાગમાં પોતાને હાથે ફૂલછોડ રોપતી, ત્હેને પાણી પાતી અને દરરોજ એ છોડને ઉછેરવાનાં દરેક સાધનો પર ધ્યાન રાખતી. ફૂલછોડને સહુ કોઇ જેમ ન્હાના બાલકને ઉછેરે તેમ ઉછેરતાં, એ વિભાગ જ્યારે ચાલતો હોય ત્યારે જોનારને ત્યાં કંઇ અનેરો આનંદ આવતો.

બીજા ચિત્રકલાના વિભાગમાં પણ આ આશ્રમમાં કોઇપણ સારા ચિત્રકારને કંઇ નવું શિખવાનું મળે તેવી રીતની સામગ્રી એકઠી કરવામાં આવી હતી સ્ત્રીઓ ચિત્રકલામાં પુરૂષો કરતાં સારૂં કાર્ય કરી શકે છે તેની ખાત્રી કરી જોવાની ઇચ્છા રાખનારે આ વિભાગ જરૂર જોવા જેવો હતો.

રાંધણકળાના વિભાગમાં સ્ત્રીઓને ગૃહજીવનના મોંઘેરા પાઠ શિખવવામાં આવતા હતા. પાંચ પાંચ બ્હેનો વારાફરતી એક એક અઠવાડીયું આખા આશ્રમને જમાડતી. નવી જાતનાં અથાણા, નવીનવી જાતના મુરબ્બા, નવીનવી જાતના પક્વાન આ આશ્રમની બ્હેનો બનાવતી કે જેનો સ્વાદ બટને હાથે રસોઇમાં જમનાર કોઇપણ શ્રીમંત ભાગ્યેજ લઇ શકે છે.

આ ઉપરાંત સાહિત્યવિભાગમાં બ્હેનો બહુ સારો અભ્યાસ કરી શકી હતી. દર રવિવારે ગુર્જર કવિવર ન્હાનાલાલનો "ઇન્દુ-

કુમાર " વર્ગ સુશિલા હેતી અને તેમાં દરેક બ્હેનને બહુ રસ આવતો. નેપાલી જોગણમાં રહેલી સેવાભાવના આ બ્હેનોએ પોતાના જીવનમાં ઉતારી હતી. આશ્રમની આસપાસના ગામડાંઓમાં આ બ્હેનો સેવાની દેવીઓ તરીકે પંકાઇ ગઇ હતી. અને ગામડાંનાં દરેક ભાઇ અને બ્હેન આ આશ્રમને પોતાના ઉદ્ધારની ચાવી માનતાં.

આ ઉપરાંત ભરત, ગુંથણ અને શિવણના વર્ગો પણ ખાસ ધ્યાન ખેંચે તેવા હતા.

ખાસ કરીને વસંત કાંતવાનો વર્ગ જોઇને બહુ ખુશ થયો. એક સાથે પચાસ રેંટીયાઓ ફરે અને તેમાં બ્હેનો લ્હેરથી કાંતી દેશને ઉપયોગી બને એ નૂતન ભાવનાએ આ કવિહૃદયને હર્ષમાં તરબોળ કરી દીધું. પણ તેથીયે વધારે આનંદ તો વસંતને વણાટશાળા જોતાં આવ્યો.

" આ અમ્હારી હમણાં નવી સ્થાપેલી વણાટશાળા. " વણાટશાળામાં દાખલ થતાં ગુલબાનુએ પ્રસન્ન ચહેરે વસંતને વણાટશાળા બતાવી.

આ વખતે વીસ બ્હેનો શાળપર બેસી ખાદી વણી રહી હતી. ખાદીના તારે તારે એક બ્હેન ગીત ઝીલાવતી હતી અને બાકીની બ્હેનો આ ગીત ઝીલતી હતી. વસંતને આ દ્રષ્યમાં દેશોદ્ધારની ઉષા દેખાઇ. એ પ્રખ્યાત ગીત જગતના મહાન વણકર કબીરજીનું બનાવેલું હતું.

ગાનાર બ્હેન બહુ ઉત્સાહથી ગાતી હતી. અને ઝીલનારીઓ પણ એટલા જ ઉત્સાહથી વણતાં વણતાં ઝીલતી હતી.

ચાદર ઝીણી રામ ઝીણી,
" સદાય રામ રસ ભીની—ચાદર.
અષ્ટ કમલ દલ ચરખા ચલતા,
પાંચ તત્વ કરે પીંદી રામ.
નવ દસ માસ બનનમેં લાગાં,
મૂરખ મેલી કીની-ચાદર.

જબ મેરી ચાદર બનકર આઇ,
ઘર ધોબીકું દીની રામ;
મોહ-શીલાપર પટક પછાડી,
ઘેરી કુંદી કીની-ચાદર.

જબ મેરી ચાદર ધુપકર આઇ,
ગુરૂરાજકું દીની રામ;
પ્રભુ ભક્તિ કો રંગ લગાકે,
ઘેરી રંગત કીની-ચાદર.

ધ્રુવ પ્રલ્હાદ બીભીષણ ઓઢી,
શુકદેવ નિર્મલ કીની રામ;
દાસ કબીરે ઓઢી યુગતસે,
જ્યું કી ત્યું ધર દીની-ચાદર

વસંતને આ ગીત આગળ આજના કવિઓનો કાવ્યો ફીક્કાં લાગ્યાં અને આ બ્હેનો હિંદુસ્થાનનો જરૂર ઉદ્ધાર કરાવશે એમ તેને ત્હેમનાં ઉત્સાહ, આશા અને ઉછળતા હૃદયના ઉલ્લાસથી લાગ્યું.

વણાટશાળા જોઇ વસંત ગુલબાનુ સાથે 'સાહિત્યપ્રચાર' વિભાગમાં દાખલ થયો. પાંચ બ્હેનો આ વિભાગમાં બહુ અગત્યભર્યો હિસ્સો આપી રહી હતી. અહિં સંસ્કૃત, હિંદી અને બંગાળી પુસ્તકો ઉપરાંત ગુજરાતના દરેક સારા લેખકોનાં પુસ્તકોના ઢગલા પડયા હતા. ગુલબાનુએ આ બ્હેનોની વસંતને ઓળખાણ કરાવી.

" કવિરાજ ! જો અમ્હારા આશ્રમમાં મ્હને બહુ પ્રિય લાગતો વર્ગ હોય તો તે આ જ છે. "

" અલબત આ વિભાગ તો બધાને જ પ્રિય હોવો જોઇએ. "

" બધાને પ્રિય છે એટલું જ નહિં પણ દેશને માટે આ અંગ વધારે ઉપયોગી છે.

" આમાં ત્હમે શી ગોઠવણ કરી છે? " વસંતે આ વિભાગને લગતી કંઇ વધુ હકીકત જાણવા ઇંતેજારી બતાવી.

" આ વર્ગના ત્રણ ભાગ છે. આશ્રમમાં સંપૂર્ણ ભાષાજ્ઞાન લીધા પછી પહેલા વર્ગમાં દાખલ થનાર બ્હેનને સારા લેખકોને હાથે લખાયલાં પુસ્તકો આપવામાં આવે છે. એમનું વાંચન કેટલું વધે છે, એમને વાંચવામાં કેટલો રસ પડે છે, એમને વાંચ્યા પછી કંઇ ચર્ચા કરવાની ઇચ્છા થાય છે કે નહિ, એ ન્યાયે એમના વાંચનની પરિક્ષા લેવામાં આવે છે. આવી રીતે પાસ થયેલી બ્હેનો બીજા વિભાગમાં દાખલ થાય છે. ત્યાં એમને થોડું થોડું લખવાનું આપવામાં આવે અને ખાસ કરીને કીયા વિષય તરફ એમને વધારે પ્રીતિ છે એ જાણી લઇ એ વિષયને લગતાં બધાં સાધનો એમને પૂરાં પાડવામાં આવે છે. આવી રીતે એમણે લખેલા લેખો જોઇ એમની શક્તિનું માપ કરનારી પરિક્ષા લઇ પાસ થનારને આ સાહિત્યપ્રચારના ત્રીજા વિભાગમાં દાખલ કરવામાં આવે છે અને આખા આશ્રમમાંથી માત્ર પાંચ બ્હેનો આજે એ અગત્યનું કાર્ય કરવા લાયક થઇ છે. " ગુલબાનુએ વિગતવાર ખુલાસો કર્યો.

" ત્હમારા સાહિત્યપ્રચારમાં કંઇ ક્રમ ખરો કે ? ..

" ખાસ ક્રમ જેવું નથી. પણ દર અઠવાડીએ દેશમાં હાલ ચાલી રહેલી ચળવળ વિષે એકાદ ન્હાનકડું પુસ્તક અમો બહાર પાડીએ છીએ. હું પોતે સ્વદેશી ચળવળની અદના ભકત છું અને અમ્હારા આશ્રમની બ્હેનો પણ એજ માર્ગમાં દેશોદ્ધાર માનનારી છે. સ્વદેશી એટલે શું? સ્વદેશીનો આપણે ફેલાવો શી રીતે કરી શકીએ? સ્વદેશી એજ દેશોદ્ધારની ચાવી છે, વિગેરે બાબતની ચર્ચાઓ થવાની જરૂર છે. અમ્હે તો જેવું લખીએ તેવું પાળનારાં છીએ એટલે દેશને, ચરણે એ લોકકલ્યાણની ભાવના ધરવા માટે પ્રબલ કરીએ છીએ. આ ઉપરાંત અમો દર અઠવાડીએ પંજાબ, બંગાળ, મદ્રાસ અને મહારાષ્ટ્રમાં આ સ્વદેશીની ચળવળને લગતી જે હકીકતો હોય છે તેને લગતાં ચોપાનીયાએ પણ બહાર પાડીએ છીએ. અને એ અમ્હારે સાહિત્યના પ્રચારનો ક્રમ એટલો બધો સફળ નિવડયો છે કે આજે એક ગામડામાં જઇને વાંચતાં આવડતું હોય એવા એક ગામડીયાને પૂછશો તો તે પણ સ્વદેશી વિષે સઘળી માહિત આપશે. આ ચોપાનીઓ એવાં તો લોકપ્રિ થઇ પડયાં છે કે અમ્હારી આસપાસન ગામડાના ખેડુતો કે જેમને ત્યાં ટપાલન સગવડ નથી તેઓ ચોપાનીઉં બહાર પડવાને દિવસે ટોળે મળી આ આશ્રમમાં જાતે આવ લઇ જાય છે. જનસમાજને આવી રીતે દેશન આ ઉપયોગી ચળવળની માહિતી આપવા ઉપ રાંત અમ્હે સાહિત્યપ્રચારમાં એક બીજું પણ કામ હાથ લીધું છે. અમ્હારે ત્યાંજ અમ્હે વાંચનમાળાઓ તૈયાર કરી છે. અને તેન દરેક ન્હાના ન્હાના પાઠમાં રામ, કૃષ્ણ, બુદ્ધ જીસસ, મહમદ અને જરથોસ્તના જીવનન ન્હાના ન્હાના પ્રસંગો સહેલી ભાષામાં ઉતારી અમ્હારા આશ્રમ તરફથીજ શાળાઓ ઉઘાડી બાલકોને શિક્ષણ આપીએ છીએ. "

આ બાબતમાં મુંબઇના અમ્હારા એક મિત્રે અમને નાણાંની સારી મદદ કરી છે વળી મ્હારે ત્યાં આ વિભાગમાં એક બ્હેન છે તેમણે મુંબઇમાં સારો અભ્યાસ કર્યો છે અને એમને ઇતિહાસ વિષેનું ઉંચુ જ્ઞાન છે. એ બ્હેનની ઇચ્છા એવી છે કે આપણા ઇતિહાસ નવેસરથી બધી ખરી હકીકતો મેળવી એકઠ કરવા. હમણાં એ બ્હેન મહાગુજરાતને ઇતિહાસ તૈયાર કરે છે અને આશા છે કે તે

ઈતિહાસ જ્યારે બહાર પડશે ત્યારે આપણા આ પ્રાચિન દેશની સંસ્કૃતિ વિષે જનસમાજને સાચું જ્ઞાન થશે."

"ત્હમે તો ગુજરાતના કોઇ સારા સાક્ષરને શરમાવે તેવું સુન્દર કામ કરી રહ્યાં છો ગુલબાનું બ્હેન ! ખરેખર ત્હમારો આશ્રમ દરેક રીતે અનુકરણીય છે. ત્હમારા જેવાં સખી દિલનાં, પરોપકારી, નેકીવાળાં બાઇ આ આશ્રમનો પ્રાણ હોય તો પછી એ આશ્રમ સર્વોત્તમ બનેજ."

"મ્હેં આમાં કંઇ કર્યું નથી. મ્હારા જીવનને દુઃખમાંથી સુખમાં લાવવા માટેનો મ્હારો આ એક પ્રયત્ન છે."

"ઠીક યાદ આવ્યું ત્હમે મને ત્હમારી આત્મકથા કહેવા માટે વચન આપ્યું છે તેનું કેમ ?" (અપૂર્ણ)



## સાભાર સ્વીકાર

**અંગબળ અને આરોગ્ય** ( વડોદરા ): તંત્રીઓઃ રા. પાદરાકર અને શ્રી. સુલોચના બ્હેન દેસાઇ. અંક ૩–૪. વા. લ. રૂ. ૩.

**નવયુવક** ( અમદાવાદ ): તંત્રીઓઃ રા. વેણીશંકર ભટ્ટ, રા. મણિલાલ દોશી, અને રા. હીરાલાલ બક્ષી. વર્ષ ૧; અંક ૩–૪ વા. લ. રૂ. ૧.

**અનાથરક્ષક** ( અજમેર ): સંપાદકઃ રાઃ સરદાસિંહ ઠાકુર ભાગ ૨૪; અંક ૫.

**કિશોર** ( અમદાવાદ ) તંત્રીઓઃ રા. હર્ષદ મ્હેતા અને રા. ભદ્ર યાજ્ઞિક પુ ૧; અંક ૧. વા. લ. રૂ. ૨.

**ચૌદમી સદી** ( મુંબાઇ ): તંત્રી રા. જાફરઅલી અસીર પુ. ૪; અંક ૧૨ વા. રૂ. ૬.

**સમાજ સેવક** ( જામનગર ): વ્ય. રા. ગો. હી. ઠક્કર જામનગરી અંક. જાણીતા ખકોના ઉપયોગી લેખોથી ભરપુર. અને પત્રિકા ત્રીજી.

**જૈન પ્રભાવ** ( મુંબાઇ ): તંત્રી. રા. સુરજમલ લ. ઝવેરી વ. ૧, અંક ૪૮. ા. લ. રૂ. ૩.

**પ્રજામત** ( મુંબઇ ): તંત્રીઃ રા. સી. કે ભટ્ટ. વર્ષ ૨, અંક ૭. વા. લ. રૂ. ૩.

**ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ** ( સુરત ) તંત્રી; રા. ઉત્તમરામ ઉ. શમવાલા. પુ. ૬૪, અંક ૩૨. વા. લ. રૂ. ૫–૮–૦

**બેવડી મોજ** ( મુંબાઇ ): તંત્રીઓઃ રા. વરતેજવાળા મનહર અને રા. ઉ. અ. મુન્શી. વર્ષ ૧; અંક ૧; અંક ૧–૬ રમુજી અને આકર્ષક છતાં નિર્દોષ મનરંજક ખ્યાણોથી ભરપુર.

# ઈનામી ઉખાણું.

સંપાદિકાઃ સૌ. ભદ્રિકા કુલિન મ્હેતા.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૧ | ૨ | | | ૩ | ૪ | | |
| ૫ | | | | ૬ | | | | ૭ |
| ૮ | | | ૯ | | | | ૧૦ | |
| | | ૧૧ | | | | ૧૨ | | |
| | ૧૩ | | | | ૧૪ | | | |
| ૧૫ | | | | ૧૬ | | | | ૧૭ |
| ૧૮ | | | ૧૯ | | | | ૨૦ | |
| | | ૨૧ | | | | ૨૨ | | |
| | ૨૩ | | | | ૨૪ | | | |

આડાઃ—૧. એક માસિકનું નામ, ૨. એક કવિનું ઉપનામ, ૮. જંગલ, ૯. સોનું, ૧૦. સૂર્ય, ૧૩. અસ્તુ, ૧૪. એક જાતનું ફુલ, ૧૮. અભિમાન, ૧૯. એક જાતનું વાજીંત્ર, ૨૦. એક પ્રાચીન રાજાનું નામ, ૨૩. એક દેવર્ષિનું નામ, ૨૪. વાંસળી.

ઉભાઃ—૨. ઉજ્જડ મેદાન, ૪. ગુજરાતનો એક પ્રાંત, ૫. એક જાતનું ફુલ, ૬. બાપ, ૭. એક સતીનું નામ, ૧૧. પવન, ૧૨ પાણી. ૧૫. ભોજન, ૧૬. હરણ, ૧૭. સુંદર સ્ત્રી, ૧૮. વજનનું એક માપ, ૨૧. પૈસો, ૨૨. એક જાતનો ગરબો.

[ નોંધઃ આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. આ ઉખાણાનો જવાબ તા. ૩૦ મી સપ્ટેમ્બર ૧૯૨૬ સુધીમાં અમને મળી જાય તેવી રીતે મોકલી આપવો. ]

## જુલાઇના અંકના ઉખાણાની હરિફાઇનું પરિણામ.

જુલાઇ ૧૯૨૬ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું તેના બધા મળીને ૮૧ જવાબ આવ્યા હતા, તેમાંથી ૪૧ જવાબ ખોટા હતા. બાકીના ખરા જવાબોમાંથી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચે જણાવેલા બ્હેનનું નામ નીકળ્યું છે, એટલે તેમને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએઃ

સૌ. મોતીબાઇ રણછોડદાસ, મુંબાઇ, ૨.

એ બ્હેનને "પાપાણી" નામે સચિત્ર નાટકનું પુસ્તક ભેટ તરીકે મોકલી આપીશું. એ બહેન ઇનામ મેળવવાં ભાગ્યશાળી થયાં તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. બાકીના જે બ્હેનોનાં જવાબ ખરાં હતાં, તેમનાં નામ નીચે પ્રમાણે છેઃ

બ. કાન્તાગૌરી સાકરલાલ, સૌ. તારામતી ગાંધી, સૌ. કસ્તુરલક્ષ્મી આચાય, શ્રી. તનુગૌરી ધ. મ્હેતા, સૌ. હીરાંબાઇ હ. કદેશી, શ્રી. કમળા ચુનીલાલ, સૌ. પુષ્પાવતી મ. દલાલ, સૌ. મોતીબાઇ તુ. મ્હેતા, ગં. ગીતાબાઇ ચંદુલાલ, શ્રી. ઇંદુમતી ગુ. દેસાઇ, શ્રી મહાલક્ષ્મી છ. પારેખ, સૌ. મંગળાગૌરી શ્રૉફ, સૌ. ઇન્દુમતીદેવી ખાસગીવાલે, સૌ. નિર્મળા નટવરલાલ, સૌ. કળાવતી મ. ખડેપાંઉ, શ્રી. રસીલા ચં. મશરૂવાલા, શ્રી. કાન્તાબ્હેન મ. જોશી, સૌ. તારાગારી જ. શાહ. સૌ તારાગૌરી મ. માસ્તર, સૌ. વિલાસવતી નગીનદાસ, ગં. પુષ્પાવતી છો. દેસાઇ, શ્રી. મણીબેન ગુરૂદેવશંકર, સૌ. હરદાગૌરી મુ. દવે, કુ. રસિકમણી ભ. કસોટીઆ, સૌ. સરસ્વતી બાબુલાલ, સૌ. દીપકબા પંચોળી, સૌ. ચંદ્રાવતી ઈ. દવે, સૌ. સરસ્વતી રા. શાસ્ત્રી, સૌ. પ્રભાવતી ર. પટેલ, સૌ. નિલમ હ. શ્રૉફ, શ્રી. પુષ્પાવતી છો. પારેખ, સૌ. જયાલક્ષ્મી બિ. શાસ્ત્રી, સૌ. વેણીગૌરી વિ. કાપડીઆ, સૌ. ચંપાવતી ન. કાપડીઆ, સૌ. કમળા જ. શાહ, શ્રી. મણી મૂળજી, સૌ. સૂર્યપ્રભા મ. ગોકળી.

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છે:

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ ક | ૨ મ | ળ | | ૩ કા | | ૪ આ | ૫ રા | ૬ મ |
| ૭ ન | ળ | | ૮ મ | ગ | ૯ જ | | ૧૦ જા | મ |
| ક | | ૧૧ ત | સુ | | ૧૨ મ | ૧૩ મ | | ત |
| | ૧૪ વા | ન | ર | | ૧૫ ના | ન | ૧૬ મ | |
| ૧૭ ગો | ટિ | | | | | | ૧૮ ર | ક્ત |
| | ૧૯ કા | ૨૦ ત | ૨૧ ર | | ૨૨ ખુ | ૨૩ ર | સી | |
| ૨૪ કુ | | ૨૫ ક | દ | | ૨૬ મ | સ | | ૨૭ ઓ |
| ૨૮ સુ | ૨૯ ર | | ૩૦ દી | ૩૧ બા | ચો | | ૩૨ લા | જ |
| ૩૩ મ | ગ | ન | | લ | | ૩૪ સા | લ | સ |

**કુપન-સપ્ટેમ્બર ૧૯૨૬,**

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન કાઢીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે. તંત્રી, "ગુણસુંદરી".

# વિવિધ-વિષય.

**સરસ્વતી અને શંકરાચાર્યઃ—**

વૈદિકધર્મનો દિગ્વિજય કરવા નીકળેલા સ્વામી **શંકરાચાર્યજી માહિષ્મતિ** નગરીમાં **મંડનમિશ્ર** સાથે શાસ્ત્રાર્થ કરવા જાય છે, એ કથા સો કોઇ જાણે છે એ શાસ્ત્રાર્થ વખતે મંડનમિશ્રની પત્ની સરસ્વતીને મધ્યસ્થ તરીકે નીમવામાં આવે છે. મંડનમિશ્ર હારી જતાં સરસ્વતી મંડનમિશ્રના પાટે વિરાજી પોતાને વાદમાં જીતવાનું શંકરાચાર્યજીને કહે છે તે સમયનો સંવાદ રા કવિ ન્હાનાલાલે પોતાના એક નવા નાટકમાં આપ્યો છે તે અહિં ઉતારીએ છીએ:

**શંકરાચાર્યઃ**

કૈકેયી મહારાણીજીએ થંભાવ્યો હતો
રણસંગ્રામમાં દાશરથી રથને.
ઘવાયેલા કેસરીને પડખે મહાવનમાં
આવીને ઉભી છે કેસરિણી
નહિ ચાલે મુજ શા એકલપન્થીનું.
પરબ્રહ્મ કાંઇક પ્રકૃતિવશ છેઃ
સંસાર સામે યતિ છે સહાયસૂનો
ને નકારાતું ય નથી આહ્વાનને એ
સજ્જ છું જીતાવાને સંસારદેવિ!

સરસ્વતીઃ

મ્હારો યે છે એકજ પ્રશ્ન.
સંસારિયોના પરમ પ્રાણ સમો
ભાખોજી નરનારના તત્વદર્શન.

શંકરાચાર્યઃ

શું ભાખું? નિરુત્તર છું અજ્ઞાની છું,
નરતત્વને તો અનુભવું છું.
નારીતત્વને પિછાનતો નથી.

સરસ્વતીઃ

મહાનુભાવ યતીન્દ્રજી!
શાસ્ત્ર સ્થાપવા આવ્યા છો,
કે ઉત્થાપવાને કાજ?
**આર્ય સંસાર વિધાન એટલે**
વર્ણાશ્રમની વાડીઓ.
એના પાયાજ ઉચ્છેદ્યા છે શાને?
ગૃહસ્થાશ્રમ માણ્યા વિના
સંન્યસ્તના શે ઓઢયા છે અંચળા?
ધર્મમૂર્તિ થઇ શાસ્ત્રવિધિ ઉલંઘ્યો,
મહાજ્ઞાનિ કહેવાઇ અજ્ઞાની રહ્યા,
**જગતના માતૃતત્વના**
શંકરાચાર્યજી
(જ્ઞાનપાટથી ઉઠી પ્રણામાંજલિ કરી રહ
**સંસારીને હરાવેજ**
**જગતનું માતૃતત્વ.**
આપો એ અપરાધનાં પ્રાયશ્ચિત્ત.

શંકરાચાર્યઃ

સહુ સ્વીકારું છું એ આરોપ
ને એથી ઉભો છું આજ અહીં.
જ્ઞાનીઓની સભામાં
વિજય વિશ્વવિજયાના છે.
સંસારને મેં ઓળખ્યો નથી,
વાગીશ્વરીના નિજપુત્રીઓને આશીર્વાદ,
**સંસારને જિતશો સદા સંસારિણી.**

**વીરાંગના ત્રિપુટીઃ**

નિર્જળ સિન્ધ દેશમાં વચ્ચે થરપાર સીમાન્તે સંઝદાર નામે ગામ આવેલું છે.

ગામના છેડે, રાતના બે વાગ્યે એક કે ઘરમાં રાતના બે વાગ્યે દિવસના સમર ગૃહકા

પછી લુટારાના નાક પર એક પ્રચંડ મુક્કી લગાવી તેને ચત્તોપાટ નાંખી દીધો. પેલી બન્ને સ્ત્રીઓ પોતાની બહેનને ખંજરધારી લુટારા સામે એકલી ઝુઝતી દેખી જરા શિથિલ પડી. એમાંની એક બ્હેનપણીની વ્હારે દોડી. એટલામાં તો જરા મોકળો બનેલો લુટારો વંડી ઠેકીને, જીવ લઇને નાઠો ચત્તોપાટ પડેલો બદમાશ પાછો બેઠો થયો અને અગ્નિની વેળા આવી લાગી સમજી જીવન-મરણનો અંતિમ જંગ ખેલવા લાગ્યો. એણે સ્ત્રીઓ ઉપર અવિરત પ્રહારની વૃષ્ટિ વરસાવી પણ હવે તો એકને બદલે ત્રણ વાઘણો એના પર ત્રાટકી. પાંચ મિનીટમાં તો એનું જોર ખૂટી ગયું. એનાં ગાત્રો ઢીલાં પડયાં અને ત્રણે જણીએ મળીને એને પાંચવડીઆં બાંધી લીધો.

પૂરા અર્ધાં કલાક સુધી મચેલી ધમાચકડી ને મારામારી રીડારીડને અન્તે પણ જરા દૂર રહી મચેલા ગામમાંથી કોઇએ અવાજ ન સાંભળવાથી સ્ત્રીઓને રાત્રે કોઇ પણ આદમીની મદદ મળી નહીં. પકડાએલા લુંટારાને મુશ્કેટાટ સજ્જડ શીંકરી લીધા પછી ત્રણેય લડાયક બ્હેનોએ એકબીજીના ઘાવ ધોઇ પાટાપીંડી કરી. સવારે ગામના લોકો જ્યારે એમને આંગણે આવ્યા, ત્યારે ખંજરને અને બંદીવાન લુટારાને દેખી દિગ્મૂઢ બન્યા. ગામના પ્રત્યેક વાસીએ આ વીરાંગનાઓને શાબ શી આપી અને એમના પુરુષો આવતાં લગી એમની ડેલીએ સ્વયંસેવકોનો ચોકી પ્હેરો બેસાડવાની વ્યવસ્થા કરી.

બંદીવાન લુટારો પોલિસને સુપ્રત થયો અને એણે આપેલા પત્તા પરથી એનો ભયંકર લેખાતો

સાથી પણ ગિરફતાર થયો.

થરપારકરનાં અરક્ષિત ગામડાંઓમાં વર્ષોથી લુંટફાટ ચલાવતા બે ભયંકર નામચીન લુટારુઓને બહાદુર સ્ત્રીઓને હાથે પરાસ્ત બનેલા સાંભળી સિંધની પ્રજા આજે અજાયબીમાં ગરકાવ થાય છે, અને પોતાની શૂરવીર બ્હેનોને આશિષ દેતા આમ્યજનો હવે ભયમુક્ત બનીને સ્વાસ્થ્યનો દમ ખેંચે છે.

આ વાતને હજી પૂરા વીસ દિવસ પણ વીત્યા નથી સિંધમાં સંગ્રહારને ટોચે આ ત્રણેય વીરાંગનાઓનાં નામ અણલખ્યા સુવર્ણ અક્ષરે કોતરાઇ ગયાં છે. જ્યારે સંગ્રહાર ઉપર આવી પ્રને ઠેગ ભરતી હશે ત્યારે આ વિદેહ વીરાંગનાત્રિપુટી કોઇ અદ્ભુત રસિક લોકવાર્તાની શક્તિનાં અવતાર સમી નાયિકાઓ બની હશે !

છે. દ. વ્યાસ. (સૌરાષ્ટ્ર મિત્ર.)

## કોણ ગુન્હેગાર ?

બંગાળાના એક ગામડામાં સરલા નામની એક સોળ વરસની યુવતીએ પોતાના પાંસઠ વર્ષના, પતિને જાનથી મારી નાખ્યો. અદાલતમાં એનો ન્યાય તોળાયો. જ્યુરીએ સરલાને જીવનભર કાળાપાણીની સજા ફરમાવી. જગતના કાયદાએ તો પોતાની રીતે ઇન્સાફનાં ત્રાજવડા બાંધી લઇ એક જીંદગીનો નાશ કરનાર બીજી જીંદગીને પણ રદ બાતલ કરી નાખી છે. ખૂનનાં કૃત્યની પાછળ છુપેલા સાચા ખૂનીને એ સરકારી ન્યાય સ્પર્શી શક્યો નથી પણ પ્રભુના દરબારમાં આ બન્ને જીંદગીની હત્યા માટે કોણ આરોપી ઠરશે ? સમાજ, રીવાજ અને આવાં રાક્ષસી લગ્નોની સાથે જરા જેટલો પણ સંબંધ ધરાવનાર પ્રત્યેક માનવી-એ બધાં ખરાં ખૂની છે. અને તેના કરતાં પણ વધુ મોટી ખૂની આ રાજસત્તા ઠરશે. કેવા અન્તયળ છે આ રાજસત્તાના કાયદા; ગર્ભપાત કરીને પેટના કાચા સંતાનને મારી નાખનાર સ્ત્રી ગુન્હેગાર, રાજીખુશીથી પોતાનો જીવ કાઢી નાખનાર મનુષ્ય ગુન્હેગાર, અને બીજી આવી હજારો સરલાઓને જોરજુલમથી અસમાન લગ્નના અગ્નિ-કુંડમાં હોમી નાખનાર રૂઢીઓ, રીવાજો કે સમાજો નિરંકુશ સત્તા ભોગવે નય છે. રાજસત્તાઓ જવાબ આપે છે કે 'સામાજીક બાતોમાં અમે હાથ નાખીશું નહિ. એ સુધારણા સમાજની રાજીખુશીનો સોદો છે.' અમે કહીએ છીએ કે સમાજની નિર્બલતાને નાથવા માટે રાજસત્તાના દંડ સિવાય બીજો ઉપાય નથી. "સતીનો" રીવાજ રાજસત્તાએ બંધ ન કર્યો હોત તો હજુયે એની ચિતાઓ સળગતી જ રહી હોત. તૂર્કીના રાજદંડની ધાક વગર સાર્મ જીકે સંતાપોની સમૃદ્ધ મુરલીમાં પરંપરા પાંચ સૈકો સુધીયે નાબુદ ન થાત. તૂર્કી રાજસત્તા તો લગ્નની પ્રજાકીય ગંભીરતા પામી ગઇ છે એટલે જ એણે લગ્ન કરનારાં સ્ત્રીપુ-

રૂપોને શારીરિક લાયકાતનાં સર્ટીફીકેટ રજુ કરવાની ફરજ પાડી દીધી. ત્યારે શું આપણી રાજસત્તાએ આ વિષમ લગ્નેનો કાળો ગઝબ અટકાવવા બુંદી શલ્યના જેટલું પણ પગલું નહિ લે ?

( સૌરાષ્ટ્ર )

**મીસ એમીલી હોબહાઉસઃ**

એ જીવનભર બ્રહ્મચારિણી રહી. એ ઇગ્લાંડની પુત્રી. ઇગ્લાંડમાં હજી મીસ એમીલી હોબહાઉસ જેવાં સંતાન-રત્નો નીપજે છે ત્યાં સુધી તેનો દિવસ ચડતો છે. મીસ એમીલીનું હૃદય માનવ-દયાના અમીથી એટલું છલકતું હતું કે એક માણસ ઉપર કે એક પ્રજા ઉપર બીજા માણસ કે બીજી પ્રજાને હાથે અન્યાય થતો જોઇ એ પયગમ્બરી નારી અપાર વેદના અનુભવતી. અને તેમાંયે જ્યારે તેનો માતૃદેશ ઇગ્લાંડ કોઈ બીજા દેશ કે પ્રજા ઉપર સીતમ વરસાવતો ત્યારે તો તેને જીન્દગી અસહ્ય થઇ પડતી. તેનું નબળું શરીર છતાં, હાડમારીઓના ડુંગરા વટાવી, દરિયાઓ વીંધી, રણુવગડા ચીરી તે દુઃખી માનવોનાં આંસુ લુછવા દોડતી. એની એ અગાધ કરૂણાએ જ એને બોઅરોના યુદ્ધ વેળા, તેના દેશબાંધવોની સામેની છાવણીમાં સ્થાન લેવડાવેલું: એના એ હમ્મ્ય પ્રેમધર્મે જ એને મહાત્માજી અને જનરલ સ્મટસ વચ્ચેના સમાધાનમાં મહાત્માજીને પક્ષે ઉભી રહી અતિ મૂલ્યવાન સહાય આપવા પ્રેરેલી.

યુદ્ધ એટલે જ હત્યાકાંડ અને બોઅર યુદ્ધમાં તો લોર્ડ કીચનરે સભ્યતાના બધા સિદ્ધાન્તોને ક્યરી, યુદ્ધમાં ગયેલા બોઅર વીરોના સ્ત્રીબાળકોને ઘાતકી સતામણીઓ કરી, કુલ ૨૬૦૦૦ નિરાધાર નિર્દોષ નરનારીઓને રીબાવી રીબાવીને મારી નાખ્યા. એ એમીલી ન જોઇ શકી. આખા ઇગ્લાંડનો તિરસ્કાર અને વિરોધ વહોરી, લોર્ડ કીચનરને હાથે પાંચ દિવસ કેદ ભોગવી, તે બોઅરોનાં ઝુંપડામાં પહોંચી અને આ હત્યાકાંડની વિગતો પ્રગટ કરી તેણે દુનિયાને ચોંકાવી મૂકી. વિચારશીલ પુરૂષો આ ૨૬૦૦૦ સ્ત્રી-બાળકોની કતલની કહાણી વાંચી કંપી ઉઠયા. 'યુદ્ધ બંધ કરો' નો પ્રચંડ અવાજ ઇગ્લાંડમાં ગાજી રહ્યો... બોઅર યુદ્ધ બંધ થયું. બોઅરો વિજયી થયા એ એમીલીની ઝુંબેશનું પરિણામ...અને યુદ્ધ બંધ થયા પછી પણ એમીલીએ બોઅરોના ઝુંપડે ઝુંપડામાં ભટકી તેમને સહાય પહોંચાડી. દસ વર્ષ પછી, બોઅર પ્રજાએ આ હત્યાકાંડમાં નાશ પામેલા તેમના બાંધવોનું સ્મારક કર્યું ત્યારે તે ખુલ્લું મૂકવાને તેમણે એમીલીને નિમંત્રી તેના પ્રત્યેની કૃતકૃત્યના વ્યક્ત કરી.

ત્યાર પછી, બોઅરોના અન્યાય સામે ગાંધીજીએ સત્યાગ્રહ માંડયો. એ પ્રજાને અન્યાયની હિસ્સેદાર બનતી તે ન જોઇ શકી. તેણે મહાત્માજીનો-સત્યનો સાથ કર્યો અને ફરીવાર આફ્રિકા આવી, મહાત્માજીને મુલાકાત આપવાની પણ ના પાડતા જનરલ સ્મટસને સમજાવી પ્રખ્યાત 'ગાંધી-સ્મટસ કરાર' કરાવી આપી, મહાત્માજીના સત્યાગ્રહને વિજયની વરમાળ પહેરાવી.

એ વિરલ નારીના અવસાનથી સમગ્ર જગતે માનવદયાની સજીવ મૂર્તિ સમી સત્યધર્મની એક અનન્ય વીરાંગના ગુમાવી છે જગત એથી એટલું દરિદ્ર બન્યું છે. ( સૌરાષ્ટ્ર )

**મિસ મોડઃ**

વિલાયતની વાડમાં ઉગેલું એ ગુલાબ: એનું નામ શ્રીમતી મોડઃ ઇગ્લાંડની ઈસરાજ બજાવનારી. પણ એ વિરાંગના નથી. નટી નથી. એનો સ્વામી જહોન ફોલ્ડ સન્માનિત કાવ્ય-શાસ્ત્રી છે. એ સંગીત-સુંદરીએ આર્યાવર્તના પ્રાચીન સંગીત પર ફીદા થઈ પોતાના ચળકતા ભાવીને જર્ત કર્યું છે. બબ્બે સૈકા પૂર્વેના પ્રાચીન હિન્દી પોશાક પહેરીને ચણીયો, કમખો અને ઓઢણામાં શોભતી એ હિન્દઘેલી, પાંચ હજાર વર્ષની જુની ઢબના, એક સાદા હિન્દી સિતાર ઉપર, અને કેવળ એક સામાન્ય નરઘાના તાલ સાથે હિન્દનાં જુનાં ગીતો છેડી, હિન્દી હલકથી લંડનના સંગીતાલયને ગુંજાવે છે. જાણે કે બ્રિટનની જડભરત જનતાને, હિન્દ સાથેના સ્નેહ-મંત્રો બોલાવે છે. કયાં શ્રીમતી મોડની નિર્મળ સંસ્કૃતિસેવા ! અને કયાં 'શાહી પ્રદર્શન' ની અંદર હિન્દની હલકી નૃત્યદાસીઓને તેડાવી હિન્દને હસાવી કાઢવાના પ્રયત્નો ! ( સૌરાષ્ટ્ર )

# સ્ત્રી જગત્

## હિન્દ.

મુંબાઇની ધારાસભાની છલ્લી બેઠકમાં બાળકોને લગતો કાયદો અમલમાં મુકવા વિષેનો એક ઠરાવ ડૉ. પ્રાંજપેએ રજુ કર્યો હતો. સરકાર જણાવે છે કે બીજા પ્રાંતોની જેમ એ કાયદાનો ભાગ બીજો અને ત્રીજો પ્રથમ અમલમાં મુકવાનો સરકારનો ઇરાદો છે, અને તેને માટેના નિયમ ઘડીને એ બાબતમાં હિત લેતી સંસ્થાઓ તેમજ વ્યક્તિઓ ઉપર મોકલી આપ્યા છે. મુશ્કેલી એ નડે છે કે સરકાર જ્યાં સુધી દાખલ કરવામાં આવતા બાળકો માટે મદદ ન આપે ત્યાં સુધી એવી સંસ્થાઓ એ કાયદા હેઠળ પોતાના નામો રજીસ્ટર કરાવવા ઇચ્છતી નથી; અને સરકારની પાસે એવી મદદ આપવાને નાણાં અત્યારે ફાજલ નથી. આ સંબંધી એક પરિષદ બોલાવી જાહેર પ્રજાની સહાય મેળવવા વિષે મી. કાનજી દ્વારકાદાસે સૂચના કરી છે, તે સરકાર સ્વીકારશે એમ લાગે છે.

બાલરક્ષણનો કાયદો મુંબઇમાં અમલમાં મુકાવવાની માંગણી કરવા માટે તા. ૨૮ મી જુલાઇએ એક જાહેર સભા રા. જયકરના પ્રમુખપદે સર કાવસજી જહાંગીર હોલમાં મળી હતી. પુરૂષ વક્તાઓ ઉપરાંત મીસ ડેવીસે અને મિસિસ તાલ્યારખાને આ કાયદો જલ્દી અમલમાં મુકવાની દલીલો પોતાના ભાષણોમાં કરી હતી. વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશને પણ આ સંબંધી એક અરજી સરકારને મોકલી આપી છે.

મુંબાઇ ઇલાકાની બાળ કલ્યાણ માટે કામ કરતી મંડળીનો જુન માસનો અહેવાલ પ્રકટ થયો છે. એ માસમાં તેણે આઠ જુદા જુદા મથકોએ કામ કર્યું હતું. ગામડાના છોકરાઓ માટેની યોજના માટે એ મંડળે રૂ. ૪૦૦૦ આપ્યા છે. બાળકોને દુધ તેમજ બાળકો અને માતાઓને દવાઓ આપવામાં આવી હતી. ૭૨૫૦ ઘરોની મુલાકાત પણ લીધી હતી.

વડોદરા ના. મહારાણીએ તા. ૧૮ મી ઓગસ્ટે મુંબાઇના ટાઉન હોલમાં પ્રાચીન ચિત્રો અને કળાઓના નમુનાનું સુંદર પ્રદર્શન ખુલ્લું મુક્યું હતું પ્રદર્શનમાં રજપુત અને મોગલ જમાનાના સુંદર ચિત્રોનો તથા ભારતના પ્રાચીન વણાટકામના સુંદર નમુનાઓનો સંગ્રહ કર્યો છે.

મુંબઇ ઇલાકાના કારખાના સંબંધી ૧૯૨૫ ની સાલનો રીપોર્ટ હમણાં પ્રકટ થયો છે તે જોતાં જણાય છે કે સ્ત્રી-કામદારોની સંખ્યા ૧૯૨૪ માં ૭૨૬૬૮ ની હતી તે ૧૯૨૫ માં વધીને ૭૭૬૨૪ થઇ હતી બાળકોની સંખ્યા ૧૯૨૪ માં ૯૭૭૯ ની હતી તે ઘટીને ૮૪૬૦ થઇ હતી. કાયદાની રૂએ બાળકો અર્ધો દિવસજ કામ કરાવી શકાય છે. પરિણામે એકજ બાળક સવારે એક અને બપોરે બીજા કારખાનામાં કામે જતા હોય છે.

થોડાક સમય પહેલાં મુંબાઇમાં એફ. અને જી વોર્ડમાં મ્યુનીસીપાલીટીએ પ્રાથમિક કેળવણી ફરજીઆત કરી હતી. પરિણામે પહેલાં જ્યાં માત્ર ૫૬૬૩ બાળકો ભણતાં હતાં તેને બદલે ૧૨૦૦૦ બાળકો શિક્ષણ લેતાં થયાં હતાં અને તેને લીધે ૪૨ નવી શાળાઓ ખોલવી પડી હતી. આ ફરજીઆતપણામાંથી મુસલીમ બાળાઓને બાકાત રાખી છે.

મુંબાઇમાં શત્રુંજય સંબંધી મી. વોટસને આપેલા ચુકાદા વિરૂદ્ધ પોકાર કરવાને જૈન પ્રજાની એક પરિષદ મળી હતી, જે પ્રસંગે ફંડ એકઠું થતાં કેટલીક બ્હેનોએ પોતાના દાગીના ઉતારી આપ્યા હતા. આ પ્રસંગે જૈન સ્ત્રીઓની એક મોટી સભા શ્રી. મોંઘીબાઇ હીરાલાલના પ્રમુખપદે મળી હતી અને ધર્મના રક્ષણમાં પોતાનો ફાળો

આપવાનો નિશ્ચય તેમણે જાહેર કર્યો હતો. જૈન સ્વયંસેવક પરિષદમાં શ્રી. હીરાબ્હેન મોતીલાલે અને શ્રી. વ્હાલીબ્હેન વીરચંદે સ્વયંસેવિકા સંઘ સ્થાપવાની હિમાયત કરી તે માટેનો ઠરાવ રજુ કર્યો હતો. અમદાવાદની બ્હેનોએ પણ આ ધર્મ-યુદ્ધમાં પોતાની સહાય આપવા માટે ઠરાવ કર્યો છે

શ્રીજી ભાટીઆ પ્રાંતિક પરિષદની બેઠક મુંબાઇમાં હાલાઇ મહાજનવાડીમાં ૭ ૮-૯ મી ઓગસ્ટે મળી હતી અને જ્ઞાતિ સુધારાના કેટલાક ઉપયોગી ઠરાવો થયા હતા. સ્ત્રીઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી અને કેટલીક બ્હેનોએ ચર્ચામાં ભાગ લીધો હતો. આ પ્રસંગે એક કળા પ્રદર્શન પણ ખુલ્લું મુકાયું હતું.

મુંબાઇ યુનીવર્સીટીનો ૧૯૨૫-૨૬ ના વર્ષનો રીપોર્ટ જોતાં જણાય છે કે મેટ્રીકમાં ૧૨૭, પ્રીવીઅસમાં ૧૧૦, ઇન્ટરમાં ૫૩, બી. એ માં ૩૫, એમ. એ. માં ૪, એમ. એસ સી. માં ૨, અને ડૉકટરી છેલ્લી પરીક્ષામાં ૨ બ્હેનો એ વર્ષમાં પાસ થઇ છે

બાઇ કબીબાઇ નામે એક કચ્છી ભાટીઆ બ્હેને ત્રણ વર્ષ પ્હેલાં પોતાના મૃત્યુ આગમચ પોતાની ૫૦૦૦૦ ની મીલ્કત નસ્ટ કરી ધર્માદામાં આપી હતી અને બે હાઇસ્કુલો તથા બે દવાખાના ઉઘાડવાની સૂચના કરી હતી. એક હાઇસ્કુલ ગયા જુનમાં ખુલ્લી મુકાઇ છે. બીજી પણ થોડા વખતમાં ખુલશે. બે દવાખાનાં પણ ચાલુ થઇ ગયાં છે.

મુંબાઇમાં સેન્ડહર્સ્ટ રોડ, ગાર્ડન લેનમાં આવેલા અ. સૌ. કંચનગૌરી સૂતિકાગૃહને ગં. બ્હેન તારાગૌરીએ પોતાના પતિ સ્વ. જમનાદાસ રણછોડદાસ ઓડીટરના સ્મરણાર્થે રૂ. ૫૦૦ ની રકમ સંસ્થાના પુસ્તકાલય માટે આપી છે. સૌ. શેઠી લક્ષ્મીબાઇ જગમોહનદાસે પણ સંસ્થાને કેટલાંક પુસ્તકો ભેટ આપ્યાં છે.

રાષ્ટ્રીય સ્ત્રી સભા, હિંદ મહિલા સમાજ અને સારસ્વત મહિલા સમાજના આશ્રય હેઠળ સ્ત્રીઓની એક સભા તા. ૧ લી ઓગસ્ટે તીલક સંવત્સરી ઉજવવા અને તા. ૫ મીએ બીજી સભા અહલ્યાબાઇ જયંતિ ઉજવવા મુંબાઇના મારવાડી વિદ્યાલય હોલમાં મળી હતી.

મુંબાઇની શ્રી ઝાલાવાડી સ્થાનકવાસી જૈન સભા તરફથી સ્ત્રીસંમેલનનો એક મેળાવડો તા. ૧૮ મી જુલાઇએ માંગરોલ જૈન સભાના હોલમાં સૌ. અવંતિકાબાઇ ગોખલેના પ્રમુખપદે થયો હતો. સૌ. સુરજ બ્હેને "સ્ત્રી કેળવણી" વિષે વ્યાખ્યાન આપ્યું હતું અને બીજી બ્હેનોએ પણ વિવેચન કર્યાં હતાં. આ પ્રસંગે બ્હેનોની હસ્તકળાના નમુનાઓનું એક પ્રદર્શન ભર્યું હતું

મુંબાઇના વનિતા વિશ્રામનાં સેક્રેટરી અને સ્ત્રીહિતના પ્રશ્નોમાં ખાસ ચિંતા ધરાવતાં જાણીતા વિજ્ઞાનશાસ્ત્રી રા. મદનલાલ ગજ્જર તા. ૨૫ મી જુલાઇએ અકાળે સ્વર્ગવાસ કર્યો છે. તેમનાં મરણથી ગુજરાતની બ્હેનોએ પોતાનો એક ખેરખાહ ગુમાવી દીધો છે.

મુંબાઇમાં મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદના એક ઉત્સાહી મંત્રી રા. મનહરરામ મ્હેતાનાં પુત્રી બ્હેન પ્રીતમિલા દીલ્હીની તબીબી કોલેજનો અભ્યાસ પૂરો કરી વધુ અભ્યાસ માટે ગયે વર્ષે ઇંગ્લાંડ ગયાં હતાં. તેમણે એલ આર. સી. પી., અને એલ. આર. સી. એસ. ના ડીપ્લોમા માટેની પરિક્ષાઓ પસાર કર્યાના શુભ સમાચાર મળ્યા છે. બ્હેન પ્રીતમિલાને અમારાં અભિનંદન.

× × ×

મીસ હેલગીજ નામે એક જર્મન સોશીઆલીસ્ટ બાનુ થોડો વખત થયાં હિંદમાં આવ્યાં છે અને સાબરમતીના સત્યાગ્રહાશ્રમમાં રહ્યાં છે. સત્યની શોધમાં તેમણે આ મુસાફરી લેધી છે. ગુજરાત વિદ્યાપીઠમાં તેમણે જર્મન ભાષા શીખવવાનો વર્ગ ચલાવવાનું માથે લીધું છે.

× × ×

ભાવનગરના સ્ત્રીકેળવણી મંડળે આ વર્ષે પણ મોલાકાતને પ્રસંગે ઉત્સવ ઉજવ્યો. શ્રી. મેઘાણીનાં લોકગીત, સીતારામની ગૌરીવ્રતની કથા, સૌ. તારાબ્હેન મોડકનું વ્યાખ્યાન તથા ગરબા આદિનો ત્રણ દિવસનો કાર્યક્રમ હતો. ભાવનગરી બ્હેનોએ તેમાં રસથી ભાગ લીધો હતો.

× × ×

જુનાગઢ રાજ્યમાં એક ૭૨ વર્ષના જુવાન જોશી મહારાજે હમણાં બીજી વાર એક ૧૨ વર્ષની કન્યા સાથે લગ્ન કર્યાં છે. પ્હેલીવારની પત્નીની

ઉમર ૬૦ વર્ષની છે અને તે હયાત છે. બે છોકરીઓ અનુક્રમે ૩૦ અને ૨૧ વર્ષની છે. મોટી છોકરી પાંચ બાળકોની અને નાની છોકરી એક બાળકની માતા છે, એક છોકરો હતો તે થોડા વર્ષ પર ગુજરી ગયો અને પોતાની પાછળ ૪૦ વર્ષની ઉંમરની વિધવા મુકી ગયો છે !

× × ×

જામનગરમાં એક મુસલમાન ટોળી હિંદુ વિધવાઓને ફસાવી, વટલાવી તેમને મુસલમાનોના ઘરમાં બેસાડવાનું કામ ધમધોકાર ચલાવી રહી છે. કાયદો એ કામની આડે આવી શકતો નથી અને હિંદુ સમાજ પણ પોતાની વિધવાઓનું રક્ષણ કરી શકતો નથી. ( હિંદુસ્થાન. )

× × ×

અમૃતવેલ ( કાઠીઆવાડ ) ની એક જુવાન કણબી બાઇને ભૂત ઉપાડી જવાની વાત લાંબા સમયથી પ્રસરી હતી. બાઇનું સાસરું સીમરણ ગામમાં છે ત્યાંથીજ તે પ્રથમ ગુમ થવા માંડી. ઓરડામાં તાળું મારી પૂરી છતાં તાળું ખુલી ગયું અને બાઇ અદ્રશ્ય થઇ. સાસરીઆએ કંટાળી પિયર મોકલી આપી ત્યાંથી પણ વારંવાર ગુમ થતી. આખરે એ ભેદનો પડદો તૂટયો છે. બાઇને સાસરે રહેવું ગમતું નહિ એટલે તેણેજ આ કિસ્સો અજમાવ્યો હતો.

× × ×

સરદારગઢના રાજકર્તાની રાણીએ એજન્સીમાં કરેલી અરજીમાં કેટલીક ચોંકાવનારી અને વિસ્મય પમાડે એવી બાબતો રજુ કર્યાનું સંભળાય છે.

× × ×

કરાંચીમાં પરણવા માટે તલસી રહેલા એક વાણીઆને કોઈ મારવાડી બનાવી ગયો છે પોતાના છોકરાને છોકરીનાં કપડાં પ્હેરાવી તે વાણીઆ સાથેપરણાવી બાપે રૂ ૫૦૦ કઢાવ્યા હતા. વચમાં એક બાવાએ પણ કમીશનના રૂ. ૧૦૦ લીધા હતા. પરણ્યા પછી લાગ સાધી નાસી છુટવાની સૂચના છોકરાને અપાઈ હતી, પણ એવી તક નહિ મળવાથી મામલો ખુલ્લે પડી ગયો હતો. બાપ પાસેથી રૂ. ૪૦૦ પાછા મળ્યા છે પણ બાવો પલાયન કરી ગયો છે.

× × ×

કોલાબા જીલ્લા માટે એક સુતિકાગૃહ લગભગ એક વર્ષથી ખોલાયું છે અને તે અરસામાં એ ગૃહે સારી પ્રગતિ કરી છે. ભવિષ્યમાં તે સુંદર સુતિકાગૃહ અને બાળકલ્યાણની સંસ્થા થવાની આગાહી આપે છે. છેલ્લા વર્ષમાં જીલ્લામાં વૈદકીય મદદ આપવા માટે એક પાર્ટી મોકલી હતી, જેણે ૩૨ શહેરોની મુલાકાત લઈ ૧૧૭૭ દર્દીઓની સારવાર કરી હતી, અને ૯૩ ભાષણો આપ્યાં હતાં. ગૃહ નર્સો પણ કેળવે છે અને હવે પછી દરેક તાલુકા શહેરમાં એ નર્સોને રાખવાની ગોઠવણ કરવામાં આવશે

× × ×

હિંદના વાઈસરોયે જુલાઈની આખરે પુનાની મુલાકાત લીધી હતી તે સમયે તેમનાં પત્ની લેડી અરવીને પૂનાના સેવાસદનની મુલાકાત લીધી હતી. સાંગલી, અક્કલકોટ અને ભોરનાં રાણી સાહેબાએ તેમને આવકાર આપી સદનના કામકાજની માહિતી આપી હતી. સોનેરી ભરતવાળી એક ગાદી વિદ્યાર્થીનીઓ તરફથી તેમને ભેટ તરીકે અપાઈ હતી.

× × ×

ગ મડાના બાળકોના હિતાર્થે પૂનાના આરોગ્યખાતાના મદદનીશ ડાયરેક્ટર ડૉ. ગામાએ તૈયાર કરેલી યોજના મુજબ ગામડાની દાઈઓને સુવાવડ અને આરોગ્ય સંબંધી પ્રાથમિક શિક્ષણ આપવાની શરૂઆત પૂના જીલ્લામાં કરવામાં આવી છે. આ શિક્ષણને લીધે દાઈઓના અજ્ઞાનથી થતાં માતા અને બાળકોનું મરણ પ્રમાણ ઘણું ઘટી જશે. આ યોજનાની સફળતા જોઈ સોલાપૂરના જીલ્લા લોકલ બોર્ડે પણ એવાજ કાર્ય પાછળ ખરચવાને રૂ. ૧૦૦૦ ની રકમ મંજુર કરી છે.

× × ×

મદ્રાસની ધારાસભાએ સ્ત્રીઓ સામેનો સભાસદ થવા વિષેનો પ્રતિબંધ કાઢી નાંખ્યો એટલે આવતી ચુંટણીમાં દક્ષિણ કાનરા પ્રદેશ તરફથી શ્રીમતી કમલા ચટ્ટોપાધ્યાય ઉમેદવારી કરવાનાં છે. એ બ્હેન કોન્ગ્રેસ પક્ષનાં છે. મુંબાઇમાં પણ એ પ્રતિબંધ નીકળી ગયો છે એટલે આવતી ચુંટણીમાં સ્ત્રીઓ ઉમેદવારી કરી શકશે.

મદ્રાસમાં શ્રીમતી યામિનીપૂર્ણા તિલકમના પ્રયાસથી દેવદાસીઓના ઉદ્ધાર માટે એક યુવતી શરણાલય ૧૯૨૨ માં સ્થપાયું છે. ૧૯૨૨ માં એ સંસ્થામાં એકજ છોકરી હતી; અત્યારે ૧૦ છે. અત્યાર સુધીમાં પંદર છોકરીઓએ આ સંસ્થાનો લાભ લીધો છે. એમાંથી ૮ નાં લગ્ન થોડા વખતમાં થશે. બાકીની ૬ સંસ્થામાં વધુ શિક્ષણ માટે પાછી આવનાર છે. ૧૫ માંથી એકજ છોકરીની બાબતમાં સંસ્થા નિષ્ફળ ગઇ છે. સંસ્થાને નાણાંનો અભાવ નડે છે.

મદ્રાસમાં એક હિંદુ બાપે પોતાની નાની છોકરી એક ખ્રિસ્તિને વેચી દીધાની વાત બહાર આવી છે. જે ખતની રૂએ આ છોકરી અપાઇ છે તેમાં લખ્યું છે કે બાપ તેનું ભરણપોષણ કરવા અશક્ત હતો. કોઇ હિંદુ સંસ્થા કે વ્યક્તિ ન મળી ?

× × ×

જોધપુરનાં મહારાણી સાહેબને નિવેદન મોકલ્યું છે કે ' રાજ્યમાં દશ લાખ નારીઓ છે, તેમને માટે માત્ર બારજ કન્યાશાળાઓ છે, અને આવડા મોટા નારી-સમુદાયમાંથી સેંકડે માત્ર એકજ સ્ત્રી કંઈ નામની કેળવણી ધરાવે છે.–પરિણામે માતાઓના અજ્ઞાનને જ કારણે ગયે વર્ષે ત્રીસ હજાર બાળકો એક શીતળા-વ્યાધિનાં જ ભોગ બની મૃત્યુને શરણ થયાં માટે, જોધપુર-રાજ્યનો હ્રાસ અટકાવવા સ્ત્રી-શિક્ષણની જોઇતી સંસ્થાઓ સત્વર સ્થાપવા પ્રાર્થના છે. '

× × ×

કોટાના એક જીવદયાપ્રતિપાલ જૈન પિતાએ પોતાની દશ વર્ષની દીકરીને કાંઇ અંજન આમના એક મુડદાનો મીંઢોળ બાંધવાની તૈયારી કરી લગ્નની શરણાઇઓ વાગી. એટલે કોટાનું વૈશ્ય સુધારક મંડળ રાજ્યના દીવાન પાસે રાવે ગયું. દીવાને તેજ ઘડીએ પોલીસને દોડાવી લગ્ન અટકાવ્યાં અને તપાસ ચલાવી. વર વધુની વિષમ ઉમ્મરની ખાત્રી થતાં, વારજ દીવાને એ લગ્નની સામે કાયમી મનાઇ-આજ્ઞા છોડી અને યોગ્ય વયનો યુવક જમાઇ શોધવાની પેલા મકોડા-પ્રતિપાલ જૈન પિતાને તાકીદ દીધી. આખરે એ પુત્રીનો વિવાહ એક અઢાર વર્ષના તરુણ સાથે થઇ પણ ગયો છે.

× × ×

કોલ્હાપુર રાજ્યે ૧૦ વર્ષથી ઓછી ઉમરની કન્યા અને ૧૪ વર્ષથી ઓછી ઉમરનાં છોકરાંના લગ્ન ગેરકાયદેસર ઠરાવ્યાં છે.

× × ×

પરણામાં બાળકોના રક્ષણ માટેના મંડળની પુનઃ રચના કરી તેને રજીસ્ટર કરાવ્યું છે અને જડજ મી. રેન્કીનના પ્રમુખપદે નીમાયલી કમિટિએ નક્કી કરેલા નિયમો સ્વીકાર્યાં છે. ચાલુ વર્ષમાં ૧૭૫ બાળકોને એ મંડળે રક્ષણ આપ્યું હતું. ગરીબ અને રક્ષણ વિનાના બાળકોને આશ્રય આપી તેમને ઉપયોગી શહેરી બનાવવાનો આ મંડળ પ્રયાસ કરે છે.

× × ×

મેરઠ જીલ્લામાં એક પિતા પોતાની વિધવા પુત્રીના પુનર્લગ્ન એક ૬૦ વર્ષના બુઢ્ઢા સાથે રૂ. ૧૦૦૦૦ લઇ કરવા તૈયાર થયો હતો. દીકરીએ વાંધો લીધો પણ બાપે ન માન્યું. વિવાહને દિવસે તેણે આપઘાત કર્યો !

× × ×

રાષ્ટ્રીય જીવનનું ઉત્થાન થાય તેટલા પૂરતી એક યોજના શ્રી. સરલાદેવીએ ' રાષ્ટ્રસંઘ ' તરફથી બહાર પાડી છે: (૧) ઉત્સાહ, વીર્ય અને તાકાત વધે માટે શારીરિક કસરત આપવી. રાષ્ટ્રના આ સર્વસાધારણ હેતુ માટે બધા વર્ગોને સંયુક્ત કરવા. (૨) કુસ્તી કરવાના અખાડાઓ સ્થાપવા. (૩) સ્ત્રીઓ અને અસાહ્ય પુરૂષોનું રક્ષણ કરવાની તાલીમ આપી તેવાઓની એક મંડળી રચવી; સ્ત્રીઓને આત્મરક્ષણ કરતા શીખવવું. (૪) પોતાના રાષ્ટ્રનું અભિમાન જાગે અને અસ્પૃશ્યતાનો નાશ થાય તે માટે સપ્તિણો અને કથાઓ ગોઠવવી. (૫) સાર્વજનિક પૂજા માટે દેવળો સ્થાપવાં (૬) આપસઆપસનું બધુંએ સહી લેવાનું સાહિત્ય પ્રકટ કરવું. શ્રીમતી સરલાદેવી એ સંઘના પ્રમુખ તરીકે ચુંટાયાં છે

× ×

કલકત્તાના આરોગ્યખાતાના અમલદાર ડૉ. કહાકે બહાર પાડેલા રીપોર્ટ જોતાં જણાય છે કે, ત્યાં પડદાના રિવાજને લીધે ૧૫ અને ૨૦ વર્ષની વયમાં ઘણી સ્ત્રીઓ ક્ષયનો ભોગ થઈ મરણ પામે છે. એક પુરૂષે ૧ સ્ત્રીઓનું પ્રમાણ

આવે છે. ગીચ વસ્તીમાં અને નાની ગલીઓમાં આ રિવાજ ભયંકર પરિણામ ઉપજાવે છે,

× × ×

ચટગામ જીલ્લાના હકનિયા ગામમાંથી એક સ્ત્રીને કેટલાક બદમાસો ઘરમાંથી પતિ અને દિયરની ગેરહાજરીમાં ઉઠાવી ગયા. તેમને માટે વોરંટ કાઢવામાં આવ્યું. દરમિયાન બાઈ લાગ જોઇ નાશી ઘેર આવી, પણ બદમાશો પતિ અને દિયરને મારફાડ કરી તેને ફરી ઉઠાવી ગયા છે.

× × ×

અલમોરામાં થોડા સમય પર એક સંગીત પરિષદ મળી હતી. શહેરની નાયકણોને પાપના ધંધામાંથી બચાવવા અને તેમને શિક્ષણ આપવા એક સંસ્થા સ્થાપવા માટેનું ફંડ પરિષદમાં થયું હતું. આ જાતિ પ્હેલાં દેવકન્યા તરીકે ઓળખાતી અને સમાજની કળા અને સંગીતનું રક્ષણ અને વિકાસ કરવાની ફરજ તેમને માથે હતી.

× × ×

નોઆખલી (બંગાલા) માં તા. ૧૬ મી જુલાઈએ એક નવોઢાએ વાઘના બચ્ચાંનો જન્મ આપ્યો છે, તેને ચાર પગો છે. બચ્ચાંની લંબાઇ ૧॥ ફુટ છે, પૂંછડી છે; અને શરીર ઉપર વાઘના જેવા ચટાપટા અને ગુંચ્છા છે, વિશાળ અને પ્રતાપી આંખો છે. બાળક જન્મ વખતે સજીવન હતું. દાઇએ એને બીકમાં બહાર ફેંકી દીધું. ત્યાં તે મૃત્યુ પામ્યું. અને કોઇ કુતરાએ કે બિલાડીએ તેનો એક કાન ખાધેલો છે. શાહપુરના ડાક્ટરે તેને સ્પીરીટમાં રાખ્યું છે.

આ બચ્ચાને જન્મ આપનાર પેલી નવોઢાને જ્યારની ખબર પડી છે ત્યારની તો તે શોક ખાઇ ગઇ છે. અને બિચારી એટલી બધી માંદી પડી છે કે ન પૂછો વાત.

× × ×

સીમલા નજીકના ડુંગરાળા રાજ્યોમાં એક સ્ત્રીના પતિને પૈસા આપી તેને વેચાતી લઇ પત્ની તરીકે રાખવાનો રીવાજ પડયો છે. તે કાઢી નાંખવા બધા સરદારોની પરિષદ થોડા સમય પ્હેલાં મળી હતી.

× × ×

રાવલપીંડીના છેલ્લા હુલ્લડમાં એક હિન્દુ સ્ત્રીને ઉઠાવી જવા માટે બે મુસલમાનો ઉપર મુકર્દમો હમણાં ચાલે છે. બદમાશોએ મકાનને આગ લગાડતાં એ બાઇ-કન્સીદેવી પોતાના પતિ અને ૧૧ માસના પુત્ર સાથે પાડોશીના ઘરમાં ગઇ. તે મકાનમાં પણ આગ લાગતાં પાસેના બાગમાં તેમણે આશ્રય લીધો. ત્યાં દશ બદમાશોએ આવી હલ્લો કર્યો. છોકરાને છીનવી નાલામાં નાખી દીધો અને બાઈને લઇ ગયા હતા.

× × ×

સ્ટીમર 'ટીસટા' નો એક ઉતારૂ નામે ગંગાધર બીમાર પડયો હતો તેથી તેને સ્ટીમરની હોસ્પિટલમાં રાખ્યો હતો પણ તાવના તોરમાં તે ત્યાંથી ભાગ્યો અને છરી લઈને બબરચી મદારસા તથા થોમ્સને મારી નાખ્યા ! ત્યારબાદ બીજા ૧૩ જણને ઘાયલ કર્યા હતા. પછી એક ચૌદમાને છરી મારી પણ તેની પત્નિ પાસે હતી તેણે સામો હુમલો કરીને ગંગાધરને પછાડયો અને છરી ઝુંટવી લીધી. સાબાશ વીરાંગના ! એક સ્ત્રીનાં પરાક્રમથી કેટલાય ઘાયલ થતા બચી ગયા.

## એશિયા.

જાપાનમાં સ્ત્રી-કામદારોની સંખ્યા પુરુષ કામદારો કરતાં મોટી છે. કાપડની મીલોમાં લગભગ ૮૦ ટકા સ્ત્રીઓજ હોય છે; બીજા કારખાનાઓમાં તેમનું પ્રમાણ ૬૬ ટકા આવે છે. હિંદમાં ૮૪ ટકા પુરૂષો અને ૧૬ ટકા સ્ત્રીઓ છે.

## આફ્રિકા.

ઇજીપ્તમાં કેળવણીની બાબતમાં આગેવાની ધરાવતાં બાનુ મીસ ઝકીટયા સુલેમાન હિંદની સામાજીક અને કેળવણી વિષયક સ્થિતિનો અભ્યાસ કરવાને હાલ હિંદ આવ્યાં છે. ઇજીપ્ત સંબંધી માહિતી આપતાં તે જણાવે છેઃ "અમારા દેશે કેળવણીની બાબતમાં ઘણી પ્રગતિ કરી છે અને હવે સરકાર છોકરા તેમજ છોકરીઓ માટે મફત પ્રાથમિક કેળવણી પૂરી પાડે છે. પડદાનો રિવાજ સર્વથા નાબુદ થયો છે અને સ્ત્રીઓ હવે રાષ્ટ્રીય હિલચાલોમાં છુટથી ભાગ લેછે. છેલ્લી રાષ્ટ્રીય

ચળવળ વખતે ઇજીપ્તની મુસ્લીમ તેમજ ખ્રિસ્તિ સ્ત્રીઓએ સાથે મળીને કામ કર્યું હતું.

કૈરોમાં મીસિસ સૈયદા અમીર નામની એક સ્ત્રીએ ૧૨ વર્ષ માં ૩૬ પતિ કર્યાના ચોંકાવનારા ખબર મળે છે. હમણાં તલ્લાકનું ખોટું સર્ટીફીકેટ રજુ કરતાં અને કે ઈ ભળતા માણસને પોતાનો પતિ ગણાવી કોર્ટમાં જુબાની અપાવતાં તે પકડાઈ ગઈ છે. જ્યારે જ્યારે તે પતિથી કંટાળી જતી ત્યારે ત્યારે પતિએ ઇસ્લામ ધર્મ મુજબ તલ્લાક આપ્યા છે એવી ખોટી જુબાની આપનારા ઉભા કરી તે તલ્લાક મેળવતી હતી.

× × ×

નાઈરોબી ( પૂર્વ આફ્રિકા ) માં એક ૭૦ વર્ષની ગોરી બાનુપર અત્યાચાર અને હુમલો કરવાના આરોપસર ત્યાંના એક દેશી સામે કેસ ચાલતાં તેને ૧૪ વર્ષની કેદ અને ૧૪ ફટકા મારવાની સજા કરી છે. દેશી સ્ત્રીઓ પર હુમલો કરનાર યૂરોપીઅન માટે સજાનું ધોરણ જુદું છે!

## યૂરેપ

ઇંગ્લાંડમાં દિવાને આમમાં કામદાર પક્ષના સભાસદોએ હિંદના કારખાનાઓમા વધુ પ્રમાણમાં સ્ત્રી-ઇન્સ્પેકટરો રાખવા માટેની સૂચના કરી હતી.

ઇંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે આવેલી ૮૦ માઇલની ઈંગ્લીશ ખાડી એક અઢાર વર્ષની અમેરિકન બાળા મીસ ગર્ટરૂડ એડરલે ૧૪½ કલાકમાં તા ૬ ઠ્ઠી ઓગસ્ટે સહીસલામત તરી ગઇ હતી. તોફાની પવનને લીધે દરિયો તોફાની હતો. ગ્રીસનેઝથી એ બાળા તરવા પડી હતી અને કીંગ્સટાઉન આગલ સામે કાંઠે નીકળી હતી કાંઠે નીકળતાં તેને ૩૦૦૦ માણસોનાં ટોળાંએ આવકાર આપ્યો હતો

ઇંગ્લાંડની પાર્લામેંટમાં સર પેટ્રીક હેસ્ટીંગ્સના રાજીનામાથી ખાલી પડેલી જગ્યા માટે ફરી ચુંટણી થતાં વધુ મતે મીસ મારગારેટ બોન્ડફીલ્ડ ચુંટાયા છે.

તા. ૨૧ મી જુલાઇએ લંડનમાં હિંદી સ્ત્રીઓની કેળવણીની સંસ્થાની વાર્ષિક સભામા લેડી ભાવનગરીના પ્રમુખપદે લેડી લીટને જણાવ્યું કે વધારે નાણાં હિંદમાંથી આવવાં જોઇએ કલકત્તાની શાખાના મારા અનુભવ ઉપરથી હું કહું છું કે વધારે નાણાં હોય તો સંસ્થાનું કામ વિસ્તારી શકાય. બંગાળાની ઘણી જુવાન સ્ત્રી શિક્ષિકાઓ તાલીમ લેવા ઇંગ્લાંડમાં આવવા તૈયાર છે, પણ નાણાં વગર તેઓ અટકી પડે છે. આ કાર્યની કિમત બંગાળાના લોકોને સમજાવવા હું આવતા શિયાળામાં ખુબ મહેનત કરીશ. બંગાળી સ્ત્રીઓને હાલના સ્ત્રી શિક્ષણને યોગ્ય ધોરણ ઉપર મુકવાની ઇચ્છાનું સારૂં પરિણામ આવશે.

કેમ્બ્રીજ યૂનીવરસીટીમાં મીસ ઇરીન મેન્ટોને નેચરલ સાયન્સના બીજા વિભાગમાં બોટનીના વિષયમાં બેવડો ફર્સ્ટક્લાસ મેળવ્યો છે. છેલ્લાં વીસ વર્ષમાં આવી રીતે ડબલ ફર્સ્ટક્લાસ મેળવનાર એ પ્હેલાંજ છે. પરીક્ષામાં તેમની સાથે બીજા પુરૂષ તેમજ સ્ત્રી ઉમેદવારો હતાં પણ તેમના જેવી ફતેહ કોઇને મળી નથી. ગયે વર્ષે પ્હેલા ભાગની પરીક્ષામાં પણ તેમણે ફર્સ્ટક્લાસ મેળવ્યો હતો. આ વર્ષની ફતેહ માટે તેમને એથેલ સારજંટ સ્ટુડન્ટશીપ મળી છે એની મોટી બ્હેન મીસ સીડની મેન્ટોને પણ પ્રાણીશાસ્ત્રમાં પ્હેલો નબર મેળવ્યો છે. સ્માર્ટ પ્રાઇઝ ઉપર હક્ક તેનો હતો પરંતુ એ જૂના જમાનાની યૂનીવરસીટીએ સ્ત્રીઓને હજી પોતાના સભાસદો તરીકે સ્વીકારી નહિ હોવાના કારણે બીજે નંબરે આવેલા એક પુરૂષ વિદ્યાર્થીને એ ઇનામ અપાયું છે.

મીસ આઇ. એમ. લીન્સી નામની બાઇ કેરોસીન તેલનો ( ઘાંચણનો ? ) ધંધો કરે છે. પ્રારંભ માત્ર એક છોકરીને કલાર્ક તરીકે રાખી કર્યો, અને આજે તેના તાબામાં મોટાં સ્ટોરો છે. જેમાં બૈરાં સિવાય કોઇ નથી! રીફાઇનરીમાં ( ઘાસલેટ સાફ કરવામાં ) બૈરાં, સાંચાઓ છોડવામાં પણ બૈરાં! માલ ચઢાવવો, લોરીઓમાં પહોંચાડવો વગેરે સર્વે કામ બૈરાંઓના હાથમાં! કહે છે કે ઘરવપરાશને સામાન ફર્નીચર દેવું જોઇએ તે બૈરાંઓ સારી રીતે સમજી શકે અને તેથી તે બનાવવાને પાંચ વર્ષ પર એક કારખાનું કાઢવામાં આવ્યું હતું. સામાનના ઘાટ ઘડવા, તે પ્રમાણે માલ બનાવવો વેચવો વગેરે સર્વ કામ લંડનના ચેસ્ટ એંડમાં એક વિધવાની દેખરેખ નીચે થાય છે. તેના નકશા રૂપરેખાથી તે પેક કરી વેચવું પોહોંચાડવું સર્વ બૈરાંનાં હાથમાં!

.•. એક બીજું કારખાનું બાસ્કેટ ( ટોપલીઓ ) બનાવવાનું અને decorating શણગારવાનું કામ કરે છે, ત્યાં જાહેરાતમાં કહ્યું છે કે " માત્ર પરણેલી સ્ત્રીઓએજ નોકરી માટે અરજી કરવી ! " આ કારખાનામાં મર્દની ગંધ પણ નથી ! ભારે હલકું કામ બધુંજ બૈરાં કરે અને વળી તે નિયમિત સફાઇથી ! વળી મીસ એસ જેક્રીસ નામની બાઇની એક પેઢીમાં પણ બૈરાંઓ છે. ચાર્ટર્ડ શીપબ્રોકર્સના મંડળમાં તેની પેઢીને હમણાજ દાખલ કરવામાં આવી છે ! આ પેઢી વહાણોના તોલની દલાલીનું કામ કરે છે ! મીસ બેટન નામની બાઇ આજ બાર વર્ષથી મોટી લારીઓ અને બંસો ફેરવે છે, અને તેમાં બૈરાંઓ મોજમજાહ કરવાને પણ જાય છે !

મર્દોનું ગુમાન ઉતારવાને લેડી કાર્નારવોને શોધખોળ માટે બૈરાંઓનુંજ એક મંડળ આલ્બેનિયાના રોગવાળા ભાગમાં લેઇ જવાની ગોઠવણ કરી છે. એ મંડળને ગટરો, પૂલો, રસ્તાઓ આદિના સવાલો વિચારવાના છે, એટલે તેમા સ્ત્રી ડોકટરો, નર્સો, દાઇઓ, મોટારમાં મીકેનીકનું કામ કરનારીઓ, હાંકનારીઓ, આદિ સર્વ સ્ત્રીઓજ જશે.

એક એંજીનિયરીંગનું સાહસ લેડી પાર્સન્સે ઉઠાવ્યું છે તેમાં મર્દોનું નામનિશાન નથી આદિથી અંતનાં કામ કરનારાં બધાંજ બૈરાં !

" બાળ-જન્મ ઉપર અંકુશ " મુકવાના વિષય સંબંધી કેટલાંક પુસ્તકો લખી જાણીતાં થયલા ડા મેરી સ્ટોપ્સે એ વિષય પરત્વે એક " વેકટીઆ " નામે નાટક લખી હમણાં પ્રકટ કર્યું છે. આ નાટક ભજવવા દેવાની ઇગ્લાંડના સત્તાધિકારીઓએ ના પાડી છે.

પાશ્ચાત્ય દેશોમાં હાલમાં સ્ત્રીઓ પુરૂષોની પેઠે માથાના વાળ કપાવવા મંડી છે અને તેવા કતરાવેલા ઓડીયાં રાખવાં એ એક પ્રકારની ફેશન ગણાય છે. તેના સામે અમુક સ્ત્રીઓ અને પુરૂષોનો વર્ગ નાખુશ થયો છે અને એવી ઓડીયાંવાળી સ્ત્રીઓ સામે અમુક પ્રતિબંધ મૂકવા ચાહે છે. લગભગ બધા દેશોમાં લાંબા વાળને સ્ત્રીઓનો શણગાર ગણવામાં આવે છે. પાશ્ચાત્ય દેશોમાં તો લાંબા વાળની હરિફાઇ પણ ચાલે છે. વાસ નામના પરગણાંના વાકલીન ગામમાં લંબકેશી લલનાઓનું એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું જેમાં મીસીસ નિક ફુસેક નામની એક સ્ત્રીના વાળ સાંડા છ ફીટ લાંબા હોવાથી તે પહેલે નંબરે આવી હતી. વાળ ઓળવા માટે તેણીને બાંકડે ઉપર ઉભા રહેવું પડે છે અને ચોટલો ચારે તરફ છુટો મૂકે તો પોતે આખી તેમાં ઢંકાઈ જાય છે

× × ×

ફ્રાંસના જાણીતી ટેનીસ રમનાર મીસ સુઝાન લેન્ગલને પોતાની રમત બતાવવાનો કરારનો કોઇ કંપની સાથે કર્યો છે અને તે માટે ચાર માસ તે અમેરિકામાં ફરશે. આ કરારની રૂએ તેને એક લાખ ડોલરની કમાણી થશે. બીજી પણ એવી સ્ત્રીઓ એનું અનુકરણ કરવા તૈયાર થઇ છે.

ફ્રાંસન બેરીસ્ટરોના મંડળ તરફથી આવતા ડીસેમ્બરમાં એ મંડળના સેક્રેટરી મીસ વીલીઅર અમદાવાદની કોર્ટમાં ગાંધીજી ઉપર ચાલેલા મુકર્દમાની વિગતો ચર્ચા માટે રજુ કરશે, અને કાયદા તથા આત્માના અવાજમાં કેટલું અંતર છે તે બતાવશે.

પેરીસની સ્ત્રીઓએ મોજાં ઉપર પોતાની છબી ઉતરાવીને તેવાં મોજાં પ્હેરવાની નવી ફેશન કાઢી છે.

× × ×

ઇટાલીનાં વડા પ્રધાન સીનોર મુસોલીની ઉપર થોડા સમય પ્હેલાં પ્રાણઘાતક હુમલો કરનાર બાનુ ધી ઓન. વાયોલેટ આલ્બીના ગીબ્સન દીવાની છે એવો ચુકાદો આપવામાં આવ્યો છે. તેને હાલ તુરત દીવાનાશાળામાં રાખશે અને તે પછી બ્રિટિશ સત્તાવાળાઓને તેનો કબજો સોંપાશે.

ઇટાલીના વડા પ્રધાન અને સર મુખત્યાર થઇ પડેલા સીનોર મુસોલીની પોતાની પુત્રી એડાનું લગ્ન ઇટાલીના પાટવી કુંવર સાથે કરવાના પ્રયત્નો કરે છે.

× × ×

હંગરીમાં એક સોળ વર્ષની કન્યા છે જે દુનિયામાં સર્વથી સુંદર ગણાય છે. આ અપૂર્વ સુંદરતા માટે તેને એક હીરો ઇનામમાં મળ્યો છે.

### અમેરિકા.

મેક્સીકોના પ્રમુખ કેલેને મારી નાંખવા માટે રચવામાં આવેલા કાવત્રામાં પુરૂષો સાથે ઘણી સ્ત્રીઓ પણ ભળી હતી. કેટલાકને પોલીસે પકડયા છે. એક આગેવાન સ્ત્રી સીનોરીટા ડોલોરીસ રીમ્સ જે એક ખુબસુરત શોર્ટહેન્ડ ટાઇપીસ્ટ છે, તેની અને બીજા શકમંદ માણસોની શોધ હજી પોલીસ કરી રહી છે.

ન્યુયોર્કમાં દર વર્ષે ૮ કરોડ ડોલર બાળ-રક્ષણ માટે ખર્ચાય છે. આમાંના ૩ કરોડ ડોલર પ્રજા ઉપર કર નાંખીને વસુલ કરાય છે અને બાકીના ૫ કરોડ પ્રજા તરફથી બક્ષીસ મળે છે. ૨૪૭ ખાતાં બાળરક્ષણનું કામ સંભાળે છે; ૩૪૨ ખાતાં કૌટુમ્બિક મદદ કરે છે, ૨૩૪ ખાતાં દવાદારૂ અને હોસ્પીટલની સગવડ પૂરી પાડે છે અને ૨૯૨ ખાતાં કેળવણીવિષયક કામ કરે છે.

### ઓસ્ટ્રેલિઆ.

ઓસ્ટ્રેલિઆની પાર્લામેંટે એશિયાવાસી સ્ત્રી કામદારોની પ્રસૂતિ સમય માટે ૫ પૌંડની રકમ આપવાનો ખરડો પસાર કર્યો છે.

× × ×

ન્યુઝીલાંડની વિક્ટોરિયા કોલેજમાં મીસ રસેલ નામની એક જન્મથીજ આંધળી બાળા એમ. એ સેકન્ડ ક્લાસમાં ઓનર્સ સાથે પાસ થઇ છે ! એની બુદ્ધિ કેટલી તીવ્ર હશે ?



## સાભાર સ્વીકાર.

**કપોળ અને કપોળ મિત્ર** ( મુંબઇ ): સંપાદિકાઃ સૌ. લીલાવતી મં. દેસાઇ. ખાસ સ્ત્રી અંક. સ્ત્રી ઉપયોગી અનેક સુંદર લેખો વગેરેથી આ અંક ભરવા માટે સંપાદિકા બ્હેનને ધન્યવાદ.

**કડીઆ સુદર્શન** ( રાણપુર ): તંત્રી : રા. નાનજી લા. પરમાર. ખાસ અંક. જ્ઞાતિ-હિતના પ્રશ્નોની સુંદર ચર્ચા કરતું પત્ર,

*હિંદના કોલસાના વેપાર વિષે ટુંક માહિતિ ( ઝરીઆ ):* પ્રકાશક રા. દેવજી દયાળ ઠક્કર. ટુંકમાં પણ ઉપયોગી માહિતી આ પત્રિકામાં અપાઇ છે. પ્રકાશકને પ્હોર ઝરીઆ કોલીઅરી, ઝરીયાને સરનામે લખવાથી વિના મૂલ્ય મળી શકશે. કોલસાના દરેક વેપારીને ઉપયોગી છે.

**પ્રાર્થનાભગિની સમાજ** ( મુંબાઇ ) નો ૧૯૨૨ થી ૧૯૨૬ સુધીનો રીપોર્ટ.

**શ્રી દક્ષિણમૂર્તિ વિદ્યાર્થી ભવન**–નાણાં પ્રકરણનો સન ૧૯૨૫–૨૬ નો રીપોર્ટ.

**મ. સૌ. અતિલક્ષ્મી ફ્રી લાઇબ્રેરી**—( અમદાવાદ ) નો સં. ૧૯૮૧–૮૨ નો અહેવાલ.

ઉપન્યાસ માલા ( બિજનોર ) સંપાદકઃ શ્રોત્રિય જગદીશદત્ત. વર્ષ ૧, પુષ્પ ૧. વા. લ. રૂ. ૨.



# સમાલોચના.



**કુમારનાં શ્રીરત્નો:** સંપાદક: રા ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક: પ્રકાશક: શ્રી સૌરાષ્ટ્ર સાહિત્ય મંદીર. મુલ્ય રૂ. ૧–૦–૦ પાનાં ૨૦૭.

શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકનું આ પ્રથમ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં તદ્દન જુદુંજ પડે છે. દરેક દરેક વાર્તા લેખકના પોતાના અનુભવથીજ રંગાએલી છે, તેમજ લેખકનું દૃષ્ટિબિન્દુ બહુજ અજબ રીતે આગળ ધરે છે શ્રી. ઇન્દુલાલને જેઓ થોડા પણ પીછાણે છે તેમને જણાશે કે લેખકનો કુમારનો પરિચય તે આત્મપરિક્ષામાં એક ટાંકીયું છે. કુમારના જીવનમાં કહો કે કુમારની ભાવનાઓમાં અગર તો કુમારની માનીતી પ્રવૃત્તિઓ લ્યો તો તે દરેકમાં અને શ્રી. ઇન્દુલાલના જીવનના આદર્શ અને રહેણીમાં ઘણુંજ સામ્ય છે. એટલે આપણુને તરતજ સમજાય છે કે કુમારના અનુભવરત્નો તે શ્રી. યાજ્ઞિકનાં મોંઘામુલાં રત્નો છે. આ રત્નો યેરવાડાની શાંત સમાધીમાં લાધેલાં છે. ગુજરાત તેને પીછાનશે ને તેની જરૂર સત્કારથી કદર કરશે. સીતા, સાવીત્રી, મૈત્રેયી તથા ગાર્ગેયી જેવી સતીઓના અભાવે આજ ભારતવર્ષનો ભાગ્યસુર્ય અસ્ત પામ્યો છે. તેના પુંનઃ ઉદયની સ્વાભાવીક મહેચ્છાથી પ્રેરાઇને શ્રી. યાજ્ઞિકે આ પુસ્તક લખ્યું છે એમ સહજ જણાય છે. આ ઉદયની આડાં અનેક આવરણો છે, અને તે તો સહુ કોઇ જાણે છે. પરન્તુ આ આવરણોનાં મુખ્ય તો સમાજમાં સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચેનું મહાન અંતર છે. આજે લેખકનાજ શબ્દોમાં કહીએ તો સ્ત્રીઓને દેખતાંજ પુરૂષો તેમની ઉપર કંઇક બેપરવાઇની, કવચિત્ સહેજ કરૂણાની દૃષ્ટિ સાતમા આસમાન ઉપર ઉભા ઉભા ફેંકે છે. અને આ જ ખરી રીતે આપણા અધઃપતનનું મૂળ કારણ છે. આજે પતિપત્નીઓનાં જે કજીઆ આપણી નજરે ચઢે છે તેથીજ આજનો સંસાર નીરસ અને દુઃખી છે. તેથી શોકભર્યું વાતાવરણ આપણી આસપાસ જણાય છે. જ્યાં આપણો ગૃહસંસારજ આટલો કરૂણ છે ત્યાં અન્ય ઉદ્દાત ભાવનાને અવકાશજ ક્યાંથી હોય? જ્યાં ગૃહસેવાનાં પદાર્થપાઠજ અધુરા છે ત્યાં સમાજસેવા તથા દેશસેવાની ઉદ્દાત વાતો સાવ લુખી સુકી લાગે તો શી નવાઇ? માટેજ આ આવરણનો પ્રથમ ઉપાય "દો માતાને જ્ઞાન." સ્ત્રીઓ જો પુરૂષોની સાથે રહી શકે તેટલી ઉંચે આવે તોજ સંસાર સુખમય બને, અને તોજ તેની અસર આખા સમાજ ઉપર પડે. પણ આજે તો દેશમાં અનેક કુમારીકાઓ જીવંતીજ દફનાય છે. ત્યાં બીજી આશા શી રાખી શકાય? બાકી જીન્દગીના સાચા સંસ્કારો સ્ત્રીઓજે આપી શકે અને શકશે. માટેજ સ્ત્રીઓને અનેકવિધ કાર્યોમાં જ્ઞાનથી રસ લેતી કરવાની જરૂર છે અને તે કાર્ય એકલા પુરૂષોનું નથી. સ્ત્રીઓની સહાય વિના પુરૂષો લુલા પાંગળાજ રહેવાના. એટલે આ કાર્ય તો તેમણેજ એકદમ હાથ ધરવાનું રહે છે.

આ પુસ્તકનો ટુંકસાર કહી શકાય. આ વિચારો વાંચતાંજ આપણને થાય છે કે લેખકે આ વિચારો દર્દ ને આવેશની લાગણીથી રજુ કર્યા છે. શ્રી ઇન્દુલાલના જીવનની ચાવીજ આવેશ ( sentimentalism ) છે. અને તેવા જીવનમાં જે સહૃદયતા જોવામાં આવે છે તેજ આ પુસ્તકનાં મોહક અને આકર્ષક તત્વો છે. આપણી ભાષામાં નવલકથા વિભાગમાં ગણ્યાં ગાંઠયાં સારાં

પુસ્તકો ગણાય છે તેમાં ભાઇ યાજ્ઞિકનું " કુમારના સ્વીરત્નો " જરૂરજ પોતાનું સ્થાન લેશે એમ અમને લાગે છે. ભાષા કહો, વસ્તુ કહો કે વિષયમાં હૃદયનું રક્ત રેડવાનું કહો—જે કહો તે રીતે આ પુસ્તક સુંદરજ છે અને ગુજરાતી ભાષા વાંચી શકનાર સર્વને અમે આ પુસ્તક વાંચી જવાનો આગ્રહ કરીએ છીએ, અને પુસ્તકાકારે આ વસ્તુ પ્રગટ કરવા માટે તેમના પ્રસિદ્ધ કર્તા સૌરાષ્ટ્ર કાર્યાલયને અભિનંદન આપીએ છીએ

**કળીયુગની વાતો:** લેખક અને પ્રકાશક: રા. કેશવ હ. શેઠ મૂલ્ય ૦-૧૨-૦ પાનાં ૧૮૪.

કર્તાએ પુસ્તક માટે જે નામ પસંદ કર્યું છે તેમાંજ આ હૂંકી વાર્તાઓના સંગ્રહનો હેતુ કંઇક અંશે વ્યક્ત થાય છે. કળીયુગના શબ્દાર્થમાંજ કર્કશતા, કંઇક વીપરીત, કંઇક અણગમતું માનવાની આપણને ટેવ પડી ગઇ હોય છે. એટલે આ વાર્તામાં પણ એવુંજ કંઈક જોવાનું આપણને મળશે એમ પ્રથમથીજ આપણને થયા વગર નથી રહેતું. લેખકનો હેતુ વાર્તારૂપે આપણા સમાજની કંઇક વિચિત્રતાઓ અને બદીઓ વાંચકવર્ગ સમક્ષ મુકવાનો છે. આ બદીઓ તો કેટલાયે દાયકાઓની ચાલી આવે છે. તેમાં સુધારાની આવશ્યકતા છે, એટલે આપણી ત્રુટીઓ ઉપર લક્ષ ખેંચવું અલબત આવશ્યક છે; પણ ખરી જરૂર તો તેના પ્રતિકારની છે. આ સંગ્રહમાંથી ઘણી ખરી વાર્તાઓ જીવનની વિષમતાની કથની છે. જીવનના આદર્શો અને સાચા સંસાર વચ્ચે કેટલું અંતર છે તેનો કંઇક ખ્યાલ લેખકે અનુભવેલી તથા નજરે જોએલી બીનાઓ ઉપરથી રચાએલી વાર્તા અવશ્ય આપશે.

શ્રી શેઠે વીનોદની કેટલીક વાર્તાઓ લખી છે. પણ તેમનો વિનોદ સાધારણ પંક્તિનો લાગે છે. ખરી રીતે વિનોદાત્મક સાહિત્ય ગુજરાતમાં હજુ બરાબર ખીલ્યું નથી. એકંદરે જોતાં સંગ્રહ વાંચવા યોગ્ય છે.

**બુઝાતો -દીપક,** ભાગ ૨ જો. અનુવા રા. કકલભાઈ કોઠારી. પ્રકાશક શ્રી સૌરાષ્ટ્ર સાહિ મંદીર.મુલ્ય રૂા. ૦-૮-૦ પૃ. ૧૨૬.

બુઝાતો દીપક અતી કરૂણ કથની છે. છે મુગલ સમ્રાટ બહાદુરશાહના કુટુમ્બીઓને મ ૧૮૫૭ ના બળવા પછી જે જે વીતકો વીતી તેનો હૃદયભેદક ચીતાર છે. "સૌરાષ્ટ્ર"ના કાર વાહકો સાહિત્યની જે વિવિધ દીશામાં સેવા ક રહ્યા છે તેમાં આ મણકો પણ સારો ઉમેરો છે. આજે ઇતિહાસ વાચતાં આપણને ઈંગ્રેજ નેકી, શૂરવીરતા, વિ. નો જે ખ્યાલ આવે છે આવી રીતે વિશ્વાસજન્ય મૂળમાંથી મેળવે વાતો ઘડીભર ઢીલા કરી નાખે છે. અને ખરી રી આજના આપણા ઇતિહાસમાં ઘણી મોટી મો ત્રુટીઓ હોવાનું તો મોટા કેળવણીકારોને મુખે આપણે સાંભળ્યું છે. એટલે આ પ્રમાણે વાર્તા વિશ્વાસપાત્ર સાધનોને ખોળીને ખરો ઇતિહા મેળવવાની બહુજ જરૂર છે અને એ માર્ગે સૌરા ષ્ટ્રે જે પ્રયત્ન કર્યો છે તે માટે તેમને ધન્યવા ઘટે છે. પ્રસ્તાવનામાં શ્રી. અમૃતલાલ શેઠ લખે છે તેમ અમારી તો ખાત્રી છે કે પહેલા ભાગને જેમ આ ભાગ પણ તેટલોજ આદર પામશે.

**કબીર વાણી:** વિષે " ગુજરાતી " પત્રન મખ્યાત લેખક ' બીરબલ " શું કહે છે:—

આ પુસ્તક એક વેળા હાથ ધરી માત્ર તેનાપ અહીં તહીં દષ્ટી નાખતાં તેની ઉંચી મજબુ સુશોભિત છપાઇ, બંધાઇ તથા ' ગેટ-અપ ' થી મન આકર્ષાયા વગર રહેશે નહી અને તે પછી તેનં અંદરનું સાહિત્ય-ભંડોળ તપાસતાં તો જીવાત્મ બે ઘડી આનંદાશ્ચર્યના ઉંડા મહાસાગરમાંજ તરતો યા રમતો થશે. જો સંગીતની સહેજ પણ માહિતી હશે તો કબીરજીનાં પદો વગેરે રાગ-તાલ-તાણમાં લલકાર્યાથી વાંચકોનો આનંદ ચક્રવૃદ્ધિ રીતે વધી જશે. "




**ચાલુ વર્ષમાં.**

"ગુણસુંદરી" આજે ચોથા વર્ષમાં પગલાં માંડે છે. છેલ્લા ત્રણ વર્ષમાં આ માસિકે જે કાર્ય ગુજરાતની બ્હેનોની હિતની દૃષ્ટિએ કરી બતાવ્યું છે તે વાચક-પ્રજાથી અજાણ્યું નથી. એ કાર્યની કીંમત આંકવાનો પ્રયાસ અમે કરવા નથી ઇચ્છતા. એ ત્રણ વર્ષના અરસામાં માસિકે જે લોકપ્રિયતા મેળવી શક્યું છે તેજ એની ઉપયોગિતાની ખાત્રી આપે છે. આ માસિકના આદ્ય સંચાલકોનો એને જન્મ આપવામાં એકજ ઉદ્દેશ હતો અને તે એ કે ગુજરાતમાં જેની લાંબા સમયથી ખોટ જણાય છે એવું એક આકર્ષક અને ઉપયોગી માસિક નિયમિત પ્રકટ થાય, અને બ્હેનોની ઉન્નતિનું સાધન બને. આ ઉદ્દેશ સર્વાંશે સફળ થયો છે એમ કહેવું ખોટું નથી. છેલ્લાં ત્રણ વર્ષથી માસિકે દર મહિનાની ૧ લી તારીખે પ્રકટ થવાની નિયમિતતા એક પણ અપવાદ સિવાય જાળવી રાખી છે અને તે માટે જો કોઇને પણ ધન્યવાદ ઘટતો હોય તો તે વડોદરાના લુહાણા મિત્ર પ્રેસને છે. ગુજરાતમાં કેટલાંક એવાં માસિકો છે જેમને પોતાનાં પ્રેસ છે છતાં તેઓ આ પ્રકારની નિયમિતતા નથી જાળવી શકતાં.. આવીજ નિયમિતતા ભવિષ્યમાં પણ જળવાઇ રહેશે, એવી ખાત્રી અહિં આપવી અસ્થાને નહિ ગણાય. નિયમિત હોવા ઉપરાંત માસિક કેટલે અંશે ઉપયોગી અને આકર્ષક બની શક્યું છે અથવા કેટલે અંશે બ્હેનોની સેવા કરી શક્યું છે એનું માપ કાઢવાનું કામ વાચકોનું છે. પરંતુ એની વધતી જતી લોકપ્રિયતા ઉપરથી અમારી એટલી તો ખાત્રી અવશ્ય થાય છે કે એ વિષેના અમારા પ્રયત્નો સર્વાંશે નિષ્ફળ નથી ગયા; એથી ઉલ્ટું એ પ્રયત્નો પ્રજાએ સત્કાર્યા છે. આવાજ સફળ પ્રયત્નો કંઇક વધુ પ્રમાણમાં ભવિષ્યમાં કરવાની અમે ઉમેદ રાખીએ છીએ. અમારી એ ઉમેદ સફળ કરવાનો ભાર અમારા લેખક અને ચિત્રકારમંડળને શિરે છે. એ બ્હેનો અને ભાઇઓએ ભૂતકાળમાં અમારા આ સેવાકાર્યમાં સહકાર કરી પોતાનો ફાળો આપ્યો છે અને ભવિષ્યમાં આપતા રહેશે એવી અમને ખાત્રી છે. ભવિષ્યના કાર્ય સંબંધી અમે જે આગાહી સૂચનાપત્રમાં કરી છે તે કેટલે અંશે સાચી નીવડશે તેનું માપ આ "વાર્તા અંક" જોઇને વાચકો કરી શકશે. એવાજ બીજા ત્રણ દળદાર, આકર્ષક અને ઉપયોગી અંકો આ વર્ષમાં અપાશે. આ સર્વ સાહસની સફળતાનો છેવટનો આધાર તો અમારી વાચક બ્હેનો પર છે. અમે ઇચ્છીએ છીએ કે આ માસિક પ્રત્યેક શિક્ષિત બ્હેનના ગૃહમાં પ્રવેશ પામે અને તેમના આનંદ અને જ્ઞાનનું સાધન બને સર્વ સાધારણ એનો લાભ લઇ શકે એટલા માટે અમે લવાજમ સસ્તામાં સસ્તું રાખ્યું છે. કારણકે સંચાલકોને એમાંથી કમાણી કરવાનો લોભ નથી ફક્ત સેવા કરવાનોજ લોભ છે. એ સેવાનો લાભ મોટી સંખ્યામાં ગુજરાતની બ્હેનો લે તેજ આ માસિક પોતાના પગપર ઉભું રહી શકે અને દીર્ઘાયુષી થાય. એટલા માટે દરેક ગ્રાહકની ફરજ છે કે તેઓ પોતાના સખીમંડળમાં એનો પ્રચાર કરે અને તેમને ગ્રાહક થવા આગ્રહ કરે. શ્રીમંતો પણ પોતાના ગરીબ સગાંઓ માટે આ માસિકની એકથી વધુ નકલો મંગાવી, પોતાના નાણાંનો સદુપયોગ કરી શકે છે.

**શિક્ષણના ક્ષેત્રમાં બ્હેનોની સફળતા**

ગયા અંકમાં યુનીવરસીટીના પરિણામો સંબંધી ઉલ્લેખ કરી છેલ્લી પરીક્ષાઓમાં પસાર થયલાં કેટલાંક બ્હેનોને અમે અભિનંદન આપ્યાં હતાં. આ ઉલ્લેખમાં અમારી સરત

ચૂકથી એક નામ રહી ગયું છે, જે માટે અમે દિલગીર છીએ; અને એ તરફ અમારૂં ધ્યાન ખેંચવા માટે અમે વડોદરાના ડૉ. વિઠ્ઠલરાય માધવજી ભટ્ટના આભારી છીએ. એ નામ ગં. સ્વ. બ્હેન મંજુલા દેસાઇનું છે ગં. સ્વ. બ્હેન સુલોચના દેસાઇનાં એ સુશિક્ષિત પુત્રી ચાલુ વર્ષમાં કર્વે યુનીવરસીટીની જી. એ. ડીગ્રી માટેની પરિક્ષામાં પસાર થયાં છે. ખાસ ઉલ્લેખ કરવા લાયક તો એ બાબત છે કે તેમણે સંગીત પોતાના ઐચ્છિક વિષય તરીકે પસંદ કર્યું હતું અને તેમાં ઉંચા પ્રકારનું જ્ઞાન સંપાદન કર્યું છે.



બ્હેન ચતુરલક્ષ્મી જોશી.

[illegible]ગીઓનું રક્ષણ કરવું એ સ્ત્રીઓનીજ ફરજ છે [illegible]મ ભૂતકાળમાં મનાતું એ માન્યતા પૂનઃ સજીવન [illegible]રવા માટે અને સંગીત જેવી ઉચ્ચ કળામાં પાર[illegible]ત થવા માટે અમે બ્હેન મંજુલા બ્હેનને ધન્યવાદ [illegible]ાપીએ છીએ. યૂરપમાં દેશોમાં સંગીત માટેના ખાસ અભ્યાસક્રમ અને પરીક્ષાઓ હોય છે પણ આપણી યુનીવરસીટીઓએ એ અભ્યાસક્રમ હજી દાખલ નથી કર્યો. કર્વે યુનીવરસીટી એમાં અપવાદ રૂપ છે, અને બ્હેન મંજુલા બ્હેન એ વિષયના પ્રથમ ગ્રેજ્યુએટ હિંદમાં છે. સાથે સાથે અમે બીજી બ્હેનો વિષે પણ ઉલ્લેખ કરી લઇએ ચાલુ વર્ષમાં નાની મોટી પરીક્ષાઓમાં પસાર થયલી સર્વ બ્હેનોમાં મીસ કાંગાનું નામ સૌને મોખરે આવે છે. એ બ્હેને એમ. એસસી. ડીગ્રી માટેની પરિક્ષા વિદ્વતાભરી શોધખોળને પરિણામે પસાર કરી છે અને ગુપ્ત મેડલ મેળવવા ભાગ્યશાળી થયાં છે બીજાં બ્હેન મીસ શકુંતલા પ્રાંજપે છે. જેમણે બી એસસી. માં પ્રથમ પદ મેળવ્યું છે. પોતાના પિતા ડા. પ્રાંજપે જેવાંજ કુશલ ગણીતશાસ્ત્રી છે અને સરકારે એમને સ્કોલરશીપ આપી વધુ અભ્યાસાર્થે વિલાયત મોકલ્યાં છે. હિંદનાં એ બીજાં લીલાવતી થાય એવો અમારો આશીર્વાદ છે બ્હેન ચતુરલક્ષ્મી જોશી બી. એ. માં બીજા વર્ગમાં



મીસ જમનાબાઈ શાહાની.

પાસ થઇ એમ. એ. અને એલએલ. બી નો અભ્યાસ કરી રહ્યાં છે કાયદાનો અભ્યાસ કરનાર એ પ્હેલાં ગુજરાતી હિંદુ બ્હેન છે. સિંધ કોલેજના પ્રીન્સીપાલનાં પુત્રી મીસ જમનાબાઈ શાહાની નો ઉલ્લેખ પણ કરવો જોઇએ બી. એ ની પરિક્ષામાં પાસ થઇ એ બ્હેન હાલમાં કા[illegible]નો અભ્યાસ કરી રહ્યાં છે. સિંધમાં કાયદાનો અભ્યાસ કરનાર એ બ્હેન પહેલાં છે. મુંબાઇની કોલેજમાં એક બીજાં બ્હેન સોલીસીટર મી લાડનાં પુત્રી સોલીસીટર થવા માટે અભ્યાસ કરી રહ્યાં છે. શિક્ષણના ક્ષેત્રમાં આવાં અગ્રગણ્ય પદ

મેળવી સ્ત્રીજગતને સમાજમાં ઉંચુ સ્થાન અપાવવા માટે એ બ્હેનોના પ્રયત્નોને અમે હર્ષથી વધાવી લઇએ છીએ.

**હિંદુ વિધવાઓ!** જાણીતા સંસાર સુધારક સર ગંગારામે ૧૯૨૧ ના વસ્તી પત્રકમાંથી હિંદુ વિધવાઓની સંખ્યા વિષે કેટલાક આંકડા ભેળા કરી, તેમના ઉદ્ધાર માટે કેટલાક માર્ગ સૂચવ્યા છે એ આંકડાઓમાં નીચેના ત્રણ આંકડા ખાસ ધ્યાન આપવા જેવા છેઃ

| | |
|---|---|
| પાંચ વર્ષની અંદરનીઃ | ૧૧૮૯૨ |
| ૫ થી ૧૦ વર્ષ સુધીનીઃ | ૮૫૦૩૭ |
| ૧૦ થી ૧૫ „ | ,, ૨૩૨૧૪૭ |
| | કુલ ૩૨૯૦૭૬ |

આગલાં બે વસ્તીપત્રકો કરતાં આ આંકડો ત્રણ ગણો છે. છેલ્લાં પાંચ વર્ષમાં એ સંખ્યા વધીને કદાચ ચાર લાખ થઇ હશે. આટલી બધી વિધવાઓ જે સમાજપર શ્રાપ વરસાવી રહી હોય તે સમાજનો ઉદ્ધાર સંભવે ખરો ? આપણે ગાયના રક્ષણ માટે મુસલમાનોના ગળાં રેંસવા અને રાષ્ટ્રીય એકતા તોડવા તૈયાર થઇએ છીએ પણ આ ગાયોનો આપણા સમાજને જરાય ખ્યાલ નથી, જે બાળા હજી લગ્નનો અર્થ સમજતી ન હોય તેની પાસે પરાણે વૈધવ્ય પળાવવામાં કયું પૂણ્ય હિંદુ સમાજ ખાટે છે ને અમે સમજી શકતા નથી. જો આપણામાં અકકલને જરાય છાંટો હોય તો ૧૫ વર્ષની ઉમર પ્હેલાં કન્યાઓને પરણાવવાનું તુરતજ બંધ કરી દઇએ અને આ સંખ્યા આપોઆપ અદ્રશ્ય થઇ જાય એક બાજુ હિંદુ સમાજ પોતાની વિધવાઓને રીબાવી રહ્યો છે અને બીજી બાજુ ધનવાન વૃદ્ધોને કુમળી વયની કન્યાઓ ખરીદવાની છુટ આપી રહ્યો છે. આવી સ્થિતિમાં પાપકર્મ વધે અને સમાજની અધોગતિ થાય એમાં નવાઇ છે ? આવી વિધવાઓ કુમારિકાઓજ ગણાવી જોઇએ. મન, કર્મથી તેમણે લગ્નનો વિચાર પણ નથી કર્યો હોતો. ધર્મને બ્હાને એમને પરાણે વૈધવ્ય પળાવી હિંદુઓ શું ક્હાણ કાઢશે ?

**મુંબાઇની ધારાસભા અને સ્ત્રીઓ.** ગયા મહિનામાં ધારાસભાની બેઠકમાં ડા. પ્રાંજપેએ એક ઠરાવ મૂક્યો હતો જેમાં માગણી કરવામાં આવી હતી કે "પોતાના તરફથી ધારાસભામાં પ્રતિનિધિ મોકલવામાં સ્ત્રીઓ જેમ મત આપી શકે છે તેમ ધારાસભામાં બેસવા માટે તે લોકો ઉમેદવારી પણ કરી શકે તે પ્રમાણે ધારાસભાનો કાયદો બદલવો જોઇએ." ડા. પ્રાંજપેએ પોતાના ઠરાવના ટેકામાં કહ્યું હતું કે સ્ત્રીઓને મતાધિકાર તો મુંબાઇની ધારાસભાએ ૧૯૨૨ માં આપ્યો. પણ હવે ધારાસભામાં બેસવાની છુટ આપવાનો વખત આવ્યો છે. સ્ત્રીઓ જો મતાધિકાર માટે લાયક ગણાતી હોય તો ધારસભામાં બેસવા લાયક ગણાવી જ જોઇએ. મદ્રાસની ધારાસભાએ તો સ્ત્રીઓને તે છુટ આપી છે. તો મુંબાઇ પણ તેનું સત્વર અનુકરણ કરે તે યોગ્ય જ છે. સ્ત્રીઓના મતાધિકાર માટે તો વાદવિવાદ કરવાની જરૂર નથી કારણ કે દરેક સુધરેલા દેશમાં સ્ત્રીઓને તે હક્ક છે એક નાગરિકની ફરજ બજાવવામાં ( જેવી કે ટેક્સ આપવો વગેરે ) તેમાં સ્ત્રીને દાખલ કરવી ને ધારાસભામાં બેસવામાંથી બાતલ કરવી તે તો એક બીજાથી બહુ વિરૂદ્ધ લાગે છે. અને ધારાસભા તે લોકોના પ્રતિનિધિઓનું મંડળ છે તો તેમાંથી દેશના અર્ધા ભાગને એટલે કે સ્ત્રીઓને બાતલ કરવી તે બહુ અયોગ્ય છે. તે ઉપરાંત ધારાસભાના અમુક કાર્યો જેવાં કે બાળકોને લગતા કાયદા, આરોગ્ય-વ્યવસ્થા, કેળવણીને લગતા કાયદા વગેરેમાં સ્ત્રીઓ ધારાસભામાં આવે તો પુરૂષોને બહુ મદદરૂપ થાય

આ ઠરાવ લાંબી ચર્ચા પછી વધુ મતે પસાર થયો હતો, તે માટે સહજ જ આપણને આનંદ થાય. આ જમાનો ચળવળનો, પ્રગતિનો છે. ઉપરના ઠરાવથી મુંબાઇની સ્ત્રીઓએ એક મોટો હક્ક મેળવ્યો છે. જે બ્હેનો પોતે કામ કરી શકે એવી હોય ને ધારાસભામાં જવા માંગતી હોય તેણે તે ઇચ્છા જાહેર કરી મત મેળવી ધારાસભામાં જવું એ ઇષ્ટ છે પણ તે ઉપરાંત હજી આપણે એક કામ કરવાનું છે. ને તે એ છે કે આપણી બીજી સુતેલી બ્હેનો છે તેને જાગૃત કરવાનું—તેમના નવા પ્રાપ્ત કરેલા હક્કથી વાકેફ કરવાનું. તે ઉપરાંત આ હક્કથી સ્ત્રીઓને શા ફાયદા છે તે પણ તે લોકોને સમજાવવું જોઇએ. આપણી ઘણી બ્હેનોને પોતાને મતાધિકાર છે તે વાત જ ખબર નહિ હોય તો આ નવા ઠરાવની ક્યાંથી ખબર પડવાની હતી ? સ્ત્રીનું સ્થાન ગૃહ ઉપરાંત બ્હારના જગતમાં-સ-

માજમાં, દેશના રાજ્ય કારભારમાં છે તે સ્ત્રીઓને સમજાવવું જોઇએ, એક સ્ત્રી ગૃહિણી ઉપરાંત એક પુરૂષ જેવીજ નાગરિક છે-તેની એક પુરૂષ જેટલીજ સમાજ પ્રત્યે ને દેશ પ્રત્યે ફરજો છે-ને પુરૂષ જેટલા હક્ક છે. ન હોય તો મેળવવાના છે એ બધું. આપણી બ્હેનોને સમજાવવાની બહુ અગત્ય છે.

**મિસ એડરલે ઇંગ્લીશ ચેનલ તરનાર બાનુ.**

અમેરિકન બાનુ મિસ એડરલે જેમની ઉંમર ફક્ત ૧૮ વર્ષની છે તે કેપ ગ્રિનેજથી ડીન્ગ્સડાઉન સુધી ઇગ્લીશ ચેનલ એક પારથી બીજી પાર ૧૪ કલાકમાં તરીને ગયાં છે. તેમણે સવારમાં ૭-૯ વાગ્યે તરવાનું શરૂ કર્યું હતું. શરૂઆતમાં દરિઓ શાંત હતો પણ પછીથી વરસાદ પડયો હતો ને દરિઓ પણ તોફાની થયો હતો. તે જ્યારે તરીને કિનારે આવ્યા ત્યારે ઇગ્લંડના કિનારા ઉપર આશરે ત્રણેક હજાર લોકો તેમને આવકાર તથા અભિનંદન આપવા એકઠાં થયા હતાં. અત્યાર સુધીમાં જે જે વ્યક્તિઓ ઇગ્લીશ ચેનલ તરી છે તેમાં મિસ એડરલેએ સૌથી ઓછો વખત લીધો હતો. મિસ એડરલેને તેમના આ કાર્ય માટે અમારા તરફથી અભિનંદન આપીએ છીએ ને અમારા વાંચકો પણ તેમાં જોડાશે એવી આશા છે.



મીસ ગર્ટરૂડ એડરલે.

આ કાર્યથી દુનીઆને ફરીથી એક વખત એક સ્ત્રીએ બતાવ્યું છે કે જે બહુજ થોડા પુરૂષ કરી શકે તે કાર્ય એક સ્ત્રીને યોગ્ય તાલીમ ને તક આપવામાં આવી હોય તો તે પણ કરી શકે છે. યુરોપ અમેરિકાની સ્ત્રીઓ તો જગતને બતાવી જ રહી છે કે સ્ત્રીઓ કોઇપણ રીતે પુરૂષોથી ઉતરતી નથી. ત્યાં દરેક જાતની રમતગમતમાં સ્ત્રીઓ પુરૂષો સાથે હરિફાઇમાં ઉતરવા માંડી છે. દુનીઆમાં હજી સુધી મનાતું-અહિં તો મનાય છેજ કે ઘણાં કાર્યો એવાં છે જે એક પુરૂષ કરી શકે પણ સ્ત્રી ન કરી શકે (ને એમ પણ કે દુનીઆમાં છોકરાંને જન્મ આપવા સિવાય એક પણ કાર્ય એવું નથી કે જે એક સ્ત્રી કરી શકે પણ પુરૂષ ન કરી શકે) પણ આજે એક અઢાર વર્ષની સ્ત્રીએ-કુમારિકાએ-બતાવ્યું છે કે પુરૂષો જો એમ માનતા હોય કે અમુક કરવાને તે લોકો એકલાજ સમર્થ છે તો તે લોકો ખાંડ ખાય છે.

તરવાની કસરત એ બહુજ સારી કસરત છે. તેથી શરીરના દરેક ભાગને કસરત મળી શકે છે. પણ અહિં તો પુરૂષો જ જ્યાં ભાગ્યે તરવાનું શીખતાં હોય ત્યાં સ્ત્રીઓનું તો શું જ કહેવું? અહિં તો શારીરિક તાલીમની ઉન્નતિ ઉપર જોઇએ તેટલું ધ્યાન જ અપાતું નથી, એ એક મોટા અફસોસની વાત છે. મુંબાઈ જેવા શહેરમાં થોડા સ્વીમીંગ બાથ છે ત્યાં થોડા છોકરાઓ જતા હશે, જો કે તે લોકોની તે દિશામાં પ્રગતિ ત્યાંથી શીખી નીકળે કે પૂરી થાય છે. પણ આટલું એ કોઈ છોકરી ભાગ્યે શીખતી હોય. આપણામાં તો બધામાં ખોટી શરમ ઘણી પ્રગતિની આડે આવે છે. પણ તે કેટલેક ઠેકાણે તો સત્વર દૂર કરવાની જરૂર છે. મુંબાઈમાં આટલી બધી નિશાળો છે, ને તે શારીરિક તાલીમ આપતી હોવાનું જાહેર કરે છે તો તે લોકો પોતાનો ખાનગી સ્વીમીંગબાથ રાખી ભણતા બાળકોને તરવાનું શીખવવાનું માથે લે તો બહુ સારૂં થાય. શારીરિક ઉન્નતિ વગર માનસિક ઉન્નતિ નકામી છે એ આપણે ધ્યાનમાં રાખવું જોઇએ. આપણી પ્રજાની ઉન્નતિ ચ્હાતા હોઈએ તો શારીરિક કેળવણી પ-છળ અવશ્ય લક્ષ આપવું જોઈએ.

**રા. ભૂલાભાઇ અને સ્ત્રીઓ.**

મુંબાઇ હાઇકોર્ટના જાણીતા એડવોકેટ રા ભૂલાભાઇ દેસાઇએ ગયા માસની શરૂઆતમાં નેશનલ ઇંડીઅન એસોસીએશનની સ્ત્રીઓની મુંબાઇની શાખા સમક્ષ

મિસિસ ફીરપતાનીને બંગલે. સ્ત્રીઓની એક મોટી સભા સમક્ષ એક મનનીય ભાષણ આપ્યું હતું. આગળના જમાનામાં સ્ત્રી પુરૂષનો સબંધ કેવા પ્રકારનો હતો અને અત્યારે કેવા પ્રકારનો છે, તેની સરખામણીનો અભ્યાસ આ ભાષણમાં રા. દેસાઇએ રજુ કર્યો હતો. શાસ્ત્રોએ વર્ણવેલ સ્ત્રી પુરૂષના જીવનનો ઉલ્લેખ કરી તેમણે જણાવ્યું હતું કે તે સમયે સ્ત્રી પુરૂષને પોતાના દેવ તરીકે ગણતી અને તેની પાછળ સતી થવામાં પણ પાછી પાની ન કરતી વખત જતાં એ દૃષ્ટિબિંદુ બદલાયું અને અત્યારે સ્ત્રીપુરૂષને સમાન સપાટી ઉપર જોતાં શીખી છે અત્યારની સ્ત્રીનું વર્ણન કરતાં રા. દેસાઇએ સ્ત્રી પુરૂષના જીવન વ્યવહારો ઉપર હુમલો કરે છે, તેની હરીફાઇ કરે છે તે વખોડી કાઢયું હતું. સ્ત્રીએ પુરૂષની હરીફાઇ કરવાને બદલે તેના અર્ધાંગ રહી તેની સાથે સહકાર કરવો જોઇએ. મીસ ખરશેદજીએ વિવેચન કરતાં એક વાત પર ખાસ ભાર દીધો કે પુરૂષ આગલા જમાનામા અત્યારના કરતા વધારે દેવ જેવા હતો. રા. દેસાઇ જે કહે છે તેનો અર્થ જો એમ થતો હોય કે સ્ત્રીએ પોતાનું સ્ત્રીત્વ છોડી. એ સ્ત્રીત્વના ભોગે પુરૂષ સામે હરીફાઈ ન કરવી જોઇએ અને કુદરતે તેને સોંપેલા કાર્યક્ષેત્રમાં પોતાનો પૂરતો હિસ્સો આપવો જોઇએ, તો અમે તેમના વિચારો સાથે સંમત છીએ. પરંતુ જો એનો અર્થ એમ થતો હોય કે પુરૂષ ગમે તે કરે છતાં સ્ત્રીએ તે બધું મુંગે મોઢે સહન કરી લેવું તો એવી ગુલામી ખમવા અમને લાગે છે કે અત્યારની સ્ત્રી કદી તૈયાર નહિ થાય. એ મનુ મહારાજનો જમાનો ગયો. અમને તો ખાત્રી છે કે હિંદના પુરૂષો વિલાયતના પુરૂષોની જેમ અહિંસાત્મક નહિ બને અને સ્ત્રીઓને હદ બહાર જવા નહિ ઉશ્કેરે. અહિંનો પુરૂષવર્ગ પોતાની ફરજ સમજી સ્ત્રીના હકો સ્વીકારશે તો સ્ત્રી પોતાનું સ્ત્રીત્વ ટકાવી રાખી, ગૃહ અને સમાજમાં પુરૂષો સાથે સફળ સહકાર કરશે.

**ભાવનગરનું મહિલા વિદ્યાલય.**

ગુજરાતમાં આદર્શ સ્ત્રી કેળવણીની સંસ્થાઓ બહુ થોડી છે એ થોડીમાં કદાચ ભાવનગરનું મહિલા વિદ્યાલય અત્યારે મોખરે આવે. એ સંસ્થાની સ્થાપનાને હજી એક વર્ષ હમણાં પૂરૂં થાય છે પરંતુ એ અરસામાં એણે ભાવનગરની તેમજ બ્હારની પ્રજાની જે પ્રીતિ અને સહાનુભૂતિ સંપાદન કરી છે તે એની પ્રગતિની અને ઉજ્વલ ભાવિની ખાત્રી આપે છે. ગયા જુનમાંજ ચાર ઉત્સાહી ભાઇઓએ એ શાળાની શરૂઆત કરી—આજે તેનો લાભ અનેક બ્હેનો—કુંવારી તેમજ પરિણિત લઈ રહી છે. શાળાનો તેમને એવો મોહ લાગ્યો છે કે અઠવાડિયાની એક રજા પણ તેમને ખુંચે છે. આ સંસ્થાનો આદર્શ ઉચ્ચ છે અને તેવોજ તેના આત્મભોગી સંચાલકોનો ઉત્સાહ છે. જે સંસ્થામાં રા. અમૃતલાલ દાણી અને સૌ. જયાબ્હેન જેવાં દંપતિ, રા. બળવંતરાય મ્હેતા, શ્રીમતી તારાબેન અને સૌ. બ્હેન વિનોદિની. જેવાં સંચાલકો કામ કરી રહ્યાં હોય તેની પ્રગતિ માટે શંકા હોયજ નહિ. અનેક સંભાવિત શિક્ષણપ્રેમીઓએ આ શાળાની મુલાકાત લઇ સંતોષ દર્શાવ્યો છે. ભાવનગર રાજ્યે પણ તેમના આત્મભોગની કદર કરી શાળાનો અર્ધો ખર્ચ આપવાનું મંજુર કર્યું છે. પ્હેલું વર્ષ શાળાએ અનેક આર્થિક વિટંબણામાં વિતાવ્યું છે અને હવે પછી પણ અર્ધા ખર્ચ માટે પ્રજા ઉપર એને હુંડી લખવી પડશે. આ હુંડીઓ સ્વીકારી ભારતની ભાવિ જનનીઓનો ઉત્કર્ષ સાધવા પ્રજા તત્પર રહે એમ અમે ઇચ્છીએ છીએ.

**કલા પ્રદર્શન—સુરત.**

આશરે અઢી વર્ષ પહેલાં ગુજરાતનું પહેલું કલા પ્રદર્શન અમદાવાદમાં ભરાયું હતું એ લાંબા ગાળા પછી એવું બીજું પ્રદર્શન સુરતમાં ઓકટોબરમાં ભરવાનું નક્કી થયું છે. હજી નજીકના ભૂતકાળમાં સુરત કલાના ધામ તરીકે પ્રખ્યાત હતું. એ કલા હજી નષ્ટ નથી થઇ; પરંતુ તેમને પ્રોત્સાહનની જરૂર છે એની કોઇ ના પાડી નહિ શકે એ પ્રદર્શનના સંચાલકોની જેમ અમે પણ ઇચ્છીએ છીએ કે પ્રત્યેક કલારસિક સન્નારી અને સજ્જન એ પ્રદર્શનને ફતેહમંદ બનાવી ગુજરાતની કલાનો પુનરૂદ્ધાર કરવામાં પોતાનો ફાળો જરૂર આપે. એ કાર્યમાં અનેક રીતે મદદ કરી શકાય રૂ. ૧૦૦ આપીને પેટ્રન, રૂ. ૨૫ આપીને સ્વાગત મંડળના સભ્ય કે રૂ. ૫ આપીને સામાન્ય સભ્ય થઇ તેની નાણાં સંબંધી મુશ્કેલી દૂર કરી શકાય. ઉપરાંત પોતાની યા બીજાઓની પાસેના કલાના નમુના મેળવી મોકલી મદદ કરી શકાય નવી સૂચનાઓ પણ કરી શકાય. આ પ્રદર્શનને અંગે ભાષણો કરાવવાની, નંદુબ ફ્રાનસના ચિત્રો બતાવવાની અને વેપારની માહિતિ આપનારૂં પુસ્તક પ્રકટ કરવાની યોજનાઓ પણ રચાઇ છે. કારીગરો અને વેપારીઓ માટે સ્ટોલ્સ રાખ્યા છે. પ્રદર્શનના કાર્યવાહકો તરીકે કેટલાંક બ્હેનો પણ જોડાવાનો ફાળો આપવાનાં છે તે જોઇને અમને અત્યંત સંતોષ થયો છે. કલાનું રક્ષણ કરવું એ સ્ત્રી વર્ગની પ્રથમ ફરજ છે. એ બ્હેનોમાં ખાસ કરીને બ્હેન પ્રિયમતિ શુક્લ, બ્હેન કુમુદ ત્રિવેદી, બ્હેન અનસૂયા દેસાઇ

બ્હેન શિરિન લશ્કરી વગેરેનાં નામનો ઉલ્લેખ કરવો જોઇએ. અમદાવાદ માટેની સમિતિમાં પણ સૌ. વિદ્યાબ્હેન નીલકંઠ બ્હેન સુલોચના દેશાઈ. સૌ. ધનલક્ષ્મી દેશાઈ અને સૌ. પદ્માવતી ગાંધી એ વગેરેના નામો જોઇ અમને આનંદ થાય છે. અમારી બ્હેનો એજ મુજબ સર્વ જાહેર પ્રવૃત્તિઓમાં પોતાનો યોગ્ય ફાળો હરહંમેશ આપતાં રહે એજ અમે ઇચ્છીએ છીએ.

**ઇજીપ્તની સ્ત્રી-પ્રવૃત્તિ**

ઇજીપ્તની સ્ત્રીઓ હજી થોડા વર્ષ પહેલાં પડદામાં ગોંધાઇ રહી હતી આજે એ ટુંક અરસામાં એ બ્હેનોએ જે પ્રગતિ કરી છે તે આપણે માટે ધડો લેવા યોગ્ય છે. ઇજીપ્તની એ સ્ત્રી પ્રવૃત્તિનાં એક આગેવાન અને ત્યાંની કીન્ડરગાર્ટન શિક્ષણપદ્ધતિનાં અધિષ્ઠાત્રી શ્રીમતી મીસ ઝકીયા સુલેમાન હિંદની સામાજીક અને શિક્ષણ પદ્ધતિનો અભ્યાસ કરવા એક મહિનો થયાં હિંદમાં આવ્યાં છે. તેમણે ત્યાંની સ્ત્રી પ્રવૃત્તિનું કરેલું વર્ણન આપણે માટે ઘણું માર્ગદર્શક છે. એવોજ એક અહેવાલ ઇજીપ્તનાં બીજાં એક જાણીતાં આગેવાન મહિલા શ્રીમતી મિસિસ ફાહમી વીસાએ લંડનમાં થોડા સમય પર આપ્યો હતો. એ પ્રવૃત્તિની શરૂઆત ૧૯૧૯ માં થઇ. જાણીતા લોકનેતા ઝઘલુલ પાશાને ડેપ્યુટેશન લઇ ઇંગ્લાંડ જતાં રોકયા ત્યારે અનેક બુરખામાં ઢંકાયલી સ્ત્રીઓએ સરઘસ કાઢી એ હુકમનો વિરોધ કર્યો હતો. તે પછી તેમણે દેશના કાર્ય માટે એક પછી એક મંડળો સ્થાપવા માંડયાં. એવાં એક રાજકીય મંડળના શ્રીમતી વીસા એ પ્રમુખ છે. આ મંડળ સ્ત્રીઓના સમાન હક્ક મેળવવાના અને લગ્ન તથા તલ્લાકના કાયદાઓમાં સુધારો કરાવવાના પ્રયત્નો કરેછે. અત્યાર પ્હેલાં તેમણે એક મોટો વિજય મેળવ્યો છે અને તે એકે કાયદાથી પુરુષો માટે ૧૮ વર્ષની અને છોકરીઓ માટે ૧૬ વર્ષની લગ્નની વય ઠરાવી દીધી છે. ઉપરાંત દારૂ નિષેધ માટે અને ગામડાંનું જીવન સુધારવા માટે પણ કેટલાંક મંડળો પ્રવૃત્તિ કરી રહ્યા છે. ખેડુતો ઉપરના કરો ઓછાં કરવાના પ્રયત્નો થાય છે. બાળરક્ષણ માટેની પ્રવૃત્તિ પણ હાથ ધરવામાં આવી છે અને ઠેર ઠેર દવાખાનાની સગવડ કરી છે. આ સર્વ કાર્યોમાં ધનવાન સ્ત્રી પુરૂષો ઉત્સાહથી ભાગ લેછે સૌથી વધુ ખુશીની વાત એ છે કે મુસલમાન તેમજ ખ્રિસ્તિ બધા દેશનું હિત પ્રથમ જુએછે અને હિંદની જેમ ધર્મને એ હિતની આડે આવવા નથી દેતા.



મીસ ઝકીયા સુલેમાન.

સ્ત્રી કેળવણી વિષેની ઇજીપ્તની પ્રવૃત્તિ અત્યંત ઉત્સાહભરી છે. મીસ ઝકીયાએ ઇંગ્લાંડ અને યુરપના દેશોમાં જઇ કીન્ડરગાર્ટનની પદ્ધતિનો ખાસ અભ્યાસ કર્યો છે અને તેનો લાભ તે અત્યારે પોતાની બ્હેનોને આપી રહ્યાંછે. ૧૯૨૪થી એ ખાતું તેની સત્તા હેઠળ છે. આ બે વર્ષોમાં છ ખાસ કીન્ડરગાર્ટન શાળાઓ સ્થાપી છે અને અનેક શાળાઓમાં એ માટેનાં વર્ગો દાખલ કર્યાં છે. ૮ વર્ષની વય સુધી છોકરા છોકરીઓને સાથેજ શિક્ષણ આપવાની ગોઠવણ કરી છે. અને યુનિવરસીટીમાં પણ એજ પદ્ધતિ દાખલ કરવાનો ઉદ્દેશ રાખ્યો છે આ સર્વ કેળવણી માટેનો ખર્ચ ત્યાંની સરકાર આપે છે સરકાર દર વર્ષે વધુ શિક્ષણ માટે વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને યુરપ—અમેરિકા તરફ મોકલે છે પડદાનો રિવાજ હવે ત્યાં નાબુદ થયો છે અને સ્ત્રીઓ સર્વ પ્રવૃત્તિમાં છુટથી ભાગ લેછે. આપણે ત્યાં હજી એવી ખોટી લજ્જા બ્હેનોને પોતાનો ફાળો આપતી અટકાવી રહીછે. મીસ ઝકીયાએ અત્યાર પ્હેલાં બનારસ, લખનૌ, નૈનિતાલ, દીલ્હી વગેરે સ્થળોએ ફરીને ભાષણો આપ્યાં છે અને ખાસ કરીને હિંદુ મુસ્લીમ કોમી ઝઘડાને વખોડી કાઢયાં છે. ઇજીપ્તની સ્ત્રીપ્રવૃત્તિ વિષેનો અહેવાલ આપણી બ્હેનોને અનેક રીતે—માર્ગદર્શક થઇ પડશે. ખાસ કરીને કેળવણીની અને ગામડાનું જીવન સુધારવાની બાબતમાં આ બન્ને બાબતમાં સુશિક્ષિત બ્હેનો ધારે તો પોતાના મંડળો રચી ઘણું કરી શકે એમ છે.

સુચના—સપ્ટેમ્બર ૧૯૨૫ થી ઓગસ્ટ ૧૯૨૬ ની ગયા વર્ષની અનુક્રમણિકા આ અંકમાં અનિવાર્ય સંજોગોને લીધે આપી નથી શકાઇ, તે આવતા અંક સાથે અપાશે.



## પ્રતિકાર.



ચિત્રકાર: ]

સ્ત્રી: આને બચાવવાનો ઉપાય કરો.
ડોક્ટર: આની ચાકરી કરતાં જરૂર બચશે.

*Luhanamitra Press, Baroda.*




# સ્નેહસૂનું.

લેખિકા : બ્હેન જ્યોત્સ્ના શુકલ.

સ્નેહસૂતાં એ સલિલ,
સરોવર સૂનું પડયું એ.

વૃક્ષનાં યુથ રળિયામણાં રે,
હસી હસી નમતી'તી ડાળ :
સરોવર તોય સૂનું પડયું એ. ૧.

સ્વચ્છંદે રમતો અનિલ ત્યહાં,
બાંધે સુગંધી પાળ :
સરોવર તોય સૂનું પડયું એ. ૨.

ગ્રીષ્મે મ્હોર્યાં કંઇ આંબલીઆ.
કોકીલા કરતી કલ્લોલ :
સરોવર તોય સૂનું પડયું એ. ૩.

આષાઢે મેઘ પૂરો વરસ્યો, ૪,
ઉભરાયાં નિર્મળ નીર :
સરોવર તોય સૂનું પડયું એ.

પૂર્ણિમા શરદની એક ઉગી,
ચમકયાં સરોવરનાં નીર :
સરોવર તોય સૂનું પડયું એ. ૫.

શબ્દસૂનું સરોવર રડતું,
દીઠો ન એકય હંસ :
સરોવર સૂનું પડયું એ. ૬.



# વિષપાન-
## સામાજિક મનન.

લેખિકા: ગં. સ્વ. બ્હેન પ્રભાવતી દયાશંકર વ્યાસ.

**ભા**રતની ધરણી ઉપર, સમૃદ્ધ માળવામાં અને એથી યે રસાળ બંગાળ-આસામમાં, લીલાછમ ધાન્યપાકને ઠેકાણે કાલકૂટનાં વાવેતર ક્યારે થયાં, એ વાતને આંકડા-સાલવારી સાથે દીનબંધુ અન્ડ્રુઝે એકથી વધારે વખત આપણી સમક્ષ રજુ કરી દીધી છે. એ અફીણના વાવેતરે તો હિન્દની પ્રજાનો પ્રાણ હરી લીધો છે, અને એના ઉપર ઇતર દેશોને ચીન, જપાન અને મધ્ય એશિયાને-વિષપાન કરાવી પાયમાલીમાં લાવી મૂકવાનું આળ ચઢાવ્યું છે. એની સામે કંઇક વખત યુરોપની પ્રજાઓએ એકત્ર મળીને પોકાર ઉઠાવ્યો છે, અફીણ દ્વારા બીજી પ્રજાઓને નિર્વીર્ય બનાવવાના અખતરા પડતા મૂકવા એમણે હિન્દને તકાદો કર્યો છે.

જગત્ સમગ્રના એ પોકાર નીચે દબાઇને બ્રિટીશ રાજે આજે ફરમાવ્યું છે કે હિન્દના અફીણની પરદેશ-નિકાસ દર સાલ દસ દસ ટકા ઘટાડીને દશ વર્ષની અંદર તેનો સદંતર અભાવ કરવામાં આવશે. આ જાહેરાત ઉપર યુરોપનાં વર્તમાનપત્રોએ હર્ષધ્વનિ વરસાવ્યા છે, આંતરરાષ્ટ્રીય પ્રજાઓએ બ્રિટીશ રાજને અણગણ અભિનંદને નવાજી નાંખ્યા છે.

પણ પરદેશ-નિકાસની અટકાયતથી હિન્દને થતા સામાજિક લાભાલાભનો પ્રશ્ન કોઇએ વિચાર્યો છે? એ તો દેખીતું જ છે કે અફીણની નિકાસ જેમ જેમ ઓછી થશે તેમ તેમ ભારતમાં અફીણની સોંધારથ વધશે અને અફીણના વ્યસનીઓને વિષપાન કરવાની રૂડી સગવડો સાંપડશે. બીજી પ્રજાઓ સમક્ષ પોતાનું નાક અખંડ જાળવવા દોડેલી આપણી સરકારે એની પોતાની રૈયતના ક્રિસ્મતનો વિચાર સરખો યે નથી કર્યો. એણે તો સઘળી નીતિભાવનાને અને પ્રજાહિતની જીમ્મેદારીને નેવે ચઢાવી સાફ સાફ જણાવી દીધું છે કે અફીણની નિકાસ અટકાવવા સાથે ભારતમાં તેનું વાવેતર ઘટાડવાનો પ્રશ્ન અમને વિચારણીય નથી લાગતો. કારણ કે અમે માનીએ છીએ કે અફીણ સોંઘું થવાથી ભારતની પ્રજાને કશી હાનિ થવા સંભવ નથી. વળી બાળકોને અમલ આપતી માતાઓનો પ્રશ્ન પણ એ સરકારને કાને હિન્દ હિતૈષીઓએ નાંખ્યો હતો જ. એના વિષે પણ નિર્લેપ ઉદાસીનતા ધારણ કરી તે કહે છે, "બાળકોને અફીણ ખાવાનો રીવાજ તો હિન્દમાં ઘણાં જૂના વખતથી ચાલ્યો આવે છે. એ સામાજિક અનિષ્ટ છે, પણ તેની સામે કાયદો ઉગામવાથી કે અફીણનું વાવેતર ઘટાડવાથી અનિષ્ટનું ઉચ્છેદન નથી થવાનું." આમ જગત્ સમક્ષ વિષપાનના વારણનો દંભ કરનાર સરકાર પોતેજ અફીણને સોંઘુ બનાવીને હિન્દી પ્રજાનો પ્રાણ હરવા ચાહે છે.

આ સ્થિતિમાં આખા ભારતનો પ્રશ્ન બાજુએ રાખીને આપણા જ વતન ગુજરાત કાઠિયાવાડ વિષે વિચાર કરીએ. અહીં અફીણે

જેટલો પગપેસારો કર્યો છે એટલો એણે બીજે કયાંયે નહીં કર્યો હોય. જુનાગઢ, પાલણપુર, જામનગર જેવા પ્રત્યેક રાજ્યમાં પ્રજા દર સાલ સવાસો મણ અફીણને પોતાની નસોમાં મિલાવી દે છે. એ રાજ્યોના ઇજારાના આંકડા તપાસીશું તો જણાશે કે વધારેમાં વધારે અફીણનો જથ્થો વેચવાની શરતે દરેક રાજ્ય ઇજારદારને ઇજારા સોંપે છે. એવી જ રીતે ગુજરાતનાં તમામ રાજ્યોમાં અફીણનો પાપી વેપાર ફાલીફુલી રહ્યો છે. ઇજારદારો વેચાણ પૂરૂં કરવાની ખાતર ઘોડાં ઉપર પલાણ માંડી અફીણના ગોટા સમેત ગામડે ગામડે ફરે છે.અને વૃદ્ધોને તથા બાળકોને એ વિષપાનની હરેડે ચડાવે છે. આપણા સમાજસેવકોએ કદિયે વિચાર કર્યો છે કે એક વડોદરા રાજ્યમાં કે પાલણપુર સંસ્થાનમાં અફીણે આબાલવૃદ્ધ નરનારીઓનો કેટલો કચ્ચરઘાણ વાળ્યો છે? ચાલીસ વર્ષની ઉમ્મર પછી અફીણનું વ્યસન કરવાનો તો જાણે કે આમ વર્ગમાં રીવાજ પડી ગયો છે. ઘરડી ડોસીઓ અને વૃદ્ધ દાદાજીઓને અફીણને ટેકે ઠચુક ઠચુક હિંડતા જોનારને જો હૃદય હોય તો એ ચિરાયા વિના ન જ રહે. અફીણની કોઇપણ દુકાને આવતાં સ્ત્રી-પુરૂષ બંધાણીઓના હાલહવાલ તો પત્થરને પણ પીગળાવનારા હોય છે. ગરીબીએ તેમના પર પોતાનો પંજો પ્રસાર્યો હોય છે. એમને ખાવા ધાન્ય નથી હોતું, છતાં અફીણ એજ એમનું જીવન બને છે. છેક અફીણનો ઉતાર આવી ગયા પછી, અફીણની દુકાને જીવ વિનાનાં હાડપીંજરની જેમ ઢરડા કરી કરીને પહોંચનાર એ બંધાણીઓની આંખો ઉંડી ઉતરેલી હોય છે, હાથપગ ધ્રૂજતા હોય છે, નાક અને આંખમાંથી નિર્વીર્યતાનાં પાણી સ્રવતાં હોય છે. એમની ડગમગતી ડોકીઓ, ચીથરેહાલ સ્થિતિ, બોલવાની પણ કમતાકાત-એ દૃશ્ય અરેરાટી ઉપજાવે છે.

અફીણના પિશાચે સૌથી મોટો પ્રહાર તો આપણા ગરાસીઆ વર્ગ ઉપર કર્યો છે. કાઠી-રજપૂત દરબારોએ અફીણની પાછળ ખાનાખરાબી વહોરી છે. આજે કાઠિયાવાડમાંથી એવા સેંકડો ગરાસીઆ મળી આવે છે કે જેમણે અફીણના નશા પાછળ પોતાના ગિરાસો વેંચી નાખ્યા છે, જેમનાં બૈરી છોકરાં ભૂખે ટળવળે છે, અને જેમને અફીણ વેચાતું લેવા માટે છાનીછૂપી ચોરીઓ કરવી પડે છે. મારા પોતાના જાણવામાં આવેલ એવા એક કુટુંબની કરૂણાજનક કથની વાચકો સમક્ષ રજુ કરૂં તો અસ્થાને નહીં ગણાય.

બીલખા કરીને કાઠીઓનું ગામ છે. કાઠીની વસતી એટલે તો અફીણના કસુંબાનું મયખાનું! ડેલીએ ડેલીએ 'દાજીનાં સોગંદ' સમેત ત્યાં અફીણના દાયરા જામે છે દરબારને આંગણે અફીણ સેવનારા કાઠીઓને એવું તો વ્યસન વળગે છે કે દરબારી નોકરી છૂટી જતાં એમને ઘરવખરી વેચીને પણ અફીણ ચાલુ રાખવું પડે છે. પછી એમની જગદંબા સરખી વફાદાર ને રૂપાળી કાઠીઆણીઓને દળણાં દળી દળીને પેટ ભરવાં પડે છે અને તેમાંથી કંઇ બચે તો કાઠીને અફીણમાં આપવું પડે છે. પુરૂષોના પાપે સ્ત્રીઓનો જન્મારો દુઃખીઆરો બને છે. આ ગામમાં આજે એક કોળી-મર્યા વાંકે જીવતો હોય એવું માત્ર હાડપીંજર જાળવીને જીવી રહ્યો છે. જંગલમાં આખો દિવસ મહેનત કરીકરીને તે લાકડાંનો ભારો બાંધી ગામમાં લાવી, વેચે છે, ત્યારે એને ચાર આંના મળે છે. પણ છથી આઠ આનાનું એને દરરોજ અફીણ જોઇએ છે, એટલે બાકીનાં બે ચાર આનાં ભીખીને ભેગા કરે છે, અને "અફીણ ખરીદે છે. ત્યારે એના અન્નપાણીની શી વ્યવસ્થા થતી હશે? એ તો આખો દિવસ ભૂખ્યે પેટે લાકડાં વાઢીને સાંજે બટકું રોટલો ભીખી લ્યે

છે. એ કોળીનું નામ રૂડો છે. અન્નપાન વિના એની કાયા કામ પણ શી રીતે કરી શકે ? ઘણીવાર તે ભારો લાવી શકતો નથી. ત્યારે એની દશા અતિ કરૂણાજનક બને છે. અફીણ વિના એનું નબળું શરીર તૂટે છે. ગામને કોઈ એટલે પડયો તે ચીસો નાખે છે. કોઇ દયાળુ ગૃહસ્થ એને બેએક આનાનું અફીણ આપી જાય ત્યારેજ એનામાં જીવ આવે છે. ઘણીકવાર તેને જીનમાંથી કપાસ-લાકડાંની ચોરી કરવી પડે છે. એની ચોરી મોટી નથી હોતી. માત્ર ચાર આઠ આના ઉપજે એટલી કિમ્મતની જ વસ્તુ તે ઉઠાવે છે અને પોતાની જાતને નેક અને પવિત્ર સ્હમજે છે. એના ઉપર દયા લાવીને ખીલખાના મહાજને પોલીસ ખાતા પાસે આઠ આના સુધીની આ કોળીની ચોરી માફ કરાવી છે.

આજે આવી અધમ દશા ભોગવનાર રૂડો એક વેળા સમૃદ્ધ ગરાસીઓ હતો. એને ઘેરે સારી એવી જમીન હતી. 'ધુમકેતુ'ની કાંઠિયાવાડી જીવનની અનેરી ભાવના મૂર્ત કરતી 'ઢાલોળા દેતી ભેંસો, લીલી નાઘેર સમા ઘોડાપૂર મોલ અને હીંચકાના હીલોળાં'ની એને આંગણે સાહ્યબી હતી. પોતાના ભૂત જીવનની આ કોળી વાત કરે છે ત્યારે સાંભળનાર રડી પડે છે. બે પાંચ હજારની એને વાર્ષિક આવક હતી પણ કોઇ કાળ-ચોઘડીએ એને જુવાનીમાં અફીણની લત લાગી. અને એની ડેલીએ સો સો માણસોના દાયરા અફીણનો કસુંબો પીવા આવવા લાગ્યા. એનાં સ્ત્રી બાળકોએ એને વાર્યો, કાલાવાલા કર્યા, છતાં એનું વ્યસન વધતું જ ચાલ્યું. દાયરાઓ પાછળ એણે ઘરવખરી ફના કરી ઘરેણાં વેચ્યાં, ગિરાસ વેચ્યો, ઘર વેચ્યા. ટાણું આવ્યું ત્યારે એને કોઇએ મદદ ન કરી. એની વફાદાર ઓરત અને બે ત્રણ બાળકો ભૂખે મરવા લાગ્યાં. એક વખતની એ ગરાસણી અને આ ગરાસીઓ ભીખ કેમ માગી શકે ? રોટલા માટે ચીસો પાડતાં બાળકો મરણ પામ્યા. એમની પાછળ માતા પણ ભૂખ્યે પેટે સ્વર્ગે સીધાવી. પાછળ રહેલો આ એકલ કોળી આજે વર્ષો થયાં અફીણના પંજામાં સબડે છે અને કોઇ ધન્ય ક્ષણે પોતાનાં પ્યારાં સ્ત્રી-બાળકોને સંભારી રાતે પાણીએ રડે છે. એ સ્મૃતિદુઃખમાંથી દૂર નાસવા તે અફીણની આરાધના કરે છે.

આ કંઇ છુટો છવાયો દૃષ્ટાન્ત નથી. ગુજરાત-કાઠિયાવાડને ગામે ગામ આવા કરૂણ ઇતિહાસો મળી આવશે. આપણા વૃદ્ધો અફીણ ખાય છે, આપણા જુવાનો એ ઝેરને શોખ તરિકે સેવે છે, આપણી કેટલીએ આઘેડ ન્હેનો અફીણ ખાવામાં ગૃહસ્થાઇ કે શ્રીમંતાઇ સમજે છે. અને આપણાં સો કુટુંબોમાંથી ઓછામાં ઓછાં પોણોસો કુટુંબો ઉગી નીકળતા બાળકોને આ ઝેરનાં પ્યાસી બનાવે છે.

એ કોમળ બાલજીવનનો આ રીતે થતો હાસ નિરખીને હૃદયમાં કંપારી વછૂટે છે. ગરીબ સ્ત્રીઓ દાડીએ કે ખેતરમાં જવા સારૂ બાળકને અફીણનું બંધાણ કરાવે છે, કે જેથી કાંતો તે બાળક ઉંઘ્યા કરે અગર તો એકલું એ નશાના જોરમાં રમ્યા કરે. અને માતા નિરાંતે કામે જઇ શકે. શ્રીમંત સ્ત્રીઓ પણ વાતોના ગપાટાની મજાહ માટે અથવા તો ફરવા જવાની લાલચો સંતોષવા, પોતાનાં બાળકોને બાળાગોળી પાય છે, કે જેથી માતાની ગેરહાજરીમાં તે બિચારાં નોકરવસુ પેલા ઝેરના પ્રતાપે રમ્યા કરે. ઝેર તેમનાં કુમળાં જ્ઞાનતંતુઓને ઉદ્દિપ્ત બનાવે છે. અને એ તોરમાં બચ્ચાં માતાને વિસરી જાય છે. પણ આ કૃત્રિમ ઉદ્દિપનનો પ્રત્યાઘાત કેટલો ભયંકર થાય છે એ આપણાં માબાપો ક્યાં વિચારે છે ? અને સરકારને તો આ રીતે હરેક ઘરઆંગણે વપરાતા અફીણમાંથી કરો-

ડોની એક્ષાઇઝ-આબકારી પેદાશ કરવાની હોય છે એટલે તે શા સારૂ બાળકોને ઝેર અપાતું અટકાવે ? આ રીતે ઝેરમાં ઉછેરેલાં આપણાં બાળકોના જ્ઞાનતંતુ અને મગજ આગળ જતાં પ્રત્યાઘાતને પરિણામે એટલાં બધાં ઢીલાં પડી જાય છે કે પછી એમનાથી શારીરિક કે માનસિક શ્રમ સહી શકાતો નથી. છતાં તેમને આપણી પરાધીન દશાને લીધે, કેળવણીમાં નોકરીમાં, ગુલામીમાં અને સંસાર વહેવારમાં એ શ્રમ સહેવાનો તો હોય જ છે, એટલે અતિશ્રમને કારણે તેમનાં જીવન કાંતો રોગિષ્ટ બને છે અથવાતો વહેલાં પૂરાં થઇ જાય છે. આમ એક અફીણને કારણે આપણી પ્રજાનો ઘોર વિનાશ થતો ચાલ્યો છે. બીજાં કારણો અનેક હશે, પણ તેમાં મને તો આ કારણ મુખ્ય લાગે છે. સમાજ-સુધારકોએ બાળકોને અપાતા અફીણની અસર પર જોઇએ તેટલો વિચાર નથી કર્યો લાગતો, એટલેજ પ્રજા વિનાશનું આ શસ્ત્ર તેમના ધ્યાન બહાર રહી ગયું જણાય છે. એ અનિષ્ટને સૌથી પહેલું સંહારવાની જરૂર છે.

પણ તે કંઇ એકલા લેખો લખ્યેથી કે બે પાંચ મહિલા સભાઓ ભરી, માતાઓને પોતાની ફરજનો ખ્યાલ આપ્યેથી ઉચ્છેદાવાનું નથી જ. આપણે સૌ સમાજસેવકો અને સેવિકાઓ મળીને પ્રવાસ-ઉપદેશો ગોઠવીએ તો પણ જૂજ પરિણામ જ આવવાનું. જ્યાં ખુદ સરકારને જ આપણા ઉપર કાલકૂટનો બોજો લાદવો હોય ત્યાં પરાધીન, નિઃસહાય, ગુલામો આપણે કરી કરીને શું કરીશું ? મજુર પરિષદોમાં આપણા જોશીઓ અને લાલાજીઓ જીનીવા સુધીની વ્યર્થ સફરો ખેડે છે, આંતરરાષ્ટ્રીય અફીણ પરિષદોમાં સરકાર નીમ્યા આપણા ગોરા પ્રતિનિધિઓ હિન્દને-અપાતા વિષપાન વિષે શબ્દેય નથી ઉચ્ચારતા રાષ્ટ્રસંઘને આ કાલકૂટ-અસુર સામે અને તેને ખીનલગામ, છૂટો મૂકનાર આપણી સરકાર સામે એક નિવેદન સરખુંયે આપણા નેતાઓએ કદિ ધર્યું છે ?. એમને એકલા રાજદ્વારી ઝઘડા પ્રિય છે. સમાજના ભીતરમાં, પ્રજાના પ્રાણમાં પેઠેલો સડો નિહાળીને નીવારવાની એમને ફુર્સદ નથી.

બહુવિધ રીતે હિન્દને હણી નાખતા અફીણ-અસુરને હિન્દમાં મહેલાતો બંધાવી આપવાનો આપણી ' કલ્યાણભાવી ' સરકારે મનસૂબો રચ્યો છે. યુરોપ અમેરિકા આગળ પોતાની આબરૂ સલામત રાખવા, એણે હિન્દના અફીણની નિકાસ અટકાવવા નિરધાર કર્યો છે. પણ હિન્દનાં સુકુમાર બાળકોનાં જીવનને ધૂળમાં મેળવનાર ' અફીણ-અમલ" ને કાયદા વડે સંહારવાની એણે સાફ સાફ 'ના' સુણાવી છે. અને પોતાની કરોડોની આબકારી કમાણી અવિકલ રાખવા સારૂ એણે સોંઘે ભાવે અને વધારે જથ્થામાં અફીણ હિન્દને આંગણે ખડકીને, હિન્દની વ્યસની રૈયતને ઝેર આપી આપીને તેનું ખુન કરવાનો નાપાક નિશ્ચય જાહેર કર્યો છે. આવતા દશ વર્ષમાં નિકાસ અટકાવીને અફીણનું વાવેતર એટલું ને એટલું અખંડિત રાખવાનો સરકારનો નિરધાર છે. એટલે, આજે રૂપીયે તોલો મળતું અફીણ આ દશ વર્ષમાં જથ્થાબંધ વધી પડવાથી તેની વપરાશ હિંદમાંજ થશે અને પરિણામે રૂપિયે ચાર પાંચ તોલા જેટલો ભાવ ઉતરી જશે. ગરાસીઆઓને, બંધાણીઓને અને છોકરાં જણનારી માતાઓને આ વર્ષો સોનેરી લાગશે. એમને અફીણના જલસાની સગવડો મળશે. કાઠી-રજપૂતોને ઘેર ઘેર આ ઝહરની સરિતાઓ કસુંબા રૂપે વહેશે અને એને કાંઠે પર્યાપ્ત પાન કરીને કેટલાંયે કુટુંબો, કેટલાયે જુવાનો ને આબાલ-વૃદ્ધો પાયમાલ થશે. પ્રજાના આ સરકારે આદરેલા હત્યાકાંડ સામે કેવા મોરચા માંડવા,

શી શી કિલ્લેબંદી રચવી, કેમ પોકાર ઉઠાવવો, જગતને કેમ અપીલ કરવી, યોજનાઓ શી રચવી અને ઉપદેશો કેમ આપવા ને પ્રજાને કઇ પેરે બચાવવી એ વિચારવાનું અને આચરવાનું કામ આપણા ધરખમ સમાજસેવકો ઠક્કર બાપા, શ્રી. ડૉક્ટર સુમન્ત, બાપુજી ગાંધી, પુરાણીબંધુઓ, કાઠિયાવાડના પ્રાણ સમા ભાઇ અમૃતલાલ શેઠ અને ગુજરાતના ગૌરવરૂપ પટેલ ભાઇઓ તથા ડૉ. હરિપ્રસાદ ઉપર છોડું છું. *

*આ લેખ, જુન માસની અધુસાર, જ્યારે સરકારે અફીણની નિકાસ દસ વર્ષમાં અટકાવી દેવાની પોતાની નીતિ જાહેર કરી ત્યારે, એટલે કે તા. ૧૫ મી જુનની આસપાસ લખાયો હતો. પણ અનિવાર્ય કારણોને લીધે તે 'ગુણસુન્દરી' માસિકને મોડો મોકલાવાથી, ઠેઠ આજે પ્રકટ થઇ શકે છે. **પ્રભાવતી.**



## શ્રી પુના ગુજરાતી બંધુ સમાજ—વાર્ષિક સ્નેહ સંમેલન.

ગુજરાતથી દૂર સુદૂર પુનામાં શ્રી પુના ગુજરાતી બંધુસમાજ નામની એક સંસ્થા તેર વર્ષથી ચાલે છે. આ સંસ્થાનું વાર્ષિક સ્નેહસંમેલન તા. ૨૨ મીએ રા. સા. દાદુભાઇ દેશાઇ બી. એ. એમ. એલ. સી. ના પ્રમુખપણા નીચે ઉજવવામાં આવ્યું હતું. આ પ્રસંગે જુદા જુદા વિષયોનો જેવાં કે રમત ગમત, સંભાષણો, વક્તૃત્વ, વાઙ્જીનવિદ્યાની હરીફાઇ વિગેરે વિવિધ કાર્યક્રમ હતો. તેમજ સ્ત્રીઓનું પણ એક ખાસ સંમેલન તા. ૨૧ મી ને દીવસે અ. સૌ. જમનાબ્હેન ખીમજી આસર વીરજીના પ્રમુખપણા નિચે ઉજવાયું હતું. તે વખતે અ. સૌ. લેડી તારાબ્હેન તથા અ સૌ. લેડી લક્ષ્મીબાઇ જેપી. પણ હાજર હતા. સમાજના પ્રમુખ પ્રિન્સીપાલ શાહે રા. સા. દાદુભાઇને સ્ટેજ પર પધારવા વિનતી કર્યા બાદ પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર સાહેબે પ્રસંગાનુંસાર ઉપયોગી સુચના કરી હતી. ત્યાર બાદ જનરલ સેક્રેટરી રા. કાલીદાસ જાદવજી ગાંધી બી. એ. બી. ઇ એ અને સ્ત્રીવિભાગનાં સેક્રેટરી પુષ્પાવતી પટેલે પોતપોતાના વિભાગના રીપોર્ટ વાચ્યા હતા. પ્રમુખ સાહેબે, ઇનામ વહેંચ્યા બાદ, નાનું શું અસરકારક ભાષણ કરી સમાજની વિવિધ પ્રવૃત્તિઓ માટે સંતોષ બતાવ્યો હતો. પ્રમુખ સાહેબનું ભાષણ પુરૂં થઇ રહ્યા બાદ કોલેજના વિદ્યાર્થીઓ તેમજ નાના ભાઇ બ્હેનોએ નાટ્ય પ્રયોગો ભજવી બતાવ્યા હતા. સૌ. બ્હેન મહન્તા દવેના ગાયનો, ભાઇ નિરંજન પંડયા અને ભાઇ વિલોચન મજમુદારના અભિનયો ભાઈ દવેના અંગ્રેજી આત્મસંભાષણો વિગેરે ખાસ આકર્ષણીય થઇ પડયાં હતાં. છેવટે ઉપહાર લઇ બધા વિખરાયા હતા.

બૃહદ ગુજરાતની સંસ્થાઓમાં શ્રી પુના ગુજરાતી બંધુસમાજ એક અગત્યનો ભાગ ભજવે છે તેમ કહીએ તો ચાલે. પુનામાં વસતા ગુજરાતીઓ અને ખાસ કરીને વિદ્યાર્થીઓને તો આ સંસ્થા ઘણી ઉપયોગી થઇ પડી છે એ સંસ્થા તરફથી એક હોસ્ટલ પણ ચલાવવામાં આવે છે અને એ ઉપરાંત બીજાં ઘણાં કામો એ સંસ્થા કરી રહી છે લક્ષ્મીદેવીની જેના ઉપર મહેર હોય તેવા ધનિકોનું ધ્યાન આ સંસ્થા તરફ દોરીએ તો અયોગ્ય નહિ ગણાય.

# પાન્થને.

લેખક : રા. ચન્દુલાલ પુરૂષોત્તમ મ્હેતા.

( જે કોઇ અંબિકા માતને આરાધશે રે લોલ—એ રાગ. )

પાન્થ! પુત્રીના જાય જો તું પાધરે રે લોલ :
મુજ દેશે સંદેશ એનાં જૈ ઘરે રે લોલ :

પાન્થ! વચ્છ વિના સૂની ગાવડી રે લોલ :
કે'જે તારા વિના સૂની માવડી રે લોલ :

પાન્થ! વનના વિહંગને હું પૂછતી રે લોલ :
એના આવવાની વાટ જોઇ ઝૂરતી રે લોલ :

પાન્થ! વારિ વિનાં મત્સ્ય તરફડે રે લોલ :
દિન આખો ને રાત મા તારી રડે રે લોલ :

પાન્થ! સુખી હશે જો તે સાસરે રે લોલ :
કહાવે સન્દેશ તો મા સુખે મરે રે લોલ :

પાન્થ! વળતાં વહેલેરો તું આવજે રે લોલ :
એના સુખકર સમાચાર તું લાવજે રે લોલ :

પાન્થ! સાસરિયે સુખશાં એવાં મળ્યાં રે લોલ :
આણાં મહિયરનાં સર્વ પાછાં વળ્યાં રે લોલ :

પાન્થ! જોજે જો હોય પરવશ પડી રે લોલ :
નથી ભૂલી ને કેમ તે ભૂલી ઘડી રે લોલ :

પાન્થ! દિલની દિલાવર દિકરી રે લોલ :
એણે રીઝવી શું એવી સાસરી રે લોલ :






લેખક: રા. છેલશંકર ગોવિંદજી શુકલ.

લીલું મરચું કેવું સુન્દર દેખાય છે, પરંતુ જરા જીભ ઉપર મુકો કે જાણે વીંછીએ ડંખ માર્યો. તેવીજ રીતે મનુષ્યમાં પણ મરચાની મિસાલ સ્વભાવનાં બહુજ છે, જે જોવામાં સુંદર લાગે છે, મન હરણ કરનાર હોય છે, પરંતુ જેમ જેમ તે સંબંધમાં આવે છે તેમ તેમ તેના જાતિસ્વભાવની પુરી પિછાન થાય છે. આજ પ્રમાણે હીરાલાલ મરચા—સ્વભાવનો હતો. દેખાવમાં સુંદર હતો. તેના અવયવો દેખાવમાં આકર્ષક હતા, મોઢા ર હાસ્યની રેખાઓ તરવરી આવતી. પરંતુ તું અન્તઃકરણ કાળું હતું. તે જેટલો સુન્દર તો તેટલોજ દુઃશીલ હતો, બગલાની જેમ પરથી શ્વેત હતો. પરંતુ શરીરની અંદર ડકતું હૃદય કાગડાની પેઠે કાળું હતું. મેનામાં છળ અને કુટિલતા હતા. એની તો માયાની જાળ હતી. જે અબુધ ને સમજણ વગરના ભોળાઓને ભુલાવામાં નાંખતી હતી. એની લેખનશૈલીમાં બળ હતું. તે સારૂં લખી શકતો અને મુગ્ધ બનાવી દેતો તે જ્યારે બોલતો ત્યારે તેની વાણી સાંભળવાને મેદની જામતી. તેના સહાધ્યાયીઓ તેને કહેતા કે તારી જીભ પર સરસ્વતિનો વાસ છે. તે ધનાઢ્યનો લાડકો અને માનીતો પુત્ર હતો. સ્વરૂપવાન હતો. હમણાં તે બી. એ. કલાસમાં અભ્યાસ કરે છે. એને ખાતા કે પીતાની કશી ચિન્તા નથી. આખો દિવસ શૃંગારિક પુસ્તકો વાંચવા અને ફક્કડ બની ફરવું. આટલું છતાં તે અભ્યાસમાં સારો હતો. કૉલેજના પ્રોફેસર સાહેબને ત્યાં અવારનવાર જતો. પ્રોફેસરની પુત્રી પ્રેમદાએ તેને જોયો. અરસપરસ મિલન થતાં અને આખરે તેઓ પ્રેમમાં પડયા. દુનીઆની નજરે સારા દેખાતા આવા યુવકો કેટલા હશે ? પ્રોફેસર શંકરનાથની ગેરહાજરીમાં તે આવતો છતાં વાત છુપી કયાં સુધી રહે ? તે વાત ગલીએ ગલીએ, અને શેરીએ શેરીએ, થવા લાગી. દરેક નાના મોટા મનુષ્યના મોઢામાં આજ વાત હતી. પાણી ભરવા જતી સ્ત્રીઓનો વાર્તાનો વિષય આજ હતો. ઘરે ઘરમાં આ વાત ચાલતી પરન્તુ પ્રોફેસર શંકરનાથને કશી માહેતી ન હતી. એનો શુદ્ધ આત્મા આ બનાવ કેમ જાણે ?

[ ૨ ]

બત્તી બળી રહી હતી. પ્રોફેસર ટેબલ આગળ બેસી ચિંતાતૂર મુખે એક પત્ર વાંચી રહ્યા હતો. એનાં મોઢા ઉપરના ભાવોથી સ્પષ્ટ દેખાતું હતું કે પત્ર માંહેલો એક એક શબ્દ વીંછીના ડંખની વેદનાથી પણ તીવ્ર હતો. પત્ર પુરો થયો. શંકરનાથે ઉંડો નિશ્વાસ નાંખ્યો અને દુઃખ છુપાવવા પ્રયત્ન કર્યાં છતાં છુપાવી ન શકયો. અને આંસુના રૂપે બહાર પડયું. એકવાર ફરીથી પત્ર લીધો અને વાંચવા લાગ્યો.

"અન્ધકારમાં વાસ કરનાર,"

.."તમને તમારા ઘરની પણ કાંઇ ખબર છે ? લોકો રાત્રીના સુવે છે છતાં સાવધાન રહે છે. ત્યારે તમો દિવસના સુઇ રહો છો. જાગતા પણ આંખો બંધ કરી રાખો છો ? બજારમાં જાવ, કોઇ એકાદ ગલ્લીમા જાવ, બગીચામાં જાવ, તમારી નિંદાની વાત તમોને સાંભળવામાં આવશે...

..."હીરાલાલ તમારી ગેરહાજરીમાં તમારે ઘરે આવે છે અને તમારી કુંવારી કન્યા પ્રેમદા તેનું સ્વાગત કરે છે. આની અંદર પણ કાંઇક ભેદ છે. આટલાથી પણ ન સમજો તો બીજાનો શું દોષ? જાણ કરવી એ ફરજ છે. તમોને ઠીક લાગે તેમ કરો."

પત્ર બે વાર વાંચ્યો. તેના ચ્હેરા ઉપર ક્રોધ પ્રકટી નિકળ્યો. ચક્ષુમાંથી આગની ચિનગારીઓ નિકળવા લાગી. તેણે નોકરને કહ્યું: 'આજે મારી તબીયત સારી નથી અને હું જમવાનો નથી."

આ શબ્દો પ્રેમદાએ સાંભળ્યા. પ્રેમદા એના પિતાને પ્રાણથી પણ વધારે ચાહતી. તે દોડતી આવી અને પ્યારથી પિતાજીને પુછ્યું, "આજ શું છે ?"

શંકરનાથે ઉત્તર આપ્યો—પેટમાં કંઇક ગરબડ છે, પ્રકૃતિ સ્હેજ બગડી હોય એમ જણાય છે.

પ્રમદા–" ત્યારે ?"

"ચિન્તા કરવાની નથી, તું આરામ કર. હું ઉપવાસ કરીશ એટલે સને મજા થઇ જશે."

પ્રેમદા વ્યાકુળ બની ગઇ હતી, આજે પિતાજી ક્રોધમાં છે. ઘણો વિચાર કર્યો પણ સમજમાં ન આવ્યું અને ચુપ રહી.

બીજે દિવસે કોલેજમાં પ્રો શંકરનાથે હીરાલાલ ઉપર બરોબર નજર રાખી. બાઇબલનો અવર (hour), ત્યારપછીનો અવર પણ શંકરનાથને રજાનો હતો. તેણે હીરાલાલની તપાસ કરી પણ પત્તો ન લાગ્યો. એક કૉલેજીઅનના મોઢાથી સાંભળ્યું કે તે ગામમાં ગયો છે. તેના ક્રોધનો પાર ન રહ્યો. પ્રો. શંકરનાથ બાઇસીકલ પર બેસી ઘર તરફ આવવા નિકળ્યા.

[ ૩ ]

સુંદર સ્વપ્ન આવ્યા પછી જેમ આંખો ઉઘડતા દુઃખ ઉત્પન્ન થાય છે, તેમ હીરાલાલને થયું. હીરાલાલ અને પ્રેમદા બન્ને પ્રેમભરી વાતો કરતાં હતાં ત્યાં મકાનનું દ્વાર ખખડ્યું. અવાજ સાંભળતાંજ હીરાલાલનાં ગાત્રો ગળી ગયાં. પ્રેમદાએ કમાડ ઉઘાડ્યું તો શંકરનાથ સન્મુખ ઉભા છે. હીરાલાલ લજ્જાથી પાણી પાણી થઇ ગયો. અને પ્રેમદાની દ્રષ્ટિ શંકરનાથના ચરણોમાં હતી. તે પિતાના ચરણોમાં પડી માફી માગતી હતી.

શંકરનાથે હીરાલાલને પોતાની સાથે બીજા ખંડમાં આવવાનું કહ્યું. હીરાલાલ ચુપચાપ ચાલ્યો. પ્રેમદાએ ઠંડો નિશ્વાસ નાખ્યો.

શંકરનાથે ખુરસી પર બેસી હીરાલાલને બેસવાનો સંકેત કર્યો અને કહ્યું:

"જે થઇ ગયું તે થઇ ગયું. હવે આગળ શું કરવું ?"

હીરાલાલે માથું નીચું કરી જવાબ આપ્યો.

"જેમ આપ કહો તેમ."

"તને પ્રેમદા પર પ્રેમ છે ?"

(ઉત્તરજ નહિં।

"શરમ રાખવાની નથી. સાફ વાત કરો".

"હા. હું ચાહું છું."

"પ્રેમદા તને ચાહે છે ?"

"હા".

" ત્યારે તમો લગ્નગ્રંથીથી જોડાઇ જાવ એ સૌથી સારી વાત છે, કેમ છે કે નહિં ? "

હીરાલાલે આશ્ચર્યથી શંકરનાથ સામું જોયું અને કહ્યું " હા. "

પ્રો. શંકરનાથે કહ્યું: " તેં અને પ્રેમદાએ ભુલ કરી. જો તમોએ મને વાત કરી હત તો આમ થનવા ન પામત. "

" જરૂર ભુલ તો થઇ ગઇ. " હીરાલાલે નમ્રતાથી કહ્યું.

" અસ્તુ. જે થવાનું હતું તે થઇ ગયું. પણ કાંઇ પરવા નહિં. હવે તમો લગ્નગ્રંથીથી જોડાઇ જાવ તો મારી આબરૂ રહે. " પ્રો. શંકરનાથે હીરાલાલને કહ્યું.

[ ૪ ]

ઉપરની ઘટનાને છ માસ પસાર થઇ ગયા. અગાઉનો પ્રો. શંકરનાથ અત્યારે તે શંકરનાથ નથી તે હમણાં દરેક વખતે ઉદાસીન જોવામાં આવે છે. પ્રત્યેક ઘડી અને પળ અશાન્ત અને વ્યાકુલ રહે છે.

હીરાલાલે પોતાનું સ્થાન બદલી નાંખ્યું છે. એક ધનાઢ્યનો પુત્ર ગરીબ પ્રો. શંકરનાથની પુત્રી સાથે પરણે એ હીરાલાલને અસહ્ય લાગ્યું અને તેથીજ તે બીજા સ્થળમાં રહેતો. વિલાસપ્રિય પ્રકૃતિ પ્રેમથી સર્વથા અપરિચિત રહે છે. એને પ્રતિપળ નવું નવું જોવાની, ચાખવાની ઇચ્છા થાય છે. એક પછી બીજી વસ્તુ, ત્યાર બાદ ત્રીજી. હીરાલાલે પ્રેમના પ્રતિના પ્રેમના તાર ઢીલા કર્યા. અરે ! ના, ના, તોડી નાંખ્યા.

હવે તે દિવસના ચોવીસ કલાક, અઠવાડીઆના આઠ દિવસ સરયુના પ્રેમમાં મગ્ન રહેવા લાગ્યો. પ્રેમદાએ આ બધું સાંભળ્યું, અને તે ચુપ રહી. પરંતુ પ્રતિકારનો ભાવ હૃદયમાં ડંખવા લાગ્યો.

પ્રો. શંકરનાથ પોતાની પુત્રીની દશા નિહાળતાં બહુજ દુઃખી થતો. એને જે કાંઇ હતું તે એકની એક પ્રેમદામાં સમાયલું હતું. સ્ત્રી મરણ પામી હતી, પુત્ર પણ મરણ પામ્યો હતો, એટલે શંકરનાથનું મન પ્રેમદાને સુખી કરવા તરફજ હતું. પરંતુ ત્યાં આ બનાવ બન્યો અને રાત્રી દિવસ ખેદમાં ગાળવા લાગ્યો. એને હીરાલાલ પર બહુ ક્રોધ આવતો હતો પરંતુ કશુંએ કરી ન શકતો. હીરાલાલ તે દિવસથી ઉદ્ધત બન્યો હતો. વખતે વખતે પ્રોફેસરને સંભળાવી દેતો છતાં તેને કશું ન કહેવામાં આવતું, તેથી કાલેજીયનો આશ્ચર્ય પામતા હતા.

[ ૫ ]

ધ્રુજતાં ધ્રુજતાં હીરાલાલે તાર ઉઘાડયો. વાંચ્યો અને ચ્હેરાનો રંગ ઉડી ગયો. હાથ પગ કંપવા લાગ્યાં. એનું શિર ફરવા લાગ્યું. એ પડી જવાની તૈયારીમાં હતો. ત્યાંજ તેના મિત્ર કસ્તુરચંદે તેને પકડી રાખ્યો. હીરાલાલની નજર કસ્તુર પર પડતાંજ તે રોઇ પડયો. કસ્તુરે તેને કહ્યું. " હીરાલાલ શું છે ? " હીરાલાલે તાર ધર્યો. તેણે વાંચ્યો અને કહ્યું " તારા પર દુઃખ પડયું. પરંતુ હજી આશા છે. "

" એ હવે કેમ બચે ? મારો આત્મા કહે છે કે જરૂર તે મરી ગઇ. "

" તું જલદી ઘરે જા. દવા કર. તે જરૂર બચી જશે " હીરાલાલે તુરતજ બીસ્તરો બાંધ્યો અને સ્ટેશનનો રસ્તો લીધો. અને જતાં જતાં કસ્તુરને કહ્યું: "મારા તરફથી રજાની અરજી દાખલ કરજે. હું આઠેક દિવસમાં પાછો આવીશ. "

ગામ...પરોંચ્યો, અને જોયું તો સરયુ બેશુદ્ધ પડી હતી. લાજ શરમને એક બાજુ

પધરાવી હીરાલાલ તેની સ્ત્રીને વળગી પડયો. સરયુએ નેત્ર ઉઘાડયાં અને જોઇને કહ્યું: "આપ આવી ગયા? મારાથી દૂર રહો. આપને કયાંઇક ચેપ ન લાગે" પરંતુ-હીરાલાલે તેના બોલવા તરફ ધ્યાન ન આપતાં હૃદયથી ચાંપી અને એના હોઠ સાથે હોઠ મીલાવી ચુંબન કર્યું. દવા દારૂ થતા હતા. એટલે હીરાલાલને વધારે શું કરવાનું હોય? હીરાલાલના પિતાએ હીરાલાલને સમજાવ્યો કે તું જરા દુર રહેતો જા. દરદ બહુ ભયંકર છે. પરંતુ હીરાલાલે કશુએ સાંભળ્યું નહિ. પરિણામ એ આવ્યું કે સરયુ ન જીવી શકી. અને હીરાલાલ ન બચી શકયો. હીરાલાલ પ્લેગના રોગથી પટકાયો.

[ ૬ ]

પૃથ્વીપર કેવી કેવી ઘટનાઓ બને છે. અને આકાશ કેવા કેવા રંગ બદલે છે.

હીરાલાલે કદી દુઃખ ન્હોતું ભાળ્યું. તે રોગના દુઃખમાં પડયો હતો. ત્યાં પ્લેગે તેના માતા પિતાને પકડયા અને મરણ પામ્યા. નોકર ચાકરતો કયારનાએ પલાયન થઇ ગયા હતા. હીરાલાલને કોઇ પાણી પાનાર પણ ન હતું. આવા નિર્જન ઘરમાં ચોરને ચોરી કરવી સ્હેલ પડી અને હીરાલાલની ધન સંપતી ચોરો લઇ ગયા. પાણી માટે જોરથી બુમો પાડવી પડતી. ત્યારે કોઈ પાડોશીને દયા આવે તો જરા પાણી પાઇ જાય. અને જલદી ત્યાંથી દૂર થઇ જાય. કારણ પ્લેગની આગ સર્વેને ડરાવતી હતી. ગઇ કાલે લાખોનો માલિક હીરાલાલ આજે ભીખારી બનેલો રોગશૈયામાં સુતો છે.

[ ૭ ]

સૂર્યના પ્રખર તાપમાં એક સ્ત્રી હીરાલાલના ઘરમાં દાખલ થઇ; એની સાથે એક ડોકટર હતો. સ્ત્રીનું મુખ ઘુંઘટથી, ઢંકાએલું હતું. બન્ને હીરાલાલ પાસે આવ્યા અને પેલી સ્ત્રીએ ડોકટરને કહ્યું.

"આને બચાવવાનો ઉપાય કરો"

ડોકટરે તપાસ કરી કહ્યું. "આની ચાકરી કરતાં જરૂર બચશે." "ત્યારે આપ એમની પુરતી ચિકિત્સા કરો. આપને હું રાજી કરીશ."

"ભલી બાઇ, આપ ચિંતા ન કરો. પૈસાનો વિચાર મને રોગી શૈયામાંથી બેઠા થયા બાદ આવશે." તેજ ઘડીથી, લોહીનું પાણી કરી, દિન-રાતનો વિચાર કર્યા વગર પેલી સ્ત્રીએ હીરાલાલની સેવા-શુશ્રુષા કરવાની શરૂઆત કરી. સાત દિવસના સતત પ્રયત્ન પછી હીરાલાલને કંઇક ઠીક દેખાયું. પેલી ઘુંઘટવાળી સ્ત્રીએ હાથના કંકણ ઉતારી ડોકટરની સેવાના બદલામાં આગળ ધર્યાં. ના, ના, કરતાં પણ સુવર્ણ દેખી ડોકટરે લઇ કેટલીક ભલામણ કરી ચાલતી પકડી. ડોકટરના ગયા બાદ હીરાલાલે કહ્યું:

"મારી સેવા કરનારનું હું નામ જાણી શકીશ?"

ઘુંઘટવાળી સ્ત્રીએ કહ્યું "મારૂં નામ પ્રેમદા છે."

હીરાલાલનું હૃદય ધડકયું તેણે પુછયું "આપના પિતાનું નામ?"

"હું પ્રોફેસર શંકરનાથની કન્યા પ્રેમદા છું. હવે આપ જાણી શકયા હશો કે હું કોણ છું. જે દિવસે આપે મને નિર્ધન ધારી પરણવાની ના પાડેલી તે દિવસથી બદલો લેવાની પ્રતિજ્ઞા લીધેલી તે આજ સંપૂર્ણ થાય છે. આનાથી બીજો કઠોર બદલો હું નથી લઇ શકતી."

"પ્રિયે, મને ક્ષમા કરો, ભવિષ્યમાં હું ત્હમારો સેવક બની રહીશ."

"હવે વધારે ન શરમાવો. હું એક દરિદ્ર પ્રોફેસરની કન્યા છું."

. આટલું કહેતાની સાથેજ પ્રેમદા બહાર નિકળી ગઇ. હીરાલાલે એની ઘણી તપાસ કરી પણ પત્તો નજ લાગ્યો. પ્રેમદાના પિતાએ એની પુત્રીની શોધમાં પ્રાણ ગુમાવ્યા છતાં પ્રેમદાનો પત્તો ન લાગ્યો...... ..

[ ૮ ]

" બારણું ઉઘાડો, બારણું ઉઘાડો "

પાછલા પહોરનો સમય હતો. કસ્તુરચંદ બહુજ મોડેથી સુતેલો હતો એટલે નિદ્રાદેવીએ પોતાનું સામ્રાજ્ય ફેલાવેલું હતું. ઉપરનો શબ્દ સાંભળી તથા બારણા અથડાવ્યાનો અવાજ સાંભળી આંખો ચોળતો કસ્તુરચંદ ઉઠ્યો અને બારણું ઉઘાડ્યું તો સામેજ હીરાલાલને ઉભેલો જોયો. તેનો ચ્હેરો પીળા રંગનો બની ગયો હતો. કસ્તુરચંદ તેને ભેટી પડ્યો અને પોતાના બીછાના પર લાવી બેસાડ્યો અને પુછ્યું.

" કેમ હકીકત શું છે ? "

" શું પુછે છે ? ઘોર દુઃખમા મગન છું, [..]તની વાત કરવા આવ્યો છું. પ્રેમદાનું ચિત્ર તેતા જોતાં સુઇ ગયો. સ્વપ્નમા જોયું કે, [..]ન્દર સરિતા પર કુલની પર્ણકુટી નજરે પડી. [..]ની અંદર શાન્તિનું સામ્રાજ્ય પથરાએલું [..]તું. સરિતાના જળની અંદર તરંગો ઉડતા [..]તા. ત્યાં પ્રેમનું અને પ્રીતિનું રાજ્ય નજરે [..]ડતું હતું. આવા રમણિય સ્થાન પર એક [..]ત્રી મુક્ત કંઠે રડતી હતી અને તડપતી હતી. [..]ં મારા મન સાથે એવો વિચાર કર્યો કે [..]આવી સુંદર જગ્યામા પણ રડનાર હશે શું ? તેવામાં પેલી સ્ત્રીએ એક કાગળનો ટુકડો કાઢ્યો અને તેના તરફ એકી ટસે જોઇ રહી. વળી પાછી ચુંબન કરવા લાગી. હું આગળ વધી જોવા લાગ્યો. હું ગભરાઇ ગયો કારણ મેં તે કાગળમાં મારી છબી જોઇ. પેલી સ્ત્રીનો ઘુંઘટ મેં ઉંચો કર્યો તો આશ્ચર્ય સાથે જોયું કે મારી છબી સાથે ચુંબન કરનાર અન્ય કોઇ નહિં પણ મારી પ્રેમદાજ હતી.

પ્રેમદા મને ભેટી પડી. મેં એને ચુંબન પર ચુંબન કરવા માંડયા અને સ્નેહાશ્રુથી એના મુખ કમળને ભીંજવી દીધું. આ આંસુ દુઃખના નહિં પણ આનંદના હતા. તેણી એકાએક પાછી હઠી ગઇ. અને શિર નીચું ઝુકાવી બોલી: " હું તમારે માટે રહું છું અને તમારે માટે તલસું છું. આ નિર્જન વનમાં મારૂં કોણ છે ? ત્હમારા પ્રેમમય ચિત્રને જોયા કરૂં છું અને દુઃખના આંસુ કાઢું છું. અને ત્હમને કંઇપણ કષ્ટ ન થાય તેટલા માટે તમારા પાસે આવતી નથી. કારણ હું એક નિર્ધન પ્રોફેસરની પુત્રી છું. તમારાથી પ્રતિકાર લેવો હતો પરંતુ જીવ નથી ચાલતો. "

વાત અટકી ને મારી આંખ ઉઘડી. પેલી માધુરી મુર્ત્તિ નજરથી દુર થઇ તે થઇ. આથી વધારે પ્રતિકાર કયો ? એ મારા માટે તલપે અને હું એના માટે તલપું.

કસ્તુરચંદે નિશ્વાસ નાખ્યો અને કહ્યું:

" એ કાટા વાવેલા તો તારાજને ? "



# કેટલીક વાનીઓ.

લેખિકાઃ સૌ. કપિલા મટુભાઈ કાંટાવાળા.

### ૪. અનારસા.

૧ શેર ચોખા.
૧ શેર ખાંડ.
૩ રૂપીઆભાર ઘી મોવણમાં.
૬ કેળું
૨ રૂપીઆભાર દહીં.
નવટાંક ખસખસ.

ચોખાને ત્રણ દીવસ પાણીમાં પલાળી રાખવા. રોજ પાણી બદલવું. ચોથે દીવસે ચોખાને કપડા ઉપર સુકવીને દળવા. પછી એના લાડવા વાળવા આઠ દીવસ રાખવા હોય તો પણ રહી શકે છે. એક કેળું અને મહીં ૨ રૂપીઆભાર દહીં નાખવું, પછી એના બારીક બારીક લુવાકરી, આડણી ઉપર હાથથી થેપીને પુરી જેટલા ગોળ બનાવવા. ઉપર ખસખસ લગાડવી. ખસખસવાળો ભાગ ઉપર રાખવો ને કઢાઇમાં ઘી નાખી તળવા. તળતી વખતે એને ફેરવવા નહિં. તળાયા પછી એને ખાવાના કામમાં લેવા. ઉના કરતાં ટાઢા સવાદમાં સારાં લાગે છે. પણ એ ત્રણ દિવસ પછી અનારસા ખાવાના વધારે સારા લાગે છે.

### ૫. ભાતના વડાં.

૧ શેર ચોખા.
અચ્છેર ઘઉંનો લોટ.
નવટાંક તેલ મોવણનું.
હળદળ જરાક
મીઠું જોઇએ એટલું.
સુકાં મરચાં ત્રણ ચમચી.

ચોખાના વડાં કરવા હોય ત્યારે ચોખા પહેલા ઓરવા, ને બરોબર ચઢયા પછી એક કથરોટમાં ઠંડા પડવા દઇને સારા ચોળી નાખવા. પછી અંદર મોહેલો લોટ ને મસાલો નાખી એકઠો લોંદો કરવો. લોટમાં પાણી રેડવું નહીં ને જો ભુલથી પાણી પડશે તો એકદમ રાબડા જેવો થઇ જશે. માટે ભાતને પણ સારો ટાઢો પડવા દેવો. પછી સારૂં એકમેક કરીને લુગડાપર નાના ને પાતળાં વડા થેપવાં. જો બહુજ પાતળાં થાય તો ફુલે નહિં માટે કાળજીથી કરવાં. કઢાઇમાં તેલ મુકી કકડે એટલે એક એક મૂકવું. બે મૂકીએ તો ભેગા થાય, માટે એ સંભાળી તળવા. એ વડા ઉનાં ઉનાં ઘણા સારાં લાગે છે. માટે જમતી વખતે કરવાં. એ વડાં કેરીના રસમાં ઘણા સારા લાગે છે. રસમાં ખાવાથી મઝા પડે છે. આ વડાં પચવામાં હલકાં છે.

### ૬. ચણાની ગોળીનું શાક.

અચ્છેર ચણાનો લોટ.
૨ ચમચી ખાંડેલાં મરચાં.
હળદળ જરાક
મીઠું જોઇએ એટલું.
દહીં પાશેર.
હીંગ જરાક
ખાંડ જોઇએ એટલી.
નવટાંક તેલ.

અચ્છેર ચણાના લોટમાં ૧ રૂપીઆભાર મોવણ તથા મસાલો નાંખવો. પછી તુવેરના લીલવા જેવડી પણ કઠણ ગોળી કરીને એક કઢાઇમાં તેલ મૂકીને એ સારી ધીમે ધીમે તાપે થવા દેવી. નહિ તો એકદમ ખરી થઇ જાય તો સારૂં શાક લાગે નહિ. ગોળી સારી શીઝીને-થાય ત્યારે એમાં ભાગેલું દહી નાંખવું ને જરાક ખાંડ પણ નાખવાની. લચકા જેવું થાય ત્યારે નીચે ઉતારી શાક ખાવાના કામમાં લેવું. એ શાક તુવેરના લીલવા જેવું સવાદમાં લાગે છે. જેને ગમે તે લીલા મરચાં, કોથમીર અગર બીજો મશાલો પણ ગોળીઓમાં નાખી શકે, અને લસણ મૂકી વઘારી શકે.

# બ્હેની !

લેખક : રા. " માધાકાકા. "

" ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ ! "
મીઠાં ઓવારણાએ લીધ જો !
બ્હેનીના હેત કયમ વીસરે રે લોલ !

આભમાં ઝબૂકે રૂડી વિજળી રે લોલ !
આંગણે ઝબૂકે મારી બ્હેન જો !
બ્હેનીના હેત કયમ વીસરે રે લોલ !

બાગમાં ખીલે મધુરી કેતકી રે લોલ !
એથીય સુરાગી એની દેહ જો !
બ્હેનીના હેત કયમ વીસરે રે લોલ !

શાન્તિ સરોજ સોહે અન્તરે રે લોલ !
કરૂણાની વહે નયન ધારજો !
બ્હેનીના હેત કયમ વીસરે રે લોલ !

ગુંજે ઘેરા શા એના ગીતડાં રે લોલ !
એના હૈયે ઉઠે રણકાર જો !
બ્હેનીના હેત કયમ વીસરે રે લોલ !

હેતે હૈયામાં રેલી ઉર્મિઓ રે લોલ !
સુખે વહાવ્યા રૂડા રાસ જો !
બ્હેનીના હેત કયમ વીસરે રે લોલ !

શાંતિની સેર ઝીણી વર્ષતી રે લોલ !
માંહી કુંણા જીવનના હાસ્ય જો !
બ્હેનના હેત કયમ વીસરે રે લોલ !



# પવનમાં પાંત્રીસ દિવસ.



મૂળ લેખકઃ ઝુલે વર્ન.
અનુવાદકઃ રા. પ્રભુદાસ સુંદરજી નંદાણી.

## ખંડ ૧ લો. તૈયારીઓ.

### પ્રકરણ પ્હેલું.

### ડૉક્ટર ફ્રુગ્યુસન.

લંડનની રૉયલ જોગ્રાફીકલ સોસાયટીની તા.૧૪-૧-૧૮૬૨ ને દિવસે ૩, વૉટરલુ પ્લેસમાં ભરાએલ સભામાં હાજરી ખુબ હતી. પ્રમુખ સર ફ્રાન્સિસે પોતાના મિત્રો સમક્ષ તાળીઓના ગગડાટ વચ્ચે ઉપયોગી વ્યાખ્યાન આપ્યું, અને છેવટે કહ્યું:

" ભૌગોલિક શોધમાં ઇંગ્લાંડ હમેશાં બીજા દેશોની આગળ રહ્યું છે. ( હીઅર ! હીઅર ! ડૉકટર સેમ્યુઅલ ફ્રુગ્યુસન એ કીર્તિમાં ઉમેરો કરે એમ લાગે છે. જો તેનો પ્રયત્ન સફળ થશે ( એક અવાજ—ચોક્કસ સફળ થશે ) તો આફ્રિકાનો નકશો સંપૂર્ણ બની શકશે. અને પ્રયત્ન નિષ્ફળ જશે તો એક ભગિરથ પ્રયાસ તરીકે અમર રહી જશે. "

તાળીઓનો ગગડાટ ગજબ હતો. 'હુરરા ફૉર ફ્રુગ્યુસન ' આખી સભા જોરથી બોલી ઉઠી. પ્રેક્ષકો મોટે ભાગે દુનિયાના પાંચે ભાગના બહાદુર મુસાફરો હતા.

સદ્‌ભાગ્યે ઇંગ્લાંડમાં ઉત્સાહ ફક્ત શબ્દોમાંજ નથી હોતો. ટંકશાળ જેટલીજ ઝડપથી તે પણ સિક્કા પાડે છે. ફ્રુગ્યુસનને ઉત્તેજન આપવા માટે તરતજ ૨૫૦૦ પાઉન્ડ તેને આપવાનું નક્કી થયું.

સોસાયટીના એક સભ્યે પૂછ્યું, " ડૉકટર ફ્રુગ્યુસન અહિં આશીર્વાદશીયલી હાજર છે ને ?"

"ડૉકટરની વ્યવસ્થા એસેમ્બ્લીના હાથમાં છે. " પ્રમુખે જવાબ આપ્યો.

ડૉકટરને બોલાવવા માટે ચારે બાજુએ બુમો પાડવામાં આવી. એક વૃદ્ધ ચીડીયો કેપ્ટન બોલી ઉઠ્યો, " આ બધું અગમ્ય લાગે છે. "

" ડૉકટર ફ્રુગ્યુસન નામનો કોઇ માણસજ હોય એ માનવાની હું ના પાડું છું. " એક ઇર્ષાળુ અવાજ આવ્યો.

" આ બધું ઉપજાવી કાઢ્યું લાગે છે. " એક લ્હેરી સભ્ય બોલી ઉઠ્યો.

" ડૉકટર ફ્રુગ્યુસનને અહિં આવવાનું કહો. " પ્રમુખ બોલ્યો.

અને તરતજ તાળીઓના કાન ફાડી નાખે એવા અવાજ વચ્ચે ડૉકટર દાખલ થયો. તે જરા પણ અસ્વસ્થ કે ગભરાયલો દેખાતો ન્હોતો. તે લગભગ ચાલીસેક વર્ષની ઉમ્મરનો સાધારણ લંબાઇ અને મધ્યમ બાંધાનો માણસ હતો. તેનું નાક મોટી શોધો કરવા માટે સરજાયેલ માણસ જેવું મોટું હતું. બહાદુરી કરતા હોશીયારી બતાવતી તેની કોમળ આંખો તેના મુખમુદ્રાને આકર્ષક બનાવતી હતી. તેના પગ, એક સરસ ચાલનારની મક્કમતાથી જમીન પર પડતા હતા.

તેનો દેખાવ દબદબાભરેલો ગંભીર દેખાતો હતો. તે કોઇની હરામખોરીનું હથીયાર બનેલ છે એવો વિચાર જ મનમાં આવી શકે તેમ ન્હોતું. તેણે ઇશારાથી મિત્રભાવે શાંત રહેવા કહ્યું ત્યારે જ તાળીઓ અટકી. પોતા માટે રાખેલ ખૂરશી પાસે તે ગયો. તે ત્યાં ઉભો રહ્યો અને ગૌરવશાળી દૃષ્ટિથી પોતાના જમણા હાથની પ્હેલી આંગળી આકાશ તરફ ઉંચી કરીને, મોઢું ઉઘાડીને એકજ શબ્દ કહ્યો.

"એકસેલ સીયર" (વધુ ને વધું ઉંચે)

આ એકજ શબ્દે પ્રમુખના આખા વ્યાખ્યાનને આંટી દીધું. તે સિવાય લોકોએ જોઇ લીધું કે ડૉકટર પ્રતાપી, મહાન, નમ્ર અને વિનિત છે.

આ ડૉકટર કોણ હતો? અને શી 'મોથ' મારવા જતો હતો?

યુવાન ફ્રૅરગ્યુસનનો બાપ અંગ્રેજ નૌકાસૈન્યમાં બહાદુર 'કપ્તાન' હતો. તેણે પોતાના પુત્રને પોતાના ધંધાના સાહસ અને સંકટોથી પરિચિત કરી દીધો લાયક પિતાનો આ લાયક પુત્ર ભય શું છે એ ન્હોતો જાણતો. ન્હાનપણથી જ તે વિજ્ઞાન અને અઘરાં મ્હેનતવાળા કાર્યો માટે શોખ ધરાવતો થયો તે સમયચતુર પણ હતો.

પ્રવાસવર્ણનો વાંચી વાંચીને તેણે કલ્પનાશક્તિને ખૂબ પોષણ આપ્યું. ઇશુના ઓગણીસમાં સૈકા સુધીની બધી ભૌગોલિક શોધો તે સમજી ગયો. તે મંગોપાર્ક, બ્રુસ, કેલીએ, લેવેલા અને સેલકો તથા રોબીન્સન ક્રુઓનો કીર્તિ મેળવવાના જાગ્રત સ્વપ્ન અનુભવવા લાગ્યો. '

દુનિયાના ચારેય ખૂણામા મુસાફરી કરવાથી તેનો આ શોખ પરિપકવ થયો. તેના બાગે તેની શકિતઓને જોર આપવા હાઇડ્રોગ્રાફી, ( સમુદ્ર, તળાવ, સરોવર, નદીઓ અને બીજા પ્રાણીના ભાગના નકશા બનાવવાની વિદ્યા ), ફિઝીક્સ ( પ્રકૃતિશાસ્ત્ર ). મિકેનીક્સ ( યંત્રશાસ્ત્ર ), નો સંપૂર્ણ અભ્યાસ અને બોટની ( વનસ્પતિશાસ્ત્ર ) નો સાધારણ અભ્યાસ કરાવ્યો. તેને બાવીસ વર્ષનો કરીને તેનો બાપ સ્વર્ગે સંચર્યો. પણ ત્યાં સુધીમાં તો આખી દુનીયાને તે ચક્કર મારી આવ્યો હતો. બંગાલમાં તે એન્જીનીયર તરીકે જોડાયો. પણ ' હુકમ કરવો ' અને ' હુકમ ઉઠાવવો ' બન્ને ચીજ તેને નાપસંદ હોવાથી આ જગ્યા તેને ન ફાવી. શિકારમાં અને ' બોટેનાઇઝીંગમાં ' તે ઉત્તર હિંદ સુધી ગયો. ફકત ફરવાની ખાતર જ કલકત્તાથી સુરત અને સુરતથી ઓસ્ટ્રેલીઆ ગયો. ત્યાં ઇ. સ. ૧૮૦૫ માં કેપ્ટન સ્ટર્ટના ' એકસપીડીશન ' ( ભૌગોલિક શોધ માટેની મુસાફરી )માં કાસ્પીશીયન સમુદ્ર શોધી કાઢવામાં ભાગ લીધો આ સમુદ્ર ન્યુ હોલેંડની મધ્યમાં હોવાનું મનાય છે.

ડૉ. ફ્રૅરગ્યુસન ઇ. સ. ૧૮૫૦ માં ઇંગ્લાન્ડ પાછો ફર્યો. પણ ' શોધના રાક્ષસે ' તેના પર કાબુ મેળવેલ હોવાથી કૅપ્ટન મેકલરના એકસપીડીશનમાં બહેરીંગની સામુદ્રધુનીથી કેપ ફેરવેલ સુધી આખા અમેરીકા ખંડમા ફર્યો. ગમે તે મુસ્કેલીમાં અને ગમે તે રૂતુમાં ડૉકટર તબીયત અજબ રીતે સાચવી શકતો. ગમે તેટલી વિપત્તિમાં તે લ્હેરથી રહી શકતો, ઇચ્છા થાય ત્યારે પેટ મોટું કરી શકતો, ઇચ્છા થાય ત્યારે સાવ ન્હાનું કરી શકતો; ઇચ્છા થાય ત્યારે પગ ગોઠા કરી શકતો; ઇચ્છિત સમયે ઉંઘી શકતો અને ઇચ્છિત સમયે જાગી શકતો. ઇ. સ. ૧૮૫૫ અને ૫૬ માં સ્ચાગીન્ટેટ બ્રધર્સ સાથે તે પશ્ચિમ તિબેટમાં ફર્યો. આ બધી સફરો દરમ્યાન દોઢ લાખથી પણ વધુ નકલનાં ફેલાવાવાળા ' ડેલી ટેલીગ્રાફ ' પત્રના ખબરપત્રી

તરીકે પણ કામ કરતો. તે લંડન, પારીસ, બર્લિન, કે સેંટપીટર્સબર્ગની રોયલ જોગ્રાફીકલ સોસાયટીઓ, ટ્રાવેલર કલબ કે રોયલ પોલીટિકનીક ઇન્સ્ટીટયુટનો પણ સભ્ય ન્હોનો. જાં ઉપલાં કારણોને લીધે તે પ્રખ્યાત થયો હતો. તેને વાતો કરવા કરતાં અને વ્યાખ્યાનો આપવા કરતાં મુસાફરીઓ કરી કરીને નવી નવી શોધો કરવાનો વધુ શોખ હોવાથી ઉપલી સોસાયટીઓમાંથી એકેયનો તે સભ્ય ન્હોતો થયો.

એમ કહેવાય છે કે એક અંગ્રેજ જીનીવાનું પ્રખ્યાત સરોવર જોવા ગયો. રેલ્વે ટ્રેનના કેટલાક ડબાઓમાં આડી બેન્ચ હોય છે તેવી આડી સીટવાળી ગાડીમાં તે સરોવર જોવા નીકળ્યો. હવે બન્યું એમ કે આ ગૃહસ્થને, પીઠ સરોવર તરફ રહે તેવી જગ્યા મલી. ગાડીએ ધીમે ધીમે સરોવરને ચક્કર માર્યું. તે દરમ્યાન મોઢું ફેરવીને સરોવર જોવાનો વિચાર જ તેને ન આવ્યો. તેને જેમ બેસાડયો હતો એમ બેસી જ રહ્યો. અને આમ સરોવર જોયા વિનાજ, તેનાં વખાણ કરતો કરતો ઇંગ્લાંડ પાછો આવ્યો.

ડૉ. ફરગ્યુસન આ જાતનો માણસ ન્હોતો. તેણે પોતાની મુસાફરી દરમ્યાન જેટલું જોઇ લેવાય તેટલું ધ્યાનપૂર્વક જોઇ નાખ્યું હતું. તે જબરદસ્ત પ્રારબ્ધવાદી હતો. તે કહેતો કે "ઈશ્વર મને-મુસાફરી કરવાની ફરજ પાડે છે" તે યંત્રવત મુસાફરીઓ કરતો. જે રસ્તે જવાય તે રસ્તે કાંઇ પણ વિચાર કર્યા વિના દોરાતો.

તાળીઓના ગગડાટ તરફની તેની બેદરકારીથી આશ્ચર્યચકિત થવાનું નથી. તે અભિમાનથી પર હતો. પ્રેક્ષકો પર પોતે કેવી અસર કરી હતી, તે જોવાની પણ તેને દરકાર ન્હોતી.

વ્યાખ્યાન પુરું થયા પછી ટ્રાવેલર કલબમાં તેના માનમાં 'બેન્કવેટ' ખાણું હતું, ત્યાં તેને લઇ જવામાં આવ્યો ખાણું બધું બાદશાહી હતું.

આજસુધીમાં આફ્રિકામાં શોધ કરનાર નીચેના મુસાફરો અને છેવટે ડૉકટર ફરગ્યુસનની સલામતી બધાયે પીધી.

એબેડી, એડમ્સ, એન્ડરસન, આર્નોડ, બેકી, બાલ્ડવીન, બાર્થ, બેટુડા, બીક, બેલ્ટ્રામ ડુ બેર્ગા, બિમ્બાચી, બોલોનેત્રી, બોલ્વીક, બોલ્ગોની, બોનેમેં, બ્રિસન, બ્રાઉન, બ્રુસ, બ્રુન-રોલેટ, બર્શેલ. બખીક, બર્ટન, કેલોડ, કેમ્પબેલ, કેલે, ચેપમેન, કલેપર્ટન, કલોટ-બેટ કોલોમીઓ, કુર્વાલ, કમીંગ, કની, ડેબોનો, ડીકન, ડેનહામ, દેસાવાંશે, ડિકસેન, ડીકસન, ડુશા, ડુશેલું, ડંકન, ડુરાં, ડુરલે, ડુવેરીએ, એકાર્ટ, ડેસ્કેરા, ફેરે, ફ્રેન્સલ, ગેલીનીએ, ગેલ્ટન, જીઓફ્રોય, ગોલ્બેરી, હાન, હામ, હાર્નિએ, હેક્કાર્ટ, હુગ્લીન, હોર્નમેન, હુટન, ઇમ્બર્ટ, કોફમેન, નોબ્લેશે, રાફ, ક્રુમેર, લેફાર્ગ, લેન્ગ, લેઝાઇસ લેમ્બર્ટ, લેમીકલ, લેમ્પ્રીએ, જોન લેન્ડર, રીચર્ડ લેન્ડર, લેફેબ, લીજે, લેવેલાં, લિવીંગસ્ટન, મેકકારથી, મેઝીઆર, મેઝા, મેલ્ઝાક, મોફા, મોલીએં, મોન્ટીરો, મોરીઝન, મંગો-પાર્ક, નેઝાં, ઓવેરવે, પેનેટ, પેટીરીઓ, પેસ્કલ, પીઅર્ઝ, પેદી, પેને, પેયેરીક પોન્સે, રેકસ, રેડ્ફ્લ, રેથ, રેલમેન, રીચર્ડસન, રીલે, રીશી, રોશે દેરીકુર્ટ, રુગાવી, રોશે, રૂપેલ, સોનીએ, સ્પીક, સ્ટેન્વર, થીબો. ટોમ્સન, થોર્નટન, ટુલ, ટુઝની, ટ્રોટર, ટુકી, ટીર્વીટ, વોડી, વેસીએ, વિન્સેન્ટ, વિકો, વોજેલ, વોલ્બર્ગ, વેરીગટન, વોશીંગ્ટન, વર્ન, વાઇલ્ડ,

આફ્રિકાના મહાન પ્રદેશોની અગોચરતા હવે સાવ ચાલી જાય એમ લાગે છે. જે કોયડો સાઠ સાઠ સૈકાઓના ભૂગોલકો, ( Geographers ) ને મુંઝવી રહ્યો હતો, તેનો ઉકેલ અર્વાચીન 'ગુડીપસ' કરવા ધારે છે. નાઇલનાં મૂળ શોધી કાઢવાના પ્રયાસને એક વખત મૂર્ખતાભરેલ ગણી કાઢવામાં આવ્યો હતો. નવી સંસ્કૃતિના ત્રણ રસ્તા આજ સુધીમાં ખુલ્યા છે. એક ડા. બાર્થનો. તે ડેનહામ અને કલેપરટને બતાવેલ રસ્તે સુદાન સુધી પહોંચ્યો. બીજો ડા. લીવીંગ-સ્ટનનો તે કેપ ઓફ ગુડ હોપથી ઝાંબેસીના ઝરા સુધી ગયો. ત્રીજો કેપ્ટન ગ્રાન્ટ અને સ્પીકનો, તેમણે મધ્ય ભાગનાં સરોવરો શોધી કાઢયાં, આફ્રિકાના હૃદય સુધી પહોંચ્યા. આજ સુધીમાં કોઇ મુસાફર ત્યાં સુધી પહોંચી શકેલ થી. આ દિશા તરફ બધા પ્રયાસ થવા તેઇએ. આ બધા વૈજ્ઞાનિકોના સુંદર કાર્યમાં ા. ફરગ્યુસનના ભગિરથ પ્રયાસનો ઉમેરો વાનો છે. ડા. ફરગ્યુસન તેમની જુદી જુદી સાફરીઓથી અમારા વાચકવર્ગમાં જાણિતા . આ બહાદુર શોધક આખા આફ્રિકા ંડને પૂર્વથી પશ્ચિમમાં બલુનમાં બેસીને ઓળંગવા ધારે છે. જો અમને મળેલી હકી-તો ખરી હોય તો, તેમનું ઉપડવાનું સ્થાન ર્વ કિનારા પર આવેલ ઝાંઝીબારનો દ્વિપ છે. આ પ્રયાસ માટે ગઇ કાલે રોયલ જોગ્રો-ફીકલ સોસાયટીએ ૨૫૦૦ પાઉન્ડ આપવાનું ઠરાવ્યું છે. જગતના ઇતિહાસમાં આ અદ્વિ-તિય સાહસની ખબરો અમે અવારનવાર અમારા વાચકોને આપતા રહીશું."

આ લેખે ખૂબ હોહાટ મચાવ્યો. શરૂઆ-તમાં તો આ વાતનો કોઇને વિશ્વાસ ન્હોતો બેસતો. ડા. ફરગ્યુસનં મી. બાર્નમના બીજી આવૃત્તિ મનાવા લાગ્યો. બાર્નમે ટાઢા પ્હોરની ગપ્પો હાંકીને અમેરીકાને બનાવ્યું હતું અને ઇંગ્લાન્ડને બનાવવા પ્રયાસ કરતાં તેનું પોકળ બ્હાર પડી ગએલું.

જીનીવાના, 'બુલેટીન ડલા સોસીએટ જોગ્રાફીક'ના ફેબ્રુઆરીના અંકમાં ઉપલા લેખનો કટાક્ષમય ઉત્તર આવ્યો. તેમાં લખનારે લંડનની રોયલ સોસાયટી અને ટ્રાવેલર કલબની સારી પેઠે 'રેવડી' કરી હતી. પણ પીટરમેને ગોથાથી પ્રગટ થતા 'મીથીલુંગે' માં જીનીવાના છાપાને એવો તો આકરો જવાબ આપ્યો કે તે છાપું તો ચુપ થઇ ગયું. પીટરમેન ડા. ફરગ્યુસનને બરાબર ઓ-ળખતો હોવાથી, તેણે આ વાતના સાચા-પણાની જાહેર પ્રજાને ખાત્રિ આપી.

હવે શંકાને સ્થાન ન રહ્યું. લંડનમાં મુસાફરી માટે તૈયારીઓ થવા લાગી. ધી લાયન્સ મેન્યુફેકચરર્સને રેશમના બલુનનો સ્પેશ્યલ ઓર્ડર મળ્યો. બ્રિટીશ ગવર્નમેન્ટે ડાકટરના ઉપયોગ માટે 'રેઝોલ્યુટ' વહાણ તૈયાર રાખ્યું. અભિનંદનના હજારો કાગળો આવવા લાગ્યા. જોગ્રોફીકલ સોસાયટીની પત્રિકાઓમાં આ સાહસની સંપૂર્ણ વિગતો પ્રસિદ્ધ થઇ. 'નુવે આનાલે ડે વોયજ ડલા જીઓગ્રાફીક લાર્કીઓલોગી, એ ડ લીસ્ટરી' માં મી. વી. એ. માલ્ટબર્નનો એક સરસ લેખ પ્રગટ થયો.એક બીજા પત્રમાં ડા. કોનરે એક લેખ લખ્યો. તેમાં મુસાફરીમાં સફળતાની સંભવિતતા, મુશ્કેલીઓ, હવાઇ મુસાફરીથી થતા ખાસ લાભ વિગેરે ડા. ફરગ્યુસનની તર-ફેણમાં લખ્યું હતું. તેણે એક વાત માટે સખ્ત વાંધો લીધો હતો, અને તે ઉપડવાના સ્થળ માટે. તેણે જણાવ્યું કે. "મેસોવા ઉપડવા માટે વધારે સારૂં સ્થળ છે. મેસોવા આબીસીનીયન બંદર છે. પ્રખ્યાત જેમ્સ બ્રુસ નાઇલના મૂળ શોધવા આ જગ્યાએથી જ ઉપડયો હતો." તેણે ડા. ફરગ્યુસનના આત્મબળના અને આવા ભયાનક સાહસનો

વિચાર કરનાર અને તેને અમલમાં મુકવા પ્રેરનાર ડૉકટરના લોખંડી હૃદયનાં તેણે ખૂબ વખાણ કર્યાં હતાં.

આખા ઇંગ્લાંડમાં ખૂબ સરતો થવા માંડી. પ્હેલાં તો ડૉ. ફરગ્યુસન નામનો માણસ જ હૈયાતીમાં છે કે નહિ તે ઉપર, પછી આ મુસાફરીની વાત ખરી છે કે નહિ, મુસાફરી કરવાનો પ્રયાસ થશે કે નહિ, તે સફળ થશે કે નહિ, છેવટે ડૉ. ફરગ્યુસન ઇંગ્લાંડના 'ઝાડવાં' ફરીથી જોઇ શકશે કે કેમ તે ઉપર શરતો રમાવા લાગી. ડર્બીની લોટરી કરતાંય વધુ રકમની સરતો થતી હતી. શ્રદ્ધાળુ કે અશ્રદ્ધાળુ, વિદ્વાન કે અભણ બધાની નજર ડૉકટર સામે હતી. જે કોઇ પૂછતું તેને તે ખુશીથી મુસાફરી સંબંધે બધા ખબર આપતો. તેની પાસે ગમે તે કોટીનો માણસ સ્હેલાઇથી પહોંચી શકતો. કેટલાક સાહસિક માણસોએ આ સાહસની કીર્તિ અને સંકટોમાં ભાગ લેવા દેવા માટે પોતાને સાથે લેવા ડૉકટરને વિનંતી કરી. પણ ડૉકટરે તેમને કાંઇ પણ કારણ બતાવ્યા વિના ચોકખી ના પાડી.

બલુનના કેટલાક પારંગત કારીગરો પોત પોતે બલુનમાં કરેલા સુધારાનો ઉપયોગ કરવા સૂચવ્યું. તેમને પણ તેણે ના પાડી, કોઇ જ્યારે તેને પૂછતું કે 'બલુન સંબંધે તમે કાંઇ સૌથી સરસ શોધી કાઢ્યું છે ?" ત્યારે તે ખુલાસો કરવાની ના પાડતો.

મુસાફરીની તૈયારીઓ ધમધોકાર ચાલવા માંડી.

( અપૂર્ણ. )



**સાંજ વર્તમાન પતેતી અંક ૧૯૨૬ :**

દર વર્ષની જેમ ચાલુ વર્ષમાં પણ પ્રસિદ્ધ દૈનિક સાંજ વર્તમાને પારસીભાઇઓના નવા વર્ષના તેહેવારો ઉપર પોતાનો દળદાર પતેતી અંક પ્રકટ કર્યો છે. એ બસો પાનાંનો મોટો થોથો વિધવિધ વિષયના અંગ્રેજી તેમજ ગુજરાતી લખાણોથી ભરપૂર હોઇ રસિક વાચક વર્ગ માટે સારો ખોરાક પૂરો પાડે છે. ગુજરાત તેમજ ગુજરાત બ્હારના અનેક નામાંકિત લેખકોએ એ અંક માટેની સામગ્રી પૂરી પાડી છે. ખાસ કરીને મહાત્મા ગાંધીજીનો રેંટિયા અને ખાદી વિષેનો સંદેશો ધ્યાન ખેંચે છે. કેટલીક સુંદર વાર્તાઓ અને મનનીય લેખો ઉપરાંત રા. તારાપોર અને રા. બાટલીવાલાના સુંદર ફોટો ચિત્રો અપાયાં છે. શકુંતલા સંબંધી ચિત્રો આ અંકનું ખાસ આકર્ષણ છે. આવો સુંદર અંક પ્રકટ કરવા માટે એ પત્રના સંચાલકોને અમારાં અભિનંદન.



આઇરલેંડમાં એક જુનો રીવાજ છે કે કન્યાએ લગ્ન પ્હેલાં પોતાના બધાં સ્નેહી સંબંધીઓને પોતાને ત્યાં જમવા નોતરવાં જોઇએ અને એ જમણની બધી વાનીઓ તેણે જાતે રાંધીને તૈયાર કરવી જોઇએ. જો એ જમણથી તેના મ્હેમાનો ખુશ થાય તો તેનાં વખાણ કરે અને તેમ થવાથી તેની નાની બ્હેનોને પણ મદદરૂપ થઇ પડે. કારણ કે પછી એમજ માની લેવાય કે તેની બ્હેનો પણ પાકશાસ્ત્રમાં તેના જેટલીજ પ્રવીણ હશે. હિંદમાં–ખાસ કરીને ગુજરાતમાં હજી એ લાયકાતનું ધોરણ ઘણે ઠેકાણે પ્રવર્તે છે.

# " તમે રમજો રણસંગ્રામ "

લેખક : રા. ગજાનન વિશ્વનાથ જોશી.

("મ્હાર સાવઝશરા નાથ હો, ત્હારે દેશ કશા પરદેશ ?" એ ગીતની રાહ:)

મ્હારાં સૂરજસોણાં દૂધ હો !
તમે રમજો રણસંગ્રામ: ( ટેક )

કુંકુંમ શોભે ચાંદલોને, મંગળભાગ્ય સોહાય;
રણધીર સુખ આપી રહે, કૈં નીતરે શોણિતછાંય.
મ્હારાં૦ (૧)

યુદ્ધ તણા ધમકારને (કૈં) અશ્વ તણા રણખેલ;
ધીંગાણાના જોમ કૈં ત્હારે હૈયે ભરતાં હેલ.
મ્હારાં૦ (૨)

શોણીતની જ્યાં ધાર ઉડે ને, મર્દ મરે રણવીર;
(ત્યાં) હસતે મુખ મરજો વીરા, કૈં કીર્તિને વરી વીર !
મ્હારાં૦ (૩)

થાશે ડંકા વ્યોમમાંને, (એ) દિગન્ત-કીર્તિધામ,
"હોકારો" તુજ મુખનો, સુણી ભાંગો દુશ્મન હામ.
મ્હારાં૦ (૪)

જય-મુગટે વળજો હો વીરા ! હૈયે લેશું અંક;
નહીં તો મળશું ધામમાં, જ્યાં રાજે રણના રંગ.
મ્હારાં૦ (૫)

કાયદાની દ્રષ્ટિએ

# ગુજરાતની હિંદુ સ્ત્રીઓનું સ્થાન.

લેખકઃ મનહરનાથ માણેકનાથ ધારેખાન
બી. એ. એલએલ બી. એડવોકેટ.

## સ્ત્રી વારસો–રેખાદર્શન.

**સ્ત્રી–વારસો. બંગાળ–બનારસ–મિથિલમાં પાંચજ સ્ત્રી વારસો.**

( ૧ ) સ્ત્રીઓ વારસ હોઇ શકે કે કેમ ? એ પ્રશ્ન હાલના જર્જરિત થએલા એકત્ર અને અવિભક્ત કુટુંબમાં ઉપસ્થીત થયોછે. બંગાળ–[1] બનારસ[2] અને મિથિલા પ્રદેશોમા તો નિર્ણિત થયુંજ છે કે મનુસ્મૃતિ વિગેરે આદ્ય ગ્રંથોના આદેશ શિવાય કોઇ પણ સ્ત્રી પુરૂષવર્ગની વારસ થઇ શકતી નથી. પરિણામે તે પ્રદેશોમાં વિધવા સ્ત્રી ( અર્થાત્ વિધવા પત્નિ ), પુત્રી, માતા, દાદી અને દાદીનીમા–એટલી પાંચજ સ્ત્રીઓને વારસાઇ હકમાં સ્થાન છે. આ સિદ્ધાત બૌદ્ધાયનના ગ્રંથ ઉપરથી પ્રતિપાદિત થએલો હોય એમ લાગે છે.[3]

**ગુજરાતમાં તે પાંચ શિવાય બીજી સ્ત્રીઓ છે.**

( ૨ ) તે પાંચ ઉપરાંત ગુજરાતના પ્રદેશમા સ્ત્રીઓને પણ સ્થાન છે. તેમજ તેમના હક પણ એ પ્રદેશમાં વિસ્તૃત છે પરંતુ તે સંબંધમાં આગળ ચર્ચવામાં આવશે. તે વધુ સ્ત્રીઓઃ–( ૧ ) બ્હેન ( ૨ ) પિતાની બ્હેન અર્થાત્ ફોઇ–સગી અથવા સાવકી. ( ૩ ) જેઓ ગોત્રજ સપિંડ હોય તેમની વિધવા. ( ૪ ) સ્ત્રી બંધુઓ.–કાયદામાં ગોત્રજ સપિંડ તથા બંધુ કોને કહે છે તે આગળ સમજાવામાં આવશે.

**તેનું કારણ ગુજરાતમાં લોક રિવાજ.**

( ૩ ) આદ્ય ગ્રંથોમાં જે સ્ત્રી–વારસોના નામ સુચવ્યાં છે તે ઉપરાંત જે ગુજરાત બીહાર અને સીંધના પ્રદેશોમાં ઉપર જણાવેલી સ્ત્રીઓને વારસાઇ હકમાં સ્થાન આપવામાં આવ્યું છે, તેનું કારણ "લોક–રિવાજ" હોય એમ સ્પષ્ટ રીતે જણાય છે.[4] આધુનિક સમયમાં " રિવાજને " કાયદા જેટલુંજ માન આપવામાં આવે છે.[5] પરંતુ તે " રિવાજ " બહુજ જૂનો હોવો જોઇએ, અને કાયદા વિરૂધનો ન હોવો જોઇએ.

( ૪ ) હવે દરેક ઉપર જણાવેલી સ્ત્રીનું પ્રથક્ પ્રથક્ સ્થાન તપાસીએ. આ વારસોને વારસામાં મળેલી મીલકત ઉપર કેટલો હક છે તે આગળ વર્ણવામાં આવશે.

---

૧ ( 1870 ) 5 Beng. L. R. 15-37. ગુરૂ ગોવિંદ વિ. આનંદલાલ.

૨ ( 1905 ) 28 All 307. જગન્નાથ વિ. ચંપા.

૩ ( 1880 ) 5 Bom. 110-1૨. C. P. લલ્લુભાઇ વિ. કાશીબાઇ.

૪. 2 Bom 388 ( F. B. ) લલ્લુભાઇ વિ. માનકુંવરબાઇ 16 Bom. 716 રામબા વિ કલિંગબા

૫. 5 Bom. 110-124. P. C. લલ્લુભાઇ વિ. કાશીબાઇ. ડા. ગોરનો હિંદુ કોડ. પાન. ૧૦૪૪ ( બીજી આવૃત્તિ )

**પહેલાં "પ્રથમ હક્કદાર વારસો" પછી આ લોકો**

( ૫ ) આ સ્ત્રીઓને "પ્રથમ હક્કદાર વારસો"[1] પછી સ્થાન મળે છે. એક ગુજરાતીનો પ્રથમ હક્કદાર વારસ પુત્ર છે પછી પૌત્ર-પછી પ્રપૌત્ર-પછી વિધવા-પછી પુત્રી-પછી દોહિત (અર્થાત પુત્રીનો પુત્ર )-પછી માતા-પછી પિતા-પછી ભાઇ-પછી ભત્રીજો(અર્થાત ભાઇનો પુત્ર)-પછી દાદી-પછી સગી બ્હેન-પછી સાવકી બ્હેન[2]-પ્રપ પોત્ર વિગેરે—'આમ દર્શાવ્યા પ્રમાણે બ્હેન આવે છે. વળી બ્હેનને ગોત્રજ સપિંડ તરીકે ગણવામાં આવે. છે

**તે "પ્રથમ હક્કનું જુથ" પછી બ્હેન-બ્હેનનું સ્થાન**

[3]સાવકા ભાઇના છોકરાનું સ્થાન બ્હેન પછી આવે છે પણ પહેલાં નહિં. કાકા કરતા બ્હેનને પ્રથમ હક છે. [4]બ્હેનને જે મીલકત મળે છે તે એકત્રિત અને અવિભક્ત નહીં પણ સ્વતંત્ર અને વિભક્ત મળે છે.[5]સાવકી બ્હેનનું સ્થાન સાવકાભાઇ પછી છે.[6]

**ગોત્રજ સપિંડની વિધવા, તેનું સ્થાન અને નિયમો.**

ઉપર જણાવ્યું છે તે પ્રમાણે પ્રથમ બ્હેન પછી કોઇ આવે છે. અને પછી ગોત્રજ સપિંડોની વિધવા આવે છે. આ સંબંધમા ઘણો વિવાદ છે; પરંતુ હવે એટલું તો નિર્ણિત થઇ ગયું છે કે (અ) "પ્રથમ હકદાર વારસોના" જુથ પછી બ્હેન અને પછી આ વિધવાઓ: (બ) જે ગોત્રજ સપિંડની વીધવા હોય તેનીજ જગ્યાએ આવે છે-અર્થાત જેની તે વીધવા હોય અને જો તે હયાત હોય અને જે સ્થાન તે ભોગવે, તેજ સ્થાને તે ગણાય.[7] (ક) જ્યારે સવાલ પાસેની એક ગોત્રજ સ્ત્રી અને છેટેના ગોત્રજ પુરૂષ વચ્ચે હોય, ત્યારે પાસેની ગોત્રજ સ્ત્રી વધારે હકદાર ગણાય છે.[8] (ડ) આ બન્ને પુરૂષ અને સ્ત્રીની વારસ થઇ શકે છે. જ્યારે સ્ત્રીની વારસ તરીકે મીલકત મળે છે ત્યારે તેના પર પુરેપુરા હક મળે છે, અને જ્યારે પુરૂષની વારસ હોય છે ત્યારે તેને "વિધવાના હક" મળે છે. વિધવાના હક સંકુચિત છે અને તે સંબંધમાં આગળ ઉપર ઉલ્લેખ કરવામાં આવશે. (ઇ) જે સ્ત્રી બીજી વારનું લગ્ન કરે છે, તેને પ્રથમ વારના પતિના કુટુંબમાંથી વિમુખ કરવામાં આવે છે, અને તેની સ્ત્રીના તેના કુટુંબના વારસાઇ હક નષ્ટ કરવામાં આવે છે.[9]

ધારો કે પ્રશ્ન એવો થયો કે ભાઇની વિધવા હકદાર વારસ ગણાય કે કાકા? ઉપર દર્શાવ્યા પ્રમાણે આ "જુથ"માં વિધવાને તેના પતિનું સ્થાન આપવામાં આવે છે. આ દાખલામાં તેને ભાઇનું સ્થાન મળે. હવે ભાઇ પાસેનો સગો કે કાકો? અલબત્ત ભાઇ પાસેનો સગો. તેથી ભાઇની વિધવાને કાકાના કરતાં પ્રથમ સ્થાન-પ્રથમ હક.

---

૧ મુલ્લાનો હિંદુ લૉ. પા. ૮૨ ( ચોથી આવૃત્તિ ).

૨ વેસ્ટ અને બુલર (ત્રીજી આવૃત્તિ) પા.૧૧૭. ( 1908 ) 32 Bom 300 ભગવાન વિ. રૂખાઇ.

૩ ( 1879 ) 4 Bom 188 કેસરબાઇ વિ. વલ્લભ.

૪ 36 Bom 120. ત્રિકમ વિ. નાથા.

૫ ( 1890 ) 15 Bom. 206 રીંદાબાઇ વિ. અનાચાર્ય.

૬ ( 1879 ) 4 Bom. 188-207 કેસરબાઇ વિ. વલ્લભ.

૭ (1890) 5 Bom 110 લલ્લુભાઇ વિ. કાશીબાઇ = (1912) 14 Bom L. R. 261 અંબાઇદાસ વિ જીજીબાઇ

૮ (1892) 16 Bom 716. 718. રાચવા વિ. કલિંગબા. ( 1914 ) 39 Bom 87 બસંગ વડાનો કેસ.

૯ (1921) 45 Bom. 1247 પ્રાણજીવન વિ. બાઈ ભીખી.

(૬) ગોત્રજ સપિંડ એટલે કોણ અને કયા ગોત્રજ સપિંડને હકદાર વારસ ગણી શકાય તથા તેમનું સ્થાન કયું તે સવાલ આગળ ઉપર સમજાવવામાં આવશે.

**વિધવા તરીકે વારસના તથા અન્ય સ્ત્રીના હકમાં ફેર.**

(૭) આ સ્થાને એટલું જણાવવું જોઇએ કે સ્ત્રી વારસોના હકમાં ફેરફાર છે. જે સ્ત્રી વિધવાના હકથી વારસ બને છે, તેના હકમાં અને જે સ્ત્રી-પુત્રી, બ્હેન વિગેરે જેવાં એટલે કે વિધવા નહિં એવા હકથી વારસ બને છે, તેના હકમાં ફેરફાર છે. વિધવાના હક ઘણા સંકુચિત છે જ્યારે બીજી સ્ત્રીઓના હક વિશાળ અને પુરૂષના સમાનજ છે. આ વિષય લંબાણથી આગળ ચર્ચવામાં આવશે.

(૮) પેરા બેમાં જે સ્ત્રીઓ જણાવી છે તેને જો વધુ વિસ્તૃત કરીએ, તો નીચે દર્શાવેલી સ્ત્રીઓને પણ સ્થાન છે. બ્હેન-કોઇ, ગોત્રજ સપિંડોની વિધવાઓ, પુત્રની વિધવા, સાવકી મા-(અથવા બાપની વિધવા) ભાઇની વિધવા-ભાઇના છોકરાની વિધવા-*કાકાની વિધવા-છોકરીના હકદાર-વારસ છોકરાં* અર્થાત્ છોકરીનો છોકરો-છોકરીની છોકરી -ભાઇની છોકરી-બ્હેનની છોકરી=સ્ત્રી બંધુ પહેલાં કોઇને પહેલું સ્થાન મળે છે.

## (૨)

## લગ્ન.

(૯) હાલના સંજોગોમાં કાયદાની દૃષ્ટીએ લગ્નનો સવાલ મોટો ગહન થઇ પડ્યો છે. છે. જ્યાં "હિંદુત્વ" નષ્ટ થવાની તૈયારીમાં છે, ત્યાં હિંદુઓના કાયદા મુજબ લગ્ન રહેશે કે કેમ તે પણ શંકાસ્પદ છે. પરંતુ અત્યારે તો લગ્નને કાયદાની દૃષ્ટીએ નિહાળવાનું છે. "લગ્ન" એનો શો અર્થ-લગ્ન ક્યારે થાય, કોણ કરે, ક્યારે ન થાય અને થાય તો પરિણામ શું? આવા સવાલ વિચારવાના છે.

**લગ્નની વ્યાખ્યા.**

(૧૦) ડૉ. ગોરના[1] વિચાર પ્રમાણે લગ્ન એટલે "પુરૂષ અને સ્ત્રીનો, કાયદો સ્વીકારતો હોય એવો સંયોગ. હિંદુઓની ગણના પ્રમાણે-હિંદુ-કાયદા પ્રમાણે લગ્નનો અર્થ આમ થાય છેઃ ધાર્મિક ફરજો બજાવવા માટે જે પવિત્ર સંયોગ તે લગ્ન[2]. તે કરાર (contract) નથી. તેથી કરારનામાનો-કાયદો (contract એક્ટ) લગ્નને લાગુ પડતો નથી. પરિણામે જો લગ્ન બાળ-વયમાં-સગીર ઉંમરમાં-કરવામાં આવ્યું હોય તો તે કારણને લીધે, તે લગ્ન રદ થઇ શકતું નથી. હીંદુ-છોકરાંઓના લગ્ન તેમનાં મા-બાપ અથવા વાલીઓ કરે છે, અને તે વિષયમાં છોકરાંની પસંદગીનો સવાલ હોતો નથી[3]. પણ એમ લાગે છે કે ગાંડાનું લગ્ન કાયદા વિરૂદ્ધનું ગણવામાં આવ્યું છે[4]. જો બળાત્કારથી અથવા છેતરપીંડીથી લગ્ન કરવામાં-અથવા કરાવવામાં આવે તો તેવું લગ્ન બીલકુલ ગેરકાયદેસર ગણાય છે[5]. મુંબઇની હાઇકોર્ટની દૃષ્ટીએ લગ્નને 'સંસ્કાર' તરીકે ગણવામાં આવ્યું છે[6].

---

૧. ડૉ. ગોરનો હિંદુ કોડ (બીજી આ.) પા ૨૪૯.

૨. (1907) 32 Bom. 81. સુંદરાબાઇ વિ. શિવનારાયણ.

૩. (1896) 21 Bom 23-30-31. પુરૂષોત્તમદાસ વિ. પુરૂષોત્તમ.

૪. (1911) 38 Cal. 700. મૌજીલાલ વિ. ચંદ્રાવતી= (1891) 11 mad 316.

૫. 14 mad 316. 320. વ્યંકટાચાર્યલુ વિ. રંગાચાર્યલુ.

૬. (1907) 32 Bom. 81. સુંદરાબાઇ વિ. શિવનારાયણ.

( ૧૧ ) લગ્નની વ્યાખ્યાનો આટલો ઉપોદ્દઘાત કરી, મનુમહરાજ તથા યાજ્ઞવલ્કય વિગેરે શું કહે છે તે તપાસીએ. ત્યાર પછી આપણા પૂર્વના સમયમાં શી સમજ હતી, તે જોઇશું અને પછી પૂર્વે રોમ–ગ્રીસ આદી પ્રદેશમાં કેવી સ્થીતિ હતી તે તપાસી, એ વિષયના ઉંડાણમાં જઇશું.

**મહાભારતની પહેલાના સમયમાં લગ્નનો ખ્યાલ.**

(૧૨) મહાભારતના આદિપર્વમાં (પ્ર.૧૨૨) કહ્યું છે કે પહેલાના વખતમાં સ્ત્રી–પુરૂષનો સંબંધ ઢોરના જેવોજ હતો, પરંતુ રૂષીરાજ ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુએ લગ્નની પ્રણાલીકા બાંધી સ્ત્રીઓની એવી કઢંગી સ્થીતિ ઘણા વરસ સુધી રહી. સ્મૃતિઓમાં તથા વેદમાં પણ સ્ત્રી સંબંધી ઉલ્લેખો છે, જેથી એમ દેખાય છે કે તેમની સ્થીતિ સુધરી હતી–પણ ઉંચી કક્ષાએ નહીં. તે વખતમાં પત્નિ અને પુત્ર કોઇ પણ જાતની મીલકત રાખી શકે નહી. મનુસ્મૃતિમાં કહ્યું છે કે " પત્નિ, પુત્ર વિ. ને મીલકત હોઇ શકેજ નહીં; અને જો તેઓ મેળવે, તો જેની તે મીલકત હોય તેની થાય. " મીતાક્ષરમા એક સ્થળે લખેલું છે કે " જ્યારે ગુરૂ અને વિદ્યાર્થી વચ્ચે, પતિ અને પત્નિ વચ્ચે, પિતા અને પુત્ર વચ્ચે તકરાર થાય ત્યારે, તેમનો દાવો ચાલી શકે નહીં." ટુંકાણમાં યાજ્ઞવલ્કય સુધીના સ્મૃતિકારોએ આ પ્રમાણે સ્ત્રીઓની સ્થિતી વર્ણવી છે.

**પહેલાં રોમ અને ગ્રીસના પ્રદેશોમાં વિવાહીત સ્ત્રીઓ.**

(૧૩) સ્ત્રીઓની આવી સ્થીતિ ફકત આપણા હિંદુસ્તાનમાં જ હતી એમ નથી. રોમ અને ગ્રીસ પ્રદેશોમાં પણ તેવીજ સ્થીતિ હતી–આપણા કરતાં વધુ વિચિત્ર હતી. તેઓ તો પોતાની પત્નિઓને વેચતા હતા, અથવા પોતાના ઇષ્ટ મિત્રોને આનંદ માટે અથવા સંતાન માટે ધીરતા હતા. પ્લુટાર્ક એક જગ્યાએ લખતાં જણાવે છે કે ' × ×× × જો કોઇ વૃદ્ધ પતિને યુવાન પત્ની હોય તો, તેને કોઇ સારા દેખાવડા અને પ્રમાણીક યુવાનો સાથે ઓળખાણ કરાવે; તેવા યુવાનો પોતાની ખાસ પસંદગીના હોવા જોઇએ; અને જો એવા યુવાનથી પોતાની યુવાન પત્નીને સંતાન થાય તો, પોતાનાજ સંતાન તરીકે તેને ગણે અને ઉછેરે.[1] તેજ પ્રમાણે જો કોઇ પ્રમાણીક અને નીતિવાન ગ્રહસ્થને કોઇ સ્ત્રી પ્રત્યે તેની મોહકતા તથા સૌંદર્યને લીધે અથવા તેની વિવેકબુદ્ધિ ( modesty) ને લીધે લાગણી (Passion) ઉત્પન્ન થાય તો, તે ગૃહસ્થ તે સ્ત્રીના પતિ જોડે મિત્રતા બાંધી, તેની પરવાનગી લઇ, તેની સાથે સંબંધ બાંધે.[2] ઉપર જણાવ્યા પ્રમાણે, પત્નીની આપ–લે તે સ્પાર્ટન શહેરીઓનો એક મહાન અધિકાર ગણાતો હતો, અને જો તે અધિકાર નષ્ટ કરવામાં આવે તો તેવો માણસ મહાન અપરાધી ગણાતો હતો. પત્નીને પોતાના ઇષ્ટ મિત્રને ધીરવી, તે ઘણી સારી અને મોટી મહેરબાની ગણાતી હતી; આવાજ વિચારોને વશ થઇ, પ્રખ્યાત તત્ત્વવેત્તા સોક્રેટીઝે પોતાની પત્નિને પોતાના યુવાન શિષ્યને ધીરી હતી એમ કહેવાય છે. કેટો (નાનો) અને ક્વીન્ટસના સંબંધમાં પણ એમ જ કહેવાય છે.[3]

---

૧. ડા. ગોરનો હિંદુ–કોડ ( બી. ૭ આ. ) પાન XIV. પેરા. ૨૯.

૨. Plutarch's Lives–Lycurgus (ward lock) P. 36.

૩ Plutarch's Lives–Cato the younger (ward lock) P. 538–39.

**એક કરતાં વધુ સ્ત્રી.**

( ૧૪ ) આદ્યકાળથી આ દેશમાં તથા પ્રાચીન રોમ અને ગ્રીસ પ્રદેશોમાં લગ્ન એક સંસ્કાર ગણાતો હતો. રોમ અને ગ્રીસમાં એક કરતાં વધુ પત્ની થઇ શકતી નહોતી. પણ ત્યાં રખાત તરીકે રખાતી હતી. આવી સ્ત્રીઓથી થતાં સંતાનને હક સારા હતા. વ્યભિચારથી થતાં સંતાનોને તો કંઇ પણ સ્થાન નહોતું. પ્રાચીન ઇજીપ્ત દેશમાં પણ એમજ હતું. સોલોમનને ૭૦૦ વિવાહીત પત્નીઓ–રાણીઓ–હતી અને ૩૦૦ રખાત હતી.

**એક કરતાં વધુ પતિ.**

( ૧૫ ) એક કરતાં વધુ પતિ થઇ શકતા હતા કે કેમ તે સવાલ વિવાદસ્પદ છે. પહેલાના વખતમાં–સ્મૃતિમાં કે કોઇ પણ સ્થળે એક કરતાં વધુ પતિ થઇ શકતા હતા, એવો ઉલ્લેખ નથી. કેટલાક લેખકો સતિ દ્રૌપદીના દાખલાથી એમ પ્રતિપાદન કરવા માગે છે કે એક કરતાં વધુ પતિ કરતા હતા. પણ સતિ દ્રૌપદીના દાખલાથી એ પ્રતિપાદન થઇ શકે એમ નથી એમ ચોક્કસ ગણાય છે. હાલ તો આ પ્રચાર પંજાબમાં તથા હીમાલયના પર્વતના કેટલાક પ્રદેશમાં જણાય છે. તે શિવાય હિંદુસ્તાનના બીજા ભાગમાં પ્રચલિત હોય એમ લાગતું નથી. કોચીન તથા મલબારના કેટલાક પ્રદેશોમાં એક કરતાં વધુ પતિઓના દાખલા મળે છે. પણ હાલ તે રીવાજ નષ્ટ થયો છે એમ લાગે છે.

**પ્રાચીન સમય અને લગ્ન.**

( ૧૬ ) યાજ્ઞવલ્કયની સ્મૃતિ પ્રમાણે ( મીતાક્ષરના અર્થ પ્રમાણે ) તથા મયૂખમાં સમજાવેલી બ્રહસ્પતિ–સ્મૃતિ પ્રમાણે લગ્ન એ એક સંસ્કાર છે. દરેક હિંદુને એના વડવાઓ પ્રત્યે ફરજ છે અને તે ફરજ લગ્ન કર્યાથીજ અદા કરી શકે છે.[1] જેમ પુરૂષને ઉપનયનની જરૂરીઆત–ફરજ–છે તેમ સ્ત્રીને લગ્નની ફરજ છે. હીંદુઓમાં ચાર આશ્રમ જણાવ્યા છે. ( ૧ ) બ્રહ્મચર્યાશ્રમ. ( ૨ ) ગ્રહસ્થાશ્રમ. ( ૩ ) વાનપ્રસ્થાશ્રમ. ( ૪ ) સન્યાસાશ્રમ. જો કોઇ પણ મનુષ્ય આ ચારેમાંથી એક પણ આશ્રમ પાળતો નથી તો તેને વ્રત્ય કહેવામાં આવે છે. અર્થાત ન્યાતબહાર ગણવામાં આવે છે. એવા મનુષ્યને પિંડ આપવાનો અધિકાર નથી, તેમજ લેવાને આપી પણ શકાય નહીં. શુદ્રને પહેલા–ત્રીજા અને ચોથા આશ્રમમાં જવાનો અધિકાર નથી. લગ્નને સંસ્કાર ગણવામાં આવે છે, તેથી તે લગ્ન ગ્રંથી કાયમનીજ ગણાય છે. તેમાં છુટાછેડાનો સંભવજ નથી.[2] પતિના અવસાન પછી સ્મૃતિકારોએ પત્નીને સતિ થવા સુચવેલું છે એટલે છુટાછેડાનો સંભવજ કેમ હોઇ શકે ? આ વિષય ઉપર વિચાર કરતાં એમ લાગે છે કે પ્રાચીન સમયમાં પત્નીઓને તેમના પતિ પ્રત્યે અત્યંત માન તથા લાગણી હશે. તેમનાથી એમના પતિ વગર જીવી શકવું એ અશક્ય લાગતું હશે, તેથીજ તેઓ સતિ થવાનું પસંદ કરતી હશે.

---

( ૧ ) 32 Bom. 81. 93. સુંદરાબાઇ વિ. શિવનારાયણ. 11 Bom 247 ( 252-253 ) ખુશાલચંદ વિ. બાઇ મણી.

( ૨ ) આ વિષય ઉપર કલકત્તા, મદ્રાસ અને અલ્હાબાદ હાઇકોર્ટોના ફેંસલા છે. જુઓ. 3 Cal 305 8 Mad. 169-173. 9 Mad. 466. 17 Mad. 235-212. 13 All. 126-153.

(૧૭) લગ્ન એટલે હીંદુઓના મત પ્રમાણે શું તે આગળ કહ્યું છે.

**સગીર ઉમર વિ. ની લગ્ન ઉપર અસર.** તે અંગ્રેજોના સિદ્ધાંત પ્રમાણે એક "કરાર" નથી. તેથી જો સગીર ઉમરમાં લગ્ન કરવામાં આવ્યું હોય તો તેવું લગ્ન બીનકાયદેસર ઠરતું નથી. આ વિષય પેરા ૧૦ માં ચર્ચવામાં આવ્યો છે.

(૧૮) હવે આપણે લગ્ન કેટલી જાતનાં છે તે સમજીએ. પ્રાચીન

**લગ્ન કેટલી જાતનાં.** હીંદુ-કાયદા પ્રમાણે આઠ જાતના લગ્ન છે. તેમાંથી ચાર જાત માન્ય હતી, અને બીજી ચાર અમાન્ય હતી. હાલતો બેજ જાત માન્ય છે–અને તે (૧) બ્રહ્મ અને (૨) અસુર. મનુસ્મૃતિમાં 'બ્રહ્મ' જાતના લગ્ન માટે નીચેનો ઉલ્લેખ છે. "કન્યાને જર તથા જવાહીરથી શુંગારી, તથા તેને જવેરાતનું દાન આપી, જે યુવક વેદ વગેરે ભણેલો હોય, તથા સારી ચાલ ચલગતનો હોય તેને આપવી." 'બ્રહ્મ' જાત માન્ય છે, જ્યારે 'અસુર' જાત અમાન્ય છે. 'બ્રહ્મ' લગ્ન કોને કહેવાય એ સંબંધમાં સ્મૃતિ તથા દાખલાનો વિચાર કરતાં એમ જણાય છે કે જ્યારે કન્યાનો પિતા અથવા વાલી કોઇ પણ વસ્તુ

**બ્રહ્મ-લગ્ન અને અસુર લગ્નનો અર્થ.** –ચીજ અથવા પૈસા બદલામાં લીધા શિવાય, જ્ઞાની યુવાનને કન્યા આપે છે–ત્યારે 'બ્રહ્મ' જાત પ્રમાણે લગ્ન કર્યું કહેવાય. પણ જ્યારે કન્યાનો પિતા કંઇ પણ બદલામાં લે છે–જે "સુલ્ક" કહેવાય છે–ત્યારે તે લગ્ન "અસુર" કહેવાય છે. બ્રહ્મ-લગ્ન છે કે અસુર-લગ્ન તે જાણવા માટે એકંજ કસોટી છે, અને તે બદલાની. જો કન્યાને અથવા કન્યાની માતાને કોઇ પણ જાતની ભેટ આપવામાં આવે તો તેથી તે લગ્ન 'અસુર' જાતનું થતું નથી.[1] આથી જે પલ્લુ આપવાનો રિવાજ છે, તેથી લગ્ન અસુર જાતનું થતું નથી, પણ તે લગ્ન 'બ્રહ્મ' જ કહેવાય. અસુર-લગ્ન કાયદાની દૃષ્ટિએ ખોટું નથી. તે જાતનું લગ્ન ગેર-કાયદેસર ગણાતું નથી. જે ચાર માન્ય લગ્ન છે તે આ પ્રમાણે (૧) બ્રહ્મ (૨) દેવ. એટલે જ્યારે કન્યા આચાર્યને આપવામાં આવે ત્યારે. (૩) આર્શ અને (૪) પ્રજાપત્ય. જે અમાન્ય લગ્ન હતાં તે નીચે પ્રમાણે (૧) અસુર. (૨) ગાંધર્વ. બેની સંમતિથી થાય તે. (૩) રાક્ષસ—એટલે જબરજસ્તીથી જે લગ્ન થાય તે. (૪) પીશાચ—જ્યારે કન્યા સુતી હોય ત્યારે તેની સાથે દુષ્ટ આચાર કરવામાં આવે ત્યારે–આ ચારમાંથી અસુર તો હાલ પ્રચારમાં છે, પણ ગાંધર્વ પણ ઉપસ્થિત થાય છે. ગાંધર્વ રીતીથી બે ત્રણ જાણીતા કુટુંબમાં લગ્ન થએલાં છે, પણ એક તેવી જાતના લગ્નનો રમુજી દાખલો—જે પેપરે ચડેલો નથી એવો—યાદ આવે છે. બ્રહ્મ રીતથી લગ્ન થએલા એવા એક કુટુંબને કન્યા હતી.

**ગાંધર્વ રીતિના લગ્નનો દાખલો.** કન્યાની માતા, કન્યાનો જન્મ થયા પછી એક વરસમાં સ્વર્ગવાસી થઇ. તે કન્યા પોતાની માતામહી તથા માશી પાસે ઉછરવા માંડી. કન્યા ત્યાં સુખી હતી, તેથી પિતાએ બહુ દરકાર રાખી નહીં. કન્યા સાધારણ ઉમર લાયક થતાં પિતાએ એક ગૃહસ્થ જોડે વિવાહ કરવાનો વિચાર કર્યો જ્યારે તેના માતામહીએ બીજા જોડે વિવાહ કરવાનો નક્કી કર્યો. તે સમયે કન્યાની ઉમર ૧૪–૧૫ વર્ષની હોવાથી સારા

---

૧ (1909) 33 Bom 433. ચુનીલાલ વિ. સુરજરામ. (1913) 37 Bom. 295. હીરા વિ. હંસજી (1919) 43 Bom 173 ગોવિંદ વિ. સાવિત્રી 32 Mad. 512.

સારનો વિચાર કરી શકતી હતી.તેણે માતામહીની પસંદગીના વરને પસંદ કર્યો. પિતાએ તેને બોલાવવા મોકલી ત્યારે તે ગઇ નહી. પિતાને વ્હેમ પડ્યો તેથી તેનો કબજો મેળવવા કોર્ટનો આશ્રય લીધો. કન્યા અદૃષ્ટ થઇ ગઇ! પિતા જ્યારે શોધખોળ કરતો હતો ત્યારે પાસેના એક શહેરમાં–રાતના બાર વાગે–ધામ ધુમથી–અગ્રગણ્ય શહેરી જનોના સાનિધ્યમાં–વૈદીક રીતથી—વિદ્વાન આચાર્ય પાસે તે કન્યાએ પોતાની પસંદગીના પતિ સાથે લગ્ન કર્યું. શાસ્ત્રમાં જણાવેલા શબ્દાર્થ પ્રમાણે આ ગાંધર્વ લગ્ન ખરૂં કે નહિં ?

**વિવાહ પછી લગ્ન.** ( ૧૯ ) સાધારણ રીતે ગુજરાતમાં લગ્ન કરતાં પહેલાં વિવાહ કરવામાં આવે છે. કન્યા સાધારણ ઉમ્મર લાયક થાય ત્યારે યોગ્ય પતિની શોધ થાય છે અને પછી તેની સાથે લગ્ન થાય છે. કેટલીક જ્ઞાતિઓમાં એવી રીતે થયેલો વિવાહ તુટી શકે છે અને કેટલીક જ્ઞાતિઓમાં (અનિવાર્ય કારણો શિવાય ) તે તુટતો નથી. કેટલીક જ્ઞાતિઓમાં વિવાહ વખતે પૈસા લેવામા આવે છે–આવા રીવાજને અસુર ગણવામાં આવે છે. કન્યા અથવા પુરૂષમાં વેચાતાં લેને એ શાસ્ત્રોકત નથી, એટલુંજ નહી પણ શુભ વિચારની વિરૂધ લાગે છે. એ આચાર તો તદ્દન બંધ થવો જ જોઇએ.

**પલ્લાનો રિવાજ** જે પલ્લું આપવાની પ્રથા છે તે વ્યાજબી છે. તે રકમ અથવા જવાહીર કન્યાનેજ અપાય છે–કન્યાના મા બાપ અથવા તેના વાલીને નહી. તે રકમના ઉપર ધણીનો પણ હક રહેતો નથી.

**બ્રહ્મ કે અસુર તેની પ્રાથમીક માન્યતા** ( ૨૦ જ્યારે એવો સવાલ થાય કે અમુક લગ્ન બ્રહ્મ રીતિથી અથવા અસુર રીતિથી થયુ છે ત્યારે કોર્ટ પ્રાથમિક એમજ માને કે 'બ્રહ્મ' રીતિથી થયું છે. જો પક્ષકાર એમ કહે કે તે બીજી રીતે થયું છે તો તેના પુરાવાનો બોજો તેના શીર પર રહે છે.[1] અમુક સ્ત્રીનું લગ્ન બ્રહ્મ કે અસુર રીતથી થયું છે, તે નિર્ણય કરવાનું તો ખાસ કરીને સ્ત્રી-

**જુદી લગ્ન રીતથી ઉભા થતા સ્ત્રીધન વારસો.** ધનના વારસો નકકી કરતી વખતે જરૂર પડે છે. બ્રહ્મ રીતથી લગ્ન થયાં હોય તો સ્ત્રીધનના વારસો જુદા હોય છે, અને અસુર લગ્નના સ્ત્રી–ધન–વારસો જુદા હોય છે, આ વિષય સ્ત્રી–ધનના પ્રકરણમાં સમજાવવામાં આવશે.

**એક કરતાં વધુ સ્ત્રી અથવા પતિ** ( ૨૧ ) હીંદુઓમાં એક કરતાં વધુ સ્ત્રી થઇ શકે છે.[2] એક સ્ત્રી એક કરતાં વધુ પતિ કરી શકે નહીં. જો છુટાછેડા કોરટે આપ્યા હોય તો તે સ્ત્રી બીજો પતિ કરી શકે. હવે વિધવા વિવાહનો કાયદો[3] શરૂ થયો છે, જેથી વિધવા વિવાહ કાયદા વિરૂદ્ધ નથી, પરંતુ જો વિધવા પુનર્વિવાહ કરે તો પ્રથમ પતિના કુટુંબમાંથી તેના હક નષ્ટ થાય છે. અને તે કુટુંબની મીલ્કત લઇ શકે નહીં.

---

૧ ( 1909 ) 33 Bom 433. 437. 34 Bom 553. 32 Mad 512.

( ૨ ) ( 1863 ) 1 Mad H. C. 375. વિવા સ્વામી વિ. આયા સ્વામી.

( ૩ ) The Hindu Widow's Remarriage act 1504—1856.

ફરવા નિકળેલા કોઇ કોઇ લહેરી લાલાઓની ઘોડાગાડીઓ શહેર તરફ જતી જણાઇ. સ્નેહપૂર્ણાને ફરી હિમ્મત આવી. તેને હવે બહુ થોડો રસ્તો કાપવો છે એ વિચારે એ હિમ્મતમાં કંઇક વધારો કર્યો. થોડા રસ્તા પર બંગલાઓ ન હોવાથી વળી પાછી પૂર્ણાને કંપારી છુટી. એટલામાં તો રસ્તાની એક બાજુ ન્હાની પગકેડીમાંથી અંધકારમાં કોઇ બે વ્યકિતઓ ઉતાવળે રસ્તા તરફ આવતી દેખાઇ.

સ્નેહપૂર્ણા ગભરાઇ ચીસ પાડવા જતી હતી તેટલામાં તો આંખના પલકારા જેટલા સમયમાં પેલા બે જણમાંથી એકે ત્હેના મોઢામાં ડુંચો માર્યો; બીજાએ ત્રણ તાલી વગાડી એટલે દુર ઝાડની ઓથેથી એક બંધ ઘોડા ગાડી નીકળી આવી.

સ્નેહપૂર્ણા આ હુમલાથી લગભગ બેભાન સ્થિતિમાં જઇ પડી. આ બન્ને હુમલો કરનારાઓએ એક પળનો પણ વિલંબ કર્યા વિના એ ગાડીમાં સ્નેહપૂર્ણાને નાંખી એક અંદર બેઠો ને બીજો હાંકનાર પાસે બેઠો. એક ક્ષણમાં ગાડીએ પોતાનો રસ્તો લીધો.

હાંકનારે મુખ્ય રસ્તો મૂકી આડે રસ્તે ગાડી લીધી. સ્નેહપૂર્ણા આખો વખત બેભાન રહી, પણ થોડી વારમાં પવનની શીતળ લહરીઓએ તે શુદ્ધિમાં આવી. આ વખતે ગાડી યમુનાને કાંઠે કાંઠે જતી હતી.

કૃષ્ણવર્ણી યમુના આ કાળા મુખના માનવીઓની આ કાળી કૃતિ ધિક્કારી સ્નેહપૂર્ણાની દયા ખાતી હોય તેમ ઉંડી પણ ધીમી ગતીએ કંઇ કંઇ સંદેશ વાયુ લહરીમાં મોકલી રહી હતી.

પૂર્ણા વધારે સાવધ બની. ત્હેણે પોતાની પાસે બેઠેલા એ કાળમુખાને પૂછ્યું:

" ભાઇ ! મ્હને કયાં લઇ જાઓ છો ?"

કંઇપણ ઉત્તર ન મળ્યો.

" કહો તો ખરા ભાઇ ! મ્હેં ત્હમારો શે ગુન્હો કર્યો છે કે આમ મ્હારા ઉપર હુમલો કરી મ્હને મ્હારે ઘેર જતાં ત્હમે અટકાવી !'

તે ઉત્તરમાં માત્ર હસ્યો.

ત્હેનું હાસ્ય સાંભળી બહાર બેસનારે તાળી પાડી.

આ તાળીથી અંદર બેસનાર ચોકસો ત્હેણે પોતાના કાળા ઝભ્ભા નીચે છૂપાવેલું ખંજર કાઢ્યું અને સ્નેહપૂર્ણા સ્હામે ધર્યું.

અંધકારમાં પણ આ જીવલેણ ખંજરનો ચમકાર સ્નેહપૂર્ણાએ જોયો. ત્હેના શરીરમાંથી મૃત્યુની કંપારી છૂટી.

સઘળી હિમ્મત એકઠી કરી સ્નેહપૂર્ણા ફરી બોલી:

" ભાઇ ! ત્હારે મ્હારો જીવ લેવાનું કંઇ કારણ છે ? મ્હને મરવા પહેલાં એટલું તો જણાવીશ કે શા માટે ત્હારે આ કૃત્ય કરવું પડયું ?"

હજુ એ ખંજર ત્હેની સ્હામે ચકચકતું હતું.

ગાડી એકાએક થોભી. બહારથી કોઇએ તાળી બજાવી. તરતજ ગાડીનું બારણું ઉઘડયું.

ખંજરની અણીએ સ્નેહપૂર્ણાને નીચે ઉતરવાની આજ્ઞા થઇ. તે નીચે ઉતરી. ઉતરતાં સ્હામે ત્હેને એક માણસ ઉભેલો દેખાયો. તે માણસે પેલા બે જણાનો વાંસો થાબડયો અને તેના હાથમાં રૂપિયાની થેલી મૂકી કે તુરત ગાડી સહિત તેઓ ત્યાંથી એક ક્ષણમાં પલાયન કરી ગયા.

આ જગ્યામાં એક મ્હોટી ઝાડી હતી. યમુનાનો કાંઠો હોવાથી પવનના સુસવાટ આવતા હતા. સર્વત્ર અંધકારમાં તારલીયાના પ્રકાશથી ઝાંખુ ઝાંખુ હવે દેખાતું હતું.

તે માણસે પૂર્ણાને પોતાની સાથે આવવા ઇશારત કરી.

લાંબી દાઢીવાળા આ માણસને જોઇ સ્નેહપૂર્ણા થરથરી.

"ભાઈ ! શા માટે મ્હને આમ હેરાન કરો છો ? તમે મનુષ્ય હો તો મ્હારે ઘેર મ્હને મૂકી આવવાની તમારી પવિત્ર ફરજ છે."

પૂર્ણાએ એ માણસ સાથે જવાની આના કાની કરી.

પેલા માણસે મજબુત રીતે પૂર્ણાનો હાથ પકડયો ને ત્હેને ખેંચી.

પૂર્ણા ત્હેની સાથે ખેંચાઇ. ઝાડી વચ્ચે એક વૃક્ષ નીચે પેલા માણસે પૂર્ણાને બેસવા સૂચના કરી.

પૂર્ણાની અજાયબી વચ્ચે આ માણસે પોતાની બનાવટી દાઢીને રૂખસદ આપી કહ્યું:

".કેમ ? કંઇ ઓળખાણ પડે છે કે ?"

સ્નેહપૂર્ણા એક ક્ષણ વિચારમાં થોભી, ત્હેને આ અવાજ પરિચિત લાગ્યો. પણ આ વ્યક્તિને પહેલી દ્રષ્ટિએ તે ઓળખી શકી નહીં તેથી નિરૂત્તર ઉભી હતી.

"કયાંથી ઓળખાણ પડે પરણવાની મઝાના તોરમાં ભમનારને !"

બીજી પળે ઝાંખા પ્રકાશમાં સ્નેહપૂર્ણાએ જીવનલાલને ઓળખ્યો. ત્હેની લગભગ અરધી બીક ઓછી થઇ અને હિમ્મતનાં પૂર પાછાં ચઢયાં.

"કોણ જીવનભાઇ ? તમે અહિં કયાંથી ?, આ બધું શું કરવા ?" પૂર્ણાએ સવાલો પૂછતાં સર્વ હિમ્મત એકઠી કરવા પ્રયત્ન કર્યો.

"હા, હું જીવનલાલ ! ત્હારી પાછળ ગાંડો થઇ ભમનાર, ત્હારે માટે આખી દુનિયા ડૂલ કરનાર, ત્હારે માટે જગતનાં સુખોનું રાજપાટ તજનાર, ત્હારા માટે જીવનની પણ દરકાર નહિ કરનાર, ત્હારે માટે પોતાનો પ્રાણ ખરચી નાખનાર હું જીવનલાલ !."

"તમે ગાંડા થયા હો એમજ લાગે છો ભાઇ !" પૂર્ણાને હવે પુરતી હિમ્મત આવી.

"જરૂર ત્હારે માટે મરવું હોય તો મરૂં તો પછી ગાંડો બનું એમાં શી નવાઇ !"

"બધી વાતો આપણે પછી કરીશું. ચાલો આપણે ઘેર. બહુ મોડું થયું છે. ભાઇને મ્હારે માટે ચિંતા થતી હશે. તેઓ કદાચ મ્હારી શોધમાં પણ નીકળી પડયા હશે માટે પ્રથમ આપણે અહિંથી જઇએ પછી તમે જે વાત કરવા માગતા હશો તે આપણે સુખેથી કરશું." સ્નેહપૂર્ણાએ જીવનલાલના હાથમાંથી છૂટવા પ્રયત્ન કર્યો.

'એ રાઇનાં પાડ તો રાતે ગયાં. આજે આ જીવનલાલ ત્હને છોડે એમ નથી. તેં દિવસે રાજકોટમાં આપ્યો એવો ઉપદેશ પણ તે સાંભળવા માગતો નથી. બીજી કોઇ પણ વાતની દલીલ કે શીખામણની ત્હેને પરવા નથી. બસ ત્હેને તો એક ત્હારા શબ્દનીજ પરવા છે. તું જીવનલાલની પત્ની છો."

"જીવનલાલ ! તમે આટલા માટે આ આ બધું કારસ્થાન રચ્યું ?"

"જરૂર, ત્હારા જેવી યુવતીને ઠેકાણે લાવવા બીજો ઉપાય ન હોવાથી ગમે તે કરવા તૈયાર થયો અને હજીયે છું. ત્હારી પાછળ હું જેટલું કરૂં તેટલું ઓછું છે એમ હું માનું છું."

"પણ તમારે મ્હારે ઘેર આવીને તમારૂં દિલ ખાલી કરવું હતું. મ્હને કાગળ લખવો તો પણ આવી જાતનાં કાળાં કામ તમને શોભે ?"

"બધુંય શોભે. ત્હારે માટે હું જે જે કાળાં કામો કરવાં હશે તે બધાંયે કરીશ પણ આજે ત્હને છોડવાનો નથી."

"તમારી કેળવણીને તમે લજાવો છો. તમારા ભણતરને તમે શરમાવો છો. તમારી વિદ્યાને તમે ભ્રષ્ટ કરો છો. જીવનલાલ ! મ્હને

મ્હારે ઘેર મૂકવા ચાલો, એમાંજ ત્હમારી ખાનદાની છે.” પૂર્ણાએ કંઇક ટકોરવાળી ભાષા વાપરી છૂટવા પ્રયત્ન કર્યો.

“અમ્હારી કેળવણીમાં આવા વર્તન માટે બાધ નથી. અમ્હે તો જેને ચાહીએ તેને માટે બધુંયે કરીએ. હું ત્હને ફરીથી કહું છું કે ત્હેં મ્હારા ઉપર જાદુ કર્યું છે. મ્હને સ્વપ્નમાં પણ ત્હારાં નયનોની ભૂરકી મારી નાંખે છે. હું એટલા મહિનામાં લગભગ ત્હારી પછવાડે અરધો થઇ ગયો છું. ત્હારા રૂપે મ્હારા કાળજામાં કટારી મારી છે. તું મ્હારી થા એટલે બધુંય પત્યું. જલ્દી માની જશે તો જલ્દી ઘેર જવાશે.”

“એ પરણવાની બધી વાતો પછી કરીશું. પહેલાં ઘર તરફ ચાલો અને મ્હને મૂકી જાઓ. ત્હમે ભાઇના આવા મિત્ર છો અને હજુ સુધી મળ્યા નથી.”

“બીજું કંઇ હું સાંભળવા માગતો નથી. બસ એક વખત મ્હને કહી દે કે હું ત્હમારી છું”.

“જીવનભાઇ ! મ્હારી ધિરજનો અંત આવે છે. મહેરબાની કરી ફરીથી એવું બોલશો નહિ. ત્હમને શરમ છે કે એક વખત ત્હમને ના કહેવા છતાં ત્હમે ત્હમારા મિત્રની બહેન–એટલે ત્હમારી બહેન ઉપર આવી જાતની બદદાનત રાખો છો. ત્હમારી કેળવણીને શરમ છે કે ત્હમે ગૃહસ્થાઇનો ધર્મ ભૂલી એક અંધારી રાત્રીએ એક કન્યાને બે ભાડુતીઓ પાસે પકડાવી ત્હેની પાસે પરણવા માટે આવી રીતે માગણી કરો છો. ત્હમારી જાતને લ્યાનત છે કે ત્હમે એક સ્ત્રીપર આ રીતે દબાણ કરી ત્હમારી ઇચ્છાઓ બર આણવા માટે આવો નીચ હલકો પ્રયત્ન આદરો છો.” સ્નેહપૂર્ણા સહજ ઉકળેલી દેખાઇ.

“પૂર્ણા ! પૂર્ણા ! ત્હારા એ દમામથી, ત્હારાં એ ભાષણથી હું દબાઇ જવાનો નથી. અત્યારે તું, જે કંઇ પણ વધુ-પડતું બોલીશ તે ત્હારે જોખમે અને હિસાબે છે, એમ સ્હમજજે.” જીવનલાલે પોતાના દમામનો નમુનો ચખાડયો.

“ત્હમે શું કરી શકશો ? ત્હમારી તાકાત નથી કે ત્હમારા પશુબળથી મ્હને વશ કરી શકો. ત્હમારા કરતાં તો શેરીમાંનો કુતરો સારો કે તે પોતાના ધણીને વફાદાર રહે છે. ત્હમે જે મિત્રને ત્યાં ખાધું, જે મિત્રને ત્યાં મોજમઝા માણી, જે મિત્રની સાથે સગાભાઇ જેવો સબંધ રાખ્યો તે મિત્રની બ્હેનપર આવો જુલ્મ ગુજારો એ હલકામાં હલકી જાતનું વર્તન નહિ તો શું ? ત્હમે તો મનુષ્ય કહેવડાવવાને લાયક ન ગણાઓ. ત્હમારા કરતાં તો અભણ ગામડીયા સારા કે જે તેના ઉપર ઉપકાર કરે તેને માટે પોતાના પ્રાણ પાથરે. અહિં મ્હારા ભાઇના બધા ઉપકારો વિસરી જઇ ત્હમે ત્હની બ્હેનપર આવી કુદ્રષ્ટિ રાખી તેની પણ સીમા વટાવી જાઓ છો. એ શરમની વાત નહિં તો બીજું શું ? ત્હમે તો હિંદુ સંસારની સુન્દર યમુના નદીનાં કાલિનાગ જેવા છો.”

“બસ કર, પૂર્ણા ! બસ કર. મ્હને ત્હારું એ બધું દાસ્તાન સાંભળવાની બીલકુલ પરવા નથી. ત્હારે મ્હારે માટે જે કહેવું હોય તે કહી લીધું છે, એમ માની લે. પશુ કહે, રાક્ષસ કહે, શયતાન કહે, તે બધુંયે મ્હને કબુલ છે પણ જેવો છું તેવો હું ત્હને મ્હારી પત્ની કરવા માગું છું. આ મ્હારો છેલ્લો પ્રયત્ન છે. અને એમાં હું જરૂર સફળ થઇશ એમ મ્હારી શક્તિઓ મ્હને ખાત્રી આપે છે.”

“એક અબળા ઉપર આવા પ્રકારનો હુમલો કરવો એ ત્હમારી શક્તિનો નમુનો કે ? હિચકારો માણસ હોય તેજ આવો પ્રયત્ન કરે. નિર્માલ્ય, મુડદાલ, અને દુર્ગુણોથી ભરપુર

માણસ હોય તેજ આવા પ્રકારના જોરજુલમને શક્તિ રૂપે ઓળખે. શક્તિ તો ખરી ત્યારે કહેવાય કે જ્યારે એક નબળા માણસનો બચાવ કરવામાં પોતાના બળનો ઉપયોગ થાય. જ્યાં અધર્મ પ્રવર્તતો હોય ત્યાં ધર્મની સ્થાપના કરવા, અધર્મીનો નાશ કરવા માટે પોતાની વીરતાનો પ્રકાશ પ્રકટાવોયા. તમે તો શક્તિને નામે જુલમગાર બનો છો–શક્તિને નામે અધર્મ સ્થાપો છો. જીવનભાઇ ! હવે તો તમને ભાઇ કહેતાં પણ મ્હને શરમ આવે છે. આવો કુટિલ ભાઇ હોય ત્હેની બ્હેન કહેવડાવવાને પણ મ્હને કંપારી છૂટે તો એવા માણસની અર્ધાંગના તો હું ક્યાંથી થઇ શકું ?" સ્નેહપૂર્ણા વાક્યે વાક્યે દ્રઢતા બતાવતી ગઇ.

"ત્હારે મ્હારી પત્ની થવું જ પડશે. તું હા કહે કે ના કહે પણ જીવનલાલ તો ત્હારો પતિ થશે જ." જીવનલાલે પોતાના હૃદયની વાત વધારે જોરથી કહી.

"આવો જોર જુલમથી પતિ થવાનો દાવો એ તો ખરેખરી મુર્ખાઇજ કહેવાય."

"જેવો છું તેવો ત્હારો. તું કબુલ કરે છે કે નહિં ?

"કદાપિ નહિં."

"આનું ખરાબ પરિણામ આવશે. માની જા નહિં તો પસ્તાવું પડશે."

"એટલે તમે શું કરશો ?"

"જે કરવું હશે તે હમણાંજ કરી શકીશ. માની જા ! પૂર્ણા માની જા."

"તું શું બળાત્કાર કરશે ?"

"બળાત્કાર કરીશ અને ત્હને બીજી દુનિયામાં પણ મોકલીશ સ્હમજી ?" જીવનલાલે ખંજરને ફરીથી ચમકાવ્યું.

'બાયલા ! ત્હારી તાકાત નથી કે તું મ્હારા પર બળાત્કાર કરી શકે ?"

બીજી પળે જીવનલાલ પૂર્ણા તરફ કૂદ્યો. અંધારી રાતમાં એકાંતમાં પૂર્ણાએ આ હુમલો પૂર હિંમતથી ઝીલ્યો. પોતાના બધા બળથી આ પશુ જેવા મનુષ્ય સ્હામે તે થઇ. સ્નેહપૂર્ણાની હાર થવાના દરેક સંભવ દેખાયા. સ્નેહપૂર્ણાએ કારમી ચીસ પાડી. સ્હામેની ઝાડીમાંથી એકાએક અવાજ આવ્યો :

"ખબરદાર."

(અપૂર્ણ)

---

## સાભાર સ્વીકાર

**વીસમી સદી** (મુંબાઇ): તંત્રીઃ રા. ગુલામહુશેન હા. શીવજી, વા. લ. રૂ. ૭-૦-૦ વર્ષ ૧., અંક ૧-લો.

**પ્રજામત** (મુંબાઇ): તંત્રીઃ રા. સી. કે. ભટ્ટ. વર્ષ ૨., અંક ૮-૧૧. વા. લ. રૂ. ૩-૦-૦.

**દરજી હિતેચ્છુ** (અમદાવાદ): પ્રકાશકઃ રા. હરિલાલ ત્રી. પરમાર. પુ. ૫., અંક ૯ મો. વા. લ. રૂ. ૧-૮-૦.

**નવરંગ** (મુંબાઇ): તંત્રીઃ રા. અરદેશર અ. દેસાઇ, પુ. ૧૦., અંક ૯-૧૦ મો. વા. લ. રૂ. ૪-૦-૦.

**અનાથ રક્ષક** (અજમેર): તંત્રીઃ શ્રી. સરદારસિંહ ઠાકુર. ભા. ૨૪., અંક ૭-૮.

# ઈનામી ઉખાણું.

સંપાદકઃ સૌ. રમણીક.



આડાઃ ૧. એક દેશનેતા; ૨. કાંઠો; ૪. મેળવણી; ૬. અપૂર્ણ; ૮. લક્ષ્મી; ૯. ઉત્તર હિંદુસ્થાનનું એક શહેર; ૧૨. બબડતાં; ૧૩. અદેખાઈ; ૧૪. એક જાણીતી કબર; ૧૭. શહેર; ૧૯. કાચના મણકા; ૨૦. ડોસી; ૨૧. બી.

ઉભાઃ ૨. ઠીટકાર; ૩. ઉપકાર; ૫. કીલ્લો; ૬. એક જાણીતી દવા; ૭. કૃષ્ણનું એક નામ; ૮. એક ફળ; ૯. સ્પર્શ કરતા; ૧૦. જ્યોતિષના પાસા; ૧૧. દાન આપનાર; ૧૫. એક જાતની સીંગ; ૧૬. એક સરોવર; ૧૮. લક્ષ્મીજી.

[ નોંધઃ આ ઉખાણાની હરિફાઈમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઈ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઈ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઈમાં ભાગ લઈ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઈમાં નામ દાખલ નહિ થાય. આ ઉખાણાનો જવાબ તા. ૩૧ મી ઓકટોબર ૧૯૨૬ સુધીમાં અમને મળી જાય તેવી રીતે મોકલી આપવો. ]

## ઓગસ્ટ અંકના ઉખાણાની હરિફાઈનું પરિણામ.

ઓગસ્ટ ૧૯૨૬ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું તેના બધા મળીને ૪૨ જવાબ આવ્યા હતા, તેમાંથી ૨૧ જવાબ ખોટા હતા. બાકીના ખરા જવાબોમાંથી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચે જણાવેલા બ્હેનનું નામ નીકળ્યું છે, એટલે તેમને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએ.

### ચિ. પ્રભાવતી હરિલાલ કણીઆ.

એ બ્હેન “ વર્માની વિવિધ વાર્તાઓ ” નામે સચિત્ર ટુંકી વાર્તાઓનું સુંદર પુસ્તક

ભેટ તરીકે મોકલી આપીશું. એ બ્હેન ઇનામ મેળવવાં ભાગ્યશાળી થયાં તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. બાકીના જે બ્હેનોનાં જવાબ ખરાં હતાં. તેમનાં નામ નીચે પ્રમાણે છે.

સૌ. વેણીગૌરી વિ. કાપડીઆ; સૌ. મંગલાગૌરી શ્રોફ; શ્રી. કમળાગૌરી મોતીલાલ; શ્રી. રમાગૌરી મ્હેતા; ચિ. શારદાગૌરી હ. મ્હેતા; સૌ. કસ્તુરલક્ષ્મી આચાર્ય; ચિ. શિશિ હ. દિક્ષિત; સૌ. સુશિલા મો. દેસાઇ; સૌ. લીલાવતી અમીન; સૌ. લલિતા હિ. મ્હેતા; સૌ. અતિશુભ મ. ઝવેરી; સા. અવન્તિકા આચાર્ય; ચિ. કુમુદ બળવંતરાય; સૌ. કુસુમલતા રમણીકલાલ; સૌ. રસિકગૌરી યાજ્ઞિક; સૌ. પુષ્પાવતી હ. શોધન; સૌ. સરયુદા દ્વિવટિયા; ગં. તનુગૌરી ધ. મ્હેતા; શ્રી. મનહરગૌરી જ. મ્હેતા; સૌ. રમાદેવી ધી. ભટ્ટ.

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છે:

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ ર | ૨ વી | ૩ વ | માં | | ૪ સે | ૫ લ | ૬ ગા | ૭ હ |
| ૮ ધુ | વ | ડ | | ૯ જાં | | ૧૦ હું | ગ | ળી |
| ૧૧ વં | શ | | ૧૨ તં | પુ | ૧૩ રે | | ૧૪ ર | મ |
| શી | | ૧૫ રૂ | દુ | | ૧૬ ન | ૧૭ ટ | | ળી |
| | ૧૮ ક | દ | | ૧૯ શ્રી | | ૨૦ ગ | ગો | |
| ૨૧ પા | | ૨૨ ન | ૨૩ ર | | ૨૪ વ | ર | | ૨૫ મ |
| ૨૬ ર | ૨૭ સા | | ૨૮ કુ | ૨૯ મ | દુ | | ૩૦ સુ | ણી |
| ૩૧ ને | વ | ૩૨ લે | | ઠ | | ૩૩ કુ | ઓ | ધ |
| ૩૪ રા | જ | કો | ટ | | ૩૫ ગી | ર | ધ | ર |

**કુપન–આકટોબર ૧૯૨૬.**

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે. તંત્રી, "ગુણસુંદરી".

# સ્ત્રી જગત્.

## હિન્દ.

મુંબાઈ યુનીવરસીટીમાં સુધારા સુચવવા મ્યુ. કોરપોરેશને નીમેલી કમિટિએ પોતાનો રીપોર્ટ કર્યો છે, જેમાં સ્ત્રીઓની જુદી યુનીવરસીટી સ્થાપવાનો ખર્ચ ખોટો છે એમ જણાવ્યું છે જુદી કોલેજો સ્થાપવાની બાબતમાં પણ કમિટિમાં મત ભેદ છે. તેમણે સ્ત્રીઓ માટે વસતિગૃહો સ્થાપવાની ભલામણ કરી છે. સહશિક્ષણથી સ્ત્રીશિક્ષણની પ્રગતિ અટકે છે એમ કમિટિ માને છે.

× × ×

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ ( મુંબાઇ ) અને તેની સાંન્ટાક્રુઝની શાખાના આશ્રય હેઠળ અમરેલી હાઉસમાં મહુંમ દેશભક્ત દાદાભાઈની વાર્ષિક જયંતિ ઉજવવા સ્ત્રીઓની એક સભા તા. ૪ થી સપ્ટેમ્બરે મળી હતી. ગં. ચંદ્રાબ્હેન ઠાકોરદાસે પ્રમુખપદ લીધું હતું. રા. જયસુખલાલ મ્હેતાએ દાદાના ગુણો વિષે વ્યાખ્યાન આપ્યું હતું. મીસ નવાજબાઈ કંત્રાકટરે અને કવિ લલિતજીએ પણ વિવેચન કર્યાં હતાં. બીજી એક સભા જુદા જુદા સ્ત્રી મંડળોના આશ્રય હેઠળ મારવાડી વિદ્યાલય હોલમાં કવિ નાનાલાલના પ્રમુખપદે મળી હતી.

× × ×

મુંબાઈની ધારાસભા માટે ડો. અવંતિકાબાઈ ગોખલેએ પોતાની ઉમેદવારી જાહેર કરેલી પરંતુ હિંદ મહિલા સમાજ, મ્યુનીસીપાલીટી અને બીજી સંસ્થાઓના કામમાં તેઓ રોકાયલાં હોવાથી તેમણે એ ઉમેદવારી પાછી ખેંચી લીધી છે. બીજી કોઈ બ્હેનો આ કામ માટે બ્હાર નથી આવી એ ખેદની વાત છે.

× × ×

સર લેસ્લી હોસ્પીટલ ફંડ માટે નાણાં ભેળાં કરવા સ્ત્રીવિભાગ માટે કેટલીક કમિટિઓ નીમાઈ છે જેમાં લેડી જહાંગીર, મિસિસ કાંગા, મિસિસ કણીઆ, મિસિસ તાલ્યારખાન, મિસિસ તૈયબજી, મિસિસ સબાવાળા, મિસિસ વકીલ વગેરે આગેવાનીભર્યો ભાગ લઇ રહ્યાં છે.

× × ×

આર્યન એક્સેલસીઅર લીગ તરફથી મુંબાઈના પ્રાર્થના સમાજ હોલમાં ૨૫ મો વાર્ષિક સમારંભ અને ૧૨મો માતૃદિન ઉજવાયો હતો. માતાઓને જરૂરી જ્ઞાન આપવા આ લીગ ચોપાનીઆ પ્રકટ કરે છે અને ભાષણો અપાવે છે; નીતિનું શિક્ષણ બાળકોને આપવાના વર્ગો પણ ચલાવે છે. માતૃદિનને દીવસે બાળકોને મીઠાઇ, રમકડાં અને ચોપડીઓ વ્હેંચે છે.

× × ×

શ્રીમતી સરોજિની નાયડુના ભાઈ હરિન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયે અને તેમના પત્ની શ્રીમતી કમલાદેવીએ સપ્ટેમ્બર માસમાં મુંબાઈના એક્સેલસીયર થીએટરમાં કેટલાંક નાટકો વગેરે કરી પોતાની શક્તિ બતાવી હતી. શ્રીમતી કમલાદેવી ધારાસભાની આવતી ચુંટણી માટે ઉમેદવારી કરવાનાં છે.

× × ×

મુંબાઇ સેવાસદનના બાળ આશ્રમના લાભ માટે એક સેલ અને કોન્સર્ટની ગોઠવણ તા. ૪ થી સપ્ટેમ્બરે કરવામાં આવી હતી, જેમાં ઘણા જાણીતાં બ્હેનોએ તન મન ધનથી સહાય કરી હતી.

× × ×

મુંબાઇની ગુર્જર વનીતા લેડીઝ સોશીઅલ કલબ તરફથી કૃષ્ણ જયંતિ ઉજવવાનો એક મેળા-

મહાગુજરાતનું માનીતું સચિત્ર

માસિક પત્ર

# 'શારદા'

તંત્રીઃ ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

વાર્ષિક લવાજમઃ રૂ. ૬-૮-૦. છુટક નકલ બાર આના.

## ગ્રાહક થયા છો?

ન થયા હો તો થવું જ પડશે.

આજે જ થઇ જાઓ.

લખોઃ—વ્યવસ્થાપક, 'શારદા' કાર્યાલય.
સીવીલ સ્ટેશન રાજકોટ (કાઠિયાવાડ).

સેવા કરવાના ઉદ્દેશથી સ્થપાયું છે. માતૃભૂમિની હીન દશા જોતાં આજન્મ કુંવારા રહી સેવા કરે એવા સ્ત્રીમંડળોની પણ જરૂર છે.

× × ×

આંધ્રપ્રાંત સમાજ સુધારા પરિષદની કારોબારી કમિટીએ એલોરમાં દેવદાસીઓને ઘેર ઘેર ફરીને પ્રચાર કરવાનો ત્રણ દિવસનો કાર્યક્રમ ૨૧ મી ઓગસ્ટે ગોઠવ્યો હતો, જેને પરિણામે ઘણી સ્ત્રીઓએ પોતાની કન્યાઓને પોતાના ધંધામાં નહિ નાખવાનું વચન આપ્યું છે. ૭૦ જણીએ પ્રતિજ્ઞાપત્રપર સહી કરી પોતાની કન્યાઓને પરણાવવાનો સંકલ્પ કર્યો છે.

× ×

સ્ત્રીઓના ગૃહઉદ્યોગમાં મદદરૂપ થવા માટે એક સહકારી મંડળી સ્થાપવાના ઉદ્દેશથી કલીકટમાં એક સભા મળી હતી. કાંતવાના, શીવવા ભરવાના, વગેરે પરચુરણ ઉદ્યોગોમાં ગરીબ સ્ત્રીઓને આ મંડળી નાણાંની જોઈતી મદદ કરશે; અને સાધનો પૂરાં પાડી તેમની બનાવેલી વસ્તુઓ વેચી આપશે. મૈલાપુરમાં એક આશ્રમ ચાલે છે જ્યાં સ્ત્રીઓ હુન્નર ઉદ્યોગનું શિક્ષણ લઈ રહી છે.

× × ×

કોચીન રાજ્યની ધારાસભાનાં સભ્ય શ્રીમતી માધવી અમ્માએ ત્યાંના કેળવણી ખાતાની ખામીઓ દર્શાવી તેમાં સુધારા કરવાની સૂચના કરતું એક ભાષણ ધારાસભામાં આપ્યું હતું. તેમણે ખાસ કરીને એ ખાતામાં નોકરી મેળવવા સંબંધી સ્ત્રીઓને થતા અન્યાય તરફ લક્ષ ખેંચ્યું હતું. હાલની કેળવણી પદ્ધતિને પણ તે માણે વખોડી કાઢી હતી.

× ×

વીમેન્સ ઈંડીઅન એસોસીએશનના આશ્રય હેઠળ સ્ત્રીકેળવણી સુધાર સંબંધી વિચાર કરવા એક પરિષદ પૂનામાં ડીસેમ્બર માસમાં ભરાશે. દેશના જુદા જુદા ભાગમાંથી સ્ત્રીશિક્ષણમાં રસ લેતાં પ્રતિનીધિ બ્હેનો એ પરિષદમાં ચર્ચા કરી પ્રાંતિક અધિકારીઓને પોતાની સૂચનાઓ મોકલી આપશે. દરમિઆન દરેક પ્રાંત પ્રાંતિક પરિષદો ભ-



શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય

સ્ટેમ્ફર્ડ બ્રીજમાં થયલી રમતોની હરીફાઇમાં સો વાર દોડવાની શરતમાં મીસ એડવર્ડ્ઝ પ્રથમ આવી છે. મીસ ગ્રેને ૧૮ ફીટનો લાંબો કુદકો મારી દુનિયાને છક્ક કરી નાંખી છે.

× × ×

ઇંગ્લાંડના પાટવી કુમાર સ્પેનની રાજકુમારી બીએટ્રીસ સાથે પરણવાના છે એવી અફવા ચાલી રહી છે.

× × ×

મીસ એન્ટીઓને સીરી નામે એક નર્સને પોતાના આશક અને બીજા પાંચ જણને ઝેર દઇ મારી નાંખવા માટે મોતની સજા થઇ હતી, જે ફ્રાંસના પ્રમુખે માફ કરી છે ૪૦ વર્ષ પ્હેલાં એક જણીને ફાંસીની સજા થઇ હતી; તે સ્ત્રી લા થોમસે પોતાની માને જીવતી ભુંજી નાંખી હતી.

× × ×

જાણીતી ફ્રેંચ ટેનીસ રમનાર મીસ લેંગ્લને પોતાની રમત જાહેરમાં બતાવવાનો કબાલો કર્યા પછી, તેનું અનુકરણ કરવા અમેરીકન રમનાર મીસ મેરી બ્રાઉન બ્હાર પડી છે મીસ લેંગ્લનના હરીફ તરીકે તે કામ કરશે.

× × ×

ઇટાલીના મહારાણી હેલને સ્ત્રીઓ પોતાના વાળ કપાવે તે સામે નાપસંદગી બતાવી છે. રાજ્ય તરફથી થતા સમારંભોમાં એવી સ્ત્રીઓને દાખલ કરવામાં નહિ આવે. ત્યાંના ધર્મગુરૂઓએ સ્ત્રીઓ ખુલ્લા હાથ રાખે, ગળું ખુલ્લું રાખે અને ઉંચા ઘાઘરીઆ પ્હેરે તે વિરૂદ્ધ પોકાર કર્યો છે. પણ સ્ત્રીઓ ગણકારતી નથી

× × ×

જર્મનીમા નગ્નાવસ્થાનો હમણાં પવન વાય છે. કુદરતી સ્થિતિમાં રહેવામા જરાએ શરમ નથી એવી માન્યતા ધરાવનારો એક વર્ગ ત્યાં ઉભો થયો છે. બર્લીનની આજુબાજુના તળાવોમાં સ્ત્રી પુરૂષો ભેગાં નગ્ન થઇને છુટથી ન્હાય છે તેમનું એક મંડળ સ્થપાયું છે અને તે આ માન્યતા પ્રસારવા માસિક અને ચોપાનીઆં પ્રકટ કરે છે. કોનીગ લેસ્ટરહોસનમા આવા માણસોનું એક સંસ્થાન સ્થપાયું છે.

× × ×

વીએનાનો એક ધર્મગુરૂ જણાવે છે કે સ્ત્રીઓથી વીજળી આકર્ષાય છે તેમજ સ્વેદવાળા માણસો પણ આકર્ષાય છે. એ કારણે તે પોતાના દેવળમાં પ્રાર્થના વખતે સ્ત્રી પુરૂષોને જુદાં જુદાં ઉભાં રાખે છે જેથી વીજળી પડે તો પુરૂષોને નુકશાન ન થાય !

× × ×

બેરન એન્ઝેલ નામે એક ઓસ્ટ્રીઅને બે વર્ષના અરસામાં ૫૦ સ્ત્રીઓ સાથે લગ્ન કરી તેમની માલમતા લુંટી લીધી હતી. અત્યારે તે અમેરિકાની જેલમાં આનંદ કરે છે.

× × ×

રશીઆમાં એવો ધારો થયો છે કે હાઇસ્કુલના વિદ્યાર્થીઓએ લશ્કરી તાલીમ લેવી આમાં છોકરાઓ તેમજ છોકરીઓ બન્નેનો સમાવેશ થાય છે. લડાઇ વખતે એવી તાલીમ પામેલી સ્ત્રીઓનો ઉપયોગ ખુદ લડાઇમાંજ નહિ પણ તેને લગતાં બીજા કામોમાં રણક્ષેત્ર પર થશે. તેમને કમાન્ડરનો ઓદ્ધો નહિ મળે.

× × ×

જાણીતી રશીઅન નાચનારી મેડમ પાવલોવાએ પોતાના પગનો ૫૦૦૦૦ પાઉન્ડનો વીમો ઉતરાવ્યો છે. એવી રીતે વીમો ઉતરાવવાથી એક બાઇને મોટરનો અકસ્માત થતાં ૨૭૫૧૦ ડોલર અમેરિકામાં વીમા કંપની તરફથી મળ્યા છે.

× × ×

તુર્કસ્તાનના માજી સુલ્તાનની બેગમે પોતાના દુખનો અંત આણવાના ઇરાદાથી કૈરોમાં આપઘાત કરવાની કોશીશ કરી હતી અને નાઇલ નદીમાં ઝંપલાવ્યું હતું હમણાં તેને એક ધાર્મિક સંસ્થાએ આશ્રય આપ્યો છે એંગોરા તરફથી તેને છેલ્લાં ચાર મહિનાથી પેન્શન મળ્યું નથી

× × ×

તુર્કસ્તાનમાં સ્ત્રીકેળવણી ઝડપથી વધતી જાય છે. હવે સાહિત્યનો અભ્યાસ પુરો કરી સ્ત્રીઓ વૈતાનિક અને બધા હુન્નરની કેળવણી લેવા મંડી છે.



સ્ત્રીઓ માટેની, કર્વે યુનીવરસીટીનું મકાન—પૂના.

Lohanamitra Press, Baroda.



શ્રી કર્વે. યુનીવરસીટીનાં સંચાલકો.

## અમેરિકા.

મીસ ગર્ટરૂડ એડરલેએ ઇંગ્લીશ ખાડી તરવાનો સફળ પ્રયત્ન કર્યા પછી બીજી એક અમેરિકન મહિલા-મિસિસ કારસન ૧૫ કલાક ૪૦ મીનીટમાં એ ખાડી સફળતાથી તરી ગઇ છે. ઉપરાંત એક ફ્રેંચ પુરૂષ મો. મીચેલ પણ ૧૧ કલાકમાં એ ખાડી તરી ગયો છે. મીસ એડરલેને ૧૪ કલાક લાગ્યા હતા. નોરમન ડરહેમ નામના એક અંગ્રેજે લગભગ ૧૪ કલાકમાં તરી ૧૦૦૦ પાઉંડનું ઇનામ મેળવ્યું છે.

× × ×

ન્યુયોર્ક શહેરમાં એક હાસ્યરસિક નાટક એક જાણીતી મહિલાના પ્રયાસથી ભજવાયો હતો આ નાટકના પાત્રો તરીકે અમેરિકાની જાણીતી પાંચ ખુની સ્ત્રીઓએ ભાગ લીધો હતો. નાટક જોનાર પણ સજા પામેલી સ્ત્રીઓજ હતી એ ભાગ ભજવનારીઓમાં એક સીલીઆ કુની નામે સ્ત્રી હતી. એ સ્ત્રી રીવોલ્વર લઇનેજ ફરતી અને જે માણસ સામો મળે તેને લુંટતી અને ગરબડ કરે તો ગોળી મારતી. બીજી સ્ત્રી ડોરોથી પરકીન્સ હતી જેણે પોતાના પ્રેમી થોમસ ટેમ્પલટનને મારી નાંખ્યો હતો. ત્રીજી પર્લ ઓરેલ હતી જેણે એવોજ ગુન્હો કર્યો હતો. ચોથી લીલીઅન રેકને રો. અબ્રાહામ ગ્લીકસ્ટાઇનને મારી નાંખ્યો હતો. પાંચમી પોલેટ સેલ્યુડાક્રે એક વીમાના દલાલને મારી નાંખ્યો હતો. આ કેદખાનામાં કેદીઓને સંગીતની તાલીમ આપવાની ગોઠવણ કરવામાં આવી છે.

× × ×

મોટર હાંકવામાં સ્ત્રીઓ વધારે ચોકસાઈ રાખે છે કે પુરૂષો તેનું નિરિક્ષણ અમેરિકાની નેશનલ રીસર્ચ કાઉન્સીલ તરફથી કરવામાં આવ્યું હતું, જેના પરિણામે સ્ત્રીઓ વધારે ચોકસાઈ રાખે છે એમ ઠર્યું છે.

× × ×

ઝડપથી ચાલતી મોટર બોટમાંથી, ચાલતા એરોપ્લેનમાંથી લટકતી દોરડાંની સીડી પકડી લઈ તે ઉપર ચઢી એરોપ્લેનમાં જવાનો અખતરો મીસ મેબલ ગોડરે કરી બતાવ્યો છે. આ અખતરો કરનાર એ પ્રથમ સ્ત્રી છે.



## સાભાર અને સ્વીકાર.

ઉપન્યાસ માલા (બિજનૌર): સં. શ્રોત્રિય જગદીશ દત્ત. વર્ષ ૧., પુ. ૭ મું. વા. લ. રૂ. ૨-૦-૦.

પૂર્ણિમા (પાટણ): તંત્રી: રા. રહેમતુલ્લા ઇબાદુલ્લા. પુ. ૧., અંક ૧-૨ વા. લ. રૂ. ૧-૪-૦.

સમાજ સેવક (જામનગર): વ્ય. રા. ગોકુલદાસ કી. ઠક્કર. વર્ષ ૩., પત્રિકા ૪ થી.

હિંદુ પંચ: સં. પંડિત ઇશ્વરીપ્રસાદ શર્મા. વા. લ. રૂ. ૨-૦-૦.

વાર્ષિક રીપોર્ટ: શ્રી પૂના ગુજરાતી બંધુ સમાજનો-૧૯૨૫-૨૬. પ્રકાશક: રા. મા. જા. ગાંધી, ઓન-જનરલ સેક્રેટરી.

અઢારમો વાર્ષિક મહોત્સવ: શ્રી વડનગરા નાગર મંડળ (મુંબાઇ).

રીપોર્ટ: શ્રી કાઠિયાવાડ નિરાશ્રિત બાલાશ્રમ, રાજકોટ.




**નારી જીવન.**

હિંદનું નારી જીવન અત્યારે કેવી અધમ દશામાં સબડી રહ્યું છે તેનો વિચાર કરતાં પત્થર જેવું હૃદય પણ કમકમી જાય છે. એ જીવન અત્યારે પ્રગતિને બદલે દુર્ગતિ તરફ જઇ રહ્યું છે. જ્યાં દૃષ્ટિ કરીએ ત્યાં આપણને અધોગતિનાંજ દર્શન થાય છે. આરોગ્યની દૃષ્ટિએ આપણી સ્ત્રીઓ અને તેને પરિણામે આખી પ્રજા નિઃસત્વ બની ગઈ છે. નીતિની દૃષ્ટિએ જ્યાં જુઓ ત્યાં શિથિલતા દેખાય છે. સમાજના અત્યાચારોનો પાર જ નથી અને એ બધાંની ઉપરવટ સ્ત્રીજાતિ પોતે પોતાની દુશ્મન બની બેઠી છે અને એવી દુશ્મનાવટ સેવવામાં ગૌરવ માને છે.

**માતૃત્વનું નિકંદન.**

આરોગ્યની દૃષ્ટિએ અત્યારે હિંદનું માતૃત્વ કયી સ્થિતિમાં સબડે છે? ક્ષય રોગના ખાસ ચિકિત્સક ડૉ. મુથુનો અભિપ્રાય એ સંબંધી આપણાં રૂવાં ઉભાં કરી દે છે: 'દશકે દશકે અને પેઢીએ પેઢીએ હિન્દુસ્થાનનો જન-પ્રાણ નિસ્તેજ બનતો જાય છે. પ્રજા શરીર દુર્બળ બનતું જાય છે. બાળકોનું મરણ પ્રમાણ કેટલું ભયંકર છે? ક્ષયનો ભોગ કેટલાં યુવાનો બને છે? કારણ? કારણ એજ કે આપણે માયકાંગલા બની ગયા છીએ કંગાલીયત અને પૌષ્ટિક ખોરાકનો અભાવ; હવા ઉજાસવાળા નિવાસસ્થાનોની અછત અને તે ઉપર પશ્ચિમનું આંધળું અનુકરણ.'' આ સર્વ કારણોને લીધેજ ડૉ. મુથુ કહે છે કે 'એટલેજ હું આપણી બાલાઓને ઉચ્ચ શિક્ષણ આપવાની તરફદારી કરતો નથી. કોલેજોમાં ભણતી આપણી બાલાઓ માત્ર પુસ્તકોનાંજ જન્તુ બની જાય છે, અને રમત ગમતો કે કસરત પ્રત્યે સાવ બેદરકાર રહેવાથી શિક્ષણ પૂરું થતાં તો અત્યંત દુર્બળ બની જાય છે. પછી પ્હેલો પ્રસવ થતાંજ એ શરીર-હ્રાસ પૂરો થાય છે. એ હિન્દી તરુણી ક્ષયનો ભોગ બની મૃત્યુ પામે છે અને તેની પાછળ આખી હિન્દી ઓલાદ ક્ષીણપ્રાય બને છે.'' અને આટલું છતાં આપણે સ્ત્રીઓને ઓઝલમાં રાખવાની વાતો કરીએ છીએ !

**સામાજીક અત્યાચાર.**

પણ આટલેથી જ પતતું નથી ડૉ. મુથુ શહેરની ભણેલી પણ દુર્બલ બાલા કરતાં ગામડાની અભણ પણ તૈવતવાન બાલાને પસંદગી આપે છે. તેમને ખબર નહિ હોય કે આપણા સામાજીક અત્યાચારો એ બાલા તૈવતવાન બને તે પ્હેલાં એનો કોળીઓ કરવાને તૈયાર હોય છે. બે બે ત્રણ ત્રણ વર્ષના બાળકને લગ્નની ધુંસરીમાં જોડી દેનારા માબાપો હજી હિંદમાં મ્હાલે છે. તેમને કાયદો અટકાવી નથી શકતો. દેશી રાજ્યોમાં જ્યાં એવો કાયદો છે ત્યાં પણ તેઓ દંડ આપી લ્હાવો લે છે અને પરિણામે દીકરીને નસીબે વૈધવ્યના ડહાળા ચાંપે છે. આપણા કહેવાતા મહાજનો એવા માબાપોને અટકાવી નથી શકતા; ઉલટા ઉત્તેજન આપે છે. એથી અનેક બાળપત્નીઓ પતિના હવસની ભોગ બની અકાલ મરણને શરણ થાય છે. ભલે નાનપણે પણ યોગ્ય વયની જોડી બાંધવાથીજ એ અત્યાચાર અટકતો નથી. નિર્દય માબાપો પોતાના સ્વાર્થને ખાતર મડા સાથે મીંઢળ બાંધવાને પણ અચકાતા નથી અને દીકરીને વેચી તેનાં નાણાં પર તાગડધિન્ના કરે છે. એ રકમ પોતાની ત્રીજોરીમાં આવી ગયા પછી દીકરીનું શું થશે તેની તેમને પરવા નથી. લગ્નને બીજેજ દિવસે ભલેને તે વિધવા થાય

એવી સ્થિતિમાં મહાજન પણ તેને મદદ ન કરે. એ બિચારીને કપાળે તો જીવનભર વૈધવ્ય લખાયું જ હોય છે. જો કોઇ બાળવિધવા હિમ્મત કરી પુનર્લગ્ન કરે તો અત્યાચારી સમાજ તેને 'વંઠેલી' નો ખિતાબ જ પ્હેરાવે. આવી વિધવાઓ પાપાચાર કરે તેમાં નવાઇ શી? ગાંધીજી કહે છેઃ "બાળવૈધવ્ય માટે એકે શાસ્ત્રમાં બચાવ નથી. પોતાના પતિના પ્રેમનો અનુભવ કરેલો હોય એવી સ્ત્રી વિધવા થયે ઇચ્છાપૂર્વક પોતાનું વૈધવ્ય સ્વીકારી લે તો તે વૈધવ્ય જીવનને માધુર્ય અને ગાંભીર્ય અર્પે છે; ગૃહને પાવન કરે છે, અને ધર્મને સુદ્ધાં ઉન્નત કરે છે. પણ ધર્મ યા રૂઢિથી બળાત્કારે લદાયેલું વૈધવ્ય એ અસહ્ય બોજો થઈ પડે છે, અને ગુપ્ત પાપાચારથી તે ગૃહને ભ્રષ્ટ કરે છે અને ધર્મને અધોગતિએ લઇ જાય છે. જ્યારે ૫૦ વર્ષ ઉપરના વૃદ્ધ અને રોગગ્રસ્ત બુઢ્ઢાઓ ઘણીવાર તો એક જીવતી સ્ત્રી ઉપર નાનકડી બાળાઓને પરણે છે, બ્હેરે ખરીદે છે તેનો વિચાર કરીએ, ત્યારે આ હિન્દુ વૈધવ્ય આપણને ચોતરી નથી ચડાવતું? જ્યાં સુધી આપણા સમાજમાં હજારો વિધવાઓ પડી છે, ત્યાં સુધી આપણે એવી સુરંગ ઉપર બેઠેલા જેવા છીએ કે જે ગમે તે ઘડીએ ફુટે અને આપણો કચ્ચરઘાણ કાઢે. જો આપણે આત્મશુદ્ધિ કરવી હોય, જો હિંદુધર્મને બચાવવો હોય, તો આપણે બળાત્કારે પળાવવામાં આવતા વૈધવ્યના મહારોગમાંથી છુટી જવું જોઇશે. જેમને ઘેર બાળવિધવાઓ હોય તેમણે હિમ્મત કરીને પોતાના રક્ષણ નીચેની બાળાઓનો યોગ્ય રીતે વિવાહ કરી દઇને સુધારો કરવો જોઇએ. હું 'વિવાહ' કરી દઇને કહુ છું–પુનર્વિવાહ નહીં, કારણ કે તેમનો વિવાહ થયો જ નથી."

**"સૌરાષ્ટ્ર"ને અભિનંદન.**

પરંતુ આપણા મહાજનો ગાંધીજીથી વધારે ડાહ્યા છે. તેમને એ સુરંગ ફુટે તેની પરવા નથી. પરાણે વૈધવ્ય પળાવી પાપાચાર વધારવામાંજ તેમને દેશનો ઉદ્ધાર અને ધર્મનું પ્રતિપાલન દેખાય છે. જ્યારે એક વેવિશાળ ફોક કરવા માટે તેઓ સાત સાત વર્ષ રાહ જોવડાવે ત્યારે તેમની પાસેથી બીજી શી આશા રખાય? ઉંચડીની વીશાશ્રીમાળી વણિક કન્યા બ્હેન અનોપકુંવરનો દાખલો એ માટે આપણી પાસે તાજો જ છે. એ કન્યાની માના પિતાએ એનું સગપણ કોઈ વૃદ્ધ સાથે કરેલું. કાયદાની દૃષ્ટિએ પણ આ કરાર નકામો ગણાય. કુદરતી અને કાયદેસર વાલી મા હતી, કાકો હતો, છતાં માતામહને એ સગપણ કરવાનો અધિકાર શું હતો? પણ મહાજનને ન્યાયદૃષ્ટિ હોય ત્યારે ને? કન્યાના કાકાએ વિરોધ કર્યો, ફુવાએ કર્યો; અરે ખુદ કન્યાએ કર્યો છતાં એ વેવિશાળ ફોક ગણવાને મહાજન તૈયાર ન થયું. આ તે મહાજન કે લઘુજન? એવા મહાજનની પરવા યે શું કામ કરવી જોઇએ? બ્હેન અનોપે તેમજ કર્યું. "સૌરાષ્ટ્ર"ના બહાદુર સંચાલકોએ મદદનો હાથ લંબાવ્યો અને એ બાઇને યોગ્ય યુવક સાથે પરણાવી આપી. એ વીર બંધુઓને એ દુઃખી ભગિનીની વારે ધાવા માટે અમારા અંતઃકરણનાં આશીર્વાદ આપીએ છીએ. બ્હેન અનોપે હિમ્મત ન કરી હોત તો એ કહેવાતું મહાજન તેને જન્મભર રખડાવત, કે વૃદ્ધની સાથે લગ્ન કરવાની ફરજ પાડત.

**સ્વજાતિની શત્રુ !**

પરંતુ હિંદુ સ્ત્રીનું દુઃખ લગ્ન સાથેજ નથી મટતું. ખરેખર તો દુઃખ પરંપરાની ત્યાંથીજ શરૂઆત થાય છે. મોટા ઉમળકાથી દીકરાને માટે વહુ લવનાર માતાઓ વહુ ઘરમાં આવતાંજ તેની શત્રુ બની બેસે છે અને પોતાની સાસુએ દીધેલાં દુઃખોનો બદલો વહુ પારોથી વ્યાજ સાથે વાળી લે છે. નાની નણંદો પણ માગે પગ લઇ ભાભીને રંજાડવામાં પાછું વાળીને નથી જોતી. એ વખત મા દીકરા માટેનું વાત્સલ્ય ભૂલી જાય છે, બ્હેન ભાઇ તરફનો સ્નેહ નેવે મુકે છે. પરિણામ શું આવે છે તે સૌ કોઇ જાણે છે. દર અઠવાડીએ એવા ત્રાસથી યુવાન બાળાઓએ આપઘાત કર્યાના બનાવો વાંચી કયું હૈયું નહિ કમકમતું હોય! ઘણીવાર તો આપઘાત સુધીય વાત નથી પ્હોંચતી. સાસરીઆંજ તેનો ઘાટ ઘડી નાંખે છે અને નાખુને જોરે પોતાના ગુન્હા છુપાવે છે. આમ સ્ત્રીજાતિ પોતે પોતાની દુશ્મન બની બેઠી છે, અને પોતાની ઉન્નતિમાં અંતરાયરૂપ થઇ છે.

**નીતિની શિથિલતા.**

નીતિની શિથિલતાનો અનુભવ કરાવતા બનાવો પણ ઓછા નથી. હમણાંજ કોઇ બદમાશોએ મુંબાઈની લોકલ ટ્રેનમાં એક લીલીબાઇ નામે શિક્ષિકા બ્હેન પર એવો હુમલો કરેલો, જેને પરિણામે તેમને સજા થઇ છે. થોડા સમય પર એક પારસી બ્હેનને કોઈ બદમાશે સતાવેલી ફક્ત હવસના કારણેજ આવા દાખલા બને છે એમ પણ નથી પૂનામાં રાજકીય દ્વેષને કારણે બ્રાહ્મણેતર જાતિના કોઇ બદમાશોએ સ્રીઓ ઉપર અણછાજતા હુમલા કરી વેર વાળવાનો રસ્તો શોધી કાઢેલો. પ્હેલાં સ્રી જાતિ વંદનીય અને પવિત્ર ગણતી યુદ્ધના સમયમાં પણ એક બીજા પક્ષકારોની સ્રીઓની મર્યાદાનું રક્ષણ કરવામાં સાચું આર્યત્વ ગણાતું; અને મરદાનગી ગણાતી. વિલાસી યૂરપમાં પણ હજી એ નિયમ પળાય છે. અને અહિં રાજકીય ક્ષેત્રનો ખાર સ્રીઓ ઉપર હુમલા કરીને વાળવામા આવે છે. હિંદનું પુરૂષાતન કયી અધોગતિએ જશે તે નથી સમજાતું. ખરૂં જોઇએ તો એ પુરૂષાતનજ હવે નથી રહ્યું. રહ્યું હોય તો પ્રજા પોતાની વહુ દીકરીઓનાં શિયળ હરાતાં સગી આંખે જોઈ ન રહે દેશમાં એવા બનાવ બન્યાની નોંધ લેવાય છે બીજે પણ અનેક સ્થળે હિંદના કહેવાતા પુરૂષો એ અત્યાચારે સાંખી રહે છે અને એટલેથીજ નહિ અટકતાં એમના પુરૂષાતનને અભાવે શિયળભંગ થયલી સ્રીઓને ઘરમાંથી હાંકી કાઢવામાં અને તેમને પાપાચાર કરવામાં યા વિધર્મી બનવામાં ઉત્તેજન આપવામાં ખરી મરદાનગી સમાઇ હોય એમ તેમને લાગે છે. દુનિયાના બીજા દેશો જ્યારે પ્રગતિ કરી રહ્યા છે ત્યારે આપણું જીવન અધોગતિની ખાઇ તરફ ધસારાબંધ ચાલ્યું જાય છે.

**વૈદકીય મદદ.**

સ્રીઓને વૈદકીય મદદ પૂરી પાડવાના સંબંધમાં સીમલાનું કાઉન્ટેસ ઓફ ડફરીન ફંડ કેટલીક ઉપયોગી સેવા બજાવે છે. એ ફંડને અંગે છેલ્લા વાયસરાયનાં પત્ની લેડી રેડીંગે બહુ સારી મ્હેનત કરી હતી અત્યારે એનાં પ્રમુખપદે લેડી અરવીન વિરાજે છે. એ ફંડમાંથી હિંદી સ્રીઓને મુખ્યત્વે વૈદકીય કેળવણી અપાય છે અને દેશની જુદી જુદી હોસ્પીટલોને સ્રીઓને મદદ આપવા માટે નાણાંની સહાય કરવામાં આવે છે. ઉપરાંત સરકારનું પણ સ્રી-ડોકટરોનું એક ખાતું છે જેમાં ૪૪ ડોકટરો છે અને ૮ બ્હેનો યૂનીવરસીટીની ડીગ્રી મેળવી ઇંગ્લાંડમાં વધુ અભ્યાસ સરકારને ખર્ચે કરે છે. વળી દીલ્હીની લેડી હાર્ડીંજ હોસ્પીટલમાં એવું શિક્ષણ આપવાની ગોઠવણ થઇ છે; અને તે દાયણોને કેળવણી આપી તૈયાર કરે છે. બાળસપ્તાહના સમારંભો દ્વારા પણ માતાઓને બાળરક્ષણ વિષે ઉપયોગી જ્ઞાન અપાય છે છતાં લેડી અરવીન કહે છે તેમ, હજી ઘણું કરવાનું રહે છે. સૌથી પ્હેલાં મોટા શહેરોમાં ફેલી રહેલા ક્ષયના દરદ સામે લડત ચલાવવાની છે, જે માતાઓ અને બાળકોનો ભોગ મોટી સંખ્યામાં લે છે બાળકોનું મરણ પ્રમાણ બીજા દેશોને મુકાબલે હિંદમાં ઘણું મોટું છે. ગામડાઓમાં સ્રીઓ હજી સુવાવડ વખતે જોઇતી યોગ્ય મદદ નથી મેળવી શકતી આ સંબંધી પૂના જીલ્લામાં થયલો નવો પ્રયોગ દરેક જીલ્લામાં અજમાવવાની જરૂર છે દરેક જીલ્લાએ પોતે એ બાબત ઉપાડી લેવી જોઇએ અને જીલ્લા બોર્ડ યા સરકારના ખર્ચે પોતાના દરેક ગામડામાં એક એક શિક્ષણ પામેલી દાયણ રાખવી જોઇએ આવાં દર પાંચ કે દશ ગામડાં દીઠ એક એક સ્રી ડોકટરની નીમણુંક પણ થવી જોઇએ જે વેળાસર પ્હોંચી જોઇતી મદદ આપી શકે. અમે ઇચ્છીએ છીએ કે હિંદનું દરેક જીલ્લા અને તાલુકા બોર્ડ આ બાબત ઉપાડી લ્યે અને દેશના માતૃત્વનું અને ભાવિ પ્રજાનું નિકંદન થતું વેળાસર અટકાવે.

**લગ્ન સંબંધી સલાહકારક મંડળ**

ગયા ઓગસ્ટના અંકમાં બર્લીનમાં સ્થપાયેલા લગ્ન સંબંધી સલાહકારક મંડળ વિષે ડા. મોહનલાલ પાઠકે આપેલી માહિતીની અમે નોંધ લીધી હતી. એજ મહાશય નીચે પ્રમાણે એક બીના લખી મોકલે છે.

"બર્લીન મ્યુનીસીપાલીટીની માફક બ્રિટિશ મેડિકલ એસોસિએશને પણ છેલ્લી વાર્ષિક મીટીંગમાં એક એવો ઠરાવ પસાર કર્યો છે કે "હવે પછી સમાજમાં જે લગ્ન થાય તે સરકારની દેખ

લીધી થવાં જોઇએ. જગતમાં જણાતા અનેક રોગો માત્ર વિષમ લગ્નથી કે સ્ત્રી પુરૂષમાંથી કોઇપણ રોગી હોવાને લીધે જ ઉત્પન્ન થાય છે, અને તેનું ફળ ભવિષ્યની પ્રજાને ભોગવવું પડે છે. અને અને તેથીજ ભવિષ્યમાં થનારાં પતિ પત્ની નિરોગી હોવાનો દાખલો રજુ કરે પછી જ તેમનાં લગ્નમાં સરકારે સંમતી આપવી." સુપ્રજાજનનશાસ્ત્રનું અને સંતતીનિયમનનું મહત્વ પાશ્ચાત્ય દેશોમાં કેટલું છે, તે જાણનારાઓને આ ઠરાવથી આશ્ચર્ય નહિં થાય પણ અંહી એકજ પ્રશ્ન ઉદ્ભવે છે કે સામાન્ય જનતા પોતાનાં આ ખાનગી વ્યવહારમા સરકારનો હાથ દાખલ થવા દેશે ?

હિંદુસ્થાન વિષે તો આ બાબતમાં કાંઇ કહેવાની જરૂર નથી, પણ ઈંગ્લંડ જેવા આગળ વધેલા દેશે પણ કંઇક અંશે આ ઠરાવને વખોડી કાઢયો છે

મેડિકલ એસોસિએશનનાં આ ઠરાવ પર ટીકા કરતાં ખાણીતું "સેટર્ડે રિવ્યુ" લખે છે કે, "શાસ્ત્રીય જ્ઞાન માટે સૌ કોઇને માન છે. પણ શાસ્ત્રજ્ઞોએ જનસમુહનાં ખાનગી વ્યવહારમાં માથુ મારવું ન જોઇએ: સમાજને હુકમ કરવાનો અધિકાર શાસ્ત્રનો નથી. શિક્ષણ આપી કલ્યાણનો માર્ગ બતાવવો એજ શાસ્ત્રનું કર્ય. આથી આગળ વધીને શાસ્ત્રો જો સમાજ પર પ્રભુત્વ સ્થાપવા જશે તો તેમનું માન જરાપણ રહેશે નહિ."

જ્યારે બ્રિટન જેવા સ્વતંત્ર વિચારો ધરાવતા દેશમાં આ પ્રમાણે વિરોધ થાય છે ત્યારે હિંદમાં શું થાય એની કલ્પના કરવાનું કામ બહુ મુશ્કેલ નથી. બાળલગ્નમાં મહાપૂણ્ય માની બેઠેલી પ્રજા આવી બાબતમાં જરૂર ખળભળાટ મચાવે. સંમતિ વય વધારવાની જ બાબતમાં કેટલો વિરોધ જાગ્યો હતો તે સૌ કોઇ જાણે છે; અને કુમળી વયની બાળાઓ લગ્નની ધુંસરામાં જોડાતી જ જાય છે. મદ્રાસમાં હમણાં એક તાજો દાખલો બન્યો છે એક તેર વર્ષની બાળાને ૨૯ વર્ષના યુવક સાથે પરણાવવામાં આવી હતી. પતિની માગણી તે બાળાએ કબુલ ન કરતાં તેના પૃથ્વીપરના એ પ્રભુએ તેને કેરોસીન છાંટી જીવતી સળગાવી મુકી. ગાંધીજી આ બનાવ પર લખતાં જે સચોટ ટીકા કરે છે તે અહીં ઉતારીએ છીએ, "એક કુર રીવાજને ધાર્મિક સંમતિ આપવી તે ધર્મ નહિ અધર્મ છે. સ્મૃતિઓમાં વિરૂદ્ધ અભિપ્રાયો ભર્યા છે. એમાંથી એકજ નિર્ણય કાઢી શકાય કે એ સ્મૃતિમાંજ જે નીતિનું ધોરણ માન્યું હોય તેની વિરૂદ્ધ જે અભિપ્રાય હોય તે ક્ષેપક ગણવા. સંયમ પાળવાના શ્લોકો અને માણસને જંગલી બનવા ઉત્તેજન આપવાના શ્લોકો એક કલમે ન લખી શકાય. અસંયમી અને દુરાચારી માણસજ એમ કહી શકે કે સ્ત્રીવયમાં ન આવેલી બાળાને પરણવામાં પાપ નથી. સ્ત્રીવયમાં આવ્યા પહેલાં લગ્ન કરવું એ પાપ ગણાવું જોઇએ." અમે ઇચ્છીએ છીએ કે આપણા સ્ત્રીમંડળો સંમતિ વય વધારવાની બાબતમાં પ્રજામત કેળવવાની ચળવળ ઉત્સાહથી ઉપાડી લ્યે અને આવો પાપાચાર અટકાવવામાં સહાયભુત થાય.

**વડી ધારાસભામાં.** મુંબાઇ અને મદ્રાસની ધારાસભાઓએ સ્ત્રીઓ સામેનો સભાસદ થવા માટેનો પ્રતિબંધ દૂર કર્યા પછી દીલ્હીની વડી ધારાસભાએ પણ એ પ્રતિબંધ કાઢી નાંખી લાંબા સમયનો અન્યાય દૂર કર્યો છે. એ માટેનો જરૂરી ઠરાવ મુંબાઇ તરફના સભાસદ રા. હુમસીંગાંએ રજુ કરતાં જણાવ્યું હતું કે ઉપયોગી સભાસદ થવા માટેની સ્ત્રીઓની શકિત વિષે કોઇ પણ વિરૂદ્ધ અભિપ્રાય નહિ આપી શકે ગૃહરાજ્યની સુવ્યવસ્થા કરી તેમણે પૂરતી તાલીમ મેળવેલી હોય છે અને ધારાસભામાં એવા ઘણા સવાલો દેશના કારભારને અંગે ઉભા થાય છે, જેમાં સ્ત્રીઓની મદદ ખાસ ઉપયોગી થઇ પડે. ખાસ કરીને કરકસરની બાબતમાં સ્ત્રી સર્વોપરિ છે. આ ઠરાવનો મૌલવી મહમદ યાકુબખાને વિરોધ કર્યો હતો. તેમનો અભિપ્રાય એવો છે કે સ્ત્રીનું યોગ્ય કાર્યક્ષેત્ર ગૃહ છે અને કુદરતે તેને એ કાર્યક્ષેત્ર સોંપ્યું છે. અલબત તેમણે કબુલ કર્યું હતું કે ઘણી સ્ત્રીઓ તેમના પતિ કરતાં વધારે બુદ્ધિશાળી હોય છે. આ કબુલાતને લીધે સભામાંથી તેમને કોઇએ પ્રશ્ન પૂછયો હતો કે એ તેમનો જાતિ અનુભવ છે ? કદાચ હશે, અને તેથીજ તે વિરૂદ્ધ પડયા હશે. મૌલવી સાહેબ હજી ચૌદમી સદીમાંજ હોય એમ લાગે છે. તે જો હિંદની બધી સ્ત્રીઓને આઝલમાં ગોંધી રાખવા માંગતા હોય તો તેમને

પ્રયાસ નિષ્ફળ જવા સરજાયો છે. બીજા એક મુસ્લીમ સભ્ય સર અબ્દુલ કય્યુમે આ ઠરાવને ટેકો આપ્યો હતો પણ શંકા બતાવી હતી કે કદાચ સરકારનું બજેટ તપાસવામાં તેઓ ઘરનું બજેટ અને છોકરાંઓને ભૂલી જશે. પંડિત શ્યામલાલ નેહરૂએ મૌલવીને જડબાંતોડ જવાબ આપ્યો હતો અને જાતિ અનુભવથી જણાવ્યું હતું કે " મારી પત્નીએ લોકલબોર્ડમાં મારી સાથે રહીને જે સુંદર કામ કર્યું છે તેને લીધે હું તેને માટે મગરૂર છું. મૌલવી પોતાની પત્નીને એવી તક આપશે તો તેમને પણ એવોજ અનુભવ થશે. " આ ઠરાવ આખરે પસાર થયો છે અને સ્વીકારે તે સ્વીકારી તે માટેનું જાહેરનામું પણ પ્રકટ કરી દીધું છે. પણ હવે શું ? વર્ષોની જહેમત પછી સ્ત્રીઓ આ હક મેળવવા પામી છે તેનો ઉપયોગ શું ? નવી ચુંટણીઓ નવેમ્બરમાં થશે અને તે માટે ઉમેદવારી નોંધાવવાનો ૧૫ મી સપ્ટેમ્બરનો દિવસ પણ પસાર થઇ ગયો છે. ઉમેદવારોના નામની યાદી જોતાં અમને અત્યંત ખેદ થાય છે કે આખા ગુજરાતમાંથી તો શું પણ ખુદ મુંબાઇમાંથી આ હકનો લાભ લેવા એક પણ મહિલા આગળ આવી નથી સૌ. અવન્તિકાબાઇ ગોખલેએ વિચાર કરેલો પણ કમનસીબે તેમણેય માંડી વાળ્યું છે. એટલે નવી ધારાસભામાં મુંબાઇ ઇલાકામાંથી એક પણ સ્ત્રી પ્રતિનીધિ નહિ બિરાજે એ ચોક્કસ થઇ ગયું છે. ત્રણ વર્ષ પછી જે થાય તે ખરૂં પણ અત્યારે તો આ શોકજનક સ્થિતિ છે. અમને અજાયબી લાગે છે કે મુંબાઇ ઇલાકો જે કેળવણીની બાબતમાં આખા હિંદમાં પ્રથમ સ્થાન ધરાવે છે, તેમાંથી એક પણ મહિલાએ પહેલ નથી કરી. મોટી મોટી સંસ્થાઓ તેઓ બાહોશીથી ચલાવે છે, બીજા પણ અનેક જાહેર કાર્યોમાં તેઓ ઉત્સાહથી આગળ પડતો ભાગ લે છે છતાં ધારાસભામાં જતાં શા માટે અંચકાય છે તે અમે સમજી શકતા નથી. તેમના જવાથી તેઓ માત્ર પોતાના સ્ત્રીવર્ગનેજ નહિ પરંતુ આખા જનસમાજને અત્યંત ઉપયોગી થઇ પડે એમ છે. છતાં હાલ તુરત તો મુંબાઇ ઇલાકા માટે ખેદ કરીનેજ બેસી રહેવાનું છે. મદ્રાસે એ બાબતમાં સ્ત્રી જાતિનું ગૌરવ કંઇક સાચવી રાખ્યું છે બે મહિલાઓએ એ ઇલાકાની સભા માટે ઉમેદવારી કરી છે. તેઓ બન્ને સફળ થાય એવા અમારા આશીર્વાદ છે.

**મિસિસ કોર્સન.** મિસ એડરલે નામે ૧૮ વર્ષની અમેરિકન છોકરીએ ઇંગ્લીશ ખાડી ૧૪ કલાકની અંદર સફળતાથી તરી ગયાની નોંધ અમે ગયા અંકમાં લીધી હતી. સ્ત્રીશક્તિની ખાત્રી આપતો એ બનાવ બન્યા પછી થોડાજ વખતમાં એની પુનરાવૃતિ થઈ છે મિસિસ કોર્સન નામે બીજાં એક અમેરિકન બહેને ૮૦ માઇલનો એ વિકટ પટ ૧૫ કલાક ૪૦ મિનિટમાં તરી જઈ સ્ત્રી જાતિને વધારે મહત્વ આપ્યું છે. મિસિસ કોર્સન હિંદમાં જે લગભગ આધેડ વય મનાય એટલી ઉમ્મરનાં છે અને બે બાળકોના માતા છે. એમના આ સાહસમાં એમને ઉત્તેજન આપનાર એમના પતિ હતા એ વાત અહિં ખાસ નોંધવી જોઇએ. હિંદી લલનાઓના પતિદેવો આ ઉપરથી અણમૂલો પાઠ શીખે અને પોતાની પત્નીઓને સારાં કામો કરવામાં ઉત્તેજન આપે એવી અમે આશા રાખીએ છીએ. આ બે બાનુઓના પ્રયત્ન પછી એક ફ્રેંચ પુરૂષ મો. માયકેલે એ ખાડી ૧૧ કલાકમાં પાર કર્યાની ખબર મળે છે; અને એક અંગ્રેજ મી. ડરહામે ૧૪ કલાકમાં એ ખાડી તરી કાઢી એક હજાર પાઉંડનું ઈનામ મેળવ્યું છે. બે સ્ત્રીઓના સાહસ પછી પુરૂષને પણ એ કાર્ય કરવા માટે ઉત્તેજન મળ્યું છે એ ઓછી મગરૂરીની વાત નથી.



લંડનની મિસિસ લુઇસા ડીબની ઉમ્મર અત્યારે ૯૪ વર્ષની છે એણે એકજ કુટુંબમાં રસોઇઅણ તરીકે લાગલાગટ ૭૦ વર્ષ સુધી નોકરી બજાવી હતી અને હમણા ત્યાંથી ફારગ થઇ નિવૃત્તિમાં જીવન ગાળે છે !

" મસ્તફકીરની મસ્તી. "



ચિત્રકાર: ] "ગૌરી અને સાસરીયાંનું રાજ્ય" નામની વાર્તાનું એક આકર્ષક ચિત્ર. [ શા. છો. અં. જોશી




વર્ષ ૪ થું ] નવેમ્બર ૧૯૨૯ .[ અંક ૩ જો.



# ભમ્મરને ટોડલે.



લેખક: રા. ન્હાનાલાલ દલપતરામ કવિ.

તારલા રે! આવ મ્હારે અંબોડલે.
મ્હારે અંબોડલે,
કંઇ હાસ થોડે થોડલે:
તારલા રે! આવ મ્હારે અંબોડલે.

આજ મ્હેં તો અલક અલક મોતીડાં પરોવિયાં;
મુખડાનાં ઝલક ઝલક જ્યોતિઓ ઝકોરિયાં;
નેણતખ્તે સ્નેહરાજ સ્વામીને પધરાવિયા:

એકલો મા આવતો,
તું આવજે સજોડલે;
સાજીછાણું ના ગમે,
રમો ભમ્મરને ટોડલે:
તારલા રે! આવ મ્હારે અંબોડલે.



# "વધામણાં."

લેખક: શ્રી ગજાનન વિશ્વનાથ જોશી.

નૂતન વર્ષનાં વધામણાં સ્વીકારો સાહેલી !
જીવન તણાં ઝળકાવી નૂર !
નૂતન પ્રણયભર્યાં પ્રેમ પંથે વિચરો સાહેલી !
ભર્ગભર્યાં સ્નેહનાં અંકુર-! નૂતન૦

નૂતનવર્ષના ભાનુમાં, શુભ દિનની કૈં છટ !
હૈયામાં કૈં હેલતા, રસભર જીવન-ચંદ.

એની સ્નિગ્ધભરી જ્યોત્સનાને ઝીલો સાહેલી !
હૈએ બની રસપૂર ! નૂતન૦

સ્વતંત્રતાના સ્વર્ગમાં, ખેલે ભારતબાળ,
અંતરિક્ષમાં હિંચકે, રસના મ્હોર રસાળ.

એવાં પુનિત દ્રશ્ય પ્રેમભર્યાં જોઇએ સાહેલી !
આંખડીમાં ભરી રસનૂર ! નૂતન૦

ગુર્જરીની રસકુંજમાં, નવીન આશનાં જોમ,
દેશભક્તિની ચેતના, જાગો ભારતભોમ.

એના સુભગ-સોહાગી પંથ વિચરો સાહેલી !
જીવનને ઉજાળી ભરપૂર ! નૂતન૦





# સન્નારીઓને બે બોલ.

લેખકઃ-શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,
એમ. એ. એલ એલ. બી.
ચીફ જડ્જ, સ્મોલ કોઝીઝ કોર્ટ.

વિલાયત જેવા સુધરેલા દેશમાં પણ સ્ત્રીઓ સંબંધે કઠોર સુખનો ઉચ્ચારાયા છેઃ

" A woman, a spaniel and a walnut tree,
The more yor beat them, the better they be. "
Charles Taylor.

એટલે કે સ્ત્રીને, કૂતરાને, અને અખોડના ઝાડને જેમ મારો ઝુડો તેમ તે સુધરે. સાથે સાથે એજ દેશમાં સ્ત્રીની કીમ્મત પણ ઘણી ઉંચી અંકાઇ છેઃ

" A perfect woman nobly planned,
To warn, to comfort and command, "
( Wordsworth. )

એટલે સંપૂર્ણ સ્ત્રીત્વ, ( ખોટે રસ્તે જતાં) પુરૂષને ચેતાવવામાં, ( દુઃખમાં ) દિલાસો આપવામાં અને જરૂર પડે તેનાપર આજ્ઞા કરવામાં સમાઇ જાય છે. આપણે ત્યાં પણ એવા પરસ્પરવિરોધી ઉદ્દગારો જોવામાં આવે છે. તુલસીદાસ કવિ કહે છે કે,

ढोल, गंवार, शूद्र, पशु, नारी,
ए सब ताडनके अधिकारी.

એટલે ઢોલ, ગામડીઆ, શુદ્ર, પશુ અને સ્ત્રી એ બધાં તો મારવા ( માર ખાવા ) લાયકજ છે. આની સામે

॥ यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः॥

કે કુલોદ્ગા સ્ત્રીને વર્ણવતો ભર્તૃહરીનો અનુપમ શ્લોક,

कार्येषु मंत्री करणेषु दासी,
भोज्येषु माता शयनेषु रंभा

મૂકી શકાય. સ્ત્રીના કર્ત્તવ્યનું ભાન કરાવતી આવી બેનમૂન, અનુપમ વાણી બીજે કશે જોવામાં આવતી નથી.

સામળભટ્ટ જો કે કોઇ કોઇ જગાએ સ્ત્રીને "જીવતી જક્ષણી" કહી સંબોધે છે, તોપણ એ જાતિના ઉમદા ગુણ એનાથી ભૂલાતા નથી. મને કે કમને સત્ય એને કહેવુંજ પડે છે, અને તેથી, " સુખ દુઃખમાં સમભાગ, " " દેખ્યાથી દિલ દુઃખ ટળે, " " એ અન્તકાળે અળગી નહિ, બહુ સ્નેહે સાથે બળે, " એવા એવા એના ગુણ ગાયા વગર એને ચાલતું નથી.

હિન્દુ સ્ત્રીને માટે " સતી " અને " કલ્યાણી " એ વિશેષણો વપરાય છે. એ શબ્દોમાં રહેલો ભાવ દર્શાવનારા પર્યાય ( એવાજ શબ્દો ) બીજી ભાષામાં મળવા મુશ્કેલ છે. છતાં એકંદર સ્ત્રીવર્ગને મનમાં ઓછું આવે તો નવાઇ નથી, કારણ સરવાળે પુરૂષોએ તેમની હીનતા વધારે આગળ કરી

છે, અને સદાય તેમને પોતાના પગ તળે રાખવાના પ્રયત્ન ચાલુ રાખ્યા છે, અને સફળપણે ચાલુ રાખ્યા છે.

***

હવે વસ્તુસ્થિતિ બદલાતી જાય છે. યૂરોપ ખંડમાં છેલ્લી જાદવાસ્થળીને અંગે સશક્ત પુરૂષ માત્ર લડવાના કામમાં રોકાએલો હોવાથી પુરૂષનાં ઘણાંખરાં કામ સ્ત્રીને કરવાં પડયાં, દારૂગોળો બનાવવામાં સ્ત્રી કામે લાગી, મોટર હાંકતાં પણ સ્ત્રી શીખી, ઘણા ધંધા જે માત્ર પુરૂષોજ ચલાવતા તે સ્ત્રીઓને ચલાવવા પડયા, અને અંતે હવે એવો વખત આવી લાગ્યો છે કે ત્યાંની સ્ત્રીઓ પોતાને દરેક રીતે સ્વતંત્ર સમજે છે, અને કોઇ પણ રીતે મરદથી પોતે ઉતરતી નથી એવો દાવો કરે છે. પરિણામે માંદાની માવજત ( nursing ), બચ્ચાંઓને ઉછેરવાની પાત્રતા, વગેરે વગેરે જે માત્ર સ્ત્રીઓનાજ ધર્મ ગણાતા હતા અને જેને માટે સ્ત્રીઓ કેળવાતી હતી, તે સંબંધે આચાર વિચારમાં ફેરફાર થઇ ગયા છે, અને એવાં કામ છોડી, ટેનીસ રમવામાં કે દરીઓ તરી જવામાં પુરૂષ જોડે હરીફાઇમાં ઉતરી પોતાને એક્કો કહેવડાવવામાં સ્ત્રીઓ માન સમજે છે. આ હીલચાલનું પરિણામ ઇષ્ટ આવશે કે અનિષ્ટ તે કહી શકાતું નથી, અગર જો કે અમુક હદની સ્વતંત્રતાથી કોઇને ભાગ્યેજ નુકસાન થાય. સ્ત્રીઓની પરતંત્રતા આગલા જમાનાઓમાં હતી તેવી હવે કાયમ નહિ રહે, અને રહે તે સારૂં પણ નહિ. પરમેશ્વરે બંનેને સરખાંજ ઘડયાં છે, તો પછી મનુષ્યે તેની વિરૂદ્ધ કંઇ કરવું તે કુદરતને હંફાવવા જેવું છે. છતાં અમુક બાબતની પાત્રતા ઇશ્વરે સ્ત્રી જાતીમાંજ મુકી છે, તે પાત્રતાની અવગણના ન થવી જોઇએ. જો દુનીઆને નભાવી રાખવી હોય તો સ્ત્રીએ માતા તરીકેની પોતાની ફરજની અવગણના ન કરવી જોઇએ. જનની તે સ્ત્રી થઇ શકે, પુરૂષથી થવાય નહિ. તો પછી અવિવાહિત રહી જનનીનું કર્તવ્યજ માથે ન આવી પડે એવી નેમથી વર્તવું એ કુદરતની સામે જવા જેવું થાય.

આ વિચારો હજુ સુધી આપણા દેશમાં જીવ જેવો પેગપેસારો કરી શકયા નથી, અને કેળવણી પામેલી સ્ત્રીઓની માત્ર થોડીક-જુજ સંખ્યા બાદ કરતાં, બાકીના સ્ત્રી સમૂહમાં એ મત પગપેસારો કરી શકે એવી બિલકુલ બ્હીક નથી, કારણ તે સમૂહ બીનકેળવાએલો હોવાથી; દુનીઆની પ્રવૃતિઓથી એટલે બધે દરજ્જે અજ્ઞાત છે કે જેમ દરીઆ વચ્ચે ઉભેલા એક મજબૂત ખડકને અથડાતાં મોજાં તેના પર કાંઇ અસર કરી શકતાં નથી, તેમ તેમની જાતિ સંબંધે દુનીઆના યા તેમના દેશના બીજા ભાગમાં થતી હીલચાલો તેમને હલાવી શકતી નથી.

× × ×

આપણા દેશમાં આવી અજ્ઞાત અબળાઓનો સમૂહ એટલો મોટો છે કે કેળવાએલાં સ્ત્રી અને પુરૂષ બંને સામટાં અને સાથે તે દિશામાં કાર્ય કરે તો પણ તેમનો અજ્ઞાનરૂપી, તેમની હીન અને દીન દશારૂપી ઉકરડો સાફ થઇ શકે એમ નથી. ખુદ મુંબઇમાં મુકાબલે ઘણી કેળવાએલી અને વિચારશીલ સ્ત્રીઓ મળી આવે છે. એ સ્ત્રીઓની ફરજ, એ સન્નારીઓનું કાર્ય કઇ દિશામાં રહેલાં છે, તે સવાલનો તેમણે પોતે વિચાર કરવો જોઇએ એમ કહેવું અયોગ્ય નહિ થઇ પડે. સ્વાર્થ અને પરમાર્થ બંને ધાડી પર જેમ બીજાઓ તેમ તેઓ પણ કામ કરી શકે. સ્વાર્થ એટલે માત્ર પોતાનુંજ સુધારી બેસી રહેવું તે, પરમાર્થ એટલે બીજાઓનું સુધારવા પ્રયત્ન કરવો તે. અલબત્ત પોતે કેળવાઇ પોતાની જાતને સુધારી બેસી રહે તો તેનો પણ ફાયદો

હાલની આપણા સમાજની સ્થિતિ જોતાં, થોડો નથી, કારણ એવી સ્ત્રીઓની સંખ્યા પણ દિવસે દિવસે વધતી જાય તો તેમાંથી પણ ઘણો મ્હોટો સમૂહ પરિણમે. પરંતુ તેજ સ્થિતિ આપણી પાસેથી એના કરતાં કાંઇક વિશેષની માગણી કરે છે, કાંઇક ભોગ, આત્મભોગ માગે છે. મુંબઇ જેવાં શહેરમાં તો સ્ત્રીસુધારણાના પ્રયાસો, સ્ત્રીનું ભવિષ્ય, સ્ત્રીનો સંસાર, સ્ત્રીની જીંદગી, છે તેનાં કરતાં વધારે સુખકર બનાવવાના પ્રયત્નો આદરાઇ ગયા છે, અને જોસબંધ આગળ ધપ્યા જાય છે. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, એ ખુદ તેનું દૃષ્ટાંત છે. એ સિવાય જુદી જુદી કોમનાં,—દક્ષણી, પારસી, ખ્રીસ્તી અને મુસલમાનનાં,–મહીલા મંડળો, સેવાસદનો, સેવાશ્રમો વગેરે સંસ્થાઓ એજ રસ્તે કામ કરી રહી છે. આપણી સ્ત્રી સમાજની ખરેખરી દુઃખદ સ્થિતિ તો ગામડાંઓમાં, નાનાં નાનાં શહેરો કે કસ્બાઓમાં, જોવામાં આવે છે. ત્યાં વસતી સ્ત્રીઓની હાલત—અવદશા—આજથી સેંકડો વરસપર હતી તેની તેજ રહી છે. સ્ત્રીના દાસત્વ સંબંધેના વિચારોનું વાતાવરણ ત્યાં ફેરવાયું નથી, અને તેમાં દોષ બંને વર્ગનો છે. પુરુષ વર્ગ દોષરહિત છે એમ નથી. એ ગામડાનો રહીશ તો હજુ પોતાના સ્ત્રીવર્ગ જોડેનું વર્તન ઉપર આપેલા તુલસીદાજીના દોહરાના ભાવાર્થને અનુસરીનેજ રાખે છેઃ સ્ત્રીને માત્ર **તાડનનીજ અધિકારી** ગણે છે. સ્ત્રીને આત્મારહિત, લાગણીરહિત, ભાવરહિત ગણે છે. સેંકડો વર્ષથી બંધાઇ ગએલા સમાજના આવા ખમીરને લીધે એ વિચારોમાં તેને કાંઇ અયોગ્યતા કે ગેરકુદરતીપણું દેખાતાં નથી. એનો એ ખ્યાલ દૂર કરવો, એ પુરૂષનું કાર્ય; પરંતુ સાથે સાથે સ્ત્રીવર્ગની એમાં સહકારિતા જોઇએ. તે હોય તો આ ક્ષેત્રમાં કરવાનું કાર્ય વધારે ફલપ્રદ થાય. જેમ પુરૂષવર્ગના વિચારોપર આવી ગએલું આવરણ ખસેડવાની જરૂર છે. તેમ સેંકડો વરસથી ચાલતા આવેલા રીવાજને તાબે થએલા સ્ત્રીવર્ગનું જે ખમીર બંધાઇ ગયું છે તે ખમીરને, તેમની આંખ આડે આવી ગએલા પડદાને ખસેડવાની પણ જરૂર છે. સમાજની ઉન્નતિને અંગે સ્ત્રીની એવી અધમ દશા ન જોઇએ, અને વખત મળતાં, સંજોગો પ્રાપ્ત થતાં, એ બેડીના બંધનમાંથી છૂટવા તેમણે પણ મથવું જોઇએ. તમારામાંની ઘણી સન્નારીઓએ એક વખત કુટુંબમાં વહુ તરીકે જીંદગી ગાળી હશે, અને હવે સાસુપદ પ્રાપ્ત કર્યું હશે, કેટલીએક સન્નારીઓ આજે હજુ પણ વહુવારૂ હશે, કેટલીએક નણંદો હશે. હવે તમેજ તમારી સ્થિતિનો વિચાર કરો. અને વિચારો કે આપણી રૂઢીઓ આપણા રિવાજો તમને કયાં કયાં ડંખે છે જે વહુવારૂ સાસુપદ પ્રાપ્ત કરે તેણે વિચારવું કે મારે કેવી અગવડ કે કેવાં દુઃખ ભોગવવાં પડયાં હતાં અને તે દુઃખ અને તે અગવડમાંથી મારી પોતાની વહુને હું કેમ છૂટી રાખી શકું. નણંદો એજ માફક પોતાને સાસરે જે અનુભવ થતો હોય તે અનુભવને લક્ષમાં રાખી પોતાની ભાભીઓ પ્રત્યે વર્તન રાખી શકે. આ વાત તો માત્ર મુંબઇ જેવા શહેરને અંગેજ મેં જણાવી છે, કારણ અહીં મુકાબલે કેળવાએલી અને કેળવણીને પરિણામે સમજુ થએલી સન્નારીઓની સંખ્યા ઘણી હોવાનો સંભવ છે. પરંતુ ગામડાંઓમાં તો જે અસલ રૂઢી ચાલતી હતી તેજ હજુ ચાલે છે, અને તેમાંથી આવતાં અનિષ્ટ પરિણામના દાખલા " ગુણસુંદરી " જેવાં માસિક અને બીજાં ખબરપત્રો મારફતે વખતોવખત આપણે સૌને કાને અથડાય છે. આપણા સંસારનું લોહી ચુસતો એ નિર્દય, ક્રૂર, જાલિમ દૈત્ય તે કેવળ અજ્ઞાનને લઇનેજ હસ્તીમાં આવ્યો છે. એ અજ્ઞાનનો ડુંગર

ખસવો જોઇએ. જ્યાં જ્યાં અજ્ઞાન અને અંધકાર છે ત્યાં ત્યાં જ્ઞાન અને પ્રકાશ વેરાવાં જોઇએ, અને ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની સન્નારીઓને જે બે બોલ હું કહેવા ઇચ્છું તે એજ બે બોલ–જ્ઞાન અને પ્રકાશ–છેઃ જ્ઞાન પ્રદીપનો પ્રકાશ પાડી, જ્યાં જ્યાં અંધકાર છે ત્યાં ત્યાં અજવાળું લઇ જાઓ, તમે પોતે સુખી હો તો તે આનંદની વાત, પરંતુ તેટલાથીજ સંતોષ ન માનો, બીજાને સુખી બનાવવાનો સંકલ્પ કરો.

એ સંકલ્પ શી રીતે અમલમાં આવે, સંકલ્પ મટી એક બનેલો બનાવ તે શી રીતે બને, તેના રસ્તા શોધતા રહેવું જોઇએ. સન્નારીઓને બે બોલ કહેવાના હોય તેમાં ...પ વર્ગને તેમનો પોતાનો ધર્મ શી રીતે ...ો તે કહેવાનો અવકાશ હોય નહિ, ...મને કરવાનું કામ એ એક અલગ બાબત ... સ્ત્રીઓ શી રીતે ઉપયોગી થઇ શકે તેજ ...ત્ર અહિં તો વિચારવાનું છે. સારી રીતે કેળવાએલી સમજુ દરેક સ્ત્રી ધારે તો પુરૂષ કરતાં સહસ્ત્રગણું કામ આ દિશામાં કરી શકે. તળાવના પાણીમાં કોઇ એક વસ્તુ નાંખવાથી તેમાં એકમાંથી અનેક કુંડાળાંઓ ઉપજે છે, તેને મળતું એવી સુલક્ષણા સ્ત્રીનું કામ છે. સાસુ તરીકે, ઘર ધણીઆણી તરીકે, નણંદ તરીકે, બ્હેન તરીકે તો એ પોતાના કુટુંબને, પોતાના ઘરને ઉંચી કોટીપર લઇ જઇ શકે, પરંતુ જ્યારે એજ પ્રયાસનો લાભ પોતાની બીજી બ્હેનોને, અજ્ઞાનના અંધકારમાં ડુબી એલી, જુલ્મ અને સિતમના ભાર નીચે ...ાઇ ગએલી, મારપીટ, કકળાટ, ચડભડાટ, ...રેથી ભરેલી જીંદગીજ જેમણે જોઇ હોય ...વી બ્હેનોને આપી, તેમનું દષ્ટિબિંદુ ફેરવે, ...ને પ્રકાશમાં લઇ આવે, તેમને કોઇએક ...ખપ્રદ વાતાવરણનું ભાન કરાવે, તો તો તેમની કેળવણી, તેમની સમજ, તેમની લાગણીઓનું સાર્થક્ય થયું ગણાય. સ્વર્ગસ્થ જમનાબ્હેન સક્કાઇ, મહાન દુષ્કાળના વખતમાં કાઠીઆવાડનાં ગામડે ગામડે ફરેલાં, ત્યારે આ દુઃખી બ્હેનોની દશાનો તેમને પૂરેપૂરો અનુભવ થએલો. પરંતુ ત્યારે હતી તે અને હાલની સ્થિતિમાં શું કાઠીઆવાડ કે શું ગુજરાતમાં, બાગેજ કશો ફેર પડયો હોય. જેવું એમણે દુષ્કાળ પીડિત ગામડાની બ્હેનોનું દુઃખ ટાળવાનું વ્રત લીધું હતું તેવું દરેક સન્નારીએ લેવું જોઇએ. એમનું 'વ્રત માત્ર તે સમયનું–તાત્કાળિક–દુઃખ ટાળવા સંબંધે હતુ. દુષ્કાળની આફત પૂરી થયે તે વ્રત પણ પુરૂં થયું હતું. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સન્નારીઓએ તો એથી વધારે કઠીન વ્રત લેવું જોઇએ અને તે પણ આજીવન–જીવીએ ત્યાં સુધી–પાળવાનું હોવું જોઇએ, જેમ કે, હું અમુક ગામડાંની કે અમુક ગામડાં કે કસબાના અમુક ભાગના સ્ત્રીવર્ગની ઉન્નતી કરવાની, તેમની સ્થિતિ સર્વાંગે અથવા જેટલે દરજ્જે બની શકે તેટલે દરજ્જે સુધારવાની કોશિશ કરીશ એમ મનમાં ગાંઠ વાળવી જોઇએ. મંડળના સભાસદોમાંથી ઘણી સન્નારીઓને મુંબઇ શહેર કરતાં મુંબઇની બહારનાં ગામ, શહેર, તથા કસબાઓ જોડે વિશેષ સંબંધ હોવો જોઇએ. કેટલીક સન્નારીઓનું વતનજ ત્યાં હશે. તો પછી અનુકૂળ સંજોગો મળતાં તેઓ શા માટે પોતાના જ્ઞાનનો લાભ બીજાઓને ન આપે ! આપવા ધારે તો આપી શકે. આ સુચના માત્ર માર્ગદર્શક છે. તેને કવી રીતે અમલમાં મૂકવી તેની તફસીલ તો દરેક સન્નારી પોતે પોતાને અનુકૂળ બાબતોનો વિચાર કરી ગોઠવી શકે. ટૂંકામાં તે વ્યકિતગત બાબત છે. સેવાસદનમાં સ્ત્રી સંચાલકો જેવી રીતે મુંબઇની ચાલીએ ચાલી ફરી ગરીબ સ્ત્રી વર્ગના સંસારનો અંધકાર દૂર કરવા મથે છે, તેનેજ કાંઇક

અનુસરતી પદ્ધતિપર આપણાં ગામડાંઓમાં કામ કરવાની આવશ્યકતા છે.

સન્નારીઓને બે બોલ કહેવાનો અધિકાર, હાલના સ્ત્રી–પુરૂષ વર્ગનું સામ્ય પોકારતા જમાનામાં, સ્ત્રી સ્વાતંત્ર્યના ભણકારા દરરોજ કાને અથડાય છે તેવા સમયમાં–પુરૂષને છે કે કેમ તેજ સંદિગ્ધ વાત છે, અને સ્ત્રી વર્ગ પોતાની હાલની સ્થિતિ–ચારિત્રહીનતાનો દોષ પુરૂષવર્ગને માથે મુકે છે તે વાત પણ ખરી છે, કારણ તેઓ બુલંદ બાંગથી પોકારે છે કે હમે જે છીએ,–ઉચ્ચ કે અધમ, સારાં કે નરસાં, સહાયક કે રોધક–તે તમેજ હમને બનાવ્યાં છે, તમે હમને માનની નજરે નિહાળ્યાં હોત, હમારી જોડે હમારા યોગ્ય ધર્મથી આચારવિચાર રાખ્યો હોત તો હમે પણ હમારી કેટલીક કુદરતી મુસ્કેલીઓ છતાં હાલનાં કરતાં ઘણી ઉચ્ચ કોટીએ પહોંચ્યાં હોત,–એ ફરીઆદમાં સત્ય છે, પરંતુ પુરૂષ વર્ગ સામો એમ પણ રદીઓ આપી શકે કે હમારી માતાઓ તરીકે તમે હમને જે બનાવ્યા તે હમે બન્યા. એ પ્રશ્નને ઉકેલવા માટે Action અને Reaction નો નિયમ જોવો પડે, પરંતુ એ કોયડો ઉકેલવાની કે એ પ્રશ્નનો નિર્ણય કરવાની આ લેખની મતલબ નથી. મતલબ માત્ર મુંબઇની અથવા મુંબઇ બહારની કેળવાએલી સન્નારીઓ કેવી રીતે સમાજને ઉપયોગી થઇ શકે તેનો અંગુલીનિર્દેશ કરવાની હતી, અને તે બને તેટલી સાદી, સરળ, સમજાય એવી ભાષામાં કરવા પ્રયત્ન કર્યો છે. આશા છે કે જે આદર્શ સમજાવવા મેં કોશિશ કરી છે, તે આદર્શ દરેક સન્નારી પોતાના વર્તનમાં ઉતારી પોતાના જીવનનું સાફલ્ય મેળવશે.

---

## ઉષા.

દૂર દૂરથી કુકકુટનો પ્રચંડ સ્વર ઝાંખાં થતાં અંધકારને વિંધતો આવ્યો...

કુકરે...કુ...ઉઉ...ક
કુકરે...કુ..ઉઉ...ક.

ને જગતે જાણ્યુ કે પરોઢ ઉગે છે. પંખીઓએ કિલકિલાટ કરી મૂકયો. ને પૂર્વમાં લાલ રંગના ફુવારા ફુટતા લાગ્યા.

ક્ષિતિજને કાંઠે કોઇ સુરખ ભરી સુન્દરી–ઉષાદેવી–હાસ્ય પ્રસારતી જણાઇ. કોકિલે એના સત્કારાર્થે પંચમ–સુરે ગાન આરંભ્યાં...સુરજમુખીએ એ હાસ્ય ઝીલ્યા, અને કુમુદિની કરમાઇ ગઇ. બાલસૂર્યને પાલવે ઢાંકતી રસઘેલી ઉષાએ કુમકુમ પગલાં પાથર્યા.

ઉષા હસી. એ હસીને મુખમાંથી તાંબુલનો રસ ટપકયો. તેના ચરણો પાસે રમતાં થોડાં વાદળાં રંગાયાં. એ જાણતી હતી કે જીવન ક્ષણિક છે, છતાં એના મુખપર ઉલ્લાસની પ્રભાભરી રેખાઓ રાજતી હતી.

જગત એને લેખતું નથી. તો શું એ જન્મીજ વૃથા? ના.
જગતને એની ચેતમમય જ્યોતિવડે પ્રગતિનો પંથ દાખવે છે.

..........................................

અંશુમાલિનના ધાકથી મૂર્છિત થતી ઉષા જગતને ચરણે પરિણમતી મૃત્યુ પામે છે. વસંતરાજ દૂતિકા કોકિલા વિલીન થતી ઉષા ભગિનીને છેલ્લી અંજલી અર્પતી શોકમાં આમ્ર તરૂવરે મૂર્છિત થઇ પડે છે. અને સૂર્યોદય થયો.

ને કોકે વેદમંત્રનો ઉચ્ચાર પુરો કર્યો उषा सुभगे... કુ. ઇન્દુબાલા ભટ્ટ.



# બે ટકા શિક્ષિત સ્ત્રીઓ ! !

## ( એક વિનંતી )

લેખિકાઃ સૌ. શારદા મ્હેતા, બી. એ.

બહેનો ! ઉપરનું મથાળું જોઇને ત્હમને હસવું આવશે. "ગુણસુંદરી"નાં વાચક બહેનોને ખ્યાલ નહિં હોય કે તેમની આસપાસનું વાતાવરણ કેવું છે ? આપણે પોતે વાંચી લખી જાણીએ છીએ, જ્ઞાનનો સ્વાદ ચાખ્યો છે, આનંદ ભોગવ્યો છે અને ભોગવીએ છીએ એટલે આસપાસની પરિસ્થિતિનો ખ્યાલ આવવો બહુ મુશ્કેલ છે. પરંતુ એ ખ્યાલ જ્યાં સુધી આવશે નહિં અને આ દુઃખદ સ્થિતિનો અંત આવશે નહિં ત્યાં સુધી આપણી ઉન્નતિ કદી કાળ થવાની નથી એ નિશ્ચય છે.

અજ્ઞાનના અંધકારમાં ગોથાં મારતી બહેનોને પ્રકાશ મળેજ શી રીતે, પ્રકાશ જુવે નહિં ત્યારે ઉજળો દિવસ જુવે પણ શી રીતે ?

છેલ્લા વસ્તીપત્રકના આંકડા ઉપરથી જણાય છે કે આપણા દેશમાં માત્ર બેજ ટકા સ્ત્રીઓ શિક્ષિત છે. એટલે વાંચી લખી જાણે છે. એટલે બાકીની ૯૮ ટકા સ્ત્રીઓ નિરક્ષર છે. આ ભયંકર સ્થિતિનું શું પરિણામ આવે ? આ ભયંકર નિરક્ષરતા દૂર થાય નહિં ત્યાં સુધી સ્ત્રીઓની હાઇસ્કૂલો, કોલેજો, યુનિવર્સિટીઓ, કાઉન્સીલની મેમ્બરશીપો બધું આકાશકુસુમવત્ છે. આ નિરક્ષરતા છે ત્યાં સુધી આપણામાં બાળલગ્ન રહેવાનાં, નિર્માલ્ય પ્રજા ઉત્પન્ન થવાની, અને પુરૂષોના દેશોદ્ધારના સઘળા પ્રયત્ન નિષ્ફળ જવાના એમાં જરા પણ સંશય નથી. સ્ત્રી અને પુરૂષવર્ગ વચ્ચે અંતર વધતું જાય છે કારણકે પુરૂષો ઊંચામાં ઊંચુ શિક્ષણ લેવાના પ્રયત્ન કરી રહ્યા છે પણ સ્ત્રીઓનો વિચાર સરખોએ થતો નથી તો એ અંતર તો વધારેને વધારે થશે. ને સ્ત્રીઓની સ્થિતિ વધારે ને વધારે દયાજનક થશે. આ અધમતા દૂર કરવા જો બહેનો આગ્રહ નહિં કરે તો કાંઇ જ વળવાનું નથી. મુડીદાર માણસ ને મજુર વર્ગ, દ્વિજ વર્ગ અને અંત્યજ વર્ગ, પુરૂષ અને સ્ત્રી આ ત્રણ વચ્ચેની અસમાનતા અને તેમની વચ્ચેનો અન્યાય સ્વાર્થને લઇને કાયમજ રહેશે. જો દુઃખિત વર્ગ પોતાનું માથું ઉંચું નહિં કરે અને પોતાની મેળેજ સુધરવાનો પ્રયત્ન નહિં કરે તો કદી ફેર પડવાનો નથી. દલિત વર્ગને ઉપલો વર્ગ કચરીજ નાંખશે. તેમને હાથે કદી ઉદ્ધાર થાય નહિં. માટે દરેક શિક્ષિત બહેનોની અત્યારે તો ગંભીર ફરજ એજ છે કે આપણી પોતાની બહેનોની આ અધમતા દૂર કરવાનો પ્રયત્ન કરવાનો. અને તે માત્ર બોલીને નહિં, પણ વ્યવહાર પગલાં લઇને.

આ વસ્તુનો ખુબ આગ્રહ થવો જોઇએ. દરેકે દરેક ગામમાં-શહેરમાં-અને ગામડામાં કન્યાઓનું શિક્ષણ ફરજીઆત કરવા માટે પુકાર કરવો-અમુક વર્ગ સુધી અને અમુક ધોરણ સુધી તો દરેકે દરેક

"મસ્તફકીરની મસ્તી."



ચિત્રકાર: ] "ભીમસેનનો બેટો" નામે વાર્તામાંનું એક આકર્ષક ચિત્ર. [ રા. છો. અં. જોશી.

મૂલ્ય : રૂ. ૨-૦-૦ "ગુણસુંદરી"ના ગ્રાહકો માટે : રૂ. ૧-૮-૦

પોષ્ટેજ ( વી. પી. ખર્ચ સાથે ) : રૂ. ૦-૭-૦

Lühurmitra Press, Baroda.




લેખક: રા. યશવંત સરાઈલાલ પંડ્યા.

## ઓળખ

| | | |
|---|---|---|
| માલા | Inter Arts | ગુમાની ને ગૈરથી |
| વનવેલી | F. Y. A. | સમજુ ને શાણી |
| સૌન્દર્ય | J. B. A. | દુલારી ને દિલરંગી |
| રીસામણી | F. Y. A. | ઠંડી ને ઠાવકી |

પૂર્ણ અંક: સ્થળ: કોલેજનો લેડીઝ રૂમ.

સમય: બપોરની છુટી.

( વનવેલી ને સૌંદર્ય એક કોચપર અધઢળ્યાં પડ્યાં છે. )

સૌન્દર્ય: ( આળસ ઉતારતી ) હા...શ. આજની પીડા પતી.

વનવેલી: હા, હજુ કાલ મને તમારી ઈર્ષા થઇ હતી. બ...સ લીલાલહેર છે. બપોરે તો તપવાનુંજ નહિં. ને... જરા વારે ) અમે તો પઢીને રોજ એવા વિદ્વાન પોપટ થઇએ છીએ કે ત્રણ-ચાર પહેલાં આરો નથી આવતો.

સૌ: ( હસતાં અચકાતી ) પોપટ નહિં: મેના.

માલા ધમપછાડા મારતી આવી. ઓરડા વચ્ચેના ટેબલપર પુસ્તકો ફેંકે છે પાછળ ઉતાવળે ડગલે રીસામણી આવે છે )

વ: માલા, મોઢું કેમ ? કાંઇ વધુ બણી નાંખ્યું ? કેટલું ?

માલા: મોઢું ઓઠું. આજ અમારો ક્લાસ, ક્લાસ મટી, રણમેદાન બન્યો હતો. )

રીસામણી: હા, દૂરથી જોવામાં મને બહુ મઝા આવી.

સૌ: એટલે કંઇ તડાપડી થઇ એમ ?

મા: હાથોહાથ નહિં-શબ્દો શબ્દ. જય-મણિ સાહેબને એમ સૂઝ્યું કે ઘંટ વાગ્યો તોય ધાર્યાં પાનાં પૂરાં કરવાં.

સૌ: હં...

રી: તુરત હોહા ને ધમાચકડી-ઘોંઘાટનો ગડગડાટ ને તાળીઓનો વરસાદ.

વ:-બીજું શું સંભવે ? ઘંટ પછીની એક મીનીટ તે ઘંટ પહેલાની દસ બરાબર

મા:-એટલી બુદ્ધિ ક્યાંથી કાઢવી ? ઇતિહાસનાં થેથામ એ ત્રિરાશી નથી આવડતી.

( સૌ હસી લે છે ).

મા:-( હાથની મુઠી વાળી બપોરે કરી ) વનવેલી. સાહેબને એમની છાપ પાડવી હશે. ( આંખે સમજાવી ) એમ...કે હું છું.

વ:-છાપ પાડવી હોય તો તો ઉત્તમ ઉપાય એ કે બધાને પાંચ મીનીટ વહેલાં

વિદાય આપવી પછી સાહેબની સારપની વાતો ચૌટે ચૌટે થવાની.

માઃ–આજે તો એમનાં ઉધરાં લેવાશે.

સૌઃ–છલકાતામાં પાણી રેડયે ત્યારે સેક એમજ થાય ને?

વઃ–( ગંભીર થઇ ) આવા પ્રસંગોમાં આફતનું મૂળ ચિત્રવિચિત્ર હોય છે. પ્રોફેસરોની પહેલી ભૂલ ત્યાં થાય છે કે એઓ દરેક્સર માની લે છે કે બધાજ એમનું જ્ઞાન પીવાને બંધાએલ છે.

રીઃ પંણ તોજ એ ભણાવી શકે. પથરા સામું બસવાનું તો પ્રાણીનેય ન પરવડે.

વઃ–રીસામણી, મારૂં કહ્યું તમે ન સમજ્યાં. આખા વર્ગને પોતા જેટલી ઉમદા અક્કલવાળો માનવો એ પ્રોફેસરની અક્કલનું નિષ્ફળ પ્રદર્શન છે.

રીઃ–એટલે?

વઃ–કેટલાક એવા પણ આવે છે કે જેઓ કેવળ અકસ્માતથી કોલેજના પગથિયાં પામ્યા હોય છે.

માઃ વેદના વાક્ય જેટલું સાચું. ( ઉપર હાથ રાખી ) વનવેલી, તમારા કલાસના પેલા નૂતનને દીઠો છે કે?

વઃ–( સંભારવાની ડોળ પછી મનમાં દાંત કચકચાવી ) સારી રીતે.

માઃ–એને ગયા સાલની–અમારા વખતની ચોપડિયોનાં નામ નહિં આવડતાં હોય. પ્રીવીયસનો પરીક્ષાનું પરિણામ પુરા સો ટકા હશે ત્યારે એ ઇન્ટર પામવાના.

વઃ–હવે રીસામણી, આવા ખાંટુ જે કરે તે નિભાવ્યે છૂટકો. જેમ એક નાટકની પ્રતેક પાંચ રૂપિયા ખર્ચનાર સાહેબના હાથમાં નહિં પણ પાચ આનાના પટાવાળામાં છે એમ એક પ્રોફેસરનો ઉદ્ધાર પુસ્તક ચકચૂર સ્કોલરોથી નહિં પણ બેપરવા ઢાલિયામાં છે. ( સિક્ષણ આપતા સ્વરે ) આમ હોવું ન જોઇએ એ

એક વાતઃ આમ હોય જ સંબંધ તોડવા હું પહેલાનું નામ આદર્શઃ બીજો... એથી તો ... સલે તમારે

( પટાવાળો ચિઠ્ઠી લઇ આ )

માઃ–ભવાન, શું છે?

ભવાનઃ–આ સૌન્દર્યબેનની ચિઠ્ઠી આ...

સૌઃ ( આનંદના અભાવે આશ્ચર્યથી ) ચિઠ્ઠી? કોણે આપી?

ભઃ ( ચિઠ્ઠી ધરી ) પેલા સાહેબે. અંદર સહી હશે.

સૌઃ ( ચિઠ્ઠી લઇ ). એ મુડદાલ નૂતને? ( હુકમના તોરથી, જા; કહે કે સૌન્દર્ય નથી.

( ભવાન જવા માંડે છે )

સૌઃ–( ગંભીરતા રતરા વધારી ) ભવાન, તું એમ કહે કે તમને મળવા માગતાં નથી.

માઃ–કેમ સૌન્દર્ય, આમ કેમ?

રીઃ ભવાન, ઉભો રહેજે.

( ભવાન એક ખૂણે ઉભો રહે છે ).

માઃ–સાભળ્યું હતું કે તમે બેઉ તો એકજ કુટુંબનાં...

સૌઃ–સત્તર પેઢિયે થતાં હઇશું. તેથી શું? બહુ બહુ તો સૂતક વ્યવહાર.

( સૌ એકમેકની સામું જુએ છે–આનંદમાં ને આશ્ચર્યમાં ).

સૌઃ–માલા, વનવેલી, તમે એ નહિં સમજો. એ હેવાન છે. He is a regular brute.

વઃ–( વાત ઝીલી ). Brutes પણ regular થતા હશે શું!

માઃ–Of course. કેટલાક irregular પણ હેય દાખલા તરીકે અમારે પ્રિયમુખરાય.

વઃ–હું ભૂલી. ( આંખ મરડી ) કબુલ.

સૌઃ–ભવાન, હું આવું છું. જા; કહે કે આવે છે.

( ભવાન જાય છે. )

વઃ–કેમ; વળી પગલાં ઉપાડવા વિચાર કર્યો?



(માં આવી લાવી) એમજ જમણા હાથની બંગડી ...રહી સ્ત્રીઃ પેલો પુરુષ. (હસવું ...રહેવાય? (આંખ મીંચી) દેખાડવો હતો એટલો દેખાડી રહી!

સૌઃ-( આંખો ચડાવી ) માલા, તમે મારૂં અપમાન કરો છો.

વઃ-(ગંભીર રહી) સાચી વાત. માલા, સ્ત્રી ને પુરુષ ભેળાં મળે ત્યારે શું એકજ વિષય ચર્ચવા સરજાયાં છે?

માઃ (ઠંડી શાંતિથી) જુવાનીમાં એમ ખરૂં.

સૌઃ ખોટી વાત. હું તો એને ચેતવણી આપવા ઉપડું છું. એ ઉલ્લુને પણ ખબર પાડું કે જેમ કેટલાક છોકરાઓ છોકરીઓ જેવા હોય છે તેમ કેટલીક છોકરીઓ છોકરાઓ જેવી હોય છે, જે એના જેવા પામર જીવને ઘડીમાં ધૂળ ચાટતા કરી પાડે.

વઃ બરાબર ( સંમતિની કરડી આંખે ) જોયું; માલા? ( રીસામણી પાણીના માટલા પાસ જાય છે )

સૌઃ ( અરીસામાં વાળની લટ સમી કરતી ) હું તો આ...ચાલી.

( સૌન્દર્ય, પુસ્તક સુદ્ધાં, રવાના થાય છે. )

વઃ-( માપ કાઢવાના ડોળ સાથ ) જબરી ખરી.

માઃ-બ્હેન, નબળાં રહ્યું પાલવે એમ નથી. આમ થશે ત્યારે એમનાં વટકેલાં મગજ ઠેકાણે આવશે.

રી.-( ધડાકો કરતી ) મૂવો મહારાજ પણ કેવો છે? કોઇ દિ બપોર પછી પાણી નહિં હોવાનું!

માઃ-કારણ આપણે એ પહેલાં ખલાસ કરીએ છીએ. ( રીસામણી અપમાનની ...લી આંખે માલા સામું જોઇ રહે છે. )

વઃ-માલા, બ્હેન, - એ ઉત્તરમાં મજાક છેઃ સચ્ચાઇ નથી.

માઃ-( ભોઠાં પડ્યું છૂપાવવા ) એટલે?

વઃ-એમ હોય તો બે માટલાં ગોઠવવાં જોઇએ.

રીઃ-પણ તમારા વાદવિવાદથી મારી તરસ છીપવાની?

વઃ-( રીસામણી તરફ વળી ) ભવાનને બોલાવી, મંગાવી લે.

માઃ-હં. કોલેજ કાંઇ એકલા છોકરાઓની નથી કે એમને આંગણે મહારાજ ખડે પગે રહે.

વઃ-માલા, ત્યાં જરાક નકામી આત્મશ્લાઘા છે.

માઃ-( વાતને ધિક્કારી ) વનવેલી, સ્વમાનનો અર્થ આવડે છે?

વઃ-સ્વાભિમાનનો અર્થ નથી આવડતો?

રીઃ-(બન્ને પર ચીડાઇ) તમારા ફકળાટમાં મારી જીભ વધુ વધુ સુકાય છે. હું તો ઓરડિયે પાણી પીશ. એમાં શું?

માઃ-અરે! કશું નહિં. છોકરાઓ-હા; એવા કોઇથી જરા ન અચકાવું. એમની નારીપૂજા એટલી નીતરતી હોય છે કે, તું જઇશ કે, માર્ગ મોકળો થશે.

( સાડીની કરચલી ભાંગી, આખું અંગ મરડી રીસામણી જાય છે. )

વઃ-( અણગમાની નજરથી, રીસામણી ગઇ એ માર્ગ ચીંધી ) આમાં બહાદુરી માનો છો?

માઃ-તમે નથી માનતાં?

વઃ-ના. એમ કર્યા કરતાં ભવાન પાસ મંગાવવાનો માર્ગ વધુ સરળ નહિં?

માઃ-નહિં. પોતાથી પતે એવા પ્રસંગોમાં પારકા ઉપકાર શીદ નોતરવા? સ્વાશ્રય..

વઃ-સ્વાશ્રય નહિઃ સ્વચ્છંદ.

માઃ-(તપી) આપણા બેનો મેળ નહિંજ.

ખાવાનો: કાં ? હું કહું તેથી ઉલ્ટું કહેવામાં તમે માન માનતાં લાગો છો.

વઃ–કોણુ કોનાથી ઉલ્ટું કહેવામાં માન માને છે; એ નકકી કોણુ કરશે ?

( માલાને ડંખ વાગે છે. એક નજરે. પળભર ચૂપ બને છે. )

વઃ–( લાગ લઇ ) માલાબ્હેન, તમારા મનમાં શું એમ છે કે સૌથી અડતાં રહેવાથી, સૌની ઉંચા ગણાવાશે ?

માઃ–( બેપરવાઇથી ) હું એમાં સુખી છું.

વઃ–કારણુ તમે સહચારનું સુખ જાણુતાં નથી.

માઃ–કોને એ જાણુવાની ચિંતા સરખી છે ? એકલ હાથ જીવન જીવવાની મારામાં તાકાત છે.

વઃ–આટલાં તમે કુદરત વિરૂદ્ધ છો.

માઃ–હઇશ.

વઃ–( બોલ્યું પાછું વાળતી હોય તેમ ) પણુ ના; નથી.

માઃ ( વધુ તપી ) એટલે ?

વઃ–મને એમ થયું કે તમારૂં પળબેપળનું અભિમાન યથાસમયે ઊડી જશે–( ટીખળ જેમ ) સીગારેટના ધુમાડા માફક.

માઃ–( અવાજભેર ) વનવેલી, વનવેલી, ( કડકાઇથી ડોકું હલાવી ) હા. એમ તો એક કાળે બધાના પ્રાણુ પણુ ઉડી જશે. મારા, તમારા; સૌના.

વઃ–( સાન્તવન જેમ ) જવા દો વાત. ( ચીનગારી ચેતવવાની લાલચે ) તમારા કાનને ન પાલવે એવી વાત મારી જીભને કરવી પણુ નથી.

માઃ–( બધું સમજી ) હું ધારતી હતી એજ નીકળ્યું ! વનવેલી, ત્રણુ ત્રણુ મહિનાના નિત્ય સહચાર પછી પણુ આ માલાને ન પારખી શક્યાં એ એક વિચિત્રતા. આજ લગી હું તમારા સાથ સીધે ચીલે વાત કરતી: તમે ઇચ્છતાં હો તો એ સંબંધ તોડવા હું તૈયાર છું.

વઃ–( જરા ઠેકાણે આવી ) એથી તો તમારૂં કર્યું કારવ્યું રદ જશે. હંસલે તમારે અંગે...

માઃ–( આંચકો ખાઇ ) તમને ભણાવવાનું કબુલ કર્યું એમ ને ?

વાઃ–હા.

માઃ–એ કાંઇ મને સારૂં લગાડવા નહિં.

વઃ–ત્યારે શું મને ?

માઃ–( રાતી આંખે ) કાં તો એને પોતાને સારૂં લગાડવા.

વઃ–( કટાક્ષ ગળી જઇ ) હંસલ તો તમારાં વખાણુ કરતા હતા.

માઃ–કારણુ મેં એને બેચાર વોટ મેળવી દીધેલા. (ઉત્તર ન માગતી હોય તેમ) બીજું શું ?

વઃ–( વાત બદલી ) મેં તમને ઓળખ્યાં નહિં એ સાચું કહ્યું. આવાં કડક તો મેં તમને કલ્પ્યાંય નહોતાં. ( પટાવતી હોય એમ) તમારી પોતાની વાતમાં તમે જરાય નમતું ન આપો ? જ્યાં ને ત્યાં તમે કઇ રીતે સાવ સાચાં હોઇ શકો ? તમે પ્રભુ નથી.

માઃ–તોય મેં આજ કરી એ વાતો શબ્દે શબ્દ–ના; અક્ષરે અક્ષર સૂત્રો સમાન છે. ( ઠંડાં પડી, કંઇક સંભારી ) તમારા સૌમાં મેં એક કુટેવ જોઇ છે. દલીલોના ઉત્તર ન અપાય, વાત લંબાવવાની શક્તિ ખૂટે ત્યારે ( ચપટી વગાડી ) પટાક દઇને બીજી વાત ઘુસાડતાં તમને શરમ નથી રોકતી.

વઃ–( ન સમજતાં થાકી જઇ ) એ સ્ત્રીસુલભ નબળાઇ છે.

માઃ–( ટેબલપર હાથ પછાડી ) તો હું પુરૂષ જેમ જીવવા પસંદ કરૂં છું.

વઃ–(પળભર મુંગાં રહી; એ ફાવશે ખરૂં ?

માઃ ગમે તેમ કરી ફવરાવીશ.

વઃ એમ શું કામ ? આપણા જેવી મઝા

બિચારા છોકરાઓને નથી–તમારા કે મારા જેવી.

માઃ ( ખુરશીપરથી કુદી ) હં. આજ વાત તમે ઉડાવી હતી. ( બેસી; હળવે હળવે ) બોલોઃ કઇ રીતે આપણે મઝા ?

વઃ મેં આ વાત ઉડાવીજ ન હોય. કારણ ઉત્તર બેધડક તૈયાર છે.

માઃ ( માથું નમાવી, ચેલેંજ આપતી હોય તેવી તોછડાઇ સહ ) તો બોલી નાંખોને ?

વઃ પહેલાં એ કે ભણવું એ આપણા માટે શોખ છેઃ એમને જીવન.

માઃ ( જુગારનો પૈસો નાંખતી હોય એમ) જીવન શોખનું ભરેલું છે.

વઃ નો એનો અર્થ આટલો–જીવન કાજે શોખઃ શોખ માટે જીવન નહિં. શોખ એ તો જીવનનો એક ફણગો છે.

માઃ ( વાત ઉડાવી ) વળી વાત ઉડાવો છો ? આડે રસ્તે શું કામ ચાલવાં ?

વઃ મને તો આપણા રસ્તા જુદા લાગે છે. એટલે મારો માર્ગ તમને અજાણ્યો'ને બીહામણો લાગતો હશે.

માઃ ( છંછેડાઇ ) ફક્ત અજાણ્યોઃ (ભાર સાથ, ડોકું ધુણાવી ) બીહામણો વળી કેવો ?

વઃ હવે બીજી મઝાની વાત કહું. ( હસતી આંખે ) નહિંતર ( ડોલનમાં ) વાત ઉડાવી છે તમેઃ ને આળ ચઢાવશો મારાપર.

( માલા, નીચું જોઇ; શાંત રહે છે )

વઃ આપણા માટે આવો ઓરડો છેઃ ગાદી તકિયાળા કોચ છે–ખુરશીઓ પણ ( આવનારાવાળા ટેબલ તરફ આંગળી ચીંધી ) આ મારું ઓશી, કપડાં બરાબર કરી, ઠીક ઠાક થવાનું સાધન ( ઉભાં થઇ જરાક કુદી લઇ ) તમે જાણો છો–જેમાં તમે મારા કરતાં અધિક કુશળ છો તે પીંગપોંગનું આ અજાયબ ટેબલ. ( ટેબલપર હાથ ટેકવી, પીંગ-પોંગ રેકેટ હાથમાં પટપટાવી ) આપણે રમવું હોય ત્યારે રમીએ–થાકે તો અઘડી ટપોટપ આદરીએ–છોકરાઓ એમ ન કરી શકે ચાલુ કોલેજે રમતા પકડાય તો એ કમબખ્તીનાં નિશાન છે. હજુ અઠવાડિયા પહેલાંજ કોઇ ચાર જણનાં નામ એમ ઝપાટે ચડેલાં–દરેક બિચારો બબ્બે રૂપિયાના પાણીથી નાહી ગયો. ( ફાવડી થઇ ) માલા બહેન, તમે એ નોટીસ વાંચેલી કે ?

માઃ ( નિરાંતમાં માથું ઉંચું કરી ) કહેવાનું બધું કહી રહી ? કંઇ બાકી નથી રાખ્યું ને ?

વઃ તમે સાંભળો તો છે. આપણાં સુખ ( જમણા હાથની ટચલી આંગળીપર ડાબા હાથની બીજી આંગળી પછાડી ) મેં ગણાવ્યાં. ( એક ઘુંટડો ઉતારી ) કલાસમાં ક્યારેક છોકરાઓને પોતાના રૂમાલે ધુળાળા બાંકડા સાફ કરતાં મેં જોયા છે. આપણાં ટેબલ-ખુરસી કેવાં સાફ હોય છે ?

માઃ છોકરાઓ પોતાના રૂમાલે બાંકડા સાફ કરે એમાં એમની ગુલામીનાં દર્શન છે.

વઃ ( જાણવાની ઉત્સુક નજરે ) એમ કેમ ?

માઃ એમનામાં એ ગુલામી ન હોત તો પટાવાળાનો કાન પકડત.

વઃ ( મનમાં ) માલાબહેન ખોટાં નથી. પ...ણ કબુલ કરીશ કે ઉકળી પડશે. (પ્રકાશ) બહેન, સહનશીલતા એ સદ્‌ગુણ મણાય છે.

માઃ સદ્‌ગુણ નહિંઃ કેવળ ન છૂટકાનું આશ્વાસન. તોય એને સદ્‌ગુણ ગણાવનારને પછી ફરિયાદ કરવાનો અધિકાર નથી.

વઃ ( વળી પડી પડતાં, જીભ ચાવી ) પ...ણ, તોય તે, આપણે તો છે તેવી વસ્તુસ્થિતિનો વિચાર કરવાનો છે ને ?

માઃ ( કંટાળો દેખાડી ) વળી દલીલોનું ગાડું હંકાર્યું. ( ડાહી થઇ, પોતાનો કક્કો ઘુંટતી ) ભાળી છે તેનો વિચાર કરશો ! ૧

તો આ ઓરડો પોતે એક સોનેરી પીંજર છેઃ એવું શું ?

વઃ સોનેરી પીંજર એ છેજ કયાં ? જ્યાં દિલ ચહે ત્યારે પ્રવેશ કરીએ; મન માગે કે જ્યાંથી પાછાં વળીએ; પીંજરનો આવો બહોળો અર્થ મેં જાણ્યો નથી. રાત્રે તો પાસે બાગનાં ફુલ વીણીએ, પસંદ પડે તો દૂર કડવા મીઠા લીમડાનાં એકાંત શોધીએઃ આપણી આડે આવનાર કોણ છે ?

માઃ ( હોઠ હસાવી ) વનવેલી, તું ભાષણખોર કયારની બની ? ( ઘુંટી દેખાડતી ) એક એકડો પાંચ વાર ઘુંટીએ તોય એકજ એકડો રહે. એક વાત પાંચ પાંચ સ્વરૂપમાં રજુ કરીએ તોય એકજ વાત રહે. મારૂં કહ્યું તું સમજી ?

વઃ તો વિષય લટકતો મુકીએ. જ્યાં એક નિર્ણયનો સંભવ નથી.....

માઃ ( એકદમ ) પણ તમારો મમત.

વઃ ( થાકી, નમતું આપી ) ભલે; એમ કહો. મારી જીભ તમારા જેટલી તીક્ષ્ણ નથી. ( સંભારી ધીમે ) કાં તો..... ( તરાપ મારી ) બસ; એ ન લંબાવશો. બોલોઃ હંસલ તમને મળ્યા તો હતા ને ? ( માફી માગતી, હોય એવા ગરીબ અવાજે ) હું તુરત કહેવું ભૂલી હતી. સાંજકના સામે આવતાં....

વઃ હા; મળ્યા હતા. ( વાકયેવાકયે આરામ લઇ ) ભણવવાનું મંજુર રાખ્યું સરસ લાગ્યા. ખૂબ વાતો થઇ.

માઃ ( આડું જોઇ, મનમાં ) હેં ? ( પ્રકાશ ) એમ કે ? હશે; ઠીક થયું.

વઃ ને અમે તો પછી ફરવા ગયાં હતાં. તેળાતેળાને એમણે કેટલીય વાતો કરી. દિલ દરિયાવ છે. જાણે અમે વર્ષોથી પરસ્પર ઓળખીતાં હઇએ એમ એ ધન્ય ઘડીથી મને લાગ્યાજ કરે છે.

માઃ હા; ( જાળ ફેંકી ) ગમે તેના સ્નેહી થઇ જતાં એમને વખત ન જાય. કશું દિલમાં ચોરી રાખવાની ટેવ ન મળે.

વઃ ( સાવધ તોય ભોળી બની ) ત્યારે તો મેં એમને કહી એ વાત તમને કહું ખરા.

માઃ ( તડાક દઇને ) પૂરનો સંભવ.

વઃ ( આંખો ઢાળી ) ને...તમારા એના તડાકનું ?

માઃ ( પકડી રાખી ) એમના મનમાં આવે તો તમને કહી પણ દે.

વઃ ( ધી હોમી ) છતાં મેં એવું કશું નથી કહ્યું કે જે તમે જાણો તો પંચાત પડે.

માઃ ( હતાશ બની, મનમાં ) થઇ રહ્યું. આમાં સમજવું શું ?

( ઘંટ વાગે છે )

વઃ ( વગાડેલ ઘમાં મરચાં દાખી ) માલાબ્હેન આપણ રોજ આવી આવી વાતો આટલી મીઠાશથી, કરતાં હઇએ તો ?

( માલા, હસીને ડોકું નમાવે છે )

વઃ ( ચે પડિયો ગોઠવતી ) ચાલો આવવું છે ને ?

માઃ નાં; આજ કવિતા નહિ ભણાય તોય ચાલશે.

વઃ ઠીક હું તો જાઉં. અત્યારે Essay નો મહોકાણ છે.

માઃ ( આખો પ્રસંગ વિસારી ) શો વિષય ?

વઃ Love-its function in life.

( આડી ફરી, વનવેલી ઉલ્લાસભર્યાં પગલાં ઉપાડે છે. માલા એ માપી માપીને નીરખ્યા રહે છે ).

માઃ ( કોચપર નિરાંતે ઢળી, બીજી પળે ટટાર બેસી ) ફુંજ બોલું. ( ધીરા સ્વરે ) હંસલ ! વનવેલી ! હંસલ !

( ખ્લાઉઝમાંથી ફાઉન્ટન્પેન કાઢી, નોટમાંથી કાગળ ફાડી, અક્ષર પાડવા બેસે છે )

[ પડદો પડે છે ]



# સ્નેહ

લેખક: રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટ.

ક્રોધથી અસ્વસ્થ થઇ ગયેલો રમણ મ્હારા ઓરડામાં આવ્યો.

"મરેતા ! સાંભળ આ ત્હારી કાંતા હવે ો ભણવાનીએ ના કહે છે. તું કહે છે કે હારે સ્નેહાળ થવું જોઇએ અને એ લોકો ાને આવી રીતે પજવે ત્યારે મારે શું કરવું? ; તો એવી ગામડિયણને પરણવાજ નથી ઇચ્છતો."

કાંતા રમણની થનાર પત્ની હતી. મેં તેને જોઇ હતી. રમણે ન્હોતી જોઇ. કાંત નું કુટુંબ જરા પાછળ પડેલું એટલે વિદ્યાપીઠમાં ભણતા છોકરાના ઘણા વિચારો તેમને જરા હવાઇ લાગતા. કાંતા પણ તેના સ્નેહાળ સ્વભાવને લીધે ઘણીવાર તેના કુટુંબની ઇચ્છા.ને વશ થતી. રમણ સાથે તેનું વાગ્દાન થયું તેમાં તેનો કશો ગુન્હો ન્હોતો. તેણે રમણને જોયોએ ન્હોતો.

મેં રમણને સલાહ આપી કે તેણે એકદમ કાંતાને ઘેર જવું અને વિવાહ ફોક કરી આવવો. તેણે કબુલ કર્યું અને સાઝે તે ટ્રેનમાં બેઠો. હું ઘેર આવ્યો. કાંતા રમણની બેલડી સાંધવામાં મારો હિસ્સો હતો. એ બેલડી તૂટી જાય તો પણ રમણ એ કુટુંબનાં મધુર સ્મરણો લેતો આવશે એવી મારી તો ખાતરી હતી.

રમણ પાછો પણ આવી ગયો. મેં ધાર્યું હતું કે પાછો આવી તરત તે મને મળશે પણ તે તો મળ્યોજ નહિ. એક દિવસ મેં તેની પાસે ખાસ જઇને પુછ્યું: "કેમ રમણ! વિવાહ ફોક થયો ?" "નારે ના, હું તો એમજ પાછો આવ્યો." "ત્યારે કાંતાને ભણાવવાનું તેમણે કબુલ કર્યું ?" "ના, તેની પણ તેમણે ના કહી." "ત્યારે તેં વિવાહ ફોક કેમ ના કર્યો ?" રમણ સાંભળી શકે તેમ મેં આ સવાલ પુછ્યો હતો. તેણે પુછ્યું: "ક્રોનિકલમાં નહેરનું ભાષણ વાંચ્યું?"

બીજા સવાલો મેં મોકુફ કર્યા.

ફરી એકવાર મેં પુછ્યું: "કેમ ત્હારે ગામડીયણને પરણવું પડશે તેની ગમગીની હજી થયા કરે છે ?"

"નારે ના" તેણે કહ્યું "એ તો અમસ્થું; આજે રાત્રે એમ્પાયરમાં 'ધ બ્લ્યુ બર્ડ' ની ફીલ્મ છે. તું આવીશ?"

મ્હારા નિરુત્તર રહેતા પ્રશ્નોથી રમણ કંઇક ગંભીર વિચારમાં હોય, કાંઇ મુંઝાતો હોય તેમ હું જોઇ શકતો. તેની મુંઝવણ મને તરત સમઝાઇ ગઇ. તે કાંતાને મળ્યો હોવો જોઇએ, તેનું સંગીત સાંભળ્યું હોવું જોઇએ, અને તેજના અંબાર વરસતી તેની આંખો, સીતારના જેવો કાંતાના અવાજનો ઝંકાર જોઇ સાંભળી, પોતાના વિચારો ગજવામાં મુકી પાછો ફર્યો હોવો જોઇએ. પણ તે જીતાયો છે તેમ સ્પષ્ટ મારે ે કે તે કબુલ નહી કરે એટલું તો હું જાણતો હતો.

એક વખત ફરી તે મારા ઓરડામાં ધસી આવ્યો. તેના મ્હો ઉપરની પ્રફુલ્લતા ઉપરથી તે કાંઇક ખુશ ખબર લાવ્યો દેખાતો હતો.

સ્નેહ.



ચિત્રકાર: ] કાંતા ગાવામાં મશગુલ હતી. તેની આંખો ગઇ ત્યારથી [ રા. નાણાવટી.
તેને સંગીતમાં અજબ મઝા આવતી.

" મસ્તફકીરની મસ્તી. "



ચિત્રકાર: ] " ઓડકું માથું " નામે વાર્તામાંનું એક આકર્ષક ચિત્ર. [શા. કે. ગો. શ્રોફ

મૂલ્ય: રૂ. ૨-૦-૦. " ગુણસુંદરી "ના ગ્રાહકો માટે: રૂ. ૧-૮-૦

પોષ્ટેજ ( વી. પી. ખર્ચ સાથે ): રૂ. ૦-૭-૦.

The Luhanamitra Press, Baroda.

પણ મારા ટેબલ સામે મારી પત્નીની છબી ઉપર તેની નજર પડી. તરત તે બોલતાં અટકી ગયો અને ઉંડા વિચારમાં પડયો. રમણ એ છબી પહેલીવાર ન્હોતો જોતો. ઘણીવાર સ્ત્રી કેળવણી વિશે વાત કરતાં તે મ્હારી પત્નીનો દૃષ્ટાંત લેતો. આજના તેના મૌનને અને છબીને શો સંબંધ હશે તે હું ન સમજ્યો.

"મ્હેતાજી:" શિક્ષણના પ્રશ્નોની વાત કરતી વખતે રમણ મને મહેતાજી કહેતો. "મહેતાજી, પત્રો લખીને અભ્યાસ કરાવવાનો રસ્તો તેને કેવો લાગે છે. ?"

"કેટલો અભ્યાસ કરવો અને કેવી રીતે કરવો, તે બધે વખતે અભ્યાસ કરનારની સ્વયંસ્ફુર્તી......"

"બસ ભાઇ બસ. મ્હારે તારૂં ભાષણ નથી જોઇતું. પત્રો લખીને કોઇ પ્રવીણ થાય કે નહિં તે કહેને ?"

"પ્રાવિણ્ય એ અભ્યાસનું પરિણામ છે, પત્રલખન તે ઊર્મિનું અને બંનેનો સમન્વય......"

રમણે અવાજ સાથે, હાથ જોડયા, "અત્યારે હું શાસ્ત્રની ચર્ચા કરવા માગતો નથી. તું મારા સવાલનો જવાબ આપને."

રમણ મારી પત્નીની છબી જોઇ ચુપ કેમ થયો તે મને સમજાઇ ગયું. તે કાંતા તરફ આકર્ષાયો હતો. તેની જોડે પત્રવ્યવહાર કરવા માગતો હતો. છતાં સીધી રીતે તેમ કહેવાને બદલે સિદ્ધાંત બતાવી મ્હારો ઉત્તર લેવા માગતો હતો. પણ હું જવાબ આપવાનોજ ન્હોતો. રમણ તેની કાંતાને પત્રો લખે, કાંતા તેના ઉત્તરો લખે એ તેમની વયની કુદરતી ઊર્મી હતી. રમણ તે પોતાના આનંદ ખાતર કરે છતાં કાંતાની કેળવણી ખાતરજ નિસ્વાર્થ બુદ્ધિથી તે કરે છે એવી મારી પાસેથી કબુલાત લઇ જાય તેમ મારે થવા ન્હોતું દેવું.

ત્યાર પછી રમણ ઘણીવાર પોતાના ટેબલ ઉપર બેસી ખૂબ લખતો દેખાતો. એકવાર કોઇએક એકાંત સ્થળમાં તે એક નોટપેપર લખેલું કંઇ વાંચતાં મેં તેને પકડયો. તેનું મ્હો લાલલાલ થઇ ગયું. મ્હારી સામું મીટ માંડીને એ જોઇ પણ શકયો નહિ.

હું જાણી શકયો કે વાત વધતી હતી. એક દિવસ રમણની આંખમાં આંસુ હતા. તેણે મારા હાથમાં એક તાર મુકયો. તારમાં એમ હતું કે કાંતાને શીળી નીકળેલાં તેમાં તેની આંખો ગઇ, અને મ્હોં શીળીના ડાઘથી ભરાઇ ગયું હતું. રમણનાં કુટુંબીઓ એટલા માટે વિવાહ ફોક કરવા તતપર થઇ રહ્યાં હતાં. અને કાંતાના કુટુંબીઓ લાચાર થઇ ગયાં હતાં.

"તારો શો વિચાર છે ?" મ્હેં પુછયું.

"અલબત્ત હવે તો વિવાહ ફોકજ કરવા પડશે. તેણે શાળામાં જવાનું બંધ કર્યું ત્યારથીજ હું તો વિવાહ ફોક કરવાનું કહુંજ છુંને.!

મ્હારો મિજાજ ગયો.

વિગતોમાં ઉતરવાની જરૂર નથી. રમણે કાંતા જોડે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો હતો. અને તેણે તે નિશ્ચય કર્યો ત્યારથી તેના સ્વભાવમાં આનંદજનક પરિવર્તન થતું હું જોઇ રહ્યો છું.

આજ છ દિવસથી અમે કાંતાને ગામ આવ્યા છીએ. રમણ રોજ કાંતાને મળે છે. આજે હું તેમની વાતો સાંભળવાનો છું. કારણ કે કાંતાને મળી આવ્યા પછી રમણ મુંગોજ રહે છે. છતાં મધુરસુખની સ્મિતપ્રભા હું તેના વદન ઉપર જોઉં છું; અને મને ખાતરી છે કે જે થાય છે તે ઠીકજ થાય છે.

ધીમે ડગલે ચોરી છુપીથી જઇને મેં કાંતા હતી ત્યાં નજર કરી. કાંતા ગાવામાં મશગુલ હતી. તેની આંખો ગઇ ત્યારથી તેને સંગીતમાં અજબ મઝા આવતી.

૧ " છો આપતો ગુણનાં વિધિ
ને હું હીણી કંઈ એ નથી
ત્હેમે મને ગુણવંતી કહી હે
નાથ પાસે આવશો ના.
આવાં પ્રશંસા વાકયથી
મુજને જરી શરમાવશો ના
૨ દુનિયાની આ વાડી મહીં
આપ સંગે મ્હાલવું છે.
એ લ્હાણ છીનવી લઇ
મને અળગી થવા ફરમાવશો ના
આમ મીઠું મીઠું કહી હું
ભોળીને ભરમાવશો ના

એ દૃશ્ય સુંદર હતું. કાંતાની જોવાની શક્તિ ગઇ હતી છતાં આંખો ન્હોતી ગઇ. અને આસપાસ કોઇ નથી એ માન્યતાથી એ મુકત કંઠે ગાતી હતી. તેથી તેના હલકમાં છટા આવી હતી. રમણ પણ તેને જોઇ રહ્યો હતો. પરંતુ " અળગી થવા ફરમાવશો ના " એ પંક્તિ આવતાં એકદમ તે કાંતા પાસે ગયો, તેના બંને ખભા ઉપર હાથ મુકી બોલ્યો " કાંતા તને અળગી થવા કોઇ પણ કહી શકે ? "

કાંતા પહેલા શરમની સુરેખથી લાલ થઇ ગઇ. પછી ખુશી થઇ. " કોણ રમણ ? કયારે આવ્યો ? મન ઉપર લઇ જાઇશ ? " રમણ, કોઇ મહામૂલી વસ્તુને તેનો રખેવાળ જેવી દરકારથી લઇ જાય તેવી દરકારથી કાંતાને ઉપર લઇ ગયો. હું હવે માત્ર તેઓના પડછાયાજ જોઇ શકતો. અને ભાગીતૂટી તેમની વાતચિત સાંભળી શકતો.

રમણના શબ્દો મને સંભળાયા નહિ.

કાંતા બોલતી સંભળાઇ " રમણ ! તું ગમે તેમ કહે પણ આંખો વિનાની હું તને કેટલી અડચણ કરીશ 'તને કેટલું કષ્ટ થશે તેના વિચારો મારા મગજમાંથી જતાજ નથી. "

" ત્હારી આંખો ગયા પછી તારે જે જોવાનું ચાલ્યું ગયું, જે પરવશતા થઇ તેના વિચાર નહીં ને બસ આ વિચારજ કેમ તને બહુ આવે છે? "

કોણ જાણે પણ હું તારા સિવાય બીજા કોઇનો, મ્હારો સુદ્ધાં વિચાર કરી શકતી નથી. મ્હારી આંખો ગઇ એટલે મને એક સુખ તો એજ થયું લાગે છે કે હવે હું નિરંતર ત્હારાજ વિચાર કરી શકું છું. "

" પણ તું જે ગાયન ગાતી હતી, તેનો તો બીજોજ અર્થ થતો હતો. "

" તે ગાયન કાંઇ મ્હારા વિચારો ન્હોતા. મ્હારી કવિતા તને કહું ? સાંભળીશ ?—જો. " ફરી કાંતાએ ગાવાનું શરુ કર્યું.

દીપી રહ્યું તુજ સખે મુખ જ્ઞાન તેજે,
એ કાંતિ હું ઝીલી શકું બલ તેવું દેજે.

રમણ સ્નેહની આ ભક્તિમત્તા જોઇ સ્વસ્થ રહી શકે તેમ ન્હોતું એમ મને લાગ્યું. મેં તેનો પડછાયો જોયો તો જાણે રમણ કાંતાના પગ પાસે બેસી ગયો અને બોલ્યો " મ્હારી મધુરી દેવી ! માણસના ઉન્નતોન્નત ભાવો આસ્થા, ભક્તિ, સ્નેહ એ સર્વમાં તું કેટલી મ્હારાથી ચઢીયાતી છો, તે તું જાણતી હોત તો આમ ન બોલત. એ સર્વનુંજ હું તારી પાસે શિક્ષણ લઇ રહ્યો છુ બાકી તને તો ખબર હશે કે બધા તો મને આ લગ્ન ફોક કરવાની સલાહ આપતા હતા " કાંતા નિર્દોષ મીઠું હાસ્ય હસી. " ખરેખર ! પછી . "

આવો લવારો તેમણે ઘણો કર્યો હશે રમણે ઘેર આવીને મને કહ્યું, મહેતા ! સ્નેહ એ કેવળ એક લાગણીજ નથી. એ તો એક મોટા સદ્ગુણ છે એમ આજ મને અનુભવ થયો.

મેં જવાબ આપ્યો " એરિસ્ટોટલ પણ તેમજ કહે છે. "




( એક ઐતિહાસિક ઘટના )

લેખક:—રા. તારાચંદ પોપટલાલ અડાલજા, એલ. ટી. એમ.

## ૧ સૌંદર્ય દર્શન.

કોઇ અનિષ્ટ ચોઘડીએ એની નજર એ સૌંદર્યમૂર્તિ ઉપર પડી. એ નજરમાં મલિન વૃત્તિએ પ્રવેશ કર્યો અને એ પ્રજાનો પાલક મટીને પ્રજાનો ભક્ષક–નીતિનો સંહારક બન્યો.

ઇડરના પાદરમાં આજે નાનું સરખું ગામ વસ્યું હોય તેવી અનુપમ શોભા થઇ રહી હતી. શ્રાવણ મહિનાનો સોમવાર એટલે શીવભક્તોનો પરમ પવિત્ર દિવસ. આજે મહાન ઉત્સવ હોય તેમ ઇડરની સીમમાં પોતાનું સામ્રાજ્ય બતાવતા ભવ્ય શિવાલય આગળ મેળો ભરાયો હતો. હિંદની અનુપમ કારિગીરીની વસ્તુઓનું જાણે પ્રદર્શન ભરાયું હોય, બાળકોનું મનરંજન કરવા માટે જાતજાતના રમકડાંઓનું સંગ્રહસ્થાન એકઠું થયું હોય, ભાતભાતના મેવામીઠાઇથી જીભના રસિયાઓનું મનરંજન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હોય: એવો આ મેળામાં પગ મુકતાંજ ખ્યાલ થતો હતો. હસતાં રમતાં, ખેલતાં કૂદતાં, ફજેત ફાળકામાં ફરતાં કે ચકરડી ભમરડીમાં ભમતાં નિર્દોષ બાળકો, મર્દાનગી ભર્યા ખેલો ખેલીને પોતાનું શૌર્ય પ્રદર્શન કરતાં યુવાનો પચરંગી વસ્ત્રો અને અવનવા આભુષણો ધારણ કરીને શિવાલયમાં સંચરતી ગજગામિની લાવણ્યમયી લલનાઓ એ આ મેળાનાં અજબ આકર્ષણો હતાં.

લોકના થોક આજે એ મેળો જોવા ઉલટી પડયા હતાં–વૃદ્ધ સ્ત્રી પુરૂષો ભોળા શંભુને રીઝવવા, યુવાનો સૃષ્ટિસૌંદર્યના નિરિક્ષણથી ચક્ષુઓને તૃપ્ત કરવા અને બાળકો નિર્દોષ આનંદનો લ્હાવો લૂંટવા. એ શિવાલય તરફ આજે તો આનંદ અને ઉત્સાહનાં પૂર ઉલટયાં હતાં !

શિવાલયમાં એક વ્યક્તિએ પગ મૂકયો અને ત્યાં દોડધામ શરૂ થઇ. મંદિરમાં રહેલા ભાવિકજનોને શિવાલયના પાછળના દ્વારથી બહાર કાઢવામાં આવ્યા: "ચાલો ! માર્ગ કરો ! રાજાજી પધાર્યા છે !" એવા ઉદ્દગારો જેના તેના મુખમાંથી નીકળવા લાગ્યા.

પળ પહેલાં જ્યાં માણસોની જબરી ભીડ જામી હતી ત્યાં અત્યારે ચકલું પણ ફરકી ન શકે એવો બંદોબસ્ત થઇ ગયો. રાજા આવ્યો, ચોકમાં ચોમેર નજર કરી અને શિવાલયના પગથિયાં ચડવા લાગ્યો. અંદર જુએ તો કોઇ રૂપસુંદરી એકાગ્ર ચિત્તે ભોળા શંભુનાં કીર્તિગાન ગાઇ રહી છે !

કોઇ કિન્નરી કોમળ કંઠે ગાઇ રહી હોય તેમ શિવાલયના ગર્ભમંડપમાંથી સંગીતના સુમધુર સ્વરો સંભળાવા લાગ્યા.

'જય દેવ !......જય દેવ !!
જય શંભુ ભોળા, પ્રભુ જય શંકર ભોળા.

શિવાલયના ઉંબરામાં પગ મુકતાં રાજાએ

એ કોકિલકંઠી જયગાન સાંભળ્યું. મોરલીના નાદથી સર્પ ડોલે તેમ રાજાનું મસ્તક એ સંગિતની ધૂનથી ડોલવા લાગ્યું.

પૂજારી વિચારમાં પડયો.

પરંતુ એ ગાન એકાએક બંધ પડયું. આરતી અધવચથી જ અટકી પડી. ગાનારીની દૃષ્ટિ શિવાલયમાં આવનાર એ વ્યક્તિ ઉપર પડી અને તે મનમાં સંકોચ પામી.

શંકર ભગવાનને પ્રણામ કરીને તે ગર્ભમંડપમાંથી બહાર આવી.

" આ આપણા કારભારીનાં પુત્રી! બહેન રાજાજીને પગે લાગો ! " પૂજારીએ પરિચય આપવા સાથે ઉપદેશ પણ આપી દીધો.

બાળાએ મસ્તક નીચું નમાવી નમન કર્યું. મેઘધનુષ્ય સમા એ અંગ મરોડને જોઇને રાજા તો આભો બન્યો.

" તમે કારભારીની કન્યા ? તમારૂં નામ. "

" મારૂં નામ મૃગાક્ષી + " કન્યાએ મસ્તક ઉંચુ કર્યું અને રાજા તરફ જોઇને જવાબ આપ્યો. ફરી તેનું મસ્તક નીચું ઢળ્યું.

મૃગાક્ષીની એ આંખોએ તો અજબ જાદુ કર્યું. એ નજરરૂપી બાણથી રાજાનું હૃદય વિંધાયું. એ મીઠી નજરની–રૂપાની ઘંટડીના રણકાર સમા એ સુમધુર સ્વરની એને તલબ થઇ. એ સુધાપાન માટેની તેની જીજ્ઞાસા વધી. એ મધુરભાષિણી મધુરી સાથે સંભાષણ કરવાનું તેને મન થયું.

પરતું એની મનની મનમાંજ રહી ગઇ. એ સૌંદર્યમૂર્ત્તિ તો ત્યાંથી ચાલી ગઇ હતી!

મૃગાક્ષીનાં હરીણી સમાન ચંચળ ચક્ષુઓએ રાજાની નજરમાં પવિત્રતાને બદલે પાપ, ભાવાને બદલે મોહાંધતા, વિવેકને બદલે વિષયલોલુપતા જોઇ લીધાં અને એના અંતરમાં ક્ષોભ થયો. રાજાની મલિન વૃત્તિ એ કળી ગઇ અને એની અધમતાને આંગળ વધતી અટકાવવાને માટે તે ભોળા શંભુને પ્રણામ કરીને પાણીના રેલાની માફક ત્યાંથી સરી ગઇ.

રાજાએ દીર્ઘ નિશ્વાસ નાખ્યો. ગર્ભમંડપ આગળ આવીને તેણે મહાદેવનાં દર્શન કર્યાં, પરંતુ રચના કે શિવાલયની શોભામાં તેનું લક્ષ નહોતું. દર્શન કરતી વખતે પણ એ ચેતનવંતી ચકોરીમાં તેનું ચિત ચોટયું હતું.

## ૨. શામળિયો સોઢ.

પુષ્પાવતીને પેટે જન્મેલો, શીલાદિત્યનો પુત્ર. રાજકુમાર ગોહા *વનવન ભટકતાં ભાગ્ય બળે ભીલોનો માનીતો થઇ પડીને ઇડરગઢનો રાજા થયો. લાંબા કાળે ભીલો પરદેશી રાજાના રાજ્યથી કંટાળી ગયા અને ગોહાથી આઠમી પેઢીએ થનાર રાજા નાગાદિત્યને ઠાર કર્યો. તેનો ત્રણ વર્ષનો કુંવર બાપા બચી ગયો જે મેવાડ વંશનો સ્થાપનાર બન્યો.

મારવાડના મંડોવર શહેરથી પરિહાર જાતના રજપૂતોએ આવીને ઉજ્જડ થઇ ગયેલા, ઇડરને દરવાજે તોરણ બાંધીને ફરી વસાવ્યું. કેટલીક પેઢી સુધી તેમનું રાજ્ય ચાલ્યા પછી પરિહાર અમરસિંહ પોતાના કુંવર અને પાંચ હજાર ઘોડેસ્વાર લઇને ચિતોડ ગયો. અને પૃથ્વીરાજને મુસલમાનો સાથે લડાઈ થઇ તેમાં પોતે (અમરસિંહ) કપાઇ મુઓ. આ ખબર ઇડર પહોંચતાં તેની રાણીઓ સતી થઇ અને કેટલાક ઇડરની ઉત્તરમાં ઉંચી ટેકરી છે ત્યાંથી પડી મોઇ. આ ટેકરી આજે ' રાણીઓના ઝોલાની ગોઝારી ડુંગરી ' તરીકે ઓળખાય છે.

---

+ આ વાર્તામાં મૃગાક્ષી, યશોધરા અને અનંતરાયજી સિવાયના તમામ નામો અને યશોધરા સિવાયના તમામ પાત્રો ઐતિહાસિક છે. ઉપર જણાવેલા ત્રણ નામો કેવળ કલ્પિત છે. લેખક.

* જુઓ ' રાજકુમાર ગુહા ' નામની ' વીરની વાતો–સાત ત્રીજા' માં પ્રગટ થનારી વાર્તા

અમરસિંહે ચિતોડ જતી વખતે પોતાના પરમ વિશ્વાસુ ચાકર હાથી સોડને ઇડર સોંપ્યું હતું. હાથી સોડ જાતનો કોળી હોવા છતાં શક્તિવાન હોવાથી તેણે ઇડર ઉપર પોતાની સત્તા જમાવી. તેના મૃત્યુ પછી તેનો પુત્ર શામળિયો સોડ ઇડરની ગાદીએ આવ્યો.

શિવાલયમાં આવનાર રાજા તે આ શામળિયો સોડ. અનાયાસે પ્રાપ્ત થયેલી રાજસંપત્તિથી તે ગર્વાંધ બન્યો હતો. પ્રજાનું ગમે તે થાય પરંતુ પોતાની સગવડો સચવાય તે માટે તે ખાસ કાળજી રાખતો અને પ્રજાને અનેક રીતે કનડતો. માત્ર દ્રવ્યલાલસા સંતોષીને તે બેસી રહ્યો હોત તો તો પ્રજા બિચારી મૂંગે મોઢે બધું સહન કરી લેત, અને તે જેમ નિચોવત તેમ પ્રજા નિચોવાયા કરત; પરંતુ એટલેથીજ ન અટકતાં તેની વૃત્તિ વિષયલાલસા તરફ ઢળી અને પ્રજાની વહુ દિકરી ઉપર એની વિષયલોલુપ નજર ફરવા લાગી. ઇડરની પ્રજામાં કચવાટ પેદા થયો. રાજા પોતે નીતિનો રક્ષક મટીને ભક્ષક બને, પછી કયાં જઇને રહેવું અને કોને કહેવું ? પ્રજા આમ મનમાં બબડતી અને અંતરના છૂપા શાપ વરસાવતી ચિંતાતુર જીવનમાં દિવસો નિર્ગમન કરતી.

### ૩. કારભારીની કન્યા.

શિવાલયમાં જોએલી સૌંદર્યદેવીનાં શામળિયા સોડને સ્વપ્નાં આવતાં. એ કારભારીની કન્યા હતી એ તો પૂજારી પાસેથી જાણ્યું હતું. તેણે વધુ તપાસ કરી અને જાણી લીધું કે એ કન્યા અવિવાહિત છે. પછી શું બાકી રહે ? એણે નિશ્ચય કર્યો કે 'એ રૂપસુંદરીને રણવાસમાં લાવું અને મારી માનીતી રાણી બનાવું..'

કારભારી સાથે કપટબાજી રમવાનું ફાવે તેમ નહોતું. એ કારભારી પક્કા મુત્સદ્દી ગણાતા નાગરોનો મુખી હતો, રાજ્યનીતિનિપુણ હતો, રાજ્યતું કારભારું કરવાની કળામાં કુશળ હતો. તેની સામે કપટજાળ બિછાવવા જતાં તો પોતેજ તેમાં ફસાઇ જાય એવી સ્થિતિ હતી. તેને લાલસામાં લપટાવીને પોતાનું કામ કાઢી લેવાનો તેણે નિશ્ચય કર્યો.

સોડના રાજ્યમાં નાગર બ્રાહ્મણો ઘણા વસતા હતા, અનુપમ સૌંદર્યને માટે વખણાતી નાગર સ્ત્રીઓ તેણે અનેક જોઇ હતી, પરંતુ મૃગાક્ષી ! એ તો નર્યો રૂપરૂપનો અંબાર ! લલિત લાવણ્યનો ભંડાર ! ' એના જેવી રૂપસુંદરી રણવાસમાં હોય તો આખો રણવાસ ઝળકી ઉઠે અને અત્યારે શુષ્ક જણાતો એ આવાસ સ્વર્ગસદન બની જાય ! ' આવા આવા વિધવિધ પ્રકારના તરંગો સોડના મનમાં ઉઠતા અને એના ચિત્તને વ્યગ્ર બનાવી મુકતા. તેની ધીરજનો અંત આવ્યો.

કારભારીને તેણે બોલાવ્યો, આડીઅવળી વાતો કરી અને તેના કારભારા માટે પોતાનો પૂર્ણ સંતોષ જાહેર કર્યો.

" અનંતરાય ! હું જાણું છું કે તમે રાજ્યની પ્રતિષ્ઠા જાળવી રાખવા માટે તનતોડ મહેનત કરો છો. આજ સુધી તમારા કાર્યની યોગ્ય કદર કરવાનો પ્રસંગ મને નથી મળ્યો, પરંતુ વિજ્યાદશમીના મંગળ દિવસના દરબારમાં તમારી જાહેર કદર કરવાનો મેં વિચાર કરી રાખ્યો છે. " સોડે મધલાળ પાથરવાનો પ્રારંભ કર્યો.

" એ આપની કૃપા ! હું તો મારૂં કર્તવ્ય બજાવું છું. આપને પ્રસન્ન રાખવા એ મારો ધર્મ છે. " કારભારીએ-અનંતરાયે વિવેક કર્યો.

" મને પ્રસન્ન રાખવા તમે સદાય તત્પર રહો છો એ હું સારી રીતે જોઇ શકયો છું. તેથીજ આજે એક મહત્વના કાર્ય માટે તમને

બોલાવ્યા છે. કહો, મારું એક કામ કરશો ?" સોડે ભરમમાં વાત લંબાવી.

"ખુશીથી. એમાં વળી પૂછવાનું હોય ?"

"પૂછવાપણું છે એટલેજ પૂછું છું. જે કામ કરવાનું છે તેમાં મુત્સદ્દીપણાની જરૂર નથી."

"ત્યારે ?"

"જરૂર છે થોડા સ્વાર્થત્યાગની."

"આ માથું માગો તો તે પણ આપવા તત્પર છું." અનંતે પોતાનો હાથ ગળા ઉપર મુકયો. જાણે સ્વામીને માટે પોતે શીષ સમર્પણ કરવા તત્પર ન હોય !

"રાયજી ! તમારી વફાદારીમાં મને વિશ્વાસ છે. શામળિયો સોડ જીવે છે ત્યાં સુધી માથાની જરૂર તો નહિં પડે. મને તો તમારી એક વસ્તુ જોઇએ છે." સોડ મુદ્દાની વાત ઉપર આવ્યો. અનંતરાયને બધા રાયજીના ટુંકા છતાં માનીતા નામથી બોલાવતા હતા.

"તો એમાં સંકોચ શા માટે રાખો છો ? ખુશીથી માગો."

"રાયજી ! એક વાત કહું ? હું રાજા ! હું માગું અને તું ના પાડે તો પછી મારું શું ભૂપણ રહે ? મને વચન આપ તોજ હું માગું." સોડે અનંતને વચનથી બાંધી લેવાની બાજી રચી.

અનંત સમજી ન શકયો કે સોડ આજે આવી ધુને કેમ ચડયો છે ! વચન આપીને બંધાઇ જાય એટલો બધો ભોળો તે નહોતો. તેણે વાત ઉડાવવાનો યત્ન કર્યો.

"અન્નદાતા ! મારું ધન દોલત અને જીવન સર્વસ્વ બધું આપનું જ છેને ! આપ શા માટે મનમાં શંકા રાખો છો ? ખુશીથી કહો. શું જોઇએ છે ?"

"તારી કન્યા" સોડે સ્પષ્ટ વાત કરી.

"મારી કન્યા ? મૃગાક્ષી ?" અનંત ચમકયો. તેને સમજ ન પડી કે રાજા આ શું બોલે છે ?

"મૃગાક્ષી ! એ મૃગનયની મૃગાક્ષી !" શબ્દો ઉચ્ચારતો પણ રાજાની નજરે મૃગાક્ષીના મૃગ સમાં લોચનો તરવર્યાં. જાણે મૃગાક્ષી પોતાની સામેજ ઉભી હોય એવી તેને બ્રાંતિ થઇ.

અનંત સમજ્યો, જરૂર વાતમાં કંઇ ભેદ છે.

"મહારાજ ! એતો આપની પુત્રી."

"નહિં, રાયજી, એતો મારી પત્ની થવા સરજાયલી-છે. એને મેં શિવાલયમાં જોઇ છે ત્યારથી મારું ચિત્ત ચકડોળે ચડયું છે. એના અનુપમ અંગ મરોડે મારા ઉપર ભુરકી નાખી છે. એના સૌંદર્યે મને દિવાનો બનાવ્યો છે."

રાયજીએ પોતાના કાન ઉપર હાથ મુકયા. રાજાના શબ્દો તેને વિખ સમા થઇ પડયા. તેણે જોયું કે ખરેખર રાજાની મતિ આજે બગડી છે.

## ૪. અયોગ્ય માગણી.

એકાએક તેની પ્રિય પુત્રી તેના સ્મરણમાં ખડી થઇ. શિવાલયમાંથી પાછા ફર્યા પછીની તેની ભયભિત અવસ્થાનું કારણુ તે સમજી ગયો. પોતાના કુટુંબના ભાવિ વિનાશના તેને ભણકારા વાગવા માંડયા. તેણે વાત ઉડાવવાનો યત્ન કર્યો.

"કૃપાનિધાન ! જરા વિચાર કરો. આપ રાજબીજ, અમે નાગર. એવો સંબંધ કદી સંભવે ?"

"સંભવે કે નહિં તેનો વિચાર વ્યર્થ છે. રાયજી, ઝાઝી માથાકુટ કરવામાં સાર નથી. તમે ખુશીથી નહિં આપો તો બળજોરીથી પણ હું એને મારી રાણી બનાવ્યા વિના રહેનાર નથી. તમારું સર્વસ્વ અર્પણ કરવાની

હમણાંજ વાત કરતા હતા તે ખોટી બડાશજ કે ? "

" એ બડાશ નહિં પરંતુ ખરા અંતઃકરણની લાગણીપૂર્વક મેં કહ્યું હતું. પરંતુ આપ આવી અયોગ્ય માગણી કરશો એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. " અનંતે સ્પષ્ટ વાત જણાવી દીધી.

" યોગ્ય કે અયોગ્યની ચર્ચામાં ઉતરવાની મારી ઇચ્છા નથી. મારે તો માત્ર એકજ ઉત્તર જોઇએછીએ–હા કે ના. હા કહેવાથી તમારી પુત્રીનો અને સાથે તમારો પણ ઉદ્ધાર થશે. ના કહેવાથી જે છે તે ગુમાવીને રખડતા ભીખારી બનવાનો વખત આવશે. " સોઢ છેલ્લે પાટલે બેઠો.

અનંતરાયે જાણ્યું કે સોઢ મમતે ચડયો છે. રાજહઠનો તેને કડવો અનુભવ હતો. હાલ તરત તો અહીંથી છટકી જવાનો એણે નિશ્ચય કર્યો.

" મહારાજ ! આપની કૃપાદ્રષ્ટિ માટે હું તો સદા આપનો ઓશિંગણ છું. પરંતુ આ બાબત જરા વિચારવા જેવી છે. આવતી કાલે હું આપને ચોક્કસ ઉત્તર આપીશ. "

" ભલે તેમ કરો, પણ કાલેજ નક્કી થઇ જવું જોઇએ આવતી કાલે મૃગાક્ષી મારી થવી જોઇએ. " સોઢે આજ્ઞા કરી.

રાયજી તેને નમન કરીને મનમાં અનેક સંકલ્પ વિકલ્પ કરતો ત્યાંથી ચાલ્યો ગયો.

### ૫. નિર્ણય.

" ત્યારે આપે શો નિર્ણય કર્યો ? "

અનુપમ સૌંદર્યથી ઓપતી એક પ્રૌઢાએ પ્રશ્ન કર્યો.

" હજી કંઇજ નથી કર્યો. મારી મતી તો મુંઝાઇ ગઇ છે. શું કરવું તે સુઝતું નથી. " પીઢ જણાતા પુરૂષે ઉત્તર આપ્યો.

" કારભારી થઇને આટલી મુંઝવણમાં પડો તો પછી સાધારણ માણસની શી સ્થિતિ ? ઇડરનું કારભારૂં પણ આવી રીતેજ કરો છો કે ? " પ્રૌઢાએ મર્મ પ્રહાર કર્યો.

" યશોધરા ! આજ તું પણ આમ ફરી બેસશે ? રાજાએ તો મને કાયર બનાવી મુકયો, હવે તું વચન બાણોથી હૃદય વિંધશે ? "

" ત્યારે શું કરૂં નાથ ? મારી ગરીબ ગાય જેવી દીકરીને એ દુરાચારીને સોંપવાની આપ વાત કરો એ મારાથી કેમ સાંભળી રહેવાય ? " યશોધરાએ–કારભારીની પત્નીએ હૃદયની વરાળ કાઢી.

" પણ ત્યારે બીજું શું થાય ? "અનંત મુંઝાયો. એ મુંઝવણ મટાડવા માટે તે બહાર અગાશીમા ચાલ્યો ગયો.

" બા ! બા ! શું તું તારી આ રંક કન્યાને એ કસાઇના હાથમાં સોંપી દેશે ? " મૃગાક્ષી દોડતી આવી અને યશોધરાના ખભા ઉપર માથું નાખીને રડી પડી. એની આંખમાંથી સરી પડેલા' અશ્રુબિંદુઓ યશોધરાના વક્ષઃસ્થળ ઉપર પડયા અને માંતાનું વાત્સલ્ય ઉછળ્યું. એ વ્હાલસોયી વનિતા હેતના ઉમળકાથી પુત્રીના મસ્તકે પોતાનો હાથ ફેરવી તેને આશ્વાસન આપવા લાગી.

મૃગાક્ષીએ પોતાના માતાપિતા વચ્ચે થયેલી વાતચિત સાંભળી હતી, શિવાલયમાં તેણે જોયેલા રાજાની મલિન દષ્ટિ વારંવાર તેની નજરે ચડતી હતી અને ભાવિ ભયની આગાહી મળતી હોય તેમ તે ચિત્ત ચિંતાતુર રહેતું હતું. અત્યારે રા જીના વચનો સાંભળતાં એ ચિંતામાં વૃદ્ધિ થઇ. તેમાં પણ અનંતની મુઝવણે તો હદ કરી. તે રડું રડું થઇ ગઇ, અને પોતાની માતાના ખોળે તેણે આશ્વાસન શોધ્યું.

" બા ! જોઇએ તો તું અફીણ ઘોળીને મને પાઇ દેજે, પરંતુ એ રૂપહીન, ગુણહીન,

નીતિહીન રાજાની સાથે તો મારૂં પાનું નજ પાડતી. અરેરે ક્યાં આપણે ઉંચ નાગર કોમ અને ક્યાં એ કોળીની જાત ? રાજા થયો તેથી શું ? જેની સાથે મનનો મેળ ન મળે તેની સાથે જીવન કેમ ગાળી શકાય ? એના કરતાં તો ગરીબ છતાં ગુણવાન નાતીલો સારો." મૃગાક્ષીની વાણીમાં દીનતા અને અંતરના ઉંડા દુઃખની છાયા હતી.

" તું જરાય ચિંતા ન કર, બેટા! હું બેઠી છું ત્યાં સુધી તને દુઃખી નહિંજ કરૂં. " યશોધરાએ મૃગાક્ષીને માથે હાથ ફેરવતાં પુનઃ દિલાસો આપ્યો.

" જોજે હો ! બા ! મને જોરાવરીથી એ રાજાની સાથે પરણાવીશ તો હું જીભ કરડીને મરી જઇશ."

એજ ક્ષણે અનંત અંદર આવ્યો. આવતાં આવતાં તેણે મૃગાક્ષીએ ઉચ્ચારેલું છેલ્લું વાક્ય સાંભળ્યું અને તેનું સ્નેહાળ અંતર ચીરાયું.

મૃગાક્ષીએ પોતાના પીતાને આવતો જોયો અને એ એકદમ સફાળી બેઠી થઇ ગઇ. પિતા તરફ દયાર્દ્ર નજર ફેંકીને તે ત્યાંથી ચાલી ગઇ–જાણે એના સજળ નયનો એમ સૂચવતાં હોય કે ' પિતા ! આ ગરીબ ગાયનું ભાવિ આપના હાથમાં છે !'

કારભારીની હવેલી સામેના મકાનમાંથી કોઇ સ્ત્રીના મધુર છતાં કરૂણાજનક સ્વરે ગવાતી પંક્તિઓ કારભારીના કાને પડી.

" દિકરી ને બીજી ગાય, જ્યાં દોરાય ત્યાં જાયે,
એનાથી કશું ના બોલાયે...... દિકરી૦"

કારભારી—અનંત આ સાંભળી રહ્યો. મૃગાક્ષીના ઉદ્દગારો, અને દયાર્દ્ર નેત્રો, આ પંક્તિઓઃ આ બધાએ તેના અંતરમાં દયાની રેલ રેલાવી દીધી. તેણે નિશ્ચય કર્યો કે ' ગમે તે થાય પરંતુ મૃગાક્ષીનો ભવ તો નજ બગાડવો.'

" જોયું ? મૃગાક્ષીને આ વાત સાંભળીને પણ કેટલું દુઃખ થયું છે ? એણે તો જીવ કાઢી નાખવાનો નિશ્ચય કર્યો છે. " યશોધરાએ અનંતને સમજાવવાનો યત્ન કર્યો.

" જોયું, યશોધરા, મેં સઘળું જોયું. તારા વચનો મને યથાર્થ જણાય છે. પરંતુ શું કહેવું તેનાજ મને વિચારો થયા કરે છે."

" બીજું શું કહેવાનું હતું જે ! ચોખ્ખી ના પાડી દ્યો. " યશોધરાએ તડ ને ફડ કરવાની સલાહ આપી.

' યશોધરા ! તને હજી રાજહઠનો અનુભવ નથી. એમ કરવાથી તો એ આપણા ઉપર દુઃખનાં ઝાડ ઉગાડવામાં બાકી નહિ રાખે. "

" તો અહીંથી ચાલ્યા જઇએ. "

" ભોળી રે ભોળી ! સોડને તું એવો કાચો ધારે છે ? ઇડરની બહાર એક પગલું પણ આપણાથી મુકી ન શકાય એવો એણે ક્યારનોય બંદોબસ્ત કરી દીધો હશે !"

" તો તો પછી ઝેર ખાઇને મરવા સિવાય બીજો શો માર્ગ ?"

" એક માર્ગ છે. પરંતું તેમાં તારી મદદની પણ જરૂર છે "

" હું તો સદાય આપની આજ્ઞાને આધિન છું " યશોધરાએ તત્પરતા બતાવી.

અનંત યશોધરાના પડખે બેઠો અને પતિપત્ની એક બીજાના કાનમાં વાતો કરવા લાગ્યાં–રખેને કોઇ સાંભળી જાય !

વાતને અંતે યશોધરા પ્રસન્ન ચિત્તે બોલી ઉઠી " બરાબર ! એજ, એજ માર્ગ ઉત્તમ છે !"

## ૬. અરજ સ્વીકારી.

શામળિયા સોડની અધિરાઇનો પાર ન્હોતો. ક્યારે કારભારી આવે અને ક્યારે મૃગાક્ષી પોતાની બને એજ વાતનું રટણ તે



ચિત્રકારઃ ]    પૂજારીઃ " આ આપણાં કારભારીનાં પુત્રી.    [ શા. ગદાણી.
બ્હેન રાજાજીને પગે લાગો. "

પૃષ્ઠઃ ૧૮૪. ]    [ નવેમ્બર ૧૯૨૬.

The Luhanamitra Press, BARODA.

## શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ.



સૌ. લેડી રૂક્ષ્મણી લલ્લુભાઇ શાહ.



સૌ. જમનાબાઈ ત્રીભોવનદાસ માળવી.



સૌ. તાપીબાઇ શીવગર મોતીવાળા.

મંડળના ઉત્સાહી કાર્યકર્તાઓ.

કર્યા કરતો હતો. તેણે પુનઃ અનંતને પોતાના ખાનગી આવાસમાં બોલાવ્યો.

"કેમ, કારભારીજી, હવે કયાં સુધી વિચાર કર્યા કરશો?"

"વિચાર બીજો શો થાય! આપની ઇચ્છાથી અમારાથી વિરુદ્ધ જવાય એમ તો થોડુંજ છે?"

સોઠના મુખ ઉપર હર્ષની છાયા ફરી વળી. "ત્યારે મારી માગણી કબુલ?"

"કબુલ ખરી, પણ એક શર્તે."

સોઠ ચમકયો. વળી એ શર્ત શાની? "ગમે તે કરો પણ મૃગાક્ષી તો મારી રાણીજ થશે. એ સિવાય બીજી એક નહિં. પણ જોઇએ તેટલી શર્તો મારે કબુલ છે."

"એ બાબતમાં તો આપ તદ્દન નિશ્ચિંત રહેશો. માત્ર મારે આપને એકજ અરજ કરવાની છે. મારે આ એકની એક પુત્રી છે. તેના લગ્નનો શુભ અવસર પ્રભુ આપે તે વખતે મારા સગાવ્હાલાંઓ અહીં હાજર હોય તો મારી શોભા વધે, અને આપની અમારા ઉપરની રહેમ નજર તેઓ નજરે જુએ તો અમારી પ્રતિષ્ઠામાં પણ વૃદ્ધિ થાય. મારી પુત્રીનાં બડી ધામધુમથી લગ્ન કરૂં, બધા સગાવ્હાલાંઓને નોતરૂં અને આપ મારે ત્યાં હાથેવાળે પરણવા પધારો તો તો મારૂં જીવન પણ સફળ થાય. મારાં એવાં અહોભાગ્ય કયાંથી? એ તો ધન્ય ઘડી ધન્ય ભાગ્ય!"

"તમારી ઇચ્છા એવી છે તો ખુશીથી તેમ કરો. હું હાથેવાળે પરણવા આવીશ પછી કંઇ?"

"આપનો મોટો ઉપકાર. ત્યારે હું આવતી કાલેજ મારા વતનમાં મારાં સગાઓને આમંત્રણ આપીને તેડી લાવવા માટે જઉં છું. વસંતપંચમીનું શુભ મુહુર્ત છે એટલે એ દિવસ લગ્ન માટે નક્કી કર્યો છે."

"ભલે, તમારે જવું હોય તો જાઓ, પરંતુ સત્વર પાછા આવજો. તમારા કુટુંબને તો અહીંજ રાખજો." સોઠે સૂચના આપી—રખેને મૃગાક્ષીને સાથે લઇ જાય એવી શંકા થતાં તેણે વાતને વધુ સ્પષ્ટ કરી.

"નારે, મહારાજ, બધાં છોકરાંને સાથે લઇ જઉં તો પછી લગ્ન માટેની બધી તૈયારી કોણ કરે? ઘરે રાજદરબારની જાન આવવાની એટલે વડી પાપડ સેવ ખેરો ઇલાદી વસ્તુઓ અત્યારથીજ કરવા માંડે તોજ પહોંચી વળાય."

અનંત ગયો. પોતાનું ધાર્યું થયેલું જોઇ સોઠ સંતોષ પામ્યો. વસંત પંચમીની વાટ જોતો તે દિવસો ગણવા લાગ્યો.

## ૭. વચન!

"મહારાજાનો જય! એક અજાણ્યો આદમી અત્રે આવ્યો છે અને હુઝુરને મળવા માગે છે." પ્રતિહારીએ પ્રણામ કરીને ખબર આપ્યા અને આજ્ઞા માગી.

"કોણ છે એ." આજ્ઞાસુચક સ્વરે પ્રશ્ન પૂછયો.

"કોણ છે તે માત્ર આપનેજ રૂબરૂમાં જણાવવાનું કહે છે. કોઇ હથિયારબંધ યોદ્ધો છે, પરંતુ એ રજપૂત તો નથી લાગતો." પ્રતિહારીએ ખુલાસો કર્યો.

"એ ગમે તે હોય, પરંતુ તેનાં હથિયાર છોડાવીને તેને અંદર મોકલ."

રાજાએ આજ્ઞા કરી અને ખીંટીએ લટકતી તરવાર લઇને પોતાની કમરે લટકાવી દીધી, જમૈયો બેટમાં ખોસ્યો અને પુનઃ ગાદી તકીયે પડીને એ માણસની રાહ જોઇ રહ્યો.

પ્રતિહારીએ એ અજાણ્યા આદમીને રાજાની આજ્ઞા સંભળાવી. રાજાની ઇચ્છાને માન આપીને એ માણસે તમામ હથિયાર ઉતારી નાખ્યાં અને અંદર આવ્યો.

રાજાને જોતાંજ એ આવનારે માનપૂર્વક નમન કર્યું.

"આવો, બેસો, કયાંથી આવો છો?"

રાજાએ એનો પ્રતાપી ચ્હેરો જોઇને એનું સન્માન કર્યું અને પ્રશ્ન પૂછ્યો.

"ઇડરથી આવ્યો છું, આપના હિતનો શુભ સંદેશો સાથે લાવ્યો છું."

"મારૂં હિત ? કોણ કરશે ?" રાજાએ જીજ્ઞાસા બતાવી.

"હું પોતે." આવનારે દ્રઢતાપૂર્વક ઉત્તર આપ્યો.

રાજા તેના તરફ આશ્ચર્યભરી નજરે જોઈ રહ્યો.

"તમે ? તમે મારૂં શું હિત કરી શકશો ?"

"સોનંગજી રાઠોડ ! હાલ તમે માત્ર સામેતરા ગામના ધણી છો. તમારી હિમ્મત હોય તો એક ગામધણીમાંથી હું તમને આખા ઇડરવાડાના મહારાજા બનાવી દઉં—નવલાખ રૂપિયાની ઉપજવાળા ઇડરની ગાદી અપાવી દઉં."

સોનંગજી–રાજા આ માણસની બોલવાની છટાથી મુગ્ધ બન્યો, તેણે ઉચ્ચારેલા વચનોથી આશ્ચર્યચકિત બન્યો, પોતાના સ્વાર્થની વાત સાંભળીને વધારે વાતચિત કરવા લોભાયો.

"બીજી બધી વાત પછી, પ્રથમ તમો એ જણાવો કે તમે શા માટે મારા હિતનું કાર્ય કરવા પ્રેરાયા છો ?"

"એટલા માટે કે તમે શુદ્ધ રજપૂત છો, રાઠોડ કુળદિપક છો, કનોજના રાઠોડ જયચંદના વંશજ છો. ઇડરનો શામળિયો સોડ ભલે રાજા રહ્યો પરંતુ ગમે તેમ તોપણ તે હલકી જાતનો. ઇડરની ગાદી ઉપર તો આપના જેવા રજપૂતજ શોભે."

કનોજના રાઠોડ જયચંદના મરણ પછી તેનો પોત્ર સિયોજી રાઠોડ કનોજ છોડીને મારવાડના રણમાં વસ્યો. તેને ત્રણ કુંવર હતા. તેમાં સૌથી મોટો અસ્તાનજી તેની પછવાડે ગાદિયે બેઠો, અને બીજા બે કુંવર સોનંગજી અને અજી ભાગ્ય અજમાવવા માટે અણહિલવાડના દરબારમાં આવ્યા. ત્યાંનો સોલંકી રાજા ભીમદેવ બીજો તેમનો મામો થતો હતો, તેણે તેમને કડી પરગણાનું સામેતરા ગામ આપ્યું. અજી ચાવડા રાજાની કુંવરી સાથે પરણ્યો અને છેવટે દ્વારકા તથા ઓખામંડળનો ધણી બન્યો. આમ થવાથી સોનંગજી સામેતરા ગામનો એકલો ધણી થયો.

ઇડરની ગાદિની વાત સાંભળતાં સોનંગજીના મનમાં કંઇ કંઇ વિચારો આવવા લાગ્યા. 'ખરેખર પોતે ઇડરનરેશ થાય તો ? તો તો બેડો પાર થઇ જાય. પરંતુ આ માણસની વાતમાં વિશ્વાસ કેવો ? એના યત્કિંચિત સ્વાર્થ વિના તે મારા હિતની વાત કરે એ બનીજ કેમ શકે ?'

"તમારા વચનો વિચારવા જેવા છે, પરંતુ પ્રથમ તમારો પરિચય આપો, પછી યોગ્ય વિચાર કરી શકાય."

"રાજન્ ! હું ઇડરનો કારભારી છું, મારૂં નામ અનંતરાવ. લોકો મને 'રાવજી' ના ટૂંકા નામથી ઓળખે છે."

"તમે રાવજી ! આવો, આવો, અહીં આવો, આ ગાદી ઉપર બેસો. ઇડરના કારભારી આજે મારે આંગણે આવ્યા એ મારાં અહોભાગ્ય."

સોનંગજીએ ઉઠીને–રાવજીનો હાથ પકડીને ગાદી ઉપર પોતાને પડખે બેસાડયો અને તેનો યોગ્ય સત્કાર કર્યો.

એ સમયમાં હથિયારનો ઇજારો માત્ર રજપૂતોએ કે સૈનિકોએજ નહોતો રાખ્યો. પ્રત્યેક આદમી–પછી તે ગમે તે કોમનો હોય–સ્વરક્ષણ માટે હથિયાર બાંધતો અને તેનો ઉપયોગ પણ કરી જાણતો. રાવજીએ પણ ઇડર છોડતી વખતે કમરે તલવાર લટકાવી હતી, ભેટમાં જમૈયો ખોસ્યો હતો અને ખભે

તીરકામઠું ધારણ કર્યું. હતું. સોનંગજીએ સલામતીને ખાતર તેને મળતાં પહેલાં તેના હથિયાર હેઠા મૂકાવ્યા હતા.

સોનંગજી અને રાયજીએ લાંબા સમય સુધી વાતચીત કરી. અંતે રાયજીએ રજા માગી.

" જો જો, હું, રાઠોડ, જરાપણ ફેરફાર ન પડવો જોઇએ. હું તમારા વિશ્વાસે રહું છું."

" બેફીકર રહો, રાઠોડ બચ્ચો બોલ્યું કદી નહિં ફેરવે; પરંતુ તમે તમારૂં વચન બરાબર પાળજો. "

" એ તો વખત આવ્યે આપની ખાત્રી થશે: અત્યારથી શું કહું ? "

રાયજી અને સોનંગજી પરસ્પર વચનની આપ લે કરીને જૂદા પડયા. બંનેના મુખ ઉપર સંતોષ અને પ્રસન્નતાના ચિહ્નો સ્પષ્ટ જણાતા હતા !

**૮. લગ્નની ધામધુમ !**

ઇડરમાં આજે અજબ ધામધુમ થઇ રહી છે. ઘેરઘેર આસોપાલવના તોરણો બંધાય છે, આંગણે આંગણે રંગીન સાથીયા અને ચોક પૂરાય છે, શેરીયે શેરીયે ધજા પતાકા બંધાય છે. આજે ઇડરનરેશનાં કારભારીની કન્યા સાથે લગ્ન થનાર છે !

વસંતપંચમી જેવો મંગળ દિવસ અને તે દિવસે રાજાનાં લગ્ન ! કેવો સુંદર મેળ ! જાણે સોનું અને સુગંધ મળ્યાં ! લોકોના હર્ષનો પાર નથી.

પરંતુ ઇડરનો આખોયે પ્રજાવર્ગ આ આનંદમય પ્રસંગને અંતઃકરણપૂર્વક વધાવી લેવા તત્પર હોય એવાં ચિહ્નો જણાતા નથી.

ઇડરના નાગર બ્રાહ્મણો આજના દિવસને અભાગી અવસર માને છે. તેમના હૈયામાં હર્ષને બદલે શોક અને સંતાપની જ્વાળા સળગ્યા કરે છે.

મૃગાક્ષીના લગ્ન શામળિયા સોડની સાથે નક્કી થયાની વાત બહાર પડી ત્યારથીજ નાગર બ્રાહ્મણો કકળી ઉઠયા, ' અરેરે, હવે તો ધર્મ રસાતાળ જવા બેઠો. પવિત્ર નાગર બ્રાહ્મણની કન્યા એક કોળીની 'જાતના રાજા સાથે ? આ તો ગજબ કહેવાય. "

કેટલાક ટેકીલા નાગરોએ કારભારીને ત્યાં થતી લગ્નની તૈયારીમાં ભાગ લેવાની પોતાના કુટુંબીજનોને સાફ મનાઇ કરી. કારભારીની શેહમાં દબાયલા અથવા ' એ કોઇ દિવસ કામના છે ' એમ માનનારા કચવાતા મનથી પણ એ ઉત્સવમાં ભાગ લેવા લાગ્યા. ' ભગવાન કરે ને લગ્નમાં કંઇ વિઘ્ન નડે અને આ અયોગ્ય લગ્ન અટકી પડે ' એમ તેઓ અંતઃકરણપૂર્વક ઇચ્છવા લાગ્યા.

આજે પ્રાતઃકાળથી કારભારીની હવેલી પાસે થોડી થોડી વારે પડદાથી ઢંકાયલા, પૈડાંમાં જડેલા ઝાંઝથી રણઝણાટ કરતા રથો આવતા હતા. પ્રત્યેક રથ છેક હવેલીની ડેલી પાસે ઉભો રહેતો અને તેમાંથી પચરંગી સાડીઓ ધારણ કરેલી બે ત્રણ સ્ત્રીઓ ઉતરતી. અનંત અને યશોધરા પોતે તેમનું સન્માન કરવા ડેલી આગળ ખડે પગે ઉભા રહેતાં. એક પછી એક એમ સો રથ આવ્યા અને ગયા અને એ દરેકમાંથી બે ત્રણ સ્ત્રીઓ ઉતરીને હવેલીમાં ગઇ.

છેલ્લા રથમાંથી માત્ર એકજ વ્યક્તિ ઉતરી. કારભારીએ તેને પૂછ્યું, " કેમ હવે કોઇ આવનાર છે ? "

" ના. બધી તૈયારી થઇ ચૂકી ? " ઉત્તર સાથેજ પ્રશ્ન પૂછાયો.

" બીજું તો બધું તૈયાર છે. માત્ર આપના આવવાનીજ ખોટી હતી. " અનંતે ઉત્તર આપ્યો અને તેને હવેલીમાં લઇ ગયો.

આખા ગામમાં વાત ફેલાણી કે કારભારીને ત્યાં તેના સગાવ્હાલામાંથી બસો ત્રણસો જેટલી રૂપ રૂપના અવતાર સમી નાગરણીઓ આવી છે !

સોડને કાને આ વાત આવ્યા વિના કેમ રહે ? એ મોહાંધ રાજા તો હર્ષઘેલો બન્યો. મૃગાક્ષીનો હાથ મેળવવા સાથે એ અસંખ્ય રૂપસુંદરીઓના સૌંદર્યનાં દર્શનનો અને એ કોમળાંગીઓના કોકીલકંઠી ગાન સાંભળવાનો અનુપમ લ્હાવો આજે મળશે એ વિચારે તે દિવાનો બન્યો. તેને લાગ્યું કે આજે પોતાના જીવનનો ધન્ય દિવસ છે !

લગ્નનું શુભ ચોઘડીયું વધારે અને વધારે નજીક આવતું જતું હતું, સોડના હૃદયમાં વધુ ને વધુ આનંદ અને આધરાઇના ધબકાર થતા જતા હતા, જાનૈયાઓ લગ્નના જમણની મોજ માણવા માટે વધુ ને વધુ ઇંતેજાર બનતા જતા હતા.

સાંજ પડી અને કારભારી તરફથી તેડું આવ્યું કે ' સર્વ સગાવહાલાં અને જાનૈયા સાથે જમવા પધારો, જમવાનું જલ્દી પતાવી લઇએ એટલે લગ્ન પણ વેળાસર ઉકલી જાય.'

શામળિયો સોડ રાજવંશી વસ્ત્રાભૂષણો ધારણ કરીને–ઘોડે ચડીને–વરરાજા બનીને ગાજતે વાજતે પોતાના સગાવ્હાલા સાથે પરણવા આવ્યો. કારભારીએ હર્ષપૂર્વક તેમનો સત્કાર કર્યો.

૯. લગ્નમાં વિઘ્ન '

હવેલીના એક વિશાળ ખંડમા જાનૈયાને ઉતારો આપવામાં આવ્યો. જમવાની તૈયારી થઇ. જાતજાતના સ્વાદિષ્ટ પકવાનોથી ભરેલા ચાંદીના થાળો જોઇને જાનૈયાના મ્હોંમાં પાણી આવવા લાગ્યા.

રાજાને રૂચતા ખાનપાનની સગવડ કરવાનું પણ કારભારી ચૂક્યો નહોતો. કોઇ સોદો પાસે તેણે બકરા અને દારૂ પણ મંગાવી રાખ્યા હતા અને તેનો છૂટથી ઉપયોગ કરવાની પોતાના માણસોને સૂચના આપી રાખી હતી.

ભાત ભાતના પકવાન્ન, માંસાહાર અને મદિરાઃ આ બધીયે વસ્તુઓ જાનૈયાને આગ્રહ કરી કરીને આપવામાં આવી, અને આનંદની ધુનમાં આવેલા એ અતિથિઓએ પોતાની જીભ અને ઉદર બંનેને ખૂબ સંતોષ્યાં.

ધીરેધીરે મદિરાનો કેફ ચડતો ગયો અને સર્વના મસ્તક કેફની ધુનમાં ડોલવા લાગ્યા. સૌ કોઇ વિચારમાં પડયા કે 'આજ આમ કેમ થાય છે? દારૂ તો તેઓ રોજ પીતા હતા પરંતુ આજે આમ અનહદ કેફ ચડવાનું કારણ ? મિષ્ટાન્નમાં કંઇ કેફી પદાર્થ તો નહિં મેળવ્યો હોય ?'

એજ ક્ષણે કારભારીએ બૂમ પાડી, " અરે ઉભા ઉભા જોઇ શું રહ્યા છો? બીજી જાતના મેવા મીઠાઇથી ભરેલા થાળો લાવો, આટલેથીજ અટકી જવાય ? "

પોતાના સ્વામિની આજ્ઞાનો અમલ કરવા તમામ સેવકો દોડી ગયા.

ઘેનમાં ચકચૂર બનેલા રાજા અને તેના સાગ્રિતોએ જોયું કે મીઠાઇના થાળને બદલે હાથમાં ચમકતી તલવારો લઇને સંખ્યાબંધ માણસો એ ખંડમાં ધસ્યા આવે છે!

ક્ષણમાત્રમાં તેમનો કેફ ઉતરી ગયો, આનંદ ઉડી ગયો અને પ્રાણ બચાવવા માટે ત્યાંથી પલાયન થઇ જવાની પેરવી કરવા તેઓ ઉત્સુક બન્યા.

ત્યાંથી નાસી છૂટવા માટે તેઓ ખંડના મુખ્યદ્વાર તરફ ધસ્યા પરંતુ એનો બંધ હતું! પાછળ નજર કરે તો ત્યાં કારભારી ન મળે, ખંડના બધાય બારણા બંધ અને હથિયારબંધ માણસો લોહીની તરસી તલવાર સાથે પ્રાણ હરવાને તૈયાર !

માથે મોતના ડંકા વાગી રહ્યા હતા. મૃગાક્ષીને બદલે મોત પોતાને ભેટવાને તત્પર

હતું, ઘડી બે ઘડીમાં માથું ધડથી જૂદું થઇ જાય તેવો વિષમ પ્રસંગ હતો. શામળિયા સોઢે આ જોયું, ડૂબતો નર તણખલાને બાઝે તેમ તે પોતાના સગા વ્હાલાઓની વચ્ચે ભરાઇ ગયો અને બારણાને તોડી નાખવાની તેઓને આજ્ઞા કરી.

ધડ, ધડ, ધડ બારણાને લત્તા પ્રહારો થવા લાગ્યા. પાછળથી સોઢના માણસો તલ્વારના ઘા ઝીલતા, પોતાની તલ્વારથી એ ઘાને ચૂકવતા, એક બીજાની પાછળ ભરાઇ જવાનો યત્ન કરતા, મુક્તિ માટે ચીસો પાડવા લાગ્યા. શામળિયા સોઢે નિરાશાપૂર્વક પાછળ જોયું.

તેના માણસો ટપોટપ નીચે પડતા હતા. એ ખંડની ભોંય ઉપર ધડથી છૂટા થયેલાં માંથાં નાળીયેરની માફક રડી પડ્યા હતા, જ્યાં ત્યાં લોહીના ખાબોચીયા ભરાયા હતા. પોતાની તલ્વારને સ્થાનમાંથી ખેંચી કાઢીને તે ધસ્યો, પરંતુ હથિયારબંધ યોદ્ધાઓને હાથે તે ઠેક-ઠેકાણે ઘાયલ બન્યો:

એજ ક્ષણે કડુડુડુ કરતું એ ખંડનું બારણું નીચે તૂટી પડયું અને સંખ્યાબંધ કોળીઓ અંદર ધસી આવ્યા.

મુક્તિનો માર્ગ ખુલ્લો થયો હોય એટલી જીજ્ઞાસાથી લોહી લુહાણ થયેલો શામળિયો સોઢ એ તરફ ધસ્યો. કોળીઓએ પોતાના અન્નદાતાને જોયો અને તેને ઉપાડી લઇને તેઓ ત્યાંથી નાસી ગયા.

લગ્નમાં વિઘ્ન પડયું.

## ૧૦. મૃગાક્ષીને બદલે મૃત્યુ !

સોઢ અને તેના માણસો નાઠા, ઇડરના કિલ્લામાં ભરાઇ રહેવા માટે પૂરવેગે નાઠા પરંતુ શત્રુઓ પાછળજ ધસ્યા આવતા હતા. કિલ્લામાં જવાનો ચડાવ ચડતાં ચડતાં સોઢના અનેક માણસોનો શત્રુના હાથે સંહાર થયો. લોહી લુહાણ થયેલો સોઢ લથડતા શરિરે ઇડરગઢ તરફ ધસ્યો.

પરંતુ તેનો જીવનદિપક બુઝાઇ જવાની અણી ઉપર હતો. અનેક ઘાથી છેદાયલું સોઢનું શરીર ઇડરગઢના દરવાજાથી થોડે દૂર આવતાં ધબ દઇને ધરતી ઉપર ઢળી પડયું. આખા ઇડરવાડાને કંપાવનાર શામળિયો સોઢ ચેતનહીન ઢગલો થઇ પડીને તરફડિયાં મારવા લાગ્યો.

" મહારાજા સોનંગજી રાઠોડનો જય !" શત્રુઓના હર્ષ ધ્વનિથી વાતાવરણ ગાજી ઉઠયું.

સોઢે આંખ ઉઘાડી જોયું તો શત્રુઓનો સ્વામી વિજયભરી નજરે પોતાની સામે જોઇ રહ્યો છે !

" શામળિયા સોઢ ! આ તમારી કરણીનું ફળ મળે છે. પ્રજાની સ્ત્રીઓ તરફ મા બ્હેન કે પુત્રી સમાન પવિત્ર ભાવના રાખવી એ પ્રત્યેક રાજાનો ધર્મ છે. તમે રાજધર્મ ભૂલીને રૈયતની વહુ બેટી તરફ બુરી નજર કરવા માંડી ત્યારથી તમારા પુણ્યનો ક્ષય થવા માંડયો. તેમાં પણ કારભારીની કન્યાને રાણી બનાવવાના તમારા દુરાગ્રહથી તમારા પાપનો ઘડો ભરાઇ ચૂકયો. કારભારી મારી પાસે સહાય માટે આવ્યો, મારા વીર યોદ્ધાઓને રથમાં બેસાડીને હું આજે અહીં લઇ આવ્યો અને કારભારીની કન્યાને તમારી પાપવાસનાનો ભોગ થતાં બચાવી. " એ વીરનરે વચનબાણો છોડવા માંડયા.

" ત્યારે રથમાં આવેલી નાગરાણીઓ..." સોઢ એ વાક્ય પુરૂં ન કરી શકયો.

" એ નાગરાણીઓ નહિં પરંતુ સ્ત્રીઓના છુપા વેષમાં રહેલા મારા શસ્ત્રસજ્જ સૈનિકો હતા."

" અને આપ ?"

" હું સોનંગજી રાઠોડ–કનોજના પ્રતાપી જયચંદ રાઠોડનો વંશજ–સામેતરા ગામનો ધણી–દૈવ કૃપાથી હવે બનેલો ઇડરનો રાજા."

" કોણ, રાઠોડ કુળદિપક!" સોડે પોતાનું બાકીનું રહ્યું સહ્યું તમામ બળ એકઠું કર્યું અને બેઠો થયો.

" રાઠોડભૂષણ! મારી મૃત્યુ વખતની એક ઇચ્છા પરિપૂર્ણ કરશો ?"

" જરૂર! હું શત્રુ હોવા છતાં ક્ષત્રિય પુત્ર છું. મરતાને મારવાનો મારો ધર્મ નથી. તમારી અંતિમ ઇચ્છા હું જરૂર પૂર્ણ કરીશ –જો તે નીતિ અને ધર્મથી વિમુખ નહિ હોય તો."

" સોનંગજી! આટલા અનુભવ પછી-પાખર અવસ્થાએ પણ હવે અનીતિ સેવું ... મારા જેવો અઘોર પાપી બીજો કોઇ ...હિ. હવે આપ ઇડરના સ્વામી બન્યા છો. ...ારા હાથેજ હું આપને રાજતિલક કરૂં એવી ...ારી અંતિમ ઇચ્છા છે."

" તો ખુશીથી તે પૂર્ણ કરો."

સોડે પોતાના જમણા હાથમાંથી વહી ...તા લોહીમાં પોતાનો અંગુઠો બોળ્યો અને ...ોનંગજી રાઠોડને કપાળે રાજતિલક કર્યું.

તે વધારે વાર બેસી શક્યો નહિં. ધરણી ...પર ઢળી પડતા તેના દેહ તરફ વિજયી રાઠોડ ...યાપૂર્ણ નજરે જોઇ રહ્યો.

" રાઠોડ! એક છેલ્લું વચન...જ્યારે ...્યારે ઇડરની ગાદીએ રાઠોડ રાવ તરીકે બેસે ...યારે તેણે સોડના જમણા હાથના લોહી વડે ...ેનાજ હાથે રાજતિલક કરાવવું, અને તેની ...ાસે કહેવરાવવું કે " તપો શામળિયા સોડનું ...ાજ્ય!" આપ વચન આપો તો મારા ...ાત્માને સંતોષ થાય" સોડે છેવટની ...ાગણી કરી.

" ભલે તેમ થશે. હું ખાત્રી આપું છું કે મારા વંશવારસો તારી છેવટની ઇચ્છા પરીપૂર્ણ કરશે અને તને આપેલું મારૂં વચન પાળશે." સોનંગજીએ વચન આપ્યું.

શામળિયા સોડનો આત્મા તેના દેહ પીંજરમાંથી ઉડી ગયો.

## ૧૧. ઉપસંહાર.

" બા! બા! તારો કેટલો ઉપકાર માનું? તેં આજે કસાઈવાડેથી ગાય છોડાવી. તારી આ રંક પુત્રીનો પ્રાણ બચાવ્યો." મૃગાક્ષી દોડતી આવી અને યશોધરાની કોટે વળગી પડી.

" પાડ માન આ તારા પિતાનો. આજનો શુભ પ્રસંગ એને આભારી છે." પતિને આવતા જોઈ યશોધરા તેનો સત્કાર કરવા ઉભી થઇ ગઇ.

મૃગાક્ષીએ પાછળ જોયું તો હાથમાં દરબારી પોશાક લઇને આવેલા પોતાના પિતાને જોયા. હર્ષભરી તે તેના તરફ દોડી ગઇ. " બાપુ! આ શું?

" ઇડરના નવા રાજા સોનંગજી રાઠોડે આપેલો પોશાક. તેમણે મારી કારભારીની પદવી આ પોશાક આપીને કાયમ કરી છે." અનંતરાય વાત્સલ્યભરી નજરે ચિંતાભારથી મુક્ત બનેલી મૃગાક્ષી તરફ જોઇ રહ્યો.

એટલામાં એની જ્ઞાતિના અગ્રેસરો ત્યાં આવી લાગ્યા. અનંત ઉપર અભિનંદનનો વરસાદ વરસવા લાગ્યો.

" અનંતભાઇ! તમે તો હદ કરી! છેવટ સુધી ભરમ સાચવી રાખ્યો અને અંતે નાગર કોમનું નાક રાખ્યું! આમ ટાઢે પાણીએ ખસ કાઢીને તમે તમારૂં મુત્સદ્દીપણું સાબીત કર્યું છે એટલુંજ નહિં, પરંતુ ઇડરની પ્રજાને એ ક્રૂર અને કામી પુરૂષના પંજામાંથી છોડાવી

મહાન પૂણ્ય પ્રાપ્ત કર્યું છે" આવા આવા અવનવા ઉદ્‌ગારો એના જ્ઞાતિબંધુઓના મુખમાંથી નીકળવા લાગ્યા.

"એ સર્વ આપ જ્ઞાતિબંધુઓના શુભ આશિર્વાદોનો પ્રતાપ!" અનંતે વિવેક કર્યો.

× × ×

ઇડર ઉપર સોનંગજી રાઠોડની દુહાઇ ફરી વળી.

સંતાપમુકત થયેલી પ્રજાએ, આનંદ ઉત્સવ કરીને 'સોનંગજીની જય' બોલાવી.

મૃગાક્ષીના એક રૂપવાન અને ગુણવાન નાગર યુવક સાથે ધામધુમથી લગ્ન કરવામાં આવ્યાં અને મૃગાક્ષીનો સંસાર સુખી થયો.

શામળિયાની ગર્ભવતી સ્ત્રી ન્હાસીને મહાદેવ ખોખરનાથના પવિત્ર ડુંગરની તળાટીમાં આવેલી એક ગુફામાં સંતાઇ રહી. ત્યાંના પૂજારીએ એ શાણીનું રક્ષણ કર્યું. તેને પુત્ર અવતર્યો જેના વંશના મેવાડની સીમ ઉપર સરવાણમાં પાટણવાડામાં છે તે ખોખર કહેવાય છે.

ઇડરગઢના ચઢાવ ઉપર જ્યાં શામળિયો સોઠ અને તેના માણસો કપાઇ મુવા હતા અને લોહીના છાંટા પડયા હતા તે જગ્યાએ પોતાના સ્વામીને માટે પ્રાણ આપનાર વીર પુરૂષો તરફનો પૂજ્યભાવ બતાવવા માટે કાળી ચૌદશને દિવસે તથા હનુમાનની પૂજા કરવાના શનિવાર આદિ દિવસે લોકો તેલ સિંદુર ચડાવવા જાય છે. અને શામળિયા સોઠને યાદ કરીને અનીતિના અનિષ્ટ અંતનું દ્રષ્ટાંત આપી લોકોને નીતિને પંથે વિચરવાનો સદ્‌પદેશ આપે છે!



**સાભાર સ્વીકાર**

**કર્તવ્ય** (મુબાઇ): તંત્રીઃ રા. હરિપ્રસાદ બ. ભટ્ટ. પુ. ૬; અંક ૧–૧૩. વા. લ. રૂ. ૪-૦-૦.

**પ્રજામત** (મુંબાઇ): તંત્રીઃ રા. સી. કે. ભટ્ટ. વર્ષ ૨ જું; અંક ૧૨–૧૪ વ લ. રૂ. ૩-૦-૦

**નવું ચેતન** (કરાંચી): તંત્રીઃ રા. આર. કે. ચૌહાણ. પુ. ૧; અંકઃ ૧–૨. વ લ. રૂ. ૩-૧૨-૦

**સમાજ સેવક** (જામનગર): વ્યવસ્થાપકઃ રા. ગોકલદાસ હી. ઠક્કર. વર્ષ ૩; અંક ૫

**સમાજ સેવા મંડળ** (મોમ્બાસા): ૫મો વાર્ષિક અહેવાલ.

**દશનામ** (વડોદરા) તંત્રીઃ રા. રતનગીરી હ. કારભારી વા. લ. રૂ. ૧–૮–૦

× × ×

મા (દીકરીને): કુસુમ, જરા મોતીઆ (કુતરા) ને બોલાવ તો!

કુસુમઃ હું કેવી રીતે બોલાવું, બા! એણે મારી ઢીંગલી ફાડી નાંખી ત્યારથી હું એની સાથે બોલતી જ નથી!

× × ×

નાદાર દેવાદારોનો છુટકારો કરનારી કોર્ટમાં નામદાર જડ્જે દેવાદારને સવાલ પૂછયો: "તારી પાસે મીલ્કત કેટલી છે?"

દેવાદારઃ મારે સાત દીકરીઓ છે, સાહેબ! એકેનું લગ્ન નથી થયું!

# એક અગ્રણી ગુજરાતી સ્ત્રી–સંસ્થા

લેખકઃ– શ. " અશોક. "

આજથી લગભગ પચીસ વર્ષ પ્હેલાં હિંદમાં સ્ત્રી-પ્રવૃતિ વિષે-સ્ત્રીઓના હક્કની લડત વિષે કે તેમની માનસિક વા શારિરિક ઉન્નતિ વિષે ભાગ્યેજ કોઇ વિચાર કરતું. જુના વાતાવરણમાં ઉછરેલા પુરૂષોને એ પ્રકારનો વિચાર અસહ્ય લાગતો, તિરસ્કાર ઉત્પન્ન કરતો. અત્યારે તેઓ એ બાબતને ચલાવી લેવા એટલા ઉદાર બન્યા છે, જો કે હજી ઘણા ઘણાની નજરથી જુએ છે. છૂટા છવાયા સુધારક પુરૂષો એ માટે પ્રયત્નો કરતા પણ તેમના કાર્યની અસર ઝાઝી થતી નહિ. આવા સમયમાં સ્ત્રીઓ તો એટલી બધી માનસિક અને શારિરિક પરતંત્રતામા સબડતી હતી કે આવી પ્રવૃત્તિ વિષે તેમને વિચાર પણ ભાગ્યેજ આવી શકે.

આવા અંધકારના અને પ્રતિકુળ સંયોગોમાં કોઇ પણ પ્રકારની લાભદાયક પ્રવૃત્તિ ઉપાડી, તેને સરળતાપૂર્વક પાર ઉતારવી એ અત્યંત મુશ્કેલ કામ હતું. છતાં એવા શુભ કાર્યને ઉત્સાહ અને ખંતથી પાર પાડનાર વ્યક્તિઓની સમય આવ્યે આપણે ત્યાં ખોટ નથી પડતી એ ગુજરાતનાં મહદ સદ્‌ભાગ્ય છે. એ પચીસ વર્ષ પ્હેલાં ગુજરાતની મુંબાઇમાં વસતી વ્હેનોની ઉન્નતિ માટે વિધવિધ પ્રકારની જરૂરી પ્રવૃત્તિઓ ઉપાડી લે એવી સંસ્થાની જરૂર જણાતાં તા. ૧૮ મી જુલાઇ ૧૯૦૩ ને દિને ગુજરાતી હિન્દુ પુરૂષોની એક સભા મળી અને તેમણે ઠરાવ્યું કે પ્રયોગ તરીકે એક વર્ષ માટે એવી સંસ્થા સ્થાપવી. એ સંસ્થાના ખર્ચ માટે અત્યારના આપણા એક જાણીતા લોકસેવક શેઠ ભવાનીદાસ મોતીવાલા અને તેમના વડીલ બંધુ શેઠ જમનાદાસે ઉદારતાથી નાણાની મદદ કરી હતી. તે પછી શેઠ મોતીવાલાને ત્યાં ગુજરાતી હિંદુ સ્ત્રીઓની એક સભા બોલાવી હતી, જેના પરિણામે શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી–મંડળની સ્થાપના તા. ૭ મી સપ્ટેમ્બર ૧૯૦૩ ને દિવસે કરવામાં આવી.

આ પ્રમાણે એક અગ્રણી ગુજરાતી સ્ત્રી સંસ્થાનો જન્મ થયો. તેનાં ધારા ધોરણો અને ઉદ્દેશ નક્કી કરવામાં આવ્યા. મુખ્ય ઉદ્દેશ એ હતો કે ગુજરાતી હિંદુ બ્હેનોનાં પરસ્પર સ્નેહ ને સહચાર વધારી તેમની માનસિક અને શારિરિક ઉન્નતિ સાધવા માટેની વિધવિધ પ્રવૃતિઓ હાથ ધરવી. એ ઉદ્દેશ પાર પાડવા માટે મંડળ છેલ્લાં તેત્રીસ વર્ષથી સફળ પ્રયત્નો કરી રહ્યું છે; અને ગુજરાતી હિંદુ બ્હેનોને આશીર્વાદ રૂપ થઇ પડયું છે. ઉત્સાહી શેઠ જમનાદાસ અને શેઠ ભવાનીદાસ મોતીવાલાએ પ્રાથમિક આર્થિક વારી સીંચી પોષેલી એ વેલ આજે અત્યંત ફુલી ફાલી છે. ૭૫ સભાસદોથી શરૂઆત કરનાર એ મંડળ આજે લગભગ ૮૦૦ સભાસદો, ૨૬ પેટ્રનો, ૨૪ આજીવન સભાસદો અને ૨ ડોનરો ધરાવે છે. એની પ્રવૃતિઓ પણ અનેક દિશામાં ચાલુ રહી ગુજરાતી બ્હેનોને જાહેર જીવનમાં યોગ્ય હિસ્સો અપાવે છે. એ સર્વ શુભ પ્રવૃતિઓની શરૂઆત કરવાનું માન અને પુણ્ય એ બન્ને ઉત્સાહી બંધુઓને છે.



મંડળના ઉત્પાદક અને પહેલાં પ્રમુખ
સ્વ. જમનાબાઇ નગીનદાસ સકકઇ.

The Luhanamitra Press, BARODA.

શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ.



મંડળના હાલનાં પ્રમુખ
સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ.

છતાં ઘણીવાર એમ બને છે કે એકાદ શુભ પ્રવૃતિ માટે નાણાં આપનાર મળી આવે છે પરંતુ એ નાણાંનો સદુપયોગ કરનાર વ્યક્તિઓના અભાવે પ્રવૃતિ અકાલે બંધ પડે છે અને નાણાં વેડફાય છે. ગુજરાતની સ્ત્રીઓના સદ્‌ભાગ્યે એવી વ્યક્તિઓ પણ મંડળને વેળાસર મળી હતી. એ સર્વમાં સ્વ. બ્હેન જમનાબાઇ સક્કઇનું નામ મોખરે વિરાજે છે. ૧૯૦૩ થી ૧૯૧૯ સુધીનો મંડળનો ઇતિહાસ સ્વ. જમનાબાઇનો જ જીવનવૃતાંત છે, એમ કહીએ તો ખોટું નથી. એમના ઉત્સાહથી પ્રેરાઇ એમની સાથે બીજાં ઘણાં બ્હેનોએ મંડળને આગળ ધપાવવામાં સ્નેહભર્યો સહચાર સાધ્યો છે અને તન મન ધનથી મદદ કરી છે. સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, સૌ. લેડી રૂક્ષ્મણી બાઇ લલ્લુભાઇ શાહ, સૌ. લેડી કૃષ્ણગૌરી ચીમનલાલ સેતલવડ, સ્વ. સૌ. લેડી પરસનબાઇ ગોકલદાસ પારેખ, સૌ. ઇચ્છાબાઇ ભુલાભાઇ દેસાઇ, સૌ. તાપીબાઇ શિવગર, ગં. ચંદાગૌરી ઠાકોરદાસ દેસાઇ, સૌ. જમનાબાઇ ત્રીભોવનદાસ માળવી, ગં. રતનબાઇ લક્ષ્મીદાસ મ્હેતા, ગં. રસિકમણી દેસાઇ, ગં. મંગળા બ્હેન મોતીલાલ, સૌ. કળાવતી ભવાનીદાસ મોતીવાલા, સૌ. લક્ષ્મીબાઇ ત્રીકમદાસ, સ્વ. સૌ. વસન્તબા પંડયા વગેરે બ્હેનોએ આ મંડળને અંગે ગુજરાતી બ્હેનોની સેવા અર્થે લીધેલા શ્રમ અને આપેલા ભોગ જાણીતા છે. એ સર્વ બ્હેનોના સહકાર અને સફળ પ્રયત્નો વિના મંડળની પ્રવૃતિઓ લાભદાયક ન થઇ શકી હોત. આખા ગુજરાતનો સ્ત્રી વર્ગ એ બ્હેનોનો ઋણી છે.



મંડળના એક ઉત્સાહી સેક્રેટરી
ગં૰ સ્વ. રસિકમણી દેસાઇ.

મંડળનો ઉદેશ પાર પાડવા માટે તેનાં સંચાલકોએ ઉપાડેલી પ્રવૃત્તિઓ વિધવિધ પ્રકારની છે. બ્હેનોની માનસિક ઉન્નતિ અર્થે સ્ત્રી ઉપયોગી તેમજ બીજાં વિષયો પર પ્રસંગોચિત વ્યાખ્યાનો જાણીતાં સ્ત્રી પુરૂષો પાસે અપાવવાની ગોઠવણ થાય છે. પ્રસિદ્ધ કથાકારો અને કીર્તનકારો પાસે હરિકીર્તન કે ભજનો કરાવાય છે. સારાં પુસ્તકો યોગ્ય વિદ્વાનો પાસે તેમની સમક્ષ વાંચવામાં આવે છે. એક સારૂં જેવું પુસ્તકાલય અને વાચનાલય તેમના ઉપયોગ માટે રાખવામાં આવ્યું છે. ઇનામી નિબંધ લખાવવાની હરિફાઇ કરાવવામાં આવે છે. તેમના શિક્ષણ માટે જુદા જુદા વર્ગો ખોલવામાં આવ્યા છે, જેમાં ગુજરાતી અને અંગ્રેજીનું ભાષાજ્ઞાન,

સંગીતનું શિક્ષણ, તેમજ ભરતગુંથણ અને સીવણકામ શીખવવામાં આવે છે. ઉપયોગી સંસ્થાઓનું કામકાજ મંડળના સભાસદોને બતાવવાની ગોઠવણ પણ કરવામાં આવે છે. સહચાર વધારવા માટે સ્નેહ સંમેલનના મનરંજક સમારંભ ગોઠવવામાં આવે છે. ગુજરાતનો નવરાત્રનો રાસોત્સવ ઉજવવા ગરબા પાર્ટીનો ખાસ સમારંભ પ્રતિવર્ષ ઉજવાય છે. ઉપરાંત જાણીતા દેશસેવકોની જયંતિઓ ઉજવવાની ગોઠવણ પણ મંડળ કરે છે. દેશના હિતને લગતા કે ખાસ સ્ત્રીજાતિના હિત સાથે સંબંધ ધરાવતા પ્રશ્નો અને પ્રવૃતિઓમાં મંડળ ઉત્સાહ અને આગેવાની ભર્યો ભાગ લે છે. આ રીતે સ્ત્રી જાતિની ઉન્નતિ સાધવામાં મંડળ વિધવિધ પ્રકારે સહાયભૂત બને છે.

આ તેવીસ વર્ષના અરસામાં આ મંડળે એવી તો અનેક લાભદાયી પ્રવૃતિઓ સફળતા પૂર્વક કરી છે. એ સર્વનો ઉલ્લેખ કરવા બેસીએ તો પાર પણ ન આવે. એમાંની થોડીક પ્રવૃતિની ઝાંખી કરીશું તો આપણને આ મંડળના ઉપયોગી કાર્યની ખાત્રી મળી જશે. ૧૯૦૭ થી ૧૯૦૯ સુધીમાં મંડળે મુંબાઇમાં તે અરસામાં થયલા હુલ્લડમાં ઇજા પામેલા માણસોના કુટુંબોને આર્થિક મદદ કરી હતી. લેડી નોર્થકોર્ટ હિંદુ ઓર્ફનેજને અને અંધશાળાના બાળકોને પણ એજ અરસામાં સંગીન મદદ આપી હતી. ૧૯૦૭ થી ૧૯૧૧ ના અરસામાં સ્વ. જમનાબાઇ અને સૌ લેડી લક્ષ્મીબાઇના પ્રયાસથી મંડળે ટ્રાંસવાલમાં વસતા આપણા ભાઇઓને સંગીન મદદ કરી હતી; અને ત્યાંના પ્રદર્શન માટે અનેક વસ્તુઓ મોકલી હતી. ૧૯૧૧ માં તેમજ ૧૯૧૮-૧૯ માં ગુજરાતમાં દુષ્કાળ પડયો તે પ્રસંગે એ બ્હેનોએ તેમજ સૌ. જમનાબાઇ માળવીએ દુષ્કાળપિડિત ભાગોમાં જાતે ફરી લોકોને કપડાંલતાની તેમજ બીજી સહાય પ્હોંચાડી હતી. યુરપની લડાઇ વખતે પણ મંડળે વોરફંડમાં અને વોર લોનમાં મોટી આર્થિક મદદ કરી હતી. રાષ્ટ્રીય કેળવણી માટે પણ મોટી રકમ મંડળે ભેગી કરી દેશને ચરણે ધરી હતી. ઉપરાંત મંડળના પ્રમુખ સ્વ. જમનાબાઇ સક્કઇએ સેવાસદનના કાર્યમાં પોતાનો ફાળો તન મન ધનથી આપી સ્ત્રી વર્ગની સંગીન સેવા બજાવી હતી.



મંડળના એક ઉત્સાહી સેક્રેટરી
**સૌ. કળાવતી મોતીવાળા.**

આ સિવાય જાહેર હીલચાલોમાં પણ મંડળે આગેવાનીભર્યો ભાગ લીધો છે.

૧૯૧૭ માં મંડળે પ્રયાસ કરી જુદી જુદી સ્ત્રી સંસ્થાઓના સહકારથી એક ખાસ સભા સ્ત્રીકેળવણી વિષે વિચાર કરવા બોલાવી હતી અને તેના પરિણામ રૂપ નિવેદન સરકાર ઉપર મોકલી આપ્યું હતું. વાર તહેવારે મુબાઇમાં રમાતો જુગાર અટકાવવા સોશીઅલ સરવીસ લીગ સાથે મળી મંડળે પ્રવૃતિ કરી છે. મ્યુનીસીપલ કોરપોરેશનમાં બેસવાનો સ્ત્રીઓ સામેનો પ્રતિબંધ દૂર કરાવવામાં સહાયભૂત થઇ, સભાસદ તરીકે પ્રથમ ચુંટાયલી ચાર મહિલાઓને મંડળે જાહેર અભિનંદન આપ્યું છે. સ્ત્રીઓ અને બાળકીઓને અનીતિના ધંધામાં નાખવા વિરૂદ્ધ મજબુત પોકાર ઉઠાવી મંડળે સંમતિવય ૧૬ વર્ષની ઠરાવવા માટે હિમાયત કરી છે. દુધાળાં ઢોરોની થતી કતલ સામે, ત્રામ ભાડામાં વધારો કરવા સામે અને એવીજ બીજી જાહેર સેવાઓમાં મંડળે આગળ પડતો ભાગ લીધો છે. મજુર વર્ગની પ્રસુતા સ્ત્રીઓના લાભ માટે ચળવળ કરવામાં પણ મંડળે પોતાનો ફાળો આપ્યો છે



સ્વ. સૌ ઇચ્છાબાઇ દેસાઇ.

આવી અનેક ઉપકારક પ્રવૃતિઓ આ મંડળે પોતાની કરી લીધી છે અને ગુજરાતની સ્ત્રીઓની ઉન્નતિ માટે સંગીન ફાળો આપ્યો છે. એ ઉન્નતિનું કાર્ય હજી ઘણી ઉપયોગી દિશાઓમાં વિકસાવી શકાય એમ છે પરંતુ નાણાંની તંગીને લીધે સંચાલકોને તેમ કરતાં ન છૂટકે અટકવું પડે છે. આવા શુભ કાર્યમાં એ બ્હેનોને સંગીન મદદ ગુજરાતની દરેક સ્ત્રીએ કરવી જોઇએ છે. સાધારણ સ્થિતિની બ્હેનો એ મંડળમાં સહાયક કે સામાન્ય સભાસદ તરીકે જોડાઇ અને પોતાની સખીઓને જોડાવાની પ્રેરણા કરી મંડળને મદદ કરી શકે. સાધનસંપન્ન બ્હેનો એ મંડળના આજીવન સભાસદ કે પેટ્રન બનીને અથવા તેના ઉપયોગી ફંડોમાં નાણાંનો સંગીન ફાળો આપીને એના કાર્યને આગળ ધપાવી શકે છે. બ્હારગામ વસતાં બ્હેનો પણ એનાં સભાસદ થઇ શકે છે. ઉપરાંત પોતપોતાના શહેરમાં એ મંડળની શાખાઓ સ્થાપી અથવા એવાજ ઉદ્દેશ ધરાવતી નવિન સંસ્થા સ્થાપી ઉન્નતિના કાર્યને વેગ આપી શકાય છે. એવી એક શાખા ભાવનગરમા અને બીજી સાન્ટાક્રુઝમાં અત્યારે સંગીન કામ કરી રહી છે. ખુદ મુંબાઇના એ ત્રણ મોટા લત્તાઓ જ્યા ગુજરાતી કુટુંબો મોટી સંખ્યામાં વસતાં હોય ત્યા પણ આવી શાખાઓની મોટી જરૂર છે. એવી શાખાઓ સ્થપાય તો અનેક બ્હેનો તેનો સરળતાથી લાભ લઇ શકે.

અત્યારસુધીમાં અનેક બ્હેનોએ આ સંસ્થાનો ઉદ્દેશ પાર પાડવામાં તન મન ધનથી સહાય આપી છે. સામાન્ય રીતે નવરાત્રના રાસોત્સવનો ખર્ચ સભાસદોમાંથી પ્રતિવર્ષ ઉઘરાણું કરી નિભાવાય છે. પરંતુ એ ખર્ચ ઉત્સાહી અને સાધનસંપન્ન બ્હેનો પોતાને માથે લઇ બ્હેનોમાં સહચાર અને એખલાસ વધારવાનું પૂણ્ય મેળવી શકે છે. એ રીતે અત્યાર સુધીમાં સૌ. સોનાબાઇ દ્વારકાદાસ જેઠાભાઇ દાસે, સૌ. પારવતીબાઇ દ્વારકાદાસ ત્રીભોવન-

દાસે અને સૌ. મંગલાગૌરી ચુનીલાલ સેતલવડે સભાસદોને લાભ આપ્યો છે. એસતે વર્ષ થતા સ્નેહસંમેલનના મનરંજક સમારંભનો લાભ પણ એ પ્રમાણે અત્યાર પ્હેલાં બેવાર સૌ. લેડી લક્ષ્મીબાઇએ, સૌ. જમનાબાઇ માળવીએ અને સ્વ સૌ. ઇચ્છાબાઇ દેસાઇએ સભાસદ બ્હેનોને આપ્યો છે. ઉપરાંત સ્વ. જમનાબાઇ સક્કઇએ અને લેડી લક્ષ્મીબાઇએ પ્રસંગોપાત નાણાંની તેમજ પુસ્તકો વગેરેની સહાય મંડળને આપી છે.

સ્વ. બ્હેન જમનાબાઇ સક્કઇએ મંડળની કરેલી સેવાઓ કોઇ પણ પ્રકારે ભુલાય એવી નથી. એમનું સ્મરણ જાળવી રાખવાના ઉદ્દેશથી શરૂ કરેલા ફંડમા અત્યાર સુધીમાં રૂ. ૫૦૦૦૦ ભરાયા છે. ગુજરાતની સ્ત્રીઓની મમતા તેમના પ્રતિ કેટલી બધી હશે તેની ખાત્રી આ રકમ આપે છે. રા. ભુલાભાઇ દેસાઇએ પોતાનાં સ્વ. પત્નીની યાદગીરી માટે મંડળને રૂ. ૧૦૦૦૦ ની રકમની ભેટ ધરી છે અને એ રીતે સ્વ. ઇચ્છાબાઇને જે કાર્ય અતિપ્રિય હતું તેને સંગીન વેગ આપ્યો છે. ઇનામી નિબંધો માટે શ્રીમતી રમાબાઇ કોરજી તરફથી રૂ. ૧૨૦૦; શેઠ દુલેરાય છગનલાલ તરફથી રૂ. ૧૫૦૦; સૌ. પાર્વતીબાઇ દ્વારકાદાસ તરફથી રૂ. ૨૦૦૦ મંડળને મળ્યા છે. ઉપરાત મંડળનું રૂ. ૮૦૦૦ નું જાયુક ફંડ છે. અત્યારે મંડળને સૌથી મોટી જરૂરીઆત મકાનની છે. એ માટે કમમાં કમ રૂપીઆ એક લાખની રકમ જોઇએ. સ્વ. જમનાબાઇ સ્મારક ફંડની રકમ જો સભાસદો પ્રયત્ન કરે તો બે વર્ષના અરસામાં એવડી થઇ જાય અને એ જમનાબાઇ સ્મારક મંદિરમાં પોતાની સીલ્વર જ્યુબીલી ઉજવવા મંડળ ભાગ્યશાળી થઇ શકે. એવી રીતે સાધનસંપન્ન બ્હેનો સ્વ. જમનાબાઇની યાદગીરી જાળવવા ઉપરાંત મંડળના સ્ત્રીઉન્નતિના કાર્યને વેગ આપી પોતાનું નામ પણ અમર કરી શકે છે.

સ્ત્રીવર્ગ ઉપરાંત પુરૂષવર્ગ તરફથી પણ આ મંડળના કાર્યમાં સંગીન મદદ મળતી રહી છે. ઉત્સાહી મોતીવાલા બંધુઓની આર્થિક સહાયનો ઉલ્લેખ ઉપર થઇ ગયો છે ઉપરાંત શેઠ ભવાનીદાસ અનેક પ્રકારે અંગત મદદ પણ કરતા રહ્યા છે. સંચાલકોના કાર્યને વધારે સરળ બનાવે એવી ખાસ અંગત સેવા તો રા. કેશવલાલ ભીખાભાઇ મણીઆરની છે. મંડળની શરૂઆતથી તે અત્યાર સુધી તેમણે નિઃસ્વાર્થ સેવા બજાવી છે અને કલાકોના કલાકો સુધી જાતે હાજરી આપી એ કામમાં સંગીન ફાળો આપ્યો છે. બીજા બંધુઓએ પણ પ્રસંગોપાત એની પ્રવૃત્તિ ઉત્તેજી છે.

મંડળની પ્રકાશન પ્રવૃત્તિ પણ નોંધવા જેવી છે. ગુજરાતના જાણીતા સ્ત્રી–પુરૂષોમાંથી એકને પ્રતિવર્ષ ખાસ આમંત્રી તેમની પાસે મંડળ " સન્નારીઓને બે બોલ " લખાવે છે અને એ પ્રમાણે ઉપયોગી સાહિત્ય સભાસદોને વિના મૂલ્ય પરૂં પાડે છે. ઉપરાંત મંડળે સ્વ. જમનાબાઇ સ્મારક અંક, તેમનું જીવન ચરિત્ર, ગીત લહરી, ગરબાવળી વગેરે પુસ્તકો પ્રકટ કર્યાં છે. ઇનામી નિબંધો પણ અવારનવાર પ્રકટ કરવામાં આવે છે. થોડા સમય પ્હેલાં મંડળ તરફથી " સ્ત્રી હિતોપદેશ " નામે ત્રિમાસિક પણ પ્રકટ થતું હતું. એ ત્રિમાસિકે ગુજરાતી સ્ત્રીઓની સંગીન સેવા બજાવી છે. છેલ્લાં ત્રણ વર્ષથી એ ત્રિમાસિકને આ માસિક સાથે જોડી દેવામાં આવ્યું છે; અને હજી પણ મંડળના મંત્રી બ્હેનો અને રા. મણીઆર આ માસિકના સંચાલનમાં બનતી મદદ કરી રહ્યાં છે.

આ લેખ વાંચી વાચક બ્હેનોની ખાત્રી થશે કે એ મંડળ ગુજરાતની એક અગ્રણી અને નમુનેદાર સ્ત્રી સંસ્થા છે. એવી સંસ્થાને બને તે દરેક પ્રકારે સંગીન મદદ કરી સ્ત્રી ઉન્નતિના કાર્યમાં સહાયભુત થવું એ દરેક બ્હેનની પ્રાથમિક ફરજ છે. પોતાની જાતિની ઉન્નતિમાં એ રીતનો ફાળો યથાશકિત આપવા માટે દરેક બ્હેને હરહમેશ તત્પર રહેવું જોઇએ.





# કન્યા કેળવણીનો વિસ્તાર.

લેખક: ડૉ. સુમન્ત મ્હેતા.

આપણાં સાત લાખ ગામડાંઓમાં કન્યા કેળવણીનો પ્રચાર લગભગ થતો નથી. તેનાં કારણો શોધી કાઢીને જે અડચણો નડતી હોય તે દૂર કેવી રીતે કરવી એ પ્રશ્ન આપણી સામે ખડો થયો છે. આખા દેશના સ્ત્રીવર્ગની બે ટકા જેટલી સંખ્યાને વાંચતાં લખતાં આવડે છે, અને ૯૮ ટકાને માત્ર લખવા વાંચવાનું સામાન્ય જ્ઞાન પણ હજી સુધી મળ્યું નથી. બત્રીસ કરોડ માણસની વસ્તીમાંથી ૧૯ કરોડ સ્ત્રીઓ તથા કન્યા છે. તેમાંની ૧૫ કરોડ અને ૬૦ લાખ બ્હેનો અભણ દશામાં હોઇ માત્ર થોડીજ કાંઇક શિક્ષણ પામે છે એ હકીકત સરકાર તથા પ્રજા બન્નેને માટે શરમભરેલી છે. સરકાર તો નિર્લજ બની ગઇ છે પણ પ્રજાને સબળ બનવું છે. એટલે આપણાથી આ બાબતમાં બેદરકાર રહી શકાશે નહિં. આપણાં ગામડાંમાં કેળવણીનો પ્રચાર કેમ થતો નથી તેના કારણોનો વિચાર કરીએ. મુખ્ય કારણ એવું છે કે લોકોને હાલની કેળવણીમાં જરાયે શ્રદ્ધા નથી. કેળવણી આપવાથી તેમની કન્યાને કાંઇ પણ ફાયદો થતો નથી એવી તેમની માન્યતા છે. જે પ્રકારની કેળવણી બિનકેળવાયલા શિક્ષક અથવા શિક્ષિકાની મારફત કન્યાશાળાઓમાં અપાય છે તેનાથી માનસિક વિકાસ થતો નથી, અને જીવનને ઉપયોગી જ્ઞાન મળતું નથી. ઘર સંસારમાં છોકરીઓ થોડી ઘણી મદદ કરે છે તે જતી રહે છે અને ચાર પાંચ કલાક સુધી દરરોજ શાળામાં ગોંધાઇ રહ્યા પછી તેમને જે શિક્ષણ મળે તેનું પરિણામ જરા પણ જણાય નહિં તો ગ્રામ્ય પ્રજા એવાં શિક્ષણની વિરૂદ્ધ થાય તેમાં શી નવાઇ? વધારામાં એટલું પણ ઉમેરવાની જરૂર છે કે દરરોજ શાળામાં બેસી રહેવાને લીધે તેમની શારીરિક શકિત ઓછી થાય છે, અને વખતે ઘરકામ કરવા તરફ અણગમો પણ થતો હોય. આવાં આવાં પરિણામ જાણીને માબાપો કેળવણી માટે ઉત્સાહ ન બતાવે તે તદ્દન સ્વાભાવિક છે.

શિક્ષકો તથા શિક્ષિકાઓના પગાર એટલા ટુંકા હોય છે કે એ કામ માટે સારાં મનુષ્યો મળી શકે નહિ, અને ટ્રેઇન થયેલા બધા શિક્ષકોને રાખવા જેટલો ખર્ચ કરવાની હિંમત પ્રજા તથા કેળવણી ખાતાની હોતી નથી. પગાર ઓછો હોવાને લીધે ઉચ્ચ સંસ્કારવાળી સ્ત્રીઓ તથા સારા માસ્તરો આ ધંધામાં પડતા નથી. જ્યાં સુધી ઉચ્ચ વર્ણની, ભણેલી અને સારા સંસ્કારવાળી સ્ત્રીઓ કેળવણીના કાર્યમાં જોડાય નહિ ત્યાં સુધી આપણા દેશમાં કન્યા-કેળવણી પછાત રહેવાની છે.

જો સારી શિક્ષિકા મળે તો:—

૧ થોડા સમયમાં સારૂં અને ઉપયોગી જ્ઞાન આપી શકાય.

૨ દરરોજ થોડા કલાક માટેજ શાળામાં જવાનું રાખ્યું હોય તો ઘર કામ પણ થઇ શકે.

૩ શારીરિક નબળાઇ અને ઘર કામનો કંટાળો ન આવે.

૪ કેળવણી માટે સારાં સાધનો આપ્યાં હોય તો પુસ્તકોની બ્હારનું ઘણું જ્ઞાન આપી શકાય, એટલે ત્રણ ચાર વર્ષને અંતે કન્યાઓને ખરેખરૂં જ્ઞાન મળ્યું છે એવો સંતોષ માબાપોને થાય.

પણ, આપણે ત્યાં કેળવાયલી ( ટ્રેઇન્ડ )

શિક્ષિકાઓ ક્યાં છે ? કેટલી શાળાઓમાં સારાં સાધનો પુરાં પાડવામાં આવે છે ? કેટલાં ગામ કે ગામડાંમાં સારા પગાર આપવાની વ્યવસ્થા થઇ શકે એમ હોય છે ?

શિક્ષણ કેવી રીતે આપવું તેનું જ્ઞાન અને તાલીમ આપવા માટે ટ્રેઇનિંગ કૉલેજો હોય છે. પણ તેવી કૉલેજોમાં શું શું શિખવવું તેનો પુરો અભ્યાસ થયો નથી. આજ સુધીના અનુભવ ઉપરથી એમ કહી શકાય કે તેમને શિક્ષણપદ્ધતિનાં સિદ્ધાંતો વિષે સારી માહિતી આપવામાં આવે છે પણ વ્યવહારૂ તાલીમ પુરતી મળતી નથી અને તે એટલે સુધી કે કેટલાક નિરિક્ષકો (ઇન્સ્પેકટરો) એવી પણ ટીકા કરે છે કે ટ્રેઇન થયેલા જુવાન શિક્ષકો કરતાં બીન કેળવાયલા પણ અનુભવી શિક્ષકો સારા નિવડે છે. શિક્ષકોને ત્રણ વર્ષ સુધી કેળવ્યા પછી પણ તેમને હમેશાં વધુ જ્ઞાન મળતું રહે તે માટે સારાં માસિકોની જરૂર હોય છે, તે ક્યાં મળી શકે છે ? અને ઇન્સ્પેકટરો પરિક્ષા લેવા માટે આવે છે પણ શિક્ષકોની શિખવવાની પદ્ધતિનું બરાબર અવલોકન થતું નથી અને તેમને કથન પાઠ આપવાની તસ્દી તો કવચિત લેવાય છે.

જે પ્રજાજનો હિંદી સ્ત્રીઓની અશિક્ષિત સ્થિતિ ટાળવા ઇચ્છે છે તેમને આવા પ્રશ્નોનો વિચાર કરવો પડશે. શહેરોમાં રહેતી પ્રજા આ પ્રાથમિક અને અતિ મહત્વની મુસ્કેલીઓ સમજતી પણ નથી. જ્યારે ગામડાંની શાળાઓની મુલાકાત લેતી વખત તેમના જોવામાં આવે કે બે વર્ષ સુધી ભણતી કન્યાને વાંચતાં પણ આવડતું ન હોય અને ચાર પાંચ વર્ષ સુધી અભ્યાસ કર્યા પછી છોકરીઓને પણ નહિ જેવું શિક્ષણ મળ્યું હોય છે (જે એક બે વર્ષમાં વધુ અભ્યાસને અભાવે સાફ ભુલી જવાય છે ) ત્યારે જ તેમનું લક્ષ ખરા પ્રશ્નો અને ખરી મુશ્કેલીઓ તરફ દોરાશે.

મોટામાં મોટો સવાલ સારાં શિક્ષક તથા શિક્ષિકાનો છે; તેમને યોગ્ય કેળવણી અને પગાર આપીને તથા બધાં સાધન સામગ્રી પુરાં પાડીને કન્યાશાળાઓમાં રાખ્યાં હોય, તેમના ઉપર સારી દેખરેખ હોય તો પ્રજા કન્યા કેળવણીમાં રસભર્યો ભાગ લે અને ઉત્સાહ બતાવે. આપણી ૯૮ ટકા જેટલી એટલે કરોડો બ્હેનો અભણ છે એ કલંકરૂપ સ્થિતિ ટાળવાને માટે હિંદી સ્ત્રીઓ જે પ્રયત્ન કરવાની ઉમેદ રાખે છે તે મુંબાઇ, કલકત્તા, મદ્રાસની શાળાઓમાં ઉચ્ચ કેળવણી આપવાથી નહિં ટળે. ઉચ્ચ શિક્ષણ પામેલી બ્હેનો આપણી સંસ્થાઓ ચલાવવા માટે, દેખરેખ રાખવા માટે, યોગ્ય શિક્ષણનો વિચાર કરવા માટે અત્યંત જરૂરની છે પણ જે પ્રશ્ન આજે હિંદી બ્હેનોએ હાથમાં લીધો છે તેના ઉકેલનો મૂખ્ય માર્ગ આ લેખમાં બતાવ્યો છે.

તે ઉપરાંત એક સામાજીક મુસ્કેલી દૂર કર્યા શિવાય માધ્યમિક કેળવણી અશક્ય થઇ રહી છે, લગભગ બાર વર્ષની વયે ઘણી છોકરીઓનાં લગ્ન થાય છે અને થાય કે ન થાય તો પણ તેમને શાળાઓમાંથી ઉઠાડી લેવાની રૂઢિ પડી છે. જો કેળવણીનો અંત બાર વર્ષે આવવાનો હોય તો કોઇ પણ પ્રકારની કેળવણી આપવાનો પ્રયાસ કરવો એ લગભગ નિરર્થક છે. આ બાબતમાં જે સુધારો થશે તે સ્ત્રીઓને હાથેજ થવાનો છે, એટલે લાંબી ચોડી યોજનાઓ નહિં કરતાં જે પ્રશ્નોમાં તેમને હાથેજ કાર્ય થવાનું છે તે ક્ષેત્રને છોડી દઇને જુદી દિશાઓમાં પ્રયત્ન કરવો જોઇએ નહિં. પ્રગતિના માર્ગ અનેક હોય છે પણ પોતાનું કર્તવ્ય પુરું કર્યા શિવાય બીજા માર્ગો શોધવાથી પ્રજામાં અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે. હિંદી સ્ત્રીઓએ બાળલગ્નનો અટકાવ કરવોજ જોઇએ અને કન્યાઓ ૧૬ વર્ષ સુધી અભ્યાસ કરે એવી રૂઢિ સ્થાપવી જોઇએ.

# સુન્દરી.

લેખકઃ સીતારામ જે શર્મા.

[ કે આભમાં ઝીણી ઝબુકે વીજળી રેઃ એ ઢાળ ]

કે આભને આંગણુ ચમકે ચાંદલો રે !
કે ઘર આંગણીયે, જીવનસારઃ
સખીરી !
ઉર અજવાલણુ સુન્દરી રે !

કે વનમાં ટહુકે મીઠો મોરલો રે !
કે ઘરમાં રમણી રસ ટહુકારઃ
સખીરી !
દિવ્ય દિલાવર સુન્દરી રે !

કે ફોરે ફૂલની ફોરમ વાડીએ રે !
કે ઘરમાં રસિકાના રસકોડઃ
સખીરી !
સ્નેહલ વેલી સુન્દરી રે !

કે સ્વર્ગે સોહાય દિવ્યાંગના રે !
કે સલુણી સુહવે જગની જોડઃ
સખીરી !
ગૃહની દેવી સુન્દરી રે !

કે ભવસાગરના, ભૂલ્યા યાત્રિને રે !
કે ચતુરા વાળે સવળી વાટ્યઃ
સખીરી !
સાથી સનાતન સુન્દરી રે !

કે દાઝયા દુખ્યાને આશ્વાસતી રે !
કે અર્પે પર અર્થે નિજ જાતઃ
સખીરી !
સંયમમૂર્તિ સુન્દરી રે !



# અક્લ ઓવારો.

## (+એક તુર્ક વાર્તા)

લેખક: રા. બટુભાઇ લાલભાઇ ઉમરવાડિયા, બી. એ.



**મ**હમદ આગા મશહૂર શાયેર-ફીલ્સુફ હતો. જીંદગીના બરાબર પાંત્રીસ વરસ ત્હેણે દુનિયાંની જૂદી જૂદી વિદ્યાઓ શિખવામાં ગુજાર્યા હતા. રાત અને દિવસ, દિવસ અને રાત તે કિતાબો લઇ પડયો રહેતો. ત્હેના ઘરની ઘરડી બાંદી ઘણીવાર ફરિયાદ કરતી કે સાંજે તે જે ખાવાનું મૂકી જતી તે એમનું એમ પડયું રહેતું અને સ્હવારે ત્હેને તે પાછું લઇ જવું પડતું.

કિતાબો પઢતો મહમદ આગા શહેરીઓને દરરોજનો દેખાવ હતો. માટેજ રસ્તેથી પસાર થતા શહેરીઓને એથી નવાઇ થતી નહિ મઝહબ અને મસ્જિદ જેવો તે લોકમાન્ય થઇ ગયો હતો. અને એક વાત લોક માની લે પછી એમાંથી નવાઇ પમાડવાની તાકાત જતી રહે છે. પછી એમાં તાજૂબ થવા જેવું કાંઇજ નથી રહેતું.

પણ અચાનક એક દિવસ એવા સમાચાર આવ્યા જેથી આખું શહેર હેરત પામી ઉઠયું. એક જણ ખબર લાવ્યો કે તે સ્હવારે શાયેર મહમદ આગાના મકાન આગળથી તે પસાર થતો હતો ત્યારે એ શાયેરની કિતાબો ત્યાં પડી હતી પણ મહમદ આગા ત્યાં દેખાતો ન્હોતો. જૈફ ફીલ્સુફો પણ આ સમાચારથી વિચારમાં પડયા. ઘણાને કંઇ સમજ પડી નહિ: એક ઉછળતા જુવાનથી રહેવાયું નહિ તે મહમદ આગાના મકાને પહોંચી ગયો ને એના એક ગુલામને પાસે બોલાવી ત્હેને સાંજે શિરાઇમાં મનપૂર શિરાઝી પાવાનું કબૂલ કરી વાત કઢાવવા માંડી.

વાત સાદી હતી. અમે એથી નવાઇ પામતા નથી. પણ ઘણા ઇનસાન એથી તાજૂબ થયા છે એથી અમને નવાઇ થાય છે. પણ શાયેર મહમદ આગાની વાત રહી જાય છે—

મહમદ આગાએ જિંદગીની એક સખત ભૂલ કરી હતી. અમે એવી ભૂલ નથી કરી એ માટે નહિ. એની જીંદગીમાં એની ભૂલ એને પણ સમજાઈ હતી. એ જંગી ભૂલ તે એ કે જવાનીમાં એ પરણ્યો ન્હોતો. પછી એક દિવસ ઇસ્તંબુલના એક માલદાર વેપારીની હસીન દુખ્તરને ત્હેણે જોઇ અને અચાનક ત્હેને લાગવા માંડયું કે એ પરીપૈકર નાઝનીની દિલચસ્પ ચશ્મોએ તે દિવાનો થવા માંડયો હતો. નથી સમજાતું કે જૈફ ફીલસુફ મહમદ આગાને આતે શું થયું ? નથી સમજાતું કે સારી જવાની પાક કિતાબો પઢયા છતાં અમારા જેવા મામુલી ઇન્સાન પેઠે જૈફ મહમદ આગા પણ ઇશ્કનો દિવાનો કેમ થઇ ગયો ? સમજાય કે ન સમજાય પણ એ વાત

---

+ એલન રામસે અને મેકકુલૉ રચિત 'ટેલ્સ ફ્રોમ ટર્કી'ની એક વાર્તા ઉપરથી સૂચિત



મંડળના એક ઉત્સાહી સેક્રેટરી.
ગં. સ્વ. મંગળાબ્હેન મોતીલાલ ફકીરચંદ.

Lohanamitra Press, Baroda.

શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ.



મંડળને ઇનામી નિબંધ માટે રૂ. ૨૦૦૦ આપનાર
સ્વ. સૌ. પાર્વતીબાઇ દ્વારકાદાસ.

સાચી હતી કે આ ફાની દુનિયામાં એ શાણા ફીલસૂફને મન એ એકજ સત્ય હતું: આ અંધારા જંગલમાં એની આંખો એ એકજ રોશની જોઇ રહી હતી.

પણ જે ઇન્સાન જવાનીમાં ઇશ્કનો ઇનકાર કરે છે તે ભલે પછીથી ત્હેનો બુઢ્ઢો થઇ જાય છતાં ઇશ્ક ગઇ ગુજરી ભૂલતોજ નથી: એ જહાંપનાહ પોતાનું વેર લેવા કદી ચુકતો નથી. એ વાત આપને પણ ક્યાં અજાણી છે! તવારિખ જવાબ આપે છે કે મહમદ આગાને ત્હેના દિલોજાન દોસ્તોએ ઘણોયે સમજાવ્યો હતો, પણ અફસોસ! એ શાણા ફીલસુફને એ વાત ગળે ઉતરીજ નહિ. ઉલ્ટું એ તો ગુજરેલા વખતનો બદલો વાળવા એક પગે થઇ રહ્યો હતો. હસવું લાઝિમ નથી. પણ ખરેખર, ઇશ્કની જાળમાં ફાંફાં મારતાં, અકળાતા એ બુઝર્ગ ફીલસુફને એમ નજરે જોવા અમારૂં દિલ ટસટસી રહે છે. આહ! એના ખીનતાકાત ખભાં પર એક ભલી ટકોર કરી આપવા અમારા હાથને ચળ આવી રહે છે. એનો ઘરડો ચ્હેરો-પણ પાછા આપણે મહમદ આગાની વાત ભૂલતા જઇયે છિયે.

મહમદ આગાની ઉતાવળથી આપણને હસવું આવે એ ખૂબ ઠીક છે. પણ નેકદિલિથી એકરાર કરીયે તો એ કબુલવું જોઇયે કે એ દિલહાર નાઝનીનનો રોશન દિમાગ જોયા પછી એક પલ પણ ઉભા રહેવું એ કોઇ પણ મર્દ માટે બનવાજોગ નથી: પછી બીચારા મહમદ આગાની શાની તકસીર? તોબા...તોબા...માનવામાં નથી આવતું, ખ્યાલ કરતાં કાંપ આવે છે પણ એ વાત ખરી છે કે જહાંના બધા સિતમગારોમાં બે ખુબસુરત ચશ્મો વધારે જુલ્મ-ગુજારે છે.

ત્યારે મહમ્મદ આગાએ એક ખૂશ રોજે પોતાના જિગરની મુરાદ પાર પાડી. પણ કિસ્મતની હર કોઇ અજબ ખેલાડી છે. એ શાદીની પાક રાતેજ એણે એની કમનસીબ રમત શરૂ કરી દીધી.

મહમદ આગાના મકાનના પાછલા વાડામાં એક ગુલબાગ છે. કહેવાય છે કે ઇનસાન જ્યારે વધારે ભલો હતો ત્યારે આ ગુલબાગમાં ફિરસ્તાઓ સાથે તે છુટથી વાતો કરી શકતો. અમને લાગે છે કે મહમ્મદ આગાની શાદીના રોજથીજ એ ફિરસ્તાઓ આલમમાં આવતા અટકી ગયા હોવા જોઇએ. પણ તવારિખમાં એ હકિકત મળી આવતી નથી. શાયેર મહમ્મદ આગાની શાદીની રાતે એ ગુલબાગનો રૂઆબ ઓર હતો. આસમાનમાંથી હુરીઓના હસવા જેવી દિલખૂશ ચાંદની ઉતરતી હતી. બાગના ઇરાની ગુલોની સુગંધ ઇનસાનને દિવાનો કરી મૂકવા બસ હતી. પાણીના હોજમાંથી ઉડતી સુગંધી હવા દિલનાં દર્દને બહેલાવતી હતી. સામે બેચાર પંખીઓ મસ્તીમાં આવી ખેલતાં હતાં. આદમ અને હવા આંહીજ કોઇ જગાએ ભેગાં થયાં હશે એવો ખ્યાલ થઇ જતો હતો. સબબ કે દૂરના ખુણે એક મર્દ ને એક ખુબસુરત ઓરત ચાંદનીથી કેફ પામ્યાં હોય તેમ ઘેનમાં બેઠાં હતાં.

એવામાં અચાનક તે ઉભી થઇ. ચાંદનીમાંથી કોરી કાઢેલી કોઇ પુતલી જેવી તે લાગતી હતી. આહ! સાધારણ રીતે અમે અમારા નસિબથી ખુશ છીયે પણ-ઇનસાન અલ્લાહ! -આ ચિતાર તો જોયો જતો નથી. અમારા ભલા દિલમાં પણ અદેખાઇની આગ જલી ઉઠે છે-પણ...અફસોસ! આ તો હજારો વરસો ઉપરની વાત છે.

એના રેશમ જેવા સુંવાળા વાળની વિખરાયલી લટ સમી કરી તે બોલી. "આપ કોણ છો? ઇન્સાન છો કે..."

ઓ! સદીઓના પડદામાંથી પણ એનો મીઠો અવાજ અમે આજે સાંભળીયે છિયે ને... ...તે અટકી ગઇ, પેલો મર્દ વાજ્યો

જોઇ રહ્યો હતો. હેના ઘરડા મગજમાં એટલો ખ્યાલ સરખો થયો નહિ. થોડીવારે તે બોલી: "કેટલીવાર સુધી મ્હને જોયાં કરશો? હમણાં સ્હવાર થશે."

પણ અફસોસ! એ જૈફ ફીલસુફના મગજમાં જરીબી અજવાળું ના પડયું—અને—અને પછી એ રૂઆબભેર અંદર જતી રહી. શાયેર મહમ્મદ આગાને થોડી વારે સમજાયું કે શાયેર ને ફીલસુફ થવું એ એક વાત છે ને આ એક ખુબસુરત નાજનીનના ખાવિંદ થવું એ જુદીજ વાત છે. ત્યારથીજ મહમ્મદ આગાને પોતાની ગંભિર ભુલ સમજાવવા માંડી. ધીરે પગલે તે અંદર ચાલ્યો ગયો.

પછી મહિનાઓ ગયા. દિવસે દિવસે એ મીયાં-બીબી ધીરેધીરે જુદાં થતાં ગયાં કમનસીબ છે કે એ બેઉનો સ્વભાવ ને મુરાદોની તરેહ જુદી હતી: અરે, એ તો ઠીક પણ એ હુસ્ન હસીનનું બદન જવાનીથી તસતસતું હતું જ્યારે બીચારા મહમ્મદ આગાના આંગ પર નહિ તો પણ દિલ ઉપર તો એવી ખુબસુરત બીબી જોઇ શકે તેવી કરચલીઓ પડવા માંડી હતી. આહ! તે રાતે એ હસીન હુરની સુરકેલીના જેવી જવાની મઘમઘતી હતી ત્યારે માયુસ-તાજુબ પાગલ થઇ જૈફ મહમ્મદ આગા જોઇ રહ્યો હતો અને ખરી વાત છે કે એણે ફરમાવ્યુ હોત તો મહમ્મદ આગા એનો ગુલામ થઇ રહેતે. વખત બંદગી કર્યા કરતે પણ કમનસીબ છે કે બંદગીભરી નજરથી જવાનીની ખાહેશ બર આવતી નથી. લાચાર!

આખરે—બનવા જોગ છે તેમ એ મીયાં-બીબી હરરસમ એકજવાર મળતા થયાં. રોજની સલામ પછી બેઉ પોતપોતાની જગોએ ચાલ્યાં જતાં. બેશક ઇશ્કનો ખોફ અજલ જેટલોજ કાતિલ લાગે છે.

હવે જરીવાર મહમ્મદ આગા પાક કલામો પઢવામાં વખત ગુજારે છે અને એની ખુબસુરત ઓરત પોતાના એકાંત ઓરડાની બારીએ બેઠી બેઠી તાપથી જલતા તરસ્યા મુસાફરોને પસાર થતા જોઇ રહે છે. અને કોઇકવાર કોઇ જવાન મુસાફર ખીન વખત કરમાતા ગુલની સોડમ આવવાથી એની બારી ગમ જુએ છે ને એના મુલાયમ બદન તરફ નજર કરે છે, પણ મહમ્મદ આગાના કલામોનો અવાજ સાંભળીને ચાલ્યો જાય છે, ને એની પાછળ બારીએથી કો-નો ધીમો ધીરો નિસાસો સંભળાય છે.

અલબત્ત, હજ કોઇકવાર કિતાબો દૂર ફેંકી દઇ મહમ્મદ આગા ઉમેદભર એની પાસે આવે છે: પણ હેના રાતા, ભરેલા હોઠમાંથી એક હરફ પણ નીકળતો નથી: હેની મ્હોટી રોશન ચશ્મો અર્ધ બીડાઇ જાય છે અને હેના ન્હાના મ્હોં પર એક કઠોર કરચલી પડે છે. મહમ્મદ આગા આ બધું જુએ છે ને નિરાશ થઇ ત્યાંથી ચાલ્યો જાય છે.

એ જૈફ શાયેર પર કોઇવાર ગુસ્સો આવે છે: એ જીવતો હોત તો એનો ટોટો પીસવાનું મન થાય છે પણ કોઇવાર એ બીચારાની દયા પણ આવે છે. એનો રડતો દિદાર ખરેખર, દયાજનક છે. એ બીચારાની તરસ છીપી શકી નહિ.

આમને આમ કેટલી રમઝાનો ને બેરામો આવી અને ગઇ. હવે મહમ્મદ આગાએ એના એક મીઠા હરફની પણ આશા છોડી દીધી હતી. 'મ્હારૂં જીગર સુકા રણ જેવું થઇ ગયું છે' તે લખે છે. "કોઇબી ઇનસાનને હાથે એમાં ફરીવાર તરણું પણ ઉગી શકે એમ નથી." બીચારો!

એટલામાં અચાનક એ બીમાર થઇ. મહમ્મદ આગાના સુકા રણમાં એકદમ જંગલો ઉગી નીકળ્યાં અને એણે દેશદેશના હકીમ-તબીબોને તેડાવ્યા.

પણ અફસોસ! કમબખ્ત મોતને ખુબ-સુરતીની પણ કદર હોતી નથી. તે જાણે એક મામુલી ઓરત હોય તેમ ત્હેને બીમારી થવા માંડી! નથી સમજાતું કે આમ કેમ થાય છે. બેશક, લાગે છે કે આ કારભાર ઝડપથી બદલવો જોઇશે.

મહમ્મદ આગાના હોંસકોસ ઉડી ગયા હતા. જલી જતા પતંગિયા માફક તે મકાનમાં ભમતો હતો પણ ત્હેણે એને પાસે પણ બોલાવ્યો નહિ. એને જોતાંજ એના કોમળ અંગમાં ન સમજાય એવી કાતિલ વેદના થઇ આવતી અને એનું ગળું સુકાવા માંડતું.

આખરે એક વિદાય લતી વખતે તેણે મહમ્મદ આગાને બોલાવ્યો. "માલેક" ત્હેણે કહ્યું: "હું એક અર્જ ગુજારૂં છું." એના અવાજમાં હજી પણ અતડાઇ દેખાતી. પણ મહમ્મદ આગા તો બેહોશ થઇ ગયો હતો. એનો બિમાર ચ્હેરો એનાથી જોવાતો ન્હોતો—તવારિખ કહે છે પણ જુઠ્ઠી વાત છે કે મહમ્મદ આગાના કપડાં પર એના દિલના દર્દમાંથી ફુટતા ખુનનો ડાઘ દેખાયો હતો. પણ એ તો સાચું લાગે છે કે એની આંખોમાંથી આંસુઓ નીકળ્યાં હતાં. તે જવાબ આપી શકયો નહિ.

"ખાવિંદ" ત્હેણે કહ્યું: "આ તરસ્યા મુસાફરોને જોઇ મારૂં ગળું સુકાય છે. માલેક, મ્હારી તરસ પણ એવી જ છે. હું અર્જ કરૂં છું કે એ કમનસીબ મુસાફરો માટે મ્હારા નામે એક ઓવારો બંધાવજો."

અને તે ગુજર પામી.

× × ×

થોડા રોજ પછી એક દિનસ બપોરે મહમ્મદ આગા લમણે હાથ મુકી બારીએ ઉભો હતો. આસમાનમાંથી તાપ વરસતો હતો. અચાનક ત્હેને તરસ થઇ આવી. બાંદી પાણી લઇ આવી અને બોલી: "માલેક, ઘણા તરસ્યા મુસાફરો ....."

મહમ્મદ આગાએ પૂરૂં સાંભળ્યું નહિ. ત્હેને એક વાત યાદ આવી. ઝડપભેર તે ત્યાંથી ચાલ્યો ગયો. તે રોજથી ત્હેણે તે મશહુર ઓવારો ચણાવા માંડયો જે આજ લગી કાયમ છે.

એક ફીલસુફે ઠીકજ કહ્યું છે કે ઓરત જો આ જીંદગીમા સુખ પામવા ચ્હાતી હોય તો ત્હેણે કોઇ જવાન મર્દ સાથે શાદી કરવી જોઇયે અગર તે જો મોત પછી યાદ રહેવા માંગતી હોય તો તેણે કોઇ જૈફ ખાવિંદ શોધવો જોઇએ. જૈફ મહમદ આગાએ ત્હેની ગુજર પામેલી બીબી માટે કરોડોનું દામ ખર્ચી એક ખરેખર બેનમુન યાદગીરી કરી દીધી છે.

આ મશહુર ઓવારે થાકેલા મુસાફરો અટકી જાય છે. અસંખ્ય માણસો એ બેનમુન યાદગીરી જોવા દરિયાપારથી આવે છે અને એ જોઇ તાજૂબ થાય છે. અ—ના રણની બરાબર વચ્ચે તે ચણ્યો છેઃ અને એ માટે—ની પ્રખ્યાત વ.વમાથી નહેરો વાટે મીઠું પાણી લાવવ.માં આવ્યું છે. અ—ના રસ્તાની લગોલગ એ નહેરો દોડયા જાય છે અને રસ્તાના મુસાફરોને એ નહેરોમા વહેતા પાણીનો અવાજ રસ્તે ચાલતાં સભળાયા કરે છે. પણ અફસોસ! જ્યારે તરસ્યો મુસાફર એ ઓવારે આવી ઉભો રહે છે ત્યારે એ પાણી કયાંક ગુમ થઇ જાય છે ને એક ટીપું પાણી પણ ઓવારે ચઢતું નથી. કાબેલ મહમદ આગાએ કોણ જાણે કેવી તરકીબથી એ પાણીનો રસ્તો કરી દીધો છે.

એ બેનમુન ઓવારા ઉપર ફીલસુફ મહમદ આગાએ એક રૂપેરી તકતી મઢી છે, જેમાં ત્હેણે નીચેના શબ્દો કોતર્યાં છે:

" જીવતાં તે જેવી હતી તેવી મોત પછી છે—અફસ. આ ઓવારા નીચે જે પાણીનો અવાજ સંભળાય છે, તે કયાંથી કેમ આવે છે ને કયાં ગુમ થઇ જાય છે તે જેમ અજાણ છે તેમ તેહેની જીંદગીનો હેતુ અને કારણ અજાણ હતાં. આ પાણીના દિલખુશ અવાજથી મુસાફરોને સારે રસ્તે જેમ આરામની આશા મળી છે તેમ તેહેણે ફરથી તરેહ તરેહની આશા બક્ષી હતી. પણ જેમ એકે ઇનસાનને આ ઓવારે એક ટીપું પાણી પણ મળી શકે એમ નથી તેમ તેહેણે જીવતાં એકકે તરસ છીપવી નથી. તેહેની આરસ જેવી ખુબસુરતી બેનમુન ને બેમુલ હતીઃ આ આરસનો ઓવારો પણ બેમુલ ને બેનમુન છે. અને અફસોસ! એ ખુબસુરત હુરની જીંદગી પેઠે એની આ બક્ષીસ પણ એવીજ નિર્દય અને અફળ છે."

આ તકતી વાંચી મુસાફરો ત્યાંથી ઝડપભેર ચાલ્યા જાય છે.

માશાલ્લાહ! બુઝર્ગ મહમ્મદ આગાને પણ ઇશ્કનો ઠીક ખ્યાલ લાગે છે. આહ! અમને ખુબજ હસવું આવે છે!



યૂરપની પ્રજાઓ અત્યારે એરોપ્લેનને સંપૂર્ણ બનાવવા પાછળ જહેમત ઉઠાવી રહી છે. સ્ત્રીઓનો હિસ્સો પણ એ કાર્યમાં જેવો તેવો નથી. મેકસીકોની રાં. મેજ ગોલીગુ એરોપ્લેનની મુસાફરીની ખાસ શોખીન છે અને તેમાં બેસી ઉંચા ઉંચા પર્વતો પર જઇ તે શિકાર ખેલે છે.



# પડઘો.

લેખકઃ રા. જયસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા, એમ. એ.

પ્રભુ ખ્રિસ્તનો એક શિષ્ય પીટર તેની પાસે એક વખત ગયો અને પુછ્યું "પ્રભુ! મ્હારો ભાઈ મ્હારી સામા કેટલી વખત ગુન્હો કરે ત્યાં સુધી મ્હારે એને માફી આપ્યા કરવી જોઇએ? "સાત વખત સુધી?" પ્રભુએ એને જવાબ વાળ્યો. "સાત વખત નહિ પણ સીત્તેર ગુણ્યા સાત." તે પછી પ્રભુએ પીટરને એક વાત કહી. એક રાજાએ એમ ઠરાવ કર્યો કે પોતાના નોકરો જે તેના દેવાદાર હોય તેનો બધાનો હિસાબ લેવો. તેના નોકરોમાં એક નોકર એવો મળી આવ્યો જેણે રાજાની પાસે દશ હજાર ડુકેટ (એક જાતનો શિક્કો) ઉછીના લીધા હતા. તે નોકરની પાસે તો એક પાઈ પણ હતી નહિ એટલે રાજાએ હુકમ કર્યો કે તે નોકરને, તેની સ્ત્રી અને છોકરાંઓને બધાંને વેચી નાંખવાં તથા તેની માલમિલ્કત પણ વેચી નાંખવી અને તે બધાં વેચાણમાંથી જે આવે તેનાથી પોતાનું દેવું વસુલ કરવું. તે નોકર રાજાને પગે પડ્યો અને આજીજી કરી કે તેને છુટો કરવો અને તે પોતાનું દેવું ભરશે. રાજાને તેના ઉપર દયા આવી અને છુટો કર્યો. તે નોકર છુટો થયો કે તરતજ એક બીજો નોકર કે જે તેની પાસે ફક્ત થોડા પૈસા લઇ ગયો હતો તેની પાસે ગયો અને પોતાના પૈસા પાછા માગ્યા. તે નોકર તે થોડા પૈસા પણ પાછા આપવાની સ્થિતિમાં નહતો અને તેથી તેણે પેલા બીજાને આજીજી અને કાલાવાલા કર્યા કે તેને થોડો વખત પણ જતો કરવો. પણ પેલો પહેલો નોકર માને એમ ન હતો. અને તેણે તો પેલાને કેદમાં નંખાવ્યો. આ વાતની રાજાને ખબર પડી અને તેણે પેલા નોકરને કહ્યું કે "અરે દુષ્ટ નોકર, મેં તારું બધું દેવું માફ કર્યું અને તું આટલું દેવું પણ માફ કરી શકતો નથી!" એમ કહી તે રાજાએ તે નોકરને જેલમાં મોકલાવી દીધો. આ વાત ઉપરથી પ્રભૂ ખ્રિસ્તે સાર સમજાવ્યો કે "જો તમે તમારા ભાઇને ખરા અંતઃકરણથી માફી નહિ આપો તો પરમેશ્વર પણ તમારા ગુન્હા માફ નહિ કરે." જો આપણે આપણા ભાઇને એક નાના ગુન્હાને માટે પણ માફી આપી શકીયે નહિ તો જે આપણા જીવનમાં સેંકડો પાપો કરીએ છીએ તેને માટે પ્રભુ કેવી રીતે આપણને માફી આપી શકે? પણ આપણે બધા આ વાત ભુલી જઇએ છીએ અને આપણા ભાઇ, આપણા મિત્ર, આપણા પડોશી, આપણાં સગાં વ્હાલાંઓએ આપણો કંઇ નાનામાં નાનો ગુન્હો કર્યો હોય તે મનમાં યાદ કર્યા કરીએ છીએ અને વખત આવ્યે તે નાના ગુન્હાનું પણ વેર લેવા ચુકતા નથી.

પડઘો શું છે તે તો બધાંને ખબર હોવીજ જોઇએ. નિર્જન અરણ્યમાં કે પર્વતની ખાણોમાં કે જુનાં મકાનોમાં કે વિશાળ દેવાલયોમાં આપણે કાંઇ પણ બોલીયે ત્યારે તેનો પડઘો

સંભળાય છે. જે પ્રમાણે આ પડઘો પ્રકૃતિમાં સંભળાય છે તેજ પ્રમાણે આપણા ભાઇઓની સામે કંઇપણ વેરની લાગણીઓ રાખી હોય તેનો પડઘો આવ્યા વિના રહેતો નથી અને તે પડઘો આપણને નુકશાન કરે છે. આસ્ટ્રેલિયામાં એક જાતનું લાકડાનું હથીયાર છે જેને બુમરેન્ગ કહે છે. આ બુમરેન્ગ કોઇના તરફ ફેંક્યું હોય તો તે ત્યાં જઇને પાછું ફેંકનારના હાથમાંજ આવે છે.

આ પ્રમાણે વેરભાવ રાખ્યો હોય તો તે વેરભાવ વધારે ભયંકર પરિણામ સાથે આપણા ઉપર આવીને અથડાય છે. પ્રભુએ તો એક વખત કહ્યું હતું કે જો તારે તારા ભાઇ સાથે કજીઓ થયો હોય તો પ્રભુની પ્રાર્થના કરવા આવે ત્યાર પહેલાં તે કજીઓ પતાવીનેજ આવજે. પણ આપણે તો દેવદર્શન કરીએ છીએ, શ્રીનાથજી અને પવિત્ર ગંગાજીએ યાત્રા કરવા જઇએ છીએ ત્યારે પણ વેરનું પોટલું હૃદયમાં રાખીનેજ જઇએ છીએ. સર્વે ધર્મોનું મૂળ તત્ત્વ એ છે કે પ્રભુ તે પ્રેમ છે અને જગતમાં બધાં તરફ પ્રેમ રાખવો એ મૂળ કર્ત્તવ્ય છે. તેને બદલે નજીવાં કારણોથી આપણે વેરભાવને સંઘરીએ છીએ અને " તુંહિ તુંહિ " પોકારવાને બદલે આપણા નવા નવા કજીઆ અને વેરભાવોથી જીવનને કલુષિત કરીએ છીએ. એક કુટુંબ સુખમાં રહેતું હોય છે અને કાંઇક નજીવું કારણ બને છે કે તરતજ તે લીલી વાડીઓ સુકાઇ જાય છે અને તેને બદલે ખાવા ધાતી મરૂભૂમિ ઉભી થાય છે. જીવનનું રહસ્ય જીવનને એકતાર બનાવવાનું છે. સંગીતશાસ્ત્રીઓ પોતાનું સંગીત શરૂ કરે ત્યાર પહેલાં બધાં વાજીંત્રોને એકસુર કરવાનો યત્ન કરે છે અને એક સુર થાય ત્યારેજ હૃદયને દ્રવી નાંખતું અને પ્રભુ સાથે મય કરતું સંગીત શક્ય છે. તેજ પ્રમાણે નને સંગીતમય બનાવવું હોય તો તે એકસુર હોવું જોઇએ અને તે એવી રીતે એકસુર ત્યારેજ બને કે જ્યારે જુદા જુદા કલહો નષ્ટ થયા હોય ત્યારે. જ્યાં કલહો શરૂ થાય કે તરતજ એકસુરતા ચાલી જાય અને સંગીત બંધ પડે.

" તુટયો મ્હારો તંબુરાનો તાર ને,
ભજન અધુરૂં રે રહ્યું ભગવાનનું. "

એમ એક કવિએ ગાયું છે તે બરાબરજ છે. હિંદુ સંસારનાં દુઃખદ ચિત્રો ઘણાં છે. તેમાંનું એક દુઃખદ ચિત્ર સગાંવ્હાલાંઓ વચ્ચેના ઝઘડાનું છે આ ઝઘડા મહત્વના હોતા નથી, સિદ્ધાન્તના હોતા નથી પણ બહુ ક્ષુલ્લક અને નજીવા હોય છે. હૃદયનું વિશાળપણું હોતું નથી, ક્ષમા આપવાની તૈયારી હોતી નથી. મનુષ્યોનાં શરીરો પ્રભુના મંદિરો ગણાય છે. તે મંદિરોમાં પ્રભુની પ્રતિમાને માટે જે ગોખો હોવા જોઇએ તેને બદલે તેજ ગોખોમાં આપણા છોકરવાદી કજીયાઓને સ્થાન આપીએ છીએ અને પ્રભુની પ્રતિમાને ચંદન પુષ્પ ચ્હડાવવાને બદલે આ ગોખોમાં મુકેલા આપણા કજીયાઓને સ્હવાર ને સ્હાંજ વંદન કરીએ છીએ. જેવા દેવ તેવા પૂજારી. જો હૃદય મંદિરમાં પ્રભુની મૂર્ત્તિની સ્થાપના થાય તો જીવનમાં શાન્તિનાં ઝરણાં રેલાય. પણ પ્રભુની મૂર્ત્તિને બદલે કજીયા અને વેરોની સ્થાપના થાય તો શાન્તિનાં ઝરણાં સુકાઇ જાય અને મૃત્યુના ભયંકર ધંટા વાગવા માંડે. મૃત્યુ એટલે એકલું શરીરનું મૃત્યું નહિ પણ ઉચ્ચ આશાઓનું, મહત્ત્વાકાંક્ષાઓનું, પવિત્રતાનું અને સર્વે ઉચ્ચ આદર્શોનું. શબ્દો અને લાગણીઓ નિર્જીવ નથી. જે શબ્દો મુખમાંથી છુટે છે અને જે લાગણીઓ હૃદયમાં થાય છે તેની અસર થયા વગર રહેતી નથી. જો તે પવિત્ર શબ્દો અને લાગણીઓ હોય તો તેનું પરિણામ સુંદર આવે છે. જો તે વેરભાવથી ભરેલા શબ્દો અને લાગણીઓ હોય

તો તેનું પરિણામ ભયંકર આવે છે. ઘણીવાર જોવામાં આવે છે કે જે કુટુંબમાં કલેશ શરૂ થાય છે તે કુટુંબમાં એક બે મૃત્યુ થયા વગર રહેતાં નથી. તેનેજ હું ઉપર જણાવ્યું તેમ બુમરેન્ગ કહું છું. જે વેરભાવો આપણે રાખ્યા, જે દ્વેષની લાગણીઓને સંઘરી તેનાથી સ્હામાવાળાને તો નુકસાન થાય કે ન થાય પણ આપણાં પોતાનાં ઉપર તેનો ફટકો આવીને પડે છે અને એક બે વ્હાલાંઓને ઉપાડી જાય છે. ભરૂચ આગળ નર્મદા નદીને એક ઓવારે સંધ્યાકાળે એક વખત હું ઉભો હતો. તે દિવસે કાંઇ પર્વ હતું અને નાના દીવડાઓ પડીયામાં રાખી લોકો નદીમાં તરવા મુકી દેતા હતા. આવા દીવડાઓની હારમાળ ચાલી જતી હતી. ગુજરાતના બીજા એક શહેરમાં એક રસ્તા ઉપર છેડે ઉભો હતો અને જોઉ છું તો ખાળકુવાની હારમાળ લાગી રહી હતી. દરેક મનુષ્યે વિચાર કરવાનો છે કે પોતાને તે નર્મદા નદીમાં તરતો અને જીવનને ઉજ્જ્વલ કરતો એક દીવડો થવું છે કે વેર દ્વેષ અને કલેશથી ભરેલ એક ખાળકુવો થવું છે !



યંત્રવિદ્યામાં કુશલ :
શ્રીહેલન એન્ટોકોંબા



સ્ત્રીઓ ધારે તો પુરૂષોની જેમં માનસિક તેમજ શારીરિક પરિશ્રમના અનેક કાર્યો કરવાની શક્તિ ધરાવે છે એની ખાત્રી યુરપ અમેરિકાની સ્ત્રીઓ જગતને આપી રહી છે. શ્રીમતી હેલન પણ એમાંની એક છે તે સાઇબીરીઆ માં જન્મી હતી અને અત્યારે વોશી ગ્ટનની યુનીવરસીટીમાં યંત્ર વિદ્યાનો અભ્યાસ કરે છે. અત્યાર પ્હેલાં એણે ઘણા ઉપયોગી પ્રયોગો કરી બતાવ્યા છે,

કાયદાની દૃષ્ટિએ

# ગુજરાતની હિંદુ સ્ત્રીઓનું સ્થાન.

લેખકઃ મનહરનાથ માણેકનાથ પારેખાન
બી. એ. એલએલ બી. એડવોકેટ.

ગયા અંકના પાન ૧૩૮ થી ચાલુ.

સગાં હોય ત્યાં સુધી માતૃ-પક્ષનાને સ્થાન નથી. અથવા તો કોઇ પણ કારણથી પિતૃ-પક્ષના સગા નાલાયક ઠર્યા હોય તો માતૃ-પક્ષના સગા એ યોજના કરી શકે. પેરા ૧૮ ના અંતે જે દાખલો આપ્યો છે, તેમાં કન્યા સગીર ઉમરની હોવાથી તથા પતિની પસંદગી માતૃ-પક્ષે ( પિતા હયાત હોવા છતાં ) કરેલી તેથી તે ગાંધર્વ-લગ્ન કાયદાની દૃષ્ટિએ ખરું છે કે ખોટું તે વિવાદસ્પદ ગણાય.

**વિધવા પુનર્લગ્નનો કાયદો અને સંમતિ.**

( ૨૩ ) વિધવા પુનર્લગ્નના કાયદા પ્રમાણે બાળવિધવાએ ( સગીર ઉમરની ) દ્વિતીય લગ્ન કરતાં પહેલાં, તેના વડીલની પરવાનગી લેવી પડે છે. પરંતુ જો તેણે સગીર હોવા છતાં, પ્રથમ પતિ સાથે સંભોગ કર્યો હોય તો પોતાનીજ સંમતિ બસ છે અને તેના વડીલોની પરવાનગી લેવાની જરૂર રહેતી નથી. પરવાનગી લેવી પડે એમ હોય તો નીચેના વડીલોની-અનુક્રમે-સંમતી લેવી. (૧) પિતા. ( ૨ ) પ્રપિતા. ( ૩ ) પછી માતા. (૪) પછી મોટાભાઇ. (૫) પછી બીજા ભાઇ. (૬) પછી, છેવટે કોઇ પણ ન હોય તો બીજા પુરૂષ-સગાં-એકની હયાતી ન હોય તેજ બીજાની, તેમજ બીજાની હયાતી ન હોય તો ત્રીજાની એમ અનુક્રમે સમજવું. આ તો બ્રીટીશના કાયદાની રૂએ પરવાનગી લેવાની છે; તે તેજ પ્રમાણે લેવી પડે; તેમાં વ્યવહાર ચાલે નહીં. ઉપર જણાવ્યા પ્રમાણે સંમતિ લીધા પહેલાંનું લગ્ન ખોટું ઠરાવાય છે, પણ સંભોગ થયો હોય તો નહીં.

**પિતાની અથવા બીજા વાલીની સંમતિ શિવાયનું લગ્ન.**

( ૨૪ ) પેરા ૨૨ માં જણાવ્યા પ્રમાણે પિતાની અથવા બીજા સગાની કે વાલીની સંમતિ લીધા શિવાય લગ્ન થયું હોય તો તે કાયદેસર ગણાય ? એ સવાલ છે. હિંદુ કાયદાના લેખકોમાં તે વિષે ભિન્ન મત છે. હિંદુ શાસ્ત્રકારોનો અભિપ્રાય ગમે તે હોય પરંતુ, હાઇકોર્ટના અભિપ્રાય પ્રમાણે જો લગ્ન બરોબર વિધિપુરઃસર થયું હોય અને બીજી રીતે ગેરકાયદેસર ન હોય તો, સંમતિના અગેરભાવે તે કાયદેસર ઠરાવી શકાતું નથી. આ જે જે નિયમ ઠરાવવામા આવ્યો છે તે ફક્ત જ્યારે લગ્ન વિધિપુરઃસર કરી દેવામાં આવ્યું હોય તેને માટેજ છે. પણ જો ફક્ત વિવાહ કરવામાં આવ્યો હોય અને લગ્ન ન થયું હોય તો, પિતા અથવા બીજો કાયદાસરનો

" મસ્તફકીરની મસ્તી. "




ચિત્રકારઃ ] " બોડકું માથું " નામે વાર્તામાંના એક હાસ્યરસિક પ્રસંગનું ચિત્ર. [ રા. કે. જી. શ્રોફ

મૂલ્ય : રૂ. ૨-૦-૦ "ગુણસુંદરી"ના ગ્રાહકો માટે : રૂ. ૧-૮-૦

પોષ્ટેજ ( વી. પી. ખર્ચ સાથે ) : રૂ. ૦-૭-૦

..anamitra Press, Baroda.

સાથે લગ્ન થઇ શકતાં નથી. આ સંબંધમાં ફકત મદ્રાસ હાઇકોર્ટનો ફેંસલો છે, પણ મુંબાઇ હાઇકોર્ટનો નથી. ધારવા પ્રમાણે મુંબાઇ હાઇકોર્ટ મદ્રાસ જોડે સંમત થશે નહી. સાળીની છોકરી તે ભાણેજ થઇ. તેની સાથે લગ્ન સંભવે નહીં.

**સગોત્ર.**

સગોત્ર કોને કહેવાય ?:–બે માણસ સગોત્ર ક્યારે કહેવાય કે જ્યારે તે બન્ને એકજ ઋષીથી પુરૂષ લાઇનમાં ઉતરી આવેલા હોય; અને બન્નેનું ગોત્ર એકજ ઋષીથી ઓળખાતું હોય.

**સમાન પ્રવર.**

સમાન પ્રવર ?:–બન્નેના મૂળ ગોત્રના ઉત્પાદકના ત્રણ વડવાઓથી પુરૂષ લાઇનમાં ઉતરી આવેલા હોય તે બધા સમાન પ્રવર કહેવાય છે.

**લગ્ન કયારે બંધનકર્તા થયું ગણાય.**

(૨૯) લગ્ન-વિધિ વિષે કહેવાનું રહે છે. લગ્ન-ગ્રંથી યથાવિધિ તથા કાયદાપુરઃસર થવા માટે બે વિધિની ખાસ આવશ્યકતા રહે છે. 'બ્રહ્મ' અને 'અસુર' બન્ને જાતના લગ્નમાં બે વિધિ થવી જોઇએ (અ) અગ્નિની સાનિધ્યમાં પ્રતિજ્ઞા અને (આ) સપ્તપદી. આ વિધિ કરતી વખતે સાત મંગળફેરા ફરાય છે. જ્યારે સાતમો ફેરો ફરાય ત્યારે લગ્ન પુરૂં થાય છે. જ્યાં સુધી સાતમો ફેરો ન ફરાયો હોય ત્યાં સુધી વિવાહ તુટી શકે છે. કેટલીક જ્ઞાતિમાં તો કહેવત છે કે "તોરણે આવેલો વર પાછો જાય" તેનું કારણ એ હોવું જોઇએ કે શાસ્ત્ર પ્રમાણે જ્યાં સુધી સાતમો ફેરો પુરો ન થાય ત્યાં સુધી લગ્ન સમાપ્ત થતું નથી, અને ત્યાં સુધી વિવાહ તોડી શકાય ! પરંતુ જો કોઇ જ્ઞાતિમાં ખાસ રીવાજ હોય તો ઉપર કહેલી વીધી ન થઇ હોય તો પણ લ બંધનકારક ગણાય છે. વિધવાઓ

**વિવાહભંગથી થતી નુકશાની.**

પુનર્લગ્ન માટે શ સ્ત્રોએ કોઇ વી નિર્માણ કરી નથ તેને માટે જુઓ વિધવા પુનર્લગ્નનો કાયદો. પેરા ૧૯, ? જણાવ્યું છે કે વિવાહ થાય છે તોડી શકાય છે. જો કોઇ પણ અયો કારણસર વિવાહ તોડવામાં આવે તો, અ લગ્નનાવચનભંગ માટે નુકશાનીનો દાવો માંડવા આવે તો અને કોરટને યોગ્ય કારણ લાગે તે નુકશાનીની રકમ અપાવે છે. પણ જે વિલાયતમાં મોટી રકમો નુકશાનીમાં અપા છે તેમ હીંદુઓમાં અપાતી નથી. કાર એકજ છે કે, હિંદુઓમાં વિવાહ તુટી શ છે. આવા દાવામાં જીતવા માટે વાદીએ ખા નુકશાની બતાવવી પડે છે. જો વિવાહ વચન પ્રમાણે લગ્ન કરાવી આપો એવી દા માગે, તો કોર્ટ અપાવે નહીં-ઘણું તો નુક શાની તરીકે કંઇ રકમ અપાવે. ન

**વિવાહ ભંગના નુકશાનીના દાવા દરમ્યાન વાદી-વરનું મરણ થાય તો ?**

દાવાની દરમ્યાનમ વાદી-વર મરણ પા તો તેના વારસો ફક વિવાહ દરમ્યાન કે ખર્ચ થયું હોય તેજ મેળવી શકે, નુકશાનીન રકમ મેળવી શકે નહીં.

(૩૦) એક વાર જો એમ સાબીત થયુ કે વસ્તુતઃ લગ્ન થયું હતું, તો પછી કોર્ટ એમ પ્રાથમીક માને કે લગ્ન વિધિપુરઃસર થયું હતું અને બરોબર હતું. આ પ્રાથમીક માન્યતાની વિરૂધ પ્રતિપાદન કરવું હોય તો તે કરી શકે પણ પુરાવાનો બોજો તેને શીર રહે છે.

**સ્પેશીઅલ મેરેજ એક્ટ.**

(૩૧) હજી હમણાં સુધી જો કોઇને નાતિ બહાર લગ્ન કરવું હોય તો સીવીલ મેરેજ એક્ટ પ્રમાણે તેમને લગ્ન કરવું પડતું હતું. હવે નવો કાયદો થયો છે કે જેથી પોતે પોતાના ધર્મમાં રહીને નાતિબહાર લગ્ન કરી શકે છે. આ કાયદાને સ્પેશીઅલ મેરેજ એક્ટ કહે છે. ( Special Marriage Act 3 of 1872 as amended by Act 30 of 1923 ). હિંદુ-બૌદ્ધ-શીખ તથા જૈનો એ કાયદાનો લાભ લઇ શકે છે. "હું કોઇ પણ ધર્મ પાળતો નથી" એવા જૂઠા સોગંદ લેવા પડતા નથી. ફક્ત ગોર-અથવા આચાર્યને બદલે તથા અગ્નિની સાનિધ્યને બદલે, રજીસ્ટ્રારની ( પછી તે પારસી-મુસલમાન કે ગમે તે હોય ) રૂબરૂ લગ્ન નોંધાવવા પડે છે! જો આ લગ્ન કરનાર અવિભક્ત કુટુંબનો પુરુષ હોય તો, ત્યારથી તે વિભક્ત થાય છે.

**તેથી વારસાઈ હક.**

વળી આ કાયદાથી એ પણ ફાયદો થાય છે કે જે વારસાઇ કાયદો એને લાગુ પડતો હોય તે કાયમ રહે છે-જેને 'કાસ્ટ ડીસએબીલીટીઝ રીમુવલ એક્ટ,' લાગુ પડતો હોય તેને. આવા પુરુષને-તેની મીલકતને-અને એ લગ્નથી થતાં સંતાનોને 'ધી ઇન્ડીઅન સક્સેશન એક્ટ' લાગુ પડે છે.

**તેથી ઉભો થતો દત્તકનો સવાલ.**

આવા પુરુષને દત્તકનો હક રહેતો નથી, પરંતુ તેનો પિતા ( જો બીજો છોકરો ન હોય તો ) દત્તક લઇ શકે.

**લગ્ન-ખર્ચ કોણ આપે?**

(૩૨) જ્યાં સુધી કુટુમ્બ ભેગું અને અવિભક્ત હોય ત્યાં સુધી, દરેક છોકરા તથા છોકરીનું લગ્નનું વ્યાજબી અને સંભવીત ખર્ચ કુટુમ્બની મીલકતમાંથી અપાય છે છોકરીઓમાં, અવિભક્ત કુટુમ્બના પુરુષવર્ગની છોકરીઓનો સમાવેશ થાય છે. છોકરીની છોકરીઓ તેમના કુટુમ્બમાં ગણાય. જ્યારે છોકરી પરણે છે ત્યારે તે તેના પિતાના કુટુમ્બની ગણાતી બંધ થાય છે.

**હિંદુલગ્નમાં છુટાછેડા?**

(૩૩) હીંદુ-કાયદામાં છુટાછેડા જેવું છેજ નહીં. લગ્ન તે જીંદગી પર્યંતનું લગ્ન-તે કરાર નહીં. જો કેટલીક (શુદ્ર) નાતિમાં રીવાજ છે-નાતરાનો-તે મુજબ છુટાછેડા થઇ શકે પણ એક પણ ઉંચ નાતિમા એવો રીવાજ નથી. ધર્મ-ફેર અથવા જાતિ-ફેર થવાથી લગ્નનો અંત આવતો નથી. એમ થાય તેમ છતાં પણ લગ્ન-ગ્રંથી તો ચાલુ રહેજ; તેજ પ્રમાણે જો પતિ અથવા પત્ની પરસ્ત્રી અથવા પરપુરુષ સાથે સંજોગ કરે તો પણ લગ્ન-ગ્રંથી કાયમ રહે છે. એટલુંજ નહીં પણ જો પત્ની પોતાના પતિને ત્યજી નાયકાણીનો ધંધો લઇ બેસે તોપણ લગ્ન-ગ્રંથી તૂટી શકતી નથી.

**નાતરાં.**

ધર્મ-ફેર માટે સરકારે એક કાયદો કરી આપ્યો છે. (Act 21 of 1866) તેનાથી જો વટલેલ પુરુષ અથવા સ્ત્રી કોર્ટમાં છુટાછેડા માટે અરજી કરે તો કોર્ટ અપાવે અને તે માણસ પછી ફરી પરણી શકે. નાતરાને માટે પણ મુંબાઇની હાઇકોર્ટે એમ ઠરાવ્યું છે જો કોઇ સ્ત્રી પોતાની મરજી પડે ત્યારે પતિને ત્યજી દ્વિતિય લગ્ન કરે તો તેની નાતિમાં રીવાજ હોય તો પણ તે ખોટું છે. કારણ તે નીતિ ધર્મની વિરુદ્ધ ગણાય. પતિ-પત્ની બન્નેની મરજીથી છુટાં પડે અને એમની નાતિના

જાત્યના મદ્ય કરતાં ઉંચી જાત્યનો સ્વાદિષ્ટ મદ્ય ત્હેને વધારે પ્રિય હતો. કદરૂપી સ્ત્રી કરતાં સુંદર સ્ત્રી ત્હેને વધારે પસંદ હતી. પ્રકૃતિ શાસ્ત્રમાં ત્હેણે જે વિભાગ પાડ્યા હતા તે પણ ઘણાજ સરળ હતા. ખાવાની ક્રિયા કરનાર વસ્તુઓ, અને એ ક્રિયા ના કરનાર વસ્તુઓ ટુંકામાં, માનવજીવનનાં સર્વ કાર્ય અને પ્રસંગોથી એ તદ્દન અલિપ્ત હતો, અને બાહ્ય દેખાવે તે જેટલો વિલક્ષણ ભાસતો હતો, તેટલો જ તે વસ્તુતઃ બુદ્ધિશાળી હતો.

ત્હેનામાં મિથ્યા ગર્વનો છાંટો પણ ન્હોતો. તે પોતાને સૃષ્ટિનો ચાલક માનતો ન્હોતો, અને તે પૂરેપૂરૂં સમઝતો હતો કે ત્હેની સહાય વગર પણ સૃષ્ટિ સંપૂર્ણ નિયમિતતાથી ચાલી શકે. રોજ વપરાતી સામાન્ય વસ્તુ વિશે જેમ આપણે વિચાર કરતાં નથી, તેમ તે પોતાને વિશે કદી પણ વિચાર જ કરતો નહિં અનન્તકાલ અને સનાતન તત્ત્વોના સાન્નિધ્યને લીધે અહંકાર કરવાની તે ધૃષ્ટતા કરી શકતોજ નહિ. સૂક્ષ્મદર્શક અને દૂરદર્શક યંત્રમાંથી સૃષ્ટિની લીલા અનેક વખત જોયેલી હોવાને લીધે, માનવજાતિના મહત્ત્વ વિશે ત્હેને મિથ્યા ગર્વ ન્હોતો. તે પોતે ઉંચો હતો. પરન્તુ તે કહેતો કે સૂર્ય લોકમાં કદાચ અનેક યોજન ઉંચાઇના લોક પણ હોય.

તિબૂર્સ આ પ્રકારનો હતો.

પરન્તુ આ સર્વ ઉપરથી એમ માનવું કે તિબૂર્સ ભાવહીન, આવેશહીન હતો, એ તો ભ્રમ જ કહેવાય. બ્હાર શાન્ત દેખાતા એ હૃદયમાં પ્રેમની જ્વાલા બળતી હતી. છતાં ત્હેનું અમુક પ્રેમપાત્ર હોવાનું કોઇની જાણમાં ન્હોતું અને ત્હેના વર્તનમાં લલના ભક્તિનો અંશ ઘણો આછો હતો. હાલના જમાનાના તરુણ વર્ગની પેઠે, તિબૂર્સ પોતે કવિ કે ચિત્રકાર ના હોવા છતાં ત્હેણે અનેક કવિઓની કૃતિઓ વાંચી હતી, અનેક ચિત્રકારનાં આલેખેલાં ચિત્ર જોયાં હતાં. સ્વભાવતઃ તે પ્રમાદી હતો, અને બીજા મનુષ્યોના વિચારને આધારે તે પોતાના વિચાર ઘડતો હતો: કવિના પ્રેમ દ્વારા જ પોતાના હૃદયની પ્રેમવૃત્તિને તે સંતોષતો હતો, ચિત્રકારે આલેખેલાં ચિત્રને જ સત્ય ગણીને તે સ્વીકારતો હતો. અને ત્હેના પ્રત્યક્ષ પરિચયમાં આવેલાં મનુષ્યો કરતાં, ત્હેમની કૃતિઓ દ્વારા ત્હેને પરિચિત થયેલા કવિઓની સંખ્યા વધારે હતી. પ્રત્યક્ષ વસ્તુસ્થિતિ પ્રત્યે ત્હેને કંટાળો હતો, અને પુસ્તકો અને ચિત્રોના જ અધ્યયનમાં જીવન ગાળવાને લીધે અત્યારે ત્હેની માનસિક સ્થિતિ હેવી થઇ ગઇ હતી કે પ્રકૃતિ ત્હેને અસત્ય, અસ્વાભાવિક ભાસતી હતી.

રફિલનાં મેડૉનાનાં ચિત્ર આગળ, ટાઇશિયનની આલેખેલી અભિસારિકાઓ આગળ, ત્હેને પોતાના સમયની જીવન્ત સુન્દરીઓ કુરૂપ લાગતી હતી. પેટ્રાર્કની લૅારા, ડાન્ટેની પ્રેમપાત્ર બિયેટ્રિસ બાયરનની હેઇડી, આન્દ્રે શનિયેની કામીના પડદામાં વસ્ત્રાભૂષણ પ્હેરીને ફરતી જીવન્ત સ્ત્રીઓ, જેમાંથી કોઇકનો તે પ્રણયી થઇ શકત, તે સર્વ ત્હેની દૃષ્ટિને ઝાંખી પડી જતી લાગતી હતી. તે કાંઇ એમ આશા ન્હોતો રાખતો કે ત્હેને માટે કોઇ સ્વર્ગની અપ્સરા ઉતરી આવે. પરન્તુ પ્રાચીન શિલ્પકળાના, અને ઇટલીમાં પ્રચાર પામેલી શિલ્પકળાની વિવિધ પદ્ધતિઓના અભ્યાસથી, ચિત્રકલાની મહાન કૃતિઓ સાથેના ત્હેના પરિચયથી, તેમજ કવિઓની કૃતિઓના વાચનને પરિણામે, આકારના સૌન્દર્ય વિશે ત્હેના મન ઉપર ઘણાજ ઉચ્ચ સંસ્કાર પડયા હતા, અને સૌન્દર્યની પરીક્ષામાં ત્હેની દૃષ્ટિ ઘણી જ તીવ્ર અને શુદ્ધ બની હતી. ત્હેની આ મનોવૃત્તિને પરિણામે, પરમ સદ્‌ગુણી અને ઉચ્ચતમ હૃદયવૃત્તિવાળી સ્ત્રી પણ જો અત્યન્ત સુન્દર ના હોય તો ત્હેને ન્હાવી એ

ત્હેને માટે અશક્ય હતું. અને પરિણામે તિખૂર્સ હજી સુધી કોઇની સાથે પ્રેમમાં પડ્યો ન્હોતો.

સૌન્દર્ય તત્ત્વ પ્રત્યેનો ત્હેનો આદરભાવ ત્હેના ખંડમાં મૂકેલી અસંખ્ય મૂર્તિયો, અને ભીંતો ઉપર ટાંગેલાં ચિત્રોથી સ્પષ્ટ થતો હતો. સામાન્ય સંસારીને તો આ નિવાસસ્થાન અસહ્ય જ લાગે ત્હેવું હતું. કારણ રાસલીલામાં માત્ર ઉપર ઉલ્લેખ કરેલો ત્હેનો કોચ, અને ગલીચા ઉપર પડેલા જુદા જુદા રંગના તકિયાઓ, એટલું જ હતું. ત્હેના હૃદયમાં કાંઇ પણ ગુપ્ત વાત ના હોવાને લીધે ત્હેને સેક્રેટરીની જરૂર ન્હોતી, અને મેજ જેવા સામાનને આપણી હિલચાલમાં અગવડ કરવાની ટેવ હોવા વિશે ત્હેને ખાત્રી થઇ ગઇ હતી.

તિખૂર્સ જનસમાજમાં ભાગ્યેજ હળતો મળતો.–શરમાળપણાથી નહિં, પણ બેદરકારીને લીધે. ત્હેના મિત્રોને તે ક્વચિત્ જ આવકાર દેતો, અને ત્હેમને મળવાને પોતે કદી જતો નહિં. તિખૂર્સ સુખી હતો ? ના; પરન્તુ તે દુઃખી પણ ન્હોતો. ઉપરચોટિયા મનુષ્ય ત્હેને મૂર્ખ કહેતા, અને કેટલીક સ્ત્રીઓ કહેતી કે તે ભાવહીન, હૃદયહીન હતો. પરન્તુ વસ્તુતઃ ત્હેનું હૃદય કંચન જેવું શુદ્ધ હતું. અને શારીરિક સૌન્દર્યની શોધ કરતાં જગતમાં નૈતિક સૌન્દર્યનું દારિદ્રય ત્હેની તીક્ષ્ણ દૃષ્ટિને જણાયું. પછી, સુગન્ધી પદાર્થની સૌરભના મળતાં, એ પદાર્થ ધારણ કરનારા પાત્રમાં ત્હેણે સૌન્દર્ય શોધવા માંડ્યું.–ત્હેણે ફરિયાદ કરી નહિં, ત્હેણે દુઃખ પ્રદર્શક કાવ્યો રચીને પોતાના મનના ઉદ્ગાર બ્હાર કાઢ્યા નહિં, ત્હેણે શોકસૂચક વસ્ત્ર ધારણ કર્યાં નહિ. પરન્તુ એટલું તો સ્પષ્ટ હતું કે ત્હેના હૃદયે દુઃખ અનુભવ્યું હતું, વ્યક્તિની તેમજ સમસ્ત માનવજાતિની ત્હેણે કરેલી તુલનામાં તે છેતરાયો હતો, અને પરિણામે ખુલ્લી આંખ્ય રાખ્યા વગર ફરીથી પ્રેમમાં પડવું નહિ તેવો ત્હેણે નિશ્ચય કર્યો હતો. માનસિક સાન્દર્યની પરીક્ષામાં જેમ આપણે છેતરાઇયે છીયે, તેમ શારીરિક સૌન્દર્યમાં કદી પણ બનતું નથી, એટલે ત્હેણે ભૌતિક સૌન્દર્યને મહત્ત્વ આપ્યું. વળી, નવલકથાકારોના વિચારોથી વિલક્ષણ બનેલા, કવિયોએ ઉત્પન્ન કરેલી આકર્ષક કલ્પના સૃષ્ટિમાં વસતા, શિલ્પકળા અને ચિત્રકળાની મહાન કૃતિયોમાં સૌન્દર્ય નિહાળીને તર બનેલા તિખૂર્સની રસવૃત્તિ ગર્વિષ્ઠ અને તિરસ્કારયુક્ત બની હતી. અને જેને તે પ્રેમ માનતો હતો તે વસ્તુતઃ એક ચિત્રકારના હૃદયને સૌન્દર્ય માટે ઉત્પન્ન થતો આદર માત્ર હતો. ત્હેના પ્રેમના પાત્રને તે ચિત્રકળાની કસોટીથી આંકતો હતો. તે પોતે જો કે એ વાતથી અજ્ઞાત હતો, તથાપિ સ્ત્રી તે ત્હેને મન માત્ર સૌન્દર્યનો નમૂનો હતો.

એક દિવસે હુક્કો પી રહ્યા પછી, ફોરિજિયોનું ચિત્ર ત્હેણે જોયું, પ્રાચીનની છેલ્લ છેલ્લી ધરેલી મૂર્તિને દરેક બાજુએથી તપાસી, કોચ ઉપર બેસીને થોડીકવાર સુધી પોતાનો ડાબો પગ જમણા હાથમાં ઝાલી રાખ્યો, એ છોડીને જમણો પગ ડાબા હાથમાં ઝાલ્યો, અને અંતે પગ લાંબા કર્યા, અને છેવટે તિખૂર્સને કબુલ કરવું પડ્યું કે આનન્દ મેળવવાનાં ત્હેની પાસેનાં સર્વ સાધન ખૂટી ગયાં હતાં. હવે શું કરવું ત્હેની ત્હેને સૂઝ પડી નહિં. અને ત્હેને કંટાળો ઉત્પન્ન થઇને ઉંઘ આવવા માંડી.

કેટલા વાગ્યા હતા એ ત્હેણે નોકરને પૂછ્યું, અને ઉત્તર મળ્યો કે પોણો વાગ્યો હતો. ત્હેણે જોયું કે હાનો કાંઇ પણ ઉત્તર આપવો સંભવે એમ ન્હોતું. એટલે કપડાં પ્હેરીને તે રસ્તામાં ફરવાને નીકળ્યો. ચાલતાં ચાલતાં, વિચાર કરતાં ત્હેને લાગ્યું કે ત્હેનું હૃદય શૂન્યવત્ બની ગયું હતું, અને હવે ત્હેના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન કરવાની જરૂર હતી.

આ પ્રશંસનીય નિર્ણય ઉપર આવતાંજ

તે પોતાના મનને પ્રશ્ન પરંપરા પૂછવા લાગ્યો કે: " હું શું કોઇ પીતવર્ણી, ભમ્મર ચઢાવતી. કાળા કેશવાળી, સ્પેનિશ સ્ત્રી સાથે પ્રેમ બાંધું ? કે કોઇ પ્રાચીન સૌન્દર્યની ઢબની મુખરેખાઓવાળી, નયનપુટથી ઢંકાયેલાં જ્વલન્ત નેત્રવાળી ઇટલીની સુન્દરી શોધી કાઢું ?–કે ફ્રાન્સની કોઇ તીણા નાક અને નાજુક ચરણવાળી કૃશોદરી રમણીને મ્હારૂં પ્રેમપાત્ર બનાવું ? અથવા તો કોઇ માંજરી આંખ્યવાળી, યાહુદી બાળાને મ્હારી પ્રિયા બનાવું તો કેમ ? કે કોઇ નિશા જેવા શ્યામ પણ ચળકતા વર્ણની હબસણને મ્હારૂં હૃદય અર્પું ? મ્હારી પ્રિયા તરીકે ગૌરવર્ણી સુન્દરીને પસંદ કરૂં કે શ્યામવર્ણી ? "

આ પ્રશ્નનો વિચાર કરતો, નીચું મ્હોં રાખીને તે રસ્તામાં ચાલતો હતો. એટલામાં તે કોઇક કઠણ પદાર્થ સાથે હેવા જોરથી અથડાયો કે એકદમ ભયંકર શાપ ઉચ્ચારતો તે પાછો કુદ્યો. એ કઠણ પદાર્થ તે હેનો એક ચિત્રકાર મિત્ર હતો. પછી તે બન્ને સાથે ત્હાંના સંગ્રહસ્થાનમાં ગયા. એ ચિત્રકાર રૂબેન્સનો ભક્ત હતો. એટલે બીજાં સર્વ ચિત્રો છોડીને, ઇટલીના માઇકલ એન્જેલો-ના જેવુંજ માનનીય સ્થાન ભોગવતા બેલન્જિયમના એ મહાન્ ચિત્રકારનાં ચિત્રો સમીપ આવીને તે થોભ્યો, અને અગાધ ભક્તિભાવથી ત્હેનાં ચિત્રોની સ્તુતિ કરવા લાગ્યો. ગ્રીસ અને રોમના સાન્દર્યની રેખા-ઓથી, અને ઇટલીના પરમકુશળ ચિત્રકારોની કૃતિયોમાં બહુધા દેખાતા ઘેરા, ગમ્ભીર રંગોથી ધરાઇ ગયેલો તિબૂર્સ, એન્ટવર્પના એ ચિત્ર-કારે આલેખેલી હૃષ્ટપુષ્ટ આકૃતિયો, ત્હેમની કુમાશ ભરેલી ત્વચા, પુષ્પના ગુચ્છ જેવાં વિક-સિત, સુરખીવાળાં વદનો,અને એ વદનોની નીલ અને રક્તવર્ણી નસોમાં તરી આવતું સંપૂર્ણ આરોગ્ય જોઇને આલ્હાદ પામ્યો. એ ચિત્રમાં આલેખાયલા મૌક્તિક સમાન શ્વેત સ્કંધ, આકર્ષક અધરૌષ્ઠ, અને સુવર્ણ કેશકલાપ, ઇન્દ્રિયગમ્ય સૌન્દર્યના નિરીક્ષણમાં મળતા તીવ્ર આનન્દથી તે જોઇ રહ્યો. પરસ્પર વિરુદ્ધ પ્રકારનાં સૌન્દર્ય પારખવામાં તિબૂર્સ કુશળ હતો, અને વિવિધ સંયોગોમાં એકરૂપ થઇ જવાની ત્હેનામાં અદ્ભુત શક્તિ હતી. તેથી, ફ્લેન્ડર્સની સુન્દરીઓનાં આ ચિત્ર જોતાં, અત્યારે તે જાણે ફ્લેન્ડર્સવાસી જ બની ગયો. ફ્લેન્ડર્સમાં જ જન્મેલા, અને લીલના કોટને અને એન્ટવર્પના મિનારાઓને કદી દૃષ્ટિ બ્હાર જવા ના દેનાર ત્હાંના વતનીને સુલભ થાય હેવી રસવૃત્તિથી ફ્લેમિશ સુન્દરી-ઓના સૌન્દર્યથી તે મુગ્ધ બન્યો.

" બસ, હવે મ્હેં નિશ્ચય કર્યો કે કોઇ ફ્લેમિશ સુન્દરીની સાથે મ્હારે પ્રેમ બાંધવો," ચિત્રોના ખંડમાંથી બ્હાર નીકળતે તે સ્વગત બોલ્યો.

તિબૂર્સનું માનસિક બંધારણ ઘણું જ તર્કબદ્ધ હતું, એટલે ત્હેણે પોતાની સમક્ષ આ અનુત્તર સિદ્ધાન્ત મૂક્યું કે ફ્લેમિશ સ્ત્રીયો અન્ય કોઇ સ્થળ કરતાં ફ્લેન્ડર્સમાં વિશેષ સંખ્યામાં હોય, અને તેથી એ ગૌર-વર્ણી, સુવર્ણકેશી રમણીની શોધ માટે ત્હેણે તરત જ બેલ્જિયમ જવું જોઇયે. અન્ય પ્રકારના સુવર્ણ તંતુની શોધમાં નીકળેલો આ નવીન પ્રકારનો અર્વાચીન *જેસન, જગતના

* જેસન ગ્રીસનાં અનેક રાજ્યોમાંના એકનો રાજપુત્ર હતો, પણ ત્હેનું રાજ્ય ત્હેના બાલ્ય-ણમાં જ ત્હેના કાકાએ ત્હેના પિતા પાસેથી છીનવી લીધું હતું. જેસન મ્હોટો થયો ત્હારે તે પોતાના કાકા પાસે ગયો અને પોતાનું રાજ્ય પાછું માંગ્યું. જેસનનો નાશ કરવાના હેતુથી ત્હેના કાકાએ ત્હેને કહ્યું કે જો તે કોલ્કિસ નગરના સુવર્ણમેષનું ઊન લાવે તો તે રાજ્ય ત્હેને સોંપી દે. અનેક ભયંકર પ્રસંગોમાંથી પસાર થઇને આખરે ત્હેણે તે મેળવ્યું. આ સુવર્ણમેષના ઊનની શોધમાં ગયેલા જેસન સાથે અહિં તિબૂર્સની સરખામણી કરી છે.



ચિત્રકારઃ ] "બુલબુલે શિરીઝ" નામની વાર્તામાંનુ [ રા. મીસ્ત્રી.
એક સુંદર ચિત્ર.

The Lohanamitra Press, Baroda.

" મસ્તફકીરની મસ્તી ".



ચિત્રકાર: ] " દાઢી શામો " નામે સ્કેચમાંનું એક સુંદર ચિત્ર. [ રા. ગદાણી.

સહવાસથી કંટાળી ગયેલા, અને રસિક કળાઓનું, સુન્દર સ્ત્રી વર્ગનું, અને જપતી લેનાર અધિકારિયોનું પ્રાચીન ધામ બનેલું ફ્રાન્સ છોડી જવાની તીવ્ર ઇચ્છાવાળા કોઇ દેવાદાર મનુષ્યના જેવી ઉન્મત્ત ત્વરાથી, તે જ સાંઝે બ્રસેલ્સ જવાને ઉપડી ગયો.

થોડાક કલાક પછી ધર્મશાળાઓનાં નામનાં પાટિયાંઓ ઉપર, જાડું પીળું કપડું ઓશાડેલા ન્હાના શ્વાનની નીચે, બેલજિયમના ચિન્હ રૂપ ગણાતો સિંહ તિબૂર્સે આનન્દથી દીઠો અને દરેક ધર્મશાળાના અંગરૂપ બની ગયેલા દારૂડિયાઓ પણ દીઠા. બીજે દિવસે સાંઝે તે બ્રસેલ્સના મેગડેલીના સ્ટ્રાસ ઉપર ફર્યો, પાસેની શાક ભાજીના ક્યારાવાળી ટેકરી ઉપર ચઢયો, સેંત ગ્યુડ્યુલની બારીઓના વિવિધ રંગી ચિત્ર આલેખેલા સુન્દર કાચ, અને હોતેલ દ વ્હીયના ઘંટનો મિનારો સાનન્દાશ્ચર્યથી જોયાં, અને કાંઇક ભયભીત ચિત્તે રસ્તા ઉપર જતી,આવતી સ્ત્રીઓને નિહાળવા લાગ્યો.

રસ્તામાં ત્હેણે અસંખ્ય હબસણો, શ્યામ અને ગૌરવર્ણી પ્રજાના મિશ્રણથી ઉત્પન્ન થયેલી વર્ણસંકર સ્ત્રીઓ, પીતવર્ણી સ્ત્રીયો, તામ્રરંગી ત્વચાવાળી સ્ત્રીઓ, અને બીજા અનેક રંગની સ્ત્રીયો ત્હેણે દીઠી. પણ એક પણ શુદ્ધ ગૌરવર્ણી, સુવર્ણકેશી સુન્દરી ત્હેની નજરે પડી નહિં. જો સ્હેજ વધારે તાપ પડતો હોત તો એ એમજ માનત કે એ સ્પેઇન આવી પ્હોંચ્યો હતો. એ ભ્રાન્તિને પોષણ આપવામાં કશાનીજ ખોટ ન્હોતી,—સ્પેઇનનો વિશિષ્ટ પ્હેરવેશ ગણાતો કાળો ઝભ્ભો પણ ઠેર ઠેર નજરે પડતો હતો.

રયૂ દૅાર ઉપર આવેલી ત્હેની હોટેલ તરફ પાછા વળતાં ત્હેણે એક સુવર્ણકેશી તો નહિં, પણ કાંઇક સુવર્ણ રંગને મળતા કાથિયા રંગના વાળવાળી બાળાને દીઠી. પણ તે તો કદરૂપી નીકળી. બીજે દિવસે લેઇકેનના નિવાસસ્થાન આગળ, ત્હેણે ગાજર જેવા લાલ રંગના વાળવાળી એક અંગ્રેજ સ્ત્રીને દીઠી. પણ તે, છ મહિના સુધી બાટલીમાં પૂરી રાખેલા દેડકા જેવી દૂબળી હતી; એટલે રૂબેન્સે કલ્પેલા સૌંદર્યની સમીપ પણ તે આવી શકે તેમ ન્હોતું.

બ્રસેલ્સમાં તો એન્ડેલુશિયા પ્રાન્તના વાસિયો જ આવી ને વસ્યા હોય એમ તિબૂર્સને લાગ્યું:—*નીચા પ્રદેશમાં લાંબા કાળ સુધી વ્યાપી રહેલી સ્પેઇનની સત્તાની વાત ધ્યાનમાં રાખીયે તો આ વસ્તુસ્થિતિનું મૂળ સ્પષ્ટ થશે. એટલે હવે, રૂબેન્સને પરિચિત, અને ત્હેનાં ચિત્રોમાં વારંવાર આલેખાયલાં સૌન્દર્યનાં જીવન્ત સ્વરૂપ ત્હેના જન્મસ્થળમાં વધારે સંખ્યામાં હશે, એમ ઘણે અંશે સત્ય કલ્પના કરીને, તિબૂર્સે એન્ટવર્પ જવાનો નિશ્ચય કર્યો.

તે માટે તે બ્રસેલ્સથી એન્ટવર્પ જતી રેલ્વે લાઇનના સ્ટેશન ઉપર ગયો. એ વરાળથી ચાલતા અશ્વે પોતાના ખોરાક માટે પૂરતો કોયલો ભરી લીધો હતો, અને હવે અધીરાઇથી કર્કશ અવાજ સાથે શ્વાસ કાઢતો હતો, અને તણખા ભરેલા ધુમાડાના ગોટેગોટ કાઢતો હતો. તિબૂર્સ એક ડબ્બામાં બેઠો. એ ડબ્બામાં બીજા પાંચ " વૉલૂન " જાતિના બેલજિયમ વાસીઓ બેઠા હતા. તે સર્વે, પાદરી મંડળની સભામાં બેઠેલા પાદરીયો જેવી ગંભીરતા અને નિશ્ચલતાથી બેઠા હતા. પછી આગગાડી ઉપડી. પ્હેલાં તો ત્હેની ગતિ સાધારણ હતી-અસલના સમયમાં, પગ રસ્તે જતાં, બે વિશ્રામસ્થાન વચ્ચે દસ જ ફ્રેન્ક ભાડું લેતી ઘોડાગાડીના જેટલાજ વેગે શરૂઆતમાં ટ્રેઇન ચાલી. પરન્તુ થોડીજ

* હોલેન્ડ અને બેલજીયમ આસપાસના દેશ ફરતાં ઘણી નીચી સપાટીમાં છે. એટલે ત્હેને The Low contries, અથવા નીચા પ્રદેશ કહે છે.

વારમાં એ પ્રાણી ઉશ્કેરાયું, અને ઘણુજ વેગથી ચાલવાની ધુન તેને ભરાઇ. માર્ગ ઉપરનાં વૃક્ષ, હાર પામેલા સૈનિકોની પેઠે આમતેમ દોડવા લાગ્યાં, આસપાસની ભૂમી ઝાંખી દેખાવા લાગી. અને જુદા જુદા છોડનાં સુન્દર ફૂલ, કાળી ભૂમિ ઉપર વેરાયેલા સુવર્ણ અને નીલરંગી અસ્પષ્ટ તારા સમાન દેખાવા લાગ્યાં. કોઇ કોઇ સ્થળે, આકાશમાંના વાદળામાંથી કોઇ દેવળના મિનારા દેખાતા હતા, અને તોફાની સમુદ્રમાં ઝોલાં ખાતા નાવના ડોળની પેઠે તત્ક્ષણજ અદૃશ્ય થઇ જતા હતા. બગીચાના ઊંડાણમાં રહેલાં, દ્રાક્ષના વેલાથી છવાયલાં, આછા ગુલાબી કે આછા લીલા રંગનાં દારૂનાં પીઠાં, આંખ્ય દ્વારા મગજ ઉપર ક્ષણિક છાપ પાડતાં હતાં. કોઇ કોઇ સ્થળે ચારે તરફ કાદવથી ઘેરાયલાં જલાશય, દર્પણની પેઠે આખ્યને આંજી નાંખતાં હતાં. દરમિયાન, પેલું લોખંડનું પ્રાણી વધતા જતા અવાજથી વરાળ કાઢતું હતું. જાણે કે આ ઉન્મત્ત ગતિ માટે ફરિયાદ કરતું હોય, અને દમસે દમસે ડગલા કોયલા પૂરીને ત્હેને સતત આગળ હાંકતા, કાજળથી કાળા બનેલા હાંકનારને ત્હેના પ્રત્યે દયા કરવાને વિનન્તિ કરતું હોય, તેવો ભાસ થતો હતો. એકાએક અથડાતા ડબ્બા, અને ખેંચાતી "બ્રેક" નો અવાજ આવ્યો. ટ્રેન એન્ટવર્પ આવી પ્હોંચી હતી.

પાંજરામાંથી છોડેલા સસલાની પેઠે તિબર્સ કોઇ પણ લક્ષ્ય વગર આમ તેમ દોડવા લાગ્યો. જે પ્હેલો રસ્તો દીઠો તે રસ્તે તે ગયો, ત્હાંથી બીજે રસ્તે ગયો, ત્હાંથી ત્રીજે ગયો, અને એમ કરતાં, અસલના કોઇ વીરનરને છાજે એવા ઉત્સાહથી કોઇ સુવર્ણકેશી સુન્દરીની શોધમાં ત્હેણે એ પ્રાચીન શહેરની મધ્યમાં એકદમ ઝંપલાવ્યું.

ત્હેણે રાખ રંગનાં, પીળા રંગનાં, આછા લીલા રંગનાં, જાંબુડી રંગનાં, અસંખ્ય ઘર દીઠાં. કેટલાંક ઘરને દાદરનાં પગથિયાં જેવાં ગોઠવેલાં નળિયાંવાળાં છાપરાં હતાં, તો કેટલાંકને બ્હાર પડતાં ત્રિકોણ ધારનાં હતાં. કોઇક ઘરના મુખ્ય દ્વારનાં કમાડ ઉપર કોતરકામ કરેલું હતું, કેટલાંક ઘર, લુઝાંબુર્ગના રાજમહેલના સ્તંભ ઉપર નજરે પડતી સુન્દર કંકણાકાર કોતરણીથી વિભૂષિત, જાડા, ટૂંકા સ્તંભને આધારે બાંધેલાં હતાં. તો વળી કેટલાંકને યુરોપની પ્રાચીન સંસ્કૃતિના અર્વાચીન સમયમાં થયેલા પુનર્જન્મના વખતમાં પ્રચારમાં આવેલી ગૃહશિલ્પ કળા અનુસાર બનાવેલી બારિયો હતી. વળી કોઇક જગ્યાએ, મુખ આગળ વિલક્ષણ આકારવાળાં* પાણીના નળ હતા; તો કોઇક જગ્યાએ કોતરેલા પાટડા હતા. અને બીજે, કોઇ પણ વખતે તિબર્સને આલ્હાદ આપત એવી શિલ્પ કળાની અસંખ્ય નવીનતાઓ દૃષ્ટિગોચર થતી હતી.

પરન્તુ અત્યારે તો ત્હેનું એ તરફ લક્ષજ ન્હોતું, સમીપમાં દીપક પ્રગટાવેલી મેડોનાની મૂર્તિયો, રસ્તાઓના વાંક આગળ, હાથમાં દીપક લઇ ઉભેલા, માર્ગ અજવાળતા ક્રાઇસ્ટની મૂર્તિઓ, અને લાકડાની કે મીણની બનાવેલી વસ્ત્રાલંકારથી વિભૂષિત ક્રિશ્ચિયન ધર્મના મહર્ષિઓની મૂર્તિયો—નાસ્તિક વૉલ્ટેરના સમયથી નાસ્તિક બનેલા ત્હેના જન્મદાતા નગરના વાસીને વિચિત્ર ભાસનાં આ સર્વ કૅથોલિક ધર્મનાં ચિન્હો તરફ પણ અત્યારે તિબર્સનું ધ્યાન ગયું નહિં. ત્હેના મનમાં અત્યારે બીજોજ વિચાર પ્રધાનપદ ભોગવતો હતો. ત્હેના નયનો, એ અંધારી, કાજળથી કાળી બનેલી બારિયોમાં કોઇ શાન્ત, પ્રેમપૂર્ણ વદનવાળી, પાકેલા ફળના જેવી સુરખીવાળી, સુવર્ણ કેશ કલાપમા દીપી રહેલા સુસ્મિત વદનવાળી સુન્દરીના દર્શન માટે

* અહિં પણ એવા નળ નજરે પડે છે—જેમ કે ભાવના ગ્હેલાના, વગેરે.

આતુર બની રહ્યાં હતાં. પરન્તુ લેઇસ બનાવતે બાઇબલ વાંચતી, કે ખૂણામાં બેસીને સ્હામેના ચાટલામાં કે બારણામાં લટકતા ચળકતી ધાતુના ગોળામાં પ્રતિબિમ્બિત થતા માર્ગે ચાલતા વિરલ મનુષ્યો જોતી વૃદ્ધાઓજ ત્હેની નજરે પડી.

નગરના માર્ગ નિર્જન હતા, અને વ્હેનિસના શાન્ત ગણાતા રસ્તાઓ કરતાં પણ વધારે ગાઢ નિઃશબ્દતા છવાઇ રહી હતી. અસંખ્ય દેવળમાંથી એક પછી એક જુદા જુદા સ્વરમાં કલાકને અંતે વાગતા ઘંટનાદ શિવાય અન્ય કોઇ પણ સ્વર સંભળાતો ન્હોતો. ઘસબંધીવાળા રસ્તાની બે બાજુએ, ઉજ્જડ પડી રહેલાં ઘરના ચોગાનમાં ઉગી નીકળતા ન્હાના છોડ જેવા છોડ ઉગી નીકળીને ત્હાંથી જતાં વટેમાર્ગુની અલ્પ સંખ્યાની સાક્ષી પૂરતા હતા. ભક્ષ્ય ઉપર તલપ મારવાને જમીન સરસાં નિઃશબ્દતાથી ફરતાં પક્ષીઓના જેવી, ત્હેમના ઘેરા રંગના "ગાઉન"ની ટોપીઓથી અર્ધ ઢંકાયલાં વદનવાળી કેટલીક સ્ત્રીઓ રસ્તેથી જતી હતી. ત્હેમને દેખીને તિબુર્સ પોતાની ગતિ વધારતો, અને એ અર્ધઆચ્છાદિ વદનની ઝાંખી કરવા યત્ન કરતો. પરિણામે, ફિક્કાં વદન, જોરથી બીડેલા હોઠ, આંખ્ય નીચે પડેલા કાળા પટા, અને નાજુક નાકવાળી રોમ અથવા સ્પેઇનના વિશિષ્ટ સૌન્દર્યની રેખાઓવાળી ધાર્મિક સ્ત્રીઓ ત્હેની નજરે પડતી હતી. ત્હેના આવેશપૂર્ણ દૃષ્ટિપાત, ત્હેમનાં મૃતવત્, ભાવહીન નેત્ર આગળ શોષાઇ જતા હતા.

ગોકડે ગોકડે અને માર્ગે માર્ગે તિબુર્સ ભમ્યો. આખરે તે સ્કેલ્ટ નદીના ધક્કા ઉપર આવી પ્હોંચ્યો. એ ભવ્ય દૃશ્ય જોતાં જ ત્હેના મુખમાંથી આશ્ચર્યના ઉદ્ગાર નીકળી ગયા. અસંખ્ય વ્હાણના ડોળ અને દોરડાંઓથી નદી ઉપર જાણે પાંદડાં ખરી ગયેલાં વૃક્ષનું વન ઉગી નીકળ્યું હોય એવો ભાસ થતો હતો. વ્હાણના 'અગ્ર ભાગમાં મૂકેલા પાટડા, જે ઘોડાની ગાડીમાંનો ઘોડો પોતાના સહકારીના ગળા ઉપર જેમ માથું ટેકવે તેમ બંદરના ધક્કાના કઠેરા ઉપર ટેકવેલા હતા. નદીના પટ ઉપર વિવિધ પ્રકારનાં વ્હાણ હતાં. હોલેન્ડનાં લાલ સઢવાળાં, પાછળથી ગોળ ઘાટવાળાં વ્હાણ હતાં; અમેરિકાનાં કાળાં, રસ્પટ રેખ, રેશમના તાર જેવાં દોરડાવાળાં વ્હેપારી વ્હાણ હતાં. નોર્વેની ઘેરા ભગવા રંગની હોડિયોમાંથી તાજાં રંદો મારેલાં દેવદારનાં લાકડાંની સુગન્ધ ફેલાતી હતી. વિહારનૌકાઓ, માછીમારનાં હોડકાં, બ્રેટનનાં મીઠું ભરી આણેલાં વ્હાણ, ઇંગ્લન્ડનાં કોયલાનાં વ્હાણ પણ હતાં; દુનિયાના દરેક ભાગમાંથી આવતાં વ્હાણ હતાં. તમાકુ, ખોરી થયેલી ચરબી, ગાળેલો ડામર, એ બધાંની ભેગી થયેલી વિલક્ષણ વાસ ફેલાઇ ગઇ હતી, અને ત્હેમાં બેટેવિયાથી આવેલા વ્હાણમાંનાં મરી, તજ, આદુ અને કોચીનિયલની તીવ્ર વાસથી વળી વધારે વિલક્ષણતા આવતી હતી. અને વ્હેપારના મૂર્ત સ્વરૂપની સમક્ષ કરેલા પ્રચંડ ધુપની વાસની પેઠે આખા વાતાવરણમાં પ્રસરી રહી હતી.

ફ્લેન્ડર્સના વિશિષ્ટરૂપ સૌન્દર્યવાળી સ્ત્રીઓ કામગર વર્ગમાંથી મળી આવશે એ આશાથી તિબુર્સ ત્હાંનાં પીઠાં, અને આહાર ગૃહોમાં ગયો. તેણે લુવ્હેંમાં બનતા બિયરનો, તેમજ બેલજિયમના નાના પ્રકારના મદ્યનો સ્વાદ ચાખીને ઉત્તર દેશના *બેકસનો પરિચય કર્યો; ત્હેણે જુદી જુદી જાતની સિગાર પીધી, અને બેલજિયમની લક્ષણભૂત ગણાતી સ્વાદિષ્ટ વાનિયો ખાધી.

તે ભોજન કરતો હતો તે વખતે ચીબા નાકવાળી, રખડતી પ્રજાઓના જેવા તાપ તડકાથી શામળા પડી ગયેલા રંગની, ટૂંકા ઘાઘરા અને ટોપીઓ પ્હેરેલી જર્મન સ્ત્રીયો ત્હેના મેજ પાસે આવીને વ્હાયોલિન અથવા બીજાં વાદ્યની સાથે કર્કશ કંઠે શોકમય લોકગીત ગાવા લાગી. જર્મનીની ગૌરવર્ણી

* મદ્યનો અધિદેવતા.

પ્રજાએ પણ જાણે તિબૂર્સનો ઉપહાસ કરવા માટે જ સૂર્યથી તપ્ત થયેલી ત્વચાનો રંગ ધારણ કર્યો હતો. ત્હેણે ક્રોધથી ત્હેમને પૈસા ફેંકયા, અને તે માટે આભારદર્શન તરીકે ત્હેને પ્રથમ કરતાં પણ વધારે કર્કશ લોકગીત સાંભળવાનો અમૂલ્ય લાભ મળ્યો.

સાંઝે તે ત્હાંના નૃત્ય સ્થળમાં, નાવિકોને પોતાની પ્રેમપાત્રો સાથે નૃત્ય કરતાં જોવાને ગયો. એ સર્વ યુવતિઓને કાગની પાંખ જેવા ચળકતા સુન્દર કાળા વાળ હતા. એક સુન્દર યુવતિ ત્હેની પાસે આવીને બેઠી. અને એ દેશના રિવાજ પ્રમાણે તિબૂર્સના મદ્યના પાત્રને ઓષ્ઠ સ્પર્શ કર્યો. અને ત્હેની સાથે સંસ્કારી સ્પેનિશ ભાષામાં વાર્તાલાપ કરવાનું શરૂ કર્યું, કારણ કે તે હેવાનાની વતની હતી. ત્હેનાં નેત્ર હેવા સુન્દર કાળા રંગનાં હતાં, ત્હેનો વર્ણ હેવો પ્રિકાશ પડતો હતો, ત્હેના પગ ન્હાના, અને ત્હેની શરીરાકૃતિ હેવી કૃશ હતી, કે હૃષ્ટપુષ્ટ, સુરખીભર વર્ણવાળી, સુવર્ણકેશીની શોધમાં નીકળેલો તિબૂર્સ બહુ જ અકળાયો, અને ત્હેને જોન્હમના ખાડામાં પડવાનું કહ્યું. પેલી યુવતિ તો બિચારી સ્તબ્ધ જ થઇ ગઇ, કારણ ત્હેણે કદી પણ હાવાં વચન સાંભળ્યાં ન્હોતાં.

નૃત્ય કરતી સ્ત્રીઓના શ્યામવર્ણો સૌન્દર્યની લેશ પણ કદર કરવાની શક્તિ ના હોવાને લીધે, તિબૂર્સ આખરે ત્હેની "આર્મ્સ ઓફ આખાં" નામની હોટેલમાં પાછો ગયો. ત્હેણે અસંતુષ્ટ ચિત્તે વસ્ત્ર બદલ્યાં, અને ફ્લેન્ડર્સમાં ઓઢવાનાં ને બદલે વપરાતી લેસવાળી ચાદ-રમાંથી અને તેટલી હૂંફ મેળવવાનો યત્ન કરતો નિદ્રાવશ થયો.

નિદ્રામાં ત્હેને અત્યન્ત સુન્દર સ્વપ્ન આવ્યાં.

મેડિચિની ચિત્રની ગૅલેરીમાંની દેવબાળાઓ ઝાંખા અને એટલાં અલ્પ વસ્ત્ર પ્હેરીને ત્હેને ફરીએ મળવા આવી. ત્હેમના સુન્દર નીલનેત્ર ના ઉપર પ્રેમથી ઢાળીને, ત્હેમનાં ભરેલાં, રસીલાં વદનમાં પુષ્પના જેવા દીપી ઉઠતા રક્ત ઓષ્ઠ મલકાવીને તે સર્વે સ્મિત કરવા લાગી. ત્હેમનામાંની એક "The Queen's Voyage" નામના ચિત્રમાં આલેખેલી સમુદ્રબાળાએ, એ નિદ્રાવશ પડેલા પ્રેમપીડિત યુવકના કેશમાં પોતાની લાંબી અંગુલિયો ફેરવી. ત્હેના ભીંગડાંવાળા પગ, અને ત્હેને અંતે આવેલી પૂંછડીનો કદરૂપો દેખાવ, સુન્દર વેલ ગૂંથીને બનાવેલા વસ્ત્રથી ઢંકાયલો હતો. ત્હેનો સુવર્ણ કેશ કલાપ, સમુદ્રપુત્રીને યોગ્ય વેલા અને પ્રવાળના અલંકાર વડે સુશોભિત બનાવ્યો હતો, અને એ વેશથી તે અત્યન્ત આકર્ષક લાગતી હતી. અસહ્ય તેજથી દીપતાં પુષ્પની માળાઓ હાથમાં લઇને, ગુલાબના પુષ્પ જેવાં સુન્દર બાળકો, તેજસ્વી વાતાવરણમાં ત્હેમની આસપાસ ફરતાં હતાં, અને આકાશમાંથી ત્હેમણે સુગન્ધમય વર્ષાદ વર્ષાવ્યો. * નીરેઇડે સંજ્ઞા કરી કે તરતજ, બીજી બધી દેવબાળાઓ એ હારમાં ઉભી રહી ગઇ, અને ત્હેમના કાથિયા રંગના વાળના છેડા એક બીજાના વાળ સાથે ગૂંથી લીધા, અને એ રીતે ભાગ્યશાળી તિબૂર્સ અને ત્હેની પ્રિયતમા માટે સુવર્ણના તંતુથી ગુંથેલો હીંચકો બની ગયો. ત્હેમાં એ બે બેઠાં, અને દેવબાળાઓએ અમિત મધુરતાપૂર્ણ મંદ ગતિથી હલાવતાં ત્હેમને હીંચોળ્યાં.

એટલામાં એકદમ કાંઇક અવાજ થયો, સુવર્ણતંતુ તૂટી ગયા, અને તિબૂર્સ ભૂમી ઉપર પડયો. ત્હેણે આંખ્ય ઉઘાડી, અને રહાગે ભયંકર શ્યામ વદનમાંથી ચકચકતાં નેત્ર ત્હેની સ્હામું જોઇ રહેલાં ત્હેણે દીઠાં.

"ત્હમારો નાસ્તો લાવી છું, સાહેબ", હોટેલની એક વૃદ્ધ હૅટિન્ટૉટ જાતિની હબસણ નોકરે ટિપાઇ ઉપર ટ્રે મૂકતાં કહ્યું.

"હવે તો આફ્રિકામાં જઇને ગૌરવર્ણી સુવર્ણકેશી સ્ત્રીયોની શોધ કરૂં ત્હારે!" નાસ્તો ખાતાં તિબૂર્સ સ્વગત બબડયો. (અપૂર્ણ.)

* સમુદ્રપુત્રી

# પવનમાં પાંત્રીસ દિવસ.

મૂળ લેખકઃ જુલે વર્ન.

અનુવાદકઃ રા. પ્રભુદાસ સુંદરજી નંદાણી.

## ખંડ ૧ લો–તૈયારીઓ.

### પ્રકરણ ત્રીજું.

### " મારે તેને અટકાવવો પડશે. "

ડૉ. ફરગ્યુસનને એક મિત્ર હતો. પોતાના જ જેવા સ્વભાવનો તે ન્હોતો. એકજ જાતના સ્વભાવમાં કોઇ દિવસ મિત્રતા ન નભી શકે. આ બન્ને મિત્રો જુદા જુદા વિરોધી ગુણો, જુદી રીતભાત, અને જુદા શોખ ધરાવતા છતાં, તેઓ અજબ રીતે જોડાએલા હતા. તેનું નામ ડીક કેનેડી. તે સ્કોચમેન હતો. અને તે જાતિનો સ્વભાવ તેનામાં હતો. ડીક નિખાલસ, મક્કમ, જક્કિ હતો. એડીનબરો પાસે આવેલ લીથ ગામડામાં તે રહેતો. તે જબરો રેંગલર અને શિકારી હતો. 'શુટીંગ' માટે તો તે પ્રખ્યાત હતો. તે ૭ ફીટથી ય લાંબો, આનંદી, અને સરળ હતો. ભીમ જેવો શકિતવાન હોય એમ દેખાતું. સૂર્યતાપથી કઠોર બનેલ વદન, કાળી ચંચળ આંખો, અને નૈસર્ગિક જોમ. આ બધાં તેની શકિતની સાક્ષિ પૂરતાં. બન્નેની મૈત્રી હિંદમાં જામી. ત્યાં તેઓ એકજ રેજીમેન્ટમાં હતા. ડીક હાથીપર બેસી સિંહ અને વાઘના શિકાર કરતો, ત્યારે ડૉકટર વનસ્પતિ અને જંતુઓ પાછળ પરોવાઇ જતો. ડૉકટરની આંખ નીચે આવતો દરેક છોડ હાથીદાંત કરતાં ય મોંઘો પડી જતો. આ બન્ને જુવાનોને એક બીજાની જીંદગી બચાવવાનો કે એક બીજાના ઉપયોગમાં આવવાનો પ્રસંગ ન્હોતો પડયો. એમાંથી કોઇ એક બીજાનું ઋણી ન્હોતું. તેથી જ તેમની મૈત્રિ અખંડ રહી. નસિબ તેમને કોઇ કોઇ વાર છૂટા પાડતું, પણ સદભાવ તેમને હમેશાં જોડી દેતો. તેઓ ઇંગ્લાન્ડ આવ્યા પછી ડૉકટર જુદી જુદી મુસાફરીએ જતાં તેઓ છૂટા પડતા. પણ ઇંગ્લાન્ડમાં આવતાં વ્હેંત ડૉકટર કેનેડીને ત્યાં વગર ન્હોતરે જવા ચૂકતો નહિ. તે ત્યાં કેટલાય અઠવાડીઆં કાઢતો. ડીક ભૂતકાળની વાતો કરતો, ડૉકટર ભવિષ્યની વાતો કરતો. એક પાછળ જોતો, બીજો આગળ જોતો.

તિબેટની સફર મારી આવ્યા પછી ડૉકટર નવા સાહસની કાંઇ પણ વાત કર્યા વિના બે વર્ષ બેસી રહ્યો. ડીકે ધાર્યું કે તેની મુસાફરીની ધૂન અને સાહસની ભૂખ શાંત પડી ગઇ. તે ખુશ થયો. કેમકે તેને ભય હતો કે આ ભાઇસાહેબનું મોત આવાજ કોઇ સાહસમાં થશે. માણસ ગમે તેટલો ટેવાઇ ગયા છતાં જંગલી પશુઓ અને માનવીના પ્રદેશમાં કયાં સુધી સલામત રહી શકે ? ડીકે તેને સલાહ આપી કે. " તેં કર્યું છે તે બસ

છે. હવે સંતોષ માની લે. વિજ્ઞાન અને માનવીના લાભ માટે તેં ઘણું કર્યું છે." આ સલાહનો તેણે કાંઇ જવાબ ન આપ્યો. તે વિચારતંદ્રામાં પડયો રહેતો, કાંઇ ગણત્રીઓ કર્યા કરતો, કાંઇ હિસાબ ગણવામાં અને યંત્રો પર અખતરાઓ કરવામાં રાત્રિઓ પસાર કરતો. કોઇ આનો અર્થ સમજી શકવા સમર્થ ન્હોતું. કોઇ અસાધારણ વિચાર તેના મગજમાં ચાલતો હોવો જોઇએ.

"તે આટલો બધો વિચાર શેનો કરતો હશે ?" ડોકટર જાન્યુઆરીમાં લન્ડન ગયા પછી કૈનેડી પોતાનેજ પૂછતો. એક સ્હવારે "ડેલી ટેલીગ્રાફ"ના અંકમાં તેને આ પ્રશ્નનો ઉત્તર મળ્યો.

"ગધેડા ! ગાંડા ! બલુનમાં આફ્રિકા ઓળંગવો છે ! આ. 'ટેંક' વાતનો ભાઇ બબ્બે વર્ષથી વિચાર કરતા હતા ! મૂર્ખ !" કૈનેડી બુમ મારી ઉઠયો.

જ્યા જ્યા આશ્ચર્યવિરામ મુકયાં છે, ત્યાં ત્યાં ટેબલ પર જોરથી મુકકી મારી જુઓ તો ડીક ઉપલા શબ્દો બોલતી વખતે જે કસરત કરતો હતો તેનો ખ્યાલ આવે.

"ડોકટર ખાલી મશ્કરી કરતા હશે." તેના નોકરે કહ્યું.

"હું શું તેને નથી ઓળખતો ? શું તે મશ્કરી કરે એવો માણસ છે ? હવામાં મુસાફરી કરવી છે ! મારે તેને અટકાવવો પડશે ! હું તેને ગમે તેમ કરવા દઉં તો કાલ સ્હવારે તે ચંદ્રની મુસાફરી પર જવા તૈયાર થશે."

તેજ દિવસે સ્હાંજે ડીક અરધો અસ્વસ્થ અને અરધો ચીડાએલો સ્ટેશને પહોંચ્યો, ગાડીમાં બેઠો અને બીજે દિવસે સ્હવારે લંડન પહોંચ્યો. પોણી કલાકમાં તેને ઘોડાગાડી ડોકટરને ઘેર લઇ આવી.

તે પગથીયા પર ચડયો અને દરવાજો પાંચ વાર જોરથી ખખડાવ્યો. ડોકટરે દરવાજો ઉઘાડયો.

"કોણ ? ડીક !" બહુ આશ્ચર્યચકિત દેખાયા વિના તેણે પૂછયું.

"હા ! ડીક પોતેજ." જવાબ મળ્યો.

"કેમ ! આ ઋતુમાં ?"

"એક મૂર્ખકૃત્ય અટકાવવા."

"કયું મૂર્ખકૃત્ય ?"

"આ આર્ટીકલ સાચો છે ?" કૈનેડીએ "ડેલી ટેલીગ્રાફ" બતાવીને કહ્યું.

"હું. સમજ્યો. છાપાંઓને હમણાં એજ ધંધો મળ્યો છે. નિરાંતે બેસ તો ખરો. પાણીબાણી પી."

"હું બેસીશ નહીં. તું ખરેખર આ મુસાફરી કરવા ધારે છે ?"

"જરૂર ! તૈયારીઓ ધમધોકાર ચાલે છે, અને હું–"

"પાટમાં પડે તારી તૈયારીઓ." કૈનેડી ખુબ ગુસ્સે થઇ ગયો.

"સમજ્યો ! મારી 'નવી યોજના' ના તને સમાચાર ન આપવા માટે ગુસ્સે થયો છે–"

"વાહ ! તું તેને 'નવી યોજના' કહે છે ?"

"હું કામમાં બહુજ જકડાએલો હતો," ડીકના વાકય પર જરા પણ ધ્યાન ન આપતાં. ડોકટરે આગળ ચલાવ્યું, "મારે ઘણું કામ હતું. છતાં તને મળ્યા વિના તો નજ જાત."

"મને વધારે દરકાર–"

"કારણ કે હું તને મારી સાથે લેવા ધારૂં છું."

આ સાંભળતાંજ કૈનેડી કુદ્યો.

"કેમ ! મને પણ તારી સાથે મારી નાખવો છે ?"

" મેં તારી ખાસ પસંદગી કરી છે. મારી સાથે આવવા તો કેટલાય તૈયાર હતા. મારી પસંદગી તારી ઉપર ઉતરી છે. "

કૅનેડી તો ડોળા ફાડીને જોઈ રહ્યો.

" મારી વાત તું દસ મીનીટ સાંભળીશ, એટલે તું ઉલટો મારો આભાર માનીશ " ડાક્ટરે શાંતિથી કહ્યું.

" તું ખરેખર ' ગંભીરતાથી ' વાત કરે છે ? "

" ચોક્કસ ! "

" અને ધાર કે હું ન આવું તો ? "

" તું આવવાનો જ. "

" પણ ન જ આવું તો ? "

" તો હું એકલો જ જઇશ. "

" ઠીક ! ત્યારે આપણે બેસીને નિરાંતે વાતો કરીએ. તારી આ યોજના હાસ્યરસનો સ્કેચ ન હોય તો મારે તેના પર બરાબર વિચાર કરવો જોઇએ. "

" પહેલાં આપણે જમી લઇએ. પછી તારે જે પૂછવું હોય તે પૂછજે ! "

બન્ને મિત્રો જમવા માટે સામસામા ટેબલ પર બેઠા.

" ડાક્ટર ! હું ખરૂં કહું છું. તારી યોજનામાં ' નરી ' મૂર્ખતા છે. તેમાં જરા પણ ઉંડો વિચાર કે વ્યવહારિકતા નથી."

" મ્હેનત કરવામાં શું જાય છે ? ત્યારે જણાશે કે યોજના મૂર્ખતાભરી છે કે ડહાપણ ભરી છે. "

" પણ પ્રયત્ન કરી જોવામાં જ જોખમ છે. કારણ રસ્તામાં ભય અને મુશ્કેલીઓ ઓછી નહીં વેઠવી પડે. "

" મુશ્કેલીઓનો તો નાશ થઇ શકે. અને ભય તથા જોખમ ! તેમાંથી તો કોણ બચી શકે તેમ છે ? ખુરશી પર બેસવામાં કે હેટ ઓઢવામાં પણ જોખમ સમાએલું છે. જે થવાનું હશે તે થશે. આપણે ભવિષ્યની ચિંતા શા માટે કરવી ? ભવિષ્યકાળને વર્તમાનકાળજ ગણી કાઢવો જોઇએ. કારણ અત્યારે જે ભવિષ્ય ભાસે છે તે થોડા વખતમાં વર્તમાન બનવાનું જ."

" બસ ! કહી રહ્યો ? " પોતાના ખભા ઉંચા નીચા કરીને ડીક બોલ્યો, " તું તો હજુ પ્રારબ્ધવાદી જ રહ્યો ને ? "

" હા ! હું પ્રારબ્ધવાદી તો છું, પણ તે સારા અર્થમાં. ઇશ્વરે આપણે માટે શું નિર્માણ કર્યું છે, તેનો વિચાર જ ન કરવો, અને પેલી અંગ્રેજી કહેવત, ' ફાંસીએ ચડીને મરવા સરજાએલો ડુબીને નહિ મરે. ' એ ન ભૂલવી."

આનો જવાબ આપી શકાય તેમ ન્હોતું, છતાં કૅનેડીએ લાંબી લાંબી દલીલો કરી. આ દલીલો કેવી હશે તે વાચકો સ્હેજે કલ્પી શકે તેમ છે.

" ઠીક ! " એક કલાક પછી ચર્ચા ક્ર્યા પછી કૅનેડીએ કહ્યું, " તારે આફ્રિકા ઓળંગવો જ હોય તો પગ રસ્તો શા માટે પસંદ નથી કરતો ? "

" કારણ કે આજ સુધીમાં સાધારણ જમીન રસ્તે થયેલા પ્રયાસ નિષ્ફળ નિવડયા છે. મંગોપાર્કથી ( જેનું નાઇજર પર ખૂન થયું ) વોગેલ ( જે વાડાઇમાં મરી ગયો ). સુધી ઉડની ( જે મરમરમાં મરી ગયો ) અને ક્લેપરટન ( રી સેકેટુમાં મરી ગયો ) થી ફ્રેન્ચમેન મેઝન ( જેના કાપીને ટુકડા કરી નખાયા ) સુધીઃ મેજર લેંગ ( જેને ટોસેસમાં મારી નાંખવામાં આવ્યો ) થી હામબર્ગના રોશર ( જેનું ૧૮૬૦ માં ખુન થયું ) સુધી સેંકડો મુસાફરો આફ્રિકાની ભૂમિ પર શહિદ થયા છે. કારણ કે ભૂખ, તરસ, ઠંડી, ગરમી સામે ઝુઝવું, જંગલી પશુઓ અને તેથી પણ જંગલી માણસો સામે ઝુઝવું એ સ્હેલી વાત નથી. જમીન પરના આ બધા ભય હવાની મુસાફરીથી દૂર થાય છે. "

"પણ બલુનમાં ક્યાં ઓછી મુશ્કેલીઓ છે ?"

"જરાય નહિં. તેમાં બિલકુલ ગભરાવાનું નથી. એટલું તો તું કબુલ કરીશ કે, બલુન આપણને દગો આપીને નીચે ન પડી જાય, તે માટે મેં બધી સાવચેતી રાખી હશે. અને ધાર કે આપણે નીચે પડી જઇએ તોય શું? આપણી સ્થિતિ બીજા મુસાફરો જેવી થશે. તેમનાથી તો ખરાબ સ્થિતિ નહિ જ થાય ને ? અને બલુન આપણને દગો નહિ દે એવી મારી ખાત્રી છે."

"તે તમને દગો આપશે જ."

"નહિ જ આપે. તેના સિવાય તો હું કાંઇ નહિ કરી શકું. બલુન હોય તો બધુંય કરી શકું. બલુનનો ઉપયોગ ન કરૂં અને જમીન પર મુસાફરી કરૂં તો આવી મુસાફરીને સ્વાભાવિક મુશ્કેલીઓ પડવાનીજ. ત્યારે ઉલટું બલુનમાં મુસાફરી કરીશ તો ગરમી, ઠંડી, વાવાઝોડાં, વંટોળીઆ, જંગલી પશુઓ કે જંગલી માણસો-કોઇનો ભય નહિ લાગે. ગરમી થાશે તો બલુન ઉંચે લઇ જઇશ, ઠંડી પડશે તો નીચે લાવીશ. પર્વતો, નદીઓ અને વંટોળીઆઓ પણ સ્હેલાઇથી ઓળંગી શકીશ. કોઇ કોઇ વાર બહુજ ઉંચે આકાશમાં, તો કોઇ કોઇ વાર જમીનથી સો ફીટજ ઉંચે —અને આફ્રિકાનો નકશો મારા પગ નીચે પોતાની મેળે જ દોરાતો આવશે."

ફર્ગ્યુસનના ઉત્સાહની કેનેડી પર અસર થતી હોય એમ લાગ્યું અને છતાં તેની નજર આગળ ડોકટરે ખડા કરેલ દૃશ્યથી તેને ચક્કર આવવા લાગ્યા. તેને ડોકટર માટે માન ઉપજ્યું. પણ સાથે સાથે ભય પણ લાગતો હતો. 'શું કરવું' તેની કાંઇ સુઝ તેને ન્હોતી પડતી.

"ત્યારે તેં બલુનને ઇચ્છા મુજબ લઇ જવાય એવો ઉપાય શોધી કાઢ્યો છે?"

"ના. તે તો અસંભવિત છે."

"ત્યારે તો બલુન તમને–"

"ઇશ્વરની ઇચ્છા મુજબ ઘસડી જશે. પણ પૂર્વથી પશ્ચિમ દિશામાં જશે તેની તો મને ખાત્રી જ છે."

"એમ શા ઉપરથી કહે છે ?"

"કારણ કે હું 'ટ્રેડ વીન્ડ' નો લાભ લેવા ધારૂં છું."

"આહ !" કેનેડીએ વિચાર કરતાં કહ્યું, "ટ્રેડ વિન્ડ વળી કેવો હશે તે હું નથી સમજી શકતો. પણ કાંઇક થવું—"

"જરૂર ! બધુંય થવાનું. અંગ્રેજ સરકારે મારે માટે એક વ્હાણુ તૈયાર રાખ્યું છે. તે સિવાય આફ્રિકાના પશ્ચિમ કિનારે–, જ્યાં હું પહોંચવા ધારૂં છું, ત્યાં ત્રણ ચાર વહાણ મારી રાહ જોઇને ફર્યા કરશે. હવે તો વધુમાં વધુ ત્રણ ચાર માસમાં તો આપણે ઝાંઝીબાર પહોંચી જશું, અને ત્યાંથી બલુનમાં બેસીને આપણે—"

"આપણે !" ડીકે ચમકીને પૂછ્યું.

"કેમ ? તારે હજુ પણ જરાય વાંધો છે ?"

"મારે તો હજુ એક હજારને એક વાંધા છે. તેમાંથી મુખ્ય તો એ છે કે પ્રદેશ જોવા માટે તમે અવારનવાર નીચે ઉતરશો, અને પાછા ઉંચે ચડશો એટલે ગેસ ઘણો ખલાસ થઇ જશે. હવામાં મુસાફરી કરવામાં તેજ મુશ્કેલી પડે છે."

"તારી ભૂલ થાય છે. ગેસ જરા પણ ઓછો નહિ થાય."

"ગેસ જરા પણ ગુમાવ્યા વિના ઇચ્છા થાય ત્યારે બલુન નીચે ઉતારી શકીશ ?"

"હા."

"કેવી રીતે ?"

"તે ખાનગી છે. મારામાં વિશ્વાસ રાખ

અને મારી પેઠે તારો મુદ્રાલેખ પણ ' એક સેલસીયર ' રાખ."

" એક્સેલસીયર !" ડીક બબડ્યો. તેને લેટીનનો આંકડોય નહોતો આવડતો. તેણે પોતાથી બની શકે તેટલા ઉપાયોથી ડોક્ટરને અટકાવવાનો નિશ્ચય કર્યો.

ડૉક્ટર મુસાફરીની તૈયારીઓ પર ધ્યાન આપવા લાગ્યો.

## પ્રકરણ ચોથું.

### "જરૂર હોય તો વીસ પાઉંડ જેટલો ઓછો થઇ શકું છું."

ડૉક્ટર ફરગ્યુસનને એક નોકર હતો. તેનું નામ જૉ. તે તેના શેઠને વફાદાર હતો. તે તેને પૂજતો. તેના હુકમ પહેલેથીજ સમજી જઇને ચપળતાથી કામ કરતો. તે કદિ બબડતો નહિ. હમેશાં આનંદમાં જ રહેતો. ભાગ્યેજ મળી શકે એવો પ્રમાણિક જૉ ! તે તમારૂં જમવાનું તૈયાર કરે, તમારી રસવૃત્તિઓને પોતાની કરી લે, તમારી પેટીઓ પેક કરી દે, અને તેમાં મોજાં કે પહેરણ કાંઇ પણ નાખતાં ન ભૂલે. તમારી ચાવીઓ, અને છૂપી વાતો તેની પાસે રહે, અને કદિ તમારા એ વિશ્વાસનો દુરૂપયોગ ન કરે. જૉ ફરગ્યુસનની દરેક વાતને માન આપતો ! અને તેપર સંપૂર્ણ વિશ્વાસ રાખતો. ડૉક્ટરે કાંઇ કર્યું તેમાં ખામીજ ન હોય ! ડૉક્ટર જે વિચાર કરે તે સાચાજ હોય ! તે જે કાર્ય કરે તે ડહાપણભરેલ જ હોય ! તે જે હુકમ કરે તે પાળી જ શકાય ! તે જે મેળવે તે વખાણવાલાયક જ હોય ! આવી જૉની મનોદશા હતી. તમે જૉના ટુકડે ટુકડા કરી નાખો તોપણ તેનો ડૉક્ટર માટેનો આ અભિપ્રાય કદિ ન ફરે.

તેથી જ્યારે ડૉક્ટરે આફ્રિકા ઓળંગવાનો વિચાર કર્યો, ત્યારે જૉનો વિચાર પણ તેમાં આવી ગયો. ડૉક્ટરે ઉપડવાનો દિવસ નક્કિ કર્યો તેમાં જૉનું પણ નક્કિ થઇ ગયું. ડૉક્ટરે કાંઇ કહ્યું નહિ, છતા બહાદુર નોકરને તો ખાત્રિ હતી, કે મારે પણ શેઠ સાથે જવાનું છે.

તેણે ડૉક્ટર સાથે ઘણી મુસાફરીઓ કરી હતી. તે થોડું ઘણું વિજ્ઞાન પણ જાણતો થયો હતો. પણ તે ખાસ કરીને પોતાના સર્વશુભવાદી તત્વજ્ઞાન માટે જાણિતો હતો. તેને દરેક વાત સરળ, નૈસર્ગિક, અને ન્યાયશાસ્ત્રસિદ્ધ લાગતી. કોઇ પણ વાત માટે દુઃખી થવાની જરૂરીયાત તે નહોતો સ્વિકારતો.

બીજી શક્તિઓમાં તેની આંખ ગજબ સરસ હતી. ગુરૂના ઉપગ્રહો કોઇ પણ જાતના દુર્બિનની મદદ સિવાય નરી આંખે તે જોઇ શકતો. કૃત્તિકા-પુંજના ચાદ ચૌદ તારા-જેમાંથી કેટલાક તો નવમા નંબરના છે, તે ગણી શકતો.

જૉના તેના શેઠ પરના અજબ વિશ્વાસને લીધે કેનેડી સાથે તેને ચર્ચામાં ઉતરવું પડે તેમ સંભવિત હતું. એક શંકિત હતો. બીજો શ્રદ્ધાળુ હતો. એક દીર્ઘદષ્ટિવાળો હતો, બીજો અંધશ્રદ્ધાળુ હતો.

" કેમ ! કેનેડી સાહેબ ? કેમ છો ?"

"કેમ ? શું છે ?

" વખત જતો જાય છે. મને લાગે છે, કે, હવે તો ટુંક મુદતમાંજ આપણે ચંદ્રની સફરે ઉપડશું."

" ચંદ્ર નહિ-ચંદ્રનો દેશ.[1] પણ હું કહેવાની હિંમત કરૂં છું કે તેમાં જવું ઘણું જોખમ ભરેલું છે."

[1] આફ્રિકાનો અમુક ભાગ ચંદ્રદેશ કહેવાય છે.

" જોખમ ભરેલું ! ફરગ્યુસન જેવા માણસ સાથે જોખમભરેલું ! તમે કહો છો શું ? "

" હું તારી મોહજાળ તોડી નાખવા નથી ઇચ્છતો. પણ આમાં મૂર્ખતા જ છે. તે કદિ નહિ જાય. "

" શું કહ્યું ? તે કદિ નહિ જાય ? મ્હારા મ્હેરબાન ! ખરેખર મીગેલની વર્કશોપમાં તૈયાર થતું બલુન આપે જોયું હોય એમ લાગતું નથી. "

" મારે તે કદિ જોવુંજ નથી. "

" તો તમે જોવા જેવું ગુમાવશો. તે કેટલું બધું સરસ છે ? તેનો આકાર ? તેની વાત જ છોડી દો ! અને તેની ' કાર ' ? તેનો તો જોટો મળવો મુશ્કેલ છે. આપણે બહુજ સગવડતાથી તેમાં બેસી શકશું. "

" ત્યારે તું પણ ખરેખર ડોકટર સાથે જવા ઇચ્છે છે ? "

" ત્યારે નહિ ? તે જ્યાં જાય ત્યાં હું પણ જવાનો જ. આખી દુનીયા અમે સાથે ફર્યા છીએ, અને હવે તેને એકલો છોડી દઉં ? તમે તે કેવી વાત કરો છો ? તે થાકી જાય તો તેને આરામ કોણ આપશે. તેને ખાડા અને ટેકરા કુદવાના હોય તો તેને ટેકો કોણ આપશે ? તે માંદા પડે તો ચાકરી કોણ કરશે ? નાહ મ્હેરબાન ! આ જૉ ડોકટર પાસેનું પોતાનું સ્થાન કદિ નહિ છોડે ! "

" બહાદુર ! "

" અને તમે પણ અમારી સાથે આવો છો ને ? "

" ચોક્કસ ! ડોકટરને છેલ્લી ઘડીએ આ મુર્ખ કાર્ય કરતા અટકાવવા હું તમારી સાથે આવીશ. હું ઝાંઝીબાર સુધી તેની સાથે જઇશ, કે જેથી મિત્રનો હાથ જોખમભર્યું કાર્ય કરતો અટકાવે. "

" માફ કરજો ! તમારાથી કંઇ થવાનું નથી. પોતે શું કરે છે. તે સાહેબ બરાબર જાણે છે. અમુક કાર્ય કરવાનો નિશ્ચય કર્યા પહેલાં તે ખુબ વિચાર કરે છે. પણ તે નિશ્ચય કર્યા પછી મોટા માંધાતા પ તે ફેરવી શકે તેમ નથી. "

" જોઇએ છીએ. "

" ખાંડ ખાઓ છો ! ખાંડ ! ખરી વાત તો એ છે કે તમારે આવવું જ જોઇએ આફ્રિકા તમારા જેવા શિકારી માટે તો અદ્દભુત દેશ છે. ગમે તેમ તમારી મુસાફરી માટે તમને પસ્તાવો નહિ જ થાય. તમને બીજી ખબર છે ? આજ આપણું વજન થવાનું છે ? "

" વજન થવાનું છે ? જોકીની પેઠે ?"

" હા. પણ તે માટે તમારે ખાસ શિક્ષણ નહિ લેવું પડે. તમે જેમ છો, તેમને તેમ જઇ શકશો. "

" હું ? હું નથી જોખાવાનો ! મારો દિ' નથી ઊગ્યો. "

" પણ સાહેબ ! બલુન માટે તે જરૂરનું છે. "

" ડોકટરના બલુનને તેના વિના ચલાવી લેવું જોઇએ. "

" ન જ ચાલી શકે. ગણત્રી બરાબર રહેવી જોઇએ. ધારો કે આપણને લઇને બલુન ઊંચુ ન ચડી શકે તો ? "

" મારે એજ જોઇએ છે. "

" જુઓ ! સાહેબ તમારી પાસે તે માટે જ આવતા હોય એમ લાગે છે. "

" હું નહિ જાઉં. "

" તેને ખાલી મશ્કરી નહિ કરાવતા. "

" કરાવીશ. "

" તમે આમ બોલો છો, કારણ કે તે અહિં નથી ને તમને ફરશે એટલે તમે ચોક્કસ જવાનાજ. "

" હું નહિંજ જાઉં. "

તેજ ક્ષણે ડોકટર, બન્ને ઓરડામાં વાતો

કરતા હતા ત્યાં આવ્યો. કેનેડી સામે જોયું. કેનેડી અસ્વસ્થ દેખાયો.

"ડીક! તું અને જૉ ચાલો! તમારું વજન કરાવવું છે."

"પણ—"

"આ રહી તારી હેટ. ચાલ ચાલ—" અને કેનેડી ગયો. તેઓ ત્રણે મેસર્સ મીચેલની વર્કશોપમાં ગયા. ત્યાં વજન કરવાનું યંત્ર ગોઠવ્યું હતું

ડૉકટરે ડીકને ત્રાજવા પર જવા કહ્યું. તેણે વાંધો ન લીધો. "ભલેને જોખાઉં! તેથી કાંઇ જવા માટે બંધાઉં છું?" આમ મનમાં બબડીને તેણે સંતોષ માન્યો.

"એકસોને ત્રેપન પાઉન્ડ" નોધપોથીમાં ટપકાવતાં ડૉકટર બોલ્યો.

"બહુ વજનદાર છું ને?"

"ના. કારણકે હું હલકો હોવાથી બદલો વળી રહેશે." જૉ ત્રાજવા પર ચડતાં બોલ્યો.

"એકસોને વીસ પાઉન્ડ" ડૉકટરે લખ્યું.

"હવે મારો વારો" ફરગ્યુસને કહ્યું, અને પોતાના ખાતામાં એકસોને પાંત્રીસ પાઉન્ડ લખ્યા

"આપણા બધાનું વજન ચારસો પાઉન્ડથી વધારે નથી."

"જો જરૂર હોય તો હું વીસ પાઉન્ડ જેટલો ઓછો થઇ શકું છું." જૉ બોલ્યો.

"ના! કાંઇ જરૂર નથી! લે આ અરધો ક્રાઉન નાસ્તા માટે. લહેર કર!" ડૉકટરે હસતા હસતા કહ્યું.

---

## પ્રકરણ ૫ મું.

### "પણ આપણે નહિ પડીએ."

ડૉકટર ફરગ્યુસન હવે બહુજ ઉતાવળથી તૈયારીઓ કરવા લાગ્યો. તેણે બે બલુન તૈયાર કરાવ્યાં. એક મ્હોટું અને તેની અંદર ન્હાનું બલુન. આમ કરવાથી એક બલુન ફાટી જાય તો થોડું 'બેલાસ્ટ' ફેંકી દેવાથી બલુન મુસાફરોને પછાડે નહિ. બન્ને બલુન મજબુત રેશમનાં તૈયાર કરવામાં આવ્યાં. તેના પર ગટાપર્ચા લગાવ્યું કે જેથી કપડું 'વોટરપ્રુફ' થઇ શકે, તેમજ કોઇપણ જાતની ગરમી, એસીડ, અગર ગેસથી ફાટી ન શકે.

પછી મુસાફરી માટે જોઇતી ચીજોનું, ઉતારૂઓનું અને બલુનના વજનનું નીચે મુજબ લીસ્ટ તૈયાર કર્યું.

| | |
|---|---|
| ડૉ: ફરગ્યુસન | ૧૩૫ પાઉન્ડ |
| કેનેડી | ૧૫૩ ,, |
| જો | ૧૨૦ ,, |
| મોટા બલુનનું વજન | ૬૫૦ ,, |
| ન્હાના ,, ,, | ૫૧૦ ,, |
| કાર, જાળી વિગેરે | ૨૮૦ ,, |
| દોરડાં, અંકુશ, રગ્સ | ૧૯૦ ,, |
| માંસ, બિસ્કીટ, ચ્હા, કોફી, બ્રાન્ડી | ૩૮૬ ,, |
| પાણી | ૪૦૦ ,, |
| એન્જીન | ૭૦૦ ,, |
| હાયડ્રોજન | ૨૭૬ ,, |
| બેલાસ્ટ | ૨૦૦ ,, |
| સરવાળો | ૪૦૦૦ ,, |

ડૉકટરે ફકત 'અણધાર્યા પ્રસંગ માટેજ' ૨૦૦ પાઉન્ડ બેલાસ્ટ લીધું. પણ તેનો ઉપયોગ નહિ જ કરવો પડે એવી તેની ખાત્રી હતી.

ડીક તો હજુ અસંખ્ય દલીલો અને કરૂણાજનક વિનવણીઓ કર્યે જતો હતો. પણ ડૉકટર ઉપર તેની કાંઇ અસર થાય તેમ ન્હોતું. ડીકને લાગ્યું કે 'મારો તેના પર જરાય કાબુ નથી.' બિચારા ડીકની સ્થિતિ કરૂણાજનક હતી. તે સુતો ત્યારે તેને ચક્કર

આવતાં. ઉંઘમાં હંમેશાં તેને લાગતું કે "હું બહુજ ઉંચેથી પડું છું." આવા ભયાનક સ્વપ્નાઓથી તે ખરેખર પલંગ પરથી બે ત્રણ વાર જમીન પર પડી ગયો. પડી જવાથી માથામાં પડેલ 'ઢીમણું' તેણે ડોકટરને બતાવ્યું.

"અને તે તો," તેણે દિલગીર થઇને કહ્યું, "ફક્ત ત્રણ ફીટ ઉંચેથી પડવાથી થયું. ફક્ત ત્રણજ ફીટ. કેવું મોટું ઢીમણું!"

પણ ડોકટરને તેની અસર ન થઇ.

"પણ આપણે નહિ પડીએ." તેણે જવાબ આપ્યો.

"પણ ધારો કે આપણે પડી જઇએ તો?"

"નહિજ પડીએ."

કેનેડી કાંઇ વધુ કહી શકે તેમ ન્હોતું. તેને વધુ તો એ લાગી આવતું કે "ડાકટર મારા વ્યક્તિત્વને ભૂલી જાય છે." તેને એમ લાગતું કે ડોકટરની આ મુસાફરીમાં તેનો સંગાથી થવાને હું સરજાયો છું. ડાકટર 'પહેલો પુરૂષ બહુવચન' નો હદ ઉપરાંત ઉપયોગ કરતો હોવાથી, તે ખૂબ ચીડાતો.

"આપણે પ્રગતિ કરીએ છીએ," "આપણે થોડા વખતમાં તૈયાર થઇ જશું," "આપણે-તારીખે ઉપડશું," "આપણું બલુન," "આપણી સફર," "આપણી તૈયારીઓ" વિગેરે 'આપણા' શબ્દના ખૂબ ઉપયોગથી ડીક ચીડાતો.

ડીકે ન જ જવાનો નિશ્ચય કર્યો છતાં, ઉપલાં વાક્ય સાંભળી તે ધ્રુજી ઉઠતો. તેણે મુસાફરી અટકાવવા માટે જુદા જુદા પ્રયાસ કરી જોયા. પહેલા તે સાધનો પર વાંધા ઉઠાવતો, હવે 'સાધ્ય' પર વાંધા ઉઠાવવા લાગ્યો. "નાઇલનાં મૂળ શોધી કાઢવાની ખાસ જરૂર છે?" "શું તેથી દુનીયાને ખાસ લાભ થશે?" "ધારો કે આફ્રિકાના વતનીઓ સુધરે, તો શું તેઓ વધારે સુખી થશે?" "પાશ્ચાત્ય સંસ્કૃતિજ સર્વોત્તમ છે અને આફ્રિકાની નથી એ શું તમારી ખાત્રિજ છે?" "થોડા વરસ પછી જઇએ તો ન જવાય?" "આફ્રિકા એક દિવસ જરૂર ઓળંગાશે, અને તે ઓછા જોખમકારક ઉપાયોથી" "મહિના પહેલાં, છ મહિના પ્હેલાં કે બાર મહિના પહેલા કોઇ મુસાફર ત્યાં પહોંચી ગયો હોય તો?" આવી દલીલોની ઉલટી અસર થતી, અને ડોકટર દિવસે દિવસે ઉલટો ઉપડવાને આધીર થતો.

"કેમ ડીક? કોઇ બીજો આ કીર્તિ ખાટી જાય એમ તું ઇચ્છે છે? સરકારે મને આટલી આટલી સગવડો આપી છે તેનો હું નામરદાઇથી ઢીલ કરીને બદલો વાળું?" ડોકટર કહેતો.

"પણ–" ડીક કહેતો. ડીક આ શબ્દનો ઉપયોગ કરવામાં હમણાં બહુજ ટેવાઇ ગયો હતો.

'પણ તને એમ નથી લાગતું કે મારી આ મુસાફરી ત્યાના અત્યારે ફરતા મુસાફરોને બહુજ મદદરૂપ થઇ પડશે! તું જાણતો નથી કે આફ્રિકાની મધ્યમાં ઘણાએ મુસાફરો ફરે છે?"

"એમ હોય તો ગજબનું. ત્યાં મુસાફરો ફરતા હોય તો પછી આપણે મ્હેનત કરવાની ક્યાં જરૂર છે?'

ડાકટર ફરગ્યુસન જવાબ ન આપતાં, ખભા હલાવીને સંતોષ માનતો.





# અનુપમા.
## (એક ચિત્ર)

લેખિકાઃ બ્હેન જ્યોત્સ્ના શુકલ.

**અ**નુપમા—કોઇ વાંચી નથી લાવ્યું ? કેવાં ખરાબ છો-આમ ભણશો ?

એકબાળા—વાંચી તો......

અનુપમા—ચૂપ રહો. વચ્ચે બોલવાની કેટલી વાર ના પાડી છે ? કોઇ દિવસ હમે વાંચી નથી લાવતાં, હવે હું તમને સાફ કહું છું કે આવું...

બાળા—પણ બ્હેન ! અમે વાંચી લાવ્યા છીએ.

અનુપમા—(ગુસ્સાથી) વાંચી લાવ્યાં છો ત્યારે વાંચતાં શું થાય છે ? કયારનું મ્હારૂં બધું માથું પાકી ગયું; ચાલો સમજાવો. જલ્દી કરો. (બાળાઓ એક એકના સામું જોય છે) કેમ શું થયું ? હું હવે હમને લોકોને પટકારી કાઢીશ હં.

બાળાઓ—(બ્હીતાં બ્હીતાં) અમને સમજાવતાં નથી આવડતું.

અનુપમા—એમ ! ત્યારે નિશાળે શા માટે આવો છો ? લટકો જરા ઓછો કરીએ, હસાહસ ને તોફાન મસ્તી ઓછાં કરીએ, ભણવાના ઢંગ ન હોય ત્યારે એવા ચાળા ન કરીએ સમજ્યાં ?

બાળા—પણ બ્હેન ! કવિતા અમને કોઇએ સમજાવી નથી એટલે...

અનુપમા—તે ઇશ્વરે તમને અક્કલ આપી છે કે નહીં ? સમજાવી નથી તો સમજી જવાનું, એમાં કંઇ મોટો વાઘ મારવાનો છે શું ? ટાપટીપ કરીને ફરતાં તો બહુ આવડે છે ને કવિતા નથી સમજાતી ? હવે હમારે ઘેર આ ફરિયાદ મારે મોકલવી પડશે.

બાળા—એક વાર પણ સમજાવ્યા વિના (ગભરાઇને અટકી જાય છે.)

બીજી બાળા—(હિંમતથી) સમજાવ્યા વિના સમજાતું હોય તો નિશાળે શા સારૂ આવીએ એમ ખરૂંને ?

(અનુપમાં ઉભાં થઇ જાય છે ને ચોપડી દૂર ફેંકી દે છે)

એક બાળા--(બીજી બાળાને કાનમાં) આપણી ચોપડી આમ ફેંકી દેવાનો એમને હક ખરો ?

બીજી બાળા--એ વાતની આપણે કંઇ નવાઇ છે ? અંગ્રેજોને હિંદીઓના પર જેટલા હક છે એટલા હક એમને આપણા પર છે. (બેઉ હસે છે)

(અનુપમા બાળાઓને વાત કરતાં જોઇ ગુસ્સે થઇ જાય છે. એક બે બાળાને ટેબલ પર પડેલા ફુટની મઝેદાર પ્રસાદી આપે છે. જરાક વારે ફુટ ટેબલ પર નાખીને ખુરશી પર હસ્સાથી બેસે છે અને રૂમાલથી મ્હોં લુછે છે.)

અનુપમા--હમારી સાથે માથું ફોડતાં ફોડતાં મ્હારૂં રોજનું અડધો શેર લોહી બળે છે.

એક બાળા—(ધીરેથી) એનું અડધો શેર અને આપણું દરેકનું પોણો શેર !

બીજી બાળા-(હસીને) સરસ્વતી દેવીને

ચરણે એમનું ને આપણું કેવડું મ્હોટું બલિદાન! બીજે ક્યાંય આવું થયું હશે?

અનુપમા—દરેકની સો સો માઇનસ નોંધજો.

(બીજા કલાસની એક બાળા બારણા આગળ આવે છે).

બાળા—બ્હેન! અંદર આવું?

અનુપમા—કલાસમાં જાઓ.

બાળા—બ્હેન! કોઇ...

અનુપમા—ત્હમારા કલાસમાં જાઓ.

બાળા—બ્હાર કોઇ ..

અનુપમા—બસ! જા, કહ્યું ને? કલાસમાં જા-એકદમ ચાલી જા. (કલાસની બાળાઓને) લાવો, ત્હમારી નોટ લાવો જોઉં.

(એક પટાવાળો આવીને સલામ કરે છે).

પટાવાળો—સરદાર સાબકી મોટી હોતી હય. (એક વિઝિટીંગ કાર્ડ અનુપમાના હાથમાં મૂકે છે)

અનુપમા—(મ્હોટેથી વાંચે છે) સરદાર પુરણસિંગ-અમરગઢના ઠાકોર. (પટાવાળાને) કયાં છે? (ઉભાં થઇ જાય છે).

પટાવાળો—સાબકી મોટર દરવાજા પર ખડી હય.

(અનુપમા કપડા ઠીક સમારે છે, બાળાઓને જરા ડાહ્યા થવાની સૂચના આપે છે, અને હસતું મ્હોં રાખીને સરદાર સાહેબને આવકાર આપવા જાય છે).

અનુપમા—(મોટર પાસે જઇને) પધારો. ઓળખાણ પડે છે કે?

સરદાર—(મોટરમાંથી ઉતરીને) ત્હમે... ત્હમે......

અનુપમા—અનુપમા અંકલેશ્વરીઆ.

સરદાર—તેજ ત્હમે? ચાલો ત્યારે-ત્હમારી શાળાની મુલાકાતે આવ્યો છું, કંઇ અડચણ તો નહીં થાય ને?

અનુપમા—(હસીને) જરાયે નહીં. ત્હમારા જેવાએ તો વારંવાર પધારીને અમને સૂચનાઓ કરવી જોઇએ.

સરદાર—સ્ત્રીને પુરૂષ શાની સૂચના કરી શકે?

(અનુપમાનું મ્હોં મલકાય છે. વાતો કરતાં કરતાં શાળામાં આવે છે ને અનુક્રમે બધા કલાસની મુલાકાત લઇને ઉપલા કલાસમાં આવે છે.)

અનુપમા—(સરદારને) આ અમારી શાળાનાં રત્નો! એમને અહીં સુધી આણતામાં અમારાં લોહીનાં પાણી થઈ જાય છે, પણ આ કલાસમાં આવ્યા પછી આવાં કેટલાંય રત્નો અમે નિપજાવીએ છીએ. અમારે ત્યાંની શિક્ષણપદ્ધતિ તદ્દન નવી ઢબની છે, જેને અંગે બાળાઓની સ્વાભાવિક બુદ્ધિ બહુ તેજ બની જાય છે.

એક બાળા—(પાસેની બાળાને ધીરેસથી) આ ડહાપણ ને મમતા ક્યાં સુધી ટકશે?

બીજી બાળા—સરદાર સાહેબની મોટર જાય ત્યાં સુધી.

સરદાર—કન્યાશાળામાં સ્ત્રીશિક્ષકોની જરૂર આપણા લોકો સ્વીકારતા થયા એ ભાવિ પ્રગતિનું એક શુભ ચિન્હ છે એમ હું માનું છું.

અનુપમા—ત્હમે કહો છો એ ખરૂં છે. પુરૂષો પાસે શિક્ષણ લેવાથી બાળાઓ સ્વચ્છંદી બની જાય છે.

સરદાર—તે તો કોણ જાણે અપવાદ રૂપે તો તેમ પણ હોય ને આમ પણ હોય. પણ પુરૂષ પુસ્તકીઆ જ્ઞાન ગમે એવું સારૂં આપે તો પણ...

અનુપમા—સ્ત્રીના જેવો દાબ તે ન રાખી શકે.

સરદાર—હું એથી ઉલટુંજ કહું છું. મારો મત એવો છે કે સ્ત્રી એટલે સ્નેહ, દયા, વાત્સલ્યની મૂર્તિ. આ ગુણો સ્ત્રીમાં સ્વભાવિકજ હોય એટલે બાળાઓને કઇ રીતે કેવું

શિક્ષણ અનુકૂળ થશે એ સ્ત્રી વધારે સારી રીતે સમજી શકે.

અનુપમા—એ પણ ખરૂં.

સરદાર—બાળાઓના પર ન્હાની બ્હેન કે પુત્રીના જેવી મમતા રાખવી. રાત દિવસ ત્હેમના હિતની કાળજી રાખવી, ત્હેમનાં મન, હૃદય, લાગણીઓના નિત્ય વિકાસમાં મદદ કરવી એ બધું સ્ત્રીહૃદયજ કરી શકે, અને તેથીજ શિક્ષિકાઓનું સ્થાન જો તેઓ સમજે તો સમાજમાં બહુ ઉંચું છે.

અનુપમા—છેજ. પણ બધાં એ સમજે છે ક્યાં !

સરદાર—ભાવિ પ્રજાનું ચારિત્ર્ય તેઓ ઘડી રહ્યાં છે એ વાત શિક્ષિકાઓએ ભૂલવી જોઇતી નથી.

અનુપમા—અને બીજા લોકોએ પણ એ વાત ભૂલવી જોઇતી નથી. પણ ત્હમારો અમે બહુ વખત લીધો ! બેસો–આ બાળાઓનો ઇંગ્લિશનો અવર છે ત્હમારે જોવું છે ?.

એક બાળા—(સ્વગત) વાહ ! ગુજરાતીનો છે ને કહે છે અંગ્રેજીનો છે ! આજ તો કહીજ દઉં છું. પછી વઢવાનાં હશે તો વઢશે. આમ ક્યાં ઓછું વઢે છે ! (પ્રકટ) બ્હેન ! ગુજરાતીનો છે.

બીજી બાળા—ગુજરાતી કવિતાનો.

અનુપમા—(હસવાનો ડોળ કરીને) પણ આપણે આમને ઇંગ્લિશ બતાવવું છે.

સરદાર—ના, ના. એવું શા સારૂ કરો છો ? કવિતા ચલાવોને એમાં શું ? (ઘડીઆલમાં જોઇને) અને હું હવે બહુ રોકાઈ શકું એમ પણ નથી. હું તો જઇશ હવે.

અનુપમા—એમ કંઇ હોય ? (છોકરીઓને) ત્હમે બધાં એમ કેમ કરો છો ? ઇંગ્લિશનોજ અવર છે. (એક બાળાને વાંસે હાથ ફેરવીને.)

એક બાળા—(સ્વગત) કેવાં ડાહ્યાં થાય છે હેં...એમ થાય છે કે જઇને બે ચાર તમાચા લગાવી દઉં.

બીજી બાળા—(સ્વગત) એમનું લોહી પીધાથી તો મીઠાં નહીં થયાં હોઇએ ?

સરદાર—શાળાનો અભ્યાસક્રમ કઇ પદ્ધતિ પ્રમાણે રચાયલો છે ?

અનુપમા—અમારી શાળાને અમુક પદ્ધતિ ફરજીયાત સ્વીકારવી પડે છે. તે સિવાય અમારે ત્યાંનો શિક્ષણક્રમ અમારી પોતાની ખાસ પદ્ધતિ પ્રમાણે રચાય છે ને તેમાં અમારી સવડતા પ્રમાણે ઇચ્છાનુરૂપ સુધારા વધારા અમે કર્યાં રહીએ છીએ. વ્યક્તિમાં તેમ સંસ્થામાં પણ પોતાપણું તો હોવુંજ જોઇએ એ નિયમ અમે પાળીએ છીએ.

સરદાર—એ સારી વાત છે. પણ ત્હમે માનો છો કે બાળાઓની બધી શક્તિઓનો વિકાસ કરવામાં આ શાળા ખરેખર એક ઉપયોગી સાધન છે ?

અનુપમા—હા જી. અમારા જેવું શિક્ષણ બીજે ક્યાંય અપાતું નથી એ વિષે મ્હારી પોતાની ખાત્રી છે.

સરદાર—ત્યારે તો બાળાઓને આ શાળા ઘર કરતાં પણ વધારે પ્રિયકર અને શાંતિનું સ્થાન થઇ પડી હશે.

અનુપમા—એમ તો છેજ. અને એમનાં ઘરોનું વાતાવરણ એવું અશિક્ષિત જંગલી–હોય છે કે રખે ને તેની છાપ બાળાઓનાં મન પર પડી જાય એવો ભય મ્હને લાગ્યાજ કરે છે. પણ એવું ન થાય એ માટે મ્હેં એક સરસ ઉપાય શોધી કાઢ્યો છે.

સરદાર—કયો ઉપાય ?

અનુપમા—એ કે બાળાઓને ઘેરથી કરી લાવવાનું લેસન વધારે આપવું. ખુબ લખવાનું, વાંચી લાવવાનું, ગોખવાનું સોંપવું કે જેથી એમનો લગભગ બધો વખત અભ્યાસ કરવામાંજ જાય.

સરદાર—એ તો ખોટું કહેવાય. આપણે ત્યાંની બાળાઓ પોતાનો બધો વખત અભ્યાસ પાછળ ગાળી શકતી નથી. ઘણી બાળાઓને માથે તો ઘરકામનો અને ન્હાનાં ભાંડુઓનો એટલો બધો બોજો હોય છે કે શાળામાંથી ગયા પછી બીજે દિવસે શાળામાં આવવાના વખતેજ જેમ તેમ ઘરમાંથી છૂટી થાય છે. આવી બાળાઓ ઘરકામથી થાકયા પછી છેક મોડી રાત સુધી ઝોકાં ખાતી ખાતી શાળાની કંટાળાભરી ગોખણપટ્ટી કરે છે. પણ તેથી સાચા શિક્ષણનો તો અભાવજ રહે છે. ત્હેમનામાં અભ્યાસનો આનંદ કે ઉલ્લાસ જણાતાં નથી. ત્હેમની બધી માનસિક ને શારીરિક શક્તિઓનો વિકાસ થવાને બદલે રૂંધાઇ જાય છે.

અનુપમા—પણ એ બધું તો બાળાઓના વાલિઓએ સમજવું જોઇએ. પુત્રીના અભ્યાસમાં વિઘ્નરૂપ ન થવું એ શું ત્હેમની ફરજ નથી ?

સરદાર—છેજ; એની હું કેમ ના પાડી શકું ? પણ વાલિઓ પોતાની ફરજ ચૂકે તો સારા શિક્ષકોની ફરજ છે કે બાળાઓનું હિત જે રીતે સાધી શકાય એવા સુધારા પોતાના શિક્ષણક્રમમાં કરવા. શિક્ષકોએ અને વાલિઓએ બાળકોના શિક્ષણના વિષયમાં સહકારના સિદ્ધાંતને અનુસરવું જોઇએ. અને ઘરનાં કામ હોય કે ન હોય તોપણ હું તો ગોખવાની અને શાળાના વખત બહારના અભ્યાસના શ્રમની અત્યંત વિરૂદ્ધ છું. અભ્યાસને માટે શાળાનો વખત પૂરતો છે. ત્યાર પછીનો વખત બાળકોને નિર્દોષ આનંદમાં, રમત ગમતમાં, અને મનની સ્વાભાવિક વૃત્તિ દ્વારે તે કામોમાં ગાળવા માટે આપવો જોઇએ. પુસ્તકીઆ જ્ઞાન એજ એકલી કેળવણી નથી. કુદરતી શક્તિઓનો વિકાસ એ પણ અગત્યની કેળવણી છે. એ શકિતઓને ખીલવવામાં સહાયરૂપ થવું એ વાલિઓની અને શિક્ષકોની ફરજ છે એમ ત્હમને નથી લાગતું ?

( શો ઉત્તર દેવો તે અનુપમાને સૂઝતું નથી. બાળાઓ આદરભાવથી સરદાર સાહેબને જોઇ રહે છે અને 'આવા શિક્ષકો હોય તો કેવું સારૂં' એમ એક એકના કાનમાં કહે છે )

અનુપમા—( થોડીકવાર પછી ) ત્હમે આ સંસ્થા વિષે લોકમત જાણો છો ?

સરદાર—થોડો ઘણો જાણું છું. કંઇક તરફેણમાં, થોડુંક વિરૂદ્ધમાં. ઉચ્ચ ભાવનાવાળા શિક્ષકો અહીં કામ કરે છે એમ સાંભળ્યું હતું; બીજી તરફથી બાળાઓ અસંતુષ્ટ છે એમ પણ સાંભળ્યું હતું; સાચું શું માનવું એ શોધી કાઢવું મુશ્કેલ હતું તેથી જાતે જોવા આવ્યો, પણ આજનો તો બધો વખત વાદવિવાદમાંજ પૂરો થયો. હવે હું વધારે વખત રોકાઇ શકું એમ નથી, એટલે ફરી કોઇ વાર આવીને બાળાઓનો અભ્યાસ જોવાનો લાભ લઇશ.

અનુપમા—હા, પધારજો. ( સ્વગત ) હજી શું બાકી રહ્યું છે કે ફરી આવવું છે ?

( સરદાર સાહેબ હસતે ચ્હેરે બાળાઓની રજા લે છે, બાળાઓ અશ્રુભીની આંખોએ ઉભી થઇને નમન કરે છે ને તેઓ અનુપમા સાથે કલાસ બહાર જાય છે. )

( બધી બાળાઓ "મઝા પડી રે આજ તો મઝા પડી" કરતી એક બીજાના હાથમાં તાળીઓ આપ લે કરે છે ને ખુબ હસે છે. થોડી વારમાં મોટરનું ભૂંગળું સંભળાય છે એટલે બધાં સ્વસ્થ થઇને પૂતળાંની માફક પોતપોતાની જગ્યાએ ગોઠવાઇ જાય છે. જરાક વારે અનુપમા રોફથી ધમ ધમ આવે છે. ગુસ્સાના સ્પષ્ટ ચિન્હો એમના ચહેરાપર જણાય છે.)

અનુપમા—કેમ, આમ ક્યારથી બેઠાં છો તે ચોપડી લઇને વાંચતાં ન્હોતું આવડતું ?

( બાળાઓ નીચું જોઇ રહે છે )

બોલતાં પણ નથી આવડતું ? મૂગાં તો નથી થઇ ગયાં ?

એક બાળા—શું વાંચીએ ?

અનુપમા—વાહ રે ! ગમે એ વાંચવાનું આમ બેસી રહેવાય ?

બાળા—પણ હજી હમણાં તો...

અનુપમા—સામા ઉત્તર ન આપો. લાવો, લેસન લાવો; નોટ લખી લાવ્યાં છો ?

( બાળાઓ પોત પોતાની નોટ આપે છે. અનુપમા જોય છે )

અનુપમા—( નોટ જોતાં એક બાળાને ) આ અક્ષર મ્હારાથી નહી વાંચી શકાય. લે લઇજા, ફરી લખી લાવજે. ( નોટ બાળાના ડિલપર ફેંકે છે. )

બાળા—બ્હેન ! કાલે મ્હારો ન્હાનો ભાઈ માંદો હતો એટલે ઉતાવળમાં મ્હારાથી...

અનુપમા—( બાળાની સામુ જોયા વગર ) ફરી લખજો. ( બીજી એક નોટનાં બધાં લખેલાં પાનાંપર પેન્સીલના લીટા કાઢી જાય છે ને નોટ ટેબલ નીચે ફેંકી દે છે. થોડીકવારે એક નોટ લઇને ઉભાં થઇ જાય છે) અરરર ! કેવી ખરાબ-કચરા જેવી નોટ છે-આ કોની છે

એક બાળા—( ઉભી થઇને શરમથી નીચું જોઇ ) મ્હારી છે.

અનુપમા—આવી નોટ ? આવી નોટ લઇને ભણવા આવતાં શરમ નથી આવતી ?

બાળા—બ્હેન ! મ્હને બીજી નોટ લેવાની મ્હારી બા ના પાડે છે.

અનુપમા—છટ્ ! તે નહીં ચાલે. ( નોટ ફાડીને કકડે કકડા કરી નાખે છે. )

એક બાળા—( સ્વગત ) અરરર ! આખી નોટ બીચારીની ફાડી નાખી. કેટલું ગુમાન ?

બીજી એક બાળા—( પાસેની બાળાને ) કેવી જૂની નોટ છે-ખરૂં ! આવી નોટ જોઇને તો આપણે પણ ચીઢ ચઢે.

બાળા—ચઢે ચીઢ. એ કેટલી ગરિબ છે તે ખબર છે ત્હને ? એ બીચારીને બાપ પણ નથી, એની મા જેમ તેમ એને ભણાવે છે; તેમાં આવું થાય તો ફરી એને નિશાળે પણ નહીં મોકલે ને એનું ભણવાનું જશે. એનું પાપ કોને માથે ?

અનુપમા—( પેલી બાળાને ) કેમ, ઉભી ઉભી શું જોયા કરે છે ? નોટના કકડા બાંધી જવાનો વિચાર છે કે શું ?

( બાળા બેસી જાય છે. ત્હેની આંખોમાં પાણી ભરાઇ આવે છે ) ઓહોહોહો ! આ કુટડી નોટને માટે રડવાના ઢોંગ શાની કરે છે ? કહેજે ત્હારી બાને કે એવી નોટથી ભણાય નહીં. સમજી ?

બાળા—( ડૂસકાં ભરતી ) મ્હારી બા બીજી તો મ્હને નહીંજ અપાવે. અમે તો બહુ ગરિબ છીએ.

અનુપમા—તેથી કંઇ નોટ વિના ચાલે ? કહેજે કે નોટ તો લેવીજ પડશે. શું કહીશ ?

( બાળા અનુત્તર રહે છે, ને ડૂસકાં ભરે છે. બીજી બાળાઓ બ્હીતી બ્હીતી ત્હેને આશ્વાસન આપે છે. અનુપમા તિરસ્કારથી આ બધું જોઇ રહે છે. એટલામાં શાળાનો છૂટીનો ઘંટ વાગે છે, કલાસ બંધ થાય છે, ને ઉદાસ ચ્હેરે ધીમાં પગલા ભરતી બાળાઓ ચાલી જાય છે ).

અનુપમા—( સ્વગત ) આ સરદાર જેવા શાળાની મુલાકાતે ન આવે તો સારૂં. સાચુંજ છે-એ મ્હને શું શીખવવાનો હતો ?

( હસતાં હસતાં ઘર તરફ પ્રયાસ કરે છે. )






લેખકઃ શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

## પ્રકરણ ૪ થું.

### ત્હમે કોણ ?



"આવો નંદલાલજી! ઘણા દિવસથી હું ત્હમને મળવાને તલપી રહ્યો હતો." પોતાની સમક્ષ નંદલાલને આવતો જોતાં ચન્દ્રપ્રકાશે તેને આવકાર આપતા આપતાં રાસકોટેજના ચમેલીના એક માંડવા નીચેના બાંકડાપર બેઠક લીધી અને નંદલાલનો પણ હાથ ખેંચીને પ્રેમથી બેસાડ્યો.

ચન્દ્રપ્રકાશનો ચહેરો વાચી નંદલાલ આજની સર્વ વસ્તુસ્થિતિ સ્હમજી ગયો.

"કેમ સાહેબ બોલો ! શું ફરમાન છે ?" નંદલાલે તદ્દન અજાણ્યા માણસની માફક પ્રશ્ન કર્યો.

"એક વાત પૂછી લઉં ? મ્હારી વાત લાંબી છે. ત્હમને આ સુન્દરીઓના રાસ સાંભળવામાં મોજ આવતી હશે એ મોજ લેવાના વખતને હું આ રીતે મ્હારી અંગત વાતમાં ઝડપી લઉં છું એ માટે ત્હમે મ્હને માફ કરશો કે ?" ચન્દ્રપ્રકાશે આતુર નયને નંદલાલ સ્હામે જોયું.

"મોજ તો પરીજ. સુન્દરીઓના રાસ જોવા તો દેવો વિમાનને ખડાં રાખે છે તો આપણે તો મનુષ્ય ! હું તો ઇચ્છું છું કે ત્હમે પણ એ મોજ આજે લૂટો. વાતો તો થઇ રહેશે. ત્હમારે જે કહેવું હોય તે મ્હને ગમે ત્યારે ત્હમારે ત્યાં બોલાવી ખુશીથી કહેજો !" નંદલાલે ચન્દ્રપ્રકાશ સાથે તદ્દન બેદરકારીથી વાત કરી.

"જે સુન્દરીઓના રાસ જોવા દેવતા વિમાનને ઉભાં રાખે તે સુન્દરીઓ તો બીજી." ચન્દ્રપ્રકાશે પોતાનો અભિપ્રાય વિણમાગ્યો આપ્યો.

"એ બીજી સુન્દરીઓ વળી કેવી હશે ? આખાય ભારતમાં ગુર્જર સુન્દરી અજોડ છે. એ ગરવી ગુજરાતણ ભારતવર્ષની લાડીલી પુત્રી છે. પ્રેમશૌર્યની મૂર્તિ સરીખડી ગુજરાતણ પૃથ્વીને પાટલે બીજી કોઇ નથી. એ ગૃહલક્ષ્મી, એ કુળલક્ષ્મી, એ દેશશક્તિ સાચા શ્રી સ્વરૂપ છે." નંદલાલે લ્હેરી બાપામાં વાતો શરૂ કરી.

"એ માત્ર કવિઓના શબ્દજાળ છે. સાચી વાત એથી કંઇ જૂદી છે. નંદલાલજી ! રખે એ શબ્દજાળમાં ફસાતા. સ્ત્રીઓ એટલે દેવીઓ, સ્ત્રીઓ એટલે સૌભાગ્યમૂર્તિ, સ્ત્રીઓ એટલે શક્તિઓ એ બધું મ્હેં વાંચેલું પણ મ્હારા જીવનમાં એથી ઉલટો અનુભવ થયો." એક

ક્ષણ ચન્દ્રપ્રકાશ થોભ્યો. હેણે આજુબાજુ જોયું અને ફરી નંદલાલ સ્હામે જોઇ ધીમેથી વાત ચલાવી. "તમે તો મ્હારા જીવનનો કિસ્સો જાણતા હશો એમ હું માનું છું."

ચન્દ્રપ્રકાશને મૂળ વાતપર આવતો જોઇ નંદલાલ હવે ગંભીર બન્યો.

"હા, મ્હેં કંઇક તમારે વિષે સાંભળ્યું છે ખરૂં. રૂક્ષ્મણી તમારી સાથે થયેલું સગપણ ફોક કરવા માગે છે."

"સાચી વાત. તમે ત્યારે બધુંય જાણો છો. મ્હારે હવે તમને એક વાત પૂછવી છે. તમે મ્હને કહી શકશો કે કવિ વસંત રૂક્ષ્મણી માટે શું વિચાર ધરાવે છે?" ચન્દ્રપ્રકાશે આતુર નયને નંદલાલ સ્હામે જોયું.

"એ વિષે તમે મ્હારી પાસેથી બહુ માહિતી મેળવી શકશો નહિ કારણ કે વસંતના હજુ પુરા વિચાર સાંભળવાની મ્હને તક મળી નથી."

"પણ રૂક્ષ્મણી કવિ વસંતને ચાહે છે એતો તમે જાણતા હશોજ."

"એથી શું થયું? એક માણસને અનેક માણસો ચાહી શકે."

"એમ નહિ. બીજા અર્થમાં વાત કરૂં છું. મ્હેં સાંભળ્યું છે કે રૂક્ષ્મણી કવિ વસંતને પોતાનો જીવનસાથી બનાવવા ઇચ્છે છે."

"એ વાત કંઇક અંશે સાચી છે."

"ત્યારે તમે મ્હને હવે એ વિષયમાં કોઇ રીતે મદદગાર થઇ શકશો ખરા?"

"જરૂર. તમારે માટે મ્હારાથી બનતી દરેક સહાય આપવામાં હું આનંદ માનીશ. બોલો, મ્હારી પાસેથી કીયા પ્રકારે તમે મદદ ઇચ્છો છો?"

"તમે કવિ વસંતને સ્હમજાવો કે તે રૂક્ષ્મણીને મ્હારે વિષે સ્હમજાવે. હું આ એક છેવટનો પ્રયત્ન કરી જોવા ઇચ્છું છું. રૂક્ષ્મણી મ્હને ચાહતી નથી એ હું જાણું છું છતાં રૂક્ષ્મણીને હું ચાહું છું એટલે મ્હારે આ બધી માથાફોડ કરવી પડે છે. રૂક્ષ્મણી સુખી થાય એ જોવા હું રાજી છું. એ મ્હને શુદ્ધ દિલથી ચાહે નહિ ત્યાં સુધી એની સાથે જોરજુલ્મથી લગ્ન કરવું એ મ્હારે માટે શરમાવા જેવું હું માનું છું. હું પ્રેમ ને મોહના ભેદ પિછાણી શકું છું. હું કામ ને સ્નેહ વચ્ચેનો તફાવત સ્હમજી શકું છું. એટલે આ બાબતમાં બહુ ઉદારતાથી વર્તવા ઇચ્છું છું. જો બધા પ્રયત્ન કરતાં પણ રૂક્ષ્મણી ન જ માને તો હું એનો રસ્તો મોકળો કરવામાં પણ અગ્રભાગ ભજવીશ. એના સુખની આડે હું કદાપી નહિં આવું. એને પણ મ્હેં એ વિષે ખાત્રી આપી છે. આમ છતાં કવિ વસંતને એક વખત મળી એક છેલ્લો પ્રયત્ન કરી લેવા માટે હું ઇચ્છુ છું. તમે મ્હને કવિ વસંત સાથે મેળવી આપશો?"

ચન્દ્રપ્રકાશની ભાષા, એના શબ્દો પછવાડે નિતરતું એનું દિલ અને એનો વિનય જોઇ નંદલાલને આશ્ચર્ય થયું. તેનું ચાલતું હોત તો રૂક્ષ્મણીને એ જરૂર સલાહ આપત કે ચન્દ્રપ્રકાશને એ નિરાશ ન કરે.

"ચન્દ્રપ્રકાશજી! તમારૂં ઔદાર્ય જોઇ હું રાજી થયો છું. કવિ વસંત બહારગામથી આવશે એટલે પહેલી તકે તમારી અને એની મુલાકાત હું કરાવી આપીશ. પણ એક વાત હવે હું સ્પષ્ટ શબ્દોમાં કહી દેવાની જરૂર જોઉં છું. રૂક્ષ્મણી વસંત પછવાડે ઘેલી બની છે. રૂક્ષ્મણી એટલે દૃઢ નિશ્ચય, રૂક્ષ્મણી એટલે ધાર્યું કરનારી એક શકિત એ તો તમે જાણતા હશોજ."

"હા. એની શકિત અજબ છે અને એ શકિતના જાદુ પછવાડે તો હું આટલી મહેનત કરી રહ્યો છું. તમે જાણીને......"

"હલ્લો! ચન્દ્રપ્રકાશ! રાસ ચાલતા હોય ત્યારે તું આમ ખુણામાં બેસી રહે એ

તો એક ખરેખર અજાયબી !" ચન્દ્રપ્રકાશના એક મિત્રે નંદલાલ અને ચન્દ્રપ્રકાશની વાતો અધુરી મૂકાવી.

"ઠીક ત્યારે સાહેબજી ! હું જરૂર મ્હારાથી બનતું કરીશ. હું તો હવે આ ભાઇ કહે છે તેમ ગરબા સાંભળવા ઇંતેજાર બન્યો છું." આમ બોલતો બોલતો નંદલાલ ઉઠ્યો અને રાસકોર્ટમાં જ્યાં સુન્દરીઓ મીઠી હલકથી ગાતી હતી ત્યાં આવી મિત્રો વચ્ચે ગોઠવાઇ ગયો.

એક બાજુ રાસની રમઝટ જામી હતી. બીજી બાજુ ટીકાકારો અને ટીકાખોરોની ફોજ ગરબાના સાહિત્ય વિષે ચર્ચા કરી રહી હતી. નંદલાલે રૂક્ષ્મણી માટે આંખ્યો ચારે તરફ ફેરવી પણ એ છટાભરી મુખમુદ્રા દેખાણી નહિ. રૂક્ષ્મણીની એક બહેનપણીને એ વિષે પૂછતાં ત્હેને જણાયું કે રૂક્ષ્મણીની તબીયત અસ્વસ્થ થઇ જવાથી બંગલાના વરંડામાં એક સોફાપર આરામ લેય છે.

તુરત નંદલાલ એ સ્થળે પહોંચ્યો. રૂક્ષ્મણીની બેચેનીનું કારણ એ સ્હમજી ગયો હતો.

"કેમ, એકાદ કોફીનો ગરમ કપ લાવું ?" નંદલાલે સોફાપર પડેલી રૂક્ષ્મણીને જોતા તુરત પ્રશ્ન કર્યો.

"આવો નંદલાલભાઇ !"

"આમ ઠંડા આઇસ્ક્રીમ જેવા કેમ થઇ ગયાં છો ?"

"એ સ્થિતિ માટે ત્હમારો મિત્ર જોખમદાર છે." રૂક્ષ્મણીએ સાડીની કોર પોતાની વાંકી સેંથીપર સરખી ગોઠવતાં ગોઠવતા જવાબ આપ્યો.

"અરે એ બિચારો શું કરે. એને તો ત્હમારા દિલમાં જેટલી વાતો ભરી છે એના હજારમા ભાગની પણ ખબર નથી."

"એ ત્હમારી ભૂલ છે. ત્હમે દિલપર દિલ વાંચવની ફીલસુફી સ્હમજી શક્યા નથી. સુશિલાને દિલમાં કેટલીવાર યાદ કરો છો ? ખરૂં કહેજો ?" ઠંડી પડી ગયેલી રૂક્ષ્મણી ફરી તોફાને ચડી.

"એવા તે પ્રશ્નો હોય ?"

"સ્વાનુભવ એ ઉત્તમ પ્રકારનું શિક્ષણ છે. ત્હમને જેટલી વખત સુશિલા યાદ કરતી હશે તેટલી વખત ત્હમે એને યાદ કરતા જ હશો."

"પણ ત્હમે રાસની રમઝટમાંથી આમ ખુણામા આવીને લપાઇ જાઓ છો એનો અર્થ શું ? ચાલો ચાલો. ઉઠો ત્હમારા ટહુકાર વિના આખું જીવન સુનું સુનું લાગે છે."

નંદલાલે રૂક્ષ્મણીને ફરીથી પ્રોત્સાહન આપ્યું.

એટલામાં તો રાસની પૂર્ણાહુતિ થઇ અને સહ્યિઓ રીફ્રેશમેન્ટ માટે ચાંદનીનું અમૃત ઝીલતા ઝીલતા બગીચામાં ગોઠવેલાં ટેબલો પર આમતેમ ફરવા લાગ્યાં. કોઇ ખાવામાં ઉત્સુક બન્યાં તો કોઇ ચાંદનીનું ઝમઝમ વરસતું અમૃત પીવાંમાં મસ્ત બન્યાં. કોઇ રસતરસી આંખ્યો પોતાની ભાવિ પત્નીને જોઇ રસહિન્ડોલે ઝૂલતી હતી, કોઇ પોતાના પ્રિયતમના વિનોદ ઝીલવામાં રસકલ્લોલ કરતી હતી.

મોડી રાતે આ ગરબા મંડળની મેદની વિખરાઇ.

"નંદલાલજી ! મ્હારી સાથેજ ત્હમારે ચાલવાનું છે. મ્હારી મોટરમાં જગ્યા છે."

નંદલાલ રૂક્ષ્મણીને ના પાડી શક્યો નહિં.

પવનવેગે મોટર સંતકુંજ છોડી ચાલી.

"કયમ વસંતલાલના કંઇ ખબર ?"

"હવે થોડા દિવસમાં આવે એમ લાગે છે."

"નંદલાલ ! હવે મ્હારી હાલત વિચારણીય થઇ પડી છે. આજે સાંતાક્રુઝમાં મ્હારી કેવી કફાડી સ્થિતિ થઇ પડી તેનો ત્હમને ખ્યાલ છે ?"

"હા. એ વિષે હું......"

સરસરાટ જતી મોટરે એકાએક વાંક લીધો. ઓચિંતો આંચકો લાગ્યો અને આંખના પલકારામાં તો સામેથી આવતી મોટરના જમણા ભાગ સાથે રૂક્ષ્મણીની મોટર અથડાઇ પડી. અકસ્માત ગંભીર થયો. રૂક્ષ્મણી અને નંદલાલ બેભાન થઇ ગયાં. રૂક્ષ્મણીના શોફરનું માથું ફૂટયું.

બીજી પલમાં તો પછવાડેથી એક મોટર અકસ્માતની જગ્યાએ આવી ઉભી રહી. એક યુવાન હાંફળો ફાંફળો અકસ્માતની જગ્યાએ આવ્યો. એણે રૂક્ષ્મણી અને નંદલાલને તપાસ્યાં. નંદલાલ હવે સહજ શુદ્ધિમાં આવ્યો હતો. એણે આવનાર સ્હામે પોતાની આંખ ઉઘાડી. ચાંદરણાના તેજમાં એણે એને ઓળખ્યો.

"કોણ ? ચન્દ્રપ્રકાશ ?"

"હા. બહુ વાગ્યું છે ?"

"ના. ના. માત્ર છાતીને ધક્કો લાગ્યો હતો. રૂક્ષ્મણીને કેમ છે ?"

રૂક્ષ્મણી હજુ બેભાન અવસ્થામાં હતી. ચન્દ્રપ્રકાશે પોતાના શોફરની સહાયથી એને પોતાની મોટરમાં સુવાડી. નંદલાલ પણ મહામુશીબતે ચન્દ્રપ્રકાશનો હાથ લઇ બેઠો થઇ શક્યો.

બન્નેને પોતાની મોટરમાં બેસાડી ચન્દ્રપ્રકાશ તુરત પોતાને ઘેર લઇ ગયો. એ ને એ વખતે ડોકટરને ટેલીફોન કરી બોલાવ્યો. ડોકટર આવ્યો. કલાક પછી રૂક્ષ્મણીની આંખ્યો ઉઘડી

"નંદ...લાલભાઇ ! બહુ વાગ્યું..."

એમ બોલતાં બોલતાં રૂક્ષ્મણીએ પોતાની આંખ્યો અરધી ઉઘાડી.

"નંદલાલજીને ઉંઘ આવી ગઇ છે."

"તમે...કોણ... ?" રૂક્ષ્મણીએ આંખ્યો ફાડી ચન્દ્રપ્રકાશ સ્હામે જોયું.

"હું ચન્દ્રપ્રકાશ."

બીજી પળે રૂક્ષ્મણીનો અભિમાની ચહેરો ઝાંખો પડી ગયો.

( અપૂર્ણ )



સ્ત્રીકેળવણીમાં પછાત ગણાતો ચીન દેશ પણ મહિલારત્નો નીપજાવે છે. ક્વાન્ટંગ નામે એક ચીના વિદ્વાન અમેરિકાની એક યુનીવરસીટીમાં વિજ્ઞાનનો અભ્યાસ કરે છે. તેમની ધર્મપત્ની પણ એજ યુનીવરસીટીમાં અભ્યાસ કરી રહી છે. ચીનમાં તેણે બી. એસસી. ની ડીગ્રી માટેની પરીક્ષા પસાર કરી છે અને હવે ઇલેકટ્રીકલ એન્જીનીઅર થવાની તૈયારીઓ કરે છે.

# ઈનામી ઉખાણું.

સંપાદિકાઃ ગં. તનુગૌરી મ્હેતા.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | | ■ | ૩ | ■ | ૪ | ૫ | ૬ |
| ૭ | | ■ | ૮ | | ૯ | ■ | ૧૦ | |
| | ■ | ૧૧ | | ■ | ૧૨ | ૧૩ | ■ | |
| ■ | ૧૪ | | | ■ | ૧૫ | | ૧૬ | ■ |
| ૧૭ | | ■ | ■ | ■ | ■ | ■ | ૧૮ | |
| ■ | ૧૯ | ૨૦ | ૨૧ | ■ | ૨૨ | ૨૩ | | ■ |
| ૨૪ | ■ | ૨૫ | | ■ | ૨૬ | | ■ | ૨૭ |
| ૨૮ | ૨૯ | ■ | ૩૦ | ૩૧ | | ■ | ૩૨ | |
| ૩૩ | | | ■ | | ■ | ૩૪ | | |

**આડાઃ** ૧. પ્રેમમૂર્તિ, પ્રિયા (ફારસી); ૪. સૂર્યની પુત્રી; ૭. ઘુમચો; ૮. એક જાતનું મોટું ફળ; ૧૦. શિરફી; ૧૧. ખનીજ પદાર્થનું ઉત્પત્તિસ્થાન; ૧૨. સર્પનું રહેઠાણ; ૧૪. દર્પણ; ૧૫. શહેર; ૧૭. ગુજરાતની એક નદી; ૧૮. કેશનો શણગાર; ૧૯. રાત્રી; ૨૨. પોત; ૨૫. ઉમ્મર; ૨૬. પાંદડું (અંગ્રેજી); ૨૮. ફળની અંદરનો ભાગ; ૩૦. કામદેવ; ૩૨. એક જાતનો મુખવાસ; ૩૩. જગમશહુર પુરૂષ-પ્રેમી; ૩૪. શમણું.

**ઉભાઃ** ૧. મહારાષ્ટ્રનું એક શહેર; ૨. ખેલાડી; ૩. ઘાસ; ૫. અપ્સરા; ૬. એક વિદેહ દેશભક્ત; ૮. એક જાતનું શાક; ૯. ઘર; ૧૧. ક્ષાર; ૧૩. બન્તુસ (અંગ્રેજી); ૧૪. ભરવાડ; ૧૬. ઝરૂખો; ૨૦. એક જાતનું અનાજ; ૨૧. ધારો; ૨૨. સુશિલ; ૨૩. ક્ષમા; ૨૪. શુભ; ૨૭. જગમશહુર સ્ત્રી-પ્રેમી; ૨૯. નાશ; ૩૧. એક સંખ્યા; ૩૨. દેહદમન.

[ નોંધઃ આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. આ ઉખાણાનો જવાબ તા. ૩૦ મી નવેમ્બર ૧૯૨૬ સુધીમાં અમને મળી જાય તેવી રીતિ મોકલી આપવો. ]

## સપ્ટેમ્બર અંકના ઉખાણાની હરિફાઇનું પરિણામ.

સપ્ટેમ્બર ૧૯૨૬ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું તેના બધા મળીને ૪૭ જવાબ આવ્યા હતા, તેમાંથી ૨૪ જવાબ ખોટા હતા. બાકીના ખરા જવાબોમાંથી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચે જણાવેલા બ્હેનનું નામ નીકળ્યું છે, એટલે તેમને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએઃ

## સૌ. લીલાવતી મણીભાઇ અમીન.

એ બ્હેનને “ વર્માની વિવિધ વાર્તાઓ ” નામે પુસ્તક ભેટ તરીકે મોકલી આપીશું. એ બહેન ઇનામ મેળવવાં ભાગ્યશાળી થયાં તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. બાકીના જે બ્હેનોનાં જવાબ ખરાં હતાં. તેમનાં નામ નીચે પ્રમાણે છે:

સૌ. કાશીબ્હેન દા. પેરીગરા; સૌ. વિદ્યાબ્હેન ચી. શેઠ; સૌ. કસ્તુરલક્ષ્મી આચાર્ય; કુ. ભાનુમતિ પૃ. ભટ્ટ; કુ. હસમુખ હ. ભટ્ટ; સૌ. કમળા જ. શાહ; સૌ. શાન્તાગૌરી કા. પટવા; સૌ. નિર્મળા નટવરલાલ; ચિ. શકુન્તલા મ. દેસાઇ; સૌ. સુમતિ હ. આચાર્ય; સૌ. મનહર કૃ. કાજી; સૌ. પદમાવતી લ. શેઠ; સા. રસિકગૌરી બા. યાજ્ઞિક; સૌ. સુમિત્રા પંડયા; સૌ. કૃષ્ણાગૌરી ગુ. સરૈયા; બ્હેન મણી મૂળજી; ગં. તનુગૌરી મ્હેતા; સૌ. કુસુમલતા રમણીકલાલ; સૌ. સરયુદા દ્વિવટિયા; સૌ. સુરજ નં. કાજી; સૌ. રમણગૌરી ધી. ભટ્ટ; સૌ. બાળાલક્ષ્મી અં. ત્રિવેદી.

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છે:

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૧ શા | ૨ ર | દા | | ૩ ક | ૪ લા | પી | |
| ૫ મે | | ણુ | | ૬ જ | | ટ | | ૭ સા |
| ૮ વ | ન | | ૯ ક | ન | ક | | ૧૦ ર | રિ |
| તી | | ૧૧ મ | | ક | | ૧૨ સ | | ત્રી |
| | ૧૩ આ | મી | ન | | ૧૪ ન | લી | ની | |
| ૧૫ જ | | ર | | ૧૬ કુ | | લ | | ૧૭ લ |
| ૧૮ મ | દ | | ૧૯ સા | રં | ગી | | ૨૦ મ | લ |
| ણુ | | ૨૧ જ | | ગ | | ૨૨ રા | | ના |
| | ૨૩ ના | ર | દ | | ૨૪ બં | સ | રી | |

**કુપન—નવેમ્બર ૧૯૨૬,**

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે. તંત્રી, “ગુણસુંદરી”.

લેખકનો ઉદ્દેશ ગમે તે હોય પણ તેમાં કલા ક્ષતિ જણાય છે.

દરેક સાહિત્યનો હેતુ આનંદ આપવાનો છે એમ તો આજે સહુ કોઇ સ્વીકારે છે. તે દૃષ્ટિથી પણ રાજબા નવલકથા તરીકે પંકાશે. વળી "રાજબા" વસ્તુની નકામી ઝીણી ચુંથણી નથી અને ઉેવટ સુધી એજ રસ જળવાઇ રહ્યો છે. નકામા લાંબા વર્ણનોમાં ન પડતાં તેમજ શબ્દોનો ફોકટ આડમ્બર છોડી દઇને ભાઈ શાહદાએ જે સરળ અને સાદી શૈલીનો ઉપયોગ કર્યો છે તેજ તેનું મુળ આકર્ષણ છે. અમને તો ખાત્રી છે કે "રાજબા" ઘણીજ લોકપ્રીય નીવડશે

**સ્ટેન્ડર્ડ ઈંગ્લીશ અને ગુજરાતી ડીક્ષનરી** સંપાદક: રા જન્મશંકર તુલસીદાસ મંકોડી, બી. એ. પ્રકાશક: ચિત્રશાળા પ્રેસ, પૂના મુલ્ય રૂ. ૩-૧૨-૦ વિદ્યાર્થીઓ માટેનો આ અંગ્રેજી ગુજરાતી શબ્દકોષ વેપારીઓને તેમજ બીજા ધંધાદારીઓને પણ ઉપયોગી થઈ પડે એવો બન્યો છે. આ કોષમાં લગભગ ૩૫૦૦૦ અંગ્રેજી શબ્દો તેના ગુજરાતી શબ્દાર્થ સાથે આપ્યા છે. પાછલના ભાગમા જાણીતી કહેવતોનો અને મૂળ ગ્રીક યા લેટીન શબ્દોનો સંગ્રહ પણ આપ્યો છે હમણાં હમણા જે નાના મોટા શબ્દકોષ પ્રકટ થાય છે તેમા ઉપયોગિતાની દૃષ્ટિએ આ કોષ ઉંચુ સ્થાન લેશે. છપાઈ તેમજ બાંધણી વગેરે સુંદર અને મજબુત છે. ૯૦૦ ઉપર પાનાનો આ ગ્રંથ ત્રણ રૂપીઆની કીંમતે સસ્તોજ ગણાય એ કીમતને લીધે અને એની ઉપયોગિતાને ખાતર સર્વ સાધારણ વર્ગમા એ પુસ્તકનો બહોળો ફેલાવો થશે એમ અમને લાગે છે.

**સ્નેહલગ્ન અને સાધ્વી સરોજ:** લેખક: રા. સોમચંદ મણિભાઇ પરીખ મુખ્ય એજન્ટ: ન્યુ મોડર્ન બુક સ્ટોલ, પાયધુની, મુંબઇ ૩, મુલ્ય રૂ. ૧ ૮ ૦ આ પુસ્તકના લેખકે અત્યાર પહેલા ત્રણ ચાર પુસ્તકો લખ્યાં છે, છતા કોણ જાણે કેમ પણ આ પુસ્તક કંઈ ઓછા અનુભવીના હાથે લખાયું હોય એમ લાગે છે. વાર્તાનો ઉદ્દેશ સુંદર છે સરોજ અને રમેશચંદ્રનું પ્રેમી યુગલ અનેક વિટંબણામાંથી પોતાનો માર્ગ કરી દેશ સેવાનો મંત્ર સાધે છે. સરોજ માતા પિતાની મરજી વિરૂદ્ધ ગરીબ રમેશને પરણે છે અને અત્યંત દુખી થાય છે છતાં પોતાનો ધર્મ છોડતી નથી. વિમળા અને વિહારી પણ એવાજ પ્રકારનાં ઉપનાયક અને નાયિકા છે. મધુકરનું પાત્ર શ્રીમંતો ધારે તો શું કરી શકે તે બતાવે છે. આ સર્વ પાત્રોના અને મૂળ વસ્તુના વિકાસમાં કેટલેક સ્થળે વિગતોમાં ખામી લાગે છે પણ બહુ ગંભીર નથી પુસ્તકને રા. મીસ્ત્રીનાં કેટલાંક ચિત્રોથી આકર્ષક બનાવ્યું છે. ભાષા સાદી ને સરળ છે, એ એનો ખાસ ગુણ છે.

**સૌરાષ્ટ્રની રસધાર (ભાગ ૪ થો):** સંપાદક રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: સૌરાષ્ટ્ર કાર્યાલય મૂલ્ય: રૂ. ૧-૮-૦ રસધાર અને તેના સંપાદકનું નામ ગુજરાતમાં એટલાં બધાં વિખ્યાત છે કે તેમની ઓળખ આપવાની જરૂર નથી રહી. સૌરાષ્ટ્ર કાર્યાલયે અત્યાર પહેલાં પ્રકટ કરેલા રસધારના ત્રણ ભાગ વાચક પ્રજાએ હોંસે હોંસે સત્કાર્યા છે અને આ ભાગ પણ અત્યાર પહેલા એટલાજ ઉત્સાહથી સત્કારયો છે એજ એ પુસ્તકોની ઉપયોગિતા સાબિત કરે છે. આ પ્રકારનું લોકસાહિત્ય ફરી સજીવન કરી તેનો આસ્વાદ સાહિત્યરસિક પ્રજાને આપવા માટે રા. મેઘાણીને ધન્યવાદ ઘટે છે. આ પુસ્તકમાં ૧૧ સુંદર પ્રેમ શૌર્યભરી વાર્તાઓ અને ૭ રસબિન્દુઓ સમાવ્યા છે. ઉપરાંત શબ્દકોષ વગેરે પણ આપ્યા છે લગભગ ૨૦૦ ઉપર પાનાનો આ ગ્રંથ એક વાર હાથમા લીધા પછી પુરો કરવાનીજ વાચકને ફરજ પડે છે.

**શશિકલા અને ચૌર પંચાશિકા:** અનુવાદક રા. નાગરદાસ ઇ. પટેલ. પ્રકાશક: મે વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની મુંબઇ મૂલ્ય: રૂ. ૨-૦ ૦ શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રંથમાલાના ૪થા પુસ્તક તરીકે આ પ્રકટ કરવામાં આવ્યું છે 'આદર્શ' ના ભાવિક તંત્રી રા પટેલે બિલ્હણના મુળ સંસ્કૃત કાવ્યનો ગુજરાતી પદ્ય અનુવાદ આ પુસ્તકમા કર્યો છે. રસિક કોઇ રાજાની પુત્રી હતી. તેને વિદ્યાભ્યાસ કરાવવા એક કવિ-પંડિતને રાજાએ રોક્યા. બન્ને યુવાન હોઇ પ્રેમને રાજનીતિનો પ્રતિબંધ નહીં ગણી કુંવરીને કહ્યું પવિત




## હિંદ.

મુંબાઇના શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તરફથી નવરાત્રના રાસોત્સવનો સમારંભ તા ૧૨ મી ઓક્ટોબરે મારવાડી વિદ્યાલય હોલમાં ઉજવાયો હતો. બ્હેનોએ તેમાં મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. સાન્ટાક્રુઝની શાળાએ એ સમારંભ તા. ૧૫ મી એ ઉજવ્યો હતો, જ્યારે કોસ્મોપોલીટન મંડળની બ્હેનોએ તા. ૧૩ મીએ ઉજવ્યો હતો મંડળને સ્વ. શેઠ પરસનબાઇ ગોકળદાસ પારેખના સ્મરણાર્થે તેમના પુત્રી તરફથી રૂ ૧૦૦૦ મળ્યા છે શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશીના ટ્રસ્ટીઓ તરફથી રૂ. ૧૦૦ મળ્યા છે સૌ. મંગળાગૌરી દ્વારકાદાસ ત્રીભોવનદાસ રૂ. ૧૫૦ ભરી લાઇફ મેમ્બર થયાં છે. મંડળ એ સર્વનો આભાર માને છે × ×

મુંબાઇના ભગિની સમાજે મ. ગાંધીજીની ૫૮ મી જયંતિ તા. ૨૭ ઓક્ટોબરે સૌ. તારાબ્હેન માણેકલાલના પ્રમુખપદે ઉજવી હતી. રા. મહાદેવ દેસાઇએ ગાંધીજીએ સ્ત્રીઓની કરેલી સેવાની યાદ આપતું ભાષણ આપ્યું હતું. બીજી સભા વનિતા વિશ્રામ હોલમાં મિસિસ નાયડુના પ્રમુખપદે થઇ હતી. મં. રતનબાઇ મ્હેતાએ ભાષણ કર્યું હતું. ભગિની સમાજ તરફથી સ્ત્રીઓ માટે રાખેલી ઇનામી નિબંધમાળાની હરિફાઇ વિષે અમારા જુન અને ઓગસ્ટ ૧૯૨૬ ના અંકોમાં પ્રતિજ્ઞાઓ પ્રગટ થઈ છે. એ નિબંધો લખી મોકલવાની છેવટની તારીખો આ પ્રમાણે નકકી થઇ છે. ૧ લો નિબંધ ઓક્ટોબરની આખર સુધીમાં, ૨ જો નિબંધ નવેમ્બરની આખર સુધીમાં; ત્રીજો નિબંધ ડીસેમ્બરની આખર સુધીમાં નિબંધો રજીસ્ટર્ડ પોસ્ટથી "રા. રસનદાસ જ. ચીતલીઆ, મંત્રી, ભગિની સમાજ, મુંબાઇ. ૪" ને સરનામે મોકલવા.

× ×



આંતર-રાષ્ટ્રીય મહિલા મત ધિકાર સંઘનાં ઇટાલીયન સેક્રેટરી શ્રી. એંગાલી શુર.

સર લેસ્લી વીલ્સન હોસ્પીટલ ફંડ માટે બાનુઓની કમિટિ તનતોડ પ્રયત્નો કરી રહી છે. મિસિસ કાવસજી જહાંગીર એ ફંડના લાભાર્થે એક બાળકોનો ફેન્સી ડ્રેસ કાર્નીવલ યોજવાનાં છે. મિસિસ લાલવારખાનના પ્રયાસથી ઘણું સીનેમા હાઉસો એ ફંડના લાભાર્થે પોતાના ખેલો આપશે. બીજા પણ નાના મોટાં પ્રયત્નો થાય છે. લેડીઝ જીમખાનામાં જનાવરોના પોશાક સાથેનો એક બોલ સમારંભ પણ યોજાયો છે. × ×

બાળલગ્નના કાયદાને અમલમાં મુકવા વિષે વિચાર કરવા સરકારે એક પરિષદ તા.૩ જી સપ્ટેમ્બરે મુંબાઇમાં બોલાવી હતી. હોમ મેમ્બર પ્રમુખસ્થાને

કાપી નાખ્યું હતું. છોકરો બાપના હાથનું રમકડું હોવાથી તેને સો રૂપીઆનો જામીન લઇ છોડી મૂકયો. બાપને ૬ વર્ષની કોર્ટે સજા કરી. × ×

સ્ત્રીકેળવણીના ઇજીપ્તના આગેવાન બાનુ મીસ ઝકીયા સુલેમાને મ. ગાંધીજીના સત્યાગ્રહા-શ્રમની મુલાકાત લીધી અને ત્યાં ૨૪ કલાક રોકાઇ આશ્રમનું જીવન ગાળ્યું હતું. એ સાદા જીવનનાં તે ઘણાં વખાણ કરે છે. તે પાછા ઇજીપ્ત ગયાં છે. પોતાને સમય હોત તો મીસ સ્લેડની જેમ આશ્રમમાં રહેવાની તેમની ઇચ્છા હતી. જાણીતાં સોશીઆલીસ્ટ બાનુ મીસ મ્યુરીઅલ લીસ્ટર પણ આશ્રમમાં એક અઠવાડીયું આશ્રમનું જીવન ગાળી ગયાં. ઇગ્લાંડના બાળ-શિક્ષણમાં તેમણે સારો ફાળો આપ્યો છે.

× ×

સોજીત્રાના શ્રી દિગંબર જૈન શ્રાવિકાશ્રમનો વાર્ષિક સમારંભ ભાદરવા શુદ ૧૧ ના રોજ ઉજવાયો હતો આ પ્રસંગે શ્રી. પ્રભાવતી બ્હેને 'ગુજરાતી બ્હેનોને સંદેશ' નામે લેખ વાંચ્યો હતો.



બ્રિટિશ મહિલા એની આગેવાન
મિસિસ બેસેંટ.

× ×

બીલખાની એક યુવાન વિધવાએ થોડા સમય પર પોતાનીજ જ્ઞાતિના એક યુવાન સાથે પુનર્લગ્ન કર્યું હતું. બાઇને નવા પતિથી ગર્ભ રહ્યો છે. મહાજને જબરદસ્તી કરી એ પુનર્લગ્ન રદ કરાવ્યું છે, અને સગર્ભા વિધવાને તેના જુના સાસરે પાછી ધકેલી છે! × ×

બરવાળામાં એક કન્યાશાળા સ્થાપવા માટે શેઠ નારાયણદાસ ઠાકરશી મુલજીએ રૂ ૬૦૦૦ ની ઉદાર રકમ કાઢી આપી છે વડોદરા રાજ્યના વિદ્યાધિકારીએ આ રકમ સ્વીકારી છે ×

અમૃતસરના એક રાજકુમાર લાડીની કોઈ ખવાસણની કન્યા ઉપર આશિક થયા અને તેને સ્નેહરાણી બનાવવા મોટરમાં ઉપાડી ગયા. લાડીના મેનેજરને ખબર મળતાં પાછળ પડી કન્યાને પાછી લાવ્યા. છોકરીની મા રૂ. ૫૦૦૦ લઇ તેને વેચવા તૈયાર થયેલી. × × × ×

ભાવનગરની ખાડીમાં એક બાઇ અકસ્માતથી પડી ગઈ હતી અને પાણીના વહેણ સાથે ખેંચાઇ હતી. પણ તેને તરતાં આવડતું હોવાથી મહેનત કરી ધોધાને કિનારે સહી સલામત બહાર આવી હતી.

× × ×

સમઢીઆળામાં એક વાઘરી કન્યા અસાધ્ય રોગો મટાડવાના ચમત્કારો બતાવી રહી છે દરદીઓ દર મંગળવારે તેની પાસે આવે છે. અને તેમને તેતાજ રોગ પારખી કાઢે છે. તેમના ઉપરથી અડદના દાણા ઓવારી પોને ચાવી જાય છે; અને રોગ દૂર થઇ જાય છે

× ×

જામનગરના એક ખવાસે પોતાની પુત્રીને એક મુસલમાન સાથે પરણાવવાનું સારૂં કર્યું. ખવાસ કોમે વાંધો ઉઠાવતાં મહારાજા આવે ત્યાં સુધી એ લગ્ન રાજ્યે અટકાવ્યાં છે × ×

ગાંગડના ઠાકોર સાહેબે બાવળાના અબળા અનાથાશ્રમના પેટ્રન થઇ રૂ. ૧૦૦૦ આપ્યા છે અને કાયમી નિભાવ માટે માસિક રૂ. ૫૧ આપવાનું ઠરાવ્યું છે. × × ×

કચ્છના પોલીસ કમીશનર ખાન બહાદુર અબ્દુલ રસીદ ખાનના પત્ની પોતાના બાળકો સાથે સેકન્ડ ક્લાસમાં રાજકોટથી વઢવાણ તા ૧૪ મી સપ્ટેમ્બરે આવતા હતા. રસ્તામાં એક બાળક અચાનક ટ્રેનમાંથી પડી ગયો. બાઇએ સાંકળ ખેંચી પણ ગાડી ઉભી ન રહી. આખરે તે કુદી પડી. કેટલાક

થતાં ગાડી અટકી. બાઇ ને બાળક બન્નેને ઇજા થઇ છે પણ બચી ગયાં છે. ×    ×    ×

પૂનામાં મુસ્લીમ કન્યાઓ માટે એક આશ્રમ " શેઠ વલીમહમદ અને દોસ્તમહમદ "ના નામે સ્થપાયું છે, તેની મુલાકાત ના. ગવર્નરે તા. ૧૪ મી ઓક્ટોબરે લીધી હતી અને દાતાઓની પ્રવૃતિનાં અને સંસ્થાની વ્યવસ્થાનાં વખાણ કર્યાં હતાં. ના. ગવર્નરે કર્વે મહિલા વિદ્યાપીઠની કન્યાશાળાનું નવું મકાન તા. ૧૬ મીએ ખુલ્લું મુક્યું હતું. આ પ્રસગે પ્રો કર્વે અને તેમના સહચરોના આત્મભોગની તેમણે વખાણ કર્યાં હતાં.

×    ×

સ્ત્રી કેળવણીનો પ્રશ્ન ચર્ચવા માટે આખા હિંદની સ્ત્રીઓની એક પરિષદ્ પૂનામા બોલાવવાનું નક્કી થયું છે. એ પરિષદનું કાર્ય સરળ થાય તે માટે દરેક પ્રાંત પોતપોતાની પ્રતિક પરિષદ ભરી પોતાનું ધ્યેય નક્કી કરે અને મોકલવાના પ્રતિનીધિઓ ચુંટી કાઢે એ જરૂરનું છે. આ બાબતમાં ઉત્તર સિંધે પ્હેલ કરી શિગરપુરમાં પોતાની પરિષદ ભરી લીધી છે અને પ્રતિનીધિઓ ચુંટી કાઢયા છે. મદ્રાસે તા ૧૬ મી ઓક્ટોબરે પોતાની પરિષદ ભરી કાઢી; અને ધાર્મિક અને નૈતિક શિક્ષણની જરૂરીઆત માટેનો ઠરાવ પસાર કર્યો. ગુજરાતની પરિષદ્ નવેમ્બરની શરૂઆતમાં અમદાવાદમાં ભરાશે.    ×    ×    ×

ઇજીપ્તનાં મહિલા સંઘનાં પ્રમુખ
**શ્રીમતી હુદા ખાનુમ.**

મુંબાઇ ઇલાકાની શાળાઓની કન્યાઓની હસ્તકળાના નમુનાનું એક સુંદર પ્રદર્શન પુનાના કાઉન્સીલ હોલમાં તા ૮ મી ઓક્ટોબરે સાંગલીના રાણી સાહેબે ખુલ્લું મુક્યું હતું. એ પ્રસંગ જાણીતાં સ્ત્રીપુરૂષો મોટી સંખ્યામાં હાજર રહ્યા હતા. સ્ત્રીઓની હસ્તકલાને સજીવન કરવામાં આવાં પ્રદર્શનો મોટો ફાળો આપે છે.    ×    ×

દેવદાસીઓના ઉધ્ધાર અર્થે મદ્રાસનું ઇન્ડીઅન લેડીઝ સમાજ લેડી સદાશીવ ઐયરના પ્રમુખપદે સુંદર કામ કરે છે. એ સમાજે એક આશ્રમ સ્થાપ્યો છે. જેમાં દેવદાસીઓની ૮ કન્યાઓ સંગીત અને ચિત્રકળાનું શિક્ષણ લે છે.    ×    ×

સ્ત્રીઓ તેમજ પુરૂષો માટે નીતિનું ધોરણ એક સરખું હોવું જોઇએ અને નીતિની શિથિલતા માટે બન્નેને સરખી સજા થવી જોઇએ. એવી મતલબનું એક ભાષણ પેરીસના પરિષદમાં હિંદના પ્રતિનીધિ તરીકે જઇ આવેલાં ડૉ મુથુલક્ષ્મીએ મદ્રાસમાં લેડી સદાશીવ આયરના પ્રમુખપદે આપ્યું હતું.    ×    ×

ત્રાવણકોરના રાજ્યમાતાએ રાજ્યના કેળવણી પામેલા યુવાનોને આજીવિકા કરી આપવા માટે એક ખેતીની યોજના ઘડી છે રાજ્યમાં પડતર રહેલી પણ ખેડી શકાય એવી જમીન એ યુવાનોને અપાશે; પ્રાથમિક ખર્ચ માટે નાણાંની મદદ પણ રાજ્ય આપશે ખેતી શાળાના પાસ થયલા વિદ્યાર્થીઓને દશ દશ એકર જમીન અને રૂ. ૨૫૦ આપ્યા છે જેથી તેઓ ખેતી માટેના નવા નવા પ્રયોગ કરી દેશને લાભ કરી શકે.    ×    ×

કોલ્હાપુરમાં ૨૪ મી સપ્ટેમ્બરે મહિલા વિદ્યાલય તરફથી ભરતગુંથણના નમુનાઓનું એક પ્રદર્શન સાંગલીના રાણીસાહેબના હાથે ખુલ્લું મુક્યું હતું. લગભગ ૮૦૦ ઉપર સુંદર નમુના આવ્યા છે. એવુંજ એક પ્રદર્શન સાંગલીમાં તા. ૪ થી સપ્ટેમ્બરે ભરાયું હતું    ×    ×

ડૉ. મિસિસ એની બેસાંટની ૮૦ મી વર્ષગાંઠ તા. ૨૭ ઓક્ટોબરે દેશના ઘણા ભાગોમાં ઉજ-

વવામાં આવી હતી. મ. ગાંધીજીની વર્ષગાંઠ પણ એજ દિવસે ઉજવાઈ હતી. × ×

બેંગલોરમાં તા. ૨૩ મી સપ્ટેમ્બરે "હિંદી સ્ત્રીઓનું રાજકીય ક્ષેત્રમાં સ્થાન" એ વિષયપર શ્રી. માર્ગારેટ કઝીન્સે સ્ત્રીઓની એક મોટી સભા સમક્ષ ભાષણ આપ્યું હતું. શ્રીનિવાસ શાસ્ત્રી પ્રમુખસ્થાને હતા. સંમતિ વય ૧૨ થી વધારી ૧૬ વર્ષની કરવા માટેનો એક ઠરાવ સભાએ કર્યો હતો ત્રીવેન્ડ્રમ, કુડાલોર, નેલોર, અનંતપુર, ઇદામનલ, કોઇમ્બતુર અને મદનાપલ્લે પણ એવા ઠરાવો કરી સર હરિસિંહ ગોરના ખરડાને ટેકો આપ્યો છે ×

ગ્વાલીઅરમાંથી વીસ વર્ષની એક યુવતીને માબાપના કબજામાંથી ભગાડી લઇ જવા માટે કલકત્તાની પોલીસે એક મહંતને પકડયો છે. સાધુ બાવાઓથી ચેતતા રહેવું. એવા ઘણા ઢોંગી ધુતારા ફરે છે. × × ×

"હબલુલ માતીન" પત્રના તંત્રીની પુત્રી શ્રીમતી ફરરૂખ સુલ્તાન મુવાઇદઝાદા કલકત્તા યુનીવરસીટીની કાયદાની પરિક્ષામાં આ વર્ષે બેઠાં છે. આ પરીક્ષામાં સખ્ત પડદો પાળતી આ એકજ સ્ત્રી ઉમેદવાર હતી. × ×

"માંડલે (બ્રહ્મદેશ) માં ૨૦૦-૩૦૦ ગુજરાતી હિન્દુઓ રહે છે જ્યાં કોઈ કુટુમ્બહિન ગુજરાતી સ્ત્રીને હોસ્પીટલમાં નિરાધાર દશામાં દેહ છોડવો પડે અને તેની સ્મશાનક્રિયામાં ભાગ લેવા જેટલો પણ એક ગુજરાતી સમય ફાજલ ન પાડી શકે એ કેવું શોચનીય કહેવાય?" (સૌરાષ્ટ્ર)

× × ×



મહાત્મા ગાંધીજીના સિદ્ધાંતોથી આકર્ષાઇ, યુરપની જાહોજલાલી અને ફેશનો ત્યાગી સાબરમતીના સત્યાગ્રહાશ્રમમાં સાદું જીવન ગાળતા બ્રિટિશ એડમીરલનાં પુત્રી

મીસ સ્લેડ (મીરાંબાઇ).

મ્હેસુર રાજ્યના મલવલી તાલુકાના એક ગામમાંથી ૯ સ્ત્રીઓ કંઇ ખરીદી કરવા શહેરમાં જવા ગાડામાં બેસી નીકળી હતી ત્રણ માઇલ જતાં કેટલાક બદમાશોએ હલ્લો કર્યો અને પૈસા પડાવી લીધા. સ્ત્રીઓએ બુમો મારી તે દૂરથી જતા બે ખેડુતે એ સાંભળી. તેમના આવી લાગવાથી હુંલ્લાખોરો નાઠા પણ નાસતાં એક જમ્બુન ઝાડ વાગીને પડી ગયો. એક સ્ત્રીએ તેના પર ચડી બેસી તેને ઉઠવા જ ન દીધો. ખેડુતો આવતાં તેને બાંધી લીધો. ×

બાળલગ્ન સંબંધી આખા હિંદની એક પરિષદ ગોઠવવાના પ્રયત્નો 'ધી ચેમ્બર્સ ઓફ ઇન્ડીઆ લીગ ફોર મેટરનીટી એન્ડ ચાઇલ્ડ વેલ્ફેર' તરફથી થાય છે. તા. ૪-૮ ફેબ્રુઆરી નક્કી થઇ છે.

× × ×

પંજાબની ધારાસભામાં, મુંબાઇ અને મદ્રાસની જેમ સ્ત્રીઓની વિરૂદ્ધનો સભાસદ થવા માટેનો પ્રતિબંધ છે તે કાઢી નાંખવો એવી દરખાસ્ત લાલા મોહનલાલ મુકવાના છે. × ×

પંજાબની વિધવા વિવાહ સહાયક સભા અને તેની શાખાઓના આશ્રય હેઠળ ઓગસ્ટ માસમાં કુલ ૨૨૦ વિધવાઓનાં પુનર્લગ્ન થયા હતાં. જાનેવારીથી ઓગસ્ટ ૧૯૨૯ સુધીમાં કુલ ૧૯૨૯ પુનર્લગ્ન આ વર્ષમાં થયાં છે × ×

કાસ્મીરમાં સ્ત્રીપ્રવૃતિએ કંઇ જુદુંજ સ્વરૂપ લીધું છે. ત્યાંના લોકો સુંદર હોવા છતા ગંદા બહુ રહે છે એટલે જાહેર હમામખાના સ્થાપવાની હિલચાલ ત્યાં થાય છે. એક દાતાએ સુથુમાં હમામખાનું સ્થાપવા રૂ. ૨૦૦૦ આપ્યા છે. રેનાબાઇમાં એક બીજું હમામખાનું સ્થપાશે. સ્ત્રી કેળવણીના પ્રચાર માટે મિસિસ વાં ધીલ ગીલ્ડમેસ્ટરની આગેવાની હેઠળ એક નવું મંડળ સ્થપાયું છે

### એશિયા.

કુટણખાનાઓ જપાનમાંથી ધીરે ધીરે નાબુદ કરી શકાય તે હદેશથી નવા નિયમો ઘડી અમલમાં મુકાવા છે પોલીસ અધિકારીઓએ પરિપત્ર જારી આ નિયમો નક્કી કર્યા છે. આ નિયમોને લીધે એવા કુટણખાનામાં સપડાયલી સ્ત્રીઓ સ્વેચ્છાઇથી છુટી શકશે; કોઇ પણ જાતનું લખાણ યા મોઢાનો કરાર બંધનકર્તા નહિ ગણાય. × ×

### યુરપ.

ઇંગ્લાંડની એક સભામાં કોઇ મિસિસ એન્ડરસને એવો ઠરાવ રજુ કર્યો કે સ્ત્રીઓએ ટુંકા ચણીઆ ન પહેરવા જોઇએ અને સીગારેટ ન પીવી જોઇએ એ ઠરાવ પર ત્રણ સ્ત્રીઓએ બંડ ઉઠાવ્યું. તેમણે કહ્યું કે ઘુંટણ ઢંકાય એટલો ચણીઓ હોય તો યુવકોમાં અનીતિ ફેલાવાનો સંભવ નથી. સીગારેટ પીવી એતો દરેકના શોખની વાત છે. × × × ×

ડબ્લીનમાંથી એક અને લીવરપુલમાંથી એક એમ બે સ્ત્રીઓ વેટરીનરી સરજ્યન માટેની પરીક્ષામાં પસાર થઇ છે. હિંદમાં એ પ્રાણીસેવાનું ક્ષેત્ર સ્ત્રીઓને આકર્ષે એ જરૂરી છે. મદ્રાસમાં એક બાઇએ કુતરાંઓનું એક પ્રદર્શન ભર્યું હતું અને જેઓ કુતરાંની સારી માવજત રાખતાં હોય તેમને ઉત્તેજવા ઇનામો આપ્યાં હતાં. ×



તુર્કસ્તાનના એક સ્ત્રી-ઉપયોગી પત્રનાં તંત્રી

શ્રીમતી નજિયા હનુમ.

બ્રિટિશ સોશીઅલ હાયજીન કાઉન્સીલના સેક્રેટરી મિસિસ નેવીલ રોલ્ફ હિંદમાં ચાલતા ચામડીના રોગો દૂર કરવાના ઉત્તમ માર્ગ વિષે પ્રાંતિક અધિકારીઓ સાથે મસલત કરવા હિંદ આવ્યાં છે. એમને એ મસલત માટે ખાસ આમંત્રણ કરી પ્રાંતિક સરકારોએ બોલાવ્યાં છે. ×

બ્રિટનના વિમાની ખાતાના પ્રધાન સર સેમ્યુઅલ હોર ડીસેમ્બરમાં ઇંગ્લાંડથી વિમાનમાં બેસી કરાંચી આવશે ટપાલ લાવવા માટે એ ૫૫૦૦ માઇલનો પટ વિમાની વ્યવહાર માટે ખુલ્લો મુકવાનો છે. તેમની સાથે તેમનાં પત્ની લેડી મોડ હોર પણ આવનાનાં છે. × × ×

દુનિયાના રૂના ઉદ્યોગના સંજોગોની તપાસ કરવા ઇંગ્લાંડે એક ડેપ્યુટેશન નીમ્યું છે, જેના સેક્રેટરી કામદાર ખાતાના એક આગલા મંત્રી મી થોમસ શૉ છે. એ મી. શૉની નાની પુત્રી મીસ મેરી શૉ પણ બાપની સાથે તેમના કામમાં મદદ

કરવા નવેમ્બરમાં હિંદમાં આવવાની છે. સ્ત્રી-મતાધિકારની લડતનાં એક આગેવાન મિસિસ પેથ્વીક લૉરેન્સ પણ એ અરસામાં પોતાના પતિની સાથે આવશે. હિંદ કેમ બધાને આકર્ષી રહ્યું છે!

× ×

સ્ત્રી—એન્જીનીઅરોના મંડળની ચોથી વાર્ષિક સભા લીડસમાં મળી હતી. એ વખતે સભાસદોએ જુદા જુદા વિષયો પર નિબંધો વાંચ્યા હતા. પ્રમુખ મિસિસ વીલ્સને ઘરો બાંધવાના સબંધમાં ઉપયોગી સૂચનાઓ કરી હતી. × ×

દરિયામાં કેટલે ઉંચેથી કુદકો મારી શકાય તેનો અખતરો મીસ એલે ન્ડાહુરે કરી બતાવ્યો છે. તેણે ટોરકવેના સેરોહા ખડક ઉપરથી ૫૦ ફીટની ઉંચાઇ એથી કુદકો માર્યો હતો. ×

બ્રિટિશ ખાડી તરવાનાં સાહસો હવે વધતા જાય છે. તા. ૨૦ મી સપ્ટેમ્બરે મીસ મોના મેકલીન નામે બાનુ ઉતર્યાં હતા બીજે દિવસે મીસ મેરીઅટે પણ એ સાહસમાં ઝંપલાવ્યું હતું. અમેરીકાની મીસ લીલીઅન કેનન પણ કરી પ્રયત્ન કરવાની છે. × ×

શ્રીમતી વોલ્ટર ટીબીટસ નામે એક અંગ્રેજ સ્ત્રિયાને હિંદુ ધર્મ ઉપર અભિભાવ ઉપજવાથી એ ધર્મ સ્વીકાર્યો છે. બનારસની યુનીવર્સીટીમાં પૂર્વની વસ્તુઓનું સંગ્રહસ્થાન સ્થાપવા એ બાઇએ ૧૫૦૦૦ પાઉંડની રકમ કાઢી આપી છે એ સંગ્રહ



ઇજીપ્તનાં એક રાજદ્વારી આગેવાન
**શ્રીમતી હલીરે હબીબ હનુમ.**

જીન્સ્લો સુસ્વા ને હિંદ આવવાનાં છે અને તે પછી હિમાલયમાં અમરનાથની યાત્રાએ જશે. × ×

ઇંગ્લાંડમાં ગોલ્ફની રમતની હરિફાઈમાં તુરહોવ સ્પામાં ૧૧૧ સ્ત્રીઓ હરિફ તરીકે દાખલ થઈ હતી. એ હરિફાઈમાં પેરીસની મીસ ટીઆના એસ્મોન્ડ પ્રથમ આવી હતી. ×

દુનિયામાં સૌથી સુંદર સ્ત્રી કોણ તેનો નિર્ણય કરવાની હરિફાઇ પશ્ચિમમાં થોડા સમયમાં થવાની છે. ઇંગ્લાંડમાં આ હરિફાઇ માટેનાં ઉમેદવારોની તપાસ લેવાય છે. જે વધારે સુંદર જણાશે તેને એ હરિફાઇમાં ભાગ લેવા અમેરિકા મોકલાશે. આ હરિફાઇમાં વિજય મેળવનાર થોડા વખતમાં ધનવાન બની જશે. એનાં ચિત્રો છાપવા માટે વર્તમાનપત્રો મોંમાગી રકમો આપશે. સીનેમા અને નાટક કંપનીઓ એની સેવા મેળવવા પરસ્પર હરિફાઇ કરશે × ×

૯૦ વર્ષ પ્હેલાં ઇગ્લાંડના ડડલી ગામમાં એક પુરૂષે પોતાની પત્નીનું ૬ પેન્સમાં વેચાણ કર્યું હતું. હમણાં હમણાં હિંદમાં પણ એવા બીરબાઓ પાકવા માંડયા છે. પેરીસમાં એક જણે હમણાં પોતાની પત્ની એક મિત્રને આપી દીધી અને ઉપરથી વીસ ફ્રાંકની રકમ પણ આપવા તૈયાર હતો!

× × ×

લંડનમાં સ્ત્રીઓની રમતગમતોની હરિફાઇ થઈ

હતા. ૨૨૦ વાર દોડવાની શરતમાં મીસ ડી એશ. સ્મીથસન સાૈથી પ્હેલી આવી ઈનામ જીતી ગઇ.

× × ×

પેરીસમાં સ્ત્રીઓએ બ્રીચીસ જાતની પાટલુન પ્હેરવાની પ્રથા દાખલ કરી છે. એ પ્હેરવાથી ઘર કામમાં ઘણી સગવડતા થાય છે. ઘરમાં પ્હેરવાની, બ્હાર જતાં પ્હેરવાની અને સર અવસરે પ્હેરવાની બ્રીચીસ જુદા જુદા કપડાંની અને ફેશનની બનાવે છે હિંદની સ્ત્રીઓ પણ ઘરમાં પ્હેરવા માટે એવો કાઈ પોશાક શોધી કાઢે તો સ્ટવથી બળી મરવાના અકસ્માતો બંધ થઈ જાય હમણાંજ કાશીબાઇ નામે ૧૯ વર્ષની એક યુવાન બ્હેન એવી રીતે દાઝીને ગુજરી ગઇ છે. પેરીસમાં સ્ત્રીઓએ અમુક રીતે વાળ કપાવવાની ફેશન પણ કાઢી છે. એક અમેરીકન નાચનારીએ એ નવી ફેશન દાખલ કરી છે. × × ×

પંજાબના સિંહ રણજીતસિંહના વંશજ પ્રીન્સ દુલીપસીંહની પુત્રી વીલેમોન્ટ ઉર્ફે પ્રીન્સેસ ઇરીને મોનાકોના દરિયામાં પડી આપઘાત કર્યો છે ×

ઇટાલીયન સ્ત્રીઓના પોશાકમાં સીનોર મુસોલીની કેવો ફેરફાર કરવા માગે છે, તે સંબંધમાં દુનીયામાં સુંદરમાં સુંદર સ્ત્રી ગણાતી ઇટાલીયન સન્નારી લીના કેવીલરીની મુલાકાત લેતાં બ્રીટીશ યુનાઇટેડ પ્રેસને તેણે જણાવ્યું હતું કે, હું નથી ધારતી કે, સીનોર મુસોલીની ઇટાલીયન સ્ત્રીઓને એકસરખો પોશાક, ઇટાલીયન રીતરીવાજને અનુસરતો પહેરવાનું કરે. મારા અભીપ્રાય પ્રમાણે કેવો પોશાક પહેરવો તે સમયને અનુકુળ રહી પહેરવાની સ્વતંત્રતા સ્ત્રીઓને હોવી જોઇએ. ફ્રાન્સ માંની ઇટાલીયન છોકરીઓને લાંબા વાળનાં ગુંછળા અને ટુંકી ફરાકો પહેરતી જોઇ મને નવાઇ લાગી હતી. ભવિષ્યમાં ઇટાલીયન સ્ત્રીઓ અસલના લાંબા પોશાક પર જાય તે હવે તદન અસંભવીત છે. હાલનો પોશાક તો રહેવાનોજ × ×

જર્મનીના ગોથેનબર્ગમાં થયલી રમતગમતોની હરીફાઇમાં જાપાનની એક મહિલાએ ભાગ લીધો હતો અને ચક્ર ફેરવવાની હરિફાઇમાં બીજે નંબરે આવી હતી. × × ×

સ્વીડનની રાજકુમારી પ્રીન્સેસ આસ્ટ્રીડ બેલજીઅમના પાટવી કુમાર પ્રીન્સ લીઓપોલ્ડ સાથે પરણશે એમ જણાવવામાં આવે છે. × ×

બુદાપેસ્ટ (હંગરી)માં થોડા વખત પ્હેલાં એક સ્ત્રી પોતાના ત્રણ બાળકોને વેચતાં પકડાઈ હતી. ૧૪ વર્ષની એક છોકરીને અને ચાર વર્ષના છોકરાને તેણે વેચી માર્યાં હતાં ૯ માસના નાના બાળકને ખરીદનાર કોઇ મળ્યો નહિ. તે સ્ત્રીને કારણ પૂછતાં તેણે જણાવ્યું કે 'મારા ધણીને અકસ્માત થયો છે અને હું તેમજ મારાં ૭ બાળકો ભૂખે મરીએ છીએ ' વધુ તપાસ કરતાં પોલીસને જણાયું કે ભૂખે મરતાં માબાપો બાળકોને છૂટથી વેચે છે અને એકુતો તેમને ખરીદી જાય છે. ૧૪ વર્ષના બાળક માટે ત્રણ પાઉંડ, ચાર વર્ષના માટે ૩૦ શીલીંગ અને નાના બાળક માટે ૧૨ શીલીંગના ભાવ ઉપજે છે ! × ×

રૂમાનીઆના એરડે ગામમાં કલેરા પોલ નામે એક દાદીમાએ હમણાંજ પોતાની ૧૨૦ મી વર્ષગાંઠ ઉજવી છે. એ બાઇ કોઇ દિવસ માંદી નથી પડી. હમણાં પણ તેની તંદુરસ્તી યુવાનોને ઇર્ષા ઉપજાવે એવી છે. બીજી એક વૃદ્ધ સ્ત્રી ઈશાનમાં છે જેની ઉમર ૧૪૯ વર્ષની છે; જ્યારે કોન્સ્ટાન્ટીનોપલમાં એક ૧૫૦ વર્ષની વયનો વૃદ્ધ પુરૂષ મળી આવે છે વડોદરા કેમ્પમાં એક વૃદ્ધ બારીઓ છે જેની ઉમ્મર ૧૦૬ વર્ષની છે. એને હમણાં નવા દાંત આવ્યા છે. બીકાનેરના ધુમ્નેનસાર ગામમાં એક ૧૧૩ વર્ષનો બુઢ્ઢો છે. તેને નવા દાંત અને કાળા વાળ પણ આવ્યા છે × ×

તુર્કસ્તાનની સ્ત્રીઓ સાહિત્ય, કાયદાની, વિજ્ઞાનની અને એવાજ બીજા વિષયોની કેળવણી લીધા પછી હવે બીજી દિશાઓમાં વળી છે. તેઓમાં ધારાશાસ્ત્રીઓ છે, પ્રોફેસરો છે, શિક્ષિકાઓ પણ છે. હવે તેઓએ મોટર હાંકવાની, એન્જીન ચલાવવાની વગેરેની કેળવણી લેવા માંડી છે. એ જણી ખદીજા ઉઝરા ખાનુમ અને શેદીદ યુસુફ ખાનુમ દાંતની ડોકટર થઇ છે. પડદો નાબુદ કરવાનો કાયદો અમલમાં મૂકાયો છે.

## અમેરિકા.

ચીકાગોમાં સ્ત્રીઓ ખરીદી કરવા નીકળે ત્યારે છોકરાં સાથે હોય તો નડતર રૂપ થાય. એક વૃદ્ધ ગૃહસ્થ જેની ઉમ્મર ૭૩ વર્ષની છે તે એવાં છોકરાંની સંભાળ લેવાનું કામ કરે છે. આજુબાજુના

સ્ટોરો તરફથી એને પગાર મળે છે. માતા બાળકને સોંપી જાય તેના બદલામાં નંબર પાડેલો એક એલ્યુમીનીઅમનો ગોળ ટુકડો તેને મળે છે. એ ટુકડો પાછો આપે એટલે તેને બાળક પાછું મળે આ ધંધો બુઢ્ઢાએ જાતેજ શોધી કાઢયો છે અને એની ઉપયોગિતા જોઈ સ્ટોરવાળાઓને એને પગાર બાંધી આપવાની ફરજ પડી છે. હિંદમાં નવરા બુઢ્ઢાઓ અને બગાસા ખાતાં સ્ટોરવાળા આ કિસ્સો અજમાવી જુએ ! × × ×

ચીલીમા એક નવો ખરડો ધારાસભામાં આવ્યો છે. જેની રૂએ ત્યાંની સ્ત્રીઓને કેટલાક હક્ક મળશે. એની રૂએ સ્ત્રીઓ પોતાના અને બીજાના છોકરાંની વાલી થઈ શકશે; ખત ઉપર સાખ કરી શકશે, અને સ્વતંત્ર કમાણી કરી શકશે. પણ પરણેલી સ્ત્રી સ્વતંત્ર કમાણી કરવા જવાં જો તેનો ધણી અરજી કરે અને મેજીસ્ટ્રેટ મનાઈ કરે તો તે કમાણી નહિ કરી શકે. ધણીની સંમતિ વિના બીજાનાં બાળકોની તે વાલી પણ નહિ થઈ શકે. ×

પેરૂમાં પરણવા યોગ્ય ઉમરની કન્યાની ઘણી અછત દેખાય છે. લગ્નના એક ઉમેદવાર યુવકે ત્યાના મેયરને પત્ર લખી જણાવ્યું છે કે 'યોગ્ય ઉમરની કન્યા કોઇ મને મેળવી આપશે તો તેને એક ગાય ઇનામમાં આપીશ.' × ×

સર ટી. વિજયરાઘવાચાર્ય એક પ્રદર્શન ખુલ્લુ મુકવા કેનેડા ગયા હતા. ત્યાંના ટોરન્ટો શહેરની સ્ત્રીઓએ તેમના માનમાં એક સભા બોલાવી હતી. ૨૦૦૦ થી વધુ સ્ત્રીઓ હાજર હતી. તેમણે પોતાની હિંદી બ્હેનો માટે સ્નેહ અને સન્માનનો સંદેશો મોકલ્યો છે





પશ્ચિમની સ્ત્રીઓ શારિરિક મહેનત કરવામાં પણ પાછી નથી હઠતી. મિસિસ ફ્રાન્સેસ્કા નામે આ અમેરિકન મહિલા ભરેલાં પીપનાં પીપ ઉઠાવી શકે છે તે સાડા છ ફીટ ઉંચી છે અને ઘણું શરીરબળ ધરાવે છે. ત્રણ કદમ દૂર પડેલો પાનનો હાબડો લાવવા માટે રામાને હાંક મારનાર બ્હેનોએ આમાંથી ધડો લેવો જોઇએ. હિંદની સ્ત્રીઓ શારિરિક મ્હેનત કરી તંદુરસ્ત બને તો કાલે સવારે હિંદ સ્વતંત્ર બને !




## ગુજરાતમાં કન્યા કેળવણીની સંસ્થાઓ:

### (૧) માર્ટન ફીમેલ ટ્રેનીંગ કોલેજ:

આપણા પ્રાન્તનગર રાજકોટમાં આપણી કન્યાશાળાઓને શિક્ષિકાબ્હેનો પૂરી પાડવાનું બીરૂદ લઇ બેઠેલ બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કોલેજ ૪૦ વર્ષ થયાં ચાલે છે. છેલ્લા પાંચેક વર્ષ થયાં તેમાં કાંઇક ચેતના આવવા લાગી છે. સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે ગૌરાંગ મડમોને સ્થાને દેશી બ્હેનો નીમાવા લાગી છે. સૌ. ઉર્મિલા મ્હેતા, તારાબ્હેન મોડક, ઇન્દિરા બ્હેન એ સ્થાને આવી ગયાં અને આજે કુમારી પ્રેમલીલા મ્હેતા એ સ્થાને તનતોડ કામ કરી રહ્યા છે. પણ એજન્સીની એ ઘરડાઇ ગયેલી સંસ્થામાં પ્રણાલિકાભંગ કરી કાંઇક નવા નક્કર સુધારા કરી શકાય તેવી સ્થિતિ નથી. એના અભ્યાસક્રમ પ્રણાલી વગેરેમાં તર્કની દ્રષ્ટિએ નહિ પણ સમાજ, જીવન અને શિક્ષણશાસ્ત્રની દ્રષ્ટિએ માનસશાસ્ત્રીય વિપ્લવ થવાની જરૂર છે.

એ સંસ્થા આજે સારાયે સૌરાષ્ટ્રના શિક્ષણક્ષેત્રમાં એક સ્ત્રીચબોર્ડ રૂપ છે. ત્યાં બટન દબાતાં શિક્ષણમંદિરોમાં અવનવી રોશની પેદા થશે. અમને આશા છે કે રા. રા. દ્વિવેદી સાહેબ આ બાબત ગંભીરપણે વિચારી જોશે.

આપણી જે કમભાગી વિધવા બ્હેનો ત્યાં લાભ લે છે તેમના સ્વભાવમાં જ અમુક પ્રકારનું મેસોચીઝમ–આપોઆપવણી અને આત્મનિંદા એટલું બધું વતન ઘુસી જાય છે કે એમના જીવનમાં વિમળ ઉલ્લાસ કે નિર્દોષ નિસર્ગતા નજરે પડતાં નથી અને એની પ્રતિક્રિયા રૂપે સમાજ પ્રતિ ઉંડી ઉંડી ઘૃણા અને બેપરવાઇ એમના સ્વભાવમાં જડાઇ જાય છે. તેથી તેઓ સમાજની ખરેખરી સેવિકાઓ બની શકતી નથી. આ સ્થિતિ તેમના ત્યાંના ત્રણ વર્ષના જીવનકાળ દરમ્યાન નવાં જ ઘાતર ઘડાય ત્યારે સુધરી શકે. બધી યે દેશી બ્હેનો લેડી સુપ્રિ. પદે ઉડતા પંખી માફક આવ્યાં, કાંઈક કરી જોયું, કંટાળ્યાં અને ગયાં–આમ એટલામાં જ એ બ્હેનોની કારકીર્દી સમાપ્ત થાય છે; એ બીના જ એમ સૂચવે છે કે એ સંસ્થાના બંધારણ અને પ્રણાલીમાં મૂલગામી સાંગોપાંગ સુધારા હવે કરવા જ જોઇએ.

### (૨) ભાવનગર મહિલાવિદ્યાલય.

હવે બીજી દિશામાં જરા દ્રષ્ટિપાત કરીએ.

છેલ્લાં પાંચ વર્ષમાં બે વનિતાવિશ્રામો, એક મહિલા વિદ્યાલય અને કેટલાંક ખાનગી કન્યાવિદ્યાલયો ખુલ્યાં છે. ભાવનગર વનિતાવિશ્રામ માજીરાજ ઇંગ્લીશ સ્કુલનો લાભ લે છે તેને બદલે ત્યાંના મહિલા વિદ્યાલયનો લાભ લે એ કેટલું બધું ઇષ્ટ છે ? આપણા વનિતાવિશ્રામો આધુનિક સુધારણા અને એવાં આવશ્યક તત્વોથી વંચિત રહે એ ઠીક નથી.

ભાવનગર મહિલા વિદ્યાલયના પ્રાણવાન દ્રષ્ટિવાન્ કાર્યકરોના પ્રયત્ન આપણને ભવિષ્યની સુંદર આશા આપી રહ્યા છે. રાજ્યે એને ગ્રાન્ટ આપી છે, પણ આપણે પુછીશું કે માજીરાજ ઇંગ્લીશ સ્કુલ જ શા માટે એમને રાજ્ય ન સોંપે ? એમનાથી સારા કાર્યકરો ક્યાં મળવાના હતા ? હવે વિદ્યાપીઠે નાણા ભીડના કારણે માધ્યમિક સંસ્થા હોઇ તેની આંટ બંધ કરી છે.

એટલે ગુજરાતની સખાવતોનો લાભ પણ એને ન મળ્યો કહેવાય. વધારામાં પેલી કપોળ ગૃહસ્થની ૨૫ લાખ રૂ. ની રકમ તેના ટ્રસ્ટીઓ વનિતા-વિશ્રામ જેવી સંસ્થા પાછળ જ ખર્ચી નાખે તે પણ બંધબેસતું ન ગણાય. એ મંડળથી કાઠિયાવાડમાં સ્ત્રી કેળવણીને બારે વેગ અને જોમ આપી શકાય. પણ એનાં ટ્રસ્ટી મહાશયો એનો સુપ્રમાણ વ્યાપક અને સુયોગ્ય પ્રબંધ રચી ન શક્યા એ માટે હરકોઇ સહૃદયીને આઘાત પ્હોંચ્યા વિના રહેશે નહિ. એમાં ઘાત અને આઘાત બન્ને રહ્યાં છે. ભાવનગર મહિલા વિદ્યાલય એ સ્ત્રીશિક્ષણ-સુધારનું એક સુંદર સીમાચિહ્ન છે તેણે ભાવનગરમાં કુમારી મંદિર કાઢી પોતાના પ્રયાસને સબળ અને સફળ બનાવવો રહ્યો. એ સંસ્થાને મકાનની અગવડ ગણાય. જ્યાં મહિલાઓ અને કુમારીઓ મુગ્ધપણે છુટથી વિહરી શકે, વ્યાયામ અને રમતો ખેલી શકે એવા વિશાળ, મલાજ્નશીર સુંદર મકાનની તેને તાત્કાલિક જરૂર છે.

(૩) અમદાવાદ શારદા મંદિર.

આ સ્ત્રી-શિક્ષણનું સુંદર સ્થાનક કાઠિયાવાડમાં નહીં પણ કાઠિયાવાડને આરે જ વસેલું હોવાથી, ભાવનગર મહિલાવિદ્યાલયની સાથે તેનું સ્મરણ રોકી શકાતું જ નથી. આ શારદા-મંદિર કન્યા કેળવણીને મૂળમાંથી સુધારવાના કોડ ધરાવે છે અને એ માટે તો એ વસતિગૃહ શાળા રૂપે ચાલે છે. તેમાં ૪૦ જેટલી બાળાઓ અને બાળકો લાભ લે છે. શ્રી. રણછોડભાઇ શેઠ, ભોગીભાઇ ઠાકર અને કુ. સવિતા બ્હેનની ત્રિપુટી એમાં કામ કરી રહી છે. એ જ એનાં સ્થાપક અને સંચાલકો છે. ભોગીભાઇ અને સવિતા બ્હેન ધરનાં નાણાં ખર્ચીને, જાતભોગ આપીને, ઉલ્લાસ અને ઉત્સાહભેર એ સંસ્થા ચલાવી રહ્યાં છે. એ સંસ્થા એક પર્ણશાળા છે. ત્યાંના આંબાવાડીઆમાં બારે માસ એ માનવ કોકિલા એના કુદરત જ ગુંજે છે એ એની વિશિષ્ટતા છે. એ સંસ્થા ઘણી રીતે આદર્શ અને આલ્હાદક છે. તે સંસ્થા જ ક્યાં છે? એ ગૃહ છે, ગૃહવાટિકા છે. ત્યાંના જીવનમાં કાવ્ય છે, કળા છે, અને કૌશલ્ય પણ છે. એ સંસ્થાને શ્રી ચંદુલાલ અને મનુભાઇ દવેનો સહકાર છે અને એટલે જ આ સંસ્થા આવી સુંદર પ્રગતિ સાધી રહી છે. એની રમતો, ગમતો, જલસાઓ, જંગમ શાળાઓ રૂપ પર્યટનો અને આનંદોલ્લાસ ગુજરાતની એક પણ સંસ્થામાં નથી જ. ત્યાંની કળામાં શાસ્ત્રની ઝલક આવશે તો વખત જતાં સારા ગુજરાતની એ માનીતી સંસ્થા બની રહેશે. એનાં સંચાલકોને અમે અભિનંદીએ છીએ.

(૪) વઢવાણ લાડકીબાઈ કન્યા-વિદ્યાલય.

વઢવાણ શહેરમાં શ્રી જગજીવનદાસ નાતાલીયાએ રૂ. ૩૫૦૦૦ ખર્ચી 'લાડકીબાઇ કન્યા વિદ્યાલય' નામે એક વિશાળ, હવાશીર, સુંદર મકાન બાંધી રાજ્યને અર્પણ કર્યું છે. ત્યાં અંગ્રેજી ધોરણો શરૂ થયા છે. નવા અભ્યાસક્રમની રૂપરેખા પ્રમાણે ચલાવવાની શરતે તે અર્પણ થયું છે. ત્યાં સો રૂ ના પગારદાર લેડી સુપ્રિ. નીમ્યા છે. પણ કેળવણીના વડા રા. કાળીદાસ શાહના અરસિક અને રૂઢ અમલ નીચે એ ખીલી શકે નથી એમ જણાવવું જ જોઇએ. ખાસ સુધારાની જરૂર છે.

(૫) લીંબડી મૂ. જી. કન્યાવિદ્યાલય.

લીંબડીમાં 'શ્રી મૂળચંદ જીવરાજ કન્યા વિદ્યાલય' સદ્‌ગતના કુટુંબ તરફથી ચલાવવામાં આવે છે. એ સંસ્થાને રૂ ૩૫ હજારનું માળ છે. એ સંસ્થા સારી પ્રગતિમાન ગણાય. કારણ ત્યાંના અભ્યાસક્રમ અને પ્રણાલીમાં સારા સુધારા થયા છે. એ સંસ્થાની નજર સામે ઘડીઆળના કાંટા, સમયપત્રક કે કેલેન્ડર નથી; પણ બાળા, સમાજ અને જીવન છે. આ દ્રષ્ટિ હોઇ અમે તે શાળાને વધાવીએ છીએ. સંસ્થા એક ધર્માદા તરિકે સોંપી નહીં દેતાં ધર્મ માની જાતે જ ચલાવવામાં આવે છે, એ એની વિશિષ્ટતા ગણાય. આ સ્વાયત્તતંત્ર સંસ્થામાં ભાઇ ડાહ્યાલાલ જાની દાખલ થયા પછી જ-છેલ્લા વર્ષ રોહથી જ નવો યુગ બેઠો ગણાય. તેના પ્રમુખ સંચાલક શ્રી કેશુભાઇ, મંત્રીશ્રી ખાંઈચંદ મહેતા અને મુ. અધ્યાપક ડાહ્યાલાલ જાનીની ત્રિપુટીએ કાઠિયાવાડની ઘણી સંસ્થાઓને મહેર લેવા લાયક પ્રગતિ કરી બતાવી છે.

'સંસ્થામાં ઇતરવાચન, હસ્તકળા, સંગીત અને બીજા વિષયોમાં સુંદર સુધારા થઇ રહ્યા છે. સંસ્થાએ ગઇ સાલ બાળા દીઠ સરાસરી ૧૬ રૂ. ખર્ચ્યાં હતા. બાળા દીઠ રૂ. ૭-૮-૦ શિક્ષણ સાહિત્યો અને રૂ ૭-૬-૯ ની પુસ્તકાલયની સગવડ છે. એ સસ્થાએ પગાર કરતાં ૫૦ અને પોર કરતાં ૩૬ ટકા વધારે વાર્ષિક ખર્ચ કર્યું હતું. શાળાના પગાર ઉપરાંત ૪૦ ટકા ખર્ચ તો શાળાની બહેનોની,અને આમાદી પાછળ ખર્ચાય છે. એ ખાસ ધડો લેવા જેવી બીના ગણાય. ગઇ સાલ ૩૨૪૫ રૂ. ખર્ચાયા હતા.

સંસ્થામાં ગામના સમસ્ત સ્ત્રીસમાજ માટે જાહેર પુસ્તકાલય તથા વાચનાલય છે. ઉપરાંત કન્યાપુસ્તકાલય અને ઇતર વાચનની વર્ગવાર શ્રેણીઓની અગાઉથી વ્યવસ્થા છે. શાળા વસન્તોત્સવ અને શરદોત્સવ ઉજવે છે. ગામની બ્હેનોને માટે ભાષણ-શ્રેણી ગોઠવવા ઇચ્છે છે પાઠય પુસ્તકોમાં ફેરફાર કર્યો છે અને ગીતસંગ્રહો બહાર પાડવા ચાહે છે. આ સંસ્થામાં પરીક્ષાના ત્રાસ નથી, શારીરિક સજા નથી ને ગોખણપટ્ટી નથી. આ સંસ્થા ગુજરાતી ભાષા ઉપર ખમણો ભાર મુકે છે. શાળાનો સમય ૧૨ થી ૪ નો હોય છે.

" ગઇ સાલ ધો. ૨ જા માં ૩૪૫, ધો. ૩ જા માં ૨૯૦, ધો ૪ માં ૧૯૬ અને ધો. ૫ માં ૭૩૬ ઇતર વાંચનનાં પુસ્તકો વંચાયાં હતાં. વધુમાં વધુ ૪૯ અને ૧૩ પુસ્તકોની સરાસરી હતી. ઉપરાંત સામાન્ય પુસ્તકાલયમાંથી ૨૨૦૦ પુસ્તકો વંચાયાં હતાં.

' આ શાળાનો નવો ઘડાયલો અભ્યાસક્રમ એવા પ્રકારનો છે કે ૭ વર્ષ દરમિઆન અહીં ઇતર સંગીતની મધુર લીટીઓ બાળાના કંઠે ચડી ગઈ હશે. ચ સો પાંચસો ગીતો અને કવિતાના રસ અને રહસ્ય તેના હૈયામાં ઝીલાયાં હશે. ગોખ, રાસ, ગરબી વગેરે અને હલકની તેની અંગભિરામ ખીલ્યા હશે. લોકગીતોના રોર જગ્યા હશે. બાળવર્તાઓ સેંકડોની સંખ્યામાં તેના દર્પણ અને દષ્ટિપથ પર થઇને પસાર થઇ હશે. લોકવાર્તા અને ઓખાની વાતો કેટલીક તેના મુખેથી સરશે. આથી એની લેખનશૈલી ઉપર, વિચારપ્રદર્શન ઉપર સારી છાપ અને છાપ છપાશે. કલ્પના ખીલશે, ભાષાબળ વધશે અને રસાત્મા જાગ્રત થશે. પાઠય પુસ્તકો ઉપરાંત તેણે બસો ત્રણસો તેને લાયક, પોષક અને વિકાસક ઇતરવાચનના પુસ્તકો વાંચ્યાં હશે.

આ સંસ્થા દેશ, કાળ અને પાત્ર વિચારી આવશ્યક સુધારા કરવા તૈયાર રહે છે એ સંતોષની વાત ગણાય. રેશમ અને કીડના ભરત માટે વર્ગો માટે તે સુરતના કારીગરને બોલાવવા માગે છે. પ્રદર્શન ભરે છે. અને નાજુક કાયમી પ્રદર્શન તથા નાનકડું સંગ્રહસ્થાન પણ તે વસાવવા માગે છે"

શાળાના છેલ્લાજ વાર્ષિક હેવાલમાંથી લેવાયેલા ઉપરના ફકરાઓ ઉપરથી એકંદર જોતાં સંસ્થાના અભિલાષ ઉમદા અને પ્રગતિપોષક ગણાય. એના સંચાલકોને ધન્યવાદ ઘટે છે. ભાઇ ડાહ્યાલાલ પોતાના આરંભેલા કાર્યને સહર્ષ ધપાવ્યે જશે, તેઓ એ સંસ્થા સાર્થક થશે. બીજી સસ્થાઓ ધડો લે એમ ઈચ્છીશું. (સૌરાષ્ટ્ર)

### પૃથ્વી ઉપરનું સ્વર્ગ.

" વિલાયતના લોકોની સમૃદ્ધિ તો મને હેરત પમાડનારી લાગી. વીશ લાખ માણસોનાં નામ બેરોજગાર આદમી તરિકે સરકારને ચોપડે નોંધાયેલાં હતાં છે, અને એવડી જ મોટી સંખ્યા 'પુઅર લૉ'ના લાભ ભોગવે છે, એ છતાં વિલાયતમાં રહેણી કરણીનું ધોરણ એટલું ઉચું છે કે ત્યાંના મજુરોનાં ઘર, હિન્દના સામાન્ય સ્થિતિના માણસોના મકાનોને મુકાબલે, મને મહેલો જેવા લાગ્યા. બેકાર માણસોને અપાતી રકમ અને 'પુઅર લૉનો લાભ લેનારાને અપાતી ભાઇઓ પણ રહેણીકરણીનાં એ ઉંચાં ધોરણોને અનુસરીને જ અપાય છે. ઉમરાવ અને સામાન્ય વર્ગ, એમ મુકાબલો કરતાં ગરીબાઇ દેખાય; પણ ખરી ગરીબાઇ કે નિરાધારતા મને ક્યાંય ન દેખાઇ. વિલાયતના ગરીબમાં ગરીબ માણસો શિક્ષણ-મંદિરોના, દવાખાનાના, વિહારભુવનોના, આરામગૃહોના બધી જાતના લાભો ઘણી સરળતાપૂર્વક ભોગવી શકે છે. પર્વના દિવસોમાં સહેલગાહો પણ કરે છે. ત્યારે અમીરવર્ગના સુખવૈભવનું તો પૂછવું જ શું ? સાચેજ ગ્રેટ બ્રીટન આ પૃથ્વી ઉપર સ્વર્ગ જ છે !"

( લાલા લજપતરાય )



પશ્ચિમના દેશોની સ્ત્રીઓ જેટલી પ્રગતિ બીજી દિશામાં કરી રહી છે તેટલી જ કે તેથી વધુ-પ્રગતિ તેમણે ફેશનની બાબતમાં કરી છે. સૌંદર્ય જાળવી રાખવા માટે ત્યાંની સ્ત્રીઓ હજારો જાતના ઉપાય કરે છે અને તે માટે નવા નવા મશીનો શોધાય છે. ગરદન પરના વાળ સાફ કરવા માટે એક વીજળીથી ચાલતો અસ્રો શોધાયો છે જેનો ઉપયોગ આ શ્રીમતી કરી રહ્યાં છે.



પશ્ચિમના દેશોમાં ડોકટરો દરેક રોગનો પ્રતિકાર શોધવા માટે જીવને જોખમે પ્રયોગો અજમાવે છે અને જગતને જ્ઞાન આપી ઉપકારી કરે છે. મિસિસ બાર્ડજન પણ એવાંજ એક ડોકટર છે. ફેલીફોર્નીઆ યૂનીવરસીટીમાં તે સૂર્યનાં કિરણોની અસર મનુષ્યની તંદુરસ્તી પર કેવી થાય છે તેની શોધ ચલાવી રહ્યાં છે. એ કિરણોથી અસાધ્ય રોગો દૂર કરવા માટેના પ્રયોગો તે કરી રહી છે.



વાવાઝોડા વખતે ઘણી ટ્રેનોના એન્જીનો પાટા પરથી ઉથલી પડે છે અને જાન માલની ખરાબી થાય છે. તે અટકાવવા એક નવી જાતનું એન્જીન બનાવ્યું છે. એનો આકાર તોપના જેવા હોય છે અને ગમે તેવા સખ્ત વાવાઝોડામાં પણ સ્થિર રહી શકે છે.


યંત્રવિદ્યામાં કુશલ
મીસ થેલ્મા હોટ્રીડે

મીસ થેલ્માએ ન્યુયોર્કમાં એક કારખાનું ખોલ્યું છે અને એ કારખાનામાં મોટાં મોટાં મશીનો અને એન્જીનો સુદ્ધાંનું સમારકામ તે કરી શકે છે. પોતાની કુશલતા માટે તે પ્રસિદ્ધ છે. સ્ત્રી ફક્ત નાજુકજ કામ કરી શકે છે એવું કહેનારને મોઢે તેણે તાળું માર્યું છે !



બફેલો-ન્યુયોર્ક ( અમેરિકા ) ની મિસિસ હેલનકારે એક લેમ્પ બનાવ્યો છે જેના હેન્ડલમાં તેમણે એક એલાર્મવાળું ઘડિયાળ પણ ગોઠવ્યું છે. લેમ્પ ટેબલ પર મૂકયો હોય તો તેનું અજવાળું ઘડીઆળ અને ટેબલ પર જ પથરાઈ રહે અને આંખને ન લાગે એવી રીતે તેનો ટોપ ગોઠવ્યો છે. શોભા અને ઉપયોગિતા બંન્નેનું અહિં મિશ્રણ થયું છે.



મુંબાઇમાં વસનારાઓએ ટેબલ ફેન ( ટેબલ પર મુકવાનો વીજળીનો પંખો ) તો જોયો હશે. પણ એ પંખા એકજ બાજુના હોય છે, અને એકજ તરફ હવા આપી શકે છે. ચિત્રમાં બતાવેલો પંખો દ્વિમુખી છે અને ઓરડાની વચમાં મુકયો હોય તો બન્ને બાજુ બેઠેલાં તેનો લાભ લઈ શકે છે. એનો ખર્ચ પણ એક બાજુના પંખા જેટલોજ આવે છે.

# નોંધ.

આ અમારો દીપોત્સવી અંક વાંચકોના હાથમાં આવ્યા પછી થોડેજ દિવસે

**નૂતન વર્ષાભિનંદન.** નવું વર્ષ બેસશે. તે શુભ પ્રસંગે વાચકોને અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. નૂતન વર્ષનાં આશિષનો વાંચકવૃંદ ઝીલે અને પોતાનાં સ્નેહીઓને ઝીલાવે ! નવું વર્ષ સર્વને સુખદાયી નીવડો ! નવા વર્ષને દિવસે સૌના હૃદયમાં ઉત્સાહ તથા ઉમંગ હોય છે. એ ઉત્સાહ અને અને ઉમંગ આખું વર્ષ કાયમ રહે એવું ઇચ્છીએ છીએ.

નવા વર્ષને દિવસે વાસ્તવિકરીતેજ આપણને ગયા વર્ષનો વિચાર આવે છે. ગયા વર્ષમાં આપણે શું શું કર્યું ? ગુજરાતની સ્ત્રીઓની પ્રગતિના માર્ગમાં ખાસ નોંધવા જેવું કંઇ કામ થયું છે ? દીલગીરી સાથે જણાવવું પડશે કે નથી થયું સ્ત્રીઓની સ્થિતિમાં ખાસ ફેર પડયો નથી. એટલું ખરૂં કે સ્ત્રીઓને ધારાસભામાં જવાનો હક મુંબાઇ ઇલાકામાં તથા અન્ય સ્થળે મળ્યો છે પણ તે તો થોડાં શિક્ષિત સ્ત્રીપુરૂષોના પ્રયાસને લીધે થયું છે. સામાન્ય જનસમાજમાં અથવા સ્ત્રીઓમાં કંઈ ફેરફાર થયો નથી. આવી મોટી બાબતમાં એક વર્ષમાં બહુ ફેર પડી શકે પણ નહિ. સ્ત્રીઓ કેળવણી પામે નહિ ત્યાં સુધી તેમની ઉન્નતિ થવાની નથી, અને તેને પરિણામે ત્યાં સુધી દેશની ઉન્નતિ પણ થવાની નથી એ વાત નિર્વિવાદછે. માટે સ્ત્રી કેળવણીનો પ્રચાર જેમ બને તેમ કરવો એ કેળવાયલાં માણસોનું મુખ્ય કર્તવ્ય છે. આપણા દેશની ઉન્નતિમાં આડે આવનાર બીજું એક કારણ આપણી કેટલીક ખરાબ સામાજિક રૂઢિઓ છે. એ રૂઢિઓને વળગી રહેવાનો આગ્રહ પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે કરે છે. કારણ કે તેઓ વધારે અજ્ઞાન છે. તેથી અમારી બ્હેનોને નમ્રતાથી કહીએ છીએ કે અમુક રૂઢિ હાનિકર્તા હોય તો તેને વળગી રહેવું એ મૂર્ખાઇ છે. બાળલગ્ન, કન્યાવિક્રય, લગ્ન તથા મરણ પ્રસંગના ફરજીઆત ખર્ચ વગેરે અનેક દુષ્ટ રીવાજોથી આપણા દેશનું સત્યાનાશ વળી ગયું છે. તો હવે સમજીને એ રીવાજોનો ત્યાગ કરવો જોઇએ. સ્ત્રીકેળવણી તથા રૂઢિબંધનોનો નાશ એ બંને બાબતોમાં ધીમે ધીમે સુધારો થાય છે. પણ તેની ગતિ ઘણી મંદ છે. નવા વર્ષમાં તેનો વેગ વધે એવું ઇચ્છીએ છીએ. સ્ત્રીઓની પ્રગતિ વધારે ત્વરાથી થાય તોજ તેઓ પુરૂષોને દેશની ઉન્નતિ કરવામાં સહાય કરી શકે. આવતા વર્ષમાં સર્વ પ્રકારે દેશની ઉન્નતિ થાય એવું. ઇચ્છીએ છીએ

મદ્રાસની હાઇકોર્ટમાં એક જાણવા જોગ દાખલો બન્યો હતો. હિંદુ-કાયદાના

**સ્ત્રીને મળેલો ન્યાય.** સંબંધના એક પ્રશ્નનો નિર્ણય ત્યાં થયો હતો. ગદામસેટી જગન્નાયકુલુ ચેટી નામના માણસની વિધવાએ ગદામસેટી નમલવાર ચેટી નામના પુરૂષપર દાવો માંડયો હતો. આ સ્ત્રીના સ્ત્રીધનના * કેટલાક દાગીના તે પુરૂષ પાસે હતા. તે પોતાને પાછા અપાવવાની કોર્ટ પાસે માગણી કરી હતી. પ્રતિવાદી મ૦ નમલવારનું કહેવું એમ હતું કે એ દાગીના વાદીના નહોતા. પરંતુ તેના પતિના સંયુક્ત કુટુંબની મિલકતમાંના હતા. નમલવારના

---

* જે મિલકતપર સ્ત્રીનો એકલીનો સંપૂર્ણ હક હોય તેને સ્ત્રીધન કહેવાય છે. દાખલા તરીકે લગ્ન સમયે પહેરામણીમાં મળેલું ધન અથવા દાગીના સ્ત્રીધન કહેવાય.

પિતાએ મરતી વખતે જગન્નાથકુક્કુને પોતાના પુત્રનો વાલી નીમ્યો હતો. મિલ્કતની વ્યવસ્થા કરતાં થોડા પૈસા તે ખાઈ ગયો હોવાથી નમલવારે તેનાપર દાવો માંડ્યો હતો. તેથી એ પૈસાના બદલામાં જગન્નાથકુક્કુએ પોતાના મરણ પહેલાં પોતાની સ્ત્રીની સંમતિપૂર્વક પેલા દાગીના નમલવારને આપવાનું કબૂલ કર્યું હતું આમ નમલવાર કહેતો હતો. વળી તેણે કોર્ટમાં એમ કહ્યું કે હિંદુ કાયદા પ્રમાણે પુરૂષને પોતાની પત્નીની સ્ત્રીધનની મિલ્કતપણ આપત્તિને વખતે પોતાને માટે વાપરવાનો હક છે. તેથી જગન્નાથકુક્કુએ મરતાં પહેલાં જે કર્યું હતું તે બાબત તેની સ્ત્રી હવે વાંધો ઉઠાવી શકે નહિ

કોર્ટમાં જે સાક્ષી મળી તેપરથી નામદાર જજે એમ ઠરાવ્યું કે પેલા દાગીના એ સ્ત્રીના સ્ત્રીધનમાંનાજ હતા. તેમજ એ સ્ત્રીએ તે દાગીના આપી દેવાની સંમતિ આપી હતી એમ પણ સાબીત થઇ શક્યું નહિં. ના. જજે કહ્યું કે હિંદુ કાયદા પ્રમાણે દુકાળ કે જીવનું જોખમ અથવા એવા કોઇ અત્યંત આપત્તિને પ્રસંગેજ પુરૂષ પોતાની પત્નીનું સ્ત્રીધન વાપરી શકે. તેવો કોઇ પ્રસંગ આ દાખલામાં બન્યો નહોતો. જો પુરૂષને આ પ્રમાણે નજીવા કારણ માટે પત્નીનું સ્ત્રીધન વાપરવાની છૂટ મળે તો તેનું પરિણામ ભયંકર થાય. સામાન્ય લોકમત પ્રમાણે પણ આવી છૂટ વાજબી નથી. વળી આ દાખલામાં પતિ પાસે પોતાની બીજી મિલ્કત પણ હતી. એટલે તેને પત્નીનું સ્ત્રીધન બીજાને આપવાનો હક લેશમાત્ર પણ રહેતો નહોતો. પરિણામે ના. જજે સ્ત્રીનો દાવો વાજબી ગણીને તેને તેના દાગીના પાછા અપાવ્યા હતા.

મદ્રાસની હાઇકોર્ટના આ ના. જજે સ્ત્રીની તરફેણમાં ચુકાદો આપ્યો તે માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ. આપણા મુંબાઇ ઇલાકામાં અને બીજે સ્થળે પણ જ્યાં સ્ત્રીની માગણી વાજબી હોય, ત્યાં તેને ન્યાય આપવાનું કોઇ પણ જજ ચૂકશે નહિ એવી આશા રાખીએ છીએ. હિંદુ કાયદામાં સ્ત્રીને અનેક અન્યાય થયા છે. સામાન્ય રીતે તે ધનની માલીક ગણાતી નથી. સ્ત્રી તો પશુ ખરૂં માત્ર પુરૂષ આપે તેટલુંજ ધન વાપરી શકે છે. એટલે તે પિતા, પતિ, અથવા પુત્રને આધારેજ જીવી શકે છે. હિંદુ કાયદાના મૂળ ઘડનાર સ્મૃતિકારોએ સ્ત્રીપર જે એકજ રહેમ નજર કરી છે, તે એ છે કે કેટલીક મિલ્કતને સ્ત્રીધન ગણ્યું છે. તેનાપર સ્ત્રીનો એકલીનો સંપૂર્ણ હક રહે છે. આવું સ્ત્રીધન કંઇ બધી હિંદુ સ્ત્રીઓ પાસે હોતું નથી. જેની પાસે હોય છે તે પણ ઘણીવાર એટલું થોડું હોય છે કે તેનાથી એક માણસનું પણ ગુજરાન થઇ શકે નહિ છતાં જેની પાસે હોય તેને એટલું આધારરૂપ હોય છે. હવે એટલો આધાર પણ પુરૂષ છીનવી લે તો પછી અન્યાયની અવધિ થાય! પુરૂષજાત સ્ત્રીજાતિપર કેટલી હદ સુધી જુલમ કરશે? એની મર્યાદા કયાં બંધાશે તે કહી શકાતું નથી. વળી એ પણ જોવાનું છે કે માણસ જ્યારે પોતાનો સ્વાર્થ સાધવા બેસે છે ત્યારે કેવો અંધ થઈ જાય છે! તે સમયે બીજું કંઈ તેની નજરે પડતું નથી બીજાના દુઃખનો તો ખ્યાલજ તેને આવતો નથી પણ હવે આશાનું એક કિરણ દેખાય છે. શિક્ષિત સ્ત્રીઓ ધારાસભામાં જશે તો કાયદામાં સ્ત્રીને થએલા અન્યાય દૂર કરવાનો પ્રયત્ન કરશેજ એવી આશા રાખવામાં આવે છે.

**જાપાનની સ્ત્રીઓ**

ભાદ્રપદ મહિનાના પ્રસ્થાનમાં બાબુ ક્ષિતિમોહન સેનનું "અમારો જાપાનનો પ્રવાસ" એ નામનું વ્યાખ્યાન છે. તે બધુંજ વાંચવા જેવું છે પણ તેમનો એક ભાગ જે જાપાનની સ્ત્રીઓ વિષે છે તે તો આપણી બ્હેનોએ ખાસ વાંચવા જેવો છે. તેઓ લખે છે કે જાપાનમાં વૃદ્ધ સ્ત્રીઓનું એક મંડળ છે. ને તે સ્ત્રીઓ સૌ દેશના જુદા જુદા કાર્યમાં પ્રવૃત્ત રહે છે. તે સ્ત્રીઓ વિદ્યાર્થીઓ માટે ઘણું કરે છે. તે ઉપરાંત ત્યાંના દરેક મંદિરના મુખ્ય આચાર્ય અને સંન્યાસીઓ પાસે જે ૪૦-૫૦ વિદ્યાર્થીઓ હોય છે તેમની ખાવાપીવાની વ્યવસ્થા તે સ્ત્રીઓ કરી આપે છે. વિદ્યાર્થીઓની માની ગરજ આ સ્ત્રીઓ સારે છે.

ક્ષિતિમોહનસેન બાબુએ પેલી બ્હેનોને પૂછ્યું: 'તમે આટલી સેવા ઉઠાવો છો તે કેવા ભાવથી પ્રેરાઇને ઉઠાવો છો?' તો તેના જવાબમાં તેમાંની એક વૃદ્ધાએ કહ્યું, અમારા છોકરાઓ બીજે જઇ અભ્યાસ કરે છે તેમની સેવા આવી રીતે જ

થાય છે, તો અમે આમની સેવા કરીએ તે કંઈ નહિં તો સ્વાર્થબુધ્ધિથી પણ આવશ્યક છે." આ વાંચતા આપણને એ દેશની સ્ત્રીઓ માટે માન ઉત્પન્ન થયા વગર રહે ? આપણા દેશમાં આવી રીતે નિઃસ્વાર્થ સેવા કરનારી કેટલી સ્ત્રીઓ નીકળે? આપણા દેશમાં થોડી પણ આવી સ્ત્રીઓ નીકળે તો આપણાં બોર્ડિંગો ને આશ્રમો કેવા દીપી નીકળે ને કેટલા લોકપ્રિય થાય ? જાપાનમાં ઉત્તર અને દક્ષિણ ભાગનાં એવાં બે સ્ત્રી મંડળ છે ને તેમાં પંદર લાખ મેમ્બર છે. જાપાનમાં એક પણ એવું શહેર નહિં માલુમ પડે કે જ્યાં સેવા કરવાને હજારો સ્ત્રીઓ તૈયાર ન હોય. યોકોહામા અને ટોકિયો એ બે મધ્ય સ્થળ છે, ત્યાંથી બધાં સ્ત્રી મંડળને ટેલીફોન જેવા સાધન દ્વારા અઢી કે ત્રણ કલાકમાં ખબર પહોંચાડી શકે છે. જ્યારે ટોકિયોમાં ધરતીકંપ થયો ત્યારે જાપાનની સરકારે માણસો ધન વગેરેનો બંદોબસ્ત તો કર્યો હતોજ પણ હજારો બાળકો જે માતૃહીન હતાં તેમની સંભાળ લેવાની વ્યવસ્થા સ્ત્રીઓએ જ કરી હતી. ઉત્તર વિભાગમાં આ પીડા હતી તેથી ત્યાંના દક્ષિણના મંડળને સરકારે પૂછ્યું કે તમે કેટલા બાળકો રાખી શકશો? પાંચ કે છ કલાકમાંજ તે લોકોએ જવાબ આપ્યો કે બે લાખ સ્ત્રીઓ દરેક અકેક બાળકની સંભાળ લેવા તૈયાર છે. સરકારે તરતજ તે બાળકો તેમને સોંપી દીધા. આ ઉપરાંત સ્ત્રીઓ ઘાયલ થએલી સ્ત્રીઓની સેવા કરવા પણ તૈયાર થઇ ને તેવા ધરતીકંપવાળા ભાગમાં તે લોકો ગયાં ને પહેલે દિવસે એક લાખ બાળકોને બહાર કાઢ્યાં. ને બીજે દિવસે સાઠ હજાર બાળકોને બચાવ્યાં એક પણ બાળક મા વિનાનું ન રહ્યું. આવે ઠેકાણે આપણા દેશની સ્ત્રીઓ શું કરી શકે ? આપણા દેશનું ને તેમાં ખાસ કરીને આપણી બ્હેનોનું એટલું સાંકડું દ્રષ્ટિકોણ છે કે આપણને આપણા ગોળ કુંડાળાની બ્હારનું દુઃખ સ્પર્શ કરતુંજ નથી સમસ્ત દેશના બાળકો તે આપણા બાળકો છે એ ભાવના આપણા દેશમાં એક વખત હતી પણ હાલમાં તો તદ્દન નથી તે ઉપરાંત આપણામાં કોઇનામાં કંઇ કાર્ય કરવાની ઇચ્છા હોય તો સંગઠન નથી. તેથી છુટા છવાયા પ્રયત્નો થાય. દરેક જણને "પોતે" નું જહુ મહત્વ હોય છે. એકજ કામ માટે આપણા દેશમાં છુટા છુટા પ્રયત્ન કરતાં માણસો નજરે પડશે. પણ તે લોકોને સાથે મળીને કામ કરવાનું કહીશું તો નહિં કરી શકે. મુંબાઈમાંજ ઘણા મંડળો ને તેમાં ખાસ કરીને સ્ત્રીઓનાં મંડળો છે કે જે લોકોનો ઉદ્દેશ સામાન્ય હોય પણ. એ લોકો છુટું છુટું કામ કરે છે તેને બદલે આ જાપાનમાં છે તેવુ મંડળ કરી-સંગઠન કરી-કંઈ કાર્ય હાથમાં લે તો સમસ્ત દેશને ઘણો ફાયદો થાય. આપણે જાપાન પાસે ઘણું શીખવાનું છે. ને તેમાં આ ખાસ શીખવાનું છે. એ દેશ એક વખત આપણા દેશ જેટલોજ પાછળ હતો પણ તેના કાર્યકર્ત્તાઓના સંગઠન ને સેવા-ધર્મની ઉંચી ભાવનાને લીધે જ આટલો આગળ વધ્યો છે.

**મુંબાઇ અને વેશ્યાઓ.**

એક દિવસ મુંબાઈમાં અમે ફરવા ગયા હતા. ત્યાં રસ્તામાં એક આશરે પંદરેક વરસની તંદુરસ્ત અને સાધારણ સારી દેખાવી છોકરી ભીખ માંગતી મળી. અમારી પાસે પણ ભીખ માંગી. તત્ક્ષણ અમને તો એમજ થયું કે આવી તંદુરસ્ત છોકરીને ગુજરાન માટે ભીખ માંગતાં શરમ નહિં આવતી હોય ? પણ પછી ઘેર ગયા પછી અનેક વિચારો આવ્યા. શું આ છોકરીને પોતાનું સગું નહિં હોય ? શું એનાં માબાપના ગામમાં કે પછી મુંબાઇ જેવા શહેરમાં પણ કોઇ મદદ કરનાર કે સારો માર્ગ દેખાડનાર કોઇ નહિં હોય કે એને આમ ભીખ માગવાની ગરજ પડી હશે ? આવી છોકરી ભીખ માંગતી હોય તેને ભોળવીને હલકે માર્ગે ચઢાવવી હોય તો કેટલી વાર લાગે ? મુંબાઈ જેવા શહેરમાં તો એવા અનેક માણસો ભમે છે કે જે આવી નિરાધાર થએલી છોકરીઓને પકડીને અવળે માર્ગે ચઢાવવાનો-વેશ્યાને ઘેર જઇને વેચી ને કમાવાનો-ધંધો કરતા હોય. એવા લોકો એવી નાની ઉમરની બીન અનુભવી નિરાધાર છોકરીઓને જ શોધતા ફરે. તેમને કોઇ બ્હાને પૈસા ધીરીને કે આધારની લાલચ આપીને પછી લઇ જઇને વેશ્યાને ઘેર વેચે. અને કમને તેને એવા નીચ ધંધામાં નાંખે. આ પછી બીજો પણ એક વિચાર આવ્યો કે ધારો કે એ છોકરી એવા નીચ માર્ગે, વળેલીજ

હોય ને પુરુષોને લલચાવવા જ આમ ભીખ માંગવાનો ઢોંગ કરતી હોય તો પણ શું ? આવી નાની ઉમરની છોકરીને જો કોઈ સારા લોકોની સોબતમાં મૂકી હોય-સારી કેળવણી મળે એવો કંઈ ઉપાય કર્યો હોય તો જરૂર સુધરે. મુંબાઇમાં વીજીલન્સ સોસાઇટી આ દિશામાં કામ કરે છે. પણ તે માટે ઘણી સેવિકાઓની જરૂર છે. સરકાર પાસે પણ મદદ લેવી જોઇએ પોલિસને એવો હુકમ હોવો જોઇએ કે આવી કોઈ છોકરી કે યુવાન સ્ત્રી ભીખ માંગતી નજરે પડે કે તેની હકીકત જાણી તેને કોઈ આશ્રમમાં મોકલવાની ગોઠવણ કરવી. ગુજરાત કાઠિયાવાડ વગેરે ઘણાં પ્રાન્તો-માંથી વેસ્યાના નીચ ધંધા માટે અનેક છોકરી-ઓને મુંબાઇ લાવવામાં આવે છે. તેના ઉપર પણ પોલીસનો સખ્ત જાપ્તો જોઇએ.

---

**રા. મણાત્રાનું ખેદજનક અવસાન.**

આ માસિકના એક આદ્યતંત્રી અને ઉત્પાદક રા. હીરાલાલ હરજીવનદાસ મણાત્રા, બી. એ. એલએલ. બી. સોલીસીટરના ૩૨ વર્ષની યુવાન વયે, ક્ષયની બીમારીથી થયેલા અકાળ અવસાનની નોંધ લેતાં અમને અત્યંત ખેદ ઉપજે છે. મર્હુમે આ પત્રની શરૂઆત થઈ તે અરસામાં એને સમૃદ્ધ કરવાને તન મન ધનથી પોતાનો ફાળો આપ્યો હતો. સાહિત્યના ક્ષેત્રમાં એમનો બીજો ફાળો પણ ઓછો નથી. એમના મિત્ર રા. વર્મા સાથે સહકાર કરી એમણે "મહાત્મા ગાંધીજીનું જીવન" અને "રાષ્ટ્રીય કોન્ગ્રેસનો ઇતિહાસ" ( બે ભાગ ) નામે અમૂલ્ય પુસ્તકો ગુજરાતી સાહિત્યને અર્પ્યાં છે. કવિવર રવિન્દ્રનાથ ટાગોરના એક પુસ્તકનો પણ "વિશ્વ-ભારતી" નામે સુંદર, અનુવાદ એમણે કર્યો હતો. ઉપરાંત "હિન્દુસ્થાન" પત્રના સહતંત્રી તરીકે અને એમના જ્ઞાતિપત્ર "લોહાણા હિતેચ્છુ" ના તંત્રી તરીકે એમણે લાંબો વખત સામયિક સાહિ-ત્યની સેવા બજાવી હતી એમના અકાળ અવસા-નથી આ માસિકને અને ગુજરાતી સાહિત્યને મોટી ખોટ પડી છે. એમના સ્નેહી-સંબંધી વર્ગને અમે અંતઃકરણપૂર્વક આશ્વાસન આપીએ છીએ. પ્રભુ તેમના આત્માને શાન્તિ અર્પે એવી પ્રાર્થના છે.

---

**સ્ત્રી કેળવણીની પરિષદ.**

હિંદમાં સ્ત્રી કેળવણીનું પ્રમાણ બહુજ ઓછું છે તે આપણે સર્વે જાણીએ છીએ. તો પણ અમે નથી ધારતાં કે આપણને ખ્યાલ હોય કે સેંકડે ફક્ત બે ટકા જ સ્ત્રીઓને અક્ષર જ્ઞાન છે. હાલ મોટાં શહેરોમાં છોકરીઓ સારી સંખ્યામાં નિશાળોમાં જાય છે એટલે આપણને તો એમજ ખ્યાલ રહે છે કે છોક-રીઓની કેળવણી ઠીક આગળ વધે છે. આ પરિ-ણામ જોતાં કલકત્તા યુનિવર્સિટિના વાઇસ ચેન્સે-લરે ભાષણ કરતાં જણાવ્યું છે કે આટઆટલા વર્ષથી સરકાર સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર કરવા પ્રયત્ન કરી રહી છે. પણ પરિણામ કંઈ બહુ આવ્યું નથી. તો તેમણે સ્ત્રીઓને પોતાનેજ વિનંતિ કરી કે તમે લોકોજ સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર વધે તેવા ઉપાયો બતાવો. હાલ ચાલતો અભ્યાસક્રમ કે વખત કે રીત જે બદલવા યોગ્ય લાગે તે જણાવો તો અમે તે સુધારા કરીશું. આ કહેવામાં આવ્યું હતું તો કલકત્તા માટે પણ સમસ્ત હિંદની સ્ત્રી-ઓને લાગુ પડે છે. તે ઉપરથી મિસીસ કઝીન્સે એક વિનંતિ પત્ર બહાર પાડયો છે તેમાં કહ્યું છે કે સ્ત્રીકેળવણીનો પ્રચાર કેમ વધે તે બાબત વિચાર કરવા માટે તથા આખા દેશમાં સ્ત્રીશિક્ષણ સંસ્થાઓ-ના અધિકારીઓ, વ્યવસ્થાપકો, તથા સ્ત્રી કેળવણીના હિતચિન્તકોની એક પરિષદ ભરી આપણી માંગ-ણીઓ વ્યવસ્થિત રીતે સરકાર સમક્ષ રજુ કર-વાનું નક્કી કરવું. તે પરિષદ આવતા વર્ષની શરૂ-આતમાં એટલે જાન્યુઆરી મહિનામાં પૂનામાં ભરવામાં આવશે. પણ પ્રત્યેક પ્રાન્તની જરૂરીઆતો જુદી જુદી હોય તેથી પ્રત્યેક પ્રાન્તની એવી એક પરિષદ જુદી બોલાવવી એમ પણ નક્કી કરવામાં આવ્યું છે. ગુજરાત પ્રાન્ત માટે આવી એક પરિષદ નવેમ્બર મહિનાની શરૂઆતમાં બોલાવવામાં આવનાર છે ને તે માટે કામ કરવાનું અ. સૌ. શારદા બ્હેન મહેતાએ માથે લીધું છે. તે વિષય ઉપરનો તેમનો લેખ તથા પ્રશ્નાવલી આ અંકમાં જ નજરે પડશે. આ બાબતમાં સ્ત્રી કેળવણીમાં રસ લેતી દરેક બહેને મદદ કરવાની જરૂર છે. જો બને તો અમદાવાદ જ એ પરિષદમાં હાજરી આપી પોતાનો મત દર્શાવવો. નહિં તો જે પ્રશ્નાવલી

આ સાથે છાપવામાં આવી છે તેના જવાબ સૌ. શારદા બ્હેન ઉપર મોકલી તેમનાં કામમાં મદદ કરવી.

દેશની ઉન્નતિ ઇચ્છનાર માટે સ્ત્રી કેળવણીનો પ્રશ્ન એ ઘણોજ મહત્વનો પ્રશ્ન છે. માટે દરેક વ્યક્તિએ પોતાની ફરજ સમજીને પોતાનાથી બનતી મદદ કરવી. અ. સૌ. શારદા બ્હેને આપેલા પ્રશ્નોના જવાબજ આપવાથી આપણી બ્હેનોને શું જોઈએ છીએ તે જાણવાનું તે પરિષદના કાર્યકર્તાઓને સહેલું પડશે ને એ લોકોનું કામ સરળ થશે. આશા છે કે દરેક બ્હેન પોતાનાથી બનતી મદદ કરશે.



મિસિસ આર્ટ નામે આ મહિલા સુથારી કામમાં અત્યંત કુશલતા ધરાવે છે. તેણે એક અદ્ભુત દરવાજો બનાવ્યો છે. શિશુપાલનના કામમાં પણ તે તેટલીજ ચતુર છે. એણે બનાવેલા દરવાજામાં એવી એક દુરબીન લગાડી છે જેનાથી ઘર વધારે સુરક્ષિત રહે છે.





આ ચિત્રમાં બતાવેલી મહિલા શિકાગોમાં લુહારી કામ કરનાર મિસિસ મથી લોફમાન લોહું સાંધવાના કામમાં અપૂર્વ કુશલતા બતાવે છે. વેલ્ડીંગની નવી રીત શોધી કાઢી તેણે ત્યાંના કારીગરોને દંગ કર્યા છે. એની બરોબરી ભલભલા પુરૂષો પણ નથી કરી શકતા.



ચિત્રકાર: ] ઓઆએ એક વિનતિપત્ર ધર્મરાજને મોકલ્યું. [ રા. છો. અં. જો

Lohanamitra Press, Baroda.




લેખકઃ શ. " જયન્ત "

## ( ૧ ) વ્યોમ-અન્ત.

"જો જો વળી કંઇ પાછું બોલ બોલ કરતા-ત્હમારે શું ?" મંજરીએ જતાં જતાં વાર્યો. મંજરીને કંઇક એમજ ભરાઇ ગયું હતું કે હું તો જ્યાં ત્યાં બોલ બોલજ કર્યા કરું છું. એનું ચાલે તો મ્હને એકદમ સુધારી નાખે. મ્હારે વાળ ક્યારે કપાવવા, ધોબીને કોટ ક્યારે આપવો, જોડા ક્યારે બદલવા, જમવા કેમ બેસવું ને કેટલી ગતિથી ખાવું- આ બધાની પૃથ્વી ઉપર પણ મંજરીનેજ ખબર પડતી કે મ્હારે ક્યારે ને કેમ કરવું. અંહિ સ્વર્ગમાં પણ એની એ ટેવ ન ગઇ.

મ્હેં કાંઇ જવાબ ન આપ્યો. હું મ્હારા વિચારમાંને વિચારમાં બુટની દોરી બાંધે જતો હતો. પણ મ્હારા મૌનને ને મંજરીને હમેશાં આદવેર હતું. ન્હાની શશીરેખાએ આવીને મ્હારું બાવડું હલાવ્યું. "ભાઇ ભાઇ, બ્હેન કહે છે-એ કેમ સાંભળતા નથી? બિચારાં ક્યારનાં કાંક કૈં છે ને? બ્હેન સામું જુઓ." મ્હારી ને મંજરીની આંખો મળી ને અમે હસ્યાં. "શું આમ છોકરીને ચીબાવલી કરી નાખી છે! શું કામ છે. ?"

"કામ શું વળી ? એ તો કહેતી હતી કે ત્હમે કાંઇ આકરૂં આકરૂં બોલશો નહિ. આપણે શું ? સૌ સૌનું ફોડી લેશે." મંજરી ઠાવકી થઇ બોલી. વ્યવહારકુશળતા મૂર્તિમન્ત થઇ વિનય મંદિરમાં વિરાજે તો પણ મંજરીના મુખારવિન્દપર ઠરેલપણા ને ગાંભિર્યની જે છાયાઓ છવાઇ રહી હતી તેની તોલે ન આવે. આવી આવી ક્ષણોમાં મારી મંજરીનું માધુર્ય કાંક બહુજ મીઠું લાગતું હતું. મંજરીમા મૃત્યુ પછીનું પૃથ્વીપરનું મ્હારૂં અસ્તિત્વ આવી આવી ક્ષણોના સ્મરણ માત્રથીજ નભી રહ્યું હતું.

"હેં...ત્યારે, જરા ચા પીને જશો ? હજી તો ત્હમારે કલાકની વાર છે. વિનુભાઇ આવ્યા પણ નહી હોય. ત્હમે બેસો તો હું હમણાં કરી આપું. ત્યાં જઇને કુથલી કરશો એના કરતાં..."

"ઠીક...ત્યારે બેસું. " બેસી ગયા પછી હું બોલ્યો. કોણ જાણે કેમ પણ ચાની તો મ્હારાથી ના પડાતીજ નહોતી. મંજરી મ્હારી આ રગ પારખી ગઇ હતી અને આથીજ બીજા પ્રયોગો નિષ્ફળ જતાં પ્રસંગોપાત્ આ જડી બુટ્ટી અજમાવી નાંખતી હતી. પૃથ્વી હો કે સ્વર્ગ હો! પ્રકૃતિ કાંઇ બુંસાય છે ?

× × × × ×

થોડોક વખત થવાં હું પણ છેવટે સ્વર્ગમાં આવી પહોંચ્યો હતો.

"વ્યોમ-અન્ત " સ્ટેશને ઉતરતાં વેંતજ સ્હામી મંજરી ન્હાનકડી શશીરેખાને તેડી

ઉભેલી જોઇ. "હું ચિત્રગુપ્તને રોજ રોજ પુછતા કે હવે કયારે આવશે? જુઓ. આ સસલી કેવી થઈ છે? ભુલી તો નથી ગયા ને?" મા દિકરીના મ્હોં ઉપરના સુખી પરથી સ્વર્ગની હવા સદી હોય એમ દેખાઇ આવતું હતું.

"હવે કયાં જવાનું?" મ્હેં અધીરા થઇ પુછ્યું. મંજરી મંદમંદ હસી "કેમ પુછો છો? મ્હારાથી મ્હોં સંતાડો એવું તો કંઇ નથી કર્યું ને? પણ હમણાંજ એક ફારસ થયું હતું. વિણા બ્હેન ઓળખ્યાં ને? અમે રોજ મળીએ છીએ ને પુષ્કળ ગમત કરીએ છીએ. બિચારાં બહુજ સાદાં ને માયાળુ છે. મ્હારી જોડે તો બહુજ સારૂં રાખે છે. એક દિવસ અમને ખબર પડી કે વિનુભાઇ આજ આવે છે. વિણાબ્હેન તો હરખઘેલાં થઇ ગયાં. એમને કાંઇ રેપ ન હતો. "વ્યોમઅન્ત" ના સ્ટેશને તેડવા જવા. અમે સ્હામાં નીકળ્યાં. પણ નીકળતાં અમારે જરા મોડું થઇ જવાથી વિનુભાઇ સ્હામાજ મળ્યા. અમે પુરા જોયાએ નહતા પણ દૂરથી એમણે તો અમને જોયાં ને ઓળખ્યાં. અને ચુપકીથી રસ્તાની બાજુએ સરકી જઇ એક ઝાડની ઓથ તળે લપાઇ ગયા. વિણાબ્હેન સ્હમજી ગયાં. અમે ગોતી કાઢયા ને પાસે જઇને ઉભાં રહ્યાં. બિચારા ગળગળા થઇ ગયા. વિણાબ્હેને વાંસો થાબડયો. "અરે વાહ! આ શું? આપણે શું વાત થઇ હતી, ભુલી ગયા? અને આ તે ત્હમે કયાં નવાઇનું કે એકસાપેરિમેન્ટ કર્યું છે? બધે કે અમનું, બધાય રાંડે છે ને પરણે છે. ઓશિયાળા જરાએ ન થશો. હું હત તો ત્હમે થોડું કાંઇ એમ કરત? ચાલો. ઘેર જઇને ગરમાગરમ મશાલાવાળો ચા બનાવી આપું ને સુંદની ગોળી ખવરાવું. અને આજ રાત્રે કૌમુદીમાં માનસ સરોવરને કાંઠે વીનસ વીણા વગાડવાની છે ત્યાં આપણે ફરવા જઇશું.' કોણ જાણે એને ગરમ ચા અને સુંદની ગોળી ગમી કે પછી વીનસની વિણા સાંભળવાની અધીરાઇ થઇ પણ વિનુભાઇ એકદમ બધું ભુલી ગયા ને ખુશખુશ થઇ ગયા. ત્હમારી જેમ નહિ કે લીધી વાતની ટેંચ મુકવીજ નહિ ને જીવ બાળ્યાં કરવો. વિનુભાઇ તો બિચારા ગમે તેવું હોયને-પણ ભુલી તરત જવાના. પણ ત્હમારે હવે મઝા પડવાની. વિનુભાઇ પણ અહિં છે એટલે હવે મિનીટ પગ ઘરમાં નહિ ટકે ને જીભને આરામ નહિ મળે. પણ હવે તો હું જબરી થઇ છું. પૂરી રાખીશ. બહાર જવા દઉં તો ને." "બહુ સારૂં બહુ" મ્હેં કહ્યું. "બાપડા તે વળી ઘરમાં ગોંધાઇ રહ્યા સાંભળ્યા છે. કાંક તો બુદ્ધિ વાપર." મ્હને ફાળ પડી હતી કે મંજરી ખરેખર કલેશ કરશે. બહાર ગયા શિવાય રહેવાશે નહિ: અને બહાર જઇએ ત્યારે સરખે સરખા મળતાં વાતોમાં વખતનું ભાન પણ ન રહે. વળી વાતો તો મ્હારો ખાસ વિષય હતો. જો કે હું બહુજ "Conservative" એટલે કે બહુજ ઓછાની જોડે વાત કરતો. મ્હારા દામુભાઇની માફક નહિ કે આફ્રિકાથી તાજોજ આવેલો કોઇ ઘરડો-કાણો સીદી પણ એમની સ્હામો લોકલ માં આવી જાય તો ભોગ લાગ્યા. પેલો અડધો ઉંઘમાં હશે તોયે કાંઇ નહિ તો એના વાળ સામું ટીકી ટીકી જોયા કરશે ને મરક મરક હસ્યા કરશે. બે ત્રણ વખતે હિંદુસ્તાનીમાં પુછશે કે "એઇ...અઇસા તુમારા બાલ કયું...હું?" તોયે પેલો નહિ બોલે તો એની બટલર કેપ ઉપાડી બે આંગળી વચ્ચે હિંચકા ખવરાવશે ને પૂછશે કે "કરીસ્તાન હો?" ...છેવટે પેલો પોતાની ભાષામાં કાંક બોલશે ત્યારે આ એમને "Signs" ચાળાથી સમજાવીને પણ વાત ચલુ રાખશે તે ઠેઠ મરીન લાઇન્સ સુધી. અને એટલામાં તો એમણે આખા આફ્રિકાની સામાજીક સ્થિતી

ચાળાથીજ પુછી નાખી હશે. " ત્હમારે ત્યાં એક સામટી કેટલી બાયડી પરણવાની છૂટ ? ત્હમારે ત્યાં બૈરાંઓને જીભ ખરી કે ? પૂરૂષો રાંડે કે નહિ અને રાંડે તો પછી ન્યાતમાં જમવા જઇ શકે કે નહિ ? ત્હમારે ત્યાં હજામો ખરા કે ? ત્હમે સોક્રો સુઇ જાઓ ત્યારે ઉંઘમાં શું બડબડો ? " ઇત્યાદી પ્રશ્ન પરંપરાથી ગરીબ સીદીને પીખી નાખશે અને મરીનલાઇન્સ ગાડી ઉપડયા પછી પણ બહાર ઉભા ઉભા ચાલતી ગાડીએ પૂછી લેશે કે " સીદણ, બચ્ચાં, ઈશ્વર રખ્યાં ? " મ્હારૂં છેક આવું નહિ...પણ આ વિચારોથી મ્હને સાંભર્યું. " અલી, દામુભાઇ અંહિ આવી ગયા કે ? " " ના " મંજરી બોલી. " કાલજ તરલિકા ભાભી મળ્યાં હતાં તે કહેતાં હતાં કે હજીતો એમને વાર છે. ત્યાં નીચે બિચારા બહુ હેરાન થાય છે. ફકીર જેવા થઇ ગયા છે. નીચે એમનો ખપ નથી ને ઉપર બોલાવી લેતાં હજી ચિત્રગુપ્ત બ્હીએ છે. કહે છે કે હું રોજ 'સ્વર્ગ–ચુંબક' લગાડી જોઉં છું પણ આ તરફ ખેંચાતાજ નથી. એમને એમ કાચા બોલાવી લેવામાં શું ફાયદો ? "

સરસ્વતીની મન્દ મન્દ સ્વર્ગીય સમીરની લ્હેરોમાં અમારી નૌકા ઝૂલતી ઝૂલતી સ્વયમેવ ચાલી જતી હતી. મંજરી અટકી. "સ્હમજ્યા ? ત્હમારે વળિ બીજે કયાં જવાનું હોય ? જૂઓ. પણે દેખાય એ વિજયવાટિકાની અગાસી. અત્યાર સુધી તો હું મ્હારાં કુટુમ્બીઓના ભેગીજ રહેતી હતી. ત્હમારા આવવાની નક્કી ખબર પડયા પછી ધર્મરાજની આજ્ઞાનુસાર શૈલશૃંગમાં હંસ સરોવરને કાંઠે આપણી 'વિજ્ય–વાટિકા 'માં રહેવા આવી છું. સસલીને તો ત્યાં કાંક બહુજ ગમી ગયું છે. આખ્ખો દિવસ ગુલાબના ફુલ ને બૂરદ્દૂની કણિયો વિણી વિણી તે ખાઇ જાય છે. જુઓ ને, એના મ્હોં ઉપરથી નથી લાગતું ?..." × ×

સંધ્યાનાં સોનેરી કિરણોએ અડપલાં કરી સરસ્વતીનાં કુણાં સ્વર્ગીય નીરને શરમાવી લાલચોળ કરી નાખ્યાં હતાં. સૂર્યદેવનાં બિમ્બ પ્રતિબિમ્બની સોનેરી છાયાઓથી સૃષ્ટી સમસ્ત ઝળહળી ઉઠી હતી. હું ભાન ભુલી ગયો. સ્હામું મા દિકરીનું શ્વેત સોનેરી મુખમંડળ–ઉપર સુવર્ણ વરસાવતો સૂર્ય–નીચે સોનેરી ચૈતન્યથી થનથનતાં સરસ્વતીનાં હસતાં, વહેતાં નીર......મ્હારા આસન ઉપર અઢેલી ને હું પડયો...હું કયાં છું. હતું શું ને આ શું ?...સુખ, દુઃખ જાણે મ્હારે કાંઇજ ન હતું. એકલો " હું " જાણે આખા વિશ્વ જોડે એકાકાર......" " લ્યો ચાલો, ઉતરો. આ આપણું સ્થાન " મંજરીએ મ્હને જગાડયો.

[ ૨ ]

## મહિલા સંગઠ્ઠન.

વર્ષો વિતી ગયાં. સ્વર્ગમાં દિકકાળનાં બંધન હોતાં નથી. શ્વેત આનન્દ ને શિતળ શાન્તિના સામ્રાજ્યમાં પ્રવૃતી કે નિવૃત્તિ જે કહો તે પ્રેમમાંજ હતી. હૃદયો અંહિની હવામાં ખીલતાં. સૌ કોઇ સર્વવ્યાપી હોવાથી સ્વાર્થ અંહિ ઉછરતોજ નહિ. ક્લેશબાપ્પનો ઝેરી ડંખ અંહિ ખરી પડતા હતા. સુકોમળ મન અંહિ ખુલ્લી હવામાં વગર મચ્છરદાનીએ સુઇ શકતું હતું. હૃદય માત્ર આનન્દ અને આનન્દના રસથી દ્રવી પડતું હતું અને પ્રેમ ઉષ્માની લ્હેરો ઉડતી હતી. પણ પ્રકૃતિના રંગ કાંઇ ભુંસાતા નથી. સ્વર્ગ હો કે પૃથ્વી આછા ઘેરા થાય એટલુંજ. ફેર એટલો કે અહિં પ્રકૃતિની પ્રવૃત્તિને અંગે કોઇને ડંખ ન લાગતો–દાઘ ન લાગતો. કોઇ પણ પ્રવૃત્તિનો અંતિમ ઉદ્દેશ તો આનન્દજ રહેતો. અધમતા કે વેર અહિંની હવામાં બળી જતાં

હતાં......એવુંજ કાંક અહિં બન્યું. ઇશ્વર દત્ત સ્વભાવ કાંઈ જાય છે ? સ્વર્ગમાં પણ સ્ત્રિઓ તો સ્ત્રિઓજ રહેવાની. આખો દિવસ ફળફળાદી ને મેવામિઠાઇ ખાવાં-ખાખા પીખી કરવું-ગાવું, નાચવું ને ઉડવું-રાંધવા કરવાની કે ઓફીસના ટાઇમો જાળવવાની ખટખટ નહિં. આ બધું છતાંએ બ્હેનોને એક દીવસ ઓછું આવ્યું કે બસ્યું, આમ આખો દિવસ તે શેં ટાયલાંમાં જાય. એ ચાર યશભૂખિયોએ બીજ વાવ્યાં ને જોતજોતામાં બધીઓએ વાત ઉપાડી લીધી. વાટાઘાટને અંતે સરોવરને કિનારે ચંદ્રની પત્ની રોહિણીના પ્રમુખપણા તળે મહિલાઓ વિચાર કરવા મળી. આપણે પૃથ્વિ ઉપર તો સુવર્ણની સાંકળોમાં આત્મવિકાસને પૂરાવા દીધો. શું પુરૂષોની મતિ એજ આપણી આત્મોન્નતિનું પ્રમાણ ? સમય વીત્યે આપણે પણ કંઇક થઇશું. ત્યાંએ શું પાછું એનું એ ? બ્હેનો. ગમે તે કરો પણ કાંક કરો. આ સ્થિતી તો હવે અસહ્ય છે. xxxx.

બહાર જ્યોત્સ્નિકામાં પડયો પડયો હું એક સુકોમળ ન્હાની નલિની સાથે વાતો કરતો હતો. " એવું શું કે ચંદ્રને દેખતાંજ ત્હમારાં કમળ બિડાઇ જાય ! આટલી બધી શરમ શી ?" " એ તો અમારી પ્રકૃતિ પડી એમાંજ અમારૂં ગૌરવ. બાકી કાંઇ અમે શું બ્હીએ છીએ?" xxxxx

ઉડતી ઉડતી હર્ષભરી મંજરી આવી. " કેમ જોયું ને ? હું કહેતી ત્યારે હસતા. લ્યો. હવે અમારૂં **મીરાંમંડળ** નીકળ્યું. મીરાંબાઇએ પોતાનું હિમગીરી પરનું 'શ્યામ વિહાર' નામનું મહાલય અમને આપી દીધું. એક ' મોરલીધર કૃષ્ણ' નું Oil painting તૈલચિત્ર મંડળને ભેટ આપ્યું અને પોતે અમારા મંડળનાં માતુશ્રી થયાં. ત્યાં હવે રોજ ભાષણો થશે ને ગરબી ગવાશે. હું મેમ્બર થઇ ગઇ. રોજ સાંજે ત્યાં જવાની. " કાંઇ ન સુજવાથી મ્હેં કહ્યું: "એમ કે ? " " Ofcourse ! " મંજરી અત્યારે પુરેપુરી ખિલી હતી. " રોહિણી બ્હેન કાંઇ બોલ્યાં કે?" મ્હેં પૂછ્યું."અરે નારે. એમણે તો ઉલટું બંગાણુ પડાવ્યું. બોતડાની જયમ બેસી રહ્યાં ને પછી કહે છે કે 'જુઓ. એ તો આવ્યા. મ્હારે મોડું થાય છે. પછી હું એકલી અંધારામાં જતાં બ્હીઉં ને ?" અરે હા. પણ એક વો ત્હમને કહેવુંજ ભુલી ગઇ. તરલિકા ભાભી કહેતાં હતાં કે દામુભાઇ આવ્યા છે. હું એકદમ સુતો હતો તે બેઠો થઇ ગયો. " હેં, એમ કે ? ક્યારે ? " માથું પકડીને મંજરીએ મ્હને પાછો સુવાડી દીધો. " શું અત્યારે ને અત્યારે જવું છે? વાત નહિ સાંભળો તો હું તો અંદર જતી રહીશ." "ઠીક. લ્યો. બોલો સાંભળીએ છીએ". મ્હારીવાત પુરી થઇ. બીજુ તે શું શું કહેવાતું હોય, મંજરી કંઇક અણચિન્તવી વ્હીડાઇ ગઇ...દૂર દૂર પ્રાચી દિશામાંથી બુલબુલનું મધુરૂં સૂર્ય સ્તવન કર્ણ જોડે અથડાણું...મ્હારાં નયનો ઘેરાઇ ગયાં. xxx

બીજે દિવસે સવારમાં મંજરી સૂર્યનાં કિરણો પર ચા બનાવતી હતી. ચમેલીની વેલના હિંચકા પર બેઠો બેઠો હું **"વિશ્વતંત્ર"** વાંચતો હતો. એટલામાં તો દામુભાઇ, તરલિકા, વિનુ અને વિણા આવી પહોંચ્યાં.

" અરે વાહરે વાહ. કેટલા દિવસથી આવ્યા ને આજ મ્હોં બતાવો છો ? ત્હમારા વિના તો મ્હને સ્વર્ગ પણ સુનું લાગતું હતું. કેમ, શા ખબર છે ? " મ્હેં દામુભાઇને પુછ્યું. " ખબર બીજા શા હોય ? ત્હમે જાણોજ છો ને " તરલિકા બોલ્યાં. " આવ્યા ત્યારથી ક્ષણ પણ નિવૃત્તિમાં નથી ગાળી અને હવે તો વળી ઉદ્યમ જાગ્યો છે. મંડળ અમારૂં નીકળ્યું ને પ્રવૃત્તિ બધી એમને આવી છે. કહે છે કે આજે ને આજે હું કુંભારાણાને મળી આવું. મીરાં રાણી ને મંડળની પ્રમુખ થવા દેજ કેમ ? શું ભજન ગાતી બધીયોને કરવી છે ?" મ્હેં કહ્યું. "અરે

આકળા ન થાઓ. હજી ત્હમે એમને ન ઓળખ્યા. એતો મ્હારા ભાઇની 'હ્યુમર' (મશ્કરી) કરવાની સ્ટાઇલજ એવી છે." "એવી તો વળી હ્યુમર કરાતી હશે. કાલે અમે કૈલાસકુંજમાં ફરવા ગયાં હતાં ત્યાં રસ્તામાં ચિત્રગુપ્ત મળી ગયા. વાતમાં ને વાતમાં એમણે કહ્યું કે સ્વર્ગની દક્ષિણ સીમા ઉપર અધકચરા ચીના' ઓનું એક ટોળું આવી વસ્યું છે. ધર્મરાજની એવી મરજી છે કે ત્યાં કોઇ પ્રવીણ મહાશયને મોકલી આપી એ એદી ચીનાઓને સ્કાઉટીન્ગની તાલીમ આપવી. પરંતુ મુશ્કેલી એટલીજ છે કે એટલે દૂર, અજાણ્યા પ્રદેશમાં ને અનાડી લોકોમાં કોણ પ્રવીણ આત્મા જાય? બસ આ વાત સાભળી ત્યારના કહે છે કે હું જાઉં. "ઇનગોનીયા" ગવરાવી ને એ લોકોનું અજ્ઞાન છોડાવું." "અરે બધી વાતો સાંભળોને! એતો પૂરા ડીપ્લોમેટ (મુત્સદ્દી) છે. ચિત્રગુપ્તને બનાવ્યા ને ત્હમને ભડકાવ્યા. પણ વિનુ તું કેમ કાંઇ બોલતો નથી વેલી તો નથી સાંભરીને?"

"શું બોલું? તું બોલતાં થાકે ત્યારેને? ને બાકી તો કયારનો જોઉં છું કે ભાભી આ સૂર્યકીરણો પર શું બનાવે છે?" વિનુએ ખુલાસો કર્યો. "એતો વિનુભાઇ સસલી માટે દૂધ ગરમ કર્યું. આવો વિણાબ્હેન, ત્હમારા છોકરાને લઇને. આપણે છોકરાંને દૂધ પાઇએ." મંજરીએ ચાના પ્યાલા ભરતાં ભરતાં હસીને કહ્યું.

"મંજરી, વિનુની ચામાં કાંઇ મશાલો બશાલો નાંખ્યો કે નહિ?" મ્હેં પૂછ્યું. "ના રે. હવે શો ખપ છે. એતો વિણા બ્હેનને નહોતા મળ્યા ત્યાં સુધી એમના હૃદયમાં બ્હીકની શરદી ભરાઇ ગઇ હતી. હવે તો વિણાબ્હેને ધમધમાટ કરી મુકયા છે." મંજરીએ સસ્મિત ખુલાસો કર્યો.

"એમાં હસવા જેવું શું છે? એ તો વિનુના હૃદયની સારી વાહકતા (conductivity) સૂચવે છે. Heart (હૃદય) સારૂં Conductor (વાહક) હોય તો પરોક્ષ અને પ્રત્યક્ષ વસ્તુથી, cold (શરદી) અને Heat (ગરમી)ની Heart (હૃદય) ઉપર તાત્કાલીક અસર થાય છે." દામુભાઇએ વિજ્ઞાનશાસ્ત્રનું કંઇ સૂક્ષ્મ પણ અમને તો અગમ્ય રહસ્ય સ્હમજાવ્યું.

"કેમ વિનુ, સાચી વાત?" મ્હેં પૂછ્યું. "વેલી સાંભરે છે કે ભુલી ગયો? એ અહિં આવશે ત્યારે તું કોની જોડે રહીશ? ત્હારા હૃદયનું વહેણ કઇ તરફ વિશેષ?"

"નકામા શું કામ પારકી પંચાત ડહોળો છો?" વિણાએ બચાવ કર્યો. "અમે બધાં સાથેજ રહેશું. બાકી તો એમણે બિચારાએ કયે દિવસ બડાઇ મારી છે કે બોર બોર જેવડાં આંસુઓમાં કાલીદાસ, ભવભુતી વરસાવી, જગત્ આખું ચકડોળે ચ્હડાવી, છેવટે કોઇ વહેલી મળી તે લતાને વીંટળાઇ વળ્યા છે? એ તો જે પ્રત્યક્ષ કહેતા હતા તેજ પરોક્ષમાં કરી બતાવ્યું. પ્રભુ બધાં દુઃખ માથે નાંખજો પણ સાક્ષરવર્ગનો પતિ તો કદી કોઇને ન આપશો"

"અને ગણીતશાસ્ત્રી કે વિજ્ઞાનવાદી આપે તો?" મ્હેં પૂછ્યું. "એ તો આ તરલિકા બ્હેનને પુછો." વિણાએ વાત ટુંકી કરી. "અરે એ તો બધાયે સરખા. વાતજ મુકોને. પાનું ન પડે ત્યાં સુધી બધાયે સારા." મંજરીએ પોતાનો ગંભિર મત પ્રદર્શીત કર્યો.

"એમ કે? જાઓ ત્યારે. હું પણ દામુભાઇ સાથે ચીનાઓમાં ચાલ્યો જઇશ. બાવો થઇ જઇશ. રહેજો પછી એકલાં." મ્હેં મંજરીને આગામી શકયતાઓની ગર્ભિત સૂચના આપી.

મંજરી હસી. "પહેલાં જરા ઉભા થઇને હાથે પાણીનો પ્યાલો પીવાની તો દિવસમાં બે ચાર

વખત પ્રેક્ટીશ પાડો. પછી બાવા થશો તો બહુ આકરૂં નહી લાગે. પણ હવે આ લોકો આવ્યા છે તે કાંઇ મેમાનગતી તો કરશું ને! જુઓ. ત્હમે જરા ઉદ્યાનમાં જઇને પેલાં નારંગી તો લઇ આવો "

[ ૭ ]

## ન્યાય મંદિર.

સ્વર્ગ આજકાલ ખળભળી ઉઠ્યું હતું. જ્યાં જુઓ ત્યાં એજ ગાન ને એજ તાન. મીરાંમંડળની પ્રવૃત્તિ અમે પુરૂષોએ ધારી હતી ત્હેનાં કરતાં વિશેષ ઉગ્ર નીવડી. સંગઠ્ઠનથી ચોમેર શયતાન પ્રસર્યું. સ્ત્રીઓમાં અકારણ અસંતોષ ફેલાયો. પુરૂષો અને ત્હેમની સાત પેઢીના બાપ દાદા સુદ્ધાંને વગોવ્યા. " એવું શું કે પુરૂષોનું જ ધાર્યું થાય? નિયમો બાંધનાર પણ એ ને પળાવનાર પણ એ. આના કરતાં ઇશ્વરે આપણને ઢોર બનાવ્યાં હત તો યે ઠીક હતું કે ખીલે બાંધત, પણ ખડ તો ખવરાવત. આ તો વાતોમા આપણે દેવીઓ ને વ્યવહારમાં ગોલિયો. શું ધર્મશાસ્ત્રનો પ્રભાવ સ્વર્ગની સીમા ઉપરજ અટકે છે? પૃથ્વીનો તે પ્રભુ માલિક છે કે પુરૂષો? આ દાસીત્વની બેડિઓ આપણે સ્વર્ગની અહિલ્યાઓ પ્રયત્ન નહી કરીયે તો કયારે તૂટશે? હવે તો અસહકાર સિવાય પુરૂષોની મતિ ઠેકાણે નહિ આવે, ને ત્યાં સુધી આપણે ઉન્નત પણ નહિ થઇએ." આમ સમુદ્રગત અસંતોષ ધુંધવાઇ રહ્યો હતો એટલામાં પૃથ્વી ઉપરથી એક નવીન આગમન થયું અને આવી તેવી મહાન પ્રવૃત્તિઓમાં બને છે તેમ કારણ મળતાં સ્ત્રીઓને રોષ પ્રદર્શિત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો—મ્હાનું મળ્યું.

સુવિખ્યાત સાક્ષર શિરોમણી અને પ્રેમકવિ પૂજ્ય શ્રી ' વિશ્વવિલાસજી ' પૃથ્વી ઉપરનું પર્યટન પૂરૂં કરી ત્રીજી વખતની પોતાની બાળપત્નીને રોતી કળકળતી મુકીને આશ્વાસન રૂપે થોડા ઘણાં કાવ્યો રાખીને-સ્વર્ગમાં આવ્યા. " અગ્નિ માર્ગ " ના સ્ટેશને અમે બધા સ્વાગત કરવા ગયા. કવિ તે તો કવિજ! ઉતરતાં વેંતજ કવિશ્રીનાં ચક્ષુઓ સ્વર્ગના સૌન્દર્યમાં ખુંચી ગયાં."અહો શું રમણીયતા! શી ભવ્યતા! સાહિત્ય તો અહિં સ્વયમેવ સ્ફુરે છે. પણ હા. સરસ્વતિચંદ્ર શું નથી આવ્યા? હું એમનોજ મેમાન થાત." કોઇએ કહ્યું "જી ના એ તો આજે ધવલગીરી પર પ્રમાદધન જોડે કૈલાસ કપના સેમીફાઇનલમાં રોકાણા છે. પણ આના હોય તો આપની પ્રથમ અને દ્વીતીય પત્નિ હૃદયરશ્મિ અને અંશુમતી અહિં પાસેજ " શીત નિકેતન"માં વસે છે, ત્યાં આપનું સ્વાગત સારૂં થશે. ઇચ્છા હોય તો ઝાંપા સુધી, મુકી આવું." સાક્ષરશ્રી વિમાસણમાં પડી ગયા. " ના .. એમને અત્યારે કોણ તસ્દી આપે. હું મ્હારે એકાદ પર્વતના મસ્તક ઉપર પડયો રહીશ ને કૌમુદીમાં કાવ્યો ગુંથીશ." મ્હારાથી પુછ્યા સિવાય ન રહેવાયું. " ત્રિપુટીમાંથી કઇ સુભગાને ઉદ્દેશીને? × × ×

સ્ત્રીનાં મુખને કમળ, ચંદ્ર, બુલબુલ, ગુલાબ, ઇત્યાદી ઉપમાઓ અપાય છે. મ્હને કોઇ કોઇ વાર અજુગ લાગી આવે છે કે સ્ત્રીઓનાં મુખને ' બેરોમીટર, પવનચક્રી, વીજળીની બેટરી ' ઇત્યાદી સાથે સરખાવવાનું કેમ કોઇને હજી સુધી સુઝ્યું નહી હોય? ગરમી કેટલી પડે છે, પવન કઇ દિશામાં વાય છે, વિજળીનો વેગ કેટલો છે, વિગેરે જાણવું હોય તો બ્હેનોનાં ગોરાં, ગંભીર, રાતાં, હસતાં મુખારવિન્દ પરથી તરત પરખાઇ આવશે.

સ્વર્ગમાં દિવ્યાંગનાઓ પર આજકાલ ગાંભીર્ય ને ચિન્તાની છાયાઓ છવાઇ ગઇ હતી. મંજરી પુરૂં હસતી કે બોલતીયે નહી.

'સ્વામવિહાર' પ્રવૃત્તિથી ઉછળતું-ઉભરાતું હતું. મીરાં; રાણી ભજન ગાવાં છોડી દઇ લખાપટ્ટીમાં પડ્યાં હતાં. મહિલાઓએ સર્વાનુમતે નક્કી કરી ધર્મરાજને એક વિનન્તીપત્ર મોકલ્યું કે સ્ત્રીયો હવે સ્ત્રીયો નહી રહી શકે. પૃથ્વી ઉપરની અમારી પુત્રીઓથી રત્નજડીત સુવર્ણની સાંકળો હવે નથી સહેવાતી. પુરૂષોનાં કરતાં અમે વિશેષ ચપળ, વિશેષ વાચાળ, બુદ્ધિ અમારી વધુ તીવ્ર, કાર્યદક્ષતા તો અમારીજ છતાંયે અમે તો વાડી અને પુરૂષો માળી, એ ક્રમ હવે અસહ્ય અને અન્યાયી ભાસે છે. પ્રભુ અમારો ન્યાય કરો...વળી,...

"ત્હમે પુરૂષો આમાં જરૂર હારવાના. ઇન્દ્રાણીને પણ અમારૂં પ્રતિનિધી મંડળ મળી આવ્યું. લક્ષ્મીજી અને સરસ્વતી પણ કેસ સાંભળવા આવવાનાં છે. અનસૂયા અમારાં કાર્યમન્ત્રી છે. આજે અમરાપુરીમાં ધર્મરાજના ન્યાય મંદીરમાં દાવો દાખલ પણ થઇ ગયો હશે. હવેજ ખરી મઝા આવશે." મંજરીએ વિદ્યુતવેગે કહી નાખ્યું. "પણ આ ગભરાટ શો ? વાત તો પુરી કર કે કોનો દાવો, શું કામ ? શો વાંક ? અને આમ મ્હારા ઉપર શું કામ આંખ્યો કાઢે છે ?" મ્હેં પુરી વિગત જાણવા પુછ્યું.

"દાવો વળી બીજા કોના ઉપર ? મીરાં મંડળ વાદી ને વિશ્વવિલાસ પ્રતિવાદી. પ્રણયભંગ, વચનભંગ, માનભંગ આ બધા દોષો. અમારા વિનંતિ પત્રમાં ધમરાજને સાથે સાથે એમ પણ વીનવ્યા છે કે વિશ્વવિલાસનો અહીં વાસ એ અમારૂં અપમાન છે. એને યમપુરીમાં સત્વર મોકલી આપો. સ્વર્ગમાં એ ન શોભે. નહિ તો અમે બધીઓ પાતાળ ચાલી જઇશું. એ તે સાક્ષર છે કે રાક્ષસ ? સ્ત્રીઓનાં પુનર્લગ્નની વાત માત્રથી શોરબકોર થઇ રહે. ને પુરૂષો ઉંદરની જેમ પ્રેમ ફુકે ફુકે તે પાછા પરણે. રાંડે કે રોકકળ કરી મુકે ને રોતાં રોતાં હતાશ થઇને પરણી પડે. પુરૂષોની ઝટપટ પંજરીકામાં તો એકજ સૂત્ર કે **पुनरपि मरणं पुनरपि लग्नं** એની રાંક-બીચારી બે પત્નીઓ સ્હામું તો જુઓ. અશ્રુમતી બિચારી હજીપણ "**त्वं जीवितं त्वमसि मे हृदयं**ના મથાળાવાળો કાગળ વાંચી વાંચીને ડૂસકે ભરાઇ જાય છે. હૃદયરશ્મીને તો કહેલું કે "હૃદય કયમ હૃદય વિરમતાં જીવન જ્યોત ઝબકે ? ત્હારા વિના વિશ્વ તો શું પણ વિશ્વ આખું વિખાઇ જાય." વિશ્વ તો કાંઇ ન વિખાણું પણ પાછું ઘર મંડાણું ને થોડીયુંએ બંધાણું...પ્રભુનાં આપણે સૌ બાલ છીએ. મનગમતું સૌ કરે. પણ જીભો ન વાપરતાં હઇયે તો શું ? એ મધ ટપકતી જીભોમાં પ્રભુ કરીઆતું કેમ નહી ઉગાડતો હોય ?"

"મંજરી ! વિનંતિપત્ર ઉપર ત્હેં પણ સહી કરી છે કે ? અરે ત્હેં શા દુઃખે કરી ?" મ્હે પુછ્યું. "સહાનુભુતિ. પૃથ્વી ઉપર સહાનુભુતિની હડતાળો પડે છે ને ? વિશ્વનું તો બ્હાનું. ધર્મરાજનો નિર્ણય સમસ્ત સ્ત્રીપુરૂષને દ્રષ્ટાંત રૂપ થઇ પડશે. પણ જો જો હો. આગળ વછળાવેડામાં ત્હમે કાંઇ કોઇને ખુચતું બોલશો નહી. આપણે શું ? સૌ સૌનું ફોડી લેશે. આમે કે તેમે આપણે શું ?"

× × ×

અમારૂં પ્રાતઃપાન ચાલતું હતું. મંજરી મુંગી મુંગી મોગરાની માળા ગુંથતી હતી. સસલી પતંગીઆની પાછળ ઉડતી હતી. હું સૂર્યનાં કિરણો શુન્ય આંખ્યોમાં ઝીલતો હતો. શાન્તિમાં ભંગ થયો. બ્હારથી અવાજ આવ્યો.

"મૂરખ છે, મૂરખ છે. સ્વર્ગ એટલે શું થયું ? બૈરાંઓને વળી છૂટ શી ?" "મંજરી. મંજરી જાગ્ય. આતો મંડળી આવી પહોચી." સહકુટુમ્બ વિનુ, દાસુભાઇ તથા મ્હારા બાળસ્નેહી પંડીત કૃપાશંકરજીને

જોઇ મ્હેં કહ્યુંઃ " અહો પંડીતજી ! આજ કાંઇ બહુ દહાડે કૃપા કરી. હા પણ આપનું તો બધું સુંબઇનાં ઝાપટાંની જેમ અણધાર્યું ને પુષ્કળજ હોય છે. કેમ યશોમતિ નથી આવ્યાં ? " પંડીતજીનો પરિચય મ્હને ઠેઠ શેરીમાંના અમારા લખોટીયુગથી હતો. વસ્તુ માત્ર વિષે એમનો ઉગ્ર મત આ કે પેલા અન્ત ઉપરજ બાંધતા. વચલા માર્ગ જેવી એમને વસ્તુજ ન હતી. અને જે કાંઇ મત દર્શાવતા તે અંતિમ અને ભારપુર્વક. પંડિતજી એકજ શબ્દ વા વાક્ય બે વખત બોલે ત્યારે સમજીજ લેવું કે હવે આગળ અપીલ નથી. "કેમ કોણ મૂરખ, પંડિતજી ?" મ્હેં પૂછ્યું. " અરે ધાંધળ છે. આ ધમાલ શી ? બાયડીઓને વળી આ તોફાન શું ? આ ઉછાંછળાપણું શું ? ઘરમાંથી તૈયાર થયાં હતાં કે હું પણ અમરાપુરી આવીશ. મ્હેં ના કહી દીધી, ચલ હટ્. એ શું વળી. બાકી તો મહેરબાન બૈરાંઓને તો મેનેજ કરતાં આવડવાં જોઇએ–મેનેજ." પંડિતજીએ ખૂલાસો કર્યો. દાસુભાઇએ મશ્કરી કરી:"શું ઓકસીઝન પાઇને?"

" પહેલાં આ ચા તો પી લ્યો " મંજરી આવી. "નીકર હવા પીતાતો ત્હમે બધા રહેશો. અમે તો હવે જઇયે છીએ. મીરાંમંડળના બધાં એક જગ્યાએ એકઠાં થઇ અમરાપુરીમાં સાથે જવાનાં છીએ. અનસૂયા બ્હેને કહ્યું છે." " જો જો લુગડાં પહેરતાં અને હાથ મ્હોં ધોવામાં પણ મોડા ન થઇ જતાં " મ્હેં સંભારી આપ્યું.xxx

અમરાપુરી આજ હાલક ડુલક હતી. ન્યાય મંદીરમાં ધર્મરાજ પોતે આજે વિનંતિ પત્ર પર વિવેચન કરી ન્યાય કરવાના હતા. મીરાં મંડળનો આખ વર્ગ શુભ મન્ત્રણા કરવા શ્યામ-વિહારમાં મધ્યરાત્રિથી મળ્યો હતો અને બહાર ઉદ્યાનમાં કૃષ્ણકુંડની વિશાળ પગથીઓ પર મહિલાઓ ટોળે ટોળાં વળી મ્લાન વદને બેઠી હતી...

પુરૂષો નિસ્પૃહી હતા. પુરૂષો પ્રકૃતિથીજ એવા. कर्मण्येवाधिकारस्ते. રાતા પીળા શબ્દોથી શું ? પત્ની અને પ્રેમ, લગ્ન અને ધર્મ, વચન અને કાર્ય–આ દ્વંદ્વોની વચ્ચેની સૂક્ષ્મ રૂપેરી રેખા, આ દેખીતા અને કહેવાતા અદ્વૈતનું દ્વૈત શાસ્ત્ર સમજવા અને વ્યવહારમાં પાળવા પુરૂષોનેજ શક્તિ હોય છે. વિશ્વવિલાસજી માટે કુતુહલ શિવાય અન્ય મમતા પુરૂષોને ન હતી... ...

અમરાપુરીના ન્યાયમંદીરનો સભામંડપ આજ પ્રાતઃકાલથી ભરાવા માંડયો હતો. મધ્યાન્હ થતાં થતાં તો ઉભા રહેવાની પણ જગ્યા ન રહી. ઉપર ઝરૂખામાં બધી મહિલાઓ હતી. સાક્ષર શ્રી વિશ્વવિલાસજી પણ હાજર હતા. એક ખુણામાં બેઠા બેઠા વિશ્વવિલાપનું કાવ્ય સુધારતા હતા ને રોતા હતા.

ચિત્રગુપ્તે આવી કાર્યનો આરંભ કર્યો. ધર્મરાજ આવી પહોંચતાં સવિનય વન્દન કર્યાં. ચિત્રગુપ્તે સંક્ષિપ્તમાં સર્વ વાત કહી સંભળાવી ધર્મરાજને ન્યાય કરવા વિનવ્યા. શાંત ગંભિર સ્વરે ધર્મરાજે ન્યાય વચન સંભળાવ્યું:

"પૃથ્વી અને સ્વર્ગની મધ્ય રેખા પર ઝૂલતી મ્હારી લાડકવાયી પુત્રીઓ ! ત્હમારી મનોવેદના યથાર્થ કિંતુ અસ્થાને છે. મૃત્યુ લોકના બદ્ધ જીવો. સ્વર્ગમાં પણ સંસ્કારી થવા નહિ મથો? નિષ્પ્રયોજન કલેશ કરી આ દિવ્ય વાતાવરણ કલુષિત શું કામ કરો છો ? પુરૂષોનું અયોગ્ય વર્તન કે વ્યવહાર એમની પોતાનીજ આત્મોન્નતિની આડે આવશે. સર્વ શક્તિમાનનો કોઇપણ ક્રમ અકારણ નથી હોતો. ભુત અને ભાવષ્યના ઝાંખા ભુરા પડદાઓની પાછળ વિધાત્રાની અગમ્ય મંત્રચના જાણ્યા શિવાય પ્રગતિના ગુઢ કોયડાઓ ઉકેલવાની ત્હમારી આ મૂર્ખ આકાંક્ષા શી?

"બ્હેનો ! ત્હમે જે સહ્યું તે શી ખાત્રી કે આવશ્યક નહીં હોય ? દૈવનો દેખીતો નિર્દય વ્યવહાર ઉન્નતિનું અમૃત હોય છે. કાલ ઉઠીને પૃથ્વી ઉપર સર જગદીશ બોઝ સિદ્ધ કરી બતાવે કે સ્ત્રીઓ સ્ત્રીવર્ગમાં આવી તે પહેલાં મેથીની ભાજી હતી, તો કોઇ નવાઇ પામશે ? કદાચ એથીજ જે જૂની કડવાશ ને તીખાશ આવશ્યક કરતાં વિશેષ પ્રમાણમાં હજી પણ ત્હમારામાં રહી ગઇ હોય તે ચુસી લઇ, ત્હમારા સત્વને વિશેષ શુદ્ધ કરી, પ્રગતિના ઉન્નત માર્ગ પર આગળ લઇ જવા, પરમાત્માએ પુરૂષો રૂપી રામબાણ ઉપચારકોની સાથે તરત ત્હમારૂં પાનું પાડ્યું હોય. માટે પ્રભુમાં વિશ્વાસ રાખી પુરૂષો સાથે ન લ્હડો. પાછળ સ્હામું ન જૂઓ. પાર્થિવ પ્રકૃતિનો ત્યાગ કરી ધૈર્ય અને ખંતથી આગળ વધો. સ્હામેની રૂપેરી વાદળિયોની પેલી પાર શું છે એ જાણવાનો હજી ત્હમને અધિકાર નથી. છતાંએ આનન્દના એક સમાચાર આજ ત્હમને કહું છું. ત્હમારૂં વિનંતિપત્ર શ્રી કમલાપતિએ વાંચ્યું છે. ત્હમારી આજ રાત્રીની સભાના આર્તનાદના અને શ્રીમતિ મીરાંબાઇએ ત્યા ગાયેલા " કૃષ્ણ આવાહન " ના ભજનના કરૂણ ધ્વનિ પ્રતિધ્વનિથી ક્ષિરસાગર ગાજી ઉઠ્યો હતો. ભગવાને અનુગ્રહ કરી વિશ્વમોહિની દેવી લક્ષ્મીજી સાથે ત્હમારે માટે એક શુભ સંદેશો મોકલ્યો છે તે સાંભળો.

વિશ્વવન્દ્ય ધર્મરાજ !

આપના પ્રયાણ પછી લક્ષ્મીદેવીયે મ્હને બીજી પણ કેટલીક કથનિઓ કહી. પુત્રીઓને આશિષ અને મ્હારી વતી આશ્વાસન આપજો. કહેજો કે બાલિશતા ન કરે. મૃતશુતનો શોક ન કરતાં આગામી ઉન્નતિમા ચિત્ત પરોને. ઉન્નતિના આ પગથીએ ભવિષ્યદર્શન શ્રેયસ્કર નથી, છતાં એટલું કહેજો કે હતાશ ન થશો. ત્હમે જે જે સહ્યું છે ને સહેશો તે વ્યર્થ નહીજ જાય. હમણાં તો સ્વર્ગમાં હરો, ફરો, હસો ને આનન્દ કરો. ક્લેશ ન કરતાં. મંગળનો ગ્રહ હજી ઠર્યો નથી. ઠર્યા પછી ત્યાં સ્ત્રી-સામ્રાજ્ય થશે ને બધી બ્હેનો છેવટે ત્યાં જઇ સ્વતન્ત્ર ને સુખી થશે. પુરૂષોનો ત્યાં વાસ કે પ્રવેશ નહીં હોય. થોડો સમય વીત્યા પછી પુરૂષોને શુક્રના સમૂદ્ર-ગ્રહમાં સ્થાન મળશે. મંગળ ને શુક્ર સ્હામ સ્હામા ફરશે. મંગળ ઉપર સ્ત્રીઓને જીભ નહી રહે. ત્યાં આંખ્યોજ કેળવાશે. અસ્તુ. ફરીથી બ્હેનોનું રૂદન મ્હારે કાને ન આવે.

ભક્ત વત્સલની આશીષ.

તો બ્હેનો ત્હમારો ભાગ્યોદય સમિપ છે. શાન્ત ચિત્ત રાખી હમણાં તો સ્વર્ગમાં આનન્દ કરો.

પુરૂષોને પણ આ પ્રસંગે હું બે શબ્દ શિખામણના કહીશ કે પત્ની પ્રત્યેની ત્હમારી ચીમની-મમતા, એ ત્હમારી જ પ્રગતિ અટકાવશે. પ્રકાશ પ્રકાશ કરી મુકતી ચીમની ફુટી જતાં ક્ષણ માત્રમાં ત્હમે બીજી લઈ આવો છો. ત્હમારી રગેરગમાં ચૈતન્ય પ્રેરતી ત્હમારી પત્ની જતાં ત્હમે એટલોયે વિલંબ નથી કરતા. પત્ની એટલેજ પ્રેમ. પ્રેમ એટલે પત્ની નહીં. અને બાકી તો પત્ની એટલે 'આવશ્યક બલા ' ની ભાવના છોડી દો અને ઉન્નતિના માર્ગમાં ત્હમે સ્ત્રીયોથી આગળ છો એમ જો માનતા હો તો એ પદ યોગ્યતાથી જાળવવા પ્રયત્ન કરો.

હવે મ્હારે વિશેષ કહેવાનું નથી રહ્યું. વ્યક્તિગત દોષોનું વિવેચન અથવા શિક્ષા એ સ્વર્ગની પ્રથા નથી છતાંયે મહિલાઓની વિનંતી ધ્યાનમાં લઇ હું આજ્ઞા કરૂં છું કે સાક્ષર વિશ્વવિલાસ અન્ય આજ્ઞા થતાં સુધી અહિં વાસ ન કરતાં યમપૂરીની સરહદ ઉપર

અધકચરા ચીનાઓની જે ટોળી વસે છે ત્હેના સીસા જેવા મગજમાં કાવ્યો બનાવી બનાવીને રેડે અને લીસાં કરે. પરિણામ ઉપર એમના ભવિષ્યનો આધાર રહેશે. ચાલો, જયજય. ચિત્રગુપ્ત, દરેક બ્હેનને ન્યાય વચનની અકકેક પ્રત આપીને મંડળી વિર્સજન કરો."

[ ૪ ]

## કૌમુદી સંમેલન.

મંજરી આજે 'At-Home' હતી.

વિજ્યોત્સવ ઉજવવા કૌમુદી સંમેલન કરી અમારા **અંબર** આવાસના આ વિશાળ ઉદ્યાનમાં સ્વર્ગની મહિલાઓ અને પુરૂષોને આમન્ત્યાં.

હર્ષઘેલું મીરા મંડળ વિજયથી ઉન્મત્ત બન્યું હતું. દીવ્યાંગનાઓ આજે ઉમંગ અને આનન્દથી ઉછળતી હતી.

કાર્યભાર બધો મહિલાઓનેજ શિર હતો. વસન્તની સહાયથી દેવી સરસ્વતીએ ઉદ્યાન શણગાર્યો. રોહિણી બ્હેને સ્થાને સ્થાને ન્હાનકડાં ' ચન્દ્રદીપ ' ટીંગાડયાં. લક્ષ્મીદેવીએ રત્નજડીત મોતીનાં આસનો મુકાવ્યાં. ઇન્દ્રાણીએ ફુવારા ઉપર એક તેજસ્વી મેઘધનુપ લટકાવ્યું. ત્હેમાં ઝુલતી ઝુલતી વીનસ વેણુ વગાડવાની હતી. ઉદ્યાનની લીલી ભુમીમાં ગુલાબની જાજમ ઉપર ઉર્વશી નૃત્ય કરવાની હતી.

મહિલાઓનો અને ત્હેમાંયે મંજરીના ઉત્સાહનો પાર ન હતો. પ્રાતઃકાળથી હર્ષઘેલી મંજરી ક્ષણ ક્ષણમાં મુંઝાઇ જતી હતી. "પણ હું આજે શું પહેરું?" "પેલું ધોએલું જેપૂરીયું ને પોલીશ કરાવીને ત્હારાં સપાટ પહેર" મ્હેં ઉકેલ પાડયો.

"હો...એમ કરીશુ" ×××××+

સુર્ય ક્રમને અસ્ત થયો. હસતો હસતો ચન્દ્ર વાદળ ઉપર આવીને રહ્યો ને ઉદ્યાન પર રૂપેરી કિરણો વેર્યાં.

પુષ્પ અને રત્નોથી ઢંકાઇ ગયેલી મહિલાઓએ ગરબાનો આરંભ કર્યો.

" સોહા...મણી...સ્વર્ગની...વા.....ટ..-...."

" હવે તો મંગળની વાટ કાંટા બાંટા કાઢીને સાફસુફ કરી રાખો બ્હેનો ! " પુરૂષ વર્ગમાંથી કોઇએ હસીને કહ્યું.

"....એક દીન. સોહા...વજો...હો રાજ"

" શા ભોગ લાગ્યા છે તે હવે ? પણ પંડિતજી સાંભળ્યું કે ? આતો મંગળની ખુશાલીમાં આપણને મ્હેણું છે હોં. " મ્હે કહ્યું.

" અરે હટ. બહુ જોયાં એવાં. મંગળમાં જવા તો દ્યો મહેરબાન. પહેલેજ દિવસે રાત પડતાં બ્હી બ્હીને જો રોઇ ન મરે તો મ્હને કહેજો અત્યારે તો ફાળે ચ્હડયાં છે ફાળે! " પંડિતજીએ ભવિષ્ય ભાખ્યું.

" પણ આપણું શું ? શુક્રની શરદીમાં શું રહેવાશે ? ચારે તરફ પાણી પાણી. " વિનુને ભય લાગ્યો. "અરે ફોસફરસ પાઇ તુમડાં ઉગાડશું ને ત્હેમાં તરશું ને લ્હેર કરશું. શરદી કેવી ? " મ્હેં હિંમત આપી. " હા. અને એકલા નહી ગમે ત્યારે તુમડાના તંબુરા બનાવી ગાયનો ગાશું. " વિણુભાભીયે ઉમેર્યું. × . ×

ગરબો પુરો થયો. વિનસે વેણુ શરૂ કરી.

"આ વીનસ પણ મંગળમાં જવાની કે?" વિનુએ લાગણીભર્યો પ્રશ્ન કર્યો.

"ના એ તો ત્હારી જોડે શુક્રમાં આવશે. એ મેવા મિઠાઇની ખાનારીને સમુદ્રના ખારાં પાણીમાં ઉગેલાં કાવ્યો ખવરાવજે એટલે તરત હીસ્ટીરીયા આવશે. ને તું સેવા ચાકરી કરજે." મ્હેં જવાબ આપ્યો.

"અરે શેનાં ખારાં ? હું એવા તો આલાપ સાથે કવાલીઓ બ્રોડકાસ્ટ કરીશ કે મંગળીયો બધી ઘેલી ઘેલી બની જશે" દામુભાઇએ ભારપૂર્વક જણાવ્યું. મ્હને હિંમત આવીઃ "એમકે ? તો તો સારું. ઘેલીઓ થઇને ટપોટપ

શુક્રનો દરીયો પુરશે.” વિનુએ મ્હને વાર્યો. “બોલ્ય માં. નીકર ચેતી જશે. એતો ચકોર જાત. પણ જો સાંભળ. મોરલી કેવી મધુર લાગે છે? ગોતીએને હું નીંદતો પણ હવે પસ્તાઉં છું. મધ્યરાત્રીના શાંત વાતાવરણમાં વેણુના મોહક નાદથી સૃષ્ટીનાં અણુએ અણુ નાચતા હતા વીનસ ઝૂલતી ઝુલતી વેણુ વગાડતી હતી. એ માધુર્યના પ્રવાહમાં ભાનભૂલા સ્વર્ગવાસીઓ તણાતા હતા.××× ×××

અમારી સ્હામેની હારમાં કુંભો રાણો મખમલની ગાદી પર બેઠો બેઠો હોકો ગડગડાવતો ઉંડા વિચારમાં ઉતરી ગયો હતો. દામુભાઇથી ન રહેવાયું. મીરાં રાણી બેઠાં બેઠાં આઇસક્રીમ ખાતાં હતાં ત્હેના તરફ આંગળા ચીંધીને કહ્યું: “રાણાજી જોયું કે? મેવાડમાં બરફના સંચા નહી હોય?” રાણાએ ધુમાડાના ગોટાની વચ્ચે એક ગરમ નિસાસો નાખ્યો. આગળી મુકી કપાળ બતાવ્યું: “બાપા ઇ સમો બદલાઇ ગયો. મારા રાજમાં સંચો કાઢનારનું માથું ના વાઢી નાખત.” “રાણાજી આકળા ન થાઓ. બહુ તાણી પકડીએ તો તુટી જાય હો. જુઓ હોકો ઝાંખો પડયો. શાંત ચિત્ત રાખી દમ લગાવે રાખો.” દામુભાઇયે વૃદ્ધ રાણાને ચંડો પાડયો.×××

વેણુના સ્વર ધીમા પડયા. ઉર્વશીએ નૃત્ય આરંભ્યું. સ્વર્ગના આ રમણીય ઉદ્યાનમાં અત્યારે ગાન તાન ને આનન્દની ધારાઓ વરસતી હતી. ચિત્રલેખા અને તિલોત્તમા મોતીની છીપોમાં મ્હેમાનોને આગ્રહ કરી કરી અમૃત પાન કરાવતી હતી. સંગીત અને હાસ્યનાં મધુર આંદોલનોથી સ્વર્ગવાસીઓનાં હૃદયો થનથનતાં હતાં. પુષ્પ પરિમલથી મધમધતાં ચંદ્રનાં કિરણો રત્નોના તેજમાં તરવરતી દીવ્યાંગનાઓના લાવણ્યમાં મળી જઇ. ઉદ્યાનના તેજોમય વાતાવરણમાં જાણે સોનારૂપાના તણખા ઝરતા હતા....

આ લાવણ્યસમુદ્રમાં મંજરી આજે આનન્દથી તરતી હતી. મંજરીએ પારિજાતકનાં પુષ્પોની કોર મુકેલી, આગીઆના છાંટાવાળી, સુર્યકિરણની સાડી પહેરી હતી. મોગરા અને ગુલાબથી લચી પડતી એની વેણી અને ચંદ્રનાં કીરણોમાં પરોવેલાં કમળની એની કટીમેખલામાં એ સાક્ષાત્ સ્વર્ગની દેવીજ લાગતી હતી... ...

મ્હેમાનો એક પછી એક વિદાય થયા. “દામુભાઇ, પંડીતજી, બધા કાલ બપોરે આવજો. આપણે શુક્રમાં જીવનની પાકી પ્લેન બાંધીશું.” મ્હેં છુટા પડતાં કહ્યું.

“અને વિણા બ્હેન, તરલીભાભી” ત્હમેય આવજો. મંગળના રાજ્યની આપણે વાતો કરીશું” મંજરીયે પણ અનુકરણ કર્યું....×××

[ ૫ ]

## સંકટ સંમેલન

સૂના ઉદ્યાનમાં અમે બન્નેજ રહ્યાં.

“મંજરી આમ આવ્ય. આજ તો તું કાંક બહુજ સારી લાગે છે. સાચુ કહેજે. મંગળમાં મ્હારા વિના ત્હને ગમશે ખરૂં?”

મંજરી વિચારમાં પડી ગઇ.... ગંભિર થઇ ગઇ....કંઇક શરમ, કંઇક મુઝવણમાં પડી હોય એમ લાગ્યું.

“ત્યારે ખરૂં કહી દઉં? જુઓ કોઇને પણ કહેશો નહી હો. થતાં થઇ ગયું બાકી અમે કોઇએ આ નહોતું માંગ્યું. એટલા માટેજ આજે બપોરે અમારા મીરાં મંડળનું એક સંકટ સંમેલન વિચાર કરવા ખાસ મળ્યું હતું. હજી બહાર નથી પાડયું પણ ધર્મરાજને સર્વાનુમતે એક ખાનગી વિનંતિ પત્ર પાછું મોકલ્યું છે: વિષ્ણુ ભગવાનને વિનવજો કે અમે સ્વતંત્રતા માગી હતી પણ આવી નહી. અમારી જીભ પાછી ન આપવી હોય તો ન આપશો પણ મંગળમાં અમારાથી એકલું તો નહી રહેવાય.”

કાયદાની દૃષ્ટિએ

# ગુજરાતની હિંદુ સ્ત્રીઓનું સ્થાન.

લેખક: મનહરનાથ માણેકનાથ ધારેખાન.
બી. એ. એલએલ બી. એડવોકેટ.

( ગયા અંકના પાન ૨૨૪ થી ચાલુ. )

[ ૩ ]

**અવિભક્ત અને એકત્ર કુટુમ્બ.**

**એકત્ર કુટુમ્બની ભાવના કેમ ઉદ્ભવી ?**

( ૧ ) એકત્ર કુટુમ્બ કેવી સ્થિતિમાં બંધાયું તે જાણવા બધાંને જીજ્ઞાસા રહે છે. આદ્ય પુરૂષના વખતમાં, પુરૂષની સ્થિતિ બહુ વિચિત્ર હતી. તેમને કુદરતી પણ જંગલી સંજોગોને સ્વાધીન થવું પડતું હતું, એટલુંજ નહીં પણ તે વખતના રહેવાસીઓની જંગલી અને અમાનુષી વૃતિઓની પણ સામે થવું પડતું હતું. આ સંજોગોમાં સ્ત્રીઓની તથા બાળકોની સ્થિતિ બહુ ખરાબ હતી. તેઓ કોઇપણ રીતે પોતાની સંભાળ લઇ શકે એમ નહોતાં. આ સંજોગોમાં, તે કુટુમ્બના સૌથી મોટા મરદ પર આધાર રાખવો પડતો હતો, અને તેવો મરદ ઘણા ભાગે પિતાજ હોય. તેની ગણના સર્વોપરીમાં થવા માંડી, અને એ પ્રણાલીકા પડી, તે પ્રમાણે પિતા તેના બાળકો તથા તેના ઘરમાં રહેતાં સઘળા સ્ત્રી–પુરૂષોનો એક ઝુમખો ગણાવા માંડયો. એ ઝુમખો તે એકત્ર કુટુમ્બ. સ્ત્રીઓ, બાળકો અને તેના આશ્રય નીચે રહેતા બીજા માણસો પોતાનો બચાવ કરી શકે નહીં–તે વખતના સંજોગો તેવા હતા–તેથી ' પિતા ' બધાંનો બચાવ કરે, અને તેના બદલામાં સ્ત્રી તથા બાળકો અને બીજા તેના આશ્રિતો તેની નોકરી કરે. જે કંઇ મીલકત હોય તે પિતાનીજ ગણાય–એટલુંજ નહીં પણ તે બધાં 'પિતા'નીજ મીલકત ગણાય !

( ૨ ) આ સ્થિતિ ઘણો વખત ચાલી, અને જે સમયમાં સ્મૃતિ લખાઇ, તે સમયમાં આવીજ સ્થિતિ હતી. તેથીજ મનુ મહારાજ લખે છે કે " પત્ની, પુત્ર અને ગુલામને કોઇ પણ જાતની મીલકત હોઇ શકે નહીં– તેઓ જે પણ કાંઇ મેળવે, તે જેમના તેઓ હોય તેમની થાય." ઘણા વખત પછી પણ આ પ્રણાલીકાનો ભંગ થયો નહીં. મીતાક્ષરામાં એક સ્મૃતિનો ઉલ્લેખ કરતી વખતે નીચે પ્રમાણે જણાવ્યું છે. " શિક્ષક અને શિષ્ય વચ્ચે, પતિ અને પત્ની વચ્ચે, પિતા અને પુત્ર વચ્ચે અને માલીક અને ગુલામ વચ્ચે, જ્યારે તકરાર થાય, ત્યારે તે તકરાર કોરટમાં સંભળાય નહીં. " આ પ્રમાણે કુટુમ્બના પિતાને નિર્બંધ અને સ્વતંત્ર હક હતા.

( ૩ ) આ સમય પછીના સમયમાં પિતાને એવા સ્વતંત્ર માલીકી હકને બદલે કુટુમ્બના પ્રતિનિધિ ( representative ) ના હક મળ્યા. આ સમયથી એકત્ર કુટુમ્બ થયું. પહેલાંના વખતમાં રોમમાં પણ આવી સ્થિતિજ હતી. રોમન લૉ પ્રમાણે પણ કુટુમ્બના પિતાને પણ એવા અને એટલાજ હક હતા. આ ભાવના રોમમાં જલદી તુટી,

(૫) અગ્રેજોમાં જેને "જોઇન્ટ ટેનન્સી" કહે છે તેને **જોઇન્ટ ટેનન્સી** સમજવાનો યત્ન કરી, **અને એકત્ર કુટુમ્બ** આપણા એકત્ર કુટુમ્બમાં ને એમાં શો ફેર છે, તે સમજવા યત્ન કરીશું. અગ્રેજોને એકત્ર કુટુમ્બની ભાવના ઘણીજ દુર્ઘટ અને અગમ્ય લાગી, તેથી તે સમજવા માટે તેઓમાં પ્રવર્તેલી 'જોઇન્ટ-ટેનન્સી' જોડે સરખાવી, સમજવા યત્ન કરવા લાગ્યા. પણ તે સરખામણી યોગ્ય નથી. જોઇન્ટ ટેનન્સી અને એકત્ર કુટુમ્બના થોડા ગુણો એકજ છે પણ સિદ્ધાતમાજ ફેર છે. જોઇન્ટ ટેનન્સી, ખતથી અથવા વીલથી (વસીઅતનામાથી) થઇ શકે છે જ્યારે એકત્ર કુટુમ્બ તો ફક્ત જન્મથી તથા લગ્ન સંબંધથીજ થઇ શકે. જોઇન્ટ ટેનન્સીમાં સર્વ મીલકત ઉપર સરખો ભાગ છે તથા તે ભાગ કાયમ છે. જ્યારે એકત્ર કુટુમ્બમાં તો તેનાથી ઉલટુંજ છે. તેમા તો જન્મ-દત્તવિધાન-મૃત્યુતથા વૈરાગ્યથી દરેકના ભાગમાં ફેરફાર થયા જ કરે છે. જોઇન્ટ ટેનન્સી તો બે અજાણ્યા પુરૂષો વચ્ચે થઇ શકે, જ્યારે એકત્ર કુટુમ્બ તો ઉપર દર્શાવ્યું તેમ ફક્ત જન્મ, લગ્ન અને દત્તવિધાનથીજ થઇ શકે છે. તેથી એ બે ભાવનાની સરખામણી કોઇ પણ રીતે યોગ્ય નથી, પણ તેમ કરવાથી ઘણી સમજ ફેર થાય છે. જોઇન્ટ ટેનન્સીમા સ્ત્રી તથા બાળકોને ભરણ પોષણ વગેરેનો કાંઇ હક નથી, જ્યારે એકત્ર કુટુમ્બમા તે જન્મસિદ્ધ હક છે. એકત્ર કુટુમ્બને ઘણી વાર એક સંસ્થા (Corporation) તરીકે માનવામાં આવે છે તે પણ ભૂલભરેલું છે. એકત્ર કુટુમ્બ કાયમનું છે તે અર્થમા સંસ્થા ગણાય; બીજી રીતે નહીં. સંસ્થા કાયદાથી થાય છે, તેમ એકત્ર કુટુમ્બ થતું નથી. પણ હીંદુ કાયદાથીજ બનેલું

પણ આ દેશમાં આ ભાવનાને ધર્મ જોડે ગુંથવામાં આવેલી **એકત્ર કુટુંબના વડીલના હક.** હોવાથી, એકત્ર કુટુમ્બ નષ્ટ થયું નહીં. ટુંકાણમાં અત્યારે એકત્ર કુટુમ્બના વડીલના હક આ છેઃ-સગીર બાળકોના તે વાલી છે; તેમજ કુટુમ્બની મીલકતના પણ વાલી છે; તે બધાના ભરણ-પોષણની વ્યવસ્થા કરે છે; તેમના લગ્નની યોજના કરે છે; અને દત્તક પુત્ર લે તથા આપે છે. કૌટુમ્બિક મીલકતની તે સર્વ વ્યવસ્થા કરી શકે છે; તેવી મીલકત માટે દાવાઓ લડી શકે છે; અને કૌટુમ્બિક જરૂરીઆતો માટે દેવું કરી શકે છે, તથા મીલકત વેચી શકે છે.

(૪) પહેલાના વખતમાં એકત્ર કુટુમ્બમાં બીજા ઘણા **એકત્ર કુટુંબની ઘટના.** માણસોનો સમાવેશ થતો હતો; પરંતુ હાલ એકત્ર કુટુમ્બ એટલે તે કુટુમ્બમા જન્મેલા મનુષ્યો, પરણેલી સ્ત્રીઓ અને દત્તવિધાનથી ગણાએલા પુત્રો-જ્યારે પુત્રી પરણે ત્યારે તે જન્મ-કુટુમ્બમાંથી નીકળી, જે કુટુમ્બમા પરણે તેમાં દાખલ થાય છે-તેના પતિના કુટુમ્બમા ગણાય છે. તેજ પ્રમાણે દત્તવિધાનથી અપાએલા પુત્ર જે કુટુમ્બમાં દત્તક અપાયો હોય તેમા દાખલ થાય છે, અને તેના મૂળ કુટુમ્બમાંથી કમી થાય છે. હીંદુ સમાજમા એકત્ર કુટુમ્બ એ સ્વાભાવીક અને સર્વસાધારણ સ્થિતિ છે. તેઓ મીલકતમા-વ્યવહારમા-ખાવે પીવે-અને ધર્મમાં એકત્ર હોય છે. જો તેઓ ફક્ત ખાવેપીવે-અને ધર્મપૂજામા જુદા થાય તો તેથી એકત્ર કુટુમ્બ વિભક્ત થયું ગણાતું નથી; પણ જો તેઓ મીલકતમા જુદા પડે તો તે કુટુમ્બ વિભક્ત થયું ગણાય છે.

છે. એકત્ર કુટુમ્બનો સભ્ય નોટીસ આપી જુદો થઇ શકે છે, તેમ સંસ્થાનો સભ્ય થઇ શકતો નથી.

**કર્તા અને ટ્રસ્ટી**

(૬) ઘણી વાર કુટુમ્બના વડીલને ટ્રસ્ટી તરીકે કહેવામાં આવે છે, પણ વાસ્તવીક રીતે તેમ નથી. પ્રીવીકાઉન્સીલના એક કેસમાં જજમેન્ટ આપતી વખતે લોર્ડ લીન્ડલેએ એમ પણ કહ્યું છે કે એકત્ર કુટુમ્બના વડીલને–એટલે કર્તાને–એકત્ર કુટુમ્બના એજન્ટ ગણી શકાય નહીં. તેઓને એજન્ટનો અથવા ભાગીદારોનો કાયદો લાગુ પડતો નથી. સાધારણ રીતે તે ટ્રસ્ટી જેવો છે.

**પુત્ર અને કૌટુમ્બિક મીલકત.**

(૭) સાધારણ ભાષામાં જે એકત્ર કુટુમ્બ કહેવાય છે, તે કાયદાની દૃષ્ટિએ થોડું જુદું છે. આ એકત્ર કુટુમ્બમાં તો એકત્ર કૌટુમ્બિક મીલકત જોઇએ, અને તેવી મીલકત પરત્વે, તેજ કુટુમ્બમાં જન્મેલો અથવા દત્તક છોકરો હોવો જોઇએ. અહીં પુત્ર એટલે પુત્ર-પૌત્ર-અને પ્રપૌત્ર. ગર્ભમાં પણ જે પુત્ર હોય તે હયાત ગણાય છે. આ પરિસ્થિતિ આગળ બરોબર સમજાવીશું.

**એકત્ર કૌટુમ્બિક મીલકતનો અર્થ.**

(૮) એકત્ર કૌટુમ્બિક મીલકત (ancestral property) કોને કહેવાય તે પહેલાં સમજવાને યત્ન કરવો જોઇએ. આવી કૌટુમ્બિક મીલકતના અર્થ માટે સ્ત્રીઓએ ખાસ ધ્યાન આપવું જોઇએ છે. તેની તથા જાત-મેળવેલી મીલકતના અર્થની ખબર નહીં હોવાથી ઘણી અજ્ઞાન સ્ત્રીઓ હેરાન થાય છે. જે પુરૂષ પોતાના પિતા-પ્રપિતા અને દાદાના પિતા પાસેથી જે મીલકત મેળવે છે તે કૌટુમ્બિક મીલકત ગણાય છે. અને આવી કૌટુમ્બિક મીલકતમાં તે પુરૂષના પુત્ર-પૌત્ર અને પ્રપૌત્રનો જન્મથીજ હક લાગે છે. જ્યારથી તે પુત્ર-પૌત્ર અથવા પ્રપૌત્ર ગર્ભમાં રહ્યો ત્યારથીજ તેના હક શરૂ થાય છે. તેમજ આવી મીલકતની મદદથી જે મીલકત મેળવવામાં આવે તે પણ કૌટુમ્બિક મીલકત ગણાય છે. આવી મીલકત તે પુત્રને વારસાઇ હકથી મળેલી હોવી જોઇએ. પુત્ર એટલે પુત્ર–પૌત્ર અને પ્રપૌત્રજ સમજવું. વીલની રૂએ અથવા બક્ષીસ તરીકે મળેલ હોય તો તે કૌટુમ્બિક મીલકત ગણાતી નથી–પણ સ્વતંત્ર (રીતે મેળવેલી) ગણાય છે અને તેવી મીલકતમાં તેવી રીતે મેળવનારના પુત્રને જન્મથી હક મળતો નથી. આ પ્રમાણે એકજ ગૃહસ્થ પાસે ત્રણ રીતે મળેલી મીલકત હોય. પુત્ર તરીકે વારસામાં, બક્ષીસ તરીકે અથવા વીલની રૂએ. આપણે જોયું તેમ પુત્ર તરીકે વારસામાં મળેલું હોય તો કૌટુમ્બિક ગણાય, બીજી બે રીતે હોય તો સ્વતંત્ર ગણાય. પરંતુ જો વારસામાં મળેલી મીલકત પણ કોઇ સ્ત્રીને અથવા સ્ત્રીની મળે તો તે મીલકતની જાતમાં ફેર પડે છે દાખલા તરીકે–કોઇ પણ પુત્ર ન હોય અને પુત્રીને જો મીલકત મળે તો તે કૌટુમ્બિક નહીં. તેમજ જો કોઇ સ્ત્રીની મીલકત કોઇને વારસામાં મળે તો તે પણ કૌટુમ્બિક નહીં. તેજ પ્રમાણે જો કાકાની અથવા પિત્રાઇની અથવા ભાઇની મીલકત મળે તો તે પણ કૌટુમ્બિક નહીં. આ વસ્તુસ્થિતિ પણ સ્ત્રીઓએ ધ્યાનમાં રાખવી જોવી છે. તેજ પ્રમાણે જો દોહીત્ર તરીકે અર્થાત માતાના બાપ અથવા દાદા તરફથી મળે તો તે કૌટુમ્બિક ગણાય નહીં. આ પ્રમાણે બે જાતની મીલકત છે. સંસ્કૃત લેખકો તેને અપ્રતિબંધ અને સપ્રતિબંધ તરીકે ઓળખાવે છે.

**અપ્રતિબંધ અને સપ્રતિબંધ મીલકત.**

અપ્રતિબંધ એટલે પુત્રને જન્મથીજ તે મીલક-

તમાં હક મળે છે, જ્યારે સપ્રતિબંધમાં તેવો હક પુત્રને મળતો નથી. અપ્રતિબંધ મીલકતમાં, મીલકતદારના હક બહુ થોડા છે, . અને સપ્રતિબંધમાં સ્વતંત્ર હક છે. અપ્રતિબંધ એટલે કૌટુમ્બિક મીલકતમાં પુત્રની વીધવાને ભરણ-પોષણનો હક રહે છે, જ્યારે સપ્રતિબંધમાં તેમ નથી. દાખલા તરીકેઃ—એક મીલકતદારને બે પુત્રો છે. તેની પાસે સપ્રતિબંધ એટલે સ્વતંત્ર મીલકત છે. એ બન્ને પુત્રોને પત્ની છે. તેમાંથી એક પુત્ર મૃત્યુ પામે છે. ત્યાર પછી મીલકતદાર પિતા મરણ પામે છે. હવે જો તે પુત્રની વીધવા તેના સસરાની મીલકતમાંથી ભરણ-પોષણ માગે તો મળે નહીં, કારણ મરનાર પુત્ર પરત્વે તે મીલકત સ્વતંત્ર હતી, તેથી તેનો જન્મથી હક લાગે નહીં, અને તેની વીધવાને તેના કરતાં વધુ હક મળે નહીં. પરંતુ જો ઉપરના દાખલામાં તે અપ્રતિબંધ અર્થાત કૌટુમ્બિક મીલકત હોત, તો તેમાં મરનાર પુત્રનો જન્મથી હક હતો, અને તેથી તે ભરણ-પોષણ તે મીલકતમાંથી માગી શકત.

(૯) કૌટુમ્બિક મીલકતની મદદથી જે બીજી મીલકત મેળવવામાં આવે, અને તેને લીધે મૂળ મીલકતમાં વધારો થાય તો તે બધી કૌટુમ્બિક મીલકતજ ગણાય છે.

**કૌટુમ્બિક મદદથી મેળવેલી બીજી મીલકત.**

આ બધી મીલકતમાં પુત્રનો હક તેના જન્મથી લાગે છે. પુત્રના જન્મ પહેલાં કે પછી મીલકતમાં એવી રીતે વધારો થયો હોય તો તેથી પુત્રના જન્મ-હકમાં ફેર પડતો નથી. મૂળ કૌટુમ્બિક મીલકતની કેવી જાતની મદદ જોઇએ તે એક પ્રીવીકાઉન્સીલ કેસમાં ઠરેલું છે. સાધારણ નામનીજ મદદ હોય તો તે મદદથી મીલકત વધારી એમ કહેવાય નહીં; પણ સારી મદદ હોવી જોઇએ.

( ૧૦ ) કૌટુમ્બિક મીલકતની મદદથી વિદ્યાભ્યાસ કર્યો હોય તો તેના ઉપર પણ વિચિત્ર અસર થાય છે. પિતા પુત્રને

**કૌટુમ્બિક મીલકત અને વિદ્યાભ્યાસ.**

વિદ્યાભ્યાસ કરાવવા બંધાએલો છે, એ નિયમે સર્વસાધારણ વિદ્યાભ્યાસ કરાવ્યો હોય તો ચાલે, પરંતુ જો ખાસ ધંધાનો અથવા ખાસ વૈજ્ઞાનિક અભ્યાસ કરાવ્યો હોય તો, અને જો તેવા વિદ્યાભ્યાસની મદદથી પુત્ર ધનપ્રાપ્તિ કરે તો તે ધન કૌટુમ્બિક મીલકત ગણાય છે. આ પ્રમાણે જો કોઇએ કૌટુમ્બિક મદદથી આઇ. સી. એસ. નો અભ્યાસ કર્યો હોય તો, તે આઇ. સી. એસ. ની કમાણી કૌટુમ્બિક મીલકત ગણાય, અને કૌટુમ્બિક મીલકતનો લ્હેણદાર આઇ. સી. એસ. ની કમાણીમાંથી વસુલ કરી શકે. પરંતુ મીતાક્ષરા પ્રમાણે જો કોઇ ત્રાહીત પાસેથી મીલકત વેચાતી મેળવવામાં આવે તો તે કૌટુમ્બિક મીલકત ગણાતી નથી. જુઓ બલાણીનો કેસ (14 W. R. 34)

( ૧૧ ) એકત્ર કુટુમ્બમાં કોઇ પણ સ્ત્રી સભ્ય થઇ શકે નહીં. તેની મીલકતમાંતો તેનો ભરણ પોષણનો હક છે, અને તે

**એકત્ર કુટુમ્બમાં સ્ત્રી સભ્ય થઇ શકે ?**

પ્રમાણમાં તેનું કૌટુમ્બિક મીલકતમાં હિત છે, પરંતુ તેથી તે તે કુટુમ્બની સભ્ય થઇ શકતી નથી.

( અપૂર્ણ )

# પવનમાં પાંત્રીસ દિવસ.

મૂળ લેખકઃ ઝુલે વર્ન.

અનુવાદકઃ રા. પ્રભુદાસ સુંદરજી નંદાણી.

## પ્રકરણ છઠ્ઠું.

### કેટલોક ઇતિહાસ.

ડોકટરે પસંદ કરેલો રસ્તો બહુજ ઓછો જોખમકારક હતો. ઉપડવાનું સ્થળ ઝાંઝીબાર તેણે ખૂબ વિચાર કર્યા પછી નક્કિ કર્યું હતું. ઝાંઝીબાર ઉત્તર લેટીટયુડથી ૬° પર, એટલે કે વિષુવવૃતથી ૪૩૦ માઇલ નીચે આવેલ છે. ગ્રેટ લેકસને રસ્તે નાઇલનાં મૂળ શોધી કાઢવા માટેનો છેલ્લો કાફલો ઝાંઝીબારથીજ ઉપડયો હતો.

ડોકટર આજ સુધીના બે મુખ્ય પ્રયાસને જોડી દેવા ઇચ્છતો હતો. પ્હેલો ડો. બાર્થે ઇ. સ. ૧૮૪૯ માં કરેલો પ્રયત્નઃ બીજો, સ્પીકસે ઇ. સ. ૧૮૫૮માં કરેલ પ્રયત્ન.

ડોકટર બાર્થ હામ્બર્ગનો વતની હતો. તેણે અને તેના દેશબંધુ ઓવરબેગે ઇગ્લીશમેન રીચર્ડસનના સુદાન જતા કાફલામાં સાથે જવા રજા મેળવી હતી. સુદાન ઉત્તર લેટીટયુડ ૧૫° અને ૧૦° વચ્ચે આવેલ છે. એટલે કે ત્યાં પહોંચવા માટે તમારે આફ્રિકાની મધ્યમાં ૧૫૦૦ માઇલ સુધી જવું જોઇએ. ત્યાં સુધીમાં આ દેશ ડેનહામ, કલેપરટન, અને ઉદનીની ઇ. સ. ૧૮૨૨ થી ઇ. સ. ૧૮૨૪ સુધીની મુસાફરીઓથી જાણિતો થયો હતો. રીચર્ડસન, બાર્થ અને ઓવરબેગ વધુ આગળ જવાની ઇચ્છાથી અગાઉના મુસાફરોની પેઠે ટુનીસ અને ટ્રીપોલી સુધી આવ્યા. પણ પછી ફેઝાનની રાજધાની મરઝુક પસાર કર્યું. પછી સીધો રસ્તો છોડીને આડે રસ્તે કેટલીક મુશ્કેલીઓ વેઠતાં વેઠતાં પશ્ચિમમાં ઘાટ તરફ ગયા. રસ્તામાં લુંટાયા પછી, અને જંગલી માણસોના હુમલા સહન કર્યા પછી કાફલો ઓકટોબરમાં એસ્બનના રણદ્વિપમાં આવી પહોંચ્યો. ડો. બાર્થ ત્યાંથી પોતાના સાથીઓને છોડીને આઘાડે શહેર સુધી ગયો. કાફલા પાસે પાછો આવ્યો, અને કાફલો પાછો ડીસેમ્બરની બારમીએ ઉપડયો. તેઓ ડામરગુ પ્રાંતમાં આવી પહોંચ્યા. ત્યાં ત્રણે મુસાફરો છૂટા પડયા. બાર્થે કાન્સ તરફનો રસ્તો લીધો. ઘણાં સંકટો વેઠીને, રસ્તામાં લૂંટાઇને તે ત્યાં પહોંચ્યો. સખ્ત તાવ આવવા છતાં તેણે આરામ ન લીધો. સાતમી માર્ચે કાન્સ છોડ્યું, અને એકજ નોકરની સાથે આગળ ઉપડયો. તેનો ખરો હેતુ 'શાદ' સરોવર ( Lake Tchad ) પહોંચવાનો હેતુ હતો. તે હજુ ૩૫૦ માઇલ દૂર હતું. તે પૂર્વ તરફ ઉપડયો અને બોર્નુ પ્રાન્તમાં આવેલ ઝુરીકાલો પહોંચ્યો. ઝુરીકાલો મધ્ય આફ્રિકાના સામ્રાજ્યનું મગજ છે. ત્યાં તેને સમાચાર મલ્યા કે થાક અને બીજી મુશ્કેલીઓને લીધે રીચર્ડસનનું મરણ થયું છે. ત્યાંથી સરોવરની સીમાપર આવેલ બોકુના પાટનગર

કુકા પહોંચ્યો. છેવટે ત્રણ અઠવાડીઆ પછી ચૌદમી એપ્રીલે, ટ્રીપોલી છોડયા પછી સાડા બાર મહિને તે નોરો શહેરમાં પહોંચ્યો. ત્યાંથી ઓવરવેગની સાથે ૧૮૫૧ ના માર્ચની ૨૯ મીએ સરોવરની દક્ષિણમાં આવેલ અડામાવા મુલક જોવા ઉપડયો. ઉત્તર લેટીટયુડ ૯° થી જરા નીચે આવેલ ઝોલા શહેરમાં તે પહોંચ્યો, આ પ્રમાણે આ બહાદુર મુસાફર ઠેઠ દક્ષિણના છેડા સુધી પહોંચી શકયો.

ઓગસ્ટ માસમાં તે પાછો કુકા આવ્યો. અને ત્યાંથી તે માન્ડારા, બ્બારઘીમી, કેનમ અને પૂર્વના છેડા પર મેસેના શહેર સુધી ગયો. ઇ. સ. ૧૮૫૨ ના નવેમ્બરની ૨૫ મીએ, તેના છેલ્લા સાથી, ઓવરવેગના મૃત્યુ પછી, પશ્ચિમ તરફ મુસાફરી શરૂ કરી. સેકોટુ જોયું, અને નાઇજર નદિ ઓળંગીને ટીમ્બકટુ પહોંચ્યો. ત્યા અસત દુઃખ અને શેખનું ખરાબ વર્તન સહન કરીને છ મહિના કાઢયા. પણ એક ખ્રિસ્તીની આ શહેરમાં હાજરી સહન થઇ શકી નાહ તેથી ડોકટરે ૧૮૫૪ ની ૧૭ મી માર્ચે શહેર છોડયું અને સરહદમાં આશ્રય લીધો. ત્યા ભૂખમરામા ૩૩ દિવસ પસાર કર્યાં. નવેમ્બરમા કેનો પાછો આવ્યો, કુકામાં ફરી દાખલ થયો. ત્યા ચાર મહિના રહીને તેણે ડેનહામનો રસ્તો લીધો. ૧૮૫૫ ના ઓગસ્ટની આખરે તેણે ત્રિપોલી ફરીથી જોયું. છેવટે આમ બધા મિત્રોને ગુમાવીને સપ્ટેમ્બરની છઠ્ઠી તારીખે તે લંડન પહોંચ્યો.

ડૉ. ફરગ્યુસને ધ્યાનપૂર્વક નોંધી લીધું કે તે ઉત્તર લૅટીટયુડના ૪° અને પશ્ચિમ લોંગીટયુડના ૧૭° એ અટકયો હતો.

હવે બર્ટન અને સ્પીકે પૂર્વ આફ્રિકામાં શું કર્યું, તે જોઇએ.

આજ સુધીમાં નાઇલ તરફ લઇ જવામા આવેલ કેટલાય કાફલાઓમાથી કોઇ નાઇલના અગમ્ય મુળ સુધી પહોંચી ન્હોતું શકયું. ઇ. સ. ૧૮૫૫ માં બ્રુમ રોલેટને સાર્ડીનીયન કોન્સલ થોડીની જગ્યાએ પૂર્વ સુદાનમાં મોકલવામાં આવ્યો. તે કારટુમથી ઉપડયો, અને યાકુબ નામ ધારણ કરીને આરબના પહેરવેશમાં વેપારી તરીકે હાથીદાંત અને ગુંદરનો વેપાર કરતો કરતો બ્રેલેનીઆ-૪° થી પણ આગળ પહોંચ્યો. ત્યાં માંદો પડીને કારટુમ પાછો આવ્યો. અને ઇ. સ. ૧૮૫૭ માં તે મરી ગયો. આ પ્રમાણે ઘણાયની આવી સ્થિતિ થઇ.

છેવટે ઇ. સ. ૧૮૫૭ માં લેફટેનન્ટ બર્ટન અને સ્પીકને લન્ડનની જ્યોગ્રોફીકલ સોસાયટીએ આફ્રિકાના સરોવરો શોધી કાઢવા મોકલ્યા તેઓએ ઝાંઝીબાર સતરમી જુને છોડયું, અને પશ્ચિમ તરફ ઉપડયા. ચાર માસની મુસાફરીમાં તેમણે કદિ નહિ સાંભળ્યા હોય, એવાં સંકટો ભોગવ્યાં. તેમનો માલ લુંટાઇ ગયો, તેમના મજુરો માર્યા ગયા, અને બીજાં અસંખ્ય દુઃખો ભોગવ્યાં. ચાર મહિને તેઓ કાઝે પહોંચ્યા. કાઝે વેપારીઓને મળવાનું કેન્દ્રસ્થાન છે. તેઓએ ચંદ્રદેશમાં રહીને, ત્યાંના રીતરીવાજો, રાજ્ય, ધર્મ, ત્યાંના પ્રાણીઓ, અને વનસ્પતિને લગતાં ખતપત્રો એકઠાં કર્યાં. ત્યાથી ૩°૮૨' પર આવેલ ટાંગાનીકા સરોવર તરફ જવાનું પ્રયાણ કર્યું. ત્યાં તેઓ ૧૪ મી ફેબ્રુઆરીએ પહોંચ્યા. ત્યાં જંગલી જાતોનો, અને માતનીક્ષકોનો પરિચય થયો.

મેની ૨૬ મીએ ફરીથી ઉપડયા. ૨૦ મી જુને કાઝે પહોંચ્યા. બર્ટન રસ્તાની મુશ્કેલીઓને લીધે ત્યાં ત્રણ માસ માંદો રહ્યો તે દરમ્યાન સ્પીક ઉત્તરમાં ૩૦૦ માઇલ ઉકેરેવે સરોવર સુધી ગયો. આ સરોવર તેણે ત્રીજી ઓગસ્ટે જોયું. ૨૫ મીએ કાઝે પાછો ફર્યો. ત્યાથી બર્ટનની સાથે ઝાંઝીબાર ૧૮૫૯ ના માર્ચમાં પહોંચ્યો. બન્ને બહાદુર મુસાફરો

ત્યાંથી લંડન પાછા ફર્યો. જોગ્રોફીકલ એસાયટીએ તેમને વાર્ષિક ઇનામ આપ્યું.

ડાક્ટર ફરગ્યુસને જોઇ લીધું કે તેઓ ઉત્તર લેટીટયુડની ૨° કે પૂર્વ લૌઝીટયુડની ૨૯° સુધી પણ ન્હોતા પહોંચ્યા. તેથી તેણે બર્ટન અને સ્પીકના પ્રવાસને ડા. બાર્થના પ્રવાસ સાથે જોડી દેવા વિચાર કર્યો. એટલે કે બાર ડીગ્રીથી પણ વધુ લંબાતો પ્રદેશ તેને ઓળંગવો હતો.

---

## પ્રકરણ સાતમું.

### "તેના બહાદુર મિત્ર-હિમતવાન કેનેડી".

દસમી ફેબ્રુઆરી સુધીમા ઘણી ખરી તૈયારીઓ થઇ ગઇ, બલુન તૈયાર થઇ ગયાં, એક બીજામાં નાખવામાં આવ્યાં અને અખતરા માટે ફુલાવવામાં આવતાં, બરાબર જણાયાં.

જોની કિમત હવે તો બહુ વધી ગઇ હતી. તેનો આખો દિવસ ગ્રીક સ્ટ્રીટ અને મેસર્સ મીચેલની વર્કશોપ વચ્ચે દોડાદોડીમા જતો. આમ ઘડીની ફુરસદ ન હોવા છતાં આ તૈયારીઓના વાતો રસ્તે જતા માણસોને તેઓ પુછે નહિ તો પણ કહેવામાં તેને આનંદ આવતો.

સોળમી ફેબ્રુઆરીએ રેઝોલ્યુટ વહાણે ગ્રીનવીચમાં નાંગર નાંખ્યુ. તે આઠસો ટનની બોટ હતી. કમાન્ડર પેનેટ ભલો માણસ હતો અને તેને ડાકટર માટે સંપૂર્ણ સહાનભૂતિ હતી. બોટના ભંડારીવાળામાં બલુન રહી શકે તેવી ગોઠવણ કરી. તા. ૧૮ મીએ બલુન, ગેસ બનાવવાનાં સાધનો વિગેરે સાવચેતીથી ડાકટરની દેખરેખ નીચે તેમાં ભર્યાં.

આ કામ તા. ૧૮ મીએ પુરું થયું. ફરગ્યુસન અને ડીક કેનેડી માટે બોટમાં બે સરસ કેબીન હતી. ડીકે તો ન જવાના સોગન લીધા છતાં તે વહાણમાં ચડ્યો સાથે શિકારનાં સાધનો, સરસ બંદુકો, દારૂગોળો વિગેરે લીધાં. કેપ્ટન અને બોટના અમલદારોએ ત્રણે ઉતારૂને ખુબ માન આપ્યું. ડાકટર, પોતાની યોજનામાં ગુંચાએલ, હમેશ મુજબ શાંત હતો. ડીક અગમ્ય હતો. જો ઘેલોતુર હતો.

તા ૨૦ મીએ જોગ્રોફીકલ સોસાયટીએ ફરગ્યુસન અને કેનેડીને 'વિદાય જમણ' આપ્યું. પેનેટ અને અમલદારોને પણ ન્હોતરવામાં આવ્યા. ઘણાની 'સલામતી' 'પીવા' મા આવી. 'નિર્ભય ફરગ્યુસન-ઇંગ્લંડની કીર્તિ' ની 'સલામતી' 'પીધા' પછી, 'તેના બહાદુર મિત્ર-હિમતવાન કેનેડી' ની પણ બધાએ સલામતી પીધી. ડીકને મોટે શેરડા પડ્યા. જોનારે તેને 'વિવેક' માન્યો. ફરીથી તાળીઓ પડી. ડીક વધારે શરમાયો. જમ્યા પછી ફલાહાર લેતી વખતે મહારાણીનો સંદેશ આવ્યો. તેમાં તેમણે બન્ને મુસાફરોને અભિનંદન આપ્યાં હતાં. અને તેમના પ્રવાસની સફળતા માટે શુભેચ્છા પાઠવી હતી. આ સંદેશાથી બધાએ ખુશ થઇને તાળીઓ પાડી, અને ફરીથી 'મહારાણી' ની 'સલામતી' 'પીધી'. છેલ્લા પ્રણામ કરીને-હસ્તધુનન કરીને બધા છુટા પડ્યા. 'રેઝોલ્યુટ' ની એક હોડી વેસ્ટમીનીસ્ટર બ્રિજપર તેમની રાહ જોતી હતી. કમાન્ડર, અમલદારો અને મુસાફરો તેમાં બેઠા. અને થોડા વખતમા તેઓ ગ્રીનવીચ પહોંચ્યા. અને 'રેઝોલ્યુટ' માં સુઇ ગયા. ત્રણ વાગે એન્જીને અવાજ કર્યો પાંચ વાગે નાંગર ઉપાડવામા આવ્યું અને વહાણ ઉપડ્યું.

જ્યો વખત મુસાફરીનીજ વાતો થતી હતી. બોટના માણસો ડાકટરને જોવાથી, તેને

સાંભળવાથી ખુશ થઇ ગયા હતા. અને આખી બોટમાં કેનેડી સિવાય મુસાફરીની સફળતા માટે કોઇને શંકા ન્હોતી. ડૉક્ટર આ કંટાળા ભરેલ વખતમાં પોતાની કેબીનમાં ભૌગોલિક વ્યાખ્યાનો આપતો. છેલ્લા ચાલીસ વર્ષ દરમ્યાન આફ્રિકામાં થયેલ પ્રયાસોનો ઇતિહાસ સાંભળવામાં બધાને રસ પડતો.

ફરગ્યુસન પોતાની મુસાફરીની યોજનાઓ સંભળાવતો ત્યારે લોકો ખુબ ઉશ્કેરાઇ જતા તેઓ તેની ગણત્રીને ટેકો આપવા ઇચ્છતા, તેની ચર્ચા કરતા અને ડૉક્ટર પણ સરળતાથી ચર્ચામાં ઉતરતો.

" આવી મહાન મુસાફરીના પ્રમાણમાં ખાધા ખોરાકી આટલી બધી ઓછી કેમ લીધી છે ? " એક દિવસ એક અમલદારે પૂછ્યું. "

" મુસાફરીને કેટલા દિવસ લાગશે? તમે શું ધારો છો ? તમે ધારતા હો કે અમને મહિનાઓના મહિના લાગશે તો તેનાં ભૂલ કરો છો. મુસાફરી લંબાય તો અમારું આવી જ બને. અમે પાછા ન જ ફરી શકીએ. ઝાંઝીબારથી સેનીગાલનો કિનારો ૪૦૦૦ માઇલથી વધુ દૂર નથી.

કલાકના ઓછામાં ઓછા વીસ માઇલની ઝડપે તો અમે સાત દિવસમાં આફ્રિકા ઓળંગી શકીએ. "

" તો પછી તમે જોઇ શું શકવાના ? તમે ભૌગોલિક ગણત્રીઓ પણ નહિ કાઢી શકો. "

" પણ હું મારા બલુનનો માલેક હોવાથી મરજી પડે ત્યારે ચડીશ અને મરજી પડે ત્યારે ઉતરીશ. મરજી પડે ત્યાં અટકીશ. પવન ખુબ સખ્ત હશે તો ઝડપથી જઇ શકીશ."

" તમને એવાં પવનનાં તોફાન તો ખુબ મળશે. ત્યાં કલાકના ૨૫૦ માઇલને ઝડપે જતાં વંટોળીઆ પણ હોય છે. " કેપ્ટને કહ્યું.

" ત્યારે તો આ ઝડપે આફ્રિકા બાર કલાકમાં ઓળંગી શકાય. સ્હવારે ઝાંઝીબારથી ઉઠીને રાતે સુતી વખતે તો સેંટ લુઇસ પણ પહોંચી શકીએ. "

" પણ બલુન એટલી બધી ઝડપે ધસડી શકાય ? "

"હા.હા. એમ ઘણીવાર બન્યું છે. ઇ. સ. ૧૮૦૪ માં નેપોલીયન ગાદીએ બેઠો ત્યારે એમજ બન્યું હતું ને ? પ્રખ્યાત બલુનશાસ્ત્રી ગેર્નેરીને રાતે અગીયાર વાગ્યે પારીસથી બલુન ઉંચે ચડાવ્યું. તેના પર નીચે મુજબ સુવર્ણ અક્ષરોમાં લખાણ હતું:—

"Paris, 25 frimaire, an XIII Cournnement de l' Emprur Nepole'on per s. s. Pie VII:"

સ્હવારે પાંચ વાગ્યે તો રોમના માણસોએ તે વેટીકન ઉપર ઉડતું, અને બ્રેસીઆનાના સરોવરમાં પડતું જોયું. "...અમે અમારી સાથે બે મહિનાની જરૂરીયાતો લીધી છે. તે સિવાય મારા મિત્ર કેનેડી સરસ શિકારી છે. તે જરૂર પડયે શિકાર કરી આવશે. "

" મી. કેનેડી ! અમને તમારી અદેખાઇ આવે છે ! " એક જુવાન ખલાસીએ કહ્યું.

" તમને આનંદ અને કીર્તિ બંન્ને મળશે. " બીજાએ કહ્યું.

" મને આપેલ અભિનંદન માટે આભારી છું. પણ મારાથી તે સ્વિકારી શકાય તેમ નથી. " કેનેડીએ કહ્યું.

" શા માટે ? " બધા બુમ પાડી ઉઠયા, " તમે ડૉક્ટર સાથે નથી જતા ? "

" ના. "

" ખરેખર ? "

" હા ! હા ! હું એની સાથે જવા નથી ઇચ્છતો તેને છેલ્લી ઘડીએ જતો અટકાવી શકું, તે માટેજ હું અત્યારે આવું છું. "

હવે બધાની નજર ડૉક્ટર તરફ ગઇ.

" તેનું કાંઇ ન સાંભળતા ! ", ડૉકટરે શાંતિથી કહ્યું. " તમારે તેની સાથે આ વાતની ચર્ચાજ ન કરવી. એ મનમાં તો બરાબર જાણે છે કે, 'હું જવાનો છું.' "

" હું, " કેનેડી ખુમ પાડી બોલ્યો, " સોગન ખાઇને કહું છું કે "

" ભાઇ ! સોગન બોગન ખાવાની જરાય જરૂર નથી. તારૂં કરવામાં આવેલું વજન, તારો પાવડર, તારી બંદુકો, તારી ગોળીઓ, બધુંય તારી વતી બોલી દે છે. તારે બોલવાની જરૂરજ ક્યાં છે ?"

તે દિવસથી ઝાંઝીબાર પહોંચ્યા ત્યાં સુધીમાં કેનેડીએ મોઢું ન ઉઘાડયું.

" લાંબી મુસાફરીમાં બહુ મુશ્કેલી નહિ પડે ?" એકે પૂછયું.

" શા માટે ?"

" કારણ કે ઉંચું ચડવું હશે ત્યારે ' બેલાસ્ટ ' નીચે ફેંકવું પડશે. ઉતરવું હશે ત્યારે ગેસ કાઢી નાખવો પડશે. તેથી તમારા ગેસનો સંગ્રહ એકદમ ખુટી જવાનો. આ મુશ્કેલી કોઇ જીતી શકયું નથી. "

" માફ કરજો ! તે મુશ્કેલીનો નિકાલ આવી ગયો છે. "

" કોના પ્રયાસથી ?" " મારા. "

" તમારા ?"

" નહિ તો હું આફ્રિકા ઓળંગવાનું સાહસ જ ન કરત. કારણ કે મારો ગેસ ચોવીસ કલાકમાં તો ખલાસ થઇ જાય.

" ત્યારે તમે તે સંબંધી ઇંગ્લાન્ડમાં કાંઇ વાત કેમ ન કરી ?

" કારણ કે હું તેની ચર્ચા કરાવવા નહોતો ઇચ્છતો. મને તેમ કરવું નકામું લાગ્યું. મેં ખાનગીમાંજ અખતરા કર્યા, અને તે સફળ થયા. ગેસ જરા પણ ઓછો કર્યા વિના હું બલુનને નીચે ઉતારી શકીશ. "

---

## પ્રકરણ આઠમું.

### જો ખીલે છે.

ડૉકટર પોતાની કેબીનમાં બોટના અમલદારો સમક્ષ ભૌગોલિક વ્યાખ્યાનો આપતો તો પછી બહાદુર જો કેમ રહી જાય ? તે ફોરકેસલ ( વહાણના આગલા ડોલની ઉપલા તુતકનો ભાગ ) પર ઉભો રહી ખલાસી સમક્ષ વ્યાખ્યાનો આપતો. તેના એક દિવસના વ્યાખ્યાનની થોડી 'વાનગી' આપી દઇએ.

" એક વાર આ અખતરો સફળ થયા પછી અમે વધુ પ્રયત્નો કરવાનાજ. આ તો આ જાતના ધારેલા અસંખ્ય પ્રયત્નોનું પ્હેલું પગથીયું છે. હવે પછી તો અમે આકાશમાં ઉંચે ને ઉંચે જવાના. "

" જ્યારે ઉંચે ઉંચે જતા તમે ચંદ્રમામાં પહોંચી શકવાના ? " એકે પૂછયું.

" એમાં તે કયી 'મોથ' મારવી છે ! ચંદ્રમામાં તો ન્હાનું છોકરૂંય જઇ શકે. ચંદ્રમામાં પાણી નહિ હોવાથી અહિંથી ભરી જવું પડે છે, ત્યાં હવા પણ ન હોવાથી હવાના બાટલા પણ ભરી જવા પડે છે."

" તેનો તો કાંઇ વાંધો નહિ. ત્યાં દારૂ મળી શકતો હોય તો બસ છે. " દારૂનો શોખીન એક ખલાસી બોલી ઉઠયો.

" અરે ભાઇ ! દારૂ ય નથી મળતો. અમે તો સરસ સરસ; તારાઓ, અને મન મોહક ગૃહોમાં ફરવા જવાના શનીથી અમે શરૂઆત કરીશું. "

" જેને વીંટી ( Ring ) છે તે શની?"

" હા: લગ્નની વીંટી. પણ તેની વહુનું શું થયું તેનીજ ફક્ત ખબર: નથી. "

" ઓહો ! તમે એટલે બધે ઉંચે જશો? ત્યારે તો તમારા શેતાન માયાવી રાક્ષસ હોવા જોઇએ. " મૂર્ખ કેબીન-બોય બોલી ઉઠયો.

" ના, એવું તો કાંઇ નહિ. "

" હં. અને શની પછી તમે કયાં જવાના ? " એક અધીરો પ્રેક્ષક બોલી ઉઠયો.

" શની પછી અમે ગુરૂની મુલાકાત લેવાના. ગુરૂ બહુ વિચિત્ર દેશ છે. મને એટલી તો ખબર છે કે, ત્યાં દિવસ ફક્ત સાડાનવ કલાક લાંબો છે. તેથી આળસુ માણસોને ઠીક મજા પડે. અને ત્યાંનું એક વરસ આપણા બાર વરસનું થાય. તેથી ટુંકી આયુષ્યવાળાને ફાયદો. દાખલા તરીકે એક માણસનું આયુષ્ય પાંચ વર્ષનું હોય તો તે ગુરૂમાં આપણા સાઠ વરસ જીવે. "

" બાર વરસનું એક વરસ ! " કેબીન બોય ચમકીને બોલી ઉઠયો

" હા. તે પ્રદેશમા અત્યારે તું તો હજુ તારી માને ધાવતો હો. અને પેલા પચ્ચાસ વર્ષના ગૃહસ્થ ત્યા ચાર વર્ષના બાળક હોય અને નાગા નાગા ધુળમા રમતા હોય. "

" તમે અમને બનાવો છો !"

" જરાય નહિ, " જે ખાત્રિ આપતો બોલ્યો. " તમે 'કુપ મંડુક' છો. ફક્ત પૃથ્વિ ઉપરજ ફર્યા છો એટલે બીજી દુનિયાનું ભાન કયાંથી હોય ? જરા ગુરૂ ઉપર ફરવા જઇ આવો એટલે ખબર પડે. પણ એટલું ધ્યાનમાં રાખજો. આ ઘાંચી જેવા કપડાં પ્હેરીને ત્યાં ન જતા. વાર તહેવારે પ્હેરવાના કપડા પ્હેરીને જજો. ત્યાંના લોકોને તે બહુ ગમે છે. "

બધા ખુબ હસવા લાગ્યા. માંડ અરધા માણસો આ વાત સાચી માની શકયા. પછી તેણે નેપચ્યુનની થોડી વાતો કરી. પછી મંગળ જ્યા ' યુદ્ધ વિદ્યાનું જોર કંટાળો આપે એટલી હદ સુધી છે ' તેની વાતો કરી. બુધને માટે એમ કહ્યું કે, " તે બહુજ ભયાનક ગૃહ છે. ત્યાં ચોર અને વેપારીઓ ફાટી નિકળ્યા છે. તેમાંથી ચોર કોણ અને વેપારી કોણ એ ઓળખી કાઢવું અશકય છે."





એક ઠેકાણે ઘર બંધાવ્યા પછી તે સ્થળનાં હવા પાંણી માફક ન આવે તો એ ઘર છોડીને હવે જવું નહિ પડે. ઘરપણ સાથેજ લઇ જઇ શકાશે. આ ચિત્રમાં બતાવેલો બંગલો કેવળ લોખંડ અને લાકડાનો બનાવેલો છે. અને સરળતાથી એક સ્થળેથી બીજે સ્થળે લઇ જઇ શકાય એવો છે. એની કીમત ફક્ત રૂ. ૧૮૦૦ છે. ૪૦ ફીટ લાંબુ અને ૧૦ ફીટ પ્હોળું એ મકાન છે. એક કુટુંબની સગવડતા સચવાય એટલા ઓરડા એ મકાનમાં છે.

# પ્રિયતમ પ્રતિ.

( તોટક છંદ. )

પ્રિય નાથ મને તું પ્રિય ગણે
મધુતા પ્રિય જાણી તને લાગે
તદપિ પ્રિય પુષ્પ ગુલાબનું છે .
મધુ દિવ્ય પ્રભા અતિ મોહક છે

મુજ સુંદરતા તુજ પ્રિય હશે
કમનીય શશી અતિ સુંદર છે
મુજમાં ગણુતો પ્રિય જો મૃદુતા
બહુ છે ફુલડાં મૃદુને કુમળા

મુજમાં તુજને ચતુરાઇ દીસે
ચતુરાઇ ઘણી મધુરોમાં છે
મમ હૃદય વિના નવ પ્રિય કશું
તન ને મન દ્રવ્ય બધું અરપું

હરિદાસ મથુરાદાસ જંબુસરીયા

પ્રિય નાથ મને પ્રિય તું ગણુ તો
મધુતા પ્રિય ઝાઝી તને વરશે
પ્રિય-પુષ્પ ગુલાબનું છે તદપિ
મધુ દિવ્ય પ્રભા અતિ મોહક છે

મુજ સુંદરતા તુજ પ્રિય હશે
કમનીય કલાધર સુંદર છે
મુજમાં ગણુતો પ્રિય જો મૃદુતા
બહુ છે ફુલડાં મૃદુ ને કુમળાં

મુજ કંઠ યદિ તુજ પ્રિય હશે
પ્રિયતા અતિ કોયલ કંઠ વશે
મમ આત્મ વિના નવ વ્હાલું કશું
તન ને મન દ્રવ્ય બધું અરપું

વ્રજનાથ વી. શર્મા.

ટીકા:—ઉપરના બે કાવ્યો અત્રે પ્રગટ કરતાં હમને ઘણો આનંદ થાય છે. કવિની હૃદયતંત્રીમાંથી જે કાવ્યોર્મિ સ્ફુરે છે, એ સદા સર્વદા સ્વયંભૂ હોય છે, અને એવા બે સ્વયંભૂ સર્જનના પ્રમાણ રૂપ ઉપરના નમૂના પ્રગટ કરવાની હમે રજા લઇએ છીએ.

શબ્દે શબ્દે, પંક્તિએ પંક્તિએ, વિચારે વિચારમાં આ બે સુંદર કૃતિઓમાં જે સામ્ય જણાય છે, તે પરથી એટલું સ્પષ્ટ જોઇ શકાય છે કે બે કવિહૃદયો જ્યારે એકજ વસ્તુને પોતાની ઉરતંત્રીમાં નચાવે છે, ત્યારે કલ્પના, ભાવ, વલણ, લય, પ્રવાહ, કે ચિંતન કવિ હૃદયને વંચવા ગમે તે પ્રકારના હલ્લા કરે તોપણ બે ચાર શબ્દોના ફેરફારના અપવાદ સિવાય, આ બે કૃતિઓ સ્વયંભૂ કલાના સુંદર સર્જન રૂપ રચી શકાઇ છે. લાગણીપ્રવાહ હૃદયમાં પૂર જોશમાં વહેતો હોય ત્યારે એ શબ્દોમાં મૂર્તિમંત થતાં બહુ દુર્ઘટ થઇ પડે છે. એટલે બે ચાર શબ્દો એકજ અર્થના આમ તેમ લપસી પડે ખરા કદાચ, પણ એથી આપણે આવી કૃતિ માટે લેખકને અભિનંદન આપતાં અટકવાનું જરા કારણ નથી.

# તું શું કરે ?

લેખક : રા. રમણીકલાલ જયચંદભાઈ દલાલ, બી. એ.

૧

અણધારી કદી કમભાગ્યથી વ્હાલી ! વિરહ વિજળી નડે,
આ જીવનમાં અવસાનનો અન્ધારૂ પડદો જો પડે;
જ્યોતિ મહાજ્યોતિ વિષે ભળતી ચિતા જ્યોતે ખરે,
સંસારના સુરસદનમાં તો એકલી તું શું કરે ?

૨

સંસારી નૈસર્ગિક જીવનવહને વમળ તરી વિરમરૂં,
એકાન્તપ્રિયના દિવ્ય સંગીતથી સમય ભરણાં ભરૂં;
વિધિના દીધા અશ્રુ તણા વરદા મહામોને રમું,
ગમતાં ત્હને-સૌંદર્ય, શાન્તિ, જ્ઞાન-એ મ્હારાં કરૂં.

૩

અવનિતલે — અમ્બરપટે — મુજને ગીતે સત્કારશે,
સ્થલ સ્થલ પ્રભુ ત્હારા સ્વરૂપે આવીને આહ્લાદશે;
ક્ષણ ક્ષણ રવિ—તરૂ—વૃષ્ટિ—માં સંપર્ક ત્હારો લાધશે,
કંટકભર્યા મ્હારા પ્રવાસે મિલન ત્હારૂં સદા થશે.

# સુવર્ણ કેશી.

લેખિકા : સૌ. લવંગિકા પ્રિયંવદ મ્હેતા બી. એ.

ગયા અંકના પાન ૨૩૫ થી ચાલુ.

## [ ૨ ]

ક્ષુધા તૃપ્ત કરીને, પોતે કલ્પેલા આદર્શની ફરી શોધ કરવાના સ્તુત્ય હેતુથી તિબૂર્સ "આર્મ્સ ઓફ બ્રાબાં" માંથી નીકળ્યો. પરન્તુ ત્હેને પ્હેલા દિવસ કરતાં જરાપણ વધારે સફળતા મળી નહિં. કટાક્ષના મૂર્ત સ્વરૂપ જેવી શ્યામવર્ણી સ્ત્રીઓ દરેક રસ્તામાં ઉભરાતી હતી, અને ત્હેની તરફ ઉપહાસ કરતી દૃષ્ટિએ જોતી હતી. હિંદુસ્તાન, આફ્રિકા, અમેરિકા–એ સર્વ દેશની ઓછેવત્તે અંશે તામ્રવર્ણી સ્ત્રીઓ ત્હેની આગળથી પસાર થઇ. જાણે એ પ્રાચીન નગરને ત્હેના ઉદ્દેશની જાણ થતાંજ, ત્હેનો ઉપહાસ કરવાના હેતુથી જ, રૂબેન્સ અને જોરડન્સના ચિત્રોમાંની સુન્દરીયોને સ્હેજ પણ મળતી આવતી પોતાની સર્વ પુત્રીઓને, ત્રાહિતને અલભ્ય હેવા ઘરના પછાડીના વાડાઓમાં ત્હેણે સંતાડી દીધી હોય એવો ભાસ થતો હતો. સુવર્ણમાં કંજુસાઇ કરીને, પોતાનું સીસમ ત્હેણે ખુલ્લે હાથે વેર્યું હતું.

આ મૂક ઉપહાસથી ક્રોધ પામીને તિબૂર્સ ત્હાંની ચિત્રની ગેલેરિયો અને સંગ્રહસ્થાન જોવાને ગયો. ફ્લેન્ડર્સના દેવલોકનું નિવાસસ્થાન જાણે ફરીથી ત્હેની દૃષ્ટિ આગળ ઝળકી ઊઠ્યું હોય એમ ત્હેને ભાસ્યું. જળધોધ જેવા કેશ કલાપ સુવર્ણ રંગથી ઝળકતા ત્હેણે ફરીથી દીઠા. ભાવસૂચક અમૂર્ત તત્ત્વોને મૂર્ત સ્વરૂપ આપીને આલેખેલી સુન્દરીઓના સ્કંધ રજતવર્ણ ઉજ્જ્વલતાથી દીપી ઉઠ્યા. નીલરંગી નેત્રનો નીલરંગ આછો બનીને નેત્ર વધારે સુન્દર બન્યાં, કપોલ ઉપરની સુરખી રક્તવર્ણી પુષ્પ જેવી શોભી રહી. સુવર્ણ કેશી દેવીઓની આસપાસનું આછું ગુલાબી રંગનું વાતાવરણ ત્હેમનાં દિવ્ય અંગને જીવનની ઊષ્મા અર્પતું હતું. તેજનાં મૃદુ કિરણો એ ચિત્રો ઉપર રમતાં હતાં. કોઇક અદૃશ્ય સમીર લહરી આવતાં એ સુન્દરીઓનાં વસ્ત્ર જાણે ફરફરવા લાગ્યાં. નેધરલેન્ડસના મનુષ્યોના સૌન્દર્યમાં સમાયલું સમસ્ત કવિત્વ આ ઉત્સાહ પૂર્ણ પથિકની સમીપ સંપૂર્ણપણે પ્રગટ્યું.

પરન્તુ આ ફલક ઉપર આલેખાયેલી સુન્દરીયોથી ત્હેનું મન સંતોષ પામ્યું નહિં. તે તો ત્હાંની પ્રત્યક્ષ જીવન્ત સુન્દરીઓની શોધમાં આવ્યો હતો. ત્હેણે ઘણા લાંબા કાળ સુધી સાહિત્ય અને ચિત્રકળામાંના કવિત્વ વડે પોતાના હૃદયની ક્ષુધા તૃપ્ત કરવાનો યત્ન કર્યો હતો. અને અન્તે ત્હેને લાગ્યું હતું કે અમૂર્ત તત્ત્વો સાથેનો વ્યવહાર અવાસ્તવિક, અસાર હતો અલબત્ત, બીજા સર્વે કરે છે તેમ, પેરિસમાં રહીને જ કોઇ સુન્દર, અથવા સામાન્ય સ્વરૂપની સ્ત્રી સાથે પણ પ્રેમ બાંધ્યો હોત તો એ માર્ગ વધારે સરળ પડત. પરન્તુ તિબૂર્સ પ્રકૃતિથી તદ્દન અજ્ઞાન હતો. પ્રકૃતિ

વિશેનું સર્વ જ્ઞાન ત્હેણે કલાદ્વારા જ પ્રાપ્ત કરેલું હતું. મહાન્ ચિત્રકારોની કૃતિયોમાં આલેખાયેલાં સર્વ વિશિષ્ટ સ્વરૂપો તે સંપૂર્ણ-પણે સમજી શકતો હતો, પરન્તુ એનાં એ સ્ત્રી પુરુષોને જો પ્રત્યક્ષ જીવનમાં દેખત તો ત્હેમનું સૌન્દર્ય તે કળી શકત નહિં, ત્હેમના સૌંદર્યની ત્હેના મન ઉપર છાપ જ પડત નહિં. ટૂંકામાં, તે જો ચિત્રકાર હોત, તો ત્હેના ચિત્રોમાંની સૌંદર્ય રેખાઓ અનુપમ કવિયોનાં કાવ્યોને આધારે તે આલેખત, અને તે જો કવિ હોત, તો મહાન્ ચિત્રકારોનાં ચિત્રોને આધારેજ તે પોતાનાં કાવ્યોમાં સૌન્દર્યનાં વર્ણન કરત. અત્યન્ત સુકુમાર વયમાં તે કલાથી મોહ પામ્યો હતો, અને પરિણામે ત્હેની સમસ્ત માનસિક દૃષ્ટિ જ. વક્ર બની ગઇ હતી. આપણી અતિ સંસ્કૃત સંસ્કૃતિમાં આવાં દૃષ્ટાન્તો આપણે ધારિયે છીયે તે કરતાં ઘણી વધારે સંખ્યામાં જડે એમ છે, કારણ આપણે પ્રકૃતિનાં દ્રશ્યો કરતાં માનવ કૃતિયો સાથે વધારે પરિચયમાં આવિયે છિયે.

ક્ષણભર તિબુર્સ્ પોતાના મન સાથે સમાધાન કરવાનો વિચાર કરવા લાગ્યો, અને કાયરતાથી સ્વગત બોલ્યોઃ

" કાંચિયા રંગના વાળ પણ ઘણા સુન્દર લાગે છે. "

એ દુષ્ટ, એ અલ્પશ્રદ્ધાવાન મનુષ્ય એટલી હદ સુધી ગયો કે ત્હેણે પોતાના મનમાં એમ પણ કબુલ કર્યું કે કાળાંનેત્ર ઘણાં તેજસ્વી અને અત્યન્ત આકર્ષક હોય છે. ત્હેના બચાવમાં એટલું કહી શકાય કે જે નગરની સ્ત્રીયોના સૌન્દર્યમાં, ગૌરવર્ણ નીલ નેત્ર, અને સુવર્ણ રંગી કેશ, એ વિશિષ્ટ અંશ ગણાતા હતા, તે આખા નગરમા દશે દિશામાં તપાસ કરવા છતાં પણ એવી એક પણ વ્યક્તિ ત્હેની નજરે પડી નહિં. ત્હેનો ઉત્સાહ મંદ પડે એ સ્વાભાવિક અને ક્ષમ્ય હતું.

જે ક્ષણે આ અઘટિત વચન તે મનથી ઉચ્ચારતો હતો તે જ ક્ષણે, એક ઝભ્ભો પ્હેરેલી આકૃતિનાં નીલનેત્ર ત્હેની નજરે પડયાં, ત્હેની સમીપ ક્ષણભર ઝળકયાં, અને બીજી જ ક્ષણે પ્રેતજવાલાની પેઠે મેરના ચોગાનના એક રસ્તાની પાછળ અદૃશ્ય થઇ ગયાં.

તિબુર્સે ગતિ વધારી, પરન્તુ ત્હેણે વિશેષ કાંઇ જ દીઠું નહિં. એક છેડેથી તે બીજા છેડા સુધી રસ્તો નિર્જન હતો. ક્ષણિક દર્શન દેતી એ સુન્દરી પાસેના કોઇક ઘરમાં જતી રહી હશે, અથવા કોઇ અજાણી ગલીને માર્ગે ગઇ હશે, એ સ્પષ્ટ હતું. તિબુર્સે તીવ્ર નિરાશા અનુભવી. પછી, કવેંતેં મેત્ઝી નામના ચિત્રકળા જાણનાર લુહારે વેલથી સુશોભિત બનાવેલા લોહપત્ર વાળો કુવો જોઇને, તિબુર્સે ત્હાંનું મહામન્દિર ( cathedral ) જોવા જવાનો વિચાર કર્યો. પાસે આવતાં ત્હેણે જોયું તો કેથીડ્રલ શિખરથી તે પાયા સુધી પીળા રંગનું રંગેલું હતું. સદ્ભાગ્યે, પક્ષીઓ, ખિસકોલિયો, કળા કરેલાં ટર્કી, અને આદમ અને ઇવ્હના સમયમાં ત્હેમના ઐહિક સ્વર્ગોપવનમાં ત્હેમની આસપાસ ફરતાં સર્વ પ્રાણીઓથી ભરપૂર બનાવેલાં વન પલ્લવ કોતરીને વેરબ્રુગ્ગંએ સુશોભિત બનાવેલી લાકડાની વેદીની સુઘટિત રેખાઓથી બ્હારના દેખાવોની નીરસતા ઢંકાતી હતી. સદ્ભાગ્યે ઉમરાવ વર્ગના કુટુંબોની મુદ્રાઓથી, અને ઑટો વ્હીનિયસ, રૂબેન્સ અને વ્હાન ડાઇકનાં ચિત્રોથી, મધ્યમ વર્ગ અને પાદરી વર્ગને પ્રિય થઇ પડેલો એ રંગ કાંઇક અંશે ઢંકાતો હતો.

દેવળની પાસેની ફરસબંધી ઉપર કેટલીક

" બેગ "* વર્ગની સ્ત્રીયો, જેમને બેગીન કહે છે, તે પ્રાર્થના કરતી બેઠી હતી. પરન્તુ, ભક્તિના આવેશમાં તે ત્હેમનાં ધર્મપુસ્તક એટલી નીચી વળીને વાંચતી હતી, કે ત્હેમનાં મ્હોં દેખાતાં ન્હોતાં, તેમજ, એ સ્થળની પવિત્રતા, અને ત્હેમના વેશની સંમાન્યતા ને લીધે તિખૂર્સ વિશેષ તપાસ કરી શકયો નહિ.

મન્દિરના મિનારાનાં ચારસેંને શિત્તેર પગથિયાં ચઢીને ઉતરીને હાંફી ગયેલા પાંચ છ અંગ્રેજો મન્દિરમાંના ચિત્રો તપાસતા હતા, અને સાથેના ભોમિયાની વાચાળ વિદ્વતા ઉપર પૂરો વિશ્વાસ ના રાખતાં, રખે ને કોઇ કને બદલે કોઇક ચિત્રની પ્રશંસા થઈ જાય, એ ભયથી, પોતાની પાસેના સૂચના–પુસ્તકમાં ચિત્રકારોનાં નામ વિશે ખાત્રી કરતા હતા. અને દરેક ચિત્રની સમીપ અભેદ્ય જડતાથી ઉચ્ચાર કરતા હતા કે "ઘણું સુન્દર પ્રદર્શન છે." આ અંગ્રેજોનાં મ્હોં ચોખંડા ઘાટનાં હતાં, અને ત્હેમનાં નાક અને હડપચી વચ્ચે રહેલા છેટાથી ત્હેમની નસોમાં વ્હેતા રક્તની શુદ્ધતા સાબીત થતી હતી. ત્હેમની સાથે જે અંગ્રેજ સ્ત્રી હતી તે તો લેઇકેનના નિવાસ સ્થાન આગળ જેને તિખૂર્સે દીઠી હતી તે જ હતી. ત્હેણે એનાં એ લીલાં બૂટ પ્હેર્યાં હતાં, ત્હેનાં એ જ લાલરંગના વાળ હતા. ફ્લેન્ડર્સની ગૌરવર્ણી સ્ત્રી મળવાનો સંભવ નષ્ટ થતો દેખીને નિરાશ બનેલો તિખૂર્સ એ અંગ્રેજ સ્ત્રી તરફ જાણે ત્હેનો વધ કરી નાંખતો હોય ત્હેવો દૃષ્ટિપાત નાંખવા જતો હતો, પરન્તુ, વિશ્વાસઘાતક ઇંગ્લન્ડને સંબોધીને ફ્રાન્સનાં નાટકના ગાયનમાં લખાયેલી પંક્તિયો ત્હેને સવેળાએ સ્મરણમાં આવી.

* લામ્બેર લ બેગ્ર નામના ધાર્મિક મનુષ્યે સ્થાપેલાં ભગિની મંડળ, તેમજ બંધુ મંડળના વર્ગનાં મનુષ્ય.

ગુંજામાંના પૈસા ખખડાવ્યા વગર એક ડગલું પણ ના ચાલનાર આ અંગ્રેજ મુસાફરોના માનમાં, વર્ષના પોણા ભાગ દરમિયાન બંધ રહેતાં " ધિ ક્રુસિફિકશન " અને " ધિ ડિસેન્ટ ફ્રૉમ ધિ ક્રૉસ " નામનાં બે અદ્ભુત ચિત્રોનાં દ્વાર ત્હાંના રક્ષકે ઉઘાડયાં.

"ધિ ક્રુસિફિકશન"એ અનન્ય કોટિનું ચિત્ર છે. અને એ ચીતરતી વખતે રૂબેન્સના મનમાં માઇકલ એન્જેલો આદર્શ તરીકે હશે એમ સ્પષ્ટ લાગે છે. એ ચિત્ર, રોમની કલાપદ્ધતિ અનુસાર મૃદુતાહીન, દારુણ, ઉગ્ર છે. ચિત્રમાંનાં મનુષ્યના શરીરના દરેકે દરેક માંસલ ભાગ તરી આવેલા છે, સઘળાં હાડકયાં અને સ્નાયુ સ્પષ્ટ જણાય છે, ધાતુના તાર જેવાં જ્ઞાન તંતુઓની આસપાસ પાષાણ જેવું કઠિનમાંસ ગોઠવાયેલું છે. એન્ટવર્પનો ચિત્રકાર પોતાની અસંખ્ય કૃતિયોમાં જે અભેદ્ય શાન્તિથી આનન્દયુકત રકત રેખાઓ વેરે છે, ત્હેનો આ ચિત્રમાં સ્પર્શ પણ નથી. ઇટલીમાં પ્રચાર પામેલા કાથિયા રંગની ઘેરામાં ઘેરી છાયા હામાં વાપરેલી છે. ઘાતકો હાથી જેવા પ્રચંડ છે. ત્હેમનાં વદન વાઘ જેવાં છે, અને ત્હેમના અંગોના મરોડમાં પાશવ ક્રૂરતા જણાઇ આવે છે. ક્રાઇસ્ટ પોતે પણ અતિ સ્પષ્ટતાથી આલેખાયો છે, અને માનવજાતિના ઉદ્ધાર માટે સ્વેચ્છાથી આત્મ ભોગ આપતા દેવતા કરતાં, પ્રતિસ્પર્ધી મલ્લોએ લાકડાના ઘોડા ઉપર ખીલા વડે જડેલા ક્રેટોનાના માઇલો નામના મલ્લ જેવો ને વધારે ભાસે છે. ખૂણામાં ભસાતા " સ્નાઇડર્સ " જાતિના શ્વાન શિવાય આ ચિત્રમાં ફ્લેન્ડર્સની ચિત્રકળાનું એક પણ તત્ત્વ નથી.

" ધિ ડિસેન્ટ ફ્રૉમ ધિ ક્રૉસ " નાં દ્વાર જ્યારે ઉઘડયાં ત્હારે, જાણે અસહ્ય તેજથી ભરપૂર ખાણમાં તે જોતો હોય તેમ તિખૂર્સ અંજાઇ ગયો, અને ત્હેને તમ્મર આવ્યાં. મેગડેલેનનું દૈવી શીષ સુવર્ણના

સાગરમાં ઝળકી ઉઠ્યું, અને એ સુવર્ણનો પ્રકાશ અને ત્હેનાં નેત્રમાંનો દૃષ્ટિપાત એ બે મળીને સ્હામેની બારીમાંથી આવતાં ઝાંખાં કિરણોને પણ તેજસ્વી બનાવતાં હોય હેવો ભાસ થયો. તિબૂર્સની આસપાસની સર્વ સૃષ્ટિ અદૃશ્ય થઇ ગઇ. ત્હેની આસપાસ શૂન્યતા પ્રસરી રહી,–પેલો ચોખરા મ્હોંવાળો અંગ્રેજ, પેલી લાલ વાળવાળી અંગ્રેજ સ્ત્રી, જાંબુડી ઝભ્ભો પ્હેરેલો રક્ષક–એ કોઇને પણ તે દેખતો ન્હોતો.

એ વદનનું દર્શન તે તિબૂર્સને દૈવી પ્રેરણારૂપ નીવડ્યું. ત્હેની આંખ્ય ઉપરનાં પડળ ખશી ગયાં, ત્હેણે ત્હેના સ્વપ્નને પોતાની સમક્ષ પ્રત્યક્ષ થયેલું દીઠું, ત્હેની અવ્યક્ત આશાને મૂર્તિમંત થયેલી દીઠી. પ્રણયીની કલ્પનાના આવેગથી જે અસ્પષ્ટ છાયાની શોધમાં તે ફરતો હતો, જે'નાં વસ્ત્રની કોઇક આકર્ષક રચના કે મુખના અંશ માત્રનુંજ અસાર સુધી ત્હેને કલ્પનામાં દર્શન થયું હતું, તે ત્હેની સમીપ ઊભેલી ત્હેણે દીઠી. જે ચંચલ મનોરથસૃષ્ટિ પ્રતિક્ષણે ત્હેની અસ્વસ્થ પાંખો ફરકાવતી, ને ઉડી જવાને તત્પર થતી હતી, તે ચંચલ મટીને, ત્હેના સૌન્દર્યના તેજમાં સ્થિર બનીને ત્હેની સમીપ ઉભી હતી. તિબૂર્સના ઇચ્છિત પ્રિયાની મૂર્તિ એ મહાન્ ચિત્રકારે પોતાના હૃદયમાં કલ્પી હતી. ત્હેને એમ લાગ્યું કે જાણે એ ચિત્ર ત્હેણે પોતેજ ચીતર્યું હોય. ત્હેના મનમાંની અસ્પષ્ટ મૂર્તિને ચિત્રકારની પ્રતિભાએ અચૂક રેખાઓથી દોરી હતી. અજ્ઞાત વ્યક્તિ માટેની ત્હેની અસ્પષ્ટ ઉર્મિને મૂર્ત સ્વરૂપ આપીને ત્હેમાં ભવ્ય રંગ પૂર્યા હતા. એ વદન ત્હેણે કદી પણ દીઠું ન્હોતું, છતાં પણ ત્હેને તે પરિચિત લાગ્યું.

અવાક્ બનીને, ચિત્રના સૌન્દર્યમાં તલ્લીન બનીને લગભગ શુદ્ધિહીન અવસ્થામાં તે ત્યહાં ઉભો રહ્યો. ત્હેનું નયનપુટ સુદ્ધાં ફરકતું ન્હોતું, ત્હેનાં નેત્ર, એ મહાન અનુતાપદગ્ધ સ્ત્રીના અગાધ દૃષ્ટિપાતમાં જાણે સ્થિર બની ગયાં હતાં.

ક્રાઇસ્ટનો એક પગ, જીવનહીન, રક્તહીન, થઇ ને શ્વેત બનેલો, મૃત્યુના આગમન પછીની નિર્જીવતાથી એ પુણ્યાત્માના ધવલ સ્કંધ આગળ ભમી રહ્યો હતો. ઉદ્ધારના વૃક્ષ ઉપરથી એ દૈવી મૃતદેહને ઉતરવાને સરળતા કરવા માટે ચિત્રકારે એ સ્કંધને હસ્તિદંતનો બાજઠ બનાવીને ગોઠવ્યો હતો. તિબૂર્સને ક્રાઇસ્ટ પ્રત્યે ઇર્ષ્યા ઉત્પન્ન થઇ. આવો સુખદ અધિકાર મળવા માટે તો તે ક્રૉસ ઉપર ચઢીને મરવાને પણ તૈયાર હતો. ક્રાઇસ્ટના અંગ ઉપરની મૃત્યુની છાયાથી પણ ત્હેને સંતોષ થયો નહીં. વળી, તેજથી ચળકતાં, અને દુઃખનાં અશ્રુરૂપી મૌક્તિક દામથી ભરપૂર નેત્ર મેગડેલેન ત્હેની તરફ ફેરવતી ન્હોતી તેથી પણ ત્હેના હૃદયને આઘાત થયો. એ શોક અને આવેશમય દૃષ્ટિપાતથી, તે એ પ્રિય શબને જાણે પોતાના પ્રેમમાં વીંટી લેતી હતી; અને એ જોઇને તિબૂર્સ પોતે માનભંગ થયો હોય, અને જાણે ત્હેનાં પ્રત્યે દારુણ અન્યાય થયો હોય એમ ત્હેને લાગ્યું. મેગડેલેન તરફથી સ્હેજ પણ ચિન્હથી ત્હેને ખાત્રી મળી હોત કે તે તિબૂર્સના ત્હેની પ્રત્યેના પ્રેમથી આર્દ્ર બની હતી, તો ત્હેને અત્યન્ત આનન્દ થાત. લાગણી અનુભવવાની શક્તિહીન પદાર્થને પણ પોતાના જેવા આવેશના અનુભવનો સંભવ કલ્પવાને અંધપ્રેમ એટલો તત્પર હોય છે કે, તે એક ચિત્રની સમીપ ઉભો હતો એ વાત જ તે એટલી વારમાં ભૂલી ગયો હતો. *પિગમેલિયને

* ગ્રીસનો એક શિલ્પકાર ત્હેણે ગૅલેટિયા નામની કલ્પિત સ્ત્રીની પરમ સુન્દર મૂર્તિ ઘડી. અને પછી ત્હેની સાથે તે પ્રેમમાં પડ્યો. દેવતાઓએ ત્હેના ઉપર દયા આણીને ગૅલેટિયાને જીવન અર્પ્યું અને એ બન્નેએ લગ્ન કર્યું.

ઘડેલી મૂર્તિએ જ્યારે હેનાં આલિંગનનો પ્રતિધ્વનિ ના આપ્યો ત્યારે એ જાણે ઘણો જ અસધારણ બનાવ હોય તેમ તે આશ્ચર્ય પામ્યો હશે.

લીલી સાટિનનો, પુષ્કળ ઘેરવાળો "ગાઉન" પહેરેલી મેગડેલેન ઘૂંટણિયે બેઠી હતી, અને કોઇ સ્ત્રી પોતાના પ્રિયતમના મુખનું અંતિમ દર્શન કરીને પોતાનાં હૃદયમાં ત્હેના વદનની રેખાઓ અંકિત કરી લેવાનો યત્ન કરતી હોય, તેમ દુઃખપૂર્ણ કામાવેશથી મેગડેલેન ક્રાઇસ્ટનું વદન નિહાળી રહી હતી. ત્હેના કેશ ત્હેના સ્કંધ ઉપર છવાઇ રહ્યા હતા, અને તેથી ત્હેના શીષની આસપાસ સુવર્ણની રેખા દોરાઇ ગઇ હતી. બારીમાંથી અનાયાસે આવેલું તેજનું એક કિરણ ત્હેના ઉપર પડીને ત્હેના ઉપરના ભાગના શ્વેત વસ્ત્રની અને ત્હેના હસ્તની ઉજ્વલતામાં વધારો કરતું હતું. સંધ્યા સમયના ઝાંખા પ્રકાશમાં ત્હેનું ઉર જાણે શ્વાસોચ્છવાસથી ઉછળતું હોય ત્હેનો ભાસ થતો હતો. ત્હેના નેત્રમાંના આંસુ, ખરાં આંસુની પેઠે જાણે વ્હેવા માંડ્યાં. તિબુર્સને એમજ લાગ્યું કે હમણાંજ ઉઠીને તે ચિત્રમાંથી નીચે ઉતરશે..

એકાએક અંધકાર છવાઇ ગયો. દર્શન અદ્રશ્ય થયું.

અંગ્રેજ મુસાફરો, "ઘણું સુન્દર ચિત્ર છે." એમ કહીને જતા રહ્યા હતા, અને તિબુર્સના દીર્ઘ નિરીક્ષણથી ચીઢાઇને રક્ષકે દ્વાર બંધ કરી દીધાં હતાં, અને ચિત્ર બતાવ્યા માટે "ફી" માંગતો હતો. તિબુર્સે પોતાના ગજવામાં જેટલા છૂટા પૈસા પડયા હતા તે બધા આપી દીધા. પ્રણયી ત્હેના પ્રેમપાત્રની દાસીઓ તરફ હમ્મેશાં ઉદાર હોય છે. એન્ટવર્પના મન્દિરનો આ રક્ષક તે મેગડેલેનની દાસીને સ્થાને હતો, અને મેગડેલેન સાથે ફરી મેળાપની તિબુર્સને આશા હતી, એટલે રક્ષકને સંતુષ્ટ રાખવાથીજ ત્હેનો સ્વાર્થ સધાય તેમ હતું.

દ્વારની ઉપર ચીતરેલાં સેઇન્ટ ક્રિસ્ટોફર અને હાથમાં દીપક ધરેલો તપસ્વી કળાથી આલેખાયલાં હતાં, પરન્તુ, રત્નજડિત અલંકારના જ્યોતિ સમાન ઝળકતી રૂબેન્સની પ્રતિભાથી આલેખાયલું પુનિત દર્શન બંધ થઇ જવાથી ઉત્પન્ન થયેલી નિરાશામાં તિબુર્સને આશ્વાસન યુક્ત બનવાને એ ચિત્ર અસમર્થ હતાં.

અશક્ય પ્રેમના બાણથી વિદ્ધ થયેલું હૃદય લઇને તિબુર્સે મન્દિર છોડ્યું. અત્યાર સુધી જે પ્રેમની શોધમાં તે ફરતો હતો તે પ્રેમ ત્હેણે અંતે પ્રાપ્ત કર્યો. પરન્તુ, પ્રકૃતિથી વિમુખ માર્ગે ત્હેના જવામાં જે વસ્તુ કારણભૂત બની હતી, તે વસ્તુની દ્વારાજ ત્હેને શિક્ષા થઇ હતી. તે ચિત્રકલાના અસન્ત મોહમાં પડયો હતો, તો ત્હેને ચિત્રિત મૂર્તિ માટે પ્રેમ ઉત્પન્ન થવાનું શાસન થયું. કલાની પૂજામાં તન્મય બનેલા મનુષ્યથી વીસરાયલી પ્રકૃતિએ ત્હેના ઉપર નિષ્ઠુરતાથી વેર વાળ્યું. પરમ સદાચારી સ્ત્રીના પ્રણયીને પણ ત્હેના અંતરના ખૂણામાં પોતાનો પ્રેમ સ્વીકારાવાની આશા હોય છે. પરન્તુ તિબુર્સને તો ત્હેના પ્રેમપાત્રની અસંમતિ શિવાય કશાની આશાજ ન્હોતી, અને ત્હેને ખાત્રી હતી કે તે પોતે કદી પણ સુખી થઇ શકવાનો ન્હોતો. એટલે ત્હેનો પ્રેમ અકૃત્રિમ હતો. કાંઇ પણ કરી શકવાની સમર્થતા વાળો નિરંકુશ, ઉન્મત્ત પ્રેમ હતો. અને ત્હેની વિશેષતા એ હતી કે તે સંપૂર્ણપણે નિઃસ્વાર્થ હતો.

તિબુર્સના પ્રેમનો નકામો ઉપહાસ કરશો નહિં. જેની સાથે ત્હેમણે કદી પણ વાત કરી ના હોય, અને જેના કંઠનો સ્વર કેવો છે તે પણ ખબર ના હોય હેવી, નાટકશાળાના પ્રેક્ષકવર્ગમાં એક જ વખત દીઠેલી કોઇ સ્ત્રી

સાથે પ્રેમમાં પડેલા કેટલા પુરુષો આપણે જોઇએ છીએ? શું એ પુરુષો આપણા નાયક કરતાં વધારે બુદ્ધિનિયંત્રિત હોય છે? કે ત્હેમનાં એ અગ્રાહ્ય પ્રેમપાત્ર એન્ટવર્પની મેગડેલેન સાથે ક્ષણભર પણ સરસાઇ કરી શકે એવાં હોય છે ખરાં?

પ્રિયતમા સાથેના પ્રથમ મેળાપમાંથી પાછા ફરતા પ્રણયીના જેવા ગર્વથી અને આનંદથી તિખુર્સ માર્ગમાં ચાલવા લાગ્યો. પોતાની લાગણીયોથી તે આનન્દાશ્ચર્ય પામ્યો. જે'નું અત્યાર સુધીનું જીવન બુદ્ધિપ્રધાન હતું, ત્હેણે હવે હૃદયની ઊર્મિયો અનુભવી. એ લાગણી નવીન હતી. અને તેથી એ અપરિચિત અનુભવથી પ્રાપ્ત થતું સુખ સંકોચ વગર તે ભોગવવા લાગ્યો. કોઇ જીવન્ત સ્ત્રી ત્હેના ઉપર આટલી અસર કરી શકત નહિં. કૃત્રિમ મનુષ્યના મન ઉપર કૃત્રિમ વસ્તુથીજ અસર થઇ શકે છે. એ બે વચ્ચે અમુક પ્રકારની સંવાદિતતા હોય છે. સત્ય સૃષ્ટિથી ત્હેમાં વિસંવાદ ઉત્પન્ન થાય છે. આપણે આગળ જોયું તેમ તિખુર્સનું વાચન વિશાળ હતું, ત્હેનું જ્ઞાન વિશાળ હતું, ત્હેની વિચાર શક્તિ સતત ચાલુ રહેતી; અને ત્હેનું હૃદયજીવન અલ્પ હતું. ત્હેની ઇચ્છાઓ પણ માત્ર મગજમાં ઉત્પન્ન થતી ઇચ્છાઓ હતી. ત્હેનો આવેશ પણ કદી ત્હેના મગજથી નીચે ઉતરીને હૃદય સુધી પ્હોંચતો નહિં. પરન્તુ આ વખતે તો તે ખરેખરો પ્રેમમાં પડયો હતો. સૂર્યની સ્હામે જોયા પછી જેમ આપણાં નેત્રની સમીપ તેજના બિન્દુઓ તરે છે, તેમ મેગડેલેનની જ્વલન્ત મૂર્તિ ત્હેના નેત્ર સમીપ તરતી હતી. ત્હેનાં વસ્ત્રની રેખાએ રેખા, અને ઝીણામાં ઝીણી વીગત પણ ત્હેના સ્મરણમાં સ્પષ્ટ ચીતરાઇ રહી હતી. સમસ્ત પ્રતિમાં ત્હેની સમક્ષ સતત પ્રત્યક્ષ જ હતી. એ જીવનહીન સુન્દરીને ચેતન અર્પવાની, અને ત્હેને "ફ્રેઇમ" માંથી ઊતરવાને સમજાવવા માટે તિખુર્સ યુક્તિ શોધવા લાગ્યો. સ્વર્ગમાં અગ્નિ પ્રગટાવીને પોતાની ચેતનહીન કૃતિમાં આત્મા મૂકનાર * પ્રૉમીથ્યૂસ ત્હેને સાંભર્યો. આરસના પથ્થરમાં ચેતન આણવાના યત્નમાં સફળ થયેલા પિગમેલિયનનું ત્હેને સ્મરણ થયું. ત્હેના આ આભાસમય પ્રેમ પાત્રમાં સત્ત્વ અને જીવન અર્પવાને શક્તિમાન થાય હેવા મંત્રની શોધ કરવા માટે, ગુપ્ત શાસ્ત્રોના અગાધ સમુદ્રમાં ઝંપલાવાની ત્હેને ક્ષણભર ઇચ્છા થઇ. તે બબડવા લાગ્યો, તે ઉન્મત્ત બન્યો; કારણ તે પ્રેમમાં હતો.

મહાન્ ચિત્રકારોનાં ચિત્રના સંગ્રહસ્થાનમાં ત્હેમણે આલેખેલી સુન્દરીઓના નષ્ટ થયેલા સૌન્દર્યનો વિચાર આવતાં, આટલી તીવ્ર મનોવ્યથા ના અનુભવવા છતાં, શું ત્હમે પણ કોઇક વખત કાંઇક અગમ્ય ગ્લાનિમાં પડી ગયા નથી? ચિત્રની કાળી અથવા નીલવર્ણી પશ્ચાદ્ભૂમિ સમીપ મ્લાન, વિચારમગ્ન વદને ઊભેલાં માનવોમાં ચેતન અર્પવાના સામર્થ્યની શું આપણને ઇચ્છા થતી નથી? કાળની જવનિકાના પટ પાછળથી અધિક સૌન્દર્યથી દીપતાં પેલાં સુન્દર નેત્ર કોઇ તરુણ રાજ કન્યા કે કોઇ પરમ સુન્દર ગુણિકાનાં નેત્રનું આલેખન છે; મન્દ સ્મિતથી છવાયેલા પેલા અધરૌષ્ઠ, ઊડી ગયેલાં સ્મિતનું સ્મરણ કરાવે છે. રફેલ, અને કૉરિજ્યો, અને ટાઇશિયનની આલેખેલી સુન્દરીઓ કેવળ અગ્રાહ્ય છાયાઓ જ છે એ કે'વું શોકજનક! અને એ ચિત્રોને જેમ અમરત્વ મળ્યું છે, તેમ જે'ના ઉપરથી એ ચીતર્યાં હતાં તે વ્યક્તિયોને પણ અમરત્વ કેમ મળ્યું નહિં હોય? ચિત્રકળામાંની

* ગ્રીક દેવમંડળમાંનો એક દેવતા, અગ્નિનો પ્રથમ સંશોધક, અને જ્યૂસના કોપનો ભોગ બનેલી માનવ જાતિનો મિત્ર અને રક્ષક. માનવ જાતિને કરેલી સહાય માટે ત્હેને જ્યૂસે ભયંકર શાસન દીધું હતું.

સુન્દરીયોના સમૂહ આગળ તો કોઈ વિષયી સુલતાનનો ઝનાનો પણ ઝાંખો પડે, અને આટલું બધું સૌન્દર્ય નાશ પામે છે એ પણ ખરે શોકજનકજ છે.

તિબૂર્સ રોજ મહામન્દિરમાં જવા લાગ્યો, અને ત્હેની પ્રિય મેગડેલેનનાં દર્શનમાં તે મગ્ન રહેતો અને રોજ સાંઝે તે હોટેલમાં પાછો ફરતો, ત્હારે ત્હેના પ્રેમમાં તે વધારે દૃઢ થયેલો વધારે ખિન્ન, અને વધારે ઉન્મત્ત થયેલો તે લાગતો હતો. બીજાના હૃદયમાં પોતે જ ઉપ્તન્ન કરેલો પ્રેમ, ચિત્રિત મૂર્તિ જેટલોજ અલ્પ અંશે પોતે અનુભવતી, જીવન-નું નામ માત્ર ધારણ કરતી કોઇ ભાવહીન સુન્દરીના હૃદયમાંથી એ પ્રેમનો પ્રતિધ્વનિ મેળવવાના વ્યર્થ યત્નમાં અનેક મનુષ્યોએ આપણા મિત્રના જેવાં જ દુઃખ સહન કર્યાં છે.

તિબૂર્સે સૂક્ષ્મ દર્શક યંત્રની સહાયથી પોતાની પ્રિયાની ઝીણામાં ઝીણી વીગતનું નિરીક્ષણ કર્યું. અન્ય મનુષ્ય ત્હેની જીવન્ત પ્રિયાની ત્વચાની કુમાશની અને વર્ણના સૌન્દ-ર્યની જેમ પ્રશંસા કરે, તેમ તે મેગડેલેનના માંસનું સૌન્દર્ય, રંગની રચનાની સુકુમારતા, પીંછી વાપરવામાં સ્પષ્ટ થતી શક્તિ અને ચિત્રા લેખનનું સામર્થ્ય એ સર્વની મનથી પ્રશંસા કરવા લાગ્યો. ચિત્રનું પાસેથી નિરી-ક્ષણ કરવાને નિમિત્તે ત્હેણે રક્ષક પાસેથી એક ન્હાની નિસરણી લીધી, અને તે ઉપર ચઢીને, પ્રેમથી ધડકતે હૃદયે, મેગડેલેનના સ્કંધ ઉપર હાથ મૂકવાની ત્હેણે ધૃષ્ટતા કરી. સ્ત્રીની રેશમ-જેવી મૃદુતાનો સ્પર્શ થવાને બદલે આવેશમય ચિત્રકારની પીંછીના આવેગને પરિણામે થયેલા રંગના ખાડાખૈયાવાળી કર્કશ સપાટીનો સ્પર્શ થતાં ત્હેને ઘણું જ આશ્ચર્ય લાગ્યું. આ સસ-દર્શનથી ત્હેનો ઉત્સાહ એકદમ મંદ પડી ગયો, પરન્તુ તે નીચે ઉતર્યો કે તરત જ એ મોહજાળ પાછી ત્હેના મન ઉપર પસરી ગઇ.

આવા અગમ્ય ઉત્સાહમાં, ત્હેની માયાવિ પ્રિયાને બોલાવતો, ઇશ્વરને ત્હેનો ચમત્કાર દાખવવાની પ્રાર્થના કરતાં, ત્હેણે લગભગ એક પખવાડિયું કાઢ્યું. ત્હેનું મન જ્યહારે કાંઇક સ્વસ્થ થતું ત્યહારે તે ત્હેના આદર્શને મળતી જીવન્ત પ્રતિમાની આખા નગરમાં શોધ કરતો હતો. પરન્તુ ત્હેની શોધનું કાંઇ પરિણામ આવ્યું નહિ. કારણ હાવાં સૌન્દર્યરત્ન કાંઇ રસ્તાઓમાં વેરાયલાં હોતાં નથી.

પરન્તુ એક દિવસ સન્ધ્યા કાળે, મેરના ચોગાનના રસ્તાના વાંક આગળ, ત્હેણે ફરીથી પેલાં નીલનેત્ર દીઠાં. અને એ દર્શન થોડી વાર રહીને અદૃશ્ય થયું, અને તેટલા વખતમાં સુવર્ણકેશમાં જડાયલું સુન્દર વદન અને રક્ત વર્ણા ઓષ્ઠ ઉપર રમી રહેલું નિર્દોષ સ્મિત જોવાનો તિબૂર્સને વખત મળ્યો. ત્હેની પાછળ કોઇ આવે છે એ ભાન થતાં જ પેલી બાળાએ ગતિ વધારી, પરન્તુ તિબૂર્સે સ્હેજ છેટે રહીને જોયું તો એક ગૃહસ્થ વર્ગના વાસ જેવા સાધારણ સ્થિતિના પણ સુઘડ મકાન આગળ ત્હેને ઉભી રહેલી ત્હેણે દીઠી. ત્હેને ઘરમાં પ્રવેશ થતે સ્હેજ વિલમ્બ થવાથી, પેલો ત્રાહિત, ત્હેને પોતે કપાવેલા લાંબા પંથથી કંટાળીને અટકી ગયો હતો કે કેમ એ વિશે ખાત્રી કરવાને, સ્ત્રી-સ્વભાવજનિત ઉત્કંઠાથી, ત્હેણે ક્ષણભર પાછા વળીને જોયું અને તેજના કિરણથી અંધકારમય પ્રદેશ એકાએક સ્પષ્ટ થયો હોય તેમ તિબૂર્સે જોયું કે ત્હેના વદનમાં મેગડેલેનના વદન સાથે ઘણું જ સામ્ય હતું.



# લગ્ન સંવત્સરી એ.

( મળેલું )

અનુષ્ટુપ—

પંચ વર્ષો વહ્યાં વ્હાલી ! ગૃહસ્થાશ્રમ મ્હાલતાં
પ્રેમના અમૃતે ત્હારા ધર્મનો રસ ઝીલતાં.

વસંત તિલકા—

જે દિન લગ્ન, સખી ! આપણું તો થયું છે,
જે સ્થાન માંહિં, સખી ! ઉગ્ર વ્રતો લીધાં એ,
તે ધન્ય દિન આત દૂર વહી ગયો છે,
તે સ્થાન છે અહિં થકી અતિ દૂર દૂરે.

અનુષ્ટુપ—

સ્થળને કાળ તો વ્હાલી ! અનન્તત્વ વિલીન છે,
આપણા પ્રેમની ગ્રન્થી ચિરંજીવ, અનન્ત છે.

વસંત તિલકા—

એ પ્રેમ ગ્રન્થી પ્રિય ! જે દૃઢ બાંધી આત્મ
બન્ને તણી ત્રુટી સહુ કરતી જ પૂર્ણ.
દિવ્યાંશ સર્વ સખી જે નથી પૂર્ણ થાતા,
એ પ્રેમ ગ્રન્થી પૂરશે, સખી, રાખ્ય શ્રદ્ધા.

અનુષ્ટુપ—

પ્રભુના પ્રેમના અંશો આપણા પ્રેમમાં ખીલ્યા,
દૃઢ આત્મા ઉડી મ્હાલ્યો દિવ્ય દેશે અવનવા,
પંચ વર્ષ મહિં, પ્રિયા !




લેખકઃ શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ ૫ મું.

### ગુલબાનુની આત્મકથા.



"કવિરાજ! મ્હારી જીવનકથા લાંબી છે. એ કથા હજુસુધી મ્હેં કોઇને કહી નથી. પણ ત્હમારા જેવા સંસ્કારી ભાઇને એ કહેવામાં હું લેશપણ અચકાતી નથી. મ્હારા જીગરનો ભાર આજે હળવો થાય છે."

"ગુલબાનુ બ્હેન! ત્હમારા જેવા સેવિકા મનુષ્ય જાતને પ્રભુ તરફથી એક ઉમદા બક્ષિસ છે. ત્હમારૂં અહિંનું કાર્ય જોઇ હું બહુ રાજી રહ્યો છું. ત્હમારી કથા તો તે દિવસે આગગાડીમાં થયેલ પ્રસંગને અંગેજ મ્હારે જાણવાની ઇંતેજારી છે. બીજું કંઇ ખાસ કારણ નથી." વસંતે ખુલાસો કર્યો.

"નહિ નહિં. ત્હમને કહેવામાં મ્હને કંઇ હરકત છેજ નહિં. માત્ર કેટલાક પ્રસંગો બહુ કહેવા લાયક નથી એટલુંજ. સાંભળો. મ્હારા પિતા એક મીલમાં ઇજનેર હતા. મ્હારી માતા મ્હને પંદર વર્ષની મૂકીને બહેસ્તનશીન થઇ. અમે પરેલની એક ચાલીમાં રહેતાં. ઘરમાં હું અને મ્હારા પિતા બેજ જણ હતાં. મ્હારા પિતા મીલમાં જતા ત્યારે હું પરેલમાં એક પારસી ગૃહસ્થ તરફથી ચાલતા ભરત-ગુંથણ, સંગીત, સાહિત્ય અને શિક્ષણના વર્ગમાં શીખવા જતી. અમ્હારી શિક્ષીકા રતનબ્હેન બહુ સેવાભાવી હતી. સ્ત્રીઓ એટલે સેવાની મૂર્તિઓ, સ્ત્રીઓ આ જગતને તારનારી શક્તિ છે, સ્ત્રીઓ મનુષ્ય જાતની કલ્યાણકારી દેવી છે. એ સર્વ ભાવનાઓ અમને એ રતનબ્હેન પાસેથી મળી. અમારા વર્ગમાં લગભગ પચીસેક બ્હેનો આવતી. દરેક તરફ માતાની મીઠી દ્રષ્ટિએ રતનબ્હેન જોતાં. હું ન્હાનપણથી સારૂં ગાઇ શકતી તથા ભરત ગુંથણ અને સાહિત્યના વિષયમાં કુશળ હતી એટલે રતનબ્હેનને મ્હારા તરફ સ્વાભાવિક પક્ષપાત હતો. અમારા વર્ગમાં સંગીત શિક્ષક તરીકે પેસ્તનજી કરીને એક પારસી જુવાન આવતો. અમારા વર્ગની એક કાર્યવાહકોની સમિતી હતી. તેમાં સંગીત શિક્ષક રાખવા માટે બહુ ચર્ચા થઇ હતી. કોઇ કહે અહિં જુવાન બ્હેનો આવે છે માટે કોઇ સુરદાસ સંગીત શિક્ષકને રાખવો, કોઇ કહે વૃદ્ધ વાનપ્રસ્થ થયેલો સંગીતશિક્ષક મળે તોજ ઉત્તમ બાકી જુવાન સંગીતશિક્ષકને રાખવાથી સહુ વિરૂદ્ધ હતાં. એક બે સ્ત્રી શિક્ષીકાઓ થોડા મહિના સંગીત શીખવવા

આવી ગઇ પણ એમને પોતાનેજ બરાબર એ શાસ્ત્રનું જ્ઞાન ન્હોતું. આખરે સમિતીને પેસ્તનજીની ભલામણ થવાથી એ સંગીતશિક્ષક તરીકે દાખલ થયો. શરૂઆતમાં તો એની આંખ્યો, એનું વર્તન, એની હીલચાલ સહુ નિર્દોષ લાગ્યાં. થોડા મહિના અમને સહુને એનાપર શ્રદ્ધા આવી. સમિતિના સભ્યો પણ આ સંગીત શિક્ષકના વર્તનથી સંતોષ પામ્યા. દરવર્ષે અમ્હારે ત્યાં વાર્ષિક ઉત્સવ ઉજવાતો. આ વખતે મેળાવડાની તૈયારી થઇ, સંગીતનો ખાસ કાર્યક્રમ ગોઠવાયો.અમ્હેં વક્તૃત્વની, સંવાદની અને સંગીતની તાલીમ લેવાની ગોઠવણ કરી અને મેળાવડાનો કાર્યક્રમ ખુબ આકર્ષક થાય એવી સામગ્રી એકઠી કરી. સંગીતના કાર્યક્રમમાં મીરાંબાઇનું એક ભજન મ્હને સોંપવામાં આવ્યું. હું એક દિવસ પેસ્તનજી સાથે એ ગીતનો ઢાળ શિખતી હતી. બીજી બ્હેનો સહુ સહુને સોંપાયલી તાલીમ લેતી હતી. એટલે હું અને પેસ્તનજી એકલા હતાં. મ્હારી પાસે પહેલા પેસ્તનજી હારમોન્યમ સાથે એ મીરાંનું ભજન એના ઢાળ સહિત ગાઇ સંભળાવ્યું.

હું તો પરણી શામળીયા વરની સાથે રે,
બીજાનાં મીંઢાળ નહિ બાંધું—હું તો પરણી.

ચાર ચાર જુગની વ્હાલે,
ચોરીયું બંધાવી;
મેરૂનો માંડવો માથેરે,
બીજાના મીંઢાળ નહિં બાંધું.
—હું તો પરણી.

ધર્મનો ધૂરી વહાલો,
વચને બંધાણો;
સતના કાંકણ પહેર્યા હાથેરે,
બીજાના મીંઢાળ નહિં બાંધું;
—હું તો પરણી.

બાઇ મીરાં કહે પણુ,
ગીરીધર નાગર,
વરીએં તો વર રૂગનાથ રે—
બીજાના મીંઢાળ નહિં બાંધું.

હું તો પરણી શામળીયા વરની સાથે રે
બીજાના મીંઢાળ નહિં બાંધું.
હું તો......હું તો......

આમ પેસ્તનજીએ ભજનની ધૂન જગાવી. દરરોજ નીચાં ઢળેલાં એનાં પોપચાં આજ મ્હારી સ્હામે ઉઘડયાં. એની આંખ્યો *આજે મ્હને કંઇ જુદાંજ પ્રકારની દેખાઇ.*

"ગુલ! હું ગાઉં છું તેમ બરાબર ગા જો. હું તો પરણી ગઇ એ બરાબર ભાર દઇને ગા." આમ કહી એણે એનાં નયનો મ્હારી સ્હાને નચાવ્યાં.

એની આંખ્યોમાં આજે કામનો આતશ પ્રકટેલો મ્હને દેખાયો. હું મ્હારાં નયનો નીચાં ઢાળી ગઇ. એણે તો ફરી મ્હારી પાસે એ ભજન ગાઇ સંભળાવ્યું.

"હું તો પરણી શામળીયા વરની સાથે રે
બીજાના મીંઢાળ......

"ગુલ! અહિં બોલવાં બોલતાં જરા હલકથી ગાવાનું છે. ત્હારો કંઠ મીઠો છે. જો હું ગાઉં છું તેમ હલકથી ગા."

મ્હેં એની આંખ્યો સ્હામે જોયા વિના ફરીથી.

બીજાના...મીં...ઢાળ...નહિં બાંધું... એમ એની ઢાળે હલકથી ગાયું.

"આબાદ સરસ" એમ એણે ધીમેથી કોઇ સાંભળે નહિં તેમ કહ્યું.

મ્હેં એ ભજનને પેસ્તનજી ગાતો હતો એજ ઢાળમાં બરાબર શીખી લીધું.

પેસ્તનજીની આજની વર્તણુંક મ્હને ઠીક લાગી નહિં. એની આંખ્યો જોઇ હું ખુબ

ઉઠી. રતનબાઇને આ વિષે કહેવાની મ્હારી હિમ્મત ચાલી નહિં.

શિક્ષક એ શિષ્યો અને શિષ્યાઓનો પિતા છે. એની નજર આ રીતે બગડે એ શિક્ષણની પ્રથાને એક પ્રકારનું કલંક છે, એમ ઘણી વખત રતનબાઇ અમારી સમક્ષ અને શિક્ષક તથા શિક્ષિકાઓની મંડલી સમક્ષ કહેતાં. મ્હને પોતાને એ પિતા પુત્રીનો સંબંધ અમ્હારી વચ્ચે યાદ આવ્યો.

બીજે દિવસે પાછી હું પેસ્તનજી પાસે તાલીમ લેવા બેઠી.

"જો ગુલ! 'ચાર ચાર જુગની વહાલે ચોરીયું બંધાવી' એનો અર્થ તું સ્હમજી? ગાનારે પોતે શું ગાય છે એ સ્હમજી લેવું જોઇએ. એનો અર્થ એ છે કે જેની સાથે પ્રેમ કરવો એ માત્ર 'એક દિવસ કે એક ઘડીનો નહિં પણ જુગ જુગનો પ્રેમ બાંધવો."

મ્હેં નીચી નજરે એની આ ભજનની મીમાંસા સાંભળ્યા કરી.

"ગુલ! આ ભજન ત્હારે ભાગે મેલાવડામાં ગાવાનું આવ્યું એ બહુ સારૂં થયું. ત્હારો કંઠ મધુર છે, ત્હારી હલક પાંકડી છે. અને તું પોતે મીરાંબાઇ જેવીજ છે." બોલતાં બોલતાં પેસ્તનજીએ મ્હારી સ્હામે જોયું.

આજે મ્હારો પિતો ઉછળ્યો. મ્હારા દિલમાં થયું કે એ પેસ્તનજીની આંખ્યો આજે ફોડી નાંખું. સમિતિના એક સભ્યે સુરદાસ સંગીત શિક્ષક રાખવાની ભલામણ કરી હતી તેનું કારણ મ્હને આજે સ્હમજાયું.

મ્હેં મ્હારાપર ખૂબ કાબુ મેળવ્યો અને મ્હારા ગુસ્સાને રોક્યો. ભજન અધુરૂં મૂકીને ઉઠી જાઉં અને રતનબાઇને પેસ્તનજીના ચેનચાળા વિષે કહી દઉં, એ વિચારને પણ મ્હેં માંડમાંડ રોક્યો.

જેમ જેમ હું એ વિષે સયંમ પાળતી ગઇ તેમ તેમ પેસ્તનજી વધારે છૂટ લેવા મંડયો. બીજી વિદ્યાર્થીનીઓ આગળ હંસ જેવો લાગતો આ બગલો મ્હારી આગળ એના ખરા સ્વરૂપમાં દેખાઇ આવતો. ફ્રામજી કાવસજી હોલમાં અમારો વાર્ષિક ઉત્સવ ઉજવાયો. પેસ્તનજીના ચેનચાળાની કંઇ પણ દરકાર કર્યા વિના મ્હેં મીરાંનું એ ભજન બરાબર તૈયાર કર્યું હતું. હૉલ મુંબઇનાં કેળવણીરસિક ભાઇબ્હેનોથી ચીકાર ભરાઇ ગયો. જાહેર વ્યાસપીઠ પર ઉભા રહી ગાવાની મ્હારે માટે આ પહેલીજ તક હતી. એટલે મ્હારો વારો કયારે આવે એ વિચારમાં અને બીજી સભા ક્ષોભથી હું કાંઇ ન સ્હમજી શકાય તેવી લાગણી અનુભવી રહી હતી. કાર્યક્રમની શરૂઆત થઇ. પેસ્તનજી હારમોન્યમ પર બેઠો. હારમોન્યમ પર એને એવો રસ પડયો કે એની આંગળીયો ફરતાં સભાએ એને વધાવી લીધો. મુંબઇમાં કલારસિક પુરૂષો અને સ્ત્રીઓ વસે છે. આવા મેળાવડામાં એમની હાજરી હોયજ. તેમાં ખાસ કરીને આતો પારસીઓનો મેલાવડો એટલે સંગીતના રસિયાંની સંખ્યા વધુ પ્રમાણમાં હતી. કાર્યક્રમમાં મ્હારૂં નામ પૂકરાયું. હું ધ્રુજતી ધ્રુજતી ઉઠી. અને બ્યાસપીઠપર આવી. મ્હેં ધીમે સાદે શરૂ કર્યું.

"હું તો પરણી...."

આ શબ્દોએ હૉલના એક ખૂણામાંથી ચારપાંચ જુવાનીઆએ તાળીયો પાડી. પેસ્તનજીએ હારમોનીયમ વગાડતાં વગાડતાં એ તરફ જોયું અને એ ધીમું ધીમું હસ્યો. મ્હેં મારી સઘળી શક્તિઓ એકઠી કરીને આગળ ચલાવ્યું. આંતરો આવતાં તો એ ભજન જામ્યું અને સભાસ્થાન હર્ષનાદ તથા તાળીયોથી ગાજી રહ્યું. આખું ભજન પૂરૂં થતાં તો ફ્રામજી કાવસજી હોલના પથરો હર્ષનાદ કરતા હોય તેવો દેખાવ ત્યાં થઇ રહયો. પણ મ્હને પોતાને બહુ પ્રોત્સાહન મળ્યું

અને મ્હેં પણ પલટા લઇ એ ભજનને જમાવ્યું.

મ્હેં ગાયેલ ભજનની પ્રસંશામાં એક બુઝોર્ગ પારસી ગૃહસ્થે પોતાનું સોનાનું ઘડીયાળ સોનાના છેડા સહિત પ્રમુખને હાથે મ્હને ભેટ અપાવ્યું. બીજે દિવસે મુંબઇના વર્તમાનપત્રોમાં મ્હારા માટે ખુબ પ્રસંશાભર્યા હેવાલો છપાયા. મ્હારા વર્ગના શિક્ષણનાં પણ બહુ વખાણ થયાં. રતનબ્હેન રાજી થયાં.

"ગુલ ! ત્હેં કાલના મેલાવડામાં ખુબ સરસ જમાવ્યું હો."

મ્હેં હસીને એમના આ શબ્દો માટે આભાર માન્યો. આજે વર્ગમાં સંગીત શિખતી વખતે પેસ્તનજી સહુની હાજરીમાં ડાહ્યો ડમરો થઇને બેઠો. વર્ગ ખલાસ થતાં હું દાદરો ઉતરતી હતી તેટલામાં ત્યાં કોઇ ન હોવાથી એ ઉતાવળે આવ્યો.

" કેમ ગુલ ! કાલના ઇનામમાં મ્હારો ભાગ છે હોં ? "

મ્હેં એની સ્હામે તીરસ્કારથી જોયું.

" મ્હારે કંઇ સોનાનો છેડો કે ઘડીયાળ નથી જોઇતાં પણ હું તો ત્હને પેલી ચાર ચાર જુગની ચોરીયું બંધાવાની લીંટીની યાદ આપું છું. મ્હને ઇનામમાં એટલું મળે તો બસ." આમ બોલતો એ ઉતાવળે મ્હારી આગળ નીકળી ગયો.

આજે જ્યારે મ્હારાં સર્વત્ર વખાણ થઇ રહ્યાં હતાં ત્યારે હું મ્હારે ઘેર જઇ ઢોલીયા પર પડી ખૂબ રડી. પેસ્તનજીના શબ્દોએ મ્હારા ગુસ્સાને જાગૃત કર્યો હતો. ગુસ્સાના આવેશને શાંત પાડવા માટે આંસુઓ સિવાય બીજો એક પણ રસ્તો ન્હોતો બીજે દીવસે વર્ગમાં ગઇ નહિં. મ્હારી તબીયત સહજ અસ્વસ્થ છે એમ મ્હારા પિતાને સ્હમજાવી હું વર્ગમાંથી ગેરહાજર રહી. મ્હારી બે દિવસની ગેરહાજરી જોઇ રતન બ્હેન મ્હારે ત્યાં આવ્યાં.

" ગુલ ! કેમ કલાસમાં આવતી નથી. આખું મુંબઇ ત્હારા ભજન પર ઘેલું થયું છે અને તું તો આમ ઘરના ખૂણામાં પડી છે ! " આમ કહી રતનબાઇએ મ્હારો હાથ પોતાના હાથમાં લીધો. મારો હાથ એને પણ ધગતો લાગ્યો.

" ગુલ ! દીકરા ત્હારા શરીરમાં તો તાવ ભરાયો છે ! "

હેતાળ માતાની મમતાથી રતનબ્હેને મ્હારા શરીર પર હાથ ફેરવ્યો.

હું રડી પડી.

" ગુલ રડે છે કાંય ! ત્હને શું દુઃખ છે? તાવ તો કાલે ઉતરી જશે. "

મ્હેં મ્હારૂં દિલ એની આગળ ખુલ્લું મૂક્યું અને ધ્રુસકે ધ્રુસકે હું રડી.

" ગુલ બેટા ! આજ તો ત્હારે રાજી થવું જોઇએ. મુંબઇનાં અનેક કુટુંબો આજે ત્હારૂં ભજન ફરી સાંભળવા કલાસમાં આવી ગયાં. ત્હારા માટે તો આખું મુંબઇ ખુશ ખુશ છે. તું આમ રડે છે શા માટે. "

" શું કહું રતન બ્હેન ! ત્હમે મ્હારી મા છો. મ્હારા દુઃખની વાત હું ત્હમને ના કહું તો કોને કહું. "

ફરી હું ધ્રુસકે ધ્રુસકે રડી.

( અપૂર્ણ ).

# ઇનામી ઉખાણું.

સૌ. કુસુમલત્તા રમણીકલાલ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | | ૨ | ■ | ૩ | ■ | ૪ | | ૫ |
| | ■ | ૬ | | | | | ■ | |
| ૭ | ૮ | | | ■ | ૯ | | ૧૦ | |
| ■ | ૧૧ | | ■ | ૧૨ | ■ | ૧૩ | | ■ |
| ૧૪ | | ■ | ૧૫ | | | ■ | ૧૬ | |
| ■ | | ૧૭ | ■ | | ■ | ૧૮ | | ■ |
| ૧૯ | | | ૨૦ | ■ | ૨૧ | | | ૨૨ |
| | ■ | ૨૩ | | ૨૪ | | | ■ | |
| ૨૫ | | | ■ | | ■ | ૨૬ | | |

આડા—૧. સરખામણી, ૪. અભિમાની, ૬. એક નવલકથાનું નામ, ૭. ગણપતીનું એક નામ, ૯. સ્તુતિ; ભક્તિ, ૧૧. મહાદેવનો અનુચર, ૧૩. તમારૂં (સંસ્કૃત), ૧૪. અફસોસ, ૧૫. સ્વચ્છ, ૧૬. શરીરનો એક ભાગ, ૧૮. સીહ, ૨૧. મોગલ સમયની એક ઐતિહાસીક બેગમનું નામ, ૨૩. એક પ્રસિદ્ધ–માયાવી રાક્ષસનું નામ, ૨૫. ચાંદી, ૨૬. એક જાતનું વાજીંત્ર.

ઉભાં—૧. સાંધલી, ૨. વિષ્ણુનું એક નામ, ૩. રીત, ૪. હિંદનો એક પ્રાંત, ૫. પોતાના, ૮. કાળીયામર્દન, ૧૦. વહતા, ૧૨. પુષ્પ, ૧૭. ખુબી ૧૮. કૃષ્ણએ બાળલીલા કરેલું એક સ્થળ, ૨૦. જીત, ૨૧. ચંદ્ર (અંગ્રેજી), ૨૨. બળવાન, ૨૩. અભિપ્રાય, ૨૪. સ્ત્રી.

નોંધ: આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોનાં કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. આ ઉખાણાનો જવાબ તા. ૩૧ મી ડીસેમ્બર ૧૯૨૬ સુધીમાં અમને મળી જાય તેવી રીતે મોકલી આપવો.

## ઓકટોબર અંકના ઉખાણાની હરિફાઇનું પરિણામ.

ઓકટોબર ૧૯૨૬ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું તેના બધા મળીને ૨૯ જવાબ આવ્યા હતા, તેમાંથી ૭ જવાબ ખોટા હતા બાકીના ખરા જવાબોમાંથી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચે જણાવેલા બ્હેનનું નામ નીકળ્યું છે, એટલે તેમને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએ:

ગં. સ્વ. પુષ્પાવતી છોટાલાલ દેસાઇ.

એ બ્હેનને "પાષાણી" નામે પુસ્તક ભેટ તરીકે મોકલી આપીશું. એ બહેન ઇનામ

મેળવવાં ભાગ્યશાળી થયાં તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. બાકીના જે બ્હેનોનાં જવાબ ખરાં હતાં તેમનાં નામ નીચે પ્રમાણે છે:

શ્રી. કુંદનગૌરી કે. ઓઝ; શ્રી. રમાકુમારી જગમોહનદાસ; શ્રી. રસિકમણી બ. કસોટિયા; સૌ. કાશીબાઇ ઠા. પેટીગરા; સૌ. ચંદ્રબાળા ઉ. યાજ્ઞિક; શ્રી. મણીગારી એમ. વણઝારા; શ્રી. કમળાગૌરી ન. ઠાકોર; સા. મંજુદેવી મા. પંડ્યા; સા. લીલાવંતી મ. અમીન; બ્હેન પ્રભાવતી કણીઆ; સૌ. કસ્તુરલક્ષ્મી આચાર્ય; સૌ. મોતીબાઇ ગુ. મ્હેતા; સા. હરદાગારી મુ. દવે; બ્હેન પ્રમીલા મુ. દવે; સૌ. ચન્દ્રાવતી ઇ, દવે; સૌ. જયાવતી પ્રા. શેઠ; બ્હેન ચંદ્રાવતી મંગલદાસ; સૌ. દેવયાની ઈ. દેસાઇ; સૌ. ઈંદુમતી ગુ. દેસાઇ; સૌ. ગુણવતી વ. ગાંધી; સૌ. સરયદા દ્વિવટિયા.

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છે:

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | મો | હ | ન | | | |
| | પા | ર | | ડ | | બે | ન | |
| | ડ | | અ | ધુ | રા | | હ | |
| શ્રી | | અ | મૃ | ત | સ | ર | | દા |
| પ | ફ | ડ | તાં | | વિ | મ | ળ | તા |
| ળ | | તા | જ | મ | હા | લ | | ર |
| | પં | | ન | ગ | રી | | શ્રી | |
| | પા | રા | | ફ | | મા | જી | |
| | | | ઠ | ળી | ઓ | | | |

**કુપન–ડીસેમ્બર ૧૯૨૬,**

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે. તંત્રી, "ગુણસુંદરી".

# ગુજરાત પ્રાંતિક સ્ત્રી કેળવણી પરિષદ-ઠરાવો

ગુજરાત માટેની પ્રાંતિક સ્ત્રી કેળવણી પરિષદ અમદાવાદમાં, પ્રેમાભાઇ હોલમાં તા. ૨૧ મી નવેમ્બરે સૌ. સરલાદેવી અંબાલાલના પ્રમુખસ્થાને ભરાઇ હતી. એ પરિષદમાં રજુ થયલા ઠરાવો નીચે પ્રમાણે છેઃ—

**સ્ત્રીકેળવણીનું ધ્યેયઃ**

૧. દેશના ગૃહજીવન, સમાજજીવન, આર્થિક અને રાજકીય જીવનમાં બુદ્ધિપૂર્વક ભાગ લે એવી શક્તિવાળી સ્ત્રીઓ તૈયાર કરવી એ સ્ત્રીકેળવણીનું મુખ્ય ધ્યેય હોવું જોઇએ તે ઉપરાંત એમાંના જે જે પ્રદેશમાં તેને કામ કરવાનું હોય તે સંબંધી તેને ખાસ જ્ઞાન આપવું.

૨. ઠરાવ પહેલામા જણાવેલા સ્ત્રીકળવણીના ધ્યેયની પ્રાપ્તિમાં બાળલગ્નનો રિવાજ અતિશય અવરોધકારક છે એમ આ પરિષદ્‌ની દૃઢ માન્યતા છે તે માટે પરિષદ્ નામદાર સરકાર તથા દેશી રાજ્યકર્તાઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે કે તેમણે સંમતિવય સોળ વર્ષની રાખવાનો કાયદો સત્વર કરવો સમાજના હિતચિન્તકોને–ખાસ કરીને સ્ત્રીઓને–આ પરિષદ્ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે કે કન્યાઓના લગ્નની ઉમર પણ સોળ વર્ષની રાખવી.

૩. આપણી કન્યાઓની શારીરિક સ્થિતિ અતિશય નિર્બળ છે અને દિન પ્રતિદિન નિર્બળ થતી જાય છે. તે વસ્તુસ્થિતિ પ્રત્યે આ પરિષદ્ સૌ કોઇનું ખાસ લક્ષ ખેંચે છે અને આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે કન્યા કેળવણીની પ્રાથમિકથી માંડીને છેક ઉચ્ચ શિક્ષણની સર્વ સંસ્થાઓમા અંગ કસરત અને આનંદજનક રમત ગમતનું શિક્ષણ ફરજીઆત દાખલ કરવાના પ્રયત્ન કરવા.

**પ્રાથમિક શિક્ષણ.**

૪. આ દેશની સ્ત્રીઓમાં વ્યાપેલી ભયંકર નિરક્ષરતા અતિશય ખેદનો વિષય છે, એમ આ પરિષદ્‌નું માનવું છે અને તે દૂર કરવા માટે નીચે જણાવેલા ઉપાયો તાકીદે લેવાની આ પરિષદ્ ભલામણ કરે છેઃ—

(અ) કન્યા કેળવણીના પ્રચારનું કામ ખાસ કરીને શિક્ષિત સ્ત્રીઓએ કરવું જોઇએ, એવો આ પરિષદ્‌નો મત છે, અને તે માટે આપણા પ્રાંતની સર્વ શિક્ષિત બહેનોને આ પરિષદ્ વિનંતિ કરે છે કે તેમણે સ્ત્રીસમૂહના નિકટના સંબંધમાં આવી, તેમજ ભાષણો વગેરે દ્વારા આ દિશામાં લોકમત જાગ્રત કરવાનું કામ ઉત્સાહપૂર્વક ઉપાડી લેવું.

(આ) ગુજરાતમાં બ્રિટિશ રાજ્ય, સ્થાનિક સંસ્થાઓ તથા દેશી રાજ્યોએ જ્યાં જ્યાં પ્રાથમિક શાળાઓ ન હોય ત્યાં તે ઉઘાડવી, અને જ્યાં ત્રીસ કન્યાઓ શાળામાં દાખલ થનાર મળી શકે ત્યાં કન્યાશાળાઓ ઉઘાડવી.

(ઇ) કન્યાશાળાઓના શિક્ષક તરીકે કુશળ, ટ્રેન્ડ શિક્ષિકાઓ નીમવી અને જ્યાં એવી શિક્ષિકાઓ નજ મળી શકે ત્યાં અનુભવી પુખ્ત ઉમરના ટ્રેન્ડ પુરૂષ શિક્ષકો નીમવા.

(ઉ) પાંચથી બાર વર્ષ સુધીની કન્યાઓ માટે આખા ઇલાકામાં પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવી.

(એ) ફરજીઆત કેળવણીની યોજનામાં છોકરાઓ તથા કન્યાઓ માટે આરંભથીજ સરખી સગવડ તેમજ નાણાની સરખી ગોઠવણ કરવી.

(ઓ) સ્થાનિક સંસ્થાઓ તથા સ્ત્રી મંડળોએ માબાપોને તેમની કન્યાઓને નિશાળે મોકલવા માટે સમજાવવા પ્રયત્ન કરવા.

૫. આ પરિષદ્ કેળવણી ખાતાને, સ્થાનિક સંસ્થાઓને તથા કેળવણીના કાર્યવાહકોને ભલામણ કરે છે કે કન્યા કેળવણીને વ્યવહારૂ સ્વરૂપ આપવા માટે પ્રાથમિક શાળાઓમાં પહેલા ચાર ધોરણો સુધી આપણી ભાષાનું સારૂં જ્ઞાન, ગણિતનું સામાન્ય જ્ઞાન, ઉપયોગી હસ્તઉદ્યોગો, ગૃહ કળાઓ તથા આરોગ્યના મૂળતત્વોના જ્ઞાનને ખાસ મહત્વ આપવું.

૬. આ પરિષદ્ ના. સરકારને વિનંતિ કરે છે કે કન્યાશાળાના અભ્યાસનાં પાઠ્ય પુસ્તકો સ્થાનિક સંસ્થાઓ તરફથી પસંદ કરવામાં આવે તેને ઉત્તેજન આપી તે મંજૂર કરવાં.

૭. પ્રાથમિક કેળવણી લીધા પછી અભ્યાસ છોડી દેનાર સ્ત્રીઓ પોતે શીખેલું ભૂલી ન જાય તે માટે આ પરિષદ્નો એવો મત છે કેઃ—

(अ) મોટા નાના દરેક ગામમાં તથા ગામડે ગામડે મધ્યસ્થ તેમજ ફરતાં પુસ્તકાલયોની યોજના શરૂ થવી જોઇએ.

(आ) સ્ત્રીઓને ઉપયોગી તથા રસિક વિષયો ઉપર ભાષણો, કથા કીર્તનો તથા મેજિક લૅન્ટર્ન સાથે વ્યાખ્યાનમાળાની યોજના સ્થાનિક સંસ્થાઓ તરફથી થવી જોઇએ.

૮. (अ) સરકારી ટ્રેનિંગ કૉલેજમાં ટ્રેન્ડ થવા આવનાર શિક્ષિકાઓની સંખ્યા કમી કરવામાં આવી છે, તથા તેમને આપવામાં આવતી સ્કોલરશિપો બંધ કરવામાં આવી છે, તે માટે આ પરિષદ્ ઘણો ખેદ દર્શાવે છે. અને ના. સરકારને આગ્રહપૂર્વક વિનતિ કરે છે કે ઈલાકાના દરેક જિલ્લામાં એક ટ્રેનિંગ વર્ગ સ્થાપીને તેમાં શિક્ષણ લેવા આવનારાંને સારી સ્કોલરશિપો આપીને, તેમજ ખાનગી સંસ્થાઓદ્વારા ચાલતા ટ્રેનિંગ વગેરે સર્ટિફિકેટ માટે મંજૂર કરીને ટ્રેન્ડ શિક્ષિકાઓની સંખ્યા મોટા પ્રમાણમાં વધારવી; અને કન્યાઓ માટેની શાળાન્ત પરીક્ષાનું ધોરણ ક્રમશઃ વધારવું જેથી ટ્રેનિંગ કૉલેજમા સામાન્ય વિષય શિક્ષણમાં થતો વખતનો વ્યર્થ વ્યય અટકે.

(ब) શિક્ષણના કાર્યમાં સંખ્યાબંધ સ્ત્રીઓ જોડાય તે માટે આ પરિષદ્ સ્થાનિક સંસ્થાઓને વિનંતી કરે છે કે તેમણે પોતાની લાગવગથી એ દિશામાં પ્રયાસ કરવા.

### માધ્યમિક શિક્ષણ.

૯. પ્રાથમિક કેળવણી લીધા પછી આગળ શિક્ષણ લેનારી કન્યાઓની સંખ્યા એટલી થોડી છે કે તે તરફ દુર્લક્ષ બતાવવું એ અક્ષમ્ય ગણાય. તેથી માધ્યમિક કેળવણીનાં સાધનો વધારવા માટે આ પરિષદ્ સરકાર તેમજ સ્થાનિક સંસ્થાઓને નીચે જણાવેલા ઉપાયો વગેરે યોજના વિનંતિ કરે છેઃ—

(अ) કન્યાઓની પ્રાથમિક શાળાના અભ્યાસમાં બે વર્ષનો વધારો કરવો, અને છેક ઉપરના ત્રણ ધોરણોમાં સ્ત્રીઓને ખાસ ઉપયોગી વિષયોના શિક્ષણની યોજના કરવી, તેમજ તેમાં અંગ્રેજી અને સંસ્કૃતના અભ્યાસની સગવડ કરવી.

(आ) કન્યાઓ માટેની શાળાની પરીક્ષામાં અંગ્રેજીનો વિષય એચ્છિક વિષય તરીકે દાખલ કરવો.

(इ) ઇલાકાના તમામ મોટા શહેરોમાં કન્યાઓ માટે માધ્યમિક શાળાઓ સ્થાપવી.

(उ) તાલુકાના ગામોમાં રહેતી કન્યાઓ વધુ શિક્ષણનો લાભ લઇ શકે તે માટે મોટા શહેરોમાં કોઈ પ્રતિષ્ઠિત સન્નારીની દેખરેખ નીચે કન્યાઓ માટે છાત્રાલયો (બોર્ડિંગ) કાઢવાં.

(ए) કન્યાઓની કેળવણી પ્રાથમિક ધોરણથી આગળ વધે તે માટે સર્વ સાધનો નાણાંની યોજના કરવાનું કામ સ્થાનિક સંસ્થાઓના ચાલકો ઉત્સાહપૂર્વક ઉપાડી લે તેવા ઉપાયો લેવા.

૧૦. જે કન્યાઓ યુનિવર્સિટીની કેળવણી લેવાની ઇચ્છા ન રાખતી હોય, તેમને માટે એક જુદો અભ્યાસક્રમ નક્કી કરવો. તે ક્રમ સ્થાનિક જરૂરીઆતો પ્રમાણે ફેરફાર થઇ શકે તેવો હોવો જોઇએ. આ ધોરણે ચાલતી શાળા દરેક જિલ્લામાં એક એક સત્વર ઉઘાડવાની ના. સરકાર તેમજ સ્થાનિક સંસ્થાઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

૧૧. આ પરિષદ્નો એવો અભિપ્રાય છે કે સ્કુલલીવીંગ પરીક્ષાના અભ્યાસક્રમમાં લલિતકલાઓ, ગૃહવિદ્યા, સમાજશાસ્ત્ર ઇત્યાદિ સ્ત્રીઓને ખાસ ઉપયોગી વિષયો એચ્છિક વિષયો લઇ પાસ થનાર કન્યાઓને કૉલેજમાં વધુ શિક્ષણ લેવાની અનુકૂળતા કરી આપવી. અંગ્રેજી સિવાય દરેક વિષયનું શિક્ષણ અને પરીક્ષા પ્રાન્તની ભાષામાં રાખવાની વ્યવસ્થા કરવી.

### ઉચ્ચ શિક્ષણ.

૧૨. આ પરિષદ્નો એવો અભિપ્રાય છે કે વ્યાયામશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, સંગીત અને બીજી લલિતકલાઓ જેવા સ્ત્રી ઉપયોગી વિષયોનો સમાવેશ યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં કરવો.

૧૩. જે જે સ્થળે ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ

હોય ત્યાં કન્યાઓ માટે જુદાં બોર્ડિંગ કાઢવાં, અને તેમાં દેશકાળને અનુકૂળ સામાજિક અને વ્યવહારોપયોગી જીવનવિકાસના સાધનોની યોજના કરવી.

૧૪. કોલેજમાં પુરૂષ અધ્યાપકો સાથે એક સ્ત્રી અધ્યાપકની ગોઠવણ રાખવી, જેથી સ્ત્રી વિદ્યાર્થીઓની જરૂરીઆતો પ્રત્યે વિશેષ લક્ષ આપી શકાય.

**મોટી વયની સ્ત્રીઓની કેળવણી.**

૧૫. પ્રાથમિક કે માધ્યમિક શિક્ષણ લીધા પછી જે સ્ત્રીઓ અભ્યાસ છાડી દે છે તેમનો વિદ્યા પ્રત્યેનો પ્રેમ કાયમ રહે, અને તેઓ વધારે ઉપયોગી જીવન ગાળી શકે તે માટે, યુનિવર્સીટી એક્સ્ટેન્શન અથવા રેડ ક્રોસના ધોરણે આરોગ્ય, સમાજશાસ્ત્ર, બાળસંરક્ષણ જેવા સામાન્ય ઉપયોગી વિષયો ઉપર ભાષણમાળાની યોજના કરવી.

૧૬. જે સ્થળે માગણી કરવામાં આવે ત્યાં મોટી વયની સ્ત્રીઓ માટે પ્રાથમિક તથા વ્યવહારોપયોગી શિક્ષણના વર્ગોની યોજના કરવી, આ ઉપરાંત જ્યાં ગુજરાન માટે ઉદ્યમ કરવાની જરૂર જણાય ત્યાં ગૃહ ઉદ્યોગો-સીવણ ભરત વગેરેનું શિક્ષણ આપવાની યોજના કરવી.

૧૭. પરિષદ્‌ના ઠરાવો અમલમાં મૂકવા માટે ઉપાય લેવાની સર્વ સત્તા ગુજરાત સ્ત્રી કેળવણી મંડળને સોંપવામાં આવે છે તે કાર્યમાં સ્ત્રી કેળવણી મંડળને બહારનાં સન્નારીઓની મદદ લેવાની પરવાનગી આપવામાં આવે છે. તે મંડળને આ પરિષદ્ સૂચના કરે છે કે તેણે આ દિશામાં લોકમત કેળવવા માટે તથા કન્યા શિક્ષણની સંસ્થાઓ નવી સ્થાપન કરવા માટે તેમજ હાલની સંસ્થાઓને વિશેષ ઉપકારક બનાવવા માટે જે જે યોગ્ય લાગે તે પગલાં લેવાં, તથા તેને માટે જોઇતાં નાણાં એકઠાં કરવાની યોજના કરવી

( નોંધ: મુંબાઈ માટેની પરિષદ સૌ. સરોજિની નાયડુના પ્રમુખપદે તા. ૨૬ મી નવેમ્બરે સર કાવસજી જહાંગીર હોલમાં ભરાઈ હતી. આખા હિંદ માટેની સંયુક્ત પરિષદ જાન્યુઆરી માસમાં પૂનામાં ભરાશે. શિક્ષણપ્રેમી બ્હેનો એમાં તન મન ધનથી ફાળો આપી જાતિ ઉન્નતિ માટે બનતું કરે એમ ઇચ્છીએ છીએ. )

## સાભાર સ્વીકાર

**બાલકુંજ** ( હસ્તલિખિત દ્વિમાસિક ): પ્રકાશકઃ રા. નારાયણ વિ. પટેલ–વિલેપાર્લે રાષ્ટ્રીય શાળા તરફથી. નાના નાના સુંદર કાવ્યો અને લેખોથી ભરપૂર આ નાનકડું દ્વિમાસિક શાળાના બાળકોને લેખક થવાની સારી તાલીમ આપશે. એ બાળ–લેખકોના પ્રયત્નને અમે વધાવી લઇએ છીએ.

**કર્તવ્ય** (મુંબાઇ): તંત્રીઃ રા. હરિપ્રસાદ ભ. ભટ્ટ. પુ.૧; અંક ૧૪–૧૬ વા. લ. રૂ. ૪

**પ્રજામત** (મુંબાઇ): તંત્રીઃ રા. સી કે. ભટ્ટ. વર્ષ ૨; અંક ૧૫–૨૧. વા. લ. રૂ. ૩

**પારસી સંસાર** ( કરાંચી ): પ્રકાશકઃ મેસર્સ પંથકી બ્રધર્સની કંપની. પુ. ૧૮; અંક ૮૪. વા. લ. રૂ. ૭–૧૨–૦

**ભીમસેન** ( વડનગર ): પ્રકાશકઃ રા. ચુનીલાલ પી. ત્રિવેદી, પુ. ૨; અંક ૪૩. વા. લ. રૂ. ૨–૮–૦

**જાગૃતિ** ( મુંબાઇ ): તંત્રીઃ રા. ધીરજલાલ કે. તુરખીયા અને ડો. વ્રજલાલ ડી. મેઘાણી. વર્ષ ૨; અંક ૧૧–૧૨. વા. લ. રૂ. ૨–૦–૦

**ઉપન્યાસ માલા** ( બિજનૌર ): સંપાદકઃ શ્રોત્રિય જગદીશદત્ત, વર્ષ ૧; પુષ્પ ૬–૮ વા. લ. રૂ. ૨–૦–૦

**રોળક પ્રભા** ( કહાનવા ): વ્ય. રા. રમેશચંદ્ર અં. ભટ્ટ, પુ. ૧, અંક ૧; વા. લ. રૂ. ૧–૨–૦

**સમાજ સેવક** (જામનગર): વ્ય. રા. ગોકલદાસ હી. ઠક્કર, વર્ષ ૩; અંક ૬

**બાલ કાવ્યાંજલિઃ** લેખક રા. બાળકૃષ્ણ કા. વિદ્વાંસ ( બાલકવિ, જામનગર ),




## "અંજલિ" અને બીજાં પુસ્તકો.

રા. રા. કેશવ હ. શેઠનું "અંજલિ" નામનું કાવ્યોનું પુસ્તક વિસ્તારથી અવલોકવાનું સ્વાભાવિક મન થાય છે તે એટલા માટે કે એ લેખકે રા. રા. નાનાલાલ દ. કવિ પછી નાનાલાલની કોટિના રાસ લખવામાં સફળતા મેળવી છે. એ કારણથી એ પુસ્તકના ગુણદોષ જરા વિગતથી જોવાની જરૂર જણાય છે.

શરૂઆતમાંજ જણાવવું પ્રાપ્ત થાય છે કે "અંજલિ" માં ગુણ કરતાં દોષ કદાચ વધારે ગણાવવા વારો આવે તો તે શુદ્ધ બુદ્ધિથી જ ગણાવાયા છે, એમ વાચક માને, અને આજકાલ ઠેકાણા વગરના રાસ-ગીત વગેરે ગોઠવાયા જાય છે, એ થતા પણ જરા અટકે એ હેતુ પણ લક્ષ્યમાં રખાયો છે. રાસ, ગીત, ગરબા વગેરે ગમે તે પ્રકારના ગેય-કાવ્યો લ્યો, તે ગેય હોવાને લીધે ગવાવા તો જોઇએ એ સ્વાભાવિક છે, એટલું જ નહી પણ, ઘણું અંગે સંગીતની મદદ પણ માગી લે છે. રા. શેઠનો 'વસ્તુનિર્દેશ' કેટલીક ઝીણી બાજુતોને નકામી રીતે ચૂંથે છે એટલુંજ નહીં પણ નિરાશા ઉત્પન્ન કરે એવો છે. 'સંસ્કાર' પછી 'સ્વદેશ ગીતો'ના લખાણમાં કાવ્યના ઉત્પત્તિસ્થાન વિશે ઠીક ચર્ચા જોવામાં આવે છે, અને લેખકના પોતાના મંતવ્યો પણ કેટલેક દરજ્જે જણાવાયાં છે, એ ઠીક છે. અત્યારે આ સ્થળે સાચી કવિતાનો સંજોગ સાથે કેટલો અને કેવો સંબંધ છે. એ ચર્ચામાં ન ઉતરતા, રા. શેઠના 'વસ્તુનિર્દેશ'ના ત્રીજા ખંડ તરફ વળીશું. એમાં ગુર્જર સુન્દરીઓએ 'રાસ' ગાવામાં આપેલો ફાળો વિચારવા જેવો છે, અને રા શેઠના સૂચનો પણ ઘણા આવકારપાત્ર છે પરંતુ અનેક પ્રશ્નો-ભર્યાં વાક્યોથી લખાયલો એ વિભાગ જ્યારે સંગીત શું, કાવ્ય શું, કવિતા શું, એ વિશે -સાહિત્ય, સંગીત અને કળાનું સામ્ય એકલા રાસમાંજ ને? એવા પ્રશ્નથી પોતે રાસમાંજ ફક્ત આ ત્રિવેણી સંગમ જોતા હોય, અને બીજે કયાંય ન મળે એવો અભિપ્રાય દર્શાવે છે, એ વિશે વાંચીએ છીએ ત્યારે કેવળ રાસ તરફ રહેલો એમનો અમિત પક્ષપાત દેખાયા વગર નથી રહેતો.

રા. નરસિંહરાવ કહી કહીને, સમજાવી સમજાવીને થાકશે, તોયે 'છન્દ અને રાગ'નું જ્ઞાન તો ગુજરાતની બુદ્ધિમાં નહી ઠસે તે નહીજ ઠસે એમ લાગે છે. રા શેઠે છન્દ વિરૂદ્ધ ગેય કાવ્યો ઉપર લાંબુ પિંજણ કર્યું છે, અને એમાં નાના છોકરાંઓના જેવી કેટલીક વાતો ચર્ચી છે, તે જોઇ અત્યંત ગ્લાનિ ઉપજે છે. વર્તમાન સુંદરી-જીવન વિશે એમનો મત ભલે વિચારવા યોગ્ય હોય, પણ કવિઓને વહુવિહોણા કહેવામાં તો ખરે ભૂલ જ કરી જણાય છે. પ્રેમલા પ્રેમલીઓની, કે વહુલીઓનો કાવ્ય ઢગલો રા. શેઠના વાંચવામાં આવતોજ નહી હોય શું? 'સુન્દરી જીવનના અખંડ સહવાસ છતાં આજના કવિઓ તેને કેમ વિસ્મૃત થાય છે?" આ વાક્યમાંનો વ્યાકરણ દોષ બાજુએ રાખી વિચારશું તોયે શું એ ખરૂં છે કે કેઇ કવિએ સુન્દરીમંડળ વિષે જરીએ વિચાર જ નથી કર્યો?

અને છન્દોબદ્ધ કાવ્યો શું ગગનવિહારી જ હોય છે બધા? આટલું લાંબુ લખી છેવટે રા. શેઠ એ લેખને કાવ્યચર્ચા ન માનવાનું કહે છે એટલે એ વિશે વધારે ચર્ચામાં તો ન ઉતરાય, પરંતુ સાંકળિયું જોઇએ છીએ. ત્યાં રાગ-ટાળ નીચે શાર્દુલ વિક્રીડિત, અનુષ્ટુપ, શાર્દુલ, મના-

કાન્તા, શિખરિણી, વસંતતિલકા વગેરે વાંચીએ છીએ ત્યારે ફરી એક વાર રા. રા. નરસિંહરાવને છન્દ અને રાગના ભેદ સમજાવવા વિનંતિ કરવાનું મન થઇ જાય છે. અંતે છેવટે પ્રશ્ન એ થાય છે કે રા. શેઠે જે કવિતાનું કલેવર ઘડાતી વેળાએ કેવા સંજોગો અને શી સ્થિતિ હતી, તેનો આછો ઘેરો ખ્યાલ ટીકાકારં તેમજ ટીકાખોર ઉભયને આપવા ઉચિત ધાર્યું છે, એનો કંઇ અર્થ ? ટીકાકાર કે ટીકાખોર, એ અનુભવોને કે પ્રાસંગિક નિવેદનો જાણીને કંઇ વધારે નમ્ર કે ઉગ્ર બને એમ રા. શેઠ માને છે ? માનતા હોય તો ભૂલ છે. જો એ બધાની જરૂર હોય તો સાથે સ્થળ, કાળ ને સમય, ચોઘડીયું, વગેરે પણ શા માટે ન આપવું ? કેવળ પ્રાસંગિક કવિતા માટેજ એવા સૂચનો જરૂરના છે. અને તે યે બને તેટલાં ટૂંકમાં. બાકી કવિતા કે કાવ્ય તેતો કેવળ કવિતા કે કાવ્ય તરીકેજ કિંમતી.

રા. રા. નરસિંહરાવ પર રા. શેઠે પોતાના એક સુંદર કાવ્ય–ભવાટવિ–ની નોંધમાં કેટલાક આક્ષેપો કર્યા છે. એ આક્ષેપો ખરા છે કે ખોટા છે, એનો નિર્ણય કરવાનું આ સ્થળ છેજ નહીં. પરંતુ રા. નરસિંહરાવ જેવા સેંકડો કવિ સાક્ષરોને એ સાથે સાથે હોમી દઇ, પોતાના જ કાવ્યની નોંધમાં પોતેજ આવું લખાણ કરવું એ શોભારૂપ તો નથીજ. રા. નરસિંહરાવના કાવ્યો વિશે છચોક ચોકખું કહેનારા કોઇ નથી નીકળ્યા એમ નથી. અને બીજાઓએ કહ્યું છે છતાં એકસો ત્રણ ડીગ્રી તાવ જેવી કવિતાની નોંધ જેવી વસ્તુમાં તો નજીવી જેવી વાતને એક આગળ ઉપર થએલી ગેરસમજ જોડે સંલગ્ન કરી લાંબુ પિંજણ કરવું એ કંઇ ઠીક ન કહેવાય. અને તેમ છતાંયે રા. નરસિંહરાવના કાવ્યોને નર્યાં ક્લિષ્ટ કહેવાની હિંમત માટે રા. શેઠને જેટલો ધન્યવાદ ઘટે છે, એટલોજ અ–ધન્યવાદ એમના ક્લિષ્ટ કાવ્યો માટે ઘટે છે, એ પણ રા. શેઠ જાતેજ કબુલ કરશે કદાચ. એમની ક્લિષ્ટતા કેવી છે, એ તપાસીએ

સૌથી છેલ્લું કાવ્ય કલ્પના પંખી જુઓ. " અશુદ્ધ નાટકી તોટક પ્રમાણે " એ ઢાળ મમાણેનાં આ ગેયકાવ્યમાંના અનેક પિંગળદોષમાંથી બચવા માટે " અશુદ્ધ " ની પ્રથમથીજ કબૂલાત તો પૂરતી છે, પરંતુ કેમે કરાને " શોધું બ્યથ નમેરીને હૈયાંસૂનો " એ લીટી બરાબર નથી ગાઇ શકાતી તે કેમ ગાવી વારૂ ? એની અગાડી ચાલો. " ક્રીસ્તી " છેલ્લી બે લીટી. ' ભવસિન્ધુથી ઝુકાવી છે ક્રીસ્તી. ' જરા મહેનત વધારે માંગે છે. વળી આગળ ચાલો. " જનનીના જોમ " ની ચોથી પંક્તિ–'પાણીડાં જાઉ જળ તીરે' નો શો અર્થ ? ધ્વનિગુણ ગણવો ? " સ્નેહના રૂસણાં " લ્યો. છેલ્લીજ લીટી " સૂતાં પ્હેરોડને પ્રગાશ સલીલે " મહેનત વગર ગવાય એમ છે ? બીજું ' સૂતાં ' નો અર્થ શો ? પથરાયા, ડુબ્યા, કે જાગ્યા ? આખી લીટીનો અર્થ શો ? હજી એથીએ સુંદર નમુનો "ઇચ્છાવર-કોડિલી ' નો–કેટલું નાટકી ગીત ? ' તારાંયૂ ભબૂકે જો ! ' ય ખોડો તો ખોડો, પણ તારાં ચમકે તે ભભુકતા કેવા હશે ? ને તારા ભભૂકતા હશે ત્યારે ચાંદો સુરજ તો શું જ કરતા હશે ? આગળ ચાલતા વળી 'એ...મ' ને 'જરૂ...ર' પણ ગેયજ ગણવાનાં ? અને પેલા ઉત્તર હિંદુસ્તાનના મીયાંભાઇ બોલે તેમ " અરે વાહ " હ ખોડો જોયો ? બોલવા પ્રમાણે લખવાનો પ્રકાર રા. શેઠ અનુસરતા હશે. જો એ પ્રમાણે કેટલા શબ્દો લંગડા કરવા પડે એનો કંઇ ખ્યાલ રાખ્યો હોત તો ઠીક. " હૃદય પલટો " જુઓઃ " કુન્દનના પણ ઘાટ ઘસાયા, ઉતર્યાં પાણીને રત્ન છવાયાં " રત્ન છવાયાં એટલે ? તેજ ઘટયા ? એ અર્થ હોય તો તે પછીથી આવે છે ત્યારે શો અર્થ ? " સ્વપ્નસુંદરી " તો છન્દોબદ્ધ કાવ્ય છે. પણ આપણે તો ગેયકાવ્યજ ગણવું પડશે. એની ઉપર લખેલી લાંબી નોંધ વિશે અત્રે મૌનજ ધારવું ઉચિત છે. પણ એ કાવ્યમાં " અમૃત્ " " પવિત્રાત્મન્ બાલા ! " એ શું ? આ બધું શિષ્ટ અને શુદ્ધ ગુજરાતીમાં ગણવું ? ' ન સ્પૃહો કાયાની ' તો ચલવી લઇએ કદાચ, પણ અમૃત્ શું ? વળી બીજું. કવિ કહેવા માગે છે ગીતામાં શીખેલા પુણ્યપાઠો ગહન ગ્રંથોમાંયે ન જડે. "ગહન ગ્રંથોપ્રતિ" નો અર્થ શો ? પ્રતિનોજ અર્થ શો ? " હુમસને દરિએ " માં " સાશ્વત " છે તે પણ ચલાવીજ લેવું ને ? એનેય છંદોબદ્ધ ન ગણવું ? " ત્હને ચાહું " માંયે ' સુરસદનથી સ્વર્ગીય ' માં રહેલો પૂનરાવર્તન દોષ ક્ષમ્ય ગણીએ તોયે " મૂને ", મુજને કે ત્હને ને ઠેકાણે ? ને પછીની લીટીમાં ' થઇ'

ગુરસ્થાને છે તો 'યે' કેમ ના લખ્યું વારુ ? ત્રિભુવન વ્યાસના ગીતોની છાયાવાળા "જીવનગીત" ની પાંચમી કડી જુઓ 'દયા દીનતા પુણ્ય પરમાર્થે' બરાબર નથી ગવાતું. એની પછીની લીટી મુકીને બીજી લીટી પણ એવીજ થરડાય છે. એ કિલષ્ટતા ન કહેવાય ! અગાડી "ડોલી રહી દિગ્પાલ" આવે છે, "સ્વતંત્રતાના સૈનિકોમાં." તે દિગ્પાળ નારી જાતિ છે એમ ? અત્રેથી આ કંકરવિણામણી બંધ કરીએ છીએ. અને બીજો એક ન્હાનો દોષ વિચારીએ. આજકાલ યમક રચનામાં તો ખરેખર અરાજકતાજ ચાલી રહી છે. "અંજલિ" માંના ગેયકાવ્યો ગેય છે તો જે ગેયતા સાધવાને યમક મદદરૂપ છે-આવશ્યકજ છે એમ નહી-પણ મદદરૂપ છે, તે યમક રચના "અંજલિ" માં ઘણી ઘણી દુષિત છે. રંગોળ અને કલ્લોલ, લખે અને કથે, મુખડે અને નીતરે, ખુશ્બો અને પુષ્પો જેવા યમક તો કદાચને ચલવી લઇએ, પણ જે કાવ્યોમા યમકની રચના જાળવવાનો દાવો કરવામા આવ્યો છે, એવા કાવ્યોમાંના આ નમૂના જુઓ: દેવફીફી; કોડવતી. રાજવી; શાપથી. ઉચ્ચરો, દૃધડાં. ! ! ! ઉસરાં, ગાજતો. રસકુપ, હંસલો. ! ! ! ગાળ, યાદ. સાચો, પાછાં. ! ! બળિદાનો, બદલામાં. ઝાંખા, અનોખો ! આટલા બસ થશે. યમક જાળવવા તો પુરા જાળવવા, નહી તો સમુળગા નહી. ફાવ્યું ત્યાં બેસાડવું, નહી તો ચલાવ્યે રાખવુ એ કંઇ ઠીક નહી

આટલા દોષ કાઢવા માંડયાં તો એક વધારે. પણ આખા પુસ્તકમા એક બે અપવાદ સિવાય કોઇ હૃદયંગમ વિચાર કયાંયે જણાતો નથી. વિચારશૂન્ય કવિતાનો રાફડો ફાટયો છે એવા જમાનામાં કંઇ વિચારસમૃદ્ધ કવિતાની આશા રા શેઠ તરફથી તો મળવી જોઇએ. જેમણે વસ્તુનિર્દેશમાં કેટલેક ઠેકાણે તો ખોટી વાકયરચનાવાળા ગુજરાતીમાં, કેટલાક ખોટા તર્કવિચારો સાથે ઠેકાણા વગરના આક્ષેપો કર્યા છે, એમના તરફથી આવા કાવ્યોની આશા ન રખાય.

ગુજરાતની ગુણસુંદરીઓના સુંદર કંઠને સંગીતને, ને કાવ્યોને સારૂં સગપણ છે, ને તે સગપણ સદા સર્વદા રહો, એમ હમે ઇચ્છીએ પણ છે, છતાં એકલાં આવા ગેય કાવ્યોમાંજ કવિતા સાહિત્યનો ઉદ્ધાર સમાયલો છે, એવું જો રા શેઠ મનાવવા માંગતા હોય તો એમાં એમની ભૂલ છે. મનુષ્યને મમત્વ હોય પણ તેને યે હદ હોય છે.

સાધારણ પંક્તિના પ્રકટ થતાં કાવ્યપુસ્તકમાંનુ એક પુસ્તક 'અંજલિ' છે, એ છતાં એમાં કેટલાક સારા કાવ્યો પણ છે, એ જણાવતાં આનંદ થાય છે, 'પ્રીતી,' 'સફર' "ભવાટવિ" 'આત્મગુંજન' 'જીવનગીત' 'ડગમગતું નાવ' 'ગુજરાતમાત ચરણે' 'ભારત જયંતિ' 'રાષ્ટ્રદેવ' વગેરે કાવ્યો સારાં છે. તેમાંયે "સફર" એક સુંદર કાવ્ય છે. સાંગોપાંગ એકજ વાતાવરણ હૃદયને કેવું હચમચાવે છે,કુદરતના સાચા ચિત્રનો હુબહુ ચિતાર કવિને ને વાંચકને કેટલાં તરબોળ કરી શકે છે એનો આ કાવ્ય સારો નમૂનો છે

'ઝગે જ્યોતિઃ તે તોડે જંજીર,

ને એ સાથે, 'જોયું જીવનનું છુપુ જવાહીર,' ને જે ભયમુક્ત દશા પ્રાપ્ત થાય છે, તે દશાં કવિ હૃદય ઠીક સાધે છે એ સ્પષ્ટ જણાઈ આવે છે. પરંતુ "ભવાટવિ" તો એથી યે સુંદર કાવ્ય છે. ખરેખર, ભવાટવિમાં ભમતાં ભમતાં જે અથડામણો, જે વિધિ-થાપડો, જે કાળ-કોપ વેઠવા પડે છે, ને તે વેઠી વેઠીને રીઢો થઇ ગયેલો પ્રવાસી પણ જ્યારે અનેકાનેક પ્રયાસો પછી પણ 'ભૂલી પન્થ ભમ દિનરાત' ત્યારે તો જે નિરાશા એને પ્રાપ્ત થાય તેતો અકથ્ય જ હોય છે. એવે સમયે ગમે તેવો હિંમતવાન પણ હામ હારીજ જાય. પણ આ પ્રવાસી એવા નિરાશાના ગીત ન ગાતાં જે અચલ શ્રદ્ધા અને અમર આશા રાખી 'કોઇ સન્ત બતાવોજી વાટ' ગાય છે તે એક અનુપમ હૃદયની ઉત્તમ કાવ્ય કૃતિ થઇ રહે છે.

" ઉગે સુરજ વળી આથમે,
એવી ન્હોતી મ્હારી મૂળ ભોમ !"
" જ્યોતિ અખંડ ઝગે જહીં
જેના તેજ ઢળે વીંધી વ્યોમ, "

એ તો ખરી અમરભૂમિ. પેલે પાર, વ્યોમના પાર, આભની પાર, વગેરે ચિત્રણ શક્તિ વગરની કલ્પનાના ખાલી ઠાલા હૃદયનો કરનારા કવિ-લેખકોને આ મૂર્તિમંત-કલ્પના એક અચ્છો નમૂનો પૂરો પાડે છે. પેલે પાર કે આભને પાર, કે વ્યોમની અટારીએ શુ છે,-કંઇક છે, તે કલ્પનાની મદદે ચિતરવું એ લાગે છે તેટલી સહેલી વાત નથી. અને આ કાયા, કેટલી પામર ! કેટલી ? ટુંકમાં ઓછામાં ઓછા શબ્દોમાં, ને વળી કાવ્ય-

માં કહેવું એ તો હૃદય કોઇ ધન્યપળમાં ઉભરાઇ જાય અને એ હેલારે આપોઆપ કથી નાંખે ત્યારેજ.

"ડગમગતું નાવ" સ્વદેશ ગીતોમાં એવુંજ મનોવેધક ગીત છે. દીલ્હી કેટલું દૂર છે એ તો રાજ્યરમતોના ખેલનારા મનમાં તો બરાબર જાણે છે. પણ એની કાવ્યદ્વારા યોગ્ય અસર નિપજાવવી એ અઘરૂં છે. હિંદનું નાવ ડગમગતું છે, કેટલું ડગમગતું છે, હાલનું વાતાવરણ કેટલું મુઝવનારૂં છે એ આ કાવ્ય તાદ્રશ બતાવે છે. અને અંતે એવી ઉચ્ચ પંક્તિના બીજાં કાવ્યો લખવા માટે આગાહી કરીએ એ પહેલાં એટલું પ્રાર્થીએ છીએ કે આડા અવળા ટીકાકાર કે ટીકાખોરના ધંધામાં ન પડતાં, દરેક કાવ્ય-લેખકને હાલમાં જરા જરામાં ટીકાકાર બની જવાનો રોગ લાગ્યો છે એ રોગ ન ગ્રહણ કરતાં, જે કંઇ પોતાથી યથામતિ યથાશક્તિ થઇ શકે તે શુદ્ધભાવે કર્યાં કરવામાં, અને બીજે ધ્યાન આપવા કરતાં, જે કંઈ ન્હાની ન્હાની ક્ષતિઓ, જે સમય ને શક્તિ અન્ય સ્થળે વાપરવાને લીધે જેના પર વાપરવા જોઇએ તે પર ન વાપરતાં, રહી જાય છે, તે સુધારવામાં રા. શેઠ વધુ ઉમંગી અને ઉત્સાહી બનો અને આથીયે ઉંચી કોટિના કાવ્યો ગુજરાત માત ચરણે ધરાવો.

**જગન્મોહિની અને નટરાજ:** અનુવાદકઃ રા. હીરાચંદ ક. ઝવેરી. સોલ એજન્ટસઃ મેસર્સ આર. વનમાળીદાસ, કાલબાદેવી, મુંબાઇ, ર. મૂલ્યઃ રૂ. ૨-૮-૦.

રા. ઝવેરીએ અત્યાર પહેલાં પ્રો. બેઇનની બે કૃતિઓનો સુંદર અનુવાદ ગુજરાતની સાહિત્ય-રસિક પ્રજાને ચરણે ધર્યો છે. આ પુસ્તકમાં એવી બીજી બે કૃતિઓનો રસભર્યો અનુવાદ આપણને મળે છે. પ્હેલાં બે પુસ્તકોની જેમ આ અનુવાદની ભાષા પણ સરળ અને આકર્ષક છે. પ્રો. ઠાકોરે પ્રવેશક લખી પુસ્તકની ઉપયોગિતા વધારી છે. પુસ્તકની છપાઇ અને બાંધણી તેમજ અંદર આપેલાં સુંદર ચિત્રો જોતાં મૂલ્ય વધારા પડતું નહિ ગણાય. પ્રો. બેઇનના બીજાં પુસ્તકોનો અનુવાદ કરવાનો પણ રા. ઝવેરીનો અભિલાષ છે, જે પૂર્ણ થાય એમ અમે ઇચ્છીએ છીએ.

**સ્વતંત્રતાનો દાવો.** અનુવાદકઃ રા. પ્રાણશંકર સોમેશ્વર જોશી. પ્રકટ કર્તાઃ મેસર્સ સી. જમનાદાસની કંપની બુકસેલર્સ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ, ર. મૂલ્ય રૂ. ૦-૮-૦.

હિંદની પ્રજા માટે અથાગ શ્રમ કરનાર અને પોતાનું સમસ્ત જીવન અર્પનાર દીનબંધુ એન્ડરૂઝના નામથી ગુજરાતની પ્રજા અજાણી નથી. આ પુસ્તક તેમણે લખેલા એક અંગ્રેજી પુસ્તકનો સુંદર અને સરળ અનુવાદ છે. પ્રત્યેક સ્વાતંત્ર્યપ્રેમી આ નાનકડું પુસ્તક હોંસથી સત્કારશે એવી અમે આશા રાખીએ છીએ.

**દંપતિ વાર્તાલાપ.** લેખક રા. જીવનલાલ કરસનજી ઠાકર. મળવાનું ઠેકાણું ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૦-૧૪-૦.

મૂળ "હિંદુસ્થાન" અઠવાડીકમાં કટકે કટકે પ્રકટ થયેલા અને તે વખતે સારો લોકાદાર પામેલા ૪૦ સંવાદોનો આ પુસ્તકમાં સંગ્રહ થયો છે. એક કલ્પિત દંપતિ વચ્ચે ગૃહજીવનની અનેક દિશાઓને લગતા વિષયો પર આ સંવાદો થયા છે. ગંભીર વિષયોની ચર્ચામાં પણ વચ્ચે મીઠી મજાક વાચકને કંટાળો આપ્યા વિના આગળ ને આગળ વાંચવાને પ્રેરે છે. ભાષા સરળ હોઇ ઓછું ભણેલાં પણ સ્હેલાઇથી એનો લાભ લઈ શકે છે. બ્હેનો માટે આ પુસ્તક આવકારદાયક ગણાશે.

**કિશોર કથાઓ:** લેખકઃ રા. ગિજુભાઇ પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન, ભાવનગર મૂલ્ય આઠ આના.

નાના બાળકો માટે રસભરી અને આનંદજનક વાતો લખનાર તરીકે રા. ગિજુભાઇનું નામ જાણીતું છે. ગુજરાતના બાલ સાહિત્યની મોટી ખોટ એમણે અને એમના સહયોગીઓએ પૂરી છે. આ પુસ્તકથી રા ગિજુભાઇ એક ડગલું એ ક્ષેત્રમાં આગળ વધે છે. એમની બાળવાર્તાઓ વાંચી મોટાં થયલાં કિશોરો માટે આ કથાઓ રચાઈ છે. અમને ખાત્રી છે કે બાળ વાર્તાઓની જેમ આ કથાઓ પણ જ્ઞાન સાથે આનંદ આપવામાં સફળ થશે. અત્યાર સુધી વિદ્વાનોથી ભૂલાયલા આપણા કિશોરોને આનંદ અને જ્ઞાનનું આ સુંદર સાધન આપવા માટે રા. ગિજુભાઇને અમારાં અભિનંદન આપીએ છીએ.



# સ્ત્રી જગત્.

મુંબઇના શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળે મરહુમ સર લલ્લુભાઇ શાહના અચાનક અવસાન માટે ખેદ પ્રદર્શિત કરવાનો ઠરાવ નીચે મુજબ પસાર કર્યો છેઃ

"મંડળના સલાહકાર તથા હિતચીંતક અને મંડળનાં ઉપ-પ્રમુખ લેડી રૂક્ષમણી બાઇના શીરછત્ર પતિ જસ્ટીસ સર લલ્લુભાઈ આશારામ શાહના અતી હૃદયભેદક અકાળ અવસાન માટે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ પોતાની તીવ્ર મનોવ્યથા પ્રદર્શિત કરી દીલગીરી ભરી નોંધ લે છે. સદ્‌ગત હિન્દુ સ્ત્રીઓની પ્રગતિ માટેના કાયદા કાનુનના પ્રશ્નોના ઉત્તમ વીચારક અને સલાહકાર હતા. સ્ત્રીઓ કેળવણી લઇ ઉત્તમ ગૃહિણીઓ નીવડે, લજ્જા, મરયાદા અને રીતીનીતી સાથે પોતાના પ્રાંત અને દેશની સેવા કરી ઉજ્જવળ કીર્તિ પ્રાપ્ત કરે એ સદ્‌ગતનો ઉદ્દેશ હતો. હિન્દુ સંસારનો ન્યાયદ્રષ્ટીએ તોલ કરનાર ગુર્જર ભુમિની એક મહાન વિભુતી ગુજરાતને વિલાપ કરતું મુકી અદ્રશ્ય થઇ છે. બ્રિટિશ ન્યાયાસન દીપાવા આખા ગુજરાતની અને તેની પ્રજાની કીર્તિ વધારનાર વિદ્વાન, બુદ્ધિશાળી જસ્ટીસ સર લલ્લુભાઇ શાહના હૃદયદ્રાવક અવસાનથી આ વિશાળ પ્રાંતની સમસ્ત કોમના સ્ત્રી પુરૂષોના હૃદયમાં સખ્ત આઘાત થયો છે. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે શાંત, વીવેકી, માયાળુ, અને ઉમદા સ્વભાવનો સલાહકાર અને હિતચીંતક ગુમાવ્યો છે. તેમજ મુંબઈ ઇલાકાની પ્રજાએ ન્યાયાસન ઉપર બીરાજનાર એક પ્રમાણીક અને અદલ ન્યાયી પુરૂષ ગુમાવ્યો છે. ઇશ્વર સદ્‌ગતના પવિત્ર આત્માને અચળ શાંતી અર્પો. × ×

દિવાળીના દિવસોમાં મુંબાઇની આર્ટસ્કુલના પ્રીન્સીપાલ કેપ્ટન સોલોમન ન્યીવાડીમાં દક્ષિણી બ્હેનોએ પૂરેલી રંગોળી જોવા ગયા હતા અને ચાર મહિલાઓના કામની ખાસ પ્રસંશા કરી ભવિષ્ય માટે કેટલીક ઉપયોગી સુચના કરી હતી. આ સુંદર કળાને ટકાવી રાખવાનો તેમણે ખાસ આગ્રહ કર્યો હતો. × × ×

કેટલીક વણિક જ્ઞાતિઓએ અક્ષતયોનિ વિધવાના પુનર્લગ્ન કરવાની તરફેણમાં ચળવળ શરૂ કરી છે. "વાયડા-મિત્રે" એ સંબંધી વાયડા જ્ઞાતિને સૂચના કરી છે. મુંબાઇની દશા પોરવાડ વણિક જ્ઞાતિએ એ વિષે ઠરાવ પસાર કરી એક કમિટિ નીમી છે કમિટિએ એક સવાલ પત્રક ઘડી જ્ઞાતિની જાણ અને અભિપ્રાય માટે પ્રકટ કર્યું છે. કમિટિમાં પુરૂષો ઉપરાંત પાંચ મહિલાઓ પણ કામ કરે છે. × × ×

હિંદમાં ગરમીના ચેપી દરદોના ફેલાવાની તપાસ કરવા એક પ્રતિનીધિ મંડળ ઈંગ્લાંડથી તા. ૧૯ મી નવેમ્બરે મુંબાઇ આવ્યું છે. મિસિસ નેવીલ રોલ્ફ એ મંડળના જનરલ સેક્રેટરી છે. આ મંડળને માટે મુંબાઇમાં પાંચ જુદે જુદે ઠેકાણે પરિષદો ભરવાનો ઠરાવ થયો છે. ગર્ભવતી માતાઓ અને બાળકોના લાભ માટે એક બાળહિત પરિષદ તા. ૨૫ મી નવેમ્બરે મળી હતી. પ્રજાને એ રોગો સંબંધી માહીતી આપવાના પ્રયત્નો થયા હતા.

× × ×

મુંબાઇની લોકલ ટ્રેનમાં ત્રણ સ્ત્રીઓ મુસાફરી કરતી હતી, તે ડબ્બામાં ત્રણ મુસલમાનો આવ્યા. એલ્ફીન્સ્ટન રોડ અને દાદર સ્ટેશનો વચ્ચે એમાંનો એક જણ એક બાઇના ખોળામાં બેઠો. બીજી બે બાઇઓ મદદે આવી અને ત્રણેને થોડો ઘણો સ્વાદ ચખાડયો. કોર્ટમાં કેસ ચાલતાં ત્રણે ને દસ દસ રૂપીઆનો દંડ થયો. × × ×

મુંબાઇના સોશીઅલ રીફોર્મ એસોસીએશને દીવાળીની બ્હોણી માટે જાહેર પ્રજાને અપીલ કરી છે. સ્ત્રી-વિદ્યાર્થીઓને રહેવા અને જમવાની સગવડ માટે આ સંસ્થા એક બોર્ડીંગ હાઉસ ચલાવે છે. દરેક જણ પાસે માસિક રૂ. ૨૫ લેવાય છે જ્યારે ખર્ચ ૪૦ થી ૫૦ જેટલો આવે છે. અત્યારે બ્હારગામની ૨૦ કન્યાઓ તેનો લાભ લે છે. વધુ સગવડ માટે નાણાંની જરૂર છે. ઉપરાંત આ એસોસીએશન નિબંધ-લેખન અને વક્તૃત્વની હરિફાઇ સ્ત્રીઓ માટે યોજે છે. ×

(૧) મુંબાઇમાં એક ખેરુનનિસા નામે મુસલમાન સ્ત્રી શરીર દુખતું હોવાથી પેટ્રોલ ચોળતી હતી. પાસે ગ્યાસતેલનો દીવો હતો તેની ઝાળ લાગતાં સળગી ગઈ.એક આવાબાઇ નામે ૧૮ વર્ષની પારસી કન્યા સ્ટવ સળગાવતાં દાઝીને મરી ગઇ. (૨) મુંબાઇમાં શાંતિબાઇ અને લલિતબાઇ નામે બે બાળાઓ દીવાળીના ફટાકડાથી દાઝીને મરી ગઇ છે. (૩) વઢવાણ કેમ્પમાં કાળીદાસ લાવીત્રાળાની પુત્રવધુ પાણી ઉનું મુકતાં દાઝીને ગુજરી ગઇ છે. (૪) મુંબાઇમાં શાન્તિ નામે દોઢ વર્ષની છોકરી ઘરમાં રમતાં એક ઝેરી દવાની બાટલી હાથમાં આવતાં પી ગઇ હતી જેને પરિણામે તે ગુજરી ગઇ છે. (૫) કાંદીવલીમાં પ્રાયમસ ફાટતાં એક લુહાણા બાઇની સાડી સળગી. પતિ મદદે જતાં તેના કપડાં પણ સળગ્યાં. બન્ને એથી દાઝીને ગુજરી ગયાં છે. × ×

(૧) દામનગરના કોઇ સોનીએ પોતાની વિધવા દીકરીને ગુજરાતમાં વેચી, તેની પાસેથી ત્યાંના રાજ્યે આવકવેરો લેવાનું ઠરાવ્યું છે. (૨) વઢવાણ કેમ્પના કોઇ મુસલમાને પોતાની વહુને નહિ મોકલવા માટે ગુસ્સે થઇ સાસુને છરી મારી ઘાયલ કરી છે. (૩) વરલના એક વણિકે ઉમરાલાના કોઇ વૃદ્ધને પોતાની નાની ઉમ્મરની દીકરી વેચી છે. (૪) લીંબુડાના એક કણબીએ પોતાની પત્નીનું ઘાતકી રીતે ખુન કર્યું છે. (૫) વરસીના એક મહારે પોતાની પત્નીને સખ્ત માર મારી રામશરણ પ્હોંચાડી છે એમ કહેવાય છે. (૬) રાજકોટમાં એક જવાંમર્દ દિયર ગર્ભવતી ભાભીનું નાક કાપવા તૈયાર થયલો. એક સમાજ સેવકે તેને બચાવી જનાના હોસ્પીટલમાં મુકી છે. (૭) વઢવાણ કેમ્પના હજમશી વેલશીની પત્ની

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ.

### રૂ. ૫૦૦ ની ભેટ.

વીલા શાંતિનિવાસ-ગારચીઝ
કાન્સ તા. ૨૧-૧૦-૧૯૨૬

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળનાં
માનવંતાં પ્રેસીડન્ટ બહેન
મુંબાઇ.

"ગુણસુંદરી"ના જુલાઇ ૧૯૨૬ ના માસિકમાં આપના મંડળનો અહેવાલ વાંચતાં તે તરફ મારું કંઇક લક્ષ ખેંચાયું છે.

કેટલાંક વર્ષો થયાં મારા પતિ સાથે પરદેશમાં રહેવા છતાં એક ગુજરાતી હિન્દુ બાઇ તરીકે મારી બહેનો અને ગુજરાતી સમાજની ઉન્નતિ માટે વખતો વખત વિચાર આવ્યા કરે છે. ઉપલા મંડળની હૈયાતી લગભગ પચીશ વર્ષની થવા આવી છે અને તે દરમ્યાનમાં એ મંડળે અમારી બહેનોની ઉન્નતિ માટે ઘણું સારું કામ કર્યું છે અને કરવાનો ઉત્સાહ ધરાવે છે. આવા મંડળને જે પણ પ્રકારની મદદ તન મન ધનથી થઇ શકે તે ઓછી છે. મંડળનો ખર્ચ આવક કરતાં પણ વધુ થાય છે અને દરેક વ્યક્તિએ પોતાથી બનતી મદદ કરવાની જરૂર છે, તે ધ્યાનમાં લઇ આ સાથે એક નાની રકમ તરીકે રૂપીઆ પાંચસોનો ચેક ખરા ઉત્સાહથી મંડળના ઉત્તેજનાર્થે મોકલી આપું છું. એ મોકલી આપતાં ખરેખર મને ઘણો જ આનંદ થાય છે. અને વધુ રકમ મોકલવાનું બની શકે તે પ્રસંગથી હું વધુ આનંદ પામીશ.

મારી મંડળ માટે બધી શુભ ઇચ્છાઓ સાથે આપની આજ્ઞાંકિત બહેન માણેકબાઇ અનુપચંદ શાહના પ્રણામ સ્વીકારશો.

**નોંધઃ** મંડળની વ્યવસ્થાપક કમિટિ આ બ્હેનની ઉદાર ભેટનો આભારપૂર્વક સ્વીકાર કરે છે અને બીજાં સાધનસંપન્ન બ્હેનો એમનું અનુકરણ કરી મંડળને બનતી મદદ આપે એમ ઇચ્છે છે.

પતિના ત્રાસથી કંટાળી બળી મુઆનું કહેવાય છે. કોઇ પ્રાયમસ ફાટવાથી દાઝી ગયાનું જણાવે છે. (૮) મુંબાઇમાં એક દેવબાઇ નામે હિંદુ બાઇએ પતિએ ગાળો દીધી અને મારી તેથી કુવામાં પડી આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો હતો. (૯) અંધેરીમાં એક ખ્રિસ્તિ પતિદેવે સ્હેજ બોલાચાલીમાં પત્ની પર બહાદુરીથી ચાકુ ચલાવ્યો હતો. (૧૦) મદ્રાસમાં એક ખ્રિસ્તિ આશકને માશુકનું ખુન કરવા માટે જન્મદેશનિકાલની સજા થઈ છે. (૧૧) સતારા જીલ્લાના એક ખેડુતની પત્નીએ પતિને ભારે પત્થર મારી મારી નાંખ્યો તેથી તેને જન્મદેશનિકાલની સજા થઇ છે. × ×

(૧) નાગપુરમાં એક ગર્લ્સ હાઇસ્કુલ ખુલ્લી મુકવાની ક્રિયા લેડી બટલરે કરી હતી. (૨) કછોલી (જલાલપુર તાલુકા) માં એક કન્યાશાળા સર પરસોતમદાસ ઠાકોરદાસે ખુલ્લી મુકી છે. (૩) લખનવમાં મુસ્લીમ કન્યાઓ માટેની શાળાની પુનર્વ્યવસ્થા થઇ છે અને બીજા જ્ઞાન સાથે ગૃહશિક્ષણ પણ અપાય છે. (૪) ફીરોઝપુરની દેવસમાજ કન્યાશાળાની સીલ્વર જ્યુબીલી ઓકટોબરની આખરે ઉજવાઇ હતી. આ શાળામાં બલુચિસ્તાન અને કાશ્મીરથી બાળાઓ શિક્ષણ લેવા આવે છે. ૨૫ વર્ષમાં શાળાએ ઘણું સરસ કામ કરી બતાવ્યું છે. (૫) મુંબાઇની પ્રીન્સેસ સ્ટ્રીટ કન્યાશાળાનો વાર્ષિક સમારંભ તા ૨૨ મી ઓકટોબરે કેશવબાગમાં થયો હતો. જે સમયે બાળાઓએ ગીત, ગરબા, સંવાદ, કસરત વગેરેનો કાર્યક્રમ રજુ કર્યો હતો. નવરાત્રમાં બાળાઓ પાસે ગરબા ગવડાવી શકાય તે માટે ફંડ કરવાની સૂચના થઇ હતી. (૬) માંડવી કન્યાશાળાનો સમારંભ પણ એજ અરસામાં ઉજવાયો હતો. શાળાના મકાનોની આજુબાજુ મવાલીઓનો ત્રાસ રહેતો હોવાની ફરિયાદ હેડમીસ્ટ્રેસે કરી હતી (૭) કાલબાદેવી કન્યાશાળાએ શરદુત્સવ અને શિક્ષણ સપ્તાહનો સમારંભ ઓકટોબરમાં ઉજવ્યો હતો. મુખ્ય શિક્ષિકાએ એ લતામાંથી ફંડ ઉઘરાવી બાળાઓના નવરાત્રના ગરબાનો ક્રમ યોજ્યો હતો. મુંબાઇની દરેક ગુજરાતી કન્યાશાળાએ એમની પ્રવૃત્તિનું અનુકરણ કરવું જોઇએ. × × × ×

વડોદરામાં ઓકટોબરની આખરમાં શરદુત્સવ ત્યાંની સાહિત્યસભા તરફથી ઉજવવામાં આવ્યો હતો. સ્ત્રીશિક્ષણ પદ્ધતિ પાઠશાળાના ચોગાનમાં ગરબાનો સમારંભ ગોઠવ્યો હતો, જેમાં ગુજરાતી તેમજ દક્ષિણી બ્હેનોએ ઉલટથી ભાગ લીધો હતો. ગરબામાં ભાગ લેનારને લ્હાણી સૌ. કાશીબ્હેન કાંટાવાળા તરફથી અપાઇ હતી. વક્તૃત્વની હરિફાઇમાં સુંદરબાઈ બાગવત અને ફલોરા રામસિંહને ઇનામ મળ્યાં હતાં. × × ×

"સૌરાષ્ટ્ર મિત્ર" એક વીરાંગનાની ઘટના નોંધે છે. આ બાઇનું નામ અંજના. વડોદરાના સ્ટેશને અજમેર જવા માટે આવેલી. એ બાઈ એક બાંકડા પર બેઠેલી. બાજુના બાંકડા પર બેઠેલા કોઇ બદમાસોએ એને ટીકીને મલિન શબ્દો ઉચ્ચાર્યા. વીરાંગનાએ તેમને ચૂપ રહેવાની નોટીસ આપી. પણ નિર્લજ્જોએ વધારે નિર્લજ્જતા બતાવી. બાઇએ ઉઠીને રણચંડીની જેમ તેના ગાલ પર તમાચા ચોઢી કાઢયા., તેણે હાથ પકડતાં બાઇએ બચકું ભરી હાથ છોડાવ્યા. બીજાઓ પલાયન જ કરી ગયા. પેલાને તો ભોંય ભેગોજ કરી દીધો. ×

ગુજરાત કોલેજ (અમદાવાદ) માં કુલ ૬૭૫ વિદ્યાર્થીઓમાંથી કન્યાઓની સંખ્યા માત્ર ૧૩ ની હોવાથી કન્યાઓને કોલેજ પ્રત્યે આકર્ષવાના હેતુથી, ગુજરાત કોલેજની સાથે જુન ૧૯૨૭ થી કન્યા-છાત્રાલય ઉઘાડવાની કોલેજના અધિકારીઓની ઇચ્છા છે. કુમારીઓની પૂરતી સંખ્યા મળે તો જ છાત્રાલય ઉઘડી શકે; એથી ગુજરાત કોલેજના પ્રીન્સીપાલ આ નવી યોજનાનો લાભ લેવા ઈચ્છનાર બ્હેનોને પોતાની સાથે પત્રવ્યવહાર કરવા વિનવે છે. છાત્રાલયને માટે કોલેજની પાસેનો જ એક બંગલો ભાડે રાખવામાં આવશે; તેમજ છાત્રાલયના નિરિક્ષણ માટે સ્ત્રીઓની એક સમિતિ નીમવામાં આવશે. × × ×

અમદાવાદની વિસા ઓશવાળ જ્ઞાતિની સ્ત્રીઓએ સૌ. પ્રભાવતી શેઠના પ્રમુખપદે ૨૨ મી ઓકટોબરે શરદુત્સવ ઉજવ્યો હતો. રા જયંતિલાલ દલાલે અને પ્રમુખે પ્રસંગોચિત વિવેચન કર્યાં હતાં; જે પછી ગરબાઓ ગવાયા હતા. ×

માંગરોળની સોરઠીઆ વણિક કન્યા ઝવલના લગ્ન સંબંધી ચર્ચા લાંબા વખતથી ચાલતી હતી

તેનો નિવેડો આવી ગયો છે. એ બાઇના લગ્ન પછી તુર્તજ એનો પતિ મૃત્યુ પામ્યો અને મરતાં મરતાં બાઇ અક્ષતયોનિ છે એમ કહેતો ગયો. બાઇને કુંવારી ગણી ફરી પરણાવવાની વાત ચર્ચાતાં જાણીતા ધર્માંધ નારણજી સાંગાણીએ મજબૂત વિરોધ કર્યો હતો. એનાજ એક કુટુંબી જુનાગઢવાળા રા. નાનજી ગોવિંદજી સાંગાણીએ બાઈ ઝવલનું પાણીગ્રહણ કર્યું છે. જુદા જુદા ગામોના મહાજનોએ પોતાની સંમતિ પણ આપી છે. ×

ગોંડળમાં હમણાંજ બી. એ.ની પરીક્ષામાં પાસ થયલાં મીસ જમના દેવીસીંહ રાઠોડને ના. ઠાકોર સાહેબે રૂ. ૫૦૦ ના માસિક પગારે પોતાનાં સેક્રેટરી તરીકે નીમ્યાં છે. × × ×

બેંગ્લોરમાં વાણિવિલાસ ઇન્સ્ટીટ્યુટમાં મ્હૈસુરના દિવાનના પત્ની મિસિસ મીરઝાં ઇસ્માઈલના પ્રમુખપદે મળેલી સ્ત્રી કેળવણી પરિષદમાં લગભગ ૮૦૦ સ્ત્રીઓએ હાજરી આપી હતી. પડદાનો રિવાજ નાબુદ કરવાના, છોકરા છોકરીઓને જુદી શાળામાં કેળવણી આપવાના, લગ્નનું વય ૧૬ નું ઠરાવી, કન્યાઓને કાયદાનું, વૈદકનું, સમાજશાસ્ત્રનું જ્ઞાન આપવાના અને શાળાઓમાં શારિરિક સજા નહિ કરવાના ઠરાવો થયા હતા.

કોચીન અને મલબારમાં યુવાન નમ્બુદ્રી બ્રાહ્મણો પોતાની જાતિની કુરૂઢીઓ નાબુદ કરવાની પ્રવૃત્તિ કરી રહ્યા છે. એ જાતિની કુટુંબ વ્યવસ્થામાં સુધારો કરે એવો ખરડો કોચીનની ધારાસભામાં દાખલ થયો છે. × × ×

મદ્રાસની હાઇકોર્ટમાં એક સગીર હિંદુ બાળાનો કબજો મેળવવા તેના ભાઇએ ફરિયાદ નોંધાવી છે. એ બાળાના પતિએ કોઈની પાસે રૂ. ૫૦૦ લઇ પોતાની પત્નીને ગીરવી મુક્યાનું કહેવાય છે! મુંબાઇમાં એક મોહનજી પાલન નામના પતિદેવે પોતાની પત્નીનું શિયળ વેચ્યા માટેનો મુકદમો ચાલે છે. × ×

મદ્રાસમાં મુક્તિફોજ તરફથી સ્ત્રીઓને અનીતિમાં પડતી બચાવવા માટે એક આશ્રમ સ્થપાયું છે. તે ખુલ્લું મુકવાની ક્રિયા ઇલાકાના ગવર્નરના પત્ની વાઇકાઉન્ટેસ ગોશેને કરી હતી. ×

મુંબાઇ ઈલાકાની મુસ્લીમ સ્ત્રીઓની ત્રીજી કેળવણી પરિષદ પૂનામાં મિસિસ શફી તૈયબજીના પ્રમુખપદે મળી હતી. લેડી ઇબ્રાહિમ હારૂન જાફરે બાળાઓને ફરજિઆત કેળવણી આપવા માટે અને મિસિસ તૈયબજીએ પડદાનો રિવાજ દૂર કરવા માટે વિવેચન કર્યાં હતાં. કેટલાક અગત્યના ઠરાવો પસાર થયા હતા. × ×

ગ્વાલીઅરમાં તા. ૧૨ મી થી ૧૯ મી નવેમ્બર સુધી સ્વ. મહારાજાની સંવત્સરી નિમિત્ત શિક્ષણ સપ્તાહ ઉજવાયું હતું. કુમાર વિભાગ સગીર મહારાજાએ અને કુમારી વિભાગ તેમનાં બ્હેન કુમારી કમળાએ ખુલ્લો મુકયો હતો. × × ×

અલીગઢ યૂનીવરસીટીનો પદવીદાન સમારંભ અને સાયન્સ કોલેજ તથા વસતિગૃહ ખુલ્લાં મુકવાની ક્રિયા ભોપાળના ના. બેગમના હાથે થયાં હતાં, જે પ્રસંગે તેમણે ભાષણ આપતાં સ્ત્રી કેળવણી માટે ખાસ આગ્રહ કર્યો હતો. ×

ખંડવામાં સ્ત્રીઓ અને બાળકો માટેની એક હોસ્પીટલનો પાયો લેડી બટલરે ૧૫ મી નવેમ્બરે નાંખ્યો હતો. લગભગ ૨૦ બિછાનાં એ હોસ્પીટલમાં રહેશે. રૂપીઆ દોઢ લાખના ખર્ચનો અડસટો થયો છે. × × ×

પૂના સેવાસદનની નાસિકની શાખાએ સ્ત્રીઓની એક સભા ૧૧ મી નવેમ્બરે બોલાવી હતી જે વખતે ઇંગ્લાંડથી ગર્ભવતી અને બાલ-રક્ષણનો ખાસ અનુભવ લઇ આવેલાં સૌ. કૃષ્ણાબાઈ કાનેટકરે એ વિષયની અગત્યતા સમજાવી હતી. એજ અરસામાં ઈગતપુરીમાં બાળસપ્તાહ ઉજવાયું હતું. ૨૦૦ બાળકોનું પ્રદર્શન થયું હતું જેમાંથી તંદુરસ્ત બાળકોને ઇનામો અપાયાં હતાં. ×

નાગપુરમાં તા. ૧ લી નવેમ્બરે જે. એન. તાતા પારસી ગર્લ્સ હાઇસ્કુલ ખુલ્લી મુકવાની ક્રિયા લેડી બટલરે કરી હતી. એંને આવી નમુનેદાર શાળા સ્થાપવા માટે નાણાંની મોટી રકમો આપનાર દાતાઓની પ્રસંશા કરી હતી. × ×

પ્રસુતા અને બાળરક્ષણ માટેની પરિષદ દીલ્હીમાં તા. ૪ થી થી ૮ મી ફેબ્રુઆરીના દિવસોએ મળશે. લેડી અરવીન સ્વાગત ભાષણ આપશે. હિંદની દરેક મ્યુનીસીપાલીટીમાંથી પ્રતિનીધિઓ એ પરિષદમાં ભાગ લેશે. × × ×

મીદનાપુર પાસેના જંગલમાંથી વરૂઓની ગુફામાંથી બે છોકરીઓ અનુક્રમે ૮ વર્ષ અને ૨ વર્ષની વયની મળી આવી હતી નાની છોકરી ગુજરી ગઇ. મોટીની ઉમ્મર અત્યારે ૧૪ વર્ષની છે. ૭ વર્ષથી વસ્તીમાં મનુષ્યો સાથે રહેવા છતાં હજી નાનપણના કેટલાક દોષ તેનામા રહી ગયા છે. ખોરાક તે સુંધીનેજ ખાય છે. કાચું માંસ તેને વધારે ભાવે છે. બેસે છે ત્યારે પણ જાનવરની જેમ ! × × ×

કોમી વિખવાદ દૂર કરવા અને રાષ્ટ્રીયતત્વને વધુ મહત્વ આપવાના ઉદ્દેશથી હિંદના યુવક યુવતીઓનો એક સંઘ સ્થાપવાની સૂચના મુરાદાબાદના મી મહમદ અહસને કરી છે. આ સંઘની શાખાઓ આખા હિંદમાં રહેશે અને કોમી તત્વને દૂર રાખી દેશના રાજકીય અને સામાજીક પ્રશ્નો માટે લડત ચલાવશે. × × ×

ગયા માસમાં પ્રાંતિક અને વડી ધારાસભાઓ માટે ચુંટણીઓ થઇ ગઇ. મુંબાઇમાંથી તો કોઇ પણ બ્હેન ઉમેદવાર ન્હોતી. મદ્રાસમાં સૌ. કમળાદેવી ચટ્ટોપધ્યાયે ઉમેદવારી કરી હતી પરંતુ કમનસીબે તેમને સફળતા મળી નહિ. પંજાબમાં કોન્ગ્રેસ તરફથી સીઆલકોટના ડૉ. પાર્વતીદેવી ઉમેદવાર હતા. × × ×

રંગુન મ્યુનીસીપાલીટીના વાનપ્રસ્થ અમલદાર મી. બી ટુન બોની પુત્રી મા ચ્વા મીએ ઇંગ્લાંડના ઇનર ટેમ્પલમ થી બારીસ્ટર થવા માટેની છેવટની પરીક્ષા પસાર કરી છે. બારીસ્ટર થનાર એ પ્હેલાંજ બરમીઝ મહિલા છે. × × ×

## પરદેશ.

લંડનની દક્ષિણે આવેલા લીન્ગફીલ્ડમાં એક સ્વતંત્ર સંસ્થાન ચલાવવાનો અખ્તરો ત્યાંની સ્ત્રીઓએ કરી જોયો છે ૭ વર્ષના અનુભવ પછી એ સસ્થાનમાં પતિઓને દાખલ કરવાનું નકકી થયું છે. ૧૦૦ એકરનો ટુકડો લઇ આ સંસ્થાન તેમણે જમાવ્યું. દરેક કામ સ્ત્રીએજ કરી લેવાં એવો આગ્રહ રખાયો હતો. કોઇ ગોવાળનું કામ કરે, કોઇ બાગબાની કરે, કોઇ ખેતી કરે, કોઇ કેક, રોટી બનાવે. ખાંતાપીતાં વધે તે બ્હાર વેચી દેવાય. સંસ્થાન માલદાર બન્યું છે. પણ હવે લાગે છે કે ભારે મ્હેનતના કામોમાં પુરૂષોની જરૂર છે એટલે કેટલીક સભાસદ બ્હેનોને તેમના પતિઓને ત્યાં લાવીને રાખવાની પરવાનગી અપાઇ છે. આ સાહેબોને કામજ કરવાનું; વ્યવસ્થામાં શું કે ચાં કરવાનો તેમને અધિકાર નથી મળ્યો. ત્રણ જણીના પતિઓ આ શરતે જોડાયા છે. × ×

લંડનની શાળાઓમાં થતાં હસ્તકળાના નમુનાઓનુ એક પ્રદર્શન હમણાં થોડા સમય પર ભરાયું હતું. આ કામ માટે દરેક લત્તામાં એક શાખા સંસ્થા છે અને તે સર્વને એકત્ર કરનારી એક મધ્યસ્થ સંસ્થા છે. આ કળાને ઉત્તેજવા અને શિક્ષકોને એ કામમા મદદ કરવાનું કામ આ સંસ્થા કરે છે. તેનો ખર્ચ કાઉન્ટી કાઉન્સીલ ( મ્યુનીસીપાલીટી ) આપે છે. પ્રદર્શનના કામ માટે કારનેગી ફંડમાંથી પણ સારી મદદ મળી હતી

× × ×

શરતના મેદાનમાં ઘોડેસ્વારી કરનાર તરીકે ચાર સ્ત્રીઓ ન્યુમાર્કેટની શરતોમાં ઉતરવાની છે. એ ચાર સ્ત્રીઓ મીસ ઐલીન જોલ, મીસ ઇરીસ રીકબી, મીસ નેન્સી લેમ્બરટન અને મીસ વાયન છે. મીસ જોલ ગયે વર્ષે એક શરતમાં પ્હેલી આવી હતી. મીસ રીકબી પણ બે વર્ષ થયાં ઉતરે છે. × × × ×

સીટલ ( ઇંગ્લાંડ ) માં મીસ થરેસા જોન્સન અને મીસ પર્લ જોન્સન નામે બે જોડકી બ્હેનો છે. એમનાં મગજ એક આખા મગજના બે સરખા ભાગ જેવાં છે. વીસ વર્ષ પ્હેલાં એમનો બાપ ગુજરી ગયો ત્યારે નાણાં વ્યાજે આપવાનો ધંધો નાના પાયા પર કરતો હતો. થોડો વખત જતાં એ બ્હેનોને એમના મગજની સ્થિતિ માલુમ પડી. પછી તો એક જણી કામ શરૂ કરે તે બીજી પૂરૂં કરે. એમ કરતાં અત્યારે તેમની પાસે બે લાખ પાઉંડની મીલ્કત છે એક જણી એક કામ આખું પૂરૂં નથી કરી શકતી × × ×

ઇંગ્લાંડમાં ગુડ શ્રીનમાં બે સાધ્વીઓએ એક મઠ સ્થાપ્યો છે જ્યાં તેઓ કન્યાશાળા ચલાવે છે. એ મઠને "પોવીટન્સ લીમીટેડ" ના નામ હેઠલ લીમીટેડ કંપની તરીકે રજીસ્ટર કરાવ્યો છે. ૧૦-૧૦

પાઉંડના પાંચ ટકાના શેર રાખ્યા છે. આ જાતની આ પ્રથમજ સંસ્થા ગણાય × ×

લંડનની હાઇકોર્ટમાં એક કેસ ચાલતો હતો, જેમાં જ્યુરીમાં બે સ્ત્રીઓ પણ હતી. એમાંની એકે વાદી સાથે કંઇક વાત કરી હતી જેને પરિણામે જરૂરે તેમને જ્યુરીમાંથી ચાલ્યા જવાનો હુકમ કર્યો હતો. × × ×

વિમાનમાં ઉડવાની તાલીમ લેનાર સૌથી પ્હેલાં બાનુ મિસિસ ઇલીઅટ લીને પુરૂષ વર્ગનો અસહ્ય અદેખાઇને લીધે એ ધંધો છોડી દેવાનો ઠરાવ કર્યો છે. પુરૂષો કહે છે કે સ્ત્રીઓ આવા ધંધાઓમાં પડીને અમારો રોટલો ખુંચવી લે છે. × × ×

સ્ટ્રાનોર્લર ( ડોનીગાલ ) ની પોલીસ કોર્ટમાં મિસિસ રોઝ હાર્લીન નામે એક મહિલા એક કેસમાં જુબાની આપવા આવી હતી. આ બાઇની ઉમ્મર અત્યારે ૯૦ વર્ષની છે. એનો બાપ હમણાંજ ૧૧૨ વર્ષની ઉમ્મરે ગુજરી ગયો. એનો કાકો ૧૩૯ વર્ષની ઉમ્મરે સ્વર્ગે ગયો હતો. ×

પારીસની સ્ત્રીઓએ એક મોટું મકાન લઇ ત્યાં પોતાની અલગ ક્લબ જેવું સ્થાપ્યું છે. એ મકાનમાં પુરૂષોને જવાની પરવાનગી નથી મકાનમાં અનેક જાતની સગવડો છે. ભાષણો માટે હૉલ, ન્હાવાના ઓરડા; કસરતશાળા, મોટું રેસ્ટોરાં, આરામગાહો વગેરે એ મકાનમાં છે. ઉપરાંત નગ્નાવસ્થામાં સૂર્યકિરણથી સ્નાન કરવા માટે મોટી અગાશી છે. રેસ્ટોરાંમાં ૧૫૦૦ જણ દરરોજ જમી શકે એટલી સગવડ છે. ×

ફ્રાંસમાં લડાઇ પછી પુરૂષ હજામોની સંખ્યા ઘણી ઓછી થઇ ગઇ છે; અને નવાં માણસો એ ધંધામાં જોડાવાની ના પાડે છે, એટલે સ્ત્રીઓએ એ ધંધો હાથમાં લીધો છે. ઘણા હજામોની દુકાનોમાં છોકરાઓ ઉમેદવાર તરીકે ધંધો શીખવા દાખલ થઇ છે × × ×

યુરપના બીજા દેશોના મુકાબલે ફ્રાંસનું બાળમરણપ્રમાણ વધી ગયું હોવાથી ત્યાંની સરકાર ચોંકી ઉઠી છે અને બાળકોના રક્ષણ માટે પ્રયત્નો કરવા મંડી છે. માતાઓને જ્ઞાન આપવાના સફળ પ્રયત્નો થઇ રહ્યા છે. પોસ્ટના કાગળો પર ચોંટાડવાની ટીકીટ પર પણ એ બાબતની શીખામણો છાપવામાં આવે છે. × × ×

ફ્રાંસની એન્જેલ પુલો નામે એક સ્ત્રીનો પતિ બેવફા થઇ બીજી સ્ત્રીના પ્રેમમાં પડયો અને પત્નીને ગામમાં છોડી પેલી સ્ત્રી સાથે પોતે પારીસમાં આવી એક હોટલમાં રહ્યો. બાઇને આ વાતની ખબર મળતાં મરદના વેશમાં એક પડઘમ લઇ તે પણ પારીસ આવી છુટાછેડા મેળવવા સાક્ષી જોઇએ તેથી જે હોટલમાં એનો પતિ રહેતો હતો ત્યાં જઇ તેણે પડઘમ વગાડવા માંડયું. લગભગ ૫૦૦ માણસ ભેગું થયું. પોલીસ પણ આવ્યા. બાઇનો પતિ પેલી સ્ત્રી સાથે છજામાં આવીને તમાશો જોવા ઉભો. એ હકીકત બાઇએ પોલીસને નોંધાવી જોઇતી સાક્ષી મેળવી લીધી ! × ×

પશ્ચિમના દેશોમાં સૌથી સરસ ટેનીસ રમનાર દસ મહિલાઓના નામ આ પ્રમાણે છેઃ (૧) મીસ લેન્ગલન ( ફ્રાંસ ): ( ૨ ) મિસિસ ગોડફ્રી ( ઇગ્લાંડ ); ( ૩ ) મીસ ડી અલવારે ( સ્પેન ); ( ૪ ) મિસિસ મેલોરી ( અમેરિકા ); ( ૫ ) મીસ રાયન ( અમેરિકા ); ( ૬ ) મીસ બ્રાઉન ( અમેરિકા ); ( ૭ ) મીસ ફ્રાય ( ઇગ્લાંડ ); ( ૮ ) મિસિસ વોટસન ( ઇગ્લાંડ ), ( ૯ ) મિસિસ જેસપ ( અમેરિકા );( ૧૦ ) મીસ વ્લાસ્ટો (ફ્રાંસ).

× × ×

જર્મનીમાં પણ સ્ત્રીઓમાં વાળ કપાવી ટુંકા કરવાનો પવન વાયો છે. ત્યાંની સ્ત્રીહજામો કહે છે કે તેમના ઘરાકોમાંથી લગભગ પોણા ભાગે વાળ કપાવી નાંખ્યા છે. ખાસ કરીને ૪૦ અને ૬૦ વર્ષની વચ્ચેની ઉમ્મરની સ્ત્રીઓમાં આ ફેશન વધી પડી છે. આ ફેશન મોટે ભાગે ધનવાન વર્ગોમાં છે; વચલા અને મજુરવર્ગની સ્ત્રીઓ હજી જુની ફેશનને વળગી રહી છે. × ×

તુર્કસ્તાનમાં ચાલુ વર્ષની કાયદાની પરીક્ષામાં બે મહિલાઓ-શ્રીમતી લતફી ખાનમ અને શ્રીમતી રાગુફ ખાનમ પસાર થયાં છે. વેપારી અને ધારા વિષયક ખાતાઓમાં ધારાશાસ્ત્રી તરીકે તેમની નીમણુંક કરવામાં આવી છે. × ×

તુર્કસ્તાનમાં તા ૪ થી ઓકટોબરની મધરાત પછી લગ્ન સબંધી નવો કાયદો અમલમાં આવ્યો છે. આ કાયદાની રૂએ કુરાનના ફરમાન મુજબ

એક સાથે ચાર પત્ની કરી શકશે. પરંતુ અત્યાર સુધી રહેવાઇથી તલ્લાક આપી જે મરદો જુની બૈરીઓને હાંકી કાઢી નવી પરણતા તેમને ભારી પડી જશે. હવે જે બૈરીને પરણે તેમની સાથે તેમણે ગૃહસંસાર જીંદગી સુધી ચલાવવો પડશે. એટલા માટે આ કાયદો અમલમાં આવે તે પ્હેલાં ઘણા ધનવાનોએ જુની પત્નીઓને તલ્લાક આપી નવી પરણી લીધી છે! હવે તલ્લાક માટે કોર્ટનો આશરો લેવા પડશે, મરજી પ્રમાણે નહિ આપી શકાય. લગ્ન માટે સ્ત્રીનું વય ઓછામાં ઓછું ૧૮ વર્ષનું રાખ્યું છે. × × ×

દમાસ્કસમાં સ્ત્રીઓએ સ્વાતંત્ર્યજંગ મચાવ્યો છે. તેઓએ કાયદાનું શિક્ષણ લેવ'ની માંગણી કરી હતી, જે મંજુર રાખી તેમને માટે અલગ કાયદા-શાળાઓની સગવડ કરી આપવામાં આવી છે. × × ×

મોરોક્કોના શાહી કુટુંબમાં એ કટોબરમાં એક સાથે બધાં પરણવા તૈયાર થઇ ગયાં હતાં. સુલતાન મૌલા યુસુફ, તેના ત્રણ છોકરાઓ અને એક દીકરીના લગ્ન એકજ દીવસે ઉજવાયા. સુલતાન પોતે પોતાના ભાઇએ તલ્લાક આપેલી પત્ની સાથે આગલી ભાભી સાથે પરણ્યા. યુવરાજ મૌલા ઇદરીસનાં લગ્ન તેનાથી વયમાં મોટી છોકરી સાથે થયાં. બીજા કુમાર મૌલા હસનના લગ્ન માજી સુલ્તાનની દીકરી સાથે થયાં. ત્રીજા કુમાર સીદી મહમદના લગ્ન તેના કાકાની દીકરી સાથે થયાં. અને કુંવરીના લગ્ન એના કાકાના દીકરા વેરે કરી દીધાં. મોટે ભાગે ઘરમાંને ઘરમાંજ બધું પતાવ્યું! × × ×

જાપાનના શહેનશાહના બીજા કુમાર પ્રીન્સ ચીચીબુ માટે પત્ની શોધવાના હમણાં પ્રયત્નો થઇ રહ્યા છે. પ્રીન્સ ઇંગ્લાંડમાં અભ્યાસ કરે છે. રીવાજ મુજબ પ્રીન્સનો સેક્રેટરી વાઇકાઉન્ટ માતસુદૈરા મહારાણીના સેક્રેટરી બેરન ઑમોરીને મળી લાયક કન્યાઓનું લીસ્ટ તૈયાર કરશે અને તે પ્રીન્સની પાસે રજુ કરવામાં આવશે, જેમાંથી તે પસંદગી કરશે. × × ×

અમેરિકાની ખુબસુરતી માટેની હરિફાઇમાં તુલસા (ઓકલાહામા—અમેરિકા) ની મીસ નોરમા સ્મોલવુડ પ્હેલે નંબરે આવી છે અને ત્યાંની ખુબસુરતીની રાણી તરીકેનું ઇનામ તે જીતી ગઇ છે. × × ×





શ્રીમતી ગ્રેસ ઓલીવ્ બેલીએ સાપ પકડવાની એક નવી રીત શોધી કાઢી છે. શ્રીમતી મેનીપોલીસ મ્યુઝીઅમની ઉપરી છે; અને સર્પ જાતિનો તેણે સારો અભ્યાસ કર્યો છે. પોતે શોધી કાઢેલી રીત તે નાના નાના બાળકોને શીખવે છે. આ ચિત્રમાં એ બાલકોને તેની પાસે તાલીમ લેતા બતાવ્યા છે. શ્રીમતીની રીતથી નાનો બાલક પણ કરડવાના ભય વિના સાપને પકડી શકે છે.




**સર લલ્લુભાઈ શાહનું શોકજનક અવસાન.**

મુંબાઇની હાઈકોર્ટના જજ ઑનરેબલ સર લલ્લુભાઈ શાહના અણધાર્યા અવસાનની નોંધ લેતાં અમને અતિશય ખેદ થાય છે. કંઈપણ મંદગી ભોગવ્યા વિના માત્ર હૃદય બંધ પડવાથી તા. ૧૬ મી નવેંબરે પ્રભાતમાં તેમનું મૃત્યુ થયું. કાર્તિકી એકાદશીને દિવસે તેમનો પવિત્ર આત્મા એકાએક ઇશ્વરના દરબારમાં ચાલી ગયો. તેમનાં પત્ની લેડી રૂક્મણી શાહ તથા અન્ય કુટુંબી જનોને કેવો અસહ્ય આઘાત થયો હશે તેની કલ્પના વાંચનાર કરી શકશે. તેમના પ્રત્યે અમે અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ દર્શાવીએ છીએ. આ મૃત્યુથી મુંબાઇ શહેરમાં તથા સમસ્ત ગુજરાતમાં શોક પ્રસરી રહ્યો હતો.

સર લલ્લુભાઇ ન્યાયાધીશ તરીકે બહોશ હોવા ઉપરાંત તેમણે કાયદાનો અભ્યાસ ઘણો ઉંડો કર્યો હતો. તેમજ ન્યાય કરતી વખતે તેઓ હંમેશાં નિષ્પક્ષપાત રહેતા. હિંદુ કાયદાનો બરોબર અભ્યાસ કરવા માટે જજ થયા પછી તેમણે સંસ્કૃત ભાષાનું જ્ઞાન સંપાદન કર્યું. સમય જતાં તેમાં એટલી પ્રવીણતા મેળવી કે અત્યારે એ બાબતમાં મુંબાઇ હાઇકોર્ટમાં એમની તોલે આવે એવું બીજું કોઇ નથી. ત્યાં એમની ખોટ ઘણી ભારે લાગશે.

આપણામાં કહેવત છે કે 'સો (માણસ) મરજો પણ સોનો પાળનાર ન મરશો ' સર લલ્લુભાઇ ખરેખર સો માણસના પાળનાર હતા. પોતાની જ્ઞાતિના તથા અન્ય વિદ્યાર્થીઓને અને ગરીબ માણસોને તે ગુપ્ત રીતે મદદ કરતા હતા. દાન કરીને કીર્તિ મેળવવાની આશા તેમને લેશ માત્ર નહોતી. માત્ર પોતાના આત્માના સંતોષને ખાતરજ તે ગુપ્ત દાન કરતા. વળી આવી મોટી પદવી તથા જાહેર માન તે પોતાના સદ્‌ગુણો તથા લાયકાતથીજ પામ્યા હતા. આગળ પડવાની ખટપટ કે કોઇની ખુશામત તેમણે કદી કરી નહોતી. પોતાને મોટા કહેવડાવવાની લાલસા તેમને બીલકુલ નહોતી.

એક સંસ્કૃત કવિ કહે છે કેઃ—

विद्या विवादाय धनं मदाय,
शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य साधोर्विपरीत मेतत्,
ज्ञानाय दानाय च रक्षणाय ॥

એટલે, દુષ્ટ માણસ જો વિદ્યા પ્રાપ્ત કરે તો તેને લીધે માત્ર બીજા સાથે તકરાર કરે છે; ધન મેળવે તો અભિમાની થાય છે; અને સત્તા મેળવે તો બીજાને દુઃખ દે છે. પરંતુ સત્પુરૂષ એનાથી ઉધું કરે છે. તે વિદ્યાથી જ્ઞાન મેળવે છેઃ ધનવડે દાન કરે છે; અને સત્તાવડે રક્ષણ કરે છે.

આ વચન સર લલ્લુભાઈના દૃષ્ટાંતમાં અક્ષરે અક્ષર ખરૂં પડયું હતું. પોતાને મળેલી દરેક સંપત્તિનો તેમણે સદુપયોગજ કર્યો હતો. જગતમાં ધન તથા કીર્તિ ઘણા મનુષ્યો મેળવે છે. પણ તેમનામાં સર લલ્લુભાઇના જેવા નમ્ર, નિરભિમાની, પરોપકારી અને સ્નેહાળ થોડાજ હશે. સર લલ્લુભાઇનું હૃદય તથા આત્મા એટલી બધી ઉંચી કક્ષામાં હતાં, કે તેમની સાથે અંગત પરિચયમાં આવનાર દરેક માણસને તેમના પ્રત્યે પૂજ્ય ભાવ થતો. તેમના ઉચ્ચ ચારિત્ર્યને લીધે દરેક જણના મનમાં તેમને માટે માન ઉત્પન્ન થતું. તે છતાં પણ સ્વભાવે એવા નમ્ર હતા કે બાળક અને વૃદ્ધ, દરિદ્ર અને ધનવાન સર્વ તેમની સાથે અંતર ખોલીને વાત કરી શકતા.

વળી બીજું એ કે નીતિ, પ્રમાણિકતા અને કર્તવ્ય-પરાયણતા એ એમના જીવનનો મુદ્રાલેખ હતો. એ પાયા પરજ એમનો આખો જીવનક્રમ રચાયો હતો પોતાની વિવેકબુદ્ધિને સત્ય લાગે તેજ કામ તે હંમેશાં નિર્ભયતાથી કરતા હતા

આ માસિકમાં સર લલ્લુભાઇના અવસાનની નોંધ લેવાનું ખાસ કારણ એ છે કે સ્ત્રીઓની ઉન્નતિના કાર્યમા તેમણે ઘણી સહાય કરી હતી. સ્ત્રીની ઉન્નતિને તે દેશના ઉન્નતિનું આવશ્યક અંગ ગણતા હતા. સ્ત્રીઓને લગતી અનેક સંસ્થાઓ તથા પ્રવૃત્તિઓને મદદ કરતા. શ્રીયુત કર્વેની સ્ત્રીઓની યુનીવર્સીટીના તે વાઇસ ચાન્સેલર હતા. તે હોદ્દાનું કામ તે નિયમિતપણે તથા ઉત્સાહથી કરતા. સ્ત્રી કેળવણીની પ્રગતિના દરેક પ્રયત્નમાં તે બનતી મદદ કરતા. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ, વનિતાવિશ્રામ, ચંદારામજી ગર્લ્સ સ્કૂલ વગેરે ઘણી સંસ્થાઓનો ઉદય સાધવામાં તેમણે સહાય કરી છે. આવા મહાન નરના અવસાનથી મુંબાઇને તથા ગુજરાતને ઘણી ખોટ ગઇ છે. ઇશ્વર તેમના આત્માને શાંતિ આપે તથા તેમનાં કુટુંબી જનને આ વિપત્તિ સહન કરવાનું ધૈર્ય આપે એવું ઇચ્છીએ છીએ.

---

**ધારાસભાની ચુંટણીમાં સ્ત્રીઓની ગેરહાજરી.**

મુંબાઈની ધારાસભાની ચુંટણી હાલ થાય છે. આ અંક બહાર પડશે ત્યાં સુધીમાં તેનું પારણામ પણ જણાઇ જશે. આ વખત કાયદાથી સ્ત્રીઓને સભાસદ્ થવાની છૂટ મળી છે. છતા પણ કોઇ સ્ત્રી ઉમેદવાર તરીકે બહાર પડી નથી એ વાતથી દીલગીરી ઉપજે છે. સ્ત્રીહિતના શત્રુઓને આથી હર્ષ થશે. જેઓ એમ માનતા હશે કે સ્ત્રીઓ ધારાસભામાં જવાને લાયક નથી, અથવા તેમને હક મળે તો પણ એટલી હિંમતવાળી નથી, તેમની માન્યતાને અનુમોદન મળશે. પરંતુ તેઓ આમ માનતા હોય તો તેમની ગેરસમજ છે. ધારાસભાની ચુંટણી થયા પ્હેલાં માત્ર બે ત્રણ માસ અગાઉ સ્ત્રીઓની છૂટનો કાયદો પસાર થયો. એટલે કંઇ પણ તૈયારી કરવાનો સમય રહ્યો નહિ. ધારાસભામાં ઉમેદવાર થનારને પોતાના મત એકઠા કરવા માટે બહુ આગળથી પ્રયાસ કરવો પડે છે. ઘણા વખતથી કામ કરનાર અને જાણીતા થએલા પુરૂષોની સામે સ્ત્રીઓ થોડા સમયમાં ઉભી થાય તો તેઓ જરૂર નિષ્ફળ નીવડે. તેથીજ કોઇ સ્ત્રી ઉમેદવાર તરીકે બહાર પડી નહિ વળી મુંબાઇ ઇલાકામાં કેળવાયલા પુરૂષો કરતાં કેળવાયલી સ્ત્રીઓની સંખ્યા ઘણીજ ઓછી છે. તેમાં પણ ઉચ્ચ શિક્ષણ પામેલી તો અત્યંત જૂજ છે. એટલે આ પ્હેલીજ ચુંટણી વખતે કોઇ બહાર પડે નહિ તેમાં નવાઇ જેવું કંઈ નથી. તેથી આપણે નિરાશ થવું જોઇએ નહિ. આ વખત નહિ તો આવતી વખતે પણ કોઇ સ્ત્રી ઉમેદવાર થશે. તેથી સ્ત્રીઓને ધારાસભામાં બેસવાનો હક મળવો જોઇએ એ સિદ્ધાંત કંઇ ખોટો ઠરતો નથી.

**બાળ—રક્ષણનો કાયદો.**

સાધારણ રીતે નાના છોકરાંઓના વાલી તેના માબાપ કે તેઓ ન હોય તો તેના અંગત સગા હોય તે અથવા તો પછી માબાપે તે લોકોને જેમના હવાલામાં સોંપ્યા હોય તે લોકો વાલી ગણાય છે. પણ ધારો કે કોઈ છોકરાંઓને તેવું કોઈ ન હોય અથવા તો હોય તો એ છોકરાંઓનું હિત સમજતાં ન હોય તો તેવા છોકરાંઓના રક્ષણ માટે એક કાયદો સરકારે ૧૯૨૪ માં પસાર કર્યો હતો. આ કાયદાથી ખરાબ વાતાવરણમાં ઉછરતા છોકરાંઓને તે લોકોના હિતની ખાતર ત્યાંથી બહાર લઈ જઈ કોઇ સારી સંસ્થાને સોંપી શકાય, તેમજ આવા છોકરાંઓ કાયદાનો કંઈ ગુનોહ કરે તો તેમના ઉપર અદાલતમાં કામ ચલાવવાની તથા શિક્ષાના સ્થળની પણ અલાયદી ગોઠવણ કરવી, તેમજ આ કાયદાથી રસ્તામાં ભીખ માંગતા તથા વેશ્યાવાડ કે એવી ખરાબ જગ્યાએ જ ઉછરતાં છોકરાંઓના વાલી અથવા તો જે તેમને ત્યાં લઇ ગયું હોય તેના ઉપર કાયદેસર કામ ચલાવી શિક્ષા કરાવી શકાય. આ કાયદો તો પસાર થઇ ગયો હતો પણ હજી સુધી તેને મુંબાઈમાં અમલમાં મૂકવામાં આવ્યો નથી. ગયા જુલાઇ મહિનામાં મુંબાઈની જુદી જુદી સંસ્થાઓ જે બાળરક્ષણમાં રસ લેછે તેના આશ્રય હેઠળ એક જાહેર સભા

બોલાવવામાં આવી હતી. આના જવાબનાં ગયા સપ્ટેમ્બરમાં સરકારે એક સભા બોલાવી હતી. જેમાં એ કાયદાને અમલમાં મૂકવા માટે એક જુદીજ સંસ્થા સ્થાપવાનું નક્કી કરવામાં આવ્યું હતું અને તેના કમિટિના સભાસદો તરીકે મુંબઇના જાણીતા શહેરીઓનાં નામ મૂકવામાં આવ્યા છે. આ ઉપરાંત નાના છોકરાઓ ઉપર કામ ચલાવવા માટે જુદી અદાલતો સ્થાપવાનું પણ નક્કી કરવામાં આવ્યું હતું અને તે ઉપરાંત નાના છોકરાંઓ ઉપર કામ ચલાવતી વખતે એક મેજીસ્ટ્રેટ અને એક સ્ત્રી. જે. પી. એ બે ન્યાય કરે એવો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો.

સરકારે આ વખતે લોકો સાથે સહકાર કરીને કામ કરવાનું નક્કી કર્યું છે એ બહુ જ સારૂં કર્યું છે. કારણ કે આવાં કામોમાં અમે નથી ધારતાં કે લોકોના પૂર્ણ સહકાર સિવાય કંઇ પણ થઇ શકે. છોકરાંઓને માટે જુદો જ ન્યાય કરવાનો ઠરાવ કર્યો છે તે યોગ્ય જ છે કારણ કે અવળે માર્ગે ચઢેલા છોકરાંઓને ફક્ત સખ્ત ન્યાય કરતાં દયા અને સહાનુભૂતિની બહુ જરૂર છે નાની ઉંમરના ગુનેહગારો તરફ દયા રાખવામાં આવે તો જરૂર તેઓ સુધરે. બાળરક્ષણનો કાયદો અમલમાં મૂકવા માટે જે સંસ્થા સ્થાપવામાં આવે છે તેને લોકો તરફથી સહાનુભૂતિ તથા પૈસાની મદદની ઘણી જરૂર પડશે. નાના છોકરાંઓ તે ભવિષ્યના નાગરિકો છે. કમનસીબે ખરાબ સંજોગોમાં જન્મેલા કે ખરાબ સંજોગોમાં પછીથી આવી ગએલા છોકરાઓ સારા નાગરિકો ન જ થઇ શકે એમ તો છે જ નહિં. તો તે લોકોને સારી રીતે જીવવાનો, કેળવણીનો બીજાં છોકરાંઓ જેટલોજ હક્ક છે. તે બાળકો તે આપણા જ બાળકો છે. દુઃખી બાળકોને મદદ કરવી એ આપણા સર્વની મોટામાં મોટી ફરજ છે તો બાળરક્ષણના કાયદાને અમલમાં મૂકવામાં મદદ કરવા માટે જે સંસ્થા સ્થાપવામાં આવી છે તેને આપણે દરેક રીતે મદદ કરવી જોઇએ.

**આપણા મહાજનો.** કાઠિયાવાડમાં બીલખામાં એક યુવાન વિધવાએ તેનીજ જ્ઞાતિના એક યુવાન સાથે પુનર્લગ્ન કર્યું. લગ્ન થયું તે વખતે સાધારણ ખળભળાટ સિવાય કંઇ કરવામાં આવ્યું નહિ થોડા વખત પછી તે પુનર્લગ્ન કરેલી સ્ત્રીને ગર્ભ રહ્યો ત્યારે તેજ જ્ઞાતિના ત્યાંના મહાજને એ બંને સ્ત્રી પુરૂષ ઉપર દબાણ કરાવી તે લોકોનું લગ્ન તોડાવી નાંખ્યું અને તે સગર્ભા સ્ત્રીને તેને પહેલે સાસરે મોકલી દેવામાં આવી. મહાજનના આ અવિચારી પગલાંનો અર્થ શો ? જો મહાજનને આવી જાતનું લગ્ન પસંદ નહોતું ( જો કે લગ્ન કરવું કે ના કરવું એ વ્યક્તિગત સવાલ છે) તો તે લગ્ન પહેલેથીજ અટકાવવું હતું મહાજન તો જ્ઞાતિમાં વ્યવસ્થા અને હિત સાચવવા સ્થપાએલું હોય છે. પેલી વિધવા અને પેલા યુવકે ગુપ્ત વ્યભિચાર ન કરતાં ખુલ્લી રીતે લગ્ન કર્યાં તે તોડાવવામાં એ લોકોએ જ્ઞાતિનું કયું હિત સાચવ્યું ? લગ્ન એ લોકોએ તો તોડાવ્યું પણ પેલું બાળક જન્મશે તેનું શું ? એ વિધવાની સમાજમાં સ્થિતિ શી ? એ જ્ઞાતિમાં જે કોઈ સમજુ માણસો હોય તેમની ફરજ છે કે એ મહાજનનું પગલું રદ કરાવી પુનઃ એ લોકોના લગ્નને કાયદેસર ગણાવવા મહાજન અથવા તો જ્ઞાતિનું હિતચિંતક મંડળ એવું જોઇએ કે જે જ્ઞાતિનું હિતાહિત લક્ષમાં લઇ જ્ઞાતિની પ્રગતિમાં પણ પાછું ન પડે.

થોડા વખત ઉપર મદ્રાસમાં એક જાણવા જેવો કીસ્સો બન્યો છે.

**સ્ત્રીનું સ્થાન.** એક સગીર છોકરીના ભાઇએ તેને પોતાના હવાલામાં સોંપવા માટે મદ્રાસની હાઇકોર્ટમાં અરજી કરી હતી. હકીકત એમ હતી કે તે છોકરી તે અરજી કરનારની બ્હેન હતી તે છોકરીને ગયા જુનમાં એક નરસિંહ સાથે પરણાવવામાં આવી હતી અને લગ્ન પછી છોકરી પોતાના પતીને ઘેર તેને ગામ ગઇ હતી. પરણ્યા પછી ભાઇ ઉપરના બ્હેનના કાગળો કે કંઇ ખબર આવી નહિં. ખબર કાઢતાં પહેલાં એમ કહેવામાં આવ્યું કે તે નિઝામના રાજ્યમા તેના પતિ જોડે હતી. ભાઇએ ત્યાં બધે ખબર કાઢી પણ બ્હેનનો કંઇ પતો લાગ્યો નહિં. પણ પછી ખબર કાઢતાં પતો લાગ્યો કે તે છોકરી સુતનાંપલ્લીમાં એક બલપ્રસાદને ઘેર હતી. છોકરીના સગાં ત્યાં ગયા ને તે છોકરીને તેના ભાઇને ઘેર મોકલવા

કહ્યું પણ તે છોકરી માંદી હતી તોપણ પેલા બલ પ્રસાદે નાજ કહી કારણ તે છોકરીના પતિએ તેની પાસેથી રૂ ૫૦૦ લીધા હતા ને તેને બદલે તે છોકરીને તેના પતિએજ ઘરેણે મુકી હતી. હઈ કોર્ટના જજે તો તે બલપ્રસાદ ઉપર નોટિસ મોકલી છે. આપણે સ્ત્રીઓ માટે ધારાસભાના હક મેળવ્યા. પણ સમાજમાં હજી સ્ત્રીઓની સ્થિતિ અધમ છે,એક અચેતન વસ્તુ જેવી છે તે સુધારવા માટે સતત પયત્ન કરવાની જરૂર છે. ઉપરના દાખલા ઉપરથી તો જણાય છે કે પેલા માણસ નરસિંહે જેમ કોઈ મણાસ પૈસા માટે પોતાનું ઘર કે ઘરેણાં કે કંઇ વસ્તુ ગીરો મૂકે તેમ તેની સ્ત્રી રૂ. ૫૦૦ માટે ગીરો મુકી. આ માટે આપણે સ્ત્રીઓને પોતાનેજ જગાડવાની જરૂર છે. અને તે માટે તે લોકોને કેળવણી આપવાની જરૂર છે. સ્ત્રીઓને પોતાને જ જ્યારે પોતાની અધમ દશાનું ભાન નહિં થાય ને પુરૂષોની જુલ્મી સત્તા સામે વિરોધ નહિં કરે ત્યાં સુધી સ્ત્રીઓનું સ્થાન કંઇ સુધરશે નહિં. માટે બ્હેનો, ત્હમારી છોકરીઓને કેળવો, તેમનું સમાજમાં સ્થાન કયાં છે તે સમજવાને તેમને તક આપો.

**દક્ષિણમાં દેવદાસીઓ.**

દક્ષિણમાં દેવદાસીઓની સંસ્થા ઘણી જુની છે અસલના વખતમાં દેવમંદીરની સેવામા કેટલીક સ્ત્રીઓ પોતાની આખી જીંદગી વ્યતીત કરતી. પાછી તો આવી સ્ત્રીઓની એક જુદી જ જાત થઈ ગઈ. હાલમાં તે લોકોનાં જીવનમાંથી ઘણે ભાગે જુનું ધાર્મિક અંગ નીકળી ગયું છે ને તે લોકો નૈતિક અધોગતિએ પહોંચી છે. એ લોકોની સ્થિતિ સુધારવાની અવશ્ય જરૂર છે. તેથી લેડી સદાશીવ આયરે હિંદ મહિલા સમાજ તરફથી એ કામ ઉપાડી લીધું છે. તેમનો વિચાર એ છોકરીઓને એમના નીચે પડેલા ધંધામાંથી બ્હાર કાઢી કાંઈ ધંધો શીખવી કમાઈ શકે તેમ કરી સારે માર્ગે ચઢાવવાનો છે જુના જમાનામાં આ દેવદાસીઓ હિંદની કલાઓ સાચવતી. ગાવાનું, ચિત્ર દોરવાનું વગેરે કામ એ લોકોને આવડતું.; પણ હવે એ બધું ભૂલવા માંડી છે. તો તે દેવદાસીઓને કેળવણી આપી જુની કલાઓ પાછી જાગૃત કરવાની પણ લેડી સદાશીવ આયરની ઇચ્છા છે. આ પણ બહુ સ્તુત્ય છે. હિંદમાં અસલમાં ધાર્મિક કારણે નીકળેલી ઘણી સંસ્થાઓ એવી છે કે તેમાં અત્યારે એટલો સડો હોય છે કે તેનું ધાર્મિક અંગ હયાત જ ન રહ્યું હોય મુંબઇમાં વૈષ્ણવ મહારાજો વગેરેની જીંદગી વિષે આપણે હંમેશ સાંભળીએ છીએ. ધાર્મિક ઓથની નીચે કેટલા કુકર્મ થાય છે. બધાનો સત્વર સુધારો કરવાની જરૂર છે. નહિં તો એ જુની સંસ્થાઓનો સમુળગો નાશ જ થશે. જ્યાં નૈતિક બળજ ન હોય તે સંસ્થા ધાર્મિક કહેવડાવવા માગતી હોય તો પણ કેટલો વખત ટકશે ?

## કાચબાનું આયુષ્ય.

શ્રી પ્રભુએ કૂર્માવતાર ધર્યો. તો એના કૂર્મના આજના વંશજો થોડું ઘણું પણ પ્રભુત્વ કેમ ન દાખવે ? સેન્ટ હેલીનામાં નેપોલીઅન કેદ હતો ત્યારે જે કાચબાની સાથે તે ગેલ કરતો તે કાચબો હજુયે હેલીના ટાપુ ઉપર જીવે છે. વી. ઇ. જી. બોલેન્જર કહે છે કે બધા પ્રાણીઓમાં કાચબો સૌથી વધારે લાંબુ જીવન ભોગવી શકે છે. વિંગ મ્યુઝિયમમાં કેટલાક સાડા પાંચસો રતલી કાચબાઓ છે, તે પૂરાં ૨૦૦ વર્ષના છે અને હજુ ૧૦૦ વર્ષ સુધી જીવી ૩૦૦ વર્ષને અંતે પ્રભુના ધામમાં સીધાવશે એમ અથંગ પ્રાણીશાસ્ત્રીઓનું કહેવું છે. પિટરબરોના ખ્રિસ્તી મઠમાં એક કાચબો છે. તેને ૨૨૦ વર્ષથી એ મઠના ઉતરોતર પાદરીઓ રમાડતા ને પાળતા આવ્યા છે.

શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ.



વાર્ષિક સ્નેહ સંમેલન—નવેમ્બર ૧૯૨૯.




# ખોળશો મા!

લેખક: રા. ચન્દુલાલ પુરુષોત્તમ મ્હેતા.

ખોળશો મા! કોઇ ખોળશો મા!
દીનબન્ધુ પ્રભૂને કોઇ ખોળશો મા!

અન્તરને પ્રશ્નં કરી પૂછી જૂઓ એટલું:
ઘટઘટનો વ્યાપી વિભૂ દૂર છે ક્યાં ?
દીનબન્ધુ પ્રભૂને કોઇ ખોળશો મા!

પ્રભાતના પ્રકાશમાં ને અંધારી રાતમાં:
સ્થળ-જળનો વાસી જરી દૂર છે ના!
દીનબન્ધુ પ્રભૂને કોઇ ખોળશો મા!

ચન્દ્રને સૂર્ય જેની તેજસ્વી આંખ્યો:
અણુ-અણુંમાં વ્યાપી રહ્યું નૂર છે હાં!
દીનબન્ધુ પ્રભૂને કોઇ 'ખોળશો મા!

આપ્યો આત્મા ને જેણે દાન દીધાં દેહનાં:
એ અન્તર્યામી તો હજૂર જ્યાં-ત્યાં!
દીનબન્ધુ પ્રભૂને કોઇ ખોળશો મા!



# ' વાસન્તી '
## યાને
## વિધવાનો વિલાપ

પ્રયોજક: રા. " પુષ્પ. "

[ પરણ્યા પછી બીજેજ વર્ષે વિધવા થયેલ સોળ વર્ષની બાળા સાસરા અને પિયરથી કંટાળી રાત્રિને સમયે સાસરેથી છાનામાના ન્હાસી પોતાની એક પ્રિય બાલ્યસખીને ત્યાં હૃદયના ઉભરા ઠાલવવા આવે છે. દ્વાર ઠોકાય છે. ]

પાત્રો.

વાસન્તી...દુઃખી બાલવિધવા — વિમળા...વાસન્તીની પ્રિય સૌભાગ્યવતી બાલ્યસખી.

વિમળા–કોણ છે ?

વાસન્તી–કોઇ નહિ.દ્વાર ખોલો. એ તો હું. (વાસન્તી દીપક લઇ નીચે ઉતરે છે. દ્વાર ખોલે છે. દીપકના પ્રકાશમાં વાસન્તીનું મુખ નિહાળી ઓળખે છે.)

વિમળા—( સાશ્ચર્ય ) કોણ ? સખી વાસન્તી ? તું ? આટલી મોડી રાત્રે અહીં ?

વાસન્તી—હા ! વિમળા ! હતભાગીની વાસન્તી તે આ જ.

( બેઉ ઉપર જાય છે. )

વિમળા—( વિધવા વેશ જોઇ. ) વાસન્તી ! આટલી ન્હાની વયમાં ત્હારી આ શી દશા ? શિવ ! શિવ ! શિવ ! કહે તું અત્યારે ક્યાંથી અને શા માટે અત્રે આવી છે ?

વાસન્તી—સાસરેથી.

વિમળા—શા માટે ?

વાસન્તી—તે બધુંય તું સાંભળી લે. ત્હારી આગળ આજ હૃદયનો છેવટનો દાબી રાખેલો ઉભરો ખાલી કરવાજ હું આવી છું.

( હરિગીત )

રે ! તેર વર્ષે લગ્ન લીધાં માત તાતે માહરાં,
ને ચૌદમે વર્ષે સિધાવી સાસરે વાસન્તી આ.
એ વર્ષમાં સ્વામી તજીને વૃદ્ધ પરલોકે ગયા,
તે દિનથી મ્હારા નસીબે આંસુડાં ભરવાં રહ્યાં.
(આંખમાંથી દડદડ આંસુ ચાલ્યાં જાય છે.)

વિમળા—( ગદ્‌ગદ્ કંઠે. )—બ્હેન ! ન રડ. પણ ! પછી ત્હેં સાસરૂ શા માટે તજ્યું ?

વાસન્તી—ત્યારે શું કરૂં ?

હરિગીતઃ—

પ્રમદા પતિહીનનું જીવન ! જાણે જગતમાં ધૂળ છે
સ્વામી વિનાની સુન્દરી ! સહુના નયનની શૂળ છે
વૈધવ્ય ! વ્હાલાંઓ સહે વૈરી થવાનું મૂળ છે
સંસારીઓના સ્નેહ! ઉપલકીઆ!ન સાચા સ્થૂળ છે

વિમળા—વસ્તુતઃ એમજ છે.

વાસન્તી—( હરિગીત )

સ્વામીથી સાસરવાસમાં બે આંખની પણ શર્મ રહે,
પણ સ્વામીહીન સ્ત્રી શ્વાન પેરે શ્વસુરગૃહમાં હડહડે.

મંદાક્રાન્તાઃ—

સાસુ બાળે ! હૃદય, બોલી, નેસ પગલાં વહૂનાં,
ન્હાની નણંદ, અઘટતું વદે, શબ્દ-બાણો અહાહા!
બાળેવેશે ! કમનસીબ મ્હેં ! કાન્તનો ભક્ષ કીધો,
નિર્દય કાળે ! રંડાપો દઇ ! ખૂંચવી પ્રેમ લીધો.

અનુષ્ટુપઃ—

પતિ-મૂર્ત, પતિ-પૂજા...પતિ-ધ્યાન પછીધરૂં,
સુ-વિધવા-વ્રત ઉમંગે હું...વસ્ત્ર સાદા ધરી ફરૂં.

ભુજંગીઃ—

ગૃહ-કાર્ય હું એકલી સર્વ કરતી,
પતિદેવને નિત્ય એકાન્ત સ્મરતી.
કલા ધર્મ વિધવા તણા પાળતી તે,
સતી ! દેવીના પુસ્તકો વાંચતી જે.

ઉપજાતિઃ—

નણદી નઠારી...મ્હને રોજ લઢતી,
સ્વામી ગયે...હાય ! સાસુય વઢતી.
ભારે પડી સર્વને...સાસરામાં
મહિયર વળાવી...પિતુ-આશરામાં.

વિમળા—ચાલો ! એ પણ ઠીક થયું. માતાપિતાએ તો ત્હને પ્રેમથી બોલાવી હશે ?

વાસન્તીઃ—નહિ બ્હેન ! બધુંએ થોડા દિવસ. ભાઇ ભોજાઇઓને એક વિધવા બ્હેન પાળવી પણ ભારે પડી. રોજ ઉઠીને મ્હારે માટે ઘરમાં કજીઆ-કંકાશ અને તકરારો થવા લાગી. માડી જ્યારે મ્હારો પક્ષ કરતી, ત્યારે ભોજાઇઓ અને ભાઇઓ મ્હારા ઉપર વાક્-દાનનો વરસાદ વરસાવવામાં કશું બાકી ને રાખતા. હરહમેશની આ પ્રજ્વલિત હોલીથી ખીજવાઇને મ્હારા વૃદ્ધ પિતા એક વાર સક્રોધ બોલી ગયા કે..." વાસન્તી ! મરતીયે નથી અને સુખે જંપવા...ઠરીને ઠામ બેસવાયે દેતી નથી. સાસરે ન સમાઇ. ત્યારે પીએર આવી. અને ત્યાંય હોળી પ્રકટાવી. સુખના જીવોને દુઃખમાં નાખ્યા. કમનસીબ તે કે'વી ?"

વિમળા—અરેરે ! છેક આ'વું ?

વાસન્તી—હા ! સખી ! હા ! એ'માં નવાઇ જેવું કશુંય નથી. આ કળીયુગમાં અત્યારે સેંકડે સિત્તેર ટકા હિન્દુઓને ઘેર આવુંજ બને છે. પિતાના બોલેલા બોલ મ્હને કારી ઘા જેવા લાગ્યા. મ્હે બીજેજ દિવસે મહિયર તજ્યું. સાસરામાં ટોણા ટપલાં ખાઇ રહીને કાળ નિર્ગમવો સારો ! પરન્તુ પીએરમાં માતાપિતાને ભાર રૂપ થઇ પડવું ખોટું !

વિમળા—અને પછી ત્હને સાસરે સંઘરી કે ?

વાસન્તી—શાના ? આંગણામાં પગ મુકતાંજ મ્હને શ્રી શારદાના સ્વસ્તિવાચક શબ્દોથી વધાવી લેવામાં આવી. એક નોકરડીની માફક હું ઘરનું તમામ કામકાજ કરતી, અને રહ્યુંસહ્યું ટાઢું ધાન્ય ખાઇ આંસુ પાડી અળખામણી જીંદગાની જેમતેમ પૂરી કરવા ઇચ્છતી. બ્હેન ! વિમળા ! **હિન્દુ સંસારમાં અનાથ વિધવાઓની આવી કંગાલ અને કરૂણ દશા છે. આથી કેટલીએ આર્ય વિધવાઓ, પવિત્ર આદર્શ વૈધવ્ય વ્રતનું પાલન કરવાને બદલે આડે માર્ગે જાય છે ! એમાં કોનો દોષ ? મરવાની અણી ઉપર આવેલાં વૃદ્ધાને અને અણસમજુ એવા બાળકોને વયમાં આવેલ પુત્રી પરણાવતાં માબાપે પુત્રીની ઇચ્છા પ્રથમ જાણવી જરૂરની છે. પોતે પૈસાનો પ્રેમ ત્યાગી પુત્રી-પ્રેમ વ્હાલો કરી પુત્રીનું**

સુખ પ્રથમ વિચારવું જોઇએ. બ્હેન ! હિંદુ સમાજમાં પવિત્ર, આદર્શનીય, વૈધવ્યવ્રતનું પાલન કરવા સાસરે યા મહિયરે કયાંયે સંજોગજ કયાં છે ? વિધવાઓનો વધારો બાળલગ્ન અને વૃદ્ધલગ્નને પરિણામે છે, અને વિધવાઓનો અનાચાર તેમના ઉપર ચલાવવામાં આવતી અસહ્ય નિર્દયતા ઉપર છે.

ધર્મ કર્મથી કેળવો ! દ્યો વિધવાને બોધ !
નિરાધાર નિઃહાસ્ય પર ! કરવો ઘટે ન ક્રોધ.
પાળો ! પોષો ! પ્રેમથી, આ હિન્દુ સંસાર !
સમજાવો આદર્શ શા ? વિધવાના આચાર.

પરન્તુ એ બધું કયાં છે ? અમારા આંસુની કો'ને પડી છે ? અનીતિને પંથે પ્રયાણ કરતી વિધવા, કૂળને કલંકીત કરે છે. તે દોષ તેમનો પોતાનો નહિ પરન્તુ સમાજનો છે. કારણ ? તેમના પ્રતિ ચલાવવામા આવતું ક્રૂર-નિષ્ઠુર વર્તન તેમને તેમ કરવા ફરજ પાડે છે.

વિમળા—ત્યારે ત્હને પુનર્લગ્ન કરવું કેમ ન ગમ્યું ?

વાસન્તી—એક તો ન્યાતનો ધારો નથી. અને બીજી વાત એ છે કે મ્હને એ પસંદ નથી. પુનર્લગ્નનો અધિકાર અસંયમી બાલિકાઓને, અને અક્ષતયોનીની વિધવાઓનેજ છે. મ્હેં તો બે વર્ષ સ્વામી-સ્પર્શ અને સંસર્ગમાં ગાળ્યાં છે. તેમજ આદર્શ વિધવાના શા શા ધર્મો છે તે હું આપણા પ્રાચીન ધર્મશાસ્ત્રોમાંથી ભણી છું.

વિમળા—તે કયા ?

વાસન્તી !—સાંભળ-

( શાર્દૂલ વિક્રિડિત )

સાદુ અંગે વસ્ત્ર શ્વેત ધરવું
એકે અલંકાર ના,
સાદુ ભોજન એક વાર કરવું
પય ને ફળાહાર હા.
સુવું શય્યા પર ન ઉચ્ચ ! નીચે,
નિદ્રા ભૂમિએ સદા,
સ્મરવા સ્વામી દેવ અંતર વિષે
એ ધર્મ વિધવા તણા.

પુનર્લગ્નમાં હું પાપ સમજુ છું. મારી મનોવૃત્તિને હું રોકી શકું છું. સંયમ ધારી શકું છું. વિષય-વાસનાને સન્માર્ગે વાળી શકું છું. ઇન્દ્રિયનિગ્રહ કરવો મ્હને અતિ કઠિન નથી જણાતો. શિયળધનની મન માનતી લ્હાણી કેવળ ક્ષણિક સુખને માટે કરી વાર-યોષિતાની પેઠે એકજ જન્મમાં બે ચાર પતિઓ બદલવા એ મ્હને તો મુદ્દલ રૂચતું નથી. એથી તો લાખ દરજ્જે હું જીવનભર કામાર્યવ્રતને વધુ પસંદ કરૂં ! બ્હેન સ્વ. કવિ કલાપી નથી કહી ગયા શું ?

" છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન ! સૌભાગ્યથી કંઇ ! "

હિન્દુસંસારમાં કમભાગ્યે કરી હું આ હાલતે મૂકાયલી છું. છતાં સતી નહિ તો હવે મ્હને એક આદર્શ-આર્ય-બાલવિધવા તરીકે જીવન ગાળવા હોસ છે ? બોલ તું મ્હને રાખી શકીશ ? સમાજ કે જ્ઞાતિ પછી ગમે એમ બોલે ?

વિમળા—જરૂર ! મ્હારી બાલ્યસખી વાસન્તી ! એક સગી બ્હેન ગણીને ! સુખેથી રહે ! આ ઘર તારૂંજ છે.

વાસન્તી !—આહા ! બ્હેન ! તું દેવી છે.
( બન્ને ભેટી પડે છે. )

(સંપૂર્ણ)




અલી ! ઉભી રહેને સરિત સુન્દરી રે લોલ,
ત્હને પુછું મધુરી ! એક વાતડી રે લોલ,

હેત ભીનું હૈયું તે સખી ! ખોલજે રે લોલ,
ત્હારા અંતરની વાત મીઠી ! બોલજે રે લોલ,

સખી ! વસમી વગડાની આ વાટડી રે લોલ,
તેમાં વસવું ત્હારે દિન રાતડી રે લોલ,

સખી ! ત્હારા તે દેહની કુંળી કળી રે લોલ,
તેમાં કંટકની કટુતા કયાંથી ભળી રે લોલ ?

સખી ! ડગલે ડગલે તે લાગે થાકડી રે લોલ,
તોયે કોને કારણ વીંધે વાટડી રે લોલ ?

સખી ! દિવસ ને રાત ત્હારાં દોડવાં રે લોલ,
કહે કોને કારણ સુખ છોડવાં રે લોલ ?

સખી ! દીસે તું તો વિજોગણી રે લોલ,
કહે કોની પાછળ બની જોગણી રે લોલ ?

હારા વ્હાલમની વાટ તું શું જાણતી રે લોલ?
અલી ! અણદીઠે પન્થ કયાં પ્રમાણતી રે લોલ ?

વાટ ભૂલ્યાની બ્હીક નહિ લાગતી રે લોલ,
અમર આશાએ આમ તેમ ભાગતી રે લોલ,

ત્હારા જીવનમાં આશ સખી ! કૈં ભરી રે લોલ,
એની પૂર્તિની આશ ત્હેં હશે ધરી રે લોલ,

સખી ! કોને માટે તલસી રહી રે લોલ ?
ત્હારા સ્નેહની સરિત છલકી રહી રે લોલ,

ત્હારા દિલના તે દેવ સખી ! કોણ છે રે લોલ ?
એની ઓળખના શા શા એંધાણ છે રે લોલ ?

* * *

"એનાં ઘેરાં ગંભીર ગાન ગાજતાં રે લોલ,
સુણી ઉંડા સંદેશ લોક રાચતાં રે લોલ,

એની વ્હાલપનું નીર સખી ! છલકતું રે લોલ,
એનું મુખડું મધુર મીઠું મ્હલકતું રે લોલ,

ઉંચે ઉંચે ચ્હડીને વાટ નીરખતા રે લોલ,
એની સરિતાને ભેટવા એ તલપતા રે લોલ,

આવે સામે સરિતને વધાવવા રે લોલ,
એના ઉરમાં ઉર વ્હાલીનું શમાવવા રે લોલ.

સખી ! એવા રસિક મ્હારા કંથ છે રે લોલ,
કહે, વિકટ પછી શા આ પન્થ છે રે લોલ ?

હવે જઉં છું બ્હેની ! હું બહુ રહી રે લોલ, "
એવું કહીને એ સુન્દરી ચાલી ગઇ રે લોલ.

# આપણી સ્ત્રીઓની સામાજીક સ્થિતિ

લેખિકાઃ સૌ. કુસુમ દલપતરામ ભટ્ટ.

'નરજાત કદી સુખી હશે અહિં
મ્હાલતીજ સ્વચ્છંદથી,
પણ નારીને રોવા વિના નહિ
કર્મમાં બીજું કંઇ (!)'

**આ**પણા દેશમાં જેને જન્મમાં સ્ત્રીદેહ મળે તેના પુરા ભોગ! સ્ત્રીઓની સ્થિતિ આંહિ એટલી ખરાબ છે કે, જો કોઇને આપણે કમનસીબ કહી શકીએ તો સ્ત્રીને તો જરૂર કમનસીબ કહેવી પડે. આંહિ તો નારીજાતિ માટે માનજ નથી. ' પરમેશ્વર ' પોતે દસ દસ અવતાર લઇ જન્મ્યા પણ એકેવાર નારીદેહ ધારણ ન કર્યો! એકાદ વાર સ્ત્રીરૂપે અવતર્યા હોત તોય સ્ત્રીનું કાંઇક માન થાત. આપણામાં તો ' પુરૂષ ' એજ ખરો! સ્ત્રી તો ' પ્રકૃતિ ' રૂપ! માયાનું મૂળ! સ્ત્રીજાતનો આપણામાં અર્થજ ઉંધો થવા પામ્યો છે.

તત્વજ્ઞાન જેવા નિષ્પક્ષપાત ગણાતા વિષયમાં પણ આપણામાં નરજાતિ કરતાં નારીજાતિનું સ્થાન ઉતરતું સ્થાપવામાં આવ્યું તેની માઠી અસર બધી દિશાઓમાં ફેલાયલી જોવામાં આવે છે. આપણા સાહિત્યમાં પણ સ્ત્રીને માટે ઉંચો અભિપ્રાય બહુ ઓછો માલમ પડે છે. ' यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । '—એવાં વાક્યો તો માંડ ગણ્યાં ગાંઠયાં હોય તો! બાકી સ્ત્રી નિન્દાનો તો હિસાબજ નહિ! પુરૂષને પતિત કરનાર જાણે સ્ત્રીજ કેમ હોય તેમ સ્ત્રી નિન્દાનો આપણે પારજ રહેવા દીધો નથી!:-

'आवर्तः संशयानामविनयभवनं
पत्तनं साहसानां
दोषाणां संनिधानं कपट
शतमयं क्षेत्रमप्रत्ययानाम् ।
स्वर्गद्वारस्य विघ्नं नरकपुरमुखं
सर्वमायाकरण्डं
स्त्रीयन्त्रं केन सृष्टं विषममृतमयं
प्राणिनामेकपाशः ॥'

( સંશયનો આવર્ત, અવિનયનું ભવન, સાહસોનું નગર, દોષનો ભંડાર, સેંકડો કપટનું સ્થાન, અવિશ્વાસનું ક્ષેત્ર, સ્વર્ગદ્વારનું વિઘ્ન, નરકપુરનું મુખ, સઘળી માયાનો કરંડીઓ, અંદર વિષસમાન, બ્હાર અમૃતસમાન, અને પ્રાણિઓના મુખ્ય બંધનરૂપ સ્ત્રીરૂપી યન્ત્ર કોણે બનાવ્યું હશે? )

ભતૃહરિ જેવાની કલમમાંથી આવા શ્લોકો નિકળે અને બીજે ઘણે ઠેકાણે પણ સ્ત્રી નિન્દાના અધ્યાયના અધ્યાય ભર્યા હોય તે કેટલું દુઃખારપદ!

સ્ત્રી-કેળવણી પરિષદ-મુંબાઇ.



પ્રમુખસ્થાને સૌ. સરોજિની નાયડુ. સ્વાગત-સભાના પ્રમુખ લેડી ધનબાઈ કાવસજી જહાંગીર સ્વાગત-ભાષણ આપે છે.

સ્ત્રી નિન્દા તે આપણામાં ' ઉપદેશ ' રૂપે મનાય !:-'न स्त्री स्वातन्त्र्यं नर्हति!', अबला यत्र प्रबला...नहि नहि तत्र धनाशा, जीवनाशापि दुर्लभा भवति!', ' રાજા, રમણી, ઘરનો સોની વિશ્વાસે નવ રહીએજી, ' ' મુવો, જે વનિતાવશ હવો, ' 'નારી નર્કનું દ્વાર છે, નારી છે વિષપાન,' ' સ્ત્રીની બુદ્ધિ પાનીએ, ' ' કનક અને કાન્તાથી ચેતવું ' વિ-વિ. સ્ત્રી જાતને માટે કેટલો હલકો અભિપ્રાય ! એકજ જાતનાં પ્રાણિથી એકજ રીતે ઉત્પન્ન થયેલાં સંતાનોમાં જાતિભેદને લઇને આવડું મોટું અંતર રાખવામાં આવે તે ખરેખર હરકોઇ ન્યાયબુદ્ધિને સુગ ચડાવે તેવુંજ છે. કદાચ આવી શિખામણોની જરૂર પણ પડી હશે. પણ તેનું કારણ સ્ત્રીજાતને એવી દશામાં આણી મૂકી તેજ છે. સ્ત્રીને તો કામદેવના પ્રતિનિધિ રૂપજ માની લેવામાં આવે ત્યાં કેટલી બધી ગેરસમજ પ્રવર્તી રહેલી હોવી જોઇએ ! કોઈ ઋષિ તપ કરવા બેસે ને ઇન્દ્રને પોતાના ઇન્દ્રાસનની બીક લાગે ત્યારે તપનો ભંગ કરાવવા અપ્સરાઓ મોકલાય ! કેટલું કમકમાટી ઉપજાવે તેવું છે ! પુરૂષને કામવશ ન થવું એવી શિખામણ આપવામાં પણ સ્ત્રીવિરૂદ્ધ ચેતવણી આપવામાં આવે ! બ્રહ્મચારીને ' સ્ત્રી-ચરિત્ર ' થી ભૂલાવામાં ન પડવાની શિખામણ આપવાની જરૂર પડે ત્યાં સ્ત્રીનો અર્થ શું કરવામાં આવતો હશે એ કલ્પતાં દાનતંતુઓમાં ઝણેણાટી બોલી જાય તેવું છે. મને તો, સ્ત્રીનો આવો અર્થ કર્યો હોવાને લીધે, મહાન ગણાતા એવા ઉપદેશકો પ્રતિ માન ઓછું થવા પામ્યું છે ! જ્યાં શાસ્ત્રોમાં સ્ત્રીઓએ તો પતિને પરમેશ્વર માનવાનો અને પતિસેવામાંજ મુક્તિ માનવાની, પણ પુરૂષોએ તો સ્ત્રીને પોતાના બ્રહ્મચર્યમાં ભંગ પાડનાર અને પોતાને ભ્રષ્ટ કરનારી ગણવાની, ત્યાં સ્ત્રી વિષે સારા સંસ્કાર ક્યાંથી હોય ?

આવા સંસ્કારની અસર આપણી ભાષામાં પણ દેખાઇ રહે છે. ભાષા એ મનોવૃત્તિનું વ્યક્ત રૂપાંતર છે. એટલે આપણી ભાષામાંના શબ્દપ્રયોગ ઉપરથી આપણી મનોવૃત્તિ જણાઇ રહેશે. સ્ત્રીને માટે આપણામાં 'અબળા', 'કામિની', 'રમણી' એવા એવા તેની નિર્બળતાસૂચક અને મોહકપણસૂચક શબ્દો હોય; અને પતિ માટે 'ધણી', 'સ્વામી', 'નાથ' એવા એવા ઉપરીપણું સૂચવનારા શબ્દો હોય એ કેવી મનોવૃત્તિ દેખાડી આપે છે એ જોવું અઘરું નથી. મ્હને તો ' બૈરી,' ' વહુ, ' ' નારી, ' ' વનિતા, ' ' લલના, ' બ્હેયર. ' સાસુ, ' ' દેરાણી, ' ' જેઠાણી, ' ' નણંદ, ' વિ. વિ. સ્ત્રીના સમ્બન્ધદર્શક શબ્દોમાં પણ સ્ત્રીની દયાજનક નિર્બળતાની ગંધ આવી જાય છે ! સ્ત્રી અને પુરૂષ વચ્ચે આટલો બધો ભેદ પાડી નાખવામાં આપણે બેહદ અતિશયતા વાપરી છે. મને તો વાસ્તવમાં બહુજ ઓછો ભેદ દેખાય છે. સ્વાતંત્ર્યપ્રિય પ્રજામાં આપણા જેવો ભેદ અને આપણા જેવો શબ્દ પ્રયોગ ન હોય. અંગ્રેજીમાં જે ' Man ' ( મૅન ) અને ( Woman ), ( વુમન ) શબ્દો છે તે આ ભેદનો અર્થ ઠીક સમજાવે છે. ' Woman ' પણ ' Man ' તો છેજ; ફક્ત તેને વધારવામાં ' Womb ' ( વુમ્બ—ગર્ભાશય ) છે, ( Womb-man માંથી Woman થયું કહેવાય છે ) એટલોજ ફેર. સ્ત્રીને માતા થવાનું હોય છે એટલોજ ફેર. હવે આને લગતા શારીરિક બંધારણમાં પણ ફેરફાર હોય છેજ; તેમ સ્વભાવમાં પણ અમુક ફેરફાર હોય છેજ. પણ તે એટલી હદે તો નજ હોઇ શકે કે જેને લઇને સ્ત્રીને માટે સ્વતંત્ર વ્યક્તિતજ ન હોય. સ્ત્રીએ પુરૂષ પર પરતંત્રજ રહેવું એ વાત તો સારૂ દિલવાળા મનુષ્યને ગળે ઉતરે તેમ નથી.

આપણો શૃંગારરસ પણ આવાજ સંસ્કારથી ગંધાય છે. ઘણે અંશે તો તેમાં સ્ત્રીનાં જુદાં જુદાં અંગોના મોહકપણાના વખાણ જ જોવામાં આવે છે. આવો શૃંગારરસ ઉત્તમ પ્રકારનો નજ કહેવાય. શૃંગારરસના આવા ભાગને તો બિભત્સ કહેવાનું મને મન થઇ જાય છે.

સ્ત્રી વિષે આવો હલકો ખ્યાલ આપણામાં ઘણા કાળથી ચાલ્યો આવતો હોવો જોઇએ એમ માનવા કારણ મળી શકે છે. રામચંદ્રજી પતિ તરિકે આદર્શ ગણાય છતાં પણ, પોતાનું પવિત્રપણું જેમણે અગ્નિપ્રવેશ કરી સિદ્ધ કરી આપેલું એવાં સતી સીતાજીને તેમની સગર્ભાવસ્થા છતાં એક નજીવી લોકનિન્દાની બીકે વનમાં મોકલવાનું તેમને સૂઝ્યું એ આ વાતની સાક્ષી પૂરે છે યુધિષ્ઠિર જેવા ધર્મરાજ પણ, પોતાની ધર્મપત્નીને પણ હોડમા મૂકી હારી જવા એટલી હદે પ્હોંચે એ પણ એમજ દર્શાવે છે કે આપણામાં સ્ત્રીને વ્યક્તિગત સ્વાતંત્ર્યથી વંચિતજ રાખવામાં આવી છે. ન્યાયબુદ્ધિને આ કોઇ રીતે છાજેજ નહિ.

આપણી સ્ત્રીઓની પહેરવેશની રીત અને ઘરેણાં પહેરવા વિ. ની રીત પરથી પણ એમજ જણાય છે કે સ્ત્રી ઉપર અન્યાય જ ગુજર્યો છે. સ્ત્રીની પહેરવા ઓઢવાની રીતને આપણે જેમ બને તેમ મોહક બનાવવાની. શું જરૂર હતી? મધુરને તો બધું મંડનરૂપજ હોય. સ્ત્રીનો પહેરવેશ સ્ત્રીદેહને આકર્ષક બનાવવા હોય એ ભ્રષ્ટ મનોવૃત્તિ સૂચવે છે. વળી સ્ત્રીને સોનેરૂપે મઢવાનું કાંઇ કારણ? ગળામાં, કોણીએ, કાંડે, હાથે, પગે, આંગળીએ, જ્યાં જ્યાં પહેરાવી શકાય ત્યાં ત્યાં, સોનારૂપાના દાગીના પ્હેરાવી સ્ત્રીને ચિત્તાકર્ષક બનાવવાના પ્રયત્નો કરવામાં આવ્યા જણાય છે! એટલેથી પણ પૂરૂં નહિ થયું હોય તે બિચારીનાં નાક કાન પણ વીંધ્યાં! અને વીંધે વીંધે સોનાં લટકાવ્યાં! શરીરના જુદા જુદા ભાગો પર તીક્ષ્ણ પદાર્થ ભોંકી ભોંકીને ત્રાજવાં પાડયાં! દાંત રંગાવ્યા! લાંબા લાંબા વાળ રખાવ્યા! સ્ત્રીજાત બિચારી વિનયી, લજ્જાળુ અને ભોળી એટલે તેને અજ્ઞાન રાખી આ પ્રમાણે ઢીંગલી માફક શણગારી! આવી રીતના શણગારનું પ્રયોજન હું તો જરાયે જોતી નથી. જેને પુરૂષોને લોભાવવા હોય તેજ આમ કરે. પણ જેને સ્વમાનથી રહેવું હોય તે આમ શું કરવા કરે? સ્ત્રીઓ આમ ન પણ કરત. પણ તેને ભોળવવામાં આવી હશે. તેના લાંબા કેશમાં ને ચાંદલામાં, ને ચુંકમાં ને ચુડલીમાં સાભાગ્ય પેસાડી આપ્યું એટલે પતિપરાયણ પવિત્ર સ્ત્રીજાત માની ગઇ! સ્ત્રીઓ પોતેજ જો સ્વભાવથીજ શણગારની ખાસ શોખીન હત તો આટલેથીજ કેમ અટકે! આતો બધો શયનગૃહનો જ શણગાર છે! સોનું પહેરેલી સ્ત્રી પગે બળતી હોય છતાં ઉઘાડે પગે જ ચાલે, અને સારાં કપડાં પહેરેલી સ્ત્રી પલળે તો પણ છત્રી નજ વાપરે એ ક્યાંનો ન્યાય?!

લગ્ન જેવી મહત્વની બાબતમાં પણ સ્ત્રીને છૂટ નહિ! આગળના વખતના સ્વયંવરમાં આપણે માની બેસીએ છીએ તેટલી સ્વતંત્રતા હોવાનું જણાતું નથી. માબાપની ઇચ્છા મુજબ પેરવી થઇ શકતી. પુત્રી કોને વરે તે લાયકાત નક્કી કરવાનું તો ધોરણ માબાપનેજ હાથ હતું. વળી તાત્કાલિક પસંદગી કરવી એતો માત્ર નામનોજ સ્વયંવર કહેવાય.

આ બધાનું પરિણામ હાલની સ્થિતિ છે. અત્યારે સ્ત્રી એટલે તેના 'ધણીની' રસોઇયણ અને વિષયનું પાત્ર! અત્યારે 'વહુ' એટલે સાસુની ગુલામડી! અત્યારે 'દીકરી' એટલે માબાપને મન 'પારકી થાપણ,' અને સાસરીયાંને મન 'પેટવડી મજુરણ'! અત્યારે સ્ત્રી એટલે શણગારેલી ઢીંગલી!

અત્યારે સ્ત્રી એટલે Child-producing machine ( પ્રજોત્પત્તિનું યંત્ર ). અત્યારે સ્ત્રી એટલે લાજમલાજામાં મોઢું સંતાડતી પુરુષોથી બીતી અબળા ! અત્યારે સ્ત્રી એટલે કાંઇ નહિ ! સ્ત્રી તો ઘરનો ઢસરડો કરી જાણે, રોટલા ઘડી જાણે, અને છોકરાં જણી જાણે ! સ્ત્રીઓ એટલી અજ્ઞાન રહી ગઇ છે કે ઘણીખરી તો પોતાનું પોતાપણુંજ ભૂલી ગઇ છે ! ' સાસુ ' પણ સ્ત્રી છે અને ' વહુ ' પણ સ્ત્રી છે. છતાં ' સાસુ વહુના ' કજીયા ઘેર ઘેર ! સ્ત્રીના નસીબમાં અભ્યાસ પણ ભાગ્યેજ હોય ! તેનું સાહિત્ય એટલે લગ્ન વખતનાં થોડાં ઘણાં ફટાણાં, મરણ વખતના થોડા રાજીયા, અને થોડી ગરબીઓ ! ગરબાઓનું ક્ષેત્ર પણ ટુંકુંજ ! ' વ્હાલા ' સાથેના સંયોગ વિયોગની વાતો એટલે સ્ત્રીઓની ગરબીઓ ! ( આ સિવાય બીજું ન હોય એ દયાજનક તો ખરૂંજને ! ) અત્યારે સ્ત્રીઓની સ્થિતિ કુપમંડુક જેવી થઇ રહી છે. તેની દૃષ્ટિમર્યાદા એટલી સંકુચિત થઇ ગઇ છે કે તેની દુનીઆ તેના ઘરની ચાર ભીંતો વચ્ચેજ સમાયલી હોય છે ! તે લગ્નનો અર્થ પણ ન સમજતી હોય તે પ્હેલાં તો તેને માતા બનવાનું આવી પડે ! માબાપનો પસંદ કરેલો તે દીકરીનો ' વર ' કહેવાય ! જો, ' પસંદ કરેલો ' એવો ' વર 'નો અર્થ ખરો હોય તો તો તે માબાપનો ' વર ' કે ' દીકરી'નો ? આમાં ખરો સ્નેહ ક્યાંથી સંભવે ? આભ્યાસિકી પ્રીત જેટલું કરી શકે તેટલુંજ બની શકે. પરિશિલન કે સંવનનમાં છોકરી સમજેજ શેની ? ! પરણતી વખતે ઉમર તદ્દન કાચી હોય છતાં જેમ દીકરી વ્હેલી પરણાવાય તેમાં માબાપને ' લ્હાવો ' ' ' કન્યાદાન ' લેવાની સાવ ભૂલભરેલી વ્હેમી માન્યતાને વશ થયેલાં માબાપો એ સ્વાર્થ આગળ પોતાના વાત્સલ્યને કોણ જાણે ક્યાંય સંતાડી દે છે ! કજોડાંનો વાંધો નહિ ! કન્યાવિક્રય પણ હોઇ શકે ! દીકરી એક ચીજની માફક વેચી શકાય !

પણ સ્ત્રીઓની ખરેખરી દયાજનક સ્થિતિનું વર્ણન તો હવે આવે છે. સ્ત્રીને વૈધવ્ય પ્રાપ્ત થયું તો તેના દુઃખનો, આરોજ નહિ. પરૂષ એક ઉપર બીજી કરી શકે. પણ હજી કુમારિકાજ કહેવાય એવી નિર્દોષ બાળાનો નહિ જોયેલો નહિ દીઠેલો ' વર ' કહેવાતો પ્રાણી મરી જાય તો તે છોકરી ત્યારથી રાંડીરાંડ ! અને રાંડીરાંડનો અર્થ તો સૌ કોઇ જાણુંતુંજ હશે. એ ચિત્ર દોરી આપ્યા કરતાં તે સ્થિતિનો ખ્યાલ વાચકગણની કલ્પનાને સોંપીને સંતોષ કરી, તેમના દિલમાં દયાનો ને પ્રેમનો વાસો હોય તો તે દયાભાવને તે પ્રીતિભાવને ન્યાય-બુદ્ધિથી પોષણ આપી બનતો સુધારો કરવા આગ્રહ પુર્વક વિનવીશ.

સ્ત્રીનું નસીબ એટલું પરતંત્ર હોય કે તેનું નસીબ પુરૂષના નસીબમાં સમાઇ રહે. એવી સ્થિતિમાં સ્ત્રીને વ્યક્તિત્વ નથીજ એમ કહેવું પડશે ઉપરના વિહંગાવલોકનમાં આપણે અત્યારની સમાજસ્થિતિની રૂપરેખાજ દોરવા પ્રયત્ન કર્યો છે તેમાં અપવાદ રૂપે પણ કેટલાંક કુટુંબો નીકળી આવશે. તેથી વધારે ખરાબ સ્થિતિવાળાં પણ કેટલાંક કુટુંબો નીકળી આવશે. પરંતુ અત્યારની સ્થિતિ આપણી પ્રગતિને કેટલી બધી અંતરાયરૂપ થઇ પડે તેવી છે તે તો ચોકખું દેખાઇ આવે તેમ છે. આવી સ્થિતિ માટે કોને જવાબદાર ગણવા એ પણ વિચારવાનું છે. બ્હેનોને હું સાવ જતી તો નજ કરૂં. તેઓ જવાબદારીમાંથી તદ્દન બચી જાય એ બરાબર નથી. 'આવી સ્થિતિ ઉદ્દભવવા પામી એટલા પૂરતી તેઓ જવાબદાર ગણાવજ. તેમની આવા પ્રકારની પરતંત્રતામાં હું તેમની ઉદારતા નથી જોતી પણ નિર્બળતા જોઉં છું. પરંતુ એ

નિર્બળતાનું મૂળ કારણ અજ્ઞાન છે. સ્ત્રીજાત કોમળ, શરમાળ, સહનશીલ અને પ્રેમી છે. પરંતુ તે અજ્ઞાન રહી ગઇ એટલે આખી સમાજસ્થિતિ ઉતરતી પડી. અને સ્ત્રીઓ અજ્ઞાન રહી એમાં પુરૂષો વધારે જવાબદાર હોવાનું જણાય છે. સ્ત્રીનું ક્ષેત્ર ઘરમાંજ રહ્યું અને પુરૂષોને બ્હારની પ્રવૃત્તિમાં પડવાનું બન્યું. એને લઇને પુરૂષો સ્ત્રીઓને માટે પણ મર્યાદા બાંધી શકવા પામ્યા. અને પરિણામે સ્ત્રીના સ્વભાવનો અયોગ્ય લાભ લઇ તેને અજ્ઞાન રાખી પુરૂષોની સગવડ સાચવવા અને તેમને તૃપ્તિ આપવાજ સ્ત્રીઓ સર્જાયલી હોય એવી રીતનું વર્તન અસ્તિત્વમાં આવ્યું. એટલે કે અત્યારની સ્થિતિમાં સ્ત્રીની અવનતિના કારણરૂપ હોવાનું પાપ પુરૂષોને માથે છે. સ્ત્રીઓએ પુરૂષોથી બીતા ફરવું પડે અને સ્ત્રીપુરૂષનાં કર્તવ્યક્ષેત્રો એટલાં બધાં અલગ હોય કે ક્યાંય સાંધોજ મળે નહિ એવી સ્થિતિ તે સમાજની રોગીષ્ટ સ્થિતિ કહેવાય. સ્ત્રીપુરૂષ વચ્ચે શંકા કે વ્હેમ કે બીકને સ્થાન હોય ત્યાં લગી એ રોગ ચાલુજ કહેવાય. પણ તે રોગનો ઉપાય લાજમલાજા અને ક્ષેત્રભિન્નત્વરૂપી દવાઓને ખોરાકરૂપ બનાવવામાં નથી. રોગ જેમ અસ્વાભાવિક છે તેમ દવાઓ પણ અસ્વાભાવિકજ છે. તેમને ખોરાક તરીકે ગણવી પડે એ દયાજનક ગણાય.

જ્યાં લગી આવી સ્થિતિ નભ્યા કરશે ત્યાં લગી ઉન્નતિની આશા રાખવી વ્યર્થ જશે. જેમ અસ્પૃશ્યતા હશે ત્યાં લગી યથાર્થ સ્વરાજ્ય નહિ હોય, તેમ સ્ત્રીસ્વાતંત્ર્ય નથી ત્યાં લગી પણ યથાર્થ સ્વરાજ્ય નહિ હોય. સ્ત્રીમાં અત્યારે તો સ્વમાનજ જોવામાં આવતું નથી ( નહિતો પોતાનો આમ વસ્તુ તરીકે ઉપયોગ થવા દેજ કેમ ? ) તો આત્મજ્ઞાન તો ક્યાંથીજ હોય ! પુરૂષો સમાજનું જેટલું કિંમતી અંગ છે તેટલુંજ કિંમતી અંગ સ્ત્રીઓ પણ છે. ( અથવા તો વિશેષ કિંમતી પણ હોઇ શકે કારણકે પુરૂષોને કેવા ઘડવા તે સ્ત્રીના હાથમાં વિશેષ છે ) અને જો સ્ત્રીઓને આમ વ્યક્તિત્વ ખિલવવાના સ્વાતંત્ર્યથી વિમુખ રાખવામાં આવે તો સમાજનું એક અંગ ખોટું પડી જાય અને પક્ષઘાત થયેલના જેવી દુર્બળ અને દયાજનક દુઃખી સ્થિતિ થાય. જેમ શરીરની તંદુરસ્તીની નિશાનીરૂપે તેમાં સ્વાસ્થ્ય, ઉત્સાહ, ક્રિયાશક્તિ, વિ. ગણાય તેમ સમાજની તંદુરસ્તીની નિશાનીરૂપે સ્ત્રીપુરૂષની સમાનતા ગણાય. જ્યાં સમાજ તંદુરસ્ત હોય ત્યાં માબાપને બાલક અવતરતાં દીકરો હોય તો જુદી અસર થાય અને દીકરી હોય તો જુદી અસર થાય એવું ન બને; દીકરીને ગમે તેમ સાસરાં માટે તૈયાર કરવામાં નહિ પણ તેને મનગમતું સાસરૂં મળી શકે તેવી સગવડ કરી આપવામાં વ્યવહારકુશળતા ગણાય; દીકરીને અજ્ઞાન વયમાં ગમે તેની સાથે પરણાવી દેવામાં નહિ પણ મોટી ઉમરે સ્નેહલગ્ન કરાવી આપવામાં વાત્સલ્ય ગણાતું હોય; પતિપત્ની વચ્ચે મૈત્રીભાવ અને સૂક્ષ્મપ્રેમ હોય અને નહિ કે કામવાસના; સ્ત્રી સ્ત્રી વચ્ચે નિન્દા, ઇર્ષ્યા કે દબાણને જરીકે સ્થાન ન હોય; બાળકોને ગૃહકેળવણી દ્વારા સુસંસ્કારો અપાતા હોય, સ્ત્રીપુરૂષ અન્યોન્ય પ્રગતિમાં સરખાંજ ઉપયોગી હોય. આવી સ્થિતિમાં વિધવાના પ્રશ્નનો ઉકેલ પણ સ્હેલો થઇ પડશે. ખરાં સ્નેહલગ્નમાં બેમાંથી એકાદ વ્યક્તિનું અવસાન થવા વખત આવે તો કાંતો બીજું ઝુરીઝુરીને મરે અને કાંતો પવિત્ર જીવન ગાળી જનસેવામાં આયુષ્ય વીતાવે. એક પ્રેમપાત્ર ગયે બીજું સાંપડે નહિ; અને પ્રેમ વગર લગ્ન ન હોય ત્યાં વિધવાલગ્ન કે વિધુરલગ્ન એ શબ્દોજ શબ્દકોષમાંથી નીકળી જાય. સ્ત્રીત્વની પરાકાષ્ટા માતૃત્વમાં છે; અને જ્યારે સ્ત્રીઓ આદર્શ

માતા બની હશે ત્યારે સંતતિ પણ ઉત્તમ પ્રકારનીજ હશે અને આખો સમાજ પ્રગતિને પંથે સ્હેલથી વિહરતો હશે. સમાજની તંદુરસ્તીની સ્થિતિમાં સ્ત્રીઓ ઢીંગલી જેમ શણગારાતી હોય, એ સ્વમાનવાળી કોઇ સ્ત્રીને એ પસંદ પડે જ નહિ. તે વખતનો શણગાર સ્વચ્છતામાં, શીલમાં, વિનયમાં, નમ્રતામાં, દયામાં, પ્રેમમાં હશે. એવી સ્થિતિમાં પુરૂષો તરફથી સ્ત્રીઓને બીક રાખવાપણું પણ નહિ રહે. અત્યારે તો પુરૂષોને સ્ત્રી બાબત એક જાતનું mysticism ( છુપા ભેદ ભરમનો ખ્યાલ ) રહેલું છે પણ તેઓ નિકટના સંસર્ગમાં આવતાં એ નીકળી જશે. એ વખતે આપણી ભાષામાથી ' પતિ ' ' પત્ની ' માટે 'સખા' અને 'સખી' એવા સમાનતા સૂચક શબ્દો વપરાતા હશે અને સ્ત્રીની નિર્બળતા-સૂચક કે પુરૂષના સ્વામિત્વસૂચક શબ્દો નાબુદ થયા હશે. એ વખતે બીજા સંબંધ-દર્શક શબ્દો પણ, અંગ્રેજીમાં જેમ in-law લગાડવાથી થાય છે તેમ આપણામાં 'જી' કે એવું કાંઇ લગાડવાથી થતા હશે. એ વખતે દીકરીને કુળલક્ષ્મી ગણવામા આવતી હશે અને વધુને દેવી તરીકે બોલાવવામાં આવતી હશે. એવી સ્થિતિમાં સંયુક્ત કુટુંબોમાં પણ કલેશનું કાંઇજ કારણ નહિ રહે. સ્ત્રીઓ પુરૂષના જેટલીજ છૂટથી બધી વસ્તુઓનો ઉપયોગ કરી શકતી હશે. અને અભ્યાસ કરી શકતી હશે.

પણ આ સ્થિતિ પ્લેટોનું રિપબ્લીક કે સર ટૉમસ મોરનું યુટોપિઆ ન થઇ પડે તેટલા માટે સ્ત્રીનો અર્થજ સાવ ફરી જવાની જરૂર છે. જ્યારે સ્ત્રીઓને પોતાપણાનો ખ્યાલ આવશે અને પોતાને પોતાપણા માટે માન રાખવાનું સુજશે તથા પુરૂષોમાં ન્યાયબુદ્ધિ જાગ્રત થતાં સમાનતાનો ખ્યાલ આવશે ત્યારે આ સ્થિતિ આવતાં વાર નહિ લાગે. અત્યારે તો અજ્ઞાન દૂર થઇ જવાની જરૂર છે. અને તે કેળવણી વગર નહિ બની શકે. દૃષ્ટિવિશાળત્વ અને વિચારસ્વાતંત્ર્ય સ્થાપવાની અત્યારેતો મુખ્ય જરૂર છે. અને જ્યારે આત્મજ્ઞાન, આત્મમાન, અને આત્મસંયમ આ પ્રમાણે દીપી ઉઠશે ત્યારે સંસારમાંજ સ્વર્ગ ખડું થશે.

---

## બહાદૂર બાળા

સ્ત્રી જાતિ અને બહાદુરી તેમજ સ્ત્રી અને સર્પ એ બન્ને વિરોધી વસ્તુઓ જ છે તો ? છતાં કોલોરેડોના પ્રદેશમાં ફોર્ટ લપ્ટન પાસે ત્રણેક માસ પહેલાં એક સ્ત્રીએ સર્પો સાથે જંગ માંડ્યો હતો! પેલા મીયાંભાઇની જેમ ' એક જ઼્ગેમેં સો સાપ દેખા ' એના જેવી આ વાત નથી. આ તો બનેલો જ બનાવ છે. એ બાઇના હાથમાં માત્ર એક બાંગલો ( અસલ ઘોડો ) હતો. એ બાઇએ સર્પોના વ્યૂહ સામે બે કલાક સુધી સામનો કર્યો અને આખરે એકસો ચાલીસ સર્પ રામશરણ થયા ત્યારે તે જંપી. એ સર્પ અમેરિકાના મહા ઝેરી રૈટલ સ્નેઇક હતા. તેના ઝેર, ફેંણના ફુંફાડા અને પૂંછડાના સાબરસીંગા જેવા છેડાના ફટાફટાક કરતા ફટકારા વગેરે વડે દોઢસો જેસો કાળરૂપ ભાસતા ભયંકર સર્પોના સર્પવ્યૂહ વચ્ચે ઘુમતી એ લલના કશાથી ગાંજી નહીં ! શાન્તિ અને સાવધાની રાખી દર છ મીનીટે સાતને ઠાર કરવા જ મંડી પડી હતી !

# ઉતારો પેલે પાર.

લેખક : રા. નાનાલાલ દલપતરામ પટેલ.

( સાદ )

ઉતારો પેલે પાર,
દયામય ! ઉતારો પેલે પાર.

લહરિયે આ બેડલી મારી, ડોલમડોલા થાય;
પ્રચંડ વેગથી લોઢ ઉછળતા, થરથર કંપે કાય:
દયામય ! ઉતારો પેલે પાર.

ઘોર અંધારી રાતલડી, હું ભૂલ્યો દિશાનું ભાન;
અભય મારગે ખેડોને કિસ્તી, હાથ ધરીને સુકાન:
દયામય ! ઉતારો પેલે પાર.

જ્યાં જોઉં ત્યાં સઘળે ભાસે, જળજળ બંબાકાર;
અટુલો-એકલડો ઉભો અલબેલા ! એક જ તારો આધાર:
દયામય ! ઉતારો પેલે પાર.

કાળ કરાળ ઉભો મુખ ફાડી, આ ડુબી, આ ડુબી નાવ;
આપદ્વેળા આવી અણધારી, હરિવર ! ઝાલો હાથ:
દયામય ! ઉતારો પેલે પાર.

ચારે દિશાથી નિનાદક વાયુ, સુસવાટે કરી શોર;
રાંક શિશુ કરગરતો કૃપાળુ ! તુજ હાથે જીવન દોર:
દયામય ! ઉતારો પેલે પાર.

# પવનમાં પાંત્રીસ દિવસ.

મૂળ લેખકઃ જુલે વર્ન.

અનુવાદકઃ રા. પ્રભુદાસ સુંદરજી નંદાણી.

## પ્રકરણ નવમું

### વિકટોરીઆ

પંદરમી એપ્રીલે 'રેઝોલ્યુટ' ઝાંઝીબાર પહોંચ્યું. ઝાંઝીબારનો અંગ્રેજ કોન્સલ ડોકટરને જરૂર પડતી મદદ આપવા માટે બોટમાં આવ્યો. છાપાઓ મારફત તેને આ યોજનાની મહિનાઓ પ્હેલા ખબર મળી હતી. પણ આજ સુધી આ યોજનાને 'ટાઢા પ્હોરની ગપ્પ' માનનાર અસંખ્ય માણસોમાં તે પણ એક હતો.

"મ્હને પ્હેલાં આ વાતની શંકા હતી." હસ્તધુનન કરતાં તેણે ડોકટરને કહ્યું, "હવે જરાય શંકા નથી રહી."

તેણે ત્રણે મુસાફરોનું ખૂબ સ્વાગત કર્યું. કેપ્ટન સ્પીક તરફથી પોતાને મળેલા પત્રો તેણે બતાવ્યા. સુગેગોના પ્રદેશમાં પહોંચ્યા પ્હેલાં તેને અને તેના સાથીઓને અસાધારણ સંકટો પડયાં હતાં. તેઓ મહા મુશ્કેલીએ આગળ વધી શકયા હતા. અને હવે પછી સમાચાર મોકલી શકે તેવી સ્થિતિમાં ન્હોતા.

"આવા સંકટો અને મુશ્કેલીઓથી બચતાં અમને ચોક્કસ આવડશે." ડોકટરે કહ્યું.

બલુન એક ગંજાવર ટાવરની ઓથમાં મુકવાનું નકિક કર્યું. પણ તેવામાં કોન્સલને ચેતવણી મળી કે "અહિંના જંગલી લોકો ગમે તે જોખમે બલુનને ઇજા કરશે." ધર્માંધતાથી વધુ અંધતા આખી પૃથ્વિમાં કયાંય નથી.

'એક ખ્રીસ્તી અહિં આવ્યો છે, અને તે હવામાં ઉડવા ઇચ્છે છે' આટલાજ સમાચારથી જંગલી પ્રજામાં ઉશ્કેરણી ફેલાઇ ગઇ હતી. તેમને આ યોજના પોતાના ધર્મને ઘાતક લાગી. કારણકે તેમના ધારવા પ્રમાણે, "આ માણસ સૂર્ય અને ચંદ્ર સાથે કાંઇક 'અડપલાં' કરવા ધારે છે." અને સૂર્ય અને ચંદ્ર તો તેમને પૂજનીય છે. તેથી પોતાના ધર્મને ઘાતક આ યોજના તેમણે અટકાવવા નિશ્ચય કર્યો.

કોન્સલે 'હવે શું કરવું ?' એમ કેનેડ અને ડોકટરને પુછયું. કેનેડે આ ધમકીને તાબે ન થવા સલાહ આપી પણ ડોકટરે તેને બરાબર સમજાવ્યો.

"આપણે જરૂર જંગલી માણસોને પહોંચી વળી શકીએ. ઇમાનનું લશ્કર પણ મદદ કરે. પણ ધારો કે તેમ છતાંય જંગલી લોકો બલુનને કાંઇ ગંભીર ઇજા કરી દે અને આપણે તે સમુ ન કરી શકીએ તો મુસાફરી અટકી પડે તેથી ખુબ સાવચેતી વાપરવાની જરૂર છે."

"આમાં બીજું શું થઇ શકે તેમ છે ?

આવી મુશ્કેલીઓ તો આફ્રિકામાં તમને ડગલે ને પગલે આવશે." પેનેટે કહ્યું.

"પણ આતો સાવ સ્હેલું છે." કૉન્સલે જવાબ આપ્યો. "બંદરની બ્હાર આવેલા પેલા ન્હાના ન્હાના ટાપુઓ જોયા? તેમાંના એક ટાપુ પર બલુન લઇ જઇએ. ત્યાંથી બલુનમાં ઉંચે ચડજો અને ખલાસીઓને, ચોકી રાખવા, ઘેરો વાળી ઉભા રાખજો."

"તમારૂં કહેવું બરાબર છે," ડૉક્ટરે પ્રત્યુત્તર આપ્યો, "આપણે ત્યાં તૈયારીઓ વધુ સરળતાથી કરી શકશું."

કમાન્ડરને પણ આ સલાહ યોગ્ય લાગી. રૈઝોલ્યુટને કુમ્બેનીના ટાપુમાં લઇ જવામાં આવી. તા. ૧૬મીએ સ્હવારે બલુન તે ટાપુમાં આવ્યું. બે એંસી ફીટ ઉંચા થાંભલા ખોડવામાં આવ્યા. તેમને છેડે ગરેડીઓ નાખવામાં આવી. અને તેમાં હાયડ્રોજન ગેસ તૈયાર કર્યો અને બલુનમાં ભર્યો. આ કામ તા. ૧૮મીએ સ્હવારથી બપોરના ત્રણ વાગ્યા સુધી ચાલ્યું. બીજે દિવસે જાળીથી કવર થયેલું બલુન 'કાર' ની ઉપર સુંદર રીતે ફરકતું હતું. દોરડાં, ઓજાર, રજ્જુ, (ઓઢવાની કામળી), તંબુ, ખાવાના પદાર્થ, હથીયારો વિગેરે 'કાર' મા વ્યવસ્થિત રીતે ગોઠવ્યાં. પીવા માટે અને યંત્ર માટે, પાણી ઝાંઝીબારથી લાવવામાં આવ્યું. 'બેલાસ્ટ' ના ૨૦૦ પાઉન્ડની ૫૦ કોથળીઓ તૈયાર કરવામાં આવી, અને કારને છેડે જરૂર પડે ત્યારે સ્હેલાઇથી લઈ શકાય એવી રીતે મુકી.

સાંજે પાંચ વાગ્યે આ બધું કામ પુરૂં થઇ ગયું. ચોકીદારો જુદી જુદી હોડીમાં બેસીને બધે ચોકી કરતા ફરતા હતા. જંગલી લોકો બુમો પાડીને, અંગવિકૃતિ કરીને, અને દાંત બતાવીને પોતાનો ક્રોધ બતાવતા હતા. કેટલાક બહુ ધર્માંધ જંગલીઓએ તો ટાપુમાં તરીને આવવાના પણ પ્રયાસ કર્યા. ચોકીદારોએ તેમને અટકાવ્યા.

હવે શાપ અને જાદુના જોરથી આ કાર્ય અટકાવવા તેઓએ પ્રયાસ આરંભ્યા. તેમણે દરેક ઝાડના પાન એકઠાં કર્યાં. ધીમાં તાપમાં તેમને બાફ્યાં. એક ઘેટાના હૃદયમાં સૂયો ભોંકી તેનો વધ કર્યો. આ બધું કરવાનો હેતુ પત્થરના વરસાદ વરસે અને ભયાનક તોફાન થાય એ હતો. પણ આ બધું કર્યા છતાંય આકાશ તો તેવું ને તેવું ચોક્ખું રહ્યું. તેમના બધા પ્રયાસ નિષ્ફળ નિવડયા. પછી તેઓ 'ટમ્બો' (નારિયેળમાંથી થતો એક જાતનો દારૂ) પીને ગાંડા બન્યા, અને ગાવા મંડયા. તેમનાં ગીતમાં કર્ણપ્રિય રાગણી ન્હોતી પણ ઝડ ઝમક અને પ્રાસ તો હતાં જ. આખી રાત આ ગીત ચાલુ રહ્યાં.

સાંજે ૭ વાગ્યે બધાએ સાથે છેલ્લું ભોજન લીધું. કૈનેડી એકલો એકલો કાંઇ બબડતો હતો, અને ડૉક્ટર સામે જોયા કરતો હતો. તેને કોઇ કાંઇ પૂછતું જ ન્હોતું. ભોજન બધાએ ગમગીનીથી કર્યું. વિદાયની પાસે આવતી ઘડીએ તેમના અંતઃકરણને ગમગીનીથી ભરી દીધાં. "આ હિંમતબાજ મુસાફરો માટે વિધિએ શું લખ્યું હશે? તેઓ જન્મભૂમિ, સગાવ્હાલાં અને સ્નેહીઓને ફરીથી જોઇ શકશે?" આ વિચારોએ તેમની ઉશ્કેરાએલી કલ્પના પર કાબુ લીધો. ડૉક્ટરે પોતાની ગમગીની છુપાવા પોતાની શાંત રીતથી વાતો કરવા પ્રયાસ કર્યો પણ તે નિષ્ફળ નિવડ્યો.

રાત્રે તેઓ 'રૈઝોલ્યુટ'માં જ સુતા સ્હવારે ૭ વાગ્યે વહાણ છોડીને ટાપુમાં આવ્યા ધીમા પૂર્વના પવનમાં બલુન ફરકતું હતું. તેને કાબુમાં રાખવા રેતના કોથળા ભરવાને બદલે વિસ ખલાસીઓને બેસાડવામાં આવ્યા. કેપ્ટન પેનેટ અને તેના ઓફીસરો આ ગંભીર વિદાયમાં મદદ કરવા લાગ્યા.

તેજ ક્ષણે કેનેડી એકદમ ડૉકટર પાસે ગયો. તેનો હાથ ઝાલ્યો અને કહ્યું:—

"કેમ ડૉકટર! ત્યારે તેં જવાનો નિશ્ચય કરી નાખ્યો?"

"ચોકકસ!"

"તને એમ નથી લાગતું કે આ મુસાફરી અટકાવવા મેં બની શકે તેટલા પ્રયાસ કર્યા છે?"

"હા દરેક પ્રયાસ કરી વળ્યો છે!"

"ત્યારે મારા આત્માને શાંત થાય છે. હું તારી સાથે આવું છું."

"મને ખાત્રી જ હતી." ડોકટરે કહ્યું. આ વાકય બોલતાં ડોકટરના મોઢા પર લાગણીનો ચમકારો પસાર થયો.

છેલ્લી ક્ષણ આવી પહોંચી. કમાન્ડર અને ઓફીસરોએ આ અદ્દભુત મિત્રોની લાગણીજનક વિદાય લીધી. નવ વાગ્યે ત્રણે મિત્રો કારમાં બેઠા. ડૉકટરે ગેસપાઇપ સળગાવીને બલુન વધુ ફુલાવ્યું. જમીનપર સમતોલ રહેલ બલુન ધીમે ધીમે ઉંચે ચડવા લાગ્યું. ખલાસીઓએ જમીન સાથે બાંધેલાં દોરડાં છોડી નાંખ્યા. બલુન વીસ ફીટ ઉંચે ચડયું.

"મિત્રો!" પોતાના બન્ને સાથી વચ્ચે ઉભા રહી, માથા પરથી હેટ ઉતારી ડૉકટરે બુમ પાડી, "આપણે આપણી આ હવાઇ નૌકાનું શુકનવતું નામ પાડીએ. આપણે હવે તેને 'વિકટોરીઆ' કહેશું.

નીચેના માણસોએ "હીપ હીપ હુર્રા!" નો પોકાર કર્યો. બલુન એકદમ ઉંચે ચડયું. ફર્ગ્યુસન, કૅનેડી અને જોએ તેમના મિત્રોને છેલ્લી સલામ કરી.

વિકટોરીઆ અજબ ઝડપથી ઉંચે ચડયું. 'રેઝોલ્યુટ' તેમના માનમાં બંદુકના ચાર અવાજ કર્યા.

---

# ખંડ બીજો—મુસાફરી.

## પ્રકરણ પહેલું

### એ કરપીણ કૃત્ય.

હવા ચોખ્ખી હતી. પવન સાધારણ હતો. વિકટોરીઆ જમીનથી દોઢસો ફીટ ઉંચે ઉડતું હતું. તેણે નૈરૂત્ય તરફ જવા માંડયુ, મુસાફરોની દૃષ્ટિએ ભવ્ય દૃશ્ય ખડું થયું, તેઓ ઝાંઝીબારનો આખો ટાપુ જોઇ શકવા લાગ્યા. મોટાં મોટાં ખેતરો મનમોહક રંગના ન્હાના ન્હાના ટુકડાઓ લાગવા મંડયા. ટાપુના માણસો તો જીવડાં જેવાં લાગતાં હતાં. નીચેથી આવતા 'હુર્રા' ના અવાજ ધીમે ધીમે સંભળાવા બંધ થવા લાગ્યા. ફક્ત બંદુકના અવાજ સંભળાયા.

"કેટલું બધું સરસ!" જોએ શાંતિનો ભંગ કર્યો.

તેને જવાબ ન મલ્યો. ડૉકટર બલુન તરફ જોઇ રહ્યો હતો. કૅનેડી તો ચારે બાજુ જોયા કરતો હતો, અને આટલું બધું જોવા માટે બે આંખ પુરતી નથી, એમ તેને લાગવા માંડયું હતું.

વિકટોરીઆ ૨૫૦૦ ફીટની ઉંચાઇએ પહોંચ્યુ. "રેઝોલ્યુટ' તો હવે ન્હાનકડી હોડી જેવું લાગતું હતું.

"તમે કોઇ બોલતા નથી."

"અમે બધું જોઇએ છે." ડૉકટરે બલુન તરફથી નજર ખસેડીને દુર્બીનથી ચારે બાજુ જોતાં જોને જવાબ આપ્યો.

" પણ મને તો બોલ્યા વિના નહિ ચાલે. "

" તો તારે જે બોલવું હોય તે બોલ. છૂટ છે. "

જો હસી પડ્યો.

સમુદ્ર ઓળંગી ગયા પછી ડૉકટરે બલુનને નીચે લાવવા નિશ્ચય કર્યો. તેણે ગેસ પાઇપની ગરમી જરા ઓછી કરી. બલુન નીચે ઉતર્યું અને જમીનથી ૩૦૦ ફીટની ઉંચાઇએ ચાલવા લાગ્યું.

બલુન તે વખતે રીમા નામે ઓળખાતા પ્રદેશ પર ઉડતું હતું. ચારે બાજુએ આંબાના ઝુંડ તે પ્રદેશની શોભા કરતા હતા. ભરતી ઉતરી ગઇ હોવાથી આ ઝાડનાં જાડાં મૂળ દેખાતાં હતાં. પર્વત ગુરૂ વાયવ્યમાં દેખાયો. તેવામાં એક ગામડું આવ્યું. ડૉકટરે નકશા ઉપરથી તે કૌલે છે, એમ નક્કિ કર્યું. બલુન જોઇને લોકોનાં ટોળાં ભેગાં થઇ ગયાં, અને ભય અને ગુસ્સાથી બરાડા પાડવા મંડયા. 'હવાના આ રાક્ષસ' તરફ તીર પણ ફેંકાયાં. પણ બલુનતો બાદશાહી દમામથી, તેમના નિષ્ફળ પ્રયત્નોની હાંસી કરતું, તેમનો ક્રોધ વધારતું ઉડતું હતું. હવે પવન તેમને દક્ષિણ તરફ લઇ ગયો, પણ તેથી ડાકટરને કાંઇ ચિંતા ન થઇ. કારણ કે તે દિશામાં બર્ટન અને અને સ્પીક વાળા રસ્તે જવાતું હતુ.

કૈનેડી પણ જો જેવો જ વાચાળ થઇ ગયો હતો. આસપાસના ભવ્ય દશ્યના અને બલુનના વખાણ કરવામાં એક બીજાને તેઓ હરાવતા હતા.

"આની પાસે ઘોડાગાડી તો કાંઇ નહિ."

" અરે ! સ્ટીમર પણ પાણી ભરે. "

" મને તો આગગાડી કરતાંય વધારે મજા પડે છે. આગગાડીમાં જુદા જુદા દેશમાંથી પસાર થઇએ છતાં આખો દેશ દેખી શકાય નહિ. "

" ધારો કે અત્યારે આપણે નાસ્તો કરીએ તો ? " જોને તાજી હવાથી કડકડીને ભૂખ લાગી હતી.

અને તેઓએ નાસ્તો કર્યો. બિસ્કીટ અને મટન ખાધાં. અને ગેસપાઇપની ગરમીથી કૉફી તયાર કરીને પીધી.

પછી ત્રણેય પોતપોતાની જગ્યાએ પાછા બેઠા, અને જોવાય તેટલું જોવા લાગ્યા. આ દેશ ફળદ્રુપતા માટે સારી પેઠે વખણાય છે. તેઓ તમાકુ, મેઇઝ, અને ઓટના ખેતરો પર ઉડતા હતા. અહિં તહિં સીધા લાંબા ઠુંઠા, અને જાંબુડીઆ રંગના ફુલથી ભરપુર ચોખાના ખેતરો દેખાતાં હતાં. આ અજબ ફળદ્રુપ જમીનના અણુએ અણુમાં ઉગેલી લીલીછમ વનસ્પતિ આંખો ઠારતી હતી. તેઓએ અસંખ્ય ગામડાં પસાર કર્યાં. જંગલી લોકો બલુન દેખતાં જ આશ્ચર્યથી ગાંડા બનીને, ચીસો પાડતા દોડયા આવતા અને તીર ફેંકતા. ડૉકટરે બલુન તેમના તીર પહોંચી શકે તેથી ઘણે ઉંચે રાખવાનું ડહાપણ વાપર્યું હતું.

બપ્પોરે ડૉકટરે નકશો જોઇને કહ્યું કે, આપણે ઉરામો ( જંગલી ભાષામાં ઉન્દેશ ) દેશમાં છીએ.

જમીન નારીયેળ, પપૈયા, કપાસના ઝાડથી ઢંકાએલ હતી, અને બલુન તેમની પર રમતું હોય એમ લાગતું હતું. કલાકના બાર માઇલની ઝડપે તે ઉડતું હતું. થોડીવારમાં લોંજીટ્યુડના ૩૮° ૨૦ પર આવેલ ટુન્ડા ગામડા પર તેઓ આવી પહોચયા.

" અહિંયા બર્ટન અને સ્પીક સખ્ત તાવમાં સપડાયા હતા. તેમણે ધાર્યું કે બસ બધું ખલાસ થઇ ગયું. કિનારાથી માંડ આટલા આવ્યા, ત્યાં તો થાક અને મુશ્કેલીઓથી હેરાન થઇ ગયા. "

આ પ્રદેશમાં અનંત મલેરીયાનું સામ્રાજ્ય છે. તે ઝેરી હવાની વરાળથી બલુનને દૂર રાખવાથી મુસાફરો તેની અસરમાંથી બચી

શક્યા. કોઇ કોઇ વાર તો આસપાસની ઝુંપડીઓમાં આરામ લેતા કેરેવાન્સ (સંઘ) દેખાતા હતા. આ ઝુંપડીઓ થોરની વાડ અને ઝાડોથી ઘેરાએલ હોવાથી મુસાફરો જંગલી પ્રાણીઓ અને જંગલી માણસોથી રક્ષિત રહી શકે છે. કેનેડી બલુન નીચે ઉતારી આ બધું બરાબર જોવા ઇચ્છતો હતો, પણ ડૉકટરે તેમ કરવા ના પાડી.

"પેલા માણસો બંદુક લઇને તૈયાર ઉભા છે. આપણું બલુન જરા પણ નીચે જાય, તો ચોક્કસ ઇજા થાય."

"બલુનમાં એક છિદ્ર પડે તો બલુન શું નીચે પડી જાય?" જોએ પૂછ્યું.

"તરતજ નહિ. છિદ્રમાંથી મોટો બધો ચીરો થાય અને તેમાંથી બધો ગેસ નિકળી જાય."

"ત્યારે તો આપણે તેમની ગોળી ન પહોંચી શકે તેટલે ઉંચે રહીએ. તેઓ આપણે માટે શું ધારતા હશે? મને તો ખાત્રિ છે કે તેઓ આપણી પૂજા કરવા ઇચ્છે છે."

"પૂજા કરવી હોય તો તેમને છૂટ છે. પણ તે દૂરથી." ડૉકટરે જવાબ આપ્યો, "જુવો પ્રદેશ સાવ બદલાતો જાય છે. ગામડાઓ ઓછાં થતાં જાય છે, આંબાના ઝાડ ખલાસ થઇ ગયાં વનસ્પતિ પણ દેખાતી બંધ થવા લાગી. હવે જમીન ખાડાટેકરાવાળી આવી. તે હમણાજ આવનાર પર્વતોની આગાહી આપે છે."

"એમજ છે." કેનેડી બોલ્યો, "હું ધારૂં છું કે પેલી બાજુએ પર્વત દેખાય છે."

"હા, પશ્ચિમમાં. તે ઉચીઝારા છે. ઠુથુમી પહાડોની તે પ્હેલી હાર છે. તેની પાછળ આજ આપણે રાતં રહીશું. ગેસપાઇપને હવે વધુ ગરમી આપું. હવે આપણને પાંચસો છસો ફીટની ઉંચાઇએ રહેવું પડશે."

બલુન વધુ ઉંચે ચડ્યું.

"કેવાં ભવ્ય ઝાડ!" જોએ બુમ મારી, "ફક્ત દઝન ઝાડ હોયે તો મોટું બધું જંગલ થઇ જાય."

"તે બૅાબેબનાં ઝાડ છે." ડૉકટરે જવાબ આપ્યો, "જો! પેલા ઝાડનું થડ! તેનો ઘેરાવો ઓછામાં ઓછો સો ફીટ હશે. કદાચ આજ ઝાડ નીચે ફ્રેન્ચમેન મેઝનનો ઇ. સ ૧૮૪૫ માં વધ થયો. આ 'દેઝ લ મ્હોરા' ગામ છે. અહિં તેણે એકલા આવવાની હિંમત કરી. અહિંના રાજાએ તેને પકડયો. આ ઝાડ નીચે બાંધ્યો. તે ક્રૂર જંગલીએ એક પછી એક ધીમે ધીમે, શાંતિથી તેના દેહના અવયવો કાપ્યા. તેના લોકો આ વખતે આસપાસ ઘેરાઇને રણગીત ગાતા હતા. પછી ગળું કાપવા માંડ્યું. તે પણ બહુજ ધીમેથી. અરધુંક ગળું કાપીને, છરી ફરીથી સજવા લાગ્યો. અને પછી બાકીનો ભાગ કાપવો શરૂ કર્યો. ગળું છૂટી જવાને થોડી વાર હતી, ત્યાં તો કાપવું છોડી દીધું, અને માથું ચીરી નાખ્યું. બીચારો છવીસ વર્ષનો આશાભર્યો જુવાન હતો."

"ફ્રાન્સે આ કરપીણ કૃત્યનું વેર નથી લીધું?" કેનેડીએ જરા ઉશ્કેરાઇને પૂછ્યું.

'ફ્રેન્ચ સરકારે ઝાંઝીબારના સૈયદને આ માટે 'અપીલ' કરી. સૈયદે ખુનીની પકડવા બનતા પ્રયાસ કર્યાં, પણ સફળતા ન મળી."

"સાહેબ! બલુન જરા ઉંચે લો! મને બ્હીક લાગે છે." જોએ કહ્યું.

"હા આપણે ઉંચુ-સેવુંજ પડશે. કારણકે ઠુથુમી પર્વત આ આવ્યો. મારી ગણત્રી સાચી હોય તો સાંજે સાત વાગ્યા પહેલાં આપણે પર્વત પસાર કરી જશું."

"આપણે રાત્રે પણ મુસાફરી કરીશું?"

"ખાસ જરૂર વિના નહિ. બહુ સાવચેતી રાખીને રાતે મુસાફરી થઇ શકે. પરંતુ આપણે આફ્રિકા ફક્ત ઓળંગવાજ નથી પણ સાથે બરાબર જોવો છે."

"મને તો આ દેશ માટે કાંઇ ફરીઆદ

કરવા જેવું લાગતું નતી. તે બહુજ ક્દ્રુપ અને ખેડાએલો પણ છે. ભુગોલકોને બરાબર ખબર હોય એમ લાગતું નથી." જો બોલ્યો.

"જરા ધીરો થા! વખત આવ્યે તને બધી ખબર પડશે."

સાડા ૭ વાગે વિક્ટોરીઆ કુશુમી પર્વતની સાવ સામે આવી ગયું. ડૉકટરે ટેમ્પરેચર અઢાર ડીગ્રી વધારી. તેમ કરવાથી બલુન ૩૦૦૦ ફીટ ઉંચે જઇ શકે. વિક્ટોરીઆ એકદમ હવામાં ઉંચે ચઢ્યું અને આઠ વાગ્યે તો તેઓ પર્વતની બીજી બાજુએ આવી ગયા. 'કારમાંથી દોરડાં નીચે ફેંક્યાં. એક દોરડું ઝાડની એક મજબુત ડાળમાં ભરાયું. બલુન આગળ વધતું અટક્યું. જો તે દોરડા પર સરકી સરકીને ઝાડ ઉપર ઉતર્યો. દોરડું ડાળી સાથે બરાબર બાંધ્યું. ડૉકટરે ઉપરથી રેશમની સીડી ઉતારી. તેના પર થઇને જો ઉપર ચઢી આવ્યો.

તેઓએ જમી લીધું.

પોતે કઇ જગ્યાએ છે, એ ચંદ્ર જોઇને ડૉકટરે નક્કિ કર્યું. તેના મિત્રોએ આફ્રિકામાં આજ સુધીમાં થએલ શોધખોળ મુજબ ખાસ તૈયાર કરેલા નકશાઓ, અને નાઇલના મૂળ શોધવાના થએલા પ્રયાસો અને શોધખોળની સંપૂર્ણ વિગત આપતું Sources of The Nile (નાઇલનાં મૂળ) પુસ્તક ડૉકટરને આપ્યાં હતાં. ડૉકટરને તે આ મુસાફરીમાં સારી પેઠે ઉપયોગી થઇ પડયાં.

ડૉકટરને આ નકશા પરથી માલુમ પડ્યું કે તેમનો રસ્તો અક્ષાંશની બે ડીગ્રી પર બે ટસે પશ્ચિમ તરફ ૨૦ માઇલ છે.

હવે તેઓએ સુવાની તૈયારી કરી. ત્રણમાંથી દરેકે ત્રણ ત્રણ કલાક ચોકી કરવાની હતી. પ્હેલો વારો ડૉકટરે લીધો. કેનેડી અને જો રગ ઓઢી સુઇ ગયા. બાર વાગ્યે કેનેડીનો વારો, અને જોનો વારો ત્રણ વાગ્યે હતો.



આ ચિત્રમાં બતાવેલી રાક્ષસી સીડીની ઉંચાઇ ૮૬ ફીટ છે અને તે લંડનમાં આગ બુઝાવવાના ઉપયોગમાં લેવાય છે, એ સીડી મરજી મુજબ નાની મોટી કરી શકાય છે, એમ કરવામાં માત્ર એક મીનીટનો વખત લાગે છે. મોટાં મકાનોમાં આગ લાગી હોય અને દાદર સળગી ઉઠયાં હોય ત્યારે ઉપરના મજલાઓમાં રહેતા માણસોને બચાવવામાં આ સીડી બહુ ઉપયોગી થઇ પડે છે. ૬૫ હોર્સ પાવરની મોટર પર આ સીડી રાખવામાં આવે છે.




# સુવર્ણ કેશી.


લેખિકા : સૌ. લવંગિકા પ્રિયંવદ મ્હેતા, બી. એ.



( ગયા અંકના પાન ૩૦૭ થી ચાલુ. )


[ ૩ ]

એ બાળાએ જે ઘરમાં પ્રવેશ કર્યો તે ઘરનો દેખાવ ફ્લેન્ડર્સના પુરાણા કાળનાં ઘરના જેવી જ સાદાઇવાળો હતો. ઘરની બ્હારની ભીંત્ય ઉપર પથ્થરોને સાંધે સાંધે ઝાણી સફેદ લીંટીયો આંકી હતી. છાપરામાં સુન્દરવેલથી અલંકૃત ગોળ બારિયો હતી. એ માળ વચ્ચેની, ઉપલા માળને આધાર આપતી પાળ ઉપર ગૉથિક કળાની કલાહીનતાથી નોઆહ અને ત્હેના પુત્રો વચ્ચેના વિવાદનો પ્રસંગ આલેખેલો હતો. સારસે બાંધેલો માળો, સૂર્યના તાપમાં બેસીને પોતાનું શરીર સ્વચ્છ કરતાં કબુતર, એ સર્વ વીગતોથી એ ઘર પ્રાચીન સમયના ઘરના નમુનારૂપ બની રહ્યું હતું. જોનારને એમજ લાગતું કે વ્હાન ડર હાઇડેન અથવા તનિયેનાં ચિત્રોમાંનું એકાદ કારખાનુંજ પ્રત્યક્ષ થયું હતું.

દ્રાક્ષની વેલ, ઘરના બ્હારના સામાન્ય દેખાવની અનિયમિતતા અને શુષ્કતામાં મૃદુતા અર્પતી હતી. નીચેની બારીયોમાં ગોળ શળિયા નાંખેલા હતા, અને નીચેના કાચની પાછળ ફૂલના મ્હોટા બુટ્ટા ભરેલા ઝીણા કાપડના પડદા નાંખી દીધા હતા. શળિયાઓની વચ્ચે થોડાંક કરમાઇ જવા આવેલાં કારનેશનનાં ચીનીનાં કૂંડા હતાં. લચી પડતાં ફુલને, રમવાનાં પાનાં વડે અને વિશો નામના ઝાડની કુંળી શાખાઓથી બનાવેલી પાલખ જેવી રચના વડે આધાર આપ્યો હતો. આટલી બધી સંભાળ છતાં પણ ફુલ કરમાવા આવ્યાં હતાં. પવિત્ર અને સંયમિત જીવનની; કવિત્વમય યાવન અને સૌન્દર્યની સૂચક આ પુષ્પરચના તિબુર્સે દીઠી.

ત્યાં બે કલાક સુધી વાટય જોયા છતાં પણ જ્યારે એ નીલનેની મૅગડેલેન ઘરની બ્હાર આવી નહિં ત્હારે તિબુર્સે ગહન વિચારશક્તિના ઉપયોગથી તર્ક કર્યો કે એ ત્હાં જ રહેતી હશે. અને એ સત્યજ હતું. હવે ત્હેને માત્ર એટલુંજ કરવાનું હતું કે ત્હેનું નામ જાણવાનું હતું, ત્હેની સામાજિક સ્થિતિ શી છે તે જાણવાનું હતું; ત્હેનો પરિચય કરવાનો અને ત્હેનો પ્રેમ મેળવવાનો હતો. સર્વે નજીવી વાતો. જો તે આ બાબતમાં પ્રવીણ હોત તો ત્હેને આ સર્વ કરતાં પાંચ મિનિટ પણ લાગત નહિં. પરન્તુ નિષ્કપટી, એકમાર્ગી તિબુર્સ ત્હેમાં જરા પણ પ્રવીણ ન્હોતો. ઉલટું, એ વિચાર કરવામાં શૂરો હતા, કાર્ય કરવામાં બ્હીકણુ હતો. સામાન્ય સિદ્ધાન્તમાંથી પ્રત્યક્ષ વ્યક્તિની વાત આવતાં ત્હેના કરતાં વધારે અનુભવહીન નર બીજો ભાગ્યે જડત. અને સંવનનમાં તો હેની પ્રશંસા કરનાર, અને હેને માટે સંકેતસ્થાન નક્કી કરી આપનાર

કોઇ વિશ્વાસપાત્ર પેન્ડેરસની ત્હેને ઘણીજ જરૂર હતી. એક વખત શરૂ કર્યા પછી ત્હેનામાં વક્તૃત્વની ખામી આવે એમ ન્હોતું. મ્લાનિપૂર્ણ સંભાષણ તો તે પોતાના ઉપર યોગ્ય સંયમ રાખીને કરી શકતો હતો. અને કાંઇ નહિં તો એટલું તો ખરૂં જ કે પ્રેમનો પ્રથમ જ પરિચય પામેલા ગામઠિયા જેટલી કુશળતાથી તો તિબૂર્સ પ્રણયીનો ભાવ ભજવી જ શકત. પરન્તુ પેલા શ્વાનના વકીલ *પેતી ઝ્યાંથી ઉલટું, તિબૂર્સને આરમ્ભ કરવો કઠણ પડતો હતો.

એટલે આપણે કબૂલ કરવું જ પડશે કે તિબૂર્સ અત્યારે અનિશ્ચિતતાના સાગરમાં ઝોલાં ખાતો હતો, અને પોતાની દેવીની સાન્નિધ્યમાં આવવા માટે અનેક યુક્તિયો મનમાં રચતો હતો. કાંઇ પણ યોગ્ય યુક્તિ ના જડતાં, ત્હેણે હેવો વિચાર કર્યો કે ત્હેના ઘરને આગ લગાડવી એટલે અગ્નિજ્વાલામાંથી પોતાની પ્રિયાને બચાવીને ત્હેને પોતાનાં હિમ્મત અને પ્રેમની સાબિતી આપવાનો પ્રસંગ મળે. પરન્તુ તરત જ ત્હેને લાગ્યું કે બળતા પાટડા ઉપર ચાલવામાં ટેવાયલો બંબાવાળામાંનો કોઇ માણસ ત્હેને પોતાના કરતાં વ્હેલી બચાવી લે એમ પણ સંભવ હતો. અને વળી સુન્દર બાળાનો પરિચય એ રીત્યે કરવાનો પ્રણયશાસ્ત્રમાં નિષેધ હતો.

કાંઇ વધારે સારી પ્રેરણાની વાટય જોવાની ત્હેને ફરજ પડવાથી, ત્હેણે એ ઘરનું સ્થાન બરોબર મગજમાં કોતરી રાખ્યું, રસ્તાનું નામ ધ્યાનમાં રાખ્યું, અને પછી કાંઇક અંશે સંતુષ્ટ મને તે પોતાની હોટેલમાં પાછો ફર્યો. સંતોષનું કારણ એ હતું, કે ત્હેને એમ ભાસ થયો હતો કે બારીના ઝીણા પડદામાં એ અજ્ઞાન બાલાની સુરમ્ય આકૃતિ-રેખા ઝાંખી અંકાઇ હતી, અને એક નાજુક હસ્ત વડે એ પારદર્શક પડદાનો એક છેડો ઉંચો કરીને પાળી બદલાવાની લેશ પણ આશા વગર એન્ટવર્પના એક નિર્જન માર્ગ ઉપર ચોકી કરનાર ચોકીદારની અડગતા દૃઢ રહી હતી કે કેમ તે વિશે ત્હેણે ખાત્રી કરી હતી. શું આ માત્ર તિબૂર્સની કલ્પનાજ હતી, અને ત્હેને ભાસતું સદ્‍ભાગ્ય, તે શું વસ્તુતઃ બારીમાં લટકતા વસ્ત્રને પોતાની તરફ નીચી વળેલી જૂલિયેટનું વસ્ત્ર માનનાર રોમિયોના જેવું, અને ફૂલનાં ફૂંદાં ને કસબી વેલ ભરેલાં વસ્ત્ર પ્હેરેલી રાજકન્યા કલ્પનાર ટૂંકી દૃષ્ટિવાળા સર્વ મનુષ્યને ભાગે આવે છે ત્હેવું આભાસમય સદ્‍ભાગ્ય જ હતું ? તે ગમે તેમ હોય. પરન્તુ વિજયી પ્રણયીના ઉત્સાહથી તે પાછો ફર્યો. " આર્મ્સ ઑફ બ્રાબાં " ની માલિક અને ત્હેની શ્યામવર્ણી નોકર, તિબૂર્સના વર્તનથી આશ્ચર્ય પામ્યાં: ત્હેણે દૃઢતાથી સિગાર સળગાવી, પગ ઉપર પગ ચઢાવ્યો, અને ઉંચા રહેલા પગનાં આંગળાં ઉપર એ પગમાંનું સ્લિપર લટકાવીને હલાવવા મંડયો, અને એકંદરે, સમસ્ત સૃષ્ટિ પ્રત્યે સંપૂર્ણ તિરસ્કાર ધારનાર, અજ્ઞાન જનસમૂહની કલ્પનામાં પણ ના આવી શકે હેવા આનન્દના અધિકારી બનેલા મનુષ્યના જેવી અનુપમ શાન્તિથી તે વર્તવા લાગ્યો. કારણ ત્હેને ત્હેની સુવર્ણકેશી મળી હતી. જાદુઇ વૃક્ષ ઉપરથી સુવર્ણમેષનું ઉન મળતાં જેસનને પણ આટલો આનન્દ તો નહિં થયો હોય.

* પ્રખ્યાત ફ્રેંચ નાટકકાર રાસીનકૃત "લે પ્લેઇદર" (ફરિયાદિયો) નામના નાટકમાં તે સમયના કાયદાના તંત્ર ઉપર સખત કટાક્ષ છે. ત્હેમાં પેતી ઝ્યાં, એક ન્યાયાધિશનો નિરક્ષર અને લાંચીયો દ્વારપાળ છે. એ જ ન્યાયાધીશના શ્વાને માંસના ટુકડાની ચોરી કરી હતી. ત્હેના ઉપર દાવો મંડાય છે. પેતી ઝ્યાં ત્હેનો વકીલ બને છે, અને કોઇકનાં ગોખાવ્યા પ્રમાણે ભાષણ ગોખી જાય છે. કોર્ટમાં આવે છે ત્હારે તે કહે છે કે " મ્હને તો ભાષણની શરૂઆતનાં જ વાકયો આવડે છે. " તે વિશે અહિં ઉલ્લેખ છે.

આપણો નાયક ઘણીજ સંતોષકારક સ્થિતિમાં હતો. મ્હોંમાં હેવાનાની સિગાર હતી, પગમાં સ્લિપર્સ પ્હેર્યાં હતાં, પાસે મેજ ઉપર ર્‌હાઇનના પ્રદેશમાં બનતો મદ્ય હતો, ગયા અઠવાડિયાનાં દૈનિક પત્રો પાસે હતાં, અને આલ્ફ્રેદ મુસેનાં કાવ્યોની એક સુન્દર, કર્તાએ સ્વાધીન રાખેલા હક્ક ઉપરાન્ત થઇને છપાવેલી પ્રત પણ ત્હેની પાસે પડી હતી.

ત્હેની ઇચ્છા થાય તો તે રોકે નામના મદ્યનો એકાદ ગ્લાસ પી શકે, ઇચ્છા થાય તો મુસેનું કોઇ કાવ્ય અથવા છેલ્લ છેલ્લાં નાટકનાં વર્ણન તે વાંચી શકે એમ હતું. તો ત્હેને હવે થોડિકવાર એકલો રહેવા દઇએ. પ્રેમીઓને જો કદીપણ કંટાળો આવતો હોય, તો પણ એ કંટાળો દૂર કરવાનાં પૂરતાં સાધનો આપણે ત્હેને આપ્યાં છે. એટલે હવે હેના વગર જ આપણે પાછા પેલા સ્યૂ ડિપદોર્પ ઉપર આવેલા ન્હાના ઘરમાં પ્રવેશ કરિયે. કારણ આપણે માટે એ દ્વાર ઉઘાડી શકવાનું તિબ્ર્સમાં સામર્થ્ય નથી, અને એ નીચેની બારીઓના ભરેલા પડદાની પાછળ જે જે છે ત્હેનો ત્હમને હમે પરિચય કરાવિયે. કારણ આ વાર્તાની નાયિકા ભોંયતળિયે જ રહેતી હતી, અને ત્હેનું નામ ગ્રેચેન હતું. કેટલાકને એ નામ એવેલગીના કે એંજેલિયા જેટલું મધુર નહિં લાગે, પરન્તુ જરમન અને ડચ્ચ ભાષા સાંભળનાર કર્ણને તો એ નામમાં પૂરતું માધુર્ય લાગતું હતું.

ત્હમારા પગ કાળજી પૂર્વક સાફ કરીને દાખલ થજો, કારણ ફ્લેન્ડર્સના લોકની લાક્ષણિક સ્વચ્છતાનું અહિં સંપૂર્ણ સામ્રાજ્ય વ્યાપેલું હતું. ફ્લેન્ડર્સમાં લોકો પોતાનું મ્હોં અઠવાડિયામાં એક વખત ધુવે, પણ ત્હેને સાટે ત્હેમનાં ઘરના દરેક ખંડની જમીન દિવસમાં બબ્બે વખત ધગધગતા પાણી વડે ઘસીને ધુવે છે. ઘરના દરેક ખંડની ભોંય સાગનાં પાટીયાંની બનાવેલી હોય છે; એ પાટીયાંનો મુળ રંગજ કાયમ રાખેલો છે, અને લાકડાની રેખાઓ અને ભમરા કોઇપણ જાતના બ્હારનિશથી ઢાંકેલાં હોતાં નથી. ભોંય ઉપર ચાળેલી રેતીનું આછું પડ પાથરેલું હોય છે રેતીના ઝીણા કણથી આપણા પગને એક જાતનો આધાર મળે છે, અને આપણાં અર્વાચીન ઢબના દિવાનખાનાંઓની પોલિશ કરેલી ભોંય ઉપર લપસી પડવાનો જે સંભવ હોય છે તે આ રેતીને લીધે તદ્દન દૂર થાય છે. આપણા દિવાનખાનાંઓમાં તો આપણે ચાલતાં નથી, પણ સરકિયે છીયે.

ગ્રેચેનનો શયનખંડ જમણી બાજુએ હતો. ત્હેનું બારણું વિનયસુચક રાખ રંગનું હતું, બારણા ઉપરનો પિત્તળનો ડટ્ટો સુવર્ણ જેવો ચળકતો હતો. ત્હમારા પગ ફરીથી સાફ કરો. કોઇ મહાન સમ્રાટને પણ કાદવવાળા પગ લઇને અન્દર જવાનો અહીં અધિકાર નથી.

આ શાન્ત, સ્વસ્થ અન્તર્ભાગ ક્ષણભર જુઓ. તેમાં આંખ્યને આકર્ષે હેવી કોઇ પણ વસ્તુ નથી. સઘળું શાન્ત, ગમ્ભીર સંયમ, સૂચક છે. માર્ગરીતના શયનખંડનું વાતાવરણ પણ આથી વધારે વિશુદ્ધ તો ના જ હોઇ શકે. સુઘડતાથી આકર્ષક બનતી સર્વ રચનામાં નિર્દોષ સરલતાજનિત શાન્તિ પ્રસરી રહી હતી.

ભીંત્યો કમ્મર સુધીની ઉંચાઇ સુધી "ઓક" ના લાકડાની બનાવેલી હતી. હેના ઉપર રંગીન માટીની ઘડેલી મેરીની પ્રતિમા શિવાય અન્ય કાંઇ પણ અલંકાર ન્હોતા. મેરીની પ્રતિમાને ખરાં વસ્ત્ર અને સાટિનનાં " શ્રઝ " પ્હેરાવેલાં હતાં, તૃણની શિરમાળ અને રંગીન કાચના મણકાની માળા પ્હેરાવી હતી, અને ત્હેની સમીપ બે ન્હાનાં પુષ્પપાત્રમાં કૃત્રિમ ફૂલ મુકયાં હતાં. ખંડના પાછલા ભાગમાં, સૌથી વધારે છાયામાં રહેલા ખુણામાં, પ્રાચીન સમ-

મના ધાટનો, ચાર દાંડાનો પલંગ મુકેલો હતો. પલંગને લીલા કપડાના પડદાથી આચ્છાદિત કર્યો હતો, અને પલંગ ઉપરની શય્યાથી તે ભૂમિ સુધી, ગુલાબી કોરવાળી, અને એ કોરની નીચે પીળા રંગની લેઇસના હાંશિયાવાળી ઝાલર લટકાવી હતી. અશીકા આગળ ક્રાઇસ્ટની મૂર્તિ હતી. ક્રોસના નીચેના ભાગને આગળ વાળીને પવિત્ર જળનું પાત્ર બનાવેલું હતું. પોતાના હસ્તીદંતના ભુજ પસારીને એ બાળાની નિર્મલ નિદ્રાવસ્થામાં તે હેનું રક્ષણ કરતો હતો.

દર્પણ જેવું ચળકતું કબાટ; વક્રાકાર પાયાવાળો, બારી પાસે મૂકેલો, રેશમની આંટિયો તથા લેઇસ બનાવવાની સર્વ સામગ્રીથી ભરપૂર મેજ; ગાદી મઢેલી મ્હોટી આરામખુરશી; એબ્રહામ બોસનાં મુદ્રિત ચિત્રોમાં વારંવાર નજરે પડતી, તેરમાં લુઇના સમયમાં પ્રચાર પામેલા આકારની ત્રણચાર ઉંચા અઢિંગણવાળી ખુરશીઓ; શુચિત્વના દમ્ભના આક્ષેપમાંથી જરામાં જ બચી જતી સાદાઇવાળા એ ખંડના રાચરચીલામાં આટલું હતું.

પરન્તુ એટલું ઉમેરવું જોઇએ કે ગ્રેચેન આવી નિર્દોષ હોવા છતાં હેણે પ્હેલવાળી ધાર્યો વાળું, તાંબાથી મઢેલા શીશમના ફ્રેમમાં જડેલું, વ્હેનિસની બનાવટનું એક ચાટલું વંસાવ્યું હતું. અલબત્ત, આ અપવિત્ર વસ્તુને પવિત્રતા અર્પવા માટે ફ્રેમમાં પવિત્ર "બોક્સવુડ"ની એક ન્હાની શાખા ખોશી હતી.

પોતે ભરેલી ગાદીવાળા સ્ટૂલ ઉપર પગ ટકવીને, પેલી મ્હોટી ગાદી મઢેલી આરામખુરશીમાં ગ્રેચેન બેઠી હતી; તરતની શરૂ કરેલી લેઇસની અદશ્યવત્ જાળી હેની સુન્દર કરાંગુલિયો વડે ઉકેલતી અને વણતી હતી. હેનું સુન્દર માથું લેઇસ બનાવવામાં નીચું નમેલું હતું. પાસેના અગ્નિનો પ્રકાશ, હેની આસપાસ પ્રસરી રહેલા ઝાંખા તેજમાં સુન્દર રંગ પૂરીને હેના સુરેખ મસ્તકને હેની આસપાસ રમત કરતાં અસંખ્ય કિરણો વડે અજવાળી રહ્યો હતો. હેના વદન ઉપરની ઉચ્ચ લોકોમાં દેખાતી વધારે પડતી લાલાશ યૌવનની સુરખીથી મૃદુ બની હતી, અને એ મૃદુતા અને એ સુરખીને એ મંદ પ્રકાશ પણ ઝાંખી પાડવાને અસમર્થ હતો. બારિયોના ઉપરના કાચમાંથી થોડોક આવવા દીધેલો પ્રકાશ હેના કપાળના ઉપરના ભાગને જ સ્પર્શ કરતો હતો, અને માથામાં ખોશેલી કાંસકીના બન્ધનમાંથી છુટી ને ઉડતી વાળની લટો સુવર્ણતંતુ જેવી ચળકતી હતી. સૂર્યનું કિરણ કબાટ ઉપર જો પ્રકાશે, ચીનીનાં કૂંડાં ઉપર સોનેરી છાંટ હોય, જો ક્રાઇસ્ટની પ્રતિમા કાંઇક વિશેષ પીતવર્ણી હોય; પલંગના પડદાની અક્કડ રેખાઓને જો પીંછીના સ્પર્શથી ઘેરી છાયા અર્પી હોય, બારીના કાચના આછા રંગને ઘેરો બનાવ્યો હોય; ખંડને છેડે સાવેણી લઇને ઉભેલી બારબેરા ને આલેખી હોય; અને બાળાના શીષ અને હસ્ત ઉપર સઘળો પ્રકાશ પડવા દીધો હોય, તો ફ્લેન્ડર્સની ચિત્રકળાની પ્રગતિની સર્વોત્કૃષ્ટ સ્થિતિ વખતે આલેખાયેલાં ચિત્ર જેવું જ આ પણ એક હેવું સુન્દર ચિત્ર બની રહે, કે તેરબૂર્શ, કે ગારપાર, કે નેટશેર પણ એ ચિત્રને પોતાની કૃતિ તરીકે સ્વીકારવાને અનિચ્છા દર્શાવે નહિં.

આ સ્વચ્છ, સુઘડ, અને ઉપયોગી વસ્તુઓથી જ રચેલું આન્તરગૃહ ક્યહાં, અને ફ્રેન્ચ સ્ત્રીયોના, કપડાંથી ભરેલા, ગાયનનાં પાનિયાં ઉડતાં પડેલા, અપૂર્ણ ચિત્રો રખડતાં પડ્યાં હોય એવા શયનખંડ ક્યહાં! ત્ય્હાં વિખરાયલાં વસ્ત્ર ખુરશીઓના અઢિંગણ ઉપર લટકતાં જ હોય, જમીન ઉપર પડેલું નવલ-

કથાનું પુસ્તક બિલાડી ફાડતી જ હોય,–અને અહિં !–પેલાં કરમાતાં ગુલાબ મૂકેલા પાત્રનું પાણી કેવું નિર્મળ છે ! પલંગની ચાદર કેવી શ્વેત છે ! કાચનાં વાસણ સઘળાં કેવાં સ્વચ્છ છે ! રજનો એક કણ પણ નથી, એક ન્હાનું વસ્ત્ર પણ રખડતું પડેલું નથી !

ચિત્રમાં વાપરવાના રંગની શુદ્ધતા જાળવવા માટે મેત્જુ નામનો ચિત્રકાર સરોવરની મધ્યમાં બાંધેલા ગ્રામ્ય–વાસમાં ચિત્ર ચીતરતો. તે પણ ગ્રેચેનના શયનખંડમાં લેશ માત્ર પણ અડચણ વગર એ હેતુ સાધી શકત.–ત્હાંની ભીંતમાં ચણેલી ઘડીની લોખંડની પછીત પણ ચાંદી જેવી ચળકતી હતી:

આ સ્થળે આપણા મનમાં એક ભય ઉત્પન્ન થાય છે,–આ નાયિકા શું આપણા નાયકને યોગ્ય છે ? ગ્રેચેન શું અતિશય સામાન્ય, અતિશય વ્યાવહારિક નથી ? ત્હેનું સૌન્દર્ય ફ્લેન્ડર્સ કરતાં હૉલેન્ડની સ્ત્રીયોના સૌન્દર્ય જેવું નથી ? અને શું રૂબેન્સનાં ચિત્રમાંની સુન્દરીઓનાં મૂળ આના જેવાં હશે ? કદાચ એમ ના હોય કે હૃષ્ટ–પુષ્ટ, માંસલ, અતિશય લાલ વદનવાળી, આનન્દમગ્ન, તડાકા મારનાર, નિરંકુશ, અસંસ્કારી સ્ત્રીયોને ચિત્રકારની પ્રતિભા ભાવનામય સ્વરૂપ આપતી હોય ? મહાન્ ચિત્રકારો અનેક વખત આ રીતે આપણને છેતરે છે. નિર્માલ્ય સ્થાનને પરમ સુન્દર દૃશ્ય બનાવીને આપણી સમીપ મૂકે છે. કદરૂપી ચાકરડીને વ્હીનસનું સૌન્દર્ય અર્પે છે. ચિત્રકાર, પોતે પ્રસક્ષ દેખે છે. તે ચીતરતો નથી, પરન્તુ જે જોવાને તે ઇચ્છે છે તે અંશો ઉમેરીને તે ચિત્ર આલેખે છે.

પરન્તુ ગ્રેચેન કાંઇક વધારે નાજુક અને સસ્કારી હતી, તો પણ ત્હેની અને એન્ટવર્પ કેથીડ્રલની મેગડેલેન વચ્ચે અદ્ભુત સામ્ય હતું. અને તિબર્સની કલ્પનાશક્તિ, વિષય માર્ગે ચઢી જવાના લેશ પણ ભય વગર, ત્હેનું મનન કરી શકે એમ હતુ. ત્હેની ચિત્રિત પ્રિયાના આભાસમય સ્વરૂપ માટે આથી વધારે ભવ્ય સૌન્દર્યવાળું શરીર મળવું મુશ્કેલ થાત.

હવે ગ્રેચેન અને ત્હેના શયનખંડનો, પંખિણી અને ત્હેના માળાનો પરિચય આપણને થયો છે, એટલે તમને ત્હેના જીવનની વીગત જાણવાની, ત્હેની સામાજિક સ્થિતિ જાણવાની ઉત્કંઠા થઇ હશે. ત્હેની કથા તદ્દન સાદી હતી. ધંધામાં નિષ્ફળ ગયેલા ધંધાર્થી યુગલની ગ્રેચેન પુત્રી હતી, અને ઘણાં વર્ષથી તે માતા પિતાહીન અનાથ બની હતી. બારબેરા નામની સ્વામિનિષ્ઠ દાસી ત્હેની સાથે રહેતી હતી, અને ત્હેમનો નિર્વાહ ત્હેના પિતાની, ખોટય જતાં બાકી રહેલી મિલકતમાંની આવકમાંથી, અને ત્હેના પોતાના લેઇસના કામમાંથી ઉપજતી આવકમાંથી થતો હતો. ગ્રેચેન પોતાનાં સર્વ વસ્ત્ર હાથે શીવતી, અને પોતાને જોઇતી લેઇસ પણ હાથે બનાવતી, અને ફ્લેન્ડર્સવાસિયો ત્હેને કરકસર અને સુઘડતાના આદર્શરૂપ ગણતા હતા. માત્ર કામગર વર્ગની બાળા હોવા છતાં, ત્હેની વસ્ત્ર પ્હેરવાની છટામાં લાલિત્ય હતું, અને ત્હાંના ગૃહસ્થવર્ગની બાળાઓથી તે લેશમાત્ર પણ ઉતરતી ન્હોતી. ત્હેનાં વસ્ત્રનું કાપડ હંમેશાં ઉંચા પ્રકારનું હોતું, ત્હેની ટોપિયો ત્હેમની ધવલતા માટે પંકાયેલી હતી; ત્હેનાં બૂટ એ નગરમાં બનતાં ઉત્તમ પ્રકારનાં હોતાં. કારણ–આશા છે કે આ વીગત નોંધવાથી તિબર્સ નાખુશ નહિ થાય, પણ–આપણે કબુલ કરવું જોઇએ કે ગ્રેચેનના પગ સ્પેઇનની કોઇ કાઉન્ટેસને શોભે ત્હેવા સુકુમાર હતા, અને ત્હેને દીપાવે ત્હેવાં બૂટ તે પ્હેરતી હતી. તે સુશિક્ષિત હતી, તે સારી રીતે લખી વાંચી શકતી હતી. ભરતકામમાં દરેક જાતના ટાંકા તે ભરી જાણતી હતી, શીવણ કામમાં તે

અપ્રતિમ કૌશલ્ય ધારતી હતી, અને પિયાનો વગાડતાં હ્હેને આવડતું ન્હોતું. પરંતુ એ કહેવાતી ન્યૂનતાના બદલામાં હ્હેનામાં વિવિધ વાનીઓ બનાવવાની કળા હતી, અને સર્વ ઉત્તમ ગૃહિણીની પેઠે હ્હેને પાકવિધિની પોતાની પ્રવીણતા માટે અભિમાન હતું; અને પોતાની જ બુદ્ધિથી ઉત્પન્ન કરેલી અસંખ્ય નવીન વાનિયો તે બનાવતી હતી.

નિઃશંક, આ બધી વીગતો તદ્દન અશિષ્ટ ભાસશે, પરંતુ આપણી નાયિકા કાંઇ રાજકન્યા નથી કે વીસ વર્ષની પરમ આકર્ષક સ્ત્રી પણ નથી. તે તો માત્ર એન્ટવર્પના કોટની પાસે, રયુ ક્પિદોર્પમાં રહેનાર સામાન્ય ધંધાર્થી બાળા છે. પરન્તુ પુરુષની દૃષ્ટિયે તો સ્ત્રીયોમાં સૌન્દર્ય શિવાય કશાનો પણ ભેદ હોતો નથી. એટલે આપણે મન તો ગ્રેચેન, નૃપતિઓની ..ીપ બેસવાનો અધિકાર ધારતી ડચેસોની પણ સરસાઇ કરી શકે એમ છે, અને હ્હેની વયનાં સોળ વર્ષ તે વિશિષ્ટ વર્ગના જેવીજ ઉદાત્તતાનાં સોળ ચિન્હરૂપ જ છે.

ગ્રેચેનના હૃદયની શી સ્થિતિ હતી? હ્હેના હૃદયજીવનની સ્થિતિ ઘણીજ સંતોષકારક હતી. કાથિયા રંગનાં કબૂતર, સુવર્ણ રંગની માછલિયો, અને બીજાં એવાં નિર્દોષ પ્રાણી શિવાય બીજી કોઇ પણ વસ્તુ પ્રત્યે હ્હેને કદી પ્રેમ ઉદ્ભવ્યો ન્હોતો, અને હ્હેનાં આ પ્રેમપાત્રો માટે તો અત્યન્ત ઇર્ષ્યા યુક્ત પ્રણયીને પણ એક ક્ષણભર પણ ચિન્તા થાય એમ ન્હોતું. દર રવિવારે તે બરમેનાની સાથે દેવળમાં જતી; પછી ઘેર જઇને તે બાઇબલનાં પાનાં ફેરવતી, અને હ્હેમાં, સમ્રાટ્ જેવો પોષાક પ્હેરેલા મહાન્ પિતાનું ચિત્ર તે જોતી, અને હ્હેમાંનાં મૂળ લાકડામા કોતરેલાં ચિત્ર ઉપરથી કાઢેલી છાપ વડે છાપેલા ચિત્રો, અનેક વખત દીઠેલાં હોવા છતાં, નવીન આદરભાવથી જોઇ રહેતી. જો વરસાદ ના હોય તો હ્હેની એક સમાવડી સખી સાથે લિલોના ગઢ ઉપર, અથવા તો "હેડ ઑફ ફ્લેન્ડર્સ" ના નામે ઓળખાતી ભૂશિર ઉપર તે ફરવા જતી. હ્હેની સખી પણ લેઇસ ભરવાનુંજ કામ કરતી હતી. અઠવાડિયાના બીજા દિવસોમાં તે જવલ્લેજ ભ્હાર નીકળતી. કવચિત ઘરાકોએ કરવા આપેલો સામાન હ્હેમને આપવાને તે જતી, પરન્તુ ઘણે ભાગે એ કાર્ય બારોબારજ કરતી.

પ્રણયનો વિચાર સરખો જે'ને ના આવ્યો હોય એવી સોળ વર્ષની બાળાનું અસ્તિત્વ કોઇ પણ ઉષ્ણ પ્રદેશમાં તો અશકયવત્ જ છે. પરન્તુ નહેરોમાંની રોગાવિષ્ટ હવાથી ભરપૂર બનેલી ફ્લેન્ડર્સની હવામાં પ્રેમના જન્તુ અતિ અલ્પ છે. ફૂલ પણ ત્ય્હાં મોડાં ઉગે છે, અને ઉગે છે ત્ય્હારે નાજુકતાહીન હોય છે. ભેજવાળી હવામાં ભળેલી હ્હેની વાસ પણ સુગન્ધી વનસ્પતિના ઉકાળાની વાસના જે'વી હોય છે. આકાશ અને પૃથ્વી ભેજથી ભરેલાં હોય છે અને એ બન્ને, એ હવા શોષી શકવાને અસમર્થ હોવાથી એ હવા આગળ પાછળ વાતાવરણમાં ભમ્યા કરે છે, અને મન્દ તેજથી પ્રકાશતો સૂર્ય પણ એ સૂકવવા માટે વ્યર્થ પ્રયાસ કરે છે. આ ધુમ્મસથી ભરેલી હવામાં વસતી સ્ત્રીયોને સદ્ગુણી રહેવામાં જરાપણ મ્હેનત પડતી નથી. કારણ, બાયરન કહે છે તેમ, કોઇ પણ માનવ પ્રણયી કરતાં સૂર્યદેવનાં ઉગ્ર કિરણો સ્ત્રીયો ઉપર વધારે વિજય મેળવે છે.

એટલે હાવા, નીતિપોષક વાતાવરણમાં રહીને ગ્રેચેન પ્રેમના વિચાર માત્રથી અજ્ઞાત હતી હ્હેમાં કાંઇ નવાઇ ન્હોતી. એટલુંજ નહિ, પરન્તુ લગ્નથી પુનિત બનતા પ્રેમના સ્વરૂપથી પણ તે અજ્ઞાત હતી. હ્હેણે કોઈ પણ ખરાબ નવલકથા વાંચી ન્હોતી. તેમ સારી પણ વાંચી ન્હોતી. હ્હેને સગાં સમ્બન્ધી પણ ન્હોતાં. એટલે પુરૂષવર્ગ જોડે સહવાસમાં આવવાનો હ્હેને

પ્રસંગ જ ન્હોતો આવ્યો. તિબૂર્સ કેવો ભાગ્યશાળી ! વળી, ત્હેમની સફર દરમિયાનના ટૂંકા સમયમાં શહેરમાં ફરતા, રંગીન પાઇપ પીતા નાવિકો, અથવા પૂર્વ તરફના વ્હાણના કેપ્ટન, અથવા તો, કપાળમાં કરચોલિયો પડેલા, મગજમાં હિસાબ ગણતા, વિચારમાં મશગૂલ બનીને શેર બજારમાં જતા વ્હેપારિયો-જે સર્વની ક્ષણિક છાયા ગ્રેચેનના પુનિત વાસ પાસેથી જતાં ત્હેના ઘરમાં પડતી હતી, ત્હેમાંના કોઇ પણ-એ બાળાની-કે કોઇની પણ-કલ્પના શક્તિને આકર્ષી શકે હેવો લેશમાત્ર પણ સંભવ ન્હોતો.

પરન્તુ એટલું તો કબૂલ કરવું પડશે કે ત્હેની પ્રકૃતિ આવી નિર્દોષ હોવા છતાં, તિબૂર્સ તરફ, અને ત્હેના સુરેખ વદન તરફ ત્હેનું લક્ષ ખેંચાયું હતું. ત્હેણે ત્હેને " ધિ ડિસેન્ટ ફ્રૉમ ધિ ક્રૉસ " સમીપ તલ્લીન બનીને ઉભેલો અનેક વખત દીઠો હતો, અને ત્હેની એ તલ્લીનતાનું મૂળ અગાધ ધાર્મિકતા હશે એમ તે ધારતી હતી; અને એ ધાર્મિકતા હોવા તરુણ યુવક માટે ઘણી જ પ્રશંસનીય ગણાય એમ ત્હેને લાગ્યું હતું લેઇસ વણતે વણતે, મેરના ચોગાનવાળા પેલા અપરિચિત મનુષ્યના ત્હેને વિચાર આવવા લાગ્યા, અને એ નિર્દોષ વિચારમાળામા તે તલ્લીન થવા માંડી. એક દિવસ તો એ વિચારમાં ને વિચારમાં તે ઉઠી, અને પોતે શું કરતી હતી ત્હેના લેશ પણ ભાન વગર દર્પણ સ્હામે જઇને ઉભી, અને લાંબા વખત સુધી ત્હેમાં જોયા કર્યું. ત્હેણે પોતાનું વદન સ્હામેથી જોયું, સ્હેજ ફરીને બાજુ ઉપરથી જોયું, જુદા જુદા તેજમાં જોયું;-અને આખરે ત્હેને લાગ્યું,-અને તે સત્ય હતું,-કે ત્હેની ત્વચા અત્યન્ત કુમાશવાળી હતી, ત્હેનાં નેત્ર અપૂર્વ નિર્મળતાવાળાં, નીલવર્ણાં હતાં, રક્ત ઓઠ વચ્ચે ત્હેના દાંત મૌક્તિકની પંક્તિ જેવા દીપતા હતા, અને ત્હેના વાળનો રંગ અત્યન્ત સુન્દર હતો.

ત્હેને પ્હેલીજ વખત પોતાના યૌવનનું અને સાન્દર્યનું ભાન થયું. પાસે મુકેલા પ્યાલામાંનું શ્વેત ગુલાબ ત્હેણે લીધું, માથામાં ખોસ્યું, અને આ સાદા પુષ્પથી પણ ત્હેના સૌન્દર્યમાં કેટલો વધારો થતો હતો તે જોઇને ત્હેણે સ્મિત કર્યું. સ્વસૌન્દર્યના જ્ઞાનનો ત્હેના હૃદયમાં જન્મ થયો, અને પ્રેમનો માર્ગ ખુલ્લો થયો.

પરન્તુ આપણે તિબૂર્સને એકલો મૂકીને આવ્યે ઘણો વખત થઇ ગયો આ લેઇસ બનાવનાર બાળા વિશેની માહિતી આપણે આપી, તે દરમિયાન ' અ મર્સ ઓફ બ્રાબાં" માં તે શું કરતો હતો ? ત્હેણે એક ઝીણા કાગળ ઉપર કાંઇક લખ્યું હતું, અને તે ત્હેના પ્રેમનું પ્રદર્શન જ હશે કે પછી કોઇ જોડે દ્વંદ્વ યુદ્ધ કરવાની ધમકી હોય તો કોણ જાણે. કારણ, અંદર પુષ્કળ છેકછેકા કરીને બગાડેલાં કાગળિયા જમીન ઉપર પડેલાં હતાં, તે ઉપરથી સ્પષ્ટ જણાતું હતું કે એ દસ્તાવેજ ઘણો જ મહત્ત્વનો હતો, અને ઉચિત શબ્દો ગોઠવવાને અઘરૂં પડે હેવો હતો. એ પૂરો કરીને તે ઉઠ્યો, કોટ પ્હેર્યો, અને ફરીથી રવૂ ડિપ-દાર્ષ તરફ ત્હેણે જવા માંડ્યુ.

શાન્તિ અને ઉદ્યોગના તારક સમાન દીપતો ગ્રેચેનનો દીપક કાચની બારી પાછળ શાન્ત જ્યોતિથી પ્રકાશતો હતો, અને કામ કરતી બાળાનો પડછાયો પારદર્શક પડદા ઉપર પડેલો હતો. દ્રવ્યની તિજોરી ઉઘાડવાની તૈયારી કરતા ચોર કરતાં પણ વધારે ઉશ્કેરાયેલો તિબૂર્સ નિઃશબ્દ પગલે બારી પાસે આવ્યો, ગજિવામાંથી હાથ અંદર નાંખ્યો, અને સ્હવારે ફૂલને પાણી પાવાને બારી ઉઘાડતાંની સાથેજ ગ્રેચેન એ દેખશે એ આશામાં, કારનેશનનાં ફૂલોમાંની ઝાડીમાં ત્રણ વખત વાળેલી પોતે લખેલી ચિઠ્ઠી ત્હેણે ઘોંઘી દાટી. એટલું કરીને તે એટલેજ નિઃશબ્દ પગલે પાછો

કાયદાની દષ્ટિએ

# ગુજરાતની હિંદુ સ્ત્રીઓનું સ્થાન.

લેખક: મનહરનાથ માણેકનાથ ધારેખાન,
બી. એ. એલએલ બી. એડવોકેટ.

( ગયા અંકના પાન ૨૯૨ થી ચાલુ. )

[ ૪ ]

**કૌટુમ્બીક મીલકત તથા સભ્ય ( Coparcener )ની વ્યાખ્યા.**

( ૧૨ ) હવે આપણે એકત્ર કૌટુમ્બીક મીલકતની વ્યાખ્યા કરી શકીશું. નીચે જણાવેલી જાતની મીલકતથી એકત્ર કૌટુમ્બીક મીલકત બની શકે છે:

( ૧ ) એકત્ર કુટુમ્બના કોઇ પણ સભ્યે, પુત્ર તરીકે પોતાના પિતા–દાદા .અને દાદાના પિતા પાસેથી વારસામાં મેળવેલી મીલકત. ( ૨ ) કૌટુમ્બીક વડવાઇ મીલકતની મદદથી ળવેલી મીલકત. ( ૩ ) એકત્ર કુટુમ્બના ભ્યોએ મેળવેલી મીલકત. ( ૪ ) એકત્ર વડાઇ મીલકતની ગુંથણી (nucleus,ની મદદથી ળવેલી મીલકત. (૫) સ્વતંત્ર રીતે મેળવેલી ણુ કૌટુમ્બીક મીલકતમાં ભેળવેલી મીલકત.

આવી બધી મીલકત કૌટુમ્બીક ગણાય; અને આવી મીલકતમાં જેનો હકહિસ્સો હોય તે ૌટુમ્બીક સભ્ય (coparcener) કહેવાય છે.

**અવિભક્ત કૌટુમ્બીહીત (undivided Coparcenery interest ) ભાર**

( ૧૩ ) મીતાક્ષરાના ( ગુજરાતમાં પ્રવર્તતા ) કાયદા પ્રમાણે અવિભક્ત કુટુમ્બનું તત્વ તે માલીકીની એકત્રતા. એવી મીલકતનું માલીકીપણું સર્વ સભ્યોમાં છે–ં નહીં. જ્યાં સુધી તેનો કોઇ પણ સભ્ય એમ કહી શકે નહીં કે તે મીલકતમાં એનો અમુક ભાગ છે–અથવા તે મીલકતમાંની અમુક મીલકત એની છે, ત્યાંસુધી તેનું હિત વધઘટ વાળું છે. બીજા સભ્યની મદદથી તેનું હિત વધે છે–અને કોઇના જન્મથી ઘટે છે. જ્યારે વહેંચણુ થાય, ત્યારેજ તેનો કેટલો હીસ્સો છે તે કહી શકાય. અને તેથીજ એવા સભ્યના હિતને " અવિભક્ત એકત્ર કૌટુમ્બીક હિત " ( Joint & undivided coparcenery interest ) કહેવામાં આવે છે. દરેક સભ્યોમાં મીલકતના કબજાની તથા હિતની એકત્રતા છે, અને એકના મૃત્યુથી બીજાને વારસાઇ હકથી નહીં પણ હયાતી હકથી ( survivorship ) મીલકત મળે છે, એમ પ્રીવી કાઉન્સીલે પણ ઠરાવ્યું છે. એક દાખલો લઇએ:

ધારો કે अ અને તેને બે પુત્રો ब અને क છે. હવે એકત્ર કૌટુમ્બીક મીલકતમાં પિતા–પુત્રનો સરખો હીસ્સો હોય છે. તેમ अ. ब. क ના સરખા ભાગ પડે, અને દરેકને $\frac{1}{3}$ મળે. પણ જો જુદા થયા પહેલાં, ख જન્મે તો એનો ભાગ પણ અંદર ગણાય. અને દરેકને $\frac{1}{4}$ મળે. તેમ ધારો કે कને ઘણા



છોકરા છે. તો क ની સાથે ग-घ-च નો क ના હિસ્સામાં સરખો ભાગ છે. હવે આ દાખલામાં જો अ પાસે કૌટુમ્બીક મીલકત ન હોય પણ સ્વતંત્ર રીતે મેળવેલી હોય, તો ब-क-ख નો જન્મહક લાગતો નથી. अ તેવી સ્વતંત્ર મીલકતનો સ્વતંત્ર ઉપયોગ કરી શકે છે. તેનુ દાન કરી શકે છે-તેમજ વીલથી બીજાને આપી શકે છે. પરંતુ જો अ તેવો કાંઇ ઉપયોગ ન કરે અને ब-क-ख ને વારસાઇ હકથી મળે તો, તેમના હાથમાં તે એકત્ર ગણાય અને ग-घ-च નો જન્મહક લાગે.

**સ્વતંત્ર મીલકત (Self-acquired property).**

(૧૪) અત્યાર સુધી આપણે એકત્ર કૌટુમ્બીક મીલકતની વાત કરી. હવે સ્વતંત્ર મીલકત કોને કહેવાય તે તપાસીએ. નીચે જણાવેલા પ્રકારથી મેળવેલી મિલકત સ્વતંત્ર ગણાય:—

(૧) પિતા-દાદા-અને દાદાના બાપ શિવાય બીજા કોઇ વડવા તરફથી વારસામાં મળેલી મીલકત (પિતા-દાદા અને દાદાના બાપ તરફથી વારસામાં મળેલી મીલકત કૌટુમ્બીક ગણાય છે. જુઓ પેરા ૧૨.) (૨) તેજ પ્રમાણે બીજા કોઇ પિત્રાઈ તરફથી વારસામાં મળેલી મીલકત; અથવા કોઇ સ્ત્રીની મીલકત અથવા સ્ત્રીની મારફત મળેલી મીલકત. (૩) બક્ષીસ (Gift) અથવા વીલની રૂએ મળેલી મીલકત. (૪) એકત્ર મીલકતને નુકશાન પહોંચાડયા શિવાય મેળવેલી મીલકત. (૫) એકત્ર કૌટુમ્બીક મીલકતની ખાસ મદદ શિવાય ખાસ મેળવેલી વૈજ્ઞાનીક અથવા ધંધાદારી (professional) વિદ્યાની મદદથી મેળવેલી મીલકત. (૬) જે મીલકત ઉપર એકત્ર માલીકી હક ન ભોગવી શકાય એવી મીલકત. (નોંધ:—જો એકત્ર મીલકત સ્વતંત્ર મીલકત જોડે એવી રીતે ભેળવવામાં આવી હોય કે જેથી બન્ને જુદી ન પડી શકે તો, તેવી રીતે ભેળવાએલી મીલકત પ્રાથમીક સ્વતંત્ર ગણાય છે.) (૭) સરકાર તરફથી એકત્ર કુટુમ્બના કોઇ પણ સભ્યને આપવામાં આવેલી મીલકત (grants). (૮) એકત્ર કુટુમ્બની મીલકત, પણ એકત્ર કુટુમ્બમાંથી ગએલી, અને કોઇ સભ્યે તે એકત્ર કુટુમ્બની મીલકતની કોઇ પણ મદદ શિવાય પાછી મેળવેલી મીલકત. (૯) સ્વતંત્ર મીલકત, અને તેમાંથી ખરીદેલી મીલકત. (૧૦) વહેંચણમાં જેને છોકરો ન હોય તે સભ્યને ભાગે આવેલી મીલકત. (૧૧) જો એકત્ર કુટુમ્બમાં એકજ સભ્ય હોય અર્થાત બીજા કોઇ હોય નહીં તેમજ ભરણ-પોષણના હકવાળી કોઇ વીધવા પણ ન હોય, તો તેવા કુટુમ્બમાં તે સભ્યની તેવી મીલકત સ્વતંત્ર ગણાય.

**બ્રીટીશ અને સ્વતંત્ર મીલકત.**

(૧૫) જ્યારથી બ્રીટીશ ન્યાયની અદાલતોની મારફત, આપણા હીન્દુ-કાયદા ઉપર ચુકાદા અપાવા માંડયા ત્યારથી સંકુચિત ભાવના દૂર થઇ છે. શરૂઆતમાં જો થોડી પણ મદદ એકત્ર મીલકતમાંથી મળી હોય, તો તરતજ તેવી રીતે મળેલી મીલકત એકત્ર ગણવામાં આવતી હતી. પણ જેમ વખત જતો ગયો, તેમ આપણા શાસ્ત્રો અને ટીકાઓ ઉપર ઉદાર ભાવનાઓ મુકાતી ગઇ અને સંકુચિતપણું દૂર થયું. એકત્ર કુટુમ્બની મીલકતની મદદથી આઇ. સી. એસ જેવી ખાસ પરીક્ષાનો અભ્યાસ કર્યો હોય, અને પછી આઇ. સી. એસની કમાણી કેવી કહેવાય તે સવાલ પ્રીવી કાઉન્સીલ પાસે આવી ગયો છે. અને તેમાં એમ ઠરેલું છે કે તે કમાણી એકત્ર કૌટુમ્બીક મીલકત ગણવી. આ ઠરાવમાં પાછલા બધા કેસો ચર્ચવામાં આવેલા છે.

(૧૬) કૌટુમ્બીક મીલકતને કોઇ પણ રીતે હેરાન કર્યા શિવાય જે મીલકત મેળવવામાં આવે તે સ્વતંત્રજ ગણાય. જો પુત્રે વિમો ઉતરાવ્યો હોય અને વીમાના પ્રીમીઅમના પૈસા સ્વતંત્ર અને ખાનગી મીલકતમાંથી આપ્યા હોય તો તે વીમાની પોલીસી ખાનગી ગણાય છે. જો કુટુમ્બમાંથી કોઇ સભ્યને કુટુમ્બને શોભે એવી સર્વસાધારણ વિદ્યા આપવામાં આવી હોય તો, અને તેવી વિદ્યાને પ્રતાપે જે કમાણી થાય તે સ્વતંત્ર ગણાય. પણ આઇ. સી. એસ. નો અથવા એવો ખાસ વૈજ્ઞાનીક ( professional ) વિદ્યાભ્યાસ કરાવવામાં આવ્યો હોય અને એવી વૈજ્ઞાનીક વિદ્યાને પ્રતાપે જે કમાણી થાય તે કૌટુમ્બીક મીલકત ગણાય છે. તેવીજ રીતે એકત્ર કુટુમ્બની મીલકત કોઇ પણ કારણસર ખોવાએલ અને કોઇ સભ્યે પોતાને ખરચે તે પાછી મેળવેલી હોય તો તે મીલકત સ્વતંત્ર ગણાય છે. આમાં પણ ભેદ છે. જો આવી રીતે પિતાએ પાછી મેળવી હોય તો તેની સ્વતંત્રજ ગણાય. જો જંગમ મીલકત હોય અને બીજા સભ્યે મેળવી હોય તો સ્વતંત્ર ગણાય; પણ જો સ્થાવર હોય અને બીજા સભ્યે મેળવી હોય તો તેને ચતુર્થાંશજ સ્વતંત્ર તરીકે મલે અને બીજા ત્રણ ભાગ બધા સભ્યો વચ્ચે સરખા ભાગે વહેંચી લેવામાં આવે સ્વતંત્ર મીલકતની મદદથી જો મીલકત મેળવવામાં આવે તો તે સર્વ રીતે સ્વતંત્ર ગણાય.

**માતામહ તરફથી મળેલી મીલકત.**

( ૧૭ ) મઝીઆરી અથવા કૌટુમ્બીક મીલકત કોને કહેવાય તે આપણે જોઇ ગયા. તેમજ સ્વતંત્ર મીલકત કોને કહેવાય તે પણ આપણે તપાસ્યું. આ બન્ને બાબતોમાં ખાસ કરીને પિતા–દાદા અને દાદાના બાપની મીલકતના સંબંધમાજ આપણે વિચાર કર્યો છે. હવે માતામહ ( માના બાપ ) ની મીલકતના સંબંધમાં વિચાર કરવા જેવું છે. આ વિષયમા હજી નિર્ણયાત્મક પરીણામ આવ્યું નથી. વંકયામા વિ. વેંકટાના કેસમાં બે ભાઇઓ એકત્ર હતા અને તે. વખતે તેમને પોતાના માના બાપની મીલકતનો વારસો મળ્યો હતો. આ સંજોગોમાં પ્રીવી કાઉન્સીલે એમ ઠરાવ્યું છે કે તે મીલકત એ બે ભાઇઓના હાથમાં એકત્ર અને મઝીઆરી ગણાય. આ પ્રીવી કાઉન્સીલના ચુકાદા ઉપરથી આપણી કોરટોમાં મતફેર થયો છે. મદ્રાસ હાઇકોર્ટ એમ સમજે છે કે આવી મીલકત હંમેશાં એકત્ર અને કૌટુમ્બીક ગણાય અને તેથી એવી રીતે મેળવનાર સભ્યને પુત્ર હોય તો તેનો જન્મહક લાગે છે. અલ્લાહબાદ હાઇકોર્ટનું એમ માનવું છે કે પ્રીવીકાઉન્સીલ પાસે જે સવાલ હતો, તેના ઉપરથી તો એમજ જણાય છે કે એ ભાઇઓ વચ્ચેજ મઝીઆરી પણ પુત્રનો હક ન લાગે.

**મામા તરફથી મળે તે વડવાઇ ખરી કે નહીં !**

તેજ પ્રમાણે પટણા હાઇકોર્ટનું માનવું છે, અને તે કોર્ટ પ્રમાણે પણ પુત્રનો હક લાગે નહીં. પરંતુ મામા વડવા ( ancester. ) ગણાય નહી અને તેથી જો મામાની મીલકત મળે તો તે વડવાઇ કૌટુમ્બીક ( ancestral ) મીલકત ગણાય નહીં.

**પિત્રાઇ અથવા સ્ત્રી મારફતની મીલકત.**

( ૧૮ ) જો કોઇને તેના પિત્રાઇ તરફથી અથવા બ્હેન અથવા બીજી કોઇ સ્ત્રીના મારફતે મીલકત મળે તો તે વડવાઇ મીલકત ગણાય નહીં, અને તેમાં મેળવનાર સભ્યના પુત્રનો જન્મથી હક લાગે નહીં. આવી રીતે મેળવેલી મીલકત પોતાની સ્વતંત્ર ગણાય છે. જ્યારે વહેંચણ થાય અને કૌટુમ્બીક મીલકતમાંથી ભાગ મળે ત્યારે, તેવી મીલકત તેના પુત્ર પ્રત્યે વડવાઇ કૌટુમ્બીક ગણાય છે, પરંતુ બીજા પ્રત્યે તે સ્વતંત્ર ગણાય છે. તેવી

મીલકતમાં પુત્રનો જન્મહક લાગે છે, પણ તેના ભાઇઓ વિગેરે બીજા સગાઓ પ્રત્યે તે સ્વતંત્ર મીલકત ગણાય, અર્થાત તે સભ્યના મૃત્યુ બાદ તે મીલકત તેના ભાઇઓને હયાતી હકથી ( by right of survivorship ) મળે નહીં.

**પિત્રાઇ વડવા તરફથી બક્ષીસમાં તથા વીલમાં મળેલી મીલકત.**

( ૧૯ ) હવે પિત્રાઇ વડવા તરફથી જો કોઇને બક્ષીસથી અથવા વીલની રૂએ મીલકત મળે તો તે વડવાઇ કૌટુમ્બીક મીલકત ગણાય કે સ્વતંત્ર તે પણ વિચારવા જોગ છે. મુંબાઇ અને અલ્હાબાદ હાઇકોર્ટોના અભિપ્રાય પ્રમાણે, જો બક્ષીસ-લેખમાં અથવા વીલમાં કાંઇ ખાસ વિરૂધ ન હોય તો, તે મીલકત સ્વતંત્ર ગણાય અને તેવી રીતે મળેલી મીલકતમાં તેના પુત્ર ( એટલે પુત્ર- પૌત્ર અને પ્રપૌત્રનો ) જન્મહક લાગે નહીં. તેવીજ રીતે પુત્રના લગ્ન સમયે પિતા તરફથી બક્ષીસમાં મળેલી મીલકત તેની સ્વતંત્ર છે. જો વડવાઇ કૌટુમ્બીક મીલકતની મદદથી બીજી મીલકત મેળવવામાં આવી હોય તો, તે મીલકત પણ મઝીઆરી ગણાય છે.

**મઝીઆરી મીલકતમાં પિતા પુત્રના હકનો પ્રકાર**

( ૨૦ ) જે મઝીઆરી અથવા કૌટુમ્બીક મીલકત જણાવી છે, તેમાં પુત્ર(પુત્ર-પૌત્ર તથા પ્રપૌત્ર ) નો જન્મહક લાગે છે, તે આપણે જણાવ્યું છે. તે હક જન્મથી હોવાથી, તે પિતાને લીધે અથવા પિતાની મારફત લાગતો નથી એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. આ સિદ્ધાંતને લીધે જો પિતા પોતાના પુત્રની વતી શરગતી લખી આપે તો પણ તે શરગતી પુત્રને બંધનકર્તા નથી. પરંતુ જો અમુક ખાસ સંજોગો વચ્ચે કૌટુમ્બીક મીલકત વેચવી પડે તો તે હક છે.

**Legal necessity અને મર્યાદીત બક્ષીસ.**

આવા સંજોગો વચ્ચે ઉભી થયેલી જરૂરીઆતને ખાસ જરૂરીઆત (Legal necessity) કહેવામાં આવે છે. તે આગળ સમજાવવામાં આવશે. પિતાને કૌટુમ્બીક જંગમ મીલકતમાંથી મર્યાદીત બક્ષીસ આપવાનો અધિકાર પણ છે. શ્રાદ્ધ વગેરે જરૂરીઆતના પ્રસંગોએ તથા શાસ્ત્રમાં જણાવેલા પ્રસંગોએ તથા કુટુમ્બને જરૂરીઆત હોય ત્યારે અને સંકટ સમયે પિતા મઝીઆરી મીલકતમાંથી પોતાના પુત્રની સંમતિ શિવાય ઉપયોગ કરી શકે છે. તેજ પ્રમાણે શાસ્ત્રોક્ત પવિત્ર કારણો માટે પણ સ્થાવર મીલકતમાંથી પિતાને મર્યાદીત બક્ષીસ આપવાનો અધિકાર છે. આવી રીતે મર્યાદીત બક્ષીસ આપી શકે પરંતુ વીલ તો નજ કરી શકે. સગીર ઉમરના પુત્રના હકને નુકશાન કરીને અથવા તેનું કોઇ પણ આહત કરીને પિતા પોતાની પત્નીને બક્ષીસ આપી શકે નહીં.

**' લીગલ નેસેસીટી 'નો અર્થ.**

( ૨૧ ) આપણે ઉપર ' ખાસ જરૂરીઆત ' ( Legal necssity ) શબ્દ વાપરી ગયા. તેનો અર્થ જાણવાની ખાસ આવશ્યકતા છે. જ્યારે કુટુમ્બને એવી ખાસ અડચણ અથવા અગવડતા આવી પડી હોય, અને જ્યારે તેવી અડચણને લીધે ખર્ચ માટે વધુ પૈસાની જોગવાઇ કરવી પડે એમ હોય ત્યારે મઝીઆરી મીલકત વેચવી પડે, અથવા તેની જામીનગીરી ઉપર દેવું કરવું પડે છે. આવી અડચણ કાયદાની દૃષ્ટિએ મર્યાદીત હોય તો, તેવી જરૂરીઆતને ' લીગલ નેસેસીટી ' કહેવામાં આવે છે. ખાસ કરીને દાખલા તરીકે નીચેની જરૂરીઆતને એવી ખાસ જરૂરીઆત તરીકે ગણવામાં આવે છે:

( ૧ ) પિતાનું દેવું. આવું દેવું કાયદા વિરૂદ્ધનું અથવા અનીતિ માટે થએલું ન હોવું જોઇએ. ( ૨ ) સરકારી મહેસુલ. ( ૩ )

કુટુમ્બના સભ્યોનું તથા તેમનાં પત્નીઓ અને છોકરાંઓ માટે ભરણ પોષણ (૪) સભ્યોનાં તથા તેમની પુત્રીઓનાં લગ્નનું ખર્ચ. (૫) શ્રાદ્ધ વિગેરેનું ખર્ચ. (૬) મઝીઆરી મીલકતના રક્ષણ તથા તે પાછી મેળવવા વકીલ–કોર્ટ વિ–નું ખર્ચ. (૭) કોઇ પણ સભ્ય સામે ફોજદારી પગલાં લેવામાં આવ્યાં હોય તો, તેના બચાવના ખર્ચના.

પલાનીપ્પા વિ સ્રીમક (૪૦ મદ્રાસ પાન ૭૦૯)ના કેસમાં પ્રીવી કાઉન્સીલે (લૉર્ડ એટકીન્સને) એમ કહ્યું છે કે ' લીગલ નેસેસીટી ' અને લાભ (benefit) એ બે શબ્દો બહુ વિશાળ અર્થવાળાં છે. તે બન્નેનો અર્થ એકજ નથી. બન્ને સાથે હોઇ પણ શકે. દાખલા તરીકે જો સરકારી મહેસુલ ન ભર્યું હોય તો મીલકત જાય; પછી જો ભરે તો તે બચે. આમાં લીગલ નેસેસીટી અને લાભ બન્ને છે. આ બન્ને શબ્દ હીંદુ કાયદામાં ખાસ સ્થાન ધરાવે છે. જેમ યાત્રા વિગેરેનું ખર્ચ ઘણાને નકામું લાગે પણ હિંદુ ભાવના પ્રમાણે તે યથાર્થ અને જરૂરીઆતનું ખર્ચ ગણાય. પણ જો બીજી મીલકતમાંથી થઇ શકે એમ હોય તો વેચાણ અથવા ગીરો નકામા કહેવાય તેમ જ ખાતે નાણાં લીધાથી ચાલે એમ હોય અને વેચાણ કર્યું હોય તો વેચાણ લીગલ નેસેસીટીમાં આવે નહીં અને ખોટું ઠરે. નારદ-સ્મૃતિ પ્રમાણે પુત્ર (એટલે પુત્ર–પૌત્ર અને પ્રપૌત્ર) પોતાના પિતાનું દેવું ચુકવવા બંધાએલો છે. તે દેવું અનીતિના માર્ગનું ન હોવું જોઇએ. જો દારૂ અથવા બીજી કોઇ પિશાચવૃત્તિ માટે દેવું કર્યું હોય તો પુત્ર બંધાએલો નથી. તેમજ જે મીલકત એને પિતા તરફથી મળી હોય તેમાંથીજ તે આપવા બંધાએલો છે. જો દેવું આપવા માટે મીલકત ઓછી હોય તો પુત્ર પુરેપુરૂં દેવું આપવા બંધાએલો નથી આનો સિદ્ધાંત એ છે કે જે પિતા કરવા બંધાએલો હતો તે પુત્ર (તે મીલકતમાંથી) કરવા બંધાએલો છે. સરકારી મહેસુલ ન ભરી હોય તો આખી મીલકત જપ્ત થવાનો ભય રહે છે. તેને લીધે બધી મીલકતને પણ નુકશાન પહોંચે; તેથી આવી મહેસુલ ભરવી એ જરૂરીઆતનો ખર્ચ કહેવાય છે અને મઝીઆરી મીલકત તેને માટે જોખમદાર કહેવાય છે. આથી જો કર્તા અથવા પિતા તેને માટે ખર્ચ કરે તો વ્યાજબી છે. વિવાહ, છોકરા અથવા છોકરીના લગ્ન તે પણ જરૂરીઆતજ કહેવાય. કારણ તે સંસ્કાર ગણાય છે અને હિંદુ ભાવના પ્રમાણે જરૂરીઆત છે. અલ્હાબાદ કોર્ટના વિચાર પ્રમાણે દ્વીતીય લગ્ન જરૂરીઆતમાં ગણાય નહીં. પણ આવી જાતનો આ જમાનામાં ફેર ગણવો એ યોગ્ય ગણાય નહીં એમ લાગે છે. જ્યાં સુધી આપણી મુંબાઇની કોર્ટ એ સિદ્ધાંત સ્વીકારે નહીં ત્યાં સુધી દ્વીતીય લગ્ન પણ જરૂરીઆતમાંજ ગણાય. મરણક્રિયા–શ્રાદ્ધ અને ગયાજીની યાત્રા પણ જરૂરીઆતમાંજ ગણાય છે. બનારસ (કાશીજી)ની યાત્રા જરૂરીઆતમાં ગણાતી નથી. કારણ ગયાજીમાં પિતૃ–શ્રાદ્ધ કરવાની આવશ્યકતા છે, જ્યારે કાશીજીમાં એવી ખાસ આવશ્યકતા નથી. પંઢરપુર અથવા સીધપુરની યાત્રા જરૂરીઆતમાં ગણાય. કોઇ પણ મંદીરને બક્ષીસ આપવી એ જરૂરીઆતમાં ગણાય નહીં, પણ મીલકતના પ્રમાણમાં થોડીજ બક્ષીસ આપી હોય તો તે વ્યાજબી ખર્ચ ગણાય છે. દરબાર કોરટે લઢવું એ સારૂં નથી પણ મીલકતની સાચવણી માટે જરૂરીઆતનું છે. તેજ પ્રમાણે એનીરામ વિ. માનસીંગ (34 All. 4. (8)) ના કેસમાં એમ ઠર્યું છે કે કુટુમ્બના કર્તા માટે અથવા પિતા માટે અથવા બીજા સભ્યના બચાવ માટે ખર્ચ કરવો તે જરૂરીઆતજ ગણાય. પરંતુ જો અનિશ્ચિત પરિણામ વાળા ખટલામાં જો પૈસા ખર્ચવામાં આવે તો વ્યાજબી ગણાય નહીં.

(અપૂર્ણ)



# “ સતી દ્રૌપદી. ”

લેખકઃ શા. પૂર્ણાનંદ છગનભાઇ વ્યાસ,

જો તમને મથાળું જોઇનેજ લેખ વાંચવો કે નહિ એ કોયડો ઉકેલવાની ટેવ હશે, અથવા તો તે જોતાની વારમાં તેમાં શું છે તે ઉખેળું છોડી લેખકને ‘સરસ્વતી’ સંભળાવવા તૈયાર થઇ જવાની ‘ આદત ’ હશે તો તમે આ વખતે તો જરૂર ગોથું ખાશો. દ્રૌપદી ! એ તો હવે ‘ વેદના વારાની ’ વાત, એમાં વળી નવું શું હોઇ શકે ? તે મહાસતી કેમ કહેવાયાં તથા તેમના પાંચ પતિ વિષેની શીલસુશીનું પુનરાવર્તન વિગેરેનું લંબાણ વિવેચન-કોઇ જુના માસીકમાંથી–તફડાવેલું લાગશે. વળી તમે એમ પણ વિચાર કરશો કે ‘ આ લખનારાવાળાઓ આપણને મૂર્ખા સમજે છે કે શું, કે ઘડીએ ઘડીએ દ્રૌપદીના સતીત્વની યાદ દેવડાવે છે ? ’

તમારૂં વદન મ્લાન થવાનું બીજું પણ કારણ છે. અમે દ્રૌપદીનું ફારસ કોઇ બહાર ગામના થીયેટરમાં ભાડુતી એકટરો તથા સ્વાંગમાં કેમ ભજવ્યું તથા અમને પીટમાંથી ‘ગડેરી’ નો માર કેમ પડયો, એનાં અદ્‌ભુત વર્ણનની પણ તમે આશા રાખી શકો. ના, ના, એવી ખોટી આશાઓ બાંધતા નહિ. એ તો હવે “ ચોર બજારૂં ” થઇ ગયું. એવા ફારસોનો ઇતિહાસ લખી તમને કંટાળો આપવો વ્યાજબી નથી.

× × *

શરદ પુનમની રળીઆમણી રાત્રે કયો અભાગી ઘરમાં બેસી રહે ! અને વળી તરતનાંજ લગ્ન થયાં હોય, સાથે ‘ સગુણી નાર ’ હોય, અને ચંદ્ર પણ ખીલી રહ્યો હોયને તો પછી એ આનંદ અનેરોજ ! અમને પણ એ અમુલ્ય આનંદનો લ્હાવો લેવા મન થયું. મારી જસુ પણ અરસિક ન હતી. અમે ફરવા નિકળવા વિચાર કર્યો, અમલમા મુકાયો. પાલવા બંદર જઇ ચાંદનીમાં બેસવાનું રાખ્યું. જસુ જરા ધર્મિષ્ટ હતી એટલે કહ્યું, “જરા કાલકાદેવી માતામાં દર્શન કરી પછી પાલવા જઇશું.” મેં અનુમોદન આપ્યું. તૈયાર થઇ હજુ ઘર બહાર નહિ નીકળ્યા હોઇએ એટલામાં તો અમારા માસીબા તેમના ફીકાને લઇ આવી પહોંચ્યા. “ કેમ ભાઇ, આજે કંઇ રાતને પોર, અને વળી જસુ પણ સાથે ? ” માસીબાના સવાલે મારાં પેટમાં તેલ રેડયું. ‘ એ તો આજે પુનેમ છે એટલે જસુને માતાના દર્શનનું મન થયું. સાથે સાથે ત્યાં મેળો છે ત્યાં પણ ફરીશું. ” મેં પણ માસીબાને ઉડાવ્યાં. “ ઠીક, જઇ આવો, ” માસીબાએ ઠંડે પેટે જવાબ આપ્યો. એટલામાં ફીકાએ હાથ લાંબા કર્યા અને રડવું શરૂ કર્યું. ફીકાએ હજુ બે દિવાળી જોઇ હતી, પણ તે બહાર ફરવાનો બહુ શોખીન હતો. જસુની સાથે પણ તેને ઘણી માયા હતી. એટલે મેં તેને સાથે લેવાને વાંધો જોયો નહિ. વાંધો હોત તો પણ શું ! ફીકાને જસુએ કેડે ચઢાવી પણ દીધો હતો, અને એકવાર લીધા પછી કોઇ ફીકાને પાછો લેવા બીડું ઝડપતું નહિ. હું જસુ અને ફીકો શરદ પુનમનો અપૂર્વ લ્હાવો લેવા નિકળ્યા.

મેળામાંથી ફીકાને વાજુ તથા ઘુઘરો અપાવ્યો. જસુએ એક અસલ હાથીદાંતની કાંસકી તથા માથામાં ખોસવાના થોડા ચીપીયા લીધા. માતાજીના દર્શન કર્યાં. જસુએ નાળીએર વધેર્યું. પાછા જવાને ટ્રામ આવતી દેખાઇ નહિ. "ચાલો, ધોબી તળાવ સુધી ચાલીએ. જરા ખાધું તો પચે." જસુએ proposal મૂકી. તેને માન આપી અમે ચાલવા માંડ્યું. ફીકો જરા શરીરે ઠીક હોવાથી જસુ થાકતી એટલે મારે પણ લેવો પડતો. રસ્તે 'હાથી બીલ્ડીંગ' આગળ, તે રાત્રે નાટક હોવાથી લાઇટનો ભપકો ઠીક હતો. તે દિવસે "સતી દ્રૈપદી"નો નાટક હતો. તેમાં કંપનીનો તથા નાટકનો સંક્ષિપ્ત ઇતિહાસ-શ્રીયુત ડાહ્યાભાઇ ધોળશાજી સંસ્થાપિત......વિગેરે હતું. નાટક "પુર-ભપકાથી અને ઇલેક્ટ્રીકની રોશની સાથે" ભજવવાનો હતો. મારૂં ધ્યાન જાહેર-ખબરમાં લખેલા પાત્ર પરિચય પર ગયું. ભીમ ..મી. દાદુજી. દ્રૈપદી...મી. હિંમત. ગ્રામોફોનની રેકાર્ડમાં હિંમતના ગાયનો સાંભળી હું ખુશ થયો હતો. તેને પ્રત્યક્ષ જોવાનો સુયોગ હજુ પ્રાપ્ત થયો ન હતો, એટલે દ્રૌપદી જેવું જુનું નાટક પણ હું જોવા જવા લલચાયો. જસુએ મને ધારી ધારીને વાંચતા જોઇ પૂછ્યું, "જવાનો વિચાર છે કે શું? ચાલોને મેં પણ ઘણા વખત પહેલાં જોયલો." જસુના કહેવાનીજ હું વાટ જોતો હતો. અમે ભાંગવાડીમાં ઘુસ્યા. ટીકીટ લેવા જતો હતો એટલામાં જસુએ મને પાછો બોલાવ્યો, "અરે, આ ફીકાની વાતતો ભૂલીજ ગયા? રડશે તો? છે તો શાંત પણ એનું શું કહેવાય? માસીબા ફીકર કરશે તો?" "પણ હું તો", ડગલું-ભર્યું તે ના હઠવું" માં માનવાવાળો એટલે જવાનોજ વિચાર રાખ્યો. "કંઇ નહિ, રડશે તો જરા બહાર લાવીશ," કહી હું ટીકીટ લેવા ગયો. ફર્સ્ટ કલાસની ટીકીટ લઇ અમે દાખલ થયાં. અહાહા! શું પ્રેક્ષકો! 'પીટ' તો તદ્દન ચિકાર હતી. ઑરચેસ્ટ્રાના સાત આઠ ખુરશી રોકાઇ હતી. (પાછળથી તેમાંના થોડા તો મારા મિત્રો નિકળી આવ્યા, અને 'ખુદા બખ્સ' ટીકીટ હોવાથીજ આવ્યા હતા), એ-ક્સ્ટ્રાના પૈસા ખરચવાવાળો કોઇ બહાદુર હજુ નિકળ્યો હતો. સેકન્ડ અને ફર્સ્ટ કલાસમાં 'હાઉસ' હતો. ફક્ત થોડી વારમાં મેં થીયેટરનું 'વિહંગાવલોકન' કરી લીધું. "કેમ આજે આમ? જાગરણ છે તો પણ બહુ સ્ત્રીઓ દેખાતી નથી." જસુએ પૂછ્યું. "ધીમે ધીમે આવશે. હજુ શરૂ થવાને વાર છે." મેં તેને શાંત પાડી.

એક, બે અને ત્રણ ઘંટડી થઇ. તોપના અવાજ સાથે પડદો ઉંચકાયો; અને સૂત્રધારે તંબુરો લઇ નટી સાથે રંગભુમિને પાવન કરી. સાત આઠ પ્રેક્ષકો વધ્યા હતા. પહેલો અંક લગભગ પુરો થવા આવ્યો. 'હાઉસ' ન હતો. છતાં એક્ટરો કુશળતાથી કામ કર્યે જતા હતા. હિંમત અને દાદુએ પણ સારૂં કામ કર્યું. ફીકો ઉંઘી ગયો હતો. એટલામાં "દ્રોપદી વસ્ત્રહરણ" વાળો પ્રવેશ આવ્યો. કૃષ્ણની સહાય માટે પ્રાર્થના કરતાં બિચારા હિંમતથી-અરે! દ્રોપદીથી-રડી દેવાયું. ફીકાએ તે ઉંઘમાં પણ સાંભળ્યું, તેને અનુકરણ કરવા મન થયું. તે ઝબકીને જાગ્યો. "જાગીને જોયું તો" અવનવું ભાસ્યું, તેનાથી રડી દેવાયું. દ્રોપદી અને ફીકાનું રૂદન એક તાર થયું. મહા મહેનતે જસુએ ફીકાને શાંત પાડ્યો. એટલામાં પડદો ફાટ્યો અને શ્રી કૃષ્ણ ચિર પુરતા દેખાયા. "અલ્યા, દરશન કેમ નથી કરતો" પાછળથી અવાજ આવ્યો. મેં ફરીને જોયું તો એક કાઠીયાવાડી બ્હેન પોતાના પાંચ વર્ષના પુત્રને ધમકાવતા હતા. મેં જસુ સામું જોયું-અમે હસ્યા.

બીજા અંકના થોડા પ્રવેશ થયા હશે

એટલામાં તો નીચે પીટમાંથી અવાજ સંભળાયો, "કેમ, એય, તેં એકલાએ પૈસા આપ્યા છે કે ! જરા પગ સરખો રાખ. આ તારૂં ઘર છે કે નાટક કંપની?" ચાલ્યું. બોલચાલ પરથી તેઓ હાથોહાથ આવ્યા હોય એમ લાગ્યું. ધાંધલ વધી પડી. "સાંભળ, સાંભળ, ઑરડર" કરતા બધા ડોરકીપરો યુદ્ધ ભૂમિ (!) તરફ વળ્યા. બધાનું ધ્યાન સ્ટેજ તરફથી પીટ તરફ વળ્યું. શકુની અને દુર્યોધનને (કે જેઓ આ વખતે સ્ટેજ પર હતા) પણ મહાભારતના યુદ્ધ કરતાં આ 'પીટક્લાસ યુદ્ધ' નો મામલો ગંભીર જણાયો. તેઓ પણ થોડી વાર મુંગા રહી ગયા. છેવટે બંને પક્ષનું સમાધાન થયું. નાટક ઘણું આગળ ચાલી ગયું હતું. મારામારી દરમ્યાન એક બે ગાયન પણ ગવાઇ ગયલા માલમ પડયા.

ત્રીજો અંક લગભગ સાડાબારે શરૂ થયો. હિંમતની તર્જેએ ઠીક આનંદ આપ્યો હતો. ભીમ-દાદુજીનું કામ હવે જોવાનું હતું. તેની ગદા ફેરવવાની કુશળતા, દ્રૌપદીના કટાક્ષ શબ્દોથી તેનું યુદ્ધમાં જવા ઉશ્કેરાવું, વિગેરે જોવા હું ઘણો અધીરો થઇ ગયો. કીકો નિરાંતે ઉંઘતો હતો. "જસુ, કીકાએ નાટક જોવા દીધો ખરો !" મેં આનંદ પ્રદર્શિત કર્યો. "હા, માસીબા કંઇ અમથાં વખાણ નથી કરતાં. છોકરો બહુજ શાંત." જસુએ ઉમેર્યું. મારા આનંદનો પાર રહ્યો નહિ. ભીમ અને દ્રૌપદીના સંવાદવાળો 'સિન' આવ્યો. દાદુજી-ભીમે ઘણી સારી શરૂઆત કરી તેને માટે મારૂં માન પણ કંઇક અંશે વધ્યું. હજુ ભાગ્યે થોડી વાર થઇ હશે એટલામાં ભીમની એક ગર્જનાએ કીકાને જગાડયો. ભીમ વધારે રસ પર ચઢયો. કીકાએ રડવાની શરૂઆત કરી. ભીમની ઝનુની ગદા ફરવા લાગી. કીકાએ પણ પંચમ તથા ધૈવત સુરમા રૂદનગીતના આલાપો લેવા માંડયા. મારૂં તથા જસુનું ધ્યાન ભીમ કરતાં કીકા પર વધારે હતું. અમે તેને છાનો રાખવા ઘણા પ્રયોગો કર્યા, ઘુઘરો વગાડયો, પણ વ્યર્થ. જસુએ લીધો તો પણ ન રહ્યો. પણ જો જસુનું કહ્યું કરે તો માસીબાનો કીકો કેમ કહેવાય ! નાનો તો પણ હિંમતજીને !

"બહાર લઇ જાઓ, બહાર લઇ જાઓ, છોકરાને" ડોરકીપરે સિંહનાદી બુમ પાડી. મને આ શબ્દો બહુ સાલ્યા. નાટક જોવા ન આવ્યા હોત તો સારૂં થાત એમ લાગ્યું. પેલા નીતિસેન પણ યાદ આવ્યા; તેઓ પણ બિચારા છોકરાને માટે નર્સો તથા પારણા રાખવા ફળીભૂત ન થયા. તેમના આદર્શોને પણ બીજા નાટકવાળાઓએ ન ઝીલ્યા. આ બાજુ ભીમની ગર્જનાઓ, પેલી તરફ ડોરકીપરનો સિંહનાદી ઓર્ડર તથા જસુના ખોળામાં કીકાનું બિવણું રૂદન, આ બધું મને સ્વપ્નવત્ લાગ્યું. માસીબાને પણ એક બે ચોપડાવી દીધી. ભીમ તથા દ્રૌપદી જોવાનું ધ્યાન પણ અમારા કીકાએ ખેંચ્યુ. મારી મુઝવણને અંતિમ દશાએ પહોંચાડનાર તો એક ફર્સ્ટક્લાસ (!) પ્રેક્ષકજ હતો; "મીસ્ટર, બીજાને પણ શું કામ હેરાન કરો છો ? જરા બહાર લઇ જાઓ. બચ્ચાઓને લઇને તે વળી નાટકમાં અવાતું હશે ? " ડોરકીપર આવી પહોંચ્યો ન હોત તો મારા હિતેચ્છુ સાથે battle royal પણ ઝામી જાત. "આય ટમારા બુચાને રરાવે છ કાંય ? બહાર કાંય નહિ લઇ જતા ?" ડોરકીપરે બળતામાં હોમ્યું. છેવટે હું બહાર આવ્યો. કીકો રડતો જરા ધીમો પડયો.

બે વાગે નાટકની પૂર્ણાહુતી થઇ. કહેવાની જરૂર નથી કે છેવટ સુધી હું કીકાને લઇ બહાર ડોરકીપર સાથે ગપ્પા મારતોજ ઉભો હતો.

ભાડુતી ગાડી કરી ઘેર આવ્યા. હજુ હું વિકટોરીઆનું બિલ ચુકવતો હતો ત્યાંતો દૂર

થી જગુમાસા ગભરાયલા જેવા આવતા દેખાયા. આવતાની વારમાંજ તેઓ મારી સાથે ઉતરી પડયા, "તમને તે કંઇ અક્કલ છે કે નહિ ! બે વાગ્યા સુધી તે વળી મેળામાં અને માતાના દર્શન કરવા કયાં ગયા હતા? કોઇ બીજાનો વિચાર આવ્યોજ નહિ. અને મારો કુમળો ફુલ જેવે ફીકો-બિચારાને આવી થંડીમાં શરદીજ થઇ જશે. અહિંઆ તો બધા ગભરાઇ ગયા. ભાઇને ને બાઇને શોધી વળ્યા, પણ મળેજ શાના! કોણ જાણે કયા ખૂણામાં ભરાઇ બેઠા હશે. અરે, એકલા ગયા હોત તો સમજ્યા, કે આ બૈરીને બગલમાં મારીને ચાલ્યા! પણ સાથે છોકરો હતો તેનું તો ભાન જોઇએ!" હું તો થંડોજ થઇ ગયો. જગુમાશાએ મને વચમાં ખુલાસો કરવાની તક્જ આપી નહિ. જસુ પણ તદ્દન જડ થઇ ગઇ, મારા અને જગુમાસાના મોઢા સામું જોયાજ કર્યું. અમે માસાનું લેકચર સાંભળતાં સાંભળતાં ઉપર ચઢયા.

ઓત્તારીની! માસીબાએ તો રડારડ કરી મુકી હતી. આડોસી પાડોસી પણ બધા એકઠા થઇ ગયા હતા.

"મારો ફીકો કયાં? એ જસુ કયાં લઇ નાઠી. લાવો, મારો ફીકો લાવો!" એમ તે બકતા હતા. મેં મુગા મુગા માસીબાના ખોળામાં ફીકો મૂકયો. માસીબાનો જીવ ઠેકાણે આવ્યો. મારા ભલા પાડોસીઓએ મને પીખી નાંખવામાં બાકી ન મૂકયો. "અરે ભાઇ, બે શબ્દ કહીને તો જવું હતું કે જરા મોડું થશે." "રાતને પો'ર ફીકાને લઇ જવા દીધો એ ભૂલ કરી." "ચાલો, જે થવાનું હતું તે થઇ ગયું. સુઇ જાઓ હવે." આવા અનેક શબ્દો મારે કાને અથડાયા. માસીબાએ પણ અમને ઘણી સંભળાવી, "જાણે તું નવાઇનો બૈરી લાવ્યો!"

જગુ માસાને મેં બધા વિખેરાયા પછી બધી વાત કરી. જગુમાસા પણ પોતાના મહાન્ પરાક્રમનું બ્યાન કરવા લાગ્યા, 'તમારી અગિયાર સુધી તો વાટ જોઇ થાકયા. સાડા અગિઆર થયા, બાર થયા, પછી તો ભાઇ, મારી ધીરજ ખુટી. મેળામાં તપાસ કરી, માતાના મંદીરમાં જોઇ વળ્યો. કોલાબા, પાલવા, ચોપાટી બધે શોધી વળ્યો. તારા એક બે મિત્રોને ત્યાં પણ જોઇ આવ્યો. પણ તમારો તો પત્તોજ શાનો! તમે તો "દ્રૌપદી" માં ઘુસેલા તે! છેવટે પાછો ઘેર તપાસ કરવા આવતો હતો ત્યાં તો તમે જણાયા. અરે, કહે ને પોલીસમાં ખબર ન આપી! ઘેર તપાસ કરી હું સીધો પોલીસ સ્ટેશનમાં જ જવાનો હતો. પંદર મીનીટ મોડા આવત તો તો વળી કંઇ જુદો જ રંગ હોત!"

બધું શાંત પડયું. હું અને જસુ નીચું મોં કરી સુવા ગયાં. કોઇ દિવસ ફીકાને સાથે બહાર લઇ જવો નાહ એવો નિશ્ચય કર્યો, ભલેને પછી માસીબા રીસાય!

**એક સુધારો**

"ગુણસુંદરી" ના તંત્રી જોગ,

વિ. વિ. જે ડીસેમ્બર ૧૯૨૬ ના "ગુણસુંદરી"ના અંકમાં "ઇષ્ટ અવસાન" નામનું કાવ્ય મ્હારૂં રચેલું પ્રગટ થયું છે; તે "રૂપમ્" નામના એક ત્રિમાસિકમાંના એક લેખમાં આવેલા રવીન્દ્રનાથ ટાગોરના રચેલા અંગ્રેજી કાવ્યનું ભાષાન્તર છે. કેટલાક લોકોને ભ્રમ થયો છે કે આ કાવ્ય આત્મરચિત છે, તેથી આટલી માહિતી સુધારા તરીકે આપના આવતા અંકમાં પ્રગટ કરશો તો ઉપકાર થશે. "અંગ્રેજીનું ભાષાન્તર" એટલું લખવાનું સરતચુકથી રહી ગયું લાગે છે.

લિ. સેવક,

વાંદરા, તા. ૧૧-૧૨-૨૬

નરસિંહરાવ ભોળાનાથ.

# ૧. વડોદરા યુનિવરસીટી સ્ત્રી-કેળવણી કમિટી.
# ૨. વૃદ્ધ-બાળ-લગ્ન અને ઇંદોરનો કાયદો.

લેખિકાઃ સૌ. ભાનુમતી કણીયા, બી એ.

[ ૧ ]

વડોદરા યુનીવર્સીટી કમીશને સ્ત્રી-કેળવણીનો વિષય ઘણો અગત્યનો ગણીને ધ્યાનમાં લીધો છે અને તે યુનીવર્સીટીનું બંધારણ એવી રીતનું રાખવા માંગે છે કે જેથી એકલા પુરૂષોનેજ નહીં પણ સ્ત્રીઓને પણ ઉપયોગી કેળવણી આપી શકાય. આ ઘણું આનંદ-દાયક છે. એથી વધારે આનંદની વાત એ છે કે તેઓએ સ્ત્રી-કેળવણી સંબંધી વિચાર પ્રદર્શિત કરવા એક સ્ત્રીઓનીજ કમીટી નીમી છે. આ કમીટીના રીપોર્ટનો ટુંક સાર છાપામાં આવ્યો હતો તે બરાબરજ હશે એમ મનાય. આ સ્ત્રી-કેળવણીની દિશામાં પ્રથમ પગલું કહી શકાય, કારણકે તેથી કરીને ઇતરદેશીય યુનીવર્સીટીમાં અપાતી કેળવણીજ ધ્યેય રૂપે ન મનાતાં ગુજરાતની સ્થિતિ જોઇ વિચારી સ્ત્રીઓજ પોતાના સંયોગોમાં કઇ જાતની કેળવણી અધિક લાભપ્રદ થઇ શકે તેનો વિચાર કરી મત દર્શાવી શકી છે, તે ઉપરાંત, માત્ર જ્ઞાનોન્નતિજ કેળવણીનું ધ્યેય ન માની આ કમિટીએ કેળવણીની જીવનમાં ઉપયોગિતાનો પણ ખાસ વિચાર કર્યો છે.

આ કમીટીમાં ચર્ચવામાં આવેલા પ્રશ્નોમાં મુખ્યત્વે કરીને બે છે. એક સ્ત્રીઓને માટે જૂદી કોલેજની જરૂર છે કે કેમ? અને બીજો, સ્ત્રીઓને માટે જુદો અભ્યાસક્રમ રાખવો કે નહીં. ઘણાનો મત એવો છે કે આપણા સમાજની રૂઢીને અનુસરીને ઘણાં માબાપ પોતાની છોકરીઓને પુરૂષોની કોલેજમાં મોકલવા તૈયાર હોતાં નથી. તેને લીધે ઘણી શીખી શકે એવી છોકરીઓ પણ ઉંચું શિક્ષણ લઇ શકતી નથી. સ્ત્રી-કેળવણી આપણા દેશમાં બહુ પછાત છે તેને ઉત્તેજન આપવાંના હેતુથી જૂદી કોલેજ સ્થપાય તો ખોટું નથી. વળી, બીજી રીતે જોતાં અભ્યાસ કરવા માંગતી સ્ત્રીઓના પ્રમાણમાં જૂદી કોલેજ શરૂઆતમાં કદાચ બહુ ખર્ચાળ થઇ પડે એ પણ સંભવિત છે. વળી સ્ત્રીઓ માટે જૂદી કોલેજ ન કાઢવા માંગનારા પક્ષ તરફથી એવું પણ કારણ ઉપસ્થિત કરવામાં આવ્યું છે કે સ્ત્રી પુરૂષો સાથે જ શિક્ષણ લે અને છૂટથી મળે તોજ સ્ત્રીઓનું દૃષ્ટિબિન્દુ વિશાળ થઈ શકે. આ વિષયમાં નિશ્ચયપર આવતાં પહેલાં થોડીવાત વિચારવા જેવી છે અને તે અભ્યાસક્રમ ગોઠવવા સંબંધી છે.

સ્ત્રીઓની કેળવણી બે પ્રકારની હોઇ શકે. એક, તેમને સ્વતંત્ર રીતે પોતાનો નિર્વાહ ચલાવવા સમર્થ કરી શકે તથા સમાજની અને દેશની ઉન્નતિમાં મદદ કરી શકે એ પ્રકારની તથા બીજી, તેમને ગૃહસંસારમાં ગૃહિણી તરીકે અને માતા તરીકે કેળવે એ પ્રકારની ગણી

શકાય. આપણા દેશમાં સ્ત્રીઓ ઘણે ભાગે પરણીને ગૃહજીવન જ ગાળે છે. જે થોડી ઘણી સ્ત્રીઓ સ્વતંત્ર જીંદગી ગાળવા માંગતી હોય તેઓને માટે પુરૂષો માટે નક્કી કરેલો અભ્યાસક્રમ તો છેજ. તે ઉપરાંત પણ તેઓ પોતાને યોગ્ય લાગે તે વિષય પસંદ કરી અભ્યાસ કરી શકે. જ્યાં સુધી સ્ત્રીઓ માટે તેમનેજ યોગ્ય એવા કોઇ અલાયદા ધંધાની વ્યવસ્થા થઇ નથી અને તેમને પુરૂષોનાજ ધંધામાંથી કોઇ પસંદ કરી લેવાનો છે ત્યાં સુધી તેઓ પુરૂષોનીજ કોલેજનો લાભ લે તો ખર્ચ ઓછો અને ફાયદો વધારે થવા સંભવ છે.

જે સ્ત્રીઓને પરણેલી જીંદગી ગાળવાની છે તેઓના શિક્ષણક્રમમાં થોડો ફેરફાર થાય તો ઘણો લાભકારક થઇ પડે. તે સ્ત્રીઓને પોતાના અમુક પ્રકારના જીવનમાં ઉપયોગી થઇ પડે એવું શિક્ષણ મળવું જોઇએ. એવી સ્ત્રીઓને ઉપયોગી વિષયોમાં ઘરધંધો, કરકસર, બાળઉછેર, ઘરવૈદુ ઇ. ઇ. ગણી શકાય. આમાં બાળઉછેર, છોકરાંઓના માનસ સંબંધનું જ્ઞાન ઇ. જરૂરનું છે. કમીટીએ જણાવ્યું છે કે સામાન્ય રીતે સ્ત્રીઓ પરણવાની હોય છે તેથી પરણેલી સ્થિતિમાં ઉપયોગમાં આવે એવું જ્ઞાન આપવું જરૂરી છે. તો પછી સામાન્ય રીતે સ્ત્રીઓને માતા થવાનો પ્રસંગ આવેજ છે તેથી આ વિષયો કેમ મુકી દઇ શકાય? વળી સંગીત તથા ચિત્રકળાનો અભ્યાસ પણ તેમના ..નાસક વિકાસમાં ઉપયોગી થઇ પડે હાલના સંયોગો જોતાં સ્ત્રીઓની શારીરિક સ્થિતિ બહુ શોકજનક છે ને તે સુધારવાની ઘણી જરૂર છે. તે ઉપરાંત હાલ જેટલા વિષયો શીખવવામાં આવે છે તે પણ વધારે બોજા રૂપ ગણી શકાય. શાળાઓમાં શીખવા માટે વ્યતીત થતો સમય પણ વધારે જ ગણી શકાય, કારણકે જ્યાં સુધી આપણી નિશાળોની આર્થિક સ્થિતિ સુધરી નથી ત્યાં સુધી છોકરીઓ પાંચ ૭ કલાક સુધી સગવડથી બેસી શકતી હશે અને તેમના શરીરને નુકસાન નહીં થતું હોય એ શંકાભરેલું છે. વળી સામાન્ય રીતે છોકરીઓને હિંદુ સંસારમાં પોતાની માતાઓને ઘરકામમાં પણ મદદ કરવાની રહેજ છે. હજી સુધી લોકોની આર્થિક સ્થિતિ—ખાસ કરીને ગુજરાતના લોકોની એવી છે કે આ જરૂર રહેવાનીજ, કેળવણીનો ક્રમ ઘડનાર સંસ્થાએ એ પણ ધ્યાનમાં રાખવાનું રહેજ છે. તેથી કરીને પણ જો કોઇ પણ વધારાના વિષય સ્ત્રીઓના અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવે તો પછી ચાલુ શિક્ષણક્રમમાંથી થોડા નિરુપયોગી વિષય કાઢી ન નાંખીએ તો શીખનારને માથે બેવડો બોજો પડે. દાખલા તરીકે; ગણિત, ઇતિહાસ તથા ભૂગોળ એ વષયો શાળાઓમા ચાલે છે તેમાં ગણિતમાં સામાન્ય રીતે હિસાબ રાખવામાં કામ આવે એવું તથા થોડું વ્યાજગણિત શીખવવામાં આવે તો બસ થઇ જાય. આની સામે એમ દલીલ કરવામાં આવે છે કે ગણિત શીખવાથી બુદ્ધિમાં ઝીણવટ આવે છે તે ખરી છે. પણ સ્ત્રીઓને થોડી ઉમ્મરમાં શીખી લેવાનું એટલે શીખવાનું થોડું રાખી તે સચોટ રીતે શીખવાય એવી વ્યવસ્થા બની શકે તો સારૂં. અને પરોક્ષ લાભ લેવા જતાં વખતનો વ્યય નકામો જવાનો સંભવ નહીં. ઇતિહાસનો વિષય પણ ઘણેભાગે વિદ્યાર્થિઓને કંટાળા ભરેલોજ લાગે છે. તેમાંથી પણ સર્વ નિરુપયોગી વાતો બાદ કરીને નવી, ટુંકી અને સરળ રીતે શીખવવામાં આવે તો ચાલી શકે. તેમાં, જૂના જમાનાના ઇતિહાસને ટૂંકમાં પતાવી ચાલુ સમય પર વધારે ધ્યાન આપવામાં આવે તો સ્ત્રીઓ જાહેર જીવનની પ્રગતિમાં પણ રસ લઇ શકે. ભૂગોળનો વિષય

પણ સ્ત્રીઓને માટે છેક નિરુપયોગી નહીં ગણી શકાય. ઓછામાં ઓછું પોતાના દેશ અને તેના વ્યાપારઉદ્યોગ આદિ સંબંધી થોડું જાણવું આવશ્યક છે. હાલ શાળાઓમાં પદાર્થવિજ્ઞાનના નામથી જે શીખવવામાં આવે છે તેમાંનું ઘણુંખરું નિરૂપયોગીજ થાય છે. એ બધો અભ્યાસક્રમ જુદા જુદા વિષયના અભ્યાસના પ્રથમ પગથિઆ રૂપેજ ગોઠવાએલો છે પદાર્થ-વિજ્ઞાનશાસ્ત્રમાં સ્ત્રીઓને જે જે વસ્તુઓનું જીવનમાં કામ પડવાનું છે તે વિષયક જ્ઞાન સિવાય બાકીનું કાઢી નાંખવામાં આવે તો ચાલી શકે. દાખલા તરીકે ગણિતને બદલે થોડું અર્થશાસ્ત્રનું જ્ઞાન આપી શકાય. પદાર્થ-વિજ્ઞાનમાં જે વસ્તુઓ રોજ આપણા ઉપયોગમાં આવે છે તેના ગુણદોષ, તેનો ઓછાવત્તા પ્રમાણમાં ઉપયોગ, ખોરાક જેવી ઉપયોગી બાબતમાં તેને જૂદી જૂદી રીતેકેળવવાના ફાયદા, તેથી શરીરપર થતી અસર ઇત્યાદિ બાબત શીખવાય તો વધારે કામ લાગી શકે. માતૃભાષાની કેળવણીપર પણ વધારે લક્ષ આપવાની જરૂર છે કારણ કે ભવિષ્યમાં તેના વડેજ સ્ત્રીઓમાં લખવા વાંચવાની વધારે છૂટ થવા સંભવ છે અને તે ઉપરજ સ્ત્રીઓની ઉન્નતિનો આધારછે. ચાલુ શાળાઓમાં પરભાષાઓ પર જેટલું લક્ષ અપાય છે તેથી ઘણે થોડે અંશે માતૃભાષા પર લક્ષ અપાય છે. સંગીત ચિત્રકળા આદિ હુન્નર શિક્ષક રાખી શીખવા એ સામાન્ય સ્ત્રીઓને માટે બહુ ખર્ચાળ થઇ પડે. ગુજરાતની આર્થિક સ્થિતિ જોતાં ઘણાં ઓછાં કુટુંબો આ રીતનું જ્ઞાન પોતાની છોકરીઓને ઘેર સંપાદન કરવામાં મદદ કરી શકે. ઉપર જણાવ્યા પ્રમાણે કમીટીએ કેળવણી લેનારની આર્થિક સ્થિતિ પણ ધ્યાનમાં રાખવાની રહેશેજ તેથી તે વિષયો પદ્ધતિસર શીખવવાની શાળામાંજ વ્યવસ્થા થાય તોજ તે પણ ઘણું ફાયદાકારક થાય. વળી ઘરસંસાર માટે તૈયાર થતી સ્ત્રીઓને ભવિષ્યમાં માતા તરીકેની ફરજોનું જ્ઞાન હોવું પણ આવશ્યક છે. એ વિષયના અજ્ઞાનને લીધે નીપજતાં ગંભીર પરિણામો મોજુદ છે. પરંતુ ઘણાના વિચાર પ્રમાણે આ પ્રકારનું જ્ઞાન છોકરીઓને શાળામાં આપવું એ અસભ્ય ગણાશે. તો પછી શાળામાં અભ્યાસ કરી રહેલી સ્ત્રીઓ જેમની ઉમ્મર સાધારણ રીતે પરણવા લાયક ગણી શકાય તેમને માટે ખાસ વર્ગોની વ્યવસ્થા કરીને પણ એ જ્ઞાન આપવું જરૂરનું છે.

સ્ત્રીઓને ડીગ્રી આપવાનો વિષય પણ વિચારવા જેવો છે. જો કેળવણી કેવળ સ્પર્ધા માટેજ હોય તો જૂદી વાત છે. બાકી જ્યાં એ કાર્યપ્રદેશ જુદા હોય ત્યાં ડીગ્રીની ભિન્નતા હોય તેથી કંઇ કેળવણીનું ધોરણ ઉંચું નીચું થઇ જતું નથી વળી જમાનાને અનુસાર સ્ત્રીઓને કોઇ ડીગ્રી આપી શકાય તો વધારે અનુકૂળ થઇ પડે. આપણે સામાન્ય માણસનું દૃષ્ટિબિંદુ તપાસીએ તો તરતજ જણાશે કે જો કાંઇ ડીગ્રી મળતી હોય તો તે પોતાની કન્યાને તેની કેળવણી આપવાને વધારે ઇંતેજાર હોય છે. કેળવણી લેનારને પણ તેથી ખરી કે ખોટી રીતે પણ વધારે ઉત્સાહ રહે છે.

વડોદરાની કમીટીએ સ્ત્રીઓના શરીરની ખીલવણી માટે વ્યાયામ પર ખાસ ધ્યાન રાખવા ભલામણ કરી છે. આપણા દેશમાં સ્ત્રીઓની શારીરિક ખીલવણી પર બહુ ઓછું ધ્યાન અપાય છે. શાળાઓમાં શિક્ષણક્રમમાં એક વિષય તરીકે ગણીને કસરત માટે અમુક સમય નક્કી કરવામાં આવે છે. ઘણી છોકરીઓ તે વખતને એક બોજારૂપેજ ગણીને તે કરતી હોય તો તેમાં કંઇ નવાઇ જેવું નથી. એવી રીતની કસરત કરાવવાનો વિચાર જ હાસ્યાસ્પદ છે. તેમાં કસરત કરનારને

આનંદ આપવાનો, તેના શરીરને ચોખ્ખી હવા તથા ઘટતી તાલીમ આપવાનો, આ બેમાંથી એક પણ હેતુ સિદ્ધ થતો નથી.

[ ૨ ]

હિન્દુસ્તાનમાં-ખાસ કરીને હિન્દુઓમાં બાળવિધવા ઘણી દૃષ્ટિગોચર થાય છે. સ્ત્રીઓને બાળવિધવા થતી અટકાવવી એ વિષય ઘણી વાર ચર્ચાઇ ગયો છે. અનેક ઉપાયો દેખાડવામાં આવ્યા છે. તેમાંના બે મુખ્ય ગણાય–એક, બાળક કન્યાના લગ્ન થતા અટકાવવા; બીજો વૃદ્ધ, વર સાથે બાળક કન્યાનું લગ્ન ન થવા દેવું. હજી સુધી આમાંથી એક પણ ઉપાય અજમાવવા કોઇ પણ ન્યાતે પોતાના જાતિ બંધુ પર અંકુશ મૂકેલો હોય એમ ખબર નથી એ ઘણું શોચનીય છે, બાકી જો ન્યાતો આ સંબંધમાં ઘાટત પગલાં લે તો આ નિન્દનીય સ્થિતિ સરળતાથી દૂર થવા સંભવ છે. છતાં સંતોષકારક એ છે કે બંને ઉપાયો અજમાવવા દેશી રાજ્યો તરફથી પ્રયાસ થઇ રહ્યો છે. પ્હેલો અખતરો શ્રીમાન ગાયકવાડ સરકારે અજમાવ્યો છે અને તે સંબંધનો કાયદો અમલમાં હતો, પણ તે અમલમા મૂકવામાં ઢીલ થતી, તે અટકાવવા માટે જાપ્તો રાખવા હાલ ફરીથી તે નામદાર સાહેબે હુકમ કાઢયો છે. બીજો ઉપાય અજમાવવા ઇંદોર રાજ્યમાં પ્રયાસ થયો છે. આ પગલું ઘણું સ્તુત્ય છે. એ પગલું લેવામાં ત્યાંની કમિટીમાં કાંઇક વિરુદ્ધ મત પડયો હતો પણ તે યશસ્વી ન થયો એ સંતોષજનક છે. એ કાયદા સંબંધમાં ટૂંકો હેવાલ છાપામાં આવ્યો હતો તે ઉપરથી હજી એ કાયદો પૂરેપૂરી હદ સુધી ગયો નથી એમ કહી શકાય. એ કાયદાની રૂએ કોઇ વૃદ્ધ માણસ. ૫૦ વર્ષની વયનો-બાળક કન્યાને પરણે તો તેને દંડ તથા કેદની સજા ફરમાવી શકાય. આની સામે એમ વાંધો ઉઠાવવામાં આવ્યો હતો કે આવા લગ્ન થવા પછી જો પતિને જેલમાં મોકલાવવામાં આવે તો બાળક કન્યાને બેવડું નુકસાન થાય. એક તો આવા લગ્નમાં ફસાઇ પડવાનું અને બીજું લગ્ન પછી તરત આવા પતિરાજથી જૂદા પડવાનું. કોઇ સુધારા પક્ષના આગળ વધેલા સુધારક ઉપરોક્ત બીજા નુકસાન માટે એમ પણ કહે કે એવી બાળક કન્યાને એવા પતિ-રાજ માટે ભાગ્યેજ ખાસ અનુરાગ થાય કે જેથી તેનાથી જૂદા પડવામાં તે બહુ મોટું નુકસાન ગણે. પણ તે સંબંધમાં અત્ર વિચાર કરવો અનાવશ્યક છે. આ પ્રકારના કાયદાથી આવા લગ્નરૂપી નિન્દનીય સ્થિતિનો નાશ કેટલો થાય તે જરા શંકાસ્પદ છે. આવા લગ્નો સાધારણ રીતે વૃદ્ધ પતિની લોલુપતા અને કન્યાના વડિલોની ધનલાલસાને લીધેજ થાય છે. ઇંદોરની કમિટીનું બીજી બાબત સંબંધમાં ખાસ ધ્યાન પણ ખેંચાયું હતું. આ બેમાંથી પ્હેલા કારણ પર ઉપરોકત કાયદો અંકુશ મૂકવામાં સફળ નિવડે પણ ખરો. પણ જે મુખ્ય કારણ–વડિલોની ધનલાલસા તેના પર આ કાયદાથી અસર ન થાય માટે તેના પર અંકુશ મૂકવા માટે એવા વડિલોને ઘણી સખત સજા કરવાની જરૂર રહે છે. એવા વડિલોને ગુન્હામાં મદદગાર ગણીને નહીં પણ ખાસ ગુન્હેગાર ગણી સખત રીતે સજા કરવામાં આવે તો આમાં જે હેતુ છે તે કંઇક વધારે અંશે ફળીભૂત થવા સંભવ છે. વિશેષ તો આવા પ્રકારના કાયદા બીજા દેશી રાજ્યો તથા અંગ્રેજ સરકાર ઘડે તો દેશને ઘણો લાભ થાય અને તેમાં હાલ સંસાર સુધારામાં ભાગ લેનાર પ્રજા જરૂર મદદ કરશે એમ આશા રાખી શકાય.

# ઇનામી ઉખાણું.

સંપાદિકાઃ સૌ. રમણીકગૌરી ઓ. કાઝી.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ■ | ■ | ૧ | | ૨ | ૩ | ■ | ■ | ■ | ૪ | ૫ | | ૬ | ■ | ■ |
| ■ | ૭ | | ■ | ૮ | | ■ | ૯ | ■ | ૧૦ | | ■ | ૧૧ | ૧૨ | ■ |
| ૧૩ | | | ■ | ૧૪ | | ■ | | ■ | ૧૫ | | ■ | ૧૬ | | ૧૭ |
| | ■ | ■ | ■ | ■ | ■ | ૧૮ | | ૧૯ | ■ | ■ | ■ | ■ | ■ | |
| ૨૦ | ૨૧ | ૨૨ | ■ | ૨૩ | | | | | | | ■ | ૨૪ | ૨૫ | |
| ૨૬ | | | ■ | ■ | ■ | ૨૭ | | | ■ | ■ | ■ | ૨૮ | | |
| ■ | ■ | ■ | ૨૯ | ૩૦ | ૩૧ | ■ | + | ■ | ૩૨ | ૩૩ | ૩૪ | ■ | ■ | ■ |
| ■ | ૩૫ | | | | | + | ■ | + | ૩૬ | | | | | ■ |
| ■ | ■ | ■ | ૩૭ | | | ■ | + | ■ | ૩૮ | | | ■ | ■ | ■ |
| ૩૯ | ૪૦ | ૪૧ | ■ | ■ | ■ | ૪૨ | ૪૩ | ૪૪ | ■ | ■ | ■ | ૪૫ | ૪૬ | ૪૭ |
| ૪૮ | | | ■ | ૪૯ | | | | | | | ■ | ૫૦ | | |
| | ■ | ■ | ■ | ■ | ■ | ૫૧ | | | ■ | ■ | ■ | ■ | ■ | |
| ૫૨ | ૫૩ | ૫૪ | ■ | ૫૫ | ૫૬ | ■ | | ■ | ૫૭ | ૫૮ | ■ | ૫૯ | ૬૦ | |
| ■ | ૬૧ | | ■ | ૬૨ | | ■ | | ■ | ૬૩ | | ■ | ૬૪ | | ■ |
| ■ | ■ | ૬૫ | | | | ■ | ■ | ■ | ૬૬ | | | | ■ | ■ |

આડાઃ—૧. હિંદના ઇતિહાસનું એક પાત્ર, ૪. સ્ત્રી કવિ, ૭ પુરૂં, ૮. એક નિકટનું સગું, ૧૦. ધુન, ૧૧. પીડા, ૧૩. બ્રાહ્મણની એક અટક, ૧૪. ભૂતની એક જાત, ૧૫. અટકાવ, ૧૬. પંચ, ૧૮. અગ્નિ, ૨૦. રૂડું ગામ, ૨૩. ધીરધાર કરનારી જાણીતી બેન્ક, ૨૪. ગુણગ્રાહ, ૨૬. ભોજન, ૨૭. એક જાતની ધાતુના, ૨૮. હદ, ૨૯. મીઠાઈની એક વસ્તુ, ૩૨. હંમેશ, ચાલુ. ૩૫. યુક્તિવાળો, ૩૬. ગુજરાતનું એક જાણીતું શહેર, ૩૭. નવો, ૩૮. વાજીંત્ર, ૩૯. ગોઠીમડું, ૪૨. સુસરેલું (અંગ્રેજી), ૪૫. હાકેમી, ૪૮. ઢીલા પદાર્થની ઢગલી, ૪૯. બંગાળાનો મહાન કાવતર, ૫૦. ચોખાની એક ચીજ, ૫૧. ચામડું (અંગ્રેજી), ૫૨. એક ઝાડનો રસ, ૫૫. એક જાતની બિમારી. એક ખ્રિસ્તિ સંતનું નામ, ૫૭. ખિલાડી, ૫૯.

એક રાગનું નામ, ૬૧. બકે, ૬૨. સુગંધીદાર મૂળીઆં, ૬૩. કાળનું એક માપ, ૬૪. બેટી, ૬૫. પિત્તળની પીપી, ૬૬. સુન્દર.

ઉભાઃ—૧. એક ધાતુ, ૨. પવિત્ર પુસ્તક ( હિંદુઓનું ) ૩. ચળકતો કીમતી પત્થર, ૪. નસીબ, ૫. ભપકો, ૬. કડચો, ૭. લશ્કરને પગાર આપનાર અમલદાર, ૯. હરિણાક્ષી, ૧૨. શુભ આંકડો, ૧૩. દાઝ જાણનાર, ૧૭. અક્ષર, ૧૮. દર્પણ, ૧૯. સ્ત્રી, ૨૧. હીમ્મત, ૨૨. ટોળું, ૨૪. ખેલ, ૨૫. ખેતર, ૨૯. એક દેશનેતા, ૩૦. ધમકી આપ, ૩૧. એક પક્ષી, ૩૨. શુભાશુભ ચિન્હો, ૩૩. વૈદ, ૩૪. જલદી, ૩૯. બાગ, ૪૦. રૂસ્વત, ૪૧. પૈસો, ૪૨. ચ્હેરાએ, ૪૩. જુદા જુદા, ૪૪. આંટો, ૪૫. પગે લાગ, ૪૬. એક માપ, ૪૭. દોસ્ત, ભાઇ, ૫૩. એક પશુ, ૫૪. કઠેરો, ૫૫. એક જ્ઞાતિ, ૫૬. હાથનો એક ભાગ, ૫૭. મોર, ૫૮. પરિણામ, ભૂતકાળ, ૫૯. મશ્કરી, ૬૦ પત્થરનું ચોરસું.

[ નોંધઃ આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવસ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. આ ઉખાણાનો જવાબ તા. ૩૧ મી જાન્યુઆરી ૧૯૨૭ સુધીમાં અમને મળી જાય તેવી રીતે મોકલી આપવો.

**નવેમ્બર અંકના ઉખાણાની હરિફાઇનું પરિણામ.**

નવેમ્બર ૧૯૨૬ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું તેના બધા મળીને ૯૮ જવાબ આવ્યા હતા, તેમાંથી ૭ જવાબ ખોટા હતા. બાકીના ખરા જવાબોમાંથી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચે જણાવેલા બ્હેનનું નામ નીકળ્યું છે, એટલે તેમને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએઃ

**બ્હેન રસિકમણી ભગવાનદાસ કસોટિયા.**

એ બ્હેનને “ મસ્ત ફકીરની મસ્તી ” નામે પુસ્તક ભેટ તરીકે મોકલી આપીશું. એ બ્હેન ઇનામ મેળવવાં ભાગ્યશાળી થયાં તે માટે તેમને અમારાં અભિનંદન આપીએ છીએ. બાકીના જે બ્હેનોનાં જવાબ ખરાં હતાં તેમના નામ નીચે પ્રમાણે છે :

સૌ. લીલાવતી મ અમીન; સૌ. વિદ્યા ચીનુભાઇ; શ્રી. સરસ્વતી પ્ર. જગડ; શ્રી. દેવકાંબાઇ તુલસીદાસ; સૌ. કુસુમલત્તા રમણીકલાલ; સૌ. જયમતી ડાહ્યાભાઇ; સૌ. શારદાગૌરી કાન્તિલાલ; સૌ. શાન્તાગૌરી કા. પટવા; સૌ. હરિગંગા હં. અલરેજા; સૌ. કમળાગૌરી ચં. મશરૂવાળા; સૌ. વિલાસવતી ન. મુનીમ; સૌ. તારામતી મા. ગાંધી; સૌ. પુષ્પાવતી અ. મજમુદાર; સૌ. હરકોરબાઇ પ્રેમજી; સૌ મંજુદેવી મા. પંડયા; સૌ. ચંપાવતી ર. દેસાઇ; સૌ. જયાલક્ષ્મી બિ. શાસ્ત્રી; સૌ. ગુલાબબેન મ. મ્હેતા; સૌ. શ્રીદેવી ધ્રુ; સૌ. વીજકોર જ. મ્હેતા; બ્હેન પ્રભાવતી ઇ. કણીયા; સૌ. ચંદ્રાવતી ઇ. દવે; બેન બચુ કા. વેદ; સૌ. કુસુમગૌરી મંગલદાસ મુન્શી. શ્રી. શ્રીમતી ભ. ગાંધી; સૌ. નિર્મળા નટવરલાલ; સૌ. લીલાવતી મ. મ્હેતા; સૌ. સરસ્વતી ના. દેસાઇ; સૌ. લલિતા ના. દેસાઇ; સૌ. વિજયાગૌરી ગ. પરીખ; ગં. મંગળાગૌરી; સૌ. અનસૂયા હ. વ્યાસ; સૌ. મોતીબાઇ ચતુર્ભુજ, કુ. પ્રમિલા સુ. દવે; સૌ. હરદાગૌરી સુ. દવે; કુ. કળાવતી વિ. મ્હેતા; સૌ. કુસુમ ક. મ્હેતા; સૌ. સવિતાગૌરી દો. દેસાઇ; બ્હેન યશોદાગૌરી હ. ઢગટ; સૌ. જયાલક્ષ્મી પ્ર. મોદી; સૌ. કળાવતી ન. મ્હેતા; સૌ. ઇંદુમતી

ગુણવંતરાય; સૌ. મંગલાગૌરી શ્રોફ; સૌ. દીપકબા દેસાઇ; સૌ. ભાનુમતિ વલભદાસ; સૌ. સૂર્યબાળા પ. ત્રિપાઠી; બ્હેન મંજુલા મ રાજા, સૌ. ચંપાગૌરી મુ. પરીખ; સૌ. જયાવતી પ્રાણલાલ; સૌ. ગુણવતી વરજીવન; સૌ. માલિની મ. દેસાઇ; સૌ. હર્ષવંતી, બ્હેન વસંતિકા; બ્હેન અતિશુભ મ. ઝવેરી; સૌ. નિલમ હ. શ્રોફ; સૌ. લીલાવતી ન. દલાલ; સૌ. લીલાવતી અમીન; સૌ. મનહરગૌરી જ. મ્હેતા; કુ. ભાનુમતી પૂ. ભટ્ટ; બ્હેન કાન્તાગૌરી સાકરલાલ; બ્હેન ચંદ્રાવતી મંગલદાસ; સૌ. લક્ષ્મીબેન ચાંપસી; સૌ. સરસ્વતી રા. શાસ્ત્રી; સૌ. વિમળકાન્તા ડી. મ્હેતા; સૌ. ભદ્રિકા કુ મ્હેતા; સૌ. જયાગૌરી વ્રજલાલ; બ્હેન શારદાગૌરી હ. મ્હેતા; સૌ. મણીબેન છો. દેસાઇ; સૌ. સુરજ ચં. કાઝી; સૌ. નિરંજના ર. પંડિત; સૌ. કસ્તુરલક્ષ્મી આચાર્ય; સૌ. રમણગૌરી મ. પરીખ; કુ. સુશીલા ધરમદાસ; બ્હેન રમણકાન્તા હરજીવન; સૌ. પ્રેમકોરબાઇ ધરમદાસ; સૌ. નર્મદાબેન અં. શાહ; સૌ. હીરાલક્ષ્મી ન. મોદી; સૌ. મનોરમા મજમુંદાર; સૌ. પ્રભાવતી ચં. શ્રોફ; સૌ. પ્રેમકોરબાઇ કરસનદાસ; સૌ. અવન્તિકા આચાર્ય; સૌ. મનહરગૌરી કૃ. કાજી; સૌ. શકુન્તલા ગી. ઠાકોર; બેન જયાબાઇ રા. ખટાઉ; સૌ. મણીબાઇ ભગવાનદાસ; સૌ. પદમાવતી ન. લાલાજી; સૌ. જશવંત દિ. ભટ્ટ; સૌ. કમળા પુરોહિત;

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ સ | ૨ ન | મ | | ૩ તૃ | | ૪ ત | ૫ પ | ૬ તી |
| ૭ તા | ટ | | ર્ફ | ણ | ૯ સ | | રી | લ |
| ગા | | ૧૧ ખા | ણ | | ૧૨ દ | ૧૩ ર | | કે |
| | ૧૪ આ | ર | સી | | ૧૫ ન | ગ | ૧૬ ર | |
| ૧૭ મ | હી | | | | | | ૧૮ વે | ણી |
| | ૧૯ ર | ૨૦ જ | ૨૧ ની | | ૨૨ કુ | ૨૩ મા | સ | |
| ૨૪ મં. | | ૨૫ વ | ય | | ૨૬ લી | પ | | ૨૭ મ |
| ૨૮ ગ | ૨૯ લ | | ૩૦ મ | ૩૧ દ | ન | | ૩૨ ત | જ |
| ૩૩ લ | ય | લા | | સ | | ૩૪ સ્વ | પ | નું |

કુપન-જાન્યુઆરી ૧૯૨૭,

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે. તંત્રી, "ગુણસુંદરી".




## હિન્દ.

મુંબાઇના શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનો સ્નેહ સંમેલનનો વાર્ષિક સમારંભ રોયલ ઓપેરા હાઉસમાં ઉજવાયો હતો જે પ્રસંગે સ્ત્રીઓએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. કાર્યક્રમમાં ગરબા, વાજીંત્ર સાથે ગાયનો, સંવાદો વગેરે આકર્ષક રસસામગ્રી હતી. પ્રમુખ સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસે એ કાર્યક્રમમાં ભાગ લેનારી બ્હેનોને જર્મન સીલ્વરના પ્યાલા મંડળ તરફથી ભેટ તરીકે આપ્યાં હતાં. છેવટે નાસ્તાને ઇન્સાફ આપી સૌ. વિખરાયાં હતાં. × × ×

મુંબાઇના પાટીદાર સ્ત્રી મંડળના મંત્રી સૌ. ગંગાબ્હેન પટેલના પ્રયત્નથી એ મંડળના સ્નેહ સંમેલનનો સમારંભ મારવાડી વિદ્યાલય હોલમાં ઉજવાયો હતો. પ્રમુખ સ્થાને સૌ. ચંચળબ્હેન પ્રભુદાસ પટેલ હતાં. કન્યાઓના સંવાદ ગીત વગેરેનો આકર્ષક કાર્યક્રમ હતો. × × ×

મુંબાઇમાં સર નસરવાનજી ન. વાડીઆની ઉદાર સખાવતને પરિણામે તા. ૧૩ મી ડીસેમ્બરે ના. ગવર્નરના હાથે પરેલમાં સ્ત્રીઓ માટેની એક મોટી સુવાવડની હોસ્પીટલ ખુલ્લી મુકાઇ છે. વચલા અને મજુર વર્ગની સ્ત્રીઓ માટે આ હોસ્પીટલ આશીર્વાદ સમાન થઈ પડશે. × × ×

મુંબાઈની વીમેન્સ ઇંડીઅન એસોસીએશનની શાખાની વાર્ષિક સભા તા. ૧૯ મી ડીસેમ્બરે લેડી મહેરબાઇ દોરાબ તાતાના પ્રમુખપદે મળી હતી. રીપોર્ટ બહાર રખાયા બાદ એસોસીએશનના વર્ગોની ફતેહમંદ બ્હેનોને ઇનામો પ્રમુખે વ્હેંચી આપ્યા હતા ઇલાકાની વીમેન્સ કાઉન્સીલની વાર્ષિક સભા પણ લેડી તાતાનાજ પ્રમુખપદે તા. ૧૭ મી એ મળી હતી. કાઉન્સીલે વર્ષ દરમીઆન ઘણી ઉપયોગી પ્રવૃત્તિઓ હાથ ધરી હતી

× × ×

મુંબાઇ મ્યુનીસીપલ કોરપોરેશનની સ્કુલ્સ કમિટિમાં કોરપોરેશનના સભાસદ ન હોય એવાં બે સ્ત્રી સભાસદોની બેઠક ખાલી પડતાં તે સ્થાને સૌ. હંસાબ્હેન મ્હેતા, બી. એ. અને ડૉ. મિસિસ સુખતનકર ચુંટાયાં છે. બન્ને બ્હેનોને અમારાં અભિનંદન. સૌ. હંસાબ્હેનને આ પ્રસંગે અભિનંદન આપવાનો સમારંભ ભગિની સમાજ તરફથી તા. ૨૦ મી ડીસેમ્બરે વનિતા વિશ્રામ હોલમાં ઉજવાયો હતો. × × ×

ડૉ. જ્યાબ્હેન ખાંડવાલા, એમ. બી. બી. એસ. થોડા સમય પર વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયાના સમાચાર અમે આપી ગયા હતા. એ બ્હેને હમણાં રોટન્ડા યુનીવરસીટીની એલ. એમ. ની ડીગ્રી માટે પરીક્ષા પસાર કરી છે. એ ડીગ્રી મેળવનાર એ બીજાં ગુજરાતી બ્હેન છે. સૌથી પ્હેલાં એક ગુજરાતી બ્હેન તરીકે ડૉ. કુમુદ બ્હેન મ્હેતાએ એ ડીગ્રી મેળવી છે. બન્ને બ્હેનોને અમારાં અભિનંદન!

× × ×

મુંબાઇની કપોળ જ્ઞાતિની એક બ્હેન–ગોમતીબાઇના વિવાહ તેના પિતાની હયાતીમાં થયા હતા. ગોમતીબાઇને એ વર પસંદ નહોતો. પિતા ગુજરી ગયા બાદ તેણે જ્ઞાતિના બીજા એક યુવકને પસંદ કરી તેની સાથે લગ્ન કર્યું. આ મહાન ગુન્હા માટે જ્ઞાતિપંચે તેમને જ્ઞાતિ બ્હાર મુકયાં છે! × × × ×

હિંદના પ્રાચીન સમાજ–બંધારણ રચનારાની એ માન્યતા હતી જાતે કામ કરવાથી ઘણાં દરદો થતાં નથી અને થયાં હોય તો તે નાબુદ થાય છે. આ બાબત હવે યુરોપ અમેરિકામાં પણ સમજાવા

લાગી છે અને એ પદ્ધતિનો ખાસ અભ્યાસ કરી અને બ્હોળો અનુભવ મેળવી એક પારસી બ્હેન મીસ હીલ્ડા દલાલ હમણાંજ હિંદ પાછાં ફરે છે. એ બ્હેન આ પદ્ધતિને લોકપ્રિય કરવાના પ્રયત્નો કરવાનો ઇરાદો રાખે છે. × × ×

મુંબાઇ મ્યુનીસીપાલીટીએ પોતાના બી. અને ઇ. વોર્ડોમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજિઆત કરવાની દરખાસ્ત પસાર કરી છે. ×

બાળહિત સંબંધી કાયદો અમલમાં મુકવાના ઉદ્દેશથી જે કમિટિ નીમાઇ હતી તેણે એક મંડળ સ્થાપવાનું નક્કી કર્યું છે અને એ ભાવિ મંડળનું બંધારણ ઘડયું છે. અત્યારે જે જુદી જુદી સંસ્થાઓ કાર્ય કરી રહી છે તે સર્વના પ્રયત્નો અને શક્તિઓને આ મંડળ એકત્રિત કરશે. ×

મુંબાઇ ગર્લ ગાઇડ્સ એસોસીએશનનો પ્હેલો વાર્ષિક સમારંભ ટાઉન હોલમાં નવેમ્બરની આખરે મિસિસ ઇસ્ટલીના પ્રમુખ પદે ઉજવાયો હતો. મિસિસ મેકોનોકીએ રીપોર્ટ વાંચ્યા બાદ લેડી તાતાએ એ પ્રવૃત્તિના લાભ વિષે ભાષણ આપ્યું હતું. × × ×

રામપદનાથ બહુલ નામના એક પતિદેવને પોતાની સ્ત્રીનું નાક કાપી લેવાના ગુન્હા માટે મુંબાઇની સેસન્સ કોર્ટે બે વર્ષની સખ્ત કેદની સજા કરી છે. પણ એક મરીઅમબાઇ નામે સુરતી-

## ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ

### ઇનામી નિબંધનું પરિણામ.

મજકુર મંડળ તરફથી સ્વ. જયાવંતી દુલેરાય છગનલાલ ઇનામી નિબંધ ફંડમાંથી હિંદુ સ્ત્રીઓની ફરજ વિષે નિબંધો માંગવામાં આવ્યા હતા. મુદ્દત દર્મિયાન મુંબાઇ, સુરત, અમદાવાદ, વડોદરા, રાજકોટ, વઢવાણ, જુનાગઢ, સોજીત્રા, ઉચડી, ભાદરણ, ભાવનગર વગેરે સ્થળોએથી ૨૬ નિબંધો મળ્યા હતા. મજકુર નિબંધો તપાસી તેનું પરિણામ જણાવવા માટે શ્રીયુત છગનલાલ ઠાકોરદાસ મોદીની મંડળની કમીટીએ પરીક્ષક તરીકે નિમણુંક કરી હતી, તેમણે નીચે મુજબ પરિણામ જાહેર કર્યું છેઃ

૧ લું ઇનામ રૂ ૫૦) સૌ. ઇલાવતી જેવચરામ ખાનસાહેબ. મુંબાઇ

૨ જું ઇનામ રૂ ૨૫) સૌ વિનોદિની રમણલાલ યાજ્ઞીક. ભાવનગર.

ત્રીજું ઇનામ રૂ ૧૫) ગં સ્વ. દીવાળીબાઇ વાલજી ભટ્ટ, વડોદરા.

મ સ્ત્રીએ પતિના હુકમો નહિ સહન થવાથી પતિનું નાક કાપી લેવાનો પ્રયત્ન કર્યો હતો. × × ×

હિંદની કોલેજોમાં ભણતી બ્હેનો અમેરિકા જઈ વધુ અભ્યાસ કરવા માંગતી હોય તો તેમને ત્યાંના એક ફંડમાંથી સ્કોલરશીપો અપાય છે દર વર્ષે ૮૦૦૦ ડોલર અને તે ઉપરાંત કોલેજની ફી દરેક જણને મળી શકે છે. ઉમેદવારે વધુ વિગત માટે મીસ એમ. એન. વીલ્સનને ૧૩૪ કોરપોરેશન સ્ટ્રીટ, કલકત્તાને સરનામે લખી પૂછાવવું. ×

વડોદરા યુનીવર્સીટી કમીશનને અંગે સ્ત્રી કેળવણીનો પ્રશ્ન વિચારવા સૌ. શારદા મ્હેતા, સૌ. વિદ્યાબ્હેન નીલકંઠ, સૌ. હંસા મ્હેતા, મિસિસ મુકરજી, મીસ નીડહામ, સૌ. સરોજિની મ્હેતા વિગેરેની એક કમિટી નીમી હતી. આ કમિટિએ સ્ત્રીઓ માટે જુદી કોલેજ અને જુદો અભ્યાસક્રમ રાખવો કે નહિ તે સંબંધી વિચાર કરી તે માટે ભલામણ કરી છે. × × ×

વડોદરામાં બાળલગ્નની વિરૂદ્ધ કાયદો છે, પરંતુ લોકો દંડ આપીને એવાં લગ્નો કરે છે. એ કાયદાને કેટલી સફળતા મળી છે તે નક્કી કરવા એક કમિટી નીમાઇ છે. × × ×

અમદાવાદની મ્યુનીસીપાલીટીએ સ્ત્રીઓ માટે એક હોસ્પીટલ અને સુવાવડખાનું સ્થાપવાનો

ઠરાવ કર્યો છે અને તે માટે સાબરમતીને કાંઠે આવેલી-જ્યાં રાષ્ટ્રીય કોન્ગ્રેસની ૩૬ મી બેઠક મળી હતી તે-જમીન દોઢ લાખના ખર્ચે લેવાનું ઠરાવ્યું છે. મર્હુમ શેઠ વાડીલાલ સારાભાઇએ આપેલા રૂ. ચાર લાખનો ઉપયોગ એ હોસ્પીટલ બાંધવા માટે થશે. સુવાવડખાના માટે શેઠ નગીનદાસ ચીનાઈવાલાએ રૂ. એક લાખ આપ્યા છે.

× × ×

અમદાવાદની કૉલેજને અંગે કન્યાઓ માટે એક વસતિગૃહ સ્થાપવા સંબંધી વિચાર કરવા તા. ૫ મી ડીસેમ્બરે એક સભા મળી હતી, જેમાં સૌ. વિદ્યાબ્હેન નીલકંઠ, સૌ. સરલાદેવી અંબાલાલ, મિસિસ તૈયબજી વગેરેએ આગળ પડતો ભાગ લીધો હતો. એવું વસતિગૃહ ઉઘાડવાનું સભાએ નક્કી કર્યું છે. તેના ઉપરી તરીકે એક અનુભવી લેડી સુપ્રીન્ટેન્ડન્ટ રહેશે. અત્યારે કૉલેજમાં ૬૯૩ વિદ્યાર્થી છે તેમાં ફક્ત ૧૨ કન્યાઓ છે; વસતિગૃહ સ્થપાયા પછી સંખ્યા વધશે એમ મનાય છે. × × ×

અમદાવાદની પરદાનશીન મુસ્લીમ બ્હેનોની એક સભા મિસિસ મહબુબખાન કાદરીના પ્રમુખપદે તા. ૨૮ મી નવેમ્બરે મળી હતી. પ્રમુખે મુસ્લીમ કન્યાઓને ગુજરાતી ભાષાનું શિક્ષણ આપવાની જરૂર જણાવી હતી. મિસિસ તૈયબજીએ ગૃહોપયોગી કેળવણી આપવાની હિમાયત કરી હતી. તા. ૨૧ મીની પરિષદે પસાર કરેલા ઠરાવોને આ સભાએ બ્હાલી આપી હતી. × ×

ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદનો પદવીદાન સમારંભ કુલપતિ મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે તા. ૨૮ મી નવેમ્બરે ઉજવાયો હતો. ૩૩ સ્નાતકોને પદવી અપાઇ હતી, જેમાં કુ. ઈન્દુમતી સૌથી પ્હેલે નંબરે પાસ થયલાં હતાં. × ×

અમદાવાદમાં યુવક સપ્તાહના સમારંભમાં ભાષણ આપતાં મીસ સ્લેડ ( મીરાંબાઇ ) એ હિંદી સ્ત્રીઓની સેવાવૃત્તિ અને નમ્રતાના વખાણ કર્યાં હતાં અને યુરપની સ્ત્રીઓનું આંધળું અનુકરણ નહિ કરવા વિનતિ કરી હતી. દેશના ઉદય માટે ચરખો ચલાવવાની હિમાયત કરી હતી.

સદ્યોગી "સૌરાષ્ટ્ર" વઢવાણ કાંપની લુહાર જ્ઞાતિની એક બ્હેન અમૃતની કરુણાજનક કથની કહે છે. એ બ્હેનને કરાંચી ૧૧,મે વર્ષે પરણાવેલી. ૧૨ મા વર્ષથી સાસુજીની જોહુકમી ચાલવા માંડી. માત્ર બોલીનેજ નહિ પણ અસહ્ય માર મારીને એ બ્હેન ઉપર સાસુએ પારાવાર જુલમ ગુજાર્યો છે; ૨૪ સ્થળે ડામ દીધા છે. અમૃત એ જુલમને પરિણામે અકાલે વૃદ્ધ બની ગઇ છે. આવી સાસુઓને વ્યથા કરવાના અરોપસર જેલમાં શા માટે ન મોકલાય ! × × × ×

કરાંચી મ્યુનીસીપાલીટીની સ્કુલબોર્ડે શિક્ષિકાઓ તૈયાર કરવા વર્નાક્યુલર ફાઇનલ સુધીનું શિક્ષણ આપવાના વર્ગો ખોલવાની યોજના કરી છે અને ૫ મા ધોરણ માટે રૂ. ૬) ની વીસ અને છઠ્ઠા ધોરણ માટે રૂ. ૯) ની વીસ સ્કોલરશીપો આપવાનું નક્કી કર્યું છે. × ×

કરાંચીમાં નવેમ્બરની આખરમાં સ્ત્રીઓની કેળવણી પરિષદ મળી હતી, જે પ્રસંગે ફરજીઆત કેળવણી આપવાનો, સાત વર્ષની વય સુધી જ છોકરાઓની સાથે ભણાવવાનો, માતૃભાષાદ્વારા અંગ્રેજી ભાષા શીખવવાનો, સંગીત તેમજ અંગકસરત શીખવવાના વગેરે ઠરાવો પસાર થયા હતા.

આખા હિંદ માટેની સ્ત્રી કેળવણી પરિષદ પૂનામાં તા. ૫ થી ૮ મી જાન્યુઆરી સુધી મહારાણી સાહેબ શ્રીમંત ચીમનાબાઈ ગાયકવાડના પ્રમુખપદે મળશે. પ્રાંતિક પરિષદોએ મોકલેલા પ્રતિનીધિઓ તેમાં ભાગ લેશે અને એ પરિષદોએ કરેલા ઠરાવોમાંથી સર્વનાં દોહનરૂપ નવા ઠરાવો ઘડી કાઢશે સંમતિવય વધારવાની તરફેણમાં દરેક પરિષદે ઠરાવો કર્યા છે. × ×

પૂનાના બાળ સેવા-સંઘના લાભાર્થે એક સંગીતનો જલસો તા. ૪ થી ડીસેમ્બરે સેન્ટ વિન્સેન્ટ હાઇસ્કુલમાં થયો હતો. કાર્યક્રમે બધો બાળાઓએજ કરી બતાવ્યો હતો. ફંડનો લાભ હોસ્પીટલો અને અનાથાશ્રમોને અપાશે. × × ×

પૂનાના શ્રીમતી નાથીબાઇ વિદ્યાપીઠનો છેલ્લા દસ વર્ષનો અહેવાલ હમણાં પ્રકટ થયો છે. તે જોતાં એ વિદ્યાપીઠે કરેલી પ્રગતી અને સ્ત્રીકેળવણી માટે આપેલો ફાળો જણાઈ આવે છે વિદ્યાપીઠની

કોલેજમાં અત્યારે ૪૦ કન્યાઓ છે અને શાળામાં ૧૦૦૦ છે. છેલ્લાં ૧૦ વર્ષમાં ૪૨ ગ્રેજ્યુએટ થયાં છે. × × ×

ધારાસભાઓ માટેની ચુંટણીમાં પંજાબની ધારાસભા માટે સિઆલકોટ. વિભાગ તરફથી શ્રીમતી પાર્વતી દેવી ઉમેદવાર હતાં પણ ચુંટાયાં નથી. મદ્રાસની સરકારે ડૉ. મુથુલક્ષ્મી અમ્મલ (મિસિસ રેડ્ડી) ની નીમણુંક એક સભાસદ તરીકે કરી છે, મુંબાઇમાં પણ સરકાર એક બે બ્હેનોને નીમશે એવી આશા રહે છે × × ×

મદ્રાસ ઇલાકાના અંધ બાળકો માટે એક ઉદ્યોગગૃહ સ્થાપવા રૂ. ૫ લાખ મેળવવાની કોશીશ ત્યાના ગવર્નર કરી રહ્યા છે. આ ઉદ્યોગ ગૃહમાં ૧૨૦ છોકરાઓ અને ૯૦ છોકરીઓ માટે સગવડ થશે, અને નવી પદ્ધતિ પ્રમાણે તેમને ભાષાનું અને ઉદ્યોગનું જ્ઞાન અપાશે. × ×

નાલગોન્ડા જીલ્લાના એક ગામમાં એક અદ્ભુત બનાવ કેટલાક વખતથી બન્યા કરે છે. એક સ્ત્રીએ એક બાળકને જન્મ આપ્યા પછી તે ચોથે દિવસે ગુમ થઇ ગયો. પોલીસની તપાસ નીષ્ફળ ગઇ. બીજે વર્ષે બીજો બાળક પણ એજ રીતે પોલીસનો પ્હેરો છતાં ગુમ થયો. ત્રીજો બાળક પણ પોલીસ અને લોકોની સાવચેતી છતાં ગુમ થયો છે. ભેદનો પત્તો નથી લાગતો. × ×

ઇંદોરની સ્ત્રીઓની એક સભા તા. ૨૮ મી નવેમ્બરે મિસિસ કીબેને ઘેર મળી હતી. કેળવણી વિષે ચર્ચા કરી સભાએ કેટલાક ઠરાવો પસાર કર્યા હતા, જેમાં શારિરિક, ધાર્મિક અને જાહેર જીવનની કેળવણીની ખાસ હિમાયત કરી હતી. મેટ્રીક સુધીનું શિક્ષણ માતૃભાષા દ્વારા આપવાની સભાએ ભલામણ કરી હતી. સભાના પ્રતિનિધિ તરીકે મિસિસ કીબે પૂનાની પરિષદમાં હાજરી આપશે અને રાજ્ય તરફથી કેળવણી ખાતાના પ્રતિનીધિ તરીકે એક સ્ત્રીને મોકલવાની દરબારશ્રીને વિનંતી કરી છે. × × ×



મીસ વાયોલેટ પીઅર્સ
વીંડસરથી લંડન સુધી ૨૯ માઇલ દોડવાની શરત ૩ કલાક ૪૦ મીનીટમાં પૂરી કરી પ્રથમ આવનાર બાનુ.

ઇંદોરની ધારાસભામાં ૯ મી ડીસેમ્બરે વૃદ્ધલગ્નના ખરડા ઉપર ચર્ચા ચાલી હતી. આ ખરડામાં નાની બાળા સાથે પરણનાર વૃદ્ધને કેદની અને દંડની સજા કરવાની ગોઠવણ થઇ છે. છ માસની કેદ અને રૂ. ૧૦૦૦ નો દંડ થાય. સર હુકમીચંદ વિરૂદ્ધ પડયા હતા અને ફક્ત દંડની સજા રાખવાની ભલામણ કરી હતી. સદ્‌ભાગ્યે એ ભલામણ સ્વીકારાઇ નથી. હવે નાણાને જોરે નાની બાળાનો ભવ બગાડવો બુઢ્ઢાઓ માટે મુશ્કેલ થઇ પડશે. × ×

કોલ્હાપુરની અહલ્યાબાઇ કન્યાશાળાનો ઇનામો વ્હેંચી આપવાનો સમારંભ ૨૭મી નવેમ્બરે શ્રીમંત મહારાણી આઇસાહેબના પ્રમુખપદે ઉજવાયો હતો. ગીત, સંવાદ વગેરેના કાર્યક્રમ પછી લેડી સુપ્રી. મીસ ચવાણે રીપોર્ટ વાંચ્યો હતો. શાળામાં ૯૫ર કન્યાઓ છે. મહારાણી અહલ્યાબાઇનું તૈલચિત્ર ખુલ્લું મુકાયું હતું. × ×

નાગપુરમાં એક ચર્ચાભર્યો કેસ ચાલે છે. ચમચીબાઇ નામે ૧૯ વર્ષની એક સ્ત્રીએ પોતાના પતિ ગોપાલદાસ સામે એ કેસ માંડયો છે. બાઇ

નાની ઉમ્મરે વિધવા થઇ હતી. નાગપુરના આર્ય સમાજમાં બન્ને મળ્યાં હતાં અને પૂનર્લગ્નથી જોડાયાં પતિને ઘેર જતાંજ પ્હેલી રાતે બાઇએ જોયું કે તેણે એક વેશ્યાને રાખી હતી. થોડો વખત તો ઠીક ઠીક ચાલ્યું. પછી ગોપાળદાસના નાતવાળાઓએ જ્ઞાતિબ્હાર મુકવાની ધમકી આપી, એટલે તેણે બાઇને માર મારી કાઢી મુકી છે.

× × ×

ભરતપૂર રાજ્યે વિધવા વિવાહના સંરક્ષણ માટે એક કાયદો કરી, તેથી નીપજેલાં સંતાનોને કૌટુમ્બિક મીલ્કત પર સંપૂર્ણ વારસાહક્ક આપ્યો છે. આવાં લગ્નોની નોંધ મંદિરો અને મસ્જીદોદ્વારા રાજ્ય કરાવશે. ૧૬ વર્ષની અંદરનો પુરૂષ અને ૧૪ વર્ષની અંદરની કન્યાના વિવાહ ગેરકાયદેસર ગણાશે. એવા વિવાહમાં મદદ કરનારને બે વર્ષની કેદ અને રૂ. ૩૦૦૦ના દંડ થશે. × ×

મધ્ય પ્રાંતમાં આવેલા બસ્તર રાજ્યનાં સગીર રાણી પ્રફુલ્લકુમારી દેવીનું લગ્ન તેની મરજી વિરૂદ્ધ મયુરસંજ રાજ્યના કોઇ ભાયાત સાથે કરવાની ખટપટ સરકારના અમલદારો કરી રહ્યા હતા તેની સામે રાણીની ઓરમાન માતાએ વિરોધ દર્શાવી રાજપુત મહાસભાને અને વાયસરાયને અરજ કરી હતી, જેને પરિણામે લગ્ન મુલ્તવી રખાયા હતાં. રાણીને પોતાની મરજી પ્રમાણે લગ્ન કરવાની છુટ આપવામાં આવે એવી લોર્ડ અરવીનને અરજ કરવા રાજપુત મહાસભાનું એક ડેપ્યુટેશન થોડા વખતમાં જનાર છે. × ×

ભામોરી ( મધ્ય પ્રાંત ) ના જાણીતા મ. દાનવીર તુલારામજીએ વીલ કરી આર્ય પ્રતિનીધિ સભાને રૂ. ૩ લાખની મીલ્કત છત્તીસગઢમાં સ્ત્રી-કેળવણીના પ્રચાર માટે વાપરવાની આજ્ઞા સહિત સોંપી છે. સભાએ મીલ્કતનો કબજો લઇ એક ઉમદા કન્યાશાળા સ્થાપવાની તૈયારી કરવા માંડી છે. × × ×

ભાવલપુર રાજ્યના મુખ્ય દિવાન નવાબ મૌલાબક્ષનાં પુત્રી શ્રી. ઇસ્મતખાનુમને બે વર્ષ પ્હેલાં વૈદકીય વિદ્યાના વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ મોકલ્યા હતાં. ત્યાંની પરીક્ષાઓ પાસ કરી તે પાછાં ફર્યાં છે અને એમ. બી. ની ડીગ્રી મેળવનાર પ્હેલાં હિંદી બાનુ છે. સીમલાની લેડી રેડીંગ હોસ્પીટલમાં તેમની નીમણુક થોડા વખતમાં થશે.

× × ×

કલકત્તામાં એક આયરીશ સ્ત્રી-મિસિસ ડીકુના સામે ઘરભાડાનીચઢેલી રકમ માટે દાવો મંડાયો. બેલીફ સમન્સ પ્હોંચાડવા જતાં તે બંદુક લઇને સામી થઇ. પોલીસનું શરણુ બેલીફે માંગ્યું. સબ ઇન્સ્પેકટરને તો તેણે ગણકાર્યોજ નહિ, ડેપ્યુટી પોલીસ કમીશનર સામે પણ બંદુક ધરી. પરંતુ ફોડતાં પ્હેલાં તેને પરહેજ કરી છે. × ×

કલકત્તામાં તા. ૬ઠી ડીસેમ્બરે ગં. સ્વરલાદેવી ચૌધરીના પ્રમુખપદે, મહાત્માજીના દર્શને આવેલી મીસ મુરીઅલ લીસ્ટરે ભાષણ આપ્યું હતું. અને ઇંગ્લાંડમા અસહકારનું શસ્ત્ર અજમાવી સ્ત્રીઓએ પોતાના આશય કેવી રીતે પાર પાડયા હતા તેના દાખલાઓ આપ્યા હતા. × × ×

અખિલ હિંદી મહાસભા સમિતિમાં કલકત્તા તરફથી ચુંટાયલી વ્યક્તિઓમાં શ્રી ઉર્મિલા દેવી, અને શ્રી. હેમપ્રભા મજુમદાર પણ ચુંટાયાં છે.

× × ×

રાષ્ટ્રીય કોન્ગ્રેસના નેતાઓ વચ્ચે થતા ઝઘડાને પરિણામે શ્રીમતી ઉમા નેહરૂએ અલ્હાબાદની ટાઉન કોન્ગ્રેસ કમિટિના પ્રમુખ તરીકેનું અને પ્રાંતિક સમિતિના સભાસદ તથા ખજાનચી તરીકે રાજીનામું આપ્યું છે ! × × ×

પંજાબમા વૈદકીય મદદ પ્રજાને આપવા માટે સરકાર તરફથી સારી ગોઠવણો થઇ રહી છે. ૧૯૨૫ની આખરે કુલ ૬૬૬ હોસ્પીટલો અને દવાખાનાં હતાં. ચાલુ વર્ષમાં ૧૫૦ અને ૧૯૨૭ માં ૭૫ વધુ દવાખાના ઉમેરાશે. સવા લાખ દરદીઓએ હોસ્પીટલોમાં રહીને અને ૫૭ લાખ દરદીઓએ બ્હારથી લાભ લીધો હતો, જેમાં સ્ત્રી દરદીઓની સંખ્યા લગભગ ૨૦ લાખ જેટલી હતી. અત્યારે સ્ત્રીઓ માટે ૩૬ હોસ્પીટલો અને દવાખાનાં છે. હવે પછી દરેક જીલ્લામાં એક જુદી હોસ્પીટલ અને દરેક તહસીલની હોસ્પીટલમાં એક અલગ વિભાગ સ્ત્રીઓ માટે સ્ત્રી ડોકટરની દેખરેખ હેઠલ રાખવાની ગોઠવણ થશે. ×

પંજાબના ગવર્નરે તા. ૭ ડીસેમ્બરે કન્યાઓને

ઉંચી કેળવણી આપનારી ક્રીનેડ કોલેજનું મકાન ખુલ્લું મુકવાની ક્રિયા કરી હતી. × ×

વિલાયતજાન નામની એક મુસ્લીમ સ્ત્રીને એક આરોપ માટે માજીસ્ટ્રેટ સમક્ષ ઉભી કરતાં તેણે પોતાનો ઘુંઘટ ખોલવાની ના પાડી. માજીસ્ટ્રેટ ફરજ નહિ પાડી શકવાથી કેસ હાઇકોર્ટ પાસે ગયો. જડજે કોઇ સ્ત્રી–છબી પાડનાર પાસે તેની છબી પડાવવાનો હુકમ આપ્યો ધારાશાસ્ત્રીએ વાંધો લેતાં ફુલ બેંચ બેઠી, જેમણે ચુકાદો આપ્યો કે ઓળખ માટે પડદો દૂર કરવાની પોલીસને સત્તા છે. ×

એશિયા તીબેટના બ્રિટિશ કોન્સલ મી. કીંગે ત્યાંની એક સ્ત્રી સાથે લગ્ન કર્યાં છે. આ બાઈ પોતાના દેશ સંબંધી એક પુસ્તક લખે છે, જેમાં પતિ સેક્રેટરી તરીકે મદદ કરશે. તેમના અભિપ્રાય પ્રમાણે તીબેટમાં સ્ત્રીપુરૂષનો દરજ્જો સમાન છે. ઘણા જીલ્લાઓની ઉપરી અમલદાર સ્ત્રીઓ છે અને ન્યાયાધીશ તરીકે પણ તેઓ કામ કરે છે. છોકરા તેમજ છોકરીને એકજ સરખું શિક્ષણ અપાય છે. ×

સીલોનમાં એક જોડું બે વર્ષ પ્હેલાં પરણ્યું હતું પણ પ્હેરામણી સંબંધી વાંધો પડતાં વરરાજા કન્યાને ત્યાગી ચાલ્યા ગયા હતા. આખરે એ વર્ષે કંટાળી જાતેજ કન્યાની માંગણી કરી. × ×

શાન્ટુન્ગ (ચીન) ના ગવર્નરે બાળલગ્ન અટકાવવાનું ફરમાન કાઢયું છે અને તે સંબંધી સત્તાવાર ખબર બધા મેજીસ્ટ્રેટોને આપી દીધી છે. પ્રાચીન રીવાજ મુજબ ૩૦ વર્ષના પુરૂષ અને ૨૦ વર્ષની સ્ત્રીના લગ્ન થતાં. હમણાં હમણાં ૧૧-૧૨ વર્ષના છોકરાના લગ્ન વીસ કે તેથી વધારે વયની સ્ત્રી સાથે થવા માંડયા હતા, જેને લીધે ઘણા કુટુંબો દુખી અવસ્થા ગાળતા હતા. હવે ૧૮ વર્ષની નીચે કોઇ પુરૂષ અને ૧૬ વર્ષથી નીચે કોઇ સ્ત્રી લગ્ન નહિ કરી શકે. ×



સૌ. હંસાબ્હેન મ્હેતા, બી. એ.
મુંબાઇ મ્યુ. ની સ્કુલ કમિટિના સભાસદ.

શાંગહાઇમાં સ્ત્રીઓની એક બેંક છે અને તેની મેનેજર પણ એક મહિલાજ છે. એ બ્હેન સ્ત્રી ઉન્નતિના કાર્યમાં મોટો ફાળો આપે છે અને ચીનની સ્ત્રીઓને તેમના હક્કની સમજુત આપવાના તનતોડ પ્રયત્નો કરે છે. × × ×

જાપાનમાં કોઈ કન્યા ૨૧ વર્ષની થતાં પ્હેલાં પરણે નહિ તો દુર્ભાગી ગણાય છે. આ વ્હેમ

ટાળવાની હડત ત્યાં ચાલી રહી છે. સ્ત્રી-બાળકોના હિત માટે કાયદાઓ ઘડવાની હિલચાલ પણ ચાલે છે. ઉદ્યોગોમાં મજુરો તરીકે અર્ધ ઉપર સ્ત્રીઓની સંખ્યા છે એટલે ગર્ભવતીના રક્ષણ માટે કાયદાની ખાસ જરૂર છે. × × ×

## યુરપ.

ઇંગ્લાંડમાં બાર્નસ્લી પાસે આવેલા રૅનેબી મેન ગામના એક ખાણુ-મજુરની સ્ત્રી મિસિસ માન્ચેસ્ટરે ૧૯ મા બાળકને હમણાં જન્મ આપ્યો છે, જે વાત આખા જીલ્લામાં ચર્ચાનો વિષય થઇ પડી છે. બ્લેકર હીલ ગામના લોકો માને છે કે મિસિસ માન્ચેસ્ટરે હજી શરૂઆત જ કરી છે ! એ ગામમાં રહેતો નોઆહ બીરેલ નામનો માણસ ૨૨ છોકરાનો બાપ છે. એના પાડોશી થોમસ હેઝલવુડને પણ ૨૨ છોકરાં છે; અને બીજા મેથ્યુ ડૉસનને ૧૭ છોકરાં છે. એ બધાંય ખાણુ-મજુરો છે. એજ જીલ્લામાં બાર બાર છોકરાંના બાપ તો ઘણા છે.

લંડનના એકટરો તેમજ એકટ્રેસો તરફથી એક અનાથાશ્રમ ચલાવાય છે. આ આશ્રમના બાળકોને નાતાલના દિવસોમાં ભેટ-સોગાદો આપી શકાય તે માટે સર જીરાલ્ડ મોરીઅરે એક યોજના કરી છે. મેઝોં લ્યુઇ નામના એક મોટા સ્ટોર્સમાં બધાં એકટર-એકટ્રેસો એક દિવસ માલ વેચવા ઉભા રહેશે અને તેમ કરતાં જે નફો થશે તે એવી ભેટો ખરીદવામાં વપરાશે. × × ×

ઇંગ્લાંડમાં રજીમાં રહેતી ડીટેકટીવ નવલકથાઓની જાણીતી લેખિકા મીસિસ આગથા ક્રીસ્તી કેટલોક સમય થયા ગુમ થઇ ગઇ છે. એક દિવસ સવારમાં મોટરમાં બેસીને ફરવા નીકળી હતી. બીજે દિવસે મોટર જ મળી-બાઇનો પત્તો નથી. ×

લંડનના ડીટેકટીવ ખાતામાં સ્ત્રી ડીટેકટીવોની સંખ્યા વધતી જાય છે. અત્યાર સુધી ૨૪ ની સંખ્યા હતી તે વધીને ૫૦ ની થશે. ઉપરી અમલદારો ગુન્હા પકડવાની તેમની ચાલાકી વિષે ખુબ વખાણ કરે છે. ગમે તેવો વેશ પલટો કરી બદમાસી ગુન્હેગાર ટોળીઓને પોતાની બાહોશીથી તેમણે પકડાવી કેદે પહોંચાડી છે. × ×

લંડનના એક થિએટરના માલીક મીસ ગોર્ડી ટકર નામે એક અમેરિકન એકટ્રેસ પર કરારનો ભંગ કરવા માટે નુકશાની મેળવવા દાવો માંડયો હતો. માની માંદગીને લીધે મીસ ટકર કરાર પાળી શકી ન હતી નુકશાની તો ૬૮૦૦ પાઉંડ જેટલી માંગી હતી પણ જ્યુરીએ ફક્ત ૧૦૦ પાઉંડજ અપાવ્યા છે. × × ×

લંડનના અફગાન એલચી ખાતાના મુખ્ય સેક્રેટરી મી જી. ધાઉસે મીસ વાયોલેટ પેરીસ નામે અંગ્રેજ બાનુ સાથે લગ્નગાંઠથી જોડાયા છે. અફગાનિસ્તાનના રાજાએ આ લગ્ન માટે સંમતિ આપી છે × × ×

ઇંગ્લાંડમાં ફેસીસ્ટ પક્ષની સભાઓમાં કોઇ સ્ત્રીઓ ઘોંઘાટ કરે તો તેમને પકડીને બ્હાર કાઢવા સ્ત્રીઓની એક ટુકડી તૈયાર કરી છે. આ ટુકડીની સ્ત્રીઓ મજબુત અને કદાવર બાંધાની છે અને ગરબડ કરનારને ઉંચકીને બ્હાર ફુટપાટ પરજ ફેંગટે છે. તેમની આગેવાન મીસ લીન્ટર્ન-અર માન છે. દરેક સ્ત્રી કુસ્તીબાજ છે અને મગજ શાંત રાખી શકે છે. × ×

ઇંગ્લાંડના સ્ટેફર્ડશીયર પ્રગણામાં વેસ્ટ બ્રોમવીચના મેયર તરીકે મી. કોટ્રેલે રાજીનામું આપતાં મિસિસ જી. ઇ. કોટ્રેલ તે જગ્યાએ નીમાયાં છે. તેમના પતિ ડેપ્યુટી મેયર નીમાયા છે; તેમની છોકરી મેયરેસ નીમાઇ છે. × ×

પાર્લામેંટના એક સભાસદ ઓન. જે. ઇ. ગોર્ડનનાં વિધવા મિસિસ એલીઝાબેથ ગોર્ડન ૭૫ વર્ષની વયે ગુજરી ગયાં છે. પોતાના શરીરને બુધીસ્ટ ધર્મની રીતે દફનાવવાની તેમણે વીલમાં ઇચ્છા જણાવી છે. પાછળ ૫૧૩૮ પાઉંડની મીલકત મુકી છે, જેમાંથી ૫૦૦ પાઉંડ કોયાસાનના મંદિરને અપાશે; કોયાસન યુનીવરસીટીને કેટલાંક પુસ્તકો આપ્યાં છે. જેરૂસલમની યુનીવરસીટીને કેટલાંક ચિત્રો અને ધર્મચિન્હો બક્ષીસ કીધાં છે.

× ×

સાઉથમ્પટન ( ઇંગ્લાંડ ) ની કાઉન્ટી કોર્ટમાં એક ૧૧ વર્ષની બાળા-ઇરીન મીને નુકશાનીનો દાવો ઓલીવર સીમન્ડસ નામના એન્જીનીઅર સામે માંડયો હતો. છોકરી એક ઝાડ પર ચઢીને બેઠી હતી; સાહેબ નીચે ટેનીસ રમતા હતા. છોકરી બોલતી તેથી સાહેબને ખલલ થઇ. તેમણે ધમકી આપી કે," નીચે ઉતર નહિતો

ખબર લઇશ " આ ધમકીથી ડરી છોકરી પછી ગઇ અને તેને વાગ્યું. કોર્ટે ૪૦ પાઉંડ નુકશાનીના અપાવ્યા. દવાદારૂના ખર્ચ માટે બાપને લગભગ ૧૧ પાઉંડ અપાવ્યા છે.

× × ×

ફ્રાંસમાં લોન્જમેલ કોર-સેન્ટની એક સ્ત્રી પેટના દુખાવાથી લાંબા સમયથી પીડાતી હતી. ઓપરેશન કરતાં પેટમાંથી એક કાતરનો ટુકડો મળી આવ્યો છે. એ ટુકડો ૧૯૦૫ માં ઓપરેશન કરનાર ડોકટરની ગફલતીથી અંદર રહી ગયો હતો! વીસ વર્ષ સુધી ખબર જ ન પડી! × ×

પેરીસની એક સ્ત્રી-બેરીસ્ટર મીસ જુલીઅટ ગુબ્લો એક બીજા મરદ-બેરીસ્ટર સાથે પ્યારમાં પડી હતી પરંતુ તે સાહેબે વળતો પ્યાર કરવાના ખાડા કર્યા. આથી ઉશ્કેરાઈ જઇ જુલીઅટે એક દિવસ સવારે કોર્ટમાંજ રીવોલ્વર ખાઇ મરવાનો પ્રયત્ન કર્યો હતો બધા ગભરાટમા પડી ગયા હતા. હાથ હલી જવાથી ગોળી મરણતોલ નહિ થાય એમ લાગે છે. × ×



શ્રીમતી મા પ્વા ગી.
પ્હેલાં બર્મીઝ બેરીસ્ટર.

ફ્રાંસના પ્હેલાં સ્ત્રી બેરીસ્ટર મીસ જીન ચોવીન હમણાંજ ગુજરી ગયાં. ગયે વર્ષે તેમને બારીસ્ટર થયાને ૨૫ વર્ષ પૂરાં થયાં હતાં. એ પ્રસંગે સરકારે તેમને માનથી નવાજ્યા હતાં એમના પછી ઘણી સ્ત્રીઓ બેરીસ્ટર થઇ છે. × ×

બેલ્જીયમની મ્યુનીસીપાલીટીઓની ચુંટણીમાં આ વર્ષ ઘણી સ્ત્રીઓ ચુંટાઇ છે. દરકીલા વીગે નામે શહેરમાં પુરૂષ ઉમેદવારોનું લીસ્ટ વેળાસર દાખલ ન થયું એટલે બધી સ્ત્રીઓજ કાઉન્સીલરો તરીકે ચુંટાઇ છે. ફક્ત મેયરજ પુરૂષ છે. × ×

બર્લીનમાં એક જણે જાહેરખબર છપાવી જાહેર પ્રજાને ચેતવણી આપી કે મારી બૈરીને કાંઈ પણ ધીરશો નહિ; ધીરશો તો હું જવાબદાર નથી. બૈરીએ સામી જાહેરખબર છપાવી ધણીને ખબર આપી કે મારે જેટલું જોઇતું હતું તેટલું અત્યાર પ્હેલાં લઈ લીધું છે; એ બધાંને નાણાં ચુકવી દેજો! × × ×

સ્પેનમાં અત્યારસુધી છુટાછેડાનો કાયદો નથી. એવો કાયદો ત્યાં દાખલ કરાવવા માટે ઝુંબેશ ચાલી રહી છે, જેની આગેવાની જાણીતા લેખક જેમ ટેરૂબીઆએ લીધી છે. × ×

સ્વીડને નોર્વેને પગલે ચાલી એક સ્ત્રીની ન્યાયાધીશ તરીકે નીમણુંક કરી છે. શ્રીમતી બીરજીટ સ્પેન્ગબોર્ગ તેમનું નામ છે. તે બાહોશીથી કામ કરી રહ્યાં છે. × ×

રશીઆમાં અત્યાર સુધી લગ્ન સરકારી દફતરે નોંધવામાં આવતા હતા. હવે એ ગોઠવણ ધારાસભાએ રદ કરી છે. હવે પછી પરણનાર વ્યક્તિઓને રજીસ્ટ્રાર પાસે જઈ બે કાર્ડ ઉપર થોડા આનાને ખર્ચે સરકારી છાપ કરાવી લેવાનીજ કડાકુટ રહેશે. હવે લગ્ન ગમે ત્યારે રદ કરી શકાશે; કોર્ટોની દખલગીરી નહિ રહે! × ×

રૂમાનીઆનો પાટવી કુંવર કેરોલ પ્રેમને ખાતર રાજપાટ ત્યાગી એક ખેડુત છોકરીને પરણ્યો હતો. થોડો વખત સાથે રહ્યા પછી-એક બાળક થવા પછી-મુત્સદીઓના દબાણને લીધે એ પત્નીને ત્યાગી તેણે રાજકુટુંબની કન્યા સાથે લગ્ન કર્યાં. ખેડુત પત્નીએ પોતાના બાળકને કાયદેસર ગણવાનો અને નુકસાનીના ૬૦૦૦૦ પાઉંડ મેળવવાનો દાવો માંડ્યો છે. × × ×

તુર્કસ્તાનમાંથી બહુ પત્ની કરવાનો રીવાજ રદ કર્યો તેથી ત્યાંની પ્રજામાં-ખાસ કરીને ખેડુ-

તેમાં ઘણો અસંતોષ ફેલાયો છે. આ અસંતોષ આર્થિક કારણને લીધે છે. ખેડુતને વધારે પત્નીઓ હોય તો બ્હારના કોઇને મજુર તરીકે લાવવા ન પડે. એક જણી ઘર સંભાળે, બીજી ઢોરઢાંખર સાચવે, ત્રીજી ખેતરમાં તેને મદદ કરે, શિયાળામાં બધીય ભેળી મળી શેતરંજીઓ વણે. હિંદમાં પણ ઘણે ઠેકાણે સ્ત્રીની કીમત મજુરણ કરતાં વધુ નથી. થોડા વર્ષ પર લાહોરમાં એક હકીમજી હતા તેમને ચાર પત્ની હતી. એક ઘર સંભાળતી; બાકીની ત્રણ તેમની ગોળીઓ બનાવતી. હકીમજી કહેતા કે બ્હારના મજુર કરતાં તેઓ વધારે મ્હેનતું અને પ્રમાણિક હોઇ વધારે સસ્તી પડે છે। ×

ઇરાકની સરકારે પોતાની હદમાં સીરીઆની નાચનારીઓને દાખલ થવા દેવા સામે મનાઇ હુકમ કાઢયો છે.

## અમેરિકા.

અમેરિકાની મદદનીશ એટર્ની-જનરલ તરીકે મિસિસ મેબલ વોકર વીલબ્રાંટ કામ કરે છે. પોતાના એ હોદ્દાનો ઉપયોગ દારૂનિષેધના, તેમજ ખાદ્યખોરાકીની વસ્તુઓની શુદ્ધતા પર અંકુશ રાખવાના, સીકેદીઓ માટેના કેદખાના સુધરાવવામાં, અદાલતના કજીઆ ઓછા કરવામાં અને એવાજ બીજાં પરોપકારી કામોમાં તે કરે છે. ×

પેન્સીલવેનીઆ યુનીવરસીટીની પ્રયોગશાળામાં કામ કરતાં ડૉ. માર્થા બન્ટીંગે માઇક્રો-ઓરગેનીઝમસ સંબંધી ઉપયોગી શોધખોળ કરી વિજ્ઞાનના ક્ષેત્રમાં સુંદર ફાળો આપ્યો છે. × ×

ન્યુયોર્કમાં, શિક્ષિકાઓએ લગ્ન કરવાં કે નહિ ? એ પ્રશ્ન ત્યાંના અધિકારીઓને ગુંચવી રહ્યો છે. પરણેલી શિક્ષિકાઓ બાળક અવતરવાનું હોય ત્યારે બે વર્ષની લાંબી રજા માગે છે. આવી શિક્ષિકાઓની સંખ્યા વધતી જાય છે. કેટલીકને તો એ રજા પૂરી થતાં પ્હેલાં ફરી બાળક અવતરવાનો પ્રસંગ આવી લાગે છે અને ફરી રજા માંગે છે. આવી રીતે ૨૦૮ શિક્ષિકાઓએ છેલ્લા ચાર માસમાં રજા લીધી છે; બધી મળીને ૮૦૦ શિક્ષિકાઓ અત્યારે એ કારણસર રજા પર છે. × ×

અમેરિકામાં દર તેર લગ્ને બે જોડાં છુટાછેડા લે છે. આથી ત્યાં ખળભળાટ ફેલાયો છે. દુનિયાના કોઇ પણ દેશ કરતાં અમેરિકામાં લગ્નો વધુ નિષ્ફળ નીવડે છે. ૧૯૨૫ માં ૧૧૮૧૮૩૮ લગ્ન થયાં હતાં જેમાંથી ૧૭૫૪૯૫ જોડાંએ છુટાછેડા મેળવી લીધા છે. ઘણાં તો ફ્રાંસ જઇને છુટાછેડા મેળવે છે કારણ ત્યાં સ્હેલું પડે છે. આવા છુટાછેડાની સંખ્યાની ગણત્રી પણ રાખી શકાતી નથી.

## ઓસ્ટ્રેલિઆ.

આરકાન્સાસમાં એક નાની છોકરી છે તે દેવ દેવીઓ સાથ વાતચીત કરી શકે છે એમ મનાય છે. તેના કહેવાથી અમુક જગ્યાએ સોનું છે તે શોધવાની ધુનમાં આઠ ખેડુતો ખોદવા મંડી પડયા છે. વ્હેમ એકલાં હિંદમાંજ નથી. ×

ઓસ્ટ્રેલિઆના મિસિસ વીનીફ્રેડ કોઇક ધર્મગુરૂ તરીકે ધંધો કરનાર પ્હેલાં સ્ત્રી છે. દક્ષિણ ઓસ્ટ્રેલિઆના એક દેવળના તેમને ધર્મોપદેશક નીમ્યા છે. × ×

ન્યુઝીલાન્ડમાં હમણાં એક પ્રદર્શન ભરાયું હતું, જેમાં સ્ત્રીઓ મોટી સંખ્યામાં જોવા આવતી. વ્યવસ્થાપકોએ તેમના બાળકોની સંભાળ લેવા માટે ખાસ ગોઠવણ કરી હતી જેથી માતાઓ નિરાંતે પ્રદર્શન જોઇ શકે. આ યોજના બહુ ફતેહમંદ થઇ હતી; અને એ ગોઠવણને હવે કાયમની કરવામાં આવી છે. આપણે ત્યાં સભાઓ, પ્રદર્શનો ભરનારા આવી ગોઠવણ કરે તો ઘણી સ્ત્રીઓ જાહેર કામોમાં ભાગ લઇ શકે.

## સાભાર સ્વીકા

પ્રતાપ—દીપોત્સવી અંકઃ સુરતથી પ્રગટ થતા જાણીતા અઠવાડીક પત્રનો આ ખાસ અંક ઉંચા પ્રકારની રસસામગ્રી વાચકવર્ગ પાસે ધરે છે. અનેક સુંદર સાહિત્ય કૃતિઓ અને આકર્ષક ચિત્રોથી આ અંક મુલ્યવાન બન્યો છે. " સુરતની વિરાંગના " અને મસ્તફકીરનું " અપ-ટુ-ડેટ મંદિર " ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. ચિત્રકાર ભાઇ તનસુખની કળા પણ ભવિષ્યમાં એમની પાસેથી સુંદર કલાકૃતિઓ મેળવવાની આશા આપે છે.

8

## ૮ મણનું બટાટું !

ન્યુયોર્કની બાવન બાવન મજલી વુલ્વર્થ બીલ્ડીંગ જેવી ગગનચુંબી આલેશાં ઇમારતો વિશે તો આપણે જાણ્યું જ છે. અને મકાનો બાવન મજલી બને તો પછી શાક તરકારીના મજલા કેમ નહિ ? આખી દુન્યામાં નાનામાં નાની વાડી કેવડી હશે ? અને મોટામાં મોટા બટાટા કેવડો હશે ? અનુમાન તો કરો. જૂઓ જર્મનીના પાટનગર બર્લીનમાં હેર સ્કલ્ટઝ નામનો શાકવિશારદ વસે છે. તેને સાચ્ચેસાચ ચોરસ ચોરસ એકવાર જમીન જેટલી વાડી છે ! એ ચોરસવાર જમીનના રેતાળ ટુકડામાં ચૈત્ર મહીનો આવતાં તેણે સામાન્ય કદનું નવ રૂપીયાભાર.વજનનું (સો ગ્રામ) એક બટાટું વાવ્યું. ઉપર ખાતર નાખ્યું. કાળક્રમે તેમાંથી ફણગા ફૂટયા, એટલે એના ઉપર ખાતરાળ માટીનું બીજું પાથરણ કર્યું. નીચે, આસપાસ અને ખાસ કરીને ઉપર ફણગા-શેડા નીકળવા લાગી. અગાઉના ફણગા-શેડા નીકળવા લાગી. અગાઉના ફણગા જાડા થવા લાગ્યા. એમ બીજા ઉપર ત્રીજું અને તે ઉપર ચોથું થર નાખવા લાગ્યો. એમ કરતાં છ મહીને ચોવીસ મજલા-થર નંખાયા. અને એ વકરેલો બટાટા ફાટયો ફાલ્યો અને ફુલ્યો. આખરે આ બટાટા મહાશયને ખોદી કાઢવામાં આવ્યા. ઝાડી ઝપટી ખંખેરી ધોઇને રૂપાળા ચળકતા બુલંદ ચોવીસ મજલી આ બટાટા મહાશયને, શુગળીએ દ્વારકાધીશની છેલકડી તોળે અને કાંટો ઝુકયો જ રહે તેમ કાંટે નાખતાં, કાટલાં ઉપર કાટલાં નંખાતાં ગયાં. આખરે ૩૩૬ રતલ સાડા આઠ મણે છાબડું પહોંચ્યું, ત્યારે ત્રાજવું કાંટે આવ્યું. એકનું દોઢ હજાર ગણું વજન થયું ! સ્કલ્ટઝની વાડીના બટાટા અઢીથી ત્રણ હંડ્રેવેટ થાય છે ! સ્કલ્ટઝ મહાશયે આ શોધ માટે પેટન્ટ માગ્યો છે. હવે કદાચ બાવન મજલી બટાટા ઉગાડી વુલ્વર્થ બીલ્ડીંગના બાંધનારના કાન પકડાવે તો ના નહિ. એ એક બટાટો બારસો ચૌદસો માણસની નાતને શાક પૂરૂં પાડે. રૂપીયા ચાલીસથી પચાસનું એક બટાટું !

---



ટુંકી જગ્યામાં આરામથી રહેવું હોય તો આ ચિત્રમાં બતાવેલો પલંગ બહુ ઉપયોગી થઇ પડે એમ છે. ન્યુયોર્કના એક કુશલ કારીગરે આ પલંગ બનાવ્યો છે. રાતે સુવાને માટે કામમાં લાગે. એ પલંગની દિવસે ગડી કરી એક ખૂણામાં મુકી દેવાય જ્યાં તે ૧૮ ઈંચથી વધારે જગ્યા નહિ રોકે. એનું ગાદલું પણ એવી રીતે સંકેલી શકાય છે અને પલંગની ગડીમાંજ ગાદલું, ચાદરો, તકીયા વગેરે સમાઇ જાય એવી ગોઠવણ છે. મુંબાઇમાં કોઇ કારીગર આવા પલંગ બનાવે તો નાની ઓરડીઓમાં રહેનારને ઘણાં આરામ ને સગવડ મળે.

# નોંધ.

**સ્ત્રી કેળવણીની પરિષદો.**

મીસીસ કઝીન્સની યોજના પ્રમાણે આખા હિંદની એકઠી સ્ત્રીકેળવણી પરિષદ્ પૂનામાં થોડા વખતમાં થવાની છે. તેની તૈયારી માટે ગયા નવેંબર મહીનામાં દેશના કેટલાક મોટાં શહેરોમાં જુદી જુદી પરિષદો ભરવામાં આવી હતી. આ પરિષદો શા માટે ભરવાની હતી તેનું વિવેચન અમે નવેંબર માસના અંકમાં કર્યું હતું. એટલે ફરીથી કરવાની જરૂર નથી. મુંબાઇ તથા અમદાવાદમાં ભરાએલી પરિષદોની હકીકત જાણવાની આપણે જરૂર છે. કારણકે તેની સાથે આપણે વધારે સંબંધ છે. આ બન્ને પરિષદો માત્ર સ્ત્રીઓના પ્રયાસથી ઉભી થઇ હતી એમ કહીએ તો ચાલે. તે માટે અમે બન્ને સ્થળોના કાર્યવાહકોને ધન્યવાદ આપીએ છીએ. કેળવાયલી સ્ત્રીઓ પુરૂષોની મદદ વગર પણ આવાં કાર્યો માથે લઇને સફળતાથી પાર ઉતારી શકે છે તેના આ પ્રત્યક્ષ દાખલા છે.

મુંબાઇમાં પરિષદ્ ભરવાની યોજના મીસીસ હીરાબાઇ ટાટાએ ઘણો શ્રમ લઇને કરી હતી. તે માટે શહેરની સ્ત્રીઓ તરફથી તેમનો ઉપકાર માનવો ઘટે છે. પરિષદમાં' સ્ત્રીઓની સંખ્યા સારી હતી. તેમાં વધારે ભાગ કેળવાયલી તથા ઉચ્ચ વર્ગની સ્ત્રીઓ હતી. પ્રમુખ શ્રીમતી સરોજિની નેહુનું ભાષણ મનનીય હતું પણ તેમાં એક બે બાબતો સમયને અનુકૂળ નહોતી. તેમણે કહ્યું કે હિંદની સ્ત્રીઓ અશિક્ષિત હોવા છતાં તેમનું ચારિત્ર્ય ઉત્તમ છે. બીજા દેશની સ્ત્રીઓ કરતાં તેઓ કોઇ રીતે ઉતરતી નથી. આ વાત કદાચ સત્ય હશે. પરંતુ સ્ત્રીકેળવણી પરિષદ્ વખતે તે અપ્રાસંગિક લાગે છે. અત્યારે તો સ્ત્રીઓ કેટલી અજ્ઞાન છે, અને તેને માટે કેળવણીનો પ્રચાર કરવાની કેટલી બધી જરૂર છે, તે બાબતજ સ્ત્રીઓના મનમાં ઠસાવવાની અગત્ય છે. હિંદની સ્ત્રીઓની પ્રશંસા કરવાથી કંઇ લાભ નથી. બ્રિટિશ સોશ્યલ હાઇજીન કાઉન્સિલનાં પ્રતિનિધિ મીસીસ રોલ્ફ પણ આ પરિષદ્માં આવ્યાં હતાં. સ્ત્રીઓને આરોગ્યનું શિક્ષણ આપવાની તથા શાળામાં ભણતી કન્યાઓની વૈદ્યકીય તપાસ કરવાની અગત્ય વિષેના ઠરાવો પર આ સન્નારી બોલ્યાં હતાં. બધા મળીને ૧૮ ઠરાવો હતા. તે જુદી જુદી સન્નારીઓએ રજુ કર્યા હતા. તેમાંની ઘણી ખરી ગ્રેજ્યુએટ હતી. પરિષદ્માં ઠરાવો તો સારી રીતે પસાર થયા. પરંતુ તેને અમલમાં મૂકવા માટે કંઇ કાયમની વ્યવસ્થા કરવામાં આવે તોજ પરિષદ્ ભર્યાનું સાર્થક થયું કહેવાય. બાકી માત્ર ભાષણો કર્યાથી કંઇ અર્થ સરતોજ નથી.

અમદાવાદમાં પરિષદ્ ભરવા માટે સો. શારદાબ્હેન મહેતાએ અતિશય શ્રમ લીધો હતો. સ્ત્રી કેળવણીના પ્રશ્નને સો. શારદાબ્હેને પોતાના જીવનનો મુખ્ય પ્રશ્નજ માની લીધો છે એમ કહીએ તો ચાલે. એ બાબતનો ઉંડો વિચાર કરવો અને તેને અમલમાં મૂકવાનો પ્રયત્ન કરવો તે હાલ એમનો મુખ્ય વ્યવસાય થઇ પડયો છે. અહીંની પરિષદ્નાં પ્રમુખ સો. સરલાદેવી અંબાલાલનું ભાષણ વિદ્વતાભર્યું હતું. પોતે ઘણા શ્રીમંત કુટુંબનાં છે, તથા ગૃહની જંજાળમાં બહુ વીંટાએલાં છે, છતાં પણ આપણા દેશની સામાન્ય સ્ત્રીઓની સ્થિતિ કેવી છે તથા તેમને કેવા શિક્ષણની જરૂર છે એ બાબતનો સો. સરલાદેવીએ ઉંડો અભ્યાસ કર્યો જણાય છે. હિંદુ સંસારમાં પુત્રીની કિંમત જન્મથીજ પુત્ર કરતાં ઉતરતી ગણાય છે. એટલે તેના શિક્ષણ માટે પણ બેદરકારી બતાવવામાં આવે છે, એમ તે કહે છે. વળી એક નવીન બાબત તેમણે પોતાના ભાષણમાં એ કહી હતી કે જે કન્યાને જીવનપર્યંત

કૌમારવ્રત પાળવાની ઇચ્છા હોય તેને તેમ કરવાની છૂટ મળવી જોઇએ. ખરૂં જોતાં આ વાત નવી નથી એમ તેમણે કેટલાક દાખલા આપી સિદ્ધ કર્યું. આ પરિષદ્‌માં પ્રેક્ષકો તરીકે ઘણા પુરૂષો આવ્યા હતા. અને તેમાંથી કેટલાકે ભાષણ પણ કર્યાં હતાં. પરંતુ ઠરાવો પર મત લેતી વખતે તેમના મત લેવામાં આવ્યા નહોતા. કોઇ પણ યુનીવરસીટીની ગ્રેજ્યુએટ થએલી હોય તેવીજ સ્ત્રીઓને ઠરાવો પર બોલવાનું સોંપવામાં આવ્યું હતું. અહીંના ઠરાવો મુંબાઇના ઠરાવોને ઘણાખરા મળતા હતા. કન્યાઓના પ્રાથમિક, માધ્યમિક તથા ઉચ્ચ શિક્ષણમાં શા શા ફેરફારો કરવાની આવશ્યક્તા છે તે બાબતો ચર્ચવામાં આવી હતી. હિંદમાં સ્ત્રીકેળવણીના પ્રચારમાં એક મોટું વિઘ્ન બાળલગ્નનો રીવાજ છે. માટે તે અટકાવવો જોઇએ એવો ઠરાવ પણ હતો. ડા. સુમંત મહેતાએ તે ઠરાવ પર ચર્ચા કરતાં જણાવ્યું હતું કે ફક્ત ઠરાવો કે કાયદાથી કોઇપણ કાર્ય સંપૂર્ણ રીતે થઇ શકે નહિ. જો સ્ત્રીઓ બાળલગ્ન સામેના અટકાવ માટેનો ઠાવરો પસાર કરે, તો તેમણે પણ એવા લગ્નમાં ભાગ નહિ લેવાનો નિયમ કરવો જોઇએ. આ ઉપરથી હરમત ૩૭ સ્ત્રીઓએ એવાં લગ્નોમાં ભાગ નહિ લેવાની પ્રતિજ્ઞા કરનારો પત્ર પોતાની સહી સાથે પ્રમુખ ઉપર મોકલ્યો હતો. આ વાત આ માસિકમાં ખાસ નોંધવા જેવી છે. આપણી સ્ત્રીઓમાં માત્ર બોલવાની નહિ પણ કામ કરી બતાવવાની હિંમત આવી છે એ વાત સિદ્ધ થાય છે. ઉપરની પ્રતિજ્ઞા કરનાર બ્હેનોને અમે ધન્યવાદ આપીએ છીએ. આ કાર્ય થયા પછી પરિષદ્‌ના ઠરાવો અમલમાં મૂકવા માટે અમદાવાદમાં જે ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ છે તેને સત્તા આપવામાં આવી હતી. એક કાર્યવાહક કમીટી નીમવામાં આવી હતી મંત્રી તરીકે શ્રીમતી સવિતાબ્હેન ત્રિવેદી તથા સૌ. સરલા મહેતાની નીમણુંક કરવામાં આવી હતી.



ડૉ. પાર્વતીદેવી
પંજાબની ધારાસભા માટે ઉમેદવારી કરનાર મહિલા.

હિંદની સ્ત્રીઓનું ઉજ્જવલ ભવિષ્ય

ધારાસભામાં દરજ્જ્ઞિતિ સ્ત્રીઓની જમાં દેસફળતા. ખાવામાં હ્યું છે. તેમને પરાધીન સ્થિતિમાંથી મુક્ત આપનાર, પરોપકારી બ્હેનો બહાર પડવાની શરૂઆત થઇ છે. પંજાબમાં સાઆલકોટ વિભાગ તરફથી કોન્ગ્રેસના પ્રતિનીધ તરીકે ધારાસભાના સભાસદ થવા માટે ડૉ. પાર્વતીદેવીએ ઉમેદવારી કરી હતી. પરંતુ દુર્ભાગ્યે તેમને સફળતા નથી મળી. અમે ઇચ્છીએ છીએ કે મદ્રાસની સરકારનો દાખલો લઇ પંજાબની સરકાર ડૉ. પાર્વતીદેવીની ધારાસભામાં નીમણુંક કરે અને પોતાની નનિનું દિન આપવાની તેમને ઉત્તમ તક આપે. મદ્રાસમાં સરકાર તરફથી ડૉ. શુભુલક્ષ્મી અમ્મલ નામનાં સન્નારી ધારાસભામાં મેમ્બર નીમાયાં છે. આ જાણીને અમને અત્યંત હર્ષ થયો છે. તેમને અમે અભિનંદન આપીએ છીએ. તેઓ

પોતાનું કર્તવ્ય એક નિષ્ઠાથી કરશે એવી આશા રાખીએ છીએ. પોતાની દુઃખી બ્હેનોની સ્થિતિ સુધારવા માટે તથા જનસમાજમાં સ્ત્રીને થએલા અનેક અન્યાયો દૂર કરવા માટે તેઓ બનતો પ્રયાસ કરશે એવો અમને વિશ્વાસ છે. મદ્રાસનો દાખલો જોઈને મુંબાઇની તેમજ બીજા પ્રાંતોની સરકારે પણ પોતાની ધારાસભામાં એક બે સુશિક્ષિત સન્નારીની નીમણુક કરવી જોઇએ. એવી સન્નારીઓ સ્હેલાઇથી મળી શકશે. અમે કેટલાક જણને એમ કહેતા સાંભળ્યા છે કે "હિંદમાં સ્ત્રીઓને મતાધિકાર જોઇએ તે કરતાં બહુ વ્હેલો મળ્યો છે, દેશની સ્ત્રીઓ એને માટે તૈયાર નથી." પરંતુ અમે એમ માનતાં નથી. એ વાત સત્ય છે કે હજી આપણી સ્ત્રીઓમાં ઘણુંજ અજ્ઞાન છે. કેટલીક એવી પણ હશે કે ધારાસભા એટલે શું તે પણ નહિ જાણતી હોય. છતાં દેશમાં એક પણ સ્ત્રી ધારાસભામાં જવાને લાયક હોય તો તેને મતાધિકાર મળવો જોઇએ એવી અમારી માન્યતા છે. વસ્તુસ્થિતિ જોતાં અત્યારે લગભગ દરેક પ્રાંતમાં એવી થોડી સ્ત્રીઓ તો નીકળશેજ. તેવી બ્હેનો ધારાસભામાં જવાથી સ્ત્રીઓનું ઘણું હિત કરી શકે. તેમના પ્રયાસથી કાયદા બદલી શકાય અને સ્ત્રીકેળવણીનો પ્રચાર જલદી થાય. એટલે પછી ધીમે ધીમે ધારાસભામાં જવાને લાયક સ્ત્રીઓ વધતી જાય. પુરુષોએ આટલાં વર્ષ સુધી એ કામ બરોબર કર્યું નથી તો પછી હવે તેમની પાસે એ આશા રાખવી વ્યર્થ છે. વળી હિંદુ કાયદામાં સ્ત્રીને થએલો અન્યાય તો પુરુષો કદી દૂર કરશેજ નહિ. કારણ કે તેથી તેમના પોતાના સ્વાર્થને નુકસાન થાય છે. તે તો સ્ત્રીઓ ધારાસભામાં જાય તોજ થઈ શકે. તેથી સ્ત્રીઓને ધારાસભામાં જવાની સંપૂર્ણ આવશ્યકતા છે.



**ડૉ. મુથુલક્ષ્મી અમ્મલ**
મદ્રાસની ધારાસભાના સભાસદ તરીકે સરકારે એમની નીમણુંક કરી છે.

**મોટી ઉમરે નાની કન્યા સાથે લગ્ન કરનાર પુરૂષને શિક્ષા.**

ઇંદોરની લેજીસ્લેટીવ કમિટિએ ઘરડા પુરૂષોના નાની કન્યાઓ સાથે થતાં લગ્ન અટકાવનારો ઠરાવ પસાર કર્યો છે. આ ઠરાવ પ્રમાણે આવી રીતે લગ્ન કરનાર પુરૂષને ૭ મહિનાની શિક્ષા કે રૂ. ૧૦૦૦ સુધીનો દંડ કે બંને શિક્ષા થઇ શકે એવો ઠરાવ કર્યો છે. સર હુકમીચંદે આ ઠરાવ સામે સખ્ત વાંધો ઉઠાવતાં જણાવ્યું હતું કે એક નાની કન્યાને ૫૦ વરસ કે તેથી બુઢા માણસ સાથે પરણાવવામાં આવે ને તે પછી જો તેના બુઢ્ઢા પતિને લગ્ન પછી તરતજ કેદમાં પૂરવામાં આવે તો દાઝ્યા ઉપર ડામ જેવું છે માટે કેદની શિક્ષા તો નજ કરવી અને તે ઉપરાંત તેમણે તો દંડ રૂ. ૫૦૦ જ રાખવાનો ઠરાવ મૂકયો હતો. આ ઠરાવ સામે મિ. મીટલે કહ્યું કે કેદની શિક્ષા જો ન રાખવામાં આવે ને જો દંડ ફક્ત રૂ. ૫૦૦ જ રાખવામાં આવે તો ઉપરના કાયદાની અસર કંઇ જ થશે નહિ. સદ્‌ભાગ્યે સર હુકમીચંદનો ઠરાવ પસાર ન થયો.

હવે આપણે ઉપરના કાયદા ઉપર થોડો વિચાર કરીએ. ધનના લોભી માબાપ કન્યાવિક્રય કરે છે ને પોતાની નાની કુમળી કન્યાને વૃદ્ધ પુરૂષ સાથે પરણાવે છે. તેના સંસાર સુખની આશાને મૂળથીજ ઉખેડી નાંખે છે એટલુંજ નહિ પણ વૈધવ્યના બી પણ સાથે વાવે છે. તો આવી રીતે લોહીનો વેપાર કરતાં માતપિતાને શું સૌથી વધારે

શિક્ષા ન થવી જોઇએ ? હિંદુસ્તાનમાં કન્યાઓની કિંમત જ માબાપને હોતી નથી. તો છોકરીમાં પણ જીવ છે ને તેનો તેના માબાપથી આવી રીતે વેપાર ન થઇ શકે તે માબાપોના મગજમાં બરોબર ઠસાવવા માટે એવા ઘાતકી માબાપોને તો સખ્ત શિક્ષા થવી જોઇએ; ને વૃદ્ધ પરણનાર પુરૂષ માટે હવે વિચાર કરીએ. સર હુકમીચંદે જે ઠરાવ મૂકયો હતો તે જો પસાર થયો હોત તો ઉપરના કાયદાની કિંમત કંઇ જ રહેત નહી. વૃદ્ધ પુરૂષ નાની કન્યા સાથે પરણે તેને માટે કેદની શિક્ષા તો રાખવીજ જોઈએ કારણકે ફક્ત દંડ જ રાખવામાં આવે ને તે પણ જો રૂ. ૫૦૦ સુધીનો તો તે માણસ રૂ. ૫૦૦ ભરીને ખુશીથી છુટી જશે. નાની પરણતી કન્યા પરણે કે તરત જો પતિ કેદમાં જાય તો દુઃખ થાય તે ખરૂં. પણ એમ પણ ખરૂં કે કેદની બીક એવા લગ્ન ઘણી વખત અટકાવશે. આ કાયદો પસાર થયો તે તો સારૂં, પણ જો કંઈ એવી રીતનો કાયદો રાખવામાં આવે કે વર અને કન્યા વચ્ચે ત્રીસ પાંત્રીસ વર્ષથી વધારે તફાવત હોય તો સરકાર તરફથી મંજુરી મેળવવી પડે. એટલે કે લગ્ન કરતાં પહેલા પંદરેક દિવસ પહેલાં સરકારને ખબર કરવી પડે ને જો પછી સરકાર વાંધો ન જ લે તો એવાં લગ્ન થઈ શકે. પણ આટલો પણ કાયદો પસાર થયો છે તો તેનો કંઇપણ ફાયદો તો થશે એમ આશા રાખીએ છીએ ઇદોરમાં આ કાયદો થયો તો હવે આશા છે કે હિંદમાં બીજે બધે એનું અનુકરણ થશે.



## સાભાર સ્વીકાર 

**બાલપ્રિય અને માનવપ્રિય:** હસ્તલિખિત માસિક: તંત્રી: રા. એમ. એ. પટેલ. ચિત્રકાર: રા. મુસેભાઇ પટેલ. ભવિષ્યના ઉત્સાહી સાહિત્યકારો નીપજાવવાની તાલીમ આપતા આ હસ્તલિખિત માસિકને અમે સત્કારીએ છીએ. જુદા જુદા લેખો, કાવ્યો અને વાર્તાઓ એકજ હાથે લખી નાંખનારનો ઉત્સાહ વખાણવા જેવો છે, પણ એમ કરતાં કેટલાક ખોટા શબ્દપ્રયોગો ઘુસી ગયા છે; નકલ કરતાં શબ્દો છુટી ગયા છે યા વ્યાકરણની દૃષ્ટિએ અશુદ્ધિઓ રહી ગઇ છે તે તરફ ધ્યાન ખેંચીએ છીએ.

**કન્યા ? એક વિચારવા જોગ પ્રશ્ન:** લેખિકા: શ્રી. તારા બ્હેન મોદક, બી. એ. બાલ માનસના આ ઉંડા અભ્યાસી બ્હેને કન્યા સંબંધી ચર્ચેલો પ્રશ્ન દરેક ઉન્નતિ-પ્રિય નરનારીએ વિચારવા જેવો છે. આ નાનકડા પુસ્તકમાં તેમણે રજુ કરેલા વિચારો આપણી ભાવિ માતાઓની ઉન્નતિ સાધવા માટે અત્યંત ઉપયોગી થઇ પડશે.

**કોહીનુર કોલન વોટર:** બનાવનાર: કોહીનુર પરફ્યુમરી વર્કસ, માંડવી, મુંબાઇ, ૩. દેશી બનાવટનું આ કોલન વોટર માથાના દુઃખાવા ઉપર તેમજ તાવ વખતે ઉપયોગી સેવા બજવે છે. પરદેશી બનાવટો કરતાં કોઇપણ રીતે ઉતરતું ન ગણાય. પરદેશ નાણાં મોકલવા કરતાં આવી બનાવટોને આપણે ખાસ ઉત્તેજન આપવું જોઇએ.

**પ્રજામત ( મુંબાઈ ):** તંત્રી: રા. સી. કે. ભટ્ટ. પુ. ૨: અંક. ૨૨-૨૫;

**નવું ચેતન ( કરાંચી ):** તંત્રી: રા. રામજી કા. ચૌહાણ. વર્ષ ૧; અંક: ૧૨; વા. લ. રૂ. ૩.

**સમાજ સેવક ( જામનગર ):** વ્ય. રા. ગોકલદાસ હી. ઠક્કર. વર્ષ ૩; અંક: ૭.

**લાઠોલ સાર્વજનિક પુસ્તકાલય:** વાર્ષિક અહેવાલ-સન ૧૯૨૫-૨૬ નો.

**જ્ઞાતિહિત પત્રિકા:** શ્રી જનોડ એકડાના વીસા ખડાયતા યુવક મંડળ તરફથી સંપાદક: રા. શાન્તિલાલ ના. શાહ. ૧ લી પત્રિકા.

પ્રખ્યાત સ્ત્રી મુસાફર.



મિસિસ રોઝીટા-ફોરબ્સ.



શ્રીમંત મહારાણી સાહેબ અ. સૌ. ચીમનાબાઇ ગાયકવાડ.
પૂનામાં મળેલી અખિલ હિંદ સ્ત્રી–કેળવણી પરિષદનાં પ્રમુખ.




# ગૃહિણી.

લેખક : રા. રમણીકલાલ જયચંદભાઈ દલાલ બી. એ.

---

૧

એને ન પીડે ગૃહશૃંખલાઓ,
એ તો વધાવે રસભાવનાઓ;
સેવાભર્યા એ જીવને તરંગો,
ઉલ્લાસકેરા ઉભરે ઉમંગો.

૨

એને હસાવે ખિલતાં કુસુમો,
એને રમાડે રવિતેજ રંગો;
એને વિનોદે વનવેલ વૃન્દો,
એને નચાવે સમીરે લહેરો.

૩

આંબા તણી નાજુક મંજરીઓ,
ત્યાં કોકિલા મંજુલ ગાય ગાનો;
એથી ઉંચે ઉડતી કલ્પનાઓ,
કોઇ નહિ હોય અપૂર્ણ કામો.

૪

એને મતાવે નવસોણલાંઓ,
જ્યોતિ ભરી પ્રેરક વાંછનાઓ;
સૌંદર્યપૂર્ણ ઉર રમ્ય રંગો,
કર્તવ્યપૂર્ણ જીવને પ્રસંગો.





# સ્ત્રીનાં સાદાં કર્તવ્યો.

લેખકઃ બ્હેન જ્યોત્સ્ના શુકલ.

જગતમાં હમણાં કર્મયુગ પ્રવર્તે છે. જીવનના દરેક પ્રદેશમાં ન્હાનાં મ્હોટાં અનેક કામ કરવા ધારે ત્હેને માટે પડેલાં છે; અને સૌએ પોતાને અનુકૂળ કામ શોધી લેવું ને કરવું એ સાદી અને સારી રીત છે. પરન્તુ આપણા સમાજમાં સંસારની ગૂંચોમાં સ્ત્રીવર્ગ એવો મૂંઝાઇ રહેલો છે, કે જીવનની સાદી [illegible] પણ વધારે સરળતાથી, વધારે પવિત્રતાથી, વધાર સુંદર રીતે કરવાનો અવકાશ કે તક ત્હેમને મળતાંજ નથી. તેથીજ સ્ત્રીનાં કર્તવ્યપર લેખો લખવા પડે છે; તેથીજ સ્ત્રીનાં કર્તવ્યપર વ્યાખ્યાનો આપવાં પડે છે; સ્ત્રીનાં કર્તવ્ય વિષે તેથીજ ચોક્કસ નિર્ણય કરી શકાતો નથી; અને સ્ત્રીનાં કર્તવ્ય તેથીજ અણુવિકસ્યાં રહે છે.

સ્ત્રીનાં કર્તવ્ય વિષે જ્યારે કોઇ પુરુષ વ્યક્તિને મ્હોટી મ્હોટી વાતો કરતાં હું સાંભળું છું ત્યારે મ્હને હસવું આવે છે. સ્ત્રીનાં કર્તવ્ય વિષે કોઇ બ્હેનને વાતો કરતાં જોઉં છું કે હું પોતે કંઇ ચર્ચા કરતી હોઉં છું ત્યારે પણ મ્હને સંતોષ કરતાં ખેદની લાગણી જ વધારે થાય છે; કારણ કે મ્હને લાગે છે કે સ્ત્રીશક્તિનો સાચો ખ્યાલ હજી કોઇજ કરી શક્યું નથી, ત્હેમની વિટંબનાઓનો પાર પણ કોઇ પામી શક્યું નથી.

જ્યારે કોઇ ભાઇ સ્ત્રીઓ આગળ ત્હેમનાં કર્તવ્ય વિષે બોધ આપવા માંડે છે, ત્યારે તપશ્ચર્યા, ત્યાગ ને સહનશીલતામાં દેવોને યે દુર્લભ એવી શક્તિ સ્ત્રીઓમાં હોય એમ જાણ્યે અજાણ્યે તે સ્વીકારી લે છે. પણ એજ ભાઇ બુદ્ધિવાદની, જગતના વિકાસની કે જનસેવાની, આત્માના ઉદયનોની કે અંતરની ઉર્મિઓની વાતો કરવા હોય ત્યારે તો બીચારી સ્ત્રી એમાં કશુંય સમજી શકે નહીં એમ માને છે. એટલે ત્હેમના મનથી કાં તો સ્ત્રી દેવરૂપ છે અથવા પશુ તુલ્ય છે; માણસ તરિકે સ્ત્રીનું સ્થાનજ નથી ! આમ હોવાથીજ ઘણીવાર એમ લાગે છે કે સ્ત્રીની લાગણીઓ, સ્ત્રીની મુશ્કેલીઓ, સ્ત્રીની ભાવનાઓ સ્ત્રીની દૃષ્ટિએ જોયા વિના કોઇ આપણને સાચો માર્ગ દેખાડી ન શકે.

સમયને અનુકૂળ ધર્મ બજાવવા એ કુદરતનો અચળ નિયમ છે. જગતના વિકાસમાં યથાશક્તિ પોતાનો ફાળો આપવો એ પુરુષની જેમ સ્ત્રીનો પણ આવશ્યક ધર્મ છે. પણ ઘણાને તો આવી વાતો સાંભળીને પણ હસવું આવે છે. સ્ત્રીનાં કર્તવ્ય સૈકાઓથી ઠરાવેલાં છે ને તેમ થયા કરશે એમ તેઓ માને છે. દેશકાળ પ્રમાણે સ્ત્રીનાં કર્તવ્યની દિશા બદલાવી જોઇએ, ત્હેને કંઇ વધારે ઉંચું સ્વરૂપ મળવું જોઇએ એ વાત આ પ્રગતિના જમાનામાં પણ તેઓ સ્વીકારી શકતાજ નથી. ત્હેમના મત પ્રમાણે સ્ત્રી[illegible]વ્ય ઇત્યાદિ

રસોઇ બનાવવી, કુટુંબીઓની સેવા કરવી, શરીર શણગારવું અને શકિત-ઇચ્છા હોય કે ન હોય તોયે પ્રજાની વૃદ્ધિ કરવામાં પ્રવૃત્ત રહેવું, એમાંજ સમાપ્ત થાય છે. ઘરનાં કામ કરવાં કે કુટુંબીઓની સેવા કરવી એ કર્તવ્ય પણ સ્ત્રીનાં છે ખરાં, એ તેમણે સાચા દિલથી કરવાં જોઇએ, પણ સ્ત્રીનાં કર્તવ્યની ત્યાંજ સમાપ્તિ નથી થતી; અને તેથી ઘરનાં કામોની એવી વ્યવસ્થા થવી જોઇએ કે સ્ત્રીનો બધો વખત, આના બધા વિચારો સ્ત્રીની તમામ શકિતઓ એમાંજ રોકાઇ ન રહે અને વ્યર્થ ઘસાઈ ન જાય.

સ્ત્રીનાં કર્તવ્ય માટે આમ અનેક મત-ભેદ છે. એટલે સાચાં કર્તવ્ય કયાં એનો નિ-ર્ણય સ્ત્રી કરી શકિત નથી. કરે છે તો યે ત્હેનો બરાબર અમલ કરી શકિત નથી.

ત્યારે શું કરવું ? ' આપણે શું કરી શકીએ ' એ વિચાર કાઢી નાખવો કારણ કે પ્રયત્નથી માણસ બધું કરી શકે છે. આપણી પૂર્વના જમાનામાં સ્ત્રીનું કર્તવ્ય માત્ર કુટુંબ સેવામાંજ ભલે વિરમતું હોય પણ આપણી આંખ આગળ તો અનેક કામ કરવાનાં પડયાં છે એટલે એમ સંતોષ માની બેસી રહેવાશે નહીં. આપણું હાલનું કર્તવ્ય શું છે તે આ-પણે જાણવું પડશે અને તે કરવા માટે સૌથી પહેલી આપણી વૃત્તિ બદલવી પડશે. સંકોચ, ખોટી લજ્જા, અને બ્હીક છોડીને બહારનાં માણસો સાથે ભળવું પડશે. જગતને શાની જરૂર છે તે શોધવા માટે, જગતની સ્થિતિ જાણવા માટે, મ્હોટા મનથી જગત સાથે મૈત્રી કરવી પડશે.

આપણા માર્ગમાં સાંસારિક તેમજ આ-ર્થિક મુશ્કેલીઓ ઘણી છે, કૌટુંબીક વિ-રોધો પણ ન ટાળી શકાય એવા છે, પણ એ મુશ્કેલીઓમાંથી જ આપણે બહાર આવવાનું છે. મુશ્કેલીમાં પડયા રહેવું ને સડયા કરવું એ કંઇ ધર્મ નથી. મુશ્કેલીઓને માથું મારીને સંજોગો સુધારવા એ આપણું જ કામ છે. સંકટ તો બહાર નીકળવામાં પણ છે ને અંદર પડયા રહેવામાં પણ છે, અને સંકટ ખમીને બહાર આવવું એ વધારે સારૂં છે.

અત્યારે તો જગત પણ અનેક પ્રકારના સંકટોમાંથી પસાર થાય છે. કુસંપ, દ્વેષ, ગરિબાઇ અને વ્યાધિથી જગતના સામાન્ય જનસમુહનું જીવન જાણે સડી-ખવાઇ ગયું છે. એવા સમયે એ સંતપ્ત જગતને સ્ત્રી શક્તિરૂપે આપણે શો સંદેશો આપીશું ? એ સંદેશો પ્રેમનો હશે. માણસ જાત તરફ પ્રેમ -ભ્રાતૃભાવ રાખવાનો સંદેશો સ્ત્રી વિના બીજું કોઇ આપી શકશે નહીં. અને તેથી કુટુંબમાં તેમ બહારના જગતમાં સર્વત્ર પ્રેમભાવના ખીલવવી એ સ્ત્રીનું પ્રથમ કર્તવ્ય છે એમ હું માનું છું. જ્યાં જ્યાં સ્ત્રી હોય, સ્ત્રીની હાજરી હોય, ત્યાં ત્યાં પ્રેમનું નિર્મળ વાતા-વરણ પ્રસરી રહે ને દ્વેષભાવનો સમૂળો નાશ થાય એવો પ્રયત્ન સ્ત્રી કરી શકે. પણ એ કરવા માટે પ્રથમ પોતાનું હૃદય દ્વેષરહિત-પ્રેમમય બનાવવું જોઇએ. કહેવું સહેલું છે, કરવું અઘરૂં છે એ આપણે જાણીએ છીએ. પણ કરવું એ ફરજ છે, પ્રયત્ન કરવો એ કર્તવ્ય છે.

સ્ત્રીનું બીજું આવશ્યક કર્તવ્ય આદર્શ માતા બનવું-માતૃત્વ ખીલવવું એ છે. 'માતા' એ શબ્દનો અર્થ હું અહીં વિશાળ રૂપમાં કરૂં છું. માતા એટલે માત્ર જન્મ આપનાર જનેતાજ નહીં, પણ દેશની દરેક સ્ત્રી દેશનાં બધાં બાળકોની માતા છે એ અર્થમાં માતા શબ્દનો ઉપયોગ કરૂં છું. ભવિષ્યની પ્રજાનું ચારિત્ર્ય કેવું ઘડવું તે આજની માતાઓના હાથમા છે, અને તેથી બાળકો તરફ જોવું

દુર્લક્ષ આપણે કરીએ છીએ એટલું આપણે ભાવિ જગતના વિકાસનું અંતર વધારીએ છીએ;–જગત એટલું પાછળ હઠે છે. કવિએ કહ્યું છે કે ' બાળકો તો પ્રભુના પયગમ્બર છે. ' કોઇ મહાજને કહ્યું છે કે બાળકો સુંદર સુવાસિક પુષ્પના જેવાં છે. કોઇક કહે છે બાળક રૂપે ખુદ પ્રભુજ આપણે ત્યાં અવતરે છે. બાળકને માટે આ કેટલા સુંદર અને ઉંચા ભાવ છે ? પણ આપણે એમાનું કશું જ જાણતાં નથી; જાણીએ તો માનતાં નથી, માનીએ તો યે પ્રતિકૂળ સંજોગોને લીધે સદા માટે સર્વસ્થળે ત્હેને અમલમાં મુકી શકતા નથી. ખરેખર સ્ત્રી થવું ને બાળકને–બાળકના સ્વરૂપને ન પિછાનવું એ બહુ શોકની વાત છે. આપણે તો આપણાં પોતાનાજ બાળકોને જાણે વેચાતેડયાં આવ્યા હોય એટલી બેદરકારીથી ઉછેરીએ છીએ, તો પછી જેમને જન્મ ન આપ્યો હોય એવાં પરાયાં મનાતાં બાળકો માટે તો શું કરી શકીએ ? આપણે આપણાંજ સુખ દુઃખમા એટલાં બધાં નિમગ્ન રહીએ છીએ–સંસારની ગુંચોમા એવા લપટાઇ જઇએ છીએ–કે બાળકોને માટે નિશ્ચિંત પણે વિચાર કરવાનો પણ આપણને અવકાશ નથી મળતો. બાળક કયા ઉછરે છે, કયા ફરે છે, તેમના પર કેવા સંસ્કાર પડે છે એ જાણવાની પણ આપણે કાળજી નથી રાખતા. આપણે આપણી સમવડો સાચવીએ છીએ, પણ બાળકોની તન્દુરસ્તી જાળવવા માટેની જરૂરીઆતોનો પણ ગંભિરપણે વિચાર કરતા નથી. ન્યાંતવરામાં, વરઘોડાઓમા, મિજલસોમાં ને મરણની ક્રિયાઓમાં હજારો રૂપિઆ દેવું કરીને પણ આપણે ખરચી નાખીએ છીએ; પણ ઉછરતાં બાળકો માટે પૂરતો ખોરાક, તાજું દુધ, સ્વચ્છ કપડા ને ખુલ્લી હવા એમાનું કશું પણ બરાબર મળે એવી વ્યવસ્થા આપણે કરી શકતાં નથી. અરે ! આપણાં કેટલાંય બાળકો તો શેરીમાંજ ઉછરીને ભટકતાં ભટકતાં મ્હોટાં થાય છે, અને માતાનો ને ત્હેમનો મેળાપ માત્ર ખાવાપીવા વખતે ને ગતે સુતી વખતેજ થાય છે. કુટુંબ સેવામાંથી છૂટી ન થનાર ગૃહિણી પોતાના બાલકને ઇશ્વરને આધારે સંસારમાં એકલાં છોડી દે છે.

આ માટે આપણે આમ કરીએ છીએ ? બાલકો આપણને વહાલાં નથી ? એમ નથી બાલક જન્મ્યા પહેલા ત્હેને માટે કંઇ કંઇ અભિલાષાઓ–કોડ કરીએ છીએ, પણ જન્મ્યા પછી ત્હેની જોખમદારી સ્વીકારવાને, અરે ! એ જોખમદારી સમજવાનો પ્રયત્ન કરવાને પણ આપણે તૈયાર નથી હોતાં તેથી એમ થાય છે. બાલક માટે બાલકની દૃષ્ટિએ વિચાર કરતાં આપણે નથી શીખ્યાં; ત્હેમને શી શી મુશ્કેલીઓ નડે છે, આપણાં ઘરોમાં–તેમના સાથેના આપણાં વર્તનમાં ત્હેમને શાની ઉણપ લાગે છે એનો આપણે અભ્યાસ નથી કરતાં તેથી એમ થાય છે. બાલકો અને માતાઓ વચ્ચેનો આ સંબંધ સુધારવો, આ અંતર દૂર કરવું એ માતાઓનું એટલે સ્ત્રીઓનું કર્તવ્ય છે.

બાલક સાથે બાલક થઇને રહેતાં આવડવું જોઇએ, તેમ આપણે કરી શકતાં નથી. બાલક સાથે રમતાં કૂદતાં પણ આવડવું જોઇએ જેમ કરતાં આપણને શરમ લાગે છે. આજે તો બાલકની દશા એવી છે કે, કોઇ ઘરમાં એકજ બાલક હોય, સાથે રમનાર બીજું કોઇ ન હોય તો તેનું બાલપણ ત્હેણે એકલા રમીને કાઢવું; અથવા ડાહી–ડાહ્યી માતા સાથે ગંભિર અને ધરડુકડી જેવું જીવન ગાળતા શીખવું. જે પ્રજાનું બાલપણ આવી આવી સ્થિતિઓમાંથી પસાર થતું હોય તે પ્રજા કેવી હોય ? તે પ્રજા સ્વાતંત્ર્યને

લાયક શી રીતે થાય? પ્રગતિ કેમ સાધી શકે?

એક યુવાન લેખકે સ્ત્રીને મનુષ્ય જીવનની વિધાત્રી કહી છે. બીજા એક કવિએ સ્ત્રીને દેશની વિધાત્રી કહી છે, બાલકોની આ સ્થિતિ સુધારીને દેશ વિધાત્રીનું કામ સ્ત્રીએ કરવું પડશે, એ પવિત્ર આત્માઓને સુંદર રીતે ઉછેરવાના અને ત્હેમનાં શરીરને અને મનને સર્વ પ્રકારે ભવ્ય અને સંસ્કારી બનાવવાના ઉપાયો કરવા પડશે.એમ ન કરી શકાય-બાલકોને ઉછેરવાની શક્તિ ન હોય, એ બાલક શરિરમાં રહેલા સુંદર આત્માને પિછાનવાનું જ્ઞાન ન હોય, એ જોખમદારી સ્વીકારવાની, એને માટે પોતાના સુખ, સગવડોનો ભોગ આપવાની તૈયારી ન હોય, તો તેવાં માતા-પિતાઓએ બાલકોને જન્મ આપવાનું કામ મુલતવી રાખવું એ ત્હેમની ફરજ છે. સંસારના-જગતના વિકાસક્રમમાં આ ત્હેમણે મ્હોટી મદદ કરી ગણાશે.

બાલકો પ્રત્યેનું આ કર્તવ્ય બજાવવું એ દરેક સ્ત્રીની ફરજ છે. એ કર્તવ્યનું પાલન કરતાં જે જે અંતરાયો નડતા હોય-પુરુષ તરફથી કે સમાજ તરફથી તે બધાને હિંમતથી દૂર કરવાને તૈયાર થવું જોઇએ. આખા સમાજની સામે થઇને સ્ત્રીએ બાલકનું રક્ષણ પ્રથમ કરવું જોઇએ. માતા થવું એ કર્તવ્ય નથી, પણ માતૃત્વ ખીલવવું-આદર્શ માતા થવું એ આવશ્યક કર્તવ્ય છે. જગતને તન્દુરસ્ત, આનંદી અને નિડર બાલકો જોઇએ છે.

ગેરસમજ ન થાય એ માટે અહીં બીજી એક વાત કહી દેવી જોઇએ. બાલકનું રક્ષણ કરવું એટલે ખોટાં લાડથી, ખોટી માવજતથી બાલકને લાડકેલું, બ્હીકણુ, અસભ્ય, મૂર્ખ અને નાજુક બનાવવું એ નથી. બાલક એ દેશની સંપત્તિ છે. એને ઉમદા શહેરી બનાવી દેશનું-જગતના વિકાસનું કાર્ય કરવા માટે તૈયાર કરવાનું છે એ ભાવનાનું વિસ્મરણ ન થાય એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. બાલકો પ્રત્યેનું આ કર્તવ્ય ઉપર કહ્યું તેમ માત્ર જન્મ આપનાર માતાઓનુંજ નથી; પણ દરેક સ્ત્રીનું, યુવાન, વૃદ્ધ, કુમારીકા કે વિધવા સર્વનું એ પવિત્ર કર્તવ્ય છે.

સ્ત્રીનાં બીજાં કર્તવ્યમાં અનિષ્ટ રીત-રિવાજોનો નાશ કરવો એ એક છે. ધર્મને નામે જે અત્યાચારો થતા હોય, જે અધમ રૂઢીઓ આપણું જીવન ચૂસી રહી હોય ત્હેમની સામે યુદ્ધ કરવા તૈયાર થવું, એનાં માઠાં પરિણામો વિષે લોકમત કેળવવો એ છે. આવી રૂઢિઓ અનેક છે, પણ એમાં સૌથી ત્રાસદાયક, સૌથી વધારે વિનાશક, અને સૌથી વધારે શરમભરી દુષ્ટ રૂઢી તે બાલલગ્ન છે. હજીયે-જ્યારે આપણે સ્વતંત્રતાની, જીવનના ઉલ્લાસની અને જગતની પ્રગતિની વાતો કરીએ છીએ ત્યારે પણ બાલલગ્ન જેવા વિષયો ચર્ચવા પડે, એવી રૂઢીઓ અસ્તિત્વ ધરાવતી હોય એ આપણે માટે શરમાવા જેવું છે. બારબાર તેરતેર વર્ષની કૂમળી છોકરીઓને પરણાવીને સાસરે વિદાય કરતાં માતાપિતાનાં હૈયા ત્રાસી કમ નથી ઉઠતાં એમ થાય છે. એક નિર્દોષ-હસતી રમતી બાલાનો ખરો આનંદનો સમય, તેનું મીઠું બાલપણ, ત્હેની પાસેથી પરાણે ખૂંચવી લઇ અકાળે સ્ત્રીત્વનો અને ગૃહસ્થાશ્રમનો બોજા ત્હેને માથે મૂકવામાં શો ધર્મ સમાયો છે એ પણ સમજાતું નથી. બાલલગ્નના ગેરફાયદાઓનું વર્ણન બેચાર વાક્યમાં થઇ શકે એમ નથી, બાળલગ્ને કરેલી ખરાબીના તો મહાભારત લખીએ તોયે ઓછાં છે. સ્ત્રીનું અજ્ઞાન, હેતુવિનાનું જીવન અને નિઃસત્વ મરવાના આળસે જીવતી પ્રજા એ સૌ બાલલગ્નને આભારી છે. લાખો બાલવિધવાઓના જીવનને શોષતી ફરજીયાત




# વિધવા.

લેખકઃ શા. જમનાદાસ નથુભાઈ.

મ્હારે અને ઇન્દ્રજીતસિંહ બાબુને ગાઢી મિત્રાચારી હતી અમારી બંન્નેની જ્ઞાતી એક, ઉમર સરખી, અને વીચાર પણ એકજ. જોકે અમારા બન્નેના ઘર એક બીજાથી થોડે થોડે દૂર હતા પણ અમે બન્ને દરરોજ મળતા. કોઇ વખત હું તેમને ઘેર જતો અને કોઇ વખત તેઓ મારે ઘેર આવતા. ઇન્દ્રજીતસિંહ એક ફર્મમાં ( પેઢીમા ) હેડ કલાર્કની રૂ. ૧૫૦ ના પગારથી નોકરી ઉપર હતા. તેમના પરિવારમા તેમને સંતાન કોઇ પણ નહોતું ફકત પોતે તથા પોતાની સ્ત્રી એજ હતા. તેમને એક બ્હેન હતી પણ તેણી અવારનવાર-સાસરે રહેતી હોવાથી-આવતી જતી.

મેં પણ તેજ અરસામાં મારી ડાકટરની એલ. એમ. એન્ડ એસ ની પરિક્ષા પસાર કરી પ્રેકટીસ શરૂ કરી હતી. હું હજુ અવિવાહિત હોવાથી ઘરમા ફક્ત મારી વૃદ્ધ માતા અને એક વિધવા ભગિની સીવાય કોઇ નહોતું. મ્હારા વિવાહ ન કરવાના કારણોમા લોકો કહેતા કે એના સ્વભાવમા કાંઇક વિચિત્રતા છે. પણ મને મારા સ્વભાવમા કોઇ પણ વિચિત્રતા લાગતી નહોતી. તોપણ એ લોકોના કહેવા પ્રમાણે હોય તો તે ફક્ત-મ્હારો કોઇ રૂપવતી, ભણેલી તથા વિધવા સાથે વિવાહનો નિશ્ચય-એજ હતો હું જાણતો હતો મ્હારી માતા તથા મેટીબ્હેન આ વાતથી પણાંજ અસંતુષ્ટ રહેતાં પણ તેઓ મ્હારી આ ભિષ્મપ્રતિજ્ઞા તોડાવી નહોતાં શક્યાં. કારણ મારી પ્રતિજ્ઞા તોડવામાં હું પાપ સમજતો હતો.

આ રીતે અમારો પરિવાર હતો. અમારો વ્યવહાર એક બીજા સાથે રાખી સુખશાંતિથી દિવસો પસાર કરતા હતા.

× × ×

એક દિવસ સાંજે હું ઇન્દ્રજીતસિંહને ઘેર ગયો તેઓ પણ ઓફીસેથી ઘેર આવી સાંજનો નાસ્તો કરવાની તૈયારીમાં હતા. મને જોઇને તેઓ બોલ્યા. ઓહ! રઘુવીર! બરાબર ટાઇમસર. ( ચન્દ્રકલાને, તેમની સ્ત્રી ) જાઓ તેમને માટે કાંઇક લાવો.

ઇન્દ્રજીતસિંહની વહુ મ્હારી લાજ નહોતી કાઢતી. ચન્દ્રકલા મ્હારા વાસ્તે થોડાક ખાદ્ય પદાર્થ લાવી.

ઇન્દ્રજીતે ખાતા ખાતા ) પૂછ્યું:-"કેમ, આજ દવાખાને નથીં ગયા ?"

મેં—"ગયો હતો અને ત્યાંથીજ આવું છું. આખો દિવસ ખુરશી ભાંગી "

ઇન્દ્રજીત-"કેમ દરદી બરદી ન મળ્યો !"

મેં-' ક્યાંથી મળે ? એક તો હજી નવોજ ડાકટર, અને બીજું શેરીએ શેરીએ મેડીકલ હૉલ, દવાખાનું, ફાર્મસી વગેરે બોર્ડો, ત્યાં ક્યાંથી નવા પ્રેકટીસવાળાને દરદી મળે ?"

ઇન્દ્રજીત-" એ પણ બરાબર. "

" અરે ડાકટર તો એમજ ધારીને બેઠા હોય છે કે જો કોઇ શેઠીઆ જેવા બીલ્લુ માંદા

મુંબાઇનું સ્ત્રી-જીવન.

ગૃહ-ઉદ્યોગ.



ફ્રૂટ વેચનારી.

## મુંબાઇનું સ્ત્રી-જીવન.

મણકા વેચનારી.



ગાય માટે ઘાસ ઉઘરાવનારી.

પડે તો સારૂં" ચન્દ્રકલા વચમાંજ મશ્કરી કરતી બોલી.

"હા, તે વાત સાચી ' મેં જવાબ આપ્યો. "પણ સાથે એટલું પણ ધારે છે કે આપણી જ ચિકિત્સાથી આરામ થઇ જાય."

"આરામ થવો કોઇ ડાકટરના હાથમાં થોડોજ છે. જો એવું હોય તો કોઇ મરેજ શાનું ?" ચન્દ્રકલાએ કહ્યું.

"જો આરામ કરવો ડાકટરના હાથમાં નથી." ઇન્દ્રજીતે વચ્ચેજ કહ્યું "તો બીમાર કરવો પણ ડાકટરના હાથમાં નથી."

આમ વાતચીત કરતાં કરતાં અમે અમારો નાસ્તો કરી લીધો. ચન્દ્રકલા પાનદાન લઇ આવી પાન બનાવવા લાગી.

"હવે કયાં જશો ?" ઇન્દ્રજીતે પૂછયું. "ઘેર કે ફરવા જવું છે ?"

"ઘેર જઇને શું કરૂં ? મે કહ્યું. "ઘરમાં જરા પણ જીવ લાગતો નથી.

"કયાંથી લાગે ?" ચન્દ્રકલા બોલી. "કાલે હું માજી પાસે ગઇ હતી. બીચારાં કહેતાં હતાં કે મને એક દુઃખ સિવાય બીજું જરા પણ દુઃખ નથી. એક ફકત રઘુવીરની વહુનું મુખ ન જોવું તેજ ફકત દુઃખ છે. એમને તો પૌત્રનું મુખ જોવાનો ઉલ્લાસ છે. પણ વહુનું મુખ જોવાનું ઠેકાણું નથી તો પૌત્રનું કયાંથી જુવે ?" ચન્દ્રકલા કકળી ઉઠી.

ઇન્દ્રજીત બોલ્યાઃ "રઘુવીર! આ વાત તો ઠીક ન કહેવાય. તમારો વિવાહ બાબતમાં છેવટ શું વિચાર છે ?"

મેં—'ભાઇ મ્હેં તો મારો વિચાર તમને આગળ જણાવ્યો છે."

ઇન્દ્રજીત—"તમારી બધી વાતો મને પસન્દ પડે છે, તમારા બધા વિચારો ને મારા વિચાર મળતા આવે છે. પણ આ સમ્બન્ધમાં હું તમારા વિચારને મળતો નથી. ઠીક, ત્યારે શું કોઇ રૂપવતી, ભણેલી, વિધવા ન મળે તો વિવાહ ન કરવો ? મને તો આ તમારૂ પાગલપણું ( ગાંડપણ ) લાગે છે."

ચન્દ્રકલા—"આપ તો મોટા ડાકટર છો. બીજાનું પાગલપણું દૂર કરો છો પણ આ તમારા પાગલપણાનો તો જરા વિચાર કરો !"

મેં જવાબ આપ્યોઃ-"મનુષ્ય પોતાની દવા પોતે નથી કરતો. ડાકટરો પણ પોતાના રોગની ચિકિત્સા બીજા ડાકટર પાસે કરાવે છે. એટલે મારા પાગલપણાની દવા વાસ્તે તો કોઇ બીજા ડાકટરની જરૂર છે. આથી કરીને હું મ્હારૂં પાગલપણું દુર નથી કરી શકતો."

ચન્દ્રકલા બોલીઃ-"હવે એવા નકામાં બચાવ કરો માં અને આ રીતભાત છોડી દ્યો."

ઇન્દ્રજીતઃ-"ભાઇ રઘુવીર આ હઠ છોડી દ્યો. કોઇ સમજદાર માણસ પણ તમારી આ હઠને વ્યાજબી નહીં કહે."

મેં કહ્યું—"આ બાબતમાં વાદવિવાદ કરવો નકામો છે." હું જરા ગંભીર થઇ ગયો. "કદાચ એમ સમજો કે આ મારૂં પાગલપણું છે તોપણ આ પાગલપણું ઇશ્વર સિવાય બીજા કોઇથી દુર થાય તેવું નથી. કોઇ પણ મનુષ્ય આ બાબતમાં કાંઇ પણ કરી શકે તેમ નથી."

ઇન્દ્રજીત—"ત્યારે જેવી તમારી મરજી".

ચન્દ્રકલા ( હાથમાં માન આપતી ) બોલીઃ-"પણ મ્હારૂ હૃદય તો એમજ કહે છે કે તમારૂ આ પાગલપણું દૂર થઇ જશે અને તે પણ મનુષ્યદ્વારાજ. જેમ લોઢું લોઢાથીજ કપાય છે તેમ. તમારા જેવું કોઇ પાગલ મળી જશે એટલે તમારૂ પાગલપણું દૂર કરશે.

"ઠીક ત્યારે તો તમારા મોઢામાં ઘી સાકાર" હું મશ્કરી કરતો બોલ્યો. ત્યાર બાદ થોડીક વારે રજા લઇ હું ઘેર ગયો.

[ ૨ ]

બે વર્ષો પસાર થઇ ગયાં.

મ્હારો ધંધો પણ ઠીક ખીલી નીકળ્યો છે. દરદીઓની ધમાલમાંથી નવરાશ મળતી નથી એટલે ઇન્દ્રજીતસિંહને ત્યાં પણ બહુ નથી જઇ શકાતું.

આખા શહેરમાં ઇન્ફ્લુએન્ઝા ફાટી નીકળ્યો. જ્યાં જુઓ ત્યાં બસ મૃત્યુ, મોત. મૃત્યુના પોકાર અર્થાત મૃત્યુનો બજાર ગરમા ગરમ તેજ થઇ ગયો. આથી કરીને દરદીઓનાં એટલી પડાપડ થવા માંડી કે મ્હને ખાવાની પણ ફુરસદ મળતી નહોતી.

બપોરના એક દરદીને જોવા ગયો હતો ત્યાંથી દવાખાને આવ્યો તો ત્યાં એક ગૃહસ્થ મ્હારી રાહ જોતા બેઠા હતા. હું ગાડીમાંથી ઉતર્યો કે તુરત તેણે કહ્યું કે "દાકતર સાહેબ, મ્હારી માતા સખ્ત બીમાર છે, માટે જલ્દી મારી સાથેજ ગાડીમાં ( પોતાની સાથે લાવેલ હતા ) આવો." એમ કહી તેણે થોડી ઘણી પોતાની માતાની બીમારી વિષેની વાતચીત કરી.

હજુ તો હું ગાડીમાં બેસવા જાઉં છું ત્યાં તો ઇન્દ્રજીતસિંહનો નોકર ગભરાતો ગભરાતો આવ્યો અને બોલ્યો. "સાહેબ, શેઠજીની તબીયત બગડી ગઇ છે. તાવ સખ્ત ચઢયો છે અને છાતીમાં પણ સખ્ત દરદ થાય છે. શેઠાણીએ આપને તાકીદે તેડી આવવા મોકલ્યો છે. માટે જલ્દી ચાલો."

નોકરની વાત સાભળી હું ચમકયો. તાવ અને છાતીમાં દરદ. ઇન્ફ્લુએન્ઝાની શરૂઆત.

પહેલાં તો મારા મનમાં થયું કે સાથેના ગૃહસ્થને ના પાડી દઉં કે 'મારાથી નહીં અવાય, બીજા ડાકટરને બોલાવી લાવો.' પણ વળી વીચાર થયો, તેઓ ઉપર અત્યારે આપતિ આવી પડી છે, અને વળી કયારના રાહ જાએ છે. માટે તેમને નીરાશ તો ન કરવા. એમ વીચારી ઇન્દ્રજીતસિંહના નોકરને કહ્યું: "હું હમણાં એક દરદીને જોવા જાઉં છું. માટે શેઠાણીને કહેજે કે જોઇને તુરતજ...પણ ઠીક, નહીં, રહેવા દે, તું પણ પછવાડે ગાડીમાં બેસી જા."

તે ગૃહસ્થને ઘેર જઇ તેની માતાની તબીઅત જોઇ પ્રિસ્ક્રીપ્શન લખી આપ્યું અને ત્યાંથી બારોબાર ઇંદ્રજીતસિંહને ત્યાં ગયો.

મને જોઇને ચન્દ્રકલા રોવા લાગી. તે જોઇને તેને હિંમત આપવા કહ્યું: "રોવા જેવું શું છે? એતો જરા હવા ખરાબને લઇને તાવ ચડયો હશે. થોડા વખતમાંજ નિયમિત થઇ જશે." આમ હિંમત આપી હું ઇંદ્રજીત પાસે ગયો. તેઓ દરદથી પીડાતા હતા. પલંગમાં જેમ તેમ પડયા હતા. મેં જોરથી સાદ માર્યો: "ઇંદ્રજિત! એ ઇંદ્રજીતસિંહ!" થોડી વાર પછી મ્હારી સામે જોયું. મેં પૂછ્યું: "કેમ છે?"

"પીડા બહુજ થાય છે. અહિં..." વ્યાકુળતાથી બોલ્યા.

"ગભરાવ નહીં દરદ મટી જશે," મેં હિંમત આપી.

થરમોમીટર ( Thermometre ) મુકી જોયું તો તાવ ૧૦૩ ડીગ્રી હતો. છાતી તથા ફેફસાં તપાસ્યાં. ફેફસામાં દર્દ નહોતું.

મેં ચન્દ્રકલાને પૂછ્યું: "ઉધરસ તો નથી આવતીને?"

ચન્દ્રકલા: "ઉધરસ જરા જરા આવે છે. તરસ બહુ લાગે છે."

મેં કહ્યું: "પાણી નહીં આપતાં બરફનો ટુકડો આપવો."

તુરતજ નોકરને પ્રીસ્ક્રીપ્સન લખી આપી પીવાની તથા ચોળવાની દવા લાવવા કહ્યું. થોડી વારમાં દવા આવી. દવાનો એક ભાગ મ્હેં મ્હારા હાથથી પીવરાવ્યો. માલીશ કરવાની રીત પણ બતાવી દીધી. થોડીવારે બીજી થોડીક

સુચના આપી તથા સુચના પ્રમાણે ચાલવાનું અને નહીં ગભરાવાનું તથા ધ્યાન રાખવાનું કહી હું ઉઠ્યો. અને પછી જમીને આવીશ એમ કહ્યું.

ત્યાંથી સીધો ઘેર ગયો. થોડુંક જમ્યો. જમીને ઇંદ્રજીતસિંહની બિમારી વિષે મ્હારી માતા તથા બ્હેનને વાત કહી. તેઓ બન્ને ચિંતા કરવા લાગ્યાં. મેં મ્હારી બ્હેનને કહ્યું. "ચન્દ્રકલા એકલી છે. તે ગભરાઇ ગઇ છે અને આ સમયે તેના પાસે એક માણસની ખાસ જરૂર છે. માટે તમે જાવ." મ્હારી બ્હેન તુરત જવા તૈયાર થઇ. તે ચન્દ્રકલાના ઘર તરફ રવાના થઇ અને હું દવાખાને ગયો.

[ ૩ ]

મ્હેં ઇન્દ્રજીતસિંહને મોતના પંજામાંથી બચાવવા ઘણી મહેનત કરી. બે દિવસ ઉપરા ઉપરી ચોવીસે કલાક એમની પાસે રહ્યો-થોડાક જુના શિવાય બીજા દર્દીઓ પાસે જવાનું પણ છોડી દીધું-પણ મ્હારી સઘળી મહેનત વ્યર્થ જવા લાગી.

ત્રીજે દિવસે ઇન્દ્રજીતને ન્યુમોનિયા લાગુ પડી ગયો. ફેફસામાં વ્યાધિ થવા લાગ્યો અને શ્વાસ ચડ્યો. મ્હને લાગ્યું કે મ્હારી ચિકિત્સા કરતાં બીજા ડાકટરને બોલાવવો જોઇએ. એટલે શહેરના ૩-૪ સારા ડાકટરોને બોલાવ્યા. તેઓએ જોઇને દવા લખી આપી. મ્હારૂં હૃદય તો ધડકતુ હતું અને પરિણામ વાસ્તે આતુર હતું.

રાત્રિના બારનો શુમાર હતો. હું એક ખુરશી ઉપર બેઠો બેઠો પુસ્તક વાંચતો હતો. ચન્દ્રકલાને ખુબ સમજાવ્યાથી થોડીવાર પહેલાંજ તેના ખંડમાં સુવા ગઇ હતી. થોડીવારમાં તો ઇન્દ્રજીતે કર્કશ સ્વરે એકદમ રાડ પાડીઃ "ચન્દ્રકલા!"

મેં જવાબ આપ્યો "કેમ ભાઇ! શું છે ? ચન્દ્રકલા હજુ હમણાંજ તેના ખંડમાં સુવા ગઇ છે. બીચારી કેટલા દિવસથી જાગેછે."

ઇન્દ્રજીતે આંખો ઉઘાડી મ્હારા તરફ ટગર ટગર જોવા માંડયું. થોડીવાર જોઇને બોલ્યા "રઘુવીર !"

મેં કહ્યું "કેમ, શું થાય છે ?"

ઇન્દ્રજીત–"મેં...એક સ્વપ્ન જોયું."

હું સમજ્યો કે ઇન્દ્રજીતસિંહ ઘેનમાંજ જેમ આવે તેમ બકવાદ કરે છે. તેને શાંત પાડવાના ઇરાદાથી મેં કહ્યુંઃ "ભલે, જાવા દ્યો સ્વપ્નાની વાત ને છાનામાના સુઇ જાઓ, નહીં તર વળી શ્વાસ ચડી આવશે.

ઇન્દ્રજીત–"નહીં...શ્વાસ નહીં...મેં...એક ...સ્વપ્ન...જોયું."

મેં પૂછ્યું–"કેવું સ્વપ્નુ."

ઇન્દ્રજીત છૂટક શબ્દોમાં બોલ્યા–"તમે... ચન્દ્રકલાની...સાથે વિવાહ...કરી...લીધા"

અત્યારે જો કદાચ ઇન્દ્રજીત એકદમ ઉઠીને મ્હને કહેત કે "ફરવા ચાલો" તો હું આ સાંભળીને ચોંક્યો એટલો ન ચોંકત. આ વાતનો શું જવાબ આપવો તે નહિ સુઝવાથી હું ચૂપ ઉભો રહ્યો.

ઇન્દ્રજીત ફરીથી બોલ્યાઃ "કેમ-કેમ-ચૂપ-થઇ ગયા ?"

મેં જેમ તેમ કરીને જવાબ આપ્યો. "આવી ખરાબ વાતો ન કરો. શાંતિથી સુઇ જાવ. ઇશ્વર તમને જલદી આરામ કરશે. ગભરાવ છો શું ? "

ઇન્દ્રજીત–"રઘુવીર !"

મેં–"શું કહો છો? હું તમારી વાત જરા પણ સમજતો નથી."

ઇન્દ્રજીત–"ચન્દ્રકલા તમારે જેવી જોઇએ તેવી વિધવા છે."

ઓહ ! હવે મ્હારી સહનશક્તિની પણ હદ આવી ગઇ. જો કદાચ ઇન્દ્રજીત બિમાર ન હોત તો હું ત્યાંથી ચાલ્યો જાત અને સમસ્ત

જીવન એની સાથે વાત પણ ન કરત. હજુ તો એટલું સારૂં હતું કે ચન્દ્રકલા સુતી હતી. નહીંતર તો કોણ જાણે શું થાત !

મેં આખરે કહ્યું " ભાઈ પ્રભુની ખાતર એવી વાત ન કરો "

ઇન્દ્રજીત–"રઘુવીર !"

મેં—"ભાઇ છાના માના સુઇ રહો મારૂં કહ્યું માનો. બહુ વાત કરવાથી શ્વાસ ચઢી આવશે."

ઇન્દ્રજીત—"હું...આ...વાતથી...પ્રસન્ન છું....મ્હારા...મૃત્યુ પછી...ચન્દ્રકલા...ઉપર ...તમારો અધિ .." એટલુ બોલી ઇન્દ્રજીત ચુપ થઇ ગયા અને જોરથી હાંફવા લાગ્યા.

મ્હેં દવાની માત્રા પાવા માંડી, પણ તેમણે મારો દવાવાળો હાથ દુર કરી દીધો અને કંઇ પણ બોલ્યા વિના પડી રહ્યા. બીઅત વધારે ને વધારે બગડવા માંડી.

પ્રાતઃકાળે લગભગ ૪ વાગે ચન્દ્રકલા ઊઠી ને તબીઅતના સમાચાર પૂછવા લાગી. મેં જવાબ આપ્યોઃ " એમ ને એમ છે. "

સવારે ૭ વાગ્યે ઇન્દ્રજીતને ભાન આવ્યું, શ્વાસ એમ ને એમ હતો, બોલી નહોતા શકતા. પલંગને એક છેડે હું બેઠો હતો અને બીજે છેડે ચંદ્રકલા બેઠી હતી ઇંદ્રજીતે એક પછી એક અમારા બન્નેના સામુ જોયું. ત્યાર બાદ એક હાથમાં મારો હાથ અને બીજા હાથમાં ચન્દ્રકલાનો હાથ પકડયો. અમે ધાર્યું કે ઉઠવા સારૂ ટેકો લેવા હાથ પકડે છે પણ ત્યાં તો તેમણે ચન્દ્રકલાનો હાથ તાણીને મારા હાથમાં મૂકયો અને તુરતજ હાથ છોડી દઇને પહેલાંની માફક શાંત થઇ ગયા.

દીવસે ૧૨ વાગ્યાના સુમારે ઇન્દ્રજીતનો આત્મા આ સંસાર છોડીને પરમાત્માની હજુરમાં પહોંચી ગયો.

[ ૪ ]

ઇન્દ્રજીતના મૃત્યુને છ મહિના પસાર થઇ ગયા. ઇન્દ્રહ્રદયમુંઝા પણ શાંત થઇ ગયો હતો.

એક દિવસ ઇન્દ્રજીતના નોકરે આવી મને એક પત્ર આપ્યો. પત્ર ખોલીને વાંચ્યો. પત્ર ચન્દ્રકલાનો હતો. પત્રમાં ફક્ત એટલુંજ લખ્યું હતું કે ?–

" આજ ગમે તે વખતે મને મળો. એક જરૂરી કામ છે. "

લી. ચન્દ્રકલા.

પત્ર વાંચી પત્રની પછવાડેજ જવાબ લખી આપ્યો કે " સાંજે આવીશ. "

સાંજે હું ચન્દ્રકલાની પાસે ગયો. થોડીવાર બેઠા પછી મેં પુછ્યું " મને શા કામ પ્રસંગે બોલાવ્યો છે ?"

ચન્દ્રકલા બોલીઃ " તમારા ભાઇના (ઇન્દ્રિજીતના) મૃત્યુ પછી તમે મારૂં ભરણપોષણ કરો છો. જો તમે સહાયતા ન કરી હોત તો કોણ જાણે શું થાત ! મ્હારા પીઅરમાં પણ કોઈ નથી. મ્હારી નણંદ તથા નણદોઇએ પણ મ્હારી સાથેનો વ્યવહાર તોડી નાખ્યો છે. એટલે જે સગુંસંબંધી કહું તે તમોજ છો. તમે મ્હને જે સહાયતા કરી છે તે બદલ હું મારી આખી જીંદગી તમારી ઋણી રહીશ."

મેં–" મ્હેં જે કાંઇ કર્યું છે તે ફકત મારૂં કર્તવ્ય સમજીનેજ કર્યું છે. "

ચન્દ્રકલા–" હું કોઈ કાળે તમારા ઋણમાંથી મુકત થવાની નથી તોપણ હું તમારી કાંઈ પણ સેવા કરવા ચાહું છું. "

મેં–" હું તમારૂં કહેવું સમજી શકતો નથી, તમારા કહેવાનું તાત્પર્ય શું છે ?"

ચન્દ્રકલા થોડીવાર મ્હારા સામું જોઈ રહ્યા બાદ બોલીઃ " તમે મને નિર્લજ સમજો કે ગમે તેમ સમજો. અત્યાર સુધી હું કહેવાને સંકોચાતી હતી પણ હવે કહ્યા વગર રહેવાતું નથી કે મ્હેં નિશ્ચય કરી લીધો છે."

મેં અજાયબ થઇ પુછ્યું, "શેનો નિશ્ચય કરી લીધો છે ?"

ચન્દ્રકલા—"તમારી સાથે વિવાહ કરવાનો."

હું એકદમ ચોંકી ઉઠયો મ્હને મ્હારી શ્રવણ શક્તિ ઉપર આવિશ્વાસ આવ્યો. મેં ફરીથી પુછ્યું "શું કહ્યું ?"

ચન્દ્રકલા—"તમે મારી સાથે વિવાહ કરી મ્હારો ઉદ્ધાર કરો. હું આ પ્રમાણે મારું જીવન વ્યતિત નથી કરી શકતી. આ પ્રમાણે જીંદગી ગાળવામાં મને શાંતિ નથી મળતી."

મને ચન્દ્રકલાની વાત સાંભળી આશ્ચર્ય થયું. મેં વિચાર્યું કે શું એ પાગલ તો નહીં થઈ ગઈ હોય ! જો પાગલ ન થઇ હોય તો શું નિર્લજ થઇ ગઇ હશે. કોઇ પણ સ્ત્રી પોતાના મોઢે પોતાના વિવાહની વાત કરે એ પાગલપણું નહીં તો બીજું શું ?

મેં ચન્દ્રકલાને પુછ્યું: "ચન્દ્રકલા ! આ તમે શું વાત કરો છો ? તમે ભાનમાં હો એમ નથી લાગતું. હજુ ઇન્દ્રજીતનો સ્વર્ગવાસ થયે છ મહિના થયા છે. આટલી જલદી...

"આ ભવમાં તો હું તેમને નહીંજ ભુલી શકું," ચન્દ્રકલા વચમાંજ બોલી. 'પરંતુ મને એ પણ યાદ છે કે તેમણે મરતી વખતે મારો હાથ તમારા હાથમાં મુકયો હતો. હું એનું રહસ્ય સમજી ગઇ હતી અને હવે



ચન્દ્રકલાનો હાથ તાણીને મારા હાથમાં મૂકયો.

હું તેમની ઇચ્છાને આધીન થઇ વર્તું છું. એમાં પણ બે લાભ સમાએલા છે. એક તો હું તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીને તમારી કાંઇ પણ સેવા કરી શકીશ એટલે તમોએ મ્હારા ઉપર કરેલા ઉપકારનો બોજો ઘટાડી શકીશ. બીજું, હું મારૂં જીવન શાંતિમાં પસાર કરી શકીશ. કારણ હું આ ઉદાનસીતામાં જીવન વ્યતિત નથી કરી શકતી. બસ, મ્હારે જે કહેવાનું હતું તે કહી દીધું છે. હવે મ્હારો ઉદ્ધાર કરવો, મારા જીવનને શાંતિમય બનાવવું-તમારા હાથમાં છે.

હું વિચારમાં પડી ગયો. ચન્દ્રકલા રૂપવતી તથા ભણેલી ગણેલી છે એમાં સંદેહ નથી. મ્હને આવી સ્ત્રી જોડે વિવાહ કરવામાં કોઇ પણ જાતનો વાંધો નથી. મ્હારા હૃદયમાં પ્રલોભન અને કર્તવ્ય વચ્ચે યુદ્ધ થવા લાગ્યું સ્વાર્થ કહેવા લાગ્યોઃ "વાંધો શું છે? હાનિ પણ શું છે? મરજી મુજબ બધું છે તો શા માટે વિવાહ ન કરવો?" કર્તવ્યે જવાબ આપ્યોઃ "ખબરદાર! આ કોની સ્ત્રી છે? જે પુરુષને તેં ભાઇ સમાન માનેલ તેની સ્ત્રી છે." ઘણીવાર સુધી આ પ્રમાણે સ્વાર્થ અને કર્તવ્ય વચ્ચે યુદ્ધ થયું.

છેવટે મેં ચન્દ્રકલાને કહ્યું: "ત્રિકાળમાં પણ હું આ કામ નહી કરી શકું. મ્હેં મ્હારી પ્રતિજ્ઞા તોડી નાંખી છે. હવે હું વિધવા સાથે વિવાહ કરવા નથી માગતો"

ચન્દ્રકલા-"આ શું સાચું કહો છો?"

મેં-"હા સાચુ જ કહું છું."

ચન્દ્રકલા-"મ્હને વિશ્વાસ નથી આવતો."

મેં-"ત્યારે કેવી રીતે વિશ્વાસ આવે.?"

ચન્દ્રકલા-'ત્યારે તમે કોઇ બીજી કન્યા સાથે વિવાહ કરવા તૈયાર છો?"

મેં-"હા, તૈયાર છું, પણ રૂપવતી અને ભણેલી હોવી જોઇએ"

ચન્દ્રકલા-"ત્યારે શું વિધવાની જરૂર નથી?"

મેં-"ના."

ચન્દ્રકલાની આંખમાંથી આંસુ ચાલ્યા જવા લાગ્યાં. તેણી બોલીઃ "આજ મારા મનના મનોરથ પુરા થયા. હું તમારા વાસ્તે આત્મત્યાગ કરવાની હતી. મને વિવાહની કોઇપણ લાલચ નથી. એમાં હું પાપ સમજું છું. પણ તમારા વાસ્તે આ પાપ કરવાને પણ તૈયાર થઇ હતી. તમે તે પાપમાં પડતાં બચાવી જે ઉપકાર કર્યો છે તેનો બદલો જન્મ જન્માંતરમાં પણ વાળી શકીશ નહીં. હવે હું મારૂં જીવન શાંતિથી પસાર કરી શકીશ."

મેં-"ત્યારે હવે તમારા માટે શું ધાર્યું છે?"

ચન્દ્રકલા-"હવે હું ઇશ્વર ભજનમાં મારૂં સમસ્ત જીવન ગાળીશ."

મેં-"બ્હેન ચન્દ્રકલા, હું તમોને એક બીજો માર્ગ બતાવું છું કે જેમાં તમારૂં જીવન અધિક શાંતિથી પસાર થશે.

ચન્દ્રકલા-"હું તમો બતાવો તે માર્ગે ચાલવા તૈયાર છું."

મેં-"પરોપકારથી એક પણ માર્ગ ચડીઆતો નથી. કહ્યું છે કે "**परोपकाराय सतां विभूतयः**" એનાથી હૃદયને પણ શાંતિ મળે છે. મારો મારો વિચાર એક અનાથાશ્રમ ખોલવાનો છે."

ચન્દ્રકલા-"ઓહ! ઘણું જ સરસ! નિઃસન્દેહ હું તેમાં જોડાઇ મારૂં જીવન શાંતિથી ગાળી શકીશ. હું તમારા અનાથાશ્રમમાં અનાથોની સેવા કરવામાં મ્હારૂં જીવન અર્પણ કરૂં છું."*

---

* હિન્દી ઉપરથી.



# શ્રેષ્ઠ કોણ ?
## ( એક રમુજી સંવાદ ).



લેખક. રા. હરીલાલ મુલજીભાઈ મણીઆર, બી. એ એલ એલ. બી.
સભ્ય, કાઠીયાવાડ સાહિત્ય સભા.

સ્થાનઃ રાજ્ય મહાલયનો બગીચો.

પાત્રોઃ મહારાણી, ઉષા, ચન્દ્રિકા, શાન્તા, વિદ્યુતિ, પુષ્પા અને કર્મદેવી.

( મહારાણી એકલાં ઉચ્ચ આસને બિરાજેલાં છે અને અન્ય સર્વ પાત્રો મહારાણીને વંદન કરતાં દાખલ થાય છે. )

મહારાણી—( આસનેથી ઉભાં થઇને ) બ્હેનો, આજે તો તમારો ખૂબ અનુગ્રહ થયો. આવો આવો. તમને સર્વને જોઇને મને ખુબ આનંદ થાય છે–( ખાલી પડેલી ખુરશીઓ તરફ હાથ લંબાવી ) અહિં બિરાજો.

( મહારાણી પોતાના ઉચ્ચ આસને બેસે છે અને અન્ય સર્વ મહારાણીને ફરતી ખુરશીઓ છે તેમના ઉપર બેસે છે ).

ચન્દ્રિકાઃ—( ઉભી થઇને ) દેવી ! તમે અમારાં મહારાણી છો. આજે અમો તમારી પાસે એક જરૂરી કામ પ્રસંગે આવ્યાં છીએ.

મહારણી—( ચન્દ્રિકા સામું જોઇને હસીને ) કિયું કામ, બ્હેનો ! જે હોય તે ખુશીથી કહો. હું તે કામ ખુશીથી કરી આપીશ.

ઉષા—( ચન્દ્રિકાને બેસાડી. ) સાંભળો દેવી ! અમ્હે સર્વે આજે કૃષ્ણજન્માષ્ટમીનો પવિત્ર દિવસ ઉજવવાને પ્રભુદર્શનાર્થે હવેલી તરફ ગયાં હતાં. દર્શન કરી પાછાં ફરતાં અકસ્માત્ મારી દષ્ટિ દેવાલયના પગથીઆ ઉપર પડેલ એક અત્યંત મૂલ્યવાન મુદ્રિકા ઉપર પડી. મેં નીચા વળી તુરતજ એ મુદ્રિકા ઉપાડી લીધી અને જેવી હું એ મુદ્રિકા પહેરવા મારી અનામિકા આગળ ધરૂં છું તેજ ક્ષણે આ પુષ્પાએ મારો હાથ ઝાલ્યો–મારા હાથમાંથી એ મુદ્રિકા ખેંચી લીધી–

મહારાણી—( ઉષાને બોલતાં અટકાવી ) બ્હેન પુષ્પા ! શું ઉષાબ્હેન ખરૂં કહે છે ?

પુષ્પા – ( આસન ઉપરથી ઉભી થઇને ) ના દેવી-ખરી વાત એ છે કે એ મુદ્રિકા ઉપર પ્રથમ દષ્ટિ મારી પડી હતી. અને મ્હેંજ એ ઉષાને બતાવી હતી.

ચન્દ્રિકા—( ઉભા થઇને અધીરાઇથી ) નહિ–નહિ–દેવી ! ઉષા અને પુષ્પા બન્ને જુઠું બોલે છે. એ મુદ્રિકાને મેં તો અમ્હે હવેલીમાં જતા હતાં ત્યારની જોઇ હતી. પણ એ પારકી વસ્તુને તુચ્છ ગણી મેં ઉપાડી ન્હોતી.

શાન્તા—અને તે પહેલાંયે મેં એ મુદ્રિકા વિદ્યુતિને બતાવી હતી. ( વિદ્યુતિ તરફ નજર કરી ) કેમ નહિ બ્હેન વિદ્યુતિ ?

વિદ્યુતિ–( શાન્તા તરફ જોઇ ગુસ્સે થતાં)

શાન્તા બ્હેન–આટલું બધું કેમ ભૂલી જાઓ છો–એ તો મેં તમને બતાવી હતી !

મહારાણી—( આશ્ચર્ય પામતાં ) પણ બ્હેનો, એ મુદ્રિકા ક્યાં છે ?

સર્વે—( પુષ્પા તરફ આંગળી બતાવી ) આ રહી પુષ્પા પાસે.

મહારાણી—બ્હેન પુષ્પા, એ મુદ્રિકા લાવો જોઇએ.

( પુષ્પા મુદ્રિકા આપે છે. )

મહારાણી—(થોડીવાર મુદ્રિકાને અનિમેષ દૃષ્ટિથી જોઈ રહે છે ) બ્હેનો આ મુદ્રિકા તો બહુજ મૂલ્યવાન છે.

સર્વે—અને તેથીજ આ સર્વ કલહ જાગ્યો છે. અમાગમાં આપને જે શ્રેષ્ઠ લાગે તેને એ મુદ્રિકા આપો.

મહારાણી—( વિચાર કરી ) પણ એ મુદ્રિકા તમોને કેમ અપાય ? એ તો ખોવાએલી વસ્તુ કહેવાય અને એના માલિકને શોધીએ મુદ્રિકા આપણે એનેજ સોંપવી જોઇએ.

( સર્વે વીજળી પડી હોય એમ ચૂપ થઇ જાય છે ).

મહારાણી—તમોને સર્વને એ ઠીક નથી લાગતું તો કંઈ નહિ. આ મુદ્રિકાના માલિકને આવીજ અન્ય મુદ્રિકા હું આપીશ અને આ મુદ્રિકા તમો કહો તેને આપી દઇએ

સર્વે—( આનંદિત થતાં ) અમારામા આપને જે શ્રેષ્ઠ લાગે તેને આપો.

મહારાણી—અને તમારા સર્વમાં શ્રેષ્ઠ કોણ છે ?

સર્વે—એ વિષે અમારામાં પરસ્પર વિવાદ થયો છે અને તેથી એ પ્રશ્નનો ન્યાય કરાવવા આપની પાસે આવ્યાં છીએ.

મહારાણી—ત્યારે તમારામાંથી ગમે તેને શ્રેષ્ઠ ઠરાવી આ મુદ્રિકા તેને આપું એ તમારે સર્વને કબૂલ છે ?

સર્વે—એ અમારે કબૂલ છે, દેવિ !

( બધાં બેસી જાય છે ).

મહારાણી—( ઉષાને સંબોધી ) બ્હેન ઉષા–પ્રથમ તો તમે કહો–તમે આ સર્વેમાં શ્રેષ્ઠ શી રીતે ગણાઓ ?

ઉષા—( તુરતજ ઉભી થઇને ) દેવિ ! આ અન્ય સર્વે મારી બ્હેનોથી હું વધારે શિક્ષીત થએલ છું. આમાંની કોઇ પ્હેલી, કોઇ બીજી, કોઇ ત્રીજી અંગ્રેજી ચોપડી ભણે છે ત્યારે હું મેટ્રીક પાસ થએલ છું. જ્યારે આ બ્હેનો મારી પાસે કંઈ શીખવા આવે છે ત્યારે હું તેમને અથાગ પરિશ્રમે પાઠો શીખવું છું. દયા લાવીને આ સર્વેને કંઇ ને કંઇ નવું સમજાવું છું. " મહિલામંડળ " સંસ્થાની હું સેક્રેટરી છું અને આ મારી બ્હેનોને પ્રગતિને પંથે ચડાવવા હું મથી રહું છું. બાળલગ્નો અટકાવવાં, વિધવાવિવાહ પ્રચલિત કરવો, પુરૂષોની પ્રગતિમાં સ્ત્રીઓને રસ લેતાં શીખવવું, સ્ત્રીસ્વતંત્રતાના પાઠો શીખવવા એ બધું મારૂં કાર્ય છે. જ્યારે આ મારી બ્હેનો હજુ તો સુતી છે ત્યારે હું જાગીને અવિરત પ્રયાસ કરી સ્ત્રીઓની પ્રગતિ કરવા મથી રહી છું. એમ છતાં પણ આજકાલની નાનકડી બ્હેનો મારો જરાએ પાડ માનતી નથી તે પણ નહિં ગણકારતાં હું મારૂં કાર્ય કર્યે જાઉં છું. આવી રીતે દેવિ ! હું સમસ્ત સ્ત્રીજાતિ ઉપર ઉપકાર કરૂં છું. અને દેવિ ! હું સર્વથી શ્રેષ્ઠજ છું.

( ઉષા બેસી જાય છે. )

પુષ્પાઃ–( ઉભી થઇને ) ધન્ય છે બ્હેન ઉષા ! ધન્ય છે તમારા પરોપકારી જીવનને ! તમારા કહેવાતા પરોપકારી જીવનને માટે આખું " મહિલામંડળ " તમને કદાચ અભિનન્દશે પણ તે ફક્ત તમારી હાજરીમાંજ ! પણ તમારી ગેરહાજરીમા તો તમને વગોવશેજ. એજ

શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ.



ગયા નવેમ્બરમાં ઉજવાયલા સ્નેહ સંમેલનના સંગીત આદિ કાર્યક્રમમાં ભાગ લેનાર ઉત્સાહી બ્હેનો.

## ધારાસભાના પ્રથમ સભાસદ.



મદ્રાસની ધારાસભામાં નીમાયલા પ્રથમ મહિલા સભાસદ ડૉ. મુથુલક્ષ્મી અમ્મલને મદ્રાસના ઇન્ડીઅન વીમેન્સ એસોસીએશન તરફથી માન આપવાનો થયેલો સમારંભ.

બતાવી આપે છે કે તમારું જીવન કેવું પરોપકારી છે. જો તમો અમને પ્રગતિને પંથેજ ચડાવવા ખરેખર મથી રહ્યા હો તો તમે સંકટો વેઠીને પણ અમારી પ્રગતિ કરો. તમારા આખાએ જીવનમાં એવો એક પણ પ્રસંગ બતાવશો કે જ્યારે તમોએ વસ્તુતઃ આ બધી બ્હેનોમાં કોઇના ઉપર સંકટ વેઠી પરોપકાર કર્યો હોય ? મને તો ઉલટો તમારો જુદોજ અનુભવ થયો છે. જ્યારે આજથી બે ત્રણ વર્ષ અગાઉ હું તમારી પાસે 'ગાયન શીખવા આવી હતી ત્યારે ઉલટું તમોએ મારૂં અપમાન કર્યું હતું અને જ્યારે જ્યારે સંગીત ગાઇને લોકોને બે ઘડી આનંદ અર્પું છું ત્યારે તમે તો ઇર્ષ્યાંથી બળી રહો છો અને....

ઉષા—( પુષ્પાને બોલતાં અટકાવી ) અયિ કૃતઘ્ને !

મહારાણી—( ઉષાને અટકાવી ) ઉષા—શાંત થાઓ-આવા નિષ્ઠુર શબ્દો કાઢી પુષ્પાને બોલતાં ના અટકાવો.

પુષ્પા—(શાન્તાને સંબોધી કંઈક ધીરેથી) બ્હેન, શાન્તા, હું ક્યારનીએ ન્હોતી કહેતી કે ઉષાની જીભ માત્ર ઝેરજ વરસાવે છે-ઉપકારના બ્હાના હેઠળ પોતાનુંજ કાર્ય સાધે છે અને પોતાના થોડા પણ સ્વાર્થને માટે અન્યનું અનર્થ કરવા તત્પર છે-એને, અને એના ચારિત્ર્યને તો ઉઘાડા પાડી એની ખરી કિંમત જગતને સમજાવવી જોઇએ અને "મહિલા મંડળ"ના સેક્રેટરીના હોદ્દા ઉપરથી પણ ઉતારી મૂકવી જોઇએ.

ઉષા—( ધ્યાનપૂર્વક સાંભળીને ) કોને-મને સેક્રેટરીના હોદ્દા ઉપરથી ઉતારવી છે ? અરે વાહરે મ્હારી બ્હેની, તેં પણ ઠીક વિચાર કર્યો છે ! પણ ( હસતાં હસતાં ) જો હું આ સંસ્થા છોડી દઇશ તો પછી તમારી પ્રગતિ શી રીતે થશે ? તમારી સ્વતંત્રતા માટે યુદ્ધ કોણ કરશે ? ને હું જતી રહું તો તમારી બધી પ્રવૃત્તિ બંધ પડી જાય; દેવિ ! આપ જોઇ શકશો કે હુંજ સર્વથી શ્રેષ્ઠ છું.

પુષ્પા—નહિ, નહિ, દેવિ ! હું સર્વથી શ્રેષ્ઠ છું. મારા સંગીતથી હું કોઇ પણ પ્રકારથી આકુળવ્યાકુળ બનેલા મનુષ્યોના હૃદયને ઠારૂં છું. ગમે તે વ્યાધિથી ઉન્મત્ત બનેલા તેમના મગજને હું શાંતિ આપું છું. "મહિલા મંડળ" ની દરેક સભામાં પ્રથમ હું જ ગીત ગાઉં છું અને આખા વાતાવરણમાં શાન્તિ સ્થાપું છું. પ્રેમી પ્રમદાઓના વિયોગથી સંસારને અસાર ગણતા મનુષ્યોને પણ મારા ગાયનથી આનન્દ અને શાન્તિ મળે છે અને તેમનું ગમે તેવું દુઃખ થોડો વખત ભૂલી જાય છે. તેવીજ રીતે ધણીએ દુઃખી થએલી સ્ત્રીઓ મારા સંગીતથી તેમનું દુઃખ ભૂલી ગએલી છે. આ પ્રમાણે જગત માત્ર ઉપર મેં ઉપકાર કરેલો છે. તેથી હે દેવિ ! હુંજ સર્વથી શ્રેષ્ઠ છું.

( બેસી જાય છે. )

શાન્તા—( ઉભી થઇને ) વાહ બ્હેન પુષ્પા ! ત્હેં પણ ઉષાની જેમ ઠીક આપવડાઈ કરી બતાવી. તારા સંગીતથી કે ઉષા બ્હેનના મૈટ્રીક પાસ થયાથી તમારા કુટુંબનું શું ભલું થઈ શકશે ? અને જો તમો કુટુંબનું ભલું કરી શકશો નહિ તો સમાજનું તો ક્યાંથી કરી શકો ? ઉષાબ્હેન વાતો તો ખૂબ કરે છે પણ રસોઇ કરતાં તો આવડતું નથી. તમો સંગીતમાં અને સ્ત્રીસ્વતંત્રતાની હિમાયત કરવામાં આપણા હિન્દુ સમાજનો પ્રથમ ધર્મ ચુકી ગયાં છો. થાકયા પાકયા મુસાફરોને તેમજ અમારા કુટુંબીજનોને મન ભાવતી રસોઈ જમાડી હું તેમને આનન્દ આપું છું. જે સ્ત્રીઓને સારી રસોઈ નથી આવડતી તેમનું જીવનજ આપણા ... નિરૂપયોગી છે. ભૂખ્યા

પતિઓ અને બચ્ચાંઓ કે મ્હેમાનોને તમારા સંગીતથી સ્ત્રી કે સ્ત્રીસ્વતંત્રતાના સિદ્ધાંતોથી સુખ મળવાનું નથી. એમને તો સારી રસોઇ જમાડીએ તોજ આનન્દ થાય. મારી માન્યતા પ્રમાણે તો હુંજ તમારા સર્વથી શ્રેષ્ઠ છું, અને તમારી તો વૃથા વાતો છે. આવી રીતે દેવિ ! હુંજ સર્વથી શ્રેષ્ઠ છું.

( બેસી જાય છે. )

ચન્દ્રિકાઃ—( ઉભી થઇને ) અને દેવિ ! હું શાન્તાથીએ શ્રેષ્ઠ છું. જ્યારે અન્ય સર્વ મ્હારી બ્હેનો જગતની કંઇ કંઇ મિથ્યા પ્રવૃત્તિઓમાં પડી રહે છે ત્યારે હું આધ્યાત્મિક સુખમાંજ મસ્ત બની રહું છું. સૂર્યનો અસહ્ય તાપ પડતો હોય કે શીઆળાની કડકડતી ટંડી હોય કે વર્ષાઋતુના મેહ વરસતા હોય તો પણ હું કદીપણ મારાં દેવદર્શન ભૂલતી નથી. પ્રભુભકિત એ મારા જીવનનું ધ્યેય છે. એ રીતે દેવિ ! હુંજ સર્વથી શ્રેષ્ઠ છું.

વિદ્યુતિઃ–( ઉભી થઇને ) દેવિ ! ચન્દ્રિકા બ્હેનનો મિથ્યા બકવાદ છે. ત્યાં હવેલીમાં જઇને આખાએ જગતની નિંદા થાય છે અને ત્યાં જઇને ચન્દ્રિકાબ્હેન પુણ્ય કરતાં પાપ વધારે ગ્રહણ કરે છે. દેવદર્શન કરવા કરતાં અન્યોનાં વગોણાં ગાવાનું એમનું જીવનધ્યેય હશે. એના કરતાં તો અમારી પ્રવૃત્તિઓજ સારી દેવિ ! આ સર્વેમાં હું સ્વરૂપવાન છું, સંસારનું રૂપજ હું છું. પ્રભુએ મને સુન્દરતા આપી શ્રેષ્ઠ બનાવી છે તેથી મનેજ શ્રેષ્ઠ ગણવી જોઇએ.

[ થોડીવાર કોઇ બોલતું નથી. સર્વત્ર શાન્તિ પ્રસરી રહે છે. ]

મહારાણીઃ–( થોડીવાર વિચાર કરી ) બ્હેનો તમારી સર્વની વાતો મેં અત્યંત રસપૂર્વક સાંભળી. તમે સર્વેએ તમારાથી જેટલી તેટલી તમારી આત્મશ્લાધા કરી. ...એ દેવીની દૃષ્ટિ કર્મ દેવી ઉપર પડે છે. એકાએક કંઇ યાદ આવ્યું હોય એમ મહારાણી ચોંકે છે અને કર્મદેવી ઉપર કૃપાદષ્ટિ ફેંકી પૂછે છે. )

મહારાણીઃ–બ્હેન કર્મદેવી ! તું અત્યાર સુધી આમ ચૂપચાપ કેમ બેઠી છો ? આ સર્વે બ્હેનોએ તેમની આત્મશ્લાધા કરી ત્યારે તું આમ કેમ ચૂપચાપ બેસી રહી છો ? શું તું શ્રેષ્ઠ નથી ?

( મહારાણી અને કર્મદેવી વિના સર્વ હસી પડે છે. )

કર્મદેવીઃ—દેવિ ! આ સર્વે મારી મોટી બ્હેનો આગળ હું શી ગણત્રીમાં ? જેમ તમારી પાસે અમે સર્વે. એમ એમની પાસે હું. જેમ સ્વપ્નચકચકિત મૂલ્યવાન રત્નો પાસે એક ખોટું ઇમીટેશન તેમ એમની પાસે હું છું. જેમ ભગવાન વિષ્ણુ પાસે અન્ય સર્વે દેવો તેમ એમની પાસે હું. હું તો કેવળ આજ્ઞાનુચારિણી છું–શ્રેષ્ઠ નથી.

અન્યસર્વેઃ—ત્યારે દેવિ ! અમારો ન્યાય ચૂકાવો. કર્મદેવીએ પોતે શ્રેષ્ઠ હોવાનું કહેલ નથી પણ ઉલટું આજ્ઞાનુચારિણી કહી આખી સ્ત્રીઆલમને હલકી પાડેલ છે. તેથી એને કંઇ પણ બોલવાનો હકક રહ્યો નથી.

મહારાણીઃ—નહિ–નહિ ! કર્મદેવી ! તું તારે જે કહેવાનું હોય તે કહે.

અન્ય સર્વઃ—પણ દેવિ ! એમાં અમારૂં સર્વનું અપમાન થાય છે.

કર્મદેવિઃ—તો કંઇ નહિ બ્હેનો આ હું શાન્ત રહી.

મહારાણીઃ—નહિ–નહિ–કર્મદેવી ! હું પુનઃ તને તારે જે કંઇ કહેવાનું હોય તે કહેવા રજા આપું છું.

અન્ય સર્વેઃ—પણ દેવિ !

મહારાણીઃ—( કોપાઇને ) બ્હેનો, તમે સર્વેએ મળીને તમારામાંથી શ્રેષ્ઠ કોણ એ પ્રશ્નનો ન્યાય આપવા મને બેસાડી છે. આ

સત્તાની રૂએ હું કર્મદેવીને કંઈપણ કહેવા છૂટ આપું છું. બોલો હવે કોઈને વાંધો છે?

અન્ય સર્વે–( મોઢું મરડીને ) તો દેવિ–તમારી મરજી. ભલે કર્મદેવી બોલે.

કર્મદેવી–દેવિ ! હું તો કેવળ આજ્ઞાનુચારિણી છું. મારાં માતાપિતા અને વડિલોની આજ્ઞાને આધીન થઈ હું મારૂં કર્તવ્ય કર્મ શાંતિથી કર્યે જાઉં છું. સવારના પ્હોરમાં વ્હેલી જાગ્રત થઈને હું ગૃહનું કામકાજ કરવા મંડી પડું છું. મ્હારા ન્હાના ભાઈઓને રમાડું છું. તેમને માટે રસોઈ તૈયાર કરી હુંજ તેમને જમાડું છું. અને શાળામાં કોઈ પણ જાતનો ભેદભાવ વિના તેમને કંઇ આવડતું હોય છે તે મ્હારી બ્હેનોને શીખવું છું અને તેમનું કામકાજ વિના સંકોચે કરી આપું છું. તેમનાથી હું શ્રેષ્ઠ છું એમ મેં કદી પણ માન્યું નથી. પ્રારબ્ધવશાત આપત્તિમાં આવી પડેલી કે નિરાશ બની ભિક્ષા માગતી મ્હારી બ્હેનોને મેં યથાશક્તિ મદદ કરેલી છે અને તેમના કરતાં મોટી મ્હેં મને માની નથી. મ્હારી બ્હેનો વધારે પવિત્ર બને, ઉચ્ચ અને ભાવનાશાળી થાય, એમ મેં સદાએ ઇચ્છયું છે અને સમય આવે એ મ્હારૂં કાર્ય હું શાંતિથી અને દૃઢતાથી કર્યે જાઉં છું આમાં જો આપને શ્રેષ્ઠતા લાગતી હોય તો એ મુદ્રિકા મને આપજો, નહિતર અમારી સર્વે બ્હેનોમાંથી ગમે તે કોઈને એ મુદ્રિકા આપજો. એમની કોઈની સુન્દર અંગુલીમાં એ જોઈ હું હર્ષીત બની મારૂં કર્તવ્યકર્મ કર્યે જઈશ.

મહારાણી–ધન્ય છે. બ્હેન કર્મદેવી ! સર્વ પ્રત્યે સમભાવ રાખી શાન્તિથી જીવન વહન કરનાર મ્હારી વ્હાલી બ્હેન–તને મારા અનેકવાર અંતરના આશીર્વાદ છે. શાન્ત કર્તવ્યનો મુદ્રાલેખ મનુષ્યોને ઉત્તમ બોધપાઠ દે છે. આપણે જો યૌવન, સત્તા, લક્ષ્મી, કીર્તિ, પ્રભુતા વિગેરે ક્ષણિક છે એમ સમજી આ વડાઇ ન કરતાં જગત્ સેવા અર્થે આપણી વિભૂતિ સોંપીએ તો કેવું સારૂં ? સમાજસેવા એ માનવજીવનનું એકજ કર્તવ્ય છે અને આજ કર્તવ્ય સમજીને ત્હારી માફક કર્મો શાન્તિથી અને સમભાવે કર્યે જાય તો કેવું સારૂં ? બ્હેન ઉષા, ચન્દ્રિકા, શાન્તા, પુષ્પા ! જુઓ આ કર્મવીર કર્મદેવી ઉપર એના જીવનમાંથી 'શાંત કર્તવ્ય' એ તત્વ ગ્રહણ કરી એની માફક તમો પણ કર્યે જાવ. બ્હેનો, એક બીજાથી શ્રેષ્ઠતર બનવા કરતાં એક બીજા સાથે હળીમળી કાર્ય કર્યે જાવ અને આજે આ કર્મદેવીને મુદ્રિકા પહેરાવવાના સુન્દર કાર્યમાં મને મદદ કરો.

( મહારાણી મુદ્રિકા પહેરાવે છે ).

મહારાણી–બ્હેનો આજનું કાર્ય સમાપ્ત થાય છે.

( તેવામાં સ્વચ્છન્દી રાજકુમાર આવે છે. દેવિ ન્યાયાસન ઉપરથી ઉતરી સર્વેને સંબોધી કહે છે. )

મહારાણી–બ્હેનો, હવે તમો સર્વે પોતપોતાને સ્થળે સીધાવો. આવતી કાલે તમારી ઇચ્છા હશે તો પુનઃ આપણે મળશું.

( સર્વે જાય છે ).

# ચાંદની ચમકી રહી રે !

લેખક : ચંન્દુલાલ પુરૂષોત્તમ મ્હેતા.

( પૂર્ણિમા પાછી ઉગા રે—એ રાગ. )

આભમાં ઉગી રઢિયાળી રાતડી:
આછાં આછાં ચમકે તારકવૃંદ:
કે, ચાન્દની ચમકી રહી રે !

પ્રકટ્યાં પ્રકાશ પરબ્રહ્મનાં:
એમાં રમ્યાં રસિકદેવ રાસ:
કે, ચાન્દની ચમકી રહી રે !

ખીલ્યાં સરોવર પોયણાં:
એવાં ઝીલ્યાં પ્રભુનાં હાસ્ય:
કે, ચાન્દની ચમકી રહી રે !

દશે દિશાઓ ગાજતી:
એનાં ગાજે ગગનમાં અવાજ:
કે, ચાન્દની ચમકી રહી રે !

જોગી-ભોગી પણ જાગતા:
જાગે જાગે ને જાણે છે આજ:
કે, ચાન્દની ચમકી રે !




# 'પાપીનું હૃદય'.×

લેખક: " શ. પટેલ. "

[ ૧ ]

જાણીતો આત્મજ્ઞાની પ્રોફેસર મૉ. હારવી પોતાના ઓરડામાં જમવાના ટેબલ પાસે બેઠેલો જણાતો હતો. ટેબલ પર ખાણું પડેલું હતું. પરંતુ પ્રોફેસર પોતાના હાથમાંના એક જુની પુસ્તકમાં એટલો બધો લીન થઇ ગયેલો હતો કે ખાણું ઠંડુગાર પડી ગયું હતું તેનું પણ તેને કશુંએ ભાન ન હતું.

પ્રોફેસર શરીરે ઉંચો અને એકવડીયા અંગનો હતો. તેનું કપાળ મોટું અને ચળકતું હતું, તથા વિચારમાં ને વિચારમાં તેને માથા પરના બાલ ખેંચવાની ટેવ પડી ગઈ હતી, પરંતુ કમનશીબે તેના માથામાં ટાલ પડેલી હોવાથી કંઇ પણ હાથમાં આવતું નહી. તેની ડોક હંસ જેવી લાંબી હતી, તથા તેના ચળકતા ડોળામાં અજાયબ શક્તિ સમાઇ હતી. એકાએક બહારનાં દરવાજા પર ઘંટ વાગ્યો અને બીજી પળે તેના બુઢા નોકરે એક કાર્ડ લાવી ટેબલ ઉપર મુકયો.

'જ્યોર્જ વિલિયમ, બેરીસ્ટર' પ્રોફેસરે વાંચ્યું 'સાહેબને લાઇબ્રેરીમાં બેસાડો' તેણે કહ્યું.

'પણ શેઠ તમે જરા ખાણું તો લ્યો!' તે બુઢા નોકરે અરજ કરી 'ગઇ કાલે રાતનું તમે કંઈ ખાધું નથી અને આજે પણ તેમજ લાગે છે, તો તે ગ્રહસ્થને અહીંયાંજ બોલાવોની.'

પોતાના નોકરની અરજ કબુલી પોતે પાછો ત્યાંજ બેઠો. થોડીવારમાં તે નોકર પોતાની સાથે એક ખુબસુરત જુવાનને લઇ અંદર આવ્યો. અને સામે ખુરશી પર બેસારી ત્યાંથી ચાલ્યો ગયો. પ્રોફેસરે તો ખાણામાં મશગુલ હોવાથી તે જુવાનની સલામના જવાબમાં ફકત ડોકુંજ ધુણાવ્યું.

'બેસ્યો' તે જુવાને ધ્રુજતા સાદે કહ્યું. 'આપને તકલીફ આપવાનું કારણ—

'તમે બોલો. હું સાંભળું છું.' તે પ્રોફેસરે અર્ધો કટલેસ મ્હોમાં મુકતાં કહ્યું.

'મારા કાકા ગઇ કાલે રાત્રે કોઇ ઘણા વિચીત્ર સંજોગોમાં મરણ પામ્યા છે.'

'પછી શું?'

'તેમને અમારા કુતરાએ ગુંગળાવી મારી નાખ્યા છે. આ બાબતમાં કંઇ પણ સમજણ પડતી નથી. સવારથી પોલીસ અને ડીટેકટીવો આસમાન અને જમીન એક કરી રહ્યા છે, પરંતુ હજી સુધી કંઇ પણ નિર્ણય પર આવ્યા નથી. કોઇ કાંઇ પણ ચોકસ કહી શકતું નથી, પરંતુ બધા એમ કહે છે કે—'

બીજાઓના મન સાથે મ્હારે કંઇ કામ નથી. તમે પોતેજ આ બનાવ તમારી જાણ મુજબ કેવી રીતે બન્યો, તથા તેમાં તમને શી વિચિત્રતા માલુમ પડી તેજ ફક્ત જણાવો. શાંત મને વાત કરજો. બને ત્યાં સુધી પુરી

× અંગ્રેજી ઉપરથી.

એ તાળાની કુંચી ન હતી પરંતુ તેને યુક્તીથીજ ખોલી શકાતું હતું અને તે મ્હારા શીવાય બીજા કોઇને ખબર ન્હોતી.'

'ત્યારે તો ઘણુંજ સારૂં. ચોરોએ તમારા કાકાને દશ વાગ્યા પહેલાં માર્યા નથી એ તો ચોક્કસ થયું. હવે તમારા કાકાને રાત્રે મોડેથી ફરવાની ટેવ છે કે ?'

'નહી સાહેબ. બહાર તો શું પણ ઘરમા પણ રાત્રે દશ વાગ્યા પછી તે ફરતા નહી કારણકે તેઓ પોતાના સુવાના ઓરડામાંજ

અને ચાલાકીથી તે પોતાની દલીલો રજુ કરતો અને પોતાના હરીફોને ગભરાવતો હતો: ભલભલાઓ તેની વાકચાતુરીમાં થાપ ખાઇ જતા હતા. પેરીસની સૌથી આગેવાન યુનીવર્સીટીનો તે પ્રોફેસર થયો. પછી હાલમાં તેણે પોતાના પુસ્તકો પ્રગટ કરવા શરૂ કર્યાથી તે વધુ વિખ્યાતી પામ્યો હતો.

એક દિવસે તે આત્મજ્ઞાનના એક અગત્યની બાબત શીખવતો હતો. તે બાબત.

પર આ જુદી જુદી બાબતો જુદા જુદા પુરૂષો તરફથી થવા પામે એ બનવા જોગ નથી. આ બન્ને વચ્ચે કાંઇ પણ સંબંધ હોવો જોઇએ. ચોરી અને ખુન હમેશાં સાથે સાથેજ થાય છે. તો આ બાબતમાં પણ તેમજ થયેલું હોવું જોઇએ. એમ મ્હને લાગે છે. ત્હમે શું ધારો છો?'

'બનવા જોગ છે ખરૂં.'

'ફક્ત આ વખતે આ બન્ને બાબતો ખુલાસો ન આપતાં ઉલટો ગુંચવાડો ઉપજાવે છે.' પ્રોફેસરે ચલાવ્યું. 'ખરી રીતે નિયમ પ્રમાણે ચોરી કરે છે તેજ ખુની પણ હરે છે. હવે કુતરાએ કંઇ આ ચોરી કરી નથી. તેમ ચોરને કુતરા સાથે કંઇ સંબંધ લાગતો નથી. હું ધારૂં છું કે પોલીસ અહીંયા ગુંચવાતી હશે.'

'પોલીસને કાંઇ પણ સમજાતુંજ નથી.' તે યુવાન બેરીસ્ટરે કહ્યું. 'અમલદારો અને ડીટેક્ટીવો તો ખાલી મ્હોં વિકાસીને જોયાજ કરે છે. તેથી તો હું તમારી પાસે આવ્યો છું.'

'ચોરી કરવા અથવા કરાવવાની મતલબે કોઇ પણ પ્રાણી જાન લેતું નથી.' પ્રોફેસરે ગંભીરપણે જણાવ્યું. 'તમારા કુતરાએ ઘેલછામાં તમારા કાકાનો જીવ લીધો હશે. અને કોઇએ આ તકનો લાભ લઇ ચોરી કરી હોવી જોઇએ.'

'હશે. એ પણ બનવાજોગ છે.'

'પ્રોફેસર હવે પોતાના ખાણાને પૂરતો ઇન્સાફ આપી ચુકયો હોવાથી છેલ્લે પાણીનો ગ્લાસ પીધો. ત્યાર બાદ ટુવાલે હાથ લુછીને પોતાની ખુરશીને યુવાન તરફ ફેરવી તેની તરફ એકી ટસે જોઇ રહ્યો.

'પણ' તેણે કહ્યું. 'આવા કામને ધિક્કારની જરૂર છે' 'અને કાયદા પ્રમાણે કુતરાઓ પોતાના શેઠને ધિક્કારતા નથી.' 'શું આ નીયમથી તમારો કુતરો ઉલટો હતો.'

'જરાએ નહી. એ તો મ્હારા કાકાનો માનીતો હતો.'

'ઠીક ત્યારે ચોરને આ બાબતની ખબર હશે; પરંતુ તેને આ ખુનની ખબર કયાંથી પડી હશે? આપણા ધારવા પ્રમાણે કુતરાએ ખુન કર્યું છે અને ચોરી તો માણસેજ કરી છે. આપણે બધી બાબતો ધ્યાનથી તપાસવી જોઇએ. ચાલો ત્યારે તમારા કાકાએ શર્ટોની વચ્ચે પોતાના પૈસા મુકયા હતા તે કોઇ જાણતું હતું કે?'

'હા સાહેબ'

'કોણ?'

'એન્ટોઇની અને હું.'

'ઠીક ત્યારે તમે એમ કહ્યું કે તમારો નોકર રાત્રે આઠ વાગતાં ઘરમાંથી ગયો હતો?'

'લગભગ અને મ્હારી પૂરી ખાત્રી છે કે પાછો પણ ફર્યો ન્હોતો, તેના કહેવા પ્રમાણે અહીયાંથી જવા પછી તે પોતાના મીત્રો સાથે જમ્યો હતો, અને ત્યાંથી બધા સાથે 'બૉલ' માં ગયો હતો.'

'ઠીક.' પ્રોફેસરે જણાવ્યું.

'બનવા જોગ છે કે,' તે યુવાન બેરીસ્ટરે કહ્યું. 'મારા કાકાને આઠ વાગ્યા અગાઉ પણ મારી નાખવામાં આવ્યા હોય.'

'ચાલો, આપણે એમ ધારીએ–' પ્રોફેસરે ધીમેથી કહ્યું. 'કે તેમ થયું હોય. પણ કુતરો તો તે વખતે બાંધેલો હતો, એટલે એ બાબત પણ લાગુ પડી શકતી નથી. ધારો કે નીરોએ અંધારામાં શેઠને ઓળખ્યા ન હોય પરંતુ આઠ વાગતાંમાં એટલું અંધારૂં થતું નથી.'

'વળી'–તે બેરીસ્ટરે કહ્યું. 'જ્યારે હું દશ વાગે પાછો આવ્યો ત્યારે મેં પોતે તેને છોડયો હતો. ત્યાં સુધી તો તે બાંધેલો જ હતો. તેને સાંકળથી બાંધી રાખવામાં આવતો હતો અને સાંકળને એક તાળુ લગાડવામાં આવતું.

એ તાળાની કુંચી ન હતી પરંતુ તેને સુકતીથીજ ખોલી શકાતું હતું અને તે મ્હારા શીવાય બીજા કોઇને ખબર ન્હોતી.'

'ત્યારે તો ઘણુંજ સારૂં. નીરોએ તમારા કાકાને દશ વાગ્યા પહેલાં માર્યા નથી એ તો ચોક્કસ થયું. હવે તમારા કાકાને રાત્રે મોડેથી ફરવાની ટેવ છે કે?'

'નહી સાહેબ. બહાર તો શું પણ ઘરમાં પણ રાત્રે દશ વાગ્યા પછી તે ફરતા નહી કારણકે તેઓ પોતાના સુવાના ઓરડામાંજ રાત્રે નવ વાગ્યા પછી સુવા જતા હતા.'

'ત્યારે બાગમાં તેમનું આવવું એ પણ આગળના જેવીજ ગુંચવણ ભરેલી બાબત છે.' આ બધી બાબતો એક પછી એક ઉલ્ટી વધારે ગુંચવાતી જાય છે, મારે એક વખત તમારે ત્યાં જવું પડશે.'

આમ કહી પ્રોફેસરે તુરતજ ઘંટ વગાડયો અને તેનો બુઢો નોકર તુરતજ હાજર થયો. તુરતજ પ્રોફેસર પોતાના કપડાં પહેરી જોર્જની સાથે બહાર નીકળી પડયો અને રસ્તે જતી એક ભાડુતી મોટર બોલાવી. તેમાં બંનેઓ બેઠા. તે યુવાને કયાં જવું તે જણાવતાંજ ગાડી ત્યાંથી ઝડપમાં નીકળી ગઇ.

[ ૨ ]

પ્રોફેસર હારવી એક મધ્યમ સ્થિતીના વેપારીનો દિકરો હતો. ન્હાનપણથી તે જો કે ચાલાક હતો, છતાં પોતાની અસાધારણ ચાલાકી અને ચંચળ મગજશકિતને લીધે તે શિક્ષકોનો લાડકો થઇ પડયો હતો. સોળવર્ષની ઉમ્મરે તો તેણે શીલસુરીનું જાહેર ઇનામ જીત્યું હતું.. યુનીવર્સીટીમાં તે સર્વથી પહેલો આવતો અને દરેક ઇનામો તથા સ્કોલરશીપો મેળવતો હતો. કોઇપણ વિષય એનો ન્હોતો કે જેમાં ત્હેને ફતેહ ન મળી હોય. તે મોટો આત્મવેત્તા હોવાથી ઘણીજ બાહોશીથી અને ચાલાકીથી તે પોતાની દલીલો રજુ કરતો અને પોતાના હરીફોને ગભરાવતો હતો. ભલભલાઓ તેની વાક્ચાતુરીમાં થાપ ખાઇ જતા હતા. પેરીસની સૌથી આગેવાન યુનીવર્સીટીનો તે પ્રોફેસર થયો. પછી હાલમાં તેણે પોતાના પુસ્તકો પ્રગટ કરવા શરૂ કર્યાથી તે વધુ વિખ્યાતી પામ્યો હતો.

એક દિવસે તે આત્મજ્ઞાનના એક અગત્યની બાબત શીખવતો હતો. તે બાબત સ્પષ્ટ રીતે સમજાવવા તેણે અનેક દાખલાઓ રજુ કર્યા. ત્યાર પછી, તે અરસામાં આખા ફ્રાન્સમાં ખળભળાટ મચાવી રહેલો ભેદી ખુનવાળો કેસ પૃથકકરણ માટે હાથમાં લીધો. તે કેસ ઉપર તેણે તરેહવાર ટીકા કરી અને વકીલ તથા બેરીસ્ટરોના ભાષણમાં કયાં કયાં ખામી રહી ગઇ હતી તે દાખલા સાથે બતાવી આપી. ત્યાર પછી જજો, વકીલો તથા જ્યુરીના મત વિરૂદ્ધ તેણે જણાવ્યું કે, ગુન્હેગારના સોબતીઓ અવસ્ય હોવાજ જોઇએ. આ સોબતીઓ કયાંથી મળે તેનો પણ તેણે ખુલાસો કર્યો.

ઊપલી તપાસ ચાલતી હતી તેવામાં પ્રોફેસરના પૃથકકરણથી તે બાબત પર મોડું અજવાળુ પડયું અને આત્મજ્ઞાન તેમજ તર્કશકિતની દલીલો ખરી પડી. આ ખબર સાંભળી એક મોટા શરાફે પ્રોફેસરની મુલાકાત લીધી. થોડા વખત પહેલાંજ તે શરાફને ત્યાં એક મોટી ચોરી થઇ હતી. પોલીસ તપાસ ચલાવતી હતી. પરંતુ કંઇ પણ પત્તો મેલવી શકી ન્હોતી. કદાચ આ પ્રોફેસર આ બાબતમાં કંઇ અજવાળુ પાડે એવી આશાથી આજે તેણે તેની મુલાકાત લીધી હતી.

પ્રોફેસરે ઘણાજ ધ્યાનથી તે વિગતો સાંભળી તથા કેટલાક સવાલો પૂછી ખુલાસો મેળવ્યો. અને ત્યાર પછી ચોર કોણ હતો

તે ત્યાં બેઠા બેઠાજ જણાવી દીધું. તે માણસને પકડતાં તેણે ચોરીનો ગુન્હો કબુલ્યો. વર્તમાનપત્રોમાં આ વિગતો અસરકારક રીતે રજુ થઇ. હવે પુસ્તકો પ્રગટ કરવામાં અને પોલીસોને હંફાવતા ભેદી બનાવો ઉકેલવામાજ તેનો વખત પસાર થવા લાગ્યો હતો. આખા ફ્રાન્સમાં તે જાણીતો થયો હતો. તે કોઇની પરવા કરતો ન્હોતો.

જેવી ગાડી યુવાન બેરીસ્ટરને મકાને પુગી કે તુરતજ તેની પાછળ એક બીજી મોટર ત્યાં આવી ઉભી. અને તેમાંથી પોલીસના બે અમલદારો ત્થા મેજીસ્ટ્રેટ અને ડાકટર ઉતર્યા. પ્રોફેસરની સલામના જવાબમાં સાહેબ બહાદુર ફક્ત ડોકું હલાવી અંદર ગયા.

લોકો અંદર ન ઘુસી આવે તે માટે દરવાજા પર પોલીસનો પહેરો રાખ્યો હતો. બાગમાં ફર્નશની ઝાડીમાં ફરી પાછું તે મુડદાને આગળ માફક મુકવામાં આવ્યું હતું, અને એક ડીટેકટીવ ત્યાં તપાસ રાખતો ઉભો હતો. બાગમાં બુલડોગ નીરોની પાસે એક વેટરનરી સરજ્યન, પોલીસ અમલદારો ત્થા ડઝનેક રીપોર્ટરો ઉભા હતા. કુતરો તો શાંતિથી તેને સારૂ મુકવામાં આવેલી કાંજી પીતો હતો.

' ગૃહસ્થો ' તે વેટર્નરી સરજ્યને જણાવ્યું: " આ કુતરાને કંઇ હડકવા લાગ્યું નથી. એણે શાંતિથી બીસ્કીટની કાંજી અને પાણી પીધું છે.'

પ્રોફેસરને આ કેસમાં તપાસ કરવા આવેલા જોઇને હવે રીપોર્ટરો તેની પુઠે લાગ્યા. તેમને લાગ્યું કે આ ભેદી ભરમ હવે જલદીથી ઉકેલાશે. નોટબુકો કાઢી તેનો પડતો બોલ લખવા તૈયાર થઇ ઉભા. પરંતુ મીણના પુતળા જેવા આ બુઢ્ઢાએ જરાપણ પોતાનો હોઠ ઉઘાડયોજ નહી.

હવે રીપોર્ટરોએ પોતાના ' કેમેરા ' વતી ફોટા લેવા શરૂ કર્યા.

વળી બીજી ગાડી આવી પહોંચી અને

૬

પ્રયોગખાતાનો વડો, ફોટોગ્રાફર સાથે તેમાંથી ઉતર્યો.

' હું દીલગીર છું કે હું જલદી આવી શકયો નહી. ' તે પોતાનું કપાળ લુછતાં બોલ્યો. 'ઓહ ! આ કુતરો કે ? શબ કયાં છે.'

હવે બધું હાઉસન શબ પાસે ગયું. ' કોઇએ એને હાથ લગાડયો છે કે ? ' પ્રયોગ ખાતાના વડાએ પૂછ્યું.

' હાજી '–જ્યોર્જ વિલીયમે કહ્યું ' અમે એમને ઘરમાંથી બહાર લાવ્યા હતા. પરંતુ પોલીસે ત્યારપછી તેમને અહીયાં લાવીને મુકયા છે. '

' ઠીક '–તે વડાએ કહ્યું. ' તેનું કંઇ નહી. પરંતુ તેના પોશાકમાં તમોએ કંઇ ફેરફાર તો કર્યોજ નથી ને ? '

' નહીજી '–એક પોલીસ અમલદારે કહ્યું. ' ગઇ રાત્રે વરસાદ પડેલો હોવાથી શબની છાપ જમીન પર આબાદ પડી ગઇ હતી એટલે તેમને અસલ સ્થિતિમાં મુકતાં અમને કંઇ મુશ્કેલી પડી નથી. '

' પહેલાં આ ફર્નશોની પ્લેટ લ્યો ? ત્યાર બાદ શબના જુદા જુદા ફોટા લેજો. ' આ ફર્નશો જરા કપાવશો ?' તેણે તે બેરીસ્ટરને પૂછ્યું. '

' હાજી. મ્હારો નોકર કાપી નાખશે. ' જ્યોર્જે કહ્યું.

એન્ટોઇનીની આંખમાં લુચ્ચાઇ અને પ્રપંચ સમાયેલા હતા. પોતાના શેઠનો હુકમ થતાંજ તેણે કોદાળી લાવી તે ઝાડી ખોદી નાખી.

' હવે કરવું શું ? કંઇ સમજાણુ પડતી નથી.' સાહેબ બહાદુર ગુંચવાઇને પ્રોફેસર તરફ જોતાં બોલ્યા. સઘળાઓ પ્રોફેસર તરફ જોવા લાગ્યા. પરંતુ પ્રોફેસર એમ કંઇ જવાબ આપે તેમ ન્હોતું.

' ગઇ રાત્રે એન્ટોઇની અહીયાંથી રાત્રે

આઠ વાગે ગયો હતો કે? તમારી ખાત્રી છે કે તમે દશ વાગ્યા પછીજ કુતરાને છોડયો હતો?' પ્રોફેસર તરફથી કંઇ પણ જવાબ ન મળવાથી ચીડાઇને સાહેબ બહાદુરે જ્યોર્જને દમમાંજ પૂછવા માંડયું.

'હા સાહેબ, કારણકે તાળુ મજબુત રીતે વાસેલુંજ હતું, જો બીજા કોઇએ છોડયો હોત તો તાળુ જરૂર તુટેલું જ હોત,' તે બેરીસ્ટરે કહ્યું.

'કોઇએ તાળુ નથી ખોલ્યું. એની તમને ખાત્રી શું?' સાહેબ બહાદુરે કહ્યું.

'તે બનવા જોગ નથી. કારણે કે આગલુ તાળું બગડી જવાથી ગઇ કાલે મેં મારી પાસેનું ઉત્તમ કારીગરીવાળુ તાળુ લગાવ્યું હતું કે જે ફક્ત છુપી ચાંપ દાબવાથીજ ઉઘડે છે. મારા સીવાય આ ચાંપ વીષે કોઇને ખબરજ નથી.'

'ત્યારે–' સાહેબ બહાદુરે કહ્યું 'એટલું તો નક્કી થયું કે કુતરાએ ખુન દશ વાગ્યા પછીજ કર્યું હોવું જોઇએ સાંકળે બાંધેલો તે કરી શકે નહીં.'

'કેમ જાણ્યું?' એક મનુષ્યે શક બતાવ્યો.

'વારૂ ધારો કે એમ થયું હોય'–સાહેબ બહાદુરે કહ્યું. તો તે બાબતની ખાત્રી માટે આપણે તેનો દેખાવ એક વખત કરવો જોઇએ. તે શબને કુતરાની પાસે લાવો. પછી આપણે જોઇએ કે તે બાંધેલો છતાં કરડી શકે છે કે નહીં.' ડોકટર જરા કલોરોફાર્મ મંગાવો!

પાંચ મીનીટમાં એક પોલીસ સીપાઈ કલોરોફાર્મ લેઇને હાજર થયો કે તુરતજ નીરોને તે સુંઘાડી બેભાન કર્યો.

શબને તેની નજદીક લાવવામાં આવ્યું અને ત્યાર પછી કુતરાનું મ્હોં તેની તરફ ખેંચવામાં આવ્યું. પણ કાંઇ વળ્યું નહીં. ફોટોગ્રાફરે તરેહવાર આકૃતિની દશબાર ફોટો તપાસવા સારૂ લીધી. અંતે નક્કી થયું કે કુતરો બાંધેલો હતો ત્યારે કરડી શકયો નહોતો. ત્યાર બાદ તેને છોડવામાં આવ્યો અને તેનું ડાચું પહોળું કરી શબને ગરદન પર થયેલા જખમ પર મુકવામાં આવ્યું તો જે જે જગ્યામાં જખમ હતાં ત્યાં આબાદ તેના દાંતો બેસી ગયા. તેના બે દાંતો વાંકા હતા તે મુજબ આડા ઘા પણ પડેલા હતા. એ પરથી એટલું તો તદ્દન નક્કી થયું કે કુતરાને છોડયા પછી તેણે આ ખુન કર્યું હતું. ચાલો ત્યારે એક બાબત તો નક્કી થઇ.' કહી સાહેબ બહાદુરે આ વિગતો પોતાના નોંધપોથીમાં ટપકાવી લીધી.

'આપણે એમ ધારીએ કે ચોરે આ ખુનનો લાભ લીધો–' પોલીસ અમલદારે કહ્યું. 'ત્યારે ચોરી પણ દશ વાગ્યા પછીજ થવી જોઇએ.'

'હા. ચોરને પૈસા છુપાવવાની જગ્યાની માહીતી હોવીજ જોઇએ.' સાહેબ બહાદુરે કહ્યું. ત્યાર પછી તેનાથી થોડે દૂર ઉભેલા એન્ટોઈની તરફ શકમંદ દૃષ્ટિથી જોઇ રહ્યો.

'ત્યારે તો આપણને એમ પણ માનવુંજ પડશે કે દશ વાગ્યા પહેલાં એન્ટોઇની અહીંયાથી ગયેલ ન હોવો જોઇએ.' તે અમલદારે જણાવ્યું.

'શા માટે?' પ્રોફેસર કે જે શાંતિથી આ સર્વ જોતો હતો તેણે પૂછ્યું. બધા સાંભળવાને આતુર થઇ ગયા. પરંતુ પ્રોફેસર તો એટલું પૂછીને ચુપજ રહ્યો.

'સુપરીન્ટેન્ડન્ટ'–સાહેબ બહાદુરે ફરમાવ્યું 'તમે ગામમાં જઇ તપાસ કરો કે એન્ટોઇની રાતના આઠ વાગ્યાથી તે સવાર સુધી ક્યાં હતો અને શું કરતો હતો.'

'કદાચ સવારનાજ મરણ થયું હોય તો!' તે અમલદારે કહ્યું.

'નહીં. તે બનવા જોગ નથી.' સાહેબ

બહાદૂર ગુસ્સે થતા બોલ્યા ' જો તેમ હોય તો તો શબ આટલું બધું કઠણ થઈ જાય નહી. મોત ઘણાં કલાકો આગમજ નીપજેલું છે.'

હવે પોલીસનો એક ડેપ્યુટી અને સીપાઇઓ ગામમાં તપાસ કરવા ગયા અને ફરી પાછું તે શબને મકાનમાં લઇ જવામાં આવ્યું.

એકાએક પ્રોફેસરને કંઇક વિચાર આવ્યો અને વિચારમાં તેણે થોડીવાર આમથી તેમ ફર્યા કર્યું. ત્યારપછી તે કંઇક દ્દઢ ઠરાવ પર આવ્યો હોય એવું ત્હેના ચહેરાપરથી જણાયું. અને તે વિચાર અમલમાં મૂકવા જેવો તે ઘરમાં દાખલ થયો કે તરતજ તેની પાછળ રીપોર્ટરો પણ દોડયા.

ઇસારતથી તેમને બહાર અટકાવી પ્રોફેસર અંદર જઇ ને તુરત પાછો ફર્યો કે તુરતજ પાંચ મીનીટમાં તપાસ કરવા મોકલેલા સીપાઇઓ પાછા આવ્યાઃ તેમણે કહ્યું કે એન્ટોઇનીએ ગામના દશ બાર માણસો સાથે તે રાત રમતમાં ગુજારી હતી. પોલીસ અમલદારો ગુંચવણમાં પડયા પરંતુ પ્રોફેસરની આંખો આ સાંભળતા ચમકી રહી અને તેના ચહેરા પર ધીમું હસવું ફેલાઈ રહ્યું. હાજર રહેલાઓને લાગ્યું કે પ્રોફેસરને આ ભેદની ચાવી મળી હતી. પરંતુ આ બુઢ્ઢા પાસેથી કોઇપણ વિગતો મેળવવી એ આકાશકુસુમ સમાન હતું.

એકાએક પ્રોફેસર કુતરા પાસે ગયો અને તે જાગૃત થયો કે નહી તે જોવા સારૂ તેની પર પોતાનો હાથ પસવાર્યો કે તુરતજ નીરો વાઘની માફક બુમ પાડીને પ્રોફેસર તરફ વિકાળપણે કુદયો. ' બહુ જનુની કુતરો છે. ' પ્રોફેસરે ધીમેથી પોતાની પડી ગયેલી છત્રી લેતાં કહ્યું.

' જ્યોર્જ તો કહે છે કે એ તો ગરીબ ગાય જેવો છે ? ' સાહેબ બહાદુરે કહ્યું.

' અને વેટર્નરી સર્જન કહે છે કે તેને કંઇ હડખવા લાગ્યું નથી. ' બીજા અમલદારે ટાપસી પૂરી. પરંતુ પ્રોફેસર તો ચુપ ઉભો ઉભો હસતો હતો, પોલીસે ઘણી રીતે કુનેહથી પૂછ્યું. પરંતુ આ બુઢ્ઢા પાસેથી ભરમ કંઇ પણ જાણી શકયા નહીં. આખરે કંટાળી તેઓ ત્યાંથી જવા નીકળ્યા.

તેઓને જતા જોઇને જ્યોર્જ દોડતો આવ્યો ' કેમ શેઠીયાઓ જાઓ છો કે ? પ્રોફેસર આપ પણ જાઓ છો ? ' ' હા. ભાઇ' પ્રોફેસર કહ્યું.

' અમે આવતી કાલે સવારે દશ વાગે આવશું ' સાહેબ બહાદુરે કહ્યું.

' અને હું પણ ત્યારેજ આવીશ. ' પ્રોફેસરે ડોકું ધુણાવતા ધુણાવતા કહ્યું.

મોટાર તથા ગાડીઓના હાંકનારાઓ હવે ચમકીને તૈયાર થઇ ગયા. ' જરા બરાબર તપાસ રાખજો; ' જતાં જતાં સાહેબ બહાદુરે એક ડીટેકટીવને કહ્યું.

' શાની તપાસ રાખીએ. ' ' તેમના મદદનિશે પૂછ્યું.

' જુવાન જ્યોર્જ છટકી ન જાય તેની. ? '

' એ યુવાન તો તેના કાકાનો માનીતો હતો તેથી એને ખુન કરવાનું શું કારણ હોય ? અને જો તેમ હોય તો તે પ્રોફેસરને શા માટે બોલાવે ?

' તેની ચિંતા નહી. આપણે ફકત એજ જોવાનું છે કે જ્યોર્જ રાતના દશથી સ્હવાર સુધી અહીંયાજ હતો. અને બનવા જોગ છે કે તેણે આ કુતરાને ઉશ્કેરી મૂકયો હોય. પૈસા-કયાં હતા તેની પણ તેને ખબર હતી. સાહેબ બહાદુરે ડોળા કાઢી કહ્યું.

પ્રોફેસર આ સાંભળી મૂછોમાં હસતો ત્યાંથી ચાલ્યો ગયો.

[ ૩ ]

કપરો બનાવ બન્યા પછી બે કલાક વિત્યા બાદ પ્રોફેસર સાહેબ પેરીસના એક

એકાંત મહોલ્લાના એક નાનકડા ઘર પાસે જતાં આપણી નજરે પડે છે. એક ચોકકસ મકાન પાસે પહોંચતા તુરતજ તેમણે બહારનો ઘંટ વગાડયો. તે બારણા પર એક પીત્તળની પ્લેટ હતી. અને તે પર નીચલા શબ્દો કોતરેલા હતા: 'ડાકટરો ઘટા અને પીયરી ઓબરટીન.' દરવાજાનું બારણું એક યુવાને ઉઘાડયું, જે પ્રોફેસરને જોતાંજ ઘણો ખુશી થયો હોય એમ લાગ્યું. તેનો ચહેરો લંબગોળ પાતળો અને તીક્ષ્ણ હતો. અને તેની સાથે આવેલી તેની સ્ત્રી ઘટાનો ચહેરો ઘણો સુંદર તો ન હતો તો પણ ઠીક ખેંચાણકારક હતો.

'હલ્લો સાહેબજી.' પ્રોફેસરે બન્ને હાથે તે પ્રેમાળ જોડાંને શેકહેન્ડ કરી.

'કેમ શેઠજી, પંદરેક દહાડે કયાંથી ભુલા પડયા.?' પીયરીએ પૂછયું.

'કંઇ પૂછવાની વાતજ નહીં ડાકટર! કામ કામને બસ કામજ છે. મારી ચોપડીઓની મુદ્રા તપાસતો હતો.

'કાલે તો અમે બન્ને તમારે ત્યાં આવનાર હતા' ઘટાએ હસીને કહ્યું.

'ઘણુંજ સારૂ.'

ત્યારબાદ પ્રોફેસરે આતુરતાથી તે ઓરડામાં જોવા માંડયું. જો કે ઓરડો તદ્દન સાદા ફરનીચરથી શણગારેલો હતો તોપણ વૈદક જ્ઞાનને લગતા પુસ્તકો તથા પ્રયોગો માટે હથિયારો, નમુનાઓ તથા દવાઓના શીશાઓ વિગેરેથી તે વધારે શોભાયમાન લાગતો હતો.

'કેમ કાંઇ જોઇએ છે?' ડાકટરે પૂછયું.

'હા. તમારો માઇક્રોસકોપ.' પ્રોફેસરે કહ્યું.

'આ રહ્યો. કંઇ કામ છે?'

'હા.'

'કેટલી ડીગ્રી સુધીનો જોઇએ.?'

'સો સુધીનો ચાલશે.'

હવે પ્રોફેસરે ઓવરકોટ તથા છત્રી બાજુમાં મુકતાં તેમને કહ્યું. 'હવે તમે તમારૂં કામ ચલાવો. મારી દરકાર ના કરો.'

'કાંઇ નહીં. અમે તો રસાયણનો એક પ્રયોગ કરતાં હતાં?' પીયરીએ જવાબ આપ્યો.

'ત્યારે તમારૂં કામ ચલાવો,' પ્રોફેસરે આગ્રહ કર્યો.

તુરતજ તે જોડું પાછું પોતાના અભ્યાસ પર મંડયું કે તુરતજ પ્રોફેસર એક ટેબલ પાસે જઇ બેઠો અને યુવાન જ્યોર્જના મર્હુમ કાકાના હાથમાં જે થોડાક બાલો પકડેલા હતા તેમાંનાં થોડાક પોતાના ગજવામાંથી કાઢી તેણે એક કાચ ઉપર મૂકયા અને તે યંત્રવડે તપાસવા માંડયાં.

થોડી વાર પછી તે બાલો તેણે ગજવામાં મુકી બીજા ગજવામાંથી પહેલાના જેવાજ થોડાક બાલો કાઢયા અને તેને પણ ઘણી બારીકીથી તપાસ્યા.

'આહ!!!' એકદમ તેણે પૂકાર્યું.

'કેમ કંઇ રસાયણ બાતમી મળી છે કે શું' પીયરીએ પોતાનું કામ કરતાં વચમાં પૂછયું.

'નહીં. એક ખુનને લગતી બાબત છે.'

'કાંઇ સમજવા લાયક છે કે?' ઘટાએ આતુરતાથી પૂછયું.

'જાણવા જેવું નહીં.' પ્રોફેસરે કહ્યું.

'તમે ભેદ ઉકેલ્યો કે નહીં?'

'ઘણો ખરો.'

× × ×

બીજે દીવસે સવારે નવ વાગે પ્રોફેસર યુવાન બેરીસ્ટરના મકાને જઇ પુગ્યો. તેજ પળે ત્યાં પોલીસ અમલદારો તથા રીપોર્ટરોનું ટોળું આવી પહોચ્યું. તેમને આવતા જોઇ યુવાન જ્યોર્જ આગળ આવી બધાને મળ્યો. પોલીસ અમલદારો તો ત્યાંથી નીકળી બાગમાં ફરવા લાગ્યા.

' મારે આખો બંગલો તપાસવો છે ? ' પ્રોફેસરે ધીમેથી કહ્યું: તેને બોલતો સાંભળી રીપોર્ટરો ત્યાં આગળ એકઠા થઇ ગયા.

' જેવો સાહેબનો હુકમ, ' જ્યોર્જે કહ્યું અને તેની આગળ થયો, પરંતુ પ્રોફેસરે જોયુ ન હોય તેમ અખાડા કરી પાસે ઉભેલા નોકર એન્ટોઇની તરફ ગયો.

' તારો હાથ આપ ?' તેણે ધીમેથી કહ્યું.

' જેવો હુકમ સાહેબ ' તે નોકરે અદબથી તેનો હાથ પકડતાં કહ્યું. ' આપ થાકી તો નથી ગયાને ?'

' એક પણ શબ્દ બોલ્યા સિવાય પ્રોફેસર બંગલામાં પેઠો. યુવાન જ્યોર્જ અને રીપોર્ટરોનું ટોળું તેમની પાછળ ગયું અને પોલીસ અમલદારો પણ બહારથી બેદરકારી બતાવતા અંદર ગયા. તેમની ખાત્રી હતી કે પ્રોફેસરે જરૂર તે ભેદી ખૂનનો પત્તો મેળવ્યો હશે.

તેમની તપાસની શરૂઆત રાંધણીના ઓરડાથી થઇ. ત્યાંથી તેઓ કપડા ધોવાના ઓરડામાં ગયા. અને ત્યાંથી બાજુમાં આવેલા સામાન ભરવાના ઓરડાની તપાસ કરી ત્યાંથી તેઓ હોલમાં આવ્યા. ડ્રોઇંગ રૂમ, જમવાનો રૂમ તથા નહાવાનો રૂમ તપાસવામાં આવ્યો. દરેક જગ્યાએ ફરનીચર સાફ પણ ઢાંકંઢુ હતું. પ્રોફેસરે હજી તે નોકરનો હાથ પકડેલો હતો. વારંવાર તે એક કબાટ આગળ ઉભો રહેતો, અને તપાસતો હતો. દરેક ઓરડામાંની પસંદ પડતી ચીજો તપાસતાં હવે તેઓ બીડી પીવાના ઓરડામાં આવ્યા. ત્યાં એક ઘણી મોટી કબાટ હતી.

પ્રોફેસરે તે નોકરની સાથે આખો ઓરડો તપાસ્યો. ઘડીમાં અહીં તો ઘડીમાં ત્યાં તેણે જવા માંડયું. બેચાર વાર તે તે કબાટ આગળ આવ્યો અને તેની ઉપરની સુંદર નકશી જોતો ઉભો રહ્યો. થોડી મીનીટ બાદ તેણે પોતાનો હાથ એન્ટોઇનીના હાથમાંથી છુટો કર્યો અને ઠંડે કલેજે ત્યાં ઉભેલા પોલીસ અમલદાર તરફ ફરી એન્ટોઇની તરફ આંગળી બતાવી તેણે કહ્યું:

" આ રહ્યો તમારો ખુની ! "

જાણે બૉમ્બ ફાટયો હોય તેમ ચમકીને બધા જોવા લાગ્યા: તે નોકર તદન ફીક્કો પડી ગયો હતો. તે મહા મુશ્કેલીએ બોલ્યો.

' હું ?' મહામુશ્કેલીથી તે નોકર એટલુંજ બોલી શકયો.

' તને મર્હુમના પૈસા જોઇતા હતા. તું જાણતો હતો કે તેનું કબાટ ફાડી શકાય તેવું નહોતું. મરનાર તેની ચાવી પોતાની પાસેજ રાખતા હોવાથી તેને મારી નાંખ્યા વિના પૈસા મેળવવાનો બીજો રસ્તો ન્હોતો. આ પૈસા કયાં રહેતા હતા તે વિગત તને ખબર હોવાથી તારાપર કંઇ પણ શક ન જાય તે માટે તારી ગેરહાજરીમાં આ ખુન થવાની જરૂર હતી.

દશ દીવસ પર તેં તારા દંતવૈદ્યને ત્યાંથી ડાકટરો જે અમુક મેળવણીનું મીણ મોઢાની છાપ લેવા સારૂં વાપરે છે તે ખરીદ્યું હતું. તેનાથી તેં નીરોના જડબાની છાપ લઇ તે મુજબ પોલાદના તીણા દાંતવાળું હથીયાર બનાવવા તેં સાત દીવસ અગાઉ પેરીસની હથીયાર બનાવનારી મૅા. વેરમીનની કું. ને હુકમ આપ્યો હતો અને તેઓએ તને તે બે દીવસમાં આપ્યું હતું. તે લોખંડી પંજાને પકડનારા લાંબા હાથા રાખવામાં આવ્યા હતા કે જેથી આ દુષ્ટ કામ દૂરથી સહેલમાં થઇ જાય. તારૂં હથીયાર તૈયાર થયું. કે તુરતજ તને જોઇતી તક મળી. જ્યોર્જ તારા હંમેશના વખતથી થોડીવાર પહેલાં તેના મિત્રને ત્યાં જવાથી, તને જે જોઇતું હતું તે મળી ગયું.

ખુન કરી તેં તારૂં ભયાનક હથીયાર આ

ાટની ઉપરના પેલા મોટા દાબડામાં સંતા-
. ત્યાર બાદ કુંચી લઇ તેં મર્હુમના જે
ા હતા તે તારા ગજવામાં મુકયા. પછી
તે શબને ઉંચકી છાનોમાનો પેલી ઝાડીમાં
ી આવ્યો. નીરોના કેટલાક બાલ કાપી તેં
રનારના હાથમાં મુકયા અને બરાબર આઠને
ારે તું આ મકાનમાંથી ચાલ્યો ગયો.

' તેં ગણત્રી તો બહુ સરસ કરી હતી.
રી ખાત્રી હતી કે જ્યોર્જ આવતાં વેંતજ
રાને છોડી મૂકશે, એટલે બધો શક કુતરા
ર જશે કે તેણે પોતાના શેઠને કોઇ નહી
ણાયલા કારણસર મારી નાખ્યા હશે. તારી
ત્રી હતી કે આ ભેદ ઉકેલવો બહુ મુશ્કેલ
ઇ પડશે.

તારે સારૂ ' એલીબી ' તૈયાર રાખવા તે
ાખી રાત્રી ખાસ કરીને તારા મીત્રાની
ંગતમાં રહ્યો. વળી મરનારે તે રાત્રે ખાણું
ધું ન હતું. જો કદાચ ખાણું લીધા પછી
ૃત થતે તો ડાકટરો હોજરીમાં પાચન ન
થેલા ખોરાક પરથી ગણત્રી કરી મરણ
યારે નીપજ્યું હતું તે કદાચ કહી શકતે.
દાચ ખોરાક વિનાનો કોઠો જોતાં આઠ
ાગતા આગમજ ખુન થયાનું જો અનુમાન
રવામાં આવે તો મરનારે ખાણું લેવાની ના
હી હતી તે દલીલ તારી પાસે મોજુદ હતી.
મ આ વાત ખરી કે નહી ? '

તે કંગાળ નોકર કશો જવાબ આપી
કયો નહિ. તેના દાંતો એક બીજા સાથે
જ્જડ ચોટી ગયા. પોલીસના વડાની નીશાની
તાંજ એક પોલીસે ગજવામાંથી બેડી કહાડી
ચંડાળને પહેરાવી દીધી.

' કબાટ ઉપરનો પેલો દાબડો. ' પ્રોફે-
રે પાસે ઉભેલાં સીપાઇને કહ્યું. સીપાઇએ
બડો ઉતાર્યો અને તેને ખોલતાં પ્રોફેસરે
ણાવેલું લોખંડના દાંતવાળું ભયાનક જડબુ
ામાં મુકેલું હતું. ખુની પોતાનું પાપ પ્રગટ
થઇ જવાથી ગભરાઇ ગયો અને તુરતજ
બેભાન થઈ ગયો. તુરતજ તેને ઉંચકીને બં-
દીખાને લઇ જવામાં આવ્યો.

× × ×

તેજ દીવસે સાંજના પ્રોફેસર પોતાના
મિત્રો ડોકટર ઇટા અને પીયરી તથા પ્રખ્યાત
ખગોળશાસ્ત્રી ' રેનાલ્ટ ' સાથે બેસીને
પોતાના ઓરડામાં ગપ્પાં મારતો હતો.

વાત પરથી વાત નીકળતાં આ ખુન
વાળી વિગત નીકળી એટલે પ્રોફેસરે પહેલેથી
છેલ્લે સુધીની વિગત ' રેનાલ્ટ ' ને જણાવી.

' બીચારા જ્યોર્જે તો મને પોતાની
સઘળી દોલત આપવાનું કહ્યું. પણ ! ' પ્રોફે-
સરે હસીને કહ્યું. ' આ ભેદ આટલો વહેલો
ખુલ્લો થયો તે ઠીકજ થયું. કેમકે પોલીસવો
શક એની ઉપર હતો, તથા એને પકડવાની
તૈયારી પણ થઇ ગઇ હતી. તેણે મને જે કહ્યું
તે આપવા ઘણા કાલાવાલા કર્યા. પરંતુ મેં
એને ખુલ્લું કહ્યું કે ફકત જે કેસોમાં 'મારા
કુલોને પૈસાનો લાભ થાય તેવાજ કેસોમાં
હું કાંઇપણ આપવામાં આવે તો કબુલ કરૂં
છું. બાકી એક પાઇ પણ કદી કોઇ પાસેથી
લેતો નથી. પરંતુ તે કોઇ વાતે સમજ્યો જ
નહી, અંતે જ્યારે મેં તેના મુરબ્બી તરીકે
રહેવા વચન આપ્યું ત્યારે તે શાંત થયો.

' પણ તમે એ ખુનનો પત્તો કેવી રીતે
મેળવ્યો ઇટાએ પૂછ્યું.

' ગઇ કાલે—' પ્રોફેસરે કહેવા માંડયું.
' પોલીસ ઇન્સ્પેકરે પોતાના માણસોને ગામમાં
તપાસ કરવા મોકલ્યા કે એન્ટોનીએ આખી
રાત્રી કયાં હતો, ત્યારે મ્હારા ભેજામાં
એકાએક વીચાર આવ્યો કે મરનારના શરીર
પર કુતરાના પંજાની કંઇ પણ છાપ પડી
નહોતી. જો કદાચ કુતરો મર્હુમ પર કુદયો
હોય તો કાદવ હોવાથી મરનારનું શરીર
થોડુ ઘણું ખરડાયલું હોવું જોઇએ. પરંતુ

તેમાંનું કંઇ નહતું ત્યારે તેનો ખુની 'નીરો' નહતો. એક વિગત પરથી બીજી વિગત મળી. કે જો નીરોએ તેનું ખુન કર્યું ન હોત તો તેના બાલ તેના હાથમાં કયાંથી આવે ? બરાબર ખાત્રી કરવા સારૂં મેં તે બાલોમાંના થોડાક મારા ગજવામાં મુક્યા. ત્યાર પછી કુતરા આગળ જઇને થોડાંક બાલો તેના શરીર પરથી ખેંચી કાઢયા કે જેથી તે વિક્રાળ બની મારા પર ધસી આવ્યો હતો. માઇક્રોસકોપથી આ બન્ને બાલો તપાસતાં મને જણાયું કે પહેલા બાલો સાફ કાપેલા હતા. જ્યારે બીજા ખેંચી કાઢેલા હોવાથી ખરબચડા અને વાંકાચુંકા હતા તથા કેટલાકને તો લોહી ચોટેલું હતું. આ ઉપરથી મારો તર્ક દર્યો કે નીરો ખુની નહતો. તે જખમ કુતરાના મોંનો હોવાથી મને લાગ્યું કે તેના જેવું કાંઇ બીજુ હથીયાર તૈયાર કરવામાં આવ્યું હોવું જોઇએ. મારી તપાસમાં મને જણાયું કે એન્ટોનીએ પોતાના ગામના એક દંતવૈદ પાસેથી થોડુંક મીણ મેળવ્યું હતું. ત્યાર બાદ લાંબી તપાસ કરતાં તેણે ' વૉરમીન ' કંપનીને એવું એક હથીયાર બનાવવા ફરમાવ્યું હતું એટલે મારૂં કામ તદન સહેલું થઇ ગયું.

મારે હવે ફક્ત તે હથીયાર મેળવવાની જરૂર હતી. મારી ખાત્રી હતી કે તેણે તેને ત્યાંજ કયાંક છુપાવેલું હશે, કારણકે પોતાને ત્યાં તે હથીયાર લઇ જવાની તેની હિંમત નહોતી. તેમ તેને રસ્તામાં પણ નાખી દીધું ન હોય. કેમકે તેમ કરતાં તુરતજ પકડાઇ જવાનો મજબુત સંભવ રહે. તમોને છુપી હીલચાલ વીષે કંઇ ખબર છે ? ' '

' ના. '

' મારા ધારવા પ્રમાણે આપણે પોતે ન જાણતા હોવા છતાં એક ચોક્કસ હીલચાલ હંમેશાં કરીયે છીયે, જેથી એને લઇને ભેદી બાબતો પર અજવાળું પડે છે. દાખલા તરીકે એક જાદુગર તમોને એમ કહે કે. ' ઓરડામાંની કોઇપણ ચીજ મનમાં ધારો અથવા તો બહારની ચીજ ધારો, ' ત્યારપછી તે તમારો હાથ પકડી તમારી ધારેલી ચીજો સમાઇ જાય એવા ઘણાં નામો તમને કહેશે. અને તેમાંથી તમારી ધારેલી ચીજ પારખી આપશે. કારણ કે જ્યારે આપણે ધારેલી ચીજનું નામ બોલાય છે ત્યારે આપણે ન જાણીયે એવી રીતે કુદરતીજ આપણો હાથ સહેજ ધ્રુજે છે અથવા તો ખમચાય છે. અને આ ટ્રીક પરથી હંમેશાં પેલા બહાદુર વિચાર પામનારાઓ પકડી શકે છે. મેં પણ તે ટ્રીક અજમાવી જોઇ અને એન્ટોઇનીનો હાથજ મને તે સંતાડેલી જગાએ લઇ ગયો.

' શું તે પોતે તમને તે કબાટ આગળ લઇ ગયો ? ' ખગોળશાસ્ત્રીએ પૂછ્યું.

' નહી. મને તે હાથ ત્યાં લઇ ગયો નહી ' પ્રોફેસરે કહ્યું ' પણ મને ત્યાંથી દૂર ખેંચી જવાની વેતરણ કરવા લાગ્યો. બીડી પીવાના ઓરડામાં આવતાં મારો હાથ સહેજ દબાતો હોય એમ લાગ્યું. પછી એક પછી એક ફરનીચર તપાસવા માંડયું અને જ્યારે જ્યારે હું તે કબાટ પાસે આવીને ઉભો રહેતો ત્યારે મારો હાથ વધુ અને વધુ દબાતો હતો. અધુરામાં પુરૂં ત્યાંની એક ખુરશી કાદવથી સહેજ ખરડાયેલી હતી, એટલે મારૂં અનુમાન સંપૂર્ણ થયું. ઉતાવળમાં બદમાશ ખુરશી લુછવાનું પણ ભુલી ગયો હતો, ખુરશીનો ઉપયોગ શા માટે કર્યો હોય ? કબાટ પર કંઇક મુકવા હશે. મારી ખાત્રી થતાં મેં તેને પકડાવ્યો કે તુરતજ સઘળું ખુલ્લું થઇ ગયું. અને આ પ્રમાણે એક બદમાસ કાયદાની ચુંગાલમાંથી છટકી જઇ એક નિર્દોષને ફસાવતાં અટકયો.

'ખરેખર પ્રોફેસર ! તમારૂં ભેજું તો—'

'અરે જવા દે યાર ! પણ પછી રેનોલ્ટ, પેલા ધુમકેતુનું શું થયું તે તો કહે, '

# પવનમાં પાંત્રીસ દિવસ.

મૂળ લેખકઃ જુલે વર્ન.

અનુવાદકઃ રા. પ્રભુદાસ સુંદરજી નંદાણી.

## પ્રકરણ બીજું.

### સીમલા કે મહાબલેશ્વર.

રાત શાંતિથી પસાર થઇ. બધા છ વાગ્યે ઉઠયા. કેનેડીનું શરીર અસ્વસ્થ દેખાયું. તેને જરા તાવ પણ આવતો હતો. હવા બદલાઇ. આકાશમાં જાડાં વાદળાં ભરાઇ આવ્યાં, અને ભયંકર વરસાદ તથા તોફાન થાય તેમ લાગ્યું. ઝુગોમેરો બહુ નિર્જન પ્રદેશ છે. જાન્યુઆરીના પંદર દિવસ સિવાય આખું વરસ વરસાદ વરસે છે. કેપ્ટન સ્પીકના અનુભવ પ્રમાણે, આપણા મુસાફરોને પણ તિવ્ર દુર્ગંધિ આવવા લાગી.

"ખરેખર સ્પીકના કહેવા પ્રમાણેજ જાણે કેમ અહિં ઝાડીઓમાં કોઇ મડદું રાખ્યું હોય એવી દુર્ગંધ આવે છે." ડાકટરે કહ્યું.

"આ બહુ ભયાનક પ્રદેશ છે. મારા પર તો તેના પ્રતાપ ફરી વળ્યા." કેનેડીએ કહ્યું:

"તેમાં કાંઇ નવાઇ નથી. આપણે અત્યારે આફ્રિકાના ખરાબમાં ખરાબ ભાગમાં છીએ. અહિં વધુ નહિ રોકાઇએ."

જો હોશીયારીથી દોરડા પર સરકી ઝાડ પર ગયો, દોરડું છોડી નાખ્યું. તરતજ ડાકટરે સીડી ફેંકી. સીડી પર ચડતાંજ બલુન ચાલવા લાગ્યું. જો ચપળતાથી કારમાં આવતો રહ્યો. ડાકટરે ગેસપાઇપથી ગરમી આપીને ગેસ ફુલાવ્યો. અને બલુન ઉડવા લાગ્યું.

તેઓ જેમ જેમ આગળ વધતા ગયા, તેમ તેમ દેખાવ બદલાતો ગયો. આફ્રિકામાં એવું ખુબ બને છે કે ખરાબ હવાવાળા પ્રદેશની પાસેજ તંદુરસ્તી આપનાર હવાવાળો પ્રદેશ હોય છે. કેનેડીના શરીરમાં તાવ વધતોજ જતો હતો.

'અત્યારે માંદા થવાનો વખત નથી." તેણે કહ્યું, અને રગ ઓઢીને સુતો.

"જરા ધીરજ રાખ!" ડાકટરે જવાબ આપ્યો, "હમણાંજ સાજો થઇ જઇશ."

"તારે મને દવા પાઇને સાજો કરવો હોય તો તે એકદમ આપી દે. હું તે આંખો મીચીને પી જઇશ."

"મારી પાસે તો તેથી વધુ સારી ચીજ છે. હું તને વગર પૈસે મળતી કુદરતી દવા આપીશ. ખરાબ હવાના પ્રદેશ બ્હાર જઇએ, એટલે બસ! દસ મીનીટમાં તું સાજો!"

દસ મીનીટમાં બીનાશવાળી હવાનો પ્રદેશ તેઓ પસાર કરી ગયા.

"હવે થોડીવારમાં તને ચોકખી હવા અને સુર્યની અસર જણાશે. હું તને હવે સારી હવાવાળા પ્રદેશમાં લઇ જાઉં છું જેમ એક—યુરોપીયન ડૉકટર પોતાના હિંદી દરદીને મહાબલેશ્વર કે સીમલા લઇ જાય તેમ."

કેનેડીને હવે ઠાક લાગવા માંડયું. તે અને જો બલુનના 'પેટ ભરીને' વખાણ કરવા

લાગ્યા. બલુનની નીચે આમ તેમ અથડાતાં વાદળાં બહુજ સરસ લાગતાં હતાં. બલુન અત્યારે ચાર હજાર ફીટની ઉંચાઇએ, વાદળાંઓથી પર ઉડતું હતું થર્મામીટર પરથી માલુમ પડયું કે 'ટેમ્પરેચર' ઘટતી જતી હતી જમીન દેખાતી બંધ થઇ. લગભગ પચ્ચાસ માઇલ દૂર રૂએહો પર્વતનું ચકચકિત શિખર દેખાયું. પવન વીસ માઇલની ઝડપે વાતો હતો. ત્રણ કલાકમાં તો કેનેડી–'ઘોડા જેવો' થઇ ગયો. તેને કડકડીને ભૂખ લાગી.

"કવીનાઇન કરતાં તો આ બહુજ સરસ." તેણે ખુશ થઇને કહ્યું.

'મારો વાનપ્રસ્થાશ્રમ હું અહિં આવીનેજ ગાળીશ." જોએ કહ્યું.

"સવારે દશ વાગ્યે વાતાવરણ સાવ ચોકખું થઇ ગયું, વાદળામાં છિદ્ર દેખાયું. અને તેમાંથી જમીન દેખાવા લાગી. હવે બલુન જરા નીચે ઉતાર્યું. ડોકટરને બલુનને ઇશાનમાં લઇ જાય તેવો પવન જોતો હતો. જમીનથી ૬૦ ફીટ ઉંચે આવો પવન મળ્યો.

"જો આપણે પગે ચાલીને મુસાફરી કરી હોત તો." ડોકટરે કહ્યું, "આપણે ઝેરી કાદવમાં ઘસડાઇ જાત. આપણો સામાન ઉપાડનાર પ્રાણીઓમાંથી ઘણાં ખરાં થકીને મરી ગયાં હોત. આપણે પણ સંકટોથી પ્રેત જેવા જ થઇ જાત; ચારેય બાજુ અંધકાર અને નિરાશ જ દેખાત; આપણા જંગલી ભોમીયા સાથે કજીયા થાત, તેઓ આપણને હેરાન કરત, દગો દેત; દિવસે ગરમી એટલી સખ્ત પડત કે 'ન પૂછો વાત;' અહિંના જંગલી જીવડાઓ જાડામાં જાડા કપડાં સોંસરા પેસીને બટકા ભરત અને એ દુઃખથી આપણે ગાડાં બની જાતઃ તે સિવાય જંગલી પશુઓ અને જંગલી માણસોના ત્રાસ તો 'લટકા' મા."

"મને એવો અખતરો કરવાનો જરાય 'શોખ' નથી." જો બોલ્યો.

"આમાં જરાય અતિશયોક્તિ નથી. આ પ્રદેશમાં થયેલ મુસાફરીઓના હેવાલ વાંચતાં, તમારી આંખમાંથી લોહી વરસે."

છેવટે તેઓ રૂએહો પર્વત પાસે આવી પહોંચ્યા. અહિંથી મુસાગારા પર્વતોની ત્રીજી હાર શરૂ થતી.

"ધ્યાનમાં રાખો! આપણે હવે રૂએહો પહાડ પાસે આવી પહોંચ્યા. રૂએહોનો જંગલી ભાષામાં અર્થ 'પવનનો માર્ગ' થાય છે. તેનું શિખર ઓળંગવા માટે પાંચ હજાર ફીટ ઉંચે ચડવું પડશે."

"આપણને શું વારંવાર આ પ્રમાણે આટલે બધે ઉંચે ચડવું પડશે!"

"ના. ના. યુરોપ અને એશીયાના પ્રમાણમાં આફ્રિકાના પર્વતો ન્હાના છે ગમે તેમ હોય તો પણ વિકટોરીઆ ગમે તેવા ઉંચા પર્વતો સ્હેલાઇથી ઓળંગી શકશે."

તરતજ ગરમી વધારીને ગેસ ફુલાવવામાં આવ્યો. બલુન એકદમ ઉંચે ચડયું. હાઇડ્રોજન આમ ફુલાવવાથી નુકસાન થાય તેમ ન્હોતું! કારણ કે મોટું બલુન પોણુંજ ભરવામાં આવ્યું હતું. બેરોમીટર ૭ ડીગ્રી ઉતરતાં બલુન ૬૦૦૦ ચડયું છે, એવી ખાત્રિ થઇ.

"આટલી બધી ઉંચાઇએ વધુ વખત રહી શકાય?"

"મોટું બલુન હોય તો આથી પણ વધુ ઉંચાઇએ વધુ વખત રહી શકાય. બ્રિઓસ્કી અને ગેકુઝાક એટલે બધે ઉંચે ગયા હતા કે શ્વાસ ન્હોતો લઇ શકાતો અને મોઢામાંથી લોહી પડવા માંડયું. થોડા વરસ પ્હેલાં બે ફ્રેન્ચમેન બેરલ અને બિસ્કો બહુજ ઉંચે ચડયા હતા, પણ બલુન ફાટી ગયું."

"અને તેઓ પડી ગયા?"

"હા. પણ વૈજ્ઞાનિક માણસો પડે તેમ. જરા પણ ઇજા ન થાય એમ પડયા."

"સારે સાહેબ! મને એવો શોખ

જરાય નથી. હવેથી ખાસ જરૂર વિના બલુન બહુ ઉંચે ન ચડાવતા !" જોએ કહ્યું.

૭ હજાર ફીટની ઉંચાઇએ હવાની ઘટ્ટતા ઘટતી ગઇ. જોવું અને સંભળવું મુશ્કેલ થઇ પડયું. જમીન ઝાંખી દેખાવા લાગી. માણસો અને પ્રાણીઓ સાવ દેખાતાં બંધ થયાં. મોટી પહોળી સડકો દોરા જેવી લાગવા મંડી, સરોવરો ખાબોચીયાં જેવાં દેખાવા લાગ્યાં. તેઓ બરાબર પર્વત ઉપર આવ્યા. ડૉકટરે આ પર્વતનો 'સ્કેચ' કાઢી લીધો. થોડીવારમાં પર્વતની બીજી બાજુએ આવી ગયા. રણ જેવો પ્રદેશ આવવા લાગ્યો. બલુન નીચે ઉતારવામાં આવ્યું. દોરડાં ફેંકયા. એક ઝાડમાં દોરડું ભરાયું. જો નીચે ઉતરીને દોરડું ઝાડ સાથે બાંધી આવ્યો. પવન શાંત પડી ગયો હતો.

" હવે તમે બન્ને બંદુક લઇને જંગલમાં જાઓ અને શિકાર લઈ આવો.' બંન્ને બંદુક લઈ નીચે ઉતર્યા. બે માણસનો ભાર ઘટવાથી બલુન જરા ઉંચું થયું.

" સાહેબ! અમને છોડીને ઉડી ન જતા હો !" જોએ કહ્યું.

"ચિંતા ન કર! તેં પોતેજ દોરડું બરાબર બાંધ્યું છે; પછી હું કયાંથી ઉડવાનો હતો ? હું અત્યાર સુધીની સફરનું વર્ણન નોંધપોથીમાં ટપકાવી લઉં. આ જગ્યાએથી હું આખો પ્રદેશ દેખી શકતો હોવાથી કાંઈ ભય જેવું દેખાશે તો બંદુકના અવાજ કરીશ તે અવાજ સાંભળીને તમે તરતજ દોડયા આવજો. "

---

## પ્રકરણ ત્રીજું.

### પૂંછડીવાળા માણસ !

જમીન માટીયાળી હતી. સખ્ત ગરમીથી તે સાવ સુકાઇ ગઇ હતી. આટલામાં કોઇ વસતું હોય, એમ ન લાગ્યું. કેરેવાનની જરા જરા નિશાનીઓ દેખાતી હતી. માણસો અને પ્રાણીઓના સફેદ હાડકાં અહિં તહીં રેતીમાં મળેલાં માલુમ પડતાં હતાં. અરધી કલાકમાં તેઓ ગુંદરના ઝાડના જંગલમાં આવી પહોંચ્યા. શિકારની શોધમાં આમતેમ નજર નાખવા મંડયા.

" જમીન સારી નથી તોપણ ફરવાથી મજા તો આવે છે. " જોએ કહ્યું.

કેનેડીએ નિશાની કરીને આગળ વધવા અટકવાની અને ચુપ રહેવાની સૂચના કરી. તેમને કુતરાની મદદ વિના કામ લેવાનું હતું. જો ગમે તેવો હોશીયાર હોય તોપણ કુતરાની ગરજ સારી શકે તેમ તો ન્હોતુંજ.

થોડે દૂર એક ન્હાના ખાબોચીયામાં હરણનું ટોળું પાણી પીતું હતું. હરણોને ભયની આગાહી થઇ હોય તેમ લાગ્યું. તેઓ અસ્વસ્થ દેખાયાં. ડીક અને જો ધીમે ધીમે તેમની પાસે ગયા. ગોળી છોડી. એક હરણ પડ્યું. અને બાકીનાં બધાં આંખના ચમકારામાં અદશ્ય થઇ ગયાં. આ મરેલા હરણને જો એ લઇ લીધું. ત્રણ પતથર રાખી ચૂલો કર્યો. આસપાસથી લાકડાં વીણી દેવતા સળગાવ્યો, અને હરણને શેકવા મુકયું.

" મને અત્યારે શો વિચાર આવે છે, તે તમે જાણો છો ? " જોએ પૂછ્યું.

" તને ખાવા સિવાય બીજો વિચાર શો હોય ? "

" ના. મને એ વિચાર આવ્યો કે, આપણને બલુન ન જડે તો ? "

" તું એમ ધારે છે કે ડૉકટર આપણને છોડીને ચાલ્યા જાય ? "

" ના. પણ ધારો કે દોરડું ડાળીમાંથી છૂટી જાય તો ? "

" અશકય ! અને તેમ થાય તો પણ ડૉકટર બલુન[illegible] "

"પણ ધારો કે પવનનું ઝાપટું આવે અને ડૉક્ટરના ગમે તેટલા પ્રયાસ છતાં બલુન કયાય ને કયાંય ઘસડાઇ જાય તો?"

"મહેરબાની કરીને આવી ભયાનક કલ્પનાઓ ના કર."

"આપણે દરેક વસ્તુ માટે તૈયાર રહેવું જોઇએ."

આજ ક્ષણે બંદુકનો ભડાકો સંભળાયો.

"તે મારી જ બંદુક. હું તેનો અવાજ ઓળખી શકું છું." કેનેડી ચમકીને બોલ્યો.

"એ ભયની નિશાની છે." જો ચીસ પાડી ઉઠ્યો.

કેનેડીએ શિકાર લઇ લીધો. અને આવેલ રસ્તે પાછા ઝપાટાબંધ જવા મંડયા. તેઓ બહુજ દૂર તો ન્હોતા, પણ ઘાડા જંગલને લીધે બલુન ન્હોતું દેખી શકાતું. બંદુકનો બીજો અવાજ સંભળાયો. તેઓ ખુબ ઝડપથી દોડવા મંડયા. જંગલને છેડે આવી પહોંચ્યા. ત્યાંથી બે માઇલ દૂર બલુન તેને તે સ્થાને જ દેખાયું. ડૉક્ટર પણ કારમાં બેઠેલો દેખાતો હતો.

"શું થયું હશે!" કેનેડી બોલ્યો.

"અરે ભગવાન!" જોએ ચીસ પાડી.

"કેમ! શું જોયું?"

"બલુનની નીચે જંગલી લોકોનું ટોળું ઘેરો ઘાલીને ઉભું છે."

જોનું કહેવું ખરૂં હતું. લગભગ ત્રીશેક માણસો બલુનની આસપાસ હતાં. તેઓ બરાડા પાડતા હતા, અને કુદકા મારતા હતા. કેટલાક તો ઝાડપર ઉંચી ડાળીઓ પર ચડતા હતા. જીવન અને મરણનો પ્રશ્ન હતો. આપણા બન્ને મિત્રો હવે તો ગજબ ઝડપથી દોડયા. હજુ તેમને એક માઇલ દોડવાનું હતું. ત્યાં તો વળી બીજો અવાજ સંભળાયો. એક પ્રચંડ આદમી, દોરડું બાંધ્યુ હતું, તે ડાળી ઉપર જવા પ્રયાસ કરતો હતો; તેને તે ગોળી લાગી. પ્રાણહીન દેહ એક પછી એક ડાળી પર ગબડતો ગબડતો નીચે પડવા લાગ્યો, અને જમીનથી વીસ ફીટ ઉંચે લટકી રહ્યો. તેના બન્ને હાથ અને બન્ને પગ સહીત આખો દેહ ઝુલવા લાગ્યો.

"આ શું? માણસ આમ કેવી રીતે લટકી શકે? બે હાથ અને બે પગ તો ઝુલે છે, તો તે લટકી રહ્યો કેવી રીતે?" જોએ ઉભા રહીને કહ્યું, બરાબર તે તરફ જોયું અને તરતજ ખડખડાટ હસી પડયો. "અરે તે માણસ કયાં છે? એ તો વાંદરો છે. તેની પૂંછડી ભરાઇ જવાથી તે લટકે છે."

"એ બધા વાંદરા હોય તો તો આપણે નસિબદાર." કેનેડીએ જવાબ આપ્યો.

કેનેડીએ વાંદરાના ટોળા પર ગોળીઓ છોડી મેલી. કેટલાક મરી ગયા, અને બાકીના નાસી ગયા. કેનેડી રેશમની સીડી પરથી ઉપર ચડી ગયો. જોએ ઝાડ ઉપર ચડી દોરડું છોડી નાખ્યું. ડૉક્ટર કાર જરા નીચી લાવ્યો, અને જો તેમાં કુદી પડયો.

"અમે તો જાણ્યું કે જંગલી માણસોએ તમારા ઉપર હુમલો કર્યો." કેનેડીએ ડૉક્ટરને કહ્યું.

"એ તો નસિબદાર કે વાંદરા હતા." ડૉક્ટરે જવાબ આપ્યો.

"દૂરથી તો વાંદરા જંગલી માણસ જેવાંજ લાગે છે." કેનેડી બોલ્યો.

"અને પાસેથી પણ ક્યાં નથી લાગતાં?" જો બોલ્યો.

"જો વાંદરાઓએ દોરડું તોડી નાખ્યું હોત તો મુશ્કેલીમાં પડી જાત. કેમકે બલુનને પવન કદાચ કયાંય ને ક્યાંય ઘસડી જાત. અને મારે પણ અનિચ્છાએ ઘસડાવું પડત." ડૉક્ટરે કહ્યું.

"કેમ! હું ન્હોતો કહેતો?" જોએ કેનેડીને કહ્યું.

પછી લાવેલ શિકાર સંબંધી વાતો થઇ, અને બધાંએ જમી લીધું.

સાંજના ચાર વાગ્યા હતા. પવન સરસ વાવા લાગ્યો. બલુન પંદરસો ફીટની ઉંચાઇએ ઉડતું હતું. ડાકટર ગેસપાઇપ ગરમ રાખતો હતો કે જેથી બલુન તે જ ઉંચાઇએ રહી શકે. સાત વાગે બલુન કેનીઅમના બેસીન ઉપર ઉડતું હતું. યુગોગો દેશનો સુલ્તાન આટલામાં રહે છે. અહિંના લોકો બીજા ભાગોના પ્રમાણમાં ઓછા જંગલી છે. ગુલામોના વેપાર અહિં ભાગ્યેજ થાય છે. માણસો અને પશુઓ ન્હાની ન્હાની ઝુંપડીઓમાં સાથેજ રહે છે. કેનીઅમ પછી પ્રદેશ સુકો અને ખડકોવાળો આવ્યો. પણ કલાક એકમાં પાછી ફળદ્રુપ જમીન આવી. સાંજ પડતી ગઇ તેમ પવન પડતો ગયો. વાતાવરણ ઉંઘવાની તૈયારી કરતું હોય એમ લાગ્યું. ડાકટરે જુદી જુદી ઉંચાઇએ બલુનને ચડાવીને પવન શોધવા નિષ્ફળ પ્રયાસ કર્યા. પવનનું કયાંય નામ ન્હોતું છેવટે રાત હવામાંજ ગાળવા નક્કિ કર્યું. હંમેશ મુજબ વારાફરતી ચોકી કરતાં રાત ખાસ બનાવ વિના પસાર થઇ. સ્હવારે પવન બલુનને ઇશાનમાં લઇ જવા મંડયો. તેઓ મ્યુનગુર પ્રદેશ પર પસાર થવા મંડયા.

ઝાહુ-લા-કોઆ આવતાં જોને પાણીની શોધમાં મોકલ્યો. નકશા ઉપરથી પશ્ચિમ ઢોળાવ પર તળાવ છે એમ જણાતું હતું. જોએ તળાવ શોધી કાઢયું અને પાણી ભરી આવ્યો. રસ્તામાં હાથીને પકડવાના મોટા ખાડાઓ સિવાય તેણે બીજું ખાસ કાંઇ ન જોયું. એક ખાડામાં તો તે પણ પડી ગયો.

મુસાફરી ચાલુ કરી. મધ્ય આફ્રિકાના કેન્દ્રસ્થાન કાઝેથી તેઓ ફક્ત સો માઇલ દૂર રહ્યા હતા. પવન અનુકુળ હોવાથી તે દિવસેજ ત્યાં પહોંચવાની ધારણા હતી. અહિંનો પ્રદેશ દરીયાઇ સપાટીથી ત્રણ હજાર ફીટ ઉંચે હોવાથી ગેસને ખુબ ફુલાવ્યા સિવાય ઉંચે રહી શકાય તેમ ન્હોતું. તેથી બલુન જમીનથી જરાક જ ઉંચે ચાલતું હતું. ઘમ્બો અને ટુરાવેલ્સ ગામડાઓને તો તેઓ લગભગ અડીને ચાલ્યા, એમ કહી શકાય. ટુરાવેલ્સ તો ઉન્યામ્વેઝી નામના સુંદર ભવ્ય પ્રદેશનો એક ભાગ છે. આ પ્રદેશમાં આખી દુનીયામાં કયાંય નહિં ઉગતાં હોય એવાં ગંજાવર ઝાડ ઉગે છે.

બપ્પોરે બે વાગ્યે તો તેઓ કિનારાથી ૩૬૦ માઇલ દૂર પ્રખ્યાત કાઝે ચકેર પર આવી પહોંચ્યા.

"આપણે ઝાંઝીબારથી સ્હવારે નવ વાગ્યે ઉપડયા," પોતાની નોંધપોથી તપાસતાં ડાકટરે કહ્યું, "બે દિવસમાં આપણે લગભગ પાંચસો માઇલની મુસાફરી કરી. કેપ્ટન બર્ટન અને સ્પીકને અહિં આવતાં સાડાચાર મહિના લાગ્યા હતા."



"આ પાંચમી વાર તમે મારો પગ છુંદયો !" ટ્રામમાં બેઠેલા એક મુસાફરે પાસે ઉભેલા એક મુસાફરને ગુસ્સે થઇને કહ્યું.

"તમારી ખાત્રી છે કે આ પાંચમી વાર હતું ?" પેલાએ પુછ્યું.

"ખાત્રી નહિ તો શું ખોટું કહું છું ?" બેઠેલો મુસાફર વધારે ગુસ્સે થયો.

"તો સાચું હશે. તમે ગણીતમાં મારા કરતાં વધારે હુંશિયાર લાગો છો તો એ ગણત્રીનું કામ તમેજ ચાલુ રાખજો !"

કાયદાની દૃષ્ટિએ

# ગુજરાતની હિંદુ સ્ત્રીઓનું સ્થાન.

લેખકઃ મનહરનાથ માણેકનાથ ધારેખાન,
બી એ. એલએલ. બી. એડવોકેટ

( ગયા અંકના પાન ૩૬૪ થી ચાલુ. )

**લાભ.** ( ૨૨ ) હવે કુટુમ્બના ' લાભ ' માટે એટલે શું ? તેવિચારીએ. કૌટુમ્બીક મીલકતના રક્ષણ સાચવણુ અથવા સુધારણા માટે જે ખર્ચ કરવામાં આવે તે 'લાભ' માટે કહેવાય. તેજ પ્રમાણે ભરણપોષણુ અથવા વિદ્યા–દાન અથવા સભ્યની ઉદ્ધારણા માટે જે ખર્ચ કરવામાં આવે તે પણ 'લાભ' માટે કહેવાય. પટણાના ઘણા કેસોમાં એમ ઠર્યું કે કુટુમ્બની મીલકત વધારવા જે ખર્ચ કરવો પડે તે લાભમાં ગણાય. પરંતુ જો સટ્ટો કરવામાં આવે તો સગીર સભ્યોને તેનું નુકશાન બંધનકર્તા નથી. પણ જો જમીનદારી પાછી મેળવવા, ગીરો ખત કરવું પડે તો અયોગ્ય નથી.

**એકત્ર કુટુમ્બની ઘટના.** ( ૨૩ ) હવે એકત્ર કુટુમ્બની ઘટના વિચારીએ. તેમાં કોણ સભ્ય હોઇ શકે. નીચે જણાવેલા સભ્યોથી એકત્ર કુટુમ્બ બને છેઃ–( ૧ ) એકજ વડવાથી ઉતરી આવેલા હોય અને જેઓ એક બીજાના સપિંડ હોય. (૨) તેનીજ રીતના પિત્રાઇઓ. (૩) દત્તક લીધેલા ( કુટુમ્બના સભ્યે ) છોકરાઓ. (૪) મરદ સભ્યોની માતા-પત્નીઓ–વિધવાઓ અને કુંવારી છોકરીઓ. સિદ્ધાંત પ્રમાણે તો એકત્ર કુટુમ્બમાં ઘણા કુટુમ્બો હોય. પણ જેમ જેમ વધુ કુટુમ્બો થતાં જાય તેમ તેમ નાના એકત્ર કુટુમ્બો થતાં જાય છે. જો કે આવું નાનુ કુટુમ્બ તેના અર્થ પ્રમાણે પુરેપુરૂં છે પણ મોટા એકત્ર કુટુમ્બનો તે એક ભાગ અથવા અંગજ ગણાય અને બધાં એક બીજાના સપિંડો છે. એકત્ર કુટુમ્બ અને તેના સભ્યો વિષે આ વિભાગની શરૂઆતમાંજ સમજાવ્યું છે. વહેંચણુ વખતે પત્નીઓને ભાગ મળતો નથી પણ માતાને મળે છે. પત્નીઓ વહેંચણુ માંગી શકે નહીં. તેમજ કોઇ પણ સ્ત્રી વહેંચણુ કરવાની ફરજ પાડી શકે નહીં.

**અયોગ્ય સભ્યો.** ( ૨૪ ) જેઓ વારસા માટે અયોગ્ય ગણાયા છે, તે એકત્ર કુટુમ્બના સભ્ય થવા માટે પણ અયોગ્ય ગણાયા છે. પરંતુ એ અયોગ્યપણાનું કારણ જો દૂર થાય તો પાછળથી જન્મેલા પુત્રની માફક તેનો હક લાગે છે. હવે જો કોઇ ધર્મ–ફેર થાય તો શું થાય તે વિચારીએ. સન. ૧૮૬૨ પછી જો કોઇ સભ્ય વટલી જાય તો કૌટુમ્બીક મીલકતમાંથી એનો હક નષ્ટ થતો નથી પણ ત્યારથી તે જુદો ગણાય છે–એકત્ર કુટુમ્બ નષ્ટ થાય છે અને હયાતી હક લાગતો નથી.

**એકત્ર કુટુમ્બની સાધારણ તથા સ્થિતિ.** ( ૨૫ ) આપણે ઉપર કહી ગયા છીએ કે એકત્ર કુટુમ્બ ફકત હીંદુ ભાવનાથી ઉત્પન્ન થએલું છે. તે કોઇ પણ કરાર-

નામા ( Contract ) થી થાય નહીં. હવે એકત્ર કુટુમ્બની સાધારણ ભાવના તથા સ્થિતિ વિચારીએ. ( અ ) તેઓ રસોડે-પૂજામાં તથા મીલકતમાં એકત્ર હોય છે. (બ) પ્રથમ દાર્શનીક એમ ગણાય છે કે હીંદુ કુટુમ્બ એકત્ર છે; જ્યાં સુધી જુદુ સાબીત કરવામાં ન આવે ત્યાં સુધી એકત્ર મનાય. જે જુદું ગણાવે તેને માથે પુરાવાનો બોજો હોય છે. ( ક ) અમુક મીલકત મઝીઆરી દેખાય તો જ્યાં સુધી વહેંચણ થઇ જુદી પડી છે એમ સાબીત ન થાય ત્યાં સુધી મઝીઆરી ગણાય. ( ખ ) એકત્ર કુટુમ્બના સભ્યના હાથમાં જે મીલકત હોય તે પ્રથમ દાર્શનીક મઝીઆરી ગણાય છે. (ગ) જ્યારે એક સભ્ય બીજાથી જુદો થાય છે ત્યારે એકત્ર કુટુમ્બ વિભકત થયું એમ મનાય છે. બીજા સભ્યો એકત્ર રહ્યા છે એમ પછી પ્રાથમીક મનાય નહીં. એ સ્થિતિ બીજી વસ્તુસ્થિતિની માફક સાબીત કરવી પડે.

જો કુટુંમ્બ એકત્ર હોય તો અને તેથી તેની પાસે મીલકત હોવીજ જોઇએ, અને હોય તે મઝીઆરી છે એમ માનવાનું કારણ નથી. પણ જો એમ સાબીત થાય કે અમુક એકત્ર કુટુમ્બ પાસે મઝીઆરી મીલકત છે તો પછી તેની પાસે જેટલી મીલકત હોય તેટલી બધી મઝીઆરીજ ગણાય. આ સંજોગોમાં જો કોઇ પણ સભ્ય એમ કહે કે અમુક ( ભાગ ) મીલકત તેની પોતાની સ્વતંત્ર છે તો તે સભ્યના ઉપર પુરાવાનો બોજો રહે છે. કેવી રીતે અને કેવા સંજોગોમાં તે મીલકત તેણે મેળવેલી અને તે કેવી રીતે સ્વતંત્ર તરીકે મનાવવા માગે છે એ બધું સાબીત કરવું જોઇએ; પ્રાથમીક દૃષ્ટિ તેની વિરુધ છે. ફક્ત તે મીલકત તે સભ્યના નામ ઉપર છે તે પુરાવો પુરતો નથી; તેમજ રીસીટ વગેરે બીજા કાગળો પણ તેના નામના હોય તે પણ પુરતો પુરાવો ગણાય નહીં. પરંતુ જો બીજા સભ્યોએ પણ સ્વતંત્ર મીલકત મેળવી હોય, અને જે સભ્યના નામ ઉપર જે મીલકત હોય તે દુનીઆને એમ માનવા દીધી હોય કે તેની પોતાની સ્વતંત્ર છે તો પુરાવાનો બોજો તે સભ્યના માથા પરથી ઉતરી, જે સભ્યો એમ કહેવા માંગતા હોય કે તે મઝીઆરી અથવા કૌટુમ્બીક છે તે સભ્યોના ઉપર પડે છે.

જો વીલમાં પિતાએ એમ જણાવ્યું હોય કે અમુક મીલકત સ્વતંત્ર છે તો તેથી સ્વતંત્ર થતી નથી અને પુરાવાના બોજાનો નિયમ ઉપર જણાવ્યો તેજ પ્રમાણે છે. એમ કબુલવામાં આવ્યું હોય કે વહેંચણ થઇ છે અથવા એમ સાબીત થયું હોય તો પછી જે એમ કહે કે હજી પણ એકત્ર તથા મઝીઆરી મીલકત છે, તેના માથે પુરાવાનો બોજો રહે છે. જો એમ સાબીત થાય કે થોડી વહેંચણી થઇ છે તો એમજ મનાય કે બધી પૂરેપૂરી વહેંચણ થઇ છે.

પરંતુ જો પ્રાથમીક એમ બતાવવામાં આવે કે અમુક કુટુમ્બના સભ્યો જુદા રહેતા હતા, જુદા ખાતા હતા અને જુદી પાઠ-પૂજા રાખતા હતા તો પછી કુટુમ્બ એકત્ર હતુ એમ પ્રાથમીક મનાય નહીં. આવા સંજોગોમાં જુદુ માનવું જોઇએ અને જે એકત્ર છે એમ કહે તેના ઉપર પુરાવાનો બોજો નાંખવો જોઇએ. હવે એમ નક્કી થએલું છે કે જો એકત્ર કુટુમ્બનો કોઇ સભ્ય સ્વતંત્ર રીતે, મઝીઆરી મીલકતની મદદ શિવાય અથવા તેને નુકશાન પહોંચાડયા શિવાય મીલકત મેળવે તો તે મીલકત તેની આપ કમાઇની સ્વતંત્ર ગણાય છે. પરંતુ જો બે સભ્યો પોતાના એકત્રીત પ્રયાસથી કોઇ મીલકત મેળવે—જો કે તે મેળવવા માટે કોઇ પણ મઝીઆરી મીલકતની મદદ લીધી ન હોય તો પણ તેવી મીલકત

મઝીઆરી ગણાય છે. તે બે સભ્યો વચ્ચેજ મઝીઆરી ગણાય એમ પણ નહીં. તેમજ જો મીલકત જુદી મેળવી હોય પણ મઝીઆરી તરીકે ગણે તો મઝીઆરીજ ગણાય. પરંતુ જો સ્વતંત્ર રીતે મીલકત મેળવવામાં આવી હોય અને તેને મઝીઆરી ગણાવવી હોય તો જે મઝીઆરી ગણાવવા માંગતો હોય તેના ઉપર પુરાવાનો બોજો રહે છે.

**મઝીઆરી મીલકતનો કર્તા.**

(૨૬) મઝીઆરી વેપારી પેઢી શિવાય, મઝીઆરી મીલકતની વ્યવસ્થા સાધારણ રીતે પિતા કરે; તેના અભાવે સૌથી વડીલ મરદ સભ્ય કરે. તેના અભાવે અથવા જો તેઓ અશક્ત હોય તો પછી બીજો વડીલ વ્યવસ્થા કરે. તેને કર્તા કહેવામાં આવે છે. કર્તાની ગેરહાજરી દરમ્યાન અથવા તેની અશક્તિ દરમ્યાન, બીજો કોઇ સભ્ય–બીજાની પરવાનગીથી–કામકાજ કરી શકે. સ્વાભાવીક રીતે, અને જ્યારે સગીર ઉમરના પુત્રો હોય ત્યારે તો ખાસ કરીને પિતાજ કર્તા હોય છે. પરંતુ વડીલ સભ્ય પોતાના કર્તા તરીકેનો ભાર પોતાથી નાના સભ્ય ઉપર નાંખી શકે છે. પિતાના કારભારમાં પુત્રથી વચ્ચે પડાય નહીં. પિતાની મરજી વિરૂદ્ધ પુત્રથી ગમે તે મઝીઆરા ઘરમાં રહેવાય નહીં, અને જો તેમ કરે તો પિતા કોર્ટ મારફતે તેને ખાલી કરાવી શકે છે. જો પુત્રને પિતાનો કારભાર ગમતો ન હોય તો વહેંચણ માંગી લઇ જુદા થવું જોઇએ. કર્તા તરીકે તેનો આવક અને ખર્ચ પર હક છે. જ્યાં સુધી આવકના પ્રમાણમાં ખર્ચ કરે ત્યાં સુધી કોઇનાથી બોલાય નહીં. તે કરકસર કરવા બંધાએલો નથી. જો બીજાને એમ લાગતું હોય કે તે બહુ ખર્ચ કરે છે તો વહેંચણ માંગી લઇ જુદા થવું જોઇએ. પરંતુ જો તે બીજા સભ્યોનો ભાગ વાપરી નાંખે અથવા કુટુમ્બની જરૂરીઆત બહારનું ખર્ચ કરે તો તે ભરી આપવા બંધાએલો છે. કુટુમ્બની જરૂરીઆત કઇ કહેવાય તે આ વિભાગના પેરા ૨૧ માં દર્શાવેલું છે.

(૨૭) કર્તાને નીચે જણાવેલા અધિકાર હોય છે:—

**પિતા અથવા કર્તાના અધિકાર.**

(अ) મઝીઆરી મીલકતનો કબજો એની પાસે રહે.

(च) તેને યોગ્ય લાગે તે પ્રમાણે તેની આવકનો ખર્ચ કરે.

(क) તેની વ્યવસ્થાનો તે જવાબદાર નથી. તેની નિષ્કાળજી અથવા ગેરવ્યવસ્થાને લીધે થએલું નુકશાન તે ભરપાઇ કરવા બંધાએલો નથી.

(ख) પરંતુ જો તે દગો રમે, અને પૈસા ખાઇ જાય, અથવા કૌટુમ્બીક ખાસ જરૂરીઆત શિવાય ખર્ચ કરે તો તેને માટે જવાબદાર છે.

(ग) પોતાના અથવા કૌટુમ્બીક લાભ માટે, અથવા કૌટુમ્બીક ખાસ જરૂરીઆત માટે તે દેવું કરી શકે છે, તથા મીલકત વેચી અથવા ગીરો મૂકી શકે છે.

(घ) કોર્ટના દાવામાં તે કુટુમ્બના પ્રતિનીધી તરીકે વરતી શકે છે. કોન્ટ્રેક્ટ કરી શકે છે; ફારગતી આપી શકે છે; રીસીટ આપી શકે છે; દેવું કબુલ કરી શકે છે. લવાદી ઉપર જઇ શકે અથવા કોઇ દાવાનો નીકાલ લાવી શકે. અને તે શિવાય એને યોગ્ય લાગે તે કરી શકે છે.

(ङ) સગીર ઉમરના સભ્યોનો તે વાલી છે. કુટુમ્બના વડીલ તરીકે કર્તાની મીલકત સંભાળવાની ફરજ છે. તેમાંથી તે પગાર લઇ શકે નહીં, તેમ પોતાના ભાગ કરતાં મહેન-

તાણ્યા બદલ કાંઇ પણ વધુ લઇ શકે નહીં. પરંતુ જો એના ઉપર જોખમદારીનું કામ હોય તો બધા સભ્યોની સંમતિથી તે કાંઇ પણ મહેનતાણું લઇ શકે. જે કુટુમ્બમાં બે ત્રણ કર્તા હોવાનો રીવાજ હોય તેમાં એકના મૃત્યુ બાદ તેનો પુત્ર કર્તા થાય છે. જો કુટુમ્બ પાસે ટ્રસ્ટના પૈસા હોય તો કર્તા તે સંભાળવા બંધાએલો છે. બીજા સભ્યો વારાફરતી કર્તા થઇ શકે નહીં મઝીઆરી મીલકતના જો શેર હોય તો તે કર્તાના નામ પર રહે અને તેના મરણ બાદ બીજો જે કર્તા થાય તે પોતાના નામ પર ચડાવી શકે. કર્તા હીસાબના ચોપડા રાખવા બંધાએલો નથી; જેમ એક એજન્ટ હીસાબ આપવા બંધાએલો છે તેમ તે આપવા બંધાએલો નથી. તે મુનીમ નથી પણ કર્તા છે. પરંતુ જો તે દગો રમે તો જોખમદાર છે. અને એવી રીતે જે પૈસા ખાઇ ગયો હોય તે ભરપાઇ કરી આપવા પડે. જો કર્તાના દગાથી બીજા સભ્યોએ લાભ મેળવ્યો હોય તો વાંધો લઇ શકે નહીં કોઇ પણ સભ્ય થોડી મીલકતનો હીસાબ માંગી શકે નહીં જો તેને જુદા થવા માટે હીસાબ માંગવો હોય તો બધી મીલકતનો પૂરો હીસાબ માંગવો જોઇએ.

પરંતુ જો કર્તાએ બરોબર હીસાબ આપવા કબુલ્યુ હોય તો પછી તે હિંદુ–લૉમાંથી નીકળી સાધારણ કાયદા નીચે આવે છે અને કરાર પ્રમાણે તે હીસાબ આપવા બંધાએલો છે. કર્તા દેવુ કરી શકે છે, અને બીજા સભ્યોને તેમના ભાગ પુરતું તે દેવું બંધનકર્તા છે. પરંતુ જો કર્તાએ કોઇ પણ લોન પોતાના નામ ઉપર લીધી હોય તો તે કુટુમ્બ માટે લીધી છે એમ પ્રાથમીક મનાય નહીં અથવા તે તેના અધિકાર પરત્વે લીધી છે એમ પણ પ્રાથમીક મનાય નહીં. તેમજ કુટુમ્બની જરૂરીઆત માટે લીધી છે એમ પણ મનાય નહીં. ઉપરના સંજોગોમાં જો વાદી બધા સભ્યો પર જોખમદારી મૂકવા માંગતો હોય તો પુરાવાનો બોજો એના શીર પર છે. જો કુટુમ્બની જરૂરીઆત માટે કર્તાએ પ્રોમીસરી નોટ લખી આપી હોય તો બધા સભ્યોને પ્રતિવાદી બનાવી શકાય. કુટુમ્બની વેપારી પેઢીમાં તો બધા જોખમદાર ઘણા ભાગે રહે છે. કર્તા નવો ધંધો શરૂ કરી શકે નહીં. અને જો તેને તેમ કરવું હોય તો બીજા ઉમ્મર લાયક સભ્યોની પરવાનગી લેવી જોઇએ. કર્તા દેવું કબુલી શકે છે પણ જો તે મુદત બહાર થયું હોય તો તે કુટુમ્બના તરફથી કબુલી શકે નહીં. તે કબુલીઆત પોતાનેજ બંધનકર્તા છે અને એ કુટુમ્બને નહીં. પરંતુ જો કર્તા પિતા હોય તો તેના પુત્રો એવી કબુલાતથી પણ બંધાય છે. કારણ પુત્રો પિતાનું દેવું ચુકવવા બંધાએલા છે. એકત્ર કુટુમ્બે દાવો માંડવો પડે અથવા તેની સામેં દાવો માંડવામાં આવે તો કર્તાનું ત્યાં કયું સ્થાન છે તે વિચારીએ. જ્યારે કુટુમ્બ તરફથી કર્તાને વ્યવસ્થાનો અધિકાર છે; જ્યારે દેવું કરી શકે–દેવું કબુલી શકે–લવાદી ઉપર જઇ શકે તો પછી તેને દાવો માંડવાનો પણ અધિકાર હોવો જોઇએ. આ સિદ્ધાન્ત ઉપર પ્રીવી કાઉન્સીલે એમ ઠરાવ્યું છે કે કર્તા કુટુમ્બ તરફથી દાવો માંડી શકે. તથા જો એકલા કર્તા સામે ( કુટુમ્બના બદલે ) દાવો લાવ્યો હોય તો બરોબર છે. પરંતુ પ્રતિવાદી એમ કરી શકે કે જે સભ્યો સામે એણે કોન્ટ્રેક્ટ કર્યો હતો, તેટલા સભ્યોને તો કોર્ટના રેકર્ડ ઉપર લાવવા જોઇએ. જો પ્રતિવાદી વાંધો ન લે, તો હુકમનામું કુટુમ્બને બંધનકર્તા છે; અને બીજા સભ્યો એમ વાંધો ઉઠાવી શકે નહીં કે તેઓ પક્ષકાર નહોતા. પરંતુ જ્યારે કુટુમ્બ ઉપર દાવો માંડવામાં આવ્યો હોય ત્યારે બધાજ સભ્યોને પ્રતિવાદીમાં દાખલ કરવા જોઇએ. કારણ એમ જણાય છે તે કરારનામાથી

એકત્ર નથી માટે કોન્ટ્રેકટ એકટ અને સીવીલ પ્રોસીજર કોડ લાગુ પડે નહીં. સગવડતાની ખાતર મુંબાઇમાં એવી પ્રથા પડી ગઇ છે કે કર્તા બીજા સભ્યોને પક્ષકાર બનાવેજ છે. પરંતુ ( જ્યારે કુટુમ્બ વાદી હોય ત્યારે ) જો તેમ ન કરે તો પક્ષકારના અભાવે દાવો ખોટો ઠરાવી શકાય નહીં. મુંબાઇ હાઇકોર્ટમાં એવા ઘણા કેસો આવી ગયા છે કે જેમાં બીજા સભ્યોને પક્ષકાર ( જ્યારે કુટુમ્બ વાદી હોય ત્યારે ) ન બનાવ્યા હોય તોપણ દાવો ચાલી શકે એમ ઠરાવ્યું છે.

**નવા વાદી અને મુદતનો બાધ.**

પ્રીવીકાઉન્સીલના વિચાર પ્રમાણે પિતા અને બીજા કર્ત્તા વચ્ચે ફેર નથી. બન્નેના હક આ બાબતમાં સરખા છે. પરંતુ જો નવા વાદી ઉમેરવાનો પ્રસંગ આવે અને એમ કરવાથી જો મુદતનો વાંધો આવે એમ હોય તો આખો દાવો મુદત બહારનો ગણવામાં આવે અને તે કારણસર દાવો કહાડી નંખાય.

**પિતાનો વધુ અધિકાર.**

(૨૮) પિતાને દેવું કરવાનો તથા મીલકત વેચવાનો અને ગીરો મૂકવાનો વધારાનો હક છે. તેણે જે પહેલાં દેવું કર્યું હોય તે ભરપાઇ કરવા સ્થાવર મીલકત પર બોજો કરી શકે છે. પણ તે દેવું કાયદા વિરૂદ્ધનું અથવા અનિતિનું ન હોવું જોઇએ. જુનું દેવું એટલે પહેલાં જે દેવું કર્યું હોય તે, અને નવા દેવાને સંબંધ ન હોવો જાઇએ. હવે અનિતિનું અથવા બીનકાયદેસરનું દેવું કોને ગણાય તે વિચારીએઃ (૧) દારૂ માટે (૨) પિશાચ વૃતિ માટે. (૩) જુગાર માટે (૪) દંડ ભરવા માટે (૫) ટોલ ભરવા માટે (૬) જામીન માટે

**કર્ત્તાની નાદારી.**

અને (૭) અવ્યવહારીક દેવું કરવામાંઆવે તો અનિતિનું ગણાય. હવે જો કર્ત્તા નાદાર થાય તો શી સ્થિતિ થાય ? ઉપર જણાવેલા પિતાના ખાસ હકને લીધે, નાદાર પિતાના રીસીવરને ( મુંબાઇમાં ઓફીશીઅલ એસાઇનીને) પણ તેજ પ્રમાણે હક મળે છે. નાદાર માણસની બધી મીલકત રીસીવરના હાથમાં જાય, તેની સાથે હિંદુ નાદાર પિતાના હક પણ રીસીવરને મળે. નાદાર પિતાનું મૃત્યું થાય તો પણ હયાતી હકથી બધી મીલકત છોકરાને જાય નહીં. પણ રીસીવર પાસેજ રહે.

એ સિદ્ધાંત છે કે પુત્ર પિતાનું દેવું આપવા બંધાએલો છે, તે પિતાની હયાતીમાં જ લાગુ પડે કે પિતાના મરણ બાદ પણ લાગુ પડે તે સવાલનો નિર્ણય પ્રીવી કાઉન્સીલે આપ્યો છે. મરણ બાદ પણ પુત્ર બંધાએલો છે. પણ વહેંચણ પછી પિતા પોતાના જુદા દેવા માટે પુત્રના ભાગ ઉપર ગીરો કરી શકે નહીં. તેજ પ્રમાણે જો પુત્રના ભાગ ઉપર કોઇ હુકમનામાની બજવણી થઇ હોય તો પિતા કાંઇ કરી શકે નહીં. જો આવું દેવું થોડા ભાગે જુના દેવા માટે હોય તો તેટલા દેવા પુરતુંજ બંધનકર્તા છે. પણ બાકીનું દેવું લીગલ નેસેસીટી માટે અથવા કુટુમ્બના લાભ માટે હોય તો બધું બંધનકર્તા છે.

**ફોજદારી ગુન્હો.**

જો પિતા ફોજદારી ગુન્હો કરી પૈસા ખાઇ ગયો હોય તો પુત્રને તે દેવું બંધનકર્તા નથી. પરંતુ જો તે ફોજદારી ગુન્હો થતો ન હોય અને ફક્ત દીવાની જોખમદારી હોય તો પુત્ર બંધાએલો છે. પરંતુ કલકત્તા અને મદ્રાસ હાઇકોર્ટોનો એવો અભિપ્રાય છે કે આવામાં પણ પુત્ર બંધાએલો નથી. તેમના વિચાર પ્રમાણે તે દેવુંજ ન કહેવાય. અને જો તે દેવું કહેવાય તો અનિતિવાન છે. (અપૂર્ણ)

## સ્નેહપૂર્ણા.

( ભાગ બીજો )



લેખક : શ્રીયુત ગોકુળદાસ દ્વારકાંદાસ રાયચુરા.

### પ્રકરણ ૬ ઠું.

### ગુલબાનુની આત્મકથા ( ચાલુ )



પેસ્તનજીની મનોવૃતિમાં રહેલી મલિનતા વિષે મ્હેં રતનબ્હેન સમક્ષ મ્હારૂં દિલ ખોલ્યું.

" શું કહું રતન બ્હેન ! આપણી શિક્ષણની સસ્થા કે જ્યાં હમેશાં નેકી વરસવી જોઇએ ત્યાંપણ આવા પેસ્તનજી જેવા માણસો અનાચારની વાત કરી એ પવિત્ર સ્થળને પણ અભડાવે છે." મ્હેં ધ્રુજતે સ્વરે મ્હારી વિતકની વાત સંભળાવી.

" ગુલ ! તું શું કહે છે ! ? પેસ્તનજી તો મ્હને બહુ સીધો માણસ લાગે છે. જ્યારે જોઉં ત્યારે એની આંખ્યો વર્ગમાં નીચી ઢળેલી હોય છે. કોઇની સાથે ઝાઝી વાત નહિં,વિગત નહિં,કોઇની સાથે એ બહુ હળતો મળતો પણ નથી.મ્હને આ શિક્ષણની સંસ્થામાં ઘણાં વર્ષો ગયાં પણ પેસ્તનજી જેવો કોઇ નરમ માણસ મ્હેં આજદિન સુધી જોયો નથી." રતનબ્હેને પેસ્તનજી વિષેના પોતાનો અભિપ્રાય પ્રકટ કર્યો.

" રતનબ્હેન ! ઉજળું એટલું બધું દૂધ સ્હમજવામાં જ દુનિયા ભૂલે છે. એવા બહારથી ઉજળા દેખાતા ઘણાય પુરૂષો સમાજને કલંકિત કરી રહ્યા છે.

કોયલડી ને કાગ.
 ઇ વાને તો વરતાય નહિં:
પણ જીભડીએ જવાબ,
 સાચું સોરઠીયો ભણે.

" ગુલ ! ચાલ તું બહુ ગભરાઇ ગઇ લાગે છે. ત્હને પેસ્તનજી તરફ વધુ પડતો ધિક્કાર આવી ગયો છે. જગતમાં કેટલીક ચીજો બહુ હળવી રીતે લેવી જોઇએ. દરેક ચીજને બહુ ગંભીરાઇથી લેવી ન જોઇએ. ચાલ બેઠી થા. ત્હારા આંસુ લુઈ નાંખ. ગુલ ! બેઠી થા. ના થા ! ! "

" રતનબ્હેને ગઇગુજરી ભૂલી જવા મ્હને બહુ ભાર દઇને સલાહ આપી. "

પણ મ્હને તો એ પેસ્તનજીના નામેજ ભયંકર વિચાર આવતો હતો. મ્હારી આંખ્યો આગળ એ લુચ્ચાઇથી ભરેલી આંખ્યો, એ દંભ અને ડોળ ભરેલું મુખડું અને એ અનિષ્ટ હાસ્ય પેસ્તનજીની નીચ વૃતિની સાક્ષી પૂરી રહ્યાં હતાં.

" રતનબ્હેન આજથી વર્ગમાં આવી શિક્ષણ લેવાનું મ્હારે માટે બંધ થયું છે. શયતાનના છાંયામાં શિક્ષણ મેળવવાનું મ્હારે માટે અશક્ય છે." મ્હેં આંખમાં આંસુ સહિત રતનબ્હેનને નકારમાં જવાબ આપ્યો.

" ગુલ ! ચાલ ચેડાં ન કાઢ. જોઉં છું, એ પેસ્તનજી ત્હને શું કરે છે ! ત્હને ખબર છે કે ત્હારી સ્હામે આંગળી ચીંધનારની હું આંગળી કાપી લઉં તેવી છું."

રતનબ્હેને ખૂબ હિમ્મત સાથે ધૈર્ય આપી મ્હને ફરી વર્ગમાં જવા માટે લલચાવી.

" પણ રતનબ્હેન, એ કાળમુખો પેસ્તનજી મ્હને........ "

" અરે જોયો એ પેસ્તનજી, તું તારે એ વાત ભૂલી જા. હવે હું ત્હારી ખાસ સંભાળ રાખીશ. ત્હારૂં કોઇ નામ ન લેય એવી ગોઠવણ કરીશ."

રતનબ્હેને મ્હને બોલતી અટકાવી પોતે પોતાને હાથે મ્હારી આંખ્યોનાં અશ્રુ રૂમાલવડે લુછી નાંખ્યાં.

બીજે દિવસે મ્હારાં એ શિક્ષિકા બ્હેનની સ્હમજાવટથી હું વર્ગમાં ગઈ.

આખાય વર્ગમાં આજે મ્હારે માટે અનન્ય માન પ્રકટી નીકળેલું મ્હેં જોયું.

" ગુલ " નામ પર સહુ કોઇ આફ્રીન હતું. મ્હારી સાથે ભણતી બહેનો અને શિક્ષિકાઓ સહુ મ્હારાપર ખુશ ખુશ દેખાતાં હતાં.

પેસ્તનજી આજ સંગીતનો વર્ગ લેવા આવ્યો હતો. એને જોઇ મ્હને એક પ્રકારનો તિરસ્કાર છૂટયો. શિક્ષણના ઉજ્જ્વળ પ્રદેશમાં પેસ્તનજી મ્હને કલંક સમાન લાગ્યો. પણ મ્હારી અજાયબી વચ્ચે આજે પેસ્તનજીએ મ્હારી સ્હામે પણ ન જોયું. એક પવિત્ર માણસની માફક આજે એણે નિર્દોષતાનો સ્વાંગ સજ્યો હતો. હું પણ એના ઢોંગને આજે પારખી શકી નહિ. મ્હને લાગ્યું કે પેસ્તનજીના વર્તનમાં આ થયેલો ફેરફાર રતન બ્હેનને આભારી છે.

આમ લગભગ એક અઠવાડીયા સુધી પેસ્તનજી જાણે કંઇપણ જાણતો ન હોય એમ નિર્દોષતાથી મ્હારી સાથે વર્ત્યો. ધીમેધીમે મ્હને પણ હવે વર્ગ તરફ ફરીથી શ્રદ્ધા આવી.

મ્હારી આ શ્રદ્ધા લાંબો વખત ટકી નહિ. એક રવિવારે હું હેન્ગીંગ ગાર્ડનપર ફરવા ગઇ. રવિવારે અહિં હું નિયમિત ફરવા આવતી. ચોપાટીના વાતાવરણ કરતાં અહિંના વાતાવરણમાં અનેરી શાંતિ અનુભવાતી. એ વેલીઓ, એ ખીલેલાં,અર્ધ ખીલેલાં પુષ્પો તથા સાથેનો શાંત સાગર જોઇ મ્હને પ્રભુની કલાની હરપળે યાદ આવતી.

હેન્ગીંગ ગાર્ડન પર ફરવા આવતાં બીજા સ્ત્રીપુરુષો જ્યારે ઉપર આમ તેમ ફરતાં ત્યારે હું બાગની પાસે નીચે આવેલ કુંજમાં બેસી સાગર અને સાગરતીરે આવેલ મુંબઇ તરફ જોતી એકલી બેસતી.

આજે અંધારૂં થવા આવ્યું હતું. રસ્તા પર આવવા બાંકડા પરથી ઉઠી એટલામાં પાછળથી મ્હારા ખભા પર કોઇએ હાથ મૂકયો.

હું ચમકીને ખસી ગઇ અને પાછળ જોયું તો પેસ્તનજી હસ્તો હસ્તો ઉભેલો દેખાયો.

" ગુલાં ! આમ એકલી શું ફર્યાં કરે છે. કોઇકે વખત કંપનીનો લાભ તો આપ ! "

હું નિરૂત્તર રહી. ફરીથી પેસ્તનજીની વિકારી દ્રષ્ટી મને આજે અંધારામાં પણ દેખાઇ.

" ગુલ ! તું મ્હને ધિક્કારે છે. ત્હેં રતનબ્હેન પાસે મ્હારો માટે ફરીયાદ, પણ

કરીછે. એ બધું હું જાણું છું. છતાં ત્હારી આ કાળી ભમર જેવી આંખ્યોએ હું ઘેલો થયો છું."

મ્હારા મનમાં આ વખતે અનેક તર્ક-વિતર્કના મોજાં ઉછળ્યાં. બુમ પાડી લોકોને એકઠાં કરૂં કે પોલીસને બોલાવી આને સીધો પકડાવી દઉં? મ્હેં પોતે મ્હને પોતાને એ પ્રશ્નો પૂછ્યા પણ એમાંનું હું કંઇપણ કરી શકી નહિં.

"તું આમ મુંગી ઉભી રહીશ તો ત્હને નુકશાન છે. ચાલ આજે એક વખત નિકાલ કરી નાંખ કે હું કહું છું એ ત્હને કબુલ છે કે નહિં." આમ બોલતાં બોલતાં પેસ્તનજીએ મ્હારો હાથ પકડી મ્હને વેલડીથી શોભતા માંડવા નીચે ખેંચી.

મ્હને એક વિચાર આવ્યો કે આ માણસને એક તમાચો મારી સીધો કરી દઉં પણ એ વિચાર માત્ર વિચારમાં જ રહ્યો.

"ગુલ, હું ત્હારી સાથે જોડાવા માગું છું. બોલ ત્હારો શો જવાબ છે? હા કહીશ તો સુખી થઇશ અને ના કહીશ તો ત્હારૂં જીવન હામહવાલ થઇ જશે." પેસ્તનજીએ છેલ્લા શબ્દો બોલતાં બોલતાં ધમકી આપી.

આખરે મ્હેં સઘળી હિમ્મત એકઠી કરી એ માંગતો હતો એનો જવાબ આપી દીધો.

"પેસ્તનજી! તું બોલે છે કે બકે છે! ઇમાનદારી જેવી વસ્તુ જગતમાં હોય તો હું ત્હને કહું છું કે તુ મ્હને ત્હારી બહેન તરીકે ગણજે.નાહકનો તું ફાંફાં શા માટે મારેછે?"

"હું ફાંફાં નથી મારતો પણ ત્હારે માટે મ્હને પ્રેમ ઉત્પન્ન થયો છે, અને હું ત્હને કહું છું કે ત્હારે મ્હારો સ્વીકાર કરવો જ પડશે. હું ભાર દઇને ફરી ચેતવું છું"

"અને નહિં તો!?"

"નાહ તો બીજું શું પણ ત્હારા જીવનના સુખના દિવસો ગયા એમ સ્હમજજે!

મ્હારામાં આ શબ્દો સાંભળી કંઇ અજબ ફેરફાર થયો. હું હિમ્મતવાન બની હોઉં તેમ મ્હેં પેસ્તનજીને જવાબ આપ્યો.

"ત્હારાથી થાય તે કરી લેજે."

"ગુલ જોજે પછી પસ્તાશે."

"સાચને કોઇ દિવસ પસ્તાવાનું હોતું નથી."

"એ તો વખત આવે સ્હમજાશે. ગુલ આ ગુલાબી ગાલોપર જે લોહીની ટશરો ફુટે છે એ બધું સુકાઇ જશે એવા ત્હારા દિવસો હું કરી નાંખીશ."

"દિવસ ઉગાડવા એ ખુદાને હાથ છે. ઇન્સાનના હાથમાં એ શક્તિ હોત તો તો જગતમાં ત્હારા જેવા શયતાનોનું રાજ હોત."

"ગુલ! મ્હોં સંભાળ. એકપણ શબ્દ બોલીશ તો ત્હારે એનો પાછળથી હિસાબ ચુકવવો પડશે, સ્હમજી!"

"ચાલ ચાલ હિસાબ લેવાય એટલો લે જે."

"હું એ બાબતમાં બહુ રોકડીયો માણસ છું. હમણાંજ હિસાબ ચુકવી લઉં છું."

આમ કહેતાં જ એ તો મ્હારા તરફ કૂદ્યો. ચારે તરફ આડી અવળી દ્રષ્ટી કરી એણે મ્હારા શરીર તરફ ધસારો કર્યો. હું આ ઓચિંતા હુમલા માટે તૈયાર ન્હોતી. મ્હારા જીવનમાં આ પહેલો જ પ્રસંગ હતો એટલે એની સ્હામે શી રીતે થવું એ ન સુઝવાથી હું મુઝાઇ ગઇ. એણે તો મ્હને જોરથી પકડી.

ચારે તરફ અંધારૂં જામી ગયું હતું. જે બાગમાં હું બેસતી એ બાગ એકાંતનો હતો એટલે ત્યાં મદદે પણ કોઇ આવી શકે તેમ ન્હોતું

હું એ પાપીના હાથમાં અર્ધ બેભાન

થઇ ગઇ. એ વખતે મ્હારાથી ચીસ પડાઇ ગઇ. ચીસ સાંભળી એક પારસી જુવાન દોડી આવ્યો અને એણે જોરથી પેસ્તનજીના માથામાં પોતાના હાથમાં હતી તે લાકડી મારી.

પેસ્તનજી મ્હને મૂકી એની સ્હામે થયો, પણ પેલો આવનાર જુવાન મજબુત હતો. એણે પેસ્તનજીના મોઢાપર બે મજબુત મુક્કા લગાવ્યા. પોતાના હરીફ પાસે વધુ બલ નહિં ચાલે એ વિચારે પેસ્તનજી ત્યાંથી ભાગી છુટયો.

આ પ્રસંગ આંખના પલકારામાં બની ગયો. આવનાર જુવાન એને પકડવા એની પાછળ દોડયો.

હું આ વખતે ખુબ ગભરાઇ ગઇ હતી. પેલો જુવાન એકલો પાછો આવ્યો. એણે મ્હારો હાથ પકડી બેઠી કરી.

"ત્હમને એ પાપીએ કંઇ ખાસ ઇજા તો નથી કરી ને ?" એણે માયાળુ અવાજે મ્હને પૂછ્યું.

"ભાઇ ત્હમારો આભાર માનું છું. મ્હને કંઇ ખાસ ઇજા તો નથી થઇ પણ ત્હમને ખુદાએ વખતસર મોકલ્યા."

"એ તો કુદરત કુદરતનું કામ કરે છે. ત્હમે એ માણસને ઓળખો છો ?"

"હા હું એને જાણું છુ."

"તો ત્હમે મ્હને એનું નામ આપો. એવા માણસો પારસી કોમને કલંક લગાડનાર છે. એને પોલીસમાં પકડાવી એની ઘટતી ખબર લેવાવી જોઇએ." આમ કહી એણે પોતાના ખીસામાંથી ડાયરી અને પેન્સીલ કાઢયાં.

એક ક્ષણ પેસ્તનજીનું નામ આપવું કે નહિં એ વિચારે હું મુંઝાઇ.

"ભાઇ ! એના પાપની શિક્ષા એને પ્રભુ કરશે. ત્હમારૂં નામ શું.?"

'મ્હારૂં નામ સોરાબ. મ્હને એનું નામ આપો તો સારૂં. કારણકે એવા લોકોને જડમૂળથી ઉખેડી નાંખવા જોઇએ એમ હું માનું છું"

હું મુઝવણમાં નિરૂત્તર રહી.

"ત્હમે કયાં રહો છો ?"

"પરેલ"

"અત્યારે એકલાં જશો ?"

"ગ્રાંટરોડથી ટ્રેનમાં બેસી જઇશ."

થોડીવાર એ પારસી જુવાન નીચું જોઇ કંઇક વિચારમાં ઉભો રહ્યો.

"ચાલો હું ત્હમને ત્હમારે ત્યાં મૂકી જાઉં. ત્હમે એ હીચકારાનું નામ નથી કહેવા માંગતાં તો કંઇ નહિં પણ ત્હમને એકલાં જવાં દેવાં એ એક પ્રકારનું જોખમ છે."

મ્હેં એની એ માંગણી સ્વીકારી.

અમે બન્ને ગ્રાંટરોડના રસ્તા તરફ ચાલ્યાં. થોડે દૂર જતાં એક વીકટોરીઆ એણે ઉભી રખાવી.

"ચાલો, આપણે જલદીથી સ્ટેશને પહોંચી જઇએ."

એક અજાણ્યા માણસ સાથે આવી રીતે રાતને સમયે એકલું વીકટોરીઆમાં બેસીને જવું એ જોખમભર્યું હતું એ વિચાર મ્હને વીકટોરીયામાં બેઠા પછી આવ્યો.

(અપૂર્ણ)





# કેટલીક સ્વાદિષ્ટ વાનીઓ.

લેખિકા: સૌ. કપિલા મહુભાઈ કાંટાવાળા.

## ૧ પુલાવ.

વડોદરા શહેરમાં ખાવાની જે વાની વખણાઇ મશહૂર થઇ છે તે કેમ બનાવાય તે જાણવા ઘણા ઇંતેજાર હોય છે. અહીં તેની રીત આપું છું. નીચેની વસ્તુઓ જોઇએ.

૧ શેર દીલ્હીના ચીનાઇ સક્કર ચોખા.
ાા શેર બટાકા.

નવટાંક ચણાના ડાળીઆનો કે ચણાનો લોટ.

૧/૨ રૂા. ભાર તજ ખાંડેલી.
૧/૪ ,, , લવિંગ ખાંડેલા.
૧/૪ ,, ,, જીરૂં ખાંડેલું.
૧/૨ ,, ,, શાજીરૂ ખાંડેલું.
૧ ,, ,, એલચી ખાંડેલી.
૧/૨ ,, ,, જાયફળ ,,
૧/૪ ,, ,, મરી ખાંડેલાં.
૧/૨ ,, ,, ફુદીનો—લસોટેલાનો રસ.
૧/૨ ,, ,, આદુ. ,,
૨ ,, ,, રૂા. કોથમીર.
૧ ,, ,, લીલાં મરચાં પીસેલા.
૨ ,, ,, લસણ લસોટેલું.
૧ ,, ,, ધાણા ખાંડેલા.
૧/૪ શેર ડુંગળી લસોટેલી.
૧/૪ શેર ,, કકડા.
૧/૨ નાળીએર ખમણેલું.
ા શેર દહીં.
બે આનીભાર કેસર.
નવટાંક મલાઇ.
નવટાંક માવો.
૧ લીંબુનો રસ.
નવટાંક ખીસ્મીસ.
નવટાંક બદામની મીંજો.
નવટાંક કાજુ.
૧/૪ શેર દૂધ.
ાા શેર ઘી.
મીઠું જોઇએ તેટલું.
ગુલાબજળ ૧/૨ નાની શીશી.
હીનાનું અત્તર જરાક.
ઘઉંનો લોટ પાશેર.

( ૧ ) ડુંગળીના કકડા અડધા ઘીમાં નાખી ઘી ઉકાળવું. ડુંગળીના કુચા નાખી દઈ ઘી જુદું રાખવું.

( ૨ ) બટાકા બાફી તેનો માવો કરી અંદર ચણાના ડાળીઆનો લોટ નાખી સુકા તથા લીલાં મરચાં ને કોથમીર નાખી દેવાં; તથા તમામ બીજો મશાલો અડધો નાખી દેવો. ચોળી નાખી લુગદી બનાવી નાની, સોપારી જેવડી ગોળીઓ કરી બાકી રહેલા અડધા ઘીમાં તળી કાઢવી.

( ૩ ) પાણીમાં મીઠું નાખી ચોખા પકાવી ઓસાવી કાઢવા. જેને પસંદ હોય તેણે ચોખા પકાવતાં પહેલાં આખી તજ, આખાં લવિંગ ને આખી એલચીનો દોરો દેવો.

( ૪ ) માય તેવા મોટા તપેલામાં એકેક થર આ ભાતનો ને ગોળીઓનો કરતા જવો.

બાકી રહેલા મશાલામાંથી થોડો થોડો થ થરે ભભરાવતાં જવો. અને ગુલાબજળ અત્તર તથા દુધમાં પલાળેલા કેસર વગેરેના પુટ અપાય તે માટે તે છાંટતાં જવું. ૫૮ પુરા થયેથી ડુંગળીવાળું નીતર્યું ચોખ્ખુ ઘી અંદર રેડી દેવું. ઘઉંના લોટની લુગદી બનાવી અંદરથી હવા કે વાસ ન ઉડી જાય માટે તપેલાના કાનાએ થપરડી તપેલા અંદર વચ્ચો વચ જરાક લુગદી મૂકી તે ઉપર બળતો અંગારો મૂકી થાળી કે બંધબેસતું ઢાંકણું સજડ બેસાડી દેવું. તપેલાની તળે ઉપર અંગારા મૂકી સીઝવા દેવું. તાપ થોડો રાખવો. માત્ર જમતી વખતે તપેલું ઉઘાડવું ને તે પહેલાં અંદરથી કોઇ ઠેકાણેથી વાસ જતી ન રહેતી હોય તે બાબત સાવચેતી રાખવી.

## ૨. બટાટે પોહે.

૧ શેર પૌંવા (પુવા)
પોણોશેર છોલેલાં બટાકાના ઝીણા કકડા
પોણોશેર ડુંગરીના ઝીણા કકડા.
૦। શેર કોથમીર ઝીણી સમારવી.
૧૫ લીલાં મરચાં સમારેલાં.
૧ નાળીએર ખમણેલું.
૨ લીંબુનો રસ.
૦। શેર તેલ કે ઘી.
જરાક હળદર.
મીઠું ખપ મુજબ.
લસણ લીલું જોઇએ તો.

બટાકા પોહેનો ચેવડો કરવો હોય ત્યારે પુવા પાણીમાં પહેલાં ધોવા.

બટાકના બારીક કકડા કરી, ડુંગરીના ઝીણા કકડા ભેગા કરી તેલમાં સાંતળીને શાક કરવું. શાક થાય એટલે પેલા પલાળેલા પુંવા કરેલા શાકમાં નાખી દેવા. બધું ચુલાપર મુકવું. પુવા સારા થાય ને પાણીની અસર રહે નહિ માટે ધીમા તાપે થવા દેવા. તેલ ઓછું લાગે તો બીજું નાખવું. મશાલો ને લીંબુનું પાણી ચુલા ઉપર હોય ત્યારે નાખી દેવાં. પછી નીચે ઉતારી કથરોટમાં ચેવડો પાથર્યાં પછી થોડું ખમણેલું કોપરું ને કોથમીરનાં પાન ઉપર ભભરાવવાં. આ ચેવડો તરત ખાવાનો સારો લાગે છે. ને દાંત ન હોય તો પણ ખાઇ શકાય છે. એ ચેવડો એક પણ દીવસ રહી શકતો નથી.

## ૩. બાજરીનાં વડાં.

૧ શેર બાજરી.
પૈસાભાર મેથી.
૦। શેર ઘઉંનો લોટ તેલે મોહીને.
હળદર જરાક.
મીઠું જોઇએ એટલું.
સુકાં મરચાં ૪ ચમચી.
હીંગ જરાક.
૧ પૈસાભાર ગાળેલું આમલીનું પાણી.

૧ શેર બાજરીને એક પૈસાભાર મેથી જરા જાડી દળવી. નહીં તો ઝીણા લોટના વડાં સારા થશે નહિં. વડાં કરવા હોય ત્યારે લોટ આગલી રાતે બાંધવો. લોટ કઠણ બાંધવો ને સવારે વડાં કરતા પહેલાં લોટ ખુબ કસણવો, નહિં તો વડાં કઠણ થશે. જો બહું સુંવાળાં કરવા હોય તો લોટમાં થોડું કકડેલું તેલ અંદર નાખીને ખુંબ કસણવું. વડાં લુંગડા ઉપર નાનાં ને પાતળાં થેપવાં. બહું પાતળાં થાય તો ફુલે નહિ માટે કાળજીથી કરવાં. કઢાઇમાં તેલ મૂકી કકડે એટલે વડું એક એક મુકવું. આ વડાં કોઇ કરી આપનાર હોય તો ૩, ૪ પણ મુકી શકાય છે. વડાં દુધપાકમાં સારાં લાગે છે. ને ઉના કરતાં એ ત્રણ દિવસ પછી વાશી સારાં લાગે છે. પચ-

વામાં ઘણાં હલકાં છે. આમલીને બદલે દહિં પણ નાખી શકાય.

૪. ચોખાના પુડા.

૧ શેર ચોખા.
અચ્છેર દહિં.
હળદર જરાક.
મીઠું જોઇએ તેટલું.
સુકાં મરચાં ખાંડેલાં.
લીલાં મરચાં પિસેલાં.
જરાક આદુ.

ચોખાના પુડા કરવા હોય ત્યારે ચોખાને પાણીમાં ધોઇ કપડા ઉપર સુકવી દળવા. પુડા કરવા હોય ત્યારે એક કલાક પહેલાં લોટ દહીમાં બાંધવો ને મસાલો નાખી દેવો, ને નરમ ન થાય તો માંહી પાણી નાંખવું. એ પુડો માંદા માણસને ખાવામાં તથા પચવામાં પણ હલકો છે. ને ખાવામાં ઠીક લાગે છે. સારા શરીરે આ પુડા ખાવા હોય ત્યારે મહીં આદુ, લીલા મરચાં પિસેલાં, વધુ નાખવાં તેથી ઘણાં સારા થાય છે અને સ્વાદ પણ લાગે છે.



હોઠના શણગાર

આફ્રિકામાં સારા કોમની સ્ત્રીઓ સૌન્દર્ય સારૂ નાનપણમાં મ્હોં ચીરાવે છે, અને તે હોઠમાં લાકડાનાં નાળચાં ગોઠવે છે ! વળી અમુક વર્ષો વીત્યા બાદ ફરી જરા લાંબો ચીરો કરાવે છે અને મોટાં નાળચાં નાખે છે. એમ પુખ્ત વયે પહોંચતાં આ લાવણ્યવતીઓનાં હોઠ હીપોપોટેમસ, રીંછ કે ભૂંડના મ્હોં જેવા નાળચાં ઘાટમાં છ છ અને આઠ ઇંચ બહા પડતાં રહે છે. જેમ મોઢું નાળચા જેવું આગળ પડતું વધારે તેમ તેનાં રૂપની કદર અને કીંમત વધારે !

સુદાનમાં જર નામની મહિલાઓ માત્ર ઉપલા હોઠમાંજ લાકડાનું ચોકઠું ચડાવે છે; તેઓ નીચલા હોઠ ખાલી રાખે છે; પણ તેને બદલે કાનની કિનારી ઉપર બાર કાણાં પાડી બાર કડીઓથી આખા કાન ભરી કાઢે છે. મોરૂ કોમની સ્ત્રીઓ નાકનો વચલો દાંડીનો ભાગ અને ઉપલો હોઠ બન્ને વીંધાવી બન્નેમાં કાટખુણે દાભડાની સળી ખોસી રાખે છે. પણ તુબા લોકો તો નીચલો વચલો દાંત પડાવી નાખી, લાકડાની પટ્ટી નીચલા હોઠે લટકે તેમ અંદર ખાલી ખાંચામાં ભરાવે છે. ખાતાં બોલતાં તે પટ્ટી હાલ્યા કરે છે; એટલે કંઇ ઓર મોહિની પેદા થાય છે.

કેટલીક કોમોની કામિનીઓ ઉપલો હોઠ વીંધાવે છે અને છેવટે બે ઇંચ માય તેવડો હોઠ વધારી માંહે હાથીદાંતનું ચોકઠું ચડાવે છે. પરન્તુ પશ્ચિમ આફ્રિકામાં બનાના કોમની લલનાઓ નીચલા હોઠમાં જ નાળચું નાખે છે અને ઉપલામાં નાક અને હોઠ વચ્ચેનો ભાગ નાનપણથી વીંધાવી, વધારતાં વધારતાં લાકડાના મોટાં ચકરડાં ગોઠવે છે ! આથી એ લોલ લલનાઓનો દેખાવ બતક અને રીંછના મ્હોં જેવો વિચિત્ર લાગે છે. યુગાન્ડાના ચીક લોકો તેમના હેઠલા હોઠ વીંધી માંહે પીત્તળનો સળીયો કે શેઠ્ઠાડીનું સીશોળીયું ખોસે છે.

પમની સ્વ. પતિનિર્થીના સ્મરણાર્થે
શ્રી પાર્શ્વ ગુજરાતી સમાજે
શ્રીયુત [illegible] ચાવડા
[illegible]

# સુવર્ણ કેશી.

લેખિકા : સૌ. લવંગિકા પ્રિયંવદ મ્હેતા, બી. એ.

( ગયા અંકના પાન ૩૫૯ થી ચાલુ. )

[ ૪ ]

ગ્રેચેને જ્હારે બારી ઉઘાડી ત્હારે ઉષાના નીલરંગી પ્રકાશથી રસ્તા ઉપરનાં ફાનસો ઝાંખાં પડતાં હતાં. દિનકરનું તેજ ધુમસ-પટમાં થઇને પ્રસરવા માંડ્યું હતું. ગ્રેચેનનાં નેત્ર હજી નિદ્રાથી ઘેરાયલાં હતાં, અને ત્હેના નાજુક કપોલ ઉપર પડેલી ઓશીકાની ભાત ઉપરથી લાગતું હતું કે ત્હેણે માત્ર યૌવન કાળમાં જ સુલભ બનતી ગાઢ નિદ્રામાં રાત્રિ ગાળી હતી. ત્હેના પ્રિય કારને-શને રાત્રી કેવી પસાર કરી હતી તે જોવાને તે ઉત્સુક હતી, અને જે વસ્ત્ર હાથમાં આ-વ્યું તે ત્હેણે પ્હેરી લીધું. એ સુરેખ, મર્યાદા જાળવનાર વસ્ત્રથી ત્હેનું સૌન્દર્ય અપૂર્વ રીતે દીપી ઉઠતું હતું. અને જો ફ્લેન્ડર્સના કાપડની લેઇસવાળી ટોપી અને સફેદ ઝભ્ભો પ્હેરેલી બાળા સાથે દેવીનો ખ્યાલ અઘટિત ના બનતો હોય, તો આપણે એમ કહીશું કે અત્યારે તે પૂર્વનાં દ્વાર ઉઘાડતી ઉષા જેવી તે લાગતી હતી. લેઇસ ભરીને ગુજરાન કરનાર, માટીનાં એ કૂંડાંમાં સમાઇ જતા બાગને પાણી પાનાર બાળા માટે આ ઉપમા કદાચ વધારે પડતી ભવ્ય લાગશે. પણ ખરેજ, ઉષાદેવીનું વદન પણ આટલું તેજસ્વી અને સુખી-ભર્યું નહિ હોય; અને ખરે, ફ્લેન્ડર્સની ઉષા, જેની આંખ્યો હમ્મેશા કાંઇક અંશે ઘેરાયલી હોય છે, તે તો આટલી સુન્દર નહિ જ હોય.

એક મ્હોટું પાત્ર હાથમાં લઇને ગ્રેચેન કારનેશનમાં પાણી સીંચવાને જતી હતી, અને તિબુર્સની આવેશભરી પ્રેમપત્રિકા ઠંડા પાણીના વરસાદમાં ડુબી જવાની તૈયારીમાં હતી સદ્ભાગ્યે એ ધોળા કાગળથી ગ્રેચેનનું ધ્યાન ખેંચાયું; ત્હેણે એ કાગળ માટીમાંથી કાઢ્યો, અને એ વાંચીને તે ઘણું આશ્ચર્ય પામી. ત્હેમાં માત્ર એજ વાક્ય હતાં; એક ફ્રેન્ચમાં હતું, અને બીજું જરમન ભાષામાં લખેલું હતું. બન્નેનો અર્થ એકજ હતોઃ "હું ત્હને ચાહું છું." ગ્રેચેન કદાચ પોતાની માતૃભાષા શિવાય અન્ય ભાષા સમઝતી ના હોય એ સંભવનો તિબુર્સે પ્રથમથી ઉપાય યોજ્યો હતો, કારણ તે ઘણોજ વ્યવહારકુશળ હતો.

ખરે જ, હાવા નવીન અને ચતુર વિચાર મેળવવા માટે કોઇ કવિ કાવ્યની કડી લખ-વામાં વાપરે તે કરતાં પણ વધારે કાગળ બગાડવા, અને કલ્પના શક્તિને ઉત્તેજિત કરવાને બ્હાને ઉત્તમ મદ્ય પીવો એ સાર્થક જ હતું. પરન્તુ, એ પત્રની સફળતા આભાસમય હતી. વસ્તુતઃ એ અનીતિથી ભરપૂર હતો. કે પછી એ માત્ર મૂર્ખાઇનું પરિણામ હોય-તો

કોણ જાણે. એ પણ સંભવ હતો ખરો. તે ગમે તેમ હોય, પરન્તુ એ બાળાના મનની અગાધ શાન્તિમાં, "હું હને ચાહું છું" એ વાક્ય અચાનક ફેંકવું એ શું સંવનન ક્રિયામાં પરમ નૈપુણ્યદર્શક ન્હોતું? અને એ વાક્ય પડતાંની સાથે, તળાવના પાણીમાં કાંકરો પડતાં જેમ અસંખ્ય વમળ ઉત્પન્ન થાય છે, તેમ ગ્રેચેનનાં હૃદયમાં પણ અસંખ્ય ભમરા ઉત્પન્ન થાય, હેમાં લેશ પણ શંકાને સ્થાન હતું ખરૂં?

અને ખરે જ, આવેશપૂર્ણ પ્રેમપત્રિકાઓમાં મુખ્યત્વે શું હોય છે? આવેશના ઉભરાને બુદ્ધિની કસોટીથી કસતાં એ આવેશ જતાં શેષભાગ શો રહે છે? પ્રેમના વક્તૃત્વની સર્વ છટાનું હાર્દ એક જ વાક્યમાં સમાયલું હોય છે. અને હેની પ્રથમ આરંભેલી સર્વ પત્રિકાઓનું સર્વ વક્તૃત્વ આ ટૂંકા વાક્યમાં સમાવી દેવામાં એ અંતિમ પત્રિકામાં તિબૂર્સ ઘણી જ ગહનતા સાધી શક્યો હતો.

હેણે સહી કરી ન્હોતી. હેના નામથી ગ્રેચેનને શી માહિતી મળી શકત? કશી જ નહિ. તે એ શહેરમાં અજાણ્યો હતો; ગ્રેચેનનું નામ પણ તે જાણતો ન્હોતો, અને ખરૂં પૂછો તો હેને તે જાણવાની દરકાર પણ ન્હોતી. એ રીતે આ પ્રસંગ વધારે ગૂઢ અને આકર્ષક બનતો હતો. અતિ રસહીન બની ગયેલી કલ્પનાશક્તિ પણ આ પ્રસંગ ઉપરથી વધારે ઓછી સંભવિતતાવાળા વીસ ગ્રન્થો રચી શકે. તે કોણ હતો? શું તે કોઇ પ્રેમપીડિત ઇશ્વરનો દૂત હતો, કે સુન્દર વદનવાળો લશ્કરી અમલદાર હતો, કે કોઇ નાણાવટીનો પુત્ર હતો, કે ઉદાત્ત વર્ગના કોઇ કુટુમ્બનો તરુણ હતો, કે મહિને આઠ દશ હજારની આવકવાળો ઇંગ્લન્ડનો કોઇ લૉર્ડ હતો, કે "આફ્ફ" ઉચ્ચારથી અન્ત પામતા નામવાળો કોઇ શ્રીમન્ત રશિયન હતો? એ મિતભાષિ, છતાં અર્થપૂર્ણ પત્રથી હાવા પ્રશ્નો ઉત્પન્ન થયા વગર રહે જ નહિ. માત્ર ઇશ્વર માટે જ વપરાતા, પરિચયદર્શક એકવચની સંબોધનથી હેના પ્રેમના આવેશની તીવ્રતા સ્પષ્ટ થતી હતી. વસ્તુતઃ તિબૂર્સના હૃદયમાં એટલો તીવ્ર પ્રેમ હતો નહિં, પરન્તુ તેથી એ બાળાના મન ઉપર વધારે સચોટ અસર થાય એ ઉદ્દેશથી હેણે એક વચન વાપર્યું હતું; કારણ સ્ત્રીઓને સત્ય કરતાં અત્યુક્તિ વધારે પ્રિય અને સ્વાભાવિક હોય છે.

આ પત્રનો લેખક મેરના ચોગાનમાં દીઠેલો યુવક હતો, એ વિશે ગ્રેચેનને એક ક્ષણ પણ શંકા ન્હોતી. આવી બાબતમાં સ્ત્રીયો કદી ભૂલ કરતી નથી. હેમનામાં એક પ્રકારની અદ્દભુત નૈસર્ગિક શક્તિ હોય છે, અને એ શક્તિ, તે સંસારના અને પ્રેમ ઇત્યાદિ લાગણિયો વિશેના જ્ઞાનની ગરજ સારે છે, એ જ્ઞાનની ખોટ પૂરે છે. સદ્દગુણીમાં સદ્દગુણી સ્ત્રીને પણ સ્ત્રીલંપટ પુરુષ કરતાં પણ એ વિષયમાં વધારે જ્ઞાન હોય છે.

આપણે આપણી નાયકાને અત્યન્ત સરળ, અજ્ઞાન બાલા તરીકે વર્ણવી છે. પરન્તુ આપણે કબુલ કરવું પડશે કે હાવો પત્ર મળતાં જે સદ્દગુણજન્ય ક્રોધ ઉત્પન્ન થવો જોઇયે તે હેને થયો નહિં. હેને બદલે હેના હૃદયમાં ઉલટો આલ્હાદ ઉત્પન્ન થયો, અને હેના વદન ઉપર સુરખી પ્રસરી. એ પત્ર તે જાણે હેના સૌન્દર્યનું પ્રમાણપત્ર હોય એમ હેને લાગ્યું. હેને પોતાને વિશે ખાત્રી થઇ, અને હેને સંસારમાં નિશ્ચિત સ્થાન મળ્યું. હેના મર્યાદશીલ અજ્ઞાતવાસમાં પ્રેમનું આ પ્રથમ આગમન જ હતું. હેની આર્થિક સ્થિતિ નબળી હોવાને લીધે, હેને માટે કોઇએ લગનની માંગણી કરી ન્હોતી.

અત્યાર સુધી સર્વ કોઇ ત્હેને બાળક જ લેખતાં હતાં. તિખુર્સે ત્હેને સ્ત્રીનું પવિત્ર પદ આપ્યું. મહાસાગરના ઘેરા આવરણ નીચે, સુન્દરતાહીન છીપમાં પુરાઇ રહેલા મૌક્તિકને ત્હેને બ્હાર કાઢીને ત્હેનું સાન્દર્ય પ્રકાશમાં લાવનાર માટે જેવી આભારવૃત્તિ ઉપજે, ત્હેવી આભારવૃત્તિ ગ્રેચનને તિખુર્સ માટે ઉદ્‌ભવી.

આ મનોવૃત્તિ બદલાઇ, અને સખત નિયમમાં ઉછરેલાં, અને કોઇ કાળે કાંઇ પણ ગુપ્ત રાખવાની ટેવ ના હોવાવાળાં સર્વ મનુષ્ય અનુભવે છે તે લાગણી ગ્રેચેને અનુભવી. એ પત્રથી તે ગૂંચવાવા લાગી. જાણે આરસનો પ્હાણ ત્હેને સંતાડવાનો હોય એટલી ગૂંચવણ ત્હેને થઇ. એ પત્ર સંતાડવા માટે ત્હેના ખંડમાં ગુપ્ત સ્થાનની ખોટ પડી. ત્હેણે કબાટમાં કપડાંના ઢગલા પાછળ તે મૂક્યો, પણ થોડિક ક્ષણ પછી તે પાછો કાઢી લીધો. કબાટનાં પાટિયાંમાંથી પણ જાણે તે ઝળકવા લાગ્યો. ગ્રેચેને બીજી કોઇ વધારે સલામત જગ્યા ખોળવા માંડી કબાટમાં તો બારબેરાને કાંઇ ટુવાલ કે ચાદરની જરૂર પડે તો તરત એ પત્ર ત્હેના હાથમાં આવે. ત્હેણે ખુરશી લીધી, ત્હેના ઉપર ઉભી થઇ, અને પલંગની મચ્છરદાનીના ઉપરના ભાગમાં તે મૂક્યો. ધગધગતા લોખંડના કકડાની પેઠે એ પત્રથી જાણે ત્હેના હાથ બળવા લાગ્યા.

ખંડ વ્યવસ્થિત કરવાને બારબેરા આવી. અત્યન્ત બેદરકારીનો દેખાવ કરીને ગ્રેચેન ત્હેને રોજને સ્થાને બેઠી, અને પ્હેલે દિવસે અધૂરું રહેલું કામ હાથમાં લીધું. પરન્તુ જેટલી વખત બારબેરા પલંગ તરફ સ્હેજ પણ પગલું ભરતી તેટલી દરેક વખત ત્હેને એકદમ ધ્રાસ્કો પડતો; ત્હેના લમણાની નસો ધડકતી, અને મનના ઉદ્વેગથી શરીરે પરસેવો વળતો. બારબેરાના મ્હોં ઉપર જાણે બેચેની અને શંકાનો ભાવ હોય એમ ત્હેને લાગ્યું. આખરે એ વૃદ્ધા છાબડી લઇને બજારમાં ગઇ. બિચારી ગ્રેચેનને આખરે નિરાંત વળી, અને મચ્છરદાની ઉપરથી પત્ર કાઢીને પોતાના ગૂંજામાં મૂક્યો. પણ ત્હાં પણ એ ત્હેને ખૂંચવા લાગ્યો. કાગળનો અવાજ થતાં જ તે ભડકતી. એટલે એ કાઢીને પોતાના વસ્ત્રના ગળામાં ખોસ્યો. સ્ત્રીયો, ત્હેમને અસ્વસ્થ બનાવતી સર્વ વસ્તુઓ ત્હાંજ રાખે છે. વસ્ત્રનું ગળું તે કૂંચી વગરના કબાટની ગરજ સારે છે. ન્હાનાં ફૂલ, પ્રિયજનના વાળની લટ, લૉકેટ અને પ્રેમપત્રિકાઓ એ સર્વનું એ આશ્રયસ્થાન છે. આપણા હૃદયનો પત્રવ્યવહાર જાળવી રાખવાની એ પેટી છે.

એટલે ગ્રેચેને, સોનાના એક ન્હાના ક્રૉસની ભેગો એ પત્ર મૂક્યો. એ બિચારું ક્રૉસ આ પ્રેમપત્રિકાના આગમનથી ઘણું જ આશ્ચર્ય પામ્યું.

પરન્તુ એ તુચ્છ કાગળનો કકડો ગ્રેચેને બાળી કેમ ના નાંખ્યો ? પ્હેલું તો એ કે ગ્રેચેને જન્મારામાં કદી પણ આવી તીવ્ર લાગણી અનુભવી ન્હોતી. ત્હેને ભય પણ લાગતો હતો, અને તે સાથે આલ્હાદ પણ થતો હતો. અને વળી, જે પત્રોથી ત્હેમની ગુપ્ત વાત પકડાઇ જઇને ત્હેમનો વિનાશ થાય છે ત્હેવા પત્રોનો પણ પ્રેમીજન નાશ નથી કરતાં ત્હેનું શું કારણ હશે ? કારણ એ જ કે એ તુચ્છ કાગળમાં પ્રેમનો વિદ્યુત્ પ્રવાહ પસાર થઇ જાય છે, અને ત્હેને જીવન અર્પે છે. એ પત્ર બાળી નાંખવો તે મનુષ્યવધ કરવા સમાન છે. કોઇ પણ બાળી નાંખેલા પત્રવ્યવહારની ભસ્મમાં હમ્મેશાં બે હૃદયનાં પરમાણુ રહેલાં હોય છે.

પક્કા માણસની પેઠે, તિખુર્સે પોતાનાં પ્રેમપ્રદર્શનની અસર થવા માટે વખત આપ્યો.

તે તદ્દન ગુપ્ત રહ્યો, અને રયુ ક્રિપર્ડોર્પ તરફ ફરીથી ફરક્યો નહિં. ગ્રેચેનના મનમાં ભય ઉત્પન્ન થવા માંડ્યો હતો. એટલામાં એક સુન્દર પ્રભાતે હેની બારીના સળિયાની વચ્ચે હેણે સુન્દર પુષ્પનો ગુચ્છો દીઠો. સ એ બૃતિ બાજુએ થઇને ગયો હતો; એ હેનું નામ-પત્ર હતું.

એ તરુણ બાળાને એ ગુચ્છાથી અત્યન્ત આનન્દ થયો. હેને હવે તિબૂર્સ વિશે વિચાર કરવાની ટેવ પડી હતી, અને હેના હાવા આવેશપૂર્ણ આરમ્ભ પછી હેણે દાખવેલા નિરુત્સાહથી હેનું અભિમાન ખડિત થયું હતું. હેણે ગુચ્છો લીધો, સુન્દર નીલરંગી ભાતવાળું એક ફૂલપાત્ર લીધું, અને હેમાં પાણી ભરીને ફૂલ વધારે વખત ટકાવી રાખવા માટે ગુચ્છો છોડીને ફૂલ પાણીમાં ગોઠવ્યાં. આ વખતે તે જીવનમાં પ્હેલીજ વખતે અસત્ય બોલી. હેણે બારએરાને કહ્યું કે હેના ઘરાક-માંની એક સ્ત્રીને તૈયાર થયેલી લેઇસ આપ-વાને તે ગઇ હતી, તે હેને ફૂલનો શોખ હોવાનું જાણતી હોવાથી હેણે હેને એ ગુચ્છો આપ્યો હતો.

દિવસના ભાગમાં, કોઇક મકાનની શિલ્પ-કળાના કોઇક ભાગનું ચિત્ર ઉતારી લેવાને બ્હાને તિબૂર્સ ગ્રેચેનના ઘરની સ્હામે આવ્યો. તે ત્હાં ઘણો વખત રહ્યો, અને ચોરસ કાગળના એક કકડા ઉપર બુઠ્ઠી પેન્સિલ વડે ચીતર્યા કર્યું. હવે ગ્રેચેનને ગુપ્ત રહેવાનો વારો આવ્યો. હેના ઘરની એકકે બારી ઉઘડી નહિં, બારીનો પડદો સ્હેજ પણ હાલ્યો નહિં. આખું ઘર જાણે નિદ્રાવશ હોય એવો ભાસ થતો હતો. એક ખૂણામાં બેશીને, હેના ખરકોતરિયામાંના ચાટલાની મદદથી તે નિરાંતે તિબૂર્સને જોઇ શકતી હતી. હેણે જોયું કે તે ઉંચો હતો, સશક્ત બાંધાનો હતો. હેના આખા શરીરમાં પ્રભાવ હતો. હેનું વદન સુરેખ હતું, હેનાં નેત્ર મૃદુ હતાં, અને હેના વદન ઉપર શોકની છાયા હતી. એ શોકની છાયા જોઇને ગ્રેચેનનું હૃદય આર્દ્ર બન્યું, કારણ કે અત્યાર સુધી હેને માત્ર ફ્લેન્ડસ-વાસિયોનાં પ્રફુલ્લ વદન જોવાનીજ ટેવ હતી. વળી તિબૂર્સ જો કે ભવ્ય ન્હોતો. તેમ ટાપટીપિયો પણ ન્હોતો, પરન્તુ હેનામાં એક જાતની સ્વાભાવિક સંસ્કારિતા હતી, અને ગ્રેચેન જેવી નિર્દોષ બાળાને તો તે અત્યન્ત "ફેશનેબલ" લાગ્યો હશે. પેરિસના રસ્તા ઉપર તે તદ્દન સામાન્ય ગણાત, કાંઇક અંશે ચાલુ સમય કરતાં પછાડી પડેલો ગણાત; રયુ ક્રિપર્ડોર્પ ઉપર તે ભવ્ય જણાતો હતો.

મધ્ય રાત્રિએ, કોઇક સુન્દર બાલિશ ભાવથી પ્રેરાઇને, ગ્રેચેન ઉઠી, અને ઉઘાડે પગે ફૂલનો ગુચ્છો જોવાને ગઇ. હેણે પોતાનું મ્હોં ફુલમાં છુપાવ્યું, અને એક ભવ્ય, રક્ત-વર્ણા પુષ્પદ્વારા તિબૂર્સને ચુમ્બન કર્યું. હૃદય-ના આવેશમાં એ અસંખ્ય રંગી પુષ્પના સાગરમાં માથું નાંખ્યું, અને હૃદય આર્દ્ર બનીને આંખ્યમાં ઝળઝળીયાં આવ્યાં ત્હાં સુધી હેની સુવાસ લીધી. તે પાછી ટટાર થઇ ત્હારે હેના કપોલ ઉપર મૌક્તિક દામ જેવાં બિન્દુઓ બાઝયાં હતાં, અને હેના સુન્દર નાક ઉપર પુષ્પના પરાગની સુવર્ણ રજ લાગીને તે પીળું બન્યું હતું, હસતાં હસતાં હેણે એ લોહી નાંખ્યું, અને પછી જઇને સુઇ ગઇ. આખી રાત્રી હેને તિબૂર્સનાં જ સ્વપ્નાં આવ્યાં.

આ સઘળામાં, "ધિ લિસેન્ટ ફ્રૉમ ધિ ક્રૉસ" માંની મેગડેલેનનું શું થયું હતું? આપણા ઉત્સાહી તરુણના હૃદયમાં તે હજી પણ સંપૂર્ણ સામ્રાજ્ય ભોગવતી હતી. સુન્દર-માં સુન્દર જીવન્ત સ્ત્રી કરતાં હેના લાભમાં મ્હોટી વાત એ હતી કે તે અશક્ય હતી. હેના વર્તનથી આદર્શનો વિચ્છેદ કદી પણ થવાનો ન્હોતો. અતિતૃપ્તિનો પણ સંભવ

ન્હોતો. પ્રેમમુગ્ધ વાતાવરણમાં સામાન્ય અથવા અર્થહીન શબ્દોથી તે કદાપિ ભંગ પાડે એમ ન્હોતું. મહાન્ કલાકારે આલેખેલી દૃઢ રેખાઓને અડગતાથી વળગી રહીને તે હમેશાં ત્હ્યાં નિશ્ચલતાથી ઊભી હતી. અનન્ત કાળ સુધી ત્હેનું સૌન્દર્ય અખંડિત રહેવાની ખાત્રી હતી, અને દિવ્ય પ્રતિભાશાળી ચિત્રકારના હૃદયમાંના સૌન્દર્યની ભાવનાનું મૂક વાણી દ્વારા તે જગતને વર્ણન કરતી હતી.

રયૂ ક્રિપદોર્પમાંની લેડ્સ બનાવનાર બાળા ખરે જ ઘણી આકર્ષક હતી. તથાપિ ત્હેનાં અંગમાં મૅગડેલેનના જેવી સુરેખતા ક્ય્હાં હતી, ત્હેના જેવી સુભગ શક્તિ ક્ય્હાં હતી? ત્હેના સ્કંધની રેખાઓ કેટલી બાલિશ હતી! અને એ શાન્ત પાપપણીના વાંકડિયા, બરાવદાર વાળના તેજસ્વી રંગ આગળ ગ્રેચેનના વાળનો રંગ કેટલો ઝાંખો પડતો હતો! સ્કેલ્ડ્ટ નદીને કાંઠે ફરતાં ફરતાં તિબૂર્સ પોતાના મનમા આ પ્રમાણે વિચાર કરવા માંડયો.

તથાપિ, ચિત્ર સાથેના પ્રેમપ્રસંગમાં આગળ કાંઈ પણ વધારો થતો ના હોવાથી, તે પોતાની આ મૂર્ખાઇ વિશે ઘણા જ ગંભીર વિચાર કરવા લાગ્યો. આખરે નિરાશાનો નિઃશ્વાસ નાંખીને ત્હેણે ગ્રેચેન તરફ પોતાનું મન વાળ્યું. તે ત્હેને ચ્હાતો ન્હોતો. પરન્તુ જેમ પુત્રીના મુખ સ્હામું જોયાથી પિતાને પોતાની ગત પ્રિયાનું સ્મરણ થાય, તેમ ગ્રેચેન ત્હેને ત્હેની સુન્દર સ્વપ્ન સમાન પ્રિયાનું સ્મરણ કરાવતી હતી. આપણે એ પ્રેમપ્રસંગની વીગતમાં ઉતરીશું નહિં, કારણ સર્વ કોઇ તે કલ્પી શકશે. દૈવયોગના બળે આ બન્ને પ્રેમીઓને મળવાનો પ્રસંગ આવી મળ્યો.

હંમેશના નિયમ પ્રમાણે, ગ્રેચેન ત્હેની સખીની સાથે સ્કેલ્ડ્ટ નદીના સ્હામા કાંઠાની ભૂશિર ઉપર ફરવા ગઇ હતી. એ બન્નેએ પતંગિયાં પકડયાં, નીલરંગી પુષ્પોની માળાઓ ગૂંથી, અને ઘાસ ઉપર સૂતાં. એ સર્વ રમતમાં એટલો બધો વખત જતો રહ્યો, કે રાત્રિ પડી ગઇ, અને બે કાંઠા વચ્ચે ફરતી હોડીનો હોડીવાળો છેલ્લી વખત આવીને જતો રહ્યો, ત્હેનું પણ ત્હેમને ભાન રહ્યું નહિ. બન્ને અસ્વસ્થ ચિત્તે, રજત જેવા મંજુલ કંઠે હોડીવાળાને પાછા આવીને ત્હેમને લઇ જવા માટે બુમો પાડવા લાગ્યાં. પરન્તુ ત્હેમનો સ્વર પવન ભેગો તણાઇ ગયો, અને રેતી ઉપર પડતા મોજાના કલકલ નાદ શિવાય બીજો કાંઇ પણ ઉત્તર મળ્યો નહિ. સદ્ભાગ્યે તિબૂર્સ એક ન્હાની હોડીમાં ફરવા નીકળ્યો હતો. ત્હેણે ત્હેમની બુમો સાંભળી, અને ત્હેમને સ્હામે તીર લઇ જવાની સુચના કરી. ગ્રેચેન ઘણી જ ગુંચવાઇ અને ત્હેનું મ્હોં લાલ થઇ ગયું. એ જોયા છતાં પણ ત્હેની સખીએ એ સુચના માન્ય રાખી. તિબૂર્સ ગ્રેચેનને ઘર સુધી પ્હોંચાડી આવ્યો, અને બીજે રવિવારે હોડીમાં ફરવા જવાનું નક્કી કરતો આવ્યો. બારબેરાએ પણ ત્હેમાં પૂર્ણ સંમતિ આપી, કારણ કે તિબૂર્સને મહામન્દિરમાં નિયમિત રીતે આવતો ત્હેણે દીઠો હતો, અને "ધિ ડિસેન્ટ ફ્રૉમ ધિ ક્રૉસ" ના ચિત્ર તરફનો ત્હેનો ભકિતભાવ ત્હેણે દીઠો હતો, અને તેથી ત્હેને તિબૂર્સ વિશે ઘણો ઊંચો અભિપ્રાય બંધાયો હતો.

તિબૂર્સને ગ્રેચેન તરફથી ઝાઝી આનાકાની નડી નહિં. તે એટલી વિશુદ્ધ હતી, કે ત્હેણે પોતાનો બચાવ કરવાનો પ્રયત્ન કર્યોજ નહિં; કોઇ પણ જાતનો ભય છે, અને બચાવની આવશ્યકતા છે, એ એ સમઝી જ નહિં. અને વળી તે તિબૂર્સને ચ્હાતી હતી. કારણ, જોકે હમ્મેશાં તે ઘણાજ આનન્દથી વાતો કરતો હતો, અને દરેક વિષયમાં કટાક્ષ અને બેદર-

કારીથી પોતાના અભિપ્રાય દર્શાવતો હતો, તથાપિ તે કળી શકી હતી કે તે દુઃખી હતો, અને સ્ત્રીની સ્વભાવજન્ય વૃત્તિ પ્રમાણે હેને તિખૂર્સને આશ્વાસન દેવાની વૃત્તિ થઇ. દર્પણથી જેમ પક્ષી આકર્ષાય છે તેમ સ્ત્રી સ્હામાના દુઃખથી આકર્ષાય છે.

તિખૂર્સ હેની સાથે ઘણી જ સભ્યતાથી વર્તતો હોવા છતાં, હેને એમ લાગ્યું કે હેનું આખું હૃદય હેને અર્પણ થયેલું ન્હોતું, અને હેના મનના કેટલાક ગુપ્ત ભાગમાં તે કદી પણ પ્રવેશી શકતી ન્હોતી. મહત્ત્વના કાંઇક ગુપ્ત વિચારમાં તે મગ્ન થઇ જતો હતો, અને એ સ્પષ્ટ હતું કે અનેક વખત હેનું મન કોઇક અજ્ઞાત પ્રદેશમાં વિહરતું હતું. હેની ઇચ્છા વિરૂદ્ધ પણ, હેની કલ્પનાશક્તિ જાણે પાંખ ફફડાવીને ઉડતી, છત સાથે અથડાતી, અને પૂરાયલા પંખીની પેઠે, નીલાકાશમાં બન્ધનહીન વિહાર કરવાને બ્હાર નીકળી જવા માટે માર્ગ શોધતી. અનેક વખત તે કલાકોના કલાકો સુધી અસન્ત ગભીર ભાવથી હેને નિહાળ્યા કરતો; કેટલીક વખત એ નિરીક્ષણથી હેને સંતોષ થતો, કેટલીક વખત અસંતોષ થતો. એ નિરીક્ષણમાં પ્રણયીનો ભાવ ન્હોતો. ગ્રેચેન આ વર્તનનો અર્થ સમજી શકી નહિં. પરન્તુ હેને તિખૂર્સની વફાદારી વિશે ખાત્રી હોવાને લીધે હેને કોઇ પણ જાતનો ભય ઉત્પન્ન થયો નહિં.

ગ્રેચેન નામ બોલવામાં ઘણું અકરૂં પડે છે હેવું બ્હાનું કાઢીને તિખૂર્સે હેનું નામ મેગડેલેન પાડ્યું હતું, અને તે ગ્રેચેને ઘણી ખુશીથી સ્વીકાર્યું હતું. હેનો પ્રણયી હેને સર્વ કોઇ કરતાં અન્ય નામથી બોલાવે હેમાં હેને અત્યન્ત આનન્દ થતો હતો. તે હજી પણ મહામન્દિરમાં ઘણી વખત જતો હતો, અને એ ચિત્રના નિરર્થક દર્શનથી હેના ઉન્માદને પોષણ આપતો હતો. અને તેવા દિવસોએ, મેગડેલેનની ક્રૂરતાનો દંડ ગ્રેચેનને ભરવો પડતો હતો, આદર્શને માટે પ્રત્યક્ષને દુઃખ સહન કરવું પડતું હતું. તે ચીડકણો અને મૂંઝી બની જતો હતો, અને પેલી નિર્દોષ બાળા તેને શારીરિક અસ્વસ્થતા અને અતિશય વાંચનનું પરિણામ માનતી હતી.

અને તો તો, ગ્રેચેન ઘણીજ આકર્ષક બાળા હતી, અને અન્ય કોઇ પણ કારણ વગર, હેની પોતાની ખાતર પણ હેને માટે પ્રેમ ઉત્પન્ન થાય હેવી તે હતી. આખા ફ્લેન્ડર્સમાં હેના કરતાં વધારે ગૌરવર્ણી, કુમળી ત્વચા બીજી કોઇપણ સ્ત્રીની મળી શકે એમ ન્હોતું; હેના જેવા સુન્દર રંગના વાળ પણ મળે એમ ન્હોતુ; હેના હસ્ત ભરાવદાર છતાં નાજુક હતા, હેના નખ અકીક જેવા હતા —રાજકુમારીને દીપે તેવા હેના હાથ હતા. અને રૂબેન્સની ભૂમિમાં ક્વચિતજ નજરે પડે હેવા સૌન્દર્યનો અંશ હેનામાં હતો—હેના પગ ન્હાના અને નાજુક હતા.

અહા, તિખૂર્સ, તિખૂર્સ ! આદર્શની પ્રતિમાને હારા ભુજ યુગલમાં લેવાની હને ઇચ્છા થાય છે, હારી આભાસમય પ્રિયાના મુખ ઉપર ચુમ્બન કરવાને તું તલપી રહ્યો છે, પરન્તુ તું વેળાસર ચેતજે ! હેમનાં ઘાટદાર ગળાં, અને તેજસ્વી સ્મિતની પાછળ, એ આભાસવત્ સ્ત્રીયોને તીણા દાંત અને ન્હોર હોય છે. એ દુષ્ટ વ્યક્તિઓ હારા હૃદયનું શુદ્ધ રક્ત ચૂશી લેશે, અને નીચોવેલી વાદળી કરતાં પણ હારૂં હૃદય વધારે શુષ્ક અને ખાલી કરી દેશે. એ સ્વચ્છંદી આકાંક્ષા છોડી દે; આરસની મૂર્તિયોને હેમનાં આસન ઉપરથી ઉતારવાનો મિથ્યા પ્રયત્ન મૂકી દે, અને મૂક ચિત્રો આગળ હારા આંતર ભાવ ઠાલવવાનું રહેવા દે. દુનિયાના સઘળા ચિત્ર-

કાર અને કવિયોને ત્હારા જેવો જ વ્યાધિ લાગુ પડયો હતો. ઇશ્વરની સૃષ્ટિની મધ્યમાં ત્હેમણે પોતાની સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો. આરસથી, રંગથી, કાવ્યનાં દોલન દ્વારા, ત્હેમણે સૌન્દર્યની ત્હેમની પોતાની ભાવના આલેખવાનો યત્ન કર્યો. ત્હેમની કૃતિયોમાં ત્હેમનાં જીવન્ત પ્રેમપાત્રનાં ચિત્રો નથી, પરન્તુ ત્હેમનાં હૃદયે ઇચ્છેલાં, કલ્પેલાં પ્રેમપાત્રોનાં ચિત્ર છે. અને એ ચિત્રનાં જીવન્ત સ્વરૂપ જગતમાં શોધ્યાં જડશે નહિં. જા, ગ્રેચેનને માટે બીજો પુષ્પગુચ્છ લઇ આવ્ય. ત્હારી મૃતવત્ પ્રિયાઓ, ન્હારી છાયાઓને ભૂલી જા, અને આ જગતનાં જીવન્ત મનુષ્યની સાથે જીવન ગાળવાનો પ્રયત્ન કર્ય.

## વિવાહ પદ્ધતિ

દેશદેશની વિવાહ પદ્ધતિ જુદી જુદી હોય એ કુદરતી છે. બ્રહ્મદેશમાં વિવાહ યોગ્ય કન્યા રાતે આઠ વાગ્યે પોતાની બારીમાં દીવો મુકે છે. વિવાહ કરવા ઇચ્છનાર કુંવારા માણસો એક સાથે અનેક–તેની પાસે એ વખતે જઇ શકે છે. રાતે આઠથી બાર વાગ્યા સુધીનો સંવનન સમય ગણાય છે. કન્યાની માતા દૂર બેસી બધો તમાશો જોયા કરે છે. ( ૨ ) જાપાનમાં કોઇ કુંવારા માણસને કોઇ કન્યા પસંદ પડે તો એક અમુક જાતના છોડની ડાળી લઇ જઇ તેને બારણે બાંધે છે. જો કન્યાને એ વર પસંદ હોય તો તે પોતાના દાંત કાળા રંગી સંમતિ જાહેર કરે છે પસંદ ન હોય તો પેલી ડાળી સુકાઇ જવા દે છે. સંમતિ દર્શાવ્યા બાદ માતપિતા નક્કી કરી લેછે. ( ૩ ) અફગાનિસ્તાનમાં સૌથી સાદી રીત છે. પોતાની પસંદગી પામેલી કન્યાના વાળનો ગુચ્છો પુરૂપ કાપી લેછે. તે પછી માબાપ સાથે મસલત ચલાવી કરીઆવર નક્કી કરે છે. ( ૪ ) મોરોક્કોમાં હિંદની જેમ કન્યા કે વર લગ્ન પ્હેલાં એક બીજાને જોઇ શકતાંજ નથી. કોઇક હિમ્મતવાન છોકરોજ પોતાની ભાવિ પત્ની એની માતાને મળવા આવવાની હોય ત્યારે બેસી રહે છે અને દર્શન પામે છે ! ( ૫ ) જંગલી એસ્કીમો જાતિમાં અમુક કન્યા પસંદ પડી એટલે તેને ઘેર અચાનક જઇ તેના વાળ પકડી પોતાને ઘેર ઘસડી જાય છે !

## ગળાનાં અને પગનાં શણગાર

બ્રહ્મદેશમાં પેડોંગ જાતની બાળાઓને ગળામાં પીત્તળનાં પાંચ ગુંચળાં પહેરાવાય છે. ઉમ્મર વધવા સાથે એ હાંસડીઓ પણ વધતી જ જાય છે. પુખ્ત વયે એ કદર બાવીસ ટુંપીયા થઇ જાય છે. આ સ્ત્રીઓ પગમા ઠેઠ ઘુંટણ સુધી અને ઉપર પણ પીત્તળના ગોળ પટ્ટા પહેરે છે. એમ એ પેડોંગ પ્રેમદાઓ એમના શરીર પર એકંદર સવાથી દોઢ મણ પીત્તળ વેંઢારે છે છતાં અકળાતી નથી ! તેઓ આ આભૂષણો સહિત માઇલોની મજલો કરી શકે છે અને ખેતીનું આકરૂં કામ પણ ધુબાકાબંધ ઠરી નાખે છે ! યુગેન્ડામાં મસાઇ મહિલાઓ લગ્ન બાદ સત્તાવીસ સરો લોખંડનો ચેપો પહેરે છે, એ વડે ગળું અને આખી છાતી ભરાઇ રહે છે ! એ એક ચેપાનું જ વજન કમમાં કમ ૨૫ થી ૩૦ રતલ હોય છે !



# બાળ લગ્ન.

લેખકઃ ડૉ. રતિલાલ તન્ના.

## પાત્રોઃ

નારણ પટેલ : ગાંધીજીનો અનુયાયી.
છગન : નારણ પટેલનો છોકરો.
ગંગા : નારણ પટેલની સ્ત્રી.
લખી : છગનની ન્હાની બ્હેન.

લખી—બા! કાલે પરસોતમના બાપા તો બસ કહે કે બા કેમ નહિ આવી? છનીયાને તેડવા જ મોકલતા હતા.

છગન—હા! બા! અમે કેમે કરીને કહ્યું ત્યારે એણે માન્યું.

લખી—પણ બા! તું કેમ નહિ આવી? કાલ તો એવી તો મઝાહ પડી, એવી તો મજાહ! ( કૂદે છે )

ગંગા—એટલી બધી તે શી મજાહ પડી? એકલી એકલી કૂદે છે તે કહે તો ખરી?

લખી—અરે, પરસોતમ તો પરણવાની વખતે ઉંઘી જ ગયો ને કેમે કર્યો ઉઠ્યો જ નહિ ને એની વહુ પણ ઉંઘી ગઈ.

ગંગા—પછી?

છગન—પછી પરસોતમની મા પરસોતમને ખોળામાં લઈને બેઠી ને વહુની મા વહુને.

લખી—તે બા! પરસોતમને એ પરણ્યો તે યાદ રહેશે?

ગંગા—યાદ તો શેનું રહે?

લખી—ત્યારે પરસોતમ કેવી રીતે જાણશે કે આ મ્હારી વહુ છે.

છગન—ત્યારે બા! એવાં લગ્ન શું કામ કરતા હશે?

ગંગા—એ તો એવો રિવાજ. આપણામાં બાર બાર વર્ષેજ લગ્ન થાય. (નિઃસાસો નાખે છે.)

છગન—એવું કેવું?

લખી—રિવાજ એટલે શું?

ગંગા—એ ત્હમે નહિ સ્હમજો! આપણામાં બાર બાર વર્ષે જ લગ્ન થાય અને એમ કરતાં રહી જાય તો પછી ત્હેને કોઈ પરણે નહિ.

છગન—એમ કેમ? જો ને, પેલો રમેશ તો ૨૫ વર્ષનો પરણ્યો.

ગંગા—હા. પણ આપણામાં એમ ન થાય. ત્હારા બાપે નહિ માન્યુ તો હવે ત્હારા અને આ લખીના લગ્ન કરતાં કેટલી આપદા પડવાની?

છગન—તો કંઇ નહિ, હું નહિં પરણું.

ગંગા—એ કંઇ ચાલે?

લખી—કેમ નહિ ચાલે. એવા યાદ નહિ રહે એવા લગ્ન કરવાને બદલે તો ભાઈ પરણે નહિ એ કેવું સારૂં?

ગંગા—જા! એવું સ્હમજે નહિં ને ગાંડું ગાંડું શું બોલે છે? એ તો એવો રિવાજ પડ્યો.

લખી—પણ બા! આપણે એ રિવાજ નહિ પાળીએ તો?

છગન—અને બા! લખી એમાં ખોટું શું કહે છે? જો લખી તું પણ તારાં છોકરાંને રમેશ જેવડાં થાય ત્યારે જ પરણાવીશને?

લખી—હા. બાને કહેવું હોય તે કહે. પણ હું તો મ્હોટી થઈશને ત્યારે એમજ કરીશ.

નારણ પટેલ-(નવજીવનમાંથી મ્હોડું કાઢીને) ખરેખર, બધાજ છોકરાંઓ આવા થાય તો...

# ઇનામી ઉખાણું.

સંપાદિકા: સૌ. કસ્તુરલક્ષ્મી આચાર્ય.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ■ | ૧ આ | ર | ૨ ર | ■ | ૩ આ | દ | ૪ રી | ■ |
| ૫ વ | વ | ■ | ૬ રૂ | ૭ રા | વ | ■ | ૮ વ | ૯ જ |
| ર | ■ | ૧૦ રૂ | ર | રૂ | સ | ૧૧ ર | ■ | ગુ |
| ૧૨ પૂ | ૧૩ મા | ગ | ■ | ધ | ■ | ૧૪ રા | ૧૫ ર | ધ |
| ■ | ૧૬ ગી | લો | લ | ■ | ૧૭ ના | બ | ત | ■ |
| ૧૮ જ | શ્રી | મા | ■ | ૧૯ મા | ■ | ૨૦ રા | વા | ૨૧ સો |
| ગા | ■ | ૨૨ રા | ૨૩ ગ | જા | ૨૪ વ | ના | ■ | ક |
| ૨૫ ન | ૨૬ વા | ■ | ૨૭ ર | જ | ગી | ■ | ૨૮ દા | ગ |
| ■ | ૨૯ વ | ગ | દ | ■ | ૩૦ ના | ગ | સી | ■ |

**આડા:**—૧ રસોઇમાં મશાલામાં વપરાતી એક ચીજ ( હિંદુસ્તાની ). ૩ વનસ્પતિની શેતરંજી. ૫ જંગલ. ૬ રામાયણના વખતનો હિંદનો એક ભાગ. ૮ મુખવાસની એક ચીજ. ૧૦ ગણત્રીથી ખર્ચ કરવું તે. ૧૨ એક રાગ. ૧૪ સુંદર. ૧૬ પક્ષીને પથ્થર મારવા વપરાતું હથીયાર. ૧૭ સમય માટે વાજીંત્ર વગાડી ખબર કરવી તે. ૧૮ ઇતિહાસપ્રસિદ્ધ મંજુરણ. ૨૦ એક સંખ્યા. ~~..~~ મનાવતા. ૨૫ અને. ૨૭ રાત. ૨૮ પૈસા. ૨૯ સંગીન. ૩૦ ક્રોધી.

**ઉભા:**—૧ માછલું. ૨ ચતુર. ૩ નરમ સ્વભાવનો; હળીમળીને રહે તેવો. ૪ રીવાજ. ૫ ખાવામાં વપરાય તેવું સોનું રૂપું. ૭ બધાં. ૯ ચીજ. ૧૦ એક માસિકનું નામ (ઉલટું) ૧૧ રસથી ભરપુર. ૧૩ માગવું–ભવિષ્યકાળ. ૧૫ એક રોગ. ૧૮ દાણ. ૧૯ સ્વભાવ. ૨૧ સુગંધ. ૨૩ પુરૂષ. ૨૪ ઓ. ૨૬ તાકો. ૨૮ પરિચારિકા.

[ નોંધ: આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. આ ઉખાણાનો જવાબ તા. ૩૧ મી ફેબ્રુઆરી ૧૯૨૭ સુધીમાં અમને મળી જાય તેવી રીતે મોકલી આપવો.

## ડીસેમ્બર અંકના ઉખાણાની હરિફાઇનું પરિણામ.

ડીસેમ્બર ૧૯૨૬ ના અંકમાં જે ઉખાણું આપ્યું હતું તેના બધા મળીને ૪૭ જવાબ આવ્યા હતા, તેમાંથી ૧૨ જવાબ ખોટા હતા બાકીના ખરા જવાબોમાંથી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી નીચે જણાવેલાં બ્હેનનું નામ નીકળ્યું છે, એટલે તેમને ઇનામ આપવાનું જાહેર કરીએ છીએ:

## શ્રી. શારદાગૌરી ફુલચંદભાઇ પરીખ.

એ બ્હેનને " પાપાણી " નામે પુસ્તક ભેટ તરીકે મોકલી આપીશું. એ બહેન ઇનામ મેળવવાં ભાગ્યશાળી થયાં તે માટે તેમને અભિનંદન આપીએ છીએ. બાકીના જે બ્હેનોનાં જવાબ ખરા હતા તેમના નામ નીચે પ્રમાણે છે :

સૌ. ઇંદુમતિ ગુ. મ્હેતા; શ્રી. સરસ્વતિ પ્ર. જગડ; સૌ. કુસુમગૌરી મં. મુન્શી; સૌ. કમળાગૌરી પુરોહિત; સૌ. લીલાવતી મ. અમીન; સૌ. જસવંતી દિ. ભટ્ટ; સૌ. નિરંજના ર. પંડિત; સૌ. મનહરગૌરી જ. મ્હેતા; સૌ. તારામતી મા. ગાંધી; સૌ. નિલમ હ. શ્રોફ; સૌ. કુસુમ વિ. આસર; સૌ. કુસુમકુમારી ઝવેરી; શ્રી. શકુન્તલા મ. દેસાઇ; સૌ. પ્રેમકોરબાઈ ક. આસર; સા. સુરજબાઇ ચં. કાજી; સૌ. લીલાવતી ભુ. કાપડીઆ; સૌ. મનહરગૌરી ફૃ. કાજી; કુ. પ્રમિલા મુ, દવે; સૌ. હરદાગૌરી મુ. દવે; સૌ. મંગલાગૌરી શ્રોફ; સૌ. હીરાંબાઈ હ. ઉદેશી; કુ. શકુન્તલા ગી. ઠાકોર; સૌ. સરયુદા દિવટિયા; સૌ. મંછાબેન રા. પટેલ; સૌ. મધુમાલતી સ. બુચ; સૌ. રમાગૌરી મહેતા; સૌ. ગુણવતી વરજીવન; સૌ જયાવતી પ્રાણલાલ; સૌ. કળાવતી ન. મ્હેતા; સૌ. પદમાવતી પદમશી; સૌ. પ્રભાવતી હરખચંદ; સૌ. મંજુદેવી મા. પંડયા; સૌ. રસિકગૌરી ભા. યાજ્ઞિક; સૌ. શાન્તાગૌરી કા. પટવા.

એ ઉખાણાનો ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ ગુ | લ | ૨ ના | | ૩ વિ | | ૪ ગુ | મા | ૫ ની |
| ણ | | ૬ રા | જા | ધી | રા | જ | | જ |
| ૭ વી | ૮ ના | ય | ક | | ૯ આ | રા | ૧૦ ધ | ના |
| | ૧૧ ગ | ણ | | ૧૨ સુ | | ૧૩ ત | મ | |
| ૧૪ બે | દ | | ૧૫ નિ | મ | ળ | | ૧૬ કો | ન |
| | મ | ૧૭ ક | | ન | | ૧૮ કો | વ | |
| ૧૯ વ | ન | રા | ૨૦ જ | | ૨૧ સુ | મ | તા | ૨૨ જ |
| ગ | | ૨૩ મ | ય | ૨૪ દા | ન | વ | | બ |
| ૨૫ ર | જ | ત | | રા | | ૨૬ ન | ગા | રૂ |

### કુપન-ફેબ્રુઆરી ૧૯૨૭.

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે. તંત્રી, "ગુણસુંદરી".

પ્રકટ થઈ ગયું છે.

# મસ્તફકીરની મસ્તી.

દસ હાસ્યરસિક સાહિત્ય કૃતિઓ

વીસ સુંદર-આકર્ષક ચિત્રો.

સોલ એજન્ટસઃ

મેસર્સ સી. જમનાદાસની કંપની

પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ, ૨.

મૂલ્ય : રૂ. ૨-૦-૦

પોષ્ટેજ (વી. પી. ખર્ચ સાથે) : રૂ. ૦-૭-૦.

સૂચના.

"ગુણસુંદરી" ના ગ્રાહકોને આ પુસ્તક જોઇતું હશે તો "ગુણસુંદરી" ઓફીસમાંથી યા સોલ એજન્ટસ પાસેથી મળી શકશે—તેમની પાસે પોષ્ટેજનો ચાર્જ નહિ લેવામાં આવે.




## હિંદ.

મુંબાઇની પ્રાંતિક ધારાસભામાં બે સ્ત્રીઓને સભાસદો તરીકે નીમવાની ના. ગવર્નરને વિનતિ કરવા સન્નારીઓનું એક ડેપ્યુટેશન ગયું હતું. આ ડેપ્યુટેશને શ્રીમતી અનસૂયા બ્હેન સારાભાઇ અને મીસ ભીખાઇજી એન્જીનીઅરને નીમવાની ભલામણ કરી હતી. પરંતુ ગવર્નરે એક પણ સ્ત્રીની નીમણુક કરી નથી. × ×

જાણીતાં ગુર્જર જૈન સંન્યાસિની શ્રીમતી મગનબ્હેનની જયંતિ ઉજવવા એક મોટી સભા કવિ ન્હાનાલાલના પ્રમુખપદે ૨૯ મી ડીસેમ્બરે મળી હતી. પ્રમુખે ગુર્જર વિધવા બ્હેનોને શ્રી. મગનબ્હેનનું અનુકરણ કરી સન્યાસ લઇ સમાજ-સેવા કરવાની સૂચના કરી હતી અને તેમને એવી તક આપવા ગુજરાતની જનતાને આગ્રહ કર્યો હતો. × × ×

સ્વામીશ્રી શ્રદ્ધાનંદજીના ખુન માટે મુંબાઇના અને સાન્તાક્રુઝના શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળે, શ્રી આર્ય સ્ત્રી-સમાજે, શ્રી રાષ્ટ્રીય સ્ત્રીસભાએ, શ્રી ભગિની સમાજે અને હિંદ મહિલા સમાજે ખેદ દર્શાવનારા ઠરાવો પસાર કરી હિંદુ ધર્મને અને સ્ત્રી જાતિને તેમના અવસાનથી મોટી ખોટ ગયાનું જાહેર કર્યું છે. × × ×

શ્રી સ્થાનકવાસી જૈન મહિલા પરિષદ સૌ. સુરજબ્હેન ચુનીલાલ સંઘાણીના પ્રમુખપદે માધવબાગમાં તા. ૩ જી જાન્યુઆરીએ મળી હતી. સ્વાગત સભાના પ્રમુખ સૌ કેશરબ્હેન અમૃતલાલ ઝવેરી હતાં. બાળલગ્ન, વૃદ્ધવિવાહ અને લાજના રિવાજ વિરૂદ્ધ તેમજ કન્યાઓને નર્સીંગની ગૃહઉદ્યોગની અને બીજી કેળવણી આપવા વિષે પરિષદે ઠરાવો કર્યાં હતાં. પણ શ્રાવિકાશ્રમ માટે ફંડ કરવાનું કામ હાથમાં લેવાતાં કેટલીક બ્હેનો ચા પીવા ચાલી ગઇ હતી. × × ×

મુંબાઇ યુનીવરસીટીની ઇન્ટરમીડીએટ એમ. બી. બી. એસ. ની પરિક્ષામાં કુલ ૧૦ કન્યાઓ પાસ થઇ છે. જેમાંથી મીસ મથુરા નાડકરણી પ્હેલે નંબરે આવી સર જેમ્સ ફરગ્યુસન અને લેડી રે સ્કોલરશીપો જીતી ગયાં છે. આ દશમાં એક પણ ગુજરાતી બ્હેન નથી, એ ખેદજનક છે × ×

મુંબાઇ યુનીવરસીટીના એક ગ્રેજ્યુએટ મીસ સીતાબાઇ અજગાંવકર, બી. એ.એ ઓક્ષફર્ડ યુનીવરસીટીની ડૉક્ટર ઑફ ફીલૉસોફીની ડીગ્રી મેળવી છે. એ ડીગ્રી માટે તેમણે "રામાયણ અને મહાભારતના સમયમાં સ્ત્રીઓનો દરજ્જો" એ વિષય પર પુસ્તક લખ્યું છે. એ બ્હેન બેરીસ્ટર થવા માટે અભ્યાસ કરી રહ્યાં છે; અને માર્ચમાં છેલ્લી પરીક્ષા આપશે. × × ×

મુંબાઇમાં તા. ૧૪ મીથી તા. ૨૦ મી ફેબ્રુઆરી સુધી બાળસપ્તાહ ઉજવવાની તૈયારીઓ થઇ રહી છે. એ માટે નીમાયલી કમિટીનાં પ્રમુખ મિસિસ કાવસજી જહાંગીર છે. સભાસદોમાં સૌ. હંસાબ્હેન મ્હેતા અને સૌ. તારાબ્હેન માણેકલાલ પ્રેમચંદ ઉપરાંત બીજાં સન્નારીઓ અને ગૃહસ્થો છે પરેલના કામદાર ઇન્સ્ટીટ્યુટમાં એક પ્રદર્શન ભરાશે. × ×

મુંબાઇમાં સામાજીક હિતના કાર્યો માટેની તાલીમ સ્ત્રીઓને આપવા માટે મીસ તીલક, બી. એ ના નિરિક્ષણ હેઠળ વર્ગો ચલાવવાની અને લત્તાઓમાં ફેરવી વ્યવહારિક જ્ઞાન પણ આપવાની ગોઠવણ થઇ છે. આ સંબંધી જે શિક્ષિત સ્ત્રીઓની ઇચ્છા હોય તેમણે મીસ તીલકને, યૂનીવર્સીટી સેટલમેન્ટ, વાચ્છાગાંધી રોડ, ગામદેવી, મુંબાઇ, ૭ ને સરનામે મળવું યા પૂછાવવું. × × ×

અમેરિકાથી એક તરતી યુનીવર્સીટી મુંબાઇના બારામાં આવી હતી. અમેરિકાની લગભગ ૧૫૦

યુનીવર્સીટીઓના વિદ્યાર્થીઓ દુનિયાની સફરે નીકળ્યા છે. શિક્ષણ સાથે મુસાફરીનો અનુભવ પણ મળે છે. એ સ્ટીમરમાં ૬૬ પ્રોફેસરો અને ૪૮૮ વિદ્યાર્થીઓ છે, જેમાં ૫૩ કન્યાઓ પણ છે. સ્ટીમર દરિયામાં હોય ત્યારે કોલેજમાં હમેશ ચાલે તેમ જુદા જુદા વર્ગોમાં પ્રોફેસરો ભાષણો આપે અને બારામા આવે ત્યારે જુદા જુદા પ્રદેશો જોવા માટે રજા પાળે આ યોજના હિંદની યુનીવરસીટીઓએ ઉપાડી લેવા જેવી છે. × ×

ગુજરાતમાં અનેક વણિક જ્ઞાતિઓ છે. એ સર્વનું સંગઠન કરવાના ઉદ્દેશથી અને લગ્ન વ્યવહાર ચાલુ કરવા તેમજ બીજા સામાજીક સુધારા કરવાના આશયથી એક " સમસ્ત ગુજરાતી હિંદુ વણિક મંડળ " સ્થપાયું છે. આ મંડળના ધારાધોરણો અને અહેવાલ મંત્રીને " હીરા હાઉસ, સેંડહર્સ્ટ રોડ, મુબાઇ નં. ૪"ને સરનામે લખવાથી મળી શકશે. ×

મુંબાઇમાં ૧૩ મી જાન્યુઆરીએ મિસિસ નાયડુના પ્રમુખપદે મિસિસ પેથીક લોરેન્સ અને તેમના પતિએ ' ઇંગ્લાંડમાં સ્ત્રીઓએ પોતાની સ્વતંત્રતા કેમ મેળવી ?" તે વિષયપર જાણવાજોગ ભાષણો આપ્યાં હતાં. લેડી લક્ષ્મીબાઇ, સૌ. અવંતિકાબાઇ ગોખલે, સૌ. તારાબાઇ માણેકલાલ વગેરેએ પણ પ્રસંગોચિત વિવેચન કર્યાં હતાં. ×

પાટીદાર સ્ત્રી પરિષદ ધર્મજમાં ૧૭ મી જાન્યુઆરીએ કુ. મણીબ્હેન વલ્લભભાઇ પટેલના પ્રમુખપદે મળી હતી. પાટીદાર જ્ઞાતિની અનેક સ્ત્રીઓ ઉપરાંત જાણીતા પુરૂષોએ તેમજ અન્ય સુધારકોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી, અને જ્ઞાતિની કુરૂઢીઓ સંબંધી. ખાસ કરીને દીકરીઓ પર કુળવાનો તરફથી થતાં જુલમ વિષે ચર્ચા થઇ હતી. × × ×

અમદાવાદની મ્યુનીસીપાલીટીની જનરલ બોર્ડમાં એક જગ્યા રા. બ. ગીરધરલાલ પારેખના અવસાનથી ખાલી પડતાં એ ઠેકાણે લેડી સૌ. વિદ્યાબ્હેન નીલકંઠને નીમવામાં આવ્યાં છે એમને અમારાં અભિનંદન આપીએ છીએ ! × ×

અમદાવાદમાં તા. ૨૬ મી ડીસેમ્બરે શ્રી. અનસુયા બ્હેનને બંગલે સ્ત્રી-મંજુરોની એક સભા મળી હતી. પોતાના પુરૂષવર્ગની દારૂની લત માટે તેમણે સખ્ત ફર્યાદ કરી હતી. આ બાબતમાં વાઘરી કોમના મજુરો વધારે વ્યસની છે. માત્ર પોતાનાજ પગારના પૈસા નહિ પણ સ્રીના પગારના પૈસા પણ લઇ જઇ દારૂ પાછળ વેડફે છે. બાળલગ્ન અને નાતવરાની કુરૂઢીઓ સામે પણ ચર્ચા થઇ હતી. × × ×

જેતપુર મ્યુનીસીપાલીટીના ધારાધોરણ પસાર કરવા મળેલી સભાએ ચુંટણી અગાઉ ૭ માસ દરમિઆન વસવાટ કરી રહેલા ૨૧ વર્ષની ઉમ્મરના દરેક સ્ત્રી પુરૂષને મતાધિકાર આપવાનું ઠરાવ્યું છે. કોઇ દોઢડાહ્યાએ સ્ત્રીઓને મતાધિકાર નહિ આપવાનો ઠરાવ આણ્યો હતો પણ તે મોટી બહુમતીથી ઉડી ગયો × × ×

નાની ઉમરની છોકરીઓને ઉપાડી જઇ તેમને વેચવાનો ધંધો લઇ બેઠેલી એક ટોળકી સિંધમાં પકડાઇ છે. નવાબશાહ જીલ્લાના ડે. પોલીસ સુપ્રી. દીવાન તેજમલે છોડાવેલી સાત કન્યાઓએ આપેલી બાતમી ઉપરથી જણાય છે કે આ ટોળકી ઘણા જીલ્લાઓમાં પોતાનો ધંધો ચલાવે છે. છોકરીઓની ઉંમર ૮ થી ૧૮ વર્ષની અંદરની છે, અને તેમને જોધપુર, કાઠિયાવાડ અને ગુજરાત તરફથી ટોળકી ઉઠાવી લાવી છે. કેટલાક વાણીઆઓ લગ્ન કરવા માટે તેમને ખરીદે છે. એક બ્રાહ્મણ અને એક સ્રીને પોલીસે પકડયા છે. × × ×

કરાંચીમા એક સ્રીઉદ્યોગગૃહ એક વર્ષથી ચાલે છે. ૩૫ બ્હેનોથી શરૂઆત કરી આજે ૯૨ બ્હેનો તેનો લાભ લે છે. વણવા કાંતવા, સીવવા ભરવા, ગુંથવા વિગેરે અનેક હુન્નરો ત્યાં શીખવાય છે અને ઉત્તેજન માટે સ્કોલરશીપો પણ અપાય છે. આવા ઉદ્યોગગૃહો દરેક શહેરમાં હોવાની ખાસ જરૂર છે. × × ×

મદ્રાસ હાઇકોર્ટમાં એક જાણવાજોગ મુકદમો ચુકવાયો છે. એક ૧૪ વર્ષની બાળા પોતાની માની સંમતિથી પણ બાપની મરજી વિરૂદ્ધ પોતાની પસંદગીના પુરૂષ સાથે પરણી ગઇ. બાપે જમાઇ ઉપર છોકરીને કાઢી લઇ જવાનો આરોપ મૂકયો. પ્હેલી કોર્ટે તેને સજા કરી પણ અપીલ કરતાં તેને છોડી મૂકયો. છોકરીની ઉમ્મર બાર વર્ષ ઉપરની હોવાથી બાપની સંમતિની જરૂર ન હતી એમ કોર્ટે ઠરાવ્યું છે. × × ×

અમદાવાદના સીટી મેજીસ્ટ્રેટ સમક્ષ શ્રી. રતનબાઇ નામે એક જૈન બ્હેને બે જૈન સાધુઓ મુનિ રામવિજય અને પ્રેમવિજય પર પોતાના પતિને ફોસલાવી દીક્ષા લેવાની ફરજ પાડવા માટે ફોજદારી નિબંધની ૩૨૩ મી કલમ મુજબ ફરિયાદ નોંધાવી છે. સાધુઓએ કોર્ટમાં હાજર નહિ રહેવા માટે કરેલી અરજી નામંજુર કરી હાજરી આપવા ફરજ પાડવામાં આવી છે. ગૃહસ્થ-ધર્મ ભૂલી મોક્ષ મેળવવા તત્પર થનાર નબળા મગજના યૂવાનો ઇશ્વરને કયી રીતે ફોસલાવવા ઈચ્છતા હશે ? બ્હેન રતનબાઇની હિમ્મત માટે ધન્યવાદ. ×

મધ્યમાંતો અને ખીરારની સ્ત્રીઓની પરિષદ આકોલામાં તા. ૩૦ મી ડીસેમ્બરે શ્રી. વિદ્યાગૌરી મ્હેતાના પ્રમુખપદે મળી હતી. હિંદુ તેમજ મુંસ્લીમ સ્ત્રીઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. સ્વામી શ્રદ્ધાનંદના ખુન માટે શોક દર્શાવતો અને તેમનું કામ જારી, રાખવાનો આગ્રહ કરતો ઠરાવ થયા બાદ સ્ત્રીઓને ધારાસભા માટે મતાધિકાર આપવાનો ઠરાવ થયો હતો.

## ગુજરાતી હિન્દુ કન્યા મંડળ.

( શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળે એક કન્યા મંડળ સ્થાપવાનો ઠરાવ કર્યો છે એ નવા મંડળના ધારા નીચે મુજબ છે. )

૧ મજકુર મંડળનું નામ ગુજરાતી હિન્દુ કન્યા મંડળ રાખવામાં આવ્યું છે.

૨ મજકુર મંડળનો સઘળો કારોબાર ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ કરશે.

૩ મજકુર કન્યા મંડળનો ઉદ્દેશ-" કન્યાઓની શારીરિક તથા માનસિક સ્થિતિ સુધારવાનો, ગૃહવ્યવસ્થાનું ઉપયોગી શિક્ષણ આપવાનો, બચ્ચાંઓની માવજત, માંદાઓની સારવાર તથા વાંચન લેખનનું પદ્ધતિસર ઉપયોગી શિક્ષણ આપવાનો, તથા પરીક્ષા લઈ ઇનામો આપવાનો, સંગ્રહસ્થાનો વગેરે જોવાલાયક સ્થળો વગેરે બતાવી તેમની શારીરિક અને માનસિક સ્થિતિ સુધારવાના પ્રયત્નો કરવાનોછે"

૪ મજકુર કન્યા મંડળમાં ૧૨ થી ૧૫ વર્ષની ઉમરની લખી વાંચી શકે તેવી કન્યાઓ સભાસદ તરીકે દાખલ થઇ શકશે.

૫ સભાસદ થનાર કન્યાએ સભાસદ થવા માટેનું છાપેલું ફોર્મ મંડળનાં સેક્રેટરીઓ પાસેથી મેળવી તે ભરી તે ઉપર પોતાની અને પોતાની માતા અથવા પિતાની કે વાલીની સહી કરાવી તે ફોર્મ વાર્ષિક લવાજમ રૂપીઓ એક તથા દાખલ થવાની ફી રૂપીઓ ૧) રજુ કરવાથી મેનેજીંગ કમિટીની મંજુરીઆતથી તેનું નામ દાખલ કરવામાં આવશે નામ ના મંજુર કરવાનાં કારણો આપવામાં આવશે નહી.

૬ મજકુર કન્યા મંડળનું વર્ષ સપટેમ્બરથી શરૂ થયેલું ગણવામાં આવશે. અધવચમાં દાખલ થનાર પાસેથી પણ આખા વર્ષનું લવાજમ લેવામાં આવશે.

૭ કન્યા મંડળનાં સભાસદોને મંડળના મેળાવડા વગેરેનો લાભ આપવામાં આવશે.

૮ કન્યાને ઉપયોગી શિક્ષણના વર્ગો દર શનિવારે અને રવિવારે બપોરે ૧ થી ૫ (સ્ટે ટા.) સુધી ચલાવવામાં આવશે.

વારસા હક્ક, સામાજીક કુરૂઢીઓ, પ્રાંતિક શ્રી સંઘની સ્થાપના, સ્વદેશી અને ચરખાને ઉત્તેજન, બાળકોની માવજત, ફરજીઆત કેળવણી શિક્ષિકાના પગારમાં વધારો, અનાથાશ્રમ અને વિધવાશ્રમોની સ્થાપના, વગેરે સંબંધી ઠરાવો થયા હતા. ×

નાગપુરમાં તા ૨૭ જાન્યુઆરીએ સ્ત્રી-કેળવણીના અને ખાસ કરીને વિધવાઓની કેળવણીના પ્રસાર અર્થે પૂનાના સેવા સદનની એક શાખા ખોલવામાં આવી છે. રા. ગોપાલ કૃષ્ણ દેવધર એ શાખાની વ્યવસ્થામાં ઉમણું રોકાયા છે. ×

કોચીન રાજ્યની સ્ત્રીઓની પરિષદ મહારાણીના પ્રમુખપદે તા ૧૭ મી ડીસેમ્બરે અર્નાકુલમમાં મળી હતી પરિષદે ફરજિઆત પ્રાથમિક કેળવણી આપવાની અને બાળઉછેર, ગૃહઉદ્યોગ અને વ્યવસ્થા વગેરે કન્યાઓને શીખવવાની માંગણી કરી હતી અને તે માટે યુનીવરસીટી શિક્ષણક્રમમાં ફેરફાર કરવાનો આગ્રહ કર્યો હતો. × ×

રાજમહેન્દ્રીની સ્ત્રીઓ માટેની ટ્રેનીંગ શાળાનાં સ્ત્રીઓના સુપ્રીન્ટેન્ડન્ટ મીસ સીરીના ઝકરીઆ, બી. એ. એલ.

ટી. ને મદ્રાસ યૂનીવરસીટીની સેનેટના એક સભાસદ તરીકે ગ્રેજ્યુએટોએ ચુંટી કાઢયા છે. આવી રીતે ચુંટણીમાં વિજય મેળવનાર એ પ્રથમ બ્હેન છે. × × ×

કોઇમ્બતુર જીલ્લાની સેગુન્દર કોમની કન્યાઓને મંદિરોમાં દેવદાસી તરીકે અર્પણ કરવાનો રિવાજ છે. પરિણામે એ સ્ત્રીઓ અનીતિની જીંદગીમાં પડે છે. તેમનામાં સુધારો કરવાના પ્રયત્નો લાંબા સમયથી થઇ રહ્યા છે. તા. ૨૯-૩૦ ડીસેમ્બરે ચીનીમલાઇમાં એ માટેની ૧૪ મી વાર્ષિક પરિષદ મળી હતી વર્ષ દરમિયાન અનેક કન્યાઓને મહાજન સંગમની મદદથી પરણાવી ગૃહજીવનમાં પાછી આણી છે. આ પ્રશ્ન માત્ર સામાજીક નહિ પણ રાષ્ટ્રીય મહત્વનો છે એમ ડૉ. મુથુલક્ષ્મી અમ્મલે પરિષદમાં જણાવ્યું હતું. × ×

કલકત્તામાં તા. ૨ જાન્યુઆરીએ મ. ગાંધીજીએ શ્રી ચિત્તરંજન સેવાસદનના સુવાવડખાતા અને એક્ષરે વિભાગનો પાયો નાખવાની ક્રિયા કરી હતી. દેશબંધુ દાસે પોતાની મીલ્કત આ સદન માટે કાઢી આપી હતી. મકાન પાછળ ૧૩૦૦૦૦ રૂપીઆ ખર્ચાયા છે. એના નિભાવ માટે રૂ. ૪૫૦૦૦૦ નું ફંડ છે. × × ×

કલકત્તાની બેથ્યુન સ્કુલની મુલાકાત ડીસેમ્બર માસમાં લેડી અરવીને લીધી ત્યારે સ્કુલના લેડી પ્રીન્સીપાલે છોકરીઓને એવી ફરજ પાડવાનો પ્રયત્ન કર્યો હતો કે તેમણે લેડી અરવીનને ચરણે ફૂલ ધરી તેમનું સ્વાગત કરવું. આ પ્રયત્નમા તેને સફળતા ન મળી; કન્યાઓએ તેમ કરવાની ચોખ્ખી ના પાડી. × × ×

શ્રીમતી જે. એલન રોલેન્ડસે કલકત્તા યુનીવરસીટીની એમ. એ. ડીગ્રી માટેની પરિક્ષા બંગાલી ભાષાનો વિષય લઈ પ્હેલે નંબરે પસાર કરી છે. એક પરદેશી બાનુ આ પ્રમાણે પ્રવિણતા બતાવે એવો આ બનાવ પ્હેલોજ છે. × ×

ભવાનીપુર ( બંગાલા ) ની મુસ્લીમ મહિલા સમિતિની બીજી વાર્ષિક બેઠક તા ૫ મી જાનેવારીએ મળી હતી, કેળવણીના વિષય પર ચર્ચા થયા બાદ ઠરાવો પસાર કરી બંગાલાના દરેક ભાગમાં મુસ્લીમ કન્યાઓ માટે શાળાઓ ખોલવાનો સરકારને આગ્રહ થયો હતો. × ×

નાતાલના તહેવારો દરમિઆન ગૌહત્તીમાં વિધવા વિવાહ પરિષદ મી. રંગાચાયરના પ્રમુખપદે મળી હતી અને ફરજિઆત વૈધવ્ય નહિ પળાવવા માટેનો ઠરાવ પસાર થયો હતો. ×

બનારસમાં રાણી રામકુમારી વનિતાશ્રમનો પાયો નાંખવાની ક્રિયા વાયસરાયનાં પત્ની લેડી અરવીને ૫ મી જાન્યુઆરીએ કરી હતી. બનારસ જેવા યાત્રાના સ્થળમાં અનેક સ્ત્રી બાળકોના રક્ષણ માટે આવા આશ્રમની જરૂર હતી. રાણી રામકુમારી દેવીએ પોતાનો ઉદાર ફાળો એમાં આપ્યો છે. આ આશ્રમ ગામડાઓમાં સુવાવડના મથકો ખોલવાનું અને શિક્ષિત દાઇઓ પૂરી પાડવાનું કામ પણ માથે લેશે. × × ×

રંગુનના (મૂળ સુરતના રહેવાસી) સાહિત્યપ્રેમી ગૃહસ્થ રા. સી. વી. ગલીઆરાએ લગભગ ૫૦૦૦ રૂપીઆ ઇનામ તરીકે ગુજરાતી લેખક લેખિકાને તેમના લખાણો માટે આપ્યાં છે. એમાંથી સૌ. લીલાવતી મુન્શીને રૂ. ૫૦૦ તેમનાં "રેખાચિત્રો" માટે મળ્યાં છે. એ બ્હેનને અમારાં અભિનંદન. સ્વ. કવિ બોટાદકરની વિધવાને પણ રૂ. ૫૦૦ અપાયા છે. × × ×

## એશિયા.

સ્વર્ગે સીધાવેલા પિતૃઓને સંતોષવા આપણે ત્યાં શ્રાદ્ધ કરવાનો અને બ્રાહ્મણના પેટ રૂપી પોષ્ટ ઓફીસ દ્વારા લાડુ વગેરે તેમને મોકલવાનો રિવાજ છે. ચીનમાં પણ એવીજ કાંઇક માન્યતા છે. ત્યાં નાણાં મોકલવાની માન્યતા છે. પણ ધાતુનું નાણું કેવી રીતે પ્હોંચે? એટલા માટે બનાવટી નાણું તૈયાર કરી તે બાળવામાં આવે છે. કાગલનો બુટ જેવો આકાર બનાવી તેના ઉપર ટીનનો કાગળ ચોઢે છે અને ધુપદાનીમાં તેને બાળે છે. આ બનાવટી નાણું બનાવવા પાછળ ઘણી સ્ત્રીઓને રોજી મળે છે. સેંકડો દુકાનદારો એ ધંધો કરે છે. એક શહેર શાંઘાઇમાંજ બાર મહિને લગભગ ૨૫ લાખનો ધુમાડો થાય છે. × × × × ×

જાપાનના પોલીસ અમલદારોની રાષ્ટ્રીય પરિષદ થોડા સમય પર મળી હતી; જેની ચર્ચાના પરિણામે અનીતિમાન જીંદગીમાં પડેલી અબળાઓ માટેના નિયમોમાં ફેરફાર થયો. એ ફેર-

કારથી કુટણખાનામાં પડેલી સ્ત્રીઓ સ્હેલાઇથી ત્યાંથી નીકળી નીતિમાન જીવન ગુજારી શકશે. ×

જાવામાં ચેરીબાન ખાતે ખાંડની પરિક્ષા કરવાની ઓફીસ છે જેના ઉપરી તરીકે ડો. વોલ્ગીન્ક નામે એક મહિલા નીમાયાં છે. ખાંડના વિષયનો એમણે ઉંડો અભ્યાસ કર્યો છે; અને એ સંબંધી એમણે લખેલા પુસ્તકને લીધે ઉટ્રેચની યુનીવરસીટીએ એમને ડોક્ટરની ડીગ્રી આપી છે. ×

અફગાનિસ્તાનમાં પણ હજી ગુલામી પ્રથા ચાલુ છે ત્યાંનો એક વતની વર્ષો પહેલાં બર્લીનથી એક જર્મન સ્ત્રીને પરણી લાવેલો. હમણાં તે પુરૂષ ગુજરી જતાં બાઇ તેની મીલકત સાથે તેના ભાઇની મીલકત બની. બાઇએ તે કબુલ નહિ કરતાં તેને બજારમાં વેચી નાંખી. સદભાગ્યે એ બાઇને ત્યાંના જર્મન પ્રતિનીધિએ ખરીદી લઇ બર્લીન પાછી મોકલી આપી છે. × ×

### યુરપ.

ઇંગ્લાંડમાં ગયા નવેમ્બરમાં થયલી મ્યુનીસીપલ ચુંટણીઓમાં ત્રીસ સભાસદોનો વધારો થયો છે. પરંતુ સ્ત્રી મેયરોની સંખ્યા બે વર્ષ પ્હેલાં આઠની હતી તે ઘટીને અત્યારે ત્રણની થઇ છે. ×

સર્બીટન ( ઇંગ્લાંડ ) મા આજ ૭ વર્ષથી કામદાર વર્ગની કન્યાઓ માટે એક કોલેજ ચલાવાય છે, જેમાં ગૃહકાર્ય ઉપરાંત કેટલાક ધંધાઓની તાલીમ અપાય છે. ૧૦૫ વિદ્યાર્થીનીઓ અત્યાર સુધીમાં તાલીમ મેળવી ચૂકી છે. આ કોલેજ માટે નવું મકાન તૈયાર થાય છે જે માટે ઘણા કેળવણી મંડળોએ તેમજ કારખાનાના માલીકોએ નાણાંની સારી રકમો આપી છે. × ×

લંડનની ઓટોમોબાઇલ ક્લબના આશ્રય હેઠલ ચાલુ માસમાં મીસ વાયોલેટ કોરડરી મોટરમાં બેસીને ૧૪૦૦૦ માઇલની મુસાફરી કરવા નીકળનાર છે. એક બીજી બાળા પણ તેની સાથે જશે. યૂરોપના દેશોમાં ફરી તેઓ માર્સેલ્સથી મુંબાઇ સ્ટીમરમાં આવશે અને હિંદમાં ફરશે. એ રીતે પાંચે ખંડના ૧૭ દેશોની તેઓ મુસાફરી કરશે.એ માટે એક ખાસ મોટર તૈયાર થઇ છે,જેના પડદા ખોલતાં તંબુ જેવો આકાર થઇ રહે છે. ×

એડીનબરો યુનીવરસીટીની ૫૦૦ વર્ષની કારકીર્દીમાં ધર્મશિક્ષણ માટેની ડીગ્રી ( બેચેલર ઓફ ડીવીનીટી ) ગયા વર્ષમાં પ્હેલીવાર મીસ ઇલીઝાબેથ હેવાટ નામે મહિલાને અપાઇ છે. ×



મીસ પેગી હૅમોન્ડ.
ઇંગ્લાંડની સૌથી સુંદર સ્ત્રી.

યૂરપમાં સ્ત્રીવર્ગમાં પાતળા થવાનો નવો વા વાયો છે. ડૉકટરો આથી મોટા ગભરાટમાં પડી ગયા છે.એ માટેની પેટન્ટ દવાઓનો ઉપયોગ જુવાન તેમજ વૃદ્ધ સ્ત્રીઓએ છૂટથી કરવા માંડયો છે. પરિણામે તેમના પર ખરાબ અસર થાય છે અને ડૉકટરો ક્ષયની ચેતવણી આપી રહ્યા છે. તેઓ આ પ્રથાને "ધીમો ધીમો આત્મઘાત" ને નામે ઓળખાવે છે. કેટલીક તો પાતળી રહેવા માટે પૂરતો ખોરાક પણ લેતી નથી. પરિણામે ક્ષયની ભોગ બને છે। × × ×

યૂરપમાં સ્ત્રીઓને હમણાં હમણાં વાળ કપાવી નાંખી પુરૂષોના જેવા રાખવાની ટેવ પડી છે. એ ટેવને એક પ્રકારની મોજમજાહ ગણી સ્વીટ્ઝર્લાંડના એક વિભાગમાં દર માથા દીઠ ૫૦ સેન્ટીમ (પાંચ આના) નો ટેક્ષ લેવાનું ઠરાવ્યું છે. પુરૂષો આથી ખુશી થયા છે પણ સ્ત્રીવર્ગ ગુસ્સે થયો છે. બીજા દેશો પણ કદાચ અનુકરણ કરશે કારણ કે વેપારની મંદીને લીધે મ્હેસુલ ઘણું ઘટી ગયું છે। ×

વીએનામાં માર્ગારેટ માનહાર્ટ નામે ૧૬ વર્ષની એક બાઇ પોતાના શેઠના બે બાળકોને લઇને ફરવા [illegible] હતી. છ માસનું બાળક બાબાગાડીમાં હતું અને ત્રણ વર્ષનો છોકરો આંગળી પકડી ચાલતો હતો. એવામાં સામેથી એક ઘોડાનું વેગન પૂર જોશથી આવતું તેણે જોયું. બાળકોને બચાવવા માર્ગારેટે બાબાગાડીને બાજુપર ખસેડી અને આગળીએ તેડેલા છોકરાને પગથીપર ફેંકયો. પણ પોતે ખસે તે પ્હેલાં વેગન નીચે આવી ને કચડાઇ ગઇ. એને દફનાવવાની ક્રિયામાં આખા શહેરની પ્રજાએ ભાગ લઇ માન આપ્યું હતું. × ×

એલન બોસકો નામે એક માણસ પોતાની સાડા ચાર વર્ષની દીકરી પાસે જીવતા સાપ સાથે રમત કરાવી પોતાનું ગુજરાન કરતો હતો. તેનો કેસ ચાલતાં તેને દશ પાઉંડના દંડની સજા થઇ છે. × × ×

પેરીસમાં રજાઓ પછી કોર્ટ ખુલવાને દિવસે બેરીસ્ટરોનો એક સમારંભ પ્રતિવર્ષ ઉજવાય છે આ સમારંભમાં ન્યાયાધીશોને, પ્રધાનોને વિગેરેને નોતરવામાં આવે છે. એક બેરીસ્ટર નક્કી કરેલા વિષય પર ભાષણ કરે છે. આ વર્ષનું ભાષણ મીસ જુલીઅટ વીલીઅરે "મહાત્મા ગાંધીજીનો મુકદ્દમો" જે અમદાવાદમાં ચાલ્યો હતો તે સંબંધી કર્યું હતું અને એમ કરતાં ગાંધીજીના સિદ્ધાંતો સમજાવ્યા હતા. × ×

પેરીસના શીનેસાં થીએટરમાં "લા વોકેશીઓ" નામે એક નાટક રજુ થયો. બે ડૉકટરોએ તે લખ્યો છે અને તેમાં એવું સાબિત કરવા મથે છે કે સ્ત્રીઓ ડૉકટરના ધંધાને લાયક નથી. આ જોવા લગભગ ૧૦૦ વિદ્યાર્થીનીઓ ગઇ હતી. તેમણે ત્યાં વિરોધ દર્શાવવા તોફાન મચાવ્યું અને મારામારી પર વાત આવી. લગભગ ડઝનેક છોકરીઓને ગીરફતાર કરી છે. × × ×

ફ્રાંસમાં કેટલી સ્ત્રીઓ વાળ કપાવે છે. અને તેની પાછળ કેટલો ખર્ચ થાય છે તેનાં આંકડા હમણાં ભેળા કરવામાં આવ્યા છે. એ આંકડા બતાવે છે કે એમાંથી ફ્રાન્સમાં હજામ-હજામડીઓ વર્ષે અઢી કરોડ પાઉંડની આવક મેળવે છે. વાળ કાપવા માટેનો ચાર્જ એક વખતનો ૨૮ ફ્રાંક છે. વર્ષમાં ૨૪ વાર કપાવે એટલે ૬૭૨ ફ્રાંક આપવા પડે. ઉપરાંત ગુચ્છા વર્ષમાં બે વાર પડાવે જેના લગભગ ૨૫૯ ફ્રાંક થાય. એટલે દરેક સ્ત્રી દીઠ લગભગ વર્ષે ૮ પાઉંડ-૧૨૦ રૂપીઆનો ખર્ચ આવે. આટલી રકમ સરકારને આપી હોય તો ત્યાંના પ્રધાનો કહે છે કે અમારે કારભારમાં કરકસર ન કરવી પડે. × × ×

પેરીસના એક અમીરની દીકરી મા બાપની મરજી વિરૂદ્ધ કોઇ સામાન્ય માણસને પરણી હતી. હમણાં કાંઇ ટંટો થવાથી બન્ને છૂટા પડયાં. ફરી પરણવાની ઇચ્છા કરતાં માબાપે પાછો વાંધો લીધો અને દીકરીને કહ્યું કે જો તે દક્ષિણ ફ્રાંસમાં જઇને રહેશે તો બાપ મુસાફરી અને હોટલનો ખર્ચ આપશે પણ ગજવા ખર્ચ નહિ આપે. દીકરીએ તે મેળવવા દાવો માંડયો. કોર્ટે મહિને દહાડે રૂ. ૩૫૦ જેટલી રકમ ગજવા ખર્ચ તરીકે તેને આપવાનું બાપ સામે હુકમનામુ કરી આપ્યું છે. × ×

પેરીસનાં ફેશનેબલ બૈરાંઓને નવો શોખ લાગ્યો છે. અઠવાડિયાને પહેલે દિવસે એક બંગડી, બીજે દિવસે બે એમ ઉત્તરોત્તર એક બંગડી વધારે પહેરી સાતમે દહાડે સાત પહેરવાનો ત્યાં વા વાયો છે. તેમાં વળી સોમવારે અમુક જાતની અને મંગળવારે અમુક જાતની એમ દરરોજને માટે

ચોક્કસ જાત નક્કી થઇ છે. ફેશનની પણ બલિહારી છે ! કહે છે કે ત્યાંના નાજુક બૈરાંઓનાં કાંડાં સાત બંગડીના ભારથી નમી પડે છે ! ×

ઇટાલીના છાપાંઓમાં હમણાં હમણાં ભારે દર આપીને પણ પ્યારના સંદેશા દ્વારા પ્રેમી યુગલો પરસ્પરને મળવાનો સંકેત રચી શકે છે અને કેટલીક પત્ર-વ્યવહાર કરી શકે છે. આ તેમજ લગ્નને લગતી જાહેરાતો બહુજ વધી પડવાથી તેના ઉપર કાયદાથી અંકુશ મૂકાયો છે. આથી આવી જાહેર ખબરો પ્રકટ થતાં પહેલાં દરેક સંદેશા કે જાહેરખબરને સરકારની મંજુરી મેળવવી પડશે. × × × ×

ઇટાલીમાં ૨૫ અને ૬૫ વર્ષની ઉમ્મર વચ્ચેના જેટલા કુંવારા પુરૂષો હોય તેટલાની ઉપર કર નાંખવામાં આવ્યો છે. આવા કુંવારાની સંખ્યા ૮ લાખની છે. તેમની પાસેથી લગભગ સાડાચાર લાખ પાઉંડ રાજ્યને દર વર્ષે આ કર દ્વારા મળશે. આ મ્હેસુલ દર વર્ષે વધતું જાય એવો સંભવ છે. બાવળના ઠુંઠા જેવા રહેવાની સાહેબી માટે તેમને દંડ આપવો પડશે. × ×

ઇતિહાસમાં પ્હેલીવાર પોપને લગતા ખાતાઓમાં એક મહિલાની અમલદાર તરીકે નીમણુંક થઇ છે. ના. પોપે મેડમ ક્રોસ્ટારોસ ઓસીપીઓનીને લાઇબ્રેરી ખાતામાં નીમ્યાં છે. એ બ્હેને અત્યાર પ્હેલાં અનેક હસ્તલિખિત પુસ્તકોનું સંશોધન કરી તે પ્રકાશમાં આપ્યા છે. × ×

ફ્રાંસની જાણીતી એકટ્રેસ મીસ લુસીઅન ફાન્રે બર્લીનમાં મરણ પામી છે નાટકના તખ્તા પર આવતાં પ્હેલાં એકટ્રેસો રંગના લેપડા લગાડે છે. એવા લેપડાથી લોહીમાં ઝેર પ્રસરતાં તેનું મૃત્યુ થયું છે. તે હિંદી છોકરીનો પાર્ટ કરતી હતી જેમાં ચામડીનો રંગ બદલવા કાંસાનો રંગ વાપરતી હતી. × × × ×

બર્લીનમાં નવેમ્બરમાં આંતરરાષ્ટ્રિય પોલીસ કોંગ્રેસ મળી હતી તે પ્રસંગે સ્ત્રી-પોલીસ સંબંધી ઠરાવ પસાર થયો હતો. કોંગ્રેસે સ્ત્રી-પોલીસ સર્વ દેશોમાં દાખલ કરવાની અગત્યતા જણાવી એ વિષે સરકારોને સૂચના કરી છે. × × +

ટ્રેબીઝોન્ડ ( તુર્કસ્તાન ) પ્રાંતના ગવર્નરે સ્ત્રીઓને પડદો રાખવાની મનાઇ કરી છે. એ રીવાજ આરોગ્યને હાનિકર્તા હોઇ સ્ત્રીઓને પોતાનું ગુજરાન કરવામાં અને પોલીસને તેમને ઓળખવામાં અંતરાય રૂપ છે. આ રીતે તુર્કસ્તાન પડદાને દૂર કરે છે-હિંદની મુસ્લીમ બ્હેનો તે રાખી મૂકશે ? ટ્રેબીઝોન્ડનો પ્રદેશ આખા તુર્કસ્તાનમાં હડહડતા જુના વિચારનો છે. × ×

## અમેરિકા.

અમેરિકામાં બાળકોને વાર્તા કહી રીઝવવાનો નવો ધંધો એક સ્ત્રીએ શોધી કાઢ્યો છે. હિંદમાં જે કામ દાદા-દાદી કરતાં તે કામ તેમણે કરવા માંડયું છે અને તેમાંથી સારી કમાણી કરે છે. આ સ્ત્રીનું નામ મીસ આના કર્ટીસ હાન્ડલર છે. નિશાળના બાળકોને તે મ્યુઝીઅમોમાં અને બીજે સ્થળે ફરવા લઇ જઇ ત્યાં વસ્તુઓ જુએ તે સંબંધી ઉપજાવી કાઢેલી રસિક વાર્તાઓ કહે છે પરિણામે ઘણી શાળાઓ તેને પગાર આપી રોકે છે. બીજી એક સ્ત્રી મીસીસ અર્લે ઢીંગલીઓ માટે કાગળનાં ઘર બનાવવાનો ઉદ્યોગ શોધી કાઢી એ શોધ એક કંપનીને વેચી મોટી કમાણી કરી છે. એ કંપની પણ તેમાંથી સારી કમાણી કરે છે. × × ×

નેબરાસ્કા (અમેરિકા) ની કોર્ટમાં હમણાં એક મુકદમો ચૂકવાયો જેમાં વિજ્ઞાનશાસ્ત્રની મદદથી એક અનાથ બાળકને બાપ મળ્યો છે. ૧૮ માસના કેનેથ થોમસ નામના છોકરાના બાપ તરીકે એક જણને કોર્ટમાં ઉભો કર્યો. તેણે બાપ હોવાની ના પાડી. પછી બન્નેનું લોહી તપાસતાં સરખાપણું જણાયાથી તેણે બાપ હોવાનું કબુલ કર્યું છે. × × ×

યુનાઇટેડ સ્ટેટ્સની ચુંટણીમાં વડી ધારાસભા માટે ચાર મહિલાઓ ચુંટાઇ છે ઉંચી નોકરીઓમાંથી સ્ત્રીઓની સંખ્યા ઓછી થઇ છે, પરંતુ નીચી નોકરીઓમાં વધી છે પ્રાંતોના ગવર્નર તરીકે બે બાનુઓ હતી પણ તે આ વખતે ચુંટણીમાં સફળ નથી થઇ. શહેરો અને ગામડાઓનાં શેરીફ તરીકે અને મ્યુ. સભાસદ તરીકે ઘણી સ્ત્રીઓએ સફળતા મેળવી છે. × × ×

ટેકસાસ (અમેરિકા) પ્રગણામાં બુડાં નામે નાનું શહેર છે. ત્યાંની બેન્કમાં એક વીસ વર્ષની યુવતી દાખલ થઇ અને મેનેજરને મળી જણાવ્યું

કે હું વર્તમાનપત્રની પ્રતિનિધિ છું. અને આ શહેર સંબંધી કેટલાક લેખો લખવા માંગુ છું. મેનેજરે તેના પર ઉપકાર કરવા પોતાના રૂમમાં ટેબલ અને ટાઇપરાઇટર સોંપ્યા અને પોતે કામમાં પડયો. અર્ધોક કલાક શ્રીમતીએ લખ્યા કર્યું પછી ગજવામાંથી રીવોલ્વર કાઢી મેનેજર સામે ધરી અને ત્રીજોરી ખોલવા અને અંદરથી નાણાં કાઢવા હુકમ કર્યો. ૫૦૦ પાઉંડ જેટલી રકમ તેને કાઢી આપવી પડી. પછી ત્રીજોરીવાળા ઓરડામાંજ તેને બંધ કરી વંજો મારી ગઇ. પોલીસને જાણ થતાં તપાસ કરી જેને પરિણામે ત્યાંના એટર્ની જનરલની ટાઇપીસ્ટ મીસ રેબેકા બ્રાડલીને તેમણે પકડી છે! × × ×

છ વર્ષ પહેલાં ન્યુયોર્કમાં એક ૨૩ વર્ષના જુવાનને ફીગારેલી નામના માણસે મારી નાંખેલો જે જુવાનની માતાના ચારિત્ર ઉપર ટીકા કરવાથી ઝઘડો થતાં એ પરિણામ આવેલું મરનારની માતા ત્યારથી દીકરાના ખુનનો બદલો લેવા તલસી રહી હતી. હમણાં એ બાઇએ, જે સ્થળે પોતાના દીકરાને મારેલો તેજ ઠેકાણે ફીગારેલીને પીસ્તોલથી મારી નાંખ્યો છે. કેસ ચાલતાં એ એક પ્રકારનું ગાંડપણ હતુ એમ ગણી કોર્ટે તેને છોડી મુકી છે. × × × ×

વિખ્યાત સીનેમા નટ ચાર્લી ચેપ્લીનની પત્નીએ છુટાછેડાનો દાવો માંડયો છે અને બે છોકરાનો કબજો પણ પોતાની પાસે રાખવા માગે છે આ દાવાને પરિણામે ચાર્લીની ૩૫ લાખ ડોલરની મીલકતનો રીસીવર નીમાયો છે અને બાઇને તેમાંથી પોતાના ખર્ચ માટે મહિને ૪૦૦૦ ડોલર અને કેસ લડવાના ખર્ચ માટે બીજા ૪૦૦૦ ડોલર આપવાનો કોર્ટે હુકમ કર્યો છે. ચાર્લી ઇંગ્લાંડમાં જન્મેલો હોવાથી અમેરિકન શહેરી નથી તેથી કેલીફોર્નીઆના કાયદા પ્રમાણે કદાચ એ બધી મીલકત તેની પત્નીને મળશે!

### ઓસ્ટ્રેલિઆ.

પોપ્લર બ્લક ( ઓસ્ટ્રેલિઆ ) માં એક દસ વર્ષનો છોકરો છે જેને હજી દાંત નથી આવ્યા અને આવશે પણ નહિ એમ ડોકટરો કહે છે. છતાં તે ગમે તે વસ્તુ સ્હેલાઈથી ચાવી ખાય છે. એના એક ભાઈ અને પિત્રાઇને પણ ૧૪ વર્ષની ઉમ્મર સુધી દાંત ન્હોતા આવ્યા. એના માબાપને ઘણી રાહત મળી હશે! બીજી બધી બાબતમાં એ છોકરો સામાન્ય બાળક જેવોજ છે × ×

ઓસ્ટ્રેલિઆની વિક્ટોરીઅન ધારાસભાએ સ્ત્રીઓ સામેના જાહેર નોકરીમાં કે ધંધાઓમાં દાખલ થવા વિરૂદ્ધના પ્રતિબંધો દૂર કર્યા છે.- ×

પશ્ચિમ ઓસ્ટ્રેલિઆની ધારાસભામાં સ્ત્રીના ભરણપોષણ સંબંધી અત્યારના કાયદામાં સુધારો કરનારૂં બીલ રજુ થયું છે. અત્યારે પતિ કોર્ટનો હુકમ છતાં ભરણપોષણના નાણાં આપવામાં ઢીલ કરી શકે છે. નવા કાયદાથી એ અન્યાય દૂર થશે.



## સુખ શણગાર

જંગલીઓની સીકલ-સુરત જેણે ચિત્રોથી પણ ન જોઇ હોય તેને ભૂત પલિત કે, જીનની કલ્પના સરખી પણ ન આવી શકે. એમના છ છ ફુટ લાંબા મુગટ, માંહેનાં પીછાં, વાળ, શુંઢ ડુક્કરના પુંછડા, રાની પશુઓના રૂંછડાં, માંહે છીપલા મોતી, બજરબુટ્ટા, ઘાસતણખલાંની સળીઓ એ બધું મળીને તેમનું મુખ કેવી શોભા ધરે છે તેનો આપણને ખ્યાલ પણ કયાંથી આવે ? આ વિકરાળ મુગટ અને વાળ, નાક, કાન, દાંત ને હોઠના શણગાર ઉપરાંત મોઢા ઉપર એમના પેઇન્ટ, પાવડર અને પેઇષ્ટ ચોડવાના હોય તે તો જૂદાં ! તે ઉપરાંત એમના બુરખા, ટોપા, ધોધામોધા વગેરે મળી આખો દેખાવ સાચ્ચેસાચ રૂદ્રભીષણજ બને છે. નાળિયાં જેવા કે કંટ જેવા લબડતા હોઠ, છાતીએ અડે તેવડી કાનબુટો, ચપટાં ખુલ્લાં કોયણાં જેવાં નસ્કોરાં, બોડાવેલ આંખની ભમ્મરો, મુખે ચોપડેલ મસ-કાજળ, હોઠે આઠ નવ ઈંચના લબડતા હાથીદાંતના ગરજા, નાકે લટકતી કાંબી જેવડી બુલાખીઓઃ આવા આવા શણગાર વડે એ માનવમૂર્તિઓ કેવી દીપી નીકળતી હશે વારુ ?

# અખીલ હિંદ સ્ત્રી પરિષદ પૂના.

## ( એક સિંહાવલોકન )

અખીલ હિંદ સ્ત્રી-પરિષદની પ્રથમ બેઠક પૂનામાં ગયા માસની પાંચમી તારીખે વડોદરાના ના. મહારાણી શ્રી સૌ. ચીમનાબાઇના પ્રમુખપણા હેઠળ મળી હતી. સાંગલીના રાણી સાહેબ તથા મિસીસ. કઝીન્સ જેવા ઉત્સાહી કાર્યકર્તાઓને લઇને, તથા દેશને ખૂણેખૂણેથી આવેલા પ્રતિનીધીઓ અને પરિષદને મળેલા યોગ્ય પ્રમુખને લીધે પરિષદ ખરેખર અનેક દ્દષ્ટિએ અપૂર્વજ કહી શકાય.

પ્રથમ તો પરિષદના પ્રમુખશ્રીના ભાષણનો મહત્વનો ભાગ આપણે જોઇ જઇશું.

ભાષણની શરૂઆતમાં પ્રમુખશ્રીએ કહ્યું કે અત્યારે આપણે બધા એક ઉમદા કાર્ય માટે ભેગા થવા ભાગ્યશાળી થયા છીએ. આપણે એક એવા કાર્યનો વિચાર કરવાનો છે કે જે એક મહાન પ્રજાના પૂનર્જન્મનો પાયો કહી શકાય. આપણે હિંદની ભાવી માતાઓના ભલાનો તથા તેઓની કેળવણીનો વિચાર કરવાનો છે. જ્યાં જ્યાં આપણો અવાજ પહોંચતો હોય ત્યાં ત્યાં જાહેર કરો કે આ પરિષદ્ હિંદની સ્ત્રીઓની રાષ્ટ્રીય જાગૃતિનું એક સબળ ચિન્હ છે. આજથી એક એવી હિલચાલ શરૂ થવી જોઇએ કે જેમાં પોતાની માતાને ચાહતો દરેક મનુષ્ય તથા સાધારણ સમજ ધરાવતી દરેક સ્ત્રી પોતાનો ફાળો આપી શકે. આવી કોન્ફરન્સો આપણા આદર્શોને આડે આવતા સવાલોનો ફડચો લાવવામાં મદદગાર થવી જોઇએ. અને લોકોને કાર્ય કરવા બહાર પડવાના એક ઢંઢેરા રૂપ હોવી જોઇએ.

આપણા કાર્યની મહત્વતા તથા એની પાછળ રહેલી મુશ્કેલીઓનો મને પુરતો ખ્યાલ છે, છતાં મારા ઉપર આવી પડેલા કાર્યને અત્યારના સંજોગોમાં કોઇ પણ સ્ત્રી વધાવી લે તેમ હું પણ મગરૂરીપૂર્વક વધાવી લઉં છું. અને તદ્દન નાલાયક ન થઇ પડું તે માટે પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું.

સ્ત્રીકેળવણી બાબત પુનાને ધન્યવાદ આપતાં મહારાણી સાહેબે કહ્યું કે શીવાજીના જીવનનો પાયો મુખ્યત્વે એની વ્હાલી માતા તરફથી મળેલી સંસ્કૃતી તથા કેળવણી ઉપરજ રચાયો હતો. આપણે સમજવું જોઇએ કે સ્ત્રીત્વ કેવળ તંદુરસ્ત શરીરો ઉત્પન્ન કરે એટલુંજ નહિ, પરંતુ તંદુરસ્ત આત્માઓ પણ કરે.

હિંદુ ધર્મનો સ્ત્રીત્વ બાબતનો આદર્શ અત્યારે હયાતી ધરાવતા કોઇપણ આદર્શ જેટલોજ ઉંચો છે, પરંતુ એ મહાન આદર્શનું હાલની વિકૃત સ્થિતિમાં કેમ પરિવર્તન થઇ ગયું તે બધું હું અત્યારે તમારી પાસે નહિ મૂકું. આપણે ભુતકાળ ઉપર ચર્ચા કરવા નથી ભેગા થયા, પરંતુ આપણે તો સ્વાતંત્ર્યનો વાવટો ફરકાવવો છે અને સુધારાનું કાર્ય શરૂ કરવું છે.

સુધારાનો વિચાર કરતાં પ્રથમ બાળલગ્ન ઉપર આવતાં પ્રમુખશ્રીએ કહ્યું કે આ બાળલગ્ન સ્ત્રી કેળવણીમાં એક જબરી આડખીલી રૂપ છે. હજુ તો ખરી ઉમર આવી નથી હોતી અને પોતાને આત્મા છે કે નહિ તેનું ભાન પણ નથી હોતું તે પહેલાં આપણી

બાળાઓ એમનીજ માફક ધસડાએલા યુવકોને હાથ રમકડારૂપ જઇ પડે છે, અને કોઇ કોઇ વખત તો પોતે માન આપી શકતો નથી યા એનામાં સ્વમાન જગાડી શકતો નથી એવા પુરૂષને હાથ જઇ પડે છે. હજુ તો પોતે બાળજીવનમાંથી બહાર પડે છે ત્યાં એને પોતાને માથે બાળકો પેદા કરવાનું આવી પડે છે. જેની યુવાની આવી રીતે લૂંટાઇ ગઇ છે તેવી આ બાળાઓને સંસ્કારી જીવનના લ્હાવાઓનો કંઇજ ખ્યાલ નથી હોતો. જો આપણને તંદુરસ્ત અને જોમવાળા પુત્ર-પુત્રીઓની જરૂર હોય તો આપણે આપણી માતાઓને મજબુત અને ઉમરલાયક કરવી જોઇશે. આ માટે કોઇપણ બાળાનું લગ્ન ઉમરલાયક થાય ત્યાં સુધી લંબાવવુંજ જોઇએ. અને એ અઢાર વર્ષ પહેલાં ન સંભવે. બાળલગ્નની ભયંકરતામાં જો આપણે સમજતા હોઇએ તો કાયદેસર દ્રષ્ટિએ સતી થવાની પ્રથા કરતાં આને પહેલાં બંધ કરવું જોઇએ, કારણ કે સતી થવામાં થોડા વખતનું ભયંકર દુઃખ હોય છે, પરંતુ આમા તો કોઇ વખત આખુંએ જીવન ન વર્ણવી શકાય તેવાં દુઃખો વેઠવાં પડે છે.

ડૉ. સર હરિસિંગ ગૌરના સમ્મતિ વયના કાયદાનને ટેકો આપતાં મહારાણી સાહેબ બોલ્યાં કે આપણી લગનપદ્ધતિના સુધારા ઉપરજ આપણા કેળવણીના પ્રશ્નનો આધાર રહેશે, અને હું આશા રાખું છું કે આપણી પરિષદ એ બાબત કદી નહિ ભૂલે.

બાળલગ્ન ઉપરથી પર્દા ઉપર આવતાં પ્રમુખશ્રીએ કહ્યું કે અત્યારે આ પર્દા રાખવાની પદ્ધતિ નકામી છે એટલુંજ નહિ, પરંતુ આપણા સુખમાં એક વિઘ્નરૂપ છે. જો આપણે સ્ત્રીજીવન માટે દુનિયાનું વિશાળ ક્ષેત્ર ખુલ્લું કરવા ઇચ્છતા હોઇએ તો આ પર્દો જવોજ જોઇએ. પર્દો શરીરને કમજોર બનાવે છે અને બુદ્ધિને ધુંધળાથી કચડી નાંખે છે. જ્યાં સ્ત્રીઓની આ સ્થિતિ હશે ત્યાં પુરૂષો સ્વાતંત્ર્ય કયાં ભોગવવાના હતા? સ્ત્રીની ચઢતી સિવાય પુરૂષની રાજ્યદ્વારી, સામાજીક યા આર્થીક પ્રગતિ એ બધા ફાંફાં જ સમજજો. શું આ બધું આપણે નથી અટકાવી શકતા? શું આપણે આપણી બ્હેનોને પર્દાના અંધારામાંથી જ્ઞાન અને સંસ્કૃતિના પ્રકાશમાં નહિં લાવીએ? ખરેખર આ પરિષદે આ બાબતમાં કંઇ નિશ્ચિત ધોરણ ઉપર આવવુંજ જોઇએ.

ત્યાર બાદ સ્ત્રીસમાજના સ્વાતંત્ર્યના અત્યારે દેખાતા કેટલાક ચિન્હો ઉપર બોલતાં પ્રમુખશ્રીએ કહ્યું કે બીજા દેશોની સરખામણીમાં આપણે ધ્યાનમાં લેવું પડશે કે આપણે ત્યાંનો પુરૂષ વર્ગ આપણી સાથે કોઇ પણ પ્રકારના વિરોધ વગર સહકાર કરવા તૈયાર રહે છે.

કેળવણીના ક્ષેત્રમાં અને ખાસ કરીને ઉચ્ચ કેળળણીના વિભાગમાં આપણી નજરે અહિં તહિં કેટલીક ખાસ વ્યક્તિઓ પડે છે, પરંતુ તેથી સ્ત્રીવર્ગની સામાન્ય કેળવણીના પ્રશ્નનો નીકાલ નથી થઇ જતો. આપણે સારાએ હિંદુસ્તાનનો આંકડો લઇએ તો હજારે ફક્ત ૨૧ સ્ત્રીઓ સામાન્ય કેળવાયેલી મળી આવે. આમાં જો ઉચ્ચ કેળવણીનું ધોરણ લઇએ તો તદન નીરાશ જ થવું પડે. અત્યારની માધ્યમીક અને ઉચ્ચ કેળવણીનું ધોરણ આપણે અંગ્રેજી ભાષાના અભ્યાસ ઉપરથી આંકી શકીએ, અને આ ધ્યાનમાં લેતાં દશ હજારે ફકત ૧૩ સ્ત્રીઓજ મળી શકે. આ સ્થિતિમાં કેવળ ઠરાવ કરે નહિ પતે. કંઇક ખાસ પ્રગતિ જોવી હશે તો ધણા વર્ષો વ્યવસ્થામાં ગાળવાં પડશે. અને ખરચ પણ ધણો કરવો પડશે.

શારિરીક ખીલવણીઉપર બોલતાં પ્રમુખશ્રીએ કહ્યું કે આ ખીલવણી સ્ત્રીઓને કેવળ મજ-

ખુત બનાવે એટલુંજ નહિં, પરંતુ એમને કંઇક જોમ, સ્વાતંત્ર્ય અને જીવનનો ઉલ્લાસ પણ અર્પે એમ આપણે જરૂર ઇચ્છીએ

ત્યાર બાદ સહશિક્ષણ ઉપર આવતાં, મહારાણી સાહેબે કહ્યું કે આમાં કેટલીક ગેરસમજ થતી એમ મને લાગે છે. સમાજના બે અંગોને જુદા પાડવા યા રાખવા એતો કૃત્રિમ છે, અને એથી કેટલાક ખોટા ખ્યાલો ઉભા થવાનો પણ સંભવ છે, પરંતુ કેળવણી લેવાના સમયમાં તો બંને જાતિઓને આપણે જુદી પાડવી પડશે, કારણ કે સ્ત્રીત્વની ખાસ શક્તિઓ અને ખુબીઓનો વિકાસ એ કેળવણીનું ધ્યેય હોવું જોઇએ, અને તે પણ સામાન્ય સંસ્કૃતિમાં ભાગ લેવા અર્થેજ. આપણે ત્યાં છોકરાછોકરીઓની નિશાળો તથા કોલેજો જુદી જોઇશે, અને તે એટલા માટે કે સ્ત્રીજીવન જે હોવું જોઇએ તે દ્રષ્ટિએજ તેની પ્રગતિ થાય. આમાં રહેલી મુશ્કેલીઓ હું સમજી શકું છું. અત્યારે સ્ત્રીકેળવણીમાં રસ લેતી આપણી સ્ત્રીઓજ જુદા વાતાવરણમાં કેળવાયલી છે, પરંતુ એથી આ અશક્ય છે એમ હું નથીજ માનતી.

શું એક પ્રકારનું સંગીત સ્ત્રી તેમજ પુરૂષ બંનેને સરખુંજ પ્રિય લાગશે ? શું ઇતિહાસની જે વસ્તુઓ પુરૂષોને પ્રેરણાત્મક થઇ પડશે તે સ્ત્રીઓને પણ થઇ પડશે ? અથવા એમ નથી કે ઇતિહાસની અમુક વસ્તુઓ એક જાતિ માટે જેટલી ઉપયોગી હોય તેટલી બીજા માટે ન હોય ? આમ કહેતાં ગભરાવાનું કંઇજ નથી. સ્ત્રીત્વના ખાસ લક્ષણોને ન્યાય ન આપતી અત્યારની કેળવણીને તોડી પાડવામાં કંઇ અતિશયોક્તિ કરવી પડે તો તેમ કરતાં પણ અચકાવું ન જોઇએ.

અત્યારે ફરજીયાત પ્રાથમીક કેળવણીની જરૂરીયાત હું નથી જોતી. કેવળ સ્ત્રીવર્ગમાં સારા પાયાપર હિલચાલ ચલાવીએ તો ઘણું છે. જેમ બીજા પ્રકારની કેળવણી આપણી સ્ત્રીઓ માટે આપણે ઇચ્છીએ છીએ તેવીજ રીતે કેળવણીના બીજા પ્રકારો સમજતી સ્ત્રી શિક્ષિકાઓ પણ આપણને જોઇશે, અને આવી શિક્ષિકાઓ પુરી પાડવા એક કોલેજની પણ આપણને જરૂર પડશે. મને લાગે છે કે લેડી અર્વીન હિંદની સ્ત્રીઓની કેળવણી બાબત આવી કોલેજ ખોલી ઘણું કરી શકે છે.

ત્યારબાદ સ્ત્રીના વારસા બાબતના હક્ક ઉપર બોલતાં મહારાણી સાહેબે કહ્યું કે આપણે આપણો મત જાહેર કરી દેવો જોઇએ કે સ્ત્રીઓને ફકત વારસો મળે એટલુંજ નહિ, પરંતુ કુટુંબની મીલકતમાંએ એમનો વ્યાજબી હક છે. પોતાના પતિએ મુકેલી મીલકતનો અમુક હિસ્સો સ્ત્રીને કાયદેસર મળવોજ જોઇએ.

ઉપસંહારમાં રાજકુમારીકાઓ બાબત બે લાગણીના શબ્દો કહ્યા પછી મહારાણી સાહેબે કહ્યું કે અહિં પધારેલી સ્ત્રીઓ તેમજ હિંદુસ્તાનની બીજી સ્ત્રીઓ જો એકે અવાજે પોતાના હિતની વાત બહાર નહિ પાડે તો ભાવિ માટે કંઇજ આશા નથી રહેતી. પ્રગતિનો ઝુંડો ફરકાવવો હોય તો હવે સમય આવી પુગ્યો છે, અને જરૂર પ્રગતિનો એજ ઝુંડો એના અનુયાયીઓ માટે સ્વાતંત્ર્ય, સુખ તેમજ શાંતિના દ્વારો ખુલ્લાં કરશે.

આટલું મહારાણીશ્રીના ભાષણ બાબતે. હવે પરિષદમાં થયેલા ઠરાવોનો સાર જોઇ જઇ આપણે સમાપ્ત કરીશું.

પહેલો ઠરાવ કેળવણીનું લક્ષણ બાંધવા વિષે: કોઇ પણ બાળક યા વ્યક્તિ પોતાની શક્તિઓ માનવતાની સેવા અર્થે પુરેપુરી ખીલવી શકે તે કેળવણી એમ આમાં ઠરાવવામાં આવ્યું.

બીજો ઠરાવ બ્હેન સુભાલક્ષ્મીએ મૂક્યો અને મીસીસ. એરન્ડેલે એને ટેકો આપ્યો. એમાં એ હતું કે દરેક સ્કુલો તેમજ કોલેજોમાં

આધ્યાત્મીક વિચારો ઉપર ઘડાયેલું સાંસ્કારિક શીક્ષણ ફરજીયાત કરવું. આ ઠરાવ બાબત સૌ. હંસા મ્હેતા વિરૂદ્ધ પડ્યાં હતાં. પરંતુ વધુ મતે પાસ થયો હતો.

ત્રીજો ઠરાવ એ હતો કે છોકરા તેમજ છોકરીઓની શાળાઓમાં શારિરીક ખીલવણીનું શીક્ષણ ફરજીયાત કરવું.

ચોથો ઠરાવ આ પ્રમાણે હતોઃ—સ્ત્રીકેળવણીમાં માતૃત્વના આદર્શોને, ગૃહસૌન્દર્યના શીક્ષણને તથા સમાજ સેવાના માર્ગોને પ્રથમ સ્થાન આપવું.

મીસીસ કઝીન્સ એમના તારીખ સાતમીની સવારના ઠરાવમાં એવું લાવ્યા કે બાળલગ્નને અંગે સ્ત્રીકેળવણીમાં થતી અસર આ પરિષદ વખોડી કહાડે છે. અને વડી સરકારને ૧૬ વર્ષ નીચેના લગ્નને એક ગુન્હો ઠેરવવા અરજ કરે છે, અને સર હરિસિંગ ગૌરને એમના બીલ બાબત પુરેપુરો ટેકો આપે છે. સૌ. હંસા મ્હેતાએ આવા લગ્નોને ગેરકાયદે ઠરાવવા અર્જ કરી પરંતુ છેવટે મૂળ ઠરાવ પાસ થયો.

બીજા ઠરાવોમાં એ હતું કે જ્યાં જરૂર હોય ત્યાં છોકરીઓ માટે જુદી શાળાઓ ખોલવી. જે સ્ત્રીઓ કોલેજોમાં જવા ન ઇચ્છતિ હોય તેઓને ગૃહોપયોગી વિજ્ઞાન, સુંદર કળાઓ, તથા ઘરગથ્થુ ઉદ્યોગો શીખવા માટે સગવડ કરી આપવી, અને સારી શિક્ષિકાઓ દ્વારા શારિરીક વિજ્ઞાનનું પણ શીક્ષણ આપવું. બીજા એક ઠરાવમાં સ્ત્રીઓ માટે છાત્રાલયોની પણ જરૂર જણાવી હતી.

આ પ્રમાણે ઠરાવો થયા બાદ એક કમીટી નીમવામાં આવી હતી, અને મીસીસ નાયડુએ પ્રમુખશ્રી માટે આભારની દરખાસ્ત મૂકયા બાદ પરિષદનું કાર્ય સમાપ્ત થયું હતું.

---

## સાવધ રહેજોઃ

અજ્ઞાન માણસોને ખાસ કરીને સ્ત્રીવર્ગને ફેરીઆઓ વારંવાર બનાવી જાય છે. એ સોદો બોલે છે પણ એવી ચાલાકીથી કે કાયદાની ચુંગાલમાં સપડાય નહિ અને તે છતાં સાંભળનારના મગજ પર અસર કરે. (૧) એક જણ ગોળીઓ વેચવા નીકળેલો. ઉપર સાકરનું પડ ચઢાવેલું. તે ગેરંટી આપતો કે એમાં કોઇ પણ જાતની રસાયણ કે મારેલી દવા નથી. કીંમત ગોળી દીઠ એક એક આનો. ગેરંટી સાચી હતી. વટાણા પરજ સાકર ચઢાવેલી ! (૨) એક ફેરીઓ ગમે તેવા ખરાબ વાળને દશ મીનીટમાં કાબુમાં આણે એવી દવા વેચતો હતો તેનું પારખું લેવા ટોળામાંથી બે ત્રણ જણે પોતાના માથા ઉપર દવા લગડાવી અને તેના કહેવા પ્રમાણે દસ મીનીટમાં વાળ ચોંટી ગયા. રંગ નાંખેલા સાકરના પાણી સિવાય તેમાં બીજું કાંઇ નહોતું ! (૩) એક જણ વીંટીઓ વેચવા નીકળેલો. દરેકની કીંમત આઠ આના. તે " સોનાની નથી " એમ જાતે કહેતો–" બે ધાતુના મિશ્રણની છે." એનો રંગ એવોને એવોજ રહેશે." ખાત્રી માટે કાપી બતાવતો. વીંટીઓ પીત્તળની હતી. પીત્તળ તાંબા અને ઝીન્કના મિશ્રણથી બને છે. આવી અનેક ચાલાકીઓના ભોગ પોતાને હુશિયાર ગણનારા પણ ઘણા થાય છે !



# નોંધ.

**અખિલ હિંદ સ્ત્રી-કેળવણી પરિષદ.**

હિંદની સ્ત્રીપ્રગતિના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરોએ લખાય એવો પ્રસંગ ગયા માસની શરૂઆતમાં પૂનામાં બન્યો હતો. તા. ૫ મીથી ૮ મી જાન્યુઆરી સુધી અખિલ હિંદ સ્ત્રીકેળવણી પરિષદની પ્હેલી બેઠક પેશ્વાઇના એ પુરાતન પાયતખ્ત શહેરમાં વડોદરાના ના. મહારાણી શ્રી. સૌ. ચીમનાબાઈ ગાયકવાડના પ્રમુખપદે મળી હતી. આ પરિષદ મેળવવા માટેનું સર્વ માન મદ્રાસના શ્રીમતી માર્ગરિટ કઝીન્સનેજ ઘટે છે. એમના અથાગ પ્રયત્નો અને અનેક મહિનાની સતત મહેનતનું એ સુંદર પરિણામ હતું. એ સહૃદયી અંગ્રેજ બ્હેનના પ્રયત્નોને હિંદની ભાવિ સ્ત્રી જનતા ઉપકારની લાગણી સાથે સંભારશે. અમે ઇચ્છીએ છીએ કે જે કામ મિસિસ કઝીન્સે પાર પાડયું તે કામ માટે કોઇ સુશિક્ષિત હિંદી બ્હેન બ્હાર આવી હોત. પરંતુ જો તેમ થાત તો આપણો સ્ત્રીવર્ગ પછાત છે, અવનત દશામાં છે એમ માનવાનું ભાગ્યેજ કોઇ કબુલ કરત. આ પરિષદના સ્વાગત મંડળના અધ્યક્ષસ્થાનને દીપાવનાર સાંગલીના ના. મહારાણીસાહેબ હતાં. આખા હિંદમાંથી ધર્મ, જાતિ કે રાજકીય મતભેદનો ખ્યાલ કર્યા વિના સુશિક્ષિત બ્હેનો પોતપોતાના પ્રાંતની પરિષદો તરફથી ચુંટાઇને પ્રતિનીધિ તરીકે આવી હતી. એ પરિષદે કરેલાં કામકાજનો ટુંક અહેવાલ આ અંકમાંજ અમે આપીએ છીએ.

**ના. મહારાણીશ્રીનું ભાષણ.**

ના. મહારાણીસાહેબનું પ્રમુખ તરીકેનું ભાષણ સ્ત્રીકેળવણીના માર્ગમાં રહેલી મુશ્કેલીઓનું યથાર્થ સ્વરૂપમાં દર્શન કરાવે છે અને કેવા પ્રકારની કેળવણી હિંદની ભાવિ માતાઓને આપવી જોઇએ તેની રૂપરેખા દોરે છે. સ્ત્રી ઉન્નતિના પ્રશ્નમાં ગુજરાતની એ રાજમહિષિએ અત્યાર આગમચ ઘણું કરી બતાવ્યું છે. એ પ્રશ્નનો એમણે ઉંડો અભ્યાસ કર્યો છે અને બ્હોળો અનુભવ મેળવ્યો છે હિંદમાં અને હિંદ બ્હાર કન્યાઓને કેળવણી લેવાની અનુકુળતા કરી આપવા તેમણે સ્કોલરશીપો સ્થાપી છે. એમનું ભાષણ સ્પષ્ટ અને નિડર વક્તવ્યથી ભરેલું હોય એ સ્વાભાવિક છે. પૂનાએ સ્ત્રીકેળવણીના ક્ષેત્રમાં આપેલો સંગીન ફાળો નોંધી ના. મહારાણીશ્રી ભારતવીર શિવાજીનું દ્રષ્ટાંત ટાંકે છે. હિંદના એ પરમ ઉદ્ધારકનું ચારિત્ર્ય ઘડનાર તેમની વીરમાતા જીજીબાઇ હતાં. ભાવિ માતાઓએ પણ બાળકના શરીરને જન્મ આપીને બેસી રહેવાનું નથી પણ તેમના આત્માનો યથોદ્ધાર કરવાનો છે. એ માર્ગમાં સૌથી મોટા અંતરાય રૂપ બાળલગ્ન છે. હજી જેણે બાળપણ પૂરું માણ્યું નથી એવી બાળાઓને માથે માતૃત્વપદની જોખમદારી નંખાતી જોઇ તેમનું હૃદય કકળી ઉઠે છે. તેમનાજ શબ્દોમાં કહીએ તો સતી થવાનો ચાલ મીટાવવાની જેટલી જરૂર હતી તેના કરતાં વધારે જરૂર આ મીટાવવાની છે. સતી થવામાં ફક્ત થોડી ઘડીનું દુઃખ રહેતું; આ રીવાજ આખી જીંદગી બાળાઓને રીબાવે છે. ઠેરઠેર એના પરિણામે અનેક બાળપત્નીઓએ કંટાળીને જીવનનો અંત આણ્યાના ઘણા દાખલા હજી તાજાજ છે. આ રીવાજ મીટાવવા માટે સંમતિ વય વધારવું જોઇએ. એ માટેનો એક ખરડો વડી ધારાસભામાં ડો. સર હરિસિંહ ગૌર રજુ કરવાના છે. અમે આશા રાખીએ છીએ કે એ ખરડાને આખા હિંદની સ્ત્રી–જનતા ટેકો આપશે અને એ રીતે પોતાની ઉન્નતિ કરવામાં સહાયભૂત થશે.

**પડદાનો રીવાજ– કાયદામાં સ્થાન.** ના. મહારાણીશ્રી પડદાના રિવાજની હાનીઓ પણ પોતાની લાક્ષણિક બાનીમાં ચર્ચે છે અને એ મીટાવવા સર્વને વિનંતિ કરે છે. આપણે ત્યાં પણ લાજનો રિવાજ ઘર ઘાલીને બેઠો છે અને તેને પરિણામે સ્રીઓને ઘરમાં ગોંધાઇ રહેવું પડે છે. ઢોરની સ્થિતિ પણ તેમના કરતાં સારી હોય કે થોડોક સમય પણ બહાર ફરવાની છૂટ મળે. કાયદામાં સ્રીના સ્થાન વિષેનો પ્રશ્ન પણ પ્રમુખશ્રી ચર્ચે છે અને એ અન્યાયો મીટાવવા નવી ધારાસભાઓમાં વિરાજતાં સ્રીસભાસદોને માથે ફરજ નાંખે છે. સ્રીઓ પોતાનું યથાર્થ સ્થાન શું છે તે સમજી શકે એવા ઉદેશથી અમે શરૂ કરેલી લેખમાળા આ બાબતમાં લાભદાયક થઈ પડશે. અમને ખેદ એટલોજ થાય છે કે મુંબાઇ જેવા પ્રગતિશીલ પ્રાંતની ધારાસભામાં એક પણ બ્હેન સભાસદ તરીકે નથી. અત્યારસુધી એવી આશા રહેતી હતી કે કમમાં કમ બે બ્હેનો સરકાર તરફથી નીમાશે અને સ્રીઓના હિત જળ... પરંતુ ના. ગવર્નરે એ આશા નષ્ટ કરી છે.

**કેળવણીના આંકડા.** ના. મહારાણીશ્રી કેળવણીના જે આંકડા આપે છે તે દરેક શિક્ષણપ્રેમીને જરૂર ખેદ ઉપજાવશે. પણ સાથે સાથે તેમને પ્રયત્નશીલ થવા પ્રેરશે. અત્યારસુધી કેળવણીના પ્રસાર માટે છૂટા છવાયા પ્રયત્નોજ થયા છે. સરકારે તો એ બાબતમાં ખાસ પ્રયત્ન કરવાની તસ્દીજ નથી લીધી. પરિણામે ભયંકર અજ્ઞાનાધકાર દેખાય છેઃ

| | દર હજારે | |
|---|---|---|
| | પુરૂષ | સ્રી |
| હિંદમાં | ૧૩૯ | ૨૧ |
| મ્હૈસુર | ૧૪૩ | ૨૨ |
| મુંબાઈ ઇલાકો | ૧૫૭ | ૨૭ |
| વડોદરા રાજ્ય | ૨૪૦ | ૪૭ |
| કોચીન | ૩૧૭ | ૧૧૫ |
| ત્રાવણકોર | ૩૮૦ | ૧૭૩ |
| કાસ્મીર | ૪૬ | ૩ |
| બિહાર | ૯૬ | ૬ |
| મધ્ય હિંદ | ૬૫ | ૭ |
| હૈદરાબાદ | ૫૭ | ૮ |
| મધ્યપ્રાંતો | ૮૭ | ૯ |

આમાં સૌથી પ્હેલો નંબર ત્રાવણકોર રાજ્યનો આવે છે. પરંતુ એકંદરે આખા હિંદની સરેરાશ તો બે ટકાનીજ આવે છે! કેટલું બધું ખેદજનક!

**સૂચનાઓ અને ઠરાવો.** સ્રીકેળવણીના પ્રચાર માટેની આ ખાસ જરૂરીઆત બતાવી પ્રમુખશ્રી શિક્ષણક્રમની ખાસ જરૂરીઆતો શી છે તે ચર્ચે છે. સૌથી વધુ ભાર શારિરીક ખીલવણી ઉપર મૂકે છે અને તે યથાર્થ છે. અત્યારની સ્રીઓની શારિરીક દશા જોતાં ભવિષ્યના કોઇ પણ શિક્ષણક્રમમાં એ બાબતને વધારે મહત્વ આપવું જોઇશે. સહશિક્ષણ અને ફરજીઆત પ્રાથમિક શિક્ષણ વિષે પણ જરૂરી સૂચનાઓ છે પ્રમુખશ્રીની આ સર્વ ઉપયોગી સૂચનાઓને અનુરૂપ થાય એવા કેટલાક ઠરાવો પરિષદે પસાર કર્યા છે. ફરજીઆત શારિરીક તાલીમ અને નૈતિક શિક્ષણ વિષેના ઠરાવો, ગૃહઉદ્યોગ, બાળઉછેર અને સમાજ સેવા શીખવવાની જરૂરીઆત વિષેનો ઠરાવ, અને માતૃભાષાદ્વારા કેળવણી શાળાઓનું વૈદક નિરિક્ષણ, વગેરે સંબંધી ઠરાવો આ પરિષદના સંગીન કામની સાક્ષી પૂરે છે. આ ઠરાવો અમલમાં મૂકાય એવાં પગલાં લેવાં એક કમિટિ પરિષદે નીમી છે. ના. મહારાણીશ્રી પ્રમુખ છે. સાંગલી અને વીજયાનગરના રાણીસાહેબો, સૌ. સરોજીનિ નાયડુ અને લેડી બોઝ ઉપપ્રમુખો છે. મિસિસ કઝીન્સ અધ્યક્ષ અને સૌ. કમલાદેવી ચટ્ટોપાધ્યાય મંત્રી નીમાયાં છે. બીજાં ૧૪ બ્હેનો સભાસદો છે. આ કમિટિ બીજી પરિષદ મળતાં સુધીમાં લોકમત કેળવવાના અને બીજાં સંગીન પ્રયત્નો કરશે એવી અમે આશા રાખીએ છીએ.

**પરાધીન દશા!** સ્રીકેળવણી પરિષદ સાથે સ્રીવર્ગમાં આવેલી જાગ્રતિની ખાત્રી આપતા બીજા પણ કેટલાક પ્રસંગો બન્યા છે, જેની નોંધ અહિં લેવી જોઇએ ગુર્જર સન્યાસિની શ્રી. મગનબ્હેનની જયંતિ ઉજવવાનો પ્રસંગ સ્રી વર્ગ માટે માર્ગદર્શક છે. સ્નેહલગ્નની વિધવાઓ એ પ્રાતઃસ્મરણીય બ્હેનનું અનુકરણ કરી સેવાસ-

ગિનીઓ અને એમ અમે ઇચ્છીએ છીએ. પછાત દશાની સાબિતિ જોઇએ છીએ. શ્રાવિકાશ્રમ માટે

ગણાતી પાટીદાર જ્ઞાતિની બ્હેનોએ પણ કુમારી મણીબ્હેન વલ્લભભાઇ પટેલનાં પ્રમુખપદે પોતાની પરિષદ ધર્મજમાં ભરી લીધી અને સામાજીક કુરૂઢીઓની ચર્ચા કરી. આ પરિષદમાં જ્ઞાતિના પુરૂષવર્ગે અને અન્ય જ્ઞાતિના સુધારીઓ અને સજ્જનોએ પણ સારો સહકાર આપ્યો હતો મુંબાઇમાં સ્થાનકવાસી જૈન બાઇઓની પરિષદ

મળી હતી. સ્ત્રીવર્ગે પણ પોતાની પરિષદ ભરવાનો અધિકાર માંગ્યો અને એવી પરિષદ ભરી કેટલાક સ્ત્રીપ્રશ્નોની ચર્ચા કરી. આ પરિષદમાં બનેલો એક બનાવ કેટલાકને હાસ્ય ઉપજાવે એવો લાગશે પણ અમે તો એમાં સ્ત્રીઓની પરાધીન

સ્વ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રિભોવનદાસ
સ્મારક—ઇનામી નિબંધ.

## ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ.

**ઇનામી નિબંધ બાળઉછેરની લિખિત પરીક્ષા**

મંડળનાં સભાસદોને તથા અન્ય ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને સવિનય જણાવવામાં આવે છે કે બાળઉછેરના વિષય ઉપર નિબંધ લખવાની પરીક્ષામાં જે કોઇ બહેનો બેસવા માંગતી હોય તેઓએ પોતાનાં નામ ઠેકાણાં સાથે મંડળના સરનામે સેક્રેટરીઓ ઉપર તા ૨૫ મી ફેબ્રુઆરી ૧૯૨૭ સુધીમાં મોકલી આપવા.

મજકુર વિષય ઉપર નિબંધ લખવાની પરીક્ષા તા ૧ લી માર્ચ ૧૯૨૭ ને મંગળવારે બપોરે ૧ાા (સ્ટૅં. ટા.) વાગ્યે ગીરગામ બેકરોડ-પોલીસ ચોકીની બાજુમાં નં. ૮૨ અમરોલી હાઉસ-મંડળના હોલમાં લેવામાં આવશે.

મજકુર નિબંધનું લખાણ ફુલ્સકેપ કાગળ ઉપર એક બાજુ લગભગ પાંચથી છ પાનામાં સમાવેશ થાય તેટલું લખવું જોઇએ. નિબંધ લખતી વખતે કાગળ વગેરે મંડળમાંથી આપવામાં આવશે.

પરીક્ષામાં ફતેહમંદ થનારાઓને અનુક્રમે નીચે મુજબના ઇનામો સ્વ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રિભોવનદાસ સ્મારક ફંડના વ્યાજમાંથી વહેંચી આપવામાં આવશે

ઇનામો—૧ લું રૂ. ૧૫, ૨ જું રૂ. ૧૧, ૩ જું રૂ. ૯, ૪ થું રૂ. ૭, ૫ મું રૂ. ૫, ૬ ઠું રૂ. ૪ ૭ મું રૂ. ૩.

ગં. રસીકમણી બાળમુકુંદરાય દેસાઈ,
ગં. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ,
સૌ. કળાવંતી ભવાનીદાસ મોતીવાળા.
જો. ઓ. સેક્રેટરીઓ.
ગીરગામ બેકરોડ, ૮૨, અમરોલી હાઉસ
તા. ૨૫-૧-૧૯૨૭.

ફંડ કરવાનું કામ શરૂ થતાં કેટલીક બ્હેનોએ ઉઠીને ચાલવા માંડયું. કારણ પૂછાતાં તેમણે મ્હા પી વા જ વા નું બ્હાનું આગળ ધર્યું. "જે ઉદરમાં નીર આળોટે તે ઉદરમાં ન્હાનો રગડો ન રેડાય" એમ કોઇ ઉત્સાહી પણ ઉતાવળીઆ વ્યક્તિએ કહ્યું છતાં બ્હેનો ન રોકાઇ. ખરૂં કારણ જુદું જ હશે-છે. તેમની દશા પરાધીન છે. ફંડમાં નાણાં ભરવા જેટલી તે સ્વતંત્ર નથી. પરિષદમાં તાળીઓ પડાવી ઘેર જઇ માર ખાવાનો તેમનો ઇરાદો નહિ હોય. પુરૂષ વર્ગમાં એટલી ઉદારતા આવશે ત્યારે હિંદના ગૃહજીવન, અત્યારે કલહકંકાશથી કલુષિત છે તે મટી, સુંદર, ઉજ્જવલ અને સુખપ્રદ બનશે.



# સમાલોચના.

**નવાં બાળ ગીતો:** કર્તા, રા ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ. એજન્ટસ: મેસર્સ બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ. મૂલ્ય, રૂ. ૦–૩–૦.

ગુજરાતી સાહિત્યમાં બાળકો માટેનું સાહિત્ય નજીવુંજ છે. સદભાગ્યે એ દિશામાં હમણાં હમણાં સ્તુત્ય પ્રયત્નો થવા માંડયા છે. કવિ ત્રિભુવનનું આ પુસ્તક એ વિભાગમાં મોખરે સ્થાન લેશે એમાં શંકા નથી. એમાંના ગીતો બાળકોને સ્હેજ ગમી જાય એવી સુંદર અને સરળ ભાષામાં લખાયાં છે લેડી સૌ. વિદ્યાબ્હેન નીલકંઠે માર્ગદર્શક પ્રસ્તાવનાથી એની ઉપયોગિતા વધારી છે. કેળવણી ખાતાના સંચાલકો શાળાના પાઠય પુસ્તક તરીકે આ પુસ્તકને દાખલ કરવાનું ડહાપણ બતાવશે એવી અમે આશા રાખીએ છીએ. ત્રણ આનાની કીંમતે પુસ્તક મફત છે

**શાહજહાં:** લેખક, બાબુ દ્વિજેન્દ્રલાલ રોય. અનુવાદક: રા. ઝવેરચંદ મેઘાણી. "સૌરાષ્ટ્ર" કાર્યાલય મૂલ્ય: દસ આના.

બંગાલાના આ નાટય સમ્રાટના એક પછી એક નાટકો ગુજરાતીમાં ઉતરતાંજ જાય છે, અને હવે તો દ્વિજેન્દ્રબાબુ ગુજરાતના વાંચકવર્ગમાં જાણીતા થઇ ગયા છે, આ કરૂણ રસિક નાટકમાં તેમણે પોતાની કળાની પરાકાષ્ઠા બતાવી છે. ભાઇ મેઘાણીની કલમે થયલા અનુવાદને પ્રમાણપત્રની ભાગ્યેજ જરૂર રહે છે.

**સ્વાર્પણનું શાસ્ત્ર:** સંપાદક: રા. ભવાનીદાસ નારણદાસ મોતીવાળા. અનુવાદક: રા. અંબાલાલ મો. પટેલ. પ્રકાશક: રા. કેશવલાલ ભીખાભાઇ મણીઆર, મુંબાઈ.

જુદા જુદા પાશ્ચાત્ય મહાપુરૂષોના અમૂલ્ય વચનામૃતો આ સંગ્રહમાં એકત્ર થયા છે અને સમાજ સેવાનો-માનવ સેવાનો સુંદર પાઠ શીખવે છે. પ્રત્યેક સેવાભાવી સજ્જને અને સન્નારીએ આ પુસ્તક જરૂર જોવું જોઇએ પૌર્વાત્ય મહાપુરૂષોના વચનામૃતોનો એવોજ સંગ્રહ થાય તો અત્યંત લાભદાયી થઈ પડે. આ ઉપયોગી પુસ્તક પોતાના ખરચે છપાવી વ્હેંચવા માટે, શેઠ દ્વારકાદાસ ત્રીભોવનદાસને અમે ધન્યવાદ આપીએ છીએ.

## સાભાર સ્વીકાર:

કેલેન્ડરો: (૧) ધી યૂનીવર્સલ એડવર્ટાઇઝીંગ એજન્સી-મેસર્સ પી. ડી. મલજી એન્ડ કંપનીનું; (૨) હીમાલય એસ્યુ. કં. ના ચીફ એજન્ટ મેસર્સ મ્હેતા બ્રધર્સનું અને (૩) ધી વેસ્ટર્ન ઇન્ડીઆ લાઇફ કંપની, અમદાવાદનું–ભીંતે ટાંગવાના સુંદર અને આકર્ષક કેલેન્ડરો.

**પ્રજામત** ( મુંબાઇ ): તંત્રી: રા. સી. કે. ભટ્ટ અંક ૨૬–૨૯ વા. લ. રૂ. ૩–૦–૦.

**નવું ચેતન** ( કરાંચી ): તંત્રી રા. રામજી દા. ચૌહાણ વર્ષ ૧; અંક ૧૩; વા. લ. રૂ. ૩–૦–૦

**જૈન** ( ભાવનગર ): તંત્રી: રા. દેવચંદ દા. કુંડલાકર પુ. ૨૫; અંક ૧. વા. લ. રૂ. ૬–૮–૦.

**પ્રગતિ** ( મુંબાઇ ): તંત્રી રા. પરભુભાઈ શર્મા; પુ. ૧; અંક ૩. વા. લ. રૂ. ૪–૦–૦.

**દશનામ** ( વડોદરા ): તંત્રી: રા રતનગીરિ હનુમાનગીરિ વ. ૧; અંક ૪. વા. લ. રૂ. ૧–૮–૦

**સમાજ સેવક** ( જામનગર ): વ્ય. રા. ગો. હી. ઠક્કર: વર્ષ ૩; અંક ૮.

**વ્યાયામ** ( વડોદરા ): તંત્રી: રા. પ્રો. ના. વિદ્વાંસ વર્ષ ૧૨; અંક ૩. વા. લ. રૂ. ૨–૮–૦.

**ઉપન્યાસમાલા** ( બિજનૌર ): સં. ઓત્રિય જગદીશ દત્ત. વ. ૧; પુષ્પ ૯. વા. લ. રૂ. ૨–૦–૦.



ચિત્રકાર: ] હંસ અને હંસા. [ રા. છો. અં. જોશી.

 ( જુઓ પાનું ૪૮૦ ) 

બાળક અંક



ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

વર્ષ ૪ થું ] માર્ચ ૧૯૨૭ [ અંક ૭ મો

## છાબ

વસંત આવીને કોયલ ટહુકી
કુઉઉઉ
શિયાળો આવ્યો ને વા વાયો
સુક્ક્ક
ઉનાળો આવ્યો ને ગરમી લાગી
લુઉઉઉ
ચોમાસું આવ્યું ને પુર આવ્યું
ધુઉઉઉ

ચંદન ચારુ ચિંતામણી
ચંપક ચંપા ચંપાવતી
વિદ્યુત વિમળા વીરમતી
વસંત વૃંદા વનદેવી
પ્રવીણ પુષ્પા પુષ્પાવતી
પ્રમોદ પ્રેમી પ્રેમગોરી
અંચન કંચન કપિલાગોરી
ધનવિદ્યા ધનલાભગોરી.

પંખી ઉડયાં ભર્રર્ર્ ભટ.
ગાડી ચાલી ખર્રર્ર્ ખટ.
તીર ગયું સનન્નન્.
મેઘ ગાજ્યો ધનન્નન્.
ટોકરી વાગી ટનન્નન્.

ગાયનું ધણ.
ભેંસનું ખાડું.
ઝાડનું ઝુંડ.
માણસનું ટોળું.
ચાવીનો ઝુડો.
ખાવાનો ભડભડાટ.
છોકરાનો ગડબડાટ.

ડોશીનો ટકટકાટ.
ગાંડાનો લવલવાટ.
તીરનો સણસણાટ.
ગાડીનો ખડખડાટ.
જોડાનો ચમચમાટ.
માખીનો બણબણાટ.
ઘોડાનો હણહણાટ.

# જોડકણાં

એક હતો રાજા
રોટલા તાજા
ઘી થોડું
માટલું ફોડું.

ચાંદા તારૂં ચાંદરડું
પાલખ બેઠું જાય,
એક મોતી આપી જા
હાર પૂરો થાય.

ગોરમાનો વર કેસરીઓ, નદીએ નાવા જાયરે ગોરમા
પગે પીતળની પાવડીઓ ચમ ચમ કરતો જાયરે ગોરમા.

પીપરની પેપડી ને પીપળાના પેપા,
લીમડાની લીમોળી ને વડના તો ટેટા.

અમે એક એકલડી
અમે બેય બેનડીયું
અમે ત્રણ તેવતેવડી
અમે ચાર ચુડાળી
અમે પાંચ પનોતી
અમે છય છબીલી
અમે સાત સંપીલી
અમે આઠ અલબેલી
અમે નવ નગરાણી
અમે દશ ડાબલીયું.

ગાય રે ગાય, તું મોરી માય
નિત નિત ડુંગરે ચરવા જાય.
ચરી કરીને પાછી વળી
સિંહ વાઘની જોડી મળી
વાઘ કહે મા તને ખાઉં
સિંહ કહે મા તને ખાઉં
નારે ભાઇ મને નો ખવાય
મારા ઘીનો દીવો થાય
મારૂં દૂધ મહાદેવને ધરે
મારા છાણનો ચોકો કરે.

ચણા જોર ગરમ,
મેરા ચણા ખાવે
ઘરકું જાવે પાછા આવે
પૈસા દે કે લે જાવે
ચણા જોર ગરમ.
ચણા પંજાબસે આયો,
ચણા મુંબાઇ કુ લે આયો
ઇસકે મીસાલે મેં ડાલો
ચણા જોર ગરમ.

## તારા ચકચકે છે

સૂરજ ઝળહળે છે.
આંખો તગતગે છે.
આકાશે મેઘ ગડગડે છે.
પાન ખરખર ખરે છે
સાપ સળળળ સળળળ જાય છે.
વરસાદ ઝરમર ઝરમર વરસે છે.
ઉંદર દડબડ દોડે છે.
કડકડતી ટાઢ પડે છે.
ભડભડતી આગ બળે છે.
ખળખળ પાણી જાય છે.
ધડધડ ઘા પડે છે.
ટપટપ રોટલા ઘડે છે.
તડતડ ધાણી ફુટે છે.
રાસુ ખડખડ હશે છે.
નાથો બકબક કરે છે.
લાખો લખલખ કરે છે.
નાથી રમઝમ ચાલે છે.
હાથી ધમધમ ચાલે છે.
માખી ગણુગણે છે
મચ્છર બણુબણે છે.

---

## વરતો અને ઉખાણાં

વન વગડામાં લોહીનું ટીપું.
આટલાક ગોખલામાં ગોરબાઇ રમે.
ગોઠણ જેટલી ગાય ને નીરે એટલું ખાય.
વનવગડામાં ભીલીઓ ભાંભરે.
છાપરે છ પરે પછેડી પથરાય.
વનવગડામાં રાતા ખીલા.
છાપરે છાપરે મગ વેરાય.
એક ભાઇ ચડે ને એક ભાઇ ઉતરે.
એક ડાબલીમાં બત્રીશ બાવા.
બે ભાઇ દા'ડે જુદા ને રાતે ભેગા.
ઘેર ઘેર ડોસા દાટયા.
આટલીક છોડી આખુ ઘર અજવાળે.
આટલીક છોડી આખુ ઘર સાચવે.
ગામ જાઉં ગમતરે જાઉં
ને લીંબોળી લટકાવતો જાઉં.
ઘર બધું ગયું ને બાબોજી રહી ગયા.

પતાસાની પોળમાં
પંદર પગથીઆં ઉતરવાં
પંદર પગથીઆં ચડવાં
માંય મહાદેવના દરશન કરવાં
મહાદેવજીની ગોરી ગાય
બકરી ને એ ચરવા જાય
બકરી ને એણે દૂધ ઉરાડયું
કણબીને ઘેર જઇ પડયું
કણબી આવ્યા તડાતડી
વેલો તૂટયો બડાબડી
વેલા ઉપર વાંદરો
વાંદરે નાખ્યો ગોટલો
આવ્યો સીપાનો ચોટલો
ચોટલો કહે હું કયાં જઉં
વડોદરાની વાડીએ જઉં
વડોદરું તો લૂંટાયું
કાળીયું ઘોડું ચૂંટાયું.

## કક્કો

કક્કા કૃષ્ણ કાળા કહેવાય
કામળી ઓઢી ચારી ગાય.
કક્કા કંકર વીણ્યા સઉ
કંકરની હું કાંણી કઉં.
કક્કા કેરી ઉનાળે થાય
કેરી પાકી સૌ કો ખાય.
કક્કા કુંજે કોયલ કૂંજે
કુકુકુકુ વન ગૂંજે.
કક્કા કેળપાનમાં જમો
કેળાં છુંદો હોંસે જમો.
ખખ્ખા ખીસકોલી ખીલ કરે
ખીલ ખીલ કરતી ખાતી ફરે.
ખખ્ખા ખારેક લગનમાં મળે
ખારેક ખાધે ગરમ પડે.
ગગ્ગા ગડડડ ગાજે મેઘ
વીજળીના ચમકારા દેખ.
ગગ્ગા ગાય મને વ્હાલી
ગરીબ ને વળી ગુણવાળી.
ગગ્ગા ગુલ બગીચે હોય
ગુલ બિછાનું સૌને સ્હોય
ઘઘ્ઘા ઘરમાં ઘર ઘર રમીએ
ઘરઘર રમીએ સાથે જમીએ.
ઘઘ્ઘા ઘમઘમ વાગે ઘુઘરી
ઘુઘરી વાગે ફરું ફુદડી.
ચચ્ચા ચોર ચપળ બહુ હોય
ચંપા વાસ મધુર બહુ હોય.
ચચ્ચા ચાંદની કેવી ધોળી
ચંદ્રે દુનિયા કરી ઉજળી.
છછ્છા છત્રી આલો આમ
છત્રીનું ચોમાસે કામ.

છછ્છા છમછમ વર્ષા તળાય
છુટે પાણી મોંમાં ત્યાંય.
જજ્જા જલેબીનું ગુંચળું
ને જાંણું મીઠું રસવાળું.
જજ્જા તો જંગલમાં ચાલો
જંગલમાં મજા બહુ માલો.
ઝઝ્ઝા ઝાડે ભરપુર જંગલ
જંગલમાં તો મંગળ મંગળ.
ઝઝ્ઝા ઝરમર મેહ વરસે
ઝરઝર ઝરઝર ઝરણાં ઝરે.
ટટ્ટા ટાઢ શિયાળે વાય
ટાઢે ડાઢી ડગડગ થાય.
ટટ્ટા ટટ્ટુ ઠગઠગ ચાલે
ટમેટાં તો બજારે માલે.
ઠઠ્ઠા ઠમ્ ઠમ્ ઠમ્ કુદે
ઠમક ઠમક તો વાછડું કુદે.
ઠઠ્ઠા ઠાઠમાઠથી ચલો
ઠાઠે ભૂલે ભોળો ભલો.
ડડ્ડા ડગમગ ઘડો મૂકયો
ડોકી ડગમગી ઘડો ફૂટયો.
ડડ્ડા ડગમગ ચાલે બેન
ડગમગ ચાલે ત્યાં પડે બેન.
ઢઢ્ઢા ઢોર હાંકો ડચ
ઢોર હાંકો ડચ્ ડચ્ ડચ
ઢઢ્ઢા ઢેલ રહે વગડે
મોર સાથે વનવન રખડે.
ઢઢ્ઢા ઢોલ વાગે ઢમ્ ઢમ્
ઢોલકી વાગે ડમ્ ડમ્ ડમ્.
ણણ્ણા ણણ્ણો કોઇનો નહિ
ણણ્ણો રીસાયો વાંકો થઇ.

### મરાઠી વરતો

લીપટ સટ ગાઉં
તીન સુડી વસ પાઉ

### હિન્દી વરતો

ચક્કર ફોડું ચક્કર ફોડું
ફોડું જાલમ સીસા
બીગર પાનીકા મહેલ બનાઉં
મૈં કારીગર કેસા

ચાલ તેરી ચક્કર મકકર
બૈઠક તેરી ચકકી
દાંત તેરે અનાર-દાણો
દોસ્તી તેરી ફીકકી.

---

## લોકગીતો

આ હાતરડું કેવું છે? લીમડો વાઢે એવું છે.
આ લીમડો કેવો છે? ભેંસ ખાય એવો છે.
આ ભેંસ કેવી છે? દુધ દે એવી છે.
આ દુધ કેવું છે? દહીં થાય એવું છે.
આ દહીં કેવું છે? છાશ થાય એવું છે.
આ છાશ કેવી છે? માખણ થાય એવી છે.
આ માખણ કેવું છે? ઘી થાય એવું છે.
આ ઘી કેવું છે? વાણીયો લે એવું છે.
આ વાણીયો કેવો છે? પૈસા આપે એવો છે.
આ પૈસો કેવો છે? સાડલો લાવે એવો છે.
આ સાડલો કેવો છે? [illegible] પહેરે એવો છે.
આ ભાભી કેવી છે? નાતે [illegible] એવી છે.

તમે એકવાર મારવાડ જાજો ને મારવાડ
તમે મારવાડથી મોતી લાવજો ને મારવાડ
તમે ઓલ્યું લાવજો, પેલું લાવજો
પાન સોપારી, પાનનાં બીડાં
હાંકે પેલું હાંકે પેલું
કચકડાની ડાબલી લાવજો ને મારવાડ.
તમે એકવાર ઘોઘા* જાજો ને મારવાડ
તમે ઘોઘાથી ઘોડલા લાવજો ને મારવાડ.
તમે ઓલ્યું લાવજો, પેલું લાવજો
પાન સોપારી, પાનનાં બીડાં
હાંકે પેલું, હાંકે પેલું
કચકડાની બંગડી લાવજો ને મારવાડ.

### 'ગોળી ફોડી'

ગોળી ફોડી રે ગોળી ફોડી
  જુવો જશોદા ગોળી ફોડી.
છાનામાના મારું માખણ ખાધું
  છાશ તો પીધી થોડી થોડી. જુવો.
ગોની ગમાણુમાં ગોવિન્દ બેઠા
  વાછડીને તો છાની છોડી. જુવો.

ગોઠી ઉંચે શીખામાં ભેરવી
  તાણીને નાખ્યું તોડી. જુવો.
નીશાનીબંધ તમને બતાવું
  આવ્યો તો કાળી કામળી ઓઢી. જુવો
ત્રીકમ તમારો તોફાન કરે છે
  વ્યાસ વલ્લભ કહે કર જોડી. જુવો.

---

* પછી આમ ગામ બદલાતી શકાય.

ઉંદર ભલી તમારી ચાંચ
મારા રૂપીઆ લઇ ગયા પાંચ
ઘણું શું કહીએ રાજ વાલાજી

ઉંદર ભલી તમારી ઓલી
મારી કળશી ડાંગર ફોલી. ઘણું.

ઉંદર ભલા તમારા હોઠ
મારો દળેલો ખાધો લોટ. ઘણું.

ઉંદર ભલા તમારા ગાલ
મારા દાબેલ ખઇ ગયા વાલ. ઘણું.

ઉંદર ભલા તમારા પગ
મારા દાબેલ ખાઇ ગયા મગ. ઘણું.

ઉંદર ભલા તમારા કાન
મારાં તાણી ગયા તમે પાન. ઘણું

ઉંદર ભલું તમારૂં પૂંછડું
મારૂં કરડી ખાધું લુગડું. ઘણું

ઉંદર ભલું તમારૂં પેટ
મને ભલી કરાવી વેઠ. ઘણું

ઉંદર ભલા તમારા દાંત
મારી કરડી ખાધી તાંત. ઘણું

ઉંદર ભલી તમારી ટેવ
મારી ખાઇ ગયા વણેલી સેવ. ઘણું

ઉંદર ભલી તમારી માલ
મારી કોરી કરડી શાલ. ઘણું

---

# કવિતા

## કઢી કરી.

કાશી માશી કઢી કરી કઢો કરી.

ખાટી છાશ, મીઠી છ શ;
કઢી કરી કઢી કરી.

લીધી દાળ ચણાની દળી
વડી કરી વડી કરી.

ચપટીક હળદર પીળી ભળી
પીળી થઇ પીળી થઇ.

ચપટીક ચટણી રાતી મળી
તીખી થઇ તીખી થઇ.

ચપટીક ખારા મીઠાની
મીઠી થઇ મીઠી થઇ.

વધ ર આપી છમકારી ધમકારી
કાશી માશી કઢી કરી કઢી કરી.

## "સુંદર સાહેલડી".

એક તો છે મારી સુંદર સાહેલડી,
નવલાં ચીર એ ઓઢતી જીરે.
લાંબુ લાંબુ ચીર એનું પોળું પોળું ચીર છે
એનો નથી કાંઇ તાગડો જીરે.
રંગે છે આસમાની રૂપે છે વાદળી
નવ લખ તારલાની કોર છે જીરે.
નવ કોટી તારલા માંહે ભર્યા રે
ઝગમગ ઝગમગ ઝબકે જીરે.
આસમાની સાડીને ધોળી ધોળી કરતો
ધોળાં તેજ અબાર ચન્દ્રમા જીરે.
એવાં એવાં ચીર એ ઓઢીને ઘુમતી
નિરાંતે એકલી મ્હાલતી જીરે.
બીએ એ ન કોઇથી, પણ બીએ સૂરજથી
સૂરજ દેખીને એ ભાગતી જીરે.
સવારે જાય નાસી, સાંજે પાછી આવતી,
સાને એ ઉઘાડતી જીરે.

# " કાનજી, ગાયોનાં દુઃખ ટાળી દીઓ રે. "

( આભમાં ઝીણી ઝબૂક વિજળી રે. એ ઢાળ. )

કાનજી તલસે તમારી ગાયડી રે,
કે જમનાજળમાં તે ભરીઆં ઝેર;
કાનજી, ગાયોનાં દુઃખ ટાળી દીઓ રે.
કાનજી, જમનાનાં જળ મીઠાં હતાં રે,
કે મીઠડાં અમી પીતાં'તાં રોજ;
કાનજી, કરતાં કલોલ અમે કાંઠડે રે,
કાનજી, ગાયોનાં૦

કાનજી, કાળો તે કાળીનાગ આવીઓ રે,
કે જમનાજળમાં તે ભરીઆં ઝેર;
કાનજી, પીતામાં જીવ ફાટી પડે રે,
કાનજી, ગાયોનાં૦

કાનજીએ વજજરનું કછોટો વાળીઓ રે,
કે સોનલા ગેડી લીધી છે હાથ;
કાનજી, ચડીઆ કદંબ કેરી ડાળીએ રે,
કાનજી, ગાયોનાં૦

કાનજીએ ધણાક ધુબકો મારીઓ રે,
કે પલમાં પહોંચી ગયા પાતાળ;
કાનજી આવ્યા કાળીને બારણે રે,
કાનજી, ગાયોનાં૦

કાનજી, છાના રહોને બાપજી રે,
કે જાગશે કાળી ને થાશે કેર;
કાનજી, લાગો છો નાના બાળુડા રે,
કાનજી, ગાયોનાં૦

કાનજીની સામે કાળીનાગ આવીઓ રે,
કે ફેંણે ફેંણે ઝરે બહુ ઝેર;
કાનજીએ કાળી સામે જુધ માંડીયું રે,
કાનજી, ગાયોનાં૦

કાનજી કાળીને ગેડીએ મારતા રે,
કે રીસે કાળી ઉડાડે બહુ ઝેર;
કાનજી કાળીના ઝેરને પી જતા રે,
કાનજી, ગાયોનાં૦

કાનજીએ કાળીને પાયે હાળીઓ રે,
કે લાગ્યાં કાળી ને નાગણ પાય;
કાનજી, અમે તમારાં બાળકાં રે,
કાનજી, ગાયોનાં૦

કાંઠડે ગોકુળ બધું ભેળું થયું રે,
કે ઉભાં રૂવે જસોદા માત;
કાનજી, જળમાં તે શીદ ઝંપલાવીયું રે,
કાનજી, ગાયોનાં૦

કાનજી, ઝુરે તમારી માવડી રે,
કે ઝુરે ગોકુળ તણા ગોવાળ;
કાનજી, આંસુ ભરે છે નંદજી રે,
કાનજી, ગાયોનાં૦

કાનજીએ મીઠી વગાડી વાંસળી રે,
કે સૌને હઇડે હરખ ઉભરાય;
કાનજી કયારે તે કાંઠડે આવશે રે ?
કાનજી, ગાયોનાં૦

કાનજીએ કાળીને દૂર કાઢી મૂકયો રે;
કે જમનાજળને તે કરીઆં સાર;
કાનજીએ ગાયોનાં દુઃખ ટાળી દીધાં રે.
કાનજી કુદીને કાંઠડે આવીઆ રે,
દીઠાં રડતાં જશોદા માત;
કાનજી 'મા' 'મા' કહીને ભેટી પડયા રે,
કાનજીએ કીધી છે લીલાલ્હેર,
કાનજીએ ગાયોનાં દુઃખ ટાળી દીધાં રે.

---

# રમત...ગીતો

## ચણુક ચીભડી

એક જણુ ઉભું રહે છે, તેના બન્ને પગે વળગીને બીજાં બેસે છે. એક જણુ ચીભડાની ચીર માગતો ફેરા ફરે છે ને નીચે પ્રમાણે બોલે છે.

ચણુક ચીભડી
બામણુ બીખડી
બામણુને ઘેર લોટ વીચાણો
રાજા રાણી
દાતણુ પાણી
કરીને ચીભડાંની ચીર માગતા.

ઉભું રહેનાર દરેક ફેરે કહે છે કે 'હજુ તો ખેતર ખેડયું નથી', 'હજુ તો બી વાવ્યાં છે'; 'હજુ તો ફોંટા ફુટયા છે', 'ફુલ થયાં છે', 'ડીંટ બેઠાં છે', 'સોપારી જેવડાં થયાં છે', 'હજી તો કાચાં છે'. પછી છેવટે કહે છે કે 'હવે તો આભનો છેડો ને ધરતીનો પછેડો'. પછી ફેરા પછી ફેરા ફેરનારને ચીભડાં તોડી લેવાનું કહે છે. તે એક પછી એક ચીભડાં તોડવા લાગે છે. ચીભડાં થનાર છોકરાંઓ પેલાને પગેથી એકદમ છૂટતાં નથી. બધાંને બળથી છોડાવે છે એટલે રમત પૂરી થાય છે.

## અડકણુ દડકણુ

રમાડનાર બધાં બાળકોને કહે છે, 'તમારા હાથની હથેળીઓ જમીન ઉપર રાખો'. બધાં રાખે છે. પછી રમાડનાર દરેક હાથને અડતો જાય છે ને બોલતો જાય છે. એક એક બોલ સાથે એક એક હાથને અડે છે.

અડકણુ દડકણુ દહીંનાં દાંકાં
દહીં દૂજે, દરબાર દૂજે,
ઉડસુડ ધંતુરાનું ફુલ
સાકર શેરડી ખજુર
ખજુરે બી વાવ્યાં
ગામ બધું જમાડયાં
એક બ્રાહ્મણુ ભૂખ્યો
થાળી લઇને ઉઠયો
ચકલી ચોખા ખાંડે છે
પીતાંબર પગલાં પાડે છે
રાજીઓ ભોજીઓ
ટીલડી ને ટચાકડો.

ટચાકડો બોલતાં વખતે જેના હાથ ઉપર રમાડનારની આંગળી પડે છે તે રમતમાંથી નીકળી જાય છે. તે પાકયો કહેવાય.

## કુવા કાંઠે કારેલી

કુવા કાંઠે કારેલી જેમન જેબન થાય.
એકી ડાળે કોણુ ચડે રે બેકી ડાળે બે.
ઉતરો દેરીડા હું ચડું રે, જોગીડાની વાટ
વાટે વાટે બે જણા રે સોની ને સુતાર
સોનીએ ઘડયો છે ઘુઘરો રે
સુતારે ઘડી ઢેલ.

ઘુઘરો આંપો ભાઇને ઘોડીએ રે
ભાઇ ઢેલ રમાડતા જાય.
પાછલી રાતના પહોલીયા રે
કોણુ ખેલાવા જાય.
જાશે જાશે અંબા માવડી રે
સોળ સજી શણુગાર.

કસરતબાજ કુમારો



વિવિધ પ્રકારના યોગાસનો

## લશ્કરી તાલીમ



ગુજરાત વ્યાયામ મંડળ—મુંબઈ



જોશી આર્ટ, ફોટ—મુંબઈ.

## રાતી દાંડીનો વીંજણો

રાતી દાંડીનો વીંજણો ને
    પાતળીઓ અસવાર ભાઇ.
ખરે બપોરે નીસર્યો
    માળીડો પૂછે વાત ભાઇ.
આતી કોના ઓરડા ને
    આતી કોના આવાસ ભાઇ.
....ભાઈના ઓરડા
    શણગાર વહુના આવાસ ભાઇ.
આવાસે લખજો પૂતળીને
    ઓરડેથી લખજો મારે ભાઇ.
જેમ જેમ પુતળી હસે રમે
    તેમ ઘુમે ફસાએલ મારે ભાઇ.
વેલમાં બેઠાં ચાર જણાં
    એમાં કયા ભાઇ હોય ભાઇ.
કેડ કંદોરો ઝગમગે ને
    માથે મુગટ હોય ભાઇ,
એ........ભાઇ હોય ભાઇ.
    વેલમાં બેઠી ચાર જણી
એમાં કઇ શણગાર વહુ હોય ભાઇ.
    પીળાં પટોળાં ઝગમગે ને
ખોળે પુતર હોય ભાઇ.
    એ શણગાર વહુ હોય ભાઇ.

---

# ઘરમાં રમવાની રમતો.

## આ ગાય કોની ?

મા કે મોટી બ્હેન ઘરમાં જે સૌથી નાનું બાળક હોય તેને આ રમત રમાડે છે. બાળક પોતાની નાની ગુલાબી કળીયો જેવી આંગળીઓ આગળ ધરે છે, એટલે એક લઇ મા પૂછે છે.

'આ ગાય કોની ?'

બાળક કહે છે, 'આ ગાય ભાઇની'.

બીજી આંગળી લઇને પૂછે છે, 'આ ગાય કોની ?'

બાળક કહે છે, 'આ ગાય બેનની'.

આમ પાંચેય આંગળી પૂરી થાય છે. પછી રમત પણ પૂરી થાય છે ને ફરીવાર રમાય છે.

પાસે બેઠેલાં બાળકો પોતાનાં નામ આવે છે ત્યારે પ્રસન્ન થાય છે. પોતાનું નામ રહી જાય છે તો બાળકને કહે છે, 'કહેને આ ગાય કોની ?' બાળકની તોતડી બોલીથી પાસે બેઠેલ હસે છે ને ગમ્મત લે છે. ગમ્મતથી નાનું બાળક ગમ્મત પામે છે.

ઘણીવાર નાનું બાળક આ ગાય કોની ના જવાબમાં આ ગાય મારી કહે છે. ઘણીવાર પોતાને જે બહુ ગમતું હોય તેનું નામ પહેલું આપે છે. ઘણીવાર તેને ન ગમતું હોય તેનું નામ તે આપતું નથી તેમ પણ બને છે.

આવી જ રમત અંગ્રેજીમાં પણ છે. એ કેમ ઉત્પન્ન થઇ હશે તે કહી શકાતું નથી. આંગળી, ગાય અને ભાંડુઓ એ

વસ્તુઓ રમતમાં જ્ઞાનહકીકતો છે પણ ગાયના અર્થમાં આંગળીને કેમ સરખાવી હશે ?

આ રમતનો એક હેતુ કદાચ બાળકનું આંગળી તરફ ગણિતમાં આવતી કામ વિષયક ગણતરી રીતે અંક ગણિતની શરુઆત દેખાય છે. પણ છેક નાની ઉંમરે દેના જુદા જુદા ભાગો પર તેનું ધ્યાન ગયેલું હોતું નથી તેથી આ રમતનો ઉદ્દેશ તેનું ધ્યાન ખેંચવાનો પણ હોય.

આવી રમતોથી બાળકના ભાષાજ્ઞાનમાં વધારો થાય છે.

---

# પાઠો

## સાંજ પડી ને વાછડી બેં બેં કરવા લાગી

સાંજ પડી ને વાછડી બેં બેં કરવા મંડી. વાછડી, વાછડી, ધીરી થા. તારી મા હમણાં આવશે. કાન ઉંચા શું કરે છે ? તારી મા હમણાં આવશે. બારણા ભણી કેવી તાકી રહી છે !

તારી મા આવવાનો વખત થયો છે તેથી તું આવા ચાળા કરે છે ?

તારી મા ગોપાળ સાથે ચરવા ગઇ છે. હમણાં આવશે

ગાય થન થન કરતી આવી.

માને જોઇ વાછડી નાચવા મંડી.

મા દીકરીને ચાટવા લાગી.

ચાલો, ગાયને હવે ખાણુ આપો.

બા, વાછડી છોડું છું. દોવા ચાલ.

તું દહો ને હું ગાયને પંપાળું છું. મને એની બીક લાગતી નથી. એ શીંગડા મારે તેવી નથી.

ગાય માતા ગોમતી,

ગાય માતા ગોમતી,

ને શેશ શંડ ડાણું

મારો વાછડો ગણેશ.

જુગતરામ

## બે બ્હેનો

બે છે બ્હેનો. બેઇનાં રૂપ સરખાં, બેઇના રંગ સરખા. બેઇ સરખાં સાળુ -ઓઢે, સરખાં માથાં ઓળે ને સરખા દાગીના પહેરે.

બેઇ બેનો તેવતેવડી. સરખી ઉંચી ને સરખી નીચી. વાને સાને બધી રીતે સરખી. બદલી બદલાઇ જાય.

પણ બેઇનાં નામ જૂદાં ને બેઉનાં ઘરે જૂદાં. એક રહે ઉગમણે ને બીજી રહે આથમણે.

પણ બેઇ એક જ વરને પરણેલી.

ઘણી બિચારી એકબીજીને ચાહે. બેઇ એકબીજાને મળવા નીકળે. બેઇ સાથે નીકળે એટલે એક રહે મોઢા આગળ ને બીજી રહે વાંસે. ઘણી ઘણી દોડે પણ ભેગી જ ન થાય તો ! એકબીજીને ભેગી થવા દોડે ત્યાં બીજી વળી એને ભેટવા દોડે. પણ એક ઉભી રહે ત્યારે મળે ને ! બસ કુંડાળામાં ફર્યા જ કરે ! એ કોણ હશે ?

કમળાબેન

## રેતીનો પટ

અહા ! એવડો મોટો રેતીનો પટ ! જાણે મારી માડીનો ખોળો.

માને ભેટું એમ ભેટી પડી. મનમાં કાંઈક એવું એવું તો થઈ ગયું કે કંઈ બોલાય જ નહિ.

ઘણે વરસે જાણે ફરીવાર માને મળી. એ આનંદની શી વાત ! એ કેમ કહેવાય ?

ઉઠીને ચાલી પણ મા જાણે બોલાવતી ન હોય ? કહેતી ન હોય કે આવ આવ બાપુ, આજ તો ધરાઈને બેસ. વળી પાછાં ક્યાં મળશું ?

હું તો એની છાતી ઉપર સૂતી. અહા ! શી મજા ! એ લ્હેરની શી વાત !

માને ખોળે કેટલાયે ગલોટીયાં ખાધાં, કેટલાયે કુદકા માર્યા, પણ માને કાંઈ છે ! એને મન તો જાણે ફુલ પડ્યું. મા તે મા, બીજા વનના વા.

પછી તો હું ગાવા માંડી. કોણ જાણે ક્યાંથી ગાન આવડ્યું.

અહા ! કેવી રેતી સુંવાળી
કેવી રૂપાળી
કેવી ઉજળી
કેવી રંગીન
કેવી ચોખ્ખી
કેવી મજાની
કેવી સરખી
કેવી પડેલી
પંપાળેલી
બીછાએલી
કેવી સુંદર
કેવી સુંદર !

મેં કીધું, આ રેતીનો માનો ભાતીગળ સાડલો છે. મેં તો ખુબ રોળ્યો ને ખુંધો. મા તો હસ્યા જ કરે !

કમળાબેન

---

## ભાઈ બેન

વાંચવાના ઓરડામાં ભાઈ બેન છે. ભાઈ લખે છે. બ્હેન ચિત્રો કાઢે છે.

બેન પ્રિયમાલા ભાઈ કેસરમની પાસે જ બેઠી હતી. કેસરમે કલમ છંટકાવી. પ્રિયમાલાના ચિત્રમાં ડાઘ પડ્યા. પ્રિયમાલાએ કેસરમને ધબ્બો માર્યો, ને રડવા લાગી.

અં અં અમારૂં ચિત્ર હતું એવું કરી દે.

કેસરમ પણ 'તે મારે છે શેની ? શું કામ પાસે બેઠી હતી ? કોણે કીધું હતું પાસે ઠસજે. અમારા આસન ઉપર તે હિંગ ઢોળ્યો હતો, અમે તો કાંઈ નહોતા રોતા. એક જરાક છાંટો પડ્યો એમાં ધબ્બો માર્યો, ને પાછી લડવા આવે છે ? બહુ બોલીશ તો વધુ બગાડીશ. એમ કહી ટાપલી મારવા જાય છે, ત્યાં તો ખડીઓ ઠેલે આવ્યો ને લખેલો કાગળ બગડ્યો. ધોતીયા પર ડાઘ પડ્યા.

પ્રિયમાલા–(હસી પડે છે.) લે, લેતો જા. અમારૂં ચિત્ર બગાડ્યું તે.

કેસરમ રડવા જેવો થઈ ગયો.

પ્રિયમાલા કહે, લાવ સરખું કરી દઉં.

જોઉં શું બગડ્યું ? પછી ભાઈ બેને મળીને સરખું કર્યું. શાહી બધી સાફ કરી.

કમળાબેન

## કીડી બાઈ

કીડીને તો ભારે મઝા
કીડીને તો ભારે મઝા !
જ્યાં જવું હોય ત્યાં કીડી જાય.
રાજાને દરબારે જાય,
રાણીના તો મહેલે જાય.
ઉંડા ઉંડા કુવે જાય;
ઉંચે ઉંચે ઝાડે જાય;
જ્યાં જવું હોય ત્યાં કીડી જાય.
કીડીને તો ભારે મઝા !
ખાવું હોય તે કીડી ખાય
દુકાને જઈ ગોળ ખાય;
સાકર ખાય, ઘી ખાય
ખારેક ને ખજુર ખાય.
દાળિયાના દાણા ખાય
કીડીને તો ભારે મઝા !
રસોડામાં પેસી જાય, લાડુ ખાય
ખાવું હોય તે કીડી ખાય.
શીરો ખાય, પૂરી ખાય, દૂધ ખાય.
મધને તો મૂકે નહિ
કીડીને તો ભારે મઝા !
ખાવું હોય તે ખાય.
કીડીને તો બધું ય ભાવે.
કીડી ઘીયે ખાય, ને ગોળે ખાય,
પેંડાય ખાય, ને બરફીય ખાય,
ઇયળેય ખાય ને કુંદાય ખાય.
મમરાય ખાય ને કંસારીય ખાય.
કીડીને તો બધુંય ભાવે
નાની તોય કીડીબાઇ.
નાના દેહે મોટું કામ
નાને મોઢે મોટું બટકું.
રાજાનેય રાડ પડાવે.
ગોળ કીડીનું શુંદરીયું,
કીડી એમાં ચોટી જાય.
ગોળો કીડીનો સમુદર,
એમાં એ ડુબી જાય.
દૂધ પીતાં ડુબેય ખરી,
ચાસણી ચાટતાં ચોટેય ખરી.
વાળવાળું માથું કીડીબાઈનો વનગડો
ને વાળ વિનાનો મુંડો
કીડીબાઈનું રણમેદાન.
વેંત જેટલી ગોળ સેલી
કીડીને મન પર્વત ડુંગર.
નાનો સરખો જળ રેલો
કીડીને મન નદી નવાણુ
કોઈ એને–
પગ નીચે છુંદી નાખે,
ફૂંક મારી ઉડાડી નાખે,
પેન્સીલ મૂકી ઉભી રાખે,
ચોપડી મૂકી દાબી દે,
સાવરણીથી વાળી નાખે,
ગળણી રાખી ખાળી રાખે.
કીડીબાઈની જાત ડાહી.
કીડી બધી ભેગી રહે
ભેગી ખાય, ભેગી પીએ
ભેગી સૂવે, ભેગી ફરે
ભેગી લડે, ભેગી વઢે
કીડીબાઈને ભારે મઝા !

હેમુભાઈ

## ડુલારામ

ડુલારામની વાત ન થાય. ડુલારામ તે ડુલારામ.

ડુલારામનું મ્હોં લાંબું, નાક ટુંકું, હોઠ જાડા ને માથું તો નાનું જ હોયના! જેટલી એની અક્કલ એટલું એનું માથું.

ડુલારામ પાનખાન ઠીક ચાવે. જરા તંબાકુ પણ ઠઠાડે. બાકી ન્હાપાણી વિના ડુલારામને કાંઇ ચાલે! એ વિના તો 'ટેસ' કયાંથી આવે ? ને 'ટેસ' ન આવે તો રસોઇ બગડેના!

સવાર પડે ચૂલો સળગે. દાળભાત ચડતાં હોય, ડુલારામ મંડી પડયા હોય! થોડો કોટ હોય તો મુંઠીએ ગુંદે ને ઝાઝો હોય તો ગોઠણીયાં કયાં ગ્યાં છે!

તડકામાં ડુલારામને લાભ ઠીક મળે. પરસેવો ચાલ્યો જતો હોય, ટીપાં પડતાં હોય, રોટલી દાળશાકમાં ઉડતાં હોય! ડુલારામને રોજનું થયું, એવી સૂગ રાખવી કયાં પાલવે ?

ડુલારામ કહેશે 'ઇ લાડવા બાડવા આપણને ન ભાવે. આપણે તો ખાસ્સા મજાના રોટલા ઘડવાના. ઘરનો કસબ એમાં વળી આળસ શેની? આ બે રોટલા પઠખામાં મારશું તે સાંજ સુધીનો કરાર.'

કહીએ કે ડુલારામ આ દાળ ખારી કેમ છે ?

અરે ભાઇ, આજે તો મીઠું સાવ થોડું નાખ્યું છે!

ડુલારામ! આ લાડુમાં ગળપણ જરા વધારે લાગે છે!

ઇ તો સારૂં જરા વધારે હોય તો ભાવે!

ડુલારામ આ શાક તીખું છે.

નારે ભાઇ મરચું તો આટલુંક જ નાખ્યું છે. એટલું તો અમારે નાખવું જ જોઇએ ના!

ડુલારામ, ભાત માટે ઘી રાખ્યું છે?

હોય નહિ. અમારે એવો રિવાજ નહિ. ડુલારામને એકલા રસોયા ન ધારતાં, એ તો મોટા જેન્ટલમેન. આ રસોઇ કરી રહ્યા એટલે કોટ પહેરે, પાટલુન પહેરે, પટો બાંધે, પાનસોપારી મોમાં ભરે, હાથમાં દંડો લે, બુટ ચડાવે ને ફરવા નીકળે. કોઇ જાણે નહિ કે ડુલારામ રસોયા હોય!

ડુલારામ 'જેન્ટલમેન' તો ખરા પણ સોલ્જર પણ ખરા!

કહેવત છે કે, કાં કલમ, કાં કડછી ને કાં બરછી,

ડુલારામને તો ત્રણેય સિદ્ધ. રાંધે ત્યારે કડછી લે, હિસાબ કરે ત્યારે કલમ લે ને ગાઠા વાંસે ચાલે ત્યારે તલવાર લે.

નીચે પાટલુન, ઉપર કોટ, માથે ટોપી, પગમાં જોડા ને હાથમાં તલવાર. જેન્ટલમેન સોલ્જર મી. ડુલારામ અમારા ગોપનાથની મુસાફરીમાં રસોયા હતા.

ખરેખર ડુલારામ તો ડુલારામ. એની વાત ન થાય.

ગિજુભાઈ

## મારી બિલાડી

બિલાડી ક્યાં વીયાણી હતી એની તો ખબર નથી, પણ એક દી એનાં બચોળીયાં લઈને અમારે ત્યાં આવી.

બા કહે "એ હવે રોયાં જ્યાં ત્યાં હગી મારશે ને બધું ગંધાઈ ઉઠશે."

બાપા ઉઠયા તે લાકડી લઈને બિલાડી અને તેનાં બચ્ચાંને હાંકી કાઢયાં.

હું તો રોયા જેવો થઇ ગયો. બાપાને કહું તો વઢે, તો બાપાને તો કહેવાયે કેમ જવાય ?

બાપાથી અમે બધાં એવાં બ્હીતાં કે વાત કરોં મા.

કોઠારમાં જઈને હું બેઠો. મારી આંખમાંથી એક બે આંસુ પડી ગયાં.

ત્યાં તો 'મ્યાઉં મ્યાઉં'.

મેં કીધું 'શું બિલાડી પાછી આવી ?'

કુદકો મારીને ઉભો થયો ને બહાર જઈને જોયું. કાંઈ ન મળે.

બા કહે, 'એલ્યા, શું દોડયો'તો ?' મેં કહ્યું–'કાંઈ નહિ, ઇ તો અમસ્તો.' વળી પાછો કોઠારમાં જઈને બેઠો.

ફરી વાર–'મ્યાઉં, મ્યાઉં, મ્યાઉં'.

આમ તેમ ફરીને જોઉં ત્યાં તો કોઠી પાછળ એક બચોળીયું બેઠેલું.

એની મા એને લેવું ભુલી ગઈ હશે.

'હાંશ ઠીક થયું. એક તો રહ્યું છે ને.'

બાને કીધું, 'બા, આને હું પાળીશ. બાપાને કહેજે કે કાઢી ન મૂકે.'

બા કહે,–'રોયા હંગી ભરશે તે કોણ ઉઠાડશે ? ઠીક છે, બે દી રાખવું હોય તો રાખજે. પછી કાઢી મુકીશ હો કે !'

બચોળીયું ઘરમાં રહ્યું.

બચોળીયાનું નામ 'મગન' પાડયું. એ મીંદડો હતો. મગન ભલો બહુ. ગમે તેમ ઉપાડો, ન બોલે કે ચાલે.

નાની નથુ તો એને પૂંછડીથી જ પાછો ખેંચે. મગન મોંમાં નાર ભરાવીને ઉભો રહે પણ કરડે નહિ.

કાકીના ઘરમાં બિલાડી છે. એને અડવા જઈએ તો ધૂરરર કરતી સામી થાય છે, ને બાખોડીયાં ભરી જાય છે.

કાકીની બિલાડી તો છાની મુની ઘી ખાઇ જાય ને દુધ પી જાય.

મગન તો એવો કે ગમે તે પડયું હોય પણ તેની સામેય ન જુવે. એ તો આપીએ તો જ ખાય કે પીએ.

કાકીની બિલાડી તો જ્યાં ત્યાં બગાડી મૂકે. મગનને તો મેં પહેલેથી જ શીખવ્યું છે કે એમ કરવા માટે તો બહાર જ જવાય. મગનને બાંધ્યો હોય ને પેશાબ કરવા જવું હોય તો ઉં ઉં કરીને મને ખબર આપે.

રાતે અમે એને કોઠારમાં રાખીએ છીએ. ઉંદરમામા આવ્યા કે એના બારજ વાગે. મગનની ઝપટમાંથી બચે ખરાકે ?

મગન એવી આંખો વીંચે ને સૂઇ જાય કે જાણે મરી ગયા છે. પણ ઉંદર મામાની તો એને વાસ આવે. ઉંદર મામા જાણે કે ~~મગન~~ કાકા ઉંઘે છે; ચાલો જરા મસ્તી

કરીએ. પણ ત્યાં તો મગન-છલંગ મારે તે દોઢાદોડ થઇ પડે.

મગનભાઇની બધી બહાદુરી કુતરાભાઇને ભાળી ભાગી જાય.

ભાઇ કુતરાભાઇને ડરાવવા તો જાય; પણ કુતરાભાઇ કાંઇ બ્હીએ ખરા ! એ તો દોટ કાઢી મગનભાઇને ગળે જ પકડે !

બાકી મગનભાઇ બીજી બિલાડીઓ સાથે લડવું હોય તો શૂરા પૂરા.

ધુરૅરૅરૅ ધુરૅરૅરૅ અવાજ કાઢે. પૂંછડી જાડી કરે ને પછી એવી તો ચીસ પાડી ઉતરી પડે કે બસ.

બે બિલાડાં બાધે ત્યારે જોવા જેવું થાય છે. કેમેય કરીને છૂટાં પડે જ નહિ. લાકડી મારો તોયે શું ઉછળી ઉછળીને બાધે ! એક બીજાને એવાં તો બટકા ભરે !

પણ જો એના ઉપર જરાક પાણી નાખો તો બન્ને જણાં ભાગે.

એકવાર ભારે ગમત થઈ. મગનને એનો ભાઇબંધ ચમન મળવા આવ્યો. ચમનને દૂધ બહુ ભાવે. અમારા ઘરમાં એક ઠળશ હતો. એમાં દૂધનું ટીપું પડ્યું હતું. ભાઇએ એમાં મોઢું નાખ્યું, ને દૂધ પણ ચાટ્યું. પણ હવે માથું બહાર શી રીતે કાઢવું ? માથું બહાર કાઢવા જાય ત્યાં કાન આડા આવે. ચમન તો કુદકે કુદકા મારે ને ઠેકડે ઠેકડા મારે. દેખાય નહીં, એટલે આમ જાય ને તેમ જાય. ત્યાં તો અમને ખબર પડી.

ચારે કોર ધમાચકડી થઇ રહેલ. ચમને જ્યાં ત્યાં ચડી ઉતરીને કેટલુંયે તોડી ફોડી નાખ્યું. મગન મ્યાઉં મ્યાઉં કરે પણ તેનાથી શું થાય ?

મારા કાકા એકદમ દોડયા. ચમનના ઉપર લૂગડું નાખીને એને પકડી લીધો. પછી એનું ગળું પકડી બીજે હાથે લોટો જોરથી ખેંચ્યો. ખુબ જોર કર્યું ત્યારે મોઢું બહાર આવ્યું. પછી તો ચમન ભાગ્યો તે ભાગ્યો. ફરી કોઇ દિ મગનને મળવા જ ન આવ્યો.

જિ.

---

## પૂનમની રાત

પૂનમની રાત હતી.
થાળી જેવડો ચાંદો ઉગ્યો હતો.
દૂધ જેવી ચાંદની હતી.
છોકરીઓ ગરબા ગાતી હતી.
છોકરાઓ તડકા છાંયડી રમતા હતા.
શેરીમાં લોકો કાલાં ફોલતાં હતાં.
ઘડીક ભજન ગાય, ઘડીકમાં વાતો માંડે.
કોઈ સુઇ જવાની વાત જ કરતું નથી.
ઉઠો ઉઠો, હવે સુઇ જાઓ.
અગિયાર વાગવા આવ્યા.
પણ સાંભળે જ કોણ ?
આ છોકરાઓનું ટોળું વળી ક્યાં ઉપડ્યું ?
કેમ ભાઇઓ, ક્યાં ચાલ્યા ?
એ અમે તો ફરવા જઇએ છીએ.

નદીકાંઠે ફરશું, રેતીમાં રમશું ને લલકારશું. આજે પુનમ થઇ છે, જાણો છો કે નહિ ?

જુગતરામ

---

## ડુંગરે ચડતાં

કાતીડો આથમ્યો ને વીંછીડો ઉગ્યો. બગબગું થયું.

ઝટપટ ઉઠયા ને ચાલવા માંડયા, તળેટીએ આવ્યા. કાળો મોટો પર્વત. આકાશ જેવડો હાથી ઉભો. અંધારાનું મોટું બધું ધાબું.

ચડવા માંડયું. ઝડપ ઝડપ પગ ઉપડયા. હજી કાંઇ થાકયા નો'તા; ડુંગરે ચડવાની હોંશ હતી.

ઠીક ઠીક ચડયા.

હરણાં આથમ્યાં. એક ધ્રુવ દેખાતો હતો. સ્વાતિ ને ચિત્રા, હાથીઓ ને સાત ઋષિ ઝગઝગતા હતા

આગળ ચાલ્યા. મેં સુઝાણું ન્હોતું થયું. ડુંગરો નો'તા સૂઝતા.

ચારે કોર જોયું. ખેતરો સુતાં હતાં. નદી ડુંગર સૂતાં હતાં. કાળી કામળી ઓઢી હતી.

ચડવા માંડયા. જરા જરા હાંફતા હતા. પરોઢીયું થતું હતું. ઝીણી ઝાકળ પડતી હતી. ગુલાબી ઠંડી સરતી હતી. એકે તારો નહોતો રહ્યો.

સારી રીતે ઉંચે ગયા. સારી રીતે હાંફી ગયા. થાક ખાવા બેઠા. લાંબા થઇને પડયા.

પરોઢીયું થયું. વનપક્ષીઓ બોલ્યાં. ઝાડપાન ડોલ્યાં, ડુંગર નદી કળાણાં. ખેતર પાદર ભળાણાં. પણ બરાબર નહિ. બધું ઝાંખુ ઝાંખુ.

હોંશ તો ઘણી હતી પણ પગ થાકેલા. પણ પાછું ચાલવા માંડયું. હવે જરા આકરૂં પડયું. છાતી ધડક ધડક

સવાર પડયું. સુરજ નારાયણ દેખાણા. લાલચોળ જાણે લોઢાનો તપાવેલો ગોળો. ધરતી બધી લાલ લાલ. ડુંગર બધો લાલ લાલ. ચારેકોર લાલ લાલ. આભ અંજાઇ ગયું. સીમ હસી રહી.

બધું દેખાણું. નાનાં મોટાં ઝાડ દેખાણાં. લાંબી લાંબી નદી દેખાણી. ગાયો ચારતો ગોવાળ દેખાણો. લાંબાં લાંબાં ખેતર દેખાણાં. આભ જેવડો ડુંગર દેખાણો.

અરે બાપ ! આવડો મોટો ડુંગર ! હજુ તો કેટલુંયે ચડવાનું ?

ઉભા કાંઇ રહેવાય ? ચડવા માંડયા. એક ડુંગર ચડ્યા તો બીજો દેખાણો ! બીજો ચડ્યા તો ત્રીજો દેખાણો. આનો તે કાંઇ પાર હશે ?

જરાક થાક લેવા બેઠા. નીચે જમીન ઉપર જોયું તો ખેડુત ખેતર ખેડતો હતો. તળાવે ભેંસો ન્હાતી હતી. વાઘરી હાતણ પાડતા હતા. ધણની ગાયો ચરતી હતી.

પાછા ઉઠયા ને ચાલ્યા ત્યાં તો દેખાણું મોટું બધું દેવળ, ને એનું મોટું શિખર. માથે સોના જેવું ચળક ચળક ચળકયા કરે. દેવમંદિરનો મોટો બધો ઢગલો. જાણે રૂનો મોટો ઢગલો; જાણે બરફનો નાનો પહાડ.

પાસે પહોંચ્યા.

કેટલાં બધાં દેરાં ! ગણ્યાં ગણાય નહિ ને ડુંગર ઉપર માય નહિ. દેરાનું જ જાણે ગામ વસ્યું.

ત્રણ તો ટુંક દેખાણી. બે ટુંકો બે બાજુ ને ત્રીજી ટુંક વચમાં કરોડો રૂપી-

આનો ફરસડો. દેવદેરી કાંઇ એક બે નહિ. હજારો, હજારો. લાખો તો નહિ હોય.

ઠેઠ ઉપર ગયા.

આમ જોયું, તેમ જોયું, ઉંચે જોયું. ચારેકોર જોયું. વાહ કાંઇ જોવા જેવું!

નદી તો જાણે વાંકો ચુંકો લીંટો કાઢયો. આમ આમ સાપણ જેમ ચાલી જાય. કેટલેય દૂરથી દેખાય, કેટલેય દુર ચાલી જાય. ને ઓલ્યાં ઝાડવાં? કેમ જાણે ગોઠણ જેવડાં ગણગોટાં. ખેતરડાં તો જાણે ધોબીએ લૂગડાં પાથર્યાં ને કેડીઓ જેવી સડકો. ઓલ્યો ભરવાડ ને એની ગાયો ને ભેંસો; બકરાંનાં ટોળાં વચ્ચે જાણે ચેંતીયો ઉભો. હળવાળો તો દેખાતોયે નથી. કુતરૂં બિલાડું તો નજરેયે શેનું આવે?

ઉપર કાંઇ હવા આવે! ફરરર ફરરર જાણે ફુવારા છુટયા. આ....ને મઝાની મીઠી મીઠી. બધોય થાક ઉતરી જાય.

ચારેકોર ફર્યા. દેવદર્શન કર્યાં. ટાઢા પાણી પીધાં; ભાતાં પોતાં ખાધાં, લાંબા થઇને સૂતા ને સાંજ પાડી.

સૂરજ આથમતો હતો. તારા ઉગતા હતા. ખેડુ ઘેર જતો હતો. ભરવાડ પાછો વળ્યો હતો. પંખી માળે જતાં હતાં. સાંજ પડી હતી.

અમે નીચે આવ્યા.

ઘેર ગયા. ખાધું, પીધું ને સૂઇ ગયા.

જિ.

---

## દાદાજી

ધોળું અંગરખુ, ધોળી પાઘડી, સ્હેજ જાડું એવું ધોયેલું પોતીયું, ને હાથમાં લાકડી.

મૂછો સાવ સફેદ, મોટી, પાણી પીતાં ગરણીની ગરજ સારે. આંખોની કીકી કાળી ને ડોળા આસમાની છતાં પીળાશ પડતા. નાક સીધું તેલની ધાર જેવું. હોઠ જરા જાડા, મોં ગોળ પણ ગાલનાં હાડકાં નીકળેલાં. કપાળ મોટું ને ચળકતું. કપાળમાં મોટું ચંદનનું ત્રિપુંડ. વાને ઘઉંવર્ણો; બહુ જાડાયે નહિ ને બહુ પાતળાય નહિ. ચાલ બહુ ઉતાવળી નહિ ને; બહુ ધીમી પણ નહિ, પણ જરાક ધ્રુજતી. સીધી સટ નજર રાખીને ચાલતા કોઈ ડોસાને જુઓતો જાણજો કે મારા દાદાજી છે.

કમળાબેન

---

## સાભાર સ્વીકાર

અંગબળ અને આરોગ્ય (વડોદરા): તંત્રીઃ રા. પાદરાકર અને શ્રી. સુલોચના બ્હેન દેસાઇ, પુ. ૧; અંક ૮, વા. લ. ૩-૬-૦

ઉપન્યાસમાલા (બિજનૌર): સં. થોત્રિય જગદીશ દત્ત. વર્ષ ૧; પુષ્પ ૯; વા. લ. રૂ. ૨-૮-૦

જ્ઞાતિ હિત પત્રિકા (મુંબાઇ): સં. રા. શાંતિલાલ ના. શાહ, વર્ષ ૧; અંક ૨-૪.

# વાર્તાઓ

## ચકલી એકલી હતી—
## ચકલો એકલો હતો

ચકલી એકલી ચણે
ચકલો એકલો ચણે.
ચકલી એકલી ઉડે
ચકલો એકલો ઉડે.
બળબળતો ઉનાળો ગયો
ધડધડતો વરસાદ ગયો
કડકડતો શિયાળો ગયો.
વસંત આવી
મધુર વા વાયા
કુંણા કુંપળ ફુટયાં
ને કેસરી કિરણ ઉગ્યાં.
આંબે મોર બેસ
ડાળે કોયલ કૂજી
ને પાળે મોર ટૌક્યા.
પાખ ફરફરી ને પંખી ઊડયાં
ચણ ચણવા ને માળો કરવા.
ચકલી ઊડી
ચકલો ઉડયો.
ચકીબાઇ કયાં ચાલ્યાં ? માળો કરવા.
ચકારાણા કયાં ચાલ્યા ? ચણ ચણવા.
ચાલોને સારે માળો કરીએ.
ચકલી માળો કરે છે
ચકલો માળો કરે છે.
એક સળી લાવ્યાં
બીજી સળી લાવ્યાં.
એક પીછું લાવ્યાં
બીજું પીછું લાવ્યાં.
રૂ લાવ્યાં
ને
ઉન લાવ્યાં.
આમ મૂકયું, તેમ મૂકયું ને ગોળ મૂકયું,
લાંબુ મૂકયું, નીચે મૂકયું ને ઉંચે મૂકયું.
આ...ને રૂપાળો માળો કર્યો.
ચકીબાઇએ તો ઈંડા મૂકયાં.
એક, બે, ને ત્રણ;
ધોળાં ધોળાં રૂ જેવાં.
ચકીબાઇ માળે બેસે
ચકોરાણા ચણ લાવે.
સવાર પડી ને સૂરજ ઉગ્યો;
માળામાં તો બસ ચીંચીંચીં
નાનાં નાનાં પગ ને નાની નાની ચાંચો;
ઝીણી ઝીણી આંખો ને પીળી પીળી પાંખો.
ચકલો આમ ઉડે ને ડોકું આમ હલાવે;
ચકલી તેમ ઉડે ને ડોકું તેમ હલાવે.
વસંત ગઈ ને ઉનાળો આવ્યો.
તડકો પડયો ને લૂ વાય.
નાનાં બચ્ચાં મોટાં થયાં, પાંખે પાંખે ઉડી ગયાં
ચકલી એકલી રહી
ચકલો એકલો રહ્યો.
ચકલી એકલી ચણે
ચકલો એકલો ચણે.
ચકલી એકલી ઉડે
ચકલો એકલો ઉડે.
ચકલી એકલી હતી, ચકલો એકલો હતો.

ગિજુભાઇ

---

## હંસ અને હંસા

સરોવર હતું. મીઠાં મીઠાં જળ. રંગ બેરંગી માછલીઓ. લાલ ધોળાં કમળ.

એમાં એક હંસ. દૂધ જેવો ઉજળો. કાંઠે એક ડોશી રહે. હંસા એની દીકરી.

હંસ અને હંસા કાંઇ ભાઇબંધ. સવાર થાય, સૂરજ ઉગે, કમળ ઉઘડે ને હંસા આવે. ત્યાં તો હંસ આવે.

હંસા લાવે મમરા ને દાળીઆ, શીંગો ને રેવડી, દ્રાક્ષ ને આલુ, બદામ ને કાજુ.

હંસ લાવે કમળ, ફુલ પાંદડાં ને દંડ. કોઇ વાર જાતજાતની વેલ લાવે. કોઇ વાર ભાત ભાતનાં પાન લાવે.

હંસ ભાતુ ખાય ને હંસા અંબોડે કમળ ખોસે. હંસા વાતો કરે ને હંસ સાંભળે. હંસ કાંઇ બોલે છે ? એ તો મૂંગો.

પણ હંસ ખોળે બેસીને લાંબી ડોક ફેરવીને ગેલ કરે. હંસા હાથ ફેરવે, પીઠ થાબડે ને બચી લે. બપોર થાય, સૂરજ તપે પણ છૂટાં કોણ પડે ?

મા બોલાવે ત્યારે માંડમાંડ જમવા જાય.

હંસને કેતી જાય 'આ હમણા આવી. આધે જાઇશ મા.'

હંસ કયાંઇએ શું કામ જાય ?

દી બધો વાતોમાં જાય, ઘડીક બોલે ને ઘડીક મુંગા રહે. ઘડીક હસે ને ને ઘડીક રમે. હંસ પાણી ઉડાડે તો હંસા ફુલ ફેંકે. હંસ આઘે જાય તો હંસા વાંસે જાય.

સાંજ પડે. હંસા ઘેર જાય. કેતી જાય કે તારા ગણી રાખજે ને ચાંદનીનું અજવાળું જોઇ રાખજે ને સવારે બધું કે'જે.

ગિજુભાઇ.

---

## વનકો જોડા લઇ ગયો

"કાલે આપણી નિશાળમાંથી વિશવાના જોડા કોક લઇ ગયું; કહે કે વનકો લઇ ગયો. વનો છે એવો."

"તને ઇ કોણે કીધું ?"

"મને તો લખો કહેતો'તો. પણ લખડો કયાં સાચું બોલે છે? ચાલ લખડાને પૂછીએ."

"લખડા ! વનકો વિશવાના જોડા લઇ ગયો. ઇ' વાત સાચી કે ?"

"ભાઇ મને બરાબર ખબર નથી. રામકો કહેતો'તો કે છનકે એને કીધું કે વનકો જોડા લઇ ગયો છે."

"ચાલોને ત્યારે છનકાને જ પૂછીએ."

"છનકા આ વિશવાના જોડા કોણ લઇ ગયું?"

"કોણ શું ? વનકો લઇ ગયો."

"તને ઇ કયાંથી ખબર ?"

"મને તો ઓલ્યા ભગલે કીધું કે વનકો જોડા લઇ ગયો છે."

"આ ભગલો આવે. અલ્યા ભગલા, છેડા. કાને જોડા લેતાં ભાળ્યો'તો કે ?" બીજુ

"ભાઇ ભાળ્યો તો નથી પણ રવલો કહેતો'તો કે વનકો જોડા લઇ ગયો. આ વિશવો આવ્યો."

"અલ્યા વિશવા, તારા જ જોડાની તપાસ કરીએ છીએ. કહે છે કે વનકો લઇ ગયો."

"હા ભાઇ, ઇ જ લઇ ગયો છે. મને ઓલ્યો રામલો કહેતો'તો કે વનકો ચોર છે."

"ચાલો ત્યારે રવલાને પૂછીએ."

"એલા રવલા, આ વિશવાના જોડા વનકો લઇ ગયો કે ?"

"ઇ નહિ તો બીજું કોણ લઇ જાય ?"

"તે જોડા લેતાં ભાળ્યો' તો કે ?"

"હું શું કાંઇ ત્યારે પાદે ઉભો તો ? ઇ તો ભીમલો કહેતો'તો કે વનકો લઇ ગયો."

"એલ્યા ચાલો બધા ભીમલાને ઘેર."

"હેં ભીમલા, તેં તો વનકાને જોડા ચોરતાં ભાળ્યો'તો ને ?"

"ભાઇ મેં મારી નજરે નથી ભાળ્યો. કોક કહેતું'તું કે વનકો ચોર છે !"

ગિજુભાઇ.

---

## કાગડાની શાળા.

એક હતી જેલ. સાબરમતી એનું નામ.

એક હતો લીમડો ને એક હતો આંબો. પાસે પાસે ઉગેલા.

એના ઉપર બે માળા. લીમડા ઊપર કાગડીનો ને આંબા ઉપર કોયલનો.

લીમડા ઉપર કાગડો બોલે'કો, કો'. આંબા ડાળે કોયલ કૂંજે ' કૂ, કૂ. '

ક્યાં કોયલ ને ક્યાં કાગડો ! વાતે એક તેમાં શું થયું ?

એમ કરતાં ઉનાળો આવ્યો, ઇંડાં મૂક્યાં.

એ મૂક્યાં ને કોયલેય મૂક્યાં.

કાગડો ચણવા જાય. કાગડી ઘેર રહે. ઘેર બેઠી દિ બધો ઇંડાં સેવે.

આમ બેસે તેમ બેસે.

આમ જુએ, તેમ જુએ.

કોયલ કહે આ રૂપાળી વસંત છે ને !

આ રૂપાળો સૂરજનો તડકો. આ રૂપાળાં નવાં પાંદડાં !

આ મજાનો તાજો તાજો આંબાનો મોર! ઘરમાં બેશી રહેવું તે કોને ગમે ? એ મજાનું ઉડવું, નાચવું ને ગાવું તે કોણ છોડે ?

પણ આ ઇંડાનું શું કરવું ? કાંઇ નાખી દેવાય છે ?

હં હં ! આ કાગડી ઠીક છે.

મુરખ જેવી ઇંડાં જ સેવી જાણે છે.

મજા કરતાં થોડી જ આવડે છે ? લાવને એના જ માળામાં ઇંડુ મૂકી આવું. એ તો ભેગું ભેગું સેવારો.

કાગડી આઘી પાછી થઇ ત્યા કોયલ ઇંડુ મૂકી આવી.

ઇંડાં ફુટયાં ને બચ્ચાં નીકળ્યાં. કાગડીનો હરખ તો ક્યાંઇ માય નહિ. "કો, કો, કો, કો."

વન આખું ગજવી મૂક્યું.

કાગડો પણ ફૂલાણો.

અહા !

કાગડો ને કાગડી ચણ લઇ આવે છે, ચાંચે ચાંચે બચ્ચાંને ખવરાવે છે, પીવરાવે છે ને લાડ લડાવે છે.

કાગડે તો બેસતાં શીખવ્યું, ઉડતાં શીખવ્યું ને જરાક ચાલતાંએ શીખવ્યું.

કાગડો કહે ચાલ ને હવે બચ્ચાંને બોલતાં શીખવું. કાગડે તો નિશાળ માંડી. કૉ, કૉ, ની ગોખપાટ લેવરાવે.

કાગડો કહે " બોલો કૉ, કૉ, કૉ, "

બીજાં બચ્ચાં બોલે 'કૉ, કૉ, કૉ.'

પણ એક બચ્ચું માને નહિ. એ તો બોલે, " કૂ, કૂ, કૂ, "

કાગડો કહે બધાં બરાબર બોલો. ઓલ્યા બચ્ચાને તો આવડે જ નહિ. એ તો બોલે 'કૂ, કૂ, કૂ.'

કાગડો તો ચાંચ મારે ને પાઠ ભણાવે. પણ આ બચ્ચું તો બસ 'કૂ, કૂ, કૂ.'

કાગડાનું માથું પાકી જાય. પણ બચ્ચું કંઇ ભણે નહિ. કાગડો કહે કરવું શું ?

આ તો અભણ રહેશે.

એમ કરતાં બચ્ચાંઓને પાંખો આવી. એક દિ આંબા ડાળે કોયલ બેઠી ને બોલવા લાગી 'કૂ, કૂ, કૂ.'

ત્યાં તો આ બચ્ચું ઉડયું ને કોયલને ગાળે ગયું.

કાગડો કાગડી કહે "ઓય બાપ રે!! આ તો કોયલનું બચ્ચું ! આપણા માળામાં ક્યાંથી !"

જિ.

## રાજા ને વાંદરા

એક હતો રાજા. એને એક બાગ હતો. બાગમાં ઘણાં બધાં ઝાડ હતાં. એક વાર રાજાનો માળી ગામ ગયો. રાજા પાસે ઘણા બધા વાંદરા હતાં. વાંદરાને રાજા કહે, 'એલા વાંદરાઓ, માળી ગામ ગયો છે. તે આજ તો તમે જ ઝાડને પાજો. પણ જોજો પાણી ઠેઠ મૂળ સુધી જાય એમ પાજો. "

રાજા હુકમ આપીને ગયો ને વાંદરા પાણી પાવા લાગ્યા. ખુબખુબ પાણી પાયું. પછી વાંદરાઓ કહે, " પણ જુઓ તો ખરા કે પાણી ઠેઠ મૂળ સુધી પહોંચ્યુ છે કે નહિ ?"

વાંદરાઓ તો માંડયા ઝાડને ઉખેડવા. એક એક ઝાડ ઉખેડી નાખ્યું. ઠેઠ સુધી મૂળીઆં ભીનાં હતાં. વાંદરાઓ કહે, "પાણી તો બરાબર પાયું છે. ચાલો રાજાજીને ખબર આપીએ કે બાગ બધો પવાઇ ગયો છે." વાંદરા તો હરખાતા, હરખાતા રાજા પાસે ગયા.

રાજા કહે, "કાં પાણી પાઇ દીધું કે ?"

વાંદરાઓ કહે, હા, " બરાબર ઠેઠ મૂળ સુધી પાઇ દીધું છે. ચાલો તો તમને ઝાડનું મૂળે મૂળ બતાવીએ. જોઇને જ ખાતરી કરજો કે ઠેઠ સુધી પવાયું છે કે નહિ. "

રાજા ચમક્યો. બાગમાં જઇ જુએ છે તો બધાં ઝાડ વાંદરાઓએ ઉખેડી નાખ્યાં હતા.

રાજા કહે, " અરે મૂર્ખા વાંદરાઓ ! "

જિજુભાઇ.

---

## રેડ રાઇડીંગ હૂડ

એક હતી છોડી એનું નામ રેડ રાઇડીંગ હૂડ.

આવું તે નામ હોય ? છોડીનું નામ મણિ હોય, ગોધી હોય, ગુલ હોય, જમના હોય, પરી હોય, નૂરા હોય.

પણ આ તો વિલાયતની છોડી છે. તે વિલાયતની છોડીનું કંઇ આવું નામ હશે ? બહુ લાંબુ લચક !

તે કાંઇ આ એનું ખરું નામ ન હોય. આ તો એનું હુલામણાનું નામ.

એને એક હતી બા ને એક હતી મોટી મા. તે મોટી માએ એને રાતી ડગલી ને રાતો બોસલો શીવડાવ્યો.

છોડી રોજ રાતી ડગલી પહેરે ને બોશલો ઓઢે. બધાંએ એનું નામ ' રેડ રાઇડીંગ હૂડ ' પાડેલું. રેડ એટલે રાતો ને હૂડ એટલે બોશલો.

નાની એવી સીમ હતી. સીમને બે છેડા. બે છેડે બે ઘર. એક ઘર મોટી માનું ને બીજું બા-બાપાનું.

માજીનું ઘર એવું નાનું-કહોને કે નાનું ઝુંપડું. હૂંફાળું ને રૂપાળું; રૂપાળું ને હૂંફાળું. નાનું એવું બારણું ને નાનો એવો આગળીઓ.

આજુબાજુ ફૂલઝાડ, ચારે બાજુ ફૂલઝાડ, આંગણું બધું ફૂલ ફૂલ.

રજાનો દિવસ હોય, હૂડ રમવા આવે. મોટી મા એને ખવરાવે, પીવરાવે, માથામાં ફૂલ નાખે ને ખોળે બેસાડી બે બચી લે.

હૂડ એને કંઇ વા'લી. હૂડને ઘેરે જવું ન ગમે. રજાનો દિવસ છે.

બા કહે—"હૂડ, બેટા માજી પાસે જઇશ ના ? આ માખણ ને મધ માજીને બહુ ભાવે છે. લે આ ડબરામાં મૂકી આપું. જા વહેલી થા. જોજે રસ્તામાં રમતી નહિ. જરાક રમતિયાળ તો છે જને !

માજીને કહેજે બા સંભારે છે. કાલ સોરાં આવશે."

રેડ તો રાતી ડગલી પહેરી, બોસલો ઓઢયો ને ડબરો લઇ ચાલી.

ગાતી જાય ને ચાલી જાય

વન વચ્ચે વાટ છે. ઉંચાં ઉંચાં ઝાડ છે.

આઘે.આઘે પહાડ છે. વનમાં વાઘ વરૂ ને નાર છે.

વચ્ચે લીલાં ખેતર છે. જાર છે. જુવાર છે. જાત જાતનો પાક છે.

સવારનો વખત છે, પતંગિયાં ઉડે છે; સૂરજકિરણે નાચે છે; ફૂલે ફૂલ સુંઘે છે.

ક્યાંક કોયલ ટહુકે છે, ક્યાંક ચકલી ચકચકે છે. હરણ સસલાં ઠેકે છે ને કૂદે છે.

રાતી છોડી ગાતી જાય ને ચાલી જાય.

વાટે એક વરૂ હતું.

વરૂ કહે—છોડી, છોડી, ક્યાં ચાલી ?

રેડ રાઇડીંગ—એ પણે મોટી માને ઘેર. પણે ઓલે છેડે માજી રહે છે ત્યાં; નાનું એવું ઝુંપડું છે એક બારણું ને એક આગળીઆરો.

વરૂ—તે માજી તો ઘરડાં હશે.

રેડ રાઇડીંગ—હા.ભા, ઘરડાં તો ખરાંજ ને.

વરૂ—તે બારણું કેમ ઉઘાડતાં હશે !

રેડ—એ તો હું બોલું કે,

માજી માજી બારણાં ઉઘાડો.

એટલે એ બોલે કેઃ—

'બેટા આગળીઓ ઉઘાડ ને બારણું ધકેલ'.

વરૂ-હાં, બરાબર છે.

રેડ-લ્યો ભાઇ, રામ રામ.

વરૂ-તે આટલી ઉતાવળ શી છે? આ મજાનાં ફૂલ છે, નવાં નવાં કુંપળો છે. માજીને સારૂ થોડાંક લેતી જાને.

રેડ—બાએ ના તો પાડી છે. પણ માજી સારૂ ફૂલ લઉં એ કાંઇ રઝળ્યું કહેવાય ? હૂડ ફૂલ વીણે છે, પંતંગીયાં ઉડાડે છે, સસલાં પાછળ દોડે છે.

વરૂ-હૂડ બેન. રામ રામ, જાઉં છું.

હુડ-ભાઇ રામ રામ.

વરૂ-એ પેલુ માજીનું ઘર. હાં એ જ લાગે છે. ચાલને જાઉં ને ડોશીને ખાઉં.

માજી માજી બારણાં ઉઘાડો.

માજી—કોણ રેડ ?

વરૂ—હા માડી.

માજી—આવી બાપા ? આગળીઓ ઉઘાડ ને બારણું ધકેલ.

વરૂભાઇ અંદર પેઠા, હળવે હળવે ડોશીમાને ગળી ગયા. ડોશી બિચારી શું કરે ? ઘરડું પાન ખરૂં ને ?

વરૂભાઇએ તો ડોશીનાં ચસ્માં પહેર્યાં, સાડલો ઓઢયો, ખાટલે સુતા ને રેડ રાઇડીંગ હુડની રાહ જોવા માંડી. ક્યારે આવે ને ક્યારે કોળીઓ કરી જાઉં ! રાઇડીંગ હુડ કાંઇ ગળી લાગશે ! તાજું ભોજન !

ઝુંપડામાં ઘર્ર્ર્ર્ ઘર્ર્ર નસકોરાં બોલે છે. જાણે મોટી મા ઘોરે છે.

રેડ રાઇડીંગ હૂડ આવે છે.

માજી માજી, બારણાં ઉઘાડો ! વરૂભાઇ, ડોશી જેવો સાદ કાઢી બોલ્યાઃ

બેટા આગળીઓ ઉઘાડ ને
બારણું ધકેલ !

હૂડ-માજીનો સાદ આવો જાડો કેમ છે ? હશે. માજી, કેમ સુતાં છો ?

"બેટા ખાટલે બેસને, જરાંક હાડકસર છે."

"માજી, આવડી મોટી આંખો કેમ."

"એ તો તને ધારી ધારી નીરખવા."

"માજી આવડા મોટા કાન કેમ થયા ?"

"એ તો તને કાન દઇ સાંભળવા."

"ને આ આવડાં મોટા દાંત ક્યાંથી ?"

"એ તો તને—"

વરૂ છલંગ મારે છે. એક બે ને ત્રણ. રેડ રાઇડીંગ હૂડ હોઇયાં. હોઇયાં !

કઠિયારો આવે છે. એ હૂડનો બાપ છે. હૂડને એ ગોતે છે.

"જોઉં તો ખરો માજી શું કરે છે ?"

"અરે ! આ તો માજી છે કે બીજે ?"



ચિત્રકાર: ] રેડ રાઇડીંગ હુડ. [ રા. છો. અં. જોશી.

બાળક અંક ] ( જુઓ પાનું ૪૮૪ ) [ માર્ચ ૧૯૨૭.

Luhana Mitra Press Baroda.



ચિત્રકાર: ] તેજમલ ઠાકોર. [ રા. છો. અં. જોશી.

 ( જુઓ પાનું ૪૮૬ ) 

"આ તો વરૂ ઘોરે છે! હાં" માજીને ખાઈ ગયો લાગે છે.

એ કુહાડીનો ઘા ને વરૂભાઇ સ્વધામ. પેટ ચીર્યું ને જોયું ત્યાં તો માજી ને રાઇડીંગ હૂડ બેય બેઠેલાં.

હૂડે બધી વાત કહી.

બાપ કહે..."જો જે હવે જાળવજે. વરૂ એવા હોય." ×

શિ.

---

## તેજમલ ઠાકોર

ડાયરો બેઠો હતો, હોકા ગડગડતા હતા, રેગાં લેવાતાં હતાં ને અફીણ ઘુંટાતાં હતાં.

અલકમલકની વાતો હંકાણી. રોજી તેજીની વાતો થઇ ગઇ. જૂની નવી, આજકાલની, ચડતા પડતીની કઇ કઇ કથાઓ કહેવાઇ ગઇ.

ડાયરો ઉઠતો હતો. બપોરા થયા હતા.

તબડાક તબડાક એક ઘોડેસવાર ઉગમણે ઝાંપેથી આવ્યો. હાથમાં ઢાલ ને તલવાર. કેડે હમેલ ને અંદર કટારી.

ઝપ કરતો ઘોડેથી ઉતર્યો ને ઘોડા દોરી ચોરાને થાંભલે બાંધ્યો. ચટ કરતો ચોરે ચડયો ને મોળીયામાંથી કાગળ કાઢયો. કાગળ દુશ્મનનો હતો. લખ્યું હતું કે માટીના બાર હો તો સામી પૂનમે મેદાને પડજો. ત્રીશ ગામ રાખીને બેઠા છો તે બાપનાં નથી.

ડાયરો ખંગેકાર થઇ ગયો. ઘરડા રજપૂતોની આંખ લાલ થઇ. જુવાનોએ મુછ મરડી, તલવાર પર હાથ નાખ્યો.

પણ ગોવાળ વિનાનું ધણ! બકરાં બર વાડ વિનાનાં. રાજનો મોભો કયાંથી કાઢવો! ગેમલ દાદો ઘરડા હતા. ખોળે લીધેલા કુંવરે પાછા થયા હતા. એક તેજમલ બા કુંવરી હતાં.

દાદાની આંખમાં ઝળઝળીયાં દેખાણાં. પડખે બેઠેલો કાકો રસ રસ રોવા લાગ્યો.

...શું કરવું? શો જવાબ દેવો?

ચણપણુંચણપણુ વાત મેડીએ પહોંચી. તેજમલ બાને કાને પહોંચી.

તેજમલ બા તે રજપૂતાણીની કૂંખે પાકેલાં. "હેં, દાદાજી ચોરે બેઠા રડે છે? શી આફત આવી છે?" મેડીએથી તેજમલ ડોકાણા ને દાદાજીને પુછયું "શીદને રુવો છો દાદા, શું છે? અમને કો'ને?"

દાદા કહે,

દળકટક આવ્યું, દીકરી, વારે કોણ ચડશેરે.

તેજમલ કહે—

"હૈયે હિંમત રાખો દાદા, વારે અમે ચડશું રે, દાદા ફકર કરો મા. અમે વારે ચડશું."

ડાયરો ખોંખારી ઉઠ્યો. ભાટ ચારણે સાત પેઢીનાં વખાણ કર્યાં. જુવાનોએ હથિયાર ખખડાવ્યાં. દાદાનું મ્હોં મલકયું, "હોય બાપ, તોય રજપુતાણીના પેટે પાકેલી."

"પણ દિકરા, માથાનો અંબોડો અરતો શો રે'શે!"

તેજમલ—દાદા, ઇ તો અમે અમારી પાઘડીમાં ઢાંકશું.

દાદા—પણ બેટા, આ તમારા રંગાવેલ દાંત કયાંઇ ઢાંકયા ઢંકાશે? જોઇને કોઇ કહેશે ના કે આ તો દીકરી છે.

તેજમલ—ઇ'તો નાનાં હતાં ત્યારે મોસાળ ગયાં'તાં. ખાંતીલી મામી કાંઇ દાંત રંગાવ્યા વિના રહે. ઇ તો આપણા રજપુતમાં રિવાજ છે.

દાદાએ બીજો સવાલ પૂછયો.

"ત્યારે તેજમલ બાપ, આ નાક વિંધાવેલ કયાં ઢાંકશો? એના જવાબ શા દેશો?"

"દાદાજીને અમે ખોટના હતા તે અમને નાનેથી નાક વીંધાવ્યાં હતાં. દાદા, એમ

---

× 'Little Red Riding Hood' ઉપરથી.

તો ઘણા ખોટના છોકરાને નાક વિંધાવે છે.''

"ઠીક, ત્યારે, તેજમલ દીકરા, આ હાથનાં તાજવાં કયાં સંતાડશો ? કાંઇ રજપુતના છોકરાને હાથે તાજવાં હોય ? ''

"દાદા,એને તો કેડીયાની બાંયમાં સંતાડશું.''

દાદા–"ઠીક બેટા, જાઓ ત્યારે. વારે ચડો ને સાત કૂખને ઉજાળો.''

શૂરા ગોહિલો, ઝાલાઓ, જાડેજાઓની કતાર લાગી રહી. ઘોડાનો હણહણાટ થઇ રહ્યો. ઢાલ તલવારો તડકામાં ચળકયાં.

તેજમલ બાએ સુરવાળ ઉપર જરકશી જામો પહેર્યો હતો. માથે આંટીબંધ શિરપેચ મુકયો હતો. નવઘરૂં થન થન લટકતું હતું. પગમાં મોજડીયું શોભી રહી હતી.

રોઝી ઘોડીની અસવાર તેજમલ બા, કેડે તલવાર, હાથમાં ભાલો, ખભે ઢાલ ને ભેટે કટારી લઇને નીકળી.

અરે આ કાંઇ તેજમલ બા કહેવાય ? આ તો તેજમલ ઠાકોર. મોટી ઠકરાતનો ધણી. ગોહિલનું નાક. દાદાનો દીવો. બાપનો કુલમણિ.

પણ શૂરા સરદારો કહે, "ચાલોને જરા ઠાકોરની કસોટી તો કરીએ. જોઇએ તો ખરા કે આપણો સરદાર ભડ નર છે કે ફોશી બાયડી છે. જરાક પરીક્ષા તો કરીએ. નરનારીનો ભેદ કંઇ અછતો નહિ રહે.''

"ચાલો ત્યારે.''

"ચાલો ત્યારે સોની હાટ.''

ચાલો મારા સાથી આપણ સોની હાટે જઇએ રે,
સોની હાટે જઇને સ્ત્રીને પારખીએ રે,
પુરુષ હશે તો બેરખે મન મોશે રે,
સ્ત્રી જો હશે તો ઝુમણુંલે મન મોશે રે.

પણ તેજમલ તો ઠાકોર થયા'તા, વારે ચડયા'તા. એનાં મન તો બેરખે મો'યાં.

સાથીઓ કહે "ચાલો વળી પરીક્ષા કરીએ.''

" ચાલો મારા સાથી આપણ વાણી હાટે
જઇએ રે
વાણી હાટે જઇને સ્ત્રીને પારખીએ રે,
પુરુષ હશે તો પાઘડીએ મન મોશે રે
સ્ત્રી જો હશે તો ચુંદડીએ મન મોશે રે. ''

અહો ! આ તો તેજમલ વીરનું પાઘડીએ મન મોહ્યું.

આ તેજમલ દીકરી નહિ, આ તો દીકરો.''

વળી પરીક્ષા થઇ, બધા કહેઃ

" ચાલો મારા સાથી આપણ સંઘેડા હાટે
જઇએ રે.
સઘેડા હાટે જઇને સ્ત્રીને પારખીએ રે
પુરુષ હશે તો ઢોલીએ મન મોશે રે.
સ્ત્રી જો હશે તો ચુડલે મન મોશે રે ''

ત્યાં તો તેજમલના ઢોલીએ મન મોયાં.

ખરો, ખરો, તેજમલ ઠાકોર સાચો.

ખરો આ તો રજપૂતનો સાચો દીકરો.''

"ચાલોને ત્યારે એક વધુ પરીક્ષા કરીએ.''

" ચાલો મારા સાથી આપણ દરીઆ કાંઠે
જઇએ રે
દરીઆ કાંઠે જઇને સ્ત્રીને પારખીયે રે
પુરુષ હશે તો દરીયો ડોળી ના'શે રે
સ્ત્રી જો હશે તો કાંઠે બેસી ના'શે રે.''

દરીએ જઇને તેજમલને નવરાવે ત્યાં તો તેજમલ દરીઓ ડોળીને નાહ્યા.

" વાહ ઠાકોર વાહ ! તેજમલ ઠાકોર વાહ !''

રણશીંગડાં વાગ્યાં, ત્રંબાળુ ઢોલ ઢબુકયા, નોબતનિશાન ગડગડયાં, ડંકે કડુડ ધોમ કડુડ ધોમ કડુડ ધોમ દાંડી પડી.

લશ્કર દુસ્મનની સામે ચાલી નીકળ્યું. મોખરે તેજમલ ઠાકોર ને વાંસે ગોહિલ, ઝાલાઓના ઘોડા.

અને પછી ?

પછી તો !

"દળ કટકવાળી તેજમલ ઘેર પધાર્યો રે.
દાદે ને કાકે મોતીએ વધાવ્યા રે.''

ગિ.

# નાટક

## બે સખીઓ

### ( એક પ્રવેશ )

સ્થળ: બાગ

પાત્ર: વનશ્રી અને કલિકા: બે સખીઓ.

[વનશ્રી ફૂલ વીણે છે ને કંઈક બબડે છે.]

ફૂલ વીણુ સખે
ફૂલ વીણુ સખે.
કંઇ એકલડાં ફૂલ વીણુ સખે
કંઇ એકલડાં ફૂલ વીણુ સખે.
કંઇ મધુર ગીતડાં ગાતાં
કંઇ સુન્દર પંખી ઉડતાં
કંઇ ચીંચીં ચુંચું સુણતાં
કંઇ મધુરી વાસ જ લેતાં.
ફૂલ વીણુ સખે
ફૂલ વીણુ સખે.
કંઇ એકલડાં ફૂલ વીણુ સખે
કંઇ એકલડાં ફૂલ વીણુ સખે.

[ ઝાડની ઘટામાંથી કોઇના આવવાં જેવો અવાજ સંભળાય છે. વનશ્રી ચોંકીને પાછળ જુએ છે. ]

કોઇ સાંભળતું તો નથીને. મારી લવારી નાન્તરમ સાંભળશે તો મારી મશ્કરી ઉડાવશે. બહુ તોફાની છે.

ના, ના, કોઇ નથી, એ તો ભણકાર.

[ઘટામાં છૂપાતી છૂપાતી કલિકા આવતી હતી. વનશ્રી ગાય છે. ]

કંઇ પતંગીઆની પાંખો
કંઇ ડોલંતા આ પત્રો
કંઇ સુન્દર ખીલતા ફૂલો
કઇ પંખીનો આ ઝુલો.
ફૂલ વીણુ સખે
ફૂલ વીણુ સખે
કંઇ એકલડાં ફૂલ વીણુ સખે
કંઇ એકલડાં ફૂલ વીણુ સખે.

[ કલિકા ધીમે પગલે આવી પહોંચી. ચુપ ચુપ વનશ્રીની આંખો દબાવી. ]

[ વનશ્રીએ હાથ તપાસ્યા ]—આ કોઇ છોકરો તો નથી, પ...ણ હાથમાં બંગડી નથી, કાઢી નાંખી લાગે છે.

[ મોઢું તપાસ્યું ]—નાકમાં ચૂંક પણ નથી.
કોણ નાન્તરમ તો નહિ ? કોણ હશે ?—
મધુવેલી, મધુવેલી, એ જ એ જ છોડ...
કાંઇ નથી સમજાતું......છોડીદો
છોડો, જલદી છોડો.
જે ન છોડે તેને મારા સમ.
[કલિકા હાથ છોડી ખડખડ હસી પડે છે.]
કાં લેતાં જાવ. ઓળખી ? એમ ત્યારે.

કમળાબેન.

---

## ઠાકોર અને રંગલો

### ( એક પ્રવેશનું નાટક )

પાત્રો.

ઠાકોર:—એક ગીરાસદાસ.

રંગલો:—તેનો નોકર.

[ ઘણે દિવસે ઠાકોર પરદેશથી પાછા ફરેછે. રંગલો નોકર તેની સામો જાય છે. બન્ને ભેગા થાય છે. તેથી ખુશી થઇ હળે મળે છે. પછી ઠાકોર રંગાલાને ઘરબાર વગેરેના ખબર અંતર પૂછે છે ? ]

ઠાકોર—કેમ રંગલા, ઘરની શી ખબર છે ?

રંગલો—સારી ખબર છે ઠાકોર.

ઠાકોર—છે તો સૌ હેમખેમ ને ?

રંગલો—( જરા મોળું મોળું બોલે છે ) હા.

ઠાકોર—કેમ જરાક મોળું ભણે છે તો બધાં હેમખેમ ને ?



મુક્કાબાજીની રમત

# પત્રો

પૂ. મોટીબાની સેવામાં,

હું ને મારા બાપુ આજે મુંબઇ પહોંચ્યા ગ્રાન્ટરોડ સ્ટેશને ઉતરતાં જ મને તો અધધધ થઇ ગયું. આટલાં બધાં માણસો ! કેમ જાણે કીડીઓ ઉભરાણી ! દોડમદોડ કરતાં હતાં. જાતજાતના માણસો હતા. હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી ને કેટલાય બીજા નવી નવી જાતના. કોઇ કોઇની સામુંય જુએ નહિ.

બાપુએ મુંબઇની વાતો કરેલી પણ મુંબઇ આવું હશે એમ તો મને અહીં આવ્યા પછી ખબર પડી. અહીંનાં ઘર કાંઇ ઉંચાં ! ઉંચે જોવા જઇએ તો ટોપી હેઠે પડે. પણ એટલુંય જોવાય કેમ ? રસ્તા ઉપર કાંઇ નિરાંતે ઉભું રહેવાનું છે ? આણીકોર ઘોડાગાડી, આણીકોર ટ્રામ, આણીકોર ખટારા ! એમાં ઉભું કયાં રહેવાય ?

બાપુ કહે છે. "એમ જોવા માટે ઉભો રહીશ તો કયાં પાર આવશે ? એક દિ ગાડીમાં બેસારીને આખું મુંબઇ ફેરવીશ."

અમે આઠ દિવસ મુંબઇ રોકાશું. એંશી દિવસેય મુંબઇ જોવું પૂરું થાય એમ નથી. કાલે અમે રાણીનો બાગ ને પ્રદર્શન જોવા જઇશું.

આજ અમે છબલ માશીને ત્યાં જમવા ગયા'તા. એક નાની એવી ઓરડીમાં રહે છે. આપણાં લાકડાં રાખવાની ઓરડી છે તેના જેવડી ! ભીંતે અભરાઇઓ-અભરાઇઓ એ ઓરડીમાં ખાવાનું પીવાનું ને રાત પડે ત્યારે સુવાનું. અહીંનાં મકાન બધાં મોટાં મોટાં પણ અંદર કબુતરના જેમ નકરી ઓરડીઓ જ !

તું અહીં આવ્ય તો એક ઘડીએ ન રહે. સાચે આટલી નાની ઓરડીમાં આ બધાને કેમ ગમતું હશે ?

બાપા કહે છે "એ બધાં મુંબઇનાં માણસ. એને સદી રહ્યું. આપણને મુંબઇમાં ન ગમે, ને એમને દેશમાં ન ગમે."

કાલ લોકલ ગાડીમાં ઓલ્યો આપણા પડોશીનો હીરકો મળ્યો'તો. સાવ બદલાઇ ગયો છે ! કેટલો બધો જાડો હતો ! સાવ પીળો પીચકાઇ ગયો છે ! હાથ પગ પાતળા થઇ ગયા છે ! મોઢું ફીકકું પડી ગયું છે !

મેં કીધું, "એલા હીરકા આ શું !"

"એ તો મુંબઇનું પાણી લાગ્યું છે. હવે હું દેશમાં આવવાનો છું."

મોટીબેનને કહેજે કે માશીએ એને માટે બંગડી આપી છે ને આપણી લીલીબેનને માટે હું પપુડી લાવવાનો છું.

તમે બધાં ખુશીમાં હશો. એજ

લી. રામુ.

ગિજુભાઇ.

---

## સાભાર સ્વીકાર.

**પોલીટીકલ લોમીઓ** ( અમદાવાદ ): તંત્રીઃ રા. પઠાણ નુરખાન અમીરખાન. પુ. ૧૭; અંક પર; પુ. ૧૮; અંક ૧-૪. વા. લ. રૂ. ૫-૦-૦

**પ્રગતિ** ( મુંબાઇ ): તંત્રીઃ રા. પરશુભાઈ વ. શર્મા. વર્ષ ૧; અંક ૫-૬. વા. લ. રૂ. ૪-૦-૦

**સમાજ સેવક** ( જામનગર ): બ્ય. રા. ગોકલદાસ ડી. ઠકકર. વર્ષ ૩; અંક ૯

**ચન્દ્રિકા** ( અમદાવાદ ): તંત્રીઃ રા. પ્રહલાદ દામોદર અને રા. અમૃતલાલ દેસાઈ. પુ. ૧; અંક ૨. વા. લ. રૂ. ૨-૮-૦.

# પ્રવાસ

## વુલર સરોવર.

કાશ્મીરના દેશમાં જમીન કરતાં પાણી વધારે નજરે પડે છે. આખી ખીણમાં પ્રસરેલી જહેલમ નદી ઉપરાન્ત બીજી અનેક નાની નદીઓ, સરોવરો ને વહેળાઓ ત્યાં ઠેકઠેકાણે છે. એટલે ત્યાંના લોકોને પાણી ને જમીન બધું સરખું છે ને તેથી કેટલાક લોકો તો હોડીને ઘર માનીને તેમાં રહે છે. કાશ્મીરની મુસાફરી કરવા જનાર તો ભાગ્યેજ કોઇ એવું નીકળે કે હોડીમાં ના રહે. આથી ઘર જેવી જ સગવડવાળી મોટી હોડીઓ ત્યાં બંગલાની પેઠે ભાડે મળે છે. તેને હાઉસબોટ કે કિસ્તી કહે છે. કિસ્તી ઘણી મોટી હોય છે તેથી ઝડપેથી આવજાવ કરવા માટે તેની સાથે એક નાની હોડી-શિકારા-રાખે છે. તેને હલેસાથી ચલાવે છે. જહેલમ ને સિંધુ નદીનો જ્યાં સંગમ થાય છે ત્યાં શાદીપુર નામનું નાનું ગામ છે ત્યાં અમે અમારી કિસ્તીનો મુકામ રાખ્યો હતો.

શાદીપુરથી વુલરલેક તો સત્તરેક માઇલ દૂર છે. ઘણા ખરા મુસાફરો તો પોતાની કિસ્તીમાંજ વુલરલેક ઉપર જાય છે. પણ ઋતુ ઘણીજ અનિશ્ચિત રહેતી હતી ને ગમે ત્યારે વાદળાં ચઢી આવતાં ને વરસાદ તુટી પડતો હતો. વુલરલેકમાં પવન ચઢે ત્યારે ઘણું-ખરું બહુ ભારે તોફાન થાય છે અને પાણી એટલું ઉંચું ઉછળે કે કિસ્તીને કાબુમાં રાખવી ભારે પડે એવું અમારા માઝી એટલે હોડીવાળાએ કહ્યું તેથી અમે નાના શિકારામાં છેક સુધી જવાનું ધારેલું.

શ્રીનગરમાં પાસે ને પાસે કંઇ ફરવા જવું હોય તો કિસ્તી ઉપરના બે એક માણસો શિકારા ચલાવતા હતા. પણ આતો લાંબી મુસાફરી હતી તેથી બીજા ત્રણ ભાડુતી માણસો રાખવા પડેલા. સવારનાં પોણાછ વાગે અમે નીકળી પડયાં.

જહેલમ નદીના પ્રબળ વેગમાં અમારી શિકારા સડસડાટ કરતી ચાલી એને સઢ રાખતા નથી ને માત્ર હલેસાંથીજ હંકારે છે. અહિંયાં સૂર્યોદય પહેલાં પણ બહુજ વ્હેલેથી અજવાળું થઇ જાય છે. અમે નીકળ્યાં ત્યારે ભગવાન સૂર્યનારાયણનાં દર્શન થયાં ન્હોતાં પણ આકાશ સ્વચ્છ હતું. નદીનાં પાણી પણ ભુરાં લાગતાં હતાં. કાશ્મીર દેશને સુંદર બનાવવાનો જાણે પરમેશ્વરે ખાસ પ્રયત્ન કર્યો હોય એવું લાગે છે. જહેલમ નદીનાં જોસભેર વહેતાં ભુરાં પાણીની આજુબાજુના બન્ને કિનારા પર લીલુંછમ ઘાસ ઉગેલું હતું. એમજ લાગે કે પગારદાર માળીઓ રાખીને, અથવા મહેનત કરીને લીલાં મેદાનની માવજત લેવાતી હોય; પણ ખરૂં જોતાં કુદરત શિવાય ત્યાં બીજો કોઇ માળી છે નહિ. આ મેદાન ઉપર હારબંધ પ્રચંડ ને ઘાટદાર ચીનારનાં ઝાડ ઉભેલાં હતાં. વચ્ચે વચ્ચે સરસવનાં ખેતરો નજરે પડતાં. તેનાં ફુલ પીળાં હોય છે. લીલાં મેદાન ઉપર પીળાં ફુલથી શોભા વધે તેટલા માટેજ જાણે ખેતર વાવ્યાં ન હોય!! ઠેકઠેકાણે બીજાં જંગલી જાંબુડી, સફેત, લાલ અને એવા રંગરંગીત ફુલોથી જમીન ભરચક બનેલી હતી.

નદીમાં જથ્થાબંધ ઇમારતી લાકડાં તરતાં જતાં હતાં. તે મોટા તરાપા જેવાં લાગતાં હતા. કાશ્મીરના પહાડી પ્રદેશમાં લાકડાંનો પુષ્કળ વ્હેપાર ચાલે છે. જંગલોમાંથી લાકડાં કાપીને નદીના વ્હેણમાં તરતાં મુકી દઇને તેને પરદેશ પહોંચાડવામાં આવે છે. આવી રીતે નદી માર્ગે વેપાર સહેલો ને સસ્તો થઇ શકે છે.

ધીમે ધીમે સૂર્યોદયની તૈયારી થઇ. આકાશમાં ખુલ્લો ગુલાબી રંગ પ્રસર્યો ને તેનો પ્રકાશ નદીનાં પાણી ઉપર ને આજુબાજુ ચારે દિશામાં આવેલા પર્વત ઉપર પથરાયો. આ દેખાવ હદપાર સુન્દર હતો. સૂર્ય ઉંચો ગયો તેમ પર્વતનાં શિખરો ચળકાટ મારવા લાગ્યાં ને તેના પડછાયા પાછા પાણીમાં પડતા હતા.

શાદીપુરથી વુલરલેક તરફ જતાં વચમાં નદી કાંઠે કેટલાંક ગામડાં આવે છે. એક ઠેકાણે સંબલ નામની જગાએ લાકડાનો પુલ આવેલો. ઘણી જગાએ ઘુંટણ સુધીનો ચોગો પહેરેલાં સ્ત્રી પુરુષો નજરે પડતાં હતાં.

ગામડું આવે એટલે નદીનાં પાણીનો રંગ જોતજોતામાં બદલાઇને ગંદો થઇ જાય. આ પ્રદેશના લોકો ચોકખાઇ એટલે શું તે જાણતાજ નથી. નદી તો જાણે એમનાં કચરાપટ્ટી નાખવા માટેજ બનાવી હોય. બીજું બધું તો ઠીક પણ ગામડામાં બકરાં, ઘેટાં, ગધેડાં, ગાય એવાં કોઇ પણ જનાવર મરી જાય તો તેને દાટવા કરવાની તો વાતજ નહિ. નીરાંતે નદીમાં ધકેલી દે. આવી રીતે એ ત્રણ પશુનાં સડતાં મુડદાં અમે પાણીમાં તરતાં જોયાં અને તે છતાં પીવાનું પાણી તો બધુંજ નદીમાંથી પુરૂ પડે છે.

થોડે દૂર જતાં એક ઘણોજ હસવા જેવો દેખાવ નજરે પડયો. નદીને બન્ને કિનારે સામ સામાં ગામડાં હતાં. નદીનો આટલો વિશાળ પટ વચમાં હતો છતાં પણ બે બૈરીઓને કાંઇ લઢાઇ ઉભી થઇ હતી. અહિંનાં બૈરાં લઢવામાં ઘણાં કુશળ લાગ્યાં. આટલે દૂરથી લઢાઇ ઉભી જ શી રીતે થઇ હશે તેજ સમજાય તેવું ન્હોતું. બન્ને પક્ષમાં મુખ્ય લઢનારી સ્ત્રીઓને ટેકો આપવા કે વારવા માટે બીજી સ્ત્રીઓ અને બાળકોનું ટોળું ભેગું થયું હતું. લઢાઇ તો એવી જોસભેર ચાલે કે ન પુછો વાત. ગાળો દેવાતી હશે એની તો અમને ખાત્રી હતી પણ તેમની ભાષાનો એક પણ શબ્દ સમજાતો ન્હોતો. એક પારથી બીજી પાર સંભળાય તેટલા માટે સ્ત્રીઓને બહુજ જોરથી બરાડા પાડવા પડતા હતા. થોડી થોડી વારે લઢનારી સ્ત્રીઓ કમ્મરમાંથી બેવડી વળી વળીને બુમો પાડતી હતી. આપણા ગુજરાતમાં ઘાંચીગોલા લઢવામાં શૂરાં ગણાય છે પણ મને તો લાગ્યું કે કાશ્મીરી સુંદરીઓ આ બાબતમાં જરૂર તેમને પણ પાણી પાય. અમારી શિકારા ગામડાં મુકીને દુર નીકળી તોપણ કયાં સુધી એ લઢાઇના ભણકારા કાને પડતા હતા.

અમે ઉતરીને થોડી વાર કિનારે કિનારે ચાલ્યાં. લગભગ પોણા દસેક વાગે વુલર સરોવર આવી પહોંચ્યું. ખરેખર એ બહુજ મોટું છે. જાણે કે દરીઓજ હોય. એ બાર માઇલ લાંબુ અને ૭ માઇલ પ્હોળું છે. સરોવરમાં શિકારા ફરતી હતી ત્યારે ચારે દિશાઓમાં નજર નાખતાં જમીન તો દેખાતીજ ન્હોતી. સરોવરના રખેવાળો હોય તેવા બરફથી ઢંકાયલી ટોચવાળા પર્વતો આજુબાજુ ખડા થયેલા હતા.

એમ કહેવાય છે કે સૈકાઓ પહેલાં આ જગાએ કાશ્મીરની રાજધાનીનું શહેર સાંદીમતનગર હતું. એક વખતે ભયંકર મોટો ધરતિકંપ થયો તેથી આખું નગર જમીનની અંદર ગરકાઇ ગયું અને તે જગાએ મોટો ખાડો પડયો ને તેમાં પાણી ભરાઇ ગયું. તેનું વુલર સરોવર બન્યું.

સરોવરમાં એક નાનો બેટ છે. તેને સોનાલંક કહે છે. સરોવરમાં જબરૂં તોફાન થાય ત્યારે હોડીઓને આશ્રય આપવા માટે ઝઇન-ઉલ-અબ્દીન નામે એક પાદશાહે આ બેટ કરાવેલો. એમ કહેવાય છે કે આ જગાએ

પાણીની અંદર એક મંદીર હતું. તેના ઉપર આ બેટ પાદશાહે બનાવડાવ્યો હતો.

પાણીમાં પુષ્કળ સીંઘોડાં તથા કમળના વેલા તરતા હતા. લીલ તો ખુબજ હતી એટલે તેની સપાટી ઉપર માછલી ખાનારાં પક્ષીઓ જમીન ઉપર ચાલતાં હોય તેમ થંડે પેરે ચાલતાં હતાં. પાણીમાં મળી આવતી અગણિત માછલીઓ અને જ્હેલમનાં પાણી સાથે ખેંચાઇ આવતાં મરેલાં જનાવરોનો આહાર કરવાને માટે મોટાં ગીધ જેવાં પક્ષીઓ હારબંધ કિનારા ઉપર બેઠેલાં હતાં. તે જોઇને નાતમાં લાડુ ખાવાને તલપી રહેલા બ્રાહ્મણો યાદ આવતા હતા.

સરોવરનાં દર્શન કરીને અમે પાછાં વળ્યાં. પાછાં જતાં નદીના પ્રવાહની વિરૂદ્ધ જવાનું ઘણું મુશ્કેલી ભર્યું હતું. હોડીને નાકે લાંબું દોરડું બાંધ્યું ને તેનો લટકતો છેડો ખભા ઉપર રાખીને બે માણસો આગળ કિનારા ઉપર ચાલતા હતા. આવી રીતે હોડી ખેંચાતી હતી. આજુબાજુ પર્વતો પરનું બરફ તડકામાં ચળકાટ મારતું હતું. કાળાશ પડતા રંગના પર્વત ઉપર સફેત બરફ ઘણુંજ શોભતું હતું. કેટલાક પર્વતોનાં શિખર પર ઉંચે પુષ્કળ દેવદારનાં ઝાડ જણાતાં હતાં ને તે દરેકને તળીએ બરફની સફેત નીકો અત્યન્ત સુન્દર લાગતી હતી. આ બધું નીહાળતાં અમે ચાલ્યાં. દોરડું પકડીને ખેંચનારો એક બુઢ્ઢો હતો તે બહુજ આનંદી હતો ને આખો વખત ગાયનો લલકાર્યા કરતો હતો. જ્યારે મુસાફરીનો લગભગ અન્ત આવ્યો ત્યારે તો એક હાથમાં દોરડું ને બીજા હાથમાં લાકડી લઇને હોડીના ભાર ને આખા દિવસની મજુરીની સહેજ પણ દરકાર કર્યા વિના એ નાચવા મંડી ગયેલો. છેક સૂર્યાસ્ત પછી અમે શાદીપુર અમારી કિસ્તી ઉપર પ્હોંચ્યાં.

સરલા મહેતા.

---

# નદી

ક'ઇ ગામને સીમાડે રે,
ક'ઇ પાદરને પડથારે રે,
ક'ઇ ગાયના ગોંદરા વાંસે રે,
ક'ઇ મીઠું મીઠું ગાતી,
ખળખળ વ્હેતી રે.

મ'હી પાણી છલોછલ ભર્યાં રે,
મ'હી માંછલાં સુંદર તરતાં રે,
મ'હી નિર્મળ નીર ભરીયાં રે,
એમાં સૌ એ પાણી પીતાં,
લહેરો લેતી રે.

ક'ઇ એને ને કિનારે રે,
ક'ઇ આવળ બાવળ છાંય રે,
ક'ઇ પીળાં ધોળાં ફુલડાં રે,
ક'ઇ ઝાઝા ઝાડા ઝકુંબ્યા રે,
સર સર વ્હેતા રે.

મોર ઘણાં ત્યાં નાચે રે,
આંબે કોયલ ટહુકે રે,
પુલો ફોરી રહે છે રે,
ક'ઇ આંબા મ્હોર મ્હેંકે રે,
ખડ ખડ હસતી રે.

કમળા બેન.

# રામ વનવાસ[×]

બાપા કદી રામની જેમ,
મોકલે મને વન;
ન જઈ શકું એમ શું તમે,
માનો છો તમારે મન?

ચૌદ વરસ કેટલા દિવસ,
તે જાણું નહિ હું;
કયાં આવ્યું તે દંડક વન,
તે શું જાણું છું?

તો પણ હું જઈ શકું,
ભય ન કરૂં તેથી;
લક્ષ્મણભાઈ જો આવીને,
બને મારો સાથી.

વનમાં જઈને વૃક્ષ છાંએ,
બાંધી લેશું ઘર;
સામેથી વહી જાય છે નદી,
વેળુના જ્યાં થર.

હશે એકાદી નાની હોડી,
તેનાથી પાર જઈશું;
ફરતાં હરણુ આવશે દોડી,
તેને રમાડીશું.

કુણું કુણું ઘાસ ખવરાવીશું,
અમે અમારે હાથે;
લક્ષ્મણભાઈ જો આવીને,
રહે મારી સાથે

ફુલ ઝાડોથી વન છવાયા,
રંગ બેરંગી ફુલ;
માળા ગુંથી કંઠ પહેરીશું,
તેની મઝા અમૂલ.

વિધવિધ જાતનાં મીઠાં ફળો,
ભોંયે પડે પાકી;
છાબડી ભરી આણીશું,
ઘરે મૂકીશું રાખી.

ભૂખ લાગતાં બંને ભાઈ,
ખાઈશું પકા પાતે.
લક્ષ્મણભાઈ જો અવીને,
રહે મારી સાથે.

મધ્યાન્હ વેળા વૃક્ષ તળે,
ઘાસની ઉપર બેસી;
ગોવાળીઆના છોકરા જેમ,
વગાડશું અમે બંસી.

ડાળની ઉપર મોર નાચે,
પીંછા પડે નીચે;
ખીસકોલી ત્યાં ખુશ થઈ ફરે,
પૂંછડી લઈને ઉંચે.

કોઈ એક વખત મધ્યાન્હવેળા,
સૂઈ જાઉં તો તેથી;
લક્ષ્મણભાઈ જો આવીને,
બને મારો સાથી.

વનમાં જઈને વીણી લાવીશું,
સૂકાં પાન ને ડાળાં;
સંધ્યાવેળા તાપણી કરશું,
તંગી નીકળશે જ્વાળા.

પક્ષીઓ સૌ પાછાં ફરે,
પોતે પોતાને માળે;
સંધ્યા થઈને તારા ચમકે,
દૂર શિયાળો બોલે,
માતાની વાત યાદ રાખીને,
બેસીશ અંધારી રાતે;

× રવિન્દ્રનાથ ઠાકુરની કૃતિનું ગુજરાતીમાં અવતરણ.

લક્ષ્મણભાઇ જો આવીને,
રહે મારી સાથે.
વનમાં ઘણા ગુરુજી જેવા,
વસે છે ઋષિ મુની;
તેને પાયે પ્રણામ કરીશું,
અનેક વાતો સૂણી.
રાક્ષસોનો ભય નહિ મને,
ગુહક જેવો મિત્ર;
કરી શું શકે રાવણ મને,
ક્યાં છે મારે સીત.
હનુમાનજીને જતન કરી,
ખવરાવીશ દૂધ ભાત;
લક્ષ્મણભાઇ જો આવીને,
રહે સાથો સાથ.

માતા મને કેમ નથી દેતી,
એકજ નાનો ભાઈ;
બન્ને ભાઇઓ સાથે મળી,
વનમાં ચાલ્યાં જઇ.

અમને માતા શીખવાડશે,
રામ વનવાસનું ગાન;
માથે બાંધશું જટા મોટી,
હાથે ધનુષ બાણ;

ચિત્રકુટ પહાડે જઇશું,
હોય ભલે વરસાદ;
લક્ષ્મણભાઇ જો આવીને,
રહે સાથો સાથ.

મોંઘી બેન.

---

## ખનિજ સૃષ્ટિમાં જાતિભેદ

માનવસૃષ્ટિમાં જેમ વર્ણો છે તેમ લાકડું, પત્થર, માટી વગેરેમાં પણ બ્રાહ્મણ ક્ષત્રિયાદિ ચતુર્વર્ણ છે એમ આર્યસંસ્કૃતિના સાહિત્ય ઉપરથી જણાય છે. ઉદ્ભિજ્જ, સ્વેદજ, અંડજ અને યોનિજ એ ચારેમાં વર્ણવ્યવસ્થા છે, તેમ જાતિભેદ પણ છે. ઝાડમાં પણ કયાં નથી ? નાગરવેલનાં પાન, પોપૈયો, વગેરેમાં નરમાદાના ભેદ આપણે પીછાની શકીએ છીએ અને બીજામાં પીછાની શકીએ નહિ ત્યાં સ્વીકારીએ છીએ અને વિજ્ઞાન તે સાબીત પણ કરી શકે છે. તેમ ખનિજમાં પણ જાતિભેદ અર્થાત નર અને માદાના જૂદા ધર્મ અને લક્ષણ નજરે તરી આવે છે. આ શોધ મેનીકોપ નામના રશીયનની છે તેનું કથન એમ છે કે ખનિજો ઘન કે અષ્ટકોણ સ્ફટિકના આકારમાં મળી આવે છે. પાઇરાઇટ નામની ખનિજની ઘનાકાર કણીઓ અમુક અમુક પ્રવાહીમાં નાખતાં પ્રવાહીમાં પુંસૂચક વિકાર પેદા થયા અને અષ્ટકોણી કણીઓ નાખતાં સ્ત્રીસૂચક વિકાર જણાયા ! જે પ્રવાહીમાં પશુ, પક્ષી, માનવ, વનસ્પતિનાં કણો નાખી લિંગનિર્ણય ખાત્રીપૂર્વક થઇ શકે છે તેજ આ પ્રવાહી હતું. એ પ્રમાણે બીજી અગીઆર ખનિજો ઉપર પણ આ જાતિનિર્ણાયક પ્રયોગ અજમાવ્યો છે અને તેનું વિધાન એક સરખું વ્યાપક જણાયું છે.

# બાળકોના લેખો.

રાજા આજા ઘુમ ઘુમ
ગોટી ગોટી,
એક ગોટી સોનાની,
એક ગોટી હીરાની,
એક ગોટી મોતીની.
એક ગોટી રાજાની,
એક ગોટી રાણીની,
એક ગોટી દિવાનની,
એક ગોટી કુંવરની.
રાજાની ગોટી મખમલની,
કુંવરની ગોટી મોતીની.
એક ગાડી હીરાની,
એક ગાડી મોતીની.
એકમાં રાજા સાહેબ,
બીજીમાં રાણી સાહેબ,
બીજીમાં દિવાન સાહેબ,
બીજીમાં નોકર સાહેબ.

આબી બહેન.

---

ચંચળ.

વાડીમાં ચંચળ બોલાવજો વાલા!
મોતીની પાળો બંધાવજો વાલા!
હીરા તોરણ બંધાવજો વાલા!
ચંપેલની વાસ ઉડાવજો વાલા!
ફુલની વાસ ઉડાવજો વાલા!
અંતરની વાસ ઉડાવજો વાલા!
ફુલની ટોપલી ઉડાવજો વાલા!
મોતીની પાળ બંધાવજો વાલા!
ચંચળવતી બેની આવ્યાં!
મોતીની પાળ બંધાવી!
હીરા તોરણ બંધાવ્યા!
આણેકના ચોરસ વંજાયા!
મોતીના ઝાડો કરાયા!
હીરાના પુલો કરાયા!
મોતીના સાથીયા પુરાયા!
ચંચળવતી બેની આવ્યાં!

પ્રભાબેન.

---

## ચકલો ને ચકલી.

એક હતી ચકલી અને એક હતો ચકો. ઈ બે ખીર ખાવા ગયાં. ખીર ન મળી પણ ગાંઠીયા ને જલેબી મળી. પછી એક કાગડો આવ્યો. કાગડો કહે મને આપશો જલેબી ને ગાંઠીયા. ચકો ને ચકી તો ઉડી ગયાં. પાછા બાલમંદિર ઉપર જઇ બેઠા.

દિવ્યપ્રભા.

---

## ચિત્ર-વાર્તા.

બા કહે છે "તું કયાં ગઇ હતી?"
"હું ગઇ હતી જંગલમાં."
"તારો ભાઈ તને તેડી લાવ્યો હતો કે નહિ?"
"લાવ્યો હતો."
"ભાઇ વનમાં આવ્યો હતો? તું કયાં રહી હતી? તેં ખાધું કયાં હતું?"
"તમે સૂતાં'તાં કયાં?"
"એક ખાટલામાં."
"તમે પીતા'તા શું?"
"પાણી."

## એક ડોશી હતી.

એક ડોશી હતી. તે લોભી હતી, તેના ઘરમાં તનસુખ પૈસા માગે, પણ ન આપે. એક વખત ડોશી નાવા ગઈ હતી. તનસુખે બધા પૈસા લઇ લીધા.

કુલીન.

## લીલુનું સ્વપ્ન.

અમારી અગાશીમાં બાલુભાઇ તરતા હતા. તે એક વેંતના હતા. ત્યાં દાકતર સાહેબે ઉપાડયા. પછી એ મોટા મોટા થવા લાગ્યા. પછી આકાશ જેવડા થઇ ગયા પછી દેવે આકાશમાંથી જોયું. પછી દાકતર સાહેબે કીધું કે જો ઉપરથી કોણ જુએ છે ? પછી દાકતર સાહેબે થોડાક ઉંચા કર્યો. પછી દેવે અમને વાયને આકાશમાં ઉંચકી લીધા.

લીલુ બહેન.

## આબાદ બેનનું સ્વપ્ન.

અમે બધા એકવાર મોટા ડુંગરા પર ગયાં. ત્યાંથી નીચે પડયાં ને મારો પગ ભાંગ્યો. પછી ઘેર આવ્યાં, પછી ખાટલા ઉપર બેઠાં. ત્યાં ગીજુભાઇ, લીલુબેન, કુસુમબેન, અંબુબેન આવ્યાં ને કીધું કે તમને કેવી રીતે લાગ્યું ?

આબાદ બેન.

## દવા પીધી

કુલીન બાબુ દવા પીધી ? નાજી.
કેમ ન પીધી ? બસ મારી મરજી.
તમારે શું કામ છે? મારે નથી પીવી.
હાલો આપણે બાધીને પરમેશ્વરને પૂછીએ.

સતીષ કુલીન.

## રામભાઇનો પાઠ.

રામભાઈ ગાય છે.

રામભાઈ ટટુ ઉપર બેઠા હતા. તે પડી ગયા હતા. તેનું નાક ચીબુ હતું. ગિજુભાઇ જેલમાં ગયા છે. ગિજુભાઇ જેલમાં શું કરતા હશે ?

કુલીન.

## રાજા અને હંસ.

એક રાજા હતો. તે શિકારે ગયો. તેને હંસ મળ્યો. હંસ કહે, રાજા કયાં જાઓ છો ? રાજા કહે શિકાર કરવા. હંસ કહે, હું આવું ? રાજા કહે ચાલ. હંસ ગયો. પછી હંસે એક હરણનો શિકાર કર્યો. પછી રાજા કહે તું દેવતાઇ લાગે છે. હંસ કહે, મને તારી કચેરીમાં લઈ જા. પછી રાજા લઇ ગયો. હંસ કહે, મને રાજ્યાસન દે. રાજા કહે તે તો ન દઉં. હંસ કહે તો હું ભાગી જઉં. પછી રાજાએ રાજ્યાસન દીધું. પછી રાણી રીસાણી. પછી રાજાએ હંસને કહ્યું કે રાણી રીસાણી. હંસ કહે તમે રાજા છો. તમે ગાદી પર બેસો. હું સાથી મોડો જમું. રજા કહે, કેમ ? હંસ કહે કે મારે માટે ખડ લઇ આવું પછી જમું. રાજા કહે ઠીક. પછી બધા જમ્યા. હંસ ખાવાનું લઇ આવ્યો, પછી હંસ પણ જમ્યો.

સુશીલા.

## કુચ

ઘડ છડ પજખ કુચ
ચાયા જીઝઅ જજ.

## પાઠ ૧.

ગધેડું શું કે છે.
રમાબાઈ, તમારે દીકરા કેટલા છે ?
સાત છે.
તમારે નાનકટાઇ ખાવી છે ?
ના જી.
ચીનુભાઇ ડરશો મા.
હું તમારી ભેગો છું.
એક, દો, તીન.

કુલીન

## પાઠ ૨.

બા છાના માના કેમ ખાવ છો ? મારેય ખાવું છે. ચાલ થાળી લઇ આવ ને બેસ. મારે રોટલી ખાવી છે બા, ગોળ આપ. બા પાણી પીવું છે. બા હવે મછણુ દેવું છે બા મારૂં ખમીશ એ રહ્યું. બા હવે નિશાળે જવું છે. જાને. બા મારે સાટું ભાતું રાખજે હો વીનંતી કરીને પધારજે. ઠીક બા હું જાવ છું હો બા નિશાળ તો બંધ છે. ઠીક લે તું ચા પી લે ને તારૂં ભાતું. બા, હું ફરવા જાઉં છું. લે તારી ટોપી લેતો જા બા ઓલો હાર દે. માતાને હું ચઢાવીશ. લે લઇ જા. હું જાવ છું. કેસુ, દુધ લેવા જાઓ. ઠળશો લાવો. જાઉં છું.

કુલીન.

## ગાડી ગાડી.

મનુ, ચાલ, ગાડી ગાડી રમીએ.

બાબુભાઇ ઇંજીર (એન્જીન) થાય. રેમુને છોટુ ડબા થાય ને ગાડીની સંભાળ રાખે. નરભો લીલી ધજા દેખાડે. નટવર સીટી વગાડે

કાશી બેન.

## નવી વાંસળી.

એક હતી છોડી. એનું નામ હતું નવી વાંસળી. તે બહુજ ગુલાબની પૂજા કરે. બહુ બહુજ કરવા લાગી. પછી પૂજા કરતાં કરતાં પરમેશ્વરે કહ્યું "એ છોડી જો તો આ ગુલાબ મારૂં છે. મેં આ ઝાડ ઉપર ઉગાડેલું છે. જો તારા કાળા કાળા હાથ છે તે ધોળા કરાવવા હોય તો (ના, ના) ગુલાબી કરાવવા હોય તો ગુલાબની પાંખડી હાથને ઘસ."

તે છોકરી ગુલાબ પાસે ગઇ. ગુલાબ કહે, "હા બાઇ, તારી સાડી મારી પાંખડી જેવી છે. મારી પાંખડીની છે. તું પણ મારી પાંખડીનીજ છે."

એક દિવસ તેને એવો વિચાર આવ્યો કે હું ફુલ તોડીને દોરો લઇને ફુલમાં સોય પરાવીને એક દેન છે એને પહેરાવું. પછી પાછી આવી બીજો હાર કરીને પરમેશ્વરને પહેરાવું.

ગુલાબ પ્રેમી.

## વરસાદ.

વરસાદ વરસતો હતો. ભેંશો ન્હાતી હતી. કુતરાઓ ભાગતા હતા. ચકલી ને કબુતર ચુપ બેઠાં હતાં. વાછડીઓ આમ તેમ દોડતી હતી. ખાડા ભરાતા હતા. ઝાડના પાંદડાં હાલતાં હતાં. નેવામાંથી પાણીની ધાર પડતી હતી. અમારા ઘર પછવાડેની સડક ડુક ડુક થઇ થઇ રહી હતી.

વરસાદ બંધ પડયો.

સુશીલા. સુશુકુમારી.

## રમત-ગમત.

નાશિકમાં બાબીબેનને ત્યાં એક નોકર હતો. સુશીલાબેન અને બાબીબેને તેનું નામ પાડયું.

નામ લાંબુ લાંબુ છે.
નામ મોટું મોટું છે
નામ સરસ સરસ છે.
નામ ગમ્મત ભરેલું છે.
શ્યામ સુંદર
લાડવા પંદર
બોરી બંદર
બાયકો સુંદર ( બાયડી સુંદર )
આ નામ ફરી ફરીને બોલતા.
શ્યામ સુંદર
લાડવા પંદર
બોરી બંદર
બાયકો સુંદર

---

## એક ગપ્પું.

લોકો ગપ્પ મારે છે. છોકરાઓ ઉડાવે છે.

વરસાદ વરસે છે ત્યારે મેઘરાજા રૂવે છે. એની રાણીઓ પોતાનાં નવરંગી ચીરથી મેઘ રાજાના આંસુ લુવે છે. ચીર આંસુથી પલળી જાય છે. રાણીઓ ચીર આકાશમાં સુકવે છે. એનુ મેઘધનુષ બને છે.

કહો કેવુ ગપ્પું ?

લે.
કાળકા માતા.

---

## બેન લીનાનો પત્ર.

સુરબ્બી બેન કુસુમ, બચુભાઇ, લીલુ બેન-હરિભાઇ, વજુભાઇ; તથા સતિષચંદ્ર ભાઇ.

અમે અહિ ખુશીથી પહોંચી ગયાં છીએ. અમને રસ્તામાં ચોર મળ્યો હતો. તે અમારા ડબ્બામાં આવ્યો પણ અમે જાગી ગયાં તેથી તે ત્યાંથી નાશી ગયો. અમે પાલીતાણે ગયાં હતાં, અને હું ઘુંમટ પાસે જઇને બોલી કે 'ઘી ખાશો કે ગોળ?' ત્યારે ઘુંમટમાંથી જવાબ આવ્યો કે ગોળ. પછી મેં પૂછયું 'ગોળ ખાશો કે ઘી.' ત્યારે જવાબ આવ્યો ઘી. બાલમંદિર હવે શરૂ થઇ ગયું હશે. હું તમને અઠવાડીયામાં એક વખત કાગળ લખીશ. અહિં ગમે તેમ કરી આવજોજ. ગિજુભાઇ, તારાબેન, નૃસિંહપ્રસાદભાઇ, નર્મદાબેનને મારા પ્રણામ કહેશો.

લી. લીનાના પ્રણામ.

---

## એક સ્વપ્ન.

ધોળી દુધ જેવી રાત હતી. અધ્યાપનમંદિર વાળાં જમીને આવ્યાં. બાલમંદિર પણ અધ્યાપનમંદિરની જેમજ રહેતું હતું, અંહીયાં ખાવું, અહીંયાં જ સુવું.

એક દિવસ અમે બધા બાલમંદિર વાળાં ફરવા નીકળ્યાં. પાંચ છ જણાની ટોળી. અધ્યાપનમંદિર વાળાં જમીને આવતા હતા. હેમુભાઇએ અમારા ઉપર પાણી નાખ્યું. અમને ખીજ ચડી એટલે અમે રાડ નાખી; ત્યાં તો રામભાઇ, મણિભાઇ, સોમાભાઇ બધાય દોડયાં આવ્યા.

અમે કહ્યું, હેમુભાઇએ અમારી ઉપર પાણી નાખ્યું એટલે એને પકડો.

એટલે બધા એની પાછળ દોડયા. એવા દોડયા એવા દોડયા કે બસ. પછી

ઢોર મેટરીની પાછળ પકડાયા એટલે રામભાઈએ કહ્યું, ' નાખો તમારે જેટલું પાણી નાખવું હોય તેટલું.'

અમે બધાએ એક એક કળશો ભરીને પાણી નાખ્યું. ત્યાં તો આંખ ઉઘડી ગઈ.

સુશીકુમારી.

---

## ઘોડા તગડાવ્યા.

એક રાજા હતો. તેને ત્રણ કુંવર હતા. એક ફેરી રાજાને ત્રણ કુંવર કહે કે રાજાજી, અમે અમારા ઘોડા લઈને તળાવે પાવા જઈએ? રાજા કહે હાજી. તે ત્રણ કુંવર પોતાના ઘોડા લઈને તળાવ તરફ ચાલ્યા. ચાલતા ચાલતા થોડી વારે તબડાવી મૂકયા. થોડી વારે તળાવ આવ્યું. ત્રણ કુંવરે મોટું તળાવ જોયું. તે ત્રણ કુંવરે ઘોડાને મોટો જટકો માર્યો એટલે ઘોડા તળાવ ટપી ગયા. ત્યાં તો નદી આવી ને નદીમાં પાણી. ત્રણ કુંવરે પાણી ઘોડાને પાયું ને ત્યાંથી તબડાવી મુકયાં. ઘડીકમાં ઘર આવ્યું એટલે વાર્તા પૂરી થઈ.

મૂળજી.

---

## કુતરી.

એક ટેકરીમાં ગુફા છે. તે ગુફામાં કુતરી વીયાણી છે, ને કુતરીનું નામ મોતી છે. તેને ગલુડીયાં ત્રણ છે. બે કાળાં છે ને એક નારંગી છે. તેને અમે આજે લાવ્યાં હતાં

તે બહુ સરસ હતું. તે સુંવાળું હતું. તેના માથાપર એક ધોળું ચાઠું હતું. તે બહુ સરસ હતું. તે અમે આજે લાવ્યા હતા. તેને ટીકુ તો છોડતીજ ન હતી. ગલુડીયું પણ ટીકુથી છુટું જ પડતું ન હતું. પછી અમે એને મૂકવા ગયાં

એ ટેકરી પર એક બાવાજી છે. તે બાવાજી પાસે તરત ચયું ગયું. કહ્યું કે બધાં બચ્ચાં લઈ જાઓને. અમારી કાંઈ ના નથી.

બાવાજીએ ફરી કહ્યુ કે " પણ, ત્રણ શેર દૂધ પીવડાવવું પડશે. " પછી અમે ગલુડીયાને મુકીને પાછાં આવ્યાં. પછી બાલમંદિરમાં ગયાં. ત્યાં સંગીત કર્યું. પછી તખ્તેશ્વર ફરવા ગયાં.

ખાધું પીધું ને રાજ કર્યું.

સુશીલા.

---

## ભાઈ અને બ્હેન.

એક હતું નાનું સરખું મઝાનું ઝુંપડું, તેમાં ભાઈ બેન રહેતાં. નાનો સરખો બગીચો હતો. એ કોઈ દિવસ બાધતાં ન હતાં. સાથે જમે, સાથે ઉઠે, સાથે ન્હાય, સાથે ધૂએ, સાથે કપડાં પહેરે ને સાથે ફરવા જાય. સાથે બેસે ને સાથે સૂએ.

એની પાસે એક મોટું ઝાડ હતું, એક દિવસ મઝાની રાત હતી, એક ગુલાબી હતું, એક પીળો ગુલાબ અને એક ગુલાબ ગુલાબ.

ગુલાબી ગુલ બને ફુલ ઉઘડયું. બેન કહે, " મને ગુલાબી ગુલાબ જોઈએ, " ભાઈ કહે, " મને પીળો ગુલાબ જોઈએ." બસ થઈ રહી.

બાની બેન.

## સાંજે.

સાંજ પડી. અમે વિચાર કર્યો ચાલો આજે તો તખ્તેશ્વર જઇએ. અમે બારણા બંધ કરીને ચાલ્યા. તખ્તેશ્વર ગયા. શંકરના દર્શન કર્યા. તખ્તેશ્વર થોડીકવાર બેઠાં. આઠ વાગ્યા. આર્તી થઇ. અમે કીધું ચાલો હવે ઘેર જઇએ. અંધારૂં થઇ ગયું છે. અમે તો હળુ હળુ કરતા ટેકરો ઉતર્યા. ચાલતાં ચાલતાં બત્તી પાસે આવ્યાં. બત્તી પાસે તો ટીડડાં ખૂબ હતાં. અમે તો ચીસે ચીસ નાખતાં ભાગ્યાં. તારા બેનના ગાલ ઉપર ને હોઠ ઉપર તડ તડ લાગવા માંડયાં. કંબીતો રોવા મંડી. તારાબેન કહે મારે તો ઘેર જઇને ખાવું જ નથી. આવા જીવડામાં કેમ ખવાય

મોતી બેન કહે, હું તમારે માટે પૂરી લાવી છું. ને જીવડાંમાંથી માંડ માંડ પહોંચ્યા.

સુશીલા

---

## હાથડા તે થોભશે

એક હતી ડોશી. તે સારી હતી. તેને ચાર દીકરા હતા. એકનું નામ ચંદુભાઇ, બીજાનું નામ લલીતભાઇ, ત્રીજાનું નામ સુંદરભાઇ, ને ચોથાનું નામ ટિણુકડા ભાઇ,પછી એક દિવસ એક ગધેડું કહે હું તને ખાઉં. બોલો મારા ચંદુભાઇ કહેઃ-

કાનડાં તે થોભશે ટચુકડાભાઇ
પગડાં તે થોભશે ચંદુભાઇ;
આંખડા તે ખીલશે લલીતભાઇ,
મરી તે જશે ગધેડાભાઇ.

પછી ગધેડું છીંકતું ભાગી ગયું.

કુલીન.

## એક નાટક.

"ચંદુભાઇ, આવું તો દરરોજ બને છે."

[પાત્રોઃ લલિતા, મનહર, કાન્તા, દુર્ગા,કૃષ્ણા]

### પ્રવેશ પહેલો

સમયઃ સવારના લગભગ પાંચ.
સ્થળઃ—સુવાનો ઓરડો.

કૃષ્ણા—લલિતા બ્હેન, ઉઠો, મનહર બ્હેન, ઉઠો.

દુર્ગા—હું તો કયારની ઉઠી છું.

[સઘળા એક પછી એક ઉઠે છે.]

### પ્રવેશ બીજો.

મનહર—આજે તો પાયખાને નહિ જવાય. મોડુ થઇ ગયું છે.

કૃષ્ણા—ઉપહાર વખતે જશું.

દુર્ગા—એ ઠીક છે.

લલિતા—મારે તો ગયા વગર નહિ ચાલે. હું તો ઘરના પાયખાનાંમાં જઇશ. ટેકરે નહિ જાઉં.

### પ્રવેશ ત્રીજો

[સમય—બ્હેનો નિશાળે ગયા પછી.]
[સ્થળ—બંગલાનો એક ખંડ]
[પાત્રો—ચતુરલાલ, ચંદુભાઇ, ચીમનલાલ]

ચતુરલાલ—ચંદુભાઇ જોયું કે આપના પૂજ્ય પિતાશ્રીએ બ્હેનોના બધાં ગાદલાં ભેગાં કરી ઠેકાણે મૂકયાં.

ચંદુભાઇ—અરેરે, બ્હેનોને વિચાર ન થયો.

ચિમનલાલ—ચંદુભાઇ આવું તો દરરોજ બને છે. રોજ ગાદલાં આપના પિતાશ્રી ઉપાડે છે.

હરિશ

# બાળ અવલોકન.

## બાની જેમ કામ કરીશ.

રવુભાઇ—સુરૂબા, સુરૂબા. મોટી થા ત્યારે વેલી પાંચ વાગે ઉઠી મારી જેમ લેખ લખજે.

( બજલી પડખામાં સુવે છે. )

ર—તારે સરલાબેની જેમ પ્રમુખ થવું છે?

બ—ના, ના.

ર—ત્યારે મોટરમાં બેસી ભાષણ કરીશ?

બ—ના, ના.

ર—મારી જેમ લેખ લખીશ?

બ—ના, ના.

ર—ત્યારે શું કરીશ?

બ—બાની જેમ કામ કરીશ.

ર—નર્મદા બેન જેમ બાલશાળામાં કામ નહિ કરે?

બજલી—એમ કરીશ. બેય કરીશ.

ગિ.

## માને શીખામણ!

એક દિવસ નાની ચંપા કહે, "બા, બા, આ લોકો આમ કેમ કરતાં હશે? પોતેજ છોકરાંને મારે અને પોતેજ પછી એને ઉપાડીને ખોળામાં લે છે, ને છાનું રાખે છે."

બા કહે, "તો શું કરવું?"

ચંપા—"મારવુંજ નહિ. કહી દેવું આમ કર."

બા—ને છોકરું ન માને તો?

ચંપા—તો જોરથી કહેવું.

બા—તોય ન માને તો?

ચંપા—તો પછી છાનું શું કામ રાખવું? કાંઇ પોતેજ મગાય અને પોતેજ છાનું રખાય?

બા—તો બીજાએ છાનું રાખવું?

ચંપા—ના, ના, મારવુંજ નહિ ને ન માને તો ઉપાડીને બહાર મુકી દેવું. ને રડવા દેવું.

તા.

## અમથા શીખવાડે છે હો.

ચંપા—બા, આ ગામના લોકો તો અમથા શીખવાડે છે હો. શીખવાડયા વગર કાંઇ કામ ન આવડે! મને કેમ પાંચીકે રમતાં આવડી ગયું?"

બા—પણ તું તો એકલી એકલી રમાજ કરે છે એટલે આવડયું ને!

ચંપા—પણ આમ કર. તેમ કર. તને કોઇ દિ નહિ જ આવડે. ને બસ કરવુંજ જોઇએ. એમ શું કામ કહેવું?

બા—એટલે શું?

ચંપા—ઓટ કર. રસોઇ કર. આમ કર ને તેમ કર એમ રોજ શું કામ મારવો? છોકરીઓ નાની હોય. હળવી ફુલ જેવી હોય.

તા.

## કાંઇ માંખીઓ!

બણુ પોતાના કાકાને ત્યાં જમીને આવી. એની બાને કહે " ઓ. હો. હો. હો. ત્યાં કાંઇ માખીઓ!"

બા—માખીઓ તો અહીં પણ છે ને?

બણુ—પણ ત્યાં તો એટલી બધી હતી કે જાણે રસોડું કાળું ન કરાવ્યું હોય!

ગિ.

## ભરતી ને ઓટ.

દીનુબેન વાર્તા સાંભળીને આવી ને પોતાની બાને તે કહેવા લાગી. વાર્તામાં બે મોતીની વાત આવી હતી.

દીનુ—સાગરના રાજાએ કુંવરને બે મોતી આપ્યાં. એક ઓટનું ને—

બા—ઓટનું એટલે શું?

દીનુ—પણ સાંભળને? એક ઓટનું ને ને એક ભરતીનું.

બા—પણ ઓટનું ને ભરતીનું એટલે શેનું ?

દીનુ—ઇ કહું ? જો દરિયાનું પાણી ખુબ ખુબ આવે એનું નામ ભરતી અને પાછું જાય એનું નામ ઓટ.

બા—એમ ? તને કેમ ખબર પડી ?

દીનુ—ઇ તો મેં શોધી કાઢ્યું.

બા—કેમ શોધ્યું ?

દીનુ—ઇ તો વાર્તામાંથી શોધ્યું.

જો કુંવરે ભરતીનું મોતી હાથમાં લીધું ત્યારે પાણી પાણી થઇ ગયું છે ને મોટા ભાઇ તણાવા લાગ્યો. પછી મોટા ભાઇ કહે "બાઇશાંબ હું તારી ગાય છું, મને બચાવ." પછી કુંવરે ઓટનું મોતી લીધું એટલે પાણી પાછું ગયું. તે ઉપરથી મેં શોધ્યું.

તા.

---

## સોનુનું કામ.

સોનુ અઢી વર્ષની છે. એને ઘણી જાતનાં કામોમાં રસ પડે છે.

કાગળ કાપવાનું એને ગમે છે. એમાં એ એની કલાવૃત્તિને પોષતી નથી કે નથી એ કલાત્મક સર્જનો કરતી. પરંતુ એ માત્ર કાતરનો અને હાથનો સુસંયોગ સાધે છે. એટલે કે કાતર ચલાવવા ઉપર હાથનો કાબુ મેળવે છે. અત્યારે એ હાથ કેળવે છે. કાગળ કાપતાં એની કોમળ આંગળીયો દુખી જાય છે પણ તેની એ પરવા કરતી નથી. નકામાં કાગળ અને કાતર આપીએ એટલે એનું કામ ચાલે. એને અંતઃસ્ફુર્તિ આવે છે ત્યારે બેબે કલાક સુધી એ આ કામમાં એકાગ્ર થઇ બેસે છે એમ જોવામાં આવ્યું છે.

× × ×

રોટલી વણતી વખતે એ ગમે ત્યાંથી હાજર થાય છે. અને બધી રોટલી પૂરી થાય ત્યાં સુધી એનું વણવાનું કામ ચાલે છે. બેનને ત્યાં પણ જો રોટલી કે પુરી થતી હોય તો "મને વણવા દો" કહી લોટ લઇ વણવા બેસે છે.

× × ×

સોનુ વાસણ ગોઠવે છે. ચાના પ્યાલા લાવી બરાબર ગોઠવી દેવાનું એને ગમે છે. એના કામમાં કોઇ વચ્ચે પડીને કરવા લાગે તો એ એને ગમતું નથી. તેથી તે વખતે વખતે સામાને મારી પણ બેસે છે.

અમે કહીએ, "સોનુ, થાળી લાવીશ ?" તો એ ઉઠે છે ને લેવા દોડે છે. જો વચ્ચે બીજું કોઇ તેની મેહેનત ઓછી કરવા લાવી આપે તો ફરીવાર થાળી જ્યાં હતી ત્યાં ને ત્યાં મૂકી આવે ને ફરીથી લઇ આવે.

એજ પ્રમાણે પાણીનો લોટો ભરી આવે, સાવરણી લાવે. થાળી, વાટકા, છરી, છાણું, લાવી દેવાનું તે બહુ ઉમંગથી કરે છે.

× × ×

એ શાક પણ સમારે છે. એના કરેલા કટકા એક સરખા થતા નથી. પણ શાકમાં ચાલી શકે એવા તો હોય છે. ભીંડા કે બટેટાં જેવું શાક તે શેર પોણો શેર જેટલું સમારી આપે છે.

× × ×

એને કપડાં ધોવાનું પણ ગમે છે. એક નાનો સરખો લુગડાનો કટકો અને સાબુની કટકી આપીએ તો પછી એકાદ કલાકેજ એ એ કામમાંથી મુક્ત થાય છે. ઘણી વખત એ રસોડાનો અબોટ કરવા પણ દોડે છે. પણ એ કામ હાલ એની શકિતની બહારનું છે. પણ એ કામ કરતાં એને રોકવાની જરૂર દેખાતી નથી. પોતાની શક્તિનું એને માપ કાઢી લેવા દઇએ.

ક.

---

# નીલુના અવાજના પ્રયોગો.

એક લાકડાના ઘોડા ઉપર કેટલાંક ચોપાનીયાં પત્થરથી દબાવી મૂકયાં હતાં. નીલુએ ત્યાં આવી પત્થર ઉપાડયો અને ચોપાનીઆં પર પછાડયો. પછી ચોપાનીઉં ઉપાડી લઇ પછાડયો. પછી તો એમ વારંવાર ચાલ્યું. બે ત્રણ વખત એકલા લાકડાના પાટીઆ ઉપર પછાડે. પછી ચોપાનીઉં મૂકી પછાડે. લાકડા ઉપર ચોપાનીઉં મુકીને તે પર પત્થર પછાડવાથી થતા અવાજમાં અને એકલા લાકડા ઉપર પત્થર પછાડવાથી થતા અવાજમાંનો ભેદ એ શોધતી હતી. એ અવાજમાં એને કંઇક ભેદ લાગેલો તો ખરો જ પણ એ વધુ સ્પષ્ટ સાંભળવા મથતી હતી. એ નક્કી થયું ત્યાં સુધી ઉપર પ્રમાણે કર્યા કર્યું.

ચાના પ્યાલા રકાબી પડયાં હતાં. નીલુ આવી. પ્યાલો લઇ જરા ધીમેથી પછાડયો. પછી રકાબી પછાડી. ફરી પ્યાલો, ફરી રકાબી એમ વારા ફરતી પછાડવાનું શરૂ થયું. વળી એ માત્ર એકજ સરખા જોરથી પછાડતી ન હતી. ધીમેથી, જોરથી, ખુબ ધીમેથી, વધારે જોરથી એમ જાતજાતની રીતે પછાડતી હતી. એ કામમાં એ બરાબર તલ્લીન હતી. તેજ વખતે મેં કીધું, નીલુ ચમચી લાવને. તરતજ ઉઠીને આપી. પાછી પોતાને કામે લાગી ગઇ.

સાણુસી, કડછી, વેલણ, ચમચો વગેરે સાધનો પડયાં હતાં. નીલુ આવી ને ત્યાંજ બેઠી. વેલણ ખખડાવ્યું; સાણુસી, કડછી, ચમચો વગેરેને પણ ખખડાવ્યાં અને ઉપર પ્રમાણેજ જાતજાતના પ્રયોગ કર્યા.

હું રસોઇ કરતી હતી. નીલુ પાસે બેઠી હતી. આસપાસ બધે શાંતિ હતી. મે કીધું "નીલુ, બાબુ બેનને બોલાવને, એણે સાધારણ મોટેથી બૂમ પાડી. 'બબુ......' નીલુએ પોતાનો અવાજ બરાબર સાંભળ્યો. સાંભળવામાં મઝા પડી. બબુ બેન આવતાં હતાં. પણ અવાજને માટે એણે ફરી બુમો પાડી. બબુ......બબુ......બબુ......બબુ... પછી મને કીધું, "કેવું લાગે છે?"

આ વખતે એને પોતાનો અવાજ સાંભળવાનો રસ હતોજ. પણ પોતાના ગળામાંથી નીકળેલ સુઘડ અવાજને એ વધારે સુઘડ અને દ્રઢતર બનાવતી હતી.

હમણા હમણા ચીજોને અવાજ વિના મુકવા તરફ એનું લક્ષ ખેંચાયું છે. જ્યારે જ્યારે એ કોઇ ચીજ લાવે છે ત્યારે ત્યારે તે પહેલાં ખખડાટ કરીને મુકે છે ને પછી પૂછે છે અવાજ થયો? અગર પડખડાવીને મારી સામે જુવે છે. એ મારી પાસેથી 'અવાજ થાય છે' એ શબ્દો સાંભળવા માગે છે. એમ કહું એટલે તરતજ ધીમેથી મુકે છે.

પહેલાં એ ભૂલ કરે છે. પછી એને સુધારે છે. આમ નહિ પણ આમ એમ સિદ્ધ કરે છે અને એ રીતે ક્રિયા બરાબર દ્રઢ કરતી જાય છે.

બાલમંદિર ઉપર શાંતિ હતી. હું બીજા ઓરડામાં કામ કરતી હતી. નીલુ બીજા ઓરડામાં હતી. થોડીવાર થઇ. નીલુનો અવાજ સંભળાયો. ઉ...આ...ઇ...એ...વળી જરા રહીને કુ...એમ જરા જરા વાર રહીને એ અવાજો કરતી હતી. પોતાના ગળામાંથી નીકળતો અવાજ સૌષ્ઠવ ભર્યો છે કે નહિ એની નિરીક્ષા તે કરતી જ હતી અને બીજું ઓરડામાંથી પડતો પડઘો સાંભળવાનો આનંદ લેતી હતી. અવાજ કરવાની સ્વયંસ્ફુર્તિનું મૂળ શાંતિ હતી. એણે શાંતિનો અનુભવ કર્યો અને આ વખતે અવાજ કરીએ તો કેવો લાગે એ માટે તે અવાજ કરવા પ્રેરાઇ.

એવું જોવામાં આવ્યું છે કે એના અવાજના પ્રયોગો બહુધા શાંતિમાંજ થાય છે. કોઇ વખત ગડબડમાં ગરબડ કરી કહે છે, "કેવું લાગે છે? તમને ગમે છે?" ક.

## હરિભાઇ.

ઘણા લોકો ધારે છે કે હરિભાઇ ચાડીયા છે. નવાઇની વાત છે. એનામાં જે સદ્ગુણ છે તેજ દુર્ગુણ રૂપ મનાય છે. છોકરાનું હૃદય ઘણું કોમળ છે. કોઇ, કોઇને મારે, વઢે, કે ઇજા કરે તો એનાથી જોયું ન જાય એટલે તે દોડીને કહેવા આવે છે કે, "જુઓને ફલાણો આમ કરે છે, ફલાણો આમ કરે છે."

કેટલાક એમ માને છે કે હરિભાઇ દોઢ ડાહ્યા બહુ. હસવું આવે તેવી વાત છે. હા, હરિભાઇ જરા દોઢડાહ્યા ખરા, પણ સાવ સાચકલા. બે જણાની ફરિયાદ ચાલતી હોય ત્યાં હરિભાઇ વચ્ચે પડી કહે, "જુઓ ભાઇ હું કહું. પહેલાં મૂળજીભાઇએ ભગવાનલાલની પેન્સીલ આંચકી લીધી. પછી ભગવાનલાલ એની પેન્સીલ ન લે ? એમાં મૂળજીભાઇ એને ધક્કો શેના મારે ? વાંક તો એનો પોતાનોજ છે." આમાં દોઢડાહ્યાપણું શું છે ?

હરિભાઇની સેવાપરાયણતા તરફ બધાનું લક્ષ થોડું જાય છે. કોઇ નવું બાળક આવ્યું કે હરિભાઇને કામ મળે. તે એની સારવારમાં પડે. પાણી પાય, કળશે લઇ જાય, રમાડે, જમાડે ને ફેરવે. કોઇને કંઇ વાગે તો હરિભાઇ દવા લેવા દોડે. કોઇ રડે તો હરિભાઇના કાન ચમકે. એ તો કામ મૂકે પડતું ને જાય બાળક પાસે. એને છાનું રાખે ત્યારેજ એને નિરાંત થાય. મજાની વાત એ છે કે એને બાળકોને ફોસલાવતાં પણ આવડે છે.

કોઇ શિક્ષક બોલે છે, 'આ હરિભાઇને કાંઇ કામધંધો ન સૂઝે. પણ આ પરોપકારના ધંધાથી બીજો કયો ધંધો સૂઝવો ' તો ? એકલો આ ધંધો જીંદગીનું સાર્થક કરવા બસ નથી શું ?

હરિભાઇને બ્હેનો બહુ ગમે. એનું નામ બ્હેનસોયા પાડીએ તો પડાય. બ્હેનો ચિત્રો કાઢે તો હરિભાઇ એની કદર કરે. તેની પાસે બેસી સારી સારી વાતો ચલાવે ને સાથે વાટકી ધોઇ આવે. દાંડીયા રાસમાં એકદમ બ્હેનોનો સાથ શોધે. સંવાદ વાચનમાં ભગવાનલાલ કરતાં લીલુબેન મળે તો સારૂં. ચિત્ર કાઢતાં ટેબલ બેન પાસે હોય તો ગમે. જડસા જેવા મૂળજીભાઇ ને ભગવાનલાલ છોકરીઓને ઠેઍ ચડાવીને ચાલે. વજુભાઇ કહે " અંહ, છોકરીઓ સાથે કોણ રમે. " પણ હરિભાઇને સૌ સરખાં. એનામાંજ સહ શિક્ષણની સાર્થકતા છે. પણ હરિભાઇની કદર કોણ કરે ?

ઘેર એ બિચારા બ્હેનો ભેગા ભળે છે ને રાસડા લે છે. ત્યારે એને સૌ હરિબા કહી ખીજવે છે. બાલમંદિરમાં તો જરા છુટ લે છે. પણ મનમાં શરમાય છે. પેલા એના અસહશિક્ષણકારી મિત્રો એની સામે જુએ છે ત્યારે તે પાછા પડે છે. રાસડા લેવાનું, નાચવાનું ને એવી એવી છોકરીઓની રમતો રમવાનું તેને ઘણું મન થાય છે. પણ એની સમાજ એની સામે જુએ એનું શું ?

હરિભાઇ બાયલા નથી પણ રસિક છે. જરૂર રસિકજ છે.

વાર્તા સાંભળવાના ભારે શોખીન. આજે વાર્તા છે એમ કહીએ ત્યાં તો હરિભાઇના બત્રીસે કોઠે દીવા પ્રકટે. મોઢું મલકવા માંડે. કહેનાર સામે પ્રેમ અને કૃતજ્ઞતાના ભાવથી જુએ. પણ આજે વાર્તા નહિ ચાલે એવું કહીએ ત્યા તો જોઇ લ્યો હરિભાઇનું મોઢું. છેક કસાણું. જાણે કેટલીએ આશા તૂટી પડી. ઢીલે પગલે ચાલ્યા જાય. પછી એકેય કામમાં ચિત્ત ન લાગે. વખતે કોઇને ગડબડ

પણ કર્યા કરે. ના પાડનારની સાથે અબોલા પણ લે. વાર્તામાં વખત પહેલા હરિભાઇ હાજર. વાર્તાકારને શોધી લાવવાનું કામ એમનું. એમને માટે આસન પાથરે, એની છેક પાસે જઇને બેસે. લગોલગ. વાર્તા કહેનાર એને બહુ ગમે. એના ઉપર હરિભાઇ ગાંડા ગાંડા. એની સાથે ખૂબ ખીલે, એની સેવા પણ કરે. વાર્તાકાર વાર્તા કહેવામાં જરાક વાર લગાડે તો હરિભાઇનો જીવ જાય. જો એમ કહીએ કે "આજે બે ચાર કલાક વાર્તા જમાવો." તો હરિભાઇને શેર લોહી ચડે.

વાર્તા શરૂ થઇ એટલે હરિભાઇ એકાગ્ર. કોઇ વચ્ચે પડે તો એનાથી ન સહેવાય. પણ પોતે વચ્ચે વચ્ચે પ્રશ્નો પૂછે. જીજ્ઞાસાવાળા ખરાને? વાર્તાકારને જાણે પી જતા હોય એમ એકી નજરે મોં ફાડીને સામે જોયાજ કરે. એના મોઢા ઉપર વાર્તાના ભાવો તર્યાજ કરે.

હરિભાઇ વાચન વિષયના રસિક. ભાગ્યેજ પુસ્તકાલયનું કોઇ પુસ્તક વાંચ્યા વિના રહ્યા હોય તો. નવું પુસ્તક પહેલાં હરિભાઇ ઉપાડે. વાચન સમજણ પૂર્વકનું. હકીકતનો રસ લેતા જાય. કોકને લેવડાવતા જાય ને સહકાર સાધતા જાય. એના આનંદમાં કોઇને ભેળવવું તો જોઇએજ; હરિભાઇ રોજ એકલા નહિ પણ બેકલા. કવિતાને મોઢે કરે, લોકગીત ગવાયું ને ગમ્યું તો ઉતારી લે પછી એને ઘેર જઇ મોઢે થાય ત્યાં સુધી વાચે.

સંગીતના રસીયા તો ખરા પણ કંઠ જરા સુરીલો! કુસુમબેન, લીલુબેન એની સાથે ન ગાય. એનો રાગ સાંભળી કોઇ કોઇ હસે. પણ હરિભાઇ તો ગાવાના, ને ના પાડીએ તો મોઢે જાણે એરંડીયું પીધું. રીસાય પણ ખરા. પણ એની રીસ લાંબી નહિ. પોતાના સ્વરની કોમળતાનું એને જરાયે અભિમાન નહિ. એ કુદરતી બક્ષિસથી પોતે અજાણ્યુ છે એમાંજ એને સુખ છે. પણ એના ભાઇ બેનો એને જ્ઞાન આપે છે, ને એની તરફ આડી આંખે જોઇ હસે છે, ત્યારે હરિભાઇ કંઇક છે એમ સમજે છે. પછીથી તે ગાતા નથી અને જલસામાં બહાર પડતા નથી.

નાટક કામમાં એ આગેવાન છે. નાટક કરવા દ્યો તો એને મન તમેજ સૌથી સારા. પ્રસન્ન પ્રસન્ન. જો નાટક કરવાનું મળે તો પોતે નાટકીઆના નોકર પણ થાય. ભાઇ નાટકની વ્યવસ્થા કરવા બેસે છે. પછી જોઇ લ્યો ઘોંઘાટ ને અનવસ્થા. હરિભાઇ એકંદે પંડ્યે કેટલેક પહોંચે.

નાટકમાં ખરા હરિભાઇ પ્રકટ થાય છે. ગાવાની નાચવાની ને ગમ્મત ઉડાવાની સુંદર તક લે છે. પણ ગંભીરતામાં પહેલે નંબર. અમસ્તાં અર્ધા વ્યવસ્થિત પણ નાટકમાં પૂરે પૂરા સ્થિર અને શાંત. હરિભાઇ જે જે વેશો લે છે તેની પાછળ તેનું માનસ તપાસવા જેવું છે.

હરિભાઇ પાસે પ્રેમ બતાવવાની જાતજાતની રીતો છે. સેવા કરવી એક રીત, વાતો કરવી બીજી રીત ને પાસે બેસવું ત્રીજી રીત: એટલા માટે બેનોની એ સેવા કરે છે, જેની તેની સાથે વાતો કરે છે ને જેના ઉપર રાજી હોય છે તેને પોતાની પાસે જમવામાં બેસારે છે. ને વાતોમાં તેની જગા રાખે છે.

હરિભાઇ સોંપેલું કામ ભૂલી જાય કે ગોટા કરે ખરા. પણ ખૂબ મન ગમતું કામ આવે તો ભાગ્યેજ ભૂલે છે. વાર્તા છે કે નહિં તે નક્કી કરવાનું સોંપીએ તો ?

હરિભાઇ જરા રાડીઆ ખરા. પણ શું કરે? ખુદાની બક્ષીસજ એવી છે. એને કહીએ તો શરમાય છે પણ પાછા એના એ ભગવાન.

ગિ૦

# બાલ શિક્ષણ.

## "બા હું તને અબોટ કરાવું ?"

"બા હું તને અબોટ કરાવું ? લે તું પાણી નાખ્ય ને હું વાળું."

"લે રાખ્ય, રોયા બાયલા, અબોટ તો છોડિયું કરે."

"બા, હું આ ઘર વાળી નાખું ?"

"રોયા, ભીખાને પગાર મફતનો આપીએ છીએ ? વાળવાવાળો થજે, વાળવાવાળો."

"બા, જો, તો ! મેં આ મારો રૂમાલ હાથે ધોયો !"

"હવે આઘો ખસ, આ આખું પહેરણ પલાળ્યું ને પગ ગારો ગારો કર્યા. મારે તે લુગડાંય કેટલાં ધોવાં ?"

"બા, પણે છરી કાઢીને ઘરે હિંચકો બાંધ્યો છે તે હિંચકવા જાઉં !"

"ત્યાં ક્યાં જાતો'તો ? હાથપગ ભાંગે તો મારાથી ચાકરી થાય એમ નથી. નથી જવું ત્યાં."

"બા, આ મારા ને એનનાં લુગડાં મકેલું ?"

"રોયાને કંઇ ધંધો છે ? મૂક લુગડાં કોરે, ખસ આઘો."

"જો, બા, હું આ કેવા નાના નાના રાતા ને પીળા કાચના કટકા લઇ આવ્યો ! ઓલી પારેખની વંડી પાસે પડ્યા'તા."

"એ એને નાખી આવ, ઓલ્યા ખાડામાં. ઘરમાં લાવ્યો છે તે કોકના પગમાં લાગશે તો છ મહિનાનો ખાટલો થશે. એ તો ભાગ્યા તારા કાચ."

"બા, આ સોયમાં દોરો પરોવી દેને."

"વળી સોય દોરા ક્યાંથી લીધા ? આનું તે કરવું શું ? કાંઇ બીજો કામ ધંધો છે કે નહિ ? મૂકી દે સોય."

"બા, આપણા ઘરની વાંહે છાંયો છે ત્યાં વિજુડી હારે રોટલો રોટલો રમવા જાઉં ?"

"ઠીક, હવે બાકી રહ્યું હોય તો ઇ કર્ય. બાપુ, ઇ વિજુડી હારે મારે નથી રમવું. એ એની માને નોં પોગાય. રમવામાં ને રમવામાં આટલી મોટી હોળી જેવડી તો થઇ છે."

"તે હું ને વિજુડી તો કંઇ બાધતાં નથી. અમે તો ભાઇબંધ છીએ."

"જા રોયા આઘો જા. નહિ ભાળી હોય તમારી ભાઇબંધી !"

"ત્યારે બા, મારા બાપા કહી ગયા છે કે આ ખડીઓ સાફ કરજે, તે કરૂં ?"

"હવે બાકી રહ્યું હોય તો ઇ કર્ય. ઇ મારે કાળા હાથ ને કાળુ મોઢું નથી કરવું. તારા બાપાને કંઈ કામ નહિ તે કહે."

"ત્યારે બા, હું આ ગરિયો ફેરવું !

"અત્યારે ખરે બપોરે તે ગરિયો હોય ? કંઇક તો વખત જો. કંઇક કામ કર્ય કામ. રોયા, આ કરૂં ને તે કરૂં એમ પૂછ્યા કરે છે તે."

"પણ ત્યારે શું કરૂં ?"

"શું કેમ ? બધા છોકરા શું કરતા હશે !"

"પણ તું મને ક્યાં કંઇ કરવા દે છે ? તું તો બધાની ના પાડે છે !"

"તે ન કરવાનાં કામ કોણ કરવા દે !"

"ત્યારે કરવાનું કામ કયું ?"

"એ મારૂં લોહી પી મા. હું તો તારા કાકા આવશે ત્યારે કહીશ, એ તને કામ બતાવશે."

ગિ.

## ભાણાભાઇનું રડવું.

ભાણાભાઇ ખોટનો છોકરો. ચાર ભાઇ વચ્ચે એકજ દિકરો. ભાણાભાઇના મોસાળમાં પણ દિકરાની ખોટ. ભાણાભાઇને બધાં ફૂલ જેમ હાથ ઉપર નચાવે. ભાણાભાઇના મનમાં ઇચ્છા થઇ એટલીજ વાર. દોડા દોડ. બધાં તેને તૃપ્ત કરે છે. રમકડાં શું ! કપડાંલતાં શું ! જે માગે તે આપે. ખાવાની વસ્તુનો તો પારજ નહિ. ભાણાભાઇની સારવારમાં નોકર ચાકરતો હોયજ, પણ ઘરનાયે બધાં માણસોનો વખત જાય.

પણ ભાણાભાઇ હમેશના દુઃખી. બીજાને મારવું ને પોતે રડવું એ એનું કામ. છોકરાઓ સેગાં રમવાની એને હોંશ ખરી પણ ભેગી રમત અર્ધો કલાક પણ સરખી ચાલે નહિ. જરૂર ભાણાભાઇ કોઇની સાથે બાધે. પછી ભાણાભાઇ જે રડવા બેસે તે કેટલોએ વખત ચાલે. ઘરના માણસો તો 'ચાલ તને આ આપું ને તે આપું, સિનેમા જોવા લઇ જઇશું ને નાટક જોવા તેડી જઇશું' ને એવું કેટલુંએ કહીને છાના રાખવા જાય પણ ભાણાભાઇનું રડવું રહી રહીને ચાલે. ખાવામાં પણ ભાઇની મરજી સંભાળવા બધાં મથે. પણ ભાણાભાઇ ભાણા ઉપર દિવસમાં એકાદવાર તો રડેજ.

બધાં સુખો સાગે હાજર છતાં બિચારા ભાણાભાઇને રોજ રડવાનું સુઝે છે. એનું શું ? એના સગાંવ્હાલાંએ જરા લાડ ઓછા કર્યાં હત અને ભાણાભાઇને સાધારણ માણસ જેમ પહેલેથી જીવવા દીધા હત તો !

તા.

---

## ઓય, એતો ચુંક આવતી હતી.

"શું છે ? આજ, રમુ કેમ રડે છે ?"

"કોણ જાણે, રાંઢા દીનું આદર્યું છે તે રોતી રેતીજ નથી. રહી રહીને રાડો નાખે છે."

"કાંઇ કારણ હશે."

"કારણ શું હોય મારી કઠણાઇ."

"એમાં આકળી શું થાય છે. છોકરાં છે તે રડે."

"તમારે ઠીક છે. ઇ માનો જીવ છે તે છોકરૂં રોવે તો કળીએ કળીએ કપાઇ જાય. લ્યો આ પૂછ્યું, શું કામ રડે છો?"

"વખતે ભૂખી હોય તો ?"

"ભૂખી ભૂખી તો કાંઇ નથી. કેટલીએ વાર ધવરાવી. પણ ઇ જરાક ધાવે ને મૂકી દે છે. ભૂખી હોય તો કાંઇ એમ કરે ?"

"કાંઇ થયું હોવું જોઇએ. કોણ જાણે પેટ ચઢયું હોય તો. જોઉં જોઇએ. પેટ ડબડબ બોલે છે."

"પેટ તો કાંઇ ચડયું નથી. રૂપાણું પાસા જેવું છે."

"ત્યારે લાવ જોઇએ, હું રમાડું. જરા બહાર લઇ જાઉં."

છગન રમુને તેડીને બહાર શેરીમાં લઇ જાય છે. રમુ ઘડીક રોતી રહી જાય છે ને ઘડીક ચીસે ચીસ નાખે છે.

જમના દાદી શેરીમાંથી નીકળ્યાં. "માડી જુઓ તો ? આ છોડી કયારની રડે છે. કાંઇ થયું છે ?"

"જોઉં જોઇએ. પેટ દેખાડો તો ? અરે આ તો પેટમાં ચુંક આવતી લાગે છે. એની બાના ખાવામાં કાંઇક આવ્યું હશે. વાલ ખાધા હતા કે ?"

"હા, કાલે નાત હતી ને વાલ તો હતાજ."

"ઠીક ત્યારે એમ કહેને. જરાક સુવા દાણા ને સંચળ ચાવીને ચોઢામાં બે ટીપાં પાડો. રોતી રહી જશે ને ઉંઘી જશે."

"દાદીમાએ કીધું એમ રમુની બાએ કર્યું."

રમુ રોતી રહી ગઇ.

"ઓય, એ તો ચુંક આવતી'તી. બા આપણને શી ખબર પડે કે સેંતકના વાલ ખાવે છોકરાંને ચુંક આવે."

ગિ.

| આમ કહીએ. | આમ ન કહીએ. |
| --- | --- |
| ' કેમ ભાઇ, દૂધ ઢોળાઇ ગયું ! ' | ' એ દૂધ કેમ ઢોળ્યું ? ' |
| ' કેમ બેન, પ્યાલો પડી ગયો કે ? ' | ' હેં પ્યાલો કેમ પાડયો ? ' |
| ' બાટલી ફુટી ગઇ ખરૂં કે ? ' | ' એલી બાટલી કેમ ફોડી ? ' |
| ' જરા તારો પગ મને વાગી ગયો '. | ' જોતો નથી, મને પગ માર્યો ? " |
| ' નાનો જંતુ પડી ગયો, તારી હડફટે આવ્યો ખરૂં કે ! ' | ' અલ્યા જંતુને કેમ પછાડયો ? |
| ' ભાઇ આ રમકડું લખુંને પૂછીને લાવ્યો છુંને ?' | ' એલા ચોરટા ? કોકનું ઉપાડી લાવ્યો ? |
| ' જે કીધા વિના લાવ્યો હો તો પૂછી આવ..'હા' પાડે તો લાવીએ. રજા વિના કોઇનું ન લવાય. ' | ' જેનું તેનું ઉપાડી લાવે છે તે, ચોર ! ' |
| ' બેટા ! તારો દાંડીયો બેનને વાગી ગયો. આમ જરા આઘો જઇને રમ તો. ' | ' જો આ બેનને લગાડયું ખરૂં કે ? મૂકી દે દાંડીયો. મૂકી દે ! નહિં તો માર પડયો સમજજે. |
| ' અરે નાનો ભાઇ રડે છે. એને રમાડતો. જાને પણે હીંચકા ઉપર બેસાડ જોઇએ.' | ' હેં, ભાઇને કેમ રોવરાવ્યો ? એટલું રમાડતાંએ નથી આવડતું ? ' |

તા૦

---

## આજનું ઘર.

" કેમ બેન, આ બાબુનું નાક કેમ પકુંજ ગંદું છે ? "

" ઇતો ભાઇ, એને રોવાની ને આડીવા રવાની જ ટેવ છે. "

" અને આ બચુની આંખમાં ચીપડા કાં? "

" હું તો રોજ રોજ ચીપડા કાઢયાજ રૂં છું પણ પાર આવે ત્યારે કે નહિ ! "

" આ બબલીનું પેટ ચડેલું કેમ દેખાય છે ? "

" એને રાંડને ધૂળ ખાવાની ટેવ છે. પછી તો હાથ પગ દોરડી ને પેટ ગાગરડી. "

" પણ આ રમુ કાને હાથ દઇને રાડો કાં પાડે છે ? "

" કોણ જાણે ભાઇ, વળી કાન બાન વે'તા હશે. "

" તે આ બધાંને ડાકટરને બતાવો તો ?"

" નારે ભાઇ, એમાં ડાકટરને શું બતાવે ! ઇતો એની મેળે મટી જશે. છોકરાં તો એમ રખડતાં પખડતાંજ મોટાં થાય ને ! "

હરભાઇ.

---

# સૂરજની લડત

એક દિ હું મારી માસીને ત્યાં જમવા ગઇ હતી. મારા માસીઆઇ ભાઇની દિકરી અઢી ત્રણ વરસની. સારી તંદુરસ્ત અને રમતીઆળ. બોલકણી તો એવી કે બસ.

મે કહ્યું ' આ સૂરજ તો સૂરજ જેવીજ છે હો ' ?

મારી માસી કહે, ' ઓતારી સૂરજ! અત્યારેજ જોઇ લ્યો એનું રૂપ. એવી હઠીલી છે કે બસ! એક કાંઇક લઇને બેસે તે કલાકો સુધી મૂકે નહિ ને જો લેવા ગયા તો થઇ રહ્યું. બે ત્રણ કલાક સુધી ભેંકડો તાણે. આપણે સમજાવતાં થાકી જઇએ પણ એ કેમે શાંત પડે નહિ. મિજાજ તો એવો તીખો કે તોબા બોલાવે.'

" દિકરીની જાત. કાંઇ આવું ચાલે? ડગલે ને પગલે એની હઠ અમને નડે છે. બાઇ, તમારી સૂરજ હમણાં હસે છે ત્યાં સુધી એનું સૂરજમુખ જોઇ લ્યો."

મે કહ્યું, ' માસી બા, એ તો એ પ્રાણવાન કહેવાય. એનું તંદુરસ્ત શરીર ને મન કામ ઉપર મંડી રહેવા માગે છે ને કોઇ વચમાં આડે આવે તો સખ્ત બંડ કરવાની એનામાં તાકાત છે.'

માસીબા કહે 'તે હું કાંઇ ન જાણું. દિકરીની જાતને આટલો તેજ મીજાજ ન ચાલે. પેલી નખુડી કેવી છે. ગરીબ ગાય. આપણે જરા આંખ બતાવીએ તો ઝટ મૂકી દે જે હાથમાં હોય તે. આની જેવીને તો મારીએ કે ભૂખી રાખીએ તોએ એ ગાંઠતી નથી.'

મેં મનમાં કહ્યું, " બિચારી સૂરજ! વિકાસક પ્રવૃત્તિ મેળવવા માટે બિચારીને આટલી શક્તિ વાપરવી પડે છે! બંડ કરવામાં જે બધી શકિત વાપરવી પડે છે તેને પ્રવૃત્તિ ઉપરજ વાપરવા મળે તો? પણ મારાં માસીબા કેમ સમજે! સૂરજની શક્તિ દબાવીને મારી તોડીને તેને તે નિર્બળ અને નિઃસત્વ બનાવશે. આજે તો સૂરજનું પ્રાણવાન રૂદન આખા ઘરને ભૂંઝવે છે. સૂરજનું રૂદન એક અસહાય અબલાનાં આંસુ નથી પણ ઝાંશીની લક્ષ્મીબાઇને શોભે એવી લડત છે. પણ? '

તા૦

---

# એવી વાર્તા ન કહેવી.

કાળી બાંગ નાખીને ચમન જાગી ઉઠયો.

' ઓય, વોય, બાડી રે "

બાપા—' ચમન, ચમન, શું છે? '

બા—' ચમના, બાપા, શું થયું? '

બાએ ચમનને છાતીએ ચાંપ્યો. બાપા માથે હાથ ફેરવવા લાગ્યા.

ચમનની છાતી ધડક ધડક થતી હતી. આંખમાંથી ડળક ડળક આંસુ પડતાં હતાં. ઉંહુ કરીને ચમન ઊંડેથી રડતો હતો. ધ્રુજતો હતો.

'હાય, હાય, આ ચમનને શું થયું? ચમન, બાપુ પાણી પીને. ચમન, મને ઓળખે છે કે? ચમન? '

ચમન ઝઝકતો હતો. આમ આમ ચકળ વકળ જોતો હતો. હીબકાં ભરતો હતો. બોલી શકતો ન હતો.

'દોડોને, કોકને બોલવોને, ચમનને કંઇક વળગ્યું લાગે છે. '

' વળગે શું? વખતે આંચકી આવતી હોય તો. વખતે પેટમાં દુઃખતું હોય તો. '

' હેં ભાઇ ચમન, કહે જોઇએ શું છે? પેટમાં દુઃખે છે? '

'બાપુ, દોડો, દોડો, દોડો, ઓલ્યો વાઘ મને મારી નાખશે. હેં હેં હેં'

'ચમન, ચમન, બેટા અહીં વાઘ નથી હો. આ તો આપણું ઘર છે.'

'ઓલી ઓરડીમાં વાઘ છે. એ પણેથી આવતો હતો.'

'ચમન હજી ઉંઘતો હતો. ઉંઘમાં બીતો હતો.'

બાપા—'સમજ્યો સમજ્યો. હું આ તો રાતે બધાને વાઘ ને સિંહની વાતો કરતો હતો તેનું એને સ્વપ્નું આવ્યું લાગે છે.'

બા—'તમારાય કાંઇ હેવા છે. એવી છોકરાં બીવે એવી વાતો ન કરતા હો તો ? આ મારા ચમનનો ધારો બેસી ગયો.'

બાપા–'ચમન, આ તો આપણું ઘર છે. એ તો તને સ્વપ્નું આવ્યું હતું.'

નાની બેન–'હટ ચમના, સ્વપ્નાના વાઘથી તે બીવાતું હશે ?'

ચમન–'અરે, સાચો વાઘ પાંજરામાંથી છુટયો હતો.'

બા—'લે રાખ્ય ગાંડા, ત્યાં વાઘ ક્યાંથી છુટતો હતો.'

સૌ હસી પડયાં. ચમન બાને વળગી પડયો. બાપા વિચારમાં પડયા કે એવી વાતો ન કહેવી. ગિ.

---

## છોકરાં છાનાં રાખવાની રીત.

૧

**ખોટી રીત.** ( લાંચ આપીને )

"લે હવે છાની રહે. લે તને ઘણી બધી ટીકડી આપીશ. પછી તો છાની રહીશને ?"

**સાચી રીત.** ( વિષયાન્તર કરી )

"એ ભાઇ, કોઇને ટીકડી ખાવી છે ? ખાવી હોય તે મારી પાસે આવે. એક, બે, ત્રણ."

૨

**ખોટી રીત**–( લૌકિક લાંચ આપીને )

"ન રડાય. રડીએ તો ગાંડા કહેવાઇએ. જો, છાનો રહે જોઇએ. જો બધા તને જુએ છે. જો, તને સૌ ગાંડો કહેશે. લે છાનો રહીજા. છાનો રહે એ ડાહ્યો કહેવાય."

**સાચી રીત.** ( દુઃખનું કારણ શોધાવીને અને મટાડીને )

"શું છે ભાઇ ? વાત તો કરો. શું થયું ? વાગ્યું કે ? કેમ વાગ્યું ? કયાં વાગ્યું ? ચાલો દેખાડો જોઇએ. પાટો બાંધીએ. લ્યો હાથ ફેરવું જોઇએ. ચાલો હવે એક કુદકો મારો. મારો હાથ પકડીને. એક, બે, ત્રણ."

૩

**ખોટી રીત.** ( સ્તુતિ, નિંદા, સ્પર્ધા. )

"રડે છે ? કેવો ગાંડો ? જો પેલો મનુ કયાં રડે છે ? એ કેવો ડાહ્યો છે ? તું તો સાવ ગાંડો. મનુ ડાહ્યો છે. જરાએ રડતો નથી."

**સાચી રીત.** (કારણ શોધવું. ઉપાય કરવો.)

કેમ ભાઇ ? શું છે ? તારી બા પાસે જવું છે ને ? જો બા છે ના ? તે પેલું એડું ઉટકી પાણી ભરવા ગઇ છે. એ જો હમણાં આવશે. જો પણે દેખાય છે. પણ આ ગાડી કોની છે ? એ તો સરસ કટ કટ ચાલે છે. એની દોરી તેં બાંધી, એમ કે ?

તા.

# બાળકમાં અશ્રદ્ધા.

નાનું છોકરૂં પોતાનામાં શક્તિ છે એની ખાતરી રાખી તપેલું લઇને માને દેવા જાય છે. મા કહે છે, "મુકી દે, તારાથી નહિ લેવાય."

છોકરો મહેનત કરી નીસરણીએ ચડવાની શકિત મેળવી બે પગથીઆ પછી ત્રીજે પગથીએ ચડવા જાય છે. ત્યાં બાપ કહે છે, "હેઠો ઉતર, ચડયા જેવડો નથી. પડીશ તો હાડકાં રંગાઇ જશે."

છોકરૂં પોતાની આંગળીની સંભાળ રાખીને શાક સુધારે છે કે પેન્સીલની અણી કાઢે છે. બાપ ખીજાઇને કહે છે "છરી હેઠે મુકી દે, નાને પંચે નાનો-ને મોટાનું કામ કરવા જાય છે."

છોકરૂં કહે છે, "હું તો આવડો મોટો ખાડો ટપી જાઉં. હવે તો હું આવડો મોટો પથરો ઉપાડું. ઘરમાંથી કોઇ કહેશે, "બાપુ મંકોડાની કડ સંભાળજે."

બારણું ન ઉઘડતું હોય ને છોકરૂં કહેશે, 'લાવો હું ઉઘાડી દઉં'. બધા એને ભોંઠો પાડીને કહેશે "કાંઇ છોકરાથી છાશ પીવાતી હશે?"

મોટાંઓ કોઇ મુશ્કેલીના પ્રસંગે કોઇ ગુંચ ઉકેલતા હોય છે એટલામાં છોકરૂં આવીને પોતાની દૃષ્ટિએ કાંઇક માર્ગ બતાવવા બોલે છે. બધાં કહેશે, "આ જોને, કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં."

છોકરી દાળ શાક વધારવા માગે. બા કહેશે, "દાઝી જઇશ". છોકરી કહેશે, "ચોખા સમા કરવા આપો" બા કહેશે, "ઢોળી નાખીશ, આવડે નહિ."

આમ આમ કહીને આપણે બાળકમાં તેની જાત પ્રત્યે અશ્રદ્ધા ઉત્પન્ન કરીએ છીએ. બાળકો અમુક વખતે અમુક કામ શીખવા માગે છે. તે વખતનો તેનો ઉત્સાહ જબર હોય છે. નવું જાણવાની વૃત્તિ અંદરથી આવેલી હોવાથી દરેક કામમાં તેને રસ પડે છે ને તેથી તે પોતાનું કામ પૂરેપૂરી એકાગ્રતાથી કરે છે. તે વખતે તે જાતને સંભાળવાની કાળજી રાખી શકે છે. તે વખતે અમુક આમ થાય અને અમુક તેમ થાય એમ બતાવવામાં આવે છે તો તેઓ ભૂલ ન થાય માટે અસાધારણ ચિંતા રાખીને કામ બજાવે છે. તેમના વિકાસ માટે જોઇતી પ્રવૃત્તિ તેમને મળતી હોવાથી તેમના ચહેરા ઉપર આનંદ હોય છે. શરીરમાં ચેતન હોય છે. પ્રત્યેક પળે તેઓ જેમ જેમ કામ કરતા જાય છે તેમ તેમ કામ કરવાની તેમની શકિતમાં વિશ્વાસ વધતો જાય છે. એ વધેલા વિશ્વાસને લીધે આપણને કહે છે, "કરી શકીશ, મને કરવા દ્યો. મને આવડે છે." અને જો નથી કરવા દેતા તો ઘણીવાર કજીયા કરે છે ને માર પણ ખાય છે.

પણ વારંવાર ના પાડવાથી ને નહિ થાય એમ કહેવાથી બાળક પોતાની જાતમાં વિશ્વાસ ખોઇ બેસે છે. પછીથી પોતે કામ કરતું ડરે છે. કામ કરવા જતાં માબાપનું વચન સાંભરે છે ને મુકી દે છે. પોતે એમજ માને છે કે ચોક્કસ મારાથી નહિ થાય. તેને કોઇ કહે છે "પાટલો લાવને." તે ના પાડે છે. પરાણે લવરાવે છે તો પાટલો પડી જાય છે. વઢે છે ત્યારે રડે છે. કારણ પુછતાં જણાય છે કે તે એમ માને છે "કે મારાથી તે ન બની શકે. હું કેમ કરી શકું."

મારા અનુભવમાં આવા ઘણા દાખલાઓ આવ્યા છે. તેમાનો એક બસ થશે. ચંદુભાઇની માએ એનામાં અવિશ્વાસનું ઇન્જેકશન કરેલું. તેને મેં કહ્યું ભાઇ, 'ચાલો, આ પુલ ઉપર.' તે કહે 'મારાથી નહિ અવાય. ડુબીજ જાઉં.' મેં કીધું, 'કોણ કહે છે?'

'મારી બા કહેતી હતી!'

'ચંદુભાઇ, પેલો પથરો લાવો.'

'હું નહિં લાવું.'

'કેમ ?'

'મારાથી નહીં ઉપડે.'

'કેમ જાણ્યું ?'

મારી બા કહે છે કે 'મારાથી ન ઉપડે', પણ હું કહું છું કે 'ઉપડશે.' ચાલો ઉપાડીએ!' છેવટે મેં એની સાથે રહી એ કામ થઇ શકે છે એવી તેને ખાત્રી કરાવી ત્યારે તે હસ્યો ને વિચારમાં પડ્યો.

તે દિવસથી તે છોકરામાં ઘણો ફેરફાર થયો. ગયેલી આત્મશ્રદ્ધાનું કિરણ ફરી વાર પ્રકટ્યું.

આપણે બાળકોમાં અશ્રદ્ધા પેદા કરી તેને અશક્ત કરી નાખીએ છીએ. ખરી રીતે બાળકોમાં આપણો અવિશ્વાસ કે અશ્રદ્ધા એ આપણા પોતાનામાંજ અવિશ્વાસ કે અશ્રદ્ધા છે. આપણે બાળકોમાં વિશ્વાસ રાખવાની હીંમત કેળવવી જોઇએ. થોડી પણ શ્રદ્ધા રાખીશું તો જરૂર તેઓ આપણને ખાત્રી કરી જ આપશે કે તેઓ ઘણી વધારે શ્રદ્ધાને પાત્ર છે. બાળક નાનું છે પણ મનુષ્ય છે. તે મનુષ્યત્વ ખીલવવા મથી રહ્યું છે. આપણું કામ તેનામાં વિશ્વાસ મુકી તેને આગળ જવામાં મદદ કરવાનું છે. આપણે બાળકોમાં વિશ્વાસ રાખીએ. ગિ.

---

## તેડકાં બાળકો.

ઘરમાં વાતો ચાલતી હતી ચંપાની બાએ પૂછ્યું:—"આ રમુ નાની હતી ત્યારે 'ટેડો' તેડો, તેડો, કરતી. ગંગુની પણ એવીજ ટેવ હતી. નટુ પણ એમજ કરતો. એક આ ચંપા એમ નથી કરતી. એનો ઉલટી જ્યારે એને તેડીએ છીએ ત્યારે પગ તડફડાવીને કહે છે 'માલે હેઠે ઉટલવું છે, માલે હેઠે ઉટલવું છે.' રવિ નાનો હતો ત્યારે એને તેડીએ તે તેને ન ગમતું. આનું શું કારણ હશે ?"

જરા વિચાર કરી ઇંદુએ કહ્યું:—"એક કારણ તો ચોક્ખું છે. મને તો આપણા બાળકો પરત્વે એ એકજ કારણ લાગે છે. બીજાઓના અનુભવો જાણવા મળે તો વધારે ચોકકસાઇથી કહી શકાય.

ચંપાની બા:—"કહો જોઇએ!"

ઇંદુ:—"મને તો નોકરોનું કારણ લાગે છે. રવિ નાનો હતો ત્યારે આપણે ત્યાં પટાવાળો ન હતો. આપણે એને ફરવા લઇ જતાં ત્યાં પણ એ પગ હલાવી હેઠે ઉતરતો ને આપણે એને ચાલવા દેતા. તે દિ આટલું બધું કામ પણ નહતું કે ઝટ ઝટ ફરીને પાછું જવાનું હોય ને તેથી તેની પાછળ પાછળ આપણે ન ચાલીએ. રવિ ઘરમાં સૌથી પહેલો ને બહુ લાડકો. આપણે તે દિ બાળઉછેરમાં બહુ ન સમજતાં પણ એની નાની નાની ને કાલી કાલી ગમ્મતો જોવાની આપણને બહુ મજા પડતી. તે નાની નાની ટચુકડી ટાંટુડીઓ ટેકાવતો ટેકાવતો આગળ ચાલતો ને આપણે તેની પાછળ ચાલતાં. તે કીડી જોવા ઉભો રહે તો આપણે તેની પાછળ ઉભાં રહેતાં. મોર જોવા તળાવની પાળે બેસતો તો આપણે પણ સાથેજ બેસતાં. એને તેડવાની જરૂર નહતી ને આપણે એને તેડતાં નહિ. એથી એ તેડકો ન થયો પણ આ રમુ આવી ત્યારે તો ઘરમાં નોકર આવેલો. બીજાઓના નોકરો છોકરાંઓને તેડીને ફરવા જતાં જોઇને તને પણ મોહ થયેલો કે આપણા બાળકને પગે ન ચલાવાય. નોકર છોકરૂં તેડીને પાછળ પાછળ

ચાલે એમાં તેં શોભા ને સભ્યતા માની. છોકરૂં પણ તેથીજ વધારે રાજી થશે એમ લાગેલું. મનમાં નોકરની મોટાઇ એટલે આ ભૂત વળગેલું. રમુને ચાલવાનો કેટલો બધો શોખ હતો તે તો આપણે નજરે જોયું છે. ઘર પાસેના પગથીયા ઉપર તે કેટલી બધીવાર ચડઉતર કરતી. પણ નોકરે તેડવા માંડી ત્યારથી તેડાઇને તેના પગ હરામના થઇ ગયા. તેણે પગે ચાલવાનો આનંદ અને શક્તિ બન્ને ગુમાવ્યાં: તળીયાં સુંવાળાં થયાં. નોકર તેડે તેમાં કંઇક મોટાપણું છે તેનો તેને પણ ભાસ થયો. તેથી તન સાથે મન પણ હરામી થયું. પછીથી તો તે ઘરમાં પણ કહેતી ' તેડો-તેડો.' એ ટેવ મુકાવતાં તેને કેટલી બધી વાર રોવું પડેલું. આપણને કેટલી બધી મુશ્કેલી પડેલી !"

ચંપાની બા કહે:—"વાત તો સાચી છે."

ઇંદુ:—"આપણને એકવાર અનુભવ થયો હતો છતાં ગંગુ અને નટુ એવાંજ તેડકાં થઇ ગયાં હતાં. રમુની બાબતમાં થોડો ઘણો ગેરલાભ જાણ્યો હતો છતાં આપણાં ઘરમાં પાડોશીની દેખાદેખીથી નોકરોનું શરણુ લેવુંને એવુંજ રહ્યું: વળી આપણે જરા વધારે કામકાજમાં પડયાં. આપણે એમ માન્યું કે નોકરો બાળકોને સાચવી લે તો.આપણે આપણું કામ વધારે ને સારૂં કરીએ. આપણે ગંગુ નટુને એ રીતે નોકરના હાથમાં વધારે જવાં દીધાં. નોકરને તો બધું કામ પતાવવાનું ને બરાબર વખતસર પહોંચી વળવાનું. તે છોકરાનું મન જોઇ તેની પાછળ પાછળ ચાલે તો આપણેજ કહીએ કે નકામો વખત ગુમાવે છે. પછીથી તો નોકરે જ્યાં ત્યાં બાળકને તેડીને પહોંચ્યેજ છુટકો. બાળકને એક ખોટી ટેવ પાડી. એજ વસ્તુ એને વૈભવરૂપ લાગી. બાળક વૈભવનું દાસ બન્યું. પછી નોકર ન તેડે તો તેને રડવાનું જ રહ્યું. આપણે પણ બાળક રડે માટે નોકરને વઢવાનાજ. આની રીતે બાળકો તેડકાં થાય છે. આપણાં બાળકો પણ એજ ઢબે ઉછર્યાં ને નોકરના ગુલામ બન્યાં હતાં."

ચંપાની બા—" વાત તો ખરી. બન્યું પણ એમજ હતું."

ઇંદુ—"પછી નોકરોથી આપણે છુટયાં ને નોકરો (આપણાં)બાળકોથી છુટયાં. ચંપાને કોઇ તેડનાર નથી અને આપણે એને નાનપણથી જ્યાં એને ચાલવું હોય ત્યાં બની શકે ત્યાં ચાલવા જ દીધી છે. એટલે તે ચાલવાની શોખીન થઇ છે. બીજાં બાળકોને તેડેલાં જોઇ ચંપા કોઇ વાર કજીઓ કરે છે પણ આપણે તેડતાં નથી. એટલે તે ઘડીક કજીઓ કરી રસ્તે આવે છે. ચંપાને ચાલવાની મઝા આવે છે. કોઇ કોઇ વાર તો તે કોઇ તેડે છે તો ' ઉતારો ' ' ઉતારો ' એમ કરી હાથ પગ હલાવે છે. ઘણી વાર ઉતાવળ હોય અને ઝડપથી જતાં વખતે આપણે તેને તેડવી પડે છે ત્યારે તેને અગાઉથી સમજાવી દઇએ છીએ એટલે તે વખતે તેને તેડવાનું બંધન નથી લાગતું. ચંપા તો તેડાવવાની ટેવમાંથી બચી ગઇ. કારણ કે આપણે હવે અનુભવે ઘડાયાં છીએ ને ઘરમાં નોકર પણ નથી. હવે તો નોકર મળે તોપણ ચંપાને તેડવા તો ન જ દઇએ. બાળકો નાનપણમાં ચાલવાની પ્રવૃત્તિ કરી મનના આનંદ સાથે શરીરને વ્યાયામ આપે છે. જે આટલા સુદૃઢ પગોથી આપણે કેટલુંયે ચલી શકીએ છીએ તે પગોને નાનપણમાં ઘડાવાનું છે અને તે ચાલીનેજ. એ માટે બાળકને છૂટ જોઇએ, પુષ્કળ જગા જોઇએ અને નોકરોના કે ચાલવામાં આડે આવે તેવાં બંધનમાંથી મુક્તિ જોઇએ. જ્યાં જ્યાં માબાપો બાળકોને ચાલવા દેવાંને બદલે તેડીને ફરે છે ને તેમાં બાળક પ્રત્યેનો પ્રેમ સમજે છે ત્યાં ત્યાં બાળકને તો નુકસાન જ થાય છે. કોઇ કોઇ પ્રસંગે જેમકે માંદગી વખતે કે ઉતાવળથી , સ્ટેશને પહોંચવું હોય ત્યાં બાળકને તેડે એ જુદી વાત છે.

ચંપાની બા કહે—" સાચી વાત છે."

ગિ.

## બાળકનું દૃષ્ટિબિંદુ.

મેં પૂછ્યું ' વિનુ આ ચાક કોણે બગાડ્યો ? ' વિનુ કહે, ' એ તો ચાકનાં ચીતર કાઢ્યાં છે. ' એની બા એને પૂછે છે, "એલી ઠામ કેમ પછાડે છે ?" વિનુ કહે છે ' ઠામ નથી પછાડતી. એ તો અવાજ સાંભળું છું.'

" કાં ભાઇ, રમકડાં કાં ભાંગી નાખે ?"

" એ તો અંદર શું છે એ જોઉં છું."

" ત્યાં બેઠો બેઠો બગાસાં કાં મારે ?"

" બગાસાં નથી મારતો. આ કીડીઓ દરમાં જાય છે એ જોઉં છું. "

માબાપો અને બાળકો વચ્ચે થતી વાતચીત આપણે કાન અને ધ્યાન દઇ સાંભળીશું તો આવા કેટલાયે સંવાદો જડશે.

ઉપર અપાયા છે તેવા ચિત્રવિચિત્ર

. જ્યારે બાળકો આપણને આપે છે

. રે કાંતો આપણે તે લક્ષમાંજ લેતા નથી; કાંતો તેમાં બાળકની બાલીશતા જોઇ હસી કાઢીએ છીએ. ઘણીવાર એવા જવાબોથી આપણે ચીડાઇને બાળકને ધમકાવીએ છીએ. પરન્તુ બાળકે એવો જવાબ શા માટે આપ્યો તેનો વિચાર ભાગ્યેજ કરીએ છીએ.

જરાક વિચાર કરીશું તો આ બધી વાતો આપણને બતાવશે કે આપણી અને બાળકની દૃષ્ટિમાં કયા અને કેવો ભેદ છે. પણ આપણને વિચાર કરવાની નવરાશ નથી કે પરવા નથી. એવી નમાલી બાબતો પર વિચાર કરવાનું પણ શું હોય ! આપણી ઉતાવળમાં અથવા મોટાઇમાં આપણે સાંભળ્યું ન સાંભળ્યું કરીએ છીએ. ઘણીવાર બાળકોના આશયને સમજવાને બદલે તેમનામાં આપણે આપણો પોતાનો વિચાર આરોપીએ છીએ ને આરોપેલા વિચાર માટેજ તેને ધમકાવીએ છીએ.

બાળક ચાક વાપરે છે તે આપણા મનને બગાડ રૂપ છે. આપણી નજરે ચાકનો ઉપયોગ અમુકજ પ્રકારનો છે. બાળકે કાઢેલા ચાકના આડા અવળા લીટા આપણી નજરે નિરર્થક છે જ્યારે બાળકને મન એ ચિત્રો છે. આપણી દૃષ્ટિએ ત્યાં વ્યય છે, બાળકની દૃષ્ટિએ કિંમતી ઉપયોગ છે. બાળકો જોડાથી રમે છે, તેને સરખા કરી મુકે છે, તેમાં પગ નાખી ચાલે છે, કોકના જોડા પહેરી મલકાય છે ત્યારે આપણને એમાં અસભ્યતા, ગંદાપણું, ખોટો ધંધો વગેરે લાગે છે. બાળકોની સામે જોડાઓ પદાર્થોની સરખામણી અને ભેદ જોવાના, માપ કાઢવાના અને સમતોલતા અસમતોલતા જાણવાના સાધનો પણ થાય છે. બાળકો જોડાઓથી રમીને પણ નાના મોટાપણાના ખ્યાલો લે છે. પગમાં નાખી ચાલી જોવામાં પડવાની ને ચાલવાની ગમ્મત લે છે. રમતમાં શરીરના કાબુનો અનુભવ મળે છે. વાધરી અને બુતાન ખીડવા છોડવામાં આંખ અને. આંગ- ૬
ળાની કસરત છે.

આમ બાળકની દૃષ્ટિએ તેમની નાની નજીવી પ્રવૃત્તિઓમાં પણ ઘણું છે. જ્યારે આપણી દૃષ્ટિએ કશું નથી. ખરી વાત આપણી નહિ; પણ બાળકની દૃષ્ટિની હોવી જોઇએ. જેને પોતાની આખ છે તેને પોતાની દૃષ્ટિ હોવી જોઇએ. જેને પોતાની જીભ છે તેને પોતાના સ્વાદની પરવા જોઇએ. જેને બુદ્ધિ છે તેની પોતાનીજ બુદ્ધિના વપરાશની કિંમત છે. જેઓ બીજાને પોતાની આંખ આપી બીજાની આંખ બંધ કરે છે, પોતાની બુદ્ધિનું આસ્તરણ ઢાંકી બીજાની બુદ્ધિને ઢાંકે છે તેઓ બીજાની ઉન્નતિના દ્રોહી છે. આપણું કર્તવ્ય બાળકની દૃષ્ટિ સમજવામાં છે. બાળકનો ઉદ્ધાર તેમાં છે. બાળકને પણ જગત્ અને જીવન પ્રત્યે અમુક ચોક્કસ દૃષ્ટિ છે અને જોઇએ એમ જો

સ્વીકારીએ અને પછીથી એ દૃષ્ટિને આડે ન આવીએ પણ તેને સ્હાનુભૂતિપૂર્ણ સમજવા યત્ન કરી તેની પ્રવૃત્તિઓને થવા દઇએ તો આપણે બાળકને જીવનદાન આપ્યું ગણાશે. જો આપણે બાળકને તેની દૃષ્ટિથી સમજશું તો તે આપણી દૃષ્ટિ પણ સમજશે. પરસ્પરની દૃષ્ટિઓ સમજાતાં વધારે વિશ્વાસ આવશે. વધારે નજીક અવાશે ને તેથીજ વધારે આગળ વધાશે.

ગિ.

## એવું, એવું, ન જ કહીએ.

" આ તો મને હેરાન કરે છે. "
" આ બેન બહુ કચરાવે છે. "
" ભાઇ, બહુ કજીઓ કરે છે. એવો તે કજીયાળો છે કે વાત કરો મા. "
" ભગુભાઇ તો એવો હઠીલો. એકવાર હ લીધી તે લીધી. પછી કોઇનું ન માને."
" એ, એની પાસેથી લેશો નહિ, એ રડશે.
" એ, એને એમ કરવા દોને, ના પાડશ તો રડશે ને કેમે કરી છાની રહેશેજ નહિ. "
" એ, ભવાં થઇ એ વાત કરશો નહિ છોકરાં બીશે."

તા.

## ટોકણી.

જેઓને વારંવાર દવા લેવાની ટેવ પડી ગએલી હોય છે તેઓને દવા બહુજ થોડી અથવા સાવજ નહિ એવી અસર કરે છે. દાક્તરને દિનપ્રતિદિન દવાનું પ્રમાણ વધારવુંજ પડે છે. દાક્તરો આવા દરદીઓને ' ક્રોનિક પેશન્ટસ ' કહે છે. દાક્તરો દવા આપ્યા કરે છે, દરદીઓ પીધા કરે છે, રોગ આગળ વધે છે ને જીવન ઘસાતું જાય છે.

આનું કારણ શું ? મૂળ કારણ માણસ માંદો પડ્યો તેમાં છે. તેણે જો આરોગ્યજ સાચવ્યું હોત તો તેને દવા પીવી ન પડત. બીજું કારણ દાક્તરે તેને નીરોગી રહેવાને માર્ગે મૂકવાને બદલે માત્ર રોગજ મટાડવાનો પ્રયત્ન કર્યો. ત્રીજું કારણ રોગ જેમ જેમ ન મટતો ગયો તેમ તેમ વધારે ને વધારે તેજ ડોઝીસ આપવામાં આવ્યા. હવે દાક્તરો અને શરીરશાસ્ત્રીઓ માનવા લાગ્યા છે કે આ દવાના ઉત્તેજકો અને મંદ પરિમાણોમાંથી મુક્તિ આપવા માટે દવાખાનાને બદલે આરોગ્યગૃહો બાંધવા જોઇએ. દાક્તરોની જગ્યાએ આરોગ્ય શાસ્ત્રીઓએ આવવું જોઇએ. દવા લેવા દોડનાર દરદીને દવાને બદલે પહેલેથી શુદ્ધ હવા ખવડાવવી જોઇએ.

આ વિચાર સરણીથી બાલશિક્ષણમાં ટોકણીના સ્થાનને જોઇએ. આપણને વારંવાર માબાપો તરફથી કહેવામાં આવે છે, " ભાઇ, આ છોકરાઓનું તે શું કરવું ? કહ કહીને થાકી જઇયે છીએ પણ છોકરાઓ તો સાંભળતાજ નથી. એકવાર કહીએ છીએ તે તો જાણે કાન તળેજ કાઢે છે. પાં પચાસ વાર કહીએ ત્યારે જરાક ધ્યાન દે આનું તે કરવું શું ? જેમ વધારે કહીએ છીએ એમ વધારે ગણકારતા નથી. આને કંઈ ઉપાય ?"

ઉપર જોયું કે દવાઓ જેમ વધારે લેવા તેમ તે વધારે લેવાની જરૂર પડે છે ને ત્યારે તે અસર કરતી દેખાય છે. ટોકવાની બાબતમ પણ એમજ છે. જેમ વધારે ટોકતા જઇએ તેમ ટોકવાનું વધારે ને વધારે વધતુંજ જાય જેમ દવા લાંબે વખતે કામ નથી કરતી પણ સહી રહે છે તેમજ લાંબે વખતે તેના તે વચન અસર નથી કરતા. સાંભળનાર રીઢો થા જાય છે. તેને થાય છે કે ' એ તો કીધા કરે રોજનું થયું, દિ આખાનું થયું, કહેવાન એક ટેવ પડી, આપણે તો કરીએ છીએ કર્યાં કરીએ.' ટોકવાથી આવી માનસિક વૃત્તિ બાળકમાં પણ આવે છે.

મૂળ હોય બાળકો સાથે કામ કેમ પાડ

તેમાં છે. મોટે ભાગે બાળક આપણું કહેવું સાંભળવા ને તે કરવા ખુશી હોય છે. તેની સ્વાભાવિક મનની વૃતિ તંદુરસ્ત હોય છે. તે ઉલટું ના પાડવા છતાં કામ કરવા દોડે છે. કામ કરવા ન દઇએ તો તે રડે છે. પરંતુ આપણેજ તેની આ નિરોગી અને સ્વાભાવક વૃત્તિને અનારોગી અને માંદી કે વિકૃત કરી નાખીએ છીએ. જ્યારથી આપણે બાળકમાં રહેલી કામ કરવાની, કહ્યું કરવાની, આપણને સાંભળવાની વૃત્તિને રોકીને અટકાવીએ છીએ ત્યારથી ટોકવાનું કામ શરૂ થાય છે. એક વાર બાળકનો સ્વાભાવિક જુસ્સો રોકયો એટલે તે પાછું પડયું. તેને આઘાત પહોંચ્યો. તે પાછું વળ્યું. તેના કાન બંધ થયા. તેના અંતરમાં આપણો અવાજ જતો અટકયો. આપણેજ ના કાન બહેરા કર્યા ને આપણેજ તે નથી ભળતું તેની ફરિયાદ કરવા બેઠા. તેનો ાય પૂછવા નીકળ્યા. આપણેજ તેને માંદુ ડયું ને દવા આપવાની શરૂઆત કરી. પરંતુ શ્ન એ છે કે રોગ લાગુ થયો તેનું શું? ેમ જેમ ટોકણીનો ડોઝ વધારતા જઇએ છીએ તેમ તેમ તે વધારે ને વધારે નીભરં થતું જાય છે અને બરાબર આમાંજ ન સાંભળવાનો, ન મનાવાનો માનસિક રોગ ક્રોનીક થવાનું મૂળ છે. બેશક દરેક વધારેલા ડોઝથી બાળક થોડો વખત સાંભળશે, માનશે, પરંતુ જેમ બીજા ઉત્તેજકોથી શરીર આખરે પાછું પડે છે તેમજ ગાળો વગેરે ટોકણીથી ઉત્તેજિત થએલ મન પાછું પડશે ને વધારે મંદ થતાં વધારે ટોકણી માગશે. આખરે તો તે સાવ હાથથી જાય છે. તેને કશા શબ્દની અસર થતી નથી. જેમ આખરે કોઇ પણ દવા પેટમાં જ રહેતીજ નથી તેમ.

આપણે ટોકણીના ઉત્તેજકોથી બાળકોને દૂર રાખીએ. તેને દવાને બદલે હવા આપીએ. તે જ્યારે સ્વાભાવિકપણે આપણું કહ્યું કરવા અને સાંભળવા તૈયાર હોય છે ત્યારે તેને તેમ કરવા દઇ તેની તેમ કરવાની મરજી અને શક્તિને વધારીએ અને જ્યારે તેમ કરવાની મરજી ન હોય ત્યારે તેને છોડીજ દઇએ.

ગિ.

---

## બાળકની માંદગી.

ટીકુ સાજી હોય છે ત્યારે સવારમાં સૌથી પહેલી ઉઠે છે ને ઘોડીઆમાં રમવા માંડે છે. માઇબેનોને સાદ પાડીને અને છતાં ન ઉઠે તો ટાપલી મારીને જગાડે છે. ઘરમાં જાણે નવું ફુલ ઉઘડયું. ચકચકતી આંખે, હળવે પગે, નાના હાથે, બાને, બાપાને, પાડોશીને વહાલી લાગે. 'આ શું? આ શું?' કરીને પૂછેલા પ્રશ્નોના ઉત્તરો માગ્યાજ કરે. બા કહેશે ' ચાની રકાબી જોઇએ. ' ટીકુ લેવા માટે દોટ કાઢે.બાપુ લેવા ઉઠે તો કહેશે " હું લાવું. " પોતાનો પાટલો પોતે લે. હાથે દૂધ પીવે. બાલમંદિર આવતાં કોઈ તેડે તો ક- જીઓ કરી પગ તડફડાવી હેઠે ઉતરે. પ્રવૃત્તિ કર્યાજ કરે. કાંતો લઇને કાગળ કાપે, કાંતો પાંચીકા મળે તો ઉડાડ્યાજ કરે, કાંતો ભીંડાના ડીંટીયા હાથ લાગે તો તેને પાંચ આંગળીએ મૂકે ને ઉતારે. જાતે ચોળી પહેરવાની મ્હેનત લીધા કરે. બુતાન ઉઘાડે ને બીડે. દાંતીઓ કાચ લઇને માથું ઓળ્યાજ કરે. મારા જેવાનું માથું હાથ લાગ્યું હોય તો તે પણ ઓળવા દોડે. ઘરમાં ખબર ન પડે કે ટીકુ કયાં છે. સૌ ટીકુને જોઇને મોં મલકાવે. કામમાં એવી તો ગુંથાએલી રહે કે બચી લેવાનું કરીએ તો તે દેવા મોઢું ઉંચુંજ ન કરે.

બાલમંદિરમાં રાજી રાજી થતી આવે. તારાબેનની ઓરડીમાં જઇ દટા નાખે. ભૌમિતિક આકૃતિઓથી રમે. આસન પાથરે, વખતે લડાઇમાં લાકડી લઇને ફરે. મંદિરમાં કામ કરે, ત્યારે બાને ભૂલી જાય ને ગિજુભાઇને પણ ભૂલી જાય.

ઘરે જઇને મંદિરની વાતો કરે. ઘરમાં ભાઇબેનની સાથે રમે. બાવાજીની ઝુંપડીનું ચિત્ર કઢાવે, ચાલણુ ગાડીમાંથી પાઠ વંચાવે. બાબી અને બાબા સાથે ડાહી ડમરી થઇ કમળાબેનની વાતો સાંભળે. મારી કે બચુ સાથે નીચેની રમત રમે.

" આ ખાટલીમાં સુશો ? "
" વાઘથી બીશો ? "
" સિંહથી બીશો ? "

પછી તાળી પાડીને કહે 'એ બી ગયાં'. ઘરમાં કૂદે, ખાટલામાં ધુબકા ખાય. શિવાજી મહારાજકી જે કહીને ગાદલામાં ઠેકડા મારે. કોઇનું કામ પણ ન પડે. બત્તી પાસેના ફુદડાંને પકડવા જાય. દેડકાને સાંભળે ને છેવટે થાકીને ઘોડીઆમાં નાખી કે તુરત ઉંઘી જાય. હીચકાવીને ઉંઘાડવી ન પડે.

તંદુરસ્તીની કેવી મઝા ! કેવો આનંદ ! કેવી પ્રવૃત્તિ ! દરેક માબાપને તંદુરસ્ત બાળકનો અનુભવ હશેજ. મને પણ ટીકુની તંદુરસ્તીનો સારો અનુભવ હતો પણ એકવાર ટીકુને માંદા પડવાની શરૂઆત થઇ. મોડી મોડી ઉઠે. એં એં એં શરૂ થયું. ચીડાએલી રહે. કાગળ ન કપાય તો રડે. કોઇ ચીતર કાઢી ન આપે તો રડે ને રીસાય. ઘડીક ઘડીકમાં ફ્રુંફ્રું પડે. ચાલવાને બદલે કહેશે તેડો. ઉંઘવું ન હોય તો પણ ઘોડીઆમાં સુવે ને હીંચકાવો, હીંચકાવો એમ કર્યા કરે. કહેશે 'દૂધ પીવડાવો.' ઠેકડા ઓછા થયા. કુદવું મંદ પડયું. 'બીશો'ની રમત રમવાની ના પાડી. કયાંઇ ગમે નહિ. કોઇ રમાડતું નથી એવી ફરીઆદ કરે. બહાર તાવ દેખાએલો નહિ પણ અંદર શરૂ થયેલો. જેમ તેમ બાલમંદિરમાં આવી. તારાબેનના ઓરડામાં કશું ગમ્યું નહિ. ગિજુભાઇ આગળ આવવા માટે રડવા લાગી. સુશીલાને કંટાળો આવવા લાગ્યો. ટુંકમાં બાલમંદિરમાં તેને કશું ન ગમ્યું. રોજનો આનંદ ન આવ્યો. જમના બેન સાથે પાછી ગઇ. રાત્રે તાવની શરૂઆત થઇ. થોડુંક ખાધું. રમતોનો આનંદ ઉડી ગયો. ઘોડીઆમાં પડી. 'હીંચકાવો', 'હીંચકાવો' શરૂ થયું.

માંદગીની શરૂઆત થઇ. એનો નિરાનંદ પ્રત્યક્ષ થયો. અપ્રવૃત્તિ દેખાઇ. આનો પણ આપણને સૌને અનુભવ છેજ.

સ્હવાર પડી, રોજનો આનંદ ન હતો. સૂનકાર સુતી હતી. દૂધ માટે પણ દરકાર ન કરી.'ટીકુ બાપા' ! કોઇએ બોલાવી. ન ગમ્યું. મોં ફેરવ્યું. મેં કીધું 'બીશોની રમત રમશું?'–'ના' 'બચી લઇશ' 'ના' ! કાગળ કાપવા છે ?' 'ના' કંઇજ ગમે નહિ. ઘરમાં બધાં વાતો કરે પણ કોણ સાંભળે ! બચુ ને સુશીલા રમતો રમે. પણ કોણ એમાં ભળે ! બચુ ગાય પણ કોણ ધ્યાન આપે ! કંઇ ગમે ત્યારે કે ? ઘોડીઆમાં પણ ન ગમે. તેડવું પણ ન ગમે. કયાંઇ રહે નહિ. શરીરમાં ચેતન નથી. આંખમાં તેજ નહિ. વારે વારે રડી પડે ને ખીઝાય.

બાળકની માંદગીની દશા કેવી ખરાબ ! આનો પણ આપણને સૌને અનુભવ છે.

જ્યારે આપણે મોટાંઓ માંદા પડીએ છીએ ત્યારે આપણું દુઃખ આપણે અનેક રીતે શમાવી શકીએ છીએ. આપણને જોવા આવનાર સાથે વાતો કરીને દર્દને ભૂલી જઇએ છીએ. વર્તમાનપત્રો અને પુસ્તકો વાંચી શકીએ છીએ. મનમાં પણ વિચારો કર્યા કરી શકીએ છીએ. પથારીમાં પડયા પડયા પણ ઘરના અને બહારના પ્રશ્નો ઉકેલવાનું પડયુંજ હોય છે. આમ આપણે દર્દ વખતે રોકાયલા

રહીએ છીએ; અથવા રોકાઇ શકીએ છીએ. બુદ્ધિથી અને સમજણથી પણ આપણે દર્દને હળવું કરી શકીએ છીએ. દર્દ ભૂલવા માટે, રમતો જેવી કૃત્રિમ યોજના પણ કરીએ છીએ.

મોટાં બાળકો માંદા પડે છે ત્યારે તેઓ છેક લાશ જેવાં નથી. તેઓ વાર્તાઓ સાંભળીને, વાતો કરીને, કંઇક વાંચીને, મિત્રો જોઇને, આસપાસ બનતું જોઇને, મનનો આનંદ મેળવી લે છે. શરીરના રોગને મનના આનંદથી દબાવે છે. તેઓ ગંજીપો રમે છે. અથવા કોઇને રમતાં જોઇ રાજી થાય છે. પથારીમાં પડ્યાં પડ્યાં પણ ઘણીવાર રમકડાં કે પોતાની પ્રિય ચીજોને પાસેજ રાખીને પણ આનંદ લે છે. ટુંકમાં મોટાં બાળકો પણ છેક નાનાં બાળકો જેમ માંદગીમાં સાવ ગિરફતાર થતાં નથી

પરન્તુ જ્યારે સાવ નાનાં બાળકો માંદા પડે છે ત્યારે તેઓ છેક મરેલા જેવાં બની જાય છે. તેઓ સાવ સુનકાર જેવા લાગે છે. ફુલ જેમ એકાએક ચીમળાઇ જાય તેમ તેઓ ચીમળાઇ પડે છે. તેમની આખી જાતને કશું રૂચતુંજ નથી તેઓ અટકી પડે છે. તેઓને કશું આનંદ કરવાનું રહેતુંજ નથી. તેઓ ખાવું પીવું તો ઠીક પણ બોલવું પણ બંધ કરે છે. છતાં સાજાં થતા તેમને વાર લાગતી નથી. તેઓ પાછા તુરતજ તાજગીમાં આવી જાય છે. તાવ ઉતરે છે, શરીરે જરા સારૂં લાગે છે કે દોડાદોડ કરી મૂકે છે. મોટાંઓ પેઠે તેઓ પાછળથી ખાટલે પડી નથી રહેતાં.

આમ મોટાં નાનાં અને વચલાં માણસો પરત્વે બને છે તેનું શું કારણ ?

કારણ એ છે કે મોટાંઓનો જીવન પ્રદેશ વિસ્તૃત છે. મોટાંઓ માત્ર શારીરિક જીવન નથી જીવતાં. તેઓ બૌદ્ધિક અને લાગણી વિષયક જીવન પણ જીવે છે. મોટે ભાગે ઉપર લખ્યાં બે જીવનનો આનંદ લેવા તેમને તેમનું શરીર કદાચ સાધનભૂત છે. મોટાં માણસને શરીરના આનંદોના ક્ષેત્ર કરતાં બુદ્ધિના અને બીજા આનંદોનું ક્ષેત્ર વિશાળ છે. બુદ્ધિ વગેરેના આનંદો અને ઉપાધિઓ મોટા માણસનું મુખ્ય જીવન છે. જ્યારે બાળકોમાં આથી ઉલટું છે. તેમના જીવનનો મોટો ભાગ શરીરની ક્રિયાઓમાં અને તેના આનંદોમાં સમાય છે. બાલ્યાવસ્થામાં શરીરવિકાસ પ્રધાન છે. અન્ય શક્તિનો વિકાસ પ્રમાણમાં પાછળ છે. ખાવું, પીવું, હરવું, ફરવું, પડેરવું, કુદવું, દોડવું, ચડવું, ઉતરવું, ગેલ કરવા, રમતો રમવી, નાનાં નાનાં કામકાજ કરવાં આ બધું શરીરના આનંદો છે. શરીરથી કરવાનું છે, શરીરથી કરીને તેની મઝા લેવાની છે. જોવું સાંભળવું વગેરે પણ બૌદ્ધિક આનંદો કરતાં ઇંદ્રિયોના આનંદો છે અને ઇંદ્રિયોના આનંદો શરીરના આનંદો તરફ બુદ્ધિના આનંદો કરતાં વધારે છે. બેશક, શરીર, મન, આત્મા એ બધું બાળકનું છે. બાળક એટલે એ બધું. છતાં અવસ્થા ભેદે વિકાસ ભેદ હોઇ નાનપણમાં શરીર વિકાસ પ્રધાન છે. ને તેના આનંદો વિકાસના આનંદો હોવાથી મુખ્ય છે. આથીજ બાળક જ્યારે માંદું પડે છે ત્યારે તે સાવ અટકી પડે છે, તેની સ્થિતિ અત્યન્ત ભયંકર થઇ પડે છે.

આ વાત આપણા લક્ષ ઉપર આવે તો જરૂર બાળકની માંદગી આપણને અસહ્યજ લાગે. બાળકની માંદગી એટલે લગભગ એનું મૃત્યુ. બાળક પડ્યું રહે ને ગડબડ ન કરે ત્યારે તે અત્યન્ત દુઃખી હોય છે. આ માટે આપણે તુરત તેની દવા વગેરે તો કરીએજ પણ બાળક માંદું કેમ ન પડે તે માટે આપણે અસાધારણ કાળજી લેવીજ જોઇએ. પણ આપણે આ વાત ભૂલી જઇએ છીએ.

ટીકુ પાછી સાજી થઇ છે, પૂર્વવત્ રમવા લાગી છે. ખાય પીયે ને મઝા કરે છે.

ગિ.

# ખાનગી વાતો.

મારા એક મિત્રે મને કહ્યું, " કે મારો નાનો ભાઇ અમે ઘરનાં કોઇ બે માણસો નજીક આવીને વાત કરતાં હોઇએ છીએ ત્યારે દૂરથી કાન માંડે છે, પોતાનું કામ છોડે છે, કામ કરવાનો દેખાવ કરે છે, ઘણીવાર બ્હાનાં કાઢી પાસે આવે જાય છે, ઘણીવાર કાંઇ શોધતો હોય કે ચિત્રો જોતો હોય એવો ડોળ કરી વાત સાંભળવાનો પ્રયત્ન કરે છે. " તેણે મારી સલાહ માગી, " મારે આ બાબતમાં શું કરવું ? "

મેં તેને કહ્યું-"એનો ઉપાય તમારે ખાનગી વાત નજ કરવી અથવા તમે ખાનગી વાત નથીજ. કરતા એવું જણાવવું એ નથી. હરહંમેશ ત્રિજાને નુકસાન પહોંચાડવાની કે કાવાદાવાની કે ખટપટની કે એવી વાત એટલે ખાનગી વાત એવો તેનો અર્થ નથીજ. બે માણસેજ જાણવાનું હોય ને ત્રીજાને તેની સાથે લેવા દેવા ન હોય, તેમાં તેનું હિત ન હોય, અથવા તે જાણવાથી ત્રિજાને હાની હોય, અગર તે વાત ત્રિજાના હિતની હોય પણ તને જણાવવાથી અહિતની હોય, તેવી વાત ત્રીજા પૂરતી ખાનગી ગણી શકાય. તેવી વાત ખાનગી પણે જ થવી જોઇએ. દરેક ધંધામાં એવી વાતો છે જ કે જે ત્રીજાને જણાવવાની નજ હોય. દરદીઓ દાક્તર પાસે પોતાની વાત કરી જાય તે ખાનગીપણેજ થાય ને ખાનગી રાખવીજ જોઇએ. એવી એ ધંધાની સભ્યતા છે. કોઇએ અન્યને કોઇ વાત વિશ્વાસથી કીધી હોય તો તે વાત પણ ખાનગીજ છે. નિર્દોષમાં નિર્દોષ વાત પણ એને માટે કે બેની વચ્ચે હોય તો તે ખાનગીજ છે. ઠીક રીતે તેની મા જીવનની અગત્યની વાતો ખાનગીમાંજ કહી શકે. ગૃહપતિઓએ છાત્રોને ખાનગીમાંજ બોલાવવા જોઇએ. દરેક કાર્યવાહકને પોતાના કાર્ય પ્રબંધે કામદારો સાથે કામ પૂરતી ખાનગી વાત કરવાનીજ હોય છે. આમ અનેક વખતે અનેક પ્રકારની વાતો ખાનગી હોય છે ને બેશક તે ખાનગીપણેજ કરવી જોઇએ. જેમ જ્યાં સામા પક્ષને જણાવવું એજ ધર્મ હોય ત્યાં ખાનગી રાખવું એ પાપ છે તેમજ જ્યાં બેથી ત્રીજા માણસે ન જાણવાની વાત હોય ત્યાં ત્રીજાને જણાવવામાં કે ત્રીજો જાણે એમ વાત કરવામાં પાપ છે. બાળકોને એટલો સામાજીક આચાર શીખવવો ઘટે. જ્યારે ઉપરના પ્રકારની કોઇ પણ વાત હોય ત્યારે આપણે તેને કહેવું કે "આ વાત ખાનગી છે. જરા બહાર જાઓ." બાળકને આપણે જુદી જુદી રીતે ખાનગી વાત એટલે કેવી વાત એનો અનુભવ આપવો જોઇએ. તેના પોતાના અંગત પ્રશ્નો તેની સાથે ચર્ચતી વખતે ' આ વાત ખાનગી છે; બીજાને જણાવવા જેવી નથી, તેને પોતાનેજ કામની છે' એમ કહી ખાનગી વાતનું સ્વરૂપ જણાવી શકીએ. ઘરમાં એવા ઘણા પ્રસંગો બને છે કે જેમાંથી ખાનગી વાત કઇ ને જાહેર કઇ તેની સમજણ બાળકને આપવાની તક લઇ શકીએ. બાળકને એટલો ખ્યાલ આપ્યા પછી તેને કહેવાય કે જુઓ "બીજાની વાત આપણને જરૂરી નથી. તેને પોતાનેજ કામની છે; માટે તે સાંભળવાની આપણને દરકાર ન હોવી જોઇએ ને છતાં આપણે ઘણીવાર કાન માંડીએ છીએ. ચોર પેઠે લપાઇને કે છુપાઇને વાત સાંભળીએ છીએ. એ સારૂં નથી. એમાં સભ્યતા નથી. એ ખાનદાની ન કહેવાય. એ ખાનદાનનું બાળક ન કરે. જેમ આપણે ખાનગી વાત હોય છે તેમ બીજાને પણ હોય છે. જો આપણી વાત બધા જાણે એમ ઇચ્છતા ન હોઇએ તો બીજાની વાત જાણવાની ઇચ્છા કરવી તે અયોગ્યજ છે. "

દુનિયાની ઘણી વાતો ખાનગી રહે છે. કારણ કે જો તે બહાર પડે તો તેમાંથી જોખમ ઉભું થાય છે. ઘણીવાર તેવી વાતો લોકોએવાંને સરત કરવી પડે છે. અગરતો બીજી ગંદકીઓ વેઠવી પડે છે જો બહારનો લોક ભય ન હોય તો ઘણી વાતો બહાર પડે ને તેનાથી ઘણાઓને ઘણું કીમતી એવું જ્ઞાન મળે. લોકભયને લીધે ઘણું મહામૂલ્ય એવું સાહિત્ય પણ છુપું રહે છે પરંતુ વાત ખાનગી રાખવાનું આ એક કારણ છે. વળી માત્ર બહારના ભયને લીધેજ વાતો ખાનગી રાખવી પડે છે તેમ નથી. બહારનો ભય ન હોય તો પણ કેટલીએક વાતો એવી પવિત્ર છે, એટલા બધા મહત્વની છે, એટલા ઉંડા હરવની છે કે તેના જેઓ અધિકારી નહોય તેઓ તે ન જ જાણે તે માટેજ તેને ખાનગી રાખવી જોઇએ. આ ન્યાયે ઘણીવાર મોટાઓના જીવન પરત્વે સાવ નિર્દોષ અને અતિ ભવ્ય વાતો પણ બાળકોથી ગુપ્ત રાખીએ છીએ અને રાખવીજ જોઇએ. એમાં બાળકોનું કશું અપમાન નથી. એમાં એનાથી કશી ચોરી પણ નથી. એમાં ખોટા દાખલાઓ પાડવા જેવુ પણ નથી આમજ જીવનના બધા વિભાગોમા રક્ષણ કરવા યોગ્ય ઘણું છે કે જે બાળકો આગળ ખુલ્લું મૂકી ન શકાય.

બાળકોને પણ જીવન છે. તેમને ખાનગી વાતો હોય છે. તેઓ આપણાથી ગલીચ કે ગંદી વાતો છાની છપની કરે છે. કારણ કે તેઓ જાણે છે કે જો તેની ખબર આપણને મોટાઓને પડશે તો આપણે તેને વઢશું અગર મારશું. જો આપણે બાળકોનો વિશ્વાસ મેળવી શકીએ, જો આપણે આવી વાત નજ થાય કરીશ તો માર મારીશ, વગેરે કહીને તેને ખાનગી તરફ દોરીએ નહિ તો તે તેઓ આપણી સાથે ઘણી ઘણી વાતો સાફ સાફ કરશે. જ્યાં સુધી બાળકોને મન તેની વાતો સાવ નિર્દોષ છે, કરવા જેવી છે, ન ઢાંકવા જેવી છે, ત્યાં સુધી આપણે તેને ગુપ્ત કરવા જેવી ન બનાવીએ.એમાં આપણી શરમ કે અશ્લીલતા ન ભાળીએ. આ વાતો બાદ કરીએ તો પણ બીજી ઘણી વાતો છે કે જે બાળકો એકાંતમાં ગુપ્ત પણે કરવા માગે છે તો તેમાં તેઓ વાતને ઢાંકવા માગે છે એવું નથી હોતું. કેટલાએક બાળકો એવા શરમાળ એટલે મોસંતા હોય છે કે તેઓ કહેવા જેવી વાતો પણ આપણી આગળ કહી શકતા નથી અથવા ખાસ સંતાડયા કરે છે. કેટલાએક નાજુક પ્રકૃતિના બાળકો જેમ પોતાનું નામ કામ વગેરે અન્યથી ઢાંકે છે તેમજ તે પોતાની વાતો પણ છુપાવે છે. *આવા બાળકો વાતસંતા કહેવાય.* જરાક ઉત્સાહ આપી આપણે તેને આપણી પાસે લઇશું તો તેઓ પોતાની બધી વાત આપણને કહેશે. અપરિચયને લીધે પણ બાળકો આપણાથી પોતાની વાતો ખાનગી રાખે છે. ઘણીવાર આપણી બાળકોની વાતો તરફની બેકદર પણ તેમને આપણાથી દૂર રાખે છે. ઘણીવાર વાત કહેવાનો પ્રસંગજ આવ્યો હોતો નથી તેથી વાત મનમાંને મનમાં પડી રહે છે ને ખાનગી રહ્યાનો દેખાવ થાય છે. ઘણીવાર ઉઘાડા દીલથી વાત કહેનાર બાળકને આપણે પાછું પાડેલું હોય છે તેથી પણ તે વખતથી તે આપણાથી ખાનગી રહે છે. *બાળકમાં આ બધી* વાતો આપણે ઉદારતાથી ચલવવી જોઇએ. તેની ખાનગી વાતો માટે સન્માન રાખવું જોઇએ. તેમાં વચ્ચે ન પડતાં તેનું પાવિત્ર્ય ગંભીરતાથી સ્વીકારવું જોઇએ જો આપણે બાળકોની વાતો જાણવા આપણું વર્તન છુપી પોલીસ જેવું નાહ રાખીએ ને તેમને ખાનગી વાત કરવાની છુટી આપશું તો આપણને જાણવા જેવું તેઓ આપણને ઉઘાડે દિલે કહેશેજ. તેઓ ખાનગી અખાનગી વચ્ચેનો ભેદ સમજશેજ. તેઓ આપણી ખાનગી વાતને પણ માન આપશેજ ને કાન માંડીને સાંભળવાનું મન કરશે નહિ.

ગિ૦

# છોકરાંઓને કાન છે.

બહારથી કોઇ બેસવા આવ્યું હોય ને નવું સવું હોય તો આપણે સૌ તેની હાજરીમાં વિચારીને બોલીએ છીએ. આમ બોલીશ તો આમ દેખાશે, આમ બોલીશ તો આવો અર્થ થશે, વગેરે વિચારો આપણી વાણીને નિયંત્રિત રાખે છે. આપણે કોઇને ત્યાં ગયા હોઇએ તો ત્યાં પણ આપણે ઉપરનાજ ધોરણે વર્તીએ છીએ.

જ્યારે આપણે આપણા મિત્રો અને કુટુંબકબીલા વચ્ચે હોઇએ છીએ ત્યારે વળી આપણું વર્તન બીજા પ્રકારનું થાય છે. આપણે છુટથી બોલીએ છીએ, ઉપરની શિષ્ટતાં ને સામાનું સન્માન કરવાનો સામાજીક વિચાર મિત્રો પરત્વે ઓછો રહે છે ને તેથી ઘણી વાતો એવી થઇ જાય છે કે જે બહારના માણસો સાંભળવાને તૈયાર ન હોય અથવા સાંભળીને જરા ચમકે. ગમ્મત રમતની, મશ્કરી ઠઠ્ઠાની કેટલાએક પ્રકારની વાતો આવે વખતે સહજ હોય છે ને તે કોઇને અયોગ્ય લાગતી નથી.

મંડળીનું વર્તુળ આથીએ ટુંકું કરીએ તો ઘરનાં માણસો રહે. તેઓ વચ્ચે તો ઘણી ઘણી જાતની વાતો ચાલે છે. તેમને બીજાઓ શું ધારશે તેની ચિંતા વાત કરતી વખતે ઓછી હોય છે. તેઓ મોટે ભાગે બીજાંઓની વાત કરતાં હોય છે. બહારનું બંધન ઓછામાં ઓછું હોવાથી તેઓ વધારેમાં વધારે છુટાં થાય છે.તેમની વાણી ઘણીવાર શિષ્ટતાની પરવા નથી રાખતી. આથી તેઓ ઘણે ખરે ભાગે જેવાં હોય છે તેવાંજ વાણીમાં દેખાય છે.

ઘરનાં માણસોમાંથીએ જ્યારે મોટાં બાળકો અને બીજાં નાનાં મોટાં દૂર હોય છે ત્યારે સ્ત્રી પુરૂષની વાણીનું સ્વરૂપ જુદા પ્રકારનું લે છે. આ વખતે તેઓ પોતાની ખરી ખાનદાની કે જંગલીપણું વાણીદ્વારા પણ પ્રગટ કરે છે. આ વખતે તેમને કોઇની ભીતિ નથી. તેમને 'આમ કહેવાશે' તેનો વિચાર સરખો પણ નથી તેઓ મનગમતું મનમાં આવતું ફેંકે છે. અતિ મીઠી વાણી પણ આ એકાંતને પ્રસંગે વપરાય છે ને કડવામાં કડવી વાણીને માટે પણ આજ પ્રસંગ છે.

આ બધા પ્રસંગોએ આપણાં બાળકો તો આપણી આસપાસ હોયજ છે. બાળક આપણી સાથે રહે છે. તે મનુષ્ય પ્રાણી છે. તેને કાન અને સાન બન્ને છે. તે આપણને બધો વખત જુએ છે ને જાણે છે. સંગતિથી તેના પર આપણી છાપ પડે છે.

હવે જ્યારે બાળક જુદા જુદા પ્રસંગે આપણને જુદી જુદી રીતે બોલતું સાંભળે છે ત્યારે પ્રથમ તો તે ભારે મુંઝવણમાં પડે છે. હમણાજ ઘરમાં બા, બાપા બધનાં હતાં. હમણાજ બહારથી બીજાં આવ્યાં એટલે હેતથી વાત કરતાં હોય તેવાં દેખાવા લાગ્યાં ને તેવી વાતો કરવા લાગ્યાં. હમણા પિતાશ્રીને શોભે એવી વાણી તેમણે ન વાપરી. નોકર ઉપર ક્રોધ કરતા હતા પણ આ પેલા ભાઇ મળવા આવ્યા ત્યારે તો અત્યંત શાંતિથી આવનાર તેના ઉપર ગુસ્સે થવાય એવી વાત કરતો હતો છતાં પણ સાંભળતા હતા ને કશું પણ બોલ્યા નહિ. વિદ્યાર્થીઓ આગળ બાપા એક શબ્દ વધારે ઘટાડે બોલતા નથી, તેમની સાથે હસે છે, તે પણ માપીને કે તોળીને અને આ મારા ફલાણા કાકા ને ફલાણા મામા આવે છે ત્યારે તો બોલ બોલ કરે છે, ખડખડ હસે છે -- મા, હમણાજ નાની કોઇને ઘરમાં ગાળો દેતી હતી ને તે આવ્યાં ત્યાં તો 'આવ્યા બા' કહીને ઉભી થઇને ચાકળો નાખી દીધો.

પાડોશીની દીકરી એકલી ઘરમાં આવે છે તો બા કે બાપા કહે છે " ચાલી જા, અહિં કેમ આવી અત્યારમાં. આ ઉઠીને આવીજ છો. કાંઇ કામ બામ છે કે ? " પણ જો તે એની બા સાથે આવે છે તો કાકા કહેશે " અલી ચંપી, અત્યારમાં કયાંથી ? વહેલી ઉઠતી લાગે છે ? લે આવ તને કંઇક આપું. રોજ વહેલી આવતી હોય તો ટપુની સાથે તનેય કંઇક મળે ના. " બા અને બાપા, કાકા ને મામા, રામજીભાઇ ને દામજીભાઇ સૌ વારે વારે જુદે જુદે વખતે કેવુંય જુદું જુદું બોલે છે. બાળક નજરો નજર ભાળે છે ને કાનો કાન સાંભળે છે. તે વિચારે છે આમ કેમ ?

ધીરે ધીરે બાળક પલોટાઇ જાય છે. તે પણ ઘણા વેશો ધારણ કરવાનું શીખતું જાય છે. જુદા જુદા માણસો પ્રમાણે જુદા જુદા વેશ કરતું જાય છે. મોટાંઓના વિસંવાદી જીવનમાંથી તે વિસંવાદનો, દંભનો, ઉપરની શિષ્ટતાનો, અંદરના અપ્રમાણીકપણાનો પાઠ લે છે. પરિણામ જેવાં આપણે છીએ, જેવો આપણો વ્યવહાર છે, જે આપણી સ્થિતિ છે તે બધું આપણે તેને આપીએ છીએ. અથવા વધારે ખરું તો બાળક તેનો વારસ બને છે. આપણે આ બાબતમાં શું કરી શકીએ ? આપણે જીવનમાં એક રંગ, એક રૂપ, એકતાના,સંવાદને યોગ્ય અને સાચુ સ્થાન આપીશું કે બાળકોને કાન સાન છે માટે તેનાથી બધું જ છાનુંજ કરીશું ? આપણે ધીમે ધીમે ગમે ત્યારે કરીએ ને જીવનનો આ પ્રશ્ન ઉકેલીએ. પરંતુ ત્યાં સુધી આપણે એટલું યાદ રાખીએ કે

" છોકરાંઓને કાન છે. "

ગિ૦

---

## ઢીંગલીની રમત.

છોકરાઓનાં રમકડામાં જેમ દડો અને ભમરડો સર્વદેશીય અને સર્વકાળના રમકડા છે તેમજ છોકરીઓનાં રમકડામાં ઢીંગલીનું સ્થાન છે.

અવલોકન ઉપરથી એમ લાગે છે કે બાળક માત્રમાં વાત્સલ્યની ઉપજત બુદ્ધિ છે. બાળક સાધારણ સમજણું થાય છે ત્યારે જેમ માત-પિતા કે બીજાના ખોળામાં માથું મૂકીને બીજાના વ્હાલનું સાધન બનવું બાળકને ગમે છે તેમજ બીજાને ખોળામાં સુવરાવવું. હાલરડું ગાવું, તેને બચી બરી વગેરે ક્રિયાઓ કરવી પણ તેને ગમે છે. એમ કરવામાં કોઇ વખતે માત્ર મોટાંઓ તેના ઉપર કે તેના પ્રત્યે જે જે કરે છે તે બધી ક્રિયાઓનું પુનરાવર્તન હોય છે તો કોઇ વાર તેનામાં સાચે સાચી વાત્સલ્યવૃત્તિ પણ હોય છે.

આ વૃત્તિને અનુસરીને બાળક ઘરનાં માણસોને પોતાનું વ્હાલ ઠાલવવાનું સ્થાન કરવા જાય છે. પરંતુ તે હમેશ તેના હાથમાં આવતાં નથી ત્યારે તે ગમે તે નિર્જીવ વસ્તુને 'બાળક' કલ્પીને તેની સાથે રમતાં દેખાય છે. એ ઉપરથી જ લોકોને ઢીંગલીઓ ને બાવલાં બનાવવાનું સુઝયું હશે.

ઢીંગલી કે બાવલું લઇને રમવાની ઇચ્છા છોકરીઓની જેમ છોકરાઓ પણ બતાવે છે. પણ આપણી સમાજમાં મળતી. "છોકરાઓથી ઢીંગલી ઢીંગલી ન રમાય " તું છોડી છોકે ! " " તું બાવલો છો " વગેરે શીખામણથી છોકરાઓને ઢીંગલીની રમત મળતી નથી. જ્યાં ઘરનાં માણસો બહુ વાંધો ન લેતાં હોય ત્યાં ઘણા છોકરાઓ બેનની ઢીંગલીની રમતમાં જોડાઇ જાય છે પણ ખરા.

જેને ઢીંગલીની પરંપરાથી ચાલતી આવેલી રમતની ખબર હોતી નથી એવા બાળકના હાથમાં આપણે ઢીંગલી મૂકીને તેની રમત અવલોકશું તો દેખાય છે કે સામાન્યતઃ બાળક પોતાની મા કે બાપનો ભાગ તેની પ્રત્યે ભજવે છે. તેને વહાલથી પંપાળે છે, સુવરાવે છે, બચી ભરે છે, ને વઢે મારે પણ છે. ઢીંગલી એટલે 'બાળક' એવો આરોપિત અર્થ કોઇ કોઇ બાળક પરત્વે બહુ ચોખ્ખો ને કાયમને માટે રહે છે. એટલે કે બાળક ઢીંગલીને હમેશને માટે બાળક તરીકેજ સાચવે છે. તે પડી જાય કે ભાંગી તૂટી જાય તો તેને ગમતું નથી. કેટલાંએક બાળક પરત્વે એ વૃત્તિ થોડીવારની હોય છે. એક ક્ષણે તે તેને પંપાળશે ને બીજી ક્ષણે તેને તંગડી પકડીને ફેંકી પણ દેશે. તે ગમે ત્યાં ને ગમે તેમ પડી હોય તો તેની ઉપર લાગણીની બહુ અસર થતી નથી.

ઢીંગલીની રમત પરત્વે બીજું એમ પણ દેખાય છે કે કેટલાંએક બાળકોને તે ખરેખર અંદરથી પ્રિય હોય છે ને કેટલાંએકનો શોખ માત્ર ઉપર ઉપરનોજ હોય છે. એક બે વર્ષની ને એક ત્રણ વર્ષની બાલિકાઓ-સામાજિક વલણથી મુક્ત-એક પ્રદર્શન જોવા ગઇ હતી. બે વર્ષની બાલિકાએ બાવલું લેવાની હઠ લીધી. જ્યારે ત્રણ વર્ષની બાલિકાએ મોતીના તોરણો ને એવી બીજી ચકચકિત વસ્તુઓ જોઇ. ઘરમાં પણ પેલી બે વર્ષની છોકરીમાં બાબલાને રમાડવાની વૃત્તિ ચોખ્ખી દેખાતી હતી. બે ભેગી થાય ત્યારે એક બીજાની રમતો રમવા ચડી જતી છતાં વલણ સ્પષ્ટ હતુ. સારાંશ કે સામાજિક વલણ એટલેકે બીજી છોકરીઓને રમતાં જોઇને કેટલીએકમાં ઢીંગલીથી રમવાની ઇચ્છા થાય છે ને કેટલીએકમાં આ જાતની રમતનું સ્વાભાવિક વલણ પુષ્કળ ને કેવળ નૈસર્ગિક દેખાય છે.

આજની ઢીંગલીની રમતમાં સામાજીક તત્વો પુષ્કળ દાખલ થયાં છે. મા દિકરીને ઢીંગલીની રમત રીતસર શીખડાવે છે ને દીકરી પોતાની બાના સંસારનું નાટક કરી કરીને પોતાના સંસારનો પાયો નાખે છે. ઢીંગલીની આસપાસ માબાપ ભાઇબેન આદિ બધાં તત્વો દિકરી ગોઠવે છે અને મા ઘરનાં માણસોની સાથે જેમ વર્તન કરતી હોય તે બધું તે પોતાની ઘોલકીમાં ભજવે છે. ને ફરી ફરીથી તેનાં આવર્તનો કરી આંકની જેમ પાકા કરે છે. છોકરાને ઉંઘમાંથી ઉઠાડીને પુછીએ કે ચાર સાત કેટલા તો તે જેમ કહી શકે છે તેમજ દીકરીને પૂછીએ કે જેઠાણી સાથે કેમ વર્તીશ, દેરાણીને કેમ કામે લગાડીશ, પોતાના છોકરાને કેમ રાખીશ ને બીજાનાને કેમ રાખીશ તો દરેકે દરે[illegible] પલાખાના જવાબો એક પણ ભૂલ કર્યા વગર તે આપશે. કેમકે તેનાં સ્વયંસ્ફુર્તિથી કેટલીય વાર આવર્તનો થઇ ગએલાં હોય છે

ઘણીવાર ઢીંગલીની રમતમાં બાળકે પુષ્કળ ગંદા તત્વો દાખલ કરે છે. તેમનું જેવુ વાતાવરણ હોય છે તેવું આબેહુબ તેઓ રમતમાં બતાવે છે.

ઢીંગલા ઢીંગલીનાં લગ્ન કરીને લગ્ન પ્રસંગના બધા સારા નરસા તત્વોના પાઠ પણ બાળકો લે છે. ઘણી વાર મોટા માણસો પણ એવા લગ્ન પ્રસંગમાં ભળે છે ને તેને બગાડવામાં ખામીજ રાખતા નથી. એક વા[illegible] આવી રમત ઢીંગલીના લગ્નથી શરૂ થઇ [illegible] તેની સુવાવડ સુધી ચાલી. તેમાં મોટો ભા[illegible] મોટાએ ભજવ્યો હતો. અર્થાત બાળકો આવ[illegible] પ્રસંગોનું માત્ર બાહ્ય દર્શી વાતોનું નાટ[illegible] કરે છે જ્યારે મોટાંઓ અંદર ભળીને તેમ ઉંડી અશ્લીલતા લાવે છે.

ઢીંગલીની રમતની આ પ્રકારની સામાજિક બાજુ તો બનતી ત્વરાએ બંધ કરવ[illegible]

જોઇએ અથવા તેને નિર્દોષ સ્વરૂપમાં ફેરવવી જોઇએ. આજની કિંડર ગાર્ડન શાળાઓ અને પાશ્ચાત્ય વિચારક માબાપો આ તરફ વળ્યાં છે. ઢીંગલીની પ્રચલિત રમત એકાએક ભૂલી જવી મુશ્કેલ છે. બાળકો એક બીજાનું જોઇને અને કેટલેક અંશે પોતાની હોંશથી ઢીંગલી માગ્યા કરે છે ને તેને લઇને કાંઇ ને કાંઇ રમેજ છે. માટે ન છુટકે તેમને તે આપીને તેને શક્ય તેટલી નિર્દોષ રમતમાં ફેરવવી એ વાત જુદી છે ને શિક્ષણ પદ્ધતિએ તેને વિકાસનું સાધન ગણી તેને શાળામાં દાખલ કરવી, તેની રમતો ઉપર ચોપડીઓ રચવી, અને તેને શિક્ષણના ઉત્તમ સાધન તરીકે પ્રતિષ્ઠા આપવી એ વાત જુદી છે. જ્યારે તેને શિક્ષણનું સાધન ગણવામાં આવે છે ત્યારે ખરી રીતે તેને ઉત્તેજક તરીકે વાપરીને છોકરીઓને શીવવા ભરવાનું ને બીજાં ઘર-ગથ્થુ કામો શીખવવાનો પ્રબંધ કરવામાં આવે છે. આ કામો સ્વતઃ રસ આપનારાં હોઇ શકેજ નહિ, તેને કાંઇક ફોસલામણથીજ દાખલ કરવા જોઇએ એમ માનીનેજ આ જાતનો પ્રબંધ રચવામાં આવે છે. પણ આમાં તો ઢીંગલીની રમતેય પૂરી રમાતી નથી ને ઘરગથ્થુ કામો પણ બરાબર શીખાતાં નથી. ઢીંગલીની રમતનો વિચાર અને ઘરગથ્થુ કામોનો વિચાર જુદા પાડીનેજ બન્ને પ્રશ્નનો ઉકેલ આવી શકે.

હવે ઢીંગલીની રમતને સમાજે આપેલું સ્વરૂપ છોડી દઇને તેમજ શાળાએ આપેલું સ્વરૂપ પણ છોડી દઇને તેને તેના શુદ્ધ સ્વરૂપમાં વિચારીએ.

સમાજ કે બીજા કોઇ પણ વિચારથી અસ્પૃષ્ટ એવી રમત તો નાનું બાળક જ્યારે પ્રથમ એની મેળે ગમે તે માણસને અથવા વસ્તુને પોતાના બાળક તરીકે રમાડે છે ત્યાં જોઇ શકાય છે. એવાં બાળકોને આપણે તેમના પથરા કે ઓશીકાને બદલે બાવલું આપીએ ને જોઇએ કે તે તેની સાથે કેવી રીતે રમે છે તો જોઈ શકાશે કે તે તેના ઉપર વાત્સલ્ય ઢાલવવાનો પ્રયત્ન કરે છે. કોઇવાર તે ખરો ભાવ રમતમાં રેડે છે, તો કોઇવાર તે માત્ર બાહ્ય હાવભાવ ને ક્રિયાજ જાણે શીખતું હોય, જાણે બાની જેમ કરીને બાળક ઉછેરવાનો કારીગરી વિભાગ શીખતું હોય એમ દેખાય છે.

વાત્સલ્ય વૃત્તિ ખરેખર પોષવા જેવી વસ્તુ છે. પરંતુ ઢીંગલીનું સાધન તેને માટે બહુ યોગ્ય નથી. એક તો એ નિર્જીવ હોવાથી તેના ઉપરની ક્રિયામાં રમતપણું અથવા ખોટાપણું હોય છે. અથવા બાળક કલ્પનામાં બહુ તરંગી બની તેનું ખોટાપણું ભુલી જાય તો તે તંદુરસ્ત રમત રહેતી નથી. આવું તરંગીપણું તો ગાંડપણમાં જ પરિણમે ને ખોટાપણું ન ભુલે તો ખરા વાત્સલ્યભાવને બહુ અવકાશ રહેતો નથી. એ તો માત્ર રમત થાય છે.

વાત્સલ્ય ભાવ ખીલવવા માટે મૂળ તો જે વસ્તુ ઉપર તે ઢાલવવાનો છે તેની પ્રત્યે ખરો ભાવ ઉત્પન્ન થવો જોઇએ. તેને સાચવવાની, જતન કરવાની, તેનું પાલન પોષણ કરવાની જરૂર ઉભી થવી જોઇએ. બીજું સામેથી તે વસ્તુ ભાવનો પ્રત્યુત્તર અમુક અંશે પણ આપવા સમર્થ હોવી જોઇએ. બે હૃદયના મીલનમાંથી, એકતારતામાંથી પ્રેમ ઉપજે છે.

બાળક ઢીંગલીને થોડો વખત સાચવે છે. કાચની હોય તો જરા વધારે સાચવવી પડે છે ને ચુગડા લાકડાની હોય તો તો સાચવવાની જરૂરજ હોતી નથી. બાળક ઢીંગલીને સાચવે કરે તો પણ સાચું બાળક-નાની બેન કે ભાઇ-સાચવવું ને ઢીંગલીને સાચવવી એમાં કેટલોય તફાવત પડે છે. તેને બદલે નાનો છોડ હોય કે જેને પાણી પાવાથી તે વધે ફૂલે ફાલે અગર કુતરાં બિલાડાંનાં બચ્ચાં હોય

તો તેમાં પણ તફાવત પડે. કેમકે આ ત્રણે, બાળક, ગલુડીયું કે છોડ અંદરથી વિકસતી વસ્તુઓ છે ને બાળકને સામેથી પ્રત્યુત્તર આપવાની તેમનામાં શકિત છે. આ પ્રકારનાં જીવંત રમકડામાં બાળકને સાચે સાચ જેટલું સાચવવું પડે તેટલું નિર્જીવ ઢીંગલીને કદાપિ સાચવવું પડે નહિ. માટે વાત્સલ્ય ભાવ ખીલવવા ઢીંગલી કામ આપી શકે નહિ. તેને માટે નાનાં ભાઇ ભાંડુઓને રમાડવાં સાચવવાં એજ સારૂં છે. ગલુડિયું કે પોપટ મેના જેવાનો પ્રાણિ ઉછેર ને ઝાડ વનસ્પતિનો ઉછેર પણ ઉપયોગી છે. પ્રાણિ ને વનસ્પતિમાં બાળક વધારે ભાગ લઇ શકે. વધારે જવાબદારી રાખી શકે. પોતાની ગફલતનું કેવું ભયંકર પરિણામ આવશે એની પણ તેઓ કલ્પના કરી શકે છે અને સાચી લાગણીને લીધે આવું પરિણામ કદાપિ ન આવવા દઇએ એવી સંભાળ તે રાખી શકે છે. પોતાના પાળેલા કુત્રાને રોટલીનો કટકો નાખવાનું કે હાથે વાવેલા ઝાડને પાણી પાવાનું બાળકો બનતા સુધી ભૂલતાં નથી. આ દૃષ્ટિએ ઢીંગલીની રમત આખર રમતજ રહે છે. તેને સાચાપણું આવવાનું નથી. સ્વતઃ ઢીંગલીની સાથે વધારે સાચો પ્રેમ સંબંધ થવાની અશકયતાને લીધેજ બાળકો કાં તો તરંગમાં જઇને ઢીંગલીને સાંમે રાખીને પોતાની તરંગી દુનિયામાં જીવે છે, કાંતો ઘણી છોકરીઓ ભેગી થઇ ઢીંગલીને નિમિત્ત કરી સમાજ જીવનનું નાટક કરેછે. અર્થાત વાત્સલ્યભાવને તેમાંથી સાચું પોષણું મળતું નથી ને તેથી એ દિશામાંથી રમત ખસીને બીજું રૂપ લે છે.

તરંગ કે નાટક બન્ને અમુક હદમાં છે ત્યાં સુધી વાંધો ન લઇએ પણ આ બન્ને વસ્તુમાં વિકૃતિ પામવાનો સ્વભાવ છે. તરંગ બાળકની કલ્પના શકિત ખીલવતા નથી પણ બાળકને ખોટી દુનિયાને હિંમતથી સ્વીકારી લેવાને બદલે તેનાથી ભાગવાનો રસ્તો બતાવે છે. છોકરીઓ ઘણીવાર ઢીંગલીમાં અમુક પ્રકારની બેનપણી કલ્પેછે. સાચી બેનપણી હમેશ એની ઇચ્છા પ્રમાણે વર્તતી નથી પણ ઢીંગલીમાં કલ્પેલી બેનપણી જેમ નવલકથામાં કલ્પેલા સ્ત્રી પુરૂષ હમેશ સૌન્દર્યની ને ગુણોની ખાણજ હોય છે, તેમનું સંસાર જીવન તો હમેશ રસરંગથીજ ઓતપ્રોત હોય છે, તેમની આગળ બનતાં સુધી કાલે શું ખાશું કે બેન માંદી પડી છે એના ડૉકટરનું બીલ કયાંથી દેશું એની ચિંતા હોતી નથી, તેમ આ ઢીંગલી બેનપણી બેનની સાથે બહુજ પ્રેમથી રહે છે, એની સાથે મતભેદ થતોજ નથી. થાય તો પણ તે હમેશ બેનના કહેવા પ્રમાણે કરવા તૈયાર હોય છે. આ જાતના અનેક તરંગોમાં બાળકો જાય છે ને દિવસે દિવસે મનની નબળાઇ કેળવે છે. તેનાથી ચેતતા રહેવાનું છે. તરંગ અમુક હદ સુધીજ ચલવી લેવા જેવી વસ્તુ છે. ખાવાપીવાની અતૃપ્તિ ભોગવનારાં બાળકો ઢીંગલીના મોટાં મોટાં જમણો કરી તેમાં લાડુ મેસુબ ને મોહનથાળના મોટાં મોટાં બટકાં (પથરા કે નળીઆના કટકા) પીરસીને જમે છે. એટલે બાળકો આ રીતે પોતાની દબાવેલી વૃત્તિને છૂટી કરી લે છે ને તેમ તેઓભલે કરે. પણ આવે પ્રસંગે બાળકનું અવલોકન કરનારનું કર્તવ્ય તો એજ છે કે ખાવાની અતૃપ્તિ કે જે બાળકને પેટ પૂરતું પણ ન મળવાથી હોય તે પ્રથમ તેને પૂરતો રોટલો મળે એમ તો કરવુંજ જોઇએ. એટલું થયા પછી જે અતૃપ્તિ રહે તેનેજ પોષવાને બદલે બાળક બીજા સર્જનાત્મક કામમાં પરોવાઇ અતૃપ્તિને છોડી દે એમ થવાની જરૂર છે. ખાવા પીવાની અતૃપ્તિ બાળકને રાંધવા પીરસવામાં ભાગ લેવા દેવાથી ઘણીવાર સારૂં રૂપ લે છે. ચાર કેરી ખાઇને પણ તૃપ્ત ન થનાર બાળક કેરીની આખી ટોપલી પોતાના વાળામાં લઇ

બધાંને તે વહેંચી આપવાનું કામ કરવાંથી ખાવા તરફ બેદરકાર થઇ જાય છે. ઢીંગલીની ઘોલકીમાં પણ સાવ ખોટું ખોટું જમવા કરવાનું રાખવા કરતાં જેનું કાંઇ બની શકે એવું ખાવાનું આપીએ તો રમત વધારે સર્જનાત્મક બની શકે છે. જેમકે કાકડી કે એવું કાંઇ આપીએ કે જે સુધારીને તેમાં મીઠું મરચું નાખીને છોકરીઓ સહેલાઇથી કચુંબર બનાવી શકે. સાથેસાથે ગોળ વગેરે આપ્યા હોય તો તેમાંથી છોકરીઓ રોટલી પૂરી લાડવા વગેરે કાંઇક કાંઇક બનાવી શકે છે. આમ રમત કાંઇક સર્જનાત્મક બને છે. છોકરીઓ મોટી હોય તો સાચે સાચી શાકપુરી વગેરે પણ બનાવી શકે છે ને ઢીંગલીની ઘોલકી સામાજિક ઉજાણીમાં ફેરવાઇ જાય છે. ઘોલકીમાં જે સામાજિક નાટક થાય છે તેમાં વાંધા ભરેલું તો જે ભાગ મોટાંઓ ભજવે છે તે છે. મોટાંઓ બાળકોને રમતનું રૂઢ સ્વરૂપ ન આપે ને બાળકોને જેમ રમવું હોય તેમ રમવા દે તો બહુ વાંધો આવે નહિ બાળકો અંદર અંદર આસપાસની દુનિઆનું નાટક પણ કરશે પણ તેમાં તેઓ જેટલું સમજે છે તેટલું આવશે; અર્થાત્ બાળકો જેવા વાતાવરણમાં ઉછરતાં હોય તેનું પ્રતિબિંબ તેમની રમતોમાં દેખાશે. બાળકોની આની રમતોમાં જો ગંદા તત્ત્વો દાખલ થતાં દેખાય તો તે કયાંથી આવે છે તે શોધી કાઢી ઉપાય લેવો જોઇએ. ઘણીવાર શેરીના વાતાવરણમાંથી અનેક અનિષ્ટ તત્ત્વો દાખલ થાય છે. તેમની રમતમાં સામાજિક વ્યહારનો જે પડઘો પડે છે તેને માટે તો આપણે પોતાનેજ પૂછવું જોઇએ. ઘરમાં મોટાં માણસો એક બીજા પ્રત્યે અને બાળક પ્રત્યે જે રીતે વર્તે છે તેનું પ્રતિબિંબ બાળકની રમતમાં જોઇને આપણે સમજી લેવાનું છે. આપણે આપણું વર્તન સુધારશું એટ[illegible] બાળકની રમત સુધરવાની છે.

સારાંશ ઢીંગલીની રમત બહુ સારી [illegible] બાલવિકાસ પોષક છે એમ માનવાનું કાર[illegible] નથી; ઉલટું તેમાં બાલવિકાસને વિરોધ[illegible] એવાં ઘણાં તત્ત્વો છે.

ઢીંગલીની રમતને શિક્ષણમાં સ્થા[illegible] આપવાની જરાએ જરૂર નથી. બાળક આમ[illegible] શિવણ, રાંધવું કે પીરસવું વગેરે કામો ચોખ્ખ[illegible] કામનાં સ્વરૂપમાં આવી શકે છે ને તે બધ[illegible] બાળકને સ્વતઃ જ પ્રિય થઇ શકે છે. ઢીંગ[illegible] લીની રમતને રમત મટાડી શિક્ષણની પદ્ધતિ[illegible] કે સાધન બનાવી દેવા માગીએ ત્યારે રમતનું[illegible] કામ સરતું નથી અને શિક્ષણનુંયે થતું નથી.

છતાં બાળકો સ્વાભાવિક રીતે જ્યા[illegible] ઢીંગલી માગે છે કે ઢીંગલીની ઘોલકીની રમત રમવા મંડી પડે છે ત્યારે તે ખાસ રોકવા જેવીજ વસ્તુ માનીને રોકવાનીયે જરૂર નથી.

બાળકો તેમની મેળાયે જે પ્રકારની રમત તેમાંથી વિકસાવે તેનું અવલોકન કરવાનુંજ મોટાઓએ કરવું જોઇએ ને બને તો તે વધારે ક્રિયાત્મક; વધારે સર્જનાત્મક થાય એની દિશા બહુ વચ્ચે પડયા વગર આપી શકતા હોય તો તેટલું કરે. શિવાય ખાસ અટકાવવા જેવાં તત્ત્વો દાખલ થતાં દેખાય તો તેને અટકાવવા માટે પણ યોગ્ય ઉપાયો લેવા જોઇએ.

બાળકોને ઢીંગલીની રમત રમવા ઉત્તેજવા કે લલચાવવા કે ઉશકેરવા તો નજ જોઇએ. બાળક રમવા લાગે તો સામાન્ય નાટક મિશ્રિત રમત જેમ ગણીને તેનાથી બાકી જવાની કે તે અટકાવવા રોકવાની જરૂર નથી. માત્ર અવલોકનની જરૂર છે. રમત શકય તેટલી વિકાસ પોષક બને એમ કરવાની જરૂર છે.

તા૦

# સાંજની મોજે.

બાળ વિકાસમાં અને આનંદમાં આપણે માબાપો ઘણું કરી શકીએ. આપણે શિર ઘણી પ્રવૃત્તિઓનો બોજો છે છતાં દરેક સાંજે મા અને બાપ વાળુ કર્યા પછી બાળકોને કેટલીયે જાતની ગમ્મત રમત આપી શકે. એ માટે આપણામાં વિચાર જોઇએ. સાથે સાથે થોડીએક આવડત પણ જોઇએ.

વાર્તા આવી ગમ્મતનું એક સાધન છે. તે વિશે સામાન્ય રીતે આપણે જાણીએ છીએ તેથી અંહિ કહેવાનું નથી.

વળી ઘરમાં રમી શકાય તેવી નાની નાની રમતો જેવી કે 'ઉકડ સુકડ કેટલો ભાર, એક ઉતાર' 'અડકણુ દડકણુ દહીંના ટાંકા.' 'અવડક ચવડક દામાડુ.' 'માણુ મીઠું,' 'ચકલી ચોખા ખાંડે છે.' જરા મોટી રમતોમાં 'ગણુ ગણુઓગણી' 'છાન ગપતીયું ચાલ્યું જાય'.'ગોરી ગાનો વાછડો' વગેરે રમતો ઘરના આનંદમાં વધારો કરે છે.

બીજી કેટલીએક ગમ્મતો પણ છે. આપણે બાળકો પાસે તે વારંવાર મૂકીને બાળકને તેથી રમવાના આનંદનો લાભ આપી શકીએ.

કેટલી એક રમતો શરીરના જૂદા જૂદા ભાગોને, હાથના આંગળાંને, આંખનાં સ્નાયુઓને વગેરેને વ્યાયામ આપવા સાથે તેના સ્નાયુઓનો સમન્વય સાધનારી છે. નાનાં બાળકો આખા શરીરનો કયાં કયાં ને કેવી કેવી રીતે વ્યવહારમાં ઉપયોગ છે તેની જેમ શોધ કરે છે ને માહિતી મેળવે છે તેમજ હાથનાં આંગળાં, જીભ, આંખો વગેરે કેવી રીતે વળે, કેવા તેમાં આકારો થઇ શકે, તેની રમતો કેમ ચાલે તે પણ ઘણીવાર શોધે છે ને ઘણીવાર જાણીને ખુશી થાય છે. નાનાં બાળકોમાં આવી રમતો મોટાં બાળકો પાસેથી, ને મોટાં બાળકો પાસે તેનાથી મોટાં બાળકો પાસેથી,એમ વડીલો પાસેથી આ જાતની ગમ્મતો નાનાંઓ તરફ ઉતરતી ચાલી આવે છે. આવી રમતોમાં હાથકે આંગળાની રમતો,દોરીથી આકારો બનાવવાની ને એવી રમતો, જૂદાંજૂદાં આસનો કરવાની રમતો આવે છે. બે હાથના આંગળાંઓના આંકડા ભીડી બે હાથ વચ્ચે કાણું કરી તે કાણામાં માથું નાખવા કાઢવાની રમત ગમ્મત કરતાં ઘણાં બાળકોને આપણે જોયાં છે. ડાબો હાથ વાંસા પાછળ લઇ જઇ તેનાથી જમણા ડાબા પગના અંગુઠા પકડવાની મહેનત ઉકલવામાં કેટલાએ વખત બાળકો કાઢી નાખે છે. આંગળાઓની રમતોમાં દસે આંગળીઓ છેડેથી વાળીને તેની ગાયો કરવી, આંગળીઓથી ખાટલી કરવી, ગાય, બકરીનાં આંચળો કરવા, વીંછીડો, કાચબો, ડોશીનો કુવો, 'ધોબીડો ધુવે છે ખળ ખળ પાણી જાય છે,' કરવું, એ વગેરે આંગળાની જુદી જુદી ગોઠવણો કરવામાં બાળકને ઘણીજ મઝા આવે છે. છેક નાનું બાળક બે હાથ અવળા રાખી તેના અવળાં આંકડા ભીડતાં શીખતાં કલાકોના કલાકો ને દિવસો સુદ્ધાં કાઢી નાખે છે. ડોશીનો કુવો કરતાં શીખવા માટે તે જેને તેને બતાવીને કહે છે ને 'આમ રખાય ? આમ રખાય ?' એમ પૂછી પૂછીને થકવે છે. તેને એ રચનાનો ખ્યાલ લેતાં નજર અને વિચારનો ઉપયોગ કરવો પડે છે. ત્યાર પછી તે તેને સિદ્ધ કરવામાં આસપાસની પરિસ્થિતિને, ઘણીવાર ભાગ ખાવો કે બા પાસે જવાનું પણ ભુલી જાય છે. જ્યારે બાળક તેવું કરવાનું શીખી જાય છે ત્યારે તે 'બા, બા, મને ડાબલી કરતાં આવડી; બાપા, જુઓ તો મને કુવો કરતાં આવડ્યો!' એમ બા, બાપાની કને દોડયું જાય છે. પોતાને મહા મહેનતે આવડેલું બીજાં બાળકોને 'આમ કરીને,' 'અરે, આમ નહિને આમ,' 'બઇ, ઇ

તો આમ થાય ' એમ કહીને શીખવવાંમાં ખૂબ રસ લે છે. જે શુદ્ધ આનંદ તેને મળ્યો છે તે બીજાને આપવાનો તેને ઉત્સાહ અને ઉદારતા છે. તેને તેમાં માથાકૂટ નથી લાગતી. આવી રમતો, વખતે એક ઘરમાં શરૂ થઇ એટલે બાજુના ઘરોમાં, ત્યાંથી શેરીમાં અને ત્યાંથી શાળામાં તે આવી પહોંચે છે. ઘરમાં આનું મહત્વ નથી હોતું તો માબાપ કહેશે 'હવે મૂકને એ બધા ગાળા. એમાં શું વળવાનું છે.' શાળાના શિક્ષકને આની કદર નથી હોતી તો તે કહે છે ' કેમ, ગમ્મત એ હાથ સખના નથી રહેતા કે ? અદબ પલોંઠી.જો ચાળા કર્યા છે તો. આ આંકણી બાળી છે વગેરે. ' પણ આ રમતો નિર્દોષ છે, સ્વાભાવિક છે. કારણ કે તે વાટે બાળકો આનંદ સાથે આગળીઓના સ્નાયુઓનો સહકાર સધે છે ને સાથે સાથે ઝટ ઝટ ઉપર કહ્યા તેવા આકારો કરવાના કુશળતા મેળવે છે.

આપણે આવી નાની નાની રમતો બાળકોને ઘરમાં બેઠાં બેઠાં એક વાર બતાવીશું એટલે તેઓ તે ઝીલી લેશે ને તે શીખવા મંડશે ને શીખ્યા પછી કર્યાજ કરશે

ઉપરની આંગળીઓના રમતોમાં જેમ ગમ્મત સાથે સ્નાયુસહકાર છે તેમજ કેટલીએક ગમ્મતો એવી છે કે જેમાં એક જાતની આવડત સિદ્ધ કર્યા બરોબર બને છે. જેમકે ચપટી વગાડવી. તેમજ આંગળી વાળવી. તેમજ આંગળી ઉપર લાકડી ટેકવી તેને ન પડવા દેવી. એ એક સુંદર રમત ગમ્મત છે. આમાં બાળક એકાગ્રતાનો ઉંચો પ્રકાર સિદ્ધ કરવા તરફ જાય છે. બાળકને આંગળી ઉપરની લાકડી પડવા ન દેવા માટે લાકડીના બીજા ઉંચેના છેડા સામે ને સામેજ જોયા કરવું પડે છે ને ફરતી ફરતી લાકડીની સ્થિતિ પ્રમાણે શરીરને લઇ જવું પડે છે. આમાં અજાણપણે તે સમતોલતા કેળવે જાય છે. એકાગ્રતા અને સમતોલતાની કેળવણીમાં રમતનો આનંદ રહેલો છે. બાળકને એકવાર આ રસ્તો બતાવી દીધો એટલે તે દિવસો સુધી આ રમત ચલાવ્યા કરશે.

શરીરના સ્નાયુ સાથે જો એવી ઘરમાં કરી શકાય તેવી બીજી ગમ્મતોમાં આપણે દોરીની રમતો ગણાવી શકીએ. દોરીથી મોર પગલાં થાય, નાક કાપવાની, પગ વેરવાની, કુવા કરવાની, ને એવી રમતો રમાય. આમાં એક સાદી દોરી માત્રની જરૂર છે. એકવાર આપણે દોરીની રમતને માર્ગે બાળકોને ચડાવ્યાં એટલે તેમની નવું શીખવાની-હાથ કરવાની-વૃત્તિ એટલી બધી તીવ્ર હોય છે કે તેઓ તેની પાછળ પુષ્કળ વખત મંડ્યાજ રહે છે એક મોર પગલું સિદ્ધ કરવા માટે બાળક પચાસ નહિ પણ પાંચસો વાર દોરી ફરી ફરીને ગોઠવશે. ઘરમાં જતાં વળીને બાળકો બેઠા હોય ને મા કે બાપા દોરીની રમતો બતાવી રહ્યાં હોય ને બાળકો આતુરતાથી તે કેમ બને છે તે જોઇ રહ્યા હોય એ દસ્ય જોવા જેવું છે. પછીથી ઘરમાં બાળકો દોરીના આકારો બનાવવામાં કેવી ગમ્મતમાં પડે છે તે દસ્ય કેવળ સહજ લાગશે. દોરીની રમતોમા ગોઠવણની યુક્તિના વિચારમાં બુદ્ધિની ખીલાવટ છેજ. દોરીના આકારોમાં કળાકૃતિઓ તો દેખાયજ છે. દોરીથી વેરવાના અને નાક કાપવાની રમતમાં ગમ્મત અને જાદુ જેવું તો લાગેજ છે.

આપણે માબાપ તરીકે બાળકોને સાંજે, બીજી ગમ્મત રમતો પણ આપી શકીએ. એક ગમ્મત છાયા ચિત્રેની છે. આપણે ભીંત ઉપર (દીવાનું અજવાળું પડતું હોય ત્યાં) આપણી આંગળીઓ કે હાથથી આકારો બનાવી તેના પડછાયા પાડીએ. એમાં હરણ, શિયાળ, કુતરૂં, ઉંટ, એવા એવા ઘણા આકારો આબેહુબ પડછાયામાં પડે છે. બાળકોને તે

જોવાની રમુજ પડે છે. પછીથી તેઓ તે પ્રમાણે કરવાનું શીખી લે છે. સાંજે બત્તી થતાં વેંત આ વગર પૈસાનું મેજીકલેન્ટર્ન કે સિનેમા શરૂ થાય છે: છાયા ચિત્રોની ચોપડીમાં હાથથી અને કાગળના કે પૂંઠાના કટકાથી કેટલાયે આકારોના પડછાયા પાડવાની રીતો બતાવેલી છે. ઘરમાં આ ગમ્મત સુંદર છે. પૂંઠા કે કાગળના આકારો કરી તેના છાયા ચિત્રો પાડવામાં બાળકોને હાથ કારીગરીનો પરિચય થાય છે.

આવીજ રીતે સાંજની ગમ્મતોમાં કેટલી એક ઇંદ્રિયોની શક્તિની કસોટી રૂપ ગમ્મતો છે. કોઇ કોઈ અનુમાન કરવાની શક્તિની ગમ્મતો છે. બાળકો પડદા પાછળ રહી અવાજ કરે તે કોણ બોલ્યું તે ઓળખી કાઢવું, ઘરનાં જુનાં જૂનાં ઠામો અંધારામાં વગાડવા ને તેના નામો પારખવા, અંધારામાં મોં પર હાથ ફેરવી ચ્હેરાને પારખવા, અંધારામાં ચીજોને ઓળખવી, અંધારામાં જે દિશા તરફથી અવાજ આવતો હોય તે તરફ જવું, ઘડીયાળની પાછળ પાછળ પાટા બાંધી અવાજ પ્રમાણે ચાલવું, આંખે પાટા બાંધી મીણબત્તી ઓલવી નાખવી, આ જાતની રમતો નિર્દોષ ગમ્મતો છે. કોઇ વાર એક રમત બતાવાય, કોઇ વાર બીજી ચાલે. કોઇ વાર વળી ત્રીજી ઉપર ચડી જવાય: રોજ ઘરમાં કંઇને કંઇ રમતો ચાલે એટલે બાળકોને બારે ગમ્મત આવે.

ઘણી બોલવાની પણ કેટલીએક ગમ્મતોને દાખલ કરી શકાય. દરેક બાળકને 'ચ'ની', 'ઉંધા અક્ષર'ની,' 'અસ્મારે તસ્મારે'ની બોલી શીખવી ગમે છે. તેને એકવાર બતાવી એટલે તો તે તેના ઉપર તુટી પડે છે. નવી ભાષા શીખ્યા હોય તેમ બોલે છે. ખાનગી વાત કરવાનો આનંદ પણ લે છે. અને એમ 'ચ' વાપરીને કે 'અસ્મારે' વાપરીને મોઢાને ઠીક તાલીમ આપે છે.

વાણી પ્રયોગના વિનોદોની ગમ્મતો વળી જૂદી જ છે. એ તો બાળકોને અને આપણને પણ ખુબ રમાડે છે. એકાગ્ર ચીત્તથી બોલવાની એમાં કસોટી છે. જરાક ચૂકયા કે હસા હસનો છે જ. 'સુપડામાં સાની વાની, વાની મૂકી સાની ખાઉં' એમ વારંવાર કાળજીથી બોલવા છતાં 'સુપડામાં સાની વાની સાની મૂકી વાની ખાઉં' એમ બોલાય ત્યાર જોઇ લ્યો ગમ્મત. 'વાની' એટલે રાખ. એમજ બીંડા ઉપર લીંડું બેઠું ઉતર લીંડા બીંડો ખાઉં' ને બદલે બીંડા ઉપર લીંડું બેઠું ઉતર બીંડા લીંડુ ખાઉં' એમ બોલાય ત્યારે ? આ વગેરે બોલવાનાં વાક્યો વિનોદમયાં છે. સાંજને સુખી બનાવનારાં છે. ગભીરતાના ભારેખમપણાને હળવા કરનાર છે. બાળકના લોહીને ઝટઝટ ફેરવી તેને આરોગ્ય બક્ષનારા છે.

ઘરમાં નાનાં બાળકો પણ છે ને મોટાં બાળકો પણ છે. નાનાં બાળકો આંગળીની રમતમાં મજા લે છે તો મોટાં બાળકો માટે બુદ્ધિબળની રમતો ગંમતો, વિજ્ઞાનના પ્રયોગોની ગમ્મતો અર્થાત્ ઇંદ્રજાળ ઉર્ફે જાદુ કપટના ખેલો પડેલા છે.

જરા મોટાં બાળકો ઇંદ્રજાળના ખેલો પાછળ ગાંડા ગાંડા હોય છે. બાપા તેમને 'દોરી બળે પણ વીંટી બળે નહિ.' લોટા ઉપરનો કાગળ બળે નહીં, 'ફરતો લોટો ઢોળાય નહિ,' ધારેલું એ કહી બતાવે કે ગંજીપાનું ધારેલું પાનું ગોતી આપે કે એવા એવા ગંજીપાના ખેલો કરી બતાવે ત્યારે છોકરાં મંત્ર મુગ્ધ થઇ તેની પાસે બેઠાં રહેશે. તે શું છે તે શોધશે. તેમાં રહેલ વૈજ્ઞાનિક કારણોના પરિચયમાં આવશે ને છતાં તેની ગમ્મત તો એવીજ અનુભવશે. દરેક છોકરો છોડી આવા કેટલાંયે

ખેલો કર્યા કરે છે. આપણેજ તે તેને બતાવીએ ને ઘરને તે માટે રમવાનું સ્થળ બનાવીએ.

આવી ગમ્મતોમાંથી બાળકમાં શોધ કરવાનો આનંદ ઉપજશે અને શોધક બુદ્ધિ જન્મ પામશે ને ભૌતિક શાસ્ત્રના કેટલાએ નિયમોનો પરિચય થએ જશે, પણ સૌથી મહત્વના લાભ તેને તેની મજાનો થશે.

બુદ્ધિ વિકાસની ગમ્મતોનો પાર નથી. ઉપરની રમતોમાં બુદ્ધિનો વિકાસ તો છેજ. પણ એ ઉપરાંત ભાષાની ખિલવટ સાથે, અથવા તો ગાણિત બુદ્ધિના વિકાસ સાથે, અથવા તો સામાન્ય અનુમાન કરવાની આવડતને વધારવાની સાથે, બુદ્ધિની કસરત અને આનંદ આપનારી રમતો આપણે બાળકને રમાડી શકીએ. વરતો અને ઉખાણાની રમત આ જાતની છેઃ

'એક જનાવર ઇ તું, ઇ પૂંછડે પાણી પીતું' કહો એ શું હશે? એમ પૂછાતાં બાળકો વિચાર કરે છે. કેટલીએ ચીજોનાં નામો સંભારે છે. છેવટે 'બત્તી' એમ જાણતાં આશ્ચર્યચકિત થતાં બુદ્ધિમાં નવું અજવાળું આવે છે.

'મૂઠી જેવડો મેમણ ને સુપડા જેવડી દાઢી'

'ઢીંગણો વાણીઓ, ઢીંગણું પેટ પેટ પછાડે, પાણા હેઠ.'

'નવ લાકડાં ર્ષ્યે ફેરો, ઇ વરત ન વરતે ઇનો બાપ સુહો વેરો.'

'આટ કાટ લાકડા મંહી જોબનકી જાળી. ઇવરત ન વરતે એનો બાપ ધનીયો માળી.

આ વરતોમાં વિનોદની જમક છે, ભાષાની ચમક છે ને બુદ્ધિને કસાવે તેવું છે.

'જાનમાં જોઇએ ને ઘરમાં સોઇએ ને મળીને એક નામ, કહો પંડયાજી કયું ગામ?'

'ભજનમાં જોઇએ ને માળામાં સોઇએ, એ મળીને એક ગામ, કહો પંડયાજી કયું ગામ?'

આ જવાબ આપવા એટલે ભૌગોલિક જ્ઞાન અને અનુમાન કરવાની શક્તિ.

'અંગલ બેલી જંગલ બેલી જંગલના દરવાજા, આવો સુંદર વરણીનારી ઘર કરીએ તાજા.'

'પડી પડા પણ ભાંગી નહી, કટકા થયા બેચાર; વગર પાંખે ઉડી ગઈ પંડિત કરો વિચાર.'

'સુંદર સરોવર ચાર નૌતમ નીર ભર્યા છે, નહીં સરોવર નહીંપાળ હારો હાર ઠર્યો છે.

આવાં વરતો અને ઉખાણાનું કાવ્ય બાળકને ગમ્મત ગમ્મતમાં ઉંડેથી અડી જાય છે તે લાભ તો વધારામાંજ છે.

બધી રીતે વરતો ઉખાણા ઘરની ગમ્મતોમાં સુંદરમાં સુંદર ગમ્મત છે. એમાં કલા છે, કાવ્ય છે, ભાષાચાતુર્ય ને સુરચના છે, ને બુદ્ધિના ચમકારા પણ છે.

નામ ધારવાની રમત બુદ્ધિ બળને કેળવે છે. બાળકોમાંથી એક જણ ધારેલું નામ શોધી કાઢનાર થાય ને બીજાં બાળકો નામ ધારે. શોધનાર બાળક પૂછે "માણસ છે કે? 'હા"

પુરૂષ છે?

"હા"

બ્રાહ્મણ છે.

"ના"

આમ પૂછનાર બાળક નામ શોધવા માટે પ્રશ્નો પૂછે છે. તેના મનમાં એક જાતની વર્ગીકરણ કરવાની ક્રિયા ચાલે છે. તે નક્કી કરે છે 'માણસ છે એટલે જડસૃષ્ટિનું નામ તો નથી.' 'પુરૂષ છે એટલે સ્ત્રી વર્ગમાં નથી.' એમ કરતાં કરતાં બાદબાકીથી ધારેલ નામે આવી પહોંચે છે.

બુદ્ધિની બીજી ગમ્મતોમાં સમસ્યાઓ છેઃ સમસ્યાઓ જરા મોટી ઉમ્મરનાં બાળકો વધારે આનંદથી છોડશે. સમસ્યાના સાહિત્ય તરફ વળશે અને વ્યંગાર્થમાં જતાં થશે. જ્યારે ઘરમાં સમસ્યાઓ જેવી રમતો રમાય છે ત્યારે ઘરનાં માણસો પણ તેમાં ભળે છે અને આખું ઘર બાળકો સાથે આનંદ ઉડાવે છે.

બુદ્ધિના કોયડાઓ સામ સામે નાખવા છોડવાની રમત ચલવી શકાય. કોયડાઓ એવા છે કે તેમાં જરાક હૈયા ઉકલત વાપરવી પડે. ક્યાંક દ્વિઅર્થ, કયાંક ગણિતની ગમ્મત, કયાંક સાધારણ બુદ્ધિનો વાણો તાણો કોયડામાં છે.

'શેઠ શેઠાણી બે, લાડવાં આવ્યા ત્રણ ભાગ્યા વિના ખવરાવો.' બાળક મુંઝાશે. શેઠ અને શેઠાણી એ બે જણા છે તો દોઢ દોઢ લાડવો આવે. ભાંગ્યા વિના શી રીતે ખવરાવવું ? ત્યાં કોઇને સુઝશે કે શેઠ એક અને શેઠાણી બે એટલે ત્રણ જણા છે, માટે એક એક લાડવો વહેંચી શકાય. આમાં જરા કસરત છે, થોડો એવો ટુચકો છે. આવા ટુચકાઓ ગમ્મત આપે છે.

અંતકડીની રમત સૌને જાણીતી છે. કોઇ કોઇ છાત્રાલયો 'રાત્રિ પ્રવૃત્તિ' તરીકે એને ખાસ વાપરે છે. મુસાફરીમાં વાર્તાઓ અને અંતકડી મારગ કપાવનાર છે. અંતકડીની રમત જૂની જૂની કવિતાને તાજી કરવાનો અને પાકી કરવાનો ઉપાય છે. પણ સૌથી સુંદર-ગુણ તો પટપટ કવિતાઓ સંભારી જવાની શક્તિ ખીલવવાનો અને સંભારી શકવાની આવડત ને વાપરવાનો નહીં, કે બતાવવાનો છે. અંતકડી કે એવી કોઇ રમત હારજીત માટે કે પ્રદર્શન માટે થાય ત્યારે તેમાંથી આનંદ ઉડી જઇ વેર વગેરે જાગે છે ને છોકરાં લડી પડે છે તે ધ્યાન રાખવું અંતકડીમાં તો આપણને મોટાંને પણ મઝા પડે છે. દરેકને બે પાંચ કવિતા, એકાદ બે લોકગીતો કંઇને કંઇ એવું આવડેલ છે. અંતકડીની રમત બા રમાડવા બેસશે તો બાપ ચોપડાં છોડીને રમવા આવશે અને બાપા રમાડવા બેસશે તો બા ઘડીકવાર અબાટ પડતો મૂકીને કે અબોટ કરતી કરતી તેમાં જોડાશે. ઘરમાં વાળુ કર્યા પછી ઉપરની પ્રવૃત્તિઓમાં અંત કડીના પ્રવૃત્તિ સુંદર અને નિર્દોષ આનંદ આપનારી છે. અંતકડી કવિતાની રમી શકાય તેમજ નામવાચક શબ્દોની, ભૌગોલિક સ્થળોની કે કહેવતો પણ રમી શકાય. અંતકડી વખતે કેવી ગમ્મત જાગે છે, નાનાં બાળકો અને મોટાં બાળકો કેવી આતુરતાથી રમત જોવે છે વગેરેનું ચિત્ર મીઠું લાગે છે.

ગણિતના કોયડાઓની ગમ્મત પણ ઘણો આનંદ આપનારી છે.

બાળશિક્ષણ કે આનંદમાં ખરી વાત દિશા ઉઘાડવાની છે. આવી જાત જાતની ગમ્મતો દ્વારા આનંદ સાથે બાળકો સામે નવા નવા વિચારના, અભ્યાસના, શોધના ક્ષેત્રો ખુલ્લા મૂકી શકીએ છીએ. બાળકોમાં સ્વભાવ વિવિધતા છે. બધાંને બધી ગમ્મતો બહુ ઉંડેથી ન રૂચે. સાહિત્યપ્રિય બાળક વરતો ઉખાણાંમાં કે અંતકડીમાં વધારે ગમ્મત લેશે. સંગીતપ્રિય બાળક અંતકડીમાંથી સંગીતનો આનંદ શોધી લેશે. ગણિત સ્વભાવી બાળક ગણિતના કોયડા ઉકેલવા મનને ખુબ રોકશે. તેના ઉકેલમાં તેને શ્રમ કરવો ગમશે. તેના ઉકેલનો આનંદ તેને બહુ ગમશે.

ગણિતના કોયડામાં ગણિતના દાખલા હોતા નથી પણ ગણિતની વ્યવહારૂ બુદ્ધિ છે. એક રીતે તો સાધારણ બુદ્ધિનો એ વિષય છે. પણ સાધારણ બુદ્ધિ કેળવણીનું ખરું પરિણામ અને તેની ખરી કિંમત છે.

આપણે બાળકોને ઉપર સખ્યા જે જુદા જૂદા આનંદો વિનોદો આપીએ તેમાં નકકલ કરવી એટલે કે અનુકરણનો અભિનય કરવો તેને પણ સ્થાન આપીએ. બીજા કરે તેમ કરવું એ વૃત્તિ બાળકમાં સ્વાભાવિક છે. આ વૃત્તિ સ્વયંશિક્ષણમાં સાધનરૂપ છે. આપણને બોલતાં

એવા વાતાવરણથી તેને દૂર રાખે છે. પાંજરામાં પૂરેલા પક્ષીની સંભાળ લેવાય છે ને-તેને સારૂં સારૂં ખાવાનું વિના મહેનતે મળે છે તેજ કારણથી તેની શક્તિ મંદ પડે છે. પોતાનો ખોરાક ગોતવા નીકળવું, ટાઢ તડકાનું નિવારણ કરવા માળો બાંધવો વગેરે કામોથી તેનું આરોગ્ય બહાર સચવાય છે. પણ પાંજરામાં તેની બધી જરૂરિઆતો વિનાયાસે મળી રહે છે તેથીજ તેના આરોગ્યને હરકત પહોંચે છે. એમજ બાળકના વધારે પડતી સારવાર કે સંભાળને લીધેજ તેની ભૂખ બગડે છે. માબાપ ખાસ કરીને માતાઓ જો બરાબર સમજે અને બાળકને ઉછેરવાની પોતાની રીત ફેરવે તો બાળકની માંદગીના ધલાજો તરત થઇ જાય.

બાળક ખાવાની ' ના ' પાડે છે તેના અનેક કારણો હોઇ શકે. એ કારણો અને તેના ઉપાયો વિચારીએ.

કારણ ૧ લું—બીકને લીધે અથવા ચાવીને ગળવાની ક્રિયાની અનઆવડતને લીધે બાળકો ખાવાની ' ના ' પાડે છે.

કેટલાંએક બાળકો નાની ઉમરે ખોરાકની વાસ સહન કરી શકતાં નથી. સામાન્યતઃ બધાં બાળકો દૂધ ઉપરથી ખોરાક ઉપર આવવાને વખતે ખોરાકની નવી નવી વાસ અને નવા સ્વાદ તેમજ પદાર્થનું કાણપણું વગેરેથી ભડકતાં દેખાય છે. વિશેષતઃ પછાત બાળકો કે જે ચાલતાં બોલતા મોડા શીખે છે એટલે જેમને સ્નાયુની સમન્વિત હીલચાલ ઉપર ઓછો કાબુ છે એવાં બાળકો પેય છોડીને ઘન પદાર્થ મમળાવીને ચાવીને ગળવાની ક્રિયા શીખવા માટે વધારે વખત લેછે. એ દરમિયાન જો કોઇવાર ગળે રહી જવાનો કે એવો કડવો અનુભવ થઇ જાય તો તેઓ ખાવાની ' ના ' પાડવા લાગે છે. એવાં બધાં બાળકો નવા સ્વાદો કે વાસોથી પરિચિત થવા કે ચાવવા ગળવાની ક્રિયા શીખવા માટે પૂરતો વખત લે એ જરૂરનું છે. એને મદદ કરવાની બુદ્ધિથી આપણે કોળીયા જલદી જલદી એના મોઢામાં નાખીએ તો તેથી તે વધારે મુંઝાય છે ને તેની સાથેજ તેની ખાવા પ્રત્યેની અનિચ્છા વધે છે. પોતાને જોઇતો વખત લઇ જાતે પ્રયોગ કરી કરાને ઘન પદાર્થોને ચાવવા વગેરેની ક્રિયા ઉપર કાબુ મેળવવાનું તે છોડી દે છે. પરિણામે મોઢામાં નાખવા માટે કોળીયાવાળો હાથ ઉંચો થતા બાળક ' નથી ખાવું ' ના બૂમ પાડી રડવા લાગે છે. માને થાય છે કે બાળક ન જમેતો કેમ ચાલે. એટલે મારી મચડીને પણ બાળકને ખવરાવવામાં આવે છે; જેથી બાળકોનો ખાવા પ્રત્યેનો વિરોધ વધતોજ જાય છે.

ઉપાય—બાળક ખોરાક લેવાની ક્રિયા વ્હેલી શીખી લે અને તે બાબતમાં સ્વાધીન બને એ જરૂરનું છે એ ક્રિયા તેણે જાતેજ કરવાની છે. એમાં સ્વાદ કે વાસની મુશ્કેલી હોય તો આસ્તે આસ્તે તેને ટેવાઇ જવા દેવું જોઇએ. ' ખાને ખાજ ' કરીને મા પાસે બેસે તે કરતાં બાળકની આંગળી ખોરાકમાં બોળી પોતે ત્યાંથી આઘી જતી રહે તો બાળક સ્વાભાવિક જિજ્ઞાસાથી ખોરાકની વાસ, સ્વાદ વગેરે તપાસવા બેસશે ને એમ કરતાં પ્રથમ ઉગ્ર લાગતી વાસ કે ચમત્કારિક લાગતા સ્વાદોથી બાળક ટેવાશે.

મુશ્કેલી સ્વાદની નહિ પણ ચાવવા ગળવાનીજ હોય તો બાળકને દૂધ ઉપરથી એકદમ ઘન પદાર્થ ઉપર લઇ જવાને બદલે બાળકને દૂધ ભાત કે લાળીયું વગેરે કરીને આપવું. અર્થાત્ બાળકને આસ્તે આસ્તે ઘન પદાર્થો તરફ લઇ જવામાં આવે તો તેની મુશ્કેલી ઘટે. સાથે સાથે પછાત બાળકોમાં સ્નાયુની એકંદર હીલચાલ ઉત્તેજવી જોઇએ. હાથ, પગ, જીભ વગેરેની હીલચાલ

ઉપર જેમ જેમ બાજાનો કાબૂ વધતો જાય તેમ તેમ ખાવાની ક્રિયા ઉપરનો કાબૂ પણ વધતો જાય એ સંભવિત છે.

આવી મુશ્કેલી જેમ પશ્ચાત બાળકોને આવે છે તેમજ કોઇપણ માંદગીને લીધે અશક્ત થઇ ગયેલા બાળકને પણ આવે છે. ઉપાય તરીકે તો એકંદરે સ્નાયુની હીલચાલ બરાબર થાય એમ કરવું જોઇએ.

કારણ ૨ જું—'ના' પાડવાની ટેવને લીધે બાળક ખાવાની 'ના' પાડે છે તે.

કેટલાંએક નાનાં બાળકોમાં અસ્વસ્થતા અને ચિડિયાળપણું દેખાય છે. સાથે સાથે આપણે જે કહીએ તેથી વિરુદ્ધ હઠ લઇને બેસવાની વૃત્તિ પણ દેખાય છે. આપણે કપડાં પહેરવાનું કહીએ તો બાળકનો નિશ્ચય ન પહેરવાનો હોય છે અને ન પહેરવાનું કહીએ તો પહેરવાંજ એમ તે નક્કી કરે છે. ઘણે ભાગે જેમને "આમ કર ને આમ ન કર" એમ બહુજ કહેવામાં આવતું હોય એવા બાળકોમાં એ ટેવ વધારે દેખાય છે. ઘણી માતાઓ તો પ્રથમ તિરસ્કાર કે ધિક્કાર બતાવે છે, બાળક ન માને એટલે તરત વિન વીને કે મનાવીને કામ લેવા માગે છે; ને છતાં ન માને કે તરત ગાળો દઇ વઢવા કે મારવા લાગે છે. એક પછી એક ઉપાયો બદલાતા જતાં હોવાથી એકની પણ અસર થતી નથી. આખો દિવસ એમજ ચાલ્યા કરે છે. મા એક દિશા બતાવે તો બાળક વિરુદ્ધ દિશામાં જાય છે. ખાવાની 'ના' પણ એ પ્રકારનીજ એક 'ના' હોય છે.

ગરીબ કુટુંબના બાળકોમાં ના પાડવાનો બીજોજ પ્રકાર દેખાય આવે છે. આવા કુટુમ્બોમાં ખોરાકની વસ્તુઓ મોંઘી ગણાય છે. અર્થાત માબાપોનું વલણ 'હવે બસ' તરફ હોય છે. તેથી મોટાંઓ કરે તેથી ઉંધું કરવા ઇચ્છનાર બાળકો વધારે ને વધારે ખાવા લાગે છે. તેમની ભુખ જાણે કાંઇ તૃપ્તજ થતી નથી. આ બાળકને ખાવાની વસ્તુથી આઘે ભગાડે છે; જ્યારે બાળક આખો વખત ખાવા તરફ દોડે છે. સંપન્ન કુટુમ્બોમાં માબાપોનો આગ્રહ બાળક વધારે ખાય એ જાતનો હોય છે અને બાળક 'ના' પાડયા કરે છે. જ્યારે ગરીબ કુટુમ્બોમાં માબાપો અનિચ્છાએ ખાવાનું આપે છે અને બાળક કોઇ દિ ધરાતુંજ નથી. બન્ને બનાવો એકજ જાતનાછે.

ઉપાય—આનો ઉપાય સહેલો છે. બાળકને જે રીતે ખાવાનું કહેવામાં આવે છે. તે રીતજ બદલવી જોઇએ. ન જમનાર બાળક ની ખાત્રી થવી જોઇએ કે આપણે 'ના' પાડશું એટલે સ્વીકારવામાં આવશે. આવા બાળકને ખાવાનું પીરસતી વખતે 'ખા' 'ખા', નો આગ્રહ અથવા ચિન્તા બતાવવી નહિ. તેમજ વધારે ખાનાર બાળકો પરત્વે 'પૂરતુ નહિ મળે' 'ભુખ્યો રહીશ' તેવું વાતાવરણ પહેલેથીજ ઉભું કરવું નહિ. પરંતુ તેમને ધ્યાન રાખી શીખવતું પીરસતા જવું અને હદ આવે ત્યાં ચોકખી ઘસીને 'ના' પાડવી. ત્યાં 'હા' 'ના' ની રકઝકમાં અંતે કાયર થઇ વધારે આપવાની ભૂલ કદી ન કરવી. સાથે સાથે બાળકને ઉછેરવાની રીતમાં પણ મોટા ફેરફાર તુરતજ કરવો ઘટે. 'ના' પાડવાની વૃત્તિ (નર્વસ) માનસિક અવસ્થાનું ચિન્હ છે. મોટાંઓમાં આવી અસ્વસ્થતા, ચિંતા કે દુઃખ વગેરેથી આવે છે. પણ બાળકોને કાંઇ આવા કારણો હોતા નથી. માંદગીને પરિણામે અથવા શરીર પોષણની ન્યુનતાને લીધે તે આવે છે બાળકો કબ્જીઆ ઉપર વારંવાર ચડે ને રહે, ફિકેરાય વગેરે વારંવાર થવાથી તે બધાના ફળ પરિણામે નર્વસ અસ્વસ્થતા ઉત્પન્ન થાય છે પોતાની જાતની કે પોતાના વ્હાલા માણસોની વધારે પડતી સંભાળ લેવાની વૃત્તિ પણ આ પ્રકારની અસ્વસ્થતાનું કારણ છે.

આપણે ઘણી વાર જોઇએ છીએ કે બાળક ઘરના અમુક માણસોના સાથે હમેશ ડાહ્યું થઇને રહે છે. જ્યારે અમુકની સાથે કજીયા ઉપર ચડે છે. કારણ તપાસશું તો જણાશે કે જેમની સાથે બાળક હમેશ સીધ્ધું ચાલે છે, તેઓ ઘણી આજ્ઞાઓ કરતા નથી. ને આ બાપુ કરીને વિનવતા પણ નથી.. ધિક્કારતા નથી તેમ બીક બતાવતા નથી. બાળક સામું થાય એવી ભાષા તેઓ વાપરતા નથી. આ રીતે લગામ પકડી હોય તો સામું થઇને આપણી 'હા' ને 'ના' અને 'ના' ને 'હા' કરવાની વૃત્તિ બાળકમાં જાગતી નથી. એ વૃત્તિ તો આપણા ધિક્કારને હડકામાંથી જન્મે છે. બાળકને તે ગમતું નથી. એટલે સામું થઇને 'હા' 'ના' કર્યા કરે છે. બાળકની આવી વૃત્તિ જોઇને તરત સમજવું કે બાળક નર્વસ અસ્વસ્થતા ભોગવે છે. અને તેનું કારણ ઘણે ભાગે આપણે પોતે જ છીએ. તેને સીધા કરવાના બીજા પ્રયત્નો હમેશા નિષ્ફળ જાય છે. આપણા વર્તનમાં અને વાણીમાં સુધારા એ તેના એકજ ઉપાય છે.

કારણ ત્રીજું-આપણેજ આપેલા ખોટા ખ્યાલોને લીધે આવતી 'ના'.

બાળકમાં જાતને તપાસીને નિર્ણય બાંધવાની શક્તિ પુરતી ખીલેલી હોતી નથી. તેથી પોતાની બા કે વડીલ માણસો તેને વિશે જે કહે છે તેવું તે પોતાને માટે ધારે છે. ઘરમાં તેને વિશે જે કહેવાતું હોય તેવું તેવું કરવા બાળક મથે છે. આપણે કહીએ 'બાબુ બરાબર ઉંઘતો નથી, કજીયા કર્યા વગર સુતોજ નથી. અગ્યાર વગ્યા સુધી તેડીને ફરીએ ત્યારે તે માંડ સુએ છે." બાબુ તેમાંથી પોતાનું ન ઉંઘવાનું, ઉંઘના પહેલાં કજીયા કરવાનું ને તેડાવવાનું લક્ષણ પકડી લે છે;ને એ પ્રમાણે આપણા કહેવાથી જ એ તેનો હમેશનો નિયમ થઇ જાય છે. ખાવાની બાબતમાં પણ આપણા કહેવાથીજ બાળક ખાતું મટી જાય છે, ને કાંતો વધારે ખાવા બેસી જાય છે. બાળક સુદૃઢ કેમ થાય તેની મા હમેશ ચિંતા રાખતી હોય તો તેની અસર બાળકના જઠર અને પચનેન્દ્રિય ઉપર થાય છે. એ બાબતમાં કદાચ બોલવામાં ન આવે તો પણ એકંદર વાતાવરણની છાપ બાળક ઉપર પડે છે. પણ ઘણે ભાગે તો બાળકના દેખતાં માણસો કહ્યાજ કરે છે કે "આને આ નહિ ભાવે" "તે આ નહિજ ખાય." "તે તો જરાક દુધજ પીએ છે." "તેને પુરી તો નથી સદતી" આવા સૂચનોથી બાળક પોતાની આજ ખાસીયત છે એમ માને છે ને દિવસે દિવસે તેની ભૂખ ઘટી જાય છે.

ઉપાય—ઉપર વર્ણવ્યા તે જાતના નુકસાનકારક સૂચનો માબાપોએ કરવાં નહિ. જ્યાં એક પ્રકારના સૂચનથી કામ બગડી ગયું હોય ત્યાં પણ તેની વિરુદ્ધ દિશામાં સૂચના થાય તો ચાલે. જેમકે હવે તો બાબુની તબીઅત સુધરી છે. તેને બધું સદે છે બધું ભાવે છે." પરિણામે બાબુને સાંચે બધું પચશે ને બધું ભાવશે. ઘરમાં જે એક ચિન્તાનું વાતાવરણ છવાયું હતું તેની જગ્યાએ પ્રસન્નતાનું આવશે.

કારણ ચોથું-પોતાનું વ્યક્તિત્વ સ્થાપવા અથવા પોતા તરફ બીજાનું ધ્યાન ખેંચવા ખાતર પડાતી 'ના.'

બાળક જુએ છે કે પોતે જો ખાવાની 'ના' પાડે તો ઘરમાં જાણે એક જાતની 'હો હા' થઇ રહે છે, બા ને બાપા ને બધાને તે પોતા તરફ ધ્યાન આપતા કરી શકે છે. બાને તો ખાસજ. એમ એક ખાવાની 'ના' પાડવાથી બાળક પોતાની નાની દુનીયામાં બધાના ધ્યાનનો વિષય બની શકે છે. ને તેમાં તે એક પ્રકારનો આનન્દ અનુભવે છે. આમ બાળક

વારંવાર 'ના' પાડે ને મોટાંઓ તેને વિનવીને કે આગ્રહ કરીને જમાડે તો બાળકની ટેવ વધવા પામે છે. રોજ જમતી વખતે બાળકનું રડવું ને કજીઓ ચાલ્યા કરે છે. તેથી બાળની પચનેંદ્રિય સાચેજ નબળી પડતી જાય છે કેવળ નર્વસનેસથી ઉલટી કે ઝાડા પણ થાય છે.

ઉપાય-મોટાંઓની નજરે પોતાનું મહત્વ વધારવા ખાતરજ જ્યારે બાળક ખાવાની 'ના' પાડે ત્યારે તેનો ઉપાય એકજ કે મોટાંઓએ તેની 'ના' ને શાંતિથી સ્વીકારી લેવી. માને માટે તે અઘરું છે બાળક તે જાણે છે માટેજ તેને હથિયાર તરીકે વાપરે છે. એ ખ્યાલ બાળકના મનમાંથી નીકળીજ જવો જોઇએ.

બાળકની 'ના' માં ઉપર આપ્યા પ્રમાણેનું મિશ્રણ પણ હોય. ખોરાકમાં ફેરફાર કરવાથી ફાયદો થતો નથી. ઉલટું બાળકનું તે તરફ ખાસ ધ્યાન ખેંચાય છે. તેમજ ટૉનિક કે એવી બીજી દવાઓથી પણ ફાયદો થતો નથી. કારણ પાચન રસમાં ખરી રીતે કાંઇ ખામી નથી. પચનેંદ્રિય બગડવાના કારણો જુદાં હોય છે. તેથી તે કારણો કાઢી નાખવાથીજ પચનક્રિયા સુધરી શકે છે.

તા૦

---

## વરાધ, સસણી અથવા ભરાઇ જવું એ રોગ વિષે કંઇક.

લેખકઃ ડૉ. અમૃતલાલ હ. પટેલ. ડી. પી. એચ. ઇન્ચાર્જ હેલ્થ ઑફીસર, સુરત.

આ ભયંકર અને જીવલેણ રોગ ખાસ કરીને બાળકોને જ થાય છે અને એક વરસની અંદરના બાળકોના મૃત્યુનાં કારણોમાં વરાધ એ મુખ્ય કારણ છે.

દુનિયામાં જન્મતાં બાળકોમાંથી સેંકડે ૯૦ ટકા પોતાની પાંચ વર્ષની જીંદગીની અંદર કમમાં કમ એક બે વખત આ રોગના પંજામાં જરૂર સપડાય છે અને ફેફસાંની બિમારીથી જેટલાં બાળકો મરે છે તેમાથી લગભગ ૯૫ ટકા વરાધના રોગથી મરણ પામે છે.

આપણા દેશમાં આ રોગ બહુ સાધારણ ગણાય છે અને આ રોગના ભયંકરપણાના પ્રમાણમાં તેને અગત્ય આપવામાં આવતી નથી અને આ કારણથી આપણા દેશના સેંકડો બાળકો આ રોગથી મરણને શરણ થાય છે.

આ રોગના મુખ્ય ચિન્હો તાવ અને ખાંસી છે. જ્યારે જ્યારે બાળકને તાવ ને ખાંસી આવે છે ત્યારે અજ્ઞાન માતા "બાળક જરા ભરાઇ ગયું છે" એમ માની ઘરગતુ ઉપચાર કરીને સંતોષ માને છે. અંગ્રેજીમાં વરાધ અથવા સસણીને કેપીલરી બ્રોન્કાઇટીસ (Capillary Bronchitis) અથવા બ્રોન્કોન્યુમોનીયા (Broncho Pneumonia) કહે છે. કેપીલરી બ્રોન્કાઇટીસની શરૂઆત સાધારણ ખાંસી અને તાવથી થાય છે. સાધારણ તાવ અને ખાંસીના દર્દને અંગ્રેજીમાં Bronchitis બ્રોન્કાઇટીસ કહે છે અને આ રોગ જ્યારે ગંભીર સ્વરૂપ પકડે છે ત્યારે તેને કેપીલરી બ્રોન્કાઇટીસ અથવા બ્રોન્કોન્યુમોનીયા કહે છે. અહિં સાધારણ મનુષ્યની સમજ માટે એટલું કહેવું બસ થઇ પડશે કે જ્યારે બાળકને તાવ અને ખાંસી બન્ને સાથે આવે અથવા એક બે દીવસને અંતરે આવે ત્યારે તે રોગને સાધારણ ન સમજવો પરંતુ તેને ગંભીર ગણીને બરાબર કાળજીથી બાળકની દવા અને માવજત કરવી.

જે દેશમાં ઠંડી અને ગરમીનું પ્રમાણ ચોવીસ કલાકમાં મોટા ફેરફાર વાળું હોય છે ત્યાં આવો રોગ જલદીથી પેદા થાય છે એટલે કે દીવસે અતિશય ગરમી પડે અને રાત્રે ઠંડી પડે. આવી ઋતુ જે દેશમાં હોય છે ત્યાં બાળકને શરદી લાગવાનો વધુ સંભવ હોય છે. અહિં જણાવવું જરૂરી છે કે વરાધનો રોગ ફક્ત અતિશય ઠંડીથીજ નથી થતો. વરાધનો રોગ ઉનાળામાં પણ થાય છે. અતિશય ગરમીમાંથી બાળકને અતિશય ઠંડી હવામાં રાખીએ તો તેને "શરદી તરત લાગુ પડે" અને આ શરદીનું પરિણામ તે વરાધ રૂપી રોગ. ઉનાળાની રાત્રે ઉઘાડે શરીરે અગાસીમાં કે બારી પાસે બાળકને સુવરાવવાથી આ રોગ લાગુ પડે છે. તેવીજ રીતે બાળકોને ઉઘાડી જગામાં સ્નાન કરાવવાથી અને સ્નાન કરાવીને તરત કપડાં નહિ પહેરાવવાથી આ રોગ લાગુ પડે છે. તાવ ઇત્યાદિ માંદગીમાંથી ઉઠેલા બાળકને બેદરકારીથી સ્નાન કરાવવાથી પણ આ રોગ લાગુ પડે છે. ટુંકમાં અતિશય ગરમીમાંથી અતિશય ઠંડીમાં બાળકને મુકવાથી તેને શરદી લાગવાનો સંભવ રહે છે અને તેનાથીજ આ રોગને ઉત્પન્ન થવાનું કારણ મળે છે. આટલું લંબાણ ભર્યું વિવેચન "શરદી લાગવા વિષે" કરવું અગત્યનું ધારીને કરેલ છે કારણ કે આપણા લોકો આ વાતને બહુ સાધારણ સમજે છે.

આ રોગ ઉત્પન્ન થવાના બધાં કારણોમાંનું મુખ્ય કારણ માતાનું બાળકને ઉછેરવાનું અને તેની તંદુરસ્તીનું રક્ષણ કરવાનું અજ્ઞાન છે. એકસો ને ચાર ડિગ્રી તાવ હોય અને બંને ફેફસાંનો સોજો ચડેલો હોય છતાં "એ તો અમાસ આવી છે તેથી બગડી ગયો છે" એવું કહેનારી સેંકડો માતાઓ આ દેશમાં મોજુદ છે.

ફ.ર.ઇ જવાના રોગ માટે બાધા આખડી કરનારી અને માનતા માનનારી માતાઓની આ દેશમાં ખોટ નથી. અહીંયાં સ્પષ્ટ જણાવવું જરૂરનું છે કે આ રોગને કોઇ પણ જાતના ધર્મની માન્યતા સાથે કે દેવ દેવી સાથે કાંઇ પણ સંબંધ નથી. આ રોગમાંથી બાળકોને બચાવવાનો ઉપાય યોગ્ય દવા અને કાળજીપૂર્વક સારવાર કરવી તેજ છે.

હવે આ રોગના ચિન્હો કયાં કયાં છે તેનું ટુંક વર્ણન અહીં કરીશ. શરૂઆતમાં બાળકને થોડો થોડો તાવ આવે છે. ઉપર ઉપરથી જોતાં બાળકના હાથ અને પગ કદાચ ઠંડા હોય પણ તેનાં પેટ અને બગલ પર હાથ લગાડતાં તાવ ચડેલો માલુમ પડે છે. એક બે દિવસ પછી બાળકને ખાંસી આવે છે અને શ્વાસોચ્છવાસની ગતિ વધે છે હોઠ અને મોઢું લાલ થઈ જાય છે. શ્વાસ લેતી વખતે નાકના નસકોરાં પણ ચાલે છે એટલે ઉંચા નીચા થાય છે. બાળક કમજોર જણાય છે અને તેનો ચહેરો ચિંતાતુર દેખાય છે. નાડી પણ પ્રમાણમાં જલદી ચાલે છે. બાળકને શરૂઆતમાં ઠુસકાથી ખાંસી આવે છે અને પછી એકદમ એક સાથે દસ પંદર વખત ખાંસી આવે છે અને બાળકનું મોઢું લાલચોળ થઇ જાય છે. રોગની સખ્તાઇના પ્રમાણમાં ઉપરના ચિન્હો વધુ ઓછા ગંભીર દેખાય છે. વધારે ખાંસી આવતા બાળકને ઉલટી પણ થઈ જાય છે અને ઉલટીમાં કફ અથવા પાણી જેવો પણ ચીકણો પદાર્થ નીકળે છે. છાતીના દુઃખાવા અને અકળામણને લીધે બાળક રડે છે.

આપણે જેને ઓરી અથવા ગોબરૂં કહીએ છીએ તે રોગમાં રોગની શરૂઆત પછી ચોથે પાંચમે દીવસે તાવ અને ખાંસી આવે છે અને ગોબરૂંમાં 'વરાધ' એ એક વધારાના રોગ તરીકે ઘણી ખરી વખત દેખાવ દે છે.

હવે આ રોગ કેમ સારો થાય તે વિષે

થોડુંક વિવેચન કરીશ. આ રોગ માટે તેની શરૂઆતમાંજ અનુભવી ડાકટરની સલાહ લેવી જોઇએ અને તેની સૂચના મુજબ દવા આપવી જોઇએ અને સારવાર કરવી જોઇએ. અહીંઆ સ્પષ્ટ જણાવવું જોઇએ કે આ રોગને માટે કેઇ ચોક્કસ ને ખાત્રીવાળો ઇલાજ હજુ સુધી શોધાયો નથી. ટાઢીઆ તાવ માટે જેમ કીનાઇન એ રામબાણ ઇલાજ છે તેમ વરાધ માટે ડાકટરોને કોઇ રામબાણ હજુ હાથ લાગેલું નથી. ડાકતરો આ રોગમાં ફક્ત કુદરતને મદદ કરવાનું કાર્ય કરે છે. હૃદય કમજોર જણાય તો તે બરાબર ટકી રહે અને નિયમિત કામ કરે તે માટે અમુક દવાઓ તેઓ આપે છે. કફ નીકળતો નહીં હોય તો ફટકડીની દવા આપે છે. કફ સખ્ત અને ચીકણો હોય તો તેને પાતળો કરવાની દવા તેઓ આપે છે. શ્વાસ રૂંધાઇ જતો હોય તો દરદમાં મજબુતાઇથી ચાલે તે માટે અમુક દવા આપે છે. પરંતુ આ બધી દવાઓ કરતાં આ રોગનો પરાજય કરવાની ખરી ચાવી તો રોગીની સારવાર કરનાર તેની માતા અથવા નર્સના હાથમાં છે. સંભાળપૂર્વક સારવાર કરવી તેના ઉપરજ બાળકની જીંદગી ને મરણનો આધાર છે. ડાકટરના બતાવ્યા મુજબ બાળકની છાતી ઉપર ગરમ પોલ્ટીસ, બાળકને શરદી લગાડવા વગર કાળજીથી બદલવી, બાળકને અતિશય પરસેવો થાય તો તે લુછી નાંખવો, બાળકના કપડાં અને પથારી સ્વચ્છ રાખવાં અને બાળકને ડાકટરના બતાવ્યા મુજબનો ગરમ ગરમ ખોરાક આપવો અને કેટલી ઉષ્ણતાવાળું પાણી પાવું આ બધું કાળજી પૂર્વક કરવું તે સહેલી વાત નથી. ટુંકમાં એમ કહીએ તો ચાલે કે આ રોગમાંથી બાળકને બચાવનાર ડાકટર નથી પણ બાળકની સારવાર કરનાર મનુષ્ય છે. આ મનુષ્ય ભલે તેની માતા હો કે નર્સ હો.

આ રોગમાં જેટલી સારવારની જરૂર છે તેટલીજ સ્વચ્છ હવાની જરૂર છે બાળકના શરદીથી બચાવવા ખાતર અજ્ઞાન માતા બાળકને સુવાના ઓરડાના બધાં બારણાં બંધ કરી દે છે અને ઓરડાની હવા આમ કરવાથી અશુદ્ધ બને છે. કેટલીક વખત નાની સરખી ઓરડીમાં દસ બાર સ્ત્રીઓ બાળકને જોવા આવવાને બ્હાને બેસે છે અને ગામગપાટા મારે છે. વધારામાં બારી બારણાં બંધ હોય છે અને ઓરડામાં એકાદ સગડી દેવતાથી ભરેલી હોય છે. બળતા કોલસા કે લાકડા, હવાની અંદરના પ્રાણવાયુનો ( Oxygen ) નાશ કરે છે અને કારબોલીક એસીડ નામનો ઝેરી વાયુ પેદા કરે છે. માણસનો શ્વાસોશ્વાસ પણ આજ કાર્ય કરે છે. આટલા માટે બાળકના ઓરડાની હવા વધારે માણસોથી કે અગ્નિથી ઝેરી થવા દેવી નહિ અને હવાની આવજાવ માટે બારીઓ ઉઘાડી રાખવી. વળી બાળકની પથારી એવી રીતે રાખવી કે તેના ઉપર સીધી હવા આવે નહિ. આવી નાની નાની બાબતો ઉપર ચોકસ ધ્યાન આપવું બહુ જરૂરી છે. આ રોગમાં ડાકટર અને બાળકની સારવાર કરનાર માતા કે નર્સ એ બન્નેનો સંપૂર્ણ સહકાર હોવો જોઇએ અને જો તેમ થાય તોજ બાળક રોગમાંથી બચી શકે.

આ રોગમાં બાળક શ્વાસ બહુ જોરથી લે છે અને ઘણી વખત બાળક ઉંધું સુઇ જાય છે અને તેને ચેન નથી પડતું અને તડફડીયા મારે છે. આ દશા ઘણુંજ ભયાજનક હોય છે. આવે સમયે માબાપે બહુ ધીરજ રાખવી જોઇએ અને હિંમત નહિ હારતાં પોતાનાથી બનતો પ્રયત્ન બાળકની જીંદગી બચાવવા કરવો જોઇએ.

વિશેષમાં એ પણ ધ્યાન રાખવું જોઇએ કે બાળકની છાતી પર ભારે વજનનું ઓઢવાનું નહિ રાખવું અને બાળકના કપડાં પણ

લાં હોવાં જોઇએ. આ રોગમાં બાળકને તીમાં એટલી બધી અકળામણ થાય છે કે પોતાના કપડાં અને ઓઢવાનું પણ ફેંકી છે. આવા રોગમાં જો અનન્ત માતા બાળકના શરીરપર બારે વસ્ત્રની ગોદડી કે નસ નાખે તો તે કાર્ય ક્રુરતાભરેલું અને ભયંકર કહેવાય. ઊંચરમાં વરાધના રોગથી પડિત બાળકને મુક્તવશ કરવાનું નીચે લખેલું પ્રેસ્ક્રીપ્શન ગોઇ પણ માતાએ કે નર્સે બાળક પર અજમાવવું નહિ—

"વરાધથી પીડાતા બાળકને અંધારી અને ભેજવાળી ઓરડીના એક ખુણામાં સુવાડો, પથારીની આસપાસ એક પડદો નાંખો, બારી બારણાં બધા બંધ કરો કે જેથી સ્વચ્છ હવા અંદર આવવા પામે નહિં. વધારામાં ધગધગતા અંગારાથી ભરેલી એક સગડી રાખો, બે ચાર પડોશણોને વાત કરવા બોલાવો. જો આટલાથીજ પતી ન જાય તો વધારામાં બાળકને બે ચાર જાડા અને બંધ બેસતા કપડાં પહેરાવો, તેના ઉપર બે ચાર ગોદડાં કે ધાબળા નાંખો. પાડોશણો ઉપરાંત ઘરમાં પાળેલી બિલાડી કે કુતરાને પણ તેજ ઓરડીમાં રાખો અને એક ઘાસલેટનો ધુમાડીયો દીવો સળગાવો; પછી જુઓ કે શું થાય છે ?"

---

# પૂરક પ્રવૃત્તિઓ.

ઘર અને શાળામાં મળતી પ્રવૃત્તિઓને થાય એવી પ્રવૃત્તિઓ બાળવિકાસમાં ...ક છે. ટૂંકું સહજીવન ઘરમાં મળે છે. ...શાળ જીવનને શાળામાં અવકાશ છે. ...ા બન્નેથી વધારે વ્યાપક તેમજ ...પ્રકારનું સહજીવન બાળકને જોઇએ છે ... તેને મળવુંજ જોઇએ. એટલા માટે ...ા શેરીને શોધે છે: શાળાના ગોઠિઆ ...ુતર પુરતા છે. ઘરની બહારની ભાઇ ...બહેનો પુરતા પ્રેમની છે. શેરીની મુલાકાતો ...ગાઢક જીવનની ભૂખ ભાંગવા માટે છે. 'સમાન વ્યસનેષુ સખ્ય' એટલે સરખા ...ોવડીયાની મૈત્રીની કેળવણી થાય છે.

શેરી:

પણ શેરી—આજની શેરી-મિત્રમિલન માટે, ...મેલન માટે યોગ્ય સ્થળ નથી; બેશક શેરી ...ળા અને ઘર વચ્ચેનું મેદાન છે. પરન્તુ તે ...ૃ છે. બેજવાબદારી ભર્યું છે. નથી ત્યાં ...બાપની નજર છે અગર શિક્ષકની હાક છે. ...થી શેરી આજે તો બદીઓની ખાણ છે. બાળકો જૂઠાં બોલતાં શીખે, ગાળાગાળી શીખે, ખોટાં ચાળાં શીખે, બાધતાં શીખે, વગેરે શીખે ઘરમાં કે શાળામાં અધુરું શિક્ષણ મળ્યું હોય તે પૂર્ણતાએ પહોંચાડે.

પરંતુ બાળકોને ભેગાં થઇને રમવું જોઇએ આવું જાવું જોઇએ. ફરવું જોઇએ. એનું શું કરવું ? મૈત્રિ કયાં કેળવવી ? સહાસિકતા કયાં ખેડવી ? સહજીવનના કેટલાક પાઠો કયાં શીખવા ? ત્યારે શું કરવું ?

બાળકોને આપણે ઘણી રીતે તંદુરસ્ત સહજીવન આપી શકીએ. આ પ્રવૃત્તિઓ કંઇક અંશે શાળાઓ કરે, કંઇક અંશે ઘર કરે, કંઇક અંશે આખો સમાજ કરે.

પ્રવાસ:

શાળાઓ બાળકોને નાના મોટા પ્રવાસે ઉપાડે એકાદ બરાબરનો વ્યવસ્થિત અને શિક્ષણની દૃષ્ટિએ થએલો પ્રવાસ એટલે તો બાળકને માટે અનેક અનુભવોનો પ્રસંગ. કેટલોયે તાલીમનો અખાડો. પ્રવાસમાં બાળકો તાત્કાલિક હુકમનો અમલ કરતાં શીખે ને વે કરવાની જરૂરીઆત જાણે: જેવું મળે

તેવું ખાતાં, જ્યાં સુનાં, ત્યાં ઉંઘી જતાં, સાંકડમોકડે બેસતાં, સ્થળે સ્થાનની સભ્યતા પ્રમાણે વર્તતા, વગેરે પ્રકારના તાલીમ તેને પ્રવાસમાં મળેઃ વખતે ખાવાનું મેડું થાય તો ત્યાં સુધી રાહ જોવી પડે, પૂરાં પાથરવાનું ન મળે તો હેઠે સુવું પડે, વખતે તરસ વેઠવી પડે, વગેરે સહન કરવાના પ્રસંગો તેને છવનભર માટે ઘડે છે.

પોતાનું સાચવવું, સંભાળવું, કપડાં.ટુવાલ લોટો વગેરે જાળવવું, વખતસર રહેવું, જાતે ન્હાવું ધોવું, પથારી પાથરવી. પોટકું ઉપાડવું, એ બધી આવડત પ્રવાસમાં તે શીખે.

પ્રવાસમાં નવા ભાઇબંધો થાય. નવું કેટલુંયે જોવાનું જાણવાનું મળે. પુસ્તકમાં ભણતાં વર્ષો જાય તેટલું વગર શીખ્યે થોડા વખતમાં મળે, કોઇ ઐતિહાસિક ઘટનાઓનું શ્રવણ ભૌગોલિક સ્થળોનું દર્શન, સૃષ્ટિ સૌન્દર્યનું પાન. વગેરે અનેક લાભો બાળકોને પ્રવાસમાં સહજ છે

ને છેલ્લે સૌ ભેગાં રહે, ભેગાં જાગે, રમે ને ભમે એના તો અમોલ લાભ છે.

પ્રવાસ એક અતિ આવશ્યક પ્રવૃત્તિ છે. શાળાઓ હાથ ધરે તો ઉત્તમ. શકય હોય ત્યાં પાંચ દસ માબાપો પોતાનાં બાળકોને લઇને લાંબા ટૂંકા પ્રવાસે ઉપડે તો ઘણું જ સારૂં.

વનભોજનઃ

એક બીજી પ્રવૃત્તિ વનભોજનની છે. બાળકોને આગળના વખતમાં અને હજી પણ માબાપો અને તેમના મિત્રો સાથે 'અણુગો' કરવા જવાનો લાભ મળતો અને મળે છે. 'અણુગો' એ વનભોજનનો પ્રકાર છે. માબાપ અને તેમના આડોશી-પાડોશીઓ કે મિત્રો અઠવાડિયે પખવાડિયે શહેરબહાર કે ગામ બહાર આવેલી કોઇ રૈય સ્થાને કે કોઇ બાગ બગીચે કે કોઇ તળાવ ટેકરે જાય. સાથે તૈયાર બનાવેલું ખાવાનું લઇ જાય. સૌ પોતપોતાને ત્યાંથી જૂદું જૂદું ખાવાનું લાવે બાઇને બેચાર કલાક ફરે હરે, રાસડા લે, દોંચે, જાત જાતની નાની મોટી રમતો રમે ને અઠવાડિયાનો થાક ઉતારે. રોજના કામકાજને ભૂલીને કુદરતના પ્રેરક વાતાવરણમાંથી નવું કામ ઉપાડવા તાજગી મેળવે ને પછી સૌ પોતપોતાનું ખાવાનું કાઢી ભેગું કરીને ખાય ધરાઇને ખાય. સાંજે ગામડાનાં બૈરાં તો ગાતાં વાતાં પાછાં આવે છે. પાછળ પાછળ વળાવીઆ જેમ મર્દો ઉતાવળે પગે ચાલ્યા આવે છે. આનું નામ 'અણુગો.' બાળકો તો આમા મઝા કર્યાજ કરે.

બાળકો માબાપોની સાથે વનભોજનમાં જાય. પરન્તુ તેઓ પોતે પણ મિત્રો સાથે મળીને અણુગો કરવા ઉપડી શકે. તેઓ શહેરોમાંથી પરાઓમાં ને ગામડાઓમાંથી સીમમાં જાય. સાથે એકાદ ઘરનું મોટું માણસ સંભાળ રાખવા કરવા આવે.

'કાલે બાળમિત્રોએ વનભોજનમાં જવું છે' એ વિચારથી બાળકનુ મન હરખાઇ જશેઃ બાને કેટલીયે વાર કહેશે 'અમારે કાલે વનભોજનમાં જવું છે.' બાપાને કહેશે 'તમે પણ આવોને.' આ ખાવાનું લેવું કે તે ખાવાનું લેવું તેની ખૂબ રસભરી વાતો ઘર આખામાં ચાલશે ઘરમાં બેચાર બાંકડાં હશે તેઃ તો ઘર આખું ગાજી ઉઠશે. શું શું સાથે લેવું, કોણ શું શું લેશે વગેરેની વાતોના પાર જ નહિ હોયઃ ઘરમાં ઉત્સહ અને આનંદ ઉભરાશે. બ્હાવરોબાઅ મા 'કઇક નવી જાતનું ખાવાનું કરી આપું તો ઠીક' એમ કહી કંઇક નવુંજ ખાવાનું કરવા માંડશે. છોકરો ખુશ થશે. આખો દિવસ પાસે તેથીએ વધારે થશે.

બાળકો વનભોજનનો વિચાર કરતાં ઊંઘી જશે ને સવાર સુધી ઘોરશે. વનમાં જઇ

બાળકો રમશે, રખડશે, ભમશે. દોડશે કુદશે ને આળોટશે.

વનમાં જઇ બાળકો પક્ષીઓ, પતંગીયાં, પશુઓ, જન્તુઓને નીહાળશે.

વનમાં જઇ બાળકો પીંછાઓ, લીડીઓ, કાંકરાઓ, ઘાસની જાતો, એકઠી કરશે.

વનમાં જઇ બાળકો ખુલ્લું આકાશ, અફાટ ધરતી, ખળખળતી નદી કે ઝરણું. વખતે ટેકરો ટેકરી કે ડુંગર, વખતે વાડી ને વખતે બાગ, વખતે કુરા વાત ને વખતે તળાવ હલેડા જોશે.

આમ વનમાં બાળક શરીર અને મનને તાજગી આપનારાં અનેક નવાં નવાં બળોને ઝીલશે, જાણશે ને અનુભવશે.

સાથે ખેલવાના લ્હાવો તો અમૂલ્ય જ થશે ભયતર, ગણતર, ભાર કે માથાકુટ ભુલી જઇ રમતગમતને મનમાં ભરી દેશે.

સાથે વાતો કરશે, બાળકાળની સરખામણી કરશે. ન્હાતા ધોતાં પાણી ઉડાડશે, છબછબીયા કરશે, ફુવારા ઉડાડશે. એક બીજાને જરા પજવી હસશે એ લગે.

વનભોજનમાં પ્રેલસે સાથે મળીને ભાતું ખાશે. ઘરઘરનાં બાળકો ભેગા મળીને એમે, એક બીજાને પીરસે, કેણે શું આણ્યું તે તે જોઇ જોઇને હરખાય ને છેલ્લે પાસે પાસે બેસીને ખાય. આ વનભોજનનો ઉત્કૃષ્ટ આનંદ. સાંજ પડશે પણ બાળકો વનમાંથી નીકળશે નહિં.

પાછા ફરતાં રેલગાડીનો કે ગાડાનો કે ગુડીયા ગાડીનો ( પગે ચાલવાનો ) અનુભવ કરશે. ને ઘેર આવી આનંદની વાતોથી મા બાપાને આનંદ આપી આનંદી ચ્હેરે ઉંઘશે. વનભોજન એક આવશ્યક પૂરતી છે. અને ભોજન, પ્રવાસ, કે એમ દરેક પ્રવૃત્તિમાં બાળક આનંદિત થાય એટલુંજ ઇષ્ટ છે. તે પ્રવૃતિની પાછળ જ્યારે ઘણી વારે આપણે ઉભા રહી તેને તાણ આણીએ છીએને બાળકો પોતે પોતાથી સ્વીકારી લે ને સાથેજ જોઇતી વિશ્રાન્તિ, એકાન્ત વગેરે ભેગાને તેમાં વચ્ચે આવી તેનો કાર્યક્રમ પ્રવૃત્તિથી ભરચક કરી નાખી તેને પ્રવૃતિના દારૂમાં બ્હોળીએ છીએ ત્યારે તેઓ ઉશ્કેરણીના ભોગ થઇ પડે છે. ઉશ્કેરાયલું મગજ અને શરીર ઠંડા પડતાં વાર લાગે છે. ઉશ્કેરણી ખરેખરો આનંદ નથી હોતો તેથી તે જતાં શરીરમાં મંદતા અને ખિન્નતા આવે છે. માટે બાળકોમા ઉશ્કેરણીથી નહિ પણ સહજપણે જે આનંદ આવે તે આવવા દેવો એટલુંજ નહિ પણ તેમને બહારના વાતાવરણને કારણે ઉશ્કેરણી તરફ જતાં સાવચેતાથી રોકવા શુદ્ધ આનંદ અને ઉશ્કેરણીની મજા એ બેમાં રહેલો તફાવત આપણે ઝીણવટથી જોતા રહેવું. એકનું લક્ષણ શાન્તિ, વ્યવસ્થા સંવાદ અને સમતોલતા છે જ્યારે બીજાનું લક્ષણ અશાન્તિ, બેચેની અવ્યવસ્થા વિસંવાદ અને અસ્થિરતા છે, બાળકને ઝીણી નજરે જોવાથી આ બન્ને વસ્તુઓ જોઇ શકાય છે.

### સહભોજન.

એક બીજી પૂરક-પ્રવૃત્તિ સહભોજનની એ. ઘરમાં ભાઇભાંડુઓ સાથે રમે જમે તે એક આનંદ છે. તે હમેશનો છે ને સ્વાભાવિક છે. પણ છાપાનમાં જેમ ઘર વટીને બહાર જવું સ્વાભાવિક છે તેમજ ભોજનમાં પણ આપણે સાથે જમન રા મિત્રોને, સંગાથીઓને માગીએ છીએ. એકલાં એકલાં જાવું એ ગમતું નથી એવો અનુભવ અનેકનો છે: માટે તો આપણે સગા સંબંધી સાથે, મિત્રો સાથે, ભોજનો પાર્ટીઓ વગેરે ગોઠવીએ છીએ. સત્કાર્યના જેવી આ સહભોજનની વૃત્તિ બાળકમાં પણ છે નહિ ભગડેલું બાળક પોતાનું ખાવાનું બીજા સાથે વહેંચીને ખાશે.

બીજાની અનુદારતાથી પોતાની ઉદારતા અથવા સાથે ખાવાની વૃત્તિને સંકોચવી પડશે તોપણ તેને તે ગમશે નહિ. એક નહિ તો બીજી જગાએ તે સહભોજનનો આનંદ શોધશે. બાળક એકલપેટું, એકલખાયું થાય છે તે તેની વિકૃત અવસ્થાની સ્થિતિ છે. તેના જવાબદાર મોટે ભાગે આપણે પોતે—માબાપો-છીએ અગર તો આપણી પેઠે જીવવાનો જેને આપણે મંત્ર આપ્યો છે તેવાં આપણાંજ બાળકો છે. બધા શુદ્ધ આનંદો જેમ બાળકોને મળવા જોઇએ તેમજ સહભોજનનો આનંદ પણ તેમને મળવો જોઇએ. બાળકો પરત્વે સહભોજન પાછળ સૌ એક આરે ખાય એ સુધારાનો વિચાર પ્રધાન જરૂર હોવાનો નથી. બાળકોને ખરી જરૂર સાથે બેસીને ખાવાની છે. તેમાંથી ઉપજતો આનંદ લેવાની છે. બાળકોમાં જ્ઞાતિભેદ જ્યાં સુધી કાળજીથી, પરાણે, ઘોચી ઘોંચીને નાખ્યો નથી હોતો ત્યાં સુધી તેઓ સૌની સાથે બેસીને સહજપણે ખાય છે. જ્યાં તેઓ જ્ઞાતિભેદની સમજણ ધરાવે છે ત્યાં પણ મિત્રો મિત્રો વચ્ચે તેમની સામે ઓછુંજ અંતર રહે છે. મનથી તેઓ પાસે આવતાં બહારની જૂદાઇ ટળી જાય છે. ઘણાં બાળકોને સુદ્ધાં સાથે બેસીને ખાવાના આનંદના પ્રસંગે મા, કે બાપાએ નાતિ. પાળવાનું દૃઢ કરાવ્યું છે અથવા ફરમાવ્યું છે તેથી દૂર બેસવું આકરૂં પડે છે, દુઃખ થાય છે. ઘણીવાર આવે પ્રસંગે બાળકો ખોટું બોલવાનો માર્ગ કાઢીને પણ સહભોજનનો આનંદ લે છે. ઘણીવાર રડીને માબાપની સંમતિ પણ લઇને આવે છે..

બધાં બાળકો સાથે બેઠાં બેઠાં ખાતા હોય, નાનાં બાળકોને મોટાં પીરસતાં હોય તે ખાવાના આનંદમાં કેટલું ખાધું તેનું ધ્યાન ન રહે. એ બધું જેમણે જોયું છે તેમને બાળકો માટે આવા પ્રસંગો ગોઠવી આપવાનું અતિ આવશ્યક લાગ્યું છે.

એકાદ બાળકના માતપિતા બાળકના મિત્રોને પોતાને ત્યાં બોલાવીને તેમને સાથે બેસારી જમાડે, તેઓ બધા આખા દિવસમાં બે ત્રણ વાર સાથે મળીને ખાય ને રમ્યા કરે એ એક ભારે આનંદ છે. માબાપો આવી રીતે બાળકો પોતપોતાની મિજલસો ગોઠવી લે તેની અનુકૂળતા કરી આપે એ સમજવા જેવું છે. તેઓ પોતાના મિત્રોને વધારે ઓળખશે. અમુક જાતના બાળકોના અમુક ચોક્કસ વર્ગો બંધાશે ને એવાં સમાન શક્તિ સાધના બાળકોના સમૂહો ભવિષ્યની એક પ્રકારની જ્ઞાતિ થશે. જો જ્ઞાતિના હિતચિંતકને જ્ઞાતિ ટકાવવાની મરજી હોય તો નવી જ્ઞાતિઓ બાળકો પોતેજ પોતાનામાંથી બનાવી લેતાં શીખે ને તે માટે નવા સહભોજનાના નિયમો, શિષ્ટાચારો વગેરે કાઢે તે કરવા જેવું છે.

**સ્વયંપાકઃ**

બાળકોને ધીમે ધીમે રાંધતાં શીખવા માટે સમજુ માબાપો તેમને રસોડામાં જગા આપે છે. વિચારી મા છોકરી પાસે પોતાના નાનાં નાનાં કામો કળથી કરાવી, અગર કરવા દઇ રસોઇની તાલીમ આપે છે. કકક બા પરાણે પણ રસોઇ કરતાં તો શીખવે છે. બાળકને રસોઇ કરતાં શીખવવું અને તેને તે મોટું થતાં આવડવી એ એક વાત છે. પરન્તુ જાતે જેવી આવડે તેવી કાચીપાકી રસોઇ બનાવવી, જાત મહેનત અને પોતાની કૃતિનો આનંદ લેવો એ નોખી અને સુખભરી વાત છે. બાળપણમાં એવા થોડાકજ પ્રસંગ મળ્યા હોય, કદાચ એકજ પ્રસંગ મળ્યો હોય તો તેનું મીઠું સ્મરણ આજીવન ચાલે છે.

જ્યારે કોઇ એકાદ રાત્રે ' કાલે તો તમે સૌ જાતેજ રસોઇ બનાવીને ખાઓ. તમે તમારે

ગમે તે બનાવો. જે જોઇએ તે બજારમાંથી ખરીદી લાવો અને બાકીનું ઘરમાંથી લેજો. અમને તમારામાંથી થોડી થોડી પ્રસાદી આપજો,' એમ કહેવામાં આવે છે ત્યારે બાળકોનાં હૈયા હરખાય છે. બાળકોની દોડાદોડ થઇ રહે છે; જાણે હવે શું કરી નાખીએ. ટોળું વળી ભેગાં થાય છે. શું કરવું તેની કેટલીએ સૂચનાઓ એક પછી એક પડવા માંડે છે. કોઇ સૂચના મંજુર કોઇ નામંજુર. કોઇનું જરા મોં ચડે, કોઇનું ઉતરે પણ પાછાં બધાં હસાહસ કરે. કોઈ રીસાય પણ કાલના વિચારથી ઝટ મનાઇ જાય. ઘડીકમાં શાક, ભાત, ખીચડી, ભજીયા, લાડવા એવી એવી વાનીઓનાં નામોમાથી એકાદ યાદી તૈયાર થઇ જાય છે. બધાના મનનું એમાં સરસ પ્રતિબિમ્બ પડે છે.

પછી શું શું, કેટલું કેટલું લાવવું, કોણ ે, એનો નિર્ણય થાય છે. જેની જેવી ⁄ વકાત તે પ્રમાણે કામ હાથમાં આવે છે. કોઇ ાક લેવા, કોઇ વાળવા ઓળવા, કોઇ વાસણ ઉટકવા, કોઇ રાંધવા માટે નક્કી થાય છે.

આજે નાનાં બાળકોને મોટાં બાળકો બધાંય કામના ઉત્સાહમા છે કોઇ માબાપ પાસે આવવા કે કનડવા નવરાં નથી. મોટાંઓ શું કરે છે તે જોવા નાનાં બાળકો તેની પાછળ પાછળ ફરે છે. મોટાં બાળકો કયાં ચૂલો કરવો, કયાં વાસણો જોઇશે વગેરેની ખટપટમાં હોય છે. આજે મા કહે છે તેમ બધું કામ પહેલેથી છેલ્લે સુધી પોતાને કરવાનું હોય છે. ચૂલો સળગાવવાથી ખાઇ કરીને એંઠવાડ પાણીનું કામ પોતાને માથે છે એમ સૌ જાણેજ છે.

રાંધવાનું કામ શરુ થાય છે. ચૂલો ન સળગે તો ફુંક મારવાની. બા પણ એમજ કરે છે. પણ ફુંક બરાબર ન લાગે એટલે રાખ કે ધૂળ ઉડે ને મોં માથું ભરાઇ રહે: એ પણ આજે તો ગમ્મતજ છે. કેમ કે આજે 'અમે બધું પોતે કરીએ છીએ' એનો આનંદ છે.

શાકમાં મીઠું વધારે પડી જાય છે. શીરો જરા ગળ્યો થઇ જાય છે, પૂરીની કોર જરા કાચી રહી જાય છે, કોઇ ભજીયું અંદરથી ચડતું નથી. પણ છતાં બધું બરાબર છે. સરસ થયું છે. પોતે કર્યું છે–સરસ થયું છે.

રોજ દસ વાગે ભૂખ લાગે છે. મોડું થાય તો ઉંચા નીચે થવાય છે. પણ આજે તો રાંધનાર પોતે છે એના ધૂનમાં ખાવાની ભૂખ કયાં વરતાય ?

ભાણા પીરસાય છે. સૌને કંઇ કંઇ કર્યાનો સંતોષ છે. સૌના પેટમાં સારી મજાની ભૂખ છે. કોઇને બોલાવવા જવું પડતું નથી. પોતેજ બનાવેલી ચીજોની કદર કરતાં કરતાં સૌ પ્રેમપૂર્વક જમે છે. બાર ઉપર બે વાગ્યા હોય છે છતાં મોડું થયાની કોઇને કોઇની સામે ફરીયાદ નથી. કાચું પાકું થયું છે તે સામે કોઇને કચવાવાનું નથી. સૌનો આ તો ઉત્સવ છે. બાળકોને માટે સ્વયંપાક ખરેખર એક ઉત્સવ છે.

આપણે માબાપોએ બાળકોને આવી પ્રવૃતિ મળે એવી અનુકૂળતા કરી આપવી જોઇએ: ઘરનાં બાળકો મળીને પણ સ્વયંપાકનો આનંદ લઇ શકે છે. આડોશી પાડોશીનાં મિત્ર બાળકો ભળતાં એ આનંદમાં ખૂબ વધારો થાય છે.

આવે વખતે બાળકોમાં ઉમંગ ઘણો આવશે. પણ તેમાં આપણે દોડાદોડ કરીને કે પ્રસંગ આખો દોડધામનો બનાવીને એક જાતનું કૃત્રિમ જોસ ન આણીએ. ઉશ્કેરણીમાં આવી જાય એવું કૃત્રિમ કે અનિવાર્ય વાતાવરણ ન હોય તો બાળકોનો ઉમંગ તંદુરસ્ત હોય છે ને રહે છે: ઉમંગ અને ઉશ્કેરણીના બહારના લક્ષણો જેમકે ફરવું હરવું, હસવું બોલવું, કુદવું

વગેરે ત્યાં સરખાં હોય છે. ત્યાં પણ તેની પાછળ રહેલ સ્વાભાવિક પ્રેરણા અગર બનાવટી ઉત્તેજન એમાં તફાવત હોયજ છે.

વળી સ્વયંપાક એટલે સ્વયંપાક. બાળકોને ગોઠે તે બનાવે. જેવું આવડે તેવું બનાવે. જ્યારે થાય ત્યારે ખાય. જેટલું આકરું પડે તેટલું વેઠે. આપણે વચ્ચે પડીને તેમને સગવડ કરી આપીએ, કે દોઢડાહ્યા થઇ તેમને આમ કરો ને તેમ કરો એમ ચોંદ્યા કરીએ તો તેમનો ઉલટો આનંદ જાય. બધું બરાબર થવું જોઇએ, બધું આમ થવું જોઇએ, બધું વખતસર, કરકસરભર્યું વગેરે વગેરે આપણા વિચારો આચારોમાંથી બાળકો-મુક્ત રહેશે તોજ તેઓ ઉત્સવનો આનંદ લઇ શકશે. પહેલી વખતે તેઓ ઘણી ભુલો કરશે. વાર લાગશે છતાં ઘણું શીખશે. તેમનો જાત અનુભવનો આનંદ પડેલી મુશ્કેલીથી એટલો બધો વધી જશે કે તેઓ મુશ્કેલીની કદર કરતાં શીખશે.

બાળકોને છેવટે ઘરના એકાદ ખુણામાં પણ આવો અનુભવ કરવાની માબાપે અવશ્ય તક આપવીજ જોઇએ. માબાપ તેમાં ભાગ લે. તેઓ બાળક બનીને ન ભળે પણ તેમના મહેમાન થાય. તેમને નાની નાની મદદ કરે. તેમના આનંદમાં વધારો થાય તેવું તેવું પાકઘરની બહાર રહ્યાં રહ્યાં કંઇ કંઇ પણ કરે.

**ભાઈબંધને ત્યાં જવું.**

અમુક વયે બાળકોમાં મૈત્રી સહજ અને આવશ્યક છે. ભાઇભાંડુઓના પ્રેમલ સંબધને આ વયેજ વિસ્તારવાનો અને વિકસવાનો ખુબ અવકાશ છે: ભાઇઓ અને બેનો ઘર બહાર જઇ શેરીમાંથી, શાળામાંથી, ગામમાંથી 'બેન ભાઇઓ' શોધે છે: આપણે બાળકોને જૂદી જૂદી રીતે તેમના આ વધતા જતા પ્રેમ વર્તુલને પોષવા સહાય કરી શકીએ છીએ.

એક રાત આપણાં બાળકોને બીજાંને ઘેર એક, બે, કે તેથી વધારે વખત રહેવા જવાની અને અન્યનાં બાળકોને આપણે ત્યાં રહેવા આવવાની અનુકૂળતા કરી આપવાની છે; આપણે પોતે આપણાં બાળકોના મિત્રોને આપણે ત્યાં રહેવા નોતરીએ. બાળકો પોતે પણ તેમના દોસ્તોને લઇ આવી શકે.

સામાન્ય રીતે આપણે આપણાં ઘરમાં બીજા બાળકોને બહુ ઓછાં સહન કરીએ છીએ. કુટુમ્બ, કુટુમ્બની રહેવા ખાવા પીવા વગેરેની ટેવો ને આચારો જૂદાં પડે છે. તેની છાપ બાળકોમાં હોયજ છે. તેથી બીજાં બાળકોને આપણે આપણાં કુટુમ્બોમાં ઝટ દઇને આપણાં કરીને રાખી શકતાં નથી ને તેમજ બીજાને ત્યાં આપણાં બાળકો પરત્વે બને છે. આપણે બીજાં બાળકોને આપણા ઘરમાં ઉપાધિરૂપ સમજીએ છીએ. આપણું અને આપણાં બાળકોનું ટુંક વર્તુળ આપણે જાણે કે એવું ને એવુંજ રાખવા માગીએ છીએ. બીજાં બાળકો આપણાં બાળકોના ખાનપાનમાં, સુખ સામગ્રીમાં ભાગ પડાવી જાય તે આપણને ગોઠતું નથી. આપણે પોતે બીજાં બાળકોને માટે કશી તકલીફ ઉઠાવીએ તે નાહકની ખોટ જેવું લાગે છે. બીજાં સારાં બાળકોના આપણાં ઘરમાં આવવાથી આપણાં બાળકો ઉતરતાં છે તે આપણને દેખાઇ જાય છે તે-પણ ઘણી વાર આપણને ગમતું નથી. મોટે ભાગે આપણાં બાળકો સૌથી સારાં છે એવો આપણો સંકુચિત અને વિચિત્ર ખ્યાલ હોવાથી આપણે બીજાં બાળકોને આપણે ત્યાં લાવવાથી એ ખ્યાલમાં ફેરફાર કરવો પડશે એ ભીતિ પણ અન્યનાં બાળકોને આપણે

ત્યાં નોતરવાની ઇચ્છાની આડે આવે છે. બીજાંને ત્યાં આપણાં બાળકો જવાથી હેરાન થશે, ત્યાં એને કોઇ સાચવશે નહિ, પક્ષપાત કરીને પોતાના બાળકોને ખવરાવશે જ ને આપણાં બાળકો ભૂખ્યાં તરસ્યાં રહેશે, આપણા બાળકોની બીજા ટીકા કરશે, વખતે આપણે બાળકો ઉપરથી કેવાં છીએ તે જણાઇ જઇશું, આપણાં બાળકો બીજાના બાળકો સાથે રહેવાથી બગડી જશે કારણ કે આપણા બાળકો તો સારાં છે. બીજાનું વાતાવરણ ખરાબ છે. એવી બીકથી, તેમજ આપણે આપણાં બાળકો મોકલશું તો વળી એનાં બાળકોને બોલાવવાં પડશે એ વિચારથી અને એવા એવા વિચારથી આપણા બાળકો વચ્ચે સહકાર અને સહજીવન સાધવાનો એક માર્ગ બંધ કરીએ છીએ.

એક બીજાને ત્યા જવું, ત્યાંની નવી પરિસ્થિતિ જાણવી, ત્યાંના મનુષ્યો અને સ્થળવ્યવસ્થાને ઓળખવા, દોસ્તી કરવી, ને તેમાથી નવું જાણવું ને નવા થવું એ એક પ્રકારની બાળકની જરૂરીઆત છે; ને બીજી રીતે, સામાજીક જીવનમા બંધબેસતા આવવા માટે શીખવાની ગોઠવવાની પણ જરૂરીઆત છે. બાળકો ઘરનાઓ વધારે પડતા હોય છે તો બીજાને ત્યા, જઇને રહેવું તો ઠીક પણ માબાપ સાથે થોડો વખત પણ બેસવું પણ તેમને ભારે પડે છે. તેઓ મુંઝાઇ જાય છે. ને માબાપને મુઝવે છે. તેમને સામાજીક જીવનનો સુપરિચય થવાની આનુકૂળતા આવશ્યક છે.

બાળકો એક બીજાને ત્યા જાય છે ત્યારે ઘણું શીખે છે. બન્ને ઘર વચ્ચે તુલના કરે છે. રહેવાની, ખાવાની, પીવાની વગેરે સ્થૂળ બાબતોથી માંડી ઘરનાં નાનાં મોટાના ભિન્ન ભિન્ન બાબતો પરના વિચારો વગેરે જાણી જાણી. તેમાં શું ગમે છે કે નથી ગમતું, લેવા જેવું કે ન લેવા જેવું છે તે સમજે ને બન્ને ઘરની ખૂબી ખામીઓ ઉપર વિચ પણ કરે છે: પોતાના ઘરમાં શું લાવે તો વધારે સારું થાય ને મિત્રના ઘરમાં શું છે જેથી તે બરાબર નથી તે જોઇને એક આદર્શની કલ્પના રચે છે. બાળકો બીજા ત્યાં રહીને ગોઠવાઇ કેમ જવું તેનો સું પાઠ લે છે. બીજાને ત્યાં બધું ઘર એમ ન હોતું. ઘર ઘરના રીતરિવાજ જૂદા હોય ક્યાંક કડક વાતાવરણ તો ક્યાંક નરમ વાત વરણ. બાળકો તે તરત સમજે છે ને પોત તેમા ગોઠવતાં શીખે છે. ટુંકમાં નવું બાળકને માટે એક નવું જગત હોઇ બાળક ત્યા ઘણું જાણવાનું તેમ વર્તવાનું વગેરે મળે બીજાને ઘેર બાળકોને મોકલવામાં જેમ લાભ સમાએલા છે તેમજ ગેરલાભો પણ છે. ગ તેને ત્યાં આપણાં બાળકો ન મોકલી શકીએ આપણાં બાળકો પોતાના મિત્રોને ત્યાં જા છે માટે તે સુંદર કામ છે ત્યાંજ અટકવા નથી. આપણે તેમના મિત્રોમાં તેમજ તેમ ઘરમાં બાળકોને મોકલીએ છીએ. બધાંનાં ઘ આપણને તેમના આચાર વિચારની દૃષ્ટિ ન પણ ગમે. ઘણાં ઘરો તો એવાં નીકળે કે ત બાળકને મોકલવું એક મોટું નુકશાન થ બેસે. ઉપરથી સારાં અને મિત્રાચારી બતાવના ઘણાં બાળકો તેમજ ઘરો અંદરથી સહકા કરવા જેવાં નથી હોતાં. એવાં મેળાં મિત્રો અને તેમના ઘરમાં આપણાં બાળકો ન મોકલીએ. નહીતર તેઓ ત્યાંથી ભિન્ન બાળકો પાસેથી કુટેવો, કુછંદો અને મોટાંઓ પાસેથ સંકુચિતતા, મન વાણી ને કર્મની હલકા શીખી લાવે.

પણ આપણે એમ નજ માનીએ કે આ પણા બાળકો દુનિયામાં સારાં ને બીજાંન ખરાબ. ઘેર ઘેર માટીના ચૂલાતો છેજ. છત

આપણાં બાળકોને આપણે લાભ આપવા જતાં હાનિ ન કરી બેસીએ. આપણાં બાળકો આપણા સારા સંસ્કારમાં રૂઢ થયા હોય તો પણ થોડા કે લાંબા વખત માટે તેમને અન્ય બાળકો અને ઘરની નઠારી ટેવોની છાપ પડે છે. કારણ કે બાળકો અત્યન્ત સંસ્કાર મય હોય છે. માટે બાળકોને બીજાને ત્યાં સંભાળીને મૂકવાં. તેમના માબાપના અને ઘરના સામાન્ય રીતરીવાજ કે વિચારો એવા તો નજ હોય કે તેની સાથે આપણે બિલકુલ મળતાપણું નજ હોય. આપણા જીવન્ત સિદ્ધાન્તોનું જ્યા ખૂન થઇ રહ્યું હોય ત્યાં જરૂર બાળકોને ન મોકલીએ. જ્યાં આપણા બાળકો ઉપર અન્યના વિચારોની સ્પષ્ટ સ્પષ્ટ જોહુકમી અને દબાણ થવાના હોય ત્યાં પણ તેમને ન મોકલીએ. જ્યાં આપણા બાળક વિશે સામાને માન હોય નહી પણ બાળક બાળક વચ્ચે મૈત્રિ હોય ત્યાં પણ બાળકને ન મોકલીએ. ટુંકમાં જુદી જુદી રીતે બાળકનું કે તે દ્વારા આપણું કે આપણા સિદ્ધાન્તો અને બાળકની જીવનપદ્દતિનું અપમાન થવાનું હોય ત્યાં બાળકને નજ મોકલીએ.

પણ આદર્શ ઘર ન મળે ત્યાં સુધી સાવ રોકી પણ ન રાખીએ; સંભાળ લીધા પછી બાળકનું કેટલાએક ચોખ્ખા વિધિનિંષેધો તરફ ધ્યાન ખેંચવા પછી ઉપદેશ કરતાં તેનામાં થોડોએક સ્વવિચાર અને વિવેક કેળવવાનો પ્રયત્ન કર્યા પછી, બાળકને મોકલવું અને છતાં બાળકને પોતાને કડવો અનુભવ થાય તો બાળકને ફરી વાર ન મોકલવું.

સામેથી મોકલવાં જેવાં ઘરો આપણને ન મળે તો આપણાં પોતાના ઘેર બીજાં બાળકોને બોલાવીને રાખી શકીએજ. બાળકને પોતાના મિત્રો સાથે રહેવાનો આનંદ મળશે. પણ બીજાને ત્યાં જઇ તેમાં ભળી જઇ, ગોઠવાઇ જઇ તે ઘરની સગવડ વેઠી લઇ સારું નરસું સમજી જાણી તેમાં વિચારથી લેવા જેવું લઇને ન લેવા જેવું છોડી દઇ જે જે બધા અનુભવોના સંચય થાય તે તો આવાં નજ મળે. પણ બીજું શું થાય ?

ટુંકમાં માબાપોએ એ વાત લક્ષમાં રાખવી કે બાળકોને અન્યને ત્યાં મોકલવાનું તેમનું એક કર્તવ્ય છે ખરું.

વળી એ વાત પણ આપણે લક્ષમાં રાખીએ કે આપણે બાળકમાં પ્રવૃત્તિ પ્રવૃત્તિનું ભુત ન જગાડીએ. પ્રવૃતિ વિના જરા પણ વખત જીવી ન શકીએ એ કેવળ બહિર્મુખતા છે અને એકલીજ બહિર્મુખતા એટલે તો આત્મઘાત પ્રવૃત્તિના આજની દુનિયાના રોગમાંથી આપણે બાળકને બચાવવું જોઇએ. શાન્તિ, નિવૃત્તિ એ એક ઉચ્ચ પ્રકારની પ્રવૃતિ છે એ બાજુ સાવ પડી જ રહે ને બહારની પ્રવૃતિ વધી જાય તો આપણા પ્રવૃત્તિ આપવાના પ્રયત્નો અલેખે જશે. એટલે પ્રવૃત્તિની પણ મર્યાદા સમજીને બાળકને તેનો નાદ લગાડીએ.

ગિ.



# નોંધ.

**અંકની યોજના**—આ અંક ચાર વિભાગમાં વિભાગાયેલો દેખાશે. આરંભમાંજ 'બાળ વાચન' નજરે પડે છે. ત્યાર પછી બાળકોના લેખો આવે છે. પછી 'બાળ અવલોકન' અને છેલ્લો છતાં દળદાર વિભાગ 'બાળ શિક્ષણ'નો છે. 'બાળકોના જગતમાં' વધારામાં છે.

**આ અંક.**

અંકમાં 'બાળ વાચન'ને સ્થાન આપવાના બે હેતુ છે. એક તો બાળક અંકમાં બાળકોને તો કેમ ભૂલાય ? મોટાંઓને જમવા નોતરીએ ત્યારે બાળકોને તો પ્રથમજ પીરસવું ઘટે. એ હિસાબે બાળકો રસથી વાંચે એવું થોડુંએક વાચન આરંભમાંજ મૂકયું છે. આશા છે કે અમારા બાલ વાચકો એ બધી વનીઓ ચાખશે; અને એમાં શું ગમ્યું ને શું નીરસ લાગ્યું, શું વધારે જોઇતું હતું ને શું ઓછું હત તો ચાલત તે અમને હૃદયથી લખી જણાવશે.

બીજો હેતુ બાલ વાચનમાં અમારું દૃષ્ટિબિન્દુ રજુ કરવાનો છે બાળકોને વાચન પૂરું પાડનારા હમેશના માણસો તો માબાપો, શિક્ષકો કે બાળ માસિકોના તંત્રીઓ હોય છે સૌની સમક્ષ, અમારી દૃષ્ટિએ અમે કયા પ્રકારના બાલવાચનને બાળક આગળ મૂકવા યોગ્ય ગણીએ છીએ તેના થોડા નમુના અહીં મૂકવામાં આવ્યા છે. માબાપ વગેરે બાળવાચન સાથે કામ પાડનારાઓ પોતે આ વિભાગ પણ આખો વાંચી જાય અને સાથે સાથે પોતાના બાળકોને આ વાચન કેવું ગમે છે, શા માટે ગમે છે વગેરે તપાસે તો અમે ધારીએ છીએ કે બાળવાચન સંબંધે તેમની કલ્પના પુષ્કળ ચોખ્ખી થઇ શકશે

આજે બાળકોને માટે સારું સારું વાચન હોવું જોઇએ એવું થોડાઘણાને લાગવા માંડયું છે. પણ તેની સાથેજ થોડીએક ખોટી કલ્પનાઓ પણ આપણામાં પેસતી જાય છે. જેમકે આપણે સામાન્યતઃ માનીએ છીએ કે 'ચિત્રાદિ શણગાર વગર બાળકોને ચોપડી કેમજ આપશે !' 'બાલવાચન એટલે ચિત્રની ચોપડીઓ,' એ કલ્પના આપણે અંગ્રેજી નર્સરી બુક્સ ઉપરથી લીધેલી હોય છે. ખરું જોતાં આપણી આ માન્યતા પાયા વગરની છે. વાચનમાં ચિત્રને સ્થાનજ નથી એમ ન કહીએ તોપણ ચિત્ર વગર બાળકને મજા પડેજ નહિ એવું આપણે માનતાં હઇએ તો તે ખોટું છે. વાચનની ખરી ગમ્મત સ્વતઃ વાચનમાંજ છે. નવી નવી શબ્દ રચનાના પરિચયમાં છે. શબ્દોદ્વારા થતાં અર્થવર્દ્ધનમાં છે. શબ્દોની મદદથી લેખકે જે શબ્દચિત્ર ખડું કર્યું છે તે પોતાની કલ્પનાની મદદથી આંખ સામે ખડું કરવામાં છે. દાખલા તરીકે "દાદાજી" ના શબ્દ ચિત્રમાં જે 'દાદાજી' ખડા થાય છે તે દાદાજીને દરેક બાળક પોતાની કલ્પનાથી જુએ એમાંજ ખરી મજા રહેલી છે.

આપણી બીજી સામાન્ય માનતા એ છે કે 'બાળકોનું વાચન એટલે માત્ર વાર્તા હોય. બીજું કાંઇ એમની આગળ ધરવુંજ હોય તો તે વાર્તાના રૂપમાં ગોઠવીને મૂકીએ તો જ બાળકો હાથમાં લેશે ! અમારા અહીંના અનુભવ પ્રમાણે બાળકો વાર્તા સિવાય ઘણું ઘણું રસથી વાંચે છે. ફક્ત એમની આગળ વસ્તુ મૂકવાની કળા આવડવી જોઇએ કળામાં બેજ વાતો છે. એક તો બાળદુનિયાનું સાચું વસ્તુ હાથ આવવું જોઇએ. બીજું બાળકો ઝીલી શકે એવી લેખન શૈલી આપણી પાસે હોવી જોઇએ અને તે ન હોય તો ભાઇ જુગતરામ જેવાને આપણે કામે લગાડવા જોઇએ.

આજે ચિત્ર, મોટા ટાઇપ, અને વાર્તા એ ત્રણ બાલવાચનના ઉત્તમ તથા આવશ્યક અંગો ગણાય છે. પણ ખરી રીતે બાલદુનિયાનું વસ્તુ, બાળ-દુનિયાની શૈલી, અને ભાષા અને ગોઠવણ (spacing) આ ત્રણ ખાસ આવશ્યક અંગો છે. ચિત્રને થોડું ઘણું સ્થાન હોય. પણ તેને વધારે સ્થાન આપવાથી બાળકોને આપણે સાચા સાહિત્યરસિકો બનાવવાને બદલે કલ્પનાશક્તિમાં ને શબ્દ માધુર્ય ઝીલવાની શક્તિમાં વગેરેમાં નબળાં બનાવશું. મોટા ટાઇપથી નવા બાળવાચકોને ઓછો શ્રમ પડે. તેમજ ભણેલાઓને ભણતરની સાથે મળેલા ચશ્માનો વિચાર કરી દિવસે દિવસે બાળ સાહિત્યમાં મોટા મોટા ટાઇપને જ વધારે સ્થાન મળે એમ આપણે જરૂર ઇચ્છિએ એ દૃષ્ટિએ આ અંકમાં મૂકેલું વાચન જરૂર દોષ પાત્ર ગણાય. પણ તેને માટે ઉપાય ન હતો, પણ બીજું આ અંક મુખ્યત્વે મોટાંઓને માટેજ હોવાથી આટલું ચલવી લેવાશે.

મોટા ટાઇપની હિમાયત કર્યા છતાં એટલું તો કહેવુંજ જોઇએ કે બહુજ મોટા ટાઇપ બાળકો હમેશ પસંદ નજ કરે. તેમની વાચનગતિ જેમ જેમ વધતી જાય તેમ તેમ સાધારણ મધ્યમ ટાઇપ એટલે આંખને મુશ્કેલી ન પડે છતાં એક લીટીમાં વધારે વાકયો આવે એવો મધ્યમ ટાઇપજ બાળકો પસંદ કરે. તે વખતે મોટા ટાઇપ આનંદ કે સુલભતા આપવાને બદલે ત્રાસ આપે છે. બાલ વાચનમાં વાર્તાનું પણ યોગ્ય સ્થાન સ્વીકાર્યા પછી એની અતિશયતા અથવા તેનુંજ સાર્વભૌમત્વ તો માન્ય નજ કરાય.

આ દૃષ્ટિએ બાલવાચનના વિભાગમાં થોડું થોડું બાલવાચન નમુના રૂપેજ આપ જોશો. એનો અતિ ટુંક પરિચય અહિં આપ્યો છે.

છાબમાં બાળકોને રૂચે એવા નાના વાચન પાઠો છે. "ચંદન ચાર ચિંતમણી" એ એક ગમ્મત પડે એવો નામસમુચ્ચય છે. એને અમુક ઢબે બાળો વાંચે તો ગમે એવો છે. બીજા ચાર પાઠોમાં કુદરતની નાની મોટી વાતો સુંદર રીતે ગુંથેલી છે. એમાં ધ્વનિપ્રધાન શબ્દોની ખાસ ગમ્મત છે. છપાઇમાં થએલી ભૂલો તરફ વાચક દરગુજર કરશે. જેમકે ખરી રીતે પાંચ પાઠો જુદા છે જ્યારે છાપવાની રીતથી એકજ કવિતાની પાંચ કડી હોય એમ લાગે છેઃ ચોથો પાઠ "ચાલીનો જુડો." ત્યાં પૂરો થાય છે. ને 'ખાવાનો ભડભડા-ટગી' નવો પાઠ શરૂ થાય છે. જોડકણાંની ગમ્મત તો આપણે બાળકો પાસેથી જાણવાની છે. કેટલી થોડી વારમાં તેઓ તે મોઢે કરી લે છે ને નાનાં અઢી અઢી વરસના બાળકોથી માંડીને ચૌદ ચૌદ વરસનાં છોકરા છોકરીઓ સુધી તેને કેટલીય વાર બોલી જાય છે તે જોવાનું છે. 'તારા ચકચકે' છે, વાળો પાઠ છાબમાંથી ઢળી પડેલો એક પાઠ દેખાય છે 'પત્તો' 'કક્કો' વગેરે બધું ચટણી કચુંબર છે. એનો આસ્વાદ આપણે બાળકોની સાથે એમની રીતે લઇએ તોજ ખરો સ્વાદ આવે.

લોકગીતો ને કવિતા ને રમત ગીતોની ગમ્મત તેના શ્રવણમાં છે. માબાપો કે શિક્ષકો જો બાળકો આગળ તે ગાઇ બતાવે, વાંચી બતાવે અથવા બાળકોને એક બીજાને સંભળાવવાનું કહે તો એનો ખરો રસ લેવાશે. અર્થ કરાવવા કરવાની ભાંજગડમાં તો કોઇ નજ ઉતરે. ગીત શરૂ કરતાં પહેલાં થોડા શબ્દમાં ગીતનો વિષય કહીને ગીત શરૂ કરવું. ગીતને બાળપ્રિય થવાની આ સુંદરતા છે પાઠોના વિષયોમાં ઘણી વિવિધતા છે. વાચન-પાઠો તો લેખક પાસે બાળવસ્તુ ને બાળભાષા હોય તોજ સફળ થાય. 'દુલારામ'નો પાઠ બધાં બાળકો મોજથી વાચશે તેની ખાત્રી છે. પણ 'કીડીબાઇ' ને 'વાછડી' 'પુનમની રાત' ને 'દાદાજી' ને પણ છોડશે તો નહિજ. 'એ બ્હેનો' તો એક કાવ્યમય કોયડો છે. 'ડુંગરે ચડતાં' ને ભૌગોલિક પાઠ ગણી શકાય 'રેતીનો પટ' પણ કાંઇક એજ જાતનો છે. આપણી ભૂમાતાના ગોળનો સાચો અનુભવ ને સાચો પરિચય ભૂગોળની ચોપડીમાં આવે છે અથવા વાંચનમાળાના પાઠમાં આવે છે તેમ અહિં રૂક્ષ નથી પણ સુંદર કાવ્યમય છે. માત્ર જો આપણે ડુંગરા, નદી, દરિયો, ગામડાં, ને શહેરોને ભૂગોળની ચોપડીમાંથી લીધેલી દૃષ્ટિથી નહિ પણ આપણી સીધી સાદી દૃષ્ટિથી નીહાળીએ તોજ.

પાઠ પછી વાર્તા આવે છે વાર્તામાં જુદી

જૂદી જાતની વાર્તામાંથી એક એક નમૂનાનીજ મૂકવામાં આવી છે. છતાં ઘણા પ્રકારો સ્થળ સંકોચને લીધે રહી પણ ગયા છે. આ વાર્તાઓ અમુક વિશિષ્ઠ શૈલીમાં લખાએલી છે, જે બાળકોની વચ્ચે રાતદિવસ રહીનેજ વધારે ખેડાએલી છે. સાંભળીને કે વાંચીને વસ્તુગ્રહણ બાળકોને કરવાનું સહેલું પડે એવી એ શૈલી છે. વાર્તાને તે મનોરમ બનાવે છે. દરેક નાનાં બાળકોથી મોટાં સુધીનાં બધાં વાર્તાને રસ લઇ શકે એવી પણ તેમાં ખુબી છે 'ચકલી એકલી હતી' 'હંસ ને હંસા' તરફ ધ્યાન ખેંચીએ છીએ. "રેડ રાઇડીંગ હુડ" માં અંગ્રેજી નામ કાયમ રાખ્યા છતાં આપણા બાળકોને વસ્તુ સમજવામાં જરાએ પરદેશપણું લાગતું નથી.

'તેજમલ ઠાકોર' એક લોકગીત ઉપરથી ઉતારેલી વાર્તા છે. હજી એકાદ વરત કથા, એકાદ લોકવાર્તા, એકાદ દંતકથા, વગેરે અનેક પ્રકારની વાર્તાઓ આવી શકત.

નાટક વિભાગમાં બેજ નાટકો છે. પહેલું નાટક છોકરીઓની આંખ બંધ કરવાની રમત ઉપરથી છે. મુદ્દો નાનો છે છતાં પ્રવેશ સુંદર રીતે ઉભો કર્યો છે. 'ઠાકોર ને રંગો' જરા મોટી ઉમરનાં બાળકો સમજી શકે એવું છે એનો રમુજી વિનોદ એકી સાથે હસાવે ને રોવરાવે એવો છે પછી 'પત્ર' છે. ત્યાર પછી પ્રવાસ વર્ણન આવે છે. જો બાળકો પાસે તે વાંચી સંભળાવવામાં આવે તો પાંચ છ વરસના નાનાં બાળકોને પણ એમાં રસ પડશે. વખતે વખતે બાળકો જાતે વાંચી શકે તેથી જરા ઉંચી કક્ષાનું વાંચન તેમની આગળ વાંચી બતાવવાની જરૂર છે. તેથી સુવાચનની ટેવ બાળકો પકડી લે છે. જે વાંચવામાં મદદગાર થાય છે. નાના બાળકમાં વાચનશક્તિ ઓછી હોય છે પણ તે બુદ્ધથી ઘણું વધારે સમજી શકે છે. પોતે જે ઉકેલી શકે તેજ વાચન લઇને બેસવું પડે તો તેની વાચનાભિરૂચિ કેળવાય નહિ પ્રવાસ પછી બે કવિતા-વાચન સાથે 'બાલવિભાગ' પૂરો થાય છે. આ વિભાગમાં જે બધું રહી ગયું તે તો રહીજ ગયું.

( ૨ )

ઘણું કરીને બાળવાંચકો આને આનંદથી વાંચશેજ પરંતુ આ વિભાગ બાળકોના લેખો. મુખ્યત્વે મોટાંઓના અભ્યાસ માટે ઉપયોગી છે.

બાલવાચન કેવું હોય એટલે કે તેનું વસ્તુ શું હોય વગેરેનો કાંઇક ખ્યાલ બાળકો પોતે કઇ જાતના વિષયો ઉપર લખે છે, કઈ શૈલીમાં લખે છે, કેવી ભાષા વાપરે છે વગેરેના અભ્યાસ ઉપરથી આવી શકે.

બીજું આપણી સાથે વસતાં છતાં બાળકો ઘણીવાર આપણી સામે ખરેખરા પ્રકટ થતાં નથી. તે તેમના લેખનમાં, તેમના નાટકોમાં વગેરેમાં પ્રકટ થાય છે. બાળકોને સમજવા ખાતર આપણે બાળ લેખો વાંચી એને તપાસીએ એ જરૂરનું છે.

વળી બાળકની બુદ્ધિ ને વિચારશક્તિનો વિકાસ પણ આપણે તેના લખાણો ઉપરથી પકડી પાડી શકીએ. પ્રથમ બાળકો અસંબદ્ધ અને અસંભાવ્ય, એવું લખે છે. ધીમે ધીમે તે સંબદ્ધ અને મુદ્દાસર લખવા લાગે છે; તેમના લેખનમાં બુદ્ધિની નિર્મળતા કે ગોટાળો છે તે જોઈ શકીએ છીએ. માનસિક સમતોલપણું અને અસમતોલપણું પણ જોઇ શકીએ. તેમની રસિકતા અને ગ્રામ્યતા પણ જોઇ શકીએ. તેમના તરંગો ને વાસ્તવિક ખ્યાલો પણ જોઇ શકીએ. એકંદર બાળમનના અભ્યાસની દૃષ્ટિએ બાળકોના લેખો અત્યંત ઉપયોગી વસ્તુ છે. માત્ર તે લખાણ "બાળકોના લેખો" માં છે તેવું સ્વયં-સ્ફૂરિત હોવું જોઇએ શાળાના વર્ગમાં જે નિબંધ લેખન થાય છે એ જાતના આ લેખો નથી આ તો સીધે સીધું બાળકોના હૃદયમાથી નીસરેલું તેમનું હાર્દ છે. તેમનો ભાવ છે. તેઓ ગાતે છે. તે માટેજ આ લેખનની કિંમત છે

તેમને લેખનદ્વારા વ્યતીત થવાનું મન થાય તો તે માટે તેમની પાસે ભાષા કેટલી છે એ પણ તેમના લખાણો ઉપરથી આપણે જોઈ શકીએ છીએ. નવી ભાષાની સમૃદ્ધિ તેઓ કેવી રીતે મેળવી લે છે તે જોઇ તેમને સહાયભૂત પણ થઈ શકીએ છીએ.

ઉપરના લેખોના આપણે એક રીતે બે ભાગ પાડી શકીએ. એક પોતાના અનુભવો વ્યક્ત કરવા

માટે અથવા કર્તવ્ય કહેવા ખાતર લખાએલા લેખનો; જ્યારે બીજે કેવળ સાંભળેલી ભાષા પાકી કરવા ખાતર લખાએલા લેખોનો

'ચંચળ' ની કવિતા બીજા વિભાગમાં આવે. એમાં કાંઇ બેન આવે છે તેનું સ્વાગત કરવાની કલ્પના છે. પણ ક્યાંક લોકગીતમાં કે વાર્તામાં કે પાઠોમાં એવું વર્ણન વાંચેલું સાંભળેલું ને સુંદર લાગેલું તે કવિતા રૂપે અહીં બહાર આવ્યું છે. એમાં સાંભળેલી ભાષા પોતાની કરવાની ક્રિયા, વધારે પ્રધાન છે. આ રીતે વસ્તુને ખાતર નહિ પણ ભાષાની ખાતર લખેલા ભાગો બીજા લેખોમાં પણ દેખાઇ આવશે. નાનું બાળક જેમ ચાલતાં શીખે છે ત્યારે ચાલવાની ખાતરજ ચાલે છે, ને પછી તો કામ પડે ત્યાં જવા માટેજ ચાલવામાં પાકી થઇ ગયેલી ક્રિયા વાપરે છે, તેમ બાળકોના લેખોમાં આવી રીતે ભાષાને પાકી કરવા ખાતરના લખાણો આવે એ સ્વાભાવિક છે.

અનુભવવર્ણનના ખાસ દાખલા તરીકે ' કુતરી ' અને " સાંજ " ને ટાંકી શકીએ. આ પાઠોમાં ભાષાની સુંદરતા તરફ લેખકનું જરાએ ધ્યાન નથી પણ મુખ્ય પ્રવાહ અનુભવકથનનો છે છતાં ભાષા તો પ્રથમ શીખેલી હોવાથી એની મેળે આવી ગઇ છે.

લેખોના બીજી રીતે ભાગ પાડવા હોય તો વાસ્તવિક અને તરંગી એવા ભાગો પાડી શકીએ અંદર આવતાં બધાં સ્વપ્નો તરંગી છે. ' રાજા ને હંસ ' ' ચકલો ચકલી ' ' નવી વાંસળી ' વગેરે તરંગપ્રધાન લેખો છે. ઝીણવટથી અભ્યાસ કરવા બેસીએ તો દરેક તરંગને એક એક જૂદું નામ આપીને પૂર્ણ વાસ્તવીકતાથી પૂર્ણ તરંગ સુધીના અનેક ઝીણા છાયામિશ્રણો બતાવી શકાય

જેમકે ' ચકલો ને ચકલી ' કાલ્પનિક એટલે જોડી કાઢેલી વાર્તા છે. વાર્તાનું ખોખું ' ચકલા ચકલી' ની વાર્તાનું છે છતાં અંદર બાલમંદિર ઉપર જઈ ગાંડીયા ને જલેબી ખાવાનો પોતાનો સાચો ને આહ્લાદકારક અનુભવજ છે.

" નવી વાંસળી " માં ( strong poetic imagination ) કવિ કલ્પના છે. એની અંદર પોતાના ' કાળા હાથ ગુલાબ જેવા થઇ જાય તો કેવું સારું ! ' એવી ઇચ્છા તૃપ્તિ પણ ( wish fulfillment ) છે. " રાજા ને હંસ " દર્શને ભાષાપ્રધાન વાર્તા લાગે છે. પ અંદર ઊંડી ઊંડી કલ્પના હોવાનો છે. જેમકે લેખક પોતે હંસ હોય' ને બાને બાપા તેની વાર્તાના ' રાજા રાક તો વાર્તાને કાંઇ જુદોજ અર્થ મળી જાય

વરસાદ, લીલાનો પત્ર, વગેરે અનુભવ સીધો વાસ્તવિક રીતેજ મૂકેલો

કાલ્પનિક ને વાસ્તવિક લેખોમાં દિશા શોધી કાઢવી પડે. તંદુરસ્ત કાલ્પ વાસ્તવિકતાને સુંદર રીતે મૂકવાનું કામ લાક્ષણિક રૂપમાં વ્યક્ત કરે. વાસ્તવિ પોતાની દૃષ્ટિએ ખામી લાગે તે કલ્પન દનને એક સંપૂર્ણ દોષરહિત અનુભ કરવા માગે. અતંદુરસ્ત તરંગોમાં એક અનારોગ્યતા દેખાશે.

લેખોનો અભ્યાસ કરી આપણે આવ વાનું તો નથીજ કે આ લખાણ ખરાબ સારું છે. આવું વધારે લખો વગેરે ક પણ આપણે અભ્યાસ કરી બાળકના જો કાંઇ વિકૃતિઓ અથવા કલ્પનાશક્તિન ભાષાની દુર્બળતા દેખાતી હોય તો તે તરીકે યોગ્ય પગલાં લેવાનાં છે.

વળી એનો તર્કદૃષ્ટિએ સુસંબદ્ધ અને બદ્ધ લખાણ તરીકે પણ ભાગ પાડી શકી એટલુંજ જોવાનું કે દિવસે દિવસે બાળ સુસંબદ્ધ અને તર્કશુદ્ધ લખતું થાય છે કે નહિ તો યોગ્ય ઉપાયો લેવા પડે.

છેલ્લે એટલુંજ કે બાળકના લેખનનો બહુજ કાળજીપી થવો જોઇએ. મનમાં અ એકદમ વિધાનો કર્યે ચાલે નહિ. મુખ્ય લખાણ તપાસીએ તેનો ને આપણો અં થય હોય, તે લખતું હોય તે વખતની સની પરિસ્થિતી વગેરે આપણે જાણત તોજ ખરા વિધાનો કરવા આપણે સમર્થ છીએ. માબાપો પોતાના બાળકોને ચ ને તપાસતા રહે તો બાળકનું લખાણ ઉછેરવામાં ઘણુંજ મદદરૂપ થાય. માત્ર હાજરીમાં લખાણ સારું કે ખરાબ કહે એ કરતાં તો બાળકનું લખાણ માબાપો નહિં તે સારૂં.

(૩)

**બાળ અવલોકન.** અહિં નમુનાની ખાતર થોડાએક બાળઅવલોકન તથા બાળક સાથેની વાતચીત આપી છે. આવાં અવલોકનો અને વાતચીત ઘેર ઘેર એટલે જ્યાં જ્યાં બાળકો છે ત્યાં ત્યાં જોવા ને સાંભળવા મળે છે. માત્ર આપણી આંખ ને કાન ઉઘાડાં જોઇએ.

સાચી દિશામાં બાળઉછેર કઇ રીતે થાય એનાં તત્ત્વો હાથ આવવા માટે બાળમાનસના અભ્યાસની જરૂર છે.

અને એ અભ્યાસના પાયામાં બાળઅવલોકન અને શ્રવણ હોય છે. બાળકો શું કરે છે, ને શું બોલે છે, એ તપાસીએ ત્યારે તેમની બુદ્ધિ અને લાગણીના વ્યાપારો કઇ રીતે ચાલે છે, જગતને તેઓ કઇ દષ્ટિએ જુવે છે, તેઓ કઇ રીતે જ્ઞાન મેળવે છે, વગેરે ઘણું આપણે જાણી શકીએ છીએ અને એ જાણશું ત્યારેજ તેઓનો માર્ગ સુલભ થાય તે માટે આપણે શું કરવું અને શું ન કરવું એ આપણે પોતાને માટે નક્કી કરી શકીશું.

અલબત્ત, બાળઅવલોકન કોઇપણ શાસ્ત્રીય અવલોકનના નિયમોની મર્યાદામાંજ થવું જોઇએ. ઉક્ત દૃષ્ટિએ આ વિભાગના લેખો ટૂંકમાં તપાસીએ. પહેલા ચાર લેખો બાળક સાથેની વાતચીતના છે. છેલ્લા બે અવલોકનના છે.

વાતચીત જેટલી જરૂરની છે તેટલીજ તેમાં સંભાળ પણ રાખવી પડે છે. વાતચીતમાં આપણા તરફથી સૂચન થાય, વસ્તુ પ્રત્યે ધિક્કાર કે સંમતિ બતાવાય, આપણી પ્રસન્નતા કે અપ્રસન્નતા બતાવાય, બાળકનાં વખાણ કે નિંદા આવે તો એ બધા પ્રકારો લાભ નહિ પણ હાનિકર્તાજ છે. વાતચીતમાં આપણે બાળકના સમોવડીયા થઇને, તેના ઉપર દબાણ ન આવે એવી રીતે આપણા મતો જાહેર કરી શકીએ. અને પ્રશ્નો પુછીને બાળકના મતો જાણી શકીએ આવી વાતચીતથીજ આપણે બાળકનું ખરું મન જાણી શકીએ. આપણા પ્રશ્નો જરાક સૂચક થાય તો તરત બાળકે પોતે વિચારેલા પોતાના મતો આપવાને બદલે તે આપણી સૂચનાનુસાર જવાબ આપે. છે. એના અમુક જવાબથી આપણે ખુશ થઇએ છીએ ને અમુકથી નાખુશ થઇએ છીએ એમ એ જુએ કે તરત એ ધોરણે જવાબ આપે છે પછી તે સાચી વાતચીત મટી જાય છે એવી વાતચીતથી આપણે બાળમાનસના અભ્યાસમાં કશી મદદ કરી શકતા નથી અર્થાત્ આપણો અવાજ, ચહેરાનો ભાવ, પ્રસન્નતા, દર્શન વગેરે સૂક્ષ્મ બાબતો પણ બાળકને દોરી જાય છે. લેખો તપાસતાં દેખાશે કે બાળકો વાતચીતમાં પોતાની આકાંક્ષાઓ કહે છે, અનુભવો વર્ણવે છે, અને આસપાસની દુનિયા ઉપર પોતાના મતો પ્રકટ કરે છે.

"બાની જેમ કરીશ" માં બાળકની જીવનદિશા દેખાય છે. એજ સંવાદ થોડાએક અવિચારી પ્રશ્નોથી કે પ્રશ્નોના ઓછા વત્તા શબ્દોથી બગાડી શકાત. પ્રશ્ન કરનારે બાની જેમ કરવા પ્રત્યે પોતાનો અભાવ, અથવા સરલાદેવી જેમ પ્રમુખ થવા પ્રત્યે વિશેષ વલણ બતાવ્યું હત, અથવા પોતે એને વિશે શું મહાત્વાકાંક્ષા રાખી બેઠા છે તેનું સૂચન કર્યું હત, તો સંવાદ કદાચ પ્રશ્ન કરનાર તેમજ વાચકને વધારે સુંદર ને ભારે લાગત પણ તેમાંથી શાસ્ત્રીય અભ્યાસની લાયકાત ચાલી જાત ને સાથે સાથે બાળકની આકાંક્ષાને તો કદી ન ભરપાઇ થઈ શકે એવી હાનિ પહોંચત.

"માખીઓનાં વર્ણન" માં બાળક પોતાનો અનુભવ કેટલી સુંદર ને જોખમદાર રીતે બતાવે છે, તે દેખાય છે.

"ભરતી ઓટનો અર્થ" માં બાળકો ભાષા કેવી રીતે શીખે છે તે જોવાનું છે શાળામાં શબ્દાર્થ ગોખવનાર શિક્ષકો આવી થોડી વાતચીત ને અવલોકન કરી બાળક શબ્દાર્થ કેમ શીખે છે તે જાણી લે તો શિક્ષકો, બાળકો અને તે બન્નેને તપાસનાર ઇન્સ્પેક્ટરોની ઘણી મહેનત ને હેરાનગતિ બચી જાય.

"માને શીખામણ" વાળો લેખ બાળકોના હક્કો પ્રસ્થાપિત કરનાર છે. આપણે વગર વિચાર્યે ફરમાનો કાઢીએ છીએ, મોઢામાં આવે તે ભાષા વાપરીએ છીએ, પોતાની લાગણીના મનસ્વી આંદોલનોની સાથે આપણું વર્તન ઉછાળીએ છીએ, તે બધાની બાળકના કુમળા મન ઉપર કેવી અસર થાય છે તે જોવા માટે માબાપ વાચકો આ સંવાદ આગળ જરા ઉભા રહે. ને પછી પોતાનું વર્તન

અને પોતાના બાળકની લાગણી વિશે વિચાર કરે. સાથે સાથે બાળકોમાં બુદ્ધિ એટલે વિચારશક્તિ, સિદ્ધાન્ત ગ્રહણ કરવાની શકિત ને તોલનશકિત કેટલી સૂક્ષ્મ અને ચોખ્ખી હોઇ શકે છે તે પણ અંદર લેવાનું છે. આપણે તો એમને બાળક ગણીએ છીએ તેથી તેમની લાગણી, ને તેમનું વ્યક્તિત્વ વગેરે સંબંધે વિચાર કરવાની જરૂર નથી, તેમજ તેમની સાથે આપણી જાતને છૂટી મૂકીને, સિદ્ધાન્તાકારે વર્તી શકીએ, એમ માનીએ છીએ. પરંતુ બાળકોના આપણા વર્તન સંબંધેના અભિપ્રાયો, ને તેના સાધકબાધક કારણો સાંભળવા બેસીએ તો જણાશે કે બાળકોની લાગણીઓ કોમળ હોય છે એટલુંજ નહિ પણ તેમની બુદ્ધિ પણ સૂક્ષ્મ વિચારો ગ્રહણ કરીને નિર્ણય આપવા જેટલી તીક્ષ્ણ હોઇ શકે છે.

સાચેજ આ લેખ ઉપરથી સંવાદમાંની "મા"ની જેમ આપણે એક ક્ષણમાં વઢીએ, બીજી ક્ષણે વળી મનાવીએ, ત્રીજી ક્ષણે બચી ભરીએ ને ચોથી ક્ષણે ચૌદમું રત્ન બતાવીએ તેથી બાળકો બહુજ દુખી થાય છે. તેઓ આપણા વર્તન સંબંધી કોઇ પણ જાતના નિયમોજ બાંધી શકતાં નથી, માટે તેમને હમેશા બીકમાંજ રહેવું પડે છે. ખરી રીતે આપણા આવા વર્તનમાં ચારિત્ર્યભ્રષ્ટતા છે ને આપણે બાળકોને પણ ચારિત્ર્ય ઘડવાની તક આપતા નથી.કારણ કે વિચાર,ઉચ્ચાર ને આચારની દ્રઢતા એ ચારિત્ર્યની કુંચી છે. પ્રથમ મૂળમાં ઘા કરીને પાછળથી ધર્મ નીતિનું શિક્ષણ આપ્યે ચારિત્ર્ય ક્યાંથી ઘડાય!

'સોનુનું કામ' અને 'નીહુના પ્રયોગો' એ બાલ-અવલોકનના લેખો છે. ઉપર કહ્યું તેમ બાળ અવલોકન એ બાળકોને સમજવામાં અત્યંત જરૂરી એવી વસ્તુ છે. માત્ર, જે જોઇએ એનો યોગ્ય અર્થ બેસાડવાની શકિત આપણી પાસે હોવી જોઇએ નહિ તો બાળકને સાવ જૂદીજ રીતે સમજીને તેને વધારે ભયંકર નુકસાન કરી બેસીશું. એમાં કાંઇક માનસશાસ્ત્રનું જ્ઞાન અને ચોખ્ખી શાસ્ત્રીય બુદ્ધિની જરૂર હોય છે.

'સોનુનું કામ' નો વિષય અત્યંત મહત્વનો છે. બાળકો પોતાની મેળે જે કાંઈ કરે છે તેને આપણે ભાગ્યેજ કામ ગણીએ છીએ. સામાન્યતઃ આપણી દ્રષ્ટિએ બાળક રખડતું, રમતું, તોફાન કરતું, બાધણ, કજીયો કરતું અથવા મોટાંઓના કામમાં આડે આવીને તેમને કનરાવતું લાગે છે. લેખમાં જે જે વાતો સોનુના કામ તરીકે મૂકવામાં આવી છે તે બધાંને માતાઓ પોતાના કામમાં આડે આવીને પોતાને કનરાવવાપણું ગણશે. 'અવાજના પ્રયોગો' જેવી પ્રવૃત્તિ પણ બાળકની નકામી ખટખટ ધારી ઘણાખ મોટાંઓ તેને દાબી દેવા કરશે. બાળક દરેક હી ચાલમાં કાંઇક નવું જાણતું હોય છે, શીખતું હો છે માટે તેની બધી પ્રવૃત્તિ સાર્થ છે એટલુ નહિ પણ આપણે જેને "કામ" કહીએ છી એવી કામની છે. આપણે 'કામ' ને 'રમત વચ્ચે તફાવત પાડીએ છીએ. આપણે કરીએ છી એને 'કામ' કહીએ છીએ ને બાળક કરે છે એ 'રમત' કહીએ છીએ એના બે કારણો છે. એ તો આપણા કામને આપણે મહત્વનું ગણી છીએ જ્યારે બાળકની પ્રવૃત્તિનું મહત્વ આપ જાણતાં ન હોવાથી અથવા મહત્વ માપવા આપ ત્રાજવા સંકુચિત હોવાથી બાળકની પ્રવૃત્તિ આપણે રમત ગણી કાઢીએ છીએ. બીજ આપણાં અનેક વિરોધો, વિકૃતિઓ ને સામાજિ ધાર્મિક દબાણો વગેરેને પરિણામે આપણે કામ એટલે કર્તવ્યોમાં આનંદ લઇ શકતાં નથી. અથ જેમાં આપણને આનંદ પડે છે તેને આપ કર્તવ્ય ગણતાં નથી એટલે આપણે જે કરી છીએ તેને આપણે "કામ" ની ઉચ્ચ પદ આપીએ છીએ. બાળકોમાં કર્તવ્ય અને આનંદને ઝગડો ન હોવાથી તે તેમની બધી પ્રવૃત્તિમ આનંદ લઇ શકે છે, તેથીજ તેમની પ્રવૃત્તિ આપણે રમત ગણી હલકી પદવી આપીએ છીએ. મનુષ્ય શ્રેયસ ને પ્રેયસ વચ્ચેના ઝગડાનો યથાય ઉકેલ કર્યો નથી ત્યાં સુધી 'કામ વિરૂદ્ધ રમત કે "કર્તવ્ય વિ૦ આનંદ" વગેરે ખોટાં જોડક પણ રહેવાનાંજ.

બાળવિકાસમાં તેમની બધી પ્રવૃત્તિઓ જરૂરન હોવાથી તેમને યોગ્યસ્થાન આપીને, તેમને પ્રવૃત્તિ યોગ્ય છૂટ મળે એવી ગોઠવણ કરી આપવાન જરૂર છે. ઘરમાં આપણે છીએ ને બાળકો છે. મ આપણી નીચે બાળક દબાઇ ન જાય એની સાવ

ચેતી લેવાની જરૂર છે. સાથે સાથે બાળકો નીચે આપણે પણ દબાઇ તો નજ જઇએ. બાળકની પ્રવૃત્તિને યોગ્ય સ્થળ ને કાળ ગોઠવી આપવાથી ઘણી મુશ્કેલી દૂર થાય છે. હરિભાઇના પરિચયમાં યોગ્ય અવલોકનની દૃષ્ટિ દર્શાં છે તેથી તે તરફ માત્ર ધ્યાન ખેંચવાનું છે.

ઉપર કહ્યું તેમ અહીં તો વાતચીત કે અવલોકનના થોડાજ નમૂના છે. છતાં બાળકો સાથે કામ પાડનાર બધાંને તે કાંઇક માર્ગસૂચક થઇ શકશે એમ આશા રાખી શકાય.

તા૦

**સામાજિક સભ્યતા.** આપણે બાળકને આપણી સાથે સમાજમાં લઇ જઇએ છીએ ત્યારે તેને ખુબ પઢાવીએ છીએ. 'ત્યાં આમ બેસવું, કોઇ કાંઇ પુછે તો આમ જવાબ આપવા, ખાવાનું આપે તો આમ કરવું ને રમકડાં આવે તો આમ આમ કરવું. અમુક વાનો બોલવી. અમુક જાતના કપડાં પહેરવાં ને તે અમુક રીતે સાચવવાં ' આ ...થી બાળક જો કાંઇ ભૂલી જાય અથવા તની સામે બંડ કરીને પણ પોતે પ્રકટ થાય તો ગોટાંઓને શરમાવું પડે છે, તેઓ ઘેર આવીને બાળકને પુષ્પાંજલિ આપે છે. જંગલી છે, તું તોફાની છે, હવે તને કોઇ દિ કોઇને ત્યાં મોકલીશ નહિ, મારી સાથે નહિ લઇ જાઉં, ફલાણા તને શું કહેશે ને મને શું કહેશે ? વગેરે સાંભળીને સામાજિક સભ્યતા શાખી લેવાનું બાળક કબુલ કરે છે. ફરીવાર સભ્ય બને છે. બીજા તેને સારા કહે તે રીતે વર્તે છે. આ સામાજિક સભ્યતાની શી કિંમત ! બાળક બહિર્મુખ બને છે. એક રીતે દંભી બને છે, સમાજમાં કેમ દેખાવું એજ એક જીવનની સૌથી મહત્વની વાત તેને લાગે છે.

સમાજમાં ભળવું હોય તો અમુક જાતની સભ્યતાના, સગવડતાના એક બીજા પ્રત્યે સન્માનના નિયમો આપણે બાળકોને જરૂર આપી શકીએ. અસામાજિક બાળકને સમાજમાં ન જવા દઇએ. છતાં સામાજિક બંધનો બાળક જાતે આમ ખુશીથી સ્વીકારે એ જરૂરનું છે. અને આપણા દબાણથી નહિજ પણ બાળક તે અંદરની સભ્યતા તરીકે સ્વીકારે એ તેથીયે વધારે જરૂરનું છે. તેમજ બહાર બતાવવાની વસ્તુ તરીકે તો નહિજ.

આ બાબતમાં સામાજિક નિયમો આપણે બાળક આગળ કયા રૂપમાં ધરીએ છીએ એના ઉપર ખરી ખોટી સભ્યતાની કેળવણીનો બધો આધાર છે. ખુરસી ઉપર ચડીને ગમે તેમ બાળક બેસતું હોય તો આપણે કહી શકીએ કે ખુરસી પર આમ બેસાય. તેના પર ચડવાથી તે મેલી થાય, તૂટે વગેરે.

સરખું બેસવાની વાત તે અણઆવડતથી નહિ પણ જાણી જોઇનેજ ન સ્વીકારતું હોય તો તેને ખુરસી પાસે ન જવા દઇએ. પણ એને બદલે જો તને આ ભાઈ ગાંડો કહે છે. તું કેટલો ખરાબ દેખાય છે ? મને શરમ લાગે છે. એવું કહીએ તો વ્યવસ્થિતપણે બેસવાની વાત સ્વતઃ વ્યવસ્થિતપણાને કારણે સ્વીકારવાને બદલે સામાજિક સ્તુતિ નિંદાના કારણે બાળક વહેલું સ્વીકારે પણ તેમાં બાળકની નૈતિક હાનિ કેટલી છે તે જોવાનું ને વિચારવાનું છે.

બીજું એ પણ તપાસવાનું છે કે આપણે જે બધું સામાજિક સભ્યતા તરીકે બાળકને શીખવીએ છીએ તે બધું સાચા સમાજ જીવનની મહત્તાને માટે જરૂરનું છે. કોઈ કાંઇ આપે તો ખાઇશ નહિ, અથવા જરાકજ ખાજે, ફરીથી માગીશ નહિ, ઉપકાર માનજે, તબિયતની ખબર પૂછજે, ને વગેરે ઘણું આપણે માત્ર સામાજિક શિષ્ટતા તરીકે શીખવીએ એ નકામું છે. બાળકો તેમની નિખાલસતામાં, તેમના ખુલ્લા ખરા સ્વરૂપમાં, તેમના સીધા ભાવોમાંજ સાચા સુંદર ને સભ્ય લાગે છે તે જોવા માટે ખરી રીતે આપણે આપણી જાતને કેળવવી જોઇએ. ને તે ન કેળવાય તો આપણે જાતે થોડી સામાજિક નિંદા સહન કરીયે પણ બાળકને બહિર્જીવી, દાંભિક ને ઢોંગી બનાવવાનું પાતક નજ કરીએ. તા૦

**આપણા બાળકનું શિક્ષણ.** એક વખત એવો હતો કે બાળકને ગુરૂજીને સોંપી દીધા પછી તેના શિક્ષણની જવાબદારી માબાપના માથેથી ઉતરી ગઇ એમ માબાપ માનતાં.

કાળ બદલાયો તેમ માબાપોએ બાળકોના શિક્ષણમાં જાતે રસ લેવો જોઇએ ને તેમની પ્રગતિથી વાકેફ રહેવું જોઇએ એવો વિચાર ફેલાયો.

પહેલા વખતમાં નિશાળેથી છૂટયા પછી બાળકોના માથા ઉપરથી ભાર ઉતરી ગયો હોય એમ હળવે મને તેઓ હરતાં ફરતાં રમતાં ને પોતાની કાંઇ સ્વતંત્ર પ્રવૃત્તિઓ કરતાં. "એ ધૂળમાં શું હાથ બગાડે છે ! જા લેસન કર." એમ કહી તેની સ્વતંત્ર પ્રવૃત્તિ રોકનાર કોઇ ન હતું.

માબાપ રસ લેવા લાગ્યાં ત્યારથી બાળકને માથે ઘરમાં પણ અમુક વખત ચોપડી હાથમાં લઇને બેસવાની ફરજ આવી. બાળકની પ્રગતિની તપાસ રાખતાં જતાં માબાપો બાળકનો નંબર નીચે કેમ ઉતર્યો ! પરીક્ષામાં એટલાજ માર્ક કેમ મળ્યા ? એકે ઇનામ કેમ ન મળ્યું એની તપાસ રાખવા લાગ્યાં. બાળકને માથે ઘરમાં પણ મદદગાર માસ્તર અથવા માબાપ ભાઇ વગેરે પાસે બેસી અભ્યાસ કરાવવાની ફરજ આવી. બાળકના વિકાસમાં માબાપ મદદ કરવાની ઇચ્છા ધરાવતાં છતાં અજ્ઞાનપણે તેને વધારે નુકસાન પહોંચ્યું.

માબાપોએ બાળકની પ્રગતિમાં જરૂર રસ લેવો જોઇએ. બાળકનો વિકાસ અસ્ખલિત રીતે ચાલે છે કે નહિ તે તપાસતાં રહેવું જોઇએ. તેના આગળ વધવામાં બને તો જાતે ઉપયોગી થવું જોઇએ. પણ તેમ કરવાની સાચી રીત કઈ તે પણ તેઓએ જાણી લેવુંજ જોઇએ. ને તેમ કરવાનો વખત અથવા ઈચ્છા ન હોય તો ( non intervention policy ) વચ્ચે ન પડવાની નીતિ તો રાખવી જ જોઇએ. બાળકને આખો વખત 'ભણ ભણ ભણ' કરતાં બાળક નિશાળમાં ભણે ને ઘરમાં રમે એ સ્થિતિ ઘણી સારી. જે માબાપો બાળકમાં ખરું ભણતર માગતા હોય તેઓ નીચે પ્રમાણે કરશે.

મા બાપો જે ગામમાં રહેતાં હોય ત્યાંનીજ સારામાં સારી શાળામાં બાળકને મોકલે ને માસ્તરને કહે કે "માસ્તર સાહેબ, અમારે બહુ ઉતાવળ નથી. તેમજ ઉપલો નંબર રહે એની ચિંતા નથી. છોકરો રાજી ખુશીથી ભણે ને ચાર અક્ષર શીખે તેમ શીખવા દેજો."

ઘેર આવે ત્યારે રોજ બાળકનો ચહેરો બરાબર જુએ. બાળક આનંદમાં અને તાજું છે કે થાકીને લોથ થયું છે. તેને ભૂખ બરાબર લાગે છે ? રમવા કુદવાની, રાગડા તાણીને ગાવાની ને વાતો કરવાની સ્ફૂર્તિ છે ? આ તપાસમાં લાગે કે બાળકની સ્ફુર્તિ ઘટી જતી દેખાય છે તો તેને નિશાળમાંથી ઉઠાડી લેવાનું પહેલું કામ માબાપ કરે. ઘરમાં પોતાને આવડે તેમ અક્ષર ઓળખાણ કરાવી વાચન ઉપર ચડાવી દે. અથવા તેને માટે અર્ધો કલાક માસ્તરનું શરણ લે પણ પાંચ કલાક હાડમારી ભરી નિશાળમાં જવાની ફરજમાંથી બાળકને તરત મુક્ત કરે.

ઘરમાં બાળક કઇ જાતની પ્રવૃતિ કરવા તરફ જાય છે તે જોઇ તેનાં સાધનો તેને પૂરાં પાડે. જેમકે બાળક વાંચનપ્રિય દેખાતું હોય તો મળે તેટલી ચોપડીઓ તેને આપે. ચિત્ર કાઢવાનું શોખીન હોય તો તેને ચિત્રની સામગ્રી આપે. એજ પ્રમાણે બીજી બધી પ્રવૃત્તિનું. પણ સાધનો આપ્યા પછી તેમાંથી અમુક એટલું ચોક્કસ ફળ તો નજ માગે તેમજ "ચાલ વાંચવા બેસ કે ચિતરવા બેસ કે કાંતવા બેસ" એમ ફરજ નજ પાડે.

બાળક અભ્યાસ કે ઉદ્યોગમાં શારીરિક પ્રવૃત્તિને ન ભૂલે એની ચોક્કસ કાળજી લે. સાથે સાથે બાળકને ગમે તે જાતની શારીરિક પ્રવૃત્તિ કરવાની છૂટ આપે. તા.

આ સંસ્કૃત વચનમાં વધારેમાં વધારે શ્રદ્ધા હોવાનો દાવો આપણો છે.

**શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્‌:** ધર્મની સાધનામાં શરીર પ્રથમ પગથીયું છે એ આપણી દૃઢ માન્યતા છે. પરન્તુ આપણો વ્યવહાર જોઇશું તો ? આપણે આપણાં તો ઠીક પણ આપણાં બાળકોનાં શરીરો પ્રત્યે જોઇશું તો ? "વાહ ! આ બાળક કેવું સુંદર મઝાનું ભરાવદાર, કેવું જાડુ કે રાતડી રાણ જેવું છે." એવું કહેવાનું સદ્‌ભાગ્ય ભાગ્યેજ મળે છે. જ્યાં નજર કરીએ છીએ ત્યાં નબળાં બાળકો, માંદા બાળકો, મોળાં મોળાં બાળકો, ફીકાં બાળકો. હજારોની સંખ્યામાં ગુલાબી ગાલવાળા, પગની પીંડીઓ કઠણ હોય તેવા, ભરાવદાર ખડતલ બાળકોની સંખ્યા ઘટતી જાય છે. બાળકો વધતાં જાય છે પણ તેમની તંદુરસ્તી ઘટતી જાય છે. આ સ્થિતિ શહેરોમાં તો છેજ પરન્તુ ગામડામાં પણ આ રોગ ફેલાએલો છે. શહેરો દવાથી એટલા

પ્રમાણમાં બાળકને ઠીક ઠીક સારાં સાજાં રાખ્યે જાય છે તેના પ્રમાણમાં ગામડાની હવા ત્યાંના બાળકોને ટકાવ્યે જાય છે. પરન્તુ સારાં તંદુરસ્ત બાળકોનું અભિમાન લેવાનું થોડાં એકજ માબાપોને નસીબે નીકળે તેમ છે: બાકી તો બાળકો સાજાં રહે છે; કંઇક તંદુરસ્તી ભોગવે છે ત્યાં સંભાળ કરતાં બેદરકારીનો આશીર્વાદ લખવાનું છે. યોગ્ય ખોરાક કરતાં જાણે ખોરાક ભૂખ લાગ્યાથી ખાધો તે કારણભૂત છે.

પ્રશ્ન એ છે કે આપણે બાળકોની તંદુરસ્તી આપી છે કે ના તંદુરસ્તી ?

આપણો સમાજમાં જે જન્માંધ બાળકો છે. તેની જવાબદારી કોને માથે મૂકવી ? કોઢ વાઈ અને ગાંડપણના દર્દોવાળાં બાળકોને માટે કોને ગુન્હેગાર ઠરાવવો ? દાક્તરને પૂછીએ કે આ બાળકને જરા ટોનીકની દવા આપો ને તે કહે "તમે-માબાપ-તમારાં શરીર સામે તો જુઓ ? એને કયું ટોનીક કામ આવે ? એતો તમારા પુણ્યનું ફળ છે." તો આનો દોષ કોને માથે મુકવો ?

બાળકનું શરીર નબળું છે, ખોડ ખામીવાળું છે, અપંગ છે, અશક્ત છે. કોનો વાંક કાઢવો ? બાળલગ્નનો ? માબાપના સ્વચ્છંદનો ? માત પિતાના સંતતિધારણના નિયમના અજ્ઞાન કે પાલનનો ? દાઇનો કે કોનો ?

બાળકનું શરીર અત્યન્ત સુંવાળું કુણું છે: તેનાથી કંઇ થઇ શકે નહિ. જરાક ફરે તો ટાઢ લાગે. જરા વધારે કામ કરે તો ડીલ ગરમ થાય જરાક વધારે ખાય તો ઝાડા થાય. આવા બાળકનો વાંક છે કે આપણે અજ્ઞાન અને લાડથી મુર્ખાઇ અને નિર્બળતાથી બાળકને ઉછેરીએ છીએ તેમાં વાંક છે ?

વાંક ગમે તેનો હોય. બાળકનું શરીર નાદુરસ્ત રહે તે પાલવેજ નહિ. બાળકના સુદ્દઢ શરીર ઉપર આવી પેઢીની ઇમારત ચણવાની છે માટે બાળકની તંદુરસ્તી જળવાય તે માટે આપણે શું કરવું જોઇએ તે પ્રથમજ વિચારીએ. બાળક ભણે ભણે નહિ, બાળક ભલે બુદ્ધિના મોટા વૈભવોથી દૂર રહે પરન્તુ તે તંદુરસ્ત ન રહે તો તેમાં તો જાતિનો નાશજ છે, મનુષ્ય જીવનનો વિનાશ છે. બાળકોના શરીરો વિષે આપણે પ્રથમ વિચાર કરીએ.

જિ૦



## વીંટીમાં ઘડીઆળ 

બ્રાઝીલના મરહુમ સામ્રાજ્ઞીની આંગળીની વીંટીમાં એક નાજુક ઘડીયાળ હતી. ઘડીયાળ અંદરથી એ આની અને બ્હારથી પાવલી (ટાઇમ) જેવડી મોટી હતી. આપણા નાજુક ખીસ્સા ઘડીઆળમાં અઢારમાં ભાગની તે હતી. ઘડીયાળ બનતાં ત્રણ વર્ષ લાગ્યાં હતાં. ઘડીઆળનું સાંચાકામ બહુ બારીક અને મુલાયમ છે. મોટામાં મોટું ચક્કર જે સોનાનું છે તેનો વ્યાસ ઇંચના સાતમા ભાગનો છે. નાનામાં નાના ચક્કરનો વ્યાસ ઇંચના દશમા ભાગનો છે. બાલનું ધુંચળું ઇંચના સાતમા ભાગનું છે. આ ઘડીઆળ વીંટીમાં જડવામાં આવી છે અને તેના ઉપરના ઢાંકણામાં ફરતા નાના હીરાનાં નંગ જડયાં છે અને વચ્ચે પણ હીરો છે. આ ઘડીઆળ વખત પણ સારો આપે છે. ઘડીઆળ વીંટીમાં બની જ જાય છે કારણ બન્ને નાજુક અને સપ્રમાણ છે. આ ઘડીઆળ દુનીયામાં નાનામાં નાની છે. આ જાતની વીંટી-ઘડીઆળ અમેરીકા બનાવવા લાગ્યું છે.




## હિંદ.

**ધારાસભાના ઉપપ્રમુખપદે**—ધારાસભાઓના બારણા બ્હેનો માટે ઉઘાડનાર સૌથી પહેલો હિંદી પ્રાંત મદ્રાસ છે. પંજાબમાં પણ ગઈ ચુંટણીમાં એક બ્હેને ઉમેદવારી કરી હતી. પરંતુ મદ્રાસે તો શ્રી. મુથુલક્ષ્મી અમ્મલ નામની મહિલાને ચુંટીને ધારાસભામાં મોકલી એટલુંજ નહિ પરંતુ તેને સર્વાનુમતે ઉપ-પ્રમુખ ચુંટીને સ્ત્રીસન્માન કરવામાં અગ્રસ્થાન લઇ લીધું છે.

**સ્ત્રીમતદાર મંડળ**—મદ્રાસમાં કુલ ૧૦૬૨૭૪ સ્ત્રીઓ મતનો હક્ક ધરાવે છે જેમાંથી છેલ્લી ચુંટણીમાં ૧૯ ટકાએ ભાગ લીધો હતો. ૧૯૨૬ માં ૮૨૩૬૭ મતાધિકારીણીઓમાંથી ૨૧॥ ટકાએ ભાગ લીધો હતો. ચુંટણીના મંડપમાં સ્ત્રી સ્વયંસેવિકાઓની સગવડ થાય તો એથી વધારે ટકા સ્ત્રીઓ ભાગ લેતી થશે તે ચોક્કસ છે.

**વિદ્યાપીઠમાં સ્ત્રીઓ**—મદ્રાસની યુનીવર્સીટીની સેનેટમાં મીસ સેરેના, મીસ કૌશલ્યા, મીસ લવ, મીસીસ આપ્પાસ્વામી અને મીસીસ લક્ષ્મીપતિ નામની પાંચ ડીગ્રીધર વિદુષી બ્હેનો બીરાજે છે.

**મુંબઈની શરમ**—સુધારાના નગારાં વગાડતું મુંબઇ સ્ત્રીની પ્રગતિ કરાવવામાં પાછળ પડી ગયું છે. ધારાસભાના સભ્ય થવામાં મીસ એન્જીનીયર અને શ્રીમતિ અનસુયા બ્હેનને થોડો ઘણો સંભવ હતો તેય આંચકી લેવામાં આવ્યો છે, જે માટે મુંબઇએ શરમાવું જોઇએ. હિંદનો બ્હાદુર પ્રાંત પંજાબ પણ એ બાબતમાં બ્હાદુરીથી પાછળ હઠી ગયો છે.

**બ્રહ્મદેશ તો સૌથી પાછળ**—જ્યારે બ્રહ્મદેશમાં 'પાછળ બુદ્ધિ બ્રહ્મ હોય' તેમ હજી સ્ત્રીઓને મતાધિકારના ઠેકાણાં નથી ને તેની વાતો ચાલે છે. એક સભ્યે ઠરાવ મુક્યો તો તેપણ ઉડાડી મુકવામાં આવ્યો છે. ખુદ સરકારી સભ્ય પણ વિરૂદ્ધમાં પડયા હતા. અને કારણમાં "હજી સ્ત્રીઓ વિદ્વતામાં અને રાજ્યદ્વારી ક્ષેત્રમાં આગળ આવેલી જણાઇ નથી" એમ તેમણે આગળ પડીને જણાવ્યું હતું! એ અધિકાર પ્રાપ્ત કરવા માટે સ્ત્રીઓએ સરઘસ કાઢવાની વાત કરી ત્યારે સરકારે તેને જબરજસ્તીથી અટકાવવાની નામર્દી બતાવી હતી. પરિણામે સરઘસ અડધે જઇ અટક્યું હતું. એ સરઘસની આગેવાન મીસીસ પોટુન તે ધારાસભાના ઉપપ્રમુખની ધર્મપત્ની હતી!

**સંમતિવય માટેના સર હરિસિંહ ગોરના** ખીલને ટેકો આપવા મુંબાઇની સ્ત્રીઓની એક સભા ૧૧ મી ફેબ્રુઆરીએ લેડી તાતાના પ્રમુખપદે વીલ્સન કોલેજ હોલમાં મળી હતી. એવીજ એક સભા અમદાવાદમાં સૌ. સરલાદેવી અંબાલાલના પ્રમુખપદે મળી હતી.

**ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ** તરફથી શ્રીમતી યોગિની આનંદલહરીએ "હિંદુ સ્ત્રીઓની મહત્તા અને સફળતા" વિષે અને સૌ. હંસાબ્હેન મ્હેતાએ "પશ્ચિમની સ્ત્રીઓનું જીવન" વિષે ભાષણો આપ્યાં હતાં.

**મ. ગોખલેની ૧૨ મી સંવત્સરી** ઉજવવા મુંબાઈના ભગિની સમાજ તરફથી એક સભા ૧૯ મી ફેબ્રુઆરીએ સૌ. લેડી લક્ષ્મીબાઇના પ્રમુખપદે મળી હતી. કવિ હંસરાજના ભજનો પછી સૌ. તારાબ્હેને સમાજનો અહેવાલ આપ્યો હતો. રા. કેશવપ્રસાદ દેસાઇએ "સમાજમાં સ્ત્રીઓનું સ્થાન" વિષે નિબંધ વાંચ્યો હતો. યોગિની આનંદલહરી "સ્ત્રીની ફરજ" વિષે બોલ્યા હતાં.

**સીવણનો વર્ગ** મુંબાઇમાં નાયગામ ઉપર આવેલી મજુરોની ચાલીમાં મીસ મણીબ્હેન

કાપડીયા, મીસીસ. વોર્ડ તથા મીસ તિલક વિગેરે બ્હેનો મજુર સ્ત્રીઓ માટે સાંજના સમયે રોજ ચલાવે છે, તેમજ ચાલોમાં ઘેર ઘેર મુલાકાત આપવા માટે પણ જાય છે

**બ્હાદુર પાડોશણ:** મુંબઈમાં બીજી સુતાર-ગલીમાં એક સવારે સગડી સળગાવતા એક જુવાન સુતાર વહુનો સાડલો ને ઘાઘરો સળગવા માંડયા. જેઠ જેઠાણી જાગ્યા પણ ગભરાઇ ગયાં. દરમ્યાન હિંમતે જતી એક પાડોશણ લોટો પડતો મેલી એ બાઈની મદદે દોડી ને તેણે હાથ વતી આગ બુઝવી હતી. પોતે પણ ખુબ દાઝી છે છતાં પેલી બાઇનો જીવ બચાવ્યો છે. કજીયાની આગ કરતાં આવી આગો સાથે ખેલવા કેટલી બ્હેનો તૈયાર છે ?

**હત્યારી સમાજ:** પોતાની ખાનદાનીના ખપ્પ-રમાં એકાદ હત્યાજ ભરે છે એવું નથી પરંતુ બ્રહ્મ-હત્યાને વળી સ્ત્રીહત્યા એમ બન્ને ભેગી હત્યા ધારે તો સરી શકે છે, તેનો દાખલો 'સૌરાષ્ટ્રમાં' બ્હાર પડયો છે, કહે છે કે ધોળકાના આદિત્ય સહસ્ર શુકલ સોમનાથની દીકરી બ્હેન મંગળા જેને રાણપુરના દવે જગન્નાથના પુત્ર કલ્યાણરાય ( જેઓ હાલ મલાડ રહેતા હતા ) સાથે પરણા-વવામાં આવી હતી, તેણે ચાર ચાર વર્ષ સાસ-રીયાના જુલમથી ત્રાસી જઇ, આખરે કુવામાં પડી આપઘાત કર્યો છે !

**બળતાં બચવાનો ઉપાય**—એક બ્હેન નીચે પ્રમાણે લખી મોકલે છેઃ "માટુંગા મેન્શનમાં ગઇ તા. ૩૦ મી જાન્યુ એ સ્ત્રીઓની એક સભા મળી હતી ત્યારે નીચેનો એક અગત્યનો ઠરાવ પસાર થયો હતોઃ "સ્ટવને લીધે ગુજરાતી બ્હેનોમાં થતા અકસ્માતને અટકાવવા આ સભા ઠરાવ કરી બધી ગુજરાતી સ્ત્રીઓને વિનતિ કરે છે કે રાંધતી વખતે રસોડું તદ્દન બંધ કરી શરીર પરનાં બધાં વસ્ત્રો કાઢીને રસોઇ કરવી અને રસોઈ પૂરી થાય ત્યાં સુધી એમજ જારી રાખવું. આથી સ્ટવ સિવાયના અકસ્માતો પણ બંધ થશે ને લુગડાં રસોઇને લીધે મેલાં થતા અટકશે એમ વિશેષ આશા આ સભા રાખે છે." ઠરાવ ઘડનાર અને પસાર કરનાર હાસ્યરસથી વંચિત તો નથીજ !

**પાટીદાર-અંત્યજ લગ્ન**—નવસારીના એક અંત્યજ રા. મોરારજીની કન્યા કમળા સાથે બાર-સદ તાલુકાના આંકલાવ ગામના પાટીદાર રા. સોમાભાઇ પટેલે ૧૯ મી ડીસેમ્બરે લગ્ન કર્યાં છે. કન્યાએ ગુજરાતી ત્રીજી ચોપડી સુધીનું શિક્ષણ લીધું છે. સોમાભાઇ શુદ્ધિની ચળવળમાં કામ કરે છે.

**જેલને જાત્રા સ્થાન** માનનાર ગૌરીબાઇ નામની એક હિંદી સ્ત્રી ૧૪ વખત જેલ જઇ આવી હતી. ત્યાર પછી વળી પાછી એક બાઈની સોનાની સાંકળી ચોરવા માટે તેને કોર્ટે સેશન્સ કમીટ કરી છે. તો પછી એને એ તીર્થધામમાંજ એક વંડું બાંધી આપ્યો હોય તો-?

**ગુજરાતમાં વધતી જતી સ્ત્રી કેળવણી** ને પહોંચી વળવા જ્યારે વધુ શિક્ષિકાઓની ખાસ જરૂર છે ત્યારે સરકારે એ સંખ્યા પર અંકુશ મુકવાની પીછેહઠ રાજનીતિ આદરી છે. જે સામે સૌ. ચારદા બ્હેને સખ્ત પોકાર ઉઠાવ્યો છે. દર વર્ષ શિક્ષિકાઓ વધુ સંખ્યામાં તૈયાર કરવા માટે તેમણે ઉપયોગી સૂચનાઓ કરી છે. હંમેશની જેમ એ સૂચના-બ્હેરા કાન પર ન પડે એમ ઠરો જણ ઇચ્છે છે.

**ભાટીઆ-રજપુત લગ્ન:** ૧૦ ફેબ્રુઆરીએ નડીયાદ મુકામે લોઇ મુલચંદ નામના ભાટીઆ ગૃહસ્થના લગ્ન પાર્વતીબાઇ નામની એક રજપુત કન્યા સાથે થયા છે. ભાટીઆ પણ મૂળે ક્ષત્રિય હોવાથી આ કાંઈ બહુ મોટો સુધારો ન કહેવાય!

અમદાવાદના મજુર મહાજન તરફથી શ્રીમત અનુસુયાએ મીલમાં જતાં મજુરોનાં છોકરાઓને ફુરસદના વખતમાં કાંઇક હુન્નર શિખવવા માટે તેવા છોકરાઓનું એક મંડળ સ્થાપ્યું છે.

**છાણમાં વીંછી હોય છે** એ કેમ જાણે ઓછું હોય તેમ કાઠિયાવાડના પીઠડીઆ દરબારે છાણ નિરાંતે વીણનારી ગરીબ ગામડીઅણપર હવે કરવેરો નાંખ્યો છે. છાણના જુવાન જકાતી અમલદારો કર ઉપરાવતાં ગરીબ સ્ત્રીઓને હેરાન કરે એતો વળી નફામાં ! હવે ગોમૂત્ર પર કર નાખવો બાકી છે !

**૧૦ વર્ષની દાદી !** મૂળ બેસાણાના વતની હાલ પોરબંદર રહેતા એક મોઢ વણિક ગૃહસ્થે પોતાની ૧૦ વર્ષની કન્યા વડોદરા પાસેના નસવાડીના રહીશ ૫૦ વર્ષના મુરબીઆને ૧૭

હજાર રૂપીએ વેચી ! એ મુરતીઆને ત્યાં દીકરાને ઘેર દીકરા છે, જેની આ નવી દાદીમા ૧૦ વર્ષની ઉમ્મરની છે. બાપે ઘર ઠીક ભર્યું પુર્યું ગોત્યું લાગે છે !

જુનાગઢના એક ભાટીઆ ગૃહસ્થે પોતાની ૧૩ વર્ષની કન્યાનું ૬૫ વર્ષના મુરતીઆ સાથે લગ્ન કર્યું છે કોઇ ૬૫ વર્ષની કન્યાનું ૧૩ વર્ષના મુરતીઆ સાથે સારું થવું હિંદમાં કેમ સંભળાતું નથી ? વિલાયતમાં તો સંભળાય છે !

છોકરીઓનો વેપાર-નવાબશાહ ( સીંધ )

તેના જવાબમાં આ સ્ત્રી-સિંહણે બીડું ઝડપ્યું હતું. પણ પહેલે દહાડે તેના બધા પ્રયાસો નિષ્ફળ ગયા હતા. બીજે દહાડે આખર તે સફળ થઇ હતી. જોરની હરિફાઇમાં ફરક એટલોજ છે કે રામમૂર્તિ ઉભો ઉભો મોટર અટકાવે છે ત્યારે આ બાઇએ એક લાકડામાં પગ મજબુત ભેરવી લઇ સુવાં સુતાં મોટર અટકાવી હતી. મીસ રૂખ્મા દક્ષિણ હિંદની નાયડુની જ્ઞાતિની બાઇ છે. પવનથી ઉડી જનારી પુષ્પકળીઓ આ વાંચે તો સારું !

કલીકટના કુમારી નારાયણી કુટી અમ્માલ




મુંબાઇ બાળ-આરોગ્ય પ્રદર્શન.

ની પોલીસ મારવાડમાંથી છોકરીઓ લાવી સીંધમાં મોટી રકમો લઈ વેચનારા કેટલાક માણસોની તપાસમાં છે. હૈદરાબાદની પોલીસે આવા એક મારવાડીને એની સ્ત્રી સાથે પકડયો છે. આ મારવાડીએ એક છોકરીને કોઇ એક સીંધીને રૂપીયા ૭૦૦ લઇ વેચી હતી.

સ્ત્રી પહેલવાન—મીસ રૂખ્માબાઇએ મદ્રાસમાં ૧૩ મી ફેબ્રુઆરીએ એક સરકસમાં ફોર્ડ મોટર બસ અટકાવી રામમૂર્તિનાં પાણી ઉતાર્યાં છે. રામમૂર્તિએ મોટર અટકાવવાને હાકલ કરી હતી

બી. એ. ની પરીક્ષામાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વિષયમાં બહુ ઉંચે નંબરે પાસ થયાં તે માટે ત્યાંના વીમેન્સ ઇંડીઅન એસોસીએશન તરફથી તેમને સોનાનો ચાંદ ભેટ અપાયો હતો.

જનેતાનું ખૂન કરનાર માતૃદ્રોહી ૩૦ વર્ષનો જેમ્સ લુગોનીન બેંગ્લોરમાં રહેતો એક ફ્રેંચ જવાન છે. કોર્ટની તપાસમાં તેણે ખૂન કરવાનું કારણ જણાવતાં કહ્યું કે તે મીસ રોઝર નામની સ્ત્રી સાથે પ્રેમમાં પડયો હતો પણ તેની મા એટલી વિરૂદ્ધ હતી કે લગ્ન એક મહીનો મોકુફ કરવું પડયું હતું.

દરમ્યાન તેની સાસુની હોટલમાં ૨૦૦૦ રૂપીઆ રોકી ભાગીદાર થવાની વાત થતાં તે તેની માની સલાહ લેવા ગયો. તેમાં કજીયો થયો ને તેને પરૂની માનું ખૂન કરવું પડયું. 'રો તીરથ ઘરનાજી' એ વાત હવે ખરી.

**શહેરી માયજી!** મ્યુનીસીપાલીટીના પુરૂષ સભ્યો શહેરી બાવાઓ કહેવાય છે કે હવે કેપટાઉન શહેરની મ્યુનીસીપલ કાઉન્સીલમાં મીસીસ કેરીઆન ઓકળની ચુંટણી થયેલી હોવાથી તેમને શહેરી માયજી હવે ગણી શકાય.

**ભરતપુરના રાજકુમારીની** તેમજ રાજકુટુંબ પ્રજા વગેરે સર્વની અનિચ્છા છતાં પોલીટીકલ એજંટના દબાણને લીધે બીચારી રાજકુમારીને મથુરભંજના રાજકુમાર સાથે પરાણે પરણવું પડયું છે. ખરેખર, રાજદ્વારી ને પ્રજા-ગાય અમલદારો દોરે ત્યાં જાય!

**લગ્ન માટે લાયકાત** ધરાવવાનું પ્રમાણપત્ર પુરૂષોએ રજુ કરવું જોઇએ તેમજ ૨૦ વર્ષની ઉમ્મર ઠીક છે, છતાં તેમણે ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળ્યા પછીજ લગ્ન કરવું જોઇએ " આમ અંગબળ માટેનો અખાડો ખુલ્લો મુક્તા ' પ્રતબળ ' ના અખાડામા ખેલતા પુરૂષો પ્રત્યે પંડિત માલવીયાજીએ કહ્યું હતું.

**મર્દોનો બહિષ્કાર:**—કલકત્તામાં બંગાળી બાનુઓની કેળવણી પરિષદ મળી તેમાં છાપાના રીપોર્ટર તરીકે પણ સ્ત્રીઓએ કામ ઉપાડી લઇ આસ્તે આસ્તે પુરૂષોનો બહિષ્કાર કરવા માંડયો છે. આ સિવાય સભામાં ઉપયોગી કામ કરવામાં આવ્યું હતું. સભામા ૪૦૦ સ્ત્રીઓએ હાજરી આપી હતી. લેડી બોઝ પ્રમુખ હતાં: કન્યાઓ માટે પ્રાથમિક કેળવણી ફરજીઆત બનાવવાના, અભ્યાસક્રમ નક્કી કરવાના અને ચઢતા વર્ગોમાં હયી ભાષા મારફતે તાલીમ આપવી તે મુકરર કરવાના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા કેળવણી આપનારી સંસ્થાઓનાં કારોબારી મંડળોમાં બાનુ પ્રતીનીધીઓ રાખવાના સવાલપર ચર્ચા ચલાવવામાં આવી હતી મીસીસ કુમુદીનીબાસુ અને મીસીસ કનીકારેએ સુચના કરી હતી કે યુનીવરસીટીની ચુંટણીમાં બાનુઓએ તરીકાઇ કરવી કેળવાયલી સ્ત્રીઓને તેઓને લાયકના ધંધાઓ માટે સગવડો પુરી પાડવાનાં પગલાં ભરવાનો આગ્રહ કરનારો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો.

## એશિયા.

**બહાદુર ચીનાઇ વિદુષીઓ**—દક્ષિણ ચીનમાં હમણાં હમણાં જે રાજદ્વારી જાગૃતિ ચાલી રહી છે તેમાં ચીનાઇ ગ્રેજ્યુએટ મહિલાઓએ પણ ઉજ્જવળ ભાગ લીધો છે. તેમણે રીવોલ્વરો સાથે લોકીલોના લત્તામાં જઇ ધાંધલ મચાવ્યું હતું.

ચીનની કયુઓમીનટાંગ કોંગ્રેસે ચીનની સ્ત્રીઓની આર્થીક, રાજદ્વારી, તથા કેળવણી વિષયક સમાનતા માટે કેટલાક ઠરાવો પસાર કર્યા છે.

**જાપાનની સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્યમાં** આગળ આવતી જાય છે. શ્રી. સુઝુકી કોએની જાણીતી સુઝુકી કંપનીની સંચાલક છે અને જાપાનની સૌથી ધનવાન સ્ત્રી છે. શ્રી. નાકામુરા હોખંડના ઉદ્યોગમાં જાણીતી છે અને શ્રી માકીનો પણ ઉદ્યોગશીલ સ્ત્રી તરીકે પ્રખ્યાત છે શ્રી. મોટો દેની જાણીતી પુસ્તક પ્રકાશક કંપનીનું વડપણ ભોગવે છે શ્રી. ઉમે સુદા કેળવણીના વિષયમાં પારંગત ગણાય છે. શ્રી. અકીકો યોસના જાણીતી લેખિકા છે. અને શ્રી. સેયકો હયોડો વિમાનમાં ઉડનાર તરીકે વિખ્યાત છે.

## યુરપ.

**ખગોળશાસ્ત્રી સ્ત્રીઓ**-ઇંગ્લાંડમાં ખગોળશાસ્ત્રીઓના મંડળમાં ૭૦ મહિલા સભાસદો છે. એમાંના એક શ્રી. કેરોલીન હરશેલે આઠ નવા ધુમકેતુ શોધી કાઢયા છે. શ્રી. મીસ કુક ખરતા તારાના વિષયમાં સત્તાવાર ગણાય છે. ૧૯૧૮ માં તેમણે એક નવો તારા શોધ્યો છે. એક અમેરિકન મહિલા ડૉ. એની કેનન પણ જાણીતી ખગોળશાસ્ત્રી છે અને તેણે સાત લાખ તારાઓનું વર્ગીકરણ કર્યું છે. બીજી પણ અનેક મહિલાઓ આ વિષયમાં પારંગત ગણાય છે.

**ધારાશાસ્ત્રી**-ઇંગ્લાંડના જાણીતા બેરીસ્ટર મી. જે. એમ ગોવરની મીસ. સીન્થીઆ નામની પુત્રી બેરીસ્ટરની પરીક્ષામાં ફર્સ્ટ ક્લાસમાં પાસ થયેલ પાંચમાંના એક હતા. મીસ સીન્થીઆના માતાના પિતા જમાઇકાની હાઇકોર્ટના જજ હતા અને તેણીના પિતા મીડલ ટેમ્પલના એક બેન્ચર છે.

**જુની શોધખોળના સાહસિક કામોમાં** પણ સ્ત્રીઓએ ઝંપલાવ્યું છે અને હમણ્. ' સોસાયટી ઓફ વુમન જ્યોગ્રાફર્સ " નામની એક

સંસ્થા સ્થપાઇ છે જેમાં અનેક દેશો, ભાષા વગેરેનું વિવિધ જ્ઞાન ધરાવનાર ૩૯ વિદુષી અને સાહસિક મહિલાઓ સભ્ય છે. કોઇ સ્ત્રી એવું કોઇ સાહસ કરાવે તેને મદદ તેમજ સાથી આપવાનો આ સંસ્થાનો હેતુ છે.

પાર્લામેંટ માટે ઉમેદવાર તરીકે ઇંગ્લેંડના કોન્ઝર્વેટીવ પક્ષ તરફથી મીસીસ પેંકહર્સ્ટને બહાર પાડવામાં આવ્યા છે સ્ત્રીમતાધિકાર માટે લડત ચલાવનાર તરીકે એમનું નામ જાણીતું છે.

બળાપો—કેમ્બ્રીજ યુનીવરસીટીના વિદ્યાર્થી મંડળમાં થોડાક સમયપર " આ મંડળ સ્ત્રીઓ તરફ નાપસંદગી બતાવે છે " એવી મતલબના વિષય પર ચર્ચા ચાલી હતી. એક વિદ્યાર્થીએ કહ્યું કે " હાલની છોકરીઓ બંગડીઓ પહેરે છે, વાળ કપાવે છે અને મુખડાનું સત્યનાશ વાળે છે. " તે પછી સ્ત્રીઓ મરદના કાર્યપ્રદેશમાં ઘુસી ગઇ છે તે માટે તેણે બળાપો કર્યો હતો. મંડળે વિષયમાં દર્શાવેલા અભિપ્રાયને બહુમતીથી નકારી કાઢયો.

લગ્નનો કાયદો ઇંગ્લાંડમાં હવે જરા સખત થતો જાય છે. પહેલાં ગમે તે ગામના આશક માશુકો ગમે તે ગામે જઇને તુરત પરણી નાંખતા ને પાછા ચાલ્યા આવતા ! પરંતુ હવે " જે ગામમાં પરણવું હોય તે ગામમાં લગ્ન પહેલાં ઓછામાં ઓછા પંદર દિવસ એ પતિ પત્ની રહેલા હોવા જોઇએ " એવો સખત કાયદો બહાર પડયો છે. ફારગતી થયા પહેલાં ઓછામાં ઓછા પંદર મહિના ભેગા રહેવું જોઇએ એવો કાયદો ક્યારે થશે ?

ચોરી આમ થાય ! એલ્સી રોફીલ્ડ અને મેરી રૂથરફર્ડ નામની ૧૬ વર્ષની છોકરીઓએ મોટર સાયકલ પર બેસી ધોળે દહાડે એક ઘરમાં ઘુસી જઇ પહેરવાના લુગડાંની ચોરી કરી હતી જે માટે તેમને માંચેસ્ટરની કોર્ટમાં હાજી કરવામાં આવી હતી. સાવકી માતાના કહેવા પ્રમાણે કપડાં તો પહેરવાને ઘણા હતાં છતાં અસંતોષ હોવાથી બીજાં કપડાં પહેરવા તેમણે આમ કર્યું હતું. માજીસ્ટ્રેટે એક વર્ષના સારી વર્તણુક માટે જામીન લીધા હતા; આ છોકરીઓના માસ્તર સીનેમાઓ હોવા જોઇએ !

વૃદ્ધ લગ્ન—આપણે ત્યાં ૫૦-૬૦ વરસના બુઢ્ઢા ૧૨ વર્ષની બાળકીને પરણે છે. વિલાયતમાં એથી ઉલ્ટોજ વહેવાર ચાલતો લાગે છે ૭૪ વર્ષના એક ડોશીમા મિસિસ જ્યોર્જ ગફ થોડા વખત પર પોતાના પૌત્રના એક ૨૬ વર્ષના મિત્ર સાથે પરણ્યાં. પણ હવે તેમને બહાર નીકળતું ભારે થઇ પડયું છે. લોકો આંગળી કરે છે ! યુવક ઘરબાર વિનાનો એકલો અટુલો હતો, તેને શ્રીમતીએ આશ્રય આપી ઘરમાં રાખ્યો અને પરિણામે બન્ને પ્રેમમાં પડયાં ! હોય ! દુનિયામાં અજાયબી ક્યાં ઓછી છે ?

વિચિત્ર લગ્ન—એક ૧૮ વર્ષના યુવકે ૨૭ વર્ષની એક વિધવા-ચાર બાળકોની માતા સાથે પરણવાની રજા લન્ડનના મેજીસ્ટ્રેટ પાસે માંગી હતી. આ રજાનો ઇન્કાર કરતાં એક જે. પી. બાનુ મિસિસ મોરીસે ટીકા કરી કે મારો દીકરો આવું ઘંટીનું પડ ગળામાં બાંધી જીવનની શરૂઆત કરે તો મારૂં તો હૃદયજ ભાંગી જાય. યુવક ખાણ-મજુર છે અને અઠવાડીએ પોણાત્રણ પાઉંડ કમાય છે. કહેવાય છે કે ૧૮ મહિનાથી બન્ને પ્રેમમાં હતાં. પ્રેમ આંધળો છે તે ખોટું નથી.

મારતે ઘોડે ફારગતીઓ ! કોઇપણ દેશની દંપતિઓ ઘેર બેઠાં ટુંક મુદતમાં ફારગતી લઇ શકે એવો ફ્રેંચ કાયદાનો લાભ હમણાં હમણાં લગ્નના દર્દીઓ સારા પ્રમાણમાં લેવા લાગ્યા છે. તેમાં પહેલે નંબર અમેરીકન અને બીજે નંબરે ઇંગ્લાંડ ને પછી રશીઆ અને બેલ્જીયમ આવે છે. ગયા વરસમાં ફ્રેંચ ફારગતી લેનારાઓની સંખ્યા અનુક્રમે ૨૩૨, ૫૫, ૪૭ અને ૩૭ ની હતી એક અમેરીકન ફીરમ નટીએ ૮ દિવસમાં ફારગતી મેળવી હતી.

ટુંકા ઘાઘરા પહેરવાના ગુન્હા માટે સ્પેનના આલમેનડ્રાલેઝો ગામમાં ૨૦૦ સ્ત્રીઓને દંડવામાં આવી છે. સ્ત્રીઓ દંડ ભરવા તૈયાર છે પણ લાંબા ઘાઘરા પહેરવા તૈયાર નથી ! વળી આ દંડ એક મહિના માટે ટુંકો ઘાઘરો પહેરવાની રજા આપનાર ફી જેવો છે ! મ્યુનીસીપાલીટીની આથી આવક વધવા માંડી છે. આમ પૈસાનો દંડ કરવા કરતાં, " એક મહિનો ટુંકો ઘાઘરો પહેરવા માટે એક મહિનો લાંબો ઘાઘરો પહેરવો પડશે ", એવી સજા કરી હોય તો ?

# ⇛ વિવિધ વિષય. ⇚

## એમઝોનની અજાયબીઓ.

વીસ લાખ માઇલના એમઝોન પ્રદેશમાં હજી શોધકોનાં પગલાં મોટી સંખ્યામાં નથી થયાં. એ પ્રદેશ અનેક અજાયબીઓથી ભરેલો છે એમ એક ત્યાં જઈ આવેલો મુસાફર કહે છે. એક જાતનું ઝાડ છે તેમાંથી સ્વચ્છ દુધ આખો વખત ઝર્યા જ કરે છે. એક બીજા ઝાડમાંથી થડને મથાળે છેદ પાડીએ તો નીચેના ભાગમાંથી ટરપેન્ટાઇન ઝરે છે. આ ઝાડ ટરપેન્ટાઇનના ઉદ્યોગમાં મોટી ઉથલપાથલ કરે એવો સંભવ છે. શોધકોની એક ટોળી એ પ્રદેશ પર થોડા વખતમાં ચઢાઇ લઇ જવાની છે, ત્યારે ઘણું નવું જાણવાનું મળશે.

× × × ×

## વિચિત્ર વીમા !

અમેરિકામાં એક સીનેમા થીએટર હાસ્યરસિક ફીલમો દેખાડે છે. ત્યાં જોવા આવનાર ખુબ હસે અને તેથી જો માંદા પડે તો નુકશાની મેળવી શકાય એવો વીમો થીએટરના માલીકે ઉતરાવી રાખ્યો છે. એક બાપે પોતાની બે જોડકાં દીકરીઓનો એવી રીતનો વીમો ઉતરાવ્યો હતો કે બેમાંથી એકને કોઇ ઉપાડી જાય તો નુકશાની વીમા કંપની પાસે વસુલ કરી શકાય. કેટલાક પોતાને ત્યાં એકી સાથે બે યા વધુ બાળકો ન જન્મે તે માટે વીમો ઉતરાવે છે ! વખતે ખર્ચ વધી જાય ! એક કુતરાના માલીકે વીમો ઉતરાવ્યો હતો કે કુતરો કોઇને કરડે તો તેની નુકશાની વીમા કંપની આપે. એક જુગારીએ પોતાના સોનાના દાંતનો વીમો ઉતરાવ્યો હતો; એક નાચનારીએ પોતાના પગનો વીમો ઉતરાવ્યો હતો. શરીરના જુદા જુદા અવયવોના વીમા ઘણા ઉતરાવે છે. એક બાઇએ પોતાની સુંઘવાની શક્તિનો વીમો ઉતરાવ્યો હતો. સુગંધી તેલ-અત્તરવાળાઓ વચ્ચે તકરાર પડતાં એ બાઇને લવાદ નીમેલી. એટલે તેણે યુરપથી અમેરિકા એ લવાદીનું કામ કરવા જતાં પ્હેલાં વીમો ઉતરાવેલો !

× × × ×

## સુંદરીનો સ્વયંવર.

વીરને કાં તો અપ્સરા કાં તો સુંદરી સોહે. વર્ષો પહેલાં પારીસમાં ગ્રાંડપ્રે અને લા પીક નામના બે આશકો એક માશુક ઉપર ફીદા થયા. બન્ને વચ્ચે ઝપાઝપી થઇ. બન્ને ખાનદાન હતા, એટલે નીચ કાવાદાવા ન કર્યા. આખરે એમ ઠરાવ્યું કે બન્નેયે બલુનમાં ઉડવું. નીચે મેદની જોવા મળે. પ્રેક્ષકોની દરૂમાંથી નીશાની થાય ત્યારે સામસામે બલુનો ઉપર ગોળીબાર કરવા, ને જે ઝઝુમીને જીવતો આવે તે એ સુંદરીને વરે. ટયુલીરીસના બાગમાં મેદની મળી. બલુનો ઉડયાં, નીચેથી નીશાની થઇ. પીકનું બલુન વીંધાયું. પીક અને તેનું બલુન કડુડભુસ કરતાં ચુરા થઇ હેઠે પડયાં. ગ્રાંડપ્રે વિજયોલ્લાસમાં ગગનવિહાર કરવા લાગ્યો. આખરે ઉડવુ અટકાવી પારીસથી સાત માઇલને અંતરે આવી ઉતર્યો અને વરમાળ પ્હેરવા ભાગ્યશાળી થયો. પ્રેમની પરીક્ષા તો આ જમાનામાયે આટલીજ આકરી હોય ને ?

[illegible] સ્વ. [illegible] સ્મરણાર્થે
શ્રી [illegible] સમાને
શ્રીયુત [illegible]
તરફથી [illegible] ભેટ.

માતાની મગરૂરી.



મુંબાઇના છેલ્લા બાળ-સપ્તાહની હરિફાઇમાં
ઈનામ જીતી જનાર એક બાળક.




આવાં બાળ-રત્નો ધરાવવા કયી માતા મગરૂર નહિ થાય ?




## દાંપત્ય-જીવનનો એક પ્રસંગ

[ મ. ગાંધીજી દક્ષિણ આફ્રિકા છોડી હિંદ આવવા નીકળ્યા તે પ્રસંગે તેમને અને શ્રી. કસ્તુરબાને કીમતી દાગીનાઓની ભેટ મળેલી. આ ભેટ પોતાને માટે રાખી લેવાનો હકક નથી એમ તેમને લાગ્યું; પરંતુ શ્રી. કસ્તુરબાએ વાંધો લીધો એમના દાંપત્ય-જીવનનો એ પ્રસંગ એક સુંદર પાઠ શીખવે છે. ]

જે સાંજે આમાંની મુખ્ય ભેટો મળી હતી તે રાત્રિ મેં બાવરાની જેમ જાગીને ગાળી. મારા ઓરડામાં આંટા માર્યા પણ કંઇ ગુંચ ઉકલે નહિ. સેંકડોની ભેટો જતી કરવી એ ભારે પડતું હતું, રાખવી એ વધારે ભારે લાગતું હતું.

હું કદાચ ભેટો જીરવી શકું. પણ મારા બાળકોનું શું ? સ્ત્રીનું શું ? તેમને શિક્ષણ તો સેવાનું મળતું હતું. સેવાનું દામ લેવાય નહિ એમ હમેશાં સમજાવવામાં આવતું હતું. ઘરમાં કીમતી દાગીના વગેરે હું નહોતો રાખતો. સાદાઇ વધતી જતી. આવી સ્થિતિમાં સોનાની ઘડીઆળો કોણ વાપરશે ? સોનાના અછોડા અને હીરાની વીંટીઓ કોણ પહેરશે ? ઘરેણાં-ગાંઠાંનો મોહ તજવા ત્યારે પણ હું બીજાઓને કહેતો. હવે આ દાગીના ને ઝવેરાતનું મારે શું કરવું ?

મારાથી આ વસ્તુઓ નજ રખાય એવા નિર્ણય ઉપર હું આવ્યો. પારસી રૂસ્તમજી ઇ૰ ને આ દાગીનાઓના ટ્રસ્ટીઓ નીમી તેમની ઉપર લખવાનો કાગળ ઘડયો ને સવારમાં સ્ત્રીપુત્રાદિની સાથે મસલત કરી મારો ભાર હળવો કરવાનો નિશ્ચય કર્યો.

સ્ત્રીને સમજાવવાનું મુશ્કેલ પડશે એ વાત હું જાણતો હતો. બાળકોને સમજાવતાં જરાય મુશ્કેલી નહિ આવે એવી મને ખાત્રી હતી. તેમને વકીલ નીમવાનો વિચાર કર્યો.

બાળકો તો તુરત સમજ્યા. ' અમારે એ દાગીનાઓનું કામ નથી. આપણે તે બધું પાછું જ આપવું. ને કદાચ આપણને એવી વસ્તુ જોઇતી હશે તો આપણે પોતે ક્યાં નથી લઇ શકતા ?' આમ તેઓ બોલ્યા.

હું રાજી થયો. ' ત્યારે બાને તમે સમજાવશો ને ?' મેં પૂછ્યું.

' જરૂર. જરૂર. એ અમારૂં કામ. એને ક્યાં એ દાગીના પહેરવા છે ? એ તો અમારે સારૂ રાખવા ઇચ્છે. અમારે એ ન જોઇએ પછી એ શાની હઠ કરે ?'

પણ કામ ધાર્યા કરતાં વસમું નીવડ્યું.

' તમારે ભલે ખપ ન હોય, તમારા છોકરાઓને ભલે ન હોય. બાળકોને જેમ ચડાવો તેમ ચડે. ભલે મને પહેરવા ન દો, પણ મારી વહુઓનું શું ? એમને તો ખપ આવશે ? અને કોણ જાણે છે કે કાલે શું થશે ? એટલા હેતથી આપેલી વસ્તુઓ પાછી ન દેવાય.'' આમ વાગ્ધારા ચાલી ને તેની સાથે અશ્રુધારા મળી. બાળકો મક્કમ રહ્યા, મારે ડગવાપણું નહોતું.

મેં હળવેથી કહ્યું : ' છોકરાઓ પરણે તો ખરા. આપણે ક્યાં બાળવયે પરણાવવા છે ? મોટા થાય ત્યારે તો તે પોતેજ ભલે કરવું હોય તે કરે. અને આપણે ક્યાં ઘરેણાંની શોખી વહુઓ ગોતવી છે ? છતાં કંઇ કરાવવુંજ પડે તો હું ક્યાં નથી બેઠો ?'

' જાણ્યા તમને. મારાં ઘરેણાં પણ લઇ લીધાં એ જ તમે ના ? મને સખે નથી પહેરવા દીધું એ તમે મારી વહુઓને સારૂ શું લેવાના હતા ? છોકરાઓને તો આજથી વૈરાગી બનાવી રહ્યા છો! એ દાગીના નહિ પાછા અપાય. અને મારા હાર ઉપર તમારો શો હક્ક ?'

' પણ એ હાર તારી સેવાને ખાતર કે મારી સેવાને ખાતર મળ્યો છે ?' મેં પૂછ્યું.

' ભલે ને. તમારી સેવા એટલે મારી પણ થઇ મારી પાસે રાત દહાડો મજૂરી કરાવી એ સેવામાં નહિ ગણાતું હાય ? રડાવીને પણ જેને ને તેને ઘરમાં રાખ્યા ને ચાકરીઓ કરાવી તેનું શું ?'

આ બધાં બાણ અણિયાળાં હતાં. એમાંનાં કેટલાંક વાગતાં હતાં. પણ ઘરેણાં તો મારે પાછાં આપવાં જ હતાં. ઘણી વાતોમાં હું જેવી તેવી સંમતિ લઇ શક્યો. ૧૮૯૬ માં મળેલી ને ૧૯૦૧માં મળેલી ભેટો પાછી આપી. તેનું ટ્રસ્ટ બન્યું ને તેનો જાહેર કામને સારૂ ઉપયોગ મારી ઇચ્છા મુજબ અથવા ટ્રસ્ટીઓની ઇચ્છા મુજબ થાય એ શરતે તે બેંકમાં મૂકાઇ. એ ઘરેણાં વેચવાને નિમિત્તે ઘણીવેળા હું પૈસા એકઠા કરી શક્યો છું. આજે પણ આપત્તિફાળા તરીકે તે મોજૂદ છે ને તેમા વૃદ્ધિ થતી ગઇ છે.

આ પગલાને વિષે મને કદી પશ્ચાતાપ થયો નથી દિવસો જતાં કસ્તુરબાઇને પણ તેની યોગ્યતા જણાઇ ગઇ. અમે ઘણી લાલચોમાંથી ઉગર્યાં છીએ.

જાહેર સેવકને અંગત ભેટો ન હોય એવા અભિપ્રાય ઉપર હું આવેલો છું.

**મોહનદાસ કરમચંદ ગાંધી.**
(સત્યના પ્રયોગો અથવા આત્મકથા)

# ઉગ્યો સોનલ ભાણ.

લેખકઃ રા. નાનાલાલ દલપતરામ પટેલ.

( આશાવરી )

ઉગ્યો સોનલ ભાણ,
રસિકડાં ! ઉગ્યો સોનલ ભાણ;

મંગલકારી નવીન પ્રભાતે, ફેંકી તેજલ બાણ;
સૌ જનતામાં ચેતન રેડે, નવલી અરપે લ્હાણુંઃ
રસિકડાં ! ઉગ્યો સોનલ ભાણ.

દ્વેષ ભૂલાવી પૂર્વ દિવસનો, સંપનું સીંચે વાર;
અનુપમ અંતરને અજવાળે, ટાળીને અંધારઃ
રસિકડાં ! ઉગ્યો સોનલ ભાણ.

કલ્યાણકારી મધુર સરોદે, વ્હેંચે સભરસ લ્હાણ;
બાળાંભોળાં બાલુડાં એ, ભાખે અવિચળ વાણ.
રસિકડાં ! ઉગ્યો સોનલ ભાણ.

સ્નેહ–સુજનતા વાધે પરસ્પર, સાધો જગકલ્યાણ;
અમોઘ શક્તિ નસનસ વ્યાપે, દેવા પરાર્થે પ્રાણઃ
રસિકડાં ! ઉગ્યો સોનલ ભાણ.

ઉગ્યો સોનલ ભાણ,
રસિકડાં ! ઉગ્યો સોનલ ભાણ.



# "ડેનમાર્કની વિખ્યાત લેખિકા કરીન માઈકેલીસ."

લેખક:—ડૉ. મોહનલાલ જગન્નાથ પાઠક.

પાશ્ચાત્ય દેશનાં સાહિત્યનાં અનેક વિધ અંગ ઉપાંગો જગતના સાહિત્યકો સન્મુખ પ્રગટ થયા કરે છે. એ સાહિત્ય સંપત્તિનો વિકાસ કરતા અનેક સાહિત્યસેવકોની શ્રેષ્ઠતા જગતથી અજ્ઞાત નથી. છતાંયે માત્ર એકજ વ્યક્તિ પોતાની અસામાન્ય બુદ્ધિનાં બળથી, સ્વતંત્ર કલ્પનાથી, અન્ય દેશોની હરોલમાં ઉભું રહી શકે એવું સ્વભાષાનું સાહિત્ય અલ્પ કાળમાં નિર્માણ કરે, અને સુશિક્ષિત દુનિયાને આશ્ચર્યચકિત કરે, એ અત્યંત આશ્ચર્યકારક ઘટના કહેવાય.

એ વ્યક્તિ તે "કરીન માયકેલીસ" ડેન્માર્કની સુવિખ્યાત લેખિકા. ફ્રેંચ અને આંગ્લ સાહિત્યને સમૃદ્ધ કરવા અનેક લેખકોએ પોતાના જીવન અર્પણ કર્યા, અને અન્ય વ્યવસાયની માફક સાહિત્યસેવા પણ એક વ્યવસાય થઇ રહ્યો હોવાથી તેમનું સાહિત્ય પુષ્કળ જથામાં ચાલતું ફળતું જાય છે. પરંતુ એક લેખિકાની કલમના પ્રતાપથી ડેન સાહિત્યમાં જાદુનાં જેવી અસર થઇ. એ સાહિત્યમાં કંઇક નવું અને સ્વતંત્ર સામર્થ્ય ઉદ્ભવેલું દેખાવા માંડયું અને માત્ર એકજ લેખિકા કરીન માયકેલીસે લખેલા ગ્રંથોએ યુરોપિયન અને અમેરિકન સાહિત્યોપાસકોને ડેન સાહિત્યનું ઐશ્વર્ય સ્વિકારતા કર્યાં. દુનિયાની બાર ભાષાઓમાં એની નવલકથાઓના અનુવાદો થયા છે. થોડાજ દિવસ પહેલાં "કોપનહેગન"માં એ સાહિત્ય સેવિકાની નૂતન કૃતિ માટે અભિનંદન આપવા જન સમુદાયે એક મોટો સાર્વજનિક સમારંભ કર્યો હતો. આ એકજ દાખલા પરથી કલ્પી શકાય કે ડેન જનતામાં એ લેખિકા પ્રતિ કેટલો ઉચ્ચ ભાવ ભર્યો હશે.

અત્યંત દરિદ્ર અને હલકા કુળમાં કરીન માયકેલિસનો જન્મ થયો. તેનો પિતા રેલ્વેમાં એક સાધારણ તાર માસ્તર હતો, તેની માતા પણ સાધારણ કુટુંબમાંનીજ હતી. માતા પિતા અશિક્ષિત હોવાથી કરીનને કેળવણીનો લાભ ક્યાંથી મળે? અન્ય ગરીબ કુટુંબોના સંજોગો પ્રમાણે કરીનને પણ દારિદ્રમાંજ દિવસો વિતાવવા પડયા. અઢાર વર્ષની વયથીજ તેને દાઇ ( midwife ) નું કામ કરી પોતાની આજીવિકા મળવવી પડી. ત્યારપછી તેને સંગીતનો નાદ લાગ્યો. સંગીતનાં અભ્યાસમાં તેનાં કેટલાક વર્ષો પસાર થયા. સંગીતના શોખીન નવા વિદ્યાર્થીઓને સંગીતનું શિક્ષણ આપી તે પોતાનો નિર્વાહ કરવા લાગી. એજ સમયે સાહિત્યસેવા તરફ તેની દૃષ્ટિ વળી અને "સોફસ માયકેલીસ" નામના લેખક સાથે તેણે ઓળખાણ કરી. આ પરિચય ધીમે ધીમે પ્રેમમાં પરિવર્તન પામ્યો અને અંતે બન્ને વિવાહબદ્ધ થયા.

હવે કરિન માયકેલિસની સાહિત્યસેવા યથાસ્થિત ચાલુ થઇ, પણ તેની પ્રથમ નવલકથા "ડેંજરસ એજ" પ્રગટ થતાં તેના પર ટીકાનો અજબ મારો થયો. એ નવલ-

કથાને લીધે અન્ય સાહિત્ય સેવકોમાંથી તેનો લગભગ બહિષ્કારજ થયો. એ નવલકથામાં સ્ત્રી પુરૂષના પરસ્પર હિતસંબંધો વિષેની સ્પષ્ટ પ્રમાણપૂર્વક માર્મિક ચર્ચા કરવામાં આવી હતી; અને એ વિષયમાં અન્ય લેખકોએ ધારણ કરેલું મૌન વખોડવામાં આવ્યું હતું. એ નવલકથામાં આવેલા તત્વોનું એટલા સ્પષ્ટ શબ્દોમાં પ્રતિપાદન કરવાનું ધૈર્ય આજ સુધીમાં કોઇપણ લેખકે દર્શાવ્યું નોંતું. એક સ્ત્રી લેખિકાને એ કાર્યમાં આગળ આવેલી જોઇનેજ 'માયકેલીસનો' નિષેધ કરવામાં આવ્યો. પરંતુ માયકેલિસે એ ટીકાને ગણકારીએ નહિ અને પોતાનો લેખન વ્યવસાય પણ અટકાવ્યો નહિ. તેનો દૃઢ નિશ્ચય તેનાં નીચેનાં શબ્દોમાં જણાવે છે.

"હું જેને મિત્ર કહી શકું એવો એક પણ મનુષ્ય ભલે નહિ મળે અથવા એક પૈ પણ મારી પાસે નહિ રહે. મારે જે કહેવાનું છે, જે લખવાનું છે. તે હું અંત સુધી કહ્યા વિના કે લખ્યા વિના નહિ રહું."

હવે તેણે એક પછી એક પુસ્તકો પ્રગટ કરવા માંડ્યા. "ચાઇલ્ડ એંડર" નામના પુસ્તકે તેને આખા જગતમાં પ્રખ્યાત કરી. તેના વિચારોમાં કંઇક સત્ય રહ્યું છે. એમ જનતાને ધીમે ધીમ લાગવા માંડ્યું, અને ખાત્રી પણ થઇ. સ્વતંત્ર સામર્થ્યસંપન્ન બુદ્ધિમાન લેખિકા તરીકે તેની કીર્તિ ફેલાઇ. તેના ટીકાકારોજ તેના ગુણગાન ગાતાં થયાં.

જગવિખ્યાત લેખિકા હોવાં છતાં કરીન માયકેલીસની રહેણી અત્યંત સાદી અને સુઘડ છે. "થૂરો" નામના એક સુંદર બેટમાં એક ઝુંપડી જેવા ઘરમાં આજ પંદર વર્ષથી તે રહે છે ઘરનાં બધા કામો અને મહેમાનોનું સ્વાગત તે જાતે જ કરે છે. તેની વૃદ્ધ માતા ઘર કામમાં હંમેશા તેને મદદ કરે છે. ચાકરડી નોકર કે રસોઇઓ તે ઘરમાં રાખતી જ નથી. રસોઇ કરવામાં કે લેખન વ્યવસાયમાં તેને કોઇની મદદની આવશ્યકતા જણાતી નથી. નાની નાની વાડીઓ બનાવવાનું માયકેલીસને જાણે ગાંડપણજ લાગ્યું છે. ઘરની સાથેની જમીનમાં હાથમાં કોદાળી લઇને જાતે કામ કરતી તે ઘણી વાર જોવામાં આવે છે. આ કામ ચાલુ હોય તેજ સમયમાં વિધવિધ વિષયો વિષે તેના મનમાં વિચારો ઘડાતા જાય છે. 'જાણે કે એ માટીમાંથી વિધવિધ નવલકથાઓની ઘટનાઓ હું ખણી કાઢતી હોઉં એમ મને લાગે છે.' એમ માયકેલીસ કહે છે.

થૂરોના ઘરમાંથી તે ઘણીવાર પોતાના સ્નેહી મંડળને મળવા કોપનહેગન જાય છે; પણ ત્યાં જવાથી તેને લોકો તરફથી બહુ ઉપદ્રવ પહોંચે છે. એટલે શહેરમાં ઘણાં દિવસ રહેવાનું તેને ગમતું નથી. અનેક સ્થળેથી ભોજનના આમંત્રણોની અને વર્તમાન પત્રોના પ્રતિનિધિઓની મુલાકાતની ત્યાં ઠઠ જામી રહે છે. માયકેલીસની ઉમર હમણા પચાસની ઉપર ગઇ છે. છતાંયે તેનો ઉત્સાહ ને ઉલ્લાસ હજી જેવા ને તેવા છે, તેનો લેખન વ્યવસાય સતત ચાલુ રહ્યો છે. અને વયની વૃદ્ધિ સાથે તેના સાહિત્યના સદ્ગુણો પણ દિન પ્રતિદિન વિકાસ પામતા જાય છે. *

* "Modern Review "ના આધારે.




લેખકઃ રા. નેમિકુમાર અચરતલાલ શેઠ.

## પ્રથમ દૃશ્ય.

સ્થળઃ ગામની વાટ.

( ચતુર્ભુજ બાબુ એમ. એ. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થઇને પોતાને વતન પાછા ફરે છે. તેમની પાસે એક મોટી કાબુલી બિલાડી છે. )

નીલરતન સામેથી આવે છે.

નીલરતનઃ અરે ચતુર્ભુજ બાબુ ! ત્હમે ક્યારે આવ્યા ?

ચતુર્ભુજઃ એમ. એ. ની પરીક્ષા આપીને–

નીલઃ હા. પણ આ બિલાડી બહુ સુન્દર છે.

ચતુઃ આ વખતની પરીક્ષા બહુજ કઠિન–

નીલઃ મહાશય ! ત્હમે આ બિલાડી ક્યાંથી લાવ્યા છો ?

ચતુઃ હમણાંજ ખરીદી. આ વખતની ટેકસ્ટ–

નીલઃ પણ એની કિંમત શી આપી તે તો કહો !

ચતુઃ યાદ નથીઃ પણ નીલરતન બાબુ ! મ્હારા ગામમાંથી કેટલા વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયા છે.

નીલઃ ઘણાય. પણ આવી બિલાડી આ દેશમાં તો મ્હેં જોઇ પણ નથી.

ચતુઃ ( સ્વગત ) અરે પ્રભુ ! આ તો કેવળ બિલાડીનીજ વાતો કરે છે. ને હું પાસ થઇને આવ્યો છું તે તો હિસાબમાં પણ નથી.

( નીલરતન જાય છે. )

( અરુણ બાબુ પ્રવેશ કરે છે. )

અરુણઃ અરે ચતુર્ભુજ ! આટલો બધો વખત કલકત્તે રહીને તું શું કરી આવ્યો ?

ચતુઃ એમ. એ. ની છેલ્લી પરીક્ષા આપીને.-

અરુણઃ ઠીક. પણ આ બિલાડી તો બહુ ઉમદા જાતની લાગે છે. આવી તો મ્હેં આજે જ જોઇ.

ચતુઃ આપની ભૂલ થાય છે. આવી—

અરુણઃ શેની ભૂલ ? આવી સુન્દર ને ચાલાક બિલાડી આખું ગામ ફરીવળતાં યે ન મળે.

ચતુઃ જી ના. બિલાડીના વિષે હું કહેતો નથી પણ—

અરુણઃ અરે ! અહિં તો બિલાડીનીજ વાત થાય છે. હું તો કહું છું કે આવી બિલારી અહિં મળી શકેજ નહિ.

ચતુઃ ( સ્વગત ) શું બધાંને બિલાડીનો જ " મેનિયા " લાગ્યો છે ?

અરુણઃ અરે ! જરી તું બિલાડીને લઇને મ્હારે ઘેર તો ચાલ ! ત્હેને જોઇને છોકરાં ઘણાં ખુશી થશે...

ચતુઃ એ તો ખરું: પણ હજુ સુધી ઘેર તો કોઇને મળ્યો પણ નથી.

અરુણઃ હશે ત્યારે. તું આવી શકે નહિ તો ત્હારી ન્હાની બ્હેન જોડે પછીથી ગોકલજેઃ છોકરાંઓને બતાવીશું.

( જાય છે. )

( ચન્દ્રકાન્ત આવે છે )

ચન્દ્રઃ અરે ચતુ ! તું તો ઘણે દહાડે દેખાયો !

ચતુ. હવે એમ નહિ થાય. કેટલીક એકઝામીનેશનો......

ચન્દ્રઃ આ બિલાડી......

ચતુઃ ( ગુસ્સે થઇ ) હું તો આ ઘેર ચાલ્યો.

( જવા માંડે છે )

ચન્દ્રઃ ( જતો અટકાવી ) પણ કહે તો ખરો આ બિલાડી...

ચતુઃ ના ભાઇ ! ઘેર બહુ કામ છે.

ચન્દ્રઃ અરે ! પણ એક સવાલનો તો ઉત્તર આપ ! આ બિલાડી......

( કાંઇ પણ બોલ્યા વિના ચતુર્ભુજ વાયુ વેગે ચાલ્યો જાય છે )

ચન્દ્રઃ અહો ! આજકાલના છોકરા સ્હેજ ભણ્યા કે પછી જોઈ લ્યો. દુર્યોધનનો બીજો અવતાર !

( જાય છે. )

## દ્વિતીય દૃશ્યઃ

સ્થળઃ ચતુર્ભુજના ઘરનું અંતઃપુર.

દાસીઃ માજી ! આજે તો મ્હોટાભાઇ સાક્ષાત્ દુર્વાસામુનિ જેવા ક્રોધાયમાન દેખાય છે.

માજીઃ કેમ શાથી ?

દાસીઃ શી ખબર !

( ચતુર્ભુજ દાખલ થાય છે. )

ન્હાનો પુત્રઃ બાપુ ! આ બિલાડી મ્હને—

ચતુઃ ( તેને એક ધોલ લગાવે છે. ) રાતદિવસ બિલાડી, બિલાડી ને બિલાડી.

માજીઃ ભાઇ ! શું કરવા ગુસ્સે થાય છે ? આટલા દિવસે ઘેર આવીને છોકરાને વિના વાંકે મારે એ ત્હને શોભે ? (ન્હાના છોકરાને) જા જતો રહે. ( ચતુર્ભુજને ) મ્હને આપ. ભાઇ, દૂધભાત છે. લાવ. એને માટે લઇ આવું.

ચતુર્ભુજઃ ( ગુસ્સે થઇ ) લ્યો, લ્યો, ત્હમે બિલાડીને ખવરાવો. હું તો ખાવાનો નથી. હું જાઉં છું.

માજીઃ ( દીન સ્વરે ) એ શું બોલ્યો ! ત્હારે માટે તો રસોઇ તૈયાર છેઃ ફકત ત્હારા બાપુ આવે એટલીજ વાર છે.

ચતુઃ હું તો આ ચાલ્યો. ત્હમારા ગામમાં જ્યાં ત્યાં બિલાડીનોજ સત્કાર ! અહિં ગુણવાન પુજાતા નથી. (બિલાડીને લાકડી મારે છે.)

માજીઃ હાં, હા, એમાં એનો કશો વાંક નથી.

ચતુઃ વાહ ! બિલાડી વાહ ! ત્હારા ઉપર માયા મમતા ને મ્હારા જેવા એમ. એ પાસ થયલા માણસ ઉપર સહેજ દયા પણ નહિ !

ન્હાની પુત્રીઃ ( નેપથ્ય તરફ આંગળી કરીને ) અભય બાપુ ! જૂઓ તો ખરા આની પૂંછડી કેટલી મ્હોટી છે ?

અભય બાપુઃ કોની ?

પુત્રીઃ અરે આની.

અભયઃ કોની ? ચતુર્ભુજની ?

પુત્રીઃ ના. ના. આ **બિલાડીની.**

## તૃતીય દૃશ્ય.

સ્થળઃ મારગ.

( ખાલી હાથે ચતુર્ભુજ જાય છે. )

રમેશઃ ભાઇ ! આપની બિલાડી કયાં ગઇ?

ચતુઃ મરી ગઇ.

રમેશઃ અરે ! પણ શાથી મરી ગઇ ?

ચતુઃ હું જાણતો નથી.

( મહેન્દ્ર આવે છે. )

મહેન્દ્રઃ આપની બિલાડીને શું થયુંછે ?

ચતુઃ મરી ગઇ છે.

મહેન્દ્રઃ સાચું ? કેવી રીતે મરી ગઇ ?

ચતુઃ ત્હમે મરશો તેવી રીતેઃ ગળામાં ફાંસો ખાઇને.

મહેન્દ્રઃ ઓ પ્રભુ ! આતો અગ્નિદેવ બીજા !

( જાય છે. )

( ચતુર્ભુજ પાછળ છોકરાંઓનું ટોળું તાળીઓ પાડતું " કાબુલી બિલાડી " " કાબુલી બિલાડી" કહી ખીજવતું હતું. ) *

* કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના એક બંગાળી પ્રહસન ઉપરથી.

# સ્મરણ.

લેખક : શા. વૃજલાલ અમરજી શાહ.

કંઇ શીળી પુનમની રાત, પિયુજી સ્મરણે મ્હેરે;
કંઇ જામ્યા સુન્દરીઓના રાસ, પિયુજી સ્મરણે મ્હેરે.

કંઇ ખીલ્યો આભલીએ ચંદ, પિયુજી સ્મરણે મ્હેરે;
કંઇ ઉછળે હૈયામાં તરંગ, પિયુજી સ્મરણે મ્હેરે.

કંઇ ચમકે તારલીયાની હાર, પિયુજી સ્મરણે મ્હેરે;
કંઇ આશા ચમકતી અપાર, પિયુજી સ્મરણે મ્હેરે.

ખીલી પોયણીઓ દેખીને ચંદ, પિયુજી સ્મરણે મ્હેરે;
દૂર દૂર મુજ ઉરનો ચંદ, પિયુજી સ્મરણે મ્હેરે.

કંઇ રસિકો રેલે રસરેલ, પિયુજી સ્મરણે મ્હેરે;
કંઇ છલકે મ્હારીયે રસહેલ, પિયુજી સ્મરણે મ્હેરે.

ચારે કોર અખંડ કલ્લોલ, પિયુજી સ્મરણે મ્હેરે.
એક મ્હારે મુખે દુઃખ બોલ, પિયુજી સ્મરણે મ્હેરે;

કંઇ અંતર અધીરૂં થાય, પિયુજી સ્મરણે મ્હેરે.
વિરહ વ્હાલમનો ન સ્હેવાય, પિયુજી સ્મરણે મ્હેરે.

મ્હારે અંતરે સ્નેહ ઉભરાય, પિયુજી સ્મરણે મ્હેરે;
ઝીલો! ઝીલો! વ્હાલમ! વહી જાય, પિયુજી સ્મરણે મ્હેરે.

મ્હારા અંતરના તોફાન, પિયુજી સ્મરણે મ્હેરે;
આવો વ્હાલા! ધારો સુકાન! પિયુજી સ્મરણે મ્હેરે.



મીસ જુલીઅટ વીલીઅર.



પારીસમાં ફ્રેંચ ધારાશાસ્ત્રીઓના મંડળ સમક્ષ મ. ગાંધીજીના મુકદમાનો વિષય લઇ તેમના જીવન અને કાર્ય વિષે વ્યાખ્યાન આપનાર બેરીસ્ટર.

The Luhanamitra Press, BARODA



# જીંદગીનાં છાનાં દુ:ખો.

લેખકઃ શા. અંબાલાલ નાથાલાલ શાસ્ત્રી
બી. એ. એલ એલ બી.

નહિ, નહિ. હું એના પ્રેમમા હતોજ નહિ. એ સંભવિતજ નથી. જે મનુષ્યે એક વાર પ્રેમ કર્યો છે એ શું ફરી પ્રેમ કરી શકે ખરો ? ના, નહિજ. હું સરલાદેવીના પ્રેમમાં હતોજ નહિ. એમના તરફ મને જરા મમતા છે એ કદાચ સત્ય હશે, એમને મળવાનું, એમની સાથે બેસવાનું, એમનો સ્વર સાંભળવાનું મને ગમે છે. પરંતુ તેનો ખુલાસો આપવો કંઇ મુશ્કેલ નથી એક મિત્ર બીજા મિત્રને જે સ્નેહથી ચ્હાઇ શકે તેથી વિશેષ અમારી વચ્ચે કંઇ હતુંજ નહિ. પણ કદાચ આ નહિ માને-સાચું પૂછો તો મને મે મારી લાગણીઓ વિષે એક વાર વ્હેમ આવેલો. પરંતુ નહિજ. હું હમેશાં એકજ નિર્ણય પર આવતો કે જે હૃદયે એકવાર સ્નેહની સાચી પીછાન કરી છે તે કદીયે નવા સ્નેહને ઓળખી શકેજ નહિ. જીંદગીમાં માનવહૃદય એકજ વાર સત્ય સ્નેહની ઉર્મિઓથી ઉછળે છે એમ મારૂ સજ્જડ માનવું છે.

હું એક ડોકટર છું. મારી પ્રેકટીસ ઘણી મોટી છે-પણ તેમાં મને મઝા નથી. કલકત્તા જેવા વકીલ ડોકટરોથી ઉભગતા વિશાળ શહેરમાંયે મારી કંઇક ગણત્રી છે પણ તેથી મને ગર્વ કે સંતોષ નથી. જીવનથી કંટાળી ઘણીવાર હું બંગાળાના આંતર પ્રદેશમાં પ્રવાસે નાસી જાઉં છું અને નાનાં નાનાં ઝુંપડાંથી બનેલાં નાનાં નાનાં ગામડાંઓમાં ફરૂં છું.- નાનાં પણ સુંદર ગામડાં, જ્યાં ધનવાન માટે એકાદ ઈંટ ચુનાનું ઘર હોય-સાદું પણ નિરોગી જીવન જ્યાં 'કીનાઇન' સિવાય બીજી અંગ્રેજી દવા કોઇ પિછાનતું ન હોય. એવા એક ગામમાં હું આવી પહોંચ્યો હતો અને શ્રમિત હોવાથી નદી કિનારે બેસી એકલો વિશ્રાન્તિ લેતો હતો-નજીક નદીના આછાં જળમાં રમતી તદ્દન નાની માછલીઓ સ્વચ્છંદ રમતી જોઇ મન ઉપર કંઇક અકથ્ય લાગણી અનુભવતો હતો.

એવામાં એક નોકર જેવો માણસ પાછળથી આવી મને આશ્ચર્યમાં નાખતો બોલ્યોઃ " સાહેબ, આપ ડોકટર છો ને ? મારાં શેઠાણી માંદાં થઇ ગયાં છે અને આપને તેડાવે છે. " મારી સારવારની જરૂર અહીંયે કોઇને પડશે એ વિચારથી મને સહેજ આશ્ચર્ય થયું. હું ગયો-અને અમે મળ્યાં. એજ સરલાદેવી.

અમારી મુલાકાત પછી થોડા વખતમાં તો અમે મિત્ર બની ગયાં. વધારે આશ્ચર્યની બિના તો એ છે કે પ્રથમ મુલાકાતે, એના હાથનો સ્પર્શ, એનો સ્વર, સ્મિત ને વાતચીતની ઢબ સૌ મારા મનમાં અવનવી

* અંગ્રેજીમાં લખાયેલી એક બંગાળી લેખિકાની વાર્તા ઉપરથી.

લાગણીઓ જાગ્રત કરવા લાગ્યાં અને મને સમજ ન પડે એવી રીતે એક વ્યકિત ઝાંખી યાદ આવી જતી, જે વ્યકિત મને પૂર્વજીવનમાં પરિચિત હતી. એની આંખો મારા તરફ વળતી ત્યારે મને પેલી આંખો યાદ આવતી, એના સ્વરમાં બીજુ કોઇ બોલતું સંભળાતું એના સ્પર્શમાં જુનો આનંદ તાજો થતો. છતાં કયાં સરલાહેની ને કયાં એ ?

કોઇ કહેશે પુરૂષોના સ્વભાવજ એવા હોય છે. સ્નેહપુષ્પની પરાગથી તે કદી ધરાતા નથી. પોતાના અંતરનાદને પંપાળી ફોસલાવે છે અને શાણા થઇ આત્મપ્રથકરણના બ્હાના નિચે પૂછે છેઃ "આ તે અણુ વિકસેલ કળી હશે કે વિકસેલું પુષ્પ ?" આ ટીકા કદાચ ખરી હશે પણ કળી ને પુષ્પનો તફાવત તો હું જાણુ છું અને તેથી કહી શકુ છું કે મારી મમતા તે સ્નેહ નહિ પણ મૈત્રી હોવી જોઇએ.

. મૈત્રી ખચિત અતિ સુક્ષ્મ અને શુદ્ધ હતી—.ડુંખના નશિબે ભાગ્યેજ એ સાંપડે છે. એવી મૈત્રી ફકત સ્ત્રી પુરૂષ વચ્ચેજ હોઇ શકે છે. પુરૂષ પુરૂષ વચ્ચે હોવાનું હજી મેં જાણ્યું નથી. એક પુરૂષ પોતાનું અંતર ખોલી એમાં સમાવેલી કોમળમાં કોમળ—કરૂણમાં કરૂણ અને ગુપ્તમાં ગુપ્ત ઘટના બીજા પુરૂષને શું કહી શકે છે ? પોતાના આભાપરનો પડદો સંપૂર્ણ દૂર કરી જીવનનાં ઉંડામા ઉંડાં પ્રકરણો અન્યની આગળ ફકત એક માયાળુ શબ્દ કે અર્ધા સાચા અશ્રુનીજ આશામા શું ખોલી શકતો હશે ? આ બધું જે દુનિયામાં હાસ્યજનક લાગે તે સમજવાને એક સ્ત્રીની કોમળ માવાની જરૂર શું માણસને ઘણીવાર નથી પડતી ? મને તો જાણતાં અજાણતાં એની કંઇક ઉણપ સાલ્યાજ કરતી અને કેમ જાણે શાથી આ યુવતીના પરિચયમાં મને તે દૂર થતી લાગી—અને એકવાર મેં મારૂં બધુયે એને કહી દીધું-કહી નાખ્યા વિના રહી શકયો નહિ.

સંધ્યાના મિશ્રિત રંગો આકાશમાં હતા. મંદિરનો ઘંટારવ શરૂ થવાની તૈયારીમાં હતો. બારીમાંથી વિદાય લેતા સવિતાનારાયણનો શીળો પ્રકાશ રૂમમાં આવતો હતો અને સરલાહેનીના મુખ પર રમતો હતો. અમે એકલાં હતાં. એ મારા તરફ જરા તાકીને જોઇ રહ્યાં હતાં. કંઇક દાબેલા નિશ્વાસ સાથે એમણે પુછ્યું:

"શા વિચારમાં છો ? તમારા મુખપર એક ઉંડા દુઃખની છાયા હું જોતી આવી છું—જાણે તમારા હૃદયમાં હંમેશના માટે કોઇક અંતરવેદના ઘર કરી વસેલી હોય."

આવા શબ્દો કોઇ પણ જાતની અસર વિના કોઇ સાંભળી શકે કે કેમ તે હું કહી શકતો નથી. પરંતુ હું તો તદ્દન સ્વસ્થ રહી શકયો નહિ. મનનો ભાર જાણે તાજોજ હોય તેમ વધારે ભારે લાગવા માંડયો ને મારાથી બોલી જવાયું: "સુખી જીવનો તો આ જગતમાં બહુ થોડાંજ હશે એમ મારૂં માનવું છે—સૌને પોતપોતાનું છાનું દુઃખ હોય છે—મારૂં એવું છે કે પ્રભુ કોઇ અન્ય હૃદયમાં એ ન ભરો એમજ હું પ્રાર્થું છું." આ બોલતાં મારી આંખ બળાત્કારે સજળ બનવા માંડી હતી એના ઝાંખા પડમાંથી મેં એ નાજુક આકૃતિને મારી નજીક સહેજ ખસતી જોઇ. અહા ! એની વદન પરની ગંભીરતામાં યુવાનીનો ઉલ્લાસ હોત તો—એના વિશાળ નયનોમાં પેલુ આનંદી તોફાન હોત તો—ફીકા ગાલોમાં લાલાશ હોત તો—એની વપુવેલી જરા કુમારી જેવી ખીલતી હોત તો—તો એ કેવી લાગત !—જેનું સ્મરણ હું હેતથી છુપાવી રાખતો હતો એના જેવી-અરે એજ શું મૂર્તિમંત ન થાત ! હું ચુપ થઇ વિચારે ચડયો.

એના નાજુક હોઠોમાંથી નિશ્વાસ જેવો સિત્કાર થયો. હું વિચાર તરંગમાંથી જાગી બોલ્યો. આ દુનિયામાં આપણને ગમે તેવી

અંગત લાગણીયુક્ત દશામાંયે બીજાઓની લાગણીઓની કાળજી કરવી પડે છે—તેથી મેં પૂછ્યું: " મારા શબ્દોથી આપને શું અસુખ થયું ? " એ કંઇ બોલ્યાં નહિ પણ એમણે મુખ જરા ફેરવ્યું હતું. તેથી હું બરાબર જોઇ શકતો નહિં પણ મને વ્હેમ ગયો કે એમની આંખો ભીની હતી.

" મને લાગે છે તમને મારા બોલવાથી દુઃખ થયું છે " મેં ફરી કહ્યું ને ઉમેર્યું " અરે તમે આમ એકાએક ચૂપ કેમ થઇ ગયાં—અમે પુરૂષો જરા ગાંડા હોઇએ છીએ. "

ધીમા પણ દુઃખ ભર્યા સાદે એમણે કહ્યું: " હું એમ માનતી હતી કે હું છેક તમારાથી અપરિચિત નથી." મને એમની ચિન્તા નું કારણ ન સમજતાં જરા હસવું આવ્યું. "અહો હો—એમાં આટલાં દુઃખી થઇ ગયાં ?—કારણ તો કંઇ કહેશો ને "

" કારણ એ કે મને જણાય છે કે તમે મ્હારો વિશ્વાસ કરવાને તૈયાર નથી. "

" આમ બોલો છો ? તમારા સિવાય મારે બીજો કયો મિત્ર છે જેનો હું વધારે વિશ્વાસ રાખી શકુ ? "

" છતાં તમારા દુઃખની મને સમભાગી કરવા તમે અચકાવછો—ના પાડો છો. "

આ શબ્દોથી હું વિચારમાં પડયો. અમારો પરિચય લાંબા સમયનો ન હતો. પણ જાણે અતિ ગાઢો બની ગયો હતો અને હૃદય ઉપર વાસેલાં કામાડ ઉઘાડવા હું ખચિત અચકાતો હતો. એકાએક આવી રીતે પ્રસંગ પડતાં હું મુંઝાયો. મારો અંતરભાર વધવા માંડયો ને હું બોલ્યો: " વ્હાલી બ્હેન તમે આવો વ્હેમ રાખી મને અન્યાય કરો છો. આ દુનિયામાં અન્ય કોઇ એવું નથી જેને હું મારો ગુપ્ત ભેદ આપી શકું. પણ જો તમને બધું કહેવા અચકાતો હોઉં તો ફક્ત એજ કારણ છે કે હું તમને દુઃખી કરવા માગતો નથી—મારા જીવનમાં કંઇક કરૂણ છે—અતિ મહત્વનું કોઇને ન લાગે—પણ કરૂણછે જે જાણી તમને દુઃખ થયા વિના રહે નહિ—અને મૈત્રીનો ઉપયોગ શું મિત્રહૃદયને દુઃખી કરવા માટેજ હશે ? "




ચિત્રકાર: ] સરલ: મને લાગે છે કે તમે મારો વિશ્વાસ [ રા. શુક્લ.' કરવાને તૈયાર નથી.
રોબર્ટ: આમ બોલો છો ?

એમણે એમના મધુર અવાજે કહ્યું: "અને તમારી જીવનકથા સાંભળી મને દુઃખજ થવાનું હોઃ તો એનો બદલો પણ શું નહિ હોય ! એક મિત્રના વિશ્વાસપાત્ર બનવાનું માન જે સંતોષ આપે છે એ શું પૂરતો બદલો

નથી ? આ કુટીલ જગતમાં કોઇ પોતાની ગુપ્ત બિના પુરા વિશ્વાસથી બીજાને કહે ત્યારે બીજાને આત્મસુખ થયા વિના રહે ખરૂ ?

"સાચુ કહો છો, બ્હેન ! તમે તમારા હૃદયની સરળતાથી પ્રેરાઇ બોલો છો. મને વિશ્વાસ કરતાં શંકા ઉપજી કારણ મેં અંતર-નાદને ગુંગળાવી નાખવામાં ડહાપણ માન્યું–ત્યારે મારી કથા તમનેજ કહું-અત્યાર પહેલું એવું દુઃખ સુણનાર હૃદય મળ્યું હોત તો મને કેટલી રાહત મળી હોત–કદાચ પ્રાયશ્ચિત કરી હું શુદ્ધ પણ બની ગયો હોત. કદાચ આ બહારની શાન્ત સપાટી નિચે ધીકતા દાવાનળના બદલે શાન્ત જળ વહેતા હોત–બ્હેન ! મેં નિહાળી નિહાળી જોયું છે કે આ જગતમા દુઃખ છે કારણ દુઃખને ખરી સહાનુભૂતિથી સાંભળી–સમજી અંતર પંપાળનારની ખોટ છે–પરિણામે અંતરદુઃખની નાની ચિનગારી મોટી જ્વાલાઓ બની ભભુકે છે–વખતસરના જળ છાંટણુના અભાવે અગ્નિવધી પ્રજળે છે -"

"મને મોડી મોડીયે તક આપશો ને ? એવું તે દુઃખ તમને શું પડ્યું ? ડૉકટર !" એ કંઇક કૃત્રિમ સ્મિત કરતી બોલી પણ હું હવે મારી કથની શરૂ કરૂં તે માટે ઇન્તેજાર હતી.

"જુઓ બ્હેન ! દુઃખ ગણીયે તો ઘણુંયે કહેવાય. ન ગણે એને કંઇ ન જણાય–મને તો મારા જીવનારંભના પ્રસંગે જીવનભર દુઃખીજ કરી નાખ્યો. દશ વર્ષની વાત છે. હું વિલાયતથી તાજોજ પાછો ફર્યો હતો. કેટલાક વખત વતનમાં મિત્રો ને સ્નેહીઓ સાથે ગાળી હું કલકત્તે ગયો. સરકારી ઇન્ડીઅન મેડીકલ સર્જનની જગાએ ચડવાની થોડીજ વાર હતી. અને હું આ દિવસોમાં મારી જ્ઞાતિના એક મિત્રના ત્યાં રહ્યો રા. કૃષ્ણકુમાર ગુપ્તે કલકત્તા હાઇકોર્ટના આગળ પડતા વકીલ હતા. મારા પિતાના પરમ મિત્ર રહ્યા હતા અને એમના અને મારા કુટુંબ વચ્ચે ઘણા વર્ષનો ઘરોબો હતો. વકીલ સાહેબે ઘણું ધન એકઠું કર્યું હતું એમનું જીવન એકાકી હતું. પત્ની ગત થયાં હતાં અને એકની એક પુત્રી મુકતાં ગયાં હતાં જે આ અઢળક સંપત્તિ ભોગવવા નિર્માઇ હતી અને જેના ઉપર એના પિતાના સઘળા આનંદનો આધાર હતો.

ગુપ્તે વકીલ પ્રવાસ કરવા કે વિદેશ જવા ભાગ્યશાળી થયા ન હતા પરંતુ એમના વિચાર સુધરેલા હતા. એમના ઘરની રહેણી કરણી સુધરેલી હતી અને તેમની પુત્રીને ઉંચા પ્રકારની કેળવણી આપવામાં આવી હતી.

મને કોઇએ કહ્યું હતું કે આ પુત્રી જેનું નામ માયાવતી હતી તે માંદી હતી. એને એક વિચિત્ર પ્રકારનો વાતરોગ–હીસ્ટીરીયા થયો હતો. જેથી કોઇ કોઇ વાર એને મુર્છા આવી જતી પરંતુ સામાન્ય રીતે આવાં દરદોમાં જણાય છે તેવાં તાણ કે વેદનાનાં તીવ્ર ચિન્હો બીલકુલ જણાતાં નહિ. માયાવતીની મુર્છા વિશેષમાં કલાકોના કલાકો સુધી લંબાતી અને જાણે શાન્ત મૃત્યુ નિદ્રા લેતી હોય તેમ જોનારને ભાસ થઇ જતો. બિમારી આવતાં સાજા થવાને સહેજ ત્રણ ચાર દિવસ ચાલ્યા જતા. એક ખુબી વધારામાં એ હતી કે આ દર્દનો ઉથલો આવવાનો હોય ત્યારે મુર્છા અગાઉ કંઇ ચેતવણી મળતી નહિ જેથી એનું કારણ કલ્પાતું નહિ, જોકે મારૂં માનવું છે કે દર્દી આ મુર્છાનું કારણ પોતે જાણતી પણ કહેવા રાજી નહોતી.

હું ત્યાં રહેવા ગયો તેના થોડા દિવસ અગાઉજ આવી એક મૂર્છા આવી ગઇ હતી અને મેં એને પ્રથમ જોઇ ત્યારે સહેજ માંદીજ હતી. એના પિતાએ મને એના દર્દની વાત કરી અને મારે એને તપાસવી એવી ઇચ્છા દર્શાવી. મેં કલ્પી લીધું કે તે એક નાની બાળકી હશે. અહીં તહીં વાળની

લટો વિખરાઇ ઉડતી હશે. વસ્ત્રો અસ્તવ્યસ્ત હશે અને તાકતી આંખે તે લવરી કર્યા કરતી હશે. મારા મિત્રની ઇચ્છા મુજબ હું એમની સાથે એના ઓરડામાં ગયો.

અહા! પાંચ વર્ષ પર જોયેલી તોફાની છોકરીના બદલે તો મેં જે વ્યક્તિ જોઇ એથી તો મને આશ્ચર્યજ થયું.

સહેજ ટેકણ દઇ એક યુવતી એક સોફા-પર બેઠી હતી. શ્વેત સુઘડ વસ્ત્રો શરીર પર હતાં. ભમર તક નવી ઢબથી હોળાયેલા વાળ વળગી રહ્યા હતા-પાછળના અંબોડા પરથી સાડી સરી ગયેલી હોવાથી સુંદર ડોક જણાઇ આવતી હતી-એ કન્યા મટી યુવાવસ્થામાં પ્રવેશ કરવાની સંધ્યા સમયની અણીપર હતી. જ્યાં મેં સંકોચ વિનાની બાલ્ય સભ્યતા-નિખાલસ આનંદી વાણી ને ખુલ્લા સ્મિતની આશા રાખેલી ત્યાં આવું મુગ્ધ કરે તેવું લાવણ્ય દૃશ્ય જોવાથી હું જરા ખંચકાયો. આ દરદી? દર્દનું ચિન્હ તો જણાતું નહિ. મુખપરની આછી ફિકાશ તો ઉલટી કંઇક આકર્ષતા ઉમેરતી હતી.

અમે ગયા ત્યારે એ એક મોટુ ગુલાબનું ફુલ હાથમાં લઇ તે રમતી હતી-અમને જોઇ એણે તે ટેબલ પર મૂક્યું ને મને આવકાર આપી બોલી: "અહો-ડો. દાસ! તમને જોઇને ખચિત મને બહુ આનંદ થાય છે. તમે તો હતા તેવાજ જણાઓ છો-ડ્રેસ બાદ કરતાં પાંચ વર્ષમાં કંઇ ફેર થયો જણાતો નથી." એણે સત્કાર કરવા પોતાનો હાથ લબાવ્યો.

વિલાયતમાં ફરી આવેલા મારા જેવાને એક યુવતીના પ્રસંગમાં આવવું એ કંઇ મોટી બિના નહોતી. પરંતુ મને જાણે કંઇક ભ્રાન્તિ થતી હોય તેમ લાગ્યું-આ તે માયા કે ભ્રાન્તિ? પેલી નાની બાળકી જે રમતી, તોફાન કરતી જોઇ હું ગયો હતો તે આજ માયા. એના પિતાએ મને ખુરશી ખેંચી લાવી બેસાડયો અને પોતે બારીમાં બેસી વર્તમાન પત્ર વાંચવામાં ડુબી ગયા. હું અત્યાર સુધી કાંઇ બોલ્યો નહતો. કંઇક ભાનમાં આવી બોલ્યો "મીસ ગુપ્તા! હજી તમે અશક્ત લાગો છો"

એક મધુર સ્મિત એના મુખપર પથરાઇ ગયું.

"વાહ, વાહ, થોડાં વર્ષોમાં તો હું "મીસ ગુપ્તા" બની ગઇ ખરૂ ને! ઠીક, તમે વિલાયતથી સભ્યતા-શિખી લાવ્યા જણાઓ છો."

આ જવાબ વળી મને મુંઝવે તેવો હતો. પરંતુ વાતચીત તો કરવીજ જોઇએઃ ધારી મેં કહ્યું: "હું ગયો ત્યારે તમે એક નાનાં બાળકી હતાં અને અત્યારે છો તે એજ બાળા છો એવું જ્ઞાન મને ન રહ્યું."

"પણ હું તમને નહોતી વિસરી ગઇ હોં. મને જણાય છે કે પુરૂષોની સ્મરણ શક્તિ સતેજ નથી હોતી."

એ બહુજ ધીમા સાદે બોલી હતી. કદાચ એના પિતા એવું કહેવું સાંભળે એ એને પસંદ નહોતુ-એમ બીક રાખવાની એ જરૂર નહોતી કારણ મારા મિત્ર તો પત્ર વાંચવામાં એટલા ગરકાવ થઇ ગયા હતા કે અમારી હયાતીજ કદાચ વિસરી ગયા હશે.

મને એના શબ્દોથી આનંદ થતો લાગ્યો. મેં કહ્યું: "માયા! તમે હજી એવાં તોફાની રહ્યાં-બોલવામાં અજીતજ-તમારૂ બાળપણ હજી મને યાદ છે તો તમને ભૂલી ગયો એવો આક્ષેપ મારા પર કેમ આવે?"

"તમને હું યાદ છું તો મને આનંદ થાય છે. પરંતુ વિલાયતનો કંઇક અનુભવ તો કહો."

"કહીશ. ઘણોય સમય મળશે. પ્રથમ મને તમારા દર્દની તપાસ કરવા દો. મને કહે-

વામાં આવ્યું છે કે મુર્ચ્છા શરૂ થતી હોય ત્યારે પણ તે આવે છે તે તમે કહી શકતાં નથી ? "

" ના. "

" એનું કારણ તમે કલ્પી શકતાં નથી ? ખાવા પીવામાં અનિયમિતતા અતિ જાગરણ, વાતચિત-વાંચન-વિચાર કે અન્ય કારણ ? " વધારે પૂછું તે પહેલાં તો બોલી ઉઠી: " તમે ડૉક્ટર છો-કારણ શું તે તમારે શોધી કાઢવાનું છે. દર્દ શાથી આવે તે હું કાંઇ કહી શકું નહિ-પરંતુ એ વાત જવાદો. મને તમારા ઇંગ્લાંડની વાત કહો એથી મને સારૂં થશે. "

મેં ધાર્યું કે તે કારણ કહેવા રાજી નહોતી ને તેથી વધુ પૂછવું ઠીક ગણ્યું નહિ. તેથી એની ઇચ્છા પ્રમાણે ઇગ્લાંડ વિષે હું બોલ્યો.

" વિલાયત-એ તો સ્વર્ગ છે એકવાર ત્યાં ગયા, પાછા આવવાનું ગમતું નથી. "

" ત્યારે દિલગીરીની વાત તો એકે તમારે છોડીને આવવું પડ્યું. ધારૂં છું કે કદાચ અર્ધાંગના ત્યાં મૂકતા આવ્યા હશો. "

" કોઇ સંભાળનાર હોત તો આખીએ જાતને ત્યાં મૂકવા હું નારાજ નહોતો " મેં વિનોદમાં કહ્યું.

× × ×

અત્યાર સુધી સરલાદેવી મારી વાત કંઇ પણ બોલ્યા વિના સાંભળી રહ્યાં હતાં તે વચમાં બોલ્યાં.

" તમારી ઉદારતા ખચિત ધન્યવાદને પાત્ર કહેવાય. " હું ચમક્યો. કેટલું વિચિત્ર ! આજ શબ્દો મારી માયાવતી સાથેની વાતચીતમાં ઉપરના મારા વિનોદ પછી માયાવતી એ કહ્યા હતા. હું સરલા તરફ જોઇ રહ્યો, પણ તે કાંઇ ખાસ નહોય તેમ બોલી: " પછી શું. ? "

આગળ હું પ્રથમ પ્રસંગ વિષે હવે બોલી શક્યો નહિ કારણ મારી વિચારમાળા તૂટી ગઇ હતી. મેં કહ્યું " પછી ખાસ મહત્વનું કંઇ નહિ-માયાના પિતાએ પત્ર વાંચવું પુરૂં કર્યું અને અમે પાછા ફર્યા ".

" તમારૂં હૃદય પાછળ મૂકીને કદાચ-નહિ ? " સરલાએ કંઇક આતુરતાથી પૂછ્યું.

" પ્રથમ દૃષ્ટિની પ્રીતિમાં હું માનતો નહોતો, નહિતર કદાચ હા કહેત ".

"એમ માનવાને લાંબા અનુભવની જરૂર હોય એમ મને લાગતું નથી" .સરલાએ વળી કહ્યું.

" અનુભવના રંગ તો અનુભવથીજ સમજાય છે. અત્યારે મને કહેતાં શરમ આવે છે પરંતુ તે વખતે તો માયાના હાથની માગણી કરતાં-અઠવાડીયું વિતે તે પહેલાં-માગણી કરતાં કંઇ ખાસ શરમાવા જેવું લાગ્યું નહોતું. ઉછળતા લોહીને ત્યારે બીજો વિચાર નહોતો. પરંતુ-એ દિવસ ! જીવનભરનો શાપ દેવાનો હોય તેમ મને જણાવવામાં આવ્યું કે માયા જો કે કુમારી હતી પરંતુ અન્યને અપાઇ ચૂકી હતી-કંઇક ખાસ કારણ સરજ લગ્ન પાછું ઠેલાયું હતું-અને મારી આશાઓ ફક્ત ફોગટ થવાજ નિર્માઇ હતી એ વખતે મને જે નિરાશા દુઃખ થયું તે તે હું કહી શકીશ નહિ-પણ ના-એમ ના સમજતાં કે એક સ્નેહ-નિરાશાથીજ મારૂં જીવન આમ ખારૂં ને રસહીન બની ગયું છે-મારા અંતરમાં જે વેદના ઉંડા પડ કોતરી રહી છે તે તો વળી જુદીજ છે. સરલાદેવી ! સ્નેહ-નિરાશા ખચિત્ દુઃખમય સ્થિતિ છે પણ આ દુનિયામાં ઘણા કમનશીબ મનુષ્યો જન્મે છે જેમને એના ઘુપા જખમ નડવા પડે છે-સમય જતાં કોઇના કદાચ રૂઝાતાએ હોય પરંતુ મારી જીવનપીડા..." હું આગળ બોલી શક્યો નહિ-મને ગળામાં દુઃખ થવા માંડ્યું.

સરલાએ મારો હાથ એના હાથમાં લીધો ને આંખો મીંચી દીધી-એનાં આંસુ મારા હાથ પર પડવા માંડ્યાં.

" બ્હેન ! મારી વાતનો અંત અહીંજ આવવા દો-તમને ક્લેશ થશે. " ધ્રુજતા મૃદુ સ્વરે એણે કહ્યું: " ના ના, તમે આગળ ચલાવો-તમે મારો પૂર્ણ વિશ્વાસ કરો છો તે મને સાબીત કરી બતાવો. "

" તો સાંભળો. મારા યજમાનનું ઘર બે મજલાનું અને સગવડવાળુ હતું. ઉપરને મજલે મધ્યમાં એક દીવાનખાનું હતું. બાજુની ઓરડીઓમાંથી એક ગુપ્તે વકીલ માટે અને બીજી માયાવતી માટે હતી. રસોડું અને મેમાનોને રહેવા માટે વ્યવસ્થા નીચે હતી. અત્યારે મને જે દિવસે મારી માગણીનો અસ્વિકાર થયો તે આબેહુબ યાદ આવે છે. આખો દિવસ હું માયાવતીને મળી શકયો નહિ. બપોરે જાઇ શકત પણ મને ખબર મળી કે એનો ભાવિ પતિ એની સાથે હતો. મી. સેનને હું ઓળખતો હતો અને થોડા વખતથી તે આવેલા હતાં. વાળુ વખતે તે નીચે આવી નહિ. એમાં અસાધારણ કંઇજ નહોતું કારણ ઘણીવાર તે પોતાનું ભોજન પોતાની રૂમમાંજ મંગાવતી.

વાળુ કરી અમે દીવાનખાનામાં ઉપર ગયા. અમારા યજમાન હોકાની નળી મોંમા રાખી થોડા વખતમાંજ સોફા પર ઝુકી ગયા. મી. સેન અમારી સાથે ઉપર આવ્યા નહોતા. જમતી વખત તે બહુ દિલગીર હોય તેમ જણાતા હતા અને આવો ભાગ્યશાળી માણસ કેમ ઉદાસ હશે તે હું કળી શકયો નહોતો. એકલા પડતાં દીવાનખાનાની બારીએ ઉભા રહી હું બહારનું ચાંદનીમય આલ્હાદક દશ્ય જોતો રહ્યો. દીલમાં ઘોર અંધકાર હતો પરંતુ પ્રભુએ સરજેલી એ રાત્રિની શાન્ત રમ્યતા ! શીતઋતુ હમણાંજ ગઇ હતી, વસંત બેસી ચુકી હતી. વૃક્ષો, છાયાઓ ને ખુદ ચંદ્રિકા લાગણીથી કંઇ કંપતાં હોય તેમ જણાતા હતાં. એવામાં નીચેથી મી. સેનની ઓરડીમાંથી સંગીત સુર આવવા લાગ્યા અને રાત્રિની ધડકતી છાતીમાંથી જાણે કરૂણ આલાપ સ્વર આવતા હોય તેમ મી. સેનનું સંગીન રૂદન કરતું વધવા લાગ્યું. શું એની પ્રબળ અસર ! જ્યારે મેં સવારમાં પેલો હૃદય ભાંગે તેવો જવાબ સાંભળ્યો ત્યારે એ મને જે અસર નહોતી થઇ તે આ રાત્રિના કરૂણ ગીતે અનુભવી. શરીરનાં રૂંવાં ઉભાં થઇ ગયાં-હૃદય-થડકી નિરાશાની છેલ્લી રેલ આવતી હોય એમ સમુળગું બંધ થઇ જવાની અણી પર હોય તેમ થંભી જતું લાગ્યું ને ગીતના પડઘા અંતરમાં ઘોર સ્વરે સંભળાવા લાગ્યા. આ પછી શું જીંદગી જાણે સુકું રણ-એક નિરસ લાંબુ મૃત્યુ. મી. સેનનું ગીત મને મૃત્યુ પહેલાંનું જોર આપી જાણે મસ્ત બનાવતું લાગ્યું.

હું એ આલાપ સાંભળી ન શકયો. દીવાનખાનું છોડી બહાર ચાલ્યો. માર્ગમાં માયાવતીની રૂમ આવી-બારણું ખુલ્લું હતું. વેદનાથી ગાંડા જેવો બનેલો હું અંદર ગયો. એ બારી નજીક કોચ પર સુતી હતી. ચંદ્ર એના મુખ પર અમી વર્ષાવતો હતો-કેટલું સૌંદર્ય અહીં એકઠું થઇ પડયું હતું ! નિરાશાના ઘેનમાં ગાંડો બનેલો હું સ્વસ્થતા ખોવા લાગ્યો-હું બધું વિસરી ગયો અને એને એક સામટાં મેં ચુંબનો વર્ષાવી દીધાં "

સરલા આ સાંભળી આવેશમાં આવી ગઇ " એક ચોરની માફક તમેજ......" તેને ડુમો આવ્યો.

"હા-ચોરની માફકજ-આ શરમ ભરેલું કૃત્ય કરનાર તે આજ જે તમારી આગળ બેઠો છે તે તમારી સહાનુભૂતિ માગે છે. આખરે હું એક પામર માણસ-સંજોગો માણસ પર કેટલું જોર કરે છે તે અનુભવ વિના કોણ કહી શકે તેમ છે ? સરલાદેવી ! હું છેક નિર્મળ મનનો-ચંચળ વૃત્તિનો માણસ નથી. પરંતુ એ દિવસની ઘોર નિરાશા-મી. સેનનું સંગીત ને રમ્ય રજનિમાં ન્હાતું

સૌંદર્ય જાણે ફરી જીંદગીમાં મળશે નહિ. એ ભાવ—સરલા તેવી! સાંભળો-મને એ નિર્બળતાની શિક્ષા મળી છે–એવી શિક્ષા કે જે સાંભળી ઘણું કડક અને અક્ષમાવાન હૃદય પણ પીગળી જાય."

સરલાદેવી ગુંગળાતા અવાજે બોલી: "

" ઠીક, ઠીક, પછી શું ?"

" પછી-માયાના પિતાએ બીજા દિવસે પ્રભાતે કહ્યું કે માયાને આગલી રાતથી મૂર્છા આવેલી હતી. મારૂ કૃત્ય-મારી શરમ કોને કહેવાય ! મારો ગુન્હો કબુલી ક્ષમા યાચવાની મારામાં હિમ્મત ન હતી ને કરેલી ભુલ બાઝો બની હૃદયને ભોંકી રહી હતી. ત્રણ ચાર દિવસે માયા સાજા થવા જેવી થઇ અને ઘર છોડી જવાનો મેં નિશ્ચય કરી દીધો."

દરમિઆન મને એના પિતામાં કંઇક ફેર થયો જણાયો. પોતે બેચેન અને ચિન્તા ગ્રસ્ત જણાયા. મન પર બોજો હોય અને કહી શકતા ન હોય તેમ એમના વર્તનમાં જણાતું. હું વિદાય લેવાનો હતો. તેની બપોરે મને એકલો જોઇ એમણે વાત કરી નાખી.

"દાસ! આપ હજી માયાવતીનો હાથ સ્વીકારવા હાજર છો ?" એમણે એકાએક પ્રશ્ન કર્યો. મારૂ આશ્ચર્ય તમે કલ્પી શકશો.

"પરંતુ મી. સેન ?" મેં આતુરતાથી પૂછ્યું.

" મી. સેન તો કહે છે કે અત્યાર સુધી એણે માતપિતાની સંમતિ નહોતી લીધી ને હવે સંમતિ માગતાં ના પાડે છે તેથી પોતે લાચાર છે. કોણ જાણે શાથી તેનું મન ફરી ગયું છે. "

" સરલાદેવી ! મારે કહેવાની જરૂરજ ક્યાં છે કે મને પ્રથમ તો જરા શરમ ને સંકોચ લાગ્યાં. પણ મેં માગ બાગ્યને હર્ષથી વધાવી લીધું અને મારા સુખને દેવોથી એ અધિક માની મેં મારી માયાનો થોડા દિવસમાં પાણીગ્રહણ કર્યો.

× × ×

વાત કરતાં હું અટકયો. સરલા અધીરી બની ગઇ હતી. " હાં હાં પછી શું ?"

" પછી શું એ પૂછો છો ? અરેરે, આ જગતમાં સુખ જેવું છેજ નહિં એ ઉક્તિ બધી સત્ય છે ? જે મેળવવા હું આરલો બધો આતુર બની ગયો હતો અને જેને હું મેળવવા ભાગ્યશાળી થયો હતો, જેની હાજરી આ આકાશ નિચે જણાતી સકળ વસ્તુઓમાં અતિ સુંદર ને મૂલ્યવાન જણાતી તેવી પ્રતિમા મારી માયા—મારી પાસે હતી. પરંતુ હું સુખી નહોતો. "

નોકરી ચડવાને હવે ભાગ્યેજ પખવાડીયું રહ્યું હશે. ગંગાના તટ પર આવેલા એક સુંદર ઉપવનમાં અમે એ લગ્ન પછીના પ્રથમના સુખદ દીનો ગાળતાં હતાં. પ્રકૃતિ અહીં નવાનવા રૂપમાં ખીલી હતી. પરંતુ જેનું હૃદય હસતું ન હોય તેને પ્રકૃતિની શોભાએ શું સુખ આપી શકે ? માયાએ એનો આનંદી સ્વભાવ કોણ જાણે કેમ એકાએક ગુમાવ્યો હતો. એ ગમીગીન રહેતી અને દિવસે દિવસે એની ગંભીરતા વધતી હતી. લગ્ન પછી એક યુવાન દંપતીજીવનમા આવી ગાંભીર્યની ઘનઘટાઓ હોય તે ઠીક કહેવાય! હું એને હસાવતો ને હુલાવતો-ક્ષણભર તે આનંદતી અને એની ઉદાસીનતા બમણા જોરથી આવી બેસતી. કોઈ કોઇવાર એની આંખમાં હું અશ્રુ જોતો અને તે ચુપકીથી નાસી જવા પ્રયત્ન કરતી. મને દુઃખ થતું હતું એ તે સમજી અને વાતચીત કરવા પ્રયત્ન કરવા લાગી. પરંતુ કઇ વસ્તુ એના મગજમાં ઘર કરી બેઠી હતી તે કહી શકી નહિ—એ કંઇ કહેવા જતી ને અટકી જતી.

તે પાછી ગંભીર બની ન સમજાય તેમ

બાળ-સપ્તાહ પ્રદર્શન, મુંબાઇ.



ઇનામ જીતનાર બાળકો અને તેમની માતાઓ.

**શ્રી પાટીદાર સ્ત્રી-પરિષદ, ધર્મજ.**



**બેઠેલાં** ( ડાબી બાજુથી ): સૌ. ચંચળબ્હેન પ્રભુદાસ, ( સ્વાગત સમિતિનાં પ્રમુખ )
કુ. મણીબ્હેન વલ્લભભાઇ પટેલ, ( પરિષદનાં પ્રમુખ ) અને
સૌ. ભક્તિલક્ષ્મી ગોપાળદાસ દેસાઈ.

**ઉભેલાં** ( ડાબી બાજુથી ): સૌ. ચંચળબ્હેન જયંતિલાલ અને સૌ. ગંગાબ્હેન
લાલુભાઇ ( પરિષદનાં મંત્રીઓ ).

અતડી અગમ્ય બની જતી. એ શું શશીકુમારને—મી. સેનને હજી વ્હાલી હશે ?—વિચાર આવ્યો ને મને ઉંડું દુઃખ થયું. "

એક અજવાળી રાત્રિ હતી. પેલી રમ્ય રાત્રિ જેવીજ. સરિતા કિનારે અમે બેઠાં હતાં. ચંદ્ર નદીનાં જળમાં સંતાઇ બીકણ હૃદયની માફકજ ધ્રુજતો હતો. સરિતાની જળ સપાટી રૂપેરી ચાદર સમી લાંબી લાંબી પથરાતી હતી. કિનારા પરનાં વૃક્ષ છાયાઓ ફેંકી પાણીપર અવનવા આકાર પાડતાં. અમારા હૃદયમાં પણ અંધકાર હતો અને અંતરના અંધકારે કરી બાહ્ય દુનિયા જાણે વધારે ઉજ્જવલ જણાતી. શાન્ત પટપરથી વાયુની લહેરી સાથે એકાએક કંઇક સ્વર તણાતા આવ્યા ને અમારા કાને અથડાયા. માયા ચમકી એણે પોતાનું મુખ બીજી દિશામાં ફેરવી નાખ્યું અને લાગણીથી વિવશ થતી બોલીઃ " પેલી રાતનું જ સંગીત—એતો એજ. "

" કોણ ? "

" શશી, એ સંગીતસુરે મને પરવશ બનાવી દીધી અને મને મુર્ચ્છા આવી ગઇ—પછી—તમને કહેવા મેં ઘણીવાર પ્રયત્ન કર્યો પણ હું કહી શકી નહિ—મને ક્ષમા કરો—એ શશી—"

એ કયા પ્રસંગની વાત કરતી હતી તે તુરતજ હું સમજી ગયો—એ શરમ ભરેલું કૃત્ય કરનાર હું હતો તે કહેવા મન ઉપડયું પણ હિમ્મત ન ચાલી—મનથી સેકાતો હું ચૂપજ રહ્યો. માયાએ આગળ ચલાવ્યું: " બપોરે મેં શશીને કહી દીધું હતું કે હું એને પરણી શકીશ નહિ કારણ હું તમને વ્હાલી હતી. એક પણ શબ્દ બોલ્યા વિના એ ચાલ્યો ગયો—મને એના માટે દિલગીરી થઇ. રાતે એના હૃદયની નિરાશા એના સંગીત દ્વારા કરણ રડી રડીને મારા હૃદયને એટલું હલમલાવ્યું કે જાણે એના ટુકડા થઇ જશે એમ મને લાગ્યું—અહા ! શું નિરાશા—શું રૂદન—મને એના ગેનમાં મૂર્ચ્છા આવવા માંડી—અને હું નિરાધાર બની ગઇ—બેશરમ માણસ—જે માણસના માટે એના દુઃખમાં સમભાગી થઇ મેં ઉનાં અશ્રુ સાર્યાં હતાં તેજ માણસ હું જ્યારે નિરાધાર સ્થિતિમાં હતી ત્યારે આવી મને અડકયો—ક્ષમા કરો—મારા નાથ ! મારો વાંક નહોતો—હું એને વ્હાલીજ નહિ—પણ એણે મારી કાયા..."

મારા અંતરનાં ઉંડામાં ઉંડાં પડ થથરી ઉઠયાં. મારી સઘળી શક્તિ એકઠી કરી " એ પાપી તે શશી નહિ પણ હુંજ છું " એમ એનો હાથ પકડી કહેવા જાઉં છું ત્યાં તો—માયાને મુર્ચ્છા આવી ને મારા પગ પાસે ઉંડા પાણીમાં પડી. ક્ષણભર ગુહ્વત જોઇ રહ્યો ને પાણીમા એની પાછળ ઝંપલાવ્યું.

સરલા હવે ખુલ્લું રોઇ રહી હતી તે ધ્રુસકાતા અવાજે બોલી " પછી પછી ? " શરમથી નિચું જોઇ હું બોલ્યો.

" પછી—પછી—એ હાથ ન આવી. એ ગઇ ને હું રહ્યો—એક જીવ વિનાનું નિરસ જીવન જીવવા—એકજ નિર્બળ ક્ષણ જીંદગીમાં શું કરી જાય છે ? માયાને ગયે વર્ષો થઇ ગયાં છતાં છાનાં દુઃખો આમ જીવનને શોષે છે—મેં મારૂં પાપ તુર્તજ કબુલ્યું હોત તો—સરલાબેની ! મારૂં દુઃખ તમને સમજાય છે ? કે જગતની માફક તમેયે પોચા મનનો મને લાગણીયુક્ત મુર્ખ માની હસશો ? જો સ્નેહ મેળવતાં નિરાશાનો ઘા સહ્યો—ને પ્રાપ્ત કરી હરખો પણ એ ઝખમ ને હાસ્ય વચ્ચે એક પળ આવી ગઇ. જેણે સુખ ચૂંથી નાખ્યું ને સ્વર્ગ આવ્યું ને અલોપ થયું. ધક્ત એક સ્મરણથી જીવું છું—શક્તિ છતાં સત્તા ન ગમે, વૈભવ છતાં વિલાસ ન રૂચે, કીર્તિ છતાં

મન ના રીઝે, ને યૌવન છતાં અભિલાષ ના થાય એવું શુષ્ક જીવન ફક્ત જીવનના એક પ્રસંગથી–એ સૌ માયા–કે સત્ય–?" હું બોલે જતો હતો ને સહેજ ઉંચું જોયું–સરલાદેવી હાથ લંબાવી બોલવા જતી હતી. હું અટકયો. તે કંઇ એકદમ બોલવા જતી હતી તે પણ જાણે નિગૂઢ કરી દાબી દેતી હોય તેમ ચુપ રહી. મેં કહ્યું: " તમે કંઇ બોલવા જતાં હતાં?–ના, બોલો–સ્પષ્ટ બોલો. મારી કથા સાંભળી તમને એમજ લાગ્યું હશે કે કારણ વિના દુઃખી થનારો, જીંદગી બરબાદ કરનારો હું એક મૂર્ખ છું. હાં દુનિયા વગર સમજે એવુંજ કહે છે. તમેય એમજ કહેવા માગો છો?" મને ખચિત વ્હેમ પડયો હતો. એ બોલ્યાં:

"અરે, એમ ના ધારો–ખુલ્લા હૃદયથી પોતાનું દુઃખ જણાવનારનું દર્દ સમજવાની મને સમજણ નથી શું? હું તો તમને પૂછવા જતી હતી: પેલું સંગીત લલકારનાર નિરાશ થયેલા પ્રયણીનું શું થયું?

"મેં પાણીમાં ઝંપલાવ્યું ત્યારેજ એ સુર બંધ થયા મને લાગ્યા હતા. પછી મેં શશીકુમારને ઘણા વખત જોયા નહિ–પાંચ વર્ષ પછી જોયા ત્યારે એમનું જીવન ફરી ગયેલું હતું–મેં એમને કાશી ક્ષેત્રમાં જોયા ત્યારે એ સંન્યાસીના રૂપમાં હતા–એમણે પોતાની નિરાશા ભુલવા સંન્યાસ લીધો હતો. એમણે કહ્યું: " દામ બાણુ, માણસ જીંદગીમાં સંસારી બની શકે કે કાતો સંન્યાસી–સંસારી હું બની શકયો નહિ એટલે મેં સંન્યાસ લીધો. પરંતુ તમે સુખી છોને?"

સરલાદેવીને આ ખબરથી બહુ અસર થઇ. એમણે આર્તસ્વરે પૂછ્યું: એવું તમે એ તમારી માયામાં શું જોયું કે એ સંન્યાસ લીધો ને એકે જીવન સુકું કરી નાખ્યું? સ્ત્રીમાં એવું શું આકર્ષણ હશે પુરૂષમાં શી એવી ઘેલછા હશે!–અને તમને માયાવતી નજ મળ્યાં?"

"કયાંથી મળે? એ ડુબી ગયાં હોય જોઇએ–અને એમનામાં શું હતું તે તે હું કહી શકતો નથી પરંતુ સ્નેહમાં–સ્ત્રી પુરૂષ વચ્ચેના સ્નેહમાંજ કંઇ છે જે સંસારમાં સ્વર્ગ ઉતારે કે જીવન ખારું કરી નાંખે–સરલા દેવી! તમારું જીવતે......"

"મારા જીવનની કથા પછીથી. પરંતુ તમે તમારી ડુબેલી માયા પાછી ફરે તો ઓળખો ખરા? સરલાદેવીએ કંઇક હસતી, કંઇક રડતી એવા સ્વરથી પૂછ્યું કે હું સ્તબ્ધ જોઇ રહ્યો. અને આનંદાશ્ચર્યમાં ડુબતો, હર્ષની ચીસ સાથે બોલ્યો: "અહા! માયા' તુંજ"—અને અમે એક બીજાના ભુજયુગલમાં સમાઇ ગયાં. એ બબડી "બિચારા શશીકુમાર! મને નદીનાં ઉંડાં જળમાંથી ઉગારનારજ એ–અને બદલામાં મેં આપેલો તિરસ્કાર. મને ખબર નહિ–મેં ધાર્યું: ફરી દેહને સ્પર્શવાની તક પકડી–અહા! કેવો અન્યાય–તમે કહી નાંખ્યું હોત તો–" એ તો સૌને નડે છે–નસિબ!" મને ય બહુ દુઃખ થયું હતું.

અમારા જીવનમાં હવે રસ વહેવા માંડયો છે–ભૂતકાળ વિસરતો જાય છે–શશીકુમાર આની ક્ષમા આપે આશિષ આપે, એટલુંજ ઇચ્છીએ છીએ.

# પવનમાં પાંત્રીસ દિવસ.

મૂળ લેખકઃ જુલે વર્ન.

અનુવાદકઃ રા. પ્રભુદાસ સુંદરજી નંદાણી.

## પ્રકરણ ચોથુ.

### ચંદ્રીદેવીના પુત્રો !

કાઝે મધ્ય આફ્રિકાનું કેન્દ્રસ્થાન ગણાય છે. તેને શહેર તો ન કહી શકાય. ત્યાં કેટલાક ઝુંપડાં અને બાગીચા છે. ડુંગળી, બટાટાં, એગપ્લેન્ટ, પમ્પકીન્સ, અને મશરૂમ ત્યાં સારાં થાય છે. ફિન્યામ્નેઝી પ્રાંત આખા આફ્રિકામાં સહુથી વધુ ફળદ્રુપ પ્રદેશ છે. કાઝે વેપારી કાફલાઓને મળવાનું કેન્દ્રસ્થાન છે. દક્ષિણમાંથી આવનાર કાળા ગુલામ અને હાથીદાંત, અને પશ્ચિમમાંથી આવનાર કપાસ અને કાચનો સામાન લાવે છે. બજારમાં ઘોંઘાટનો પાર નથી હોતો મજુરો બુમો પાડતા હોય, ખચ્ચર અને ગધેડા ભૂંકતા હોય, ઢોલ વાગતા હોય, બાળક અને બૈરીઓ હોહાટ કરતાં હોય. આ હોહાટ વચ્ચે કાચના સામાન, હાથીદાંત વિગેરે વસ્તુઓ વેચાતી હોય. આ વસ્તુના નિયમિત ભાવ નથી હોતા જેવી માગણી એવા ભાવ.

આ બધો અવાજ અને ઘોંઘાટ એકદમ અટકી ગયાં. બધું શાંત પડી ગયું. આકાશમાં વિક્ટોરીઆ દેખાયું. તે ગોળાકાર ફરતુ ફરતું જરા નીચે ઉતરતું હતું. લોકો ગભરાઈને પોતપોતાની ઝુંપડીઓમાં દોડીને સતાઈ ગયાં. બજારમાં કોઇ રહ્યું ન રહ્યું.

"જો આ પ્રમાણે આપણે મુસાફરી કરશું તો આ માણસો સાથે સંબંધ કદિ નહિ બાંધી શકીએ." કેનેડીએ કહ્યું.

"તેમની સાથે વેપારી સંબંધ બાંધવાની તો હું સૌથી સહેલી રીત બતાવું;" જો બોલ્યો, "ધીમેથી જમીન પર ઉતરીને આ નઘણીઆતો માલ ઉપાડી લઇએ."

"તેઓ બ્હીકને લીધે નાસી ગયા છે. પણ જીજ્ઞાસા અને વ્હેમ હમણાંજ તેમને બ્હાર લાવશે." ડોકટરે કહ્યું.

"તેઓ શું કરશે ?"

"એ તો હમણાજ ખબર! પણ હવે વધુ નીચે જવામાં ડહાપણ નથી. તેમનું બાણ યા ગોળી બલુનને લાગી જાય તો મારી દે."

"તમે આ આરબો સાથે કાંઇ સંબંધ બાંધવા ઇચ્છો છો કે શું ?"

"હા બની શકે તો." ડોકટરે જવાબ આપ્યો "અહિંના વેપારીઓ બીજા જંગલીઓના પ્રમાણમાં સુધરેલા હોવા જોઇએ. મને યાદ છે કે અહીંના વતનીઓએ બર્ટન અને સ્પીકનું સારું સ્વાગત કર્યું હતું.

વિક્ટોરીઆ જરા નીચે આવતાં તેનું એક દોરડું બજાર પાસેના એક ઝાડમાં ભરાયું તેવામાં ઘણા માણસો ઝુંપડામાંથી બ્હાર નિકળ્યાં. કેટલાક જંગલીઓ કાચલીના ઘરેણાં પહેરીને હિંમત કરીને આગળ આવ્યા. તેઓ

લોકોમાં જાદુગર તરીકે પુજાતા હતા. એક પછી એક ઘણાં સ્ત્રી, પુરૂષો, બાળકો આ જાદુગરોને ઘેરી વળ્યાં. ઢોલ જોરથી વાગવા મંડયા, અને બધા લોકો આકાશ સામે જોઇને તાળીઓ પાડવા લાગ્યા.

" આ તેમની પૂજા કરવાની રીત છે. મ્હારી ભૂલ ન થતી હોય તો આપણને એક સરસ વેશ ભજવવાનો છે."

" તો તેમા આપણને કયાં વાધો છે. " જો ખુશ થઇને બોલ્યો.

" કદાચ તારે દેવ પણ બનવું પડશે."

" ભલે હું તો તૈયાર છું. "

તેજ ક્ષણે એક જાદુગરે કાંઇક ઇશારો કર્યો, અને બધું શાંત પડી ગયું. તેણે આપણા મુસાફરોને સંબોધીને કાંઇક પૂછ્યું પણ ભાષા સમજી ન શકાઇ. પછી ડોકટરે અરેબીક ભાષામાં તેમને કાંઇક પૂછ્યું. તરતજ પેલા માણસે અરેબીકમા જવાબ આપ્યો. પછી તો પેલા માણસે પોતના લોકો સમક્ષ સુંદર વ્યાખ્યાન આપ્યું તે ઉપરથી ડોકટર જાણી શકયો કે આ માણસો બલુનને સાક્ષાત ચંદ્ર સમજે છે. જાદુગરે કહ્યું: ચંદ્રીદેવીએ પોતાના ત્રણ પુત્રો સાથે આવીને અમારા ગરીબ દેશને પાવન કરીને જે માન આપ્યું છે તે ' યાવ ચ્ચંદ્ર દિવા કરૌ ' ભુલાશે નહિ.

હવે ડોકટરે દમામથી જવાબ આપ્યો, " દેવી પોતાના ભકતોને દર્શન આપવા દર હજાર વર્ષે એક વાર નિકળે છે. તમોને જે કાંઇ જોઇતું હોય તે માગો. દેવી તે આપવા તૈયાર છે. તમને જે કાંઇ સંકટ હોય તે કહી નાખો. દેવી તે કાપવા તૈયાર છે."

પેલા જાદુગરે આંખમા આનંદના આંસુ સાથે જવાબ આપ્યો, " આપની કૃપાથી અમારી પાસે બધુંય છે. અમારી ફકત એક ઇચ્છા છે. અમારા સુલ્તાન વરસો થયા માંદા છે. તેને સાજા કરો. "

ડોકટરે આ આમંત્રણની વાત પોતાના મિત્રોને કહી.

" ત્યારે તમે ખરેખર જંગલી રાજાને સાજો કરવા જાવ છો?" કેનેડીએ પૂછ્યું.

" જરૂર ! આ માણસો મને ઠીક લાગે છે. વાતાવરણ મજાનું છે. પવનનું નામ નથી. તેથી વિકટોરીઆનો ભય રાખવાની જરૂર નથી. "

" પણ તમે કરશો શું ?"

" તેની ચિંતા ન કરો. મારી પાસે થોડી દવા છે. તેનાથી પતાવી દઇશ. " પછી નીચે ટોળાને ઉદ્દેશીને કહ્યું, " ઉન્યામ્વેઝીના બાલકોના વ્હાલા રાજા ઉપર દેવીને દયા આવે છે. અમે આવીએ છીએ. રાજાને તૈયાર રાખો."

આ સાંભળતાંજ આનંદની ચીસો, ગાયનો વિગેરેથી હોહાટ મચી ગયો. અને કાળા માથાનું ટોળું કીડીઓની પેઠે ધીમે ધીમે આગળ ચાલવા માંડયું.

" જુઓ ! હવે આપણને ગમે તેવી મુસ્કેલી માટે તૈયાર થઇ રહેવાનું છે. ગમે તે ક્ષણે આપણે બલુનમાં બેસીને નાસી શકીએ એવી તૈયારી રાખવી જોઇએ. ગેસપાઇપ બરાબર ગરમ કરી રાખજો. દોરડું ઝાડ સાથે બરાબર બાંધેલું છે. હવે હું નીચે ઉતરૂં છું. જો મારી આગળ આગળ ઉતરશે. તે સીડી નીચે ઉભો રહેશે. મારી સાથે નહિ આવે."

" પણ ત્યાં જવાથી ફાયદો શો છે !" કેનેડીએ પૂછ્યું.

" તમારી સાથે મને નહિ આવવા દો ? સાહેબ! " જોએ પૂછ્યું.

" ના. હું એકલોજ જવાનો, આ માણસો તો એમ માનવાના કે ચંદ્રી તેમને ત્યાં આવેલ છે. તેથી મને કાંઇ ઇજા નહિ કરે. તમે હું કહું તેમ કરો. "

" ભલે. " કેનેડીએ પ્રસત્તર આપ્યો.

"ગેસને ગરમી આપવી ચાલુ રાખજે."

"ભલે."

નીચે ચીસો વધતી જતી હતી. તેઓ દેવી તરતજ નીચે ઉતરે એમ ઇચ્છતા હતા.

"આ માણસોને તેમની ચંદ્રીદેવી અને તેમના દેવી પુત્રો તરફ વિવેક કેમ બતાવવો તે પણ આવડતું નથી." જોએ હસતાં હસતાં કહ્યું.

ડોકટરે પોતાની દવાની પેટી લીધી. પહેલાં જો ઉતરવા લાગ્યો. તેની પાછળ પુરદમામથી ડોકટર ઉતર્યો. જો ઉતરીને સીડી નીચેજ, પ્રસંગને યોગ્ય ગંભીરતાથી, અરેબીક ઢબથી બેસી ગયો. ટોળામાંના થોડા માણસો ભક્તિભાવથી તેની આજુબાજુ બેઠા. ડોકટર ઉતર્યો. ધર્મગુરૂઓ તેનું રક્ષણ કરવા માટે તેને ઘેરીને રાજાના મ્હેલ (!) તરફ લઇ ગયા. આ મ્હેલ (!) ગામથી જરા છેટે હતો, ડોકટર દમામથી ચાલતો હતો, અને આસપાસ ધર્મગુરૂઓ લોકોના ટોળાને ખસેડતા ખસેડતા ચાલતા હતા. પોણી કલાકમાં તેઓ એક ટેકરી પાસે આવેલ ઝુંપડા પાસે આવી પહોંચ્યા. તેઓ સુલ્તાનના આ ઝુંપડાને 'ઇટીન્ગા' કહે છે. ભીંતો પર લાલ માટી લગાવવામા આવી હતી. તેના પર માણસો અને સર્પોનાં ચિત્રો દોર્યાં હતાં. સુલ્તાનના સંબંધીઓએ ડોકટરને ખુબ માન આપ્યું. આ માણસો વાન્યામ્વેઝી જાતના, ઉંચા કુળના, સારા દેખાવના તંદુરસ્ત હતા. તેમણે વાળના જુદા જુદા ગુચ્છા કર્યા હતા, અને તે ખભા પર લટકતા હતા. ગાલ પર કાળા અને લાલ રંગના પટ માર્યા હતા. તેમના કાન તો અજબ પહોળા અને મોટા હતા, અને તેમાં લાકડાનાં ઘરેણાં ઘાલ્યાં હતાં. સિપાઇઓ પાસે ધનુષ્ય, ઝેર પાએલાં તીર, લાંબી તલ્વારો અને ન્હાની ન્હાની કુહાડીઓ હતી.

ડોકટર આ મ્હેલમાં દાખલ થયો. રાજાની માંદગી હોવા છતાં લોકોએ શોરબકોર મચાવી દીધો. દરવાજા પર સસલાંની પૂંછડીઓ, અને ઝેબ્રાની કેશવાળી લટકતી હતી. આ લોકો તેને શુકનવંતી વસ્તુઓ ગણતા હોય એમ લાગ્યું. રાણીઓએ 'ઉપાટુ' (એક જાતના પિતળના ઝાંઝ) અને 'કિલીન્ડો' (ઝાડના થડમાંથી બનાવેલ પાંચ ફીટ ઉંચો ઢોલ) વગાડીને ડોકટરનું સ્વાગત કર્યું. ઘણીખરી રાણીઓ સુંદર દેખાતી હતી. લાંબી કાળી ચલમ પીતાં પીતાં તેઓ હસતી હતી, તેમણે તુમડીના તાંતણાના બનાવેલ ઘાઘરા પ્હેર્યા હતા. આ રાણીઓમાંથી છ જુદું ટોળું કરીને જરા દૂર ઉભી હતી. તેમનો અંત બહુજ ક્રુર રીતે આવવાનો હોવા છતાં તેઓ ઓછી આનંદી ન્હોતી દેખાતી. સુલતાનના મરણ પછી તેને અનંત કાળ માટે આનંદ આપવા આ છએ રાણીઓને તેના શબ સાથે જીવતી દાટવાનો નિયમ હતો, ડોકટરે એક નજરમાં આ બધું જોઇ નાખ્યું, અને લાકડાની પથારી પર પડેલ સુલ્તાન પાસે ગયો.

સુલતાન ચાલીસેક વર્ષનો હતો. ખૂબ દારૂ અને બીજાં વ્યસનો અને વાસનાઓથી તે સાવ ખરાબ થઇ ગયો હતો. આ વ્યસનો અને વાસનાઓને લીધેજ તે વરસો થયાં માંદો હતો. કોઇ પણ જાતની દવા આ 'નામદાર' દારૂડીયાને સાજો કરવા સમર્થ ન્હોતી. તેને માટે હવે મૃત્યુ સિવાય બીજો કાંઇ ઉપાય ન્હોતો. ડોકટરે સખ્ત અગ્નિવર્ધક દવાનાં થોડાં ટીપાં તેના મોઢામાં નાખ્યાં. સુલ્તાનને જરા ભાન આવ્યું અને પડખું ફર્યું. કેટલાય દિવસથી તે અચેતન અવસ્થામાં હોવાથી આ દરબાર જોઇ બધા ખુશ થયા, અને માન્યું કે તે સાજો થઇ ગયો. આટલું બસ હતું. ડોકટર હવે મ્હેલ છોડીને વિક્ટોરીઆ તરફ આવવા ઉપડ્યો.

આ દરમ્યાન જો સીડી નીચે ડાકટરની રાહ જોતો બેઠો હતો. લોકોનું ટોળું તેને પૂજતું હતું. જો ચંદ્રના પુત્ર તરીકે જરાય મગરૂર ન્હોતો, છતાં તેણે આ પૂજન માટે કાંઇ વાંધો ન લીધો. લોકોએ તેને જુદાં જુદાં 'નિવેદ' ધર્યાં. એક જાતનો દારૂ પણ નિવેદમાં હતો. જો એ તે ચાખી જોયો. તે એટલો બધો ખરાબ હતો કે તેણે મોઢું બગાડી નાખ્યું. લોકોએ માન્યું કે દેવ હસ્યા."

કેટલીક જુવાન છોકરીઓએ ગાતાં ગાતાં નાચ કર્યો. જો પણ બેઠો ન્હોતો, તે પણ નાચવા મંડ્યો. આમ તેમ વિચિત્ર રીતે હાથ પગ ચલાવીને, શરીર મરડીને અને વિચિત્ર ચાળા કરીને ચંદ્રના દેશના દેવો કેવી રીતે રીતે નાચે છે, તેનો લોકોને ખ્યાલ આપ્યો. આ જંગલીઓ નકલ કરવામાં જબરા હોય છે. તેઓ આ 'દૈવી' નાચનું આબેહૂબ અનુકરણ કરવા લાગ્યા. તેવામાં એક અજબ દશ્ય બન્યું. તેનો પુરેપુરો ખ્યાલ આપવો મુશ્કેલ છે. ડોકટર મુઠ્ઠીઓ વાળી દોડતો હતો. તેની પાછળ લોકોનું ટોળું ચીસો પાડતું દોડ્યું આવતું હતું. જાદુગરો, ધર્મગુરૂઓ અને સરદારો ખીજાઇ ગયા હોય એમ લાગ્યું. વસ્તુ સ્થિતિ સાવ બદલાઇ ગઇ; આનો અર્થ શું? શું આ ચંદ્રીપુત્રના હાથમાં સુલ્તાન મરી ગયો? કેનેડી સમજી ગયો કે કાંઇક ભય છે. તેણે બલુનને ઉંચે ચડાવવા માટે ગેસ ફૂલાવી રાખ્યો. ડોકટર સીડી પાસે આવી પહોંચ્યો. ત્યાં હજીલું ટોળું તો ભયથી દૂર ચાલ્યું ગયું. ડોકટર ઝપાટાબંધ ઉપર ચડી ગયો. જો પણ તેની પાછળ જવા મંડ્યો.

"એક પણ ક્ષણ ગુમાવવાની નથી." સીડીપર ચડતાં ચડતાં ડોકટરે જોને કહ્યું, દોરડું છોડવા જવાનો પ્રયાસ ન કરતો. તે કાપી નાખજેજ પછી. એકદમ ઉપર ચડી આવ."

"પણ છે શું?" જોએ ઉપર આવીને પૂછ્યું.

"શું થયું?" કેનેડીએ હાથમાં રાયફલ રાખીને પૂછ્યું.

"જો!" ડોકટરે ક્ષિતિજ તરફ આંગળી કરી.

"શું?"

"ચંદ્રમા."

લાલચોળ ભવ્ય ચંદ્ર હમણાંજ ઉગ્યો હતો. લોકોએ જાણ્યું કે, 'આં તો છેતરાયા' કારણ કે આકાશમાં એકી સાથે બે ચંદ્ર થઇ ગયા. જો તો ખડખડાટ હસી પડ્યો. લોકોએ શિકાર હાથમાંથી છટકતો જોયો અને બરાડા પાડતા દોડી આવ્યા. બંદુકો અને તીર બલુન તરફ તાકવામાં આવ્યાં. પણ એક જાદુગરે નિશાની કરીને બધાને અટકાવ્યા. બલુનનું દોરડું ખેંચીને તેને નીચે પછાડવાની તેને યુક્તિ સુઝી. તે ઝાડ ઉપર ચડ્યો. જોએ કુહાડી લીધી.

"દોરડું કાપી નાખ્યું ને?" તેણે પૂછ્યું.

"જરા સબુર!"

"પણ પેલો જંગલી–"

"તેથી તો કદાચ દોરડું બચાવી શકશું. મારે એમ કાપી નાખીને દોરડું ગુમાવવું નથી. એવા તો આપણી મુસાફરીમાં ઘણાય પ્રસંગ આવશે."

જાદુગર દોરડા પાસે ગયો અને તે ડાળી પરથી છોડી નાખ્યું. ગેસ બરાબર ફુલેલ હોવાથી દોરડું છુટતાંજ આંચકા સાથે બલુન ઉંચે ઉડ્યું. દોરડું જાદુગરના બે પગ વચ્ચે ભરાઇ ગયું, અને બલુનની સાથે તે પણ હવાની મુસાફરીએ ઉપડ્યો. આફ્રિકા લોકોને પોતાના ચમત્કારી જાદુગરને આમ હવાની મુસાફરીએ જતો જોઇ કેવું આશ્ચર્ય થયું હશે, તે વર્ણવવા કરતાં કલ્પી લેવું ઠીક છે.

"હુર્રા" બલુન ઝડપથી ઉંચે ઉડતાં જોએ બુમ પાડી.

"તેણે દોરડું બરાબર પકડી રાખ્યું છે. થોડી મુસાફરી તેને નુકસાન નહિ કરે."

"આપણે તે માણસને નીચે પડવા દેવો છે?" જોએ પુછ્યું.

"ના આપણે તેને ધીમેકથી જરાય ઇજા ન થાય તેમ જમીન પર છોડી દેશું. અને આ બનાવ પછી જાદુગર તરીકેની તેની આબરૂ પર પાણી ફરી વળવાનું."

"અરે! ઉલટા તેને લોકો દેવ તરીકે પૂજવાના. કારણકે તે હવાની મુસાફરી કરી આવ્યો."

વિકટોરીયા એક હજાર ફીટની ઉંચાઇએ ચડ્યું હતું. હબસીએ જીંદગી બચાવવા ખૂબ જોરથી દોરડું પકડી રાખ્યું હતું. પશ્ચિમ તરફના પવને બલુનને શહેરથી દૂર લાવી મૂક્યું. અરધી કલાક પછી, પ્રદેશ નિર્જન દેખાતાં, ડોકટરે ગેસની ગરમી ઓછી કરી બલુન ધીમે ધીમે જમીન પર આવવા લાગ્યું. હજુ તો તે જમીનથી વીસ ફીટ ઉંચે હશે, ત્યાંતો હબસી નીચે કુદી પડયો, અને ઉભો થઇને પાછળ જોયા વિના શહેરની દિશા તરફ દોડવા મંડયો. એક માણસનો ભાર આમ ઘટી જવાથી બલુન એકદમ ઉંચે ચડી ગયું.



**ધર્માદો!**

મગન: "યાર ખોડો ભાભો ગુજરી ગયો ને બધું નડીયાદ અનાથાશ્રમને આપતો ગયો."

છગન: "પણ તે તો જબરો કંજુસ હતો! કેટલાક રૂપીઆ આપતો ગયો?"

મગન: "અરે, રૂપીઆ શાના? એ તો બધું દશ બાર છોકરાઓનું લશ્કર આપતો ગયો."

× × × ×

**સાચું કે જુઠું?**

માશીબા: આવ બાબુ બેટા, મારા ખોળામાં બેસ.

બાબુ. અં...હં...નહિ બેસું.

માશી: કેમ, હું તને નથી ગમતી?

બાબુ: તમે ખરાબ દેખાઓ છો.

બા: કેમરે મુઆ, માશીને એમ બોલાય કે?

બાબુ: કાલે જુઠું બોલવા માટે તેં મને માર્યો, આજે પાછો મારવો છે, કેમ?"

× × × ×

**હજી ઘણો વખત છે!**

લેખક: જયા, હવે તને કેટલી વાર છે?

જયા. કંઇ નહિ, જરા ચાંદલો કરીને ચંપલ પહેરવીજ બાકી છે.

લેખક: ઓહો ત્યારે તો વાંધો નહિ. હજી વાર્તાનું એક પ્રકરણ લખી નાંખીશ!

# માનવી આશાભર્યાં રે !

લેખક :
રા. ચંદુલાલ પુરૂષોત્તમ મ્હેતા.

આશાભર્યાં સઉ આવિયાં :
આશાભર્યો માનવજન્મ રે !
માનવી આશાભર્યાં રે !

આશાભરી સકળ સૃષ્ટિ આ :
નથી આશા વિનાનું કોઇ અન્ય રે !
માનવી આશાભર્યાં રે !

આશા અનન્ત ધરે માનવી !
છે આશાવન્ત ભગવંત રે !
માનવી આશાભર્યાં રે !

કરે કાર્ય મનુષ્ય આશાભર્યાં :
એને લેખે પ્રભુ પાપ-પૂણ્ય રે !
માનવી આશાભર્યાં રે !

કોઇ લક્ષ્મીની આશા રાખતું :
કોઇ પ્રભુનાં ચર્ણ ચાહે અન્ત રે !
માનવી આશાભર્યાં રે !

આશાભરી દેહ દેવડી :
આશાભર્યો જીવન તંત રે !
માનવી આશાભર્યાં રે !

કાયદાની દૃષ્ટિએ

# ગુજરાતની હિંદુ સ્ત્રીઓનું સ્થાન

લેખકઃ મનહરનાથ માણેકનાથ ધારેખાન,
બી. એ. એલએલ. બી. એડવોકેટ.

( ફેબ્રુઆરીના અંકના પાન ૪૨૯ થી ચાલુ. )

પિતા અથવા કર્તા શિવાયના બીજા સભ્યો વહેંચણ માંગી શકે, જુદા થઇ શકે, જ્યાં સુધી વહેંચણ ન થઇ હોય, ત્યાં સુધી એકત્ર કબજે ભોગવી શકે. તે અને તેની પત્ની તથા છોકરાં ભરણપોષણ માંગી શકે.

કોઇપણ કર્તા બીજા સભ્યોની સામે દગો રમીને, પોતાનો હક બજાવી શકતો નથી. કોઇપણ દેવની મૂર્તિને ભેટ આપવાના બહાને, પિતા પોતાના પુત્ર સામે દગો રમી શકે નહીં.

ઘણા કુટુમ્બોનાં પેઢી દર પેઢીથી ધંધો ચાલ્યો આવેલો હોય છે. આવા ધંધાને કૌટુમ્બીક ધંધાની પેઢી કહેવામાં આવે છે. આવી પેઢીને કોન્ટ્રેક્ટ એક્ટ લાગુ પડતો નથી. અને તેને લગતો સીવીલ પ્રોસીજર કોડ ( ઓર્ડર ૩૦ ) પણ લાગુ પડતો નથી. હિંદુ ભાવના પ્રમાણે રીવાજથી પડી ગએલા ધારા ધોરણ એને લાગુ પડે છે. આવો ધંધો એકત્ર કુટુમ્બનેજ ( વારસાઇ અથવા હયાતી હકથી ) મળે. આવી કૌટુમ્બીક ભાગીદારી એક સભ્યના મૃત્યુથી બંધ થતી નથી. આવો કર્તા અથવા એજન્ટ પેઢીનું કામકાજ ચલાવી શકે; અને તેના વહીવટ દરમ્યાન પેઢીના કામ માટે દેવું કરી શકે. ઉધાર ધંધો પણ કરી શકે. પણ જો કોઇ કર્તા સટ્ટાનો અથવા એવો બીજો પેઢીના ધંધા બહારનો ધંધો કરે તો પેઢી જોખમદાર રહેતી નથી.

કર્તા બીજો નવો ધંધો શરૂ કરી શકે નહીં. જો તેને તેમ કરવું હોય તો બધા મોટા સભ્યોની સંમતિ મેળવવી જોઇએ. આ સંજોગોમાં પણ સગીર સભ્યોની જોખમદારી રહે છે.

જો એકત્ર કુટુમ્બના સભ્યો સગીર હોય તો તેની માતાને કર્તાના બધા અધિકાર મળે છે. જો કોઇ મીલકત ઇનામમાં ( કુટુમ્બને ) મળી હોય—અને તેનો વહીવટ કુટુમ્બના હસ્તક હોય અને વહીવટદારને તેના ઉપર બોજો કરવાનો હક્ક-અધિકાર હોય નહીં-તો સ્ત્રીઓ પણ આવી ઇનામો મીલકતની વહીવટદાર બની શકે છે. પણ જો તેવી વહીવટદાર સ્ત્રી કુટુમ્બની છોકરી હોય તો પરણ્યા પછી તે વહીવટદાર તરીકે રહી શકે નહીં. કારણ તે પારકા કુટુમ્બમાં દાખલ થાય છે.

[ ૪ ]

## વહેંચણ.

હાલના વખતમાં વહેંચણની ભાવના બધા સમજે છે; પણ પૂર્વે વહેંચણ કોઇ સમજતુંજ નહોતું. પહેલાના વખતમાં કુટુમ્બના દરેક સભ્યો જે મેળવતા, તે બધું કુટુમ્બનુંજ ગણાતું. પછી જંગમ મીલકતનીજ વહેંચણ થાય એમ થયું; ત્યાર પછીના સમયમાં સ્વતંત્ર રીતે મેળવેલી મીલકત અને તેના પર થોડા સ્વતંત્ર હકનો

સ્વીકાર થયો. ત્યાર પછીના સમયમાં વહેંચણનો સવાલ પિતાનાજ હાથમાં હતો. પછી એમ ઠર્યું કે જે પિતા કરી શકે, તે પુત્ર કરી શકે; અને તે વિચાર પ્રમાણે પુત્રને વહેંચણ માંગવાનો હક મળ્યો. પણ આ સિદ્ધાંત ઉપર આપણી કોર્ટોએ જુદા જુદા અર્થ કરી, વહેંચણની ભાવનાને આજની સ્થિતિએ પહોંચાડી છે.

કુટુમ્બના પુરૂષ સભ્યો વડીલોપાર્જીત કૌટુમ્બીક મીલકતમાં વહેંચણ માંગી શકે છે. સ્ત્રીઓમાં માતા તથા દાદી વહેંચણ માગી શકે નહીં, પણ જો વહેંચણ થાય તો માતાને પુત્રના જેટલોજ અને દાદીને પૌત્રના જેટલોજ ભાગ મળે.

વહેંચણ વખતે વિધવાઓનો હક હોય છે. વારસાઇ હકથી કેટલાક સંજોગોમાં વિધવાને એમના સ્વર્ગસ્થ પતિની મીલકત મળે છે. જો એક કરતાં વધુ ( એકજ ધણીની ) વિધવા હોય તો તેમની અંદર અંદરના હક કૌટુમ્બીક સભ્યના જેવા હોય છે. આમ હોવાથી તેઓ અંદર અંદર વહેંચણ માંગી શકે. આવી મીલકતમાં તેમનો હક જીંદગી પર્યંતનોજ હોવાથી વહેંચણ વખતે બીજા પિત્રાઇઓના અથવા ઉત્તર વારસોના હકને અથવા એમના હિતને નુકશાન ન થાય એ ખાસ ધ્યાનમાં રાખવાનું હોય છે. એ ત્રણ સવિધવાઓ (co-widows) વચ્ચે હયાતી હક હોય છે. વિધવાને તેના પતિ સામે વહેંચણ માંગવાનો હક નથી, પણ તેના વારસો સામેજ છે; પોતાની સવિધવા સામે પોતાનો જુદો હિસ્સો માંગી શકે. વિધવા સ્થાવર મીલકત ઉપરનો પોતાનો જીંદગી પર્યંતનો હક વેચી શકે છે અથવા ગીરો મૂકી શકે છે; કારણ તેને સ્થાવર મીલકત ઉપર સંકુચિત હક છે. તે મીલકત ન વેચી શકે પણ પોતાનો જીંદગી-હકજ વેચી શકે; અને તેની હયાતિ બાદ તેના ભાગનું હિત તેની બીજી સવિધવાઓને હયાતિહકથી મળે. કબજા હકથી પણ વિધવા વહેંચણ માંગી શકે એમ પ્રીવી કાઉન્સીલે ઠરાવ્યું છે. જો પતિના મરણબાદ વિધવા અનિતિવાન જીંદગી ગાળતી હોય તો પણ તેને વહેંચણીના હકની ના પડાય નહીં. જો આવી સવિધવાઓ અંદર અંદર એવી રીતે વર્તતી હોય કે જેથી પાછળના ઉત્તરવારસોના હકને નુકશાન પહોંચે તો તેવા હકદાર ઉત્તરવારસો તેવી ગેરવ્યવસ્થા અટકાવવા દાવો માંડી શકે સવિધવાઓ વચ્ચે જે વહેંચણ થાય છે તેથી હયાતિ-હક નષ્ટ થતો નથી. સાધારણ રીતે એકત્ર સભ્યો વચ્ચેના વહેંચણથી હયાતિ-હક નષ્ટ થઇ, વારસાઇ હક ઉદ્ભવે છે, તેમ સવિધવાઓ વચ્ચેની વહેંચણમાં નથી. વિધવાઓને આવી રીતે મળેલી જંગમ મીલકત ઉપર- સ્વતંત્ર અને પૂર્ણ અધિકાર હોય છે.

વહેંચણ વખતે કેટલીક સ્ત્રીઓ ભાગ માંગી શકે છે. પત્ની વહેંચણ માંગી શકે નહીં, પરંતુ જો તેના પતિ અને પુત્રો વચ્ચે વહેંચણ થાય તો તેને તેના પુત્રના જેટલો ( તેના સ્વતંત્ર સ્ત્રીધન સાથે ) ભાગ મળે અને તેવી રીતે ભાગમાં મળેલી મીલકત ઉપર તેનો સ્વતંત્ર હક છે. તેના પતિનો પણ પછી હક રહેતો નથી. પત્નીનો આવો સરખો ભાગ પાડતી વખતે તેનું સ્વતંત્ર સ્ત્રીધન ગણવામાં આવે છે, અને તેવું સ્ત્રીધન ગણતાં સરખો ભાગ થવો જોઇએ; અર્થાત પુત્રના જેટલા સરખા ભાગમાંથી જેટલું સ્ત્રીધન હોય તેટલું બાદ કરવામાં આવે છે. કુંવારી પુત્રીઓને પુત્રનો ચોથો ભાગ મળે છે. જો પિતા જાતે વડીલોપાર્જીત મીલકતની વહેંચણ કરે, તો પણ ઉપર જણાવેલા નિયમો લાગુ પડે છે. પરંતુ આવી રીતે પત્નીને ભાગમાં મળેલી

મીલકત સ્ત્રીધન કહેવાય નહીં. પુત્રના પ્રમાણમાં જો ભાગ પડે તો 'પુત્રભાવ' વહેંચણ કહેવાય; પત્નીના પ્રમાણમાં ભાગ પડે તો 'પત્નીભાવ' વહેંચણ કહેવાય. કેટલાક શુદ્ર કુટુમ્બોમાં 'પત્નીભાવ' વહેંચણનો રીવાજ છે. હવે આપણે વિધવા માતાનો કેસ જોઇએ તે પણ જ્યાં સુધી તેના પુત્રો સંયુક્ત રહેવા માંગતા હોય ત્યાં સુધી વહેંચણ કરવાનું કહી શકે નહીં. પણ જો તેઓ વહેંચણ કરે તો, વિધવા માતાને તેના પુત્રના જેટલોજ હિસ્સો (વડીલોપાર્જીત મીલકતમાંથી) મળે; પરંતુ તેમાંથી તેના સ્ત્રીધન જેટલી મીલકત બાદ કરવામાં આવે છે. જો કોઇ સખ્યે તેનો ભાગ વેચી દીધો હોય તો, અને તેવા ખરીદનારે જો દાવો માંડી વહેંચણ માગી હોય, તો પણ વિધવા માતાને ભાગ મળે. સાવકી વિધવા માતાના પણ એજ પ્રમાણે હક છે. જો એક કરતાં વધુ માતા હોય અને દરેકને પુત્રો હોય તો. જેટલા પુત્રો હોય તેટલા ભાગ પાડી નાખવામાં આવે છે. પછી સગા ભાઇઓનો ભાગ એકઠો કરી-તેમની માતાને ગણી-ફરી તેમના વચ્ચે ભાગ પાડવામાં આવે. દાખલોઃ- બે વિધવા છે. દરેકને ત્રણ ત્રણ છોકરા છે. તો પહેલા છ ભાગ પડે. ત્રણ સગા ભાઇઓ છે; માટે તેમાંથી ત્રણ ત્રણ ભાગ પડે. હવે એ ત્રણમાંથી ચાર ભાગ પડી દરેક છોકરો અને તેની મા વહેંચી લે. દાદીનો હક પણ તેજ પ્રમાણે છે. જો પૌત્રો વચ્ચે વહેંચણ થાય તો તેનું સ્ત્રીધન બાદ કરતાં પૌત્ર જેટલો ભાગ મળે. જો તેના પુત્રો અને પૌત્રો વચ્ચે વહેંચણ થાય તો પુત્રના જેટલો ભાગ મળે. સ્ત્રીધન હંમેશાં બાદ થાય. જો શુદ્રમાં તેના પુત્રો અને દાસીપુત્રો વચ્ચે વહેંચણ થાય તો પણ માતાને ભાગ મળે છે. સાવકી દાદીનો સગી દાદીના જેટલોજ હક છે. માતાનો હક ફકત વહેંચણ વખતેજ ઉદ્‌ભવે છે. વહેંચણ ન થાય તો એ કાંઇ કરી શકે નહીં. જો વહેંચણ માટે દાવો મંડાયો હોય તો જ્યારે છેલ્લું હુકમનામું થાય ત્યારેજ તેને મળે; જો પ્રાથમીક (preliminary) હુકમનામું થયા પછી, પણ છેલ્લું હુકમનામું થયાં પહેલાં તે મરી જાય તો તેનો હક નષ્ટ થાય છે અને તેના વાલીવારસો તે માંગી શકે નહીં.

(અપૂર્ણ)



## સરેરાશ હિંદુ!

ખાટલા પર સુતેલા વાણીઆના મોઢાપર ચિંતા છવાઇ ગઇ. એણે અલીને પૂછ્યું:—

વાણીઓઃ "હેં અલી, સવારે તેં બટેટા સમાર્યાં તે પછી ચપ્પુ કયાં મેલ્યો ?

અલીઃ "કયાં તે વળી પેટીમાં. કેમ પુછવું પડયું ?"

વાણીઓઃ (આંખ ફાડી) "ને પેટી કયાં મેલી ?"

અલીઃ "તમારા ખાટલા નીચે."

વાણીઓઃ (ખાટલા પરથી છલાંગ મારી બ્હાર કુદી પડીને) "મુઇ તું શંખણી. ખાટલો તુટે. પેટી ફાટે ને જો ચપ્પુ ઉભું થાય તો આ વાણીઓ કેમ બચે ?"

હિંદી લશ્કરમાં આવા બ્હાદુરોની જરૂર છે. !

# સુવર્ણ કેશી.

લેખિકા : સૌ. લવંગિકા પ્રિયંવદ મ્હેતા, બી. એ.

( ફેબ્રુઆરી અંકના પાન ૪૪૩ થી ચાલુ. )

[ ૫ ]

ખરે, નિખર્સ, ત્હને જો કે એ જાણીને ઘણું જ આશ્ચર્ય લાગશે, તથાપિ એ સત્ય જ છે કે ગ્રેચેન ત્હારા કરતા ઘણે દરજ્જે ચઢિયાતી છે. ત્હેણે કદી કોઇ કવિયોની કૃતિયો વાંચી નથી; ... હોમર અને વ્હર્જિલનાં નામ પણ ત્હેણે કદી સાંભળ્યાં નથી + ભ્રમણ કરતા જ્યુનો વિલાપ, અને હાંરિયેત અને ડેમોનના વિલાપનાં લાકડા ઉપરના ચિત્ર, એટલામાં જ ત્હેનો સમસ્ત સાહિત્યપ્રદેશ સમાપ્ત થતો હતો. તે ઉપરાન્ત, માત્ર ત્હેના ધર્મ પુસ્તકમાંનું લેટિન તે જાણતી હતી, અને દરેક રવિવારે તે શ્રદ્ધાપૂર્વક તે વાંચી જતી હતી.

એ સત્ય છે કે તું તો સાહિત્યના ક્ષેત્રમાં ચારે તરફ ફરી વળેલો છે, સૌન્દર્યશાસ્ત્રમાં, ગુપ્તસંજ્ઞાશાસ્ત્રમાં, શિલ્પશાસ્ત્રમા, કાવ્ય-શાસ્ત્રમાં તું પ્રવીણ છે; બીજા કોઇ વિદ્વાનને પણ ત્હારા જેટલાં " શાસ્ત્રો " નું જ્ઞાન નહિં હોય. ઍાફર્યુસ અને લાઇકોફ્રોનથી માંડીને તે ઑસ્કર દ લામારતીનના નવીનતમ કાવ્યગ્રન્થ સુધીની દરેક કાવ્યરચનાથી તું પરિચિત છે. કલ્પનાના પ્રદેશમાં એક છેડાથી તે બીજા છેડા સુધી ત્હેં પ્રયાણ કર્યું છે; ક્રીટના એન્ડ્રિયા રીકો અને બિઝાન્માનોથી તે ત્હારા સમકાલીન મેં. એન્ગ્રે અને મેં. દ લા ક્રવા સુધીના દરેક ચિત્રકારની કૃતિયો ત્હેં જોઇ છે. સૌન્દર્યનું ત્હેં શુદ્ધતમ સ્વરૂપમાં નિરીક્ષણ કર્યું છે. ઇજીનાની ઉપસેલી શિલ્પકળા, પાર્થિનોનની ભીંતની છત પાસેના ભાગ ઉપરનાં ચિત્રો, એટ્રુરિયાનાં ફુલપાત્ર; ઇજિપ્તનાં ચિત્રપલ્લવીવાળાં શિલ્પકામો, ગ્રીસ અને રોમની કલા, ગૉથ્સના સમયની કલા, પ્રાચીન કલાના પુનરુદ્ધારના સમયની નવીન કલાપદ્ધતિ, એ સર્વથી તું પૂરેપૂરો પરિચિત છે. ત્હેં સઘળું જોયું છે, અને સર્વનું પૃથક્કરણ કર્યું છે. જેમ ઘોડો ખરીદતી વખતે, ઘોડાના ગુણપરીક્ષક તરીકે ત્હેના રક્ષકની સલાહ આપણે પૂછિયે; તેમ ચિત્રકારો ત્હને સૌન્દર્યપરીક્ષક ગણીને ત્હારી સલાહ લે છે. એટલું તો ખરું જ કે સ્ત્રીના શરીરસૌન્દર્ય વિષે તો ત્હારા જેટલું

+ દેહાન્ત દંડ પામેલા ક્રાઇસ્ટને જે વખતે ક્રૉસ ઉપર ચઢાવવાને લઇ જતા હતા તે વખતે રસ્તામાં એક જ્યુએ ત્હેનું અપમાન કર્યું. એ માટે ત્હેને કેવું શાસન થયું કે તે કદીપણ મૃત્યુ પામી શકે નહિં, અને સમસ્ત જગતના થવાના અન્તિમ ન્યાયના દિવસ સુધી ત્હેને આ પૃથ્વી ઉપર ભ્રમણ કર્યાં કરવું પડે.-આમ લોકકથા છે.

બીજા કોઇને જ્ઞાન હશે નહિં. એ વિષયમાં તો એથેન્સના શિલ્પકારો જેટલો જ તું પ્રવીણ છે. પરન્તુ કવિત્વથી તું એટલો બધો ઘેરાઇ ગયો છે, કે તું પ્રકૃતિ, જગત્ અને જીવનની પણ પાર જઇને બેઠો છે. ત્હારાં પ્રેમપાત્રો ત્હારે મન ફક્ત વત્તે ઓછે અંશે સંતોષકારક બનતાં ચિત્રો છે. સામાન્ય માણુસના પડછામાં ટાઇશિયનને સૌન્દર્ય માટે જેટલો અધિક પ્રેમ હોય, તે પ્રમાણે ત્હને પણ છે. પરન્તુ ત્હને કદી પણ એમ વિચાર આવ્યો નથી કે એ બાહ્ય આકૃતિની પાછળ કાંઇ પણ ચેતન તત્ત્વ ધબકતું હતું કે નહિં. ત્હારો સ્વભાવ માયાળુ હોવા છતાં, શોક અને આનન્દ એ ત્હારે મન માત્ર વદનની બાહ્ય રેખાઓમાં વિકૃતિ ઉત્પન્ન કરવામાં સાધનભૂત બનતા ભાવ જ છે. ત્હારે મન સ્ત્રી તે માત્ર જીવન્ત મૂર્તિ છે.

હે તુચ્છ માનવબાળ ! ત્હારાં પુસ્તકો બાળીનાંખ્ય, ત્હારાં ચિત્રો ફાડી નાંખ્ય, શિલ્પકળાનાં ત્હારાં બીબાં ભાગી નાંખ્ય, રફેલને ભૂલી જા, હોમરને ભૂલી જા, * ફિડિયસને ભૂલી જા, કારણ ત્હારામાં પીંછી, કલમ, કે શિલ્પકળાનાં ઓજાર હાથમાં લેવાની શક્તિ કે હિમ્મત નથી. બીજાની કૃતિયો માટેનો આ ફલહીન આદરભાવ શા ઉપયોગનો ? આ ગાંડી વૃત્તિયોનો અન્ત ક્યહાં આવવાનો ? જીવન ત્હને અર્પી શકે ત્હેના કરતાં વધારેની ત્હેની પાસે આશા રાખીશ નહિં. સૃષ્ટિથી અસંતોષ પામવો એ તો માત્ર મહાન્ પ્રતિભાશાળી નરોનો જ અધિકાર છે. તે જઇને+ સ્ફિન્કસની સ્હામા ઉભા રહી શકે, કારણ કે તેઓ ત્હેનો અર્થ ઉકેલવાને સમર્થ છે. પરન્તુ તું કાંઇ ત્હેવો નર નથી. ત્હારું હૃદય સરળ બનાવ્ય, ત્હારી પ્રત્યે જે સ્નેહ રાખે ત્હેના સ્નેહનો પ્રતિધ્વનિ આપ્ય, અને ઝાં પોલ કહે છે તેમ, અંધારી રાત્રે ચાંદનીની, ફ્રાન્સના એક છેડે બેશીને એંગિયૅાર તળાવ ઉપર ગોન્ડોલાની, અને હેવી અશક્ય વસ્તુઓની ઇચ્છા કરીશ નહિં.

ગમે તો તું લોકહિત કરનાર વકીલ બન્ય, અથવા કોઇને ત્ય્હાં દ્વારપાળ થઇને રહે; ત્હારા લત્તામાં મત આપનાર, અને ત્હારી ટુકડિના સૈનિકોના મુખ્ય થવા જેટલી જ આકાંક્ષા રાખ્ય. કોઇ પણ ચોક્કસ ધંધો કર્ય, અને એકમાર્ગી નાગરિક થા આ શબ્દોથી નક્કી ત્હારાં રૂવાં ઉભાં થઇ જશે, કારણ કે, જર્મન વિદ્યાર્થીને અશિક્ષિત વર્ગ પ્રત્યે જેટલો તિરસ્કાર હોય છે, સૈનિકને સામાન્ય મનુષ્ય પ્રત્યે હોય છે, બ્રાહ્મણને શૂદ્ર માટે હોય છે, તેટલો જ તિરસ્કાર ત્હને સામાન્ય વર્ગના નાગરિક માટે છે. કોઇ ધંધાર્થી મનુષ્યને ડેન્ટેની ત્રિપદી સંગીતરચના કરતાં, સાધારણ નાટક શાળામાં ગવાતાં ગીત વધારે રુચિકર લાગે, અથવા માઇકલ એન્જેલોની મહાન કૃતિ કરતાં કોઇ સાધારણ ચિત્રકારે ચીતરેલી કોઇ જીવન્ત વ્યક્તિનું ચિત્ર વધારે પસંદ પડે, તો તું ત્હેના પ્રત્યે અગાધ તિરસ્કારથી જુવેછે. હેવો મનુષ્ય ત્હને પશુ કરતા પણ અધમ લાગેછે. અને છતાં હેવા ઘણા સામાન્ય મનુષ્યો હોયછે, જેમની બુદ્ધિ–અને હેમને પણ બુદ્ધિ હોય છે તે–કવિત્વમય લાગણીયોથી ભરપૂર હોય છે, જેમનાં હૃદય પ્રેમ અને

* ફિડિયાસ ગ્રીસનો એક પરમ કુશળ શિલ્પકાર હતો. ત્હેણે ઝ્યુસની એક હસ્તિદંત અને સુવર્ણની મુર્તિ બનાવી હતી, તે પ્રાચીન જગત્‌ની સાત અલૌકિકતામાંની એક ગણાતી હતી.

+ ગ્રીસના થીબિસ નગરના ગઢની બ્હાર, સ્ત્રીના મુખ અને સિંહણના અંગવાળું એક પ્રાણિ હતું. નગરમાં દાખલ થવા આવનાર સર્વને, તે કાંઇકને કાંઇક ગૂઢ પ્રશ્ન પૂંછતી જો તે મનુષ્ય ત્હેનો ઉત્તર દઇ શકે નહિં તો ત્હેને તત્ક્ષણ મારી નાંખતી.

અને સ્વાર્પણ કરવાને સમર્થ હોય છે, અને જે લાગણી અનુભવવાને તું તદ્દન અશક્ત છે, હેવા ઉચ્ચ ભાવ તેઓ અનુભવેછે. હેવા ભાવ અનુભવવાનું ત્હારામાં સામાર્થ્ય જ નથી, કારણ ત્હારી બુદ્ધિયે ત્હારા હૃદયનો નાશ કર્યો છે.

ગ્રેચેનને જ જો હેણે હેના આખા જીવનમાં કારનેશનને પાણી પાવા શિવાય અન્ય કાંઇ જ કર્યું નથી. છતાં, હે કલાકાર, એ ત્હારા કરતાં હજાર ગણી વધારે કવિત્વમય છે. ત્હેના હૃદયમાં શ્રદ્ધા છે, આશા છે; આનન્દથી તે હસેછે, શોકથી તે રડેછે. ત્હારો એક શબ્દ ત્હેના સુન્દર વદન ઉપર સ્મિત કે અશ્રુ લાવવાને બસ છે. એ ત્હેની મ્હોટી, મરેલી આરામખુરશી ઉપર, બારી પાસે બેશીને, પોતાનું કામ કર્યા કરે છે, પરન્તુ ત્હેનું મન પણ કે'વું કામ કરે છે ! ત્હેની કલ્પના ત્વરાથી દોડેછે ! કેટલાએ હવાઇ કિલ્લાઓ તે બાંધે છે ને તોડેછે ! જો ત્હેનું વદન લાલ થાય છે, પાછું ફિકકું પડે છે. જૂના લોકગીતમાંની પેલી પ્રેમી બાળાની પેઠે જ ભાવના આવેશમા ત્હેનું રક્ત ગરમ થઇ જાય છે, અને વળી એકદમ શીત બની જાય છે. કારણ બારી નીચેના ફરસબંધી વાળા રસ્તા ઉપર ત્હેણે પરિચિત પગરવ સાંભળયો. પ્રેમથી પ્રેરાઇને તીવ્ર બનેલી ઇન્દ્રિયો એ પગલાંને તો સહસ્ર મનુષ્યના પગરવમાંથી પણ ઓળખી કાઢી શકે તેમ હતું. તું તો માત્ર નિર્ણિત સમયે આવ્યો છે, પરન્તુ એ તો ઘણા વખતથી ત્હારી વાટય જોતી હતી. આખો દિવસ હેને ત્હારા જ વિચાર આવ્યા કર્યા હતાઃ " એ હમણાં ક્યહાં હશે ?–શું કરતો હશે ?–એ જેમ મ્હને સાંભર્યા કરે છે તેમ હું હેને સાંભરતી હોઇશ ખરી કે નહિં ?–કદાચ એ માંદો તો નહિં પડયો હોય ? ગઇ કાલ્યે તે હમ્મેશ કરતાં વધારે ફિકો દેખાતો હતો, થાકેલો હતો; અને અહિંથી ગયો ત્હારે અસ્વસ્થ હતો. હેને કાંઇ થયું તો નહિં હોય ? પેરિસથી હેને કાંઇ માઠા સમાચાર તો નહિં મળયા હોય ? "–અને પ્રેમની દિવ્ય અસ્વસ્થતાથી ઉત્પન્ન થતા હેવા અનેક પ્રશ્ન તે સ્વગત પૂછતી હતી.

એ બિચારી વ્હાલ સોઇ બાળાનાં જીવનનું કેન્દ્રસ્થાન જ બદલાઇ ગયું છે. તે હવે ત્હારે માટે અને ત્હારી દ્વારા જ જીવે છે. પ્રેમની અદ્‌ભુત અગમ્યતાથી, ત્હેનો આત્મા ત્હારા શરીરમાં વસે છે, ત્હારી આસપાસ ફરે છે, ત્હને મળે છે. ત્હારી તરફ જો કોઇ તરવાર ઉગામે, તો તે પોતાની છાતી ઉપર તે ઝીલે. ત્હારા ઉપર તકાયેલો ઘા ત્હને પ્હોચતા પ્હેલાં હેનાં મૃત્યુનું કારણ બને; અને ત્હેં તો હેને માત્ર રમકડાના જેવી ગણી છે, ત્હારા આદર્શને પ્રત્યક્ષ કરવાના સાધન તરીકે તું ત્હેને વાપરેછે. હાવો અગાધ પ્રેમ ત્હને પ્રાપ્ત થયો, ત્હેના બદલામાં ત્હેં માત્ર ત્હેની સ્હામે થોડાક દૃષ્ટિપાત ફેંકયા, થોડાક પુષ્પગુચ્છ આપ્યા, આવેશપૂર્ણ અવાજે અત્યન્ત સામાન્ય પ્રેમવચનો કહ્યાં. ત્હારાં કરતાં વધારે સાચા ભાવથી પ્રેરાયેલો પ્રણયી કદાચ નિષ્ફળ થયો હોત. કારણ ખરે ! સ્હામાના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન કરવા માટે પોતાને પ્રેમની લાગણી અનુભવવી પડતી નથી. એ શાન્ત હૃદયની નિર્મલતામાં ત્હેં જાણી જોઇને ભંગ પાડયો છે. ખરે જ, સુવર્ણકેશીના પૂજક, સામાન્ય વર્ગને ધિક્કારનાર હે તિબુર્સ, ત્હેં ઘણું જ ક્રૂર કાર્ય કર્યું છે. ખેદની સાથે ત્હને હમારે એમ કહેવું પડે છે.

ગ્રેચેન સુખી ન્હોતી. પોતાની અને ત્હેના પ્રણયીની વચમાં કોઇક અદૃશ્ય પ્રતિસ્પર્ધી છે એમ તે કળી ગઇ હતી, અને ત્હેને ઇર્ષ્યા ઉત્પન્ન થઇ. ત્હેણે તિબુર્સની હીલચાલ ઝીણવટથી તપાસવા માંડી, અને જોયું કે તે પોતાની હોટલ–" આર્મ્સ ઑફ બ્રાબાં "

અને મેરના ચોગાનમાંના મહામન્દિર સિવાય અન્ય કોઇ પણ સ્થળે જતો નહિં. એટલે હેના મનને સંતોષ થયો.

" ત્હમને શું થયું છે, " ત્હેણે એક દિવસ તિખુર્સને પૂછ્યું, " કે તમે ધિ ડિસેન્ટ ફ્રૉમ ધિ ક્રૉસ " ના ચિત્રમાંના આપણા પરમ ઉદ્ધારકના શરીરને ટેકો દેતી મેગડેલેન તરફ જોયા જ કરો છો ? "

" કારણ એ ત્હારા જેવી જ દેખાય છે, " તિખુર્સે ઉત્તર દીધો.

ગ્રેચેનનું મ્હોં આનન્દથી લાલ થઇ ગયું, અને એ ઉપમા સત્ય હતી કે કેમ તે ખાત્રી કરવાને તે ત્હેના દર્પણ પાસે ગઇ. ત્હેણે જોયું કે ત્હેનાં નેત્ર મેગડેલેનના જેવાં જ તેજસ્વી હતાં, ત્હેના કેશ હેવા જ સુવર્ણરંગી હતા, ત્હેનું કપાળ હેવું જ ઘાટદાર હતું, આખો ચ્હેરો ત્હેના જેવો જ હતો.

" ત્હારે મ્હને ગ્રેચેન, અથવા તો મ્હારૂં ખરૂં નામ મારગરીત છે તે કહીને બોલાવવાને બદલે મેગડેલેન કહો છો તે એટલા માટે ? "

" હા, એટલા જ માટે," તિખુર્સે કાંઇક ગૂંચવાઇને ઉત્તર દીધો.

" મ્હારી તો કલ્પનામાં પણ કદી ના આવત કે હું એટલી સુન્દર છું " ગ્રેચેને કહ્યું. " અને મ્હારા મનને એથી ઘણો જ આનન્દ થાય છે, કારણ તેથી તમે મ્હારા પ્રત્યે વધારે પ્રેમભાવ રાખશો. "

બાળાના હૃદયમાં થોડોક સમય શાન્તિ ફેલાઇ રહી, અને આપણે કબૂલ કરવું પડશે કે તિખુર્સે પોતાના આ ગાંડા આવેશ સ્હામે યુદ્ધ કરવાનો ઘણો પ્રયત્ન કર્યો. એ લાગણીને પરિણામે ગાંડા થઇ જવાનો પણ ત્હેને ભય લાગ્યો, અને એ હેની ધૂનને જડમૂળથી કાઢી નાંખવા માટે ત્હેણે પૅરિસ પાછા જવાનો નિશ્ચય કર્યો.

ઉપડતા પ્હેલાં મહામન્દિરમાં છેલ્લી વખત તે ગયો, અને ત્હેના મિત્ર પેલા રક્ષકે " ધિ ડિસેન્ટ ફ્રૉમ ધિ ક્રૉસનાં દ્વાર ઉઘાડી આપ્યાં.

તે દિવસે મેગડેલેન ત્હેને હમ્મેશ કરતાં વધારે શોકગ્રસ્ત લાગી. ત્હેના ફિક્કા કપોલ ઉપર જાણે મ્હોટાં અશ્રુબિન્દુ ખરતાં હોય હેવો ભાસ થયો ત્હેનું મુખ દુઃખથી સંકુચિત થયેલું હોય, ત્હેનાં નેત્રની આસપાસ ચામડી ભૂરી બની ગઇ હોય, એમ લાગતું હતું. ત્હેના સુન્દર કેશકલાપ ઉપરથી તેજનું કિરણ પણ જાણે ઉડી ગયું હતું, અને ત્હેના આખા દેખાવમાં નિરાશા અને શ્રમની છાયા હતી, આપણને એમ લાગે કે જાણે ત્હેને ત્હેના પ્રિય ક્રાઇસ્ટના પુનરુદ્ધાર વિશેની શ્રદ્ધા જ ઉડી ગઇ હતી. ખરે, ક્રાઇસ્ટ પણ તે દિવસે એટલો ફિક્કો, લીલાશ પડતા રંગનો દેખાતો હતો, કે એ શરીરમાં ફરીથી જીવન આવશે એ માનવું અઘરૂં પડતું હતું. ચિત્રમાંનાં બીજાં સર્વ મનુષ્યને પણ જાણે એ જ વિચાર આવતો હોય હેવું લાગ્યું. એ સર્વેનાં મુખ તેજહીન અને ઉદાસ દેખાતાં હતાં. હેમના પરિવેશમાંથી પણ મન્દ તેજ જ ફેલાતું હતું. જીવનના તત્ત્વથી પ્રથમ તેજસ્વી લાગતા એ આખા ચિત્રમાં આજે મૃત્યુની ભૂખરી છાયા પ્રસરી રહી હતી.

મેગડેલેનના મુખ ઉપરની અગાધ શોકની છાયા જોઇને તિખુર્સને અત્યન્ત ગ્લાનિ થઇ, અને પૅરિસ જવાનો ત્હેનો વિચાર શિથિલ થયો. ચિત્રમાંના આ ફેરફારને પ્રકાશના આકસ્મિક સ્થાનફેરથી ઉત્પન્ન થયેલો માનવાને બદલે, ત્હેને પોતાની સાથેના ગૂઢ સમભાવથી ઉત્પન્ન થયેલો ત્હેણે માન્યો. હવા ઘણી ખરાબ હતી, વરસાદની ઝીણી ફરફર પડતી હતી, અને વરસાદ અને ધુમ્મસથી મન્દ બનેલા તેજનું એક કિરણ પાણીથી નીતરતા કાચમાં

થઈને મહાપ્રયાસે અંદર આવવાને શક્તિમાન થયું હતું. એ કારણ એટલું સ્પષ્ટ હતું, કે તિબુર્સ કદાપિ તે સ્વીકારે નહિ.

"અહા !" તે સમયના એક તરુણ કવિના શબ્દો વાપરતાં તે મન્દ સ્વરે બોલ્યો, 'તું જો જીવન્ત હોત તો હું કાલે ત્હને મ્હારો પ્રેમ અર્પણ કરત !'–તું શા માટે આ ફ્રેનબ્હાસના તંતુઓમાં સપડાયેલી, અને આ રંગના બન્ધનમાં બંધાયેલી અસ્પર્શ્ય છાયા જ છે ? તું જીવનના આભાસરૂપ છે, છતાં ત્હારામાં જીવનનું સામર્થ્ય નથી ! વસ્તુતઃ' ફ્રેનબ્હાસ ઉપર અમુક રીતે પ્રસારેલાં તેલ અને રંગ હોઇને, હાવા સૌન્દર્ય, હાવી મહત્તા, માનુષી અને દિવ્ય પ્રેમના તેજથી ભરેલાં હાવાં તેજસ્વી નેત્ર, અને હાવા જવલન્ત પરિવેશનું સાર્થક્ય શું ? ઓ મ્હારી પૂજ્ય પ્રિયા ! ત્હારાં એ મૃદુ, જવલન્ત નેત્ર એક ક્ષણ મ્હારી સ્હામે ફેરવ્ય. પ્રેમના પ્રભાવથી જેને માટે સ્વર્ગનાં દ્વાર ઉઘડ્યાં, હેની હે કલંકિની, મ્હારા ઉન્નત્ત પ્રેમ તરફ દયાની દૃષ્ટિથી જો. એ ફ્રેમમાંથી નીચે ઉતર્ય, ત્હારો લાંબો. લીલી સાટિનનો ભરાવદાર ઝભ્ભો પ્રસારીને ઉભી થા, કારણ મૃત્યુના એ દિવ્ય માચડા આગળ તું ઘણા લાંબા કાળથી ઘુંટણિએ બેસી રહી છે. પેલી ધાર્મિક સ્ત્રીઓ એ દેહનું રક્ષણ કરશે. મૃત મનુષ્ય પાસે રાત્રે બેશી રહેવા માટે એ બસ છે, આવ્ય, મૅગડેલેન, આવ્ય ! ત્હારા હૃદયની સઘળી સૌરભ તો ત્હેં ત્હારા દિવ્ય પિતાના પાદ આગળ નહિં જ ઢોળી દીધી હોય ! એ ધાતુના પાત્રને તળિયે હજી પણ સુગન્ધી પદાર્થ રહ્યો હશે, અને તે પશ્ચાતાપની ભસ્મથી ઝાંખા પડેલા ત્હારા કેશનું તેજ પાછું લાવવામાં કામ લાગશે. ત્હારા પૂર્વ જીવનની પેઠે ત્હને અનેક મૌક્તિકમાળા મળશે, હબસીનાં બાળકો ત્હારી ત્હેનાતમાં હાજર રહેશે; સિદોનમાં બનતા કીમતીમાં કીમતી કાપડનાં ઓઢવાનાં મળશે. આવ્ય, ઓ મૅગડેલેન ! તું બે હજાર વર્ષથી મૃત્યુ પામી છે, તથાપિ મ્હારામાં યૌવન અને ઉત્સાહ એટલાં પ્રબળ છે કે હું ત્હને પુનર્જીવન અર્પી શકીશ. હે સૌન્દર્યમૂર્તિ ! ત્હને એક જ ક્ષણ મ્હારા ભુજ પાશમાં સેવા દે, અને પછી ભલે મ્હને મૃત્યુ આવે !"

જીવલેણ ઘાથી વિદ્ધ થયેલા કબુતરના અન્તિમ રુદનના સ્વર જેવો કોમલ, મન્દ, શોકમય નિઃશ્વાસ વાતાવરણમાં પ્રસરી રહ્યો. તિબુર્સે ધાર્યું કે મૅગડેલેને ત્હેને ઉત્તર દીધો.

એ ગ્રેચેન હતી. એક સ્તંભની ઓઠે ઉભા રહીને ત્હેણે સર્વ દીઠું હતું, સાંભળ્યું હતું, સઘળું તે સમઝી હતી. ત્હેના હૃદયની તન્ત્રી તુટી ગઇ. તિબુર્સ ત્હેને ચ્હાતો ન્હોતો.

તે સાંઝે તિબુર્સ ત્હેને મળવા આવ્યો. તે ફિક્કો અને ઉદાસ હતો. ગ્રેચેન રંગે શ્વેત બની ગઇ હતી સહવારના ઉશ્કેરાટથી ત્હેના વદન ઉપરની લાલી ઉડી ગઇ હતી.

"હું કાલ્યે પેરિસ જવાનો છું. તું મ્હારી સાથે આવીશ ?"

"પેરિસ કે ગમે ત્હાં ત્હમારી જ્હાં ઇચ્છા હશે ત્હાં હું આવીશ." ગ્રેચેને ઉત્તર દીધો. સ્વેચ્છાનો અંશ પણ ત્હેનામાં રહ્યો ન્હોતો. "હું બધે દુઃખી જ થવાની છું ને ?"

તિબુર્સે ત્હેની સ્હામે તીક્ષ્ણ અને મર્મભેદી નજરે જોયું.

"કાલ્યે સ્હવારે આવજો, હું તૈયાર રહીશ. મ્હારૂં હૃદય અને મ્હારૂં જીવન મ્હેં ત્હમને જ અર્પણ કર્યાં છે."

તે તિબુર્સ સાથે "આર્મ્સ ઑફ બ્રાબાં" માં ગઇ, અને ત્હેને મુસાફરીની તૈયારી કરવામાં મદદ કરી. ત્હેણે ત્હેને પુસ્તકો

બંધ કરી આપ્યાં, કપડાં બંધ કરી આપ્યાં, અને હેનાં ચિત્રો બંધ કરી આપ્યાં. પછી સ્યુ ક્લિફર્ડ ઉપરના પોતાના ન્હાના ઘરમાં તે પાછી ગઇ. હેણે કપડાં બદલ્યાં નહિ, અને બ્હાર જવાનાં કપડાં ભેર જ તે શય્યામાં પડી.

હેનું મન અત્યન્ત ઉદાસ થઇ ગયું હતું. હેની આસપાસની સઘળી વસ્તુ હેને શોકમય ભાસતી હતીઃ નીલરંગી ફુલપાત્રમાંના પુષ્પગુચ્છ કરમાઇ ગયા હતા; માર્ગ ઉપરના દીપક ઝબકતા હતા, અને મન્દ, અનિશ્ચિત તેજ આપતા હતા. ક્રાઇસ્ટની હસ્તિદંતની મૂર્તિએ નિરાશામાં માથું છાતી ઉપર ઢાળી દીધું હતું, અને પવિત્ર "બોક્સ વુડ"-ની શાખાએ મૃત્યુ વખત અપાતા પુનિત જળમાં બોળાયેલા "સાઇપ્રેસ"નું સ્વરૂપ ધારણ કર્યું હતું.

પેલા ન્હાના ગોખમાંથી મેરીની ન્હાની પ્રતિમા આશ્ચર્યથી હેના સ્હામું જોઇ રહી હતી અને પંચભૂતના તુમુલથી ઘરનાં બારી બારણામાં ચિચૂડ ચિચૂડ અવાજ થતો હતો.

બારેમાં બારે રાચરચીલામાં; તદ્દન નિર્માલ્ય વાસણો ઉપર, જાણે બુદ્ધિ અને દયાનો ભાવ આવી ગયો હતો, અને હેમાંથી શોકમય અવાજ નીકળતા હતા. આરામ ખુરશી જાણે હેના ખાલી લાંબા હાથ પ્રસારતી હતી; જાળી બ્હારની વેલ્ય, ફૂટેલા કાચમાંથી હેનો લીલો કર લંબાવતી હતી. લગભગ હોલવાઇ જવા આવેલા અગ્નિ ઉપરની કિટલી રુદન કરતી હતી; પલંગ ઉપરના પડદા હમ્મેશ કરતાં અધિક નિર્જીવતાથી લટકી રહ્યા હતા. હેનો આખો શયનખંડ જાણે સમજી ગયો હતો કે હેની તરુણ વાસી જતી રહેવાની હતી. ગ્રેચેને હેની વૃદ્ધ નોકરને બોલાવી. વૃદ્ધા પુષ્કળ રોઇ. ગ્રેચેને હેને ઘરની કૂંચીઓ અને હેની મિલ્કતના દસ્તાવેજો સોંપ્યાં. પછી હેણે હેનાં કાથિયા રંગનાં બે કબૂતરનું પાંજરૂં ઉઘાડયું, અને હેમને છોડી મૂક્યાં.

બીજે દિવસે સ્હવારે તે તિબૂર્સ સાથે પેરિસ જવાનો માર્ગ કાપતી હતી.

(અપૂર્ણ)

**નાકના શણગાર.**

ઉંટના નાક સોંસરવા જેમ 'અકલ' નાખવામાં આવે છે તેમ ન્યુ ગીઆનાના મેફીઓ અને શેરો લોકોના નાકની અંદરની દીવાલ આરપાર અણીદાર લાકડાનો ખીલો ભરાવી રાખવામાં આવે છે, જે એમને મન ઉભી અક્કડ મુછો જેમ શોભે છે. મલેષ્ટન લોકો મુસ્લીમ નાજનીઓની માફક ખુલાણીની જગ્યાએ નસકોરા વચ્ચેના ભાગમાં મોટું કડું પહેરે છે. એ કડું એવડું મોટું હોય છે કે ખાતી વખતે આંગળાં સોતો કોળીયો એ કડા સોંસરો મ્હોંમાં ચાલ્યો જાય છે. એ કડું હડપચીએ જઇ અડે છે. દર કોળીએ એ કડું ઉંચકવું પણ ફાવે તેવું હોતું નથી. પગમાં પહેરવાનાં કડા જેવડું હોય છે, છતાં મહાવરાથી એમને એ શણગાર અળખામણો થઇ પડતો નથી.

લ્યુએનીયાના લોકોનાં નાક બન્ને નસકોરાં અને દાંડી એમ ત્રણ ઠેકાણે વિંધાય છે! દક્ષિણ અમેરીકાના કેટલાક યબહાના હિંદીઓ નાકની દાંડી સોંસરી તાડીની હાથલાંબી સળી ખોસી ફરે છે!

# સ્નેહપૂર્ણા.

( ભાગ બીજો )



લેખક : શ્રીયુત ગોકુળદાસ દ્વારકાંદાસ રાયચુરા.

## પ્રકરણ ૬ ઠું.

### ગુલબાનુની આત્મકથા ( ચાલુ )



વિકટોરીયામાં મ્હને અનેક તર્ક વિતર્ક આવ્યા. એક અજાણ્યા જુવાન સાથે મુંબઇ શહેરમાં આ રીતે, આવે વખતે, ગાડીમાં બેસીને જવું એ એક ખરેખરી ભૂલ ગણાય. એ જાતના વિચારોની હારમાળા મ્હારા મગજમાં ઘોળાવા મંડી.

અમે ગ્રાંટરોડ સ્ટેશને આવ્યાં. તુરત લોકલ ઉપડતી હોવાથી હું અને મ્હને અત્યારે પેલા પાપી પેરતનજીના હાથમાંથી બચાવનાર સોરાબ બન્ને રેલગાડીમાં ગુપચુપ બેઠાં. પરેલ આવ્યું અને અમે બન્ને ઉતર્યાં.

સોરાબનું અત્યાર સુધીનું વર્તન શ્રદ્ધા ઉત્પન્ન કરાવનારૂં હતું, સ્ટેશનથી મ્હારે ઘેર પહોચતાં પહેલાં મ્હારાથી એનો આભાર માન્યા વિના ચલાયું નહિં.

"આજે ત્હમે મ્હને એ પાપીના હાથમાંથી બચાવી જે બહાદુરીભર્યું કામ કર્યું છે એ માટે હું તમારી જીવનભરની આભારી છું."

"એમાં મ્હેં કંઇ ખાસ કર્યું નથી. ઇન્સાનની ફરજ છેકે જ્યાં જ્યાં પાપ અને પાપીઓ હોય ત્યાં જીંદગીને જોખમે પણ એ બન્નેનો નાશ કરવો. એ પારસીએ ત્હમારા ઉપર જે પ્રકારે હુમલો કર્યો એ એને માટે પાપ હતું અને એ રીતે એ પાપીએ આપણી, આખી જાતને શરમાવનારૂં પગલું લેવાની તૈયારી કરી હતી."

મ્હારૂં ઘર આવતાં ફરી એ યુવાનનો મ્હેં આભાર માન્યો. એ એને રસ્તે ગયો અને હું મ્હારા ઘરમાં આવી આરામ ખુરશી પર જાણે બહુ થાક લાગ્યો હોય તેવી રીતે પડી.

મ્હારી એ આખી રાત અનેક વિચારોમાં ગઇ. મ્હારે માટે હવે વર્ગમાં જઇ શિક્ષણ લેવાનું અશક્ય લાગ્યું, મ્હારા શરીરનો બાંધો ખીલતો જતો હતો, આપણા સંસારમાં જુવાનોની આંખ્યો સૌંદર્યની પુજાને બદલે વિકારની અનિષ્ટ ભાવનાને પહેલી વધાવે છે. એક ખુબસુરત સ્ત્રીના સૌંદર્યમાં રહેલું પ્રભુત્વ નિહાળી રાજી થાય એવી આંખ્યો આપણે ત્યાં ઓછી છે. જેટલી જેટલી આંખ્યો મ્હેં મ્હારા તરફ ફરતી જોઇ એ બધી આંખ્યોમાં પાશવતા હતી. નિર્દોષ, પવિત્ર સ્નેહભરી આંખ્યોનો આપણા દેશમાં

આપણા સમાજમાં દુષ્કાળ છે.. મ્હેં વિચાર કર્યો કે મ્હારે આ સ્થિતિમાં પરણી જવું એ વધારે સલાહભર્યું છે. હું જ્યાં સુધી કુમારિકા રહીશ ત્યાં સુધી આવી આફતો રોજ આવ્યા જ કરવાની મ્હારામા એ આફતો સ્હામે થવાનું બળ ન્હોતું, કોઈ વખતે પેસ્તનજી જેવો પાપી મ્હને હેરાન કરી નાખશે એ વિચારે હું કંપી ઉઠી. એક ક્ષણ બીજો વિચાર આવ્યો કોઇ સ્ત્રીઓની સંસ્થામાં જઇને સેવા કરૂં તો? આજની સંસ્થાઓને સાચાં કામ કરનારાંઓ મળતાં નથી. મ્હારા જેવી એવી કોઇ સંસ્થાને પ્રાણ અર્પે તો? જેના જ્ઞાનની ઉણપ છે એને જ્ઞાન આપવું એના જેવું સેવા કાર્ય બીજું એકેય નથી એટલે એવી કોઇ સંસ્થામાં જોડાઇ જવામાં કંઇ વાંધો નથી.

આ રીતે આખી રાત જૂદા જૂદા વિચારોની ભરતી ઓટ થયા જ કરી.

બીજે દિવસે હું મોઢું ધોઇ કપડાં બદલાવું છું તેટલામાં ટપાલવાળે આવીને એક બંધ પરબીડીયું મ્હારા હાથમાં આપ્યું.

મ્હારા નામનો કોઇ દિવસ કોઇનો કાગળ ન આવતો એટલે મ્હને પહેલી દૃષ્ટિએ પરબીડીયું હાથમાં લેતાં લેતાં અજાયબી થઇ. મ્હેં ધ્રુજતે હાથે પરબીડીયું ખોલ્યું.

પહેલા જ શબ્દોએ હું આભી બની ગઇ.

" મ્હારા ચમનનું ગોરૂં ગુલ. "

એ શબ્દથી એ પત્ર શરૂ થતો હતો. મ્હને એક ક્ષણ લાગ્યું કે આ પત્ર વાંચ્યા વિના ફાડી નાંખવો ઠીક છે. બીજી ક્ષણે એ પત્ર વાંચી તો જવો એ વિચાર સ્કુર્યો.

" મ્હારા ચમનનું ગોરૂ ગુલ.

હું ત્હમારાપર આજે મહિનાઓથી કાગળ લખવા ઇચ્છતો હતો પણ કાગળ લખીને શું કરવો એ વિચારે આજ સુધી થોભી ગયો. હવે મ્હને લાગે છે. કે મ્હારે ત્હને કાગળ લખી નાખવોજ જોઇએ ગોરી ગુલ! ત્હને ખબર તો હશેજ કે તું હવે ઉમરમાં આવી છે, ત્હારે મોડા વેલું કોઇને તો ત્હારો હાથ સોંપવો જ પડશે. તો એ હાથ માટે આ કમતરીન ત્હારો ઉમેદવાર છે ગુલ હું તને જ્યારે જ્યારે જોઉ છું ત્યારે મ્હને એમ થઇ જાય છે કે ખુદાએ આ ફુલ સરજી હાથ ધોઇ નાંખ્યા છે. સહુથી વધુ તો મ્હને ત્હારી નિર્લેપિતા ખેંચી રહી છે. ગુલ આ કાગળમાં વિશેષ શું લખું? મ્હને તું આજે સ્હાંજે જો વિક્ટોરીઆ ગાર્ડનમાં મળે તો ત્હારી પાસે હું દિલ ખોલીને બધી વાત કરીશ.

લી. ત્હારો એક ઉમેદવાર.

તા. ક. એક વાત લખી રાખજે કે જો તું મ્હને નહિં મળવા આવે તો દુઃખી થશે."

પત્ર વાંચી હું થંભી ગઇ. હું મળવા જાઉં તો દુઃખી થઇશ એ શબ્દોમાં મ્હને ધમકી આપનારી ભાવના જણાઇ.

આજનો મ્હારો આખો દિવસ બગડી ગયો. હું ઘરમાં પડી રહી. મ્હને ખાવા પીવાનું કંઇ રૂચ્યું નહિં. એના એ કાગળના વિચારોએ મ્હને આજે ઘેરી લીધી.

સ્હાંજ પડી. મ્હારા ઘરનું બારણું ઠોકાયું.

" કોણ? " મ્હેં ધ્રુજતે અવાજે પૂછ્યું.

"હું રતન બ્હેન!"

રતન બ્હેનનું નામ સાંભળતાં મ્હને ધિરજ આવી. મ્હેં ઉઠીને બારણાં ઉઘાડ્યાં.

"કેમ આજે ક્લાસમાં આવી નહિં?" રતન બ્હેને મ્હોટે અવાજે બુમ પાડી.

"મ્હારે હવે ક્લાસમાં જીંદગીભર આવવું નથી."

"વળી પાછું શું થયું ?"

મ્હેં સઘળી હકીકત રતનબ્હેનને કહી સંભળાવી. હકીકત સાંભળી રતનબ્હેનનો પીતો ઉછળ્યો.

"એ મુવાને હમણાં ને હમણાં ક્લાસમાંથી પાણીચું અપાવું."

મ્હેં એને ખૂબ સ્હમજાવ્યાં કે ત્હમે હવે ગમે તેમ કરો છતાં હું હવે ક્લાસમાં કોઇ પણ રીતે આવવા ઇચ્છતી નથી. આજથી સ્ત્રીઓના વર્ગમાં પુરૂષો શિક્ષણ આપે એ મ્હને કોઇપણ રીતે સલાહકારક લાગતું નથી. સ્ત્રીઓ માટે શિક્ષણના વર્ગો ચલાવવા હોય તો સ્ત્રી શિક્ષીકાઓ જ રાખવી. જો સ્ત્રી શિક્ષીકાઓ ન મળે તો વર્ગો બંધ કરવા. રતનબ્હેને આવા આવા કંઇક વિચારો કહી દીધા.

"રતનબ્હેન, તમારે શું કરવું અને શું ન કરવું એ માટે હું કંઇ કહેતી નથી; હું તો મ્હારે માટે એક જ વિચાર ગોઠવી બેઠી છું કે મ્હારે હવે શિક્ષણ લેવું હોય તો ઘેર બેસીને લેવું."

રતન બ્હેન મ્હને ખૂબ સ્હમજાવીને ગયાં.

તે દિવસ એ રીતે પસાર થયો. બીજે દિવસે ફરી ટપાલમાં એક કાગળ આવ્યો;

"કેમ ગુલ્લાં ! તું માનતી નથી કે ? મ્હેં ત્હારી રાહ વિક્ટોરીયા ગાર્ડનમાં જોઇ. જોઇ-જોઇને મ્હારી આંખ્યો થાકી. તું ત્હારા મનમાં શું સમજે છે ? યાદ રાખ ગુલ્લાં કે જો આજે સાંજના મ્હને વીક્ટોરીયા ગાર્ડનમાં નહિં મળે તો ત્હારા હું હાલ હવાલ કરી નાંખીશ. જેમ તું હઠીલી છે એમ હું પણ હઠીલો છું. હું ત્હને મ્હારી કરવા માંગું છું, ગમે તે થાય, ગમે તેટલા ઉપાયો લેવા પડે તોપણ હું ત્હને મ્હારી બનાવીશજ. માટે સંપસલાહથી બધું થઇ જાય તો સારૂં. નહિ તો પછી મ્હારે મ્હારે મ્હારા ઉપાયો અજમાવવા પડશે. ત્હારે માટે હું મોતને પણ વધાવીશ. તુંને આ એક તક આપું છું. ગુલ્લાં આજે જરૂર મળજે નહિં તો એનાં પરિણામ સારા નહિંજ આવે. યાદ રાખ જો હવે ચુકી તો પછી બહુ ભારે પડી જશે."

લી. ત્હારો ઉમેદવાર.

હવે તો મ્હને આ વિષયમાં અવધી થતી હોય તેમ લાગ્યું.

આ વાત મ્હારે કોને કહેવી ? એ વિચારમાં ને વિચારમાં બપોર થયા. આજ મ્હેં ખાધું પણ નહિં.

બપોરે મ્હારૂં બારણું કોઇ ધીમેથી ઠોકતું હોય એવો અવાજ આવ્યો.

આજે બારણું ઉઘાડવું મ્હને સલામત લાગ્યું નહિં. મ્હેં સ્ટૂલ મૂકી બારણા ઉપરની ફાટમાંથી ઝીણી નજરે જોયું તો જે જુવાને મ્હને તે દિવસે પેસ્તનજીના હાથમાંથી બચાવી હતી તેજ જુવાનનો ચહેરો દેખાયો.

મ્હેં બારણું ઉઘાડયું.

"આવો જી" મ્હેં સોરાબને આવકાર આપ્યો.

"ગુલબાનુ, જુઓ ત્હમે તો મ્હને પેલાનું નામ ન આપ્યું પણે મ્હેં એનું નામ મેળવી લીધું છે. એ માણસ હવે ત્હમારો પછવાડે કારસ્તાનો આદર્યાં છે. ત્હમને હું ચેતાવવા આવ્યો છું કે ત્હમારે હવે બહુ સંભાળથી રહેવું પડશે. ત્હમારી જીંદગી જોખમમાં છે.

( અપૂર્ણ )



# નારી પૂજાના નમૂના !

મનુ ભગવાનના કહેવાતા અનુયાયીઓનો બનેલો હિંદુ સમાજ તેમની આજ્ઞા પ્રમાણે નારી પ્રમાણે વિવિધ પુજાપા દ્વારા નારીઓની પૂજા કરે છતાં દેવતા અને લક્ષ્મી ભારતમાં ન રમે તો દેવતાઓનીજ હઠીલાઇ સમજવી !

( ૧ ) કચ્છ-ભુજમાં એક નાગાંક્તિ વકીલ કુટુંબની કન્યાને કારણે એ બધું મહાભારત મંડાણું. એની ઉમર વર્ષ ૧૬ છતાં કુંવારી નિશાળે વાણતી. કહે છે કે એને રાજના એક અમલદાર પાસે જવા માટે સમજાવવામાં આવી. તે ન સમજી અને તેની સખત પૂજા કરવામાં આવી. રાજમાતા પાસે કન્યાની માતાએ ફરિયાદ કરી ત્યારે રાજમાતાએ એક ખવાસને એક કાગળ સાથે તેનો બંદોબસ્ત કરવા મોકલ્યો. રસ્તામાં તે ખવાસની પણ સારી રીતે પૂજા કરવામાં આવી ! ગુન્હેગારોની રાજ કેમ પૂજા કરે છે તે હવે જોવાનું છે.

* * *

( ૨ ) જામનગરમાં એક વ્યાસના ગરીબ દીકરાની વહુને તેનો બાપ કચ્છમાં લઇ ગયો. હવે તે જમાઇને કહે છે, "ઘર જમાઇ તરીકે રહેવા આવ નહિ તો કાંઇ નહિં" ! આ વેવાઇઓના ઝગડામાં કન્યાનો તો વિચારેય આ કોઇને નથી !

* * *

( ૩ ) ભુજની એક બ્રાહ્મણ કુમારી હીરાને ૧૧ વર્ષની ઉમ્મરે પરણાવી દેવામાં આવી. બે વર્ષ પહેલાં તે રાંડી. અત્યારે ૧૭ વર્ષની તેની ઉમ્મર છે. ઘરડાં બાપને આશરે છે. તેના ગયા પછી એ બાળાનું બેલી કોણ ?

* * *

( ૪ ) સરધારના એક ભટ્ટની, ૨૦ વર્ષની ઉમરની વિધવાને જ્ઞાતિએ ન અપનાવી. નર્સ થયેલી હતી, ભાવનાઓ હતી પણ કોણ સંઘરે ?. આખરે કરાંચીના એક લોહાણાના ઘરમાં જઇ બેઠી છે. બ્રાહ્મણ જ્ઞાતિ તેને શુદ્ધ કરે તો તેની ના નથી.

* * *

( ૫ ) જુનાગઢના એક માસ્તરે પોતાની સ્ત્રી પર " છોકરો મારા પેટનો નથી " એવો આરોપ મેલ્યો ને તેને કાઢી મેલી ! બાઇ ભીખારી હાલ બાપને આશરે છે. અને પછી ?

* * *

( ૬ ) એક શ્રીમંત કુટુંબમાં દીકરાની વહુ પર બહુ જુલમ હતો. પોતાના માવતર પાસે તેણે ફરિયાદ કરી ત્યારે જવાબ મળ્યો : " કરમ તારા અમે શું કરીએ. પડ કુવામાં. " છોકરીએ ખરેખર બીજે દિવસે કુવો પૂર્યો !

* * *

( ૭ ) એક સ્વામીનાથને એક સગા સાથે બનતું ન્હોતું. પરંતુ સગાને ત્યાં પ્રસંગોપાત જમણ હતું તેમાં તેના સાસરીઆઓ જમવા ગયેલા અને સાથે તેનું અર્ધાંગ પણ જમવા ગયેલું ! વહુનો આ ગુન્હો ! સજામાં છરીથી એ સ્વામીનાથે ધર્મપત્નીને મારી નાંખી !

* * *

( ૮ ) એક સ્વામીનાથ લેણા રૂપીઆ પાંચ માટે સ્રીના દેખતાં સસરાને ગાળો દેવા લાગ્યો. સ્રી વારવા ગઇ: " રૂપીઆ દઇ દેશે, પણ ગાળો કાં દ્યો ? " પતિરાજનો મિજાજ ગયો ને ભરેલો પાણીનો લોટો ફેંક્યો. બાઇને પેટમાં વાગ્યો, અને પ્રભુના દરબારમાં "પતિ સામે કેમ બોલી ?" એ ગુન્હાનો જવાબ આપવા ગઇ !

* * *

( ૯ ) મધ્ય હિંદમાં એક માબાપ કન્યાને નાની વયે પરણાવી મૃત્યુલોક છોડી ગયા. બાઇ વિધવા થઇને ઘરમાં એકલી પડી ત્યારે બદમાશો પુંઠે પડી તેનું અપહરણ કરી ગયા. તેનું શિયળ બગાડયું ને ઉપરથી એ માલના નાણાં કરવા ગ્રાહક શોધવા લાગ્યા માત્ર ઇશ્વરેજ એ બાઇને બચાવી. હાલ આશ્રમમાં છે.

* * *

( ૧૦ ) ઉત્તર ગુજરાતમાં એક રખડતા ક્ષત્રિય કુટુંબે સ્ત્રી મરી જતાં કન્યાને વેચીને બીજે ગામ ચાલતું થયું. લેનાર ગુણિકા હતી પણ કન્યા મહારોગમાં સપડાઇ તેથી ગુણિકાને એ સોદામાં નફો ન થયો એટલે તેણે ખોટ ખાઇ દયાળુ હિંદુઓને વેચી દીધી. હાલ તે આશ્રમમાં છે.

* * *

( ૧૧ ) અહમદનગરના રહીમ વાલદ આપુભાઇ નામના ધંદી ટંકારીને નાની ઉમરની પત્નીની વર્તણુક વિશે વ્હેમ ઉપજતાં ઘાતકીપણે તેણે તેને મારી નાંખી. સેશન્સજજે ફાંસીની સજા કરી અને હાઇકોર્ટે કાયમ રાખી છે.



## સાભાર સ્વીકાર.

**ખીલાફત** ( મુંબાઇ ) : તંત્રી રા. અલીબહાદુરમાં, બી. એસ સી. પુ. ૫; અંક ૩૫–૩૭. વા. લ. રૂ. ૫–૦–૦

**પ્રગતિ** ( મુંબાઇ ) : તંત્રી રા. પરશુભાઇ વ્હા. શર્મા. પુ. ૧; અંક : ૭–૧૦. વા. લ. રૂ. ૪–૦–૦

**અંગબળ અને આરોગ્ય** ( વડોદરા ) : તંત્રી રા. પાદરાકર અને શ્રી સુલોચના બ્હેન દેસાઇ. પુ. ૧; અંક ૯–૧૦. વા. લ. રૂ. ૩–૬–૦

**જીવનોદય** ( નડિયાદ ) : તંત્રી : રા. કાન્તિલાલ રા. શાહ. પુ. ૧; અંક ૧. વા. લ. રૂ. ૩–૦–૦.

**સમાજ સેવક** ( પત્રિકા ) અને સેવક મંડળનો અહેવાલ ( જામનગર ) : વ્ય. રા. ગો. હી. ઠક્કર. વર્ષ ૩; અંક ૧૦.

**ઇંડીઅન ઓપીનીઅન** ( ડરબન ) : વર્ષ ૧૩; અંક ૩૨–૩૪. વા. લ. શી. ૧૫ પે. ૬.

**નવું ચેતન** ( કરાંચી ) અને કેલેન્ડર : તંત્રી રા. રા. કા. ચૌહાણ પુ. ૧. અંક ૧૫. વા. લ. રૂ. ૩–૧૨–૦.

# જુના રિવાજોના નવાં ગીતો !

## ૧. અંજીનવેગી જીવન.

( સંપાદક: શ. જ. દુ. ખંધડીઆ, )

બાળલગ્ન વિષે.

( રઘુપતિરામ રૂદેમાં રહેજો રે...એ રાહ )

ઉભા કરી કાન, સુણો સૈ બ્હેની રે
કથા મારા અંજીનવેગી જીવનની રે

મારે જીવવું થોડું, કરવું ઝાઝું રે
નાની વયમાં ખોડે માથે લાજું રે
લાગી ચોટ રિવાજ પવનની
કથા મારા ૦

સખી ! જાન્યુઆરીમાં હું જન્મી રે
ફેબ્રુઆરીમાં કુદડીએ રમતી રે
સખી ! માર્ચમાં થઇ મા વનાની રે
કથા મારા ૦

સખી ! એપ્રીલમાં બાપાજી પરણ્યા રે
નવી માએ મેમાં મુકી ભણવા રે
સખી ! જુનમાં જુવાન ગણાણી
કથા મારા ૦

સખી ! જુલાઇમાં હું તો પરણી રે
આવી ઓગસ્ટ મહિનામાં અધરણી રે
સપ્ટેંબરમાં થઇ માતા બે ત્રણની રે,
કથા મારા ૦

ઓકટોબરમાં ઇન્ફ્લુએન્ઝા આવ્યો રે
ધરો નાથ નવેંબરમાં સીધાવ્યો રે
ડીસેંબરથી વિધવા છું હું દુઃખણી
કથા મારા

( નોંધ: ત્યાર પછીના જાન્યુઆરીથી તે છેક આજસુધી અને કદાચ યાવત્‌ચન્દ્ર દિવાકરૌ એ બ્હેનના જીવનમાં દુઃખ સિવાય બીજો ફેરફાર નહિ હોવાથી કવિએ કલમ પડતી મેલી છે ! )

 # સંગીત શિક્ષણ વિભાગ. 

સંપાદક: રા. જ. દુ. ખંધડીઆ.

[ નોંધ: કેટલીક સંગીતપ્રેમી બ્હેનોના આગ્રહથી આ પત્રમાં સ્ત્રીઓમાં જાણીતા અને પ્રિય થઈ પડેલાં ગરબા-ગાયનો, વાદ્યો પર વગાડી શકાય એ માટે સરળ પદ્ધતિથી આ શિક્ષણ વિભાગ ખોલવાની અમને જરૂર જણાઇ છે. આ વિભાગ સંગીતનું સારું જ્ઞાન ધરાવનાર ભાઇ ખંધડીઆ ( જેઓશ્રી સર્વજ્ઞાન ધરાવવાનો દાવો નથી કરતા ) તેમને સોંપીએ છીએ અને અમને આશા છે કે, અમારા વાંચકોને તેમાંથી કંઇક ગ્રહણ કરવાનું મળશે. આ ઉપરાંત જે બ્હેનોને પોતાને ગમતાં ગીતોની ' નોટેશન ' જોઇતી હશે તેમને તે બેસાડી આપવામાં બનતું કરવામાં આવશે. ]

તંત્રીઓ.

## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

૧) તીવ્ર સ્વરો માટે નીશાની કંઇ નથી.

૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે મ = ગ કોમળ સમજવો.

૩) જે સપ્તકમાં ગાયન વગડતું હશે તેનાથી પાછલા સપ્તક ( ખરજ અથવા મંદ ) તેમજ આગલા સપ્તક ( ટીપ અથવા તાર ) નો સ્વર બતાવવા, ગાયનના અક્ષરની નીચે અનુક્રમે સ્હેજ પાછળ આગળ મુકવામાં આવશે. જેમકે: ભા (એટલે ખરજનો તીવ્ર ની) અને ભા ( એટલે ટીપનો તીવ્ર રે ) વગેરે.
ની
રે

૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નીશાની કરવામાં આવશે. જેમકે-ભા " ભીના-આમાં ' ભા ' પર તાલનો ઠેકો ગણવો.

૫) ગાયનમાંના અક્ષરોને આ...ઇ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઇ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમાં મુકવામાં આવશે. જેમકે ભા...ભી ના ( એટલે કે ભા. આ. ભી. ના એમ સમજવું.

મ પ મ મ

**લીટી ૧:**

ગીત ટ હુ કે વસંત કું...જ કો...કિ લા...રે લોલ
સ્વરો મ પ મ મ મ રે મ પપ મ પ મ મ રે મ મ

**લીટી ૨:** ઘ ર માં ભા ભી ના એ વા ...ગી... ત રે
રે મ મ ગ મ રે ગ મ પ ધ ની ધ પ

**લીટી ૩:** ભા... ભી ના ભા વ મ ને ભીં...જ વે.. રે લોલ
મ પ મ મ મ રે મ પ મ પ ગ મ રે મ મ

( બાકીની બધી લીટીઓ આ પ્રમાણેજ વગાડવી. )

નોટેશન ( આ રાસનો તાલ દીપ છે. આ રાસ મધ્યમ ચાલુ સપ્તકના ઉત્તરાર્ધમાંથી પણ શરૂ થાય છે અને પૂર્વાર્ધમાંથી પણ શરૂ કરી શકાય છે. અંહી ઉત્તરાર્ધમાંથી શરૂ કર્યું છે )

[ આ રાસ સ્વ. કવિ બોટાદકર કૃત " રાસતરંગિણી " નામે પુસ્તકમાં છે. એ પુસ્તક અમારા કાર્યાલયમાંથી દસ આનાની કીમતે મળી શકશે. પોષ્ટથી મંગાવનારે ૧૧ આનાની ટીકીટો બીડવી. ]



# ઈનામી હરિફાઈ—વિભાગ.



[ નોંધઃ—" ગુણસુંદરી "માં આ વિભાગ ખોલવામાં આવ્યો ત્યારથી એકજ જાતના ઉખાણાંઓ જે " ક્રોસવર્ડ પઝલ " અથવા " શબ્દ-જાળ " કહેવાય છે, તે અપાયાં છે. જો કે આવા ઉખાણાં નિર્દોષ, જ્ઞાન વધારનારાં અને બુદ્ધિની કસોટી કરનારાં છે અને તેને ઘણી બ્હેનો આવકાર આપી ચુકી છે, છતાં તેમાં વિવિધતા હોય એ જરૂરી છે.

આ ઉખાણાંનો પવન યુરોપ અમેરિકાથી હિંદમાં આવ્યો. એ પહેલાં ત્યાં ' લીમરીક ' કાવ્યનો પવન ચાલેલો. પણ નવિનતાના શોખીન એ જગત્‌માં આ પવન પણ થોડીજવાર ટક્યો અને હવે ત્યાં " ચિત્ર-પરખ. " ઉખાણાંનો પવન ચાલે છે. આખા જગતની સાથેજ ચાલવાના અને નહિ કે પાછળ પડી જવાના, કારણે અમે હવેથી અને તેટલું વૈવિધ્ય જાળવવા પ્રબંધ કર્યો છે. અમને આશા છે, વાંચક બ્હેનો આ ફેરફાર આવકારદાયક લેખશે વળી આ વિભાગ ચલાવવામાં અમને જાતજાતની મુશ્કેલીઓ આવી છે. દા. તઃ કેટલીક ઉમેદવાર બ્હેનો શબ્દાર્થ માટે અમારી સાથે જાતજાતની ચર્ચા ચલાવી પોતાના અને અમારા સમયનો વ્યર્થ ભોગ આપી રહી છે. કેટલીક બ્હેનો અમારા નિર્ણયો પર પણ સવાલ ઉઠાવે છે એક તંત્રીને માથે એટલી જવાબદારીઓ હોય છે કે તેમાંની આ એક પર આટલો બધો ઉત્સાહ વેડફી શકાય તેમ નથી. ભવિષ્યમાં આવું ન બનવા પામે તે માટે આ હરિફાઈઓ માટેની અમે ચોક્કસ શરતો આજથી દાખલ કરીએ છીએ જે શરતોએજ જવાબો સ્વીકારવામાં આવશે. તંત્રીઓ ]

## ઈનામી હરિફાઈઓ માટેની કાયમી શરતો.

(૧) આ ઉખાણાંથી હરિફાઈમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઈ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઈ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઈમાં ભાગ લઈ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઈમાં નામ દાખલ નહિ થાય.

(૨) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખરે તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો.

(૩) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઈ પણ સવાલ-જવાબ કે પરિણામના વ્યાજબી ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઈ શકાશે નહિ.

(૪) ગ્રાહક નંબર અથવા કુપન વગરના જવાબો પર ધ્યાન આપવામાં આવશે નહિ.

(૫) કાગળની એકજ બાજુએ લખેલા જવાબો સ્વીકારવામાં આવશે.

(૬) સારો અક્ષરો અને સુઘડતા પર જવાબ મોકલનારે ખાસ ધ્યાન આપવું.

(૭) જે બ્હેનો નવા ઉખાણાં મોકલી આપવા કૃપા કરે તેના ઉખાણાં લેવા ન લેવા કે તેના વારા પ્રમાણે લેવા, અથવા તેમાં જરૂરી સુધારા વધારા કરવા એ તંત્રીની મુન્સફી પર છે. તંત્રી કોઈપણ જવાબ કે ઉખાણું પાછું આપવા બંધાયલો નથી. તેમજ કોઈને જરૂર સિવાય અંગત જવાબ આપી શકશે નહિ. ટીકીટ બીડી હશે તો બનતું કરવામાં આવશે.

(૮) જવાબ મોકલનારને ઉપરની સરતો મંજુર છે એમ ગણવામાં આવશે.

## —આ અંકના નવું ઉખાણું.—

સંપાદિકાઃ સૌ. સવિતાગૌરી હો. દેસાઈ.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ૧ ડ | ૨ ગ | ર | | ૩ શ | ૪ ર | ૫ દ | | |
| | ૬ જ | ગ | ત | | ૭ શ | | ૮ મ | ર | ૯ દ | |
| ૧૦ કુ | મ | ળ | | ૧૧ નિ | કું | ૧૨ જ | | ૧૩ દ | રા | ૧૪ જ |
| ૧૫ મ | ના | | | ૧૬ ખ | ત | મ | | | ૧૭ ખ | ત |
| ક | | ૧૮ શ | ૧૯ શિ | | લા | | ૨૦ કં | ૨૧ સ | | ન |
| | ૨૨ પ | રી | ક્ષ | ક | | ૨૩ મં | દો | દ | રી | |
| ૨૪ ર | | ૨૫ ર | ણ | | ૨૬ પા | | ૨૭ ઈ | ન | | ૨૮ સુ |
| ૨૯ ઝી | ૩૦ ક | | | ૩૧ શો | ણિ | ૩૨ ત | | | ૩૩ લ | ત |
| ૩૪ આ | લ | ૩૫ મ | | ૩૬ ક | પ | ર | | ૩૭ લે | ખ | ક |
| | ૩૮ મ | ર | ૩૯ દ | | ત | | ૪૦ સ | જ | નો | |
| | | ૪૧ વા | ર | સ | | ૪૨ દો | લ | ત | | |

આડાઃ—૧ નાનો પર્વત. ૩ ઋતુઓમાંની એક. ૬ દુનીઆ. ૮. પુરુષ. ૧૦ કઠણ નહિ એવી. ૧૧ ડંકવાળી વાડી ( કાવ્યમય ). ૧૩ ચામડીનો એક વ્યાધી. ૧૫ નિષેધ. ૧૬ સમાપ્ત. ૧૭ દસ્તાવેજ. ૧૮ ચંદ્રમા. ૨૦. કૃષ્ણનો એક દુશ્મન ૨૨ તપાસનાર. ૨૩ રામાયણમાં એક સ્ત્રી પાત્ર. ૨૫ વેરાન પ્રદેશ. ૨૯ ભીંજેલાં કપડાંને પથ્થર પર અફાળવું તે. ૩૧ લોહી. ૩૩ કુટેવ. ૩૪ દુનીઆ. ૩૬ મુશ્કેલ. ૩૭ લેયો. ૩૮ પુરુષ. ૪૦ સારા માણસો. ૪૧ મીલકતનો હકદાર. ૪૨ ધન.

ઉભાઃ—૧ કાંદો. ૨ દશા. ૪ ખેલ ( આગ્રા ). ૫ રોગ. ૬ એક પવિત્ર નદીનું નામ. ૭ કવી કાલીદાસની એક પ્રખ્યાત નાયિકા. ૯ ખાટાં મીઠાં એક ફુટનું નામ. ૧૦ મદદ. ૧૪ સંભાળ. ૧૮ તન. ૧૯ માસ્તર ૨૦ મીઠાઈ બનાવનાર. ૨૧ ગૃહ. ૨૪ ગુલામવંશની એક રાણી. ૨૬ હીંદનું ભાગ્યવીધાયક યુદ્ધક્ષેત્ર. ૨૮ વ્હાણનો એક ભાગ. ૩૦ લખવાનું સાધન. ૩૧ સંતાપ. ૩૨ ઝાડ. ૩૩ ઉત્તર હીંદુસ્તાનનું એક શહેર. ૩૫ એક ફળનું નામ ( બહુવચન, કુમળી અવસ્થામાં ). ૩૭ ગમ્મત. ૩૯ હીમ્મત. ૪૦ કંટક, આડખીલી.

### જાન્યુઆરી અંકના ઉખાણાની હરિફાઈનું પરિણામ.

આ ઉખાણા માટે કુલ ૨૭ જવાબો મળ્યા છે. ખરા જવાબો આપનારના નામ નીચે પ્રમાણેઃ—

(૧) સૌ. હરદાગૌરી મુકુંદરાવ (૨) કુ. પ્રમીલા મુ. દવે (૩) સૌ. મણીબ્હેન જેઠાલાલ (૪) સૌ. લીલાવતી અમીન. (૫) સૌ. શારદાગૌરી કાન્તિલાલ. (૬) સૌ. જયમતી ડાહ્યાભાઇ (૭) સૌ. સુરજ ચં. કાજી. (૮) સૌ. જસવંતી દિ. ભટ્ટ. (૯) સૌ. કસ્તુરલક્ષ્મી આચાર્ય. (૧૦)–સૌ. હીરાબાઇ હ. ઉદ્દેશી. (૧૧) ગં. સ્વ. મંગળાગૌરી. (૧૨) અ. સૌ. અનસુયા હરિપ્રસાદ.

આ જવાબોમાંથી એક બાળક પાસે ઉપડાવતાં સૌ. મણીબ્હેન જેઠાલાલનું નામ નીકળ્યું છે, એટલે એ બ્હેનને " વર્માની વિવિધ વાર્તાઓ " નામે પુસ્તક ઇનામ તરીકે આપવાનું જાહેર કરીએ છીએ જે તેમણે મંગાવી લેવું. એ ઉખાણાનો સાચો જવાબ નીચે પ્રમાણે છેઃ—

ઉખાણાનો જવાબ.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ૧ જ | દાં | ૨ ગી | ૩ ર | | | | ૪ સ | ૫ રૌ | જી | ૬ ની | | |
| | ૭ બ | સ | | ૮ તા | ત | | ૯ મૃ | | ૧૦ તા | ન | | ૧૧ કા | ૧૨ સ | |
| ૧૩ દી | ક્ષી | ત | | ૧૪ જી | ન | | ગ | | ૧૫ રૈ | ક | | ૧૬ હ | વા | ૧૭ ઈ |
| [illegible] | | | | | | ૧૮ એ | ન | ૧૯ હ | | | | | | મ |
| ૨૦ સો | ૨૧ હા | ૨૨ ગ | | ૨૩ ષ | ભી | રી | ચ | હ | એ | ન્ક | | ૨૪ ર | ૨૫ સી | ક |
| ૨૬ જ | મ | ણ | | | | ૨૭ સો | ના | ના | | | | ૨૮ મ | મ | ત |
| | | | ૨૯ મો | ૩૦ દ | ૩૧ ક | | ┼ | | ૩૨ સ | ૩૩ ત | ૩૪ ત | | | |
| | ૩૫ કુ | ને | હ | બા | જ | ┼ | | ┼ | ૩૬ ક | બી | ર | વ | ડ | |
| | | | ૩૭ ન | વ | લો | | ┼ | | ૩૮ નો | બ | તે | | | |
| ૩૯ ગુ | ૪૦ લા | ૪૧ ટ | | | | ૪૨ સી | ૪૩ તિ | ૪૪ લ | | | | ૪૫ ન | ૪૬ વા | ૪૭ બી |
| ૪૮ સ | ચ | કો | | ૪૯ બં | ગ | ક | વિ | ટા | ગો | ર | | ૫૦ મ | ભ | રા |
| આ | | | | | | ૫૧ લે | ધ | ર | | | | | | ર |
| ૫૨ રૂ | ૫૩ બ | ૫૪ ર | | ૫૫ ધુ | ૫૬ ક | | રં | | ૫૭ મ | ૫૮ ની | | ૫૯ મ | ૬૦ લા | ર |
| | ૬૧ હ | વે | | ૬૨ વા | ળા | | ગ | | ૬૩ મું | ગ | | ૬૪ ભ | દી | |
| | | ૬૫ સ | ર | બા | ઇ | | | | ૬૬ ર | મ | ણી | ક | | |

( ઘણી બ્હેનોએ "બંગકવિ" ને બદલે "મહાકવિ લખ્યા છે અને 'રંગ' ને બદલે 'વિધ,' 'જાત' વગેરે લખ્યું છે. એ જવાબો ખરા તરીકે ગણ્યા છે. ).

કુપન-એપ્રીલ ૧૯૨૭.

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે. તંત્રી, "ગુણસુંદરી".

## નવા ઉખાણાઓનો આભાર સ્વીકાર.

[ નોંધઃ—નીચે જણાવેલાં ઉત્સાહી બ્હેનો તરફથી અમને નવાં ઉખાણાં લાંબા વખતથી મળ્યા છે જેનો અમે આ તકે સાભાર સ્વીકાર કરીએ છીએ. દરેક અંકમાં એકજ ઉખાણા માટે જગ્યા હોવાથી આટલા બધાને ઇન્સાફ આપી નથી શકયા. તે માટે અમે તેમને સ્થાન નથી આપ્યું એમ માની લેવાનું નથી. એ બ્હેનોના ઉત્સાહની અમે કદર કરીએ છીએ અને અમને જેમ જેમ જગ્યા મળતી જશે તેમ તેમ વારા પ્રમાણે અમે તેને સ્થાન આપતા રહેશું. આમ છતાં કોઇ બ્હેનને ઉખાણું પાછું જોઇતું હશે તો અમે મોકલી આપશું. કેટલીક બ્હેનો અમને, અખાના શબ્દમાં કહીએ તો ભાષાના " અંધારા કુવામાં " ઉતારી નાહક વાદવિવાદ ઉપસ્થિત કરે છે. તેવી બ્હેનોને લીધેજ અમારે આ અંકથી ઉખાણાની શરતો રચવી પડી છે જે પ્રત્યે સર્વનું નમ્રતાપૂર્વક ધ્યાન ખેંચીએ છીએ. તંત્રીઓ. ]

(૧) ગં. સ્વ. પુષ્પાવતી છો. દેસાઇ. (૨) સૌ. ઇંદુમતિ દેવી ખાસગીવાલે (૩) કુમારી ઇન્દુમતિ મારફતીઆ (૪) સૌ. ભદ્રિકા કું. મ્હેતા. (૫) સૌ. ગુણવતી વરજીવન (૬) સૌ. મણીબાઇ ભગવાનદાસ. (૭) અ. સૌ. મણીગૌરી વલભજી ઠાકર. (૮) સૌ. મોતીબાઇ તુલસીદાસ મ્હેતા. (૯) સૌ. વિદ્યા ચીનુભાઇ. (૧૦) સૌ. ઇન્દુમતી ગુ. મ્હેતા

આ લખાણ બાદ પણ કેટલાંક બ્હેનો-બાઇઓ તરફથી ઉખાણાં મળ્યાં છે.

---

એક ડોકટર પ્હેલી વારની સલાહ માટે દરદી પાસે દસ રૂપીઆનો ચાર્જ કરતા. ફરીથી તેજ દરદી તેજ મરદ માટે સલાહ લેવા જાય તો અર્ધો ચાર્જ લેતા.

એક દિવસ એક દરદી આવ્યો " આ તો ફરી આવવું પડ્યું, ડાક્તર સાહેબ ! " તેણે બારણામાંથી પેસતાં જ કહ્યું.

" તમે પ્હેલાં કોઇ વાર આવ્યા હો એમ મારા ધ્યાનમાં નથી. "

" ગયે અઠવાડીએજ આવ્યો હતો, સાહેબ ! "

" ઠીક. હું ભુલી ગયો હોઇશ. કેમ લાગે છે ? "

" બિલકુલ ફાયદો નથી. "

" એમ ? તો એજ દવા ચાલુ રાખો. પાંચ રૂપીઆ ચાર્જ આપજો ! "




**શૃંગાર ત્રિવેણી**: અનુવાદક અને પ્રકાશક: રા. તનમનીશંકર લા. શિવ, બી. એ. મૂલ્ય: રૂ. ૦-૧૨-૦.

સંસ્કૃત સાહિત્યમાં જાણીતાં થયેલાં ત્રણ શૃંગાર કાવ્યોનો આ પુસ્તકમાં ત્રિવેણીસંગમ થયો છે; અને એ ત્રણેને ભેળાં પ્રકટ કરી અનુવાદકે રસિક જનોને એમાં ડુબકી મારી લેવાની સરળતા કરી આપી છે. આ ત્રણ કાવ્યો (૧) શૃંગારતિલક, (૨) પુષ્પબાણ વિલાસ, અને (૩) ચૌર પંચાશિકા છે. છેલ્લા કાવ્યનો અનુવાદ રા. નાગરદાસ પટેલે કરેલો હમણાંજ પ્રકટ થયો છે. બીજાં બેના અનુવાદ અત્યાર પહેલાં ... હોય તો અમને ખબર નથી. આ ત્રણે કાવ્યોનો અનુવાદ સુંદર અને બને તેટલી સરળ ભાષામાં રા. શિવે કર્યો છે અને રા. કેશવલાલભાઇના અનુવાદોની સ્પર્ધા કરે એવો થયો છે. પુસ્તકની છપાઇ પણ એટલીજ સુંદર છે. સાથે સાથે મૂળ સંસ્કૃત કાવ્યો અપાયાં હોત તો રસિક અભ્યાસીને વધારે અનુકૂળતા થાત.

**કંકાવટી**: સંપાદક: રા. ઝવેરચંદ મેઘાણી પ્રકાશક: "સૌરાષ્ટ્ર" કાર્યાલય રાણપુર. મૂલ્ય: રૂ. ૦-૮-૦.

ભાઇ મેઘાણીની શૈલી તેમની અનેક સાહિત્યકૃતિ દ્વારા ગુજરાતમાં હવે તો ઘેર ઘેર જાણીતી થઇ ગઇ છે. એમની એ લાક્ષણિક શૈલીમાં લખાયલું ગુજરાતની આ વ્રતકથાઓનું પુસ્તક સ્ત્રીવર્ગમાં અત્યંત આવકારદાયક ગણાશે. કુમારિકા માટેના ૬ વ્રતની કથાઓ અને વિવાહિતા માટેનાં ૧૭-૧૮ વ્રતની કથાઓ આ પુસ્તકમાં તેમણે સંગ્રહી છે. કંઠસ્થ વ્રત સાહિત્ય વિષેની તેમની નોંધ અભ્યાસી માટે માર્ગદર્શક છે. બાબુ અવનીન્દ્રનાથ ઠાકુરનો બંગાળી વ્રત સાહિત્ય વિષેનો લેખ પણ સરખામણી માટે અત્યંત ઉપયોગી થશે.

**રાસસંગ્રહ** (ભાગ ૨ જો): સંગ્રાહક અને પ્રકાશક: રા. ચંદુલાલ પુરૂષોત્તમ મ્હેતા. મૂલ્ય: રૂ. ૦-૮-૦.

રા. મ્હેતાએ સંગ્રહેલો "રાસસંગ્રહ" નો પ્રથમ ભાગ ગુજરાતના સ્ત્રી વર્ગે સત્કાર્યો છે, અને તેવોજ સુંદર સત્કાર આ "કન્યા ખંડ" ને મળશે એમાં શંકા નથી. અનેક જાણીતા લેખકોનાં રાસનો રસિક દૃષ્ટિએ અહિં સંગ્રહ થયો છે અને એમ કરીને સંગ્રાહકે ગુજરાતનું એ અણમૂલ રાસ-ધન સાચવી રાખવામાં સુંદર ફાળો આપ્યો છે. નિશાળે જતી કન્યાઓને આ સંગ્રહ અત્યંત ઉપયોગી થઇ પડશે, અને ગરબાની જૂની પદ્ધતિ ટકાવી રાખવામાં તેમને ઘણી મદદ કરશે.

**બિહારીણી**: કર્તા: રા. જનાર્દન ન્હાનાભાઇ પ્રભાસ્કર મૂલ્ય: રૂ. ૦-૧૨-૦.

ગુજરાતનું સામયિક સાહિત્ય વાંચનારને ગેય-કાવ્યો અને રાસના લેખક તરીકે રા. પ્રભાસ્કરનું નામ જાણીતું છે. અત્યાર આગમચ જુદાં જુદાં માસિકોમાં પ્રગટ થઇ ગયલા અને કેટલાક અપ્રકટ રાસ-કાવ્યોનો સંગ્રહ આ પુસ્તકમાં થયો છે. એ બધાંય કદાચ ઉંચી પ્રતિના નહિ હોય છતાં એમાંના ઘણાં લોકપ્રિય થયાં છે અને હજી વધુ લોકપ્રિય થશે એમાં શંકા નથી. રા. ખબરદારે લખેલો 'પ્રવેશક' પુસ્તકની ઉપયોગિતા વધારે એવો મનનીય છે. સંગીતપ્રિય બ્હેનો આ સંગ્રહને જરૂર આવકાર આપશે.

**ખાનદાની ખપ્પર**: પ્રકાશક: સસ્તું પ્રકાશક કાર્યાલય, મુંબાઇ, ૪. મૂલ્ય: રૂ. ૦-૯-૦.

"સૌરાષ્ટ્ર" પત્રમાં આવેલી અનેક દુખિયારી બ્હેનોની કથનીનો આ પુસ્તકમાં સંગ્રહ થયો છે.

ટુંક મુદતમાં તેની બીજી આવૃત્તિ થઇ છે તે જોતાં તેની ઉપયોગિતા સહજ સમજાશે. સમાજનો સડો દૂર કરવો હોય તો આવાં નગ્ન સત્યો જેમ બને તેમ વધુ પ્રચારમાં આણ્યા વિના છૂટકો નથી. પુસ્તકનું કદ જોતાં મૂલ્ય કાંઇક વધારે જણાય.

**શ્રદ્ધાનંદની પુણ્યકથા**: સંયોજક: રા. દિનેશ ત્રિવેદી. પ્રકાશક: સૌ. મણિગૌરી નર્મદા શંકર ત્રિવેદી, સુરત. મૂલ્ય: રૂ. ૦-૪-૦.

ધર્મ માટે પ્રાણની આહુતિ આપનાર ભારતવીર સ્વામીશ્રી શ્રદ્ધાનંદની જીવનકથા આ નાનકડા પુસ્તકમાં સંયોજકે આકર્ષક સ્વરૂપમાં રજુ કરી છે. સ્વામીજીના જીવનના અનેક પ્રસંગોમાં સ્ત્રી દૃષ્ટિએ ઉપયોગી જણાય એવાં કેટલાક પ્રસંગો સંયોજકે વેધક વાણીમાં આલેખ્યા છે. ખાસ કરીને દારૂડીઆ થવાને તૈયાર થયલા મુન્સીરામના જીવનને પલટો દેનારો પ્રસંગ વાંચવા જેવો છે. આ જીવનકથા સ્ત્રીઓને તેમજ પુરૂષોને અનેક અણમૂલા પાઠ શીખવશે.

**ઉષા અને અરૂણ**: લેખક: રા. ભાનુ. પ્રકાશક: રા. મણીલાલ છ. પંડ્યા, મદ્રાસ. મૂલ્ય: રૂ. ૩-૦-૦.

આ પુસ્તકની સમાલોચના માસિકના પ્રથમ વર્ષમાં પ્રકટ થઇ હતી. રજવાડા અને સમાજના સડા લેખકે પોતાના દૃષ્ટિબિંદુથી ચર્ચ્યાં છે. આખા પુસ્તકમાં "સરસ્વતિ ચંદ્ર"ની આછી છાયા જણાયા વિના રહેતી નથી. એક વાર વિસ્તૃત સમાલોચના થઇ ગઇ છે એટલે ફરી તેમ કરવાની આવશ્યકતા જરૂર રહે છે.

**ભજનામૃત** (વિભાગ ૧-૨ ૩): લેખક રા. કાલિદાસ ભગવાનદાસ ભાટિયા. મૂલ્ય: રૂ. ૦-૧૨-૦.

લેખકે જુની પદ્ધતિ પર લખેલા સંખ્યા બંધ ભજનોનો આ પુસ્તકમાં સંગ્રહ થયો છે ભાષા સાદી ને સરળ હોઇ ભાવિક ભક્તજનોને ગમે એવું આ પુસ્તક છે. પુસ્તકનું કદ અને છપાઇ જોતાં મૂલ્ય વધારે છે.

**ભગવદ્ ગીતા**: લેખક: રા. કાનજી કાલીદાસ જોશી પ્રકાશક: મે. કે. કે. જોશી એન્ડ બ્રધર્સ. મૂલ્ય રૂ. ૦-૮-૦ અને રૂ. ૦-૬-૦.

આ ભગવદ્ગીતાની ચાર આવૃત્તિ અત્યાર પહેલાં ખપી ગઇ છે; આ પાંચમી આવૃત્તિ છે. એમાં ભગવદ્ગીતા ઉપરાંત બીજાં અનેક સ્તવનો મૂળ સંસ્કૃત સાથે સરળ સમશ્લોકી ભાષાંતર સહિત આપ્યાં છે. ૭ આનાવાળી આવૃત્તિમાં ફક્ત ગુજરાતી ભાષાંતર આપ્યું છે. ભાષાંતર સરળ અને સ્હેજે સમજી શકાય એવું છે.

**સાત્વિક જીવન**: લેખક: શ્રી. રામગોપાલજી મોહતા પ્રકાશક: "ચાંદ" કાર્યાલય, અલાહાબાદ. વિના મૂલ્ય.

પુસ્તકના લેખક એક ધનવાન કુટુંબના નબીરા છે. સાત્વિક જીવન કેમ જીવાય તેની ધાર્મિક અને તાત્વિક દૃષ્ટિએ તેમણે સારી ચર્ચા કરી છે અને હિંદી વાંચી જાણતી પ્રજાને તેનો લાભ મળી શકે એટલા માટે વિના મૂલ્ય આપવામાં આવે છે. જેમને પુસ્તક જોઈતું હોય તેઓ પ્રકાશકને લખી મંગાવી શકશે.

**અહેવાલ**: ભાવનગર છાત્રાલય કમીશનનો: પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્ય: રૂ. ૦-૬-૦.

ગુજરાતમાં કોમી તેમજ બીજાં અને છાત્રાલયો છે. એ સર્વની પ્રવૃત્તિ વિદ્યાર્થીઓને વધારે ઉપયોગી અને લાભદાયક થાય એવા હદેશથી શ્રી દક્ષિણામુર્તિ ભવનના સંચાલકોએ આ તપાસનું શુભ કાર્ય ઉપાડ્યું છે. આ અહેવાલમાં ૧૨ છાત્રાલયોનો સમાવેશ થયો છે. આમાં અનેક ઉપયોગી સૂચનાઓ છે જે છાત્રાલયોના સંચાલકોએ વ્યવહારમાં યોજવા જેવી છે. આ પ્રયત્નો માટે એ ભાઇઓને અમે ધન્યવાદ આપીએ છીએ.

**જ્યોત્સ્ના** (હસ્ત લિખિત માસિક): તંત્રી: રા. યશેશ અને રા. મહેશ. પ્રકાશક: શ્રી જ્યોત્સ્ના મંડળ, મુંબાઇ; ૨.

હસ્ત લિખિત માસિકો ઉગતા સાહિત્યકારોને તાલીમ લેવા માટે સુંદર ક્ષેત્ર પૂરું પાડે છે. આવા માસિકોના સંચાલકો પોતાના એ ક્ષેત્રમાં રીઢા થયલાને નોતરે છે એ એક રીતે તેમની વિશાલ દૃષ્ટિ ગણાય પણ બીજી રીતે જોતાં અમને એ પદ્ધતિ ઠીક નથી લાગતી. રીઢા થયલા લેખકોની લેખિનીના વિહાર માટે ગુજરાતમાં અનેક માસિકો છે. હસ્તલિખિત માસિકોમાં તો ઉગતા તારાઓનેજ પ્રકાશવાનું ઉત્તેજન આપવું જોઇએ. આમા તેમ નથી થયું. સૌથી વધારે જગ્યા જાણીતા લેખકોએ રોકી છે એ એક દોષ ગણાય.

# સ્ત્રી જગત.

[૯-૬.

**રાષ્ટ્રીય રંગભૂમિ:** હિંદમાં નાટ્યકલા અધોગતિને પ્રાપ્ત થયેલી છે અને તેના પુનરુદ્ધાર અર્થે મુંબઇમાં ગુજરાત કલા સમાજની સ્થાપના થઇ છે. દરમ્યાન રાષ્ટ્રીય રંગભૂમિનો પ્રશ્ન મુંબઇના દૈનિક પત્રોમાં ચર્ચાઈ રહ્યો છે. આ વિષય પરત્વે રંગભૂમિ પર જાતે હાજર થઇ તેને સુધારવા નીકળેલા શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાયે પોતાના વિચારો નીચે પ્રમાણે રજુ કર્યા છે:—

"રંગભૂમિ પર ગૃહસ્થ સ્ત્રીઓને પાઠ લેતી કરવામાં હજી શંકાઓ થયા કરે છે અને કેટલાકો તેને એક ભાવનામય સ્વપ્ન તરીકેજ ઓળખે છે. પણ એ સ્વપ્ન નથી, કારણ કે હું પોતે રંગભૂમિ પર દાખલ થઈ ચૂકી છું. મારા પતિ એ દિશામાં પોતાના ૧૦ વર્ષના પ્રયત્નમાં અસંખ્ય સ્ત્રીઓનો સહકાર મેળવી ચૂક્યા છે અને છેલ્લા બે વર્ષમાં મારા પતિના નાટકોમાં સ્ત્રીઓ અનેક સ્થળે પાઠ લઈ ચૂકી છે.

મુંબઇની રંગભૂમિ પર રજુ થનારા અમારા નાટકમાં ૨૦ સ્ત્રી પાત્રો અમારી પાસે મોજુદ છે, અને મને આશા છે કે શંકાશીલ આત્માઓ નજરે જોઇને ખાત્રી કરશે કે ગૃહસ્થ સ્ત્રીઓ રંગભૂમિ પર દાખલ થાય એ સ્વપ્નું નથી પણ હકીકત છે. તેમના માનવા પ્રમાણે સ્ત્રીઓ 'વેશ' લે એ હીંદી સંસ્કૃતિથી વિરૂદ્ધ છે પરંતુ મારા મત પ્રમાણે તો પુરુષે સ્ત્રીઓનો પાઠ લે એ હીંદી સંસ્કૃતિનું [illegible] છે, અને પુરુષ વર્ગનું [illegible] છે. એક મરાઠી એક્ટરની સ્ત્રીએ એક આક્ષેપના જવાબમાં કહ્યું કે "પોતાના પતિને સ્ત્રી વેશમાં જોતાં તેને શરમ આવે છે એટલે તે નાટક જોવા જતી નથી." પુરુષો આ પાઠમાં સ્ત્રીઓને ન છાજતાં ચાળા પણ કરી જાય છે અને તેથી સમાજમાં અનીતિ વધુ ફેલાય છે. આવો ઉલટો ક્રમ હજી પણ ચાલુ રાખવાથી હીંદની નૈતિક ઉન્નતિ દુરજ રહેશે.

અલબત અત્યારે તો નાટકશાળાઓમાં એટલું બધું મલિન વાતાવરણ છે કે એક ગૃહસ્થ સ્ત્રી તેમાં તો જઇ શકે તેમ નથીજ. માટે નવેસરથી નવી રંગભૂમિઓજ રચવી યોગ્ય છે."

**બાળરક્ષણનો કાયદો અને અદાલત:** મુંબાઇ ધારાસભાએ ચાર વર્ષ થયાં પસાર કરેલો આ કાયદો અમલમાં મુકવાની તૈયારીઓ ચાલી રહી છે. સરકારે આ માટે ઉમરખાડીની જગ્યા આપી છે અને ત્યાં જરૂરી સુધારા વધારા થાય છે. ઉપરાંત આવતા વર્ષના ખર્ચ માટે રૂ. ૨૧૦૦૦ આપ્યા છે. ખાનગી ગૃહસ્થોમાં મિસિસ આનંદજી નાનજીની સખાવતમાંથી રૂ. ૨૦૦૦૦ મળ્યા છે. સર વિકટર સાસુન અને શ્રી. પ્રતાપગિરજીએ દરેકે રૂ. ૧૦૦૦ આપ્યા છે. ફંડ માટે હજી પ્રયત્નો ચાલુ છે અને તે ઉદેશથી મુંબાઇના શેરીફે તા. ૨૨ મી માર્ચે જાહેર સભા બોલાવી હતી. કાયદો તા. ૧ લી મેથી અમલમાં મુકાશે અને અદાલત પણ એજ અરસામાં સ્થપાશે. એ વિષયના ખાસ અભ્યાસી રા. પી. એલ. ઠક્કર મેજીસ્ટ્રેટ તરીકે એ અદાલતમાં બિરાજશે અને મીસ બાનુ જે. પી. તેમના કાર્યમાં મદદ કરશે.

**બાળ-જન્મોત્સવ અને પ્રદર્શનો:** ફેબ્રુઆરીની આખરમાં અને માર્ચની શરૂઆતમાં મુંબાઇ, અમદાવાદ, દીલ્હી, અમરાવતી, રાવલપીંડી, માંગલોર વગેરે સ્થળે લગભગ આખા હિંદના મોટા

મોટાં શહેરોમાં બાળસપ્તાહના સમારંભો ઉજવાયા અને તે નિમિત્ત ભાષણો, પ્રદર્શનો, મેજીકલેન્ટર્નના દેખાવોથી બાળ-ઉછેર વિષે પ્રજાને માહિતી આપવાના સ્તુત્ય પ્રયત્નો થયા. આ પ્રવૃત્તિ ગામડાઓના પ્રદેશમાં લઇ જવાય તો પ્રજાને વધારે લાભદાયી થાય.

**કવિ ન્હાનાલાલનો સુવર્ણ મહોત્સવ** ઉજવવાની તૈયારીઓ મુંબાઇમાં જોશભેર ચાલી રહી છે; અને ફંડ એકઠું થવા માંડયું છે. આ પ્રવૃત્તિમાં મુંબાઇની સ્ત્રી સંસ્થાઓએ પણ સારો ફાળો આપ્યો છે. ઉપરાંત એ પ્રસંગ નિમિત્ત કવિવરના નાટકોમાંના પ્રવેશો ભજવી બતાવાશે. કવિશ્રીએ ગુજરાતી સ્ત્રી વર્ગની સુંદર સેવા પોતાની કલમથી સાધી છે.

**ભગિની સમાજ મુંબાઇની** વારસીક સામાન્ય સભા સૌ. તારાબ્હેન માણેકલાલના પ્રમુખપણા નીચે મળી હતી શ્રી. ચીતળીબાએ વરસ દરમીઆન બજાવેલાં કામકાજનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો સૌ. જયશ્રી બ્હેન રાયજીએ આવક જાવકનો હીસાબ વાંચી સંભળાવ્યો હતો. આ રીપોર્ટ તથા હીસાબ બહાલ રાખવામાં આવ્યા હતાં અને નવાં વરસ માટે મેનેજીંગ કમીટીની ચુંટણી કરવામાં આવી હતી.

**રાષ્ટ્રીય સ્ત્રી સભા,** મુંબાઇએ બોલાવેલી એક સભા ડૉ. જરબાનુ મિસ્રીના પ્રમુખપદે મારવાડી વિદ્યાલયમાં મળી હતી, જે પ્રસંગે રા. શાપુરજી સકલાતવાળાએ એક ભાષણ આપ્યું હતું. અનેક સ્ત્રી પ્રશ્નો પર બોલતાં તેમણે કહ્યું હતું કે પુરૂષો ગેરવ્યવસ્થા કરે છે કારણ તેમને સ્ત્રીઓનો સહકાર નથી.

**મફત અને ફરજિઆત કેળવણી** આપવાની શરૂઆત મુંબાઇની મ્યુ. એ પોતાના એફ. અને જી. વોર્ડમાં ૧૯૨૫ ના નવેમ્બરથી શરૂ કરી. તે પછી ૪૩ નવી શાળાઓ ખોલવી પડી છે. હજી ૨૭૭૩ બાળકો નિશાળે નથી જતાં. તેમને નિશાળે મોકલવા માટે તેમનાં માબાપોને યોગ્ય સૂચના આપવાનો કાર્યક્રમ હાથમાં લેવાના હેતુથી એક સભા તા. ૧૩ મી માર્ચે પરેલમાં મળી હતી.

**દુનિયાની યાત્રા મોટરમાંજ** કરવા નીકળેલી બે બાનુઓ મીસ કોરડરી અને મીસ સીમ્પસન તા. ૧૧ મી માર્ચે મુંબાઇમાં આવી પ્હોંચ્યા હતાં. તા. ૯ મી ફેબ્રુઆરીએ લંડનથી નીકળી ડોવર સુધી મોટરમાં આવ્યાં. ત્યાંથી સ્ટીમરમાં ગાડી સાથે ફ્રાંસને કિનારે ઉતર્યાં: ત્યાંથી મોટરમાં મારસેલ્સ ગયાં અને ત્યાંથી સ્ટીમરમાં મુંબાઇ આવ્યાં છે. ફક્ત આનંદને ખાતર તેઓ આ યાત્રા કરે છે. સાથે બે પુરૂષો છે. બધાંનો સામાન ૮૦ રતલ વજનનો છે. મીસ કોરડરી ૧૯ વર્ષની હતી ત્યારથી મોટર જાતે હાંકે છે.

**વીલે પાર્લે** રાષ્ટ્રીયશાળાએ થોડા સમયમાં સારી પ્રગતિ કરી છે. ૨૦૨ બાળકો તેમાં શિક્ષણ લે છે, જેમાં ૮૫ કન્યાઓ છે. બાળકોના વાલીઓના લાભાર્થે તા. ૧૭ થી ૨૦ મી માર્ચ સુધી રમત ગમતની હરિફાઇઓ થઇ હતી તેમજ કન્યાઓના ગરબા અને કુમારોના દાંડીઆ રાસ થયા હતાં. તા. ૩ જી એપ્રીલે ફરી રમત ગમતો થશે. તા. ૯ મી અને ૧૩ મી એપ્રીલે કાંતવા પીંજવાની હરિફાઇ રાખવામાં આવી છે.

**શ્રી ચીમનાબાઇ સ્ત્રી-સમાજ,** વડોદરા તરફથી તા. ૧૩ મી માર્ચે શ્રી. સૌ. મહારાણી સાહેબાના પ્રમુખપદે લેડી સૌ. ધનવંતા મ્હેતાને માનપત્ર આપવાનો મેળાવડો થયો હતો. સમાજના પ્રમુખ તરીકે છેલ્લા દશ વર્ષમાં તેમણે કરેલી સેવાઓનું વર્ણન આપતું માનપત્ર સૌ. અવન્તિકા આચાર્યે વાંચી સંભળાવ્યું હતું. લેડી સૌ. ધનવંતા મ્હેતાએ જવાબ આપતાં શ્રી. સૌ. મહારાણી સાહેબે સ્ત્રીવર્ગની કરેલી સેવા માટે તેમનો આભાર માન્યો હતો.

**સત્કાર:** વડોદરાના કન્યા ગુરૂકુળના અધિષ્ઠાતા કવિ મહારાણીશંકર શર્મા અને તેમનાં પત્ની શ્રી ઇચ્છાદેવી પોતાનું ગુરૂકુળ મહુદેવી લઇ ગયાં છે વડોદરા છોડતી વેળા તેમને જાહેર સત્કાર આપવાનો સમારંભ શ્રી સૌ. મહારાણી સાહેબાના પ્રમુખપદે થયો હતો અને તેમને એક પર્સ અર્પણ કરી હતી.

**વિદ્યાર્થીનીઓ માટે વસતિગૃહ** અમદાવાદની ગુજરાત કોલેજને અંગે જુન માસથી ચાલુ થશે. સુપ્રી. તરીકે મીસ ભાગવત બી. એ. કામ કરશે. મકાન કોલેજની પાસે રહેશે જેનું, એક વર્ષનું ભાડું ઉદારચિત્ત શેઠ અંબાલાલ સારાભાઇએ આપવાનું કબુલ કર્યું છે. સેક્રેટરી તરીકે સૌ. લેડી વિદ્યાબ્હેન નીલકંઠ કામ કરશે. સૌ.

પ્રભાદેવી અંબાલાલ પણ સમિતિમાં છે. આ બ્હેનોને અમે ધન્યવાદ આપીએ છીએ.

**શ્રી જૈન વીસા ઓસવાલ ક્લબ** અમદાવાદ તરફથી એ જ્ઞાતિની સ્ત્રીઓની એક સભા સૌ. તારાબ્હેન ક. શેઠના પ્રમુખપદે તા. ૧૩ મી માર્ચે મળી હતી. સ્વાગતના કાવ્યો બાદ સ્ત્રી ઉપયોગી ફરતા પુસ્તકાલયનો અહેવાલ રજુ થયો હતો. શ્રી સરસ્વતી બ્હેને, સૌ. સરલાબ્હેન અ. શેઠે અને સૌ. તારાબ્હેન ક. ઝવેરીએ પ્રસંગોચિત વિવેચન કર્યા બાદ કન્યા કેળવણીની હરિફાઈમાં ઇનામ મેળવનારને ઇનામો અપાયાં હતાં. તે પછી રડવા કુટવાનો રિવાજ નાબુદ કરવાનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

**છોડીનો વેપારઃ** નાની બાળાઓને અને જુવાન કન્યાઓને ઉપાડી જઇ તેમને વેચવાનું કામ કેટલીક ટોળીઓ કરી રહી છે, એવી એક ટોળી ફેબ્રુઆરી માસમાં સિંધમાં પકડાઇ છે. અમદાવાદમાં પણ એવી એક ટોળી પોલીસે પકડી છે. યુરોપમાં પણ આ વેપાર હજી ચાલે છે અને તે નાબુદ કરવા પ્રજા સંઘ પ્રયત્ન કરે છે, હમણાંજ નેપાળના રાજકુટુંબ સાથે સંબંધ ધરાવતી એક કન્યાનું કલકત્તામાં રૂ. ૧૩૦૦ માં વેચાણ થયાની વાત બ્હાર આવી છે. તેને વેચાણ લેનાર મારવાડીનું કોઇએ એ કારણે ખુન કર્યું છે.

**સ્ત્રીઓમાં વાંચનનો ફેલાવો** કરવાના ઉદેશથી પાટણમાં પુસ્તકો ઠેલણ ગાડીમાં ભરી મહોલ્લે મહોલ્લે ફેરવવાની યોજના તૈયાર થઇ છે.

**પત્નીનું ખુન** કરનાર, પોરબંદરવાળા નાનજી વીરજીના જમાઈને ફાંસીની સજા થઇ છે.

**પરદેશ ગમનઃ** પૂનાની કર્વે મહિલા વિદ્યાપીઠનાં એક સ્નાતિકા મિસિસ પટવર્ધન શિક્ષિકા થવા માટેની વધુ તાલીમ લેવા ઇંગ્લાંડ ગયાં છે.

**ઔંધ નરેશે** પોતાના રાજ્યમાં બાળકોને ધંધાદારી કેળવણી આપવાની યોજના ઘડી છે. એ યોજના મુજબ બાળક સાત વર્ષ ફરજિઆત શાળામાં રહેશે ને દરમિઆન તેને ભાષાજ્ઞાન ઉપરાંત અમુક એક મનપસંદ ઉદ્યોગનું પૂરેપૂરું શિક્ષણ આપશે.

**બેંગલોરની જીલ્લા બોર્ડના** એક સભાસદ તરીકે દિવાન બહાદુર ચંદ્રશેખર આયરના સ્ત્રી શ્રીમતી પાર્વતી અમ્મલની નીમણુંક થઇ છે. મ્હૈસુર રાજ્યમાં આ સ્થાન મેળવનાર એ પ્રથમ બ્હેન છે.

**હિમ્મતવાનઃ** અહમદનગરમાં તા. ૮ મી માર્ચે પોતાના દિવાનખાનામાં પેસતાં એક અંગ્રેજ અમલદારની પત્નીએ એક વાઘને બેઠેલો જોયો. સુભાગ્યે વાઘની પીઠ બાઇના તરફ હતી. દિવાનખાનામાંથી તે સૂવાના ઓરડામાં પેઠાં. બાઇએ હોહા કરવાને બદલે હિમ્મતથી એ ઓરડાનું બારણું બંધ કરી વાઘને પૂરી દીધો. એક પુરૂષે તે પછી બારીમાથી તેને બંદુક મારી પૂરો કર્યો. ખાસો ૭ ફીટ લાંબો હતો.

**રસોડાની જરૂર નથીઃ** નાગપુરની ધારાસભામાં હિંદીઓ માટેના ડાક બંગલાને લગતા સવાલની ચર્ચા કરતાં પ્રધાન મી. દેશમુખે જવાબ આપ્યો કે હિંદીઓને ખાસ રસોડાની જરૂર નથી. એકાદ ઝાડ નીચે બે ઇંટો ગોઠવીને પણ તે રાંધી શકે છે. બિચારાને કોઇ કુરડ મળી હશે એટલે એને ખાસ રસોડામાં અને ઝાડ નીચે રાંધવામાં બહુ ફેર નહિ જણાતો હોય !

**સ્ત્રીમતાધિકારઃ** મ્હૈસુરની ધારાસભામાં સ્ત્રીઓને બેસવાનો અધિકાર આપતો ઠરાવ મેસર્સ મહમ્મદ અબ્બાસખાન અને પરમશીવને તા. ૨૫ મી ફેબ્રુઆરીએ રજુ કર્યો હતો. જુના વિચારના તેમજ અમલદાર સભાસદોએ તેને ટેકો આપતાં ૨૧ વિરૂદ્ધ ૧૦ મતે પસાર થયો હતો. એજ સભામાં લગ્નનું વય છોકરા માટે ૨૦ વર્ષનું અને છોકરીઓ માટે ૧૪ વર્ષનું ઠરાવવાનો ઠરાવ ૧૪ વિરૂદ્ધ ૧૬ મતે ઉડી ગયો હતો.

**સુધારક લગ્નઃ** કોઇમ્બતુરના ડૉ. કે. પ્રતાપના લગ્ન માંગલોરના શ્રી. લલિતાબાઇ સાથે બ્રહ્મો વિધિથી ફેબ્રુઆરી માસમાં થયાં. ૧૮૭૨ના લગ્નના કાયદા મુજબ એ લગ્ન રજીસ્ટરમાં પણ નોંધાયું છે. વર તામીલ વેલાલા જ્ઞાતિના અને કન્યા બીલ્લવર જ્ઞાતિની છે.

**મદ્રાસની ગુજરાતી શાળાનો સમારંભ** તા. ૨૬ મી ફેબ્રુઆરીએ ઉજવાયો હતો ને પ્રસંગે ત્યાંના પ્રતિષ્ઠિત ગુજરાતીઓએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. મ્યુ. કાઉન્સીલના પ્રમુખ મી. હમીદખાને ફતેહચંદ વિદ્યાર્થીઓને ઇનામો વ્હેંચી આપ્યા હતા. દૂર વસતા આ ભાઇઓના માતૃભાષાપ્રેમ માટે ધન્યવાદ.

**વિદુષી બાળ-વિધવા:** બ્હેન રિનગ્ધપ્રભા સિંહ નામે એક બાળવિધવાએ કલકત્તા યુનીવર્સીટીની એમ. એ ડીગ્રી માટેની પરિક્ષા બીજા વર્ગમાં પસાર કરી છે. બાલપણમાં વિધવા થયા પછી આ બ્હેને શિક્ષણ લેવાની શરૂઆત કરી હતી. ગુજરાતની બાળવિધવા બ્હેનો અને તેમના માબાપો માટે આ દાખલો અનુકરણીય છે.

**કલકત્તા મ્યુ. ની ચુંટણી** માર્ચની ૧૬ મીએ થઇ. બે સ્ત્રીઓ ઉમેદવાર હતી–શ્રીમતી ઉર્મિલાદેવી ( દેશબંધુ દાસનાં બ્હેન ) અને શ્રીમતી માયાદેવી. બન્નેના પ્રયત્નો નિષ્ફળ ગયા.

**કન્યા-આશ્રમ** કલકત્તામાં ના. ગવર્નરે તા. ૧૨ મી માર્ચે ખુલ્લું મુક્યું હતું. અનીતિના વ્યાપારની અટકાયત કરતા કાયદાની રૂએ બચાવેલી કન્યાઓ માટે આ આશ્રમ સ્થપાયો છે. કલકત્તામાં આવી બાળાઓની સંખ્યા ૨૦૦૦ ની છે. આ આશ્રમમાં ફક્ત ૩૦ કન્યાઓને રાખી શકાશે. ગવર્નરે વધુ નાણાં માટે કલકત્તાની મ્યુ. ના પ્રમુખને, વ્યાપારી ચેમ્બરોને, મારવાડી કોમને તેમજ દરેક માબાપને અપીલ કરી હતી.

**આર્થિક દ્દષ્ટિએ** હિંદી સ્ત્રીઓ બહુ ઓછો ફાળો સમાજના જીવનમાં આપે છે એવી ફરિયાદનો રદીઓ મીસ એસ. બી. રાવે "ઇન્ડીઅન રીવ્યુ" માં એક લેખ લખીને આપ્યો છે. સ્ત્રી કુટુંબ-જીવનમાં જે સ્થાન ભોગવે છે અને ફરજો બજાવે છે તે ઘણા ભુલી જાય છે. ખેતીવાડીમાં અને કારખાનાઓમાં પણ તેમનો હિસ્સો ઓછો નથી. એક ખેડુતની પત્ની કે એક ભીલ મજુરની પત્ની તેના કાર્યમાં અને કમાણીમાં મોટો ફાળો આપે છે અને ઉપરાંત ઘર સંભાળે છે. પ્હેલાં પણ સુંદર કારીગરીના કામ સ્ત્રીઓજ કરતી. ઢાકાની વિખ્યાત મલમલ બનાવનારી ઘણીખરી સ્ત્રીઓજ હતી.

**પત્નીની આવકપર કર:** હિંદી સરકારે કર સંબંધી તપાસ કરવા નીમેલી કમિટિએ એવો અભિપ્રાય આપ્યો કે સુપરટેક્ષ અને ઇન્કમટેક્ષ ગણવા માટે પતિ પત્ની બન્નેની આવક ભેગી ગણી તે પછી તેમની દરેકની આવક માટે કર આકારવો. પણ આ અભિપ્રાય સરકારે સ્વીકાર્યો નથી

**સંમતિ વય માટે:** દિલ્હીના ફ્રાન્ક થીએટરમાં તા. ૧ લી માર્ચે સ્ત્રીઓની એક જાહેરસભામાં બ્રિટિશ સોશ્યલ હાઇજીન કાઉન્સીલનાં પ્રતિનિધિ મિસિસ શેલ્ફે "જીવનની બક્ષીસ" વિષે ભાષણ આપ્યું હતું. ત્યાર બાદ સભાએ સર હરિસિંહ ગૌરના સંમતિવય વધારીને ૧૬ વર્ષની કરવાના બીલને ટેકો આપનારો ઠરાવ કર્યો હતો. આ બીલ ૨૫ મી માર્ચે વડી ધારાસભામાં રજુ થયું છે.

**બાળકનું આરોગ્ય:** સોનપુરના મહારાજાએ નીચે જણાવેલા વિષય પર સૌથી સરસ નિબંધ લખનારને એક સોનાનો ચાંદ આપવાનું જાહેર કર્યું છે. વિષય: "એક અને છ વર્ષની વય વચ્ચેનું બાળક કયા કારણે યોગ્ય તંદુરસ્તી જાળવી નથી શકતું અને તે નિષ્ફળતા દૂર કરવાના ઉપાયો." નિબંધો લખીને "સેક્રેટરી, લેડી ચેમ્સફર્ડ લીગ, વાઇસરીગલ એસ્ટેટ્સ, સીમલા" ને સરનામે તા. ૧૩ મી એપ્રીલ પ્હેલાં મોકલી આપવાનાં છે.

**મહિલાઓ માટે અલગ વિભાગ સર્વ** સાર્વજનિક હોસ્પીટલોમાં રાખવા માટેની એક દરખાસ્ત શ્રી રઘુવીરસિંહે સંયુક્ત પ્રાંતોની ધારાસભામાં પસાર કરાવી છે.

**બ્રહ્મદેશની સ્ત્રીઓ:** સ્ત્રીવર્ગે મેળવેલી સ્વતંત્રતા ઉપરથી દેશની સભ્યતાનું માપ કઢાય તો દુનિયામાં બ્રહ્મદેશ સૌનો શિરોમણી ગણાય. જીવનના દરેક–ખાનગી તેમજ જાહેર વ્યવહારોમાં-વેપાર વગેરેમાં સ્ત્રીઓ ત્યાં પ્રાધાન્ય ભોગવે છે. દુકાનો તેઓ ચલાવે છે, સેંકડો સંસ્થાઓની વ્યવસ્થા કરે છે. બુદ્ધીસ્ટ કાયદા મુજબ મીલ્કતમાં પતિ પત્ની સરખે હિસ્સે ભાગીદાર છે, પતિ સ્ત્રીને તલ્લાક આપે તો અર્ધી મીલ્કત પણ સાથે આપી દેવી પડે. રાજકુટુંબમાં પ્રાચીન સમયની જેમ એક એવો ચાલ હતો કે રાજાની પટરાણી તો, તેની મોટી દીકરીજ થઇ શકે અને તેથી ગાદી, વારસને પોતાની બેન સાથે લગ્ન કરવા પડતાં. મીસરમાં આવાં લગ્ન આદર્શ ગણાતાં.

### એશિયા.

ચીનની મહિલાઓએ પોતાનાં કામદાર મંડળો સ્થાપ્યાં છે અને તેઓ પીકેટીંગ વગેરેનું

કામ ઉત્સાહ પ્રસંગે ઉત્સાહથી કરે છે. સૌથી વધુ જોરદાર મંડળો સીવણ કામ, મોજાં બનાવનાર તેમજ દીવાસળી બનાવનાર સ્ત્રી કામદારોનાં છે. કારખાનાના માલીકોને નમાવવામાં અને જે સ્ત્રી-કામદારોએ પોત પોતાના ધંધાને લગતાં મંડળો હજી સ્થાપ્યાં નથી તેમને મદદ કરવામાં આ મંડળો મોટો ફાળો આપે છે.

**પુરુષોનો પોકારઃ** ચીનમાં અત્યારે આંતરિક વિગ્રહ ચાલે છે. રાષ્ટ્રીય પક્ષે હેન્કોમાં આવીને સ્ત્રીઓની સ્વતંત્રતા વિષે પ્રચાર કરવા માંડયો છે જેને પરિણામે સ્ત્રીઓનું એક મંડળ સ્થપાયું છે. પુરુષો પોકાર કરે છે કે તેમની પત્નિઓ ઘેર નથી આવતી; "બીલાડી" ની જેમ રખડયા કરે છે. આમ વધુ વખત ચાલશે તો ગૃહજીવનનો નાશ થશે એવો તેમને ભય રહે છે. ઓસ્ટ્રીઆમાં આવાં પુરુષોનું મંડળ સ્થપાયું છે અને તેઓ કુંવારી રહેતી સ્ત્રીઓ પર કર નાંખવાની સરકારને ભલામણ કરવાનાં છે.

**આજનું જાપાનઃ** થોડા વર્ષ પહેલાં જાપાનની સ્ત્રીઓની હાલત હિંદની સ્ત્રીઓ કરતાંય .... હતી. ઘરમાં બેસી કુથલી કરવી, કે શીવવું ભરવું એ સિવાય તેમને બીજું કામ ન્હોતું. ૧૯૨૦ માં વિદ્યાપીઠનાં બારણાં તેમને માટે ખુલ્લાં થયાં. તે પછી સ્ત્રીઓએ અજબ પ્રગતિ કરી છે, ઘણા મંડળો સ્થપાયાં છે. નર્સ થવાની તાલીમ માટે ટ્રેનીંગ કોલેજ ઉઘડી છે. પ્હેલાં ગાય હતી તે હવે સિંહણ બનતી જાય છે!

જૂન ૧૯૨૫.

**ગૃહજીવનમાં સમાનતાઃ** ખ્રિસ્તિ લગ્ન વિધિમાં અત્યાર સુધી કન્યા પાસે પતિને આજ્ઞાધીન રહેવાની પ્રતિજ્ઞા કરાવવામાં આવતી. આ પ્રતિજ્ઞા કાઢી નાખવા માટે લાંબા વખતથી સ્ત્રીમંડળો લડત ચલાવતાં હતાં તે હવે સફળ થઇ છે. એ પ્રતિજ્ઞા નીકળી જતાં ગૃહજીવનમાં પતિ પત્નિ સમાન બને છે. આખા દેશના સ્ત્રીમંડળોએ આ સુધારો હર્ષથી વધાવી લીધો છે, પરંતુ "કન્યાનું દાન" દેવાની જે વીધિ છે તે હજી તેમને ખુંચે છે.

**વિલાયતની "કફન ડોશી":** ભાઇ "મસ્તફકીરે" "કફન ડોશીની કાળે" નામે એક વાર્તા લખી ડોશીને સ્મશાનમાં બેઠી કરી હતી. વિલાયતમાં હમણાંજ એક "કફન ડોશી" મિસીસ ગ્રીન ઇવરટને માટે ૫૫ વર્ષની ઉમ્મરે મરી ગઇ. તેના શરીર ઉપર કુલ ૩૧ ઓપરેશન થયાં હતાં અને બે વાર મરી ગયાના સરટીફીકેટ પણ ડોકટરોએ આપ્યાં હતાં. પ્હેલી વખત દફન કરવા લઇ જતાં રસ્તામાં બેઠી થઇ હતી. બીજી વખત તો ઘરમાં હતી ત્યાંજ જીવ પાછો આવ્યો હતો. આ છેલ્લી વખત તો ઉંચકી જવાની મ્હેનત કરવાં પ્હેલાં સગાંઓએ તેની નસો ખોલાવી મરી ગયાની ખાત્રી કરી લીધી હતી!

**સ્ત્રી આચાર્ય તરીકેઃ** હિંદમાં પ્રાચીન આર્યભાવના પ્રચલિત છે કે માતા પ્રથમ ગુરૂ છે. આપણે ત્યાં અનેક સાધ્વી સન્યાસિનીઓ થઇ છે અને સમાજે તેમનું સ્થાન સ્વીકાર્યું છે. ઇંગ્લાંડમાં હજી એ વિષે ચર્ચા ચાલે છે અને સ્ત્રીઓને ધર્મગુરૂ પદ આપવા માટે જબરો મતભેદ છે. થોડા વખત પરજ બરમીંગ્હામના બીશપે સ્ત્રીઓની તરફદારી કરવાથી વિરોધ જાગ્યો છે.

**મતાધિકારઃ** ઇંગ્લાંડમાં પુરૂષો જેવોજ મતાધિકાર મેળવવા સ્ત્રીઓ લડત ચલાવી રહી છે. ૨૧ વર્ષની ઉમ્મરની દરેક સ્ત્રીને મતાધિકાર મળવો જોઇએ એવી માંગણી ત્યાંના ૩૦ મંડળોએ કરી છે. લોર્ડ હયુ સેસીલે સ્ત્રીઓ વિરૂદ્ધ દર્શાવેલા અભિપ્રાયથી ઘણી ચકચાર ફેલાઇ છે.

**બહાદુર માતાઃ** ઇગ્લાંડમાં કોલસાની ખાણોમાં છેલ્લો ભયંકર અકસ્માત થયો તેમાં પોતાના બે માસના બાળકને બચાવવા એક બ્હાદુર માતાએ પોતાનો જાન આપ્યો છે. પોતાના પતિઓને જીવતા જોવાની આશાભરી અબળાઓ બબ્બે માસના બાળકો કેડે બેસાડી આખી રાત કડકડતી ઠંડીમાં અકસ્માતની જગ્યાએ બેઠી હતી.

**નમે તે વેરીને વશ કરે** એ કહેવત પ્રમાણે લંડનમાં મીસ નોરા અપટન નામની એક બાઇએ અડધી રાતે આવેલા ચોરને વિનય અને નમ્રતાથી વાતે કરી પોતાને ઘેર ચોરી કરતાં અટકાવ્યો હતો! તેને એટલુંજ કહેવું પડેલું કે "ભાઇ ગરીબ માણસને શું કામ દુઃખ દેવા આવ્યો છે! બીજું તો કંઇ નહિ પણ મારી બીમાર કાકી તારી ચોરીથી એવી ડરી જશે કે તેનો પ્રાણ ચાલ્યો જશે.

બાઇ, બચાવ, " ચોર પણ આ નમ્રતાને તાબે થઇ ચાલ્યો ગયો હતો

**જન્મથી અંધ** રૂથ આસ્કેનાઆ નામની એક દ્રઢ નિશ્ચયી યુરોપીઅન સ્ત્રીએ હમણા આખા યુરોપની મુસાફરી પુરી કરી છે અને " જોવા જેવું જોઇ આવી છે ! " તેને નિત્ય નવું જોવાનું ઘણું મન હતું પણ આંખો ન્હોતી ને પૈસાએ ન્હોતા. ખૂબ મહેનત પછી તે કોલેજમાં ગ્રેજ્યુએટ થઇ અને ત્યાર પછી ટાઇપીસ્ટ તરીકે નોકરી પર ચઢી જેમાં પાઇ પાઇ બચાવીને આખરે આ મોટી જાત્રા જવાને તે તૈયાર થઇ શકી હતી. આખી મુસાફરી દરમ્યાન, પારીસ, રોમ વગેરે શહેરોના જોવા જેવા સ્થળોને " સ્પર્શ " કરીને સંતોષ પામી હતી.

**નસીબ આડું પાંદડું** ખસતાં પુરૂષો તેમજ સ્ત્રીઓ કેવાં સુખી થઇ જાય છે તેનો પુરાવો એક અમેરીકન બાળાના બનાવ પરથી મળે છે. અમેરિકાથી તે લંડન આવી ત્યારે તેની પાસે કંઇજ ન્હોતું. માત્ર ઓળખાણના એક બે કાગળો હતા. લંડનમાં મોટામોટા લખોપતિ અને ઉમરાવો સાથે ઓળખ થઇ. બે ત્રણને પરણી જેમ'ના એકે તો દલ્લા સાથે ફારગતી આપી ! આ બાઇ છેક રાજા એડવર્ડ સુધી દોસ્તી કરી ચૂકી હતી !

**પુત્રીની મમતાઃ** હલ ( ઇંગ્લાંડ ) માં એક એડવર્ડ ઓસ્ટાક નામના માણસને પોતાના બાળકો તરફ બેદરકારી બતાવવા માટે મેજીસ્ટ્રેટ સમક્ષ ઉભો કરવામાં આવ્યો. બાળકોની મા મરી ગઈ ત્યારથી એ બાપ તેમની ચિંતાજ નથી કરતો. મેજીસ્ટ્રેટે તેને કેદમાં નાંખવા ઇચ્છા કરી પણ તેની મોટી પુત્રીની વિનંતીથી તેને એક વધુ તક સુધરવાં માટે આપી છે.

**લાંબા ઘાઘરાની ફેશન** હવે કાયમને માટે લાંબી થઇને સુઇ ગઇ છે એવું ફ્રેંચ દરજીઓએ જાહેર કર્યું છે. તેમના કહેવા પ્રમાણે સ્ત્રીઓ ઉંચી ગાપી પહેરતી ત્યારે તને અજરૂપ લાંબા ઘાઘરા જરૂરી હતા પરંતુ હવે નાની ટોપીઓ તેમજ સ્ત્રીઓની જાહેર પ્રવૃત્તિ જોતાં અડફટમાં આવે એવા એવા લાંબા પહેરવેશ નકામા છે અને ટુંકા ઘાઘરા હવે કાયમના સ્વીકારાયા છે.

**ફેશન માટેઃ** પેરીસ પાસે મેસ્સરી ગામમાં રહેતી એક બાર વર્ષની કન્યાએ એવી બુમ ઉરાડી કે બે લુંટારૂએ તેના ઉપર હુમલો કરી તેના વાળ કાપી નાંખ્યા. લોકોએ અને પોલીસે કહેવાતા લુટારૂઓની નિષ્ફળ શોધ કરી. પાછળથી છોકરીએ કબુલ કર્યું કે તેણે પોતાના વાળ કપાવ્યા હતા પણ મા ગુસ્સે ન થાય તેથી આવી બુમ ઉડાડી હતી.

**ટેનીસબાજ** સુઝન લેંગલન ટેનીસની રમત બતાવવા અમેરિકા ગઇ હતી જ્યાં તેને ૩ લાખ રૂપીઆની આવક થઇ છે હવે તે ઇંગ્લાંડ અને યુરપના બીજા દેશોમાં પોતાની રમત બતાવવા અને કમાવા જવાની છે. એની રમત સીનેમામાં બતાવવા માટે એક વેપારી મંડળી ઉભી થઇ છે.

**ઓલમ્પીક અખાડામાં સ્ત્રીઓઃ** ૧૯૨૮ ના વર્ષમાં હોલેન્ડની રાજધાની આમ્સ્ટર્ડામમાં ઓલીમ્પીક રમત ગમતોનો અખાડો ખેલાશે તે પ્રસંગે પૂરા બે દિવસો સ્ત્રીઓની રમતગમતો માટે રાખવાનો આગ્રહ સ્ત્રી કસરતબાજોનાં આંતર રાષ્ટ્રિય સંઘે એક ઠરાવ દ્વારા કર્યો છે. ગયે વર્ષે આ રમતોમાં પ્હેલીવાર સ્ત્રીઓને દાખલ કરવામાં આવી હતી.

**હોટલોમાં સ્ત્રી મુસાફરો** ઉતરે છે અને લંડનના હોટલના નોકરો કહે છે કે, મર્દો કરતાં આ મ્હેમાનો ઘણા સારા છે ! કારણ કે મર્દો જેટલું ખાતી નહિ હોવાથી નોકરોને તકલીફ ઘણી ઘટી જાય છે ! ઓફીસમાં નોકરી કરતી સ્ત્રીઓને ઘણાં હોટલમાં ખાવા જવું પડે છે અને તેમનાં ટુંકા પગાર છતાં તેઓ ચાર ચાર આના દરરોજ બક્ષીસ તરીકે કાઢી આપે છે !

**આજનું તુર્કસ્તાનઃ** " સ્ત્રીઓનો બુરખા તદન અદ્રશ્ય થઈ ગયા છે. તેને બદલે પેરીસની ફેશનના બ્લાઉઝ અને ફ્રોક પ્હેરાય છે. જુના વિચારના આ પોશાકને વખોડે છે છતાં ટુંક મુદતમાં થયેલ ફેરફાર અજાયબી ઉપજાવે એવો છે. હવે સ્ત્રીઓ છુટથી હરેફરે છે અને બજારમાં ખરીદી કરવા પણ જાય છે. ઘણી સ્ત્રીઓ ટાઇપીસ્ટ તરીકે અને વેચાણ કરવા ઉપર નોકરી કરે છે. હજી વાળ કપાવવાની ફેશન બહુ વધી નથી. ઘણી સ્ત્રીઓ

હજી લાંબા વાળ રાખે છે અને યુરોપીઅન હેટને બદલે બારીક કાપડની ઓઢણીથી માથું ઢાંકે છે. મોજાં અને ઉંચી એડીના જોડા પણ છૂટથી વપરાય છે. હાથમાં પફ પાવડર અને સેન્ટ સાથેની ચામડાની બેગ રાખે છે. આટલું છતાં દેશના અંદરના ભાગમાં જુની ફેશનના પોશાક અને બુરખા નજરે પડે છે.

**શાબાશ તુર્કસ્તાન !** જે સવાલ ઇગ્લાંડમાં શિક્ષણખાતાને કનડી રહ્યો છે તેનો નિવેડો તુર્કસ્તાને વિના સંકોચ કરી નાંખ્યો છે. ઇગ્લાંડમાં શિક્ષિકાઓ લગ્ન કરે તો તેમને નોકરી પરથી દૂર કરવાના પ્રયત્નો થાય છે, જ્યારે તુર્કસ્તાન એવી બાબતને ઉત્તેજન આપે છે. ઇગ્લાંડનો વાંધો એ છે કે બાળકો થવાથી શિક્ષિકાઓ ગેરહાજર રહે છે. તુર્કસ્તાન કહે છે કે દરેક શિક્ષક તેમજ શિક્ષિકાએ પોતાને બાળક ન હોય તો દત્તક બાળક લઇને ઉછેરવું. રાજ્ય જેમને જોઇતાં હશે તેમને બાળકો પૂરાં પાડશે. બાળરક્ષણનો આ નુસ્ખો હિંદમાં અજમાવવા જેવો છે.

**ગૃહીણી માટે શાળા:** યુવાન ગૃહિણીઓ માટે બર્લીનમાં એક શાળા એપ્રીલ માસમાં ઉઘડશે. આ શાળામાં ગૃહવ્યવસ્થાનું સંપૂર્ણ જ્ઞાન અપાશે. શિક્ષણક્રમ એક વર્ષનો છે, જેમાં રાંધવાનું, બાગ બનાવવાનું, આરોગ્યશાસ્ત્રનું અને બાળકોની માવજતનું ખાસ જ્ઞાન અપાશે. કુમારિકાઓ પણ દાખલ થઇ શકશે અને એક વર્ષ શિક્ષણ લીધા બાદ રાજ્યની શાળામાં જઇ કીન્ડર ગાર્ટન, શિક્ષણ, શીવણકામ અને રાંધવા વગેરેના ડીપ્લોમા મેળવી શકશે. આપણા સ્ત્રી મંડળો આવી કાંઇ ગોઠવણ કરશે ખરાં ?

## અમેરિકા.

**સાસુ-જમાઇ:** ઉત્તર અમેરિકાના પુરાતન વતનીઓની એક જાતિમાં લગ્ન પછી જમાઇ પોતાની સાસુને કદી મળી શકતો નથી. જે ઘરમાં સાસુ હોય તે ઘરમાં જમાઇ જઈ શકે નહિં. કહેવાય છે કે ચીતાગોંગ (પૂર્વ બંગાળા) ની એક હિંદુ જાતિમાં પણ એવીજ માન્યતા પ્રચલિત છે.

**શાન્તિને ખાતર:** દુનિયાના સર્વ દેશો વચ્ચે સુમેળ શાન્તિ જળવાય રહે એવા હેતુથી પ્રયત્નો કરનારમાં અમેરિકામાં સ્ત્રીઓ અગ્રસ્થાન લે છે. હમણાંજ નવ સ્ત્રી-સંસ્થાઓએ એકત્ર થઇ એ હેતુ બર લાવવા માટે એક પરિષદ ભરી હતી; અને પ્રજાઓ શા માટે યુદ્ધે ચઢે છે તેની ચર્ચા કરી તે અટકાવવાના ઉપાય સૂચવ્યા હતા.

**મીસ જેન આડમ્સ:** અમેરિકાની એક આગેવાન સમાજસેવિકા છે. તેની સામે કેટલાંક છાપાંઓએ અણછાજતી ટીકા કરેલી. એ ટીકા ખોટી છે એમ બતાવવા ચીકાગોમાં તેને એક ખાણું અપાયું હતું જેમાં ૧૨૦૦ સ્ત્રી પુરૂષોએ ભાગ લીધો હતો. ટીકીટો રાખવામાં આવી હતી, છતાં લગભગ ૧૦૦૦ માણસોને સ્થળ સંકોચને લીધે ના પાડવી પડી હતી. મીસ જુડીથ લેથરોપે પ્રમુખસ્થાન લીધું હતું.

કપુરથલાના મહારાણી હાલ અમેરિકામાં ન્યુયોર્કમાં નિરાંતે રહેવા આવ્યા છે કારણ કે હવે મહારાજાથી તેમણે ફારગતી લઇ લીધી છે.

બાલ નાટ્યકારો તરીકે પાા વર્ષની એગ્મા મે અને ૭ વર્ષનો કાર્ટન મેક ન્યુ યોર્ક અમેરિકામાં હમણાં બ્હાર આવ્યા છે. આ બન્ને બાળકોને લખતાં પણ આવડતું નથી. છતાં તેમના વિચારો એક પછી એક ટાંકી લઇ એક વાર્તા ઘડી કાઢી તેનું નાટક બનાવવામાં આવ્યું જેમાંના સર્વ પાત્રોનું કામ નાનામાં નાના બાળકોનેજ સોંપવામાં આવ્યું હતું.

ઢીંગલા ઢીંગલીઓની ભેટ દ્વારા જુદા જુદા દેશોના બાળકો વચ્ચે બંધુભાવ પ્રસરાવવાનું પગલું અમેરિકાએ લીધુ છે. જાપાનમાં તા. ૩ જી માર્ચે ભરાયલા ઢીંગલા પ્રદર્શનમાં અમેરીકન બાળકોએ ઢીંગલા બનાવી સ્ટીમર ભરીને મોકલ્યા હતા જેની જાપાનમાં સારી કદર કરવામાં આવી હતી. આ દરેક ઢીંગલા બનાવનાર બાળકનું નામ, સરનામું તારીખ વગેરે હકીકત લખાડીને તેને જાપાનની નિશાળોમાં વહેંચવામાં આવ્યા હતા.

બાલ મિલ્કતનો કાયદો કરવા માટે મજુર ખાતાનાં પ્રધાને ન્યુ સાઉથ વેલ્સમાં પગલું લીધું છે. સિદ્ધાંત પ્રમાણે દરેક મજુર કુટુંબની આવકમાં બાળકોનો પણ હિસ્સો ગણાય એટલે આ કાયદા પ્રમાણે દરેક મજુરને બાલ મિલકત જુદી પાડવા આઠવાડિયે પાંચ શીલીંગ આપવી પડશે,

જેમાં શેઠને પણ ૬ ટકા ઉમેરવા પડશે. આ રક્ષણ ૧૪ વર્ષની અંદરના બાળકો માટે છે.

દુનીઆના વિદુષક ચાર્લી ચેપલીન અને તેની વહુ વચ્ચે કલેશ થયો છે અને બન્ને વચ્ચો ડીઆનો વરઘોડો કોર્ટે ચઢયો છે તે તો હવે જાણીતી વાત છે. પરંતુ કેસ ચાલે છે તે દરમ્યાન મીસીસ ચેપલીનને દાણાપાણીનો ખર્ચ આપવાના કોર્ટના સ્પષ્ટ હુકમો છતાં, તે બીચારીને હજી એક ફાણી કોડી પણ મળી નથી ! તે બીચારી ઉબટ થાકીને હવે પતિને કેદ કરાવી દેશનિકાલ કરાવવાનું પગલું લેનારી છે, પરંતુ તેનો કાયદેસર ખર્ચ આપવાને પણ તેની પાસે દોકડા નથી ! ચેપલીનના વકીલો કહે છે કે અઠવાડીએ ૩૦૦ રૂપીઆ અમે આપવા તૈયાર છીએ છતાં તે નથી સ્વીકારતી !

સ્ત્રી સૈનિકો: દેશના બચાવ માટે સ્ત્રીઓને લશ્કરી તાલીમ આપવાની અને જરૂર પડે યુદ્ધમાં મોકલવાની યોજના ફ્રાંસે ઘડી છે, પણ નિકારાગુઆમાં તો અત્યાર પહેલાં સ્ત્રીઓ યુદ્ધમાં ઉતરી ચૂકી છે. ત્યાંની છેલ્લી લડાઇમાં એવી એક ટુકડી ઉતરી હતી અને તેની આગેવાન લડાઇમાં ઘાયલ થઇ મરણ પામી. પણ મરતાં પહેલાં પોતાની હાથ નીચેની સ્ત્રીને તેણે પોતાનું પદ સોંપી લડાઇ ચાલુ રાખવાનું જણાવ્યું હતું. એ લડાઇમાં ૭ સ્ત્રીઓ ઘાયલ થઇ હતી.



એક વર્તમાનપત્રના તંત્રીએ નીચે પ્રમાણે ફકરો પોતાના પત્રમાં પ્રકટ કર્યો:

" અમારો માણસ આજે એક ગાંધીને ત્યાં એક શેર હીંગ લેવા ગયો હતો. એ હીંગ તપાસતાં તેમાં ત્રીસ ટકાનો ભેગ માલમ પડ્યો છે. જો એ ગાંધી એક શેર ચોખ્ખી હીંગ અમને નાહક મોકલી આપે તો લાચારીએ અમારે આ બાબત માટે આગળ પગલાં ભરવાં પડશે. "

બીજે દિવસે શેર શેર હીંગના પચાસ પડીકા તંત્રીની ઓફીસમાં આવીને પડયાં હતાં.

× × ×

એક ભરાવદાર બદનના બાનુ ટ્રામના સ્ટેશન પાસે ઉભા હતાં. ટ્રામ આવી; બીજા મુસાફરો ચઢયા અને કંડકટરે ઘંટડી મારી પાછળથી અવાજ આવ્યો: " એ ટ્રામવાળા મુ. ઉભી રાખ." ટ્રામ ઉભી રહી. બાઇ હાંફતા હાંફતાં ઉપર ચઢયાં "ઉભો રહે, હું કહું ત્યાં સુધી ચલાવતો નહિં ". તેમણે કંડકટરને કહ્યું. ટ્રામમાં નજર કરીને બાઇ પાછા ઊતર્યાં. તમારે કયાં જવું છે ? ' કંડકટરે પૂછ્યું.

આજે તો નથી જવું. પણ કાલે મારે જવું છે તે ટ્રામમાં જગા મળશે કે નહિ તેજ મારે જોવું'તું ? '

× × × ×

અમેરિકામાં કહે છે સોનું ઘટવા લાગ્યું છે. ફીકર નહિ. શરગત થયેલી ધણીઆણીઓની વીંટીઓજ એકઠી કરી લે તો એ દેશને સોનાની જરૂર નહિ પડે.



# નોંધ

**તંત્રીપદમાં ફેરફાર.**

આ અંકથી તંત્રીપદમાં ફેરફાર થયલો વાચકવર્ગ જોઈ શકશે. કેટલાક અનિવાર્ય સંજોગોને કારણે આ ફેરફાર કરવાની મને ફરજ પડે છે અને તે માટે વાચકવર્ગ ક્ષમા કરશે એવી આશા છે આજથી બે વર્ષ પ્હેલાં-એપ્રીલ ૧૯૨૫માં તંત્રીપદની જોખમદારીઓ મેં બે વિદુષી બ્હેનો-સૌ. ઉર્મિલાબ્હેન મ્હેતા, બી એ અને સૌ જ્યોત્સ્નાબ્હેન મ્હેતા, બી. એ. ને સોંપી હતી. એ ફેરફાર કરતી વખત સ્પષ્ટ કર્યા મુજબ ઉદ્દેશ એ હતો કે સ્ત્રીઓને ઉપયોગી આ માસિકનું તંત્ર સ્ત્રી દૃષ્ટિએ જ ચલાવાય તો ગુજરાતની બ્હેનોને વધારે લાભ થ.પ. એ બન્ને બ્હેનોએ બે વર્ષ સુધી તંત્રીપદની જોખમદારીઓ અનેક પ્રતિકૂળતા છતાં બાહોશાથી સંભાળી છે અને તેમ કરી મને તેમજ વાચકવર્ગને ઉપકારી કર્યાં છે. એ સમય દરમિયાન તેમણે આ માસિક દ્વારા ગુજરાતની સ્ત્રીઓની ઘણી સેવા બજાવી છે; અને હવે પછી પણ એ સાધન દ્વારાજ બનતી સેવા કરવાનું તેમણે વચન આપ્યું છે અલબત એ બ્હેનો તંત્રી તરીકે નિવૃત થાય છે એટલે માસિકના સંચાલનમાં જે સ્ત્રીદૃષ્ટિ રહેવી જોઈએ તે પુરૂપ-તંત્રીઓના તંત્ર હેઠળ નહિ રહે, અને તેના બદલામાં ફક્ત પુરૂષોચિત સહાનુભૂતિથી ચલાવી લેવું પડશે. પરંતુ બીજી રીતે વાચંાને સારો લાભ થવાનો સંભવ છે. અત્યાર સુધી એ બ્હેનો તંત્રીપદના બોજાને લીધે પોતાનાં ખાસ જ્ઞાન, અનુભવ અને અભ્યાસનો લાભ માસિકને જોઇએ તેટલો આપી શકતાં ન હતાં. હવે એ બોજો દૂર થવાથી સ્ત્રીઓને ખાસ ઉપયોગી થાય એવાં વિષયો પર લખવા માટે એ બ્હેનો વધારે સમય ફાજલ પાડી શકશે અને તેનો સંગીન લાભ આ માસિકના વાચકોને ભવિષ્યમાં વધારે પ્રમાણમાં મળશે.

**નવા તંત્રીઓની જવાબદારી.**

આ ફેરફારથી નવા તંત્રીઓને માથે જે જવાબદારી આવી પડે છે તેનાથી તેઓ અજાણ નથી. બે વર્ષ પ્હેલાં આ માસિકનું તંત્ર મેં ચલાવ્યું છે અને તે સંબંધી મારી યોગ્યાયોગ્યતા વાચકવર્ગ સારા રીતે જાણે છે. મારા બન્ને સહચરો પણ સાહિત્યના ક્ષેત્રમાં કેટલેક અંશે જાણીતા છે. ભાઇ જદુરાય ખંધડીઆને વર્તમાનપત્રકારિત્વનો સારો અનુભવ છે. મુંબાઇના અઠવાડિક પત્ર " ગુજરાતી કેસરી " નું સંપાદક-પદ તેમણે મહિનાઓ સુધી બાહોશીથી સંભાળ્યું હતું અને અત્યારે પણ એક કોમી પાક્ષિક પત્ર " લોહાણા વિજય " ના એ ભાઇ સહતંત્રી છે. ભાઇ ચીમનલાલ શાહને " સુશીલાના પત્રો " ના સંપાદક તરીકે સાહિત્યરસિકો ઓળખે છે. એ બન્ને સ્ત્રી-ઉન્નતિના કાર્ય માટે સંપૂર્ણ સહાનુભૂતિ જ નહિ પરંતુ ધગશ ધરાવે છે અને એ કાર્યમાં પોતાનો ફાળો આપવા ઉત્સુક છે. આવા બે સુયોગ્ય સહચરોની મદદ સાથે આ માસિકના તંત્રીપદની જોખમદારીઓ ફરી માથે લેવાનું સાહસ હું કરું છું. પોતાની એ જવાબદારી અદા કરતાં નવા તંત્રીઓ શું શું કરી બતાવશે તેની રૂપરેખા દોરવાનો ધૃષ્ટતા હું નહિ કરું. પ્રથમથી વાણીવ્યય કરવાને બદલે પોતાની આકાંક્ષાઓને નવા તંત્રીઓ કાર્યમાં યોજી બતાવી પોતાની લાયકાત સિદ્ધ કરશે. ફક્ત એટલીજ ખાત્રી અહિં વાચકવર્ગને આપવા ઇચ્છું છું કે " ગુણસુંદરી " એ અત્યાર સુધીમાં જે સ્થાન સાહિત્યના પ્રદેશમાં તેમજ વાચકવર્ગના હૃદયમાં પ્રાપ્ત કર્યું છે તે

ટકાવી રાખવાના-બલ્કે એથી ય ઉંચે લઇ જવાન-સર્વ પ્રયત્નો નવા તંત્રીઓ કરશે. આ અંકથીજ કેટલાક ફેરફારો વાચક વર્ગ જોશે: અને એ ફેરફારોમાં માસિકને વધારે ઉપયોગી અને વધારે આનંદદાયક બનાવવાના પ્રયત્નો તંત્રીઓએ કરેલા જણાશે

જ. ના. વર્મા.

**બાળરક્ષણનો કાયદો.**

નિરાધાર બાળકોને-ખાસ કરીને બાળાઓને અનેક બદમાશો પોતાના સ્વાર્થ ખાતર અનીતિને માર્ગે ચઢાવે છે, અને તેમનું જીવન ધુળધાણી કરે છે. આવાં બાળકોને રક્ષણ આપવાના ઉદ્દેશથી મુંબાઈની ધારાસભાએ એક કાયદો ૧૯૨૪ માં ઘડીને ધારાપોથી પર ચઢાવ્યો. પરંતુ આવી બાબતોમાં સરકારની ઉદાસીનતા જાણીતી છે. અમલ થયા વિના એ કાયદો પડી રહ્યો આખરે વીજીલન્સ એસોસીએશનના ઉત્સાહી કાર્યકર્તાઓના પ્રયત્નોથી એ કાયદો અમલમાં મૂકવાનો સમય નજદીક આવ્યો છે. એ મંડળે લડત ગયા વર્ષમાં ઉપાડી જેને પરિણામે મુંબાઇના લગભગ ત્રીસ જુદા જુદા મંડળો અને સંસ્થાઓના પ્રતિનીધિઓની એક સભા સરકારે બોલાવી હતી. પરિણામે એક કમિટિ નીમાઈ. આ કમિટિએ પોતાનું કામ હવે પૂરું કર્યું છે. સરકારે એ કાયદાના અમલ માટે ઉમરખાડી જેલની જગ્યા રૂપીઆ ૧૮૦૦૦ ને ખરચે સુધરાવી બાળ સહાયક મંડળ-ચીલ્ડ્રન્સ એઇડ સોસાયટીને સોંપી છે; અને ચાલુ વર્ષના ખર્ચ પેટે રૂ. ૨૧૦૦૦ ની મદદ આપવાની ગોઠવણ કરી છે. મિસિસ આનંદજી નાનજીની સખાવતમાંથી ટ્રસ્ટી મહાશયે રૂ. ૨૦૦૦૦ આ કામ માટે આપ્યા છે, અને સર વીકટર સાસુન અને શ્રી. પ્રતાપગિરજીએ દરેકે રૂ. ૧૦૦૦ આપ્યા છે. આ સર્વને અમે ધન્યવાદ આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે મુંબાઇના બીજા ધનિકો પણ પોતાનો ઉદાર હાથ લંબાવી આ સંસ્થાના શુભ કાર્યમાં મદદરૂપ થાય.

**બાળકો માટેની અદાલત.**

આ કાયદાનો અમલ દેશના પોતાનાજ લાભ માટે છે. પોતાના ભાવિ શહેરીઓ અવળે માર્ગે ચઢી દેશને ભયંકર થાય તે પ્હેલાં તેમને અપનાવી લઇ, સુધારી યોગ્ય માર્ગે ચઢાવવા એ પ્રજાની ફરજ છે. યુરપ અમેરિકામાં આ કાર્ય તરફ રાજ્ય તરફથી તેમજ ખાનગી મંડળો અને વ્યક્તિઓ તરફથી અનેક પ્રયત્નો થાય છે અને પુષ્કળ ધન ખર્ચાય છે. હિંદની પ્રજાએ પણ પોતાની આ ફરજ અદા કરવી જોઇએ અને તે માટે આવા કાયદાઓનો અમલ આખા હિંદમાં થવો જોઇએ. નિરાધાર બાળકો પ્રજાનાંજ બાળકો છે અને બદમાશો તેમને અવળે માર્ગે ન ચઢાવે એવી વ્યવસ્થા આ કાયદાના અમલ હેઠલ મુંબાઇ શહેરમાં હવે થશે. એ કાયદાની રૂએ થતા ગુન્હાઓમાં જે બાળ ગુન્હેગારો સંડોવાય તેમનો ન્યાય તોળવાની પદ્ધતિ સામાન્ય ફોજદારી અદાલતો કરતાં જુદીજ હોવી જોઇએ. એવો ન્યાય તોલતાં શિક્ષાને પ્રાધાન્ય આપવાને બદલે તેની સુધારણાને આગળ કરવી જોઇએ અને એ હુદ્દેશ પાર પાડવા માટે દરેક બાળકની મનોદશાનો અને તેની લાગણીઓનો અભ્યાસ કરવો જોઇએ અને તે મુજબ તેને સુધારવાના પ્રયત્નો થવા જોઇએ. આ નવી અદાલત અને તેને લગતું સુધાર-ગૃહ તા. ૧ લી જુનથી ચાલુ થશે. એ અદાલતના મેજીસ્ટ્રેટ તરીકે રા. પીતાંબરદાસ ઠક્કરની નીમણુંક સરકારે કરી છે. રા. ઠક્કર આ વિષયના ખાસ અભ્યાસી છે અને હમણાંજ યુરપ જઇ એવી અદાલતોના કામકાજનો જાતિ અનુભવ લઇ આવ્યા છે. અમારી ખાત્રી છે કે તેઓ પોતાના એ અભ્યાસ અને અનુભવનો સંપૂર્ણ લાભ પૂરતી સહાનુભૂતિ સાથે એમની સમક્ષ આવતાં કમનસીબ બાળકોને આપશે. એમને મદદ કરવા એમની સાથે એક બાનુ જે. પી. પણ બેસશે. બાળકોની બાબતમાં વિચાર કરવા માટે માતૃત્વનો અંશ પ્રધાનપદે રહેવો જોઇએ. એક સ્ત્રીહૃદયજ બાળકની મનોદશા બરોબર ઉકેલી શકે. એટલે એક બ્હેનની નીમણુંક આ કામ માટે અત્યંત લાભદાયી નીવડશે.

**બાળ-સપ્તાહના સમારંભો.**

ફેબ્રુઆરીની આખરમાં અને કેટલેક સ્થળે માર્ચની શરૂઆતમાં આખા હિંદના મુખ્ય શહેરોમાં દર વર્ષની જેમ બાળ-સપ્તાહના સમારંભો ઉજ-

વાયા છે અને તે નિમિત્ત ભાષણો, જાદુઇ ફાનસના દેખાવો અને પ્રદર્શનો વગેરેથી પ્રજાને બાળઉછેર સંબંધી માહિતિ આપવાના સ્તુત્ય પ્રયત્નો થયાં છે. ઉપરાંત તંદુરસ્ત બાળકોની હરિફાઇ યોજી ઇનામો પણ અપાયાં છે. આ પ્રવૃત્તિ એકંદર ઉપયોગી અને લાભદાયી છે. પરંતુ વર્ષમાં એકવાર અમુક દિવસ થતી હોવાથી માત્ર તમાશાનું રૂપ ઘણે સ્થળે લે છે. મુખ્ય મુખ્ય શહેરોમાં આવી પ્રવૃતિ કાયમની થવી જોઇએ અને એકાદ મંડળે એ કામ પોતાનું કરી લેવું જોઇએ. એ મંડળ દ્વારા ગર્ભવતિને યોગ્ય માહિતી અપાય, સુવાવાડ માટે કેળવાયલી નર્સ મોકલાય, ગર્ભવતીના પોષણ માટે ગરીબ વર્ગમાં ખોરાક આપવાની વ્યવસ્થા થાય અને બાળકના જન્મ પછી તેના ઉછેર માટે પણ વખતો વખત સૂચના અને મદદ અપાયાં કરે એ જરૂરનું છે. ઉપરાંત ફક્ત શહેરોમાંજ નહિ પણ ગામડાંઓમાંય આ પ્રવૃતિ લઇ જવી જોઇએ. હિંદનો ૮૦ ટકા ભાગ ગામડાંમાં વસે છે અને શહેર જેવી તેમને સગવડો નથી એટલે આવી પ્રવૃતિની જરૂર એ પ્રદેશોમાં વધારે છે. જીલ્લા અને લોકલ બોર્ડો આ બાબતમાં ધારે તો ઘણું કરી શકે એવી અમારી માન્યતા છે.



શિક્ષક : અલ્યા રણછોડ ! આ તે કેવો નિંબંધ લખી લાવ્યો છે ? વ્યાકરણનું ઠેકાણું નથી, દલીલો તદ્દન લુલી છે, વિગતો પણ બધી નકામી છે. આવું લખતા શરમ નથી આવતી ?

રણછોડ : મારા બાપાને એ બધું કહીશ તો જરૂર ગુસ્સે થશે.

શિક્ષક : એમાં ગુસ્સે શા માટે થાય ? કહેજે કે ફરી લખીશ ત્યારે સારૂં લખીશ.

રણછોડ : સારૂં ? અરે, પણ એ બધું બાપાએ જ લખી આપ્યું છે !

× × ×

એક ગૃહસ્થને રાતના રોજ ઘેર મોડા આવવાની ટેવ પડી હતી. શ્રીમતી આખરે કંટાળી ગયાં. એક દિવસ રાતના સાહેબ લગભગ બે વાગે પાછા ફર્યા. શ્રીમતી રાહ જોઇને થાકી થાકીને હમણાજ બારણું બંધ કરી ઉપર ગયાં હતાં. સાહેબે બારણું ઠોક્યું.

" કોણ છે ?" શ્રીમતીએ બારીમાંથી પૂછ્યું.

" એ તો હું. બારણું ઉઘાડ. "

" અત્યાર સુધી ક્યાં હતા ? "

" આજે અમારા મંડળની મીટીંગ હતી. ખુલ્લી હવામાં રહેવાથી કેટલો બધો ફાયદો થાય છે તેની ચર્ચા કરતા હતા."

" એમ ? તો તો આજે જાતેજ ખુલ્લી હવાનો અનુભવ લ્યો. કાલે સ્વાનુભવથી ચર્ચા કરી શકાશે, " એમ કહી શ્રીમતી, બારી બંધ કરી, દીવો હોલવીને પોઢી ગયાં !



હોડી હંકારવાની શરત માટે તાલીમ લેતી જર્મન વિદ્યાર્થીનીઓ.



શ્રીમતી ચેરોની પાશા
તુર્કસ્તાનમાં સ્ત્રી-પક્ષની લડતનાં આગેવાન.

*The Lohanamitra Press, Baroda.*




વર્ષ ૪ થું. ] મે ૧૯૩૭ [ અંક ૯ મો.

## સ્વભાન-સ્વમાન

પુરૂષ વર્ગની સહચારીણી સ્ત્રી સલાહકારોને જો સર્વ વસ્તુસ્થિતીનું ભાન હોય તો એમની મદદ અણીને સમયે અમોલી થઇ પડે. આ વાત લક્ષ્યમાં રાખી જો આપણો સમાજ આ સ્ત્રી હિતની ચળવળને માન આપે તો એમાં એનું પોતાનુંજ શ્રેય છે. આવી રીતની અભિલાષા પુરી કરવા આખા સ્ત્રીવર્ગને ચેતન આપવું જોઇએ. દેશના ગામડે ગામડાં અને શહેરની ગલીએ ગલીએ કે જ્યાં સ્ત્રીઓ અંધકારમાં છે તેમને સ્વભાન-સ્વમાન કરાવવાની યોજના ઘડવી જોઇએ. જ્યાં જ્યાં સ્ત્રીઓ કુરીવાજો અને કુરૂઢીઓની ભોગ બની છે ત્યાં ત્યાં જઇ એમને, એ દેશની જનતાઓને બચાવવી જોઇએ. દેશની ૯૬ ટકા જેટલી બ્હેનો જેઓ અજ્ઞાન છે તેમને સ્વભાન કરાવી નારીજીવનની મહત્તાના પાઠ પઢાવવા, અને એમ કરતાં એમની સર્વ અડચણોને દુર કરવી જોઇએ. આમ થવાથી તેઓ સમાજમાં પોતાનો સત્ય ભાગ ભજવશે. અને અત્યારે કંઇક ભાવીની આગાહીઓ આપતી આધુનીક સ્ત્રી-રાષ્ટ્રિય, સામાજીક અને ધાર્મીક સુધારણાનું મજબુત અંગ બનશે.

સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, જે. પી.

( શ્રી ભગિની સમાજની વાર્ષિક સભાના પ્રમુખપદેથી. )



# એક સૂચના.

લેખિકા: જ્યોત્સ્ના શુકલ.

હૈયાનાં હેતને કદિ ન કોઇ રોકશો,
રોકશો તો ઉલટાં ફસાશોઃ હો વ્હાલાં !
હૈયાનાં હેતને કદિ ન કોઈ રોકશો.

મીઠી એ ભાવના ને આશભર્યા ઉભરા,
રોકશો તો ઉલટાં મૂઝાશોઃ હો વ્હાલાં !
હૈયાનાં હેતને કદિ ન કોઈ રોકશો.

રોક્યાં રોકાય નહીં બાંધ્યાં બંધાય નહીં,
ઢાંકશો તો ઉલટાં ભીંજાશોઃ હો વ્હાલાં !
હૈયાનાં હેતને કદિ ન કોઇ રોકશો.

કૂવા, તળાવ ને સરોવરો ઉલેચજો,
જલધિનાં નિર કેમ શોષશોઃ હો વ્હાલાં !
હૈયાનાં હેતને કદિ ન કોઇ રોકશો.

ક્યાંથી આવ્યાં ને ક્યહાં ચોભશે ન પૂછશો,
સાગરનું મૂળ કેમ શોધશોઃ હો વ્હાલાં !
હૈયાનાં હેતને કદિ ન કોઈ રોકશો.






# પૂર્વ આફ્રિકાની સ્ત્રીઓ.

લેખકઃ રા. ગુલાબચંદ મૂળચંદ બાવિશી.

પૂર્વ આફ્રિકા એટલે શું ? એ સમજાવવાની જરૂર હવે રહી નથી. સંકડો વર્ષો થયા, હિન્દી કુટુમ્બો પૂર્વ આફ્રિકામાં વસે છે: પૂર્વ આફ્રિકાના ભૌગોલિક વિભાગ સંક્ષેપમાં નીચે પ્રમાણે છે. ૧ કેનિયા. ૨ યુગાન્ડા, ૩ યુગોન્ડો. ૪ ઝાંઝીબાર ટાપુ અને ૫ ટાંગાનીકા ટેરિટરી કે જે ફળદ્રૂપ મુલક, જર્મની પાસેથી બ્રિટિશ પ્રજાએ ઉલ્લા પ્રચંડ વિગ્રહ પછી કબ્જે કર્યો. આ દરેક મુલકના દરેક શહેર અને ગામડામાં–હિન્દી લોકો એકલા અને કુટુમ્બો સહીત લાંબા સમય થયા વસી રહેલા છે. આપણે સ્વતંત્ર નથી, અને આપણું પૂરતું પ્રતિનિધિત્વ નથી નહિંતર એ આફ્રિકાને જરૂર " હિન્દી વસાહતોનો મુલક " Indian Colony–બનાવી શકીયે

જ્યાં જ્યાં ઘર ત્યાં ત્યાં સ્ત્રી અને પુરૂષ. પ્રથમ સ્ત્રી પછી પુરૂષ. પ્રથમ દેવીઃ પછી દેવ; એ મુજબ પૂર્વ આફ્રિકામાં સ્ત્રી પુરૂપોના જોડલા વસી રહ્યા છે; અને તેમનો ગૃહસંસાર ચલાવી રહ્યા છે. તે લોકોમાં પણ વર્ણાશ્રમ છે. જે કુટુમ્બો શહેર અને ગામડામાં આવીને વસ્યાં તે કુટુમ્બો કૈંક સુધર્યા. એ લોકો Negroes સીદી-હબસી-કાફરાં-કવરોડા-વિગેરે જાતીના હોય છે; અને કન્યાઓ પણ જ્ઞાતિમાંજ આપે છે. દૂરના જંગલોમાં હજુપણ સ્ત્રીપુરૂષો નાગાજ ફરે છે. નથી તેને જગતનું ભાન કે નથી તેને વિકારનું જ્ઞાન કૈંક સુધર્યા છે તે જામની નીચે ઝાડના પાંદડાથી કાયાને ઢાંકે છે, અને વધારે સુધર્યા છે તે નિયમિત કપડાં પહેરે છે.

આફ્રિકાની કાળી કન્યાઓ માટે નિશાળો નથી. એ કન્યાઓના વાલી કન્યાને, મૂરતિયાની તપાસ કરીને, ૧૩–૧૪ વર્ષે પરણાવી દે છે. કન્યા કે પુત્ર પરણતા હોય ત્યારે ત્યાં, સ્ત્રીઓમાં બહુ આનંદ પ્રવર્તી રહે છે. ત્યાં મ્હોટી ઉમ્મરની તમામ બૈરીઓ કાજળ જેવા કાળા કપડા પહેરે છે. પરણનાર કન્યાને પણ કાળા કપડા પહેરાવવામાં આવે છે. અને તે કન્યાને એક સ્ત્રી પોતાની પીઠ ઉપર ઉચકે છે. પછી વાંદરાની માફક ડોકીયા કરતું, મુંગાઓ માફક આ આ આ આ કરતું સ્ત્રીઓનું એક ટોળું ભર બજારમાં - અને વચમાં આવતી શેરીએ શેરીએ આનન્દ માણતું પસાર થાય છે. અજાણ્યાને લાગે કે આ સ્ત્રીઓ કેવળ જંગલી છે કે શું ? આતે ગાંડી થઇ કે શું ? હા. જંગલી જેવું ખરૂં. પણ તે લોકોમાં તેવો રિવાજ પ્રચલિત છે. લગ્ન પ્રસંગોમાં જતી આવતી વખતે કશા ઢોલ ત્રાંસા ત્યાં વાગતા નથી. ત્રણ દિવસ સુધી લગ્નની ધમાલ ચાલે છે. તેમાં મુખ્ય હિસ્સો સ્ત્રીઓનોજ હોય છે. જમણ જમે છે અને નાચે કુદે છે. પછી તે લગ્ન સરકારમાં રજીસ્ટર થાય છે, ઘર વૈભવ ચાલે છે અને છોકરાં છૈયાં થાય છે.

એક લુગડાનો ચાર પાંચ હાથનો કટકો,

ન્હાનેથી જુવાન થતા સુધી અને ઘરમાં, છાતીના ઉપરના ભાગમાં ગાંઠ બાંધીને લટકતો બાંધે છે, અને બીજો બે ત્રણ હાથનો કટકો માથા ઉપર ઓઢે છે. કોઇ સગાને મળવા જવું હોય અથવા કાંઇ માલ ખરીદવા જવું હોય ત્યારે કાળો સાડલો ઓઢે છે, જેને, ત્યાંની સ્ત્રીઓ "બુઇ બુઇ" કહે છે. તે અર્ધા ભાગમાં શીવેલો હોય તેટલો કેડ સુધી આવી રહે, અને બાકીનો ઓઢે છે. દિવસના પણ મોઢા ઉપર ઓઢીનેજ ચાલે છે. રંગે તે સ્ત્રીઓ કાળી પણ મોઢું ઢાંકીને નીકળે. પગ ઉપરથી જાણી શકાય કે આ સ્ત્રી ન્હાની મ્હોટી—કે કાળી ધોળી છે. દુનિયાના બીજા માનવીઓના સમાગમ પછી–તે સ્ત્રીઓના રંગમાં કાઇક ફેર પડી ગયો છે. કાળી સંખ્યાનો તો પરજ નથી, પણ કેંક શ્યામવર્ણી, કેંક આછી ઘઉંવર્ણી અને કેંક ગોરા જેવી થઇ ગએલ છે. બલ્કે થતી પણ જાય છે–તેઓમાથી જેટલી કાળાશ ઓછી થઇ છે તેટલી સચ્ચાઇ કમી થઇ છે.

સુધરેલી સૌંદર્યો બુટ મોજા બુઇબુઇ પહેરે છે અને તે રેશમી હોય છે. માથે બાલ હોતા નથી. તેઓ દાત ઘણાંજ સ્વચ્છ રાખે છે. નખ વધવા દેતી નથી. ઘર બારે સાફસુફ રાખે છે. તેઓ કુબા કે ઝુંપડામાં પ્રભુને આશરે પડી રહે છે. અને પૈસાદાર હોય તો મારીના ચણેલા મકાનમાં રહે છે. તેઓ રસોઇનું કામકાજ કરે છે. પુરૂષો નોકરી બજાવે છે. પછવાડે તેઓ નવરી બેસી રહેતી નથી. ચટાઇઓ વગેરે ગુંથવાના કામકાજ બેઠી બેઠી કરે છે. આડોશી પાડોશીની સ્ત્રીઓ એક બીજી એક બીજીને ત્યાં બેસવા આવે છે. ચણા, રોટલા તથા માછલા વિગેરેનો વેપાર પણ કરે છે. ગરીબ સ્ત્રીઓ આવો વેપાર કરીને તથા લાકડા કોલસા વેચીને અને મજુરી કરીને પેટ ભરી ખાય છે.

તે સ્ત્રીઓ ઝાઝા ભાગે શરીરમાં ખૂબ જાડી થઇ જાય છે. વસ્તી માંસાહારી છે. ભૂત-ડાકણ ઇત્યાદિથી બહુ બીએ છે. છરા તલ્વાર અને બંધુકથી તો બહુજ બીએ છે. જ્યારે ગુલામીનો વેપાર ચાલતો હતો ત્યારે ચાર આનામાં અને આઠ આનામાં ગુલામડી તરીકે વેચાએલ નાની બાળ છોડીઓ અત્યારે ઘરડી થઇ ગએલી હૈયાત છે. હવે ગુલામીની પ્રથા રહી નથી. હિન્દી કુટુમ્બીઓને ત્યાં નોકરી કરવા સ્ત્રીઓ રહે છે. તેમાં મુસલમાનોને ત્યાં રસોઇ કરવા રહે છે. અને હિન્દુઓને ત્યાં બચ્ચાઓ–બાળકો હોય તો તેને રમાડવા–તેને બાબાગાડીમાં ફેરવવા અને પાણી ભરવા તથા વાસણ ઉટકવા રહે છે. પગાર રૂા. ૧૦) ની અંદર હોય છે. ત્યાંનું ઉત્પન્ન થતું અનાજ બહુજ સસ્તું મળે છે એટલે પાંચ ૭ રૂપીઆમાં પણ તેઓ પોતાનું ગુજરાન ચલાવી શકે છે.

"રહે તો આપથી નહિંતર જાય સમા બાપથી" એ કહેવત પ્રમાણે સર્વે સ્થળે છે. પતિવ્રત બરાબર પાળનારીઓ પાળે છે. આંગળી પણ ચીંધી શકાતી નથી. ત્યાં કુલટી અને હલકી સ્ત્રીઓ પણ ઘણી છે. સ્ત્રીઓ વિનયી માયાળુ અને મળતાવડી હોય છે. ખીજાય તો પુરૂષને યાદ કરાવી દે તેવા બળ વાળી હોય છે. ત્યાં રખાયતો પણ હોય છે.

બજારમાં અથવા કોઇ સ્થળે બુરખો પહેરીને અથવા મોઢું ઢાંકીને અજાણી સ્ત્રી ચાલી જતી હોય, અને તેને હિન્દીઓ અથવા બીજા પુરૂષો કે બાઇઓ સલામ—સાહેબજી બોલે એટલે સામેથી પણ તેવોજ જવાબ મળે. સાહેબજીને ત્યાંની ભાષામાં "જામ્બુ" કહેવામાં આવે છે. એટલે સામેથા પણ 'જામ્બુ' કહે છે. પછી પુછાય કે "અલીધાની !." એટલે કેમ છે ? તબીયત સારી છે ને ? એટલે જવાબ મળે

કે "ગુરી ઓના ? ઓગુરી". સારૂં છે ભાઈ ! સારૂં છે.

આ સ્ત્રીઓ નાચવાનું કામ આબેહુબ કરે છે. જેને ત્યાંની સ્વાહીલી ભાષામાં "ગોમો" કહે છે. રાક્ષસણીઓ જેવા દેખાવ કરીને, હાથમાં લોહાના હથીઆર લઇને તાડી પીને, ડબા, ઢાલ લાકડા વિગેરે લઇને ખુશાલીના પ્રસંગે સ્ત્રીઓ કે જે એકેક નાયિકા–ઉપરી ધરાવે છે તેની સૂચનાનુસાર આબેહુબ તાલસુરમાં નાચગાન કરે છે. હિન્દી તથા યુરોપિયનો પણ પૈસા આપીને પોતાને આંગણે કે ચોકમાં એવા નાચરંગ કરાવે છે. પ્યાલીઓ પીધેલી હોય છે. જુદી જુદી કક્ષાના "ગોમા" હોય છે. એક પુરૂષ અને એક સ્ત્રી એવા પણ ગોમા ગોઠવાય છે. રાત્રે તેમજ દિવસે પણ થાય છે. હઝારોની મેદિની ઉભરાય છે. પ્રથમ આપણા લોકોને આશ્ચર્ય અને બ્હીક લાગે. પછી કશું ગે નહીં. મન્ત્ર જન્ત્ર ને તન્ત્ર તેમાંની ઘણી ખરી સ્ત્રીઓ જાણે છે, અને તેવા ગોમાની જે નાયિકા હોય તે તો તેની વિદ્યા જાણે જ છે. અંદરો અંદર સુયાણીઓ હોય છે. ચાર માસ પછી બજારમાં નીકળતીજ નથી. નાચરંગ કરે છે તેમાં તે સ્ત્રીઓ કેડની નીચેનો ભાગ અજબ રીતે તાલસુરમાં ફેરવે છે. એ સ્ત્રીઓ સૌભાગ્ય ચિન્હ તરીકે હાથમાં કાંઇ પહેરતી નથી. તેણી રાંડે છે અને બીજાના ઘરમાં બેસે છે. પેટના દર્દો તથા દમ ક્ષય તે સ્ત્રીમાં જવલેજ થાય છે. આયુષ્ય પણ સારૂં ભોગવે છે. ખેતર બગીચાને "શામ્બો" કહે છે. જ્યાં સ્ત્રીઓ ભાત દેવા પોતાના ધણીને જાય છે. સવારનું સવારે અને સાંજનું સાંજે રાંધી ખાય છે. અનાજ પણ તેજ પ્રમાણે લાવે છે. છતાં એ સ્ત્રીઓ જંગલી તો ખરી જ. સંસ્કૃતિવાળી થવાને ઘણા યુગો જોઇશે.



## વિચિત્ર વીમા.

તરેહ તરેહના તરંગવાર વીમા વિશે આપણે સાંભળીએ છીએ. બાનુ રાફેલ મીલર નામની ફ્રેન્ચ રમણી એક જાજવલ્યમાન નટી છે. તે અમેરિકા જવા નીકળી ત્યારે સ્ટીમરમાં દરિયો લાગે તે સામે ત્રીસહજારનો વીમો ઉતરાવી લીધો હતો. જો ફેર ચડે, ચકકર આવે ને ઉલટી થઇ કે ત્રીસ હજાર ગણી લે. શરદી લાગવા કે સળેખમ થવા સામે કે ખીલ કે ફોલ્લી થવા સામે પણ ત્યાં વીમા ઉતરી શકે છે. એ વીમાં સસ્તા ઉતરે છે. બીજી તો એવી કેટલીય બીભત્સ બાબતો માટે પણ એ વીમા ઉતારતા કે ઉતરાવતા ફ્રાન્સ લાજતુ નથી. ફ્રાન્સને ખરેખર વીમાનો ભરમક લાગુ પડયો છે. તરંગ, કલ્પના કે તુક્કો સુઝે તેનો વીમો નીકળ્યો જ છે !




લેખકઃ—ડૉ. મોહનલાલ જગન્નાથ પાઠક

મહારાષ્ટ્રમાં સતરમી સદી ભારે ઉથલપાથલ કરનારી હતી. સ્વાભિમાનની જ્યોત ચેતવનારો, ઉચ્ચવૃત્તિની પ્રેરણા કરનારો ને સાચો ઉત્સાહ પ્રગટ કરનારો આવો સમય મહારાષ્ટ્રના ગયા છસો વર્ષના ઇતિહાસમાં બીજો નથી આવ્યો એમ કહીએ તો ચાલે.

વિદેશીઓના જુલ્મી અમલથી ત્રાસી રહેલી મહારાષ્ટ્રીય પ્રજાને હવે સ્વતંત્રતાની લગની લાગી હતી. સમગ્ર મહારાષ્ટ્ર સ્વાભિમાનની ભાવનાથી ઉત્તેજીત થઇ ગયું હતું.

આ આરસામાં દુઃખો અને સંકટોને ઠોકરે મારતો, અડગ પ્રયત્નો આદરતો, મરાઠાશાહીનું નિશાન ફરકાવવા દૃઢ સંકલ્પ સેવતો, વિજાપૂરના બાદશાહનો અને વખત આવે તો દિલ્હીના બાદશાહનો ગર્વ હરણ કરવાનુ વીર કંકણ બાંધનારો શિવાજી મહારાજ જેવો આગેવાન તેઓને મળી ગયો.

આસપાસના ભલાભોળા પણ દિલદાર, ઉત્સાહી ને વિશ્વાસપાત્ર માવળા લોકોને શિવાજીએ પોતાના ઉત્કટ દેશાભિમાન, અદ્‌ભુત શુદ્ધ ધર્મભાવના, નિર્મળ નીતિ, અજબ મુત્સદ્દીપણું, મધુર વાણી ઇત્યાદિ સદ્‌ગુણો વડે વશ કરી લીધા હતા. તેઓની મદદથી શરૂઆતમાં પ્રચંડ અને અસાધ્ય જેવા લાગતા મહાન્ કાર્યનો આરંભ કરી દીધો. આજે આ ગઢ સર કર્યો, કાલે પેલાને શેહ આપી, પરમ દિવસે અમુક શહેર લુંટી લીધું, જુના કિલ્લાઓનું સમારકામ કર્યું, નવા બંધાવ્યા, તો કોઇક વેળા બાદશાહનો ખજાનો લુંટી લીધો, એવી એવી રીતે ભાવિ સ્વરાજ મહાલયના પાયા માટે માલમસાલાની જોગવાઇ તેઓએ કરવા માંડી. સત્તરમી સદીના મધ્યમાં આ સ્વરાજ્ય મહાલયનું ચણતર કામ ઠીક થઇ ગયું. આવી રાજ્યક્રાન્તિની વેળાએ કેટલાક વર્ષો સુધી દેશમાં સર્વત્ર અંધાધુંધી, મારામારી, લુંટફાટ વીગેરે અવ્યવસ્થા થયા વિના રહેતી નથી. આવી સ્થિતિમાંયે તમામ રૈયત સંતુષ્ટ રહી, સ્વધર્મ અને સ્વદેશના પ્રેમથી ઉશ્કેરાઇ, જ્યાં ત્યાંથી નિર્વાહ કરી લઇ, પ્રાણની દરકાર નહિં કરતા, દેશસેવાના કાર્યમાં તત્પર રહેતી. મહારાજ વિશે તેમના મનમાં એટલી બધી શુદ્ધ નિષ્ઠા ભરી હતી કે તેમના દયાકટાક્ષની ખાતર કે ફક્ત તેમના મુખથી સાબાશીના બોલ સાંભળવા માટે અનેક મરાઠા વીરો પ્રાણને તૃણવત્ ગણી ગમે તેવું સાહસ ખેડવા ખડે પગે તૈયાર રહેતા. આવું વીરતેજ, મહાન્ પુરુષો પ્રતિ પૂજ્યભાવ, નિર્લોભ દેશભક્તિ જે સમાજમાં હોય, ત્યાં ઉન્નતિ થવામાં, સોનાનો સૂરજ ઉગવામાં શો વિલંબ !

ધીમે ધીમે મહારાજે તોરણા, ચાકણ, કોંડાણા, રાયરી, જાવળી વિગેરે કિલ્લાઓ સર કરી લઇ, સૈન્ય અને યુદ્ધ સામગ્રીમાં ખૂબ વધારો કરી લીધો. આખરે શિવાજીનું જોર બહુ વધી ગયું છે, એની ખબર વિજા-

પૂર પહોંચી ગઇ અને ત્યાંથી નાના મોટા સરદારો શિવાજીને દાબી દેવા આવવા લાગ્યા.

એવા સમયમાં ગુરગામમાં મોટો ઉત્સવ થઇ રહ્યો હતો. સુભાનરાવ પાટિલના લગ્નનો મહોત્સવ ત્યાં શું પૂછવું ? આજુબાજુના મરાઠાઓનો ભારે ઉત્સાહદિન ! સુભાનરાવ આસરે બાવીસ વરસના યુવાન, શૌર્યથી વિખ્યાતી પામેલા અને શિવાજી મહારાજના કૃપાપાત્ર હતા. અત્યારે જેમનું જીવન દેશ અને ધર્મના રક્ષણ અર્થે અર્પણ થયું છે, જેઓને સદાકાળ સમરાંગણમાં ઉભા રહેવું પડે છે, તેમણે વિવાહબદ્ધ થવું એટલે પોતાને એક બંધનમાં જકડી લેવા જેવું અને સ્વીકારેલા કાર્યથી વિન્મુખ થવા જેવું જણાવાનો સંભવ છે; પણ અત્યારનો કાગદી જુવાનોનો જમાનો અને ત્યારનો અડગ શૂર વીરોનો જમાનો, એમાં જમીન અસ્માન જેટલો ફરક છે. તે જમાનામાં પુરુષોની માફક સ્ત્રીઓમાં પણ ધર્મ ને દેશનું અભિમાન જાગૃત થયું હતું. વીર પત્ની દેશ સેવામાં પુરૂષની આડે આવતી નહિં, ઉલટી ઉત્સાહ પ્રેરતી. પ્રતિવ્રતા સ્ત્રી પણ યુદ્ધમાંથી ભાગી આવેલા પતિનો તિરસ્કાર કરી તેને નિર્જીવ જેવો લેખતી. સ્ત્રીઓ પણ પ્રસંગ આવતાં શસ્ત્રો ધરતી વિજયશ્રી વરતી. જેમ શિવાજીને માતુશ્રી જીજીબાઇ વારંવાર ઉપદેશ કરી, ઉત્તેજન આપી અને વખતે ચીઢવીને પણ સ્ફુરણ ચઢાવતા તેમ દરેક ઘેર માતાઓ પોત પોતાના પુત્રો સાથે વરતતી. મતલબ કે લગ્ન થવાથી પત્ની કે માતા દેશસેવાની આડે ન આવતાં વધારે પ્રોત્સાહન આપતાં.

સુભાનરાવ પાટિલની વધુ કમળાબાઇની ઉમર સોળ વર્ષની હતી. કમળાબાઇ ખરેખરી વીર કુમારી હતી. સુભાનરાવના સાહસ ને વિસ્તારભર્યા પરાક્રમોએ કમળાબાઇના અંતરમાં તેમના વિશે શુદ્ધ આદર અને પૂજ્યભાવ ઉત્પન્ન કર્યા હતા. ગયે વર્ષે જ્યારે તેમણે કમળાબાઇનું માગું કર્યું અને તેના પિતાએ તે સ્વીકાર્યું, ત્યારથી તેની આ ભાવનાઓમાં એક વિશેષ પ્રકારના પ્રેમનો ઉમેરો થવાથી તે જે અવર્ણનીય આનંદનો અનુભવ કરવા લાગી, તેની કલ્પના પુરૂષોને અથવા આ સ્થિતિનો જેને અનુભવ નથી થયો એવી સ્ત્રીઓને પણ નહિં થાય.

આજે આ વીરકન્યા વીરપત્ની પદ પામી. લગ્નની તૈયારીઓ ઘણા દિવસથી ચાલતી હતી. સુભાનરાવના કુળની અને તેમની પોતાની ખ્યાતિ મોટી હોવાથી અગણીત લોકો એકઠા થયા હતા. આજુબાજુના ચાળીસ પચાસ ગામના લોકોની ભારે ધાંધલ ઉડી રહી હતી. ભારે ધામધુમથી ચાર દિવસ લગ્ન સમારંભ થયો ને જાન ઘેર આવી. ત્યાં તો એવી ખબર આવી કે વિજાપૂરથી નીકળેલા મોટા મોટા સરદારોમાંથી એક અહમદખાં શેરગઢમાં પોતાનાં બૈરી છોકરાં સાથે આવી રહ્યો છે અને તેણે લશ્કરની એક ટુકડી ગુરગામ અને તેની આસપાસના ગામડાં ઉજ્જડ કરી નાખવા પશ્ચિમ દિશા તરફથી રવાના કરી છે. આ ખબરથી ચોમેર ખુબ ધાંધલ મચી રહી. આ પ્રાંતના મુખ્ય મુખ્ય મરાઠાઓને લગનની ગરબડમાં પડેલા જોઇ, આ તકનો લાભ લેવાનો અહમદખાંએ પ્રયત્ન શરૂ કર્યો. ગુરગામથી આસરે સાત ગાઉ પર ઉત્તર દિશામાં શેરગઢ, અને અગ્નેય દિશામાં બેરગઢ નામના બે કિલ્લા હતા. બન્ને તે વેળાએ મુસલમાનોના તાબામાં હતા.

ઉપલા સમાચાર મળતાં તરતજ મરાઠા બારગીરો, શિલેદારો વિગેરે સર્વ પરાક્રમી સિપાઇઓને શૂર ચઢયું, ને બીજે દહાડો ઉગે તે પહેલાં તો બધા જુવાનોની ટોળી સાથે લઇ પશ્ચિમ દિશામાં શત્રુની સામે થવા સુભાનરાવ અગ્રેસર થઇ ગયા. જાન ઘેર આવીને

થોડા કલાક વીત્યા ન વીત્યાં ત્યાં તો તે વીર-પત્નીને પતિ વિરહનો પ્રસંગ આવી લાગ્યો તેથી સહજ ચિંતાની છાયા તેની મુખ મુદ્રાપર જણાવા લાગી. પતિને વિજયપ્રાપ્તી થઇ તે સુખરૂપ ઘેર આવી પહોંચે, તેને માટે તે પરમેશ્વરની કરુણા માગવા લાગી. યુદ્ધમાં પતિ ન જાય તો સારૂં એવી કલ્પના સરખીએ કમળાબાઇને થઇ નહિં, એટલુંજ નહિં પણ સુમાનરાવે આ વખતે શત્રુ સન્મુખ જવાની સહેજ સરખી આનાકાની કરી હોત તો, તેજપળે તેણે તેનો તિરસ્કાર કર્યો હોત.

સૂરજ આથમવાની તૈયારી હતી તે વેળા સુમાનરાવની સેનાને શત્રુની છાવણી જણાવા લાગી. શત્રુએ અતિ અગવડભરી જગ્યાએ ડુંગરમાં મુકામ નાખ્યો હતો. જે ખીણમાં આ છાવણી પડી હતી તે જગ્યા મરાઠાઓના તો તદ્દન પગ નીચેની અને એવી જગ્યાએ–અગવડભરી જગ્યાએ–છાવણી નાખવાનું ગાંડપણ મુસલમાનો કરે નહિં. પણ કહેવાય છે ને કે ' વિનાશકાળે વિપરીત બુદ્ધિ, ' સાંજ સુધીમાં ગાહમદખાની રોળાએ ઘણા ગામોની હોળી કરી દુર્દશા કરી નાખી હતી. ઘણા ખરા મરાઠા વીરો ગુરગામ ગયેલા હોવાથી મુસલમાનોના આ અત્યાચારોનો કયાંયે અટકાવ થયો નહિ; આથી તેઓ મદે ચઢી ગયા હતા. બધા મરાઠા સિપાઇઓ અસાવધતાથી ગુરગામમાં લગનમાં પડયા છે, તેઓને આપણી ખબરે પડી નથી, સ્હવારે વેગ પુર્વક કૂચ કરી બધા મરાઠા સેતાનોને ઓચિંતા ગુરગામમાં જ ઘેરી લઇ પુરા કરી નાખીશું. આવા મનસુબા તેઓ મનમાં રચી રહ્યા હતા, અને સુર્યાસ્ત થતાં જ તદ્દન બેફીકર બની આ અગવડભર્યા સ્થાનમાં છાવણી નાખી પડયા હતા.

આ સર્વ પરિસ્થિતિ સુમાનરાવના લક્ષમાં તરતજ આવી ગઇ, અને શત્રુની દૃષ્ટિ પડે તે પૂર્વે જ પોતાની સેનાના ત્રણ વિભાગ પાડી હુકમ ફરમાવી દીધો કે ત્રણે વિભાગે છૂપી રીતે શત્રુ ન જાણે તેમ ત્રણે દિશાએ શત્રુના પડાવ નજીક જઇ રહેવું, અને મધ્ય રાત્રિનો પૂર્ણ અમલ થતાં ત્રણે બાજુથી તૂટી પડી કત્લ ચલાવી દઇ શત્રુઓને ભૂસી ભેગા કરી દેવા.

હુકમ મળતાંજ ખોટી. તાકાળ ત્રણે ટુકડી ત્રણ દિશામાં પ્રયાણ કરી ગઇ. મુસલમાનો તદ્દન અસાવધ હતા. આજે મળેલી લુંટથી તેઓ અત્યંત આનંદમાં આવી જઇ ગાફલ બની ગયા હતા. કેટલાક અફીણ, દારૂ વિગેરે માદક પદાર્થોના સેવનથી લઠ્ઠ બની બેહોશ થઇ ગયા હતા. તેઓને ન હતું ભાન કે આપણે કયાં છીએ ? બેહસ્તમાં કે જહાન્નમમાં ! કેટલાક ઇશ્કને જુગારમાં મશગુલ થઇ પશુવત વર્તન કરી રહ્યા હતા. આવી સ્થિતિમાં બરાબર મધ્ય રાત્રિની વેળાએ કર્ણ કઠોર " હર હર મહાદેવ ! " ના મૃત્યુનાદને સાંભળી કેટલાક ભાનમાં આવી ગયા, તો કેટલાક ભયથી ગર્ભગાલત અથવા આશ્ચર્યથી ભ્રમિત કે સ્તબ્ધ થઇ ગયા. ન સુઝે તેમને શસ્ત્રો ધારણ કરવાનું કે ન સુઝે પલાયન કરી જવાનું. ચારે તરફથી અચાનક આક્રમણ થયું, ભયંકર કત્લનો આરંભ થયો ! લગભગ પોણો ભાગ યવનોનો ઘાણ નીકળી ગયો, ઘણા થોડા અંધકારમાં જ્યાં ત્યાંથી જીવ લઇને નાસી છૂટયા. મરાંઠાઓ આખી છાવણી લુંટી લઇ મુખ્ય મુખ્ય માણસોને બંદિવાન કરી લઇ સ્હવારમાંજ ગુરગામ તરફ પાછા ફર્યા અને સંધ્યા સમયે ત્યાં આવી પણ પહોંચ્યા.

ગુરગામમાં પ્રવેશતાંજ તેમની છાતી ફાટી ગઇ! દૃષ્ટિએ પડયું મહા ભયંકર દૃશ્ય ! આખું ગામ ઉજડ. સ્થળે સ્થળે સ્ત્રી, પુરૂષ અને બાલકોના પ્રેતના ઢગલા ! આ રક્તપાત

બાળકોની તંદુરસ્તી માટે.



જર્મનીની એક બાળ-ઇસ્પિતાલમાં બાળકોની તપાસ.

બાળ-રક્ષણ માટે.



બાળરક્ષણ મંડળના ફંડ માટે ના. ગવર્નરના પ્રમુખપદે મળેલી સભા.

The Lakshmivilas Press Baroda.

નિહાળી આ શૂરવીરોના મનમાં શું આવ્યું હશે ને બધી હકીકત જાણવાને તેઓ કેટલા તલપાપડ થઇ ગયા હશે? એની કલ્પના પાઠકોએજ કરી લેવી. ગામમાં કોઇપણ સમાચાર કહેનારૂં મળી આવશે એ હેતુથી સુભાનરાવના માણસો ગામમાં તપાસ કરવા લાગ્યા; પણ ક્યાંયે કાળું ચકલું સરખું પણ ફરકતું ન જણાયું. એટલામાં કંઇ પાંચ દશ માણસો છૂપાતા દબાતા, જંગલમાંથી ગામમાં આવેલા આ ધસારા સામે ક્યાં સુધી નિભે?. મુસલમાનોએ લગભગ બધા લોકોની કત્લ કરી નાખી. દુશ્મનોના હાથમાં સપડાઇ ન જતાં સ્ત્રીઓએ તેમની સામે શસ્ત્રાસ્ત્રો ચલાવી સ્વર્ગનો માર્ગ સ્વીકારી લીધો; છતાં કેટલીક જીવંત સ્ત્રીઓ શત્રુના હાથમાં સપડાઇ ગઇ; તેમાં કમળાબાઇ પણ હતી. મુસલમાનો લુંટફાટ કરી ઘણી સ્ત્રીઓને કમળાબાઇ સાથે કેદ કરી લઇ એરગઢમાં ચાલી ગયાં. અહમ-



ચિત્રકાર: ] સુભાન: "...તમારાં બીબીસાહેબા અને બાળકોને કેદ કરી લાવી ગુરગામમાં [ શા. શુક્લ. પૂરતા બંદોબસ્તથી રાખ્યાં છે..."

તેમણે દીઠા. તરતજ સૌ તેમની ફરતે ફરી વળ્યા અને 'આ શું થયું,' 'શું થયું!' ના પ્રશ્નોનો મારો શરૂ થયો. તેમના કહેવા પરથી જણાયું કે સુભાનરાવ સેના લઇ રવાના થયા પછી આસરે પાંચ છ કલાકે ભર બપોરે અચાનક શેરગઢમાં બાકી રહેલું બધું લશ્કર લઇને અહમદખા ગુરગામ પર ચઢી આવ્યો. ગામમાં તરુણો નહિં જેવા હતા. માત્ર વૃદ્ધો ને અશક્તા, સ્ત્રીઓ ને બાલકોજ હતા. તેઓ દખાંનો પરિવાર શેરગઢમાંજ થોડા લોકોની સાથે હજીયે હતો. પણ અહમદખાં વિજયમદથી બેહોશ બની આવેલી હિંદુ સ્ત્રીઓ અને લશ્કરને લઇ એરગઢ ચઢયો.

આ હૃદયવિદારક ઘટનાથી સુભાનરાવની રગે રગમાં દ્વેષ અને કોપાગ્નિ વ્યાપી રહ્યા. અત્યારેજ એરગઢ પર આક્રમણ કરી અહમદખાંને રકત સ્નાન કરાવી પત્નીની અને બીજી સ્ત્રીઓની મુકતતા કરવી, એવું તેના

મનમાં આવ્યું; પણ પૂર્ણ વિચારને અંતે આ કાર્ય તેને અત્યંત સાહસ ને જોખમભર્યું જણાયું. ખેરગઢનો કોટ મજબૂત હતો, ખાનનું લશ્કર વધારે હતું અને મરાઠાઓ પોતાની સ્ત્રીઓની મુક્તતા માટે અવશ્ય હલ્લો લાવશે, એમ જાણી તે સંપૂર્ણ સાવધ રહી જીવપર આવી યુદ્ધ કરશે, એ સ્પષ્ટ જણાતું હતું. સુમાનરાવના ધ્યાનમાં આ બધું આવી જતાં તેમણે એક યુક્તિ અજમાવી જોવાનો નિર્ણય કર્યો અને પોતાના સર્વ સાથીઓને તરંત જમી લઇ રાતોરાત ફરી ઉપડી જવા તૈયાર થઇ રહેવાનો હુકમ સંભળાવી દીધો.

રાત્રે નવને સુમારે આ મરાઠા સૈન્ય પાછું તૈયાર થઈ ગયું. પાટિલ સાહેબે તેમને શેરગઢપર અચાનક આક્રમણ લઇ જવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. આ સાંભળતાંજ બધાને ભારે આશ્ચર્ય થયું. કારણ કે અહમદખાં તો સ્ત્રીઓને લઇ ખેરગઢ ગયો હતો એ ઉપર કહ્યુંજ છે. પરંતુ સુમાનરાવે કહ્યું. "મિત્રો, શેરગઢપર આક્રમણ કરવાથી આપણો હેતુ સાધ્ય થાય તેમ છે, નહિ તો ખેરગઢમાં તો આપણને મોતજ મળે અને બધું વ્યર્થ જાય !" એમ કહીને એકદમ કૂચ કરવાનો આરંભ કરી દીધો. આ મરાઠાઓની ટોળી રાત્રે બાર વાગે શેરગઢ પહોંચી. ગઢપર પાકો બંદોબસ્ત ન હતો. મરાઠાઓએ અત્યંત આવેશથી હલ્લો ચઢાવી ગઢ તાબે કર્યો અને અહમદખાંના બૈરી છોકરાંઓને કેદ કરી લઇ ત્વરાથી સ્હવાર થતાંજ ગુરગામ પાછા આવી ગયા.

તેજ દિવસે બપોરે ત્રણ વાગે ખેરગઢ આગળ પાંચ દશ મરાઠા ઘોડેસ્વાર શિલેદારો ભાલા, બરછી આદિ શસ્ત્રોથી સજ્જ થઇ આવ્યા. તેમની મોખરે સુમાનરાવ હતા. ગઢની નજીક આવતાંજ શૃંગ ફુંકી સમાધાની કરવાના હેતુથી અહમદખાં સાથે મસલત કરવા આવ્યા છીએ એવો સંદેશ ગઢપર મોકલ્યો. અહમદખાં આબરૂદાર, સુજ્ઞ અને શૂર શિપાઇ હતો. સુમાનરાવના શૌર્યની અને શુદ્ધ દાનતની ખ્યાતિ તેણે સાંભળી હતી, તેમજ તેમના પ્રતિ તેને કંઇક આદરભાવ પણ હતો. સમાધાની અર્થે સુમાનરાવ આવ્યા છે એવું જાણતાંજ ખાને તેમને સન્માન સહ ગઢપર બોલાવી મુલાકાત લીધી. પાટિલ સાહેબે શરૂઆત કરી " ખાંસાહેબ, તમે અમારા પ્રાંતના પશ્ચિમ ભાગમાં શેહ આપી અમને ત્યાં રોકી રાખી ગુરગામ પર ચઢી આવ્યા, એને માટે તો અમારે કંઇ કહેવું ન હોય. એ લશ્કરી દાવપેચ; તેમાં જે ફસાય તે હાર પામે. પણ તમે તો અમારી સ્ત્રીઓને મારી નાંખી, જે જીવતી જડી તેમને બંદિવાન બનાવી લઇ આવ્યા એ તમારૂં કૃત્ય નામર્દાઇભર્યું કહેવાય. જેવા તમે ઇજ્જતદાર છો, તેવા અમે પે છીએ. અમારી સ્ત્રીઓની માફક તમારી સ્ત્રીઓને અમે ઉઠાવી જઇએ તો તમને કેવું લાગે વારૂ ?"

ખાને ઉત્તર આપ્યો "પાટિલ ! તમે શાંતતાની વાતો કરવા આવ્યા તે આજ કે ? જેની સ્ત્રી અન્ય મનુષ્ય બળજબરીથી હરણ કરી જાય તેને અવશ્ય આ અયોગ્યજ જણાય; પણ મરાઠાઓ પોતાની સ્ત્રીઓને નિરાધાર છોડી ગયા, તેમને અમે આશ્રય આપ્યો એમાં અમે ખોટું શું કર્યું ? એમાં અમારી લેશ પણ ઇજ્જત નથી ગઇ; તમારી ગઇ. માટે તમે તમારા નશિબને કે વર્તનને દોષ દો. આમ કાયરની માફક રોદડાં રડવામાં શો લાભ ?"

આ વચનો સાંભળી સુમાનરાવની મુદ્રા પર સહજ ક્રોધની છટા આવી; પણ તરતજ શાંત થઇ બોલ્યા: " ખાંસાહેબ, તમે તદ્દન સાચી વાત કહી ! અમે પણ તમને એજ કહેવા આવ્યા છીએ. તમારી પાસે પૂરો

બદલો લેવા ગઇ રાત્રે અમે શેરગઢ પર હલ્લો લઇ ગયા, અને તમારાં બીબીસાહબા ને બાલકોને કેદ કરી લાવી ગુરગામમાં પૂરતા બંદોબસ્તથી રાખ્યા છે. જો આજે એક પ્રહર રાત્ર રહે ત્યાં સુધીમાં અમે અમારી સ્ત્રીઓ સાથે ગુરગામ ન જઇ પહોંચીએ તો તેમની કતલ કરી નાખવાની સખ્ત આજ્ઞા આપીને હું અહીં સમાધાનની વાતો કરવા આવ્યો છું. ત્યારે હવે તમે શું કહો છો તે તરતજ જણાવી દો. તમને કદાચ આ અસત્ય ભાસે તો જુઓ આ તમારાં બીબીના દાગીના અને આ પત્ર !"

દાગીના અને પત્ર પાટિલે ખાનની સામે ફેંક્યા. ખાન આશ્ચર્યચકિત અને ભયભીત થઇ ગયો. તોબાં, તોબા પોકારતો તેણે દાગીના નિરખી જોયા ને કાગળ વાંચ્યો. મોટાં બીબીસાહબાએ એ પત્ર લખ્યો હતો. પાટિલની વાત આ પત્રથી સત્ય સિદ્ધ થઇ. ખિન્ન મુદ્રાથી ખાન બોલ્યોઃ "સુભાનરાવ, આ સરતમાં હું હાર્યો ! તમે શેરગઢ પર ચઢાઇ કરશો એવો ખ્યાલ મને સ્વપ્ને પણ ન આવ્યો. તમે અહીંયાં જ હુમલો લઇ આવશો એવું ધારી લઇ હું પૂર્ણ તૈયારીમાં હતો. પણ આપણે ધારીએ કંઇ અને થાય બીજું ! અમે તમારી સ્ત્રીઓ તમને સોંપી દઇએ પણ તેમ તમે અમારી સ્ત્રીઓને પાછી મોકલી દેશો એને શો આધાર ? એમાં દગો થવાનો સંભવ છે."

પાટિલ છાતીએ હાથ મૂકી બોલ્યા "ખાંસાહેબ ! એક શૂર મરાઠા વીરનું વચન ! એ સિવાય બીજી ખાત્રી નથી આપી શકતો. ખાંસાહેબ, સાચો મરાઠો પ્રાણહાનિ સહન કરી લેશે, વચનભંગ નહિ થવા દે ! તમે તમારા દશ વીસ માણસો અમારી સાથે મોકલો, તમારા બીબી બેટાઓને તમારા માણસોને સ્વાધીન કરી દેવાનું હું તમને વચન આપું છું. એક પ્રહર રાત્ર બાકી રહે તે પૂર્વેજ આ થવું જોઇએ. નહિ તો તમારે નિરર્થક પશ્ચાત્તાપ વશ થઇ રહેવું પડશે ".

ખાનને આ વાત માન્ય રાખ્યા વિના છૂટકો ન હતો.

તે રાત્રે કેટલાયે નિરાશ બનેલા કુટુંબમાં પુનઃ આનંદનો સંચાર થયો ! સુભાનરાવના ગુણગાન ગવાયા ! કમળાબાઇ પતિના અપ્રતિમ પરાક્રમ ને અસાધારણ બુદ્ધિમત્તા આદિ સદ્‌ગુણો વડે પોતાને ધન્ય ધન્ય માનવા લાગી હોય તો તેમાં શું આશ્ચર્ય ?



## વિચાર ફેરવ્યો !

બાઃ ( બેનને ) " મારી સરલા તો પરણવાની ના પાડે છે. "

નાની સરલાઃ " ના...બા...મેં વિચાર ફેરવ્યો છે. કારણ કે હું જો ન પરણું તો મારા છોકરા બીચારા બા વગરના રહેને ? "

# શિતળા, સૈયડ અથવા બળીયાકાકા.

લેખકઃ ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ, હેલ્થ ઓફીસર, સુરત.

આ ભયંકર રોગ દર વર્ષે હજારો બાળકોનું બળીદાન લેય છે. એ સેંકડો બાળકોને આંધળા, લુલા અને કદરૂપા બનાવે છે. આ રોગ ખાસ કરીને બાળકોને બહુ જલદીથી લાગુ પડે છે અને આ રોગથી મૃત્યુ પામનાર મનુષ્યોની સંખ્યામાં સેંકડે ૫૦ ટકા બાળકોજ હોય છે.

કેળવણીના પ્રચાર અને તંદુરસ્તી વિષેના સખ્ત કાયદાઓને લઇને પશ્ચિમના દેશોમાં આ રોગ બહુજ ઓછા પ્રમાણમાં દેખાવ દેય છે અને તેનાથી બહુજ થોડા માણસો ...રેલા દેશોમાં મરે છે. પશ્ચિમના દેશોમાં શીતળાને લોકો એક રોગ તરીકે માને છે. અને તે રોગ વિષે કોઇ પણ જાતનો ધાર્મિક વહેમ કે વિચાર તે દેશના લોકોમાં નથી. જ્યારે આપણા દેશમાં આ રોગને એક દેવ તરીકે ગણવામાં આવે છે અને આ દેશના જુદા જુદા ઇલાકા અને પ્રાંતોમાં આ રોગને જુદા જુદા ધાર્મિક નામોથી સંબોધાય છે. ગુજરાત પ્રદેશમાં આ રોગને દરેક ઇલાકામાં લગભગ જુદું જુદું ધાર્મિક નામ અપાય છે. બાપજી, બાવાજી, ગવડકાકા, શિતળાદેવી, બળીયાકાકા ઇત્યાદી અનેક નામો ગુજરાતની પ્રજા આ રોગને આપે છે. આ રોગની અનેક માનતાઓ મનાય છે, તેની પુજા થાય છે અને તેને માટે અનેક બાધા-આખડીઓ રખાય છે. સુરત જીલ્લામાં, કોળા, ધાણી, કોળી વિગેરે જાતિઓમાં જ્યારે બાળકને શિતળાનો રોગ લાગુ પડે છે. ત્યારે બાળકના માતાપિતા તો એમજ માને છે કે "બાપજી પોતે બાળકના શરીરમાં પધાર્યો છે." એ બાળકને "બાપજી આવો." "બાપજી પધારો," "બાપજી કૃપા રાખો" ઇત્યાદી શબ્દોથી સંબોધે છે. અને બાળકનું કોઇ પણ રીતે મન દુઃખાવા દેતા નથી અને બાળક જે કોઇ વસ્તુ ખાવા કે પીવા માગે છે તે તરતજ લાવી આપે છે. વળી કેટલાક લોકોની આ રોગ માટે એવી માન્યતા હોય છે કે આ રોગ દેવી હોવાથી તેમાં કોઇ પણ જાતની દવા વપરાય નહિ અને દરદીને ડોકટર કે વૈદ્યને બતાવાય નહિ. આવી પરિસ્થિતિમાં સહજ જ સમજી શકાય તેમ છે કે બાળકની જીંદગી જોખમમાં આવી પડે છે અને તેની વૈદકીય રીતે કોઇ પણ જાતની સારવાર નહિ થવાથી બાળક મૃત્યુવશ થાય છે. આજ કારણથી ઘણીએ બાળકોને શિતળાના રોગની સાથે અન્ય ગંભિર રોગો પણ લાગુ પડે છે. એ શિતળાને અંગે ઉત્પન્ન થતા બીજા રોગો પણ બાળકને મારી નાંખે છે.

અત્રે સાફ જણાવવું જોઇએ કે શિતળાના રોગને અને ધર્મને સેંકડો ગાઉનું છેટું છે. એ બેને કોઇ પણ જાતનો સંબંધ નથી. આપણા કમનસિબે કેટલીક અર્વાચિન શાસ્ત્રોમાં શિતળાના રોગને ધાર્મિક રૂપ આપવામાં આવ્યું છે. અજ્ઞાન લોકો આવા વહેમે દરદને દેવતાઇ ગણે છે અને બાળકોની પાયમાલી કરી રહ્યા છે.

એક જમાન આપણે દરેકે સમજી લેવું

કે શિતળા તે એક જાતનો શારીરિક રોગ છે અને તેનો ઉપચાર ધાર્મિક દ્રષ્ટિએ નહિં પણ વૈદકીય દ્રષ્ટિએ કરવો. જોઇએ તો આપણે શિતળાના રોગનો પ્રશ્ન લગભગ ઉકેલી નાંખ્યો ગણાશે.

આધુનિક વૈદક શાસ્ત્રોએ સંપૂર્ણ રીતે સાબિત કરી આપ્યું છે કે શિતળાનો રોગ એક જાતના અદ્દશ્ય જંતુઓથી થાય છે, તેનો ચેપ એક રોગીના શરીરથી બીજા માણસને લાગી તે માણસને પણ રોગી બનાવે છે અને આ રોગ અતિશય ચેપી હોવાથી બીજા માણસોને સહેલાઇથી લાગુ પડી શકે છે. વધારામાં એ પણ પુરવાર થયું છે કે જો બાળકને કૃત્રિમ રીતે શિતળા કાઢવામાં આવે તો તે શિતળાના રોગથી બચી જાય છે. ડાકટરોની આ શોધનો પુરેપુરો લાભ પશ્ચિમના લોકો લે છે અને અત્યારે પશ્ચિમના દેશોમાં કરોડો બાળકો આ રોગથી નિર્ભય બની શકયા છે અને તેમ થવાથી પશ્ચિમની પ્રજામાં લુલા, લંગડા, કાણા અને કદરૂપાની સંખ્યા ઘણીજ ઓછી થઇ ગઇ છે.

બાળકોને થતા રોગોમાંથી કેટલાએક એવા હોય છે કે તેમનાથી બાળકને બચાવવાના દરેક ઉપાયો લેવા છતાં અને સાવચેતી રાખ્યા છતાં તે રોગો બાળકના કોમળ શરિર પર આક્રમણ કરે છે, જ્યારે શિતળાનો રોગ એવો છે કે તેને માટે યોગ્ય સમયે જો સાવચેતી લેવામાં આવે તો બાળક તેનાથી લગભગ બચી જાય છે. બાળકને જન્મ પછી ચાર કે છ માસની અંદર શિતળા કઢાવવામાં આવે અને પછી સાતમે વર્ષે પાછા ફરી એક વાર અને સતરમે વર્ષ ફરી એક વાર એમ ત્રણ વખત જો શિતળા કાઢવામાં આવે તો બાળક શિતળાના રોગથી મુક્ત રહે છે અને કદાચ જો તે રોગ તેના પર આક્રમણ કરે તો પણ તેનું જોર ઘણુંજ ઓછું રહે છે, અને તેનાથી બાળક મૃત્યુ તો પામતું નથીજ. આ બાબત સિદ્ધ કરવાને માટે જોઇએ તેટલા પ્રમાણભુત આંકડા તથા નામાંકિત ડાકટરોના અભિપ્રાય મોજુદ છે. પરંતુ આ આંકડા સામાન્ય વાંચકવર્ગને નિરસ લાગે-માટે અહિં હું આપતો નથી. પણ અહિં એટલુંજ જણાવવું બસ થઇ પડશે કે જર્મન દેશમાં ઉપર બતાવ્યા મુજબ જીંદગીમાં ત્રણ વાર શિતળા કઢાવવાનો ફરજીયાત કાયદો છે અને તે કાયદો તે દેશમાં સખત રીતે અમલમાં મેલાયો છે અને એનું સુંદર પરિણામ એ આવ્યું છે કે જર્મન દેશમાં શિતળાનો રોગ તદન નાબુદ થયો છે. દુનિયાના છેલ્લા મહાન વિગ્રહ દરમ્યાન આ કાયદાને લીધે જર્મન લશ્કરમાં એક પણ સીપાઇ આ રોગથી મરણ પામ્યો નહતો. જો શિતળાના રોગમાં કાંઇ પણ દૈવત હોય તો શિતળા દેવ જર્મન દેશમાં પોતાનો ચમતકાર કેમ નથી બતાવતા ? ભારતવર્ષમાં ધર્માન્ધતાનું સામ્રાજ્ય છે; આ કમનસિબ દેશમાં જડ પદાર્થો તેમજ ચેતન પશુ પંખીઓ પણ દૈવી હોવાનો દાવો કરવાને શક્તિમાન છે અને આપણી આવી માનસિક પરાધિનતાને લીધે આપણે આપણા પર પડતી વિપત્તિઓને રોકી શકતા નથી અને બધું દેવાધિન માની લઇને સહન કર્યે જઇએ છીયે. આનું પરિણામ આપણી નજર સામેજ છે. આપણા દેશમાં સહસ્ત્રો બાળકો દરવરસે શિતળાના રોગથી મૃત્યુવશ થાય છે અને તેમાંથી જે કોઇ બચવા પામે છે તેઓ આંધળા લુલાં અને કદરૂપા બની જાય છે અને આખી જીંદગીભર આવા જીવાત્માઓ પરાધિનતા ભોગવી બીજાના ઉપર ભારરૂપ થઇ સડી સડીને મરે છે અને તેનાથી દેશને પારાવાર આર્થિક નુકશાન થાય છે અને આપણી શારીરીક અને નૈતિક અધોગતિ થાય છે.

ગુલાબના ફુલ સમા સુકોમળ અને સુંદર

બાળકોને સેંકડોની સંખ્યામાં શિતળાના રોગથી ઝડપાઇ જતાં આ લેખકે જોયાં છે. તેમના અજ્ઞાન માબાપોને કેટલુંએ સમજાવતાં છતાં બાળકને શિતળા કઢાવવાની ફુરસદ મળતી નથી, તેમને રવિવાર કે ગુરૂવારનો બાધ આવે છે. સામી હોળીએ શિતળા કઢાવીએ તો "બાવાજી કોપે" આવી માન્યતાથી બાળકને શિતળા કઢાવાતા નથી; સ્નાન, સુતક, સુવાવડ, અને ધાર્મિક અને લગ્નના ઉત્સવો પણ શિતળા કઢાવવા માટે બાધ કરતા જણાય છે અને આને લીધે કેટલાએ ગૃહોમાં મંડાયેલાં લગ્ન છંડાયા છે અને સ્નાન અને સુતકમાં વધારો થયો છે.

કેટલાએકની એવી માન્યતા હોય છે કે શિતળા કઢાવવાથી બાળકના શરિરમાં અન્ય રોગો ઉત્પન્ન થાય છે પણ હવે પુરવાર થયું છે કે શુદ્ધ અને તાજી રસીથી જો શિતળા વામાં આવે તો દસ દીવસની ઉમરના ાકને પણ ઇજા થતી નથી. શિતળાની ી, પ્રવિણ ડાકટરો અસંત કાળજીથી બનાવે છે અને તેનો ઉપયોગ કર્યા અગાઉ જંતુશાસ્ત્રીઓ તેની વિશુદ્ધતા વિષે બરાબર ખાત્રી કરી લેય છે અને ત્યાર પછીજ તે વાપરવા દેવામાં આવે છે.

કૃત્રિમ શિતળા તે બાળકને ખરા શિતળાના ભયંકર રોગથી બચાવવાનો એક જંતુશાસ્ત્રાનુસાર ઉપાય છે અને આવા કૃત્રિમ શિતળા ડાકટરોજ કાઢે છે છતાં તેને પણ આ દેશમાં ધાર્મિક રૂપ આપવામાં આવ્યું છે. આવા ડાકટરોએ ઉત્પન્ન કરેલા શિતળા દેવની પણ પૂજા આ દેશમાં થાય છે. શિતળાના ચાંદા ઉપર લગાડવા ડાકટરો બોરીક એસીડ આપે છે તેનો ઉપયોગ કરવાને બદલે અજ્ઞાન અને વહેમી લોકો શિતળાના ચાંદા પર ચુલામાંની રાખ લગાવે છે. આવી રાખ જો તદન સ્વચ્છ હોય અને જંતુથી દુષિત ન થયેલી હોય તો બહુ નુકશાન નથી કરતી પરંતુ જો તેની અંદર, ધુળ, માટી, પાણી અને અજાનું મિશ્રણ જરાપણ હોય તો બાળકને તેથી શિતળાના ચાંદાની અંદર ચેપ લાગે છે અને બાળક બહુ દુઃખી થાય છે. રાખનો ઉપયોગ પણ ધાર્મિક માન્યતાને લીધે અજ્ઞાન લોકો કરે છે. આટલા માટે જાણવું જરૂરી છે કે શિતળાના ચાંદા પર બોરીક એસીડ સિવાય અન્ય વસ્તુ લગાડવી જોઇએ નહિં.

છેવટમાં એક બે જરૂરી સુચનાઓ આપી આ લેખ પુરો કરીશ. જો બાળકને કોઇ જાતની ગંભિર બિમારી હોય અથવા શરીર પર ઘણે ઠેકાણે ગુમડાં થયાં હોય અથવા ચાંદા પડયા હોય તો બાળક સ્વસ્થ થાય પછી તેને શિતળા કઢાવવા. બને ત્યાં સુધી ઠંડી ઋતુમાં શિતળા કઢાવવા કારણ કે શિયાળામાં શિતળાના ચાંદા જલદી રૂઝાઇ જાય છે અને બાળકને પીડા ઓછી થાય છે. સાધારણ રીતે ચારથી ૭ માસની ઉમરની અંદરજ શિતળા કઢાવી લેવા અને જો શહેરમાં શિતળાનો રોગ ચાલતો હોય તો પંદર દીવસની ઉમરના બાળકને પણ શિતળા કઢાવી લેવા જોઇએ. આવા સંયોગોમાં ફક્ત એકજ હાથે શિતળાના બે દાણા કાઢવામાં આવે તો ચાલે. એક વખત શિતળા કઢાવ્યા પછી પણ બાળકને શિતળાનો રોગ લાગુ પડવાનો થોડો ઘણો સંભવ છે ખરો, પણ આવા સંયોગોમાં રોગ બહુજ નરમ પ્રકારનો લાગુ પડે છે અને બાળક મૃત્યુવશ તો કદાપિ થતું નથી. આ ઉપરાંત સાતમે અને સત્તરમે વરસે ફરીને શિતળા કઢાવવાથી માણસ શિતળાના રોગના ભયથી લગભગ મુક્ત રહે છે અને કદાચ શિતળાનો રોગ આવા માણસને લાગુ પડે તો તે તદન નરમ પ્રકારનો હોય છે અને જીવલેણ તો થઇ શકતોજ નથી. આ લેખ લખવાનો હેતુ વાંચકવર્ગને કૃત્રિમ શિતળાની અગત્યતા અને ઉપયોગીતા બતાવવા પૂરતો છે; કોઇની લાગણી દુઃખાવા માટે નથી તેની વાંચકવર્ગ નોંધ લેશે એમ આશા રાખું છું.



# કપિલજન્મ

લેખકઃ—શા. રમણભાઇ પી. ભટ્ટ.

બ્રહ્માજ્ઞા શિર ધારીને તપાર્થે ઋષિ કર્દમ;
સરસ્વતી તીરે જૈને સેવે શુદ્ધ મને પ્રભુ. ૧

સમાધિ ના પૂજનના પ્રકારે,
ઇચ્છિત દે જે શરણે ગયાને;
ભક્તિ થકી તે ભગવાન સેવે,
વર્ષો વિતી જાય સહસ્ર એવે. ૨

પ્રસન્ન થઇ સત્યયુગે પ્રભુએ,
દર્શાવિયું બ્રહ્મસ્વરૂપ પોતે;
ચતુર્ભુજે ભાસ્કર નિર્મલા શા,
શોભે પ્રભુ અભ્ર વિષે રહેલા. ૩

કંઠે ધરેલી અરવિન્દ માળ,
કિરીટ ને કુંડલથી સુહાય;
કરે ગદા, પંકજ, શંખ, ચક્ર,
શોભે શિરે શ્યામલ કેશપુંજ. ૪

મનોરથો પૂર્ણ થએલ સર્વે,
પેખ્યા પ્રભુને મુનિએજ અભ્રે;
સાષ્ટાંગ પૃથ્વી પરથી પ્રણામી,
સ્તુતિ કરી સુંદર વાણી બોલી. ૫

યોગી ઘણા જન્મથી દર્શ જેનું,
ઇચ્છે, કર્યે દર્શન તે પ્રભુનું;
સાફલ્ય નેત્રો મમ આજ થાય,
હૈયેથી હર્ષોદધિ ઉભરાય. ૬

મધુરવાણી કરજોડી બોલે,
પ્રભુ! ભજે જે તમનેજ પ્રીતે;
ઇચ્છિત દો છો વર સર્વને, તો
સુશીલ મારા સમ પત્ની અર્પો. ૭

પ્રેમના હાસ્યથી શોભે ગરૂડે ગરૂડાધિશ,
સુધા શા મધુરા શબ્દે કહે છે ઋષિને ઇશ. ૮
સ્વાયંભુવમનુ જેની જગમાં કીર્તિ નિર્મલ,
ચક્રવર્તિ કરે રાજ્ય બ્રહ્મવર્તેજ શાશ્વત; ૯
બ્રહ્મને જાણનારા એ દર્શને તમ આવશે,
દેવહૂતિ સુતાનેયે સાથ પોતેજ લાવશે. ૧૦

રૂપે, ગુણે, શીયલમાં સમાન,
શોધે સુતામાટ પતિ ભૂપાલ;
તે સર્વને યોગ્ય તમેજ જાણી,
દેશે મનુ પુત્રી તણોજ પાણિ. ૧૧

અદ્યાપિ જેમાં મન લબ્ધ છે, તે
કન્યા સુસેવા કરશે સુરીતે;
હું યે તમોથી તમ પત્ની માંહે,
અંશાવતારે પ્રકટીશ પ્રીતે. ૧૨

હેતેથી આપી વર એ ઋષિને,
અભ્રેથી અદૃશ્ય થયાજ પોતે;
તે પુંઠ બિંદુસરમાં[1] જઇને,
નૃપાલની રાહ ઋષિ જુએ છે. ૧૩

---

१ यस्मिन्भगवतोनेत्रान्न्यपतन्नश्रुबिन्दवः ॥
कृपयासंपरीतस्यप्रपन्नेऽर्पितयाभृशम् ॥ ३८ ॥
तद्वैबिन्दुसरोनाम सरस्वत्यापरिप्लुतम् ॥
पुण्यंशिवामृतजलंमहर्षिगणसेवितम् ॥ ३९ ॥

श्रीमद् भागवत–तृतीय स्कंध. अ०२१

અર્થાત્–શરણ થએલા મુનિ ઉપર બહુજ થએલી કૃપાથી વ્યાપ્ત થઇ જતાં ભગવાનનાં નેત્રોમાંથી આંસુનાં બિંદુ જે સ્થળમાં પડયાં હતાં તે બિંદુસર કહેવાય છે. ( ર: )

સુતા અને રાણી સહિત રાય,
શોધે ધરાએ પતિ, પુત્રી માટ;
સર્વ સ્થળો જોઇ પછીથી આવ્યા,
સરસ્વતી શુદ્ધ જળે વહે જ્યાં. ૧૪

પક્ષી કરે શબ્દ અતી રસીલા,
કળાધરો નૃત્ય કરે મદીલા;
અલિ મદોન્મત્ત ભમે વિલાસે,
છએ ઋતુઓ ફળ-ફૂલ આપે. ૧૫

કદંબ મંદાર, બકુલવૃક્ષ,
અશોક ને ચંપક, પારિજાત;
કરંજ ને કુરવકો અતીશે,
શોભા રૂડા આમ્રતરુની દીસે. ૧૬

કારંડવો, સારસ ને ટીટોડા,
ચકોર, હંસો, ચકવાજ રૂડા;
ઉન્મત્ત કોકીલ તણા પુકારે,
પક્ષીરવોથી વન શોભતું તે. ૧૭

સુરવ, સેકાઇ, મૃગેન્દ્ર, રોઝ,
હરિ અને કસ્તુરિઆ મૃગેજ,
ગોપુચ્છ જાતિ કપિ, મર્કટો એ,
વને અહિં ત્યાંહિં ભમ્યા કરે છે. ૧૮

અતી તપેથી અતી શોભતા એ,
મુનિ ધરે ધ્યાન જહાં સુપ્રીતે;
નૃપાલ ત્યાં દર્શન કાજ આવ્યા,
શોભા વિલોકી રૂડી હર્ષ પામ્યા. ૧૯

સ્વરૂપ અસ્વચ્છ મણિ સમાન,
નેત્રો દિસે ઉત્પલશાં પ્રફુલ્લ;
સાષ્ટાંગ એવા મુનિને પ્રણામી,
નૃપાલ બેઠા ભૂમિ હેત આણી. ૨૦

ધ્યાનેથી નિવૃત્ત થઇ મુનિએ,
સત્કાર કીધો નૃપનો સુરીતે;
મધુર વાણી ઋષિરાય બોલે,
નૃપાલ હર્ષોદધિ માંહિ ડોલે. ૨

સજ્જનો રક્ષવાને ને દુષ્ટના નાશ કાજ તું
ફરે ભૂમંડલે, જાણું તોયે હે વીર! હું પૂછું. ૨૨
પ્રયોજન પધાર્યાનું શું અહીં છે કહે નૃપ?
મધુરી સુણીને વાણી ઋષિજીને કહે ભૂપ. ૨૩

આ દેવહૂતિ મમ પુત્રી માટે—
રૂપે, ગુણે યુક્ત પતિ ધરાએ —
હું શોધતો; ત્યાં કહ્યું નારદે કે:—
સરસ્વતી તીર ઋષિ રહે છે. ૨૪
સ્વભાવ, વિદ્યા, ગુણ, રૂપમાં તે,
વયે, સુતા યોગ્ય પતિ દીસે છે;
એવું સુણીને તમ પાસ આવ્યો,
ને કન્યકાને પણ સાથ લાવ્યો. ૨૫
દાતા ઉપેક્ષા કરીને જનો જે
યાચે કંઇ કૃપણ પાસ તો તે;
સ્વકીર્ત્તિને ક્ષીણ કરે, વળી તે
માનાપમાનેથી હણાઇ જાયે. ૨૬
વાણી સુણી રાય તણી રસાળી,
કન્યા સ્વિકારી અતી હર્ષ પામી;
યથાવિધિ દાન દીધું નૃપાલે,
પુત્રી તણું અંતર આણી વ્હાલ. ૨૭
આજ્ઞા ઋષિની લઇ રાય પોતે,
રાણી સહિત સ્વપુરે પધારે;
સુતા વિયોગે હૃદ ઉભરાય,
નેને વહે અશ્રુ પ્રવાહ પૂર. ૨૮
શૈલેન્દ્ર સુતા ગિરિજા સુરીતે,
સદાશિવ સ્નેહ સહિત સેવે;
તેવી રીતે દેવહૂતિ સતી યે,
સેવા કરે સ્વામિ તણી સુપ્રીતે. ૨૯
પવિત્રતા, વાણી મીઠી, સુસ્નેહે,
સેવા, અતિ, માન, જીતેન્દ્રિયે, ને
વિશ્વાસથી, ઉગ્ર પ્રકાશતા એ
પ્રસન્ન કીધા પતિને સતીએ. ૩૦

---

એ સ્થળ સરસ્વતીથી વીંટાયલું, પવિત્ર, કલ્યાણકારી અને મીઠા જળવાળું તથા ઘણા મોટા ઋષિઓએ સેવેલું છે. ( ૩૪ )

શ્રીમદ્ ભાગવત ભાષાન્તર-તૃતીય સ્કંધ અધ્યાય ૨૧.

કે દિન એના સતીના વિતે છે,
અંગે શીકી ને દૂબળી દિસે છે;
તે જોઇને ગદ્ગદ કંઠ સાથે,
પ્રસન્ન થૈને ઋષિ વાણી બોલે. ૩૧

સતી ! કર્યું તેં અતી દેહકષ્ટ,
હું માટ સુખો કરી સર્વ તષ્ટ;
હું દિવ્ય ચક્ષુ તુજને દઉં કે,
જેથી તું પેખે મમ વૈભવેને. ૩૨

સતી સુણી લજ્જિત બોલ બોલી,
સ્વામિ ! તમારી અતિ ઉગ્ર સિદ્ધિ;
હું જાણું, તોયે મમ આશ પૂરો,
સ્હાવો પ્રભુ ! યૌવનનો મને દો. ૩૩

મહાત્મા પતિ પાસેથી સંતાનો ઉદ્ભવે સતી,
મહત્ પ્રસાદ છે માટે ઉરે શો મમ વિનતિ. ૩૪

દળીને દર્પ કંદર્પ સ્નેહે શાંતિ સમર્પવા,
સિદ્ધિઓ સર્વ સાધો તે પ્રત્યક્ષ પ્રભુ માહરા. ૩૫

પત્નીના પ્રિય કાજે એ મહાયોગી મુનીશ્વરે,
સર્જ્યું અદ્ભુત વિમાન ક્ષણમાં યોગના બળે. ૩૬

સાહિત્ય દિવ્યે, મણિસ્તંભથી એ,
અદ્ભુત ને રત્નભર્યું દિસે છે;
વિચિત્ર પુષ્પો તણી માળ માંહે,
અલી મધુરા સ્વરથી ગુંજે છે. ૩૭

કમાડ હીરે, ભૂમિ ઇન્દ્રનીલે,
શોભે મણિ વિદ્રુમ ઉંબરે એ;
હીરા ભીંતે માણક શોભતાં તે,
પ્રકાશતાં ચક્ષુ સમાં શું જાણે ! ૩૮

વિમાન પ્રાસાદ શિરે મૂકેલા;
સુવર્ણ કુંભો અતિ શોભતા'તા;
સાહિત્ય સૌ સાથ વિમાન જોઇ,
હર્ષિત થાઓ સતી દેવહૂતિ. ૩૯

મધુર વાણી સતીને ઋષિ કહે,
કરો તમે સ્નાન સરે, પ્રિયે હે !
વિમાન આરૂઢ પછીથી થાઓ,
ને ભોગવો ઇચ્છિત કામભોગો. ૪૦

આજ્ઞા પતિની સુણીને સતીએ,
પવિત્રતા કાજ જળે પ્રવેશી;
સહસ્ર કન્યા સતીએ દીઠી ત્યાં,
પ્રાસાદમાં શોભતી જે હ્રદમાં[1]. ૪૧

જોઇ સતીને સહુકન્યકા એ,
બે હાથ જોડી મધુ વાણી બોલે;
આ સૌ હમે કિંકરીઓ તમારી,
આજ્ઞા દિજે કાંઇ, મહેર ધારી. ૪૨

પછી કરાવ્યું સતીને સુરીતે,
અમૂલ્ય વસ્તુ થકી સ્નાનપ્રીતે;
નવાં અને નિર્મળ અંશુકોએ,
અમૂલ્ય આભૂષણથી સુહાએ. ૪૩

અમૂલ્ય હારે શુભકંઠ સોહે,
નિતંબ સોહે કટિમેખળાએ;
હસ્તે રુડાં કંકણ પાય માંહે
સુવર્ણ નૂપુર અધિક શોભે. ૪૪

વસ્ત્રાદિથી યોગ્ય થઇ સતીએ,
પતિ તણું ધ્યાન મને ધર્યું છે;
સાંતો સમીપે પતિની દીસે છે,
ઋષિની સિદ્ધિ ન કળી શકે તે. ૪૫

સહસ્ર કન્યા, સતી, સાથ પોતે,
વિમાન બેસી નભમાં સિધાવે;
કન્યારૂપી તારલિઆની મધ્ય,
ઋષિ પ્રકાશે સમ પૂર્ણ ચંદ્ર. ૪૬

વિહાર કીધા અતીશે સુરીતે,
પ્રિયાની સાથે પતિએ સુહેતે;
ભમી ભૂગોળે સતીને મુનિએ,
દર્શાવી દીધાં સહુ સુસ્થળોએ. ૪૭

ઉત્સાહી રામા રમણે અતીશે,
રમાડતા સ્વામિ ઋષિજી હર્ષે;
કામેથી સંતોષિત દંપતીને,
સો વર્ષ વીત્યાં ક્ષણમાં ન જાણે. ૪૮

---

૧. હ્રદ = પાણીનો ધરો. जलाशया जलाधारास्तत्रागाधजलो ह्रदः । इत्यमरः

અર્ધાંગના દેવહૂતિ ગણતા,
પ્રજાની ઇચ્છા મનમાં સ્ફુરતા;
પૃથક્ પૃથક્ રૂપ ધરી સતીમાં,
ગર્ભોત્પત્તિ કીધ મુનિ સમર્થે. ૪૯

સુરૂપી પ્રકટી તેથી સતીને નવ કન્યકા,
લાવણ્યમયી પેખીને દંપતી હર્ષ માય ના. ૫૦
આશ્રમે આવિને પોતે વિચારે શુભઆદરે,
સંન્યસ્ત કાજ તૈયારી ઋષિજી કરતા દિસે. ૫૧

અતીશે મનમાં કચવાય સતી;
નીચું ન્યાળી નખે ભૂમિ ખોતરતી;
મુખ મ્લાન, વહે જળ બે દગથી,
મધુ બોલથી બોલતી ધીરજથી. ૫૨

પ્રભુ! ઇચ્છિત માગ્યું દીધું બધું એ,
તદપિ શરણાગત જાણી મને;
મુજ રંક પ્રતિ મુનિ! મ્હેર કરો,
વિનતિ મમ એક ઉર ધરી લો. ૫૩

વનમાં જવું નક્કી કર્યું પ્રભુ! તો,
સહુ પુત્રી યથેચ્છ વરે દઇ દો;
વિષયાદિ સુખો મહીં મગ્ન રહી
બહુ કાળ વિત્યો નહિ સૂઝ પડી; ૫૪

અણજાણથી સંગ અસાધુ કીધે
ફરિ જન્મ અને ફરિ મૃત્યુ મળે;
ત્યમ સંગ કર્યે કદિ સાધુજને,
સુખ શાંતિ વિનાશ થકી જનમે. ૫૫

પ્રભુ! આપ સમા પતિસંગ કરી,
નવ મુક્તિ તણી કદી વૃત્તિ કરી;
એક પુત્ર તણી મમ આશ પુગે,
ઉપદેશ કરે શુભ જ્ઞાન તણો. ૫૬

સુણી વાણી વિરાગ તણી વિધુરી;
સતી સાથ વદે મુનિ પ્રેમ ધરી;
ન કરો સતી ખેદ અતિ મનથી,
નકી પુત્ર થશે સતી ભાગ્યવતી. ૫૭

પતિ વાણી સુણી ભક્તિ શ્રદ્ધાથી કરતી સતી;
ભગવાન સેવતા એને ઘણો કાળ ગયો વહી.
પ્રગટે જેમ કાષ્ઠેથી અગ્નિ, તેમ પ્રભુજી એ,
પ્રગટ્યા દેવહૂતીના ઉદરેથી અતી પ્રીતે. ૫૮

દુંદુભિ દેવનાં વાગ્યાં અપ્સરા નાચતી સહુ,
ગંધર્વો કરતા ગાન પુષ્પવૃષ્ટિ પડે બહુ. ૬૦
ઋષિઓ સાથ બ્રહ્માજી પધાર્યા પુત્ર બારણે,
ભગવાન પ્રગટ્યા જાણી વદે છે મધુરા રવે. ૬૧
સાંખ્યજ્ઞાનોપદેશી એ સર્વ પૃથ્વી ફરી, અને,
શાસ્ત્રજ્ઞાનથી કર્મોની જડ ઉચ્છેદી નાખશે. ૬૨
કપિલદેવના નામે લોકે પૂજન પામશે,
પદ્મ શાં નેત્રવાળા એ કીર્ત્તિ તારી વધારશે. ૬૩
મહર્ષિ હોય જે તેને યોગ્યાયોગ્ય વિચારીને,
દાન દે કન્યાઓનું, યશ, વિસ્તાર ભૂમિએ. ૬૪
વિરંચી વદીને એવું સત્યલોકે સિધાવિયા,
સતી ને સુત આજ્ઞાથી સંન્યસ્તે મુનિ ચાલિયા. ૬૫
જેનું કો કૃત્ય વૈરાગ્યે વૈરાગ્યથીજ ધર્મમાં,
ધર્મદ્વારા પ્રભુ સેવા કાજે ના, જીવતાં મુઓ. ૬૬

---

૧૮ કર્દમે પોતાની કન્યાઓનું દાન કોને કોને દીધું તે, તથા આખા કાવ્યની સમજુતી માટે જુઓઃ-શ્રીમદ્ ભાગવત સ્કંધ. ૩ અધ્યાય ૨૧ થી ૨૪.

# કાઠિયાવાડનું કંઠસ્થ લોકસાહિત્ય

## "સતી શામળી અને સાંગડો વાઢેર"

યાને

## કાળા રંગને કારણે!

લેખકઃ રા. રા. કવિ માવદાનજી ભીમજીભાઇ,
રાજકવિ, જામનગર.

"ન્યારી તારાં ન્યાર, જાતે દિયે જાજરાં
ઝાઝા ભણજે જુહાર, સાંગડો સાયર ગયો"

ભાવાર્થઃ—હે ન્યારી નદી! તારામાં મેં ગળાવેલ ખાંડાનોય જતે દિવસે નાશ થશે. આ જો, હું ય તારામાં ભળીને વિનાશ પામું છું. હવે (અને) મારા ઝાઝા કરીને પ્રણામ કહેજે.

જનનેય ન ગાંઠે એવો ભડ તે આ સાંગડો વાઢેર. પાંચ હાથ પુરો. એનું કપાળ અડધા માથા સુધી પહોંચતુ હતું. લીંબુની ફાડ જેવી વિશાળ આંખોમાં જ્યારે લાલાશ આવતી ત્યારે સિંહો પણ એનું તેજ સહન નહોતા કરી શકતા. ભમરાની પાંખ જેવી એની કાળી ભમરો ધનુષ્યના કામઠાની પેઠે વાંકી વળીને કાન સાથે વાતો કરી રહી હતી. એની મુછ તો જાણે વીંછીના આંકડા. કાચબાની ઢાલ જેવી એની વિશાળ છાતી અને હાથીની સૂંઢ જેવી એની બે ભૂજાઓ. જાણે ધરતી પરનો એ માનવી મેરૂ લાગતો.

એ ચાલતો ત્યારે ધરતી કંપતી હતી અને રખે ધરતી ખસી આવે તો તેને કેમ જાણે તુરત અટકાવવા માટે સરજ્યાં હોય એવાં ગોઠણની હેઠ પહોંચતા તેના આજાનબાહુઓ લાગતા. એ સાંગડો માધવાનળનો અવતાર હતો.

જેની આંગળી ઉંચો ગઇ વળી,
નહિ વેઢાં નહિ વળ;
સખી! તમારા શહેરમાં,
ભાળ્યો માધવાનળ.

પણ ના; એ માધવાનળ હતો ત્યારે તેને શક્તિનો સંતોષ નહિ થયો હોય એટલે પુરી શક્તિ બતાવવા તે ફરી જનમ્યો હતો.

ને એનો જન્મ વીરભૂમિ સિવાય બીજે ક્યાં હોય? વીર ક્ષત્રાણીઓના સૌભાગ્ય ચિન્હો—ચાંદલાના કંકુ અને બાંધણીની ચુંદડીઓ બનાવનાર, સારાય ગુજરાતના સૌભાગ્યનગર સમા જામનગર અને રાજકોટની સરહદ પર ન્યારી નદીના એકધારા વહેતાં જળ આજે પણ એ વીરની જન્મભૂમિના પાય ધોઇ રહી છે. એ નદીને કિનારે આવેલા બે જુગ જુનાં ગામો ન્યારારુ અને ખભરા આ વાતોની સાક્ષી દેતાં, આ વીરના પરાક્રમ ગાતાં હજીયે ખડા છે. અરે! આ માનવી દેહની ગોઝી મળી તેના કરતાં એ ધરતીનું એક ઢેફુંય બનવાનુંય ભાગ્ય મળ્યું હોત તો એ વીરના દર્શન તો થાત.

ચંદ્રમાંય ઇશ્વરે કલંક મુક્યું, તેમ સાંગડો વાઢેર ચક્રવર્તી અજોડ વીર બનાવ્યો ત્યારે તેનામાં એક દુષણ મુક્યું. એને કાળા રંગ માતરની સુગ ચઢતી. કારણકે એ પોતે પણ ગૌરાંગ અને સ્વરૂપવાન હતો પોતાના જેવીજ અર્ધાંગના ન મળે ત્યાં સુધી ન પરણવાનો તેનો સંકલ્પ હતો.

ચારણોના કવિત્વભર્યાં વર્ણનોનું શું પુછવું ?

રજનું કરે ગજ એકનું કરે અબજ.

અજબ કવિની કલ્પના કદી ન રહે કબજ. એ ન્યાયે રાજદરબારમાં સાંગડા વાઢેર પાસે એક ચારણે એક રાજકન્યાના રૂપ ગુણનું વર્ણન કરી બતાવ્યું. સાંગડો પલળ્યો. કવિતાના આવેશમાં તે ખાત્રી કરતાં ભૂલ્યો ને તેણે રાજકન્યા ઘરમાં આણી.

બસ થઇ રહ્યું, ઘુંઘટ પટ ઉઘડ્યો, વાદળાં ખસ્યાં પણ અંદર ચંદ્રને બદલે અમાસેની ઘોર રાત્રિ દેખાણી. આવી શામળીરંગી સ્ત્રીના પતિ હોવામાં પણ તેને નાનમ, શરમ લાગી અને તેણે એકજ રાતમાં તેનું ખુન કર્યું. હાય હાય. સ્ત્રીહત્યા અને તેય સાંગડાને હાથે ? જેની વીરતામાં, જેના શરીરના રંગમાં એક ડાઘ સરખો નથી તેને હાથે કાળારંગને કારણે સ્ત્રીહત્યા ? સાંગડા, તારો વિનાશ આવે છે.

પ્રજા, અને બાઇના પીયરીયા સાંગડાની હાકથી થથરીને આ હત્યા સાંખી રહ્યા. પણ સાંગડાને એથી ઉલ્દું શુર ચઢયું. એણે બીજી કરી ને બીજીનેય પુરી કરી. આમ એણે ૨૯ સ્ત્રીઓ એક પછી એક કરી અને તે સૌને પહેલી રાજકન્યા સાથે ગરબે રમવા સ્વર્ગમાં મોકલાવી દીધી. આ બધી હત્યા માત્ર કાળા રંગને કારણે !

x x x

એનો રંગભેદનો જુલમ હવે વધ્યો. રાજ્યમાંથી કાળા જણાતા માણસ માત્રને હદપાર કરવાનો તેણે હુકમ બ્હાર પાડયો. આ હુકમથી રાજ્યમાં કેર વર્તાણો તેય રંગે કાળો હતો ! અરે, ધોળા રંગના રાજા, તારો ધોળો કેર હોત તો ?

ન્યારા ગામથી એક ઘા છેટે આવેલા રાતીયા ગામના એડીધાર નામના ટીંબામાં (હાલ એ ટીંબો ઉજડ છે) એ વખતે એક વણકર રહેતો. એની કન્યા તે આપણી સતિ શામળી. એનો શ્યામ રંગ જોઇને એને ગામલોક શામળી કહેતું. પણ

" કાળી હતી એ શામળી, કંઇ કાળજું કાળું નહિ. " તેમ જ્યારે બીજી કન્યાઓ ધુળ માટીમાં રમતી ત્યારે શામળી રેંટીઓ કાંતતી. નાની ઉમરથીજ રેંટીઆના સંગીતે એને ઘેલું લગાડેલું હોવાથી તે કવિતાઓ અને જોડકણાં રચતાં શીખી હતી અને તેને પરિણામે જયાજયન્તના કલ્પના પ્રદેશમાં રમતાં રમતાં તેને આ ભયંકર, દંભી સંસાર પરથી દીલ ઉઠી ગયું હતું. આજે તે મોટી ઉમરે પહોંચી હતી છતાં તેને કૌમારજીવન ગાળવાના વ્રત હતાં. ગામ લોક તેના જોડકણાં ને દુહા સાંભળવા મરી પડતું. તેનામાં જે વિદ્યા અને ગુણો હતા તેના પ્રમાણમાં વિધિએ જો તેને રૂપ આપ્યું હોત તો કેટલાય વીરોએ તેને માટે ઇતિહાસ રચ્યો હોત.

સતિ શામળી કેવાં કાવ્યો જોડતી અને તે કેટલાં લોકપ્રિય થયા છે તે આજે કાઠિયાવાડમાં ઘેર ઘેર ગવાતાં તેના રાસડાના નમૂના પરથી જણાશે.

આ રહ્યો એ રાસ.

### રૂપ વિરૂદ્ધ ગુણ.

સાંભળ સહીયર, એક વશીકરણની વાત જો·
એક અચરજ મેં દીઠું કે રૂપથી ગુણ વહાલા —ટે

અતિ રૂડા કંઇ કેસુડાંના ઝાડ જો
તજી લવીંગ મન મોયાં કે રૂપથી ગુણ વહાલા
સાંભળ૦

ધોળી ધોળી કંઇ બગલા કેરી પાંખ જો
કોયલ બોલે જગ રીઝે કે રૂપથી ગુણ વહાલા
સાંભળ૦

સોળસેં ગોપીમાં એક રાધા રૂડી નાર જો
કુબજાથી મન મોયાં કે રૂપથી ગુણ વહાલા
સાંભળ૦

રૂપ જોબનનું ચટકું દિવસ ચાર જો
ગુણ અખંડ સણગાર કે રૂપથી ગુણ વહાલા
સાંભળ૦

**શામળી** કહે છે સમજો ચતુર સુજાણજો
મુરખ મનમાં વિચાર કે ગુણથી રૂપ વહાલા
સાંભળ૦

( આ ઉપરાંત આ અંકમાંના ઉખાણા પણ સતિ શામળીનાજ આપ્યા છે. તંત્રીઓ)

કાવ્યદેવીની જાણે પુત્રી જેવી શામળી એક અજવાળી રાત્રે પોતાના વાસમાં કાવ્ય-રસ રેલાવી રહી હતી તે વખતે સાંગડાના સિપાઇઓ રસિકોની મેદની આસપાસ વીંટાઇ વળ્યા.

એ મેદનીમાંથી ચંદ્રમાંની સહાયથી કાળા આદમીઓ શોધી કાઢી તેમને તેજ વખતે હદપાર થવાનું ફરમાન બજાવવામાં આવ્યું. છેવટ શામળીનો વારો આવ્યો. શામળીએ એક પ્રાર્થના કરીને વાદેર પાસે એક વખત લઇ જવા માટે કૃપાભિક્ષા માંગી. શામળીની લોકપ્રિયતાથી સિપાઇઓએ એટલી કૃપા કરીને તેને વાદેર સમક્ષ ઉભી કરી.

આ તે કેવી મૂર્ખતા ? ગોરાંગ રાજા પાસે કાળી કુબજા આવવાની અને ઉભા રહેવાની હીંમત કરે, અને સિપાઇએ તેને એની પાસે શું એનો જીવ બાળવા પકડી લાવે? વાદેરનો પિત્ત ગયો ને શામળીને દેશનિકાલ નહિ પણ દેહાંત દંડની સજા ફરમાવી. શામળીએ જરા નયન ઉંચા કર્યાં.

" પણ રાજા, એક વાર નહિ, તારી આજ્ઞાને માન આપવા માટે, હજાર વાર મરવા તૈયાર છું. પણ એક કુંવારકાના મરતી વખતના બે વેણ સાંભળીશ ?"

" શું છે તારે કહેવાનું, છોકરી ? "

" કાંઇ નહિ બાપુ, પણ હું એક વાત પુછું કે તારે પ્રજા પર આ કેર વર્તાવવાનું કારણ કાળો રંગ છે કે બીજું કાંઇ ? તો રાજા, કાળા રંગ પર તને ગુસ્સો હોય તો એકલા માણસોનોજ શું ગુન્હો ? તારા રાજ્યમાં અનેક કાળી વસ્તુઓ છે તેને તું શું કામ સાચવી રહ્યો છે ? પહેલાં ગોતી ગોતીને એને દેશનિકાલ કર પછી માણસોનો વારો લેજે. અરે, ધોળા રાજા આ કાળી શામળીના એક બે વેણ સાંભળઃ—

દોહરા.

ધરતીમાંથી ધુંધવે, જેને માથે મણી મેલાય,
જેની ફુંકે અગ્નિ પ્રકટે તે કાળો નાગ કેવાય.
એને કાઢ તો અમે જાઇ,
સાંભળ સાંગડા ગુણ સામળીનાં ગાઇ.

દહીં દુધ ને ઘી ઘણા જેમાં સાતે રસ સમાય,
(જેને)દુઝાણે દાળીંગણ છુટીએ તે કાળી ભેંયાએ કહેવાય.
એને કાઢતો અમે જાઇ,
સાંભળ સાંગડા, ગુણ શામળીના ગાઇ.

શત્રુ ભાગે સામટા જે ખાલી બેને ખાય,
જેને પ્રભાકે ધ્રુજીએ તે કાળી બંધુક કહેવાય.
એને કાઢતો અમે જાઇ,
સાંભળ સાંગડા, ગુણ શામળીના ગાઇ.

કાળા પાણી સમદરાં, કાળી મેઘલી રાત,
કાળી ઉનને કમાણસાં તેમાં બીજી ન પડે ભાત
એને કાઢતો અમે જાઇ,
સાંભળ સાંગડા, ગુણ શામળીના ગાઇ.

કાળી દ્રાખું ખલકમાં, સૌ કાળા જાંબુ ખાય
કાળા કસ્તુરીમૃગલાં, જેમાં કાળી કસ્તુરી થાય
એને કાઢ તો અમે જાઈ,
સાંભળ સાંગડા, ગુણ શામળીના ગાઈ.

કાળો રંગ કોયલ તણો, કાળો ગીરનો કાગ
કાળા ગોરસનો ચોટલો, જાણે કાળો વાસુકી નાગ
એને કાઢ તો અમે જાઇ,
સાંભળ સાંગડા, ગુણ શામળીના ગાઈ.

કાળા અડદના દાણલા, સૌ ખાંતે ખાંતે ખાય
જેને માથે દરાયા લીંબુ, ઇયે મુછો કાળી કળાય
એને કાઢ તો અમે જાઈ,
સાંભળ સાંગડા, ગુણું શામળીના ગાઈ.

કાળી આંખોની કીકીઓ, એને માથે કાળા નેણ
કાળા કાજળ આંજીયા, ઘતો કાળજા વીંધે સેણ
એને કાઢ તો અમે જાઈ,
સાંભળ સાંગડા, ગુણ શામળીના ગાઈ.

ઓતર ખંડમાં ઉપજ્યો જેની સરેસરં સંધાય
જેને વરસ્યે સૌ નીભતાં ઘતો કાળો મેઘ કહેવાય
એને કાઢ તો અમે જાઈ,
સાંભળ સાંગડા, ગુણ શામળીના ગાઈ.

દરબાર સ્તબ્ધ થઇ ગયો. વાદ્દેરના જુલમથી આભલું તુટવા તૈયારી કરતું હતું, તે આ શામળીના આત્માના ગાયનથી કેમ જાણે થંભી ગયું હોય એમ લાગ્યું. વાદ્દેર કાપ્યો હોય તો લોહી ન નીકળે એટલો ઝાંખો પડયો હતો.

રાજા પર આટલી સચોટ અસર થતી જોઇ શામળીએ દાવ જોઇ સોગઠી મારી ને દૈયું ખોલી બીજા મેણાં સંભળાવવા મંડવા:–

"અરે, સાંગડા તેં ૨૯ સ્ત્રીઓના ખુન કર્યાં પણ તેનામાં શું આવો દોષ હતા ?

"ચંચળ, અપચલ, ચમકવો,
ઘણ આહાર ઘણ રોષ
ઓહી તુરંગા પંચ ગુન,
પંચ ત્રીયામેં દોષ.

(ચંચળ, પોતાની મેળે ચાલે તેવો, ચાલતાં ચમકે, ઘણું ખાનાર ને ઘણો ક્રોધી એ પાંચ ઘોડાના ગુણ છે તે સ્ત્રીઓના દોષ છે).

"શીતળ, પાતળ, ગયંદગત.
મંદ આહાર મંદ રોષ
ઓહી ત્રીયામેં પંચ ગુન,
પંચ તુરંગા દોષ.

(સ્ત્રી અંગે સુંવાળી, પાતળી, હાથણીના જેવી મંદગતિવાળી, થોડું ખાનારી અને ક્ષણિક ગુસ્સાવાળી હોય તે સારી; પણ ઘોડામાં દુર્ગુણ સમાન છે).

વળી કઇ સ્ત્રી મોતની સજાને લાયક છે તે વિષે એક કવિના વેણ સાંભળ:—

મરો નાર નીચું જોઇ ચાલતી મરડમાં,
મરો એ નાર જે અતિ મેલી;
ફરી પાડોશમાં રોજ વઢતી ફરે,
એ અભાગણી મરો ધણી ધણી ઘેલી;
ઉઘાડી પ્હોર દી ચઢયા લગી આયડે,
ધ્રુસકે છોકરાં કોઇ ન ધાવે;
જમણ કરતાં જુવે લીખ ટાલાં જું,
એ અભાગણી નારનું મોતજ આવે.
ધણીથી હાલતાં ચાલતાં ધુંધવે,
આલઘર જાય કચરેજ મોતી;
એને તો અમલ દઇ મારીએ તીયારે,
જાળીએ માળીએ જાય જોતી.
સોનુનાં વેણ જરાય ન સાંખતી,
તોછડાં બોલતી વેણ ટાળી;
મરો તે નાર આ મેદની ઉપરે
કંથ ભાળી કરે મુખડો કાળો.
ઓરતી દુધને પુરી નીત સંઘરતી,
બેન નણદલને ભરે બટકાં
લાજ વિણ મરો, જે અતિસેં લોભણી,
લાજ વિણ હાથના કરે લટકાં.
સાસુ સસરાની ચાકરી કરે ને,
તેલ માથે દીએ આઇ નાંખે;

વેણ્યું સાંસુ એક કહે જ્યાં વહુને,
સાસુજી વેણ ત્યાં આઠ સાંખે.
બોલતી બોકડા સમી બરેડતી,
ગરેડતી ઉંદીયા જેમ ગોલી
છોરાડાં માનવી સાદ ન સાંભળે,
(તેમ) વળાવી રાંડને કાઢ બ્હેલી.

" આવા દોષથી સુકત, તારી રાંક પ્રજામાંની નિર્દોષ દેવી સમી સ્ત્રીઓનું ખૂન કરી, સાંગડા તું કોયે ભવ તરશે ? "

સાંગડાના હૃદયમાં ૨૬ હત્યાઓના પાપ ઝેરી ભાલાઓ ખુંચવા લાગ્યા. શામળીની નિર્દોષ મૂર્તિ અને તેના દૈવી વેણો સાંભળી તેની આંખમાંથી શ્રાવણું ને ભાદરવો વરસ્યા. એને પશ્ચાત્તાપ એટલો થયો કે હવે એ શામળીને પગે પડયો ને બોલ્યોઃ—

" શામળી તું મા સોરમ ઘણી,
હવે આંજણું થોડેરાં આંજ,
આપડે બન્ને પાડોવાડીયાં,
મારે ભવનું કલંક ભાંજ.

સતિ શામળીએ તેની માંગણી કબુલ કરતાં પહેલાં કાળા રંગની પ્રજાને થએલો અન્યાય દૂર કરવાની સાંગડા પાસે પ્રતિજ્ઞા લેવરાવી.

શામળીની કોમળતા પાસે એ ઘાતકી રાજા હાર્યો અને શામળીનો હાથ ગ્રહણ કરતાં એણે કહ્યું:—

સાંગડોઃ
મૈં ગન લગી તું મના તું મન લાગી મોય,
કપડાંને જ્યું રંગ લગ્યો, યું મન લાગ્યો મોય.

શામળીઃ
કપડાં કણુક ફાટતાં, રંગ પતંગી હોય...

સાંગડોઃ
આંગળીયુમેં જ્યું નખ લગ્યા,
યું મન લગ્યો મોય,

શામળી.
નખ કાપંતી નેયણી, નખબી ખંડિત હોય

સાંગડોઃ
કાગદમેં જ્યું સાહી લગી, યું મન લાગ્યો મોય

શામળીઃ
કાગદ કણુક ભીંજતાં, સાહી બીરાની હોય

સાંગડોઃ
બાદલ મેં ચંદા લગ્યા, યું મન લાગ્યો મોય

શામળીઃ
ચંદા કણુક આથમે, બાદલ હેરાન હોય.

આ હાજર જવાબી દોહાથી આખર સાંગડો થાકયો ને તેણે છેવટ કહ્યું:—

" તો ઓતરમે જ્યું ધ્રુવ લગ્યો,
યું મન લાગ્યો મોય. "

સાંગડો શામળીને પરણ્યો અને તેને સારૂ ખાસ મેડીઘાર પર નદીને પાર મેડી ચણાવી આપી. પણ તેના કુટુંબીજનોને આ હલકી કોમની કન્યા રાણીપદે હોય એ ન્હોતું ગમતું. કુટુંબકલેશ ચાલ્યો અને સાંગડાને રાજપુત કુંવરી સાથે આખરે લગ્ન કરવું પડ્યું.

પણ એથી શું ? એનું દીલ તો એણે શામળીને દઈ દીધું હતું. લગભગ દરરોજ એ શામળીની મેડીએ જતો.

જેમ સુરદાસ પ્રેમઘુણ્યો હતો, જેમ શીરીં પાછળ ફરહાદ પ્રેમભીખારી બન્યો હતો તેમ સાંગડો રાજકાજ મુકી શામળી પાછળ ઘેલો થયો હતો. ખરેખર, જગતમાં ગુણો શું ચમત્કાર નથી કરતા ?

ચોમાસામાં નદીમાં પુર આવતું ત્યારે એ સાંગડો પાણી ઉતરવાની રાહ જોતો, મેડી પર અચળ મીટ માંડી શામળીની માળા જપતો, આ કાંઠે દિવસના દિવસ બેસી રહેતો. એ પીડા કાઢવા એણે નદીમાં ખાડા ગજાની પૂલ

બાંધ્યો. પણ આ પત્થરના પૂલે તેની અને શામળીના આત્માની વચ્ચેના પ્રેમના પૂલ પર છેલ્લો ઘા માર્યો. રાજરાણીને આથી પુરી અદેખાઇ ઉપજી ચૂકી હતી.

નદી પુરથી ઉભરાઇ ઉભરાઇ જતી હતી. પૂલ પરથી પાણી વહેતાં હતાં. છતાં એ ભરપુર પાણીમાં એક દિ સાંગડાએ ઘોડો નાંખ્યો. શામળીનો એક દિનોય વિયોગ રહે એ તેને માથા સાટે હતું. સાંગડા, આગળ જામા ! તારા કાળની સામગ્રી તારી રજપુત રાણીએ તૈયાર કરી રાખી છે ! પણ સાંગડે, ન્યારી નદીએ ઘુઘવાટ દ્વારા કહેલી આ વાત ન માની.

મધ નદીએ પહોંચતા રાણીએ તોડી રાખેલા પૂલથી સાંગડાનો ઘોડો ને સાંગડો પડયા, ને પૂરમાં તણાયા.

સાંગડાએ મરતી વખતે ઉચ્ચાર્યું:-

" ન્યારી તારા ન્યાર, જાતે દીયે જાજરાં,
ઝાઝા બણજે જુહાર, સાંગડો સાથેર ગયો. "

ખરેખર, ન્યારી નદીને વરીને સાંગડો સદાને માટે ગયો ને પાછળ દુનીઆને માટે એક દાખલો મુકતો ગયો. એક વાર્તા કહેતો ગયો.

શામળીને એના છેલ્લા પ્રણામ પહોંચ્યા, ને એ પતિ પાછળ સતિ થઇ. ખંભરા અને તરઘડી ગામની વચ્ચે જ્યાં ગોવાળીઆઓએ એની લાસને કાઢી ત્યાં સતિ શામળીએ પોતાના સત થાપ્યાં.

આજે પણ એ જગ્યા પર સાંગડા વઢેરની ખાંભી અને સાત શામળીનો હાથના પંજાવાળો પાળીઓ આ પ્રેમકથાની સાક્ષી દેતાં ઉભા છે. લોકો તેની પૂજા કરી રહ્યા છે. બાજુમાં દાટેલા ઘોડાનો ઓટલો પણ જીર્ણ હાલતમાં જણાય છે, નદીમાં એ પૂલના કાળા પત્થરના ખાડાઓ પણ હજી એમને એમ અણપૂર્યા ઉભા છે.

ખરેખર ! ભારતના પ્રેમ અને શૌર્ય હવે મરી ખુટયાં છે અને જીવતા હોય તો તે આવા સ્મરણચિન્હોમાંજ.



### દેવનો દીકરો

જોશી: " તમારા નશીબમાં એક ઘણા સુંદર સ્વામીનાથ લખાયલા છે. "

દેવકોર: " એના વાળ કાળા છે ? "

જોશી: " હા બસ...તદન કાળાનાગ જેવા. "

દેવ: " એ શું વીમાના દલાલ છે ? "

જોશી: " એમાં જરાએ ફેર ન પડે બ્હેન. "

દેવ: " તેમની ઓફીસ કોટમાં છે ? "

જોશી: " બીજે હોયજ નહિ. "

દેવ: " આજ તેમણે મને બંગડી લાવી આપી છે ? "

જોશી. " આજ સવારેજ કારણ કે તે વખતે મંગળ તમારી તરફ હતો. "

દેવ: " (પડોશણ તરફ ફરીને) અરે બેનરે...અલી વીજકોર બેન જોતો ખરી આ જોશી બુઆ તે કેટલું બધું ત્રીકાળજ્ઞાન જાણે છે. બધુંજ સાચું. જાણે દેવનો દીકરો " !!!




# તું ત્હારૂં કર્તવ્ય કર.

'સીતા' નામક નાટકનો એક પ્રવેશ.

હિંદીપરથી અનુવાદ કરનાર:
રા. નરીમાન સોરાબજી ગોળવાળા.

**રામ**

ગુરુદેવ, આ કામ અસંભવ છે. એ મારાથી નહીં થાય.

**વશિષ્ઠ**

માનું છું અને જાણું છું કે એ કાર્ય તારે માટે અસાધ્ય છે. રઘુવર એ કામ તારે માટે નિષ્ઠુર પણ છે, દુઃખદાયક પણ છે. છતાં એ તને કરવું પડશે. રામ, જો બધાંજ કાર્યો સુસાધ્ય હોય તો તે કરવામાં વખાણ જેવું રહેજ શું? તું ચુપ થઇ ગયો? શું એ તારેથી નહીં થાય?

**રામ**

ભગવન્, એ તીખું જળ છે.

**વશિષ્ઠ**

હું જાણું છું કે એ જળ તીખું છે. છતાંએ તને પીવું પડશે. રામ, ત્હારો જન્મ કયા કુળમાં થયો છે? એ તું ભૂલી તો નથી ગયો! તું કોણ છે? તું કોનો પુત્ર છે? હે પુરૂષોત્તમ, એ સઘળું તું ભૂલી ગયો? યાદ રાખ, ત્હારો જન્મ સૂર્યવંશમાં થયો છે, દશરથ ત્હારો પિતા છે. ઘડપણની અપાર સાધના અને તપના ફળ સ્વરૂપ, પ્રાણથીએ પ્યારા પોતાના બે દીકરાઓને વનમાં મોકલનાર એજ દશરથ હતા. એણે પોતાનું કર્તવ્યપાલન કીધું. કહે, એનું કર્તવ્યપાલન સુમધુર હતું? સ્ત્રીનો ત્યાગ પુત્રત્યાગથી પણ વધારે દુઃસાધ્ય છે.

**રામ**

ગુરૂદેવ, આ કાર્ય દુઃસાધ્ય નહીં પણ અસાધ્ય છે. જે અસાધ્ય છે તે હું કેમ કરી શકું? આજ્ઞા હોય તો રાજ્ય ખાતર જીવ આપવા તૈયાર છું. પણ જાનકી તો મને પ્રાણથીએ પ્યારી છે. તેનો ત્યાગ મારાથી કેમ થાય?

**વશિષ્ઠ**

એ હું જાણું છું કે જાનકી તને ઘણી વહાલી છે. પણ સાંભળ, કર્તવ્યપાલન અને આત્મહત્યા એક ચીજ નથી આત્મહત્યા કરવી એ કર્તવ્યની યુદ્ધભૂમિ પરથી નાસી જવા બરાબર છે. એ હીચકારાપણું છે. અને કર્તવ્યપાલન કરવું એ મહાન્ સાહસ કાર્યો સામે થઇ વીર પુરૂષની છાતીમાં તીરોના જખમ સહન કરવા બરાબર છે.

**રામ**

ભગવન્, બધું દુઃખ સહન કરી શકું પણ નિરપરાધી સીતાને કયા વાંકે ત્યાગી દઉં?

**વશિષ્ઠ.**

તેં કયો અપરાધ કર્યો 'તો કે તને વનવનવાસ જવું પડયું? કુંભકર્ણ વગેરેએ કયા અપરાધ કર્યા હતા કે તેં તેઓને માર્યા? એ બધા સ્વદેશભક્ત હતા. ભાઇ, પિતા આદિ સ્વજનોની આજ્ઞા માનનારા હતા. કયા અપરાધે પુત્ર પિતાની વ્યાધિના કારણ રોગની

વેદના સહન કરે છે ? ધનવાનોના મહેલમાં કુતરાં બિલાડાં પળાય છે. તેમને સ્વાદિષ્ટ અન્ન ખાવાને મળે છે. પણ ગરીબોને અન્નના વાખા પડે છે. કહે જોઈએ, નિર્ધન ગરીબ મનુષ્યો કયા અપરાધે ભૂખની વેદના ખમે છે ? જો, આ વિશ્વમાં તું કોણ છે ? હું કોણ છું ? ખરૂં પૂછો તો કોઈ કોઈનું નથી. સર્વ કોઇ સમાજની રક્ષિત સંપત્તિ છે. તેના પર સમાજનો અધિકાર છે. વ્યક્તિમાત્રને સમાજના ચરણોમાં પોતાની સઘળી ઇચ્છા, સંપત્તિ અને સુખનાં બલિદાન દેવાં પડશે-પછી કોઇ અપરાધ હો યા નહીં. એવો વિચાર કરવોજ વ્યર્થ છે.

આ બ્રહ્માંડમાં-આ વિરાટ પ્રવાહમાં અનન્ત નિયમના સ્રોત વહી રહ્યા છે. એમાં સઘળાં નરનારી તણાયે જાય છે. આ નિયમ-સ્રોતની ગતિને કોઇ રોકી શકે નહીં. જે તેને રોકવા જાય તે તેમાંજ ડુબે સ્વર્ગ અને નરક, પાપ અને પુણ્ય વિધાતાની સૃષ્ટિ નથી. અને પરોપ ? જગતમાં કોણ કોનો વિચાર કરે? માન્ડ કહે છે કે નરહત્યા પાપ છે. છતાં યુદ્ધમાં હજારો નરહત્યા થતી જાય છે તેને કોણ પાપ કહે છે ? વિધાતા કહે છે ? પણ એ વિધાતા તો જાતેજ પળેપળ વિશ્વમાં સેંકડો હત્યા અને સેંકડો અત્યાચાર કરી રહી છે. તેને કોણ ગણે છે ? તેનો કોણ વિચાર કરે છે ?

રામ

તો પછી પુણ્ય પાપ કંઇ નથી ?

વશિષ્ઠ

નહીં, નથી. વજ્રપાત, ભૂકંપ, દાવાનલ, જુંદાપો, મરકી એ સર્વને જઇને પૂછ, એ સઘળા આજ ઉત્તર દેશે કે ન પાપ છે કે ન પુણ્ય છે. હે રઘુવર, જે કામથી સમાજનું અમંગળ થાય તેજ પાપ. પાપ અને પુણ્ય સમાજનાં દંડવિધિ છે. અને તું આજ સમાજના પ્રતિનિધિ પદ પર છે.

રામ

ગુરુદેવ, આપની વાત મારી સમજમાં આવતી નથી. પણ આપ જે આજ્ઞા કરો તે બજાવવા તૈયાર છું.

વશિષ્ઠ

તો બસ, જા રઘુવર. ત્હારૂં કર્તવ્ય કર. બ્રાહ્મણજાતિએ આથીયે કઠિન, નિષ્ઠુર કામ કીધું છે. પરશુરામે પિતાની આજ્ઞાથી માતાની પણ હત્યા કરી છે. માતાની હત્યા પત્નીત્યાગ કરતાંયે વધારે કડવી અને નિષ્ઠુર નથી ? રઘુવર, રાજ્યભક્તિ પ્રાપ્ત કરવી એ સુલભ નથી. એને લીધે તો થોડો ઘણો સ્વાર્થત્યાગ કરવોજ પડે.

રામ

ભગવન, આપના ચરણોની રજ માથે ચડાવું છું.

વશિષ્ઠ

જા, વીર, તું ઇક્ષ્વાકુ કુળનો દીપક છે. ત્હારૂં કલ્યાણ થાઓ. અયોધ્યાનાથનું કલ્યાણ થાઓ.

---

બે મિત્રો રેલની મોજ માણવા નીકળી પડેલા. એકને પડખે થઇને કોઇ માણસ જરા ધક્કો આપ્યો હશે. બીજાનું ધ્યાન ખેંચાયું. તેણે કહ્યું: પેલો જાડો કોઇ જંગલી લાગે છે. તમને ધક્કો મારતો ગયો. એને સજા કરવી જોઇએ. "

બીજો મિત્રઃ " એને સજા થઇ ગઇ છે. એની ઘડીઆળ મારી પાસે છે. "

# પવનમાં પાંત્રીસ દિવસ.

મૂળ લેખકઃ જુલે વર્ન

અનુવાદકઃ રા. પ્રભુદાસ સુંદરજી નંદાણી.

## પ્રકરણ ૫ મું.

### સંસ્કૃતિનું કેન્દ્રસ્થાન.

"ચંદ્રીની રજા વિના તેના પુત્રને હેરાન વાનો આ બદલો! હું ધારું છું કે તમે તમારી દવાથી ચંદ્રીની આબરૂ ઉપર થી ફેરવી દીધું હશે." જો બોલ્યો.

"અને પેલો સુલ્તાન કેવો ક છે?" તેડીએ પૂછ્યું.

"દારૂડીયો, અર્ધમૃત અવસ્થામાં તેના તથી કોઇને હાની થાય તેમ નથી."

"હું તો બહુ દિલગીર થયો છું. મને જાવું બહુ ગમતું હતું. પણ મીસીસ ચંદ્રી આપણા ઉપર સારી પેઠે ગુસ્સે થયેલાં દેખાય . જુવોને! તે કેવાં લાલચોળ થઇ ગયાં છે?" જેએ હસતાં હસતાં કહ્યું.

જો આમ વાત કરતો હતો, તેવામાં આકાશમાં વાદળાં ભરાઇ આવ્યાં. જમીનથી ૧૦૦ ફીટ ઉંચે સખ્ત પવને બલુનને આગળ ધકેલવા માંડયુ. લગભગ આઠ વાગ્યે આપણા મુસાફરો રેખાંશ ૨૦°૪૦' અને અક્ષાંશ ૧૦°૧૭' ઉપર હતાં. આગાહી આપતાં તોફાનની અસરથી પવન બલુનને ૩૫ માઇ લની ઝડપે લઇ જતું હતું. ફુટોનો ફળદ્રુપ પ્રદેશ પગ નીચે પથરાતો હતો. દશ્ય સુંદર અને વખાણવા લાયક હતું.

"આપણે ચંદ્રદેશની મધ્યમાં છીએ," ડૉક્ટરે કહ્યું," અહિંના લોકો ચંદ્રપૂજક હોવાથી આ પ્રદેશ ચંદ્રદેશને નામે ઓળખાય છે. બહુજ સુંદર દેશ છે. આથી વધુ લીલોતરી-વાળો પદેશ તમને બીજે ક્યાંય ભાગ્યેજ જોવા મળશે."

"આવું જો લંડન પાસે હોયતો કેવું મજાનું! આવી મોહક વસ્તુઓ આવા જંગલી મુલકમાંજ શા માટે થતી હશે?" જોએ પૂછયું.

"આ પ્રદેશ એક દિવસ સંસ્કૃતિનું કેન્દ્ર નહિં બને એમ કેમ કહેવાય? યુરોપ રસ-કસહીન થશે, અને પોતાનાં સંતાનોને પોષણ નહિં આપી શકે, ત્યારે ભવિષ્યની પ્રજા આ પ્રદેશનો આશ્રય લે, તે બનવાજોગ છે."

"તમે એમ ખરેખર માનો છો?" જોએ પ્રશ્ન કર્યો.

"ચોક્કસ! હું ખરેખર એમ માનું છું. જગતના બનાવોની પ્રગતિ નિહાળો! તમે મારી પેઠેજ માનતા થશો. શું એશિયા દુનિયાની પહેલી ધાત્રી ન્હોતી? ચાર હજાર વર્ષ સુધી તેણે તનતોડ મ્હેનત કરી; ફળદ્રુપ રહી અને જગતને ચરણે ધણુંય ધર્યું. પણ, પાછળથી હોમર કે વાલ્મીકીના સુવર્ણપાકને બદલે ત્યાં પત્થરો થવા મંડયા. તેથી તેનાં બાલકોએ તેના ચીમળાઇ ગયેલા રસહીન સ્તનોનો ત્યાગ કર્યો તેમણે યુરોપનો આશરો લીધો. આ યુવાન અને બળવાન માતાએ પુત્રોને બે હજાર વરસ સુધી પોષણ આપ્યું. હવે તેની છાતીમાંથી દૂધ

ખલાસ થયું છે. તેની શક્તિ ધીમે ધીમે ઘટતી જાય છે. હવે આ ભૂખ્યાં બાળકોની નજર અમેરિકા તરફ ગઇ, અને તેનો આશ્રય લીધો. ત્યાં સુંદર જંગલો ઉપર ઉદ્યોગના કુહાડા પડવા મંડયા છે. જ્યાં વરસમાં બબ્બે પાક થતા ત્યાં માંડ એક એક પાક ઉતરે છે. આ પ્રમાણે અમેરિકા રસકસહીન થશે એટલે આફ્રિકા સૈકાઓથી ભરેલા ભંડારો આ બાળકો સમક્ષ ધરશે. પરદેશીઓને પ્રતિકુળ લાગતી હવા એની અને પાણીનાં સાધનોથી અનુકુળ બનશે. પાણીની અછત ન્હેરોથી પુરી પડશે. અને અત્યારે આપણે જેની ઉપર ઉડીએ છીએ તે બધા કરતાં વધુ ફળદ્રુપ વધુ શ્રીમંત અને વધુ વિર્યવાન દેશ એક મોહું સામ્રાજ્ય બનશે, અને ત્યાં વરાળ અને વિજળી કરતાંય વધુ ચમત્કારીક શોધો થશે."

"સાહેબ! ત્યારે તો મારે બધુંય જોવું પડશે." જો બોલી ઉઠયો.

"તું જરા વ્હેલો જન્મ્યો."

"તે સિવાય," હવે કેનેડીનો વારો આવ્યો, "ત્યારે એવો વખત આવશે કે માણસો યંત્રો શોધ્યે જ જશે, તે ત્યાં સુધી કે એ યંત્રોજ તેના શોધકોને 'ભરખી' લેશે. દુનિયાનો અંત કેવી રીતે આવશે તે સંબંધે મારી ધારણા તમે જાણો છો? તે દિવસે ત્રણ અબજ વાતાવરણથી ગરમ થયેલ બોઇલર સારી ય સૃષ્ટિને ફાડી દેશે."

"હવે આ ચર્ચા છોડીને આ સુંદર પ્રદેશ જોવામાં અને વખાણવામાંજ વખત ગાળીએ. આવો પ્રદેશ ફરીથી જોવાની તક મળવાની નથી." ડૉકટરે કહ્યું.

થોડીવારમાં આલાગાંઝી તળાવ આવ્યું, તે જોગેન્યાકા સરોવરની શાખા છે. જોગેન્યાકાના અસંખ્ય ઝરણાંઓ ખોદી કાઢેલા તળાવમાં પડતાં હતાં. દૂરથી આ દેખાવ વૌધ જેવો લાગતો હતો. ઢોર આમતેમ ચરતાં હતાં. આ જંગલમાં સિંહ વાઘ, દિપડા વિગેરે દિવસે ગરમીથી બચવા આશરો લે છે. કોઇ કોઇ સ્થળે હાથી ઝાડ સાથે જોર અજમાવતા દેખાતા હતા, અને ઝાડની ડાળીઓના તુટવાના અવાજ સંભળાતા હતા.

"શિકારને માટે કેવો સરસ પ્રદેશ છે." કેનેડી બોલી ઉઠયો; "આંખો મીચીને એક ગોળી છોડીએ તોય એક શિકાર મળે. બલુન નીચે ઉતારીએ તો?"

"ના. રાત પડવા આવી છે. તોફાનનાં ચિન્હો જણાય છે. આ પ્રદેશમાં તોફાન ઘણાં થાય છે. આ જમીન જ વીજળીની બેટરી જેવી છે."

"તમે ખરૂં કહો છો. ગરમી ગુંગળાવી નાખે તેવી સખત પડવા મંડી છે. પવનનું નામ નથી. ભયની નિશાનીઓ જણાય છે" જો બોલ્યો.

"વાતાવરણ વિજળીથી ભરપુર છે." ડૉકટરે જવાબ આપ્યો." અહિંના દરેક પ્રાણીઓ આ સ્થિતિ પરથી જાણતાં હશે કે તોફાન થવાનું છે. આટલી બધી સખ્ત નિશાનીઓ (તોફાનની) આજ સુધીમાં મેં કોઇ દિવસ જોઇ નથી."

"ત્યારે તો આપણે નીચે ઉતરીએ તો?" કેનેડીએ પૂછ્યું.

"ના. ઉલટું આપણને ઉંચે જવું પડશે. મને બ્હીક એ લાગે છે કે વાતાવરણના પ્રવાહની આ ગુંચવણમાં બલુન બીજે રસ્તે ઘસડાઇ જશે."

"ત્યારે તમે દિશા બદલવા ઇચ્છો છો?"

"હા. જો બની શકે તો હું ઉત્તરમાં સાત આઠ ડીગ્રી ઉતરવા પ્રયાસ કરીશ. જ્યાં નાઇલનાં મૂળ હોવાનું મનાય છે, તે અક્ષાંશમાં જવા મારી ઇચ્છા છે. કદાચ સ્પીક અગર ઙ લુગલીનના કાફલાઓનો આપણને

પત્તો લાગી જાય. મારી ગણત્રીઓ સાચી હોય તો આપણે રેખાંશની ૩૧°૪૦' પર છીએ. અને વિષુવવૃત ઉપર જવું છે."

"પણ ત્યાં જુવોતો ખરા!" ગેકરને અટકાવીને કેનેડી બોલી ઉઠયો; પેલા તળાવમાં હીપોપોટેમસ (દરીઆઈ ઘોડા) લોહીલોહાણ થઇ ગયા છે. પેલા મગર પણ શ્વાસ લેતા લેતા ચીસો પાડે છે.?

"તેઓ ગુંગળાઇ ગયા છે." જોએ કહ્યું. "આ બલુન તો સરસ! હું! અને સામેથી પ્રાણીઓનું ટોળું હારબંધ દોડયું આવે છે તે જોયું.? તેમની સંખ્યા ઓછામાં ઓછી ૧૦૦ની હશે તે વરૂ હોય એમ લાગે છે."

"ના! ના! જો! તે તો જંગલી કુતરા છે. તે બહુજ હિંમતવાન હોય છે. સિંહણ ઉપર પણ હુમલો કરતાં અચકાય નહિ. કોઇ મુસાફરની સાથે તેનો ભેટો થઇ જાય તો ભોગ મળ્યા. મુસાફરના ચીરે ચીરા કરી નાખે."

ચાલ્યા આવતા તોફાનની અસરથી બધું શાંત થઇ ગયું. હવા એટલી બધી ઘટ્ટ થઇ ગઇ કે તે અવાજ ન લઇ જઇ શકે એમ લાગ્યું. પક્ષીઓ અને પશુઓ બધાં પોતપોતાના સ્થાનમાં ઘુસી ગયાં, બધી કુદરત પ્રલયની નિશાનીઓ બતાવવા લાગી. રાતે નવ વાગે બલુન સેને ઉપર ઉભું રહ્યું. સેને થોડાં ગામડાઓનો સમુહ છે. આપણા મુસાફરો હવે ભાગ્યેજ કાંઇ દેખી શકતા હતા.

"હવે હું ગુંગળાઉં છું" કેનેડીએ બની શકે તેટલી હવા શ્વાસમાં લેવાનો પ્રયાસ કરતાં ચીસ પાડી. "બલુન આગળ જતું હોય એમ નથી લાગતું તે નીચે ઉતરે છે કે શું?"

"પણ તોફાનનું શું?"

"જો પવનને લીધે ચાલુ રસ્તેથી ઘસડાઇ જવાનો તમને ભય હોય તો મને લાગે છે કે આપણાથી કાંઇ થઇ શકે તેમ નથી." કેનેડી બોલ્યો.

"તોફાન આજ નહિં તુટી પડે. વાદળાં હજુ ખૂબ ઉંચા છે" જોએ કહ્યું.

"તેથી વાદળાંની ઉપર જતાં મને ભય લાગે છે. પૃથ્વિ દેખાતી બંધ થાય તેનાથી પણ બની શકે તેટલે વધુ ઉંચે જઇને, જ્યાં ઘસડાવાય ત્યાં ઘસડાવું તેમાજ સલામતી છે. પણ વાદળાં બહુ ઉંચે છે. તેથી ભય રહે છે."

"જે નક્કિ કરવાનું હોય તે તરતજ નક્કિ કરી નાખો. વખત ગુમાવી શકાય તેમ નથી."

"પવન જરાય નથી એજ આપણાં દુર્ભાગ્ય છે નહિં તો તોફાન થાય તે પ્હેલાં તો તેની હદની બ્હાર આપણે પહોંચી ગયા હોત." જોએ નિરાશામાં કહ્યું.

"હા. સાચી વાત છે. વાદળાં ભયાનક વસ્તુ છે. પ્હેલાં તો તે આપણને ગમે ત્યાં ઘસડીને ફેંકી દે તે સિવાય વિજળી આપણને બાળી પણ મુકે ઝાડ સાથે દોરડું બાંધીને બલુન ઉભું રાખીએ તો પવનનું જોર આપણને નીચે ફેંકી દે."

"ત્યારે કરશુ શું?"

"વિક્ટોરીયાને મીડલઝોનમાં, આકાશના અને જમીનના ભયની વચ્ચે રાખવું. આપણી પાસે પાણી ખૂબ છે. ૨૦૦ પાઉન્ડ નીરમ (બેલાસ્ટ) છે જરૂર પડશે તો તેનો ઉપયોગ કરશું."

"આજ તો બધાય સાથેજ જાગતા રહીએ" કેનેડીએ સુચના કરી.

"ના! તેની કાંઇ જરૂર નથી. જરૂર પડશે તો તમને ઉઠાડીશ. ખોરાક અને બીજી વસ્તુઓ ભીંજાય નહિ તેમ ગોઠવી દો અને પછી સુઇ જાવ."

ખલાસ થયું છે. તેની શકિત ધીમે ધીમે ઘટતી જાય છે. હવે આ ભૂખ્યાં બાળકોની નજર અમેરિકા તરફ ગઇ, અને તેનો આશ્રય લીધો. ત્યાં સુંદર જંગલો ઉપર ઉદ્યોગના કુહાડા પડવા મંડયા છે. જ્યાં વરસમાં બબ્બે પાક થતા ત્યાં માંડ એક એક પાક ઉતરે છે. આ પ્રમાણે અમેરિકા રસકસહીન થશે એટલે આફ્રિકા સૈકાઓથી ભરેલા ભંડારો આ બાલકો સમક્ષ ધરશે. પરદેશીઓને પ્રતિકુળ લાગતી હવા ખેતી અને પાણીનાં સાધનોથી અનુકુળ બનશે. પાણીની અછત ન્હેરોથી પુરી પડશે. અને અત્યારે આપણે જેની ઉપર ઉડીએ છીએ તે બધા કરતાં વધુ ફળદ્રુપ વધુ શ્રીમંત અને વધુ વિર્યવાન દેશ એક મોહું સામ્રાજ્ય બનશે, અને ત્યાં વરાળ અને વિજળી કરતાંય વધુ ચમત્કારીક શોધો થશે."

" સાહેબ! ત્યારે તો મારે બધુંય જોવું પડશે. " જો બોલી ઉઠયો.

" તું જરા વ્હેલો જન્મ્યો. "

"તે સિવાય," હવે કેનેડીનો વારો આવ્યો, " ત્યારે એવો વખત આવશે કે માણસો યન્ત્રો શોધ્યે જ જશે, તે ત્યાં સુધી કે એ યન્ત્રોજ તેના શોધકોને 'ભરખી' લેશે. દુનિયાનો અંત કેવી રીતે આવશે તે સંબંધે મારી ધારણા તમે જાણો છો? તે દિવસે ત્રણ અબજ વાતાવરણથી ગરમ થયેલ બોઇલર સારી ય સૃષ્ટિને ઉડાડી દેશે. "

" હવે આ ચર્ચા છોડીને આ સુંદર પ્રદેશ જોવામાં અને વખાણવામાંજ વખત ગાળીએ. આવો પ્રદેશ ફરીથી જોવાની તક મળવાની નથી." ડૉકટરે કહ્યું.

થોડીવારમાં માલાગાઝાકી તળાવ આવ્યું, તે જોગેન્યાકા સરોવરની શાખા છે. જોગેન્યાકાના અસંખ્ય ઝરણાંઓ ખોદી કાઢેલા તળાવમાં પડતાં હતાં. દૂરથી આ દેખાવ ઘોઘ જેવો લાગતો હતો. ઢોર આમતેમ ચરતાં હતાં. આ જંગલમાં સિંહ વાઘ, દિપડા વિગેરે દિવસે ગરમીથી બચવા આશરો લે છે. કોઇ કોઇ સ્થળે હાથી ઝાડ સાથે જોર અજમાવતા દેખાતા હતા, અને ઝાડની ડાળીઓના તુટવાના અવાજ સંભળાતા હતા.

" શિકારને માટે કેવો સરસ પ્રદેશ છે." કેનેડી બોલી ઉઠયો; " આંખો મીંચીને એક ગોળી છોડીએ તોય એક શિકાર મળે. બલુન નીચે ઉતારીએ તો? "

" ના. રાત પડવા આવી છે. તોફાનનાં ચિન્હો જણાય છે, આ પ્રદેશમાં તોફાન ઘણાં થાય છે. આ જમીન જ વીજળીની બેટરી જેવી છે. "

" તમે ખરું કહો છો. ગરમી ગુંગળાવી નાખે તેવી સખત પડવા મંડી છે. પવનનું નામ નથી. ભયની નિશાનીઓ જણાય છે" જો બોલ્યો.

" વાતાવરણ વિજળીથી ભરપુર છે." ડૉકટરે જવાબ આપ્યો. " અહિંના દરેક પ્રાણીઓ આ સ્થિતિ પરથી જાણતાં હશે કે તોફાન થવાનું છે. આટલી બધી સખ્ત નિશાનીઓ ( તોફાનની ) આજ સુધીમાં મેં કોઇ દિવસ જોઇ નથી. "

" ત્યારે તો આપણે નીચે ઉતરીએ તો ? " કેનેડીએ પુછ્યું.

" ના. ઉલટું આપણને ઉંચે જવું પડશે. મને બ્હીક એ લાગે છે કે વાતાવરણના પ્રવાહની આ ગુંચવણમાં બલુન બીજે રસ્તે ઘસડાઇ જશે. "

" ત્યારે તમે દિશા બદલવા ઇચ્છો છો ?"

" હાં. જો બની શકે તો હું ઉત્તરમાં સાત આઠ ડીગ્રી ઉતરવા પ્રયાસ કરીશ. જ્યાં નાઇલનાં મૂળ હોવાનું મનાય છે, તે અક્ષાંશમાં જવા મારી ઇચ્છા છે. કદાચ સ્પીક અગર દ ઘુગલીનના કાફલાઓનો આપણને



# સુવર્ણ કેશી.

લેખિકાઃ સૌ લવંગિકા પ્રિયંવદ મ્હેતા, બી. એ.

( એપ્રીલ અંકના પાન ૫૯૭ થી ચાલુ. )

[ ૬ ]

ફ્લેન્ડર્સવાસીયોની સ્વભાવજન્ય સ્વચ્છતા અને નિયમિતતાથી ટેવાયેલી એ એન્ટવર્પની બાળાને તિબુર્સના નિવાસસ્થાનથી ઘણું જ આશ્ચર્ય લાગ્યું. વૈભવ અને બેદરકારીનું વિચિત્ર મિશ્રણ જોઇને એ બાળાના સઘળા વિચાર-ગૃહ વ્યવસ્થા વિશેના વિચાર-છિન્નભિન્ન થઇ ગયા. દાખલા તરીકે, કપરમજી મુખમલનો એક કકડો, એક નકુારો, ભાગલા તૂટલા મેજ ઉપર પાથર્યો હતો. રાજાની પ્રિયાના ખંડમાં પણ વધારે પડતાં પડે હેવાં ભવ્ય, સુન્દર ઝુમ્મરમાં તદ્દન સાધારણ કાચની પ્યાલીઓ મૂકી હતી. અને ત્હેમાંની મીણબત્તીઓ છેડા સુધી બળવાથી હેમાંની ઘણી ખરી તડકાયેલી હતી. અત્યન્ત સુન્દર બનાવટ અને કારીગીરીવાળું એક કીમતી ચીનીનું ફુલપાત્ર બાજુ ઉપર લાત વાગવાથી તૂટી ગયું હતું, અને ત્હેના કકડાને પાછા યથાસ્થાને ગોઠવીને તારથી બાંધી રાખ્યા હતા. ઘણાંજ કીમતી, સુન્દર ચિત્રોને ભીંતમાં ટાંકણિયો ઠોકીને લટકાવ્યાં હતાં. વ્હીનસની એક પ્રાચીન મૂર્ત્તિના માથા ઉપર ગ્રીસના લોકોમાં વપરાતા ઘાટની ટોપી મૂકી હતી. અને ખુરશીઓ અને ભીંત સરસા મૂકેલા મેજ ઉપર હુક્કા, જુદી જુદી જાતના છરા, ચીનાઇ સપાટ, હિન્દુસ્તાની જોડા, હેવી હેવી અસંબદ્ધ, અર્થ વગરની વસ્તુઓ પડી હતી.

ઉદ્યાગી ગ્રેચેને આ સઘળું સ્વચ્છ કરીને વ્યવસ્થિત રીતે ગોઠવ્યું ત્યારે હેને ચેન પડ્યું. મહાભૂતની અપંચીકૃત સ્થિતિમાંથી સૃષ્ટિ ઉત્પન્ન કરનાર સરજનહાર ઇશ્વરની પેઠે ત્હેણે આ અવ્યવસ્થામાંથી સુન્દર ખંડ ઉત્પન્ન કર્યો. તિબૂર્સને એ ખંડમાંની અવ્યવસ્થા જોવાની એટલી ટેવ પડી ગઇ હતી, અને દરેક વસ્તુ કયહાં ના-હોવી જોઇયે એ એ એટલું સારી રીતે જાણતો હતો કે પ્રથમ તો ત્હેણે પોતાનો ખંડ ઓળખ્યો જ નહિં. પરંતુ અન્તે તે ટેવાઇ ગયો. જે વસ્તુઓ એ અસ્તવ્યસ્ત કરી નાખતો, તે વસ્તુઓ જાણે ચમત્કારથી સ્વસ્થાને જઇને ગોઠવાઇ જતી. એશારામનું સુખ ત્હેણે પ્હેલીજ વખત અનુભવ્યું. કલ્પનાશાળી સર્વ મનુષ્યની પેઠે, એ હમ્મેશાં ઝીણી વીગતોની દરકાર કરતો નહિં. ત્હેના શયનખંડના બારણાં ઉપર સોનેરી રંગ કરેલો હતો, અને સુન્દર વેલ્યો ચીતરેલી હતી. પરન્તુ ત્હેને ઉઘાડાં રાખવા માટે ઠેશીઓ ન્હોતી. એ સ્વભાવતઃ જંગલી હતો, અને હેને સુખચેન કરતાં ભવ્ય દેખાવ જ વધારે પ્રિય હતો. પૂર્વના મનુષ્યની પેઠે દુવાલ

બનાવવાના કપડાનું અસ્તર નાંખેલા કિનખાબના વેષ્ટકોટ પણ તે ખુશીથી પ્હેરત. અને રહેવાની આ નવીન અને વધારે માનુષી પદ્ધતિથી ત્હેને જો કે આનન્દ થતો હતો, છતાં એ ઘણી વખત મ્લાન અને વિહ્વળ બની જતો હતો, કેટલીક વખત કોચ ઉપર પોતાની બે બાજુ તકિયાના ઢગલા કરીને આંખ્યો મીંચીને, હાથ લટકતા રાખીને આખો દિવસ એક શબ્દ પણ ઉચ્ચાર્યા વગર તે બેસી રહેતો. ત્હેને પ્રશ્ન પૂછવાની ગ્રેચેનની હિમ્મત ચાલતી નહોતી. ત્હેનો ઉત્તર શો આવશે તે તે જાણતી હતી, અને એ ઉત્તર સાંભળવાને તેને અત્યન્ત ભય લાગતો હતો. મહામન્દિરમાંનું દ્રશ્ય ત્હેના સ્મરણમાં દુઃખદ ઉંડી રેખાઓથી કોતરાઇ રહ્યું હતું.

તે હજી પણ એન્ટવર્પની મેગડેલેનના વિચાર કરતો હતો. વિરહને લીધે તે ત્હેને વધારે સુન્દર લાગતી હતી. તે ત્હેને પોતાની સમીપ જ્વલન્ત દૃશ્યના જેવી દેખતો હતો. કાલ્પનિક સુર્યપ્રકાશથી ત્હેના કેશકલાપમાં કિરણો ઝળકી રહ્યાં હતાં; ત્હેનાં બાહ્ય વસ્ત્ર લીલમ જેવાં પારદર્શક બન્યાં હતાં. ત્હેના સ્કંધ આરસ જેવા ચળકતા હતા. ત્હેનાં અશ્રુ સુકાઇ ગયાં હતાં, અને ત્હેના સુરખી ભર્યા કપોલની કુમાશમાં યૌવનનું તેજ ઝળકતું હતું. ક્રાઇસ્ટના મૃત્યુ માટે ત્હેને સંપૂર્ણ સાંત્વન મળી ગયું હોય એમ લાગતું હતું. ત્હેના શ્વેત પગને તે બેદરકારીથી ટેકો આપતી હતી, તેણે પોતાનું મુખ ત્હેના પાર્થિવ પ્રણયી તરફ ફેરવ્યું હતું. પુનિતતા સુચક દૃઢ રેખાઓ નરમ પડીને મૃદુ બની હતી; અનુતાપિનીના વદનમાં પાપિણીનું સ્વરૂપ ફરી પ્રકાશી આવ્યું હતું. ત્હેને ગળે વીંટેલો રૂમાલ વધારે અસંકુચિતતાથી ફરફર ઉડતો હતો. ત્હેનાં વસ્ત્ર પ્રલોભકતાથી પ્રસરી રહ્યાં હતાં. ત્હેના હાથ પ્રેમના ભોગ બનેલા યુવકને પકડી લેવાને જાણે ઉત્સુક હોય તેમ પ્રસારેલા હતા. મહાન સતી મટી ને તે ગુણિકા બની હતી, અને ત્હેણે વિષયમોહિનીનું સ્વરૂપ ધારણ કર્યું હતું. વધારે વ્હેમી સમયમાં જો તિબુર્સ જન્મ્યો હોત તો એ નક્કી એમ જ માનત કે માનવ આત્માનો વિનાશ કરવાને તત્પર રહેતા "સેટન"નો જ હાથમાં હાથ હશે; એ એમ ધારત કે સેટનના હાથમાં તે સપડાયો હતો અને તે વિધિ પુરઃસર મંત્રવશ બન્યો હતો.

તિબુર્સ જેવો સરલ હૃદયી, સુન્દર બાળાના સ્નેહનો પાત્ર બનેલો, બુદ્ધિશાળી, સુન્દર તરુણ નિર્દોષ હોવા છતાં મનુષ્યના ગમે તેટલા પ્રયત્ન છતાં પણ અલભ્ય હેવા સર્વ ઇશ્વરદત્ત ગુણ મેળવવાને ભાગ્યશાળી થયેલો હોવા છતાં, એક ગાંડી કલ્પના પાછળ, અશક્ય સ્વપ્ન પાછળ ભમવાનું મૂકી દેતો ન્હોતો ત્હેનું શું કારણ હશે ? અને એ, તીક્ષ્ણ બુદ્ધિશાળી મગજ આટલી હદ સુધી વિકૃત શાથી બન્યું હશે ? હાવા પ્રસંગ લગભગ રોજ બને છે. શું આપણામાંના પણ દરેક જણને એ અનુભવ નથી થયો, કે આપણને, આપણા પોતાના જ મંડળમાંથી કોઇક નમ્ર હૃદયે ત્હેનો પ્રેમ અર્પણ કર્યો હોય, અને ત્હેને ગણકાર્યા વિના જ આપણે વધારે ઉચ્ચ પ્રેમની શોધમાં ચાલ્યા ગયા હોઇયે ? અનન્તતાના અગાધ ઉંડાણમાંથી આપણી ઉપર કટાક્ષમય દૃષ્ટિ ફેંકતા કોઇક શીત, જ્વલન્ત તારક તરફ જવાં, મન્દ સુગન્ધવાળાં પુષ્પને આપણે પગ તળે કચરી નાંખિયે છિયે. એ ઉંડા ગર્તમાં, અશક્ય, અપ્રાપ્ય વસ્તુમાં, શું કાંઇક અદ્દભુત આકર્ષણ નથી ?

એક દિવસ તિબુર્સ ગ્રેચેનના ખંડમાં આવ્યો ત્હેના, હાથમાં એક પડીકું હતું. ત્હેમાંથી ત્હેણે પ્રાચીન ઢબથી શીવેલાં લીલી સાટિનનો ચણિયો અને બદન, કાઢયાં; કેટ-

લાંબે વર્ષથી પ્રચારમાંથી નીકળી ગયેલા ઘાટનું એક અંદરનું વસ્ત્ર સાથે હતું, અને એક મ્હોટાં મોતીની માળા હતી. ત્હેણે ગ્રેચેનને એ પ્હેરવાનું અને પછીથી રાખી મૂકવાનું કહ્યું, અને એ ત્હેને ઘણાંજ સુન્દર દેખાશે એમ પણ કહ્યું. વધારે ખુલાસો ત્હેણે એમ કર્યો કે ત્હેને સોળમા સૈકાનો પ્હેરવેશ ઘણો જ પસંદ હતો. અને, ત્હેના એ તરંગ પ્રમાણે વર્તવાથી ત્હેને પોતાને (તિબુર્સને) ઘણો જ આનન્દ થશે, એમ કહીને તે ત્હેના ખંડમાંથી ચાલ્યો ગયો.

નવીન વસ્ત્ર પ્હેરી જોવા માટે કોઇ પણ બાળાને ફરીથી કહેવું પડે જ નહિ. તરત જ ત્હેણે એ પ્હેરી લીધાં, અને જ્યારે એ બહારના ખંડમાં આવી ત્હારે તિબુર્સના મુખમાંથી આશ્ચર્ય અને આનન્દનો ઉદગાર નીકળી ગયો. પરન્તુ ત્હેના કેશની રચના ત્હેને પસંદ પડી નહિ, અને માથામાંની કાંસકી કાઢી લઇને ત્હેણે ત્હેના વાળ છોડી નાંખ્યા, અને "ધિ ડિસેન્ટ ફ્રોમ ધિ ક્રૉસ"–માંની મેગડેલેનની પેઠે ત્હેના વાંસા ઉપર ખુલ્લા પ્રસારેલા રાખ્યા. એ કરીને, ત્હેના પગ આગળ ચણિયાને બરાબર ગોઠવ્યો, ગળાનો રૂમાલ કાંજીથી અક્કડ રહેતો હતો ત્હેને હાથ વડે ચોળી નાંખ્યો, અને થોડાંક ડગલાં પાછળ ફરીને ત્હેને નિહાળવા લાગ્યો.

જે'ને જીવન્ત ચિત્ર કહે છે તે તો ત્હમે જોયાંજ હશે. જીવન્ત ચિત્ર બનાવવા માટે સુન્દરમાં સુન્દર સ્ત્રીને પસંદ કરીને ત્હેને અમુક જાતનાં વસ્ત્ર પ્હેરાવીને અમુક રીત્યે ગોઠવે છે, અને એ રીત્યે કોઇ પરિચિત ચિત્રનો ભાસ ઉત્પન્ન કરે છે. તિબુર્સે આ જાતનું એક ઉત્તમ ચિત્ર અત્યારે ઉત્પન્ન કર્યું હતું. કોઇને પણ એમ જ લાગત કે જાણે રૂબેન્સનુંજ કોઇક ચિત્ર કાપીને મૂક્યું હોય.

ગ્રેચેન સ્હેજ હાલી.

"હાલીશ નહિ, તું ચિત્ર બગાડી નાંખીશ. આમ જ તું ઘણી સુન્દર લાગે છે." તિબુર્સે વિનીત સ્વરે કહ્યું.

એ બિચારી બાળાએ આજ્ઞા પ્રમાણે કર્યું, અને ઘણી ક્ષણ સુધી નિશ્ચલ ઉભી રહી. તે જ્યારે ફરી, ત્હારે ત્હેનું વદન અશ્રુથી ભીનું થયેલું તિબુર્સે દીઠું.

તે સમજી ગયો કે તે સઘળું જાણતી હતી.

ગ્રેચેનનાં અશ્રુ અસ્ખલિત ધારાથી ત્હેના કપોલ ઉપર વ્હેવા લાગ્યાં. ત્હેના વદનની એક પણ રેખા સંકોચાઇ નહિ, સ્હેજે પણ યત્ન ત્હેને કરવો પડ્યો નહિ. માત્ર દૈવી નિર્મળતાવાળાં સુન્દર, નીલવર્ણાં પુષ્પ જેવાં ત્હેનાં ઉભરાઇ જતાં નેત્રમાંથી મૌક્તિક દામની પેઠે ત્હેનાં આંસુ ખરવા લાગ્યાં. દુઃખથી પણ ત્હેના વદનની રેખાઓની શુદ્ધ રચનામાં ક્ષતિ થઇ નહિ. ત્હેનાં અશ્રુ બીજી સ્ત્રીઓનાં સ્મિત કરતાં પણ અધિક સુન્દર લાગતાં હતાં.

ગ્રેચેને હાથના પાછલા આંગળડે આંસુ લોહી નાંખ્યાં, અને પાસેની એક ખુરશી ઉપર હાથ ટેકવીને લાગણીથી ધ્રૂજતે, હૃદયવેધક સ્વરે તે બોલવા લાગી:

"ઓ તિબુર્સ, ત્હેં મ્હને કેટલી દુઃખી કરી છે! એક નવીન પ્રકારની ઇર્ષાથી મ્હારૂં હૃદય બળતું હતું. મ્હારે કોઇ પ્રતિસ્પર્ધી ન્હોતી, છતાં વસ્તુતઃ ત્હેં મ્હને છેતરી હતી. તું ચિત્રમાંની એક સ્ત્રીને ચ્હાતો હતો. ત્હારો વિચાર, ત્હારાં સ્વપ્ન હેનાથી જ ભરપૂર હતાં. એ એકલી જ ત્હને સુન્દર લાગતી હતી, અને આખા જગતમાં તું માત્ર હેને જ દેખતો હતો. તે દિવસે ત્હારા ઉન્મત્ત અવલોકનમાં તું એટલો તલ્લીન થઇ ગયો હતો, કે ત્હેને ખબર ના પડી કે હું પાસે ઉભી રહીને રોતી હતી.–અને મ્હેં એક ક્ષણ તો એમ જ માન્યું હતું કે તું મ્હને ચ્હાતો હતો, જ્યારે

વસ્તુતઃ તો હું માત્ર પુસ્તકની બીજી પ્રત જેવી હતી, ત્હારા પ્રેમપાત્રની નકલ હતી! હું બરોબર સમજું છું કે ત્હારે મન હું ફક્ત જર્મન ઢબથી ફ્રેન્ચ બોલતી, અને પરિણામે ત્હને રમજ ઉત્પન્ન કરાવતી, એક અજ્ઞાન બાલિકા છું. મ્હારૂં વદન ત્હને ગમે છે, કારણ તે ત્હને ત્હારી પ્રિયાનું સ્મરણ કરાવે છે. ત્હારી ઇચ્છા પ્રમાણે વસ્ત્ર પ્હેરાવીને ભાવ ભજવવા માટેનું હું જાણે રમકડું હોઉં, એમ તું માને છે. પણ હું ત્હને કહું છું કે એ રમકડાનું હૃદય દુઃખી છે, એ રમકડું ત્હને ચ્હાય છે."

તિબુર્સે ત્હેને હૃદય સરસી લેવાનો યત્ન કર્યો, પરન્તુ ત્હેને ખસેડીને તે આગળ બોલવા લાગી :

"ત્હેં મ્હારી સાથે પ્રેમની વાતો કરીને મ્હને આકર્ષી. ત્હેં મ્હને સમજાવ્યું કે હું સુન્દર હતી, દેખાવમાં આકર્ષક હતી. મ્હારા હાથ દબાવીને તું કહેતો કે અપ્સરાના હાથ પણ આથી વધારે નાજુક ના હોઇ શકે; મ્હારા કેશ ત્હને કોઇ નૃપતિના સુવર્ણના વસ્ત્ર કરતાં પણ અધિક મુલ્યવાન લાગતા હતા; અને મ્હારાં નેત્રમાં પોતાનું પ્રતિબિમ્બ જોવાને સ્વર્ગમાંથી ઇશ્વરના દૂત ઊતરી આવતા, અને એ જોતાં હેવા આનંદિત થઇ જતા, કે પાછા જતે ત્હેમને મોડું થઇ જતું, અને ઇશ્વર ત્હેમના ઉપર ક્રોધિત થતો-એમ તું કહેતો. અને, આ સર્વ તું હેવા મધુર, હૃદયભેદક સ્વરે કહેતો, અને હેમાં સત્યનો હેવો સચોટ ભાસ હતો, કે મ્હારા કરતાં વધારે અનુભવી સ્ત્રી પણ છેતરાઇ જાત. ખરે, ચિત્રમાંની મેગડેલેન જોડેના મ્હારા સામ્યથી ત્હારી કલ્પનાને પ્રેરણા મળી, અને એ સામ્યે ત્હારી વાચાને વક્તૃત્વ અર્પ્યું. મ્હારા મુખ દ્વારા એ ઉત્તર દેતી હોય એમ ત્હેં માન્યું. હેનામાં જે જીવનની ઊનતા છે તે જીવન મ્હેં ત્હને અર્પ્યું, અને ત્હારા આભાસને સત્યનું સ્વરૂપ મળ્યું. એ રીતે જો હું ત્હને પોળિક ક્ષણ પણ સુખી કરી શકી હોઉં, તો મ્હને આમ સાધન તરીકે વાપરવા માટે હું ત્હને ક્ષમા કરૂં છું. કારણ ખરૂં જોઇયે તો ત્હને ચ્હાતાં નથી આવડતું ત્હેમાં, માત્ર અશક્ય વસ્તુથી જ તું આકર્ષાય છે ત્હેમાં, અને અપ્રાપ્ય વસ્તુની જ ત્હને ઇચ્છા થાય છે ત્હેમાં ત્હારો દોષ નથી. ત્હને પ્રેમમાં પણ મહત્વાકાંક્ષા છે. ત્હને ત્હારો પોતાનો સ્વભાવ ખબર નથી, તું કદી પણ ચાહી શકવાનો નથી. ત્હારે સંપૂર્ણતા જોઇયે છિયે, આદર્શ જોઇયે છિયે, કવિત્વ જોઇયે છિયે—જે કાંઇ પણ જગતમાં અસ્તિત્વ ધારતાં નથી. સ્ત્રીના ત્હારા પ્રત્યેના પ્રેમથી ત્હેને માટે ત્હને પ્રેમ ઉત્પન્ન થવો જોઇએ, ત્હેનું હૃદય ત્હને અર્પણ થયેલું જોઇને ત્હને આભારવૃત્તિ થવી જોઇએ, ત્હેને બદલે તું એ જોવા બેસે છે કે ત્હેની આકૃતિ, ત્હારા અભ્યાસખંડમાંની બ્હીનસના જેવી છે કે નહિં! અને જો ત્હેની ભમ્મરના ઘાટમાં સ્હેજ પણ ફેર પડે, તો બસ, થઇ રહ્યું! ત્હને હેની ત્વચાની કુમાશ માટે કાળજી રહે છે, હેના કેશના રંગ માટે, હેના હાથ પગનાં કાંડાની નાજુકતા માટે ચિન્તા થાય છે, પણ હેના હૃદય માટે ત્હને કદી વિચાર સરખો આવતો નથી. તું પ્રણયી નથી, તિબુર્સ, તું માત્ર ચિત્રકાર છે. તું જે'ને પ્રેમ ધારે છે તે માત્ર આકાર અને સૌન્દર્ય પ્રત્યેની ત્હારી સન્માનવૃત્તિ છે. તું મેગડેલેન જોડે પ્રેમમાં ન્હોતો, પણ ફ્લેન્સની પ્રતિભા જોડે પ્રેમમાં પડયો હતો. ત્હારા સ્વભાવમાંના અંશરૂપ, ત્હારી ચિત્રકાર તરીકેની વૃત્તિને અસ્પષ્ટતાથી ત્હારા હૃદયમાં સ્પર્શ થયો, અને પરિણામે, પછીથી જે તું ખાળી ન શકયો હેવાં ઉન્મત્ત ભાવપ્રદર્શન થયાં. ત્હેમાં ત્હારી કલ્પનાનું અધઃપતન થયું. હું આ બધું જાણી શકી છું, કારણ હું ત્હને

ચાહું છું. પ્રેમ તે સ્ત્રીને પ્રતિભાની ગરજ સારે છે. હેનું મન સ્વાર્થના વિચારોમાં રોકાયેલું હોતું નથી! અહિં આવ્યા પછી મ્હેં ત્હારી ઘણી એ ચોપડિયો ઉથલાવી છે, ત્હારા કવિયોની કૃતિયો વાંચી છે. મ્હારાં નેત્ર આગળથી આવરણ ખસી ગયું છે. હું કદી કલ્પી પણ ના શકત હેવી ઘણી વાતો મ્હેં જાણી છે. અને તેથી હવે હું ત્હારા હૃદયની વાત જાણી શકું છું. તું પ્હેલાં ચીતરતો હતો–ફરીથી તું ત્હારી પીંછી હાથમાં લે. ત્હારા સ્વપ્નને તું કેનવ્હાસ ઉપર આલેખ્ય, તો ત્હારા મનનો સઘળો ઉશ્કેરાટ હેની મેળે શાન્ત પડી જશે. હું ત્હારી પ્રિયા નથી થઇ શકતી, તો ત્હારા ચિત્ર માટેનો નમૂનો બનીશ તો પણ બસ છે."

હેણે ઘંટડી વગાડી, અને નોકરને ફલક, કેનવ્હાસ, રંગ અને પીંછીયો લાવવાની આજ્ઞા કરી.

નોકર બધું તૈયાર કરીને ગયો, એટલે એ પવિત્ર બાળાએ, પાપહીન, દેવી અમાયીતાથી પોતાનાં વસ્ત્ર બાંય પાડી નાંખ્યાં, અને સમુદ્રમાંથી નીકળતી વ્હીનસની પેઠે વાળ ઉંચા કરીને પૂર્ણ પ્રકાશમાં ઉભી રહી.

"ત્હારા બાપદાદાની વ્હીનસ જેટલી જ શું હું સુન્દર નથી?" હેણે સુન્દરતાથી મ્હોં મરડીને પૂછ્યું.

બે કલાક પછી, કેનવ્હાસ ઉપર હેનું વદન અડધું ચીતરાઇ ગયું હતું; એક અઠવાડિયામાં આખું ચિત્ર પૂરું થયું. એ ચિત્ર કલાની દૃષ્ટિએ કાંઇ સંપૂર્ણ ન્હોતું. પરન્તુ, હેમાંની સંસ્કારિતા અને પવિત્રતાને લીધે, રંગની મૃદુતા, અને રચનાની ભવ્ય સરલતાને લીધે, કલાપરીક્ષકોએ હેને ઊંચી કોટિમાં મૂક્યું. સમુદ્ર અને આકાશની બેવડી પશ્ચાદ્-ભૂમિ આગળ લેશ પણ સંકોચ વિના ઉભેલી એ કૃશ, ગૌરવર્ણી, સુવર્ણકેશી આકૃતિ, નગ્નરૂપે જગત સ્હામે સસ્મિત ઉભી હતી, હેમાં પ્રાચીન કવિત્વનું તત્ત્વ સ્પષ્ટ સમાયેલું હતું, અને ગ્રીસની શિલ્પકલાની ઉન્નતિના સમયની ઉચ્ચ કલાનું એ સ્મરણ કરાવતી હતી.

તિબૂર્સ એન્ટવર્પની મેગડેલેનને તો ક્યારનો એ ભૂલી ગયો હતો.

"કેમ," ગ્રેચેને કહ્યું, "ત્હારા ચિત્ર માટેના નમૂનાથી હને સંતોષ થયો?"

"આપણું લગ્ન ક્યારે રાખીશું?" તિબૂર્સે ઉત્તર દીધો.

"હું એક મહાન ચિત્રકારની પત્ની બનીશ!" હેણે હેના પ્રિયતમના ગળાની આસપાસ હાથ વીંટતાં કહ્યું. "પણ એ ભૂલશો નહીં, સાહેબ, કે તમારી એ શક્તિ, એ અમૂલ્ય રત્નની શોધ મ્હેં કરી છે;–સ્યુફિપદોર્પમાંની ન્હાની બાળા ગ્રેચેને કરી છે."



# સતિ શામળીના ઉખાણાં.



સંપાદકઃ રા. કવિ માવદાનજી ભીમજીભાઈ,
રાજકવિ–જામનગર.

[ નોંધઃ આ અંકમાં સતિ શામળીની જુની લોકવાર્તા છે. એ સતિએ બુદ્ધિની કસોટી કરે તેવા કોયડાઓ કહ્યા છે અને તેનાં સાચા જવાબ જેટલાં બ્હેનો અથવાં ભાઈઓ આપશે તે સર્વને સંપાદક રાજકવિ તરફથી "ગુરૂચોવીસી" નામનું ઉપયોગી પદ્યમાં લખાયલું પુસ્તક ભેટ આપવામાં આવશે. અમે એ માટે તેમનો ઉપકાર માનીએ છીએ અને અમને આશા છે અમારા વાંચકો આ કોયડામાં બુદ્ધિ દોડાવશે. ઉખાણાના જવાબ અમને મોકલવા. જવાબ મોકલનારને ગયા ( એપ્રીલ ૧૯૨૭ ના ) અંકમાં આપેલા નિયમો લાગુ પડશે. ઉપરાંત આ હરિશાઈ માસિકના પુરૂષ ગ્રાહકો તેમજ તેમનાં કુટુમ્બીજનો માટે ખુલ્લી છે. તંત્રીઓ. ]

નીચેના દરેક કોયડામાં બોલનાર કોઈ સ્ત્રી છે અને અમુક પુરૂષ સાથેનું પોતાનું સગપણ જણાવે છેઃ—

કોયડો ૧ઃ—શામળી કહે છે સગપણ સાચું, તેનું સાંભળ આપ;
તેનો સસરો નીત કહે છે, મુજ સસરાને બાપ.

કોયડો ૨ઃ—શામળી કહે છે સગપણ સાચું, તું શું જાણે વાસુ;
ગાડું હાંકનારના બાપની બૈયર તે મારા સગા ધણીની સાસુ.

કોયડો ૩ઃ—શામળી કહે છે સગપણ સાચું, વાટ પડે છે છેટી;
તેની સાસુ મારી સાસુ એક માંનાં બેટી.

કોયડો ૪ઃ—શામળી કહે છે સગપણ સાચું; કાઢો મનનો કચરો;
તેનો સસરો નીત કહે છે, મુજ સસરાને સસરો.

### ફેબ્રુઆરી અંકના ઉખાણાનું પરિણામ.

આ હરિદ્વાઇમાં કુલ ૧૧૧ જવાબો મળ્યાં જેમાથી ૬૩ સાચા હતાં.

સાચા જવાબો આપનાર બહેનોના નામ નીચે પ્રમાણે :—
( દરેક નામની આગળ શ્રીમતિ સમજી લેવું. )

( ૧. ) શકુન્તલા મ. દેસાઈ. ( ૨ ) રમણગૌરી મા. પરીખ. ( ૩ ) પુષ્પાવતી ક. શુકલ. ( ૪ ) અનસૂયા હ. વ્યાસ. ( ૫ ) તારામતિ મા. ગાંધી. ( ૬ ) કમળાવતી દેસાઈ ( ૭ ) નિરંજના C/O રસિકલાલ. ( ૮ ) હસમુખ હ. ભટ્ટ. ( ૯ ) મંગળાગૌરી મ. ( ૧૦ ) આનંદી પૂ. વ્યાસ. ( ૧૧ ) મનોરમા શા. મજમુંદાર. ( ૧૨ ) લીલાવતી મ. મ્હેતા. ( ૧૩ ) કુમુદ વિ. મ્હેતા. ( ૧૪ ) ચંદ્રિકા ત્રી. પાઠક. ( ૧૫ ) શિરીષ હ, દીક્ષીત. ( ૧૬ ) મંગળાગૌરી બા. મ્હેતા. ( ૧૭ ) વસંતગૌરી જી. ડોકટર. ( ૧૮ ) ભાનુમતિ પૂ. ભટ્ટ ( ૧૯ ) શાન્તા ર. શાહ. ( ૨૦ ) કુસુમ કુ પરીખ. ( ૨૧ ) કમળાગૌરી ચં. મશરૂવાળા. ( ૨૨ ) નિર્મળા ચં. ડોકટર. ( ૨૩ ) પ્રભાવતી ચુ. મ્હેતા. ( ૨૪ ) માણેક સી. શાહ. ( ૨૫ ) ધરાવતી દીવેટીઆ. ( ૨૬ ) કુમુદિની ત્રિવેદી. ( ૨૭ ) સુશીલા ધરમદાસ. ( ૨૮ ) શારદા છો. પારેખ. ( ૨૯ ) પુષ્પાવતી મા. દેસાઈ. ( ૩૦ ) ગુણવતી વરજીવન. ( ૩૧ ) પ્રેમકોર ધરમદાસ. ( ૩૨ ) બચુબા ગોહેલ. ( ૩૩ ) શકુન્તલા ગી. ઠાકોર. ( ૩૪ ) સુલતા. વિ. દીવેટીઆ ( ૩૫ ) નંદગૌરી મ. છત્રપતિ. ( ૩૬ ) અમૃતબ્હેન ચં. પરમાર. ( ૩૭ )

વસુદાગૌરી ભી દીક્ષીત. ( ૩૮ ) નરભાવંતી ન. દલાલ. ( ૩૯ ) મંછાબેન રા. પટેલ. ( ૪૦ ) ચંદનરમણ મ્હેતા. ( ૪૧ ) કુસુમગૌરી ઠાકોર. ( ૪૨ ) હંસાગૌરી મા. ઠરાણી. ( ૪૩ ) ઇંદુમતિ દેવી ખાસગીવાલે. ( ૪૪ ) જસવંતી દી. ભટ્ટ. ( ૪૫ ) કમળાગૌરી પુરોહિત ( ૪૬ ) સમજુબા ગો. દેસાઇ. ( ૪૭ ) વીરબાળા. ગો. દેસાઇ. ( ૪૮ ) સવિતા ત્રિ. વકીલ. ( ૪૯ ) ગંગાબાઇ જા. વૈદ્ય. ( ૫૦ ) મધુમાલતી સ. બુચ. ( ૫૧ ) જ્યાવતી પ્રા. દેસાઇ. ( ૫૨ ) રસિકગૌરી ભા. યાજ્ઞિક. ( ૫૩ ) મોતીબાઇ તુ. મ્હેતા. ( ૫૪ ) સરસ્વતી ર. દીવાનજી. ( ૫૫ ) રસિકમણી–ભ. કસોટીઆ. ( ૫૬ ) અવન્તિકા આચાર્ય. ( ૫૭ ) વિમળકાન્તા દે. મ્હેતા. ( ૫૮ ) રમાકુમારી જગમોહનદાસ. ( ૫૯ ) હરબાળા મ્હેતા. ( ૬૦ ) દમયંતી ભ. મોદી. ( ૬૧ ) દેવુંબ્હેન આ. ચાવડા. ( ૬૨ ) જમના જ. મરચંટ. ( ૬૩ ) કળાવતી ન. મ્હેતા.

આ જવાબોમાંથી રિવાજ પ્રમાણે ઉંચકાવતા **કુમારી શકુન્તલા મ. દેશાઇ**નું નામ નીકળ્યું છે, એટલે એ બ્હેનને ઇનામ આપવામાં આવે છે, જે તેમણે મંગાવી લેવું.

સાચો જવાબ આ પ્રમાણે છે:—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૧ મી | ર | ૨ ચ | | ૩ સા | દ | ૪ રી | |
| ૫ વ | ન | | ૬ કો | ૭ સ | લ | | ૮ ત | ૯ જ |
| ર | | ૧૦ કુ | ર | ક | સ | ૧૧ ર | | ણુ |
| ૧૨ ખ | ૧૩ મા | ચ | | ળ | | ૧૪ સ | ૧૫ ર | સ |
| | ૧૬ ગી | સો | લ | | ૧૭ નો | બ | ત | |
| ૧૮ જ | શ | મા | | ૧૯ "મી" | | ૨૦ સ | વા | ૨૧ સો |
| ગા | | ૨૨ સ | ૨૩ મ | જા | ૨૪ વ | તાં | | ર |
| ૨૫ ત | ૨૬ થા | | ૨૭ ર | જ | નિ | | ૨૮ દા | મ |
| | ૨૯ ન | ગ | દ | | ૩૦ તા | મ | સી | |

卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐

કુપન–મે ૧૯૨૭.

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બાઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે. તંત્રી, "ગુજરાતી સુંદરી".

卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐

# ન્હાનાલાલ જયંતી અને સ્ત્રીઓ

લેખિકા: સૌ. જયમનગૌરી વ્યોમેશચંદ્ર પાઠકજી

'નિજ ઉરના વિવિધ વિલાસ રંગે રંગેલી;
મુંબઇની મોહનરૂપ સખી ઓ અલબેલી.'

આ પંક્તિઓના લેખક કવિ ન્હાનાલાલ લોકોને તેમજ વિવેચકોને ઘણા પસંદ છે. પુરુષોમાં કયો ગુજરાતી કવિ લોકપ્રિય હશે તે તો કોણ જાણે, પણ સ્ત્રીઓમાં તો દયારામ પછી સૌથી લોકપ્રિય કવિ ન્હાનાલાલજ છે. મુંબઇમાં ન્હાનાલાલ–જયંતી ઉજવાઇ તે વખતે આ સ્પષ્ટ રીતે દેખાઇ આવતું હતું. એ જયંતી નિમિત્તે જે જે પ્રસંગો ઉજવવામાં આવ્યા હતા તે સર્વેમાં સ્ત્રીઓએ ઉત્સાહભર્યો ભાગ લીધો હતો. મુંબઇના સઘળા કાર્યકર્તાઓના પરિચયમાં હું આવી નથી, એટલે વિગતવાર તો નહીં પણ એ પ્રસંગે સ્ત્રીઓએ જે ભાગ લીધો હતો તેનો ટુંકો અહેવાલ એક પ્રેક્ષકની દૃષ્ટિએ અત્રે આપું.

પ્રથમ તો સુવર્ણમહોત્સવ સમિતિના પ્રમુખજ એક સન્નારી હતાં. મુંબાઇના નગરશેઠ જેવા શેઠ સ્વ. વરજીવનદાસના પુત્ર સર જગમોહનદાસનાં પત્ની લેડી લક્ષ્મી બાઇએ એ પદ શોભાવ્યું હતું. એમની ન્હાનાલાલ પ્રત્યે ઘણી સહાનુભૂતિ હોવા છતાં કમનશીબે એમનાં કોઇ સ્વજનનું ઓચિંતું અવસાન થયું તેથી એઓ જયંતી પ્રસંગે હાજર રહી શકયાં ન હતાં. વળી રાષ્ટ્રીય સ્ત્રી સભાના મંત્રી શ્રી. રતનબેન મહોત્સવ સમિતિના એક મંત્રી હતાં. એમનો ફાળો કંઇ નાનોસુનો ન હતો. એ સારસ્વતસત્રના પ્રથમ દિવસના તો અધ્વર્યુજ હતાં.

પહેલા દિવસનો સમારંભ તો મુખ્યત્વે કરીને સ્ત્રીઓનો સમારંભ હતો. રાસ, ગીત, ભજન અને સંવાદ બધું કરનાર સ્ત્રીઓજ હતી. ઘણી બ્હેનોએ તેમાં સક્રિય ભાગ લીધો હતો. પ્રેક્ષકવર્ગમાં પણ સ્ત્રીઓની સંખ્યા સારી હતી. રાસ ઘણો સારો ગવાયો હતો. 'રસનાં ઉછળે રંગહેલિયાં' એ બોલ સાથે જાણે ખરેખરાં રસનાં રંગહેલિયાંજ ઉછળતાં હતાં. ગોફ પણ સારો ગુંથાયો હતો. જયા-જયંતમાંથી દેવર્ષિનો વેશ સૌ. વિનોદિની યાજ્ઞિકે ઘણીજ સરસ રીતે ભજવ્યો હતો. ભૂતકાળ તરીકે કુ. મણિબેન દેસાઇ, વર્તમાન તરીકે સૌ. રસિકબેન યાજ્ઞિક ને ભવિષ્ય તરીકે સૌ. પ્રમોદિની યાજ્ઞિકે પણ સારું કામ કર્યું હતું. એક નાનીશી બાલિકા 'ગુજરાતણ'નો મુખપાઠ બોલી, તેથી સર્વેનાં મન પ્રસન્ન થયાં હતાં. મંડપની એક બાજુએ થોડા ખાદીના નમુનાઓ ગોઠવ્યા હતા. એ કાર્ય સ્વ. દેશભક્ત દાદાભાઇ નવરોજજીના દૌહિત્રી શ્રીમતી પેરિનબાઇએ કર્યું હતું.

રવિવાર તારીખ ત્રીજી એપ્રિલે કવિ ન્હાનાલાલની વરસગાંઠ હતી. તે દિવસે સ્હવારે મારવાડી વિદ્યાલયમાં સભા મળી હતી. તેમાં સ્ત્રીઓની ઘણી હાજરી ન હતી. નિબંધ–વાચનમાં સ્ત્રીઓને હજુ ઝાઝો રસ પડતો નથી એ જાણીતું છે, ને તે સભામાં તો ટુંકા ટુંકા નિબંધોજ વંચાયા હતા. વળી સમય સ્હવારનો હતો એટલે સ્ત્રીઓને આવવું ફાવે એમ પણ ન હતું.

બોલનારામાં તો મારા સિવાય બધાજ પુરૂષો હતા. કેટલાક વક્તાઓનાં ભાષણો તો ખરેખરાં મનનીય હતાં. મારા કરતાં તો બધાયના નિબંધો વધારે સારાંજ હતા, છતાં મારાં જેટલાં ભાગ્યેજ તેમાંના કોઇને અભિનંદન મળ્યાં હશે ? આનું કારણ એટલુંજ હતું કે હું, સૌ. જયમનગૌરી વ્યોમેશચંદ્ર પાઠકજી છું–જો હું રા. જયમનલાલ મોહન-

લાલ હવે હોત તો મને કદાચ બોલવાનુંજ કહેવામાં આવ્યું ના હોત !

કવિવર ન્હાનાલાલે એ પ્રસંગે એક ગંભીર વિચાર ઘણી રમુજી રીતે કહ્યો હતો, તે એ કે સહચરી એટલે સાથે ચાલનારી એમ મરદો ગણે છે. સહચરી એટલે સાથે ચલાવનારી એમ કેટલા મરદો ગણે છે? રા. ન્હાનાલાલને તો સૌ. માણેકબ્હેન ચૈત્ર સુદ પડવે સવારે સ્વામીનારાયણના મંદિરમાં ચલાવી ગયાં હતાં. સંસારસમુદ્ર આવાં એક મધુબિન્દુથી પળવાર મીઠો થઇ જાય છે એ કવિ ન સમજે તો કોણ સમજે ?

રવિવારે સાંજે કૅાન્વોકેશન હાૅલમાં કવિ ન્હાનાલાલને માનપત્ર આપવાને મોટી સભા મળી હતી શારદાના એ પરમ ઉપાસકને શારદાપીઠમાંજ માન મળે એ બધી રીતે યુક્તજ હતું. સૌ. માણેકબ્હેનને પણ કવિ સાથે સામેલ રાખવામાં આવ્યાં હતાં તે ઉપરથી એમ લાગતું હતું કે માત્ર લગ્ન પ્રસંગેજ નહીં પણ જીવનના સર્વ પ્રસંગે પત્ની પતિની અર્ધાંગનાજ છે. સભાની મધ્યમાં બે નહી પણ ચાર ખુરસીઓ મુકવામાં આવી હતી. સર ચીમનલાલ સેતલવાડ અને લેડી કૃષ્ણાગૌરી સેતલવાડ તથા કવિશ્રી ન્હાનાલાલ અને સૌ. માણેકબ્હેન એમ ચાર હરિહર-યુગલ સમાં શોભી રહ્યાં હતાં. વળી માનપત્રમાં પણ માણેકબ્હેનને લગતો એક ફકરો હતો.

'આપ પિતૃપૂજક છોજ અને છતાં એજ નથી; આપ ગુરુપૂજક છોજ, અને છતાં એજ નથી, આપ સાથે સાથે પત્નીપૂજક પણ છો. અને કાં ન હો? કુલોદ્ધારક આર્ય ભાર્યા भोज्येषु माता અને क्षमया धरित्री હોવાનું વિધાન છે. કવિ એટલે ક્ષણે રુષ્ટ; અને ક્ષણે તુષ્ટઃ પ્રભુબાલ-સરલ અને મનસ્વી. કવિ મનસ્વિતાને તો भोज्येषु माता જ સંભાળી શકે અને मत्तोनुकूला क्षमया धरित्री જ નભાવી શકે. સૌ. માણેકબ્હેન અને એમના જેવી આર્યપત્નીઓ હિંદુ સંસારના તાપનિવારક લીલાછમ તુલસીક્યારા છે. આપે એ "નરી સરલતા" ને ચરણે "કુલયોગિની" ની કાવ્યાંજલિ, લગ્નતિથિઓનાં અનેક કાવ્યો, અને આપના પ્રથમ કાવ્યગ્રન્થનું તથા "પ્રેમકુંજ" નું પ્રેમાર્પણ ધરીજે પત્નીપૂજા કરી છે તે એકી વખતે પૂજિત પત્નીને અને પૂજકપતિને શોભા આપે છે. યથા पूतंमन्यो આદિ શ્લોક દ્વારા ભવભૂતિએ ઉત્તરરામચરિતમાં "હું દેવી અરુન્ધતીના સંસર્ગથી પવિત્ર થાઉં છું." એ પત્નીપૂજનો જે ઉદ્ગાર વસિષ્ઠ સમા પુણ્યમય બ્રહ્મર્ષિ પાસે કઢાવ્યો છે તે આર્ય પતિનો ધર્માદર્શ છે, અને વસિષ્ઠના વંશજ આપને શોભેજ છે."

એ સભામાં સ્ત્રીઓની હાજરી પુરુષો કરતાં સ્હેજજ ઓછી હતી અને તેમાં શ્રી. જમનાબ્હેન માળવી, શ્રી. રમીબાઇ કામદાર, શ્રી. ચંદાગૌરી દેસાઇ, બેગમ રિદ્વાની શ્રી. સરીનાબાઇ, શ્રી. સુશીલાબ્હેન અંજારીઆ, શ્રી. જયશ્રી રાયજી, શ્રી. કળાવતી મોતીવાળા ( ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં મંત્રી ) વગેરે મુખ્ય હતાં. રીપાૅર્ટરના જેવી મારી આંખ કેળવાયલી નથી છતાં એટલાં પર તો મારું ધ્યાન ગયું હતું. બીજાં અનેક સંભાવિત સન્નારીઓ ત્યાં હતાં તેથી પ્રસંગના ગૌરવમાં વધારો થયો હતો.

સૌ. સુધા ચંદ્રશંકર પંડ્યા, સૌ. વિનોદિની રમણલાલ યાજ્ઞિક, સૌ. રસિક બ્હેન ભાનુશંકર યાજ્ઞિક એ ત્રણે જણે કોકિલકંઠથી સભાને સત્કારી હતી. પણ એ બધાં કરતાં વધારે સ્ત્રી હૃદયને સ્પર્શે એવો પ્રસંગ તો સૌ. માણેકબ્હેનને લેડી કૃષ્ણાગૌરીએ સૌભાગ્યચંદ્રક આપ્યો તે હતો. એ ચંદ્રક આપવાના વિચારમાં નવીનતા હતી. એની કારીગરીમાં અપૂર્વતા હતી, અને લેડી કૃષ્ણાગૌરી પાસે અપાવવામાં યથાર્થતા હતી. જ્યારે લેડી કૃષ્ણા-

ગૌરીએ સૌ. માણેકબ્હેનની વેણીપર હીરનો દોરો બાંધવાને હાથ લંબાવ્યા ત્યારે વૈભવશાળી લક્ષ્મીદેવી હિમાલયવાસી સતી પાર્વતીને ક્ષણભર આલિંગન કરતાં હોય એવો મને ભાસ થયો હતો. લેડી લક્ષ્મીબાઇએ સૌભાગ્ય ચંદ્રકને લગતું એક ભાષણ મોકલ્યું હતું. સૌ. વિનોદિની યાજ્ઞિક બી. એ. એ એમની લાક્ષણિક છટાથી વાંચ્યું હતું. અને સ્વાભાવિક રીતેજ તેણે શ્રોતાઓનું ધ્યાન ખેંચ્યું હતું.

સર્વે શિક્ષિત ગુજરાતણને એ ભાષણમાં રસ પડે એમ છે. સર ચીમનલાલનું ભાષણ જેમ ટુંકું છતાં મનનીય હતું તેમ લેડી લક્ષ્મીબાઇનું ભાષણ ટુંકું છતાં હૃદયસ્પર્શી હતું. એ આખા ભાષણમાં એકજ અત્યુક્તિ હતી. લેખિકા અંદર કવિ ન્હાનાલાલને પુછે કે ગુજરાત એનું ( માણેકબ્હેનનું ) આભારી છે કે તમારું ? આનો જવાબ અંદર ધ્વનિ જુદો છે છતાં મારા નમ્ર મતે એ છે કે કવિ ભલે માણેકબ્હેનના ઋણી હોય પણ ગુજરાત તો કવિનુંજ આભારી છે. માણેકબ્હેન વિરલ આર્યપત્ની હશે,પરન્તુ એમના જેવાં પત્ની થવાથી પતિ ન્હાનાલાલ જેવો કેવી રીતે બને ? પત્ની પતિને પ્રેરણા આપે છે એ ખરું, પણ પતિમાં જે શક્તિ હોય તેનોજ સદુપયોગ કરવાની તે પ્રેરણા આપી શકે. પતિમાં જે શક્તિ ન હોય તે આપવાની આર્યપત્નીમા પણ શક્તિ નથી. આ અત્યુક્તિ બાદ કરતાં કેટલાંક સુંદર વાક્યો ભાષણમાં આવે છે.

' સારો સંસાર એટલે સોહાગણના સોળા અને માંડરો. માણેકબ્હેન ! ન્હાનાભાઇનો ઉત્સવ એ તમારોજ છે. '

' આખુંયે જીવન રમાળ કરે તે સુંદરી. સંસારનાં મૂળ ત્યાં છે. પોતે દેખાય નહીં ને માનવીને મીઠાશ વહેંચે એ આપણો સ્ત્રી સમાજ. જ્યાં લગી માણેકબ્હેન જેવી વેલડીઓ ન્હાનાભાઇ જેવા તપસ્વીને અખંડ છાયા ઢાળી રહી છે ત્યાં સુધી ગુજરાતનાં સંસારવન તપોવન છે. ”

છેલ્લા આશીર્વાદ બહુ અસરકારક શબ્દોમા હતાં: ' ગુજરાતની એ મોંઘામૂલી થાપણનાં જતન કરો છો એના અભિનંદન અર્થે ત્હમારે ભાગદેશે આ રત્નજડિત સૌભાગ્યચંદ્રક સૌની વતી ધરાવું છું. બ્રહ્માસાવિત્રીનું સૌભાગ્ય હો ! સુરજરન્નાદેનું સૌભાગ્ય હો ! શિવ પાર્વતીનું સૌભાગ્ય હો ! વિષ્ણુ લક્ષ્મીજીનું સૌભાગ્ય હો ! ત્હમો દંપતીને એવાં અખંડ સૌભાગ્ય હો ! જન્મોજન્મનાં સૌભાગ્ય હો ! એ ગુજરાતની સ્ત્રીજનતાનો આજ આશીર્વાદ છે. '

આ શબ્દો ઉચ્ચારાયા ત્યારે દરેક સમજુ સ્ત્રીના હૃદયમાં એક અનેરી વિદ્યુત ચમકી રહી. કોઇકના નયનમાં તો એક આંસુનું ટીપું પણ આવીને રહ્યું હશે. ત્યારપછી હાર આપવાની ક્રિયા થઇ. પહેલાં મ.ણેકબ્હેનને અને પછી કવિને એમ હારો અપાતા હતા. એમાં પણ સ્ત્રીઓ હતી–એક તો સમિતિનાં મંત્રી શ્રી. રતનબ્હેન મ્હેતા ને બીજાં શાંતાક્રુઝની સભાનાં મંત્રી શ્રી. ડાહીબ્હેન દેસાઇ. છેક છેવટે પ્રમુખનો ઉપકાર માનનાર પણ રતનબ્હેનજ હતાં.

આ પ્રમાણે કવિની જયંતીમાં સ્ત્રીઓએ ભાગ લીધો તે એકંદરે સંતોષકારક હતો છતાં મને એમ થાય છે કે સાહિત્યને લગતી પ્રવૃત્તિઓમાં તો સ્ત્રીઓએ પુરુષ કરતાં પણ વધારે ઉત્સાહ કેળવવો જોઇએ. રણક્ષેત્ર માફક સાહિત્યક્ષેત્રમાં પણ સંગ્રામો તો થાય છે પણ ત્યાં તરવાર નહીં પણ કલમજ વપરાય છે. વીસમી સદીમાં કલમ તરવાર કરતાં વધારે શક્તિમતી થતી જાય છે તો સ્ત્રીએ અત્યારથીજ કલમ કાં ન પકડવા માંડવી ? કલમ તરવાર જેટલી ભારે નથી પડતી વજનમાં.

# સ્નેહપૂર્ણા.

( ભાગ બીજો )



:લેખક : શ્રીયુત ગોકુળદાસ દ્વારકાંદાસ રાયચુરા.

## પ્રકરણ ૬ ઠું.

### ગુલબાનુની આત્મકથા ( ચાલુ )



“ જીંદગીની તો મ્હને બહુ ધાસ્તી નથી પણ જગતમાં આવા પાપીઓ વસે છે એ જોઇ મ્હને દુઃખ થાય છે. ” મ્હેં સોરાબને બેસવા માટે ખુરસી આપી.

“ ગુલબાનુ ! ત્હમે ત્હમારા પપાને આય ખબર કેમ નથી આપતાં ? ત્હમારા ઉપર આ એક પ્રકારની ભયંકર આફત છે અને ત્હમે જો સવેળા નહિ ચેતો તો પરિણામ બહુજ ગંભીર આવશે. ”

“ સોરાબજી ! હું બહુજ મુઝાણી છું...” આંમ કહેતી હું રડી પડી.

“ ગભરાઓ નહિં. સાચને કદાપી આંચ નથી. ત્હમે આ વાત ત્હમારા પપાને આજને આજ કરી નાખો. ”

આમ સુચના આપી સોરાબે હિમ્મત આપી અને પોતે સાહેબજી કરી રજા લીધી. ત્હાંજે મ્હારા પિતા મીલપરથી આવતાં મ્હેં એમને સઘળી વાત રડતાં રડતાં સંભળાવી. મ્હારા પિતાનો પિતો ઉછળ્યો અને એણે આ આખો કેસ પોલીસ પાસે લઇ જવાની તૈયારી કરી.

મ્હેં પિતાને એ વિષે ના કહી સ્હમજાવ્યા. પોલીસ પાસે જવાથી સમાજમાં આ બાબતની ચર્ચા થશે.

“ ત્યારે તો મ્હારે હવે ત્હારૂં લગન કરી નાંખવું એજ ઇલાજ બાકી રહે છે. ”

મ્હેં માથું નીચું નમાવી હું પણ એમ ઇચ્છું છું એમ પિતાજીને મૌન રહી સ્હજાવી દીધું.

ત્રીજે દિવસે પિતાજીએ ફરામરોજ નામના એમની મીલના વીવીંગ માસ્તર સાથે મ્હારા લગ્ન કરી નાંખ્યાં.

મ્હેં હવે છૂટકારાનો દમ ખેંચ્યો. કુંવારી કન્યકાઓ પછવાડે કેટલા પશુઓ જેવા જુવાનીઆઓ ફર્યા કરે છે એનો જો સરવાળો કરવામાં આવે તો એ આંકડા આખાય પારસી સમાજને જરૂર ચોંકાવી મૂકે.

મ્હારો પતિ પૈસે ટકે સુખી હતો. એમના પિતા ઠીક ઠીક મીલ્કત મૂકી ગયેલ અને પોતે પણ સારૂં કમાતા હતા. સ્વભાવે પણ સરળ અને શાંત હતા. હું એની સંસારમાં ભાગીયણ બની એ જોઇ એ ખુબ ખુશી થયો.

પેસ્તનજી મ્હારાં આ લગ્નથી ખુબ છેડાયો

છે એવા ખબર મ્હને સોરાબ તરફથી મળ્યા. મ્હેં હવે એ વિષે કંઇ ખાસ ધ્યાન આપ્યું નહિં. મ્હને મ્હારૂં છત્ર મળી ગયું હતું એટલે એની છાયા નીચે હું સહીસલામત છું એમ માનતી હતી.

આ વાતને સાત વર્ષ વીતી ગયાં. હું એક પુત્રીની માતા થઇ. મ્હારા બુઝર્ગ પિતા એ ન્હાનાં ભૂલકાંને રમાડીને ઇશ્વરના ધામમાં ગયા.

એક ઉન્હાળામાં અમે માથેરાન ગયેલાં. માથેરાનમાં પ્રભુની કલાનાં સુન્દર કાર્યો હોવાથી મ્હને ત્યાં દર વર્ષે જવાનું મન થતું. મ્હારા પતિ આ વર્ષે ખાસ બે મહિનાની રજા લઇ મ્હારી એ ઇચ્છા પુરી પાડવા મ્હને લઇ ગયા.

માથેરાનમાં એક સ્હાંજે અમ્હેં ફરીને હોટેલના દરવાજામાં પગ મૂકયો ત્યાં મ્હારી નજર સમક્ષ એ પાપી પેસ્તનજી ફરી ખડો થયો. એ તો પુર દમામમાં હોટેલમાં મુસાફર તરીકે આવીને રહ્યો.

મ્હારા પતિને આ પેસ્તનજીની આગલી વાતો મ્હારે કહેવી કે નહિં એ વિચારમાં મ્હેં બે ત્રણ દિવસ ચિંતામાં ગાળ્યા. આખરે એ જૂની કથા કહેવાની મ્હને કંઇ જરૂરીયાત લાગી નહિં. પેસ્તનજીએ અહિં એક ખુબી કરી. પોતે જાણે મ્હને ઓળખતો પણ ન હોય તેવી રીતે મ્હારી સામું પણ જોતો નહિં. જાણે કોઇ નવો જ આદમી હોય એવી રીતે એણે વસવાટ ચાલુ રાખ્યો.

મ્હને પણ લાગ્યું કે હવે એ વાત એણે છોડી દીધી હશે. સ્ત્રી હૃદય એટલે ભોળું હૃદય. મ્હારા હૃદયમાં પણ હવે એને વિષે કંઇ ખાસ વિચારો રહ્યા નહિં.

દગલબાજ દુના નમે
ચિતા ચોર કમાન.

એ વાકય પ્રમાણે પેસ્તનજી તદ્દન નમી ગયો હતો. એણે ધીમે ધીમે મ્હારા પતિ સાથે ઓળખાણ સાધી. એકાદ દિવસ સાથે ખાણું લીધું. એકાદ દિવસ સાથે બીઝીક માંડી. આમ કરીને એ એમના સહવાસમાં આવવા લાગ્યો. ખુબી એ હતી કે મ્હારી હાજરીમાં એ કદાપિ મ્હારા પતિ પાસે આવતો નહિં.

માથેરાનની સીઝન ખલાસ થઇ, અમે પાછાં મુંબઇ આવ્યા. પેસ્તનજીએ મુંબઇમાં મ્હારા પતિ સાથે મિત્રાચારી વધારી. એનું પરિણામ મ્હને એક દિવસ જણાયું. કોઇ દિવસ નહિં ને એક દિવસ રાતે મ્હારા પતિએ ઘરમાં આવતાજ હાથમાંની ચોપડી ટેબલપર પછાડી.

"કેમ ફરામ આજે ઠીક નથી. !"

"ઠીક શું હોય ત્હારૂં કપાળ ! "

"કેમ આજે આમ બોલો છો ?"

"ગુલ ! આખરે ગુલમાં કાટા નિકળ્યા કે ?"

"એટલે ?

"એટલે તું શું સ્હમજતી નથી કે તું કેવી પાપી છો ?"

"અરે મારા માથાના મુકુટ ત્હમે આ શું બોલો છો ?"

"ગુલાં ! બોલ પેલો સોરાબ કોણ છે ?"

"સોરાબ ! ?" મ્હેં આશ્ચર્યથી પુછ્યું.

"હા. એ સો...રા...બ. ત્હારો...યાર."

આ શબ્દો સાંભળી મ્હને ફમકમાં આવ્યાં. મ્હેં કાનપર આંગળાં મુકયાં.

"મ્હારા નાથ ! એમ ન બોલો !"

"એમ એમ શું કરેછ. ત્હારા ઢોંગ નહિં ચાલે. આ રહ્યાં ત્હારા એ યાર પર લખેલા ત્હારા પ્રેમપત્રો."

આમ કહી મ્હારા પતિએ ગુસ્સામાં ને ગુસ્સામાં ચાર કાગળો મ્હારા તરફ ફેંકયાં.

મુંબાઇની આ ઉપયોગી સ્ત્રી સંસ્થાનો વાર્ષિક સમારંભ ૧૯ મી ફેબ્રુઆરીએ સૌ. લેડી લક્ષ્મીબાઇના પ્રમુખપદે ઉજવાયો હતો. પ્રમુખ બ્હેને તે પ્રસંગે કાઢેલા ઉદ્‌ગારોમાંથી કેટલાક આ અંકને મોખરે આપ્યા છે. આજ ૧૧ વર્ષથી આ સંસ્થા સ્ત્રીવર્ગની ઉપયોગી સેવા બજાવી રહી છે. એ સેવા વધુ વિસ્તૃત અને ઉપયોગી બનાવવા સંસ્થાને પોતાના મકાનની જરૂર છે. મુંબાઇના દાનવીરો એ ખોટ લાંબો સમય નહિ રહેવા દે એવી અમને આશા છે. આ વૃત્તાંત જોતાં દરેક જણની ખાત્રી થશે કે સંસ્થા કેટલું ઉપયોગી કામ કરી રહીછે. ગુજરાતનાં સ્ત્રીવર્ગની રક્ષા અનેઉન્નતિ માટે આવી સંસ્થાઓની આપણને ઘણી જરૂર છે.

**શ્રી જૈન મહિલા સમાજ:** ૧૯૭૯–૮૨ નો રીપોર્ટ. આજ પંદર વર્ષથી આ સંસ્થા જૈન બ્હેનોનાં જ્ઞાન પ્રચારનું કામ કરી રહી છે; ઉપરાન્ત એક કન્યાશાળાને બનતી મદદ આપી પોષે છે. હિન્દની જે પ્રત્યેક કોમ આવી પ્રવૃત્તિઓ ઉપાડી લ્યે તો સાર્વજનિક સંસ્થાઓની ઘણી મ્હેનત ઓછી થઇ જાય અને તેમનું કામ સરળ થાય. ભાષણો, ગરબા, મેળાવડા વગેરેથી આ સંસ્થા જૈન બ્હેનોની સેવા કરી રહી છે. એ ક્ષેત્ર ઉત્તરોત્તર વિશાળ થાય એમ અમે ઇચ્છીએ છીએ.

**બેવડી મોજ–ઇદ અંક:** તંત્રી: રા. વરતેજ વાળા મનહર ઇદના મુબારક પ્રસંગે આ ખાસ અંક પ્રકટ કરવામાં તંત્રીએ ખુબ શ્રમ લીધો જણાય છે. એમાંના બધાય લેખો ઉંચી કોટિના છે એમ નહિ કહી શકાય, છતાં કેટલાક લેખ એવા છે જે વાંચનારને બે ઘડી આનંદ આપે. "વીસમી સદીની સંયુક્તા" હાસ્યરસિક થવાનો સારો પ્રયત્ન કરે છે. "અકવાડિકોનો અખાડો" લખતાં કંઇક અંગત લાગણીઓનું પ્રદર્શન લેખકે કરાવી દીધું છે. "સાક્ષર મેળો" જાણીતા સાહિત્યકોની પિછાણ રમુજી લાગતી ઢબે કરાવે છે. કેટલીક સુંદર વાર્તાઓ પણ આ અંકમાં છે. આઠકો એકંદરે આવકારદાયક લેખો એવો આ અંક થયો છે.

## સાભાર સ્વીકાર :

**ચન્દ્રિકા :** તંત્રી : રા. પ્રહલાદ દામોદર અને રા. અમૃત છો. દેસાઇ. પુ. ૧; અંક. વા. લ. રૂ. ૨–૮–૦. **સમાજસેવક :** બ્ય. રા. ગોકલદાસ હી. ઠક્કર. વર્ષ ૩; અંક ૧૧. **શ્રી નાગર યુવક સંઘ :** પ્રથમ અધિવેશનનો ટુંક અહેવાલ. **પાટીદાર :** તંત્રી : રા. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ. વર્ષ ૪; અંક ૬. વા. લ. રૂ. ૨–૦–૦ **નાગરિક :** તંત્રી : રા. ચંદ્રશંકર ન. શુક્લ. પુ. ૨; અંક ૨. વા. લ. રૂ. ૨–૮–૦ **વિનોદ :** વર્ષ ૧; એક અંક–૫. વા. લ. રૂ. ૩–૦–૦ **પ્રગતિ :** તંત્રી : રા. પરશુભાઇ શર્મા. પુ. ૧; અંક ૧૦–૧૨. વા. લ. રૂ. ૪–૦–૦ **ઇંડીઅન ન્યુઝ :** પુ. ૧૩; અંક ૩૩. ૩૫. વા. લ. શી. ૧૫–૬.

## દાંતના શણગાર.

કાંગોમાં બોપોટો કોમના છોકરા છોકરીઓના ઉપલા બાળખાના તમામ દાંત વીંધણા વતી કોરી નાખીને પાતળા અણીદાર બનાવે છે. ઓસ્ટ્રેલીઆના કાઇટીશ લોકો તેમનાં બાળકોને નવરાવી, સુવારીને ઉપલો એકજ દાંત પાડી નાખે છે. બોર્નીયોના ઇબન તથા ડાયક લોકો તેમનાં બાળકોના ઉપલા ચાર દાંત વીંધાવી, માહે તારાના આકારની પીતળની રેખો જડાવે છે, અને દાંતને કાળા રંગે છે, પરિણામે દાંત વહેલા પડી જાય છે. ફીલીપાઇનના એગોરો લોકો કાનમાં લાકડાના ખુંટા ખોડાવે છે અને ઉપલા દાંતોને કાનસ વતી ઘસાવી રીલીફ ટાંના આકારના બનાવે છે, અને કાળા રંગે રંગી શોભામાં ઓર વૃદ્ધિ કરે છે !




હિન્દ.

સ્વ. જમનાબાઇ સક્કઇની સંવત્સરી— ઉજવવા શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તરફથી એક સભા તા. ૮ મી એપ્રીલે મીસ એન્જીનીઅરના પ્રમુખપદે મળી હતી. પ્રમુખે, બ્હેન રતનબાઇ મ્હેતાએ અને રા. ચંદ્રશંકર પંડયાએ સ્વ. જમના બ્હેનના ગુણો વિષે વિવેચન કર્યું હતું. મંત્રી બ્હેન રસિકમણી દેસાઇએ સ્વ. પાર્વતીબાઇ હ્રા. ત્રીભોવનદાસ સ્મારક ઇનામી નિબંધની હરિફાઇનું પરિણામ આ પ્રમાણે જાહેર કર્યું હતું: (૧) સૌ. વીરબાળા ઠાકી રૂ. ૧૫; (૨) ગં. કમળાબ્હેન શાહ, રૂ. ૧૧; (૩) કુ. ચંદ્રપ્રભા લાકડાવાળા રૂ.૯; (૪) સૌ. રતનગૌરી દમણીઆ, રૂ. ૭; (૫) સૌ. ચંદ્રપ્રભા દલાલ, રૂ. ૫; (૬) સૌ. વિજયવતી પંડયા, રૂ. ૪; (૭) સૌ. કુસુમગૌરી મુન્શી, રૂ. ૩ આ હરિફાઇ માટે "બાળ-ઉછેર" નો વિષય રાખવામાં આવ્યો હતો.

**વનિતાવિશ્રામમાં ઇનામ સમારંભઃ—** વનિતાવિશ્રામની મુંબઇની શાખાનો પાંચમો વાર્ષિક ઇનામ સમારંભ-૧ લી એપ્રીલે કેળવણી ખાતાના પ્રધાન દિ. બ. હરિલાલ દેસાઇભાઇ દેસાઇના પ્રમુખપદે ઉજવાયો હતો. શરૂઆતમાં સંગીત થયા બાદ સંસ્થાના મંત્રી મી૦ મ્હેતાએ ત્રણ વર્ષનો હેવાલ રજુ કર્યો. વર્ષ દરમીયાન સંસ્થામાં ૨૪ વિધવાઓ, ૧૨ પરિણિત સ્ત્રીઓ અને ૨૯ કન્યાઓ રહી હતી અને એકંદર ૧૭૨ સ્ત્રીઓએ સંસ્થાનો લાભ લીધો હતો. વર્ષ દરમીયાન સંસ્થાની આવક આશરે રૂા. દોઢ લાખની અને ખર્ચ સવા લાખનું થયું હતું તે પછી શાળાની કેટલી વિદ્યાર્થીનીઓએ કવિતા અને સંવાદો કર્યા હતા પ્રમુખે ફત્તેહમંદ ઉમેદવારોને ઇનામ વહેંચી વ્યવસ્થાપકોને તેના કાર્ય માટે મુબારકબાદી આપી હતી.

**કવિ ન્હાનાલાલ જન્મસુવર્ણ મહોત્સવઃ** ગુજરાતના કવિવર ન્હાનાલાલની ૫૦ મી વર્ષગાંઠ નિમિત્ત મુંબાઇએ અને બીજાં શહેરોએ ઉત્સવો ઉજવ્યા. મુંબાઇમાં અનેક ભાષણો, સંવાદ, ગરબા વગેરેના સમારંભ એ પ્રસંગે થયા હતા. બ્હેનોએ એમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. છેલ્લે દિવસે સર ચીમનલાલના પ્રમુખપદે કોન્વોકેશન હોલમાં કવિને અભિનંદનપત્ર અપાયું; અને સૌ. માણેકબેનને સૌભાગ્યચંદ્રકથી વિભુષિત કર્યા. એ પ્રસંગના સૌ. શેઠી લક્ષ્મીબાઇના ઉદ્‌ગારો હંમેશ માટે યાદ રહી જાય એવાં હતાં. આ પ્રસંગ નિમિત્ત રૂ. ૨૫૦ નું પારિતોષિક આપી એક ઐતિહાસિક નવલકથા હરિફાઇથી લખાવી પ્રકટ કરવાનું રા જીવનલાલ અમરશી મ્હેતાએ નક્કી કર્યું છે.

મુંબાઇના જે. પી. ( સુલેહના અમલદારો )ની યાદી પ્રકટ થઇ છે તેમાં અનેક પુરૂષો ઉપરાંત લગભગ ત્રીસ ઉપર મહિલાઓ છે. ગુજરાતી બ્હેનોમાં શેઠી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, શ્રી. શિવગૌરી ગજ્જર, સૌ. તારાબ્હેન માણેકલાલ, શેઠી પરસોતમદાસ ઠાકોરદાસ, અને શ્રી મોતીબાઇ માધવજીનાં નામ છે. એ સર્વ બ્હેનોને અમારાં અભિનંદન.

**ગરીબોની સારવાર માટેઃ** મુંબાઇમાં હોસ્પીટલોની સગવડ વધારવા ગવર્નરના નામે ફંડ ચાલુ કરવામાં આવ્યું છે. આ ફંડ માટે કેટલીક આગેવાન મહિલાઓએ પણ તનતોડ પ્રયત્નો કરી સારો ફાળો આપ્યો છે જુદા જુદા ૧૧ વિભાગ તરફથી એ બ્હેનોએ કુલ રૂ. દોઢ લાખ ઉપરનો ફાળો કર્યો છે, જેમાં એક ગુજરાતી બ્હેન સૌ. કુસુમગૌરી કણીઆના પ્રયત્નોથી રૂ. ૨૫૦૦૦ લગભગની રકમ આવે છે. ગરીબો માટે જહેમત ઉઠાવનાર એ બ્હેનોને ધન્યવાદ આપીએ છીએ.

**જૈન સ્ત્રીઓ અને મી. મુન્શી:** જૈન ધર્મ ઉપર કહેવાતા આક્ષેપો મી. મુન્શીએ પોતાની નવલકથાઓમાં કર્યા છે તે સામે વિરોધ દર્શાવવા જૈન સ્ત્રીઓની એક સભા સૌ. ગુલાબબ્હેન મ્હેતાના પ્રમુખપદે જૈન મહિલા સમાજના આશ્રય હેઠળ મળી હતી. બે વિરોધદર્શક ઠરાવો થયા હતા. શ્રી મંગળાબ્હેન, સૌ. વિજયાગૌરી, શ્રી મંજુલા, સૌ. ચંદનબ્હેન, કુ. પુષ્પાવતી અને પ્રમુખ બ્હેને પ્રસંગને અનુસરતાં વિવેચન કર્યાં હતાં.

**સમાજ સેવા:** મુંબાઇના હિંદ મહિલા મંડળનો વાર્ષિક સમારંભ તા. ૯મી એપ્રીલે ઉજવાયો હતો. મિસિસ કાવસજી જહાંગીર પ્રમુખસ્થાને હતાં. રીપોર્ટ ઉપરથી જણાય છે કે વર્ષ દરમિઆન આ સંસ્થાએ શીવણ, ગુંથણ, ગૃહઉદ્યોગ ફર્સ્ટએડ અને હોમનર્સીંગ, અંગ્રેજી વગેરેના વર્ગો ચલાવ્યા છે. વાંચનાલય અને પુસ્તકાલયનો પણ સારો લાભ લેવાયો છે. ફંડની ખામી છે. ઉદારચિત્ત સ્ત્રી-પુરૂષો હાથ લંબાવશે ?

મુંબાઇની બીડી વાળનારીઓને દુકાનોના માલીકો આરોગ્યને નુકશાન કરે એવી સાંકડી અને હવા અજવાળા વિનાની જગ્યામાં બેસાડે છે. એ સ્થિતિ ટાળવા એ માટે લાઇસન્સથી અંકુશ મૂકવાનું ૧૯૨૪ થી ચાલુ થયું છે. દુકાનદારો મોટી જગ્યા રાખી ખર્ચ કરવા માંગતા નથી. તેમના આ લોભને પરિણામે એ ગરીબ બ્હેનોને સ્હેવું પડે છે. આટલું છતાં એ દુકાનદારોએ તેમનાપર દબાણ કરી તેમનું એક ડેપ્યુટેશન કમીશનર પાસે એવી અરજ કરવા મોકલ્યું હતું કે 'લાઇસન્સનો કાયદો રદ કરો' સ્વાર્થની હદ હોય છે ?

**કામ કરો અને સાજાં રહો:** આપણાં દાદીમા પ્હેલાં દળતાં કે પાણી ભરતાં અને સાજાંતાજાં રહેતાં અમેરિકા ઈંગ્લાંડમાં તંદુરસ્ત રહેવા માટે હવે એજ ઉપાયો સૂચવાયા છે. મીસ હીલ્ડાં દલાલે એ રૂઢીનો ખાસ અભ્યાસ કર્યો છે તેમણે એક ભાષણ તા. ૨૮ મી માર્ચે કાવસજી જહાંગીર હોલમાં આપ્યું હતું અને હુન્નર ઉદ્યોગથી દરદીઓ તંદુરસ્ત કેમ થાય તે સમજાવ્યું હતું.

**સ્ત્રીઓ કે મહિલાઓ?** રેલ્વે ટ્રેનોના પ્હેલા અને બીજા વર્ગના ડબ્બાઓ ઉપર "લેડીઝ (મહિલાઓ) માટે" એવા શબ્દો લખાય છે જ્યારે ત્રીજા વર્ગના ડબ્બા ઉપર "સ્ત્રીઓ માટે" એમ લખાય છે. પ્હેલા અને બીજા વર્ગમાં મુસાફરી કરતી સ્ત્રીઓને માનાર્થે 'મહિલાઓ' કહેવામાં આવે છે, તો ત્રીજા વર્ગે શું ગુન્હો કર્યો ? આ સંબંધી ચર્ચા હમણાં વર્તમાનપત્રોમાં ચાલી રહી છે.

**રાજકુમારીઓનો પોકાર:** "ક્રોનીકલ" પત્રમાં થોડા સમય પ્હેલાં એક રાજકુમારીએ પોતાના વર્ગની સ્ત્રીઓનાં દુખની કથની એક લેખ દ્વારા દર્શાવી હતી. એવોજ બીજો લેખ બીજી એક રાજકુમારી તરફથી લખાયલો પ્રકટ થયો હતો. લેખમાં રજુ કરેલી વિગતો જોતાં જણાય છે કે એ રાજકુમારીઓ અને રાજરાણીઓની સ્થિતિ સામાન્ય વર્ગની સ્થિતિ કરતાં પણ ખરાબ છે. મોટાં કહેવાય છતાં નથી તેમને સ્વતંત્રતા, સત્તા કે સુખ. બ્રિટિશ રાજ્ય પણ તેમને ન્યાય આપવા અસમર્થ છે.

**સ્ત્રીઓની કાઉન્સીલ:** "મુસ્લીમ ક્રોનીકલ" માં લેખ લખતાં શ્રી. અતિયા બેગમ સ્ત્રીઓની અત્યારની શોચનીય સ્થિતિનો ચિતાર આપે છે અને એમાં સુધારો કરવા માટે સ્ત્રીઓની એક કાઉન્સીલ દિલ્હીમાં સ્થપાવાની સૂચના વાઇસરોયને કરે છે.

સાન્ટાક્રુઝના લેડીઝ કલબ તરફથી એક સંગીતનો જલ્સો તા. ૪ થી એપ્રીલે રાતના થયો હતો. જે વખતે સંગીત અને સંવાદોનો આલ્હાદક કાર્યક્રમ રજુ કરવામાં આવ્યો હતો. ગુજરાતી બ્હેનોએ ગરબા પણ ગાયા હતા. આ સમારંભ માટે ઉત્સાહી મંત્રી સૌ. બ્હેન સરોજિની મ્હેતાને ખાસ ધન્યવાદ ઘટે છે. ભાગ લેનાર બ્હેનોને તેમની સફળતા માટે અભિનંદન.

**રાષ્ટ્રીય સપ્તાહ** દરમિઆન વીલેપાર્લેની રાષ્ટ્રીય શાળાએ તા. ૬ ઠ્ઠી એપ્રીલે કાંતવાની અને તા. ૧૩ મીએ પીંજવાની હરિફાઇઓ ગોઠવી હતી. શાળાના વિદ્યાર્થીઓ દર માસે દસ રતલ જેટલી પૂણી જાતેજ બનાવી લે છે. આ હરિફાઈઓમાં કન્યાઓએ તેમજ શિક્ષિકાઓએ ભાગ લીધો હતો. ઉપરાંત સ્ત્રીઓની એક સભા પણ થઇ હતી.

**જયદેવી કુમારી મંદિર** મલાડનો ૫ મો વાર્ષિકોત્સવ માર્ચની આખરમાં ઉજવાયો હતો.

**તપોધન મહિલા પરિષદ** પેટલાદમાં તા. ૨૫ મી માર્ચે ગં. કમળાલક્ષ્મી પ્રહલાદજીના પ્રમુખપદે મળી હતી. તેમણે પોતાના ભાષણમાં જ્ઞાતિની અનેક કુરૂઢિનો ઉલ્લેખ કરી તે દૂર કરવાની જરૂર જણાવી હતી. બીજાં બ્હેનોએ પણ પ્રસંગોચિત વિવેચન કર્યાં હતાં. હસ્તકળાના નમુનાનું એક પ્રદર્શન પણ ભરાયું હતું.

એક અનુકરણીય ઉજાણી અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ ગોઠવી હતી જેમાં ૧૦૦ ઉપર સ્ત્રી પુરૂષોએ ભાગ લીધો હતો. ચંડોળાના નરસિંહજીની આસપાસનો તમામ બાગ, સાફ કરાવવામાં આવ્યો હતો અને બધે પાણીનો છંટકાવ કરાવવાથી સ્વચ્છતા અને ઠંડક આનંદદાયક બન્યાં હતાં. ઝાડે હીંચકા બાંધવામાં આવ્યા હતા દોરડા ખેંચવાની, દડીમારની, ક્રીકેટની તથા ખોખુ વગેરે રમતો થઇ હતી. ઇંગ્રેજી ગુજરાતી મુખ્ય સચિત્ર માસિક અઠવાડીક મોટી સંખ્યામાં ઝાડ તળે મૂકવામાં આવ્યાં હતાં અને વાર્તાલાપ તથા આનંદ વિનોદમાં સમય વ્યતીત થયો હતો. શાહ આલમની કારીગરીની ખુબીઓ તથા કળાની શ્રેષ્ઠતા શ્રીયુત રવિશંકર રાવળે સમજાવ્યા હતા ૩ વાગે ચહાપાણી રાખવામા આવ્યા હતાં અને પાા વાગે બધા દુધપાક પુરીનું જમણ જમ્યાં હતાં.

**લીંબડીમાં બાળ-હોસ્પીટલ:** રાજકુટુંબની ઉદારતાના પરિણામે બે માસ થયાં આ હોસ્પીટલ ચાલુ થઇ છે. માર્ચની ૨૪ મી એ પોરબંદરના ના. મહારાણીએ તેમના માતુશ્રી લીંબડીના ના. મહારાણી અને ભાભીશ્રી ના. યુવરાણી સાથે એ હોસ્પીટલની મુલાકાત લીધી હતી મીસ શાર્પે તેમને બધું ફેરવીને બતાવ્યું હતું. લગભગ ૫૦૦ ઉપર બાળકોને કપડાં અને દુધ આપવાની તેમજ ન્હવડાવવાની ગોઠવણ પણ રાખી છે. ના યુવરાણીશ્રી અને રાજકુમારી પ્રતાપબા જાતે અઠવાડીઆમાં બે વખત હાજરી આપી બાળકોની માવજત કરે છે. રા. બ. ત્રંબકલાલના પુત્રી ગોદાવરી બ્હેને પણ પોતાની સેવા અર્પી છે. ના. મહારાણીશ્રીએ રૂ. ૧૦૦૧ ની ભેટ આપી પોરબંદરમાં એવી હોસ્પીટલ ખોલવાનું વચન આપ્યું હતું. બીજા દેશી રાજ્યો આ શુભ પ્રવૃત્તિનું અનુકરણ કરશે?

**શ્રીમહિલા વિદ્યાલય-ભાવનગર** દીવાન પરામાં શ્રી શંકરપ્રસાદ દેસાઇવાળા મહાલક્ષ્મી નિવાસમાં ફેરવવામાં આવ્યું છે. વિદ્યાલયમાં અભ્યાસ કરવા માટે બે પારસી બ્હેનો નવસારીથી ભાવનગર આવેલ છે અને તેથી મેટ્રિકનો વર્ગ પણ ખોલવામાં આવ્યો હોવાથી તે પૂર્ણ માધ્યમિક શાળા બન્યું છે.

**વાંકાનેર કન્યાશાળાનો** ઇનામો વ્હેંચવાનો સમારંભ રાજમહેલમાં રાજમાતાને પ્રમુખપદે ૬ ઠ્ઠી એપ્રીલે ઉજવાયો હતો. પ્રમુખે પોતાના ભાષણમાં કન્યા કેળવણીની ખાસ અગત્ય જણાવી માતાના ખોળામાંથીજ તેની શરૂઆત કરવાનો આગ્રહ કર્યો હતો. આ ઇનામનો સમારંભ રા મોહનલાલ ખંધડીઆએ પોતાની પુત્રીના લગ્નની ખુશાલીમાં કર્યો હતો.

**કાઠિયાવાડ સ્ત્રી-કેળવણી સંમેલન:** કાઠિયાવાડ સ્ત્રી-કેળવણીના ઉત્કર્ષ અર્થે વ્યવહાર યોગ્ય ઉપાયો અને માર્ગોની વિચારણા કરવા રાજકોટમાં એક સ્ત્રી-કેળવણી સંમેલન એપ્રીલ માસની તા. ૧૫ ૧૬ અને ૧૭ ના દિવસોમાં ભરાયું હતું. સંમેલનનું પ્રમુખપદ ગોંડળના યુવરાણી શ્રી. રાજકુંવરબાએ શોભાવ્યું હતું. સ્વાગત-પ્રમુખ તરીકે રાજકોટના દિવાન શ્રી. ઓકનાં પત્નિ મંગળાગૌરી અને સ્વાગત-ઉપપ્રમુખો તરીકે ડૉ. રૂખમાબાઇ મસુરેકર અને મીસીસ દલપતરામ શુકલ હતાં. સહમંત્રીઓની જવાબદારી કુમારી પ્રેમલીલા મહેતા અને વિદ્યાલક્ષ્મી વિઠ્ઠલદાસ ત્રિવેદીએ સંભાળી હતી.

**૩૧૦ ની સભાસદ:** કરાંચીના શ્રીમતી સરસ્વતીદેવી ચોધરી ત્યાંની મ્યુ. માં સભાસદ થવા માટે ઉમેદવારી કરે છે આ ક્ષેત્રમાં એ પ્રથમ મહિલા છે. તેમણે સીંધની પ્રાંતિક અને કરાંચીની જીલ્લા કોન્ગ્રેસ કમિટિના ઉપપ્રમુખ તરીકે કામ કર્યું છે. અમે તેમને વિજય ઇચ્છીએ છીએ.

**ઉદેપુર યુનિવરસીટી** તરફથી એ રાજ્યના માજીન્યાયાધીશના ધર્મપત્ની શ્રી. પાર્વતી અમ્મલને ભાષણો આપવાનું આમંત્રણ થયું છે. આ માન મેળવનાર તે પ્હેલાંજ હિંદી બ્હેન છે. તેમણે એક ભાષણ " સ્ત્રીઓની પ્રગતિ " વિષે મહારાજા કોલેજના હોલમાં તા. ૧૧ મી એપ્રીલે

ન્યાયું હતું અને સ્ત્રીવર્ગની મુશ્કેલીઓ અને જરૂરીઆતો જણાવી હતી.

**સ્તુત્ય હુકમ !** ત્રાવણકોર રાજ્યના શીરતાલાઇ મંદિરના ઉત્સવ પ્રસંગે બિભત્સ ગીતો ગાવાનો રિવાજ લાંબા સમયથી પડયો છે. આ દુષ્ટ રિવાજ બંધ કરવાનો એક સ્તુત્ય હુકમ ના. મહારાણીએ પ્રકટ કર્યો છે. આમવા કોઇ રાજાની હિંમત ન્હોતી ચાલી. મહારાણીને અમારા ધન્યવાદ.

**ઘરેણાં માટે ખુન !** બાળકોને ઘરેણાં પ્હેરાવવાં એટલે બદમાશોને લુંટ અને ખુન માટે ઉત્તેજન આપવું. માબાપોના મોટાઇના ખોટા ખ્યાલને ખાતર નિર્દોષ બાળકો નકામાં માર્યા જાય છે. કોઇમ્બતુરમાં છેલ્લી રમઝાન ઇદના પ્રસંગે એક મુસલમાન બાળકીને તેનાં માબાપે ઘરેણાંથી લાદી દીધી. કોઇ બદમાશ તેને ઉપાડી ગયો અને ઘરેણાં કાઢી લઇ તેનું ખુન કર્યું. માબાપોને અક્કલ આવશે ખરી ?

**ટેનીસ રમનાર ગૃહીણીઃ** મદ્રાસની શ્રીમતી માલતી પટવર્ધન, બી. એ. જાણીતી ટેનીસ રમનાર છે. બીજી જાહેર પ્રવૃત્તિ સાથે ગૃહિણીની ફરજો પણ સંભાળે છે. થીઓસોફીકલ નેશનલ હાઇસ્કુલ અને કોલેજની વિદ્યાર્થીનીઓના વસતિગૃહની તે સુપ્રીન્ટેન્ડન્ટ હોવા ઉપરાંત ગર્લ્સ ગાઇડની ડીસ્ટ્રીક્ટ કમીશનર છે. સ્ત્રીઓને મદ્રાસમાં દાખલ કરવાની વિનંતિ કરવા ગવર્નર પાસે ગયેલા ડેપ્યુટેશનની તે એક સભાસદ પણ હતી.

**મતાધિકારઃ** મધ્ય પ્રાંતોની ધારાસભાએ ઠરાવ પસાર કરી સ્ત્રીઓને મતાધિકાર આપવાનો અને ધારાસભાના સભાસદ થવાનો અધિકાર આપવાનો ઠરાવ કર્યો છે. ફક્ત એકજ મ્હેરબાન વિરૂદ્ધમાં બોલ્યા હતા. આ ઠરાવથી એ પ્રાંત હિંદના બીજા પ્રાંતોની હરોળમાં આવી ગયો છે.

**સંસાર સુધારા પરિષદઃ** ( મધ્ય પ્રાંત ) ની બીજી બેઠક મોરસીમાં લાલા લાજપતરાયના પ્રમુખપદે તા. ૩ જી એપ્રીલે મળી હતી. પ્રમુખે પેટાજ્ઞાતિઓને એકત્ર કરવાની, તેમજ પડદાના રિવાજને અને વિધવાવિવાહ પ્રતિબંધ દૂર કરવાની હિમાયત કરી હતી. અસ્પૃશ્યતા નિવારણ માટે સ્વા. શ્રદ્ધાનંદસ્મારક ફંડમાં રૂ. ૧૦૦ ભરાયા હતા.

**પીંજણે પડદો તોડયોઃ** આસામના પ્રદેશમાં પડદાનો સખ્ત રિવાજ છે, પરંતુ પીંજવા કાંતવાનો ઉદ્યોગ દાખલ થયાથી એ રિવાજને સખ્ત ઘા લાગ્યો છે. ભાઇ લક્ષ્મીદાસ પુરૂષોત્તમ ત્યાંનો અહેવાલ આપતાં જણાવે છેઃ

"પીંજણના રણકારે પડદાનશીન બહેનોનો પડદો તોડી નાખ્યો; એક પછી એક બહેન ઘરમાંથી બહાર નીકળી પીંજણની આસપાસ ટોળે વળી ગઇ. કેવું સુંદર, કેવું ઝીણું, અને કેટલું જલદી, અમે પણ શીખીએ, અમને પણ જરૂર આવડે. બહેનોનો ઉમંગ અને આનંદ માયજ નહિ."

**રાજાને ગમી તે રાણીઃ** ને છાણાં વીણતી આણી"—આ કહેવત કપુરથલા નરેશે સાચી પાડી છે. ત્રણ વર્ષ પ્હેલાં એ રાજા સ્પેનની રાજધાની માડ્રીડમાં ગયેલા. એમના હોટલમાં ફળ વેચવા આવતી એક ખુબસુરત છોકરી પર એમની નજર પડી ને તેનાં ભાગ્ય ઉઘડયાં. કીમતી હીરાઓની ભેટ અપાઇ. વખત જતાં મહારાણી પદ આપવાનું નક્કી થયું. સેનોરીટા મહારાણીપદે મ્હાલવા હિંદ આવી. પણ બીજી પાંચ રાણીઓ જોઈ મગજ ફટક્યું. હમણાં તે પોતાની છોકરીને લઇ ચાલી ગઈ છે અને ન્યુયોર્કમાં રહે છે. મહારાજા મનાવવા પાછળ ગયા છે.

**દ્રૌપદીના ચીર પૂરનારઃ** નેપાળની એક રાજકુમારીને કોઇ બદમાશે ફોસલાવી હીરાલાલ અગ્રવાલ નામના મારવાડીને રૂ. ૧૩૦૦ માં વેચી હતી. એ બાબતની જાણ થતાં એક નેપાળી યુવક ખડગબહાદુરસિંહે હીરાલાલનું ખુન કર્યું. કોર્ટે તેને આઠ વર્ષની સજા ફરમાવી. એ વીર યુવક કહે છે, મેં ખુન કર્યું છે, છતાં હું ગુન્હેગાર નથી. સ્ત્રીઓની પવિત્રતાના રક્ષણને ખાતર મેં આ કર્યું છે." બંગાલાની સર્વ કોમોની સ્ત્રીઓએ અને બીજાં કેટલાંક મંડળોએ આ વીરની સજા માફ કરવાની સરકારને અરજ કરી છે. દ્રૌપદીના ચીર પૂરનાર કૃષ્ણે એના અપમાનના બદલા માટે કૌરવોનું નિકંદન કાઢયું હતું, તો એકાદ નરરાક્ષસ ખડગબહાદુરના ખડગનો ભોગ થયો તેમાં શું વધારે થયું છે ? એવા વીરોને સજા ન હોય; માનપત્રો આપવાં જોઇએ.

**સ્ત્રીઓનેજ લુંટનારા બે બદમાશોનો મુકદમો** અલીપોરમાં આવ્યો હતો. એ બન્ને એક

ટાળીનાં સભાસદો છે. તેમણે નવોજ રસ્તો શોધી કાઢ્યો છે. તેઓ ભપકાદાર ગૃહસ્થ જેવા પોશાકમાં નાચનારીઓને ત્યાં જતાં અને પોતાને મોટા શેઠીઆ જણાવી અમુક ઠેકાણે પાર્ટી છે કહીને તેમને તેડી જતા. નાચગાનથી સારી રકમ મળશે એવા લોભમાં કીમતી વસ્ત્રાલંકાર સજીને એ બિચારીઓ જતી. રસ્તામાંજ કોઇ એકાંત સ્થળે રીવોલ્વર બતાવી એ ' શેઠીઆ ' બધા દાગીના ઉતારી લેતા.

**બર્માંજ સ્ત્રીઓની** પરિષદ, પેગુમાં તા. ૨૨ મી માર્ચે મિસિસ દો થાન્તનાં પ્રમુખપદે મળી હતી. પ્રમુખે પોતાના ભાષણમાં જાપાનીઝ સ્ત્રીઓની સ્થિતિ વિષે જણાવી તેમની જેમ સ્વતંત્ર થવાનું કહ્યું હતું, અને જાપાનની જેમ બર્મા પણ સ્વતંત્ર રાષ્ટ્ર થાય એવી ઇચ્છા દર્શાવી હતી. સ્ત્રીઓની એક જનરલ કાઉન્સીલ સ્થાપવાના અને સ્વદેશી વસ્ત્રો વાપરવાનો આગ્રહ કરનારા ઠરાવો થયા હતા.

**સ્ત્રીધન ઉપર પતિનો હક્ક:** રંગુનના .. ગૃહસ્થની પત્ની મરી જતાં તેના ઘરેણાંનો કબજો માશીએ લઇ લીધો તે મેળવવા પતિએ રંગુનની કોર્ટમાં દાવો માંડ્યો. હાઇકોર્ટે ચુકાદો તેની તરફેણમાં આપ્યો માશીએ પ્રીવી કાઉન્સીલમાં અપીલ કરી એ ઘરેણાં માત્ર પ્હેરવા અપાયા હતાં એમ જણાવ્યું. ઘરેણાં લાંબો વખત બાઇ પાસે રહ્યાં હતાં. બીજા સંજોગો જોતાં ઘરેણાં બાઇનું સ્ત્રીધન હતું એમ ઠરાવી તેનો કબજો પતિને સોંપાયો છે.

**નારી પૂજાના નમૂના !** (૧) દાદર (મુંબાઇ) માં એક ૫૫ વરસના સુરતના મોઢ વણિકે ૧૨ વર્ષની એક કન્યા સાથે લગ્ન કર્યાં. કન્યાનો પિતા ભાવનગરની દશા શ્રીમાળી જ્ઞાતિનો છે. વરરાજાએ દર વર્ષે રૂ. ૫૦૦ સસરાજીને આપવા કબુલ્યું છે. કેટલા વર્ષ સુધી તે જણાયું નથી. લાકડામાં જતાં સુધી હશે તો સસરાજી બહુ મોટી રકમ નહિ ખાટે ! કોઇ દલાલ મારફત સોદો થયો છે. (૨) કંજરી ( નડિયાદ પાસે )ના એક હજામભાઇએ પત્ની પાસે ન્હાવાને ગરમ પાણી માગ્યું જે તેણે આપ્યું નહિ એટલે તેના આ પૃથ્વી પરના પ્રભુએ કુહાડી મારી તેને સ્વર્ગમાં વિદાય કરીઃ મેજીસ્ટ્રેટે તેની કદર કરી ત્રણ વર્ષ માટે સરકારનો મ્હેમાન બનાવ્યો ! (૩) દાદર (મુંબાઇ) માં રહેતી શામજી રાયશીની ૧૬ વર્ષની પત્ની દેવકી બાઇએ ૧૧ માસની પરણેલી જીંદગી પછી કુવામાં પડી આપઘાત કર્યો. મરનારના ભાઇએ જુબાની આપી કે તેનો પતિ તેના પર જુલમ ગુજારતો હતો. (૪) " સૌરાષ્ટ્રમિત્ર "માં " ઔદિચ્ય ખરેડી સમવાયની બાળવિધવા " ને નામે એક બ્હેન જ્ઞાતિની બ્હેનોની દુઃખ ભરી કથનીઓ નોંધે છે. એ કથનીઓ વાંચી કોઇ પણ સહૃદયી માણસના રૂંવાડા ઉભાં થઇ જાય એમ છે ! (૫) અમદાવાદના જમનાદાસ મોતીલાલની પત્ની બાઇ લક્ષ્મીએ પતિ સાથે ઝઘડો થતાં પોતાના કપડાં સળગાવી દીધાં. તે ઓલવવાની દરકાર કરવાને બદલે વખતે ઘરની બીજી વસ્તુઓ સળગશે એવા ભયથી પતિદેવે પત્નીને ઉઠાવીને બારીમાંથી નીચે ફેંકી દીધી ! પરિણામે તે ઇશ્વરના દરબારમાં જવાબ માંગવા ગઇ છે. ( ૬ ) પડધરીના રા. ગોકળદાસ અમરશીની પુત્રી શાન્તાએ પંદર ચોમાસાં પૂરાં નથી જોયાં. લગ્ન પછી પિયરનું આંગણું નથી ભાળ્યું. પુત્રીના દિદાર જોવા તલસતી માતા એક દિવસ તેના સસરાને ગામ ગઇ. તેજ રાતે મેડામાંથી અચાનક અવાજ સંભળાયા. કહેવાય છે તેના પર ઘાસતેલ છાંટી તેને સળગાવી દીધી. ઓલવવાનો પ્રયત્ન ન કરે માટે તેને પકડી રાખી પણ પોતાને ઝાળ લાગતાં છોડી દીધી. એને પાટા બાંધવા સસરાના ઘરમાં કપડું પણ ન્હોતું. પોલીસે આવી તપાસ કરવાના અખાડા કર્યા છે ! ( ૭ ) થાણાના સેશન્સમાં ૧૮ વર્ષની ઉમરના એક પતિદેવનો કેસ ચાલ્યો. તેની બ્હેનને તેના સાળા સાથે પરણાવી હતી માતુશ્રીએ ફરિયાદ કરી કે ' દીકરા તું તો તારી સાથે સુખમાં મ્હાલે છે પણ મારી દીકરી દુખી છે. ' પતિદેવને બ્હાનું મળ્યું. તકરાર શરૂ થઇ. પરિણામે એક દિવસ પતિદેવે કુહાડીથી પત્નીની પૂજા કરી-બાઇ મરી ગઇ. જુબાનીના અભાવે કોર્ટે ફક્ત ૧ વર્ષની કેદની સજા કરી. ( ૮ ) જમનાબાઇ નામે એક ૧૮ વર્ષની બાઇને તેના પતિ અને મામાએ બીજા ચાર માણસો સાથે મળી એક ઓરડીમાં લગભગ દોઢ મહિનો પૂરી

રાખી હતી અને તેના પગમાં તથા હાથમાં લોખંડની બેડીઓ નાંખી હતી. આટલું ઓછું હોય તેમ તેને લાંબો સમય ખોરાક પણ આપવામાં નહોતો આવ્યો બાઇનો ગુન્હો એ હતો કે પતિ તેની સાથે ઘાતકી રીતે વર્તતો હોવાથી તે તેને ત્યાંથી ચાલી ગઇ હતી ! ( ૯ ) મહમદ નામના એક મુસલમાનની પત્નીએ બસરા જવા કોઇ મિત્ર પાસે રૂ. ૧૦૦ ઉછીના આપ્યા. પતિદેવે તે માંગ્યા પત્નીએ આપવાની ના પાડી એટલે સાહેબે એસીડ પત્નીના મુખ પર નાંખી તેને ગંભીર ઇજા કરી. ( ૧૦ ) સીતાપુર જીલ્લામાં એક સાસુએ પુત્રવધુને તેની છોકરી સાથે સળગાવી મૂકી. વહુ સાસરે આવ્યા પછી સાસુના બે દીકરા ગુજરી ગયા તેથી વહુ ખરાબ પગલાંની ગણાવી !

## એશિયા.

**ચીનની સ્ત્રીઓએ** હવે જુનાં બંધનો ફગાવી દીધાં છે અને ઝડપથી પ્રગતિ કરતી જાય છે બાળલગ્નની જુની પદ્ધતિ નષ્ટ થતી જાય છે. પહેલાં ગરીબ માબાપો છોકરીઓને પૈસાદાર કુટુંબોને વેચી દેતાં. એવી છોકરીઓની સ્થિતિ ગુલામ જેવી હતી; હવે તેઓ દત્તક પુત્રીઓ ગણાશે અને તેમને કેળવણી લેવાનો તેમજ લગ્ન કરવાનો હક્ક રહેશે. પીકેટ તરીકે ઔદ્યોગિક લડતોમાં પણ સ્ત્રીઓ સુંદર કામ બજાવે છે. નેશનાલીસ્ટ પાર્ટીની એક ખાસ સ્ત્રી સંસ્થા સ્ત્રીઓને રાજકીય હક્કોનું ભાન કરાવવા તનતોડ પ્રયત્નો કરી રહી છે એક સ્ત્રી હમણાંજ મેજીસ્ટ્રેટ નીમાઇ છે અને બે ત્રણ સ્ત્રીઓ જુરર તરીકે કામ કરવા ચુંટાઇ છે

**મિસિસ સુન યાટ સેનઃ** ચીનની પ્રજાને જાગ્રત કરનાર મહાન નરની આ વિધવા પોતાના પતિના આદર્શો સફળ કરવાના ભગીરથ પ્રયત્નો કરી રહી છે. સ્ત્રીઓને રાજકીય શિક્ષણ આપવા એક વિદ્યાલય પોતે ચલાવે છે. તે માને છે કે સ્ત્રીઓ ફક્ત સારી પત્ની અને સારી માતા બને એટલુંજ નહિ પણ સારી શહેરી બને એવું શિક્ષણ તેમને આપવું જોઇએ ચીનની સ્ત્રીઓના હક્ક માટેની તેની લડત વધારે જોરદાર થતી જાય છે. હિંદી મહાસભાના આમંત્રણને માન આપી થોડા વખતમાં એ મહિલા હિંદ આવનાર છે

**સમાનતા માટેનો આંતર રાષ્ટ્રિય સ્ત્રી-દિન** ક્યુશિઆંગ અને નાનકીનમાં ચીનની સ્ત્રીઓએ હજારોની સંખ્યામાં ઉજવ્યો હતો. "બન્ને જાતિની સમાનતા," "બહુસ્ત્રીનો, બાળલગ્નનો રિવાજ દૂર કરો," "અમને લગ્નની અને છુટાછેડાની સ્વતંત્રતા જોઇએ છે" વગેરે મુદ્રાલેખો એ લડતનો ખ્યાલ આપતા હતા.

**૫૦૦૦ વર્ષ પહેલાં** મેસોપોટેમીઆમાં એક મહારાજ્ય હતું. આ રાજ્યની રાજધાની ઉરના ખંડીયેરો ખોદતાં જે પ્રતિમાઓ વગેરે મળ્યાં છે તે ઉપરથી જણાય છે કે તે જમાનાની સ્ત્રીઓ અત્યારની યૂરપની સ્ત્રીઓ જેવીજ ફેશનેબલ હતી અને હાથમાં 'વેનીટી બેગ'—પાકીટ રાખતી જેમા આરસી, દાંતખી અને પાવડર વગેરે વસ્તુઓ રહેતી.

## આફ્રિકા.

**ઇજીપ્તમાં** હમણાં વસ્તીની ગણત્રી કરવામાં આવી છે. ૧૯૧૭ માં ૧,૨૭,૫૦૯૧૮ ની વસ્તી હતી તે વધીને ૧,૩૧,૯૮૭૫૬ ની થઇ છે. ૧૯૧૭ માં સ્ત્રીઓ પુરૂષો કરતાં વધારે હતા; અત્યારે ૬૦૦૦૦ સ્ત્રીઓ પુરૂષો કરતાં વધારે છે.

**સ્ત્રીની આંખમાં ઝેરઃ** ટ્રાન્સવાલ પ્રદેશના પોટચેફસ્ટ્રુમ ગામમાં રહેતી મિસિસ ફ્લીટમાને પોતાના બાગમાં એક સર્પ જોતાં તેના ઉપર પાવડા વતી હુમલો કર્યો. સર્પે પાછા ફરી તેની આંખમાં પોતાનું ઝેર રેડ્યું, જેથી અત્યંત દરદ થયું હતું સર્પ પાસે આવીને કરડી ન શકે ત્યારે આ પ્રમાણે હુમલો કરનારની આંખમાં ઝેર નાખે છે.

## યૂરપ.

**ઈંગ્લાંડઃ** સેન્ટ્રલ ટેલીગ્રાફ સર્વીસના ચીફ સુપરવાઇઝર તરીકે મીસ. એચ. ઇ. વોલીસ અને લંડન યુનીવરસીટીના તત્વજ્ઞાનના પ્રોફેસર રીકે મીસ બીએટ્રીસ એજેલ, એમ. એ. નીમાયાં છે. × × બ્રીસ્ટલની રોયલ ઇન્ફર્મરીના ગર્ભવતી-વિભાગમાં મીસ લીલી બેકરની નીમણુંક કરી છે. આ ત્રણે પદ ઉપર પ્હેલીવાર મહિલાઓની નીમણુક થઇ છે.

**સમાન મતાધિકારઃ** થોડા સમય ગયાં પુરૂષોની જેમ ૨૧ વર્ષની ઉમરની સર્વ સ્ત્રીઓને

મતાધિકાર આપવાનો ઠરાવ પાર્લામેન્ટમાં આવ્યો છે. કન્ઝર્વેટીવ પક્ષનો એક ભાગ એની તરફેણમાં છે, જ્યારે બીજા વિભાગો વિરોધ કરે છે. પ્રધાન-મંડળ તરફથી વડા પ્રધાને જાહેર કર્યું છે કે દિવાને આમની આવતી બેઠકમાં એ માટેનું બીલ રજુ થશે. આ બીલ પસાર થશે તો કેટલાક વિભાગમાં સ્ત્રી-મતદારોની સંખ્યા પુરૂષ મતદારો કરતાં વધી જશે.

**ફેશનની પ્રગતિ** વિષે માન્ચેસ્ટરમાં મી. ફ્રૂપર્સે ભાષણ આપતાં જણાવ્યું હતું કે અત્યારના ટુંકા ચણીઆ ઇંગ્લાંડમાં ૨૦૦ વર્ષ પ્હેલાં પ્હેરાતાં હતાં. કપડાં પ્હેરવનો હેતુ શરીરને ઢાંકવાનો નહિ પણ શણગારવાનો છે. ધર્મગુરૂઓ અત્યારની ફેશનને અનીતિની ઉત્તેજક કહી વખોડી કાઢે છે પણ વખત જતાં એ વિરોધ બંધ પડશે. ફેશન નવી હોય ત્યાં સુધી આપણને અજાયબી લાગે-જુની થાય એટલે ટેવાઈ જઈએ.

**ટેલીફોનથી લગ્નનો ઠરાવ કરવાનો બનાવ** ... લીવરપુલ અને લંડન વચ્ચે બની ગયો, ... પરિણામે લંડનના પેલેડીઅમ થીએટરની ... મીસ ફીરઝજીરાલ્ડ લીવરપુલના એક એક્ટર મી. બેન લેવીન સાથે લગ્નની ગાંઠથી જોડાઇ છે. એ માટે પોતાની માતાની સંમતિ પણ કન્યાએ ટેલીફોનથીજ મેળવી હતી

**યુનીવરસીટી અને સ્ત્રીઓ:** ઓક્સફર્ડ યુનીવરસીટીના કોન્વોગેશન તરફથી ૨૧૦ સહીઓ સાથે એક અરજી કરવામાં આવી છે જે એવો ઠરાવ કરવાની સલાહ આપે છે કે કોઇ પણ વર્ષમાં ૨૫૦ થી વધારે અથવા પુરૂષોની એક ચતુર્થાંશ સંખ્યાથી વધારે સ્ત્રીઓને મેટ્રીકની પરિક્ષામાં પાસ કરવી નહિ. અરજી કરનારા માને છે કે યુનીવરસીટીમાં પુરૂષોનું પ્રમાણ વધારે રહેવું જોઇએ ! આભને થીગડાં મારવાના મિથ્યા પ્રયત્નો શા માટે કરતા હશે ?

**યુનીવરસીટીમાં સ્ત્રીઓ:** ઓક્સફર્ડ યુની-વરસીટીના વિદ્યાર્થી મંડળમાં પ્હેલીજ વાર એક વિદ્યાર્થીનીને બોલવાની પરવાનગી અપાઇ હતી. " સ્ત્રીઓની કોલેજો જમીનદોસ્ત કરી નાખો " એ વિષય ચર્ચા માટે રખાયો હતો. સમરવીલ ડીબેટીંગ સોસાયટીની પ્રમુખ મીસ સધરલેન્ડે એની વિરૂદ્ધમાં સુંદર ભાષણ આપ્યું હતું. પરિણામે ૨૨૭ વિરૂદ્ધ ૧૯૮ મતે એ દરખાસ્ત ઉડી ગઇ.

× × દિવાને ખાસના હિસાબી ખાતાની ઉપરી તરીકે મીસ એથ. એક કાઉન્ટની નીમણુંક કર-વામાં આવી છે પાર્લામેંટના જોખમદાર પદ પર પ્હેલીવારજ એક મહિલા નીમાય છે

**ભાગ્યલક્ષ્મી !** એક અમેરિકન નટી મીસ ફે માર-બેને લંડનના એક થીએટરના માલીકે કબાલો કરી એક નાટકમાં ઉતરવા માટે રોકી હતી. એ કબાલા પ્રમાણેનો ભાગ તેને નહિ આપતાં તેણે નુકશાની નો દાવો માંડયો અને ૩૨ અઠવાડીઆના ૩૨૦૦ પાઉંડ પગાર ઉપરાંત ૩૦૦૦ પાઉંડ નુકશાની તરીકે મેળવ્યા.

**૩૦૦ પાઉંડના કોટની** બાબત લંડનની કોર્ટે થોડા વખત પર ચઢી હતી માદામ જીનેટ નામે બાઇએ એ કોટ ખરીદેલો જડજે ટીકા કરી કે " આ ગરીબીના વખતમાં આવા કોટ લંડનમાં વેચાય છે ? મેરી એન્ટોઇનેના એક મોતીના નેક-લેસથી ફ્રાંસમા બળવો જાગ્યો હતો અને રાજા રાણીને ફાંશીએ જવું પડ્યું હતું." ફરિયાદી બાઇએ કહ્યું કે " એ વાત મેં વાંચી નથી. તેણે એક કોટ પ્હેર્યો હતો તે ૧૮૦ પાઉંડે લીધેલો પણ બે વર્ષ થઇ ગયાં એટલે નકામો લાગ્યો અને આ ૩૦૦ પાઉંડનો ખરીદયો જડજે કહ્યું કે ' આવા કપડાં માટે નાણાં પૂરાં પાડનાર ધણીઓ કેવાક છે ? " પણ જવાબ ન મળ્યો. ખરચાળપણાની પણ હદ હોય ખરી ?

**પ્રધાન કરતાં વધારે પગાર કમાતી** લંડ-નની મીસ વીનીફ્રેડ સીમ્પસન ત્યાંની એક ચોપડા (નામું લખવાના) બનાવનાર પેઢીમાં વેચાણ ખાતાની મેનેજર છે ૧૭ વર્ષની ઉમરે તે એક વીમા કંપનીમાં નોકર રહી હતી. ૧૯૧૧ માં તે આ પેઢીમાં જોડાઇ. તેને વેચાણનું કામ સોંપાયું. એના હાથ નીચેના માણસો મહાયુદ્ધમાં અમલદારો તરીકે લદા મોટા ચાંદ અને પદવીઓ લઇ આવ્યા છે. પોતાનો પગાર ૧૦૦૦૦ પાઉંડ ઉપરનો કરવાની તે ઉમેદ રાખે છે !

**હિંદી સ્ત્રીઓના શિક્ષણ માટે** ૫૦૦૦૦ પાઉંડનું એક ફંડ ઉભું કરવાની હિલચાલ શરૂ

કરવા મીસ ગોડાર્ડના પ્રયત્નોને પરિણામે એક સભા લંડનની સ્કુલ ઓફ ઇકોનોમીકસમાં માર્ચ માસમાં મળી હતી. ફંડનો ઉદ્દેશ મીશનરીઓ દ્વારા હિંદમાં સ્ત્રી કેળવણી પ્રસારવાનો હોય એમ જણાય છે. કદાચ ખ્રિસ્તિ ધર્મનો ફેલાવો કરવાના એક સાધન તરીકે પણ વપરાય!

શું સારૂં? વૃદ્ધ લગ્ન કે યુવાન-લગ્ન? લંડનની મેરીલબોર્ન કોર્ટના મેજીસ્ટ્રેટ સમક્ષ સેસીલ શુટઝ નામના એક ૧૯ વર્ષના યુવકે અરજી કરી તે એલા ફ્રાન્સીસ નામે ૨૧ વર્ષની એક કન્યા સાથે પરણવા માંગે છે પણ માબાપ રજા નથી આપતાં. તેઓ કહે છે કે છોકરો નાનો છે; હજી અઠવાડીએ ત્રણ પાઉન્ડ કમાય છે; અને ઉડાઉ છે. મેજીસ્ટ્રેટે કહ્યું કે આ દેશનું મહત્વ ૪૦-૫૦ વર્ષે પરણતા માણસો પર નહિ પણ યુવાન વયે પરણતાં માણસો ઉપર મોટે ભાગે આધાર રાખે છે." કોર્ટના મીશનરીના અભિપ્રાય માટે કેસ મુલત્વી રખાયો છે ને મીશનરી એવો અભિપ્રાય આપશે કે છોકરો પરણવાને લાયક છે તો કોર્ટ સંમતિ આપશે.

**બ્રિટિશ સૈન્યમાં સ્ત્રી:** ૧૮ મી સદીની એક સ્ત્રી-સૈનિકની વાત હમણાં બહાર આવી છે. ૧૬૨૩ માં એ બાઇનો જન્મ થયેલો. ૧૭૪૦ માં માબાપ મરી ગયા પછી બ્હેનને ઘેર રહેવા આવી જે જેન ગ્રે નામના સુથારને પરણી હતી અહિં તે એક સમ્મ નામે ખલાસી સાથે પરણી પણ તે ૧૭૪૫ માં તેને છોડી ગયો. તે પછી બનેવીના કપડાં પ્હેરી તેનું નામ ધારણ કરી આ 'ચાંદબીબી' નીકળી પડી અને કોન્વેન્ટ્રીમાં કર્નલ ગાઇઝના પાયદળમાં જોડાઇ. ત્યાં કાંઇક ખટપટ થતાં તે વ્હાણમાં બેસી હિંદ આવી અને બ્રિટિશ સૈન્યમાં સાડાચાર વર્ષ રહી. પોંડીચેરીના ઘેરા વખતની લડાઇમાં તેને છ ગોળી જમણા પગમાં અને પાંચ ગોળી ડાબા પગમાં વાગેલી. એક બીજો પણ ઘા પડયો હતો. હોસપીટલમાંથી સાજા થઇ નીકળતી વખત તેણે પોતે સ્ત્રી છે એમ જાહેર કર્યું, ત્યાં સુધી કોઇને શંકા ન્હોતી પડી. વર્ષે દિવસે ૩૦ પાઉન્ડનું પેન્શન અપાતું. ૬૯ વર્ષની ઉમરે તે ૧૭૯૨ માં મરી ગઇ.

સ્ત્રીઓ અને ડોકટરો-બન્ને ભયંકર: જાણીતા ડોકટર સર જેમ્સ ક્રીચટન-બ્રાઉને એક પુસ્તક હમણાં પ્રકટ કર્યું છે જેમાં "ઝેર" વિષે એક પ્રકરણ છે આ પ્રકરણમાં તે જણાવે છે કે ઝેર દેનારાઓનો મોટો ભાગ કાંતો ડોકટરો કે સ્ત્રીઓ હોય છે. ૧૭ મી સદીમાં ઇટાલીમાં પતિને ઝેર દેવાનો વા વાયો હતો. તપાસ કરતાં એવું એક જુવાન સ્ત્રીઓનું મંડળ પ્રકાશમાં આવ્યું હતું. પેરીસમાં બે નર્સો એવા મંડળની આગેવાની સંભાળતી હતી. હંગરીમાં પણ એવોજ પવન એ અરસામાં વાયો હતો.

**ચેતતા રહેજો:** યુરપ-અમેરિકાની ઘણી સ્ત્રીઓને કુતરાં પાળવાની ટેવ હોય છે અને એ જાનવરોને તેઓ ઘણી કરતાં વધારે ગણે છે. એવી એક સ્ત્રીના કુતરાએ તેને ચુમી કરી જેને લીધે તેને પાયોરીઆ થયો અને મરી ગઇ. લંડનના કોરોનરે તેના મૃતદેહ ઉપર જુરી ભરતાં સ્ત્રીઓની આ ટેવ માટે સખ્ત ટીકા કરી હતી.

**દિવાને ખાસમાં સ્ત્રીઓ:** વીમેન્સ ઇલેકશન કમિટિ તરફથી વાઇકાઉન્ટેસ રોન્ડા, બેરોનેસ બોમન્ટ અને બેરોનેસ રેવન્સડેલને એક ખાણું લંડનના ફેશનેબલ રેસ્ટોરામાં અપાયું હતું લોર્ડ એસ્ટરે આ પ્રસંગે દિવાને ખાસમાં અમીર બાનુઓને દાખલ કરવાના વિષય પર ચર્ચા કરી હતી. તેના અભિપ્રાય મુજબ વિરોધીઓએ સ્ત્રી-સન્માનની લાગણી ગુમાવી દીધી છે! વાઇકાઉન્ટેસ રોન્ડાએ ટીકા કરી હતી કે માઇક્રોફોન મુકાયા છતાં ઘણા અમીરોની ઉંઘમાં હજી ખલલ નથી પડી બેરોનેસ રેવન્સડેલે તેમની સરખામણી ગરમ હવાવાળા ઓરડામાં બણબણતી માખીઓ સાથે કરી હતી.

**ફ્રેંચ સ્ત્રીઓનું સન્માન:** મહાયુદ્ધના સમયમાં બ્રિટિશ સૈનિકોને આશ્રય આપી દુશ્મનોથી તેમને સંતાડી રાખવા માટે ચાર ફ્રેંચ સ્ત્રીઓનું સન્માન કરવા લંડનના મેયરે મેન્સન હાઉસમાં એક સમારંભ તા. ૮ મી એપ્રીલે કર્યો હતો. એમાંની બે સ્ત્રીઓએ-મા અને દીકરીએ એક સૈનિકને ચાર વર્ષ પોતાના ઘરમાં રાખ્યો હતો અને જ્યારે જર્મન સૈનિકો એ ઘરમાં હતા ત્યારે તેને કબાટમાં છુપાવી તેનું રક્ષણ કર્યું હતું. તેમના કામની કદર તરીકે તેમને ૨૦૦૦ પાઉન્ડની રકમ અપાઇ હતી.

**સહ-સ્નાન માટે કર:** લંડનના હાઇબરી ફીલ્ડ અને પેકહામ રાયના તળાવોમાં સ્ત્રી પુરૂષોને સાથે નહાવા દેવા માટે એક દિવસ ઠરાવવો અને તે માટે ૬ પેનીની ફી દરેક પાસે લેવી એવો ઠરાવ ત્યાંની કાઉન્સીલે કર્યો છે.

**સ્ત્રીઓ માટે જયુ જીત્સુ:** જાપાનીઝ કુસ્તી જ્યુ-જીત્સુ શીખવા માટે લંડનમાં એક કલબ સ્થપાઇ છે. તેમાં લગભગ ૬૦૦ સભાસદ છે જેમાં કેટલેક સ્ત્રીઓ પણ છે. આ સ્ત્રીઓ જ્યુ-જીત્સુના ઘણા ખરા દાવપેચ જાણે છે અને શરીરમાં બહુ મજબુત નહિ હોવા છતાં ગમે તેવા પુરૂષને પણ મ્હાત કરી શકે છે.

**ડૉકટરી ધંધામાં સ્ત્રીઓ** ઘણી વધી પડી છે એવી ફરિયાદ બ્રિટિશ મેડીકલ જર્નલમાં એક લેખક કરે છે. તે દાખલો આપે છે કે બાળકેની હોસ્પીટલ માટે બે રેસીડન્ટ મેડીકલ ઓફીસરેની જરૂર હતી. પગાર ૧૦૦ અને ૧૨૦ પાઉંડ અનુક્રમે હતો. એ માટે જાહેરખબર આપતાં ૪૮ અરજી આવી હતી!

**પૂછડીવાળી છોકરી:** ફ્રોકસ્ટનમાં થોડા વખત પર એક છોકરી જન્મી તેને પૂંછડી છે બીજી બધી રીતે અવયવો સામાન્ય બાળકના જેવાજ છે. ડૉકટરે એ પૂછડીને મુળ આગળથી મજબુત બાંધી જેથી પૂંછડીમાં લોહીનું ફરવું બંધ થયું. પરિણામે તે સુકાઇને ખરી પડી માણસોના વડવાઓ વાંદરા હશે એમ આ ઉપરથી સિદ્ધ કરી શકાય.

**ધણીઓ માટે જુગારખાના:** પારીસમાં ઉચ્ચ વર્ગની ગણતી બાઇઓએ એક કલબ ખોલી છે પણ ફંડની તંગી જણાતાં સભાસદોના પતિઓ માટે જુગારખાનું ચાલુ કરવાનો તેમણે ઠરાવ કર્યો છે. આ જુગારખાનાં પાસે બેવડો કર લેવાશે-સરકાર માટે અને કલબ માટે. પત્નીને તેડવા આવનાર પતિ અહીં બેસી ખીસ્સાં ખાલી કરી શકશે. રૂમાનીઆની રાણી એ કલબની પ્રમુખ છે. વર્ષે બાર પાઉંડની સભાસદ તરીકેની ફી રાખી છે.

**વિમાનમાં કામ કરવા માટે** વધુ ફ્રેંચ સ્ત્રીઓ તૈયાર થતી જાય છે. એડ્રીયન બોલાન્ડે એ મારેનું લાઇસન્સ પ્હેલીવાર ૧૯૨૧ માં મેળવ્યું હતું લુઇસે પારીસ અને ડેનીસ કોલીને હમણાંજ લાઇસન્સ મેળવ્યાં છે. મીસ કોલીન લડાઇ વખતે ફ્રેંચ હોસ્પીટલ કોરમાં નર્સ હતી અને ફ્રેંચ જનાલ સાથે વિમાનમાં રેઇમ્સથી પારીસ ગઈ હતી તે પણ લાઇસન્સ લેવાની છે.

**સ્વીટ્ઝર્લાંડની સ્કુલ કમિટિઓ માટે** થયલી હાલની ચુંટણીમાં દસ મહિલાઓ સભાસદો તરીકે ચુંટાઇ છે. કુલે ૧૪ કમિટીઓ-૧૪૬ સભાસદો છે. ૧૯૨૨ ની ચુંટણીમાં ફક્ત ૭ મહિલાઓ ચુંટાઇ હતી

**સ્પેનમાં સ્ત્રી-પ્રગતિ:** સ્પેનમાં અત્યાર સુધી સ્ત્રીઓની દશા હિંદની બ્હેનો જેવીજ હતી. મતાધિકાર કે સ્વાતંત્ર્ય માટે કોઇએ ઉચ્ચાર સરખો ન્હોતો કાઢયો. સ્ત્રીનું જીવન મોટી થવા સુધી ભણવામાં, મોટી થયે પરણવામાં અને પરણીને ઘર માંડવામાં તેમજ પતિદેવની તાબેદારી ઉઠાવવામાં સમાપ્ત થતું. પતિ આપે તેટલીજ સ્વતંત્રતા મળે. ૧૯૧૧ માં તે વખતના વડા પ્રધાનની દીકરીએ એક સ્ત્રીઓની કલબ સ્થાપી સ્ત્રીપ્રગતિ-વધારવાનો પ્રયત્ન કરેલો પણ સખ્ત વિરોધને લીધે નિષ્ફળ ગયો. હમણાં 'લાઇસીયમ' નામે એક નવી કલબ માડ્રીડમાં સ્થપાઇ છે. સ્વજાતિ સાથે સહકાર કરી, કળા અને સાહિત્યને ઉત્તેજન આપી અને સામાજીક સુધારા કરી તે સ્ત્રીજાતિની ઉન્નતિ કરવા ઇચ્છે છે. એની સંસ્થાપિક જાણીતી લેખિકા અને વકત્રી સીનોરા પેલેન્સીઆ છે.

**"શોભાનાં ગાંઠીઆ!"** ઇટાલીના વડા પ્રધાન મુસોલીની સ્ત્રીઓ સંબંધી પોતાનો અભિપ્રાય દર્શાવતાં કહે છે:- "સ્ત્રીઓ સમાજમાં કંઇજ કામની નથી તેનામાં પ્રેરકબળ તેમજ સૃજનબળ છેજ નહિ × × × તે તો સમાજમાં શોભાના ગાંઠીયા સ્વરૂપ છે. × × પુરૂષોને તેનું પ્રેરણાબળ મળે છે તે ખોટું છે. પુરૂષ પ્રગતિ કરે છે તે મહત્વાકાંક્ષાનો માર્યો અને ખંતનો પ્રેર્યો. કોમળ, મધુર, લાગણી ઉશ્કેરનાર સુંદર વસ્તુ તરીકે સ્ત્રી, સમાજમાં ભલે રહી. × × " પોતાને જન્મ આપનાર પણ એક સ્ત્રીજ હતી એ આ મહાપુરૂષ ભૂલી ગયો લાગે છે!

**૧૦૬ વર્ષની સ્ત્રી:** પીડમોન્ટના વીગુઝોલો ગામમાં લુશીઆ સાસેલી નામે ૧૦૬ વર્ષનાં ડોશીમાં રહે છે. હજી ચસ્માની મદદ વિના સીવ-

ણુકામ કરી શકે છેઃ અને "નકામી" દવાઓ વેચવા માટે ગામના કેમીસ્ટની ઠેકડી કરે છે. અત્યાર સુધીમાં તેણે જુલાબની દવા પણ કદી નથી લીધી; ટાઇફોઇડ તાવમાંથી ડોકટરની મદદ વિના સાજી થઇ હતી. કોન્સ્ટાન્ટીનોપલમાં આગા-ઝારો નામે ૧૪૫ વર્ષનો એક ડોસો પણ છે. શરીર હજી ખખડયું નથી. અને ત્રણ વાર દાંત આવી ગયા છે. એનો છોકરો ૧૧૦ વર્ષની ઉમરે થોડા વર્ષ પરજ ગુજરી ગયો. અંધેરીમાં એક હવાબાઇ નામે ડોશી ૧૦૦ વર્ષની ઉમરે હમણાંજ મોટરના અકસ્માતથી ગુજરી ગઇ. અકસ્માત ન થયો હોત તો!

**બર્લીનની મ્યુ. ના પ્રમુખની** ગેરહાજરીમાં શ્રી કલારા વેઇથે તેમની જગ્યા સંભાળવા ઉપરાંત બોર્ડ ઓફ મેજીસ્ટ્રેટસના પ્રમુખ તરીકે પણ કામ કર્યું હતું. ત્યાંની ક્રીટિકરીલ પોલીસની નોકરી માટેની પરીક્ષામાં ૯ મહિલાઓ પસાર થઈ છે. ગૃહિણી માટેની શાળા ઇસ્ટરની રજાઓમાં ખુલ્લી મુકાઇ છે.

એ ગૃહિણીઓ જર્મનીની આર્થિક સમિતિમાં નીમાઇ છે. સમિતિ સરકાર અને પાર્લામેન્ટને આર્થિક, ઔદ્યોગિક, સામાજીક અને રાજકીય સવાલો વિષે સલાહ આપનારું મંડળ છે. નીમાયલી બન્ને મહિલાઓ ખાસ કરીને કોલસા અને લોખંડને લગતા સવાલોમાં તેમજ આર્થિક નીતિ નક્કી કરવામાં તથા ઔદ્યોગીક સવાલો ઉકેલવામાં મદદ કરશે.

**લગ્ન સંબંધી સલાહ** પરણેલાને યા પરણવા ઇચ્છનારને આપવા માટે એક સલાહકારક મંડળ બર્લીનમાં છ માસથી નીમાયું છે. તેનો રીપોર્ટ જોતાં જણાય છે કે મોટે ભાગે પરસ્પર પછીજ એક યા બીજા કારણે કંટાળી લોકો સલાહ લેવા આવે છે. જેમને બાળકો ન થતાં હોય એવી સ્ત્રીઓ પણ એ સ્થિતિ ટાળવાની સલાહ લેવા અથવા છુટા છેડા કેમ મેળવવા તે પૂછવા આવે છે. જુજ માણસોજ ભાવિ વર યા વહુની તંદુરસ્તીનું સરટીફીકેટ મેળવવું ઇચ્છનીય છે કે નહિ તે પૂછે છે.

**મીસ ફ્લોરા સેન્ડસ** છેલ્લા મહાયુદ્ધમાં સરવીયાના લશ્કરમાં જોડાઇ સાત વર્ષ સુધી ગરદ સૈનિક તરીકે રહી હતી. એણે હમણાં યુદ્ધ દરમિઆન ગાળેલા પોતાના જીવનનો અહેવાલ લખ્યો છે, એક વખત બલ્ગેરીઅનો સાથેની ઝપાઝપીમાં તેને પીઠમાં અને જમણી બાજુ ઘા વગ્યા હતા અને જમણો હાથ સદંતર હરી ગયો હતો.

**બે વર્ષની કેદમાં:** બુડાપેસ્તની એક માદામ મેઆરોશ નામે ધનવાન સ્ત્રીએ એક જુવાન વિદ્યાર્થીને પોતાના ઘરમાં બે વર્ષ સુધી પૂરી રાખ્યો હતો. શ્રીમતીએ ધણીને છોડી દીધો છે. આ વિદ્યાર્થી એને આદર્શ પુરૂષ લાગ્યો; એના વિના તેનાથી જીવી શકાતું નહોતું!

**મ્યુ.નાં પ્રમુખપદે:** બેલ્જીઅમના પાંચ શહેરો નેશ્નલીન્ટન, હર્સે, એપેલ્સ, થીમોન્જીસ, અને વેઇંલેટમાં મ્યુનીપાલીટીના પ્રમુખપદે મહિલાઓ વિરાજે છે.

**સ્વીડનમાં** છોકરા અને છોકરીઓને મનુષ્ય શરીરની રચના અને દરેક અવયવના ધર્મો સંબંધી પદ્ધતિસર શિક્ષણ આપવાની યોજના ઘડાઇ છે. સ્કુલ છોડી જતા મોટી ઉમ્મરના બાળકોને પણ આવું જ્ઞાન આપી તેમની ફરજો સંબંધી વાતો કરાવવા ભાષણો વગેરેની ગોઠવણ કેળવણી ખાતાએ કરી છે. ઉપરાંત સામાન્ય કરતાં ઓછી મગજશક્તિ ધરાવનાર કન્યાઓ માટે તેમને મદદ કરવા ખાસ વર્ગોની ગોઠવણ થઇ છે.

**ફીન્લાંડની પ્રધાન મંડળમાં એક સ્ત્રી તરીકે** પહેલીજવાર મીસ સીલનપાની નીમણુંક મદદનીશ પ્રધાનના પદ ઉપર થઇ છે. બાળ-હિત, ગરીબોને રાહત, અને રાજ્ય તરફથી દારૂનિષેધ-વગેરે ખાતાઓ તેના હસ્તક સોંપાયા છે. અને હજી આપણી ધારાસભાના ઇ. સ. પૂર્વે ૨૦ મી સદીનું મગજ ધરાવતા કેટલાક સભાસદો વિરોધ કરે છે!

**હિંદમાં "કમાલ પાશા"ની જરૂર છેઃ** તુર્કસ્તાનની જમાના જુની રૂઢીઓને નાબુદ કરનાર કમાલ પાશા જેવા માણસની હિંદને જરૂર છે જે એની સામાજીક રૂઢીઓને જડમૂળથી મિટાવી દે. પડદાનો રિવાજ કાઢવા માટે એને સખ્તાઇથી કામ લેવું પડયું હતું સ્ત્રીઓ પોતે વિરૂદ્ધ હતી. પહેલાં પ્રચારથી અને પછી દાખલો બેસાડી કામ લેવાયું. જુવાન સ્ત્રીઓએ દૂર દૂરના ગામડામાં પડદો દૂર કરી ખુલ્લે મોઢે ફરવા માંડયું. કેટલીક તો પડદાને લજ્જા અને શિયળનું મૂર્ત સ્વરૂપ માનતી; આપણે અહિં લાજ કાઢવાના રિવાજને માનીએ છીએ તેમ એમ પણ મનાતું કે ખુલ્લે મોઢે ફરનાર સ્ત્રી નિર્લજ્જ અને અપવિત્ર હોય છે! કમાલનો એવો

અભિપ્રાય હતો કે પડદો આરોગ્યને હાનિકારક અને અનીતિનો ઉત્તેજક છે. ઉપરાંત પડદા પાછળ ઘણા ગુન્હેગારો પણ છુપાય છે. એ વાતની સાબિતિ આપતો એક બનાવ હમણાં ઇંદોરમાં બન્યો હતો. એક હુલ્લડખોર પડદાબીબોના વેશમમાં જ ઘરમાં ભરાઇ બેઠો હતો. પોલીસ મહા મુશ્કેલીએ તેને પકડી શકી. તુર્કસ્તાને હવે તો કાયદો કર્યો છે કે પડદો રાખવો એ ગુન્હો છે પ્હેલીવારના ગુન્હા માટે દંડ થાય; બીજી વાર માટે દંડ અથવા કેદની સજા થાય અને ત્રીજીવાર માટે તો દેહાંત દંડ સુધીની શિક્ષા કરી શકાય. હિંદમાં આવો કાયદો કયરે પસાર થશે ?

**પાતળી થવા માટેઃ** તુર્કસ્તાનમાં જ્યાં સુધી બુરખો હતો ત્યાં સુધી પુરૂષવર્ગ એમજ ધારતો કે તેમની સ્ત્રીઓ મહા ખુબસુરત છે. બુરખો દૂર થતાં જણાયું કે ચોખ્ખી હવાને અભાવે ફીકી પડી ગયલી અથવા ઘરમાં બેસી બેસી સ્ત્રીઓ જાડી થઇ ગઇ છે. તેમનામાં સૌંદર્ય જેવું કાંઇ રહ્યું જ નથી. જાડી સ્ત્રીઓ હવે પાતળી થવા માટે 'ચર્લેસ્ટન ' નામનો નાચ કરે છે દમાસપાશા એ માટે ઉત્તેજન આપી રહ્યો છે. સ્ત્રીઓ તો અચકાતી પણ શરીર પર એની અસર એ નાચ જાડી સ્ત્રીઓમાં પ્રિય થઇ પડયો છે.

**આપઘાતનો વાયરો** કોન્સ્ટાન્ટીનોપલની સ્ત્રીઓ અને છોકરીઓમાં વાયાની સખ્ત ફરિયાદ થાય છે. અધિકારીઓ ચિંતામાં પડી ગયા છે. સંખ્યા વધતી જાય છે. એક ૧૮ વર્ષની છોકરી— નેલ્સા હાનેમ પરીક્ષામાં નાપાસ થઇ તેથી નિરાશ થઇ બાપની રીવોલ્વર વડે તેણે આપઘાત કર્યો. એક બીજી 'છોકરી–હીકમત ખાનેમ એક કાયદાના વિદ્યાર્થી સાથે પ્રેમમાં પડી પણ તેણે મચક ન આપી તેથી ડુબી મરવાનો તેણે વિચાર કર્યો તેની સખી મલીહા હાનેમે તેને વેળાસર બચાવી ન લીધું હોત તો એ પણ ખુદાવાળાના દરબારમાં પ્હોંચી જાત.

**બાળકો માટે અલગ સીનેમા** રાખવાની ગોઠવણ તુર્કસ્તાનમાં કરવામાં આવી છે ૧૮ વર્ષની નીચેના બાળકોને સામાન્ય સીનેમામાં જવાની કાયદાથી બંધી કરવામાં આવી છે. × × શ્રીમતી દારાદ એ તુર્કસ્તાનની સ્ત્રી-પ્રગતિની એક આગેવાન છે અને અફગાનિસ્તાનના રાજાની ખાસ માંગણીથી ત્યાંના રાણીની સખી તરીકે કામ કરવા જવાની છે. તુર્કસ્તાનની જેમજ અફગાનિસ્તાનની સ્ત્રીઓ પ્રગતિ કરે એવી અમીરની ઇચ્છા છે.

**કન્યા-શિક્ષણ માટેઃ** પેલેસ્ટાઇનમાં આર્થિક વિટંબણા વધતી જતી હોવાને કારણે આંતરરાષ્ટ્રીય ઝીઓનીસ્ટ મહિલા મંડળે પોતાની આવકનો મોટો ભાગ ચાલુ વર્ષમાં કન્યાઓના શિક્ષણ અને, સંરક્ષણ માટે વાપરવાનો ઠરાવ કર્યો છે.

**લોહીનો વેપારઃ** યૂરપ અમેરિકામાં હજી મોટા પાયા પર યુવાન છોકરીઓ વેચવાનો વેપાર ધમધોકાર ચાલે છે. એવી સ્ત્રીઓને ફોસલાવી લઇ જવામાં આવે છે અને દૂરના પ્રદેશોમાં વેચાય છે આ ધંધો જુદા જુદા સ્વરૂપે ઘણા ઉપાયો લેવા છતાં બદમાશો ચલાવી રહ્યા છે અને વર્ષે દહાડે એમાંથી ૩૦ લાખ પાઉંડનો નફો મેળવે છે ઉપરાંત લોકોને કોકેન, અફીણ વગેરે નિશાના ચીજો વેચવા પાછળ લગભગ ૭ લાખ સ્ત્રી પુરૂષો રોકાયાં છે અને તેઓ પોતાનો નીચ ધંધો ચોરી છૂપીથી મોટા પાયા પર ચલાવી પ્રજાના જાનમાલની પાયમાલી કરે છે.

અમેરિકા.

**વર્ષે ૨૦૦૦૦ પાઉંડઃ** ન્યુયોર્ક પાસે ધેનકર્ગમાં રહેતી મિસિસ બ્લાન્સ ઓત દુનિયામાં સૌથી વધારે પગાર કમાતી સ્ત્રી ગણાય છે. પંદર વર્ષ પહેલાં એના ધણીને અકસ્માત થયો એટલે તેને નોકરી લેવાની ફરજ પડી. એક કોરસેટ બતાવનારને ત્યાં તે વેચાણ કરવા ઉપર રહી એક વર્ષમાં તો તેણે આખો ધંધો ફેરવી નાખ્યો. અત્યારે તેના હાથ હેઠળ ૩૫૦૦ સ્ત્રી પુરૂષો વેચાણ કરે છે. તેની વેચવાની પદ્ધતિને લીધે કારખાનું ત્રણ ગણું મોટું કરવું પડયું છે તેને વર્ષે ૨૦૦૦૦ પાઉંડ (૩ લાખ રૂપીઆ) નો પગાર મળે છે.

**નવલકથાકાર નટીઃ** જાણીતી અમેરિકન સીનેમા નટી નોરમા ટાલમેજે "જીજી" નામે એક નવલકથા એજ નામની ફીલ્મ ઉપરથી લખી હમણાંજ પ્રકટ કરી છે. આ ફીલ્મમાં તેણે નાયિકા તરીકે ભાગ ભજવ્યો હતો.

અમેરિકાના પ્રમુખ કુલીજે ઇમીગ્રેશન કમીશનર તરીકે મિસિસ સી એમ ટીલીંગહાસ્ટની નીમણુક કરી છે. × × અમેરિકાની ૩૦ આર્ટસ કૉલેજોનું એક મધ્યસ્થ મંડળ છે જેની તેરમી વાર્ષિક સભામાં ચાલુ વર્ષના પ્રમુખ તરીકે મીસ લુસીઆ

ઓગ્સની ચુંટણી થઇ છે. તેનો પિતા હાર્વર્ડ યુનીવરસીટીનો ડીન છે. મીસ ઓગ્સે એક સ્ત્રીઓની કોલેજની વ્યવસ્થા અત્યાર પ્હેલાં સફળતાપૂર્વક કરી છે.

**વિચિત્ર વીલ:** ટોલેડો (અમેરિકા) નો એક કુંવારો પુરૂષ મી. ડેવીડ બર્જર્ટ ૮ મી ફેબ્રુ. એ ગુજરી ગયો. તેણે એક વીલ કરી ૧૦૦૦૦ પાઉંડની મીલકત ૫૦ વર્ષ પછી એક આશ્રમ સ્થાપવા માટે આપી છે. એ આશ્રમમાં ૧૬ ને ૨૮ વર્ષની વચ્ચેની મધ્યમ કદની, દેખાવડી, ફેશનેબલ અને મહત્વાકાંક્ષી સ્ત્રીઓને રાખી, તેમની મહત્વાકાંક્ષા પોષે એવી મદદ આપવાનું ફરમાવી ગયો છે, વધારામાં તેણે ફરમાવ્યું છે કે " જાડી સ્ત્રીઓએ આ આશ્રમમાં દાખલ થવાની અરજી કરવીજ નહિ"

**ઘોડાની ખરી જેવા પગ:** ઇલીનોઇનો ડો. ફ્રેંક ક્યૂ કહે છે કે વખત જતાં સ્ત્રીઓના પગ ઘોડાની ખરી જેવા થઇ જશે. બહુ ઉંચી એડીના અને સાંકડા બુટ પ્હેરવાનું એ પરિણામ આવશે. બુટ ખરીદતાં પગના રક્ષણ અને વિકાસને બદલે આંખને સુંદર લાગે તેવી ચીજનો વિચાર સ્ત્રીઓ કરે છે. પરિણામે પગ સંકડાવાથી પીંડીઓ ઢુંકી થઇ જાય છે

**હરીફને મારવી એ ગુન્હો નથી** સેંટ જોસફ-મો (અમેરિકા) ગામમાં એક સુખી કુટુંબ હતું-હેરી રીચમંડ, તેની પત્ની અને બે ગમતું જેવી દીકરીઓ. તે પછી કેરી સ્પાર્કસ નામે એક ૧૬ વર્ષની સુંદર કન્યા તેના માબાપ સાથે પડોશમાં રહેવા આવી હેરી સાથે કેરીને દોસ્તી જામી પરિણામે એક દિવસ બન્ને નાસી ગયાં. મીસીસ રીચમંડને તેમના રહેઠાણની ખબર મળતાં ત્યાં ગઇ અને કેરીને સમજાવી પોતાના પતિને છોડ દેવાનું કહ્યું તેણે ન માન્યું. થોડોક વખત રહી તે પાછી ગઇ. ફરી તેજ પરિણામ. મિસિસ રીચમંડે ગુસ્સે થઇ કેરીનું ખુન કર્યું. કેસ ચાલ્યો. જડજે બાઇને નિર્દોષ ઠરાવી છોડી મુકી અને કહ્યું કે મિસિસ રીચમંડને કેરીનું ખુન કરવાનો હક્ક હતો

**નવું થીએટર:** ન્યુયાર્કમાં શ્રીમતી એડીથ ટોટને એક નવું થીએટર પોતે-ઉપજાવેલી આકૃતિ પ્રમાણે બંધાવ્યું છે. આ થીએટરમાં એક સાથે ૨૯૯ માણસો બેસી શકે એટલી સગવડ છે સ્વચ્છતા અને સગવડતા ઉપરાંત નીતિની દૃષ્ટિએ હાનિકારક ન હોય એવાંજ નાટકો આ થીએટરમાં ભજવાશે.

**રાજપ્રતિનીધિ:** ગ્લાસગોમાં ચીનીના વેપાર સંબંધી રાજપ્રતિનિધિ તરીકે મી. ડી લા બારા કામ કરે છે. તે ૬ માસની રજા પર જવાના છે. તે દરમ્યાન તેમની પુત્રી મીસ ઓલ્ગા પિતાની જગ્યાએ કામ કરશે. મીસ ઓલ્ગા ૨૧ વર્ષની છે અને પિતાના સેક્રેટરી તરીકે તેણે ઘણો વખત કામ કર્યું છે.

**આર્જેન્ટીનાના** સાન જુઆન પ્રાંતની ધારાસભાના બંધારણમાં સુધારો કરવાનું બીલ રજુ રજુ થયું છે, જેની રૂએ દક્ષિણ અમેરિકામાં પ્હેલી વાર સ્ત્રીઓને પુરૂષોની સમાન મતાધિકાર અપાશે.

**પોર્ટો રીકોની મહિલાઓ** પુરૂષ જેવોજ-૨૧ વર્ષની ઉમ્મરની દરેક સ્ત્રી માટે મતાધિકાર મેળવવાના પ્રયત્નો કરી રહી છે અને તે માટે અમેરિકાની વડી ધારાસભામાં બે બીલ રજુ થયાં છે. એમાંનું એક ફીલીપાઇનની સ્ત્રીઓને લાગુ પડે છે. બન્ને દેશોમાં સ્ત્રીઓની જાહેર સંસ્થાઓ છે.

## ઓસ્ટ્રેલિઆ.

**દસ ફીટ લાંબા વાળ:** ટોરન્ટોમાં મીસ શુલન ફ્રીડ લોરમન નામે યુવતી છે, જેની પોતાની ઉંચાઇ ૫ ફીટ છે અને એના વાળની લંબાઈ ૧૦ ફીટ છે. માથું ઓળતાં ખાસા ૫ કલાક જોઇએ. એ બાઇ વાળ સમારનારની દુકાનમાં નોકરી કરે છે, જ્યાં ઘણી સ્ત્રીઓ વાળ કપાવવા આવે છે. પણ તેને પોતાને પોતાના વાળ કપાવવાની જરાય ઇચ્છા નથી થતી.

**ઓસ્ટ્રેલિઆ:** ન્યુ સાઉથ વેલ્સની પાર્લામેન્ટમાં કામદાર ખાતાનાં પ્રધાન મી. બેકલીએ એક બીલ રજુ કર્યું છે. આ બીલની રૂએ જે કુટુંબની આવક વાર્ષિક ૩૬૪ પાઉંડથી ઓછી હશે તેને ૧૪ વર્ષની અંદરના દરેક બાળક દીઠ અઠવાડીએ ૫ શીલીંગ અપાશે " કુટુંબની આવક " માં પતિ, પત્ની અને બાળકોની આવકોનો સમાવેશ થશે કારખાનાના માલીકોને એ મદદમાં કામદારના પગારના ૬ ટકા આપવા પડશે.

**ઓસ્ટ્રેલીઆના** પ્રતિનીધિ તરીકે લીગ ઓફ નેશન્સની ચાલુ વર્ષની બેઠકમાં ભાગ લેવા મિસિસ જે કારશાલ્ડ મેકડોનેલનો ચુંટણી પાંચ મંડળો તરફથી સર્વાનુમતે થઈ છે અને સરકારને તેમની નીમણુંક કરવાની ભલામણ કરી છે મિસિસ મેકડોનેલે સુવૈદના અમલદાર, સ્ત્રીમંડળનાં પ્રમુખ વગેરે તરીકે જાહેર સેવાઓ બજાવી છે.

જો પોતાના બાળકોને રસી મુકાવતાં અટકશે તો એ રોગ થવાનો સંભવ નહિ રહે ઇગ્લાંડ, હોલાન્ડ અને જર્મનોના વિખ્યાત ડોકટરોએ કબુલ કર્યું છે કે રસી મુકાવવાથી બાળકોને "ઉંઘવાનો" તેમજ લકવાનો રોગ લાગુ પડે છે ઘણા હિંદી માબાપો રસીના અસરથી ગુમ નેલાં બાળકો માટે વિલાપ કરે છે. જો તેઓ રસી નહિ મુકાવે તો તેમને એટલો સંતોષ તો જરૂર થશે કે બાળકની માંદગી માટે તેમણે કાંઇ જાતની મદદ નથી કરી–તેઓ પોતે કોઇ પણ રીતે જવાબદાર નથી" આ પત્ર ઉપરાંત અમેરિકામાં હમણાજ એક તાજો દાખલો બન્યો છે. ડૉ. લુઇ એસ. સીગફ્રીડ નામે ગૃહસ્થની આઠ વર્ષની પુત્રીને રસી નહિ મુકાવવા માટે નિશાળમાંથી કાઢી મુકી. ત્યાં ફરજીયાત શિક્ષણનો તેમજ ફરજિયાત રસી મુકાવવાનો કાયદો છે. પુત્રીને નિશાળે નહિ મોકલવાના ગુન્હા બદલ ડૉ. સીગફ્રીડ પર કામ ચાલ્યું. તેણે બચાવ કરતાં કહ્યું કે "નિશાળે મોકલવા હું તૈયાર છું પણ રસી મુકાવવા સામે મને વાંધો છે." ન્યાયાધીશે આ બચાવ ધ્યાનમાં નહિ લેતાં તેને દંડ કર્યો. ડૉ સીગફ્રીડે દંડ ભરવાને બદલે જેલમાં જવાનું સ્વીકારી લીધું. રસી મુકાવવા સામે આ પ્રકારનો વિરોધ–જેલમાં જવા સુધીની તૈયારી એના વિરોધીઓ બતાવે છે. તે જોતાં એ માટે સંગીન કારણો હોવા જોઇએ એમ અમને લાગે છે. ગુજરાતની અનેક મ્યુનિસિપાલીટીઓએ પણ રસી મુકાવવાનું ફરજિયાત કર્યું છે. આ સ્થિતિમાં આ પ્રશ્નની બન્ને બાજુ સંપૂર્ણ રીતે તપાસાય એમ અમે ઇચ્છીએ છીએ. અને આ બાબતના ખાસ અભ્યાસીઓ અને અનુભવીઓને વિનંતિ કરીએ છીએ કે તેઓ આપણાં બાળકોના રક્ષણને ખાતર પોતપોતાના જ્ઞાન અને અનુભવની વાતો અમને લખી મોકલે. ખાસ કરીને અમે ગુજરાતના ડોકટરોને અને વૈદ્યોને આ વિનંતિ કરીએ છીએ. તેઓ જુદા જુદા દેશો વિષે દાખલા, દલીલો અને આંકડા સહિત આ વિષય ચર્ચી ઉપયોગી માહિતી પૂરી પાડી માબાપોને આ બાબતમાં માર્ગદર્શક બની શકશે એવી અમને ખાત્રી છે.



ચાર પાંચ મિત્રો મુંબાઇથી મોટરમાં બેસીને લ્હેર મારવા નીકળ્યા હતા. પાછા ફરતાં મોડું થઇ ગયું અને ભુલમાં ઉંધે રસ્તે ચઢી ગયા. પેટમાં ભૂખ કકડીને લાગેલી પણ ખાવાનું સાધન મળે નહિ. દુનિયાના કયા ભાગમાં હતા તે જાણવાનું કશુંય સાધન ન હતું. એટલામાં તારાના આછા અજવાળામાં રસ્તાથી થોડે દૂર એક પાટીઉં દેખાયું. સર્વને આશા આવી કે એનાથી કયે રસ્તે જવું તે સમજાશે. "છગન ! જરા વાંચી આવ તો !" એક મિત્રે બીજાને કહ્યું. પોતે તસ્દી લેવા તૈયાર ન હતાં.

છગન ગાડીમાંથી ઉતરીને રોડાં ભાંગતો, લથડીઆ ખાતો કેટલીક મીનીટે પાટીઆ પાસે પ્હોંચ્યો અને આંખો તાણી તાણીને વાંચ્યું. થોડીવારે તે વીલે મોઢે પાછો ફર્યો. બધાએ એક સાથે આતુરતાથી પૂછ્યું: "શું લખ્યું છે ?"

"થાક ઉતારવા માટે વીલ્સનનો કોકો પીવો !" છગને જવાબ દીધો !

× × ×

"હું તમારા જમણા હાથ પર બેસું ?"

"ના. આ ખુરશી પર બેસો; મારે હમણાં લખવું છે !"

સ્ત્રી-કેળવણી સંમેલન—રાજકોટ.



બેઠેલાં: ગોંડલના યુવરાણી શ્રી રાજકુંવરબા ( સંમેલનના પ્રમુખ )
અને સૌ. મંગલાબ્હેન શ્રોફ ( સ્વાગત-પ્રમુખ ).
ઉભેલાં: સૌ. વિદ્યાલક્ષ્મી ત્રિવેદી અને બહેન પ્રેમલીલા મ્હેતા ( સંમેલનના મંત્રીઓ ).




## રસપૂર્ણિમા.

( રાસ )

નયણાં ભરી ભરી નિરખો, રસિલી ચંદ્રસુધા પથરાય,
મીઠડું હસી હસી ઝીલો, જગે નવ વસંત દર્શન થાય.

ખળખળ જળ સરિતાનાં વ્હેતાં,
ગીત સુમંજુલ ગાય;
પત્ર પત્ર નવ વૃક્ષ તણાં યે
રસભર ઝોલાં ખાય.

ટૂહૂ ટૂહૂ ટહૂકતી આજ, કોયલ ચિત્ત ચગાવી જાય,
મોઘા વસંતના સંદેશ, આતમ ભરી ભરી દે જાય.

સરસ સુમન નવ કેસુડાંનાં,
ખીલે—વસંત સુહાય;
સ્નેહ રંગ રસ ચેતન જગમાં,
ભરવા દિલ લલચાય.

ફુલડાં વીણી વીણી ખેલો, જીવન નવયૌવનથી છલકાય,
દૈયાં ભરી ભરી પીઓ, મીઠાં રસઅમૃત આ ઉભરાય.*

જ્યોત્સના શુકલ.

*" ઘૂંટડા ભરી ભરી પીઓ " એ રાગ.

卐 卐 卐

# ઉષા.

૧

આકાશે હિસતી હતી નવ ઉષા, આનંદથી ખેલતી,
સ્નેહે સાડી સુરંગી અંગ ધરતી શોભે વિધુનન્દિની;
ભાળી ભાસ્કરને સમીપ શરમે, રાતું કરી વક્ત્રને,
દીઠી દીઠી ન ત્યાં વિલુપ્ત થઇ એ, જાદૂ થયો શો અરે ?

૨

શોધી સિંધુ મહીં અને ગગનમાં, શોધી નદી નીરમાં,
શોધી જંગલ ઝાડપાન સઘળે, શોધી ગિરિખીણમાં,
શોધું ક્યાં નવલી ઉષા જગતમાં, દેખાય ના કો સ્થળે
શોધ્યે ના મળતાં નિરાશ થઇને, હૈયે વિમાસું હવે—

૩

શું એ નૂતન નારી શોધ કરતો જોવા પિયુને ચઢે ?
કે એ સૌમ્ય પ્રભા પ્રભાકરપ્રભામાં લીન થાતી હશે ?
વેઠાયો નહીં તાપ શું પિયુ તણો, તેથી છુપઇ હશે ?
તેજસ્વી પુરુષોથી દિવ્ય વનિતા શું ઝંખવાતી હશે ?

સૌ. જયમનગૌરી પાઠકજી

卐 卐 卐

# ાતૃત્વનો દિવ્ય અધિકાર.

લેખિકાઃ કુ. ચંદ્રિકા મોહનલાલ દવે.



કસરત નં. ૧. આ કસરતની ટેવ શરીરના અવયવોના પ્રમાણ લાભ આપે છે. ખાસ કરીને પગના સ્નાયુઓની વૃદ્ધિ માટે જરૂરની ઃ લાંબા સૂઇને પગ ઉંચા કરો પાછળ લઇ જવાથી આ જાતની કસર થાય છે.

તન્દુરસ્ત છોકરાંઓ હોવાં એ અત્યન્ત આ વિષયનો જરૂરનું છે અનાદર. એ વાત સૌ સ્વીકારે એવી . કોઇ પણ માતા એવું નથી ચ્છતી કે નિર્બળ, નિર્માલ્ય, ને માયકાંગલા જેવાં માણસો ગતમાં હોય તેમાં પોતાની રફથી ઉમેરો કરવો. દરેક મા- ાને એવી ઇચ્છા હોય છે જ કે ાતાનાં છોકરાંઓ સુંદર, મજ- ૂત અને માનવ જાતિના નમુ- ારૂપ બને.

અને છોકરાંઓની તન્દુરસ્તી માબાપ તરફથી મળેલા તન્દુરસ્તી- વારસાપર આધાર રાખે છે. સાધારણ રીતે મજબૂત સ્ત્રીનાં સંત નોજ તન્દુરસ્ત હોય છે. કોઇકવાર માતા તન્દુરસ્ત ન હોય છ બાળક તન્દુરસ્ત હોય એવું પણ બને છે, પણ એવા સંજોગો બાળકને મળેલી તન્દુરસ્તી તેના પિતા તરફની અથવા તેનાં આગ પૂર્વજો તરફની હોય છે. મોટે ભાગે છોકરાંઓ તન્દુરસ્તી ગર્ભાધાન વખતની માતાપિતાની શા ગિક સ્થિતિપર આધાર રાખે છે અને જ પહેલાંના આખા સમયમાં બાળકના આરોગ્યનો અ ધાર -બાળકની માતા આરોગ્ય ઉપરજ રહે આ કારણથી માતૃત્વ મહાન્ જવાબદારીનું ભ આપણને રહેવું જોઇ અને એ દશાને લગ અનર્થકારક વહેમ ભર્યા રિવાજોના બન્ધનમાં



કસરત નં. ૨. આ કસરત નં. ૧ ની પછી આવે છે. પગ ઢીલા કરો અને ઘુંટણ નીચે નાંખો. પછી ઘુંટણથી પ્હાની સુધીના પગ સીધા કરો.

પ્રજાકીય બળના રક્ષણનો આધાર તન્દુરસ્ત શરીરવાળી વ્યકિતઓ ઉપર છે એ તો આપણે બધાંજ કબૂલ કરીશું,



કસરત નં. ૩. આ "રોકીંગ એકસર- સાઇઝ" કહેવાય છે માંદા માણસ પણ એ કંઇ પણ નુકશાન વગર કરી શકે. ઘુંટ- ણની આસપાસ હાથ પકડો અને આગળ ને પાછળ ડોલો. પેઢુ અને વાંસાના સ્ના- યુઓ આથી મજબુત થાય છે.

મુકત થવું જોઇએ. આપણે આપણી સંસ્કૃતિ કેળવણીનું અભિમાન રાખીએ છિએ. આપણે આગગાજ વધીએ છિએ એવું આપણે ધારીએ પણ એ ધારણા ખોટી . ખરૂં જોતાં તો આપણે વધારે અગત્યની વસ્તુ- પર કંઇ વિચાર પણ નથી.



કસરત નં. ૪. સુતેલી સ્થિતિમાંથી પગ જમીનપર રાખીને શરીર ઉંચું આણો. બધા અવયવો ઢીલા રાખી વારંવાર આ પ્રમાણે કરો. આથી પેટુના સ્નાયુઓ મજબુત થશે.

ચારે આ વાત આપણા ાં આવે છે ત્યારે તો મને ખૂબ નવાઇ લાગે છે ટલી અગત્યની વાત હજી આપણા લક્ષમાં કેમ ન ? આની સ્થિતિનું કારણ કાઢતાં કંઇ વાર નથી લાગતી.

આ બાબતમાંજ ડાહ્યા માણસોએ પોતાનું ડાહ્યાપણું પૂરેપૂરૂં વાપર્યું છે માની પણ ન શકાય એટલી હદ સુધી માણસોને નુકસાન પહોંચાડયું ંદગીની ઉત્પત્તિના વિષયને એ લોકોએ મલિનતા અને નીચતામાં વીંટાળી ! એ લોકોએ દૈવી અને પવિત્ર વસ્તુને ન ધારી શકાય એટલું નીચ . આપી દીધું છે. એ મલિન બુદ્ધિ- અધમ લોકોએ યૌનિકવાત કરી



કસરત નં. ૫. "ખભા ઉપર ઉભા રહેવાની કસરત. ૩ જા અને ૪ થા નંબરની કસરતની સારી ટેવ પાડયા પછી શરૂ કરવી. શરીરને બેવડ વાળવા પછી ઘુંટણ માથાની ઉપર લઇ જઇને પગ લાંબા કરો. પછી પગ પાછા નીચે વાળો એ પ્રમાણે ચાલુ રાખો.



કસરત નં. ૬. પાંચમા નંબરની કસરત બરાબર આવડયા પછી પગને ઉપર નીચે અને બાજુઓ તરફ હલાવવા. એમ કરવાથી શરીરનું સ્વાભાવિક સમતોલપણું અને અવયવોનો પ્રમાણસર સંબંધ જળવાશે. સંગીત સાથે કરવાથી પ્રમાણબુદ્ધિ પોષાય છે.

ખુલ્લી રીતે ન કરી શકાય એવી પ્રથા ચાલુ કરી છે. એ વાત તો હંમેશાં ખાનગીમાંજ થઇ શકે અને હંમેશાં, કોઇ વિલાસને પોતાનામાં વીંટી દેતા કોઇ અગમ્ય અંધકાર માફક ગણવામાં આવે છે.

હાલની માતાઓની ખરાબ સ્થિતિને માટે આ દુર્બુદ્ધિવાળા લોકોજ જવાબદાર છે. આને પરિણામે સ્ત્રીઓની જીંદગીની આ વખતની જરૂરીયાતના સંબંધમાં લોકો ઘણું થોડુંજ જ્ઞાન ધરાવે છે.

પુરુષો પત્ની તરીકે 'નિર્દોષ' સ્ત્રીઓને શોધે છે. ચંચળતા અને નિર્દોષતા એ બે સાથે રહેતા ગુણો છે. અને જ્યારે 'નિર્દોષતા' ને માટે આપણે 'અજ્ઞાનતા' શબ્દ વાપરીએ ત્યારે આપણને કંઇ જુદુંજ લાગે છે. આપણું ભુતકાળનું સાહિત્ય 'નિર્દોષ' અને નબળી સ્ત્રીઓનાં ઘણાં વખાણ કરે છે. તે વખતના વીર પુરુષો 'નબળી' સ્ત્રીઓનું રક્ષણ કરીને રાજી થતા. એ લોકોએ આવી જ્ઞાનમાં નબળી સ્ત્રીઓના કરતાં તો કોઈ શરીરે નબળી, હમેશાની માંદલી સ્ત્રી શોધી કાઢી હોત તો તેઓ ઓછા દુઃખી થાત. આ જાતનાં લગ્નનો ખરેખરો અનુભવ મળવા છતાંયે હાલના લોકો સ્ત્રીઓને યૌનિકજ્ઞાન તો આપતા નથીજ.



કસરત નં. ૮ આ કસરતનો ઉપયોગ નં. ૭ ની કસરતના જેવોજ છે. વાંસામાં અને પેઢુના સ્નાયુઓમાં શક્તિ આવ્યા બાદ હાથના ટેકાની જરૂર નાબૂદ થયા પછી આ કસરત થાય છે. આ સ્થિતિમાં પગને ઉંચા લંબાવવા, અથવા માથા પર થઇને જમીન તરફ વાળવા અથવા તો ઘુંટણને જમીન ઉપર ઢાળવા.

* * *

કેટલીકવાર સારે નસીબે આવી અજ્ઞાન અને



કસરત નં. ૭ નંબર ૩ ની કસરત કરત કરતાં જમીનપર હાથ અને ખભા મૂકીને શરીર આ આકૃતિની સ્થિતિમાં રાખવા પ્રયત્ન કરવો તેમ કરવામાં જો ગરદન ઉપર ખમી શકાય કરતાં વધુ ભાર આવતો લાગે તો ન કરવી સાધારણ શક્તિ અને સ્નાયુઓનો કાબુ મેળવવ અને ખાસ કરીને ગર્ભાશયભ્રષ્ટ અંગોના સુધાર માટે આ કસરત ઉપયોગી છે.

નબળી માતા પોતાના પૂર્વજો તરફથી મ ળેલી આરોગ્યની સમૃદ્ધિને પરિણામે સાધારણ રીતે જેને તન્દુરસ્ત કહી શકાય એવા બાળકને જન્મ આપે છે; પણ હેતાળ સ્ત્રી તરીકે તે લગ્ન પછી થોડા વખતમાંજ તે નિષ્ફળ નીવડે છે. પતિને વશ રાખવા જેટલું ચારિત્ર્યબળ તેનામાં હોતું નથી. થોડાજ વખતમાં પતિ તેનાથી કંટાળે છે, અને તે 'ત્યજાયલી' જેવી બની જાય છે. ત્યાર પછીનાં વર્ષોમાં તે તેણે તેનાં સંતાનોને વધતાં જોઇનેજ સંતોષ માનવાનો હોય છે. પતિની સાથેનું હેતાળ સ્ત્રી તરીકેનું સહજીવન તો એ બિચારીને સદાને માટે ભુતકાળનીજ વસ્તુ બની રહે છે

**માતૃત્વની ભાવનાનું ગૌરવ.**

હાલના વખતમાં માતૃત્વના મહાન આદર્શ તરફ ભાર મૂકવાની ખાસ જરૂર છે. માત થવાનો દૈવી હક જેને મળ્યો હોય તેને આપણે માન આપવું જોઇએ.

ધિક્કાર છે એ મા-
ત્વ જેવા પવિત્ર પદને
ંધકાર રૂપી ખાડામાં
ભડાવી પાડનારા,
નુષ્યરૂપમાં વસેલા
ાક્ષસોને ! તેઓ અંદ-
રથી તેમજ બહારથી
હજ અપવિત્ર છે.
જરૂર પડે તો કારબો-
લિક એસિડની મદદથી
ણ એ લોકોની ગંદ-
રાડ તો દૂર કરવીજ
જોઇએ.



કસરત નં. ૯. ખુરસી પર ટટાર બેસો અને ગરદન પાછળ બને હાથના આંગળાઓ એકમેકમાં ભેરવો. શરીરને ગોળ ફેરવીને સામી બાજુએ ખુબ નમો કે જેથી તમારું માથું જમણા પગના ઘુંટણની જમણી બાજુએ બને તેટલું આવે પાછા ટટાર બેસો અને શરીરને બીજી દિશામાં વાળો. બાજુએ નમીને તમારું માથું ડાબા પગના ઘુંટણની દિશામાં બને તેટલું લઇ જાઓ.

દરેક છોકરીને ઘણી
ાની ઉમ્મરમાં શીખવવું જોઇએ કે એક
દિવસે તે માતા થશે, અને જેમ જેમ
ે ઉમ્મરમાં વધતી જાય તેમ તેમ તેણે
ેલા બધા સવાલોના બરાબર જવાબ
મળવા જોઇએ. એ પ્રમાણે તેના
ર હૃદયમાંથી ઉદ્‌ભવતા પ્રશ્નોનું



કસરત નં. ૧૦. માથા પાછળ લાંબા હાથ
થી જમીન પર ચત્તા સુઓ; એક ઝોલ્કા
ે હાથના કાંડા ઉપર લાવો, ઘુંટણ સીધા
ો ધીરે ધીરે બેઠા થાઓ અને પગના
ગાને પકડવાનો પ્રયત્ન કરો. જો આંગળાને
ી ન શકાય તો બને તેટલા હાથ આગળ
ાવો. એમ વારંવાર કરો.



કસરત નં. ૧૧. જમીન પર ઉંધે માથે હાથને છાતી તળે દાબીને સુઓ. પછી ડાબો પગ બને તેટલો ઉંચો કરો અને ઘુંટણ સીધા રાખો. એમ કર્યા બાદ માથું જરાક ફેરવીને તમારા પગ તરફ ઉંચે નજર કરો. પાછા મૂળ સ્થિતિમાં શરીરને લાવો અને જમણા પગને અને

વાન કરવું એમાં નથી કોઇ જાતની નીચતા અને નથી કોઇ જાતની ગૌરવહાની.

**એ આદર્શનું પ્રાણ- કોને શિક્ષણ.**

માતૃત્વ એ એક એવો વિષય છે કે જેનો આપણે પૂરતા માન સાથે વિચાર કરવો જોઇએ. કોઇ પણ પ્રજાએ જો અવનતિ કે વિનાશમાંથી બચવું હોય તો એ વિષય તરફનું પોતાનું વલણ તેણે બદલવું જોઇએ.

ઘણી છોકરીઓ યૌવનના આરંભથીજ એમ દૃઢ માન્યતા રાખે છે કે 'અમે કદી માતા થઇશુંજ નહીં.' એઓને એવી રીતનું શિક્ષણ આપવામાં આવ્યું હોય છે કે તેઓ એ સંબંધી વિચારો અને એની સાથે રહેલી જવાબદારીઓને ધિક્કારે છે. આવી છોકરીઓને માતૃત્વની જરૂરીયાતનું કંઇ ભાન નથી હોતું. એ લોકોને ખ્યાલ પણ નથી હોતો કે પોતા નીજ શરીર-સ્થિતિ તેની સઘળી નિર્બળતા અને ખોડખાંપણો સાથે તેનાં ભાવિ સન્તાનોમાં સંક્રાન્ત થયા વગર રહેનાર નથી.

જ્યારે આપણે પુરેપુરાં સુધરીશું ત્યારે દરેક છોકરી ભાવિ માતૃત્વનો આનન્દથી વિચાર કરશે. તે વખતે માતૃત્વ એક ફરજ નહીં ગણાય, પણ એક દૈવી હક ગણાશે.

**પરિપાકનું ધ્યેય.**

માતા જે બળ અને સૌન્દર્ય પ્રાપ્ત કરશે તે તેના બાળકમાં દ્વિગણું ઉતરશે અને એ વિષયનું સારું તથા શાસ્ત્રીય પદ્ધતિનું શિક્ષણ મેળવી, ભવિષ્યના બાળકને સ્ત્રી પોતાના કરતાં પણ વધારે સારૂં બનાવી શકશે. આ વિચારપ્રણાલી સ્વીકારતાં પ્રજાને કેટલો ફાયદો થાય તેનો ખ્યાલ કરો! એ વિચારપ્રણાલીને પરિણામે માતાઓ સમર્થ, વિશ્વાસપાત્ર, સુન્દર સ્ત્રીઓના નમૂનારૂપ થશે. એ વિચાર પ્રણાલીને પરિણામે આપણે, મનુષ્યો એ ઇશ્વરની પ્રતિકૃતિ છે, એમ માનીશું, કારણ કે તે વખતે મનુષ્યોની પ્રતિકૃતિ દૈવી ચારિત્ર્યબળવાળી થશે. એ વિચાર પ્રણાલીને પરિણામે સ્ત્રીઓ અને પુરૂષો એવાં સુદૃઢ અને સર્વાંગસુન્દર થશે કે વીનસ અને એપોલો પણ એની સરખામણીમાં ઘણા નીચા લાગશે.

આધુનિક સંસ્કૃતિમાં રહેલી મોટામાં મોટી ખોડ એ છે કે વર્તમાન કેળવણીને પરિણામે માતૃત્વ તરફ છોકરીઓનું વલણ ક્ષુદ્ર અનાદરવાળું હોય છે. આ વખતે લોકો નિર્દોષ અથવા અજ્ઞાન નથી હોતા, પણ જે શિક્ષણ મળે છે તે બરાબર નથી હોતું.

હાલના યુવાનો મોજમજા પાછળ ઘેલા બને છે. એ લોકો જીંદગીના પરપોટાથી મદમસ્ત બને છે. અવર્ણ્ય આનન્દ કે જે એઓને જીવનમાં મળશે તે વિષે તેઓને ઘરમાં તેમજ શાળામાં શીખવવામાં આવતું નથી.

જેઓ માત્ર મઝાજ મેળવવાની આશા રાખે છે તેઓ ઘણું ખરૂં નિષ્ફળ જાય છે. જીન્દગીનું સાચું સુખ કંઇ ટુંકા રસ્તાઓની શોધખોળ કર્યાથી મળતું નથી, પણ ઉંચા ગુણોની મદદવડે તમારા આદર્શો સિદ્ધ કરવાથી તમારી ઉચ્ચતર ભાવનાઓને સફળ કરવાથી મળે છે. ખોટે રસ્તે ગયેલા યુવાનો જ્યારે ટુંકા રસ્તાઓની શોધખોળ વડે જીન્દગીનું સુખ ભોગવવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેઓ તે સુખ મેળવી શકતા નથી. એટલુંજ નહીં પણ આત્માને તૃપ્તીથી ભરી નાંખનારો થનથનાટ, જેનાપર તેમનો કુદરતી હક છે, તે પણ તેઓ ગુમાવે છે. એઓ જીવનના ફળને પાકું થાય ત્યાર પહેલાંજ તોડવાનો પ્રયત્ન કરે છે. લીલા સફરજનો ભુખ્યા આત્માને તરતને માટે શાન્તિ આપે છે, પરન્તુ તેની પાછળની અસર ઘણી ભયંકર નીવડે છે.

દરેક યુવાન સુન્દર, સ્વાવલંબી, સમર્થ અને બળવાન વ્યક્તિવાળા પરિપાકના કાળની

અપેક્ષા રાખે એવી રીતનું શિક્ષણ તેને ગાળવું જોઇએ. ભાવિ પ્રજાની શક્તિઓનો મુખ્ય આધાર માતાપર રહેશે છે. જો માતાઓ પોતાની ફરજો બજાવવાને બરાબર શક્તિમાન ન થાય તો આપણી ભાવિ પ્રજા તે 'માઇ-કાંગલાંઓની પ્રજા' બની જશે.

* * *

**માતૃત્વ માટેની તૈયારી.**

માતૃત્વને બરાબર વિગતવાર સમજવાની જરૂર છે. એ માતૃત્વ તરફ યોગ્ય આદરથી જોતાં આપણે શીખવું જોઇએ. દરેક છોકરીએ માતૃત્વને પોતાનો દૈવી હક ગણવો જોઇએ. એનું જીવન આ મકાન બનાવવાની તૈયારીના એકજ વિચારમાં એણે ગાળવું જોઇએ.

ઉગતી છોકરીઓને યોગ્ય આદર્શો શીખવવા જોઇએ કે જેથી એઓ ઉચ્ચતર જીવન ગાળી શકે અને ચારિત્ર્યના બળવાળી થાય. એ શિક્ષણને પરિણામે જીવનની અમૂલ્ય શક્તિઓને વેડફી નાંખનારા આધુનિક જીવનનાં ક્ષુદ્ર આનન્દોથી દૂર દૂર કોઇ ઉંચા આનન્દની એઓને અપેક્ષા રહેશે. એઓ મન અને શરીર બંનેમાં મજબુત થશે, અને અસલના જીવનના જેવું સુખી કુટુંબજીવન ફરી શરૂ થશે.

માતૃત્વના આદર્શ તરફ જે બેદરકારી હાલમાં બતાવવામાં આવે છે તે દૂર કરવાને કંઇ પણ પ્રયત્ન કરવો જોઇએ. જે જે માણસ આ અજ્ઞાનથી ભરેલા વાતાવરણમાં ઉછર્યો હોય છે તેને તેની પોતાની ભૂલને પરિણામે ઘણું ખમવું પડ્યું છે અને પડશે. આપણે ઘણી જગ્યાએ લગનના દુઃખોની વાત સાંભળીએ છીએ. આ દુઃખનું જે મૂળ કારણ તેનો કંઇક ઉપાય આપણાથી થઇ શકે એમ નથી?

છોકરીઓને બરોબર શિક્ષણ અપાતું નથી એજ આ દુઃખનું મૂળ છે. આપણે એ મૂળનેજ નાશ કરવો જોઇએ. છોકરીઓને આપણે બરાબર કેળવણી આપવી જોઇએ. માનવ શરીરની પવિત્રતા તેઓએ સમજવી જોઇએ. પોતાના શરીરની સ્વસ્થતાને લગતા અતિ મહત્વના સિદ્ધાન્તો તેઓએ જાણવા જોઇએ. માતૃત્વ અને તેને લગતી પ્રવૃત્તિઓને જીવનની તૈયારી માટેની સાધનસામગ્રીમાં યોગ્ય સ્થાન આપતાં ત્યારેજ તેઓ શીખશે, અને જીવનના એ મહાન સત્યોનો અનાદર કર્યાનાં આત્મઘાતક પરિણામો હાલના સંસારમાં ઠેરઠેર આપણી નજરે પડે છે તે પણ ત્યારેજ અદૃશ્ય થશે.

* * *

**કેટલીક કસરતો**

પ્રજાના સામર્થ્યને માટે જરૂરનું છે કે માતાઓ પોતાની તન્દુરસ્તી સાચવવાતરફ અને શારીરિક વિકાસ તરફ યોગ્ય લક્ષ આપે. એ વિકાસ સાધવામાં ઉપયોગી થઇ પડે એવા હેતુથી આ સાથેની કસરતો એ વિષયનાં એક અનુભવી અમેરિકન સ્ત્રી તરફથી સૂચવવામાં આવી છે.

નોંધ-પ્રસિદ્ધ ઉસ્તાદ બર્નાર મૅકફૅડનના 'ફિઝિકલ કલ્ચર' માસિકમાં આવેલા એક અગ્ર લેખનું અત્રે ભાષાંતર કર્યું છે. કસરતો પણ એજ માસિકમાં બતાવ્યા મુજબ સમજવી છે.

ચંદ્રિકા દવે.




લેખિકા: બ્હેન. જ્યોત્સ્ના શુકલ.

## પ્રવેશ ૧ લો.

( સ્થળ: જ્યોતિના ઘરનું દિવાનખાતું. જ્યોતિ ને નરેંદ્ર ચહા પીતા બેઠા છે )

જ્યોતિ—આજે તો ત્હારે આવવુંજ પડશે.

નરેંદ્ર—પણ એવું આજે છે શું ?

જ્યોતિ—અમારી લગ્નતિથિ છે. આજ જમવા આવ્યા વિના નહીં ચાલે.

નરેંદ્ર—એમ છે ? ત્યારે તો જરૂર આવીશ. ત્હારાં સાસુજી પણ તેથીજ આવ્યાં હશે કેમ ?

જ્યોતિ—ના રે, એમ કંઇ આવે એવાં નથી. એ તો રમેશ સાથે રિસાઇને આવ્યાં છે. મધુરી કહે છે કે થોડે થોડે દહાડે એમને ભાઇ સાથે કંઇ તકરાર થાય છે ને રિસાઇ જાય છે. આ વખત અહીં ચાલ્યાં આવ્યાં છે. સારૂં થયું, મધુરી હજી બાળક છે, ઘરમાં મ્હોટું કોઇ છે નહીં એટલે ઠીક પડશે.

નરેંદ્ર—કેમ, ત્હારા મામાજી છે ને ?

જ્યોતિ—મામાજી છે, પણ એ કંઇ ઘરમાં ધ્યાન આપે છે ? એ ભલા ને એમની ગીતા ભલી

નરેંદ્ર—ત્યારે હવે ત્હમારા ઘરનો કારભાર વધારે સરળ ચાલશે એમજ ને ?

જ્યોતિ—એમાં વળી પૂછવાનું શું ? મધુરી જેવી પત્નીનો સહવાસ અને ઘરની કંઇ ચિન્તા નહીં પછી સુખ તો જીવનમાં ભર્યું સમાયું નહીં રહે. પણ એ બધું શાને લીધે એ જાણે છે ? લગનને લીધે. ને તેથીજ હું ત્હને રોજ કહ્યા કરૂં છું કે મેના સાથે...

નરેંદ્ર—હશે, એ વાત પછી નિરાંતે કરીશું.

જ્યોતિ—વારૂ. પણ નરેંદ્ર, મેનાએ એક એક રેશમનો ગાલીચો એવો સુંદર ભર્યો છે, તેમાં અમારી છબી મૂકવાની છે અને આજે અમને તે ભેટ આપવાની છે. એવી લુચ્ચી છોકરી છે-અમને એ વિષે જરા જણાવ્યું પણ નથી, એ તો કાલે અકસ્માત્ મ્હેં જોઇ લીધો. ને મધુરી તો હજી પણ એ વાત જાણતી નથી. પણ જો જે તું કોઇને કહી ન દેતો, મધુરીને ન કહેવાનું મેનાએ વચન લીધું છે.

( મધુરી આવે છે )

*જ્યોતિ—કેમ, બા ઉઠયાં ?*

મધુરી—હા, હમણાંજ ઉઠી.

નરેંદ્ર—ત્હમને તો મઝા થઇ કેમ ભાભી ! ઘરની ખટપટ બાને સોંપીને ત્હમે હવે આ સમાજ ને પેલી સભા ને સંગીત ક્લાસ ને ગરબા પાર્ટિમાં મચ્યાં રહેજો. બાકી વખત રહે તો કવિતાઓ લખજો. ખરૂં ને ?

( દિનુ મામા હાથમાં ગીતા લઇને આવે છે )

દિનુમામા –કેમ ચંડિકા કાકી ઉઠયાં ?

મધુરી—હા, આ અહીંજ આવે છે.

( ચંડિકા આવે છે )

જ્યોતિ—કેમ બા, રાતે ઉંઘ બરાબર આવી હતી ને ?

ચંડિકા—શા માટે ન આવે ? મુડદા જેવી આખી રાત પડી હતી.

(દિનુમામા તરફ આંગળી કરીને) આ કોણ ?

જ્યોતિ—મામાજી. કેમ ભુલી ગયાં ?

દિનુમામા—કાકી, લગ્નમાં મ્હને નહોતો જોયો ? હું આવ્યો હતો.

ચંડિકા—આવ્યા હશો, મ્હને એવું બધું યાદ નથી રહેતું. ( જ્યોતિને ) ને એ અહીંજ રહે છે કે શું ?

નરેંદ્ર—( સ્વગત ) સાસુજીના અમલની શરૂઆત તો સારી થાય છે !

મધુરી—હા બા, મામાજી અહીંજ રહે છે,

( દિનુ મામા ગીતા વાંચતા ચાલ્યા જાય છે )

ચંડિકા—( નરેંદ્ર તરફ જોઇને ) આ કોણ ! એ પણ અહીં રહે છે ?

જ્યોતિ—એ મ્હારો મિત્ર છે, એને પોતાને ઘેર રહે છે.

નોકર—( પ્રવેશ કરીને ) મેના બ્હેન આવ્યાં છે.

મધુરી—ત્હેને અહીં મોકલ, જા (જાય છે)

ચંડિકા—( સ્વગત ) આ મેના બ્હેન વળી કોણ હશે ? અહીં બધાં ભાઇ ને બ્હેન બહુ આવતાં લાગે છે.

( મેના આવે છે )

મેના—કેમ મધુરી બ્હેન ! ત્હમારાં બા આવ્યાં છે તે ક્યાં છે ?

ચંડિકા—( સામી જઇને ) આ રહી, હું એની મા થાઉં. સમજી છોકરી ? જોઇ લે બરાબર ! ( સ્વગત ) કુટડી દેખાય છે.

( મેના ગભરાઇને જ્યોતિના સામું જોય છે. જ્યોતિ નીચું જોઇ દે છે, ને નરેંદ્ર ટેબલ પરથી વર્તમાનપત્ર લઇ વાંચવાના મિષે હસે છે ).

જ્યોતિ—( મધુરીને ) મેનાને ચહા નથી પાવી ? ( મધુરી અંદર જાય છે )

ચંડિકા—( સ્વગત ) ચહા ! ચહાની ધાંધલ પણ અહીં ખૂબ લાગે છે. ઉઠતાં બેસતાં તો કહે ચહા.

જ્યોતિ—( ધીરેથી મેનાને ) આશ્રમમાંથી ક્યારે આવી ?

મેના—( ધીરેથી ) હમણાંજ આવી. બાએ કહ્યું કે ત્હમારાં સાસુજી આવ્યાં છે એટલે તરત અહીં આવી.

જ્યોતિ—ગાલિચો પૂરો થયો ?

મેના—હા, પછી બતાવવા લાવું છું.

જ્યોતિ—કેમ, મ્હારાં સાસુજીને જોયાં ને ?

મેના—જોયાં. ( બન્ને હસે છે. )

ચંડિકા—( સ્વગત ) હાય મા ! મધુરીને અંદર મોકલીને આ બે કેવા ઠઠ્ઠા મશ્કરી કરે છે ! અહીંના ઢંગ કંઇ સારા નથી લાગતા. મ્હારે બારીક નજર રાખવી પડશે.

( મધુરી આવે છે )

મધુરી—મેના, ચાલ અંદર. બા તું પણ હવે ન્હાઇ લે ચાલ.

ચંડિકા—હા બ્હેન, ચાલ. ( ત્રણે જણ અંદર જાય છે ).

જ્યોતિ—નરેંદ્ર, મ્હારૂં માને તો હવે જલ્દી નિશ્ચય કરી નાખ. મેનાને સમજાવવાનું હું માથે લઉં છું.

નરેંદ્ર—એ વિષે આપણે પછી વાતો કરીશું. હમણાં તો હું જરા જઇ આવું.

જ્યોતિ—ચાલ, મ્હારે પણ એક બે જણને આમંત્રણ આપવા જવું છે. સાથેજ જઇએ. ( બન્ને જાય છે ).

---

### પ્રવેશ ૨ જો.

( દિનુમામા પોતાના ઓરડામાં એક ગાદી પર બેઠા છે અને ગીતાજી વાંચે છે. )

દિનુમામા—(ગીતાજી મૂકી દઇને સ્વગત) હવે ન્હાઈ લઉં, બહુ મોડું થયું.

( ઉઠીને ઉભા થાય છે એટલામાં ચંડિકા સ્નાન કરીને ત્યાં આવી પહોંચે છે )

ચંડિકા—( સ્વાગત ) છોકરીના હિતને માટે આ બાબતમાં માથુ માર્યા વિના ચાલે એમ નથી. આને કંઇ ખબર હોય તો પૂછી જોઉં.

( પ્રગટ ) દિનુમામા ! ત્હમારૂં નામ દિનુમામાજ છે ને ?

દિનુમામા—હા કાકી.

ચંડિકા—કાકી બાકી મ્હને કહેશો નહીં. નામ દઇને બોલાવતાં શું થાય છે ?

દિનુમામા—( સ્વાગત ) પ્રત્યક્ષ ચંડિકાનોજ અવતાર !

ચંડિકા—હું એમ પૂછું છું...બેસો તો ખરા—હું એમ પૂછું છું.

દિનુમામા—સ્નાન સંધ્યાનો વખત થયો. પરવારીને આવું છું.

ચંડિકા—અત્યારમાં સ્નાન સંધ્યા કરીને શું કામ છે ! સ્નાન ને સંધ્યા કરીને જમવાનુંજ છે ને ! તે અત્યારમાં કોણે પીરસી મૂક્યું છે ! બેસો, હું એમ પૂછું છું કે પેલી કોઇ મેના આવી હતી તે અહીં રોજ આવે છે ?

દિનુમામા—કોણ મેના ? હા, રોજ આવે છે.

ચંડિકા—રોજ ? શા માટે—અહીં શા સારૂ આવે છે ?

દિનુમામા—કેમ, પડોશના શાંતા બ્હેનની એકની એક છોકરી; અનાથ બાલિકાશ્રમમાંથી રવિવારે ઘેર આવે ત્યારે અહીં ન આવે તો બીજે ક્યાં જાય ?

ચંડિકા—એમ ? પણ જ્યોતિભાઇનું ને મધુરીનું ઠીક ચાલે છે ને !

જ્યોતિ—ઠીક ? આથી તે કેવું ઠીક હોય ? મૂર્તિમંત રામસીતાનું જોડું છે.

ચંડિકા—હશે, પણ માના હૃદયને ચિન્તા થયા વિના કાંઇ રહે ? હું એમ પૂછું છું કે આ મૂઇ મેના રોજ આવે છે તે જ્યોતિભાઇને ને એને કંઇ...

દિનુમામા—( ગુસ્સાથી ઉઠીને ઉભા થઇ જાય છે ) કોને ? જ્યોતિને ને મેનાને ? ચંડિકા બ્હેન આ શું બોલો છો ?

ચંડિકા—ગુસ્સે ન થશો. મધુરી ને રમેશ એ બે છોકરાંના હિતને માટે હું જીવન ધારણ કરી રહી છું. રમેશ કપુત નીકળ્યો ને વહુનું ઉપરાણુ લઇ મ્હને ધૂળ ભેગી કરી, ત્યારે હું અહીં આવી. મ્હેં ધાર્યું કે છોકરીનું સુખ જોઇને બાકીના દિવસ પૂરા કરીશ. પણ એનોજ સંસાર સડેલો હોય તો જીવ્યામાં સાર શો રહ્યો ? બેસો જરા, ત્હમેજ વિચાર કરો; હું એમ પૂછું છું કે ત્હમે કહો છો તેમ એ બેનો સંસાર સારો ચાલતો હોય તો એમના એ સુખમાં ત્રીજા માણસનું સાલ શા સારૂ જોઇએ ?

દિનુમામા—સાલ શાનું ? ત્હમે અહીં રહેશો તો ઉલટો બધાંને આનંદ થશે, ત્હમે કંઇ પારકાં છો ?

ચંડિકા—કોણ હું પારકી ? હું શું મ્હારે માટે કહું છું એમ ?

દિનુમામા—ત્યારે કોને માટે ?

ચંડિકા—કોને માટે ? ત્હમારા સિવાય બીજા કોને માટે હોય ? શું હું પારકી ? મ્હેં એને જન્મ આપ્યો, એનું હિતાહિત હું નહીં જોઉં તો બીજું કોણ જોશે ?

દિનુમામા—ત્હેની હું ક્યાં ના પાડું છું ? ત્હમારે ત્હમારી છોકરીનું હિત જોવું જોઇએ, અને મ્હારે મ્હારા ભાણેજનું હિત જોવું જાઇએ. ચંડિકાબ્હેન, ત્હમે અહીં સુખેથી રહો, બધાંને એથી આનંદ થશે. અને જ્યોતિને છોડીને હું પણ ક્યાં જવાનો છું ? એના વિના મ્હને ચાલે એમ નથી અને મ્હારા વિના એને ચાલે એમ નથી. જ્યોતિ ને મધુરી મ્હારાથી કંટાળવાનાં નથી સમજ્યાં ? ( ગાદી પર તકીઆને અઢેલીને બેસે છે )

ચંડિકા—એટલે ત્હમે અહીં રહેશોજ એમ ?

દિનુમામા—( સ્વગત ) દામિની આટલી કંકાસી હતી તો યે હું ત્હેનાથી કોઇ દિવસ ડર્યો નથી, ત્હેના મરણને આજે પંદર વર્ષ થયાં; ત્યારથી હું અહીંઆં રહું છું તે આના કહેવાથી જવાનો છું કે શું ? ( ગીતા વાંચવા માંડે છે )

ચંડિકા—કેમ દિનુમામા! બોલતા નથી ? ત્હમને જાઓ એમ સ્પષ્ટ કહેવું પડશે ? (દિનુમામા નીચું જોઇ શ્લોક બોલ્યા કરે છે) આમ ચાળા શું કરો છો ! આવી વાત સ્પષ્ટ કહેવી પડે એમાં ત્હમારી શોભા નથી: આટલું ત્હમને નથી સમજાતું ! ( દિનુમામા આંખો બંધ કરી બેસે છે ) આ હું ત્હમને આટલું સમજાવીને કહું છું, બીજું કોઇ હોય તો જોવા જેવું થાય સમજ્યા ? ( સ્વગત ) ડોશો ગભરાયો લાગે છે. ન ગભરાય તો જાય ક્યાં ? કે મૂઓ ઉંઘી ગયો ? અરે રામ ! ખરેખરજ ઉંઘી ગયો છે.

( દિનુ મામાને ઢંઢોળીને કાન પાસે મ્હોટેથી ) કેમ–ઉંઘી ગયા ?

દિનુ મામા—કેમ રે રાક્ષસી ! શું છે– બરાડા કેમ પાડે છે ? ( આંખ ઉઘાડીને ) કોણ–ચંડિકા કાશી ત્હમે છો ? મ્હેં ધાર્યું કે મ્હને સ્વપ્ન પડયું છે ને મ્હારી ઘરવાળી મ્હારી સાથે લઢે છે. ( હસીને ) મ્હને હજીયે ત્હેનાજ ભણકારા વાગ્યા કરે છે. કોઇ બરાડા પાડે કે તે લડે છે એમ થાય.

ચંડિકા—ચૂપ મૂઆ ! મ્હને રાક્ષસી કહી ? હું રાક્ષસી–હું–હું ? આ ઘરમાં ઉભો ન રહેવા દઉં જોજે.

( નરેંદ્ર દોડતો દોડતો આવે છે. )

નરેંદ્ર—કેમ બા ! શું થયું ?

ચંડિકા—( નીચે બેસી જઇને કપાળ કૂટતાં ) થાય શું ? આ ડોસાની ગાળ ખાવા હું અહીં આવી છું કે શું ? તે યે આવે સપરમે દહાડે ?

નરેંદ્ર—મામાજી ! શું થયું ?

દિનુમામા—જરા આંખ મળી ગઇ હતી, મ્હેં ધાર્યું કે મ્હારા ઘરવાળી બરાડા પાડે છે તેથી...

ચંડિકા—હું રાક્ષસી ? આ ઘરમાં પાણી પીવા ઉભી ન રહેત, પણ મ્હારી છોકરીનું હિત સાચવવું જોઇએ તેથી રહું છું. ને ત્હેમાં આવો સપરમો દહાડો...

નરેંદ્ર—મામાજી ! ત્હમે બ્હાર ચાલો.

( દિનુમામા ને નરેંદ્ર જાય છે. )

ચંડિકા—એ મૂઆને અહીંથી કાઢું તો જ મ્હારૂં નામ ખરૂં. પણ પહેલાં આ મેના- ની તપાસ કરૂં. એમાં જરૂર કંઇ કાળું હશે. ( મધુરી આવે છે ) બ્હેન ! બેસ, હું પૂછું ત્હેનો ખુલ્લા દિલે મ્હને જવાબ આપ. ત્હારો સંસાર કેવો ચાલે છે ?

મધુરી—( હસીને ) કેવો એટલે ?

ચંડિકા—ત્હમને બેને સારૂં બને છે કે નહીં ? ત્હને કોઇ જાતની ચિન્તા તો નથી ? ત્હારૂં મન સંતોષી છે ? જ્યોતિ ભાઇ સીધા ચાલે છે ?

મધુરી—( વધારે હસતી ) આવું તે પૂ- છવાનું હોય ?

ચંડિકા—ત્હારો સંસાર સુખી છે કે નહીં એ મ્હારે જાણવું ન જોઇએ ?

મધુરી—પણ ત્હનેજ તે દેખાતું નથી ! સંસાર આથી તે કેવોક સુખી હોય ? મ્હારા જેવી સુખી સ્ત્રી...

ચંડિકા—વારૂં હશે. અને ચાકર માણસો ત્હારી આજ્ઞામાં રહે છે ? મ્હને એ વિષે શંકા છે.

મધુરી—હા, માણસો પણ જોવા જોઇએ એવા છે.

ચંડિકા—અને પેલી મેના ? એ અહીં બહુ આવે છે તે સારૂં નહીં હોં.

મધુરી—કેમ ? એની સાથે તો મ્હને બહુજ બને છે.

ચંડિકા—કારણ કે તું ભોળી છે. ત્હેને દુનિયાના કાવા દાવાની ખબર નથી. એની આ ટાપટીપ ને નાચ નખરાં મ્હને તો બા નથી ગમતાં.

મધુરી—નાચ નખરાં વળી શું ?

ચંડિકા—તું કેટલી અજ્ઞાન છે ? અરે ! એ તો થોડીવાર પર તારા વર સાથે એવી હસી હસીને વાતો કરતી હતી, કે જાણે કોઇ...

મધુરી—તેમાં શું ? વાત ન કરે ?

ચંડિકા—તેમાં શું ? છોકરી, ત્હારા વરનાં ને એ મેનાનાં લક્ષણ સારા નથી સમજી ? એમાં કંઇ પણ કાળું પીળું છે એમ ખાત્રીથી માનજે. મ્હેં કાનોકાન બધું સાંભળ્યું.

મધુરી—તું શું કહે છે ?

ચંડિકા—ખોટું કહું છું એમ ?

મધુરી—હું એમને પૂછી જોઇશ. મ્હારાથી કોઇ વાત એ છૂપાવતા નથી.

ચંડિકા—ગાંડી છે કે શું ? આવી વાતો પુરુષે કોઇ દહાડો સ્ત્રીને કહી છે ? પણ જો, એજ અહીં આવે છે. તું અંદર જતી રહે, હું એની સાથે વાત કરી જોઉં.

( જ્યોતિ આવે છે. )

જ્યોતિ—કેમ, ત્હમને બન્નેને શું થયું છે ? આમ ઉદાસ કેમ છો ?

મધુરી—( આડું જોઇને ) છો રહ્યાં અમે ઉદાસ. ( જતી રહે છે ).

જ્યોતિ—પણ થયું શું ?

ચંડિકા—નાદાન છે, હોય. ધીમે ધીમે બધું સમજશે. પણ તમારે એની ઇચ્છાઓ પુરી ન જોઇએ ? એનાં સુખ દુખ...

જ્યોતિ—એની કઇ ઇચ્છાઓ મ્હેં નથી પૂરી ? એને કઇ વાતનું દુખ છે ?

ચંડિકા—હોય એ તો. હજી નાદાન છે. ( સ્વગત ) વાત ઉખાડવાની હિંમતજ નથી ચાલતી.

( નોકર આવીને જ્યોતિના કાનમાં કંઇ કહે છે ).

જ્યોતિ—( નોકરને ) વાર, જા હું આવું છું.

ચંડિકા—આ અહીંના બધા નોકરો છેક અસભ્ય ને મૂર્ખ છે.

નોકર—બા, અમે શું કર્યું ?

જ્યોતિ—કેમ અક્ષ્યા ?

નોકર—ના શેઠ, અમે કંઇ નથી કર્યું.

જ્યોતિ—જો, બાની મરજી વિરૂદ્ધ કોઇએ કંઇ પણ કર્યું છે તો ત્હમે ત્હમારી વાત જાણો. ( સ્વગત ) સાસુજીએ અમલ ઠીક ચલાવવા માંડયો છે ( જાય છે ).

નોકર ( સ્વગત ) આજ સુધી કોઇ દહાડો શેઠ ગુસ્સે થયા નહોતા. હવે જે થાય તે ખરૂં. ( જાય છે )

ચંડિકા—( સ્વગત ) છોકરીના ઘરમાં છેક અધેર ચાલે છે. હું વખતસર આવી ન હોત તો બીચારીનું શું થાત ! ને આવે સપરમે દહાડે...... ( જાય છે )

---

## પ્રવેશ ૩ જો.

( દિવાનખાનામાં નરેંદ્ર ને હિંદુમામા વાત કરે છે ).

નરેંદ્ર—ત્યારે ત્હમને ઘરમાંથી દૂર કરવાનો એમનો વિચાર છે કેમ ?

હિંદુમામા—એનો ઘણોયે વિચાર હોય, પણ હું જાઉં એમ નથી.

( જ્યોતિ આવે છે )

નરેંદ્ર—કેમ, જમાઇરાજ ! ત્હમારાં સાસુજી તો મામાજીને વિદાય કરવાની વાત લાવ્યાં છે.

જ્યોતિ—એટલે ?

નરેંદ્ર—ત્હેમણે હમણાંજ મામાજીને પૂછ્યું કે બેના સુખમાં વચ્ચે ત્હમારૂં સાલ શા સારૂ જોઇએ ?

( હિંદુમામા ગીતાજી વાંચવા માંડે છે. )

જ્યોતિ—હદ થઇ, હવે આ કેમ સહન થાય ?

( મેના આવે છે. )

મેના–આ ગાલીચો બતાવવા આવી છું.

( ચંડિકા આવીને બારણા પાછળ ઉભી રહે છે. )

ચંડિકા-( સ્વગત ) હવે આ મૂઇની વાતો બરાબર સાંભળી લઉં.

જ્યોતિ-( ગલીચો જોતાં ) વાહ ! કેવી સુંદર ચીજ છે, જો નરેંદ્ર ! અમારી છબીઓ કેવી ખુબીથી ગોઠવી છે, આ મ્હારી ને આ એની.

ચંડિકા-( સ્વગત ) મૂઆં નફ્ફટ ! આ નિર્લજ્જે પોતાની ને જ્યોતિની છબી પણ અંદર મૂકી છે.

મેના–પણ મધુરી બ્હેને આ વાત જાણી તો નથી ને ?

જ્યોતિ–જરા પણ નહીં.

ચંડિકા-( સ્વગત ) પણ મ્હેં જાણી છે ને ? શું માણસો છે ? આ મૂઓ ડોસો પણ બધું જોઇ રહે છે. બધાએજ છોકરીનું ગળું કાપવાનો ઘાટ ઘડયો હોય એમ લાગે છે. અરે-ઇશ્વર, ને ત્હેમાં આવે સપરમે દહાડે...

જ્યોતિ–વાર, પણ તે દહાડે પૂછયું હતું ત્હેનો શો વિચાર ? કંઇ નિર્ણય કર્યો ? ( મેના શરમાઇને નીચું જોઇ રહે છે , હા, હા–નક્કી હવે મઝા થઇ.

ચંડિકા-( સ્વગત ) એ શાનો વિચાર હશે ? શું એ લોકો લગ્ન કરવાના છે. એમ ! હાય મા ! આવું તો કોઇ જન્માએ નથી જોયું.

મેના-( ગાલિચો લઇને ) હું હવે જાઉં, નહીં તો મધુરી બ્હેન આવશે તો આપણી બધી વાત જાણી જશે.

ચંડિકા–કેવી નિર્લજ્જ, છોકરી છે. ને આ જ્યોતિ, પણ હમણાં જઇને મધુરીને બધું કહી દઉં છું. ( જાય છે )

જ્યોતિ–નરેંદ્ર ! મેના કબુલ થઇ છે હં. તું ખરેખર સદ્‌ભાગી છે. ચાલો મામાજી ! ત્હમને બાએ શું કહ્યું તે મ્હને હવે કહો જોઇએ.

દિનુમામા-( ગીતા બંધ કરી ને ) ચાલો. ( બધા જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

( રસોડામાં ચંડિકા ઉભી છે. )

ચંડિકા—( સ્વગત ) આ દુષ્ટોએ કેવાં કાવત્રાં રચ્યાં છે ? છોકરીને મ્હેં આટલા સારૂ ઉછેરીને મ્હોટી કરીને અહીંઆં દીધી એમ ? આના કરતાં એને કૂવામાંજ નાખી દીધી હોત તો શું ખોટું હતું ? હવે હું કરું પણ શું ? આ કસાઇઓના હાથમાંથી એને કેમ છોડવું ?

( મધુરી આવે છે )

મધુરી—બા, તું શા પરથી એવું કહેતી હતી ?

ચંડિકા—શા પરથી ? મ્હેં પાછી એ લોકોની વાત કાનોકાન સાંભળી. અરે ! ત્હેણે તો એક ગાલિચામાં પોતાની ને ત્હારા વરની છબી મૂકી છે. મ્હેં તે ગાલિચો મ્હારી જાતે જોયો.

મધુરી—( ચમકીને ) હેં ?

ચંડિકા—ને એટલાથી પત્યું નથી. એણે તો બધું નક્કી કર્યું છે.

મધુરી—નક્કી ? શું ?

ચંડિકા—એ નફ્ફટ છોકરી ત્હારા વરની સાથે લગ્ન કરવાને પણ તૈયાર થઇ છે. મૂઆં બધાં રાક્ષસો છે.

મધુરી—શું ગાંડું ઘેલું બકે છે ?

ચંડિકા—ગાંડું શું-પેલો મૂઓ ડોસો પણ એમાં સામેલ છે. એ ડોસો અહીંજ આવે

એ, મ્હારે એવું એ કાળું મ્હોં નથી જોવું. મ્હને જવા દે અહીંથી. ( જાય છે )

મધુરી—હું પણ આવું છું. અરે પ્રભુ ! હવે જીવીને યે શું કામ છે !

( દિનુમામા આવે છે )

દિનુમામા—મધુરી, શું થયું ?

મધુરી—કોણ જાણે. ત્હમે આવા ઘાતકી દિલના હશો એ મ્હેં નહોતું જાણ્યું.

દિનુમામા—( પાસે જઈને ) ઘાતકી દિલનો ? કેમ મ્હેં શું કર્યું ?

મધુરી—આઘા ખસો, મ્હને ત્હમારી બ્હીક લાગે છે.

દિનુમામા—મ્હારી બ્હીક લાગે છે ? પણ મ્હેં એવું શું કર્યું ?

મધુરી—તે ત્હમારા મનનેજ પૂછો એટલે સમજાશે. ( જાય છે )

દિનુમામા—( સ્વગત ) હું ઘાતકી, ને મ્હારી બ્હીક લાગે છે ? આનો શો અર્થ ? ( જ્યોતિ આવે છે ) ભાઈ ! આનો શો અર્થ ? મ્હારી બ્હીક શા માટે ? હું ઘાતકી કેમ થયો ?

જ્યોતિ—પણ થયું શું ?

દિનુમામા—તેજ પૂછું છું.

જ્યોતિ—ત્હમને એ બધું કોણે કહ્યું ?

દિનુમામા—મધુરીએ. ને કહે છે કે એને મ્હારી બ્હીક લાગે છે.

જ્યોતિ—વાહ ! દરેક પળે સ્થિતિ વધારે ગંભીર થતી જાય છે. આ પણ પેલા પધાર્યાં છે ત્હેમનાંજ કારસ્તાન લાગે છે.

દિનુમામા—એમજ—એમજ.

નોકર—( પ્રવેશ કરીને ) શેઠ ! મહેમાનો આવવા લાગ્યા છે.

જ્યોતિ—વારુ, બેસાડ. હું આવું છું.

( જવા માંડે છે. )

ચંડિકા—( અંદરથી ) શું મૂઆ નોકરો છે. ઉઠ ડોળાં જેવા. પણ હું આવું અંધેર ચાલવા નથી દેવાની.

જ્યોતિ—( નોકરને ) શું થયું ?

નોકર—શેઠ, કંઈ નહીં. અમસ્થાં ઘાંટા પાડયાજ કરે છે. કહે છે કે અમે કંઈ કામ કરતા નથી ને મફતનું ખાઈએ છીએ. આમ તો કોઈ નોકર અહીં રહેવાનો નથી જો જો.

( જાય છે. )

( ચંડિકા આવે છે. )

ચંડિકા—આવા કેવા નોકર ? એકે કામ કોઈ ધ્યાન દઈને કરતું નથી. ઘરમાં ગંદવાડો કેટલો; ને મ્હારું કહ્યું તો કોઈ સાંભળતું જ નથી, જાણે મૂઆ બધાજ શેઠ.

જ્યોતિ—( સ્વગત ) હવે બોલ્યા વિના નહીં ચાલે. ( પ્રગટ ) બા, હું એમ પૂછું છું કે આજ સુધી ઘરમાં બધું ઠીકઠાક ચાલતું હતું ને આજેજ એકદમ કેમ બધું બગડી ગયું ? એ કોને લીધે થયું ?

ચંડિકા—શું આ ત્હમે મ્હને પૂછો છો? એટલે એ બધું મ્હારે લીધે થયું એમજ ને? શી દુનિયા છે, ઘરમાં કોઈ જાતનું ઠેકાણું નથી; સંસારની ધુળધાણી થવા બેઠી છે ત્હેની વ્યવસ્થા કરતાં અહીં જીવ જાય છે ને એને તો હિસાબ નથી. કહે છે મ્હારે લીધે થયું.

જ્યોતિ—બા, એ સંસારની ધુળધાણી થયલી મ્હને પરવડશે, પણ ત્હમારે જીવ કાઢવાનીયે જરૂર નથી ને ઘરમાં આ કંકાસ જગાવવાની પણ જરૂર નથી.

ચંડિકા—તે શું ત્હમે ધારો છો કે હું અહીંથી ચાલી જઈશ ? વાહ ! આટલી બધી બુદ્ધિ ત્હારામાં ભરી છે એની ખબર નહોતી. પણ હું છોકરીને એકલી છોડીને જાઉં એવી નથી તો. ત્હમે તો બધાં મળીને એનો જીવ લેવા બેઠાં છો. એ તો ઠીક થયું કે હું અણીને વખતે આવી પહોંચી. હવે ત્હમારાં તર્કટમાં કેમ ફાવો છો તે જોઉં છું.

જ્યોતિ—( અજાયબીથી ) અમારું તર્કટ ? તે શું ? અમે શું કર્યું ?

( મધુરી આવે છે. )

ચંડિકા—જો છોકરી ત્હારો વર મ્હને કાઢી મુકે છે.

જ્યોતિ—એવું મ્હેં ક્યારે કહ્યું ?

મધુરી—મ્હને બધી ખબર છે. મ્હારું જીવન ધૂળમાં મેળવવાની પેરવી તમે બધાં કરી રહ્યાં છો, પછી બાને જવાનું શા માટે ન કહો ?

જ્યોતિ—ત્હારું જીવન ધૂળમાં ? ગાંડી તો નથી થઇ ગઇ.

( મેના આવે છે. )

ચંડિકા—જા, જો; પેલી આવી. મ્હારાથી એને જોઇ નથી જતી. ચાલ બ્હેન ! આપણે અહીં ઉભા રહીને પણ શું કામ છે ?

( બન્ને જાય છે. )

જ્યોતિ—આ બધાંને શું ભુત વળગ્યું છે ? ( પાછળ જાય છે )

મેના—મામાજી ! શું થયું !

હિંમુમામા—આ ચંડિકા કાકીના કાર સ્તાન ચાલે છે. ઉઠયાં ત્યારથી એક ઘડી આજ ઘરમાં કોઇ જંપ્યું નથી. ચાલ; જમવાને કેટલી વાર છે તે જોઇએ.

( બન્ને જાય છે )

---

પ્રવેશ ૫ મો.

( નરેંદ્ર એક ઓરડામાં વિચારમાં બેઠો છે. )

નરેંદ્ર—( સ્વગત ) ક્યાં મ્હારા સમાજ સેવાના વિચાર; ક્યાં મ્હારો અવિવાહિત રહેવાનો નિશ્ચય; મેનાનો પરિચય થતાંજ એ બધું હું ભુલી ગયો. ને એવુજ એને પણ થયું એ પણ કેવી નવાઇ જેવી વાત છે ! ( નોકર આવે છે તેને ) કેમ ભાભી ને બા શું કહે છે ?

નોકર—અરે ભાઇ, એમણે તો ખુબ ધમાલ મચાવી છે.

નરેંદ્ર—કેમ ?

નોકર—બધા લોકો દિવાનખાનામાં બેઠા હતા ત્યાં બા હાથ પગ પછાડતાં ને ધાંટા પાડતાં આવ્યાં ને પાસેના ઓરડામાં ગયાં, ત્હેમની પાછળ શેઠાણી રડતાં રડતાં ગયાં ને બારણું બંધ કર્યું...જરા વારે શેઠ દોડતા આવ્યા પણ બારણાં બંધ જોઇ બહાર ઉભા છે ને બારણાં જોરથી ખખડાવ્યા કરે છે પણ ઉઘાડતાં નથી. આવું બધું જોઇને આવેલા લોકો ચાલ્યા ગયા.

નરેંદ્ર—પછી !

નોકર—શેઠ બારણા પર લાતો મારે છે ને અંદરથી બા બરાડા પાડે છે.

નરેંદ્ર—મામાજી ક્યાં છે ?

નોકર—દેવમંદિરમાં ગીતા વાંચે છે.

નરેંદ્ર—જા, ત્હેમને અહીં મોકલ. ને બાને સમજાવીને કહે કે મામાજીને ત્હમારી સાથે કંઇ વાત કરવી છે. એ અહીં આવે એટલે ભાભીને હું બોલાવું છું એમ કહેજે, પણ તે પહેલાં જ્યોતિને અહીં મોકલી દેજે.

નોકર—વારુ, પણ બા અહીં છે ત્યાં સુધી કોઇ જંપીને બેસવાનું નથી, જો જો. ( જાય છે )

નરેંદ્ર—( સ્વગત ) આ ખરું કહે છે. એના ગયા વિના આ ઘરમાં શાંતિ થાય એમ નથી લાગતું. ( જ્યોતિ આવે છે ) કેમ જ્યોતિ ! ભાભી પણ ગુસ્સે થયાં છે ?

જ્યોતિ—હા.

નરેંદ્ર—પણ એ શા માટે ગુસ્સે થાય ?

જ્યોતિ—એજ નથી સમજાતું ને ? હવે એને કરવું પણ શું ? મ્હારું માથું એવું ફરે છે...લોકો પણ ચાલ્યા ગયા.

નરેંદ્ર—અજબ મૂર્તિ છે.

જ્યોતિ—અરે, પણ મધુરીએ તો કંઇ સમજવું જોઇએ કે નહીં ? ત્હેણે ગમે તે કહ્યું હોય પણ એની બુદ્ધિ ક્યાં ગઇ હતી ? અને એવું મ્હેં કયું શું તે તો મ્હને કહે કે નહીં ? ( મધુરી આવે છે )

મધુરી—મ્હને કેમ બોલાવી ?

નરેંદ્ર—ભાભી! સાચું કહો, આ બધાનું શું કારણ છે ?

મધુરી—એમને પુછો.

જ્યોતિ—પણ હું જ ક્યાં જાણું છું ?

મધુરી—હાસ્તો, ત્હમે ક્યાંથી જાણો.

જ્યોતિ—પણ મ્હેં એવું શું કર્યું તે કહે તો ખરી; બાએ ત્હારા મનમાં નકામી કંઇ વાત ભરી છે.

મધુરી—હા, બાએ મ્હારી આંખ ઉઘાડી ત્યારેજ મ્હને બધી ખબર પડી. ત્હમારે માટે તૈયાર થયલો પેલો ગાલિચો, ને ત્હેના પરની ત્હમારી ને મેનાની છબી એ બધું બાએ જાતે જોયું ત્યારેજ મ્હને ખબર પડી.

જ્યોતિ—મેનાની છબી ?

નરેંદ્ર—( હસીને ) કોની મેનાની ?

મધુરી—હા, ને ત્હમારી પેલી બીજી વાતની પણ મ્હને ખબર પડી; એની સાથે લગ્ન કરવાની.

નરેંદ્ર—ભાભી, ગાલિચા પર તો ત્હમારી ને જ્યોતિની છબી છે ને તે આજે લગ્નતિથિ નિમિત્તે ત્હમને ભેટ આપવાની છે.

મધુરી—( ભીલી પડી જઇને ) એટલે ?

જ્યોતિ—ને લગ્ન કરવાનો નિશ્ચય મેનાએ કર્યો છે તે મ્હારી સાથે નહીં પણ નરેંદ્ર સાથે હોં.

મધુરી—ખરેખર ?

નરેંદ્ર—હા, ભાભી; આ બધી વાત સાચી છે.

મધુરી—અરેરે ! બાએ કહ્યું તે મ્હેં કેમ માન્યું ?

જ્યોતિ—( હસીને ) તું ગાંડી છે તેથી—બીજું શું ?

( નોકર આવે છે )

નોકર—શેઠ, પહોંચી આ નોકરી; હવે નથી ખમાતું.

( ભટ, સીપાઇ બધા આવે છે )

ભટ—શેઠ, મ્હારાથી આ નોકરી નહીં થાય; રજા આપો.

સીપાઇ—શેઠ સાહેબ, અમે તો ત્રાસી ગયા; આ નોકરી નહીં જોઇએ.

જ્યોતિ—અરે, પણ બધાને સાથે શું થયું ?

નોકર—એક દિવસમાં અમને બાએ તોબા તોબા પુકરાવી; જો આમજ રોજ ચાલવાનું હોય તો અમને રજા આપો.

જ્યોતિ—વારુ, હમણાં જાઓ. મ્હને બધી ખબર છે.

( નોકરો જાય છે )

( દિનુમામા હાથમાં ગીતા લઇને આવે છે )

દિનુમામા—તોબા છે, આ બૈરીથી. હું ગીતાનો નિત્યપાઠ કરતો હતો ત્યાં બરાડા મારતી આવી પહોંચી.

જ્યોતિ—નરેંદ્ર ! હવે શું કરવું ?

નરેંદ્ર—એમને ઘેર જવાનું કહો.

જ્યોતિ—એમ કર્યા વિના છૂટકો નથી. મધુરીને માઠું લાગશે પણ...

મધુરી—મ્હને કંઇ માઠું લાગવાનું નથી. અહીં રહીને આમ કંકાસ કરાવે એ કરતાં દૂર હોય તે સારી.

જ્યોતિ—પણ એને એ વાત કહે કોણ ?

દિનુમામા—કહેવાનું હું માથે લઉં છું, પણ આ ત્રાસ ને કંકાસ સહન નહીં થાય.

મધુરી—હા, મામાજી, ત્હમેજ કહેજો, પણ જરા સમજાવીને કહેજો.

દિનુમામા—એ વાતની તું ચિન્તા ન કરીશ.

મધુરી—એજ અહીં આવે છે, હવે શું કરે ?

જ્યોતિ—મામાજી ! બને એટલા વિનયથી એમને કહેજો હં, અમે અહીંથી જઇએ છીએ.

( જ્યોતિ, મધુરી ને નરેંદ્ર જાય છે. ચંડિકા આવે છે. )

ચંડિકા—હાસો, હાસો અહીંથી. શું હું આઇ જાઉં છું ? ને પેલી મૂર્ખી છોકરી પણ એમાં સામેલ થઇ ગઇ ?

દિનુમામા—ચંડિકા કાકી ! જરા શાંતિથી બેસો આપણે વાત કરીએ. હું ત્હમને એમ પુછું છું, કે આ બે જણ આવું સરળ અને સુખી જીવન ગાળે છે તેમાં ત્રીજા પારકા માણસનું સાલ વચ્ચે શા સારૂ જોઇએ ?

ચંડિકા—એટલે ?

દિનુમામા—એટલે એમ કે—ત્હમે...

ચંડિકા—કોણ હું ?

દિનુમામા—રમેશને છોડીને ત્હમે અહીં છોકરીને ઘેર આવીને રહો તે પણ લોકદષ્ટિએ...

ચંડિકા—એટલે મ્હારે અહીં ન રહેવું એમજ તું કહે છે ને ?

દિનુમામા—એકલો હુંજ નથી કહેતો, ત્હમારો જમાઇ ને છોકરી પણ.

ચંડિકા—ને એ કામ તેમણે ત્હને સોંપ્યું હશે કેમ ? ત્હેંજ—ત્હેંજ તેમના કાન ભંભેર્યા હશે. હા, ત્હેંજ, પણ ત્હારૂં કે જમાઇનું કે છોકરીનું યે અહીં કોણ સાંભળે છે ? હું તોઅહીં રહેવાની ને રહેવાની બસ ! એ છોકરી તો મૂર્ખી છે, એને પોતાના હિતનું ભાન ન હોય તેથી મ્હારે પણ આ કસાઇવાડમાં એને છોડી જવી એમ ?

( જ્યોતિ હાથમાં તાર લઇને આવે છે પાછળ મધુરી ને નરેંદ્ર પણ આવે છે.)

જ્યોતિ—આ, રમેશનો તાર છે.

મધુરી—કે ભાભીને પુત્ર જન્મ્યો ને કુશળ છે.

ચંડિકા—એમ ? છોકરો સો વર્ષનો થજો. ક્યારે એનું મ્હો જોઇશ ?

દિનુમામા—ટાઢે પાણીએ ખસ જશે કે શું ?

જ્યોતિ—બા, જજો હવે નચિંતે; ઉતાવળ શી છે ?

મધુરી—હા, બા.

ચંડિકા—ના રે, હવે તો મ્હારો જીવ એક ઘડી પણ ન રહે.

જ્યોતિ—ત્યારે શું આજ રાતેજ જશો એમ ?

ચંડિકા—હા, હું હવે એનીજ તૈયારી કરૂં છું. ( જાય છે )

જ્યોતિ—હવે એમને જરાયે વધારે આગ્રહ ન કરવો. ચાલો, થોડામાં પત્યું એટલા આપણે ભાગ્યશાળી. હવે હું પાછા બધા લોકોને ફરી તેડી લાવું છું.

( મેના આવે છે.)

મેના—મધુરીબ્હેન, ત્હમારાં બા જાય છે એમ બ્હાર સાંભળ્યું ને ત્હમારાં ભાભીને....

જ્યોતિ—હા,આનંદના એ બન્ને બનાવ બન્યા.

મધુરી—મેના, તું આવી જાડી છે ? ક્યાં છે પેલો ગાલિચો ?

મેના—( જ્યોતિને ) આટલું પણ છાનું ન રખાયું ?

જ્યોતિ—માફ કર બ્હેન ! પ્રસંગ એવો હતો કે કહ્યા વિના ચાલ્યું નહીં. આજની લગ્નતિથિ તો...

મધુરી—હવે એ બધી વાત પછી થશે. ગાલિચો બતાવને–

મેના—( મધુરીને ગાલિચો આપતાં ) આટલી ગરિબની ભેટ સ્વીકારશો ?

મધુરી—( ગાલિચો લેતાં ) મ્હને યે કોઇવાર આવું કરતાં આવડશે હો. (સ્વગત) હવે બાને આ બતાવીશ.

જ્યોતિ—નરેંદ્ર ! આ આનંદના પ્રસંગે ત્હમારૂં બેનું મિલન પણ થવા દો. અમારી લગ્નતિથિના આનંદમાં એટલો ઉમેરો થશે.

મધુરી—હા, હા, જરૂર.
( જ્યોતિ નરેંદ્રનો અને મધુરી મેનાનો હાથ લઇ એકએકના હાથમાં મૂકે છે. )
હિનુમામા—મધુરી ને જ્યોતિના જેવું સુખ તમે પણ પામજો.
નરેંદ્ર—પણ મ્હારાં સાસુજી આવાં કંકાસી તો નથી ને ?
જ્યોતિ—ના ભાઇ ! એવી સાસુ બધાને હોય તો જમાઇઓનું નામ નિશાન પણ દુનિયામાં ન રહે !
મધુરી—છતાં અંતે બધું આમ શમ્યું એટલાં આપણે બધા સદ્દભાગી.*

* સૂચિત.



## વરના વેચાણ !

ન્યુગીનીમાં પદંમ નામના પ્રદેશમાં ત્રિયારાજ ચાલે છે એમ એક અંગ્રેજ લેખક લખે છે. કહે છે તંબાકુ ચોખા વગેરે ખેતીકામ સ્ત્રીઓજ કરે છે અને દેશના કાયદાઓ તેઓજ ઘડે છે. ત્યાંની ધારાસભામાં પુરૂષોને પેસવા દેવામાં આવતા નથી. જ્યારે પોતાને ધણીની જરૂર પડે છે ત્યારે તેઓ " મમક " ને ખરીદી લે છે. આવા ધણીઓની ઓછામાં ઓછી કીંમત ૬૦૦ રૂ. હોય છે. સ્ત્રી જ્યારે ધણીથી ધરાઇ જાય ને સ્ત્રીને તેની જરૂર ન હોય ત્યારે તેને પાછાં બજારમાં વેચવા માટે કાઢવામાં આવે છે !

× × × ×

## જાડામાં જાડો છોકરો !

દુનીઆમાં ઘણા જાડા માણસો હશે પરંતુ અમેરિકામાં હોલીવુડમાં ત્રણ વર્ષના ગેરીડીસ નામના છોકરાએ તો જાડાઇતી હરિફાઇમાં બીજા બધાને ખાસ ખસડાવ્યું છે. તેનું વજન ૧૧૦ રતલ અને ઉંચાઇ ૩॥ ફુટ છે. જન્મતી વખતેજ આ કદેરાનો પહેરનાર ૮૧ રતલ તો હતોજ. એનો ભાર ઝીલનારનેજ ધન્ય છે ને ? તે ખૂબ ખાય છે અને અઠવાડીએ એક રતલની ગતિએ વધતો જાય છે ! હીંદમાં આથી ઉલટું છે એ જોતાં પાતળામાં પાતળા પેરીયાઓની પાતળાઇની હરિફાઇ થવી જોઇએ !

× × × ×

## ભૂત કે દીવો ?

એક વિજ્ઞાન શાસ્ત્રીએ હમણાં એક એવી જાતના દીવાની શોધ કરી છે કે તેનો છાંયો પડતો નથી. એણે અમુક ' એંગલ ' પકડી " રીફ્લેકટર્સ " એવી રીતે ગોઠવ્યા છે જેથી કરીને આવી શોધ થઇ શકી છે. ગુજરાતમાં કહેવાય છે કે ભૂતને છાંયો હોતો નથી. તો પછી આ દીવો જરૂર કોઇ અવગત થએલો હશે !




( ભગિની સમાજ તરફથી મંગાવાયલા નિબંધોમાંથી પ્રથમ ઇનામ પામેલો નિબંધ. )

લેખિકા: કુ. લક્ષ્મીબેન ડોસાણી.

**પ્રાસ્તાવિક વિચારણા.**

રિવાજ એટલે શું, શાસ્ત્રાજ્ઞા શું અને સમયધર્મ શું તે પ્રથમ વિચારીએ. લાંબા વખતથી જે વર્તન આપણે કરતાં આવીએ છીએ, તે કાળે કરીને આપણા કુટુંબનો અથવા સમાજનો "ચાલ" "રૂઢિ" અથવા "રિવાજ" થઇ પડે છે. અને વખત જતાં તે શાસ્ત્રથી પણ વધુ બળવાન લેખાતાં થઇ જાય છે. પછી તે શાસ્ત્રોક્ત હો વા અશાસ્ત્રોક્ત. રિવાજ જો સમયાનુસાર બદલાતા રહે તોજ તે અપાયકારક નથી. ધર્મથી બલવત્તર તે મનાય છે તેનું પણ કારણ એજ છે કે ધર્મ જ્યારે સદા સર્વકાળના નિયમ બાંધી આપે છે, ત્યારે રિવાજ, તે તે કાળના નિયમ બાંધી આપે છે. આપણે જોઇએ છીએ કે રિવાજ હમેશાં ફેરવાતા રહે છે અને હિન્દુધર્મનો આજે હજારો વર્ષ વિતવા છતાં જેવો ને તેવોજ ટકાવ જોઇએ છીએ. તે આપણા જાતિભેદ ઉપરથી નથી, પણ સમાજના હમેશના જીવંતપણા પર અવલંબિત છે.

આપણા પૂર્વજો કાળ પરત્વે જુદા જુદા રિવાજો કાઢતા અને કાળની જરૂરીઆતની તે સુધારેલી આવૃત્તિઓ હોવાથી, તેમજ સમાજની તે વખતની જરૂરીઆતોને તે પહોંચી વળે તેમ હોવાથી જ સમાજ તેને સત્વર સ્વીકારતો—તે ; તે રિવાજ સમાજને બંધબેસતો હોઇનેજ ઘણીવાર તેની સરખામણીમાં શાસ્ત્રોને ય અભરાઇ-પર મુકી દેવામાં આવતાં. આથી એક કાળે રૂઢિ તેજ સ્મૃતિ હતી એમ કહીએ તોય ચાલે.

પણ જો એ રૂઢિ અથવા રિવાજ, જમાનાની જરૂરીઆત મિટાવાને રૂઢ થવાનું ભુલી જાય તો તે રિવાજ જ નથી પણ તેનું મડદું ( શબ ) છે ! તે તેનું અસ્તિત્વ ગુમાવે છે; પછી તેનું સ્વામિત્વ રહેતું નથી. ખરી રીતે તો આત્માના અમરત્વ જેટલું જ રૂઢિ-રિવાજનુંય અમરત્વ છે. અને દેશકાળ પ્રમાણે માન્યતાઓ બદલાતાં જેમ આપણા આત્માને પૂર્વજોએ નિષિદ્ધ બતાવેલાં કર્મો પણ નિર્દોષ જણાય છે અને તેમણે નિર્દોષ બતાવેલાં નિષિદ્ધ જણાય છે, તેમજ રિવાજોનું પણ છે. દાખલા તરીકે સતી નહીં થવાનું પ્રાચીન આર્યસ્ત્રીઓમાં પાપસમાન લેખાતું હશે પણ આપણો આત્મા હાલ તે કબુલ કરી શકતો નથી. સ્ત્રીઓના સ્વેચ્છાચારના અને તેમની

જોડે "ગૌઘર્મ[1]" પાળવાના આપણાં પૂર્વજોના કહેવાતા રિવાજો તે વખતે અધર્મ્ય નહીં હોય, પણ આજે આપણી બુદ્ધિ તેમ કરવા ના કહે છે. પ્રાચીન આર્યો ગોમાંસ ખાતા અને તેનો યજ્ઞ તેમજ શુદ્ધ શ્રાદ્ધ કરતા પણ આજે આપણે ગૌમાતાને વાસ્તે પ્રાણ પટકી નાખવા તૈયાર છીએ. મતલબ કે ધર્મ યાને શાશ્વત માન્યતાઓનું લગ્ન જ્યારે શાસ્ત્રો જોડે થયું છે ત્યારે રૂઢિ-રિવાજનું લગ્ન જમાના જોડે થયેલું છે. આથી નીતિનાં કેટલાંક તત્વો, જેવાં કે સત્ય બોલવું વગેરે, તે ચિરકાળ ટકવાવાળાં છે અને કેટલાંક તે તે કાળ પૂરતાંજ. જેમ કે યજ્ઞમાં માંસનો ઉપયોગ, સતી થવું ઇત્યાદિ. અને તેને આપણે ધર્મનીતિ (શ્રુતિનીતિ) અને રૂઢિનીતિ (સ્મૃતિનીતિ) ના નામથી ઓળખીએ છીએ. રૂઢિ-રિવાજ કદી એક સ્વરૂપમાં રહી શકે જ નહીં.

શાસ્ત્રો જે કહે છે તેજ પ્રમાણે વર્તવાનું આપણે ઘણા વખતથી છોડી દીધું છે; એજ બતાની આપે છે કે આપણે જે જમાનામાં જીવીએ છીએ તેજ જમાનાનો ચશ્મો લગાડીને અને તે ચશ્મો આપણી આંખોને બંધ બેસતો થાય છે કે નહીં તેનો અનુભવ લઇને આપણા જમાનાનો ધર્મ ઠરાવવાનો છે. ખુદ આપણા મનુમહારાજે પણ તેમ કરવા કહેલું છે અને પાશ્ચાત્યવિદ્વાનોનું તો પૂછવુંજ શું? આપણાં શાસ્ત્રો સ્પષ્ટ કહે છે કે શાસ્ત્રનાં પ્રમાણરૂપ સોનાને દેશની, વિચારની અને પરિસ્થિતિની કસોટી પર કસીને પછીજ ધારણ કરવું. સમય વિચારીને દેશભક્ત લાલા લજપતરાય પણ કહે છે કેઃ—

"ધાર્મિક અને સામાજિક ક્ષેત્રોમાંથી એ ભય કાઢી નાંખવો જોઇએ કે ઋષિ મુનિઓએ આમ કહ્યું– શાસ્ત્રોમાં આમ લખ્યું છે, માટે માનવુંજ જોઇએ. શાસ્ત્રોની આજ્ઞાઓ સાંભળી સાંભળીને મારા કાન પાકી ગયા છે! હું શાસ્ત્રો તરફ માનની નજરથી જોઉં છું પણ આપણે કાંઇ ભૂતકાળમાં રહી શકતા નથી. આપણે તો વર્તમાનમાં રહીએ છીએ અને ભવિષ્યમાં રહેવાનું છેઃ માટેજ જોગવાઇ કરવાની છે. આપણે આપણા પૂર્વજોનું સન્માન કરીએ છીએ, પણ તેમના જેવું જીવન ગાળી શકતા નથી. આપણે ફક્ત આપણાં બાળ બચ્ચાઓને માટે જીવીએ છીએ અને એ બાળ બચ્ચાંઓને એવી દુનિયામાં રહેવાનું છે કે જે દુનિયા મનુ અને આપસ્તંબની દુનિયાથી સાવ જુદીજ છે." ટુંકામાં એટલુંજ કે શાસ્ત્રો એ બારાખડી છે. તે ઉપરથી અક્ષરજ્ઞાન મેળવી આપણે આપણું સાહિત્ય રચવાનું છે. આપણે દેશકાળની દૃષ્ટિથી શાસ્ત્રાજ્ઞાનો વિચાર કરવાનો છે. અને તેમ કરવામાં કંઇ ખોટું નથી. બાપદાદા માંસ ખાતા હોય તો આપણે યે માંસ ખાવું, એ જેમ કોઇ માની શકતું નથી તેમજ તેમણે જો પોતાના બાપદાદાની રીતિઓ ન છોડી હોય તો આપણે યે ન છોડવી, એવો કોઇ સિદ્ધાંત હોઇ શકેજ નહીં.

દરેક નિયમો અને કાયદાઓ મનુષ્યો ઘડે છે ને તોડે છે. સ્મૃતિઓ અને અન્યશાસ્ત્રો લખનારા મનુષ્યોજ હતા. આજે ઇંડિયન પીનલકોડ તેમજ બીજા સરકારી કાયદાઓ એ નવા જમાનાની–નવી નવી સમાજની–સ્મૃતિઓ છે. પ્રજા એ કાયદાઓને જેમ વધુ માનતી થાય તેમ તે વધુ પ્રમાણમાં સ્મૃતિશાસ્ત્રો ગણાતાં થશે. એ કાયદા આપણે સુધારી શકીએ, રદ કરી શકીએ, તોડી શકીએ; તેનીજ રીતે જુનાં કાયદા–રિતરિવાજો પણ તોડી યા સુધારી શકીએ.

ધર્મ, સમાજ, કુળ, કીર્તિ, નીતિ અને સ્મૃતિશાસ્ત્રને ટકાવવાં હોય તો જમાનાને અનુસરી જીવંત દશામાં ટકાવી રાખવાં જોઇએ;

---
૧ જુઓ મત્સ્ય પુરાણ અધ્યાય ૨૦

દીકરા ને જલદી પરણાવી દઇ " દીકરાના દીકરા " જોવાના લ્હાવા ઓછા નથી.

ખરૂં જોતાં લગ્નપ્રથા વિકૃત કરી નાખીનેજ આપણે અધોગતિની ગર્ત્તામાં ધકકેલાયાં છીએ. શરીરબળ, મનોબળ અને દીર્ઘાયુષ્ય; એ બધું લગ્નનો આદર્શ વણસાડીનેજ આપણે ગુમાવ્યું છે.

**બાળલગ્નઃ** પ્રાચીન આર્યોમાં બાળલગ્નનો રિવાજ હતો કે નહીં તે પ્રથમ આપણે શાસ્ત્રાધારે જોઇ લઇએ.

આખા જીવનના પાયારૂપ બ્રહ્મચર્યાશ્રમનું પાલન, એ પ્રાચીન આર્યોના વૈભવ તથા કીર્તિનું મૂળ હતું. અને તેનાં અનેક પ્રમાણો પ્રાચીન ઇતિહાસ–પુરાણોમાંથી મળી આવે છે. સુશ્રુતમાં કહ્યું છે કેઃ–" પુરૂષનો ૨૫, અને સ્ત્રીનો ૧૬ વર્ષે વિવાહ કરવોજ જોઇએ. અને તેજ કુશલકર છે. કન્યા જ્યાં સુધી પતિની મર્યાદામાં રહેવાનો યોગ્ય રસ્તો ન જાણતી હોય, તેમજ પતિની સેવા કેમ કરાય તે ન સમજતી હોય; અને સ્ત્રી ધર્મના નિયમોથી અજ્ઞાત હોય ત્યાં સુધી તેનું લગ્ન તેના માતાપિતાએ કરવું નહીં. " બાલપત્નીથી ગૃહસૂત્ર અને ધર્મશાસ્ત્રમાં કહેલાં કર્તવ્યો કદાપિ ન થઇ શકે તેથી જ યુવાવસ્થાનાં લગ્ન ઇષ્ટ ગણ્યાં છે. આપણે જોઇએ છીએ કે રામ અને સીતાની ઉમર લગ્ન વખતે યુવાન હતી. જનકકુળની પુત્રીઓ જોડે વિવાહ કરી આવ્યા પછી અયોધ્યામાં આવીને તેમણે પોતપોતાની સ્ત્રીઓ ભોગવી એટલી પ્રૌઢ તેઓ તે વખતે હતી; અને આ પ્રથા છેક મોગલ અમલની શરૂઆત સુધી હતી એમ જણાય છે. સીતા, દમયંતી, દ્રૌપદિ આદિનાં સ્વયંવરલગ્નો, દુષ્યંત–શકુન્તલાનું ગાંધર્વલગ્ન, અને ગાંધારી–ધૃતરાષ્ટ્રનું બ્રાહ્મલગ્ન; આ સર્વ લગ્નો જુવાનીમાંજ થઇ શકે એ દેખીતું છે. મહાભારતમાં કહ્યું છે કેઃ–" તરૂણ કુમારિ જોડે વિવાહ કરવો આયુષ્યકર છે " અને તેથીજ આપણા શાસ્ત્રકારોએ પરણ્યાની પ્રથમ રાત્રિએ જ પતિ પત્નીનો સમાગમ કર્યો છે. કોઇ કારણસર તેમ ન થતું તો ત્રીજી કે બારમી રાત સુધીમાં તેમ કરવાની આજ્ઞા હતી. આથી સ્પષ્ટ થાય છે કે પ્રાચીનકાળમાં બાળલગ્નનો રિવાજ ન હતો.

મધ્યયુગ અને તે પછીનો કાળ જોતાં રાજા જયચંદની પુત્રી સંયુક્તાએ તેના પિતાના શત્રુ પૃથ્વીરાજ જોડે એવુંજ લગ્ન કરેલું. અર્થાત સીતા–સુભદ્રાથી લઇને તે છેક સંયુકતા સુધી એવીજ પ્રૌઢ વયે લગ્ન થતાં કે જે વયમાં પતિ–પત્નીનો સમાગમ તુરતજ શકય હોય.

યજુર્વેદ ૩૪–૧૦ માં કહ્યું છે કેઃ–" હે કુમારિઓ ! તમે બ્રહ્મચર્યનું પુર્ણતઃ પાલન કરીને, બધી ઉપયોગી વિદ્યાઓ શીખીને સ્વચ્છાનુસાર પોતાની પરીક્ષાથી ઉત્તમ વરોને પોતાના પતિ તરીકે પસંદ કરો અને તેમની જોડે આનંદપૂર્વક ગ્રહસ્થાશ્રમમાં પ્રવેશ કરી, ઉત્તમ પ્રજાને ઉત્પન્ન કરો. "

આ બધું જોતાં બાળલગ્નનું મંડાણ મોગલકાળથી થયું હોય એમ લાગે છે. જુના અનુભવીઓ, યાદ શકિતના આધારે તેનો ભૂતકાળ આમ વાંચે છેઃ

રજપૂતોના કુસંપને લીધે મુસલમાન રાજકર્તાઓના જુલમ ઘણા વધી પડેલા. ખાસ કરીને એ જાતિ તે વખતે વિલાસી બહુ હતી અને એમનો ખરો ભય સ્ત્રીવર્ગનેજ હતો; તે એટલે સુધી કે રસ્તે ચાલતી ગમે તે રૂપાળી સ્ત્રીનું હરણ થતું, અથવા તેમ થવાનો ભય રહેતો. આમ થતાં એ નીચ વર્તનમાં એક ગુણ હતો તે એજ કે પરણેલીઓ અને વિધવાઓને તે સતાવતા નહીં. પણ તેના કરતાં જુવાન કુમારિકાઓની તો જરાય

## સ્ત્રીઓની કસરત.



હાથના મસલ્સ માટેની તાલીમ.

The Lohana Mitra Steam P. Press.

સલામતી નહતી. આ પરિસ્થિતિને લીધેજ વડવાઓએ દેશકાળને અનુકુળ આ નવો રિવાજ પાડ્યો. પરંતુ આજના દેશકાળમાં તેની ઉપયોગીતા ઓસરી ગઇ છે, બલ્કે તે એક વખતે રક્ષક થઇ પડેલો રિવાજ આજ ભક્ષક રૂપે પુરવાર થયો છે. બાળલગ્નના રિવાજે આજ કન્યાજીવનને છેક જ કલુષિત કરી નાખ્યું છે, બલ્કે હિન્દુ માબાપને કન્યા તો ગમતી જ નથી. આ લાગણી લગભગ સઘળે છે. ઉંચી રાજપૂત જાતોમાં કન્યાઓ જોઇતી જ નથી. એ કોમમાં લાયક જમાઇ મેળવવા માટે મોટી રકમનો દાયજો આપવો પડે છે. ને લગ્નક્રિયાનો ખર્ચ પણ બહુ થાય છે. પઠાણો સ્ત્રીઓને ધિક્કારે છે ને દીકરીના બાપને હલકો ગણે છે. દીકરીઓ તરફની લાગણી એટલી બધી સખ્ત છે કે જો દાઇ, દીકરી જન્મવાનું ભવિષ્ય ભાખે તો કેટલીક વાર ગર્ભપાત કરાવવામાં આવે છે. તેથી ભ્રૂણહત્યા ઉપરાંત માતાનાં આરોગ્યનું નખ્ખોદ વળે છે.

અગાઉ દીકરીઓને જન્મતાં વાર ભૂ પીતી કરવામાં આવતી હતી, અને હાલમાં પણ તેના તરફ ઓછી વધતી બેદરકારી ચાલુ જ છે. આવી રીતે માબાપની નિર્દયતાથી કુદરત કન્યાઓને જે લાભ આપે છે, તે ધોવાઇ જાય છે.

બાળલગ્નના રિવાજથી કન્યા અકાળે પતિના સંસર્ગમાં આવે છે. બાળ માતાઓની કંગાળ સ્થિતિમાં અભણ દાયણો વધારો કરે છે. અને પરિણામે આ દેશમાં બાળકોનું અને જુવાન સ્ત્રીઓનું મરણપ્રમાણ વધી ગયું છે. હિન્દમાં લગભગ દરેક સ્ત્રી માતા થાય છે અને અભણ દાયણોને હાથે પીડાય છે. વળી હલકી કોમોમાં–આમ વર્ગની સ્ત્રીઓને પુરૂષો જેટલીજ, અને કેટલીક વાર તેનાથીયે સખત મજુરી કરવી પડે છે, એટલે તેમની સંખ્યા ઘટતી જાય એ પણ કુદરતી છે. અદ્યાપિ એ સ્થિતિ બદલાઇ છે કે તેમાં વધારો થયો છે તેનો જવાબ ૧૯૨૧ નાં વસ્તી ગણત્રીના આંકડા આ પ્રમાણે આપે છેઃ—

હિન્દમાં ૧૦૦૦ ની વસ્તીમાં ૫૧૪ પુરૂષો છે અને ૪૮૬ સ્ત્રીઓ છે. મુંબઇ ઇલાકામાં એક હજારની વસ્તીમાં ૫૨૧, પુરૂષો ને ૪૭૪ સ્ત્રીઓ છે. વડોદરા રાજ્યમાં ૫૧૮ પુરૂષો ને ૪૮૨, સ્ત્રીઓ છે. આ પ્રમાણે મુંબઇ ઇલાકામાં એક હજાર પુરૂષે સ્ત્રીઓનું પ્રમાણ ૯૧૫, નું આવે છે. છેવટે ૧૯૨૧ ના સેન્સસ કમીશનર એવા નિર્ણય પર આવ્યા છે કે છેલ્લાં ૨૦ વર્ષમાં આખા હિંદમાં સ્ત્રીઓનું મરણપ્રમાણ વધ્યું છે ને સંખ્યા ઘટી છે.

વાંચક જાણી શકશે આ અત્યાચાર બાળલગ્નના રિવાજનોજ છે.

અપકવ અવસ્થામાં પેદા કરેલી પ્રજા બુદ્ધિશૂન્ય રોગીલી, ખોડીલી અને અલ્પ આયુષ્યવાળી થાય તેમાં કંઇ નવાઇ છે! "જૂંના પેટમાંતો લીખજ પાકેને?" બાળ માતાનું જણતર પણ એ કહેવતની આવૃત્તિ નથી શું? જેના પર બળાત્કારે માતૃપદ લદાય છે તે કુમળી બાળકી કયા ભીમ અર્જુન કે કર્ણને જન્મ આપવાની હતી!

આ ખુની રિવાજને લઇ ચલાવનાર સમાજની બુદ્ધિમત્તા માટે કયો માનભર્યો શબ્દ વાપરવો તે હું તો વાંચક ભાઇ બહેનોનેજ સોંપી દઉં છું.

**વૃદ્ધલગ્ન અને કજોડાંઃ**

"વૃદ્ધલગ્ન" એ શબ્દ પ્રયોગ પણ કેટલો કઢંગો અને વિચિત્ર લાગે છે! એમાં કુદરતનાં સામ્યનું કંઇ તત્વ દીસે છે ખરૂં? આને રિવાજને બદલે કાયદેસર અત્યાચાર કહીએ તો ન ચાલે? ધર્મ નીતિનો ઘાતક અશાસ્ત્રો-

ક્ત અને અકુદરતી-ઘોર રિવાજ જો કોઇ હોય તો તે " વૃદ્ધલગ્ન " મને લાગે છે, આ રિવાજ, સમાજમાં દાખલ કરવાનું માન મુડીવાળાઓનેજ ઘટે છે. એ માલદાર મહાનુભાવો ત્રણ ત્રણ ચાર ચાર પત્નીઓના ભોગ લઇ પરવાર્યા હોય; દીકરા દીકરીઓ હોય છતાંય એ ઇન્દ્રિયારામી શ્રીમંતો, તીજોરીમાં રણકતા સોના રૂપાના સિક્કાઓના જોરે-પોતાની વિષયાંધ વૃત્તિને પોષવા માટે " ધર્મસંમત ગુલામડી " ખરીદી આણે છે!

આવા ગુન્હા સમાજ સાંખે છે એજ તેની પડતીના દહાડાનું સૂચન છે. જે સમાજ, ખીલતી કળીને ગંધાતા ઉકરડા ઉપર ફેંકાઇ જતી ન અટકાવી શકે, જે સમાજ સ્મશાનની ઉન્હી રાખ ઉપર હિન્દુ ધર્મને નામે આશાભરી જીંદગીઓનાં બળિદાન આપે તે સમાજનો મોભો જગતમાં કયાંથી વધે?

મુંબઇની હાઇકોર્ટની ક્રીમીનલ શેસન્સના ૧૯૨૪ નો બાઇ મણીકુંવર કેસ, અથવા કહો કે હિન્દુ સમાજનો કાળો કીસ્સો કોઇથી અજાણ્યો નથી. બાર-તેર વર્ષની નિર્દોષ મણીકુંવરને ૫૦-૫૫ વર્ષની વયે પોતાને જુવાન દીકરા હોવા છતાં શેઠ દેવકરણ ખરીદી લાવેલા; શેઠ દેવકરણ ગત થતાં વારસાના ભાગ માટે " દીકરીને સ્થાને દીકરો " દર્શાવવાની કેવી પામર વલણ-કેવો નીચ પ્રપંચ કરવો પડયો હતો તે આપણે જાણીએ છીએ. " હિન્દુ લૉ " ઘડનારા, રિવાજવશ પંડિતોએ અને હિન્દુ સમાજે દીકરીઓનો વારસા હક કબુલ રાખ્યો હત તો બાઇ મણીકુંવરને પંઢરપુરથી " દીકરો " આણવાની જરૂર ન પડત. આવી અનેક મણીકુંવરો કોક બંગલાઓને ખુણે પડી આંસુ સારતી હશે. અને એ પાપ હિન્દુ સમાજને ખોળે પડવાનું.

જ્યાં દેહની સમાનતા નહીં ત્યાં મનની સમાનતા હોય જ શી રીતે? અને ઉગતી આશાવાળી મુગ્ધા, એ બાઇ પરવારેલા-રીઢા થયેલા બુઢ્ઢા સાથે હૃદયની સમાનતા મેળવી શકે જ શી રીતે? હિન્દુ માબાપ આ બાબતનો કંઇ વિચાર કરે છે કે કેવળ પૈસા માટેજ પાગલ થઇ અનીતિ આચરે છે? એવા વિષયાંધ મુડીવાળાઓને વિનયથી વિનવવા અને છોકરીનાં માબાપને પણ તેનો " પૈસા મોહ " ઉતારવા સમજાવવાં એવી મતલબની મ. ગાંધીજીની સુચના મારે ગળે નથી ઉતરતી.

મને તો એ ઘોર અત્યાચાર અટકાવવા માટે પ્રચંડ પ્રતિકારનું વાતાવરણ ફેલાવવાનું જ યોગ્ય લાગે છે. ઉપરાંત તેના પ્રતિબંધ માટે સરકારી કાયદાનીય જરૂર છે. છતી આંખે દીવો લઇ કૂવામાં પડવું હવે પાલવી શકે તેમ નથી.

માબાપના પાપે વેચાયલી મુગ્ધાઓને, માનસિક યંત્રણાઓને લીધે હિસ્ટિરિયાનો રોગ થાય છે, ક્ષય થાય છે અને શરીરની ભુખ ટાળવા અન્ય નિષિદ્ધ માર્ગ પણ કદાચ લેવો પડે છે. આ સ્થિતિ અસહ્ય છે. સમાજે ખાસ કાયદો કરવો જોઇએ કે ૩૫ વર્ષની વય પછી કોઇ પણ વિધુર પુરૂષ, કુમારિકાનો ઉમેદવાર ન થઇ શકે. તે પોતાની સમાન વયની વિધવા કે તેટલી ઉમરની કુમારિકા હોય તો તેની સાથે પુનર્લગ્ન કરી શકે પણ કન્યા સાથે તો નહીંજ.

આ દુષ્ટ રિવાજે જ બાળવિધવાઓની સંખ્યા વધારી છે. ને એવી બીન અનુભવી વિધવાઓની કરૂણદશા કોણ નથી જાણતું?

ગૃહસ્થાશ્રમનાં અનેક પુણ્ય પર્વો ઉજવવા અને સુપ્રજા પેદા કરવાને સર્જાયલી સ્ત્રીને, શું આ ઘાતકી રિવાજ વિષમ સ્થિતિમાં નથી મુકતો? વિધવાને સંસારમાં સર્વ રીતે નિરૂપયોગી બનાવી, તેને પાપના ખાડામાં ધકેલવા માટે કોણ જવાબદાર છે?

તેમજ જે બાળકો પારણાંનાં સુંદર મખમલીઆ બિછાના પર સ્વસ્થ સુવા લાયક હોય તેમને મ્યુનિસિપાલિટિના લોખંડી કે લાકડી પારણામાં, કચરાના ઢગલા નીચે ગટર અને સંડાસાદિમાં કાળનિદ્રા લેવાની ફરજ પાડનાર એ કયો મહા પાપી રિવાજ છે? પોતાના ઉદરમાં પાકેલા અર્ભકનું, પોતાના હાથેજ ગળું દાબી ગુંગળાવી ખુન કરવું પડે, યા તેને કૂવામાં કે નદીમાં નાખી આવવાની દુનિયાઇ આબરૂને ખાતર તેની માતાપર જ ફરજ પડે તેનાથી વધારે ક્રૂર કામ બીજું કયું હોઇ શકે?

કડવા પાટીદારોની દેવી બાર વર્ષે બોલે! બાર વર્ષમાં લગ્નનો પ્રસંગ એકજવાર આવે છે. અને તે વખતે તમામ કુમારો અને કુમારિકાઓનું એક બીજા સાથે, ઉમર કે કોઇ જાતનું પ્રમાણ જોયા વિના બસ લગ્નનું ચોકઠું બેસાડી દેવામાં આવે છે. તીર્થ સ્થાનોમાં બ્રાહ્મણો કુળવાન ગણાવાને લીધે કન્યાવાળા પાસેથી પૈસા લઇને લગ્ન કરાવી દઇ કુમારિકાઓની જીંદગી ખરાબ કરે છે. વણિક જ્ઞાતિમાં પણ કુળવાનપણાને લીધે છોકરાં જન્મતાંજ સગાઇ થાય છે અને અક્કલશૂન્ય રૂઢિ ભક્તો કહે છે કે "કુળવાનનું બાળક તો જન્મતાંજ ઝડપાય!" આ બધી કજોડાંનીજ પરંપરા યાને અનીતિનો આંક દોરાય છે. વૃદ્ધ વર અને બાળ-પત્નીના હૃદયવેધક દૃશ્યની કલ્પનાજ કંપાવે છે, ત્યારે તે સંજોગમાં સપડાયલી હરિણી સમી બાળાઓનું શું થતું હશે? બ્રાહ્મણ, પાટીદાર વગેરે જ્ઞાતિઓમાં સાટાં ત્રેખડાનોય રિવાજ છે, ને તેમાં વરકન્યાની ઉમર, ગુણ, સ્વભાવ કે કુળ વગેરેની અનુકૂળતા જોવાતી નથી. એ પણ કજોડાંનોજ ફાંટો!

આવી યંત્રણાઓનાં વર્ણન લખ્યાં જાય તેમ નથી. તેનું નિવારણ તો સમાજની મનોદશા ફેરવવાથીજ થઇ શકશે.

**કન્યાવિક્રય અને વરવિક્રયઃ** વર્તમાન "હિન્દુ લૉ" માં નથી કન્યાવિક્રયનો પ્રતિબંધ કે નથી વરવિક્રયની બાધા, નથી બાળક-બાલિકાની સમવય નક્કી કરી કે નથી પુરૂષોને અનેક સ્ત્રી કરવાનો પ્રતિબંધ કર્યો.

કન્યાવિક્રય અને વરવિક્રય એટલેજ વયનાં અને ગુણકર્મ સ્વભાવનાં કજોડાં, યાને નૈતિક દૃષ્ટિએ લોહીના વેપાર!

બ્રાહ્મણ પિતાને એક પુત્રી પરણાવવી એટલે ભારે કમાણી. અને બંગાળી બાપને પુત્ર પરણાવવો એટલે મોટી રકમની આવક! એમાં વરકન્યાની સંમતિ ન લેવાય! તેમ તેઓની વય કે ગુણ-કર્મ-સ્વભાવની સામ્યતા પણ ન જોવાય; માત્ર નાણાંની કોથળી ગરમ છે કે નહીં તેજ જોવાતું! ગાય-બળદનાં વેચાણ થાય છે ત્યારે દીકરા-દીકરીઓનાંય થવાં જોઇએ ને? કોણ પૂછે છે બાપ! આફ્રિકાનાં હબસી લોકોમાં દશ શેર વજનની દશ લોઢાની થાળીમાં એક જુવાન સ્ત્રી વેચાતી મળે છે, ત્યારે સંસ્કૃતિવાન હિન્દુ લોકોમાં રૂપાના સીક્કાની બે ત્રણ કોથળીઓજ માત્ર લેવાય છે, એટલી સભ્યતા જ ને?

મારવાડી લોક દીકરીના ખુબ પૈસા લે છે. ઘણાં ઘરમાં વર નાનો ને વહુ મોટી હોવાથી ઘરમાં ને ઘરમાં જ વહુનાં વર્તન વિષે શંકાઓનું વાતાવરણ જામે છે.

દક્ષણી લોકો જમાઇને ભારે રકમનો ચાંલ્લો આપે છે. અને બંગાળમાં તો વરવિક્રયે હદ વાળી છે. કન્યાના બાપે વરને ખુબ પૈસા ધરવા જોઇએ, એટલુંજ નહીં પણ કન્યાના અંગ પરના બધા દાગીના, કપડાં અને ઘરસંસારની બધી વસ્તુઓ પણ કન્યા-

ના બાપે આપવી જોઇએ. આ અન્યાયી રિવાજને લીધે ઘણી બંગાળી બહેનો કન્યાઓ પોતાના પિતાને એ સંકટમાંથી મુક્ત કરવા માટે પોતે આપઘાત કરે છે.

લગ્નનો વિધિ પણ આઠ દશ દિવસ ચાલે છે ને તેમાં કન્યાના બાપની અનેક વર્ષોની કમાણી વેડફાઇ જાય છે.

મદ્રાસી લોકોમાં પણ આ ચાલ છે. ત્યાંયે પણ બંગાળની જેમ જમાઇને નવાજવો પડે છે. કોઇ તો પોતાના ભણવાનો ખર્ચ પણ કન્યાના બાપ પાસેથી લઇ મુકે છે! બિચારો દીકરીનો બાપ પણ ભણેલો જમાઇ ખરીદવા જતાં ખલાસ થઇ જાય છે. જોઇએ તેટલું દ્રવ્ય આપી કન્યાને પરણાવે છે. ઉચ્ચ વર્ણમાં ગણાતી બ્રાહ્મણ કોમ પણ પોતાની ગાય જેવી દીકરીઓના દોકડાપર જીવે છે!

આ રિવાજ ક્યારે અને કેવા સંજોગોમાં નીકળ્યો તેનું મૂળ જડતું નથી પણ કલ્પનાની પાંખો ફફડાવી ઉડે છે ને સંદેશો લાવે કે ધર્મવિહોણા ધનલોભી લોકોનો એ અત્યાચાર છે. તેમાં નીતિધર્મને સ્થાન છેજ નહીં. લગ્નના ભવ્ય આદર્શનું તેમાં ખુન છે. કન્યાવિક્રય અને વરવિક્રય, એ બન્ને વિક્રયમાં કમબખ્તી તો કન્યાનીજ છે. આ સ્થિતિ નિવારવા આપણે સબળ ઉપાયો લેવાના છે.

**વિધવા વિવાહ:**

છે વૈધવ્યે વધુ વિમળતા, બહેન! સૌભાગ્યથી હું!
છે ભક્તિમાં વધુ વિમળતા, બહેન! શૃંગારથી હું!

કલાપી.

જીંદગીની જાહોજલાલીનો ભાણુ જ્યારે આથમી ગયો હોય છે—વૈધવ્ય આવ્યું હોય ત્યારે પતિ વિનાની વિધવાને ઉપર મુજબ ઉપદેશવામાં આવે છે. જે જે ચીજોની તેની કુમારી અવસ્થામાં જરૂર નહોતી જણાઇ તેની જરૂર હવે જણાવા માંડે છે. ધર્મશિક્ષણ, વ્રત-ઉપવાસ, ઉપદેશ, સાધુત્વ અને સંયમ ઇત્યાદિનાં પોથાંઓની દોરીઓ હવે-છોડવામાં આવે છે. કહેવાની જરૂર નથી કે આદર્શની એક ખુબી કેવળ સ્ત્રીઓ માટે જ છે! પુરુષોને કાને તો તેનો શબ્દરવ સુદ્ધાં પહોંચાડવામાં આવતો નથી. આ આદર્શ ઉપદેશવામાં ઉત્તમ છે, પણ આચરવો મુશ્કેલ છે. તેનું ચઢાણ દેવોને વાસ્તેય અશક્ય છે. તે એક શ્રાવ્ય નાટક છે; દ્રશ્ય નથી. આચરણ રૂપી લાકડાંની કડક, રંગભૂમિ કરતાં તે લીસા કાગળની-ઉપદેશ રૂપી સુંવાળી રંગભૂમિ ઉપર જ વધારે ખીલી નીકળે છે; અને એ સુંવાળી રંગભૂમિનાં ભોયરામાં બેસીનેજ પુનર્લગ્નના વિરોધીઓ ઉપદેશ-બાણ છોડે છે.

સમાજમાં જ્યાં સુધી પ્રથમ દર્શાવેલા, બન્નેને નામે અત્યાચારો ચાલુ રહે, જ્યાં સુધી પુરુષો મૃત પત્નીની બળતી ચેહ પર બીજીને ચુડો ચાંલ્લો અર્પે, ત્યાં સુધી તો જુવાન વિધવાઓનાં પુનર્લગ્ન અનિવાર્ય લેખાવાં જોઇએ. હિન્દુ સંસ્કૃતિના કહેવાતા ભક્તો, લગ્નને નામે પ્રવેશેલા નાદીરશાહી રિવાજો ટાળતા નથી પોતપોતાની વિષયાશક્તિ પર કાબુ રાખી શકતા નથી. છતાં શા માટે તેઓ તરુણ વિધવાઓના વિવાહની ના કહેતા હશે?

"હિન્દુ લૉ" ઘડનારા શાસ્ત્રીઓ-પંડિતોએ હિન્દુ વિધવાને એક નકામી બલા સમજીને કાયદામાં કારમો અન્યાય કર્યો છે; અને વિધવાની ભારે વિષમ દશા કરી મુકી છે. આમ જાણ્યે અજાણ્યે પાપ કરવાની દશામાં હિન્દુ વિધવાને હડસેલી મુકે છે. એ અન્યાયનો અત્રે અલ્પ પરિચય કરાવવાનું મને યોગ્ય લાગે છે.

પુરુષ ગત થતાં, તેણે જેને જોયાં જાણ્યાં ન હોય તેવાં ૧૪ મી પેઢીનાં પિત્રાઇ સગાંઓ-પુરુષો કે જેની સાથે મતભેદ-ટંટાને લીધે બોલવાનો વહેવાર પણ ન હોય તેવાં સગોત્રીઓને તેની કુલ મિલ્કત મળે છે, પણ

તેના આખા ભવ સુધીની દાસી, મિત્ર અને પ્રિય પાત્ર રહેલી અર્ધાંગનાને કે આત્મજાને તે માત્ર રોટલોજ તે મિલકતમાંથી મેળવવાનો હક રહે છે. આ તો વારસાની વાત થઈ. પણ એક વધારે ઘૃણાસ્પદ અન્યાય પણ જાણવા જેવો છે.

સધવાઓના રક્ષણ માટે, સમાજનો વિચિત્ર રિવાજ જોઇને કાયદા ઘડનારાઓએ દયા આણીને સજાને સુંવાળી કરી છે; પણ વિધવાઓની બાબતમાં તેઓએ થાપ ખાધી છે! કારણ કે લગભગ તેવાંજ કારણસર થતા ગર્ભપાત વગેરે પાપોને માટે કાયદામાં કોઇ દયા બતાવી નથી. અને જનતા પણ તેનો વિચાર નથી કરતી.

એક પુરૂષના પાપે કાયદો તે સ્ત્રીને સીક્ષા કરે છે. પણ તે પાપના ઉત્પાદક તેમજ તે સ્થિતિમાં બાઇને આણી મુકનાર પુરૂષને સમાજ કે કાયદો કોઇ પણ જાતની શિક્ષા ન કરે! સાધારણ ચોરી જેવા કેસોમાં પણ, કાયદો તે ચોરના મદદગારને સજા કરે છે; પરંતુ ગર્ભહત્યા જેવા ખુનના આરોપમાં તે મદદગાર–તે ગુન્હાનો ભાગીદાર પણ નિર્દોષ રહે છે!

સમાજના અંધાપાને લીધે આ રીતે ન્યાય પણ અંધ થયેલો છે. એ અન્યાયનો કોઇ પણ પ્રાણી જો ભોગ થઇ પડતું હોય તો તે એક હિન્દુ વિધવા–ઉચ્ચકુલોત્પન્ન, ઉચ્ચ ખાનદાનની વિધવાજ છે. સમાજ તેને તેના દેહના ધર્મ ભુલી જવા કહે છે; તેની વૃત્તિઓની ગતિને વિના સાધને રોકી રાખવા ઉપદેશે છે; બળજબરીથી સાધુવ્રત પાળવા ફરજ પાડે છે; અને તેનો ભંગ થતાં કડકમાં કડક શિક્ષા કરે છે–કરાવે છે.

દેહલગ્નની દરેક વિધવાને તે આવી સરખીજ કવાયત શીખવે છે. ને ન્યાય તો લોકોને પવિત્ર રહેવાની પ્રેરણા કરવાને બદલે કાયદેસર પાપ કરાવે છે. આધુનિક કાયદો અને સમાજના કઢંગા રિવાજો કેવળ જુલમ વર્તાવવામાંજ શૂરા જણાય છે. હિન્દુ વિધવાને નથી કાયદો શરણ આપતો કે ન સમાજ. દ્રવતે દિલે સ્વામી રામતીર્થ કહે છે: " આ બાળ વિધવાઓની સુંદર આંખોમાંથી આંસુ ટપકતાં જોઇને જો આપણું હૃદય ફાટી જતું નથી તો પછી આપણે ઋષિઓની સંતતિ શી રીતે કહેવાઇએ? આ વિધવાઓની હાય જો આપણને કાળી ભવાનીની પેઠે ભક્ષણ નહીં કરી જાય તો બીજું શું થવાનું છે?"

દુનિયામાં સૌથી આગળ પડતા દેશ જર્મનીમાં દર ત્રણ ચાર વર્ષે મોટા મોટા કાયદા–પંડિતો ભેગા થઇ બધા કાયદાનું પુનઃ વિવેચન કરે છે. પણ હિન્દુસમાજને તેમ કરવાનો અવકાશ નથી મળતો! ને વિધવા વિવાહનો પ્રશ્ન ચોળાતોજ રહ્યો છે. બાસઠ વર્ષનો બુઢ્ઢો બાર વર્ષની બાળાને પરણે તે કાયદેસર! અને ગ્રહસ્થ જીવનનો અભ્યાસ કર્યા વગરની પંદર–સોળ વર્ષની વિધવા લગ્ન કરે તો સમાજનું શાસન જોર કરે! ને કહેવાતી સંસ્કૃતિને ધક્કો પહોંચે! આવો પક્ષપાત–વિચિત્રતા શી રીતે સાંખી શકાય!

વિધવા વિવાહના સમર્થનમાં મ. ગાંધીજી સ્પષ્ટ રીતે કહે છે કેઃ–

" બળાત્કારે પળાએલું વૈધવ્ય એ પાપ છે. સ્વેચ્છાએ પળાએલું વૈધવ્ય ધર્મ છે, આત્માની શોભા છે, સમાજની પવિત્રતાની દાદ છે; ૧૫ વર્ષની બાળા સમજપૂર્વક વૈધવ્ય પાળે છે એમ કહેવામાં ઉદ્ધતાઇ અને અજ્ઞાનજ છે. તે બાળાને વૈધવ્ય વેદનાની ખબર પણ શી હોય? તેને પરણાવવાની બધી સગવડ માબાપે કરી દેવાનો તેમનો ધર્મ છે. દુષ્ટ રિવાજને વશ થવામાં પામરતા છે, તેનો સામનો કરવામાંજ પુરૂષાર્થ છે. "

× × ×

" બાળ વિધવાઓ માટે વૈધવ્ય ધર્મ

તથી પણ અધર્મ છે. જે સાચવે તેને સારૂ તે ધર્મ છે. વિધવાપણું એ ફરજ્યાત કાયદો નથી. રિવાજના કૂવામાં તરવું સારૂં છે, પણ તેમાં ડુબવું એ તો આત્મહત્યાજ છે."

× × ×

"હજારો પુરૂષો ઘરભંગ થવા પછી સ્વેચ્છાએ પુનર્લગ્ન કરે ત્યારે જેને બળાત્કારે વૈધવ્ય ભોગવવું પડે એવી વિધવાઓને માટે શો રસ્તો? વૈધવ્યને શોભાવી શકાય એવી સ્થિતિમાં વિધવાઓને મૂક્યા વિના તેઓની પાસેથી પવિત્રતાની આશા રાખી શકાય?

× × ×

"જો પચાસ વર્ષે નવ વર્ષની કુમારિકાને પરણવામાં બાધ ન ગણાય અને એવા વિવાહ કરનારને ન્યાત બહાર ન મૂકી શકાય તો એવી કુમારિકા વિધવા થતાં તે પુનર્લગ્ન કરે તો તેને ન્યાત બહાર મૂકવી કે બીજી રીતે દંડવું એ પાપજ ગણાય. ધર્મપાલનમાં બળાત્કારને સ્થાન નથી. વૈધવ્ય પાળવું એ પુણ્ય છે પણ વિધવા વિવાહ સર્વથા પાપકર્મ તો નથીજ." આ કથન એટલું બધું નિરામય છે કે તેનાપર ટીકા કરી શકાયજ નહીં.

એક મુસલમાન કદાચ ચાર સ્ત્રીઓ કરી શકે, આફ્રિકાનો હબસી

એક પર બીજી: ત્રણ સ્ત્રીઓ કરી શકે પણ હિન્દુ પુરૂષોને તો

મિથિલાના ધનવાન ઓઝાઓની જેમ "હિન્દુ લૉ" હાવે તેટલીવાર પરણવાની છૂટ આપે છે. શ્રીમંતો તો ત્રણ ત્રણ ચાર ચાર સ્ત્રીઓને કંકુ ઉછાળતી વળાવી ચૂકે તોયસિંહાસન ખાલી ને ખાલી! એટલે "પુત્ર કામનાને કારણે" ગમે તેટલીવાર લગ્નને નામે અત્યાચાર કરે તોપણ કોઇ ન પૂછે! શ્રીમંતોની વાત છોડી સાધારણ પુરૂષ વર્ગની વાત લઇએ તો, એક સ્ત્રી જોડે ન ભળ્યું કે પાધરીકને તેને તેના બાપને ઘેર વળાવી, પોતે બીજી પરણી લાવે ને આગલીની દુર્દશા કરે. જે જ્ઞાતિમાં વરવિક્રયનો ચાલ છે તે જ્ઞાતિના કુળવાન ગણાતા પુરૂષો તો મનમાં આવે તેટલીવાર પરણીને જુની સ્ત્રીને રિબાવી રિબાવીને મારે છે. માનસિક પરિતાપને લીધે એ મહિલાઓ ક્ષયનો ભોગ બને છે અને પરાણે જીવન પુરૂં કરે છે. નવી સ્ત્રી સાથે તેના પતિનો વિલાસ જોઇ પોતે મનમાં દાઝે છે, અને એ દગ્ધ સ્ત્રીહૃદય અપરોક્ષ રીતે સમાજનેજ શાપ આપે છે.

લગ્નમાં લેવાતી વફાદારીની પ્રતિજ્ઞાઓનું હિન્દુ પુરૂષજ લીલાંડું કરે છે, અને લગ્નના આદર્શને અભડાવે છે. આ રિવાજમાં સુધારો કરવા માટે સરકારી કાયદો આવશ્યક છે, અને સમાજનું શાસન પણ સખ્ત થવું જોઇએ.

ગંગાના પ્રવાહ તુલ્ય લેખાતી જ્ઞાતિ સંસ્થાના ભાગલા

જ્ઞાતિઓનાં ઘોળ અને રોટી બેટી વહેવાર. પાડનાર મમત-દુરાગ્રહના ઝઘડા અને કુસંપ કલેશ વિના બીજું કોણ હોય!

રાજદ્વારી નેતાઓ જેમ બુદ્ધિભેદની તકરારે જુદા જુદા ચોતરા બાંધે છે તેમ જ્ઞાતિજનોએ પણ પક્ષાપક્ષીના ટંટામાં જ્ઞાતિ ગંગાને વિભક્ત કરી નાખી છે. વાણિયા તો દશા-વિશા, મોઢ, લાડ, હાલારી-ઘોઘારી વગેરે. તેવીજ રીતે બ્રાહ્મણોમાં ચોરાશી જ્ઞાતિ થઇ અને ક્ષત્રિય-વૈશ્યમાં પણ સેંકડો કુંડાળાં થઇ ગયાં. આને કયા ધર્મની નાતિ કહેવાતી હશે, તે પ્રશ્નનો ઉત્તર મને નથી જડતો.

બુદ્ધિને કુંઠિત કરી નાખનારા આ સાંકડા કુવાઓ આજે વર્ણાશ્રમધર્મને સુરક્ષિત અને અખંડ રાખવાને બદલે વર્ણ વર્ણનો નાશ કરે છે. "જાતિય શુદ્ધિ" ને નામે લગ્નનાં ક્ષેત્રો સંકુચિત બનાવી દઇને હિન્દુસમાજે કંગાલ દશા વહોરી છે.

જ્ઞાતિનાં અમુક તડોમાં રોટી વહેવાર ન

હોય, અથવા જ્ઞાતિના અમુક ઘરનાં ઘોળ (વાડા) માંજ દીકરા દીકરીને પરણાવી શકાય. ઘોળની બહાર નીકળવાની હિંમત જો કોઇએ કરી તો ન્યાતબહાર !

જ્ઞાતિ સરિતાનાં ખાબોચીયાં આ રીતે ગંધાઇ ઉઠયાં છે; એટલાં કુંડાળાંમાંથી કન્યાને લાયકવર અને વરને લાયક કન્યા મળે કે ન મળે તોય નિભાવાય છે ને આત્મકલેશો વધે છે. પ્રજાની માતાઓ "દાસી" ની જગ્યા ભોગવે છે. જ્ઞાતિના મોટેરાઓએ જાણવું જોઇએ કે વીસમી સદીના તરૂણ કુમારોને હવે "દાસી" નથી જોઇતી. તેને તો પ્રિયતમા–સહચરી જોઇએ છે–પ્રેરણા પાનાર પિયુષઝરણી જોઇએ છે. અને આવી પિયુષઝરણી ૫૦–૧૦૦ ઘરના વાડામાંથી શી રીતે મળી શકશે? તેમજ એવી પિયુષઝરણીને, પ્રેરણા ઝીલનાર પુરૂષ પાત્ર કયાંથી મળશે ? લગ્નપ્રથાને વિકૃતીનાં જાળાં ચડી ગયાં છે તે સાફ કરવા સાથે જ્ઞાતિ સંસ્થાઓ અને લગ્નનાં ક્ષેત્રો પણ વિશાળ કરવાનો આ તકે આપણો સમયધર્મ છે.

વણિકોની બધી પેટા જ્ઞાતિઓ, બ્રાહ્મણોનાં સઘળાં તડો, ક્ષત્રિયોના વિવિધ વાડાઓ અને શૂદ્રોની સેંકડો પેટા જ્ઞાતિઓ હવે એકત્ર થઇ જાય તો હિન્દુ સમાજના કયા પૂર્વજો રડી ઉઠવાનાં છે ?

સઘળી જ્ઞાતિઓના પ્રતિનિધિઓની એક મહાપરિષદ સ્થપાવી જોઇએ અને આ વરિષ્ટ પરિષદના ઠરાવો સર્વ હિન્દુઓએ માન્ય રાખવાની વૃત્તિ કેળવવી જોઇએ. બધી પેટા જ્ઞાતિઓને એકત્ર કરી એક મહાન હિન્દુ કોમ સ્થાપવાનો સમય હવે આવી લાગ્યો છે. પણ આગેવાનો કયાં છે? આપણા નેતાઓ તો રાજકીય પ્રશ્નમાં લાગી ગયા છે, તેમાંથી કોણ જાણે કયારે પરવારશે !

મહાભારતના યુદ્ધવિરામ પછીજ આટલી બધી જ્ઞાતિઓનાં મંડળો થયાં હોય એમ લાગે છે. બાકી પહેલાં તો ચાર વર્ણનીજ વ્યવસ્થા હતી. વળી ઇતિહાસ પરથી એમ પણ જણાય છે કે આર્યોએ જાતિભેદ કદી માન્યોજ ન હતો. અને તેથીજ તેઓ બળવાન થયા હતા. મધ્ય એશિયામાંથી પંજાબમાં આવી વસ્યા પછી આર્યોએ અહીંના જે અસલી રાજાઓને હરાવ્યા તેમની કન્યાઓ સાથે લગ્ન કરી, હારેલી પ્રજામાંથી તેઓએ દુશ્મનની લાગણીજ નાબુદ કરી નાખી હતી.

ગ્રીક રાજા એલેકઝાન્ડરની પુત્રી ચંદ્રગુપ્તને પરણી હતી. અને ધૃતરાષ્ટ્ર ગાંધાર (કાબુલ)માંથી કાબુલણ જેવી ગાંધારીને પરણ્યા હતા. આથી જાણવાને કારણ મળે છે કે મહાભારત કાળમાં જાતિભેદ હતોજ નહીં.

લગ્નનાં સંકુચિત ક્ષેત્રોને લીધે ઘણી સ્ત્રીઓ અયોગ્ય પતિને પનારે પડી પીડાય છે. આ સ્થિતિ નિવારવા માટે દરેક જ્ઞાતિના આગેવાનો વિચાર નજ કરે તો પછી એવાં અયોગ્ય–અન્યાયી પ્રતિબંધોનો સાદર નિરાદર કરવો એજ આવશ્યક છે. નક્કી થયેલા એ ઘોળમાં પુત્રીને લાયક વર ન મળે તો અન્ય તડમાં વિવાહ કરવો, પણ પુત્ર–પુત્રીનું ભવિષ્ય બગાડવું નહીં. તેમ કરવા જતાં જ્ઞાતિથી બહિષ્કૃત થવું પડે તો બહેતર ગણવું, પણ ઘાણીના બેલની જેમ અંધ ચીલે ન ચાલવું.

**લગ્નનાં જમણ અને વરઘોડાના ખર્ચઃ** બેસતા વર્ષને દહાડે અભિનંદનનાં છાપેલાં કાર્ડ ઓળખીતાઓને મોકલવાનો રિવાજ જેમ નવા વિચારના તરૂણોએ કાઢયો છે, માનપત્રોનો ચાલ જેમ જાહેર કાર્યકર્તાઓએ પાડયો છે તેમ જમણ અને વરઘોડાનાં જંગી ખર્ચ લક્ષ્મીવાન–શ્રી-

મંતોએજ વધાર્યાં હોય એમ લાગે છે; કેમકે ગરીબ લોકો એવો રિવાજ ચલાવી શકે નહીં. ધનીકો પોતાના ધનનો દેખાડ કરાવવા સારૂં જ ઠાઠબંધ વરઘોડા કાઢે છે; વીજળી લાઇટ ફ્લીટસન લાઇટ અને ધ્વજા પતાકા ઉપરાંત કોઇ કોઇ તો નાચ-મુજરાનાય દંગા રચે છે. આ બધું નીતિથી વિરૂદ્ધ અને કૃત્રિમ છે. વસ્તુતઃ લગ્ન એ તો અતિ પવિત્ર ધાર્મિક સંસ્કાર છે. તેમાં અકુદરતી સાધનોની જરૂર જ ક્યાં છે? અકુદરતી આડંબરને લીધે, સાદું જીવન ને ઉચ્ચ વિચારો, એ આપણા પૂર્વજોનો આદર્શ અને લગ્નની ભવ્ય ભાવના આજ ભુલાઇ ગઇ છે. પરિણામે ગરીબ માબાપ બેહાલ થાય છે. નહીં નહીં તોય થોડો ઘણો ઠાઠ ન કરે તો નાતમાં વાતો થાય, તેથી પરાણે ભવિષ્યની ભીખારી દશાને નોતરવી પડે છે. આપણા લોકો હૃદયના શુદ્ધ અવાજને ગુપ્ત કરી નાખી, લોકાપવાદને અધિક માને છે, ત્યાંજ નબળાઇનું મૂળ છે.

નાતને જમવા બેસવાનું ઠેકાણું પણ એવું વિચિત્ર અને ગંદું હોય છે કે જેને ટેવ ન હોય તેને તો ત્યાં ઉભું રહેવુંય ફાવે નહીં. બહુ ભાગે રસ્તામાં કે ગલ્લીમાં જમવા બેસાડે છે. અને પાછળથી જ્યારે ભાત પીરસે છે ત્યારે ઘણીવાર ભીખારીઓ આવી, એંઠવાડને અડકે છે. અશુદ્ધ જગ્યામાં જેમ તેમ ખાવાથી આરોગ્યને પણ નુકસાન થાય છે ને ઘણું અનાજ બગડે છે

દેશમાં ગરીબીએ ઘર કર્યું છે ત્યારે આપણા શ્રીમંતો પોતાની માયા-લક્ષ્મીનું આ રીતે પ્રદર્શન કરી રહ્યા છે. દીકરો-દીકરી પરણાવવામાં ગરીબને પણ ફરજ્યાત ખર્ચ કરવું પડે છે ને જીવનભરની કંગાલીયત વહોરવી પડે છે. શ્રીમંતોએ ગરીબોને ખાતર પણ લગ્નને નામે આવા આડંબર છોડી સાદાઇનો દાખલો બેસાડવો ઘટે છે. મનસ્વીપણે લખલૂટ ખર્ચ કરી કીર્તિ કમાવાનાં વલખાં મારવાં એ એક રીતે નૈતિક હિંસા છે. કારણ, નિર્ધનીયાંને તે રિવાજ અસહ્ય બલ્કે પ્રાણઘાતક થઇ પડયો છે. પાટીદાર જ્ઞાતિમાં આ ખર્ચાળ રિવાજે હદ વાળી છે. એક દીકરી પરણાવતાં માબાપ ખાલી થાય છે; અને તેથીજ ઘણી વાર દીકરીઓને ઝેર દેવાય છે.

**મરણ પાછળનાં પ્રેત ભોજન.**

અતિશય નિર્દય કોઇ પણ રિવાજ હોય તો તે પ્રેતભોજનનો જ છે. ઘરમાંથી માણસ જેવડી દેહ જતાં ઘરધણીનું કાળજું કપાઇ જતું હોય ત્યાં નાતવેરાનો ફરજ્યાત જ્ઞાતિ કાયદો તેનું ગળું પકડે છે! કેવી કરૂણ દશા? કોઇ ગરીબ મરનારની બચરવાલ-નિરાધાર વિધવાને પોતાની દુઃખપૂર્ણ હાલતમાં પણ ઘરની ઘરવખરી વેચીને વરો કરવો પડે છે.

મરનારના દશમાને દિને સજ્યા પૂરવામાં ઘરની ઘણી ચીજો મુકીને, તે મરનારને નિમિત્તે બ્રાહ્મણને અપાય છે. જો સજ્યામાં કંઇ ન મૂકે તો નાતનાં લોકો પીંખી ખાય! ને ખુબ આપે તો વાહ વાહ થાય! દશમાને દિને દશ બ્રાહ્મણ, અગીયારમાના અગીયાર, બારમાના બાર અને તેરમાના તેર બ્રાહ્મણ જમાડવા ઉપરાંત નાતવરો કરવોજ પડે! જુવાન મરણું થયું હોય તોપણ ન તો ભૂંડો લોહીના કોળીયા ભરતા અચકાય કે ન જ્ઞાતિજનો! વરો ન કરે તો તો નાતવાળા કહેઃ "ઢસરડીને નાખી દીધો"! અથવા "એ તો લાકડું બાળ્યું!" "વડવાઓનું નામ બોળ્યું!" વગેરે.

સમજુ ભાઇ બહેનોએ આવાં પ્રેતભોજન જમવા જવું જ નહીં. મ. ગાંધીજી તેને "પાપભોજન" કહે છે. તે આનંદનું નહીં પણ શોકનું ખાણું છે. મરનારની પાછળ રહેલ ગરીબ કુટુંબની પાયમાલીની તેમાં સમસ્યા વણેલી છે. માટે વિવેકી બહેનોએ

આવાં અનીતિયુક્ત જમણોનો બહિષ્કાર જ કરવો એ પુણ્યકર્મ છે.

**રડવું કૂટવું.**

આ રિવાજ અમુક દેખાદેખીથી વધ્યો હોય એમ લાગે છે. કેમકે તેને નીતિશાસ્ત્ર કે ઇતિહાસનો આધાર નથી મળતો. ગુજરાત-કાઠિયાવાડમાં ઉક્ત જંગલી રિવાજે જબરી સત્તા બેસાડી છે. મારવાડી કોમમાં પણ રોવા કુટવાનો ચાલ બેહદ છે. રોવા તથા છાતી પીટવા માટે ભાડુતી સ્ત્રીઓને પણ બોલાવે છે. દશ દિવસ એક સરખું કાણુકુટણું ચાલે છે. પંજાબી લોકો મરનારનું સુતક પાળતા નથી પણ કાણુકુટણું બેહદ! તેઓ તો છાતી કુટવા ઉપરાંત માથું તથા બન્ને ગાલ જોરથી કુટે છે! કસોયું મરણું-જુવાન મરણું થયું હોય તો તો કુટવાની કોઇ સીમાજ નથી રહેતી. કાઠિયાવાડમાં તો એ રૂદન-શોક એક વર્ષ પર્યંત ચાલે છે.

નાની વયની બાળા વિધવા થાય છે ત્યારે તેની પાસે પરાણે કુટાવે પીટાવે અને સુરકા ખવડાવે છે. ચુડીકર્મ કરવા વખતે તો તેને મરણતોલજ થઇ જવું જોઇએ. કુટતાં ન આવડે તો નાતની બૈરીઓ લઇ નાંખે! કાઠિયાવાડમાં મેં મારી નજરે જોયું છેઃ- બાળવિધવાનું મુંડન કરાવવામાં આવે છે ને તેનાપર ખદખદતું પાણી ઢોળવામાં આવે છે; તે સમયની તે બાઇની ભયભિત દશા જોઇને ગમે તેવા કઠણ હૈયાનું માનવી પણ રડી પડે! પણ આવા ક્રૂર રિવાજોને લઇ ચલાવનાર સમાજની લાગણી તો છેકજ બુઠ્ઠી થઇ ગઇ છે.

કાણુ કુટવા વખતે કેટલીક સ્ત્રીઓ, બાળકને પણ સાથે લઇ આવે છે. તેને બાજુએ ઉભાડી પોતે કુટવામાં ભળે છે. આ જોઇ બાળકનાં મન પર કેવા ખરાબ સંસ્કાર પડે તે કોઇ વિચારતું નથી.

રડવું એ અદ્ભુત શોકભાર હળવો કરવાનો એક માર્ગ છે. પણ આટલું જંગલી વર્તન ચલાવવામાં નથી મરનારનું ભલું થતું કે નથી પાછળનાંને આશ્વાસન મળતું. આ એક પ્રકારનો દેખાડ કર્યોજ ગણાય.

વખત જતાં એ કુટનાર સ્ત્રીઓને ફેફસાંનો રોગ-ક્ષય રોગ થાય છે. આ કેવળ અનુમાન નથી પણ અનુભવ છે. પરિણામે ક્ષય રોગનો વારસો પોતાની પ્રજાને પણ આપી જઇ, સ્ત્રીઓ બુરી દશામાં મરણને શરણ થાય છે. સ્ત્રીનાં આરોગ્યનું નખ્ખોદ વાળે એવાં આ કાણુ કુટણાંમાં નીતિનો કયો સિદ્ધાંત સમાયલો છે, તે સમાજના કોઇ શાસ્ત્રીઓ બતાવશે કે?

ખરું જોતાં આ રિવાજ સ્ત્રીઓને લગતો હોવાથી સ્ત્રીઓજ તેનો નિકાલ કરી શકે છે. આ લખનાર બહેને પણ ઘર આંગણેથી તેનો પ્રતિકાર કર્યો છે; અને બધી બહેનો તે માણસાઇ વગરના રિવાજને તિલાંજલિ આપે એવી ભલામણ છે. થોડા દિવસ જ્ઞાતિજનોમાં કુકવાટ-"ઓયકારો" થયો પણ અમે દ્રઢ રહ્યાં. હવે અમારે આંગણેથી એ ચાલ નીકળીજ ગયો છે. આવી દ્રઢતા દરેક હિન્દુ સ્ત્રી માટે આવશ્યક છે.

**ઓજલ પડદો.**

હિન્દુસ્થાનમાંથી ગુજરાત અને દક્ષિણ બાદ કરીએ તો, ભૂગોળના નકશા પરના અંગ્રેજી રાજ્યના લાલ રંગની પેઠે બાકીનો મોટો ભાગ પડદા અને બુરખાના કોઇ ધુમ્મસથી છવાયલો દેખાશે. બંગાળી પડદો એટલે ઘરને આંગણેજ પાયખાનું! રહેવાના ઓરડા અંદર ઉંડેજ હોવા જોઇએ.

આ રિવાજ મુસલમાનોએ હિન્દમાં દાખલ કર્યો હોય એમ લાગે છે. કેમકે જ્યાં જ્યાં મોગલ રાજ્યનો ખાસ અમલ હતો ત્યાં ત્યાં આજે પણ આ રિવાજ ઘર કરી રહ્યો છે.

પડદો નીતિનો પોષક નથી પણ ઘાતક છે. જો પડદામાં નીતિ કે કોમળતા હોત તો મોગલોના પડદા મહેલોમાં જે ભયંકર બનાવો બન્યાની ઇતિહાસ સાક્ષી આપે છે, તે બનવા ન પામત.

કાઠિયાવાડમાં રજપૂત સ્ત્રીઓ પડદામાં રહે છે; તેઓને ભણવાની કોઇ સગવડ નથી. સૂર્યનો પ્રકાશ-તડકો કે ખુલ્લી હવા ન મળવાથી ઘણી પડદાનશિન સ્ત્રીઓનું આરોગ્ય બગડે છે. જીર્ણજ્વર, ખાંસી, પાંડુરોગ અને ક્ષય જેવા રોગ પણ લાગુ પડે છે. આ રિવાજની કાલ નિરૂપયોગીતા બતાવતાં મ. ગાંધીજી કહે છેઃ-" જ્યારે સ્ત્રીને મિલ્કત રૂપે સમજવામાં આવતી; જ્યારે તેમનાં અપહરણ થઇ શકતાં ત્યારે પડદાની ભલે જરૂર હોય, પણ આજ તેની જરૂર નથી તેથી એ રિવાજ કાઢી નાખવોજ ઇષ્ટ છે. પુરૂષની કુદષ્ટિથી સ્ત્રીઓનું રક્ષણ કરવા સારૂ પડદો ઇલાજ નથી. " ઉક્ત રિવાજ ગમે તે કારણસર દાખલ થયો હોય પણ તે નીતિધર્મ અને આરોગ્યનો ઘાતક હોવાથી તત્કાળ દુર કરવાના ઇલાજ લેવાની જરૂર છે.

**સ્ત્રીઓ શું શું કરી શકે ?**

છેલ્લે પ્રશ્ન એ રહ્યો કે આ સામાજિક કુરિવાજો નિવારવા માટે સ્ત્રીઓ શું કરી શકે? જવાબમાં કહીશું કે સ્ત્રીને તો પોતાનું ઘર એજ મોટી પ્રયોગશાળા છે ! ઉપર ગણાવ્યા તે કુરિવાજોના ગુણ-દોષ જાણ્યા પછી તેનો પોતાની જાતથીજ-ઘરથીજ અમલ કરે. જુના વિચારનાં સંબંધીજનોને સત્ય વાત ધીરજથી સમજાવે-પરોણાને પણ સમજાવે અને દ્રઢ નિશ્ચયવાળી થાય. ચારિત્ર્યવાન વ્યક્તિઓજ નિડરતાથી બહાર આવી શકે છે, પહેલ કરી શકે છે.

કોઇ વિધુર કે વિષયી વૃદ્ધને પોતાની દીકરી ન પરણાવવી. તુરતના રાંડેલા પુરૂષને પણ પુત્રી આપી પાપભાગી ન થવું. એમ જ્યાં જ્યાં પોતાનું ચાલી શકે ત્યાં રિવાજને નામે અત્યાચાર થતો અટકાવવો. પૂર્ણતઃ કેળવણી આપ્યા પછી જ પુત્ર-પુત્રીઓનાં લગ્ન કરવાં, જ્ઞાતિબંધનથી બંધાઇને બાળકોનાં ભવિષ્ય ખરાબ કરવાનું પાપ ન કરવું. આ અને આવાજ બીજા કુરિવાજો, કે જેને કુદરતના પ્રતિનિધિરૂપ આપણી શુદ્ધ બુદ્ધિ અવગણી કાઢે છે તેનો પ્રતિકાર કરવા માટે પુરૂષનેય હિંમત આપવી અને લોકોપવાદને રણવાદ્ય સમજી તેનાથી ડરી જવું નહીં. સ્ત્રી એટલે પ્રજાની શક્તિઃ એ શક્તિ ધારે તો ચ્હાય સો સર્જી શકે છે.

જાહેરજીવનમાં રસ લેતી સ્ત્રીઓ ઉક્ત કુરિવાજોના પ્રતિકાર માટે લોકમત કેળવી શકે. લોકમત તીવ્ર થતાં એવા કોઇ પણ રિવાજની તાકાત નથી કે જેનો અમલ સમાજમાં ચાલુ રહી શકે.

લોકમત ફેરવાતાં નીતિની કલ્પના ફેરવાશે, અને કાયદાયે ફેરવાશે. લોકમત ન કેળવવાને સબબેજ ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે અનેક વર્ષો પૂર્વે વિધવાવિવાહનો કાયદો પાસ કરાવી તેને અનીતિના કલંકમાંથી બચાવ્યો, પણ તેથી વિધવાઓના વિવાહનો પ્રચાર થયો નહીં, ને પાપ અટક્યાં નહીં. આથી લોકમત ન કેળવ્યો હોય તો કાયદા પણ પુસ્તકોમાંજ રહે છે. મતલબ કે લોકમત અને કાયદામાં પૂર્ણ સહકાર ન હોય તો કોઇ પણ નીતિ જળવાઇ રહેતી નથી.

શિક્ષિત સ્ત્રીઓને ધારાસભાના કામકાજમાં ભાગ લેવાનોય હવે તો અધિકાર મળ્યો છે, તેથી તેઓ ધારે તો કુરિવાજો બંધ કરવા માટે સરકારી કાયદા પણ ઘડાવી શકે. સરકારે

સતી થવાનો રિવાજ બંધ કર્યો તેમ વૃદ્ધલગ્નો અને વિક્રયનાં આસુરી લગ્નો બંધ કરવાનો કાયદો પણ કરી શકે છે. મનુષ્યત્વને લગતી જે જે બાબતો છે તે દરેક પ્રજાને સરખી લાગુ પડે છે. અને તેથી કેટલાક ઘોર–અન્યાયી રિવાજોને દાબી દેવા માટે પણ કાયદાની જરૂર છે.

ધારાસભામાં જનારી બહેનો, ઉપર જણાવ્યા મુજબ કાયદાથી કુરિવાજોને નિવારી શકશે. અન્ય બહેનો લોકમત કેળવીને કુરિવાજો પ્રતિઅભાવો ઉપજાવી શકશે અને સેવાભાવી વિધવા બહેનો ગામડાંઓમાં આવી, રૂઢિ–રિવાજનાં ક્રૂર જડબાંમાં ચવાઇ રહેલી અજ્ઞ સ્ત્રીઓને કુરિવાજોના ગુણ–દોષ સમજાવી, એ રિવાજો વિરૂદ્ધ વાતાવરણ જગાવી શકશે.

જે બહેનોએ કુરિવાજોને ઓળખ્યા છે–તેની ભયંકરતા ભાળી છે તેઓ તો પોતાને ઘેર એવો પ્રસંગ આવતાં રિવાજની જડતાને કદી પણ વશ ન થાય. એ રીતે પણ કુરિવાજો ટાળવાનો રસ્તો મોકળો થશે. એકવાર જાણી લીધા પછી જેઓ એ નબળાઇને વશ થાય છે, તેઓ બેવડા ગુન્હેગાર ઠરે છે. ટોલ્સ્ટોય કહે છે કે:–" પોતાની જાત સાથે જુઠો વ્યવહાર કદી પણ ચલાવવો નહીં. પોતે સત્ય માનતાં હોઇએ તેજ કરવું. એક વાત–એક ચીજ ખરાબ છે એવું જાણ્યા પછી તેનું સેવન કરવું એ પાપ છે–અનીતિ છે."

સ્ત્રીઓ જો સમ્યાઇથી આ રિવાજોના નિવારણનું ધર્મકાર્ય હાથમાં લે–પ્રામાણિક ચળવળ ઉપાડે તો હું નથી ધારતી કે પુરૂષો તેમાં વિરૂદ્ધ પડે. એમ થશે તો જુના વિચારના વર્ગની મનોદશા પણ ફેરવી શકાશે, કઢંગા રિવાજોનો નિવેડો આવશે અને ઇતિહાસકાર તેનો યશ સ્ત્રીઓના ભાગમાંજ આલેખશે. હરિઃ ૐ

પમની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત [illegible] આણંદજી ચાવડા
[illegible] સપ્રેમ ભેટ.

✓ છાપામાં પોતાના મૃત્યુના સમાચાર વાંચી ધનપાળ શેઠ ધુંવાફુંવા થતા હતા. એકદમ પોતાના મિત્રને ટેલીફોન કરી પૂછયું, " છાપામાં મારા મૃત્યુના સમાચાર તમે વાંચ્યા ?"

' અરે ! હા, હા ! પણ તમે કયાંથી વાત કરો છો ? "

---

માસ્તર—ગુજરાતની રાણીઓના નામ આપો.

એક છોકરો—કોળારાણી; મેનારાણી વિગેરે વિગેરે.

બીજો છોકરો—( આંગળી ઉંચી કરી ) સાહેબ " ઉંદરાણી " રહી ગઇ.

---

# સત્યની કસોટીમાં.

લેખિકા : સૌ. ભાનુમતિ ત્રિવેદી.

છૂટેલા તીર સમાન વેગવાન ઉજળી દૂધ જેવી ઘોડી ઉપર કોઇ રજપુત દોડયો આવતો હતો. તેણે ઘોડી ધીમી પાડી, અને એક મ્હોટા દરવાજા આગળ અટકયો. દરવાજાના બારણાં ઉપર ન્હાનાં અણીદાર ખીલા જડેલા હતા. તેનાં બંને બાજુના ગોખમાં વિકરાળ મ્હોં ફાડીને બેઠેલા સિંહો ગોઠવ્યા હતા, અને તેની ઉપર જાણે આકાશમાં ઉડતું હોય તેમ કોઇ દીગ્વિજયી રાજાનું પ્રતાપી પુતળું ઘોડા ઉપર રહી, હાથમાં ઢાલભાલું સજી, જાણે તાદશ સમરાંગણે હોય તેવું શોભતું હતું. ત્યાંથી માંડીને ગઢ ઉપર કાંગરા કોરેલા હતા, તે જોઇ હરકોઇને એમ લાગે કે ત્યાં રાજવંશ વસતો હશે. અને એમજ હતું. એક કીર્તિવંત રાજાનું એ નિવાસસ્થાન હતું. બે ભાલાવાળા પહેરેગીર ત્યાં પહેરો ભરતા હતા. રજપુત ત્યાં ઉતર્યો. તે માણસ સાથે કંઇ વાત કરી. તેણે ઇશારતથી બીજા માણસને બોલાવ્યો. રજપુતે કહેલો સંદેશો રાજાને પહોંચાડયો. બીજીજ પળે ગએલો માણસ પાછો આવ્યો, અને ઘોડી સાથે આવેલા રજપુતને અંદર લઇ ગયો. પાંચ સાત માણસથી ઘેરાએલા રાજાજી બેઠા હતા.

ઘોડીનો હણહણાટ અને આવનારની મુખમુદ્રા એજ તેની જાત ઓળખવા માટે બસ હતાં. કેડ ઉપરથી તરવાર લટકતી હતી, અને કમરની ભેટમાં જમૈયો ખોસેલો હતો. તેણે ઝુકીને રાજાજીને " રામ રામ " કર્યા. પ્રશ્નની અપેક્ષા રાખતો ટટ્ટાર ઉભો. તેની આંખોમાં રજપુતનું ખમીર દેખાઇ આવતું. તેની બહાર પડતી છાતી અને ઉભા રહેવાની છટા બહાદુર યોદ્ધા તરીકેની પીછાન આપતી હતી.

તેને જોતાંજ ત્યાં બેઠેલાં માણસોના મન મુગ્ધ બની ગયા. ખુશમીજાજે રાજાજીએ પૂછ્યું, " કયાંથી આવો છો, રજપુત ? "

" ગામ તો જેહોદર, આજ ત્રણ ત્રણ વર્ષોથી દુકાળ પડે છે. નદીઓનાં નીર સુકાણાં છે. વસ્તી બહાર વહી જાય છે. હું પણ આપની સેવા કરવાના અભિલાષે આવ્યો છું. "

. " નોકરી પેટે શું ઇચ્છો છો "?

" રોટલો ને છાસ મળે તો બસ છે. મ્હારામાં કંઇ ખમીર ભાળો તો પછી આપને ગોઠે તેમ કરજો. "

" જનાના સાથે છો ? "

' હા, બાપુ. "

એક ખવાસણ રાજાજીને પાણી ધરવા આવેલી. ત્યાંથી દોડતી તે રાણીજીના ઓરડામાં ગઇ. ત્યાં જઇ આ નવા આવનાર વિષે કહેવા લાગી: " બા, જુઓ તો ખરાં ! મ્હારી જીંદગીમાં કદી મેં આવો રજપુત ભાળ્યો નથી. તેની આંખો જાણે કમળ જેવી અને મહીં ભ્રમર બેઠો હોય ! તેનાં નેણ જાણે કમાન કોરીને મૂકયાં હોય ! તેનું

નાક જાણે સરાણે ચઢાવીને ઉતાર્યું હોય! ન્હાની મોંફાડ; ગોરોવાન, ઝીણી ફરકતી મૂછો, આ જુઓ તો ખરાં! જોવામાં શું જાય છે?"

થોડી આનાકાની પછી રાણીજી ઉઠયાં. બે ચાર ખવાસણોનું ટોળું પાછળ ચાલ્યું. ચક નાંખેલી અટારીએ રાણીજી ઉભાં. ખવાસણો વાત કરવા લાગી.

"અહો કાંઇ રજપૂત છે!"

"કોઇ રસિક લાગે છે. એની ઘોડી તો જુઓ. ઉજળી દૂધ જેવી વળી પગે મેંદી મૂકી છે. તેની ખરી તો કાળી ભમર છે. શું રૂડી દીપે છે!"

"પોતે કયાં ઓછો છે કે ઘોડીને ઓછી રાખે."

રાણીજી ખીજાઈને બોલ્યાં, "શું લવ-લવ કરી રહી છો. સાંભળો તો ખરાં રાજાજી શું કહે છે?"

રાજાજી બોલ્યા, "શી નોકરી ગમશે? મ્હને લાગે છે કે ઘોડા ખેલાવવા, ઘા મારવા ને ઝીલવા તમને બહુ ગમતા લાગે છે."

"બાપુનું અનુમાન સાવ સાચું છે."

"સૈનિક તરીકે રહેજો; નિમકહલાલીથી નોકરી કરજો."

"એમાં કહેવું નહીં પડે."

રજપૂત ગયો. માંહોમાંહે વાતો થવા લાગી. એક જણ બોલ્યો, "બહુ ઉમદા માણસ લાગે છે. બાપુએ પણ તેની ઠીક પરીક્ષા કરી અને એને યોગ્ય કામ સોંપ્યું."

"આવતાં ન ઓળખીએ તો આટલાં વર્ષો પાણીમાંજ કાઢયાં ને!" રાજાજી બોલ્યા. વાદળે છાયો સૂર્ય ઢાંકયો ન રહે. માતા ભવાનીને નામે કહું છું કે એ રજપુત આપ્યાં પુર પાછાં ઠેલે એવો છે.

"એ તો બાપુ નિવડે વખાણ" આ-વીજ વાતો ઘડીભર ચાલી રહી.

વીરસિંહને નોકરી રહ્યાને બે એક વર્ષો વિત્યાં. એક દિવસ અચાનક દિશામાં ધુળ ઉડતી દેખાઇ, અને કોઇ શત્રુનું સૈન્ય ચઢી આવતું જણાયું. બને તેટલી ત્વરાથી તૈયારી કરી, તેને ભેટવા લશ્કર બહાર પડયું. નગરીનાં દ્વાર દેવાણાં. બંને પક્ષો વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું. ઉડેલી રણુરેણુએ ઘડીવાર માટે એ બંને સૈન્યો ઉપર પોતાનો પડદો પાથર્યો. કોલાહલ અને અસ્ત્રશસ્ત્રના અવાજથી દિશાઓ ભરાઇ ગઇ. લોહી અને માંસની ગંધ વહેતો પવન વનચર પ્રાણીઓને ભક્ષની ખબર આપવા દોડયો. ઘાયલ થયેલાઓનાં આર્તનાદો સાંભળવાનો કોઇને અવકાશ ન રહ્યો. હિંસક પ્રાણીની જેવાં મારવાની વૃત્તિવાળાંજ સૈનિકોનાં મન થઇ રહ્યાં હતાં. વિજયલક્ષ્મીનાં દર્શન બંને પક્ષને દુર્લભ હતાં છેવટે વીરસિંહ પક્ષનાં મહારથીઓ મરવા લાગ્યા. સૈન્યની સંખ્યા ખુટી પડી; જયની આશા ન રહી. ગણ્યાગાંઠયા સૈનિકો હજુ પણ શત્રુ સામે ઝુઝી રહ્યા હતા. આ જોઇ અગમચેતી વીરસિંહ મારતે ઘોડે પાછો ફર્યો. શત્રુના અગણિત સૈન્યની વાત કરી. પોતાની હાલત વિષેના સમાચાર કહ્યા. આ સાંભળી નગરવાસીઓનાં મન હતાશ થઇ ગયાં. નિરાશાની સાથેજ બળ, ઉત્સાહ. તેજ ક્ષીણ થવા લાગ્યાં. વીરસિંહ એ વિકૃતિ જોઇ શકયો. એ ત્રાડ પાડી બોલી ઉઠયો, "આ અમર થવાનો અવસર છે. જે જીવશે તેને સહેવું પડશે. સ્વાભિમાનને કોરાણે મૂકી સ્વતંત્રતાને વેચી દઇ, રઝળતાં રખડી, કુતરાની માફક બટકું રોટલાની આશાએ લાકડીઓ ખાતાં જીવવું તેનાં કરતાં મરવું એ વધારે સારૂં છે. દેશવાસીઓ ઉપર ગુજરતાં દુઃખોજ જોવાને જીંદગી રાખવી, તેનાં કરતાં પુરૂષાર્થ કરી આયુષ્યની અવધિ લાવવી તેજ વીરપુરૂષને છાજે છે. માટે ઉઠો! ચાલો! કોઇનો

આત્મભોગ એળે નથી ગયો. ઈશ્વર ફળ આપી રહેશે." આખા ગામમાં વિજળીના વેગે ફરીને પોતાના હૃદયમાં બળતા સાચા સ્વદેશાભિમાન રૂપી અગ્નિથી તેણે નગરવાસીઓનાં મન શરીરને પ્રજ્જ્વલિત કર્યાં. તેમનાં શરીરના અવયવો માત્ર અજબ ચેતનથી ઉઝળી રહ્યાં. મૃત્યુથી અમરતાને પામવા એમનાં હૃદયો નાચી ઉઠ્યાં. ફરીવાર નગરીના દરવાજા ઉઘડ્યા અને દેવાયા. સાચા સૈનિકોથી ઘેરાએલો વીરસિંહ પોતાના પક્ષની વારે ધાયો.

નગરની દસે દિશાઓ આજ ખુલ્લી પડી છે. નાગરિકોનો હર્ષ માતો નથી. લીલાં તોરણ અને મંગળ સાથીઆઓથી પ્રત્યેકનાં ઘર શોભી રહ્યાં છે. રાજદરબાર પાસે વિજયના વાદ્યો વાગી રહ્યાં છે. મંગળ કળશ, કદળીનાં સ્થંભ અને આસોપાલવનાં પલ્લવોથી ઝુંકી રહેલું રાજદરબારનું આંગણું દીપી રહ્યું છે. ઠેકાણે ઠેકાણે ગર્વિત ધ્વજાપટ આકાશમાં ફરફરી રહ્યો છે માણસોની મેદની માતી નથી. આજ વીરસિંહનો સૌભાગ્યદેવ ઉગ્યો છે. દરબાર ભરાયો. વિજય વરેલા વીરસિંહનો સત્કાર થયો. ઉંચો અધિકાર મળ્યો. રાજાજીએ અપાય તેટલો બદલો વાળી આપ્યો. આ આખાંય દૃશ્ય ઉપર નજર કરતી, ચક પાછળ છુપાએલી બે આંખો અનેક વિધ લાગણીઓનું આધિપત્ય અંતરમાં અનુભવતી હતી. આમને આમ બીજાં પણ બે ચાર વર્ષો વિત્યાં. વીરસિંહનું શૌર્ય બળ છુપું ન રહ્યું. વિધિએ અનેક યશ આપતાં કાર્યો તેની પાસે કરાવ્યાં. તેની સ્વાર્થત્યાગવૃત્તિ, સ્વામીભક્તિ, ઉદાર મન અને સ્નેહાળ પ્રકૃતિએ તેની અને રાજાજી વચ્ચે એક અમોલ પ્રીતિની ગાંઠ વાળી. રાજાજીના અતિ વિશ્વાસુ તરીકેનું માન એ પામી ગયો. અતિ અગત્યના કારણ પ્રસંગે મહેલમાં પણ તેને આવવા જવાની છૂટ મળી. પડદા પાછળ રહી રાણીજી પણ કદી કદી પોતાનું કાર્ય કરવા વીરસિંહને ફરમાવતા. વીરસિંહ પણ પુત્રની માફક તેમની આજ્ઞા ઉઠાવતો. ડેલીએ બેઠેલા ચોકીદારોનાં મન તેને જોતાં હેતથી ઉભરાઈ જતાં; ને "ખમ્મા", "ખમ્મા" કહેતા વારણા લઈ હૃદયનો ભાવ પ્રકટ કરતા.

એક વખત રાજાજી શિકારે ગયા. તેમનો રાતવાસો ત્યાંજ થયો. સહજ બિહામણુ એવી અમાસની રાત્રિનો અંધકાર જામ્યો હતો. દંપતી વિનોદ કરી રહ્યાં હતાં. તેવામાંજ કોઈ મળવા આવ્યું. વીરસિંહ નીચે ઉતર્યો. રાણીજીની હજુરણ ખવાસણે ધીમેથી જાણે કંઈ નવાજુની થઈ હોય, તેવા સ્વરમાં ધીમેથી તેને કહ્યું, "રાણીજી તમને તેડે છે." આટલું કહી ત્વરાથી તે ત્યાંથી ચાલી ગઈ. વીરસિંહને કંઈ વિચિત્ર તો લાગ્યું. ક્ષણભર વિચાર કર્યો. "જવું તો જોઈએજ. રાણીજીની આજ્ઞા છે. કદાચ કંઈ એવું પણ કારણ બન્યું હોય. વળી રાજાજીની હાજરી નથી. કંઈ સારૂં ખોટું થાય અને હું બેદરકાર રહું તો તેની જવાબદારી મ્હારે શીર આવે. રાજાજીનો ઠપકો મળે તે જુદો. ખવાસણ પણ રોકાયા વગર આટલુંજ કહીને ચાલી ગઈ. જરૂર કંઈક હશે." એવું વિચારી પત્નીની સલાહ લઈ સશસ્ત્ર થઈ ચાલ્યો. ડેલી વટાવી તો ત્યાં તેજ ખવાસણને ઉભેલી જોઈ. તેણે કહ્યું, "મ્હારી પાછળ ચાલો." બંને જણાં દાદરો ચઢ્યાં. વીરસિંહ ત્યાંજ ખંચકાઈને ઉભો. ખવાસણને કહ્યું: "રાણીજીની આજ્ઞા ઉઠાવવા હું અહિંજ ઉભો છું. શો હુકમ છે તે તું લઈ આવ."

ખવાસણે ખબર આપ્યા કે વીરસિંહ આવ્યો છે.

"શું તે આવ્યો ?" હર્ષોત્ફુલ બની જઈ રાણી ઉભી થઇ ગઇ. "ક્યાં છે ?"

"દાદર પાસે આપની આજ્ઞાની રાહ જોતા ઉભા છે."

"એને સન્માન જોતું હશે. હુંજ જાઉં." ઘેલી બની તે, તે તરફ દોડી. બારણું ઉઘાડી નાખ્યાં. દીવાનો ધીમો પ્રકાશ ઢળતો હતો. તેણે આસમાની રંગની આછી ચુંદડી ઓઢી હતી. મહિં ચોડેલા તારલીયા તેની ગતિથી ચમકારા કરી રહ્યા હતા. હાથમાં પહેરેલાં કંકણમાં જડેલાં મણી, અને મેંદી મૂકેલી પહાનીઓ ઉપર રહેલાં રત્નજડીત સુવર્ણનાં નૂપુર આછી કાન્તી વિસ્તારતાં હતાં. તારા વેરાયલા આકાશમાં શરદ્ઘનથી ઘેરાયલા ચન્દ્ર જેવું તે આછા પ્રકાશમાં રાણીજીનું વદન શોભતું હતું. તેને જોતાંજ વીરસિંહે નજર નીચી ઢાળી અને વધારે સાવધાન થઇ ઉભો.

રાણીજી બોલ્યાં, "વીરસિંહ ! શા માટે ખમચાઇ ઉભો છું ?"

"આપના હુકમની રાહ જોઇને."

"આજ તો હું તારો હુકમ ઉઠાવવા હાજર થઇ છું. વીરસિંહ ! તારા રૂપે અને ગુણે મને મોહિત કરી છે. ઘણાં વર્ષોથી હૃદયમાં ભરેલો અભિલાષ આજ સફળ થયો છે. તારૂં કુંઠિત ગમન મને દુઃખ કરે છે. ચાલ-મારાં શયનગૃહનાં દ્વાર તારે માટે ખુલ્લાં છે. રાજાને ભોગ્ય વસ્તુઓની ભેટ તારે ચરણે આજ આવીને પડી છે."

"એવું ન બોલશો. રાજાજી મ્હારા ધર્મ પિતા છે અને આપ મ્હને માતાતુલ્ય છો. પુત્રને ઉઠાવવા લાયક આજ્ઞા આપો. પ્રભુ તમને સન્મતિ આપે અને આવાં ઘોર કૃત્યમાંથી બચાવી લે."

"વીરસિંહ એવું ન બોલ. ત્હારા એ શબ્દો મને શસ્ત્ર સમાન લાગે છે. જેની ઇચ્છા ખુદ રાજાજી પાછી વાળી શકતા નથી તે વ્યકિત ત્હારી પાસે ભીખ માગતી ઉભી છે. જે હજારોથી પૂજાય છે તે ત્હારી પૂજાનો થાળ લઇને સામી આવી છે. જેનાં સૌંદર્યની ખ્યાતિ દેશાંતરોમાં પહોંચી છે અને જેનો મેળાપ અન્યને થતાં અનુગ્રહ રૂપે મનાય છે, તે આજ ત્હારી મીઠી નજરની આશાએ ત્હારી હજુરમાં હાજર થઇ છે,"

"માફ કરો. હૂં જાઉંછું," કહી વીરસિંહે દાદર તરફ પગલાં માડયાં.

"નહિ જ માને ?"

"ના."

"પરિણામ ભયંકર આવશે હોં !"

"ઇશ્વરની ઇચ્છા!"

વીરસિંહ ગયો. છંછેડાએલા રાણીજીએ જોરથી ઓરડાનાં દ્વાર બંધ કર્યાં. છૂટકારાને માટે પ્રભુનો ઉપકાર માનતો રામનામ રટતો વીરસિંહ જાણે કંઇ બન્યુંજ ન હોય તેમ ઘેર આવ્યો. અને હવે પછી રાજાજી ન આવે ત્યાં સુધી રાજમહેલમાં ન જવાનો નિશ્ચય કર્યો.

શિકારેથી રાજાજી પાછા ફર્યા રાણીજીને ઓરડે પધાર્યા. રડીરડીને રાણીજીનું મુખ લાલ થઇ ગયું હતું. આંખો સુજી જવાથી ઝીણી પડી ગઇ હતી. અંગના આભુષણોનું કંઇ ઠેકાણું ન હતું. સાદાં વસ્ત્રો પહેર્યાં હતાં. રાજાજી અચંબો પામ્યા. આમ થવાનું કારણ પૂછ્યું. રડતાં રાણીજીએ ઉત્તર આપ્યો. "તમારા અતિવિશ્વાસુ વીરસિંહે તમારી ગેરહાજરીમાં મ્હારા ઉપર કુદૃષ્ટિ કરી."

જાણે વિજળી પડી હોય તેમ આ વાત સાંભળીને રાજાજી સ્તબ્ધ બની ગયા. અપાત્રે આપેલી છૂટનો ગેરઉપયોગ થયો માન્યો. અને પોતા સામે આવી હિમ્મત બીડનારને રાજદ્રોહી જેવો ગણી ક્રોધાવેશમાં આવી જઇ

એકદમ વીરસિંહને પહેરેજ કરવાનો હુકમ આપ્યો. દેહાંતદંડની શિક્ષા ફરમાવી.

ફરી વખત એ કાળા ભોંયરાની અંધારી કોટડી દીવાના પ્રકાશથી જળહળી રહી. કેમ જાણે કોઇ અભિશાપ પામેલી દિવ્ય સુંદરી પાતાળમાં ઉતરી પડી હોય! સાંકળે બાંધેલો વીરસિંહ ભીંતને અઢેલીને બેઠો હતો. દેવીનાં રૂપમાં સંતાઇને રહેલો સેતાનનો આત્મા અટ્ટહાસ્ય કરીને બોલી ઉઠયોઃ "વીરસિંહ પ્રાપ્ત થએલી અમૂલ્ય પળોને પાછી વાળી હાથે કરીનેજ તેં આ સ્થિતિ વ્હોરી લીધી છે. હજુય માની જા તો આ નર્ક સમાન અંધારી કોટડીને બદલે બીજું સ્વર્ગ આવીને ખડું થશે. નન્દનવનમાં અપ્સરા સાથે વિહાર કરતો ઇન્દ્રની પદવીને પ્રાપ્ત થયા જેવો તું શોભીશ."

"બીજી વખત પણ પરાજય પામવાનેજ .. છો,રાણીજી!" વીરસિંહ ઉભો થઇ તેનાં આંખ માંડી બોલ્યો. "મૃત્યુથી મ્હને જરા પણ દુઃખ નથી.અન્યાયી પોતાનું સ્વરૂપ છુપાવવા સમર્થ છે, પણ ન્યાયને હણવાને સમર્થ નથી. પણ જ્યાં અસત્યના પડદા આપોઆપ ઉઘડી જાય છે, તે સત્યસ્વરૂપનિયંતાની સમક્ષજ આપણો છેલ્લો ન્યાય થશે. એ પળોની મ્હારે ધીરજથી રાહ જોવી જોઇએ. જ્ઞાનીઓ પણ મૃત્યુને સ્વભાવ તરીકે અને જીવનને વિકૃતિ રૂપે ગણે છે. એમ સમજું તોપણ મ્હારે દુઃખી થવાનું કારણ નથી. આ કાર્યથી તમે મ્હને નુકશાન કરી રહ્યાં છો, એમ માનતા હો તો તમે ભૂલો છો. તમારો આ પ્રયત્ન મ્હારા યશરૂપી શરીરને અમર બનાવશે. અગ્નિમાં તપાવેલા સુવર્ણની માફક હું વધારે શુદ્ધિને પામીશ. ખરેખર! તમે મ્હને મારતા નથી પણ અમર કરો છો!"

"મૂર્ખ છે" ફરી વખત રાણીજી ખી· જાઇને પાછાં ફર્યાં.

દેહાંતનો દિવસ આવી પહોંચ્યો. વીરસિંહનું મુખ હતું તેવુંજ તેજસ્વી જણાતું. પાપ ન કર્યું હોય પછી પસ્તાવવાનું શું? તે આનંદિતજ હતો. વક્ષસ્થળ અને યમસમાન ઉભેલા મારાઓની અસર તેના મુખ ઉપર બીલકુલ જણાતી નહતી.

વખત વિત્યો. ઘડીભર જલ્લાદનું હિંસક હથિઆર અને વધભુમિ નિર્દોષ લોહીથી લાલ બની ઉઠયાં. એ ભૌતિક દેહથી શીર જુદું થયું કે તરતજ કોઇ સ્ત્રીએ આવી તેને પાલવમાં ઝીલી લીધું. અને તેજ વખતે એ વેદનાની કસોટીમાંથી પાર ઉતરેલા આત્મા ઉપર દેવોના હર્ષ સાથે વિજયદેવીએ અમરતાનો મુગટ મૂકયો.

તે સ્ત્રી બીજી કોઇ નહિ પણ વીરસિંહનું અર્ધાંગ–તેના બીજા જીવન સ્વરૂપ–તે તેની સહચરી હતી. માથું પાલવમાં લઇ તે ઝનાના તરફ દોડી. કોઇ તેને અટકાવવાની હિમ્મત કરી શકયું નહિ. રાજારાણી વિનોદ કરતાં બેઠાં હતાં. તેને આવે વેશે ધશી આવતી જોઇ રાણીજી ગભરાઇ ગયાં. તે બાઇ ઘુંટણે પડી બોલી, "અન્નદાતા! ન્યાય જોઇએ છીએ. મ્હારો નિર્દોષ પતિ માર્યો ગયો છે!"

આટલું બોલી તે રાજાની આંખ સામે જોઇ રહી. તે બાઇના મુખ ઉપર ક્રોધની બિષણતા ભરી નહોતી, પણ સત્યની રેખાઓ તરવરતી. તેની આંખમાં શક્તિનો પ્રતાપ નહોતો, પણ ન્યાય, નીતિ અને શ્રદ્ધાનાં કિરણો હતાં. તે ચંડી જેવી ઉગ્ર-ભયાનક નહોતી લાગતી, પણ સૌમ્ય જગદંબા-ધાત્રીના સ્વરૂપ સમાન હતી.

કોઇ અચિંતી ઉઠેલી પ્રેરણાએજ રાજાએ તેને નમન કર્યું અને કહ્યું, "એક તરફ તમારો પતિ છે, બીજી તરફ મ્હારી સ્ત્રી છે. આપણાં બંનેનું તે વ્યક્તિઓ તરફનું સમર્પણ

સમાન છે. એટલે જ્યાં સુધી તમે બોલ્યા છો તેની ખાત્રી ન થાય ત્યાં સુધી તે સત્ય તરીકે કેમ સ્વીકારાય ! ”

“ ખાત્રી ! ” તેણે પાલવમાંથી પોતાના પતિનું શિર કાઢી રાજાજી આગળ ધર્યું અને કહેવા લાગી, “ ખરેખર ! આના શૌર્ય, વીર્ય, પ્રેમ અને સ્વામીભક્તિની એક પણ છાપ તમારા હૃદયને ખાત્રી આપવા પુરતી નથી કે એમણેજ કોઇ અસત્ પુરુષને આરાધ્યો કે જેથી તેના આ ગુણો નિષ્ફળતાને પામી જગત્ ઉપરથી કલંક લઇ અંધકારમાં વિલિન થયા ! પ્રજાના પાલક પિતા પોતેજ નિર્દોષનાં સંહારક થાય તો જનતા પોતાનું આશ્વાસન ક્યાં ગોતશે ? ધર્માત્મા સ્વરૂપ તમે રાજ્ય કરતાં છતાં ન્યાય નીતિ ઉપર પડદો પડે એ તો અસહ્ય થાય છે. પ્રભુ ! સત્યને નામે હું અરજ કરૂં છું કે મ્હને ન્યાય આપો. અને તેમ કરી તમે પણ અજાણ્યે થતા અસત્ય કર્મથી બચો. ”

મૃત વીરસિંહના મોં ઉપર રાજા એક દૃષ્ટિથી જોઇ રહ્યો. તેના હૃદયપટ ઉપર એક પછી એક ભૂતકાળનાં દૃશ્યો ખડાં થયાં. પોતાની ડગમગતી મ્હેલાત વખતે, બીજાં પણ અનેક પ્રસંગોએ પ્રાણની પરવા કર્યા વિના ઝુંઝનાર વીરસિંહની નિર્દોષ ને તેજસ્વી મૂર્તિ આંખ આગળ તરવરવા લાગી. હૃદયમાં વિક્ષોભ વધ્યો. કંઇ પણ સત્યાસત્યનો નિર્ણય ન કરી શક્યો. ત્યાંથી આંખ ઉઠાવી રાણીજી તરફ જોયું તો તેનું મુખ મ્લાન થઇ ગયું હતું. સાક્ષાત્ સત્યદેવીને ખોળે વિરાજી વીરસિંહ પ્રતિવાદી તરીકે હાજર થયો હોય તેમ લાગ્યું. પોતાનો પરાજ્ય નક્કી ભાસ્યો અને તેમ થતાં પોતાની હાલત વિષેની કમકમાટી ભરેલા ચિતારોએ તેની તાકાતને હરી લીધી. લાગણીઓ છુપાવવા પ્રયત્ન કરી રહી હતી. સત્ય ખરી હકીકત બહાર લાવવા તેનાં અંતઃકરણને પ્રબળ ધક્કા મારી રહ્યું હતું. પ્રલયના પુર પહેલાં ઉછળતા સમુદ્ર સમાન તેનું હૃદયમંથન ભયંકર હતું.

તેને જોઇને રાજાજીની મુંઝવણ વધી. શો જવાબ આપવો તે ન સુઝ્યું. સાચેજ વીરસિંહ નિર્દોષ હોય તો પોતે કરેલી ભુલનું શું ?

વીરસિંહની સ્ત્રીથી આ ન ખમાયું. પતિનું કલંક મીટાવવા તે અધિરી થઇ રહી હતી. તે બોલી, “ હું તમને એવી ખાત્રી આપું છું, કે જે હૃદયના સાચા વિશ્વાસ વિના બીજાથી અશક્ય હોય. અગ્નિ લાવો મ્હારા અને રાણીજીના હૃદયનો સાક્ષી પરોક્ષ પુરૂષ તરીકે એજ થશે ! ”

આજ્ઞાનો અમલ થયો. કોઇ તેનાં કાર્યનો મર્મ સમજી ન શક્યું. તેણે વિરસિંહનું માથું ગોદમાં લીધું અને તે તરફ જોઇ બોલી, “ મ્હારી શ્રદ્ધામાં તમારા શુદ્ધ ચારિત્રનું બળ સહાય થજો.” આટલું કહી તેણે તે પ્રજ્વલિત્ત અગ્નિ પુષ્પની માફક હથેળીમાં ઉપાડી લીધો.

આ જોઇ રાણીજીનો વૃત્તિક્ષોભ અતિશય તીવ્ર બન્યો, તેનું ધૈર્ય ગળી ગયું. દીલની લોખંડી દિવાલો ડગમગવા લાગી. સત્યનો વેગ વધ્યો: અને આખરે તેનો વિજય દેહની બધીય ઇન્દ્રિયો ઉપર વ્યાપી રહ્યો. તે વીરસિંહની સ્ત્રી તરફ દોડી તેને ચરણે પડી બોલી. “ માતા, તમારા સૌભાગ્યની ઘાતક અભાગિણી હુંજ છું. તમારો પતિ નિર્દોષ છે. મ્હારો તેના તરફ અનુરાગ હતો. એક રાત્રે મેં તેની પાસે મ્હારા મનોરથની સફળતા યાચી. પાપી લાલસાઓથી ભરેલો મારી પૂજાનો અર્ઘ્ય તેણે ન

સ્વીકાર્યો. અપમાનથી-ઈર્ષાથી મ્હારું હૃદય બળવા લાગ્યું. છેવટનું પરિણામ તમે જુઓ છો તેજ છે."

રાજાજીના પશ્ચાતાપનો પાર ન રહ્યો તેજ વખતે તેણે રાણીજીના વધનો આજ્ઞા કરી, અને સતીને પગે પડી બોલ્યોઃ "માતા, જે મેં લીધું છે તે પાછું આપવા હું અસમર્થ છું. અંધની માફક એક સ્ત્રીની વાત ઉપર વિશ્વાસ રાખી. મેં અવિચારી સાહસકર્મ કર્યું છે. તે શલ્ય મ્હને જીંદગી સુધી સાલશે. મ્હારાથી બનતો ગત આત્માને ન્યાય આપવા પ્રયત્ન કર્યો છે."

સતી બોલ્યાં, "રાણીજીને કરેલી શિક્ષા આકરી છે. જીવન લેવાની મ્હને જરાય ઇચ્છા નથી. મ્હારા પતિનું કલંક ધોઈટયું એજ બસ છે."

ગામને પાદર ચેહ ખડકાવી પતિના મૃત દેહ સાથે સતી બળી મુઆં.

તેજ જગાએ રાજાએ દહેરી ચણાવી તે જીવ્યો ત્યાં સુધી દર્શને જતો, ને પોતાના અપરાધની ક્ષમા યાચતો. ત્યારથી માંડીને રાણીજીનું મોં ફરીથી તેણે જોયું નહિ.

સતીનું શૌર્ય અને વીરસિંહનું વીરત્વ યાદ કરી ગામનાં સ્ત્રી પુરુષો દહેરીએ દર્શને આવતાં અને પ્રકાશની જ્યોત લઈ દઈ જતાં.



ડાક્ટર—તમારી પત્નીને કંઈ પણ વ્યાધી નથી. તેને માત્ર પુરતી ઉંઘ ને આરામની જરૂર છે. તે માટે આ દવા આપું છું.

પતિ—દવા ક્યારે ક્યારે આપવી?

ડૉક્ટર—અરે એ દવા તો તમારે જ પીવી ને તે ઉપર પથ્ય માટે પંદર દિવસ લોજમાં જમવા જવું.

---

બીજે ગામથી છેક મધરાતે પાછા આવી વૈદરાજ સુવાની તૈયારી કરતા હતા, એટલામાં દશેક ગાઉ દૂરના ગામથી એક ખેડુતે આવી બારણું ઠોક્યું. તેણે કરગરી કહ્યું, "મારી મા બહુ માંદી છે."

વૈદ્ય—તમારી માની ઉંમર શું છે?

ખેડુત—એંશી વર્ષની.

વૈદ્ય—તો સ્હવારે જઈશું તો કંઇ ખાટું મોળું થવાનું નથી.

ખેડુત—પણ, વૈદરાજ! મારી મા મરે છે ને તેને કુદરતી મોતે મરવું ગમતું નથી, તેથી તો તમને અત્યારે જ તેડી જવા આવ્યો છું.

# શીલવન્તી સુન્દરી.

લેખિકા: સૌ. દીપકબા દેસાઇ.

( રાગ–' શોભા રૂડી બની, ગોખે વિરાજે આરાસુરની ધણી. ' )

શીલવન્તી સુન્દરી, ( ૨ )
ઉભય કુલને યશસ્વિની ઉજાળતી !

વૃત્ત તણા પ્રભાવથી શી ઝગમગી રહી;
શીલવન્તી સુન્દરી૦

( સાખી )

સદ્‌ગુણ ને સૌન્દર્યથી, સુન્દરીઓ સોહાય;
પણ જો શીલ સજે નહીં, કીંમત કોડી ગણાય.
પ્રેમરંગથી સદા પિયુ ભીંજાવતી;
પુષ્પવેલી સમ સુવાસને પ્રસારતી;
શીલવન્તી સુન્દરી૦

( સાખી )

ગાજી રે ! ગૃહઆંગણું, નુપુર તણે ઝંકાર;
સ્મિતવદની સોહામણી, ચમકે ચંદ્રક ભાલ,
કમલબા સરિખી કામિની કલ્લોલતી;
ઓજસ અંબારથી અધિક ઓપતી;
શીલવન્તી સુન્દરી૦

( સાખી )

બાલકના કીલકારથી, શોભે સદન અપાર;
દામિની મેઘ થકી દીપે, શીલ થકી સન્નાર.
ગૃહિણી આદર્શ બની ગૃહ દીપાવતી,
કીર્તિ દીપક જ્યોતથી બધે પ્રકાશતી.
શીલવન્તી સુન્દરી.

આપી હોય તો ફેંકી દે છે અને નોકરને મારે છે." વળી "દીકાને ભાવતું હોય તેજ શાક અમારે કરવું પડે. બીજું તો ઘરમાં લાવી શકાય પણ નહિ!" બાળકોના દેખતાં આ વાતો ફરી ફરીને કહેવાથી એ ટેવો દઢ થાય છે અને સ્વભાવ બગડે છે. મૂર્ખ માતાઓ એમાં વડાઇ મારે છે. આવી ટેવો છોકરીઓ કરતાં છોકરાઓને વધારે હોય છે. કારણ કે તેમને વધારે લાડ કરવામાં આવે છે. આ છોકરાઓને ઘણું ખરાબ શિક્ષણ મળ્યાથીજ આવી ટેવો પડે છે. ખરું જોતાં જે સમયે જે ચીજ મળે તેનાથી ચલાવી લેવાની ટેવ બાળકને પાડવી જોઇએ.

બાળકને ન ગમતું હોય તેવું કંઇ થવાથી તે રડે અથવા તોફાન કરે તો તે તેના દેખતાં "એ રીસાઇ ગયો," કે "એનો મિજાજ ગયો છે," એવા શબ્દો બોલવાથી તેના પર ઘણી અસર થાય છે. એવું કદી ન બોલવું જોઇએ. બાળક રીસાય ત્યારે તેને મનાવવાને માટે ખાવાનું કે રમકડાં આપવાની રીત પણ ઘણી ખરાબ છે. કેટલાંક બાળકોને એવી ટેવ હોય છે કે કોઇ પણ કારણસર રીસાય ત્યારે જમવા બેસવા બેસવાની ના કહે છે. તે વખતે તેનાં માબાપ અથવા પાસેનાં માણસો તેને કાલાવાલા કરે છે. આથી બાળકના મન પર ખરાબ અસર થાય છે. તે પોતાની કીંમત ઘણી માને છે અને ફરીથી એમજ પ્રમાણે કરે છે. એક સ્ત્રી એવું કરતી કે પોતાની છોકરી ખુણામાં કંઇ જોવા જાય કે તરતજ બોલતી "કેમ બ્હેન ખુણામાં ભરાય છે? રીસાય છે કે શું?" એટલે છોકરી ન રીસાઇ હોય તો પણ રીસાઇ જતી. પછી માતા તેને મનાવવાને આજીજી કરતી. બાળક રીસાય ત્યારે તેના તરફ સંપૂર્ણ બેદરકારી બતાવવી જોઇએ. કોઇ ધ્યાન નહિ આપે એટલે એની મેળેજ ઠેકાણે આવશે. ખરું જોતાં સારું શિક્ષણ પામેલાં બાળકો કદી રીસાતાંજ નથી. રીસાવાની ટેવ લડાવેલાં બાળકોનેજ પડે છે.

કેટલાંક બાળકોને માતા હંમેશાં બધુંજ કરી આપે છે. તેથી તેઓ તદન અસહાય થઇ જાય છે. ખાવું, પાણી પીવું, લુગડાં પહેરવા, ન્હાવું, બહાર જવું એ કંઇજ બાળક મેળે કરી શકતું નથી, કોઇના મદદ વગર તેને ચાલતું નથી. અલબત્ત અમુક ઉંમર સુધી તેને મદદ કરવી પડે છે. પણ ત્યાર પછી હાથે કરતાં શીખવવું જોઇએ. અગીઆર બાર વર્ષનો છોકરો જમવા બેસે તો પગ પર ખાવાનુ વેરાય, ચહા કે દૂધ પીએ તો કપડાં પર ઢોળાય એવું જોવામાં આવ્યું છે. કારણ કે તેની માએ તેને કંઇજ શીખવ્યું નથી. બાળકને પોતાનું દરેક કામ મેળે કરતાં શીખવવામાં આવે તોજ તે મોટી ઉંમરે સ્વાશ્રયી થઇ શકે.

કેટલીક વખત એવું જોવામાં આવે છે કે એકના એક બાળક પર જુલમ અને ખોટાં લાડ બન્ને કરવામાં આવે છે. કેટલીક સ્ત્રીઓ પોતે કંઇ કામથી કંટાળી હોય તે વખતે બાળક સાધારણ પ્રશ્ન કરે તો પણ તેને મારે છે. પોતે ખુશીમાં હોય, ત્યારે બાળકનો ગમે તેવો અપરાધ હોય તો પણ તેને જવા દે છે. બાળપણમાં અતિશય લાડથી બગડી ગએલાં છોકરાં મોટાં થયા પછી માબાપનાં સામાં થાય છે. ત્યારે માબાપ અફસોસ કરે છેઃ "અમારે નસીબે છોકરાં ઇશ્વરે શા માટે આપ્યાં હશે!" પણ તેઓ સમજતાં નથી કે પોતાના ખરાબ વર્તનથીજ છોકરાં ખરાબ થયાં છે.





# માતુશ્રી—નંદગૌરી.



લેખિકા : સૌ. જયશ્રી રાયજી, બી. એ.

કરણ ઘેલાના કર્તા નંદશંકર તુળજાશંકરના નામથી ગુજરાતી વાંચકવૃન્દ ભાગ્યેજ અજાણ હશે. તેઓનું નામ ગુજરાતના સાહિત્યમાં જેટલું જાણીતું છે તેટલુંજ ગુજરાતના સામાજીક ઇતિહાસમાં તેઓનું સુધારક તરીકે અગ્રસ્થાન છે. નંદશંકર ('માસ્તરના નામથી તેઓ વધારે પ્રખ્યાત છે ) માસ્તરનું કુટુંબ સુધારાવાળા તરીકે સુરતમાં ખપતું. પતિની ગમે તેટલી ઉત્સુકતા હોય પણ જ્યાં સુધી હિન્દુસંસારમાં સ્ત્રીની સહાનુભૂતિ ના હોય ત્યાં સુધી સામાજીક રીતરિવાજોમાં સુધારો કરવો અસંભવિત છે. માસ્તર સાહેબના દરેક કાર્યમાં સહાનુભુતિ આપનાર તથા તેમના સંસાર જીવનમાં ઉત્સાહ રેડનાર તેમના પત્નિ નંદગૌરી હતાં તેમના કુટુંબની વૃક્ષ વાડી અત્યારે ફાલી રહી છે. કુટુંબમાં તેઓ 'બા' ના નામથી સંબોધાતાં ( મ્હારાં તેઓ દાદી હોવાથી હું પણ આ લેખમાં તેમને બાના નામથી ઉદ્દેશી લખીશ ).

ગુજરાતમાં એક આદર્શ પત્નિ તથા એક આદર્શ માતા તરીકે તેઓના જીવનમાંથી ઘણાને જાણવાનું મળશે. તેઓનો જન્મ ઇ. સ. ૧૮૪૧ માં સુરતમાં વિજારામ મોતીરામ મહેતાને ત્યાં થયો હતો. ઇ. સ. ૧૮૫૫ ની સાલમાં એટલે નવ વર્ષની વયે તેમના લગ્ન નંદશંકર માસ્તર સાથે થયાં. જે દિવસથી આ લાવણ્યમયી, ભાગ્યશાલી લક્ષ્મી માસ્તર સાહેબના ગરીબ નિવાસમાં દાખલ થઇ ત્યારથી બધા મહોલ્લાવાળાનું માનવું હતું કે તેમનો સિતારો ચમકવા લાગ્યો. તેમની આખી દેહલતિકામાં, હાવભાવમાં જાગૃતિ વ્યાપેલી. ન્હાની કુમળી વયે તેમણે આખા કુટુંબનો બોજો માથે લઇ લીધો. ન્હાનપણથી કામ કર્યું હતું તે વૃદ્ધાવસ્થામાં કુંડીબંધ નોકરો તહેનાતમાં પણ તેમનાથી બેસી ના રહેવાય. નાનપણનો કાંતિપ્રભાવ છેવટ સુધી તેમના મ્હો ઉપર પ્રકાશતો હતો. તેમનો ગૃહસંસાર ઘણોજ સુખી અને સંતોષી હતો. સુઘડતા દરેક કાર્યમાં હતા. સુઘડ રહેવાની ટેવ એટલે બીજાનું સટરપટર કામ પસંદ ન કરતાં. સ્હવારે વ્હેલાં ઉઠી, પ્રભાતીયાં મધુર કંઠે ગાતાં. તેમનો નિત્યક્રમ પરવારી રામાયણ ભાગવત વાંચવાનો તેમનો નિયમ હતો. તેમના સૌથી ન્હાના પુત્ર વિનાયકરાવે " નંદશંકર જીવન-ચિત્ર ". માં એક જગ્યાએ બાનું ચિત્ર આલેખ્યું છે.

" મ્હારી માતા બહુ ઉમળકાથી હમને સાયં આવકાર આપતી. તે હંમેશ હસમુખી. જંજાળ શું તે તો તેના મુખપતાપ આગળ કોઇ જાણતુંજ નહિ. તે સ્હવારે વ્હેલી ઉઠે, સૌથી પ્હેલી નીચે જાય, નોકરવર્ગને જગાડે ને હમારો ગૃહતંત્ર શરૂ કરે; ત્યાર બાદ ન્હાય, સારાં લુગડાં ઘરેણાં પહેરે ને માળા ફેરવે. ઘરનો સૂત્ર પોતાના હાથમાં રાખતી ને કાંઇ પણ ઘરની દુગ્ધા 'પોતા'ના (-પતિ ) સન્મુખ જવા પામતી નહિ. ઘરમાં સૌ ચીજ સુઘડ રાખતી, હમને સુઘડ થતાં શીખવતું, પ્યારના ભાવથી હમારી જોડે વર્તવું, એ પ્રમાણે ગૃહતંત્ર ચાલતું. "

તેમનો સ્વભાવ મીલનસાર ને હસમુખો હોવાથી તેમના સમાગમમાં દરેકને આનંદ મળતો. નાનાં મોટાં સર્વને તેમનો સમાગમ પસંદ હતો. સુંદરતાનો શોખ એટલે કુટુંબમાં

સારા પ્રસંગે હંમેશ ઘરેણાં લુઘડાં પોતાને ઠીકઠાક પ્હેરવાનો શોખ તેમજ પોતાનાં બાળકોને પણ પ્હેરાવવાનો શોખ. સારાં લુઘડાં ઘરેણાં પ્હેરી બ્હાર જતાં પ્હેલાં હમારે બાને મ્હો બતાવવુંજ પડે. પોતે હોંસીલાં હોવાથી દરેક ત્હેવાર ટાંકણાં ઉત્સાહથી ઉજવતાં. દેવગઢબારીયા, લુણાવાડા સુંથરામપુર વિગેરે દરબારમાં રાજાના લગ્ન, ને ઉપવિત પ્રસંગોએ એક રાજ્યમાતાની હોંસથી તેમણે દરેક વિધિમાં ભાગ લીધેલો. તેઓનો પ્રભાવ તથા કાંતિ એક રાજ્યમાતાને શોભે એવાં હતાં. આટલી જાહોજલાલી ભોગવેલી તોએ 'તેઓ હંમેશ નમ્ર અને વિવેકી તથા માયાળુ હતાં.

પ્રભુ પ્રત્યે તેઓને પૂર્ણ ભક્તિ તથા શ્રદ્ધા હતાં. બ્હોળા કુટુંબને લીધે પુત્ર પુત્રીઓ તથા તેઓના બાળકોના મૃત્યુરૂપી અનેક દુઃખ તેમના ઉપર પડેલાં જે ધૈર્યથી અને શાન્તિથી સહન કરતાં. તેઓને પુરાણની દંતકથા કહેવાનો ઘણો શોખ હતો. જાત્રાના પવિત્ર સ્થળો લગભગ બધાં તેમણે જોએલાં. છેવટે બદ્રિકેદારનાથ જવાની ઘણી હોંસ હતી. પણ ત્યાંની મુસાફરી ઘણી અઘરી એટલે એ આશા મનમાંજ રાખી તેઓ બદ્રીકેદારેશ્વરના સ્તવનો ગાઇ સંતોષ માનતાં. શ્રી માતાજીની સ્થાપના દરવર્ષે નવરાત્રમાં ઘણાંજ હોંસ ને ઉમંગથી ઉજવતાં. હજી પણ હમારે ત્યાં માતા બેસાડવાનો રીવાજ ચાલુ છે. કરણઘેલામાં જે શ્રી માતાજીની ઉત્થાપના વખતે હવનનું વર્ણન આપેલું છે તે માતુશ્રી બાના હોંસીલા સ્વભાવથી જે માતાના ઉત્સવ વખતે ધામધુમ થતી તેનુંજ ચીત્ર અનુભવ ઉપરથી દોરેલું છે.

આટલાં ધર્મિષ્ટ હોવા છતાં બાનુ મન સાંકડું કે વ્હેમીલું ન હતું. તેમના વિચાર સુધરેલા હતા. જ્યારે પોતાના સૌથી નાના પુત્ર વિનાયકરાવને સીવીલ સર્વીસના અભ્યાસ માટે યુરપ મોકલવાનો સવાલ આવ્યો ત્યારે પોતાનાં પિતા વિઠ્ઠલરામભાઇની નામરજી હોવા છતાં બાએ દૃઢ રહી પોતાના પુત્રના લાભ ખાતર ન્યાતની ટીકા સહન કરવાની હીંમત રાખી પૂર્ણમનથી ઇંગ્લંડ જવા માટે સંમતિ દર્શાવી. ત્યાર પછી તો તેમના વંશજોમાંથી તો ઘણા યુરપ અમેરિકા જઇ આવ્યા.

સ્ત્રીકેળવણી તરફ તેઓને પૂર્ણ સન્માન હતું. પોતે ગર્વથી ગણાવતાં કે તેમનાં કુટુંબમાં છ પૌત્રવધુ તથા ત્રણ પૌત્રીઓ ગ્રેજ્યુએટ છે. લગ્ન તથા જ્ઞાતિબંધન જેવા પ્રશ્નો તરફ પણ તેઓ ઘણાજ ઉન્નત ને સુધરેલા વિચાર ધરાવતાં. પોતાની પૌત્રી શ્રીરબાળાના લગ્ન જ્યારે નાગર બ્રાહ્મણની ન્યાતમાં કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેઓએ તેમાં સંમતિ દર્શાવી હતી. તેમજ પોતાના પૌત્ર ભાસ્કરરાવના લગ્ન બ્રહ્મક્ષત્રી કન્યા સાથે પોતાને ઘેરજ ધામધુમથી કર્યાં હતાં. પોતાના બીજા પુત્ર મનુભાઇની છોકરી હંસાબ્હેનના લગ્ન કપોળ-ન્યાતના ડૉક્ટર જીવરાજ મહેતા સાથે કર્યાં તેમાં તેઓએ ઘણાજ હોંસથી ભાગ લીધો હતો. તેઓ માનતાં કે માણસ જન્મથી બ્રાહ્મણ નથી પણ જ્ઞાન અને કર્મથી થાય છે.

અત્યારે હિન્દુસ્થાનમાં જ્યાં આપણે ઐક્યતા કરાવવા માગીએ છીએ ત્યાં સાંકડા જ્ઞાતિબંધનના રિવાજ તૂટી જવા જોઇએ. અને જ્યારે આપણાં વૃદ્ધ વડીલ કુટુંબીજનોની સહાનુભુતિ આપણને મળશે ત્યારેજ દુષ્ટ રૂઢીબંધનો તૂટી હિન્દુસ્થાનનો ઉદ્ધાર થશે. પ્રભુ પ્રત્યે મ્હારી નમ્ર યાચના છે કે હિન્દુસ્થાનમાં નંદગૌરી જેવાં અનેક નારીરત્નો ઉત્પન્ન થાઓ. તે ભાગ્યશાળી પુનિત આત્મા સંવત્ ૧૯૮૩ ના મહા સુદ બીજને દિવસે વડોદરામાં દેવલોક પામ્યો છે. પરમાત્મા તેઓના પવિત્ર આત્માને શાન્તિ આપો.



# રૂઢિ—પ્રથા.

લેખિકા: બ્હેન પ્રભાવતી દયાશંકર.

આપણા સમાજ ઉપર ચોમેરથી વિપત્તિના વાદળો ઘેરાયાં છે. એક બાજુથી એના પર ધર્માચાર્યો અને ગુંસાઇઓનો ધાર્મિક હલ્લો ચાલે છે, ત્યારે બીજી બાજુ એના પર આર્થિક અને નૈતિક દેવાળાંની દાંડી પીટાઇ રહી છે. પણ સમાજને જો સૌથી વધારે ક્રૂર રીતે હણી નાખનારૂં કોઇ શત્રુ હોય તો તે રૂઢિ બંધન છે.

રૂઢિ એટલે શું? રૂઢિ એટલે આપણા સમાજમાં ચાલતા રીત રીવાજો. હિન્દુ સંસાર જ આ રૂઢિની એક કારાગાર સમી ઇમારત છે. રૂઢિ–પ્રથા એટલે પરંપરાથી ચાલતા આઆવેલા રીવાજોની જડ. એ રૂઢિ અનિષ્ટ હોય અને ઇષ્ટ પણ હોય. પણ બહુ ભાગે તો રૂઢિ આપણા જીવનને અનેક રીતે હાનિકર્તા જ છે.

આ રૂઢિ–પ્રથા ઉત્પન્ન કેવી રીતે થઇ હશે? મૂળ તો કોઇ પણ વર્તન કે આચાર રૂઢિ હોઇ શકેજ નહીં. અમુક સમયમાં સમાજને અગર તો કોઇ વ્યક્તિને જરૂરીઆતને લઇને એક પ્રકારનું વર્તન કરવું પડે. એ સમયનાં લક્ષણો ધ્યાનમાં લેતાં તે બધાને ભાવી જાય અને પછી સૌ ગાડરીઆ પ્રવાહની માફક તે ચીલે ચડે. પછી તો જે વસ્તુ સૌએ સ્વેચ્છાથી સ્વીકારી હોય તે લાંબા સમય સુધી પ્રચલિત રહેતાં ફરજીઆત અથવા રૂઢ બની જાય. એટલે મરજીનું અને સગવડનું કાર્ય એક બંધનકારક રીવાજમાં પલટાઇ જાય. આમ થાય ત્યારે એક વેળાની સગવડ એ પાછળના સમયમાં અનિષ્ટ બંધન બની રહે અને ઘણી વાર તો તેનાથી પૈસાટકાની, શરીરની, મનની અને બુદ્ધિની પણ ખુવારી થવા પામે. દાખલા તરીકે લગ્ન વખતે જ્ઞાતિભોજનની જે પ્રથા છે, તે તો ભૂતકાળની આપણી તાલેવર સ્થિતિમાં અગર તો ઓછી ખરચાળ દશામાં એક આનંદકારક લ્હાવો લેખાતી. પણ હવે તો એ નાતવરાની પ્રથામાં કેટલાયે ગરીબ માણસોને અનન્ત મુશ્કેલીઓ પડે છે.

આપણા સમાજ પર જે રૂઢિનાં બંધનો આવી પડયાં છે, તે તો અનેક છે. ઉપલક દ્રષ્ટિએ એ રૂઢિઓ નીચે પ્રમાણે ગણાવી શકાય:

(૧) ધાર્મિક રીતરીવાજો, જેવા કે દેવ દર્શન, આચાર્યો અને ગુરૂ મહારાજોની ઉપાસના, ઉપવાસનાં વ્રતો; જાત્રા વગેરે.

(૨) સાંસારિક રીત રીવાજો; જેવા કે બાળલગ્ન; વૈધવ્યનું પાલન; પુરૂષોમાં બહુ સ્ત્રીઓ કરવાની છૂટ; સ્ત્રીઓ પર લાજ, પડદો, હલકાઇ, ગુલામી, ઇત્યાદિ બંધનો.

(૩) વહેવારના રીતરીવાજો, જેવા કે કન્યાવિક્રય, નાતવરા, મરણભોજન, પરણભોજન, પહેરામણાં, નજરાણાં, કુટુંબમાં કલો-

યાને દાન, આણા-પરિયાણા, સીમંતના ખર્ચો વગેરે.

(૪) રડવા કૂટવાના રીવાજ, અને ફટાણાના રીવાજ.

(૫) સામાન્ય નીતિના રીવાજો, જેવા કે છોકરા છોકરીઓને સદા એક બીજાથી દૂર રાખવાં, સ્ત્રીપુરૂષો વચ્ચે પાળવામાં આવતું અંતર, ત્યાગ અને વૈરાગ્ય તથા કંગાલીઅત ઉપર મૂકવામાં આવતો ભાર વગેરે.

હવે આમાંના દરેક પ્રકારના રીત રીવાજો વિષે હું થોડું થોડું કહીશ.

પ્રથમ ધાર્મિક રીતરીવાજો લઇએ.

મેં ઉપર કહ્યું છે તેમ કોઇ પણ કાર્ય કે વર્તન ફરજીઆત બની રૂઢિનું સ્વરૂપ પકડે છે એટલે તેમાં ચોકસપણે હાનિકારક તત્ત્વો પ્રવેશે છે. આપણા ધર્માચરણોનું પણ એમજ કારણે પતન થયું છે. એક વેળા લોકો દેવદર્શને ઉંડા અંતરથી જતાં અને હૃદયમાંથી ભક્તિ અને શ્રદ્ધા ઉભરાતી. પણ હવે તો દેવદર્શન એ કેવળ શિષ્ટાચાર બનેલ છે, એટલે તેમાંથી ભક્તિ ને આસ્થા પરવારી ગયાં છે અને તેની જગ્યાએ અનેક દુરાચારો દાખલ થયા છે. આરોગ્યની દ્રષ્ટિએ ફરવા જવાની ભાવના પણ આમાં તો નથી રહી. દેખાવની ખાતર ઘણી ખરી બહેનો દર્શને જાય છે. આજનાં આપણાં દેવમંદિરો નાલાયક માણસોનાં અપવિત્ર ધામ બન્યાં છે, એટલે મારી માન્યતા પ્રમાણે દેવદર્શને જવું એ કોઇ રીતે સારૂં નથી ત્યાં બદમાશ માણસો પોતાના દંગા જમાવે છે. તેઓ રૂપાળી સ્ત્રીઓનાં મુખ નિરખવા ઓટા પર બેસી રહે છે અને કુચેષ્ટાઓ કરી હસે છે. આપણી બહેનો નીચું નિહાળીને ચાલી જાય છે, પણ દેવદર્શને ન જવાની નૈતિક નિડરતા બતાવી શકતી નથી. મારે કહેવું એ તો ખોટું, પણ સાવ સાચી વાત છે કે કોઇ કોઇવાર તો દુષ્ટ સ્ત્રીપુરૂષોને માટે આપણાં દેવમંદિરો મળવા-હળવાના સંકેતસ્થાનો બને છે.

ધાર્મિક રીવાજોમાં બીજો દુષ્ટ-અતિ દુષ્ટ રીવાજ આચાર્યો અને કહેવાતા ગુરૂદેવોની સેવા કરવાનો છે. આ રીવાજે તો આપણાં કુટુંબજીવનને બહુ અપવિત્ર બનાવી દીધું છે. ગુરૂમહારાજો દેવ અને કનૈયા બની ભોળી બહેનોને પાશમાં લે છે અને પછી અનેક દુષ્કૃત્યો કરે છે. આ બાબતના તો કેસો પણ ચાલ્યા છે. મહારાજ લાયબલ કેસ એનો જબ્બર દાખલો છે. ગુસાંઇઓ, શૈવાચાર્યો કે મહાવીરપંથીઓ કોઇ આ બદીમાંથી મુક્ત નથી જણાતા. આ રસ્તે તો તેઓ શ્રદ્ધાળુ નરનારીઓ પાસેથી લાખોની દોલત પણ કમાઇ શકે છે. અને આવા શિષ્ટ લેખાતા આચાર્યવર્ગ ઉપરાન્ત અતીતો મોટામાર્ગીઓ, વામમાર્ગીઓ અને નાગડા બાવાઓ જેવા હલકા સંઘમાં આપણી ઘણી કોમોનાં સ્ત્રીપુરૂષો ફસાઇને જીંદગીની બરબાદી કરી રહ્યા છે.

ઉપવાસનાં વ્રતોની પણ હદ હોવી જોઇએ. સામાન્ય રીતે આપણો દેશ ગરીબ છે. ઘણાને તો પૂરૂં એક ટંકનું પણ ખાવા મળતું નથી. એ સ્થિતિમાં હદ ઉપરાન્ત ઉપવાસોથી, ચાંદ્રાયણ વ્રતોથી ને જૈનોના માસ માસના ઉપવાસોથી કાયા ક્ષીણ બને છે, સંતતિ નબળી થાય છે અને ચેતનાશક્તિ ઘટે છે. માટે આ વ્રતો પણ બહુ પ્રમાણમાં સેવવાં એ સારૂં નથી. એમાંયે તંદુરસ્તી તરફ ખાસ લક્ષ આપવું જોઇએ.

જાત્રા તો હવે એક અતિ ઘોર પાપ-મેળો જ બની ગઇ છે. દ્વારકા, પંઢરપુર, જગન્નાથપુરી, કાશી-જ્યાં જાઇએ ત્યાં જાત્રાને નામે અનેક કુકર્મો ને દુરાચારો ચાલી રહ્યા છે. એવા શંભુમેળામાં આપણાં સ્ત્રીપુરૂષોની નીતિ પર સતત ભય રહે છે. ત્યાં પૂજારીઓ

આપણને છેતરી પૈસા ચૂસવાની પ્રપંચજાળો પાથરે છે. વળી એકલવાઇ સ્ત્રીઓ જાત્રાએ ગઇ હોય તો બદમાસો તેમનો પીછો પકડે છે. માટે, એક રીવાજ તરિકે તો જાત્રા નજ કરવી જોઇએ. પૂરતી સગવડો હોય દ્રવ્યનાં અને માણસોનાં સાધનો હોય તો જુદી વાત છે.

### બીજો ભાગ સાંસારિક રીતરીવાજોનો આવે છે.

આપણ વાણીઆ બ્રાહ્મણોનો સંસાર બહુધા દુઃખી જ જોવામાં આવે છે. વિધવાઓનું પ્રમાણ વધારે જોવામા આવે છે. વળી આપણામાં બાળલગ્નો પણ થાય છે, એટલે પણ વિધવાઓની સંખ્યા વધારે હોઇ શકે. બાળલગ્નથી થતી હાનિ તો સૌ કોઇ જાણે છે. શરીર બળમાં, મનોબળમાં અને આત્મબળમાં શિથિલતા આવે છે અને ભાવી પ્રજા નબળી ઉત્પન્ન થાય છે. વળી આપણો સમાજ કેટલો બધો ક્રૂર ને વિવેકહીન છે ?

વિધવાઓને બિચારીઓને પરાણે વૈધવ્ય પાળવું પડે છે, જ્યારે પુરૂષવર્ગ એક સ્ત્રી મર્યા પછી તો શું પણ પત્ની જીવતી છતાં એમે તેટલી સ્ત્રીઓ કરી શકે છે. હું એમ નથી કહેવા માગતી કે આપણે એકદમ વિધવા-વિવાહ કરી દેવા. પણ મારૂં મંતવ્ય તો એમ છે કે જે કારણને લઇ બ્હેનોને વૈધવ્ય પ્રાપ્ત થાય છે, તે કારણોનુ નિવારણ કરવું એટલે કે બાળલગ્નો અટકાવવાં અને વૃદ્ધ પતિ સાથે નાની બાળાઓનાં લગ્ન પણ સખ્ત રીતે અટકાવી દેવાં છતાં જે બહેનોને દૈવયોગે વૈધવ્ય મળે, તેમને માટે વૈધવ્યની પવિત્રતા ને શુદ્ધિ જાળવવા કુટુંબીઓએ અનુકૂળ વાતાવરણ ઉભું કરવું જોઇએ. અત્યારે ઉલટી જ દશા છે. જુવાન વિધવા બહેનોને આપણો સમાજ નિષ્ઠુર રીતે તપ કરાવે છે, જ્યારે એ બળી રહેલી બહેનોનાં દેખતાંજ આધેડ વયના ભાઇભોજાઇ કે માબાપ સંસારસુખ માણે છે. જે ઘરમાં જુવાન વિધવા હોય એ ઘરમાં તો સંયમ પવિત્રતા અને સેવાભાવનાનું જ વાતાવરણ સરજવું જોઇએ.

પણ આપણી બહેનોની દુર્દશા આટલેથી જ નથી અટકતી. સ્ત્રીને તો ગુલામ માનવામાં આવે છે. ગુલામ ન હોય છતાં તેને માથે તો ઓઝલ પરહેજનાં ક્રૂર બંધનો લાદવામાં આવે છે. કેમ જાણે સ્ત્રી એ કોઇ હલકું પ્રાણી હોય અને તેના માટે કુદરતનું સૌન્દર્ય કે સૃષ્ટિના સુંદર દેખાવો સર્જાયા જ ન હોય. આ ઓઝલ પરદાના રીવાજથી બહેનોને હવા અજવાળું ન મળવાથી ઘણી બ્હેનોને ક્ષય જેવાં જીવલેણ દર્દો લાગુ પડે છે.

### ત્રીજો વિભાગ વહેવારના રીતરીવાજોનો છે.

આ રૂઢિઓથી તો એકાદ વિધવા કે પુરૂષની સ્થિતિ ખરાબ નથી થતી, પણ આખા કુટુંબની જીંદગી દુઃખી બની જાય છે. વહેવારની રૂઢિઓમાં સૌથી ક્રૂર રીવાજ નાતવરાનો છે. માણસની કને પૈસા ન હોય છતાં લગ્ન વખતે ને સીમંત વખતે ને બીજા પ્રસંગોએ હજારો માણસોની નાતને ફરજીઆત જમાડવી પડે એ શું ઓછો જુલમ છે. આથી તો ઘણા ગરીબોને ઘરબારી વેચવી પડે છે અને વળી કરજો પણ વહોરવાં પડે છે. આખું કુટુંબ દરિદ્ર, દુઃખી અને ગરીબ બની રહે છે. જો તે નાતને ભોજન ન આપે તો તેનો બહિષ્કાર થાય છે. આવી નિર્દયતા તો હિન્દુ સમાજની વચ્ચેજ ચાલી શકે. લગ્નની પાછળ તો ઠીક પણ મરણ પાછળનું જ્ઞાતિભોજન અતિશય અળખામણું છે. એક તો કુટુંબમાંથી સ્વજન ચાલ્યું ગયું હોય, આંસુ પડતાં હોય અને એવી દુઃખી સ્થિતિમાં નિષ્ઠુર નાતબાપુઓ લાડુ ઉડાવે અને દુઃભાએલા પર બોજા

નાખી વધારે દુઃખ આપે એવો રીવાજ શું આજેજ દફનાવી દેવો ન જોઇએ ?

સાહુકારોનું તો ઠીક, પણ ગરીબોને આવાં ફરજીઆત ખરચો કઇ પેરે પાલવે ? માબાપ સાવ નિર્ધન હોય છતાં દીકરીને પુષ્કળ કરીઆવર આપવો પડે, આણાં-પરીઆણાના ખરચો કરવા પડે, અને જમાઇનો મિજાસ સાચવવો જ પડે, એ પણ આપણા સમાજની એક ઘોર બદી જ છે.

કેટલીક જ્ઞાતિઓમાં કન્યાના પૈસા લેવાનો રીવાજ છે, એ તો ખરેખર ગૌહત્યા અગર પુત્રીહત્યા જેવોજ ગણવો જોઇએ. દીકરીને વેચીને માબાપો શે સુખી થવાનાં હતાં ? આ રીવાજમાં એટલી બધી લાલચો રહેલી છે કે જે રાંક દીકરીને નરકના ખાડામાં હડસેલી મૂકે છે. પૈસાનાં લોભી માબાપો ધરડા વરને કન્યા આપી દીકરીરૂપી નોટ વટાવે છે અને પુત્રીનાં દુઃખ સામે ન જોતાં મહાં સાથે મોઢાળ બાંધે . ઘણાકો એવી દલાલ કરે છે કે નાતવરાને વળવા અને દીકરીના આણા-પરીઆણા પૂરાં પાડવા અમારે દેય લેવું પડે છે. આ માત્ર બહાનું છે. છતાંય માની લઇએ કે એ વાત સાચી છે, તો છેવટે એમ કહેવું પડે છે કે પ્રથમ પગલે નાતવરાને અને ખર્ચાળ વ્યાવહારિક રીવાજોને નાબુદ કરો એટલે કન્યાવિક્રય આપોઆપ નાશ પામશે.

### ચોથો વિભાગ આપણે રડવા કુટવાનો ગણાવ્યો.

રડવા કુટવાના રીવાજ વિષે તો કવિ નર્મદે ખુબ લખ્યું છે. રમણભાઇ જેવા સાક્ષરોએ આ રીવાજની હાસ્યરસિક નિંદા પણ કરી છે. આ રીવાજ તો દેખીતી રીતેજ હાનિકારક છે. નાનું બાળક પણ સમજી શકે એવી વાત છે કે રડવાકુટવાથા શરીરને નુકશાન થાય છે. ઘણીવાર મરેલા સ્વજન પાછળ બહેનો એટલું તો જોશથી કૂટે છે કે તેમને ક્ષય કે દમ લાગુ પડે છે. ધડાપીટ અને રડારોળથી કંઇ મરેલું માણસ પાછું આવતું નથી કે તેના આત્માનો ઉદ્ધાર થતો નથી. ઉલટું એ આત્માને આવી અપવિત્ર ને નિંદ્ય ધમાલથી દુઃખ થાય છે. વળી કુટુંબ શિવાયની બહેનો પણ રડવા કુટવામાં ભળીને નકામો કોલાહલ મચાવે છે. આથી દંભને પોષણ મળે છે. પારકી સ્ત્રીઓને કંઇ બીજાનું દુઃખ સાલે નહીં, છતાં રીવાજની ખાતર જુઠું રડવાકુટવાનો આડંબર કરવો પડે છે જે કુટુંબમાં માણસનું મરણ થયું હોય તે કુટુંબમાં બાળકોને આ રીવાજથી આઘાત લાગે છે અને તેમના કોમળ મન પર માઠી અસર થાય છે. માટે આ રીવાજને પણ પહેલી તકે બરતરફી આપવી ઘટે છે. મરેલાની પાછળ કુટુંબની સ્ત્રીઓને માંદગી આપનારી આ રડવાકુટવાની રૂઢિ છે. વિશેષે કરીને કાઠિયાવાડમાં તેનું જોર બહુ જ છે. કેટલેક અંશે તો આ રીવાજ જંગલી પણ છે. સ્ત્રીઓ ( ગુજરાતમાં ) શેરીમાં એકઠી થઇ કુટે અને કુટે, રસ્તે ચાલી ભરબજારમાં નીચી પટકાય અને અનેક નખરાં કરે, એ શું શોભે ખરૂં ? એમાં વિનય લજ્જા અને શિષ્ટતાનો ભંગ થાય છે.

આથીય અળખામણો રીવાજ કેટલીક જ્ઞાતિઓમાં લગ્નસરામાં ફટાણા ગાવાનો છે. આતો એક પ્રકારની ગાળાગાળીજ છે. વેવાઇના સ્વજનોને અપશબ્દોથી વધાવવા, વરની મા બહેનોને મેણાં મારવા અને નિર્લજ્જ બની જેમ ફાવે તેમ અસભ્ય ગાણાં ગાવાં એ તો જબરી હલકાઇ છે. સુયોગે આ રીવાજ ઓછો થતો જાય છે, છતાં મેં જોયું છે કે શિષ્ટમાં શિષ્ટ જ્ઞાતિની બહેનો પણ લગ્ન વખતે તો આ અસભ્યતામાં ઘોડીવાર આનંદ માણે છે.

કુમળી વયની કુમારિકાઓ પર આની બહુ ખરાબ અસર થાય છે. કેટલીકવાર તો આ ૫ટાણાં અનીતિ શીખવે છે. તેની સંપૂર્ણ નાબૂદી કરી નાખવી જોઇએ.

**હવે છેલ્લા વિભાગપર આવીએ.**

સામાન્ય નીતિના આપણા રૂઢ બનેલા ખ્યાલોએ પણ સમાજમાં ઘણાં અનિષ્ટો પ્રસાર્યાં છે. માનવસ્વભાવનો એ તો એક અચળ નિયમ છે કે જેમ જેમ અમુક વસ્તુને પ્રયત્નપૂર્વક દૂર રાખવાની ઝુંબેશ થાય તેમ તેમ એ વસ્તુ પ્રત્યે માણસનું કુતુહલ અને આકર્ષણ વધે. આપણો સમાજ નીતિને મજબૂત કરવાના બહાના નીચે નરનારીના જબ્બર ભેદો પાળે છે. બચપણથીજ નિર્દોષ ને મસ્ત આનંદ માણતી બાલિકાઓને બાલકો સાથે ભળતી અટકાવવામાં આવે છે. એવીજ રીતે સ્ત્રીને તો પુરૂષો સમક્ષ ઢાંકી રાખવામાં આવે છે. લોકો ભલે માનતા હોય કે આ સારો રીવાજ છે. મારી માન્યતા એથી જુદી જ છે. બન્ને જાતિને આમ એક બીજાથી સદા વેગળી રાખવાથી અન્યોન્ય આકર્ષણ વધે છે અને મનોવિકાર જન્મે છે. આથી નીતિ ઉલટી શિથિલ બને છે. વળી એ ઉપરાન્ત મોટામાં મોટો ગેરફાયદો તો એ થાય છે કે સ્ત્રી પુરૂષો એક બીજાના માનસ અને ચિત્તવૃત્તિ સમજવાને શકિતમાન નથી થતાં. એમને લગ્ન પહેલાં અને પછી પણ અન્યોન્યને સમજી એક બીજાના પૂરક બનવાનો અવસર નથી મળતો. પરિણામે આપણા સંસારજીવનમાં કલહ, અણબનાવ અને દુઃખનોજ પાક થાય છે. હિન્દુ સંસારમાં સર્વ રીતે સુખી દંપતી તો જોવામાં આવતાં જ નથી. યુરોપ અને બીજા સુધરેલા દેશોમાં કન્યા કુમારોના સહશિક્ષણનો અખતરો સેંકડો વર્ષોથી ચાલે છે. આથી ત્યાં કંઇ અનીતિનાં ડુંગર નથી ખડકાયા. ઉલટા કુમાર કુમારિકાઓ એક બીજાને ઓળખી શકે, ખાસીયતો જાણી લે છે અને પછી એમાંથી મનપસંદ લગ્ન થતાં એમનું ગૃહજીવન બહુ સુખી નીવડે છે.

અન્તમાં મારે એટલુંજ કહેવાનું છે કે સમયની જરૂરતો પ્રમાણે આપણે સૌ બહેનોએ રૂઢિબંધનો હળવાં કરવાં જોઇએ. આપણા સમાજની મનોદશા રૂઢિરક્ષક છે, તે પલટાવતાં તો સૈકાઓ ગળી જશે. પણ જેટલી વહેલી શરૂઆત કરીએ તેટલો વધારે લાભ છે. રૂઢિની જડ સામે સૌથી સબળ હથિયાર ઉદાર કેળવણીનું છે. સમાજનો ઉદ્ધાર ને ઉત્કર્ષ સ્ત્રીજીવન ઉપર અવલંબે છે. પણ આપણે ત્યાં તો સ્ત્રીને ઇરાદાપૂર્વક કેળવણીથી વંચિત રાખવામાં આવે છે. બાળકો એ ભાવી પ્રજા છે. તેમની ઉન્નતિ અને કેળવણી અને શુભ સંસ્કાર માતાના હસ્તક છે. જો માતાજ અજ્ઞાન, અભણ ને બુદ્ધિશૂન્ય હોય તો પછી ભાવી પ્રજા સારી કયાંથી થાય? માટે જ ફરી ફરીને મારી નમ્ર વિનંતિ છે કે અહીં જે ભાઇ બહેનો એકઠાં મળ્યાં છે તેમણે વ્યવહારૂ સ્ત્રીકેળવણીનો બહોળો પ્રચાર સત્વર કરવા માંડવો.





# અડગ દૃષ્ટિ.

રચનાર: બ'. પુષ્પાપતી છો. દેશાઇ.

રાવણ:

( અનુષ્ટુપ્. )

મહિષી કરી સ્થાપું ચારૂ સર્વાંગી સુંદરી,
નીચું તું શું રહી ભાળી પ્રિયે ! ઉંચું જુઓ જરી.

ઉપજાતિ.

સંસારલ્હાવા ન વિત્યા લગાર,
અર્પ્યો શું દેહ દાશરથિ ગમાર;
ભમે વને વાનર રીંછ સાથ,
એવા તણો તેં પકડયો શું હાથ ! ૧

નહિ રહેવા ઘરબાર જેને,
ન સુખ થાયે પરણી તું એને;
શય્યા સુમનની નહિ પોઢવાને,
શું સજી તું આ ધરણી સુવાને ! ૨

ફળફૂલથી જીવન મા ગુજાર,
પધારી ઉપકૃત કરો ન વાર;
થાળી કનકની મણિયુક્ત સારી,
માંહી પીરસણું પીરસાવું ભારી. ૩

મહાલયો ભવ્ય મહાલવાને,
પ્રતિ ઋતુની સહુ સોઇ માંહે;
સમાન વયની સખીઓ સહિત,
નિર્મું તવાર્થે, સહે શોક શોદ ! ૪

કદી અલિંદે સ્પૃહણીય ચાંદની,
વિષે વસી, હે શુભ પ્રિય જાનકી;
અતિ મીઠું પ્રેમ-પીયૂષ પાશું,
પીશું પરસ્પર ગીત કૈંક ગાશું. ૫

કરો સીતા મુજને અંગીકાર,
'આવો પીયુજી' કહે એક વાર;
મયના રહેશે થઇ આપ દાસી,
મને ઠરાવો તમ દેહ—પ્રવાસી. ૬

સંકલ્પ મારા મનનો પળાવો,
વિર અનલને તનથી બુઝાવો;
રટે રઘુનાથ ન સુખ થાય,
હરી વને કેમ કરી ન સ્હાય ! ૭

ફૂડો ભુંડો છું તદપિ સ્વીકારો,
કરો મને શીઘ્ર અરે ! અકારો;
ઠરો અને કહેવત છેજ ઠારો,
મહાલયે પ્રેમ થકી પધારો." ૮

( અનુષ્ટુપ્ )

"આર્યપુત્ર ! રઘુનાથ !" રસના રટતી રહી,
દત્ત દૃષ્ટિ ધરા વિષે જરા ઉંચે ઠગી નહિ.



# સ્ત્રીઓ તથા પુરૂષોની શારીરિક સ્થિતિ વિશે સુઝેલા વિચાર.

લેખિકાઃ સૌ. સુશીલા દીવટિયા.

હાલ જ્યહાં જોશો ત્યહાં ઉચ્ચ જ્ઞાતિયોમાં સ્ત્રીઓની તથા પુરૂષોની શારીરિક સ્થિતિ વિશે ચર્ચા થાય છે. ત્હેમાંએ ખાસ સ્ત્રીઓની સ્થિતિ વિશે હોય છે. કેટલાંક ઘયડાંઓ કહે છે કે ભાઇ કલિયુગ આવ્યો છે તેથી માણસોનાં આયુષ્ય ટુંકાં થાય છે હેમાં આપણો ઉપાય નથી. અસલનાં માણસોનાં આયુષ્ય સો સો વરસનાં હતાં.

અસલના વખતનાં માણસોનાં આયુષ્ય સો સો વરસનાં હતાં તે હાલ નથી તેનું શું કારણ ? તે વિશે જરા વિચાર કરીએ. પ્હેલું તો એજ કે અસલના વખતમાં ઘણે ભાગે હાલની પેઠે મ્હોટાં શેહેરોમાં ગીચ વસ્તીમાં થોડાંજ રહેતાં તેમ તે વખત વસ્તી પણ આછી હતી. તેથી ત્હેમને સ્વચ્છ ને તાજી હવાનો લાભ પુષ્કળ મળતો તથા તે વખત ઘરકામ, ખેતરકામ વગેરે ઘણે ભાગે પોતાને હાથે કરવાનું હતું. તેથી કસરતનો પણ લાભ મળતો તેમજ તે વખતમાં સોંઘવારીને લીધે દુધ, ઘી વગેરે પુષ્ટિકારક ખોરાક પણ સર્વેને જોઇએ તે પ્રમાણમાં મળતો. તથા મૂખ્ય તો હાનિકારક બાળલગ્નનો રિવાજ ન્હોતો. અસલના વખતમાં પુરૂષવર્ગમાંથી વીસ પચીસ વર્ષ સુધી તો પરગામ ગુરૂને ત્યાં રહી વિદ્યાભ્યાસ વગેરે શીખતા ને તે પછીજ એટલે લગભગ ચોવીસ પચીસ વર્ષે ઘેર આવતા ને તે પછીજ લગ્ન કરી ગૃહસ્થાશ્રમમાં પડતા. માતાપિતા પોતાનાં સંતાનો મ્હોટી ઉમ્મરે લગ્ન કરે પછી પોતે કોઇ સાધના આશ્રમ વગેરેમાં રહી ઇશ્વરભક્તિમાં વખત ગાળતાં. આથી પુત્ર તથા પુત્રવધુ પોતાના ઘરનો બોજો પોતે ઉપાડતાં શીખતાં ને પોતાનો કાળ સુખમાં ગાળતાં. હાલની પેઠે ત્હેમને કોઇ રીત્યનો ઘરમાં કલેશ નહોતો તેથી તેમની તનદુરસ્તી સારી રહેતી. તેમજ મ્હોટી ઉમ્મરે લગ્ન કરતાં તેથી બ્રહ્મચર્ય પળાતું તેથી તનદુરસ્તી સારી રહેતી. લગ્ન કર્યા પછી પણ અમુક અમુક પ્રસંગે તથા અમુક વખત સુધી બ્રહ્મચર્ય પાળવું આવશ્યક છે તે હાલનાં સ્ત્રી પુરૂષો સમજતાંજ નથી. સમજતાં નથી કહેવા કરતાં પાળી શકતાં જ નથી એ કહેવું વધારે ખરૂં છે. સંયમ એ કેવી ઉત્તમ વાત છે તેની તે દરકાર જ કરતાં નથી. દોઢ બે દસકાથી કેટલીક ન્યાતોમાં છોકરીઓની ઉમ્મર મ્હોટી થાય છે તેથી સંતોષ છે. પણ તે પ્હેલાંતો બાર તેર વર્ષની છોકરી કુંવારી તો ભાગ્યેજ હોય. ચૌદ પંદર વર્ષની છોકરી તો માતા થતી ( હજીએ ઘણે ઠેકાણે થાય છે ) ને તેને દોઢ દોઢ બબે વરષે છોકરાં થતાં તેથી પચીસ કે છવીસ વર્ષની ઉમ્મરમાં તો તે પાંચ છ છોકરાંની માતા થતી ને ૩૦ કે ૩૨ વર્ષમાં તો તે દાદી અથવા વડિઆઇ પણ થતી. આવી રીતે ઉપરા ઉપરી છોકરાં થાય પછી સ્ત્રીઓની તબિયત ક્યહાંથી તનદુરસ્ત રહે ? આતો બે ત્રણ દસકાની વાત થઇ પણ આપણે તરત

તો હાલની વાત કરીએ. હાલ કેટલીક ભણેલી ગણેલી છોકરીઓને ઉપરા ઉપરી એક બે સુવાવડો આવેલી તેને ઠપકો દેતાં તે બોલી કે "તમે મોટાં છો તેથી શું કહીએ? પણ હેમાં હમારૂં કાંઇ ચાલતું નથી." તેની સાથે બીજી એક સ્ત્રી હતી તેણે પણ ઉપર જે બોલી તે સ્ત્રીની વાતને અનુમોદન આપ્યું. બે ત્રણ દશકા પ્હેલાં તો આપણે એમ ગણો કે સ્ત્રીઓ અજ્ઞાત ને અભણ હતી ને તન્દુરસ્તીના નિયમો સમજતી ન્હોતી તેથી વખતે તેમનો વાંક હશે, ( જો કે તે વખતના કેટલાક દાખલા સાંભળ્યા છે ને જોયા છે ત્હેમાં સ્ત્રીઓની સ્થિતિની પરાધીનતાનોજ પુરૂષવર્ગે લાભ લીધેલો જણાયો છે. ) પણ ઉપરની બ્હેનોએ કહ્યું તેથી તો હાલના પુરૂષવર્ગને શરમાવા જેવું છે. ધારો કે કોઇ અજ્ઞાન સ્ત્રી હોય ને તેને સંયમની કે હેવી કાંઇ સમજણજ ના હોય પણ પુરૂષ વર્ગ તો ઘણે ભાગે ભણેલો ને યુનિવરસીટીની ડીગ્રી મેળવેલો હોય છે પણ તે પુરૂષજ સંયમ ના પાળી શકતો હોય તો બૈરીને શીખવેજ શી રીતે? ને શીખવેજ શું કામ? પછી હાવાં જોડાં તનદુરસ્ત શી રીતે હોઇ શકે? ને લાંબાં આયુષ્ય પણ ક્હાંથી ભોગવી શકે? ને સુશક્ત પ્રજા પણ ક્હાંથી ઉત્પન્ન કરી શકે? હાના કરતાં પણ સંયમ ન પાળવાની પરાકાષ્ઠાની વાત મ્હેં થોડાં વર્ષ–આશરે ત્રણ ચાર વર્ષ ઉપર સાંભળેલી છે. મ્હારી ઓળખાણની એક સ્ત્રી હતી તે પોતાના ઓળખીતાને ત્યાં મળવા ગઇ હતી. તેની પુત્રીને પ્રસવ થયે દસબાર દિવસ થયા હતા. તે પછી લગભગ વરસેક થયું ને તે ફરી મળવા ગઇ તો તે વખત જે સ્ત્રીને ગઇ સાલ પ્રસવ થયે દસ બાર દિવસ થયા હતા તેજ સ્ત્રીને હમણાં પણ પ્રસવ થયે કેટલાક દિવસ થયા હતા. મ્હારી ઓળખીતીએ દીવસો તથા મહીનાનો હિસાબ ગણીને મ્હને કહ્યું એ સ્ત્રીએ લગભગ અગીયાર મહીનામાં બે બાળકોને જન્મ આપ્યા. આ સ્ત્રી ડાક્તરની પુત્રી હતી. હાવીજ વાત એક સ્ત્રીએ મ્હને પોતાનીજ વાત કરેલી કે તે સ્ત્રીને પ્રસવ થયા પછી બે મહીનાની અંદર જ ફરી મહીના રહ્યા હતા. આ વાત તેણે કરી તે વખતે ત્હેના મ્હોંની સ્થિતિ જોઇ દયા આવી હતી. ત્હેના મ્હોં ઉપરથી તેની લાચાર સ્થિતિ સ્પષ્ટ સમઝાઇ હતી. વળી એક સુશિક્ષિત બાઇને ચૌદ કે પંદરે મહીને બીજી સુવાવડ આવી હતી. ને દોડ દોડ બબ્બે વરસે તો છોકરાં થયાના તો અનેક દાખલા છે જેને સવાસુરીયાં છોકરાં કહે છે.

પાંચેક દસકા પ્હેલાં પણ બાળલગ્ન તો થતાંજ પણ તે વખતમાં માબાપ ૧૭ કે ૧૮ વર્ષ પ્હેલાં છોકરીને સાસરે મોકલતાં નહિ. ને સાસરીયાં તેડાવતાં પણ નહિ. ને ત્હેનાં અનેક કારણો હતાં. હાલના જેટલી તે વખત પરગામ મોકલવાની સગવડ ન્હોતી. તેમ હાલની છોકરીઓના પ્રમાણમાં તે વખતની છોકરીઓ સરળ અને સાદી પણ હતી. આથી છોકરીઓને સુવાવડ ૧૭–૧૮ કે ૨૦ વર્ષ પ્હેલાં આવતી નહિ. સત્તર અરાઢ વર્ષે સુવાવડ આવતી તે તો વ્હેલી ગણાતી. તે વખતમાં ન્હાનપણમાં વાતો સાંભળેલી અને જોયેલું કે પોતાની છોકરીને પ્રસવ થયા પછી મા ત્હેને પોતાને ઘેરજ છ સાત કે આઠ મહીનાનું છોકરૂં થતા સુધી રાખે. હાલના વખતના પુરૂષો તો પ્હેલીજ સુવાવડ થયે બે મહીના પણ પુરા ના થયા હોય ત્યારથીજ પોતાને ત્યાં પોતાની સ્ત્રીને તેડી જવાની ઉતાવળ કરતા માલમ પડે છે ને જ્યાં ત્રીજે કે ચોથે ( રિવાજ હોય તે ) મહીનો બેસે કે તેને પોતાને ત્યાં તેડાવે છે. પુત્રીનાં માબાપ મને કે કમને

પુત્રીને મોકલે છે. છુટકોજ નહિ તે શિવાય. તેને ( એટલે પોતાની પુત્રીને ) પુષ્ટિકારક ખોરાક ખવડાવે ને છોકરૂં ઉછેરવામાં મદદ કરે, તે પછી વળી મોસાળ; મામી કે કાકીને ઘેર જ્યાં અનુકૂળતા હોય ત્હાં મોકલે. આમ દરેક ઠેકાણે જતાં આવતાં રહેજ વરશેકનું છોકરૂં થાય તે પછીજ તેને સાસરે મોકલે. આથી ફાયદો એ થતો કે ન્હાનાં છોકરાંને ઉછેરતી વખત માની ને પિયેરીયાંની વ્હાલસોહી મદદ તેને મળતી ને છોકરૂં તનદુરસ્ત ને સારૂં ઉછેરાતુ. છોકરૂં ધાવતું હોય તે વખતે માએ બ્રહ્મચર્ય પાળવું જ જોઇએ. તેથી ધાવણ પુષ્ટિકારક મળે છે. સાસરામાં બ્રહ્મચર્ય ના પળાય, સાસરીયાંના ત્રાસથી મનને કાંઇ ને કાંઇ કલેશ થતોજ હોય ને છોકરૂં એકલે હાથે ઉછેરવાની ફીકર હોય, આ બધાં કારણોથી પુષ્ટિકારક ધાવણ છોકરાંને ન મળે, ને છોકરૂં બધાં કારણો મળીને મરી નથી જતું તો નિર્માલ્ય તો થાય છે જ. છોકરૂં માને વળગતું આવે તો સાસરીઆંની શરમ પાળવાની હોય તેથી તેને હસતે મ્હોએ પાસે તો લેવાય નહીંજ પણ મ્હો દાવકું રાખી તેને હાથ વડે વેગળું ખસેડવું પડે. આ સ્થિતિમાં છોકરાંની પ્રફુલ્લતા નાશ પામે, છોકરૂં રોતડું ને ચીડીયું વગેરે થાય તે જુદું. માટે સુશિક્ષિત બ્હેનોને વિનંતી છે કે તમે પોતે સુવાવડ પછી લાંબો વખત બ્રહ્મચર્ય પાળી તમારી અજ્ઞાન બ્હેનોને તે પાળતાં તથા સંયમથી રહેતાં શીખવવું જોઇએ. છોકરૂં ચાર પાંચ વરસનું થાય, ચાલતાં બોલતાં શીખે ને તનદુરસ્ત થાય પછીજ બીજા છોકરાંને જન્મ આપવો જેથી છોકરૂં સારી રીતે ઉછેરી શકાશે દૈવયોગે જો છોકરૂં ગુજરી ગયું હોય તો પણ ચાર પાંચ વરસ પ્હેલાં તો બીજી સુવાવડ નજ આવવી જોઇએ. આમ કરવાથી પોતાની તબિયત સુધરશે ને ઘણાં અને નિર્માલ્ય છોકરાં થતાં બચશે. હાલ તો કેટલાંકની સ્થિતિ (આર્થિક) હેવી હોય છે કે જો ચાર પાંચ છોકરાં હોય છે તો તેને પુષ્ટિકારક ખોરાક આપવાને તથા શરીર ઢાંકવાને વસ્ત્રના પણ વાખા પડે છે, તો તેને કેળવણીની તો આશાજ ક્યહાંથી ? તો તેવાં જોડાંએ દોડાદોડ બબે વરશે છોકરાંને જન્મ આપતાં વિચાર કરવોજ જોઇએ. તેમણે તો એક અથવા બેજ છોકરાંને જન્મ આપી સંયમ પાળવો જોઇએ. અસલના વખતમાં સ્ત્રી પુરૂષ સુશક્ત હતાં ને હિંદુસ્થાનની આર્થિક સ્થિતિ પણ સારી હતી, ને તે વખતમાં વસ્તી ઓછી હતી તેથી વધારે છોકરાં થાય તેમાં લાભ હશે પણ હાલ તો ઘણાં છોકરાંને જન્મ આપી માબાપ ત્હેને ભિખારી સ્થિતિમાં મૂકી જાય છે. ભિખારી સ્થિતિમાં છોકરાંને મૂકી જવું ત્હેના કરતાં સંયમ પાળી છોકરાં ઉત્પન્ન ના કરવાં એ ઉત્તમ છે, ને તે વાત સ્ત્રીઓ કરતાં પુરૂષોએ વધારે સમઝવાની છે કારણ સ્ત્રીવર્ગ એ વાતમાં પુરેપુરો અસહાય છે. મ્હને લાગે છે કે હિંદુસ્થાનમાં ઢોરો જેટલો સંયમ પાળતાં હશે તેટલો પણ સ્ત્રીપુરૂષો પાળતાં નથી. કોઇ કહેશે ઢોર કાંઇ સમઝીને સંયમ પાળે છે તેમ નથી પણ તેમની તો તેની કુદરતીજ સ્થિતિ હોય છે. આ વખતે કેટલેક અંશે ખરૂં હોય પણ ઇશ્વરે માણસને ઉત્તમ પ્રકારની અક્કલ આપી છે તે અક્કલનો દુરૂપયોગ કરવા માટે નથી આપી; પણ તેનો સારાસાર સમઝી સદુપયોગ ન કરતાં દુરૂપયોગ કરે ત્યારે તો તે ઢોરથી પણ નપાટજ ગણાય. સ્ત્રીપુરૂષના જોડામાં ઘણે ભાગે પુરૂષવર્ગ સંયમ નથી પાળી શકતો તે આપણે ઘણે ઠેકાણેથી ને ઘણી વખત સાંભળ્યું છે. તો તે વાત પુરૂષોને ઘણીજ શરમાવનારી છે. વળી કેટલાક પુરૂષો તો એમજ માને છે કે પુરૂષવર્ગનેજ ઇશ્વરે વધારે અક્કલ આપી છે,

છ્યાં સંયમ પાળવાની વખતે કોણ જાણે ક્યાં તે વર્ગની અક્કલ ખ્હેર મારી જાય છે તે સમજાતું નથી. આ કારણથી મ્હારો તો હેવો અભિપ્રાય છે કે આપણે આપણી છોકરીઓની તનદુરસ્તીની સંભાળ રાખવી ને તે એ રીતે કે છોકરી પૂર્ણ સમજણી થાય ને ત્હેની પૂરેપૂરી મરજી હોય તોજ ને તે એ મ્હોટી ઉમ્મરે જ ત્હેનાં લગ્ન કરવાં અને બને તે રીતે છોકરાંને તથા છોકરીને સંયમી તથા સદાચારી બને તેવો પ્રત્યક્ષ તથા પરોક્ષ બોધ દેવો.

હમણાં બધા ડાકતરો બાળમરણનું કારણ શોધે છેઃ "સ્ત્રીઓને સારી રીતે છોકરાંની સંભાળ લેતાં નથી આવડતું" ને દરેક રીતે ઉછેરવામાં વાંક કહાડે છે. અલબત્ત તે પણ ખરૂં છે. ઘણી અજ્ઞાન બ્હેનોને તે શીખવવાની જરૂર છેજ પણ સૌથી પ્હેલાં તો માબાપ તનદુરસ્ત થશે તોજ જન્મ થતાંજ જે બાળકો મરણ પામે છે તે તો બચશેજ. છોકરૂં બચશે પછી તેને ઉછેરવાની વાત છે. છોકરૂં બચે પછી તેને ઉછેરતાં શીખવા માંડવું હેવું મ્હારૂં કહેવું નથી. તે તો પ્હેલાં શીખવું જોઇએજ. પણ તેથી પણ પ્હેલાં માબાપે યોગ્ય વખતે સંયમ પાળી તનદુરસ્ત રહેતાં શીખવાની જરૂર છે. કારણ માબાપ તનદુરસ્ત હશે તોજ બાળ મરણની સંખ્યા ઘટશે. માટે ડાકટરોની ફરજ છે કે તેમણે તેવા દરદીઓને સંયમ પાળવાનું તથા ચાર પાંચ વરસ પ્હેલાં તો બીજી સુવાવડ નજ આવવી જોઇએ તે કહેવાની જરૂર છે. માબાપને જો તનદુરસ્ત છોકરાં જોઇતાં હોય તો તેમણે સંયમ પાળવોજ જોઇએ. આ વાતમાં પુરૂષોએ ખાસ મન તાણી રાખવાની જરૂર છે કારણ ઘણી વખત સ્ત્રીઓ એકઠી થાય છે ને તે વાત નીકળે છે ત્યારે તે બિચારીઓ પુરૂષોની વર્તણુંકથી કંટાળેલી માલમ પડે છે. અનેક વર્ષથી બાળ લગ્નનો રીવાજ છે તો પણ મ્હેં કેટલીક સ્ત્રીઓ ન્હાનપણમાં જોયેલી છે જે પૂરેપૂરી તનદુરસ્ત હતી તથા તે વાતો કરતી કે 'મારે મારાં છોકરાંને કોઇ દિવસ દવા પાવી પડી નથી કે છોકરાં ઉછેરતાં મ્હને લગારે તસ્દી પડી નથી.' હાનું કારણ ગામડાની સ્વચ્છ હવા તથા જોડું તનદુરસ્ત, હલકો ને પુષ્ટિકારક ખોરાક તથા વખતોવખત સંયમ. આ સ્ત્રીનું આયુષ્ય ૯૨ કે ૯૩ વર્ષનું હતું તેથી લાગે છે કે મ્હોટી ઉમ્મરે લગ્ન કરે ને દરેક રીતે સૃષ્ટિના નિયમો સ્ત્રીપુરૂષો પાળે તો કલિયુગમાં પણ સશક્ત પ્રજા ઉત્પન્ન કરી માણસોનું આયુષ્ય સો સો વરસનું થઇ શકે ખરૂં.





# મ્હારા મુસાફરીના પત્રો.

લેખકા: સૌ નિર્મળા દેશાઇ,
સમાજ વિદ્યા વિશારદત.



પ્રયાગ.

પ્રિય બ્હેન,

તને આપેલું વચન પાળી આજેજ પત્ર લખું છું. અહીં આવી શું શું જોયું તેનું વર્ણન કરી તને કંટાળો નહિ આપું, પણ જે ખાસ જાણવા લાયક વસ્તુઓ મને લાગી તે તો તને લખ્યા વગર નથી જ રહી શકતી.

ગઇ કાલના અમે અહીં આવી ગયા છીએ. પ્રયાગમાં ત્રિવેણી સંગમનીજ જાત્રા મુખ્ય છે. ગંગા-જમુનાનો સંગમ અહીં થાય છે. અને ત્રીજી કલ્પિત સરસ્વતી. આ સંગમ ઉપર જવા માટે કિનારા ઉપરથી હોડી કરી અમે ગયા હતા. આ ત્રિવેણી સગમમાં દક્ષિણીઓ વેણીદાનની વિધિ કરે છે, તે જોઇને અમને બધાને ખુબ નવાઇ લાગી હતી. તું મારા કરતાં દક્ષિણીઓ સાથે વધારે ભળેલી છું એટલે તને વળી વિશેષ રસ પડશે.

દક્ષિણીઓમાં એક રિવાજ છે કે પતિ-પત્ની બન્ને ગમે તે ઉમરે સાથે પ્રયાગમાં આવે તો વેણી-દાનની વિધિ કરે છે. કિનારા ઉપરથી જ બન્ને છેડા ગાંઠે છે, પછી હોડીમાં બેસી વાજાં વગાડતાં વગાડતાં સંગમ ઉપર આવે છે. ત્યાં વર વહુની વાળની લટ ગુંથે છે, ને પુરૂષની ચોટલી સાથે એ વાળ બાંધે છે. પુરૂષ માથું બોડું કરાવે છે, ને સ્ત્રીના ત્રણ આંગળ માપીને વાળ કાપે છે, ને એ વાળ પછી સંગમમાં પધરાવે છે, અને બન્ને એક કપડું પહેરી સાથે સ્નાન કરે છે, દક્ષિણી લોકોની માન્યતા છે કે આ વિધિ કરવાથી જન્મોજન્મ એને એજ પતિ-પત્નીનું જોડું થશે. આવી વિધિઓ જોઇ આપણને ખરેખર નવાઇ લાગે. પણ બ્હેન ! આપણાં લગ્નની કેટલીક ઉંચ ભાવના! પશ્ચિમના લોકોના લગ્ન Contract ( કરાર ) મહિના કે વર્ષ માટે હોય છે. આપણા તો જીંદગીઓ ને જીંદગીઓ માટેના, બેન! આ વિધિ ગમે તેવી હોય પણ મને તો એની ભાવના ઘણીજ સરસ લાગી.

આ આખી વિધિ સંગમ ઉપર જોઇ, પણ સંગમ ઉપર પહોંચીએ કે તરત ત્રાસ છુટે એટલા પંડયાઓ આપણી ચારે તરફ કરી વળે છે. કયાંથી આવો છો ? શી નાતના છો વિગેરે પ્રશ્નોના જવાબ આપી કંટાળો આવીજ જાય. પંડયાઓ શાંતિથી ન્હાવા પણ દેતા નથી. બે મોટી નદીઓ મળે તેની નથી ભવ્યતા જોવા દેતા, કે નથી કુદરતના દર્શન કરવા દેતા. નદીમાં ન્હાવા જઇએ કે તરત ગુપ્ત દાન નાંખો, ( શ્રદ્ધાળુ લોકો નદીમાં પૈસા નાંખે છે,




લેખીકાઃ કુમારી "એકાકિની"

[ ૧ ]

કાશી એ હિંદુ લોકોનું અતિ જુનું અને પવિત્ર મનાતું પુણ્યસલીલા ગંગા કિનારે આવેલું શહેર છે. ત્યાં દર વર્ષે શ્રદ્ધાળુ જાત્રાળુઓ પોતાના પાપ ધોવા જાય છે. તેઓ માને છે કે "શ્રી ગંગામાં નાહીએ અને શ્રી કાશીવિશ્વેશ્વરના દર્શન કરીએ એટલે કોટી જન્મના પાપનું નિવારણ થાય છે." કેટલાક ઉપલા કારણને લીધે જાય છે, જ્યારે કેટલાક હિંદુઓનું જુનું શહેર જોવા જાય છે. આ જાત્રાળુઓને આધારે હજારો સન્યાસીઓનો અને ભીક્ષુકોનો ઉદરનિર્વાહ થાય છે. ઘણા ખરા ધર્મશાળાંમાં, કોઇક ઓટલે અને કેટલાક પર્ણકુટી બાંધીને રહે છે, ને જે મળે તે ખાય છે. કેટલાક આપણા સનાતન ધર્મ પ્રમાણે સન્યસ્તના નિયમો પાળે છે અને પોતાનું જીવન પુરૂં કરે છે.

કાશી જતા જાત્રાળુઓ ધર્મશાળામાં ઉતરે છે. તેમાંની એક ધર્મશાળામાં બે ત્રણ દિવસથી એક બંગાળી કુટુંબ ઉતર્યું છે. તેમાં બે વૃદ્ધા બે વૃદ્ધ અને એક પચીશેક વર્ષનો યુવક એટલા હતા. તેઓએ દાન આપીને, ગંગામાં નાહીને અને પ્રભુના દર્શન કરી જેટલું પુણ્ય લેવાય તેટલું એકઠું કર્યું, અને તેઓ આવતી કાલે ત્યાંથી જવાના હતા.

તેઓ આજે છેલ્લા ગંગામાં ન્હાવા ગયા. નાહીને પાછા ફરતાં તેઓ રસ્તે અનેક ભીક્ષુકોને પૈસા આપતા જતા હતા. વૃદ્ધો જ્યારે એ કાર્યમાં ગુંથાયા હતા ત્યારે યુવક ભીક્ષુકોના ટોળામાં એક ચાર્વાંગી અને ભગવાં વસ્ત્ર પરિધાન કરેલી એક વીશેક વર્ષની બાળાને જોઇ રહ્યો હતો. પ્હેલાં તો તે હસ્યો ને બબડયો, "આવી, રહેવાને ઘર નહિ અને ખાવાને અન્ન નહિ, તેની બાળાને પણ કેવું રૂપ છે!" તે થોડીવાર સુધી તે બાળાને જોઇજ રહ્યો. તેને આગળ વધવાનો ખ્યાલ ન થયો અને છેવટે તેના ખાત્રી થઇ કે તે કોઇ ઉંચા કુટુંબની હોવી જોઇએ. તેના વૃદ્ધો આગળ ગયા તેનું પણ ભાન ન રહ્યું. તે તેની સામુંજ જોઇ રહ્યો એવામાં એક પવનની લ્હેર આવી. બધાંનાં લુગડાં ફરફર્યાં. પેલી બાળાના છુટા વાળ પણ ઉડયા જરા આઘા પાછા થયા અને એક ઘા દેખાયો. યુવકે તે જોયો; એકદમ તેને કૈંક યાદ આવ્યું; તેણે એક ઉદ્દગાર કાઢયોઃ "ઓ પ્રભો! જેને માટે વર્ષો સુધી તપ કર્યું અને રખડયો તેજ!" અને ઉતાવળો લોકોને ખસેડતો તે તેના તરફ દોડયો.

[ ૨ ]

બંગાળમાં સુવર્ણપુર કરીને ગંગા કીનારે એક ગામડું છે. ત્યાં લગભગ ખેડુતોની જ વસ્તી છે. ઉચ્ચ વર્ગમાં ગણીએ તો જાગીરદાર, કારભારી અને બે એક વર્ષથી કલકત્તાના એક વકીલ પોતાનું ઘડપણ ગુજારવા આવ્યા હતા, તેમનું કુટુંબ જ હતું.

જમીનદાર પોતાના ગામના લોકોને પુત્રવત્ પાળતા તે હવે વૃદ્ધ થવા આવ્યા હતા. તેમને સંતાનમાં માત્ર એક પુત્ર જ હતો. તે કલકત્તામાં એક વર્ષથી કોલેજમાં ગયો હતો. વૃદ્ધ જમીનદાર અને તેની વૃદ્ધ સ્ત્રી પુત્રમાં મોટી આશાઓ બાંધી જીવન ગુજારતા હતા. એ વર્ષથી પેલા વૃદ્ધ વકીલ જમીનદારની સોબતમાં આવ્યા હતા. વકીલને એકજ છોકરી ઉષા હતી. તેના નામ પ્રમાણે તેનું રૂપ હતું. વકીલ ત્યાં આવ્યા ત્યારે એ તેર વર્ષની હતી અને સુરેશ પંદર વર્ષનો હતો. ઉષાને ને સુરેશને ખુબ બનતું. તેઓ દરરોજ ગામના છોકરાઓને એકઠાં કરતાં અને રાજા રાણીની માફક તેમની ઉપર હુકમ કરતાં. તેઓ બન્ને રોજ એક માસ્તર કને ભણતાં કારણ કે ત્યાં અંગ્રેજી નીશાળ ન્હોતી. સુરેશે પોતાના બાપ પાસે એક નદિ કીનારાપરનું નાનું ખેતર લઇને, તેમાં બાગ બનાવ્યો હતો. તેમાં, એ ને ઉષા રોજ ખેડુતોના છોકરા પાસે કામ કરાવતા અને રોજ બાગમાં નવા નવા ફુલ ઝાડોના કયારાઓ કરતાં. પછી તો તેમણે નવી નવી ચોપડીઓ વાંચી વીલાયતી ફુલોના રોપા પણ વાવ્યાં હતા. અને છેવટે આ નાનો બાગ અનુપમ બન્યો હતો. આમાં ઘણી ખરી સલાહ ઉષાની હતી કારણ કે તેને કલકત્તામાં ઘણા મોટા બાગો જોયા હતા. તેઓએ એક મોટો કુતરો, એક કાળી બીલાડી ને એક પોપટ પાળ્યા હતાં. સુરેશના પિતાએ તે બાગની વચ્ચે એક નાનું સરિખડું ઘર કરાવી આપ્યું હતું. તેમાં જ તેઓ ઘણો ખરો વખત ગાળતા અને રોજ તેઓ નવું નવું ઘરમાં અને બાગમાં ઉમેરતા. અને તેમનાં મા બાપ તેમની ઇચ્છા પુરી પાડતા. છેવટે સુરેશ પરીક્ષા આપીને પાસ થયો અને ઘણાને દુઃખી કરી કલકત્તાની કોલેજમાં ગયો. ઉષા તે વખતે પંદર વર્ષના થઇ હતી.

એ વર્ષના સહવાસ પછી સુરેશ ગયો તે એને વસમું લાગ્યું. સુરેશના ગયા પછી મહિનાએક સુધી તો તેને એમજ લાગ્યું કે તે જીવતી જ નથી. સુરેશ તેને રોજ કાગળ લખતો અને ઉષા તેના જવાબ આપતી. સુરેશ એને બાગમાં રોપવા માટે નવા નવા બી મોકલતો. ઘણી વખત તે સારી સારી ચોપડીઓ મોકલતો અને એમાં ઉષાનો ઘણો વખત પસાર થતો.

ઉષાના પિતાએ હવે ઉષાને ભણાવવા એક શિક્ષિત સ્ત્રી રાખી હતી. તે એને ગાયન-વાદન ને અંગ્રેજી શીખવતી, તેમાં પણ તેનો થોડો વખત જતો.

આમ સુરેશને ગયાને એક વર્ષ થયું. થોડા દિવસમાં તે ઉનાળાની રજાઓ ગાળવા સુવર્ણ-પુર પાછો આવવાનો હતો. ઉષાનો હર્ષ સમાતો ન્હોતો. અને દરેક સુવર્ણપુરવાસી સુરેશ જલદી આવે એમ ઇચ્છતા હતા, કારણ કે આ વખતે કલકત્તામાં કૉલેરા ચાલતો હતો.

ઉષાને હાલમાં એક અડચણ વધી હતી. જમીનદારના કારભારીને કંઈ છોકરું ન હતું આથી તેણે ઉષાથી સ્હેજ મોટી ઉમરના, પોતાના ભાઇના છોકરાને પોતાની પાસે રાખવા આણ્યો હતો. તે બહુ અવિવેકી અને ઉદ્ધત, હતો. તે કારભારીનો ભત્રીજો હોવાથી સુરેશની ગેરહાજરીમાં પોતાને ગામના છોકરાનો રાજા સમજતો હતો. પણ ઉષા આગળ તેનું કાંઇ ચાલતું નહિ, કારણ કે ગામના છોકરાઓ એને વિષે રોજ ઉષા પાસે ફરિયાદ કરતા. કારભારી અને તેની સ્ત્રી તો બહુજ ભલાં હતાં અને ઉષાને તેઓ ગમતાં હતાં. ઘણી વખતે ઉષા તેમને ત્યાં જતી અને ત્યાં એક બે વખત તેના ભત્રીજાએ તેનું નજીવું અપમાન કર્યું હતું. ઉષા હવે એનાથી કંટાળી હતી. અને સુરેશ આવે કે તરત તેને લીધે ફરીયાદ કર-વાનો વિચાર કર્યો હતો.

સુરેશને આવવાને આઠ દિવસ હતા.આજે ઉષાએ છોકરાઓને બાગમાં આવવાનું કહ્યું હતું. કારણ કે સુરેશ આવે તેની તૈયારીમાં થોડુંક કામ કરવાનું હતું. તે બાગમાં ગઇ,અને છોકરાંઓની વાટ જોઇ થાકી પણ કોઇ આવ્યું નહિ. છેવટે ખુબ કંટાળી, ચીઢાઇને, તેમને શોધવા નીકળી. થોડેક ગઇ એટલે એને એક છોકરી મળી. એણે તેની ધુળ ખંખેરી અત્યાર સુધી ન આવવાનું કારણ પુછ્યું. તેણે કહ્યું કે "કૃષ્ણબાબુએ (કારભારીના ભત્રીજાએ) પણ એના ઘર આગળ એક બાગ બનાવ્યો છે. ત્યાં તે અમને કામ કરાવવા લઇ ગયો હતો અને અમે જ્યારે ના પાડી ત્યારે તેણે અમને માર વાની બ્હીક બતાવી. છેવટે અમારે ત્યાં જવું પડ્યું, પણ હું થોડી વારમાં તમને ખબર કરવાને છટકી આવી."

ઉષા આ સાંભળી ખુબ ચીઢાઇ. તે એકદમ કારભારીને ત્યાં ગઇ. ત્યાં કૃષ્ણબાબુને એક નબળા છોકરાએ બરાબર નહિ ખોધું માટે તેને લાકડી વતી મારતો જોયો. ઉષા વધારે ઉકળી અને કોઇ છોકરા પાસે પડેલી બીજી લાકડી લઇ તેણે કૃષ્ણના વાસામાં જોરથી લગાવી. કૃષ્ણ પ્હેલાં તો ચમકીને દુર ગયો પણ જ્યારે જાણ્યું કે ઉષાએ એને માર્યું હતું, ત્યારે તેણે વગર વિચાર્યે એક પત્થર લઇ ઉષા તરફ છુટો ફેંક્યો. ઉષાને તે અચુક વાગ્યો. તે તમ્મર ખાઇ નીચે પડી. કૃષ્ણ આ જોઇ તરત એક ઓરડીમાં ભરાઇ ગયો. છોકરાઓ ઉષાની આજુબાજુ વિંટલાઇ વળ્યા. કારભારી ઘેર ન્હોતા, પણ કારભારીની સ્ત્રી યમુનાદેવી આવી અને કૃષ્ણને ગાળો દેતી, ઉષાના ઘાને ધોઇ પાટો બાંધવા લાગી. આ વાતની ખબર પડવાથી, ઉષાના માબાપ, જમીનદાર અને કારભારી આવી પ્હોંચ્યાં.

ઉષાને તે વખતે કળ વળી હતી. પોતાના માબાપને ત્યાં ચીંતાતુર મુખે ઉભેલા જોઇ, પોતાને શું થયું હતું તેનું ભાન આવ્યું. તેનો ગુસ્સો ફરી પ્રકટ્યો. તે દોડતી જઇ, પોતાની માના પાસામાં ભરાઇ ગઇ અને જમીનદારને સંબોધી બોલીઃ "'મોટા બાપુ! કાલથી તમારા ગામમાં હું નહિ કે કારભારી અને તેનો ભત્રીજો નહિ. ઉષા કદી પોતાનું વચન ફેરવતી નથી."

જમીનદારને જ્યારથી ઉષાના માથામાંથી નીકળેલા લોહીનું ખાબડું જોયું ત્યારથી કૃષ્ણ ઉપર રીસ ચઢી હતી. ઉષાના વાકયથી તેનો ગુસ્સો વધ્યો. ગુસ્સામાં ને ગુસ્સામાં તેણે કારભારીને કહી દીધું કે કાલે બપોરે બાર વાગ્યા પ્હેલાં ઘરબાર છોડી ચાલ્યા જજો. કારભારી કાંઇ જવાબ આપવા જતા હતા પણ જમીનદારે તેને રોકયા અને કહ્યું કે "હું કંઇ સાંભળવા માંગતો નથી." બધા વેરાયાં. અને ઉષા પણ ધીરે ધીરે ઘેર ગઇ. ઉષાને સખત વાગ્યું હતું પણ હાલ રહેજ અશક્તિ સીવાય કંઇ નહતું.

યમુનાએ અને કારભારીએ રાતના ને રાતના ગાડાંઓમાં સામાન ભર્યો. કૃષ્ણને ખુબ ગાળો દીધી અને તેને પણ એક ગાડામાં બેસાડયો અને ગાડાઓ કૃષ્ણના બાપના ગામ તરફ વળાવ્યાં. સવાર પડી. આજે ઉષાને સારૂં હતું. ઉષાએ યમુનાને પોતાના ઘરમાં પેસતાં જોઇ, એ પણ એની પાછળ ગઇ. યમુનાએ રડતાં રડતાં ઉષાની માને પગે પડીને ચરણરજ માથે મુકી, કહ્યું "મા! આશિર્વાદ આપો!" ઉષાની માની આંખમાં પણ આંસુ આવ્યા. યમુનાને માથે હાથ મુકયા પણ તેનાથી બોલાયું નહિ. યમુના ગઇ. ઉષાને પણ આંસુ આવ્યા. યમુનાને જોઇ એને લાગ્યું કે તેને એને લીધે જ જવું પડયું છે. અને લાગ્યું કે યમુના એને શ્રાપ આપતી ગઇ. ભલી યમુનાને આમ જતાં જોઇ તેને ઘણું માઠું લાગ્યું. તેણે વિચાર્યું "એ અહિં રહે તો કેવું સારૂં?" પણ પછી

પોતાનું વચન અને જમીનદારનો હુકમ ક્યાં જાય ? આખરે કારભારી અને યમુના ગયાં. લોકોને યે તે એઇ દયા આવી કારણ કે તે પતિપત્નીએ કોઇને દુભવ્યાં નહોતાં.

ઉષા નાહીને દેવીની પુજા કરવા ગઇ. ગામની એક બે સ્ત્રીઓ મળી. તેઓએ તેને યમુનાની વાત કરી. એકે તો એમ પણ કહ્યું " બેન! જો તમે એ લોકોને રહેવાનું કીધું હોત તો તેઓ રહેત!" ઉષાને, સુરેશને આવવા ટાંકણે આ બધું બનવાથી આખી દુનીઆ પર રીસ ચઢી. તેણે દેવીની પુજા કરી ઇચ્છયું કે સુરેશ વ્હેલો આવે પણ ત્યાંએ તેને દેવીની મૂર્તિને બદલે યમુના દેખાઇ.

તે ઘેર જવા નીકળી પણ આજે એનો જીવ બળ્યા કરતો હતો. એને એમજ લાગતું કે કારભારીને પોતાને લીધે જ જવું પડયું હતું અને તેમના શ્રાપથી પોતે દુઃખી થશે. તેનો જીવ બહુ અકળાયો અને તેનાથી રડી દેવાયું. તેનાથી આગળ ચલાયું પણ નહિ અને તે મંદીરને ઓટલે બેસી ગઇ, અને ખુબ ધાંરા પાડીને રડી.

એટલામાં જમીનદારનો એક નોકર દોડતો આવ્યો અને હાંફતો હાંફતો બોલ્યો ": ઉષા બહેન! જલદી ચાલો!" "શું છે?" ઉષાને સમજ ન પડતાં, તેણે પુછયું. " સુરેશ બાબુને કલકત્તામાં કોલેરા થયો છે અને બાબુજી ને બધાં જાય છે! ને તમારી વાટ જુએ છે!"

" જા, એમને કહે કે મારે આવવું નથીઃ હું તો અહિં બેસી કાલીમાતાની પ્રાર્થના કર્યા કરીશ." ઉષાએ કહ્યું. નોકર ગયો. ઉષા ઉઠી ને ઝુસ્સામાં ને ઝુસ્સામાં દેવીની મૂર્તિ પાસે ગઇ અને દંડવત્ પ્રણામ કર્યા. અને અષ્ટક બોલવા શરૂ કર્યા. પાંચ છ વખત તે ઝપાટાબંધ બોલી ગઇ. એટલામાં કોઇ આવ્યું. ઉષા બેઠી થઇ. " બહેન! તમે પ્રાર્થના કરો, હું તો દુરથીજ કરીશ!" તે ઉષાના ગામનો એક ખેડુત જ હતો.

" રામ! તમે સુરેશબાબુની માંદગીની વાત જાણી કે?" ઉષા મ્હા મ્હેનતે ધ્રુસકું સમાવતાં બોલી.

" હા! બ્હેન! તમે નહિ ગયાં? મોટા બાબુ ને બાબુજી ને બધાં ગયાં!" રામે કહ્યું.

" ના. હું તો અહિં માની પ્રાર્થના કર્યા કરીશ. પણ હેં રામ! જેને કોલેરા થાય તે નહિ મરે?" ઉષાએ આતુરતાથી પૂછયું.

" ના, બ્હેન! સાચું કહું? એક વખત અહિંયે માનો કોપ થયો હતો. અને જેને કોલેરા થતો તેને મટતો જ નહિ. પણ બ્હેન! જમીનદાર બાબુ તો પુણ્યશાળી છે. સુરેશબાબુ કાલે સારા થઇને આવશે. બ્હેન! એક કહું! કારભારી બાબુને જવા દેવા ન્હોતા!"

" કેમ?"

" ના, ના, કારણ તો કંઇ નહિ! પણ આ વખત કેટલા કામ આવત! મોટાબાબુને બધું એમને એમ મુકી જવું પડયું!"

ઉષાને હવે એની વાતનો કંટાળો આવ્યો. " ઠીક" કહીને તે બ્હાર નીકળી. તેને રામની વાત સાચી લાગી. એને સ્પષ્ટ લાગ્યું કે " જરૂર યમુનાએ શાપ આપ્યો અને તે ફળ્યો. હવે સુરેશ નહિ જ બચે–પછી પોતાનું શું? પછી સુરેશ વગર જીવાય?" એણે તો અત્યારથી જ સુરેશને મરેલો ધાર્યો. એને એનું હૃદય અટકી જતું લાગ્યું. એટલામાં તે એકદમ ઉઠી ને દોડી અને મંદીર પાછળ ગંગા નદીના જોસબંધ વ્હેતાં પાણીમાં પડી.

કોઇએ એને દીઠી નહિ. બપોરે જમવાની વખત થઇ. એની માએ એને જમવા બોલાવવા માણસ મોકલ્યો પણ મંદીરમાં તો કોઇ ન્હોતું. છેવટે ઉષા આખા ગામમાં શોધાઇ પણ નહિ જડી. નદીમાં પડી હશે એમ ધારીને જાળ નાંખતા માત્ર ઉષાના બળાની કંઠી હાથમાં આવી, પણ ઉષા તો

ક્યાંની ક્યાં તણાઇ ગઇ હતી. એકની એક, ડાહી, સુશીલ છોકરી ગુમાવાથી માના રૂદનનો કૈં પાર ન્હોતો. ગામના લોકો પણ રડયા. અને દેવીની કૈં કૈં બાધાઓ રાખી. ઉષાની માએ કલકત્તે કૈં પણ ખબર આપવાની સર્વેને ના કહી.

સુરેશ સાત આઠ દિવસમાં ચાંપતા ઇલાજોથી સારો થઇ ગયો. જમીનદાર ને વકીલ તેને લઇ હસતે મોંઢે પાછા આવ્યા; પણ ગામના લોકોના ઉદાસ ચહેરા જોઇ ચમકયા. એક જણે કઠણ હૃદય કરી ઉષાના મરણની ખબર આપી. આહ! તે પછીનો દેખાવ કેમ લખી શકાય?

ઉષાની ખુબ શોધ કરી પણ પત્તો મળ્યો નહી. સુરેશ ફરીને કોલેજમાં ગયો નહિ. તે એકલો બેસીને વિચારો કર્યા શીવાય કાંઇ જ કરતો નહિ. બધો બાગ સુકાઇ ગયો. અને વૃધ્ધો પોતાનું જીવન નિરર્થક માની દિવસો પસાર કરવા લાગ્યા. પાંચ વર્ષનો ગાળો ગયો. કોઇકની સલાહથી તેઓ સહુ યાત્રા કરવા નીકળ્યા.

× × ×

સુરેશે પેલી બાળાને જોઇ અને તેને તે મોઢું પરિચીત લાગ્યું અને જ્યારે ઘા જોયો ત્યારે તેને ચોક્કસ થયું કે તે બાળા ઉષાજ હોવી જોઇએ. કારણ કે એને ખબર પડી હતી કે ઉષાને ડુબવાને આગલે દીવસે માથામાં સખત ઘા પડ્યો હતો. તે દોડતો તેની પાસે ગયો અને હાથ ઝાલી કહ્યું "ઉષા!"

ઉષાને વર્ષો થયાં અંતરમાં છુપાવેલું મ્હોડું યાદ આવ્યું. અને તેનાથી બોલી જવાયું: "કોણ સુરેશ!"

સુરેશે એનો હાથ ઝાલી ચાલવા માંડયું. ઉષાને પણ કૈં વીચાર સુઝ્યો નહિ અને તે પણ ઘસડાઇ. સુરેશ તેને ધર્મશાળામાં લઇ ગયો. ત્યાં વૃદ્ધો બેઠા બેઠા સુરેશની વાટ જોતા હતા. સુરેશે એકદમ કહ્યું "પિતાજી! ઉષા મળી!" ઉષાએ દોડીને માતાના ખોળામાં જઇને પોતાનું માથું છુપાવ્યું. બધાંને હર્ષનાં આંસુ આવ્યાં અને છેવટે સ્વસ્થ થયાં.

વકીલબાબુએ કહ્યું: "હાશ! ઉષા! તું અને સુરેશ પરણો એટલે અમે પ્રભુનો પાડ માનીશું. જોને સુરેશ તારે લીધે કેવો અડધો થઇ ગયો છે!" ઉષા આ સાંભળી ચમકીને બોલી: "મેં નહિ પરણવા એક જણને વચન આપ્યું છે. મારાથી સુરેશને નહિ પરણાય!"

"હેં! કેમ? કોને તેં વચન આપ્યું છે" બધા બોલી ઉઠયા.

"હું ડુબી ત્યારપછી બે દિવસે જાગી, ત્યારે હું એક વૃદ્ધ સન્યાસીની ઝુંપડીમાં હતી. તે વખતે મારામાં ખુબ અશક્તિ હતી અને મારા માથાનો ઘા પાકયો હતો. સન્યાસીએ મારી બહુ ચાકરી કરી, ને હું બે મહીને સાજી થઇ. મને સુવર્ણપુર આવવાનું મન થયું, પણ પછી મેં મારો વિચાર ફેરવ્યો. કારણ કે જો સુરેશ મરી ગયો હોય તો મારું ત્યાં આવવું નિરર્થક હતું. સન્યાસીએ મને અહીંજ રહેવાનું કહ્યું અને મને આશ્વાસન આપ્યું કે "હું એક સાધુ પાસે સુરેશબાબુ વિષે તપાસ કરાવીશ અને પછી તું જજે." હું રહી પણ કમનશીબે સન્યાસી એક દિવસ સખત માંદા પડયા. મેં પણ ચાકરી કરી તેમના ઉપકારનો ભાર ઓછો કરવા નિશ્ચય કર્યો. પણ સન્યાસીની મરણ ઘડી પાસે આવી હતી. મને કહ્યું કે "બેટા! હું જાઉં છું તું અહીં રહેજે. તને ગમે તો તારા માબાપ પાસે સુવર્ણપુર જજે નહિ તો મારા શિષ્યો તને ઓછું આવવા નહિ દે. પણ હું છેલ્લો શબ્દ કહું છું કે તું ન પરણતી. આ હું મારા અનુભવને લીધે કહું છું અને તેનું વચન આપશે?" હું બધું ભુલી ગઇ અને તરત વચન આપ્યું. સન્યાસી મરી ગયા. મેં તમને બધાને ભુલવાનો પ્રયત્ન કર્યો.

તમે છેક ભુલાયા તો નહિજ પણ તમને મળવાનું ફરી. મન થતું નહિ. હું રોજ સવારે નાહીને ભીક્ષા માગી જાઉં છું અને બપોરે સંન્યાસીના પુસ્તકો વાંચ્યા કરું છું. પાંચ વર્ષ મેં આવીજ રીતે ગાળ્યા છે." ઉષા બોલી રહી. બધાએ છુટકારાનો દમ લીધો. છેવટે નક્કી કર્યું કે ઉષાએ સુરેશ જોડે સુવર્ણપુર જવું. ભલે તેઓ પરણે નહિ અને વૃદ્ધોએ કાશીમાં રહીનેજ જીવન પુરૂં કરવું.

ઉષા ને સુરેશ સુવર્ણપુર ગયા. અને દેશને કેળવવાની યોજના ફત્તેહમંદ કરવા માટે પોતાના જીવન અર્પવા નિશ્ચય કર્યો *

* હસ્ત લિખિત "ફુલછાબ" માંથી.



## અદેખી માછલી.

આફ્રીકા, એશીયા અને ઓસ્ટ્રેલીઆમાં એવી જાતની કેટલીક માછલીઓ છે કે જે દેડકાંનો માફક પાણીની બહાર કુદી કાદવ ઉપર બેસી જીવડાંઓ ખાય છે. જ્યારે તે કોઇ માણસને જુવે છે ત્યારે તે પાણીમાં કુદી પડે છે, અથવા તો કાદવની અંદર પેસી જાય છે.

વળી માછલીઓમાં અદેખાઇ પણ હોય છે. એક કુંડામાં ત્રણ માછલી મુકવામાં આવી જેમાંની બે માદા હતી અને એક નર હતી. એક માદા માછલી ગર્ભિત થઇ ત્યાં સુધી બધા સારી રીતે રહયા પણ તે પછી બેઉ માદા માછલીઓ લડવા લાગી, જેથી કુંડાની વચ્ચે એક કાચ મુકી પાણી બે ભાગમાં વહેંચી નાંખી એક ભાગમાં પેલી અદેખી માછલીને મુકવામાં આવી પણ ત્યાં તેને લાંબો સમય એકલા નહીં ગમ્યાથી તેણે એવો તો કુદકો માર્યો કે તે પાછી બધાની વચ્ચે આવી પડી.

## ઉંઘ નહીં આવે તો ?

યુસ્ટેસ માઇલ્સ રેસ્ટોરાંમાં ભાષણ કરતાં મી. માઇલ્સે ઉંઘ નહીં આવતી હોય તેવા માણસોને સલાહ આપતાં જણાવ્યું હતું કે રાતના ઉંઘ નહી આવે તો તે સમય શરીર સુધારવાના કામ પાછળ ગાળવો. કસરત કરવાથી અવયવો ખીલે છે, અને તેમ થતાં શરીરમાંના વિકારો જતા રહે છે. જો થાક અથવા કંટાળાને લીધે ઉંઘ નહીં આવતી હોય તો પ્રાર્થના કરવાથી મન સ્થિર બની જાય છે. વળી એક ઉપાય ઘુંટડે ઘુંટડે પાણી પીવાનો છે. ઉંઘ નહીં આવતી હોય ત્યારે ખાસ કરીને વિચારો નહીં આવે તેની કાળજી રાખવી.

# "નિરાધાર બાલુડાં."

લેખિકાઃ સૌ. કુસુમલતા રમણીકલાલ.

( વિષમ હરિગીત. )

બાળવયમાં છત્ર માતપિતા તણું ઉડશો નહિ,
હે દયામય ઇશ ! સંકટ બાળ પર પડશો નહિ;
બાલુડાં નિર્દોષ બિચારાં પાપ શું સમજે નહિ,
તોય ક્રૂર શિક્ષા વિધિની તેમને ખમવી સહી. ૧
કુમળી કળીઓ એ કુંજોની સદાએ ખીલતી,
ખીલતાં પહેલાં વિધિ નિષ્ઠુર હસ્તે ઝડપતી;
વિશ્વનાં ઉપવનમહીં ખીલતાં ગુલાબો બાળકો,
મધુર એ જીવનમહીં શા કાજ ભરીયાં કંટકો. ૨
ઘંટનાદો મૃત્યુના જગમાં નિરંતર વાગતા,
પ્રથમ સૌથી તરૂણ કહો શા કાજ નિત્યે સુણતાં;
જીવનતો આશાભર્યાં એ અમર પન્થે ચાલતા,
શું વિધિના ખેલ એવાં, હે પ્રભુ ! છે અટપટા ? ૩
આશરે એ અન્યને પડી ઓશિયાળા બની જતા,
નવ મળે કંઇ તક હૃદયની ઉર્મિઓ સંતોષવા;
ગાળવા પરવશ બનીને જીવન જગમાંહી વૃથા,
શું વિભુ ! હક કંઇ ન તેને માતપિતાના જતાં. ૪
જ્વાળ અગ્નિની નિરંતર ધીકતી એ હ્રદયમાં,
ના મળે કો ઠામ નિરાધારને એ બુઝવવા;
છો વિધિ કરૂણાતણા તમ વિણ અન્ય ન આશરો,
કુંપી અમૃતની તજી નવ વિષ એ હૃદયે ભરો. ૫
બાળ નિરાધાર થઇ જગમાં સદાએ રવડતા,
ના દયા ધરતા કદરહીન માનવીઓ હ્રદયમાં;
છો દયાળુ તો પ્રભુ ! શા કાજ ધારો નવ દયા ?
જગતનાં ચેતન રૂપી એ બાળ પર કરજો મયા. ૬

# આધુનિક ગૃહ-વ્યવસ્થા.*

લેખિકા : સૌ. વિનોદિની યાજ્ઞિક, બી. એ.

'રજકણમાંથી રત્ન બનાવે, રસિક ચતુર રમણી,
અહો ! એ રસિક ચતુર રમણી !
રંક પતિનું રળતર લક્ષમણું ગૃહિણી ગણતી,
અહો ! એ રસિક ચતુર રમણી !'
(રા. લલિત)

આમુખ:—

સ્ત્રી-જીવનમાં ગૃહ એ પ્રથમ પદ ધરાવે છે. સ્ત્રી એટલે ગૃહિણી; ગૃહતંત્ર ચલાવે તે ગૃહિણી. ગૃહ એટલે ઇંટમાટીનું ઘર નહિ પણ કુટુંબનું વિશ્રાંત-સ્થાન, ધરતીનો છેડો. ગૃહિણી અને ગૃહ વચ્ચે એવો સંબંધ છે કે જેવો ભોજન અને મીઠું એની વચ્ચે છે. સ્ત્રી વિના ગૃહજીવનમાં આનંદ રહેતો નથી. સ્ત્રી એ ગૃહની સમ્રાજ્ઞી છે, અધિષ્ઠાત્રી છે. गृहिणी गृहमुच्यते । પોતાના ગૃહને સુઘડ, સંસ્કારી, સ્નેહમય અને ધાર્મિકભાવનામય બનાવવું એ સ્ત્રીઓના હાથમાં છે, અને આ બધું કરવા માટે દ્રવ્યની જરૂર નથી પડતી. દરેક સ્ત્રી ધારે તો પોતાની શક્તિ પ્રમાણે પોતાના ન્હાનકડા ગૃહને સારી રીતે શોભાવી શકે. કારણ કે સુંદર મહેલો અને ઝરૂખાથી ગૃહ સુંદર નથી થતું, તેમજ સુંદર ફરનીચરથી પણ નથી થતું. સ્વચ્છતા અને વ્યવસ્થાથી જ ગૃહની સાચી શોભા વધે છે. ગૃહની અંદર મ્હેલાં સામાન અને રાચરચીલાં સાથે તેમાં વસતાં મનુષ્યોનો સંબંધ એટલો બધો છે કે ઘણીવાર બહારના દેખાવથી અંદરનો સ્વભાવ માલમ પડે છે. જે ઘરમાં માણસ ઉછર્યા હોય છે તેની છાપ તેના મન ઉપર ઘણી હોય છે, અને તેની અસર જીવનભર રહે છે. તેટલાજ માટે ગૃહ-વ્યવસ્થાની કળા સુંદર રીતે ખીલવી, પોતાના પતિને સુખી કરી, કુટુંબ-જીવન આદર્શરૂપ બનાવી શકે. સ્ત્રી એ ગૃહનો પ્રાણ છે, તેથી તેની યોગ્ય સંભાળ રાખી, તેને સ્વતંત્રતાના વાતાવરણમાં મૂકવી, કે જેથી તે પોતાનું ગૃહ-રાજ્ય સંપૂર્ણ રીતે ચલાવી શકે. સ્ત્રી એ ગૃહમાં પ્રધાન છે-कार्येषु मंत्री इत्या. પુરૂષ કમાય અને સ્ત્રી વ્યવસ્થા રાખે. સ્ત્રી ગૃહમાં નવું ચેતન પ્રેરે છે, અને ગમે તેવા દુઃખમાં આશ્વાસનરૂપ બને છે: 'પ્રણય ચેતને કરે મટુલી વિજળી સમ ઉજળી.' સ્ત્રીમાં સ્વાભાવિક રીતે વ્યવસ્થા, મોહકતા અને નિશ્ચયાત્મક બુદ્ધિ હોય છે. સ્ત્રીએ ગૃહને એટલું શાન્તિમય, પ્રેમમય બનાવવું કે ત્યાં કોઇ પણ જાતનો કલેશ ન હોય, ભય ન હોય, લાલચો ન હોય, અને સર્વત્ર પવિત્ર ભાવના જ હોય. સૌંદર્ય પૂજક રસ્કિન કહે છે કે "સુંદર ગૃહ એ શાન્તિ-નિકેતન છે." કુટુંબ વ્યવસ્થા ઉપરજ સમાજજીવનનો આધાર રહ્યો છે.

* શ્રી વડનગરા નાગર મંડળ, મુંબાઇ, (વર્ષ ૧૮મું) ના કેળવણી 'વિભાગની ઇનામી યોજનામાં આ નિબંધને પ્રથમ ઇનામ આપવામાં આવ્યું હતું.

**પહેલાના વખતની ગૃહ-વ્યવસ્થાઃ-**

પહેલાંના વખતો જૂદા હતા, તેથી તે વખતે સ્ત્રીઓને ગૃહવ્યવસ્થા જૂદી રીતે રાખવાની હતી. ત્યારના વિચારો પણ જૂદા હતા. ફરનીચર વગેરે બહુ ન હતું. તેઓ આપણાં કરતાં સાદાઇથી રહેતાં. ગાદી તકીઆની બેઠક રાખતાં, અને રાચરચીલું જરૂર જેટલુંજ રાખતાં. તેમનામાં સ્વચ્છતા હતી. સ્ત્રીઓનો ઘણો ખરો વખત ગૃહકાર્યમાંજ જતો. બાર મહિનાનો દાણો ઘરમાં ભરી રાખતાં, એટલે નવરાશને વખતે એ બધું સાફ કરતાં. વાસણો પણ બનતા સુધી કાંસાનાં વાપરતાં કે જેથી કલાઇની આપદા ન પડે. ગૃહનું બધું કામકાજ-કચરો કાઢવા, વાસણ માંજવા, કપડાં ધોવાં, દળવું, ખાંડવું, વગેરે હાથેજ કરતાં એટલે પ્રમાણમાં તેમનું કામ સ્વચ્છ અને મન પસંદ થતું. તેમના ગૃહનાં દિમંદિરોમાં પવિત્રતા અને સંસ્કારીતા પ્રત્યક્ષ થતાં. તેમનામાં ધાર્મિક શ્રદ્ધા વિશેષ હતી. જો કે વ્યવસ્થા આપણા વિચાર પ્રમાણે ઓછી લાગે. હવે હાલની વ્યવસ્થા કેવી છે અને કેવી હોવી જોઇએ તે તપાસીએ.

**નિયમિતપણુંઃ**

ગૃહની સાચી શોભા માત્ર બાહ્ય શોભામાં જ નથી. નિયમિતપણું એ ગૃહની પ્રથમ શોભા છે. ઘરમાં જે જે વસ્તુ હોય, પછી ભલે તો ચાર વાસણજ હોય, પણ દરેક વસ્તુને માટે અમુક જગ્યાએ નિર્મિતજ કરી રાખવી. ગમે તેટલી ઉતાવળ હોય તોપણ તેમાં ફેરફાર ન થવો જોઇએ. આમ કર્યાથી વસ્તુઓનો બગાડ નહિ થાય, વખતનો બચાવ થશે, ઉત્તમ વ્યવસ્થા રહેશે, અને ખોવાશે નહિ. ઘરમાં પહેરવાનાં કપડાં એક જગ્યાએ રહે, બહાર પહેરવાનાં ગડી કરીને પેટીમાં કે કબાટમાં મુકવાં. ડુચા કરીને મુકવાથી કપડાં મેલાં થાય ને ખરાબ લાગે. તેજ પ્રમાણે ચોપડીઓ, વાસણ, ચલાણાં, રકાબી, ચમચા, છરી, બૂટ, છત્રી, ખડીઆ, પત્રીઓ, છબીઓ ઇત્યાદીનું રાખવું. દાણાના દરેક ડાબલા નામની ચીઠી ચહોડી, એક જગ્યાએ ગોઠવીને રાખવા. તેજ પ્રમાણે મશાલાના ડાબલા અને દવાની શીશીઓ. આમ કર્યાથી ભૂલ થવાનો સંભવ ન રહે. પીવાની દવાને બદલે ઘણીવાર ચોપડવાની દવા વાપર્યાથી નુકશાન થયાનું જાણીએ છીએ. વળી આપણે ઘરમાં ન હોઇએ ત્યારે પણ ગમે તેને વસ્તુઓનો ઉપયોગ કરવો હોય તે કરી શકે. સુવા બેસવામાં, ખર્ચ ખૂટણમાં, ખાવાપીવામાં નિયમો રાખ્યા હોય તો જીવન-શોભા વધે.

**સાદાઇઃ**

ઘરમાં સામાન અને તેટલો ઓછો રાખવો. સાદાઇ એજ ભૂષણ છે. આપણી આસપાસ લોકો એટલાં દુઃખી છે કે તેમને મદદ કરવી એ આપણો ધર્મ છે. આપણા ગૃહમાં આપણે જોઇતું રાચરચીલું જ રાખવું. બાહ્યશોભા કરતાં ઉપયોગિતાની દૃષ્ટિ વધારે જોવી. વળી સાધારણ સ્થિતિનાં માણસોએ તો સાદાઇમાંજ સંતોષ માનવો. પૈસા સંબંધી જેવી સ્થિતિ હોય તે પ્રમાણેજ વ્યવસ્થા રાખવી. પૈસાદાર લોકોની સ્પર્ધા ન રાખવી, પોતાની પાસે હોય તેનો ઉપયોગ શાન્તિથી કરવો. બસો રૂપીઆની કમાણીમાં પાંચ છોકરાંવાળું કુટુંબ રહેતું હોય તેવી રીતે બાર રૂપીઆના પગારમાં પાંચ છોકરાંવાળું કુટુંબ રહે તો મૂર્ખાઇ ભરેલુંજ કહેવાય.

**વ્યવસ્થાઃ**

બે ચાર ઓરડાવાળું મોટું ઘર હોય તો પહેલી દૃષ્ટિએ મોટો ઓરડો દિવાનખાના તરીકે રાખવાનું આપણને મન થાય, કે કોઇ આવે તો સારૂં દેખાય. પણ આપણી મોટાઇ દેખાડવા આમ ન કરવું. મોટા ઓરડો સુવા

ાટે રાખવો, કારણ કે સુતી વખતે ખુલ્લી વાની જરૂર વધારે છે. સુવાના ઓરડામાં નતા સુધી સામાન ન રાખવો. માત્ર ન્હાના ાટલા તથા પથારી જ રાખવાં, બાકીનો ામાન હવા રોકનારો થશે. એક ઓરડો ધારે હોય તો છોકરાંઓ માટે સૂવાને જૂદો ાખવો, કે જેથી તેમની તંદુરસ્તી જળવાય. ેથી એક વધારે ઓરડો હોય તો છોકરાંઓને મવા માટેની ચીજો ગોઠવી, કિન્ડરગાર્ટન ોરેની વ્યવસ્થા રાખી Nursery home જેવું જૂદું રાખવું. બેસવાનો ઓરડો હોય ેમાં કોચ ખુરશી કરતાં ગાદી તકીઆની ેઠક રાખવી. કારણ કે તેજ આપણને અનુકૂળ વધારે છે. કોચ ખુરશીની બેઠક તો શ્ચિમનો વા વાયા પછીની છે. તાપને લીધે હિંદોળાખાટ અથવા હિંચકો રાખવો. ગાદી તકીઆથી હાડકાંને કસરત મળે છે તથા આરામ મળે છે. છબીઓની બાબતમાં પણ એમજ. નકામી પરદેશી છબીઓના કરતાં દેશના વીરનરો ને સન્નારીઓની છબીઓ રાતદિવસ આપણા ઘરમાં રહેશે તો કોઇક દિવસ આપણાં બાળકોના સંસ્કાર ઉત્તમ થશે. પવિત્ર સૂક્તો અને સૂત્રોનાં સુશોભિત તક્તા ફરતા છૂટક ગોઠવ્યા હોય તો લાભ થશે. ઉત્તમ વિચાર આંખ આગળ રાખ્યાથી ખરાબ કામ કરતાં, ને ખરાબ શબ્દો બોલતાં અચકાઇશું. સુગંધિત પુષ્પો થોડાં વચમાં મૂકયાં હોય તો હવા ચોકખી થઇ સુંદર લાગશે. કલાની અનેક ચીજો પણ ગોઠવી શકાય. સારાં પુસ્તકો રાખવાં.

**આતિથ્યઃ**

આતિથ્ય એજ ઘરની મોટાઇ છે, અતિથિ તરફ સદ્દભાવ રાખવો. સુંદર આભૂષણોથી સજ્જ થઇ સુશોભિત ઓરડામાં અથવા ડ્રોઇંગરૂમમાં બેસી રહીશું પણ જો મ્હેમાન તરફ બેદરકારી બતાવીશું તો બાહ્ય શોભા નિરર્થક છે. પ્રેમનાં ફુલથી, અંતરના વ્હાલથી મહેમાનોને વધાવીશું તો આપણી ન્હાની સરખી મઢુલી પણ દીપી ઉઠશે.

**ગૃહ-સ્વચ્છતાઃ**

સ્વચ્છતા એ ઇશ્વર તરફ જવાના માર્ગનું પગથીયું છે. એ દિવ્યતા છે, અને દિવ્યતામાં દેવોનો વાસ છે. Cleanliness is next to Godliness પ્રભુપરાયણતા પ્રથમ, અને સ્વચ્છતા પછી. શરીર ને મન ચોકખાં હશે તો ઇશ્વરપ્રાપ્તિ સરળતાથી થશે. શરીરની સ્વચ્છતા માટે ઘરની આસપાસની સ્વચ્છતા સાચવવાની જરૂર છે. વ્યવસ્થિત રહેનાર સ્ત્રીને કદી પણ કચરો નથી ગમતો. આમાં ત્રણ ફાયદા થાય છેઃ (૧) કોઇ પણ ચીજ ગંદી થાય, ધૂળ વાળી થાય તે પહેલાં સાફ થાય તો વખત અને (૨) મહેનતનો બચાવ થાય. (૩) આખું ઘર એકી વખતે સાફ કરવાની માથાકુટ બચે છે. દરેક દરેક ઓરડો વાળી ધૂળ કહાડી નાંખવી. બરાબર ખૂણે ખાંચરેથી ઝાપટ ઝુપટ કરવી. ધૂળ કોઇ જગ્યાએ પડી રહે તો ગંદુ દેખાવા ઉપરાંત તેમાં રોગના મૂળ થાય છે, કારણ કે રોગના જન્તુ તેવામાં ભરાઇ રહે છે. નોકર હોય તો તેની પાસે પણ જાતે કાળજીથી સાફ કરાવવું. પથારીઓ, ઓઢવાનાં ખંખેરી તડકે નાંખવાં. બાળકોની ભીની ચાદરો, ધોતો પણ સાફ કરવી. ઓટલાંના પગથીઆં રોજ ધોવાં કેમકે ત્યાં પગરવટ વધારે હોય છે. ચાદરો, તથા ગલેફ ધોયેલા સ્વચ્છ વાપરવા. આવાં કામકાજનો સાત દિવસનો નિયમિત ક્રમ કર્યો હોય તો ઠીક પડે. ફરનીચર રોજ સાફ કરવું. બારીબારણાં પણ ઝાપટવાં. કાચની બારી હોય તો ભીના કકડાથી લુછી નાંખવી.

સ્વચ્છતાની બાબતોમાં આપણે ખાસ અંગ્રેજ તથા અમેરીકન બાઇઓ પાસે શીખવા જેવું છે. આપણે ત્યાં સામાન્ય માન્યતા

એવી છે કે છોકરાં હોય તેનાં ઘરમાં ચોકખું રહી શકે જ નહિ. વ્યવસ્થા પણ ન રહે. છતાં અંગ્રેજ બાઈઓનાં ઘરમાં એટલી સ્વચ્છતા ને વ્યવસ્થા રહી શકે છે, તેમનાં છોકરાંઓ પણ ચોકખાં હોય છે એનું કારણ એજ કે સ્ત્રીઓને જ ઘણી ચટ હોય છે. અઠવાડીઆમાં રોજના કામ ઉપરાંત એક દિવસ આખો ગૃહકાર્યને માટે જુદો જ રાખે છે અને તે દિવસે મળવા હળવાનું પણ બંધ હોય. તેમના આ જે સદ્‌ગુણો છે તે અવશ્ય ગ્રહણ કરવા જોઇએ.

### રસોડું :

રસોડું એ સ્ત્રીઓના ગૃહરાજ્યની રાજ્યધાની છે, કેન્દ્રસ્થાન છે. ત્યાં મનુષ્યનાં શરીરનું પોષણ કરનારૂં સાધન અન્ન તૈયાર થાય છે. તેની સાંભળ ન લેવાય તો તે હાનિકારક જ નીવડે. સ્ત્રીઓનો ઘણો વખત ત્યાં જાય છે. ત્યાંની હવા ખાસ ચોકખી જોઇએ. ત્યાં ચોકડી કે સંડાસ ન હોવા જોઇએ. પ્રકાશ પણ પુષ્કળ જોઇએ. વ્યવસ્થા માટે અનાજ મુકવા સારૂ જુદી ઓરડી ન હોય તો અભરાઇઓ ઉપર ડબામાં કે પીપમાં અનાજ ભરીને, ઢાંકણાં બરાબર બંધ કરીને મુકવું કે જેથી ઉંદર બગાડે નહિ. શાકભાજી કે દુધ દહીં મૂકવા માટે જાળીવાળું કબાટ હોય તો સારૂં. તે કબાટ અથવા ભંડારીયું કે પેટી જે હોય તે ઉના પાણીથી ધોઇ બહુજ સ્વચ્છ રાખવું. સઘળો સામાન અને વાસણ વગેરે જે જગાએથી લીધાં હોય ત્યાં પાછાં ગોઠવી દેવાં. ખાળ, પાણીઆરૂં કાથાની દોરડી વડે ઘસીને ધોવાં. જાળાં વગેરે સાફ કરવું કે જેથી સુઘડતા સચવાય ને રસોઇ કે પાણીમાં કશું પડવાનું જોખમ ન વેઠવું પડે. શાકભાજીનાં ડાખળાં વગેરે કચરો ભેગો કરવા માટે એક ટોપલી રાખવી, ને બારીએથી તે ન ફેંકતાં કચરો નાંખવાની જગાએજ નાંખવો. પાણી ભરવાનાં વાસણો અંદરથી ને બહારથી, લોટા, પવાલાં તેમજ બીજા વાસણો સ્વચ્છ માટીથી બરાબર સાફ વીછળી ને ઝગઝગાટ કરવાં. પછીથી તે બરાબર ગોઠવવાં. એવા વાસણોમાં ભોજન પણ અમૃત જેવું મીઠું લાગે. પાણી ભરવાનાં વાસણો ઉઘાડાં રાખવા નહિ, નહિ તો કદાચ ઉંદર, ઘરોળી પડવાની બીક લાગે. અઠવાડીએ ભીંત ને છત ઉપરથી જાળાં સાફ કરવાં. દરરોજ નહિ વપરાતી વસ્તુઓ, જેવી કે અથાણાની બરણીઓ, વગેરે તેને નવરાશે ભીના કકડાથી સાફ કરવી. જમવા બેસતી વખતે પાટલા, થાળી, વાડકા વગેરે વ્યવસ્થાપૂર્વક મુકી રંગોળી પૂરવી ને અગરબત્તી મૂકવાથી જમવાની લહેજત ઓર આવશે ને વાતાવરણ પવિત્ર બનશે. મલિનતા દૂર થઇ ચિત્તશુદ્ધિ ને ઉલ્લાસ થશે. વાસણોને બે મહિને કલાઇ કરાવવી. છરી, ચપ્પુ વાપરીને ધોઇ નાંખવાં. ચૂલો પણ સાફ રાખવો.

### પ્રકાશ અને હવા:

ઘરમાં સૂર્યનો પ્રકાશ અને હવા પુષ્કળ આવવાં દેવાં. બારીબારણાં દિવસભર ઉઘાડા રાખવાં. સૂર્યના પ્રકાશથી રોગનું નિવારણ થાય છે. મંદવાડનો કે સુવાવડીનો ખાટલો હોય ત્યાં તો ખાસ વધારે પ્રકાશ રાખવો. ગમેતેટલાં મોટા ઓરડા હોય પણ અંધારો હોય તો ગમે નાહ, જ્યારે અજવાળાવાળો ન્હાનોઓરડો ઝગઝગી ઉઠશે. હવા સ્વચ્છ રાખવાને ઘરને વરસમાં એકવાર ધોળાવવું.

### ઉપસંહાર:

આવી રીતે સ્ત્રીઓ યોગ્ય સંભાળ રાખે તો ગૃહવ્યવસ્થા ઉત્તમ પ્રકારની દીપી નીકળશે, અને તેવાં વાતાવરણથી બાળકોના આત્મા ને દેહની ઉન્નતિ થશે. ત્યારેજ 'દિવો અવતરશે વીરલા નરવીર વરવરશે' ગૃહવ્યવસ્થા ઉપર

તેમાં વાસતાં મનુષ્યોનો આદર્શ અને આશાઓનો આધાર છે એ આપણે જોયું. ગૃહ એ સમાજરૂપી બાગની એક કુંજ છે. તે બાગને સુંદર ને ઉન્નત બનાવવા માટે દરેક ગૃહ-કુંજ સારી રીતે ફાળો આપે છે. સ્વચ્છતા અને વ્યવસ્થા રાખવા ઉપરાંત સ્થિતિ હોય તો અને પોતાનામાં સંસ્કાર હોય તો ગૃહિણી કલાઓનું જ્ઞાન ધરાવી સુંદર નમુનાઓ ગૃહમાં ગોઠવી ગૃહની શોભા વધારી શકે. ગૃહને ઉપયોગી થનાર અને આનંદ આપનાર કલાઓમાં ગાવું, વગાડવું, ફુલના શણગાર બનાવવા, ગુંથવી, રસોઇ બનાવવી, શીવવું ભરવું, ગુંથવું સાથીયા ને વેલો કાઢવી, તુલસી વગેરેના છોડ વાળી બાગ બનાવવા, ઝીણું સુતર કાંતવું વગેરે કલાઓને સમાવેશ થાય છે. પ્રાચીન સમયમાં આપણે ત્યાં આ કલાઓ ઘણીજ પ્રચારમાં હતી, અને હાલના જમાનામાં પણ આપણે તેનો વિકાસ કરવો જોઇએ. ' A thing of beauty is a joy for ever.' મોજ શોખને બદલે સુંદરતાની ઇચ્છા રાખવી, ફેશનને બદલે refinement ચારૂતાની દ્રષ્ટિ રાખવી, સવારમાં આંગણું વાળ્યું ને સમાર્યું હોય, આછો છંટાવ કર્યો હોય, ને પછી સુંદર ચિત્રો રંગોળીઓ હાથથી દોર્યા હોય ત્યારે કેવું રળીઆમણું લાગે ! તેવીજ રીતે રેશમનાં ઝાડનાં ફ્રેમ-ગુંથેલા રૂમાલો, તોરણો, મોતીના મોર વગેરે ભાતવાળા પડદા, કીડીઆના ઝાડ, હાંડી ઉકાણી વગેરેથી પણ ઓરડો ખીલી ઉઠે છે. પણ આ મોજની વસ્તુ છે. સાદાઇમાં સંસ્કાર લાવનારી ગૃહિણીની કલાના ગૃહમાં ડગલે ડગલે દર્શન થાય છે. ગૃહિણી ગૃહમાં હાજર ન હોય તો પણ તેનું અસ્તિત્વ ઘરના દરેક વિભાગમાં જણાઇ આવે છે. ગૃહવ્યવસ્થા એ તો ગૃહિણીની સંસ્કારિતાની પ્રતિમા છે. 'સુંદરીઓ જેટલું રાખશે તેટલું તે સુંદર રહેશે. કુંટુંબમાં કુલવન્તી ગૃહિણી મેલ નહિ ચઢવા દે તેટલા નહિ ચઢે.'



## કુતરા પર કેસ ચાલ્યો

કેંટકીમાં પીકવીલ ગામે બીલ નામના એક મજુરના કુતરા પર સરકારે કોરટમાં ફરિયાદ માંડી કેસ કર્યો હતો. આરોપી કુતરા પર એક વ્યભિચારી પ્રાણી હોવાનો આરોપ મોકલવામાં આવ્યો હતો. આરોપી કુતરાને તેના માલીકની વહુ મીસીસ સીપ્રીઆએ સાક્ષીના પીંજરામાં ઉભો કર્યો હતો. સાક્ષીઓએ જણાવ્યું હતું કે આરોપી કુતરાએ પાડોશીની કુતરી પર બળાત્કાર કર્યો હતો. તે પહેલાં પણ તેની ચાલ ચલગત સારી નહોતી. જ્યુરીએ કુતરાને ગુન્હેગાર જાહેર કર્યો જેથી જજે તેને ફાંસીની સજા કરી હતી અને તેને વીજળીથી મારી નાંખવામાં આવ્યો હતો. તેના માથાને લક્ષીંગટન લેબોરટરીમાં ડાક્ટરી તપાસ માટે રવાના કરવામાં આવ્યું હતું.

# હિંદુ સ્ત્રીઓની ફરજ.*

લેખિકા: સૌ. ઇલાવતી જેવધરામ ખાનસાહેબ.

**ઉપોદ્ઘાત.** હિંદ જેવી પુણ્યભૂમિમાં વસતી આર્ય-રમણીઓની ફરજો વિષે કશું પણ કહેવા કે લખવા વખત આવે એ એમજ બતાવે છે કે આર્ય રમણીઓનું પુરાતન ગૌરવ આજે નાશ પામવા બેઠું છે; નહીંતર આર્ય રમણીઓને વળી ફરજ બતાવવાપણું હોયજ શું ? આર્ય રમણી તો પુરાતન કાળમાં પોતાના સ્ત્રીધર્મો સંપૂર્ણપણે બજાવતી. આર્ય રમણી એટલે ધર્મની, સ્નેહની, સતીત્વની, ઉદારતાની અને અડગતાનીજ મૂર્તિ એમજ ગણાતું. પરંતુ આજે જમાનો બદલાઇ ગયો છે. જુના કાળની આર્યરમણીઓ આજે તો શોધી જડે તેમ નથી. એ વખતજ ગયો છે અને એથીજ આજે આપણને હિંદુ સ્ત્રીઓની ફરજો વિષે વિચારવું પડે છે.

પ્રાચીન સમયની સ્ત્રીઓનાં કર્તવ્ય ઘણાંજ મહાન હતાં. જ્યારે હાલની સ્ત્રીઓ પોતાની ઘરનીજ ફરજો પુરેપુરી સમજી શકતી નથી, તો પછી કુટુંબનું જનસમાજનું કે દેશનું તો ભલું શુંજ કરે ? આધુનિક સમયમાં પ્રાચીન સમય કરતાં કસોટીના પ્રસંગો ઘણાજ ઓછા છે. ઉદાહરણ તરીકે જ્યારે નળરાજાએ રાજપાટ, સર્વ ગુમાવ્યું અને રાયનો રંક બની ભિખારી હાલતમાં તેને જંગલ સેવવાનો સમય આવ્યો, ત્યારે તેણે રાણી દમયંતીને પિતાને ત્યાં જવાની આજ્ઞા કરી, પરંતુ સાધ્વી સતીએ પોતાના પતિના દુઃખમાં ભાગ લેવા, તેની સાથે વનમાં જઇ અનેક પ્રકારનાં દુઃખ સહન કર્યાં. પરંતુ હાલ તો જ્યાં સુધી પુરૂષનો ભાગ્યચંદ્ર પ્રકાશતો હોય ત્યાં સુધી તેના સુખમાં ભાગ લે પણ દૈવયોગે કદાચ વેપાર વણજમાં ખોટ આવે અથવા તો નોકરીમાંથી બરતરફ થાય તો હાલની સ્ત્રીઓ આવું સાધારણ સંકટ પણ સહન ન કરતાં પોતાના પિતાને ત્યાં જતી રહે છે, અને શ્રીમંતની પુત્રી હોય તો અનેક પ્રકારનાં સુખ ભોગવે છે, જ્યારે આ તરફ પુરૂષ બિચારો કંગાળ દશામાં ભોજનશાળામાં પેટને ભાડું આપી ફરી પાછો ભાગ્યોદય કયારે અને કેવી રીતે થાય તેનાં ફાંફાં મારે છે. આવી કંગાળ સ્થિતિમાં તન, મન, ધનથી પુરૂષને મદદ કરી તેના દુઃખમાં ભાગ લઇ અર્ધાંગનાની ફરજ અદા કરવી જોઇએ.

**સ્ત્રીથી સચવાતી ફરજ.** સ્ત્રીઓ એમ સમજે છે કે, બહુજ અલંકારો પહેરવાથી શરીરની શોભા અને સ્ત્રીના ગુણો વધે છે અને લોકોમાં શ્રીમંતાઇની પ્રશંસા થાય છે. પરંતુ ખરૂં જોતાં તો સ્ત્રીઓ પોતાના સદ્‌ગુણ રૂપી અલંકારથીજ દીપે છે. સ્ત્રીનો સાચો શણગાર સદ્‌ગુણ છે. હીરા મોતી કે માણેકના અલંકારો સદ્‌ગુણી સ્ત્રીના સદ્‌ગુણ પાસે કશાજ લેખામાં નથી.

સહનશીલતા—એટલે સહન કરવું તે. એ ગુણથી, સ્ત્રીઓ પોતાની ફરજ બુજી શકતી

* શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી, સ્વ. જયાવંતી દુર્લભરામ છગનલાલ ઇનામી નિબંધ ફંડમાંથી રૂપીઆ પચાસનું ૨ જું ઇનામ મેળવનાર.

નથી, અને ઉભય કુટુંબનાં કડવાં મીઠાં વેણો તથા ગમે તેવી આપતો સહન કરી શકે છે. સહનશીલતા એ એક મ્હોટા સાગર છે, જ્યારે ક્રોધ એક છીંછરૂ સરોવર છે. જેમ સાગરમાં અનેક નદીઓનો સમાવેશ થાય છે. તેવીજ રીતે સહનશીલતાથી સ્ત્રીઓ દુનિયાનાં દરેક પ્રકારનાં સુખ દુઃખો સહન કરી પોતાની ફરજો પૂરેપૂરી બજાવી શકે છે.

વિનય એટલે અદબ અથવા તો મર્યાદા. હિંદુ સ્ત્રીનું ખરૂં ભૂષણ મર્યાદા છે. કારણ કે શ્વસુર પક્ષમાં વડીલો પ્રત્યે તેઓને ઘણી જ મર્યાદાથી વર્તવાનું છે. સ્ત્રીના બધા ગુણોની પરીક્ષા ફક્ત એક વિનય પરથી જ થઇ શકે છે. મર્યાદા એટલે સ્ત્રીઓની શરમાળ વૃત્તિ અથવા તો નેત્રમાં એક જાતની નરમાશ. એ ગુણ ગુજરાતી સ્ત્રીઓમાં વિશેષ છે. ગમે તેટલી પાશ્ચત્ય કેળવણી લીધી હોય અને ગમે તેટલા સ્ત્રી પુરૂષોની સભામાં તે વક્તા તરીકે ઉભા રહેશે, પરંતુ તો છતાં પોતાની મર્યાદા કે નરમાશ કદી છોડશે નહીં. એમાંજ ગુજરાતનું ગૌરવ છે. એથી જ માતાની કુખ દીપે છે. વિનયથી એ સ્ત્રીઓ દરેક મનુષ્યના મન સાચવી શકે છે અને તેને કોઇ સાથે દુશ્મનાવટ થતી નથી. કહેવત છે કે "વિનય વેરીને વશ કરે."

દયા એ ધર્મનું મૂળ છે. દયાથી પરોપકાર થઇ શકે છે. દુઃખી જનોના દુઃખ ટાળી શકાય છે. પુરૂષ તો ફક્ત કમાઇ લાવનાર છે પરંતુ તેની વ્યવસ્થા કરનાર સ્ત્રી છે. સ્ત્રી જો દયાળુ હોય તો તે ધનનો સદુપયોગ કરે, ઉપજનો કંઇક ભાગ પરમાર્થે વાપરી શકે પણ જો દયાહીન હોય તો પોતાના વૈભવ વિલાસમાં દ્રવ્યનો દુરૂપયોગ કરે. વિલાસ વૈભવ સાથે, રંકજનોને મદદ કરી ધનને ધર્માર્થે વાપરવું એ હિંદુ સ્ત્રીઓની ખાસ ફરજ છે, એમાંજ ખરી બરકત છે. પોતાની સત્તા નીચેનાં મનુષ્યો પર હંમેશાં દયા રાખવી; દયાને દિલમાંથી કદીજ દૂર કરવી નહીં. મહાભક્ત તુલસીદાસ કહે છે કે–

દયા ધર્મકો મૂળ હય, પાપ મૂળ અભિમાન,
તુલસી દયા ન છાંડીયે, જબ લગ ઘટમેં પ્રાણ.

**સ્ત્રીશિક્ષણ.** પ્રાચીન સમયમાં ભરતખંડ વિદ્યાનું કેન્દ્રસ્થાન ગણાતો હતો તથા કળાકૌશલ્યમાં દરેકથી ચઢીઆતો હતો. શિલ્પકળામાં તો હિંદ એટલું બધું પ્રવીણ હતું કે હાલ એવા શિલ્પશાસ્ત્રીઓ આંગ્લદેશમાં પણ ભાગ્યેજ હશે. જે દેશમાં વિદેશથી વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરવા આવતા હતા તેજ દેશનાં સ્ત્રી પુરૂષો હાલ પરદેશ જઇ દ્રવ્યનો ભોગ આપી વિદ્યા સંપાદન કરે છે. એટલે કે, વિદ્યા ખરીદે છે. એવી અધોગતિ થવાનું મૂળ કારણ ફક્ત એજ કે સ્વભાષાનું અભિમાન રહ્યું નથી. અને તેથીજ આપણી માતૃભાષા દિવસે દિવસે દુર્બળ થતી જાય છે. પૂર્વે સ્ત્રીઓને દરેક રીતનું શિક્ષણ અપાતું હતું: સંસ્કૃત, ગણિતશાસ્ત્ર, પાકશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, વેદાંત, સંગીત ને ચિત્રકળા; જ્યારે હાલ ફક્ત પાશ્ચાત્ય કેળવણી પરજ ખાસ ધ્યાન અપાય છે. અલબત્ત સ્ત્રીઓએ પાશ્ચાત્ય વિદ્યાનું થોડું જ્ઞાન લેવું જોઇએ કારણ એ રાજભાષા છે. સ્ત્રીઓએ માતૃભાષાનું શિક્ષણ વધુ લેવું જોઇએ. કારણ માતૃભાષા પ્રત્યે દરેકને પ્રેમ હોવોજ જોઇએ. સંસ્કૃતનું થોડું જ્ઞાન જરૂરનું છે, કારણ કે આપણી સનાતન ભાષા હોવાથી ધર્મનાં બધાં પુસ્તકો એમાં રચાયલાં છે. ઘરવૈદ સ્ત્રીઓને બહુ ઉપયોગી છે. સાધારણ માંદગીમાં તબિબને ત્યાં ન જતાં ઘરના ઉપાય કરવાથી પૈસાનો ઉગારો થાય છે અને નાનાં બાળકો સહેલથી ઉછરી શકે છે, તથા બાળકોની માવજત પણ સારી રીતે થઇ શકે છે. માંદગીમાં ઔષધ કરતાં પણ માવજતની વધુ

જરૂર હોય છે. આવા સાધારણ વિષયો શીખવાથ તો સ્ત્રીઓને ગૃહકાર્યમાં કોઇ જાતની અગવડ પડતી નથી એટલુંજ નહિ પણ ઘણી સગવડ મળી જાય છે. ગાયન વાદન ને નૃત્ય એ ત્રણ મળીને સંગીત થાય છે. હાલ નૃત્ય હલકી સ્ત્રીઓ જાણે છે. ગૃહસ્થની સ્ત્રીઓને નૃત્યની જરૂર નથી. તેઓને તો ફક્ત ગાયન ને વાદન એજ ઉપયોગનાં છે. સંગીત એ જીવનની એક અનેરી લ્હાણુ છે. દુઃખીને રાહત આપનારી ઔષધિ છે. સંગીત વિનાનું જીવન પશુ-સમાન છે.

ગુંથણ, દરેક જાતનું ભરત, તથા શીવણ વેતરવા સહીત શીખવું, એ બહુ ઉપયોગી છે. મુખ્યત્વે કરીને શીવવાનું જ્ઞાન વધારે લેવું કારણ કે એ ચીજ બહુ જરૂરની છે. અને વળી એક જાતનો હુન્નર પણ કહી શકાય.

શિક્ષણમાં સૌથી વધુ અગત્ય તો પાકશાસ્ત્રની છે. હિંદુ સ્ત્રી જો રસોઇમાં સર્વ રીતે પ્રવીણ ન હોય, તો તેનું શાળાશિક્ષણ અલબત વગોવાયજ. કારણ હિંદુ સંસારમાં સ્ત્રીઓએ ગૃહકાર્ય તથા રસોઇની બરોબર વ્યવસ્થા રાખવી એ તેની પહેલી ફરજ, અને ત્યાર પછી બીજાં શિક્ષણનો ઉપયોગ. માટે પાકશાસ્ત્ર એ શિક્ષણનો પહેલો વિષય છે.

હિંદુ સમાજમાં વિધવા સ્ત્રીઓની સ્થિતિ ઘણીજ કરુણાજનક છે. તેઓને એટલું બધું દુઃખ છે કે તે વર્ણવી શકાય તેમ નથી; તથા એનો આરો પણ નથી. પુરૂષ થોડું ઘણું કમાઇ લાવી પોતાનો સંસાર નિભાવતો હોય, ત્યાંતો તેનું અકાળ મૃત્યુ થઇ જાય. આવી સ્થિતિમાં ધનસંગ્રહ ક્યાંથી હોય? ધન નહીં એટલે તેની વિધવાને ગુલામી નિર્માણ થઇ ચૂકી. શ્વસુરપક્ષમાં અથવા તો પિતાને ત્યાં રહી એક મજુરણ જેટલું કામ કરવા છતાં ઉપરથી કટુ વચનો વિધવાને સહન કરવાં પડે છે. સ્વતંત્રતા, અરે ગુલામીમાં સ્વતંત્રતા સંભવેજ ક્યાંથી? આવી સ્થિતિમાં જો સ્ત્રીના હાથમાં કોઇ જાતનો હુન્નર હોય, અથવા તો તેણે થોડું ઘણું શિક્ષણ લીધું હોય તો તે કંઇ પણ ઉદ્યોગ કરી પોતાનું ગુજરાન ચલાવે, અથવા તો સંયુક્ત કુટુંબમાં રહી તેઓને મદદ કરે. પછી ગુલામી હોયજ ક્યાંથી? જો કંઇ નહોય તો છેલ્લે સહાય કરનારો મહાત્માજીએ ચરખો.

બીજું એ કે પુરૂષની હાલત સાધારણ હોય, અને પોષવાના વધુ હોય, તો શિક્ષિતા સ્ત્રી તેને કોઇ પણ રીતે મદદ કરી શકે. અને એથી પુરૂષની ફીકર ચિન્તા કંઇક કમી થાય, ફીકર ઓછી એટલે તંદુરસ્તીમાં વૃદ્ધિ એ સ્વાભાવિક છે.

હિંદુસમાજમાં જુના વિચારની માતાઓ પુત્રીઓને વધુ શિક્ષણ આપવામાં વિરોધ દર્શાવે છે. તેઓનું માનવું એવું છે કે સ્ત્રીને ક્યાં કલમ ખોસી કમાવા જવું છે? સ્ત્રીઓને ફક્ત ચુલોજ. આવા અણઘટતા વિચારથીજ આજે માતૃભૂમિ રસાતળ જવા બેઠી છે, દેશનો ઉદય રવિ અસ્ત પામ્યો છે. સ્ત્રી ઉપરજ આખી ભાવી પ્રજાનો ઉદય અવલંબન પામેલો છે. યૂરપનો મહાન પુરૂષ કહી ગયો છે કે—

કહે નેપોલિઅન દેશને કરવા આબાદાન.
સરસ રીતનો એજ કે દો માતાને જ્ઞાન.

**સ્ત્રીના વિચાર**

કર્મનું ઉત્પત્તિસ્થાન વિચાર છે, વિચારથીજ સત્કર્મો થઇ શકે છે, અને વિચારથીજ દુષ્કર્મો થઇ શકે છે. સારા વિચારનો બધો આધાર શિક્ષણ પર છે. અજ્ઞાન સ્ત્રીઓના વિચાર હલકા હોય છે. તેઓ આખો દિવસ બદગોઇ, કજીઓ, કંકાસ, ક્લેશ, વિગેરેમાંજ વખત વ્યતીત કરે છે. સારા વિચારની સ્ત્રીઓ સારાં પુસ્તકો વાંચે છે, આદર્શ ગૃહિણી થવા ઇચ્છે છે, પોતાની ફરજો જાણી રહે છે, અને ઉભય કુટુંબને ઉજ્વળ કરે

છે. પોતાનું હિત શામાં છે એના રસ્તા શોધે છે, સ્ત્રી સમાજની ઉન્નતિ ચાહે છે, અને એક બીજા સાથે સહાનુભૂતિથી વર્તે છે. સ્ત્રીના વિચારતંતુઓપર ગૃહરાજ્ય ચાલે છે, માટે તેઓએ હંમેશાં સારા વિચારોજ કરવા. શુભ વિચારની સ્ત્રી સંસારને સ્વર્ગ બનાવે છે.

**શ્વશુરકુટુંબ પ્રત્યે ની ફરજ.**

પોતાનાં માતા પિતા ભાઇભાડુંની પ્રીતિ તોડી, પરાયા કુટુંબ સાથે અંગત સ્નેહ જોડવો, તેમની પ્રીતિ સંપાદન કરવી, કડવા મીઠા બેલો સહેવાં, મરજી ન છતાં આજ્ઞાનું પાલન કરવું, સ્વચ્છંદે મહાલેલા મનને કાબુમાં રાખવું, સ્વતંત્રતા ગુમાવી પરતંત્રતાની બેડી જકડી જન્મટીપ પામવી એવી રીતે દરેક વાતમાં સંયમ ધરવો એ વાત કાંઇ સહેલ નથી. પરંતુ આર્ય રમણીઓ તે સહેલથી સ્વીકારે છે, તેનું કારણ એજ કે આર્ય માતાઓ પુત્રીને ગળથૂથીમાંજ એ સૂત્ર આપે છે, અને તેને વચનરૂપી વારિથી પોષે છે. સમય આવતાં મીઠાં ફળ એજ કે પુત્રી સાસરે જઇ સદાચરણથી માતાનું દૂધ ઉજ્વળ કરે છે.

સાસુ સસરાના વચનો કદી ઉથાપવા નહીં; તેમનાં મન દુભવવાં નહીં; કજીઆકંકાસ કરવો નહીં; કંટાળો દર્શાવવો નહીં; મરજી વિરૂદ્ધ વર્તવું નહીં; તેમને દરેક રીતે સંતોષવાં, મર્યાદાથી વર્તવું, પૂર્વજોથી ચાલતા રીતરિવાજોને માન આપવું; કુળદેવી તથા ધર્મ પ્રત્યે શ્રદ્ધા રાખવી; સાસું સસરાની માંદગીમાં તથા વૃદ્ધાવસ્થામાં સેવા ચાકરી કાળજીપૂર્વક કરવાં; તેમનું માનભંગ ન થાય તેની દરકાર રાખવી. પોતાના માતાપિતા જેટલો તેમના પ્રત્યે સ્નેહ રાખવો; જ્યેષ્ઠ તથા દિયેરને ભ્રાતા સમાન ગણી તેમની વહુઓ સાથે સંપીને રહેવું; નણંદ પ્રત્યે ઇર્ષા રાખવી નહીં; કારણ એ બિચારી પરાયું ધન છે. બાળુડાંઓને દરેક રીતે સંતોષવાં, કારણ એ બ્રાહ્મણ તુલ્ય ગણાય છે. આવી રીતે સ્ત્રીઓએ શ્વસુરપક્ષમાં વર્તવું. આવાં સદાચરણથી સાસુ સસરા સંતોષાય છે, અને તેઓ પુત્રવધુને ખરા મનથી આશીષ દે છે. વૃદ્ધોની આશીષ એ એક દૈવી આશીષ છે, અને એ આશીષ દરેક સ્ત્રીઓએ મેળવવી કે જેથી સંસારસાગરમાં દુઃખ રૂપી ભેખડને ન અથડાતાં એનું નાવ આનંદરૂપી કિનારે જાય.

હાલમાં પાશ્ચાત્ય કેળવણીનાં પૂરમાં તણાતી તથા સ્વતંત્રતાના સૂત્રને પોષતી સ્ત્રીઓ શ્વસુરપક્ષમાં વડીલોને માન આપતી નથી, તથા તેમની આજ્ઞામાં રહેવું પસંદ કરતી નથી. ગૃહકાર્ય તેમને બોજારૂપ લાગે છે. પોતાના પતિ સિવાય બીજાને તે પરાયા સમજે છે, આવા વર્તનથી તેઓને એક બીજા સાથે કુસંપ થાય છે, અને તેના પરિણામે સ્ત્રી અને પુરૂષ કુટુંબીઓથી જુદા રહે છે. રોજના કંકાસથી કંટાળી તથા ચાલુ જમાનાને માન આપી પુરૂષ બિચારો કુટુંબીઓથી વિખુટો પડે છે; માતા પિતાની શીતળ છાયા ગુમાવે છે.

હદબહારની સ્વતંત્રતા સ્ત્રીઓને શસ્ત્રરૂપ છે. અને તેનો સદુપયોગ ન કરતાં સ્ત્રીજાતિ દુરૂપયોગજ કરશે. સ્ત્રી જીંદગી સુધી પુરેપુરી સ્વતંત્ર નથી, કૌમાર્યમાં માતા પિતાની, યુવાવસ્થામાં પતિની, તથા વૃદ્ધાવસ્થામાં પુત્રની આજ્ઞામાં સ્ત્રીએ રહેવું, એજ સ્ત્રીને માટે ઉચિત છે. પરસ્પરનાં કુસંપથી આજે ભારતીમૈયા સંપીલી પ્રજાની ગુલામ બની રહી છે. પોતાની માતાને ગુલામીમાંથી મુક્ત કરવી એ સંતાનોની ફરજ છે. અને એ ફરજ ત્યારે અદા થશે, કે જ્યારે સ્ત્રીઓ એક બીજા સાથે સંપીને ચાલશે. " કહેવત છે કે—સંપ ત્યાં જંપ. "

સપ્તપદીઃ-એટલે લગ્ન વખતે અગ્નિ સમક્ષ લેવાતી પ્રતિજ્ઞા.

**પુરૂષ પ્રત્યે સ્ત્રીની ફરજ.** એ પ્રતિજ્ઞાનો મૂળ ભાવાર્થ એ કે, પુરૂષના સુખદુઃખમાં સ્ત્રીએ અડધો ભાગ લેવો, આજ્ઞાંકિત રહેવું, વફાદાર રહેવું (પતિવ્રત પાળવું) સાસુ સસરાને માતા પિતા સમાન ગણી તેમની સેવા કરવી. કુટુંબીઓને દરેક રીતે સંતોષ આપવો, ગૃહકાર્ય કાળજી તથા ઉત્સાહથી કરવાં, શ્વસુર પક્ષમાં જે ધર્મ પળાતો હોય તેને શ્રદ્ધાથી સ્વીકારવો. આટલી પ્રતિજ્ઞા સ્ત્રી અગ્નિને સાક્ષી રાખી લે છે. આ લીધેલી પ્રતિજ્ઞાનું સંપૂર્ણ રીતે સ્ત્રીએ પાલન કરવુ. લગ્ન એટલે સ્ત્રીને સંસારસુખમાં પ્રવેશ કરવાનું પ્રથમ પગથિયું; અને તે સમયે લીધેલી પ્રતિજ્ઞા જાળવવી એ પહેલી ફરજ છે. એ ચુકયાં તો બીજું પગથિયું હાથ ન આવતાં સુખરૂપ સંસારના ચુરેચુરા થઇ જાય. તથા સ્ત્રી પુરૂષની ગુન્હેગાર ગણાય છે. તો પછી અગ્નિદેવને સાક્ષી રાખ્યાનું પ્રયોજન શું ?

પુરૂષ એ સ્ત્રીની જીવનનૌકાનો નાવિક; બીજું કહિયે તો મિત્ર તથા સંસાર યાત્રાનો માર્ગ પ્રદર્શિત કરનાર ભોમિયો છે. પુરૂષ જે રસ્તો પસંદ કરે તે માર્ગે સ્ત્રીએ જવું. એટલે કે તેના દરેક કાર્યમાં સંમત થવું. જો વિરોધ દર્શાવીએ તો ભુલાંજ પડાય. પુરૂષ જો જીવનનૌકાનું સુકાન કબજે રાખી શ્રીમંતાઇનાં સાગરમાં સંસારનૌકા હંકારે તો સ્ત્રીએ વિલાસવૈભવ, મોજશોખ, આનંદ ઉત્સવ વિગેરે ભોગવવા; પરંતુ દૈવયોગે કદાચ વાવાઝોડાંના તોફાનમા નાવ નિર્ધનતાની નહેરમાં ચાલ્યું જાય, તો સ્ત્રીએ પુરૂષને તન, મન, ધન ( અલંકાર) થી મદદ કરવી; પૂર્વ જેટલો જ પ્રેમ રાખવો; તેને દુઃખમાં ન પીડતાં જુદાં જુદાં દૃષ્ટાંતો આપી દિલાસો દેવો. સુખમાં તો દરેક સ્ત્રી ભાગ લે પરંતુ દુઃખમાં જે ઉત્સાહથી ભાગ લે તે સતી સ્ત્રી જાણવી.

સ્ત્રીને પુરૂષ જાતિમાં પતિ જેવો બીજો મિત્ર કોણ છે? પિતા ભ્રાતા આગળ કેટલીક વાત કહેવા જેવી નથી હોતી, પણ પતિ આગળ બધી જ કહેવાય તેવી છે. એક મિત્રનું કહ્યું બીજાએ માનવું, એક બીજાની સારી શિખામણ એક બીજાએ માંનવી એ યોગ્ય છે. વિશેષે કરીને પતિને પોતાનો વડીલ મિત્ર જાણી, કુટુંબ અને ઘરનો ઉપરી જાણી; તેના ઉદ્યમ ઉપર, બુધ્ધિ પર અને તેની વર્તણુક ઉપર સંસાર આધાર રાખે છે એમ જાણી અને પુરૂષ વડે સર્વ છે, એમ સમજી સ્ત્રીએ વિવેકથી તેની આજ્ઞામાં રહેવુ જોઇએ.

નિર્મળપણું અથવા તો પતિવ્રતાપણું પાળવું એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. જેની સાથે લગ્ન સંબંધ થયો એટલે કે જીવનસંબંધ બંધાયો તેની ઇચ્છા પ્રમાણે વર્તવું. લગ્ન થયા પછી પુરૂષ દુર્વ્યસની, કુછંદી તથા રોગિષ્ટ નીવડે તો પણ સ્ત્રીએ તેને પોતાનો પ્રભુ માની પ્રીતિ ઓછી કરવી નહીં. સુનીતિ વિરૂદ્ધ વર્તવાથી બહુ રીતના નુકસાન થાય છે. તેમાંનું મોટું આ છે કે ઘર બગડે છે. સત્ય વડે પ્રીતિ રહે છે અને જ્યાં સુધી પ્રીતિની ગાંઠ હોય છે ત્યાં સુધી સંસાર સુખમય ચાલે છે ને તે તૂટી એટલે કલેશ, કંકાસ, વૈરભાવ, ગુસ્સો, ક્રોધ, જુદાઇ વિગેરે દુર્ગુણ ઉત્પન્ન થાય છે, તથા સ્ત્રી પુરૂષ વચ્ચે કુસંપ થાય છે, અને નવો ઉગતો સંસાર બાળપણમાંજ વૃદ્ધ થઇ મરણ પામે છે. કદાચ પુરૂષ દોષવાળો નજરે આવે તો તેના દોષ ઉપર સ્ત્રીએ કંટાળો ન આણવો. તેણે સમજવું કે કોઇ માણસ સંપૂર્ણ ગુણરૂપવાળું નથી. તથા નીતિના ને વિદ્યાના દિલાસા વડે અને બને તેટલા ઉપાયો વડે ન ગમતી વાત વિષે મનનું સમાધાન રાખવું અને પુરૂષને સુધારવાની કોશીશ કરવી.

" જેની પ્રતિવ્રતા છે નાર
તેનો સુખમય છે સંસાર "

પુરૂષ એ સ્ત્રીના હૃદયમંદિરનો દેવ છે અને તેની પૂજા, અર્ચન, આરાધના અને ઉપાસના કરી સમય સમયનાં દર્શન કરવાં ને ભાત ભાતનાં નૈવેદ ધરાવી તેનો સ્ત્રીએ પ્રસાદ લેવો. પ્રભાતમાં તેનો ચરણસ્પર્શ કરવો. આવી રીતે પોતાના ઘરમાં પોતાનો દેવ છે તો પછી સૈભાગ્યવતી સ્ત્રીએ દેવમંદિરે શું કામ જવું ? વિધવા સ્ત્રીએ પોતાના મૃતપતિની આરાધના કરી વૈધવ્ય વ્રતનું પાલન કરી ઘરમાં જ પ્રભુ સ્મરણ કરવું. એના જેવી નીતિ સંસારમાં બીજી કોઈ નથી.

**ગૃહકાર્ય**

પુરૂષ એ ગૃહરાજ્યનો રાજા છે, અને સ્ત્રી એ અમાત્ય રૂપ ગણાય છે. જેમ રાજ્યમાં પ્રધાન સારો ન હોય તો આખું રાજ્ય ઉંધું વળે, તેમ ગૃહકાર્યમાં સ્ત્રી કુશળ તથા આરોગ્ય ન હોય તો તે ઉંધું વળે છે. સ્ત્રીએ ગૃહકાર્ય વ્યવસ્થાપૂર્વક તથા કરકસરથી કરવું, અને સંસાર વ્યવહારમાં કુશળ રહેવું. ગૃહનું કામકાજ ઘણુંખરૂં હાથે કરવું, કે જેથી તંદુરસ્તી સારી રહે. ઘંટી ને પાણી સ્ત્રીની અંગકસરત છે. કારણ કે તેઓથી કસરતશાળામાં કસરત કરવા જઈ શકાતું નથી. હાલ શહેરી જીવનમાં એ કસરત બંધ છે, અને તેને અભાવેજ સ્ત્રીઓ દિવસે દિવસે દુર્બળ થતી જાય છે. સ્ત્રી દુર્બળ એટલે તેની પ્રજા પણ દુર્બળ હોય એ સિદ્ધ છે. ગ્રામ્ય સ્ત્રીઓ ઘણીજ ઉદ્યોગી છે અને તેથી જ તેઓ સશક્ત છે. તેઓને તબીબોની જરૂર હોતી નથી. જ્યારે શહેરની સ્ત્રીઓ ઔષધાલયમાં ફીલ્લાંની માફક ઉભરાય છે. એજ બતલાવી આપે છે કે જેમ પડી રહેલું લોખંડ કાટથી ખવાય છે તેમ નિરુદ્યમી માણસનું શરીર પણ ખવાય છે એટલે કે તે અશક્ત બને છે.

અતિથિનું ભાવપૂર્વક આતિથ્ય કરવું એ હિંદુ સ્ત્રીઓનો પૂર્વેથી ઉતરી આવેલો વારસો છે. પ્રાચીન સમયમાં અતિથિની પૂજા કરી તેનું ચરણામૃત લઇ, સ્વાદિષ્ટ ભોજન જમાડી તેનું સ્વાગત કરવામાં આવતું હતું. હાલમાં તેમાંથી અડધે ભાગે થાય છે. આંગ્લ મહિલાઓની માફક અતિથિઓને ભોજનશાળાનો આશ્રય લેવો પડતો નથી, એજ હિંદુ સ્ત્રીઓ માટે મગરૂર થવાનું કારણ છે.

ગૃહને સ્વચ્છ અને સુશોભિત રાખવું. ગંદકીથી જંતુઓની ઉત્પત્તિ થાય છે અને તેથી તંદુરસ્તીને હાની પહોંચે છે. રાંધવાની આળસે વાસી અન્ન વાપરવું નહીં; એથી બુદ્ધિને તથા શરીરને નુકસાન પહોંચે છે. ઉપજ પ્રમાણે ખર્ચ કરવું વધુ ખર્ચ કરીને પુરૂષને દેવાળીઓ બનાવવો નહીં પરંતુ કંઇક ધનસંગ્રહ કરવો.

**માતાની ફરજંદ પ્રત્યે ફરજ.**

બાળકોના ભવિષ્યનો આધાર તેમની માતા પર છે. તેઓને જેવા સંસ્કાર પાડીએ તેવા પડે જેમ કુમળું ઝાડ વાળીએ તેમ વળે તેવી રીતે નાના બાળકને પહેલેથી જેવું શિક્ષણ આપીએ તેમ તે વર્તે છે. બાળકોને બચપણથી નિયમિત આહાર આપવો. કેટલીક માતાઓ એમ સમજે છે કે તેઓને વધુ ખોરાક આપવાથી, બચ્ચું વધારે તંદુરસ્ત થશે. પરંતુ શક્તિ ઉપરાંત ખોરાક પચી શકતો નથી, અને જીર્ણજ્વર લાગુ પડે છે. છોકરૂં દિવસે દિવસે શક્તિહીણુ અને 'હાથ પગ દોરડી ને પેટ ગાગરડી' જેવું થઇ જઇ બેડોળ દેખાય છે. તેઓને સારી માવજત અને દેશી ઔષધનું હંમેશ સેવન રાખવું. પરદેશી ખોરાક એટલે કે કોઇ જાતનો ફુડ આપવો નહીં,

પરંતુ કુદરતી દુધપર ઉછેરવું, એના જેવો વંદુરસ્તીનો ઉપાય બીજો કોઇ નથી.

પુત્ર અથવા તો પુત્રીને પાંચ વર્ષની નાની વયમાં નિશાળે મુકવામાં આવે છે. તેમાં મુખ્યત્વે કરીને પુત્રને તો પાંચ વર્ષમાંજ મુકવામાં આવે છે. કારણ તેને વિદ્યાભ્યાસ વધુ કરવાનો છે. પરંતુ નાની વયમાં નિશાળે મુકવાથી તેઓની શારીરિક શક્તિને નુકસાન પહોંચે છે. તેઓનું મગજ અશાંત હોય ! એટલે કે રમત ગમતમાં પ્રવૃત્ત હોય છે એથી તેઓને નિશાળ બોજારૂપ લાગે છે. સાત વર્ષ પછી તેઓ નિશાળે જવાને લાયક થાય છે. પુત્રને નિશાળે મુકયા પછી તેનો અભ્યાસ કેમ ચાલે છે, કયા વિષયમાં તે કાચો છે, તથા તેને કેવા મિત્રોની સોબત છે એ બાબતમાં કાળજી રાખવી. ખરાબ છોકરાની સોબતથી નાની વયમાં બીડી પીતાં શીખે, પૈસાની ચોરી કરે, અસત્ય બોલે, તથા બીભત્સ ભાષા બોલે છે. મોટીવયે પણ એની એ આદત કાયમ રહે અને બાપકમાઇ હોય તો તેના વડે મોજ શોખ કરે અને પૈસાને કુમાર્ગે વાપરી માતા પિતાની આબરૂને કલંકિત કરી આખરે કંગાળ દશા ભોગવે છે. આનું કારણ માતા પિતા ગણાય છે, કારણ નાની વયમાં વધારે પડતાં લાડ લડાવે, તેને ગમે તેવું કાર્ય કરતાં ન અટકાવે, તેનાં ખરાબ વર્તન તરફ પ્રેમની અંધારીને લીધે દુર્લક્ષ રાખે, પુત્રને શીખામણના બે શબ્દ કહેતાં ભાઇનું દિલ દુખાય એમ ધારી તેની મરજીમાં આવે તેમ વર્તવા દે છે. આથી ભવિષ્યમાં તેઓ માતા પિતાની આજ્ઞામાં રહેતા નથી, અને તેઓની સામું બોલે છે. કેટલાક કુપુત્રો માતાપિતાની સામું હાથ ઉગામતાં ડરતા નથી. માતાપિતા શાણાં, ધર્મિષ્ઠ, સત્ય બોલનારાં, દરેક ગુણસંપન્ન હોય, છતાં સંતાન ખરાબ નીકળે તેનું કારણ એજ કે તેઓને શિક્ષણ આપવામાંજ ખામી હોય છે.

છોકરાને જેમ બને તેમ સાચું બોલતાં શીખવવું; વડીલો પ્રત્યે વિનયથી તથા માનાર્થ શબ્દથી બોલવાની આદત પાડવી; દરરોજ પ્રભુસ્મરણ કરાવવું કે જેથી તેઓ ધર્મને ઓળખી શકે. મહાન પુરૂષોનાં જીવન ચરિત્ર સંભળાવવાં અને ભવિષ્યમાં તેઓના જેવા શ્રેષ્ઠપુરૂષ થવું એવી છાપ બેસાડવી. પોતાના સ્વાર્થની ખાતર તેઓને નાની વયમાં ધંધા રોજગારે ન વળગાતાં ડવિદ્વાન બનાવવા. માતાએ સસારના લ્હાવા લેવાની ખાતર પુત્રનાં વિદ્યાર્થીની સ્થિતિમાં લગ્ન કરવાં નહીં, પરંતુ સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરી રહે તથા પોતાની સ્ત્રીનું પોષણ કરી શકે એવો થાય ત્યારેજ તેનાં લગ્ન કરવા. આવું ઉચ્ચ શિક્ષણ આપવાથી ફરજંદો માતા પિતાને વૃદ્ધાવસ્થામાં ઠારે છે, તથા પોતાના કુળને દીપાવે છે.

પુત્રીને નાનપણથી ડાહી, શાણી, વિનયી તથા આજ્ઞાંકિત બનાવવી. તેને નિશાળનું સંપૂર્ણ શિક્ષણ આપવું તથા ગૃહકાર્યમાં દરેક રીતે પ્રવીણ બનાવવી કે જેથી તેને સાસરામાં કોઇ પણ કામ કઠણ ન લાગે, તેને પોતાની મરજી પ્રમાણે દરેક વખતે વર્તવા દેવી નહીં. સારી સોબત તથા વાતાવરણમાં રાખવી કે તેને સંગતિદોષ ન લાગે. રસિક નવલકથાઓ વાંચવા દેવી નહીં, પરંતુ પ્રાચીન સતીઓના જીવનચરિત્રો તથા ધર્મનાં પુસ્તકો વંચાવવાં કે ભવિષ્યમાં સારી અસરથી તે નિતીને પંથે ચાલે. કૌમારવ્રતનું બરોબર પાલન કરાવવું. બહુ લાડ કે મોજ શોખ પુત્રીને કરાવવાં નહી. કદાચ દૈવવશાત્ તેને પતિ સારો ન મળે તો તે નિભાવી શકે એવું ધર્મજ્ઞાન આપવું. પુત્રી ઉમરલાયક થાય એટલે માતાએ તેના દરેક વર્તન તરફ લક્ષ રાખવું તથા તેને બહુ બહાર એકલાં ફરવાની છૂટ આપવી નહીં. ધર્મથી વિરૂદ્ધ છે એમ જાણી નાની વયમાં લગ્ન કરવા નહીં. એવા ઘાતકી રિવાજને ધર્મની છાપ આપી પોષવા એ ભૂલ

ભરેલું છે. બાળલગ્નથી બાળમાતા અને બાળ-વિધવા થવાનો સંભવ રહે છે. પુત્રીને સોળ વર્ષ પછી લાયક પુરૂષ સાથે તેની સમંતિ લઇ લગ્ન કરવાં.

ધનના લોભી માતાપિતાઓ કન્યાવિક્રય એટલે કે લોહીનો વેપાર કરે છે. પોતાની સુકોમળ તથા રંભા જેવી પુત્રીઓનો સ્મશાને જતા અતિશય વૃદ્ધ પુરૂષ સાથે પરણાવે છે. તેની સંસારસુખની આશાવેલડીને મૂળથીજ ઉખેડી નાંખે છે, અને તેને કન્યાદાનમાં વૈધવ્ય રૂપી ધન આપે છે. આનો અર્થ એજ કે માતાપિતા પોતાની પુત્રીઓને જાણીજોઇને અનિતિને પંથે દોરે છે. કહેવત છે કે દીકરી અને ગાય દોરે ત્યાં જાય. તે પ્રમાણે લગ્ન વખતે સમાજના બંધનોને માન આપી વાંક કાઢી શકતી નથી. પરંતુ પાછળથી કેટલા નિસાસા નાંખતી હશે, તથા લાખો શાપ દેતી હશે! પુત્રી તથા ગરીબોની હાય કદી નહી લેવી. ઘાતકી માતાપિતા આવાં નીચ કૃત્યથી પોતાથી ફરજ ચુકે છે. ફરજ ન ચુકવી એ તેઓનો ધર્મ છે.

**સમાજસેવા, દેવસેવા, વિશ્વસેવા**

મનુષ્ય માત્ર સમાજનો ઋણી છે. સ્ત્રી સુદ્ધાં. મનુ ભગવાનનો જમાનો બદલાઇ સ્ત્રી-સ્વતંત્રતાનો યુગ બેસી ગયો છે. સમાજક્ષેત્રમાં પુરૂષોને હદ ઉપરાંતના કાર્યો કરવાના હોય છે. એ કાર્યભારમાં સ્ત્રીઓનો સાથ ખાસ જરૂરી છે. જે અનિષ્ટ રૂઢિયો પુરૂષો કાઢવા મથે છે તે સ્ત્રીઓની સહાય વિના નહીં નીકળી શકે. દાખલા તરીકેઃ–વિધવા પુનર્લગ્ન, બાળલગ્નો, સંમતિ વયનો નિર્ણય, વધારે પડતી પેટાજ્ઞાતિનો ઉચ્છેદ, મરણ પરણના વધતા જતા ખર્ચો, રોવા કુટવાના અને ફટાણા ગાવાના જંગલી રિવાજો–આ અને આવા બધા પ્રશ્નોનો નિકાલ એકલા પુરૂષોથી સંતોષકારક નહિજ થઇ શકે. આ નવા જમાનામાં ઘરની બહાર નીકળી સુશિક્ષિત સ્ત્રીઓને આવાં કાર્યો હાથમાં લેવાની ખાસ જરૂર છે. આવા કાર્યોમાં એકલાં પુરૂષના અવાજનો બોજ નહિ પડે, અને સ્ત્રીસુધારણાના પ્રશ્નોમાં તો પુરૂષો કરતાં સ્ત્રીઓજ આગળ પડતો ભાગ લે એ ઇચ્છવા જેવું છે. સધવા સ્ત્રીઓ તો પુરૂષોને સાથ આપે અને એમના અવાજમાં પોતાનો અવાજ ભેળવે તોય બસ છે. પણ વિધવા સ્ત્રીઓને તો ઘરજંજાળ ઓછી હોય એટલે વધારે ઉમંગથી ભાગ લઇ શકે છે. વિધવા સ્ત્રીઓના દુઃખો દૂર કરવામાં પોતે જાતે જબરો ભાગ ધારે તો બજાવી શકે છે. ઉપરાંત સ્ત્રીઓના હકકો સંબંધી તેઓ વધારે જોરથી માંગણી કરી શકે છે. સમાજોપયોગી કાર્યો જેવાંકે દાયણુ-કાર્ય, ધાત્રીકાર્ય, બાળ ઉછેર વગેરેનો સંપૂર્ણ અભ્યાસ કરી પોતાની સેવા અર્પી શકે છે. ઉપરાંત તેઓ માટે આવશ્યક છે કે દેશની ભાવી પ્રજાના–બાળકોનાં–નાયક બનવું– અને તે શિક્ષિકાનો ધંધો પ્રેમથી સ્વીકારીને વિધવાઓ જો બધી શિક્ષણકાર્યમાં હોંસપૂર્વક જોડાય તો કેળવણી ક્ષેત્રમાં જે ભય અને ત્રાસ વ્યાપી રહ્યા છે તે દુર થાય. અને બાળક બાળકીઓને સ્વાતંત્ર્યયુક્ત શિક્ષણ મળે. સ્ત્રીઓમાં જે સ્નેહની સામગ્રીઓ છે એને શિક્ષણકાર્ય જેવો અનુકુળ માર્ગ બીજો નજ મળે.

સ્ત્રીઓના ગૃહકાર્યમાં જ એની સમાજ અને દેશ પ્રત્યેની સેવા સમાઇ જાય છે; પરંતુ યુગધર્મ જોઇને દેશને હાલને અવસરે જે વસ્તુની જરૂર હોય એવી વસ્તુઓ મેળવવા પ્રયત્ન કરવો એ સ્ત્રીની પણ ફરજ છે. જમાને જમાને યુગધર્મ બદલાય છે. આજે હિંદને સ્વતંત્રતા જોઇએ છે, એ માટે ખાદી જોઇએ છે, અને એ માટે રેંટીઓ જોઇએ છે તો તે વસ્તુ પુરી પાડવા સ્ત્રીઓએજ બહાર આવવું જોઇએ જે જમાનામાં દેશ

હથિયારથી રક્ષણ માગતો તે જમાનામાં તેવી સ્ત્રીઓએ દેશની માગણી જાણીને શું શું નહોતું કર્યું ? સૌ કોઇએ પોતાની દેશ પ્રત્યેની ફરજ અદા કરી હતી. આજે તો દેશની ભિક્ષા નજીવી છે; છતાં સ્ત્રીઓ કાયર બને એ દેશ આખાને શરમાવા જેવું છે. દેશ ઇચ્છે છે કે સ્ત્રીઓ જાગે, કેળવાય, પુતળીઓ મટીને, સાદાઇમાં રાચે, અને દેશનો ઘસડાઇ જતો પૈસો દેશમાં જ રહે એવું કરે. સ્ત્રીઓ આટલી જ ફરજ સમજે એટલે ઉગતી પ્રજાને એ સમજાવવાનું રહેતું જ નથી તે સ્ત્રીની આધીનજ મુક્તિ છે.

સુશીલ અને સુશિક્ષિત સ્ત્રીનો સંસાર સુખદ હોય છે અને એ સંસારના ફલ સમાજને તથા દેશને બહુ હિતકારક નીવડે છે. સ્ત્રીનું કાર્ય ઘણું કરીને પ્રત્યક્ષ હોતું નથી, પરોક્ષ હોય છે. જૂજ અપવાદ સિવાય સ્ત્રીઓએ મહાગ્રન્થો રચ્યા નથી કે મહાયુદ્ધ જીત્યાં નથી એ વાત ખરી પણ સ્ત્રીરત્નોએ ઉપજાવેલાં તથા કેળવેલાં પુરૂષરત્નો વડે જ મહાગ્રન્થો રચાયા છે, મહા યુદ્ધો જીતાયાં છે, મહાન શોધો કરાઇ છે તેમજ ભારે સહાસો ખેડાયાં છે. સ્ત્રીઓ યોગ્ય કેળવણી પામે એ સમાન દેશને કે સમાજને બીજો કયો લાભ હોઇ શકે ? બાળકો સમાજના બીજ છે. એ બીજ ઉપર યોગ્ય સંસ્કાર યોગ્ય માતાને હાથે પડતાં તે બીજના વૃક્ષ ભવિષ્યમાં નરનારીઓ-સુંદર ફુલ આપતાં થાય આથી દેશને કે સમાજને મોટો લાભ નથી. આ પ્રમાણે બુદ્ધિશાળી અને ચારિત્ર્યશીલ બાળકો સમાજને અર્પી જનસમાજ ને દેશનું પરમ-હિત સ્ત્રીઓજ યથાર્થ રીતે સાધી શકે છે. દેશની ઉન્નતિ ચારિત્ર ઉપર, ચારિત્ર ગૃહસંસ્કાર ઉપર, અને ગૃહ સંસ્કાર યોગ્યતા ઉપર જ અવલંબીને રહે છે. શરીરે અને સ્વભાવે સ્ત્રીને પરમેશ્વરે એવી ઘડી છે કે કઠિન અને વિકટ કાર્યોમાં તે આગળ પડતો ભાગ કદાચ ન લઇ શકે પણ ધર્મપ્રવર્તન, રાજ્યસ્થાન, સાહિત્ય વિકાસ, વૈજ્ઞાનિક શોધખોળ, અસાધ્ય પ્રવાસ વિગેરે સાહસો ખેડનાર મહાપુરૂષો સ્ત્રીએજ ઉપજાવી, કેળવી તે દેશોને અર્પણ કરી, સમાજસેવા, દેશસેવા અને સાથે સાથે વિશ્વ-સેવા, પણ સુંદરીએ સાધી છે એ નિઃસંશય છે.



જે વિષય ઉપર ભાષણ કર્તા ભાષણ કરવાના હતા તે ઉપર પ્રમુખે જ લંબાણપૂર્વક વિવેચન કર્યું. ભાષણ કર્તાને હવે કંઇ બોલવાનું રહ્યું હતું નહિ, તેથી ઉભા થઇ તેમણે કહ્યું, "આપણા વિદ્વાન પ્રમુખ સાહેબે આજના વિષય ઉપર બધું જ કહી નાંખી, મારા ઉપરનો બોજો દૂર કર્યો છે તેથી તેમના ઉપકારની દરખાસ્ત મૂકું છું ને તમે સર્વે ભાઇઓ મને ટેકો આપશો એવી આશા છે.




## પાતળ ભાજી.

૧ શેર અળવીના પાનાં દાંડલા સાથે.
નવટાંક ભોંયસીંગના બીઆં
જરાક આદુ
૧૨ લીલાં મરચાંની કાતળી
મીઠું જોઇએ તેટલું
રાઇ થોડી
હીંગ જરાક
હળદર જરાક
સુકાં મરચાં ૧ ચમચી
૪ પૈસાભાર ગાળેલું આમલીનું પાણી.
૬ પૈસાભાર ગોળ
અરધું નાળીએર ખમણેલું
તેલ જરાક, વધારમાં મુકવા માટે

પાતળ ભાજી, અળવીનાં પાનાંની, મેથીની અથવા સાલડની પણ થાય છે. અળવીનાં પાનાને સારાં ધોવાં ને પછી એને છરીથી અથવા ચપ્પુથી સમારવાં. તપેલીમાં પાણી મુકીને બાફવાં. ભાજી બફાય ત્યારે એમાંનું પાણી કાઢી નાંખવું. જરાક તેલ, જરાક હીંગ ને જરાક રાઇ મુકીને વધારી દેવું ને ૧ શેર પાણી વધારેલી ભાજીમાં નાખવું. જરૂર પડે તો વધારે રેડવું. ચણાનો લોટ પાણીમાં ઓગાળી તે નાંખવો, લોટ ચડી રહે ત્યારે ગોળ ને આમલી નાંખી દેવા ને સારી લચકા જેવી થાય ત્યારે ખાવાના કામમાં લેવી. પાતળ એટલે પાતળી–દદડી.

---

## થાળીપીઠ.

૦। શેર બાજરીનો લોટ
૦। શેર ઘઉંનો લોટ તેલે મોહીને
૦। શેર ચોખાનો લોટ
૦। શેર ચણાનો લોટ
૦। શેર મઠનો લોટ
૧ જુડી કોથમીર બારીક સમારીને
પાંચ લીલાં મરચાંની કાતળી
૦। શેર ડુંગરીની કાતળી
૨ પૈસાભાર લસણની કાતળી
આદુ જરાક
હળદર જરાક
મીઠું જોઇએ તેટલું
સુકાં મરચાં ૨ ચમચી
હીંગ જરાક

તેલ થોડુંક થાળીએ અથવા તપેલીને ચોપડવા.

પાંચ જાતના લોટ ભેગા કરીને લોટ બાંધવો. કરતાં અગાઉ એક કલાક ઉપર બાંધવો ને ઉપર લખેલો મસાલો તે લોટમાં નાખી દેવો.

એક થાળીમાં લોટ થેપવો પાંચ કાણાં કરી તેલ થોડું મુકી ચુલા ઉપરે થાળી ઉપર થાળી ઢાકવી ને તાપ નીચે ઉપર થોડો રાખવો જો વધારે હોય તો તપેલીમાં પાંચ કાણા કરીને મુકવો ને ઉપર નીચે કોલસા નાંખવા. તૈયાર થાય ત્યારે વાસ આવશે.

આ વાની દક્ષિણી ભાઈઓને પ્રિય છે, આપણા હાંડવા અગર ડંગેલાને જરાક મળતી આવે છે.

---

## ચોખાનાં ઢોકળાં.

૧ શેર ચોખા
oll શેર દહિં મોળું
હળદર જરાક
મીઠું જોઈએ તેટલું
લીલા મરચાં પિસેલાં
જરાક આદુ
અડધાભાર પાપડીઓ ખારો
૧ જુડી કોથમીર અથવા પપૈઆની છીણ
હીંગ જરાક

ચોખાના ઢોકળાં કરવાં હોય ત્યારે ચોખાને પાણીમાં ધોઈ કપડાં ઉપર સુકવી દળવા. એક કલાક પહેલાં લોટ પાણીમાં બાંધવો ને મસાલો નાંખી દેવો. દહીં જો ખાટું લાગે તો જરાક પાણી નાંખીને લોટ લચકા જેવો બાંધવો. ઢોકળાં કરતા પહેલાં એક તપેલામાં પાણી મુકવું ને ચાળણી નીચે એક આંગળ પાણી રાખવું વધારે હોય તો પાણી થાળીમાં પેસે ને ઢોકળાં પાણીપોચાં લાગે.

ઢોકળાં કરતા પહેલાં થાળીને ઘી અથવા તેલ ચોપડવું ને ખીરૂં થાળીમાં નાખીને જરાક હલાવવું. કોથમીર જરાક બારીક સમારીને ઉપર નાંખવી અગર પપૈઆની છીણ ભભરાવવી. ઢોકળાં ચઢે એટલે ઉતારવાં.

આ ઢોકળાં માંદા માણસને ખાવામાં ને પચવામાં હલકાં હોય છે. તે ભાવવામાં ઠીક લાગે છે. એને રાઇ, હીંગ, ને તેલ અગર ઘી મૂકી વધારી શકાય.

સ્વર્ગવાસી પ્રોફેસર ગજ્જરે આ ઢોકળાંની રીત પોતાને માટે શોધી કાઢી હતી ને મારા સસરાને બતાવી હતી.

# ક્ષણભંગુર જીવન.

લેખિકા: સૌ. ભદ્રિકા કુલીન મ્હેતા.

( તોટક )

મૃદુ એક કળી કુસુમતણી,
કરતી કંઇ ગેલ અનિલ સહી,
નિરદોષ સુકોમળ એ મધુરી,
વળી ડોલતી'તી અતી હર્ષભરી. ૧

ક્રુર મૃત્યુ તણો નહિ ખ્યાલ ઉરે,
સુખમાં સહુ દિન વ્યતીત કરે,
કદી લાડીલી નાચી ઉમંગ ધરી,
રીઝવે સુમનો મીઠું હાસ્ય કરી. ૨

નહિ ખ્યાલ ખરે ઉરમાંજ ધરે,
મીઠડાં મધુરાંજ સુહાસ્ય કરે,
નિજ ભાગ્યતણું નહિ ભાન ખરે,
હરખી હરખીજ ઉમંગ લહે. ૩

મદમાં મદમાં ન ફુલા તું જરા,
તુજ જીવન નાહિ અનંત કદા,
કુમળી કળી તું મૃદુ પુષ્પતણી,
નિજ ડાળી પરે તું રહે લટકી. ૪

પણ એક દિને જગમાળી તને,
કદી હસ્તથી જો ચુંટશેજ અરે !
તુજ જીવનસૂત્ર તહીં ત્રુટશે,
રસીલું તુજ જીવન નષ્ટ થશે. ૫

જન સૃષ્ટિ પરે નિત કાળ તણું,
ક્રુર ચક્ર ફરી જીવ જે હણતું,
અટ્ટહાસ્ય કરી યમરાજ ખરે,
મનુ જીવનના મદને જ હરે. ૬

# Hobby-હોબી અથવા વ્હાલા વિષય પ્રત્યે પ્રિતિ

લેખિકા: સૌ. મધુરિકા હરસુખલાલ દિવાન.

કુળના ઉપયોગ અને મૂલ્ય ઉપર આપણે કેટલો થોડો વિચાર કરીએ છીએ?

દરેક મનુષ્ય " વિચાર કરવો જોઇએ " એમ મોઢેથી બોલે છે ખરા પણ થોડાકજ કરે છે અને વળી તેથી પણ થોડા તેનો સદુપયોગ કરે છે. વખત કીમતી છે, જીંદગી ટુંકી છે, તેથી એક પળ પણ ગુમાવવી નહિ જોઇએ. ગુમાવેલું ધન ઉદ્યોગવડે પાછું મેળવી શકાય છે, ભુલાયલી વિદ્યા અભ્યાસથી પાછી મેળવી શકાય છે, ગુમાવેલી આરોગ્યતા તથા તંદુરસ્તી મિતાહાર તથા ઓસડથી પાછી મેળવાય છે પણ ગુમાવેલો વખત સદાને માટે ગયો છે, અને તે પાછો મેળવી શકાતો નથી. વખત આવી અમૂલ્ય વસ્તુ હોવાથી તે વૃથા જાય નહિ અને તેનો સદ્‌ઉપયોગ થાય તેટલા સારૂ પ્રત્યેક સ્ત્રી પુરૂષે હોબી અર્થાત કોઇ વ્હાલા વિષય પ્રત્યે પ્રીતિ સદા અભ્યાસપૂર્વક કેળવી તેની સ્વાભાવિક ટેવ પાડવી જોઇએ. વળી મનુષ્ય જીવનમા દરેકે દરેકને નવરાશનાં વખતમાં હોબી એટલે વ્હાલા વિષયની જરૂર છે. કોઇ પણ વ્હાલા વિષયને અભાવે આજકાલ અસંખ્ય મનુષ્યોને પોતાનો નવરાશનો કાળ કેવી રીતે નિર્ગમન કરવો તે સુઝતું નથી અને પરિણામે એવા મનુષ્યો પોતાના જેવાજ બીજાઓ સાથે વ્યર્થવાદ, ટાયલાં, કુથલી વિગેરે કરી પોતાના જીવનના અમૂલ્ય વખતનો વ્યય કરી પોતાને તેમજ અન્યને અધોગતિએ પહોંચાડે છે. વળી એવી કુથલી વખતો વખત માંહોમાંહે કજીઆ, કંકાસ તથા વિખવાદને જન્મ આપે છે, એટલુંજ નહિ પણ થોડા વખત ઉપર વ્હાલા થઇ બેસનારા અંતે એક બીજાના હંમેશના વેરી તથા શત્રુઓ થતા જોવામાં આવે છે. આવી રીતે વૃથા વખત ગાળી આનંદ અનુભવનારા સ્ત્રીપુરૂષો ઘરમાં વસતા નાની વયના બાળકો ઉપર કુસંસ્કારો પાડે છે. તથા તેમના ભાવી ઉત્તમ જીવનને દૂષિત કરે છે. અને પોતાને, અન્ય ને તેમજ પોતાના કુટુંબને પ્રત્યેક્ષ રીતે અતિશય હાનિ પહોંચાડે છે. તથાં પોતે અને તેમનું કુટુંબ, એ સમાજ તથા દેશનું અંગ હોવાથી પરોક્ષ રીતે સમાજ તથા દેશની ઉન્નતિને ભારે ધોકો પહોંચાડે છે.

મુખ્યત્વે કરીને પુરૂષવર્ગ વાણિજ્ય, નોકરી વિગેરે ધંધામાં રોકાયલો રહેવાથી તેમના જીવનમાં હોબી અર્થાત્ વ્હાલા વિષયની મહત્વતા ગૌણ છે. પણ સ્ત્રીવર્ગ જેમની પ્રવૃત્તિ સામાન્ય રીતે ગૃહકાર્યમાં સમાયલી છે તેઓ પરત્વે આ વિષયને જેટલો મહત્વનો ગણીએ તેટલો ઓછો છે.

ઉપર જણાવ્યા પ્રમાણે વ્યર્થવાદ, કુથલી વિગેરેથી દૂર રહેવા તથા તેથી પોતાને, અન્યને, પોતાના કુટુંબને, સમાજને તથા દેશને થતા નુકશાનકારક પરિણામો અટકાવવા માટે પ્રત્યેક સ્ત્રીને કોઇપણ ઉપયોગી આનંદકારી હોબી એટલે વહાલી વસ્તુનો પ્રેમ અગર શોખ હોવો જોઇએ. ભરત, ગુંથણ, સીવણકામ. સાહિત્ય વાંચન. સંગીતકળા, ડ્રોઇંગ, કાવ્યરચના, લેખ લખવા અગર કોઇ વાંચે અને પોતે સાંભળે તથા હુન્નરકળા અને એવા એવા ભિન્નભિન્ન વિષયોમાથા પોતાને રૂચિકર તથા અનુકુળ કોઇ પણ વિષયનો સ્વાભાવિક શોખ પાડવો જોઇએ. આવા પ્રકારના શોખથી કાળ વ્યર્થ વ્યતિત થતો અટકશે, પોતાની તથા સાથે કૌટુંબિક તથા સામાજીક ઉન્નતિ થશે તથા સહવાસમાં આવનારા પ્રત્યેકનું જીવન આનંદમય થશે.

હોબી પરત્વે એવો અનર્થ થવો નહિ જોઇએ કે મનુષ્યોએ પરસ્પરની સંગત છોડી તેમાં સર્વદા મચ્યા રહેવું જોઇએ અને એકાંત જીવન ગાળવું જોઇએ. માત્ર એટલુંજ આવશ્યક છે કે નવરાશના કાળમાં સૌ સૌએ ભેગાં મળી સાથે પોતપોતાના અનુકૂળ કોઇ પણ વ્હાલા ઉપયોગી વિષયમાં પ્રવૃત્ત થવું જોઇએ. એવી પ્રવૃત્તિ સાથે વાર્તાવિનોદ અથવા ધાર્મિક, નૈતિક, એવા બીજા કોઇ પણ વિષય ઉપર વાર્તાલાપનો ઉમેરો થાય તો એ પ્રવૃત્તિ ઉલટી વધારે આનંદદાયક નીવડે.

આવી પ્રવૃત્તિ વિનાના મનુષ્યો નિરર્થક તડાકા મારવામાં, આળસમાં, નિંદ્રામાં પોતાનો અમૂલ્ય વખત બગાડે છે તથા ઉદ્યોગી લોકોને નકામી મુલાકાતો આપી તેઓની પાસે વખત રૂપી ભારે કીંમતી કર કઢાવે છે અને તેમને નુકશાન કરે છે. આથી ઉલટું કોઇ પણ વ્હાલા ઉપયોગી વિષયમાંજ પ્રવૃત્ત રહેનારા મનુષ્યો પોતાનું જીવન ઉજ્જવળ કરે છે તથા અન્યના કામધંધામાં અંતરાય રૂપ થતા નથી, પણ પોતે આદર્શરૂપ બની અન્યને પોતાના જેવા ઉદ્યમી થવા ઉત્તેજીત કરી તેમના નિરસ જીવનને રસમય બનાવે છે.

સ્ત્રીનું ગૃહકાર્યક્ષેત્ર જેમ જેમ અવસ્થા થતી જાય છે તેમ તેમ સંકુચીત બનતું જાય છે. પોતાના પુત્ર પુત્રાદી લાયક ઉમ્મરનાં થતાં લગ્નથી અથવા નોકરી ધંધા થકી તેનાથી જુદા પડે છે અને તેમના પરત્વેની સ્ત્રીની ફરજો ઓછી થાય છે. ગૃહકુટુંબ ઓછું થવાથી ગૃહકાર્ય ઓછું થાય છે. એવે સમયે પોતે કોઇ વિનોદવસ્તુ પ્રત્યે પ્રિતિ અથવા ટેવ નહિ પાડેલી હોય તો તેને કાંઇ કાર્યપ્રવૃત્ત હોતી નથી અને તેનો વખત પરિણામે નિંદ્રા, આળસ વિગેરેમાં વ્યતિત થાય છે. આવે સમયે વૃદ્ધાવસ્થામાં કોઇ વિનોદવસ્તુનો પ્રેમ પ્રાપ્ત કરેલો હોય તો તે પોતાનો વખત આનંદમાં નિર્ગમન કરી ઉત્સાહી જીવન ગાળે છે. પોતાની વ્હાલી વસ્તુ કોઇ પણ કળા હુન્નરમાંની હોય તો તે વડે ઘણી ગરીબ સ્ત્રીઓ આનંદમય તથા ઉદ્યમી જીવન ગાળી પોતાની આર્થિક સ્થિતિ પણ સુધારી શકે. આવી વસ્તુ જીવનનું એક સંપૂર્ણ બખ્તર હોઇ આશ્રયરહિત તથા નિર્ધન સ્ત્રી તે વડે પોતાની આજીવિકા સ્હેલાઇથી મેળવી શકે તથા ધનસંચય પણ કરી શકે. પૈસે ટકે સુખી હોવ એવી સ્ત્રીઓ સાહિત્યની દિશામાં અથવા કોઇ પણ ઉપયોગી દિશામાં વખત ગાળી પોતાનું જીવન ઉત્સાહી તથા આનંદમય બનાવી શકે.

આવા પ્રકારની અમર્યાદ પ્રવૃત્તિથી અતિ આવશ્યક ગૃહકાર્યને કેટલીક વખત અડચણ થવાનો સંભવ છે, પણ કેળવણી પામેલી સ્ત્રીઓ એવી પ્રવૃત્તિથી ગૃહકાર્યમાં ખલેલ પડવા દેશે નહિ. અને આવશ્યક ગૃહકાર્યો પુરાં કરી તેનો અંગિકાર કરશે તથા તેને નિયમસર મર્યાદામાં રાખી તેનો લાભ લેશે. અભણ સ્ત્રીઓ અમુક પ્રવૃત્તિ પાછળ જોઇએ તે કરતાં વિશેષ વખત ગાળી ગૃહકાર્યોમાં કોઇ કોઇ વખત અડચણ કરે એ માન્ય રાખીએ તેમ છતાં વૃથા કાળ વ્યતિત કરવાથી જેટલું અને જેવું નુકશાન તથા હાનિ નિઃસંશય તેઓ કરશે, તેવું અને તેટલું નુકશાન ઉપર જણાવેલી પ્રવૃત્તિઓથી બીલકુલ થશે નહિ, એટલુંજ નહિ પણ એથી ઉલટું વાસ્તવિક રીતે નુકશાનને બદલે અવસ્ય ફાયદોજ થશે. આથી દરેક મનુષ્યે વિશેષ કરીને દરેક સ્ત્રીએ અમુક હોબી અગર વ્હાલી વસ્તુનો શોખ અર્થાત પ્રેમ રાખવો તથા દિન પ્રતિદિન વધારવો જોઇએ અને જેમને એવો પ્રેમ નહિ હોય તેઓએ તેથી મળતા સુખનો તથા આનંદનો વિચાર કરી સર્વદા ઉપર જણાવેલા પ્રવૃત્તિમાર્ગ તરફ વળવા યત્ન કરવો જોઇએ, જેથી વખત જતાં તેમને અવસ્ય એવી વસ્તુ પ્રત્યે સ્વાભાવિક રીતે પ્રેમ પ્રાપ્ત થશે, અને તેમનું જીવન રસમય તથા સુખદાયક બનશે.

# આપણાં હાલરડાં.

લેખિકા બ્હેન ' કુસુમ '.

આપણાં બાલકોને ઉત્તમ રીતે કેળવવામાં હાલરડાં ઘણો જ મહત્વનો ભાગ ભજવે છે. હાલરડાંથી કુમળા મગજનાં બાલકો ઉપર છૂપી પણ ઘણી જ અદ્ભુત અસર થાય છે. પરંતુ તે બાબત પર આપણું લક્ષ ન હોવાથી આપણને તેનો ભાગ્યેજ ખ્યાલ આવે છે. આથી વસ્તુસ્થિતિ બને છે એમ કે હાલરડાંનું ઉત્તમપણું વિસરાઇ જઇ તેના તરફ પૂર્ણ બેદરકારી બતાવાય છે.

હવે જો આપણે આપણાં હાલરડાંની પ્રચલિત રૂઢી પર ધ્યાનપૂર્વક વિચાર કરીએ તો તે આપણને નમાલાંજ લાગે છે. ને બધાં લગભગ આવાંજ હોય છે,– " કાળી આવી ધૂતારી ને ભાઇનાં આંગળાં ટોપી લીધાં ઉતારી."

ત્યારે આવાં હાલરડાં ગાવાની પદ્ધતિ ક્યારે બદલાય ? હાલરડાં એ શું ચીજ છે એનું પૂર્ણ ભાન થાય ત્યારે જ.

હાલરડાં બાલકોને વીર. રસજ્ઞ અને ઉચ્ચ ભાવનાયુક્ત બનાવે છે. હાલરડાં એ બાલકોનું સંગીત છે.

બાલક હાલરડાં સુણતાં નિંદ્રાધીન થાય છે, એટલુંજ નહિ પણ તેના બાલ-મગજ પર તેના ભાવો રમી રહે છે.

પરંતુ હાલરડાં ગાવાની આપણી પ્રચલિત રૂઢી આપણને આપણાં વહાલસોયાં બાલકોનાં રક્ષકને બદલે તેમની માનસિક સદ્શક્તિનાં ભક્ષક બનાવે છે. આપણે તેમને ઉંધી કેળવણી આપીએ છે. તેમના કુમળા મગજમાં ધર્મ અને ભાવના રહિત કચરો ભરીએ છીએ.

સતી મદાલસાએ પોતાના પુત્રોને હાલરડાં મારફત જ બ્રહ્મજ્ઞાન આપ્યું હતું. અહા! શા સુંદર તે હાલરડાંના ભાવ ! એક જ લીટી જુઓ,–

" સૂર્ય અને ચંદ્ર ત્હારાં રમકડાં બન્યાં,
પરમ બ્રહ્મ રૂપ ત્હારૂં સચ્ચિદાનંદ કહ્યાં "

વળી એક કવિએ માતાઓને ઉદ્દેશીને કહ્યું છે કે,—

" તુજ પારણાની દોરીમાં
સામર્થ્ય રહ્યું છે અવનવું,
તુજ બાળને હીંચોળવાં
અદ્ભૂત રીતે છુપાઇ રહ્યું.
એ દોરી દ્વારા બાળને
તું જ્ઞાનઅમૃત પાય છે,
હાં; પીવડાવી ઝેર તેને
તુંજ મારી ખાય છે.
તું ધન્ય થાજે અવની માંહે
માતૃપદ અવિચળ કરી.

આ ઉપરથી સ્હમજાશે કે હાલરડાં ગાવાની પદ્ધતિ બદલાવાની ખાસ આવશ્યકતા છે. હાલરડાં એ બાલકો રૂપી સુકુમાર છોડને વધુ ને વધુ ખીલવવા તથા મિષ્ટ ફળ આપતું કરવાને સીંચવાનું પાણી છે. જેવું પાણી સીંચીએ તેવીજ ફળોમાં મિઠાશ આવે છે. હવે વિચારો કે જ્યારે આપણે એક નજીવા છોડ માટે મીઠું પાણી સીંચીએ છીએ, તો શું આપણી ફરજ નથી કે આપણે આપણા સંતાનરૂપી છોડવાની જીવન ક્યારીઓમાં ધર્મ અને ભાવનાયુક્ત હાલરડાંનો મિષ્ટ જીવન-રસ રેડી તેમને આપણી માતૃભૂમિના સચ્ચારિત્ર્યવાન નાગરિકો બનાવવા જોઇએ ? છે જ.

# નોંધ.

**દિવ્ય માતૃત્વ.**

સ્ત્રી-જાતિના સર્વ અધિકારોમાં માતૃત્વનો અધિકાર સર્વથી શ્રેષ્ઠ ગણાય છે. આ માસિકના સંચાલકોએ એ અધિકાર માટેની લાયકાત કેળવવાનો ઉદ્દેશ પોતાની દૃષ્ટિ સમિપ શરૂઆતથી જ હરહંમેશ રાખ્યો છે. ગુજરાતની ગુણસુંદરીઓ અન્ય અધિકારો-યૂરપની સ્ત્રીઓની જેમ રાજકીય અધિકારો-મેળવવાની લાલસા રાખે તે પ્હેલાં આ દિવ્ય અધિકાર મેળવવાની લાયકાત તેમણે કેળવવી જોઇએ. કુદરતે એ હક્ક તેમને આપ્યો છે અને એ હક્ક તેઓ સર્વથી પ્હેલો પ્રાપ્ત કરે એમ કુદરત પણ ઇચ્છે છે. એ હક્કની લાયકાતમાં તેમના શારીરિક સુખ સાથે કુટુંબનું સુખ અને દેશોદ્ધાર અનિવાર્ય રીતે સંકળાયાં છે. આ કારણેજ "ગુણસુંદરી" ના સંચાલકોએ "બાળ-ઉછેર" ના વિષયને પોતાનો કરી લઇ અનેકવિધ વાંચન પોતાના વાચકો સમક્ષ મૂક્યું છે. એનું પૂઠાંપરનું પ્રથમ ચિત્ર પણ એજ ઉદ્દેશ રજુ કરતું હતું અને "જે કર ઝુલાવે પારણું તે જગત્ પર શાસન કરે" એ ભાવનાને મૂર્તિમંત કરતું હતું આ અંકમાં પણ એજ ઉદ્દેશથી-એ દિવ્ય અધિકારની લાયકાત કેળવવામાં સહાયરૂપ થવા માટે મહિલાઓ અંગવિકાસ સાધે એવી કસરતોનાં ચિત્રો આપવામાં આવ્યા છે. વાંચકોનું લક્ષ અમે એ ચિત્રો તરફ ખાસ ખેંચીએ છીએ અને ઇચ્છીએ છીએ કે તેનો ઉપયોગ કરી સૌ આ દિવ્ય અધિકાર માટેની પોતાની લાયકાત કેળવે.

ગુજરાતની બ્હેનોમાં સાધારણ રીતે આ અધિકાર ભોગવવાની લાયકાત કેવી અને કેટલી છે તે કોઇથી અજાણ્યું નથી. શહેરોમાં તો તેમનાં દુર્બલ શરીર અને નિસ્તેજ મુખ જોઇ આપણને નિરાશા જ ઉપજે એમ છે. હજી ગામડાઓમાં એ લાયકાત કેળવવા માટેનાં સાધનો કેટલેક અંશે છે પણ તે ય નષ્ટ થતાં જાય છે. દળવા, ખાંડવા અને પાણી ભરવાની કસરતો ગામડામાંથી ય ધીમે ધીમે ઓછી થતી જાય છે. પરિણામે આપણી કન્યાઓનાં શરીરો દુર્બલ બની જાય છે અને એકાદ બાળક થાય ત્યાં તો તેમના શરીરનું સર્વ તેજ, સર્વ શક્તિ હણાઇ જાય છે. પરિણામે તેઓ જીવનભર દુઃખ ભોગવે છે. તેમનાં બાળકો પણ તેમનાં જેવાંજ શક્તિહિન અને નિસ્તેજ બને છે. એવી માતાઓ પાસેથી દેશોદ્ધાર સાધી શકે એવાં શક્તિસંપન્ન બાળકોની આશા આપણે ભાગ્યેજ રાખી શકીએ. એવાં બાળકો દેશને ચરણે ધરવાની જે માતાઓને લાલસા હોય તેમણે પોતાની શારીરિક શક્તિઓ ખીલવવી જોઇશે. હજી ગયે મહિનેજ હિંદે પોતાના એક મહાન પુત્રની ૩૦૦ મી જયંતિ ઉજવી. એ દેશના પરમ ઉદ્ધારક મહાપુરૂષ શિવાજીને ગર્ભમાં ધારણ કરવાની લાયકાત વીરમાતા જીજીબાઇએ કેળવી હતી તેમ ભાવિ શિવાજીની માતાઓએ કેળવવી જોઇશે.

યૂરપ અમેરિકાની સ્ત્રીઓ અંગવિકાસ માટે ખૂબ ધ્યાન આપે છે. તેઓ એ વિકાસ કેટલી હદે સાધે છે તે આ અંકના મુખપૃષ્ઠ પર આપેલા ચિત્ર પરથી જણાશે. એ ચિત્રમાં બતાવેલી બાળા ઓરેશા બેરનગરની ઉમ્મર ફક્ત બાર વર્ષની છે છતાં તેનો અંગવિકાસ આપણે ત્યાંની કોઇ પણ સશક્ત યુવતીને ટક્કર મારે એવો છે. "માતૃત્વનો દિવ્ય અધિકાર" નામે લેખમાં આપેલાં ચિત્રો એ અંગવિકાસ કેમ થાય તે સ્પષ્ટ બતાવે છે એ ૧૧ ચિત્રોમાંના છેલ્લા ત્રણ-પ્રસિદ્ધ અમેરિકન કસરતબાજ બર્નાર મેકફેડનની પુત્રી-મીસ બીરની-સનાં છે. એ બાળાની ઉમર ફક્ત સાડાબાર વર્ષની

પોતાની એ કસરતોથી તેણે કેટલો અંગવિકાસ કર્યો છે તે નીચે આપેલા આંકડાઓ ઉપરથી જણાશે.

| | | |
|---|---|---|
| શરીરનું વજનઃ | ૧૧૫ ૧/૨ | રતલ |
| ,, ની ઉંચાઇઃ | ૫ ફુટ ૩ ૩/૪ | ઇંચ |
| માથાનો ઘેરાવોઃ | ૨૧ ૧/૨ | ઇંચ |
| ગળાનો ,, | ૧૨ ૧/૪ | ,, |
| હાથનો ઉપરનો ભાગ | ૧૦ ૧/૨ | ,, |
| ,, નીચેનો ,, | ૯ ૧/૪ | ,, |
| કાંડું | ૬ ૧/૮ | ,, |
| છાતી | ૩૧ ૧/૮ | ,, |
| ,, ( ફુલાવે ત્યારે ) | ૩૩ | ,, |
| કમર | ૨૬ ૧/૨ | ,, |
| કમ્મરની નીચેનો ભાગ | ૩૫ ૧/૨ | ,, |
| જાંઘ | ૨૦ ૩/૪ | ,, |
| ઘુંટણ | ૧૪ ૩/૪ | ,, |
| પગની પીંડીઓ | ૧૩ | ,, |
| પગની ઘુંટી | ૮ ૧/૨ | ,, |

આ આંકડાઓ બતાવી આપશે કે એની કસરતો કેટલી બધી કાર્યસાધક નીવડી છે. એ કસરતોનો ઉપયોગ ગુજરાતની બ્હેનો કરી પોતાનો અંગવિકાસ એવી જ રીતે સાધે એમ અમે ઇચ્છીએ છીએ. એ બધી કસરતો એવી છે કે પોતાના ઘરમાં જ સહેલાઇથી કરી શકાય. એ માટે બીજાં સાધનોની પણ જરૂર નથી વધારામાં અંગ વિકાસ સાધવા ઉપરાંત પેટના અને પેઢુના અનેક દરદો પણ એ કસરતો નાબુદ કરે છે. અમને ખાત્રી છે કે જે બ્હેનો આ સૂચનાનો ઉપયોગ કરશે તેઓ પોતાની તંદુરસ્તી મેળવવા ઉપરાંત તેનો વારસો પોતાનાં બાળકોને પણ આપી શકશે અને તેમ કરીને કુટુંબમાં અને દેશમાં સ્વર્ગ ઉતારશે.

યુરોપ પાસેથી આપણે અંગવિકાસ માટે આટલું શીખીએ છીએ તેની સાથે માતૃત્વની ભાવના એ લોકની જે શિથિલ થતી જાય છે તે ભૂલવી જોઇએ કેવળ હેતુ વિનાનો અંગવિકાસ એ એ લોકનું ધ્યેય છે. અથવા એવા ધ્યેય તરફ એ લોકો પરવરે છે. આપણે ત્યાંની સંસ્કૃતિ આપણને એકના ક્ષયમાંથી બીજાનો ઉદ્ભવ શીખવે છે. સાંસારિક, વ્યાવહારિક અને ધાર્મિક જીવન સર્વમાં એવીજ ફીલસુફી વરવરી રહેલી છે. એટલે આપણે ત્યાં એ દિવ્ય ભાવના તો જીવનમાં પચી જવી જોઇએ. આશા છે કે આ સૂચના અરણ્યરૂદન જેવી નહી જ થાય.

**કાઠિયાવાડ સ્ત્રી-કેળવણી સંમેલન.**

ગયા એપ્રિલ માસમાં રાજકોટમાં જે કેળવણી સંમેલન ભરાઇ ગયું એ માટે એના કાર્યવાહકોને અભિનંદન ઘટે છે. એમાં ખાસ કરીને જે ઉત્સાહથી કુ. પ્રેમલીલા બ્હેનાએ કામ કર્યું છે તે માટે એમનો સમસ્ત કાઠિઆવાડે આભાર માનવો ઘટે છે. યૌવનના ઉત્સાહ વગર કોઇ પણ ચીજ અને ખાસ કરી આવા સમેલનો અસંભવિત છે, અને એવી એકજ લગની લગાવ્યા વગર કંઇ કામ હાથ પર લઇ બેસીએ તો તે અધવચ્ચે જ રહી જાય છે એ જાણીતી વાત છે. કુ. પ્રેમલીલાનો ઉત્સાહ અજબ, અને સેવા ભાવના અપ્રતિમ, નહી તો આટલું યશસ્વી અને ઉજ્વલ કાર્ય પાર નહી પડી શકે.

પ્રમુખ શ્રી. ગોંડલના યુવરાજ્ઞી શ્રી રાજકુંવરબા હતાં. એમણે રજુ કરેલો એક મુદ્દોઃ " કુમાર તે કન્યા નથી, અને કન્યા તે કુમાર નથી. અને એ ભેદ ધ્યાનમાં લઇને શિક્ષણક્રમ માધ્યમિક શિક્ષણમાં જુદો હોવો જોઇએ. " એ સૂચના ઉપરાંત બીજી કીમતી બાળલગ્ન સામેની ઝુંબેશની હતી.

એ સંમેલનમાં કેટલાક ઠરાવો પસાર થયા હતા, અને કેટલીક સમિતિઓ નીમાઇ હતી, એ બધી વિગત છાપામાં આવી ગઇ છે. કન્યાઓનો અભ્યાસક્રમ સુયોગ્ય હોવો જોઇએ, અને પ્રચાર કામ પુષ્કળ થવું જોઇએ. બાળલગ્ન અટકાવવા જોઇએ. એ બધાં ઉપરાંત કાઠિઆવાડને કપાળે પુત્રીવેચાણની અનીતિની ટીલી ચોંટેલી સંભળાયા કરે છે તે ઓછી કરવાને યોગ્ય પગલાં લેવાની હમારી નમ્ર સૂચના છે.

**સ્ત્રીઓનો વેચાણ-ધંધો**

લીગ ઓફ નેન્સનની ખાસ સમિતિનો બહાર પડેલો રીપોર્ટ ઉપરોક્ત વિષય પર તદન અજાયબ પમાડે એવું અજવાળું પાડે છે અને એ વાંચતા કોઇને પણ કમકમા ઉપજે એવો છે. દુનીઆભરના દેશોમાં

સ્ત્રીઓના વેચાણ અનીતિને અર્થે કેટલા પ્રમાણમાં થાય છે એ બતાવી આપે છે. કોઇ કોઇ દેશમાં તો આનો મોટો વેપારજ ચાલે છે. કુમળી છોકરીઓને જાતજાતની લાલચો આપી લઇ જવામાં આવે છે, અને પછી એના આખા ભવપર પાણી ફેરવવામાં આવે છે આ કામ માટે રાખવામાં આવતા દલાલોને મોટા પગાર આપવામાં આવે છે.

આજ સુધી એ અટકાવવા માટે જે પગલાં લેવામાં આવ્યા છે તે ઘણાં ઓછા અને ઉપલીઆ હતા. દેશોદેશના બંદરો ઉપર પૂરતો જાપ્તો રાખવામાં આવે. અને દેશોદેશ વચ્ચે એ સંબંધ પૂરતી માહિતિનો ફેલ વો કરવામાં આવે તો એ બદી કંઇક અટકે ખરી. લીગ ઓફ નેશન્સની સમિતિની એક સૂચના એ છે કે યુવકવર્ગને જ આ બાબતમાં યથાર્થ જ્ઞાન આપી સાચી ફરજ સમજાવી કેળવવો. અત્રે આ નોંધ લખતાં એક દુઃખદ ફર્જ આવી પડે છે અને તે તરફ આંખ આડા કાન કરવું પાલવે એમ નથી. આ નોંધમાં ગયે મહિને બંગાળાના ખડગબહાદુર વિશે હમે ઇસારો કરી ગયા હતા.. હમે એની હિંમતને વખાણી હતી. જે બદી અને અનીતિના ફેલાવા માટે એણે બંગાળી યુવકોની આંખ ઉઘાડી છે અને સારા હિંદની આંખ ઉઘાડી છે, તેજ બદી માટે તેજ અનીતિને માટે યુરોપની લીગ ઓફ નેશન્સની સમિતિના રીપોર્ટે આંખ ઉઘાડી છે. છતાં હમારા ભાઇબંધ માસિક "સુવર્ણમાળા" માં રા૦ અ૦ ક૦ ઠાકોર જેવા વિદ્વાને ખડગબહાદુરને 'મગતરૂં' કહી આ અનીતિ અને બ્રિટિશ ન્યાય માટે કંઇ ગાંડુઘેલું વખાણ કર્યું છે. ગાંડુઘેલું એટલાજ માટે કે જ્યારે દેશના બ્રિટિશ ન્યાય અને બ્રિટિશ કાયદામાંથી શ્રદ્ધા ઉઠી ગઇ છે ત્યારે એ વફાદાર રૈયતને અંગ્રેજી પાંચમા ધોરણમાં શીખવવામાં આવતો ઇતિહાસ સાંભરી આવ્યો છે એ કહે છે કે એવી બદી પહેલી આપણે ત્યાં હતી; હવે ઓછી થઇ તે બ્રિટિશ અમલના પ્રતાપે. આપણે ત્યાં ઠગ ઓછા થયા તે બ્રિટિશ અમલના પ્રતાપે. સતીનો ચાલ નાબુદ કર્યો, એ નોંધવાનું ઠાકોર સાહેબ કેમ ભૂલી ગયા, અને રેલ્વેના અનેકાનેક ફાયદા, પોસ્ટના ફાયદા પણ જણાવવા કેમ ભૂલી ગયા એ ભગવાન જાણે. વધારામાં ઠાકોર સાહેબ જણાવે છે કે બ્રિટિશ કાયદો તો એવો દૃઢ ને સારો છે કે છોકરી ધારે તો જાતેજ પોતાનો બચાવ કરી શકે, અને પ્રજાએ તપી જવાની જરૂર નથી. ઠાકોર સાહેબને અભણ વર્ગ હિંદમાં કેટલો છે, અને તેમાં સ્ત્રીઓની સંખ્યા કેટલી છે, તે ધ્યાનમાં હોય એમ લાગતું નથી. આપણા આવા સમાજના વાતાવરણમાં ઉછરેલું ખડગ બહાદુર જેવું 'મગતરૂં' આમજ કરે. ઠાકોર સાહેબને માલમ થાય કે જે ભાવનાથી પ્રેરાઇને ખડગબહાદુરે પગલુ ભર્યું છે, તેનો શતાંશ પણ સમજવા એમને દશ જન્મ લેવા પડશે. એક તો મૂળથી ઢીલી, નબળી ગુજરાતી પ્રજા, એમાં ખડગબહાદુરો તો પાકતા વાર લાગશે એ કદાચ કબૂલ કરીએ, પણ એવી હિંમતને હસી કાઢવાની વૃત્તિ દાખવી ગુજરાતીઓ વદન નાલાયક મનોવૃત્તિ ને હાનિકારક માનસ ન બતાવે તો સારૂં. જે ન્યાયમાં હમને શ્રદ્ધા છે, તેજ ન્યાય પર ચણાએલી લીગ ઓફ નેશન્સ એવા ખડગબહાદુરો પેદા કરવા સૂચવે છે એનું કેમ ?



સૌ. શારદાગૌરી બા. દિવાન.

એમ. એ. ની પરીક્ષામા પાસ થનાર પ્હેલાં ગુજરાતી બ્હેન.

ગુજરાતનાં ભાવિ મહારાણી



શ્રીમતી શાન્તિદેવી ઘોરપડે
જેમના લગ્ન આવતા ડીસેમ્બરમાં રાજપુત્ર શ્રીમંત
પ્રતાપસિંહરાવ ગાયકવાડ સાથે થશે.




વર્ષ ૪ થું. ] જુલાઇ ૧૯૨૭ [ અંક ૧૧ મો.

# સૌભાગ્યની સુવર્ણરેખા.

[ ૧ ]

ઉગે સવારે જ્યારે આશાતારલી :
  અજવાળે જો ! આર્ભ ઉષા ઉજાસથી;
આલેખે કંઇ કુમકુમરેખા ઉજળી:
  ચંપકવર્ણો સૂરજ ઉગતો હાસથી.

[ ૨ ]

સોનાનો સૂરજ સંસારે ઉગતો
  પરણે જ્યારે સ્નેહ–સુફલ સંતાન જો !
સોહાગણને વદને સોનલ રંગઃ જો !
  સુહાગી વરને નયન રૂપેરી તરંગ જો !

[ ૩ ]

પ્રાણાત્માને સ્નેહતણો સંયોગ જો !
  દિલલગનીનાં અમી બધે રેલાય જો !
વ્હાલપ વ્હીલાં વળગેલાં વ્હાલાં વહેઃ
  કુક્ષતીર્થે શિશુકમળ ધરી મલકાય જો !

[ ૪ ]

એકમેક મનમગ્ન રચે ઉરલગ્ન જો !
  જીવનજલને સંગમ વ્હેને મ્હાલજો !
જગને રસની ઉર્જ્વલતાથી ઓપજો,
  સંગતિને સંગીત સદાય મ્હલાવજો !

[ ૫ ]

સુવર્ણરેખા સુરેખ જો ! સૌભાગ્યની
  સોહાગણને હસતે વદન સુહાય જો !
મધુર મતિ એ સરલ સનાતન સ્નેહની
  વિલસે ને રસપ્રફુલ્લતામય લ્હેરાય જો !

લલિત.

# બાળ-ઉછેર.*

લેખિકાઃ સૌ વીરબાળા રણછોડલાલ ઠાકોર.

વિષય સરળ છતાં ગહન છે. અને એ માટે તો તે ખાસ કરીને મહત્વનોજ છે. આજે આ મહત્વના વિષય ઉપર, કેટલીએ બ્હેનો વિચાર કરશે, અને હુંયે કરીશ. આ ગહન વિષયને સરળતાથી જોશું, વિચારશું, અને સ્હમજીશું.

પ્રથમતો બાળકને ઉછેરનાર કોણ ? એનો પાળક, ગુરૂ, અને ચાલક કોણ ! એની " મા. " ફક્ત એકજ અક્ષર. આપણામાં કહ્યું છે કે **मातृमान पितृमान आचार्यमान पुरुषो वेद.** પુરૂષ ઉત્તમ ક્યારે હોઇ શકે ! જ્યારે તેનાં માતા, પિતા, અને ગુરૂ ઉત્તમ હોય. પ્રથમ સ્થાને " મા " બીરાજે છે. બાળકને ન્હાનેથી મ્હોટું કરવું, અજ્ઞાનમાંથી જ્ઞાનવાન બનાવવું, પરતંત્રમાંથી સ્વતંત્ર બનાવવું, અને છેવટે પ્રભુને ઇચ્છીત સ્ત્રી યા પુરૂષ બનાવવા એનું નામ " બાળઉછેર. "

" બાળઉછેર " માં માતાનો શું ભાગ, એ આપણે વિચારશું. મા પોતાના બાળકને જન્મ પ્હેલાંજ, સુંદર રીતે ઉછેરી શકે છે. પોતાના ગર્ભમાં રહેલું બાળક કેમ શક્તિમાન, તેજસ્વિ, અને બુદ્ધિમાન બને, એ માતા સ્હમજે છે. એક સ્હમજુ માતા, પોતાનું શરીર સંભાળી મન સદા પવિત્ર; અને ઉચ્ચ વિચારોથી રોકાએલું રાખે તો, તેનું બાળક અવશ્ય તે ગ્રહણ કરશે. આ રીતે જન્મ પ્હેલાંજ માતા એક બાળકની પાળક થઇ શકે છે. જન્મ બાદ, જ્યાં સુધી બાળક પાંચ કે સાત વર્ષનું થયું નથી, ત્યાં સુધી તો તે " મા " શીવાય, અન્યને ઓળખતુંજ નથી. બાળકનો સંસાર એજ " મા. " બાળકનો પ્રથમ શબ્દ " મા " અથવા " બા " હોય છે. પ્રભુએ જ્યારે " બાળઉછેરની " સુંદર, અને પવિત્ર ફરજ આપણા ઉપર મુકી, ત્યારે એ ફરજને આપણે કેમ બજાવશું ?

પ્રથમ તો એ બાળકને સુંદર રીતે દુનિયામાં પ્રવેશ કરાવવો. અજ્ઞાન દાઇ ! એના ઉપર ક્રોધ ન કરીએ. પરંતુ જે બાઇએ જેનો અભ્યાસ કર્યો નથી, જે કાર્યને માટે તે યોગ્ય બની નથી, એ કાર્ય એને કેમ સોંપાય ? બાળકના ઘાતક થવાનું પાપ આપણે ન કરી શકીએ. આજે ૭૫ ટકાથી વધુ બાળકો આ દાઇઓને હાથ રેંસાઇ રહ્યાં છે, એની કલ્પના આપણને ક્યાંથી હોય ? એક પણ પ્રસૂતિ, શિક્ષિત દાઇ શીવાય ન થવી જોઇએ, એ " બાળઉછેરનું " બીજું પગથીયું.

" પૂત્રના લક્ષણ પારણામાંથી, " એ જુની કહેવત કેવી સત્ય છે ? " બાળક સ્હમજતું નથી, એ શું સ્હમજે ? " એમ માનવું એ ભયંકર ભૂલ છે. બીચારૂં બાળક ! જેમ મનાવશો એમ માનશે, જેમ જોશે એમ વર્તશે, અને

* ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની હરિફાઇમાં પ્હેલું ઇનામ મેળવનાર નિબંધ.

અને જે આપશો એજ સ્વીકારશે. બાળકને કહેશો કે 'એમ ન કરીએ, દાદાજી મારે," તો બાળક બીચારું એમજ સ્હમજે કે "દાદાજી તો મારેજ." "હવે જો મસ્તી કરીશ તો તમાચો મારીશ હં." બાળકે મસ્તી તો કરી, પણ તમાચો ન મળ્યો, એટલે બાળક એમ શિખ્યું કે બા તો એમજ બોલે, એટલું જુઠું તો બોલાય. બાળકને મારી શકાય એવું કહેવુંજ શા માટે? એના કરતાં બાળકને એમજ શીખવ્યું હોય કે "મસ્તી કરીએ તો બાને વ્હાલા ન લાગીએ." કેવું સુંદર અને સરળ! બાળક ભૂલતો કરે, પણ તરતજ કહે કે "બા, હવે હું ડાહ્યો થઇશ હં, પછીતો તને ગમીશ ને?" આ સર્વ પ્રયોગો થઇ ચુકયા છે, અને આવી રીતે ઉછરેલું બાળક બીજા કરતાં અવશ્ય વધુ ચઢીયાતું છે. પશ્ચિમમાં આ વિષય ઉપર, અનેક પુસ્તકો છે, તેમજ ડૉ. મોન્ટેસરીની પદ્ધતિ પણ બાળકની સ્વતંત્રંતામાં માને છે. પશ્ચિમમાં આ યુગને બાળકનો યુગ કહેવાય છે, અને એટલું તો પૂરવાર થઇજ ચૂકયું છે કે પાંચ વર્ષની પ્હેલાંજ બાળકનું શિક્ષણ ચાલુ થઇ ગયું છે. આ માટે ત્યાં (Nursery Schools) બાળકોની શાળાઓ ખોલવામાં આવી છે કે, જ્યાં પાંચ વર્ષની અંદરના બાળકો, રમત ગમત ને આનંદથી પોતાના ઉગતાં મગજો ખીલવી રહ્યાં છે. જ્યાં સુધી બાળક પોતાની મેળે વિચારતાં શીખ્યું નથી. જ્યાં સુધી તે તમારા ઉપર જ પરતંત્ર છે, જ્યાં સુધી તે તમારું અર્પેલુંજ સ્વીકારી શકે છે, ત્યાં સુધી તો તે તમારું આપેલુંજ સદા માટે ગ્રહણ કરશે. કુમળું મગજ તરતજ માની જાય છે.

હાલ આપણા દેશમાં, હજારે ૫૦થી વધુ બાળકો એક વર્ષની ઉમરમાંજ મૃત્યુ પામે છે, એનું કારણ શું? "બાળઉછેર"ની અજ્ઞાનતાજ. બાળકમાતા બાળકને કયાંથી સંભાળે? ચૌદ વર્ષની બાળકમાતા, કે જે પોતેજ સ્વતંત્રપણે નાચવા કુદવા અને હરવા ફરવા માગે તો એ માતા બાળકની સંભાળ માટે પોતાના આનંદનો ભોગ કયાંથી આપી શકે? બાળકમાંથી ઉત્પન્ન થએલું બાળક કેટલું મજબુત હોઇ શકે? ઘણી માતાઓ, પોતાના અનુભવ ઉપરથી જાણતી હશે કે ચૌદ કે પંદર વર્ષે થએલાં પ્રથમ બાળક ઉપર તે કેવી બેદરકાર રહી હતી?

હવે ધીરે, ધીરે, આપણે બાળકના અસ્તિત્વનો હક સ્હમજતા થયા છીએ. શાલીઓમાં (Welfare centre) બાળહિત રક્ષક સમાજ અને clinics જોવામાં આવે છે. આ સંસ્થાઓ અજ્ઞાન માતાને "બાળઉછેર" માટે કંઇક બોધ આપે છે, અને ગરીબોને સહાયરૂપ થાય છે. દર વર્ષે બાળ સપ્તાહના પ્રયોગો થાય છે, જેથી કરી માતાઓ પોતાની ખામી સ્હમજી શકે. આ સર્વ જાગૃતિ, બાળકોના નવીન ખ્યાલ માટેજ. આ યુગને બાળકનો યુગ મનાય છે, અને હવે જ આપણે બાળકેળવણીની મહત્તા શીખવા માંડયા છીએ. બાળકો માટે જુદી કોર્ટો સુદ્ધાં જોઇએ, એ પૂરવાર થયું, અને Children act આપણે સ્ત્રીઓએ પાસ કર્યો. આ સર્વ ચળવળ શા માટે? બાળકેળવણીને આટલી મહત્તા શા માટે આપવી? હાલના બાળકો એજ ભવિષ્યની પ્રજા, અને એ પ્રજા આજના કરતા વધુ સુંદર બને, એ આપણી ફરજ. શ્રી. જોશી બાળકોના કારણ માટે, League of Nations (લીગ ઑફ નેશન્સ) સુધી લડત લઢી રહ્યા છે, અને સુવાવડી માતાના અને બાળકોના હકો પૂરવાર થઇ રહ્યા છે.

સમાજે બાળકોના ઉછેર માટે શું કરવું, એ જોઇ રહ્યા પછી આપણે હવે બાળકના ઘરનું વાતાવરણ તપાસશું. અજ્ઞાન ધાત્રણ, માતા, કે શિક્ષક. "બાળઉછેર"નું કાર્ય બાળકને બ્હીવડાવીને ન કરે એ ખાસ જોવું. કુમળા મગજ પર જો "બ્હીક" રહી જાય તો, મોટા માનસશાસ્ત્રીઓએ, પણ પૂરવાર

કર્યું છે કે, તેની અસર મ્હોટપણ સુધી રહી જાય છે. ઘણા મ્હોટા માણસો "એકાન્ત" અને "અન્ધારા" થી બ્હીએ છે, તેનું કારણ એજ કે તેમના હૃદયમાં બાલ્યા વસ્થાથી બ્હીક પેસી ગઇ હોય. બીજું માતાએ ખાસ ધ્યાન રાખવું કે, બાળકને નકારથી ન શીખવવું. એટલે કે "કે તું જુઠું ન બોલીશ, મસ્તી ન કરીશ," વિગેરે. બાળકને સત્ય બોલવાની સુંદરતા સ્હમજાવો. 'સત્ય' સુંદર છે, માટે એજ બોલવું. "બાએ જુઠું બોલવાની ના કહી, એથી જુઠું ન બોલવું," એના કરતાં "સત્ય સુંદર છે અને મને તો એજ ગમે છે, માટે હું તો એજ બોલીશ." એમાં કેટલો ફેર! અર્થ એકજ, ભાવના એજ, છતાં કેળવણી જુદી. આ કદાચ ન્હાની વસ્તુ દેખાય, પરંતુ બાળ-જીવનમાં એ બહુ ગંભીર વિષય છે.

### નિન્દ્રા સ્વચ્છતા અને નિયમિતપણું.

આ ત્રણે વસ્તુ ઉપર માતાએ ખાસ લક્ષ રાખવું. બાળકની તંદુરસ્તીનો બધો આધાર નિન્દ્રા ઉપરજ રહેલો છે. પરંતુ "બાળાગોળી કે અફીણ" એવી કેફી વસ્તુ આપી, બાળકને નિન્દ્રામાં ન નાખી મુકવું. મજુરવર્ગમાં આવું અંધેર બહુ ચાલે છે, પરંતુ તેનું કારણ કેટલેક અંશે નિર્ધનતા પણ છે. કામે જનાર બાઇ, બાળકને અફીણ આપે, એમાં એનો દોષ શું? પશ્ચિમની માફક જો દરેક મીલ આદિઆં બાળરક્ષણ વિભાગ રાખે તો, આવું ન બને, અને આપણા બાળકો મૃત્યુના પંજામાંથી બચી શકે. બાળકને સ્વચ્છ રાખવું, ચોખ્ખાં કપડાં પ્હેરાવવાં, એ દરેક માતા સ્હમજે છે. બાળકને નિયમિત ન્હવડાવ્યાથી, અને એનાં કપડાં સાફ ધોવાથી પણ બાળક સ્વચ્છ રહી શકે. સ્વચ્છતામાં પૈસાની જરૂર પડતી નથી, માત્ર કાળજી અને શિક્ષણનીજ જરૂર છે. આ બધી બાબતની મહત્તા સ્હમજનાર ઘણી થોડી માતાઓ છે. રોગોનું મુખ્ય કારણ ગંદકીજ છે.

હવે એક ઘણાજ મહત્વની બાબત એ "નિયમિતપણું." બાળક રડે, એથી એને દુધ કે ખાવાનું આપ્યાથી, આપણે એ બાળકને કેટલી હાની પ્હોંચાડીએ છીએ, તેની કલ્પના આપણને નથી. ત્રણ કલાકની પ્હેલાં, બાળકના પેટમાં ભાર કરવાથી, તેને ખાધેલું પાચન કરવાનો સમયજ નથી મળતો; તે ઉપરાંત બાળકને દાંત આવ્યા પૂર્વે, આપણે એને "દાળ ભાત" આપીએ છીએ, એથી આપણે આપણા દેશના બાળકોના પેટ હંમેશાં મ્હોટાં જોઇએ છીએ. દોઢ કે બે વર્ષ પ્હેલાં ખોરાક નજ અપાય, તેમ માતાનું દુધ પણ બાર મહિનાથી વધુ નજ અપાય, એથી વધુ આપ્યાથી માતાને નુકસાન થાય છે. ગરીબ માતાઓ, જેઓ અજ્ઞાન છે એ બાળકોને અફીણ આપી, પોતે "બાળઉછેર" ની ફરજથી મોકળી થાય છે, જ્યારે શિક્ષિત અને શ્રીમન્ત માતાઓ પોતાના બાળકોને ધાવણ યા તો આયાના હાથમાં સોંપે છે. બેઉ રસ્તા ઇચ્છીત નથી, આયાના, અને ધાવણના, અત્યાચાર ન કલ્પી શકાય તેવા છે. કેટલીક વાર બાળકો આ આયાઓનાં છૂપાં અને ભયંકર રોગોના ભોગો થઇ પડે છે. તે ઉપરાંત, બાળકના ત્રાસમાંથી છુટવા, આ બાઇઓ અફીણ, માર, અને અપરબ્હો આપવા ચુકતી નથી. શિક્ષિત અને શ્રીમન્ત માતાનું બાળક, છતી માતાએ, આ અજ્ઞાન બાઇનાજ હાથમાં સોંપાય છે. આ આપણી હાલની કેળવણીનું પરિણામ. ઘણા શ્રીમન્ત માણસો, બાળકની મા મૃત્યુ પામવાથી તેને ધાવના દુધ ઉપર ઉછેરી, મ્હોટું કરે છે. ઉચ્ચ સંસ્કારવાળા બાળકને, નિચનું દુધ પાવાથી તેની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. "મા" ન

હોય તો, બાળકને ગાયના દુધ ઉપર ઉછેરી મ્હોટું કરવું.

### ઉપસંહાર.

આવા ગહન વિષય ઉપર જેટલું લખીએ એટલું થોડુંજ છે. વધુ વિચારોથી વધુ લખાય પરંતુ હાલ તે સર્વનો અવકાશ નથી. "બાળ ઉછેર" માટે માતા, શિક્ષક, અને સમાજની ફરજ શું છે, એ આપણે થોડું ઘણું વિચાર્યું. આ વિષયની જો આપણે મહત્તા સ્હમજી શકીએ તો, આપણે આપણા દેશના હજારો બાળકોની જીંદગી બચાવી શકીએ. બાળમરણનું પ્રમાણ, આપણા દેશ જેટલું ભયંકર તો કયાંએ નથી, અને તે અટકાવવા માટે આવા શિક્ષણની અવશ્ય જરૂર છે. જાગૃતિ આપણા દેશમાં હાલ થઇ છે. પ્રભુ સહાયથી આપણે આપણા બાળકોને બચાવી શકીશું. આજના બાળકો, એજ ભવિષ્યની પ્રજા, અને એ પ્રજાનો સર્વ આધાર "બાળઉછેર" પરજ રહ્યો છે. આજે આ વિષય ઉપર આપણે સર્વે બ્હેનોએ વિચાર કર્યો, અને હવે પછી પણ કરીશું. ભારતવર્ષની બધી માતાઓ પોતાના સંતાનોને, આદર્શમય બનાવવા પ્રયત્ન કરે, એવી મ્હારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.



## ભગિની સમાજ ઇનામી નિબંધમાળાની પરીક્ષાનું પરિણામ.

| | | | |
|---|---|---|---|
| | વિષય ૧ લો આપણા સામાજીક કુરિવાજો. | | ઇનામ રૂ. |
| ૧ | નં. ૧ | શ્રીમતિ લક્ષ્મીબ્હેન ડોસાણી ... મુંબાઇ. | ૫૦ |
| ૨ | નં. ૨ ,, | શાંતાબ્હેન બહુમનભાઇ મહેતા વડોદરા | ૨૫ |
| ૩ | નં. ૩ ,, | પ્રેમીબ્હેન મંછારામ પટેલ... રાંદેર. | ૨૫/૬ (દરેકને રૂ. ૪-૩-૦) |
| ૪ | ,, ,, | મણીબ્હેન જીવરામ ત્રીવેદી અમરેલી | |
| ૫ | ,, ,, | મંજુબ્હેન કૃષ્ણરામ મહેતા વડોદરા. | |
| ૬ | ,, ,, | વિનોદિની ર. યાજ્ઞીક, બી. એ. ભાવનગર. | |
| ૭ | ,, ,, | નર્મદાબ્હેન છગનલાલ શાહ ભાદરણ. | |
| ૮ | ,, ,, | કાન્તાગૌરી દ્વારકાદાસ ઠાકોર અમદાવાદ | |
| | વિષય ૨ જોઃ સ્ત્રીઓનો કાર્યપ્રદેશ. | | ઇનામ રૂ. |
| ૧ | નં. ૧ | શ્રીમતિ બ્હેન કાંતા દ્વારકાદાસ ઠાકોર, જી એ. અમદાવાદ. | ૫૦ |
| ૨ | નં. ૨ ,, ,, | વિનોદિની ર. યાજ્ઞીક, બી. એ. ભાવનગર. | ૨૫ |
| ૩ | નં. ૩ ,, ,, | ઇન્દુમતિ ચંદ્રકાંત ઠાકોર મુંબઇ. | ૨૫/૩ |
| ૪ | ,, ,, ,, | શાંતાબ્હેન બી. મહેતા. વડોદરા. | |
| ૫ | ,, ,, ,, | દીવાળીબ્હેન વાલજી ભટ વડોદરા. | |

ભગિની સમાજ મંદીર
હિન્દુ સેવક સમાજ,
મુંબઇ ૪.

ભગિની સમાજના મંત્રીઓ.




(ફ્રેંચ લેખક મોલીએરના The Forced Marriage નામક નાટકના કેટલાક પ્રવેશોનો અનુવાદ).

પાત્રો.

રોહિતકુમાર. લગ્નનો ઉમેદવાર.
ગોરધનદાસ. એનો મિત્ર.
શુદ્ધાશુદ્ધરાવ. એરીસ્ટોટેલીયન ફિલ્સુફ.
સકલશંકાશીલરાવ. પાર્થેનીયન ફિલ્સુફ.

## પ્રવેશ પહેલો.

### રોહિતકુમાર અને ગોરધનદાસ પ્રવેશ કરે છે.

ગોરધનઃ કેમ દોસ્ત. લગ્નનું શું કર્યું પછી ? હમણાં એક સોની મને મળ્યો હતો તે કહેતો હતો કે ત્હારે હીરાની વીંટીની જરૂર હોય તો એની પાસે એક છે. વીંટી ઘણી સારી છે; અને એ તો કહેતો હતો કે એની જોડ દુનીયામાં નથી.

રોહિતઃ ઠીક, હા, પણ હમણાં એની કંઇ ઉતાવળ નથી.

ગોરધનઃ કેમ અલ્યા ? હમણાં તો તું ટેસમાં હતો, અને અત્યારે કેમ આવું ઢીલું ઢીલું બોલે છે. લગ્ન બંધ રહ્યું કે શું ?

રોહિતઃ દોસ્ત, ખરૂં કહી દઉં ? આ હમણાં હમણાંમાં મ્હારામાં લગ્ન વિષે થોડી સમજણ આવવા માંડી છે. મ્હને લાગે છે કે લગ્નની વાત મ્હારે અહીંથીજ અટકાવવી જોઇએ. ગઇ કાલે રાત્રે મ્હને એક સ્વપ્નું આવ્યું હતું તે હમણાંજ યાદ આવ્યું. તું જાણે છે ને કે સ્વપ્નું એ અરિસા જેવું છે, ને કેટલીક વખત એમાં આપણા ભવિષ્યનું પ્રતિબિંબ પડે છે ! મ્હને એવું સ્વપ્નું આવ્યું કે હું ભરદરીયે એક વ્હાણમાં હતો–અને...

ગોરધનઃ યાર, મ્હારે જરા ઉતાવળનું કામ છે, તો મ્હને માફ નહિ કરે ? એ સાંભળવાનો મ્હને અત્યારે વખત નથી. વળી સ્વપ્નાં હું સમજતો નથી. બાકી, લગ્ન બાબત ત્હારે સલાહ લેવી હોય તો ત્હારી પડોશમાંજ બે તત્ત્વજ્ઞાનીઓ રહે છે એમની જ સલાહ લેને ?......ત્યારે હું જાઉં છું; સાહેબજી ( જાય છે. )

રોહિતઃ (સ્વગત) એ ખરૂં કહે છે. મ્હારે એ બે તત્ત્વજ્ઞાનીઓની સલાહ લેવીજ જોઇએ.

## પ્રવેશ બીજો.

### ( શુદ્ધાશુદ્ધરાવ અને રોહિતકુમાર )

શુદ્ધાશુદ્ધરાવઃ ( અંદર કોઇની સાથે વાત કરતો હોય એમ પ્રવેશ કરે છે, ને રોહિતને જોતો નથી. ) જા, જા, હવે. તું તો તદ્દન ઉદ્ધત છે. પદ્ધતિ ને નિયમનું તો જરાયે

ભાન નથી ને મ્હારી સાથે વિવાદ કરવા આવ્યો છે!

રોહિતઃ ( એને જોઇને ) હાશ! ઠીક થયું, અહીંજ મળી ગયો તે!!

શુદ્ધાઃ ( રોહિત તરફ જોયા વિનાજ ) અલબત્ત, જીવનપર્યંત હું એનું સમર્થન કરીશ. તત્ત્વજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ એવા એરીસ્ટોટલના પ્રમાણથી હું સિદ્ધ કરી આપીશ કે તું અજ્ઞાન છે, જ્ઞાનવિહીન છે, જ્ઞાનવિહીનત્વધારી છે!

રોહિતઃ ( સ્વગત ): આ માઇ કોઇની સાથે લડી પડયા હોય એમ જણાય છે. ( શુદ્ધાશુદ્ધરાવની પાસે જઇને ): સાહેબ!

શુદ્ધાઃ ( પ્રથમની માફક, રોહિતને જોયા વિનાજ) વાદવિવાદ કરવા બેઠો છે ને પ્રમાણ શાસ્ત્રનો તો કક્કોયે નથી આવડતો!

રોહિતઃ ( સ્વગત ): ગુસ્સાને લીધે મ્હને જોઇ શકતા નથી. ( શુદ્ધાશુદ્ધરાવને ): સાક્ષરશ્રી!

શુદ્ધાઃ ( પહેલાંની માફક, રોહિતને જોયા વિનાજ ) એ સિદ્ધાંત તત્ત્વજ્ઞાનના સર્વ પ્રદેશોમાં તિરસ્કૃત થયેલો છે!

રોહિતઃ ( સ્વગત ) ભાઇ સાહેબ બહુ ચીડાયા હોય એમ જણાય છે. ( શુદ્ધાશુદ્ધરાવને ) અહો! સાક્ષરવર્ય, હું કહું છું કે...

શુદ્ધાઃ ( હજી પહેલાંની ધુનમાંજ ) ત્હારા સિદ્ધાંતમાં કિંચિદપિ સત્ય વિદ્યમાન નથી.

રોહિતઃ સાક્ષરરત્ન! હું આપને પ્રણામ કરું છું.

શુદ્ધાઃ ( એના તરફ જોઇ ) હાં, જી, પ્રણામ.

રોહિતઃ જી, હું......

શુદ્ધાઃ ( પાછો ફરીને, ધુનમાંજ ) કયું ઘોર કર્મ ત્હારા હસ્તે થયું છે એનું ત્હને ભાન છે! ન્યાય શાસ્ત્રમાં તેં મૂર્ખતા પ્રતિપાદન કરી છે!

રોહિતઃ જી, હું.........

શુદ્ધાઃ (પાછો ફરીને, પહેલાંની ધુનમાંજ) કયું ઘોર કર્મ ત્હારા હસ્તે થયું છે એનું ત્હને ભાન છે? ન્યાયશાસ્ત્રમાં તેં મૂર્ખતા પ્રતિપાદન કરી છે!

રોહિતઃ જી. હું......

શુદ્ધા : ( પહેલાંની માફક ) એમાં ઉદાહરણ મૂર્ખતાદર્શક છે; ઉપનય આધારરહિત છે, અને નિગમન હાસ્યજનક છે.

રોહિતઃ-( એનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કરતો ): હું......

શુદ્ધાઃ-મ્હારું કથન કબુલ કરવા કરતાં તો મરણ મ્હને વધુ પ્રિયકર થઇ પડે. યાદ રાખજે મ્હારા હાથમાં લખવાની શક્તિ હશે અને મ્હોમાં બોલવાની શક્તિ હશે ત્યાં સુધી મ્હારા અભિપ્રાયનું હું સમર્થન કરવાનો છું.

રોહિતઃ-જી, હું......

શુદ્ધાઃ- હજી એની એ ધુનમાંજ, અને રોહિતને જોયા વિનાજ ) આ સિદ્ધાંતનો મરણ પર્યંત, મ્હારા હસ્તદ્વારા, મ્હારા ચરણદ્વારા, મ્હારા મસ્તકદ્વારા, મ્હારા ઉદરદ્વારાઃ-મ્હારા સર્વ અવયવદ્વારા, સર્વ શક્તિદ્વારા સર્વ ઉપાયદ્વારા બચાવ કરીશ.

રોહિતઃ ઓ સાક્ષરજી. વિદ્વદ્વર્ય! આપના આ ક્રોધનું કારણ બતાવશો?

શુદ્ધાઃ ઘણું અગત્યનું કારણ.

રોહિતઃ પણ શું?

શુદ્ધાઃ એક મૂર્ખ શીરોમણીએ એક અશુદ્ધ સિદ્ધાંત પતિપાદન કરવાની હિંમત ધરી છે-તદ્દન અશુદ્ધ, ભયંકર, ત્રાસદાયક, નિંદ્ય સિદ્ધાંત.

રોહિતઃ કયો સિદ્ધાંત?

શુદ્ધાઃ ખરું કહું, રાજમાન રાજેશ્રી રોહિતકુમાર, તો અધુના દિનપ્રતિદિન સર્વ વસ્તુઓમાં વ્યામોહ ઉત્પન્ન થતો જાય છે. જગત આખું દુષ્ટતા પ્રતિ પ્રયાણ કરતું જાય છે. ભયંકર સ્વચ્છંદતાએ-અરાજકતાએ-સર્વત્ર

પ્રચાર કર્યો છે. હું જે સિદ્ધાંત વિષે કહું છું તે સિદ્ધાંતના આવા અસહ્ય દુષ્ટ પ્રચારને લીધે તો આપણે ત્યાંના વ્યવસ્થાનિયામક ન્યાયાધિશોએ ઢાંકણીમાં પાણી ઘાલી બુડી મરવું જોઇએ.

રોહિતઃ ( આશ્ચર્ય ચકિત થઇને ) એટલું બધું શું છે ?

શુદ્ધાઃ કોઇ મનુષ્યને જાહેરમાં "પુસ્તકનો આકાર" એવા શબ્દો કહેવા દેવું એ ત્રાસજનક નથી ?

રોહિતઃ શી રીતે ?

શુદ્ધાઃ મ્હારા કથનનો આશય એ છે કે આપણે "પુસ્તકની આકૃતિ" એવી રીતે કહેવું જોઇએ; ને નહિ કે "પુસ્તકનો આકાર." 'આકાર' શબ્દ જીવંત વસ્તુનો ઘાટ દર્શાવવા વપરાય છે; ને 'આકૃતિ' શબ્દ નિર્જીવ વસ્તુના ઘાટ અર્થે વપરાય છે. પુસ્તક નિર્જીવ વસ્તુ છે માટે "પુસ્તકની આકૃતિ" એ શબ્દો વાપરવા જોઇએ, ને નહિ કે "પુસ્તકનો આકાર"! ( પાછળ ફરીને ) હં, મૂર્ખ શિરોમણી, આ રીતે સિદ્ધાંતનું પ્રતિપાદન થાય, સમજ્યો ? આ એરિસ્ટોટલના પોતાના શબ્દોમાં સિદ્ધ થયો છે.

રોહિતઃ ( સ્વગત ) આનુંયે ભેજું ખસ્યું લાગે છે. હું તો વિચાર કરતો હતો કે કોણ જાણે શુંયે હશે ? ( શુદ્ધાશુદ્ધરાવને ) સાક્ષરવર્ય હવે આપ આ વાત જવાદો. હું......

શુદ્ધાઃ મ્હારામાં એટલો ક્રોધ વ્યાપ્ત થયો છે કે એની અવધિ નથી !

રોહિતઃ હવે કૃપા કરી આપ એ 'પુસ્તક' અને 'આકૃતિ એ બન્નેને ચુલ્હામાં નાંખો; મ્હારે આપને કશું કહેવાનું છે. હું......

શુદ્ધાઃ ( રોહિત તરફ ધ્યાન નહિ આપતાં એની ધુનમાંજ ): બેઅદબ !

રોહિતઃ મહેરબાન-સાહેબ, હવે તો શાંત થાઓ !

શુદ્ધાઃ ( હજુએ ધ્યાન આપ્યા વિના બુરથલ !

રોહિતઃ પ્રભુને ખાતર હવે તો......

શુદ્ધાઃ ( ધુનમાંજ ) આવો સિદ્ધાંત ધાર કરવાની હિંમત કરે છે ? હેવાન !

રોહિતઃ એવું કહેવું તદ્દન ખોટું છે. હું...

શુદ્ધાઃ સ્વયં એરીસ્ટોટલેજ તિરસ્કારેલો સિદ્ધાંત ?

રોહિતઃ આપનું કહેવું તદ્દન સાચું છે. હું......

શુદ્ધાઃ ( ધુનમાં ) અને તેય આટલા બધા શબ્દોમાં ?

રોહિતઃ આપ તદ્દન ખરૂં કહો છો. (જે બાજુ શુદ્ધાશુદ્ધરાવ જોતો હતો તે બાજુ ફરીને): ઉંહ, ગદ્ધા હેવાન ! આવા સુશિક્ષિત, પ્રતિષ્ઠિત સાક્ષરરત્ન સાથે વિવાદ કરવા આવતાં શરમ નથી આવતી ? ( શુદ્ધાશુદ્ધરાવ તરફ ફરીને ) જી, એ તો હવે પતી ગયો. હવે મ્હારા તરફ ધ્યાન આપશો ? હું એક મ્હોટી ગુંચવણમાં આવી પડ્યો છું. મ્હારૂં એક સ્વરૂપસુંદર સ્ત્રી સાથે લગ્ન થવાનું છે. એને હું ઘણોજ ચાહું છું; અને એનો બાપ પણ મ્હારી સાથે એને પરણાવવા ખુશી છે. પણ મ્હને બ્હીક રહે છે કે પાછળથી એ કુલટા નીકળે તો ? આપ મહાન વિદ્વાન છો, તત્ત્વજ્ઞાની છો, સાક્ષરરત્ન છો, અગમનિગમનું જાણો છો, પુસ્તકની આકૃતિ કે આકાર એ બાબત આપ નક્કી કરી શકો છો. તો આપ મ્હારી ગુંચવણનો ઉકેલ ન લાવો ?. આપનો અભિપ્રાય જણાવશો ?

શુદ્ધાઃ 'પુસ્તકનો આકાર' એ શબ્દો કબુલ કરવા કરતાં તો હું પ્રેમાનંદનાં નાટકો પ્રેમાનંદનાંજ લખેલાં છે એ કબુલ કરૂં-અથવા તો પૃથ્વી ગોળ છે એ કબુલ કરૂં-અને મ્હારી જાતને ગધેડામાં ખપાવું !

રોહિતઃ ( સ્વગત ): વાઘવરૂને

આદમીઓ કેમ નહિ જડતા હોય? (શુદ્ધા-શુદ્ધરાવને.) ઓ સાક્ષરશ્રો! આપ જરાતો મ્હારૂં સાંભળવાની કૃપા કરો? હું આપની સમક્ષ કલાકથી ઉભો છું ને આપ તો જવાબ સુદ્ધાં નથી આપતા!

શુદ્ધા: (જરા ભાનમાં આવ્યો હોય તેમ) મ્હને ક્ષમા અર્પશો. પણ મ્હારા ક્રોધની વાસ્તવીકતા તો આપનેય કબુલવી પડશે!

રોહિત: હશે, જવાદો એને! અને હું કહું તે તરફ ધ્યાન આપવાની કૃપા કરો.

શુદ્ધા: આપને શું કહેવું છે?

રોહિત: જી, હું એક અગત્યની વાત પર બોલવા માંગું છું.

શુદ્ધા: કઇ ભાષામાં.?

રોહિત: (જરા ચમકીને) ભાષા?

શુદ્ધા: હા, જી.

રોહિત: (વધારે આશ્ચર્ય પામતો)? એટલે?

શુદ્ધા: એટલે આપ સંસ્કૃતમાં બોલશો?

રોહિત: ના, જી.

શુદ્ધા: ઉર્દુમાં?

રોહિત: ના, જી.

શુદ્ધા: પર્શીયનમાં?

રોહિત: નાહ.

શુદ્ધા: અંગ્રેજીમાં?

રોહિત: (જરા કંતાળેલો થતો): નહિજ;

શુદ્ધા: ત્યારે લેટીનમાં?

રોહિત: (જરા કંટાળતો) બીલકુલ નહિ.

શુદ્ધા: ગ્રીકમાં?

રોહિત: જરાય નહિ.

શુદ્ધા: હીબ્રુ?

રોહિત: ના.

શુદ્ધા: અરેબિક?

રોહિત: (અધિરો બનતો) નહિ, નહિ-

શુદ્ધા: હિન્દી?

રોહિત: ના, ભાઇ, ના. ગુજરાતી, ગુજરાતી, ગુજરાતીમાં.

શુદ્ધા: ઉંહ ગુજરાતીમાં.

રોહિત: જી, હા.

શુદ્ધા: ત્યારે ત્હમે મ્હારા વામ હસ્ત તરફ આવી જાઓ.

રોહિત: એટલે?

શુદ્ધા: કારણ કે મ્હારો આ દક્ષિણ કર્ણ સંસ્કૃત ભાષા અને પરભાષાઓ માટે છે. ને આ વામ કર્ણ અસંસ્કૃત માતૃભાષા માટે છે.

રોહિત: (સ્વગત): આ ભાઇની સાથે વાત કરવામાંયે તોબા છે!

શુદ્ધા: આપની શી ઇચ્છા છે?

રોહિત: એક ન્હાનકડી ગુંચવણ છે, એમાં આપની સલાહની જરૂર છે.

શુદ્ધા: મ્હારી ખાત્રી છે કે આપની મુસ્કેલી તત્વજ્ઞાન વિષયક હશે.

રોહિત: માફ કરશો; હું......

શુદ્ધા: કદાચ આપને જાણવું હશે કે અસ્તિત્વની બાબતમાં તત્ત્વાર્થ અને વ્યાકરણ એ સમાનાર્થક છે કે ઉભયાર્થક છે?

રોહિત: બીલકુલ નહિં; હું તો...

શુદ્ધા: કે પ્રમાણ શાસ્ત્ર એ શાસ્ત્ર છે કે કળા?

રોહિત: નહિજી; હું તો......

શુદ્ધા: કે એના હેતુમાં મનના ત્રણે વ્યાપારનો સમાવેશ થાય છે કે એકલા ત્રીજાનો?

રોહિત: ના; હું તો..........

શુદ્ધા: કે એના દસ અધિકરણ છે કે એકજ?

રોહિત: એ નહિ; હું તો......

શુદ્ધા: કે ન્યાયનું તાત્પર્ય નિગમન ખરૂં કે નહિ?

રોહિત: ના, ના, ના, ના, ના.

શુદ્ધા: ત્યારે ત્હમારા વિચારે જણાવી દો. એમને પારખવા હું અસમર્થ નીવડ્યો છું.

રોહિતઃ ભાઇ સાહેબ, એજ મ્હારી ઇચ્છા છે; આપ હવે કૃપા કરી મ્હારી વાત પર ધ્યાન આપશો. આપને જણાવવાનું એટલુંજ હતું કે એક સુંદર સ્ત્રી સાથે મ્હારૂં લગ્ન થવાનું છે. મ્હારો એના પર અનહદ પ્રેમ છે; ને એના બાપની સંમતિ પણ મ્હને મળી છે પણ મ્હને ભય રહે છે કે...

શુદ્ધાઃ [ રોહિતનું જરાયે સાંભળ્યા વિના] મનુષ્યને, વાણી એના વિચાર દર્શાવવા પુરતી મળી છે. જેવી રીતે વિચાર વસ્તુઓના નિદર્શક છે, તેમ આપણા શબ્દો એ આપણા વિચારોના નિદર્શક છે. (રોહિત ચીડાઇને શુદ્ધાશુદ્ધરાવનું મ્હોં પોતાના હાથ વડે દાબી દે છે. પણ જ્યારે મ્હોંપરથી હાથ લઇ લે છે ત્યારે એ સાક્ષરરત્ન અધુરૂં રહ્યું હતું ત્યાંથી શરૂ કરે છે.) પણ આ નિદર્શનોમાં અન્ય નિદર્શનો કરતાં વિવિધતા એટલીજ છે કે અન્ય નિદર્શનો નિર્દિષ્ટ વસ્તુ કરતાં પૃથક હોય છે, ત્યારે આ નિદર્શનો, નિર્દિષ્ટ વસ્તુને પોતામાંજ સમાવે છે. કારણ વાણી એટલે વિચારોનું બાહ્ય સંજ્ઞાદ્વારા ઘડાયેલું મૂર્ત્ત સ્વરૂપ એટલે સિદ્ધ થાય છે કે જે સારૂં વિચારી શકે તે સારૂં બોલી શકે. આ કારણથી આપના વિચારો શબ્દોદ્વારા મ્હને સમજાવો એવી મ્હારી વિનંતિ છે. કારણ કે શબ્દો એજ સૌથી વધારે સરળ સંજ્ઞાઓ છે.

રોહિતઃ (પુરેપુરો ચ્હીડાઇને સાક્ષરને એના ઘરમાં પુરી દેછે.) ત્હારૂં સત્યાનાશ જાય !

શુદ્ધાઃ (અંદર રહ્યો રહ્યો) અલબત્ત, વાણી એ બ્રહ્મસ્વરૂપ છે, આત્મની પ્રતિકૃતિ છે (ઉભો થાય છે ને બારી આગળ આવેછે) વ્યક્તિત્વમાં રહેલા ગુણમાત્રનું પ્રતિબિંબ ધરતા અરિસા જેવી છે. ત્હમારામાં વિવેકશક્તિ છે, વાણી છે, તો શા માટે ત્હમારા વિચાર જણાવતા નથી ?

રોહિતઃ (થાકેલા જેવો) ભલા આદમી, હું એજ કરવા ઇચ્છું છું, પણ આપ સાંભળો છો ક્યાં ?

શુદ્ધાઃ મ્હારૂં ધ્યાન છે, બોલો.

રોહિતઃ હાજી મ્હારે કહેવાનું એટલુંજ છે કે...

શુદ્ધાઃ (અધવચ અટકાવતો) હા, પણ ટુંકમાં પતાવજો; મ્હારો સમય અમૂલ્ય છે !

રોહિતઃ જરૂર.

શુદ્ધાઃ અતિ વિસ્તારની જરૂર નથીજ.

રોહિતઃ અરે, સાહેબ...

શુદ્ધાઃ સંક્ષિપ્ત શબ્દાવલિમાંજ ત્હમારો સંવાદ ચલાવજો.

રોહિતઃ હું......

શુદ્ધાઃ જરાયે વાક્ વિસ્તાર કે વક્રોક્તિ ન કરતા. (રોહિતના ક્રોધનો પાર નથી રહેતો ને થોડા પથરા લઇ એ સાક્ષર તરફ ફેંકે છે).

શુદ્ધાઃ આ શું ? ત્હમારી વાત કહેવાને બદલે ક્રોધ કેમ કરો છો ? ચાલ્યા જાઓ. ત્હમે તો પેલા 'પુસ્તકનો આકાર' કહેનારા કરતાં પણ વધુ બેઅદબ જણાઓ છો. પણ હું ત્હમને સર્વત્ર ને સર્વ સમયે, સબળ, નિશ્ચયાત્મક અને પ્રતીતિજનક કારણોદ્વારા સિદ્ધ કરી બતાવીશ કે ત્હમે મુર્ખ છો અને મુર્ખજ રહેવાના છો; અને હું સદાયે સાક્ષરરત્નશ્રી, વિદ્વદ્વર્યશ્રી, તત્ત્વજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ શુદ્ધાશુદ્ધરાવ છું ને રહેવાનો છું.

રોહિતઃ કેવો લખલખીઓ છે !

શુદ્ધાઃ હું કોણ ? સાક્ષર, વિદ્વાન,

રોહિતઃ [ જરા હાસ્યમાં.] પછી ?

શુદ્ધાઃ સર્વયોગ્યતાધારી, સર્વશક્તિશાળી, [ બીજી બાજુ જતાં ] દરેક શાસ્ત્રમાં નિપુણ (જતાં જતાં) દંતકથાઓ, પુરાણ વાર્તાઓ, ઇતિહાસો (પાસે આવીને) વ્યાકરણ, કાવ્યશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, તર્કશાસ્ત્ર ન્યાયશાસ્ત્ર, (આઘો જઇને) ગણિત; દર્શનેદ્રિ-

મશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, માનસશાસ્ત્ર, (પાસે આવીને) જગદુત્પત્તિશાસ્ત્ર, ભૂમિતિ, શિલ્પ વિદ્યા, (જતાં જતાં) વૈદકશાસ્ત્ર, ખગોળવિદ્યા નક્ષત્રવિદ્યા વગેરે વગેરે સર્વ વિદ્યામાં વિશારદ તે હું ........(જાય) છે)

રોહિતઃ અને મોટા હેવાન પણ તુંજ !

## પ્રવેશ ત્રીજો.

(રોહિતકુમાર)

રોહિત (એકલો સ્વગત) હે પ્રભુ સાક્ષરો ને તત્ત્વજ્ઞાનીઓને ત્હારી પાસે જ રાખતો હોય તો ? દુનીયાનું કે દેશનું એમના વિના શું અટકી પડે છે ? લોકોનું, સાધારણ જન સમાજનું તો એ સારૂંએ કદી સાંભળવાનાજ નહિ મ્હને કોઇએ ખરૂંજ કહ્યું હતું કે ગ્રેરી સ્ટોટલ પણ એક જબરો વાતોડીઓ જ હતો. ચાલ, જીવ, હવે બીજા પાસે. એ ભાઇ આનાથી તો કાંઇક સારા હોવા જોઇએ. અરે વાહ ! આ શું ! એજ અહીં આવે છે ને શું !

## પ્રવેશ ચોથો.

(સકલશંકાશીલરાવ અને રોહિતકુમાર)

સકલશંકાશીલરાવઃ જી, આપને આ સેવકની જરૂર છે; અને ?

રોહિતઃ હાજી, સાહેબ મ્હારે એક નાનકડા કામમાં આપની સલાહની જરૂર છે. અને આ સેવક આપની પાસે અહીં આવ્યો છે. (સ્વગત) આ મૂર્તિ કૈંક ઠીક લાગે છે. બીજું કાંઇ નહિ તો વાત કરવા દે છે !

સકલઃ માસ્તર રોહિતકુમાર, કૃપા કરી આપ આપની બોલવાની રીતમાં સુધારો કરશો, ? અમારૂં તત્ત્વજ્ઞાન નિશ્ચયાત્મક વાક્યો વદવાની સલાહ નથી આપતું, પણ સર્વદા અનિશ્ચિતપણે બોલવાનું અને આપણા સમા પામર મનુષ્યની પામર બુદ્ધિ પર જેમ બને તેમ ઓછો વિશ્વાસ રાખવાનું સુચવે છે. સાચું પુછાવો તો આપે એમ ન કહેવું ઘટે કે "આ સેવક આવ્યો છે." પણ એમ કહેવું જોઇએ કે "આ સેવક આવ્યો હોય એમ લાગે છે."

રોહિતઃ જી ? "લાગે છે ?"

સકલઃ હાજી.

રોહિતઃ એ શી રીતે મહેરબાન ? લાગે છે એ વાત સાચી પણ એવું લાગે છે એનું કારણ એ કે એવું 'છેજ.'

સકલઃ ત્યાંજ આપની ભૂલ થાય છે. આપણને 'લાગે' છતાયે 'એવું હોય નહિ' એમ બનવું પણ સંભવિત છે.

રોહિતઃ શી રીતે હું આવ્યો છું તે સત્ય નથી ?

સકલઃ એય એક પ્રશ્ન છે. અને આપણે દરેક વસ્તુ તરફ શંકાની દૃષ્ટિએ જ જોવું જોઇએ.

રોહિતઃ ત્યારે શું અહીં આવ્યો નથી ને આપની સાથે વાત કરતો નથી ?

સકલઃ એમ પણ કેમ કહેવાય ? મ્હને એમ જણાય છે કે આપ અહીં છો; અને મ્હને એમ લાગે છે કે હું આપની સાથે વાત કરૂં છું; પણ એમજ છે એ નક્કી ન કહેવાય.

રોહિતઃ ઓ બાપરે ! આપ તો મશ્કરી કરો છો. હું અહીં છું ને આપ ત્યાં છો એ દીવા જેવું ઉઘાડું છે. એમાં 'લાગવાનો' ને 'જણાવવાનો' સવાલજ નથી. પણ એ માથાકુટ જવાદો. હું મૂળ વાત પર આવું છું. આપને હું જણાવવા આવ્યો છું કે મ્હારૂં લગ્ન થવાનું છે.

સકલઃ એ વિષે હું કશું જાણતો હઉં એમ મને લાગતું નથી.

રોહિતઃ પણ એ જણાવવાને તો હું આવ્યો છું.

સકલઃ હશે.

રોહિતઃ જે છોકરી સાથે પરણવાનું મ્હેં નકકી કર્યું છે તે ! ઘણીજ સુંદર છે.

સકલઃ શકય છે.

રોહિતઃ એની સાથે લગ્ન કરવામાં મ્હારૂં હિત ગણાય કે અહિત ?

સકલઃ બેમાંથી એક.

રોહિતઃ ( સ્વગત ): અરે રામ ! અહિંતો વળી જુદુંજ ફારસ છે ! ( સકલ તરફ ફરીને ) મ્હારો પુછવાનો આશય એ છે, સાહેબ, કે એને પરણવાથી હું સુખી થઇશ કે ?

સકલઃ પ્રભુ જાણે.

રોહિતઃ હું દુઃખી થઇશ ?

સકલઃ વિધિએ એવું લખ્યું હશે તો એમ.

રોહિતઃ ભલા, જરા સીધો જવાબ તો આપો ?

સકલઃ એવીજ મ્હારી ઇચ્છા છે,

રોહિતઃ એ છોકરીને હું ઘણોજ ચાહું છું.

સકલઃ ચ્હાતા હશો.

રોહિતઃ એના બાપે પણ સંમતિ આપી છે.

સકલઃ આપી હશે.

રોહિતઃ પણ જો હું પરણું તો પાછળથી એ મ્હને બેવફા નીવડે એવો મને ભય રહે છે.

સકલઃ નીવડે પણ ખરી.

રોહિતઃ આપનો પોતાનો એ વિષે શો મત છે ?

સકલઃ એમાં અશક્યતા જેવું કશું નથી.

રોહિતઃ આપ મારી જગાએ હોતો શું કરો ?

સકલઃ મ્હને ખબર નથી.

રોહિતઃ આપ મ્હને શી સલાહ આપો છો ?

સકલઃ જે આપની ઇચ્છા હોય તે.

રોહિતઃ સાહેબ, આપ મ્હને ગાંડો બનાવી મુકશો.

સકલઃ એ બાબત મ્હને કશું લાગે વળગે નહિ.

રોહિતઃ આવા તરંગીઓને તો ફાંસીએ ચડાવવા જોઇએ.

સકલઃ बलीयसी केवलमीश्वरेच्छा.

રોહિતઃ ( સ્વગત ) આવા મૂર્ખાઓ શા માટે જીવતા હશે ? ( સકલને ): ઓ તત્ત્વજ્ઞાનના પુંછડા, હું હમણાંજ ત્હારી બોલવાની રીત સુધારાવું છું.

( મારવા માંડે છે )

સકલઃ અરે, અરે, અરે, !

રોહિતઃ ત્હારે જેવા ઉલ્લુને તો આજ ઘટે. હાશ, હવે મ્હને સંતોષ થયો. ચક્રમ, મ્હારૂં માથું ખાઇ ગયો—નકામું.

સકલઃ આ શું ? આ કેવી ઉદ્ધતાઇ ? મ્હારા તરફ આવું તોછડાપણું ? મ્હારા જેવા તત્વજ્ઞાનીને મારવાની હિંમત ?

રોહિતઃ જી, સાહેબ, મહેરબાની કરી આપ આપની બોલવાની રીત જરા સુધારશો ? આપણે તો સઘળી વસ્તુઓ તરફ શંકા બતાવવી જોઇએ. આપે એમ ન કહેવું જોઇએ કે મ્હેં આપને માર્યા છે. આપે તો એમ કહેવું ઘટે કે મ્હેં આપને માર્યા હોય એમ લાગે છે !

સકલઃ ઉંહ ! હું હમણાંજ આ માર માટે ફરીયાદ નોંધાવું છું.

રોહિતઃ એ બાબત મ્હને કશું લાગે વળગે નહિ.

સકલઃ મ્હારાં શરીર પર મારના ચિન્હ છે.

રોહિતઃ હશે.

સકલઃ એ ત્હારૂંજ કામ છે.

રોહિત અશક્ય નથી.

સકલઃ ત્હારી સામે હમણાંજ સમન્સ કઢાવું છું.

રોહિતઃ એ બાબત મ્હને કશી ખબર નથી.

સકલઃ ત્હને જરૂર સજા થશે.

રોહિતઃ बलीयसी केवलमीश्वरेच्छा.

સકલઃ મહેરબાની કરી તું જા હવે, ભાઈ સાહેબ ! ( જાય છે ).

રોહિતઃ ( એકલો ) અરે પ્રભુ ! આવા લોકો પાસે સલાહ માંગવા જવું એજ એક મૂર્ખાઇ છે ! ( જાય છે. )

# ઘ — ર — ઘા — ટી

લેખકઃ રા. જ હુ. ખંધડીઆ.

[ રામબાણ વાગ્યા હોય તે જાણે—એ રાહ. ]

મુંબઇ ગામમાં ઘાટી રાખે તેમ રહેવું.
ઘરનું કામ બીજા કોને જઇને કહેવું...મુંબઇ૦

ઉજળી બ્હેને રાખ્યો ને વીજળી બ્હેને રાખ્યો
રાખ્યો વળી રમા બ્હેને રામો;
સારો જોઇને પોરીઓ રાખો પ્રીતમજી
વંધી પડીયાં મારે ઘરના કામો...
મુંબઇ૦

એંઠવાડ કાઢે ને કચરાગે વાળે
હાંડે હાંડે ભરે નળના પાણી;
ઘરની પથારીઓ પાથરે ઉપાડે
બોલતાં આવડે મરાઠી એની વાણી...
મુંબઇ૦

ખડે પગે કરે ઘરના કામ ઘાટીડો
વળી જોઇતું કરતું લેઇ આવે;
સાવરણીની સાવરણી ને દાઢીની દાઢી
એ તો બધી રીતે કામમાં આવે...
મુંબઇ૦

આખો મહિનો ભરે ત્યારે પાંચ રૂપરડી
વધ્યું ઘટયું એ તો મહેરબાની;
માંગે રજા નહિ, ખાડો ન પાડે, એના
કેલેન્ડરમાં લાલ નહિ નિશાની...
મુંબઇ૦

વરસે દહાડે માંડ ગુડી પડવો ને
ગણપતિ ચોથ એ પાળે;
શેઠાણીની રજા લઇ "દેશમધિ જાતો"
એમાં શેઠીઆ હૈયા શાના બાળે ?..
મુંબઇ૦

રાતના વાસણ ભલે ઉટકે સવારે
ખાલી પાણીનો રહે ગોળો;
કપડાંના ધોણ કદી બગડે, પ્રીતમજી
એમાં એના અપરાધ ન ખોળો..
મુંબઇ૦

મોડાં તમે જમ્યા, નળ સૌ સુકાયા,
સાખુ તમારા એવા હલકાં;
ઘાટી બીચારો કોને જઇ કહે,
આપણા ભાગ્યતણા સૌ વલખાં..
મુંબઇ૦

મારું માનો તો ઘાટીને ન વઢશો,
એ લોક હડતાલ પાડી બેસે;
પાડોશણ ટાંપી બેઠી રાખવા એને
મોટી આંખ કાઢી મારી સામું જોશે..
મુંબઇ૦

કાઢી મુકશો તો બીજો કયાંથી મેળવશો,
મુંબઇ ગામમાં ઘાટીના ટોટા;
તમે જાણો મુજથી ઘરકામ થશે નહિ,
મારા અંગ પડી ગયાં ખોટા...મુંબઇ૦



# તુર્ક જૉસફાઈન.



( લેખક: ડૉ. મોહનલાલ પાઠક. )

સત્તા, સંપત્તિ અને સન્માનના શીખરે વિરાજતા કમાલપાશા પણ આજે કંઇક બાબતોમાં દુર્દૈવનો અનુભવ કરી રહ્યા છે. તરૂણ તુર્કોનો કમાલ નેતા છે. તેના શબ્દને ખાતર પ્રાણ પાથરવાને પણ તેના સૈનિકો ડરતા નથી. કમાલનું પરાક્રમ આજે આખું જગત નિહાળી રહ્યું છે. છતાં પણ કમાલ-પાશાનું જીવન નિરાશાથી ઘેરાયેલું છે. આનું મુખ્ય કારણ તેની એકવારની માનીતી પ્રિય પત્ની લતીફા હાનુમ છે. તેને ખાતર જ એ તુર્કસ્થાનનો નેપોલીયન પોતાનું જીવન તેનાથી વિખુટું પાડી એક ફકીરની માફક વીતાવે છે.

લતીફા હાનુમ પૂર્ણ પાશ્ચાત્ય શિક્ષણ પામેલી સ્મર્નાના એક લખપતિની લાવણ્ય-સંપન્ન કન્યા છે. પડદાના રિવાજને તો તેણે પ્રથમથીજ તિલાંજલી આપેલી. પાશ્ચાત્ય વિચાર રીતભાત અને કલ્પનાથી હાનુમ ઓતપ્રોત હતી. સ્મર્ના શહેર જ્યારે શત્રુઓથી ઘેરાયેલું હતું ત્યારે હાનુમે એક સ્ત્રી સ્વયંસેવક દળ ઉભું કર્યું. વિજયી કમાલ જ્યારે સ્મર્નામાં દર્પભેર દાખલ થયો, ત્યારે તેનુ પ્રથમ સ્વાગત કરનાર લતીફા હાનુમ હતી. કલ્પિત નવલકથાઓમાં કહેવામાં આવે છે તે પ્રમાણે હાનુમે આ વિજયી વીરને પોતાનું સર્વસ્વ તેજ ઘડીએ અર્પણ કર્યું. અને તેજ વખતે કમાલપાશા સાથે પોતાનું લગ્ન થાય એમ તેણે ઇચ્છ્યું. કમાલપાશા પોતે કેટલાક પાશ્ચાત્ય સુધારાને માનનારા હોવાથી આ લગ્ન જો થાય તો તે વધુ સારી દેશસેવા કરી શકે એમ ધારી તેણે હાનુમ સાથે લગ્ન કર્યું. ખાનદાન તુર્ક વીર એક વેપારી પછી તે ગમે તેવો તવંગર હોય તો પણ તેની પુત્રી સાથે લગ્ન ન કરે, પણ કમાલપાશાએ તેની દરકાર ન કરી. હાનુમ સાથે લગ્ન કરવાથી કમાલ જેવા નિર્ધન માણસને લગભગ વીસ લાખનો દલ્લો મળ્યો. લતીફા હાનુમના સહવાસથી અનેક કાર્યોના મનોરથો રચ્યા. અને તેની સિદ્ધિના સુખ સ્વપ્નાં આ દંપતીએ જોવાં. લગ્ન પછી હાનુમ સાર્વજનિક કાર્યોમાં ઉત્સાહથી ભાગ લેવા લાગી. પરંતુ વખત વીતતાં વીર કમાલ તેની આ સ્વતંત્રતા સાંખી ન શક્યો. કમાલ અને લતીફા હાનુમ વચ્ચે પાશ્ચાત્ય સ્વચ્છંદી સુધારાઓ વ્યવહારમાં ઉતારવાની ઘેલછાએ અંતે વિરોધ ઉત્પન્ન કર્યો.

હાનુમની ઇચ્છા એ હતી કે રાજખટપટમાં સ્ત્રીઓને શા માટે સ્થાન ન મળે ? એ સ્થાન પ્રાપ્ત કરવા તેણે પ્રબલ પણ કર્યો. કમાલને એ ક્યાંથી રૂચે ? આજ તેમના છૂટાછેડાનું મુખ્ય કારણ !

લતીફા હાનુમ વિશે લેડી ડ્રૂમંડ જણાવે છે કે હાનુમ અતિ અભિમાની સ્ત્રી હોવાથી સ્ત્રીઓની ઉન્નતિ કરવા માટે તેણે એક શબ્દ પણ પતિને કહ્યો નથી. આવેલા પત્રોના ઉત્તરો વાળવાની બેદરકારીને લીધે તેણે પતિ સાથે શત્રુત્વ પ્રાપ્ત કર્યું. હાનુમના છૂટાછેડા વિશેની આ વાતો ખરેખર વિચિત્ર ભાસે છે. કમાલપાશાને હાનુમનો ત્યાગ કરવાની ખાસ જરૂર શાથી જણાઇ, એટલુંજ નહિ પણ હવે પછી ભવિષ્યમાં લગ્ન ન કરવાની અને સર્વ સ્ત્રીઓને માતા અને ભગિની સમાન માનવાની પ્રતિજ્ઞા શા માટે કરવી પડી તે હજી સુધી અંધારામાં જ છે.

વિશેષ કરીને વીર કમાલ હાનુમનું અમર્યાદ સ્વાતંત્ર્ય અને તેથી પણ વધુ રાજખટપટમાં સ્થાન મેળવવાની પ્રબળ મહત્ત્વાકાંક્ષા સહન ન કરી શક્યો એમ માનવામાં આવે છે.

હાનુમ પોતાના દિવસો હાલ તો કૉન્સ્ટેન્ટીનોપલમાં વીતાડે છે. ખરેખર તુર્કસ્થાનના નેપોલીયનની આ હાનુમને જૉસફાઇન કહીએ તો શું ખોટું ?



# બાળલગ્ન અને કવિ "જબર".



સંગ્રાહકઃ—રા. મૂળશંકર પ્રેમજી વ્યાસ.

બાળલગ્નથી ઘણાં અનર્થ થાય છે તે પર "જબર" નામના એક કવિ કહે છેઃ-

જાહિર જહાન બીચ, જુલમ્ જમાય શાહ,
ફુલન ફટેસે કેતે, કરત કુફંદહી... ૧

અર્થઃ—દુનિયામાં જાહેર વાત છે કે બાદશાહના જુલમથી ફુલણજી અને ફાટેલા મિજાજના લોકો કેટલી તરેહના કુફંદ કરે છે.

જોર:જબરાયલ જ્યોં; જુવતી છિનાઇ જાત,
દેખ:વિલલાત,જાત, દીનનકે વૃંદહી... ૨

અર્થઃ—શેતાનના જોરની માફક જુવાન સ્ત્રીઓને છીનવી લેવામાં આવે છે, એ જોઇને તેઓનાં ગરીબ સગાંનાં દિલ દુઃખી થાય છે.

બની ભયભીત તાસેં કરતહીં બાળલગ્ન,
કહ સબ સત્ય, જબરેસ કવિ સુકબ્યંદહી. ૩

અર્થઃ—તેથી ભયભીત બનીને બાળલગ્ન કરવાનો રિવાજ ઘુસી ગયો એમ કવિ જબર સાચે સાચું કહે છે.

સંતતિ ઉસીકી રૂંજ સહતિ હંમેશ રહી,
તેજ બલહીન, ઔર હોત મતિમંદહી...૪

અર્થઃ—એવી રીતે બાળ લગ્ન થવાથી તેની પ્રજા હમેશાં દુઃખી તેમજ તેજ વગરની અને બળ વગરની થાય છે, અને તેથી બુદ્ધિહીન થાય છે.

બાળલગ્ન કિયે તે, સંજોગ કાળ ભંગ હોત,
સંતતિ ઉન્હેકી સબેં, દુઃખિત દિખાત હૈ...૫

અર્થઃ—બાળલગ્ન કરવાથી સંતતિનો નીમેલો વખત ભંગ થાય છે, અને તેની સંતતિ (પુત્ર–પુત્રી) સર્વ દુઃખી થતાં દેખાય છે.

કેતે બલહીન બુધહીન અંગહીન કેતે,
કેતે દુષ્ટ વ્યાધિ મેં, અતતઃ બિલલાત હૈ...૬

અર્થઃ...તેમાંથી કેટલાક બળ વગરના અને અંગહીન–અધુરા અંગવાળા વળી કેટલાએક દુષ્ટ રોગમાં આખરે દુઃખી થઇ ટળવળે છે.

જબર, ભનંત મિત સુનહૂ લગાય ચિત્ત,
યાહીતે અનેક જન, બંધ્યપદ પાત હૈ...૭

અર્થઃ—જબર કહે છે કે હે મિત્ર! હું કહું છું તે સાંભળી તેમાં તમારૂં ચિત્ત લગાડો કે એ બાળલગ્નથી ઘણાં માણસો વાંઝીયા રહે છે.

ઔર ભી તનક આયુ, ભયેતેં બિનાશ હોત,
યેહી બાત સબેં, ધર્મગ્રંથમેં બિખ્યાત હૈ. ૮

અર્થઃ-વળી આયુષ્ય પણ તનક–અલ્પ થઇ જાય છે. અને વિનાશ થઇ જાય છે આ વાત સર્વે ધર્મગ્રંથોમાં પ્રખ્યાત છે.

બહિન દુહિતા બધૂ, છલસેં છિનાઇ જાત,
ગજબ ગુજારે ઐસો, જોર તુરકાને કો. ૯

અર્થઃ-બેન, પુત્રી, વહુના ઉપર કપટ થવાથી છીનવાઇ જાય છે, તુર્ક-મુસલમાનોનું જોર એવું હતું કે ગજબ ગુજારતો હતો.

તાહીપેં પ્રચંડ જોધ, જંગમેં યુરોપી આય,
કીનો હૈ બિનાસ ત્રાસ, જાલમ જમાને કો.૧૦

અર્થઃ-એવા ઉપર પ્રચંડ અને યુદ્ધમાં જોદ્ધ સમાન યુરોપીઅન રાજ્ય થયું અને તે અગ્રેજોએ જાલીમ જમાનાના ત્રાસનો વિનાશ કર્યો છે.

તોપેં બાળલગ્ન છોડ, અરે મતિમંદ કયોં ન,
કરત ઇલાજ સુખ, સંતતિ બઢાને કો. ૧૧

અર્થઃ-આવું રાજ્ય થયું છે તે છતાં બાળલગ્ન છોડીને અરે, મંદમતિનાં મનુષ્યો પોતાના સુખ અને સંતતી વધારવાનો ઇલાજ કેમ કરતાં નથી?

ભને જબરેસ દ્રગ, ખોલ અબ આર્યબંધુ,
કરહુ પ્રકાસ ખાસ, ભાન હિંદભાને કો. ૧૨

અર્થઃ-જબરેશ કહે છે કે હે, આર્યબંધુઓ! હવે આંખો ખોલો અને હિંદના સૂર્યનો પ્રકાશ કરો.






# મહેમાન.

લેખક રા. " પ્રસાદ "

પ્રિય વાંચક! આજ મારે દીલ ખોલીને જાહેર કરવું પડે છે કે મહેમાનો તરફ અસાધારણ તીરસ્કાર ધરાવનારાઓમાંનો હું એક છું. મહેમાનોના સાંજામાં તું પણ કોઈ વાર આવ્યો હોઈશ, અને તારા કડવા અનુભવ ઉપરથી તું પણ બેધડક મને ટેકો આપી શકે કે મહેમાનો ધીક્કારને પાત્ર છે.

સામાન્ય રીતે મહેમાનના ચાર વર્ગ પાડી શકાય:

૧ આપણાં માતા પિતા તરફનાં સગાંઓ અને સંબંધીઓ.

૨ પત્નીનાં સગાં તથા સ્નેહિઓ.

૩ આપણા પોતાનાજ મિત્રો.

૪ પરાણે ઓળખાણ કરીને મહેમાનગીરીનો સ્વાદ ચાખનારા સદ્‌ગૃહસ્થો અથવા આપણા મિત્રના સ્નેહિઓ અથવા તેમની ભલામણથી આપણે ત્યાં આવનારા મહાશયો.

હવે આપણે પહેલો વર્ગ તપાસીએ- પિતાશ્રીના મિત્રો અથવા તેમની સાથે સંબંધ ધરાવનારા એટલે સેંકડે ૯૮ ટકા બુઢ્ઢાઓજ સમજી લેવા. " જોની ભાઈ! તારા બાપા અને હું તો લંગોટીઆ ભાઈબંધ હતા. અમારે એક બીજા વગર ઘડી પણ ચાલે નહિ" આવી વાગ્ધારાઓનું પાન તમે કર્યુંજ હશે.

બીજો વર્ગ આપણને બહુ તકલીફ આપનારો લાગતો નથી, કારણ તમારી પત્નીનાં સ્નેહી એટલે તમે પત્ની ઉપર જરા દબાણ કરો તો ચાલી શકે. વળી સગાં તો તમારે ત્યાં ભાગ્યેજ આવે—વધુ વખત રહે. પણ કદાચ તમારો નાનો સાળો આવે અને બે ત્રણ માસના અડીંગા નાખી રહે. ત્યારે તમારી આંખમાં ખુંચ્યા વગર રહે નહીં.

ત્રીજો વર્ગ આપણા પોતાનાજ મિત્રોનો છે. મિત્રાચારીને અંગે તમે શરૂઆતમાં તો ઠીકઠીક સરભરા કરશો, પણ જ્યારે તે પણ ૧૦ દીવસથી વધુ રોકાશે, જવાની વાત પણ નહિ ઉપાડે, ત્યારે જરૂર તમે કચવાશો, અને તેને રસ્તે પાડવાનો કિમીઓ શોધવા પ્રયત્ન કરશો.

ચોથો વર્ગ જરા વિચિત્ર છે. એવા પણ કેટલાક સજ્જનો છે કે જેમની સાથે તમારે એકાદ વારજ પ્રસંગ પડયો હોય, છતાં તમને પરાણે વળગતા આવશે, અથવા જબરજસ્તીથી ઓળખાણ ચાલુ રાખી પોતાની મેળેજ કહેશે, ". મેક, જરા રમણભાઈની મહેરબાની હોય તો વળી એકાદ દીવસ હવા ખાવાને બ્હાને આવી જઈએ, " અને તેનો જવાબ તમારાથી નકારમાં વળાશેજ નહિ.

મહેમાનોને ટાળવા માટે તમારે માટે મેં કેટલીક યુક્તિઓ તૈયાર રાખી છે, જે પ્રસંગ આવ્યે અજમાવી જોશો તો વિજળાની ઝડપે ધાર્યું પરિણામ લાવશે.

૧ પ્રથમ તો તમારે મહેમાનને મરમા ગરમ આવકાર આપવાને બદલે ઠંડકથી નરા

જ્યો. ઉખલા તરીકે તમે " આઇ યે નાથાભાઇ " કહી પૂર્ણ હૃદયથી સત્કારતા હો, તેને બદલે જાણે બોલાતું ન હોય તેમ "આ...વો" કહી મંગળાચરણ કરવું.

૨. એકાદ દિવસ વાતે એટલે સવારમાં તેઓશ્રીના હસ્તકમળમાં શાકની ઝોળી પધરાવવી, પરંતુ તે સમયે તમારે બરાબર યુક્તિ પુરઃસર બોલવું. " સાંભળે છે કે............ આ નાથાભાઇને ચારેક આનાના પૈસા આપ; જરા સારૂ શાક લાવી આપે. " એટલે તરત નાથાભાઇ " ના ના, મારી પાસે છે " એમ બોલી ઉઠશે, તો પછી તમારે વધુ વિવેક કર્યા વગર ઝટ " ઠીક ત્યારે, એમ કરો. " કહી માંડી વાળવું. કદાચ નાથાભાઇ વિવેક ન કરે, તો તમારે પણ ગૃહદેવીને ભણાવી રાખવાં કે આવે પ્રસંગે તરત રોકડું સંભળાવે " મારી પાસે તો છૂટા નથી. તમારી પાસે હોય આપો" એટલે ઝટ નાથાભાઇ ઝોળી લઇ રસ્તે પડશે. જરા વિવેકમાં તો રહેને ?

૩. તમારો કીકો હોય, અથવા ? અભાવે તમે બીલાડી કે કુતરાનું બચ્ચું પાળતાજ હો. આ ત્રીપુટીમાંનું એક મહેમાનને સતાવવામાં અવશ્ય તમને મદદ કરશે, પણ સતાવવાની રીતોની તેમને રોજ પ્રેકટીસ કરાવવી, જેથી આવ્યો પ્રસંગ ચૂકે નહી.

૪. તમને ઘણા સદ્‌ગૃહસ્થો એવા મળશે કે જેઓ અગાઉથીજ તમારા મુખમાંથી આમંત્રણના શબ્દો નીકળી પડે એવાં વાક્યો બોલશે. " સા...શહેરના લોકો...જરાપણ વિવેક વિચાર નહી. રસ્તામાં મળતો " કેમ છો ? " કહીને રસ્તે પડે પણ ન પૂછે જમવાનો ભાવ કે ન પૂછે ઉતર્યાનું ઠેકાણું." આવે પ્રસંગે તરતજ તમારાથી બોલી દેવાશે કે " હા. હા ઘણા એવા સ્વાર્થી પણ હોય છે." પણ તમે ભુલી જાઓછો કે આડકતરી રીતે પેલા માણસે તમારી તેના તરફની સહાનુભૂતિ જીતી લીધી છે ! આવે પ્રસંગે તમારે જવાબ ન આપવો. ડોકું ધુણાવવું અરે આમ બોલવાનો પ્રસંગજ ન આવવા દેવો. તે પહેલાં તમારેજ વાત વાતમાં જણાવી દેવું: "આ આજકાલના માણસો ! તદન જંગલી ! જરાપણ રીતભાત સમજે નહીં. આ અમારા ઝુઠ્ઠાનો કોઇ મિત્ર આવેલો, તે અહીંજ ધામા નાખીને પડેલો. જવાની વાતજ કરે નહી. ઠીક છે, પારકે ઘેર એક દીવસ, બે દિવસ, પણ જરા હાલનો વખત તો વિચારવો જોઇએ ! આખરે મોઢે ચઢીને કહેવું પડયું કે જાવ. " વગેરે...

૫. એકાદ વખત મહેમાનને નાટક કે સીનેમા જોવા સાથે લઇ જવા. થીએટર આગળ જો તેઓશ્રી પૈસા કાઢે તો તમારે વધુ આનાકાની કરવી નહી. નજ કાઢે, તો પછી તમારે નમ્ર સૂચના આપી દેવી: " નાથાભાઇ, જાવ, જાવ, ટીકીટો તો ખલાસ થવા આવી હોય એમ દેખાય છે. પાછળથી દોઢા ભાવ આપવો પડશે. " એમ કહી તેમને લગભગ આસ્તેથી ટીકીટ ઓફીસની બારી તરફ ધકેલવા. તરત તેમનો હાથ ખીસા તરફ વળશે. જો કોઇ જમાનાનો ખાધેલ હશે તો કહેશે પણ કે " મારી પાસે દસની નોટ છે, છૂટા નથી, " તો તમારે પણ શરમ બાજુએ મૂકીને કહેવું કે " અરે ! હું તો પાકીટજ નથી લાવ્યો. મેં ધાર્યું કે નાથાભાઇ પાસે એટલા તો હશેજ. " આખરે તે દસની નોટ વટાવશેજ, અને તમારા પાસા પોબાર પડશે, પણ આમાં તમારે બહુજ સાવચેતી અને કુનેહનો ઉપયોગ કરવાનો છે. જો જરા ચૂકયા તો બલા તમારે માથેજ ચોંટશે. બે ત્રણ વખત તમે જુદા જુદા મહેમાનો ઉપર જીત મેળવશો તો આ કળામાં પાવરધા થઇ જશો, અને વખતે " સહકુટુંબપરિવાર " પણ કોઇ વખતે નાટક જોવા ભાગ્યશાળી નીવડશો.

મહેમાનોમાં પણ ઘણા રમુજી પ્રસંગો બને છે. તમે ખરા જીગરથી તેમને તીરસ્કારતા હશો, પણ તેમના તરફ સહાનુભૂતિ ઉપજે એવો પ્રસંગ ભાગ્યેજ બન્યો હશે, પણ મારા સબંધમાં એવો એક રમુજી પ્રસંગ બની ગયો છે જે અત્રે ટાંકુ છું:—

સાંજે પાંચ વાગે ઓફીસમાંથી છુટીને હમેશ મુજબ હું ઘેર આવ્યો. રૂમનું બારણું ઉઘાડયું તો રમા બાજુએ મોઢું ચડાવીને બેઠી હતી. જીભને બદલે ભમ્મરોની મદદથી મેં તેને કારણ પૂછ્યું. તો તેણે પણ હાથની આંગળીની મદદથી મને જવાબ આપ્યો–આંગળી ખીંટી તરફ લાંબી કરી. ખીંટીએ એક નાની પોટલી ભેરવી હતી. તરતજ મગજમાં વાયરલેસથી ખબર પહોંચી ગઇ, " મ...હે...મા ..ન. "

રમાનુ મુખ જોઇ હું ખડખડાટ હસી પડયો, અને તેનાથી પણ રહેવાયું નહીં તેણે હસતેવદને ઉઠીને મને ઠંડુ પાણી આપ્યું, તેથી શાન્ત થઇ હું બેઠો, એટલે રમાએ વાત ઉપાડી. " કોઇ બુઢ્ઢો ખચ્ચર છે. કોણ જાણે કયાંનોય હશે. બાપાજીનો મિત્ર હશે. " એમ કહી તેણે તરત પેલી પોટલી ઉતારીને મારી પાસે મુકી છોડવા માંડી. અંદર એક રાખોડી રંગનું ધોતીયું–મેલું–પણ ગડી વાળેલું હતું. વધારામાં એક લોટો, બંડી અને મેલો ટુવાલ. અમે પોટલુ પાછુ બાંધી દીધુ અને હતું ત્યાં ભેરવ્યું.

" તું તેને ઓળખતી નથી ! કયાંનો છે એ તો પૂછવું હતું ! કયારે પાછો આવવાનો છે ? " મેં પુછ્યું.

" કંઇ ચોક્કસ કહ્યું નથી. " જરા ફરી આવું " કહી ગયો છે. " રમાએ પ્રત્યુત્તર આપ્યો.

મેં ચાહ પી નાસ્તો લીધો અને રમાને સૂચના આપી. " હું અત્યારે બહાર જાઉં છું. થોડીવાર રતીભાઇને ત્યાં બેસી તેમની સાથે અમે સીનેમામાં જઇશું. રાત્રે મોડું થશે. બાર પણ વાગે. ડોસાજીને માટે કંસાર તો કરવો પડશે. તેમને જમાડી દેજે અને કહેજે કે ઓફીસનું કામ, જેથી ઠેકાણું નહી. વહેલું મોડું પણ થાય. એટલે એ જમી લેશે. પછી હું આવીશ ત્યારે ઓળખાણ પડશે. " આટલું કહી હું રસ્તે પડયો.

× × ×

હું પાછો આવ્યો ત્યારે બાર થયા હશે. રમા જમ્યા વગર જાગતીજ અંદરની રૂમમાં બેઠી હતી. બહારના ઓરડામાં શ્રીયુત ઉઘંતા હતા,-તેમનાં દર્શન કર્યાં, અને તેમને ઓળખવા પ્રયત્ન કર્યો પણ ઓળખાણ પડયું નહી. હું નાનપણથીજ મુંબાઇમાં મારા મામા સાથે રહેતો, જેથી હું ભાગ્યેજ મારા વતનમાં અત્યાર સુધીમાં એકાદ માસ રહ્યો હોઇશ, જેથી હું ત્યાં બધાને ઓળખતો નહી. ત્યાંના બધા લોકો મને ઓળખતા, અને આ મહાશય તેઓમાંના એક હશે એમ મેં તરતજ કલ્પના કરી લીધી. તેમની મીઠી નીંદ્રામાં ખલેલ ન પહોંચાડતાં હું જમીને સુતો.

સવાર થયું. રમા તો કયારની ઉઠી આમતેમ ફરતી કામકાજમાં મશગુલ હતી. મહેમાન પણ વૃદ્ધ માણસ, અને વહેલા ઉઠવાની ટેવ, જેથી પથારીમાંજ બેઠા બેઠા બગાસાં ખાતા હતા. હું ઉઠયો અને અમે દાતણપાણી કરી પરવારી ચાહ પીવા બેઠા. વાત કાઢવાનો પ્રસંગ ખોળતો હું બોલ્યોઃ

" તમને તો ચાહનો કંટાળો હશે, નહી વારૂ ! અમારે તો ટેવ પડી ગઇ એટલે ચાલતું નથી. "

જાણે ગંભીર વિચારમાંથી સરી પડયા હોય તેમ વૃધ્ધે જવાબ આપ્યો, " હાં, એવું ખરૂ. અમારે ચાનું બંધારણ નહીં. "

અમે ધીરે ધીરે ચાહને ઇન્સાફ આપવા

માંડયાં. વૃદ્ધની આંખો એકીટસે મારા તરફ જોઇ રહી હતી. અમારી દૃષ્ટિ મળે ત્યારે આંખ ફેરવી લેતા, પણ હું બીજી તરફ જોતો, ત્યારે તે મારૂં નીરીક્ષણ કરતા હોય તેમ દેખાતા–મનમાં જરૂર મુંઝાય છે એમ મને લાગ્યું–કદાચ બાજાર જવું હશે ધારી મેં પ્રશ્ન કર્યો.

" બાજાર ખોળો છો ? "

"ના" વૃધ્ધે કહ્યું. " મને તમારૂં ઓળખાણ ન પડયું. "

એક આચકા સાથે મારા હાથમાંથી ચાની રકાબી પડી ગઇ. ખમીસ અને ધોતીયું રંગાઇ ગયું અને પગની ચામડી લાલચોળ થઇ ગઇ.

" મારૂં ઓળખાણ ? તમે મારે ત્યાં આવ્યા અને મનેજ ન ઓળખો ? "

" ના, ના, પણ આપણે...હસમુખરાય ખરાને, તે કયાં છે ? તમે તેમના શું થાઓ ? " વૃધ્ધે ગભરાતાં ગભરાતાં પ્રશ્ન કર્યો.

" હસમુખરાય ? હું તેમને ઓળખતોજ નથી ! મને આ ભેદમાં સમજ ન પડી. વૃદ્ધ વધારે ગભરાયો હોય તેવો દેખાયો.

" ત્યારે શું મારી ભૂલ થઇ ? અહીંઆ તો હું બે ત્રણ વખત આવી ગયો છું ને ! "

એકાએક મને વિચાર સુઝી આવ્યો. આજ ઠેકાણે પહેલાં હસમુખરાય નામના ગૃહસ્થ રહેતા હતા, પણ તેમણે મકાન બદલ્યું જેથી આ મકાન મેં રાખી લીધું હતું.

" હાં ! 'હવે સમજ પડી' " મેં કહ્યુ. " હસમુખરાયે તો મકાન બદલ્યું છે. અહીંઆં તે રહેતા હતા ખરા, પણ હાલમાં તો હું જ અહીં રહું છું. "

વૃદ્ધના મુખ ઉપરથી નૂર ઉડી ગયું હતું. જાણે મારો ગંભીર ગુન્હો તેણે કર્યો હોય, એવો તેનો દેખાવ થઇ રહ્યો હતો. તે ઝટ ઉભો થયો અને પાઘડી પહેરી, બંડી પહેરવા માંડી–આખરે મને ઘણું લાગી આવ્યું. વૃદ્ધને મેં જમીને જવા ખરા દીલથી આગ્રહ કર્યો, પણ તેણે માન્યુ નહી અને હસમુખરાયનું સરનામુ પૂછી લીધું. રમા તો મોંઢે ડૂચો મારીને હસ્યાજ કરતી હતી. વૃધ્ધે જતાં જતાં મારી આગળ પાઘડી ઉતારી માફી માગી. ગામડાના માણસો બીચારા ભોળા દીલનાજને ! આખરે વૃદ્ધ વિદાય થયો.

વ્હાલા વાંચક ! ઉપર જણાવેલા પ્રયોગો તું જરૂર અજમાવી જોજે, અને શરૂઆતમાં નિષ્ફળતા મળે તો નાસીપાસ થતો નહી. સાથે સાથે એટલું પણ યાદ રાખજે કે તારે પોતાને પણ કોઇ વખત "મહેમાન" બનવાનો વારો આવશે, ત્યારે તું પોતે મહેમાન તરફ કેટલો તીરસ્કાર ધરાવે છે તે પણ ધ્યાનમાં રાખજે, અને તે પ્રમાણે વર્તન રાખવા ચૂકીશ નહી.



ભાવિ સસરોઃ મારી દીકરી સરસ ગાઇ જાણે છે, બી. એ. થયેલી છે. પાંચ ભાષા જાણે છે ને કાયદાનો પણ અભ્યાસ કરે છે. તમે શું જાણો છો ?

ઉમેદવારઃ હું હાથે શીવી જાણું છું, ભરત ગુંથણ કરી જાણું છું ને કદીક રસોઇ પણ કરી નાંખુ ખરો !



## કેળવણી લીધા પછી સ્ત્રીઓનું સ્થાન ક્યાં ?

# ચીનાઈ સ્ત્રીઓની પરિસ્થિતિ.

મૂળ લેખકઃ અગ્નીસ કુંગ.
અનુવાદકઃ રા. જ. દુ. ખંધડીઆ.



[ નોંધઃ ચીનાઇ સ્ત્રીઓમાં જાગ્રતિ કેટલી આવી છે તે તો થોડાંજ વખત પર, કેન્ટોનીસ ચીનાઇ ગ્રેજ્યુએટ મહિલાઓએ અંગ્રેજ લતામાં રીવોલ્વરો સાથે દરોડો પાડયાના સમાચાર આવ્યા હતા તે પરથીજ કલ્પી શકાય છે પણ જગત્ ખાસ કરી ભારત એ દેશની પ્રગતિ વિષે ઘણું;ઓછું જાણે છે. આજકાલ ચીનમાં સ્વાતંત્ર્ય યુદ્ધ થઇ રહ્યું છે એ પ્રસંગે ત્યાંની સ્ત્રીઓના સ્વાતંત્ર્ય યુદ્ધ પરત્વેનો મળી આવેલો આ લેખ ' ગુણસુંદરી ' માં જરૂર ઉપયોગી જણાશે કારણ કે ' કેળવણી લીધા પછી સ્ત્રીઓનું સ્થાન ક્યાં ? ' એ સવાલ ચીન જેટલોજ ભારતને ભવિષ્યમાં મુંઝવશે. અસલ લેખ " નોર્થ ચાઇના ડેલી ન્યુઝમાં " પ્રગટ થયો છે અને તે એક શાંગહાઇવાસી મિત્ર તરફથી મળી આવ્યો છે. ]

ચીનાઇ સ્ત્રીએ કેળવણીમાં કુદકે અને ભુસકે વધતી જાય છે અને જુના જમાનાની ...જ્ઞાન દશામાંથી મુક્ત થઇ વધુ સંસ્કારી ...તી જાય છે તે ખરૂં પરંતુ કેળવણી પામી ...લીધા પછી એ સ્ત્રીઓનું સ્થાન ક્યાં ? આ ...એક ચીનનો આજનો તાત્કાલિક સવાલ છે. ...કે દેશ, જે આ પ્રમાણે જીવન-ક્રાંતિના ...ગમાંથી પસાર થતો હશે તેને પણ આવો ...સવાલ જરૂર નડવાનો. કારણ કે કેળવણીની ...ાયેજ એક આ જીવને સ્વાતંત્ર્યની ભાવના ...જન્મે છે તેમજ જગતની વધારે સરસ સેવા ...રવ બુદ્ધિ પ્રેરે છેઃ ઘરમાં કાચની પુતળી ...રીકે, ગૃહ્યગાર તરીકે રહેનાર સ્ત્રીને પણ ...ળવણી આવી આકાંક્ષાઓ લાવી આપે છે. ...એક બાજુ જ્યારે કેળવણી સ્ત્રીઓને મહત્વા-...કાંક્ષા અને સ્વાશ્રયના ક્ષેત્રમાં આમ ધકેલી ...હી છે, જગતમાં બ્હારના ક્ષેત્રમાં ફેંકી રહી ... ત્યારે બીજી બાજુએ બ્હારના ક્ષેત્રમાં કેળ-...વાયલાઓની-સ્ત્રી હો કે પુરૂષ-જરૂર ઓછી ...તી જાય છે, એટલે કે બેકારી વધતી જાય ... આવા સંજોગોમાં કેળવાયલી સ્ત્રીઓનું સ્થાન ક્યાં છે અને ક્યાં હોવું જોઇએ તે એક સવાલ છે.

કેળવાયલી સ્ત્રીઓનું ઘણા ઓછા ધંધામાં સ્થાન છે અને તે પણ જેવા જોઇએ તેવા ઉત્તમ કોટિના તો નજ કહી શકાય. પરિણામે પરદેશમાં અનેક વિટંબનાઓ ભોગવીને, કેળવણી પામેલી ચીનાઇ સ્ત્રીઓને કાંતો પડી પડીને છેવટ શિક્ષિકાના ધંધામાં પડવાનું હોય છે નહિ તો આળસમાં જીવન વીતાડવાનું હોય છે. ટુંકમાં જીવનનો અને કેળવણીનો સારામાં સારો ઉપયોગ કરવાની તેમજ તેનો પુરો લાભ લેવાની આજના જગત્માં તેમને ઘણી ઓછી તકો છે.

સ્ત્રી પ્રગતિમાં બહુ આગળ વધેલા આપણે એક શાંગહાઇ શહેરનોજ દાખલો લઇએ.

### ૧૦૦૦૦ સ્ત્રીશિક્ષિકાઓ.

આ શહેરમાં કેળવાયલી સ્ત્રીઓનો મોટો ભાગ શિક્ષણના ધંધામાં પડેલો જણાશે. જેમ જેમ કેળવણી વધતી જાય છે તેમ તેમ પ્રાથમિક અને માધ્યમિક કોલેજોમાં શિક્ષકોની જરૂર વધતી જાય છે, અને બાળકો પુરૂષો કરતાં સ્ત્રીઓને વધારે ચહાતા હોવાથી સ્ત્રીઓને

શિક્ષિકા થવાની વધારે સગવડ મળે છે. આમ છતાં ચીનાઇ સ્ત્રીઓને એ લાઇનમાં પુરો સંતોષ નથી એતો એટલાજ પરથી સાબીત થાય છે કે તે ન છુટકેજ આ ધંધામાં જોડાય છે. એકલાં શાંગહાઇ શહેરમાંજ આવી ૧૦૦૦૦ સ્ત્રી શિક્ષિકાઓ છે. એમનો પગાર માહને સરેરાશ ૧૦ થી ૫૦ ડોલર ( ૨૦ થી માંડીને ૧૦૦ રૂપીયા સુધી ) હોય છે, જ્યારે કોલેજમાંની શિક્ષિકાઓનો પગાર ૨૦૦ રૂપીયાની ઉપરનો હોય છે.

### સ્ત્રીઓનીજ બેંક?

ગરીબ વર્ગની સ્ત્રીઓ જેને કેળવણી નથી મળેલી હોતી તેઓ સુતરની મીલોમાં, સિગરેટ દિવાસળી હોઝીયરી વગેરેના કારખાનાઓમાં મજુરી કરે છે. આવી સ્ત્રીઓની સંખ્યા એક લાખની છે, અને તેમની આવક રોજના દશ આનાથી માંડીને ચાર રૂપીયા સુધીની છે. પણ આતો અભણ વર્ગની વાત થઇ. કેળવાયેલી સ્ત્રીઓ મોટી ધંધાદારી ઓફીસોમાં સેક્રેટરી તેમજ કલાર્ક તરીકે કામ કરે છે, અને તેમાં એક દાખલો તો બહુ નવાઇભરેલો છે. શહેરમાં નાનકીનરોડપર આવેલી એક બેંક છે, જે બેંક સ્ત્રીઓએજ સ્થાપેલી છે, અને અત્યારે સ્ત્રીઓજ તેને ચલાવી રહી છે. ત્યાર પછી ઇન્ડીસ્ટ્રીયલ અને કોમરસીયલ બેંકમાં સ્ત્રી વિભાગ ખોલવામાં આવેલો છે. આ ઉપરાંત વકીલોની તેમજ યુરોપીયનોની ઓફીસોમાં સ્ત્રીઓ કલાર્ક તરીકે કામ કરે છે અને તેમના પગાર મુંબઇ ગામની યુરોપીયન સ્ત્રી કલાર્કો માફક ૬૦ થી માંડીને ૧૦૦ રૂપીયા સુધી હોય છે.

### નાટક અને સિનેમામાં સ્ત્રીઓ.

હિંદુસ્તાનની માફકજ ઘણા વર્ષથી ચિનમાં પણ નાટક કળાનો ધંધો વેશ્યાના ધંધા જેવો હલકો ગણાય છે. અને ગૃહસ્થ સ્ત્રીઓ એ ધંધામાં પડતાં આજસુધી અચકાતી હતી. પરંતુ પશ્ચિમની સંસ્કૃતિએ પૂર્વમાં આવી એ જમાના બદલ્યા છે. શાંગહાઇમાં એ ધંધામાં પડેલી અનેક સ્ત્રીઓ જણાય છે. આર્થીક દૃષ્ટિએ સૌથી વધારે લાભદાયક ધંધો એજ છે કારણ કે સારામાં સારી સ્ત્રી એક્ટરનો પગાર ૨૦૦૦ રૂપીયાની આસપાસ હોય છે. તેમાં વળી નાટકના ધંધાને આડે એવો સિનેમા ફીલમનો ઉદ્યોગ નિકળ્યો છે, જે નવો હોવાથી બધી બાજુએ લોકપ્રીય થયો છે. શાંગહાઇમાં આવી ૫૦ ફીલ્મ કંપનીઓ છે. એ દરેક કંપની દીઠ દશ અંદાજ એક્ટ્રેસ પકડીએ તો ૫૦૦ ચીનાઇ સ્ત્રીઓ એ ધંધામાં પડેલી જણાશે. ઉપરાંત નાનું કામ કરનારી બીજી ૫૦૦ તો જુદી. આમ પગાર મોટા મળે છે છતાં પણ એ ધંધોજ એવો છે કે જેમાં મોજ, શોખ, નખરા અને ફેશનેબલ કપડાનાં ખરચ વધી પડે છે, તેથી આટલે મોટે પગારે પણ તેમનું પુરું થતું નથી. નાની નાટક કંપનીઓમાં આશરે ૩૦૦ સ્ત્રીઓ કામ કરતી હશે.

### દુકાનો અને હોટલોમાં.

કાપડ અને ખાધખોરાકીની દુકાનોમાં માલ વેચવાવાળી તરીકે તેમજ હોટલોમાં દાસીઓ તરીકે પણ શાંગહાઇની સ્ત્રીઓ કામ કરી રહી છે. હોટલની લાઇનમાં સ્ત્રીઓ પડે એ શાંગહાઇને માટે નવું નવું છે, જો કે કેન્ટોન અને હોંગકોંગમાં ઘણા વર્ષોથી ચાલતું આવેલું છે. નાનકીનરોડ પરની એક હોટલમાં દાસીઓ રાખવાથી એની ઘરાકી વધી હતી એટલે તેમાં પણ સ્ત્રીઓનું સ્થાન વધતું જાય છે.

### છાપખાના અને દવાખાના.

છાપાના તંત્રીઓ તરીકે પણ થોડી સ્ત્રીઓ કામ કરી રહી છે. આમાં સ્ત્રીઓ વધારે ખેંચાતી નથી કારણ કે તેમનામાં આ લાઇનના અનુભવની ખામી છે.

કોમરસીયલ પ્રેસમાં આવી સ્ત્રી તંત્રીઓ કામ કરતી જણાશે. શાંગહાઇમાં ગણીગાંઠી સ્ત્રીઓ જેમણે પરદેશ ઉંચી કેળવણી લીધેલી છે તેઓ ડોક્ટર તરીકે કામ કરતી જણાય છે. હોસ્પીટલોમાં પરિચારીકાઓ તરીકે, નર્સ અથવા મિડવાઇફ તરીકે આંગળીને વેઢે ગણાય એટલી સ્ત્રીઓ છે.

# સાસુના ભાવ મ્હને સુકવે રે લોલ.



જેવી ચુડી રે " ગ્રામોફોનની " રે લોલ,
એવી ચાલે એની જીભ જો—
સાસુના ભાવ મ્હને સુકવે રે લોલ.

દેહું ચિરાય એવાં સર્વદા રે લોલ,
મારે વચનના બાણ જો—
સાસુના ભાવ મ્હને સુકવે રે લોલ.

થાકે ન શબ્દબાણ મારતાં રે લોલ,
શુષ્ક કરે છે શરીર જો—
સાસુના ભાવ મ્હને સુકવે રે લોલ.

માનું છતાં હું એને " માવડી રે " લોલ,
નમ્રતા ધરીને દિન રાત જો—
સાસુના ભાવ મ્હને સુકવે રે લોલ.

ગુસ્સો કરે તો એને રીઝવું રે લોલ,
મંત્રી રીઝાવે જેમ રાય જો;
બ્હેનો કહું છું કર જોડીને રે લોલ,
સ્હમજીને ચાલજો સદાય જો—
સાસુના ભાવ મ્હને સુકવે રે લોલ.

" દુઃખી બ્હેન. "



# “ મારૂં બાળલગ્ન. ”

લેખક: રા. ચીમનલાલ જે શાહ.

ગુજરાતના વાંચકો! મથાળું જોઇ ગભરાશો નહિ. તમારે ગભરાવાનું શાનું હોય! તમારામાંથી કેટલાંએએ બાળલગ્નના અપૂર્વ લહાવા લુંટયા પણ હશે. આ અપૂર્વતાથી પણ ના વ્હેમાતા. મારે હજુ ઘણું કહેવાનું છે. મને બાળ લગ્નઘણું વ્હાલું થઇ પડયું છે. હા, વખતે એમ હોય કે તમારા જીવનમાં તમે એ romance ન અનુભવ્યો હોય!

હું મુંજાલના પાટણના નગરશેઠનો દિકરો એટલે અમે રૈંજીપેંજીમાં ન ગણાઇએ. અત્યારના વ્યક્તિગત સ્વતંત્ર્યના તથા પાર્લામેન્ટરી વ્યવસ્થાના જમાનામાં નગરશેઠનો ભલે હીસાબ ન હોય પરંતુ એક વખત એવો હતો કે નગરશેઠને પૂછયા સિવાય રાજ્ય કોઇ પણ પ્રકારનું પગલું ન લઇ શકતું.

વાંચક, તારે જરા તીવ્ર થવું પડશે. આજ તો મને લગભગ વિશેક વર્ષ પુરાં થયા હશે, એટલે કમલા મારી પત્ની થાય એ હું સારી પેઠે સમજી શકું છું. પહેલાં ન્હોતો સમજતો એમ નહિ, પરંતુ કમલા પત્ની છે, એટલુંજ, વિશેષ નહિ. પત્ની એટલે શું અને પતિ એટલે શું તે તો પ્રભુ જાણે! મારે મન બધું સરખું જ હતું!

એક વખત એવું બન્યું કે કમલા એને પીયરથી અમારે ઘેર આવી હશે. હું બહાર ઘરના ઓટલા પર બેઠો બેઠો બીજા શેરીના છોકરાઓ સાથે રમી રહ્યો હતો.

મારી પુત્રઘેલી માતા જરા બહાર આવી અને બોલી, “વસંત! હજી તું એવો ને એવો રહ્યો. આ વહુ ઘરમાં બેઠી છે અને તું બહાર ગીલ્લી દાંડા ખેલે છે. આ શું સારૂં લાગે છે?”

વાંચક! ધ્યાનમાં રાખજે કે એ વખતે મારી ઉંમર નવેક વર્ષની હશે.

હું તુરત ઘરમાં તો ગયો; પછી ધીમે રહી રસોડામાં મારી મા પાસે બેઠો અને એને કહ્યું. “મા! આને મારી સાથે રમવા ન મોકલે? અમે થોડો વખત સાથે રમીશું અને હું એને સંભાળીને પાછી લાવીશ.” મારી ઘેલી માતાને આ શાનું રૂચે? એ Wooing અને Courtingના લહાવા મને શાની લેવા દે?

એ તો તુરત ભભુકી ઉઠી: “મેર મારા રોયા! એવું તે બોલાતું હશે? એ તો તારી વહુ છે, સમજતો નથી?”

“શું વહુ છે?”

“હા, વહુ છે. જા છાનોમાનો જતો રહે નહિ તો કોઇ સાંભળશે તો તારી વાતો કરશે.”

એ વહુએ મારૂં અપમાન થતું તો નહિ સાંભળ્યુ હોયને? અત્યારે એ બધું પુછી મારી જાતને હલકી શું કામ પાડું?

અરે! મેં કેવી ઉતાવળ કરી? બધો:

ઇતિહાસ ક્રમ વાર શરૂ ન કીધો. આ તો વચમાંજ વાત ઉપાડી હશે. હવે શરૂ કરીશ.

મારા બાપુ નગરશેઠ, એટલે 'પુત્રના લક્ષણ પારણામાં પરખાય' તેમ મારૂં પણ થયું. અઢી વર્ષનો થયો કે ચારે તરફથી સગાઇ માટે માંગા આવવા શરૂ થયા. જાણે બધા રહી જવાના ન હોય? કોઇ રાજા રજવાડામાં જેટલી પુછપરછ અત્યારના જમાનામાં નહિ થતી હોય તેટલી-બલ્કે તેથી પણ વિશેષ-તે સમયમાં મારે માટે થતી. મારા બાપુને તેમજ મારી માતાને એક જબરી મુસ્કેલી થઇ પડેલી. કોને ના પાડવી. અને કોનું નાળિએર સ્વીકારવું એ એક મોટો સવાલ થઇ પડેલો. છેવટે કેટલીક લાગ વગને અંગે મારૂં ભાવી કમલા સાથે જોડાયું. કમલા જરા ઘઉંવર્ણી હશે, અને કેળવણીમાં વખતે ડાબા હાથનો પહેલો નંબર હશે, બાકી કંઇ વાંધા જેવું નથી! એ એક આદર્શ ગૃહિણી છે તેમ જ આદર્શ માતા પણ છે.

જ્યારે હું અઢી વર્ષનો હતો ત્યારે એ લગભગ ત્રણેક વર્ષની હશે. અમારા સાસુજીને મન એમ કે કન્યાને વરાવીએ એટલે છુટીએ. વળી મારા જેવો જમાઇ મળતો હોય તો પછી શીદને રાહ જોવી!

ત્રણથી સાત વર્ષના ગાળામાં શા શા અનુભવો થાય તેનો મને ખ્યાલ નથી. આશા છે કે વાંચક તે બદલ દરગુજર કરશે. મારી મા કેટલીક વાર કહે છે કે જ્યારે હું ચાર પાંચ અને છ વર્ષનો હતો ત્યારે કમલાને કોઇ વખત અમારે ત્યાં જમવા તેડતાં, અને હું એની સાથેજ હઠ લેતો. જમવાની એના ભાણામાંથી પુરી લઇ નાસી જતો. મારા બાપુ તથા મારી મા તો આ બધું જોઇ જરૂર મલકાતા હશે! એમને તો એમજ લાગ્યું હશે કે હું કમલાને સતાવા માટેજ જનમ્યો છું!

મારા લગ્ન બાર અને તેરના ગાળામાં થયેલા. સાત વર્ષથી તે તેર સુધીમાં અનેક રમુજી બનાવો બન્યા હશે, પરંતુ એ બધા અહીં ટાંકવા બેસું તો "નાના મોંએ મોટી વાત" જેવું થાય. ગાંધીજી યા મુનશી જેવા પણ આપવીતી લખવા બેસે તો એવી ધૃષ્ટતા તો ન કરે. બધું થોડું સારૂં. અતિરેક થઇ જાય એ સારાને માટે ન હોય.

એ બધું ઠીક છે. પરંતુ લગ્નદિવસના કેટલાક પ્રસંગોનો ખ્યાલ મ્હારે આપવો પડશે. વરરાજાના ભભકભર્યા વેષમાં મારા ગોઠીઆઓ મને ઉત્સાહભેર નીહાળ્યા કરતા. પેલો જરીનો જામો અને ચીરો મારાથી આ જન્મમાં તો નહિ ભૂલાય. નાને માથે મોટી પાઘડી એ બધું અત્યારે હાસ્યાસ્પદ લાગે છે, પરંતુ તે વખતે તો બધા મને ધારી ધારીને જોતાં. મહોલ્લાની બધી બીઓ મારાં પરજ ન મોહી પડી હોય!

વરરાજાનો ઘોડો આવ્યો અને મારા મામાએ મને ઉપાડીને ઘોડે બેસાર્યો. વરઘોડો ઉપડ્યો અને ઠાઠમાઠથી કમલાને ઘેર આવી પહોંચ્યો. આ નાનકડા વરને ઘોડેથી તેડીને ઉતાર્યો ત્યારે ઠેકાણું પડ્યું.

ગોર મહારાજ આવ્યા અને '.સમોરતમ્ શુભલગ્નમ્' વગેરે વગેરે બધું શાસ્ત્ર ભણાઇ ગયું. અહીં પણ કેટલાક આનંદ બીજાઓને મારી બાલીશતાને અંગે થએલો ખરો, પરંતુ એ બધું અત્યારે નહિ કહું. વળી વખત આવે બાળલગ્નનો ઇતિહાસ લખવા ધારૂં છું તો તેમાં સ્વજીવનની કંઇક ઝાંખી કરાવીશ!

પરણીને ઘેર આવ્યા પછી આમલો જેટલો આનંદપ્રદ કહી શકાય તેટલો લજ્જાવે તેવો છે. પ્રભુજાણે કેમ કમલા મારી પાસે આવતાં શરમાય યા અચકાય અને હું કમલા પાસે જતા શરમાતો.

## શ્રી. નાથીબાઇ વિદ્યાપીઠનાં નવાં સ્નાતિકા



સૌ. ગોદાવરી કેતકર.

બ્હેન સુમતિ ઠાકોર.
જી. એ. ની ડીગ્રી સાથે એમણે
ત્રણ ઇનામો મેળવ્યાં છે.

કુ. દ્રોપદી કેતકર.

શ્રી નાથીબાઇ મહિલા વિદ્યાપીઠ.



મુંબાઇમાં પદવીદાન સમારંભ.

Lohana Mitra Press, Baroda.

શરૂઆતમાં એક બે વખત આડકતરી રીતે અમારા ઉપર દબાણું પણ થયું હશે! વાંચક આમાં કંઇ બેઅદબી જેવું ના સમજતો. ગાંધીજી ભલે સ્વરાજ્યને માટે તત્પર થઇ ગયા હોય પરંતુ આપણો આમવર્ગ તો હજુ નિશ્ચિંત છે. તેર વર્ષનો હું અને સાડા તેર વર્ષની મારી કમલા એ વિચારે પણ ધ્રુજારી છુટે એવું છે.

એક બે વર્ષ એમ ને એમ વીતી ગયા. એ દિવસો બહુ ભારી ગયા કૌટુંબીક, વ્યવહારીક તેમજ દૂન્યવી અનેક બાબતોથી હું ગંકડાઇ ગયો, મારા જીવનના હાસ્યપ્રેરીત ઝરણાંઓ સુકાતાં ગયા અને કરૂણા રસજામતો ગયો.

× × × ×

અત્યારે સવારના સાતેક વાગ્યા હશે. શિયાળાના સાત એટલે હજુ પુરતુ અજવાળું નથી ઉઘડયું. મારો નાનો બાલુડો ખોળામાં સુતો સુતો ગેલ કર્યા કરે છે. અને હું અક્ષર ગણીતમાંથી કેટલાક પ્રોબ્લેમ્સો ગણું છું. બા તથા બાપુની ગેરહાજરીમાં હું બાબુને ન સંભાળુ તો કોણ સંભાળે? છઠ્ઠા ધોરણની પરીક્ષા નજીક આવી ગઇ છે. આવતે વર્ષ મેટ્રીકમાં આવીશું તેના વિચારો પણ અત્યારે કરી રહ્યો છું. પેલો બાબુ એના બાપુની વ્યથા શું સમજી શકે? અન્ય સંબંધીઓ ઘરની વાતો શું જાણે કે મારા પ્રત્યે કંઇ સહાનુભૂતિ ધરાવે? 'બાંધી મુઠી લાખની' એ રૂએ જેમ તેમ ઘરનું ખર્ચ બાપુના પૈસામાંથી ચાલી રહ્યું છે. નિર્દોષ કમલાને દીલના દર્દો કહે શા દહાડા વળે? બાપુ અભ્યાસ છોડી વ્યાપાર કરવા મુંબાઇ જવા કહી રહ્યા છે. આવા પરણાવ્યાના કોડ ન પુરા કર્યા હોત તો ન ચાલત?

× × × × ×

જેમ તેમ કરી કોલેજના પણ બે વર્ષો પુરા કર્યા. અત્યારે બી. એ.માં ટર્મ ભરી રહ્યો છું. રજામાં કમલા પાસે બે ત્રણ મહીના જાઉં છું. બાકી તો કોલેજની હોસ્ટેલમાં રહેવાનું અને કલબમાં જમવાનું. મારો અહીંનો ખર્ચ એક સારા ગ્રહસ્થ તરફથી નભી રહ્યો છે. બીજો શો રસ્તો થઇ શકે? બા તથા બાપુ એમની નગરશેઠાઇ ઉપરજ કેવળ નભી રહ્યા છે. કેવા દિવસો જોવા પડશે તે તો પ્રભુ જાણે! મારો બાબુ અત્યારે ચારપાંચેક વર્ષનો થયો હશે, અને મારી સરલા લગભગ આઠેક માસની હશે!

વાંચક! આટલેથી બધું સમજી જજે, કમલાએ તો લગભગ યુવાવસ્થા ગુમાવી દીધી છે એમ કહું તોપણ ચાલે. મારૂં પણ ટુંક સમયમાં એમજ થવાનું. દેશના ગૌરવમાં અમારા જેવા યુવક યુવતીઓ શો ફાળો આપી શકે! જેમ તેમ જીવનના ચાલીસ પચ્ચાસ વર્ષ પૂરા કરવાના અને છેવટે મરી છુટવાનું.

આ બધા બાળલગ્નના લ્હાવા નહિતો બીજું શું? મારી મા તો પેલા બાબુ પાછળજ ગાંડીગાંડી થઇ ગઇ છે. આખો દિવસ એને પૂછ્યા કરે, "બાબુ! તારે માટે વહુ લાવીશું? બોલ દીકરા કેવી લાવીશું!" બાપડો બાબુ શો જવાબ આપે!

મારી આ દશા ઉપર કોઇ ધ્યાન લાવશો? કોઇ દયા લાવી અશ્રુતો નજ સારતા! મારો અને કમલાનો સંસાર ઠીકઠીક ચાલી રહ્યો છે! પરંતુ એટલું કહીશ કે તમારા વ્હાલાં બાલુડાઓને આવા લ્હાવાના ભાગ્યશાળી નાજ બનાવતા! પ્રભુ! આર્ય માતપિતાઓને સારી બુદ્ધિ અર્પો એટલું જ! અસ્તુ!



વરાં કે નહિ–લગ્નનો પ્રકાર–છોકરાં હોય તો સ્ત્રીઓ કે પુત્રો છે તે તપાસવું પડે છે અને પુત્રીઓમાં પરણેલી કે કુંવારી તે પણ ધ્યાનમાં રાખવું પડે છે.

સ્ત્રી ધનની વ્યાખ્યા હવે તપાસીએ. શબ્દાર્થ પ્રમાણે, સ્ત્રીનું ધન તે સ્ત્રીધન. વ્યવહારમાં તેનો અર્થ આવો સ્હેલો નથી અને તેથી તેના બે વિભાગ પડયા. અત્યારે જે અર્થમાં સ્ત્રીધન વપરાય છે, તે અર્થમાં સમજવાને માટે આમ કહીએ તો ચાલેઃ–જે મીલકત ઉપર સ્ત્રી સ્વતંત્ર હક ધરાવે છે, અર્થાત જે મીલકતનો ઉપયોગ સ્ત્રી ધારે તેમ કરી શકે, તેવી મીલકત તે સ્ત્રીધન.

સ્ત્રીધનનો વિષય તપાસવા માટે સ્ત્રીઓના બે વર્ગ પાડવા પડે છેઃ–( ૧ ) કુટુમ્બમાં પરણેલી સ્ત્રીઓ જેમ કેઃ–વિધવા–માતા–દાદી વિગેરે. ( ૨ ) કુટુમ્બમાં જન્મેલી સ્ત્રીઓઃ–બ્હેન–પુત્રી વિગેરે. પહેલા વર્ગની સ્ત્રી જ્યારે સ્ત્રી તરીકે વારસામાં મીલકત મેળવે ત્યારે સ્ત્રી સ્ત્રીધન મેળવે છે એમ કહેવાય નહીં. પરંતુ બીજા વર્ગની સ્ત્રીને પોતાના જન્મ–કુટુમ્બમાંથી ગમે તે પ્રકારે મીલકત મળે, તો પણ તેની મીલકત સ્ત્રીધન ગણાય છે. આવી મીલકતના સ્ત્રીધન–વારસો જુદા હોય છે અને ઉત્તરવારસોને તે મીલકત મળતી નથી.

મનુ મહારાજ પ્રમાણે છ પ્રકારની મીલકત તે સ્ત્રીધન ગણાય છેઃ (અ) અધ્યગ્નિઃ–લગ્ન–વેદી સમક્ષ જે મીલકત–બક્ષીસ અથવા બીજી રીતે મળી હોય તે. લગ્નની સાક્ષી રૂપ વેદી ઉપર અગ્નિ સમક્ષ કન્યાને જે દાન અથવા બક્ષીસ આપવામાં આવે છે તે મીલકત. ( આ ) આધ્યાવાહનીકઃ–જ્યારે વર–વધુને કન્યાના પિતાને ઘેરથી સાસરે લઇ જવામાં આવે છે, તે વખતે જે મીલકત મળી હોય તે. આની અંદર નીચે જણાવેલી મીલકતોનો પણ સમાવેશ થાય છેઃ–સાસરે જાય ત્યાં સુધીમાં બક્ષીસ મળી હોય તે–પહેરામણીમાં મળેલી મીલકત–વિ. ( ઇ ) પ્રીતિદત્તઃ–સાસુ અથવા સસરા તરફથી પ્રીતિમાં મળેલી મીલકત. પાદ વંદનીકઃ—લગ્ન પછી પ્રણામ કરતી વખતે, મુરબ્બીઓ તરફથી મળેલી ભેટ. (ઈ) પિતા તરફથી મળેલી બક્ષીસ. (ઉ) માતા તરફથી મળેલી બક્ષીસ. (ઊ) ભ્રાતા તરફથી મળેલી બક્ષીસ.

બધા ટીકાકારો સર્વાનુમતે એમ માને છે કે ઉપર જણાવેલા છ પ્રકારથી બધી જાતનાં સ્ત્રીધનનો સમાવેશ થતો નથી. ફકત તે દાર્શનીકજ છે.

વિષ્ણુ મહારાજ નીચે જણાવેલી મીલકતનો ઉમેરો કરે છેઃ—( ૧ ) આધિવેદનીકઃ–જ્યારે બીજી સ્ત્રી પરણે, ત્યારે પતિ તરફથી પ્રથમ પત્નીને મળેલી બક્ષીસ. આ જાતના સ્ત્રીધન ઉપર, સોક–વિધવા કરતાં તેના દિયર અથવા ભત્રીજાનો પ્રથમ હક રહે છે. ( ૨ ) અન્વાધેયકઃ–સ્ત્રીને, લગ્ન પછી, પોતાના શ્વસુર અથવા માતૃપક્ષ તરફથી જે બક્ષીસ મળે તે. આ સ્ત્રીધનમાં બન્ને પક્ષ તરફથી, લગ્ન પછી, મળેલી મીલકતનો સમાવેશ થાય છે. ( ૩ ) શુલ્ક–જુદા જુદા પ્રદેશમાં આનો જુદો જુદો અર્થ થાય છે. પરંતુ આપણા ગુજરાતમાં, શુલ્કનો અર્થ પલ્લુ તથા મધુપર્ક કરે છે. ઘરવખરાના વપરાસની ચીજો જેવી કે ઘરઉપયોગના વાસણો–ગાય, ભેંસ, બળદ–વિગેરેના બદલામાં જે રકમ આપવામાં આવે તેમનો પણ સમાવેશ થાય છે. ( ૪ ) પુત્ર અથવા બીજા સગા તરફથી મળેલું પ્રીતિદાન.

કાત્યાયનની અધ્યાગ્નિ અને આધ્યાવાહનીકની વ્યાખ્યા જરા વિસ્તૃત છે. તેમાં બહારના માણસોની બક્ષીસનો પણ સમાવેશ થઇ જાય છે. પરંતુ કાત્યાયન મુનીની વ્યાખ્યા

બધી શાખાઓએ સ્વીકારી છે, અને તેથી આપણા ગુજરાતમાં પણ તેજ વ્યાખ્યા પ્રચલિત છે. પરંતુ તેમના કહેવા પ્રમાણે, જો કોઇ સ્ત્રી પરણ્યા પછી અને પતિની હયાતિમાં બહારના માણસો પાસેથી બક્ષીસમાં મીલકત મેળવે અથવા કામકાજ કરીને પણ મેળવે, તો તેવી મીલકત ઉપર સ્ત્રીનો વપરાશ માટે સંકુચિત હક રહે છે. તેવી મીલકત ઉપર પતિનો પ્રધાન સ્વર રહે છે. કુંવારી સ્થિતિમાં અથવા વૈધવ્ય સ્થિતિમાં મેળવેલી મીલકતનો એમાં સમાવેશ થતો નથી, એ ધ્યાનમાં રાખવાનું છે.

યાજ્ઞવલ્કય મૃતીની આપેલી વ્યાખ્યા હવે તપાસીએઃ લગ્ન વેદી ઉપર અગ્નિની સાન્નિધ્યમાં, પિતા–માતા–પતિ અથવા ભ્રાતા તરફથી મળેલ બક્ષીસ; અથવા બીજી સ્ત્રી પરણતી વખતે પતિ તરફથી મળેલી બક્ષીસ–આદિ ( અર્થાત, વિગેરે )–આ પ્રમાણે એમણે વ્યાખ્યા કરી છે. આ વ્યાખ્યામાં ' આદિ ' શબ્દ વાપરેલો છે તે ખાસ ધ્યાનમાં રાખવાનો છે કારણ તે શબ્દ ઉપર ઘણો વિવાદ થએલો છે.

હવે આપણે ટીકાકારોની વ્યાખ્યા તપાસીએ. ટીકાકારોની વ્યાખ્યાજ ઉપયોગી છે કારણ કે ટીકાકારોની વ્યાખ્યા પ્રમાણેજ સ્મૃતિનો અર્થ કરવો. ન્યાયાધીશ પોતાની મરજી પ્રમાણે અર્થ કરી શકે નહીં.

સર્વ ટીકાકારોમાં વિજ્ઞાનેશ્વરની ટીકા અગ્રસ્થાન ધરાવે છે. એમના પ્રમાણે નીચે જણાવેલી વ્યાખ્યા છેઃ— સ્ત્રીધન " એટલે– પિતાએ–માતાએ–પતિએ–ભ્રાતાએ આપેલું ધન; લગ્ન–વેદી ઉપર અગ્નિની સાન્નિધ્યમાં મામાએ આપેલી બક્ષીસ; બીજી સ્ત્રી કરતી વખતે પતિએ આપેલી બક્ષીસ; ' આદ્ય ' એટલે નીચે જણાવેલા પ્રકારથી મળેલી મીલકતઃ (૧) વારસામાં. (૨) વેચાણથી. (૩) વહેંચણમાં. (૪) વિરૂધ કબજાથી ( adverse possession ) (૫) જડેલી મીલકત.

આવી બધી જાતની મીલકત સ્ત્રીધન ગણાય છે. આ વ્યાખ્યા તપાસતાં એમ જણાય છે કે વિજ્ઞાનેશ્વરે, યાજ્ઞવલ્કયની વ્યાખ્યા ગ્રાહ્ય કરી, ' આદ્ય ' શબ્દમાં પાંચ જાતની મીલકતનો સમાવેશ કર્યો છે. પરંતુ સને ૧૯૧૨ માં પ્રીવી કાઉન્સીલે એક કેસમાં ચુકાદો આપતાં, વિજ્ઞાનેશ્વરની વ્યાખ્યામાં ' આદ્ય ' નો વિસ્તાર પૂરેપૂરો સ્વીકાર્યો નથી. પ્રિવી કાઉન્સીલના વિચાર પ્રમાણે, વારસામાં અને વહેંચણમાં મળેલી મીલકત, તે સ્ત્રીના સ્ત્રીધન–વારસોને મળે નહીં. પરંતુ આપણા ગુજરાતના પ્રદેશમાં તે સ્થિતિમાં પણ ફેર પડે છે. જો બ્હેન અથવા પુત્રીને વારસામાં મીલકત મળે તો તે સ્ત્રીધન ગણાય અને સ્ત્રીધન–વારસદારને મળે. પત્ની–માતા અથવા વિધવા, અથવા દાદીને વહેંચણમાં અથવા ધણીના વારસામાં, મળે તો તે ઉત્તરવારસોને મળે. આ ફેર ઉપરથી આપણે ત્યાં સ્ત્રીધનના બે વિભાગ પડયા. હવે તો હિંદુ કાયદો ઇંગ્લીશ કોર્ટે લખ્યો તે પ્રમાણે થયો છે, એટલે એને અંગ્રેજી વિશેષણો લાગુ થઇ ગયાં છે. તે બે વિભાગનું નામઃ— ટેકનીકલ (technical) સ્ત્રીધન અને (૨) નૉન–ટેકનીકલ ( non–technical ) સ્ત્રીધન. આપણે આપણી ભાષામાં એને ' સત્ય–સ્ત્રીધન ' અને ' અસત્ય–સ્ત્રીધન ' એમ કહીશું. 'સત્ય–સ્ત્રીધન' અથવા ' પારિભાષીક–સ્ત્રીધન ' અર્થાત ટેકનીકલ સ્ત્રીધન એટલે જે ધન ઉપર દરેક સ્ત્રીને અમર્યાદીત હક રહે છે, અને પછી સ્ત્રીધન–વારસોને જાય છે તે. 'નૉન–ટેકનીકલ' અથવા 'અસત્ય–સ્ત્રીધન ' અથવા ' અપારિભાષીક–સ્ત્રીધન ' એટલે જે સ્ત્રીધન જુદા સ્ત્રીધન–વારસોને જાય નહીં પણ ઉત્તર–વારસોને જાય તે જાતનું સ્ત્રીધન. આ ફેરને લીધે સત્ય–સ્ત્રીધનમાંથી વહેંચણ અને પતિના વારસામાં મળેલી મીલકત ( કુટુમ્બમાં પરણેલી સ્ત્રીઓને માટેજ ) નીકળી જાય છે. ટુંકાણમાં આદ્ય

સ્મૃતિકારોએ જે મીલકતને સ્ત્રીધન તરીકે જણાવી છે, તેજ મીલકત સત્ય-સ્ત્રીધનના નામથી ઓળખાય છે. 'સત્ય-સ્ત્રીધન' અને 'અસત્ય-સ્ત્રીધન'ના વિભાગ, ખરૂં જોતાં વારસાઇ હક નક્કી કરવા પાડેલા છે. આ વિભાગ ફક્ત ગુજરાત, મુંબાઇ અને કોંકણ દેશમાંજ છે, બીજે નથી.

ઉપર જણાવ્યું છે કે ૧૯૧૨ માં પ્રીવી કાઉન્સીલે વિજ્ઞાનેશ્વરની વ્યાખ્યા પૂરેપૂરી કબુલ રાખી નથી. એક સ્ત્રી, પુરૂષની અથવા બીજી સ્ત્રીના મીલકત વારસામાં મેળવી શકે. કુટુમ્બમાં જન્મેલી સ્ત્રી આવી બન્ને જાતની મેળવેલી મીલકતને સત્ય-સ્ત્રીધન અથવા પારિભાષીક-સ્ત્રીધન ગણી શકે. પરંતુ કુટુમ્બમાં પરણેલી સ્ત્રી (જેવી કે દાદી-માતા-વિધવા) જો પતિ પાસેથી વારસામાં અથવા વહેંચણમાં મીલકત મેળવે તો તે સ્ત્રીધન ગણાય નહીં. આવી મીલકત તેના સ્ત્રીધન-વારસોને મળે નહીં પણ ઉત્તર-વારસોને મળે. પરંતુ જો એ સ્ત્રી બ્હેન અથવા પુત્રી હોય તો તે સ્ત્રીધન ગણાય અને સ્ત્રીધન-વારસોને મળે, તેમજ કોઇ સ્ત્રી પાસેથી વારસામાં મળે તો તે પણ સ્ત્રીધન ગણાય અને સ્ત્રીધન-વારસોનેજ મળે. આ ફક્ત મુંબાઇ અને ગુજરાતમાંજ છે.

હવે આપણે આવા પ્રકારના ધનના ખાસ તત્ત્વો તપાસીએ. હિંદુ સ્ત્રીને મીલકત મેળવવાના મૂળ ઘણાં છે. ખાસ કરીને નીચે જણાવેલાં:—

પ્રથમ આપણે સ્ત્રીના બે વિભાગ પાડીએ:—(૧) કુટુમ્બમાં જન્મેલી. (૨) કુટુમ્બમાં પરણેલી.

હવે મૂળ જોઇએ.

(૧) બક્ષીસમાં (૨) વારસામાં (૩) વહેંચણમાં (૪) આ મીલકતની બચત અને આવક (૫) સરકાર તરફથી અથવા કોઇના વીલમાંથી જે મીલકત ઉપરં સ્વતંત્ર માલકીના હક બક્ષ્યા હોય (૬) જાતમહેનતથી અથવા સ્વકલાકૌશલ્યથી (૭) વહેંચણના ભાગને બદલે, પત્ની અથવા વિધવાને જે મીલકત ભરણ પોષણ માટે આપવામાં આવી હોય તે (૮) ઉપર જણાવેલી મીલકતમાંથી વેચાણ લીધેલી મીલકત અથવા તેનાથી થએલો વધારો (૯) વિરૂદ્ધ કબજાથી (adverse possession) (૧૦) લગ્ન-ભેટ અથવા યૌતક અર્થાત (ક) અધ્યાગ્નિક (ખ) આધિવેદનીક (ગ) શુલ્ક અથવા પલ્લુ, મધુપર્ક વિ. (૧૧) અયૌતક અર્થાત. (ક) અન્વાધેય. (ખ) આધિવેદનીક. (ગ) સૌદાયિક.

આ પ્રમાણે અગીઆર પ્રકારથી સ્ત્રીધન મેળવી શકે, તેને સાધારણ શબ્દમાં સ્ત્રીધન કહે છે. એમાંથી સત્ય-સ્ત્રીધન કયું તે નક્કી કરવાનીચે જણાવેલી સ્થિતિ જાણી, નક્કી કરવી જોઇએ:—

જે પ્રકારથી ધનપ્રાપ્તિ થઇ હોય તેનો પ્રકાર. (૨) ધન મેળવનાર સ્ત્રીની સ્થિતિ એટલે કે-કૌમાર અવસ્થા કે સૌભાગ્ય અવસ્થા કે વિધવા અવસ્થા. અને (૩) કયા દેશની સ્ત્રી.

આવા વિભાગ પાડવાનાં મુખ્ય કારણ એ છે. ધનના અને સ્ત્રીના પ્રકાર ઉપર તેના વારસાઇ-નિયમ બંધાય છે અને સ્ત્રીના હક નક્કી થાય છે. સત્ય અથવા પારિભાષીક સ્ત્રીધનના વારસો જુદાજ હોય છે અને તે સ્ત્રીધન વારસો કહેવાય છે; જ્યારે અસત્ય સ્ત્રીધન તો ઉત્તરવારસોને જાય. ઉપર આપણે જોયું છે તેમ સત્ય સ્ત્રીધનનો આધાર સ્ત્રીની સ્થિતિ ઉપર રહે છે. આપણે ગુજરાત અને મુંબાઇમાં કુટુમ્બમાં જન્મેલી સ્ત્રીને ઘણાજ વિસ્તૃત હક છે.

જો સ્ત્રીને, તેના પતિ તરફથી અથવા તેના માતૃ અથવા શ્વશુર પક્ષમાંથી–તેની કૌમાર –સૌભાગ્ય કે વૈધવ્ય સ્થિતિમાં ભેટ અથવા બક્ષીસ મળ્યાં હોય અથવા વીલથી સ્વતંત્ર માલીકી હકથી મીલકત મળી હોય તો તે સત્ય–સ્ત્રીધન ગણાય છે. આવી રીતે જો અજાણ્યા માણસ તરફથી મળે તો પણ તે તેવુંજ સ્ત્રીધન ગણાય. જો આવી રીતે સ્થાવર મીલકત આપવામાં આવે–પણ તે સ્વતંત્ર માલીકી હકથી આપવામાં આવે–તો સ્થાવર મીલકત પણ પારિભાષીક સ્ત્રીધનજ ગણાય છે. જ્યારે વહેંચણ થાય ત્યારે, બધા સભ્યોની સંમતિથી કોઇ સ્થાવર મીલકત એક વિધવાને તેના ભરણ–પોષણ માટે સ્વતંત્ર માલીકી હકથી આપી દેવામાં આવે તો તે સ્ત્રીધન ગણાય. તેવીજ રીતે જો અમુક ઘરેણાં સ્વતંત્ર માલીકી હકથી આપી દેવામાં આવે તો તે પણ સ્ત્રીધન ગણાય. સૌદાયીક સ્ત્રીધન પણ સત્ય–સ્ત્રીધન ગણાય અને તેના ઉપર ત્રણે સ્થિતિ–કૌમાર–સૌભાગ્ય અને વૈધવ્યમાં–સ્વતંત્ર અને સર્વ હક રહે છે.

હવે ભરણ–પોષણની રકમને બદલે અથવા તેને માટે મીલકત આપવામાં આવે તેનો વિચાર કરીએ. કોઇ પણ સ્ત્રીને ભરણ–પોષણ માટે માસીક અથવા એવી રીતે મીલકત આપવામાં આવે તો, અને એવી રીતે અપાતી રકમ ચડી ગઇ હોય તો, અથવા એને માટે કોઇ ઉચક રકમ આપવામાં આવે તો, તે જાતની બધી મીલકત સત્ય–સ્ત્રીધન ગણાય છે. ભરણ–પોષણની ચડી ગએલી રકમ, તે સ્ત્રીના મૃત્યુ બાદ સ્ત્રીધન વારસોને જાય છે પણ તેના ઉત્તર–વારસોને જતી નથી. તેવીજ રીતે એવી સ્ત્રીધન મીલકતમાંથી નવી મીલકત ખરીદાય તો તે પણ સ્ત્રીધનજ ગણાય. તેવીજ રીતે જો સ્થાવર મીલકત આપવામાં આવી હોય, અને તે કરારનામાથી અથવા કોર્ટના હુકમનામાથી મળી હોય તો તેથી ફેર પડતો નથી.

સ્ત્રીધનની મદદથી મીલકત વધે તો તેવુંજ સ્ત્રીધન ગણાય છે. તેવીજ રીતે જો તેવી મીલકતની મદદથી નવી મીલકત ખરીદાય તો તે તેવીજ રીતે સ્ત્રીધન ગણાય. આવી રીતે સ્થાવર મીલકત ખરીદવામાં આવી હોય તો પણ તેનાથી હકમાં ફેર પડતો નથી. તેમજ જો કોઇ સ્ત્રી પોતાના સ્ત્રીધન જોડે બીજી મીલકતની અદલાબદલી કરે તો તેવી નવી મીલકત પણ સ્ત્રીધનજ ગણાય. તેમજ જો પોતાના સ્ત્રીધનમાંથી કોઇ મીલકત ગીરો લઇ પૈસા વ્યાજે આપે તો તે પણ સ્ત્રીધન રહે.

જો કોઇ પણ સ્ત્રી–ગમે તે અવસ્થામાં–વિરૂદ્ધ કબજાથી ( adverse possession ) મીલકત મેળવે તો તે સ્ત્રીધન ગણાય છે.

જાત મહેનત અને સ્વકલાકૌશલ્યથી મેળવેલી મીલકત સ્ત્રીધનજ ગણાય છે.

જો સમાધાનથી, પોતાના સ્ત્રીધન પ્રત્યેના કેટલાક હક જવા દઇ, મીલકત મેળવવામાં આવે તો તે સ્ત્રીધન ગણાય.

( ૧૮ ) હવે આપણે વારસામાં અને વહેંચણમાં મળેલી મીલકતનો વિચાર કરીશું. કોઇ સ્ત્રી, તેના પતિ અથવા પિતા અથવા પુત્ર તરફથી વારસામાં મીલકત મેળવે; તેમજ તેની માતા, પુત્રી વિ. તરફથી પણ મેળવે. જો કોઇ પણ સ્ત્રી તરફથી વારસામાં મેળવે તો તે સ્ત્રીધનજ ગણાય છે, તેમાં હવે વિવાદ અથવા શંકા જેવું રહ્યું નથી. તેવી મીલકતના તે બક્ષીસ કરી શકે, ગીરો અથવા મૉર્ટગેજ કરી શકે, અથવા વીલથી મરણ પછી ગમે તેને આપી શકે. અને જો વીલ કર્યા વગર તે મરણ પામે તો સ્ત્રીધન–વારસોને તે મીલકત જાય. જો મરદ તરફથી મિલકત મળે તો તેને માટે સ્ત્રીના બે વિભાગ પાડવા જોઇએ. ( ૧ )

કુટુમ્બમાં પરણવાથી દાખલ થએલી જેવી કે વિધવા-માતા-દાદી વિ. (૨) કુટુમ્બમાં જન્મેલી જેવી કે પુત્રી-બ્હેન-ભત્રીજી-ભાણેજ-કોઇ વિ. પહેલા વર્ગની સ્ત્રી ( પત્ની-વિધવા -માતા-વિ. ) ને વારસામાં મીલકત મળે તો સત્ય-સ્ત્રીધન ગણાય નહીં. એવી રીતે વારસામાં મળેલી મીલકત ઉપર તેમને સંકુચિત હક રહે છે; સત્ય-સ્ત્રીધનના બધા હક રહેતા નથી. તેમના મરણ પછી, તે મીલકત ઉત્તર-વારસોને જાય છે; સ્ત્રીધન-વારસોને મળે નહીં. જ્યારે બીજા વર્ગના સ્ત્રી (પુત્રી-બ્હેન-વિ.) ને પોતાના પિતાના કુટુમ્બમાંથી વારસામાં મળેલી મીલકત ઉપર સર્વ હક રહે છે. તે સત્ય-સ્ત્રીધન ગણાય અને મરજીમાં આવે તેમ વાપરી શકે. વહેંચણની બાબતમાં પણ તેજ પ્રમાણે છે. (અપૂર્ણ.)

## બૃહદ ગુજરાતના સ્ત્રીઓ.

ડૉ. પરમાનંદ કાપડીઆ એક લેખ "સૌરાષ્ટ" માં લખતાં કહે છે : "આપણા સ્ત્રીવર્ગની પછાત સ્થિતિનો સવિશેષ ખ્યાલ પરદેશ ફરતાં અને ત્યાં રહેતા આપણા ગુજરાતી માણસોને જોતાં આવે છે. આપણી સ્ત્રીઓ નાની બાબતોમાં પણ અતિ અસહાય અને પરાવલંબી હોય છે. કાગળ લખવો હોય, તાર કરવો હોય, ડાક્ટર બોલાવવો હોય, એક સ્થળેથી બીજે સ્થળે જવું હોય, શાક પાંદડું લાવવું હોય : આવી અનેક બાબતોમાં આપણી સ્ત્રી અન્યની મદદની અપેક્ષા કરતી અપંગની માફક કપાળે હાથ ટેકવી બેસી રહે છે. આ જાતની અસહાયતા દેશમાં રહેતાં આપણને બહુ સાલતી નથી કે આપણું ધ્યાન ખેંચતી નથી; કારણ કે આવી સહાય આપનાર દેશમાં સુલભ હોય છે. પણ આજ આ પરદેશ સાથે આવતાં વેદરૂપ જ બને છે. પરદેશથી ધણી માંદો હોવાનો તાર આવે પણ સથવારા વિના સ્ત્રી જઇ ન જ શકે, માંદો હોય પણ ડાકટરને બોલાવવા શી રીતે જવાય ? છોકરાંને અચાનક અકસ્માત થયો, પણ અકસ્માતના ઇલાજનું સ્ત્રીને ભાન હોય જ નહિ. ધણીની બહુ તાકીદની કાંઇ ચીઠી આવી પણ પોતાને વાંચતાં આવડતી જ ન હોય, ત્યાં શું થાય ? કોઇ અજાણ્યા માણસો, કાંઇ કામે ઘરમાં આવ્યા, પણ સ્ત્રી પરપુરૂષ સાથે બોલે શી રીતે શકે ? સ્ત્રીઓની આવી અસહાયતાને લીધે પરદેશીઓ તો ખાસ કરીને બહુ પ્રકારની હાડમારીઓ ભોગવે છે. આ હાડમારી દૂર કરવી હોય તો સ્ત્રીઓને છૂટથી હરતી ફરતી કરવી જોઇએ, ન જતી હોય તો ધકેલવી જોઇએ, તાર, ટપાલ ટ્રેન વગેરેની સામાન્ય માહિતીથી બને તેટલી વાકેફ કરવી જોઇએ એટલા પુરતું દરેક કન્યાને અને બને તો મોટી ઉમ્મરની સ્ત્રીને શિક્ષણ આપવું જ જોઇએ. પોતાને વતન તેને એકલી જતી આવતી કરવી જોઇએ, અને પોતાના ધંધાથી પણ પોતાની સ્ત્રીને સંપૂર્ણ માહીતગાર બનાવવી જોઇએ. દુનિયામાં જોખમ બીકણને છે; નિડરને જોખમ છેજ નહીં. આપણી સ્ત્રીઓ ડરપોક છે તેથી હરામખોરો તેનો લાભ લે છે. યુરોપની સ્ત્રીને કોઇ અડતું પણ નથી. પરદેશી ગુજરાતણમાં નિડરતાનો ગુણ ખુબ ખીલવવો જોઇએ અને કોઇ પણ આફતમાંથી માર્ગ કરી લેવાની તાકાત તેનામાં કેળવવી જોઇએ. પરદેશી ગુજરાતણને આંખો ઢાળી લાજ કાઢીને ચાલવું પાલવે નહીં. પરદેશ સાથે વ્યવહાર-વિસ્તાર ટકાવવાનો તેમજ વધારવાનો અત્યારના ગુજરાતીઓને મનોરથ હોય તો તેમણે પોતાની સહભાગિનીઓને સુશિક્ષિત, સ્વતંત્ર તેમ જ નિડર બનાવ્યે જ છુટકો છે.

# ગરવી ગુર્જર બાળ.

લેખક: રા. વાસુદેવ રામચંદ્ર શેલત, બી. એ.

( ગ્હાડ. )

પ્રિય ગરવી ગુર્જર બાળ રે,
સૌ ગુણીયલ છો સુરસાળ ! ધ્રુવ.

ચેતનભર તમ જીવન વલ્લરી,
શોભતી સૌમ્ય ઉજેશ;
ફોરમ નવકુલ ફાલની ફોરે,
વેરી સિંચત પ્રદેશ રે ! સૌ.

પ્રાણુપીયુ, પરમેશ્વર પ્રીતમ,
પુજીત પાવન પાદ;
ગૌરવભર ગૃહિણીપદ શોભી,
છો પ્રિય સર્વ સુજાત રે ! સૌ.

ધરરખુ ગૃહમંત્રી સમ શોભન,
હારક જીવન—કલેશ;
સુરસુંદરી ગુણગાન સ્તવે, તમ
આધીન ઇશ સુરેશ રે ! સૌ.

પુત્રી રૂપે પ્રિય પૂણ્ય પ્રદાયક,
બ્હેનડી, જીવન—ક્ષેમ !
માત સ્વરૂપ સુધારસસીંચક,
ધન્ય! અહો! તમ પ્રેમ રે! સૌ.

વિધવિધ કટુકટંકમય માનવ
જીવનવ્યોમ સુહાય;
સુખશાંતિસિંચક, અધિદેવી !
ત્યાં તમ એકલ સ્હાય રે ! સૌ.

પ્રેમલ અચલ શીયળવ્રતરક્ષક,
સિંહણશૌર્યસ્વરૂપ;
પરમ વિમલ ઉજ્વલ યશભાનુ,
તપતો તેજ અનૂપ રે ! સૌ.

પર પરમાર્થક જીવન અંકિત,
તમ ભૂતકાલ સુવેશ;
ઝળહળશે પરિપૂર્ણ પ્રફુલ્લિત,
ભાવિ વિષે સવિશેષ રે ! સૌ.

વંદન હો! પ્રોજ્વલપ્રિય જ્યોતિ!
વંદન બાલ રસાલ !
વંદન હો ! જગવંદ્ય વિભૂતિ !
જય! જય! હો કૃપાલ રે! સૌ.




## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

(૧) તીવ્ર સ્વરો માટે નીશાની કંઈ નથી.

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે **મ** = મ કોમળ સમજવો.

(૩) જે સપ્તકમાં ગાયન વગડતું હશે તેનાથી પાછલા સપ્તક (ખરજ અથવા મંદ) તેમજ આગલા સપ્તક ( ટીપ અથવા તાર ) નો સ્વર બતાવવા, ગાયનના અક્ષરની નીચે અનુક્રમે સ્હેજ પાછળ આગળ મુકવામાં આવશે. જેમકે: ભા (એટલે ખરજનો તીવ્ર ની) અને ભા ( એટલે ટીપનો તીવ્ર રે ) વગેરે. ની
રે

(૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નીશાની કરવામાં આવશે. જેમકે–ભા " ભીના–આમાં ' ભા ' પર તાલનો ઠેકો ગણવો.

(૫) ગાયનમાંના અક્ષરોને આ...ઈ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઇ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમાં મુકવામાં આવશે. જેમકે ભા...ભી ના ( એટલે કે ભા. આ. ભી. ના એમ સમજવું ).
મ પ મ મ

## કોયલ બ્હેની. ×

( શેરનો સુઓ કયારે આવશે રે...એ ઢાળ. )

રાગ ( તિલક કામોદના સુર ), તાલ–દાદરો ( ત્રણ તાલી )

વા" ... ગે ... વ ધા" ... ઇ વ ... સ" ત ... ની ... રે
ની સા રે ગ સા રે ગ મ ગ મ રે ગ મ ગ રે સા

કુ લ ડે ... ઉ ડે ... એ ની ... કો ર રે કો ય લ બ્હે ની
ની સા રે ગ સા રે ગ મ ગ મ રે ગ રે મ ગ રે સા ની

એ ... કે ... "કુ હુ" ... ક ર ... આ ... જ ... તું ... રે
ની સા રે ગ સા રે ગ મ ગ મ ગ રે ગ મ ગ રે સા

( બાકીની કડીઓ ઉપર પ્રમાણે વગાડવી. )

---

× આ રાસ સ્વ. બોટાદકરની ' રાસતરંગિણી ' નામના કાવ્યસંગ્રહમાંથી લીધો છે. આ "ગુણસુંદરી" કાર્યાલયમાંથી રૂ. ૦–૧૦–૦ ની કીંમતે મળી શકશે. પોસ્ટથી મંગાવનારે આઠ આનાની ટીકીટો બીડવી.




( રણાંગણમાં રાત્રિઃ અમા ને એના પિતા વિનાયકનો ભેટો. )

અમા–કોણ ? પિતાજી !

વિનાયક–ભખડેલ બેહયા ! મુસલાને ધણી કરતાંય નહિ અટકનારી તું મ્હને ' પિતાજી ' કહે છે ?

અમા–હીણા છળે મ્હારા નાથને હણ્યો, તોય ત્હમે તો મ્હારા પિતા. ને ત્હમારા પર પ્રભુ ન રૂઠે એટલા માટે તો પિતા, મ્હારા અનાથ રંડાપાનાં આંસુ હું ખાળી રાખું છું. વખાનાં કૈં કેટલાંય વર્ષોએ આજ આપણે આ રણાંગણે મળીએ છીએ, તો છેલ્લી વિદાયનાં વંદન કરૂં છું પિતાજી.

વિનાયક–કેમ, કયાં જવાની છે, અમા ? જે પર ત્હેં ત્હારૂં મલિન માળખું બાંધ્યું, તે ઝાડ તો કયારનુંય નિર્મૂળ થયું છે તો હવે કોને આશરે જનાર છે ?

અમા–કેમ ! મ્હારે પુત્ર છે ને.

વિનાયક–છટ્ ! જવાદે એને ! રૂધિર વડે આજેજ ધોવાયા પાતકના એ પરિણામ પર આંખનાં અશ્રી મા ઢોળ અમા. બીજે કયાંક જવું હોય તે વિચારી લે.

અમા–પિતાના પ્રેમ કરતાં તો મૃત્યુના બાર મોકળાં છે પિતાજી.

વિનાયક–હા, સાચેજ, સરિતાના સારાય મેલસંઘરતા સાગરશો કાળ પાતકને પી જાય છે. પણ અમા, તું કંઇ અબળડી ને અહિં- આંજ કંઇ નથી મરવાની. તો હવે તો તું, ત્હારી એમે ડહાઇ દારૂણ દુઃખ પામતાં ત્હારાં સગાંવ્હાલાંથી દૂર દૂર કોઇ એકાંતમાંનાં શિવાયતન શોધી લે; ને નીરાં નીરની ભાગિરથીમાં ત્રણ ત્રણવાર ન્હાયા કરી, પ્રભુનું નામ રટતાંજ સાયંપૂજાની છેક છેલ્લી ઘંટઘોષણા સુણ્યા કર કે–આંસુભીની આંખેજ ઉંઘી ગયા બાળપર પ્રેમથી જોઇ રહેતા પિતા પેઠ–મૃત્યુયે ત્હને મીઠી આંખે જૂએ, ને જાન્હવી જેમ કોક ખરી પડયા ફુલને પખાળી કરી સમું કરે ને જતન કરી પ્રવાહ સાથે પયોધિને ભેટ કરે તેમ ત્હનેય તે પરમશાન્તિમાં સ્થાપે.

અમા–પણ મ્હારો પુત્ર–

વિનાયક–ત્હને નહિં સંભારવા ત્હને ફરી કહું છું અમા. ને બીજી માવતર વિસ્મૃતિથી હવણાંજ જન્મ્યા નવાજ બાળક પેઠ ઓ બેટા, તું ફરીથી એકવાર ત્હારા પિતાના હાથમાં આવી જા.

અમા–જગત તો પિતા, મ્હને ઝાંય જેવું ભાસે છે, ને ત્હમારા શબ્દો હું સાંભળું છું તો ખરી, પણ ત્હેનો મ્હારા મન સાથે તો મેળ નથીજ ખાતો, તો મ્હને તો આમ એકલીજ રહેવા દો, પિતાજી. મ્હને હવે આપના નેહે નાથવા નહિ મથશો પિતાજી,

કેમકે એ નેહબન્ધે તો મ્હારા નાથનાં શોણ પીધાં છે.

વિનાયક–અરે, ખરી પડ્યું એકેક્ય ફુલ માવતર થી મૂળ શાખને તો પાછું નથીજ મળતું !

'પણ અમા, ત્હારા ધર્મના પરણેત જીવાજીને હાથથી ત્હને ઝુંટવી જનાર તે જાલિમને તું 'પતિ' કેમ કહી શકે છે.? અરે ! તે રાત તો ભુલી ભુલાતીજ નથી. મુહુર્તવેળાવહી જતી હતી, ને હમે સૌ લગ્નમંડપે વરની વાટ આતુરતાથી જોઇ રહ્યા હતા. એટલામાં તો દૂર દૂરથી ઝગતી દીપમાલ દીઠી, ને પછી તો જાંદરણીના મંગલની હલકે હવામાં તરવરી. હમેય બધા ગાજી ઉઠયા, ને સુંદરીઓએ શંખ ફુંક્યા. ને જોતજોતામાં તો જાન આવી નજરે ઉભી. પણ 'જીવાજી ક્યાં છે?' 'જીવાજી ક્યાં છે?' કરી તપાસ કરતાં તો પાલખીઓમાંથી ધરોપટ સશસ્ત્ર સૈનિકો નીકળી પડયા. ને શું થયું તે હમે જાણીએ તે પ્હેલાં તો ત્હને ઉંચકી સૌ કોણ જાણે ક્યાંયે છૂ થઇ ગયા.

ત્યારપછી થોડીવારે જીવાજી આવ્યો ને હમે જાણ્યું કે એને વિજાપુરના મુસલમાન સુબાએ માર્ગમાં ઘેર્યો હતો. તેજ રાતે અમા, મ્હેં ને જીવાજીએ લગ્નવેદીના વસંતેવની શાખે, એ મુસલ્લાને જાનથી ઠાર કરવાનાં આકરાં પણ લીધાં'તાં, તે આજ કે કેટલાય વર્ષોએ હમારી તે પવિત્ર પ્રતિજ્ઞા પાર પડે છે. આમ અમા, આ સંગ્રામમાંજ પંચત્વ પામ્યા જીવાજીનો અંગેય આત્માજ ત્હારો પતિ થવાને ખરો અધિકારી છે.

અમા–મ્હારા આ કૃત્યે મ્હેં આપના કુલાચારને કદાચ અવગણ્યા કે કલંક્યા હશે, પણ મ્હારી ઓમદત્તા તો મહોજ્વલત રહી છે પિતાજી, કેમકે મ્હારા પુત્રના પિતાને મ્હેં પૂરો ચાહ્યો છે.

'મ્હને યાદ છે કે એજ રાતે મ્હને બે સંદેશ મળ્યા હતા. એક ત્હમારો, ને બીજો મ્હારી બાનો. ત્હમે કહાવ્યું'તું કે 'આ કટાર મોકલું છું. તો તે વડે એને ઠાર કરજે.' ને માએ કહાવ્યું'તું કે 'બેટા, મ્હારાં મોકલ્યાં વખ પી મ્હને વ્હાલી થજે.'

ગલિચ વાસનાથી જો અમા પિતાજી, દુષિત હોત તો ત્હમારાં બેયનાં વેણ મ્હેં કષ્ણુકાળ ના નકાર્યાં હોત પણ કંઇ કાળથી આ રગમાં વહેતા, પવનકાજના ભેદભાવને પલકમાં પલટો દેઇ દેતા એ પતિતપાવના પ્રેમદેવેજ મ્હને ઉંચકી એને દીધી, ને દેહ તો પછીજ દેવાયા હો પિતાજી.

એટલામાં અમાની માતા રમા આવે છે.

અમા–મ્હને આશા ન્હોતી કે ફરી મ્હારાં મા મ્હને મળશે ! ચરણરજ માથે લેવા દો મા.

રમા–હ...ટ ! દુષિત હાથે મ્હને અડીશ મા અમા.

અમા–આપના જેટલીજ હું પવિત્ર છું માતા.

રમા–જરા યાદ કર કે ત્હારું ગૌરવ ત્હેં કોને સોંપ્યું છે ?

અમા—મ્હારા પતિને, માતા.

રમા–પતિને !! એક બ્રાહ્મણ કન્યાનો મુસલ્લો પતિ ?

અમા–એવા તુચ્છકારને હું નથી ગણતી. મુસલમાન તોય મ્હારા પતિને કદિયે નહિ અવગણવાનું મ્હને અભિમાન છે માતા. જે પ્રભુ ત્હમારી પતિભક્તિનાં પુણ્યફળ ત્હમને દેશે, તેજ પ્રભુ ત્હમારી આ પુત્રીનેય સાચાં પત્નીત્વનાં ફળ દેવા તૈયારજ છે હો, મા.

રમા–શું તું સાચી પત્ની છે અમા !

અમા–હા, હું છું. માતાજી.

રમા–તો વણ પરણી પ્હાનીના પ્રાણનાથ શું તું કરી જાણે છે

અમા–હાસ્તો ! હું જાણું છું, કેમ !

રમા—એમ ! તો તો ચેતવા દે· ત્હારી મ્હેના અગ્નિ. ને જોઇ લે પેલું ત્હારા પતિનું પ્રેત.

અમા—એતો જીવાજી !

રમા-હા, જીવાજી. કર્યા કરારે ખરો પતિતો ત્હારો એજ...લગ્નદેવનો તે વારાનો અવસ્થા થયો વન્હિ, ફરી વીંટરી આજ ભુખારવો અગ્નિ બનશે, ને વાંધાવચકયાં તે ઉણાં લગ્નમંગલ આજ પૂરાં થશે.

વિનાયક-એ કશુંય સાંભળીશ નહિ બેટા, ને જવું હોય ત્યાં જા—ત્હારા પુત્ર પાસે તે રજરજોટયા ત્હારા માળખામાં. મ્હારી પ્રતિજ્ઞા પાળી આવા ક્રુર અંત તો મ્હે આણ્યા ! તો હવે ત્હારે કશુંય કરવાનું નથી રહ્યું હો.

( રમાને ) ને પ્રિયે, ત્હારેયે શોક વૃથા છે. ઝાડથી જમરાથથી ઉખેડેલી ડાળ જો કેવળ સુકાઇજ ગઇ હોત તો તો મ્હેં એને બળવા દીધી હોત, પણ પ્રિયે, ત્હેણે તો નવીજ ભોંયમાં મૂળ ઘાલી, જીવન જાળવી ફાલીફૂલી ફળ પણ આપ્યાં છે. તો જરાયે શોક વિના એને અહિંથી જવાદે, ને એનાં વ્હાલાંની રિતેજ એને રહેવા દે.

ને આપણે તો હવે જગના બધાય બંધ કાપી છૂટયાં છીએ, તો કોઇ શાન્ત એકાંત સ્થળે જઇ જીવનના અવશેષ ગુજારીએ.

રમા:-હું તૈયાર છું. પણ તે પ્હેલાં પ્રિય, આપણાં જીવનની ભોંયથી ફૂટેલ શરમ ને પાપના બધાય અંકુર પણ ભોંયભેગા થવાજ જોઇએ. દીકરીની એબ એતો માના ગૌરવને મ્હોટો ડાઘ છે નાથ. તે હીણી શરમ આજ રાત્રિએ બભૂકતા અગ્નિને તૃપ્ત કરશે, ને મ્હારી પુત્રીની રાખ પર એક સાચી પત્નીનું સ્મારક થાપશે.

અમા—માતા, જો બળાત્કારેજ જે મ્હારો પતિ નથી ત્હેની સાથે બળી મરવાની મ્હને ફરજ પાડશો તો મૃત્યુના અનંત અધિપના પાવન મંદિરને ગોઝારા કર્યાના માથે કોપ ઉતારશો હો.

રમા—ઠીક ઠીક ! સૈનિકો, ચાલો, ચેતાવો એ ચિતા, ને ફરીવળો એ અમાની આસપાસ.

અમા—પિ...તા !

વિનાયક—આવ, બેટા, આવ. ઇશ્વરના અમીરી કાયદાના ખડક સાથ ભટકાઇ ભૂકકા થતા તરંગશા સૌ એ માનવમઢયા કાયદાઓ કેવળ વજૂદવનાના છે. અમા, જા, ત્હારા પુત્રને લેઇ આવ. આપણે બધાય ભેળાં રહીશું. પ્રભુપ્રેર્યા પાવસ પેઠે પિતૃપ્રેમના અકળ પ્રવાહ વણુવમાસ્યા વહીજ રહે છે. ( અમા જવા માંડે છે. )

રમા—ક્યાં જાય છે અમા ? પાછી વળ. સૈનિકો, સ્વર્ગે સિધાવ્યા ત્હમારા સ્વામીને વફાદાર રહેતાં રખે પગ પરઠતા. ત્હમારી પવિત્રમાં પવિત્ર ને છેલ્લેવેલ્લી ફરજ આટલીજ છે.

( સૌ સૈનિક ફરી વળે છે. )

અમા—પિ...તા !

વિનાયક—હઠો, છોડી દો સૌ એને. એ મ્હારી પુત્રી છે.

સૈનિકો—એ હમારા રાજાની વિધવા છે.

વિનાયક—મુસલમાન તોય એનો પતિ પૂરો ધર્મિષ્ટ હતો.

રમા—અરે સૈનિકો આ બૂઢ્ઢાને પણ પકડી રાખો.

અમા—ચાલો, આવી જાઓ· ઓ નમેર માતા ! ને ત્હમેય આવો, ઓ પંઢ શા સૈનિકો ! ને જોઇ લો કે મૃત્યુ તથા પ્રેમની સ્વતંત્રતાએ હું કેવી જીતું છું.

---

* કવિવર ટાગોરના The Fugitiveના મ્હારા અપ્રસિદ્ધ અનુવાદમાંથી.



# વિધવાની હાય.

લેખક : શા. શિથિલ.

પ્રથમતો મને આ 'વિધવા' શબ્દજ કડવો લાગે છે. વિધવા એટલે જેનો ધણી મરી ગયો હોય તે. પણ આપણા સંસારમાં સ્ત્રીને ધણીના મૃત્યુ સાથે, આખો સંસાર મરેલો છે. સર્વ તેને શૂન્ય ભાસે છે. સંસારની પરિપૂર્ણતાઓ તેને માટે નકામી છે. તેને તો દુનીયામાં જીવતા જહન્નમમાં વિચરવાનું છે. તેના ધણીના મૃત્યુ સાથે તેના વૈભવ અને વિલાસને સદંતર દેશવટો દેવાનો. તેનાથી વિનોદ ન થાય. તેનાથી સારાં લુગડાં ન પહેરાય. તેનાથી ખુલ્લે મોઢે વાત ન થાય. તેનાથી ચોપડીઓ ન વંચાય. તેના દર્શન પાપરૂપ થાય. તેનાથી ઠાકોરજી પણ અભડાય. તેનાથી સર્વ લોક નાસે. સર્વથી તે નિંદ્ય છે, સર્વની તે ત્યાજ્ય છે. સર્વ તેને તિરસ્કારે છે. તેનો શબ્દ કોણ સુણે!' પતિવ્રતાની આલબેલ પોકારનાર સજ્જનોને તેનું નામ દીધે પ્રાયશ્ચિત કરાવવાં પડે. તેની ઉમ્મર ગમે તેટલી હોય પણ વિધવા એટલે વિધવાજ.

આપણા સંસારમાં વિધવાની દશાથી દેવો પણ ત્રાસી ઉઠે તો તેમના આર્તનાદથી પૃથ્વી રસાતળ કેમ નહિ જતી હોય! તેમના આંસું શું પરમેશ્વરને વ્હારે ધાવા ઉદ્યુક્ત કરવા સમર્થ નથી! તેમની હાય આખા હિંદને શિર છે. તેમનું કકળાણ દેશને કલંકરૂપ છે. તેમની એકેક આંતરડીમાંથી નીકળતી હૃદયચીસ દિગ્પાલોને ડોલાવવા સમર્થ છે. પણ આપણો સમાજ હજુ નિંદમાંથી નથી જાગ્યો. છુટા છવાયા આ દિશામાં પ્રયત્ન થાય છે પણ એ તો સાગરમાં એક બિંદુ માફક. આખીય જનતા માર્ગ ભૂલી છે. પુરાણા સંસ્કૃતિનાં કેટલાંક તત્ત્વો છોડી દઇ નવાનું પુરાપણું તેમનાથી નથી સંધાતું. સમયના પ્રવાહ સાથે તેના આંદોલનો ઝીલવા આપણે અસમર્થ નીવડયા છીએ. મોજ શોખ આપણે ઇચ્છીએ પણ તેથી નીપજતાં પરિણામથી કંટાળીએ. આ, વિકટ પ્રશ્ન છે. કેટલાક આ પ્રશ્ન પાછળ થોડીક મજલ કાપી વીરમી ગયા છે. હજુએ આ 'વિધવા' રૂપી કાળી ટીલી ક્યારે ધોવાશે? પ્રભો! હજુયે એ કલંક ત્યાં વિદ્યમાન છે. ત્યાંથી પ્રસરતા કાળાં વાદળ આપણા માર્ગને ઘેરી લે છે: આપણા સમાજના એક અંગની જ્યાં અધોગતિ છે ત્યાં ઉન્નતિના વિચાર શા! સર્વ સાફ કર્યા પછી જ આગળ જવાય.

આપણી આગળ વિધવાનો પ્રશ્ન ખડો છે. એમની આ હાલત શાથી અને કેવી રીતે થઇ તે આપણે જોઇએ. સડો ક્યાં છે તે નિરખીએ. સુધારો ક્યાં જરૂરનો છે તે વિચારીએ. કયા વિચારો, કઇ પર્યેષણા, કયાં આસ્વાદનો આપણને સીધો રસ્તો બતાવશે? જેણે વિધવાનું દુઃખ જોયું હોય, તેમનો

હૃદય–આર્તનાદ સૂણ્યો હોય તેજ તેમની સ્થિતિ કલ્પી શકે. તેમનાં અંતર માપવાની આપણામાં આવડત જોઇએ. તેમના દુઃખે દાઝવાની આપણામાં સહાનુભૂતિ જોઇએ. તેમના દુઃખ નિવારણ કરવા કટિબદ્ધ થવાની આપણામાં ધગશ જોઇએ, આપણા હૃદયમાં તેમના આક્રંદનો પ્રતિઘોષ થવો જોઇએ. કયે રસ્તે તેઓ વધારે સુખી થઇ શકે તે જાણવાની આપણામાં બુદ્ધિગ્રાહ્યતા જોઇએ. તેઓ પોતાની જાતને કયે રસ્તે દોરવા માગે છે; સમાજ તેમના એ કાર્યને કેવી રીતે મદદ કરી શકે; તેમના એ વિચારો માટે આપણે કેટલા જુમ્મેદાર છીએ; અને તેમના દુઃખ નિવારણ માટે આપણી કેટલી ફરજ છે તે જાણવાની જરૂર છે.

હું તો એમ માનું છું કે મુખ્ય ભાગે તો સ્ત્રીઓ જ આ વાતનો સરળ અને સુગમ નિકાલ લાવી શકે, આ લખતાં ગોવરધનરામની કડીઓ મગજમાં ઝણઝણી રહી છે.

'મુજ જેવું વૃત્ત ઘણાંકનું સુણશો પૂછયે આ દેશમાં,
પરદેશી સજ્જન હિંદુઓ ગાળેજ જીવન કલેશમાં."

આ પંક્તિઓ આબાદ રીતે આખા હિંદુ સમાજનું ચિત્ર આબેહુબ ખડું કરે છે. તે સાથે આપણી અજ્ઞાનતા, પામરતા તથા, અધોગતિ પણ સૂચવે છે. પ્રાયઃ સ્ત્રીવર્ગ સદંતર દુઃખીજ લાગે છે. પછી ભલે કેટલાંક પૈસાના તોરમાં પોતાની જાતને સુખી માને સ્ત્રીવર્ગ પ્રાયઃ અભણ હોય છે. તેમની અભણતા જ મુખ્યત્વે તેમને દુઃખના દરિયાવમાં ધકેલી દે છે. જુના વિચારને પકડી તેઓ નથી બેસતા. જુનું તજવા તૈયાર છે પણ નવીનતા તરફ જતાં તેઓ અચકાય છે. અધવચ થોભે છે અને આવી ડાળાડોળ સ્થિતિમાં જીવન વ્યતીત કરે છે. 'ફેશન' તેમને વ્હાલી છે પણ તે સાથે જકડાયલા બીજા સુધારા ગ્રહવામાં તેઓ મંદ રહે છે, બહારની દુનીઆનો ઝાઝો અનુભવ ન હોઇ તેઓ અજ્ઞાનના ઉંડા ગર્તામાં સડયા કરે છે. તેમને ઝાઝું જ્ઞાન નથી એ વાત તો ખરી પણ તે મેળવવા ઉત્સુકતા પણ નથી. આ બાબતમાં દોષ તેમનો પોતાનો નથી. જ્યાં દશ કે બાર વર્ષે પરણાવવાની વાતો થાય ત્યાં એ *જાણી પણ શું શકે ? કંઇક જ્ઞાન હોય તો* તે તેના ગૃહજીવનમાં અધવિકસ્યા વિકાસ સાથે નાશ પામે. આ વિષે પછીના ભાગમાં ચર્ચાશે. આ ઉણપ કે ઉનતાથી ઝાઝું નુકશાન નથી. કેટલાંક રસિક યુવકોનાં જીવન શુષ્ક જતાં હશે પણ તે તો એમજ ચાલે. પુરૂષ વર્ગ કંઇક આગળ ધપ્યો લાગે છે. પણ પાંખ વગર તે અશકત છે. સ્ત્રીની સહાયતા વગર તે આથડે છે.

આ પ્રમાણે ને આની હિંદુસમાજની સામાન્ય સ્થિતિ. આપણે આપણી બાળાઓને વ્હાલથી હુલાવી લાડ કરીએ; તેમના શબ્દે આપણે રાચીયે; તેમના આનંદે આપણ આનંદીયે. તેમના કાલાયેલા ઉત્સાહોમાં આપણો ઉત્સાહ છે. તેમના સુખમાં આપણું જીવન છે. તેમને સારી કેળવણી આપવી એ આપણી ફરજ છે એમ આપણે જાણીયે છીએ. ગૃહકાર્યમાં તત્પરતા સાથે તેમનો વિકાસ સર્વગામી હોવો જોઇએ. તેને ગૃહદેવી બનાવવા માટે ગૃહદેવીની નમ્રતા ત્યા તત્પરતા તેનામાં આણવું જોઇએ. એને જ્ઞાન આપવામાં આપણને–પુરૂષવર્ગને ભગ્નોત્સાહ થયે ન પાલવે.

હાલમાંતો યુવાન પિતાઓ પોતાની છોકરીઓની ઝાઝી સંભાળ નથી રાખતા. ઘરનું કામ આવડયું એટલે પત્યું. નસીબમાં જે વર હેય તે મળે, નસીબ પર આધાર રાખી આ-

પણા સંસારે ઘુણું ગુમાવ્યું છે. અને હજુ કેટલું ગુમાવશે એ વિચારે આત્મા કકળી ઉઠે છે. આંખમાં શોચનીયતા પ્રસરે છે. આપણાં વ્હાલાં સંતાન માટે આપણને દરકાર નથી. રખેને કન્યાદાનનું ફળ જતું રહે એ બ્હીકથી આપણે છોકરીઓને નાની વયમાં પરણાવીએ. વર કેવો છે, રોગી કે નીરોગી, ભણેલો કે અભણ તે જાણવાની આપણને ફુરસદ નથી, કુલ કેવું છે, પૈસા છે કે નહિ તેનો ખ્યાલ માબાપને વધુ રહે છે. બાળલગ્નની પ્રથાએ હિંદના દુખતા પ્રજાત્માને કારી ઘા કર્યો છે. બાળલગ્નની પ્રથા દૂર કરવામાં આવે તો વિધવાનો આવો વિકટ પ્રશ્ન સહેજે સરળ થઇ જાય. બાળલગ્ન સાથે વૃદ્ધવિવાહનો પ્રશ્ન પણ વેચારવા જેવો છે.

આપણે છોકરીઓને વહેલી પરણાવી પુણ્યવાળા થવું છે તો તેના દુઃખમાં આપણે ભાગ કેમ નથી લેતા? એક કુલ સમી બાળાને એક વૃદ્ધ સાથે પરણાવવી. એથી ઘોર કર્મ બીજું કયું છે ! એક ખીલતા આત્માને આમ ડામી દેવા કરતાં વધુ શોચનીય શું છે ? આપણી જ્ઞાતિઓ બીજી સર્વ રીતે ખોટી ધાંધલ કરે છે, ત્યારે આ પ્રશ્ન હાથમાં કેમ ન લઇ શકે ? અમુક ઉમર પછી માણસે લગ્ન ન કરવાં અને જો તે કરવા ઇચ્છે તો તેના તે કાર્યમાં ન્યાત વિરોધ લાવે; આ સ્થિતિ આવે તો રસ્તો વળી વધુ સરળ બને. 'अपुत्रस्य गतिर्नास्ति' ॥ એ સૂત્રે આપણને દિશા ભુલાવી છે. મારો પૈસો કોણ વાપરશે એ હાયે મૃત્યુને મુખે ઉભેલા માણસો દીકરી વેચતા પિતાઓને મ્હોં માગ્યા પૈસા આપી પરણે છે. આવા પ્રશ્નો વિકટ છે. પણ આનો નિકાલ સમુદાય સમગ્ર રીતે થોડી મહેનતથી કરી શકે. માબાપ દુઃખી હોય, છોકરાને માટે પૈસા આપ્યા વગર કન્યા ન મળતી હોય ત્યારે તે કન્યા વેચે છે. આવે વખતે તેમને સારાસાર કે વિવેક અવિવેકનું ભાન નથી હોતું. છોકરીને તે ક્યાં દોરે છે એ ભાન તે ગોવાળને નથી હોતું. તે ખાડામાં પડે છે અને સાથે છોકરીને પણ ખેંચે છે. બન્નેની અધોગતિ થાય છે, સાથે સમાજની પણ ઓછી નહિ. આવા પરણનાર વૃદ્ધ માણસો પણ શું નહિ સમજતા હોય ! પૈસાએ શું તેમને દશા ભુલાવી હશે ! તેમનામાં એવી કઇ જીજ્ઞાસા છે કે જે તેમને આવા વિનાશક માર્ગે લઇ જાય છે. આપણા વાડાઓ તથા આપણી જ્ઞાતિઓ આવા પ્રશ્નો પર ધ્યાન નથી આપતા, આવા અત્યાચાર સામે આંખ આડા કાન ધરે છે.

આવા માણસોના પૈસા તેમને મુબારક હો! 'છોકરી એ પારકું ધન.' તેને યોગ્ય ઠેકાણે વળાવવી આપણી ફરજ છે. યોગ્ય સ્થળ એટલે પૈસોજ નહિ. બન્નેની ઉમ્મર વચ્ચે સાતથી વધારે વર્ષનો તફાવત ન હોવો જોઇએ. કેટલેક ઠેકાણે છોકરીના સાસરીયાંને પૈસા આપવા પડે છે. આ પણ એટલોજ નિંદ્ય રિવાજ છે. 'ભલે છોકરી કુંવારી રહે પણ હું આમ નહિ કરૂં.' 'ભલે હું ન્યાતબહાર રહું પણ મારાથી આ પાપ ન થાય' એવું કહેનાર અને એ પ્રમાણે કહી વર્તનાર આ જગતમાં વિરલાજ હોય.

આ બાળલગ્ન, વૃદ્ધલગ્ન કે પૈસા માટે તાણાતાણ ? વિધવા પ્રશ્નમાં આ ત્રણ ખાસ છે. જો આ ત્રણનો નિકાલ થઇ જાય તો આ 'વિધવા' પ્રશ્ન ક્વચિતજ ઉદ્દભવે. આમાં આપણી ધર્મઘેલછા, પોતાના સંતાનના હિત માટે જોઇતી દરકારીનો અભાવ, આપણામાં સમાજ સામે ઝુઝવાની અશક્તિ વગેરે કારણો છે. આ કારણો અભણતા દૂર થયે, એની મેળેજ દૂર થાય. આપણી સ્ત્રીઓ આમાં કારણભુત છે અને એના જ પરિણામ તેમને ભોગવવા પડે છે. સાર્વત્રિક

કેળવણીનો પ્રચાર થતાં ઘણો સમય થાય તે પહેલાં થોડોક શિક્ષિત વર્ગ જુદી પ્રથા કરી દાખલો કાં ન બેસાડે! પોતે મોટા અને કન્યા ઘણી નાની હોય અથવા પોતે નાનો હોય અને કન્યા મોટી હોય તો કોઇ પણ યુવક લગ્ન કરવાનું ના કહી શકે, પોતાના ઘરમાં એવું બનતું હોય તો પોતાના ભોગે તે અટકાવી શકે, અથવા કેટલાક સુજ્ઞ, ડાહ્યા અને કાર્ય-કુશળ માણસો જ્ઞાતિનું સુકાન હાથમાં લઇ કેટલાક માર્ગદર્શક નિયમો ઘડી તેને અમલમાં મૂકવા પહેલ કરે તો પણ આ પ્રશ્ન વધુ ઓછો વિકટ લાગે આ બાબતમાં જ્ઞાતિ એક મુખ્ય હથિયાર છે. જ્ઞાતિ ધારે તો દરેક ઠેકાણે સંસ્થાઓ સ્થાપી બાળલગ્ન અટકાવી શકે. પૈસાના અભાવે કેટલાક બે છોકરીઓ સાથે પરણાવે છે. તેમાંની કેટલીક સાવ નાની હોય છે. ખરેખર તેને 'ચોરી આગળ બાજઠ ઉપર ગોઠવેલી જોઇ કોની આંખમાં આંસુ ન આવે? બિચારી લગ્ન તે શું એ સમજતી નથી, સંસારનું તેને જ્ઞાન નથી, દુનિયાની માયાથી તે વિલુપ્ત છે, સંસારના વાયરા તેને નથી વાયા. તે તો ભોળી રમતી કુદતી નાની બાળા છે. તેને આ પ્રમાણે આપણે એકલવાયી કરી.

કોઇ પ્રશ્ન પૂછશે કે આપણા બાપદાદાના વખતમાં આવું કયાં નહોતું બનતું? કયાં તે વખતે આવી પ્રથાઓ ન હતી? તે વખતે આવા રિવાજો ન હતા? તે વખતે આવું બધું હતું પણ જીવન સારી રીતે કેમ ચાલતું હતું? પણ ભાઇ જરાં થોભો. તે વખતે તેમનાં જીવન સાદાં તથા ભોળાં હતાં. તેમના શરીર તેજસ્વી તથા પ્રાણવાન હતા. તેઓ નિર્માલ્ય નહોતા થયા. આપણે આપણું ગુમાવ્યું. પારકાની પાછળ મથી રહ્યા છીએ. મોજશોખ આપણી રગેરગમાં વ્યાપી ગયો છે. ફેશનનું ભૂત તો આપણી સાથ જડાયું છે, તે તો આપણું લોહી ચુસીનેજ છૂટે. આપણે પ્રજાની હસ્તિમાંથીયે નાબુદ થવાના અણી ઉપર છીયે. આપણા કાવા-દાવા તથા આપણા પ્રપંચ આપણી આડે આવે છે. આપણા શરીર તકલાદી બન્યાં છે. પણ આપણે યાદ રાખવું જોઇએ કે આપણા પૂર્વજો લગ્નની બાબતમાં સાવ વિવેકહીણ ન હતા. તેમનામાં વિવેક હતો, સારાસાર પારખવાની શક્તિ હતી. આપણે તો સર્વ ગુમાવ્યું. છતાંયે આપણી આંખ ઉઘડી નથી. કોણ જાણે કેટલાયે કાળના થેન આપણી આંખ પર ઢળ્યાં હશે!

## ગુજરાતી સ્ત્રીઓ માટે શિક્ષણ વર્ગો.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના ગીરગામ બેકરોડ ઉપર આવેલા અમરેલી હાઉસમાં દરરોજ રવિવાર સિવાય બપોરના ૨॥ થી ૫ વાગ્યા સુધી, ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, સંગીત, કટીંગ, સોઇંગ અને સાત વર્ષની અંદરના બાળકો માટે કિન્ડરગાર્ટન વર્ગો ચલાવ-વામાં આવે છે. કટીંગ, સોઇંગ સોમવાર અને ગુરૂવારે, પેન્ટીંગ વર્ક મંગળવારે તથા શુક્રવારે, ફેન્સીવર્ક અને શનિવારે ફ્લાવર કટીંગ વર્ક શીખવવામાં આવે છે. ઉપલા વર્ગોનો લાભ લેવા માટે કાંઇપણ ફી કે લવાજમ લેવામાં આવતું નથી. આ પ્રસંગે અમો દાનવીર સખી ગૃહ-સ્થો અને સન્નારીઓને ઉપલા ખાતાને મદદ કરવાને આગ્રહપૂર્વક અરજ કરીએ છીએ. મંડળને આવક ઘણીજ થોડી છે અને સઘળા ખાતાઓ નિભાવવાનો વિશેષ ખર્ચ છે.

# ઈનામી ઉખાણું.

સંપાદિકાઃ ગં. પુષ્પાવતી. છો. દેસાઈ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | ૧ | | ૨ | | | |
| | | ૩ | | ■ | ૪ | ૫ | | |
| | ૬ | | ■ | ૭ | ■ | ૮ | ૯ | |
| ૧૦ | | ■ | ૧૧ | ૧૨ | ૧૩ | ■ | ૧૪ | ૧૫ |
| | ■ | ૧૬ | | | | | ■ | |
| ૧૭ | ૧૮ | ■ | ૧૯ | | | ■ | ૨૦ | |
| | ૨૧ | ૨૨ | ■ | | ■ | ૨૩ | | |
| | | ૨૪ | ૨૫ | ■ | ૨૬ | | | |
| | | | ૨૭ | | | | | |

**આડા**—૧. ઇસ્લામનું તીર્થ સ્થળ. ૩. ભપકો. ૪. પૈસા. ૬. ઓછું. ૭. લક્ષ્મી. ૮. પ્રેમ. ૧૦. બાણ. ૧૧. થાક ઉતારનાર સ્થિતિ. ૧૪. એક પક્ષી–જીવડું. ૧૬. સર્વેન્દ્રિય ઉપર ધ્યાનાભ્યાસથી સંયમ મેળવનાર. ૧૭. અવાજ. ૧૯. બગડેલું; ખોડવાળું, ૨૦. ઝાડ. ૨૧. શ્રાદ્ધ કરવાનું પવિત્ર સ્થાન. ૨૩. હમણાં. ૨૪. આકાશ. ૨૬. ઓછું. ૨૭. લોટી.

**ઉભા**—૧. સાધુનું રહેઠાણ. ૨. હોડી. ૩. ઠેકાણું; વાસણ. ૫. દેવ. ૬. હાથ. ૯. મરઘી માટે બાળકો જે શબ્દ વાપરે છે તે. ૧૦. એક પક્ષી. ૧૧. હિંદના એક ગામનું નામ. ૧૨. એક યોગાભ્યાસી. (હિંદનો). ૧૩. સાધુઓની ઝુંપડીનો ઉપરિ. ૧૫. એક વાજીંત્ર. ૧૮. જગા ૨૦. સપાટી. ૨૨. વાહન. ૨૩. હિંમત. ૨૫. લડવૈયો; રસોયો. ૨૬ ગુજરાતનો એક પ્રાન્ત

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતોઃ

(૧) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૨) દરેક માહનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૩) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઇ પણ સવાલ-જવાબ કે પરિણામના વ્યાજબી ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ (૪) કાગળની એકજ બાજુએ ખાના પાડીને લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

## એપ્રીલ અંકના ઉખાણાની હરિફાઇનું પરિણામ.

આ ઉખાણાના કુલ ૫૬ જવાબો મળ્યા હતા, જેમાંથી ૨૭ જવાબો ખરા નીકળ્યા છે. એ ખરા જવાબો આપનારનાં નામ નીચે પ્રમાણે (દરેક નામ આગલ "શ્રીમતી" શબ્દ સમજી લેવો):—

રમણકાન્તા હરજીવન, કળાવતી નવનીતરાય, દેવુંબ્હેન ચાવડા, લીલાવતી અમીન, મણીબ્હેન જેઠાલાલ, ચંદનમણી નાનુભાઇ, મંજુદેવી પંડ્યા, રસિકમણી કસોટીઆ, હરદાગૌરી દવે, કાન્તા મધુભાઇ ઝવેરી, મણાગૌરી ઠાકર, પુષ્પાગૌરી ધીરજલાલ, મંછાબ્હેન રા. પટેલ, વિજયાગૌરી પરીખ, મલ્લિકા રાયજી, બચુબા ગોહેલ, પુષ્પાવતી મનુલાલ, સરયૂદા દિવટિયા, મંગલાગૌરી મ્હેતા, હીરાગૌરી જોશી, કળાવતી ત્રી. કોઠાવાળા, મનાબાઇ મ. રાજા, તારાગૌરી રામદાસ, લીલાવતી ભુ. કાપડીઆ, કુસુમલતા રમણીકલાલ, કસ્તુરલક્ષ્મી આચાર્ય, બાળાલક્ષ્મી.

આ જવાબોમાંથી એક ન્હાના બાળક પાસે ઉપડાવતાં તેમાંથી શ્રીમતી કળાવતી ત્રીકમદાસ કોઠાવાળાનું નામ નીકળ્યું છે, એટલે એ બ્હેનને "મસ્તફકીરની મસ્તી" નામે પુસ્તક ઇનામ તરીકે આપવાનું જાહેર કરીએ છીએ, જે તેમણે મંગાવી લેવું. એ ઉખાણું છાપતાં આડા નં. ૨૫ નો અર્થ ખોટો અપાયો હતો એટલે તપાસતાં તે સંબંધી થયલી ભુલ ધ્યાનમાં નથી લીધી. ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ—

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ૧ હું | ૨ ગ | ર | | ૩ શા | ૪ ર | ૫ દ | | |
| | ૬ જ | ગ | ત | | ૭ શ | | ૮ મ | ર | ૯ દ | |
| ૧૦ કુ | મ | ળી | | ૧૧ નિ | કું | ૧૨ જ | | ૧૩ દ | રા | ૧૪ જ |
| ૧૫ મં | ના | | | ૧૬ ખ | ત | મ | | | ૧૭ ખ | ત |
| ક | | ૧૮ શ | ૧૯ શિ | | લા | | ૨૦ કં | ૨૧ સ | | ન |
| | ૨૨ પ | રિ | ક્ષ | ક | | ૨૩ મં | દો | દ | રી | |
| ૨૪ ર | | ૨૫ ર | ણ | | ૨૬ પા | | ૨૭ ઇ | ન | | ૨૮ તુ |
| ૨૯ છ | ૩૦ ક | | | ૩૧ શો | ણિ | ૩૨ ત | | | ૩૩ લ | ત |
| ૩૪ આ | લ | ૩૫ મ | | ૩૬ ક | પ | રૂ | | ૩૭ લે | ખ | ક |
| | ૩૮ મ | ર | ૩૯ દ | | ત | | ૪૦ સુ | જ | નો | |
| | | ૪૧ વા | ર | સ | | ૪૨ દો | લં | ત | | |

કુપન– જુલાઇ ૧૯૨૭.

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે. તંત્રી, "ગુજરાતી સુંદરી".



# સમાલોચના.

**તારામંડળ:** સંગ્રાહકો: રા. આશાભાઇ ન. પટેલ અને રા. ચન્દ્રશંકર મ. ભટ્ટ. પ્રકાશક: શ્રી. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી. વડોદરા. મૂલ્ય: કાચું પૂઠું: ૦–૬–૦; પાકું પૂઠું: ૦–૯–૦.

ગુજરાતના બાળસાહિત્યને સમૃદ્ધ કરવામાં સંગ્રાહકોએ શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટીના બાળ-માસિક "બાળમિત્ર" દ્વારા સંગીન ફાળો આપ્યો છે. એ માસિકમાં પ્રકટ થયેલી કેટલીક બાળવાર્તાઓનો સંગ્રહ આ નાનકડા સુંદર પુસ્તકમાં થયો છે. એ બધીય વાર્તાઓ અને તેનાં ચિત્રો બાળકોને સ્હેજે ગમી જાય એવાં છે. એકે એક વાર્તા બાળસાહિત્યાકાશમાં ઝગઝગતા તારાની જેમ પ્રકાશે એવી છે અને પુસ્તકનું નામ સાર્થક કરે છે. સફાઈદાર મોટા ટાઇપ અને સુંદર છપાઇ વગેરે જોતાં મૂલ્ય નજીવું જ ગણાય. આવા અનેક સંગ્રહો સંગ્રાહકો પ્રકટ કરે અને બાળકોના આશીર્વાદ મેળવે એમ અમે ઇચ્છીએ છીએ.

**સત્યવીર શ્રદ્ધાનંદ:** સંપાદક: રા. ઝવેરચંદ મેઘાણી પ્રકાશક: "સૌરાષ્ટ્ર" મુદ્રણાલય, રાણપુર. મૂલ્ય: આઠ આના.

હિન્દુ ધર્મને માટે આત્માનું બલીદાન આપનાર એ મહાન ધર્મવીરની જીવનકથા તેમણે પોતે લખેલા આત્મ-વૃતાન્ત ઉપરથી ભાઇ મેઘાણીએ પોતાની લાક્ષણિક શૈલીમાં ગુજરાતી ભાષામાં આ પુસ્તકમાં ઉતારી છે. ઉપરાન્ત સ્વામીજીએ આર્યસમાજ અને હિન્દુત્વના ઉદ્ધારાર્થે તેમજ રાષ્ટ્રીય શિક્ષણ માટે આપેલા સંગીન ફાળાની ઝાંખી કરાવી છે. ભાઇ કકલભાઇ કોઠારીએ સ્વામીજીએ ટંકારામાં કહેલી 'રામાયણની રહસ્ય-કથા' ભાવવાહી ગુજરાતીમાં ઉતારી આ પુસ્તકના અંતમાં મુકી છે. સ્વામીજીના કેટલાક ફોટો-ચિત્રો પણ પુસ્તકને શોભાવે છે. આ નાનકડું પુસ્તક ટુંકામાં પણ અત્યંત આકર્ષક અને સુંદર રીતે સ્વામીજીના બોધપ્રદ જીવન પ્રસંગો રજુ કરે છે. પુસ્તકની સુંદર છપાઇ અને તેની રસીલી બાની જોતાં એની બેહજાર નકલો અત્યાર પ્હેલાં ઉપડી ગઇ હોય તો અમને નવાઇ નહિ લાગે.

**જવાલા:** સંપાદક: રા. છેલશંકર દ. વ્યાસ. પ્રકાશક: રા. ભરતલાલ વિ. ભટ્ટ, મુ. ટાણા, (શિહોર થઇને-કાઠિયાવાડ), મૂલ્ય: રૂ ૧–૪–૦ તેમજ પ્રકાશક: રા. હસનઅલી જાનમહમદ, તંત્રી "સૌરાષ્ટ્ર-મિત્ર." ("સૌરાષ્ટ્ર મિત્ર" ની પ્હેલા વર્ષની ભેટ તરીકે).

રઘુવંશી લોહાણા જ્ઞાતિના એક વીર યુવક સ્વ. ટપુભાઇ ત્રિભુવનદાસ વસાણીના અપ્રકટ લેખો-વાર્તાઓ વગેરેનો આ પુસ્તકમાં સંગ્રહ કરી સંપાદક અને પ્રકાશકે પોતાના એ મર્હુમ મિત્રને યોગ્ય શ્રદ્ધાંજલિ અર્પી છે. લખાણો કેટલેક અંશે અપરિપક્વ લાગશે છતાં વાંચનારને એમાં લેખકના હૃદયની જવાલાના દર્શન અચૂક થશે. એક વખતનો એ ભીમકાય યુવક ગરીબાઇની ચક્કીમાં પીલાઇ શરીરનું સત્વ કેમ ગુમાવી બેઠો તેનું તાદ્દશ વર્ણન વાંચતા સહૃદય વાચકને આંખમાં જરૂર ઝળઝળીઆં આવશે. રા. વ્યાસે પોતાના એ પરમમિત્રના જીવનની ઝાંખી કરાવતાં અંતરની લાગણીઓ સ્પષ્ટ કરવામાં કમાલ કરી છે. અમને અજાયબી એટલીજ લાગે છે કે લોહાણા જ્ઞાતિએ કેળવણી માટે આટઆટલી વ્યવસ્થા રાખેલી હોવા છતાં સ્વ. ભાઇ વસાણીને પોતાનું શરીર ઘસી નાંખવાની ફરજ પડી. આ બાબત લોહાણા જ્ઞાતિ સંસ્થાઓના સંચાલકોના ધ્યાન પર લાવવાની ખાસ જરૂર છે એમ અમને લાગે છે. પ્રસ્તુત પુસ્તકના પ્રકાશનમાંથી સંપાદકને પ્રકાશકે કમાણી કરવાનો

ઈશારો નથી રાખ્યો. અમારી ખાત્રી છે કે ગુજરાતની વાચક પ્રજા આ પુસ્તકને બ્હોળી સંખ્યામાં સત્કાર કરી એ મિત્રોને પોતાનું ઋણ અદા કરવામાં મદદ કરશે. પુસ્તક પ્રકાશક પાસેથી અથવા જાણીતા બુકસેલરો પાસેથી મળી શકશે.

**પૂર્વાલાપઃ** કર્તાઃ સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ ( કાન્ત ) સંપાદકઃ રા. રામનારાયણ વિ. પાઠક પ્રકાશકઃ રા. સુનિકુમાર મણિશંકર ભટ્ટ. સોલ એજન્ટઃ શ્રી ગુજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૨-૦-૦.

બે વર્ષ પ્હેલાંજ આ પુસ્તકની પ્રથમાવૃતિ છપાયલી. એ ટુંક વખતમાં એ આવૃતિ ખપી ગઇ છે તે બતાવે છે કે ગુજરાતનો વાચક વર્ગ સારાં કાવ્યોની યોગ્ય કદર કરી શકે છે. સ્વ. "કાન્ત"ની પ્રતિભા માટે બે મત ગુજરાતમાં તો નથી, અને અમને ખાત્રી છે કે એમની ' મધુર કોમલ ' પદાવલીના રસ પિપાસુઓ હજુય મોટી સંખ્યામાં ગુજરાતમાંથી મળી આવશે. સંપાદકે પ્રથમાવૃત્તિના " પૂર્વાલાપ " ને કાયમ રાખી સ્વ. " કાન્ત " નાં કેટલાંક અપ્રકટ કાવ્યો આ આવૃત્તિમાં લીધાં છે. ઉપરાંત એમના જીવન અને કવન વિષે સુંદર ઉપોદ્ઘાત લખી પોતાના ગુરૂને શ્રદ્ધાંજલિ અર્પવા ઉપરાંત પુસ્તકની ઉપયોગિતા વધારી છે. પુસ્તકમાંના કાવ્યોનું મૂલ ભાગ્યેજ મૂલવી શકાય, પરંતુ છપાઇ, સફાઇ અને કદ વગેરે જોતાં બે રૂપીઆ નજીવી કીંમત છે.

**છાત્રાલય ( માસિક )** તંત્રીઃ રા. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ વર્ષ ૧ લું અંક ૧ લો. વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦.

" દક્ષિણામૂર્તિ " ત્રૈમાસિક અને " શિક્ષણ પત્રિકા " માસિક બે સામયિક પ્રકાશનો શિક્ષણના વિષયને અંગે દક્ષિણામૂર્તિ ભવનના સંચાલકો તરફથી નીકળે છે. ગયા એપ્રીલથી એમાં " છાત્રાલય " માસિકનો ઉમેરો થાય છે. ભવન એક આદર્શ છાત્રાલય ચલાવે છે એટલે તેના અનુભવી અને કાર્યદક્ષ વ્યવસ્થાપક પ્રો. ભટ્ટના તંત્રીપદે પ્રકટ થતું આ માસિક એને લગતા પ્રશ્નોની ચર્ચા સમર્થ રીતે કરી શકે એમાં નવાઇ નથી. આ માસિક ગુજરાતના છાત્રાલયોમાં વસતા વિદ્યાર્થીઓને કે તેમના સંચાલકોને અત્યંત ઉપયોગી અને માર્ગદર્શક થવા સાથે છાત્રોના માબાપોને પણ ઘણું ઉપયોગી થઇ પડશે. કુટુંબમાંજ રહેતા અને અભ્યાસ કરતા છોકરા છોકરીઓના શિક્ષણને અંગે માબાપે કેવી કાળજી રાખવી જોઇએ તે વિષે એ માસિકમાંથી તેમને ઘણું જાણવાનું મળશે. દરેક નાના બાળકવાળું ઘર જેમ " શિક્ષણ પત્રિકા " વિના ન ચલાવી શકે તેમ મોટા બાળકોવાળુ કુટુંબ " છાત્રાલય " વિના નહિ ચલાવી શકે. લવાજમની રકમ બહુ નજીવી છે.

**શાહે આલમઃ** રા. રત્નમણિરાવ ભીમરાવ પ્રકાશક શ્રી ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. પ્રાચીન ગુજરાતની શિલ્પકલાની સાબિતી આપતો અમદાવાદનો શાહે આલમનો રોજો વિખ્યાત છે. લેખકે ગુજરાત સાહિત્ય સભાની પ્રથમ ઉજાણીને પ્રસંગે એ રોજાની કલાની ઝાંખી કરાવવા આ સુંદર લેખ લખ્યો હતો. કુમાર પ્રીન્ટરીએ એ છાપવામાં પોતાની કલારસિકતા પણ બતાવી આપી છે અને સર ચીનુભાઇ એનો ખર્ચ ઉઠાવી લેવામાં પોતાના ઉદારચિત સાથે કલાની કદર કરવાની શક્તિની સાબીતી આપી છે.

**સાહિત્યનો વિકાસ કેમ થાય ?** લેખકઃ ડા. હરિપ્રસાદ વ્ર. દેસાઇ. પ્રકાશકઃ શ્રી ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. સભાના ઉપપ્રમુખ તરીકે ડા. દેસાઇએ ગયા એપ્રીલમાં આ મનનીય ભાષણ આપ્યું હતું. એમાં આજકાલના લેખકોને મીઠા ડાંમ દેવામાં એમણે બાકી નથી રાખી. આ ભાષણ માટે સામયિક પત્રોના અનેક લેખકો તેમને આશીર્વાદ દેવાને બદલે મનમાં ગાળો ભાંડે તો અમને નવાઇ નહિ લાગે.

**નારીદર્પણમાં નિતિ વાકય (ભાગ ૧ લો)ઃ** લેખિકા સૌ. બાઇ રંભા રામજી. ટુંકા પણ મનનીય નીતિવાકયોનો આ પુસ્તકમાં સંગ્રહ થયો છે. કન્યાઓ અને પતિવ્રતા સ્ત્રીઓ માટે આવા સંગ્રહો ઘણા બ્હાર પડે છે. પુરૂષો માટે કોઇ પ્હેલ કરશે ? પુસ્તકનું કદ ગજવામાં સમાય એવુ રાખવું જોઇતું હતું.

**પાપીની દશાઃ** લેખકઃ ડો. હરપ્રસાદ વ્ર.

દેસાઇ. પ્રકાશકઃ રાં. સાકરલાલ બુલાખીદાસ, બુકસેલર્સ, અમદાવાદ, મૂલ્યઃ ૦-૬-૦.

આ પુસ્તક સ્વ. ટોલ્સ્ટોયના Forty years નામે પુસ્તકનું ભાષાંતર છે આખી વાર્તા કટકે કટકે "નવચેતન" માં પ્રકટ થઇ ગઇ છે. રા. દેસાઇએ અનુવાદ એવી સરળ અને સુંદર ભાષામાં કર્યો છે કે એ મૂળ ગુજરાતીમાંજ લખાયું હશે એમ લાગે. ભાઇશ્રી રાવળના અનેક સુંદર ચિત્રો આ પુસ્તકને શોભાવે છે. ૭ આનાનું મૂલ્ય નજીવુંજ ગણાય.

આભાર સ્વીકારઃ ( ૧ ) સમાજ સેવકઃ ત્ર. રા. ગોકલદાસ ડી ઠક્કર વર્ષ ૩ અંક ૧૨ (૨) સુધારકઃ તંત્રીઃ રા શાન્તિલાલ શાહ. વર્ષ ૧; અંક ૫-૬. ( ૩ ) સિનેમા-સૃષ્ટિઃ સં. રા. આનંદકુમાર પુ. ૧; અંક ૨ જો. ( ૪ ) ખિલાફતઃ મૌલાના શૌકતઅલી પુ. ૫; અંક ૪૩-૫૦; ( ૫ ) શ્રી રામકૃષ્ણ કથામૃતમ્ સં. પ્રો. બૈજનાથ કોટી કલશ ૧; અંજલિ ૧૦ ૩ ( ૬ ) વૃતાન્તોઃ શ્રી ગુજરાત સાહિત્ય સભાનો વાર્ષિક વૃતાન્ત; શ્રી ઘોઘારી વિશાશ્રીમાળી જૈન દવાખાનું વાર્ષિક રીપોર્ટ અને શ્રી ઘોઘારી દશા શ્રીમાળી યુવક મિત્ર મંડળ દ્વિવાર્ષિક રીપોર્ટ ( ૭ ) અર્પણઃ કવિશ્રી ન્હાનાલાલ જન્મસુવર્ણ મહોત્સવ અંક. તંત્રીઓ. ગ ગૌરીશંકર મો. ભટ્ટ. રા. કૃષ્ણચંદ્ર ગં. ભટ્ટ ( ૮ ) દ્વિવાર્ષિક રીપોર્ટ શ્રી મદ્રાસ ગુજરાતી સ્વયં સેવક મંડળનો. બહાર ગુજરાતમાં વસતા આપણા ભાઇઓ. ગુજરાતનું ગૌરવ ટકાવવા ત્યાં કેવા સુંદર પ્રયત્નો કરી રહ્યા છે તેની આ રીપોર્ટ ઝાંખી કરાવે છે. (૯) શ્રીમદ્ શિવ વૈભવ ચિત્ર. પ્રકાશકઃ શ્રી અનંત કૃષ્ણમૂર્તિ આચાર્ય. મૂ રૂ. ૩-૦-૦. શ્રી શંકરના ૬૪ અવતારના ચિત્રો.



## સુરતની એક મોઢ કન્યાની હિમ્મત.

( મળેલું. )

સુરતમાં મોઢ દશા ગૌત્રુજ જ્ઞાતિની એક સગપણ કીધેલી કન્યાએ બીજી વણીક જ્ઞાતિમાં લગ્ન કરવાથી જબરો ખળભળાટ થઇ રહ્યો છે. મજકુર મોઢ ન્યાતના જાણીતા મુખડીઆ લીલાભાઇ ડાલાભાઇના મરહૂમ ભાઇ છગનલાલ ડાલાભાઇની લગભગ ૨૧ વર્ષના ઉમરની છોકરી નામે ખુશમનગૌરીએ મુંબાઇ નિવાસી દશા દીશાવાળ વણિક ગૃહસ્થ ડોક્ટર રમણલાલ છોટાલાલ એમ. બી. બી. એસ. સાથે કતારગામમાં તા. ૨૬ મી મે ૧૯૨૭ ગુરવારે સાંજે પોતાની રાજીખુશીથી વિધિસર લગ્ન કીધાં છે. ગયા ચાર વર્ષ ઉપર છોકરીના કાકા તરફથી પોતાની ન્યાતમાં આ છોકરીના સગપણનું સાટુ ગોઠવી દેવામાં આવ્યું હતું. પણ છોકરીએ આ સાટા સંબધી કહે છે, કે બીલકુલ સંમતિ આપી નહોતી. માબાપ વિનાની આ નિરાધાર, કમનસીબ છોકરી ઘણી કફોડી હાલત ભોગવતી હતી અને કોઇ કોઇ વખતે આપઘાત કરી પોતાનું જીવન ખતમ કરવાના તરંગો દોડાવતી હતી. સમાજના ભયંકર અંકુશ તળે કમરાતી આ કન્યાએ ઉપર જણાવેલ વણિક ન્યાતમાં લગ્ન કરવાનું હિમ્મતભર્યું પગલું ભર્યું છે, આવી હિમ્મત માટે બહેન ખુશમનગૌરીને અમો ધન્યવાદ આપીએ છીએ.

## હિન્દ.

ડૉ. કુમુદ મ્હેતાઃ થોડા સમય પ્હેલાં, વધુ અભ્યાસ માટે યૂરોપ ગયેલાં ડૉ. બ્હેન કુમુદ મ્હેતાએ આયર્લૅંડમાં સુવાવડખાતાની ઉંચામાં ઉંચી એલ. એમ. ની ડીગ્રી મળેલી હતી. તે પછી એમ. આર. સી. પી. થવા એ બ્હેન એડીનબરો ગયા હતાં. એ પરીક્ષા પણ તેમણે પસાર કરી છે. પ્હેલાં ગુજરાતી બ્હેન તરીકે એ પરીક્ષા પાસ કરવા માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

ભાટીયા સ્ત્રી-હુન્નર ઉદ્યોગગૃહ મુંબઈ પ્રાંતિક ભાટીયા પરિષદના ઠરાવ મુજબ સેંડહર્સ્ટ રોડ પર શેઠ ગોવિંદજી ઠાકરસી સ્મારકગૃહમાં તા. ૧૧ મી જુને ખુલ્લુ મુકાયું. આ માટે શેઠ લક્ષ્મીદાસ તેરસીએ પોતાની મ. બાજીજ બાઈ અધીભાઈના નાણાંમાંથી ત્રસ્ટી તરીકે પ્રતિવર્ષ રૂ. ૧૦૦૦ આપવાનું ઠરાવ્યું છે.

કમાતી સ્ત્રી કેમ પાલવે ? મુંબઈની પોલીસ કોર્ટમાં એક મુકદમો આવ્યો હતો. પતિ મી બેકર તાર ઑફીસમાં સીગ્નલર છેઃ પત્ની-મેરી લીલીઅન પોષ્ટ ઑફીસમાં નોકરી કરે છે. પતિને મળતા રૂ. ૨૯૦ દારૂમાં ખલાસ હોવાથી ઘરમાં કાંઇ આપી શકતો નહિ. જુગાર ને રેસની પણ લત લાગી હતી. પરિણામે પોતાના ભરણ પોષણ માટે પત્નીને નોકરી લેવાની ફરજ પડી. પતિ હવે સાથે રહેવાની ના પાડે છે-કહેછે કે નોકરી છોડી દે તો સાથે રહીએ ! પત્નીને સ્વતંત્રતા ગુમાવવી ગમતી નથી.



" રાણા પ્રતાપ "નો નાટક ભજવનાર લક્ષ્મીનગરની કન્યાઓ.

વીર ખડગબહાદુરના છુટકારા માટે સરકારને અપીલ કરવા મુંબઈની અનેક સ્ત્રીસંસ્થાઓના આશ્રય હેઠળ એક સભા તા. ૧૧ મી જુને ડૉ. મીસ જરબાઇ મીસ્ત્રીના પ્રમુખપદે મળી હતી. હજી આખા હિંદમાં ઠેરઠેર એવી સભાઓ થાય છે-કરવી પડે છે એ દેશનું દુર્ભાગ્ય છે. સરકારના બ્હેરા કાનોના પડદા હજી નથી ખુલતા.

સ્ત્રીઓના રક્ષણ માટેઃ અમુક સ્ત્રી બદચાલની છે એવો આક્ષેપ કરનાર પર નુકશાનીનો દાવો માંડી શકાય કે નહિ અને મંડાય તો ખાસ નુકશાન સાબિત કર્યા વિના નાણાં-બદલો મળી શકે

કે નહિ એવો સવાલ મુંબઈની હાઇકોર્ટમાં થોડા વખત પર ચર્ચાયો હતો. અને પરિણામે સરકાર એ માટે એક કાયદો ઘડી સ્ત્રીઓને રક્ષણ આપવાનો વિચાર કરી રહી છે. એ નવા કાયદાની રૂએ ખાસ નુકસાન સાબીત નહિ કરવું પડે પણ નુકશાનીની રકમ કરતાં વધુ રકમ દાવાના ખર્ચ તરીકે કોર્ટ નહિ અપાવે.

**વિદ્યાર્થીની ગૃહ:** કન્યાકેળવણીને વધુ ઉત્તેજન મળે એ હેતુથી વડોદરામાં એક વસતિગૃહ કન્યાઓ માટે ખુલ્લું મુકાયું છે. હાઈસ્કુલ, કોલેજ, કે કલાભવનમાં અભ્યાસ કરવા ઇચ્છતી બ્હારગામની કન્યાઓ આ ગૃહનો લાભ લઈ શકશે. ખાવાનો ખરચ રૂ. ૧૦ આવશે અને ભાડો, બત્તી તથા નોકર માટે જુજ રકમ લેવાશે. એક આધેડ વયનાં બાઇ એની દેખરેખ રાખશે.

**એક સાથે ચાર બાળકોને જન્મ.** ડાકોર પાસેના કુણાદરા ગામમાં એક પાટીદાર બ્હેને આપ્યો છે. ચારે છોકરી હતી જેમાંથી બે ગુજરી ાઇ છે, અને બે હયાત છે. એવીજ રીતે ડેપ્ટફર્ડ (ઇંગ્લાંડ ) માં એક મિસિસ વોટસને ત્રણ છોકરા અને એક છોકરીને સાથે જન્મ આપ્યો છે. એથી ધુ અજાયબીભર્યો બનાવ બ્રોડલીપાર્કમાં બન્યો ). એક મિસિસ પ્રાઇસે તા. ૨૭ મી એપ્રીલે એક ાકરીને જન્મ આપ્યો અને બે દિવસ બાદ બે ાકરાને જન્મ આપ્યો હતો બાળકો તંદુરસ્ત છે.

**સ્કોલરશીપો:** ભાવનગરના ડૉ. નાનાલાલ હેતા પોતાની સ્વ. પત્નીના સ્મરણાર્થે રૂ. ૨૦ ની સ્કોલરશીપ અમદાવાદની મેડીકલ કોલેજ યા સ્કુલમાં ભણતી કોઇ પણ બ્હેનને આપવા ઇચ્છે છે. દશાશ્રીમાળી વણિકને પ્રથમ પસંદગી. સ્ત્રી વિદ્યાર્થીનીના અભાવે ભાવનગરમાં અભ્યાસ કરનાર કોઇ પણ પુરૂષ-વિદ્યાર્થીને તે મળશે. એવીજ રીતે મુંબાઇનું ગોહિલવાડ દશાશ્રીમાળી યુવક મિત્ર-મંડળ કોલેજમાં ભણનારને લોનથી મદદ આપવા ઇચ્છે છે.

**કંકણ ફોડનાર બાપને સજા:** કોલાર (બેંગલોર પાસે) માં એક હિંદુ બાપે જબરદસ્તીથી પોતાની વિધવા પુત્રીના કંકણ ફોડી નાંખ્યાં અને તેનું માથું મુંડાવી નાંખ્યું. એ ગુન્હા માટે મેજીસ્ટ્રેટે બાપને કેદની અને દંડની સજા કરી છે.

**અમલદારોનો ભોગ!** આરંગાબાદમાં એક હૃદયભેદક બનાવ બન્યો છે ત્યાંની એક સરકારી ઓફીસમાં એક હિંદુ કારકુન હતો, તેને એક ખુબસુરત વિધવા બ્હેન હતી. નિર્દોષ વિધવા પાકશાસ્ત્રમાં કુશલ હતી અને માલપુડા બહુ સારા બનાવતી. ઉપલા અધિકારીને એક દિવસ માલપૂડા ચાખવાની અને બાઇને જોવાની તક મળી. બ્હેનનું શિયળ વેચવા તેણે ભાઇને લલચાવવા માંડયો પણ કાંઇ વળ્યું નહિ, એટલે તેણે ભાઇને કાંઇ બ્હાનું કાઢી બ્હારગામ મોકલ્યો અને બાઇને પોતાને ઘેર ઉઠાવી ગયો. બીજે દિવસે બાઇએ ઘેર પાછા ફરી આપઘાત કર્યો!

**બાળહિત માટે:** મદ્રાસમાં બાળરક્ષણ અને ગર્ભવતીના રક્ષણ વિષેના જ્ઞાનનો પ્રચાર કરવાના અને તેમાં સહાય કરવાના ઉદ્દેશથી એક "માતાઓનું મંડળ" સ્થપાયું છે. ડૉ. મુથુલક્ષ્મી અમ્મલ એ મંડળના કામમાં આગેવાનીભર્યો ભાગ લે છે. મુંબઇની માતાઓ શું કરે છે?

**ક્ષત્રિયાણી!** ડૉ. મુંજેએ થોડા વખત પર સ્ત્રીઓને પોતાના રક્ષણ માટે કટાર રાખવાનું અને લાઠીના દાવ શીખવાનું કહ્યું હતું. નાગપુરમાં અત્યારે ચાલી રહેલા સત્યાગ્રહમાં જોડાયલી બ્હેનોએ તલવાર પકડી પોતાની હથિયાર ધરવા માટેની લાયકાત સિદ્ધ કરી છે. લોહાણા જ્ઞાતિ માટે મગરૂરીની વાત છે કે એ ક્ષત્રિયાણીઓની આગેવાન તેમની જ્ઞાતિની-બ્હેન ચતુરબાઈ કોટક છે. ચીનમાં લડાઇમાં ઘાયલ થયલાની સારવાર માટે હિંદથી મોકલનાર મંડળીમાં પણ કેટલીક બ્હેનોએ જોડવાની ઇચ્છા બતાવી છે

**જ્ઞાન-લ્હાણી:** બિકાનેરના શ્રીમંત શેઠ રામગોપાલજી મોહતાએ પોતાની સ્વર્ગસ્થ ધર્મપત્નીની પુણ્ય-સ્મૃતિમાં "ચાંદ" નામે સ્ત્રી ઉપયોગી માસિકની ૫૦૦ નકલો પોતાને ખરચે ગરીબ બ્હેનોને બે વર્ષ સુધી આપવાની ઉદારતા બતાવી છે જે બ્હેનોને ઇચ્છા હોય તેઓ "ચાંદ" કાર્યાલય, અલાહબાદને લખી નિયમોની નકલ મંગાવી લ્યે. આવી ઉદારતા ગુજરાતી શ્રીમંતો બતાવશે ખરા?

**સ્ત્રીમાંથી પુરૂષ:** ગાઝીપુરમાં બેવની નામે એક ચમાર કન્યાના લગ્ન દસ વર્ષ પ્હેલાં થયલાં

પણ વખત જતાં સ્ત્રી-અંગો લોપ થવા લાગ્યાં અને તેમનું સ્થાન પુરૂષ-અંગોએ લીધું. હમણા તેણે એક સ્ત્રી સાથે લગ્ન પણ કરી લીધાં છે. એથી ઉલટો કિસ્સો પશુ જગતમાં દેખાય છે. પાટડી દરબારને ત્યાં એક બકરો છે તેને એક આંચળ છે અને તેમાંથી દુધ પણ નીકળે છે. દરબાર આ દુધ નિષિદ્ધ ગણે છે પણ તેમના નોકરો ખુશીથી તેનો ચ્હામાં ઉપયોગ કરે છે.

**મુસ્લીમ બ્હેનોની કેળવણી માટે હિમાયત** કરતાં બંગલાની મુસ્લીમ સ્ત્રી કેળવણી પરિષદ્‌માં મિસિસ હુશેને પડદાના રિવાજની સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢી હતી અને તેની સરખામણી કારબોનીક એસીડ ગેસ સાથે કરી હતી. એ રિવાજ ટકાવી રાખી સ્ત્રીઓની શારીરિક અને માનસિક અધોગતિ સ્થાયી કરવા માટે મુસ્લીમ પુરૂષવર્ગને તેમણે જવાબદાર ગણ્યો હતો.

## એશિયા.

**રાષ્ટ્ર-વિધાત્રીઃ** ચીનના વિખ્યાત આગેવાન યુજેન ચેન આજે બ્રિટિશોને તોબા પોકરાવી રહ્યા છે. એમની ,રીઢણ પત્નીથી થયલાં ત્રણ બાળકોમાં મોટી છોકરી સીલ્વાએ લંડનમાં કેળવણી લીધી છે. ત્યાં તે સારી નર્તકી તરીકે વિખ્યાત હતી; ના. શહેનશાહ સમક્ષ પણ તેણે નૃત્ય કર્યું છે. અત્યારે તે પિતાની પ્રવૃત્તિમાં મદદ કરતી તેનો જમણો હાથ થઇ પડી છે. ભાવિ ચીનની એ રાષ્ટ્ર-વિધાત્રી બને એમ લાગે છે! સ્વતંત્ર ચીનમાં એનું સ્થાન પ્રથમ રહેશે.

ચીનમાં ફેશન ધમધોકાર વધે છે. ૨૦ વર્ષ પ્હેલાં ફક્ત મીશન શાળાઓની છોકરીઓજ કેળવણી અને કુદરતી પગવાળી હતી. બાકીની સ્ત્રીઓ અમસ્ત અને જબરદસ્તીથી ટુંકા કરી નાંખેલા પગવાળી દેખાતી. હવે તો દરેક શહેરમાં સ્ત્રીઓના બુટ માટેની દુકાનો ખુલી છે. પશ્ચિમની સ્ત્રીઓની જેમ તેઓ વાળ પણ કપાવે છે. સુટની ફેશન ચીનાઇ સ્ત્રીની પ્રગતિનું પ્રથમ ચિન્હ છે.

**ચીનના પ્હેલાં સ્ત્રી-બેરીસ્ટર** મીસ સુ ચેન્ગ પેરીસમાં એલ.એલ ડી. થયાં છે અ તેમને હમણાં શાંગહાઇ જીલ્લાની કોર્ટના ન્યાય ધીશ બનાવવામાં આવ્યાં છે.

**કુંઝ વિરાંગના!** જેરૂસલમના કુંઝ લો પોતાના દેશને પરદેશીઓના પંજામાંથી છોડાવ અત્યારે સ્વાતંત્ર્ય-યુદ્ધ લડી રહ્યા છે. આ યુદ્ધ છેલ્લાં બે વર્ષથી એક વીરાંગના પણ ૫૦ ઘો સ્વારોની ટુકડીની ઉપરી તરીકે લડે છે. તે નિશ્ચય કર્યો છે કે દેશને સ્વતંત્ર કરવો અથ તે માટેના યુદ્ધમાં દેહનું બલીદાન આપવું.

## આફ્રિકા.

**કેટલી પત્ની કરવી?** ઇજીપ્તની ધારાસભા માં એક કરતાં વધારે પત્ની ન કરવી એવી મતલબ એક ઠરાવ આવનાર વિરોધીઓ એ ઠરાવ અટકાયત કરવા માગે મૂળ ઠરાવ કહે છે એ કરતાં વધારે પત્નીનું પે પણ કરવા પોતે શક્તિમા છે એવું કાજી પાસે સ ટીફીકેટ મેળવવું. વિરો પક્ષ કહે છે કે ખુદા પ એકથી વધુ પત્ની કરવા કહે છે અને હમણાં કુમ રિકાઓ ઘણી ફાજલ છે



ચીનનાં પ્રથમ સ્ત્રી-બેરીસ્ટર.

**રંગભેદઃ** દક્ષિણ આફ્રિકાની ધારાસભામાં રે રંડ મી. મુલીનો એવી દરખાસ્ત લાવ્યા હતા યૂરોપીઅન સ્ત્રીઓને પણ મતાધિકાર આપવો. મી એલેકઝાંડરે "યુરોપીઅન" શબ્દ કાઢી નાંખી સર્વ સ્ત્રીઓને એ અધિકાર આપવાનો સુધારો રજુ કર્યો. એ રંગભેદ ગોરાઓથી કેમ સ્હેવાય? પરિણામે સુધારો ઉડી ગયો.

**આંધળો પ્રેમઃ** ડાહ્યા માણસો કહે છે 'પ્રેમ આંધળો છે' હમણાં ઇંગ્લીશ ગર્લ ગાઇડની એક યુવતી અરબસ્તાનના રણના એક ભટકતા શેખ સાથે પ્રેમમાં પડવાની અને તેની સાથે પરણી 'રણની રાણી' તરીકે ઓળખાવા જવાની ખબરો હમણાંસથી મળી છે. બ્રિટિશ એલ્ચીને વ્હેમ પડેલો શેખ યુવતીને જબરીની ઉઠાવી લાગ્યો છે પણ

માઇએ એકરાર કર્યો કે 'હું એને ચ્હાઉં છું'. એટલી છું કરે ? મીરાં બીજી રાજી તો કયા કરે કાજી ?

## યુરોપ.

**નીમણુંકો:** માન્ચેસ્ટરની આરોગ્ય-કમિટિએ ડાં. નોરા સ્મીથને શહેરના સુવાવડ અને બાળ-હિત ખાતાંના ઉપરી નીમી છે. એ જગ્યાએ પ્હેલાં કામ કરતાં ડૉ. માર્ગારેટ ડ્રમન્ડ દક્ષિણ આફ્રિકા જાય છે, લીડસ યુનીવર્સીટીની કાઉન્સીલે મીસ જૅન વાજ, બી. એ. ને ફીઝીઓલોજીના રીચર્સ આસીસ્ટન્ટ તરીકે અને મીસ મારજરી પ્લાટને ઝુલોજીના માનદ ડેમોન્સ્ટ્રેટર તરીકે નીમ્યાં છે. સર-કારી દફતરો અને મ્યુઝીઅમની દેખરેખ રાખનારી લંડન કાઉન્ટી કાઉન્સીલની કમિટિએ કાઉન્સીલને ભલામણ કરી છે કે લેડી ઇવને એ કમિટિની અ-ધ્યક્ષ નીમવી. થીએટર કમિટિની અધ્યક્ષ તરીકે મીસ રોઝામંડ સ્મીથ થોડા વખત પર ચુંટાયાં છે. આયર્લંડના જમીનને લગતાં કમીશને પ્હેલી-વાર એક મહિલા મીસ ઇરીસ કમીન્સને સર્વેયર તરીકે નીમી છે. મીસ કમીન્સ કુશલ એન્જીનીયર હોઇ વીમેન્સ ઇન્જીનીઅરીંગ સોસાયટીની સભાસદ છે. ડબ્લીન યુનીવર્સીટીમાંથી એન્જીનીઅરીંગ માટેની ડીગ્રી લેનાર એ પ્હેલાં બાનુ છે.

**૧૦૦૦ જોઠકાં બાળકો** લીવરપુલના શેક-સ્પીઅર થીએટરમાં તા. ૭ મી મેએ ભેગાં થયાં હતાં જે વખતે બે જોડીઆ બ્હેનો મીસ પેટ્રીશી-આ બારી અને મીસ લીલાક બારીએ એક સંગીત-હાસ્યપ્રધાન નાટકમાં મુખ્ય ભાગ ભજવી બતાવ્યો હતો. ભેગાં થયેલાં બાળકોમાં નાનામાં નાની જોડી ૪ વર્ષની અને મોટામાં મોટી ૭૦ વર્ષની વયની હતી. મોટો ભાગ મજૂર વર્ગમાંથી હતો. ખુદા મજુરોને માથેજ બેવડો ભાર લાદે છે !

**યુનીવરસીટીમાં અંકુશ:** ઓક્ષફર્ડ યૂનીવ-ર્સીટીના કોન્ગ્રીગેશને ૨૨૯ વિરુદ્ધ ૧૫૪ મતે ઠરા-વ્યું કે વિદ્યાર્થીઓની સંખ્યા ચારે કૉલેજમાં મળીને કુલ ૬૨૦ થી વધુ ન રાખવી અને વધા-રામાં સ્ત્રી અને પુરુષ વિદ્યાર્થીઓનું પ્રમાણ ૧ ને ૪ નું રાખવું. સમરવીલ કૉલેજની પ્રીન્સીપાલ મીસ પેન્રોઝે ઠરાવ સામે સખ્ત વિરોધ બતાવ્યો હતો.

**ટાલ પડશે !** લંડનના એક ડોકટર લીઓ-નાર્ડ વીલીઅમ આગાહી કરે છે કે વાળ કપાવવાની અને સખ્ત બંધબેસ્તી ટોપીઓ પ્હેરવાની ટેવથી સ્ત્રીઓના માથામાં ૪૦ વર્ષની ઉમ્મરે ટાલ પડી જશે. એક સ્ત્રી ડૉકટર કહે છે. "મને તો ભય રહે છે કે તેમને દાઢી-મૂછ ઉગવા લાગશે !" લંડનના હેરકટીંગ સલુનવાળા આ અભિપ્રાય સામે વિરોધ બતાવે છે. કદાચ એથી તેમના ધંધાને નુકશાન થવાનો ભય રહેલો હશે. તેઓ કહે છે કે વારંવાર કાપવાથી વાળ વધારે મજબુત થાય છે. સ્ત્રીઓની એ ટેવના પરિણામે ઇંગ્લાંડમાં ૧૦૦૦૦ હજામોની દુકાનો વધી છે. ઘણી સ્ત્રીઓ એ ધંધાની તાલીમ લે છે. પણ અમેરિકાના ધર્મ મંડળોમાં આ ટેવ તરફ એટલી ચીડ છે કે વાળ કપાવવા માટે એક સ્ત્રી-પાદરી મિસિસ મેકફર્સનનો બહિષ્કાર થયો છે.

**નવ વર્ષની નવલકથા-લેખિકા:** "બારી વિનાનું ઘર અને ત્યાં એપરસેપનું જીવન" નામે ૪૦૦૦૦ શબ્દોવાળી નવલકથાની લખનાર બારબરા ફોલેટની ઉમ્મર નવ વર્ષની હતી. ઘરમાં આગ લાગતાં પુસ્તક બળી ગયું. બાર વર્ષની ઉમ્મરે તેણે તે ફરી લખી કાઢયું. પુસ્તક તદન બાલિશ નથી એમ ટીકાકારો કહે છે. લંડનના એક બુકસેલરે તે પ્રકટ કર્યું છે.

**સીગારેટના ધંધાની ઉન્નતિ** માટે સ્ત્રીઓએ મોટો ફાળો આપ્યાનું કહેવાય છે. લડાઇ દરમિ-આન એ બદી ઇંગ્લાંડની સ્ત્રીઓમાં ઘણીજ વધી પડી. ૧૯૦૭ માં ૨૬૭૨૦૦ હંડ્રેવેટ સીગારેટો બનતી; જ્યારે ૧૯૨૪ માં ૮૨૬૦૦૦ હંડ્રેવેટનો ઉઠાવ થયો છે. ગયે વર્ષે તે વધીને ૯ લાખ હંડ્રેવેટ થઇ છે એવો અડસટો નીકળ્યો છે. એ ટેવ અત્યારે સાધારણ થઇ પડી છે. કોઇ કોઇ તો રોજની ૨૦ થી ૫૦ ફુંકે છે.

**કૉલેજમાં પ્રેમ:** કૉલેજમાં અભ્યાસ કરતા હોય તે દરમ્યાન યુવાન વિદ્યાર્થીઓ અને વિદ્યા-ર્થીનીઓ વિવાહ કરી શકે કે નહિ ? એ પ્રશ્ન કાર્ડિફની કૉલેજમાં ચર્ચાઇ રહ્યો છે. એક વિદ્યા-ર્થીનીએ એ વિષે કૉલેજના માસિકમાં એક લેખ લખી કેટલીક સૂચનાઓ કરી છે. આ લેખ પ્રકટ થયા પછી છૂપી રીતે થયેલા અનેક વિવાહ જાહે-રમાં આવ્યા છે. લેખિકાની બીજી સૂચનાઓ સાથે ઘણાખરાં સંમત થાય છે પણ એક સૂચના સામે વિદ્યાર્થીનીઓએ બળવો ઉઠાવ્યો છે. સૂચના એ છે કે વિવાહિત કન્યાઓએ ગૃહસ્થ-જીવનના કેટલાંક

દાયોની કોલેજમાં હોય તે દરમિયાન તાલીમ લેવી જોઇએ. દાખલા તરીકે ભાવિ પતિના મોજાં સાંધી આપવાની ! બાઇસાહેબોને એ કેમ ગમે ? અભ્યાસ દરમિયાન વિવાહ ભલે થાય પણ લગ્ન કરવાની વિરૂદ્ધ લેખિકા અભિપ્રાય આપે છે, કારણ તેમ કરવાથી દંપતિને બીજા પર આધાર રાખવો પડે અને સ્વમાન ગુમાવવું પડે. આપણે ત્યાં તો એ વખત દરમિયાન બે ચાર બાળકો ઘેર રમતાં થઇ જાય છે !

**સ્ત્રીની કીંમત–અઢી શીલીંગઃ** ઇંગ્લાંડની છૂટાછેડા માટેની કોર્ટના ન્યાયાધીશ લોર્ડ હીવર્ટે એક મુકદમાનો ચુકાદો આપતાં કહ્યું: " આ કેસમાં જ્યુરીની મદદ વિના એક પત્નીની કીંમત આંકવાની ફરજ મારે માથે આવી છે અને હું તે માટે અઢી શીલીંગ આપવાનો હુકમ કરૂં છું " આ મુકદ્દમા એટલા બધા વધી પડયા છે કે એજ ન્યાયાધીશે કેસ ચલાવનાર બેરીસ્ટરને કહ્યું હતું કે " એક સાથે ડઝનબંધી મુકદમા સાંભળી શકાય એવી કોઇ ગોઠવણ તમે ન કરી શકો ? " ખજાનચીને પણ તેમણે સૂચના કરી કે " ડીક્રી ઉપર લગાડવાના પોસ્ટેજ સ્ટેમ્પ કાઢો તો સરકારી ટ્રીઝરીને સારી કમાણી થશે " !

**સ્ત્રીઓના પોષાકઃ** ઓસ્ટ્રેલિઆના હાઇ કમીશનર નોકરી પરથી ફારેગ થતાં લંડનના એક કલબે તેમને વિદાયગીરીનું ખાણું આપ્યું. આ પ્રસંગે જસ્ટીસ મેકકાર્ડી પણ હાજર હતા. સાહેબ હજી કુંવારાજ છે. પરણવાની જંજાળ નથી વ્હોરી. તેમણે કહ્યુંઃ " અહિંની સ્ત્રીઓના પોશાકમાં ફેરફાર થવા છતાં ઓસ્ટ્રેલિઆ આબાદ થતું જાય છે એ અજાયબીની વાત છે. કહેવાય છે કે પ્હેલાં એક સ્ત્રીના પોશાક માટે બે ઘેટાનાં (ઉન)ની જરૂર પડતી; હવે એકજ રેશમના કીડા (એ બનાવેલા રેશમ)ની જરૂર પડે છે. "

**સાઇકલ પર ૧૦૨૧ માઇલની મુસાફરી** કરી લંડનડનની મીસ રેની સ્મીથ પાંચ દિવસમાં પાછી ફરી છે. રોજના ૨૦૦ માઇલની મુસાફરી ખરાબ ઋતુ અને રસ્તા હોવા છતાં તેણે હિંમતથી કરી હતી. આપણે ત્યાં કેટલીક બ્હેનો ૦ા માઇલ દૂર પણ એકલી નથી જઇ શકતી.

**વૃદ્ધ પ્રેમી દંપતિઃ** ઓરપીંગ્ટન પાસે ગ્રીન નામે ગામમાં મી. ટેલર નામે ગૃહસ્થ ઓગસ્ટમાં પોતાના પત્નીની ૧૦૩ મી વર્ષ ગાંઠ ઉજવશે. પરણ્યે ૬૭ વર્ષ થયાં છતાં હજી પ્રેમ સડી નથી ગયો. પરંતુ અશક્તિને લીધે સાત વર્ષથી પતિ–પત્ની મળી શકયાં નથી. એકજ મકાનમાં–પતિ ભોંય તળીએ અને પત્ની પ્હેલે માળે રહે છે. રોજ છોકરાંઓ મારફત એક બીજાને પ્રેમના સંદેશા પાઠવે છે ! હજી બન્ને બીજી સો શરદઋતુ જીવે એવા અમારા આશીર્વાદ છે !

**સ્ત્રી–ચિત્રકારઃ** ઇંગ્લાંડમાં ચાલુ વર્ષ માટેનું સુંદરમાં સુંદર ચિત્ર મિસિસ લોડ પ્રોકટરે ચીતર્યું હતું. પ્રભાતના સુંદર દૃશ્યમાં એક સુંદર સ્ત્રી પથારીમાં ઉંઘમાં પડેલી એ ચિત્રમાં બતાવાઇ છે. "ડેલી મેઇલ" પત્રના સંચાલકોએ એ ચિત્ર ખરીદી લીધું છે અને તેઓ તે પ્રજાને ભેટ તરીકે આપશે. બીજી ચિત્રકાર ૨૩ વર્ષની યુવતી મીસ એડીથ જોનસન છે. છેલ્લાં ત્રણ વર્ષથી તેનાં ચિત્રો એકેડેમી હરીફાઇ માટે સ્વીકારે છે.

**પત્નીને મારી શકાય કે ?** આ પ્રશ્નની ચર્ચા હિંદ માટે તો નકામી છે, કારણ અહિં એવા બહાદુર પતિઓ–અભણ તેમજ વિદ્વાન–છે જેઓ માને છે કે સ્ત્રીને વધારે તો નહિ તો પંદર દહાડે સારી રીતે ધોલી જોઇએ, નહિ તો મેલ ચઢી જાય. પણ પેરીસની છૂટાછેડાની કોર્ટે આપેલા એક ચૂકાદાથી આ પ્રશ્ને ત્યાં ખળભળાટ મચાવ્યો છે. કાયદો કહે છે કે પતિ વ્યભિચારી થાય, પત્નીનું હડહડતું અપમાન કરે યા તેને મારે તો છુટાછેડા માંગવાનો પત્નીને હક્ક છે. પ્રસ્તુત મુકદમામાં પત્ની શ્રી જરા 'ફાસ્ટ' જતાં હોવાથી પતિજીએ તેમનો વાંસો હલકો કર્યો હતો ન્યાયાધીશ કહે છે કે એમ કરવાનો પતિને હક્ક હતો. જાણીતી સ્ત્રી. બેરીસ્ટર માદામ ફ્યુડ કહે છે કે " આ ચુકાદો કાયદાથી વિરૂદ્ધ છે. પતિ પત્નીને કે પત્ની પતિને મારી ન શકે; જો કે એક કેસ મને યાદ છે જેમાં એક ઋષ્ટપુષ્ટ જણાતા પતિ પર વદન બાવળની સોટી જેવી એક પત્ની કેર વર્તાવતી હતી. અને તે છતાં પેલો ચું કે ચાં કરતો નહિ. "

**મુસોલીનીની ધર્મપત્નીઃ** ઇટાલીના રાષ્ટ્ર–વિધાતા અર્વાચીન નેપોલીઅન ગણાતા મુસોલીનીની ધર્મપત્ની પ્રમાણમાં બહુજ શાન્ત પ્રકૃતિની સ્ત્રી લાગે છે પતિની પ્રવૃત્તિઓને પરિણામે તેને બાળકો સાથે ઘરમાં એકાંત જીવન ગાળવું પડે છે. મુસલાેે

નીકામના બોજાને લીધે દિવસોના દિવસો સુધી ઘેર નથી જઇ શકતો અને પત્ની બિચારી તેથી તજિયત માટે ચિંતા કર્યા કરે છે છતાં તે બાળકોના શિક્ષણમાં વખત ગુજારે છે–પતિને ત્રાસ બની આ પતી. દરરોજ સાંઝે મુસોલિની પત્ની અને બાળકો સાથે ટેલીફોન પર થોડોક સમય વાતચીત કરી લે છે. કોઇવાર નાતાલમાં અને ઉન્હાળામાં આખું કુટુંબ દરિયા કાંઠે હવા ખાવા જાય છે ત્યારેજ બધાં સાથે રહે છે.

**દાસીમાંથી રાજમંત્રીઃ** ફીન્લાંડની મીસ સીલ મપ્પા ઉદ્યોગ ખાતાનું મંત્રીપદ અત્યારે ભોગવે છે. પ્હેલાં એ ઘરકામ કરનારી દાસી હતી. દાસી તરીકે કામ કરતાં એણે "નોકરોનું મંડળ" સ્થાપ્યું હતું; તેમના આનંદ અને આરામ માટે એક આશ્રમ ખોલ્યો હતો અને એક વર્તમાનપત્ર તેમના હિત માટે ચલાવતી હતી. તે પછી રેસ્ટોરાં ચલાવનાર એક સહકારી કંપનીની તે ઇન્સ્પેકટર બની હતી.

**દુનિયાથી કંટાળી**: જાણીતી સ્પેનીશ નટી રેચલ મેલૅર હવે દુનિયાથી કંટાળી ગઇ છે અને મઠમાં સાધ્વી થવા માગેછે. આ ખુબસુરત બલાએ યુરપ અમેરિકાના લોકોને ગાંડા કરી મૂક્યા હતા. કેટલીય વાર તો પરણીને છુટાછેડા લઇ ચૂકી છે. "સો ચૂહે મારકે બીલ્લી હજકરનેકો ચલી."

**રોમાનીઆમાં સમાનમતાધિકાર** મેળવવા ત્યાંના સ્ત્રીમંડળોએ એક વિનતિપત્ર વડા પ્રધાન પર મોકલ્યો છે. એ દેશના નવા બંધારણની ૬૬ઠ્ઠી કલમની રૂએ એ અધિકાર માટે સ્ત્રીઓ હકકદાર બને છે. ન્યાયમંત્રી મી. કુઝાની સ્ત્રીઓ હજુ એ માંગણીની તરફેણમાં હોઇ એ માટેનો ખરડો ધારાસભામાં રજુ કરવાના છે.

**તુર્કસ્તાનના સ્ત્રી–મતાધિકાર** મંડળની પ્રથમ પરિષદ શ્રી. નજિયા મોહેદીનના પ્રમુખપદે ૨૮ મી માર્ચે મળી હતી. અત્યાર સુધીમાં થયેલી પ્રગતિની નોંધ લઇ પુરૂષવર્ગને સહાયક સભાસદ તરીકે દાખલ કરવાનો ઠરાવ થયો હતો નવું વ્યવસ્થાપક મંડળ ચુંટાયું હતું, જેમાં ઘણી જાણીતી સ્ત્રીઓ છે.

કૉન્સ્ટન્ટીનોપલમાં થયેલી એક સ્ત્રી–સભાએ સમાન રાજકીય હકોની માંગણી કરી છે. સ્ટીમશીપ કંપનીના એજન્ટ તરીકે નીમાનાર પ્રથમ મહિલા શ્રી. મેરીયા હેદર બે છે. જાતે જર્મન છે–એનો પતિ તુર્ક છે. પ્હેલાં એક લશ્કરી કલબની તે મેનેજર હતી. સાત ભાષાઓ બોલી જાણે છે.

**સ્ત્રીઓની બદનક્ષી** કરે એવું ચિત્ર પ્રકટ કરવા માટે તુર્કસ્તાનના એક પત્રના તંત્રીને, તેના હાથ નીચેના ત્રણ માણસોને અને ચિત્રકારને ત્યાંની કોર્ટે દંડની અને કેદની સજા કરી છે. ચિત્રમાં એક બલુન ઉડતું બતાવ્યું હતું અને તેમાંથી બાલાસ્ટની ગુણો ફેંકવામાં આવતી હતી. આ ગુણો પર "અંતઃકરણ" "આબરૂ" "પવિત્રતા" વગેરે શબ્દો લખ્યા હતા. મતલબ એ હતી કે સ્ત્રીઓની કહેવાતી પ્રગતિથી આ ગુણો તેમનામાંથી નષ્ટ થાય છે!

**હવાઇ સુકાની** તરીકે સ્ત્રીઓની દાખલ કરવાનો અને તે માટેનું બી. કલાસનું સરટીફીકેટ તેમને આપવાનો આન્તર–રાષ્ટ્રીય કમીશને નિર્ણય કર્યો છે. આ સરટીફીકેટ મેળવનાર ભારી યંત્રોના સુકાની તરીકેની ફરજ બજાવી શકશે; પણ તેમને દર ત્રણ મહિને ફરી પરીક્ષા આપવી પડશે. પુરૂષો માટે છ માસની મુદત છે. આટલો તફાવત શા માટે?

### અમેરિકા.

**રાજદ્વારી ખાતામાંઃ** અમેરિકાના એલચી ખાતામાં પ્રથમ નીમણુક મેળવનાર શ્રી. લ્યુસીલી એટાર્સન જુલાઇ ૧૯૨૪ થી બર્ન (સ્વીટઝર્લાંડ) માં અમેરિકન એલચી ખાતામાં ત્રીજા મંત્રી તરીકે કામ કરતાં હતાં. એમની બદલી મંત્રી તરીકે પનામા કરવામાં આવી છે, ન્યુયોર્કના ગવર્નરે મિસિસ ચાર્લ્સ બેનેટ સ્મીથની નીમણુક પોતાના મંત્રી મંડળમાં કરી છે.

**આનાબેલ માથ્યુઝ** અમેરિકાના ત્રીજોરી ખાતામાં કામ કરે છે. તે કાયદાનું સારૂં જ્ઞાન ધરાવે છે. રાષ્ટ્ર-સંઘની એક બેઠક લંડનમાં મળવાની છે જે પ્રસંગે આવકવેરા સંબંધી ચર્ચા થશે. આ ચર્ચામાં અમેરિકાના પ્રતિનીધિ તરીકે ભાગ લેવા ૧૫૦ ધારાશાસ્ત્રીઓમાંથી આનાબેલની પસંદગી કરી તેને મોકલવામાં આવી છે

**એક નાટકમાંથી ૧૦ લાખ** પાઉંડ મીસ એન નીકલ્સે મેળવ્યા છે. એ નાટક "એબીઝ આઇરીસ રોઝ"–એણે લખીને ઘણા થીએટરના

મેનેજરોને બતાવ્યો પણ કોઇએ તે સ્વીકાર્યો નહિ. ઉલટ તેણે પોતાને ખર્ચે તે નાટક ચાલુ કર્યો પહેલાં છ મહિનામાં તેની બધી દોલત ખર્ચાઇ ગઇ અને એક પાઇ વળતરમાં ન મળી. અત્યારે છેલ્લાં પાંચ વર્ષમાં એમાંથી એને ૧૦ લાખ પાઉંડ મળી ચુકયા છે. ન્યુયોર્કમાં તે ૨૦૦૦ વખત ભજવાયો. પાંચ કંપનીઓ તે જુદા જુદા શહેરોમાં ભજવે છે. લંડનમાં પણ તે ચાલુ થયો છે

**સિંહના પાંજરામાં લગ્ન**—જર્સી શહેરમાં એક બર્થા ડેપ નામે ૧૯ વર્ષની યુવતી ચાર્લ્સ જરવેસ નામના શોફરને પરણવાની હતી. દુર્ભાગ્યે બિચારાની નોકરી છુટી ગઇ. પછી એક રસ્તો તેમણે ગોધી કાઢયો. શહેરમાં એક સિંહોની કલબ છે, તેમના પાંજરામાં લગ્ન કરવાનું ઠરાવ્યું. ૮૦૦ પ્રેક્ષકોએ એ જોવા માટે નાણાં ખરચી હાજરી આપી પરિણામે તેમને પરિણિત જીવન શરૂ કરવા માટે જોઇતી રકમ મળી ગઇ,

**હાસ્યનો વીમો**—મીસ મે મારબે નામે એક અમેરીકન નટીએ પોતાના હાસ્યનો વીમો ઉતરાવ્યો છે. દસ વર્ષમાં જો તે માંદી પડે અથવા કાંઇ અકસ્માત થાય જેથી એના હાસ્યનાં સુંદરતા અને મીઠાશ જતા રહે તો વીમા કંપની ૫૦૦,૦ પાઉન્ડ આપે એવી શરત છે. પોતાના હાસ્યને તે એક મોટામાં મોટી મીલ્કત માને છે!

**સ્ત્રી-લુંટારૂ**: ૨૩ વર્ષની ઇમ્મની એ યુવતી હેલન કીન્કલને પકડતાં ચીકાગોના ૫૦ પોલીસોની જરૂર પડી હતી. બે કલાક સુધી તેણે તેમને હંફાવ્યા હતા. એની મદદમાં ત્રણ પુરૂષો હતા. એક ઝવેરીની દુકાનમાં ધાડ પડતાં તેણે રીવોલ્વર તાકી દુકાનના માણસોને કબ્જે રાખ્યા હતા અને એના મદદગારોએ લુંટ ભેળી કરી હતી. પણ રીવોલ્વરનો ભાર લાગતાં તેણે હાથ બદલ્યો, જેમ કરતાં હાથમાંની બેગ તેણે દુકાનના એક કબાટ પર મુકી. એ બેગ ત્યાંજ ભૂલી જવાઇ. એમાંથી એનું સરનામું મળતાં આખરે પોલીસ એને પકડી શકી છે! હિંદમાં પણ ખોટ નથી. હમણાંજ જયપુર રાજ્યમાં એક ટોળકી પકડાઇ છે જેમાં પાંચ સ્ત્રીઓ છે.

બોલીવીઆના પ્રજાસત્તાક રાજ્યના ઉપ-પ્રમુખ ડૉ. એબ્ડન સાવેડ્રાની પુત્રી મેરીબાએ ડાકટર ઑફ લૉઝની ડીગ્રી માટેની છેલ્લી પરીક્ષા પસાર કરી છે. બોલીવીઆમાં ધારાશાસ્ત્રી થનાર એ પ્રથમ મહિલા છે.

ઓસ્ટ્રેલિઆ.

**ન્યુસાઉથ વેલ્સમાં** મજુરવર્ગના દમ્પતિને તેમના રોજ ઉપરાંત દરેક બાળક દીઠ પાંચ શીલીંગની મદદ દર અઠવાડીએ આપવાનો કાયદો પસાર થયો છે.

**વીક્ટોરિઆમાં** પાંચ મહિલાઓ સુલેહના અમલદાર તરીકે નીમાઇ છે અને ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે કોર્ટમાં બેસી મુકદમાઓનો નિકાલ કરે છે.

**પશ્ચિમ ઓસ્ટ્રેલિઆમાં** મીસ મે હોમ્સ મજુરપક્ષ તરફથી ચુંટાઇને ધારા સભાના સભાસદ તરીકે બિરાજે છે. મીસ હોવન અને મીસ બ્રેઇક ચુંટણીમાં નિષ્ફળ નિવડયાં છે.

---

## ગુજરાતી હિન્દુ સ્રીમંડળને ભેટ

મજકુર મંડળની લાયબ્રેરીને પુસ્તકો તથા ફર્નિચરની નીચે મુજબ ભેટ મળી છે.

શેઠી ગં. સ્વ. રૂક્ષ્મણીબાઇ લલ્લુભાઇ આશારામ શાહ તરફથી નેતરની ખુરશી ડઝન એક, ગં. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ તરફથી રીડીંગટેબલ નંગ એક, રા. પ્રાણજીવનદાસ તારાચંદ શાહ તરફથી તેમના મરહુમ બહેન ગં. સ્વ. મણીબાઇ પ્રભુદાસના સ્મરણાર્થે કબાટ નંગ એક; ગં. સ્વ. લીલાવતી હરિલાલ નાથાભાઇ દેશાઇ તરફથી ફેન્સી કબાટ નંગ એક તથા પુસ્તકો નંગ ૯૯ અને સૌ. લલીતા લક્ષ્મીચંદ ગુલાબચંદ દમણીઆ તરફથી પુસ્તકો નંગ ૪૫ ભેટ મળેલ છે. ઉપલી ભેટો મંડળના સેક્રેટરીઓ ઘણા આભાર સાથે સ્વીકારે છે.

# નોંધ.

**પ્રગતિને પંથે.**

ચાલુ વર્ષની પરીક્ષાઓનાં પરિણામ સ્ત્રી-દ્રષ્ટિએ મગરૂરી લેવા જોગ છે. મુંબાઇ યુનીવરસીટીની એમ. એ.ની ડીગ્રી માટેની પરીક્ષામાં સૌ. બ્હેન શારદા દિવાન-યુનીવરસીટીના વાઇસ-ચેન્સૅલર સર ચીમનલાલ સેતલવડના પુત્રી બીજા વર્ગમાં પાસ થયાં છે. બી. એની ડીગ્રી વર્ષો પ્હેલાં બે વિદુષી બ્હેનોએ-સૌ. વિદ્યાબ્હેન નીલકંઠ અને સૌ. શારદાબ્હેન મ્હેતાએ-ગુજરાતના સ્ત્રી-વર્ગમાં પ્હેલીજ વાર લીધી હતી. આજ લગભગ ૨૦-૨૫ વર્ષે એમ એ.ની ડીગ્રી પ્હેલીવાર લેવાનું માન સૌ બ્હેન શારદા દીવાનને મળ્યું છે. એ માટે તેમને અમારાં અભિનંદન આપીએ છીએ. એજ પરીક્ષામાં દક્ષિણી હિંદુ વર્ગમાંથી બીજાં ત્રણ બ્હેનો પાસ થયાં છે-મીસ સુલભા પાનંદીકર, મીસ કૃષ્ણા દેશાઈ, અને મીસ કોલહાટકર. એમાંના મીસ પાનંદીકર પ્રથમ વર્ગમાં આવી બે ઇનામ અને સ્કૉલરશીપ જીતી ગયાં છે. એલએલ. બી ની વકીલાત માટેની ડીગ્રીની પરીક્ષામાં પણ એક સન્નારી-મીસ ફરેરા પ્હેલા વર્ગમાં પાસ થાય છે. એવીજ રીતે અલાહબાદ યુનીવરસીટીની એમ. એ.ની અને પ્હેલી એલએલ. બી. ની પરીક્ષાઓમાં પંડીત શ્યામલાલ નેહરૂના પુત્રી કુ. શ્યામકુમારી નેહરૂએ પ્હેલો નંબર મેળવી સ્ત્રી વર્ગની માનસિક શક્તિઓ સાબીત કરી આપી છે, શ્રી. નાથીબાઇ મહિલા વિદ્યાપીઠ તરફથી લેવાયલી પરીક્ષાઓમાં બ્હેન સુમતિ ઠાકોરે ( બીજા વર્ગમાં ત્રણ ઇનામ સાથે ) અને બ્હેન શાંતા ઠાકોરે, જી. એ. ની ડીગ્રી માટેની પરીક્ષા પસાર કરી છે. બીજા વર્ષની પરીક્ષામાં બ્હેન જ્યોતિર્બાલા હોરા અને ઇંદુમતિ મ્હેતા (બીજા વર્ગમાં) અને બ્હેન શ્રીમતી મજમુંદાર પાસ થયાં છે. પ્હેલા વર્ષની પરીક્ષામાં બ્હેન પદ્માવતી ઠાકોર પાસ થયાં છે પ્રવેશક તેમજ મેટ્રીક-સ્કુલ ફાઇનલની પરીક્ષાઓમા પણ ઘણાં બ્હેનોએ ફતેહ મેળવી છે વૈદક વિષયના વધુ અભ્યાસ માટે યુરપ ગયેલ. ત્રણ બ્હેનો-બ્હેન જયા ખાંડવાલા, બ્હેન કુમુદ મ્હેતા, અને બ્હેન પ્રીતમિલા મ્હેતાની પ્રગતિના અવારનવાર મળતા સમાચાર જાણીને પણ અહિંના સ્ત્રીવર્ગને સંતોષ થશે. બ્હેન-કુમુદ મ્હેતાએ એડીનબરોની એમ. આર. સી. પી. ની ડીગ્રી લીધાના સમાચાર થોડા સમય પરજ મળ્યાં છે. એવીજ રીતે બ્હેન કુસુમ કુમારી લાઈવાળાએ એલ. આર. સી. પી. ની પરીક્ષામાં આખા ઈલાકાંમાં બીજે નંબરે આવ્યાં છે. આ સર્વ બ્હેનોના વિજયની સહર્ષ નોંધ લેતાં એ બ્હેનોને અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ અને બીજી બ્હેનો એમનું અનુકરણ કરી શારદાદેવીની કૃપા મેળવવા ભાગ્યશાળી થયા એમ ઈચ્છીએ છીએ. પરંતુ હજી



ડૉ. કુમુદ મ્હેતા.

આ ક્ષેત્રમાં પારોરામાં પ્હેલી પૂર્ણીજ છે. હજી ઘણું કરવાનું બાકી રહે છે એ ગુજરાતની બ્હેનો ભૂલી ન જાય.

ધર્મના ઝઘડામાં પડવાની અમારી જરાય સંજોગવશાત ફરજ પડે છે. મુનિશ્રી રામવિજયજીની પ્રવૃતિ દિન પ્રતિદિન વધતીજ જાય છે. તેઓ માનતા હશે કે પોતે એક ધર્મકાર્ય કરી રહ્યા છે. પરંતુ એ એમની પોતાની અંગત બાબત છે. અમને



**શ્રી. શ્યામકુમારી નેહરૂ.**

એમ. એ. અને પ્હેલી એલએલ. બી.ની પરીક્ષાઓમાં અલાહાબાદ યૂનીવર્સીટીમાં પ્હેલો નંબર મેળવનાર બ્હેન.

**દીક્ષા અને જૈન સમાજ.**

ઈચ્છા નથી. આ વિષય ઉપર ધર્મની નહિ પરંતુ સામાજીક દૃષ્ટિએજ બે શબ્દો કહેવાની અમને તે સાથે લેવા દેતા નથી. માત્ર સામાજીક દૃષ્ટિએ અમે આ બાબત તરફ જોઇએ છીએ. એ દૃષ્ટિએ જોતાં જૈન સમાજનું ભાવિ-આ પ્રવૃત્તિ ચાલુ રહેતાં અમને અત્યંત ભયંકર દેખાય છે. અમે

ઇચ્છીએ છીએ કે અમારી એ આગાહી ખોટી પડે. મૂનિમહારાજ યુવાન પુરૂષોને દીક્ષા આપવાની જે પ્રવૃતિ માંડી છે તેના પરિણામે જૈન સમાજમાં અનીતિ મસારાબંધ પ્રસરે અને તે છિન્નભિન્ન થઈ જાય તો અમને જરાય નવાઈ નહિ લાગે. વૃદ્ધ માતપિતા કે યુવાન પત્નીની લાગણીની તેમને જરાય દરકાર નથી, જો કે ' અહિંસા પરમો ધર્મ " એમના ધર્મનો મુખ્ય સ્તંતમ છે. ઇતિહાસ પણ મને રોકી નથી શકતો. કહેવાય છે શ્રી મહાવીર સ્વામીએ પોતાના મોટાભાઇની નામરજીને લીધે એકવાર દીક્ષા લેવાનું બંધ રાખ્યું હતું. આ દાખલો મુનિ મહારાજને ગળે ઉતરતો નહિ હોય. તેઓ તો પોતાના ધર્મકાર્યમાં આસપાસની દુનિયાનું ભાન સર્વથા ભૂલી ગયા છે. ભાવિની પણ એમને ચિંતા નથી લાગતી. સંખ્યાબંધ યુવાન પત્નીઓને ભરજુવાનીમાં રઝળતી કરવાથી જૈન સમાજની ભવિષ્યમાં શી દશા થશે તે એમણે વિચાર્યું લાગતું નથી. શું જૈનો પોતે આ બાબતમાં સંઘની મદદથી તેમના કાર્યને-તેમની વિઘાતક પ્રવૃત્તિને રોકી શકે એમ નથી ? જૈન ભાઇઓ અને બ્હેનો પોતાની બ્હેનો અને દીકરીઓના ભાવિ સુખને નષ્ટ થતું પોતાની નરી આંખે જોઇ રહેશે ? કદાચ તેઓ ધર્મદૃષ્ટિએ દીક્ષાની પ્રવૃત્તિ રોકવા અસમર્થ હોય તો તેઓ ભયંકર ભાવિ ટાળવા માટે એક પગલું તો જરૂર લઇ શકે. હિંદુઓની સ્મૃતિમા પતિ સંસારનો ત્યાગ કરે તો પત્નીને પુનર્લગ્ન કરવાની છુટ આપી છે. જૈન સમાજ પણ એવો માર્ગ ખોળી કાઢી ભર યુવાનીમાં તરછોડાતી બ્હેનોને સંતોષ આપી તેમના આશીર્વાદ મેળવી શકે છે એમે આશા રાખીએ છીએ કે જૈન સમાજ પોતાની સર્વ શક્તિઓ આ પ્રશ્નના ઉકેલમાં રોકે અને પોતાની બ્હેનો અને દીકરીઓના આશીર્વાદ મેળવી નય પતો અટકી જાય.



## વડોદરાના નામદાર મહારાણી ચીમનાબાઇ સાહેબ ગાયકવાડ હિંદુ છોકરીઓ માટે સ્કોલરસિપ.

જાહેર હિંદુ પ્રજાની જાણ માટે ખબર અત્રેથી આપવામાં આવે છે કે ઉપર જણાવેલા ફંડના ટ્રસ્ટીઓએ હિંદુ છોકરીઓ કે જેઓ વડોદરા રાજ્યમાં અને મુંબાઇ ઇલાકામાં સિંધ અને દેશી રાજ્યો સિવાય એંગ્લો વર્નાકયુલર સ્કુલો, હાઇસ્કુલો, આર્ટસ, સયન્સ અને મેડિકલ કોલેજમાં અભ્યાસ કરતી હોય તેમને ૭૫ સ્કોલરસિપો આપવા નક્કી કર્યું છે.

અભ્યાસ, ચાલચલગત, હાજરી અને માબાપની આર્થિક સ્થિતિ વિગેરે વીગતોના ખુલાસાવાળા સર્ટિફિકેટ અરજીઓ સાથે મોકલવા જોઇએ.

અરજીના ફાર્મો સયાજીગંજ વડોદરામાંથી સેક્રેટરી સૌ. શારદા મહેતા પાસેથી મળી શકશે.

અરજીના ફાર્મો તા. ૨૨ જુલાઇ ૧૯૨૭ સુધીમાં વિગતવાર ભરીને ઉપર જણાવેલે ઠેકાણે મોકલાવવી જોઇએ.

સયાજીગંજ.<br>
વડોદરા. તા. ૧૭ જુન ૧૯૨૭.

સૌ. શારદા મહેતા<br>
સેક્રેટરી, નામદાર મહારાણી<br>
ચીમનાબાઇ સાહેબ કેળવણી ટ્રસ્ટ ફંડ<br>
વડોદરા.



પહેલાં હિંદુ સ્ત્રી-બેરીસ્ટર ડૉ. સીતાબાઇ અજગાંવકરને આવકાર.



ન્યા. રા. રા. કૃષ્ણલાલ મો. ઝવેરી.

એમ. એ., એલએલ. બી.




વર્ષ ૪ થું. ] અગષ્ટ ૧૯૨૭ [ અંક ૧૨ મો.

## તપસી.

થંભો જી, થાક ચડયા આતમને જોગીરાજ !
વસમા ચઢાવ કેમ ચઢિયે જી રે;
પડઘોના પડકાથી પોપચાં મિંચાતાં,
ચઢિયે ચઢિયે ને પછડીએ જી રે:
—થંભો.

ભડકે હરણાંશુ હૈડું ધડકે ભેખડથી,
ભમું ભમું ને ભૂલું વાટડી જી રે;
ભગને ભાજન્ત શૃંગ, ઊભો અવધૂત ત્યાં !
ઓળંઘું ખીણુ કેમ આકરી જી રે ?
—થંભો.

ચરણો જ્યાં ઉપડે, ત્યાં લપસાવે ચાખડી,
કન્થા ચીરન્ત ફાળવાયુ જી રે;
ડોલે કમંડલું ને ડોલન્તુ દિલડું,
વેગે વહન્ત એમ આયુ જી રેઃ
—થંભો.

સાહો જી હાથ, સાથ દેશો જોગન્દર !
દેશો ભિક્ષામાં ભેખસિદ્ધિ જી રે;
દીક્ષામાં દીધ મ્હારે અણુભીંજ્યે અંચળે,
તરવો અનન્ત વિશ્વનિધિ જી રેઃ
—થંભો.

× × ×

"ચેતન—ચિનગારીથી પડળો પ્રજાળિયે,
ભયની ભભૂતે ભેખલીજીએ જી રે;
કન્થાના કોડ શા, ને ચાખડીમાં ચિત્ત શાં ?
માયા ને મૃત્યુ ઘોળી પીજીએ જી રેઃ
—થંભો.

પ્રકટે ભાનું ને ખીલે પંકજની પાંખડી,
પ્રભા ઝીલન્ત પદ્મ પોતે જી રે;
સન્તો હે જ્ઞાનપન્થઃ પળવું પુરુષાર્થથી—
સંયમ ને જોગ, સ્વાત્મજ્યોતે જી રેઃ
—થંભો.

થંભે નભ સૂરજ ના, થંભે ના ચન્દ્રમા,
થંભે ના ધરતીની ધેનું જી રે;
થંભ્યાના થાકઃ ચીલે ચલિયે તપસી જી હો !
બજન્ત જ્યાંહિ બ્રહ્મવેણુ જી રેઃ
—થંભો.

કેશવ હ. શેઠ.

# સચ્ચારિત્ર્યસંપન્ન સંતાનો શાથી સંભવે ?

લેખક : ડૉ. મોહનલાલ જ. પાઠક.

રાષ્ટ્રના એકે એક બાળકને, રાષ્ટ્રની એકે એક બાલિકાને કેળવણી આપ્યા વગર આપણી–સમાજની ઉન્નતિ ન સંભવે, એતો હવે સિદ્ધ થઇ ગયું છે. કેળવણી અનેકવિધ પ્રગતિનો પાયો છે. બાળકેળવણીનો પ્રશ્ન જ્યાં ત્યાં ચર્ચાઇ રહ્યો છે. તાત્પર્ય કે કેળવણીના ઉચ્ચ પરિણામો આજે કોઇથી અજ્ઞાત નથી રહ્યા. અને અનેક વ્યકિતઓ સ્વસામર્થ્યતાનુસાર એ દિશામાં પગલાં ભરી રહી છે. છતાં વિચારપૂર્વક નિરીક્ષણ કરીએ તો જણાશે, કે કેળવણીના સંબંધમાં વ્યવહારમાં વારંવાર અનેક અડચણો ઉભી થાય છે, અને પ્રયત્નના પ્રમાણમાં ઇચ્છિત ફલપ્રાપ્તિ થતી નથી. શ્રીમંતો સ્વસંતાનોના શિક્ષણમાં સંપૂર્ણ સાવધાનતા સેવતા હોવા છતાં પરિણામ નિરાશાજનક આવે છે. મધ્યમ વર્ગની સ્થિતિ પણ લગભગ એવીજ ગણવી. બ્રાહ્મણ વૈશ્યાદિથી ઉતરતી કોટિના સમાજમાં તો કેળવણીનો પ્રચાર ઘણો ઓછો. સ્ત્રી શિક્ષણ વિષે પણ નિરાશાજનક અનુભવ, એટલે અનેક વિચારકોને આ વિષય લક્ષ્યસ્થાનરૂપ થઇ રહ્યો છે. સંતાનો સચ્ચારિત્ર્યસંપન્ન શીરીતે થાય, એ વિષય સંબંધે મારા મહત્વના વિચારો અત્ર ઉતારવા ધાર્યા છે.

દરેક માતા અને પિતા ઇચ્છે છે કે તેમના બાલકો સદ્ગુણી નીવડે. બાળકો અભ્યાસ કરી ઝટ પરીક્ષાઓ પસાર કરે; કોઇ પણ કુટેવને, વ્યસનને વશ ન થાય; પરીક્ષાઓ પસાર કરી નોકરીએ કે ધંધે વળગી માબાપનો બોજો હળવો કરે; અને તેમની પાછળ એ બોજો ઉઠાવી લઇ પૂર્વજોની પ્રતિષ્ઠા ટકાવે; એ પ્રકારની માતપિતાએ બાળકો વિષે બાંધેલી આશાઓને જે સંતાનો સંતોષે તેઓને જ સામાન્યતઃ સદ્ગુણી–સચ્ચારિત્ર્યસંપન્ન ગણવામાં આવે છે. નિશાળમાં ભણતા ઘણાએ બાલકો આગળ જતાં સારા નથી નીવડતાં, તેથી માતપિતાને ખેદ થાય છે. મતલબ કે બાલકો ચારિત્ર્યહીન થવાના કારણો નિવારી શકાય એવાં કયા અને અનિવાર્ય કયા એ એક મહત્વની બાબત છે.

સુયોગ્ય સંયોગોમાં મુકાયેલા બાલકો પણ કયાંક દુર્ગુણી નીવડે છે, અને કોઇપણ પ્રકારની વ્યવસ્થા વિનાના સંયોગોમાં રહેલા બાલકો સુલક્ષણા નીકળે છે, એવા દાખલા જોવામાં આવે છે. આજીવન કેળવણીનો અનુભવ લીધેલા એક વિદ્વાને કહ્યું હતું કે ' બાલકોના સંબંધમાં આપણે આપણી હોંશીઆરીથી ધાર્યું પરિણામ લાવી શકીશું, એવી આશા રાખવી વ્યર્થ છે. બાલકોની ગમે તેટલી સંભાળ લો, તેમની સર્વ વ્યવસ્થા સાચવો, છતાં તેઓ સારાં નીવડશેજ એવો નિયમ નથી. એ બધી બાલકોના હાથની વાત છે; તેઓ પોતાની મેળે જે કરશે તેજ સાચું, વડીલોના સારા નરસા પ્રયાસોનું પરિણામ તેમના ઉપર બહુ નહિં થાય. '

આવા નિરાશાજનક વચનો અનેક મનુષ્ય બોલતા સંભળાય છે; અને એવા દાખલા પણ બહુ જોવામાં આવે છે, પણ એવા

દાખલાઓમાંથીજ એ વિષયના કેટલાક પ્રમાણો અને ઉપાયો સૂઝે છે.

સાંપ્રત સમયે શિક્ષણશાસ્ત્ર અતિ ઉન્નત અવસ્થાએ પહોંચ્યું છે, માનસશાસ્ત્રનો તેને મોટો આધાર છે. મનુષ્યપ્રાણીની રચનાના સંબંધમાં અનેક શોધો થઇ નવાં તત્ત્વો સિદ્ધ થતાં જાય છે. મનુષ્યની શારીરિક અને માનસિક રચનામાં આનુવંશિક પરિસ્થિતિનું અને પ્રત્યક્ષ કર્તૃત્વનું પ્રમાણ કેટલું એ જુદા જુદા શાસ્ત્રોથી કંઇક નિશ્ચિત થયું છે. સુપ્રજાજનન શાસ્ત્રની પાશ્ચાત્ય દેશોમાં પુષ્કળ પ્રગતિ થતી જાય છે. સમાજશાસ્ત્ર ત્યાં રચાયું છે, અને તેની ચર્ચા પણ ઘણી થાય છે. છતાંયે એ શાસ્ત્ર હજી અપૂર્ણાવસ્થામા છે, અને આપણી પૌર્વાત્ય સ્થિતિનો તેમાં યદ્યપિ વિચાર કરવામાં આવ્યો નથી. એટલે શાસ્ત્રાધાર વિના માત્ર વ્યવહાર અને અનુભવને આધારેજ એ બાબત વિચારીએ.

માતપિતાના ગુણ દોષો બાલકોમાં પુષ્કળ અંશે ઉતરી આવે છે. શરીરનો બાંધો, આંખ, કાન, રંગ, સ્વર આદિ શારીરિક ધર્મો; ક્રોધ, લોભ, સ્વભાવ અને કેટલાક બૌદ્ધિક ગુણો કેટલેક અંશે માબાપમાંથીજ બાલકોમાં ઉતરી આવે છે. એમાં અપવાદો ઘણા છે, તો પણ સાધારણ અનુભવ એવો છે કે મા બાપના સહવાસની અને પરિસ્થિતિની પુષ્કળ અસર બાળકોપર નાનપણમાં થાય છે. આથી આપણને એક બાબત સમજાય છે, માતપિતા કે સગાં વહાલાં જેમનો બાલકો સાથે નાનપણમાં સંબંધ બંધાય છે, તેમણે બાલકો સદ્ગુણી નીકળવાં માટે જેટલી સંભાળ લેવી ઘટે તેટલી અવશ્ય લેવી જોઇએ. આ વિષય વિષે લોકોમાં બહુ બેદરકારી જોવામાં આવે છે. અજ્ઞાન ખેડુતથી માંડી ને કોઇ પણ વર્ગનો સામાન્ય મનુષ્ય જુઓ. તે પોતાના ખેતરની, ઢોરઢાંખરની, વાસણકુસણની, પુસ્તકોની કેટલીયે કાળજી રાખશે, ખેતરમાં કંઇ બગડયું તો તેનો જીવ બળશે, અને તરત અનેક ઇલાજોથી બગડતું સુધારશે, બળદને કે ભેંસને કંઇ ઇજા થાય તો તેનો તરત ઉપાય કરશે, બાગવાન ઝાડનું એક પાંદડું પણ બગડતું જુએ તો તરત ઝાડની બરદાસ્ત કરવા માંડશે. અન્ય મનુષ્યોના વ્યવહારમાં પણ એવીજ પ્રવૃત્તિ જોવામાં આવે છે. જ્યાં અંતઃકરણપૂર્વક યોગ્ય સંભાળ લેવામાં આવે ત્યાં કાર્ય સુધરે અને ઉદ્યમ ફળે. બાહ્ય સૃષ્ટિ વિષે જો આવો અનુભવ હોય તો માનવ સૃષ્ટિને તે કેટલો લાગુ થવો જોઇએ ? જન્મથી માંડીને બાળકની દશા જો આપણે જોઇશું તો આપણે તદ્દન પાષાણ હૃદયના ગણાઇશું. ગરીબ ગરીબની રીતે અને શ્રીમાન શ્રીમાનની રીતે સૌ બાલકોની બાબતમાં એક સરખા બેદરકાર જોવામાં આવે છે. બાળમૃત્યુનું મોટું પ્રમાણ હિંદુસ્તાન જેટલું દુનિયામાં બીજે કયાંયે નથી. એ એકજ વાત આપણી બેદરકારી સ્પષ્ટ કરવાને પૂરતી છે. નાનાં બાલકોની માંદગીમાં યોગ્ય માવજત ન થાય, ભારે માંદગીમાં પણ ટાઢ પવનમાં, ખરાબ જગામાં અને અતિ હીન દશામાં મરણ પથારીએ પડેલાં બાલકો હંમેશાં આપણા જોવામાં આવે છે. જે મનુષ્ય પોતાના ઝાડની કે ઢોરની આટલી બરદાસ્ત કરે તેજ પોતાના પેટના પીંડ વિષે કેટલો બેદરકાર રહે છે, તે કોઇ શહેરમાં કે ગામડામાં ફરીએ તો સહેજે જણાય. ' આવરદા હશે તો છોકરૂં જીવશે. ' એવાં વચનો જ્યાં ત્યાં સાંભળવામાં આવે છે. ભાગ્યને દોષ દઇ મનનું સમાધાન કરવાની આ એક અજબ વાનગી છે. શ્રીમાનોના સંતાનોનું પણ તેમજ છે. શ્રીમાનો સંતાનો પ્રતિના કર્તવ્યને દ્રવ્ય વ્યયમાંજ સમાપ્ત થયેલું માને છે. બચપણમાં બાલકોને નોકરચાકરોના હાથમાં રાખ-

વામાં આવે. મોટા થાય કે નિશાળમાં જાય તેની ફી ભરે કે ઘણું થાય તો સવાર સાંજ તેમને ઘેર ભણાવવા એકાદ શિક્ષકને રોકે. બાપ અને બાલકોનો મેળાપ મહિનામાં ચાર પાંચ મિનીટ થાય તો અહોભાગ્ય ! આ બાબતમાં કોઇ તેમને ટોકે તો કહેશે કે. " શું કરીએ ? વખત ન મળે. પાછળ કંઇક કામોના લફરાં લાગ્યા હોય, ત્યાં છોકરાંઓ તરફ જોવાની ફુરસદ ક્યાંથી લાવીએ ? " સ્નાન પૂજા માટે વખત મળે, ક્લબમાં કે બીજે ઠેકાણે જવાને વખત મળે, નાટક, જલસા કે સિનેમામાં જઇ શકાય; પરંતુ પોતાના સંતાનોની દરરોજ તપાસ રાખવાની કે તેમની સાથે બે બોલ બોલવાની અથવા રમવાની ફુરસદ ન મળે. જમતી વખતે તો પિતા અને બાલકો હંમેશાં છૂટાજ પડે. ભૂલે ચૂકે રજાને દહાડે કે રવિવારે સાથે જમવાનો સંયોગ આવી જાય તો બાળકોને હઠીલાઇ માટે ગુસ્સે થઇ બેચાર ગાળો સંભળાવી દે, કે પિતાનું કામ ખલાસ. એજ સજ્જન પોતાના કપડાલતા સાચવશે, કુતરા ઘોડાની સંભાળ રાખશે, પણ માત્ર તેને છોકરાંઓ તરફ જોવાનો ફુરસદ નહિં મળે ! મતલબ કે નાનપણમાં જેમ માતાની સંભાળ ને માત્ર જતની બાલકોને જરૂર રહી છે તેમ તેઓ મોટા થતા પિતાની કે પાલકની સંભાળની જરૂર છે. માતાની સંભાળ જેમ જેમ ઘટતી જાય તેમ તેમ પિતાની વધતી જવી જોઇએ. ઢોરઢાંખરની, ખેતીવાડીની, કપડાલતાની જેટલી સંભાળ લેવાય છે, તેટલી તો બાલકોના અવશ્ય લેવી જોઇએ એટલું તો સૌ કોઇ કબુલ કરશેજ. ખરૂં જોતાં તો ઢોરઢાંખર કે અન્ય વસ્તુઓ કરતાં બાલકોનું મહત્વ અત્યંત અધિક છે એટલે તેમની અધિકાધિક સંભાળ લેવામાં આવે તો પરિણામે અધિક લાભ થાયજ.

આ બાબતમાં નિશાળો વિશેષ કાર્યસાધક થઇ શકતી નથી. નિશાળની કેળવણીની અપૂર્ણતા ઘરમાં પૂરાવી જોઇએ. બાળકનું નિશાળનું વર્તન કેવું છે, ત્યાં તેને કંઇ અગવડ નડે છે કે કેમ, ભૂલ થતી હોય તો તે કયી અને તે કેમ સુધારવી વિગેરે બાબતો પર પિતાએ જાતે બારીક નજર રાખી દરેક અડચણને વેળાસર નિવારવી જોઇએ. નિત્ય બાલકો સાથે પ્રેમપૂર્વક વાતો કરતાં, રમતો રમતાં, તેમના સુખ દુઃખો સમજાય. નિત્ય તેમની સાથે જમતાં, તેમની જરૂરિયાતો અને જીજ્ઞાસાઓ બને તેટલી સંતોષતાં નાની નાની બાબતોમાં તેમના સ્વભાવનું જ્ઞાન થાય છે. અને થોડી મહેનતે તેમની યોગ્ય કાળે પ્રગતિ સધાય છે; તેમના પ્રતિ પ્રેમ પ્રગટે છે અને એ પ્રેમ ભાવનાના પાયા ઉપર ભાવી સંસારની આખી ઇમારત ચણાતી જાય છે. બાલપણાથી પ્રેમનું પોષણ કરતા રહેવું એ પિતાનું પ્રથમ કર્તવ્ય છે.

મમતાની મહત્તા બાલકોની કેળવણીમાં ઘણી છે એ અનેક માબાપોના ધ્યાનમાં નથી ઉતરતું. આપણા સંતાનોની કેળવણીની અને ભાવી પ્રજાની અતિશય હાનિ થવાનું એજ એક કારણ છે. એજ બાબત વિશેષ સ્પષ્ટ કરવાની અગત્ય છે. પાશ્ચાત્યોની અને આપણી કેળવણીમાં મૂળ ફેરફાર ક્યાં છે, એ દરેક જણે જાણી લેવું જોઇએ. બાળકો જન્મે તે સદ્ગુણી નીવડે અને આગળ જતાં નામના મેળવી સ્વહિત અને દેશહિત સાધે એવી દરેકને ઇચ્છા હોય છે. બાલકો જન્મે એનો આનંદ થાય; પણ તેમની યોગ્ય સંભાળ રાખી. તેઓ કાર્યપરાયણ નીવડે તેને માટે જે વ્યવસ્થા માતા પિતાએ અને સમાજે કરવી જોઇએ, તેની તો કોઇને નથી પડી ! બાલકોને નિશાળે ધકેલ્યા કે કર્તવ્યમુક્ત થયા, એમ માત પિતા માને. પણ સાચી કેળવણી ઘર

આંગણે ખાંવા પિવામાં, હસવા રમવામાં, સુવા બેસવામાં હંમેશાં ગુંથાયલી રહી છે. એજ કેળવણી વડે બાલકોના શરીર ને મન ઘડાતા જાય છે. બાલ્યકાળથી બાલકોના શરીર ને મનના થતા વિકાસના પ્રમાણમાં તેમની યોગ્યતા બુદ્ધિ પામતી જાય છે. બાલકોના મનમાં વિધવિધ વિકારો અને ભાવનાઓ જન્મે છે; તેમનું મન નિર્મળ હોય છે, તેમને અનેક જીજ્ઞાસાઓ થાય છે, દરેક વાતમાં તેમને ઉલ્લાસ અને ઉત્કંઠા ઉત્પન્ન થાય છે. આપણે પ્રેમથી બોલાવીએ, પંપાળીએ, કે લાગલાજ તેઓ આપણને વળગે છે, કોટે બાઝે છે, વાતો કરે છે, છાની, મનની વાતો કહે છે. સહજ ગુસ્સે થઈએ કે ધાક દેખાડીએ કે તેમના મોં ઉતરી જાય છે, તેમની આંખોમાં ઝળીઝળીઆં ભરાઈ આવે છે. કોઈ અનુચિત કાર્ય તેઓ કરે અગર કરવાનું ધારે, ત્યારે આપણે તેમની ભૂલ તેમને બરાબર સમજાવીએ તો તરત તેઓ સમજી જાય છે, અને ફરી કોઈ અયોગ્ય કાર્ય ઘણું કરીને તેઓ નથી કરતા. માત્ર યથાકાળે તેમને પ્રેમ પૂર્વક સારી શિખામણ દેવી જોઈએ. ઉઠવું, બેસવું, ન્હાવું, ખાવું, રમવું, સુવું, વિગેરે ક્રિયાઓમાં ઘરમાં હંમેશાં કેટલાયે પ્રસંગો ઉત્પન્ન થાય છે, તેમનો લાભ લઈને નીતિનું, આરોગ્યનું સ્વચ્છતાનું, જગત પ્રવૃત્તિનું વિગેરે અનેક પ્રકારનું જ્ઞાન બાલકોને આપી શકાય. આપણા દેશના મહાન નરોના ચરિત્રો, તેમના કાર્યો તેમને સમજાવી શકાય. શ્રી. દાદાભાઈ, ના. ગોખલે, શ્રી ગાંધીજી, શ્રી રવીંદ્રનાથ, શ્રી જગદીશચંદ્ર વસુ આદિ જગ વિખ્યાત પુરૂષોની વાતો વાર્તાના રૂપમાં તેમને કહી શકાય. યુરોપનું યુદ્ધ, પનામાની નહેર, ચિનની રાજ્યક્રાન્તિ, ખાદી પ્રવૃત્તિ, એવા અનેક ચાલુ વિષયોનું જ્ઞાન તેમને આપી શકાય. એવી અનેક બાબતો છે કે જેમનું અત્ર સૂચન કરી ન શકાય તે સર્વ શાળામાં નથી શીખવાતી. શાળાની કેળવણી સાથે ગૃહ કેળવણી ન હોય તો બાલકો સચ્ચારિત્ર્યસંપન્ન નહિ નીવડે. અને દેશનું અહિત કરવાનું પાતક આપણે શિર ચોંટે. બાલકોની જરૂર હોય તો યોગ્ય જવાબદારી વિના બાલકો બગડે ત્યારે દોષના ભાગી આપણે ભાગ્યને કે ઇશ્વરને ન બનાવીએ!

કોઈ પણ વસ્તુ આ જગતમાં નિરુપયોગી નથી. તો પછી મનુષ્ય જેવી ઇશ્વરની ઉચ્ચતમ કૃતિ નિરૂપયોગી હોઈ શકે ખરી! દરેક મનુષ્ય કોઈ પણ પ્રકારે ઉપયોગી છે. તે નિરૂપયોગી બને તો તેનું કારણ આપણે. આપણાથી કે આપણા સમાજથી કર્તવ્યનું પાલન ન થાય તો બાલકો દુર્ગુણી કે નિરૂપયોગી નીવડે. એમાં વાંક બાલકોનો નથી. કુટુંબ વિષે સ્વાભિમાન આપણામાં બહુ જ ઓછું છે–તેનો અભાવ છે કહીએ તો ચાલે. ઘણું કરી ઘેરેઘેર ઘરના માણસો બાલકો ઉપર અપશબ્દોનો, ક્રોધનો, મારઝુડનો નિત્ય મારો ચલાવતાં હોય છે. સગાંવ્હાલાની આ રીત, ઘરનો આવો પ્રેમ તો નિશાળનો શિક્ષક તો રહ્યો પારકો. તેમાંયે કર્તવ્ય–પરાયણ શિક્ષકો બહુ થોડા. વળી કલાસમાં ત્રીસ ચાળીસ કે વધારે સારી નરસી અનેક પ્રકૃતિના બાલકોને ગોંધવામાં આવ્યા હોય, ત્યાં તેમની પ્રગતિ એક શિક્ષક શી રીતે સાધી શકે? આ આપણી સાંપ્રત સ્થિતિ.

અખિલ સંસારનો પાયો પ્રેમ. જગતનું અસ્તિત્વ માત્ર પ્રેમના બળ પર ટકી રહ્યું છે. પ્રેમ જેવી વસ્તુ જગતમાંથી નષ્ટ થઈ થઈ જાય તો આ જીવન દુઃસહ બને. પ્રેમ એટલે માત્ર કુટુંબ વિષેનો અંધ પ્રેમ નહિ. આ અંધ પ્રેમ તો માતામાં નિસર્ગે પ્રારંભથી જ મૂકયો છે, ત્યારે જ જગત ટકયું છે. કુટુંબ વિષે, સમાજ વિષે, અને દેશ વિષે

દરેકે પોતપોતાની જવાબદારીના ભાન સાથે ભાવી પ્રજા પ્રતિ પોતાનો પ્રેમ વ્યકત કરવાની અગત્ય છે. દરેક વ્યક્તિ કોઇ પણ પ્રકારે ઉપયોગી છે. એક વિષયમાં અથવા એક વ્યવસાયમાં તે નિરૂપયોગી હોય તો બીજા કોઇક વિષયમાં તે અત્યંત ઉપયોગી નીવડે તે ઉપયોગ શોધી કાઢી દરેકને તેના સામર્થ્યાનુસાર નસીબ અજમાવવાની સગવડ કરી આપવાનું કામ દેશની અને સમાજની બુદ્ધિશાળી અને જવાબદાર વ્યકિતઓનું છે. પાશ્ચાત્ય દેશોમાં એ દિશામાં રાષ્ટ્રીય પુરુષો કેટલું કામ કરે છે, એ અનેક પ્રસંગે જોવામાં આવે છે. અગ્નિપ્રલય, જલપ્રલય, ભૂકંપ, ટ્રેન, સ્ટીમરના અકસ્માત, મજુરોના સંઘ વિગેરે જેવા પ્રસંગોએ જીવના જોખમે જેઓ બીજા જીવોને બચાવે છે તેઓનું સમાજ તરફથી તરતજ સન્માન કરવામાં આવે છે. તરવાની, દોડવાની, બોકસીંગની ક્રિકેટની સરતોમાં જે જીતે તેને મોટા ઇનામો મળે. નવી શાસ્ત્રીય શોધો કરે કે તત્કાળ તેને સન્માન અને ઉત્તેજન મળે. આપણા વિદ્વાન શાસ્ત્રજ્ઞ પ્રો. જગદીશચંદ્રનું નામ આપણે કયારે જાણીએ ? આપણી આંખો કયારે ઉઘડે ! વિદેશમાં તે પંકાય ત્યારે ! આ ખાત્રી સ્વદેશ પ્રેમથીજ પૂરાય. દરેક નેતાએ દરેક બુદ્ધિશાળી વ્યક્તિએ દર્શાવવું જોઇએ કે આપણા સમાજનું એકે એક બાલક તે ભાવી પ્રજાનું મૂળ સ્વરૂપ મહત્વનું અંગ છે, અને તેને આગળ વધવા માટે ઉત્તેજન દેવું એ આપણો ધર્મ છે. એવા ઉત્તેજનનો એક પણ પ્રસંગ વ્યર્થ વહી ન જવા દેવો એ તેમની ફરજ છે. તહેવાર કે ઉત્સવ પ્રસંગે, ઇનામો વહેંચતી વેળાએ, કે એવા અન્ય પ્રસંગોએ દેશ નેતાઓનું મમત્વ વ્યક્તિત્વ સ્પષ્ટ વ્યકત થવું જોઇએ. હાલમાં એવી બાબતો સમાજ નેતાઓ હાથ નથી ધરતા. એવા પ્રસંગોમાં આપણે ત્યાં ઘણું કરીને યુરોપિયન અમલદારને મહાત્વ આપવામાં આવે છે, તેમને આ વિષયમાં ઘણીએ લાગણી હોય, છતાં દેશ પ્રેમની તેમની પ્રેરણા જન સમૂહના મનપર બરાબર અસર નહિં કરે એ સ્પષ્ટ છે. પાશ્ચાત્ય દેશોમાં સૈનિક, નાવિક, બોયસ્કાઉટ્સ, વ્હોલંટીયરીંગ આદિ વિવિધ પ્રવૃતિમાં જનસમુદાયને પ્રોત્સાહન પ્રાપ્ત કરવાના માર્ગો ખુલ્લા હોય છે. આથી ભાવી પ્રજાનું સુંદર સંવર્ધન સધાય છે. દેશનેતાઓ કયાંયે કોઇ ખાસ ગુણ, કલા કે અલૌકિક કાર્ય નજરે પડતાં તત્કાળ તેને સંપૂર્ણ આશ્રય આપવા તત્પરતા દાખવે છે. કોઇ કયાંક કંઇ પરાક્રમ દર્શાવે કે તે ' આપણો છે, આપણા દેશને ઉપયોગી છે, ' એ પ્રકારનું મમત્વ નેતાઓમાં અને શાણા લોકોમાં સ્થળે સ્થળે દેખાય છે. આ રાષ્ટ્રીય મમત્વની મહત્તા ભારે છે.

બાલકોના વિકાસ માટે હમણાં છાત્રાલયો ( બોર્ડીંગ શાળાઓ ) ની યોજનાઓ ઘડાય છે જ્યાં માતપિતાને સ્વકર્તવ્યનું ભાન નથી, અને જ્યાં ભાન હોવા છતાં તે અમલમાં મૂકવાની અનુકૂલતા નથી, તેમને માટે છાત્રાલયો. એ છાત્રાલયોથી ગૃહકેળવણીની અપૂર્ણતા પૂરી શકાય, એમ કોઇ માને તો તે નરી ભ્રમણા છે. બ્રિટન એસોશિએશનના શિક્ષા વિભાગના પ્રમુખ પ્રો. જૉન પેરીએ સને ૧૯૧૪ માં એ વિષય પર એક વ્યાખ્યાન આપ્યું હતું, તેમાંના કેટલાક મુદ્દાઓ વિચારવા યોગ્ય છેઃ ' ઇગ્લંડમાં ઇટન, હૅરો, રુગ્બી આદિ જાહેર શાળાઓનું જે એટલું મહત્વ ગાવામાં આવે છે તે બધું મિથ્યા છે. ધારવા પ્રમાણે એ શાળાઓથી લાભ પ્રાપ્તિ નથી થતી, પણ ઉલટું નુકશાનજ વધારે થાય છે. એકવાર એક વસ્તુ સારી લાગી કે તેના ગતાનુગતિક ન્યાયે ગુણ ગવાય, અને તેને વિષે એક બોલ પણ બોલવાની કોઇ હિંમત ન કરે. ' આ પ્રો. પેરીનો અભિપ્રાય જાહેર

શાળાઓની આ વિલાયતી યોજના આપણે ત્યાં પણ અમલમાં મૂકાય છે, પણ તેમાં માત્ર વિલાયતી ' દોષો ' નોજ પ્રવેશ થાય છે, ' ગુણો ' ના પ્રવેશની આશા બહુ થોડી. પ્રો. પેરી કહે છેઃ ગરીબ છોકરાઓ છાત્રાલયોમાં જઇ ન શકતા હોવાથી તેઓ પોતાના માતપિતાના સહવાસમાં રહી ગામની નિશાળમાં શીખે છે, એ તેમની ગરીબાઇનો તેમના પર ભારે ઉપકાર કહેવાય. બાલકો પ્રતિના કર્તવ્યો પાર પાડવાના પાત્રતા ધીમે ધીમે માતપિતાઓમાં આવતી જાય છે. એ પવિત્ર કર્તવ્ય તેમનુંજ છે, અને તેની જવાબદારી તેઓ તરછોડી ન શકે, તેમજ બીજા કોઇથી તે સ્વીકારી પણ ન શકાય. બાલકોમાં સદ્ગુણોનું સંવર્ધન ગૃહશિક્ષણથી જ થાય. શાળાના શિક્ષણથી નહિં. ઉલટું શાળાના નિયમનો કેટલેક અંશે હાનિકારક નીવડે છે. માતા, પિતા, બંધુ, ભગિની, સ્નેહિ, સંબંધી વિગેરેના સહવાસમાં–નિકટ સહવાસમાં બાલકોનું જેટલું આયુષ્ય વીતે તેટલી તેમની યોગ્યતા વધે. ”

છાત્રાલયોની વ્યવસ્થા ઘણીયે સારી હોય, અને તેમાં ગમે તેટલું ખર્ચ કરવામાં આવે, છતાં ઘરનો રહેણીની સરખામણીમાં તો તે નજ આવે. ત્યાં પચાસ, સો કે બસો છોકરાંઓની રસોઇ એકીવેળા તૈયાર થાય, બધાને પહોંચે તેટલી પૂરી કે ભાખરી તૈયાર કરતાં ત્રણ ચાર કલાક નીકળી જાય. વેળાસર માતા જેમ બાલકોને ઉની ઉની પૂરી કે ભાખરી પીરસે તેની તોલે સવારથી તૈયાર થતી પૂરી કે ભાખરી ક્યાંથી આવે ? ક્મોસમે બે ત્રણ ભીંડા કે કોઇ બીજુ શાક તાજુ તાજું બે ત્રણ જણા જેટલું બનાવી માતા પીરસે તે બાલકોને જેવું મીઠું લાગે તેવું અનેકને માટે બનાવેલું એકનું એક કંટાળાભર્યું શાક બાળકોને ક્યાંથી રુચે ? માંદગીની માવજતમાં પણ એજ રીત. આ માત્ર વ્યાવહારિક અગવડો છે. પણ બાલકોના મનનો અને સ્વભાવનો વિચાર કરતી વખતે એવી બાબતોને મહત્વ આપવું પડે છે.

ઘરની રીતભાતમાં એક પ્રકારનું માર્દવ–માધુર્ય હોય છે, તો બોર્ડીંગના રીતભાતમાં કઠોરતા હોય છે. ત્યાં આજ્ઞાપાલનના નિયમોના બંધનો–કઠોર બંધનોનું પાલન કરવામાં મમતાના માર્દવને સ્થાન ન મળે. છાત્રાલયોમાં પણ બાલકો પર મમતા રાખનાર સત્પુરુષો હોય છે, પણ એવો સત્પુરુષ હજારોમાં એક નીકળે; ત્યારે સરકારી નોકરીમાં તે ઘણું કરીને ટકે નહિં. બીજું; ઘર આગળ બાલકોને વાચન, વિચાર, વાદવિવાદ વિગેરે બાબતોમાં સારી ટેવો નાનપણથી પાડી શકાય; બોર્ડીંગમાં તેમ ન થાય. ખરૂં જોતાં બાલકોને નાનપણમાંથી વાંચવાની ટેવ પાડવી એજ મૂળમાં કઠિન કામ છે. તેમનું જ્ઞાન તેમણે સ્વશ્રમે મેળવવું જોઇએ. એકવાર તેમને વાચનનો રસ લાગે ને જ્ઞાનની મહત્તા સમજાય એટલે તેમનો ભાવી જીવનક્રમ તદન બદલાઇ જાય છે; અને એવા બાલકો ઘણું કરીને આગળ આવ્યા વિના રહેતા નથી. માત્ર શાળાનો અભ્યાસ મુખપાઠ કરી નિરાંતે બેસી રહેવાની પ્રવૃત્તિ તેમનામાંથી જતી રહે છે; અને સ્વપ્રયત્ને પ્રાપ્ત કરેલા જ્ઞાનથી જગતમાં પોતાને કરવાના કાર્યનું જ્ઞાન તેમને ધીમે ધીમે થવા માંડે છે. પ્રો. પેરી કહે છે કેઃ “ સમીપના મનુષ્યોને વાચનમગ્ન જોઇ બાલકોને પણ વાંચવાની ટેવ પડે છે, તેઓ પુસ્તકોનું મહત્વ સમજતા થાય છે. તેમનું શિક્ષણ એકધારૂં આજીવન સ્વપ્રયત્ને ચાલુ રહે છે. કેટલીકવાર નઠારાં પુસ્તકો વાંચવાની બાળકોને ટેવ પડે છે. આ ટેવ છેક નાંખી દેવા જેવી નથી. એથી બાલકોનો વાચનરસ કેળવાય છે, એટલું કાંઇ થોડું ન કહેવાય. એક વખત

વાચનની ટેવ પડી કે પછી નબળાં પુસ્તકો પરથી તેમનું ચિત્ત ખસી સારા પુસ્તકો પર ચોંટે છે.”

આપણી અત્યારની દેશસ્થિતિમાં બાલકોની યોગ્યતાના વિકાસમાં અનેક અડચણો રહી છે. નવીન શાસ્ત્રીય શોધોથી આપણી પુરાણી રહેણીમાંના અનેક દોષો ઉઘાડા પડયા છે. આપણા ધાર્મિક વિચારોએ અંધ પરંપરાનો ત્યાગ નથી કર્યો. વ્યવહારની સેંકડો બાબતો વિષે બાહ્ય જગતમાં શું ચાલી રહ્યું છે, તેની ઘરમાં કોઇને કલ્પના સરખી પણ નથી થતી. ભૂત, પલિત, મંત્ર તંત્ર, દોરા ધાગા વિગેરે પ્રકારો ચાલ્યા કરે છે. તેમાં પુરૂષો કરતાં સ્ત્રીઓના અજ્ઞાનની તો વાત જ ન કરવી. આવી સર્વ બાબતોની નવી ઉપયુક્ત માહિતી યોગ્ય કાર્ય કારણ ભાવ સાથે નાનપણથી બાલકોને આપવાની આવશ્યકતા છે. અને એ માહિતી ઉપરજ તેમનું ભાવી હિત ઘણે ભાગે અવલંબી રહેશે. આરંભથી જ બાલકોને વિચાર કરવાની અને કાર્ય કારણ ભાવનો નિર્ણય કરવાની ટેવ પાડવી જોઇએ. આ કાર્ય સ્ત્રી વર્ગથી નહિ થાય, શાળામાં પણ નહિં થાય, ઘરના બુદ્ધિમાન પુરૂષોએ જ એ બાબતમાં મન પરોવવું જોઇએ—વાસ્તવમાં બાલકો કંઇક મોટા થવા માંડે કે તેઓ ઘરમાં સ્ત્રીઓના સહવાસમાં જેમ બને તેમ ઓછો સમય રહે તે સારૂં.

આથી સ્પષ્ટ થશે કે બાલકોની કેળવણીની યોગ્ય સંભાળ રાખવાનું કામ કેટલું કઠિન છે, અને એ તરફ આપણે કેટલા બેદરકાર રહીએ છીએ. કેટલીક બાબતો આપણા હાથમાં ન હોય; પણ જે આપણે હાથે થઇ શકે તે બાબતમાં શા માટે બેદરકારી રાખીએ ? જેમકેઃ ૧ઃ ઘરમાં માતપિતામાં પરસ્પર અત્યંત પ્રેમ હોવો જોઇએ. ૨ઃ માતપિતાનું અને અન્ય વડીલોનું વર્તન સદ્‌વર્તનને પોષક એવું હોવું જોઇએ. ૩ઃ માતપિતા નિરોગી અને નિર્વ્યસની રહે. ૪ઃ તેઓ સતત સુવિચારોનું મનન કરતા રહે અને સંસાર સુધારા કરતા રહેવાની હોંસ રાખે. ૫ઃ જન્મથીજ બાલકોની સારી સંભાળ રાખે. ૬ઃ નિશાળની કેળવણીની અપૂર્ણતા ગૃહકેળવણીથી પૂરે. ૭ઃ સામાજીક સંસ્થાઓ બાલસંવર્ધન તરફ લક્ષ્ય આપે. ૮ઃ દેશનેતાઓ બાલકો પ્રતિ મમત્વ દર્શાવી તેમનામાં ઉત્સાહ પ્રેરતા રહે.

આ આઠ સૂત્રોમાં અનેક સુધારા સમાયેલા છે. અત્યારે આપણે દુર્ગુણી રહીને એ દુર્ગુણો આપણા સંતાનોમાં ઉતારીએ છીએ. પરંતુ ભાવી પ્રજાને એવા દુઃખના ખાડામાં હડસેલી દેવાનો આપણને લેશ પણ અધિકાર નથી. અને આપણા ગુન્હાની સજા આપણે આપણા સંતાનોને ભોગવતા કરીએ એ ક્રૂરતાની પરાકાષ્ઠા. આ વિષયમાં આખા દેશે જાગ્રત થવું જોઇએ; એટલે કેળવણીને વિસ્તારી, ગૃહસ્થિતિની પ્રગતિ સાધવી જોઇએ. ભાવી પ્રગતિવડે પ્રથમારંભે ઉપાય એજ.

સંતાનો સચ્ચારિત્ર્યસંપન્ન શાથી થાય એ વિષેના આ માત્ર વ્યાવહારિક અને ઉપર ટપકેનાં વિચારો કર્યા. પરંતુ સુપ્રજાજનન શાસ્ત્રનાં વિશિષ્ટ તત્ત્વોની એ વિષયમાં અત્યંત આવશ્યકતા રહી છે. તે તત્ત્વો પ્રતિ આપણે તદ્દન બેદરકારી દાખવીએ છીએ: એ વિશિષ્ટ તત્ત્વોનો વિચાર બીજા સમયે.



# અતિથિને આવકાર.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને......એ ઢાળ )

આવો હો અતિથિદેવા ! અમ આંગણે,
તમ દર્શનથી આનંદ ઉર ઉભરાય જો !
પ્રભાવશાળી પુનિત પગલે આપનાં,
રંક મહૂલી પાવનકારી થાય જો !
આવો હો અતિથિદેવા ! અમ આંગણે.

આદર દેવા આંખડલી ઉછળી રહી,
સ્નેહાતુર નિશ દિન નિરખે તમ વાટ જો !
પુણ્યપનોતાં આંગણિયાં અજવાળવા,
પ્રેમે પધારો પ્રભુપ્રેરિત અમ પાટજો !
આવો હો અતિથિદેવા ! અમ આંગણે.

લૂખાં સૂકાં ભાવભર્યાં ભોજન વડે,
સત્કારીશું દિલનાં દઈ સન્માન જો !
ઉણપ કદી હોયે તોયે ભૂલી જજો,
દિલના દરિયા ઓ મોંઘા મેમાન જો !
આવો હો અતિથિદેવા ! અમ આંગણે.

નાનાલાલ દલપતરામ પટેલ.

# દુર્ભેદ્ય દુર્ગ અને વીરમાતા જીજીબાઇ.

લેખકઃ રા. છગનલાલ હિમ્મતરામ રાવળ.

વીજાપૂરમાં બાદશાહ આદિલશાહનો દરબાર ચીક્કાર ભરાયલો હતો, દરબારીઓ હાકેમો અને હજુરીયાઓ યથાસ્થાને બેઠેલા હતા. એકાદ ઘડીમાં ઘટનાર ઘટના પર તમામની આતુરતા હતી. તમામ શાન્ત રીતે એક બીજાની આંખથીજ વાત કરતા અને સમજી લેતા. તમામના મૂખમાં તાળાં પડયાં હતાં. એટલામાં બે સિપાઇઓ હાથકડી અને બેડીઓથી જકડેલા સરદાર નઝાજી નવલકરને લઇ દરબારમાં ઉપસ્થિત થયા. કેદીને સિંહાસન પાસે હાજર કરી બન્ને સિપાઇઓ કોરનીશ કરી એક બાજુએ ઉભા રહ્યા.

" કેમ રે ! કાફિરની ઔલાદ ! દરિયામાં રહીને મગરમચ્છોથી વેર ? મ્હારી રોટલીના ટૂકડા પર ગુજારો કરીને, મ્હારોજ જાગીરદાર થઇને, શિવાજીનો પક્ષપાત ? બાદશાહે ક્રોધથી નવલકરને પુછ્યું.

" જહાંપનાહ ! મ્હારા વિષયમાં આપને કોઇએ બીજુંજ સમજાવ્યું છે. હું તો આપનો સર્વદા વફાદાર અને નિમકહલાલ તાબેદાર છું." કેદીએ દીનવદને ઉત્તર આપ્યો.

" નહિ, તું તમામ અસત્ય બકે છે. આજકાલ એક પણ મરાઠો કોઇ મુસલમાનનો વફાદાર નથી."

" હજુર ! મને તો એમ લાગે છે કે મ્હારી વિરૂદ્ધ કોઇએ આપના કાન ભર્યા છે. શું મ્હારી નિમકહરામીનું કાંઇ પ્રમાણ મળી શકશે ?"

" પ્રમાણ ! પ્રમાણ એજ કે તું મરાઠી ખાનદાનનો છે."

" નહિ નહિ અન્નદાતા ! એ કાંઇ પ્રમાણ કહેવાય ?"

" બસ એથી બીજા પ્રમાણની મને આવશ્યકતા નથી. હવે તું એટલોજ ઉત્તર આપ કે તું મુસલમાન થવા તૈયાર છે કે તલવારનો શિકાર ?"

" નામવર ! રહેમ કરો. મ્હારો કાંઇ અપરાધ નથી."

" બસ, હું આખરી હુકમ સંભળાવી ચૂક્યો. એમાં કાંઇજ ફેરફાર થઇ શકે નહિ. હવે મુસલમાન થવા ઇન્કાર કરીશ તો પ્રાણ જશે, જાગીર જપ્ત થશે અને ત્હારા સ્ત્રી બચ્ચાં તમામને દેશનિકાલની સજા એ ત્હારે માટે ઉચિત શિક્ષા. બોલ શું વિચાર છે ?"

" છતાં ઇનકાર કરૂં તો ?"

" મૃત્યુ ત્હારે માટે ટાંપી રહ્યું છે, માલ મિલ્કત તુરતજ લુંટી લેવામાં આવશે, ત્હારી સ્ત્રી કોઇ સાધારણ સિપાઇની બીબી બનશે, અને ત્હારા બચ્ચાંઓની સુન્નત થશે."

" એ તો બહુજ ભયંકર શિક્ષા છે, હજુર ! મને મ્હારા પ્રાણની પરવા નથી પરંતુ અબળા સ્ત્રી અને અબોધ બચ્ચાંઓની જ મમતા છે. મ્હારાં ચહાવ તો ટુકડે ટુકડા

કરો પરંતુ, મ્હારાં આ બચ્ચાંને શા માટે દેશનિકાલ કરો, અથવા ધર્મભ્રષ્ટ કરો ? કાંઇક આપની યોગ્યતા તો વિચારો. મ્હારા અપરાધનું તો કાંઇ પ્રમાણ નથી, ન્યાયના પાયા પર ચણાયલા ઇસ્લામને અન્યાયથી શામાટે કલંકીત કરો છો, બાદશાહ !

" સાપને કચડી નાખી તેનાં બચ્ચાંઓ પર વિશ્વાસ રાખવો એ કયાંની અકલમંદી કહેવાય ? તું એક સર્પ છે. " આદીલશાહની એ ભયંકર ધમકીથી નીરાધાર સ્ત્રી બચ્ચાંઓની મમતા માટે નવલકર પોતાના સર્વોચ્ચ આર્ય ધર્મથી લપસી ગયો. દયાજનક પરિસ્થિતીમાં ઘેરાયલો એ મરાઠા સરદાર કિંકર્તવ્ય વિમુઢ જેવો બની રહયો, તેનું યજ્ઞોપવિત ઉતારીને ટુકડે ટુકડા કરી નાખ્યું, તેની શીર શીખા કાપી નાખવામાં આવી, તેને કલમાના શબ્દોથી મુસલમાન બનાવ્યો. બાદ કેટલાક સરદારો, હજુરીયાઓ અને સ્વયં બાદશાહે નવલકર સાથે એકજ તસ્તરખાનાપર ખાણું ખાઇ જળપાન કર્યું. નવલકરની જાગીરમાં વધારો કરી આપ્યો, અને કીમતી પોષાક તથા તરવારનું ઇનામ આપ્યું.

( ૨ )

આઠેક વર્ષ પછી મહારાજ શિવાજી અને વીજાપુરના આદિલશાહ વચ્ચે પ્રબળ યુદ્ધનો આરંભ થયો. વીરવર શિવાજીની શોણીતભૂખી ભવાનીએ વીજાપુરના સૈન્ય સ્હામે વિજય મેળવ્યો. બાદશાહની ફોજ પલાયન કરી ગઇ અને વિજયદુંદુભીનાદ કરતી મહારજ શિવાજીની સેના વિશાળ દુર્ગ સિંહગઢ તરફ વળી. વિજયહર્ષમાં શિવાજી પ્રસન્ન હતા. સૈન્ય આગળ ચાલ્યું ગયું હતું. મહારાજ પોતાના બે સૈનીકો સાથે વાતચીત કરતા ધીરે ધીરે અશ્વોને ચલાવતા હતા. ત્યાં વાતમાં ને વાતમાં નિશ્ચત માર્ગ ભુલી જતાં તેઓ બીજે પંથે વળી ગયા. જ્યારે મધ્યાનકાળ થયો અને સુર્યનો પ્રચંડ તાપ અસહ્ય લાગવા માંડયો ત્યારે મહારાજે અશ્વોને થોભાવી એક વટવૃક્ષ નીચે વિશ્રામ કીધો. હજી મૂખમાર્જન કે જળપાન પણ કર્યું નહોતું ત્યાં તો વીજાપુરની હારેલી સેનામાંના ત્રણ મુસલમાન ઘોડેસ્વારો કાળચક્રની પેઠે ત્વરીત વેગે આવતા દુરથી દેખાયા. મહારાજને સજ્જ થતાં વાર લાગી નહિ અને આવતાંજ તેમાંથી એકને છીન્નમસ્તક કરી ભવાનીને ફરીથી રંગી નાખી. બાકીના બે સીપાઇઓ પીઠ પરથી ઘા કરવા આવ્યાં. પરંતુ રૂદ્રાવતાર શીવાજી સ્હામે તેમનું શું જોર ? છતાં તેઓ પ્રાણપર આવીને દ્વંદ યુદ્ધ કરવા લાગ્યા. તે બન્ને સિપાઇઓ બળવતર હતા. અર્ધોક કલાક સુધી યુદ્ધમાં અજીત રહયા. મહારાજ એકતો પ્રચંડ તાપથી વ્યાકુળ હતા, તેમાં વળી અચાનક આવેલી આ બલાઓથી વધારે ઉગ્ર બની ગયા. નીરાશ થયેલો વાઘ જેમ અધિક આક્રમણથી કુદે છે તેમ મહારાજાએ પોતાનું તમામ જોર અજમાવી જેવા ભવાનીનો વાર એક સીપાઇને કરવા જાય છે, ત્યાં તેમણે એક નવીન મુસલમાન સ્વારને ત્વરીત વેગે આવતો જોયો. મુસલમાન સિપાઇઓની પણ તે તરફ નજર ગઇ. તેમણે હિમ્મતથી "અલ્લાહો અકબર " ની ગર્જના કરી. પરંતુ એટલામાં તો આગુંતુક ઘોડેસ્વારે આવતાંજ બેય મુસલમાન સરદારોને ધુળ ચાટતા કરી નાખ્યા.

શિવાજીએ એ અકસ્માત સહાયતા માટે ઇશ્વરને ધન્યવાદ દીધો અને પોતાના ઉપકારીને પૂછયું ? "આ મ્હેં શું જોયું ? શું હું આપનું નામ જાણી શકું છું ? "

" મ્હારૂં નામ દીલેરખાં છે મહારાજ ! " આગંતુક સીપાઇએ કહ્યું.

"પરંતુ તમે જાણો છો કે તમોએ કોના પ્રાણ બચાવ્યા છે?"

"વીર કેશરી. હિન્દુધર્મરક્ષક, રૂદ્રાવતાર મહારાજાધિરાજ છત્રપતિ શિવાજીના."

"વીરનર! ત્હમે મુસલમાન થઇને પોતાના સ્વજાતિ બાંધવોને કત્લ કરી, મુસલમાન રાજ્યના એક ઘોર શત્રુ શિવાજીને બચાવ્યો, એ રહસ્ય હું સમજી શકતો નથી.!!"

"મહારાજ! હું આપને પ્રાર્થના કરૂં છું કે એ રહસ્ય પ્રકટ કરવા માટે મને આપ ન પુછો." તેની આંખમાં અશ્રુ આવ્યાં, અને બચ્ચાંની પેઠે તે રડવા લાગ્યો.

"મ્હારા પ્રાણરક્ષક! મને જણાય છે કે મુસલમાનો તરફથી તમને કોઇ ખાસ દુઃખ ભોગવવું પડયું છે. યદ્યપિ હું એક હિન્દુ છું. છતાં આ ભવાનીના સપથ લઇ કહું છું કે, હું પ્રાણાર્પણથી તેનો બદલો લઇશ. કહો સત્ય કહો શું રહસ્ય છે?"

"નહિ મહારાજ! નહિ, મને કોઇએ સતાવ્યો નથી કે દુઃખી કીધો નથી, હું પોતે જ મ્હારા ધર્મથી લથડી ગયો છું."

"કેમ મુસલમાન ધર્મમાં તમને એવી શું ખુબીએ લલચાવ્યા?"

"ખુબીથી નહિ મહારાજ! જુલમ ને વશ થઇને. મને મ્હારા પ્રાણની પરવા નહોતી. ગરીબ સ્ત્રી અને બચ્ચાંઓની મમતાએજ મ્હારે એ પંથનું અવલંબન કરવું પડયું. તેમ ન કરત તો મ્હારો વિનાશ કરીને સ્ત્રી બચ્ચાંઓની કેવી દુર્ગતી થાત? એ વાત વિચારતાં હું કંપી ગયો."

"ત્યારે શું હિન્દુ ધર્મ પર હજી પણ તમને પ્રેમ છે?"

"તે તો મ્હારૂં હૃદય જાણે છે અને બીજો એક પરમાત્મા."

"ત્યારે હું તમને ફરીથી હિન્દુ બનાવવાનો પ્રયત્ન કરૂં તો?"

"એ શી રીતે બને મહારાજ? એ વાત જ અસંભવ છે."

"અરે શું પવિત્ર ગાયત્રીમાં એટલી પણ શકિત નથી?"

"આ હા હા મહારાજ! મ્હેં મ્હારી હૃદય-દુર્બલતાને લીધે અને મંદ બુદ્ધિને કારણે મ્હારી જાતિ કુટુંબ અને વંશપર જે કલંક લગાડયું છે, તે જો હું ધોઇને પવિત્ર હિન્દુ ધર્મમાં સ્થાન મેળવું, તો તો પછી મ્હારા જેવો ભાગ્યશાળી કોણ?"

"આવો ત્યારે ઇશ્વર સૌ સારૂંજ કરશે."

( ૩ )

સિંહગઢના વીશાળ દુર્ગમાં આજે તમામ મરાઠાવીરો એકત્રીત થયા હતા. એક મ્હોટા ખંડમાં મ્હોટી સભા ભરીને મહારાજ શિવાજી ગત યુદ્ધના વિજ્ય માટે તમામનો આભાર માનતા હતા. એક તરફનો ખંડ સ્ત્રીઓથી ભરેલો હતો. થોડીવાર પછી રત્નગર્ભા વીરજનની રાજમાતા જીજીબાઇ સભા મંડપમાં પધાર્યાં, તમામ સ્ત્રી પુરૂષોએ ઉઠી પ્રણામ કર્યાં, અને યથાસ્થાને બેઠાં. પુત્રના સિંહાસન પાસે ઉભાં રહી માતા જીજીબાઇ તમામને સંબોધી ગંભીર અવાજે બોલ્યાં, "વીર મરાઠા વીરો! સન્નારીઓ! બહેનો અને સુતાઓ! આજે મ્હેં આપ તમામને શિવાજીની મંગળ કામના માટે આમંત્રીત કરેલાં છે. મ્હારી આજ્ઞાને માન આપી તમોએ તમારી રાજમાતાનું સન્માન કર્યું છે. પરંતુ આજે જે દુર્ગની વિજ્યપ્રાપ્તી માટે હું તમને બીડું ઉઠાવવા કહેવાની છું તે દુર્ગ આજ સુધી તમોએ તલવારને બળે જીતેલા દુર્ગો કરતાં ઘણોજ સુદૃઢ અને દુર્ભેદ્ય છે. પત્થર, માટી અને ઇંટના કીલ્લાઓ તો તમારા રાજત્વકાળના સાથી છે, હિન્દુજાતિના રાજત્વની સાથે છે, પરંતુ જે દુર્ગ હું તમને બતાવવાની છું

તે જેના પર તમારે વિજય કરવાનો છે
। વિજીત નહિ કરો તો યાદ રાખજો, બહુ
કાળ કાળમાં હિન્દુ જાતિ નેસ્ત નાબુદ
ી જશે. હિન્દુ શબ્દ દુનિયાપરથી ભુંસાઇ
શે. હવે બોલો એ દુર્ભેદ્ય કિલ્લો વિજીત
વા કયા કયા વીરો તૈયાર છો ?"

"અમો તમામ તૈયાર છીએ, માતાજી !"
રાઠા વીરોએ એક સાથે સવિનય ઉત્તર
ાપ્યો.

"આજે નહિ, અત્યારે જ તૈયાર થઇ
તઓ."

"હા માતાજી અત્યારેજ અમો તૈયાર
છીએ. ફક્ત આપની આજ્ઞા મળે એટલીજ
ાર રાજમાતા ! એવો એ, કયો દુર્ગ છે ?
અમને બતાવો એને મૂળમાંથી ઉખેડી નાખીશું"
એક વયોવૃદ્ધ માહારાષ્ટ્ર-વીરે પોતાની તલ-
વાર બહાર કાઢી કહ્યું.

"તે દુર્ગ બહુ દુર નથી. આપણા
હૃદય પરમ પવિત્ર અને વિશાળ હિન્દુધર્મમાં
. કરી રહેલા જાડ્ય વિચારો, અને અંધ
વિશ્વાસ. શું પરધર્મીઓનો ધર્મ તમારા
કરતાં વધારે બળવાન છે ?"

"નહિ માતાજી ! અમો અમારા ધર્મથી
કોઇ ધર્મને વિશાળ, સુંદર, સર્વશ્રેષ્ઠ અને
ઉદાર સમજતા નથી. હિન્દુધર્મ સર્વથી
બલીષ્ઠ અને દૃઢ છે." તમામ સરદારોએ કહ્યું.

"ત્યારે પછી ભુલથી કે જુલમથી યા
અન્ય કોઇ કારણથી તમારામાંનો એકાદ જણ
પરધર્મમાં ભળ્યો હોય તો તેને શા માટે
સ્થાન મળતું નથી ? શું મુસલમાન થયા પછી
તે તમારા ધર્મમાં આવવા ચહાય તો તમો
તેને હિન્દુ બનાવી શકશો ?"

"અમો અમારા હિન્દુભાઇને જે ભૂલથી
યા કોઇ કારણવશ, હિન્દુધર્મથી પતિત થયો
હોય તો તેને ફરીથી અમારી સાથે મેળવવા
તૈયાર છીએ.."

"દીલરેખાં !" જીજીબાઇએ સંબોધન કર્યું.

સિંહાસન પાછળના કક્ષનું એક દ્વાર
ઉઘડયું. દીલેરખાંએ બહાર આવી નમન કરી
કહ્યું, "માતેશ્વરી ! સેવક હાજર છે. શી આજ્ઞા
છે ?" રાજમાતા જીજીબાઇએ મરાઠા સરદારોને
સંબોધી કહ્યું, ભાઇઓ ! " દીલેરખાં તમારી
સ્હામે ઉભેલા છે, તેમનું પહેલું નામ નઝાજી
નવલકર હતું. આદીલશાહે તેમને જોરજુલ-
મથી વટલાવ્યા હતા; હવે તે પુનઃ હિન્દુ
ધર્મમાં આવવા માગે છે. "

તમામ સરદારોએ કહ્યું, " અમો નઝાજી
નવલકર સાથે ખાનપાનાદિ તમામ વ્યવહાર
કરવા તૈયાર છીએ, આજથી તે અમારા
ભાઇ છે."

" નહિ. કેવળ એટલુંજ પર્યાપ્ત નથી,
કંઇ બીજું પણ કહો. તમે જાણો છો ?
નઝાજી નવલકરનું કુટુંબ મરાઠાઓમાં ઉચ્ચ
અને કુલીન ગણાય છે. તેઓની સાથે સંબંધ
બાંધવામાં મરાઠાઓ પોતાનું ગૌરવ સમજતા,
નઝાજી નવલકરને એક અઢાર વર્ષનો પુત્ર છે.
એ સુંદર પુત્રનું નામ મહાદાજી છે. મ્હારી
ઇચ્છા છે કે એ પુત્રના વિવાહની પણ
અત્યારેજ ઘોષણા થવી જોઇએ. બતાવો તમા-
રામાંથી એ સંબંધ જોડવા કોણ તૈયાર છે ?"

તમામ સરદારો મંત્રમુગ્ધ જેવા થઇ ગયા.

" કેમ તમામ ચૂપ થઇ ગયા ! કન્યાઓ
તો તમારે કોઇ ને કોઇ મરાઠા કુટુંબમાં વરા-
વવીજ પડશે, ત્યારે આ ઘર શું ખોટું છે ?"
જીજીબાઇએ પુછયું.

કોઇ બોલી શકયું નહિ. તમામ ચૂપ.

" જોયું ! તમો તમામ ડરો છો. પરંતુ
ડીકર નહિ. નેતાનોજ એ ધર્મ હોવો જોઇએ
કે પ્રથમ પોતેજ આદર્શ બનીને તેણે અનુ-
ગામીઓને માર્ગ બતાવવો જોઇએ. અતઃ એ
કામ માટે હું સ્વયં ઉદાહરણ રૂપ કાર્ય કરવા
તૈયાર છું. હું મ્હારી પૌત્રી સિખુબાઇનો

વિવાહ નઝાજી નવલકારના સુપુત્ર મહાદાજી સાથે કરીશ. કેમ બેટા શિવાજી! ત્હારી શું ઇચ્છા છે ?"

"માતાજી! ખેદની વાત છે કે હું......"

"હેં! શિવાજી હું શું સાંભળું છું, શું મારા શ્રવણો મને દગો તો દેતા નથી ?"

"નહિ, માતાજી! આપ મ્હારી વાત પૂરી તો સાંભળો, મને એજ દુઃખ થયું કે આપે કહ્યું તે પહેલાં સિખુના વિવાહ માટે મ્હેં કેમ પ્રથમ ઘોષણા ન કીધી! જનની મને ક્ષમા કરો.

× × ×

થોડાજ સમયમાં શિવાજીની કન્યા સિખુબાઇ સાથે મહાદજીનાં લગ્ન બહુજ સમારોહથી થયાં. ધન્ય ! માતા જીજીબાઇ!

## એક સ્વપ્ન.

(તોટક છંદ)

મધરાત થઇ નવ ચંદ્ર ખીલ્યો,
મૃત જગત પરે અમી રેલી રહ્યો;
જગ શાંત થકી ટહૂકાર થયો,
જગની મુજને લલચાવી રહ્યો.

જઇ મુગ્ધ ઉમોજ સ્વેશ મહિં,
મૃદુ શીતલ કૌમુદી પૂર જહિં;
દગ શાંત થયાં ન થયાં અમીં પી,
મુજ ઉર વહે મૃદુ ગાન નદી.

નભથી તવ પુષ્પ કમાન પરે,
અવની સરતી "મૃદુ તેજ ભરી";
નવ વસ્ત્ર રૂપેરી ઉડે પવને,
જગ મુગ્ધ કરે મૃદુ કંઠ સ્વે—

કદી સ્વપ્ન હશે ન હશે કદીએ!
નહીં હું નીરખું ફરતાં દિવસે;
મુજ નેન પરે મુજ હાથ ફરે;
કદી સત્ય હશે ન હશે કદી એ—

તવ શીત કરે મૃદુ સ્પર્શ થયો,
સ્વ શાંત કંઇ શ્રવણે પડીયો;
મુજ લોચન અર્ધ મીચાઇ ગયાં,
ઘડી બંધ રહી જવ એ ઉઘડયાં—

મધરાત ધપે નવ ચંદ્ર ડુબે;
અંધકાર મુખે જઇ સૃષ્ટિ પડે;
ઘન ઘોર તિમિર જુએ નયનો,
સ્વ રુધિરવર્ણું પીડે શ્રવણો.

મણિલાલ એલ. શેઠ.

# " મ્હારી હૃદય મુંઝવણ "

લેખિકાઃ શ્રીમતી " સેવિકા. "

હું કુંવારી એજ શું મ્હારો દોષ ? દોષ નહિં તો બીજું શું ? મ્હારી વ્હાલી મા આજ કેટલેય વખત થયાં સુખે નથી બેસતી. એના દિલને ચેન નથી પડતું. ગઇ કાલેજ મેં એને પૂછ્યું, " બા, શું ન પરણવું એ પણ એક ગુન્હો છે ? જ્યારે હું બાળક હતી ત્યારે ત્હેં મને કેમ ન પરણાવી ! જો ત્હેં મને પેલા ગોપાલભાઇ જોડે પરણાવી હોત તો આજે તું આમ ચિન્તાગ્રસ્ત ન હોત, અને તને દુઃખી જોવાના હતભાગ્યમાંથી હુંએ બચી હોત. "

" દીકરા સરલા, હવે આમ દાઝ્યા ઉપર ડામ ન દે. તને દુઃખ થાય એ તો ન હું ઇચ્છું, ન તારા બાપુ પણ ઇચ્છે. ત્હારા પિતાએ તને પુત્ર સમાન લાડ લડાવ્યાં, અને હજુએ લડાવશે, છતાં હવે તું તારી મેળે યોગ્ય ઠેકાણું જોઇ જીવનમાં આનંદ લેતી થાય તો એ જોઇ અમે કેવા સુખી થઇએ ? અમે તને યથાશક્તિ જ્ઞાન આપ્યું તે તારા જીવનના સારાપણા માટે, અને નહિ કે તને દુઃખી કરવા. હું તો હજુએ તને કંઇ કહેવા નથી માંગતી, પણ તું જો માતાનું રૂદન સમજી શકતી હો તો વિચારીને ઉત્તર આપીશ. "

વ્હાલી માતાના આટલા શબ્દે હું તો ત્યાંથી ઉઠી. અને મ્હારા નાનકડા રૂમમાં આવી બેઠી. ન તો હું સુઇ શકી, નતો હું વાંચી શકી. અને નતો હું વિચારીયે શકી. હૃદય માત્ર બે અશ્રુજ ઢાળી શક્યું, મ્હારી તીવ્ર બુદ્ધિને અશ્રુઓથી સંતોષ નહોતો. અત્યારે એનો અવસર પણ નહોતો. પિતાજીને ' હા ' ' ના ' નો ઉત્તર તુરત આપવો હતો, કારણ કે વેળાસર ઉત્તર ન જાયતો કદાચ એ ગૃહસ્થ બીજે કયાંક પરણી જાય, અને હું લટકી જાઉં. રાત્રી તો એમજ ખુરશી ઉપર બેઠા પસાર થઇ.

બીજે દિવસે મ્હારા સંદેશ મુજબ મ્હારા મિત્ર રમેશભાઇ મને મળવા આવ્યા. થોડીક વાર જરા શાંત રહી એમણે પૂછ્યું " કેમ બ્હેન આજે સ્હવારમાંજ બોલાવ્યો ? વળી તમે આજ આમ ઉદાસ કેમ છો ? ખરેખર કંઇ ઘણાજ અશાંત દેખાવ છો. "

" ભાઇ, મ્હારા જીવનથી તમે થોડાજ અજાણ્યા છો ! અત્યારે તો એકજ પ્રશ્ન મ્હારી નજર આગળ તરવરી રહ્યો છે. ભુખ્યા સમાજને એક વધુ બલીદાન આપી એની ક્ષુધા શાંત કરૂં કે પ્રભુ પ્રેરણાએ પ્રેરાઇ મ્હારા જીવન આદર્શને વળગી રહું તે મને તો નથી સુઝતું. જે પુરૂષને જોયો, જાણ્યો તેમજ ઓળખ્યો પણ નથી તેની સાથે હૃદયના વેચાણ તે કેમ થાય ? તમેજ કહોને એમ તે જીવન કેમ જીવાય ? આજે બાવીશ વર્ષ આમ પુરા સ્વાતંત્ર્યમાં વિતાવી બાકીની બધીજ જીંદગી કોઇ તદન અપરિચીત સ્થાનમાં ગોંધાઇ રહેવાના વિચાર

માત્રે પણ હું તો કંપી ઉઠું છું. એ નવો વસવાટ મને તો બિહામણો લાગે છે. "

" સરલા બ્હેન, આમ અકળાયેથી શું વળે ! આવાં તો તમે કદી મુંઝાયાં સાંભરતાં નથી. આ મુંઝવણનો અંત આણવો જોઇએ અને જરૂર તમારૂં હયબળ તમને પાછા નહિ પડવા દે. "

રમેશભાઇની આ ઠંડી વાતો મારાથી સહન ન થઇ. મેં જરા આવેશમાં આવી કહ્યું, " અરે ! હૃદયબળ તે ક્યાંથી રાખું ? મનોબળ અને હૃદયબળને પણ કંઇ મર્યાદા તો હતી હશે ને ? જુઓને ગઇ કાલેજ મારાં માશીબા આવ્યા હતા. એમની સાથે એમના નણંદ પણ હતા. એમણે મ્હને જોતાંજ માને પૂછ્યું, "આજ તમારી દીકરી પરણી તે ને ?" બીચારી મા શું કહે ? મારે માટે આજે એ દુનિયામાં ઉંચુએ નથી જોઇ શકતી. એનું દીન મુખ જોતાં મ્હારા હૃદયને શું થયું હશે એ રમેશભાઇ તમે કયાંથી કલ્પી શકો ? છેવટે મ્હેંજ કહ્યું, " ના, કાશી એ તો મ્હારી નાની બ્હેન વિનોદ નાઆમે લગન કર્યાં. " આ શબ્દો સાંભળતાને વારજ એઓ બોલી ઉઠયાં: "ત્યારે બ્હેન તું કેમ રહી ગઇ ? શું હવે નહિ પરણવાનાં કે ?" બોલો ભાઇ, આનો તે શો જવાબ હોઇ શકે ! અખંડીત હૃદયબળ પણ આવા પ્રશ્નો આગળ ખંડિત થઇ જાય છે. આ બધું હસી કહાડવાનું મને તો ઘણું એ મન થાય છે, પરંતુ મ્હારી મા, મ્હારા બાપુ તથા મ્હારા ભાઇઓ મ્હારે કાજે દુનિયામાં ઉંચુ ન જોઇ શકે એ વિચારતો મ્હને ઘેલી ઘેલી કરી મુકે છે. હું ફરી ફરી હૃદયને એજ પ્રશ્ન પૂછું છું કે શું હું કુંવારી એજ મ્હારો દોષ ? "

"સરલા બ્હેન તમે તે આમ શાના ગભરાતા હશો ? જનતાને નવાં પાણી પાવાં એ કંઇ થોડીજ જીવનની સહેલગાહ છે ? હું તો ફરી પણ એજ કડવું સત્ય કહીશ. તમે પ્રભુનાં પ્રેરાયા સત્યશોધક બની શકો, યાતો આદર્શના ઘાતક બની દુનિયાને રીઝવી શકો. હવે આમાં કયો માર્ગ લેશો ! હૃદય વિરૂદ્ધ લગ્ન જેવી ગાંઠથી જોડાવાનું ઘોર પાપ તમે ન કરો એમ હું તો ઇચ્છું. માતપિતાના હૃદય દુભાવ્યાનું પાપ પ્રભુને છેતરવા જેટલું તો અધમ નથીજ. બ્હેન ! જરૂર તમારી નૈતિક હિંમત તમને આમાંથી બચાવી લેશે. "

" રમેશભાઇ આખરે તમે તમારી કડવાશ નથીજ મૂકતા. શા માટે હૃદયને આમ વિંધો છો ? તમે હંમેશ મુજબ મ્હારા પ્રેરક, રક્ષક અને મિત્ર થઇ જેમ દોરશો એમજ હું તો દોરવાઇશ. તમે ન હોતો આ ભયંકર પ્રવાહમાં મારા જેવીનું શું ગજું ! તમે તો મારા રક્ષક છો એટલુંજ નહિ, પરંતુ મારા પૂજક પણ છો. સ્ત્રીજીવનના આદર્શની પરાકાષ્ટા સારીએ જનતા મારામાં જોશે એમ તમે માનો છો. આથી વધુ પોષક વસ્તુ મારે માટે શી હોઇ શકે ? તમારી એ માન્યતા પ્રભુ ખર લાવો એ તો હું એ ઇચ્છું. પરંતુ ભાઇ ! આ હૃદયબળ આટલેથી નથી ટકી શકતું. કોઇ કોઇ વખતે તમારા ઉત્સાહની પણ એને આવશ્યકતા રહે છે. આદર્શમય જીવન જીવવામાં કદાચ સાંસારીક વિટંબણાઓ ખમવીએ પડે તોયે શું ? પ્રભુના ઇચ્છીત બાળ રહેવાનો સ્વર્ગીય સંતોષ કેવો મીઠો છે ? ભાઇ, જ્યારે હૃદયબળ સરી પડતું જોયું ત્યારે ફરી તમારો આશ્રય લીધો, અને તમે ફરી મ્હારા હૃદયમાં સત્ય પ્રકટાવ્યું. હવે તો એજ નિશ્ચય. "

" બ્હેન, ધીમે ધીમે સૌ સારાં વાનાં થઇ જશે, જરાકે ગભરાશો નહિ. જરાં નિશ્ચીત મને બાને સમજાવી તમારા કામે લાગી જજો. આં આમતને હવે મન પર જરાકે જોર ન કરવા દેશો. સેવાર્થે અર્પેલું આ

જીવન એમાંજ વીતી જશે તો એજ ખરી પ્રભુસેવા છે. લ્યો ત્યારે હું હવે જઇશ. નિશ્ચય ન ફેરવશો. "

રમેશભાઇ તો ગયા. કંઇ સારૂં અને રૂચીકર બોલી ગયા, પરંતુ હવે જ મને ભાન થાય છે. માને તે હું શું કહીશ! એને હું શું સમજાવીશ! એ તો અવશ્ય માનશે કે હું અન્યને ચ્હાતી હોઇશ.

જીવનના આ પ્રવાહમાં હું તે કેમ ટકી શકીશ? વળી હું તો સ્ત્રી એટલે મારે મારી મર્યાદામાં જ રહેવું જોઇએ. ખરેખર મારા જેવી બાળાઓમાં પણ ચારે તરફથી આવતા આ વેગ સામે ટકવાનું હૃદયબળ નથી રહ્યું. કુદરતની કોઇ અગમ્ય શક્તિ અમારામાં સંચરી અમને આ ભયંકર પ્રવાહની પેલીપાર મૂકી દે તો કેવું સારૂં થાય! પ્રભો! હવે તો તું કરે તે ખરૂં. તેં જે ધાર્યું હશે તેજ થશે.

દુનિયાથી ત્યજાયેલી હું આજે તારે દ્વાર આવી છું. મ્હારી લાજ તારે હાથ છે. હાથ આપીશ યા ન આપીશ છતાં તું તો મોટો જ છે. અસ્તુ!!



# હૈયાનો દોર.



છૂટયો મ્હારો હૈયાનો દોર,
હો! કોઇ ઝાલજો!
ઉડયો મ્હારો મનડાનો મોર,
હો! કોઇ ઝાલજો!
હૈયું રહેતું ન હાથ:
માયા મૂકાતી ન નાથ:
એવો પ્રેમનો અંકોર:
છૂટયો મ્હારો હૈયાનો દોર:
હો! કોઇ ઝાલજો!

જગજૂની એ આળખાણ:
ભૂલાયે કયમ જીવનપ્રાણ:
ઘેલુડો એવો ચિત્તચોર:
છૂટયો મ્હારો હૈયાનો દોર:
હો! કોઇ ઝાલજો!

મ્હારી આંખલડીનું નૂર:
રેલાવે જીવનરસપૂર:
વ્હાલો એવો નન્દકિશોર:
છૂટયો મ્હારો હૈયાનો દોર:
હો! કોઇ ઝાલજો!

" રમેશ "



# સામાજીક બળવાની જરૂર.

લેખિકા : ડૉ. કુમુદ અમૃતલાલ મ્હેતા,
એલ. એમ. (ડબ્લીન) એમ. આર. સી. પી. (એડીન)
એમ. બી. બી. એસ.

વિલાયતમાં મ્હેં મ્હારા પોણા બે વર્ષ તો અભ્યાસમાંજ વ્યતિત કર્યાં, છતાં અનુભવ ઉપરથી એટલું તો કહી શકું કે, આપણા અને ત્યાંના સ્ત્રીજીવનમાં અસંખ્ય તફાવતો છે. ત્યાંની સ્ત્રીઓ આપણા કરતાં વધુ બાહોશ છે, તેમજ ત્યાંની સ્ત્રીસ્વતંત્રતાને હું અદ્વિતિય સ્થાન આપું છું. કેટલેક અંશે એ સ્વતંત્રતા આપણા દેશમાં અનુકરણીય અને ઇચ્છિત કહી શકાય. પોતાના અધિકારો જાળવી રાખી, સામાજીક અને રાજકીય બાબતોમાં વધુ હક્કો મેળવવા માટે ત્યાંનો સ્ત્રીવર્ગ ભગિરથ પ્રયત્નો કરી રહ્યો છે. પરતંત્રતાનું ભાન પણ ત્યાંની સ્ત્રીઓને હોય, એમ મ્હને જરાયે લાગ્યું નહિ. ગૃહકાર્ય હાથે કર્યા ઉપરાંત અન્ય કાર્ય માટે તેઓ સદા મોકળીજ હોય છે. મધ્યમવર્ગની સ્ત્રીઓ નોકર ન રાખતાં, ગૃહકાર્ય હાથે કરવામાં ગૌરવ સમજે છે. દેશની ઉન્નતિનો આધાર, માતાઓ તરીકે પોતા ઉપર અવલંબેલો છે, એ સમજીને, શારિરીક દરકાર પણ ત્યાં પૂરતી રીતે રખાય છે. આપણે ત્યાં સાધારણ આર્થિક સ્થિતિમાંયે ગૃહકાર્ય આપણને તો શરમભર્યું જ લાગે છે.

આ વિષય ઉપર મ્હારી બ્હેનોને બે શબ્દો કહું તો અસ્થાને નહિજ ગણાય. સ્ત્રીઓ ઘરની પ્રધાન, દેશની માતાઓ, અને દુઃખીયાના દીલની દાઝ હોલવનાર પણ એજ સ્ત્રીઓ છે. રાજકીય, સામાજીક, અને ધાર્મિક, બાબતોમાં પણ પુરૂષો સ્ત્રીઓની સહાય વિના કંઇ કરી શકે એમ નથી, માટે આપણે પણ દરેક કાર્યમાં પ્રવિણ થઇ, તંદુરસ્તી જાળવી, ગૃહકાર્યને એક કળા સમજતા થઇએ. આપણી બ્હેનોને તો સાધારણ જ્ઞાનથી પણ આપણે અજ્ઞાત રાખી છે, તો પછી વૈદકીય જ્ઞાનની આશા તો ક્યાંથી રાખી શકાય ? એ જ્ઞાન વિના આપણા દેશનું મૃત્યુપ્રમાણ ચોંકાવનારૂં હોય એમાં આશ્ચર્ય શું ?

ત્યાંની આબોહવા સુંદર છે, છતાંયે ત્યાંની પ્રાથમિક શિક્ષણપદ્ધતિને હું પ્રથમ સ્થાન આપીશ. આ પદ્ધતિને અંગે રહેલી, ઉચ્ચ દેશભાવના, સ્વાશ્રય અને સ્વતંત્રતાની ઉર્મીઓ કિશોરવયના યુવક અને યુવતિઓના મગજ પર ઉચ્ચ છાપ પાડી, તેમને ઉચ્ચ નાગરીકો અને અને નાગરીકાઓ બનાવે, એમાં નવાઇ નથી. પ્રથમથીજ જ્યાં દેશસેવાના ઉચ્ચ પ્રાથમિક પાઠો શીખવાતા હોય, જ્યાં વાતાવરણજ હિંમત અને શૌર્યનું પ્રસરી રહ્યું હોય, ત્યાં કાયરતા અને દેશદ્રોહને તો સ્થાનજ ક્યાં રહ્યું ? શિક્ષણનું તો આ પહેલું પગથીઉંજ થયું. શારિરિક કેળવણી ત્યાંની પ્રાથમિક શાળાઓના કાર્યક્રમમાં મહત્વનું સ્થાન ભોગવે છે. ખુલ્લી હવામાં વ્યાયામ, મર્દાનગીની રમતો, અને અનેક જાતની કસરતો, બાળાઓના પણ શિક્ષણક્રમમાંથી મુક્ત નથી. આવા વાતાવરણમાં ઉછરેલાં બાળકો તંદુરસ્ત, સુખી, અને સુદ્દઢ રહે એમાં નવાઇ નથી.

ગુજરાતની સ્ત્રીઓ દરેક સ્ત્રીઓ કરતા પછાત છે એમ કેટલાકનું માનવું હશે, પણ મ્હને તે માન્ય નથી. સત્ય છે કે ગુજરાત શહેરની સ્ત્રીઓ વિલાસી મોજશોખથી અને સામાજીક રૂઢી પ્રબંધોથી ક્ષીણ જોવામાં આવે છે, પરંતુ ગુજરાતના ગામડાઓમાં આ દ્રશ્ય આપણે ક્યાંયે નજ નિહાળી શકીએ. સમસ્ત દિવસનું ખુલ્લી હવામાં રહેવાની ફરજ પાડનારૂં ત્યાંનું જીવન ગૃહકાર્ય હાથે કરવાની ફરજ, અને જીવનની મોજશોખની જુનીપ દ્ધતિઓ, આ સર્વ આપણી ગુજરાતી બ્હેનોને ખરેખર ગામડાની ગોરી બનાવે છે, એ નિર્વિવાદ છે. આથી જો શહેરી જીવનની રહેણી કરણીની પદ્ધતિમાં સુધારાનો બળવો (revolution) થાય, અને સામાજીક બંધનોને તિલાંજલી અપાય, તો આપણા ગુજરાતીઓને નીચું જોવા-પણું રહેજ નહિ. આ ક્ષેત્ર પુરૂષોનું છે, છતાં સ્ત્રી સહકાર વિના ઉન્નતિ અશક્ય છે.

આ સર્વના ઉપાયમાં પ્રથમ તો હું બાળલગ્નનોજ નિષેધ કરીશ. બાલ્યવયથી ફરજીયાત વ્યાયામ, અને સમાજના અને ગૃહના વાતાવરણમાંથી આ પ્રથાનો સંપૂર્ણ બહિષ્કાર, એજ આપણી ઉન્નતિનો માર્ગ છે. બાળલગ્ન નાશ થતાં, તેમાંથી ઉત્પન્ન થતાં અનેક ઉપદ્રવો દુર થઇ શકશે.

લગ્નપ્રશ્ન માટે મ્હારી માન્યતા છે કે, સંલગ્નિત થતી બેઉ વ્યક્તિ, પોતાનીજ બુદ્ધિ અને કાર્યદક્ષતા ઉપર વિશ્વાસ રાખી, સ્વાશ્રયી બને, ત્યારેજ તેઓએ લગ્નની ધુંસરીમાં જોડાવું. આ વિશ્વાસ આણવા માટે, આપણી શિક્ષણપદ્ધતિમાં મૌલિક ફેરફાર થાય ( Radical Change ) અને આપણી હાલની લગ્નપ્રણાલીમાં (revolution) નવિન વિચારોનો બળવો થાય, એજ બે રસ્તા છે. આપણી હાલની શિક્ષણપદ્ધતિ આપણા કોઇ પણ યુવક કે યુવતિને વીશ, કે પચ્ચીસ વર્ષની વયે સ્વાશ્રયી બનાવી શકે છે ખરી કે ? લગ્ન તો ત્યારેજ થાય કે જ્યારે તેમાં છુપાયલું ગાંભિર્ય, તેની વિટંબણાઓ, અને તેની મુશ્કેલી સમજી શકયા પછી બે, પરસ્પર સહાનુભૂતિથી, અન્યોન્યના સાચા સખા બની શકાય. આજ આદર્શ પરીણિત જીવન.

બાળ-ઉછેરનો વિષય વળી એથી ગહન છે, છતાંએ તેના મુખ્ય મુદ્દાઓ આપણી કન્યાશાળાઓના કાર્યક્રમનો એક મુખ્ય વિષયજ હોવો જોઇએ, એટલુંજ નહિ પરંતુ શારિરિક રચના, અને શરીરના પ્રત્યેક અવયવોના કાર્યોનું જ્ઞાન બાળકોને અપાવું જોઇએ. બાલ્યવયમાંથી યુવાવસ્થામાં પ્રવેશ થતાં શારિરિક તથા માનસિક ફેરફારો, આપણી શાળાઓમાં અવશ્ય શીખવવા જોઇએ. આ વિષયની અજ્ઞાનતાનું ભયંકર પરિણામ આપણાથી ક્યાં અજાણ્યું છે ? અનેક યુવાનો પોતાની શારિરિક સંપતિ વેડફી નાંખી જુવાન વયે મૃત્યુના ભોગી બને છે. ડૉ. ગૌરના સંમતિવયના બીલ પર સર્વત્ર થયલી ચર્ચાને અંગે આપણને એમજ લાગે છે કે બાળાની ઉમ્મર ઓછામાં ઓછી સોળ વર્ષની હોવી જોઇએ. આપણા ઉષ્ણ પ્રદેશની આબોહવાથી આપણી બાળાઓમાં કુદરતી ફેરફારો આ વયે થાય એ સાચું, પરંતુ મ્હારા મત પ્રમાણે જો તેઓની આસપાસનું વાતાવરણ શુદ્ધ અને પવિત્ર રાખ્યું હોય, મગજ અભ્યાસમાં રોકાયું હોય, તો વીશ વર્ષ યુવતી માટે, અને પચ્ચીશ વર્ષ યુવક માટે, વધુ નહિ ગણાય. બેશક આમ કરવામાં સ્વાર્થત્યાગની આવશ્યકતા રહેશે, પરંતુ જ્યાં દેશ અને સમાજની ઉન્નતિ કરવી છે, ત્યાં વ્યક્તિગત સહનશિલતા વધવીજ જોઇએ. દેશની કંગાળ સ્થિતિ, અને જન્મ મરણના આંકડા જોતાં, આપણે તો ફક્ત એકાદ સામાજીક બળવાથીજ આગળ વધી શકીશું, એમ હું માનું છું.

# ક્ષયરોગ માટે સેનેટોરીઅમમાં સારવાર.

લેખિકાઃ સૌ. ચંદ્રાવતી ઇન્દુલાલ દવે.

**આ** રોગ ઘણો ગંભીર છે. એ રોગનું મહત્વ તથા તેથી થતી નુકશાનીઓ, તેમજ તે કેમ ફેલાય છે, તે કેમ અટકાવી શકાય છે, વિગેરે બાબતોથી હું માહીતગાર નથી, તેમજ મેં કાંઈ તે બાબત અભ્યાસ કર્યો નથી. તેમ છતાં ક્ષયરોગના દર્દીઓની સારવાર થતી મેં પ્રત્યક્ષ જોઇ છે.

તે રોગ માટે જેમ બને તેમ વેળાસર તે દર્દીને આ રોગ માટેના ખાસ ઉભા કરેલા સેનેટોરીઅમમાં સારવાર માટે લઇ જવાથી ઘણો ફાયદો થાય છે, તે મેં જાતે જોયું છે તથા અનુભવ્યું છે. મને આવોજ કાંઇ રોગ લાગુ પડયો હતો તેથી મને પણ તરતજ પૂના પાસે ડુંગર ઉપર કાર્લા સેનેટોરીઅમમાં લઇ જવામાં આવી હતી. આ રોગ મટાડવા, નહીં તો પણ તેને થયેલો અટકાવવા અને વધારે ફેલાતો અટકાવવા માટે ચોખ્ખી, ખુલ્લી, તાજી હવાની ખાસ જરૂર છે. અને આવી હવા ડુંગરો ઉપર વધારે સારી મળી આવે છે. તેથી ઘણું ખરું સેનેટોરીઅમ ડુંગર ઉપર હોય તો દર્દીને જલદી ફાયદો થવા સંભવ છે.

સેનેટોરીઅમ જે ખાસ આ રોગ માટેજ બંધાવેલાં હોય છે તેમાં ખાસ કરીને ખુલ્લી હવા ઉપરજ લક્ષ આપવામાં આવે છે. જે ઓરડામાં દર્દીને રહેવાનું હોય તેની ચારે ભીંતોમાં થઇને આઠેક બારી બારણાં હોય છે. અને તેનાં બારણાં બંધ કરવા પ્રતિબંધ હોય છે. તેમ છતાં તડકો અથવા ઠંડા પવન માટે કદાચ કોઇ બંધ કરવા ઇચ્છા કરે તો પણ એવી વ્યવસ્થા બારણા ઉપરની ભીંતમાં હોય છે કે તે કદી બંધ થઇ શકે નહીં. એટલે ખુલ્લી હવા આવવામાં વાંધો આવે નહીં. આપણામાં ઘણાને વહેમ હોય છે કે નીચાણની હવા કરતાં ડુંગરની હવાથી શરદી થવા સંભવ હોય છે. પણ મારો અનુભવ તેવો નથી. ત્યાંની હવા ઘણીજ મધુરી અને આનંદજનક હોય છે. વળી મને કાંઇક સારું થયું ત્યારે પૂના પાસે બીજું એક સેનેટોરીઅમ પંચગનીમાં છે તે જોવા હું ગઇ હતી. પૂનાથી પાંસઠ માઇલ મોટરમાં જવાનું હોય છે, અને તે ૪૫૦૦ ફુટની ઉંચાઇએ છે. જ્યારે કાર્લામાં માત્ર ૨૫૦૦ ફુટની ઉંચાઇ છે. આમ હોવાથી ત્યાં ઘણી ઠંડી હોય છે. ખરા પોષ મહીનામાં હું ત્યાં ગઇ હતી તેમ છતાં પણ ત્યાંની ટંડી ગુજરાતની ઠંડી કરતાં વધારે અસહ્ય મને ન લાગી. ત્યાં તો સેનેટોરીયમમાં બધાજ દર્દીઓ ઓરડામાં ન રહેતાં ચોવીસે કલાક ખુલ્લા ઓટલા ઉપરજ ખાટલામાં સૂઇ રહે છે. રાત્રે ઠંડી માટે ઓઢવાનું સાધન વધારે જોઇએ. પણ ખુલ્લી હવા આવવામાં અંતરાય ન જોઇએ. જેમ ચોવીસે કલાક ખુલ્લી, તાજી હવા તેમ ક્ષય રોગનાં જંતુઓ જલદી નાબુદ થાય છે, એમ કહેવાય છે. અને તેથી જ સેનેટોરીઅમોમાં

આવી વ્યવસ્થા મુખ્યત્વે હોય છે. આ ઉપરાંત ખાસ લક્ષમાં રાખવાનું એ છે કે દર્દીઓનાં કફ–ગળફા–એક બંધ વાસણમાં ભેગા કરવામાં આવે છે. અને તેને બાળીને તેનો નાશ કરવામાં આવે છે. જેથી જંતુઓ ફેલાય નહીં અને બીજાઓને તેની ખરાબ અસર પહોંચાડે નહીં.

આ રોગનો ચેપ મુખ્યત્વે તેના કફમાં જ હોય છે. તેથી તેની આવી વ્યવસ્થા ન થાય તો સેનેટોરીઅમ ભયંકર સ્થાન થઇ પડે. વળી બગીચામાં પણ દર્દીઓ ફરે ત્યાં તેમને થુંકવા માટે જૂદી જૂદી જગાએ ડબા મુકવામાં આવેલા હોય છે. તેની અંદર જંતુનાશક દવા હોય છે. દર્દીઓ તેમાંજ થુંકે છે. કંપાઉંડમાં ગમે ત્યાં કોઇએ થુંકવા મનાઇ હોય છે. આપણા ઘરમાં પણ દર્દીના કફને જો બાળી નાંખવામાં આવે તો ગામમાંથી ચેપ ઓછો થાય. પણ આમ બાળવાનું સાધન ન થાય તો તે કફને ભોંયમાં એક હાથ ઉંડો ખાડો કરીને દાટી દેવામાં આવે તો પણ જંતુઓનો નાશ થાય. વળી આ રોગ માટે શ્રી સૂર્ય નારાયણનો તડકો બહુજ રામબાણ ગણાય છે. તેથી તડકો પણ દર્દીઓને પુષ્કળ મળે અને તેને રહેવાના ઓરડામાં પણ સવાર સાંજ તડકો આવે તેવી વ્યવસ્થા હોવી જોઇએ. તડકાથી દર્દીને આનંદ લાગે છે.

સેનેટોરીઅમના જેવી વ્યવસ્થા, હવા, અજવાળું, તડકો વિગેરે માટે આપણાં ઘરોમાં પણ વ્યવસ્થા હોય તો દર્દીની સારવાર ઠીક થઇ શકે તેમજ દર્દ થતું અટકાવવામાં પણ તે ઘણુંજ મદદગાર થઇ પડે. આપણા સુવાવડના ઓરડાઓ જો આમ સ્વચ્છ અને હવા અજવાળું તથા તડકાવાળા રાખવામાં આવે તો સુવારોગ જે ઘણું ખરું ક્ષય રોગ જ હોય છે તે થવાનો સંભવ ઓછો થાય.

---

## સંગીત અને ટાલ

તંતુવાદ્ય વગાડનાર હજાર સંગીતકારોમાં માંડ એક ટાલીયો જણાયો છે, જ્યારે બેન્ડ, ક્લેરેનેટ, બંસી વગેરે વાયુવાદ્યો વગાડનારમાં ટાલનું પ્રમાણ વધારે જણાશે. તંતુવાદ્યો વગાડનારના વાળ ઓછા હોય તો પણ વધી જાય છે, કારણ તેને શાન્તિ અને પ્રસન્નતા વધારે રહે છે; જ્યારે વાજાં વગાડનારને ફુંકવામાં ફેંફસા વાપરતાં પડતાં હોવાથી લોહીના ફરવાને વધારે પડતી ઉત્તેજના મળે છે, અને એના પરિણામે કેશકૂપો માંહેનાં કેશમૂળ ઢીલાં પડે છે અને વાળ વ્હેલા અને ઝાઝા ખરે છે એમ અખતરા પરથી જણાયું છે. સ્ત્રીઓ પણ સંગીત શીખે તો વાળ વધે.

× × × ×

## મોંઘો સોદો !

કઇબા—બચુ બેટા, એક બળી કરવા દે તો એક પઇસો આપું.

બચું:—બસ એક પઇસોજ ! દીવેલ પીતી વખતે તો મારી બા એક આનો આપે છે !

# મુંબાઈનું સ્ત્રીજીવન!

સંપાદક: શ. જ. દુ. ખંધડીઆ.

## જીવન નં. ૧: હીરાબ્હેન!

હીરાને પોતાનું તેજ કેટલું હોય છે તે અજાણ્યું નથી. છતાં તેજસ્વી વસ્તુનું નામ ધારણ કરનાર આ બ્હેનના મુખારવિંદ પર નૂરનો છાંટોય નથી. પીળું, ફીકુંફચ પડી ગયેલું આ બ્હેનનું મોઢું જોતાં ક્રૂર માણસોને પણ દયા આવે અને હીરા પણ એને જોઇને માંદા પડવા માંડે!

આનું કારણ બીજું કંઇ નહિ પરંતુ મૂળથીજ ખ.વ.પીવામાં કાળજી નહિ ને શરીર ખોયા પછી દવા લેવાની પરવા નહિ. ઘરમાં જેમ તેમ નાંખી મેલવું ને પડયા રહેવું અને ન ગમતા મેમાનોને લીધે રાંધવાના અખાડા કરવાથી નિયમિત ખાવું નહિ. સવારની ટાઢી દાળ ખાવા દોડવું ને પતિ રોકે ત્યારે રડવું કકળવું ને સુઇ જવું! જ્યાં આવો સ્વભાવ પડયો ત્યાં મોઢાં પર નૂર તે શાના હોય?

એના પતિનું નામ કાન્તિલાલ. બીચારો પ્રભુનો માણસ. ઉદાર, રમતીયાળ, સ્નેહાળ, અને સ્નેહભૂખ્યો. પણ હીરા બ્હેનને મન એક ફાંકો હતો કે "એની નાતમાં કન્યાની અછત છે ને હું મળી છું એટલે મારો પાડ માને!" આ ફાંકાને લીધે તે બાચારા પતિને દબાવતી. રોતી કકળતી, ગેળાના પાણી સુકવતી ને જીવન કડવું ઝેર જેવું બનાવતી. પોતાની કેટલીક કુટેવોને લીધે તેને અપાર શોષવું પડેલું, જેમાની એક મોટી કુટેવ તે **ચાર બૈરાં ભેળાં કરીને વાતો કરવાનું જોર! બીજી કુટેવ તે બોલ્યાનું બહુ જોર! અને છેલ્લી કુટેવ તે રડ્યાનું બહુ જોર!**

ઘરના કામ પડતાં મેલે; શરીરની કે પતિની તકતેવડ ઉંચી મેલે; એકના એક લાડકા દીકરા પર દેખરેખ ને રાખે પરંતુ ૪ બૈરાંઓની સભામાં પ્રમુખસ્થાને ૨૪ કલાક બેઠેલાં તો તે જણાયજ! ખૂબી તો એ છે કે આખા માળની એકેએક પડોશણ સાથે હીરાબ્હેન બાઝી ચૂકેલા છતાં એ દયાગૌરી, કપિલાગૌરી, ગજીબ્હેન, મણીબ્હેન વગેરે તેમની શેહમાં દબાયલી એટલે તેમને હીરાબ્હેન પાસે બેસવુંજ પડે ને પછી હીરાબ્હેનની ઇધર ઉધરની વાતો ચાલે! માળપરના જયતી નામના એક ટીખલી છોકરાએ એમનું નામ "છાપું" પાડેલું કારણ કે આખા માળના ખબર અંતર ને ચર્ચાઓ એમના મુખારવિંદમાં થતી! અલબત્ત લાંબા લાંબા હાથ કરીને લડે એવા લડકણા હીરાબ્હેન ન્હોતાં પરંતુ શાન્ત કજીયાખોર કહીએ તો ચાલે! કારણ કે નહિ ત્યાંથી કજીયા વ્હોરી આવે ને પછી ખૂબ રડે. પોતાનું ને પતિનું લોહી બાળે. આવા સ્વભાવ જ્યાં પડયા હોય ત્યાં મોઢાં પર નૂર તે કયાંથી હોય ને પતિની કમાણીમાં બરકત કયાંથી રહે?

કપિલાબ્હેન સાથે બાઝી ચૂકેલા. બીચારી કપીલા નમી ને પાછા બોલતાં થયા. ભાડા-વાળો ભૈયો ભાડું ઉઘરાવવા આવ્યો તો તેમાંય અપમાન થયાનું હોય તેમ તેની સાથે લડી પડયા. પછી વારો આવ્યો ગજી બ્હેનનો. પણ આ બનાવમાં તો બેમાંથી કોઇ ઓછા ઉતરે તેમ ન્હોતા! આ બાઇડી-ઓના કજીઆને પરિણામે પુરૂષો વચ્ચે બોલ્યા વહેવાર બંધ થયો. છેવટ દયાગૌરીનો વારો આવ્યો. હીરાબ્હેને નવો સ્નેહ બંધાતા વાતની શરૂઆત આમ કરેલી:—

"તમારે ત્યાં તો શેર શેરથી આવે. અમે તો ડબા ને ડબા મંગાવીએ!"

દયાગૌરીનો વર બીચારો ગરીબ એટલે તેણે ગરીબી સ્વીકારી લેવા વહુને કાયમી હુકમ આપી મેલ્યો. આ સંબંધને એક વરસ થયું. પણ એક વરસનો હો કે એક દિવસનો હોય પણ સંબંધ પર પાણી ફેરવવામાં હીરાબ્હેન બહુ હુશિયાર હતા!

ગૌરીના વર હીરાબ્હેનને સગી મ્હેનથી વિશેષ ગણાતા. હીરાબ્હેન એક દિવસ તેમને ત્યાં આવી રોવા મંડયા. બહુ સમજાવ્યા ત્યારે તેમણે કહ્યું:

"આ પેલો વાડીઓ તમારા ભાઇનો દોસ્તાર આવે છે તે મને દીઠો ગમતો નથી. ને એમને કહેવાતું નથી" વગેરે,

પતિને ગમે ને પત્નીને ન ગમે એવા કજી. યામાં કોણ પડે એટલે એ વાત ત્યાં પતી. દરમ્યાન કાન્તિલાલના એક બીજા મિત્ર કંચનલાલ કાન્તિલાલના અતિઆગ્રહથી તેમને ત્યાં રહેવા આવેલા. બે મહિના તો ઠીક નભ્યું. પણ હીરાબ્હેનને ત્રીજો સ્નેહી શાનો ગમે? તેમણે માંદગીને બ્હાને પડી રહેવા માંડયું. તેમના પર દયા ઉપજતાં કંચનલાલ રાંધે. બીચારા બન્ને મર્દ અનેક અગવડો ભોગવી લે. હીરાબ્હેનના મનમાં એમ કે આમ કરવાથી ટાઢે પાણીએ ખસ જશે! પણ બીચારા મર્દો સ્ત્રીઓની આવી યુક્તિ કયાંથી સમજે! છેવટે વળી પાછું દયાગૌરીનું ઘર યાદ આવ્યું ને બ્હેને ભાઇને મદદે ધાવાં રોઇ બતાવ્યું! ભાઇએ આ વખતે તો બ્હેનના સુખને ખાતર બીડું ઝડપ્યું પણ હીરાબ્હેને શરત કરી "મારું નામ એ નજાણે"! કંચનલાલ ડાહ્યું માણસ હતાં. તેમને છાને ખૂણે એટલુંજ સમજાવવું પડયું કે 'બીજાને તકલીફ લાગે છે એવું તમે જ્યારે જાણો ત્યારે તરત બીજો બંદોબસ્ત કરી લેવો જોઇએ.' ખરેખર, કંચનલાલ બીચારાએ બીજો બંદોબસ્ત કર્યો ને કાન્તિલાલને બીચારાને આ અણધાર્યા મિત્રવિયોગના કારણની ખબરજ ન પડી! આ સંબંધ આમ તૂટયો.

પણ હવે એ ભાઇ અને દયાગૌરીનો વારો આવ્યો. એક દિવસ એમને ત્યાં મેમાન આવેલા. સવારે નળ ગયલા ને સાંજે ફરવા જવાથી પાણી ન ભરાયું. રાતે વાળુ કરતી વખતે પાણીનો છાંટોય ન્હોતો તેની ખબર પડી. હીરાબ્હેન સાથેનો સંબંધ જોતાં દયાગૌરી એક બે લોટા પાણી લેવા દોડી. હીરાબ્હેન બેરાં સભા જમાવી બેઠેલા. ભરસભામાં "પાણી નથી"નો જવાબ મળ્યો! ભાઇને ખોટું લાગ્યું. તેણે બ્હાર આવી કહ્યું: "બેન, પાણીમાંથી ગયા?"

હીરાબ્હેનની જીભ વળવળી. તેમણે બાણ ફેંકયું:-

"સવારના નળ ગયા છે તો (બ્હાર ફરવા જવાને બદલે પાણીની ખબર રાખીયે નો!"

એક બે લોટા પાણીને ખાતર આ બ્હેને એક ભાઇ, જેણે તેના પર મહદ્ ઉપકાર કર્યા હતા, તેના એક વર્ષના સંબંધ પર આમ પાણી ફેરવી વાળ્યું. એ સંબંધ તૂટયો. પડોશી ધર્મ અને વિનય વિવેકનો આવો છડેચોક ભંગ થતાં બીચારા કાન્તિલાલે બેજ વેણ ઠપકાના કહ્યા તેમાં તો એ બ્હેને પત્નીધર્મને લાત મારી અણછાજતા બોલો બોલીને માથા પછાડયા. આગ વધી પડી.

હીરાબ્હેનને આખરે કામચલાઉ પરગામ મોકલવી પડી. તેમને પીયરમાં કોઇ નથી. એક બાળક હતો તે પણ બેદરકારથી ખોયો. જગતમાં એકનો એક આધાર પતિ છે અને છતાં તેની સામે આમ વેર બાંધવા, પડોશી માત્ર સાથે આમ વર્તવું. એ બ્હેન કયા જોર પર ઝુઝતી હશે! પાતને ડુબવીને એ બ્હેન શું સાર કાઢશે? હીરાબ્હેન ખરેખર હીરો છે, માત્ર તેને કુટેવોનો કાટ ચઢયો છે. એ દૂર થાય તોજ એ સંસાર ખરો કાન્તિમાન બનશે.

જે. પી. બ્હેનો.







ગં. શીવગૌરી ગજ્જર, જે. પી.

સૌ. ભદ્રાબાઇ મડગાંવકર જે. પી.







મીસ ધનબાઇ દેસાઇ, જે. પી.

સૌ. તારાબ્હેન માણેકલાલ, જે. પી.

*Luhana Mitra Press, Baroda*

જે. પી. બ્હેનો.



સૌ. ખદીજા શરી તૈયબજી, જે. પી.



ડૉ. મીસ કાશીબાઇ નવરંગે, જે. પી.



મીસ બીખાઇજી એન્જીનીઅર, જે. પી.



ડૉ મિસિસ ડીમોન્ટી, જે. પી.

# સંઘલાલ.

( લોકગીત )

સંપાદક: શ્રી. મનુભાઇ જોધાણી.

બાઇજીને આંગણ લીંબડો રે, સંઘલાલ !
મારે આંગણ વળે છાંય, મોતી સંઘલાલ !
બાઇજીને આવ્યા પરોણલા રે સંઘલાલ !
મારે આવ્યો મારો વીર, મોતી સંઘલાલ !
બાઇજી તે ચાલ્યા બજારે રે, સંઘલાલ !
હું રે ચાલી દરબાર, મોતી સંઘલાલ !
બાઇજીએ વ્યોરો બાજરો રે, સંઘલાલ !
મેં તો ઓસાવી ઝીણી સેવ, મોતી સંઘલાલ !
બાઇજીને આપ્યું કાપડું રે, સંઘલાલ !
મને આપી ભગર ભેંસ, મોતી સંઘલાલ !
બાઇજીનું કાપડું ફાટી ગયું રે, સંઘલાલ !
ભલી દુઝે ભગર ભેંસ, મોતી સંઘલાલ !
સાસુ ને વહુ વઢી પડ્યા રે, સંઘલાલ !
થઇ ગયા સામો સામ, મોતી સંઘલાલ !
સાસુએ લીધું સાંબેલડું રે, સંઘલાલ !
વહુએ લીધી છે રાશ, મોતી સંઘલાલ !
સાસુનું સાંબેલડું ભાંગી ગયું રે, સંઘલાલ !
ભલી હુએ એવડ રાશ, મોતી સંઘલાલ !



# મહેમાન.*

લેખક: રા. મનુ ત્રિવેદી.

શનિવારનો દીવસ હતો, નિશાળ સવારની હોવાથી છોકરાંઓની ધમાલ હતી. તેમાં પાછા રમણીકભાઇ આજે ગામ જવાનાં હતા, તેથી એ પણ એમના મહત્વનાં કાગળ પત્રો સંધી બેગ તૈયાર કરવાની ઉતાવળમાં હતા.

બધાયે ન્હાપાણી લીધાં તથા રમણીકભાઇ વિદાયગીરી લઇ ઘોડાગાડીમાં જઇ બેઠા. એમની ગાડી ગયા પછી છોકરાંઓ નીશાળને માર્ગે લાગ્યા.

સુશીલા હવે એકલી પડી. એને હવે ગમતું નહોતું, તેથી એણે આજે પોતાની ભાભીને ત્યાં જવાનો વિચાર કર્યો હતો. એણે છોકરાંઓ આવે કે તરતજ જમણુ ફુંકેલી દેવાની રસોઇયણુ બાઇને સુચના આપી દીધી હતી, અને તે પ્રમાણે જમણુ થઇ ગયાં અને બાઇ ઘેર પણ ગઇ. હવે ઘરમાં કંઇ કામ નથી એમ ધારી રામો પણ રજા લઇ પોતાને ઘેર ગયો.

સુશીલા વિનાયકને પોતાના ભાંડુઓ તરફ ધ્યાન દેવાનું કહી ભાભીને ત્યાં જવા નીકળી: " ચાર વાગ્યાની અંદર તો હું પાછી આવીશજ, પણ ત્યાં સુધીમાં કોઇને ભુખ લાગે તો લાડુ, ચેવડો તથા શક્કરપારાનો ડબો અહીં મુકતી જાઉં છું. તોફાન કરશો નહીં હોં ! " એમ, છોકરાંઓને સમજાવીને તથા બારીબારણા વાસી સુશીલા બારણે આવે એટલામાં તો ત્યાં એક ગાડી આવી અ તેમાથી ત્રણ માણસો નીચે ઉતર્યા. એમને સામાન એ લોકો સ્ટેશનેથી આવે છે એ સાક્ષી પુરતો હતો. કાંઇજ સમાચાર વિન મહેમાન આવેલા જોઇ સુશીલાના આશ્ચર્ય પાર રહ્યો નહી. તેણે તરતજ ઘરમાં જ વિનાયકને ખબર કાઢવા બહાર મોકલ્યો. ત ખબર લાવ્યો કે આ સદગૃહસ્થો રમણીકભાઇ છ સાત મહીના પહેલા મળ્યાં હતા અ " જો કોઇ દીવસ આ બાજુ આવો તો અમા ઘર પાવન કરજો " એમ રમણીકભાઇએ એમ કહ્યું હતું, અને એઓને પોતાનું સરનામુ આપ્યુ હતું. એમના આમંત્રણને માન આપ આજે એ એમનું ઘર પાવન કરવાને આવ્ય હતા. તે પરગામથી આવેલા હોવાથી ન્હાવાથ તે જમવા સુધીના બધા વિધિ બાકી હતા એટલે સુશીલાને પોતાની ભાભીના હાથન મ્હેમાનગીરી લેવાને બદલે આ ત્રિમુર્તીની મ્હેમાનગીરી કરવા રોકાવું પડયું.

રામો તો ઘેર ગયો હતો અને રસોઇયણ બાઇ સાંજે છ વાગે આવવાના હતી. તેથ બીચારી સુશીલાને છેક બંબો સળગાવવાથી તૈયારી કરવાની હતી ઉનું પાણી તૈયાર થયું કે તરત સુશીલાએ એ લોકોને ન્હાવા જવા કહેવરાવ્યું. વિનાયકે કહ્યું કે " એ લોકો ચ્હા પીને ન્હાવા જશે!" સુશીલાએ ત્રણ પ્યાલા ચ્હા કરી ઉપર મોકલી પણ તેમાંથી

* " આનંદ." નામના મરાઠી માસિકની એક વાર્તાનો અનુવાદ.

બે પ્યાલા ચ્હા પાછી આવી કારણ એકજ જણ ચ્હા પીતા હતા એક કોફી લેવાના હતા અને એકે વીદેશી સાકર છોડેલી હોવાથી દેશી સાકરનું પેય લેવાના હતા! હવે તો મોટી અણીની વખત આવી. ઘરમાં સ્વદેશી સાકર તો ન્હોતીજ પણ કોફી ય થઇ રહી હતી, અને તે વખતે બજારમાં જાય એવું પણ કોઇ નહોતું. છેવટે પાડોશીને ત્યાંથી દેશી સાકર તથા કોફી લાવી પોતાની આબરૂ રાખી.

આ પછી સુશીલા રાંધવા બેઠી. ત્રણ જણને પુરતી રસોઇ થઇ અને હવે પાંચ મીનીટમાં તો એઓને જમવા બેસાડત એટલામાં વિનાયક આવ્યો ને કહે કે "એક મેમાનને આજે ચોથ છે અને રાત્રે ચંદ્ર દરશન પછી જમવાના છે, અત્યારે તો થોડુંક ફરાળજ કરશે." હવે તો સુશીલા ધીરજ રાખી ના શકી. એણે વિનાયકને કહ્યું: "તો પછી આવ્યા કે તરત એમણે કેમ ના કહેવરાવી દીધું? જો કહ્યું હોત તો ફરાળનુંજ શાક કરત અને એ બધાને ચાલત. એ તો તે ઠીક છે કે આટલાએ જલ્દી જાગ્યા, જમવા બેઠા પછી અપવાસ કેમ ન સાંભર્યો?" વિનાયકે જવાબ આપ્યો: "બા, એ લોકો તો સાવ અવ્યવસ્થિત લાગે છે. પોતાનો સામાન છોડી આખા દીવાનખાનામાં પથારો કરી મુકયો છે!" એને કંઇ જવાબ આપ્યા સિવાય સુશીલાએ થોડાક બટાટા સમાર્યા અને સ્ટવ્હ ઉપર થોડીક ફરાળની વાનગીઓ તૈયાર કરી. આટલું થતા સુધીમાં બીજો અડધો કલાક ગયો. આ રીતે મ્હેમાનનું જમણ તથા ફરાળ ઉકલ્યું.

આજ ઘરમાં રમણીકભાઇ નથી અને સુશીલા અને છોકરાંઓજ છે એમ જો મ્હેમાનને ખબર પડે તો એ લોકો પોતાની બીજે વ્યવસ્થા કરી લેશે એમ ધારી સુશીલાએ વિનાયકને કહ્યું: "એમને ગામથી આવતા ત્રણચાર દીવસ થશે" એમ મહેમાનને કહે." પણ મહેમાન તો બહૂજ પ્રેમી હતા! એમણે કહેવડાવ્યું: "ભલેને એમને આવતા ગમે તેટલા દીવસો થાય. આટલા આગ્રહથી એમણે અમને બોલાવ્યા અને એમને મળ્યા વગર અમે જઇએ તો એમને ખોટું ન લાગે?!" મહેમાનનો આ જવાબ સાંભળી સુશીલાની અક્કલ જ બુઠ્ઠી થઇ ગઇ. એને બીજો કંઇ ઉપાય સુઝયો નહી. છોકરાંઓ નિશાળે જાય ત્યારે આવા અજાણ્યા માણસોમાં એકલા કેમ રહેવાય! એવો એને વિચાર આવ્યો અને એણે આ બધી બાબતનો એક પત્ર રમણીકભાઇને લખ્યો. અને જેમ બને તેમ જલદી આવવા જણાવ્યું. એટલામા એને પોતાના કાકાનો દીકરો ભાઇ સાંભર્યો. એ થોડાક દીવસથી અહીં હવાફેર કરવા આવ્યો હતો. એને સમાચાર કહેવરાવી થોડા દીવસ પોતાને ત્યાં રહેવા તેડાવ્યો. હવે એના જીવને શાન્તિ વળી.

બે દીવસ પછી રમણીકભાઇ પણ આવ્યા. સુશીલાનો ભાઇ ઘેર ગયો, પણ મહેમાનો હાલે એવું કંઇજ દેખાતું નહોતું. કોઇ દીવસ તો એ લોકો સવારના અદૃશ્ય થઇ જાય તે છેક રાત્રે દરશન દેતા. વાટ જોઇ જોઇને થાકે અને જમવાનો વખત જાય. એટલે રસોઇ ઢાંકીને બેસી રહેવું પડે. અને પછી નિરાંતે મહેમાન આવીને કહે: "જમીને આવ્યા" એ વખતની તથા જે દીવસે રસોઇ ઢાંકી ન હોય તે દીવસે એઓ આવીને કહે "જમવું છે," એ વખતની સુશીલાની અને રસોઇયણ બાઇની મનઃસ્થિતિ કેવી થતી હશે એ વીશે આપજ વિચાર કરી જોજો.

આવા મહેમાનોને "આવજો" એવું આમંત્રણ આપવા માટે રમણીકભાઇને હવે પશ્ચાતાપ થતો હતો. આજે પણ મહેમાનો સવારથી કશેક ગયાં હતાં અને બપોર લગી

એ લોકોનો પત્તો નહોતો. રસોઇ ઢાંકી મુકવાનું તથા બાકીનું બધું પતાવી દેવાનું સુશીલાએ રસોઇયણ બાઇને કહ્યું હતું. અને હવે આ મહેમાન રૂપી લત કેવી રીતે જાય એવા વિચારમાં સુશીલા હતી. એટલામાં એની ભાભી આવી અને બોલીઃ " મહીનો સવા મહીનો થયા તમારૂં તો દરશનજ નથી. હું આજે ખાસ આવી છું. થયું કે શું મહાભારત કામમાં છે એ તો જોઇ આવું ! "

સુશીલા—" સારૂં કર્યું આવી તે. હું તે દીવસે તારે ત્યાં આવવા નીકળી તે દીવસથીજ આ મહેમાનો ઘરને ચોંટયા છે તે હજી જતા નથી ! મહીનો થઇ ગયો. ઘરમાંથી જરા દેવદરશને જવાનો પણ વખત નથી મળતો. એ બહારથી કયારે આવશે એનો કંઇ નક્કી વખતજ નથી. "

ભાભી—" એટલે ? તે દિવસે ભાઇને ( એનો દિયર ) રહેવા બોલાવ્યા હતા એજ મહેમાનને ? હજી લગી ગયા નથી ? ભાઇને મુંબઇ ગયાને પણ ત્રણ સોમ ગયા ! "

સુશીલા—" એતો કંઇ પુછીશજ નહીં. આવા લોકોને જરા આંગળી બતાવી કે, બસ તરતજ પોંચો કરડી ખાય. "

ભાભી—" પણ આ લોકો છે કોણ ? નણદોઇના ખાસ મિત્રમાંથી કોઇ હશે, અને તેથીજ આટલા બધા દીવસ રોકાયા હશે. "

સુશીલા—" કોણ જાણે શું છે ! આ જો, એજ અહીં આવે છે. પુછી જોને એમને પોતાને. "

સુશીલાના આ શબ્દો સાંભળી રમણીકભાઇ હસ્યા અને એઓ તરફ મોઢું કરી ભાભીને પુછયુંઃ " કેમ કયાંથી આવ્યાં ?" એમના પ્રશ્નનો ભાભીયે હસતાં હસતાં જવાબ આપ્યોઃ " તમે મહેમાનની મહેમાનગીરી કરવામાં પડી ગયા જાણીને ખાસ શોધ કરવા આવી. "

રમણીકભાઇ—( મશ્કરીમાં ) " એમકે ? તો અમારા મહેમાન મોકલી આપું કે તમારે ત્યાં. ? ગઇ કાલ. સુરેશ ( સુશીલાનો ભાઇ ) મળ્યા હતા એમણે કહ્યું છે કે તમે ગામ જવાના હોતો તમારા મહેમાનને અમારે ત્યાં રહેવા મોકલજો. "

ભાભી—" હારતો ? પુરૂષોનું બોલવામાં શું જાય ? પારકા માણસને એક દીવસ પણ ઘરમા રાખવાને કેટલી અડચણો ભોગવવી પડે છે. એતો અમનેજ સમજાય. એમાં તમને શું ? અને તેથીજ અમે બૈરાંઓ વીચાર કર્યા વના કોઇને પણ અમારે ત્યાં આવવાને આમંત્રણ આપતાજ નથી. પણ પુરૂષોને એટલો વિચારજ કયાં હોય છે ? એઓ તો ગમે તેને પોતાને ત્યાં બોલાવે. "

ભાભીના આ વચનોને ટેકો આપતા સુશીલા બોલી–" આ એમના તરફ જોને. વિચિત્ર માણસને આમંત્રણ કરી આવ્યા, અને હવે બધુંજ મ્હારે ઉપાડવું પડે છે. "

રમણીકભાઇ–" એમજ થયું છે. આ માણસોને બોલાવી હું સાવ ફસાઇ ગયો છું. અરે બાઇ, હું ગઇ સાહીત્ય પરીષદમા નહોતો ગયો ? મુંબઇ ? ત્યાં મ્હારી અને એમની રહેવાની સગવડ એકજ મકાનમા કરવામાં આવી હતી. ત્યાં મ્હારી અને એમની ઓળખાણ થઇ. અમદાવામાં એમની ખુબ એસ્ટેટ છે. અને તેથીજ થોડોક વિવેક કર્યો ! ! આ તરફ આવોતો અમારૂં ઘર પાવન કરજો ! ! આટલા આમંત્રણ ઉપર આ સદગૃહસ્થ અમારે ત્યાં મહેમાન થઇને આવશે એવી એ વખતે મ્હને કલ્પના પણ થઈ નહોતી. "

ભાભી–" અને પેલા બીજા બે કોણ છે ? "

રમણીકભાઇ– " એ એમના મિત્ર છે. એ પણ વહેપારી છે. મુંબઇથી થોડોક માલ રવાના કર્યો અને હવે નીરાંતે બેઠા છે. એમને

તો મ્હે કોઇ દીવસ જોયા પણ ન્હોતા."

ભાભી–" પણ આવા સ્વચ્છંદી લોકો કોઇ હોટલમાં કેમ નહિ ઊતરતા હોય? લોકોને ઘેર જઇને એ લોકોને ત્રાસ દેતા આ લોકોને શરમ કેમ નહિ આવતી હોય? યુરોપીયન લોકોનું આવું વર્તન કોઇ દીવસ નથી હોતું. તોપણ ઘરના જ જેવી પ્રીતી હોય તો એ લોકો પહેલા પત્ર લખી ખબર આપીને પછી બીજાને ત્યાં જાય છે. નહિ તો સગો ભાઇ હોય તો એ શું? એતો હોટલમાંજ રહે. એક તરફ આ જુઓ. અને આ બીજી તરફ અમારા માણસો જુઓ. મહીનાઓ લગી બીજાને ત્યાં પડી રહે. આવા લોકોને તે મહેમાન કહેવાય કે?"

સુશીલા–:" ભાભી તું જે કહે તે તદ્દન સાચું છે. યુરોપીયન લોકોના પોશાકનો રોફ મારવા કરતાં એ લોકોની સારી રીતભાતનું આપણે કેમ અનુકરણ નહી કરતાં હોઇએ? આ મ્હેમાનોનીજ વાત જો. આ લોકોને બદલે જો એકાદો યુરોપીયન હોત તો? ઘરમાં એકલી બાઇ છે એમ જોઇ કોટી કલ્પે પણ આ ઘરમા રહ્યો ના હોત. પણ આ રાવસાહેબો તો જો. એમને તો ઘરમાં હું એકલી છું એમ કહેવડાવ્યાં છતાં અક્કલ ના સુઝી! પાછો મ્હેં ભાઇને બોલાવ્યો તો પણ એ લોકો સમજ્યાં નહીં. ધન્ય છે આપણા પુરૂષોને!!

ભાભીઃ–" હા એમને જો સમજણ પડતી હોત તો એના જેવું સારૂં શું! પણ એનુ કારણ યુરોપીયનોના તથા આપણા રીવાજોમાં બહુ ફેર છે. એ લોકોમાં એકલા રહેવાના રીવાજોને લીધે ખુદ બાપને પણ પોતાના દીકરાને ત્યાં જતા એને અડચણ થશે કે કેમ? એવો વિચાર થાય છે. પણ આપણામાં તો કાકા મામાના તથા બીજા કેટલાએ માણસો એકજ ઘરમાં રહે છે અને તેથીજ આપણને બીજાને ઘેર જતા બીલકુલ સંકોચ થતો નથી. આપણને તો એમ થાય છે કે એ લોકોના કુટુંબમાં એટલા બધા માણસો છે એમા હું એક જઇશ તો એ લોકોને શું અડચણ થવાની? અને બીજુ આપણને તો 'અડચણ' એ શબ્દજ ખબર નથી. ગમે ત્યારે જમવું અને ફાવે ત્યાં સુવું એજ જે લોકોનો મહામંત્ર છે, તેઓ બીજાની અડચણ ક્યાંથી કળી શકે? બીજાને ત્યાં જવા પહેલાં પત્ર લખીને જાય તો જ એને અડચણ પડશે કે નહીં એ ખબર પડેને! પણ એ ખબર કાઢવાની અહીં તસ્દીજ કોણ લે છે?"

આમ વાતચીત થાય છે એટલામાં સુરેશ ત્યાં આવ્યો અને કહ્યું કે ": કેમ બ્હેન, એક અતિથીને જ્હા મળશે કે?" સુશિલા, " આજકાલના અતિથીઓને સાતવાર પગે લાગું છું; હા પહેલાના અતિથીઓ એક દીવસથી વધારે રહેતા હતા, પણ તે વખતે પોષ્ટ ખાતું નહોતું, આગગાડીઓ નહોતી અને હોટેલો પણ ન્હોતી. અને તેથી અતિથીસત્કાર કરવો એ દરેક ગૃહસ્થાશ્રમીનો ધર્મ ગણાતો હતો, પણ આ વીસમી સદીમાં કંઇ એમ અતિથીસત્કાર કરવાને બંધાયેલા નથી!"

સુરેશ– " વાહ વાહ? તો પછી બીજા ઓ પણ તમને એમ કહેશે તો?"

સુશીલાઃ– ' પણ અમે બીજાને ત્યાં જઇએ તો ને? અમે તો પહેલા પત્રદ્વારા એ ગામમાં સારી હોટલ છે કે નહી એમ ખબર કાઢીયે અને બનતા સુધી ત્યાંજ ઉતરીએ. પણ સમજો એમ કરવું શક્ય ન હોય તો પહેલા એને પત્ર લખીએ અને થોડા દીવસ એને ત્યાં રહીએ. પણ એમ કંઇ દુર્વાસા ઋષીની જેમ ગમે તેને ત્યાં ગમે તે વખતે પ્રકટ ના થઇએ!

રમણીકભાઇ!" આ પણ આપણે ધ્યાનમાં લેવા જેવી અડચણ છે. વડોદરા મુંબઇ ઇત્યાદી ગણ્યાગાંઠયા ગામોમાં સારી વિશીઓ હોતી નથી, તો પછી ગામડાંઓની તો વાત જ શું? અને તેથીજ પોતાની જાતના માણસોને ત્યાં ઉતર્યા

શીવાય અમારે માટે બીજો માર્ગજ રહેતો નથી. વિલાયતમાં તો બધેજ સારી હોટેલો હોય છે. એટલે તેઓ બીજાના ઓશીઆળા થઇ તેને ત્યાં રહેવાનું પસંદ કરતા નથી."

સુરેશઃ—"એ મને કબુલ નથી. રમણીક ભાઇ, અમને તો ગમે તેને ત્યાં મહેમાન થવાની ટેવ પડી અને તેથી અમે વિના સંકોચે ગમે તેને ત્યાં મહેમાન થઇએ છીએ! અરે સાહેબ, શું કહું? પરીષદ જેવે વખતે પરીષદના લોકો તરફથી મહેમાનો માટે જમવા રહેવાની સગવડ કરેલી હોવા છતાં અમારા દેશબન્ધુઓને બીજાની મહેમાનગીરી લેવાનું મન થાય છે. બીજું અમારા બન્ધુઓને બને ત્યાં લગી મફત વસ્તુઓનો ઉપભોગ લેવો બહુ ગમે. ગયા જ્યુબીલીના દીવસોમાં દરેકને ત્યાં મ્હેમાનોજ મહેમાનો હતા. આ તમારા [illegible]હેમાનને જુઓ આજ કાલમાં વીદાય કરું તે."

સુશીલાઃ-"હા ખરેખર કંઇક યુક્તી કર, [illegible]ાઇ. આ લોકોનો તો હવે મ્હને ખુબ [illegible]ંટાળો આવ્યો છે. એ લોકો કંઇ ગરીબ નથી [illegible]ણ અમદાવાદી તો છે ને? તેથીજ એ [illegible]ોકોને હોટેલો ગમતી નહીં હોય."

ભાભીઃ-"આપણે બૈરાંઓએ એક નિય-[illegible]ાજ કરવો જોઇએ કે ગરીબ માણસ મેમાન [illegible]ઇ આવે તો તેને થોડા દીવસ રાખવો, પણ આવા અમદાવાદીઓને તો એક દીવસ રાખી બીજે દીવસે હોટેલનો માર્ગ બતાવવો."

સુશીલાઃ-"એમ તે કંઇ થાય છે? શિષ્ટા-ચારનો કંઇ ભંગ કરાય છે? એ તો મહેમા-નને પોતાનેજ પોતાના અમદાવાદીપણાની શરમ આવવી જોઇએ. જોઇએ કે હવે ભાઇ (સુરેશ) શું યુક્તિ લડાવે છે!"

આટલી વારમાં જે લોકો વિષે આ ચર્ચા ચાલી રહી હતી તેઓ બહારથી આવ્યા છે, એમ રામાએ આવી કહ્યું, રમણીકભાઇ તથા સુરેશ ઉપર ગયા. અને સુશીલા ન્હા કરવાને પંથે લાગી. થોડી વારમાંજ ન્હા ઉપર ગઇ.

મહેમાનો ન્હા પીતા હતા અને સુરેશ બોલ્યોઃ "કેમ શું વિચાર કરી જોયો? બ્હેનને તથા છોકરાઓને હું લઇ જઉં ને? કારણ છોકરાંઓને થોડા દીવસની રજા છે. અને તમે તો ગામ જવાના છો ને?"

રમણીકભાઇ ગંભીર મોઢું રાખીને બોલ્યાઃ "એ બધી વાત ખરી. પણ હાલ ઘરમાં મહેમાન છે. અને તેથી કોઇક તો ઘરમાં જોઇએ ને? કેમ ખરું ને?"

સુરેશ—"તમે એ વિષે બીલકુલ ચિન્તા કરશો નહી. એમને કોઇ જાતની ઉણપ ન આવે એવી વ્યવસ્થા કરવાનું હું માથે લઉં છું. તમારા ઘર કરતાં સારી હવાવાળી જગ્યા હું એમને આપીશ. આમ જુઓ શેઠ સાહેબ! (મહેમાનને) મ્હારા એક ભાઇબંધે સુખશાન્તી નિવાસ નામના એક સરસ હોટેલ કાઢી છે. મુંબઇની તાજમહાલને આંટી મારે એવી તો એ સરસ છે. હું એની સાથે આપની ઓળ-ખાણ કરાવી આપીશ. અને ત્યાં આપ ગમે તેટલા દીવસ રહેજો. આપના જેવા માટે ફી પણ નજીવીજ છે, ફક્ત દીવસના પાંચજ રૂપીઆ. રહીએ એટલા દીવસનું બીલ આપ્યું કે બસ. અને એના નામ પ્રમાણેજ સુખ શાન્તી આપે એવી એ હોટેલ છે. ચાલો આપણે ત્યાં જઇએ અને આપને માટે ઓર-ડાઓ રાખી આવીએ."

સુરેશનું આ બોલવું સાંભળી, મહેમાનો જરા વિચારમાં પડયાં જેવા દેખાતા હતા. "હા સારૂં જોઇ આવીએ તો ખરા!" એટલોજ શેઠ સાહેબે ઉત્તર આપ્યો. પણ એમના બીજા મિત્ર કે જે ન્હા તથા ચેવડો ખાવામાં પડી ગયા હતા એમણે હાથમાંથી તાસક નીચે મુકી રમણીકભાઇને કહ્યું: "મહેરબાન, આપને એટલી બધી તસ્દી આપવા કરતાં અમે ભરચ

જાઇએ તો કેમ ? ત્યાંના કિશોરચંદ્ર વકીલે પણ અમને ઘણા આગ્રહથી એમને ત્યાં બોલાવ્યાં હતા. આપના જેવીજ ગાઢ મિત્રાચારી અમારે એમની સાથે પણ છે."

આ પછી શેઠ સાહેબ બોલ્યાઃ "કેવું સરસ બોલ્યા! હા એમજ કરીએ તો શું ? મ્હારા મનમાં પણ એજ વીચાર આવ્યો તો પણ શું કરીએ. આ રમણીકભાઇના આગ્રહ આગળ આપણું શું ચાલે! અને તેથી જ અમારે અહીંઆ આટલા બધા દીવસ રહેવું પડ્યું ! અમારૂં બધુંજ મિત્રમંડળ જ આવું હોં કે. એક વખત એમનો ને અમારો ભેટો થયો કે બસ. પછી છુટવાની તો આશા જ મુકી દેવી ! "

સુરેશ—" આપનો સ્વભાવ જ એવો માયાળુ છે અને તેથી જ આપના મિત્રો આપને આગ્રહ કરીને પોતાને ત્યાં રાખે છે. આપ સ્વાર્થત્યાગ કરી એઓને ત્યાં રહો છો એ કંઇ થોડું છે ? કેમ ત્યારે શું ? આપણે સુખશાન્તિનિવાસમાં નથીજ જવું ?"

શેઠ સાહેબ—" ના ના તમે બીલકુલ તસ્દી લેશો નહી. અમે તો આજે રાતની ગાડીમાં ભરૂચ જવા ઉપડીશું. કેમ રમણીકભાઇ રજા છે ને ? "

રમણીકભાઇ જરા વિવેક કરશે એમ ધારી સુરેશેજ જવાબ વાળ્યોઃ—" આપના જેવા ધંધાવાળા તથા ઉદ્યોગી માણસોને અમે ક્યાંથી રોકી શકીએ ? તમારો જવાનો નિશ્ચયજ છે ને ? હા, એટલે હું રસોઇ વહેલી કરવાનું કહી આવું."

સુરેશ આ વધામણી સુશીલાને કહી આવ્યો. મહેમાન જવાના છે એ વાતની ખબર પડતાંજ રસોઇયણ બાઇ તથા રામાની મુખમુદ્રા ઉપર આનંદ ચમકવા લાગ્યો. કારણ અત્યાર સુધીમાં એમને ત્યાં જેટલા મહેમાનો આવ્યા હતા, તેઓ જતી વખતે બાઇને તથા રામાને કંઇને કંઇક બોણી આપતા જતા હતા. અને આ મહેમાન તો આટલા બધા દીવસ રહ્યા હતા, એટલે ઓછામાં ઓછો એક રૂપીઓ તો આપતાજ જશે. એ આશાથી રામો તો મહેમાનનો સામાન પેક કરાવવા ગયો. વખત થયો એટલે એમનો સામાન ઘોડાગાડીમાં મુકી આવ્યો. મહેમાનો ગાડીમાં બેઠા અને શેઠ સાહેબે ખીસામાં હાથ નાંખ્યો. રામાને થયું કે એને કંઇ આપવા માટે એમણે ખીસામાં હાથ નાંખ્યો. એટલે એ જરાક આગળ વધ્યો. પણ રામાની બક્ષીસને બદલે શેઠ સાહેબના ખીસામાંથી એક બીડી નીકળી ! મહેમાને રામા તરફ જોયું અને કહ્યું. " રામા દીવાસળીની પેટી છે કે? લાવ જોઉં. " રામાએ આશામાંને આશામાં દીવાસળીની પેટી એમને આપી. શેઠ સાહેબે બીડી સળગાવી. અને પછી શું ? ગાડી ચાલી ને મહેમાન ગયા. આ વખતે રામાનું મોઢું જોવા લાયક થયું હતું.

સુશીલાએ રામાને પુછયું: " કેમ અલ્યા, શું આપ્યું તને."

રામો—" આપ્યું ? અરે બાઇ સાહેબ, એવા મખીચુસ તે વળી શું આપે ? વધારામા મ્હારી દીવાસળીની પેટી ગઇ ! "

સુશીલા આ પછી " કાન્ત "ના નીચેની કડી ગણગણતી અંદર ગઇ:

"મહેમાનો ઓ વ્હાલાં, પુનઃ પધારજો!"

# સંગીત શિક્ષણ વિભાગ.

સંપાદક: રા. જ. દુ. ખંધડીઆ.

## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

(૧) તીવ્ર સ્વરો માટે નીશાની કંઇ નથી.

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે **મ** = મ કોમળ સમજવો.

(૩) જે સપ્તકમાં ગાયન વગડતું હશે તેનાથી પાછલા સપ્તક (ખરજ અથવા મંદ) તેમજ આગલા સપ્તક ( ટીપ અથવા તાર ) નો સ્વર બતાવવા, ગાયનના અક્ષરની નીચે અનુક્રમે સ્હેજ પાછળ આગળ મુકવામાં આવશે. જેમકે: ભા (એટલે ખરજનો તીવ્ર ની) અને ભા ( એટલે ટીપનો તીવ્ર રે ) વગેરે.
નો
રે

(૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નીશાની કરવામાં આવશે. જેમકે-ભા " ભીના-આમાં ' ભા ' પર તાલનો ઠેકો ગણવો.

(૫) ગાયનમાંના અક્ષરોને આ...ઈ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઇ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમાં મુકવામાં આવશે. જેમકે ભા...ભી ના ( એટલે કે ભા. આ. ભી. ના એમ સમજવું ).
મ પ મ મ

## માતૃગુંજન.×

તાલ દાદરો. ( ત્રણ તાલીનો )

( લક્ષ્મણ ! લક્ષ્મણ ! બંધવા રે ! વેરી કોણે રે લખીયા...એ ઢાળ. )

આછાં નીરે ઉછળી રહી રે પેલી વાહિની વાધે
આંસુભરી અલબેલડી રે આજ સાસરી સાધે
વ્હાલાં અનેક વળામણે રે એક અંતર ધટે
જેઠ તપી રહ્યો જગતમાં રે એને શ્રાવણ આંખે.

( વગેરે. વધુ માટે પુસ્તક જોવું. )

### નોટેશન.

લીટી ૧. શબ્દો. આ" છાં ની રે" ઉ છ ળી"...ર હી રે પે...લી વા"...હિ ની વા"...ધે
સ્વરો. સા સા સા રે સા રે રે ગ રે સા ધ ધ સા સા રે ગ રે સા રે ગ રે

લીટી ૨. શબ્દો. આં"...સુ ભ રી" અ લ બે"...લ ડી રે આ...જ સા"...સ રી સા"...ધે
સ્વરો. પ સા સા સા રે સા રે રે ગ રે સા ધ ધ સા સા રે ગ રે સા રે ગ રે

બાકીની લીટીઓ ઉપર પ્રમાણે વગાડવી.

---

× આ રાસ સ્વ. બોટાદકરની ' રાસતરંગિણી ' નામના કાવ્યસંગ્રહમાંથી લીધો છે. આ પુસ્તક "ગુણસુંદરી" કાર્યાલયમાંથી રૂ. ૦-૧૦-૦ ની કીંમતે મળી શકશે. પોષ્ટથી મંગાવનારે અગીઆર આનાની ટીકીટો બીડવી.

# સ્ત્રીધન.

લેખકઃ રા. મનહરનાથ મા. પારેખાન,
બી. એ. એલએલ. બી., એડવોકેટ.

( ગયા અંકના પાન ૮૧૨ થી ચાલુ )

સ્ત્રીધન ઉપર પતિનો થોડો ઘણો અંકુશ રહે છે. સૌદાયક સ્ત્રીધન શિવાય બીજા પ્રકારનું સ્ત્રીધન પત્ની પોતાના પતિની સંમતિ શિવાય ગમે તેમ વાપરી શકે નહીં. આ નિયમ જ્યારે સ્ત્રી સૌભાગ્ય સ્થિતિમાં હોય ત્યારેજ લાગુ પડે છે. પરંતુ પતિને એવી મીલકત વાપરવાનો હક નથી.

કયા સંજોગોમાં સ્ત્રી પોતાના સ્ત્રીધનનું વીલ કરી શકે ? ટુંકાણમાં જે સત્ય-સ્ત્રી ધન અથવા ટેકનીકલ સ્ત્રીધન હોય તેના સંબંધમાં વીલ થઇ શકે તેમજ હયાતીમાં બક્ષીસ, ગીરો, વેચાણ વગેરે પણ થઇ શકે. આ સંબંધમાં સ્થાવર અને જંગમ મીલકતમાં ફેર નથી. પરંતુ વિધવા વિગેરે કુટુમ્બમાં પરણીને દાખલ થએલી સ્ત્રીને પતિ વગેરે કુટુમ્બના સભ્યો તરફથી વારસામાં કે વહેંચણમાં મળેલી સ્થાવર મીલકતના ઉપર એવા કોઇ પણ જાતના હક નથી. જંગમ મીલકત ઉપર હયાતિમાં એવા બધા હક છે પણ વીલ થઇ શકે નહીં. પરંતુ જે કુટુમ્બમાં પરણેલી સ્ત્રીને જેમકે પત્ની વગેરેને કોઇ મીલકત વીલમાં મળી હોય- પતિ તરફથી પણ વીલમાં મળી હોય અને તે વીલની રૂએ સ્વતંત્ર મીલકત મળી હોય- વીલમાં ઘણાજ ચોકખા શબ્દો હોવા જોઇએ કે સ્વતંત્ર અને બધાજ માલીકી હકથી આપવામાં આવે છે કારણ કે વીલનો અર્થ કરતી વખતે પ્રાથમીક એમ માનવામાં આવે છે કે 'વીધવાનું ધન' આપવામાં આવે છે-તો તેવું ધન સત્ય-સ્ત્રીધન અથવા સૌદાયક ગણાય છે; અને તેવા સ્ત્રીધન ઉપર તેની સ્ત્રીને સઘળા હક મળે છે. તે બક્ષીસ-ગીરો-વેચાણ વિગેરે હયાતિમાં કરી શકે, અને વીલથી પણ આપી શકે. સ્થાવર અને જંગમ મીલકતમાં ફેર રહેતો નથી. આવી મીલકત-સ્ત્રીધન વારસોને મળે છે. જો કોઇ સ્ત્રી ચાલચલગતે અપવિત્ર હોય તો તેથી સ્ત્રીધનના વારસાઇ હકમાં વાંધો આવતો નથી.

જો કોઇ પણ સ્ત્રી પાસે સારી મીલકત હોય, અને તે કેવી રીતે આવી અથવા મળી તેનો હીસાબ આપી શકાતો ન હોય-અને તેજ સંજોગોમાં એમ સાબીત કરવામાં આવે કે તેનો પતિ જ્યારે મરણ પામ્યો ત્યારે તેની પાસે પુષ્કળ મીલકત હતી-તો તે સંજોગોમાં એમ પ્રાથમિક મનાય નહીં કે તે મીલકત તેના ધણીનીજ મૂકેલી હોવી જોઇએ. પ્રાથમીક એમ મનાય કે તે સ્ત્રીધન છે અને જે માણસ એમ મનાવવા માંગતો હોય કે તે તેના સ્વર્ગસ્થ પતિની છે અને સ્ત્રીધન નથી તો પુરાવાનો બોજો તેના શીર પર રહે છે.

સ્ત્રીધનના વારસો જુદા હોય છે. આવા વારસોનો નિર્ણય પણ સ્ત્રીની અવસ્થા ઉપર આધાર રાખે છે. કુંવારીસ્થિતિ, સૌભાગ્ય

સ્થિતિ અને વૈધવ્યસ્થિતિના પ્રમાણમાં વારસો નક્કી થાય છે. તેમાં પણ જુદી જુદી જાતના સ્ત્રીધનના જુદા જુદા વારસો હોય છે.

કુમારિકાના સ્ત્રીધન–વારસો ( અનુક્રમ પ્રમાણે ):

ક:–( ૧ ) સહોદર ભાઇઓ. ( ૨ ) માતા ( ૩ ) પિતા. ( ૪ ) પિતા તરફના સગાઓ. ( ૫ ) મરનારનાજ સગા અર્થાત તેની માતાના વારસદારો. કેટલીક વાર ૪ થા અને ૫ માં વિભાગના વારસદારો વચ્ચે તકરાર થાય છે. ધારો કે એક કુમારીકા પોતાના **બાપની માશી** અને **પોતાની માશી** મુકીને મરી ગઇ હોય તો બાપની માશીને પ્રથમ હક મળે છે.

શુલ્ક અથવા પલ્લાના વારસદારો:—( ૧ ) સહોદર ભાઇ. ( ૨ ) માતા. ( ૩ ) પિતા. ( ૪ ) પિતાના વારસો. વડોદરા રાજ્યમાં તેના વારસદારો નીચે પ્રમાણે ( સંવત ૧૯૬૯ ના હિંદુ વારસાનો નિબંધ ) છે:

( ૧ ) પુત્રો અને પુત્રીઓ સરખા ભાગે. ( ૨ ) પુત્રીઓ પૈકી પ્રથમ કુંવારી અને તેના અભાવે પરણેલી, પુત્રની સાથે વારસાનો ભાગ લે છે. આ બધાના અભાવે: ( ૩ ) સહોદર ભાઇઓ. ( ૪ ) માતા. ( ૫ ) પિતા. ( ૬ ) પિતાના વારસો.

યૈતક–સ્ત્રીધનના વારસો:—કુંવારી પુત્રીઓ. ( ૨ ) પરણેલી પુત્રીઓ–પરંતુ જેમની સારી સ્થિતિ ન હોય તેવી; ( ૩ ) સારી સ્થિતિવાળી પરણેલી પુત્રીઓ. ( ૪ ) પુત્રીની પુત્રી. ( ૫ ) દોહીત્. ( ૬ ) પુત્રો. ( ૭ ) પૌત્રો; આ બધાના અભાવે અને તેમના પછી ( જો લગ્ન વિધિપુરઃસર અને કાયદા પ્રમાણે થયાં હોય તો ) પતિ–અને તેમના પછી તેના નિયમ અને ક્રમ પ્રમાણેના વારસો. આ બધા ન હોય તો પછી મરનારના સગા અને પછી નવારસાઇ મીલકત ગણાઇ સરકારને મળે છે. પરંતુ જો કાયદા પ્રમાણેના લગ્ન ન હોય તો, પ્રથમ તેની માતાને મીલકત મળે પછી પિતાને અને તે પછી પિતાના વારસદારોને.

ભર્તૃદત્ત અને અન્વાધેયક સ્ત્રીધનના વારસો નીચે પ્રમાણે છે:–( ૧ ) કુંવારી પુત્રીઓ અને પુત્રો સરખા ભાગે લે છે. ( ૨ ) પુત્રો અને પરણેલી પુત્રીઓ સરખા ભાગે લે છે. ( ૩ ) પુત્રીઓના છોકરાં, (૪) પૌત્રો અને તેમના અભાવે યૈતક સ્ત્રીધનના વારસોમાં ઉપર નં. ૭ માં જણાવ્યા પ્રમાણે.

આ શિવાય બીજાં પારિભાષીક સ્ત્રીધનના વારસો નીચે પ્રમાણે: ( ૧ ) કુંવારી પુત્રીઓ. ( ૨ ) પરણેલી પુત્રીઓ પણ જેમની પાસે ધન ન હોય તેવી; ( ૩ ) ધનવાન પરણેલી પુત્રીઓ; ( ૪ ) પુત્રીઓના છોકરાં; ( ૫ ) પુત્રો. ( ૬ ) પૌત્રો. ( ૭ ) પછી યૈતક સ્ત્રીધનના વારસોમાં નં. ૭ માં જણાવ્યા પ્રમાણે.

નોન–ટૅકનીકલ અથવા અસલ સ્ત્રીધનના વારસદારો નીચે પ્રમાણે છે:

( ૧ ) પુત્રો. ( ૨ ) પૌત્રો. ( ૩ ) પ્રપૌત્રો. ( ૪ ) પુત્રીઓ. ( ૫ ) દોહીત્. (૬) પુત્રીની પુત્રીઓ. ( ૭ ) યૈતક સ્ત્રીધનના વારસોમાં નં. ૭ માં જણાવ્યા પ્રમાણે.

સ્ત્રીધન મીલકતના વારસોમાં હયાતિહક લાગતો નથી; જો સ્ત્રી–ધન મીલકત વારસામાં મેળવ્યા પછી એક સભ્ય મરી જાય તો તેવી મીલકત તેના વારસોને મળે અને હયાતિ હકથી બીજા સભ્યોને મળે નહીં.

સ્ત્રીધનની વહેંચણ શાખા પ્રમાણે થાય છે. સરખા ભાગે થતી નથી.

મયુખના પ્રદેશમાં સ્ત્રીધન–વારસ સ્ત્રી હોય તો પણ તેને સ્વતંત્ર હક મળે છે, અને

તેવો વારસામાં મળેલી મીલકત સ્ત્રીધન ગણાય છે.

કોઈ સ્ત્રીના જો બીન-કાયદેસરના છોકરાં હોય તો તેમને સ્ત્રીધન-વારસામાંથી બહિષ્કૃત કરવામાં આવતા નથી. પરંતુ જો તે સ્ત્રી બન્ને-કાયદેસરના અને વગર-કાયદેસરના છોકરાં મૂકીને મરી જાય તો કાયદેસરના છોકરાંને પ્રથમ અને શ્રેષ્ટ હક રહે છે. જો આવાં કોઇ પણ છોકરાં ન હોય અને સ્ત્રીએ જો કોઇને દત્તક લીધો હોય તો મીલ્કત તેને મળે છે.

નાયકણીની આવક અને મીલકત સ્ત્રીધન ગણાય અને બીજા સ્ત્રીધન માફક વારસામાં ઉતરે.પરંતુ જો તેવી સ્ત્રીને કાયદેસર અને બીન-કાયદેસર પુત્રો હોય તો બધી મીલકત કાયદેસર છોકરાને પ્રથમ મળે. જુદા જુદા પિતાઓના પણ એકજ નાયકણીના છોકરાઓ હોય તો તેઓ અંદર અંદરના વારસો ગણાય છે.

હવે સ્ત્રીની બીજી જાતની મીલકતના સંબંધમાં વિચાર કરીએ. પુરૂષ તેમજ બીજી સ્ત્રી તરફથી સ્ત્રીને વારસામાં મળેલી મીલકતના પ્રકાર અને હકઃ ( અ ) તેવી મીલકતનો વારસો. ( આ ) સ્ત્રી-વારસોના એવી મીલકત ઉપર હક (ઇ) અને કોઇ સ્ત્રીએ પોતાના હક અને મર્યાદા બહાર વર્તન કર્યું હોય તો તેના પ્રલાજો-આ ત્રણ વિષય વિચારવાના રહે છે.

સાધારણ રીતે વિધવા, પુત્રી, માતા, દાદી, પિતાની દાદી; બ્હેન-ફોઇ-અને ગોત્રજ સપિંડની વિધવાઓ વારસદાર સ્ત્રીઓમાં ગણાય છે; તેજ પ્રમાણે વંશજોની પુત્રીઓ-પૂર્વજોની પુત્રીઓ ( પાંચ પેઢી સુધી ) વારસદારમાં ગણાય છે.

આવી સ્ત્રી-વારસોના બે વિભાગ પડે છે. (અ) જેઓ પરણીને કુટુમ્બમાં દાખલ થાય છે તે. જેવી કે વિધવા અને સપિંડ અને સમાનોદકની પત્નીઓ અથવા વિધવાઓ. ( આ ) જેઓ મરનારના ગોત્રમાં જન્મેલી હોય જેવી કે પુત્રી-બ્હેન. વગેરે વંશજોનં પુત્રીઓ-પૂર્વજોની પુત્રીઓ વિ.

(અ) વિભાગવાળી સ્ત્રીઓ-વિધવા-માત-દાદી-બાપની દાદી-અને ગોત્રજ સપિંડની વિધવા જેમકે પુત્રની વિધવા-ભાઇની વિધવા-કાકાની વિધવા-વિ. ને તે કુટુંબના પુરૂષ તરફથી મળેલી મીલકત ઉપર સંકુચિત હક રહે છે અને તે 'સંકુચિત મીલકત' કહેવાય છે; અને તેમના (એટલે તેવી સ્ત્રીના) મૃત્યુ બાદ તે સ્ત્રીના વારસોને મીલકત મળે નહીં. પરંતુ જે મરનાર પુરૂષ પાસેથી તે મરનાર સ્ત્રીને મીલકત મળેલી હોય તે મરનાર પુરૂષના વારસોને મળે અને તેવા વારસોને 'ઉત્તર-વારસો' કહેવાય છે.

(આ) વિભાગ વાળી સ્ત્રીઓ જેવી કે પુત્રી-બ્હેન-ફોઇ-ભત્રીજી-ભત્રીજાની પુત્રી-બ્હેનની પુત્રી-અને એવી બીજી સ્ત્રીઓ સંપૂર્ણ હક સાથેની મીલકત લે છે. અર્થાત્ આવી સ્ત્રીઓ જો પોતાના જન્મ કુટુમ્બ પાસેથી વારસામાં મીલકત મેળવે તો તેવી મીલકત ઉપર તેમને સંપૂર્ણ અને સ્વતંત્ર હક રહે છે. આ મીલકત એમનું સ્ત્રીધન ગણાય છે અને તે વારસાઇ નિયમ માટે નોન-ટેકનીકલ સ્ત્રીધન ગણાઇ, ઉપર જણાવ્યા પ્રમાણેના વારસોને ઉતરે છે.

જો બે ત્રણ સ્ત્રી વારસદારોને સાથે મીલકત મળે તો તે એકત્ર મીલકત લેતાં નથી. પણ સરખે ભાગે જુદી મિલકત લે છે. એવી મીલકતને હયાતિહક લાગતો નથી. ગમે તે એક પોતાના ભાગ ઉપર સ્વતંત્ર હક ધરાવે છે, અને તેની બક્ષીસ કરી શકે તેમજ વેચાણ અને વીલ કરી શકે.

જો કોઇ સ્ત્રીની મીલકત બીજી સ્ત્રીને વારસામાં મળે તો તેવી મીલકત તે સ્ત્રીના હાથમાં સ્ત્રીધન ગણાય છે. આવી રીતે મેળવનાર સ્ત્રી વિધવા હોય તો પણ તે વિધવાના

હાથમાં તે મીલકત સ્વતંત્ર અને સ્ત્રીધન ગણાય છે. પરંતુ એક પુરૂષની મીલકત એક કુટુમ્બમાં પરણેલી સ્ત્રીને મળે, અને તેના મરણબાદ એવીજ બીજી સ્ત્રીને મળે તો તેથી તે સ્ત્રીધન ગણાય નહીં પણ તે સ્થિતિમાં સંકુચિત મીલકત જ ગણાય.

જૈન વિધવાને, તેમના જૈનોના રીવાજને લીધે, વિસ્તૃત હક મળે છે. જો કોઇ જૈન પુરૂષ પાસે પોતાની મેળવેલી અથવા સ્વ-ઉપાર્જીત મીલકત-કૌટુમ્બીક અને અવિભક્ત નહીં એવી-હોય તો તેની સંકુચિત નહીં પણ સ્વતંત્ર મીલકત-વારસામાં પણ-મળે છે. તેવી રીતે વારસામાં મેળવેલી તેવી મીલકત ઉપર સર્વ સ્વતંત્ર હક રહે છે. તે મરજીમાં આવે તેમ વાપરી શકે-ભેટ-બક્ષીસ આપી શકે-વેચાણ કરી શકે અને વીલ પણ કરી શકે. પરંતુ જો મરનાર જૈનની સ્વ-ઉપાર્જીત મીલકત ન હોય અને કૌટુંમ્બીક અને સઝીઆરી મીલકત હોય તો આ રીવાજ લાગુ પડતો નથી. પરંતુ કાઠીઆવાડના માંગરોળ અને ... ગામના જૈનોમાં એવો રીવાજ સાબીત થયો છે કે તે સંજોગોમાં પણ જૈન વિધવાને સ્વતંત્ર મીલકત મળે છે.

જો કોઇ કરારનામાથી અથવા ખતથી અથવા વીલથી એવી ( કુટુમ્બમાં પરણેલી ) સ્ત્રીને કોઇ મીલકત મળે તો તે સ્વતંત્ર સ્ત્રીધન ગણાય છે. પરંતુ વીલમાં અથવા ખતમાં ઘણાજ ચોકખા શબ્દમાં ઉલ્લેખ હોવો જોઇએ કે સ્વતંત્ર અને ખુલ્લા માલીકી હકથી આપવામાં આવે છે.

વેહેંચણમાં મળેલી મીલકતને પણ ઉપરના ત્રણ પેરામાં જણાવેલા નિયમો લાગુ પડે છે.

જે સંકુચિત હકથી વારસામાં મીલકત મેળવે તે સંકુચિત વારસ કહેવાય છે. એવી "સંકુચિત વારસ" ના હાથમાં મીલકત જાય, ત્યારે તેના મરણ બાદ તેના સ્ત્રીધન વારસોને તેવી મીલકત ઉતરે નહીં; પરંતુ જે પુરૂષની મીલકત તે સ્ત્રીના હાથમાં આવી હોય, તે પુરૂષના વારસોને મીલકત મળે. તે સંકુચિત મીલકતની સ્ત્રી-વારસદારની હયાતિ દરમ્યાન તે પુરૂષના વારસદારના હાથમાં જતી અટકે છે, અને સ્ત્રીના મરણ વખતે જે વારસો હયાત હોય તેને મળે છે. તે સ્ત્રીના મરણ વખતે વારસાનો સવાલ ઉપડે છે એટલે તે પુરૂષના મરણ બાદ અને તે સંકુચિત હકવાળી સ્ત્રીના મરણ સુધીમાં જો કોઇ મરણ પામ્યું હોય તો તેનો હક નષ્ટ થાય છે અને ફક્ત હયાત હોય તેજ વારસ ગણાય છે. આવા ઉત્તરવારસ પુરૂષ તેમજ સ્ત્રી-બન્ને હોઇ શકે.

ઉત્તર વારસોનું હિત આશાગર્ભ છે-પણ નિર્ણયાત્મક નથી. આવું હિત વેચાય નહીં-બક્ષીસ થાય નહીં-ગીરો મૂકાય નહીં-તેનું વીલ થાય નહીં. તેમજ તેનું એસાઇન્મેન્ટ પણ થાય નહીં.

સંકુચિત વારસદાર વિધવા હોય છે, અને એના હાથમાં, વારસામાં મળેલી મીલક્ત હોય તે 'વિધવાનું ધન' કહેવાય છે. આ ફક્ત હિંદુ-કાયદામાં જ છે. જે મીલકત તેના હાથમાં આવી હોય, તેની તે માલીક છે, પરંતુ તે જરૂરીઆત વગેરે શિવાય સ્થાવર મીલકતનું વેચાણ કરી શકે નહીં અને વીલ કરી શકે નહીં, તેમજ તે મીલકત તેના વારસોને મળે નહીં, પરંતુ મરનાર પુરૂષના વારસોને મળે. તે સ્ત્રીની હયાત દરમ્યાન, આવી મીલકતની વારસદાર અને કબજેદાર તે વિધવા જ છે. તેની હયાતિ દરમ્યાન, તે મીલકત ઉપર કોઇનો હક લાગતો નથી,

વિધવાના ધનના ગુણો: ( ૧ ) વારસદાર અને કબજેદાર છે. ( ૨ ) મીલકતનો સ્વતંત્ર ઉપભોગ કરી શકે છે. ( ૩ ) મીલકતનો તે વહીવટ કરી શકે છે અને વહીવટ દરમ્યાન

ભાડે આપી શકે છે. ( ૪ ) પોતાની જીંદગીપર્યંતને માટે વેચાણ કરે અથવા ગીરો મૂકે તો હરકત નથી; પરંતુ તેની જીંદગી પછી તે ચાલુ રહી શકે નહીં. જો તે બીજું લગ્ન કરે તો તેવા લગ્નના દીવસથી તેવું વેચાણ અથવા ગીરો ખોટું ઠરી શકે છે. ( ૫ ) જો તેની સામે હુકમનામું થયું હોય તો તે હુકમનામાની રૂએ ટાંચ લગાડી શકાય અને ઉપર કહ્યા પ્રમાણે વેચાવી શકાય.

સંકુચિત વારસોને મર્યાદીત મીલકતની આવક ઉપર તથા વ્યાજ વગેરે ઉપર સ્વતંત્ર હક છે. મરજીમાં આવે તેમ તે વાપરી શકે અને ભેટ બક્ષીસ પણ આપી શકે; ફક્ત વીલ કરી શકે નહીં. હયાતિ દરમ્યાન ગમે તે ઉપયોગ કરી શકે. તેમાંથી કરકસર કરી, બચાવવા બંધાએલી નથી. મરજીમાં આવે તેવા માણસને-પીયરીઆં વગેરેને આપી પણ શકે.

વિધવા બચત કરે, અને તેનું કેવું રોકાણ કરે, તેના ઉપર તેનો હક નક્કી થાય છે. જો તે બચતમાંથી સ્થાવર મીલકત લે, અને પહેલાંની મીલકત અને એવી રીતે પાછળથી લીધેલી મીલકતમાં ફેર ગણે નહીં-પરંતુ તેની મીલકતને મૂળ મીલકતના વધારા તરીકેજ ગણે-તો તેની મીલકત ઉપર પણ સંકુચિત હક લાગી જાય છે.

ઉપર જણાવ્યું તે પ્રસંગમાં, જો તે વિધવા, તેની પાછળથી લીધેલી મીલકતને, મૂળ મીલકત તરીકે ગણવા માંગે છે એવો પુરાવો ન હોય તો તેની મીલકતની તે સ્વતંત્ર માલીક ગણાય છે અને તે 'વિધવાનું ધન' ગણાતું નથી, તેથી, તે વેચાણ-ગીરો-બક્ષીસ વિગેરે કરી શકે તેમજ વીલ પણ કરી શકે. તેના મરણ પછી, વીલ ન હોય તો તે મીલકત ઓધન-વારસોને મળે. જો તેની બચત જંગમ મીલકત તરીકે રાખવામાં આવે તોપણ આ નિયમોજ લાગુ પડે છે.

વિધવા સંકુચિત મીલકતમાંની સ્થાવર મીલકતનું નીચે જણાવેલા સંજોગોમાં વેચાણ વગેરે કરી શકે છેઃ ( क ) કાયદાઇક જરૂરીઆત હોય તો, ( ख ) વેચાણ વગેરે લેનારે જો પહેલાથી તપાસ કરી હોય, અને એવી તપાસના પરિણામે શુદ્ધ અંતઃકરણથી એમ માનતો હોય કે જરૂરીઆત છે, તો વેચાણ વગેરે રદ થાય નહીં. ( ग ) ઉત્તરવારસોની સંમતિ હોય, જેથી પ્રાથમિક એમ મનાય કે વેચાણ યોગ્ય હતું. ( घ ) જો વિધવા આખી મીલકત ઉત્તરવારસોને આપી દે તો તે યોગ્ય ગણાય અને રદ થાય નહી.

જંગમ મીલકત ઉપર વિધવાને સંપૂર્ણ હક છે. વિધવા, વારસામાં મળેલી જંગમ મીલકત ગમે તેમ વાપરી શકે; ગમે તેને ભેટ બક્ષીસ આપી શકે, વેચાણ કરી શકે, ગીરો મૂકી શકે. જો કે હયાતિમાં ગમે તેમ વાપરી શકે પણ વીલ કરી શકે નહીં.

વિધવા અથવા બીજા મર્યાદિત વારસો કાયદાઇક જરૂરીઆત માટે વેચાણ વગેરે કરી શકે છે. આવી જરૂરીઆત, સાંસારીક અથવા ધાર્મિક કારણોને લીધે સંભવી શકે. સાંસારીક કરતાં ધાર્મિક કારણોને વિશિષ્ટ ગણવામાં આવ્યાં છે; અને મરનાર પતિને પરલોકમાં સુખ મળે એવાં ધાર્મિક કાર્યોને માટે વેચાણ વગેરે કરવા વધુ વિસ્તૃત હક મળે છે. જરૂરીઆત વગરનું વેચાણ તે વિધવાના હક-હિત અને હિસ્સાનું વેચાણ ગણાય છે. જેમ વિધવા તેની હયાતિ દરમ્યાન વાપરી શકે, તેમ તે વેચાતું લેનાર ધણી વાપરી શકે છે, અને વિધવાની હયાતિ બાદ ઉત્તરવારસોને સોંપી દેવું પડે. પોતાની બચતમાંથી અથવા વ્યાજમાંથી વિધવા દેવું પતાવવા બંધાએલી નથી.

સ્વ. પતિના આત્માની શાન્તિ અર્થે એટલે કે તેની ક્રિયા તથા શ્રાદ્ધ માટે અથવા

તેનાં દેવાં પતાવવા માટે વિધવા મિલ્કતનું દાન કરી શકે યા તે ગીરો મુકી શકે કે વેચી શકે છે.

મરનારની મીલકતનું વારસાઇ સરટીફીકેટ અથવા પાવર લેવા અથવા મીલકત સાચવવા કે જરૂર પડતા સુધારકામ માટેનું, સરકાર-મહેસુલ અને ચઢી ગએલા ભાડા માટેના હુકમનામાં થયાં હોય તો તે ભરવા, પોતાનું ભરણ-પોષણ; તેમજ મરનાર જેમનું ભરણ-પોષણ કરવા બંધાએલો હતો તેમનું, ભરણ પોષણ કરવા સ્વર્ગસ્થનાં પુત્ર-પુત્રીઓનાં લગ્ન ખર્ચ, વગેરે માટે વિધવા ખર્ચ કરી શકે છે.

જો કોઇ સંકુચિત વારસે જરૂરીઆત સિવાય અથવા ઉત્તરવારસની પરવાનગી શિવાય, વેચાણ વિગેરે કર્યું હોય તો તેનું વેચાણ વિગેરે ઉત્તરવારસોને બંધનકર્તા નથી,

જો સંકુચિત વારસ મીલકતની અફરાતફરી કરી નાંખતા હોય જેના પરીણામે તેના મરણ બાદ ઉત્તરવારસોને ઘણું શોષવું પડે એમ હોય તો એવી અફરાતફરી અટકાવવા દાવો લાવી શકે છે. પરંતુ જો મીલકતને ઘણો ભય ન હોય તો કોર્ટ તેના હાથમાંથી વહીવટ લઇ લેશે નહીં. તેવીજ રીતે, જો તેના મરણ બાદ તેના ઉત્તરવારસોને બંધનરૂપ ન થાય એવી રીતે મીલકતના ઉપર વિધવા બોજો કરતી હોય તો તે અટકાવવા દાવો લાવી શકે; અને જો કોર્ટને એમ લાગે કે વસ્તુસ્થિતિ જોતાં ઉત્તરવારસો બંધાય એમ નથી તો કોર્ટ એમ જાહેર કરે કે તે ફક્ત વિધવાની હયાતી સુધી બંધન કર્તા થશે, પછી નહીં થાય. પરંતુ ઉત્તરવારસો આવો દાવો લાવવા બંધાએલા નથી. જો ન લાવે તો તેથી એમનો હક નષ્ટ થતો નથી.

---

## અનિલગતિમાપક કરોળીઓ.

બીજી બધી શકિતઓ કરતાં કરોળીઆમાં એક સહદેવ જોશીના જેવી શકિત છુપાએલી છે. આજે પવનની ગતિ માપવાના યંત્રો ( Barometer ) રાખવામાં આવે છે, જેમાં પવનની ઓછી વત્તી ગતિ, તે ફાનો વિ૦ ની ખબર મળે છે, પણ એક પાશ્ચાત્ય ટીપણાશાસ્ત્રી કહે છે કે કરોળીઆની જાળ બેરોમીટરની ગરજ સારે છે. અવલોકનનો અભ્યાસી એ જાળું જોઇનેજ કહી શકે કે પવનનું તોફાન થશે કે નહિ ! જો પવનમાં કંઇ તોફાન થવાનું હોય તો કરોળીઓ હમેશના કરતાં જાળાંના તાંતણા મજબુતી માટે નજીક નજીક ગોઠવે છે, અને જયારે છેટે તાંતણાં ગોઠવે છે ત્યારે જાણવું કે દશ દિવસ સુધી પવન શાંત રહેવાનો છે. જયારે કરોળીઆ આળસુ રહે છે ત્યારે જાણવું કે વરસાદ થવાનો છે. સાંજરે કરોળીઆ જાળમાં સુધારા વધારા કરવા મંડી પડે તો જાણવું કે રાત્રિ શાંતિથી કંઇ તોફાન વગર પસાર થવાની છે, ચોમાસામાં સાધારણ રીતે પવનની ગતિ કલાકના ૨૮ માઇલની હોય છે.

# ઇનામી ઉખાણું.

સંપાદિકાઃ સૌ. વિદ્યા ચિનુભાઇ શેઠ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | | ■ | ૩ | ■ | ૪ | ૫ | ૬ |
| ૭ | | ■ | ૮ | | ૯ | ■ | ૧૦ | |
| | ■ | ૧૧ | | | | ૧૨ | ■ | |
| ■ | ૧૩ | | ■ | | ■ | ૧૪ | ૧૫ | ■ |
| ૧૬ | | | | ■ | ૧૭ | | | |
| ■ | ૧૮ | | ■ | ૧૯ | ■ | ૨૦ | | ■ |
| ૨૧ | ■ | ૨૨ | ૨૩ | | ૨૪ | | ■ | ૨૫ |
| ૨૬ | ૨૭ | ■ | ૨૮ | | | ■ | ૨૯ | |
| ૩૦ | | | ■ | | ■ | ૩૧ | | |

કુપન- ઓગષ્ટ. ૧૯૨૭.

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, "ગુણસુંદરી".

આડાઃ ૧ "ગુજરાતનો નાથ" માંનું એક સ્ત્રી પાત્ર. ૪ ધુમ. ૭ પ્યાલું. ૮ નળી. ( અંગ્રેજી ) ૧૦ ન્યાયાધીશ. ૧૧ એશીયાખંડના એક દેશનું નામ. ૧૩ આરૂં. ( સંસ્કૃત. ) ૧૪ થયું. ૧૬ બ્હાલ. ૧૭ "મૃચ્છકટીક" નાટકનું એક પુરૂષ પાત્ર. ૧૮ સારે. ( સંસ્કૃત ) ૨૦ ધર્માદા. ૨૨ લેખીત હુકમ. ( અંગ્રેજી ) ૨૬ મોતી તોલવાનું એક વજન. ૨૮ નદી. ૨૯ એક ઝેરી પ્રાણી. ૩૦ સોનું. ૩૧ ફુલ વેચનારી.

ઉભાઃ ૧ બીલાડી. ૨ ખા ૩ એક હિંદુ તહેવાર. ૫ એક સગપણ. ૬ એક બેગમનું નામ. ૮ એક સીક્કો. ૯ અપ્સરા. ૧૧ એક કવિનું નામ. ૧૨ ઇજતવાળો. ૧૩ ઠંડ. ૧૫ ઘર. ૧૯ જામીનગીરી. ( અંગ્રેજી ) ૨૧ મહાભારતમાંનું એક પુરૂષ પાત્ર. ૨૩ ખાવાનો એક મીઠો પદાર્થ. ૨૪ વેલ. ૨૫ કંજુસ. ૨૭ જંગલ. ૨૯ વરસ.

### હરિફાઇમાં દાખલ થવા માટેની શરતોઃ

(૧) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક ગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. ગ્રાહકોનાં કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. (૨) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ

સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. (૩) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઈ પણ સવાલ-જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઈ શકાશે નહિ. (૪) કાગળની એકજ બાજુએ ખાનાં પાડીને લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

### મે અંકના ઉખાણાની હરિફાઈનું પરિણામ.

સતિ શામળીએ પુછેલા ચારે કોયડાના સાચા જવાબો નીચે પ્રમાણે છેઃ—

સ. ૧ સાસુ-જમાઈનું સગપણ.
સ. ૨ બ્હેન-ભાઈનું સગપણ.
સ. ૩ સાળાવેલી-નણદોઈ ( માસીઆઇ ) નું સગપણ.
સ. ૪ મામીજી-ભાણેજ જમાઈનું સગપણ.

આ હરિફાઈમાં કુલ ૬૦ જવાબો આવેલા જેમાં-બધા સાચા ૧૫, ત્રણ જવાબ સાચા ૧૭, બે જવાબ સાચા ૨૫, અને એક જવાબ સાચા ૩, છે. અસ્પષ્ટ અને અપૂર્ણ જવાબોને અડધા સાચા ગણ્યા છે. બધા જવાબો સાચામાંથી એક બાલિકા પાસેથી નામ ઉપડાવતાં **શ્રી. કુસુમ જ. પંડયાનું** નામ નીકળતાં તેમને ઇનામ આપવામાં આવે છે. ઇનામમાં હરિફાઈના સંપાદક કવિ માવદાનજીભાઈના ' ગુરૂચોવીસી ' નામના પુસ્તક ઉપરાંત સૌ. બ્હેન ભાનુમતિ કણીઆ, બી. એ તરફથી " આપણા દેશનો ઇતિહાસ (પ્રથમ પુસ્તક) " અને સ્વ. બોટાદકર કૃત " રાસતરંગિણી " નામે બે પુસ્તકો પણ આપવામાં આવે છે. એ બ્હેને એ પુસ્તકો મંગાવી લેવાં. એ પુસ્તકો આપવા માટે અમે સૌ. ભાનુમતિબ્હેનના ઋણી છીએ. બાકીના જવાબો આપનારાના નામો નીચે પ્રમાણે છે જેમાંના ચારે સાચા જવાબો આપનારાને પણ એ ' ગુરૂચોવીસી ' ની દરેકને એક નકલ સીલકમાં હશે ત્યાં સુધી આપવાની કવિરાજે ઉદારતા બતાવી છે તો એ સર્વ ઉમેદવારોએ અડધા આનાની ટીકીટ બીડી એ પુસ્તક અમારી પાસેથી મંગાવી લેવું.

### ચાર જવાબ સાચા-કુલ ૧૫ નાં નામો.

શ્રીમતિ બ્હેનો. (૧) કુસુમ. જ. પંડયા. (૨) દીપકબા દેસાઈ. (૩) શકુન્તલા મ. દેસાઈ. (૪) પ્રભાવતી હરખચંદ. (૫) સુશીલા બાબુભાઈ. (૬) સવિતા ત્રિ. વકીલ. (૭) કલાવતી નવનીતરાય. (૮) કસ્તુરબાઈ ભગવાનલાલ. (૯) સૂર્યબાળા ત્રિપાઠી. (૧૦) પુષ્પાવતી મનુલાલ. (૧૧) સરસ્વતી. ર. દીવાનજી અને રા. રા. (૧૨) મોહનલાલ લા. દેસાઈ. (૧૩). પાટડીઆ આર. જે. (૧૪) ઉમેદભાઇ પ. બ્રહ્મભટ્ટ. (૧૫) ઘનશ્યામ ગણપતરામ.

### ત્રણ જવાબ સાચા-કુલ ૧૭ નાં નામો.

શ્રીમતિ બ્હેનો. (૧) ચંદનબાલા ધ. બકરી. (૨) રૂક્ષ્મણી ના. શાહ. (૩) લીલાવતી મ. અમીન. (૪) દમયંતી બ. મોદી. (૫) સુશીલા ધરમદાસ. (૬) વિમલકાન્તા. દે. મ્હેતા. (૭) રસિકગૌરી બા. યાજ્ઞિક. (૮) ગં. સ્વ. પુષ્પાવતી છો. દેસાઈ. (૯) કાન્તા. મં. ઝવેરી. (૧૦) હરકોરબાઇ પ્રેમજી. (૧૧) પદ્માવતી. ન. લાલાજી. (૧૧) કમલાગૌરી. ચ. મશરૂવાલા. (૧૨) મણીબ્હેન. ચં. શાહ. (૧૩) તારાલક્ષ્મી. ચી. મ્હેતા. (૧૪) પુષ્પાવતી. બં. દેસાઇ. (૧૫) વસંત. C/O વા. લા. પટેલ. (૧૬) જમના. જ. મરચંટ. (૧૭) રા. રા. અંબુભાઇ. દે પટેલ.

## બે જવાબો સાચા કુલ ૨૫ નાં નામો.

શ્રી. બ્હેનો (૧) તારાબ્હેન રા. દલાલ. (૨) કસ્તુરલક્ષ્મી આચાર્ય. (૩) લીલાવતી મ. મ્હેતા. (૪) અનસૂયા C/O હ. મ વ્યાસ. (૫) કાશીબાઇ ઠા. પેટીગરા. (૬) રમાગૌરી મ્હેતા. (૭) બચુબા બા. ગોહેલ. (૮) જયાવતી પ્રાણલાલ. (૯) મંગળાગૌરી લા. મ્હેતા. (૧૦) ગુણવતી વરજીવન. (૧૧) મોતીગૌરી તુ. મ્હેતા. (૧૨) નીલમગૌરી હ. શેઠ. (૧૩) લીલાવતી અમીન. (૧૪) મંજુદેવી મા. પંડયા. (૧૫) શારદા છો. પારેખ. (૧૬) વિનોદિની નાનાલાલ. (૧૭) મણિબેન જેઠાલાલ. ઉપરાંત રા. રા. (૧૮) મોહનલાલ ભી. વણઝારા. (૧૯) ખુશાલચંદ જી. માલવીયા. (૨૦) અનંતરાય C/O રા. કૃ. મો. ઝવેરી. (૨૧) ત્રીભોવનદાસ સુ. શાહ. (૨૨) શા. કરસનદાસ છ. (૨૩) ત્રીકમલાલ હી. શેઠ. (૨૪) અમૃતલાલ ગો. ચોહાણ. (૨૫) છોટુભાઇ ત્રિવેદી.

## એક સાચો જવાબ કુલ ૩ નાં નામો.

(૧) કુ. પ્રમીલા દવે. (૨) સૌ. હરદાગૌરી દવે, (૩) સૌ. હીરાંબાઇ હ. ઉદ્દેશી.



**સમાલોચના:** ( પાન ૮૮૦ થી ચાલુ )

**પ્રસ્થાન:** તંત્રી: રા. રામનારાયણ વિ. પાઠક વર્ષ ૨; અંક ૮ કાન્ત અંક વા. લ. રૂ ૫-૦-૦ આ પ્રસિદ્ધ માસિકનો ખાસ અંક સ્વ. મણિશંકર રત્નજી ભટ ( કાન્ત ) નાં અનેક સંસ્મરણો સાથે પ્રકટ થયો છે. સર પ્રભાશંકર પટણી, રા. આનંદશંકર ધ્રુવ, સૌ. લેડી વિદ્યાબ્હેન નીલકંઠ વગેરે જાણીતાં લેખકોના સ્વ. કાન્ત સંબંધી સંસ્મરણો ઉપરાંત તેમનાં અપ્રકટ કાવ્યો અને પત્રધારાથી અંક એક મોટી ખોટ પૂરી પાડી સ્વ. આત્માની ગુજરાતને ઓળખાણ કરાવે છે. એ અંક પાછળ તંત્રીશ્રીએ લીધેલો શ્રમ સફળ થયો છે.

**જ્યોત્સ્ના**—વર્ષ ૧; પ્રભા ૨-૩ તંત્રીઓ: રા. યજ્ઞેશ અને રા. ગણેશ "જ્યોત્સ્ના મંડળ" તરફથી પ્રકટ થતા આ હસ્તલિખિત માસિકનો આ "કવિ સુવર્ણમહોત્સવ" અંક ગુજરાતના જાણીતા લેખકોની ફુલીબંધ પ્રસાદીઓ રજુ કરે છે. એ આખા અંકની રસસામગ્રી કોઇ પણ સારા માસિકને શોભા આપે એવી છે. એ સુંદર અંક માટે તંત્રીઓને ધન્યવાદ.

## સાભાર સ્વીકાર

**સાભાર સ્વીકાર:** ગાયનો: નવાનગર હાઇસ્કુલમાં સુવર્ણ મહોત્સવ પ્રસંગે ભજવાયેલા નાટ્ય પ્રયોગમાં ગવાયલાં (૨) સમાજ સેવક: ત્ર્ય રા. ગો. હી. ઠક્કર. વર્ષ ૪; અંક ૧ લો. (૩) વાર્ષિક રીપોર્ટ: ૧૯૨૫-૨૬ શ્રી હિંદુ અનાથાશ્રમ નડિયાદ.

**સુધારો:** "જવાલા"ની કીંમત: આ પુસ્તકની સમાલોચના અમે ગયા અંકમાં કરી છે અને તેની કીમત રૂ. ૧-૪-૦ જણાવી છે. પ્રકાશક રા. ભરતલાલ ભટ્ટ ( મુ. ટાણા-શીહોર થઇને કાઠિયાવાડ ) જણાવે છે કે આ પુસ્તક તેમની પાસેથી મંગાવનારને તે ફક્ત રૂ. ૦-૧૨-૦ માંજ મળશે. પોષ્ટેજ જુદું. "ગુણસુંદરી" ના ગ્રાહકોને પોષ્ટેજ માફ છે પણ ગ્રાહક નંબર જણાવવો જોઇએ.

**પોલ**—( નવો અવતાર ) અંક ૧-૨. તંત્રી: રા. વી. ડી. ગણાત્રા. વા. લ. રૂ. ૪-૦-૦ "પ્રવાસી પાગલ" સ્વર્ગવાસી થયાથી રા. ગણાત્રાએ આ પત્રને નવો અવતાર આપ્યો છે. લેખકોની સંયમભરી ભાષા જોતાં "પોલ" નો અવતાર ખરેખર ફરી ગયો લાગે છે.




**છત્રપતિ શિવાજી મહારાજઃ** લેખકઃ રા. કકલભાઇ કોઠારી. પ્રકાશકઃ સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર. મૂલ્યઃ દસ આના.

હિંદના એ પરમ ઉદ્ધારક મહારાજ શિવાજીની જીવનકથા તેમની ત્રિશતાબ્દિ જયંતિ નિમિત્ત આ નાનકડા પુસ્તકમાં રા. કકલભાઇએ પોતાની લાક્ષણિક શૈલીમાં આલેખી છે. ઉપરાંત શિવ મહારાજના જીવનના કેટલાક સંસ્મરણીય પ્રસંગો પણ ટુંકમાં આપ્યા છે. એ ઉત્સવ પ્રસંગે મુંબાઇમાં કવિશ્રી ન્હાનાલાલભાઇએ આપેલું "હિન્દુપતનો તારણહાર" નામે સુંદર ભાષણ પણ આ પુસ્તકમાં સમાવી પ્રકાશકે તેની ઉપયોગિતા વધારી છે. દેશની દાઝ ધરાવનાર પ્રત્યેક ગુજરાતીએ આ અનુકરણીય જીવનકથા હૃદયમાં ઉતારવી જોઇએ. પુસ્તકની સાઇઝ આગલાં પ્રકાશનો જેવી રાખી હોત અને મુદ્રણ લાલ શાહીને બદલે બ્લ્યુ શાહીમાં થયું હોત તો તે વધારે સુંદર થાત.

**સંસારનો કંસારઃ** લેખકઃ રા. ગોવર્ધનલાલ ઉ. કાંટાવાળા, એમ. એ. બાર-એટ-લો. મૂલ્યઃ રૂ. ૧-૮-૦

આ સુંદર નવલકથાના લેખક પ્રસ્તાવનામાં જણાવે છે કે પોતે પોતાના પિતાના જેવા "સાક્ષર" નથી કે મોટાભાઇ જેવા "સાહિત્યના ખાં" નથી અને તેવા થવાની તેમને ઉમેદ પણ નથી. આ કારણે ભાષાની દ્રષ્ટિએ કેટલીક ક્ષતિઓ પુસ્તકમાં રહી ગઇ છે. છતાં વાર્તા જોરદાર અને રસમય બની છે એમાં જરાય શક નથી. પાશ્ચાત્યજીવનના પ્રસંગોની સેળભેળ કર્યા વિના હિંદુ સંસારની ઘટનાઓને નવલકથાના રૂપમાં યોજી તેમને રસમય બનાવવામાં લેખક સર્વાંશે સફળ નીવડ્યા છે, તે માટે તેમને અમારાં અભિનંદન છે. પિતાશ્રીની સલાહ માની તેઓ લખવાનો વ્યવસાય ચાલુ રાખે એમ અમે ઇચ્છીએ છીએ. ભાષા સાક્ષરી આડંબર વિનાની હોઇ સાધારણ ભણેલી બ્હેનો પણ આ પુસ્તક સરળતાથી વાંચી શકે એમ છે.

**ટાઇમ-ટેબલ ( ગુજરાતી )** તંત્રીઃ રા. એચ. પી. દલાલ. જુલાઇ, ૧૯૨૭ બી. બી. એન્ડ સી. આઇ. અને જી. આઇ. પી. રેલ્વેનાં ટાઇમ ટેબલો ગુજરાતી ભાષામાં પ્રકટ કરી તંત્રીએ લોકલ ટ્રેનોમાં મુસાફરી કરતી ગુજરાતી જાણનારી આલમને સારી સગવડ કરી આપી છે. જાહેર ખબરોની ભરમાર જોતાં બે આનાને બદલે એક આનો કીમત રાખી શકાત.

**નીતિ-પાઠમાળા ( ભાગ ૧ લો ).** યોજક રા. મંગલજી હરજીવન ઓઝા અને રા. ચંદ્રકાન્ત મં. ઓઝા. પ્રકાશકઃ મેસર્સ બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ. કીંમત રૂ. ૦-૪-૦.

બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કોલેજના માજી-હેડમાસ્તર અને રાજકુમાર કોલેજના માજી શાસ્ત્રીજી રા. ઓઝા અને તેમના પુત્રે આ નાનકડા પુસ્તકની સંકલના કરી છે. બાળકો હોંશથી વાંચે એવી નાની પણ બોધદાયક વાર્તાઓ સરળ ભાષામાં આપી, દરેક વાર્તાના અંતમાં તેમાંથી લેવા જોઇતો બોધ તારવ્યો છે. પ્રાથમિક શાળાના બાળકોને નીતિના પાઠ શીખવવા માટે આ પુસ્તક ઉપયોગી જણાશે એવી અમને ખાત્રી છે.

**યશસ્વિની**—પ્રકાશકઃ રા. યશેશ અને રા. મહેશ. કીમતઃ બે આના. આ નાનકડા પુસ્તકમાં કવિવર ન્હાનાલાલ વિષે તેમના જન્મ સુવર્ણ મહોત્સવ નિમિત્ત લખાયેલાં જુદાં જુદાં કવિઓના ૧૧ કાવ્યોનો સંગ્રહ છે. લલિતજી, રા. કેશવ શેઠ, રા. પ્રભાકર, સૌ. જયમનગૌરી પાઠકજી, રા. રમણીક મ્હેતા વગેરેનાં નામો એ કાવ્યો કેવાં રસમય હશે તેની ખાત્રી આપવા બસ છે.

( વધુ માટે જુઓ પાં ૯૭૮ )




## હિન્દ.

**અભિનંદન:** રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી હાઇકોર્ટના ન્યાયાધીશ નીમાયા અને ગં. બ્હેન શીવગૌરી ગજ્જર જે. પી. થયા તે માટે તેમને અભિનંદન આપવાનો એક સમારંભ વનિતા વિશ્રામ તરફથી સર પુરૂષોત્તમદાસના પ્રમુખપદે થયો હતો. પ્રમુખે તેમજ બીજા વક્તાઓએ સ્ત્રી કેળવણીના પ્રદેશમાં બન્નેએ બજાવેલી સેવાની તારીફ કરી હતી.

**નવાં જે. પી. બ્હેનો:** મુંબાઇ શહેરના સુલેહના અમલદાર તરીકે ૧૪ મહિલાઓની નીમણુંક થઇ છે. જેમાં ગુજરાતી બ્હેનોમાં સૌ. તારાબાઇ માણેકલાલ પ્રેમચંદ અને ગં. શીવગૌરી ગજ્જર; મુસ્લીમ બ્હેનોમાં સૌ ખદીજા તૈયબજી અને સૌ. ફાતમાબાઇ ફેઝ, પારસી બ્હેનોમાં મીસ કોન્ટ્રેકટર, મીસ એન્જીનીઅર, મીસ દેસાઇ; દક્ષિણી બ્હેનોમાં સૌ. સદાબાઇ મડગાંવકર, ડૉ. કાશીબાઇ નવરંગે, અને ખ્રિસ્તિ બ્હેનોમા ડૉ. નોરોન્હા, મિસિસ બેપટીસ્ટા અને ડૉ. ડીમોન્ટી વગેરે છે.

**પ્હેલાં હિંદુ બેરીસ્ટર:** આખા હિંદમાં અત્યાર સુધી સ્ત્રી-બેરીસ્ટર તરીકે મુંબાઇ હાઇકોર્ટમાં પ્રેકટીસ કરનાં મીસ મીઠાં તાતા એકલાં હતાં. હવે એક હિંદુ બ્હેન રા. મીસ સીતાબાઇ અજગાંવકર હિંદના પ્હેલાં હિંદુ સ્ત્રી-બેરીસ્ટર આવ્યાં છે. એમણે બેરીસ્ટર થવા ઉપરાંત ઓક્ષફર્ડ યુનીવર્સીટીમાંથી બી લીટ. અને ડી. ફીલ. ની ડીગ્રીઓ લીધી છે. રંગુનના મીસ સરાહ બોર પણ બેરીસ્ટર થયાના સમાચાર મળે છે. એ બ્હેનોને એમના વિજય માટે અભિનંદન.

**બાળ-ગુન્હેગારની અદાલત** મુંબાઇમાં હમણાંજ.[illegible] થઇ. પ્હેલા માસનો અનુભવ બતાવે છે કે સોંપાયેલ ધાર્યા કરતાં કામનો બોજો વધારે બોજો એ અદાલતના ખસ મેજીસ્ટ્રેટ મી ઠક્કર ઉપર પડશે. તેમને એ અદાલતની ફરજો બરાબર બજાવવા દેવા માટે બીજી ફરજોમાંથી મુક્ત કરવા જોઇએ. અઠવાડીઆમાં અર્ધો દિવસ બસ નથી.

**સેવાસદન (મુંબાઇ) નો ૧૯ મો વાર્ષિકોત્સવ** તા. ૧૧મી જુલાઇએ રાજા પ્રતાપગીરજીના પ્રમુખપદે મલબારી હોલમાં ઉજવાયો હતો જે પ્રસંગે મુંબાઇના જાણીતાં અને આગેવાન સ્ત્રી-પુરૂષોએ હાજરી આપી હતી. પ્રમુખે વિજયીની વિદ્યાર્થીનીઓને ઇનામો વગેરે વ્હેંચી આપી આ સંસ્થાના ઉપયોગી કામની મુક્તકંઠે પ્રશંસા કરી હતી એ સંસ્થામાં કામ કરનાર અને એ કામનો લાભ ઉઠાવનાર જનસમાજ બન્ને માટે એ સંસ્થા આશીર્વાદ રૂપ હોઇ જનતાની સહાનુભૂતિ આકર્ષે છે

**બ્હેન પ્રીતમિલાને સ્કોલરશીપ:** વધારે વધુ અભ્યાસ કરવા ઇગ્લાંડ ગયેલાં બ્હેન પ્રીતમિલા મનહરરામ મ્હેતાને સરકારે તા. ૧ લી એપ્રીલથી દોઢ વર્ષ માટે વાર્ષિક ૨૦૦ પાઉંડની સ્કોલરશીપ આપી છે, જે માટે સરકારને ધન્યવાદ અને એ બ્હેનને અભિનંદન આપીએ છીએ.

**સતી થવાનો પ્રયત્ન:** મુંબાઇમાં યશોદાબાઇ નામે એક મહિલાનો પતિ લાંબા સમયથી બીમાર હતો અને મરવાની અણી પર હતો. પોતાનું અખંડ સૌભાગ્ય જાળવવા યશોદાએ શરીરપરનાં કપડાં સળગાવી સતી થવાનો પ્રયત્ન કર્યો. સરકારનો કાયદો તેને "આપઘાત કરવાનો પ્રયત્ન" કહે છે. આ પ્રયત્ન નિષ્ફળ ગયો એટલે બાઇ હવે ફરી તે એવો પ્રયત્ન ન કરે માટે રૂ. ૧૦૦ ના જામીન લીધા છે. આ પ્રયત્ન પછી થોડાક કલાકમાંજ એ બાઇ વિધવા બની છે!

**બે નવી યોજનાઓ:** સર પુરૂષોત્તમદાસે

શિક્ષણના પ્રચાર માટે સુરત જીલ્લામાં બે નવી યોજનાઓ અમલમાં મુકવા માંડી છે. જે ગામને નિશાળ જોઇએ તે ગામના લોકો શાળાના મકાન માટે જમીન અને ત્રીજા ભાગનો ખર્ચ પૂરો પાડે તો બાકીનો બે ભાગનો ખરચ પોતાની પાસેથી આપવો એવી એક યોજના છે. આ મુજબ ગયા વર્ષમાં પાંચ ગામમાં નવી શાળાઓ ચાલુ થઇ છે, અને ૫૦૦ બાળકો શિક્ષણ લેતા થયા છે. ચાલુ વર્ષમાં બીજી ૨૬ શાળાઓ માટે તૈયારી ચાલે છે. બીજી યોજના ફરતાં પુસ્તકાલયો માટે છે. આ શ્રેષ્ઠ દાન માટે સર પુરૂષોત્તમદાસને અમે ધન્યવાદ આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે કન્યા શાળાઓ સ્થાપવા એવીજ યોજના તેઓશ્રી કરે.

**મહિલા વિદ્યાલય** સુરત આજ ૧૧ વર્ષથી સ્ત્રી-કેળવણી માટે નમુનેદાર કામ કરી રહ્યું છે. આજ તેમાં ૪૦૦ કન્યાઓ શિક્ષણનો લાભ મેળવી રહી છે. આ લાભ શહેરની કન્યાઓ વધુ સંખ્યામાં લઇ શકે એટલા માટે હરિપરામાં તેની એક શાખા ડીસ્ટ્રીક્ટ જડજનાં પત્ની સૌ. કમાબાઇ વાસુદેવ બી. એ. ને હાથે તા. ૧૩ મી જુને ખુલ્લી મુકી છે. સંચાલકોને એ માટે ધન્યવાદ આપીએ છીએ.

**સ્વયંસેવિકાના ઉપવાસ:** અંકલેશ્વરના ભીલવર્ગની ઉન્નતિ માટે કામ કરી રહેલાં બ્હેન મજુગૌરી ન. પંડયાએ ભીલ શાળાની નજદીક દારૂનું પીઠું ઉઘાડવાની સરકારે પરવાનગી આપ્યાનો વિરોધ દર્શાવવા ઉપવાસ કર્યાં હતા.

**નાચતાં શરમ લાગી:** વડોદરાના એક ધોબીને ત્યાં પુત્રના લગ્ન પ્રસંગે ત્યાંની એક નાયકણને નાચવા બોલાવેલી નાયકણે મીજલસમાં પોતાના કપડાં ધોનારં ધોબીને બેઠેલો જોયો એટલે તેને નાચતાં શરમ લાગી, અને કપડાંનું બચકું લઇ ચાલતી થઇ. ધોબીઓ ખીજવાયા અને નાયકણોના કપડાં નહિ ધોવાનો ઠરાવ કર્યો. આ બોયકોટથી નાયકણોને હાડમારી થઇ. તેમણે અમલદારોને ફરિયાદ કરી પણ કાંઇ ન વળ્યું. આખરે હારી મફત નાચવાનું અને દંડ માગે તો તે આપવાનું પણ કબુલ કર્યું. પણ ધોબીભાઇઓ નાચ જોઇ એટલા ખુશ થયા કે રૂ. ૩૦૦ બક્ષીસ આપ્યા !



ડૉ. સીતાબાઇ અજગાંવકર,
પ્હેલાં હિંદુ સ્ત્રી-બેરીસ્ટર.

**બહાદુર અબળા:** એ હિન્દુ જ્ઞાતિની એ બ્હાદુર બાળા ગૌરી ધોધબીના પ્રભાશંકર વેદે ચાર વર્ષ પ્હેલાં પરણેલી. સસરા રામકૃષ્ણે પુત્રી સમી એ પુત્રવધુ પર કુડી નજર કરી પણ ગૌરી તેને વશ ન થઇ, એટલે તેના પર જુલ્મ શરૂ થયો. પતિદેવ રક્ષણ ન આપી શકયા બાઇ પીયર આવી ત્યાં પણ સસરાએ પીછો ન છોડયો. કેસ અદાલતે ગયો. એ વખતની અદાલતે બાઇને જેલમાં પુરી ! કયા કાયદાને આધારે તે ન્યાયાધીશ જાણે. હજુર અદાલતમાં અરજી થતાં બાઇ છુટી છે. પતિ સસરાથી જુદો રહે તો તેને ત્યાં જવા અને દળણાં દળીને પણ તેનું પોષણ કરવા તૈયાર છે. પણ પિતાથી જુદા થવાની પતિમાં તાકાત નથી. ( સૌરાષ્ટ્ર ).

**લોહાણા સખાવત:**—લોહાણા જ્ઞાતિના આગેવાન શેઠ ખીમજી નાગજી કોઠારીએ પોતાના વતન કચ્છમાં પોતાની જ્ઞાતિની વિધવાઓના અને અશક્ત વૃદ્ધ પુરૂષોના લાભ માટે રૂ. ૫૦૦૦૦ ની રકમ સખાવતમાં આપી છે. આ પ્રમાણે દરેક જ્ઞાતિના ધનિકો પોતપોતાં સાજી

લે તો આપણી અનેક સામાજીક જરૂરીઆતો હળવી થઇ જાય. શેઠ ખીમજીને અમે એ ઉદારતા માટે ધન્યવાદ આપીએ છીએ.

**રૂ. ૪૦૦૦૦ ની સખાવતઃ** પૂનાની શ્રી નાથીબાઇ મહિલા વિદ્યાપીઠમાંથી થોડા સમય પર ગ્રેજ્યુએટ થયલાં બ્હેન લીલાબાઇ ઉર્ફે મનોરમા સામંતે ( જે મી. લેલે સાથે પરણ્યાં છે ) તેમણે રૂ. ૪૦૦૦૦ અમુક શરતો કરી સ્ત્રી-કેળવણીના પ્રચાર માટે વિદ્યાપીઠને આપી દીધા છે. ઉપરાંત રૂ. ૬૮૦૦ ની રકમ પોતાનો લગ્નદિન ઉજવવા માટે એજ વિદ્યાપીઠને આપી છે. એ ઉદારતા માટે સૌ. મનોરમા લેલેને અમે ધન્યવાદ આપીએ છીએ.

**ખેતીવાડીની કોલેજમાં** પ્હેલીવાર એક ગુજરાતી બ્હેન મીસ રાજુ ગુજર વિદ્યાર્થીની તરીકે દાખલ થયાં છે. એ બ્હેન ફરગ્યુસન કોલેજમાંથી ઇન્ટરમીડીએટ પાસ થયાં છે અને બીજાપુર જીલ્લામાં તેમને વારસામાં મળેલી કેટલીક જમીન છે જે તે જાતે ખેડવા ઇચ્છે છે. કોલેજમાં દાખલ થતા એ બ્હેનને ત્રણવાર અરજી કરવી પડી એ સંચાલકો માટે અત્યંત શરમાવનારું ગણાય. એ બ્હેનને અમે ફતેહ ઇચ્છીએ છીએ.

**દાયણોને શિક્ષણ** આપવાની એક યોજના પૂના જીલ્લામાં કેટલાક વખત પ્હેલાં અમલમાં મુકવામા આવી છે અને ઘણી ફતેહમંદ નીવડી છે. સરકારે બીજા જીલ્લાઓમાં આવું શિક્ષણ આપવા રૂ. ૧૦૦૦૦ ની બજેટમાં જોગવાઇ કરી છે. પણ એ રકમ પૂરતી નહિ થઇ પડે. બાળકોના અને માતાઓના રક્ષણને ખાતર એવી યોજના ઇલાકાના દરેક જીલ્લામાં અમલમાં મૂકવાની જરૂર છે જેથી દાયણોના અજ્ઞાનને પરિણામે થતાં મરણો ઓછાં થાય.

**છોકરાં માટેની લાલસા** હજી આપણી ઘણી અજ્ઞાન બ્હેનોના હૃદયમાંથી ગઇ નથી અને તે માટેના તેમના પ્રયત્નો ચાલુજ હોય છે. મ. ગાંધીજી હમણાં બેંગ્લોરમાં હતા તે વખતે તેમની પાસે પણ એવી એક બ્હેને આવીને પુત્રપ્રાપ્તિ માટે આશીર્વાદ માગ્યા હતા. ગાંધીજીએ બાઇને કહ્યું કે હિંદમાં ઘણાં બાળકો ભૂખે મરે છે તેમાંના બને તેટલાં અપનાવી લ્યો, અને તેમની માવાની ખોટ પૂરી પાડો. આ સલાહ પુત્ર-લાલસાવાળી બ્હેનોએ અમલમાં મુકવી જોઇએ.

**પતિદેવ રૂઠયાઃ** સાલેમ જીલ્લાના ધરમપુરી ગામમાં એક પતિદેવે પત્ની પર રૂઠી તેને સ્વર્ગમાં પ્હોંચાડી દીધી. પત્નીનો વાંક એટલોજ હતો કે તે પતિની પરવાનગી વિના એક સગાને ત્યાં લગ્નમાં મ્હાલવા ગઇ. પતિદેવ દારૂ પીને સ્વારીએ ચઢયા અને પત્ની નાતમાં પીરસતી હતી ત્યાંથી ચોટલેથી પકડી ખેંચી ગયા અને છરી મારી જાન લીધો!

**રક્ષણ ગૃહોઃ** બદમાસોના પંજામાં ફસી પડતી યા પડેલી બાળાઓના રક્ષણ માટે ગૃહો સ્થાપવાની હીલચાલ કલકત્તામાં પૂર ઉત્સાહથી ઉપાડી લેવામાં આવી છે. તે માટે ગવર્નરના પ્રમુખપદે હમણાં એક જાહેર સભા મળી હતી અને ત્યુ ના પ્રમુખ મી. સેનગુપ્તાએ ઠરાવ રજુ કર્યો હતો. આ આ ઠરાવની રૂયે એક મોટું ફંડ ઉપરાવવામાં આવશે. રૂા. ૮૦૦૦ ઉપર ભરાઇ ગયા છે. પણ મુંબાઇનું શું? હોસ્પીટલ કરતાં આવા ગૃહોની અગત્ય ઓછી નથી. ના. ગવર્નર આગેવાની લઇ આ કામ પાર પાડશે?

**પૂનર્લગ્ન માટે સતામણીઃ** ઝરીઆથી એક બાબુ નાગરમલ લીલ્હા પોતાના બીમાર માતુશ્રીને લઇ ચારેક માસથી કલકત્તા આવેલા અને તેમને સારવાર માટે મારવાડી હોસ્પીટલમાં રાખેલા. દરમિયાન એક મારવાડી વિધવા સાથે નાગરમલે પૂનર્લગ્ન કર્યું. આથી મારવાડી કોમ છેડાઇ અને હોસ્પીટલમાંથી તેનાં વૃદ્ધ માતુશ્રીને કાઢી મૂકયાં, જેમણે બે દિવસ પછી સ્વર્ગનો રસ્તો લીધો. પાટાને દુઃખે પખાલીને ડામ દેવાયો!

**સ્ત્રી-લુંટારૂઃ** બંગાલાના ચોવીસ પરગણા જીલ્લાની પોલીસે એક લુંટારૂ ટોળી પકડી છે જેની એક આગેવાન સભાસદ એક સ્ત્રી છે. આ બાઇ ટોળી સાથે ખાખી અર્ધી પાટલુન અને પાઘડી વગેરે મરદાની પોશાક પ્હેરી લુંટમાં સામેલ થતી હતી. ટોળીના સભાસદો એના ઘરમાંજ ભેગા થતાં હતાં.

**પતિની વ્હારેઃ**-કલકત્તામાં રહેતા બાબુ ભુપવિભુષણ નંદીના ઘરમાં તા. ૨૫ મી માર્ચની રાત્રે ત્રણ લુંટારૂઓએ ધાડ પાડી. ધાધણી ત્રણ વાગે જાગ્યા ત્યારે એકને પોતાના બિછાના પાસે ઉભેલો

જોયો. તેને પકડતાં તેના બે સાથીઓએ ભુપતિપર રીવોલ્વર અને છરા વતી હુમલો કર્યો. ભુપતિની પત્ની અવાજથી જાગી ઉઠી અને પતિ ઉપર ગુજરતી આફત જોઇ તેણે ચાલાકીથી એકના હાથમાંથી છરો ઝુંટવી લીધો. એટલામાં ઘરનાં બીજાં માણસો પણ જાગી ઉઠયાં. બે જણા નાસી ગયા. ત્રણેને કોર્ટે સખ્ત સજા કરી છે. પતિની વ્હારે ધાનાર એ હિમતવાન બ્હેનને ધન્યવાદ આપીએ છીએ.

**શાબાશ મહારાજા:**-ભરતપૂરના મહારાજા જુના વિચારના ગણાય છે છતાં પ્રજા કલ્યાણ માટે જોઇતો સુધારો કરવાની તેઓ હંમેશ તત્પરતા દેખાડે છે હમણાંજ એક રામદુલારી નામે બાલ-વધવાનાં લગ્ન ધામધુમથી રાજને ખરચે તેમણે કરી આપ્યાં છે; અને એ સ-માર'ભમાં જાતે આગળ પડતો ભાગ લઇ પોતાની સહાનુભૂતિ બતાવી છે.



ડૉ. નોરોન્હા, જે. પી.

**બાળલગ્નનો અટ-**કાવ કરનારો એક કાયદો કોટા રાજ્યે ઘડી છોકરીની ૧૨ વર્ષની અને છોક-રાની ૧૬ વર્ષની ઓછા-માં ઓછી લગ્ન ઉમ્મર ઠરાવી છે. વધારામાં છો-કરી કરતાં બેવડી ઉમ્મરના વર સાથેના લગ્નનો અટ-કાવ કર્યો છે. ૫૪ વર્ષની ઉમ્મરના પુરૂષ સાથે ૧૮ વર્ષની અંદરની કન્યાનાં લગ્ન ન થઇ શકે. કાયદાના ભંગ માટે ૬ માસની કેદ અને રૂ. ૧૦૦૦ ના દંડની સજા થશે.

## એશિયા

**જાપાનમાં સ્ત્રી-પ્રગતિ** કુદકે ને ભુસકે વધતી જાય છે. અનેક સ્ત્રીઓ જુદા જુદા ધંધામાં કામ કરી રહી છે છતાં તેમને મતાધિકાર નથી મળ્યો. ચાલુ વર્ષમાં એ માટે બધાં સ્ત્રી-મંડળોએ સંયુક્ત થઇ કામ કરવા માંડયું છે જેને પરિણામે પાર્લામેંટ તેમજ મ્યુ. માં સમાન મતાધિકાર આપવા માટેનાં બીલો રજુ થયાં છે. સ્ત્રી-મતાધિકાર સંઘ તરફથી એક માસિક પણ પ્રકટ થવા માંડયું છે. એક બ્હેન-મીસ કોનો યસુઇ ડૉકટર ઑફ સાયન્સની ડીગ્રી મેળવવા ભાગ્યશાળી થયાં છે. તેમણે છોડવાઓ તેમજ કોલસા સંબંધી કેટલીક શોધખોળ કરી છે. મતાધિકારના કાર્યમાં એક ૭૬ વર્ષનાં ડોસીમા મિસિસ મસાકો યમાનો પણ ઉત્સાહથી ભાગ લે છે. રાજકુટુંબ તરફથી મીસ શીઝુકો ટકેટાને શિક્ષણનો અનુભવ લેવા યુરપ મોકલ્યાં છે. જાપાનના ઇતિહાસમાં પ્હેલી-વાર એક બાનુ-મીસ મીને યમાગામીને એક શાળાના પ્રીન્સીપાલ તરીકે નીમવામાં આવ્યાં છે.

## યુરપ.

**બે નવા પત્રો:**-લંડ-નમાં "પોલીસ વુમન્સ રીવ્યુ" (સ્ત્રી-પોલીસ સંબંધી) એક નવું પત્ર પ્રકટ થવા માંડયું છે અને એ વિષયને લગતી માહિતી તેમજ લેખોથી ભરપુર તેનો પ્હેલો અંક પ્રકટ થઇ ચૂકયો છે. ફ્રાં-સમાં પણ એક નવું પત્ર "સ્ત્રી-સમાચાર" જા-ણીતી સ્ત્રીઓના તંત્રીપદે પ્રકટ થવા માંડયું છે.

**કવિતા માટે ઇ-નામ:**-ઓક્ષફર્ડ યુનીવર સીટીમાં દર વર્ષે "ન્યુડી-ગેટ પ્રાઇઝ" નામે એક ઇનામ કવિતા માટે અપાય છે. ચાલુ વર્ષનો વિષય ઇટાલીના ઇતિહાસમાં થઈ ગયલી જુલીઆ નામે ૧૫ વર્ષની એક બાળા સંબંધી હતો બીજાં હરી-ફોમાં માર્ગારેટ હોલ કોલેજની વિદ્યાર્થીની મીસ અટરૂડ ટ્રેવેલીઅને પણ કવિતા મોકલી હતી. કમિટિએ એ કવિતા પસંદ કરી તેમને ઇનામ આપ્યું છે.

**વેપારી ચેમ્બરની મંત્રી:**-મીસ એલ. વે-રીટી વોલશોલ વેપારી ચેમ્બરની સેક્રેટરી છે. ગયા મહિનામાં વેપારી ચેમ્બરોની પરિષદ લંડનમાં મળી ત્યારે પ્રતિનીધિઓમાં એ એકજ મહિલા

હતી. સાત વર્ષ આસીસ્ટંટ સેક્રેટરી તરીકે કામ કર્યા પછી છેલ્લાં બે વર્ષથી તે સેક્રેટરીના પદ પર છે.

**હોડી હંકારવાની હરિફાઇમાં** સ્ત્રીઓની બે ટોળીઓ ટેમ્સ નદીમાં જુનની ૨૦ મીએ ઉતરી હતી. પટનીથી મોર્ટલેક સુધીનો પટ જીતનાર ટોળીએ ૨૬ મીનીટ ૫૭ સેકંડમાં પૂરો કર્યો હતો. આ પટ પરજ કેમ્બ્રીજ–ઓક્ષફર્ડ યુનીવર્સીટીઓનાં પુરૂષ વિદ્યાર્થીઓ દર વર્ષ હરિફાઇ કરે છે. અને તેમને ઓછામાં ઓછી સાડા અઢાર મીનીટ અને વધારેમાં વધારે ૨૪ મીનટ ૯ સેકન્ડ લાગી છે.

**કુટુંબનો પોષકઃ** ૧૫ વર્ષની ઉમ્મરનો એ જોસફ ફ્રેન્ક લીન્સી ૬ જણના કુટુંબનો નિર્વાહ કરતો. ઘરમાં મા અને પાંચ નાના નાના ભાઇ બ્હેનો. સૌથી મોટો જોસફ. એણે એક ઘોડો અને ગાડી વેચાતાં લીધાં–કમાઇને ખરીદ કીમત આપવાની શરતે. એ ગાડીમાં શાકભાજી ભરી ઘેર ઘેર ફરી એ સવારથી સાંજ સુધી વેચતો. પરિણામે કુટુંબને પોષવા ઉપરાંત ગાડી ઘોડાની કીંમત પણ એણે ભરી. ફક્ત દસ શીલીંગ બાકી હતા ત્યાં પોલીસે એને પકડયો, કારણ કે ઘોડાની તબીયત સારી ન હતી; તેના પર જુલમ ગુજરે છે એમ પોલીસને લાગ્યું. મેજીસ્ટ્રેટે તેની વાત સાંભળી ખુશ થઇ એક પાઉંડ ગજવામાંથી ઇનામ તરીકે આપ્યો.

**આપઘાતનું વિચિત્ર કારણઃ** લંડનમાં એક એક્ટ્રેસ મિસિસ મોડ ઓલગા ફ્રાન્સે પોતાની તેર માસની દીકરીને મારી નાંખી પછી પોતે પણ આપઘાત કર્યો છે. બાઇને ધણી સાથે ન ફાવવાથી પોતે જુદી રહેતી હતી. લગ્નથી બાઇને એક છોકરો પણ થયો હતો. બન્ને બાળકોના ભરણ પોષણ માટે બાપ કંઇક રકમ આપતો હતો, ઉપરાંત બાઇ પણ એક્ટ્રેસ તરીકે કમાતી હતી પરન્તુ ખરચાળ ટેવોને લીધે એ બધું પૂરતું થતું નહિ. બચ્ચાંઓને સારી રીતે ઉછેરવા જોઇએ એવા મતને લીધે તેણે આપઘાત કર્યો, વળી છોકરીને પણ લેતી ગઇ, કારણ દીકરીની જાત હોવાને લીધે તે એકલી અટુલી નિભાવ ન કરી શકે. સદભાગ્યે છોકરો બચી ગયો છે !

**૩૭ વર્ષે પાકયોઃ** ઇસ્લીંગ્ટનમાં હમણાં એક લગ્ન થયાં, વરરાજા મી. વોકર અને વહુરાણી પ્હેલાંના મીસ પુસીઆ ડાયર છે. મી. વોકર સન ૧૮૯૦ માં બોલ્ટન પાસે એજવર્થમાં રહેતો ત્યારે મીસ ડાયર સાથે તેને પ્રેમ બંધાયો હતો. તે પછી બાઇ સાહેબે બે ધણી કર્યાં. મી. વોકર પણ એકવાર પરણ્યા હતા આજ ૩૭ વર્ષે. બન્ને પાછાં ખાલી પડતાં, જુનો પ્રેમ ફરી જાગ્યો અને આ લગ્ન થયાં.

**પ્હેલીજવારઃ** વેટરીનરી સરજરી (જાનવરોને લગતા વૈદકશાસ્ત્ર)ના ઇતિહાસમાં વીલીઅમ્સ મેમોરીઅલ પ્રાઇઝ પ્હેલીજ વાર એક મહિલા–લીવરપુલ યુનીવર્સીટીની વેટરીનરી સ્કુલની વિદ્યાર્થીની મીસ ઇડા લોઇડ રોબર્ટસને મળ્યું છે. આ ઇનામ આપવાનું જાહેર કરતા પ્રમુખ પ્રો. કર્નલ બીટલ-બેન્કે મીસ રોબર્ટસને ખાસ અભિનંદન આપ્યું હતું.

**બદલો લીધોઃ** અર્નેસ્ટ બોલી નામે એક દેખાવડો માણસ યુરપમાં પૈસાદાર સ્ત્રીઓને પરણવાનો ઢોંગ કરી તેમના નાણાં ઉપાપત કરવાનો ધંધો લઇ બેઠો હતો. કેટલીક સ્ત્રીઓને એમ ફસાવ્યા પછી એક સ્વીસ છોકરી તેના પંજામાં ફસાઇ આ કામ માટે તે પેપરોમાં જાહેરખબર આપતો અને અરજી કરનારની નાણાંસ્થિતિની ખાનગી તપાસ કર્યાં પછીજ તેને મળતો. એ સ્વીસ છોકરીને પરણી થોડો વખત સાથે રહી તેના બધાં નાણાં કઢાવી લીધાં અને વંઠો માપી ગયો. છોકરીએ બદલો લેવાનો વિચાર કર્યો અને એની જાહેરખબરોની તપાસ રાખવા માંડી. પોતાના એક પૈસાદાર કાકાને વચમાં રાખી વાત ચલાવી. ભાઇસાહેબ જાળમાં આબાદ સપડાયા. અત્યારે બેલ્જીઅમની જેલમાં લ્હેર કરે છે !

**રમતગમત પર અંકુશઃ** બેવેરીઆના ધર્મગુરૂઓએ કેથોલીક ધર્મની સ્ત્રીઓ અને કન્યાઓ જાહેર રમતગમતોમાં ભાગ લે તે સામે અણગમો બતાવી, ન્યુબર્ગમાં જુલાઇ માસમાં થવાની શરતો માં ઉતરવાની તેમને મનાઇ કરી હતી. આ મનાઇ હુકમ સર્વ દેવળોમાં વંચાયો હતો. તેઓ માને છે કે એથી અનીતિ ફેલાય છે.

**ઓસ્ટ્રીઆની પાર્લામેંટમાં** ચાલુ વર્ષની ચુંટણીમાં છ બાનુઓ સોશીઅલ ડેમોક્રેટ પક્ષ

તરફથી ચુંટાયાં છે, જ્યારે કન્ઝર્વેટીવ પક્ષના એક બાનુ જે પ્હેલાં સભાસદ હતાં તે ચુંટણીમાં નિષ્ફળ નીવડયાં છે. વીએનાનીમ્યુ. માં નવ મ્હેનો સભાસદ તરીકે ચુંટાઇ છે. મતદારો તરીકે સ્ત્રીઓની મોટી સંખ્યા હોવા છતાં પક્ષ પદ્ધતિપર ચુંટણી થતી હોવાથી મહિલાઓ વધુ સંખ્યામાં ચુંટાઈ શકતી નથી.

તુર્કસ્તાનના થીએટરમાં નટી તરીકે પ્રથમ દાખલ થનાર મિસિસ સુવાહીદ એ નામે મહિલા છે. એનો પતિ જાણીતી નાટક કંપનીનો સભાસદ હતો. જે હમણાંજ જીન્નતવાસી થયો છે. બીજી એક બે તુર્ક સ્ત્રીઓ હમણાં એક્ટ્રેસ તરીકે તુર્કસ્તાનના થીએટરોમાં ધંધો કરે છે; બાકીની બધી આર્મીનીઅન સ્ત્રીઓ છે. આ થીએટરો ચ્ફ્રેંચ નાટકોના ભાષાંતરો ભજવે છે. તુર્ક ભાષામાં નાટકો બહુ થોડાં છે.

સ્ત્રીઓ માટે રાષ્ટ્રીય પોશાક નવી ઢબનો બનાવવાની હીલચાલ તુર્ક સ્ત્રીમંડળ તરફથી થાય છે. આ પોશાક અમુક

# માતૃત્વમંડળ—ગુજરાત.

ઉદ્દેશ:—

પ્રજા સુદૃઢ, નિરોગી, સુંદર ને સંસ્કારી બનતી જાય તેટલા માટે સમાજમાં સ્ત્રીઓનું સ્થાન વધુ ઉચ્ચ ને પવિત્ર સ્વીકારાવવું; સ્ત્રી ને પુરૂષો પોતપોતાની જવાબદારી સમજે એવી કેળવણી છેક બાળપણમાંથી મોટાં થાય ત્યાં સુધી, શારીરિક ને માનસિક વિકાસને યોગ્ય અપાવવી.

ઉપરના ઉદ્દેશમાં સમ્મત થનાર કોઇ પણ ૨૫ વર્ષની વય ઉપરની વ્યક્તિ સભાસદ થઇ શકે. તેનું લવાજમ વાર્ષિક રૂ. ૨) રાખવામાં આવ્યું છે. આ મંડળનો હેતુ જે સ્ત્રી યા પુરૂષો આવી પ્રવૃત્તિમાં સહૃદયે માનતા હોય; અને ખંતથી કાર્ય કરવાની ઇચ્છા હોય તેમનેજ આ મંડળ સભ્ય થવા નિમંત્રે છે.

**કાર્યની રૂપરેખા.**

(૧) બાલ્યાવસ્થાથીજ બાલક બાલિકાને સહચારી અને સહવિદ્યાર્થી બનાવવા વિષે લોકમત કેળવવો અને તેને માટે યોગ્ય વાતાવરણ ઉત્પન્ન કરવું.
(૨) કુમાર કુમારિકા યુવાવસ્થામાં પ્રવેશ કરે તે પહેલાં શરીરના તમામ ભાગનું ને તેના ધર્મોનું પવિત્રપણે જ્ઞાન આપી બ્રહ્મચર્યનું રહસ્ય સમજાવવું,
(૩.) સ્ત્રી પુરૂષોમાં પ્રજનન શાસ્ત્રના જ્ઞાનનો પ્રચાર કરવો ( ભાષણ, પત્રિકા, સાહિત્ય, સીનેમા, મૅજીક લેન્ટર્ન, વગેરે દ્વારા ).
(૪) પ્રજોત્પત્તિની જવાબદારી અને આરોગ્યશાસ્ત્રના નિયમોને આર્થિક ને માનસિક સંપત્તિ સાથે કેટલો નિકટ સંબંધ છે, કેવી રીતે નિયમન કરવું વગેરે જ્ઞાનનો પ્રચાર કરવો.
(૫) સગર્ભા સ્ત્રીઓની કેવી રીતે માવજત કરવી, તેના મન ને ચિત્તની પ્રસન્નવૃત્તિથી સંતતિ પર કેવી સુંદર છાપ પડે છે તે જ્ઞાન ફેલાવવું.
(૬) સારી સંતતિનાં પ્રદર્શન ભરવાં ને ભરાવવાં.
(૭) સ્ત્રી પુરૂષોનાં ને ખાસ કરીને સ્ત્રીઓનાં ગુહ્ય ભાગોના દર્દોની તપાસ ને તેમના ઇલાજની સવડ કરવી ને કરાવવી.
(૮) ચેપી રોગો કેવી રીતે થાય છે, તેનાથી કેમ દૂર રહેવું, થવાનો ભય હોય તો કેમ અટકાવવા, રોગ થયો હોય તો ઇલાજ વિષે યોગ્ય માહીતી આપવી વગેરે જ્ઞાનનો પ્રચાર કરવો.
(૯) હીંદી પ્રજા શરીરે મજબુત, દેખાવમાં સુંદર, ચારિત્ર્યવાન નીતિવાન, ને વધારે આત્મબળવાળી થાય તથા કળા વિજ્ઞાનમાં વધારે રસ લેતી થાય તેવા જ્ઞાનનો ફેલાવો કરવો.

પુલબારી નાકા,
વડોદરા તા. ૧૨ : ૭ : ૨૭

સુલોચના દેસાઇ
મંત્રી, માતૃત્વમંડળ.

ઢબ બધામાં એક સરખી રહેશે જ્યારે રંગ અને બીજી કેટલીક દૃષ્ટિએ તેમાં વિવિધતા આણી શકાશે, અત્યારે યુરોપીઅન પોશાક વધારે ઘુસતો જાય છે તે નાબુદ થશે.

**કમાલ પાશાની નવી પત્નીઃ** તુર્કસ્તાનના પ્રમુખ કમાલ પાશાએ રાજકીય કારણોને લીધે લતીફા હાનુમને લાંબા સમયથી તલ્લાક આપી દીધા છે. હવે તે બુસાની એક ૧૭ વર્ષની કન્યા સાથે શાદી કરવાના છે. એ બાળા ગરીબ હોઇ તુર્કસ્તાનમાં કામ શોધવા આ હતી. એના સૌંદર્યથી છક્ક થઇ એને ભણાવવાની તજવીજ પાશાએ કરી આપી હતી. હવે પ્રેમના બીજ રોપાયાં છે !

### અમેરિકા.

**છુટાછેડાનો ઉપાય-જાંગડ લગ્નઃ** અમેરિકામાં છુટાછેડાની સંખ્યા વધી પડી છે. આના ઉપાય તરીકે ચીકાગોના અનુભવવૃદ્ધ જડજ લ્યુઇસ કહે છે કે થોડા સમયમાં જાંગડ-લગ્નની પદ્ધતિ સ્વીકારવી પડશે. આપણે વેપારીને ત્યાંથી માલ જાંગડ લઇ આવીએ-પસંદ પડે તો રાખીએ નહિ તો પાછો આપીએ, તેવું લગ્નની બાબતમા પણ કરવું પડશે. પરણવા ઇચ્છનાર થોડોક વખત સાથે રહી જુએ. ફાવતું આવે તો પછી પરણે નહિતો દરેક પોત પોતાને રસ્તે ચાલ્યું જાય. સાહેબ માને છે કે એ પદ્ધતિથી સમાજ વધારે સુખી થશે, અને છુટા છેડાનો પ્રશ્ન ઉભો નહિ રહે.

**પુરૂષ-વેષમાં સ્ત્રીઓઃ** અમેરિકામાં વેકીલ્ડ નામે એક ડાકટર ૨૫ વર્ષ સુધી સ્ત્રી છતાં પુરૂષ વેષમાં રહી હતી. ડૉ. "જેમ્સ" બારી પણ એવીજ રીતે ૫૦ વર્ષ સુધી પુરૂષ વેષમાં તબીબી ખાતાનું કામ કરતી હતી ફ્રાંસમાં ત્રણ સ્ત્રીઓએ પુરૂષ વેષમાં રહેવાની સરકાર પાસે પરવાનગી મેળવી હતી ઘણી સ્ત્રીઓ પુરૂષ વેષમાં લશ્કરમાં દાખલ થઇ બહાદુરીથી લડયાના દાખલા પણ મળી આવે છે.

**કયુબામાં મતાધિકારઃ** કયુબાના પ્રમુખ મરાદો હમણાં વોશીંગ્ટન ગયા હતા તે મસંગ સાધી અમેરિકાની કેટલીક સ્ત્રીઓએ પ્રતિનીધિ-મંડળ મોકલી કયુબાની સ્ત્રીઓને સમાન મતાધિકાર આપવા તેમને દબાણ કર્યું હતું. પ્રમુખે બનતું કરવાનું વચન આપ્યું હતું.

**નીમણુંકઃ** (૧) બ્રાઝીલના દરિયાઇ ખાતાના પ્રધાને યૂરપ અને આર્જેન્ટાઇનની સફરે જતાં એ વહાણો ઉપર સ્ત્રી ડાકટરોની નીમણુંક કરી છે, મીસ ઓડેર ફ્રેડીરીષ્મે પ્રમુખના સેક્રેટરી તરીકે લાંબો સમય કામ કર્યું છે.



# નોંધ.

**અભિનંદન.**

સ્ત્રી-ઉન્નતિના વિધવિધ કાર્યોમાં પ્રબળ સહાનુભૂતિ ધરાવતા અને તેમાં સંગીન સક્રિય ફાળો આપતા, તેમજ આ માસિક સાથે નિકટ સંબંધ ધરાવતા ગુજરાતના બે સજ્જનોને અભિનંદન આપવાનું સદ્દભાગ્ય આજે અમને મળે છે. રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને એક સમર્થ સાક્ષર તરીકે આખું ગુજરાત ઓળખે છે.

**રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

પોતાના લેખોથી તેમણે આજ વર્ષો થયાં ગુજરાતની ચાલુ સેવા બજાવી છે અને તેમાંય આ માસિક તરફ તેમણે પોતાને અનેક વ્યવસાયો છતાં ખાસ પક્ષપાત બતાવ્યો છે. સ્ત્રી કેળવણીની અનેક સંસ્થાઓના સંચાલનમાં તેમણે આગેવાની ભર્યો સહકાર આપ્યો છે. તેમના કાયદાના ઉંડા જ્ઞાન વિષે, અને તેમની નિષ્પક્ષ ન્યાયવૃત્તિ વિષે મુંબાઈની જનતાને પ્રત્યક્ષ અનુભવ છે. આજ વીસ વર્ષથી તેઓશ્રી સ્મોલકોઝ કોર્ટનું ન્યાયાસન શોભાવી રહ્યા છે અને મુખ્ય ન્યાયમૂર્તિ તરીકે ઉજ્વલ કીર્તિ સંપાદન કરી છે. તેમના અંગત પરિચયમાં આવનારને તેમનું મીલનસારપણું અને તેમનો નિખાલસ સ્વભાવ મુગ્ધ કરે છે આવા એક સજ્જનને સરકારે હાઇકોર્ટના ન્યાયમૂર્તિને સ્થાને બેસાડી પોતાની કદર કરવાની શક્તિની ખાત્રી આપી છે. સરકારની એ ગુણગ્રાહકતા માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ અને આ પ્રસંગે રા. રા. કૃષ્ણલાલભાઇને અમે અમારાં સહૃદય અભિનંદન અર્પીએ છીએ અને ઇચ્છીએ છીએ કે જે સ્થાને સરકારે તેમને કામચલાઉ નીમ્યા છે ત્યાં સ્થાયી નીમી પોતાની ગુણગ્રાહકતાનો પ્રજાને વધુ પરિચય આપે.

**કવીશ્રી લલિતજી.**

આ માસિક સાથે નિકટનો સંબંધ ધર
બીજા સજ્જન ક
લલિતજી છે. એમનાં
ભર્યાં રાસ અને કા
અને એમનાં મંજીરાંથી એ ગુજરાતની
તાને અત્યંત પ્રિય થઇ પડયા છે. સ્ત્રીવ
ઉન્નતિ માટે એમની ધગશ જાણીતી છે અ
માટે તેમણે મોટો સક્રિય ફાળો આપ્યો છ
વિશ્રી ન્હાનાલાલની જેમ તેઓશ્રી પણ આ
વનમાં પ્રવેશે છે, જે પ્રસંગે અમે તેમને અ
અંતઃકરણના અભિનંદનો આપીએ છીએ
માસિકને ભૂતકાળમાં તેમણે પોતાનાં સુંદર
કાવ્યોથી અનેકવાર શોભાવ્યું છે. હજી ગયા
માંજ તેમણે એક રસભર્યો રાસ આપ્યો
વનમાં પેઠા પછી એ રસઝરો સૂકાઇ ન જાય
બમણા જોસથી વ્હેવા માંડે એમ અમે ઇ
છીએ. ઇશ્વર એમને દીર્ઘાયુ કરે અને ગુજ
સાહિત્યની હજી વધુ સેવા એમની પાસે કરે

**વીરમગામની લાઇનદોરી અને સ્ત્રીઓની હાડમારી**

બ્રિટિશ સત્તા અને દેશી રાજ્યોની પ
અથડામણને પરિણામે
કેટલેક વર્ષે વીરમગામની
ઇનદોરી ફરી બંધાઇ છે
કાઠિયાવાડમાંથી આ
માલપર જકાત લેવાનું
થયું છે. આ પ્રશ્નના રાજકીય કારણોની વાટાઘ
અમે ઉતરવા ઇચ્છતા નથી. પરંતુ એ જકા
પદ્ધતિથી કાઠિયાવાડ જતી આવતી સ્ત્રી-જન
જે હાડમારી ભોગવવી પડે છે તે સામે
સખ્ત વિરોધ પ્રકટ કરીએ છીએ. સરકાર પોત
હુકમોમાં ઉતારૂઓને હાડમારી ન થાય એવી
વર્તવા માટે અમલદારોને સૂચના આપે છે
એ અમલદારો પોતાની ફરજ બજાવતાં એ સૂ
ભૂલી જાય છે અને દોર ચલાવવા ચૂકતા

પરિણામે અનેક સ્ત્રી-મુસાફરોની પેટીઓ અને બીસ્તરા વીંખાય છે, ન ઉઘડે તો હથોડી અને છીણીનો પણ ઉપયોગ થાય છે અને એ રીતે અનેક બ્હેનો મુંઝવણમાં આવી પડે છે. અમે ઇચ્છીએ છીએ કે આ બાબતમાં સંપૂર્ણ રાહત સ્ત્રી ઉતારૂઓને આપવા માટે યોગ્ય પગલાં સરકાર ત્વરાથી લે અને એ હાડમારી તુરતજ દૂર કરે. બ્હેનો પણ જાણી લ્યે કે અંગત અને ઘરખટલાના સામાન ઉપરાંત રૂ. દસ સુધીની જેની જકાત થાય તેટલો માલ વગર જકાતે લઇ જવાનો તેમને હક્ક છે. તેમના આ હક્ક પર તરાપ પડતી તેમને લાગે તો તેઓ જકાત ન આપવાની મક્કમતા દાખવે અને છતાં હેરાનગતી થાય તો મુંગા મુંગા સહી ન લેતાં તે વિષે જાહેરમાં પોકાર કરે.

**કુ. ચંપકવલ્લીનો આત્મભોગ.**

આપણે હિંદુ ધર્મને દુનિયાના સર્વ ધર્મોથી શ્રેષ્ઠ માનવા-મનાવવા મથીએ છીએ છતાં એજ ધર્મને નામે અનેક પ્રકારના અનાચારો સેવાઈ રહ્યા છે. દેવદાસીની સંસ્થા એવોજ એક અનાચાર છે મદ્રાસ પ્રદેશમાં કલાવંતુ-દેવદાસી એક અલગ જાતિજ ગણાય છે અને તે જાતિની બાલિકાઓને વેશ્યાજીવન ગાળવાની ફરજ પાડવામાં આવે છે: એ બધું શ્રેષ્ઠ હિંદુધર્મને નામે થાય છે. એ બ્હેનોની ઇચ્છા હોય કે ન હોય છતાં કહેવાતી ધાર્મિક માન્યતાને આધારે તેમને શિયળ વેચવાની ફરજ પડે છે. આવીજ ફરજ કુ.ચંપકવલ્લીને પાડવામાં આવી. સીતા થવાની આકાંક્ષા રાખનારી બાળાએ બળવો કર્યો અને ઘેરથી નાસી છૂટી. પણ આખરે કાંઇ આરો ન જણાતાં તેણે આપઘાત કર્યો છે અને પોતાની સજાતિય બ્હેનોના લાભ માટે જીવનનો ભોગ આપ્યો છે. દશ વર્ષની ઉમરે માતા વિહોણી થયલી આ બાલિકા તેર વર્ષની થતાં દેવદાસી થવા નાનીએ એની ઉપર દબાણ કરવા માંડેલું. મરતી વખતે એ બ્હેને લખેલા હૃદયદ્રાવક પત્રમાંથી થોડોક ભાગ નીચે આપીએ છીએ:

'માતાનાં લાલનપાલન પામની હું દશ વર્ષની થઇ ત્યાં તો માતા મને મૂકીને ચાલી નીકળી. મારી જવાબદારી મારી દાદીને માથે આવી. તેણે મને મોટી કરવા માંડી હું વાંચતાં લખતાં શીખી; હું કંઇક દુનિયાને સમજવા લાગી. દેવમંદિર અને દેવદાસીના અર્થ સમજવા લાગી. મને રામાયણનું શ્રવણ બહુ ગમવા લાગ્યું. તેમાં યે રામ અને સીતા-એ સીતા રામની બેલડી-તો મારૂં દિવસ રાતનું રટન બની રહ્યાં. અહર્નિશ ઉઠીને હું પ્રભુને પ્રાર્થના કરતી કે મને રામ જેવો ભરથાર આપજે, મને સીતાજી બનવાની શક્તિ આપજે.

"મારા જીવનમાં તેરમું વર્ષ બેઠું. મારી દાદીએ મને દેવદાસીની દીક્ષા આપવાની તૈયારીઓ માંડી. દેવદાસીની દીક્ષા એટલે વેશ્યાના ધંધાનો આરંભ: દેવદાસી એટલે જાહેર સ્ત્રી. અમારા દેશમાં હિન્દુ ધર્મને નામે મારી જાતની સ્ત્રીને એવું જીવન સ્વીકારવું પડે છે. તેને ચારિત્ર્યહિનતાની બદનામ જીંદગી ગાળવી પડે છે મારી દાદીએ મને, કુલપ્રથા મુજબ, એ જીંદગીની દીક્ષા લેવા આગ્રહ કર્યો. પણ દાદીના એ આગ્રહને હું વશ ન બની. મેં તો સીતા રામને દૃષ્ટિ સમીપ રાખી, દાદીજીને પણ સદ્જીવન જીવી બુઢ્ઢાપો સુધારવા આજીજી કરી, પણ મારૂં કોણ માને?

"મારી ઉમ્મર ચૌદ વર્ષની થઇ હું નારી બની, મારા અંગ અંગ ઉપર જુવાનીની છાપ દેખાવા માંડી. મારી દાદીએ દીક્ષા લેવા મને ફરી વાર મનાવી. આ વખત તેણે મને ખૂબ ડર બતાવ્યો. મેં ફરી ફરીને આજીજી ગુજારી કે ' મને ગમે તેના સાથે પરણાવી દ્યો, પણ મને બજારી સ્ત્રી બનવાની ફરજ ન પાડો. હું એ નહીં કરી શકું. હું ' દાસી ' નહીં બની શકું. મારે આપઘાત કરવો પડશે. ' તો યે, તેમણે તો મને નમાવવાનું દબાણ જારી રાખ્યું. પણ હું તો મક્કમ હતી. મારો આદર્શ સીતાજી હતાં. મારે ભુખમરો વેઠવો પડયો. એક અઠવાડીઉં મને ભૂખી રાખી.

"આ વાતને એક મહિનો થઇ ગયો.એક દિવસ એક ધનવાન માણસ મારી નાની પાસે આવ્યો. બન્ને વચ્ચે ઘણી લાંબી ચોડી વાતચીત થઇ પણ મેં તો માત્ર મારી નાનીના મોંઢામાંથી ખરી પડતા એજ શબ્દ સાંભળ્યા: " તે ઉંઘી જાય એટલે તમે તમારી જાતને આનંદ પમાડજો. " આ ગણગણાટ સાંભળી મને ધ્રાસકો પડયો. તે દિવસ રાતના બાર બજ્યા સુધી હું ઉંઘી નહીં.મારી નાની ઓરડીમાં આવી. તે સમજી કે હું સુઇ ગઇ છું. જેવાને તે ચાલી ગઇ, તરતજ હું ઉઠી. હુગાર્યું